॥ શ્રી ॥

શ્રીયુત ગોસ્વામી તુલસીદાસજીકૃત

# રામાયણ

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત.

આમાં

મૂલ ગ્રન્થકારકૃત પ્રત્યેક ચોપાઈ, દોહા, સોરઠા, છંદ અને ક્ષેપક
કથાઓ વગેરે પણ સ્પષ્ટ અર્થસહિત દાખલ કરવામાં આવ્યાં છે;
વળી દરેકે દરેક પ્રસંગના સંપૂર્ણ ઇતિહાસો, તુલસીદાસજીનું
જન્મચરિત્ર, માહાત્મ્ય, રામચંદ્રજીના વનવાસનું
તિથિપત્ર તથા આઠમો ક્ષેપક લવકુશકાંડ
પણ સ્પષ્ટ અર્થસહિત છાપેલ છે.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

રાજગુરુ પંડિત રવિશંકર જેષ્ઠારામ.

મુંબઈ--'તત્ત્વ-વિવેચક' પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૮૨. સને ૧૯૨૬.

ચિત્ર ૧



॥ શ્રી ॥



# અર્પણ પત્રિકા.

સર્વ લોકનું કલ્યાણ કરનારા, સર્વ ભૂતોના આશ્રયભૂત, ભૂત,
ભવિષ્ય અને વર્તમાન કાળમાં જૂદાં જૂદાં સ્વરૂપોને
ધરનારા, ગરીઓનું પોષણ કરનારા, ભક્તોની ભક્તિથી
તેઓના દાસ બનેલા, નામમાત્રથી તારનારા,
સર્વનો સંહાર કરનારા, સર્વ પ્રાણીઓને
સજનારા, અખણ્ડાનન્દરૂપ અને
સર્વ પ્રાણીઓપર સરખી દૃષ્ટિ
રાખનારા એવા હે

**શ્રીરામ પ્રભુ !**

આપનું નામ આ ગ્રન્થમાં નાયકરૂપે છે,
તેથી અમે આપને આ ગ્રન્થ
અર્પણ કરીએ છીએ.

પ્રસિદ્ધકર્ત્તા

રાજગુરુ પંડિત રવિશંકર જ્યેષ્ઠારામ શર્મા, ત્રિવેદી.

પુસ્તક મળવાનું ઠેકાણું.

પંડિત નારાયણ મૂલજી પુસ્તકાલયના

માલીક

રાજગુરુ પંડિત રવિશંકર જેષ્ઠારામ

એન્ડ સન્સ.

ઠેકાણું:-૨૨૯, કાલકાદેવી રોડ, મુંબઈ. પોસ્ટ નં. ૨.

તથા

એન. ડી. મહેતાની કું૦.

બુકસેલર્સ.

ઠેકાણું:-કાલકાદેવી માતાના મંદિર સામે.

નં. ૩૬૭, મુંબઈ, નં. ૨.

# પ્રસ્તાવના.

સઘળા સહૃદય લોકોના જાણવામાં છે કે, શ્રીરામભક્તોમાં અગ્રણી ગોસ્વામી શ્રીતુલસીદાસજીએ સંસ્કૃત નહીં જાણનારા રામભક્તોના હિતને માટે, મોટો ભાગ સદાશિવકૃત રામાયણમાંથી ઉદ્ધૃત કરીને અને કેટલાંએક સ્થલોમાં ચાર વેદ, છ શાસ્ત્ર, પુરાણો તથા સાહિત્ય ગ્રંથો ઇત્યાદિનો સાર લઈને પૂર્વીભાષામિશ્રિત વ્રજભાષામાં રચેલી તુલસીકૃત રામાયણ, અર્વાચીન કાલમાં એટલે વિક્રમ સંવત ૧૬૩૧ માં જન્મ પામેલી છતાં પણ પોતાના અલૌકિક મહિમાને લીધે, ભક્તિરસનું અપૂર્વ પોષણ કરનારી હોવાને લીધે, સર્વોત્તમ નાયકવાળી હોવાને લીધે, સાહિત્ય શાસ્ત્રમાં લક્ષિત કરેલા રસાલંકારાદિકથી ભરપૂર તથા દોષોથી રહિત હોવાને લીધે, તે તે પ્રસંગોમાં આવેલા નવે રસોના આબેહુબ ચિતારને લીધે, વેદશાસ્ત્રાદિક પ્રાચીન તથા [illegible]નાટકાદિક અર્વાચીન ગ્રન્થોનાં ઉત્તમ તત્વોરુપી ખજાનાઓથી ભરપૂર હોવાને લીધે અને ભાષા ગ્રન્થોમાં સુર્વોત્તમપણું ધરાવનારી હોવાને લીધે, કેવળ હિંદુસ્તાનમાં જ નહીં પણ યૂરોપ આદિ દેશોમાં પણ સંપૂર્ણ પ્રખ્યાતિ પામેલી છે. હિંદુસ્તાનમાં રામભક્તોના તથા અભક્ત છતાં પણ વિદ્વત્તા ધરાવનારા લોકોના પ્રત્યેક ઘરમાં બીરાજેલી છે, યૂરોપ આદિ દેશોમાં પણ સઘળા વિદ્વાન્ લોકોનાં પુસ્તકાલયોમાં બીરાજેલી છે, ઇંગ્લિશ, જર્મન તથા ફ્રેંચ વગેરે અનેક પ્રૌઢ ભાષાઓમાં ભાષાંતરદ્વારા દાખલ થયેલી છે, વક્તાઓને તથા શ્રોતાઓને તે તે રસોમાં નિમગ્ન તથા રોમાંચિત્ત કરી નાંખી, થોડી વાર ઘર વગેરેનું તથા શરીરનું ભાન પણ ભૂલાવી દે છે, પોતામાં તાણી ખેંચીને આણેલા નહીં પણ સ્વાભાવિક રીતે રહેલા ગંભીર, સરલ તથા રસિક આશયને લીધે વારંવાર વાંચ્યા છતાં પણ રસજ્ઞ જનોને હાથમાંથી મૂકી દેવી ગમતી નથી. ભાષાગ્રન્થોના અર્થ સમજવાની થોડીઘણી પણ વ્યુત્પત્તિ ધરાવનારાં નરનારીઓને તેઓની શક્તિ પ્રમાણે આનંદની લૂંટ પાડવા દે છે, વાંચવા તથા મનન કરવા બેઠેલા વિદ્વાન્ લોકોને આજ દિવસ સૂધી પણ નવીન નવીન આશયોનું સ્ફુરણ આપીને પોતામાં રહેલા અખૂટ જ્ઞાનમય ખજાનાની સૂચના આપે છે, પોતાના રસના એક એક બિંદુથી પણ સહૃદય જનને પ્રેમમગ્ન કરી દે છે, રામભક્તોને તો કલ્પવૃક્ષનું તથા કામધેનુનું પણ કામ કરી દે છે, સઘળા સંસારમાં નીતિ આદિ સદ્ગુણોથી સર્વોત્તમપણું ધરાવનારા શ્રીરામચન્દ્રજીરુપ નાયકના ચરિત્ર વર્ણનથી સઘળા સંસારમાં ગવાઈ રહેલી છે, સ્ત્રીઓને ખરા પાતિવ્રત્ય ધર્મનું દૃઢ શિક્ષણ આપે છે, પુરુષોને એકપત્નીવ્રતનો ઉપદેશ કરે છે, પુત્રોને માતાપિતાનાં વચન પાળવાની પાકી

કેળવણી આપે છે, ભાઈઓને પરસ્પરમાં અસાધારણ સ્નેહ રાખવાનો તથા જ્યેષ્ઠ ભ્રાતાને પિતાતુલ્ય ગણવાનો સંપ્રદાય શીખાવે છે, સ્વામીસેવકના ધર્મોનાં અમૂલ્ય તત્વોનો પ્રકાશ કરે છે, અભિમાનીઓને માનહાનિ થવાનું દૃઢ ભવિષ્ય સૂચવે છે, પાપીઓને પાપકર્મોથી નિવૃત્ત કરે છે, રાજાઓને પ્રજારક્ષણની પદ્ધતિ ભણાવે છે, પ્રજાઓને રાજભક્તિની પદ્ધતિ જણાવે છે, સંબંધીઓને પરસ્પરની સાથે સંપ તથા પ્રેમથી વર્ત્તવાની પ્રેરણા કરે છે, વીર પુરૂષોની વીરતાની વૃદ્ધિ કરે છે, પુરૂષોને સ્ત્રીવશ થઈ જવાથી પાયમાલ થવાની ચેતવણી આપે છે, મિત્રોને મૈત્રી જાળવવાનો પ્રૌઢ પાઠ આપે છે, સર્વ જનોને નીતિનાં મૂલતત્ત્વોમાંથી કદી પણ ભ્રષ્ટ નહીં થવાની દૃઢ ભલામણ કરે છે, વિપત્તિના સમયમાં પણ અડગ ધીરજપૂર્વક યત્ન તથા ઉત્સાહ રાખવાનું શીખવવામાં ઉત્તમ પાઠશાળાનું કામ કરે છે, ચારે પુરૂષાર્થોના ચકચકિત ચમત્કારોને દેખાડે છે, કવિઓની પાસે કાવ્ય-ચમત્કારોના અખૂટ ખજાનાનું કામ કરે છે અને વિદ્વાનોને વિદ્યાઓનાં અગણિત તત્ત્વો આપે છે. તુલસીકૃત રામાયણ જેવો અતિ ઉત્કૃષ્ટ ભાષાગ્રન્થ આજ દિવસ સૂધીમાં બીજો કોઈ પણ બન્યો નથી અને બનશે પણ નહીં, એમ કહીએ તો તેમાં કશું ખોટું નથી.

જો કે આ "તુલસીકૃતરામાયણ" નામના મહા ગ્રંથનાં એક બે ગુજરાતી ભાષાંતરો ગદ્યબંધમાં તથા પદ્યબંધમાં પ્રકટ થઈ ગયાં છે,તોપણ તેઓમાં મૂલ ગ્રંથનો દરેક અંશોથી સંપૂર્ણ યથાર્થ અભિપ્રાય ભાષાંતર કર્ત્તાઓથી લાવી શકાયો નથી અને કેટલાએક ભાગોમાં તો મૂલ ગ્રંથના અભિપ્રાયને તથા અન્વયાદિકને ધક્કો પહોંચાડી દીધેલો પણ જોવામાં આવે છે, તેથી આ રામાયણને સ્પષ્ટતાથી સ્ત્રીપુરૂષો અને બાલકો પણ સમજી શકે અને તેના આશયને સારી રીતે જાણી શકે એ હેતુથી હમોએ આ મહાન પરીશ્રમ કરી ગુજરાતી બંધુઓની ઇચ્છાને પરીપૂર્ણતા કરી છે.

આ ગ્રન્થમાં જ્યાં જ્યાં ક્ષેપક ભાગો છે, ત્યાં ત્યાં " આ ક્ષેપક છે, " એમ સ્પષ્ટ જણાવીને તેઓનું પણ મૂલ સહિત ભાષાંતર આપેલું છે. આઠમો લવકુશકાંડ કે જે સઘળો ક્ષેપક છે, તે પણ ભાષાંતરસહિત આપ્યો છે અને તે ઉપરાંત રામચંદ્રજીની લીલાઓનું તિથિપત્ર, ગુંસાઇજી તુલસીદાસજીનું જીવનચરિત્ર અને તુલસીકૃત રામાયણનું માહાત્મ્ય, એઓ પણ ભાષાંતર સહિત આપેલાં છે, કે જેથી સામાન્ય વાચક વર્ગને બીજાં સભાષાંતર પુસ્તકો કરતાં, આ ગ્રન્થમાં કોઈ જાતની ન્યૂનતા જણાય નહીં. ગોસ્વામી શ્રીતુલસીદાસજીની મૂલ કવિતા બીજાઓએ પાછળથી દાખલ કરેલી ક્ષેપક કવિતાઓ કરતાં કેટલી ઉત્કૃષ્ટ છે, એ વિદ્વાન્ વાંચનારાઓના ધ્યાનમાં સેહેજ આવી જાય એમ છે, તેથી તે વિષે અહીં લખવાની કશી જરૂર નથી.

જ્યાં જ્યાં ગ્રન્થાંતરસ્થ કથાઓ લખવાની, શંકા સમાધાનો લખવાની અથવા કોઈ વિશેષ ખુલાસાઓ લખવાની જરુર જણાઈ છે, ત્યાં ત્યાં નીચે નોટરુપે તે તે કથાઓ (ઇતિહાસો), શંકા સમાધાનો તથા વિશેષ ખુલાસાઓ પણ આપવામાં આવ્યા છે અને તે તે યોગ્ય સ્થલો ઉપર સુંદર ચિત્રો પણ આપવામાં આવ્યાં છે.

આશા રાખવામાં આવે છે કે, આવા નીતિના ભંડારરુપ મોક્ષદાયક ગ્રન્થને સ્વધર્મપર પ્રીતિ ધરાવનારા આર્ય જનો તેમ જ ગુણજ્ઞ અનાર્યો પણ પ્રેમ દૃષ્ટિથી જોશે અને ભાષાંતરમાં મનુષ્ય બુદ્ધિના સ્વભાવ પ્રમાણે કાંઈ ભૂલો આવેલી હોય, તો તેઓની તથા પ્રુફો તપાસનારાની ભૂલોની પણ દરગુજર કરશે, એવી આશા રાખવામાં આવે છે. સર્વ ગૃહસ્થો અને વિદ્વાનો આ ગ્રંથને ઉત્તેજન આપી આશ્રય આપશે એવી આશા રાખવામાં આવે છે.

વિક્રમ સવંત ૧૯૮૨, ચૈત્ર શુકલ રામનવમી.

પ્રસિદ્ધકર્તા,

સંસ્થાન ધરમપુર મહારાજાના

રાજગુરૂ પંડિત રવિશંકર જેષ્ઠારામ.



# અનુક્રમણિકા.

### ૩ અરણ્યકાંડ.

## ૬ લંકાકાંડ.

## ૭ ઉત્તરકાંડ.

# ચિત્રોની અનુક્રમણિકા.



# ગોસ્વામી શ્રીતુલસીદાસજીનું

# જીવનચરિત્ર.



**दो०–वेंकटेशपदपद्म नमि, उर धर तुलसीदास ॥**
**जन्मचरित वर्णन करूं, सुनत होत दुख नाश ॥ १ ॥**

વેંકટેશનાં ચરણકમળોમાં પ્રણામ કરી, હૃદયમાં ગોસ્વામી શ્રીતુલસીદાસજીનું ધ્યાન ધરીને, એ ગોસ્વામીનાં ચરિત્રનું વર્ણન કરૂં છું. આ ચરિત્ર સાંભળવાથી દુઃખોનો નાશ થાય છે. ॥ ૧ ॥

**सो०–वंदौ सीताराम, विमल चारु पदकमल युग ॥**
**जेहि प्रभाव त्रैधाम, पूरित तुलसीके चरित ॥ १ ॥**

સીતા રામનાં નિર્મળ અને સુંદર ચરણારવિન્દોને વંદન કરૂં છું, કે જેઓના પ્રભાવથી તુલસીદાસજીનું ચરિત્ર, ત્રૈલોકયમાં વ્યાપ્ત થઈ રહ્યું છે. ॥ ૧ ॥

**जगत भयो नहिं कोय, गोस्वामी तुलसी सरिस ॥**
**दियो अधर्महि खोय, रामायण रचि सुरसरी ॥ २ ॥**

ગોસ્વામી તુલસીદાસજી કે જેણે રામાયણરુપ ગંગાજીનું નિર્માણ કરીને સર્વ અધર્મનો નાશ કર્યો છે, તેમના જેવો બીજો કોઈ પણ જગતમાં થયો નથી. ॥ ૨ ॥

**आदि अंत लगि तासु, तुलसीदास चरित्रको ॥**
**रसना करन विकासु, मेरे शक्ति कछू नहीं ॥ ३ ॥**

એ તુલસીદાસજીનાં ચરિત્રનો આદિથી અંત સુધી જીભવતે પ્રકાશ કરવાની મારામાં કશી શક્તિ નથી. ॥ ૩ ॥

**पै विंशति इतिहास, प्रियादास नाभा कथित ॥**
**सत सुख कछुक प्रकाश, तौन रीती वर्णन करौं ॥ ४ ॥**

પરન્તુ પ્રિયદાસ અને નાભાજી, એઓએ કહેલા વીશ ઇતિહાસોને મેળવી, હું તુલસીદાસજીનાં જીવનચરિત્રનો તે જ રીતિથી સજ્જનોની આગળ કાંઈક પ્રકાશ કરૂં છું. ॥ ૪ ॥

चौ०–राजापुर यमुनाके तीरा । तुलसी तहाँ बसै मतिधीरा ॥
पंडित सकल शास्त्र विज्ञाता । विद्यामें विश्वास अघाता ॥ १ ॥
भा विवाह आई जब नारी । तासों अतिशय नेह पसारी ॥
आयो तियहि लेवावन भाई । करी न तुलसी तियहि बिदाई ॥ २ ॥
नेहरहित तिरिया विलखानी । तदपि न कह्यो तासु कछु मानी ॥
आप गये कछु काज बजारा । तब भाई लै भगिनि सिधारा ॥ ३ ॥
आय पुनि तुलसी जब गेहू । विकल भये तिय विन वश नेहू ॥
वर्षन लगो मेह अधराता । बाढ्यो यमुन प्रवाह अघाता ॥ ४ ॥
भै विभावरी भूरि अँधेरी । करहु पसारे परत न हेरी ॥
अर्द्धरात्रि तेहि काम सतायो । चल्यो श्वशुर गृह तिह मन लायो ॥५ ॥
बढ्यो यमुन कर बडो प्रवाहा । पैरि पर्‍यो नहिं भै उरमाहा ॥
अर्द्ध निशा गो श्वशुर दुवारा । लगे रहैं चहुँ वोर किंवारा ॥ ६ ॥

યમુનાજીના કીનારાપર રાજાપુર નામનું પુર છે, ત્યાં ધીર બુદ્ધિવાળા તુલસીદાસજી રહેતા હતા. એ તુલસીદાસજી પંડિત, સઘળાં શાસ્ત્રોને જાણનારા અને વિદ્યામાં અઘાત વિશ્વાસવાળા હતા. ॥ ૧ ॥ એમનો જ્યારે વિવાહ થયો, ત્યારે તેમને સ્ત્રીની સાથે અત્યંત સ્નેહ થયો. જ્યારે સાલો તેડવા આવ્યો ત્યારે તુલસીદાસજીએ પોતાની સ્ત્રીને મોકલી નહીં. ॥ ૨ ॥ સ્ત્રીએ પીયર જવાને માટે ઘણો હઠ કર્યો, પણ તુલસીદાસજીએ તેનું કહ્યું કશું માન્યું નહીં. પછી તુલસીદાસજી કોઈ કામને માટે બજારમાં ગયા, ત્યારે તેમનો સાલો પોતાની બેનને સાથે લઈને ચાલી નીકળ્યો. ॥ ૩ ॥ તુલસીદાસજી ઘેર આવ્યા, ત્યારે ત્યાં પોતાની સ્ત્રી નહીં જોવામાં આવતાં, સ્નેહને વશ થઈ, અત્યંત વ્યાકુળ થયા. શોક કરતાં કરતાં અધરાત થઈ. આ સમયમાં મેઘ વરસવા લાગ્યો અને યમુનાજીમાં પૂર આવ્યું. ॥ ૪ ॥ રાત એવી અંધારી થઈ ગઈ કે, તેમાં હાથ લાંબો કર્યો પણ દેખાય નહીં. અધરાતના સમયમાં કામદેવ બહુ જ સંતાપવા લાગવાથી તુલસીદાસજી સ્ત્રીમાં ચિત્ત લગાવીને સસરાને ઘેર જવા નીકળ્યા. ॥ ૫ ॥ યમુના ભરપૂર વહ્યાં જતાં હતાં, તેમાં ચિત્તની અંદર કશો ભય નહીં ધરતાં કૂદી પડયા અને એ રીતે યમુનાને તરીને અધરાત નમતાં સસરાને ઘેર જઈ પહોંચ્યા. ત્યાં ચોમેર કમાડો બંધ જોવામાં આવ્યાં. ॥ ૬ ॥

दो०–गयो पछीती चढनहित, झूलत रहै भुजंग ॥
ताहि पकरि ऊपर गयो, रँग्यो कामके रंग ॥ २ ॥

કામદેવથી અંધ થયેલા તુલસીદાસજી, પાછળની દીવાલપર એક સર્પ લટકતો હતો તેને દોરી સમજી, પૂંછડું પકડીને ઉપર ચઢી ગયા. ॥ ૨ ॥

चौ०–जाय नारि ढिग दियो जगाई । प्रथमैं रही नारि चौआई ॥
चीन्हि बहुरि शंका अति कीन्ही । गिरा बाण सम सो हनि दीन्ही ॥ १ ॥

धिग धिग धिग तोहिं प्राण पियारे । चाम हाड अति निरस हमारे ॥
ऐसो मन जो लागत रामै । तौ सुधरत तिहरे सब कामै ॥ २ ॥
नारि बैन शर सम उर लागे । पूरव सकल पुण्य फल जागे ॥
तुलसिदास कह मानि गलानी । है सति है सति तिय तुव बानी ॥ ३ ॥
बहुरे तुरत मूककी नाईं । गे काशी तजि भवन गोसाईं ॥
विनती किय विश्वेश्वर पाहीं । रामभक्ति दीजे मोहिं काहीं ॥ ४ ॥
शूकर क्षेत्र गयो पुनि सोई । गुरू कियो तहँ अति मुद मोई ॥
गुरुको अति सेवन तहँ ठायो । रामायण अध्यात्महि पायो ॥ ५ ॥
तुलसीदास आये पुनि काशी । भे अनन्य रघुनाथ उपासी ॥
भजन करत बीत्यो बहु काला । भे प्रसन्न तापर शशिभाला ॥ ६ ॥

તુલસીદાસજીએ ઉપર સ્ત્રીની પાસે જઈ, સ્ત્રીને જગાડી, ત્યાં સ્ત્રી પ્રથમ તો ચોંકી ગઈ, પણ પછી ઓળખી કહાડી, અત્યંત શંકા લાવીને બાણસમાન વાણી બોલી, ॥ ૧ ॥ "હે પ્રાણપ્રિય! તમને ધિક્કાર છે, ધિક્કાર છે, ધિક્કાર છે. તમે હાડકાંઓથી તથા ચામડાંઓથી બનેલાં મારાં આ નીરસ શરીરમાં જેવું મન લગાવ્યું છે, તેવું જો રામમાં લગાવ્યું હોત તો, તમારાં સઘળાં કામો બની જાત." ॥ ૨ ॥ તુલસીદાસજીને, સ્ત્રીનાં વચનો હૃદયમાં બાણો જેવાં લાગ્યાં અને પૂર્વજન્મોનાં સઘળાં પુણ્યફલો જાગ્રત થયાં, તેથી હૃદયમાં ગ્લાનિ માનીને, તુલસીદાસજી બોલ્યા કે, "હે સ્ત્રી! તારી વાણી સત્ય છે, સત્ય છે." ॥ ૩ ॥ એટલું બોલી, પછી મૂંગાની પેઠે જ ત્યાંથી ચાલી નીકળી, ઘર છોડી દઈને કાશી ગયા. ત્યાં જઈ વિશ્વનાથ પાસે વિનતિ કરી કે, 'હે નાથ! મને રામભક્તિ આપો. ॥ ૪ ॥ ત્યાંથી તેમણે વારાહક્ષેત્રમાં જઇને પરમ પ્રેમથી એક બ્રાહ્મણને ગુરૂ સ્થાપ્યો અને તે ગુરૂનું અત્યંત સેવન કરીને અધ્યાત્મરામાયણનો અભ્યાસ કર્યો. ॥ ૫ ॥ ફરી ત્યાંથી કાશીમાં આવ્યા અને ત્યાં રામચન્દ્રજીના અનન્ય ભક્ત થયા. ભજન કરતાં ઘણો કાળ વીત્યો ત્યારે સદાશિવ તેમના ઉપર પ્રસન્ન થયા. ॥ ૬ ॥

दो०–रामायण जहँ होय तहँ, सुननहेतु नित जाय ॥
कथा समापत है गये, तहाँ न पुनि ठहराय ॥ ३ ॥

કાશીમાં જ્યાં જ્યાં રામકથા ચાલતી હતી, ત્યાં ત્યાં સાંભળવાને માટે નિત્ય જવા લાગ્યા અને કથા સમાપ્ત થાય ત્યારે ત્યાં નહીં રહેતાં પાછા પોતાના આસનપર આવવા લાગ્યા. ॥ ૩ ॥

चौ०–बहिर्भू महित दूरिहि जाहिं । लिये कमंडलु यक कर माहिं ॥
शौच क्रिया कर बचें जो नीरा । बदरी तरु डारै मति धीरा ॥ १ ॥
रहै एक तहँ प्रेत पुरानै । अशुचि नीर लहि सो सुख मानै ॥
यहि विधि बीति गयो कछु काला । यक दिन बोल्यो प्रेत कराला ॥ २ ॥
तोपर अहौं प्रसन्न गोसाईं । मांगै सब अपनी मन भाई ॥

तब मुनि तुलसिदास कह बानी । अहो कौन तुम परे न जानी ॥ ३ ॥
सो भाष्यो जानहु मोहिं प्रेता । यहि बदरी तरु मोर निकेता ॥
यहि पर जौन सलिल तुम डारयो । मैं निज सेवा ताहि विचारयो ॥ ४ ॥
तुलसीदास कहा तुम प्रेता । प्रेत कहा मनुजन कहँ देता ॥
जानन चहौ जो मम मन केरी । तौ सुनिये मैं कहौं निवेरी ॥ ५ ॥
जो रघुवीर दरश मैं पाऊं । जिवत प्रयंत तोर यश गाऊं ॥
और कछु मेरे नहि आसा । कह्यो प्रेत तब भरो हुलासा ॥ ६ ॥

શૌચક્રિયા કરવાને માટે હાથમાં કમંડલ લઇને બહુ દૂર જતા હતા અને શૌચક્રિયા કર્યાં પછી જે જલ બચે, તે જલ નિત્ય એક બોરડીના થડ ઉપર નાખી દેતા હતા. ॥૧॥ એ ઝાડમાં એક જુનો પ્રેત રહેતો હતો, તેને અપવિત્ર જલથી મોટું સુખ પ્રાપ્ત થતું હતું. આ પ્રમાણે કેટલોક સમય વીતતાં એક દિવસે એ વિકરાલ પ્રેત બોલ્યો, કે ॥ ૨ ॥ "ગુસાંઈજી! હું તમારી ઉપર પ્રસન્ન થયો છું, માટે જે કાંઈ મનોવાંછિત હોય તે માગી લ્યો." એ સાંભળી તુલસીદાસજી બોલ્યા કે "અહો! તું કોણ છે? એ જાણવામાં આવતું નથી, માટે પ્રથમ તો તે વાત કર." ॥ ૩ ॥ પ્રેત બોલ્યો કે, "હું પ્રેત છું. આ બોરડીનું ઝાડ મારૂં સ્થાનક છે. તમે આ ઝાડ ઉપર જે જલ નાખ્યું, તેથી મારી સેવા કરી છે એમ ધારૂં છું." ॥ ૪ ॥ તુલસીદાસજી બોલ્યા કે, "જે પ્રેત હોય તે માણસોને શું આપી શકે? જો મારા મનની ઉત્કંઠા જાણવા માગતો હો તો તને તે ખુલ્લી રીતે કહું છું. ॥ ૫ ॥ મને જો રામચન્દ્રજીનાં દર્શન મળે તો પછી જીવતાં સુધી તારા ગુણોને ગાયા કરૂં. બીજી કાંઈ પણ મને આશા નથી." એ સાંભળીને પ્રેત પ્રસન્નતાથી બોલ્યો કે, ॥ ૬ ॥

दो०—राम दरश करवायबो, मोर जोर कछु नाहिं ॥
पै सहाय हित कछु कहौं, यह उपाय तुम काहिं ॥ ४ ॥

"ગુસાંઈજી! રામચન્દ્રજીનાં દર્શન કરાવવાનું મારામાં કશું સામર્થ્ય નથી; પરંતુ તમારી સહાયતા કરવાને માટે એક ઉપાય કહું છું. ॥ ૪ ॥

चौ०—जहँ रामायण सुनन सिधारो । सबके पाछे जाहि निहारो ॥
अति निरधनी दुखी अति दीना । पूरित रोग नयनते हीना ॥ १ ॥
उठै सकल श्रोतनके पाछे । मंद चलत चिरकुट कटि काछे ॥
सो है साँचो पवनकुमारा । तेहि रामायण सुनन अधारा ॥ २ ॥
नेम पवनसुत अस नित धरहीं । श्रवण सदा रामायण करहीं ॥
मिलैं तुम्हैं कौनहु उपाई । राम दरशकी करैं सहाई ॥ ३ ॥
प्रेतवचन सुनि तुलसीदासा । उरमें उमँग्यो अमित हुलासा ॥
ताहि गुरु मुनिभवन सिधारे । कथा सुनन हित सुनत पधारे ॥ ४ ॥
कथा सुनत तहँ लख्यो प्रवीना । अति कुरूप तनु छाम मलीना ॥

दूरी बैठो आंधर ऐसो । नयनो लख्यो प्रेतकहँ जैसो ॥ ५ ॥
है गै कथा समापत जबहीं । श्रोता चले भवनकहँ तबहीं ॥
रहे वार कछु बैठ गोसाईं । चल्यो पवनसुत जडकी नाईं ॥ ६ ॥

તમે જે સ્થલમાં રામાયણની કથા સાંભળવા જાઓ છો, ત્યાં સર્વની પછવાડે અત્યંત નિર્ધન, દુઃખી, રોગોથી વ્યાપ્ત અને દુઃખતી આંખોવાળો જે જણ બેસે છે, તેને જોજો. ॥ ૧ ॥ એ જણ સર્વ શ્રોતાઓ ઉઠી ગયા પછી ઉઠે છે, મંદ મંદ ચાલે છે અને કમરપર દુપટ્ટો બાંધે છે. એ જણ બીજો કોઈ નથી પણ સાક્ષાત્ હનુમાનજી છે. ॥ ૨ ॥ એમને રામાયણ સાંભળવા ઉપર પરમ પ્રેમ છે અને રામાયણ સાંભળવાનો નિત્ય નિયમ છે. એ હનુમાનજી જો તમને કોઈ ઉપાયથી મળશે, તો તે તમને રામચન્દ્રજીનાં દર્શન કરાવી દેશે." ॥ ૩ ॥ પ્રેતનાં વચનો સાંભળી, તુલસીદાસજી તુરત પોતાના આસનપર જઈને ત્યાંથી તુરત જ કથા શ્રવણ કરવા ગયા. ॥ ૪ ॥ ત્યાં પ્રેતે જેવો કહ્યો હતો તેવો જ અત્યંત કુરુપડો, દુબળો, મેલો અને આંધળા જેવો એક જણ દૂર પ્રદેશમાં કથા સાંભળવા બેઠેલો જોવામાં આવ્યો, ॥ ૫ ॥ કથા સમાપ્ત થતાં સઘળા શ્રોતાઓ પોતપોતાને ઘેર ગયા, પણ તુલસીદાસજી થોડીકવાર ત્યાં બેઠા રહ્યા તેટલીવારમાં પેલો જણ જડની પેઠે ત્યાંથી ઉઠીને ચાલવા લાગ્યો. ॥ ૬ ॥

दो०–तुलसिदास एकांत लहि, दौरि गह्यो पद जाय ॥
छोंड़ु छोंड़ु मोहिं मति छुवै, सो अस कह्यो सुनाय ॥ ५ ॥

તુલસીદાસજીએ એકાંત જોઇને તેના ચરણો પકડી લીધા ત્યારે બોલ્યો કે, "છોડી દે, છોડી દે, મારો સ્પર્શ નહીં કર." ॥ ૫ ॥

चौ०–तुलसी कह्यो छुटन ना पैहौ । लैहौ प्राण दरशकी दैहौ ॥
कियो छोडावन विविध उपाई । चपरि गह्यो तुलसी वरियाई ॥ १ ॥
भे प्रसन्न तब पवन कुमारा । मांगु मांगु अस वचन उचारा ॥
तुलसीदास कह रूप देखावहु । मेरे शीश पाणि निज लावहु ॥ २ ॥
मेरे और कछू नहिं आसा । होन चहौं रघुपतिकर दासा ॥
रामदरश मोहिं देहु कराई । तुम समर्थ सब विधि कपिराई ॥ ३ ॥
तब मारुत निजरूप दिखायो । तुलसिदास कह वचन सुनायो ॥
चित्रकूट कह चलहु प्रवीना । पैहौ राम दरश सुखभीना ॥ ४ ॥
अस कहि कपि निजरूपे दुरायो । तुलसिदास निज आश्रम आयो ॥
कछु दिनमें मन महँ अस भयऊ । अबै न शिव दरशन है गयऊ ॥ ५ ॥
गयो विश्वेश्वरनाथ मंदिरै । लखन रूप चह चूडचंदिरै ॥
पै नहिं दरशन दियो पुरारी । तुलसिदास तजि आश सिधारी ॥ ६ ॥

તુલસીદાસજી બોલ્યા કે, "હવે તમે છૂટી જવા પામશો નહીં. મારા પ્રાણ લ્યો, અથવા દર્શન આપો." હનુમાનજીએ છૂટા થવાના ઘણા ઉપાયો કર્યા પણ તુલસીદાસજી

તો દૃઢપણાથી તેમને વળગી જ રહ્યા. ॥ ૧ ॥ આ સમયમાં હનુમાનજીએ પ્રસન્ન થઇને તેમને કહ્યું કે, "માગો, માગો," તુલસીદાસજીએ કહ્યું કે, "મને આપનું રુપ દેખાડો અને મારા માથાપર આપનો હાથ ધરો. ॥ ૨ ॥ હું રામચન્દ્રજીનો દાસ થવા ઇચ્છું છું. એ ઉપરાંત મને કશી આશા નથી. હે કપિરાજ ! તમે સર્વ પ્રકારથી સમર્થ છો, માટે મને રામચન્દ્રજીનાં દર્શન કરાવો." ॥ ૩ ॥ આ સાંભળી હનુમાનજીએ પોતાનું રુપ દેખાડીને તુલસીદાસજીને કહ્યું કે, "હે પ્રવીણ ! તમે ચિત્રકૂટમાં ચાલો. ત્યાં તમને રામચન્દ્રજીનું સુખમય દર્શન પ્રાપ્ત થશે." ॥ ૪ ॥ એટલું કહીને હનુમાનજીએ પોતાનું રુપ છૂપાવી લીધું (અંતર્હિત થઈ ગયા) અને તુલસીદાસજી પોતાના આસનપર આવ્યા. થોડા દિવસમાં 'હજી મને સદાશિવનું દર્શન પ્રાપ્ત થયું નથી, માટે તે મેળવવું જોઇએ,' ॥ ૫ ॥ એમ ધારીને તુલસીદાસજી વિશ્વનાથના મંદિરમાં ગયા. ત્યાં પોતાને સદાશિવનાં સાક્ષાત્ દર્શનની ઇચ્છા હતી, પણ તે દર્શન પ્રાપ્ત થયું નહીં, તેથી નિરાશ થઇને તુલસીદાસજી ત્યાંથી ચાલી નીકળ્યા. ॥ ૬ ॥

दो०—चित्रकूट कहँ चढ चल्यो, पुरके बाहिर आई ॥
मिल्यो एक महिसुर तहाँ, बोल्यो वचन बुलाई ॥ ६ ॥

ચિત્રકૂટ જવાનો ઉદ્દેશ ધરી, કાશીમાંથી બહાર નીકળ્યા, તે સમયમાં તેમને એક બ્રાહ્મણ સામે મળ્યો. એ બ્રાહ્મણે બોલાવીને વચન કહ્યું કે, ॥ ૬ ॥

चौ०-काशी छोडि अनत मति जाहू । इतते गये न तोर निवाहू ॥
तुलसिदास कह किय सेवकाई । मे प्रसन्न नहिं शंभु गोसाई ॥ १ ॥
सो कह सत्य शंभु मैं अहहूं । काशी छोडि अनत नहिं रहहूं ॥
अस कहि हर निज रूप दिखायो । तुलसिदास चरणन शिर नायो ॥ २ ॥
बहुरि वचन बोल्यो कृतिवासा । चित्रकूट चलु तुलसिदासा ॥
कह्यो पवनसुत है सत सोई । रामदरश पैहै मुद मोई ॥ ३ ॥
रचिहै रामायण सुख श्रेणी । अधम उधारन यथा त्रिवेणी ॥
तुलसिदास तब भयो निहाला । चल्यो चित्रकूटहि तेहि काला ॥ ४ ॥
शंकर अपनो रूप छिपायो । तुलसी चित्रकूट कहँ आयो ॥
फटिक शिला पर बैठे जाई । राम लषण लालसा बढाई ॥ ५ ॥
ताही समय तुरंग सवारे । कढे शिकारी द्वै धनु धारे ॥
रपटत मृगन शरन कहँ मारे । हरित बसन सुंदर तनु धारे ॥ ६ ॥

"કાશી છોડીને બીજા સ્થાનમાં નહીં જાઓ. બીજા સ્થાનમાં જવાથી તમારો નિર્વાહ નહીં થાય." તુલસીદાસજી બોલ્યા કે, "મેં સદાશિવની સેવા કરી, પણ સદાશિવ મને પ્રસન્ન થયા નહીં, તેથી અહીંથી જાઉં છું." ॥ ૧ ॥ બ્રાહ્મણ બોલ્યો કે, "હું જ સદાશિવ છું અને કાશી છોડીને બીજા સ્થાનમાં રહેતો નથી." એમ કહી તેમણે પોતાના સ્વરુપનું દર્શન આપતાં તુલસીદાસજીએ તેમના ચરણોમાં માથું નમાવ્યું. ॥૨॥

સદાશિવ બોલ્યા કે, " તમે ચિત્રકૂટમાં જાઓ. હનુમાનજીએ જે કહ્યું છે, તે સત્ય થશે. તમને સુખસ્વરુપી રામચન્દ્રજીનું દર્શન પ્રાપ્ત થશે. ॥ ૩ ॥ તમે ત્રિવેણીની પેઠે જ અધર્મીઓનો ઉદ્ધાર કરનારી રામાયણ રચશો. " આ સાંભળી તુલસીદાસજી નિહાલ થયા. ॥ ૪ ॥ સદાશિવે પોતાનું સ્વરુપ છૂપાવી લીધું અને તુલસીદાસજી તુરત જ ચિત્રકૂટ તરફ ચાલ્યા ચિત્રકૂટમાં જઈ, રામલક્ષ્મણનાં દર્શનની દૃઢ ઇચ્છાથી સ્ફાટિક શિલા ઉપર બેઠા, ॥ ૫ ॥ ત્યાં તેમને તુરત જ ઘોડાઓ ઉપર બેઠેલા, હસ્તોમાં ધનુષબાણવાળા, મૃગોની પછવાડે દોડીને બાણો મારતા, હરિત વસ્ત્રોવાળા અને અતિ સુંદર સ્વરુપોવાળા બે શિકારીઓ જોવામાં આવ્યા. ॥ ૬ ॥

दो०-जानि शिकारी भूप सुत, राम राम कहि वैन ॥
तुलसिदास पछितायके, मूंदि लियो दोउ नैन ॥ ७ ॥

તુલસીદાસજી એઓને કોઈ શીકારી રાજકુમારો જાણી, પસ્તાઈ, ' રામ રામ ' બોલીને બન્ને નેત્રો વીંચી ગયા. ॥ ૭ ॥

चौ०-निकसि गये जब युगल सवारा । आय कह्यो तब पवनकुमारा ॥
प्रभु दरशन पायो की नाहिं । दोउ राम लषण ते आहीं ॥ १ ॥
तुलसिदास कह जानि शिकारी । हाय नयत मूंदे अविचारी ॥
अबै न पूर भई अभिलाषा । जैसौ पवनतनय तुम भाषा ॥ २ ॥
तब हनुमान कह्यो अस वानी । रामघाट चलु काल्हि विज्ञानी ॥
भोर भये तब तुलसीदासा । रामघाट गो भरो हुलासा ॥ ३ ॥
गारन लग्यो न्हाय तहँ चंदन । आय गये दोउ दशरथ नंदन ॥
कह्यो देउ चंदन मोहिं बावा । तुलसिदास तब सहजहि गावा ॥ ४ ॥
चंदन देहुँ चरचि अंगमाहीं । राम लषण तुमहो की नाहीं ॥
बालक कहे साधु जग जेते । राम लषणकी मूरति तेते ॥ ५ ॥
ले चंदन दोउ बाल सिधारे । पाछे पवनकुमार पधारे ॥
बोले वचन दरश तुम पाये । तुलसिदास यह दोहा गाये ॥ ६ ॥

એ બન્ને સવારો નીકળી ગયા પછી હનુમાનજીએ ત્યાં આવીને કહ્યું કે, " તમને પ્રભુનું દર્શન પ્રાપ્ત થયું કે નહીં ? એ બન્ને રામ લક્ષ્મણ હતા. " ॥ ૧ ॥ તુલસીદાસજી બોલ્યા કે, " હાય, હું તો અવિચારથી એઓને શીકારી જાણીને આંખો વીંચી ગયો હતો. હજી મારી અભિલાષા પૂરી થઈ નથી. આપે જે વચન આપ્યું હતું તે પૂર્ણ કરો." ॥ ૨ ॥ હનુમાનજી બોલ્યા કે, " તમે રામઘાટ ઉપર જજો. " પ્રાત:-કાલ થતાં જ તુલસીદાસજી આનંદથી રામઘાટ ઉપર જઈ, ॥ ૩ ॥ નાહીને ચંદન ઘસવા લાગ્યા. ત્યાં બન્ને દશરથકુમાર બાલકોનો વેષ ધરીને આવ્યા અને બોલ્યા કે, " બાબા ! અમોને ચંદન આપો. " તુલસીદાસજી બોલ્યા " હું જ તમારા શરીરોપર ચંદન લગાવી દઉં છું. તમો રામલક્ષ્મણ છો કે નહીં ?" બાલકો બોલ્યા કે, " જગતમાં જે જે સાધુજનો છે, તેઓ

સઘળા રામલક્ષ્મણની મૂર્તિરૂપ જ છે." ॥ ૫ ॥ ચંદન લઇને એ બાલકો ગયા પછી હનુમાનજીએ ત્યાં આવીને, 'તમને રામલક્ષ્મણનું દર્શન મળ્યું કે નહીં?' એમ પૂછતાં તુલસીદાસજી દોહો બોલ્યા કે, ॥ ૬ ॥

दो०–चित्रकूटके घाटमें, भइ साधुनकी भीर ॥
तुलसिदास चंदन घिसै, तिलक करैं रघुवीर ॥ ८ ॥

"ચિત્રકૂટના ઘાટ ઉપર સાધુઓની ભીડ જામી હતી, તેમાં તુલસીદાસ ચંદન ઘસતા હતા અને રામલક્ષ્મણ તિલક કરતા હતા." ॥ ૮ ॥

बहुरि कह्यो कर जोरिकै, सुनिये पवनकुमार ॥
देखो चारौं बंधुको, सहित राज संभार ॥ ९ ॥

વળી હાથ જોડીને તુલસીદાસજીએ વિજ્ઞપ્તિ કરી કે, "હે પવનકુમાર! સાંભળો. રાજસમાજસહિત ચારે ભાઇઓનું દર્શન કરવા ઇચ્છું છું." ॥ ૯ ॥

चौ०–पवन तनय कह कलियुग माहीं । अस दरशन होते कहँ नाहीं ॥
तुलसिदास कह कृपा तिहारी । मोहिं न अचरज परत निहारी ॥ १ ॥
कह कपीश कामदा सिधारी । बैठहु कालिह राम उर धारी ॥
अस कहि कपि अंतर्हित भयऊ । भोर होत तुलसी तहँ गयऊ ॥ २ ॥
बैठ्यो युगल पहर परयंता । आयो दरश देन सियकंता ॥
धनद दिशा रहि धूरि सुपूरी । भो प्रकाश दश आसहु भूरी ॥ ३ ॥
अगणित मत्त मतंग तुरंगा । सो तहँ विविध भाँति रथ संगा ॥
बोलत बहु नकीब गण सोरा । याको कोशल कंत किशोरा ॥ ४ ॥
रथ सवार प्रभु चारिहु भाई । करत पवनसुत पद सेवकाई ॥
तुलसिदास तब आरति साजा । लख्यो नयन भरि रघुकुल राजा ॥ ५ ॥
दै परदक्षिण विह्वल भयऊ । रघुपति कर पंकज शिर दयऊ ॥
यहि विधि प्रगट दरश तब पायो । औरनको नहिं भेद लखायो ॥ ६ ॥

હનુમાનજી બોલ્યા કે, "આ કલિયુગમાં એવાં દર્શન કોઇને પણ પ્રાપ્ત થતાં નથી." તુલસીદાસજી બોલ્યા કે, "તમારી કૃપાથી મને એવાં દર્શન મળે તો પણ તેમાં કશું આશ્ચર્ય નથી." ॥ ૧ ॥ હનુમાનજી બોલ્યા કે, "તમે કામદા નામના સ્થાનપર જઈ, હૃદયમાં રામચન્દ્રજીનું ધ્યાન ધરીને બેસજો." એટલું કહી હનુમાનજી અન્તર્હિત થઈ ગયા અને તુલસીદાસજી પ્રાતઃકાલ થતાં જ તે સ્થલમાં જઈ, ॥ ૨ ॥ રામચન્દ્રજીનું ધ્યાન ધરીને બે પોહોરસુધી બેઠા રહ્યા. આ સમયમાં રામચન્દ્રજી દર્શન દેવા પધાર્યા. ઉત્તર દિશામાં પ્રથમ ધૂળ ઉડતી જોવામાં આવી. પછી દશે દિશાઓમાં પ્રકાશ થઈ ગયો. ॥ ૩ ॥ પછી અગણિત મહોન્મત્ત હાથીઓ, ઘોડાઓ તથા વિવિધ પ્રકારના રથો જોવામાં આવ્યા. અનેક નકીબોનાં મોહોડાંઓમાંથી 'જય જય કોશલપતિ' એવા શબ્દોના ઉચ્ચારો કાને પડવા લાગ્યા. ॥ ૪ ॥ રથમાં બીરાજેલા ચારે ભાઇઓ ત્યાં

આવ્યા. હનુમાનજી એઓનાં ચરણોની સેવા કરતા હતા. આ જોઈ તુલસીદાસજીએ આરતી ઉતારી, નેત્રો ભરીને રઘુકુલરાજનાં દર્શન કર્યાં અને પ્રદક્ષિણા કરી. ॥ ૫ ॥ તુલસીદાસજી પ્રદક્ષિણા કરીને વિહ્વલ થઈ જતાં, રામચન્દ્રજીએ તેમના મસ્તકપર હાથ મૂક્યો. આ પ્રમાણે તુલસીદાસજીને પ્રભુનાં દર્શન મળ્યાં, પણ એ વાત બીજા કોઈના જાણવામાં આવી નહીં. ॥ ૬ ॥

दो०—याहि विधि तुलसिदास प्रभु, श्रीहनुमान सहाय ॥
रामदरश पायो प्रगट, रह्यो सुयश जग छाय ॥ १० ॥

આ પ્રમાણે શ્રીહનુમાનજીની સહાયતાથી રામચંદ્રજીનું પ્રગટ દર્શન મળતાં તુલસીદાસજીની સુકીર્તિ જગતમાં ફેલાઈ ગઈ. ॥ ૧૦ ॥

राम उपासक अति अमल, नाशक जग जन त्रास ॥
हिये हुलासी वास किय, काशी तुलसीदास ॥ ११ ॥

રામચન્દ્રજીના ઉપાસક, અત્યંત નિર્મલ અને જગતના ત્રાસને નષ્ટ કરનારા તુલસીદાસજીએ ચિત્રકૂટમાંથી કાશીમાં આવી નિવાસ કર્યો. ॥ ૧૧ ॥

दो०—प्रगट्यो महामहत्त्व तहँ, जुरै रोज जनभीर ॥
परयो रहै चरणन नृपति, अवैं बुध मतिधीर ॥ १२ ॥

કાશીમાં તુલસીદાસજીનો મોટો મહિમા પ્રગટ થયો. નિત્ય તેમની પાસે લોકોની ભીડ જામેલી જ રહેવા લાગી. રાજાઓ પણ ચરણોમાં પડયા રહેવા લાગ્યા અને ઘણા ઘણા ધીર પંડિતો પણ સમાગમને માટે આવવા લાગ્યા. ॥ ૧૨ ॥

चौ०—कछु दिन किय काशीमहँ वासा । गये अवधपुर तुलसीदासा ॥
तहँ अनेक कीन्हा सतसंगा । निशिदिनरँगे रामरतिरंगा ॥ १ ॥
सुखद रामनौमी जब आई । चैतमास अति आनँद पाई ॥
सवंत सोरहसै इकतीशा । सादर सुमिरि भानुकुल ईशा ॥ २ ॥
वासर भौम सुखित चितचायन । किय अरंभ तुलशी रामायन ॥
बालकांड तहँ पूरण करिकै । आये पुनि काशी सुख भरिकै ॥ ३ ॥
विनय आदि गीतावलि ग्रंथा । रचे रुचिर सूचक युत पंथा ॥
वाराणसी बस्यो सुख छायो । एक प्रबल पंडित तब आयो ॥ ४ ॥
काशी जीतनको मन कीन्हे । जयत्रावत दुंदुभी प्रवीने ॥
काशीराज तब सभा बुलायो । सब पंडितन समाज करायो ॥ ५ ॥
तब जो काशी जीतन आयो । सो पंडित अस वचन सुनायो ॥
एक मुख्य सबमें करि दीजै । हारजीत ताके शिर कीजै ॥ ६ ॥

તુલસીદાસજી એ પ્રમાણે કેટલાક દિવસો સુધી કાશીમાં રહીને પછી અયોધ્યામાં ગયા. ત્યાં અનેક સત્સંગો કરવા લાગ્યા અને રાત દિવસ રામચન્દ્રજીના પ્રેમરંગમાં રંગા-

ઇને રહેવા લાગ્યા. ॥ ૧ ॥ જ્યારે સંવત ૧૬૩૧ ના ચૈત્ર માસમાં રામનવમી અને સોમવાર આવ્યાં, ત્યારે તે દિવસે તુલસીદાસજીએ આનન્દ પામી, રામચન્દ્રજીનું સ્મરણ કરી, રામાયણ રચવાનો પ્રારમ્ભ કર્યો. અયોધ્યામાં જ બાલકાંડ પૂરો કરીને તુલસીદાસજી પાછા આનન્દપૂર્વક કાશીમાં આવ્યા. ॥૨॥૩॥ ત્યાં આવી, ઉત્તમ માર્ગને જણાવનારા વિનયપત્રિકા તથા ગીતાવલિ આદિ સુંદર ગ્રન્થો પણ રચ્યા. આ પ્રમાણે તુલસીદાસજી સુખથી ભરપૂર થઈ, કાશીમાં રહ્યા હતા, ત્યાં એક પ્રબલ પણ્ડિત કાશીમાં આવ્યો. ॥ ૪ ॥ એ પણ્ડિતે કાશીમાં આવી, કાશીના પણ્ડિતોને જિતી લેવાની ઇચ્છાથી દુંદુભી વગડાવતાં કાશીરાજે સભા એકઠી કરી અને તેમાં પણ્ડિતોને બોલાવ્યા. ॥ ૫ ॥ જે પણ્ડિત કાશીને જિતવા આવ્યો હતો, તેણે સર્વ પણ્ડિતોને કહ્યું કે, " આ સભામાં એક મુખ્ય મધ્યસ્થ સ્થાપો, કે જેના કહેવા ઉપર હાર જિતનો આધાર રહે." ॥ ૬ ॥

दो०–पंडितको अस बैन सुनि, काशवासी बिप्र ॥
मानि महाभ्रम चित्तमें, कहे वचन अति छिप्र ॥ १३ ॥

પંડિતનાં એ વચનો સાંભળી, સઘળા કાશીવાસી પણ્ડિતો ચિત્તમાં મોટો ભ્રમ પામીને તુરત બોલ્યા કે, ॥ ૧૩ ॥

चौ०–उत्तर देव कालिह यहिकेरो । अस कहि गे द्विज निज निज डेरो ॥
कियो ध्यान विश्वेश्वर अयना । मर्यादा तुव हाथ त्रिनयना ॥ १ ॥
राति स्वप्न शंकर अस भाषो । तुलसी शीश अजय जय राखो ॥
पंडित मुदित भूप गृह आये । सो पंडितसूं वचन सुनाये ॥ २ ॥
तुलसिदास सबमाहिं प्रधानो । जयहु पराजय तेहि शिर आनो ॥
भूप कह्यो किमि सकैं बुलाई । तुलसिदास गृह चलो सिधाई ॥ ३ ॥
यह सुनि लै पंडितन समाजा । आयो तुलसिदास गृह राजा ॥
सबनि कियो सत्कार गोसाँई । एक शिष्यको कह्यो बुलाई ॥ ४ ॥
ये तांबूल पांच लै जाहू । देहु मुदित पंडित सब काहू ॥
शिष्य तुरत तांबूलहि बाँटा । बचे पाँच केहु परयो न घाटा ॥ ५ ॥
यह प्रभुता लखि पंडित सोई । बाद करनकी आश्रय खोई ॥
तुलसिदास पंडितहि बुलाई । दै रामायण कह्यो बुझाई ॥ ६ ॥

" આ વાતનો ઉત્તર આવતી કાલે આપીશું, " આમ કહી, તે સર્વે પણ્ડિતો પોતપોતાને ઘેર જઈ, સદાશિવનું ધ્યાન કરી, વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે, " હે ત્રિલોચન! હવે લજ્જા રાખવી તમારા હાથમાં છે." ॥ ૧ ॥ સદાશિવે રાતે સ્વપ્નમાં આવી, તેઓને કહ્યું કે, " જય પરાજયની વ્યવસ્થા તુલસીદાસના હાથમાં રાખો." આથી પ્રસન્ન થયેલા પણ્ડિતોએ દરબારમાં આવી, કાશીરાજને તથા પેલા પણ્ડિતને કહ્યું, કે, ॥૨॥ "તુલસીદાસજી સર્વમાં પ્રધાન છે. માટે જય પરાજય તેમના કહેવા ઉપર રાખવો. " કાશીરાજ બોલ્યા કે, " અમે તુલસીદાસજીને અહીં શી રીતે બોલાવી શકીએ ? માટે ચાલો, તુલ-

સીદાસજીને ઘેર જ જઈએ." ॥૩॥ આમ બોલી, સર્વ પણ્ડિતોના સમાજને સાથે લઈ, કાશીરાજ તુલસીદાસજીને ઘેર આવ્યા. તુલસીદાસજીએ સર્વનો સત્કાર કરી, એક શિષ્યને બોલાવીને કહ્યું, કે, ॥ ૪ ॥ "નાગરવેલનાં પાંચ પાન લઈને સર્વ પણ્ડિતોને વેહેંચી આપ." શિષ્યે તુરત જ પાંચ પાન લઈને પણ્ડિતોને વેહેંચી આપ્યાં, તોપણ તે શિષ્યના હાથમાં એટલાં ને એટલાં એટલે પાંચનાં પાંચ પાન બચ્યાં. ॥ ૫ ॥ આ પ્રભુતા જોઈને પેલા વિદેશી પંડિતે વાદ કરવાની ઇચ્છા છોડી દીધી. પછી તુલસીદાસજીએ એ પંડિતને પાસે બોલાવી, તેના હાથમાં પોતાની કરેલી રામાયણ આપીને કહ્યું કે, ॥૬॥

दो०—खंडन मंडन पक्ष जो, सो देखहु यहिमाहिं ॥
जो न होय तौ आइ इत, वाद करहु हम पाहिं ॥ १४ ॥

"જે કાંઇ ખંડન મંડન પક્ષ હોય, તે આ પુસ્તકમાં જોઇ લ્યો; જો આમાં ન મળે તો પછી આવીને અમારાથી વાદ કરજો." ॥ ૧૪ ॥

चौ०—पंडित रामायण लै लीन्हो । डेरा चलि अवलोकन कीन्हो ॥
सम्मत शास्त्र पुराणन केरो । रामायण महँ पंडित हेरो ॥ १ ॥
जौन पक्ष पंडित मन भयऊ । समाधान तेहि महँ मिलि गयऊ ॥
जौन श्लोक वंदना माहीं । ताकी हानि भई कछु नाहीं ॥ २ ॥

પણ્ડિતે રામાયણ લઇ, પોતાના ઉતારાપર જઈને તેનું અવલોકન કર્યું. ત્યાં તેમાં જ સઘળાં શાસ્ત્રોનો તથા પુરાણોનો નિર્ણય જોવામાં આવ્યો. ॥ ૧ ॥ પણ્ડિતને જે પક્ષમાં વિવાદ કરવાની ઇચ્છા હતી, તે પક્ષનું સમાધાન તેમાં જ મળી આવ્યું. રામાયણમાં સર્વ શાસ્ત્રોનો સાર છે, એમ જે પ્રથમ વન્દનના શ્લોકમાં કહેવામાં આવ્યું છે, તેની કશી હાનિ થઇ નહીં એટલે સઘળું તેમાં જ છે, એ સિદ્ધિ થયું. એ શ્લોક તથા તેનો અર્થ નીચે પ્રમાણે છે. ॥ ૨ ॥

श्लोक—नानापुराणनिगमागमसंमतं यद्रामायणे निगदितं क्वचिदन्यतोऽपि ॥
स्वांतःसुखायतुलसीरघुनाथगाथाभाषानिबंधमतिमंजुलमातनोति ॥ १ ॥

"રામાયણમાં જે કાંઈ કહ્યું છે, તે સર્વને લઇને અને બીજા પણ, રામકથા સમ્બન્ધી ગ્રન્થોમાં અનેક પુરાણોથી વેદોથી તથા શાસ્ત્રોથી સમ્મતિ પામેલું જે કાંઇ છે, તેને પણ કોઇ કોઇ સ્થાનમાં લઈને, તુલસીદાસ કેવલ પોતાના મનના સુખને માટે, રામચંદ્રજીની કથાના આ અતિ સુંદર ભાષાત્મક નિબંધની રચનાનો પ્રારંભ કરે છે."॥૧॥

चौ०—पंडित गृह परिकर्मा करऊ । तुलसिदास पद रज शिर धरऊ ॥
निज अपराधहि क्षमा करायो । सभामध्य यह श्लोक सुनायो ॥ ३ ॥

પછી એ પણ્ડિતે તુલસીદાસજીના ઘરને પ્રદક્ષિણા કરી, તુલસીદાસજીના ચરણોની રજને માથે ધરી, અને પોતાના અપરાધની ક્ષમા માગીને સભામાં નીચેના અર્થવાળો શ્લોક સંભળાવ્યો કે, ॥ ૩ ॥

श्लोक–आनंदकानने कोऽपि तुलसी जंगमस्तरुः ॥
यत्काव्यमंजरीभावाद्रामभ्रमरभूषिता ॥ २ ॥

" આ આનંદના વનમાં ( કાશીમાં ) તુલસી કોઈ અપૂર્વ જંગમવૃક્ષ છે, કે જેની કાવ્યરૂપી મંજરી, ભાવને લીધે સાક્ષાત્ રામચન્દ્રરુપી ભ્રમરથી શોભા રહી છે. " ॥૨ ॥

चौ०–तुलसी शिष्य भयो पुनि सोई । अरप्यो सकल वस्तु बहुतोई ॥
रामभक्तिको करि उपदेशा । गयो गर्व तजि कौशलदेशा ॥ ४ ॥
पुनि चेटकी एक तहँ आयो । यक यक्षिणी सिद्धि करि ल्यायो ॥
तेहि बल सब थल नगर पुजायो । महामहत्व जननसों पायो ॥ ५ ॥
यक वैष्णव कोउ गयो सकामा । राख्यो सिद्ध ताहि निजधामा ॥
सिद्ध नारिसों भई मिताई । साधु गयो लै ताहि पराई ॥ ६ ॥

પછી એ પંડિતે, તુલસીદાસજીના શિષ્ય થઈને પોતાની સઘળી વસ્તુઓ તેમને અર્પિત કરી દીધી. તુલસીદાસજીએ તેને રામભક્તિનો ઉપદેશ કર્યો. તે પછી એ પંડિત ગર્વ છોડી દઈને કોસલદેશમાં ચાલ્યો ગયો. ॥ ૪ ॥ વળી એક ચેટકી (ચાટક ચુકટિયો) ત્યાં આવ્યો, કે જેણે યક્ષિણીના મંત્રને સિદ્ધ કર્યો હતો. એ મંત્રના બળથી તેની સઘળા નગરમાં પૂજા થઈ અને લોકો તરફથી તેને ઘણી મોટાઈ આપવામાં આવી. ॥ ૫ ॥ કોઈ સકામ વૈષ્ણવ સાધુ તે સિદ્ધની પાસે જતાં, તેણે, તેને પોતાને ઘેર રાખ્યો. એ સિદ્ધની સ્ત્રીની સાથે પેલા વૈષ્ણવને સ્નેહ થયો અને તેથી તે વૈષ્ણવ, એ સ્ત્રીને લઈને ભાગી જ ગયો. ॥ ૬ ॥

दो०–उठ्यो चेटकी भोर जब, देख्यो नारि नहिं धाम ॥
बोल्यो यक्षिणीको तुरत, कीन्हें कोप अछाम ॥ १५ ॥

પેલો ચેટકી સિદ્ધ પ્રભાતમાં ઉઠયો, ત્યારે પોતાના સ્ત્રી ઘરમાં જોવામાં નહીં આવતાં, તેણે અપાર કોપ કરી, યક્ષિણીને બોલાવીને કહ્યું કે, ॥ ૧૫ ॥

चौ०–यहि क्षण नगर भूप गहि ल्यावै । साधु नारि लै जान न पावै ॥
सुनि यक्षिणी तुरंतहि धाइ । युतपर्यंक भूप गहि ल्याई ॥ १ ॥
कह्यो यक्षिणी भूपहि बैना । काशीमहँ कोई साधु रहै ना ॥
तिलक धोवाय माल सब टोरी । धरि दीजै मम कुंड बटोरी ॥ २ ॥
जो अस करिहौ नरपति नाहीं । तौ जानौ घर यमपुर माहीं ॥
नरपति कह्यो भवन पहुँचावहु । कालिहहितें निज हुकुम करावहु ॥ ३ ॥
तुरत सुवन भूपहि पठवायो । भोर भूप शासन प्रगटायो ॥
साधुन गल कंठी सब टोरी । धोय तिलक करिकै बरजोरी ॥ ४ ॥
सिद्ध कुंड दीजै पहुँचाई । और बात नहिं बने बनाई ॥
यह सुनि नृप दल कियो तयारी । धोवन लगे तिलक कै बारी ॥ ५ ॥

तोरि तोरि कंठी बहुतेरि । भरयो सिद्धके कुंडहि ढेरी ॥
हाहाकार मच्यो सब काशी । भये संत सब जीव निराशी ॥ ६ ॥

" આ ક્ષણમાં જ નગરના રાજાને પકડી લાવ, કે જેથી પેલો સાધુ મારી ઓને લઈ જવા ન પામે." આ સાંભળતાંજ યક્ષિણી દોડી, રાજાને પલંગ સહિત ઉઠાવી લાવી ॥ ૧ ॥ યક્ષિણીએ રાતે રાજાને કહ્યું કે, " કાશીમાં કોઈ સાધુ રહેવા ન પામે એમ કર અને અને સર્વ સાધુઓનાં તિલકો ધોવરાવી નાખ તથા માળાઓ તોડાવીને મારા કુણ્ડમાં ફેંકી દેવરાવ. ॥ ૨ ॥ જો આ પ્રમાણે તું નહીં કરે તો તારે યમપુરીમાં જવું પડશે." " મને મારે ઘેર પહોંચાડી દે તો હું કાલથી જ તેવો હુકમ કરી દઉં." ॥ ૩ ॥ એમ રાજાએ વિનતિ કરતાં, તેને તુરત ઘેર પહોંચાડી દીધો. પ્રભાતમાં રાજાએ પોતાના સૈન્યને હુકમ આપ્યો કે, "બલાત્કારથી સાધુઓનાં તિલકો ધોઈ નાખી, તેઓના ગળાઓમાં બાંધેલી કણ્ઠીઓને તોડીને ॥ ૪ ॥ સિદ્ધકુણ્ડમાં પહોંચાડી દો. આ હુકમથી વિરુદ્ધ કશી વાત બને એમ નથી." હુકમ થતાં જ રાજાની સેના શેહેરમાં ચાલી, તે સર્વ સાધુઓનાં તિલકોને પાણીથી ધોવરાવી નખાવવા લાગી ॥ ૫ ॥ અને માળાઓને તોડી તોડીને સિદ્ધકુણ્ડમાં પહોંચાડવા લાગી. સિદ્ધકુણ્ડ માળાઓથી ભરાઇ ગયો. સઘળી કાશીમાં હાહાકાર વરતી રહ્યો અને સઘળા સંત જીવો પરમ દુઃખ પામ્યા. ॥ ૬ ॥

दो०–कह्यो धूर्त कोउ जायकैं, तुरत चेटकी काहिं ॥
तुलसिदास माला तिलक, तुम तोरो कत नाहिं ॥ १६ ॥

કોઈ ધૂતારાએ જઇને પેલા ચેટકીને કહ્યું કે, " તમે તુલસીદાસનું તિલક કેમ ધોવરાવી નાખતા નથી ? અને તેની માળાઓને કેમ તોડાવી નાખતા નથી ? " ॥ ૧૬ ॥

चौ०–सुनि चेटकी सेन सब साजे । चल्यो कोपि बजवावत बाजे ॥
नगर लोग सब देखन धाये । कोउ वैष्णव तुलसी ढिग गाये ॥ १ ॥
माला कंठी तोरन हेतु । आवत किये चेटकी नेतु ॥
तुलसिदास तब गिरा बखानी । जाकर माल तिलक सो जानी ॥ २ ॥
जब चेटकी कुटी नियरायो । तब बक घोर बडेरर आयो ॥
परी फौज उडि सुरसरि माहीं । रही चेटकी तनु शुद्धि नाहीं ॥ ३ ॥
रुधिर बमन बूडत मधिधारा । जस तस कैसो लग्यो किनारा ॥
त्राहि कहत तुलसी पद गिरेऊ । मैं अजान संतनसों भिरेऊ ॥ ४ ॥
क्षमा करहु अपराध हमारा । तुलसी करुणा पारावारा ॥
बचन कह्यो मुसकाइ गोसांई । संत सेउ लघु जानकी नांई ॥ ५ ॥
लाहु वर्ष भरि साधुन जूंठो । तब ह्वैहौ शुचि है नहिं झूंठो ॥
कियो चेटकी तैसहि आई । तरी यक्षिणी संगति पाई ॥ ६ ॥

આ સાંભળતાં જ પેલો ચેટકી સિદ્ધ, સેનાને સજ્જ કરી, વાજાં વગડાવતો વગડાવતો આવ્યો. નગરના સર્વે લોકો જોવા દોડ્યા. કેટલાએક વૈષ્ણવોએ તુલસીદાસજીની પાસે આવીને કહ્યું, કે, ॥૧॥ "ચેટકી તમારી માળાઓને અને કંઠીને તોડવા આવે છે." તુલસીદાસજી બોલ્યા કે, "માળા અને તિલક જેનાં છે તેને એ વાતની ચિન્તા હોવી જોઈએ" ॥ ૨ ॥ પેલો ચેટકી તુલસીદાસજીની પર્ણકુટીની પાસે આવ્યો, તે સમયમાં એક એવી ઘોર આંધી આવી કે, તેથી સઘળી સેના ઉડીને ગંગાજીમાં પડી અને ચેટકીને પણ શરીરનું કશું ભાન રહ્યું નહીં. ॥ ૩ ॥ એ ચેટકી મોહોડામથી લોહીને વમન કરવા લાગ્યો અને ગંગાજીની મધ્યધારામાં ડૂબતાં ડૂબતાં માંડ માંડ કીનારાપર આવ્યો. પછી 'રક્ષા કરો, રક્ષા કરો' એમ બોલતો બોલતો તુલસીદાસજીનાં ચરણોમાં પડીને બોલ્યો કે, "મેં અજાણપણાથી સંતજનોને દુઃખ દીધું છે. ॥ ૪ ॥ મારા અપરાધની ક્ષમા કરો." કરુણાના સમુદ્રરુપ તુલસીદાસજીએ મંદ હાસ્ય કરીને વચન કહ્યું કે, 'તું દાસ બનીને સંતજનોની સેવા કરે ॥ ૫ ॥ અને એક વર્ષ સૂધી સાધુઓનું ઉચ્છિષ્ટ ખાય તો તને પવિત્રતા મળે. આ મારૂં કહેલું અસત્ય નથી.' પેલા ચેટકીએ તે પ્રમાણે જ કરવા માંડ્યું. ચેટકીના સંગથી યક્ષિણી પણ તરી ગઈ. ॥ ૬ ॥

दो०—संत चरण जल पान करि, साधु जूंठ नित खाय ॥
भयो चेटकी रामको, दास कुवास विहाय ॥ १७ ॥

નિત્ય સંતજનોનાં ચરણોદકનું પાન કરતો અને સાધુઓનું ઉચ્છિષ્ટ ખાતો એ ચેટકી, સઘળી નીચ વાસનાઓને છોડી દઇને રામચન્દ્રજીનો દાસ થયો. ॥ ૧૭ ॥

चौ०—भई रामनौमी यक काला । जुरी कुटीमहँ संतन माला ॥
उत्सव कियो महासुख छायो । सिगरी राज्य विभूति बुलायो ॥ १ ॥
भई भीर भारी तेहि ठामा । छाय रह्यो इक रामहि नामा ॥
तहँ यक डोम अवधपुर केरो । आयो तुरत उछाह घनेरो ॥ २ ॥
महाभीर वश दरश न पायो । जन्म मनोरथ बोलि सुनायो ॥
तुलसिदासपहँ कोउ कह आई । तुरत गयो प्रभु काज विहाई ॥ ३ ॥
पूछ्यो है तू कहँको वासी । सो कह कौशलनगर निवासी ॥
अवध निवासी सुनत कृपाला । भरि आये दोउ नयन विशाला ॥ ४ ॥
उर लगाय मिलि कुटि लै आई । बार बार तेहि कह्यो बुझाई ॥
यह विभूतिकी प्रभु रघुराई । नहिं भावियो अवधपुर जाई ॥ ५ ॥
मैं चेगे रघुपति पद केगे । वाराणसी बसों करि डेरो ॥
ऐसो है तुलसी परभाऊ । कहे मोहिं नहिं होत अघाऊ ॥ ६ ॥

એક દિવસે રામનવમીનો સમય પ્રાપ્ત થતાં, તુલસીદાસજીની પર્ણકુટીમાં ઘણા સંતજનો એકઠા થયા હતા, મહોત્સવ વર્તી રહ્યો હતો, મહા સુખ વ્યાપી રહ્યું હતું, સઘળી રાજ્યવિભૂતિઓ એકઠી કરવામાં આવી હતી, ॥ ૧ ॥ મોટી ભીડ જામી હતી

અને સર્વત્ર રામનામ છાઈ રહ્યું હતું. આ સમયમાં અયોધ્યાનો એક ડોમ (ચમાર), દર્શનના ઘણા ઉત્સાહથી ત્યાં આવ્યો. ॥ ૨ ॥ મોટી ભીડને લીધે દર્શન નહીં મળતાં, તેણે પોકાર કર્યો કે, "હું તુલસીદાસજીના દર્શનની ઇચ્છાથી આવ્યો, પણ મને તે દર્શન મળ્યું નહીં." કોઈએ તુલસીદાસજીની પાસે જઈને આ વાત કરતાં તુલસીદાસજીએ પોતાનું કાર્ય છોડી દઈ, બહાર આવીને ડોમને પૂછ્યું કે, ॥ ૩ ॥ "તું ક્યાનો રહેવાસી છે." ડોમ બોલ્યો કે, "હું અયોધ્યાનો રહેવાસી છું" આ સાંભળતાં જ તુલસીદાસજીનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં. ॥ ૪ ॥ તુલસીદાસજીએ તેને છાતીમાં લગાવી, ભેટી, પર્ણકુટીની અંદર લાવી, વારંવાર સમજાવીને કહ્યું કે, "તું અયોધ્યામાં જઈ, રામચન્દ્રજીની પાસે આ વિભૂતિની વાત કરતો નહિ. ॥ ૫ ॥ હું એક રામચન્દ્રજીનો દાસ છું અને કાશીમાં આવી રહ્યો છું." તુલસીદાસજીના આવા આવા અનેક પ્રભાવોનું વર્ણન કરતાં કરતાં મારૂં મન તૃપ્ત જ થતું નથી. ॥ ૬ ॥

दो० -एक समय श्री अवधको, ले सँग संत समाज ॥
नावहि नावहि चलत भे, नाव भरायो साज ॥ १८ ॥

એક સમયે તુલસીદાસજી સંતસમાજને સાથે લઈ, અનેક સાજો વહાણમાં ભરી, વહાણમાં બેસીને જલમાર્ગથી જ અયોધ્યામાં જવા નીકળ્યા ॥ ૧૮ ॥

चौ०-सरयू गंगा संगम जहँई । पहुँचे जबै गोसांई तहँई ॥
भूप घाट घाटी अनुग्रामा । पूछयो तुलसी चारिहुँ नामा ॥ १ ॥
कहे लोक चलिकै शिर नावत । रामसिंह इत नृपति कहावत ॥
रामदास घाटीकर नाऊं । तथा रामपुर बाजत गाऊं ॥ २ ॥
रामघाट यह गुण्यो गोसाई । लगत जगात इतै बरिआई ॥
बिन कर दै कोउ जान न पावै । तुमहुँ को देव उचित इत भावै ॥ ३ ॥
राममये गुणि नाम सबनके । सजल कोर भे प्रभु नयननके ॥
तुलसिदास बोले मुसकाई । दे जगात है मोर जवाई ॥ ४ ॥
सुन्यो गोसांई आगम राजा । आयो तुरतहि सहित समाजा ॥
बंद्यो तुलसिदास पद कंजन । लिय उपदेश कुपति दृग अंजन ॥ ५ ॥
विनय कियो भरि आनंद भारा । होय नाथ इतहो भंडारा ॥
मेरे कंठ देहु प्रभु कंठी । कीजै मोहिं वसिंद त्रिकुंठी ॥ ६ ॥

જ્યાં સરયૂનો અને ગંગાજીનો સમાગમ થાય છે, ત્યાં પહોંચી, તુલસીદાસજીએ ત્યાંના લોકોને રાજાનું, ઘાટનું, ઘાટવાળાનું અને ઘાટની પાસેનાં ગામનું નામ પૂછતાં, ॥ ૧ ॥ લોકો માથાં નમાવીને બોલ્યા કે, રાજાનું નામ રામસિંહ છે, ઘાટનું નામ રામઘાટ છે, ઘાટવાળાનું નામ રામદાસ છે અને ગામનું નામ રામપુર છે. ॥ ૨ ॥ ગુસાંઈજી! આ ઘાટ ઉપર જકાત લાગે છે. કર આપ્યા વિના કોઈને પણ અહીંથી જવા દેવામાં આવતો નથી, માટે તમે તમારી ઈચ્છાપ્રમાણે કાંઈક યોગ્ય કર આપો." ॥ ૩ ॥ ચારેનાં

નામો રામશબ્દવાળાં સાંભળવામાં આવતાં જેમનાં નેત્રોમાં હર્ષાશ્રુનાં બિંદુઓ ભરાઈ આવ્યાં એવા તુલસીદાસજીએ મંદ હાસ્ય કરીને કહ્યું કે, "અમો કર દઈને જ અહીંથી તુરત ચાલીશું." ॥ ૪ ॥ એ ગામના રાજાએ, તુલસીદાસજીના આવ્યાની ખબર મળતાં જ પોતાના સમાજ સહિત તુરત ત્યાં આવીને તુલસીદાસજીનાં ચરણકમળોમાં માથું નમાવ્યું, કુમતિરુપ દૃષ્ટિદોષને ટાળવામાં અંજનનું કામ કરે એવો ઉપદેશ લીધો ॥ ૫ ॥ અને આનંદ ભરેલી રીતે વિજ્ઞપ્તિ કરી કે, "હે સ્વામી ! અહીં મારા તરફથી એક ભંડારો કરો અને મારા કણ્ઠમાં કંઠી બંધાવો કે જેથી મને અંતે વૈકુણ્ઠવાસ મળે." ॥ ૬ ॥

दो०-तुलसिदास करिके कृपा, भंडारा तहँ दीन ॥
भूपहि द्रव्य लगायकै, अति उत्सव तहँ कीन ॥ १९ ॥

તુલસીદાસજીએ કૃપા કરીને ત્યાં સંતજનોને ભંડારો આપ્યો અને રાજાએ ઘણું દ્રવ્ય ખરચીને મોટો ઉત્સવ કર્યો. ॥ ૧૯ ॥

तुलसिदास उपदेशते, भूप सहित सब देश ॥
रघुपति भक्त अनन्य भो, सेयो संत हमेश ॥ २० ॥

તુલસીદાસજીના ઉપદેશથી રાજા સહિત એ સઘળો દેશ રામચન્દ્રજીનો અનન્ય ભક્ત થયો અને સંતજનોની સેવા કરવા લાગ્યો. ॥ ૨૦ ॥

तुलसिदासकी पादुका, धरयो भूप गृहमाहिं ॥
इष्टदेव सम पूजिकै, पायो मोद सदाहिं ॥ २१ ॥

રાજાએ તુલસીદાસજીની પાદુકાઓ ઘરમાં રાખી લીધી અને એ પાદુકાઓની ઇષ્ટદેવસમાન પૂજા કરીને સર્વદા આનંદ લેવા માંડ્યો. ॥ ૨૧ ॥

चौ०-एक दिना निवसत तेहि काशी । एक चरित्र भयो सुखराशी ॥
भैरवनाथ प्रभाव अपारा । सो मनमें अस कियो विचारा ॥ १ ॥
मोहिं गोसाँई पूजत नाहीं । दरशाऊं प्रभाव यहि काहीं ॥
अस गुणि तुलसिदासके बाहू । दुसह पीर प्रगटयो मद दाहू ॥ २ ॥
होत भई अति पीर तहाँहीं । छूटत जान्यो निज तनु काहीं ॥
जतन कोटि कीन्हो मतिधीरा । तबहुं न मिटी बाहुकी पीरा ॥ ३ ॥
तब बाहुककों रच्यो गुसांई । मिटी गै पीर स्वप्नकी नांई ॥
भैरव पर कोप्यो हनुमाना । भैरवसों शिव वचन बखाना ॥ ४ ॥
देहु रामदासन दुख नाहिं । ते मोहिं प्रिय प्राणहुते आहिं ॥
स्वप्ने तुलसी सो शिव भाष्यो । मैं भैरवहि मुख्य गण राख्यो ॥ ५ ॥
इनहूं को वंदन तुम कीजै । मोरि प्रीति अतिशय गनि लीजै ॥
तुलसिदास तब आनंद पाई । भैरवकी वंदना बनाई ॥ ६ ॥

તુલસીદાસજી કાશીમાં રહેતા હતા. ત્યાં એક સુખના સમૂહરુપ ચરિત્ર થયું. ભૈરવનાથ કે જે કાશીમાં મોટા પ્રભાવવાળા છે, તેમણે મનમાં વિચાર કર્યો કે, ॥ ૧ ॥

"આ ગુસાંઈ મારી પૂજા કરતો નથી. તેથી તેને કાંઈક મારો પ્રભાવ દેખાડું." આવા વિચારથી ભૈરવનાથે તુલસીદાસજીની ભૂજામાં દાહ આપનારી દુસ્સહ પીડા ઉત્પન્ન કરી દીધી. ॥ ૨ ॥ એ અપૂર્વ પીડા ઉત્પન્ન થતાં તુલસીદાસજીએ 'આથી દેહ છૂટી જશે' એમ જાણ્યું. બુદ્ધિને ધીર રાખીને ઘણા ઘણા યત્નો કર્યા તો પણ એ પીડા મટી નહીં. ॥ ૩ ॥ આ સમયમાં તુલસીદાસજીએ 'હનુમાન્ બાહુક' બનાવ્યો, કે જેથી બાહુની સઘળી પીડા સ્વપ્નની પેઠે મટી ગઈ. હનુમાનજીએ ભૈરવનાથ ઉપર ક્રોધ કરતાં સદાશિવે ભૈરવનાથને કહ્યું, ॥ ૪ ॥ "તમારે રામચન્દ્રજીના દાસોને કદી પણ દુઃખ નહીં દેવું. કેમ કે એઓ મને પ્રાણથી પણ અધિક પ્યારા છે." પછી સદાશિવે સ્વપ્નમાં આવી, તુલસીદાસજીને કહ્યું કે, "મેં જ ભૈરવનાથને મુખ્ય ગણ કરીને અહીં સ્થાપેલા છે, ॥ ૫ ॥ તેથી તમે તેને નિત્ય વંદન કરજો. એમ કરવાથી હું બહુ પ્રસન્ન થઈશ." આ ઉપરથી તુલસીદાસજીએ 'ભૈરવવંદના' બનાવી. ॥ ૬ ॥

दो०–रच्यो कवित्त उदग्र अति, बाहुक चौआलीस ॥
तासु प्रभाव प्रत्यक्ष अति, अबलों आँखिन दीस ॥ २२ ॥

હનુમાન બાહુકમાં અત્યંત ઉદ્દંડ ચુમ્માલીશ કવિત્ત છે અને એ કવિત્તાનો પ્રભાવ આજ સુધી પ્રત્યક્ષ જોવામાં આવે છે. ॥ ૨૨ ॥

जो चौआलिस दिवस लगि, हनुमत मंदिर जाय ॥
पाठ करै बाहुक सुचित, बैठि सनेम सुहाय ॥ २३ ॥

જો ચુમ્માલીશ દિવસ સૂધી હનુમાનજીના મંદિરમાં જઈ, એકાગ્ર ચિત્તથી નિયમપૂર્વક હનુમાન બાહુકનો પાઠ કરવામાં આવે તો ॥ ૨૩ ॥

तासु प्रेत बाधा सकल, तनकी मनकी पीर ॥
मेटि देत मारुतसुवन, यह भाषैं मतिधीर ॥ २४ ॥

તેથી હનુમાનજી પ્રસન્ન થઈને સઘળી પ્રેત પીડાને તથા શરીરની અને મનની બીજી પણ સઘળી પીડાઓને નષ્ટ કરી નાખે છે. એમ ધીર પુરુષો કહે છે. ॥ ૨૪ ॥

चौ०–एक समय तुलसी भंडारे । जुरी भेट जन दिये अपारे ॥
चोर चोरावनके हित आये । अर्द्ध निशा निज घात लगाये ॥ १ ॥
जबहीं चोर चोरावन आवैं । द्वै बालक धनु शर लै धावैं ॥
यहि विधि सिगरी राति सिरानी । चोरन उरते कुमति परानी ॥ २ ॥
दोर चोर तुलसीके पायन । परे आय चित्तमें अतिचायन ॥
पूछयो को बालक प्रभु दोऊ । इतै न आवन पावत कोऊ ॥ ३ ॥
तुलसिदास पूछयो वृत्तांता । चोर कहैं सिगरे है शांता ॥
धन्य धन्य कहि पुलकि गोसांई । गहे चोर पाँयन वरियाई ॥ ४ ॥
ह्वैगे शिष्य तुरंतहि चोरा । तुलसिदास उर भो दुख भोरा ॥
संपति धरब उचित इत नांहीं । राम लषण ताकैं धन कांहीं ॥ ५ ॥

धिग तेहि जेहि प्रभु परिश्रम भयऊ । अबलौं मोर कपट नहिं गयऊ ॥
अस गुणि संपति दियो लुटाई । कर करवा कोपीन विहाई ॥ ६ ॥

એક સમયે તુલસીદાસજીએ ભંડારામાં ઘણી ઘણી ભેટો દેવા માંડતાં, ત્યાં અપાર લોકો એકઠા થઈ ગયા. કેટલાએક ચોરો ચોરી કરવાને માટે આવ્યા અને તેઓએ અધરાતે ચોરી કરવાની તજવીજ કરી. ॥ ૧ ॥ ચોર લોકો ચોરવા આવ્યા, તે સમયે બે બાલકો ધનુષ બાણ ધરીને તેઓની સામે દોડયા. ચોર લોકોએ એ સમય પડતો મૂકીને બીજે સમયે તજવીજ કરી, તો તે સમયે પણ એ પ્રમાણે જ થયું. આ પ્રમાણે સઘળી રાત વીતી જતાં, ચોર લોકોની કુબુદ્ધિ ટળી ગઈ. ॥ ૨ ॥ ચોર લોકોએ અત્યંત પ્રેમથી દોડી, તુલસીદાસજીના ચરણોમાં પડીને પૂછયું કે, "સ્વામી ! એ બે બાલક કોણ છે ? કે જેઓ અહીં કોઈને પણ આવવા દેતા નથી." ॥ ૩ ॥ આ સાંભળી તુલસીદાસજીએ વૃત્તાંત પૂછતાં ચોરોએ શાંતપણાથી સઘળી હકીકત કહી સંભળાવી. તુલસીદાસજીએ 'ધન્ય છે, ધન્ય છે' એમ કહી રોમાંચિત થઈને બલાત્કારથી ચોરોના પગ પકડયા. ॥૪॥ ચોરો તુરત તુલસીદાસજીના શિષ્ય થઈ ગયા. તુલસીદાસજીના મનમાં દુઃખ ઉત્પન્ન થયું કે, " અહીં સંપત્તિ રાખવી એ ઠીક નથી. સંપત્તિ રાખવાથી, રામલક્ષ્મણને પરિશ્રમ પડે છે. જેને રામલક્ષ્મણરુપી ધન હોય, તેને બીજા ધનનું શું પ્રયોજન છે ? ॥૫॥ મને વારંવાર ધિક્કાર છે, કે જેને માટે પ્રભુને પરિશ્રમ પડયો. હજુ સુધી મારામાંથી કપટ ગયું નથી. " આમ વિચારી, તુલસીદાસજીએ કેવળ કરવો અને કૌપીન માત્ર રાખીને, બાકી બીજી સઘળી સંપત્તિ લૂંટાવી દીધી. ॥ ૬ ॥

दो०–काशीमें पुनि यक समय, मरचो विप्र कोउ एक ॥
सती होन हित तासु तिय, बाँध्यो जतन अनेक ॥ २५ ॥

એક સમયે કાશીમાં કોઈ બ્રાહ્મણ મરી જતાં, તેની સ્ત્રીએ બહુ હઠ પકડીને સતી થવાને માટે અનેક યત્નો કર્યા. ॥ ૨૫ ॥

चौ०–न्हाय पहिरि पट नरियल लैकै । चली देव दरशन सुख छैकै ॥
तुलसिदास आश्रम गवनी । वंद्यो चरण विप्रकी रवनी ॥ १ ॥
ध्यान करत तहँ रहे गोसाँई । बोले वचन सहजकी नाँई ॥
हो सौभाग्यवती तैं नारी । मुनि सहगामिनीं गिरा उचारी ॥ २ ॥

એ સ્ત્રી નાહી, વસ્ત્રો પહેરી, હાથમાં નાળીએર લઈ, આનંદથી દેવદર્શન કરવા ચાલી, ત્યાં માર્ગમાં તુલસીદાસજી સામા મળતાં, તે સ્ત્રીએ તેમના ચરણોમાં પ્રણામ કર્યા. ॥ ૧ ॥ તુલસીદાસજી તો ધ્યાન કરતા કરતા ચાલ્યા આવતા હતા, તેથી તેમણે આસપાસ કશું નહીં જોતાં, પોતાની સ્વાભાવિક રીતિ પ્રમાણે બોલી દીધું કે, " હે સ્ત્રી, તું સૌભાગ્યવતી રહે. " આ ઉપરથી નીચે લખેલો દોહો બોલવામાં આવ્યો છે. ॥ ૨ ॥

साखी–दो०–तुलसी आवत देख करि, सती नवायो शीश ॥
जब तुलसी ऐसे कह्यो, अमर चूड आशीश ॥ २६ ॥

તુલસીદાસજીને આવતા જોઈ, સતીએ માથું નમાવતાં, તુલસીદાસજીએ બોલી દીધું કે, "તારૂં સૌભાગ્ય અખંડ થાઓ." ॥ ૨૬ ॥

पती हमारे चलि गये, हमहुँ चलत विहाल ॥
तुलसी तुमरे वचनको, होसी कवन हवाल ॥ २७ ॥

એ સાંભળી સતી બોલી કે, "મારો પતિ મરી ગયો છે અને હું સતી થવા જાઉં છું. હે ગુસાંઈ! તમારાં વચનોની હવે શી દશા થશે ?" ॥ ૨૭ ॥

चौ०–सत्य करो अपनी प्रभु वानी । सती होन हित अहौं पयानी ॥
लख्यो गोसांई नयन उघारी । किये हती तिय सती तयारी ॥ १ ॥
अपने वचन सत्यके हेतू । गये जहां मृत दाहन नेतू ॥
नयन मूदि दोउ भुजा पसारहु । जय जय सीताराम उचारहु ॥ २ ॥
मृतक और चितई जो कोई । आंधर सो विशेषकै होई ॥
जन समाज तैसहि सब कीन्हे । सीताराम मुदित कहि दीन्हे ॥ ३ ॥
जब सब बोले राम दोहाई । मृतकहु बोल्यो हाथ उठाई ॥

"હે સ્વામી! તમારૂં વચન સત્ય કરો. હું તો સતી થવા ચાલી છું." આ સાંભળી તુલસીદાસજીએ નેત્રો ઉઘાડી જોયું, તો ત્યાં સતી થવાની સઘળી તૈયારી જોવામાં આવી. ॥ ૧ ॥ તુલસીદાસજી, પોતાનાં વચનને સત્ય કરવા માટે શ્મશાનમાં ગયા, કે જ્યાં પેલા શબને લઈ જવામાં આવ્યું હતું. તુલસીદાસજીએ પેલી સતીને કહ્યું કે, "નેત્રો વીંચી, હાથ લાંબા કરી, તારા સ્વામીનું આલિંગન કરીને, જય જય સીતા રામ, જય જય સીતા રામ, એમ વારંવાર ઉચ્ચારણ કર. ॥ ૨ ॥ આ સમયમાં જે માણસ શબની સામે જોશે, તે હમ્મેશનો આંધળો થઈ જશે." સઘળાં માણસોએ નેત્રો વીંચીને આનંદથી, 'સીતા રામ સીતા રામ' એમ બોલવા માંડયું. ॥ ૩ ॥ જ્યારે પેલી બ્રાહ્મણી અને સઘળા લોકો રામદુહાઈ બોલ્યા, ત્યારે શબ પણ હાથ ઉંચા કરીને બોલ્યું. ॥

दो०–तुलसी मरा बोलाइकै, मस्तक धारयो हाथ ॥
हम तौ कछु जानैं नहीं, तुम जानौ रघुनाथ ॥ २८ ॥

તુલસીદાસજી, એ શબને ઉચ્ચારણ કરાવી, તેના મસ્તકપર હાથ ધરીને બોલ્યા કે, "હે રઘુનાથજી! હું તો કશું જાણતો નથી, સઘળું તમે જાણો છો." ॥ ૨૮ ॥

दोरि गह्यो तुलसी चरण, जै जै माच्यो सोर ॥
कोइक मूंद्यो नयन नहिं, भयो अंध तेहि ठौर ॥ २९ ॥

મરણ પામેલા બ્રાહ્મણ જીવતો થઈ, ઉઠી, દોડીને, તુલસીદાસજીનાં ચરણ પકડયાં. જય જય શબ્દ વ્યાપી રહ્યો. કોઈએક માણસે નેત્રો નહીં વીંચ્યાં હતાં, તે એ સ્થલમાં જ આંધળો થઈ ગયો. ॥ ૨૯ ॥

चौ०–गह्यो आय पद ताकी नारी । हरहु नाथ यक आँखि हमारी ॥
एक आँखि पतिकी प्रभु दीजै । अपनो वचन सत्य करि लीजै ॥ १ ॥

एवमस्तु कहि दियो गोसाईं । तैसहि भयो तुरत तेहि ठाईं ॥
पुनि काशी महँ कौनेहु काला । गोहत्या कहुँ लगी कराला ॥ २ ॥
दियो कुटुंब तासु तब त्यागी । आयो सो तुलसी पद लागी ॥
कह्यो जोर कर सुनहु उदारा । लखे लोग नहिं बदन हमारा ॥ ३ ॥
तुलसिदास बोले तब बैना । राम कहे तनु पाप रहै ना ॥
हम कुटुंब सब देब मिलाई । राम रामतें कहुँ रट लाई ॥ ४ ॥
तेहि मुख राम राम रट लागी । तनुते गोहत्या द्रुत भागी ॥
तुलसी तासु कुटुंब बुलायो । मंजुल वचन सबन सों गायो ॥ ५ ॥
राम कहत गोवध अघ भाग्यो । याको वृथा सबै तुम त्याग्यो ॥
जेहि प्रतीति अब होय तिहारी । सो करलेहु परीक्षा भारी ॥ ६ ॥

પેલી સતીએ આવી, તુલસીદાસજીનાં ચરણ પકડીને વિજ્ઞપ્તિ કરી કે, "હે ગોસ્વામી! એક મારી આંખ અને એક મારા પતિની આંખ લઈને, આંધળા માણસને આપો અને એમ કરીને આપનું વચન સત્ય કરો." ॥ ૧ ॥ તુલસીદાસજીએ 'एवमस्तु તેમ થાઓ,' એમ કહેતાં, તુરત જ એ બ્રાહ્મણ તથા બ્રાહ્મણી એક એક આંખે કાણાં થઈ ગયાં અને પેલો આંધળો થયેલો માણસ બે આંખે દેખતો થઈ ગયો. એક સમયે કાશીમાં કોઈ બ્રાહ્મણને ભયંકર ગોહત્યા લાગી. ॥ ૨ ॥ અને તેથી સઘળા કુટુંબે તેનો ત્યાગ કરતાં, તે બ્રાહ્મણે તુલસીદાસજીની પાસે આવી, ચરણવંદન કરી, વિજ્ઞપ્તિ કરી કે, "હે સ્વામી! મને ગોહત્યા લાગી છે, તેથી કોઈ પણ મારૂં મોહોડું જોતું નથી." ॥૩ ॥ તુલસીદાસજી બોલ્યા કે, "રામ રામ કહેવાથી શરીરમાં પાપ રહેતું નથી, માટે તું ધૂન લગાવીને રામ નામનો જપ કર્યા કર. હું તારાં સઘળાં કુટુંબને તારાથી મિલાપ કરાવી દઈશ." ॥ ૪ ॥ પેલો બ્રાહ્મણ મોહોડેથી રામ રામ કરવા લાગતાં, તેના શરીરમાંથી ગોહત્યા તુરત જ ભાગી ગઈ. તુલસીદાસજીએ, તેના કુટુંબને બોલાવીને મનોહર વચનો કહ્યાં, ॥ ૫ ॥ "રામ નામના ઉચ્ચારણને લીધે ગોહત્યા ભાગી ગઈ છે, માટે તમો હવે આનો વૃથા ત્યાગ કરો છો. તમોને વિશ્વાસ ન આવતો હોય તો જેથી વિશ્વાસ આવે એવી કોઈ ભારે પરીક્ષા લ્યો. ॥ ૬ ॥

दो०—कह्यो कुटुंबी तासु सब, जो नंदी शिव भौन ॥
याके करको खाय कछु, तौ संदेह है कौन ॥ ३० ॥

સઘળાં કુટુંબીઓ બોલ્યા કે, "જો સદાશિવના મંદિરનો નંદી (પોઠીઓ), આના હાથનું કાંઈક ખાય, તો પછી અમોને કશો સંદેહ રહે નહીં." ॥ ૩૦ ॥

चौ०—तब विश्वेश्वर मंदिर माहीं । गये गोसाईं लै तेहिं काहीं ॥
नंदीश्वरसों विनय सुनायो । नाम प्रभाव तुम्हीं सब गायो ॥ १ ॥
राम नामको यथा प्रभाऊ । तुम समान कोऊ जान न काऊ ॥
राम कहत जो अघ रहि जावै । तौ यहि कर मक्ष कछू न पावै ॥ २ ॥

अस काहिकर द्विज कर कृत पेरा । धरि दीन्हो नंदीश्वर नेरा ॥
दै किवाँर बाहर प्रभु बैठे । कौतुक लखन जुरे जन तैठे ॥ ३ ॥
लखैं किवाँर खोलि जब जाई । लीन्हो नंदी पेरा खाई ॥
यक मुखमहँ प्रतीति हितराख्यो । काशीवासी जय जय भाष्यो ॥ ४ ॥
लिय कुटुंब सब ताहि मिलाई । तुलसिदास महिमा मुख गाई ॥
एक समय पुनि तुलसिदासा । कछु दिन कियो अवध पुरवासा ॥ ५ ॥
एक विप्र बालक तहँ मरेऊ । तुलसी चरण आय सो गिरेऊ ॥
लोकरीति तुलसी समुझायो । ताके मनमें कछू न आयो ॥ ६ ॥

આ સાંભળી, તુલસીદાસજીએ, એ સર્વને સાથે લઇ, વિશ્વેશ્વરના મંદિરમાં જઈ, નંદીની પ્રાર્થના કરી કે, "હે નંદીકેશ્વર ! રામ નામનો પ્રભાવ તો સઘળો તમે જ ગાયેલો છે. ॥ ૧ ॥ રામ નામના પ્રભાવને જેવો તમે જાણો છો, તેવો બીજું કોઈ પણ જાણતું નથી. જો રામ નામનું ઉચ્ચારણ કર્યા છતાં પણ, પાપ રહી જતું હોય, તો તમે આના હાથનું કશું આરોગશો નહિ." ॥ ૨ ॥ આમ કહીને, પેલા ગોહત્યાવાળા બ્રાહ્મણે કરેલા પેડા નંદીકેશ્વરની પાસે ધરી દીધા અને તુલસીદાસજી બારણું બંધ કરીને બહાર બેઠા. આ કૌતુક જોવાને માટે ઘણાં માણસો ત્યાં એકઠાં થયાં હતાં.॥૩॥ થોડીવાર પછી બારણું ખોલીને જોયું તો ત્યાં નંદિકેશ્વરે સઘળા પેડા ખાઇ જઈને, વિશ્વાસને માટે, એક પેડો મોહોડામાં રાખી મેલેલો પણ જોવામાં આવ્યો. સઘળા કાશીવાસી લોકોએ જય જયકારનું ઉચ્ચારણ કર્યું. ॥ ૪ ॥ તુલસીદાસજીએ, એ બ્રાહ્મણના કુટુંબને બોલાવી, રામ નામનો મહિમા ગાઈ સંભળાવ્યો અને તે સઘળાંઓએ તુલસીદાસજીનો મહિમા ગાયો. પછી તુલસીદાસજી કેટલાક દિવસો સૂધી પાછા અયોધ્યામાં રહ્યા હતા, ॥ ૫ ॥ તે સમયે એક બ્રાહ્મણનો પુત્ર મરી જતાં, તે બ્રાહ્મણે આવીને તુલસીદાસજીના ચરણોમાં શબને નાંખ્યું. તુલસીદાસજીએ લોક રીતિથી તેને ઘણો ઘણો સમજાવ્યો, પણ તેના મનમાં કશું આવ્યું નહીં. ॥ ૬ ॥

दो०–लोथि डारिके सो गयो, तुलसिदासके द्वार ॥
खान पान संध्या न किय, तुलसी कियो खँभार ॥ ३१ ॥

એ બ્રાહ્મણ તો તુલસીદાસજીના દ્વારમાં લોથ નાખીને ત્યાંથી ચાલ્યો ગયો, તેથી તુલસીદાસજીએ સ્નાન, સંધ્યા કે ખાનપાન કશું કર્યું નહીં. ભારે વ્યાકુલતા થઈ પડી. ॥ ૩૧ ॥

चौ०–सुमिरण कीन्हों पवन कुमारा । अहो नाथ तुम मोहिं अधारा ॥
हनूमान कह स्वप्ने आई । यहि पर यम कीन्हे जबराई ॥ १ ॥
पै याको हम अवशि जिऐहैं । रामभक्तको शोक मिटैहैं ॥
अस कहि यमपुर गयो कपीशा । यम बोल्यो पद नावत शीशा ॥ २ ॥

यमपुर विप्रबालक जिय नाहीं । खोजि लेहु सिगरे पुरमाहीं ॥
खोज्यो कपि पायो नहिं जीवा । तब यमपुर करि कोप अतिवा ॥ ३ ॥
सुमिरि रामपद महिमा सिगरी । लियो लपेटी लँगूरसों नगरी ॥
बोल्यो यमसूं पवन कुमारा । देहु जियाइ विप्रको बारा ॥ ४ ॥
ना तो तेहि सँग यमपुर जैहैं । मम प्रभु तव सम और बनैहैं ॥
तब यम भभरि कह्यो कर जोरी । भाग्य मिटावन शक्ति न मोरी ॥ ५ ॥

તુલસીદાસજીએ, હનુમાનજીનું સ્મરણ કરીને વિનતિ કરી કે, "હે નાથ! તમે મારા પ્રાણના આધાર છો." હનુમાનજીએ સ્વપ્નમાં આવીને તુલસીદાસજીને કહ્યું કે, "યમરાજાએ આ બાલક ઉપર જબરાઈ કરી છે, ॥ ૧ ॥ તો પણ હું આને અવશ્ય જીવતો કરીશ અને તમે કે જે રામભક્ત છો, તેમનો પરિતાપ ટાળી દઈશ." એટલું કહી, હનુમાનજી તુરત યમપુરીમાં જતાં યમરાજાએ તેમનાં ચરણોમાં માથું નમાવીને કહ્યું, ॥ ૨ ॥ "આ યમપુરીમાં બ્રાહ્મણના બાલકનો જીવ નથી, સઘળા પુરમાં શોધી લ્યો." આ ઉપરથી હનુમાનજીએ સઘળી યમપુરીમાં ખોળ કરી, પણ કયાંય એ બાલકનો જીવ જોવામાં આવ્યો નહીં; તેથી છેવટ અત્યંત, ક્રોધ કરી, ॥ ૩ ॥ રામચન્દ્રજીના ચરણોના મહિમાનું સ્મરણ કરી, સઘળી યમપુરીને પૂંછડાથી લપેટી લઈને યમરાજાને કહ્યું કે, "બ્રાહ્મણના પુત્રને જીવાડી દો, ॥ ૪ ॥ નહીંતર એ બાલકની સાથે સઘળી યમપુરી નષ્ટ થઇ થશે. પ્રભુ, તમારા જેવો બીજો યમરાજા અને બીજી યમપુરી બનાવી લેશે." યમરાજાએ આથી ભય પામી, હાથ જોડીને કહ્યું કે, "ભાગ્ય ટાળવાની મારામાં શક્તિ નથી. ॥ ૫ ॥

श्लोक–लिखिताया विधात्रा तैललाटाक्षरमालिका ॥
सा न चालयितुं शक्या दितिजैस्त्रिदशैरपि ॥ ३ ॥ पुराणांतरे ॥

પુરાણાંતરમાં કહ્યું છે કે, વિધાત્રાએ લલાટમાં જે વર્ણમાળા લખેલી હોય, તેને ચલાયમાન્ કરવાને દૈત્યો કે દેવતાઓ પણ સમર્થ નથી." ॥ ૩ ॥

चौ०–वायुसुवन तब कह मुसकाई । यह साति रघुपति भक्ति विहाई ॥
तामें सुन यमराज प्रमाना । कियो सनातन वेद बखाना ॥ ६ ॥

આ સાંભળી, હસીને હનુમાનજી બોલ્યા કે, "તમે જે કહ્યું, તે રામભક્તિવગરનાં માણસોને માટે છે; આ વિષયમાં સનાતન વેદપ્રસિદ્ધ પ્રમાણ કહું છું, તે સાંભળો." ॥ ૬ ॥

श्लोक–यद्धात्रा लिखितं भाले तन्मृषा नैव जायते ॥
ऋते श्रीरामदासानां प्रेमनिर्भरचेतसाम् ॥ ४ ॥

વિધાતાએ લલાટમાં જે લખેલું હોય, તે મિથ્યા થતું જ નથી, પરંતુ શ્રીરામચંદ્રજીના દાસો કે જેઓનાં ચિત્તો રામચન્દ્રજી ઉપરના પ્રેમથી જ ભરપૂર હોય છે, તેઓને એ નિયમ લાગુ પડતો નથી." ॥ ૪ ॥

दो०—तब यमराज डरायके, लै द्विज बालक प्रान ॥
अरप्यो आइ कपीशको, राख्यो अपनो थान ॥ ३२ ॥

આ સાંભળી, યમરાજાએ ડરીને, એ બ્રાહ્મણના પુત્રનો પ્રાણ કે જે પોતે અત્યંત ગુપ્ત સ્થલમાં રાખ્યો હતો, તે હનુમાનજીને આપી દઈ, પોતાના સ્થાનકનો બચાવ કર્યો. ॥ ૩૨ ॥

चौ०—दिय कपीश द्विज पुत्र जियाई । सकल अवधपुर बजी बधाई ॥
तुलसिदास अति आनंद पायो । तहाँ बसत कछु काल बितायो ॥ १ ॥
आयो एक बनिक पुनि कोऊ । रामदरश लालच अति सोऊ ॥
तुलसिदाससों विनय सुनायो । श्रीरघुवीर दरश चित्त चायो ॥ २ ॥
तुलसिदास तब कह मुसकाई । यह तो बात महा कठिनाई ॥
सहजहि राम दरश नहिं होई । कोटिन जनम जातहै खोई ॥ ३ ॥
बनिक कह्यो है कौन उपाई । तुलसिदास तब कह्यो बुझाई ॥
बरछी गाडि भूमिमहँ देहू । तापर कूदहु तजि तनु नेहू ॥ ४ ॥
यहि विधि दरश होइतौ होई । और जतन कछु परैन जोई ॥
बनिक कह्यो यह तौ न असति है । तुलसीदास कह सती सती है ॥ ५ ॥
बनिक गाडि बरछी महि माहीं । चढ्यो जाई तरु कूदन काहीं ॥
मरण भीति कूद्यो नहिं जाई । बनिया बारबार पछिताई ॥ ६ ॥

હનુમાનજીએ બ્રાહ્મણના પુત્રને જીવતો કરી દીધો, સઘળી અયોધ્યામાં વધામણી પડી અને તુલસીદાસજીને મોટો આનંદ પ્રાપ્ત થયો. આ પ્રમાણે તુલસીદાસજીએ અયોધ્યામાં કેટલોક કાલ વીતાડ્યો ॥ ૧ ॥ એક સમયે રામચન્દ્રજીનાં દર્શનની અતિ ઉત્કંઠાવાળા કોઈ વાણીઆએ, તુલસીદાસજીની પાસે આવીને કહ્યું કે, " મને રામચંદ્રજીના દર્શનની ઇચ્છા છે. " ॥ ૨ ॥ તુલસીદાસજીએ મંદ હાસ્ય કરીને કહ્યું કે, " એ વાત બનવી તો બહુ કઠણ છે. રામચન્દ્રજીનું દર્શન સહજ મળતું નથી, પણ ભજન કરતાં કરતાં કરોડો જન્મ વીતી જાય ત્યારે મળે છે. " ॥ ૩ ॥ વાણીઓ બોલ્યો કે, " કોઈ પણ ઉપાય બતાવો કે જેથી તુરત જ દર્શન પ્રાપ્ત થાય." તુલસીદાસજી બોલ્યા કે, " તું શરીર ઉપરના સ્નેહને છોડી દઈ, ધરતીમાં એક બરછી ખોદી, જો તેનાં ઉપર કૂદી પડ. ॥ ૪ ॥ આમ કરવાથી દર્શન મળે તો મળે. બીજો કોઈ પણ ઉપાય જોવામાં આવતો નથી. " વાણીઓ બોલ્યો કે, " આ ખોટી વાત તો નથી ? " તુલસીદાસજી બોલ્યા કે, " સત્ય છે, સત્ય છે. " ॥ ૫ ॥ વાણીઓ તો ધરતીમાં બરછી ખોદી, તે ઉપર કૂદી પડવાને માટે ઝાડ ઉપર ચડ્યો, પણ મરણની ધાસ્તિને લીધે તેનાથી કૂદી પડાતું ન હતું. આથી એ વાણીઓ વારંવાર પસ્તાવા લાગ્યો. ॥ ૬ ॥

दो०—कोउ क्षत्रिय तेहि पंथ हो, लख्यो तमाशो जाइ ॥
कह्यो बनिकसों काह यह, वैश्य कह्यो सब गाइ ॥ ३३ ॥

આ સમયમાં કોઈ ક્ષત્રિય રસ્તામાં ચાલ્યો જતો હતો, તેણે એ તમાસો જોઈને વાણીઆને પૂછ્યું કે, "તું આ શું કરે છે ?" વાણીયાએ સઘળી વાત કહી સંભળાવી. ॥૩૩॥

चौ०—क्षत्रिय कह्यो उतरी तुम आवहु । कौन हेतु तनु वृथा गवाँवहु ॥
मोसों लेहु कछुक धन भाई । करहु जाय रोजगार बनाई ॥ १ ॥
वनिक मानि क्षत्रियको वैना । लै धन तुरत गयो निज ऐना ॥
क्षत्रिय लियो मनहिं अनुमानी । मृषा न तुलसिदासकी वानी ॥ २ ॥
तरुपर चढि कूद्यो बरछीपर । उपरहि रोकि लियो तेहि रघुवर ॥
बजे नगर दुंदुभी अपारा । भयो सुयश सिगरे संसारा ॥ ३ ॥
तामें प्रमाण गोसाइंजीकी । मैं लिखि देहौं सोई नीकी ॥
कौनिहुँ सिद्धि कि विन विश्वासा । विन हरिभजन न भवभयनाशा ॥ ४ ॥
यक दिन गुरुजू गये नहाने । मज्जनहित जब नीर समाने ॥
तहँ इक तिय विन वसन नहाती । कह्यो लाज भरि सो विलखाती ॥ ५ ॥
करि मम और पीठि यहि ठाई । ठाढो रहु तोहिं राम दोहाई ॥
तिय मज्जन करिकै घर आई । तुलसिदास सुनि राम दोहाई ॥ ६ ॥
रहे ठाढ तेहि दिन तेहि ठाईं । शपथ बहोर व तिय विसराई ॥
भयो शोर सिगरे पुरमाँहीं । आई सो तिय बहुरि तहाँहीं ॥ ७ ॥

ક્ષત્રિયે કહ્યું કે, "તું ઉતરી આવ. તારા પોતાનાં શરીરને વૃથા શામાટે ગુમાવે છે? ભાઈ! મારી પાસેથી કાંઇક ધન લે અને જઈને સારી રીતે રોજગાર કર. ॥ ૧ ॥ વાણીઓ ક્ષત્રિયનાં વચન માની, ધન લઈને તુરત પોતાને ઘેર ચાલ્યો ગયો. ક્ષત્રિય તો "તુલસીદાસજીની વાણી કદી પણ મિથ્યા ન હોય" ॥ ૨ ॥ એમ મનમાં નિશ્ચય કરી, ઝાડ પર ચઢીને બરછી પર કૂદ્યો, તેટલામાં રામચન્દ્રજીએ તુરત જ ઉપરથી તેને પકડી લીધો. નગરમાં દુંદુભિ વાગ્યાં અને સઘળા સંસારમાં કીર્તિ ફેલાઈ ગઈ. ॥ ૩ ॥ આ વિષયના પ્રમાણરુપે શ્રીગુસાંઈનાં વચનો જ અહીં લખી બતાવું છું કે, વિશ્વાસ વિના સિદ્ધિ થતી નથી અને હરિભજન વિના સંસારનો ભય નષ્ટ થતો નથી." ॥ ૪ ॥ એક દિવસે તુલસીદાસજી નહાવાને માટે જળમાં પેઠા, ત્યાં કોઈ સ્ત્રી નગ્ન થઈને નહાવા પેઠી હતી, તેણે લજાઇ, વ્યાકુલ થઇને કહ્યું કે, "તમને રામ દોહાઈ છે, મારા તરફ પીઠ દઇને ઉભા રહો." ॥ ૫ ॥ તુલસીદાસજી પીઠ દઇને ઉભા રહેતાં, પેલી સ્ત્રી નાહી, વસ્ત્ર પહેરીને ઘેર ચાલી ગઈ. તુલસીદાસજી તો આખો દિવસ જળમાં એમ ને એમ પીઠ દઇને ઉભા રહ્યા. ॥ ૬ ॥ કેમકે એ સ્ત્રી જતી વખતે રામ દોહાઈ છૂટયાનું કહેવું ભૂલી ગઈ હતી. સઘળા નગરમાં આ બાબતનો કોલાહલ મચી રહેતાં તે સ્ત્રીએ ત્યાં આવીને ॥ ૭ ॥

दो०—तुलसिदास सों वचन कहि, राम शपथ तुमकाहिं ॥
जाहु अपने भवनको, इतै काज कछु नाहिं ॥ ३४ ॥

તુલસીદાસજીને કહ્યું કે, " તમને રામચન્દ્રજીની દોહાઇ છે. તમે પોતાને ઘેર જાઓ. અહીં તમારૂં કશું કામ નથી. " ૩૪ ॥

तुलसिदास जलते निकसि, तब आयो निज भौन ॥
जलचर पग पल नोचि लिय, कियो न इक पद गौन ॥ ३५ ॥

ત્યારે તુલસીદાસજી જલમાંથી નીકળીને પોતાના આસનપર આવ્યા. પાણીમાં ઉભા રહ્યા હતા, તે સમયમાં જલચર જંતુઓ તેમનાં ચરણોનાં માંસોને ખાઇ જતા હતા, તો પણ તે પોતે એક પગલું માત્ર પણ ખસ્યા ન હતા. ॥ ૩૫ ॥

दो०—राम शपथ यहि भाँति की, ताहि मंदमति लोग ॥
राम द्रोहि भाषत रहैं, करिकै मृषा प्रयोग ॥ ३६ ॥

રામની દોહાઈ આવી રીતની છે. રામદ્રોહી મંદબુદ્ધિવાળા લોકો વારંવાર રામ દોહાઇ લે છે અને પાછી તેને મિથ્યા કરીને વર્તે છે. ॥ ૩૬ ॥

चौ०—तुलसिदास कर बढयो प्रभाऊ । भयो विदित पुहुमी सब ठांऊ ॥
बादशाह दिल्लीको वासी । सुनि कीरति अति आँनँदरासी ॥ १ ॥
निजनायकको कह्यो बुलाई । तुलसीको ल्याइये लिवाई ॥
नायक चल्यो बनारस आयो । तुलसिदासके पद शिर नायो ॥ २ ॥
हजरत तुम्हैं बोलायो साईं । चल्यो दूत कहिकै तेहि ठांईं ॥
तुलसिदास तब कियो विचारा । कौन शाहते हेतु हमारा ॥ ३ ॥
पै जो हम दिल्ली नहिं जैहैं । शाह अवशि दरशनहित ऐहैं ॥
तो जिवनको अति दुख होई । उचित परै चलिबो मोहिं जोई ॥ ४ ॥
तुलसिदास लै साधु समाजा । दिल्ली गये सुमिरी रघुराजा ॥
शाह कियो सादर सतकारा । पुनि बोल्यो अपने दरबारा ॥ ५ ॥
तुमहि सुन्यो साहेबहि मिलापी । अजमत देहु देखाय प्रतापी ॥
तुलसी कह्यो राम हम जानै । दूसर साहेब और न मानै ॥ ६ ॥

આવાં આવાં કારણોને લીધે, તુલસીદાસજીનો પ્રભાવ વૃદ્ધિ પામીને, પૃથ્વીપર સર્વત્ર પ્રખ્યાત થયો. દિલ્હીના પાદશાહે, એ આનંદના સમૂહરુપ કીર્તિ સાંભળી, ॥ ૧ ॥ પોતાની ફોજના નાયકને બોલાવીને આજ્ઞા કરી કે, "તુલસીદાસજીને અહીં લઈ આવ." નાયકે ત્યાંથી કાશીમાં તુલસીદાસજીની પાસે આવી, ચરણોમાં માથું નમાવીને કહ્યું કે, ॥ ૨ ॥ " સાંઈ! તમને હજરત બોલાવે છે." એટલું કહીને તે નાયક ત્યાંથી ચાલ્યો જતાં, તુલસીદાસજીએ વિચાર કર્યો કે, " પાદશાહને મારૂં શું પ્રયોજન હોય? અને મારે પણ પાદશાહનું શું પ્રયોજન છે? ॥ ૩ ॥ પરંતુ હું દિલ્હીમાં નહિ જાઉં તો પાદશાહ દર્શનને માટે અવશ્ય અહિં આવશે અને તે આવશે તો અહીંનાં તથા માર્ગનાં પ્રાણીઓને અાત દુઃખ થશે. માટે મારે જ અહીંથી ત્યાં ચાલી જવું ઉચિત છે." ॥ ૪ ॥ આવો વિચાર કરી, સાધુઓના સમાજને સાથે લઈ, રામચન્દ્રજીનું સ્મરણ કરીને, તુલ-

સીદાસજી દિલ્હી ગયા. ત્યાં પાદશાહે તેમનો આદર સત્કાર કર્યો અને પછી દરબારમાં બોલાવીને કહ્યું કે, ॥ ५ ॥ "તમને સાહેબનો મેલાપ થયાનું મેં સાંભળ્યું છે, તો તે વિષયનો આજ મને પણ કાંઈ પ્રતાપ દેખાડો." તુલસીદાસજી બોલ્યા કે, મહારાજ! હું કેવળ રામ નામ જાણું છું. બીજું કશું જાણતો નથી." ॥ ६ ॥

दो०—अजमत देखन हेतु तहँ, कीन्हो हठ शठ शाह ॥
तुलसिदास अजमत करन, कियो न मनमें चाह ॥ ३७ ॥

પાદશાહે કરામત જોવાને માટે, શઠતાથી ઘણો હઠ કર્યો પણ તે દેખાડવાની તુલસીદાસજીને કશી ઇચ્છા જ થઈ નહીં. ॥ ३७ ॥

चौ०—शाह सकोप कह्यो तब वानी । तू खिलाफ अजमत अभिमानी ॥
कारागार कैद यहि कीजै । राम करत का सो लखि लीजै ॥ १ ॥
सुनत शाह शासन मजबूता । कारागार गये लै दूता ॥
तुलसिदास तब कियो विचारा । मोर सहायक पवन कुमारा ॥ २ ॥
सुमरयो पद रचिकै हनुमाना । सो पद श्रोता सुनहु सुजाना ॥

આથી કોપ કરીને પાદશાહ બોલ્યો કે, "તું ખોટી કરામતનું અભિમાન ધરાવે છે. સીપાઈઓ! આને બંદીખાનામાં લઈ જાઓ. એનો રામ શું કરે છે? તે જોઈ લેશું. ॥ १ ॥ " પાદશાહની દૃઢ આજ્ઞા સાંભળીને, સીપાઈઓ તુલસીદાસજીને બંદીખાનામાં લઈ ગયા. ત્યાં 'હનુમાનજી મારી સહાયતા કરશે' એમ વિચારી, હનુમાનજીનું સ્મરણ કરી, તુલસીદાસજીએ જે એક પદ રચ્યું તે સાંભળો. ॥ २ ॥

पद—ऐसो तोहिं न बूझिये हनुमान हठीले । हाँक सुनत दशकंधके भये बंधन ढीले

'હે મહાવીર હઠીલા! આવી રીતે મારી ઉપેક્ષા કરવી, એ તમને છાજતું નથી. તમારી હાક સાંભળીને તો રાવણનાં બંધનો પણ શિથિલ થઈ ગયાં હતાં, ત્યારે બીજાં બંધનોની તો વાત જ શી કરવી હોય?'

चौ०—तुलसिदास यह पद रचि गायो । तब हनुमत उर अमरष आयो ॥ ३ ॥
होत भोर दिल्ली पुर माहीं । कोटिन मर्कट विकट देखाहीं ॥
कोट कँगूरन और हवेली । कलसा दियो अनेकन ठेली ॥ ४ ॥
शाखामृग यकयक घरमाहीं । प्रविशत लाखन तुरत दिखाहीं ॥
लाल किलामधि साह मकाना । तहँ बाँदर प्रविशे सहसाना ॥ ५ ॥
तोपन तुपकन यद्यपि मारा । तदपि कीश नहिं हठे हजारा ॥
घुसे कीश बहु शाह जनाने । पकरि बेगमनको अनखाने ॥ ६ ॥

આ પદ રચીને તુલસીદાસજીએ ગાયું કે, તે જ સમયે હનુમાનજીને પાદશાહ ઉપર ક્રોધ ઉત્પન્ન થયો. ॥ ३ ॥ પ્રાતઃકાલ થતાં જ દિલ્હીમાં કરોડો વિકટ વાનરાઓએ દેખાવ દીધો. કોટ ઉપર, કોટના કાંગરાઓ ઉપર તથા હવેલીઓ ઉપર કરોડો વાનરાઓ દેખાવા લાગ્યા ॥ ४ ॥ અને તેઓ હવેલીઓ ઉપરના કલશોને તોડી ફોડીને ફેંકી દેવા

લાગ્યા. એક એક ઘરમાં તુરત લાખ લાખ વાનરાઓ પેસવા લાગ્યા. ॥ ૫ ॥ પાદશાહના લાલ કિલ્લામાં પણ વાનરાઓ પેઠા. જો કે અનેક તોપો અને અનેક બંદૂકો ફોડવામાં આવી, તોપણ વાનરાઓ હઠાડ્યા હઠ્યા નહીં. ઘણા ઘણા વાનરાઓ પાદશાહના જનાનામાં પેસી, બેગમોને પકડી, હેરાન કરવા લાગ્યા. ॥ ૬ ॥

दो०-फारि वसन पटहीन किय, चीथि चीथि सब अंग ॥
हाहाकार मचाय दिय, रँगे कोपके रंग ॥ ३८ ॥

બેગમોનાં અંગોપર નખોથી વીખરડા ભરી, વસ્ત્રોને ફાડી ફાડીને, બેગમોને વસ્ત્રરહિત કરી નાખવા લાગ્યા. કોપના રંગથી રંગાયેલા વાનરાઓએ, દિલ્હીમાં હાહાકાર મચાવી દીધો. ॥ ૩૮ ॥

चौ०-रहे जौन दिल्लीके वासी । भये सकल ते जीव निरासी ॥
लखि दुर्दशा शाह घबराना । सकल वजीरनको द्रुत आना ॥ १ ॥
शासन दीन्हो करहु विचारा । केहि हित माँच्यो जुलुम अपारा ॥
हाफिज वृद्ध रह्यो तहँ यका । सो कह कीन्हो अति अविवेका ॥ २ ॥
यक फकीरको कैद करायो । सो अपनी अजमत दरशायो ॥
करत शाहके यही विचारा । दिल्ली माच्यो हाहाकारा ॥ ३ ॥
यक यक पुरुष नारिपर कीशा । लाखन लपटी गये कर रीशा ॥
भागी वेगम बिन सुथनीया । कहत खुदाय न पग पैजनिया ॥ ४ ॥
नोचहिं नारिन केशन कीशा । भागत गिरीं फूटिगे शीशा ॥
मातु सुता पितु सुत तजि भागे । कोउ कोउ सँग न लिय भय पागे॥५॥
दिल्ली प्रलय होतिसों दीसै । हल्ला कियो महल्ला कीसै ॥
कारागार जाय तब शाहा । गिरयो तुरत तुलसी पदमाहा ॥ ६ ॥

જે કોઈ દિલ્હીવાસીઓ હતા, તેઓ સર્વે વ્યાકુલ થઈ, જીવવાની આશા છોડી બેઠા. પાદશાહે આ દુર્દશા જોઈ, ગભરાઈ, તુરત સઘળા વજીરોને બોલાવીને આજ્ઞા કરી કે, ॥ ૧ ॥ 'આ અપાર જુલમ શાથી જામ્યો છે? તેનો વિચાર કરો.' આ સમયમાં એક વૃદ્ધ કાજી હતો, તે બોલ્યો કે, "તમે એક ફકીરને કેદ કર્યો છે. એ મોટો અવિવેક કર્યો છે. ॥ ૨ ॥ એ ફકીરે આ પોતાની કરામત દેખાડી છે." પાદશાહની સભામાં આ વિચાર થતો હતો, એટલામાં તો દિલ્હીમાં વિશેષ હાહાકાર મચ્યો. ॥ ૩ ॥ દરેક પુરુષોને તથા દરેક સ્ત્રીઓને લાખ લાખ વાનરાઓ વળગવા લાગ્યા. બેગમો, 'ખોદા ખોદા' પોકારી, સુંથણીઓ વગરની અને પગરખાં વગરની જ ભાગવા લાગી, ॥ ૪ ॥ વાનરાઓ સ્ત્રીઓને ખેંચવા લાગ્યા. ભાગવા જતાં પડી જવાથી, સ્ત્રીઓનાં માથાં ફૂટી જવા લાગ્યાં. માબાપો સંતાનોને પડતાં મૂકી મૂકીને ભાગવા લાગ્યાં. ડરને લીધે કોઈ પણ, કોઈને સાથે ન લેવા લાગ્યાં. ॥ ૫ ॥ દિલ્હીમાં પ્રલય થતો હોય એવું દેખાવા લાગ્યું. વાનરાઓએ દિલ્હીના પ્રત્યેક મોહોલ્લાઓમાં હલ્લાઓ મચાવી દીધા. ॥ ૬ ॥

दो०-विनय कियो कर जोरिकै, अजमत कीन्हो देखि ॥
अब वानरन समेटियै, प्रलय होतिसी लेखि ॥ ३९ ॥

આ સમયમાં પાદશાહે, તુરત બંદીખાનામાં જઈ, તુલસીદાસજીનાં ચરણોમાં પડી, હાથ જોડીને વિનતિ કરી કે, " હવે વાનરાઓને સમેટી લ્યો; નહીં તો દિલ્હીમાં પ્રલય જેવું થાય છે." ॥ ૩૯ ॥

चौ०-तुलसिदास कह अजमत देखौ । राम चरित्र सकल जिय लेखौ ॥
जो चाहो आपनी भलाई । तो फेरहु पुर राम दोहाई ॥ १ ॥
यह दिल्ली भो हनुमत थाना । बस तुं जाय रचि द्वितिय मकाना ॥
शाह मानि शासन शिर नाई । दिल्ली फेरी राम दोहाई ॥ २ ॥
बंदर बंद भये जेहिं काले । तुलसीको ल्यायो निज आले ॥
कियो गोसांईको सतकारा । दिल्ली दूसर रच्यो सुवारा ॥ ३ ॥
रामघाट रचि यमुनामाहीं । दिल्ली अरपिय्यु तुलसी काहीं ॥
वस्यो सुचित चित बादशाहा तहँ । तुलसीको राख्यो तेहि पुरमहँ ॥ ४ ॥
सुनी सूरकीरति तेहि भाँती । दरशन अभिलाषा अधिकाती ॥
पठै बुद्धिमानन ब्रजकाहीं । आन्यो सूरदास पुरमाहीं ॥ ५ ॥
तुलसी सूर समागम भयऊ । राम कृष्णमय पुर है गयऊ ॥
दोऊ गये शाह दरबारा । बादशाहा किय अति सतकारा ॥ ६ ॥

તુલસીદાસજી બોલ્યા કે, " આને કરામત નહીં સમજતાં, આ સઘળું રામચન્દ્રજીનું જ ચરિત્ર છે એમ સમજો. જો તમે પોતાનું ભલું ઈચ્છતા હો તો, શહેરમાં રામની દોહાઈ ફેરવી દો. ॥ ૧ ॥ આ દિલ્હી હવે હનુમાનજીનું સ્થાનક બની છે, માટે તમે કોઈ બીજું સ્થાન રચીને ત્યાં વસો. " પાદશાહે તુલસીદાસજીનાં આ વચનોનો સ્વીકાર કરી, દિલ્હીમાં રામચન્દ્રજીની દોહાઈ ફેરવી દીધી કે, ॥ ૨ ॥ તુરત જ વાનરાઓનો ઉપદ્રવ બંધ પડી ગયો. પાદશાહે તુલસીદાસજીને સારા સ્થાનમાં લાવી, મોટો સત્કાર કરીને બીજી દિલ્હી વસાવી. ॥ ૩ ॥ યમુનાના કીનારાપર રામઘાટ બંધાવીને પહેલી દિલ્હી તુલસીદાસજીને આપી. પાદશાહ પ્રસન્નતાથી નવી દિલ્હીમાં રહ્યો અને તુલસીદાસજીને જુની દિલ્હીમાં રાખ્યા. ॥ ૪ ॥ આ સમયમાં સૂરદાસજીની કીર્તિ પણ જગતમાં બહુ ફેલાઈ રહી હતી, તેથી પાદશાહને તેમનાં દર્શનની પણ અત્યંત ઉત્કંઠા થતાં, તેણે બુદ્ધિમાન્ વજીરોને વ્રજમાં મોકલીને સૂરદાસજીને પણ બોલાવ્યા, ॥ ૫ ॥ તુલસીદાસજીનો અને સૂરદાસજીનો સમાગમ થતાં શહેર રામકૃષ્ણમય થઈ ગયું. એ બન્ને મહાત્માઓ પાદશાહના દરબારમાં ગયા અને ત્યાં પાદશાહે તેઓનો મોટો સત્કાર કર્યો.॥ ૬ ॥

दो०-शाह कह्यो तब सूरसों, दीजै चरित देखाय ॥
सूर कह्यो तुलसी चरित, लखि नहिं गये अघाय ॥ ४० ॥

પાદશાહે ' કાંઈક કરામત દેખાડો, ' એમ કહેતાં સૂરદાસજીએ કહ્યું કે, " તુલસીદાસજીનું ચરિત્ર જોયા છતાં પણ હજુ તમારૂં પેટ નથી ભરાયું ? ॥ ૪૦ ॥

चौ०—बेटी तुव जो बसै जनाने । तासु चरित सुनिये दोउ काने ॥
कृष्ण रासकी सखी सुहाई । कौनेहु पाप भवन तुव आई ॥ १ ॥
ताहि पठावहु ब्रजै तुरंता । रास करत जह राधाकंता ॥
जो परतीति होय नहिं तेरे । तौ मानिये वयन अस मेरे ॥ २ ॥
तासु वाम जंघा तिल होई । मूरति श्यामक पोलहि जोई ॥
साह सुनत उठि गयो जनाने । बेटी को सो वचन बखाने ॥ ३ ॥
सुनतहि सुता सूर ढिग आई । दै तलमुख तनु दियो विहाई ॥
तासु जंघतिल लख्यो अमोला । श्याम स्वरूपहु लख्यो कपोला ॥ ४ ॥
अचरज गुणि पूछ्यो तब सूरै । हेत बखानी हरहु भ्रम पूरै ॥
सूर कह्यो यह सखी रासकी । मान कियो पिय मिलन आसकी ॥५॥
मैंही गयो मनावन याको । मान्यो नहिं मनायकै थाको ॥
तब मैं कह्यो वियोगिनी व्हैहै । सोउ कह तुहूं वियोगहि पैहै ॥ ६ ॥

તમારા જનાનામાં જે તમારી શાહજાદી છે, તેનું ચરિત્ર ધ્યાન દઈ ને સાંભળો. એ શ્રીકૃષ્ણના રાસની સખી છે અને કોઈ પાપના યોગથી તમારે ઘેર જન્મી છે. ॥ ૧ ॥ એ શાહજાદીને તુરત જ વ્રજમાં મોકલી આપો, કે જ્યાં રાધારમણ શ્રીકૃષ્ણ ભગવાન્ રાસ કરે છે. જો તમને વિશ્વાસ ન આવતો હોય તો, મારૂં વચન માનીને જુવો કે, ॥૨॥ એ શાહજાદીના ડાબા સાથળ ઉપર અમૂલ્ય તલ છે અને ગાલોમાં શ્યામસ્વરુપ શ્રીકૃષ્ણની મૂર્તિ દેખવામાં આવે છે. " આ વાત સાંભળતાં જ પાદશાહે ઉઠી, જનાનામાં જઈ, શાહજાદીના શરીરની તપાસ કરતાં, ॥ ૩ ॥ તેના ડાબા સાથળપર તલ અને કપોલમાં શ્યામ મૂર્તિ જોવામાં આવ્યાં. ॥ ૪ ॥ આથી પાદશાહે, 'તને સૂરદાસજી બોલાવે છે, ' એમ કહેતાં તે તુરત જ સૂરદાસજીની પાસે આવી અને તેણે સૂરદાસજીના હાથના તલામાં મોહોડું રાખીને શરીર છોડી દીધું. આ આશ્ચર્ય માની, પાદશાહે " આનું કારણ કહીને, મારી મોટી ભ્રાંતિ ટાળો. " એમ વિજ્ઞપ્તિ કરતાં, સૂરદાસજી બોલ્યા કે, " આ શાહજાદી રાસની સખી છે. ॥ ૫ ॥ એક દિવસ શ્રીકૃષ્ણ નહીં મળવાથી, તે રીસાઈને બેસતાં, હું તેને મનાવવા ગયો હતો. હું મનાવી મનાવીને થાકયો, પણ તેણે માન્યું નહીં અને મને હાથના તળાનો પ્રહાર કર્યો. તું વિયોગિની થશે, એવો મેં શાપ દેતાં, તેણે મને પણ કહ્યું કે, તારી પણ એ જ દશા થશે. ॥ ૬ ॥

दो०—आय गये तहँ मिलन हित, तुरतहि मदन गोपाल ॥
कर गहि जंघा धरि छरी, चूमि कपोल विशाल ॥ ४१ ॥

આ સમયમાં મદનગોપાલ ( શ્રીકૃષ્ણ ) , ત્યાં આવી પહોંચ્યા અને તે, તેનો હાથ પકડી, તેના સાથળ ઉપર છડી ધરી, સુંદર કપોલનું ચુંબન કરી, ॥ ૪૧ ॥

चौ०–लियो लेवाय मनाय मियाको । जान्यो सब वृत्तांत तहाँको ॥
मोहिं कह्यो तैं प्रगट जगतमें । तारें जनन विराजि भगतमें ॥ १ ॥
सखी होयगी साहकुमारी । तोहिं मिलि है तब तनु तजिडारी ॥
सो अमरषवश मोहिं तल मार्‌यो । तनु तजि यदुपतिधाम सिधार्‌यो ॥ २ ॥
छरीचिन्ह जंघातिल सोई । चुंबन कीन्ह कपोलहि जोई ॥
शाह सत्य गुणि अचरज त्यागा । बारहिं बार सूर पग लागा ॥ ३ ॥
रहे बहुत दिन सूर गोसांई । करि सतसंग न मोद अघाई ॥
यक दिन दोउ बजार महँ बैठे । करि सतसंग मोदरस पैठे ॥ ४ ॥
शाह मत्त मातंग महाना । आवत चलो दुहुन दरशाना ॥
लोगन कह्यो पराव तुरंता । ना तो करन चहत गज अंता ॥ ५ ॥
सूर कह्यो मैं जाहु गोसाइं । मै रहिसकों न अब यहि ठाइं ॥
मेरे नंदलाल अति बालक । किमि ह्वैहै दुर्धर गजघालक ॥ ६ ॥
तूं बैठैं तौ बैठ भलाई । धनुधर तेरो नाथ गोसांई ॥

મનાવીને, રાસમાં લઇ ગયા. ત્યાંનું સઘળું વૃત્તાંત જાણીને, શ્રીકૃષ્ણે મને કહ્યું કે, તું જગતમાં જન્મી, ભક્તલોકોમાં ગણાઈ, ભક્તિને દૃઢ કરીને, પ્રાણીઓને તારજે ॥૧॥ અને આ સખી પાદશાહની શાહજાદી થઈ, તને મળશે તથા મળતાં જ પોતાના શરીરને છોડી દેશે. આ સખીએ ક્રોધને લીધે મને હાથના તળાંનો પ્રહાર માર્યો હતો. હવે શરીરનો ત્યાગ કરી, શ્રીકૃષ્ણના ધામમાં ગઈ. ॥ ૨ ॥ શ્રીકૃષ્ણે છડી ધરી હતી, તેથી આના સાથળ પર કાળો તલ થયો હતો અને ચુંબન કર્યું હતું, તેથી કપોલમાં શ્યામમૂર્તિ લાગી રહી હતી." સૂરદાસજીનાં વચનો સાંભળી, સત્ય વાત માની, આશ્ચર્યનો ત્યાગ કરીને પાદશાહ વારંવાર સૂરદાસજીને પગે લાગ્યો. ॥ ૩ ॥ સૂરદાસજી અને તુલસીદાસજી, એ બન્નેને, ત્યાં ઘણા દિવસો સૂધી સત્સંગ રહ્યો અને સત્સંગના આનંદથી તૃપ્ત જ ન થવા લાગ્યા. એક દિવસે એ બન્ને મહાત્માઓ બજારમાં બેસીને સત્સંગના રસનો આનંદ લેતા હતા, ॥૪॥ ત્યાં પાદશાહનો મસ્ત હાથી બજારમાં ચાલ્યો આવતો જોવામાં આવ્યો. લોકો પોકારવા લાગ્યા કે, "ભાગો, ભાગો, નહીં તો આ હાથી મારી નાખશે." ॥ ૫ ॥ સૂરદાસજી બોલ્યા કે, "ગુસાંઈજી! હું અહીંથી ભાગું છું. મારાથી અહીં ઉભી શકાય નહીં. મારા નંદલાલ કે જે અત્યંત બાલક છે, તે આ મસ્ત હાથીને કેમ રોકી શકે? ॥ ૬ ॥ તમારી ઇચ્છા હોય તો તમે ભલે બેઠા રહો. કેમ કે, તમારો સ્વામી ધનુષધારી છે." ॥

दो०–भगे सूर अस कहि तहाँ, लीन्हे अंक गोपाल ॥
तुलसिदास मुसकाइके, बैठ सुमिरि रघुलाल ॥ ४२ ॥

એમ કહી, સૂરદાસજી મદનગોપાલની મૂર્તિને ગોદમાં લઈને ત્યાંથી ભાગી ગયા. અને તુલસીદાસજી તો હશી, રામચન્દ્રજીનું સ્મરણ કરીને ત્યાં જ બેઠા રહ્યા. ॥ ૪૨ ॥

चौ०–धायो तुलसी सन्मुख नागा । अकस्मात शीश शर लागा ॥
मर्‌यो नाग करि घोर चिकारा । भो वृत्तांत विदित संसारा ॥ १ ॥

तुलसी सूर समागम करिके । काशी आवत मे मुद भरिके ॥
एक समय नाभाजू ज्ञानी । जिन यह भक्तमाल निरमानी ॥ २ ॥
ते सब संतन नेउता दीन्हो । सिगरे संत पयानो कीन्हो ॥
तुलसिदासको न्येता आयो । तब मनमें विचार अस ल्यायो ॥ ३ ॥
पंगतिमें कच्चो पकवाना । द्विजको खैबो उचित न जाना ॥
यह विचार करि तहाँ न गयऊ । पवनसुवन तासों कहि दयऊ ॥ ४ ॥
भक्तराज नाभाको जानो । तुरतहि तहँको करो पयानो ॥
हनुमत शासन सुनत गोसांई । चले तुरत भिक्षुककी नाई ॥ ५ ॥
नगर ओडछे ढिग तब गयऊ । कौतुक तहाँ माचि यह रहेऊ ॥
तहाँको इंद्रजीत जो राजा । सो जोरयो बहु कविन समाजा ॥ ६ ॥

પેલો હાથી, તુલસીદાસજીની સામે દોડયો, કે તુરત જ અકસ્માત્ માથામાં બાણુ વાગતાં, ભયંકર ચિત્કાર કરીને મરી ગયો. આ વૃત્તાંત સઘળા જગતમાં ફેલાઈ ગયું. ॥ ૧ ॥ તુલસીદાસજી, આ પ્રમાણે સૂરદાસજીનો સમાગમ કરી, પૂર્ણ આનંદ લઈને કાશીમાં આવ્યા. એક સમયે મહા જ્ઞાની નાભાજી કે જેણે ભક્તમાલ બનાવેલ છે, ॥૨॥ તેણે સઘળા સંતોને નોતર્યા અને તે ઉપરથી સઘળા સંતો તેને ત્યાં ગયા. તુલસીદાસજીને નોતરૂં આવતાં, તેના મનમાં એવો વિચાર આવ્યો કે, ॥ ૩ ॥ " પંગતમાં બેસીને કાચું પકવાન્ન જમવું, એ બ્રાહ્મણોને ઉચિત નથી." આવા વિચારથી તુલસીદાસજી ત્યાં જવામાં અટકતાં, હનુમાનજીએ કહ્યું કે, ॥ ૪ ॥ " નાભાજીને ભક્તરાજ કરી માનો અને તેમને ત્યાં તુરત જાઓ." હનુમાનજીની આજ્ઞા થતાં તુલસીદાસજી તુરત જ ભિક્ષુકની પેઠે ત્યાંથી ચાલ્યા. ॥ ૫ ॥ ઓડછા નામના નગરની પાસે પહોંચ્યા, ત્યાં એક કોતુક જોવામાં આવ્યું. ત્યાંના ઇંદ્રજિત નામના રાજાએ ઘણા ઘણા કવિઓનો સમાજ એકઠો કર્યો હતો અને ॥ ૬ ॥

दो०—कविसमाज शिरताज किय, श्रीकवि केशवदास ॥
रामचंद्रिका जो विमल, कीन्हों जगत प्रकाश ॥ ४३ ॥

તેમાં શ્રીકેશવદાસજી નામના કવિને સર્વોપરિ સ્થાપ્યા હતા, કે જેમણે જગતમાં રામચંદ્રિકા નામના નિર્મળ ગ્રન્થનો પ્રકાશ કર્યો છે. ॥ ૪૩ ॥

चौ०—कवि मंडली विलोकि नरेशा । दीन्हो विप्रन नवल निदेशा ॥
यह सब कविमंडली सदाहीं । रहै कौन विधि मम ढिग पाहीं ॥ १ ॥
मंत्र शास्त्र विधि कह अस बानी । प्रेत यज्ञ कीजैं विधि ठानी ॥
यहि विधिते यह कविन समाजा । रहे सहस वर्षहु लगि राजा ॥ २ ॥
इंद्रजीत तब अति सुख पायो । प्रेत यज्ञ विधि सहित करायो ॥
सो कविमंडलयुत नरनाथा । भये प्रेत तनु तजि यक साथा ॥ ३ ॥
रामचंद्रिका केशव कीन्ही । पूरण भई न तनु तजि दीन्ही ॥

यह वृत्तांत सकल कोउ पाई । तुलसिदासको दियो सुनाई ॥ ४ ॥
सोई कवि केशव वटतर माही । अबलों करत पुकार सदाही ॥
रामचंद्रिकाको लेजाई । ल्यावै तुलसीसों शोधवाई ॥ ५ ॥
यह सुनि तुलसिदास तहँ गयऊ । केशव कहत पुकारत भयऊ ॥
केशव तरुते उतरि तुरंता । तुलसी पद पकरयो हरषंता ॥ ६ ॥

કવિઓની મંડળીને જોઈ, રાજાએ અપૂર્વ આજ્ઞા કરી કે, " આ મંડળી સર્વદા મારી પાસે રહે એવો કોઈ ઉપાય છે?" ॥ ૧ ॥ આ સમયમાં કોઈ મંત્રશાસ્ત્રીએ કહ્યું કે, " મંત્રશાસ્ત્રના વિધિપ્રમાણે તમે પ્રેતયજ્ઞ કરો, તો આ સઘળા કવિઓ પ્રેત બનીને તમારી પાસે હજાર વર્ષ સુધી રહે. " ॥ ૨ ॥ આથી ઇંદ્રજિત રાજાએ આનંદ પામી, વિધિપૂર્વક પ્રેતયજ્ઞ કરાવ્યો હતો અને તેથી તે રાજા કવિમંડળી સહિત એકી વખતે મરણ પામી, પ્રેત બનીને રહ્યો હતો. ॥ ૩ ॥ રામચંદ્રિકા નામનો ગ્રન્થ પૂરો થયા પહેલાં જ કેશવદાસજીને પ્રેતયોની પ્રાપ્ત થઈ હતી, તેથી કવિ વડના ઝાડપર પોકારતા હતા કે, ' કોઈ પણ જણ રામચંદ્રિકા લઈ જઈ ને તુલસીદાસજીની પાસે શુદ્ધ કરાવી લાવે. ' ॥ ૪ ॥ આ વાત કોઈ માણસના જાણવામાં આવી હતી, તેથી તે માણસે તુલસીદાસજીની પાસે જઈને કહી. ॥ ૫ ॥ આ વાત સાંભળીને તુલસીદાસજી ત્યાં ગયા અને ' કેશવદાસ, કેશવદાસ ' કરીને પોકારવા લાગ્યા. કેશવદાસે તુરત જ વડ ઉપરથી ઉતરી, હરખાતાં હરખાતાં તુલસીદાસજીના ચરણ પકડયાં અને કહ્યું કે, ॥ ૬ ॥

दो०—नाथ उधारो मोहिं अब, ग्रन्थ सुधारो सोय ॥
नहिं बाँच्यो मम कोउ कुमति, हारयो बहु विधि रोय ॥ ४४ ॥

" નાથ! હવે મારો ઉદ્ધાર કરો અને મારા ગ્રન્થને સુધારો. મારી કુમતીને લીધે મારો ગ્રંથ કોઈએ વાંચ્યો નથી. હું ઘણા ઘણા પ્રકારોથી રોઈ રોઈને હારી ગયો છું." ૪૪

चौ०—तुलसी कह्यो विहँसि असवानी । रामचंद्रिका पढु सुखखानी ॥
केशव रामचंद्रिका पढेऊ । तुलसी सुनि शोधत मुद बढेऊ ॥ १ ॥
रामचंद्रिका पूरी जबहीं । केशव तरयो जयति कहि तबहीं ॥
नाभा निकट गोसांई गमने । पंगति समय पहुँचि सुखसमने ॥ २ ॥
लखि नाभा कछु कह्यो न वानी । लखन रीति तेहि सुमति लोभानी ॥
तुलसी बैठै पंगति छोरा । परी पातरी नीचे ठोरा ॥ ३ ॥
साधु उपानत पातरि नीचे । धरि कीन्हो सम अति सुख सींचे ॥
नाभा निरखि भाव अस ताको । मिल्यो जाय कर गहि सुख छाको ॥४॥
ताहि मध्यपंगति बैठायो । बार बार चरणन शिर नायो ॥
कछु दिन कीन्हों तहाँ निवासा । करि सतसंगहि लह्यो हुलासा ॥ ५ ॥
नाभा तासु विमल मति हेरा । भक्तमालमहँ कियो सुमेरा ॥
पुनि ब्रजमंडल यात्रा करनै । तुलसिदास गमन्योसुख भरिनै ॥ ६ ॥

તુલસીદાસજીએ હસીને કહ્યું કે, "તમે આનંદ ધરીને રામચંદ્રિકા બોલો." કેશવદાસ રામચંદ્રિકા બોલવા લાગ્યા અને તુલસીદાસજી પરમ પ્રેમથી શુદ્ધ કરવા લાગ્યા. ॥ ૧ ॥ રામચંદ્રિકા પૂરી થઈ તે સમયમાં જ કેશવદાસે, પ્રેતપણાથી મુક્ત થઈ, જય જય શબ્દનો ઉચ્ચાર કર્યો. તુલસીદાસજી ત્યાંથી નાભાજીની પાસે ગયા, તે બરાબર પંગતના સમયમાં જ પહોંચ્યા. ॥ ૨ ॥ તુલસીદાસજીના મનમાં પ્રથમ કાંઈક સંકોચ થયાની વાત નાભાજીના જાણવામાં આવી ગઈ હતી, તેથી નાભાજી તુલસીદાસજીને જોઈને કશું પણ બોલ્યા નહીં. તુલસીદાસજી તો પંગત છોડીને ત્યાં બેઠા કે જ્યાં કોઈ સાધુની પાદુકા ઉપર પાતલ પડી હતી. ॥ ૩ ॥ એ પાતલને પાદુકાઓની ઉપર જ બરાબર રાખીને તુલસીદાસજી પરમ આનંદથી જમવા બેસતાં, નાભાજીએ તેમનો ભાવ જોઈ, અતિ આનંદ પામી, ॥ ૪ ॥ ત્યાં જઈ, તેમને મળી, ત્યાંથી ઉઠાડીને પંગતના મધ્યમાં બેસાડ્યા અને તેમના ચરણોમાં વારંવાર માથું નમાવ્યું. તુલસીદાસજીએ નાભાજીને ત્યાં જ કેટલાક દિવસ નિવાસ કરીને સત્સંગનું સુખ લીધું. ॥ ૫ ॥ નાભાજીએ તુલસીદાસજીની બુદ્ધિને અતિ નિર્મળ જોઈ, તેમને પોતાના ભક્તમાલ નામના ગ્રન્થમાં ભક્ત શિરોમણિ કરીને લખ્યા. તુલસીદાસજી પ્રસન્ન થઈને વ્રજમંડલની યાત્રા કરવા ચાલ્યા. ॥ ૬ ॥

**दो०–नाभा जू छप्पय लिख्यो, भक्तमालमें जौन ॥**
**मैं सो इत लिखि दैतहौं, श्रोता समुझौ तौन ॥ ४५ ॥**

નાભાજીએ ભક્તમાલમાં જે છપ્પો લખ્યો છે, તે છપ્પો અહીં લખી દઉં છું. એ ઉપરથી શ્રોતાજનોએ સમજી લેવું. ॥ ૪૫ ॥

**छप्पय–त्रेता काव्य निबंध कियो सतकोटि रामायण ॥**
**यक अक्षर उच्चरे ब्रह्महत्यादि परायण ॥**
**अब भक्त न सुख देन बहुरि लीला विस्तारी ॥**
**रामचरण रसमत्त रहत अहनिशि व्रतधारी ॥**
**संसार अपारके पारको सुगमरूप नौका लयो ॥**
**कलि कुटिल जीव निस्तार हित वाल्मीकि तुलसी भयो ॥ १ ॥**

જેણે ત્રેતાયુગમાં એક અક્ષરના ઉચ્ચારણમાત્રથી બ્રહ્મહત્યાદિક પાપોને નષ્ટ કરનારી શતકોટિ રામાયણ રચી હતી, તે વાલ્મીકિ મુનિ લીલાનો વિસ્તાર કરી, આ કલિયુગમાં ભક્ત લોકોને સુખ દેવા માટે, રામચન્દ્રજીનાં ચરણકમલોના મકરન્દથી મત્ત રહેનારા અને અહર્નિશ શુભ નિયમોનું ધારણ કરનારા તુલસીદાસજીરુપે અવતર્યા છે, કે જે તુલસીદાસજીએ કલિયુગમાં કુટિલ જીવોના ઉદ્ધારને માટે સંસારરુપી અપાર સમુદ્રને તારવામાં સુગમ નૌકા (વહાણ) રુપ તુલસીકૃત રામાયણ રચી છે. ॥ ૧ ॥

**दो०–तुलसिदास यात्रा करी, ब्रज चौरासी कोस ॥**
**रामकृष्ण वपु भेदबिन, भरि आनँद उर कोस ॥ ४६ ॥**

તુલસીદાસજીએ, ચોરાસી કોસ વ્રજની યાત્રા કરી, રામકૃષ્ણનાં શરીરોમાં અભેદ ભક્તિથી હૃદયને ભરપૂર કરી, ॥ ૪૬ ॥

चौ०–बहुरि जबै वृन्दावन आये । घाट घाट मज्जन करि भाये ॥
सब मंदिरन दरश करि कीन्हो । ज्ञान गूदरी डेरा कीन्हो ॥ १ ॥
परशुराम तहँ रह्यो महंता । कृष्ण उपासक भाव करंता ॥
लखी गुसाईंकी सब रीती । बढी करत सतसंगहि प्रीती ॥ २ ॥
तुलसिदासको करि सतसंगा । नव नव बढत प्रेमरसरंगा ॥
परशुरामके मंदिरमाहीं । कृष्णरूप श्रीनाथ सोहाहीं ॥ ३ ॥
बंसी लकुट काछनी काछे । मुकुट माथ माला उर आछे ॥
सोहति मूरति ललित त्रिभंगी । हरणहार हिय राधा संगी ॥ ४ ॥
यक दिन तहँ सब दिनकी नाईं । दरश हेत चलि गये गोसाईं ॥
परशुराम तहँ रह्यो महंता । तासु परीक्षा चह्यो करंता ॥ ५ ॥
तुलसी करन दंडवत लागे । तब महंत बोल्यो अनुरागे ॥
मेरे वचन कछुक सुनिलेहू । फेरि द्वार दंडवत करेहू ॥ ६ ॥

પાછા વૃંદાવનમાં આવી, પ્રત્યેક ઘાટમાં સ્નાન કરી, સઘળાં મંદિરોનાં દર્શન કરીને ‘ જ્ઞાનગૂદરી ’ નામના સ્થાનમાં ઉતારો કર્યો. ॥ ૧ ॥ એ સ્થાનમાં એક શ્રીકૃષ્ણનો અનન્ય ભક્ત ‘ પરશુરામ ’ નામનો મહંત હતો. એ મહંત તુલસીદાસજીની રીતિ જોઈ, બહુ જ પ્રેમ વધારીને સત્સંગ કર્યો. ॥ ૨ ॥ પરશુરામનાં મંદિરમાં રાધાકૃષ્ણની સુંદર ત્રિભંગી મૂર્તિ હતી ॥ ૩ ॥ કે જે બંશીથી, લાકડીથી, કાછથી મસ્તક ઉપરના મુકુટથી અને વક્ષઃસ્થલમાં ધરેલી માલાથી અત્યંત મનોહર લાગતી હતી. ॥ ૪ ॥ એક દિવસે હમ્મેશના નિયમ પ્રમાણે તુલસીદાસજી દર્શન માટે ત્યાં આવતાં, પરશુરામ મહંતને તેમની પરિક્ષા લેવાની ઇચ્છા થઈ. ॥ ૫ ॥ તુલસીદાસજી દંડવત્ પ્રણામ કરવા લાગતાં, પરશુરામ પ્રેમથી બોલ્યો કે, “ પ્રથમ કાંઈક મારી વાત સાંભળી લ્યો અને પછી દ્વારપર દંડવત્ કરો. ॥ ૬ ॥

दो०–अपने अपने इष्टके, नमन करे सब कोय ॥
परशुराम विन इष्टके, नवै सो मूरख होय ॥ ४७ ॥

સર્વ કોઈ પોતપોતાના ઇષ્ટને નમન કરે એ યોગ્ય છે, પરંતુ જે માણસ પોતાના ઇષ્ટ વિના બીજાને નમે, તે તો મૂર્ખ જ ગણાય.” ॥ ૪૭ ॥

परशुरामके बचन सुनि, मानत हिये उलास ॥
सीतारमण सँभारिकै, बोल्यो तुलसीदास ॥ ४८ ॥

પરશુરામનાં વચન સાંભળી, હૃદયમાં પ્રસન્ન થઈ, રામચન્દ્રજીનું ધ્યાન ધરીને તુલસીદાસજી બોલ્યા કે, ॥ ૪૮ ॥

कहा कहौं छबि आजुकी, भले बनेहौ नाथ ॥
तुलसी मस्तक तब नवै, धरो धनुष शर हाथ ॥ ४९ ॥

" નાથ ! આજની છબીનાં શાં વખાણુ કરૂં. ભલા બન્યા છો, પરંતુ તુલસીદાસનું મસ્તક તો તોજ નમે કે, જો હાથમાં ધનુષ બાણુ ધરી લ્યો." ॥ ૪૯ ॥

दो०–मुरली लकुट दुरायकै, धरयो धनुष शर हाथ ॥
तुलसी लखि रुचि दासकी, नाथ भये रघुनाथ ॥ ५० ॥

આ સમયમાં રાધાકૃષ્ણુ તુલસીદાસની રુચિ જોઈ, તુરત જ મુરલીને અને લાકડીને ગુપ્ત કરી નાખી, હાથમાં ધનુષ બાણુ ધરી લઈને રામચંદ્રજી બની ગયા. ॥ ૫૦ ॥

चौ०–यह प्रत्यक्ष देख्यो संसारा । वृन्दावन माच्यो जयकारा ॥
परशुराम तुलसी पद गहेऊ । धन्य धन्य कहि आनंद लहेऊ ॥ १ ॥
एक दिन ज्ञान गूदरीमाहीं । होती हरिकी कथा सदाहीं ॥
गये गोसांई श्रवण उत्साहा । निरखे संतमहंतन कांहा ॥ २ ॥
कोउ गद्दीमहँ बैठ महंता । कोउ उच्चासनमहँ बिलसंता ॥
गद्दीमहँ बैठावन लागे । भूमहँ बैठि गये अनुरागे ॥ ३ ॥
कह्यो गोसांई सबन सुनाई । कथा श्रवणके दोष गनाई ॥
कथा सुनत बीरा जे खाहीं । ते मल भक्षत नरकनमाहीं ॥ ४ ॥
कथा सुनत बैठे उच्चासन । ते अर्जुनतरु होत पापासन ॥
कथा सुनहिं जे बिना प्रणामा । ते विषवृक्ष होत अघधामा ॥ ५ ॥
कथा सुनत जे सोवत जानी । ते अजगर होत अभिमानी ॥
जे वाचक सम आसन बैठैं । ते गुरुतल्प पाप फल पैठैं ॥ ६ ॥

સઘળા લોકોએ આ વાત પ્રત્યક્ષ દીઠી, વૃન્દાવનમાં જય જયકાર મચી રહ્યો અને પરશુરામ મહંતે તુલસીદાસજીનાં ચરણુ પકડી, ધન્ય ધન્ય કહીને આનંદ લીધો. ॥૧॥ જ્ઞાન ગુદરીમાં નિત્ય હરિકથા થતી, ત્યાં એક દિવસ શ્રવણુના ઉત્સાહથી તુલસીદાસજી ગયા. એ સ્થલમાં અનેક સંતો તથા મહંતો જોવામાં આવ્યા. ॥ ૨ ॥ કોઈ ઉંચી ઉંચી ગાદીઓપર બેઠા હતા અને કોઈ ઉંચાં આસનોપર બેઠા હતા. એ સંતો તથા મહંતો તુલસીદાસજીને પણુ ગાદી ઉપર બેસાડવા લાગ્યા, પરન્તુ તુલસીદાસજી પ્રેમને લીધે પૃથ્વીપર જ બેસી ગયા. ॥ ૩ ॥ આ સમયમાં તુલસીદાસજીએ, સર્વ લોકોની સમક્ષ કથાશ્રવણુના દોષો સંભળાવ્યા, કે " જે માણુસ કથા સાંભળતાં પાન બીડું ચાવે, તે માણુસ નરકમાં પડી, મલનું ભક્ષણુ કરે છે. ॥ ૪ ॥ જે માણુસ કથા સાંભળતાં ઉંચાં આસનઉપર બેસે, તે પાપી, બીયાના અથવા સાજડના વૃક્ષનો અવતાર પામે છે. જે માણુસ પ્રણુામ કર્યા વિના જ કથા સાંભળે, તે પાપી ઝેરી ઝાડનો અવતાર પામે છે. ॥ ૫ ॥ જે માણુસ કથા સાંભળતાં જાણી જોઈને અભિમાનથી સૂઈ જાય, તે માણુસ અજગર થાય છે. જે માણુસ વાંચનારાની પાસે, તુલ્ય આસનપર બેસે, તે માણુસ ગુરુતલ્પગમનના દોષને પામે છે. ॥ ૬ ॥

दो०–जे निंदें यदुपति कथा, अघहरनी मनहारि ॥
ते शतजन्म प्रयंतलगि, श्वान होत दुखकारि ॥ ५१ ॥

ભગવત્કથા કે જે પાપોનું હરણ કરનારી અને અતિ મનોહર છે, તેની જે માણસ નિંદા કરે, તે માણસ સો જન્મ સૂધી લોકોને દુઃખ દેનારો કૂતરો થાય છે. ॥ ૫૧ ॥

चौ०–कथा होत जे करै विवादा । ते खर सरट होत मरयादा ॥
जे हरिकथा सुनत शठ नाहीं । होत नरक लहि कोल बनाहीं ॥ १ ॥
कथाविघ्न करते जे द्रोही । नरक भोगि पुरशूकर होही ॥
ये दश दोष तुरंत विहाई । श्रीहरि कथा सुनहु सब भाई ॥ २ ॥
सुनिकै तुलसीदासके वैना । भरि आये जल प्रेमिन नैना ॥
तुंगासन सब दियो विहाई । बैठे भूमि कथा शिर नाई ॥ ३ ॥
हैग कथा समापत जबहीं । बोल्यो संत एक अस तबहीं ॥
षोडश कला कृष्ण सुखसारा । द्वादशकला राम अवतारा ॥ ४ ॥
षोडश तजि द्वादश कस भजहू । समाधान करु नहिं घर व्रजहू ॥
यह सुनि तुलसिदास सुख छाके । भये पिलनहार वसुधाके ॥ ५ ॥
रही दंड द्वै लगि सुधि नाहीं । सींचे संत सलिल तिनकाहीं ॥
भई खबरी तब उठे गोसांई । पूंछे संत भेद बरियाई ॥ ६ ॥

જે માણસ કથા થતી હોય, ત્યાં વિવાદ કરે, તે માણસ ગધેડાનો કે કાકીડાનો અવતાર પામે છે. જે શઠ માણસ ભગવત્કથા સાંભળે નહીં, તે માણસ નરકમાં પડયા પછી, સૂવરનો અવતાર પામે છે. ॥ ૧ ॥ જે દ્રોહી માણસ, કથામાં વિઘ્ન કરે, તે માણસ નરકવાસ ભોગવ્યા પછી, ડુક્કરનો અવતાર પામે છે. ભાઇઓ ! આ દશે[1] દોષોનો ત્યાગ કરીને હરિકથા સાંભળો." ॥ ૨ ॥ તુલસીદાસજીનાં આ વચનો સાંભળી, સઘળા પ્રેમી લોકોનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં. પછી સઘળાઓ ઉંચાં આસનોને છોડી દઈ, પૃથ્વીપર બેસી, માથાં નમાવીને કથા સાંભળવા લાગ્યા. ॥ ૩ ॥ જ્યારે કથા સમાપ્ત થઈ ગઈ, ત્યારે એક સંત બોલ્યો કે, "હે તુલસીદાસજી ! શ્રીકૃષ્ણાવતાર સોલ કળાનો છે અને રામાવતાર તો બાર કળાનો છે ॥ ૪ ॥ માટે સોળનો ત્યાગ કરીને તમે બારને કેમ ભજો છો ? આ વાતનું સમાધાન કર્યા વિના ઘેર જશો નહીં" આ સાંભળી તુલસીદાસજી તો પરમ સુખ પામી, ધ્યાનમાં છક્ક થઇને ધરતીપર પડી ગયા. ॥ ૫ ॥ બે ઘડી સૂધી કશી શુદ્ધ જ રહી નહીં. સંતોએ એમની ઉપર જલ છાંટતાં, જ્યારે શુદ્ધિ આવી, ત્યારે ઉઠયા, સંતજનોએ એ વાતનો ભેદ પૂછતાં, ॥ ૬ ॥

दो०–तुलसिदास बोलया वचन, यदपि कहब नहिं योग ॥
तद्यपि कहौं प्रसंग वश, सुनहु भेद सब लोग ॥ ५२ ॥

તુલસીદાસજી બોલ્યા કે, "જો કે આ વાત કહેવા જેવી નથી, તો પણ પ્રસંગને લીધે કહું છું, માટે સર્વે લોકો તેનો મર્મ સાંભળો, ॥ ૫૨ ॥

[1] ગણી જોતાં તો નવ થાય છે.

चौ०-रामहिं जान्यो मैं लगि आजू । अतिकृपालु कोशलमहराजू ॥
तुम तौ बारहिं कला बताये । ईश्वरको अतिभाव दृढाये ॥ १ ॥
महाराज पुनि ईश्वर रामा । अब किमि तजौं तासु मैं नामा ॥
यह सुनि जानि अनन्य उपासी । गहे चरण सब संत हुलासी ॥ २ ॥
यहि विधि करत विविध सतसंगा । तुलसी विपिन बसे रतिरंगा ॥
पुनि कछु कालमांह चलि काशी । तुलसिदास आये सुखराशी ॥ ३ ॥
विनयपत्रिका जौन बनाई । ताको मन्दिरमध्य धराई ॥
विनय कियो सन्मुख कर जोरी । सत्य होय विनती जो मोरी ॥ ४ ॥
तौ यहि माहिं सही परिजावै । मोर दुसह दुख द्रुत मिटि जावै ॥
अस कहि कीन्हो बंद किवाँरा । गयो बहुरि जब भो भिनसारा ॥ ५ ॥
तुलसी पुस्तक गहि जब हेरी । मिली सही रघुपति करकेरी ॥
विनयमाहँ तब पद यह कीन्हो । सो मैं इतनेसुक लिखिदीन्हो ॥ ६ ॥

હું આજ દિવસ સુધી કૃપાનિધિ રામચન્દ્રજીને કોશલ દેશના મહારાજ જ જાણુતો હતો, પણુ આજ તમોએ, તેમને ઈશ્વરની બાર કલાઓરુપ જણાવીને, મારા ભાવને અતિ દૃઢ કરી દીધો. ॥ ૧ ॥ જ્યારે રામચન્દ્રજી મહારાજા છે અને વળી ઇશ્વરની બાર કલાઓરુપ છે, ત્યારે તો હવે એમનાં નામને હું કેમ જ છોડું" આ સાંભળી, તુલસીદાસજીને, રામચન્દ્રજીના અનન્ય ઉપાસક જાણીને, સઘળા સંત જનોએ, પ્રેમથી તેમનાં ચરણુ પકડયાં. ॥ ૨ ॥ આ પ્રમાણે અનેક સત્સંગો કરતાં, તુલસીદાસજી પ્રેમથી પૂર્ણુ થઇને વૃંદાવનમાં રહ્યા. કેટલાક દિવસો પછી ત્યાંથી ચાલીને પાછા કાશીમાં આવ્યાં. ॥ ૩ ॥ ત્યાં આવી, પોતે વિનયપત્રિકા નામનો જે ગ્રંથ કર્યો હતો, તેને રામચંદ્રજીના મંદિરમાં ધરાવી, રામચન્દ્રજીની સામે ઉભી, હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી કે, આ વિનયપત્રિકા સત્ય હોય, તો ॥૪॥ આમાં આપની સહી થવી જોઇએ, કે જેથી મારૂં દુસ્સહ દુઃખ તુરત મટી જાય." આમ કહી, બારણું બંધ કરીને તુલસીદાસજી ગયા, તે પાછા પ્રાતઃકાલે ત્યાં આવ્યા. ॥ ૫ ॥ બારણું ઉઘાડી, પુસ્તક લઈને જોયું, તો તેમાં રામચન્દ્રજીની સહી થયેલી જોવામાં આવતાં, તુલસીદાસજીએ તે ગ્રન્થમાં એક પદ કર્યું, કે જે પદ હું થોડુંક લખી દઉં છું. ॥ ૬ ॥

पद-तुलसी अनाथकी परी रघुनाथहाथ सही है ॥

અનાથ તુલસીના ગ્રંથપર રઘુનાથજીના હાથની સહી પડી છે.

दो०-पुनि अतिदुस्तर काल लखि, रामधामको जान ॥
तुलसीदास विचार किय, बोल्यो सबन सुजान ॥ ५३ ॥

પછી તુલસીદાસજીએ કાળને અતિ દુસ્તર જોઈ, રામચન્દ્રજીના ધામમાં જવા વિચાર કરીને સઘળા સંતોને કહ્યું કે, ॥ ૫૩ ॥

सहि न जात रघुपति विरह, जान चहौं हरिधाम ॥
यह सुनिकै अतिव्यथित भे, सकल संत मतिधाम ॥ ५४ ॥

" મારાથી રામચંદ્રજીના વિરહને સહન કરી શકાતો નથી, તેથી હું રામચંદ્રજીના ધામમાં જવા ઇચ્છું છું," આ સાંભળી મહા વિવેકી સઘળા સંતો વ્યાકુલ થઈ ગયા.॥૫૪॥

तिनहिं दियो उपदेश मम, ग्रंथ वेदमरयादि ॥
रामायण गीतावली, विनयपत्रिका आदि ॥ ५५ ॥

તેઓને, તુલસીદાસજીએ ઉપદેશ આપ્યો કે, "મારા રામાયણ, ગીતાવલી તથા વિનયપત્રિકા આદિ ગ્રંથો વેદમર્યાદાથી ભરપૂર છે. ॥ ૫૫ ॥

तिनहिं सुनहु समुझहु सुरुचि, चलहु ग्रन्थ अनुसार ॥
अंतसमय हाठि मिलहिंगे, दशरथराजकुमार ॥ ५६ ॥

માટે તે ગ્રંથોને પ્રેમથી સાંભળજો, સમજજો, અને તે ગ્રંથો પ્રમાણે ચાલજો. એમ કરવાથી, અંત સમયે તમોને અવશ્ય રામચન્દ્રજી મળશે. ॥ ૫૬ ॥

अस कहि सहजहिं आयगे, असी वरुनके तीर ॥
नयन मूंदि तनु अचल किय, भइ संतनकी भीर ॥ ५७ ॥

એટલું કહી તુરત અસિવરણાના તીર ઉપર આવી, નેત્રો વીંચીને તુલસીદાસજીએ, પોતાના શરીરને અચલ કરી દીધું. આ સમયમાં ત્યાં સંતોની મોટી ભીડ થઈ. ॥ ૫૭ ॥

बजे नगारे गगनमें, देखो परो विभास ॥
दामिनी सों चहुँ ओरमें, चमकयो चपल प्रकाश ॥ ५८ ॥

આકાશમાં દુંદુભિઓ વાગવા લાગ્યાં, મોટો પ્રકાશ જોવામાં આવ્યો અને ચોમેર વીજળીના જેવો એક પ્રકાશ ચમકયો. ॥ ૫૮ ॥

संवत सोरहसै असी, असीवरुनके तीर ॥
श्रावण शुक्ला सप्तमी, तुलसी तज्यो शरीर ॥ ५९ ॥

વિક્રમ સંવત્ ૧૬૮૦ ના શ્રાવણ શુદ ૭ ને દિવસે, અસિવરણાના તીર ઉપર તુલસીદાસજીએ શરીરનો ત્યાગ કર્યો. ॥ ૫૯ ॥

भवसागरमें नाव सम, विरचि ग्रंथ मतिधीर ॥
चढ विमान गमनत भयो, जहँ निवसत रघुवीर ॥ ६० ॥

ભવરૂપી સાગરમાં વહાણનું કામ કરે એવા ગ્રંથોને રચનારા તથા ધીર બુદ્ધિવાળા શ્રીતુલસીદાસજી વિમાનમાં ચઢીને, જ્યાં શ્રીરામચન્દ્રજી વાસ કરતા હતા, તે લોકમાં ચાલ્યા ગયા. ॥ ૬૦ ॥

तुलसीजीवनचरितको, है अतिही विस्तार ॥
करि समास भाषा कहे, अपनी मति अनुसार ॥ ६१ ॥

શ્રીતુલસીદાસજીનું જીવનચરિત્ર અતિ વિસ્તીર્ણ છે, તેને મેં મારી બુદ્ધિપ્રમાણે સંક્ષિપ્ત કરીને ભાષામાં વર્ણવ્યું છે. ॥ ૬૧ ॥

भक्त जननके मोदहित, द्विज ज्वालाप्रसाद ॥
जीवनचरित रच्यो सुखद, पावहिं सुनि अल्हाद ॥ ६२ ॥

ભક્તજનોના હિતને માટે, જ્વાલાપ્રસાદ બ્રાહ્મણે, તુલસીદાસજીનું આ જીવનચરિત્ર રચ્યું છે; કે જે સાંભળીને સર્વ લોકો આનંદ પામશે. ॥ ૬૨ ॥

**श्रीयुत गोस्वामी श्रीतुलसीदासजीनुं जीवनचरित्र संपूर्ण.**

श्रीगणेशाय नमः ।



# શ્રીતુલસીદાસકૃત રામાયણનું માહાત્મ્ય.

दो०-गुरु हरि हर गण ईश धी, सुमिरों तुलसीदास ॥
करत गोपाळ माहात्म्य श्री, रामायण सुखरास ॥ १ ॥

ગુરૂ, વિષ્ણુ, સદાશિવ, ગણેશ, સરસ્વતી અને તુલસીદાસજી, એઓનું સ્મરણ કરી, સુખના સમૂહરુપ તુલસીદાસજીકૃત રામાયણનું, ગોપાલદાસ, માહાત્મ્ય રચે છે. ॥ ૧ ॥

चौ०-रामायण सुरतरुकी छाया । दुख भय दूर निकट जो आया ॥
सप्तकांड अस्तंभ सुहाई । दोहा लघु शाखा छवि छाई ॥ १ ॥
शुचि सोरठा सीठका कोई । पत्री बहु चौपाई जोई ॥
छंदनकी शोभा अति रूरी । जनु नविन अंकुर छवि पूरी ॥ २ ॥
अक्षर सुमन रहे गहगाई । अति अद्भुत सुगंध कबिताई ॥
विविध प्रकार अर्थ सो फल । श्रोता सुमति स्वाद जानै भल ॥ ३ ॥
भक्ति ज्ञान वैराग्य सरस रस । बीज दोय निर्गुणरू सगुण अस ॥
मुनि भुशुंड शिव प्रथमहि गाई । सोई गाई जग हेतु गुसांई ॥ ४ ॥

જેઓ રામાયણરૂપી કલ્પવૃક્ષની છાયાના સમીપમાં આવે, તેઓનાં દુઃખો દૂર થઈ જાય છે. સાત કાંડો, આ કલ્પવૃક્ષના સ્તંભ છે; દોહાઓ, નાહાની નાહાની સુશોભિત શાખાઓ છે; ॥ ૧ ॥ સોરઠાઓ, મોટી શાખાઓ છે; ચોપાઈઓ, પાંદડાં છે; છંદોની અતિશયિત શોભા સુશોભિત નવીન અંકુરો છે; ॥ ૨ ॥ અક્ષરો, ઘેરાં પુષ્પો છે; કવિત્તો, અતિ અદ્ભુત સુગંધ છે; વિવિધ પ્રકારના અર્થો, ફળો છે; સુમતિ શ્રોતાઓ, એ ફળોનો ઉત્તમ સ્વાદ લેનારા છે; ॥ ૩ ॥ ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય, એઓ ઉત્તમ રસ છે અને નિર્ગુણ બ્રહ્મ તથા સગુણ બ્રહ્મ, એઓ બીજ છે. પ્રથમ કાકભુશંડજીએ તથા સદાશિવે, જે રામાયણ ગાઈ હતી, તેજ રામાયણ, જગતના કલ્યાણને માટે ગુસાંઈજીએ ગાયેલી છે.૪

दो०-तुलसीदास रामायण, नहिं करते परचार ॥
कलिके कुटिल जीव ये, को करतो निस्तार ॥ २ ॥

જો તુલસીદાસજી જગતમાં રામાયણનો પ્રચાર ન કરત તો કલિયુગના કુટિલ જીવોનો નિસ્તાર કોણ કરત ? ॥ ૨ ॥

चौ०—रामायण सुरधेनु समाना । दायक अभिमत फल कल्याना ॥
गुण समूह कवि सकै कौन गनि । जासु प्रभाव सरिस चिंतामनी ॥ १ ॥
राम अयन रामायण आही । वर्णि पार पावै को ताही ॥
रामायण अद्भुत फुलवारी । राम भ्रमर भूषित रुच भारी ॥ २ ॥
श्रीरामायण जेहि घरमाहीं । भूत प्रेत तहँ भूलि न जाहीं ॥
नहिं गति तहाँ दरिद्रहुकेरी । जहँ श्रीमहावीरकी फेरी ॥ ३ ॥
यंत्र मंत्र सुगनौती जेती । रामायणमहँ जानिय तेती ॥
प्रीति करै रामायणमाहीं । तेहि सम भाग्यवंत कोउ नाहीं ॥ ४ ॥

રામાયણ, કામધેનુની પેઠે ઉત્તમ મનોવાંછિત ફળોને દેનારી છે. રામાયણ, કે જેનો પ્રભાવ ચિન્તામણિના જેવો છે, ॥ ૧ ॥ તેના ગુણોના સમૂહોની ગણના કોણ કરી શકે ? રામચન્દ્રજીના સ્થાનકરૂપ છે, તેથીજ આ રામાયણ કહેવાય છે. એના મહિમાના વર્ણનનો પાર કોને પ્રાપ્ત થાય ? રામાયણ અદ્‌ભુત ફુલવાડીરુપ છે, કે જે રામચન્દ્રરુપી ભ્રમર બેસવાથી અત્યંત શોભી રહે છે. ॥ ૨ ॥ કે જે ઘરમાં રામાયણ હોય, તે ઘરમાં ભુત, પ્રેત, ભૂલથી પણ જઈ શકે નહીં. એ ઘરમાં દારિદ્ર્યની ગતિ રહેતી નથી. કેમ કે, તેમાં શ્રીહનુમાનજીનો હેરોફેરો રહ્યા કરે છે.॥૩॥ જે જે મંત્રો, તંત્રો તથા શકુનાવળીઓ છે, તે સઘળાં રામાયણમાં છે. જે માણસ રામાયણ ઉપર પ્રીતિ કરે, તેના જેવો બીજો કોઈપણ ભાગ્યશાળી ન ગણાય. ॥ ૪ ॥

दो०—रामायण सम नहिं कोऊ, सब उपमा उपमेय ॥
उपमा भाषा औरकी, कैसे कोउ कवि देय ॥ ३ ॥

રામાયણ સમાન કોઇ નથી. કેમ કે, રામાયણ સર્વનું ઉપમાન છે, પણ કોઈનું ઉપમેય નથી. આ રામાયણને બીજા ભાષાગ્રન્થની ઉપમા કયો કવિ આપે ? ॥ ૩ ॥

चौ०—त्रेतामें भये वाल्मीकि मुनि । ते कलियुग भये तुलसिदास पुनि ॥
सत करोरि रामायण भाषी । इन मथि सार सुसूक्षम राखी ॥ १ ॥
प्रथम कांडहै बाल रसीला । जन्म विवाह रामकी लीला ॥
द्वितिय अयोध्याकांड प्रकाशा । पितु आज्ञा रघुवर वनवासा ॥ २ ॥
पुनि आरण्य किष्किन्धा भाषौ । तहँ सुग्रीव शरणमहँ राखौ ॥
सुन्दर सुन्दरकांड सुहावन । युद्धकाण्डमें मारेहु रावन ॥ ३ ॥
सप्तम उत्तर परम अनूपा । उत्सव प्रभु कौशलपुरभूपा ॥
तुलसीकृत रामायण येती । विविध प्रकार कथाहैं केती ॥ ४ ॥

ત્રેતાયુગમાં જે વાલ્મીકિ મુનિ હતા, તે જ આ કલિયુગમાં તુલસીદાસજીરૂપે અવતર્યા હતા. વાલ્મીકિએ શતકોટિ રામાયણ રચી હતી, તેનું મથન કરીને, તુલસીદાસજીએ આ સૂક્ષ્મ રામાયણ બનાવી છે. ॥ ૧ ॥ આ રામાયણનો પહેલો કાંડ, બાલકાંડ

કહેવાય છે, કે જેમાં રામચન્દ્રજીના જન્મની અને વિવાહની કથા વર્ણવવામાં આવી છે બીજો કાંડ, અયોધ્યાકાંડ કહેવાય છે, કે જેમાં પિતાની આજ્ઞાથી ગયેલા રામચન્દ્રજીના વનવાસનું વર્ણન કરવામાં આવ્યું છે. ॥ ૨ ॥ ત્રીજો કાંડ આરણ્યકાંડ અને ચોથો કાંડ કિષ્કિન્ધાકાંડ કહેવાય છે, કે જેઓમાં ખરદૂષણના વધનું અને સુગ્રીવને શરણે લીધાનું વર્ણન કરવામાં આવ્યું છે. પાંચમો કાંડ, સુંદરકાંડ કહેવાય છે, કે જેમાં હનુમાનજીએ સીતાજીની શોધ કરવાનું તથા ખબર લાવ્યાનું વર્ણન કરવામાં આવ્યું છે. છઠ્ઠો કાંડ, લંકાકાંડ કહેવાય છે, કે જેમાં રામચન્દ્રજીના હાથથી રાવણનો વધ થવાનું વર્ણન કરવામાં આવ્યું છે ॥ ૩ ॥ અને સાતમો કાંડ, ઉત્તરકાંડ કહેવાય છે, કે જેમાં રામચન્દ્રજીના અતિ ઉત્તમ રાજ્યોત્સવનું વર્ણન કરવામાં આવ્યું છે. તુલસીકૃત રામાયણ આટલી જ ( એ સાત કાંડરૂપ જ ) છે, અને તેમાં વિવિધ પ્રકારની કથાઓ કહેવામાં આવી છે. ॥ ૪ ॥

दो०–जग वारिधिको पार नहिं, ऐसोहै फैलाव ॥
तुलसीदास कृपा करी, रची रामायण नाव ॥ ४ ॥

સંસારરૂપી સમુદ્ર કે જે મોટા ફેલાવવાળો તથા અપાર છે, તેનો પાર ઉતરવાને માટે, તુલસીદાસજીએ કૃપા કરીને રામાયણરૂપ વહાણ રચેલ છે. ॥ ૪ ॥

चौ०–श्रीरामायण स्वर्ग निसेनी । भक्त जननकहँ आनँद देनी ॥
श्रीरामायण सद्गुणमाता । अज्ञ जाहि पढि होहिं सुज्ञाता ॥ १ ॥
पाप समूह तूलकी रासी । रामायण धनंज्य कनकासी ॥
मोह पुंज तम किरणी तमारी । काम अग्निकहँ शीतल वारी ॥ २ ॥
रामायण शशि किरणि सुहाई । संत चकोरनकहँ सुखदाई ॥
धन्य धन्य श्रीतुलसिदास धनि । जग हित रामायण राखी मनि ॥ ३ ॥
नीच ऊँच जेते नरनारी । श्रीरामायण सबकहँ प्यारी ॥
रामायण सों नेह लगावैं । अधन अपत्य सो वित्त सुत पावैं ॥४॥

શ્રીરામાયણ સ્વર્ગલોકની નીસરણીરૂપ છે, ભક્તજનોને આનંદ દેનારી છે, સદ્ગુણોરૂપી પુત્રોની માતા છે, અજ્ઞ લોકોને પણ પઠનથી જ્ઞાની બનાવી દેનારી છે, ॥ ૧ ॥ પાપોરૂપી રૂના ગંજમાં અગ્નિની કણિકારૂપ છે, મોહના સમૂહરૂપી અંધકારમાં સૂર્યના કિરણરૂપ છે, કામનારૂપી અગ્નિને શાંત કરવામાં શીતલ જળરૂપ છે, ॥ ૨ ॥ અને સંતોરૂપી ચકોરોને સુખ દેવામાં ચંદ્રની સુંદર કિરણરૂપ છે. તુલસીદાસજીને ધન્ય છે, ધન્ય છે અને ધન્ય છે, કે જેમણે જગતના હિતને માટે રામાયણ બનાવી છે. ॥ ૩ ॥ જેટલાં નીચ કે ઉંચ નરનારીઓ છે, તેઓને રામાયણ પ્યારી છે. નિર્ધન કે અપુત્ર હોય તે પણ રામાયણ ઉપર પ્રેમ લગાડે, તો તેને ધનની તથા પુત્રની પ્રાપ્તિ થાય છે. ॥ ૪ ॥

दो०–रामायण सों नेह किय, सिद्ध होत सब काम ॥
है सबको कल्याणदा, पढ सुन लहु विश्राम ॥ ५ ॥

રામાયણ ઉપર પ્રેમ કર્યાથી સર્વે કાર્યો સિદ્ધ થાય છે, રામાયણ સર્વને કલ્યાણ દેનારી છે, માટે તેને ભણી તથા સાંભળીને પરમ સુખ લ્યો. ॥ ૫ ॥

चौ०–निगमादिक सोइ ब्रह्म कमंडल । रामायण स्थित गंगाजल ॥
भागीरथी सम तुलसिदास पुनि । भाषा प्रचुर कीन्ह जनु सुरधुनि ॥ १ ॥
होति रहै इक ठांव रामायण । तेहि मग आवत पाप परायण ॥
कछुक कानमें परगइ बाता । चलत पंथ कहुँ भयो पपाता ॥ २ ॥
गिरतहि तुरत छूटि तनु गयऊ । तहँ अद्भुत इक अचरज भयऊ ॥
ताहि लेन आये यमदूता । निज पाशन बाँध्यो मजबूता ॥ ३ ॥
अति आतुर हरिजन तहँ आये । छीन लीन बहु त्रास दिखाये ॥
रामायण पै सुनि यह काना । लै जैहैं बैठारि विमाना ॥ ४ ॥

વેદશાસ્ત્રરૂપ બ્રહ્મકમંડલુમાં રહેલી શતકોટી રામાયણરૂપ દિવ્ય ગંગામાંથી તુલસીદાસજીરૂપ ભગીરથ રાજાએ, આ ભાષામય રામાયણરૂપી ધારા આણેલી છે. ॥ ૧ ॥ એક સ્થાનકપર રામાયણની કથા ચાલતી હતી, ત્યાં કોઈ પાપી માણુસ તે રસ્તાથી નીકળતાં, તેના કાન ઉપર પણ કાંઈક રામાયણની વાત આવી ગઈ, ॥ ૨ ॥ એ પાપી સાંભળતો સાંભળતો જ ચાલ્યો જતાં, માર્ગમાં પડી જઈને મરણ પામ્યો. આ સમયે એક મોટું આશ્ચર્ય થયું! એ જીવને લેવાને માટે આવેલા યમદૂતો, તેને પોતાના પાશોથી મજબૂત રીતે બાંધવા લાગ્યા હતા, ॥ ૩ ॥ તેટલામાં નારાયણના પાર્ષદોએ તુરત આવી પહોંચી, યમદૂતોને ધમકી આપીને, તે જીવને છીનવી લીધો અને કહ્યું કે, "આ જીવે કાનથી રામાયણ સાંભળી છે, માટે આને અમો વિમાનમાં બેસાડીને લઈ જઈશું." ॥ ૪ ॥

दो०–रामायण परतापसों, गयो पार्षदन साथ ॥
दूत चले यमके सदन, खीझत मींजत हाथ ॥ ६ ॥

એ જીવ, રામાયણના પ્રભાવથી પાર્ષદોની સાથે ગયો અને ખીજેલા તથા હાથ ઘસતા યમદૂતો યમ રાજાની પાસે ગયા. ॥ ૬ ॥

चौ०–निज दूतन देखेउ बिलखाता । पूँछी भानुतनय कुशलाता ॥
किन तुमको दीनो दुख भाई । चार चतुर तुम देहु बताई ॥ १ ॥
कहा कहँ तुमसों महाराजा । पूछत तुमहिं न आवत लाजा ॥
कोउ इक मृत्यु लोक बडभागी । तुलसीदास भयो वैरागी ॥ २ ॥
रामकथा रामायण भाषी । सो लोगन घर घर धरि राखी ॥
जे जे विविध भाँति के पापी । माँसाहारी और सुरापी ॥ ३ ॥
ते सब मिलि रामायण सुनिहैं । कहिहैं लिखिहैं पढिहैं गुनिहैं ॥
ते नहिं ऐहैं सदन तुम्हारे । सत्य सत्य नृप बचन हमारे ॥ ४ ॥

પોતાના દૂતોને વ્યાકુલ જોઈ, યમ રાજાએ કુશલ પ્રશ્ન કરી પૂછ્યું કે, "હે દૂતો! તમોને કોણે દુઃખ દીધું છે? તે મને કહો." દૂતો બોલ્યા કે, ॥ ૧ ॥ "હે મહારાજ! અમો તમને શું કહીએ. પૂછતાં તમને લાજ આવતી નથી! મનુષ્ય લોકમાં કોઈએક

તુલસીદાસજી નામનો ભાગ્યશાળી વેરાગી થયો છે, ॥ ૨ ॥ તેણે રામાયણ નામની રામકથા રચેલી છે. તે રામકથાને લોકોએ ઘેર ઘેર રાખી છે. જેઓ અનેક પ્રકારના પાપી, માંસાહારી તથા સુરાપાન કરનારા લોકો છે, ॥ ૩ ॥ તેઓ પણ મળીને રામાયણ સાંભળશે, કહેશે, લખશે, ભણશે અને વિચારશે, તેથી હવે કોઈ પણ જીવ તમારી નગરીમાં નહીં આવે. હે રાજા ! આ અમારાં વચનો સત્ય માનજો. ॥ ૪ ॥

दो०–लेहु पाश ये अपने, राखहु अपने पास ॥
अमल तुम्हारो उठो अब, सुनि यम भये उदास ॥ ७ ॥

હવે અમારી પાસેથી જીવોને બાંધવાના પાશો લઈ લ્યો અને તમારી પાસે જ રાખો. પૃથ્વીમાંથી તમારો અમલ ઉઠી ગયો છે." એ સાંભળી, ઉદાસ થયેલા યમ રાજા, ॥ ૭ ॥

चौ०–अपनी व्यथा कहै नहिं पाये । तब लगि दूत और तहँ आये ॥
कहन लगे रविसुतसों रोई । तब चाकरी न हमसों होई ॥ १ ॥
जगमें कहूं न हुकूम तिहारो । यह सुनि यम जकि रहेउ विचारो ॥
अहो दूत मोहिं कहो बुझाई । किन दीन्हो मम हुकुम उठाई ॥ २ ॥
कहा कहैं कछु कही न जाई । तुलसिदास इक भयो गोसांई ॥
तिनकी रामायण जग व्यापी । तेई कीन्हे पवित्र सब पापी ॥ ३ ॥
गये हम एक अधम गृहमाहीं । अति दुख भयो जात कहि नाहीं ॥
तहँ देख्यहुँ ईक कपि बलवाना । उग्र रूप सदृश हनुमाना ॥ ४ ॥

હજુ પોતાના દુ:ખની વાત બોલી શકયા ન હતા, તેટલામાં તો વળી બીજા દૂતો ત્યાં આવી, રોઈ પડીને કહેવા લાગ્યા કે, "હે યમ રાજા ! તમારી નોકરી અમારાથી બની શકતી નથી. ॥ ૧ ॥ જગતમાં કયાંય પણ તમારો હુકમ રહ્યો નથી." આ સાંભળી વિચાર કરી, ચકિત થઈને યમરાજા બોલ્યા કે, "અહો દૂતો ! મને સમજાવીને કહો. જગતમાંથી મારો હુકમ કોણે ઉઠાવી દીધો છે?" ॥ ૨ ॥ દૂતો બોલ્યા કે, "શું કહીએ ! કશું કહ્યું જતું નથી. તુલસીદાસજી નામનો એક ગુસાંઈ થયો છે, તેની રામાયણ જગતમાં વ્યાપી રહી છે. એ રામાયણે સઘળા પાપી લોકોને પવિત્ર કરી દીધા છે. ॥ ૩ ॥ અમો એક પાપીને ઘેર ગયા હતા, ત્યાં અમોને જે દુ:ખ થયું, તે કહ્યું જતું નથી. એ ઘરમાં હનુમાનજીના જેવા ઉગ્રરુપવાળો એક બળવાન્ વાનરો અમારા જોવામાં આવ્યો. ॥ ૪ ॥

दो०–प्राणनको ग्राहक भयो, तब हम भे अति दीन ॥
शरण शरण तव शरण हैं, स्तुति बहु विधि कीन्ह ॥ ८ ॥

અમે તો પાપીના પ્રાણ લેવા ગયા હતા, ત્યાં એ વાનરો અમારા પ્રાણોનો ઘરાક થવા માગતાં, અમો, 'તમારા શરણાગત છીએ, શરણાગત છીએ' એમ બોલી, અત્યંત દીન બની ગયા, અમોએ ઘણા ઘણા પ્રકારોથી તે વાનરાની સ્તુતિ કરી. ॥ ૮ ॥

चौ०–तब तो है प्रसन्न कपिराई । हम सन शुनि परतीति कराई ॥
धरी होय रामायण जहँवा । कबहुं भूलि न जायहु तहँवा ॥ १ ॥
जे श्रोता वक्ता रामायण । कबहूं मति जायहु तेहि आयन ॥
अस हमसों कपि शपथ कराई । तब छूटन पाये सुनु राई ॥ २ ॥
सुनि यमराज बहुत घबराये । निकट बुलाय दूत समुझाये ॥
नाम रूप गुण कथा रामकी । कियउ न फेरी तौन धामकी ॥ ३ ॥
अजामेलकी सुरति करौजू । और न कछु चित माँझ धरौजू ॥
थकि सो रहे दूत सुनि वाणी । धन श्रीरामायण महाराणी ॥ ४ ॥

ત્યારે એ વાનરાએ પ્રસન્ન થઈ, અમોને શપથ લેવરાવ્યા કે, 'જે ઘરમાં રામાયણ ધરેલી હોય, તે ઘરમાં ભૂલથી પણ કદી જવું નહીં ॥ ૧ ॥ અને જેઓ રામાયણના શ્રોતા કે વક્તા હોય, તેઓનાં સ્થાનોપર પણ કદી જવું નહીં.' હે યમ રાજા! અમોએ આ પ્રમાણે એ વાનરાની પાસે શપથ લીધા, ત્યારે છૂટવા પામ્યા છીએ." ॥ ૨ ॥ આ સાંભળી, યમ રાજાએ અત્યંત ગભરાઈ, દૂતોને પાસે બોલાવીને સમજાવ્યા કે, " જે ઘરમાં રામચંદ્રજીનાં નામોનું કે રુપોનું સ્મરણ થતું હોય તથા રામચન્દ્રજીની કથા થતી હોય, તે ઘરમાં કદી પણ તમારે ફેરી કરવી નહીં. ॥ ૩ ॥ અજામિલના વૃત્તાંતનું સ્મરણ કરો. અજામિલે પુત્રના નામથી નારાયણ નામનું ઉચ્ચારણ કરતાં, નારાયણના પાર્ષદો તેને તમારા હાથમાંથી છોડાવીને, વૈકુંઠમાં લઈ ગયા હતા. આ વાતમાં તમારે બીજું કશું પણ ચિત્તમાં લાવવું નહીં." યમ રાજાની વાણી સાંભળી, દૂતો થાકી ગયા અને બોલ્યા કે, ' શ્રીરામાયણ મહારાણીને ધન્ય છે. ' ॥ ૪ ॥

दो०–रामायण तेजश्वरी, सतभाषा शिर मौर ॥
यमपुर जाको शोर है, समता कोनहिं ओर ॥ ९ ॥

શ્રીરામાયણ, મોટા પ્રભાવવાળી છે અને ભાષાના સત્ય ગ્રંથોમાં શિરતાજરુપ છે. જેનો યમપુરીમાં પણ રુવાબ પડયો છે તેના બરાબર, બીજું શું હોય ! ॥ ૯ ॥

चौ०–पातक महा लग्यो कि न होई । रामायण सुनि रहै न कोई ॥
चाहै चारौं फलको साधन । करु रामायणको अवराधन ॥ १ ॥
रामायण सुनि पाप पराने । जिमिहिमऋतु महँ मशक नशाने ॥
कलियुग तरन उपाय न कोई । रामभजन रामायण दोई ॥ २ ॥
कथा रामायणकी जहँ होई । सो गृहपर मति जाने कोई ॥
सो घर तीर्थरूप सम भावै । तहाँ गये सब पातक नावै ॥ ३ ॥
पापवास देहीमहं तबलग । श्रीरामायण सुने न जबलग ॥
उदय पुरानी पुण्य होय जब । रामायणमहँ मन लागे तब ॥ ४ ॥

ગમે તેવું મહા પાપ લાગ્યું હોય, તોપણ તે રામાયણના શ્રવણથી રહેતું નથી. જેને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થોની ઇચ્છા હોય, તેણે રામાયણનું આરા-

ધન કરવું ઉચિત છે. ॥ ૧ ॥ જેમ હેમંત ઋતુના પવનના અવાજનું શ્રવણ થતાં જ, મચ્છરો ભાગી જાય છે, તેમ રામાયણનું શ્રવણ થતાં જ, પાપો ભાગી જાય છે. રામનું ભજન અને રામાયણનું શ્રવણ, એ બે સિવાય કલિયુગમાં તરવાનો બીજો એકે ઉપાય નથી. ॥ ૨ ॥ જે ઘરમાં રામાયણની કથા થતી હોય, તે ઘરમાં જવું નહીં, એમ યમ રાજાએ પણ પોતાના દૂતોને આજ્ઞા કરી છે. જેમાં રામાયણની કથા થતી હોય, તે ઘર તીર્થરૂપ જ કહેવામાં આવે છે. એ ઘરમાં જવાથી પણ, સઘળાં પાપો નષ્ટ થાય છે. ॥ ૩ ॥ જ્યાંસુધી રામાયણ સાંભળવામાં ન આવે, ત્યાંસુધી જ શરીરનાં પાપો નિવાસ કરે છે. જ્યારે પૂર્વ જન્મનાં પુણ્યોનો ઉદય થાય ત્યારે જ રામાયણમાં મન લાગે છે. ॥ ૪ ॥

दो०—रामायणके सुनतही, छूटि जाय प्रेतत्व ॥
जाके पढे सुनेते, सूझत हैं परतत्व ॥ १० ॥

રામાયણનું શ્રવણ મળતાં જ પ્રેતપણું છૂટી જાય છે અને રામાયણ ભણવાથી તથા સાંભળવાથી પરમ તત્ત્વ સૂઝે છે. ॥ ૧૦ ॥

चौ०—को जाने रामायणको रस । यह तो है संतनको सरवस ॥
वनज सनेही अलिगण जैसे । भक्तन प्रिय रामायण तैसे ॥ १ ॥
त्यागि भक्तजन ग्रंथ अनेकू । धारण किय रामायण एकू ॥
भक्तन कहँ है भक्ति अनूपा । रसिक जनन कहँ है रसरूपा ॥ २ ॥
ज्ञानमयी तिन कहँ जे ज्ञानी । तुलसी तारण तरन बखानी ॥
काम क्रोध रुज वश संसारा । ओषधि रामायण अनुसारा ॥ ३ ॥
रामायणमहँ नेह न जाको । जीवत शव सम जानिय ताको ॥
रामायण जाकहुँ प्रिय नाहीं । वृथा जन्म ताको जगमाहीं ॥ ४ ॥

રામાયણના રસને કોણ જાણે ? રામાયણ તો સંત જનોનું સર્વસ્વ છે, જેવો ભમરોને કમળ ઉપર સહજ સ્નેહ હોય છે, તેવો ભક્ત જનોને રામાયણ ઉપર સહજ સ્નેહ હોય છે. ॥ ૧ ॥ ભક્ત જનોએ બીજા અનેક ગ્રંથોને છોડી દઇને, એક રામાયણનું જ ધારણ કર્યું છે. રામાયણ ભક્ત જનોને અનુપમ ભક્તિરૂપ છે, રસિક જનોને અનુપમ રસરૂપ છે. ॥ ૨ ॥ અને જ્ઞાની લોકોને અનુપમ જ્ઞાનરૂપ છે, તુલસીદાસજીએ તરવાને માટે અને તારવાને માટે જ રામાયણ કરેલી છે. સઘળો સંસાર કે જે કામ તથા ક્રોધરુપી રોગોને વશ્ય છે, તેને માટે રામાયણ યોગ્ય ઓષધરુપ છે. ॥ ૩ ॥ જેને રામાયણમાં પ્રેમ ન હોય, તે પ્રાણીને જીવતે મુવો જ સમજવો, જેને રામાયણ ઉપર પ્રેમ ન હોય, તેનો જગતમાં જન્મ વૃથા જ છે. ॥ ૪ ॥

दो०—रामायण अमृत कथा, लेत न ताको स्वाद ॥
तिनको निश्चय जानिये, हैं पूरे दनुजाद ॥ ११ ॥

જેઓ રામાયણની કથારુપી અમૃતનો સ્વાદ લે નહીં, તેઓને અવશ્ય પૂરેપૂરા રાક્ષસો જ જાણવા ॥ ૧૧ ॥

चौ०–रामायण विधि कहौं विशारद । सनत्कुमार सों भाषी नारद ॥
सहित विधान सुनै जो कोई । सहज मुक्ति पावै नर सोई ॥ १ ॥
कार्ति माघ चैत्र हित लाई । नव दिन कहै कथा सुखदाई ॥
ब्रह्ममुहूर्त्त समय हो जबहीं । कर्म करै शौचादिक तबहीं ॥ २ ॥
करै दंतधावन लटजीरा । मज्जन करै धरै मन धीरा ॥
पुनि रामायण पुस्तक अरचै । प्रेम सहित गंधादिक चरचै ॥ ३ ॥
ॐनमो नारायण मंत्र भनीजै । तीन आहुती होम करीजै ॥
मन वच कर्म पाप तनुकेरे । छूटि जात नहिं आवत नेरे ॥ ४ ॥

હવે રામાયણ સાંભળવાનો વિધિ કહું છું, કે જે વિધિ, મહા પ્રવીણ સનત્કુમારે નારદજીની પાસે કહેલો છે. જે માણસ વિધિપૂર્વક રામાયણનું શ્રવણ કરે, તે માણસ અનાયાસે મુક્તિ પામે છે.॥૧॥ કાર્તિક, માઘ કે ચૈત્ર, એ ત્રણમાંથી કોઈ મહિનામાં નવ દિવસ સુધી રામાયણનું શ્રવણ કરવું. જ્યારે પાછલી બે ઘડી રાત રહે, ત્યારે ઉઠી, શૌચાદિક કર્મ કરી, ॥૨॥ યોગ્ય વૃક્ષનું દાતણ કરી, મનમાં ધૈર્ય ધરી, સ્નાન કરી, રામાયણના પુસ્તકનું પ્રેમપૂર્વક ચંદન, પુષ્પાદિકથી પૂજન કરવું ॥૩॥ અને ॐनमो नारायणाय એ મંત્ર બોલીને, અગ્નિમાં ઘીની ત્રણ આહુતિઓ હોમવી, આમ કરવાથી કાયિક, માનસિક તથા વાચિક પાપો પાસે આવતાં નથી અને જે પાપો હોય, તેઓ પણ છૂટી જાય છે. ॥ ૪ ॥

दो०–या विधि रामायण विधिहिं, जे करिहैं चित लाय ॥
रामधाम ते जाइहैं, संसृत दुखहि मिटाय ॥ १२ ॥

જે આ પ્રમાણે મન લગાડી, વિધિપૂર્વક રામાયણનું શ્રવણ કરશે, તેઓ સંસારનાં દુઃખોમાંથી છૂટીને રામચન્દ્રજીના ધામને પામશે. ॥ ૧૨ ॥

चौ०-जो कछु कारजकहँ कोई जाई । सुमिरि चले सो यह चौपाई ॥
प्रविशि नगर कीजै सब काजा । हृदय राखि कोशलपुर राजा ॥ १ ॥
जो विदेश चाहै कुशलाई । तो यह सुमिर चलै चौपाई ॥
चढि रथ सिया सहित दोउ भाई । चले वनहि अवधहिं शिरनाई ॥ २ ॥
भूत पिशाच जाहि जब लागे । यह सोरठा पढे सो भागे ॥

જેને કોઈ કામને માટે કોઈ સ્થલમાં જવું હોય, તે માણસ 'प्रविशि नगर कीजै सब काजा ॥ हृदय राखि कौशलपुर राजा[1]' એ ચોપાઈનું સ્મરણ કરીને, તે સ્થલમાં પ્રવેશ કરે, તો તેનું કામ સિદ્ધ થાય છે. ॥ ૧ ॥ કુશલની ઇચ્છા કરી, પરદેશ જવાનું હોય તે સમયે 'चढि रथ सिय सहित दोउ भाई ॥ चले वनहि अवधहिं शिरनाई[2]' એ ચોપાઈનું સ્મરણ કરી, પરદેશ જવામાં આવે, તો સર્વ પ્રકારનું કુશલ થાય છે. ॥૨॥ જેને ભૂતનો કે પિશાચનો વળગાડ થયો હોય, તે માણસ, ॥ ૦ ॥

૧ આ ચોપાઈ સુંદરકાંડમાં ૭૮૯ મા પૃષ્ઠમાં છે. ૨ આ ચોપાઈ અયોધ્યાકાંડમાં ૪૪૫ મા પૃષ્ઠમાં છે.

सोरठा—वंदौं पवनकुमार, खलवनपावक ज्ञान घन ॥
जासु हृदय आगार, वसहिं राम शर चाप धर ॥ १ ॥

'वंदौं [1]पवनकुमार' એ ઉપર કહેલા સોરઠાનો પાઠ કરે, તો તેનો વળગાડ ટળી જાય છે. ॥ ૧ ॥

चौ०—शत्रु निवारण चहौ जो भाई । भाव सहित जपु यह चौपाई ॥
जाके सुमिरणते रिपुनाशा । नाम शत्रुहन वेदप्रकाशा ॥ १ ॥
यह चौपाई जपै जो कोई । अन्न आदि दुख ताहि न होई ॥
विश्वभरण पोषण कर जोई । ताकर नाम भरत अस होई ॥ २ ॥
जो उत्सव बहु विविध प्रकारा । करु यह चौपाई अनुसारा ॥
जबते राम व्याहि घर आये । नित नव मंगल मोद वधाये ॥ ३ ॥
जो चाहो जगमें जय भाई । स्थिर है जपु यह चौपाई ॥
सखा धर्ममय अस रथ जाके । जीतनकहँ न कतहुँ रिपु ताके ॥ ४ ॥
हैं बहुभाँति कार्य जगमाहीं । रामायण सों सब है जाहीं ॥

જે શત્રુઓનું નિવારણ કરવાની ઇચ્છા હોય, તો 'जाके सुमिरणते रिपुनाशा ॥ नाम शत्रुहन वेदप्रकाशा[2]' એ ચોપાઇનો ભાવસહિત જપ કરવો. ॥ ૧ ॥ જે માણસ विश्वभरण पोषण कर जोई ॥ ताकर नाम भरत अस होई[3]' એ ચોપાઇનો જપ કરે, તેને અન્ન આદિનું દુઃખ કદી પણ થાય નહીં. ॥ ૨ ॥ જો અનેક પ્રકારના ઉત્સવોની ઇચ્છા હોય, તો 'जबतें राम व्याहि घर आये ॥ नित नव मंगल मोद वधाये[4]' એ ચોપાઇનો જપ કરવો. ॥ ૩ ॥ જો જગતમાં જય મેળવવાની ઇચ્છા હોય, તો 'सखा धर्ममय अस रथ जाके ॥ जीतनकहँ न कतहुं रिपु ताके[5]' એ ચોપાઇનો જપ કરવો, ॥૪॥ જગતમાં અનેક પ્રકારનાં જે જે કાર્યો હોય છે, તેઓ સઘળા રામાયણથી સિદ્ધ થાય છે, ॥

दो०—सकल भाँति मनकामना, यह दोहा दातार ॥
रामायणमहँ खोजिकरि, करु याको अनुसार ॥ १३ ॥

સર્વ પ્રકારની મનકામનાઓ સિદ્ધ કરવી હોય, તો રામાયણના નીચે લખેલા દોહાનો જપ કરવો. ॥ ૧૩ ॥

वह शोभा जु समाज सुख, कहत न बनै खगेश[6] ॥
बरणे शारद शेष मुनि, सो रस जान महेश ॥ १४ ॥

चौ०—बरणों एक रुचिर इतिहासा । तुलसिदास जो कीन तमासा ॥
द्राविड अरु काशी महिपाला । कहुँ एकत्र रहे कछु काला ॥ १ ॥

---

૧ આ સોરઠો બાલકાંડમાં ૨૫ મા પૃષ્ઠમાં છે. ૨ આ ચોપાઈ બાલકાંડમાં ૧૮૭ મા પૃષ્ઠમાં છે. ૩ આ ચોપાઇ બાલકાંડમાં ૧૮૭ મા પૃષ્ઠમાં છે. ૪ આ ચોપાઈ અયોધ્યાકાંડમાં ૩૭૨ મા પૃષ્ઠમાં છે. ૫ આ ચોપાઈ લંકાકાંડમાં ૧૦૫૦ માં પૃષ્ઠમાં છે. ૬ આ દોહો ઉત્તરકાંડમાં ૧૧૨૧ મા પૃષ્ઠમાં છે.

अतिशय प्रीति बडी दोउ मांहीं । मनमें कपट लेश कछु नाहीं ॥
गर्भवती दोऊ नृपनारी । चली बात दुनहुन कहि डारी ॥ २ ॥
द्राविड कही बात सुखराशी । सुनहु नृपति काशीके वासी ॥
जन्मै तव सुत सुता हमारे । अथवा मम सुत सुता तुम्हारे ॥ ३ ॥
अस संयोग होय जो नाहू । हम तुम करहिं विवाह उछाहू ॥
सोहैं करि यह वात हढाई । संतत प्रीति रही अब भाई ॥ ४ ॥
सुखद समय आयो जब कोऊ । निज निज भवन गये नृप दोऊ ॥

હવે તુલસીદાસજીએ જે તમાશો કર્યો, તેનો એક સુંદર ઇતિહાસ વર્ણવું છું. એક સમયે દ્રાવિડ દેશનો રાજા અને કાશીનો રાજા, એ બે રાજાઓ, કેટલાક સમયસૂધી, એક સ્થાનમાં રહ્યા હતા. ॥૧॥ બન્નેને પરસ્પરની સાથે અત્યંત પ્રીતિ વધી હતી અને કોઇના મનમાં લેશ માત્ર પણ કપટ ન હતું. એ બન્ને રાજાઓની રાણીઓ ગર્ભવતી હતી, તેથી પ્રસંગને લીધે બન્ને રાજાઓ વચ્ચે નીચે પ્રમાણે વાત થઇ. ॥ ૨ ॥ દ્રાવિડ દેશના રાજાએ કહ્યું કે, "હે કાશિરાજ ! તમને પુત્ર આવે અને મને પુત્રિ આવે અથવા મને પુત્ર આવે અને તમને પુત્રી આવે, તો ॥ ૩ ॥ આપણે પરસ્પરના વહેવાઈ થવું અને ઉત્સાહથી વિવાહ કરવો." આ વાત કાશીના રાજાને પસંદ પડતાં, એ બન્ને વચ્ચે શપતથી એ વાતની દૃઢતા થઈ અને પ્રીતિ નિરંતર વધવા લાગી. ॥ ૪ ॥ પછી જ્યારે કોઈ સુખદાયક સમય આવ્યો, ત્યારે બન્ને રાજાઓ પોતપોતાને ઘેર ગયા. ॥

सोरठा-कन्या भइ दुहुँ ओर, जानी जात न दैवगति ॥
कहि पठ्यो सुत मोर, द्रविड दूत काशी गये ॥ २ ॥

દૈવગતિ વિચિત્ર હોવાને લીધે, કોઇના જાણવામાં આવતી નથી. બન્ને રાજાઓને ઘેર કન્યાઓનો જ જન્મ થયો. પરંતુ દ્રાવિડ દેશના રાજાએ, પોતાના દૂતોને કાશીમાં મોકલીને કાશિરાજને કહેવરાવ્યું કે, " મારે ઘેર પુત્રનો જન્મ થયો છે. " ॥ ૨ ॥

चौ०-यह छल होत भयो जिहिलाई । सो वह हेतु कहौं मैं गाई ॥
द्राविडपति निज गृह आयो जब । रानी सों अस कहत भयो तब ॥ १ ॥
जो होई कन्या दुहुँ ओरा । तो मैं प्राण तजब बरजोरा ॥
सुनि राणी राजा मुख वानी । मनमें बहुत भाँति भय मानी ॥ २ ॥
उपरोहितको लिहसि बुलाई । नृप दुराय यह बात बुझाई ॥
मम अहिवात तुम्हारे हाथा । नहिं तौ प्रभु मैं होब अनाथा ॥ ३ ॥
राणी द्रव्य दीन्ह नहिं थोरी । भइ मायावश द्विज मति भोरी ॥
सेवक सेवकायन वश कीन्हेसि । आदर मान दान बहु दीन्हेसि ॥ ४ ॥

આ છળ, જે કારણથી થયો, તે કારણ કહું છું, તે સાંભળો. દ્રાવિડ દેશના રાજાએ ઘેર આવી, કાશીરાજની સાથે થયેલા કરારની વાત સંભળાવીને કહ્યું હતું કે, ॥ ૧ ॥

" જો તને અને કાશિરાજની રાણીને પણ કન્યા આવશે, તો હું બલાત્કારથી મારા પ્રાણ છોડી દઈશ." આ સાંભળી, જેના મનમાં અત્યંત ભય વર્તી રહ્યો હતો, ॥ ૨ ॥ એવી રાણીએ પોતાને પુત્રી પ્રાપ્ત થયા છતાં, પુરોહિતને બોલાવીને કહ્યું કે, " આ કન્યાના જન્મની વાત રાજાથી ગુપ્ત રાખજો. મારૂં એહેવાતણ (સૌભાગ્ય) તમારે હાથ છે. જો ગુપ્ત નહીં રાખો તો મારે વિધવા દશા ભોગવવી પડશે." ॥ ૩ ॥ આમ કહીને રાણીએ પુરોહિતને દ્રવ્ય પણ ઘણું આપ્યું, કે જેથી પુરોહિતની બુદ્ધિ માયાને વશ થઈ, ભોળી થઈ ગઈ. રાણીએ દાસોને તથા દાસીઓને પણ ઘણા ઘણા આદરભાવો તથા ધનો દઇને, વશ કરી લીધાં ॥ ૪ ॥

दो० -सेवक एक दीन तेहिं, वाराणसी बसाय ॥
तेहिते पाइसि खबरि सब, तब यह किहसि उपाय ॥ १५ ॥

દ્રાવિડના રાજાની રાણીએ, એક સેવકને કાશીમાં મોકલી, ત્યાંના રાજાને કન્યા આવ્યાની સંપૂર્ણ ખબર મેળવી હતી, તેથી તેણે આ ઉપાય કર્યો ॥ ૧૫ ॥

चौ०-पुत्रनाम धरि गुप्त रखायो । द्वादश वर्ष न द्वार दिखायो ॥
विदुषन कहेउ न कोऊ पेखे । व्याह समय सब कोऊ न देखे ॥ १ ॥
मित्र मिलन हितचित अनुराग्यो । नेगि पठै व्याह पुनि माँग्यो ॥
अति आनंद चल्यो मग वेगी । काशी नृप पहुँ आये नेगी ॥ २ ॥
नृप मन मुदित पत्रिका बाँची । लै आवो वरात रँगराची ॥
आयो व्याहन द्राविड राजा । खुली बात उपजी अतिलाजा ॥ ३ ॥
क्रोधातुर काशी अवनीशा । कह कटिहौं द्राविडकर शीशा ॥
यह सुनि द्राविड अधिक डराने । निज छल समुझि समुझि पछिताने ॥४॥

'પુત્ર જન્મ્યો, પુત્ર જન્મ્યો' એમ પ્રસિદ્ધ કરાવી, તેને રાજાથી પણ ગુપ્ત રાખ્યો. બાર વર્ષ સૂધી બહાર દેખાડ્યો જ નહીં.॥૧॥બહાર ન દેખાડવાનું કારણ પૂછવામાં આવે, ત્યારે રાણી જણાવતી હતી કે, વિવાહના સમય સૂધી આ પુત્રને કોઈની પણ નજરે ન કરવો, એમ વિદ્વાન્ જોશીઓએ કહ્યું છે." પુત્રનું મોહોડું જોવાને માટે ઉત્કંઠિત થયેલા રાજાએ, પોતાના એક મંત્રીને નાળીએર આપી, કાશિના રાજાની પાસે વિવાહની માગણી કરવા મોકલ્યો. ॥ ૨ ॥ એ મંત્રીએ આનંદથી માર્ગ કાપી, કાશીમાં જઈ, કાશિરાજાને મળીને પત્રિકા આપી. કાશિરાજે પત્રિકા વાંચી, મનમાં પ્રસન્ન થઇને કહ્યું કે, " ગાજતે વાજતે સુંદર જાન લઈને આવો." મંત્રીએ ત્યાંથી દ્રાવિડ દેશમાં આવી, રાજાને સમાચાર કહેતાં રાજા જાન કહાડી, પુત્રને પરણાવવા કાશીમાં ગયો, આ સમયમાં 'જે વર છે, તે પુરુષ નથી, પણ કન્યા છે' એ વાત ખુલ્લી થઈ ગઈ. આથી દ્રાવિડ રાજાને બહુજ લજ્જા ઉત્પન્ન થઈ. ॥ ૩ ॥ કાશીનો રાજા ક્રોધાતુર થઇને બોલવા લાગ્યો કે, " દ્રાવિડ રાજાનું માથું કાપી લઈશ." આ સાંભળી દ્રાવિડ રાજા અત્યંત ભય પામ્યો અને પોતાના ત્યાંના છળનો વિચાર કરી, કરીને પસ્તાવા લાગ્યો. ॥ ૪ ॥

दो०—अति सभीत अति दीन है, गे जहँ तुलसीदास ॥
पाहि पाहि कहि पाँय परि, कहेउ करौ दुखनाश ॥ १६ ॥

એ રાજા, અત્યંત ભયભીત તથા અત્યંત દીન થઈ, તુલસીદાસજીની પાસે ગયો અને ત્યાં જઈ, ચરણમાં પડીને બોલ્યો કે, "રક્ષા કરો, રક્ષા કરો. મારાં દુઃખનો વિનાશ કરો." ॥ ૧૬ ॥

चौ०—तब काशीनृपकहँ बुलवायो । तुलसिदास हितकर समुझायो ॥
सुत कहि सुता जो व्याहन आयो । होय पुत्र तौ होय वधायो ॥ १ ॥
जो यह पुत्र होय महाराजा । करहिं विवाह साजि सब साजा ॥
तुलसिदास वेदी विरचाई । तहँ गणेश गउरी पधराई ॥ २ ॥
सिंहासन पै धरि रामायण । नव दिन भर कीन्ही पारायण ॥
जो कन्या वर वेष बनायो । ताहीको सन्मुख बैठायो ॥ ३ ॥
वक्ता आप सो श्रोता भई । दुनिया तहँ देखन सब गई ॥
कथा सकल जब बाँचि सुनाई । तासु शीश कर धरेउ गोसाँई ॥ ४ ॥

આ સમયમાં તુલસીદાસજીએ, કાશીના રાજાને બોલાવી, સમજાવીને કહ્યું કે, "દ્રાવિડ રાજા, પુત્રીને પુત્ર ઠરાવી, પરણાવવા આવ્યો છે, પણ જે પુત્રી છે, તે પુત્ર થઈ જાય તો પછી વિવાહ કરવામાં કશી હરકત છે?" ॥ ૧ ॥ કાશિરાજ બોલ્યો કે, "મહારાજ! જો પુત્ર થઈ જાય તો હું સઘળો સાજ સજાવીને વિવાહ કરી આપું" પછી તુલસીદાસજીએ વેદી રચાવી, ગણેશને તથા ગૌરીને પધરાવી, ॥ ૨ ॥ સિંહાસન ઉપર રામાયણનું પુસ્તક ધરીને, નવ દિવસની પારાયણ આરંભી. જે કન્યાને વરનો વેષ પહેરાવ્યો હતો, તેને સન્મુખ બેસાડી, ॥ ૩ ॥ પોતે વક્તા થયા અને તે શ્રોતા થઇ. ઘણી ઘણી દુનિયાં ત્યાં જોવા આવવા લાગી. તુલસીદાસજી, સઘળી કથા વાંચી સંભળાવી, તે કન્યાના માથાપર હાથ મૂકી પ્રસન્ન થઈ, ॥ ૪ ॥

दो०—अरु यह चौपाई पढी, रामहिं सुमिरि प्रसन्य ॥
तिहि अवसर वर है गयो, श्रीरामायण धन्य ॥ १७ ॥

નીચે લખેલી ચોપાઈ બોલ્યા, તે સમયે તે કન્યા વર થઇ ગઈ. 'શ્રીરામાયણ ધન્ય છે, ધન્ય છે' એમ કાશીમાં સર્વત્ર કહેવાવા લાગ્યું. ॥ ૧૭ ॥

चौ०—"मंत्र महामणि विषय व्यालके । मेटत कठिन कुअंक [1]भालके ॥"
रामायण जब कही गुसाँई । प्रगटन हित काशी फिर आई ॥ १ ॥
आदर कीन्ह न पंडित काऊ । कहैं जो हमसो करो उपाऊ ॥
जहँ स्थान कहैं तहँ जाहू । पोथी अब न दिखावहु काहू ॥ २ ॥
श्रीआनंदकानन ब्रह्मचारी । हम शिरमौर सुमहिमा भारी ॥
जो याको वे आदर करिहैं । तौ हम सब कै शीशहि धरिहैं ॥ ३ ॥

---

૧ આ ચોપાઇ બાલકાંડના ૭૯ મા પૃષ્ઠમાં છે.

गये आनंदकानन पहँ तत्पर । करत प्रशंस प्रसन्न परस्पर ॥
पोथी की चर्चा पुनि कीन्ही । देखन हेतु सो लै धरि लीन्ही ॥ ४ ॥
कछु दिन पढी सहित अनुरागन । गये गोसाई पोथी माँगन ॥

જ્યારે તુલસીદાસજીએ રામાયણ બનાવી, ત્યારે તેને પ્રકટ કરવા માટે કાશીના સઘળા પંડિતોની પાસે ફેરવી, પણ કોઇ પણ પંડિતે તેને આદર આપ્યો નહી. છેવટ પંડિતોએ કહ્યું કે, "અમો કહીએ તે ઉપાય કરો. ॥ ૧ ॥ હમણાં કોઇને પણ આ પોથી નહીં દેખાડતાં, જ્યાં કહીએ ત્યાં જાઓ. આ કાશી કે જે આનંદ વન કહેવાય છે, તેમાં અમુક સ્થલપર એક બ્રહ્મચારી છે, એ બ્રહ્મચારી મોટા મહિમાવાળો છે અને અમ લોકોનો શિરોમણિ છે. ॥ ૨ ॥ એ બ્રહ્મચારી જો આ રામાયણનો આદર કરે, તો અમે સર્વે પણ રામાયણને માથે ચડાવી લઇએ." તુલસીદાસજી તુરત જ પેલા બ્રહ્મચારીની પાસે ગયા. એક બીજાએ પ્રસન્ન થઇને પરસ્પરની પ્રશંસા કરી. ॥ ૩ ॥ પછી તુલસીદાસજીએ પોથીની ચર્ચા કરતાં, તે બ્રહ્મચારીએ જોવા તપાસવામાટે, તે પોથીને પોતાની પાસે રાખી લીધી અને પ્રેમપૂર્વક તેનું અવલોકન કર્યું. કેટલાક દિવસ પછી તુલસીદાસજી તે પોથી માગવા જતાં ॥ ૪ ॥

दो०—पोथी दइ अरु अस कहेउ, होइहै आदर लोक ॥
निज प्रमाण करि लिखि दियो, यह अद्भुत श्लोक ॥ १८ ॥

એ બ્રહ્મચારીએ પોથી દઈને કહ્યું કે, "સર્વે લોકો આ પોથીનો આદર કરશે." એમ કહી, સહી આપીને એક અદ્‌ભુત શ્લોક પણ લખી દીધો કે, ॥ ૧૮ ॥

श्लोक०—आनंदकानने ह्यस्मिन् जंगमस्तुलसी तरुः ॥
कवितामंजरी यस्या रामभ्रमरभूषिता ॥ १ ॥

"આ આનંદ વનમાં (કાશીમાં) 'તુલસી એ નામનો એક' જંગમ વૃક્ષ છે, કે જેની કવિતારુપી મંજરી રામચન્દ્રજીરુપી ભ્રમરથી શોભી રહેલી છે." ॥ ૧ ॥

छं०—धनि धन्य तुलसिदास जिन जग हेतु रामायण भणी ॥
माहात्म्य अमित न कहि सकौं रस विषय महँ मो मति सनी ॥
निज बुद्धिके अनुसार कहि गोपाल सद्गुरुकी दया ॥
रघुवीर यशकी अधिकता श्रीसंतजन करिहहिं मया ॥ १ ॥

તુલસીદાસજી કે જેમણે જગતના કલ્યાણને માટે રામાયણ રચી છે, તેમને ધન્ય છે, ધન્ય છે અને વારંવાર ધન્ય છે. હું એ રામાયણનું માહાત્મ્ય કહેવા સમર્થ નથી. કેમ કે, મારી બુદ્ધિ વિષય રસમાં ડૂબી રહેલી છે. ગોપાલદાસે સદ્‌ગુરૂની દયાથી પોતાની બુદ્ધિપ્રમાણે આ માહાત્મ્ય કહ્યું છે. આમાં શ્રીરામચન્દ્રજીના યશની અધિકતા છે. તેથી સંતજનો મારા ઉપર કૃપા કરીને આ માહાત્મ્યનો સ્વીકાર કરશે. ॥ ૧ ॥

दो०—श्रीमत तुलसीदासजी, है प्रसन्न वर देहु ॥
रामायण माहात्म्यसों, हरिजन करहिं सनेहु ॥ १९ ॥

હે શ્રીયુત તુલસીદાસજી મહારાજ ! પ્રસન્ન થઇને વરદાન આપો કે હરિજનો આ રામાયણ માહાત્મ્ય ઉપર પ્રેમ ધરે. ॥ ૧૯ ॥

सवंत वसु नभ नंद कू, मार्गे शुक्र गुरुवार ॥
एकादशिकहँ कीन्ह है, अपनी मति अनुसार ॥ २० ॥

વિક્રમ સંવત્ ૧૯૦૮ ના માર્ગશીર્ષ, શુદિ ૧૧ ગુરૂવારને દિવસે, મેં પોતાની બુદ્ધિ પ્રમાણે આ માહાત્મ્ય રચીને પૂર્ણ કર્યું છે. ॥ ૨૦ ॥

रामकोट श्रीअवधपुर, स्वामी रामप्रसाद ॥
तिनकी महिमा को कहै, विश्वविदित मरयाद ॥ २१ ॥

અયોધ્યાના સમીપમાં, રામકોટમાં સ્વામી રામપ્રસાદજી રહેતા હતા, કે જેનો જગત્પ્રખ્યાત મહિમા અને જેની જગત્પ્રખ્યાત મર્યાદા, કોઈથી પણ સંપૂર્ણ વર્ણવી શકાય એમ નથી. ॥ ૨૧ ॥

तिनते गादी पांचई, सो स्वामी मैं दास ॥
लषणपुरी मम जन्मक्षिति, रामनगरके पास ॥ २२ ॥

એ, સ્વામીથી પાંચમી ગાદીપર છે, તે મારા માલેક છે અને હું તેમનો દાસ છું. રામનગરની પાસે જે લક્ષ્મણપુરી છે, તે મારી જન્મભૂમિ છે. ॥ ૨૨ ॥

भोज नगर परसिद्ध द्विज, उत्तम पूरणदास ॥
तस्यात्मज गोपाल कृत, यह महात्म्य इतिहास ॥ २३ ॥

* જે પૂરણદાસ નામના પ્રસિદ્ધ ઉત્તમ બ્રાહ્મણ હાલ ભોજનગરમાં વસે છે, તેના પુત્ર ગોપાલદાસે આ માહાત્મ્યરુપ ઇતિહાસ રચેલ છે. ॥ ૨૩ ॥

श्रीतुलसीकृतरामायणनुं शुद्ध गुजराती माहात्म्य संपूर्ण.



श्रीगणेशाय नमः ।



# ॥ तुलसीदासकृत रामायण ॥

## ગુજરાતી ભાષાંતર.

## बालकांड.



श्लोकः—वर्णानामर्थसंघानां रसानां छंदसामपि ॥
मंगलानां च कर्तारौ वंदे वाणीविनायकौ ॥ १ ॥
भवानीशंकरौ वंदे श्रद्धाविश्वासरूपिणौ ॥
याभ्यां विना न पश्यन्ति सिद्धाः स्वांतःस्थमीश्वरम् ॥ २ ॥

અક્ષરો, અર્થોના સમૂહો, શૃંગાર આદિ રસો, ગાયત્રી આદિ છંદો અને મંગળો એઓને કરનારાં સરસ્વતી અને ગણેશ, એઓને પ્રણામ કરૂં છું. ॥ ૧ ॥ શ્રદ્ધારૂપ પાર્વતી અને વિશ્વાસરૂપ શંકર, કે જેઓ વિના, સિદ્ધ લોકો પણ પોતાની અંદર રહેલા પરમાત્માને જોઈ શકતા નથી. તેઓને પ્રણામ કરૂં છું. ॥ ૨ ॥

वन्दे बोधमयं नित्यं गुरुं शंकररूपिणम् ॥
यमाश्रितो हि वक्रोपि चन्द्रः सर्वत्र वंद्यते ॥ ३ ॥
सीतारामगुणग्रामपुण्यारण्यविहारिणौ ॥
वंदे विशुद्धविज्ञानौ कवीश्वरकपीश्वरौ ॥ ४ ॥

નિત્ય અને અખંડ જ્ઞાનમય સદાશિવરૂપ ગુરુને પ્રણામ કરૂં છું, કે જેના આશ્રયમાં રહેલો ચંદ્ર વક્ર ( વાંકો ) છતાં પણ, સર્વ સ્થાનોમાં વંદાય છે.[1] ॥ ૩ ॥ સીતાજીના અને રામચંદ્રજીના ગુણોના સમૂહરૂપી પવિત્ર વનમાં વિહાર કરનારા અને નિર્મળ જ્ઞાનવાળા વાલ્મીકિ મુનિને અને હનુમાનજીને પ્રણામ કરૂં છું ॥ ૪ ॥

---

૧ 'હું દોષવાળો છતાં પણ, સદાશિવની કૃપાથી પૂજ્યપાત્ર થઈશ,' એવા અભિપ્રાયથી ગુસાંઈજીએ ચંદ્રનો દાખલો આપ્યો છે.

उद्भवस्थितिसंहारकारिणीं क्लेशहारिणीम् ॥
सर्वश्रेयस्करीं सीतां नतोऽहं रामवल्लभाम् ॥ ५ ॥

જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહાર, એઓને કરનારાં, (પરમ શક્તિરૂપ) કલેશોને હરનારાં અને સઘળા કલ્યાણોને કરનારાં શ્રીરામચંદ્રજીનાં પ્યારાં સીતાજીને હું પ્રણામ કરૂં છું. ॥ ૫ ॥

यन्मायावशवर्त्तिविश्वमखिलं ब्रह्मादिदेवासुरा
यत्सत्त्वादमृषेव भाति सकलं रज्जौ यथाहेर्भ्रमः ।
यत्पादः प्लव एकमेव हि भवांभोधेस्तितीर्षावतां
वंदेऽहं तमशेषकारणपरं रामाख्यमीशं हरिम् ॥ ६ ॥

પંચભૂત તથા અહંકાર આદિ સર્વ કારણોથી પર, 'રામ' એ નામવાળા મહાસમર્થ પરમાત્મા કે જેની માયાના તંત્રમાં, બ્રહ્મા આદિ દેવતાઓ તથા દૈત્યો વગેરે સહિત આ સઘળું જગત્ વર્ત્યા કરે છે, જેમ રજ્જુમાં પ્રતીત થએલો સર્પ, ભ્રમરૂપ છતાં પણ રજ્જુની સત્તાથી સત્ય જેવો દેખાય છે; તેમ જેમાં પ્રતીત થયેલું સઘળું જગત્, જેની સત્તાથી સત્ય જેવું દેખાય છે અને સંસારરૂપી સમુદ્રને તરી જવાની ઇચ્છાવાળાઓને જેનું ચરણ જ એક વહાણરૂપ છે, તેમને હું પ્રણામ કરૂં છું. ॥ ૬ ॥

नानापुराणनिगमागमसम्मतं यद्रामायणे निगदितं क्वचिदन्यतोऽपि ॥
स्वान्तःसुखाय तुलसीरघुनाथगाथा भाषानिबन्धमतिमंजुलमातनोति ॥ ७ ॥

રામાયણમાં જે કાંઈ કહ્યું છે, તે સર્વને લઇને અને બીજા પણ રામકથા સંબંધી ગ્રંથોમાં, અનેક પુરાણોથી, વેદોથી તથા શાસ્ત્રોથી સમ્મતિ પામેલું જે કાંઈ છે, તેને પણ કોઈ કોઈ સ્થલમાં લઇને, તુલસીદાસજી, કેવળ પોતાના મનના સુખને વાસ્તે, રામચંદ્રજીની કથાના આ અતિ સુંદર ભાષાત્મક નિબંધની રચનાનો પ્રારંભ કરે છે. ॥ ૭ ॥

सो०—जेहि सुमिरत सिधि होय, गणनायक करिवरवदन ॥
करहु अनुग्रह सोय, बुद्धिराशि शुभगुणसदन ॥ १ ॥

ઉત્તમ હાથીના જેવા મુખવાળા, બુદ્ધિઓના સમૂહરૂપ અને શુભ ગુણોના ઘરરૂપ ગણપતિ, કે જેનું સ્મરણ કરવાથી, વાંચ્છિત ફલની સિદ્ધિ થાય છે, તે, મારા ઉપર અનુગ્રહ કરજો. અથવા ઉત્તમ હાથીના જેવા મુખવાળા, બુદ્ધિના સમૂહરૂપ અને શુભ ગુણોના ઘરરૂપ ગણપતિ, જેનું સ્મરણ કરવાથી સિદ્ધિ પામ્યા છે; તે શ્રીરામચંદ્રજી મારા ઉપર અનુગ્રહ કરજો[1]. ॥ ૧ ॥

---

૧ કેટલાએક આ સોરઠાનો ત્રીજો અર્થ કરે છે કે, "જેનું સ્મરણ કરવાથી 'સિ' સીતાજીને 'ધિ' ધીરજ મળી, એવા 'ગણનાયક' ચરાચરના સ્વામી અને 'કરિવર' ભલું કરીને 'વદન' કહી ન દેખાડનારા રામચંદ્રજી અનુગ્રહથી અને બુદ્ધિઓના સમૂહરૂપ અને શુભ ગુણોના ઘરરૂપ બનાવો." પણ આ અર્થ ક્લિષ્ટ હોવાથી, તુલસીદાસજીએ ન જ ધાર્યો હોય એવો જણાય છે. વાસ્તવિક જોતાં તો બીજો અર્થ પણ અસંગત જણાય છે. કારણ કે, તેમાં 'હોય' એ પદનો યોગ્ય અન્વય થતો નથી.

**सो०–मूक होहिं वाचाल, पंगु चढैं गिरिवर गहन ॥**
**जासु कृपासु दयाल, द्रवौ सकल कलिमलदहन ॥ २ ॥**

સઘળા કલિયુગ સંબંધી દોષોને બાળી નાખનારા દયાળુ શ્રીરામચંદ્રજી, કે જેની કૃપાથી મૂંગો પણ ઉત્તમ વક્તા બની શકે છે અને લંગડો પણ મોટા ગહન પર્વત ચઢી શકે છે, તે રામચંદ્રજી મારા ઉપર દ્રવીભૂત ( કૃપાથી આર્દ્ર ) થાઓ[1]. ॥ ૨ ॥

**सो०–नीलसरोरुह श्याम, तरुण अरुण वारिजनयन ॥**
**करहु मम उर धाम, सदा क्षीरसागर शयन ॥ ३ ॥**

નીલ કમળ જેવા શ્યામ, સુંદર અને તુરતનાં પ્રફુલ્લિત થયેલાં લાલ કમળો જેવાં નેત્રોવાળા આદિ નારાયણ, ક્ષીરસાગરમાં શયન કરનારા છતાં, પણ મારા હૃદયમાં સર્વદા નિવાસ કરો. ॥ ૩ ॥

**सो०–कुन्द इन्दु सम देह, उमारमण करुणाअयन ॥**
**जाहि दीनपर नेह, करहु कृपा मर्दनमयन ॥ ४ ॥**

ડોલરના ફૂલ સમાન તથા ચંદ્ર સમાન ઉજ્જવલ શરીરવાળા, પાર્વતીના પતિ, કરુણાના નિવાસરૂપ અને કામદેવનો વિનાશ કરનારા સદાશિવ કે જેમને દીન જનોની ઉપર સ્નેહ છે, તે મારાપર કૃપા કરો.[2] ॥ ૪ ॥

**सो०–वंदों गुरुपद कंज, कृपासिंधु नररूप हरि ॥**
**महामोह तमपुंज, जासु वचनरविकर निकर ॥ ५ ॥**

ગુરુ મહારાજ કે જે કૃપાના સમુદ્રરૂપ છે, મનુષ્યરૂપે સાક્ષાત્ વિષ્ણુ જ છે[3] અને જેમનાં વચનો મહા મોહરૂપી અંધકારના સમૂહ ઉપર સૂર્યની કિરણોના સમાન છે, તેમનાં ચરણકમળને પ્રણામ કરૂં છું. ॥ ૫ ॥

**चौ०–वंदों गुरुपद पद्मपरागा । सुरुचि सुवास सरस अनुरागा ॥**
**अमिय मूरिमय चूरणचारू । शमन सकल भवरुज परिवारू ॥ १ ॥**
**सुकृत शंभुतनु विमल विभूती । मंजुल मंगल मोद प्रसूती ॥**
**जन मन मंजु मुकुर मल हरणी । किये तिलक गुणगण वशकरणी ॥ २ ॥**

ગુરુનાં ચરણોરૂપી કમળોની રજ, કે જે ઉત્તમ કાંતિવાળી છે, સેવક જનો ઉપર સરસ પ્રેમરૂપી સુગંધવાળી છે, સંસારરૂપી રોગનું તથા તેના કામ, ક્રોધાદિક ઉપદ્રવોનું સંપૂર્ણ શમન કરવામાં અમૃતમૂલી નામની ઔષધિના મનોહર ચૂર્ણરૂપ છે, ॥ ૧ ॥ પુણ્યવાન્ સેવકોરૂપી રુદ્રાનાં શરીરો ઉપર નિર્મલ વિભૂતિની પેઠે રહેનારી છે, મનોહર મંગળને તથા આનંદને જન્મ આપનારી છે, લોકોનાં અંતઃકરણોરૂપી સુંદર દર્પણોના મેલને ટાળનારી છે અને લલાટમાં તિલક કરવાથી, ગુણોના સમૂહને વશ કરી આપનારી છે, તેને વંદન કરૂં છું. ॥ ૨ ॥

---

૧ તુલસીદાસજીએ પોતાને રામચંદ્રજીના ચરિત્રનું વર્ણન કરવામાં મૂંગા સમાન અને કવિની ઊંચી પદવીના ચઢવામાં લંગડા સમાન માનીને, આ વિજ્ઞપ્તિ કરી છે. ૨ વિનયપત્રિકામાં કહ્યું છે કે. **बिनुशिवकृपा रामपदपंकज, सपनेहुं भक्ति न होय.** ૩ ગુરુને સામાન્ય મનુષ્યરૂપ નહીં પણ સાક્ષાત્ વિષ્ણુરૂપ જ માનવા, એમ શ્રીમદ્ભાગવતના સપ્તમસ્કંધના પંદરમા અધ્યાયમાં કહ્યું છે.

श्रीगुरुपदनख मणिगणज्योति । सुमिरत दिव्य दृष्टि हियहोती ॥
दलन मोह तम सो सुप्रकासु । बडे भाग्य उर आवहिं जासु ॥ ३ ॥
उघरहिं विमल विलोचन हीके । मिटहि दोष दुख भव रजनीके ॥
सूझहिं रामचरित मणिमाणिक । गुप्त प्रगट जहं जो जेहि खानिक ॥ ४ ॥

શ્રીગુરુનાં ચરણોના નખોરૂપ મણિઓની જ્યોતિ, કે જેનું સ્મરણ કરતાં જ હૃદયમાં દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય છે અને જે પોતાના પ્રકાશથી મોહરૂપી અંધકારનો નાશ કરે છે તથા મોટા ભાગ્યવાળાઓના હૃદયમાં આવે છે. ॥ ૩ ॥ તે જ્યોતિથી હૃદયના વિવેક તથા વિચારનાં નિર્મલ નેત્રો ઉઘડી જાય છે, સંસારરૂપી રાત્રિથી થતાં દુ:ખો તથા દોષો ટળી જાય છે અને જે જે ખાણોમાં (ગ્રંથોમાં), રામચંદ્રજીનાં ચરિત્રોરૂપી મણિઓ તથા માણિક્ય ગુપ્ત કે પ્રગટ હોય, તે સઘળાં નજરે પડે છે. ॥ ૪ ॥

दो०–यथा सुअंजन आंजि दग, साधक सिद्ध सुजान ॥
कौतुक देखहिं शैल वन, भूतल भूरि निधान ॥ १ ॥

જેમ સુજ્ઞ સાધક લોકો દૃષ્ટિઓમાં સિદ્ધાંજન આંજી, તેથી સિદ્ધ બનીને, સામાન્ય પૃથ્વીમાં અને વિષમ પહાડોમાં તથા જંગલોમાં પણ રહેલા આશ્ચર્યકારી ઘણા ઘણા ગુપ્ત ખજાનાઓને પણ દેખે છે, તેમ સુજ્ઞ શિષ્ય લોકો, હૃદયનાં નેત્રોમાં ગુરુના ચરણની રજરૂપ અંજન આંજી, તેથી સામર્થ્યવાળા બનીને, પુરાણાદિકમાં, વેદોમાં તથા શાસ્ત્રોમાં પણ રહેલા આશ્ચર્યકારી રામચરિત્રોરૂપ ઘણા ઘણા ગુપ્ત ખજાનાઓને પણ દેખે છે[1]. ॥ ૧ ॥

चौ०–गुरुपद रज मृदु मंजुल अंजन । नयन अमिय दगदोष विभंजन ॥
तेहिकर विमल विवेकविलोचन । वरणों रामचरित भवमोचन ॥ १ ॥
वंदों प्रथम महीसुरचरणा । मोहजनितसंशय सब हरणा ॥
सुजन समाज सकलगुणखानी । करों प्रणाम सप्रेम सुवानी ॥ २ ॥

ગુરુનાં ચરણની રજરૂપી નયનામૃત[2] અંજન, કે જે કોમળ છે, સુંદર છે અને દૃષ્ટિના દોષને તોડી નાખનાર છે, તેથી વિવેકરૂપી દૃષ્ટિને નિર્મલ કરીને, હું સંસારથી મુક્ત કરનારાં રામચરિત્રનું વર્ણન કરૂં છું. ॥ ૧ ॥ મોહથી ઉત્પન્ન થયેલા સઘળા સંશયોને દૂર કરનારાં વસિષ્ઠાદિક, આદિ બ્રાહ્મણોનાં ચરણોને વંદન કરૂં છું અને સઘળા સદ્‌ગુણોની ખાણરૂપ સંતજનોનાં મંડલને પણ પ્રેમસહિત ઉત્તમ સ્તુતિપૂર્વક પ્રણામ કરૂં છું. ॥ ૨ ॥

साधु चरित शुभ सरिस कपासु । निरस विशद गुणमय फल जासु ॥
जो सहि दुख परछिद्र दुरावा । वन्दनीय जेहि जग यश पावा ॥ ३ ॥

---

૧ આ દોહામાં 'ગુરુનાં ચરણની રજ' એટલા ભાગને નીચેની ચોપાઈમાંથી ખેંચી લઈને ઉપમેય વાક્ય પણ ગોઠવી લેવું જ પડે છે.

૨ આયુર્વેદમા લખેલું નયનામૃત નામનું અંજન દૃષ્ટિનાં તિમિર, ફુલાં તથા કફ આદિ દોષોને તોડી નાખનાર છે, પણ તીક્ષ્ણ છે અને સુંદર નથી. અને ગુરુના ચરણની રજરૂપી અંજન તો, વિવેકરૂપી દૃષ્ટિના દોષોને તોડી નાખનાર છે અને વળી કોમળ છે તથા સુંદર પણ છે.

मुदमंगलमय संत समाजू । जो जग जंगम तीरथराजू ॥
रामभक्ति जहँ सुरसरि धारा । सरस्वति ब्रह्म विचार प्रचारा ॥ ४ ॥
विधिनिषेधमय कलिमल हरनी । कर्मकथा रविनंदिनि वरनी ॥
हरि हर कथा विराजत वेनी । सुनत सकल मुदमंगल देनी ॥ ५ ॥
वट विश्वास अचल निजधर्मा । तीरथराज समाज सुकर्मा ॥
सबहि सलभ सब दिन सब देशा । सेवत सादर शमन कलेशा ॥ ६ ॥
अकथ अलौकिक तीरथराऊ । देय सद्यफल प्रगट प्रभाऊ ॥

સંતજનો કે જેઓએ કપાસોની પેઠે જાતે અનેક દુઃખોનું[1] સહન કરી, પરાયાં છિદ્રોને[2] ઢાંકવારૂપ પોતાના સ્વભાવથી જગતમાં વંદનીય યશ મેળવેલ છે; તેઓનાં શુભ ચરિત્રો પણ કપાસ જેવાં જ છે. કેમ કે, એ ચરિત્રો નીરસ[3] ( રસરહિત ) છે અને નીરસ છતાં પણ તેઓનાં ફળો નિર્મલ છે તથા ગુણમય ( દોષમય અને સદ્‌ગુણમય ) છે. ॥ ૩ ॥ સંત જનોનો આનંદ મંગલમય સમાજ, જગતમાં જંગમ તીર્થરાજ ( પ્રયાગ ) રૂપ છે. કેમ કે, તેમાં રામભક્તિરૂપી ગંગાજીની ધારા[4] છે, બ્રહ્મવિચાર ( બ્રહ્મજ્ઞાન ) ના પ્રચારરૂપ સરસ્વતી[5] છે. ॥ ૪ ॥ કલિયુગના મેલોનું હરણ કરનારી વિધિનિષેધમય કર્મકાંડની કથારૂપ યમુના[6] છે, સાંભળતાંજ સઘળાં આનંદ મંગલોને દેનારી વિષ્ણુની તથા શિવની કથારૂપ ત્રિવેણી[7] છે. ॥ ૫ ॥ અને સ્વધર્મ ઉપર અવિચળ વિશ્વાસરૂપ અક્ષય વટ છે. આદરપૂર્વક સેવન કરવાથી કલેશોને શાંત કરનારો આ સંત જનોમાંના સમાજરૂપી પ્રયાગ જંગમ હોવાથી, ઉત્તમ કૃત્યો કરનાર હોવાથી, સર્વ કાલમાં તથા સર્વ દેશોમાં સુલભ હોવાથી અને તુરત જ ફળ દેવારૂપ પ્રગટ પ્રભાવવાળો હોવાથી અલૈકિક છે અને જેનું વર્ણન ન કરી શકાય એવો છે. ( તીર્થરૂપ પ્રયાગ તો સ્થાવર હોવાથી, સ્થાવરપણાને લીધે કશું કૃત્ય નહીં કરનાર હોવાથી, મકર સંક્રાંતિના સમયમાં દુર્લભ હોવાથી, પોતાના દેશમાં જ સુલભ હોવાથી, અને જન્માંતરમાં ફળ દેવારૂપ ગુપ્ત પ્રભાવવાળો હોવાથી લૈકિક છે અને લૈકિક હોવાથી જ જેનું વર્ણન કરી શકાય એવો છે. ) ॥ ૬ ॥

---

૧ કપાસો. ગરમીનાં, થંડીનાં, વરસાદનાં, સૂકાવાનાં, ચરખીપર ચઢવાનાં, કંતાવાનાં તથા ધોવાવા વગેરેનાં, અનેક દુઃખોને સહન કરે છે અને સંતજનો, ભિક્ષાનાં, અપમાનનાં, નિન્દાનાં તથા જપ, તપ વગેરેનાં અનેક દુઃખોને સહન કરે છે. ૨ કપાસો, પરાયાં શરીરનાં છિદ્રોને ઢાંકે છે અને સંતજનો, પરાયા મનના દુર્ગુણોરૂપી છિદ્રોને ઢાંકે છે. ૩ કપાસમાં કશો રસ નથી, એ વાત પ્રસિદ્ધ જ છે. સંતજનોના ચરિત્રોમાં પણ વૈરાગ્યાદિક ઘણું હોવાથી વિષયસંબંધી કશો રસ નથી. ૪ અવિચ્છિન્નપણાથી તથા ઉજ્જ્વલપણાથી રામ ભક્તિને ગંગાજીનું સાદૃશ્ય આપ્યું છે. ૫ બ્રહ્મવિચારને ગુપ્ત હોવાને લીધે સરસ્વતીનું સાદૃશ્ય આપ્યું છે. પ્રયાગમાં સરસ્વતી ગુપ્ત છે. ૬ અગ્નિહોત્ર કરવું ઇત્યાદિ વિધિરૂપ અને લસણ વગેરેનું ભક્ષણ ન કરવું ઇત્યાદિ નિષેધરૂપ કર્મકાંડની વાણી સ્વર્ગનરકાદિકમાં પુનર્જન્મ આપનારી હોવાથી શ્યામ છે, એટલા માટે તેને યમુનાનું સાદૃશ્ય આપ્યું છે. ૭ ગંગા, યમુના અને સરસ્વતી, એ ત્રણે એકઠી થવાથી ત્રિવેણી થાય છે. તેમ ભક્તિકાંડ, બ્રહ્મકાંડ, તથા કર્મકાંડ, એકઠા થવાથી વિષ્ણુની તથા શિવની કથા થાય છે, તેથી તે કથાને ત્રિવેણીનું સાદૃશ્ય આપ્યું છે.

**दो०–सुनि समुझहिं जन मुदित मन, मज्जहिं अति अनुराग ॥**
**लहहिं चारिफल अछत तनु, साधु समाज प्रयाग ॥ २ ॥**

લોકો જો સંત જનોના સમાજરૂપી પ્રયાગમાં આનંદયુક્ત મનથી સાંભળીને તથા સમજીને, તેમાં અત્યંત પ્રેમ રાખવારૂપ સ્નાન કરે, તો જીવતાં છતાં જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે ફળોને મેળવી શકે છે. (તીર્થરૂપ પ્રયાગમાં સ્નાન કરવાથી તો મુવા પછી જ ધર્મ આદિ ફળો મેળવી શકાય છે.) ॥ ૨ ॥

**चौ०–मज्जनफल देखिय तत्काला । काक होहिं पिक बकहु मराला ॥**
**सुनि आश्चर्य करै जनि कोइ । सतसंगत महिमा नहिं गोइ ॥ १ ॥**
**वाल्मीकि नारद घटयोनी । निज निज मुखन कही निज होनी ॥**
**जलचर थलचर नभचर नाना । जे जड चेतन जीव जहाना ॥ २ ॥**
**मति कीरति गति भूति भलाई । जब जेहि यतन जहां जेहि पाई ॥**
**सो जानव सत्संग प्रभाऊ । लोकहु वेद न आन उपाऊ ॥ ३ ॥**
**विनु सत्संग विवेक न होई । रामकृपा विनु सुलभ न सोई ॥**
**सत्संगत मुद मंगल मूला । सोइ फल सिधि सब साधन फूला ॥ ४ ॥**

સંત જનોના સમાજરૂપી પ્રયાગમાં સ્નાન કરવાનું ફળ તો તુરત જોવામાં આવે છે. કે તેમાં સ્નાન કરવાથી કાગડાઓ[1], કોકિલ[2] બની જાય છે અને બગલાઓ[3] હંસો[4] બની જાય છે. આ સાંભળી કોઈએ આશ્ચર્ય ધરવા જેવું નથી કેમ કે સત્સંગનો મહિમા ગુપ્ત નથી. ॥ ૧ ॥ જુઓ કે, વાલ્મીકી[5], નારદજી[6] તથા અગસ્ત્ય[7] એઓએ પોતપોતાના મોહોડાંથી જ પોતપોતાનો વૃત્તાંત કહ્યો છે, તેથી તેઓ પ્રથમ કેવા હતા? અને પછી સત્સંગ કરવાથી કેવા મહાત્મા થયા? એ જણાઈ આવે છે. જગતમાં જલચર[8],

૧ કટુક વચનો બોલનારા. ૨ મધુર વચનો બોલનારા. ૩ ધૂર્ત્ત લોકો. ૪ શુદ્ધ અંતઃકરણવાળા. ૫ વાલ્મિકિએ રામચંદ્રજીને કહ્યું છે કે 'હું પ્રથમ પારધિનું કામ કરતો હતો અને અનેક જીવોને મારી, કુટુમ્બનું પોષણ કરતો હતો. એક દિવસે માર્ગમાં સપ્તર્ષિઓનો સમાગમ થતાં, હું તેઓને પણ મારવા તૈયાર થયો, તે વખતે તેઓએ મને કહ્યું કે 'તું જેઓના પોષણને વાસ્તે આ પાપ કર્મ કરે છે, તેઓ તારા પાપમાં ભાગીદાર થશે કે નહીં?, એ સાંભળીને હું કુટુમ્બનાં માણસોને પૂછવા ગયો. 'અમો કોઇ તારા પાપમાં તો ભાગીદાર નહીં થઇએ' એવો તેઓનો જવાબ સાંભળી, હું પાછો ઋષિઓના પાસે જતાં, તેઓએ મને તમારૂં નામ જપવાનો ઉપદેશ કર્યો. પછી હું ભૂલથી 'મરાં મરાં' એવો જપ કરવા લાગ્યો, પણ તેથી મને આવી ઉત્તમ સ્થિતિ મળી અને આપ મારા સ્થાનપર પધાર્યા. (आनंदरामायण). ૬ નારદજીએ વેદવ્યાસની પાસે કહ્યું છે કે, "હું પૂર્વ જન્મમાં દાસીપુત્ર હતો. સાધુજનોના સંગથી મારી બુદ્ધિ નિર્મલ થતાં, હું વનમાં તપ કરવા ચાલ્યો ગયો અને ભજનરૂપ તપ કરવા લાગ્યો. મારૂં એ શરીર છૂટી ગયા પછી, આ જન્મમાં હું બ્રહ્માનો પુત્ર થયો છું." (भागवत प्रथमस्कंध) ૭ અગસ્ત્ય મુનિએ મહાદેવજીને કહ્યું છે કે, "મિત્રાવરુણ નામના બે દેવતાઓએ રંભા નામની અપ્સરા જોવાથી, કામાતુર થઇ, પોતાનું વીર્ય ઘડામાં નાખ્યું હતું, તેથી હું જન્મ્યો છું, પણ સત્સંગના પ્રભાવથી ઉત્તમ સ્થિતિ પામી, આપના દર્શનને પ્રાપ્ત થયો છું." ૮ ગજેંદ્રને પકડનારો ગ્રુડ. (આ કથા શ્રીમદ્ભાગવતના અષ્ટમસ્કંધમાં છે.)

સ્થલચર[1] તથા આકાશચર[2] જે કોઈ જડ[3], કે ચેતન જીવોએ, ॥૨॥ જ્યારે જે યત્નથી, અને જ્યાં, જે કાંઈ જ્ઞાન, કીર્તિ, સદ્‌ગતિ, ઐશ્વર્ય કે ભલાઈ મેળવેલી છે, તે સઘળો સત્સંગનો જ પ્રભાવ છે એમ જાણો. લોકમાં કે વેદમાં સત્સંગ વિના બીજો કોઇ પણ જ્ઞાનાદિકનો ઉપાય નથી ॥ ૩ ॥ સત્સંગ વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી, પણ એ સત્સંગ રામચંદ્રજીની કૃપા વિના સુલભ થતો નથી. સત્સંગ આનંદમંગલ (જ્ઞાન)નું મૂળ છે, માટે તેને જ ફળદાતા સમજો. બીજાં શમ, દમ આદિ સાધનો તો ફૂલરૂપ છે. ॥ ૪ ॥

शठ सुधरहिं सत्संगत पाई । पारसपरसि कुधातु सहाई ।
बिधि बश सुजन कुसंगत परही । फणि मणि सम निज गुण अनुसरही ॥५॥
बिधि हरि हर कवि कोविद बानी । कहत साधु महिमा सकुचानी ॥
सो मोसन कहिजात न कैसे । शाक वणिक मणि गुणगण जैसे ॥ ६ ॥

જેમ લોઢું, પારસ મણિનો સ્પર્શ પામીને, સોનું બની જાય છે, તેમ શઠ પણ સંત જનનો સંગ પામીને, સુધરી જાય છે. કદાચ સંત જન દૈવયોગને લીધે કુસંગમાં પડી જાય, તોપણ જેમ સર્પના માથા ઉપરનો મણિ સર્પના સંગમાં પડ્યા છતાં, પણ પોતાના વિષહરણના ગુણને અનુસરે છે, તેમ તે સંત જન પોતાના પરતાપહરણના ગુણને અનુસરે છે. ॥ ૫ ॥ બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, કવિ અને પંડિતો, એઓની વાણી પણ સાધુ જનોના મહિમાનું સંપૂર્ણ વર્ણન કરી શકતી નથી, ત્યારે તે મહિમા મારાથી કેમ કહ્યો જાય ? જેમ શાક વેચનારા બકાલીથી, મણિના ગુણોના સમૂહનું કોઈ રીતે સંપૂર્ણ વર્ણન કરી શકાય નહીં, તેમ મારાથી પણ સાધુ જનોના ગુણોના સમૂહનું કોઈ રીતે સંપૂર્ણ વર્ણન કરી શકાય એમ નથી. ॥ ૬ ॥

दो०—वंदो संत समान चित, हित अनहित नहिं कोय ॥
अंजलिगत शुभ सुमन जिमि, सम सुगंध करदोय ॥ ३ ॥

જેમ ખોબામાં રહેલાં સુગંધી પુષ્પો, સુગંધ દેવામાં બન્ને હાથને સમાન ગણે છે, પણ પોતાને તોડનારા હાથની ઉપર દ્વેષ કે બાળવનારા હાથની ઉપર સ્નેહ રાખીને, સુગંધ દેવામાં ભેદ રાખતાં નથી; તેમ કલ્યાણ કરવામાં સર્વને સમાન ગણનારા અને જેઓને કોઇ શત્રુ કે મિત્ર છે જ નહી એવા સંત પુરુષોને પ્રણામ કરૂં છું. ॥ ૩ ॥

दो०—सन्त सरल चित जगतहित, जानि स्वभाव सनेहु ॥
बालविनय सुनि करि कृपा, रामचरण रति देहु ॥ ४ ॥

સત્પુરુષોને, સર્વ જગતનું હિત કરવામાં સરલ ચિત્તવાળા અને સ્વાભાવિક સ્નેહ-વાળા જાણીને કહું છું કે આ બાલકની ( મારી ) વિજ્ઞપ્તિ સાંભળી, કૃપા કરીને રામના ચરણોમાં પ્રીતિ આપો. ॥ ૪ ॥

---

૧ ગજેંદ્ર-હાથી ( આ કથા પણ શ્રીમદ્‌ભાગવતના અષ્ટમસ્કંધમાં છે. ) ૨ જટાયુપક્ષી ( આ કથા આ ગ્રંથના જ અરણ્યકાંડમાં કહેવામાં આવશે.) ૩ પથ્થરરૂપ થયેલી ગૌતમની સ્ત્રી અહલ્યા ( આ કથા આ ગ્રંથના આ બાલકાંડમાં જ કહેવામાં આવશે. )

चौ०—बहुरि वंदि खलगण सतभाये । जो विनु काजदाहिनहुँ बाँये ॥
परहित हानि लाभ जिनकेरे । उजरे हर्ष विशाद बसेरे ॥ १ ॥
हरि हर यश राकेश राहुसे । परअकाज भट सहसबाहुसे ॥
जे परदोष लखहिं सहसार्खी । परहित घृत जिनके मनमार्खी ॥ २ ॥
तेज कृशानु रोष महिषेशा । अघ अवगुण धन धनी धनेशा ॥
उदयकेतु समहित सबहीके । कुम्भकरण सम सोवतनीके ॥ ३ ॥
पर अकाजलगि तनु परिहरहीं । जिमिहिम उपल कृषीदल गरहीं ॥
वंदों खल जस शेष सरोषा । सहसवदन वरणे परदोषा ॥ ४ ॥
पुन प्रणवों पृथुराज समाना । पर अघ सुनैं सहसदश काना ॥
बहुरि शक्र सम विनवों तेहीं । संतत सुरानीक हित जेहि ॥ ५ ॥
वचनवज्र जेहि सदा पियारा । सहसनयन परदोष निहारा ॥

ખરા ભાવથી ખળ પુરુષોના સમૂહોને પણ પ્રણામ કરૂં છું, કે જે ખળ પુરુષો કશા કારણ વિના જમણામાંથી ડાબા થઇ જાય છે, (અનુકૂલમાંથી પ્રતિકૂલ થઈ જાય છે,) પરાયા હિતની હાનિને જ પોતાનો લાભ માને છે, બીજાઓનું ઉજ્જડ થઇ જવાથી રાજી થાય છે, વસવાથી ખેદ પામે છે, ॥ ૧ ॥ વિષ્ણુની તથા સદાશિવની કીર્તિરૂપી ચંદ્રને રાહુની પેઠે નડે છે, (કથામાં વિઘ્ન નાખે છે,) પરાયું ભૂંડું કરવામાં હજાર હાથવાળા યોદ્ધા જેવા છે, પરાયા દોષોને જોવામાં હજાર નેત્રોવાળા છે, પરાયાં હિતરૂપી ઘીને ખરાબ કરવામાં, માંખીની પેઠે પડનારાં અંતઃકરણોવાળા છે, ॥ ૨ ॥ બીજાઓને તપાવવામાં અગ્નિસમાન તેજવાળા છે, ક્રોધ કરવામાં મોટા પાડા જેવા છે, પાપો તથા દુર્ગુણોરૂપી ધનના ભંડારોને જાળવી રાખવામાં કુબેરજી સમાન છે, સર્વના હિતનો ભંગ કરવામાં ઉદય પામેલા ધૂમકેતુઓ જેવા છે, કુંભકર્ણની પેઠે સર્વદા સૂતા રહેતા હોય તો જ સારા છે, ॥ ૩ ॥ અને જેમ હિમના પથરાઓ (બરફો), પોતે નીચે પડી, પીગળી જઇને, પણ ખેડથી પાકેલાં ધાન્યોનો વિનાશ કરે છે; તેમ દેહત્યાગસુધી કરીને પણ પરાયાં અનિષ્ટો કરવામાં ચૂકે નહીં એવા છે; ખળ પુરુષોને શેષનાગની ઉપમા આપીને પ્રણામ કરૂં છું. કેમ કે, જેમ શેષનાગ પ્રેમ ધરીને સર્વદા હજાર મુખોથી પ્રભુના ગુણોનું વર્ણન કર્યા કરે છે, તેમ ખળ પુરુષો, ક્રોધ ધરી, સર્વદા હજાર મુખોથી પરાયા દોષોનું વર્ણન કર્યા કરે છે, ॥૪॥ વળી ખળ પુરુષોને, પૃથુ રાજાની ઉપમા આપીને, પ્રણામ કરૂં છું. કેમ કે, જેમ પૃથુ રાજા દશ હજાર કાનોથી પ્રભુના ગુણોનું શ્રવણ કરતા હતા, તેમ ખળ પુરુષો દશ હજાર કાનોથી પરાયા દોષોનું શ્રવણ કરે છે. વળી ખળ પુરુષોને ઇંદ્રની ઉપમા આપીને વિનવું છું. કેમ કે, જેમ ઇંદ્ર નિરંતર સુરાનીકને, (દેવતાઓનાં સૈન્યને,) પોતાના હિતરૂપ માને છે, તેમ ખળ પુરુષો, નિરંતર સુરાનીક (ઉંચી મદિરાને) પોતાના હિતરૂપ માને છે. જેમ ઇંદ્ર સર્વદા વજ્ર ઉપર પ્રેમ રાખે છે, તેમ ખળ પુરુષો સર્વદા દુર્વચન ઉપર પ્રેમ રાખે છે. ॥ ૫ ॥ અને જેમ ઇંદ્ર હજાર નેત્રોથી જગતની રીતભાત જોયા કરે છે, તેમ ખળ પુરુષો હજાર નેત્રોથી પરાયા દોષોને જોયા કરે છે. ॥

**दो०–उदासीन अरि मीत हित, सुनत जरहिं खलरीति ॥**
**जानि पानि युग जोरकर, विनती करहुँ सप्रीति ॥ ५ ॥**

ઉદાસીન, ( ત્રાહિત ), શત્રુ કે મિત્ર, એઓમાંથી કોઈનું પણ હિત થયું સાંભળતાં જ મનમાં દગ્ધ થવું, એ ખળ પુરુષની રીતિ છે અથવા ઉદાસીન રહેવું, ( કોઈની સાથે પણ મેલાપ નહીં રાખવો, ) સર્વની સાથે શત્રુતા કરવી અને મિત્રનું હિત થયું સાંભળવામાં આવે, તો પણ મનમાં દગ્ધ થવું, એ ખળ પુરુષની રીતી છે અથવા ઉદાસીન ( શિવ ) નો અરિ ( શત્રુ ) જે કામદેવ, તેના મિત્ર જે ભગવાન્, તેનું યશ સાંભળતાં જ મનમાં દગ્ધ થવું, એ ખળ પુરુષની રીતી છે અથવા ત્રાહિતની સાથે પણ શત્રુતા કરવી અને મિત્રનું હિત સાંભળવાથી પણ મનમાં દગ્ધ થવું, એ ખળ પુરુષની રીતી છે, એમ જાણી, બન્ને હાથ જોડીને, તેઓને સપ્રેમ વિજ્ઞપ્તિ કરૂં છું[1]. ॥ ૫ ॥

**चौ०–मैं आपणदिशि कीन निहोरा । तिन निज ओर न लाउब भोरा ॥**
**पायस पालिय अति अनुरागा । होहिं निरामिष कबहुँ कि कागा ॥ १ ॥**
**वंदौं संत असज्जन चरणा । दुखप्रद उभय बीच कुछ बरणा ॥**
**बिछुरत एक प्राण हरलेहीं । मिलत एक दारुण दुख देहीं ॥ २ ॥**

હું મારા તરફથી ખળ પુરુષોની આટલી આટલી નમ્રતા પૂર્વક પ્રાર્થના કરૂં છું, તો પણ તે ખળ પુરુષો, પોતા તરફના કર્ત્તવ્યમાં ( નિંદા કરવામાં, ) ભૂલ નહીં જ લાવે. ઘણા પ્રેમથી દૂધપાક ખવરાવી ખવરાવીને કાગડાઓને પાળીએ, તો પણ કાગડાઓ, કદી પણ માંસભક્ષણને છોડે કે ! ॥ ૧ ॥ સાધુ જનોનાં અને અસાધુ જનોનાં પણ ચરણોને પ્રણામ કરૂં છું. સાધુઓ અને અસાધુઓ બન્ને દુઃખદાયી છે, પણ તેમાં કાંઈક ફેરફાર છે, તે કહું છું, સાધુ જનો છૂટા પડતાં પ્રાણ લે છે. અને અસાધુઓ મળે છે, ત્યારે દારુણ દુઃખ દે છે. ( સાધુઓનો વિયોગ અને અસાધુઓનો સંયોગ દુઃખદાયી છે. ॥ ૨ ॥

**उपजहिं एक संग जलमाहीं । जलज जोंक जिमिगुणविलगाहीं ॥**
**सुधा सुरा सम साधु असाधू । जनक एक जग जलधि अगाधू ॥ ३ ॥**
**भल अनभल निजनिज करतूती । लहत सुयश अपलोक विभूती ॥**
**सुधा सुधाकर सुरसरि साधू । गरल अनल कलिमल सरिव्याधू ॥ ४ ॥**
**गुण अवगुण जानत सब कोई । जो जेहि भाव नीक तेहि सोई ॥**

જેમ કમળ અને જળો, એ બન્ને જળરૂપ એક સ્થલમાં સાથે જ ઉત્પન્ન થાય છે, પણ તેઓના ગુણો જૂદા જૂદા છે, એટલે કમળમાં લોહી વધારવાનો અને જળોમાં લોહી ખેંચવાનો ગુણ છે, અને જેમ અમૃત તથા મદિરા એ બન્ને એક અગાધ સમુદ્રમાંથી

---

[1] जानु पानि युग जोरकर એવો પણ પાઠ છે. એ પાઠમાં એવો અર્થ કરવો કે, ઉપર કહ્યા પ્રમાણે ખળ પુરુષોની રીતિ છે, એટલા માટે ગોઠણભેર બેસીને, અને બન્ને હાથ જોડીને, તેઓને સપ્રેમ વિજ્ઞપ્તિ કરૂં છું. પૂર્વાર્ધના ચાર અર્થમાં જે ત્રીજો અર્થ છે, તે કુટરૂપ છે, એટલા માટે એ અર્થ તુલસીદાસજીનો ધારેલો ન હોય એમ જણાય છે.

સાથે જ ઉત્પન્ન થયાં છે, તો પણ તેઓના ગુણો જૂદા જૂદા છે, એટલે અમૃતમાં જીવાડવાનો અને મદિરામાં ખરાબ કરવાનો ગુણ છે; તેમ સાધુ જન અને અસાધુ જન, આ એક અપાર જગતમાં સાથે જ ઉત્પન્ન થયાં છે અથવા એક માબાપથી ઉત્પન્ન થયા હોય, તોપણ તેઓના ગુણો જૂદા જૂદા છે, કે જે ગુણોનું કેટલુંક વર્ણન કર્યું છે, તથા કેટલુંક હવે પછી કરવામાં આવશે. ॥ ૩ ॥ અમૃત, ચંદ્ર, ગંગાજી અને સાધુજન, એઓએ પોતપોતાનાં કર્ત્તવ્યોથી સુયશની સંપત્તિ જ મેળવી છે અને ઝેર, અગ્નિ, કર્મનાશા[1] નદી અને પારધી, એઓએ પોતપોતાનાં કર્ત્તવ્યોથી જ અપયશની સંપત્તિ મેળવી છે; માટે વાસ્તવિક જોતાં પોતપોતાનાં કર્મો જ સંત છે અને પોતપોતાનાં કર્મો જ અસંત છે ॥ ૪ ॥ જો કે ગુણોને અને દુર્ગુણોને સર્વ કોઈ જાણે છે, તોપણ જે, જેને ભાવે, તે, તેને ઠીક લાગે છે, ( કેટલાએકને સદાચાર જ પસંદ પડે છે અને કેટલાએકને દુરાચાર જ પસંદ પડે છે. ) ॥

दो०–भलो भलाइ पै लहहिं, लहहिं निचाई नीच ॥
सुधा सराहिय अमरता, गरल सराहीं मीच ॥ ६ ॥

ભલા માણુસો, ભલાઈથી પ્રખ્યાત થાય છે અને નીચ માણુસો, નીચતાથી પ્રખ્યાત થાય છે. અમૃત, અમરપણું કરી દેવારૂપ ગુણથી વખણાય છે અને ઝેર, મરણ કરી દેવારૂપ ગુણથી વખણાય છે. ॥ ૬ ॥

चौ०–खलअघ अगुण साधु गुणगाहा । उभय अपार उदधिअवगाहा ॥
तेहिते कछु गुण दोष बखाने । संग्रह त्याग न बिनु पहिंचाने ॥ १ ॥
भलेउ पोच सब विधि उपजाये । गनि गुण दोष वेद बिलगाये ॥
कहहिं वेद इतिहास पुराना । विधि प्रपंच गुण अवगुण साना ॥ २ ॥

ખળ પુરુષોનાં પાપોનું તથા દુર્ગુણોનું વર્ણન કરવા બેસવું અને સાધુ પુરુષોનાં પુણ્યોનું તથા સદ્‌ગુણોનું વર્ણન કરવા બેસવું, એ બન્ને કામ, અપાર અને અગાધ સમુદ્રમાં પ્રવેશ કરવા જેવાં છે અર્થાત્ તેઓનો અંત કે પાર આવે એમ જ નથી અને જો ગુણો અને દોષો ઓળખાયા ન હોય તો, ગુણોનો સંગ્રહ અને દોષોનો ત્યાગ બની શકે નહીં; એટલા માટે એ ગુણોનું અને દોષોનું થોડું થોડું વર્ણન આપ્યું છે. ॥ ૧ ॥ ભલા અને બૂરા, સઘળા પદાર્થો વિધાતાએ ઉત્પન્ન કરેલા છે અને વેદે ગુણ દોષોનું કથન કરીને, તે સઘળા પદાર્થોના વિભાગ કરી દીધા છે. વેદો, ઇતિહાસો અને પુરાણો કહે છે કે, વિધાતાનો આ પ્રપંચ ગુણ દોષોથી જ ભરેલો છે. ॥ ૨ ॥

दुख सुख पाप पुण्य दिनराती । साधु असाधु सुजात कुजाती ॥
दानव देव ऊंच अरु नीचू । अमिय सजीवन माहुर मीचू ॥ ३ ॥

---

[1] નિર્ણયસિન્ધુના પુનરુપનયન પ્રકરણમાં, ત્રિસ્થલી સેતુનું વચન છે કે, कर्मनाशाजलस्पर्शात्करतोयाविलंघनात् । गंडकीबाहुतरणात् पुनः संस्कारमर्हति ॥ કર્મનાશા નામની નદી, કે જે પુણ્યોને નાશ કરનારી છે, તેના જળનો જે સ્પર્શ કરે, કરતોયા નદીનું જે ઉલંઘન કરે, કે ગણ્ડકી નદીમાં જે, હાથવતે તરે છે, તે દ્વિજને, ફરીવાર જનોઇ દેવાનો સંસ્કાર કરવો જોઇએ.

माया ब्रह्म जीव जगदीशा । लक्ष अलक्ष रंक अवनीशा ॥
काशी मग सुरसरि कर्मनाशा । मरु मालव महिदेव गवाशा ॥ ४ ॥
स्वर्ग नरक अनुराग विरागा । निगमागम गुण दोष विभागा ॥

જુઓ કે, દુઃખ અને સુખ, પાપ અને પુણ્ય, દિવસ અને રાત્રિ, સાધુ અને અસાધુ, સુજાતિ અને કુજાતિ, દાનવ અને દેવ, ઉંચ અને નીચ, જીવાડનારૂં અમૃત અને મારનારૂં ઝેર, ॥ ૩ ॥ માયા અને બ્રહ્મ, જીવ અને ઈશ્વર, લક્ષણ અને કુલક્ષણ, રંક અને રાજા, કાશી અને ગયાક્ષેત્ર, ગંગા અને કર્મનાશા, મારવાડ અને માળવો, બ્રાહ્મણ અને કસાઈ, સ્વર્ગ અને નરક તથા રાગ અને વૈરાગ્ય ઇત્યાદિ પદાર્થોને, વિધાતાએ એક જ પ્રપંચમાં બનાવ્યા છે અને તેઓના ગુણ દોષોના વિભાગો વેદશાસ્ત્રોએ કરી આપ્યા છે. ॥ ૪ ॥

दो०—जड चेतन गुण दोषमय, विश्व कीन्ह करतार ॥
संत हंस गुण गहहिं पय, परिहरि वारि विकार ॥ ७ ॥

કર્ત્તાએ (વિધાતાએ), આ જડ ચેતનરૂપ સઘળું જગત્, ગુણ દોષમય જ કરેલું છે. આ પ્રમાણે જળથી મિશ્રિત થયેલા દુધની ઉપમા ધરાવનારા ગુણ દોષમય જગતમાંથી સંત પુરુષોરૂપી હંસો દોષરૂપી જળનો ત્યાગ કરીને, ગુણરૂપી દુધનું જ ગ્રહણ કરે છે. ॥ ૭ ॥

चौ०—अस विवेक जब देइ विधाता । तब तज दोष गुणहिं मनराता ॥
काल स्वभाव कर्म बरि आई । भलेउ प्रकृति वश चुकइ भलाई ॥ १ ॥
सो सुधार हरिजन जिमिलेहीं । दलि दुख दोष विमलयश देहीं ॥
खलहु करहिं भल पाय सुसंगू । मिटहि न मलिन स्वभाव अभंगू ॥ २ ॥

જ્યારે દૈવ હંસોના જેવી વિવેચન શક્તિ આપે, ત્યારે જ મન દોષોનો ત્યાગ કરીને ગુણોમાં લાગે; કેમ કે ભલા લોકો પણ કાલના, સ્વભાવના અને કર્મોના બળને લીધે માયાને વશ થઇ, ભલાઇને ભૂલી જાય છે. ॥ ૧ ॥ ભલાઈને ભૂલી ગયેલા લોકોને, હરિજનો, એવી રીતે સુધારી લે છે કે, જે રીતે એ લોકો દુઃખોને તથા દોષોને કાપીને, પોતાને સુધારવા બાબતનું નિર્મળ યશ આપે. ભલાઇને ભૂલી ગયેલા લોકો ભલા સત્સંગથી સુધરે છે, પણ સ્વાભાવિક ખળતાવાળા દુષ્ટ લોકો તો, સત્સંગને સારી રીતે પ્રાપ્ત થાય તોપણ તેઓનો અભંગ મલિન સ્વભાવ ટળતો નથી. ॥ ૨ ॥

लख सुवेष जग वंचक जेऊ । वेष प्रताप पूजियत तेऊ ॥
उघरहिं अंत न होय निबाहू । कालनेमि जिमि रावण राहू ॥ ३ ॥
किये कुवेष साधु सन्मानू । जिमिजग जाम्बवंत हनुमानू ॥
हानि कुसंग सुसंगत लाहू । लोकहु वेद विदित सब काहू ॥ ४ ॥

જેઓ જગતને ઠગનારા ખળ લોકો છે, તેઓ પણ સાધુઓના જેવો વેશ દેખાડે તો વેષના પ્રભાવથી પૂજાય છે. પણ તેઓનો તે ઢોંગ છેવટ સુધી નહીં નભતાં, ઉઘાડો થઈ જાય છે. જેમ કે કાલનેમિએ, હનુમાનજીને ઠગવાને વાસ્તે મુનિપણાનો અને રાવણે

સીતાજીને ઠગવાને વાસ્તે સંન્યાસીપણાનો ઢોંગ કર્યો હતો, પણ તે ઢોંગ છેવટ સુધી નહીં નભતાં ઉઘાડો થઈ ગયો હતો[1]. ॥ ૩ ॥ સાધુ પુરુષો જગતમાં કુવેષ ધરી, વિચરતા હોય, તોપણ જાંબવાનની પેઠે અને હનુમાનજીની પેઠે પ્રભુ તરફથી અને જગત્ તરફથી પણ માન પામે છે. કુસંગથી હાનિ થાય છે અને સુસંગથી લાભ થાય છે, એ વાત લોકથી તથા વેદથી સર્વ કોઈના જાણવામાં છે. ॥ ૪ ॥

**गगन चढै रज पवन प्रसंगा । कीचड मिलहि नीच जलसंगा ॥**
**साधु असाधु सदन शुकसारी । सुमिरहिं राम देहिं गणगारी ॥ ५ ॥**
**धूम कुसंगति कारिख होई । लिखिय पुराण मंजु मसि सोई ॥**
**सोइ जल अनल अनिल संघाता । होय जलद जग जीवनदाता ॥ ६ ॥**

જુઓ કે, રજ પણ ઊંચી ગતિવાળા પવનના સંગથી આકાશમાં ચઢે છે અને નીચી ગતિવાળા જળના સંગથી કાદવરૂપ બની જાય છે. સજ્જનના ઘરનાં મેનાં, પોપટ, રામ રામ બોલે છે અને નીચ જનનાં ઘરનાં મેનાં, પોપટ ગાળો દીધા કરે છે. ॥ ૫ ॥ ધૂમાડો, ખડ તથા કાંટા વગેરે ખરાબ પદાર્થોના સંગથી મલિન અને નેત્રોને દુઃખ દેનારાં થાય છે, અળતા વગેરે ઉત્તમ પદાર્થોના સંગથી શાહીરૂપ બનીને પુરાણો લખવાના કામમાં આવે છે અને તે જ ધૂમાડો, જળ, અગ્નિ તથા પવનરૂપ ઉત્તમ પદાર્થોનો સંગ પામવાથી જગતને જીવન આપનારા મેઘરૂપ બની જાય છે. ॥ ૬ ॥

**दो०—ग्रह भेषज जल पवन पट, पाय कुयोग सुयोग ॥**
**होय कुवस्तु सुवस्तु जग, लखहिं सुलक्षण लोग ॥ ८ ॥**

સૂર્ય આદિ ગ્રહ, સુંઠ આદિ ઔષધ, જળ, પવન અને વસ્ત્ર, એઓ જગતમાં ખરાબના સંગથી ખરાબ થાય છે અને સારાના સંગથી સારાં થાય છે એ વાત સમજુ લોકોના જાણવામાં છે[2]. ॥ ૮ ॥

**दो०—सम प्रकाश तम पाख दुहु, नाम भेद विधिकीन्ह ॥**
**शशि पोषक शोषक समुझ, जग यश अपयश दीन्ह ॥ ९ ॥**

વિધાતાએ શુકલ પક્ષની અને કૃષ્ણ પક્ષની નામથી જૂદાઈ કરી છે, પણ વાસ્તવિક જોતાં, બન્ને પક્ષમાં પ્રકાશ અને અંધકાર સમાન જ છે.[3] આ પ્રમાણે સમાનપણું છે, તો

૧ કાળનેમિએ ઢોંગ કર્યાની કથા, આ ગ્રંથના લંકાકાંડમાં અને રાવણે ઢોંગ કર્યાની કથા આ ગ્રંથના આરણ્યકાંડમાં આવશે. ૨ લગ્નકુંડલીમાં ગ્રહ, સૌમ્ય ગ્રહના યોગથી સારો ગણાય છે અને ક્રૂર ગ્રહના યોગથી ખરાબ ગણાય છે; ઔષધ, મધ આદિના યોગથી ઉત્તમ થાય છે અને માંસાદિકના યોગથી ખરાબ થાય છે. જળ, વૈષ્ણવના પાત્રના યોગથી પવિત્ર ગણાય છે અને મ્લેચ્છના પાત્રના યોગથી અપવિત્ર ગણાય છે. પવન પુષ્પોના યોગથી સુગંધી થાય છે અને મુત્રાદિકના યોગથી દુર્ગંધી થાય છે. વસ્ત્ર ભગવન્મૂર્તિના યોગથી પવિત્ર ગણાય છે અને શબાદિકના યોગથી અપવિત્ર ગણાય છે. ૩ શુકલપક્ષની પ્રતિપદા અને કૃષ્ણપક્ષની અમાવાસ્યા, એ બન્ને અંધકારમય છે. શુકલ પક્ષની પૂનેમ અને કૃષ્ણ પક્ષની પ્રતિપદા, એ બન્ને પ્રકાશમય છે. શુકલ પક્ષની ચતુર્દશી અને કૃષ્ણ પક્ષની દ્વિતીયા એ બન્નેમાં ચંદ્રની તુલ્યતા છે. શુકલ પક્ષની ત્રયોદશી અને કૃષ્ણ પક્ષની તૃતીયા, એ બન્નેમાં ચંદ્રની તુલ્યતા છે આ ક્રમથી સમજી લેવું. શુકલ પક્ષ આગલી રાતમાં અને કૃષ્ણ પક્ષ પાછલી રાતમાં પ્રકાશયુક્ત હોય છે, પ્રકાશની સરાસરીમાં બન્ને પક્ષ તુલ્ય છે.

પણ જગત શુક્લ પક્ષને ચન્દ્રનો પોષક સમજીને, તેને યશ આપે છે અને કૃષ્ણ પક્ષને, ચંદ્રનો શોષક સમજીને, તેને અપયશ આપે છે. (જો કે જગતમાં પંચભૂતાત્મક શરીરાદિકથી સર્વનું સમાનપણું છે, તોપણ પરોપકાર અને પરાપકાર ઉપરથી, યશ અપયશની પ્રાપ્તિ થાય છે.) ॥ ૯ ॥

दो०—जड चेतन जग जीव युत, सकल राममय जानि ॥
वंदो सबके पदकमल, सदा जोरि युगपानि ॥ १० ॥

જડ જીવોથી તથા ચેતન જીવોથી યુક્ત સઘળું જગત્ રામમય જ છે, એમ જાણી બન્ને હાથ જોડીને, સર્વનાં ચરણકમળોને પ્રણામ કરૂં છું. ॥ ૧૦ ॥

दो०—देव दनुज नर नाग खग, प्रेत पितर गंधर्व ॥
वंदों किन्नर रजनिचर, कृपा करहु अब सर्व ॥ ११ ॥

દેવ, દાનવ, નર, નાગ, પક્ષી, પ્રેત, પિતૃ, ગંધર્વ, કિન્નર અને રાક્ષસ, એ સર્વને પ્રણામ કરૂં છું. હવે એ સઘળાઓ મારા પર કૃપા કરજો. ॥ ૧૧ ॥

चौ०—आकर चारि लाख चौरासी । जात जीव नभ जल थल वासी ॥
सीय राममय सब जग जानि । करों प्रणाम सप्रेम सुवानी ॥ १ ॥
जान कृपाकर किंकर मोहू । सब मिल करहुँ छांडि छल छोहू ॥
निज बल बुधि भरोस मोहि नाहीं । ताते विनय करहु सबपाहीं ॥ २ ॥

જરાયુજ[1], અંડજ[2], સ્વેદજ,[3] અને ઉદ્ભિજ્જ,[4] એ ચાર ખાણ્યોવાળા અને ચોરાશી[5] લાખ જાતવાળા જે જીવો, આકાશમાં, જલમાં તથા સ્થલમાં રહે છે, તેઓને અને સર્વ જગતને, સીતા રામમય જાણી, ઉત્તમ સ્તુતિપૂર્વક સપ્રેમ પ્રણામ કરૂં છું. ॥૧॥ સઘળા સ્થાવર જંગમ પ્રાણીઓ, મને પોતાનો કિંકર જાણી, સર્વ મળીને મારાપર કૃપા કરો અને છળનો ત્યાગ કરીને પ્રેમાર્દ્ર થાઓ. મને મારા બુદ્ધિબળનો ભરોંસો નથી, તેથી સર્વની પાસે વિનય કરૂં છું ॥ ૨ ॥

करन चहो रघुपति गुणगाहा । लघु मति मोरि चारित अवगाहा ॥
सूझ न एकौ अंग उपाऊ । मन मतिरंक मनोरथ राऊ ॥ ३ ॥
मति अति नीच ऊंच रुचि आछी । चहिय अमिय जग जुरे न छाछी ॥
क्षमिहहिं सज्जन मोरि ढिठाई । सुनिहहिं बाल वचन मनलाई ॥ ४ ॥

રામચંદ્રજીના ગુણોની કથા કરવા ચાહું છું, પણ મારી મતિ થોડી છે અને રામચંદ્રજીનું ચરિત્ર અતિ ગંભીર છે, તેથી મને કાવ્યનું એકે અંગ કે ઉપાય સૂઝતો નથી. મારૂં મન અને બુદ્ધિ, એઓ રાંક છતાં, રાજા થવાનો મનોરથ કરે છે. ॥ ૩ ॥ મારી

૧ ઓળ સહિત જન્મનારાં મનુષ્ય તથા પશુ વગેરે પ્રાણીઓ. ૨ ઇંડામાંથી જન્મનારાં પક્ષી તથા સર્પ વગેરે પ્રાણીઓ. ૩ પસીનામાંથી ઉત્પન્ન થનારાં માંકડ વગેરે પ્રાણીઓ. ૪ ધરતીને ફોડીને અંકુરરૂપે ઉત્પન્ન થનારાં વૃક્ષાદિક. ૫ વીશ લાખ સ્થાવર, નવ લાખ જલજંતુ, અગીઆર લાખ કાચબા, દશ લાખ પક્ષી, ત્રીશ લાખ પશુ અને ચાર લાખ વાનર, એ રીતે ચોરાશી લાખ યોનીઓ ગણવામાં આવે છે.

મતિ અત્યંત નીચ છે, (ક્ષુદ્ર માણુસના ચરિત્રની કવિતા પણ મારાથી થાય એમ નથી,) તે છતાં સારી પેઠે ઊંચ થવાની (રામચરિત્રની કવિતા કરવાની) અભિલાષા રાખું છું. આ તો જગતમાં છાશ પણ ન મળે, એમ હોય ત્યાં અમૃતની અભિલાષા રાખવા જેવું છે. પરંતુ સજ્જનો મારા આ ધૃષ્ટપણાની ક્ષમા કરશે અને જેમ માબાપો બાલકનાં વચનોને મન દઇને સાંભળે છે, તેમ મારાં વચનોને મન દઇને સાંભળશે. ॥ ૪ ॥

ज्यों बालक कह तोतरि वाता । सुनहिं मुदित मन पितु अरु माता ॥
हँसिहहिं क्रूर कुटिल कुविचारी । जे परदूषण भूषण धारी ॥ ५ ॥
निज कवित्त केहि लाग न नीका । सरस होउ अथवा अतिफीका ॥
जे परभणित सुनत हरषाहीं । ते वर पुरुष बहुत जग नाहीं ॥ ६ ॥

જેમ બાલક તોતડી વાત કહેતો હોય, તો પણ માતા અને પિતા પ્રેમથી તે વાતને સાંભળે છે; તેમ હું કાલી બોબડી કવિતા કરીશ, તો પણ સજ્જનો પ્રેમથી સાંભળશે. જેઓ ક્રૂર, કુટિલ, કુવિચારવાળા અને બીજાઓને દૂષણ દેવારૂપી ભૂષણોને જ ધરનારા છે, તેઓ તો મારી કવિતા સાંભળીને હાંસી કરશે. ॥ ૫ ॥ પોતાની કવિતા રસવાળી હોય અથવા અત્યંત ફીકી હોય, તોપણ તે કોને સારી ન લાગે ? (અર્થાત્ પોતાની કવિતાથી રાજી થનારા તો ઘણા છે,) પરંતુ જેઓ પરાઈ કવિતાનું શ્રવણ કરીને રાજી થાય એવા ઉત્તમ પુરુષો તો જગતમાં ઘણા નથી. ॥ ૬ ॥

जग बहु नर सरि सर सम भाई । जे निज बाढ बढहिं जल पाई ॥
सज्जन सुकृत सिंधु सम कोई । देख पूर विधु बाढहि जोई ॥ ७ ॥

ભાઈઓ ! નદીઓ અને તળાવો કે જેઓ, પોતામાં પરાયું (વરસાદનું) જળ પામીને વૃદ્ધિ પામે છે, તેવા પુરુષો (પોતાની કવિતામાં બીજા કવિઓનાં ઉચ્છિષ્ટો મેળવી દઇને ઉત્કર્ષ માનનારા પુરુષો) તો જગતમાં ઘણા છે, પરંતુ સમુદ્ર કે જે ચંદ્રની પૂર્ણતા જોઇને વૃદ્ધિ પામે છે તેના જેવા (પરાયો ઉત્કર્ષ જોઇને રાજી થનારા) તો કોઈક જ પુણ્યાત્મા પુરુષ હોય છે. ॥ ૭ ॥

दो०–भाग्य छोट अभिलाष बड, करहु एक विश्वास ॥
पैहहिं सुख सुनि सुजन जन, खल करिहहिं उपहास ॥ १२ ॥

મારાં ભાગ્ય છોટાં છે અને રામચંદ્રજીનું ચરિત્ર બનાવી, કવિઓની પંક્તિમાં દાખલ થવાની અભિલાષા મોટી છે; તો પણ મને એક વિશ્વાસ છે કે, મારી કવિતા સાંભળીને સુજનો સુખ પામશે અને ખળ લોકો ઉપહાસ જ કરશે. ॥ ૧૨ ॥

चौ०–खल परिहास होय हित मोरा । काक कहहिं कलकंठ कठोरा ॥
हंसहिं बक दादुर चातकही । हँसहिं मलिन खल विमल बतकहीं ॥ १ ॥
कवित रसिक न रामपद नेहू । तिन्हको सुखद हासरस येहू ॥
भाषा भणित मोरि मति थोरी । हँसवेयोग हँसे नहिं खोरी ॥ २ ॥

કાગડાઓ, કોકિલાના કંઠને કઠોર કહે, બગલાઓ હંસની ચાલ વગેરેની હાંસી કરે અને દેડકાઓ બપૈયાઓના સ્વરની હાંસી કરે, પણ તેથી જેમ કોકિલની, હંસની અને બપૈયાની અપકીર્ત્તિને બદલે કીર્ત્તિ થાય છે, તેમ ખળ લોકોના હસવાથી મારૂં હિત જ થશે. કેમ કે મલિન બુદ્ધિવાળા ખળ લોકો નિર્મળ વાત કરવાથી હાંસી કરે છે, એ વાત પ્રસિદ્ધ છે. ॥ ૧ ॥ જેઓ કવિતાના રસની પરીક્ષા કરનારા હશે, પણ રામચંદ્રજીનાં ચરણોમાં પ્રેમ વગરના હશે, તેઓને આ મારી કવિતા હાસ્ય રસ આપવાથી સુખદાયી થશે. એક તો ભાષાની કવિતા અને વળી મારી બુદ્ધિ થોડી, તેથી હસવા યોગ્ય જ થશે, એ નિસ્સંશય છે અને જે હસવા યોગ્ય હોય, તેની હાંસી થાય, તેમાં પણ ખોટ નથી ॥ ૨ ॥

प्रभु पद प्रीति न सामुझ नीकी । तिनहिं कथा सुनि लागहि फीकी ॥
हरि हर पदरति मति न कुतरकी । तिनको मधुर कथा रघुवरकी ॥ ३ ॥
रामभक्ति भूषित जिय जानी । सुनिहहिं सुजन सराहि सुवानी ॥
कवि न होउ नहिं चतुर प्रवीना । सकल कला सब विद्या हीना ॥ ४ ॥
आखर अर्थ अलंकृत नाना । छन्द प्रबन्ध अनेक विधाना ॥
भावभेद रसभेद अपारा । कवित दोष गुण विविध प्रकारा ॥ ५ ॥
कवित विवेक एक नहिं मोरे । सत्य कहौं लिख कागज कोरे ॥

જેઓને પ્રભુનાં ચરણોમાં પ્રીતિ હશે, પણ કવિતા સમજવાનો સારો સંસ્કાર નહીં હોય, તેઓને પણ આ કથા, શ્રવણ કરતાં ફીકી લાગશે. જેઓને વિષ્ણુનાં તથા સદાશિવનાં ચરણોમાં પ્રીતિ હશે અને જેઓની બુદ્ધિ પણ કુતર્કવાળી નહીં હોય અર્થાત કવિતા સમજવાનો સારો સંસ્કાર હશે, તેઓને આ રામચંદ્રજીની કથા મધુર લાગશે. ॥ ૩ ॥ સુજનો તો, ' આ કથા રામભક્તિથી સુશોભિત છે, ' એમ હૃદયમાં ધારી, શ્રવણ કરશે અને સારી વાણીથી પ્રશંસા પણ કરશે. હું કવિ નથી, વાત કરવામાં ચતુર નથી અને સાહિત્યમાં પણ પ્રવીણ નથી. હું તો સઘળી કાવ્યકલાઓથી તથા વિદ્યાઓથી[1] રહિત જ છું. ॥ ૪ ॥ કવિતામાં દાખલ કરવાના શબ્દો, અર્થો તથા અલંકારો ઘણા પ્રકારના છે, વૃત્તો તથા પ્રબંધો પણ અનેક પ્રકારના છે. ભાવોના તથા રસોના ભેદો પણ અપાર છે અને ત્યાગ કરવાના દોષો તથા લેવાના ગુણો પણ વિવિધ પ્રકારના છે, ॥ ૫ ॥ પરંતુ એઓમાંનું એક પણ કવિતાના વિષયનું જ્ઞાન મારામાં નથી. આ વાત હું સત્ય કહું છું અને તે બાબત કોરા કાગળપર મત્તું કરી આપવાનું સ્વીકારૂં છું.

दो०—भणित मोरि सबगुण रहित, विश्व विदित गुण एक ॥
सो विचार सुनिहैं सुजन, जिनके विमल विवेक ॥ १३ ॥

મારી કવિતા સર્વ ગુણોથી રહિત થશે, પણ તેમાં નીચે લખેલો એક જગત્ પ્રસિદ્ધ ગુણ આવશે, કે જેનો વિચાર કરીને નિર્મલ વિવેકવાળા સુજનો શ્રવણ કરશે. ॥ ૧૩ ॥

૧ પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. એ ચૌદ વિદ્યાઓ કહેવાય છે. पुराणन्यायमीमांसा धर्मशास्त्रांगमिश्रिताः ॥ वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥ ( याज्ञवल्क्य સ્મૃતિ આચારાધ્યાય શ્લોક ૩ જો. )

चौ०—इहिमें रघुपति नाम उदारा । अति पावन पुराण श्रुतिसारा ॥
मंगल भवन अमंगल हारी । उमा सहित जेहि जपु त्रिपुरारी ॥ १ ॥
भणित विचित्र सुकवि कृत जोऊ । रामनाम बिनु सोह न सोऊ ॥
विधुवदनी सबभाँति सँवारी । सोहन वसन विना वर नारी ॥ २ ॥

આ કવિતામાં અત્યંત પવિત્ર, શ્રુતિઓના તથા પુરાણોના સારરૂપ, મંગળોના ઘરરૂપ, અમંગલોનું હરણ કરનાર અને જેને પાર્વતી સહિત સદાશિવ જપ્યા કરે છે એવું ઉદાર શ્રીરામચંદ્રજીનું નામ વારંવાર આવશે ॥ ૧ ॥ સારા કવિએ કરેલી વિચિત્ર કવિતા પણ જો રામના નામથી રહિત હોય તો શોભતી નથી. ચંદ્ર જેવા મુખવાળી અને સઘળી રીતે ભૂષણાદિકથી શણગારેલી ઉત્તમ સ્ત્રી પણ વસ્ત્રો વિના શોભેજ નહીં. ॥ ૨ ॥

सब गुण रहित कुकविकृत बानी । रामनाथ यश अंकित जानी ॥
सादर कहहिं सुनहिं बुधताही । मधुकर सरिस संत गुणग्राही ॥ ३ ॥
यदपि कवित गुण एकहु नाहीं । रामप्रताप प्रगट यहिमाहीं ॥
सोइ भरोस मोरे मन आवा । कोन सुसंग बडापन पावा ॥ ४ ॥

કાચા કવિએ કરેલી અને સર્વ ગુણોથી રહિત કવિતા પણ જો રામના નામથી અને યશથી ચિહ્નિત જાણવામાં આવે, તો ભ્રમરોની પેઠે સારનું જ ગ્રહણ કરનારા વિદ્વાન્ સંત પુરુષો તે કવિતાને પ્રેમથી વાંચે છે અને સાંભળે છે. ॥ ૩ ॥ જો કે આ કવિતામાં કવિતા સંબંધી એકે ગુણ આવવાનો નથી, તોપણ રામનો પ્રતાપ એવો તો પ્રકટ રીતે આવશે, કે જેથી આ કવિતાને મોટાઈ મળ્યા વગર રહેવાની નથી, એવો મારા મનમાં ભરોસો આવ્યો છે. સુસંગથી કોને મોટાઈ મળી નથી ? ॥ ૪ ॥

धुमो तजै सहज अरुआई । अगर प्रसंग सुगंध वसाई ॥
भणित भदेस वस्तु भलि वरणी । रामकथा जगमंगल करणी ॥ ५ ॥

જુઓ કે, ધૂંવાડો પણ અગરુના સંગથી પોતાની સ્વાભાવિક કટુતાને છોડી દઈને સુગંધતાને ફેલાવી મૂકે છે. મારી કવિતા ખરાબ છે, પણ તેમાં જગતનું મંગલ કરનારી રામકથારૂપ ઉત્તમ વસ્તુ વર્ણન કરવામાં આવશે. ॥ ૫ ॥

छं०—मंगल करनि कलिमल हरनि तुलसी कथा रघुनाथकी ॥
गतिकूर कविता सरितकी ज्यों परम पावन पाथकी ॥
प्रभु सुयश संगत भणित भलि होइहि सुजन मन भावनी ॥
भव अंग भूति मशानकी सुमिरत सुहावन पावनी ॥ १ ॥

રામકથા કે જે મંગલોને કરનારી અને કલિયુગ સંબંધી મેલોને હરનારી છે, તેનું વર્ણન કરનારી, મારી કવિતાની ગતિ જો કે પવિત્ર જળનું વહન કરનારી નદીની ગતિની પેઠે આડી તેડી થવાની છે, તો પણ જેમ નદી પવિત્ર જળના સંયોગને લીધે સુજનોનાં અંત:કરણોને ભાવે છે, તેમ મારી કવિતા પણ પ્રભુના ઉત્તમ યશના સંયોગને લીધે સુજનોનાં અંત:કરણોને ભાવશે જ. વિભૂતિ સ્મશાનની છતાં પણ મહાદેવજીના

અંગના સંયોગને લીધે પવિત્ર કરનારી થાય છે અને સ્મરણ કરનારાઓને પણ સુશોભિત લાગે છે. ॥ ૧ ॥

दो०-प्रिय लागहि अति सबहि मम, भणित राम यश संग ॥
दारु विचार कि करहि कोउ, बंदिय मलय प्रसंग ॥ १४ ॥

મારી કવિતા, રામચંદ્રજીના યશના સંગને લીધે, સર્વ લોકોને પ્રિય લાગશે. મલયાચલના સંગને પ્રાપ્ત થયેલા ચંદનને, કોઈ પણ સુજન, ' આ કાષ્ટ છે, ' એમ વિચારે છે ? નથી જ વિચારતો, પણ ઉલટું તેને વંદન કરે છે. ॥ ૧૪ ॥

दो०-श्याम सुरभि पय विशद अति, गुणद करहि तेहि पान ॥
गिरा ग्राम सिय राम यश, गावहि सुनहि सुजान ॥ १५ ॥

ગાય કાળી હોય, પણ તેનું દૂધ સ્વચ્છ અને અતિગુણકારી હોય છે, તેથી લોકો તે દૂધ પાન કરે છે. તેમ મારી કવિતા ગ્રામ્ય છે, તો પણ તેમાં સીતા રામની કીર્તિ આવશે તેથી સુજ્ઞ લોકો, તે કવિતાને ગાશે અને સાંભળશે. ॥ ૧૫ ॥

चौ०-मणि माणिक मुक्ता छबि जैसी । अहि गिरि गज शिर सोह न तैसी ॥
नृप किरीट तरुणी तनु पाई । लहे सकल शोभा अधिकाई ॥ १ ॥
तैसेहि सुकवि कवित बुध कहहीं । उपजहि अनत अनत छबि लहहीं ॥
भक्त हेतु विधि भवन बिहाई । सुमिरत शारद आवत धाई ॥ २ ॥
रामचरित सर विनु अन्हवाये । सो श्रम जाय न कोटि उपाये ॥
कवि कोविद अस हृदय विचारी । गावहिं हरिगुण कलिमल हारी ॥ ३ ॥
कीन्हे प्राकृत जन गुणगाना । शिर धुनि गिरा लगत पछताना ॥
हृदय सिंधु मति सीप समाना । स्वाती शारद कहहि सुजाना ॥ ४ ॥
जो बरषै वर वारि विचारु । होहिं कवित मुक्तामणि चारु ॥

મણિ, માણિક્ય અને ગજમોતી, એઓની કાંતિ, જેવી સ્વાભાવિક હોય, તેવી પણ સર્પના મસ્તક ઉપર, પર્વતના શિખર ઉપર તથા હાથીના માથાંની અંદર શોભતી નથી, પરંતુ રાજાના કિરીટને તથા યુવતીનાં શરીરને, પ્રાપ્ત થાય ત્યારે, સ્વાભાવિક કરતાં પણ; સઘળી રીતે અધિક શોભાને પ્રાપ્ત થાય છે; ॥ ૧ ॥ તેમ સારા કવિની કવિતા, જેવી સ્વાભાવિક હોય, તેવી પણ તે કવિને ત્યાં શોભતી નથી; પરંતુ બીજા વિદ્વાનોના મુખને પ્રાપ્ત થાય, ત્યારે સ્વાભાવિક કરતાં પણ અધિક શોભાને પ્રાપ્ત થાય છે. પંડિતો કહે છે કે, જેમ મણિ, માણિક્ય અને ગજમોતી, એઓ અન્ય સ્થલમાં પેદા થાય છે અને અન્ય સ્થલમાં શોભા પામે છે, તેમ કવિતા પણ અન્ય સ્થલમાં પેદા થાય છે અને અન્ય સ્થલમાં શોભા પામે છે. ભક્ત લોક ( કવિ જન ) સ્મરણ કરે કે, તુરત જ સરસ્વતી દેવી, બ્રહ્માના ઘરને છોડી દઇને તે ભક્તને વાસ્તે દોડી આવે છે, ॥ ૨ ॥ પણ તે દોડી આવેલી સરસ્વતીને ભક્ત લોક રામચરિત્રરૂપી તળાવમાં નવરાવ્યા વગર રહે, તો સરસ્વતીનો, તે દોડી આવવાનો પરિશ્રમ, બીજા કરોડો ઉપાયો કરતાં પણ જતો નથી,

એમ હૃદયમાં વિચારીને, કવિઓ તથા પંડિતો, કલિયુગના મેલોને હરનારા પ્રભુના ગુણોને ગાય છે. ॥ ૩ ॥ સરસ્વતી દોડી આવીને હાજર થાય, તે સમયે ભક્ત જન (કવિ જન), જો કોઈ રાજા વગેરે પ્રાકૃત જનના ગુણોને ગાય, તો સરસ્વતી માથું ધુણાવીને પસ્તાવા લાગે છે. સુજ્ઞ લોકો કહે છે કે, હૃદયરૂપી સમુદ્રની અંદર રહેલી બુદ્ધિરૂપી છીપમાં, સરસ્વતીરૂપી સ્વાતી ॥ ૪ ॥ જો ઉત્તમ વિચારરૂપ જળ વરસાવે, તો સુંદર કવિતારૂપી ઉત્તમ મુક્તાફળો ઉત્પન્ન થાય. ॥

दो०-जुक्ति वेध पुनि पोहिये, रामचरित वर ताग ॥
पहरहिं सजन विमल उर, शोभा अति अनुराग ॥ १६ ॥

એ કવિતારૂપ મુક્તાફલોને, યુક્તિઓરૂપી વીંધણીઓથી વીંધીને, રામચરિત્રરૂપી ઉત્તમ દોરામાં પરોવ્યાં હોય, તો સજ્જનો અત્યંત શોભા ઉપરના પ્રેમને લીધે, એ માળાને નિર્મલ હૃદયોમાં પહેરી લે છે. ॥ ૧૬ ॥

चौ०-जो जनमे कलिकाल कराला । कर्तब वायस भेष मराला ॥
चलत कुपंथ वेदमग छांडे । कपट कलेवर कलिमल भांडे ॥ १ ॥
वंचक भक्त कहाय रामके । किंकर कंचन कोह कामके ॥
तिनमें प्रथम रेख जग मोरी । धृक धर्मध्वज धंधक धोरी ॥ २ ॥

કલિકાલમાં જન્મેલા જે લોકો, વેષોથી હંસ જેવા પણ કર્ત્તવ્યોથી કાગડા જેવા છે, વેદમાર્ગને છોડીને, કુમાર્ગોમાં ચાલે છે, કપટમય શરીરોવાળા છે, કલિયુગ સંબંધી મેલોનાં વાસણોરૂપ છે, ॥ ૧ ॥ રામચંદ્રજીના ઠગભક્ત કહેવાય છે અને ખરી રીતે સુવર્ણના, ક્રોધના તથા કામદેવના કિંકર છે; તેઓમાં જગતની અંદર પહેલો નંબર મારો છે; કેમ કે હું ધર્મધ્વજોમાં[1] અગ્રણી છું અને સંસારસંબંધી ધંધાઓના બોજા ઉઠાવવામાં જ બલદની પેઠે લાગેલો છું. ॥ ૨ ॥

जो अपन अवगुण सब कहहूं । बाढै कथा पार नहि लहहूं ॥
ताते मैं अति अल्प बखाने । थोरेमें जानहीं सयाने ॥ ३ ॥
समुझ विविध विधि विनती मोरी । कोउ न कथा सुनि देइहि खोरी ॥
एतेहु पर करिहहिं जो शंका । मोहिंते अधिक ते जड मति रंका ॥४॥

જો હું મારા સઘળા દુર્ગુણો કહેવા લાગું, તો વાતનું લંબાણ વધી જાય અને તેમ છતાં, મારા દુર્ગુણોનો પાર આવે એમ નથી; તેથી મેં મારા દુર્ગુણો બહુ જ થોડા કહ્યા છે. સમજુ લોકો થોડું કહેવાથી પણ સમજી લેશે ॥ ૩ ॥ મારી આ ઘણા ઘણા પ્રકારની વિજ્ઞપ્તિ સમજી, કોઈ માણસ પણ મારી રચેલી કથા સાંભળીને તેમાં ખોટ કહાડશે નહીં. આટલું જાહેર કર્યા છતાં પણ જો કોઈ માણસ શંકા કરે, તો તેને મારા કરતાં પણ અધિક જડ અને કંગાલ બુદ્ધિવાળો સમજવો. ॥ ૪ ॥

૧ મનમાં કપટી, સ્વાર્થ સાધનમાં લંપટ અને નાસ્તિક છતાં, બહારથી ધર્માત્માપણું દેખાડી, લોકોને ઠગનારો જે પુરુષ હોય, તે ધર્મધ્વજ કહેવાય છે.

कवि न होउ नहिं चतुर कहाऊं । मति अनुरूप रामगुण गाऊं ॥
कहँ रघुपतिके चरित अपारा । कहँ मति मोरि निरत संसारा ॥ ५ ॥
जेहि मारुत गिरि मेरु उडाहीं । कहो तूल केहि लेखे माहीं ॥
समुझत अधिक राम प्रभुताई । करत कथा मन अति कदराई ॥ ६ ॥

હું કવિ નથી અને મને ચતુર કહેવરાવવા પણ ઈચ્છતો નથી. હું તો મારી બુદ્ધિ પ્રમાણે રામચંદ્રજીના ગુણ ગાવા ઈચ્છું છું. રામચંદ્રજીનું અપાર ચરિત્ર કયાં ? અને સંસારમાં લાગેલી મારી બુદ્ધિ કયાં ? ( રામચંદ્રજીનું ચરિત્ર કે જે બ્રહ્માદિકની બુદ્ધિને પણ, પહોંચવા દીએ એમ નથી, તેની પાસે મારી બુદ્ધિ કોણ માત્ર છે ? ॥ ૫ ॥ જે પવન, મેરુ પર્વતને પણ ઉડાવી દીએ એવો હોય, તેની પાસે આકડાનું તૂળ કયા લેખામાં હોય ? મારૂં મન રામચંદ્રજીના ગુણોની અધિક મોટાઇ સમજે છે, તેથી તેઓની કથા કરવામાં અત્યંત સંકોચાયા કરે છે. ॥ ૬ ॥

दो०—शारद शेष महेश विधि, आगम निगम पुरान ॥
नेति नेति कहि जासु गुण, करहिं निरंतर गान ॥ १७ ॥

સરસ્વતી, શેષ, સદાશિવ, બ્રહ્મા, શાસ્ત્રો, વેદો અને પુરાણો, ' અમારાથી નથી પહોંચાતું, નથી પહોંચાતું, ' એમ કહેતાં કહેતાં પણ, રામચંદ્રજીના ગુણોને નિરંતર ગાયા કરે છે. ॥ ૧૭ ॥

चौ०—सब जानत प्रभु प्रभुता सोई । तदपि कहे विन रहा न कोई ॥
तहाँ वेद अस कारण राखा । भजन प्रभाव भांति बहु भाखा ॥ १ ॥
एक अनीह अरूप अनामा । अज सच्चिदानंद परधामा ॥
व्यापक विश्वरूप भगवाना । तेइ धरि देह चरित कृत नाना ॥ २ ॥
सो केवल भक्तन हित लागी । परमकृपालु प्रणत अनुरागी ॥
जेहिजन पर ममता अरु छोहू । तेहि करुणाकर कीन्ह न कोहू ॥ ३ ॥
गइ बहोरि गरीब निवाजू । सरल सबल साहिब रघुराजू ॥
बुध बरणहिं हरियश अस जानी । करन पुनीत हेतु निज वानी ॥ ४ ॥
तेहि बल मैं रघुपति गुणगाथा । कहिहौं नाय रामपद माथा ॥
मुनिहि प्रथम हरि कीरति गाई । तेहि मगु चलत सुगम मोहिं भाई ॥ ५ ॥

પ્રભુની પ્રભુતાને સર્વે કોઈ, ' વર્ણન કરવાને અશકય ' જાણે છે, તોપણ કોઇ, યથાશક્તિ તેનું વર્ણન કર્યા વગર રહેલ નથી, તેમ જ વેદે, ઘણા પ્રકારોથી ભજનના પ્રભાવનું વર્ણન કર્યું છે, તેથી ' પ્રભુની અપાર પ્રભુતાનું યથાશક્તિ વર્ણન કરવું, એ પણ એક જાતનું ભજન છે, માટે તે કરવામાં ચૂકવું નહીં, ' એટલું જ કારણ રાખેલું જણાય છે, ॥ ૧ ॥ પરમાત્મા કે જે એક, નામ રૂપથી રહિત, અજન્મા, સચ્ચિદાનંદ સ્વરૂપ, સર્વના અધિષ્ઠાનરૂપ, વ્યાપક, સર્વાત્મક અને સર્વ શક્તિસંપન્ન છે, તેમણે રામાવતાર ધરીને, જે કોઈ અનેક પ્રકારનાં ચરિત્રો કરેલાં છે, ॥ ૨ ॥ તે કેવલ ભક્ત લોકોના હિતને

વાસ્તે જ કરેલાં છે અને તે કરુણાનિધાન પ્રભુએ, જે જે ભક્તો ઉપર મમતા અને દયા કરેલ છે, તેઓના ઉપર કદી પણ ક્રોધ કર્યો નથી, માટે તે પ્રભુ રામચંદ્રજી, પરમ કૃપાળુ, ભક્ત જનોની ઉપર પ્રેમ રાખનારા ॥ ૩ ॥ ભક્તજનોને જતું રહેલું યોગાદિક[1] તથા રાજ્યાદિક[2] પણ ફરી લાવી દેનારા, ગરીબનિવાજ અને સબલ છતાં પણ સરલ છે, 'તેથી આપણે તેમના યશનું અયથાર્થ વર્ણન કરીશું, તો પણ આપણા ઉપર ક્રોધ નહીં કરે, એમ ધારીને,' વિચક્ષણ લોકો, કેવળ પોતાની વાણીને પવિત્ર કરવા માટે, તેમના યશનું યથાશક્તિ વર્ણન કરે છે. ॥ ૪ ॥ ભાઈઓ ! હું પણ એવી સમજણના બળથી જ રામચંદ્રજીનાં ચરણોમાં માથું નમાવી, રામચંદ્રજીના ગુણોની કથા કહીશ. ( જો કે કથા કહેવાની સ્થિતિમાં પહોંચવું, એ બહુ વિષમ છે, તોપણ ) વાલ્મીકિ તથા વ્યાસ આદિ મુનિઓએ રામચંદ્રજીની કીર્તિ ગાવાનો જે રસ્તો કરી આપ્યો છે, તે રસ્તે ચાલતાં મને એ સ્થિતિમાં પહોંચવું સુગમ છે. ॥ ૫ ॥

**दो०—अति अपार जे सरितवर, जो नृप सेतु कराहि ॥**
**चढि पिपीलिका परमलघु, बिनु श्रम पारहिं जाहिं ॥ १८ ॥**

જુઓ કે, મોટી નદી અત્યંત અપાર હોય છે, તોપણ તેના ઉપર જો રાજાએ પુલ બાંધી દીધો હોય તો અત્યંત નાહાની કીડી પણ તે પુલે ઉપર ચઢીને વગર શ્રમે સામે પાર પહોંચી જાય છે. ॥ ૧૮ ॥

**चौ०—यहि प्रकार बल मनहिं दृढाई । करिहौं रघुपति कथा सुहाई ॥**
**व्यास आदि कवि पुंगव नाना । जिन सादर हरि चरित बखाना ॥ १ ॥**
**चरण कमल वंदौं सब केरे । पुरवहु सकल मनोरथ मेरे ॥**
**कलिके कविन करौं परणामा । जिन वरणे रघुपति गुणग्रामा ॥ २ ॥**

આવી સમજણરૂપ બળથી જ, મનને દૃઢ રાખીને, હું શ્રીરામચંદ્રજીની સુંદર કથા કરીશ, વ્યાસ આદિ અનેક મહા કવિઓ, કે જેઓએ આદરપૂર્વક પ્રભુનાં ચરિત્રો વખાણ્યાં છે, ॥ ૧ ॥ તે સર્વનાં ચરણકમળોને પ્રણામ કરૂં છું. એ વ્યાસાદિક યુગાંતરના મહા કવિઓ, મારા સર્વ મનોરથોને પૂર્ણ કરજો. કાલિદાસ આદિ કલિયુગના કવિઓ, કે જેઓએ રઘુપતિના ગુણોના સમૂહોનું વર્ણન કર્યું છે, તેઓને પણ પ્રણામ કરૂં છું. ॥ ૨ ॥

**जे प्राकृत कवि परम सयाने । भाषा जिन हरि चरित बखाने ॥**
**भये जे अहहि जे व्हैहैं आगे । प्रणऊं सबहि कपट छल त्यागे ॥ ३ ॥**
**होउ प्रसन्न देउ वरदानू । साधु समाज भणित सन्मानू ॥**
**जो प्रबंध नहि बुध आदरहीं । सो श्रम वृथा बाल कवि करहीं ॥ ४ ॥**

---

૧ શ્રીમદ્ભાગવતના પ્રથમસ્કન્ધમાં નારદજીએ વ્યાસને કહ્યું છે. પ્રભુનું ધ્યાન કરનારો ભક્ત કદાચ પુનર્જન્મ પામે, તો પણ પાછો ધ્યાનને રસ્તે જ ચઢે છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે પણ तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् એ શ્લોકથી અર્જુનને એમ જ કહ્યું છે. ૨ સુગ્રીવનું જતું રહેલું રાજ્ય, રામચન્દ્રજીએ ફરી અપાવ્યું હતું અને ધ્રુવ વગેરેના રાજ્યનું પણ એ પ્રમાણે જ કર્યું હતું, એ વાત પ્રસિદ્ધ છે.

ભાષામાં પ્રભુનાં ચરિત્રોનું વર્ણન કરનારા જે પરમ સુજ્ઞ પ્રાકૃત કવિઓ થઈ ગયા છે, હાલ છે અને હવે પછી ઉત્પન્ન થવાના હોય, તે સર્વને પણ, કપટનો અને છળનો ત્યાગ કરીને, પ્રણામ કરૂં છું. ॥ ૩ ॥ એઓ પ્રસન્ન થઈ, મને વરદાન આપો કે, મારૂં કાવ્ય સજ્જનોના સમાજમાં સન્માન પામે. જો પ્રબંધને ( ગ્રંથને ), સજ્જનો આદર ન આપે તો, તે પ્રબંધ કરવાનો પરિશ્રમ વૃથા છે અને મૂર્ખ કવિઓ જ એવો પરિશ્રમ કરે છે. ॥ ૪ ॥

कीरति भणित भूति भलि सोई । सुरसरि सम सब कर हित होई ॥
राम सुकीरति भणित भदेसा । असमंजस अस मोहि अंदेशा ॥ ५ ॥
तुह्मरी कृपा सुलभ सोउ मेरे । सिअनि सुहावनि टाट पटोरे ॥
करउ अनुग्रह अस जिय जानी । विमल यशहि अनुहरै सुवानी ॥ ६ ॥

કીર્તિ, કવિતા કે લક્ષ્મી, એ જ ભલી કહેવાય, કે જે ગંગાજીની પેઠે સર્વનું હિત કરનારી થાય. રામચંદ્રજીની કીર્તિ અતિ ઉત્તમ છે અને મારી કવિતા અતિ નિકૃષ્ટ છે, માટે મારી કવિતા, રામચંદ્રજીની કીર્તિનાં વર્ણનને વાસ્તે અયોગ્ય જ કહેવાશે, એવી મને શંકા રહ્યા કરે છે. ॥ ૫ ॥ હે મહા કવિઓ તથા હે કવિઓ ! આપ લોકોની કૃપાથી, મને રામચંદ્રજીની કીર્તિને છાજે એવી વાણી સુલભ થશે. ‘ રેશમી વસ્ત્રમાં, શણની સીવણી તે કાંઈ સુશોભિત લાગે ? ન જ લાગે ’ એમ હૃદયમાં જાણી, મારા ઉપર અનુગ્રહ કરજો, કે જેથી મારી વાણી, રામચંદ્રજીના નિર્મલ યશને અનુસરી શકે, એવી ઉત્કૃષ્ટ થાય. ॥ ૬ ॥

दो०—सरल कवित कीरति विमल, सोइ आदरहि सुजान ॥
सहज बैर विसराय रिपु, जो सुनि करहि बखान ॥ १९ ॥

કવિતા એવી તો સરલ જોઇએ અને કીર્તિ એવી તો વિમલ જોઇએ, કે જેને સાંભળી, વૈરીઓ પણ સહજ વૈરને ભૂલી જઇને વખાણે. એવી કવિતાને અને એવી કીર્તિને જ સુજ્ઞ જનો આદર આપે છે. ॥ ૧૯ ॥

दो०—सो न होय विनु विमल मति, मोहि मतिवल अतिथोर ॥
करहुं कृपा हरि यश कहौं, पुनि पुनि कहहुँ निहोर ॥ २० ॥

એવી કવિતા નિર્મલ બુદ્ધિના બળ વિના બની શકે નહીં અને મારી પાસે બુદ્ધિનું બળ બહુ જ થોડું છે, તેથી વારંવાર આજીજી કરીને કહું છું કે, જેથી હું હરિના યશનું વર્ણન સરલ કવિતામાં કરી શકું, એવી મારા ઉપર કૃપા કરજો. ॥ ૨૦ ॥

दो०—कवि कोविद रघुवर चरित, मानस मंजु मराल ॥
बालविनय सुनि सुरुचि लखि, मोपर होहु कृपाल ॥ २१ ॥

રામચંદ્રજીનાં ચરિત્રરૂપી માનસસરોવરમાં, સુંદર હંસોની ઉપમા ધરાવનારા હે કવિઓ અને હે પંડિતો ! હું કે જે તમારો બાલક છું, તેનો વિનય, કાને ધરી, અને રામચંદ્રજીનાં ચરિત્રોનું વર્ણન કરવામાં અતિ રુચિ જોઈ, મારા ઉપર દયાળુ થાઓ. ॥ ૨૧ ॥

सो०—वंदो मुनि पदकंज, रामायण जिन निर्मयो ॥
सखर सकोमलमंज, दोषरहित दूषण सहित ॥ ६ ॥

વાલ્મીકિ મુનિનાં ચરણારવિંદને પ્રણામ કરૂં છું, કે જે મુનિએ સખર[1] છતાં પણ સુકોમલ, તથા સુંદર અને દૂષણયુક્ત[2] છતાં પણ દૂષણથી રહિત રામાયણ બનાવેલ[3] છે.॥૬॥

सो०–वंदो चारौं वेद, भव वारिधि बोहित सरिस ॥
जिन्हैं न स्वप्नेहु खेद, वर्णत रघुपति विशदयश ॥ ७ ॥

સંસારરૂપી સમુદ્રમાં વહાણોની તુલ્યતા ધરાવનારા ચારે વેદોને પ્રણામ કરૂં છું, કે જેઓના આશ્રમથી રામચંદ્રજીના સ્વચ્છ યશનું વર્ણન કરતાં સ્વપ્નમાં પણ ખેદ (ગભરાટ) ઉત્પન્ન ન થાય. ॥ ૭ ॥

सो०–वन्दों विधिपद रेनु, भवसागर जिन कीन्ह यह ॥
सन्त सुधा शशि धेनु, प्रकटे खल विष वारुणी ॥ ८ ॥

વિધાતાનાં ચરણોની રજને વંદું છું, કે જે વિધાતાએ કરેલા આ સંસારરૂપી સમુદ્રમાં સંતજનરૂપી અમૃત, ચંદ્ર તથા કામધેનુ પ્રકટ થયેલ છે અને ખલજનરૂપી ઝેર તથા મદિરા પણ પ્રકટ થયેલ છે. ॥ ૮ ॥

दो०–विबुध विप्र बुध गुरु चरण, वंदि कहौं करजोर ॥
व्है प्रसन्न पुरवहु सकल, मंजु मनोरथ मोर ॥ २२ ॥

દેવો, બ્રાહ્મણો અને પંડિત લોકો, એઓનાં ચરણોને પ્રણામ કરી, હાથ જોડી, વિજ્ઞપ્તિ કરૂં છું કે, તમો સર્વ પ્રસન્ન થઇ, મારા સઘળા ઉત્તમ મનોરથોને પૂર્ણ કરજો. ॥ ૨૨ ॥

चौ०–पुनि वंदों शारद सुरसरिता । युगल पुनीत मनोहर चरिता ॥
मज्जन पान पाप हर एका । कहत सुनत यक हर अविवेका ॥ १ ॥
गुरु पितु मातु महेश भवानी । प्रणवउ दीनबंधु दिनदानी ॥
सेवक स्वामि सखा सियपीके । हित नरुपधि सबविध तुलसीके ॥ २ ॥

સરસ્વતી અને ગંગાજી કે જેઓ બન્ને, પવિત્રપણામાં અને મનોહર ચરિત્રોમાં સરખાં છે, પણ એક નહાવાથી તથા પાન કરવાથી, પાપોનું હરણ કરે છે અને એક કથનથી તથા શ્રવણથી, અવિવેકનું હરણ કરે છે, તેઓને પ્રણામ કરૂં છું. ॥ ૧ ॥ સદાશિવ

---

૧ સખર એટલે ખરસટ અથવા કઠોર. જે સખર હોય તે સુકોમલ તથા સુન્દર હોય નહિ, એ વિરોધ પ્રતીત થાય છે પણ સખર એટલે ખર નામના રાક્ષસ સહિત અર્થાત્ જેમાં ખર રાક્ષસનાં યુદ્ધ તથા મરણ આદિનું વર્ણન આવે છે એવું, એવો અર્થ કરવાથી તે વિરોધ ટળી જાય છે. આમ છે, તેથી, આ સોરઠમાં વિરોધાભાસ અલંકાર છે. કુવલયાનંદ કારિકામાં કહ્યું છે કે, आभासत्वे विरोधस्य विरोधाभास इष्यते. વિરોધ વાસ્તવિક ન હોય, પણ આભાસ માત્ર અને ચમત્કારી હોય, તો વિરોધાભાસ અલંકાર કહેવાય. ૨ દૂષણયુક્ત એટલે પ્રક્રમ ભંગ આદિ કવિતાનાં દૂષણોથી યુક્ત. જે દૂષણયુક્ત હોય, તે દૂષણરહિત ઘટે નહિ, એ વિરોધ પ્રતીત થાય છે, પણ દૂષણયુક્ત એટલે દૂષણ નામના રાક્ષસ સહિત અર્થાત્ જેમાં દૂષણ રાક્ષસના યુદ્ધ તથા મરણાદિકનું વર્ણન આવે છે એવું, એવો અર્થ કરવાથી તે વિરોધ ટળી જાય છે, માટે આ પણ વિરોધાભાસ અલંકાર છે. ૩ બીજાં ભાષાંતરોમાં તથા ટીકાઓમાં વિરોધાભાસ અલંકારને છોડી દઇને, ‘सखर सकोमल’ એટલે માખણ જેવું કોમલ ઇત્યાદિ જે જે લાંબા લાંબા અર્થો કર્યા છે, તે સઘળા અપ્રામાણિક અને ભૂલ ભરેલા છે.

અને પાર્વતી, કે જેઓ, શિક્ષણ આપવામાં ગુરુરૂપ છે, પાલન કરવામાં માતા પિતારૂપ છે, દીન લોકોનાં બંધુ છે અને સર્વ પ્રાણીઓને પ્રતિ દિવસે અન્નાદિક આપનારાં છે, તેઓને પ્રણામ કરૂં છું. સદાશિવ કે જે રામચંદ્રજીના સેવક[1] છે સ્વામી[2] છે અને સખા[3] પણ છે, તે સર્વ પ્રકારે મારામાંથી કશા લાભની ઇચ્છા નહીં રાખનારા મારા ખરા હિતકારી છે. ॥૨॥

कलि बिलोक जगहित हर गिरिजा । शावर मंत्र जाल जिन सिरिजा ॥
अनमिल आखर अर्थ न जापू । प्रगट प्रभाव महेश प्रतापू ॥ ३ ॥
सो महेश मोपर अनुकूला । करौं कथा मुदमंगल मूला ॥
सुमिरि शिवा शिव पाय पसाऊ । वर्णहुँ रामचरित चित चाऊ ॥ ४ ॥

શિવ તથા પાર્વતીએ, જગતને કલિકાલનાં દુઃખોથી પીડાતું જોઈ, શાબર મંત્રોના જાળને ઉત્પન્ન કર્યું છે, કે જે મંત્રજાળ પોતામાં અક્ષરોનો, અર્થનો કે જપનો કશો મેળ નહિ છતાં, કેવળ સદાશિવના પ્રતાપને લીધે, ઉચ્ચારણ માત્રથી પોતાના પ્રભાવને પ્રત્યક્ષ દેખાડી આપે છે. ॥ ૩ ॥ એ સદાશિવ, મારા ઉપર અનુકૂલ છે, તેથી હું આનંદના અને મંગળના મૂળરૂપ કથા કરવા તૈયાર થયો છું, પાર્વતીનું તથા સદાશિવનું સ્મરણ કરી તેઓની કૃપા પામીને, ચિત્તમાં રામનાં ચરિત્રોનું વર્ણન કરવા ચાહું છું. ॥ ૪ ॥

भणित मोरि शिव कृपा विभाती । शशि समाज मिलि सोह सुराती ॥
जो यह कथा सनेह समेता । कहिहहिं सुनिहहिं समुझि सचेता ॥ ५ ॥
होइहिं रामचरण अनुरागी । कलिमल रहित सुमंगल भागी ॥

જેમ ચંદ્રના સમાજથી શુક્લ પક્ષની રાત્રિ શોભે, તેમ સદાશિવની કૃપાથી મારી કવિતા શોભશે. જે માણસ, પ્રેમ રાખી, એકાગ્ર ચિત્તથી, આ કથાને કહેશે, સાંભળશે કે સમજશે, તે માણસ, ॥ ૫ ॥ રામનાં ચરણોમાં પ્રીતિવાળો, કલિયુગના મેલોથી રહિત અને ઉત્તમ મંગળોને ભોગવનારો થશે. ॥

दो०–सपनेहु साँचेहु मोहिं पर, जो हर गौरि पसाउ ॥
तौ फुर होउ जो कहहुँ सब, भाषा भणित प्रभाउ ॥ २२ ॥

જો સ્વપ્નમાં પણ મારા ઉપર શિવ પાર્વતીની કૃપા સાચેસાચ થઈ હોય તો, મારી આ ભાષાની કવિતાનો પ્રભાવ, મારા કહેવા પ્રમાણે સઘળો સત્ય થજો. ॥ ૨૨ ॥

चौ०–वंदौं अवधपुरी अतिपावनि । सरयू सरि कलिकलुष नशावनि ॥
प्रणऊं पुर नर नारि बहोरी । ममता जिनपर प्रभुहि न थोरी ॥ १ ॥
सियनिंदक अघ ओघ नशाये । लोक विशोक बनाय बसाये ॥
वंदौं कौशल्या दिशि प्राची । कीरति जासु सकल जग माची ॥ २ ॥
प्रकटेउ जहँ रघुपति शशि चारु । विश्व सुखद खल कमल तुषारु ॥
दशरथ राउ सहित सब रानी । सुकृत सुमंगल मूरति जानी ॥ ३ ॥

---

૧ મહાદેવજીએ કહ્યું છે કે, सो प्रभु मोर चराचर स्वामी, रघुवर सब उर अंतरयामी. ૨ पूज पारथिव नायउ माथा. રામચંદ્રજીએ પાર્થિવલિંગનું પૂજન કરીને, પોતાનું માથું નમાવ્યું. ૩ शंकर प्रिय मम द्रोहि. ઇત્યાદિ.

करहुँ प्रणाम कर्म मन बानी । करहु कृपा सुत सेवक जानी ॥
जिनहिं बिरंचि बड भयउ विधाता । महिमा अवध राम पितु माता ॥ ४ ॥

હું અત્યંત પવિત્ર અયોધ્યા પુરીને તથા કલિયુગનાં પાપોને નષ્ટ કરનારી સરયૂ નદીને પ્રણામ કરૂં છું. વળી અયોધ્યા પુરીનાં નરનારીઓને પણ પ્રણામ કરૂં છું, કે જેઓના ઉપર રામચન્દ્રજીને ઘણી મમતા હતી ॥ ૧ ॥ અને જે મમતાને લીધે જ રામચંદ્રજીએ સીતાજીની નિંદા કરનારાં માણસોના[૧] પણ પાપોના સમૂહને નષ્ટ કરી, તેઓ સહિત અયોધ્યાનાં સર્વ માણસોને, પોતે બનાવેલા શોકરહિત ધામમાં વસાવ્યાં. જેની કીર્તિ સર્વ જગતમાં ફેલાઈ રહી છે એવાં કૌસલ્યાજીરૂપ પૂર્વ દિશાને પ્રણામ કરૂં છું. ॥ ૨ ॥ કે જેમાં જગતને સુખ આપનારા અને ખળરૂપી કમળોને નષ્ટ કરવામાં હિમ જેવા રામચન્દ્રજીરૂપ સુન્દર ચન્દ્રનું પ્રાકટ્ય થયું હતું, સર્વ રાણીઓ સહિત દશરથ રાજા કે જેની મૂર્તિ પુણ્યમય અને મંગળમય જ હતી, ॥ ૩ ॥ તેમને મનથી, કર્મથી તથા વાણીથી પ્રણામ કરૂં છું, એ દશરથ મહારાજા મને પોતાના પુત્રનો સેવક જાણીને, મારા ઉપર કૃપા કરજો જેઓને રચવાથી, બ્રહ્માને પણ મોટાઇ મળી એવાં રામચન્દ્રજીનાં માબાપનો મહિમા પરાકાષ્ઠારૂપ છે. ॥ ૪ ॥

सो०—वंदौं अवध भुआल, सत्य प्रेम जेहि रामपद ॥
बिछुरत दीनदयाल, प्रियतनु तृण इव परिहरेउ ॥ ९ ॥

અયોધ્યાના રાજા દશરથજીને પ્રણામ કરૂં છું, કે જેમણે રામનાં ચરણોમાં ખરા પ્રેમને લીધે, દીનદયાળુ[૨] રામચન્દ્રજીનો વિયોગ થતાં જ, પ્યારાં શરીરને તરણાની પેઠે છોડી દીધું હતું. ॥ ૯ ॥

चौ०-प्रणवौं परिजन सहित विदेहू । जाहि रामपद गूढ सनेहू ॥
योग भोगमें राखेहु गोई । राम विलोकत प्रगटेउ सोई ॥ १ ॥
वंदौं प्रथम भरतके चरणा । जासु नेम व्रत जाय न बरणा ॥
राम चरण पंकज मन जासू । लुब्ध मधुप इव तजै न पासू ॥ २ ॥

પરિવાર સહિત જનક રાજાને પ્રણામ કરૂં છું, કે જેમનો રામનાં ચરણો ઉપરનો ગૂઢ સ્નેહરૂપ યોગ, ભોગમાં ગુપ્ત રાખ્યા છતાં પણ, રામચન્દ્રજીનાં દર્શન થતાં જ, ખુલ્લો થઈ ગયો હતો અથવા જેમનો, રામનાં ચરણો ઉપરનો ગૂઢ સ્નેહ, યોગમાં અને ભોગમાં ગુપ્ત રાખ્યા છતાં પણ, રામચન્દ્રજીનાં દર્શન થતાં જ ખુલ્લો થઈ ગયો હતો. ॥ ૧ ॥ ત્રણ ભ્રાતાઓમાં પ્રથમ ભરતજીનાં ચરણોને પ્રણામ કરૂં છું, કે જેના નિયમનું અને વ્રતનું વર્ણન જ કરી શકાતું નથી અને જેનું મન રામચન્દ્રજીનાં ચરણકમળમાં ભ્રમરની પેઠે લુબ્ધ હોવાથી, એના ચરણના સમીપને છોડતું જ ન હતું. ॥ ૨ ॥

---

૧ અયોધ્યામાં, એક ધોબીએ સીતાજીની નિન્દા કરી હતી, એમ કહેવામાં આવે છે, પણ આ ઉપરથી જણાય છે કે, ઘણાં માણસોએ કરી હતી. શ્રીમદ્ભાગવતના નવમસ્કન્ધમાં પણ इति लोकाद् बहुमुखाद् दुराराध्यादसंविदः એ શ્લોક છે, તે ઉપરથી જણાય છે કે, ઘણા લોકોએ નિન્દા કરી હતી.
૨ દશરથ રાજાના પૂર્વ જન્મમાં તેની દીનતા જોઇ, પ્રભુએ દયાળુપણાથી તેને ઘેર પુત્રરૂપે અવતરવાનું વરદાન આપ્યું હતું. ૩ જનક રાજા રામને જોઇને બોલ્યા છે કે, सहज विरागरूप मन मोरा, थकित होत जिमि चन्द्रचकोरा ॥ इनहि देख मन अति अनुरागा, बरबस ब्रह्मसुख हि मन त्यागा ॥

वंदों लक्ष्मण पदजलजाता । शीतल सुभग भक्त सुखदाता ॥
रघुपति कीरति विमल पताका । दंड समान भयो यश जाका ॥ ३ ॥
शेष सहस्र शीश जग कारण । जो अवतरेउ भूमि भय टारण ॥
सदा सो सानुकूल रहु मोपर । कृपासिन्धु सौमित्र गुणाकर ॥ ४ ॥
रिपुसूदन पदकमल नमामी । शूर सुशील भरत अनुगामी ॥
महावीर विनऊं हनुमाना । राम जासु यश आप बखाना ॥ ५ ॥

લક્ષ્મણજી કે જેમનો યશ રામચન્દ્રજીની કીર્તિરૂપી નિર્મલ પતાકામાં દંડસમાન થયો છે, તેમનાં શીતલ, સુન્દર અને ભક્તોને સુખ આપનારાં ચરણકમળને પ્રણામ કરૂં છું. ॥ ૩ ॥ કૃપાના સમુદ્રરૂપ અને ગુણોની ખાણરૂપ લક્ષ્મણજી કે જે પોતે હજાર મસ્તકોવાળા અને જગતના કારણરૂપ શેષનાગ જ પૃથ્વીનો ભય ટાળવાને વાસ્તે અવતર્યા હતા, તે મારા ઉપર સર્વદા અનુકૂલ રહેજો. ॥ ૪ ॥ શૂર, ઉત્તમ સ્વભાવવાળા અને ભરતજીની સાથે રહેનારા શત્રુઘ્નના ચરણકમળને નમસ્કાર કરૂં છું. મહાવીર હનુમાનજીને વિનવું છું કે, જેની ઉત્તમ કીર્તિને રામચન્દ્રજીએ શ્રીમુખથી વખાણી હતી.[1] ॥ ૫ ॥

सो०–वंदों पवनकुमार, खल वन पावक ज्ञानघन ॥
जासु हृदय आगार, बसहिं राम शर चाप धर ॥ १० ॥

રાક્ષસોરૂપી જંગલમાં દાવાનલરૂપ અને મહા જ્ઞાની હનુમાનજીને પ્રણામ કરૂં છું, કે જેમનાં હૃદયરૂપી ઘરમાં ધનુષ બાણને ધરનારા રામચન્દ્રજી સર્વદા વસે છે. ॥૧૦॥

चौ०–कपिपति ऋक्ष निशाचर राजा । अंगदादि जे सहित समाजा ॥
वंदों सबके चरण सुहाये । अधम शरीर राम जिन पाये ॥ १ ॥
रघुपति चरण उपासक जेते । खग मृग सुर नर असुर समेते ॥
वंदो पद सरोज सबकेरे । जे विनु काम रामके चेरे ॥ २ ॥

સુગ્રીવ, જાંબવાન્, વિભીષણ તથા અંગદ આદિ સમાજ, કે જેઓ પોતે અધમ શરીરવાળા છતાં રામને પામ્યા, તે સર્વનાં સુન્દર ચરણોને પ્રણામ કરૂં છું.॥૧॥ પક્ષીઓ, મૃગો, દેવતાઓ, મનુષ્યો તથા અસુરો આદિ જે કોઇ રામચન્દ્રજીના ચરણના ઉપાસક છે અને જેઓ કશી કામના વિના રામના દાસ થયા હતા, તે સર્વનાં ચરણકમલોને વંદું છું. ॥ ૨ ॥

शुक सनकादि व्यास मुनि नारद । जे मुनिवर विज्ञान विशारद ॥
प्रणऊं सबहि धरणि धर शीशा । कृपा करहु जन जान मुनीशा ॥ ३ ॥
जनकसुता जगजननि जानकी । अतिशय प्रिय करुणानिधानकी ॥
ताके युग पद कमल मनाऊं । जासु कृपा निर्मल मति पाऊं ॥ ४ ॥
पुनि मन वचन कर्म रघुनायक । चरणकमल वंदों सब लायक ॥
राजिवनयन धरे धनु सायक । भक्त विपद भंजन सुखदायक ॥ ५ ॥

---

૧ રામચન્દ્રજીએ હનુમાનજીને કહ્યું છે કે, सुन कपि तोहि समान उपकारी, नहीं कोउ सुर नर मुनि तनुधारी ॥

બ્રહ્મવિદ્યામાં વિચક્ષણ અને મુનિઓમાં ઉત્તમ શુકદેવજી, સનકાદિક, વ્યાસ તથા નારદ મુનિ, એ સર્વને પૃથ્વી ઉપર માથું મૂકીને પ્રણામ કરૂં છું, હે મુનીશ્વરો ! મને પોતાનો દાસ જાણીને મારા ઉપર કૃપા કરો. ॥ ૩ ॥ જનકનાં પુત્રી, જગતનાં માતાજી અને રામચન્દ્રજીનાં અત્યંત પ્યારાં સીતાજીનાં ચરણકમલોની જોડીને મનાવું છું કે, જેની કૃપાથી મને નિર્મળ બુદ્ધિની પ્રાપ્તિ થાય. ॥ ૪ ॥ વળી કમળો સરખાં નેત્રોવાળા, ધનુષ બાણને ધરનારા, ભક્તોની વિપત્તિઓને ભાંગનારા, ભક્તોને સુખ દેનારા અને સર્વ પ્રકારની યોગ્યતાવાળા શ્રીરામચન્દ્રજીનાં ચરણકમળોને મનથી, વચનથી તથા ક્રિયાથી વંદન કરૂં છું. ॥ ૫ ॥

दो०–गिरा अर्थ जल बीचि सम, कहियत भिन्न न भिन्न ॥
बंदौं सीतारामपद, जिनहिं परमप्रिय खिन्न ॥ २४ ॥

સીતા અને રામચન્દ્રજી કે જેઓને દીન જન પરમ પ્રિય છે અને જેઓ, વાણી તથા અર્થ અને જળ તથા લહરી, એઓની પેઠે કહેવા માત્રમાં ભિન્ન છે, પણ વાસ્તવિક રીતે અભિન્ન છે, તેઓનાં ચરણારવિન્દોને પ્રણામ કરૂં છું. ॥ ૨૪ ॥

चौ०–बंदौं राम नाम रघुवरके । हेतु कृशानु भानु हिमकरके ॥
विधि हरि हर मय वेद प्रानसो । अगुण अनूपम गुणनिधानसो ॥ १ ॥
महामंत्र जोइ जपत महेशू । काशीमुक्ति हेत उपदेशू ॥
महिमा जासु जान गणराउ । प्रथम पूजियत नाम प्रभाउ ॥ २ ॥
जान आदिकवि नाम प्रतापू । भयउ सिद्ध कर उलटा जापू ॥
सहसनाम सम सुनि शिव वानी । जप जेई पिय संग भवानी ॥ ३ ॥
हर्षे हेतु हेर हर हीको । किय भूपण तिय भूपण तीको ॥
नाम प्रभाव जान शिव नीके । कालकूट फल दीन अमीके ॥ ४ ॥

રઘુવરનું, 'રામ' એ નામ કે જે અવિદ્યારૂપ તૃણને બાળનારા જ્ઞાનરૂપ અગ્નિને, રાગરૂપ અંધકારને ટાળનારા વૈરાગ્યરૂપ સૂર્યને અને સંસારરૂપી તાપને શાંત કરનારા ભક્તિરૂપી ચન્દ્રને ઉત્પન્ન કરનારૂં છે, તેને પ્રણામ કરૂં છું, અથવા રઘુવરનું 'રામ' એ નામ કે જે અગ્નિ, સૂર્ય તથા ચન્દ્ર, એઓના મિત્રરૂપ છે અર્થાત્ એ ત્રણ દેવ, જેમ જગતનું પાલન કરે છે, તેમ ભક્તજનોનું પાલન કરનારૂં છે, તેને પ્રણામ કરૂં છું, અથવા રઘુવરનું 'રામ' એ નામ કે જે ખળ લોકોના મનમાં તાપરૂપ અગ્નિને, વીર લોકોના મનમાં ઉત્સાહરૂપ સૂર્યને અને ઉપાસક લોકોના મનમાં શાંતિરૂપ ચન્દ્રને ઉત્પન્ન કરનારૂં છે, તેને પ્રણામ કરૂં છું, અથવા રઘુવરનું 'રામ' એ નામ કે, જે અવિદ્યારૂપી જાડ્યથી ભરેલી સંસારરૂપ મકરસંક્રાંતિમાં અગ્નિની પેઠે તથા સૂર્યની પેઠે હિત કરનારૂં છે, તેને પ્રણામ કરૂં છું. અથવા રઘુવરનું 'રામ' એ નામ કે જે પોતામાં રહેલા રકારરૂપ અગ્નિબીજથી, આકારરૂપ સૂર્યબીજથી તથા મકારરૂપ ચન્દ્રબીજથી જડતાને, મોહરૂપી અંધકારને તથા સંસારના તાપોને હરનાર હોવાથી, અગ્નિની, સૂર્યની તથા ચન્દ્રની મૈત્રી

ધરાવે છે, તેને પ્રણામ કરૂં છું. અથવા રઘુવરનું 'રામ' એ નામ કે જે જીવોને પોતામાં રહેલાં ત્રણ બીજોના જપથી અનુક્રમે અગ્નિની, સૂર્યની અને ચન્દ્રની પદવી આપનાર છે, તેને પ્રણામ કરૂં છું.[1] એ નામ બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રમય હોવાથી, અકાર, ઉકાર તથા મકારમય ઓંકાર જેવું છે અથવા બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રમય હોવાથી, વેદના પ્રાણ સમાન છે, અને નિર્ગુણ તથા નિરુપમ પરમાત્માને સગુણની પેઠે હૃદયમાં ધરી આપે એવું છે. ॥૧॥

એ નામ મહા મંત્ર છે, કે જેને મહાદેવજી જપ્યા કરે છે અને કાશીમાં મરણ પામેલા જીવોને મુક્તિ દેવાને વાસ્તે, એ નામનો જ ઉપદેશ કરે છે. એ નામના પ્રભાવને ગણપતિ જાણે છે. કેમ કે, પોતે એના પ્રભાવથી જ સર્વ દેવતાઓમાં પ્રથમ પૂજાય[2] છે. ॥૨॥ વાલ્મીકિ મુનિ, એ નામનો પ્રભાવ જાણે છે. કેમ કે, એ નામનો ભૂલને લીધે ઉલટો જપ (મરાં મરાં) કરવાથી પણ, એમને સિદ્ધિ મળી છે. પાર્વતી પણ એ નામને સદાશિવના કહેવાથી સહસ્ર નામો જેવું જાણી, સહસ્ર નામોને બદલે તે એક નામનું જ ઉચ્ચારણ કરીને, સદાશિવની સાથે જમ્યાં હતાં. ॥ ૩ ॥ એ ઉપરથી પાર્વતીના હૃદયનો અભિપ્રાય તથા પોતાનાં વચન પર વિશ્વાસ જોઈ, હર્ષ પામેલા મહાદેવજીએ, સર્વ સ્ત્રીઓનાં આભરણ રૂપ પાર્વતીને પોતાના શરીરનાં ભૂષણરૂપ કર્યાં. (સદાશિવ પોતે અર્ધનારીશ્વર થયા.) સદાશિવે પણ એ રામ નામનો પ્રભાવ સારી પેઠે જાણ્યો છે. કેમ કે, પોતે રામ નામનું ઉચ્ચારણ કરી વિષનું[4] પાન કરતાં, તે વિષે પણ, તેમને અમૃતના જેવું ફળ આપ્યું છે. ॥ ૪ ॥

दो०—वर्षाऋतु रघुपति भगति, तुलसी शालि सुदास ॥
राम नाम वर वर्ण युग, श्रावण भादो मास ॥ २५ ॥

રામચન્દ્રજીની ભક્તિ, વર્ષા ઋતુ છે, તુલસીદાસ ડાંગરનો છોડ છે અને રામ નામના બે ઉત્તમ અક્ષરો, એ છોડને વાસ્તે શ્રાવણ તથા ભાદરવા મહિનારૂપ છે. ॥ ૨૫ ॥

चौ०—आखर मधुर मनोहर दोऊ । वर्ण विलोचन जन जिय जोऊ ॥
सुमिरत सुलभ सुखद सब काहू । लोकलाहु परलोक निबाहू ॥ १ ॥

---

૧ આ ચોપાઇના પૂર્વાર્ધના આટલા અર્થો ઉપરાંત બીજા પણ અનેક કાલ્પનિક અર્થો બની શકે એમ છે, પણ તે ક્લિષ્ટ અર્થો તુલસીદાસજીને અભિમત હોય એમ માની શકાતું નથી. ૨ પ્રથમ પૂજ્યપણાની પદવી લેવાને વાસ્તે, દેવતાઓ પરસ્પરમાં કલહ કરવા લાગતાં, બ્રહ્માએ તેઓને કહ્યું કે, તમારામાંથી પૃથ્વી પ્રદક્ષિણા કરીને જે પ્રથમ મારી પાસે આવે, તેને હું પ્રથમ પૂજ્યની પદવી આપું. આ ઉપરથી સર્વ દેવતાઓ, પોતપોતાનાં વાહનોપર ચઢીને દોડતાં, ઉંદર ઉપર ચઢેલા ગણપતિ પાછળ રહી ગયા અને ગભરાવા લાગ્યા. પછી નારદજીના ઉપદેશથી પૃથ્વીપર, રામ નામ લખી, તે નામને પ્રદક્ષિણા કરીને, બ્રહ્માની પાસે ગયા એટલે બ્રહ્માએ તુરત જ તેમને પ્રથમ પૂજ્ય ઠરાવ્યા. ૩ મહાદેવજી પોતાની સાથે ભોજન કરવાને વાસ્તે પાર્વતીજીને પોકારતાં પાર્વતીજી બોલ્યાં કે, હું હમણાં વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરૂં છું, તે પાઠ પૂરો થયા પછી, ભોજન કરવા આવીશ. મહાદેવજીએ કહ્યું કે, सहस्रनाम तत्तुल्यं रामनाम वरानने હે સુન્દરી! રામ એ એક જ નામ હજારો નામો જેવું છે, માટે તેનું ઉચ્ચારણ કરીને જમવા આવો. આ ઉપરથી પાર્વતીએ તે પ્રમાણે કર્યું હતું. ૪ મહાદેવજીએ વિષપાન કર્યાની કથા શ્રીમદ્ભાગવતના અષ્ટમસ્કંધમાં છે.

कहत सुनत सुमिरत सुठि नीके । रामलषण सम प्रिय तुलसीके ॥
वर्णत वरण प्रीति बिलगाती । ब्रह्मजीव सम सहज संघाती ॥ २ ॥
नर नारायण सरिस सुभ्राता । जगपालक विशेष जनत्राता ॥
भक्तिसुतियकलकरणविभूषण । जगहित हेतु विमल विधुपूषण ॥ ३ ॥
स्वाद तोष सम सुगति सुधाके । कमठ शेष सम धर वसुधाके ॥
जन मन मंजु कंज मधुकरसे । जीह यशोमति हरि हलधरसे ॥ ४ ॥

રામ નામના બન્ને અક્ષર મધુર છે, મનોહર છે, જાણે ભક્ત લોકોના હૃદયોમાં રહેનારાં વર્ણાત્મક બે નેત્રો હોય એવા છે, ઉચ્ચારણમાં સઘળા અક્ષરોથી સુગમ હોવાને લીધે, જે કોઈ સ્મરણ કરે, તેઓને સુલભ છે, સર્વ કોઇને સુખ દેનારા છે, આ લોકમાં, લાભરૂપ છે, પર લોકમાં પણ મુક્તિ પર્યંત લાભનો નિર્વાહ કરનારા છે, ॥ ૧ ॥ કહેવામાં સાંભળવામાં તથા સમજવામાં બહુ જ અનુકૂલ લાગે એવા છે, તુલસીદાસને રામ લક્ષ્મણના જેવા પ્રિય છે, વર્ણન કરતાં 'એઓને વરી લઇએ તો ઠીક' એવા પ્રકારની પ્રીતિ જેઓથી અલગ થતી નથી એવા છે, બ્રહ્મ તથા જીવની પેઠે સ્વાભાવિક સંઘાતી જ જણાય છે, ॥ ૨ ॥ નરનારાયણની પેઠે પરસ્પર ભાઈ થતા હોય એવા લાગે છે, જગતનું પાલન કરનારા છે, ભક્ત જનોનું તો વિશેષ પાલન કરનારા છે, ભક્તિરૂપી ઉત્તમ સ્ત્રીને કાનોમાં પહેરવાનાં બે ઠોળિયાં હોય એવા છે, જગતનું હિત કરવાને વાસ્તે (અજ્ઞાનરૂપી અંધકાર ટાળવાને વાસ્તે) નિર્મલ ચન્દ્ર અને સૂર્ય ઉદય પામ્યા હોય એવા છે, ॥ ૩ ॥ જાણે મુક્તિરૂપી અમૃતના સ્વાદ અને સંતોષ હોય એવા છે, કૂર્મની પેઠે અને શેષની પેઠે ભક્તોની બુદ્ધિરૂપ પૃથ્વીને ધરી રાખનારા છે, ભક્તલોકો અંતઃકરણોરૂપી સુંદર કમળોમાં ભ્રમરોની પેઠે રહેનારા છે, આ ભક્ત લોકોની જીભરૂપી યશોદાને શ્રીકૃષ્ણ તથા બલભદ્ર જેવા છે. ॥ ૪ ॥

दो०—एक छत्र एक मुगुटपणि, सब वर्णन पर जोउ ॥
तुलसी रघुवर नामके, वर्ण विराजत दोउ ॥ २६ ॥

રઘુવરના 'રામ' એ નામના બે અક્ષરોમાં એક અક્ષર 'र' તો રેફરૂપ હોવાથી સર્વ અક્ષરોનું શિરશ્છત્ર હોય એવો શોભે છે અને બીજો અક્ષર 'म' અનુસ્વારરૂપ હોવાથી, સર્વ અક્ષરોનો મુકુટ ઉપરનો મણિ હોય એવો શોભે છે. ॥ ૨૬ ॥

चौ०—समुझतसरिस नाम अरु नामी । प्रीति परस्पर प्रभु अनुगामी ॥
नाम रूप दोउ ईश उपाधी । अकथ अनादि सुसामुझ साधी ॥ १ ॥
को बड छोट कहत अपराधू । सुनि गुण भेद समुझहहिं साधू ॥
देखिय रूप नाम आधीना । रूप ज्ञान नहिं नाम विहीना ॥ २ ॥
रूप विशेष नाम विनु जाने । करतल गत न परहिं पहिंचाने ॥
सुमिरिय नाम रूप विनु देखे । आवत हृदय सनेह विशेषे ॥ ३ ॥
नाम रूप अति अकथ कहानी । समुझत सुखद न परत बखानी ॥
अगुणसगुणबिचनामसुसाखी । उभय प्रबोधक चतुर दुभाखी ॥ ४ ॥

ઉપરની સમજણુથી જોતાં, નામ અને નામી ( નામવાન–વ્યક્તિ–રૂપ ) તુલ્ય છે અને જેમ સ્વામીને અને સેવકને પરસ્પર સંબંધ હોય છે; તેમ તેઓને પરસ્પર સંબંધ છે.[૧] વેદાંત શાસ્ત્રની રીતિપ્રમાણે સમજણ લેતાં, નામ અને રૂપ, એ બન્ને બ્રહ્મની ઉપાધિ છે, અનિર્વચનીય છે અને અનાદિ છે. ॥ ૧ ॥ આવી રીતનાં નામ અને રૂપ, એ બે પદાર્થોમાં કયો મોટો ? અને કયો છોટો ? એ કોણ કહે ? અને તે કહેવાથી અપરાધી કોણ થાય ? પરંતુ સાધુ પુરુષો મારૂં નીચેનું કહેલું સાંભળીને, નામના અને રૂપના ગુણોમાં જે ભેદ છે, તેને સમજી લેશે. સૂક્ષ્મ વિચારથી જોઈએ તો, રૂપ, નામને આધીન છે. કેમ કે, નામ વિના રૂપના તત્ત્વનું જ્ઞાન થતું નથી. ॥ ૨ ॥ ઉત્તમ રૂપ ( રત્નાદિક ) હાથમાં આવ્યું હોય, તોપણુ તેનું નામ જાણ્યા વિના ઓળખાતું નથી અને રૂપ દીઠા વિના એકલા નામનું સ્મરણ કરીએ, તો રૂપ પણ હૃદયમાં આવે છે અને તેથી તેના ઉપર વિશેષ પ્રીતિ થાય છે. ॥ ૩ ॥ નામની અને રૂપની વાત અત્યંત અકથનીય છે. એ વાત સમજતાં આનંદ આપે છે પણ કહી શકાય એમ નથી. નિર્ગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મ, એઓ વચ્ચે નામ એ ઉત્તમ સાક્ષી[૨] છે અને તે નામ ચતુર દુભાષીઆની પેઠે આપણને, એ બન્નેનું તત્ત્વ સમજાવે છે. ॥ ૪ ॥

**दो०—राम नाम मणि दीप धर, जीह देहरी द्वार ॥**
**तुलसी भीतर बाहिरो, जो चाहत उजियार ॥ २७ ॥**

જો અંદર તથા બહાર પણ અજવાળાને ઈચ્છતા હો તો, જીભરૂપી ડેલીના દ્વારમાં નામરૂપી મણિનો દીવો[૩] ધરી રાખો. ॥ ૨૭ ॥

**चौ०—नामजीह जपि जागहिं योगी । विरति बिरंचि प्रपंच वियोगी ॥**
**ब्रह्म सुखहिं अनुभवहिं अनूपा । अकथ अनामय नाम न रूपा ॥ १ ॥**
**जाना चहहिं गूढगति जेऊ । नाम जीह जपि जानहिं तेऊ ॥**
**साधक नाम जपहिं लय लाये । होहिं सिद्ध अणिमादिक पाये ॥ २ ॥**
**जपहिं नाम जन आरतभारी । मिटहिं कुसंकट होहिं सुखारी ॥**
**रामभक्त जग चारि प्रकारा । सुकृती चारिउ अनघ उदारा ॥ ३ ॥**
**चहु चतुरनको नाम अधारा । ज्ञानी प्रभुहिं विशेष पियारा ॥**
**चहुँ युग चहुँ श्रुति नाम प्रभाऊ । कलि विशेष नहिं आन उपाऊ ॥ ४ ॥**

યોગીઓ, જીભથી નામનો જ જપ કરી, માયારૂપી નિદ્રામાંથી જાગે છે અને વૈરાગ્યને લીધે, આ સઘળા બ્રહ્માના બનાવેલા પ્રપંચથી દૂર રહે છે. બ્રહ્મસુખ કે જે કેવળ

---

૧ જેમ સ્વામી વિના સેવક નથી અને સેવક વિના સ્વામી નથી, તેમ નામ વિના વ્યક્તિ નથી અને વ્યક્તિ વિના નામ નથી. નામના આશ્રયથી વ્યક્તિ છે અને વ્યક્તિના આશ્રયથી નામ છે.
૨ જો વચમાં નામ ન હોય તો સગુણ અને નિર્ગુણ વચ્ચેનો ભેદ કદી પણ સમજવામાં આવે નહિ.
૩ ડેલીપર મણિનો દીવો અખંડ રહેવાથી બહાર કે અંદર અંધારૂં થાય જ નહિ, તેમ જીભ ઉપર રામ નામ અખંડ રહેવાથી જગતરૂપ બાહ્ય પદાર્થમાં કે આત્મારૂપ આંતર પદાર્થમાં કદી વ્યામોહ થાય નહિ, એટલા માટે રામ નામને મણિના દીવાનું રૂપક આપ્યું છે.

અનુભવરૂપ છે, અનુપમ છે, વાણીથી અગમ્ય છે, નિર્દોષ છે અને નામથી તથા રૂપથી રહિત છે, ॥ ૧ ॥ તેનું ગૂઢ તત્ત્વ જાણવાની જેઓને ઈચ્છા હોય, તેઓ જીભથી નામનો જપ કરીને તે તત્ત્વને જાણે છે. સાધક લોકો ચિત્તને એકાગ્ર કરી, નામનો જપ કરવાથી જ સિદ્ધ થાય છે અને અણિમા આદિ સિદ્ધિઓને પામે છે. ॥ ૨ ॥ અત્યંત પીડા પામેલા લોકો પણ નામનો જપ કરે, તો તેથી તેઓનાં દુષ્ટ સંકટો મટી જાય છે અને સુખની પ્રાપ્તિ થાય છે. જગતમાં રામ ભક્તો જિજ્ઞાસુ, સાધક, આર્ત્ત, ( દુઃખિત ) અને જ્ઞાની, એ રીતે ચાર પ્રકારના હોય છે અને તે ચારે પુણ્યવાન્, નિર્દોષ અને શ્રેષ્ઠ છે. ॥ ૩ ॥ એ ચારેને જો કે નામનો જ એક આધાર છે, તોપણ તેઓમાંથી જ્ઞાની ભક્ત પ્રભુને વિશેષ પ્યારો છે.[1] ચારે યુગોમાં અને ચારે વેદોમાં રામ નામનો પ્રભાવ પ્રકટ છે. કલિયુગમાં તો નામ વિના ઉદ્ધારનો બીજો એકે ઉપાય નથી, તેથી નામનો પ્રભાવ વિશેષ છે. ॥ ૪ ॥

**दो०—सकल कामना हीन जे, रामभक्ति रसलीन ॥**
**नाम सुप्रेम पियूष हृद, तिनहुँ किये मन मीन ॥ २८ ॥**

જેઓ સર્વ કામનાઓથી રહિત થઈને, રામભક્તિના રસમાં લીન થયા છે, તેઓએ નામ ઉપર પ્રેમ રાખવારૂપી અમૃતના કુંડમાં પોતાના મનને માછલારૂપ બનાવી દીધું છે. ॥ ૨૮ ॥

**चौ०—अगुण सगुण दोउ ब्रह्म स्वरूपा । अकथ अनादि अगाधि अनूपा ॥**
**मेरे मत बड नाम दुहुँते । किय जे युग निजवश निज बूते ॥ १ ॥**
**प्रौढ सुजन जन जानहिं जनकी । कहहुं प्रतीति प्रीति रुचि मनकी ॥**
**पावक युग सम ब्रह्म विवेकू । एक दारुगत देखिय एकू ॥ २ ॥**
**उभय अगम युग सुगम नामतें । कहहुँ नाम बड ब्रह्मरामतें ॥**
**व्यापक एक ब्रह्म अविनाशी । सत चेतन घन आनँदराशी ॥ ३ ॥**
**अस प्रभु हृदय अछत अविकारी । सकल जीव जग दीन दुखारी ॥**
**नाम निरूपण नाम यतनते । सो प्रगटत जिमि मोल रतनते ॥ ४ ॥**

નિર્ગુણ અને સગુણ એ બન્ને બ્રહ્મનાં સ્વરૂપો છે, અને તે બન્ને અકથનીય, અનાદિ, અગાધ અને અનુપમ છે, તોપણ મારા મતમાં એ બન્નેથી નામ મોટું છે. કેમ કે, નામ પોતાના બળથી એ બન્નેને વશ્ય કરી આપે છે. ॥ ૧ ॥ પ્રૌઢ ( ચતુર ) સુજનો બીજા લોકોનાં મનની જાણી શકે. હું તો મારા મનને જે કાંઈ પ્રતીત થાય છે, જે કાંઈ પ્રસન્ન કરે છે અને જે કાંઈ રુચે છે, તે કહું છું. વિવેકથી જોતાં નિર્ગુણ બ્રહ્મ કાષ્ઠની અંદર રહેલા અગ્નિ સમાન છે અને સગુણ બ્રહ્મ પ્રત્યક્ષ દેખાતા અગ્નિ સમાન છે. ॥ ૨ ॥ એ બન્ને

---

૧ શ્રીમદ્‌ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે પણ અર્જુનને चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोर्जुन ॥ आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ॥ प्रियो हि ज्ञानिनोत्यर्थमहं स च मम प्रियः એ શ્લોકોથી ચાર પ્રકારના ભક્તો કહ્યા છે અને તેઓમાં જ્ઞાનીની ઉત્તમતા કહી છે.

અગમ્ય છતાં પણ નામથી સુલભ છે, એટલા માટે હું તો નિર્ગુણ બ્રહ્મથી અને સગુણ બ્રહ્મરૂપ રામથી પણ નામને મોટું કહું છું. જે નિર્ગુણ બ્રહ્મવ્યાપક, એક અવિનાશી, સદ્રૂપ, ચૈતન્યઘન અને આનંદરૂપ છે, ॥ ૩ ॥ તે જ નિર્વિકાર પ્રભુ સર્વ પ્રાણીઓનાં હૃદયોમાં, જીવોરૂપે રહેલ છે, તોપણ સર્વ જગતના જીવો, દીન અને દુઃખીઆ છે, (તેનું કારણ પોતાના સ્વરૂપના અજ્ઞાન વિના બીજું કશું નથી.) જો નામના અર્થના નિરૂપણમાં અને નામના જપમાં યત્ન રાખવામાં આવે, તો તેથી, જેમ રત્નથી રત્નનું મૂલ્ય પ્રકટ થાય છે, તેમ પોતાના સ્વરૂપભૂત નિર્ગુણ બ્રહ્મ પ્રકટ થાય છે. (જાણવામાં આવે છે.) ॥ ૪ ॥

दो०—निर्गुण ते इतिभांति बड, नाम प्रभाव अपार ॥
कहउं नाम बड रामते, निज विचार अनुसार ॥ २९ ॥

આ રીતે નામ નિર્ગુણ બ્રહ્મથી મોટું છે અને નામનો પ્રભાવ અપાર છે, એ વાત સિદ્ધ કરી. હવે રામચન્દ્રજી કે જે સગુણ બ્રહ્મ છે, તેથી નામ ઉત્તમ છે, તે વિષે પોતાના વિચારના અનુસારથી કહું છું. ॥ ૨૯ ॥

चौ०—राम भक्त हित नरतनु धारी । सहि संकट किय साधु सुखारी ॥
नाम सप्रेम जपत अनयासा । भक्त होहिं मुद मंगल रासा ॥ १ ॥
राम एक तापस तिय तारी । नाम कोटि खल कुमति सुधारी ॥
ऋषि हित राम सुकेतसुताकी । सहित सेन सुत कीन बेबाकी ॥ २ ॥
सहित दोष दुख दास दुरासा । दलइ नाम जिमि रबि निशि नासा ॥
भंजेउ राम आप भव चापू । भव भय भंजन नाम प्रतापू ॥ ३ ॥
दंडकवन प्रभु कीन सुहावन । जन मन अमित नाम किय पावन ॥
निशिचर निकर दले रघुनंदन । नाम सकल कलिकलुष निकंदन ॥ ४ ॥

રામે ભક્તોના હિતને વાસ્તે મનુષ્ય દેહ ધરી, અનેક સંકટો વેઠીને, ભક્ત લોકોને સુખીઆ કર્યા હતા અને નામ તો પ્રેમપૂર્વક જપ કરનારા ભક્ત લોકોને અનાયાસથી જ આનંદના તથા મંગલના સમૂહરૂપ કરી દે છે. ॥ ૧ ॥ રામે તપસ્વિની એક સ્ત્રીને (અહલ્યાને) તારી હતી અને નામ તો કરોડો ખળ લોકોની દુર્બુદ્ધિઓને સુધારી દે છે. રામે ઋષિઓના હિતને વાસ્તે તાટકાને, તેના પુત્ર સહિત તથા સેના સહિત નિશ્શેષ કરી નાખી હતી ॥ ૨ ॥ અને નામ તો, જેમ સૂર્ય, રાત્રિને નિશ્શેષ કરે છે, તેમ દાસલોકોની દુઃખ દોષ સહિત દુરાશાઓને (વિષય તૃષ્ણાઓને) નિશ્શેષ કરી નાખે છે. રામે જાતે સદાશિવનું ધનુષ ભાંગ્યું હતું અને નામ તો પોતાના પ્રભાવથી જ સંસારના ભયને ભાંગી નાખે છે. ॥ ૩ ॥ રામે દંડકારણ્યને પવિત્ર કર્યું હતું તથા શોભાવ્યું હતું અને નામ તો અપરિમિત લોકોનાં અંતઃકરણોને પવિત્ર કરે છે તથા શોભાવે છે. રામચન્દ્રજીએ રાક્ષસોના સૈન્યને કાપ્યું હતું અને નામ તો કલિયુગના સઘળા દોષોને કાપી નાખે છે. ॥૪॥

दो०—शबरी गीध सुसेवकन, सुगति दीन रघुनाथ ॥
नाम उधारे अमित खल, वेद विदित गुणगाथ ॥ ३० ॥

રામે ભીલડીનો, જટાયુ નામના ગૃધ્ર પક્ષીનો અને બીજા પણ સારા સેવકોનો

ઉદ્ધાર કર્યો હતો અને નામ તો અપરિમિત ખળ લોકોનો ઉદ્ધાર કરે છે. નામના આ ગુણોની કથા વેદમાં પ્રસિદ્ધ છે. ॥ ૩૦ ॥

चौ०—राम सुकंठ विभीषण दोऊ । राखे शरण जान सब कोऊ ॥
नाम अनेक गरीब निवाजे । लोक वेद वर बिरद विराजे ॥ १ ॥
राम भालु कपि कटक बटोरा । सेतु हेतु श्रम कीन न थोरा ॥
नाम लेत भव सिंधु सुखाहीं । करहु विचार सुजन मनमाहीं ॥ २ ॥
राम सकुल रण रावण मारा । सीय सहित निजपुर पगुधारा ॥
राजा राम अवध रजधानी । गावत गुण सुर मुनि वरवानी ॥ ३ ॥
सेवक सुमिरत नाम सप्रीति । बिनु श्रम प्रबल मोहदल जीती ॥
फिरत सनेह मगन सुख अपने । नाम प्रसाद शोच नहिं सपने ॥ ४ ॥

રામે સુગ્રીવ અને વિભીષણ, એ બન્નેને જ શરણમાં રાખ્યા હતા, એ વાત સર્વ કોઇના જાણવામાં છે અને નામ તો અનેક ગરીબો પર નિવાજે છે, કે જે નામનું એવું બીરદ લોકમાં અને વેદમાં પ્રસિદ્ધ છે. ॥ ૧ ॥ રામે રીંછોનું તથા વાનરાઓનું સૈન્ય એકઠું કરી, સેતુને વાસ્તે મોટો પરિશ્રમ કરીને, સમુદ્રને સેહેજ તરી શકાય એવો કર્યો હતો અને નામ તો પોતાના ઉચ્ચારણ માત્રથી આખા સંસારરૂપી સમુદ્રને સેહેજ તરી શકાય એવો કરી આપે છે. સુજન લોકો હવે વિચાર કરો કે, રામ અને નામ, એઓમાંથી કોણ શ્રેષ્ઠ છે ? ॥ ૨ ॥ રામે રણમાં કુલ સહિત પોતાના શત્રુ રાવણને મારી, સીતા સહિત પોતાની નગરીમાં ( અયોધ્યામાં ) પધારી, તે રાજધાનીમાં રાજ્ય કર્યું હતું, કે જે વાતને દેવતાઓ તથા મુનિઓ ઉત્તમ વાણીથી ગાય છે, ॥ ૩ ॥ અને નામ તો પ્રેમથી પોતાનું સ્મરણ કરતાં જ અને પરિશ્રમ વગર જ સેવકોના શત્રુરૂપ મોહને તથા તેની સેનાને જીતી લે છે તથા નામનું સ્નેહપૂર્વક સ્મરણ કરનારા લોકો પણ પોતાના સ્વરૂપ સુખમાં મગ્ન રહીને સર્વત્ર વિચરે છે, કે જે લોકોને નામની કૃપાને લીધે સ્વપ્નમાં પણ શોક પ્રાપ્ત થતો નથી. ॥ ૪ ॥

दो०—ब्रह्मरामतें नाम बड, वरदायक वरदान ॥
रामचरित शतकोटि महँ, लिय महेश जिय जान ॥ ३१ ॥

વર દેનારા બ્રહ્માદિકને પણ વરદાન દેનારૂં નામ, નિર્ગુણ બ્રહ્મથી અને સગુણ બ્રહ્મરૂપ રામથી પણ મોટું છે, કે જે નામને સદાશિવે રામના સો કરોડ શ્લોકના ચરિત્રમાંથી પરમ સારરૂપ જાણીને ગ્રહણ કરેલું છે.[1] ॥ ૩૧ ॥

चौ०—नाम प्रभाव शंभु अविनाशी । साज अमंगल मंगलराशी ॥
शुक सनकादि सिद्ध मुनि योगी । नाम प्रसाद ब्रह्म सुखभोगी ॥ १ ॥

૧ સો કરોડને ત્રણથી ભાગ દેતાં, એક કરોડ બચ્યા. એક કરોડને ત્રણથી ભાગ દેતાં એક લાખ બચ્યા. એક લાખને ત્રણથી ભાગ દેતાં એક હજાર બચ્યા. એક હજારને ત્રણથી ભાગ દેતાં એકસો બચ્યા. એક સોને ત્રણથી ભાગ દેતાં એક શ્લોક બચ્યો. એક શ્લોકના બત્રીશ અક્ષરને ત્રણથી ભાગ દેતાં 'રામ' એ નામરૂપ બે અક્ષરો બચ્યા કે એઓનું મહાદેવે ગ્રહણ કર્યું.

नारद जानेउ नाम प्रतापू । जग प्रिय हरि हिं हरि प्रिय आपू ॥
नाम जपत प्रभु कीन प्रसादू । भक्त शिरोमणि भये प्रह्लादू ॥ २ ॥
ध्रुव सगलानि जपेउ हरि नामू । पायउ अचल अनूपम ठामू ॥
सुमिरि पवनसुत पावन नामू । अपने वश करि राखेउ रामू ॥ ३ ॥
अपर अजामिल गजगणिकाऊ । भये मुक्त हरिनाम प्रभाऊ ॥
कहौं कहांलगि नाम बडाई । राम न सकैं नाम गुण गाई ॥ ४ ॥

અવિનાશી સદાશિવ, અસ્થિમાલા વગેરે અમંગલ સાજવાળા છતાં પણ, નામના પ્રભાવથી મંગલોના સમૂહરૂપ થયા છે. શુક તથા સનકાદિક સિદ્ધો, મુનિઓ તથા યોગીઓ પણ, નામની કૃપાથી જ બ્રહ્મસુખના ભોગી થયા છે ॥૧॥ નારદજી પણ નામને પ્રતાપ જાણે છે કે જે પ્રતાપથી પોતે, સઘળા જગતના પ્યારા ( આત્મારૂપ ) વિષ્ણુભગવાનના પ્યારા થયા છે. પ્રલ્હાદજી[1] પણ નામના પ્રભાવથી જ પ્રભુએ કૃપા કરતાં ભક્તોના શિરોમણિ થયા છે. ॥ ૨ ॥ ધ્રુવે[2] પણ દુઃખ પામીને પ્રભુનું નામ જપ્યું હતું તેથી તેમને અવિચલ અને અનુપમ સ્થાન પ્રાપ્ત થયું છે. હનુમાનજીએ પવિત્ર નામનું સ્મરણ કરવાના પ્રભાવથી રામચન્દ્રજીને વશ્ય કરી રાખ્યા હતા. ॥ ૩ ॥ બીજાં પણ અજામિલ[3] બ્રાહ્મણ, ગજેન્દ્ર[4] હાથી અને પિંગલા[5] વેશ્યા, એઓ, હરિના નામના પ્રભાવથી જ મુક્તિ પામ્યાં છે. હું રામના નામની મોટાઈ ક્યાંસુધી કહું ? રામ પણ પોતાના નામના ગુણોનું સંપૂર્ણ વર્ણન કરી શકે નહીં. ॥ ૪ ॥

दो०—रामनामको कल्पतरु, कलि कल्याण निवास ॥
जो सुमिरत भये भांगते, तुलसी तुलसीदास ॥ ३२ ॥

---

૧ પ્રલ્હાદજીની કથા શ્રીમદ્‌ભાગવતના સપ્તમસ્કન્ધમાં છે અને તે જગત્પ્રસિદ્ધ છે. ૨ ઉત્તાનપાદ રાજાની બે સ્ત્રીઓ હતી. તેઓમાં મોટી રાણીના પુત્ર ધ્રુવ હતા. એક સમયે ધ્રુવ રાજાના ખોળામાં બેસવા જતા હતા, ત્યાં ન્હાની રાણી પાસે હતી, તેથી રાજાએ ધ્રુવને અનાદર કર્યો. તેથી રાજી થઈને ન્હાની રાણીએ ( ધ્રુવની સાવકી માએ ) ધ્રુવને કહ્યું કે, ' તું તપ કરીને મારે પેટ અવતાર લે, તો તને રાજ્યાસન મળે. ' આથી ધ્રુવે બહુજ ગ્લાનિ પામી, પોતાની માતાની રજા લઈ, વનમાં જઈ, નારદજીના ઉપદેશથી ભજન કર્યું અને ભગવાને, તેને રાજ્ય તથા અંતે ધ્રુવપદવી આપી. આ કથા શ્રીમદ્‌ભાગવતના ચતુર્થસ્કન્ધમાં છે. ૩ અજામિલ નામનો કનોજીઓ બ્રાહ્મણ ધર્મથી ભ્રષ્ટ થઈ, વેશ્યાના ઘરમાં જ રહ્યો હતો. તેને વેશ્યાના ઉદરથી જન્મેલા દશ પુત્રોમાં ન્હાના પુત્રનું નામ નારાયણ હતું. પાપી અજામિલે પોતાના મરવાના સમયમાં સ્નેહથી ' હે નારાયણ આવ ' એવા શબ્દથી પુત્રને બોલાવ્યો, પણ તેમાં પ્રભુનું નામ લેવાયાથી, તે અજામિલને મુક્તિ થઈ હતી. આ કથા શ્રીમદ્‌ભાગવતના ષષ્ઠસ્કન્ધમાં છે. ૪ ગજેન્દ્ર હાથીને ત્રિકૂટાચળના તળાવમાં ઝુંડે પકડયો અને બહુ દુઃખ દીધું, તે વખતે તેણે પ્રભુનાં નામનો જપ કરવાથી, પ્રભુએ ત્યાં પધારીને, તેને મુક્ત કર્યો હતો. આ કથા શ્રીમદ્‌ભાગવતના અષ્ટમસ્કન્ધમાં છે. ૫ પિંગલા નામની એક જનકપુરની વેશ્યા અરધી રાત સુધી શૃંગાર ધરીને બેસી રહી અને પોતાના નીચ ધંધાથી તેની તૃષ્ણા છીપી નહીં. તે સમયમાં દત્તાત્રેયનું દર્શન મળવાથી, વૈરાગ્ય ઉત્પન્ન થતાં, તે વેશ્યા ભગવન્નામ જપીને મુક્તિ પામી. આ કથા શ્રીમદ્‌ભાગવતના એકાદશસ્કન્ધમાં છે.

કલિયુગમાં રામ નામરૂપી કલ્પવૃક્ષ કલ્યાણોના નિવાસરૂપ છે, કે જેનું સ્મરણ કરવાથી તુલસીદાસજી, ભાંગમાંથી ( ગાંજામાંથી ) તુલસી થયેલ છે. ( અધમમાંથી ઉત્તમ થયેલ છે. ) ॥ ૩૨ ॥

चौ०—चहुँ युग तीन काल तिहुँ लोका । भये नाम जप जीव विशोका ॥
वेद पुराण संत मत एहू । सकल सुकृत फल राम सनेहू ॥ १ ॥
ध्यान प्रथम युग मख युग दूजे । द्वापर परितोषित प्रभु पूजे ॥
कलि केवल मलमूल मलीना । पापपयोनिधि जनमन मीना ॥ २ ॥
नाम कामतरु काल कराला । सुमिरत शमन सकल जगजाला ॥
रामनाम कलि अभिमत दाता । हित परलोक लोक पितुमाता ॥ ३ ॥
नहिं कलि कर्म न भक्तिविवेकू । रामनाम अवलंबन एकू ॥
कालनेमि कलि कपटनिधानू । नाम सुमति समरथ हनुमानू ॥ ४ ॥

ચારે યુગોમાં, ત્રણે કાલમાં અને ત્રણે લોકમાં, જીવો, નામનો જપ કરવાથી, શોકરહિત થયા છે. વેદ, પુરાણ અને સંત, એઓનો મત એ જ છે કે, રામચન્દ્રજીની પ્રીતિ થાય, એ સઘળાં પુણ્યોનું ફળ છે. ॥૧॥ સત્યયુગમાં ધ્યાનથી, ત્રેતાયુગમાં યજ્ઞથી, અને દ્વાપરયુગમાં પૂજનથી ભગવાન્ પ્રસન્ન થતા હતા, પણ કલિકાલ કે જે વિકરાળ છે, કેવળ પાપોનું જ મૂળ છે, મલિન છે અને જેથી લોકોનું મન પાપરૂપી સમુદ્રમાં માછલા જેવું થઈ રહ્યું છે, એવો છે, ॥ ૨ ॥ તેમાં તો નામરૂપ જ કલ્પવૃક્ષ છે, કે જે સ્મરણ કરતાં જ સઘળા જગતરૂપી જાળનું શમન કરી નાખે છે. રામ નામ માતપિતાની પેઠે કલિયુગમાં ઈષ્ટ વસ્તુ આપે છે અને આ લોકમાં તથા પરલોકમાં પણ હિત કરે છે. ॥૩॥ કલિયુગમાં કર્મ, ભક્તિ કે જ્ઞાન, એ કશું બની શકે એમ નથી, માટે એક રામ નામ જ આશ્રયરૂપ છે. કલિયુગ કપટના ભંડારરૂપ હોવાથી, કાલનેમિ નામનો રાક્ષસ છે અને રામ નામ, એ રાક્ષસને મારવામાં સમર્થ મહા બુદ્ધિમાન્ હનુમાનજી છે. ॥ ૪ ॥

दो०—रामनाम नरकेशरी, कनककशिपु कलिकाल ॥
जापक जन प्रह्लाद जिमि, पालहिं दल सुरसाल ॥ ३३ ॥

રામ નામરૂપી નૃસિંહ, દેવતાઓને પણ સાલનારા કલિકાલરૂપી હિરણ્યકશિપુને મારી, જાપક ( જપ કરનારા ) પ્રાણીરૂપી પ્રલ્હાદનું પાલન કરે છે. ॥ ૩૩ ॥

चौ०—भाव कुभाव अनख आलसहूं । नाम जपत मंगल दिशि दशहूं ॥
सुमिरि सो नामरामगुणगाथा । करों नाय रघुनाथहिं माथा ॥ १ ॥
मोर सुधारहिं सो सबभांती । जासु कृपा नहिं कृपा अघाती ॥
राम सुस्वामि कुसेवक मोसे । निज दिशि देख दयानिधि पोसे ॥ २ ॥
लोकहुँ वेद सुसाहब रीती । विनय सुनत पहिचानत प्रीती ॥
धनी गरीब ग्राम नर नागर । पंडित मूढ मलीन उजागर ॥ ३ ॥
सुकविकुकविनिजमतअनुसारी । नृपहि सराहत सब नरनारी ॥

साधु सुजान सुशील नृपाला । ईश अंश भव परम कृपाला ॥ ४ ॥
सुनि सन्मानहिंसबहिंसुबानी । भणित भक्ति मति गति पहिचानी ॥
यह माकृत महिपाल सुभाऊ । ज्ञानि शिरोमणि कोशलराऊ ॥ ५ ॥
रीझत राम सनेह निसोते । को जग मंद मलिन मति मोते ॥

ભાવથી, કુભાવથી, ઇર્ષ્યાથી કે આળસથી પણ, નામનો જપ કરવામાં આવે તો, તેથી, દશે દિશાઓમાં કલ્યાણ થાય છે. એટલા માટે સદ્ગુણોના શિરોમણિરૂપ રામ નામનું સ્મરણ કરી, રામચન્દ્રજીને માથું નમાવી, રામચન્દ્રજીના ગુણોની કથા કહું છું. ॥ ૧ ॥ એ રામચન્દ્રજી મારૂં સર્વ પ્રકારથી સુધારશે, કે જેની કૃપા, ભક્ત લોકોનું કલ્યાણ કરતાં તૃપ્ત જ થતી નથી. કૃપાના ભંડારરૂપ ઉત્તમ સ્વામી રામચન્દ્રજી, મારી તરફ નહીં, પણ પોતાની તરફ જોઈને, ( પોતાની યોગ્યતા સામું જોઈને, ) મારા જેવા કુસેવકને નભાવી લેશે. ॥ ૨ ॥ લોકમાં અને વેદમાં સારા માલેકોની એ જ રીતિ પ્રખ્યાત છે, કે તેઓ વિનય સાંભળીને પ્રીતિને પહિચાને છે. ધનવાન્, ગરીબ, ગ્રામ્ય નર, ચતુર નર, પંડિત, મૂઢ, મલિન, કાળજીવાળો, ॥ ૩ ॥ સુકવિ, કુકવિ કે ગમે તે પુરૂષ અથવા સ્ત્રી, એઓ સઘળાં પોતાની બુદ્ધિ પ્રમાણે રાજાની પ્રશંસા કરે છે, ત્યારે, જેનો જન્મ પ્રભુના અંશથી થયેલ હોય છે એવો રાજા, જો સજ્જન, સુજ્ઞ, સુશીલ તથા પરમ દયાળુ હોય તો, ॥ ૪ ॥ સર્વની વાણી સાંભળી, તેઓનાં ભાષણ, ભક્તિ, બુદ્ધિ તથા સ્થિતિ, એઓને પીછાનીને સર્વનું સન્માન કરે છે. પ્રાકૃત રાજાનો પણ આ પ્રમાણે સ્વભાવ હોય છે અર્થાત્ સાધારણ રાજા પણ સ્તુતિ કરનારની કદર કરે છે, ત્યારે સુજ્ઞ શિરોમણિ રઘુરાજ ( રામચન્દ્રજી ) સ્તુતિ કરનારની કદર કરે તેમાં શું કહેવું ? ॥ ૫ ॥ જગતમાં મારાથી અધિક, મંદ અને મલિન બુદ્ધિવાળો કોણ છે ? કોઈ નથી. ( પરંતુ ચિંતા નથી. ) કેમ કે રામ કેવળ નિર્મળ સ્નેહથી જ રીઝે છે.

दो०—शठ सेवककी प्रीति रुचि, रखिहहिं राम कृपालु ॥
उपल किये जलयान जिहि, सचिव सुमति कपि भालु ॥ ३४ ॥

જેમણે પથરાઓને પણ પાણીમાં તરતા કર્યા હતા અને વાનરાઓને તથા રીંછોને પણ બુદ્ધિમાન્ બનાવીને મંત્રીઓ કર્યા હતા, તે દયાળુ રામ, મારા જેવા શઠ સેવકની પ્રીતિ ઉપર પણ રુચિ રાખશે અથવા મારા જેવા શઠ સેવકની પણ પ્રીતિ તથા રુચિ રહે એવું કરશે. ॥ ૩૪ ॥

दो०—हौंहु कहावत सब कहत, राम सहत उपहास ॥
साहत सीतानाथसे, सेवक तुलसीदास ॥ ३५ ॥

હું પોતાને રામભક્ત કહેવરાવું છું, પણ સઘળાઓ કહે છે કે, “ જુઓ તો ખરા ! સીતાપતિ જેવા સ્વામી અને તુલસીદાસ જેવો સેવક, એવો સંયોગ બન્યો છે. ” પરંતુ લોકો તરફથી થતા એ ઉપહાસનું પણ રામચન્દ્રજી સહન કરે છે. ॥ ૩૫ ॥

चौ०—अति बड मोरि ढिठाई खोरी । सुनि अघ नरकहु नाक सिकोरी ॥
समुझि सहमि मोहिं अपडरअपने । सो सुधि राम कीन नहिं सपने ॥ १ ॥

मुनि अवलोक सुचित चखु चाही । भक्ति मोरि मति स्वामि सराही ॥
कहत नशाई होय अति नीकी । रीझत राम जानि जन जीकी ॥ २ ॥
रहत न प्रभु चित चूक कियेकी । करत सुरत सौवार हियेकी ॥
जेहि अघ वधेउ व्याध जिमिवाली । फिर सुकंठ सोइ कीन कुचाली ॥ ३ ॥
सोइ करतूत बिभीषण केरी । सपनेहुँ सो न राम हिय हेरी ।
ते भरतहिं भेटत सन्माने । राजसभा रघुराज बखाने ॥ ४ ॥

મારી ધૃષ્ટતા અને મારા દોષો, બહુ જ મોટા છે, કે જેઓને સાંભળીને નરક પણ પોતાનું નાક સંકોડે. (છીટ બતાવે.) હું આવી રીતની મારી કરણીને સમજી, પોતાથી જ પોતામાં ડર્યાં કરૂં છું, પણ રામચંદ્રજીએ સ્વપ્નમાં પણ મારી કરણી પર ધ્યાન આપ્યું નથી. ॥ ૧ ॥ સત્પુરૂષો પાસેથી સાંભળી ચિત્તમાં સારી પેઠે વિચાર કરી, વિચાર દૃષ્ટિથી જોઉં છું, ત્યાં જણાય છે કે, મારી ભક્તિ અને મારી મતિ, રામચન્દ્રજીને પસંદ આવી છે. ભાવના કહેવામાં ખરાબ હોય, પણ વસ્તુ તત્ત્વમાં સારી હોય તો રામચન્દ્રજી, મનની વાત જાણી લઇને તેથી રીઝે છે. ॥ ૨ ॥ ભક્તજને ચૂક કરી હોય, તેનું સ્મરણ પ્રભુના ચિત્તમાં રહેતું નથી, પણ ભક્તના હૃદયમાં જે (અનન્ય ભક્તિ) હોય, તેને પ્રભુ નિત્ય સો વાર યાદ કરે છે, જુઓ કે જેમ પારધી મારે, તેમ, જે પાપને લીધે (ભાઈની સ્ત્રીને ઘરમાં રાખવાના પાપને લીધે,) વાળીને માર્યો, તે જ પાપ પાછું સુગ્રીવે કર્યું ॥ ૩ ॥ અને તેવું જ પાપ વિભીષણે કર્યું, તોપણ રામચન્દ્રજીએ, સ્વપ્નમાં પણ તે વાત ઉપર ધ્યાન આપ્યું નહીં. ધ્યાન આપ્યું નહીં એટલું જ નહીં, પણ સુગ્રીવ તથા વિભીષણ જ્યારે ભરતજીને મળ્યા, ત્યારે, અને રાજસભામાં પણ રામચન્દ્રજીએ તેઓનાં સન્માનપૂર્વક વખાણ કર્યાં. ॥ ૪ ॥

दो०—प्रभु तरुवर कपि डारपर, ते किय आप समान ॥
तुलसी कहुँ न रामसे, साहब शीलनिधान ॥ ३६ ॥

રામચન્દ્રજી વૃક્ષની નીચે બીરાજ્યા હોય, તે સમયે પણ વાનરો વૃક્ષની ડાળીઓ ઉપર બેસતા હતા અર્થાત્ વાનરો, સ્વામી સેવકપણાનો કશો વિવેક નહીં રાખતા હતા; તોપણ રામચન્દ્રજીએ, તેઓને પોતાના પ્રાણ સમાન રાખ્યા હતા. રામચન્દ્રજીના જેવો ભલાઇના સ્થાનકરૂપ બીજો સ્વામી ક્યાંય મળે એમ નથી. ॥ ૩૬ ॥

दो०—राम निकाई रावरी, है सबहीको नीक ॥
जो यह सांची है सदा, तौ नीको तुलसीक ॥ ३७ ॥

હે રામચન્દ્રજી! આપની ભલાઈ, ઉંચ તથા નીચ, સઘળા લોકોને વાસ્તે સર્વોત્તમ તથા એકસરખી છે; એ વાત જો સાચી છે, તો પછી તુલસીદાસજીનું સઘળું સર્વદા બન્યું બનાવ્યું જ છે. ॥ ૩૭ ॥

दो०—यहिविधि निज गुण दोष कहि, सबहि बहुरि शिरनाय ॥
सुमिरि भवानी शंकरहि, कहि कवि कथा सुहाय ॥ ३८ ॥

આ પ્રમાણે પોતાના ગુણ દોષ કહી, વળી પણ સર્વને મસ્તક નમાવી અને પાર્વતી સહિત સદાશિવનું સ્મરણ કરીને, તુલસીદાસ કવિ સુંદર કથા કહે છે. ॥ ૩૮ ॥

चौ०—याज्ञवल्क्य जो कथा सुहाई । भरद्वाज मुनिवरहि सुनाई ॥
कहिहौं सोइ संवाद बखानी । सुनहु सकल सज्जन सुख मानी ॥ १ ॥
शंभु कीन यह चरित सुहावा । बहुरि कृपाकर उमहिं सुनावा ॥
सो शिव काकभुशुंडहि दीन्हा । रामभक्त अधिकारी चीन्हा ॥ २ ॥
तेहिसन याज्ञवल्क्य मुनिपावा । तिन पुनि भरद्वाज प्रति गावा ॥
ते श्रोता वक्ता सम शीला । समदर्शी जानहिं हरिलीला ॥ ३ ॥
जानहिं तीनकाल निजज्ञाना । करतलगत आमलक समाना ॥
औरो जे हरि भक्त सुजाना । कहहिं सुनहिं समजहिं विधिनाना ॥ ४ ॥

યાજ્ઞવલ્કય મુનિએ મુનિવર ભરદ્વાજને જે સુંદરકથા સંભળાવી હતી, તે કથારૂપી સંવાદ, જે સંવાદોની પરંપરાથી થયો હતો, તે સંવાદો, હવે કહી સંભળાવું છું. સર્વ સજ્જનો આનંદ રાખીને શ્રવણ કરો. ॥ ૧ ॥ આ સુંદર રામચરિત્ર, પ્રથમ મહાદેવજીએ રચ્યું હતું. એ ચરિત્ર મહાદેવજીએ કૃપા કરીને પાર્વતીજીને સંભળાવ્યું. અને કાકભુશુંડને પણ રામ ભક્ત તથા અધિકારી જાણીને આપ્યું. ॥ ૨ ॥ કાકભુશુંડની પાસેથી યાજ્ઞવલ્કય મુનિને મળ્યું અને યાજ્ઞવલ્કયે ભરદ્વાજને કહી સંભળાવ્યું. ઉપર કહેલા શ્રોતા વક્તાઓ, સમાન શીલવાળા હતા, સમ દૃષ્ટિવાળા હતા, પ્રભુની લીલાને જાણનારા હતા. ॥ ૩ ॥ અને ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાન, એ ત્રણે કાલની વસ્તુઓને પોતાની બુદ્ધિના બળથી હસ્તામલકની[1] પેઠે જાણતા હતા. બીજા પણ જે જે હરિભક્તો અનેક પ્રકારોથી કહે છે, સાંભળે છે અને સમજે છે, તેઓ પણ વિચક્ષણ જ હોય છે. ॥ ૩ ॥ ૪ ॥

दो०—मैं पुनि निज गुरुसन सुनि, कथा सुसूकर खेत ॥
समूझी नहिं तस बालपन, तब अति रहेउं अचेत ॥ ३९ ॥

મેં તો સૂકરક્ષેત્રમાં,[2] મારા ગુરુની પાસેથી, સુંદર કથા સાંભળી હતી, પણ તે સમયે હું બાલકપણાને લીધે બહુ જ અજ્ઞાન હતો, તેથી બરાબર સમજી શકતો ન હતો. ॥ ૩૯ ॥

दो०—श्रोता वक्ता ज्ञाननिधि. कथा रामकी गूढ ॥
किमि समझे यह जीवजड, कलिमल ग्रसित विमूढ ॥ ४० ॥

રામની કથા કે જે અત્યંત ગૂઢ છે, તેમાં શ્રોતા અને વક્તા, એ બન્ને, જ્ઞાનના ભંડારરૂપ જોઈએ. આ મૂર્ખ જીવ ( હું–તુલસીદાસ ) કે જે કલિયુગના મેલોથી ગ્રસ્ત છે અને વળી તૃષ્ણાઓમાં મોહ પામેલો છે, તે તો કેમ જ સમજી શકે ? ॥ ૪૦ ॥

चौ०—तदपि कही गुरु बारहिंबारा । समुझपरी कछु मति अनुसारा ॥
भाषाबंध करत मैं सोई । मोरे मन प्रबोध जेहि होई ॥ १ ॥
जस कछु बुधि विवेक बल मेरे । तस कहिहौं हिय हरिके प्रेरे ॥
निज संदेह मोह भ्रम हरणी । करों कथा भवसरिता तरणी ॥ २ ॥

---

૧ હાથમાં આંબળાં નામનું ફળ લઇએ, ત્યારે તેની સઘળી રેખાઓ સ્પષ્ટ દેખાય છે, તેમ જેના અવયવો સ્પષ્ટ જણાઇ રહે, તે હસ્તામલક જેવું થયું ગણાય.

૨ સૂકરક્ષેત્ર ( વારાહક્ષેત્ર, ) અયોધ્યાથી પશ્ચિમમાં ૭ કોસ દૂર છે.

बुध विश्राम सकल जन रंजन। रामकथा कलिकलुष विभंजन ॥
रामकथा कलि पन्नग भरणी। पुनि विवेक पावक कहं अरणी ॥ ३ ॥
रामकथा कलि कामद गाई। सुजन सजीवन मूरि सुहाई ॥
सोइ वसुधातल सुधा तरंगिनि। भव भंजन भ्रमभेक भुवंगिनि ॥ ४ ॥
असुर सेन सम नरक निकंदिनि। साधुविबुध कुल हित गिरिनंदिनि ॥
संत समाज पयोधि रमासी। विश्वभार धर अचल क्षमासी ॥ ५ ॥
यमगण मुँह मसिजग यमुनासी। जीवनमुक्ति हेतु जनु कासी ॥
रामहिं प्रिय पावन तुलसीसी। तुलसिदास हित हिय हुलसीसी ॥ ६ ॥
शिव प्रिय मेकल शैल सुतासी। सकल सिद्धि प्रद संपतराशी ॥
सद्गुण सुरगण अंबअदितिसी। रघुवर भक्ति प्रेम परिमितिसी ॥ ७ ॥

હું સમજી શકતો ન હતો, તોપણ ગુરુએ મને વારંવાર કથા કહી સંભળાવી, તેથી અને મારી બુદ્ધિપ્રમાણે, તેમાં કાંઈક સમજણ પડી હતી. મેં ગુરુની પાસેથી જે સાંભળ્યું છે, તેને હું ભાષાના પ્રબંધરૂપે ગોઠવું, કે, જેથી ગુરુનું કહ્યું નહીં ભૂલાતાં, મારા મનમાં બોધ રહ્યા કરે. ॥ ૧ ॥ મારામાં જેવું તેવું જે કાંઈ બુદ્ધિનું તથા વિવેકનું બળ છે, તે પ્રમાણે હું, હૃદયમાં હરિની પ્રેરણા થયાથી કહું છું. રામકથા કે જે આત્મસ્વરૂપના સંદેહને તથા તે વિષેના મોહરૂપી ભ્રમને હરનારી છે અને સંસારરૂપી મહા નદીમાં વહાણરૂપ છે, તેની પદ્યબદ્ધ રચના કરૂં છું. ॥ ૨ ॥ રામકથા, પંડિત લોકોને વિશ્રામ આપનારી છે, કલિયુગ સંબંધી દોષોને ભાંગી નાખનારી છે, કલિયુગરૂપી સર્પ ઉપર ગરુડના મંત્ર જેવી છે, વિવેકરૂપી અગ્નિને ઉત્પન્ન કરવામાં અરણીરૂપ છે, ॥ ૩ ॥ કલિયુગમાં કામધેનુરૂપ છે, સુજનોને, જીવનની મૂડીરૂપ છે, પૃથ્વીમાં અમૃતની નદીરૂપ છે, જન્મ-મરણને તોડી નાખનારી છે, ભ્રાંતિરૂપી દેડકાનું ભક્ષણ કરવામાં નાગણીરૂપ છે, ॥ ૪ ॥ નરકોરૂપ અસુરોની સેનાનો નાશ કરવામાં તથા સાધુઓરૂપી દેવતાઓના સમૂહનું હિત કરવામાં પાર્વતીરૂપ છે, સંતોના સમાજરૂપી સમુદ્રમાં લક્ષ્મી જેવી છે. (સત્યતાવાળી હોવાને લીધે) જગતના ભારનું ધારણ કરવામાં અવિચળ પૃથ્વી[1] જેવી છે, ॥ ૫ ॥ યમદૂતોનાં મોઢાંઓને કાળાં કરવામાં યમુના જેવી છે, જીવન્મુક્તિ આપવામાં કાશી હોય એવી છે, રામને પ્રિયપણામાં તુલસી જેવી છે, તથા તુલસીદાસજીનું હિત કરવામાં હુલસી નામની તેમની માતા જેવી છે, ॥ ૬ ॥ નર્મદાની પેઠે સદાશિવને પ્યારી છે, સંપત્તિઓની અભિવૃદ્ધિની પેઠે સર્વ મનોરથોની સિદ્ધિ આપનારી છે, સદ્‌ગુણોરૂપી દેવતાઓને જન્મ આપવામાં અદિતિ જેવી છે. અને રામની પ્રેમલક્ષણા ભક્તિની પરાકાષ્ઠા જેવી છે. ॥ ૭ ॥

दो०—रामकथा मंदाकिनी, चित्रकूट चित चारु ॥
तुलसी सुभग सनेह वन, सिय रघुवीर विहारु ॥ ४१ ॥

મારાં પવિત્ર ચિત્તરૂપી ચિત્રકૂટમાં રામ કથારૂપી મંદાકિની નદી છે, સુંદર સ્નેહરૂપી વન છે અને તેમાં સીતા તથા રામચન્દ્રજી વિહાર કરે છે. ॥ ૪૧ ॥

1 सत्येन धार्यते लोकः ।

ચિત્ર ૨



ગોસ્વામિ તુલસીદાસજી કથાપ્રસંગ

चौ०--रामचरित चिन्तामणि चारु । संत सुमिति हिय सुभग शृंगारु ॥
जगमंगल गुणग्राम रामके । दानि मुक्ति धन धर्म धामके ॥ १ ॥
सद्गुरु ज्ञान विराग योगके । विबुध वैद्य भव भीम रोगके ॥
जननि जनक सियराम प्रेमके । बीज सकल व्रत धर्म नेमके ॥ २ ॥
शमन पाप संताप शोकके । प्रियपालक परलोक लोकके ॥
सचिव सुमति भूपति विचारके । कुंभज लोक उदधि अपारके ॥ ३ ॥
काम क्रोध कलिमल करिगणके । केसरि शावक जनमन वनके ॥
अतिथि पूज्य प्रियतम पुरारिके । कामद घन दारिद दवारिके ॥ ४ ॥
मंत्र महामणि विषयव्यालके । मेटत कठिन कुअंक भालके ॥
हरण मोह तम दिनकर करसे । सेवक शालि पाल जलधरसे ॥ ५ ॥
अभिमत दानि देवतरुवरसे । सेवत सुलभ सुखद हरिहरसे ॥
सुकवि शरद नभ मन उडुगनसे । रामभक्त जन जीवन धनसे ॥ ६ ॥
सकल सुकृत फल भूरि भोगसे । जगहित निरुपधि साधु लोगसे ॥
सेवक मन मानस मरालसे । पावन गंग तरंगमालसे ॥ ७ ॥

રામનાં ચરિત્રરૂપ સુંદર ચિંતામણિઓ, સત્પુરુષોનો સુબુદ્ધિઓરૂપી સ્ત્રીઓનાં હૃદયો પર સુંદર શણગારરૂપ છે. રામના ગુણોના સમૂહો, જગતનું મંગલ કરનારા છે. મુક્તિ, ધન, ધર્મ તથા પરમ ધામ, એઓને આપનારા છે. ॥ ૧ ॥ જ્ઞાન, વૈરાગ્ય તથા યોગ, એઓનો ઉપદેશ દેવામાં સદ્ગુરુરૂપ છે. સંસારરૂપી ભયંકર રોગને ટાળવામાં અશ્વનીકુમારરૂપ છે. સીતારામની પ્રેમભક્તિના માતાપિતારૂપ છે. સઘળાં વ્રતો, ધર્મો તથા નિયમો, એઓના બીજરૂપ છે. ॥ ૨ ॥ પાપ, સંતાપ તથા શોક, એઓને શાંત કરનારા છે. આ લોકમાં તથા પરલોકમાં પ્રિય રક્ષણ કરનારા છે. વિચારરૂપી રાજાના બુદ્ધિમાન્ મંત્રીઓ છે. લોભરૂપી અપાર સમુદ્રને વાસ્તે અગસ્ત્ય[1] મુનિઓરૂપ છે. ॥ ૩ ॥ કામ, ક્રોધ તથા કલિયુગના દોષોરૂપી હાથીઓના સમૂહને મારવા વાસ્તે, ભક્તોનાં અંતઃકરણોરૂપી જંગલોમાં વસનારા સિંહનાં બચ્ચાંઓરૂપ છે. સદાશિવના પૂજ્ય તથા અતિ પ્રિય અતિથિઓરૂપ છે. દારિદ્રયરૂપી દાવાનલને ટાળવામાં યથેષ્ટ મેઘરૂપ છે. ॥ ૪ ॥ વિષયોરૂપી સર્પોને દૂર કરવામાં મંત્રોરૂપ તથા મહામણિઓરૂપ છે. વિધાતાએ લલાટમાં લખેલા ખરાબ તથા કઠણ ભાગ્યના અક્ષરોને ભુંસી નાખનારા છે. સેવકોરૂપી ડાંગરોનું પાલન કરવામાં મેઘ સમાન છે., ॥ ૫ ॥ વાંછિત ફળો દેવામાં કલ્પવૃક્ષો જેવા છે. સેવન કરનારાઓને સુલભપણામાં તથા સુખદાયીપણામાં વિષ્ણુ તથા સદાશિવ જેવા છે. સારા કવિના ચિત્તરૂપી શરદ્ ઋતુના આકાશમાં તારાગણ જેવા છે. રામભક્ત લોકોને જીવનની મૂડીરૂપ છે, ॥ ૬ ॥ સર્વ પુણ્યોનાં ફળોના ઘણા ભોગોરૂપ છે. જગતનું છલરહિત પ્રિય કરવામાં સાધુ લોક જેવા છે, સેવકનાં અંતઃકરણરૂપી માનસ સરોવરમાં હંસો જેવા છે અને પવિત્ર કરવામાં ગંગાજીના તરંગોના સમૂહો જેવા છે. ॥ ૭ ॥

---

૧ અગસ્ત્ય મુનિ સમુદ્રને પી ગયા હતા, એ કથા મહાભારતના વન પર્વમાં છે.

दो०—कुपथ कुतर्क कुचालि कलि, कपट दंभ पाखंड ॥
दहन राम गुणग्राम जिमि, इंधन अनल प्रचंड ॥ ४२ ॥

રામના ગુણોનો સમૂહ, કુમાર્ગ, કુતર્ક, કુચાલ, કલેશ, કપટ, દંભ તથા પાખંડ, એઓરૂપી કાષ્ઠોને બાળવામાં પ્રચંડ અગ્નિરૂપ છે. ॥ ૪૨ ॥

दो०—रामचरित राकेशकर, सरिस सुखद सबकाहु ॥
सज्जन कुमुद चकोर चित, हित विशेष बडलाहु ॥ ४३ ॥

રામરૂપી પૂર્ણ ચન્દ્રના ચરિત્રોરૂપી કિરણો, સર્વ કોઈને સમાન સુખ દેનારાં છે; પરંતુ સજ્જનોનાં ચિત્તોરૂપી કુમુદોને (રાત્રિવિકાસી કમળોને) તથા ચકોરોને મોટા લાભરૂપ છે તથા વિશેષ હિતકારી છે. ॥ ૪૩ ॥

चौ०—कीन्ह प्रश्न जेहिभांति भवानी । जेहि विधि शंकर कहा बखानी ॥
सो सब हेतु कहब मैं गाई । कथा प्रबन्ध विचित्र बनाई ॥ १ ॥
जिन यह कथा सुनी नहिं होई । जनि आश्चर्य करै सुनि सोई ॥
कथा अलौकिक सुनहिं जेज्ञानी । नहिं आश्चर्य करहिं अस जानी ॥ २ ॥
रामकथाकी मिति जग नाहीं । अस प्रतीति तिनके मनमाहीं ॥
नाना भांति राम अवतारा । रामायण शतकोटि अपारा ॥ ३ ॥
कल्पभेद हरिचरित सुहाये । भांति अनेक मुनीशन गाये ॥
करिय न संशय अस उर आनी । सुनिय कथा सादर रति मानी ॥ ४ ॥

જે હેતુઓથી, પાર્વતીજીએ સદાશિવને પૂછ્યું હતું અને જે હેતુઓથી સદાશિવે વર્ણનપૂર્વક ઉત્તર આપ્યો હતો, તે સઘળા હેતુઓના સંબંધમાં, જે વિચિત્ર કથા છે, તેને પ્રબંધરૂપે બનાવીને કહીશ. ॥ ૧ ॥ જેઓએ, આ કથા સાંભળી ન હોય, તેઓએ સાંભળીને આશ્ચર્ય નહીં માનવું. જે જ્ઞાનીઓ કથા સાંભળે છે, તેઓ "કથાઓમાં અલૌકિક વૃત્તાંતો પણ હોય છે," એમ જાણીને આશ્ચર્ય કરતા નથી. ॥ ૨ ॥ "જગતમાં રામની કથા આટલી જ છે," એવી મિતિ નથી એમ જ્ઞાની લોકોના મનમાં વિશ્વાસ હોય છે. રામના અવતારો અનેક થયા છે, રામાયણ પણ સો કરોડ શ્લોકનું છે અને અપાર છે. ॥ ૩ ॥ જૂદા જૂદા કલ્પોમાં[1] પ્રભુએ કરેલાં જૂદાં જૂદાં સુંદર કૃત્યોને મુનીશ્વરોએ અનેક પ્રકારોથી ગાયાં છે. આમ છે, એટલા માટે હૃદયમાં એ પ્રમાણે નિશ્ચય રાખી, કોઈ સ્થલમાં કોઈ ગ્રંથથી વિરુદ્ધ કથા સાંભળવામાં આવે, તોપણ સંશય કરવો યોગ્ય નથી અને આનંદરૂપ માની, પ્રેમથી કથા સાંભળવી યોગ્ય છે. ॥ ૪ ॥

दो०—राम अनन्त अनन्त गुण, अमित कथा विस्तार ॥
सुनि आश्चर्य न मानिहैं, जिनके विमल विचार ॥ ४४ ॥

રામ પોતે દેશકાલાદિકના પરિચ્છેદથી રહિત છે, રામના ગુણો અનંત છે અને તે ગુણોના વર્ણન સંબંધી કથાઓનો વિસ્તાર પણ અનંત છે, એટલા માટે નિર્મળ વિચારવાળા લોકોએ, સાંભળીને કશું આશ્ચર્ય માનવું નહીં. ॥ ૪૪ ॥

---

૧ સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ, એ ચાર યુગો મળીને, એક ચોકડી કહેવાય છે, એવી એકોતેર ચોકડીનું એક મન્વંતર કહેવાય છે અને એવાં ચૌદ મન્વંતર વીતી જાય ત્યારે બ્રહ્માનો એક દિવસ અથવા કલ્પ થયો કહેવાય છે.

चौ०—इहि विधि सब संशय कर दूरी । शिर धरि गुरु पदपंकज धूरी ॥
पुनि सबही बिनवों कर जोरी । करत कथा जेहि लाग न खोरी ॥ १ ॥
सादर शिवहि नाय अब माथा । वरणौं विशद रामगुण गाथा ॥
संवत सोरहसौ इकतीसा । करों कथा हरिपद धरि शीसा ॥ २ ॥
नौमी भौमवार मधुमासा । अवधपुरी यह चरित प्रकासा ॥
जेहि दिन रामजन्म श्रुति गावहिं । तीरथ सकल तहां चलि आवहिं ॥ ३ ॥
असुर नाग खग नर मुनि देवा । आय करहिं रघुनायक सेवा ॥
जन्म महोत्सव रचहिं सुजाना । करहिं राम कल कीरति गाना ॥ ४ ॥

આ પ્રમાણે, શ્રોતાઓના સર્વ સંશયોને દૂર કરી, તથા ગુરુના ચરણારવિંદની રજને માથાપર ધરી, ફરીવાર પણ હાથ જોડીને, સર્વને વિનવું છું કે, જેથી કથા કરતાં, કોઈ પ્રકારનો દોષ ન આવે. ॥ ૧ ॥ હવે પ્રેમપૂર્વક સદાશિવને માથું નમાવી, રામના નિર્મળ ગુણોની કથા વર્ણવું છું. અયોધ્યાપુરીમાં પ્રભુના ચરણારવિંદમાં માથું ધરી, સંવત્ ૧૬૩૧ સોળસો એકત્રીશના ચૈત્ર માસની ભૌમવાર યુક્ત નવમીને દિવસે, આ રામકથા બનાવવાનો આરંભ કર્યો છે, કે જે દિવસે રામચન્દ્રજીનો જન્મ થયાનું શ્રુતિઓ કહે છે, સઘળાં તીર્થો પોતપોતાનાં સ્થલોમાંથી ચાલીને, અયોધ્યામાં આવે છે, ॥ ૨ ॥ ૩ ॥ અસુરો, નાગો, પક્ષીઓ, મનુષ્યો, મુનિઓ તથા દેવતાઓ આવી આવીને રામચન્દ્રજીની સેવા કરે છે અને સુજ્ઞ લોકો જન્મમહોત્સવની રચના કરી, રામની સુંદર કીર્તિનાં ગાયનો કરે છે. ॥ ૪ ॥

दो०—मज्जहिं सज्जन वृंद बहु, पावन सरयूनीर ॥
जपहिं राम धरि ध्यान उर, सुन्दर श्याम शरीर ॥ ४५ ॥

રામનવમી કે જે, આ ગ્રંથના પ્રારંભનો દિવસ છે, તે દિવસે ઘણા ઘણા સજ્જનોનાં ટોળાંઓ, પવિત્ર સરયૂના જળમાં સ્નાન કરે છે અને હૃદયમાં શ્યામસુંદર શરીરવાળા રામચન્દ્રજીનું ધ્યાન ધરીને જપ કરે છે. ॥ ૪૫ ॥

चौ०—दरश परश मज्जन अरु पाना । हरै पाप कह वेद पुराना ॥
नदी पुनीत अमित महिमा अति । कह न सकहिं शारदा विमलमति ॥१॥
रामधामदा पुरी सुहावनि । लोक समस्त विदित जगपावनि ॥
चार खान जग जीव अपारा । अवध तजे तनु नहिं संसारा ॥ २ ॥
सब विधि पुरी मनोहर जानी । सकल सिद्धि प्रद मंगलखानी ॥
विमल कथा कर कीन अरंभा । सुनत नशायँ काम मद दंभा ॥ ३ ॥
रामचरित मानस यह नामा । सुनत श्रवण पाइय विश्रामा ॥
मनकरि विषय अनल बन जरई । होय सुखी जो इहिसर परई ॥ ४ ॥
रामचरित मानस मुनिभावन । विरचेउ शंभु सुहावन पावन ॥

त्रिविध दोष दुख दारिद दावन । कलि कुचाल कुलकलुष नशावन ॥ ५ ॥
रचि महेश निज मानस राखा । पाय सुसमय शिवासन भाखा ॥
ताते रामचरित मानसवर । धरेउ नाम हिय हेरि हरषहर ॥ ६ ॥
कहौं कथा सोइ सुखद सुहाई । सादर सुनहु सुजन मनलाई ॥

સરયૂ નદી, દર્શન, સ્પર્શ તથા પાન કરવાથી, પાપોને નષ્ટ કરે છે, એમ વેદ પુરાણો કહે છે, એ અતિ પવિત્ર નદીનો એવો તો અપાર મહિમા છે કે, નિર્મળ બુદ્ધિવાળાં સરસ્વતીથી પણ, સંપૂર્ણ કહી શકાતો નથી. ॥ ૧ ॥ અયોધ્યા નગરી, રામનું ધામ હેનારી છે, સુશોભિત છે, સર્વ લોકોમાં પ્રખ્યાત છે, જગતને પવિત્ર કરનારી છે, જેમાં જગતના ચારે ખાણના અપાર જીવોમાંથી, કોઈ પણ જીવ મરણ પામે, તેને સંસારનો ફેરો રહેતો નથી, એવી છે, ॥ ૨ ॥ સર્વ પ્રકારોથી મનોહર છે, સર્વ સિદ્ધિઓને આપનારી છે અને મંગળોની ખાણરૂપ છે, એમ જાણીને એ નગરીમાં આ નિર્મલ કથા બનાવવાનો આરંભ કર્યો છે, કે જે કથા સાંભળવાથી કામ, મદ અને દંભ, એઓ નષ્ટ થઈ જશે. ॥ ૩ ॥ આ કાવ્યનું નામ ‘ રામચરિત માનસ ’ છે આ માનસ સરનું, કાનથી શ્રવણ કરવાથી, પણ વિશ્રામ મળે એમ છે. વિષયોરૂપી દાવાગ્નિથી બળેલો મનરૂપી હાથી, જો આ સર (તળાવ)માં પડે, તો સુખી થાય. ॥ ૪ ॥ મહાદેવજીએ રચેલું જે ‘ રામચરિત માનસ ’ છે, તે પણ સુંદર છે, પવિત્ર છે, મન, વચન તથા કાયાથી થયેલાં પાપોને, દુઃખોને તથા દારિદ્રને નષ્ટ કરનાર છે અને કલિયુગની કુચાલોને તથા દોષોનાં કુલોને પણ નસાડી મૂકનાર છે. ॥ ૫ ॥ મહાદેવજીએ રચીને તે પ્રથમ પોતાના મનમાં રાખ્યું હતું અને પછી સારો સમય મળતાં, પાર્વતીજીને કહ્યું હતું. તેથી સદાશિવે જ હર્ષ ધરી, હૃદયમાં વિચારીને, તેનું ‘ રામચરિત માનસ ’ એ ઉત્તમ નામ રાખ્યું હતું. ॥ ૬ ॥ એ મહાદેવજીએ રચેલા રામચરિત માનસમાં, જે સુખદાયી અને સુંદર કથા છે, તે જ કથાને હું, આ મારા રામચરિત માનસમાં કહું છું, તે હે સજ્જનો ! પ્રેમપૂર્વક મન લગાવીને શ્રવણ કરો.

दो०—जस मानस जेहि विधि भयो, जगप्रचार जेहि हेतु ॥
अब सोइ कहौं प्रसंग सब, सुमिर उमा वृषकेतु ॥ ४६ ॥

આ મારા કાવ્યનું જે કારણથી ‘ રામચરિત માનસ ’ ( રામનાં ચરિત્રોરૂપી જળનું માનસ સરોવર, ) એ નામ રાખ્યું છે, અને જે કારણથી આ કાવ્યનો જગતમાં પ્રચાર થશે, તે કારણોનો પ્રસંગ, હવે હું શિવ પાર્વતીનું સ્મરણ કરીને કહું છું. ॥ ૪૬ ॥

चौ०—शंभु प्रसाद सुमति हिय हुलसी । रामचरित मानस कवि तुलसी ॥
करहुँ मनोहर मति अनुहारी । सुजन सुचित सुनि लेहु सुधारी ॥ १ ॥
सुमति भूमिथल हृदय अगाधू । वेद पुराण उदधि घन साधू ॥
वरषहिं राम सुयश वरवारी । मधुर मनोहर मंगलकारी ॥ २ ॥
लीला सगुण जो कहहिं बखानी । सोइ स्वच्छता करै मलहानी ॥
प्रेम भक्ति जो वरणि न जाई । सोइ मधुरता शीतलताई ॥ ३ ॥

सो जल सुकृत शालिहित होई । रामभक्त जन जीवन सोई ॥
मेधा महिगत सो जलपावन । समिटि श्रवण मग चलेउ सुहावन ॥ ४ ॥
भरेउ सुमानस सुथल थिराना । सुखद शीत रुचि चारु चिराना ॥

મહાદેવજીની કૃપાથી, કવિ તુલસીદાસના હૃદયમાં સુબુદ્ધિ ઉલ્લાસ પામી છે, કે 'હું પણ મારી મતિ પ્રમાણે રામચરિત માનસ બનાવું.' હે સુજનો! સારા ભાવથી શ્રવણ કરીને આમાં જે કાંઇ મારી ભૂલ રહી જાય, તેને સુધારી લેજો. ॥ ૧ ॥ સુબુદ્ધિરૂપ પૃથ્વી છે. મનરૂપી અત્યંત ઉંડું સ્થળ છે. વેદો તથા પુરાણોરૂપી સમુદ્રો છે. સાધુ જનોરૂપી વાદળાંઓ છે. એ વાદળાંઓ, મધુર, મનોહર તથા મંગલકારી રામના ઉત્તમ યશરૂપી શ્રેષ્ઠ જળની વૃષ્ટિ કરે છે. ॥ ૨ ॥ સગુણ લીલાનું જે વર્ણન કરવામાં આવે છે, તે જ એ જળની સ્વચ્છતા છે, કે જે મેલોની હાનિ કરે છે. વર્ણવી શકાય નહીં એવી જે પ્રેમલક્ષણા ભક્તિ છે, તે જ મધુરતા અને શીતલતા છે. ॥ ૩ ॥ એ યશરૂપી જળ પુણ્યાત્મા પુરુષોરૂપી ડાંગરોનું હિત કરે છે અને તે જ રામભક્ત લોકોને જીવાડનારૂં છે. સુબુદ્ધિરૂપી પૃથ્વીપર આવેલું એ પવિત્ર તથા સુંદર શીતલ જળ, સમેટાઇ, વારંવાર શ્રવણ કરવારૂપી રસ્તાથી ચાલી, ॥ ૪ ॥ મારા મનરૂપી ઉંડા ઉત્તમ સ્થલમાં ભરાયું, સ્થિર થયું અને કેટલાક કાલથી જૂનું થતાં સુખદાયી, રુચિકારક અને મનગમતી શીતલતાવાળું થયું, તેથી માનસ સરોવર જેવું થવાને લીધે તથા મનમાં રહેનારૂં હોવાને લીધે, તેને 'રામચરિત માનસ' કહેવામાં આવ્યું છે. (રામના યશરૂપી માનસ સરોવરના યોગને લીધે, આ કાવ્યને પણ તે જ નામ આપવામાં આવ્યું છે.)

दो०—सुठि सुंदर संवाद वर, विरचेउ बुद्धि विचारि ॥
तेइ यह पावन सुभग सर, घाट मनोहर चारि ॥ ४७ ॥

બુદ્ધિથી વિચાર કરીને, અત્યંત સુંદર તથા ઉત્તમ જે ચાર સંવાદ[1] ગોઠવવામાં આવ્યા છે, તેઓ જ આ કાવ્યરૂપી પવિત્ર તથા ઉત્તમ માનસ સરના ચાર મનોહર ઘાટ છે. ॥ ૪૭ ॥

चौ०—सप्त प्रबन्ध सुभग सोपाना । ज्ञान नयन निरखत मन माना ॥
रघुपतिमहिमा अगुण अबाधा । वरणब सोइ वर वारि अगाधा ॥ १ ॥
रामसीययश सलिल सुधासम । उपमा वीचि विलास मनोरम ॥
पुरइन सघन चारु चौपाई । युक्ति मंजु मणि सीप सुहाई ॥ २ ॥
छन्द सोरठा सुंदर दोहा । सोइ बहुरंग कमलकुल सोहा ॥
अर्थ अनूप सुभाव सुभासा । सोइ पराग मकरन्द सुवासा ॥ ३ ॥
सुकृत पुंज मंजुल अलि माला । ज्ञानविराग विचार मराला ॥
धुनि अवरेब कवित गुणजाती । मीन मनोहर ते बहुभांती ॥ ४ ॥

---

૧ શિવનો અને પાર્વતીનો સંવાદ. કાકભુશુંડીનો અને ગરુડનો સંવાદ. યાજ્ઞવલ્કયનો અને ભરદ્વાજનો સંવાદ તથા તુલસીદાસજીનો અને ભક્ત લોકોનો સંવાદ.

अर्थ धर्म कामादिक चारी । कहब ज्ञान विज्ञान विचारी ॥
नव रस जप तप योग विरागा । ते सब जलचर चारु तडागा ॥ ५ ॥
सुकृती साधु नाम गुणजाना । ते विचित्र जल विहँग समाना ॥
संतसभा चहुदिशि अँबराई । श्रद्धाऋतु वसंत सम गाई ॥ ६ ॥
भक्तिनिरूपणविविधविधाना । क्षमा दया द्रुम लता विताना ॥
संयम नियम फूल फल ज्ञाना । हरिपद रति रस वेद बखाना ॥ ७ ॥
औरौ कथा अनेक प्रसंगा । ते शुक पिक बहुवरण विहंगा ॥

કાંઠારૂપી સુન્દર સાત પગથીઆં છે, કે જેઓ, જ્ઞાનરૂપી નેત્રોથી જોતાં, મનને પ્રસન્ન કરે એવાં છે. રામચન્દ્રજીનો તથા સીતાજીનો, પ્રાકૃત ગુણોથી રહિત તથા નિર્બાધ જે યશ વર્ણવ્યો છે, તે અગાધ તથા ઉત્તમ જળ છે. ॥ ૧ ॥ રામચન્દ્રજીના તથા સીતાજીના યશરૂપી અમૃત સમાન જળમાં અનેક પ્રકારના ઉપમાલંકારોરૂપી મનોહર તરંગોનો વિલાસ છે. સુન્દર ચોપાઈઓ, ઘાટી પોયણીઓ છે. કલ્પનાઓરૂપી છીપો છે અને કલ્પનાઓથી ઉઠેલી યુક્તિઓરૂપી મોતી છે. ॥ ૨ ॥ સુન્દર છંદ, સોરઠા અને દોહા, એઓરૂપી રંગરંગનાં કમળોના[૧] સમૂહો શોભી રહ્યા છે, કે જેઓમાં અનુપમ અર્થરૂપી પરાગ છે, સારા અભિપ્રાયોરૂપી મકરંદ છે અને સારી ભાષારૂપી સુવાસ છે. ॥ ૩ ॥ પુણ્યાત્મા લોકોના સમૂહોરૂપી સુન્દર ભ્રમરોની પંક્તિઓ છે. જ્ઞાનના તથા વૈરાગ્યના વિચારોરૂપી હંસો છે. ધ્વનિ, કવિતાઓ, ગુણીભૂત વ્યંગવાળી કવિતાઓ, કવિતાના ગુણો અને કવિતાની જાતિઓ, એઓરૂપી ભાતભાતના મનોહર મત્સ્યો છે. ॥ ૪ ॥ ધર્મ, અર્થ, કામ, મોક્ષ, જ્ઞાન, વિજ્ઞાનના અનુભવો, નવ રસો[૨] જપ, તપ, યોગ અને વૈરાગ્ય, એઓરૂપી સુન્દર જલચરો છે. ॥ ૫ ॥ રામ નામનું અને રામના ગુણોનું ગાન કરનારા પુણ્યવાન્ સાધુઓરૂપી અનેક જાતનાં જલચર પક્ષીઓ છે. સંત લોકોની સભારૂપી ચોતરફ આંબાઓની ઘટા છે. શ્રદ્ધારૂપી વસંત ઋતુ છે. ॥ ૬ ॥ ભક્તિનાં નિરૂપણો, વિવિધ કર્મોનાં નિરૂપણો, ક્ષમા અને દયા, એઓરૂપી વૃક્ષો તથા લતાઓના ઘેરાઓ છે. યમો તથા નિયમોરૂપી પુષ્પો છે. જ્ઞાનરૂપી ફલ છે. વેદે વખાણેલી પ્રભુના ચરણમાં પ્રેમલક્ષણા ભક્તિરૂપી રસ છે. ॥ ૭ ॥ બીજી અનેક પ્રાસંગિક કથાઓરૂપી પોપટ તથા કોયલ વગેરે રંગરંગનાં સ્થલચર પક્ષીઓ છે.

दो०—पुलक वाटिका बाग वन, सुख सुविहंग विहारु ॥
माली सुमन सनेह जल, सींचत लोचन चारु ॥ ४८ ॥

શ્રવણ કરતાં શરીરોમાં જે રોમાંચો થાય, તેઓરૂપી વાડી, બાગ અને વનો છે, કે

---

૧ તળાવમાં કમળો થોડાં હોય છે અને પોયણીઓ ઝાઝી હોય છે, તેથી છંદ વગેરેને કમળોનું અને ચોપાઈઓને પોયણીઓનું રૂપક આપ્યું છે. ૨ જનકપુરમાં શૃંગારનું, શૂર્પણખાની વાતમાં હાસ્ય રસનું, લક્ષ્મણજીને રાવણના સાંગ વાગવાના સમયમાં કરુણાનું, ખરના વધમાં રૌદ્રનું, કાકભુશુંડીના ઇતિહાસમાં અદ્ભુતનું, રણસંબન્ધી માંસાદિકના વર્ણનમાં બીભત્સનું, નાગપાશના બન્ધનમાં ભયાનકનું, રણમાં વીરનું અને ઋષિઓના સમાગમમાં શાંતનું આબેહુબ ચિત્ર આપ્યું છે.

જેઓમાં આનંદરૂપી પક્ષી વિહાર કરે છે, સારા મનરૂપી માળી, નેત્રોરૂપી સુન્દર ઘડાઓ-વડે સ્નેહમય ( આનંદાશ્રુરૂપ ) જળથી, એ વાડી વગેરેમાં સિંચન કરે છે. ॥ ૪૮ ॥

चौ०–जो गावहिं यह चरित सँभारे । ते यहि ताल चतुर रखवारे ॥
सदा सुनहिं सादर नर नारी । तेइ सरवर मानस अधिकारी ॥ १ ॥
अतिखल जे विषयी बक कागा । इहिसर निकट न जायँ अभागा ॥
शंबुक भेक शंवाल समाना । इहाँ न विषय कथा रस नाना ॥ २ ॥
तेहि कारण आवत हिय हारे । कामी काक बलाक विचारे ॥
आवत इहिसर अतिकठिनाई । रामकृपा बिनु आइ न जाई ॥ ३ ॥
कठिन कुसंग कुपंथ कराला । तिनके वचन व्याघ्र हरि व्याला ॥
गृह कारज नाना जंजाला । तेइ अति दुर्गम शैल विशाला ॥ ४ ॥
वन बहु विषय मोह मद माना । नदी कुतर्क भयंकर नाना ॥

રામચરિત્રને જેઓ સંભાળે અને ગાય, તેઓ, આ માનસ સરોવરના ચતુર રક્ષકો છે. જે પુરુષો કે સ્ત્રીઓ, સર્વદા આદરથી શ્રવણ કરે, તેઓ, આ માનસ સરોવરના અધિકારી ઉત્તમ દેવતાઓ છે. ॥ ૧ ॥ અત્યંત ખળતાવાળા તથા વિષયોમાં લંપટ રહેનારા લોકોરૂપી બગલા અને કાગડાઓ, આ સરોવરના સમીપમાં પણ જવાના નથી. અનેક પ્રકારની વિષયોની કથાના રસો કે જેઓ, શંખલાં, દેડકાં તથા શેવાળ સમાન છે, તેઓ, આ માનસ સરોવરમાં છે જ નહીં. ॥ ૨ ॥ બીચારા કામી લોકોરૂપી કાગડાઓ તથા બગલાઓ, ઉપર કહેલું શંખલાં તથા દેડકાં વગેરે પોતાનું ભક્ષ્ય નહીં હોવાથી, હૃદયમાં હારી જઈને, આ સરોવરમાં આવનારા જ નથી, આ સરોવરના સમીપમાં આવવું પણ બહુ કઠણ છે. રામની કૃપા વિના આવી શકાય એમ નથી. ॥ ૩ ॥ કારણ કે, વચમાં નીચ લોકોના સંગરૂપી કઠણ તથા વિકરાલ માર્ગ આડો છે. નીચ લોકોનાં વચનોરૂપી સિંહ, દીપડા તથા સર્પ, મોટી અડચણ કરનારા છે, ઘરનાં કામો તથા અનેક જંજાલોરૂપી મોટા મોટા મહા વિષમ પહાડો છે, ॥ ૪ ॥ ઘણા ઘણા વિષયો, મોહ, મદ તથા માનરૂપી ભયંકર જંગલો છે અને અનેક પ્રકારના કુતર્કોરૂપી ભયંકર નદીઓ છે.

दो०-जे श्रद्धा शंबल रहित, नहिं संतनकर साथ ॥
तिनकहँ मानस अगम अति, जिनहिं न प्रिय रघुनाथ ॥ ४९ ॥

જેઓ શ્રદ્ધારૂપી ટીમણને સાથે રાખે નહીં, સંત પુરુષોનો સાથ લે નહીં અને રામ ઉપર પ્યાર રાખે નહીં, તેઓને, આ માનસ સરોવર અત્યંત અગમ્ય છે. ॥ ૪૯ ॥

चौ०–जो करि कष्ट जाय पुनि कोई । जातहि नींद जुड़ाई होई ॥
जड़ता जाड विषम उर लागा । गयउ न मज्जन पाव अभागा ॥ १ ॥
करि न जाय सर मज्जन पाना । फिरि आवैं समेत अभिमाना ॥
जो बहोरि कोउ पूछन आवा । सर निंदा कर ताहि सुनावा ॥ २ ॥
सकल विघ्न नहिं व्यापहिं तेही । राम कृपाकरि चितवहिं जेही ॥

सोइ सादर सर मज्जन करहीं । महाघोर त्रयताप न जरहीं ॥ ३ ॥
ते नर यह सर तजहिं न काऊ । जिनके रामचरण भल भाऊ ॥
जो नहाय चह इहि सर भाई । सो सत्संग करो मन लाई ॥ ४ ॥
अस मानस मानस चखचाही । भइ कवि बुद्धि विमल अवगाही ॥
भयो हृदय आनंद उछाहू । उमगेउ प्रेम प्रमोद प्रवाहू ॥ ५ ॥
चली शुभग कविता सरितासों । रामविमल यश जल भरितासों ॥
सरयू नाम सुमंगल मूला । लोक वेद मत मंजुल कूला ॥ ६ ॥
नदी पुनीत सुमानस नंदिनि । कलिमल तटतरु मूल निकंदिनि ॥

જો કોઈ લોકો સંકટો વેઠીને જાય, તોપણ જતાં વેંત જ તેઓને નિદ્રારૂપી થરથી ઘેરી લે છે અને જડતારૂપી વિષમ ટાઢ, છાતીમાં લાગે છે, કે જેથી, એ સરોવરના સમીપમાં ગયા છતાં પણ, અભાગીઆઓથી નાહી શકાતું નથી. ॥ ૧ ॥ એ સરોવરમાં સ્નાન કર્યા વગર જ પાછા ફરીને આવ્યા હોય, તોપણ અભિમાનને સાથે લઈ આવેલા હોય છે, તેથી, કોઈ પૂછવા આવે તો, તેને એ સરોવરની નિંદા કહી સંભળાવે છે કે, એ સરોવરમાં કાંઈ સાર નથી. ॥ ૨ ॥ જેઓ દયાના ભંડારરૂપ રામનું ચિંતન કરે છે, તેઓને, કશું વિઘ્ન આડે આવતું નથી અને તેઓ જ, પ્રેમપૂર્વક એ સરોવરમાં નહાય છે અને નહાવાના પ્રભાવને લીધે, મહા ઘોર ત્રિવિધ[1] તાપોથી દગ્ધ થતા નથી. ॥ ૩ ॥ જેઓને, રામનાં ચરણોમાં ભલો ભાવ હોય, તેઓ, કદી પણ આ સરોવરનો ત્યાગ કરતા નથી. હે ભાઈઓ ! જો એ સરોવરમાં નહાવાની ઈચ્છા હોય, તો, મન લગાવીને સત્સંગ કરો. ॥ ૪ ॥ અથવા મહાદેવજીએ રચેલાં ઉપર કહેલાં વિશેષણોવાળાં રામચરિત માનસને નજરે જોઈ, મારી બુદ્ધિ તેમાં સ્નાન કરીને નિર્મલ થઈ, મનમાં આનંદ તથા ઉત્સાહ ઉત્પન્ન થયો અને પ્રેમનો તથા પ્રમોદનો પ્રવાહ વૃદ્ધિ પામ્યો, ॥ ૫ ॥ તેથી એ રામચરિત માનસમાંથી, આ કવિતારૂપી સુન્દર સરયૂ[2] નદી ચાલી છે, કે જે રામના નિર્મલ યશરૂપી જળથી ભરપૂર છે, સઘળાં મંગલોનું મૂલ છે અને લોકના તથા વેદના મતરૂપી એ અતિ ઉત્તમ કિનારાઓવાળી છે. ॥ ૬ ॥ માનસ સરોવરની પુત્રી અર્થાત્ સદાશિવે રચેલા રામચરિત માનસમાંથી નીકળેલી આ કાવ્યરૂપી પવિત્ર નદી, કલિયુગનાં પાપોરૂપી વૃક્ષોનાં અને તૃણોનાં મૂળોને ઉખેડી નાખનારી છે. ॥

दो०—श्रोता त्रिविध समाजपुर, ग्राम नगर दुहु कूल ॥
संत सभा अनुपम अवध, सकल सुमंगल मूल ॥ ५० ॥

મુક્ત, મુમુક્ષુ અને વિષયી, એ ત્રણે પ્રકારના શ્રોતાઓ, આ સરયૂ નદીના બન્ને કિનારાઓપર, નગરોરૂપ, પુરોરૂપ અને ગ્રામોરૂપ છે.. સર્વોત્તમ સત્પુરુષોની સભા, આ સરયૂના કિનારાપર સઘળાં મંગળોની મૂળભૂત અયોધ્યા નગરી છે. ॥ ૫૦ ॥

---

૧ કામ, ક્રોધાદિક, અધ્યાત્મ તાપ કહેવાય છે. જ્વરાદિક, આધિભૌતિક તાપ કહેવાય છે અને સર્પાદિ તથા અતિવૃષ્ટિ આદિ, આધિદૈવિક તાપ કહેવાય છે. ૨ સરયૂ નદી પણ માનસ સરોવરમાંથી નીકળેલી છે, એ વાત પુરાણાદિકમાં પ્રસિદ્ધ છે.

चौं०—रामभक्ति सुरसरि तेहि जाई । मिली सुकीरति सरयु सुहाई ॥
सानुज राम समरयश पावन । मिलेउ महानद शोण सुहावन ॥ १ ॥
युगबिच भक्ति देवधुनि धारा । सोहति सहित सुविरति विचारा ॥
त्रिविधताप त्रासक त्रिमुहानी । रामस्वरूप सिंधु समुहानी ॥ २ ॥
मानस मूल मिली सुरसरिही । सुनत सुजन मन पावन करही ॥
विच विच कथा विचित्र विभागा । जनु सरि तीर तीर वन बागा ॥ ३ ॥
उमा महेश विवाह बराती । ते जलचर अगणित बहु भाँती ॥
रघुवर जन्म अनंद बधाई । भँवर तरंग मनोहरताई ॥ ४ ॥

રામના યશરૂપી જળવાળી આ કાવ્યરૂપી સુન્દર સરયૂ, રામભક્તિરૂપ ગંગાજીમાં[1] મળી છે અને લક્ષ્મણજી સહિત રામના યુદ્ધસંબંધી પવિત્ર યશરૂપી સુન્દર શોણભદ્ર નદ પણ એ જ ગંગાજીમાં મળ્યો છે. ॥ ૧ ॥ બન્નેના મધ્યમાં રામભક્તિરૂપી ગંગાજીની ધારા વૈરાગ્યની તથા જ્ઞાનની સાથે શોભી રહી છે. ત્રણે પ્રકારના તાપોનો ત્રાસ આપનારો એ ત્રણે નદીઓનાં ત્રણ મુખોના ઐક્યવાળો સમુદાય, રામના સ્વરૂપરૂપી સમુદ્રમાં સમાય છે. ॥ ૨ ॥ રામચરિત માનસરૂપી માનસ સરોવરમાંથી ચાલેલી અને અંતે રામભક્તિરૂપ ગંગાજીમાં મળતી આ મારી કવિતારૂપ સરયૂ, શ્રવણ કરવામાં આવતાં જ, સુજનોનાં અંતઃકરણોને પવિત્ર કરનારી છે. વચમાં વચમાં જે વિચિત્ર કથા વિભાગો છે, તે આ સરયૂના કિનારાપરના બાગો તથા વનો છે. ॥ ૩ ॥ આ સરયૂમાં ઉમા-મહેશ્વરના વિવાહની જાન, એ અનેક પ્રકારનાં અગણિત જલજંતુઓ છે, રામચંદ્રજીના જન્મની આનંદ વધાઈ, એ આ સરયૂમાં મનોહર ચકરીઓ તથા તરંગો છે. ॥ ૪ ॥

दो०—बालचरित चहुं बंधुके, वनज विपुल बहुरंग ॥
नृपरानी परिजन सुकृत, मधुकर वारि विहँग ॥ ५१ ॥

ચારે ભાઈઓનાં બાલચરિત્રો, એ ઘણા ઘણા રંગરંગનાં કમળો છે. પુણ્યવાન્ રાજા, રાણી અને તેઓનાં પરિજનો, એ, ભ્રમરો તથા જલપક્ષીઓ છે. ॥ ૫૧ ॥

चौं०—सीय स्वयम्बर कथा सुहाई । सरित सुहावनि सो छविछाई ॥
नदी नाव बटु प्रश्न अनेका । केवट कुशल उत्तर सविवेका ॥ १ ॥
सुनि अनुकथन परस्पर होई । पथिकसमाज सोहसरि सोई ॥
घोरधार भृगुनाथ रिसानी । घाट सुबंध राम बरवानी ॥ २ ॥
सानुज राम विवाह उछाहू । सो शुभ उमंग सुखद सब काहू ॥
कहत सुनत हरषहिं पुलकाहीं । ते सुकृती जन मुदित नहाहीं ॥ ३ ॥

---

૧ કેટલાએક ટીકાકારો કહે છે કે, 'સરયૂ પ્રાચીન છે અને ગંગા અર્વાચીન છે, તેથી ગંગા સરયૂમાં મળેલ છે, પણ સરયૂ ગંગામાં મળેલ નથી,' પણ આ વાત પ્રત્યક્ષ વિરુદ્ધ હોવાથી સ્વીકાર કરવા યોગ્ય નથી.

रामतिलक हित मंगलसाजा । पर्व योग जनु जुरेउ समाजा ॥
काई कुमति कैकयी केरी । परी जासु फल बिपति घनेरी ॥ ४ ॥

સીતાજીના સ્વયંવરની સુન્દર કથા, એ આ સરયૂની છાઈ રહેલી ઉત્તમ શોભા છે. શ્રદ્ધાવાન્ શિષ્યોના અનેક પ્રશ્નો, એ વહાણો છે અને વિવેકથી તથા ચાતુરીથી ભરેલા ગુરુજનના ઉત્તરો, એ વહાણ ચલાવનારા ખલાસીઓ છે. ॥ ૧ ॥ સાંભળ્યા પછી પરસ્પરમાં જે અનુવાદો કરવામાં આવે, તે આ સરયૂના કિનારાપર ઉતરેલા પ્રવાસી લોકો છે. પરશુરામનો ક્રોધ, એ આ નદીનો ઘોર પ્રવાહ છે. રામચંદ્રજીની ઉત્તમ વાણી, એ મજબૂત ઘાટ છે. ॥ ૨ ॥ ભાઈઓ સહિત રામચંદ્રજીના વિવાહનો ઉત્સવ, એ આ નદીનો સર્વને સુખ દેનારો વેગ છે. કહેતાં અને સાંભળતાં હર્ષથી રોમાંચિત થઈ જવું, એ આ નદીમાં પુણ્યાત્મા લોકોનું હર્ષપૂર્વક નહાવું છે. ॥ ૩ ॥ રામચંદ્રજીના યૌવરાજ્યાભિષેકના પ્રસંગમાં એકઠો થયેલો માંગલિક સાજ, એ આ નદીમાં પર્વણીના યોગથી મળેલો જનસમાજ છે. કૈકેયીની દુષ્ટ બુદ્ધિ, એ આ નદીનો કીચડ છે, રામચન્દ્રજીને ઘણી વિપત્તિ પડી, એ કૈકેયીની દુષ્ટ બુદ્ધિરૂપી કીચડનું ફળ છે. ॥ ૪ ॥

दो०—शमन अमित उत्पात सब, भरत चरित जप याग ॥
कलि अघ खल अवगुण कथन, ते जलमल बक काग ॥ ५२ ॥

ભરતજીનું જે ચરિત્ર છે, તે સઘળા અપરિમિત ઉત્પાતોને શાંત કરનારા તટ ઉપરના જપ તથા યાગ છે. કલિયુગના સ્વરૂપનું, કલિયુગના દોષોનું તથા ખળ લોકોના દુર્ગુણોનું કથન, એ આ નદીમાં શેવાળ, બગલા તથા કાગડા છે. ॥ ૫૨ ॥

चौ०—कीरतिसरित छहों ऋतु रूरि । समय सुहावन पावन भूरि ॥
हिम हिमशैल सुता शिव व्याहू । शिशिर सुखद प्रभु जन्म उछाहू ॥ १ ॥
वर्णन राम विवाह समाजू । सो मुदमंगलमय ऋतुराजू ॥
ग्रीषम दुसह राम वनगवनू । पंथकथा खर आतप पवनू ॥ २ ॥
वर्षा घोर निशाचर रारी । सुर कुल शालि सुमंगलकारी ॥
राम राज सुख विनय बडाई । विशद सुखद सोई शरद सुहाई ॥ ३ ॥
सती शिरोमणि सिय गुणगाथा । सोइ गुण अमल अनूपम पाथा ॥
भरत स्वभाव सुशीतलताई । सदा एकरस बरणि न जाई ॥ ४ ॥

રામચન્દ્રજીની કીર્તિરૂપ નદી, છએ ઋતુઓથી શોભિત છે, પ્રત્યેક સમયે સોહામણી છે અને બહુ જ પવિત્રતા આપનારી છે. (શિવ પાર્વતીનો વિવાહ, મેનાને તથા નગરવાસી લોકોને થોડી વાર જડતા આપનારો હોવાથી, હેમંત ઋતુરૂપ છે. રામચંદ્રજીનો સુખદાયી જન્મોત્સવ, ફાલ્ગુન માસની પેઠે અગરચન્દન, કેસર વગેરેનો કીચ મચાવનાર હોવાથી, શિશિર ઋતુરૂપ છે. ॥ ૧ ॥ રામચન્દ્રજીના વિવાહનો સમાજ, અનેક સંબંધીઓરૂપી પુષ્પોને પ્રફુલ્લિત કરનાર હોવાથી, આનંદમંગલમય વસંત ઋતુરૂપ છે. રામચન્દ્રજીનો વનવાસ સર્વને તાપકારક હોવાથી અને તડકાથી તથા તીવ્ર પવનથી

ભરેલી માર્ગની કથાવાળો હોવાથી, દુસ્સહ ગ્રીષ્મ ઋતુરૂપ છે. ॥ ૨ ॥ ભયંકર રાક્ષસોની ચઢાઇ, રાક્ષસોની ગર્જનાથી, શસ્ત્રોરૂપી વીજળીઓના ચમકારાથી, તથા રુધિરની નદીઓનાં પૂરો વગેરેથી સંયુક્ત હોવાને લીધે અને દેવતાઓરૂપી ડાંગરના છોડાનું શુભ કરનારી હોવાથી, વર્ષા ઋતુરૂપ છે અને રામનું રાજ્ય સુખ, વિનય તથા મોટાઈ, એઓ લોકોનાં મનરૂપી જળને સ્વચ્છ કરનાર તથા સર્વને સુખ આપનાર હોવાથી, સુંદર શરદ્ ઋતુરૂપ છે. ) ॥ ૩ ॥ સતી સ્ત્રીઓમાં શિરોમણિતુલ્ય સીતાજીના ગુણોની કથા, એ આ નદીની નિર્મળતા અને અનુપમ ગુણ છે. ભરતજીનો સર્વદા એકરસ રહેનારો ભલો સ્વભાવ, એ આ નદીની ઉત્તમ શીતલતા છે, કે જેનું વર્ણન બની શકતું નથી. ॥ ૪ ॥

**दो०—अवलोकनि बोलनि मिलनि, प्रीति परस्पर हास ॥**
**भायप भलि चहुँ बंधुकी, जलमाधुरी सुवास ॥ ५३ ॥**

ચારે ભાઈઓનું પરસ્પર બોલવું, જોવું, મળવું, પ્રેમ, હસવું અને સર્વોત્તમ સંપ, એ આ નદીના જળની મધુરતા અને સુગંધ છે. ॥ ૫૩ ॥

चौ०—आरति विनय दीनता मोरी । लघुता ललित सुवारि न खोरी ॥
अद्भुत सलिल सुनत गुणकारी । आस पियास मनोमल हारी ॥ १ ॥
राम सुप्रेमहिं पोषत पानी । हरत सकल कलिकलुष गलानी ॥
भव श्रम शोषक तोषक तोषा । शमन दुरित दुख दारिद दोषा ॥ २ ॥
काम क्रोध मद मोह नशावन । विमल विवेक विराग बढावन ॥
सादर मज्जन पान कियेते । मिटहिं पाप परिताप हियेते ॥ ३ ॥
जिन यह वारि न मानस धोये । तिन कायर कलिकाल विगोये ॥
तृषित निरखि रविकर भववारी । फिरहिं मृगा जिमि जीव दुखारी ॥ ४ ॥

મારી આર્ત્તિ, વિનય અને દીનતા, એઓ આ નદીના સુંદર જળની હલકાઈ છે. જળમાં હલકાઇ, એ દોષ નથી, પણ મોટો ગુણ છે. આ મારી કવિતારૂપી સરયૂ નદીનું રામના યશરૂપી જળ, એવું તો અદ્દ્ભુત છે કે, સાંભળતાં જ ગુણકારી થાય છે અને આશારૂપી તરશને તથા મનના મત્સર આદિ મેલોને નષ્ટ કરે છે. ॥ ૧ ॥ સરયૂનું પાણી રામ ઉપરના પ્રેમરૂપી અંકુરને પુષ્ટ કરે છે, કલિયુગના દોષોરૂપી સઘળી ગ્લાનિનું હરણ કરે છે, સંસારરૂપી શ્રમનું શોષણ કરે છે, સંતોષને પણ પરિપૂર્ણ કરે છે, પાપ, દુઃખ તથા દારિદ્રયરૂપી દોષોનું શમન કરે છે. ॥ ૨ ॥ કામ, ક્રોધ, મદ તથા મોહ, એઓને નસાડી મેલે છે અને નિર્મલ વિવેકને તથા વૈરાગ્યને વધારે છે. આમાં આદરપૂર્વક સ્નાન તથા પાન કરવામાં આવે તો હૃદયમાંથી પાપો અને પરિતાપો ટળી જાય છે. ॥ ૩ ॥ જેઓ આ રામચરિત્રરૂપી સરયૂના જળમાં મનને ધોતા નથી, તે કાયરોને કલિકાલ પોતાના ગુલામ કરી રાખે છે અને જેમ તરસ્યાં હરિણો, ઝાંઝવાનાં પાણીને જોઈ, તેની લાલચથી દુઃખીઆં થઇને ભટકયા કરે છે, તેમ તેઓ સંસારરૂપી ઝાંઝવાનાં પાણીને જોઈ, તેની તૃષ્ણાથી દુઃખીઆ થઇને ભટકયા કરે છે. ॥ ૪ ॥

**दो०—मति अनुहारि सुवारि गुण, गण गुनि मन अन्हवाय ॥**
**सुमिरि भवानी शंकरहिं, कह कवि कथा सुहाय ॥ ५४ ॥**

બુદ્ધિ પ્રમાણે રામચરિત્રરૂપી જળના ગુણોના સમૂહનો વિચાર કરી, તે ગુણોમાં મનને નવરાવી અને ભવાનીશંકરનું સ્મરણ કરીને, હવે તુલસીદાસજી કવિ, સુંદર કથાનો આરંભ કરે છે. ॥ ૫૪ ॥

दो०–अब रघुपति पद पंकरुह, हिय धरि पाय प्रसाद ॥
कहौं युगल मुनिवर्य कर, विमल सुभग संवाद ॥ ५५ ॥

હવે રામચંદ્રજીનાં ચરણારવિંદોને હૃદયમાં ધરી, તેઓનો પ્રસાદ પામી, યાજ્ઞવલ્કય તથા ભરદ્વાજ, એ બે મહા મુનિઓનો, નિર્મલ તથા સુંદર સંવાદ કહું છું. ॥ ૫૫ ॥

दो०–भरद्वाज जिमि प्रश्न किय, याज्ञवल्क्य मुनि पाय ॥
प्रथम मुख्य संवाद सोई, कहिहौं हेतु बुझाय ॥ ५६ ॥

ભરદ્વાજ મુનિએ, યાજ્ઞવલ્કય મુનિને પામીને, જે પ્રકારથી પ્રશ્નો કર્યા હતા, તે પ્રકારને જણાવી, પ્રથમ તેઓનો જ સંવાદ, કારણ સમજાવીને કહું છું. ॥ ૫૬ ॥

## कथानो आरंभ.

चौ०–भरद्वाजमुनि बसहिं प्रयागा । जिनहिं रामपद अति अनुरागा ॥
तापस शम दम दया निधाना । परमारथ पथ परम सुजाना ॥ १ ॥
माघ मकर गत रवि जब होई । तीरथपतिहि आव सब कोई ॥
देव दनुज किन्नर नर श्रेणी । सादर मज्जहिं सकल त्रिबेणी ॥ २ ॥
पूजहिं माधव पद जलजाता । परशि अखयवट हर्षित गाता ॥
भरद्वाज आश्रम अतिपावन । परमरम्य मुनिवर मनभावन ॥ ३ ॥
तहां होय मुनि ऋषय समाजा । जाहिं जे मज्जन तीरथराजा ॥
मज्जहिं प्रात समेत उछाहा । कहहिं परस्पर हरिगुण गाहा ॥ ४ ॥

રામનાં ચરણોમાં અત્યંત પ્રેમવાળા, શમ, દમ તથા, દયા, એઓના ભંડારરૂપ તપસ્વી અને પરમાર્થના માર્ગમાં પરમ પ્રવીણ ભરદ્વાજ મુનિ, પ્રયાગમાં વસે છે. ॥ ૧ ॥ માઘ મહિનામાં, સૂર્ય, મકર સંક્રાંતિમાં હોય, ત્યારે દેવતાઓ, દૈત્યો, કિન્નરો તથા મનુષ્યો, એ સર્વે ટોળે ટોળાં મળી, પ્રયાગમાં આવે છે અને સર્વે આદરપૂર્વક ત્રિવેણીમાં નહાય છે. ॥ ૨ ॥ વેણીમાધવનાં ચરણારવિંદોનું પૂજન કરે છે તથા અક્ષય વડનો સ્પર્શ કરીને, શરીરોમાં રોમાંચિત થાય છે. ત્યાં જે પરમ રમ્ય અને મુનિવરોનાં મનોને પ્રિય લાગે એવો ભરદ્વાજ મુનિનો અતિ પવિત્ર આશ્રમ છે, ॥ ૩ ॥ તેમાં પ્રયાગ સ્નાન કરવા વાસ્તે આવેલા એ મુનિઓનો અને ઋષિઓનો મેલાવડો થાય છે. એઓ, પ્રાતઃકાલમાં ઉત્સાહ સહિત સ્નાન કરી, પરસ્પરમાં ભગવદ્‌ગુણોની કથાઓ કહે છે. ॥ ૪ ॥

दो०–ब्रह्म निरूपण धर्मविधि, वर्णहिं तत्त्व विभाग ॥
कहहिं भक्ति भगवन्तकी, संयुत ज्ञान विराग ॥ ५७ ॥

---

૧ આ દોહો ક્ષેપક છે.

એઓ ભગવદ્ગુણોની કથાઓ કરવા ઉપરાંત, બ્રહ્મનું નિરૂપણ કરનારા ઉત્તરમીમાંસા શાસ્ત્રની, ધર્મનું નિરૂપણ કરનારા પૂર્વમીમાંસા શાસ્ત્રની અને તત્ત્વોના વિભાગોનું નિરૂપણ કરનારા સાંખ્ય શાસ્ત્રની ચર્ચા કરીને, છેવટ જ્ઞાન, વૈરાગ્ય સહિત ભગવદ્ભક્તિનું વ્યાખ્યાન કરે છે. ॥ ૫૭ ॥

चौ०–इहिमकार भरि मकर नहाहीं । पुनि सब निज निज आश्रम जाहिं ॥
प्रति संवत अस होय अनंदा । मकर मज्ज गवनहिं मुनि वृंदा ॥ १ ॥
एकवार भरि मकर नहाये । सब मुनीश आश्रमनि सिधाये ॥
याज्ञवल्क्य मुनि परम विवेकी । भरद्वाज राखेउ पद टेकी ॥ २ ॥
सादर चरण सरोज पखारे । अति पुनीत आसन बैठारे ॥
करि पूजा मुनि सुयश बखानी । बोले अतिपुनीत मृदु बानी ॥ ३ ॥
नाथ एक संशय बड मोरे । करतल वेद तत्त्व सब तोरे ॥
कहत मोहिं लागत भय लाजा । जो न कहों बड होय अकाजा ॥ ४ ॥

એઓ સર્વે, આખી મકર સંક્રાંતિમાં, એ પ્રમાણે સ્નાન કરીને પછી પોતપોતાના આશ્રમોમાં જાય છે. પ્રયાગમાં મકરસ્નાન કરવા ગયેલા મુનિગણોનો, પ્રત્યેક વર્ષે તે ભરદ્વાજના આશ્રમમાં એવો આનંદ થાય છે. ॥ ૧ ॥ એકવાર સઘળા મુનીશ્વરો, આખી મકર સંક્રાંતિમાં પ્રયાગ સ્નાન કરી, પોતપોતાના આશ્રમો તરફ સધાવતાં, ભરદ્વાજ મુનિએ, પરમ જ્ઞાની યાજ્ઞવલ્ક્યનાં ચરણ પકડીને, તેમને પોતાના આશ્રમમાં પધારાવ્યા. ॥ ૨ ॥ ભરદ્વાજે આદરપૂર્વક તેમનાં ચરણકમળ પખારી, અત્યંત પવિત્ર આસનપર બેસાડી, પૂજન કરી, તેમના ઉત્તમ યશની સ્તુતિ કરીને નીચે પ્રમાણે કોમળ તથા અત્યંત પવિત્ર વાણીથી વિજ્ઞપ્તિ કરી કે, ॥ ૩ ॥ "હે નાથ ! મને એક મોટો સંશય છે. વેદનું સઘળું તત્ત્વ આપના હાથમાં છે, તેથી હું મારા સંશયનું આપની પાસે નિવેદન કરૂં છું. જો કે નિવેદન કરતાં મને[1] ભય અને લાજ[2] ઉત્પન્ન થાય છે, તોપણ જો ન કહું તો મોટી હાનિ થાય છે." ॥ ૪ ॥

दो०–संत कहहिं अस नीति प्रभु, श्रुति पुराण जो गाव ॥
होय न विमल विवेक उर, गुरुसन किये दुराव ॥ ५८ ॥

હે પ્રભુ ! સંત પુરુષો એવી નીતિ કહે છે અને વેદ પુરાણો પણ એમ ગાય છે કે, જો ગુરુની પાસે સંશય છૂપાવવામાં આવે, તો કદી પણ હૃદયમાં નિર્મળ જ્ઞાન ઉત્પન્ન થાય નહીં. ॥ ૫૮ ॥

चौ०–अस विचार प्रगटों निज मोहू । हरहु नाथ करि जन पर छोहू ॥
रामनामकर अमित प्रभावा । सन्त पुराण उपनिषद गावा ॥ १ ॥
संतत जपत शंभु अविनाशी । शिव भगवान ज्ञान गुण राशी ॥
आकर चारि जीव जग अहहीं । काशी मरत परमपद लहहीं ॥ २ ॥

---

૧ રખેને ભરદ્વાજ મારી પરીક્ષા લે છે. એમ આપ ધારો, એની શંકાથી ભય ઉત્પન્ન થાય છે.
૨ આ ભરદ્વાજ વૃદ્ધ છતાં પણ આટલું જાણતો નથી, એમ જણાશે તેથી લાજ ઉત્પન્ન થાય છે.

सोपि नाम महिमा मुनिराया । शिव उपदेश करत करि दाया ॥
राम कवन प्रभु पूछौं तोहीं । कहहु बुझाय कृपानिधि मोहीं ॥ ३ ॥
एक राम अवधेश कुमारा । तिनकर चरित विदित संसारा ॥
नारि बिरह दुख सहेउ अपारा । भयत रोष रण रावण मारा ॥ ४ ॥

આવો વિચાર કરી, આપની પાસે મારૂં અજ્ઞાન પ્રકટ કરૂં છું. હે સ્વામી ! આ દાસજન ઉપર દયા કરીને, મારા એ અજ્ઞાનને દૂર કરો. સંતજનોએ, પુરાણોએ તથા શ્રુતિઓએ, રામ નામનો અપરિમિત પ્રભાવ ગાયો છે. ॥ ૧ ॥ અને મંગળરૂપ, મોટા ઐશ્વર્યવાળા તથા જ્ઞાનના અને ગુણોના સમૂહરૂપ અવિનાશી સદાશિવ પણ, નિરંતર એ નામનો જપ કર્યા કરે છે. જગતની અંદરના ચારે ખાણોના જીવોમાંનો કોઇ પણ જીવ, કાશીમાં મરણ માત્રથી પરમ પદ પામે છે. ॥ ૨ ॥ એ પણ રામ નામનો મહિમા છે. કેમ કે, સદાશિવ, ત્યાં મરનારા જીવોપર દયા કરીને, તેઓના અંત સમયમાં, તેઓને, રામ નામનો ઉપદેશ આપે છે. હે મુનિરાજ ! હે પ્રભુ ! હે દયાનિધિ ! હું આપને પૂછું છું કે, એ રામ કોણ છે ? એ મને સમજાવીને કહો. ॥ ૩ ॥ એક રામ તો અયોધ્યાના રાજાના પુત્ર હતા, કે જેમનું ચરિત્ર સઘળા સંસારમાં પ્રખ્યાત છે. એ રામે સીતાના વિરહનું અપાર દુઃખ સહન કર્યું હતું અને ક્રોધ ઉત્પન્ન થવાથી, રણમાં રાવણને માર્યો હતો. ॥ ૪ ॥

दो०—प्रभु सोइ राम कि अपर कोउ, जाहि जपत त्रिपुरारी ॥
सत्यधाम सर्वज्ञ तुम, कहहु विवेक विचारी ॥ ५९ ॥

હે નાથ ! હે યાજ્ઞવલ્કય મુનિ ! સદાશિવ જેનાં નામને જપે છે, તે રામ એ જ કે બીજો કોઇ રામ છે ? સત્યના સ્થાનકરૂપ અને સઘળું જાણનારા આપ વિવેકથી વિચાર કરીને મને કહો. ॥ ૫૯ ॥

चौ०—जैसे मिटै मोह भ्रम भारी । कहो सो कथा नाथ विस्तारी ॥
याज्ञवल्क्य बोले मुसकाई । तुमहिं विदित रघुपति प्रभुताई ॥ १ ॥
रामभक्त तुम मन क्रम बानी । चतुराई तुह्मारि मैं जानी ।
चाहो सुना राम गुण गूढा । कीन्हो प्रश्न मनहु अति मूढा ॥ २ ॥
तात सुनहु सादर मन लाई । कहौं रामकी कथा सुहाई ॥
महामोह महिषेश विशाला । रामकथा कालिका कराला ॥ ३ ॥
रामकथा शशिकिरण समाना । संत चकोर करहिं तेहि पाना ॥
ऐसेइ संशय कीन्ह भवानी । महादेव तब कहा बखानी ॥ ४ ॥

હે નાથ ! જેથી મારો અજ્ઞાનરૂપી મોટો ભ્રમ ટળી જાય એવી કથા વિસ્તારથી કહો. યાજ્ઞવલ્કય મુનિ હસીને બોલ્યા કે, રઘુપતિની પ્રભુતા તમારા જાણવામાં જ છે. ॥ ૧ ॥ તમે મનથી, વચનથી તથા કર્મથી, રામના ભક્ત છો. મેં તમારી ચતુરાઈ જાણી. તમે રામના ગૂઢ ગુણોનું શ્રવણ કરવા ઈચ્છો છો, તેથી જાણી જોઇ, અત્યંત મૂઢ જેવા બનીને આવો પ્રશ્ન કરો છો. ॥ ૨ ॥ હે પ્રિય ભરદ્વાજ ! તમે મન લગાવી,

આદરપૂર્વક શ્રવણ કરો. હું તમારી પાસે રામની સુંદર કથા કહું છું. રામની કથા, મહા મોહરૂપી પ્રબલ મહિષાસુરનો વધ કરવામાં વિકરાલ દુર્ગા દેવીરૂપ છે. ॥ ૩ ॥ રામની કથા, ચન્દ્રના કિરણો જેવી આહ્લાદકારક તથા તૃપ્તિ દેનારી છે, કે જેથી સંતોરૂપી ચકોરો તેનું પાન કરે છે. પાર્વતીએ પણ તમારા જેવો જ સંશય કર્યો હતો, ત્યારે મહાદેવજીએ વિસ્તારથી રામની કથા કહી હતી, ॥ ૪ ॥

दो०—कहौं सो मति अनुहार अब, उमा शंभु संवाद ॥
भयउ समय जिहि हेतु जिहि, सुनि मुनि मिटहिं विषाद ॥ ६० ॥

હે ભરદ્વાજ મુનિ ! એ શિવ પાર્વતીનો સંવાદ, જે સમયે તથા જે હેતુથી થયો હતો, તે સઘળું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું, કે જે સાંભળવાથી તમારો મોહનરૂપી ખેદ મટી જશે. ॥ ૬૦ ॥

चौ०—एकवार त्रेता युग माहीं । शंभु गये कुंभजऋषि पाहीं ॥
संग सती जगजननि भवानी । पूजे ऋषि अखिलेश्वर जानी ॥ १ ॥
रामकथा मुनिवर्य बखानी । सुनी महेश परम सुख मानी ॥
ऋषि पूछा हरिभक्ति सुहाई । कही शंभु अधिकारी पाई ॥ २ ॥
कहत सुनत रघुपति गुणगाथा । कछु दिन तहां रहे गिरिनाथा ॥
मुनिसन विदा मांग त्रिपुरारी । चले भवन सँग दक्षकुमारी ॥ ३ ॥
तेहि अवसर भंजन महिभारा । हरि रघुवंश लीन्ह अवतारा ॥
पिता वचन तज राज उदासी । दंडक वन विचरत अविनाशी ॥ ४ ॥

એકવાર ત્રેતા યુગમાં મહાદેવજી, જગતનાં જનની સતી ભવાનીને ( દક્ષકન્યાને ) સાથે લઇ, અગસ્ત્ય મુનિ પાસે ગયા. અગસ્ત્ય મુનિએ, તેમને સર્વેશ્વર જાણીને, તેમની પૂજા કરી. ॥ ૧ ॥ મુનિએ રામની કથા વર્ણવી અને મહાદેવજીએ તેને પરમ સુખરૂપ માનીને સાંભળી. તેમ જ મુનિએ સુંદર હરિભક્તિ વિષે પૂછતાં, મહાદેવજીએ યોગ્ય અધિકારી મળવાથી, તેમની પાસે હરિભક્તિનું વ્યાખ્યાન કર્યું. ॥ ૨ ॥ મહાદેવજી, રામચન્દ્રજીના ગુણોની કથાનું વર્ણન તથા શ્રવણ કરતાં કરતાં, કેટલાક દિવસો સુધી ત્યાં રહ્યા. પછી અગસ્ત્ય મુનિની રજા માગી, દક્ષની પુત્રી સતીની સાથે કૈલાસ તરફ ચાલ્યા. ॥ ૩ ॥ આ અવસરમાં જેણે, પૃથ્વીનો ભાર ઉતારવા વાસ્તે, રઘુ રાજાના વંશમાં અવતાર લીધો હતો એવા અવિનાશી રામચન્દ્રજી, પિતાનાં વચનથી રાજ્યનો ત્યાગ કરી, ઉદાસી થઇને દંડકારણ્યમાં વિચરતા હતા. ॥ ૪ ॥

दो०—हृदय विचारत जात हर, केहिविधि दर्शन होय ॥
गुप्तरूप अवतरेउ प्रभु, गये जान सब कोय ॥ ६१ ॥

મહાદેવજી હૃદયમાં વિચાર કરતા જતા હતા કે, " પ્રભુનું દર્શન કયા પ્રકારથી થાય ? પ્રભુએ ગુપ્ત રૂપે અવતાર ધર્યો છે અને મારા જવાથી, એમને, સર્વ કોઇ, ' પ્રભુ છે ' એમ જાણી જશે. " ॥ ૬૧ ॥

सो०—शंकर उर अति क्षोभ, सती न जानहिं मर्म सोइ ॥
तुलसी दर्शन लोभ, मन डर लोचन लालची ॥ ११ ॥

મહાદેવજીના મનમાં દર્શનના લોભથી અને 'રખેને રામને કોઈ જાણી જાય' એવા ડરથી, અત્યંત ક્ષોભ થવા લાગ્યો, પણ સતી, એ મર્મને નહીં જાણતાં હતાં કે, "મહાદેવજીનાં નેત્રો, રામનાં દર્શનનાં અભિલાષી છે અને મન, પ્રભુના પ્રકટ થવાથી ડરે છે." ॥ ૧૧ ॥

चौ०—रावण मरण मनुजकर यांचा । प्रभु विधि वचन कीन्हचह सांचा ॥
जो नहिं जाउँ रहै पछतावा । करत विचार न बनत बनावा ॥ १ ॥
इहि विधि भये शोचवश ईशा । ताही समय जाय दशशीशा ॥
लीन्ह नीच मारीचहि संगा । भयउ तुरत सोइ कपट कुरंगा ॥ २ ॥
करि छल मूढ हरी वैदेही । प्रभु प्रभाव तस विदित न तेही ॥
मृग वधि बंधुसहित प्रभु आये । आश्रम देख नयन जल छाये ॥ ३ ॥
विरह विकल नरइव रघुराई । खोजत विपिन फिरत दोउ भाई ॥
कबहूं योग वियोग न जाके । देखा प्रगट बिरहदुख ताके ॥ ४ ॥

"રાવણે બ્રહ્માની પાસે મનુષ્યના હાથથી પોતાનું મરણ માગ્યું હતું અને બ્રહ્માએ, તેવા પ્રકારનું તેને વચન આપ્યું છે, તે સત્ય કરવાને વાસ્તે પ્રભુએ, ગુપ્ત રીતે રામાવતાર ધર્યો છે, પણ, પ્રભુના પ્રકટ થઈ જવાની બીકથી, હું નહીં જાઉં તો પસ્તાવો રહી જશે," એવો વિચાર, મહાદેવજીના મનમાં થયા કરતો હતો, પણ તે વાત બંધ બેસતી ન હતી. ॥ ૧ ॥ મહાદેવજી, આ પ્રમાણે વિચારને વશ થઇ ગયા હતા, તે સમયમાં રાવણ, નીચ મારીચને સાથે લઈને, રામના આશ્રમની પાસે ગયો અને રાવણની આજ્ઞાથી મારીચ, તુરત જ કપટ મૃગરૂપ થયો. ॥ ૨ ॥ રામના પ્રભુપણાના મહિમાને નહીં જાણનારા મૂઢ રાવણે, છળ કરીને, સીતાજીનું હરણ કર્યું. રામચન્દ્રજી, મૃગને મારી, લક્ષ્મણજી સહિત પોતાના આશ્રમમાં આવ્યા, પણ આશ્રમને જોઈને, રામચંદ્રજીનાં નેત્રો આંસુઓથી છવરાઇ ગયાં. ॥ ૩ ॥ મનુષ્યના જેવી લીલા દેખાડવાને વાસ્તે, વિરહથી વિહ્વલ થયેલા રામચંદ્રજી અને લક્ષ્મણજી, એ બન્ને ભાઈઓ, સીતાજીની શોધ કરતા કરતા જંગલમાં ફરવા લાગ્યા. જેને કદી કોઇનો યોગ પણ નથી અને વિયોગ પણ નથી એવા અદ્વૈત બ્રહ્મસ્વરૂપ રામચન્દ્રજીને થયેલું વિરહસંબંધી દુ:ખ, તે સમયે સહુને પ્રત્યક્ષ જોવામાં આવ્યું. ॥ ૪ ॥

दो०—अति विचित्र रघुपति चरित, जानहिं परम सुजान ॥
जे मतिमंद विमोह वश, हृदय धरहिं कछु आन ॥ ६२ ॥

રામચન્દ્રજીના એવા પ્રકારના અત્યંત વિચિત્ર ચરિત્રના તાત્પર્યને, પરમ સુજ્ઞ લોકો જાણી શકે, પણ જેઓ, મંદ બુદ્ધિવાળા હોય અને મોહને વશ હોય, તેઓ તો, એવું ચરિત્ર જોઇને, પોતાના હૃદયમાં કાંઇક બીજી જ કલ્પના કરે. (રામચંદ્રજીને પ્રાકૃત મનુષ્યરૂપ જ જાણે.) ॥ ૬૨ ॥

चौ०—शंभुसमय तेहि रामहिं देखा । उर उपजा अति हर्ष विशेखा ॥
भरि लोचन छबि सिंधु निहारी । कुसमय जान न कीन्ह चिन्हारी ॥ १ ॥
जय सच्चिदानंद जगपावन । अस कहि चले मनोज नशावन ॥
चले जात शिव सती समेता । पुनि पुनि हर्षित कृपानिकेता ॥ २ ॥
सति जो दशा शंभुकी देखी । उर उपजा संदेह विशेखी ॥
शंकर जगतवंद्य जगदीशा । सुर नर मुनि सब नावत शीशा ॥ ३ ॥
तिन नृपसुतहि कीन परणामा । कहि सच्चिदानंद परधामा ॥
भये मगन छबि तासु विलोकी । अजहु प्रीति उर रहत न रोकी ॥ ४ ॥

આ સમયમાં સદાશિવે રામચન્દ્રજીને જોયા અને જોવાથી હૃદયમાં અત્યંત હર્ષ થયો. સદાશિવે, રામચન્દ્રજીની સમુદ્ર જેવી અપાર શોભા, નેત્ર ભરીને જોઈ, પણ ખરાબ સમય જાણીને, (પાસે ઉભેલા રાવણના ગુપ્ત જાસુસો ચેતી જશે, એમ જાણીને,) કશી ઓળખાણ પડે એવું કર્યું નહીં. ॥ ૧ ॥ મનમાં જ 'હે સચ્ચિદાનંદ! હે જગત્પાવન! જય! જય!' એટલું બોલીને સદાશિવ ત્યાંથી ચાલતા થયા. કૃપાનિધાન સદાશિવ, સતી સહિત રસ્તામાં ચાલતાં ચાલતાં પણ, વારંવાર આનંદમગ્ન થતા હતા. ॥ ૨ ॥ મહાદેવજીની આ સ્થિતિ જોઈને સતીના મનમાં એક પ્રકારનો સંદેહ ઉત્પન્ન થયો કે, "મહાદેવજી કે જે જગતના વંદનીય છે, જગતના સ્વામી છે અને જેને મનુષ્યો, મુનિઓ તથા દેવતાઓ પણ, માથાં નમાવે છે, ॥ ૩ ॥ તેમણે રાજાના કુંવરને, સચ્ચિદાનંદ પરમ ધામ કહીને પ્રણામ કર્યા એટલું જ નહીં, પણ પોતે તેની કાંતિ જોઈને આનંદમાં મગ્ન થયા અને તે વળી એવા મગ્ન થયા કે, હજી સુધી તે આનંદ એમના હૃદયમાં રોકાતો નથી, તેનું શું કારણ હશે? ॥ ૪ ॥

दो०—ब्रह्म जो व्यापक विरज अज, अकल अनीह अभेद ॥
सो कि देह धरि होय नर, जाहि न जानत वेद ॥ ६३ ॥

બ્રહ્મ કે જે વ્યાપક, નિર્મળ, જન્મરહિત, અંશરહિત, ચેષ્ટારહિત તથા ભેદ રહિત છે અને વેદ પણ જેને જાણી શકતા નથી એવા જે છે, તે કાંઈ દેહ ધરીને માણસ થાય કે? ॥ ૬૩ ॥

चौ०—विष्णु जो सुरहित नरतनु धारी । सोइ सर्वज्ञ यथा त्रिपुरारी ॥
खोजत सो कि अज्ञइव नारी । ज्ञानधाम श्रीपति असुरारी ॥ १ ॥
शंभु गिरा पुनि मृषा न होई । शिव सर्वज्ञ जान सब कोई ॥
अस संशय मन भयउ अपारा । होय न हृदय प्रबोध प्रचारा ॥ २ ॥
यद्यपि प्रगट न कहेउ भवानी । हरि अंतर्यामी सब जानी ॥
सुनहु सती तव नारि स्वभाऊ । संशय उर न धरी अस काऊ ॥ ३ ॥
जासु कथा कुंभजऋषि गाई । भक्ति जासु मैं मुनिहिं सुनाई ॥
सो मम इष्टदेव रघुवीरा । सेवक जाहि सदा मुनि धीरा ॥ ४ ॥

વિષ્ણુએ, દેવતાઓનાં હિતને વાસ્તે, મનુષ્યાવતાર ધર્યો હોય, તો તે મારા સ્વામી

સદાશિવની પેઠે જ સર્વજ્ઞ હોય. જ્ઞાનના ધામરૂપ, લક્ષ્મીના પતિ અને અસુરોના શત્રુ એ વિષ્ણુ, અજ્ઞાનીની પેઠે સ્ત્રીને શોધતા ફરે કે ? ॥ ૧ ॥ પણ સદાશિવનું વચન કદી ખોટું પડતું નથી. સદાશિવ સર્વજ્ઞ છે, એ વાત સર્વના જાણવામાં છે." આ રીતે સતીના મનમાં અપાર સંશય થયો, અને કોઇ રીતે બોધનો પ્રચાર પ્રાપ્ત થઇને, તેમના હૃદયનું સમાધાન થયું જ નહીં. ॥ ૨ ॥ જો કે સતીએ પોતાના મનની વાત પ્રકટ કરી નહીં. તોપણ અંતર્યામી સદાશિવ તે વાત જાણી ગયા. સદાશિવે સતીને કહ્યું કે, "હે સતી ! સાંભળો. તમારો સ્વભાવ બીજી સ્ત્રીઓના સ્વભાવ જેવો છે. આવો સંશય કદી પણ મનમાં નહીં ધરો. ॥ ૩ ॥ જેની કથા અગસ્ત્ય મુનિએ આપણની પાસે કહી અને જેની ભક્તિનું વ્યાખ્યાન મેં અગસ્ત્ય મુનિને કહી સંભળાવ્યું, તે જ મારા ઈષ્ટદેવ આ રામ છે, કે જેને ધીર મુનિઓ સર્વદા સેવે છે. ॥ ૪ ॥

छं०-मुनि धीर योगी सिद्ध संतत विमलमन जेहि ध्यावहिं ॥
कहि नेति निगम पुराण आगम जासु कीरति गावहिं ॥
सोइ राम व्यापक ब्रह्म भुवन निकायपति मायाधनी ॥
अवतरेउ अपने भक्तहित निजतंत्र नित रघुकुलमनी ॥ २ ॥

મુનિઓ, ધીર પુરુષો, યોગીઓ તથા સિદ્ધ લોકો, સર્વદા નિર્મળ મનથી જેનું ધ્યાન કરે છે અને જેની કીર્ત્તિને વેદો, પુરાણો તથા શાસ્ત્રો નેતિ નેતિ ( નથી પહોંચાતું, નથી પહોંચાતું ) એમ કહીને પણ ગાયા કરે છે. તે જ વ્યાપક, સર્વ બ્રહ્માંડોના પતિ, માયાના સ્વામી તથા નિત્ય સ્વતંત્ર પરમાત્મા પોતાના ભક્ત લોકોના હિતને વાસ્તે, રઘુકુલમણિ રામચન્દ્રજીરૂપે અવતર્યા છે. " ॥ ૨ ॥

सो०-लाग न उर उपदेश, यदपि कहेउ शिव बार बहु ॥
बोले विहँसि महेश, हरिमाया बल जानि जिय ॥ १२ ॥

આ પ્રમાણે સદાશિવે વારંવાર કહ્યું, તો પણ સતીના હૃદયમાં એ ઉપદેશે અસર કરી જ નહીં. ત્યારે સદાશિવ મનમાં પ્રભુની માયાનું બળ જાણી, હસીને બોલ્યા કે, ॥૧૨॥

चौ०-जो तुम्हरे मन अति संदेहू । तौ कि न जाय परीक्षा लेहू ॥
तबलग बैठ रहौं बटछाहीं । जबलगि तुम ऐहहु मोहिं पाहीं ॥ १ ॥
जैसे जाय मोह भ्रम भारी । करहु सो यतन विवेक विचारी ॥
चली सती शिव आयसु पाई । करहिं विचार करौं का भाई ॥ २ ॥
इहां शंभु अस मन अनुमाना । दक्षसुता कर नहिं कल्याणा ॥
मोरेहु कहे न संशय जाहीं । विधि विपरीत भलाई नाहीं ॥ ३ ॥
हुइहै सोइ जु राम रच राखा । को करि तर्क बढावहिं शाखा ॥
अस कहि लगे जपन हरि नामा । गई सती जहँ प्रभु सुखधामा ॥ ४ ॥

"હે સતી ! જો તમારા મનમાં અતિ સંદેહ હોય, તો તમે જાતે જઇને રામની પરીક્ષા શા માટે લેતાં નથી ? તમે રામની પાસે જઇને પાછાં મારી પાસે આવશો, ત્યાંસુધી હું આ વડની છાયામાં બેઠો રહીશ. ॥ ૧ ॥ જે રીતે તમારો મોહરૂપી મોટો

ભ્રમ જતો રહે, તે રીતનું યત્ન કરો, પણ જે કરો તે વિવેકથી વિચાર કરીને કરજો ” પછી સદાશિવની આજ્ઞા પામીને, સતી ત્યાંથી ચાલ્યાં અને માર્ગમાં વિચાર કરવા લાગ્યાં કે, ‘ હવે કેવો યત્ન કરવો ? ’ ॥ ૨ ॥ અહીં સદાશિવે મનમાં અનુમાન કર્યું કે, “ સતીનું કલ્યાણ થવાનું નથી. મારા કહ્યાથી પણ એનો સંશય મટ્યો નહીં માટે તેને દૈવ વિપરીત થયું જણાય છે. આમાં સારૂં થવાનું નથી. ॥ ૩ ॥ જે રામે રચી રાખ્યું હશે, તે થશે, તર્કો કરીને શોકની શાખાઓ કોણ વધારે ? ” આ પ્રમાણે મનમાં બોલીને સદાશિવ રામના નામનો જપ કરવા લાગ્યા અને સતી, જ્યાં સુખના ધામરૂપ રામચન્દ્રજી હતા, ત્યાં ગયાં. ॥ ૪ ॥

दो०—पुनि पुनि हृदय विचार कर, धरि सीताकर रूप ॥
आगे होइ चलि पंथ तेहि, जेहि आवत सुर भूप ॥ ६४ ॥

સતી, વારંવાર હૃદયમાં વિચાર કરી, સીતાજીનું રૂપ ધરી, જે માર્ગે થઇને રામચન્દ્રજી આવતા હતા, તે માર્ગે આગળ આગળ ચાલ્યાં. ॥ ૬૪ ॥

चौ०—लक्ष्मण दीख उमाकृत वेषा । चकित हृदय भ्रम भयउ विशेषा ॥
कहि न सकत कछु अति गंभीरा । प्रभु प्रभाव जानत मतिधीरा ॥ १ ॥
सती कपट जानेउ सुर स्वामी । समदर्शी सब अन्तर्यामी ॥
सुमिरत जाहि मिटै अज्ञाना । सोइ सर्वज्ञ राम भगवाना ॥ २ ॥
सती कीन्ह चह तहउँ दुराऊ । देखहु नारि स्वभाव प्रभाऊ ॥
निज मायाबल हृदय बखानी । बोले बिहँसि राम मृदु वानी ॥ ३ ॥
जोरि पाणि प्रभु कीन्ह प्रणामू । पितासमेत लीन्ह निज नामू ॥
कहेउ बहोरि कहां वृषकेतू । विपिन अकेलि फिरहु किहि हेतू ॥ ४ ॥

સતીએ ધરેલા વેષને જોઈ, લક્ષ્મણજી, ‘ સતીને સીતાનો વેષ ધરવાની શી જરૂર પડી હશે ? ’ એવા વિશેષ ભ્રમથી હૃદયમાં ચકિત થઈ ગયા અને ‘ આમાં કાંઇ અતિ ગંભીર કારણ રહ્યું હશે ’ એવી કલ્પના આવવાથી કંઇ કહી શકયા નહીં કારણ કે તે ધીર મતિવાળા હોવાથી, રામના પ્રભાવને જાણતા હતા કે, “ જ્યારે રામ, કાંઇક નવીન ચરિત્ર કરવા ધારે, ત્યારે દેવ કોટિના જીવોની પણ બુદ્ધિ ફર્યા વગર રહે નહીં. ” ॥ ૧ ॥ દેવતાઓના સ્વામી, સમદર્શી અને સર્વના અંતર્યામી રામચન્દ્રજી તો, સતીના કપટને જાણી ગયા. જેનું સ્મરણ કરવાથી પણ અજ્ઞાન મટી જાય છે, તે રામ ભગવાન સર્વજ્ઞ હોય એમાં શી નવાઇ ? ॥ ૨ ॥ સ્ત્રીઓનો સ્વભાવ જુઓ કે, સતીએ રામચન્દ્રજીની પાસે પણ છળ કરવાની ઇચ્છા કરી. રામચન્દ્રજી હૃદયમાં પોતાની માયાના બળનાં વખાણ કરી, હસીને બોલ્યા. ॥૩ ॥ અને પોતાનું તથા પોતાના પિતાનું નામ લઈ, હાથ જોડીને સતીને પગે લાગ્યા. વળી રામચન્દ્રજીએ તેમને પૂછ્યું કે, વૃષકેતુ ( સદાશિવ ) ક્યાં છે ? અને તમે શા કારણથી વનમાં એકલાં ફરો છો ? ॥૪॥

૧ વૃષકેતુ એટલે ધ્વજમાં નંદિકેશ્વરના ચિહ્નવાળા. અહીં વૃષકેતુ શબ્દ મૂકવાનો અભિપ્રાય એ છે કે, વૃષકેતુ એટલે ધર્મની ધ્વજા એવો અર્થ પણ થઇ શકે છે, તેથી સતીને જણાવ્યું કે,

दो०—रामवचन मृदु गूढ सुनि, उपजा अति संकोच ॥
सती सभीत महेशपहँ, चलीं हृदय बड शोच ॥ ६९ ॥

રામનું કોમળ પણ ગૂઢ અર્થવાળું વચન સાંભળી, સતીના હૃદયમાં ભારે લજ્જા ઉત્પન્ન થઈ. ભય પામેલાં અને હૃદયમાં મોટા શોકથી ઘેરાએલાં સતી, મહાદેવજીની પાસે જવા ત્યાંથી ચાલ્યાં. ॥ ૬૫ ॥

चौ०—मैं शंकर कर कहा न माना । निज अज्ञान रामपहँ आना ॥
जाय उतर अब देहौं काहा । उर उपजा अति दारुण दाहा ॥ १ ॥
जाना राम सती दुख पावा । निज प्रभाव कछु प्रगट जनावा ॥
सती दीख कौतुक मगजाता । आगे राम सहित सिय भ्राता ॥ २ ॥
फिरि चितवा पाछे प्रभु देखा । सहित बंधु सिय सुंदर वेषा ॥
जहँ चितवहिं तहँ प्रभु आसीना । सबहीं सिद्ध मुनीश प्रवीना ॥ ३ ॥
देखे शिव विधि विष्णु अनेका । अमित प्रभाव एकते एका ॥
वंदत चरण करत प्रभुसेवा । विविध वेष देखे सब देवा ॥ ४ ॥

'મેં શંકરનું કહ્યું ન માન્યું, અને મારાં પોતાનાં અજ્ઞાનથી હું રામચન્દ્રજીની પાસે ગઈ. હવે હું જઇને, શંકરને શો ઉત્તર આપીશ ?" આવી રીતને અત્યંત દારુણ દાહ સતીના મનમાં ઉત્પન્ન થયો. ॥ ૧ ॥ રામે સતીને દુઃખ પામેલાં જાણી, કાંઇક પોતાનો પ્રભાવ તેમને પ્રકટ દેખાડયો. સતી જે માર્ગમાં જતાં હતાં, તે માર્ગમાં તેમણે સીતા સહિત તથા લક્ષ્મણજી સહિત રામને પોતાની સામે આવતા જોયા. ॥ ૨ ॥ આ કૌતુક જોઈ, સતીએ પાછું વાળી જોયું, ત્યાં પાછળ પણ સુંદર વેષવાળા રામ, તેવાં જ સીતાજી સહિત અને તેવા જ લક્ષ્મણજી સહિત જોવામાં આવ્યા. પછી સતી, જે જે દિશામાં નજર કરવા લાગ્યાં તે તે સર્વ દિશાઓમાં બીરાજેલા રામચન્દ્રજી જોવામાં આવ્યા અને તેમનું સેવન કરતા પ્રવીણ સિદ્ધો તથા મુનીશ્વરો પણ જોવામાં આવ્યા. ॥ ૩ ॥ એક એકથી અધિક અને અપરિમિત પ્રભાવવાળા શિવ, વિષ્ણુ તથા બ્રહ્મા પણ, અનેક દેખાવા લાગ્યા. જૂદા વેષોથી રામચન્દ્રજીનાં ચરણોનું વંદન કરતા તથા તેમનું જ સેવન કરતા સર્વે દેવતાઓ પણ જોવામાં આવ્યા. ॥ ૪ ॥

दो०—सती विधात्री इंदिरा, देखी अमित अनूप ॥
जेहि जेहि वेद अजादि सुर, तेहि तेहि तनु अनुरूप ॥ ६६ ॥

બ્રહ્માદિક દેવતાઓ, જે જે વેષોથી તથા જેવાં જેવાં શરીરોથી હતા, તેવા તેવા વેષોથી તથા તેવાં તેવાં શરીરોથી ( છાજતા વેષોથી તથા છાજતાં શરીરોથી ) આવેલી સતી, ( પોતે ) સરસ્વતી અને લક્ષ્મી, એઓ પણ, સતીને અપરિમિત તથા અનુપમ દેખાવા લાગ્યાં. ॥ ૬૬ ॥

તમારી પતિવ્રતાના ધર્મ પાળવાની ધ્વજા ક્યાં ગઇ ? કે જેથી તમે સદાશિવ વગર વનમાં એકલાં ફરો છો. કેટલાએક કહે છે કે, પ્રભુએ આ વચનથી સૂચવ્યું છે કે, સદાશિવ તમારો ત્યાગ કરી ચૂક્યા છે.

ચૌ०-देखे जहँतहँ रघुपति जेते । शक्तिन सहित सकल सुर तेते ॥
जीव चराचर जे संसारा । देखे सकल अनेक प्रकारा ॥ १ ॥
पूजहिं प्रभुहि देव बहु वेषा । रामरूप दूसर नहिं देखा ॥
अवलोके रघुपति बहुतेरे । सीता सहित न वेष घनेरे ॥ २ ॥
सोई रघुवर सोई लक्ष्मण सीता । देख सती अति भई सभीता ॥
हृदय कंप तनु सुधि कछु नाहीं । नयन मूंदि बैठी मग माहीं ॥ ३ ॥
बहुरि विलोकेउ नयन उघारी । कछु न दीख तहँ दक्षकुमारी ॥
पुनि पुनि नाय रामपद शीशा । चली तहां जहँ रहे गिरीशा ॥ ४ ॥

સતીએ જ્યાં જ્યાં, જેટલા જેટલા, સીતા સહિત તથા લક્ષ્મણ સહિત રામને ...ઠા, ત્યાં ત્યાં અને તેટલા તેટલા જ, પોતપોતાની શક્તિઓ સહિત સર્વ દેવતાઓને ...ઠા. સંસારમાં જે અનેક પ્રકારના ચરાચર જીવો છે, તે સર્વ પણ પ્રત્યેક રામની ...સે જોવામાં આવ્યા. ॥ ૧ ॥ ઘણા ઘણા વેષોવાળા તથા અનેક રૂપોવાળા દેવતાઓ ...મનું પૂજન કરતા જોવામાં આવ્યા, પણ રામ તો સર્વત્ર એક પ્રકારના રૂપવાળા જ ...વામાં આવ્યા. સીતા તથા લક્ષ્મણ સહિત રામ, અનેક જોવામાં આવ્યા, પણ તે ...ર્વનો વેષ એક પ્રકારનો જ જોવામાં આવ્યો. ॥ ૨ ॥ એ જ રામ, એ જ લક્ષ્મણ ...ને એ જ સીતા, સર્વત્ર જોવામાં આવતાં, સતી અત્યંત ભયભીત થયાં. હૃદયમાં ધ્રુજવા ...ગ્યાં અને તેમને શરીરની પણ કશી સુધ રહી નહીં. આમ થવાથી સતી, નેત્રો ...ચીને માર્ગમાં જ બેસી ગયાં. ॥ ૩ ॥ ફરી નેત્રો ઉઘાડીને જોયું, ત્યાં સતીએ કાંઈ ...ણ દીઠું નહીં, પણ કેવલ લક્ષ્મણ સહિત રામ જ જોવામાં આવ્યા. સતી, રામનાં ...રણોમાં માથું નમાવી, જ્યાં સદાશિવ બિરાજ્યા હતા ત્યાં ગયાં. ॥ ૪ ॥

दो०-गई समीप महेश तब, हँसि पूछी कुशलात ॥
लीन्ह परीक्षा कवन विधि, कहहु सत्य सब बात ॥ ६७ ॥

સતી, સદાશિવની પાસે જતાં, તે સમયે સદાશિવે હસી કુશલ પ્રશ્ન કર્યા પછી ...મને પૂછ્યું કે, " તમે કયા પ્રકારથી રામની પરીક્ષા લીધી ? સઘળી સાચી વાત ...ો. " ॥ ૬૭ ॥

ચૌ०-सती समुझ रघुवीर प्रभाऊ । भयवश शिवसन कीन दुराऊ ॥
कछु न परीक्षा लीन्ह गुसाँई । कीन्ह प्रणाम तुह्मारी नाँई ॥ १ ॥
जो तुम कहा सो मृषा न होई । मोरे मन प्रतीत अस सोई ॥
तब शंकर देखेउ धरि ध्याना । सति जो कीन्ह चारित सब जाना ॥ २ ॥
बहुरि राम मायहि शिरनावा । प्रेरि सती जेहि झूठ कहावा ॥
हरि इच्छा भावी बलवाना । हृदय विचारत शंभु सुजाना ॥ ३ ॥
सती कीन सीताकर वेषा । शिव उर भयउ विषाद विशेषा ॥
जो अब करौं सती सन प्रीति । मिटै भक्तिपथ होय अनीति ॥ ४ ॥

રામનો પ્રભાવ સમજાયાથી ભયને વશ થયેલાં સતીએ, સદાશિવની પાસે પણ પોતાની હકીકતને ગુપ્ત રાખીને કહ્યું કે, " હે સ્વામી ! મેં કશી પરીક્ષા લીધી નહીં. જેમ આપે પ્રણામ કર્યાં તેમ મેં પણ પ્રણામ જ કર્યા. ॥ ૧ ॥ આપ જે કહો, તે કદી પણ ખોટું ન પડે એવો મારા મનમાં વિશ્વાસ જ છે. " સતીનો જવાબ સાંભળી, સદાશિવે ધ્યાન ધરીને જોયું, ત્યાં સતીએ કરેલાં સઘળાં ચરિત્રો, તેમના જોવામાં આવ્યાં. ॥ ૨ ॥ પછી રામચન્દ્રજીની માયા, કે જેણે પ્રેરણા કરીને સતીને પણ ખોટું બોલાવ્યાં, તેને માથું નમાવી, મહા જ્ઞાની સદાશિવ હૃદયમાં વિચાર કરવા લાગ્યા કે, ' હરિની ઈચ્છા અને તેથી બનતું ભાવી સર્વથી બળવાન્ છે. ' ॥ ૩ ॥ સતીએ સીતાજીનો વેષ ધર્યો હતો, એ વાત ધ્યાનમાં આવવાથી, સદાશિવના હૃદયમાં વિશેષ ખેદ ઉત્પન્ન થયો. એથી સદાશિવ વિચાર કરવા લાગ્યા કે, " જો હવે સતીની સાથે પત્નીપણાની પ્રીતિ રાખું, તો ભક્તિમાર્ગ દૂર થઇ જાય અને મોટી અનીતિ થાય. ॥ ૪ ॥

दो०—परम प्रेम नहि जाय तजि, किये प्रेम बड पाप ॥
प्रगट न कहत महेश कछु, हृदय अधिक संताप ॥ ६८ ॥

મને સતી ઉપર પરમ પ્રેમ છે, તેથી પ્રેમનો ત્યાગ થઇ શકતો નથી અને પ્રેમ રાખું તો મોટું પાપ લાગે એમ છે. " સદાશિવે પોતાનો આ વિચાર પ્રકટ કર્યો નહીં પણ તેમને હૃદયમાં બહુ જ સંતાપ થવા લાગ્યો. ॥ ૬૮ ॥

चौ०—तवहिं शंभु प्रभुपद शिर नावा । सुमिरत राम हृदय अस आवा ॥
इहितनु सतिहिं भेंट मोहिं नाहीं । शिव संकल्प कीन मनमाहीं ॥ १ ॥
अस विचार शंकर मतिधीरा । चले भवन सुमिरत रघुवीरा॥
चलत गगन भइ गिरा सुहाई । जय महेश भलि भक्ति दृढाई ॥ २ ॥
असपण तुमविन करै को आना । रामभक्त समरथ भगवाना ॥
सुन नभगिरा सती उर शोचू । पूछा शिवहि समेत सकोचू ॥ ३ ॥
कीन कवणपण कहहु कृपाला । सत्यधाम प्रभु दीनदयाला ॥
यदपि सती पूछा बहुभांती । तदपि न कहेउ त्रिपुर आराती ॥ ४ ॥

આ સમયમાં સદાશિવે રામના ચરણમાં માથું નમાવી, રામનું સ્મરણ કરતાં તેમના હૃદયમાં એવું આવ્યું કે, " સતીનું હાલ જે શરીર છે, તે શરીરથી તો તેને મારો ભેટ થવાની નથી, " ધીર બુદ્ધિવાળા સદાશિવ, મનમાં આવો સંકલ્પ કરી, ॥ ૧ ॥ રામનું સ્મરણ કરતા કરતા કૈલાસ તરફ ચાલ્યા, ત્યાં માર્ગમાં સ્પષ્ટ આકાશવાણી થઈ કે, " જય જય મહેશ્વર, આપે ભક્તિની દૃઢતા બહુ કરી ॥ ૨ ॥ આપ વિના બીજો કોણ આવો પણ લઇ શકે. આપ રામના ઉત્કૃષ્ટ ભક્ત છો, સમર્થ છો અને ઐશ્વર્યવાળા છો. ' આવી આકાશવાણી સાંભળવામાં આવતાં સતીના મનમાં શોચ થયો અને તેથી સંકોચાતાં સંકોચાતાં તેમણે સદાશિવને પૂછ્યું કે, ॥ ૩ ॥ હે કૃપાળુ ! " હે સત્યના સ્થાનરૂપ ! હે પ્રભુ ! હે દીનદયાળ ! આપે કયો પણ લીધો ? એ મને કહો. " સતીએ ઘણી ઘણી રીતે પૂછ્યું, પણ સદાશિવે ઉત્તર જ આપ્યો નહીં. ॥ ૪ ॥

दो०–सती हृदय अनुमान किय, सब जाना सर्वज्ञ ॥
कीन्ह कपट मैं शंभुसन, नारि सहज जड अज्ञ ॥ ६९ ॥

સતીએ હૃદયમાં અનુમાન કર્યું કે, " સર્વજ્ઞ સદાશિવે મારૂં સઘળું જાણી લીધું. " મેં સદાશિવની સાથે કપટ કર્યું, એ ભુંડું કર્યું. સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જડ અને અજ્ઞાન જ હોય છે. ॥ ૬૯ ॥

सो०–जल पय सरिस बिकाय, देखहु प्रीतिकि रीति भलि ॥
बिलग होय रस जाय, कपट खटाई परतही ॥ १३ ॥

પ્રીતિની ઉત્તમ રીતિ જુઓ કે, દૂધની સાથે મળેલું જળ, દૂધની કીંમતથી જ વેચાય છે, પણ ખટાઇ પડે તો અલગ થઇ જાય છે અને રસ જતો રહે છે, પ્રીતિથી થયેલા ઐકયમાં પણ જો કપટરૂપી ખટાઇ પડે, તો તે ઐકય વીંખાઇ જાય છે. ॥ ૧૩ ॥

चौ०–हृदय शोच समुझत निज करणी । चिंता अमित जाय नहिं वरणी ॥
कृपासिंधु शिव परम अगाधा । प्रगट न कहेउ मोर अपराधा ॥ १ ॥
शंकर रुख अवलोकि भवानी । प्रभु मोहिं तजेउ हृदय अकुलानी ॥
निज अघ समुझि न कछु कहिजाई । तपै अँवाइव उर अधिकाई ॥ २ ॥
सती ससोच जान वृषकेतू । कहेउ कथा सुन्दर सुखहेतू ॥
वर्णत पंथ विविध इतिहासा । विश्वनाथ पहुँचे कैलासा ॥ ३ ॥
तहँ पुनि शंभु समुझ पण आपन । बैठे वटतर करि कमलासन ॥
शंकर सहज स्वरूप सँभारा । लगी समाधि अखंड अपारा ॥ ४ ॥

સતી, પોતાની કરણી સમજીને, હૃદયમાં શોક તથા વર્ણવી જાય નહીં એવી અપાર ચિંતા કરવા લાગ્યાં કે, " કૃપાના સમુદ્રરૂપ અને પરમ અગાધ ગભીરતાવાળા સદાશિવે, મારો અપરાધ પોતાના મુખથી પ્રકટ રીતે કહ્યો નહીં, પણ મનમાં જાણી લીધેલો છે, તો હવે શું કરવું ? " ॥ ૧ ॥ સતી સદાશિવની ઇચ્છાને જાણી ગયાં કે, " પ્રભુએ મારો પરિત્યાગ કર્યો છે. " આથી હૃદયમાં ગભરાવા લાગ્યાં. પોતાનો અપરાધ સમજાયો. અને કશું કહી શકાય એવું રહ્યું નહીં, તેથી કુંભારના નીંભાડાની પેઠે અંદર ને અંદર તપવા લાગ્યાં. ॥ ૨ ॥ સતીને, ચિંતાથી ગ્રસ્ત થયેલાં જાણી, સદાશિવે તેમને દુઃખની વાત ભૂલાવી દેવાને વાસ્તે કેટલીક સુખદાયી કથાઓ કહેવા માંડી. માર્ગમાં વિવિધ ઇતિહાસોનું વર્ણન કરતાં કરતાં સદાશિવ કૈલાસમાં પહોંચ્યા. ॥ ૩ ॥ શંકરે ત્યાં જઇ, પોતાનાં પણનું સ્મરણ કરી, વડની નીચે બેસી, કમલાસન વાળી, સ્વાભાવિક બ્રહ્મસ્વરૂપનું સ્મરણ કરી, અખંડ તથા અપાર સમાધિ લગાવી દીધી. ॥ ૪ ॥

दो०–सती बसहिं कैलास तब, अधिक शोच मन माहिं ॥
मर्म न कोऊ जान कछु, युगसम दिवस सिराहिं ॥ ७० ॥

આ સમયે કૈલાસમાં રહેલાં સતી, મનમાં અધિક ચિંતા કરવા લાગ્યાં. મર્મ જરા પણ કોઇના જાણવામાં ન આવ્યો, પણ સતીના દિવસો એક એક યુગ જેવડા જવા લાગ્યા. ॥ ૭૦ ॥

चौ०–नित नव शोच सती उर भारा । कब जैहौं दुखसागर पारा ॥
मैं जो कीन्ह रघुपति अपमाना । पुनि पति बचन मृषाकर जाना ॥ १ ॥
सो फल मोहिं विधाता दीन्हा । जो कछु उचित रहा सो कीन्हा ॥
अब विधि अस बूझिय नहिं तोहीं । शंकर विमुख जिआवहु मोहीं ॥ २ ॥
कहि न जाय कछु हृदय गलानी । मनमहँ रामहिं सुमिरि सयानी ॥
जो प्रभु दीन दयालु कहावा । आरतहरण वेद यश गावा ॥ ३ ॥
तो मैं विनय करहुँ कर जोरी । छूटै वेग देह अब मोरी ॥
जो मेरे शिवचरण सनेहू । मन क्रम वचन सत्य व्रत एहू ॥ ४ ॥

હૃદયમાં નિત્ય નવા શોકનો બોજો વધવા લાગતાં, સતી વિચાર કરવા લાગ્યાં કે, " હું આ દુઃખરૂપી સમુદ્રના પારને ક્યારે પામીશ ? મેં જે રામચન્દ્રજીનું અપમાન કર્યું અને સ્વામીનાં વચનને મિથ્યા કરી જાણ્યું, ॥ ૧ ॥ તેનું જ ફળ વિધાતાએ મને આપ્યું છે. મારે વાસ્તે જે કાંઇ યોગ્ય હતું તે જ વિધાતાએ કર્યું છે. હે વિધાતા ! હવે તને આવું કરવું યોગ્ય નથી, કે તું શંકરને મારાથી વિમુખ કર્યા છતાં મને જીવતી રાખે છે. " ॥ ૨ ॥ જેના હૃદયની ગ્લાનિ કાંઇ કહી શકાય એમ ન હતી એવાં સુજાણ સતી, રામનું સ્મરણ કરી, મનમાં કહેવા લાગ્યાં કે, " હે પ્રભુ ! જો તમે દીનદયાળ કહેવાતા હો અને વેદો આપને પીડાનું હરણ કરનારા કહીને, આપના યશ ગાતા હોય તો, ॥ ૩ ॥ હું હાથ જોડીને વિનંતિ કરૂં છું કે, હવે મારૂં શરીર જલદી છૂટી જાય તો ઠીક. જો મેં મનથી, ક્રિયાથી તથા વચનથી, સદાશિવના ચરણોમાં જ પ્રેમ રાખ્યો હોય તથા એ જ સત્ય વ્રત પાળ્યું હોય. ॥ ૪ ॥

दो०–तौ समदर्शी सुनिय प्रभु, करो सो वेगि उपाय ॥
होय मरण जेहि विनहि श्रम, दुस्सह विपति विहाय ॥ ७१ ॥

તો, હે સમદર્શી પ્રભુ ! મારી આ વિનતિ સાંભળીને તુરત એવો ઉપાય કરો કે જેથી વિના શ્રમે મારૂં મરણ થાય અને આ દુસ્સહ વિપત્તિ મટી જાય " ॥ ૭૧ ॥

चौ०–इहिविधि दुखित प्रजेशकुमारी । अकथनीय दारुण दुख भारी ॥
बीते संवत सहस सतासी । तजी समाधि शंभु अविनाशी ॥ १ ॥
रामनाम शिव सुमिरण लागे । जानेउ सती जगतपति जागे ॥
जाय शंभु पद वंदन कीना । सन्मुख शंकर आसन दीना ॥ २ ॥
लगे कहन हरिकथा रसाला । दक्ष प्रजेश भये तेहि काला ॥
देखा विधि विचार सबलायक । दक्षहि कीन्ह प्रजापति नायक ॥ ३ ॥
बड अधिकार दक्ष जब पावा । अति अभिमान हृदय तब आवा ॥
नहिं कोउ अस जन्मेउ जगमाहीं । प्रभुता पाय जाहिं मद नाहीं ॥ ४ ॥

આ પ્રમાણે દક્ષપ્રજાપતિની પુત્રી સતીને, કહી શકાય નહીં એવું ભારે દારુણ દુઃખ વેઠતાં વેઠતાં સત્યાશી હજાર વર્ષ વીતી ગયાં, ત્યારે અવિનાશી સદાશિવે સમાધિ

છોડી. ॥ ૧ ॥ સદાશિવ સમાધિ છોડીને રામના નામનું સ્મરણ કરવા લાગ્યા, ત્યારે સતીએ સદાશિવને જાગેલા જાણી, ત્યાં જઈને તેમના ચરણમાં પ્રણામ કરતાં, સદાશિવ, તેમને પોતાની સામે આસન આપીને, ॥ ૩ ॥ રસ ભરેલી પ્રભુની કથા કહેવા લાગ્યા. આ સમયમાં સતીના પિતા દક્ષપ્રજાપતિને, બ્રહ્માએ, સર્વ પ્રકારથી લાયક જોઈને, તેને સર્વ પ્રજાપતિઓના અધ્યક્ષપણાની પદવી આપી. ॥ ૩ ॥ દક્ષને જ્યારે મોટો અધિકાર મળ્યો, ત્યારે તેના હૃદયમાં અત્યંત અભિમાન આવ્યું. કારણ કે જગતમાં એવો કોઈ જણ જન્મ્યો જ નથી કે, જેને ઐશ્વર્ય મળ્યા છતાં, ગર્વ ન આવ્યો હોય[1]. ॥ ૪ ॥

दो०–दक्ष लिये मुनि बोल तब, करन लगे बड याग ॥
नेवत सादर सकल सुर, जो पावत मखभाग ॥ ७२ ॥

મોટી પદવી મળતાં, દક્ષપ્રજાપતિ, તે સમયે સર્વ મુનિઓને બોલાવી, મોટો યજ્ઞ કરવા લાગ્યો, એ યજ્ઞમાં આદર સહિત સર્વ દેવતાઓને નોતર્યા કે જેઓને યજ્ઞોમાં ભાગ મળે છે. ॥ ૭૨ ॥

चौ०–किन्नर नाग सिद्ध गंधर्वा । वधुन समेत चले सुर सर्वा ॥
विष्णु विरंचि महेश विहाई । चले सकल सुर यान बनाई ॥ १ ॥
सती विलोकेउ गगन विमाना । जात चले सुन्दर विधि नाना ॥
सुर सुन्दरी करहिं कलगाना । सुनत श्रवण छूटहिं मुनि ध्याना ॥ २ ॥
पूछेउ कछु शिव कहेउ बखानी । पिता यज्ञ सुनकर हरषानी ॥
जो महेश मोहिं आयसु देहीं । कछु दिन जाय रहौं मिस एहीं ॥ ३ ॥
पति परित्याग हृदय दुखभारी । कहै न निज अपराध विचारी ॥
बोली सती मनोहर बानी । भय संकोच प्रेमरस सानी ॥ ४ ॥

કિન્નરો, નાગો, સિદ્ધો અને ગંધર્વ લોકો, પોતપોતાની સ્ત્રીઓ સહિત તે યજ્ઞમાં જવા નીકળ્યા. વિષ્ણુ, બ્રહ્મા અને સદાશિવ, એ ત્રણ સિવાય સઘળા દેવતાઓ પણ વિમાનોને સજ્જ કરીને ચાલ્યા. ॥ ૧ ॥ આકાશમાં અનેક પ્રકારનાં સુંદર વિમાનો ચાલ્યાં જતાં હતાં, તે સતીના જોવામાં આવ્યાં. એ વિમાનોમાં બેઠેલી દેવાંગનાઓ એવાં ગાયનો કરતી હતી કે, જે ગાયનો સાંભળવામાં આવતાં, મુનિઓનાં ધ્યાન પણ છૂટી જાય. ॥ ૨ ॥ સતીએ વિમાનોના જવા વિષે જરાક પૂછતાં, સદાશિવે વિસ્તારથી તેનું કારણ કહી સંભળાવ્યું. પિતાને ઘેર યજ્ઞના પ્રસંગની વાત સાંભળી, રાજી થયેલાં સતી, વિચાર કરવા લાગ્યાં કે, “જો સદાશિવ મને આજ્ઞા આપે તો, આ પ્રસંગના મિષથી હું કેટલાક દિવસ પીયર જઈને રહું.” ॥ ૩ ॥ પતિએ પોતાનો પરિત્યાગ કર્યાનું ભારે દુઃખ સતીના મનમાં હતું, પણ પોતાના અપરાધનો વિચાર કરીને સતી કશું બોલી શકતાં ન હતાં, પણ આ પ્રસંગ મળવાથી, સતીએ, ભયથી, સંકોચથી તથા પ્રેમ-રસથી ભરેલી મનોહર વાણીવતે સદાશિવ પાસે વિજ્ઞપ્તિ કરી કે, ॥ ૪ ॥

૧ જેને ઐશ્વર્ય મળ્યા છતાં ગર્વ આવે નહીં, એવા કોઈ જણનો આ જગતમાં જન્મ થયો નથી, એવો બીજો અર્થ પણ કરી શકાય છે.

दो०—पिता भवन उत्सव परम, जो प्रभु आयसु होय ॥
तौ मैं जाउँ कृपायतन, सादर देखन सोय ॥ ७३ ॥

હે દયાના નિધાનરૂપ સ્વામી! મારા પિતાને ઘેર મોટો ઉત્સવ છે, માટે જો આપની આજ્ઞા હોય તો હું પ્રેમથી તે ઉત્સવ જોવાને વાસ્તે ત્યાં જાઉં." ॥ ૭૩ ॥

चौ०—कहउ नीक मोरे मन भावा। यह अनुचित नहिं निवत पठावा ॥
दक्ष सकल निजसुता बुलाई। हमरे बैर तुमहुँ बिसराई ॥ १ ॥
ब्रह्म सभा हमसन दुखमाना। तेहित अजहुँ करहिं अपमाना ॥
जो बिन बोले जाहु भवानी। रहै न शील सनेह न कानी ॥ २ ॥
यदपि मित्र प्रभु पितु गुरु गेहा। जइये बिन बोले न सँदेहा ॥
तदपि विरोधमान जहँ कोई। तहां गये कल्याण न होई ॥ ३ ॥
भांति अनेक शंभु समुझावा। भावी वश न ज्ञान उर आवा ॥
कह प्रभु जाहु जो विनहिं बुलाये। नहिं भलि बात हमारे भाये ॥ ४ ॥

સદાશિવ બોલ્યા કે, "ઠીક છે અને એ વાત મને પણ પસંદ છે, પરંતુ તમારા પિતાએ નોતરૂં મોકલ્યું નથી, એટલો તેમાં વાંધો છે. દક્ષે પોતાની સઘળી દીકરીઓને બોલાવી છે, પણ તેમાં મારા ઉપરના વૈરને લીધે તમને વિસારી મેલ્યાં છે. (જો કે તમારા ઉપરના સ્નેહને લીધે, મારા ઉપરના વૈરને પણ વિસારી મેલવું જોઇએ.) ॥ ૧ ॥ દક્ષે પ્રજાપતિઓના યજ્ઞની સભામાં મારાથી દુઃખ[1] માન્યું છે, તેથી તે આજ દિવસ સુધી પણ, મારૂં અપમાન કર્યા કરે છે. હે સતી! જો તમે બોલાવ્યા વગર ત્યાં જશો તો સ્નેહ, શીલ કે નાતો, કશું રહેશે નહીં. ॥ ૨ ॥ જો કે મિત્ર, માલેક, પિતા અને ગુરુ, એઓને ઘેર બોલાવ્યા વિના પણ જવું જ જોઈએ, તો પણ તેઓ જો વૈર રાખતા હોય તો તેઓને ઘેર જવાથી કલ્યાણ થાય?" ॥ ૩ ॥ આવા ઘણા ઘણા પ્રકારોથી સતીને સમજાવ્યાં, પણ ભાવીની પ્રબળતાને લીધે, સતીના મનમાં તે સમજણ ઉતરી નહીં. આમ થવાથી સદાશિવે વળી પણ કહ્યું કે, "તમે બોલાવ્યા વગર ત્યાં જાઓ, એ મારા ધાર્યા પ્રમાણે સારી વાત નથી." ॥ ૪ ॥

दो०—कहि देखा हर यत्न बहु, रहै न दक्षकुमारि ॥
दिये मुख्य गण संग तब, बिदा किये त्रिपुरारि ॥ ७४ ॥

---

૧ શ્રીમદ્‌ભાગવતના ચતુર્થસ્કંધમાં કથા છે કે, એક સમયે પ્રજાપતિઓના યજ્ઞની સભામાં બ્રહ્મા આદિ સર્વ દેવતાઓ બેઠા હતા. તે સમયે દક્ષપ્રજાપતિને, સભામાં આવતાં, તેને માન આપવા સઘળા સભાસદો ઉભા થયા, પણ બ્રહ્મા અને સદાશિવ ઉભા થયા નહીં. બ્રહ્માને, પોતાના પિતા જાણીને દક્ષ શાંત રહ્યો, પણ પોતાના જમાઈ સદાશિવને નહીં ઉઠેલા જોઈ, ક્રોધ કરીને બોલ્યો કે, "આજથી કોઈ પણ યજ્ઞમાં સદાશિવને ભાગ નહીં દેવામાં આવે" આ પ્રમાણે સદાશિવને નાતબહાર મુકીને દક્ષ પોતાને ઘેર ચાલ્યો ગયો. આથી સર્વ ઠેકાણે યજ્ઞો બંધ રહેતાં, દક્ષે પોતાનાં વચનને સાચું પાડવા વાસ્તે પોતાને ઘેર જ યજ્ઞ આરંભ્યો. આ કથાનો વિસ્તાર શ્રીમદ્‌ભાગવતમાંથી જોઈ લેવો.

સદાશિવે ઘણા યત્નથી કહી જોયું, પણ સતીને રહેવાનું ગમ્યું નહીં, તેથી સદાશિવે મુખ્ય પાર્ષદો સાથે આપીને તેમને વિદાય કર્યાં. ॥ ૭૪ ॥

चौ०–पिता भवन जब गई भवानी । दक्षत्रास काहु न सन्मानी ॥
सादर भलेहि मिलि एक माता । भगिनी मिलीं बहुत मुसुकाता ॥ १ ॥
दक्ष न कछु पूछी कुशलाता । सतिहिं विलोकि जरे सबगाता ॥
सती जाय देखेउ तब यागा । कतहुँ न दीख शंभुकर भागा ॥ २ ॥
तब चित चढेउ जो शंकर कहेऊ । प्रभु अपमान समुझ उर दहेऊ ॥
पाछिल दुख न हृदय अस व्यापा । जस यह भयउ महा परितापा ॥ ३ ॥
यद्यपि जग दारुण दुख नाना । सबते कठीन जाति अपमाना ॥
समुझि सो सतिहिं भयउ अतिक्रोधा । बहुविधि जननी कीन प्रबोधा ॥ ४ ॥

સતી પોતાના પિતા દક્ષને ઘેર ગયાં, પણ દક્ષના ત્રાસને લીધે કોઈએ પણ તેમને યજ્ઞમંડપમાં સન્માન આપ્યું નહીં. ફક્ત એક તેમની મા, પ્રેમ સહિત તેમને મળ્યાં અને બેહેનો પણ બહુજ હસતી હસતી તેમને મળી. ॥ ૧ ॥ દક્ષે તો જરા કુશળ પ્રશ્ન પણ ન પૂછયું, એટલું જ નહીં, પણ તે દક્ષ, સતીને જોઇને ક્રોધથી સઘળાં ગાત્રોમાં બળવા લાગ્યો. સતીએ જઇને યજ્ઞસ્થાન જોયું, પણ ત્યાં કયાંય સદાશિવનો ભાગ તેમના જોવામાં ન આવ્યો. ॥ ૨ ॥ આથી સદાશિવે કહેલી વાત સતીના ચિત્તપર ચઢી આવી અને સ્વામીનું અપમાન થયું સમજીને, સતીને હૃદયમાં દાહ થવા લાગ્યો. જેવું આ મોટું દુઃખ હૃદયમાં વ્યાપ્યું, તેવું તો પહેલાંનું મોટું દુઃખ પણ હૃદયમાં વ્યાપ્યું ન હતું. ॥ ૩ ॥ જો કે જગતમાં દારુણ દુઃખો અનેક છે, તોપણ સ્વજાતિ તરફનું અપમાન, સર્વ દુઃખોથી વધારે દારુણ છે. આવું સમજાયાથી, સતીના મનમાં અતિ ક્રોધ ઉત્પન્ન થતાં, માતાએ તેમને ઘણી રીતે સમજાવ્યાં પણ. ॥ ૪ ॥

दो०–शिव अपमान न जाय सहि, हृदय न होत प्रबोध ॥
सकल सभहि हठि हटकिकर, बोलीं वचन सक्रोध ॥ ७५ ॥

સદાશિવનું અપમાન સહન નહીં કરી શકાયાથી, સતીના મનમાં માતાનાં વચનોની કશી અસર થઈ નહીં. સતી, સઘળી સભાને ખડખડાવીને ક્રોધ ભરેલાં વચનો બોલ્યાં કે, ॥ ૭૫ ॥

चौ०–सुनहु सभासद सकल मुनिंदा । कही सुनी जिन शंकरनिंदा ॥
सो फल तुरत लहब सब काहू । भली भांति पछताय पिताहू ॥ १ ॥
संत शंभु श्रीपति अपवादा । सुनिय जहां तहँ अस मरयादा ॥
काटिय तासु जीभ जो बसई । श्रवण मूद नहिं चलिय पराई ॥ २ ॥
जगदातमा महेश पुरारी । जगत जनक सबके हितकारी ॥
पिता मंदमति निंदत तेही । दक्ष शुक्र संभव यह देही ॥ ३ ॥
तजिहौं तुरत देह तेहि हेतु । उर धरि चंद्रमौलि वृषकेतू ॥
अस कह योग अग्नि तनु जारा । भयउ सकल मख हाहाकारा ॥ ४ ॥

"હે સભાસદો ! અને હે સર્વ મુનીશ્વરો ! સાંભળો. જેઓએ શંકરની નિંદા કરી છે અને સાંભળી છે, તેઓ સઘળા એ કર્મનું ફળ તુરત પામો અને મારો પિતા મોટા પસ્તાવામાં પડો. ॥ ૧ ॥ જ્યાં સંત સદાશિવ અને વિષ્ણુ, એઓની નિંદા સાંભળવામાં આવે, ત્યાં એવી મર્યાદા છે કે, જો શક્તિ હોય તો નિંદા કરનારાઓની જીભ કાપી લેવી અને શક્તિ ન હોય તો કાન ઢાંકીને ત્યાંથી દૂર ચાલ્યું જવું. ॥ ૨ ॥ જગતના આત્મા, જગતના પિતા અને સર્વનું હિત કરનારા ત્રિપુરાંતક સદાશિવની, મારા પિતાએ નિંદા કરી છે અને આ મારો દેહ, એ નિંદા કરનારાના વીર્યથી ઉત્પન્ન થયો છે, ॥ ૩ ॥ માટે હૃદયમાં ચંદ્રમૌલિ[1] વૃષકેતુનું (જેનો ચંદ્ર મુકુટરૂપ છે એવા સદાશિવનું) ધ્યાન ધરીને, તુરત આ દેહને છોડી દઈશ." આટલું બોલીને સતીએ યોગાગ્નિથી પોતાનું શરીર બાળી નાખ્યું અને તેથી સઘળા યજ્ઞમાં હાહાકાર વર્તી રહ્યો. ॥ ૪ ॥

दो०—सती मरण सुनि शंभु गण, लगे करन मख खीश ॥
यज्ञ विध्वंस विलोकि भृगु, रक्षा कीन्ह मुनीश ॥ ७६ ॥

સતીનું મરણ થયું સાંભળી, સદાશિવના પાર્ષદો યજ્ઞનો વિધ્વંસ કરવા લાગ્યા, પણ તે વિધ્વંસ થતો જોઇ, મુનીશ્વર ભૃગુએ યજ્ઞના અગ્નિમાંથી ઋભુ નામના દેવતાઓને ઉત્પન્ન કરી, તેઓના હાથથી માર મરાવી, તે પાર્ષદોને નસાડી મૂકીને યજ્ઞની રક્ષા કરી. ॥ ૭૬ ॥

चौ०—समाचार जब शंकर पाये । वीरभद्र कर कोप पठाये ॥
यज्ञविध्वंस जाय तिन कीन्हा । सकल सुरन विधिवत फल दीन्हा ॥ १ ॥
भइ जग विदित दक्षगति सोई । जग कछु शंभु विमुखकी होई ॥
यह इतिहास सकल जग जाना । ताते मैं संक्षेप बखाना ॥ २ ॥
सती मरत हरिसम वर मांगा । जन्म जन्म शिवपद अनुरागा ॥
तेहि कारण हिमगिरि गृह जाई । जन्मी पारवती तनु पाई ॥ ३ ॥
जबते उमा शैलगृह आई । सकल सिद्धि संपति तहँ छाई ॥
जहँ तहँ मुनिन सुआश्रम कीन्हे । उचित वास हिमभूधर दीन्हे ॥ ४ ॥

નારદજીના કહેવાથી, આ સમાચાર મળતાં, સદાશિવે કોપ કરીને, વીરભદ્ર નામના એક મહા પ્રબળ પાર્ષદને યજ્ઞનો વિધ્વંસ કરવા મોકલ્યો. એ વીરભદ્રે ત્યાં જઈ, યજ્ઞનો વિધ્વંસ કર્યો અને સઘળા દેવતાઓને, દક્ષને તથા ઋષિઓને જેવાં જોઇએ તેવાં ફળો આપ્યાં. ॥ ૧ ॥ સદાશિવથી પ્રતિકૂળ રહેનારાઓને જેવી મળવી જોઈએ તેવી જ દક્ષને ગતિ મળી. આ ઇતિહાસ સર્વ જગતમાં પ્રસિદ્ધ છે, તેથી મેં અહીં સંક્ષેપથી કહ્યો છે. ॥ ૨ ॥ સતીએ મરવાના સમયમાં પ્રભુની પાસે વરદાન માગ્યું હતું કે, 'મને જન્મો

૧ 'ચંદ્રમૌલિ' પદમાંથી એવો વ્યંગાર્થ નીકળે છે કે, હું અહીં બળી મરીશ, તોપણ સદાશિવના મુકુટના ચંદ્રમાં રહેલાં અમૃતથી મને સુખશાંતિ મળશે. ધર્મને મુખ્ય ગણનાર એવા અર્થવાળા 'વૃષકેતુ', એ પદમાંથી એવો વ્યંગાર્થ નીકળે છે કે, સદાશિવ મારા પાતિવ્રત્ય ધર્મ ઉપર ધ્યાન આપીને હવે મારા અપરાધની ક્ષમા કરશે.

જન્મમાં સદાશિવના ચરણોમાં પ્રેમ હોજો ' એ કારણથી સતીએ અહીંથી હિમાલયને[1] ઘેર જઇને પુનર્જન્મ ધર્યો અને તે જન્મમાં પોતે પાર્વતી કહેવાયાં. ॥ ૩ ॥ જ્યારથી હિમાલયને ઘેર પાર્વતીનો જન્મ થયો, ત્યારથી ત્યાં સઘળી સિદ્ધિઓ તથા સઘળી સંપત્તિઓ છાઇ રહી, મુનિઓએ હિમાલયમાં ઠેકાણે ઠેકાણે ઉત્તમ આશ્રમો કર્યા. અને હિમાલયે એ મહાત્માઓને યોગ્ય નિવાસો આપ્યા. ॥ ૪ ॥

**दो०—सदा सुमन फल सहित सब, द्रुम नव नाना जाति ॥**
**प्रगटी सुन्दर शैल पर, मणि अकार बहु भांति ॥ ७७ ॥**

હિમાલય ઉપર સર્વદા પુષ્પોની અને ફળોની સંપત્તિઓવાળી અનેક પ્રકારની નવીન નવીન સુંદર વૃક્ષોની જાતિઓ ઉત્પન્ન થઈ, મણીઓની ખાણ્યો પણ ઘણી ઘણી જાતની પ્રકટ થઇ. ॥ ૭૭ ॥

**चौ०—सरिता सब पुनीत जल बहईं । खग मृग मधुप सुखी सब रहईं ॥**
**सहज वैर सब जीवन त्यागा । गिरिपर सकल करहिं अनुरागा ॥ १ ॥**
**सोह शैल गिरिजा गृह आये । जिमि नर राम भक्तिके पाये ॥**
**नित नूतन मंगल गृह तासू । ब्रह्मादिक गावहिं यश जासू ॥ २ ॥**
**नारद समाचार सब पाये । कौतुक हिमगिरि गेह सिधाये ॥**
**शैलराज बड आदर कीन्हा । चरण पखार वरासन दीन्हा ॥ ३ ॥**
**नारि सहित मुनिपद शिर नावा । चरण सलिल सब भवन सिचावा ॥**
**निज सौभाग्य बहुत गिरिवरणा । सुता बोलि मेली मुनि चरणा ॥ ४ ॥**

પવિત્ર જળવાળી સર્વ નદીઓ, તેમાંથી વહેવા લાગી, પક્ષીઓ, મૃગો તથા ભ્રમરો, એ સર્વ સુખી રહેવા લાગ્યાં, સઘળાં પ્રાણીઓએ પરસ્પરનાં સહજ વૈરો પણ છોડી દીધાં અને હિમાલયપર સર્વ લોકો પ્રેમ કરવા લાગ્યાં. ॥ ૧ ॥ જેમ માણસ, રામ ભક્તિની પ્રાપ્તિ થવાથી શોભે, તેમ હિમાલય, પાર્વતીનો જન્મ થવાથી શોભવા લાગ્યો. હિમાલયને ઘેર નિત્ય નવીન નવીન મંગલો થવા લાગ્યાં. બ્રહ્માદિક દેવતાઓ પણ હિમાલયની કીર્તિ ગાવા લાગ્યા. ॥ ૨ ॥ આ સઘળા સમાચાર નારદજીને મળવાથી, નારદજી કૌતુકને લીધે હિમાલયને ઘેર આવ્યા. હિમાલયે તેમનો મોટો આદર સત્કાર કર્યો, પગ પખાળીને તેમને ઉત્તમ આસન આપ્યું, ॥ ૩ ॥ પોતાની મેના નામની સ્ત્રી સહિત તેમનાં ચરણોમાં માથું નમાવ્યું, એમના ચરણ ધોવાના જળથી સઘળા ઘરમાં છંટકાવ કર્યો, એમના આવવાથી પોતાના ભાગ્યની બહુ પ્રશંસા કરી અને પાર્વતીને બોલાવીને તેમના ચરણમાં મૂકયાં. ॥ ૪ ॥

---

૧ યોગાગ્નિથી બળી જનારને પુનર્જન્મ થાય નહીં, પણ સતીએ વરદાન માગ્યું હતું, તેથી તેમનો પુનર્જન્મ થયો એમ સમજવું. અગ્નિથી દગ્ધ થયેલાંઓને હિમાલય બહુ ઉપકારી છે, એ યુક્તિ પણ અહીં ધ્યાનમાં રાખવી હિમાલયનો અધિષ્ઠાતા જે દેવ તેને ઘેર પાર્વતીનો જન્મ થયો એમ સમજવું. કાલિદાસે કરેલા કુમારસંભવ કાવ્યમાં “अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः એ શ્લોક જુવો.

दो०–त्रिकालज्ञ सर्व तुम, गति सर्वत्र तुह्मारि ॥
कहो सुताकें दोष गुण, मुनिवर हृदय विचारि ॥ ७८ ॥

હિમાલયે વિજ્ઞપ્તિ કરી કે, હે મુનિવર નારદજી ! આપ ત્રણે કાળને જાણનારા સર્વજ્ઞ છો અને આપની ગતિ સર્વત્ર છે, માટે હૃદયમાં વિચારીને આ મારી પુત્રીના સઘળા ભવિષ્યના ગુણ દોષ કહો. ॥ ૭૮ ॥

चौ०–कह मुनि विहँस गूढ मृदु वानी । सुता तुह्मारि सकल गुण खानी ॥
सुन्दर सहज सुशील सयानी । नाम उमा अम्बिका भवानी ॥ १ ॥
सब लक्षण सम्पन्न कुमारी । होइहि संतत पियहि पियारी ॥
सदा अचल यहिकर अहिवाता । इहिते यश पैहहिं पितु माता ॥ २ ॥
होइहै पूज्य सकल जगमाहीं । यहि सेवत कछु दुर्लभ नाहीं ॥
इहिकर नाम सुमिरि संसारा । तिय चढिहहिं पतिव्रत असि धारा ॥ ३ ॥
शैल सुलक्षणि सुता तुह्मारी । सुनहु जे अब अवगुण दुइ चारी ॥
अगुण अमान मातु पितु हीना । उदासीन सब संशय छीना ॥ ४ ॥

નારદજી હસીને કોમળ તથા ગૂઢ વાણી બોલ્યા કે, “ હે હિમાલય ! તમારી પુત્રી સર્વ ગુણોની ખાણરૂપ[1], સ્વાભાવિક સૌન્દર્યવાળી, સુશીલ, અને મહા ચતુર થશે. ઉમા, અંબિકા અને ભવાની ઈત્યાદિ નામો પામશે, ॥ ૧ ॥ સર્વ સુલક્ષણોથી સંપન્ન થશે, સર્વદા પતિને પ્યારી રહેશે, સર્વદા અખંડ એહેવાતણ પામશે, તમારી તથા મેનાની કીર્તિની વૃદ્ધિ કરશે, ॥ ૨ ॥ સર્વ જગતની પૂજનીય થશે અને આની સેવા કરનારાઓને કશું શુભ દુર્લભ રહેશે નહીં. સંસારમાં સ્ત્રીઓ આના નામનું સ્મરણ કરીને પાતિવ્રત્યરૂપી તરવારની ધારાપર ચઢશે. ॥ ૩ ॥ હે પર્વત ! આ રીતે તમારી પુત્રી શુભ લક્ષણોવાળી થશે, પણ તેમાં બે ચાર અવગુણ પણ થશે, તે હવે સાંભળો. આના હાથમાં એવી રેખા પડી છે, કે, જેથી આને ગુણ વગરનો, માન વગરનો, માતા પિતા વગરનો, ઉદાસીન, સર્વ સંશયોથી રહિત, ॥ ૪ ॥

दो०–योगी जटिल अकाम मन, नगन अमंगल भेष ॥
अस स्वामी इहिकह मिलहि, परी हस्त असरेख ॥ ७९ ॥

યોગી, જટા ધરનારો, મનમાં કામના વગરનો, નગ્ન અને અમંગળ વેષવાળો પતિ મળશે એવી રેખા આના હાથમાં પડી છે. ” ॥ ૭૯ ॥

चौ०–सुनि मुनि गिरा सत्य जिय जानी । दुख दंपतिहि उमा हरषानी ॥
नारदहू यह भेद न जाना । दशा एक समुझत बिलगाना ॥ १ ॥
सकल सखी गिरिजा गिरि मयना । पुलक शरीर भरे जल नयना ॥
होय न मृषा देवऋषि भाखा । उमा सो वचन हृदय धरि राखा ॥२॥

[1] જગદંબા—માયા સત્વગુણ, રજોગુણ અને તમોગુણ, એ ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ છે, તેથી પણ તેમને સર્વ ગુણોની ખાણરૂપ કહેવાં ઉચિત છે.

उपजेउ शिव पदकमल सनेहू । मिलन कठिन मन यह संदेहू ॥
जानि कुअवसर प्रीति दुराई । सखी उछंग बैठि पुनि जाई ॥ ३ ॥
झूठि न होय देवऋषि बानी । सोचहिं दंपति सखी सयानी ॥
उर धरि धीर कहै गिरिराऊ । कहो नाथ का करिय उपाऊ ॥ ४ ॥

નારદજીની વાણીને હૃદયમાં સત્ય જાણીને, મેના, હિમાલય તથા પાર્વતીની સખીએ ખેદ પામ્યાં અને પાર્વતી રાજી થયાં. એ સર્વનાં નેત્રોમાંથી અશ્રુની ધારા ચાલતી જોવામાં આવતાં અને શરીરોમાં રોમાંચ જોવામાં આવતાં, નારદજી સર્વને ખેદ પામેલાં સમજવા લાગ્યા પણ એઓમાં 'પાર્વતીને આનંદનાં અશ્રુ ચાલે છે તથા આનંદથી રોમાંચ થયાં છે,' એ ભેદ નારદજીના સમજવામાં ન આવ્યો. સર્વની દશા એક હતી, પણ તેઓમાં એકની સમજણ જૂદી હતી. ॥ ૧ ॥ સઘળી સખીઓ, પાર્વતી, હિમાલય અને મેના, એઓ, શરીરમાં રોમાંચોથી અને નેત્રોમાં અશ્રુઓથી ભરપૂર થઈ ગયાં. 'નારદજી જે બોલે, તે ખોટું થાયજ નહીં,' એમ જાણીને, તે વચન પાર્વતીએ, પોતાના હૃદયમાં ધરી રાખ્યું. ॥ ૨ ॥ પાર્વતીને સદાશિવનાં ચરણકમળમાં સ્નેહ ઉત્પન્ન થયો, પણ 'તે ચરણકમળ મળવાં કઠણ છે,' એવો સંદેહ મનમાં રહેવા લાગ્યો. પ્રીતિ પ્રકટ કરવાનો આ સમય નથી, એમ જાણી, પ્રીતિને ગુપ્ત રાખવાવાસ્તે પાર્વતી ત્યાંથી ઊઠી, સખીની પાસે જઇને તેના ખોળામાં બેઠાં. ॥ ૩ ॥ 'નારદજીનાં વચન ખોટાં પડવાનાં નથી,' એમ જાણી, માતા, પિતા અને સખીઓ શોચ કરવા લાગ્યાં. હિમાલયે હૃદયમાં ધીરજ ધરીને નારદજીને કહ્યું કે, "હે નાથ ! કહો, હવે અમારે શો ઉપાય કરવો !" ॥ ૪ ॥

दो०–कह मुनीश हिमवंत सुन, जो विधिं लिखा लिलार ॥
देव दनुज नर नाग मुनि, कोउ न मेटन हार ॥ ८० ॥

નારદજી બોલ્યા કે, "હે હિમાલય ! તમે સાંભળો. વિધાતાએ લલાટમાં જે લેખ લખ્યા હોય, તેઓને ટાળવા દેવ, દાનવ, નર, નાગ કે મુનિ, કોઈ પણ સમર્થ નથી. ॥ ૮૦ ॥

चौ०–तदपि एक मैं कहो उपाई । होय करै जो दैव सहाई ॥
जस वर मैं वरणेउ तुम पाहीं । मिलहि उमहिं कछु संशय नाहीं ॥ १ ॥
जे जे वरके दोष बखाने । ते सब शिवपह मैं अनुमाने ॥
जो विवाह शंकर सन होई । दोषो गुण सम कह सब कोई ॥ २ ॥
जो अहिसेज शयन हरि करहीं । बुध कछु तिनकहँ दोष न धरहीं ॥
भानु कृशानु सर्व रस खाहीं । तिनकहँ मन्द कहत कोउ नाहीं ॥ ३ ॥
शुभ अरु अशुभ सलिल सब बहहीं । सुरसरि कोउ अपावन कहहीं ॥
समरथकों नहिं दोष गुसाईं । रवि पावक सुरसरि की नाईं ॥ ४ ॥

તોપણ હું એક ઉપાય બતાવું છું. જો દૈવ મદદ કરશે, તો બની આવશે. મેં તમારી પાસે જેવા વરનું વર્ણન કર્યું. તેવો જ વર પાર્વતીને મળશે, એમાં કશો સંશય નથી. ॥ ૧ ॥

હું અનુમાન કરૂં છું કે, વરમાં મેં જે જે દોષો કહ્યા, તે સઘળા શિવમાં છે. જો શિવની સાથે પાર્વતીનો વિવાહ બની જાય, તો દોષો પણ ગુણો જેવા થઈ જાય, એમ સર્વ કોઇ કબૂલ કરશે. ॥ ૨ ॥ વિષ્ણુ સર્પરૂપી શય્યા ઉપર શયન કરે છે, તોપણ વિદ્વાન્ લોકો તેમના ઉપર કશો દોષ મૂકતા નથી. સૂર્ય અને અગ્નિ સઘળા રસોનું ભક્ષણ કરે છે, તોપણ તેઓને કોઇ પણ ખરાબ કહેતા નથી. ॥ ૩ ॥ ગંગાજી શુભ તથા અશુભ, સર્વ પ્રકારનાં જળોનું વહન કરે છે, તોપણ કોઇ લોકો તેને અપવિત્ર કહે છે ? નથી જ કહેતા. હે મહારાજ હિમાલય ! સૂર્ય, અગ્નિ અને ગંગાજી, એઓની પેઠે, સમર્થને કોઈ દોષ છે જ નહીં. ॥ ૪ ॥

दो०—जो ऐसेहि ईर्षा करहिं, जड विवेक अभिमान ॥
परहिं कल्पभरि नरक महँ, जीव कि ईश समान ॥ ८१ ॥

જો કોઈ મૂર્ખ જીવ, વિવેકનું અભિમાન ધરી, એવા સમર્થ લોકોની ઇર્ષ્યા ધરીને પોતે પણ તેવાં કર્મો કરે, તો, કલ્પ પર્યંત નરકમાં પડે. જીવ, કદી પણ ઇશ્વર સમાન થાય કે ? ॥ ૮૧ ॥

चौ०—सुरसरि जल कृत वारुणि जाना । कबहुँ न सन्त करहिं तेहि पाना ॥
सुरसरि मिले सो पावन कैसे । ईश अनीशहि अंतर तैसे ॥ १ ॥
शंभु सहज समरथ भगवाना । इहि विवाह सब विधि कल्याना ॥
दुराराध्य पै अहहिं महेशू । आशुतोष पुनि किये कलेशू ॥ २ ॥
जो तप करै कुमारि तुम्हारी । भाविउ मेटि सकैं त्रिपुरारी ॥
यद्यपि वर अनेक जगमाहीं । इहि कहँ शिव तजि दूसर नाहीं ॥ ३ ॥
वरदायक प्रणतारति भंजन । कृपासिंधु सेवक मनरंजन ॥
इच्छित फल विनु शिव आराधे । लहइ न कोटि योग जप साधे ॥ ४ ॥

મદિરા, ગંગાજળથી બનાવવામાં આવેલી જાણવામાં આવે, તોપણ સંત જનો તેને કદી પીએ નહીં. પણ એ જ મદિરા, જો ગંગામાં મળી જાય, તો, કેવી પવિત્ર થઇ જાય છે ? આ પ્રમાણે જીવ, ઇશ્વરના અંશથી બનેલો છે, તોપણ તેને કોઇ ઇશ્વર જાણે નહીં, પરંતુ એજ જીવ, જો જ્ઞાન આદિથી ઇશ્વરરૂપ થઈ જાય, તો, સર્વ લોકો તેને ઇશ્વર જ ગણે. જીવમાં અને ઇશ્વરમાં આટલો ભેદ છે. ॥ ૧ ॥ સદાશિવ સ્વાભાવિક રીતે સમર્થ છે અને ઇશ્વર છે, માટે તેમની સાથે વિવાહ બની જાય, તો, સર્વ પ્રકારનું કલ્યાણ થાય. પરંતુ એ સદાશિવ; માંડ પ્રસન્ન કરી શકાય એવા છે. જો કે માંડ પ્રસન્ન કરી શકાય એવા છે, તોપણ, તપ વગેરે કલેશ ભોગવવાથી તુરત પ્રસન્ન થાય એવા છે. ॥ ૨ ॥ તમારી પુત્રી જો તપ કરે, તો, સદાશિવ, ભાવીને[1] પણ ટાળી શકે એવા છે. જો કે જગતમાં વર અનેક છે, તોપણ તમારી પુત્રીને વાસ્તે સદાશિવ વિના બીજો કોઇ યોગ્ય નથી. ॥ ૩ ॥ શિવ કે જે વરદાન દેનારા ભક્તજનોની પીડાને ભાંગનારા, કૃપાના

૧ તપ કરવાથી કર્મનો ક્ષય થાય છે, તેથી ભાવી પણ મટી જાય છે.

સમુદ્રરૂપ અને સેવકોનાં અંતઃકરણોને રાજી કરે એવા છે, તેમનું આરાધન કર્યા વિના કરોડ યોગ અને કરોડ જપ સાધવામાં આવે, તોપણ વાંચ્છિત ફળ મેળવી શકાતું નથી. " ॥ ૪ ॥

दो०–अस कहि नारद सुमिरि हरि, गिरिजहि दीन अशीश ॥
होइहि यहि कल्याण अब, संशय तजहु गिरीश ॥ ८२ ॥

નારદજીએ એટલું કહી, હરિનું સ્મરણ કરી, પાર્વતીને આશિર્વાદ આપીને હિમાલયને કહ્યું કે, "હે પર્વતોના રાજા ! પાર્વતીનું કલ્યાણ થશે. હવે તમે સંશય છોડી દો." ॥ ૮૨ ॥

चौ०–कहि अस ब्रह्म भवन मुनि गयऊ । आगिल चरित सुनहु जस भयऊ ॥
पतिहि इकांत पाय कह मैना । नाथ न मैं समझेउं मुनि बैंना ॥ १ ॥
जो घर वर कुल होय अनूपा । करिय विवाह सुता अनुरूपा ॥
नतु कन्या वरु रहै कुमारी । कंत उमा मम प्राणपियारी ॥ २ ॥
जो न मिलहि वर गिरिजहि योगू । गिरि जड सहज कहहिं सब लोगू ॥
सो विचार पति करहु विवाहू । जेहि न बहोरि होइ उर दाहू ॥ ३ ॥
अस कह परी चरण हरि शीशा । बोले सहित सनेह गिरीशा ॥
वरु पावक प्रगटै शशि माहीं । नारद वचन अन्यथा नाहीं ॥ ४ ॥

નારદ મુનિ, એટલું બોલીને બ્રહ્મલોકમાં ગયા. હે ભરદ્વાજ ! હવે તે પછી જે ચરિત્ર બન્યું, તે કહું છું, તે સાંભળો. મેનાએ એકાંત મેળવીને, હિમાલયને કહ્યું કે, "હે નાથ ! હું નારદજીના વચનમાં સમજી નથી. ॥ ૧ ॥ ઘર, વર અને કુલ, કન્યાને વાસ્તે જેવાં જોઇએ તેવાં શ્રેષ્ઠ મળે, તો વિવાહ કરી નાખીએ. જો ન મળે તો કન્યા કુંવારી રહે, એ જ સારૂં છે. હે નાથ ! પાર્વતી મને પ્રાણથી પણ પ્યારી છે. તેથી આમ બોલું છું. ॥ ૨ ॥ જો વર પાર્વતીને લાયક નહીં મળે તો, લોકો કહેશે કે, પર્વત સ્વાભાવિક રીતે જડ છે, તે જડ જ રહ્યો. હે સ્વામિ ! આમ છે, એટલા માટે, વિચારીને દીકરીનો વિવાહ કરજો, કે જેથી પાછળથી હૃદયમાં બળતરા થાય નહીં." ॥ ૩ ॥ એટલું બોલીને, મેના, ચરણોમાં માથું મૂકીને પડતાં, હિમાલય સ્નેહ સહિત બોલ્યો કે, "વખત પર ચંદ્રમાં અગ્નિ પ્રકટ થાય, પણ નારદજીનું વચન કોઈ વખતે પણ અન્યથા થાય નહીં,॥ ૪ ॥

दो०–प्रिया सोच परिहरहु सब, सुमिरहु श्रीभगवान ॥
पारवती जिन निर्मयउ, सोइ करिहहिं कल्यान ॥ ८३ ॥

હે પ્યારી ! સઘળો શોક છોડી દો અને શ્રીભગવાનનું સ્મરણ કરો. જેણે પાર્વતીને બનાવી છે, તેજ પાર્વતીનું કલ્યાણ કરશે. ॥ ૮૩ ॥

चौ०–अब जो तुमहिं सुतापर नेहू । तौ अस जाय सिखावन देहू ॥
करै सो तप जेहि मिलहिं महेशू । आन उपाय न मिटै कलेशू ॥ १ ॥

नारद वचन सगर्भ सहेतू । सुंदर सब गुण निधि हृषकेतू ॥
अस विचार तुमतजि सवशंका । सबहि भांति शंकर अकलंका ॥ २ ॥
सुनि पतिवचन हर्ष मनमांहीं । गई तुरत उठि गिरिजा पांहीं ॥
उमहि विलोकि नयन भरि वारी । सहित सनेह गोद बैठारी ॥ ३ ॥
बारहि बार लेति उर लाई । गदगद कंठ न कछु कहि जाई ॥
जगतमातु सर्वज्ञ भवानी । मातु सुखद बोलीं मृदुवानी ॥ ४ ॥

હવે જો તમને પુત્રી ઉપર સ્નેહ હોય તો, જઈને તેને શીખામણ આપો કે, એ પુત્રી, જેથી સદાશિવ મળે એવું તપ કરે. બીજા કોઈ પણ ઉપાયથી કલેશ મટશે નહીં. ॥ ૧ ॥ 'નારદજીનું વચન, ઉંડા અભિપ્રાયવાળું અને કારણ ભરેલું જ હોવું જોઈએ અને સદાશિવ સુંદર છે તથા ગુણોના ભંડારરૂપ છે.' એમ વિચારીને, તમે સઘળી શંકા છોડી દો. સદાશિવ સર્વ પ્રકારે કલંક રહિત જ છે." ॥ ૨ ॥ એ પ્રમાણે પતિનાં વચનો સાંભળી, મનમાં હર્ષ પામેલી મેના, ત્યાંથી તુરત ઉઠીને, પાર્વતીની પાસે ગઈ પાર્વતીને જોતાં, મેનાનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. મેનાએ સ્નેહસહિત પાર્વતીને ખોળામાં બેસાડી, ॥ ૩ ॥ મેના, પાર્વતીને વારંવાર છાતીમાં લઈને દાબવા લાગી, પણ ગદ્‌ગદ્ કંઠ થઈ જવાને લીધે, કશું બોલી શકતી ન હતી. સર્વને જાણનારાં જગદંબા પાર્વતી, માતાને સુખ આપે એવી કોમળ વાણી બોલ્યાં કે, ॥ ૪ ॥

दो०—सुनहु मातु मैं दीख अस, स्वप्न सुनाऊं तोहि ॥
सुन्दर गौर सुविप्रवर, अस उपदेशै मोहिं ॥ ८४ ॥

"હે માજી ! સાંભળો. મેં એક સ્વપ્ન દીઠું છે, તેની હકીકત તમને કહી સંભળાવું." એક સુંદર અને ગૌર વર્ણવાળા ઉત્તમ બ્રાહ્મણે, મને સ્વપ્નમાં એવો ઉપદેશ કર્યો કે, ॥ ૮૪ ॥

चौ०—करहु जाय तप शैलकुमारी । नारद कहा सो सत्य बिचारी ॥
मातु पितहि पुनि यह मत भावा । तप सुखप्रद दुख दोष नशावा ॥ १ ॥
तपबल रच प्रपंच विधाता । तपबल विष्णु सकल जग त्राता ॥
तपबल शंभु करहिं संहारा । तपबल शेष धरहिं महिभारा ॥ २ ॥
तप अधार सब सृष्टि भवानी । करहु जाय तप अस जियजानी ॥
सुनत वचन विस्मत महतारी । स्वप्न सुनायहु गिरिहि हँकारी ॥ ३ ॥
मातपितहि बहुविधि समुझाई । चलीं उमां तपहित हर्षाई ॥
प्रिय परिवार पिता अरु माता । भये विकल मुख आव न बाता ॥ ४ ॥

'હે પર્વતની પુત્રી ! નારદજીએ જે કહ્યું છે, તે સત્ય જ છે, એમ વિચારી, તમે વનમાં જઈને તપ કરો. આ મત જ તમારાં માતા પિતાને પસંદ પડ્યો છે અને તપ જ સુખદાયી છે તથા દુઃખો અને દોષોને નષ્ટ કરનાર છે. ॥ ૧ ॥ બ્રહ્મા, તપના બળથી, સૃષ્ટિ કરે છે, વિષ્ણુ, તપના બળથી, સર્વ જગતનું પાલન કરે છે, સદાશિવ, તપના બળથી,

જગતનો સંહાર કરે છે અને શેષનાગ, તપના બળથી જ, પૃથ્વીનો ભાર ધરે છે. ॥ ૨ ॥ હે પાર્વતી ! તપ જ સઘળી સૃષ્ટિનો આધાર છે, એમ હૃદયમાં નિશ્ચય કરી, તમે જઇને તપ કરો.' પુત્રીનાં વચનો સાંભળી, વિસ્મય પામેલી મેનાએ, હિમાલયને બોલાવીને સ્વપ્નની હકીકત કહી સંભળાવી. ॥ ૩ ॥ ઉમા[1] ઘણી ઘણી રીતે માતા પિતાને સમજાવી, હર્ષ ધરીને, તપને વાસ્તે ચાલતાં, પ્યારાં કુટુંબી જન, પિતા અને માતા, એઓ સઘળાં એવાં વિહ્વલ થઇ ગયાં કે, મોહોડામાંથી કશું બોલી શકતાં ન હતાં. ॥ ૪ ॥

दो०—वेदशिरा मुनि आय तब, सबहि कहा समुझाय ॥
पारवती महिमा सुनत, रहे प्रबोधहि पाय ॥ ८५ ॥

આ સમયમાં વેદશિરા નામના મુનિએ, ત્યાં આવી, સર્વને સમજાવીને કહ્યું વેદશિરાના મુખથી, પાર્વતીનો મહિમા સાંભળી, એઓ સર્વ જ્ઞાન પામીને શાંત થયાં. ॥૮૫॥

चौ०—उरधरि उमा प्राणपति चरणा । जाय विपिन लागी तप करणा ॥
अतिसुकुमारि न तनु तप योगू । पतिपद सुमिरि तजेउ सब भोगू ॥ १ ॥
नित नव चरण उपज अनुरागा । बिसरि देह तपहि मन लागा ॥
सँव्वत सहस मूल फल खाये । शाक खाय शतवर्ष गँवाये ॥ २ ॥
कछु दिन भोजन वारि बतासा । किये कठिन कछु दिन उपवासा ॥
वेलपात महि परे सुखाई । तीन सहस सँव्वत सो खाई ॥ ३ ॥
पुनि परिहरेउ सुखानेउ परणा । उमानाम तब भयउ अपरणा ॥
देखि उमहि तप क्षीणशरीरा । ब्रह्मगिरा भइ गगन गँभीरा ॥ ४ ॥

પાર્વતી, પોતાના હૃદયમાં, પ્રાણપતિ સદાશિવનાં ચરણોનું સ્મરણ કરી, વનમાં જઇને તપ કરવા લાગ્યાં. પાર્વતી અત્યંત સુકુમાર હતાં અને તેમનું શરીર, તપ કરવાને લાયક ન હતું, તોપણ તેમણે, પતિનાં ચરણોનું સ્મરણ કરી, સર્વ ભોગ છોડી દીધા. ॥ ૧ ॥ પતિના ચરણોમાં નિત્ય નવીન સ્નેહ ઉપજવા લાગ્યો, દેહનું ભાન રહ્યું નહીં અને મન તપ કરવામાં જ લાગ્યું. હજાર વર્ષ સુધી મૂલ તથા ફળનો આહાર કરીને રહ્યાં. સો વર્ષ ફક્ત શાક ખાઇને કહાડ્યાં. ॥ ૨ ॥ કેટલાક દિવસ ફક્ત જળ પીને, કેટલાક દિવસ વાયુનો આહાર કરીને અને કેટલાક દિવસ કઠણ ઉપવાસ કરીને રહ્યાં. ધરતીપર પડેલાં સૂકાં પાંદડાં તથા વેલા ખાઈને ત્રણ હજાર વર્ષ વ્યતીત કર્યાં. ॥ ૩ ॥ પછી પાંદડાં ખાવાં પણ છોડી દીધાં, તેથી પાર્વતીનું 'અપર્ણા' નામ કહેવાવા લાગ્યું. પાર્વતીના શરીરને તપથી ક્ષીણ થયેલું જોઈ, આકાશમાં ગંભીર બ્રહ્મવાણી થઈ કે, ॥ ૪ ॥

दो०—भयउ मनोरथ सफल तव, सुन गिरिराजकुमारी ॥
परिहर दुसह कलेश सब, अब मिलिहहिं त्रिपुरारी ॥ ८६ ॥

---

૧ ઉ એટલે હે પાર્વતી ! મા એટલે તપ કરવા જાઓ મા, એમ માતાએ કહ્યું, તેથી પાર્વતીનું ઉમા એ નામ પડ્યું.

"હે ગિરિરાજની પુત્રી ! સાંભળો. તમારા સઘળા મનોરથ સફળ થયા છે. તપસંબંધી દુસ્સહ કલેશોને છોડી દો. હવે તમને સદાશિવ મળશે. ॥ ૮૬ ॥

चौ०—अस तप काहु न कीन भवानी । भये अनेक धीर मुनि ज्ञानी ॥
अब उर धरहु ब्रह्म बर बानी । सत्य सदा संतत शुचि जानी ॥ १ ॥
आवै पिता बुलावन जबहीं । हठ परिहरि घर जायहु तबहीं ॥
मिलहिं तुमहिं जब सप्त ऋषीशा । जानहु तब प्रमाण वागीशा ॥ २ ॥
सुनत गिरा विधि गगन बखानी । पुलक गात गिरिजा हरषानी ॥
उमाचरित मैं सुंदर गावा । सुनहु शंभुकर चरित सुहावा ॥ ३ ॥
जबते सती जाय तनु त्यागा । तबते शिव मन भयउ विरागा ॥
जपहिं सदा रघुनायक नामा । जहँ तहँ सुनहिं रामगुणग्रामा ॥ ४ ॥

હે ભવાનિ[1] ! ધીરો, મુનિઓ, તથા જ્ઞાનીઓ, અનેક થઈ ગયા છે, પણ કોઈએ આવું તપ કર્યું નથી. હવે આ બ્રહ્માની ઉત્તમ વાણીને સર્વદા સાચી અને સર્વદા પવિત્ર જાણીને હૃદયમાં ધરો. ॥ ૧ ॥ જ્યારે તમારો પિતા તમને બોલાવવા આવે, ત્યારે હઠ છોડી દઈને તમે ઘેર જજો. જો તમને સપ્તર્ષિ[2] મળે, તો આ સરસ્વતીને પ્રમાણ માનજો." ॥ ૨ ॥ બ્રહ્માએ ઉચ્ચારેલી આ આકાશવાણીનું શ્રવણ થતાં, પાર્વતી હર્ષ પામ્યાં અને શરીરમાં રોમાંચિત થઈ ગયાં. હે ભરદ્વાજ ! મેં પાર્વતીનું સુંદર ચરિત્ર કહી સંભળાવ્યું. હવે સદાશિવનું મનોહર ચરિત્ર સાંભળો. ॥ ૩ ॥ જ્યારથી સતીએ દક્ષને ઘેર જઈને દેહનો ત્યાગ કર્યો ત્યારથી સદાશિવના મનમાં વૈરાગ્ય થયું. વૈરાગ્યને લીધે, સદાશિવ, સર્વદા રામ નામનો જપ કરવા લાગ્યા અને જ્યાં ત્યાં રામના ગુણોના સમૂહનું જ શ્રવણ કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—चिदानंद सुखधाम शिव, विगत मोह मद काम ॥
विचरहिं महि धरि हृदय हरि, सकल लोक अभिराम ॥ ८७ ॥

ચિદાનંદરૂપ, સુખના ધામરૂપ અને મોહ, મદ તથા કામ જેથી દૂર થઈ ગયા એવા સદાશિવ, હૃદયમાં સર્વ લોકોને પ્યારા રામચંદ્રજીનું ધ્યાન ધરીને, પૃથ્વી ઉપર વિચરતા હતા. ( સતીના સ્થલરૂપ કૈલાસને જોઈ, સતીનું સ્મરણ અધિક આવ્યા કરતું હતું, તેથી કૈલાસને છોડીને પૃથ્વીમાં વિચરતા હતા ) ॥ ૮૭ ॥

चौ०—कतहुँ मुनिन उपदेशहि ज्ञाना । कतहुँ रामगुण करहिं बखाना ॥
यदपि अकाम तदपि भगवाना । भक्त विरह दुख दुखित सुजाना ॥ १ ॥
इहिविधि गयउ काल बहु बीती । नित नव होय रामपद प्रीती ॥
नेम प्रेम शंकर कर देखा । अविचल हृदय भक्तिकी रेखा ॥ २ ॥

---

૧ વ્યાકરણ મર્યાદા પ્રમાણે ભવાની શબ્દનો અર્થ 'સદાશિવની સ્ત્રી' એવો થાય છે, તેથી આકાશવાણીએ ભૂત તથા ભવિષ્ય અર્થ લઈને આ સંબોધન આપ્યું છે, એમ સમજવું. ૨ કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ભરદ્વાજ, જમદગ્નિ અને ગૌતમ, એ સાત સપ્તર્ષિઓ કહેવાય છે.

प्रगटे राम कृतज्ञ कृपाला । रूपशील निधि तेज विशाला ॥
बहु प्रकार शंकरहि सराहा । तुम विन अस व्रत को निरवाहा ॥ ३ ॥
बहुविधि रामशिवहि समुझावा । पारवती कर जन्म सुनावा ॥
अति पुनीत गिरिजाकी करणी । विस्तर सहित कृपानिधि वरणी ॥ ४ ॥

સદાશિવ, પૃથ્વી ઉપર કોઈ ઠેકાણે, મુનિઓને જ્ઞાનનો ઉપદેશ કરતા હતા અને કોઇ ઠેકાણે, રામના ગુણોનું વર્ણન કરતા હતા. જો કે સદાશિવ, નિષ્કામ હતા, તોપણ સુજ્ઞ હોવાને લીધે, પરમ ભક્ત સતીના વિરહ દુઃખથી દુઃખિત રહેતા હતા. ॥ ૧ ॥ આ પ્રમાણે ઘણો કાલ વીતી ગયો. સદાશિવને રામનાં ચરણોમાં નિત્ય નવી પ્રીતિ થયા કરતી હતી. શંકરના નિયમને, પ્રેમને અને તેમના હૃદયમાં રહેલી અવિચલ ભક્તિની રેખા જોઇને, ॥ ૨ ॥ કૃતજ્ઞ, કૃપાળુ, રૂપના તથા તેજના ભંડારરૂપ અને મોટા તેજવાળા રામચંદ્રજી, સદાશિવની પાસે પ્રકટ થયા. રામચંદ્રજીએ ઘણા પ્રકારથી શંકરની પ્રશંસા કરીને કહ્યું કે, ‘ તમારા વિના બીજા કોણથી આવાં બ્રહ્મચર્યનો નિર્વાહ કરી શકાય ? કોઈથી પણ કરી શકાય નહીં. ’ ॥ ૩ ॥ હે કૃપાનિધિ ! રામચંદ્રજીએ, ઘણી ઘણી રીતિઓથી સદાશિવને સમજાવીને પાર્વતીનો જન્મ થયાની હકીકત કહી અને પાર્વતીની અતિ પવિત્ર કરણીનું વિસ્તારથી વર્ણન કરીને કહ્યું કે, ॥ ૪ ॥

दो०—अब विनती मम सुनहु शिव, जो मोपर निज नेहू ॥
जाय विवाहहु शैलजाहि, यह मोहिं मागे देहू ॥ ८८ ॥

“ હે સદાશિવ ! જો આપને મારા ઉપર સ્નેહ હોય તો, હવે મારી વિનતિ સાંભળો, હું માગી લઉં છું કે, આપ જઇને પાર્વતીની સાથે વિવાહ કરો, ” ॥ ૮૮ ॥

चौ०—कह शिव यदपि उचित अस नाहीं । नाथ वचन पुनि मेटि न जाहीं ॥
शिर धरि आयसु करिय तुम्हारा । परम धर्म यह नाथ हमारा ॥ १ ॥
मातु पिता गुरु प्रभुकी वानी । विनहिं विचार करिय शुभ जानी ॥
तुम सब भांति परम हितकारी । आज्ञा शिरपर नाथ तुम्हारी ॥ २ ॥
प्रभु तोषेउ सुनि शंकर वचना । भक्ति विवेक धर्म युत रचना ॥
कह प्रभु हर तुम्हार पण रहेऊ । अब उर राखेहु जो हम कहेऊ ॥ ३ ॥
अन्तर्धान भये अस भाखी । शंकर सोइ मूरति उर राखी ॥
तबहिं सप्त ऋषि शिव पहँ आये । बोले प्रभु अस वचन सुहाये ॥ ४ ॥

સદાશિવ બોલ્યા કે, “ હે નાથ ! જો કે આપ જે આજ્ઞા કરો છો, તે ઉચિત નથી, તો પણ આપનું વચન મારાથી ઠેલાય નહીં. આપની આજ્ઞાને માથે ચઢાવવી, એ જ મારો પરમ ધર્મ છે. ॥ ૧ ॥ માતા, પિતા, ગુરુ અને પ્રભુ, એઓનાં વચનોને કશી આનાકાની નહીં કરતાં, શુભ જ જાણીને સ્વીકારી લેવાં જોઈએ. આપ સર્વ પ્રકારે મારા પરમ હિતકારી છો. હે નાથ ! આપની આજ્ઞાને માથે ચઢાવું છું. ” ॥ ૨ ॥ શંકરનાં વચનો, કે જેઓની રચના, ભક્તિથી, વિવેકથી તથા ધર્મથી યુક્ત હતી, તેઓનું શ્રવણ

કરી, પ્રસન્ન થયેલા રામચંદ્રજીએ, ફરી પણ કહ્યું કે, "હે સદાશિવ ! આપની પ્રતિજ્ઞા રહી છે. હવે મેં જે કહ્યું, તેને હૃદયમાં રાખજો." ॥ ૩ ॥ એટલું કહીને રામચંદ્રજી અંતર્ધ્યાન થયા અને સદાશિવે રામચંદ્રજીની તે મૂર્તિને હૃદયમાં ધરી રાખી. આ સમયમાં સપ્તર્ષિઓ સદાશિવની પાસે આવતાં, તેઓને સદાશિવે કહ્યું કે, ॥ ૪ ॥

दो०—पारवती पहँ जाय तुम, प्रेम परीक्षा लेहु ॥
गिरिहि प्रेरि पठवहु भवन, दूरि करहु संदेहु ॥ ८९ ॥

"તમો પાર્વતીની પાસે જઈને, તેમના પ્રેમની પરીક્ષા લ્યો અને તે પછી હિમાલયની પાસે જઈ, તેના સઘળા સંશયોને દૂર કરી, પ્રેરણા કરીને, તેને, પાર્વતીને પોતાને ઘેર બોલાવવા મોકલો." ॥ ૮૯ ॥

चौ०—ऋषिन गौरि देखीं तहँ कैसी । मूरतिवंत तपस्या जैसी ॥
बोले मुनि सुन शैलकुमारी । करहु कवन कारण तप भारी ॥ १ ॥
केहि आराधहु का तुम चहहू । हमसन सत्य मर्म सब कहहू ॥
सुनत ऋषिनके वचन भवानी । बोलीं गूढ मनोहर वानी ॥ २ ॥
कहत मर्म मन अति सकुचाई । हँसिहो सुन हमारि जडताई ॥
मन हठ परा न सुनै सिखावा । चहत वारिपर भीति उठावा ॥ ३ ॥
नारद कहा सत्य सोइ जाना । विन पंखन हम चहहिं उडाना ॥
देखिय मुनि अविवेक हमारा । चाहत पति शंकर अविकारा ॥ ४ ॥

સદાશિવનાં વચનથી, સપ્તર્ષિઓએ જઈ, પાર્વતીને જોયાં તો ત્યાં તે પાર્વતી, જાણે દેહધારી તપશ્ચર્યા જ હોય એવાં જોવામાં આવ્યાં. ઋષિઓ બોલ્યા કે, "હે પર્વતની પુત્રી ! તમે કયા કારણથી આ ભારે તપ કરો છો ? ॥ ૧ ॥ કોનું આરાધન કરો છો ? અને કયું ફળ ઈચ્છો છો ? એ સઘળો મર્મ અમારી પાસે સાચેસાચો કહો." ઋષિઓનાં વચન સાંભળીને પાર્વતી ગંભીર તથા મનોહર વાણી બોલ્યાં કે, ॥ ૨ ॥ "તમો મારી મૂર્ખતા સાંભળીને હાંસી કરશો, એમ જાણી, મર્મ કહી દેવામાં મારૂં મન અત્યંત સંકોચાય છે. ( લજાય છે. ) મારૂં મન એવી હઠ પકડી બેઠું છે કે, કોઈની શીખામણ સાંભળતું નથી અને પાણી ઉપર ભીંતાં ચણવાની ઈચ્છા કરે છે. ॥ ૩ ॥ નારદજીએ જે કહ્યું છે, તેને જ સત્ય જાણીને હું પાંખો વિના ઉડવાને ઇચ્છું છું. હે મુનિઓ ! મારો અવિવેક જુઓ કે. હું નિર્વિકાર સદાશિવને પતિ કરવા ઇચ્છું છું." ॥ ૪ ॥

दो०—सुनत वचन विहँसे ऋषय, गिरिसंभव यह देह ॥
नारदकर उपदेश सुनि, कहहु वसे को गेह ॥ ९० ॥

પાર્વતીનાં વચનો સાંભળી, સપ્તર્ષિઓ હસીને બોલ્યા કે, "તમે પર્વતની પુત્રી છો, માટે તમારામાં જડતા હોવી જ જોઇએ. કહો કે નારદનો ઉપદેશ સાંભળીને કોનું ઘર વસ્યું છે ? અને ઘરમાં કોણ રહેલ છે ? ॥ ૯૦ ॥

चौ०—दक्ष सुतन्ह उपदेशिन जाई । तिन फिर भवन न देखा आई ॥
चित्रकेतु कर घर उन घाला । कनककशिपुकर पुनि अस हाला ॥ १ ॥
नारद शिख जो सुनहिं नर नारी । अवशि भवन तजि होहिं भिखारी ॥
मन कपटी तनु सज्जन चीन्हा । आप सरिस सबही चह कीन्हा ॥ २ ॥
तेहिके वचन मानि विश्वासा । तुम चाहत पतिं सहज उदासा ॥
निरगुण निलज कुवेष कपाली । अकुल अगेह दिगंबर व्याली ॥ ३ ॥
कहहु कवन सुख अस वर पाये । भल भूलिहु ठगके बोराये ॥
पंच कहैं शिव सती विवाही । पुनि अवडेर मराइन ताही ॥ ४ ॥

નારદે જઈને, દક્ષના પુત્રોને એવો ઉપદેશ આપ્યો હતો કે, જેથી તેઓએ પાછા આવીને ઘર જોયું જ નહીં.[1] ચિત્રકેતુ રાજાનું પણ નારદે જ ઘર ઘાલ્યું હતું.[2] પ્રહલાદને અવળું સવળું સમજાવી દઈને, હિરણ્યકશિપુની પણ નારદે જ દુર્દશા કરી હતી.[3] ॥ ૧ ॥ જે સ્ત્રી કે પુરુષ નારદની શીખામણ સાંભળે, તેઓ ઘરબારનો ત્યાગ કરીને, કદી પણ ભીખારી થયા વિના રહેતાં નથી, નારદનું મન કપટી છે અને ઉપરનાં વેશ આદિ ચિન્હો સજ્જનના જેવાં છે. ॥ ૨ ॥ હે પાર્વતી ! તમે, એ નારદનાં વચન સાંભળીને સ્વાભાવિક ઉદાસીનપણાથી રહેનારા પતિને ઈચ્છો છો ? શિવ, ગુણોથી રહિત છે, નિર્લજ્જ છે, ખરાબ વેષને ધરનાર છે, માણસોની ખોપરીઓની માળા પહેરે છે, કુલ રહિત છે, ઘર રહિત છે, નગ્ન રહે છે અને સર્પોને ધારણ કરે છે, ॥ ૩ ॥ તો એવો વર મળવાથી કયું સુખ પ્રાપ્ત થાય ? તે કહો. તમે ઠગના ભોળવ્યાથી બહુ જ ભૂલ ખાધી છે. લોકો કહે છે કે, શિવે સતીની સાથે વિવાહ કરી, પછી તેનો તિરસ્કાર કરીને મરાવી નાખી હતી. ॥૪॥

दो०—अब सुख सोवत शोच नहि, भीख माग भव खाहिं ॥
सहज एकाकिनके भवन, कहहु कि नारि खटाहिं ॥ ९१ ॥

હવે શિવ મોજથી સુઇ રહે છે. તેના મનમાં જરા પણ સતીના મરણ બાબતનો પસ્તાવો નથી અને સંસારમાં ભીખ માગીને ખાય છે. જેને સર્વદા એકલો રહેવાની જ ટેવ હોય, તેના ઘરમાં રહેવાથી સ્ત્રી શું ખાટે ? તે કહો. ॥ ૯૧ ॥

चौ०—अजहुँ मानहु कहा हमारा । हम तुम कहँ वर नीक विचारा ॥
अति सुंदर शुचि सुखद सुशीला । गावहिं वेद जासु यश लीला ॥ १ ॥

---

૧ દક્ષના, સૃષ્ટિ વધારવાને વાસ્તે નારાયણસરમાં તપ કરવા ગયેલા હજારો પુત્રોને, નારદજીએ બ્રહ્મજ્ઞાન આપીને વિરક્ત કર્યા હતા અને તેઓ ત્યાંથી પરબારા જ ચાલી નીકળ્યા હતા, કે જેથી દક્ષને મહા દુઃખ થયું હતું. ( શ્રીમદ્ભાગવત ષષ્ઠસ્કંધ. ) ૨ પુત્રના શોકથી પીડિત થયેલા ચિત્રકેતુ રાજાને જ્ઞાન આપીને રાજ્યાદિકનો ત્યાગ કરાવ્યો હતો. ( શ્રીમદ્ભાગવત ષષ્ઠસ્કંધ. ) ૩ પ્રહ્લાદજી માતાના ગર્ભમાં હતા, તે વખતે તેને વિષ્ણુભક્તિનો ઉપદેશ નારદે કર્યો હતો કે, જેથી પ્રહ્લાદ વિષ્ણુભક્ત થયા હતા અને તેની પંચાતમાં હિરણ્યકશિપુનું નૃસિંહના હાથથી મરણ થયું હતું. ( શ્રીમદ્ભાગવત સપ્તમસ્કંધ. )

दूषण रहित सकल गुण राशी । श्रीपति पुर वैकुंठ निवाशी ॥
असवर तुमहिं मिला उबआनी । सुनत विहँसि कह वचन भवानी ॥ २ ॥
सत्य कहहु गिरि भव तनु एहा । हठ न छुटै छुटै वरु देहा ॥
कनकौ पुनि पषाणते होई । जारे सहज न परिहर सोई ॥ ३ ॥
नारद वचन न मैं परिहरऊं । बसो भवन उजरो नहिं डरऊं ॥
गुरुके वचन प्रतीति न जेही । स्वमहु सुगम न सुख सिधि तेही ॥ ४ ॥

હજી પણ અમારૂં કહ્યું માનો, અમે તમારે વાસ્તે સારો વર ધારી રાખ્યો છે. વૈકુંઠવાસી લક્ષ્મીના પતિ વિષ્ણુ, અત્યંત રૂપાળા છે, પવિત્ર છે, સુખદાયી છે, સારા સ્વભાવવાળા છે, વેદ પણ જેની કીર્તિને તથા લીલાને ગાય છે એવા છે, ॥ ૧ ॥ દૂષણોથી રહિત છે અને સર્વ ગુણોના સમૂહરૂપ છે, માટે તમને એવો પતિ મેળવી આપીએ." આ પ્રમાણે સપ્તર્ષિઓનાં વચનો સાંભળી, પાર્વતી હાસ્ય કરીને બોલ્યાં કે, ॥ ૨ ॥ "તમો સાચું કહો છો. આ દેહ પર્વતથી જ ઉત્પન્ન થયેલ છે. ચાહે તો દેહ છુટી જાય, પણ હઠ છૂટવાનો નથી. સોનું કે જે પથ્થરમાંથી પેદા થાય છે, તેને બાળીએ તો પણ, તે, પોતાના સહજ સ્વભાવને છોડતું નથી. ॥ ૩ ॥ ભલે મારૂં ઘર વસે, કે ઉજ્જડ થઈ જાય, પણ હું નારદજીનાં વચનો છોડવાની નથી. જેને ગુરુનાં વચનોપર વિશ્વાસ ન હોય, તેને સ્વપ્નમાં પણ સુખસિદ્ધિ પ્રાપ્ત થતી નથી. ॥ ૪ ॥

दो०–महादेव अवगुण भवन, विष्णु सकल गुणधाम ॥
जेहिकर मन रम जाहिसन, ताहि ताहिसन काम ॥ ९२ ॥

સદાશિવ, ભલે અવગુણોના ઘરરૂપ હોય અને વિષ્ણુ, ભલે સઘળા સદ્ગુણોના ઘરરૂપ હોય, તોપણ મને સદાશિવ ઉપર પ્રેમ લાગ્યો છે. જેનું મન જેના ઉપર રાચે, તેને તેનાથી કામ હોય છે. ॥ ૯૨ ॥

चौ०–जो तुम मिलतेउ प्रथम मुनीशा । सुनतिउ शिख तुह्मारि धरि शीशा ॥
अब मैं जन्म शंभु हित धारा । को गुण दोषहि करै विचारा ॥ १ ॥
जो तुम्हरे हठ हृदय विशेषी । रहि न जाय बिनु किये बरेषी ॥
तौ कौतुकियन आलस नाहीं । वर कन्या अनेक जगमाहीं ॥ २ ॥
जन्मकोटि लगि रगर हमारी । वरों शंभु नतु रहों कुमारी ॥
तजो न नारद कर उपदेशू । आप कहैं शतवार महेशू ॥ ३ ॥
मैं पा परों कहै जगदम्बा । तुम गृह गवनहु भयउ विलम्बा ॥
देख प्रेम बोले मुनि ज्ञानी । जय जय जय जगदंब भवानी ॥ ४ ॥

હે મુનીશ્વરો ! જો તમો મને પ્રથમ મળ્યા હોત તો, હું તમારી શીખામણ સાંભળત અને માથે ચઢાવત. હવે તો હું સદાશિવને વાસ્તે જન્મ હારી ચૂકી છું, માટે ગુણ દોષનો વિચાર કોણ કરે ! ॥ ૧ ॥ જો તમારા મનમાં સગપણ કરી દેવાનો જ હઠ

હોય અને તેમ કર્યા વગર ન જ રહેવાય એમ હોત, તો જગતમાં વર તથા કન્યાઓ અનેક છે, માટે તેઓનાં સગપણોની ગોઠવણ કરો. જેઓને, જે કરવાનું કૌતુક લાગ્યું હોય, તેઓને, કરવાનું આલસ્ય હોય જ નહીં. ॥ ૨ ॥ મારો તો કરોડ જન્મ સુધી પણ શંકરને જ વરવાનો આગ્રહ છે, માટે હું તો શંકરને જ વરીશ અને નહીં વરી શકું તો, કુંવારી જ રહીશ. શંકર જાતે આવીને સો વાર કહે, તોપણ, હું, નારદજીના ઉપદેશને છોડવાની નથી. ॥ ૩ ॥ હું તમોને પગે પડું છું. તમોને અહીં ઘણો વખત થયો, માટે ઘેર પધારો." આ પ્રમાણે પાર્વતીનો સદાશિવ ઉપર પ્રેમ જોઈને, જ્ઞાની મુનિઓ ( સપ્તર્ષિઓ ) બોલ્યા કે, " હે જગદંબા ! હે ભવાની ! જય જય જય. ॥ ૪ ॥

दो०—तुम माया भगवान शिव, सकल जगत पितु मात ॥
नाय चरण शिर मुनि चले, पुनि पुनि पुलकित गात ॥ ९३ ॥

તમે માયારૂપ છો અને સદાશિવ પરમાત્મા છે. તમો જગતનાં માતા પિતા છો." એટલું બોલી, પાર્વતીના ચરણોમાં માથું નમાવી, સપ્તર્ષિઓ, ગાત્રોમાં વારંવાર રોમાંચિત થતા થતા ત્યાંથી ચાલ્યા. ॥ ૯૩ ॥

चौ०—जाय मुनिन हिमवंत पठाये । करि विनती गिरिजहि घर लाये ॥
बहुरि सप्तऋषि शिव पहँ जाई । कथा उमाकी सकल सुनाई ॥ १ ॥
भये मगन शिव सुनत सनेहा । हरषि सप्तऋषि गवने गेहा ॥
मन थिर कर तब शंभु सुजाना । लगे करन रघुनायक ध्याना ॥ २ ॥
तारक असुर भयउ तेहिकाला । भुज प्रताप बल तेज बिशाला ॥
ते सब लोक लोकपति जीते । भये देव सुख संपति रीते ॥ ३ ॥
अजर अमर सो जीति न जाई । हारे सुर कर विविध लराई ॥
तब विरंचि सन जाय पुकारे । देखे विधि सब देव दुखारे ॥ ४ ॥

સપ્તર્ષિઓએ હિમાલયની પાસે જઈ, તેને પાર્વતીની પાસે મોકલ્યો. હિમાલય, પાર્વતીની પાસે જઇ તેમને, ઘેર લઈ આવ્યા. પછી સપ્તર્ષિઓએ, શિવની પાસે જઈ, પાર્વતીની સઘળી હકીકત કહી સંભળાવી. ॥ ૧ ॥ એ હકીકત સાંભળીને સદાશિવ સ્નેહમગ્ન થયા. સપ્તર્ષિઓ, રાજી થઇને, પોતપોતાને ઘેર ગયા, અને સુજ્ઞ સદાશિવ પોતાનાં મનને, સ્થિર કરીને, રામચંદ્રજીનું ધ્યાન કરવા લાગ્યા. ( સમાધિ ચઢાવી બેઠા. ) ॥ ૨ ॥ આ સમયમાં તારક નામનો એક અસુર ઉત્પન્ન થયો, કે જે ભુજાનાં બળવાળો, પ્રતાપના બળવાળો અને વિશાળ તેજવાળો હતો, એ દૈત્યે, સર્વ લોકોને તથા લોકપાલોને જિતી લેતાં, સર્વે દેવતાઓ સુખથી તથા સંપત્તિથી રહિત થયા. ॥ ૩ ॥ એ અસુર, અજરામર હતો. તેથી, કોઈથી જિતી શકાયો નહીં. દેવતાઓ, વિવિધ પ્રકારની લડાઈઓ કરીને હારી ગયા, ત્યારે, તેઓએ, બ્રહ્માની પાસે જઇને પોકાર કર્યો. બ્રહ્માએ સર્વ દેવતાઓને દુઃખીઆ દીઠા. ॥ ૪ ॥

**दो०—सबसन कहा बुझाय विधि, दनुज निधन तब होइ ॥**
**शंभुशुक्र संभूत सुत, इहि जीते रण सोइ ॥ ९४ ॥**

બ્રહ્માએ, સર્વે દેવતાઓને સમજાવીને કહ્યું કે, " જો સદાશિવના વીર્યથી ઉત્પન્ન થયેલો પુત્ર, યુદ્ધમાં એ દૈત્યને જિતી લે, તો જ તે દૈત્યનું મરણ થાય. ॥ ૯૪ ॥

**चौ०-तदपि एकमैं कहहुँ उपाई । होइहि ईश्वर करहि सहाई ॥**
**सती जो तजी दक्ष मखदेहा । जन्मी जाय हिमाचल गेहा ॥ १ ॥**
**तेइ तप कीन शंभु पतिलागी । शिव समाधि बैठे सब त्यागी ॥**
**यदपि अहै असमंजस भारी । तदपि बात इक सुनहु हमारी ॥ २ ॥**
**पठवहु काम जाय शिव पाहीं । करै क्षोभ शंकर मन माहीं ॥**
**तब हम जाय शिवहि शिरनाई । करवाउब विवाह बरि आई ॥ ३ ॥**
**इहिंविधि भलेहि देवहित होई । मति अतिनीक कहा सब कोई ॥**
**अस्तुति सुरन कीन्ह अति हेतू । प्रगटेउ विषम बाण झषकेतू ॥ ४ ॥**

જો કે સદાશિવ સ્ત્રીનો સંગ કરીને પુત્ર ઉત્પન્ન કરે, એ વાત અસંભવિત છે તો પણ હું એક ઉપાય કહું છું. જો ઈશ્વર સહાય આપશે, તો એ ઉપાય સિદ્ધ થશે. સતી કે જેણે, દક્ષના યજ્ઞમાં શરીરનો ત્યાગ કર્યો હતો, તે જઈને હિમાલયને ઘેર જન્મી છે. ॥ ૧ ॥ તેણે સદાશિવને પતિ કરવા વાસ્તે તપ કર્યું છે, પણ સદાશિવ સર્વનો ત્યાગ કરી, સમાધિ ધરી બેઠા છે. જો કે મોટા જોખમનું કામ છે, તોપણ મારી એક વાત સાંભળો. ॥ ૨ ॥ કામદેવને સદાશિવની પાસે મોકલો. કામદેવ, સદાશિવના મનમાં ક્ષોભ ( વિકાર ) ઉત્પન્ન કરે, તો પછી અમો સદાશિવની પાસે જઈ, માથાં નમાવી, બલાત્કારથી પણ વિવાહ કરાવીએ. ॥ ૩ ॥ આવી ગોઠવણથી દેવતાઓનું હિત થશે. " સઘળા દેવતાઓએ, ' આ મત બહુ સારો છે, ' એમ કહી, ઘણા પ્રેમથી કામદેવની સ્તુતિ કરી, કે તુરત જ પાંચ[1] બાણવાળો કામદેવ ત્યાં પ્રકટ થયો. ॥ ૪ ॥

**दो०—सुरन कही निज विपति तब, सुनि मन कीन्ह विचार ॥**
**शंभु विरोध न कुशल मोहिं, विहँसि कहेउ अस मार ॥ ९५ ॥**

દેવતાઓએ, પોતાની વિપત્તિની અને તે ટાળવાના ઉપાયની વાત કહી સંભળાવતાં, કામદેવ મનમાં વિચાર કરી, ( આ લોકો, પોતાના સ્વાર્થને વાસ્તે મારો વિનાશ કરવા માગે છે, એવા અભિપ્રાયથી ) હસીને બોલ્યો કે, " મહાદેવની સાથે વિરોધ કરવામાં મારૂં કલ્યાણ નથી. " ॥ ૯૫ ॥

**चौ०—तदपि करब मैं काज तुम्हारा । श्रुति कह परम धर्म उपकारा ॥**
**परहित लागी तजै जो देही । संतत संत प्रशंसहि तेही ॥ १ ॥**

---

૧ કામદેવનાં, કંપન, મોહન, સ્તંભન, શોષણ અને દહન, એ નામનાં પાંચ બાણો છે.

अस कहि चलेउ सबहि शिर नाई । सुमन धनुष कर सहित सुहाई ॥
चलत मार अस हृदय विचारा । शिवविरोध ध्रुव मरण हमारा ॥ २ ॥
तब आपन प्रभाव विस्तारा । निजवश कीन्ह सकल संसारा ॥
कोपेउ जबहिं वारिचर केतू । क्षणमहँ मिटे सकल श्रुतिसेतू ॥ ३ ॥
ब्रह्मचर्य व्रत संयम नाना । धीरज धर्म ज्ञान विज्ञाना ॥
सदाचार जप योग विरागा । समय विवेक कटक सब भागा ॥ ४ ॥

તો પણ હું તમારૂં કામ કરીશ. કેમ કે પરોપકાર એ જ પરમ ધર્મ છે, એમ વેદ કહે છે. જે પ્રાણી પરોપકારને વાસ્તે શરીરનો ત્યાગ કરે, તેને સંત પુરુષો નિરંતર વખાણે છે. ॥ ૧ ॥ આટલું બોલી, સર્વને પ્રણામ કરી, હાથમાં ફુલનું ધનુષ ધરી, વસંત આદિ સહાયોને સાથે લઈને, કામદેવ ત્યાંથી ચાલ્યો. ચાલતાં ચાલતાં હૃદયમાં તેને વિચાર થયો કે, શિવની સાથે વિરોધ કરવાથી અવશ્ય મારૂં મરણ થવાનું છે, ॥ ૧ ॥ માટે મારામાં જે કાંઈ પ્રભાવ છે, તે સઘળો જગતને દેખાડી લઉં. આવા વિચારથી કામદેવે, તે સમયે પોતાના પ્રભાવનો વિસ્તાર કરી, સર્વ સંસારને પોતાના કબજામાં લઈ લીધો, કામદેવ કોપ્યો કે તે ક્ષણે જ સઘળી વેદમર્યાદાઓ નષ્ટ થઈ ગઈ. ॥ ૩ ॥ બ્રહ્મચર્ય, વ્રતો, અનેક પ્રકારના સંયમો, ધીરજ, ધર્મ, જ્ઞાન, વિજ્ઞાન, સદાચાર, જપ, યોગ, વૈરાગ્ય અને સારા સિદ્ધાંતો આદિ વિવેકનું સર્વ સૈન્ય ભાગી ગયું. ॥ ૪ ॥

छं०—भागेउ विवेक सहाय सहित सो सुभट संयुग महिमुरे ॥
सद्ग्रंथ पर्वत कंदर नमहँ जाय तेहि अवसर दुरे ॥
हा निहार का करतार को रखवार जग खरभर परा ॥
दुइमाथ केहि रतिनाथ जेहिको कोपि धनु शर कर धरा ॥ ३ ॥

સહાયો સહિત વિવેક ભાગ્યો. રણભૂમિમાંથી મરડાએલા કેટલાએક વિવેકના મોટા યોદ્ધાઓ, તે સમયે સદ્ગ્રંથોરૂપી પર્વતોની ગુફાઓમાં છુપી ગયા અથવા રણભૂમિમાંથી ભાગેલા સદ્ગ્રંથોરૂપી મોટા યોદ્ધાઓ, પર્વતોની ગુફાઓમાં ભરાયા અર્થાત પર્વતોની ગુફાઓમા કોઈ ગ્રંથોના વિચાર કરનારાઓ રહ્યા હોય તો હોય. જગત્ સઘળું ખળભળી ગયું. સર્વ ઠેકાણે પોકાર ઉઠ્યા કે, "હે ઈશ્વર ! આ તે શું થવાનું છે ? કોણ રક્ષણ કરશે ? એક માથાવાળા તો સઘળા, કામદેવને વશ જ છે, તો હવે બે માથાવાળો કોણ છે ? કે જેના ઉપર કોપ કરીને કામદેવે હાથમાં ધનુષ બાણ લીધાં છે." ॥ ૩ ॥

दो०—जे सजीव जड चर अचर, नारि पुरुष अस नाम ॥
ते निज निज मर्याद तजि, भये सकल वश काम ॥ ९६ ॥

ચરાચર જગતમાં જે કોઈ જડ, ચેતન પદાર્થો, સ્ત્રીલિંગ કે પુલ્લિંગ નામવાળા છે, તે સર્વે, પોતપોતાની મર્યાદાઓને છોડી દઈને કામદેવને વશ થઈ ગયા. ॥ ૯૬ ॥

चौ०—सबके हृदय मदन अभिलाखा । लता निहारि नवहिं तरु शाखा ॥
नदी उमगि अंबुधिकहँ धाई । संगम करहिं तलाव तलाई ॥ १ ॥

जहँ अस दशा जडनकी वरणी । को कह सकै सचेतन करणी ॥
पशु पक्षी नभ जल थल चारी । भये कामवश समय विसारी ॥ २ ॥
मदन अंध व्याकुल सब लोका । निशि दिन नहिं अवलोकहिं कोका ॥
देव दनुज नर किन्नर व्याला । प्रेत पिशाच भूत वैताला ॥ ३ ॥
इनकि दशा नहि कहहु बखानी । सदा कामके चेरे जानी ॥
सिद्ध विरक्त महामुनि योगी । तेपि कामवश भये वियोगी ॥ ४ ॥

સર્વના હૃદયોમાં કામદેવ સંબંધી અભિલાષાઓ ઉત્પન્ન થઈ. વૃક્ષો, લતાઓને જોઈને પોતાની શાખાઓ નમાવવા લાગ્યાં, નદીઓ, ઉમંગી ઉમંગીને સમુદ્ર તરફ દોડવા લાગી અને તળાવો, તળાવડીઓનો સમાગમ કરવા લાગ્યાં. ॥ ૧ ॥ જડ પદાર્થોની પણ જ્યારે આ દશા થઈ, ત્યારે ચેતન પદાર્થોની દશાનું તો કોણ વર્ણન કરી શકે ? પશુઓ, પક્ષીઓ, આકાશચરો, જલચરો અને સ્થલચરો, સમયને વિસરી જઈને, કામદેવને વશ થઈ ગયા. ॥ ૨ ॥ કામદેવથી આંધળા થયેલા સર્વે લોકો વ્યાકુલ થઇ ગયા. ચકવા ચકવીઓ, કે જેઓનો સમાગમ દિવસે જ થાય છે, તેઓ પણ, રાત દિવસનો કશો વિચાર નહીં કરવા લાગ્યાં. દેવતાઓ, દાનવો, મનુષ્યો, કિન્નરો, સર્પો, પ્રેતો, પિશાચો, ભૂતો અને વૈતાલો, ॥ ૩ ॥ એઓ તો, કામદેવના દાસ જ છે, એમ જાણી, તેઓની દશાનું વર્ણન તો છોડી દેવામાં આવે છે. સિદ્ધો, વિરક્તો, મહામુનિઓ અને યોગીઓ, એઓ, સ્ત્રીઓના સંસર્ગથી રહિત છતાં પણ, કામદેવને વશ થઇ ગયા. ॥ ૪ ॥

छं०—भये कामवश योगीश तापस पामरनकी को कहे ॥
देखहिं चराचर नारिमय जे ब्रह्ममय देखत रहे ॥
अबला विलोकहिं पुरुषमय जग पुरुष सब अबलामयं ॥
दुइ दंडभरि ब्रह्मांड भीतर कामकृत कौतुक अयं ॥ ४ ॥

યોગીશ્વરો અને તપસ્વીઓ પણ, કામદેવને વશ થઈ ગયા, તો પછી, પામર લોકોની વાત જ શી કરવી હોય. જેઓ, ચરાચર જગતને, બ્રહ્મમય દેખતા હતા, તેઓ પણ, સ્ત્રીમય દેખવા લાગ્યા. સ્ત્રીઓ જગતને પુરુષમય દેખવા લાગી અને પુરુષો જગતને સ્ત્રીમય દેખવા લાગ્યા. સઘળા બ્રહ્માંડમાં બે ઘડી વાર તો કામદેવે, આ ભારે કૌતુક મચાવી મૂક્યું ॥ ૪ ॥

सो०—धरी न काहू धीर, सबके मन मनसिज हरे ॥
जेहि राखेउ रघुवीर, ते उबरे तेहि कालमहँ ॥ १५ ॥

કોઇએ ધીરજ ધરી નહીં, કામદેવે સર્વનાં મન હરી લીધાં. જેઓને રામચંદ્રજીએ બચાવ્યા, તેઓ જ તે સમયમાં કામદેવથી બચ્યા. ( જ્ઞાન તથા કર્મ તો, પ્રથમ જ ભાગી ગયાં હતાં એટલે કેવળ ભક્તિ જ સાધનરૂપ રહી હતી, એમ સમજવું. ) ॥ ૧૫ ॥

चौ०—उभय घरी अस कौतुक भयऊ । जबलगि काम शंभु पहँ गयऊ ॥
शिवहिं विलोकि ससंकेउ मारु । भयउ यथाथिति सब संसारु ॥ १ ॥

भये तुरत जग जीव सुखारे । जिमि मद उतर गये मदवारे ॥
रुद्रहि देख मदन भय माना । दुराधर्ष दुर्गम भगवाना ॥ २ ॥
फिरत लाज कछु कहि नहिं जाई । मरण ठान मन रचसि उपाई ॥
प्रगटसि तुरत रुचिर ऋतुराजा । कुसुमित नव तरु राज विराजा ॥ ३ ॥
वन उपवन वापिका तडागा । परम सुभग सब दिशा विभागा ॥
जहँ तहँ जनु उमगत अनुरागा । देखि मुयहु मन मनसिज जागा ॥ ४ ॥

કામદેવ સદાશિવની પાસે ગયો, ત્યાંસુધીમાં બે ઘડીવાર[1] તો, આ પ્રમાણે કૌતુક થયું. કામદેવ સદાશિવને જોઇને ભય પામ્યો, એટલે સર્વ સંસાર પાછો જેવો હતો, તેવો થઇ ગયો. ॥ ૧ ॥ જેમ નશાખોર લોકો, નશો ઉતરી જતાં, તુરત સ્વસ્થ થાય, તેમ જગતની અંદરના જીવો, કામદેવ ટળી જતાં સ્વસ્થ થયા. મહારુદ્ર કે જે પરાભવ કરવાને તથા પાસે જવાને પણ અશકય અને ભગવાન્[2] છે, તેમને જોઇ, કામદેવ ભયભીત થયો, ॥ ૨ ॥ પણ તેને તે સ્થલમાંથી પાછું ફરવામાં એવી કોઇ લાજ ઉત્પન્ન થઇ કે, જેનું વર્ણન કરી શકાય નહીં. આથી તેણે, મનમાં મરવાનો જ નિશ્ચય કરીને, વસંતના ઉદય આદિ ઉપાયોની રચના કરી. તુરત સુંદર ઋતુરાજ ( વસંત ) પ્રકટ થયો. નવીન નવીન ઉત્તમ વૃક્ષો પુષ્પિત થવાથી શોભવા લાગ્યાં. ॥ ૩ ॥ વનો, ઉપવનો, વાવો, તળાવો તથા સર્વ દિશાઓના વિભાગો અત્યંત સુંદર દેખાવા લાગ્યા. જ્યાં ત્યાં એવો પ્રેમ ઉમંગવા લાગ્યો કે, જેને જોઇને મુડદાલ જેવા લોકોનાં અંતઃકરણોમાં પણ, કામદેવની લહેર જાગ્રત થઇ. ॥ ૪ ॥

छं०—जागेउ मनोभव मुए मन वन सुभगता न परै कही ॥
शीतल सुगंध सुमंद मारुत मदन अनल सखा सही ॥
विकसे सरनि बहु कंज गुंजत पुंज मंजुल मधुकरा ॥
कलहंस पिक शुक सरस रव करि गान नाचहिं अप्सरा ॥ ५ ॥

જેઓનાં મન મરી ગયાં હતાં, તેઓને પણ, કામદેવ જાગ્રત થયો. વનોની શોભા તો વર્ણવી શકાય નહીં એવી થઇ. શીતલતા, મંદતા તથા સુગંધતા, એ ત્રણે ગુણોવાળો પવન, કામદેવરૂપી અગ્નિને ખરૂં સહાય આપવા લાગ્યો. તળાવોમાં ઘણાં ઘણાં કમળો પ્રફુલ્લિત થયાં. પુષ્પોમાં સુંદર ભ્રમરોના સમૂહો ગુંજાર કરવા લાગ્યા. કલહંસ, બપૈયા તથા પોપટો, રસ ભરેલા શબ્દો કરવા લાગ્યા અને અપ્સરાઓ નાચવા તથા ગાવા લાગી. ॥ ૫ ॥

---

૧ આ કૌતુક, ઘડીભર દિવસથી, ઘડીભર રાત ગયા સુધીમાં થયું જણાય છે. કેમ કે, ચકવા ચકવીઓ પણ રાત દિવસનો કશો વિચાર નહીં કરવા લાગ્યાં, એમ કહેવામાં આવ્યું છે. ૨ ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય, એ છ ભગ કહેવાય છે અને એ ભગ જેને હોય, તે ભગવાન્ કહેવાય છે. પ્રાણીઓની ઉત્પત્તિ, પ્રાણીઓનો પ્રલય, પ્રાણીઓનું પરલોકમાં જવું, પ્રાણીઓનું પરલોકમાંથી આવવું, વિદ્યા અને અવિદ્યા, એઓને જે જાણે, તે ભગવાન્ કહેવાય એમ પણ એક ગ્રંથમાં કહ્યું છે.

दो०—सकल कला करि कोटि विधि, हारेउ सेन समेत ॥
चली न अचल समाधि शिव, कोपेउ हृदय निकेत ॥ ९७ ॥

સેના સહિત કામદેવ, કરોડો પ્રકારોથી સઘળી કળાઓ કરી કરીને હારી ગયો પણ સદાશિવની અચલ સમાધિ ચલિત થઈ નહીં ત્યારે ભારે કોપ્યો. ॥ ૯૭ ॥

चौ०—देख रसाल विटप वर शाखा । तेहिपर चढेउ मदन मन माखा ॥
सुमन चाप निज शर संधाने । अति रिस ताकि श्रवणलगि ताने ॥ १ ॥
छाँडे विशिख विषम उर लागे । छूटि समाधि शंभु तब जागे ॥
भयउ ईश मन क्षोभ विशेखी । नयन उघार सकल दिशि देखी ॥ २ ॥
सौरभ पल्लव मदन विलोका । भयउ कोप कंपेउ त्रैलोका ॥
तब शिव तीसर नयन उघारा । चितवत काम भयउ जरि छारा ॥ ३ ॥
हाहाकार भयउ जग भारी । डरपे सुर भये असुर सुखारी ॥
समुझि काम सुख शोचहिं भोगी । भये अकंटक साधक योगी ॥ ४ ॥

મનમાં અપાર ક્રોધથી ઘેરાયેલો કામદેવ, એક આંબાના વૃક્ષની સુંદર શાખા જોઇને તે ઉપર ચઢ્યો. ચઢીને તેણે પોતાના પુષ્પમય ધનુષમાં બાણો સાંધી, અત્યંત ક્રોધથી તાકી, ધનુષની દોરીને કાન સુધી ખેંચીને ફેંક્યાં. ॥ ૧ ॥ કામદેવે ફેંકેલાં પાંચે બાણો, સદાશિવની છાતીમાં વાગતાં, સમાધિ છૂટી જવાથી, સદાશિવ જાગ્રત થયા. સદાશિવના મનમાં વિશેષ ક્ષોભ થયો. તેથી તેમણે, નેત્રો ઉઘાડી સઘળી દિશાઓ તરફ જોયું, ॥ ૨ ॥ ત્યાં, તેમણે આંબાનાં પાંદડાંઓમાં કામદેવ જોવામાં આવ્યો. આથી સદાશિવને કોપ ઉત્પન્ન થયો અને તેથી ત્રૈલોક્ય કંપવા લાગ્યું. આ સમયમાં સદાશિવે પોતાનું ત્રીજું નેત્ર ઉઘાડીને કામદેવની સામે જોયું, તેટલામાં કામદેવ બળીને ભસ્મ થઈ ગયો [1] ॥ ૩ ॥ કામદેવ ભસ્મ થઇ જવાથી, જગતમાં ભારે હાહાકાર વર્તી રહ્યો, દેવતાઓ ભય પામ્યા, દેવતાઓને ભય પામેલા જોઈ, અસુરો રાજી થયા, કામ ભોગમાં સુખ સમજનારા ભોગી લોકો શોક કરવા લાગ્યા અને સાધકો તથા યોગી લોકો નિષ્કંટક થયા. ॥ ૪ ॥

छं०—योगी अकंटक भये पति गति सुनत रति मूर्छित भई ॥
रोदति वदति बहुभांति करुणा करति शंकर पहँ गई ॥
अति प्रेम करि विनती विविध विधि जोरि कर सन्मुख रही ॥
प्रभु आशुतोष कृपालु शिव अबला निरखि बोले सही ॥ ६ ॥

યોગી લોકો નિષ્કંટક થયા, પણ કામદેવની સ્રી રતિ, પતિની ગતિને સાંભળતાં જ મૂર્છિત થઇ ગઇ. એ રતિ રોતી, કળકળતી તથા ઘણી રીતે કરૂણ વચનો બોલતી

૧ કાલિદાસે કરેલા કુમારસંભવ નામના કાવ્યમાં પણ क्रोधं प्रभो संहर संहरेति એ શ્લોકથી આવા પ્રકારનું જ વર્ણન કર્યું છે.

બોલતી, સદાશિવની પાસે ગઇ. રતિ, પતિ ઉપરના અતિ પ્રેમને લીધે, વિવિધ વિનતિ કરતી કરતી, હાથ જોડીને સામી ઉભી, ત્યારે શીઘ્ર પ્રસન્ન થવાના સ્વભાવવાળા ભોળાનાથ, એ અબળાને જોઇને બોલ્યા કે, ॥ ૬ ॥

दो०—अबते रति तव नाथकर, होइहि नाम अनंग ॥
विनु वपु व्यापहि सबहि पुनि, सुन निज मिलन प्रसंग ॥ ९८ ॥

હે રતિ ! હવેથી તારા સ્વામીનું 'અનંગ' નામ થશે અને તે તારો સ્વામી અંગવગર જ સર્વનાં અંતઃકરણોમાં વ્યાપ્ત થશે. હવે તને સ્વામીથી મળવાનો પ્રસંગ ક્યારે આવશે ? તે સાંભળ. ॥ ૯૮ ॥

चौ०—जब यदुवंश कृष्ण अवतारा । होइहि हरण महा महिभारा ॥
कृष्णतनय होइहि पति तोरा । वचन अन्यथा होइ न मोरा ॥ १ ॥
रति गवनी सुनि शंकर बानी । कथा अपर अब कहौं बखानी ॥
देवन समाचार जब पाये । ब्रह्मादिक वैकुंठ सिधाये ॥ २ ॥
सब सुर विष्णु विरंचि समेता । गये जहां शिव कृपानिकेता ॥
पृथक् पृथक् तिन्ह कीन्ह प्रशंसा । भये प्रसन्न चन्द्रअवतंसा ॥ ३ ॥
बोले कृपासिंधु वृषकेतू । कहहु अमर आयहु किहि हेतू ॥
कह विधि प्रभु तुम अन्तर्यामी । तदपि भक्तिवश विनवउँ स्वामी ॥ ४ ॥

જ્યારે પૃથ્વીનો મોટો ભાર ઉતારવાને વાસ્તે યદુવંશમાં કૃષ્ણાવતાર થશે. ત્યારે તારો પતિ શ્રીકૃષ્ણનો પુત્ર ( પ્રદ્યુમ્ન ) થશે. મારૂં વચન અન્યથા થવાનું નથી. ॥ ૧ ॥ સદાશિવની વાણી સાંભળીને રતિ ત્યાંથી ચાલી ગઈ. હવે બીજી કથા વિસ્તારીને કહું છું. બ્રહ્માદિક દેવતાઓને જ્યારે કામદેવ ભસ્મ થઈ ગયાના સમાચાર મળ્યા, ત્યારે એ સર્વ દેવતાઓ, વૈકુંઠમાં વિષ્ણુની પાસે ગયા. ॥ ૨ ॥ અને ત્યાંથી વિષ્ણુ, બ્રહ્મા તથા સર્વ દેવતાઓ, જે સ્થલમાં કૃપાના ભંડારરૂપ સદાશિવ બીરાજતા હતા, તે સ્થલમાં ગયા. સઘળા દેવતાઓએ જૂદી જૂદી સ્તુતિઓ કરતાં ચંદ્રરૂપી મુકુટવાળા સદાશિવ પ્રસન્ન થયા. ॥ ૩ ॥ કૃપાના સમુદ્રરૂપ સદાશિવ બોલ્યા કે, 'હે દેવતાઓ ! તમો શા કારણથી આવ્યા છો ? કહો.' બ્રહ્મા બોલ્યા કે, "હે પ્રભુ ! આપ અંતર્યામી હોવાથી સઘળું જાણો છો, તોપણ હું ભક્તિને વશ થઇ અર્થાત્ આપની આજ્ઞાનું ઉલ્લંઘન નહીં કરવાવાસ્તે વિનંતિ કરૂં છું કે, ॥ ૪ ॥

दो०—सकल सुरनके हृदय अस, शंकर परम उछाह ॥
निज नयनन देखा चहहीं, नाथ तुम्हार विवाह ॥ ९९ ॥

"હે શંકર ! સઘળા દેવતાઓના હૃદયમાં આપના વિવાહનો પરમ ઉત્સાહ છે અને તેઓ આપના વિવાહને પોતાનાં નેત્રોથી જોવા ઇચ્છે છે. ॥ ૯૯ ॥

चौ०—यह उत्सव देखिय भरि लोचन । सो कछु करिय मदनमदमोचन ॥
काम जारि रतिकहँ वर दीन्हा । कृपासिंधु यह अति भल कीन्हा ॥१॥
शासति करि पुनि करहिं पसाऊ । नाथ प्रभुनकर सहज स्वभाऊ ॥
पारवती तप कीन्ह अपारा । करहु तासु अब अंगीकारा ॥ २ ॥
सुनि विधिवचन सुमिरि प्रभु बानी । ऐसेइ होउ कहा सुख मानी ॥
तब देवन दुंदुभी बजाई । बरषि सुमन जय जय सुरसाई ॥ ३ ॥
अवसर जानि सप्तऋषि आये । तुरतहि विधि गिरिभवन पठाये ॥
प्रथम गये जहँ रही भवानी । बोले वचन मधुर छलसानी ॥ ४ ॥

હે કામદેવને મદરહિત કરનારા સ્વામી ! દેવતાઓ આપના વિવાહોત્સવને નેત્રો ભરી દેખે, એવી કાંઇ ગોઠવણ કરો. હે કૃપાસિંધુ ! આપે કામદેવને બાળીને રતિને જે વરદાન આપ્યું, તે બહુ સારૂં કર્યું છે. ॥ ૧ ॥ હે નાથ ! શિક્ષા કરીને પછી પ્રસન્ન થવું, એ મહાત્માઓનો સહજ સ્વભાવ હોય છે. પાર્વતીએ અપાર તપ કર્યું છે, માટે હવે પાર્વતીનો અંગીકાર કરો. " ॥ ૨ ॥ આ પ્રમાણે બ્રહ્માનાં વચનો સાંભળી, રામચંદ્રજીનાં વચનોનું સ્મરણ કરી, આનંદ ધરીને સદાશિવ બોલ્યા કે, 'ભલે, એમ થાઓ.' આ સમયમાં દેવતાઓએ દુંદુભિ વગાડ્યાં અને 'હે સ્વામી ! જય જય ' એમ બોલીને પુષ્પોની વૃષ્ટિ કરી. ॥ ૩ ॥ સમય જાણીને સપ્તર્ષિઓ ત્યાં હાજર થતાં, બ્રહ્માએ તુરત જ તેઓને હિમાલયને ઘેર મોકલ્યા. સપ્તર્ષિઓ પ્રથમ જ્યાં પાર્વતી હતાં, ત્યાં જઇ, છલયુક્ત વચન બોલ્યા કે, ॥ ૪ ॥

दो०—कहा हमार न सुनहु तब, नारदकर उपदेश ॥
अब भा झूंठ तुह्मार पण, जारेउ काम महेश ॥ १०० ॥

" હે પાર્વતી ! તમે નારદનો ઉપદેશ માનીને, તે વખતે અમારૂં કહ્યું સાંભળ્યું નહીં, પણ હવે તમારી પ્રતિજ્ઞા ખોટી પડી. કેમ કે સદાશિવે કામદેવને બાળી નાખ્યો. " ॥ ૧૦૦ ॥

चौ०—सुनि बोली मुसकाई भवानी । उचित कहेउ मुनिवर विज्ञानी ॥
तुम्हरे जान काम हर जारा । अबलगि शंभु रहे सविकारा ॥ १ ॥
हमरे जान सदाशिव योगी । अज अनवद्य अकाम अभोगी ॥
जो मैं शिव सेचउँ अस जानी । प्रीति समेत कर्म मन बानी ॥ २ ॥
तौ हमार पण सुनहु मुनीशा । करिहहिं सत्य कृपानिधि ईशा ॥
तुम जो कहा हर जारेउ मारा । सो अतिबड अविवेक तुम्हारा ॥ ३ ॥
तात अनलकर सहज स्वभाऊ । हिम तेहि निकट जाय नहि काऊ ॥
गये समीप सो अवशि नशाई । अस मनमथ महेशकी नाई ॥ ४ ॥

સપ્તર્ષિઓનું બોલવું સાંભળી, પાર્વતી હસીને બોલ્યાં કે, " હે મહા જ્ઞાની મુનિવરો ! તમો સત્ય કહો છો. તમો જાણતા હશો કે, સદાશિવ હમણાં સુધી તો સવિકાર

હતા પણ હવે કામદેવને બાળી નાખવાથી નિર્વિકાર થયા છે, ॥ ૧ ॥ પણ હું તો હમ્મેશથી જાણું છું કે સદાશિવ યોગી છે, અજન્મા છે, નિર્દોષ છે, નિષ્કામ છે, અને ભોગોથી રહિત છે. જો મેં સદાશિવને એવા જાણીને જ પ્રીતિપૂર્વક મનથી, ક્રિયાથી તથા વચનથી સેવ્યા હશે, ॥ ૨ ॥ તો, એ કૃપાનિધિ સદાશિવ, મારી પ્રતિજ્ઞાને સત્ય જ કરશે. હે મુનીશ્વરો ! સાંભળો. તમોએ કહ્યું કે, સદાશિવે કામદેવને બાળ્યો, ' પણ એ તમારો જ મોટો અવિવેક છે. ॥ ૩ ॥ હે મહાશયો ! અગ્નિનો એવો સહજ સ્વભાવ જ છે કે, ઠંડી કદી પણ તેની પાસે ન જાય અને જાય તો અવશ્ય વિનાશ જ પામે. આ પ્રમાણે કામદેવ સદાશિવની પાસે જઇ શકે જ નહીં અને જો ગયો તો, મરણ પામ્યો એમાં શી નવાઇ છે[1] ? " ॥ ૪ ॥

दो०—हिय हरषे मुनि वचन सुनि, देखि प्रीति विश्वास ॥
चले भवानिहिं नाइ शिर, गये हिमाचल पास ॥ १०१ ॥

સપ્તર્ષિઓ પાર્વતીનાં વચનો સાંભળી અને સદાશિવ ઉપર પાર્વતીના પ્રેમને તથા વિશ્વાસને જોઇને, હૃદયોમાં આનંદ પામ્યા. પછી પાર્વતીને પ્રણામ કરીને તેઓ, હિમાલયની પાસે ગયા. ॥ ૧૦૧ ॥

चौ०—सब प्रसंग गिरिपतिहि सुनावा । मदनदहन सुनि अति दुख पावा ॥
बहुरि कहेउ रतिकर वरदाना । सुनि हिमवंत बहुत सुख माना ॥ १ ॥
हृदय विचारि शंभु प्रभुताई । सादर मुनिवर लिये बुलाई॥
सुदिन सुनखत सुघरी सुहाई । वेगि वेदविधि लग्न धराई ॥ २ ॥
पत्रि सप्तऋषिन सोइ दीन्ही । गहि पद विनय हिमाचल कीन्ही ॥
जाय विधिहि तिन दीन्ह सो पाती । बाँचत प्रीति न हृदय समाती ॥ ३ ॥
लगन बांचि अज सबहि सुनाई । हरषे मुनि सब सुर समुदाई ॥
सुमनवृष्टि नभ बाजन बाजे । मंगल कलश दशहुँ दिशि साजे ॥ ४ ॥

સપ્તર્ષિઓએ, હિમાલયને હકીકત કહી સંભળાવતાં, હિમાલય, કામદેવનો દાહ થયો સાંભળીને અત્યંત ખેદ પામ્યો, પણ પાછી સપ્તર્ષિઓએ જ્યારે રતિને વરદાન મળવાની હકીકત કહી, ત્યારે તે સાંભળીને બહુ રાજી થયો. ॥ ૧ ॥ હિમાલયે હૃદયમાં સદાશિવની પ્રભુતાનો વિચાર કરી, પ્રેમપૂર્વક બીજા પણ મુનિઓને પોતાની પાસે બોલાવી લીધા અને સારો દિવસ, સારૂં નક્ષત્ર તથા સારી ઘડી જોઈ, જલદી વેદોક્ત વિધિ પ્રમાણે લગ્ન મુકરર કરી, ॥ ૨ ॥ લગ્નપત્રી લખાવી. હિમાલયે વિનંતિ કરી, પગ પકડીને, તે લગ્નપત્રી સપ્તર્ષિઓને આપતાં, સપ્તર્ષિઓએ જઇને સદાશિવની પાસે બેઠેલા બ્રહ્માને આપી. લગ્નપત્રી વાંચવાથી બ્રહ્માના હૃદયમાં પ્રીતિ સમાઈ જ નહીં.

---

૧ અહીં ચોથી ચોપાઇમાં છેલ્લે जिमि संपाति निजपक्ष गवाँई એવું પાઠાંતર છે, તેનો અર્થ એવો છે કે, ' જેમ સંપાતિએ સૂર્યની પાસે જઇને પોતાની પાંખો ગુમાવી છે. ' આ કથા કિષ્કિંધાકાંડમાં આવશે.

॥ ૩ ॥ બ્રહ્માએ સર્વે દેવતાઓને એ લગ્નપત્રી વાંચી સંભળાવતાં, સર્વે મુનિઓ તથા દેવતાઓ પ્રસન્ન થયા. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ, વાજાં વાગ્યાં અને દશે દિશાઓમાં મંગળ કલશો સાજવામાં આવ્યા. ॥ ૪ ॥

**दो०—लगे सँवारन सकल सुर, वाहन विविध विमान ॥**
**होहिं शकुन मंगल शुभग, करहिं अप्सरा गान ॥ १०२ ॥**

સર્વે દેવતાઓ પોતપોતાનાં વાહનોને અને વિમાનોને સુધારવા લાગ્યા, મંગલકારી સુંદર શકુનો થવા લાગ્યા અને અપ્સરાઓ ગાન કરવા લાગી. ॥ ૧૦૨ ॥

**चौ०—शिवहि शंभुगण करहिं शृंगारा । जटा मुकुट अहिमौर सँभारा ॥**
**कुंडल कंकण पहिरे व्याला । तनु विभूति पट केहरि छाला ॥ १ ॥**
**शशि ललाट सुंदर शिर गंगा । नयन तीन उपवीत भुजंगा ॥**
**गरल कंठ उर नरशिर माला । अशिव भेष शिवधाम कृपाला ॥ २ ॥**
**कर त्रिशूल अरु डमरु विराजा । चले वृषभ चढि बाजहिं बाजा ॥**
**देख शिवहि सुर त्रिय मुसकाई । वरलायक दुलहिन जग नाहीं ॥ ३ ॥**
**विष्णु विरंचि आदि सुर व्राता । चढि चढि वाहन चले बराता ॥**
**सुरसमाज सबभांति अनूपा । नहिं बरात दूलह अनुरूपा ॥ ४ ॥**

સદાશિવના ગણો સદાશિવને શણગારવા લાગ્યા. સદાશિવે જટારૂપી મુકુટ ધર્યો, સર્પોરૂપી કલંગીઓ ધરી અને કુંડલોને તથા કંકણોને ઠેકાણે પણ સર્પોજ પહેર્યા. પીઠીને બદલે વિભૂતિ લગાવી અને પીતાંબરને બદલે સિંહની છાલ ધરી. ॥ ૧ ॥ લલાટમાં તિલકને બદલે ચંદ્ર શોભવા લાગ્યો. મસ્તક ઉપર ગંગાજી શોભવા લાગ્યાં. ત્રણ નેત્રો દીપવા લાગ્યાં. જનોઇને બદલે ત્રણ સર્પોને ધારણ કરવામાં આવ્યા. ગળામાં વિષ ચળકવા લાગ્યું અને કંઠમાં વરમાળાને ઠેકાણે માણસોની ખોપરીઓની માળા ધરી લીધી. આ પ્રમાણે અમંગળ વેષવાળા પણ મંગળના ધામરૂપ કૃપાલુ સદાશિવ તૈયાર થયા. ॥ ૨ ॥ હાથમાં ત્રિશૂલને તથા ડાકલાંને ધારણ કરી, પોઠીઆ ઉપર બીરાજીને સદાશિવ ચાલવા લાગતાં, અનેક વાજાંઓ વાગવા લાગ્યાં. સદાશિવને જોઈ, દેવતાઓની સ્ત્રીઓ હસી હસીને વાતો કરવા લાગી કે, "આ વરરાજાને લાયક તો જગતમાં એકે કન્યા નથી." ॥ ૩ ॥ વિષ્ણુ તથા બ્રહ્મા આદિ દેવતાઓ, પોતપોતાનાં વાહનોપર ચઢી જાનમાં ચાલ્યા. દેવતાઓના મંડલોરૂપી જાન, સઘળી રીતે શ્રેષ્ઠ હતી, પણ તે જાન વરરાજાને લાયક નહીં હતી. ॥ ૪ ॥

**दो०—विष्णु कहा अस विहँसि तब, बोल सकल दिशिराज ॥**
**बिलग बिलग होइ चलहु सब, निज निज सहित समाज ॥ १०३ ॥**

તેથી વિષ્ણુએ, તે સમયે સઘળા દિક્પાલોને બોલાવી, હસીને કહ્યું કે, "તમો સર્વે, પોતપોતાના રસાલા સહિત નોખનોખા થઇને ચાલો. ॥ ૧૦૩ ॥

ચૌ૦-बर अनुहार बरात न भाई । हँसी करैहहु पर पुर जाई ॥
विष्णु वचन सुनि सुर मुसकाने । निज निज सेन सहित बिलगाने ॥ १ ॥
मनहीं मन महेश मुसकाहीं । हरिके व्यंग्य वचन नहिं जाहीं ॥
अति प्रिय वचन सुनत हरिकेरे । भृंगी प्रेरि सकल गण टेरे ॥ २ ॥
शिव अनुशासन सुनि सब आये । प्रभुपद जलज शीश तिन नाये ॥
नाना वाहन नाना भेखा । बिहँसे शिव समाज निज देखा ॥ ३ ॥
कोउ मुख हीन बिपुल मुखकाहू । बिनु पद कर कोउ बहु पद बाहू ॥
बिपुल नयन कोउ नयन बिहीना । हृष्ट पुष्ट कोउ अति तनु क्षीना ॥ ४ ॥

કેમ કે, આ જાન વરને લાયક નથી, તેથી તમો, પરાયા શહેરમાં જઈને હાંસી કરાવશો." વિષ્ણુનું વચન સાંભળી, સર્વે દેવતાઓ, મંદ હાસ કરીને, પોતપોતાની સેના સહિત અલગ પડી ગયા. ॥ ૧ ॥ સદાશિવ મનમાં ને મનમાં હસવા લાગ્યા કે, 'વિષ્ણુની જે વ્યંગ્ય વચન (હાસ્ય વચન) બોલવાની ટેવ છે, તે જાય જ નહીં' વિષ્ણુનાં અતિ પ્રિય વચનો સાંભળીને સદાશિવે પોતાના ભૃંગી નામના એક પાર્ષદને મોકલીને સર્વે ગણોને બોલાવ્યા. ॥ ૨ ॥ ભૃંગીના મોહોડેથી સદાશિવની આજ્ઞાનું શ્રવણ કરી સઘળા પ્રમથ ગણોએ આવીને સદાશિવનાં ચરણકમળોમાં માથાં નમાવ્યાં. અનેક પ્રકારનાં વાહનોવાળા તથા અનેક પ્રકારના વેષોવાળા પોતાના પાર્ષદોના સમાજને જોઈ, સદાશિવ હસી પડ્યા. ॥ ૩ ॥ એ પ્રમથ ગણોમાં કેટલાએક મોહોડાં વગરના, કેટલાએક મોટાં મોહોડાંવાળા, કેટલાએક હાથ પગ વગરના, કેટલાએક ઘણા હાથ પગવાળા, કેટલાએક નેત્રો વગરના, કેટલાએક મોટાં નેત્રોવાળા, કેટલાએક હૃષ્ટપુષ્ટ અને કેટલાએક અત્યંત ક્ષીણ શરીરોવાળા હતા. ॥ ૪ ॥

छं०-तनु क्षीण कोउ अति पीन पावन कोउ अपावन तनु धरे ॥
भूषण कराल कपाल कर सब सद्य शोणित तनु भरे ॥
खर श्वान सुअर शृगाल मुख गण भेष अगणित को गिनै ॥
बहु जिनिस प्रेत पिशाच योगि जमाति वर्णत नहिं बनै ॥ ७ ॥

કેટલાએક ક્ષીણ શરીરોવાળા, કેટલાએક અત્યંત પુષ્ટ, કેટલાએક પવિત્ર શરીરોવાળા અને કેટલાએક અપવિત્ર શરીરોવાળા હતા. સઘળાઓએ વિકરાલ ખોપરીઓરૂપ આભરણો ધર્યાં હતાં અને તે ખોપરીઓમાંથી નીકળતાં તાજાં લોહીથી સર્વનાં શરીરો ખરડાઈ રહ્યાં હતાં, ગધેડા, કુતરા, સૂવર તથા શિયાળોના જેવા મુખવાળા, અગણિત વેષોવાળા અને તરાહતરાહની વિલક્ષણ જણસોનું ધારણ કરનારા પ્રેતોને તથા પિશાચોને કોણ ગણી શકે ? જોગીઓની જમાતોનું તો વર્ણન કરી શકાય એમજ ન હતું. ॥ ૭ ॥

सो०-नाचहिं गावहिं गीत, परम तरंगी भूत सब ॥
देखत अति बिपरीत, बोलत वचन विचित्र अति ॥ १६ ॥

અત્યંત મોજીલાં સઘળાં ભૂતો, નાચતાં હતાં અને ગીતો ગાતાં હતાં. એઓ, દેખાવમાં અત્યંત ખરાબ હતાં પણ વચનો તો અત્યંત વિચિત્ર બોલતાં હતાં. ॥ ૧૬ ॥

चौ०—जस दूलह तस बनी बराता । कौतुक विविध होहिं मग जाता ॥
इहां हिमाचल रचेउ विताना । अति विचित्र नहिं जाय बखाना ॥ १ ॥
शैल सकल जहँ लगि जगमाहीं । लघु विशाल नहिं वरणि सिराहीं ॥
वन सागर सब नदी तलावा । हिमगिरि सबकहँ न्योत पठावा ॥ २ ॥
कामरूप सुन्दर तनु धारी । सहित समाज सहित निज नारी ॥
गये सकल सु हिमाचल गेहा । गावहिं मंगल सहित सनेहा ॥ ३ ॥
प्रथमहि गिरि बहु गृह सँवराये । यथायोग्य जहँतहँ सब छाये ॥
पुर शोभा अवलोकि सुहाई । लागै लघु विरंचि निपुणाई ॥ ४ ॥

ગણો આવવાને લીધે, જેવા વરરાજા હતા, તેવી જ જાન બની. માર્ગમાં જતાં અનેક કૌતુકો થવા લાગ્યાં. અહીં હિમાલયે અત્યંત વિચિત્ર મંડપ બનાવ્યો, કે જેનું વર્ણન કરી શકાય નહીં ॥ ૧ ॥ જગતમાં જેટલા નહાના મોટા પર્વતો છે તથા નહાનાં મોટાં વનો, સાગરો, નદીઓ અને તળાવો છે, તે સર્વને, હિમાલયે નિમંત્રણો મોકલીને બોલાવ્યાં, કે જેઓનું વર્ણન મારાથી બની શકે એમ નથી. ॥ ૨ ॥ નિમંત્રણોથી બોલાવેલાં એ સર્વે, ઇચ્છા પ્રમાણે સુંદર શરીરો ધરી, પોતપોતાની સ્ત્રીઓ સહિત તથા સમાજ સહિત, હિમાલયને ઘેર ગયાં અને ત્યાં સ્નેહ ભરેલી રીતે માંગલિક ગીતો ગાવા લાગ્યાં. ॥ ૩ ॥ પ્રથમથી જ હિમાલયે સુધારી રાખેલાં ઘણાં ઘણાં ઘરોમાં, તેઓ યથાયોગ્ય રીતે ઉતર્યાં. મેહેમાનોની જ્યાં ત્યાં ભારે ગરદી મચી. શહેરની સુંદર શોભા જોતાં તો, એમ જ જણાવા લાગ્યું કે, હિમાલયની ચતુરાઈ પાસે બ્રહ્માની ચતુરાઈ પણ હલકી છે. ॥ ૪ ॥

छं०—लघु लागि विधिकी निपुणता अवलोकि पुर शोभा सही ॥
वन बाग कूप तडाग सरिता सुभग सब सक को कही ॥
मंगल विपुल तोरण पताका केतु गृह गृह सोहहीं ॥
बनिता पुरुष सुंदर चतुर छबि देखि मुनि मन मोहहीं ॥ ८ ॥

પુરની શોભા જોતાં, ઉપર પ્રમાણે બ્રહ્માની નિપુણતા પણ હલકી જણાવા લાગી. વનો, બગીચાઓ, કૂવાઓ, વાવો, તળાવો અને નદીઓ, એઓની શોભાનું વર્ણન કોણ કરી શકે ? માંગલીક મોટાં મોટાં તોરણોથી, પતાકાઓથી અને ધ્વજાઓથી પ્રત્યેક ઘર શોભી રહ્યાં હતાં. સ્ત્રીઓની અને પુરુષોની સુંદર અને ચતુર છબીઓ જોઈને, મુનિઓનાં મન પણ મોહ પામે એવી રચના હતી, ॥ ૮ ॥

दो०—जगदम्बा जहँ अवतरी, सो पुर वरणि न जाय ॥
ऋद्धि सिद्धि सम्पति सकल, नित नूतन अधिकाय ॥ १०४ ॥

હિમાલયનું પુર કે જેમાં જગદંબાનો અવતાર થયો હતો, તેનું પૂરૂં વર્ણન કોઈ

પ્રકારે પણ કરી શકાય નહીં. એ પુરમાં સર્વે ઋદ્ધિઓ, સિદ્ધિઓ અને સંપત્તિઓ, નિત્ય નવીન નવીન અને અધિક અધિક થતી હતી. ॥ ૧૦૪ ॥

चौ०–नगर निकट बरात जब आई । पुर खरभर शोभा अधिकाई ॥
करि बनाव सजि वाहन नाना । चले लेन सादर अगवाना ॥ १ ॥
हिय हरसे सुरसेन निहारी । हरिहि देखि अति भये सुखारी ॥
शिवसमाज जब देखन लागे । विडरि चले वाहन सब भागे ॥ २ ॥
धरि धीरज तहँ रहे सयाने । बालक सब ले जीव पराने ॥
गये भवन पूछहिं पितु माता । कहहिं वचन भय कंपित गाता ॥ ३ ॥
कहिय वचन कहि जाय न वाता । यमकर धार किधौं वरियाता ॥
वर बौराह बरद असवारा । व्याल कपाल विभूषण क्षारा ॥ ४ ॥

જ્યારે જાન, નગરના સમીપમાં આવી, ત્યારે, નગરમાં ભારે ખળભળાટ થવાથી, શોભાની વૃદ્ધિ થઇ. તૈયારી કરી, અનેક પ્રકારનાં વાહનોને સજ્જ કરી, સામૈયું પ્રેમપૂર્વક લેવા ચાલ્યું. ॥ ૧ ॥ સામૈયામાં ગયેલાં લોકો, દેવતાઓની સેનાને જોઈ, હર્ષ પામ્યાં, વિષ્ણુને જોઈને તો બહુ જ રાજી થયાં પણ સદાશિવનો રસાલો જોવા લાગ્યાં, ત્યારે તો, સર્વનાં વાહનો ભડકી ભડકીને ભાગવા લાગ્યાં. ॥ ૨ ॥ ત્યાં સમજુ લોકો તો ધીરજ ધરીને ઉભાં રહ્યાં, પણ બાળકો તો સઘળાં જીવ લઈને ભાગ્યાં. ઘેર ગયેલાં બાલકોને, માતા પિતાઓ પૂછવા લાગ્યા, ત્યારે તે બાલકો, ભયથી ધ્રૂજતાં ધ્રૂજતાં બોલવા લાગ્યાં કે, "શું કહીએ ? કશી વાત કહી શકાય એમ નથી. આ તે યમ રાજાની ધાડ આવી છે ? કે જાન આવી છે? વર ઘેલો છે, બળદ ઉપર બેઠો છે, સર્પોની અને માણસોની ખોપરીઓની માળાઓ પહેરી છે અને આખા શરીરપર ભસ્મ લગાવી છે. ઘરેણાંઓમાં બસ એટલું જ છે ॥ ૪ ॥

छं०–तनु छार व्याल कपाल भूषण नगन जटिल भयंकरा ॥
सँग भूत प्रेत पिशाच योगिनी विकटमुख रजनीचरा ॥
जो जियत रहहिं बरात देखत पुण्य बड तिनकर सही ॥
देखहि सो उमा विवाह घर घर बात अस लरिकन कही ॥ ९ ॥

શરીરપર, ભસ્મ, સર્પો અને ખોપરીઓ જ આભૂષણ છે. વર નાગો છે, જટિલ છે અને ભયંકર છે. ભૂતો પ્રેતો, પિશાચો, જોગણીઓ અને વિકરાલ મુખોવાળા રાક્ષસો વરની સાથે છે. જેઓ આ જાનને જોઈને જીવતાં રહેશે, તેઓનાં મોટાં પુણ્યો સમજવાં અને તેઓ જ પાર્વતીનો વિવાહ દેખશે." બાલકો, આવી વાતો ઘેર ઘેર કરવા લાગ્યાં. ॥ ૯ ॥

दो०–समुझि महेशसमाज सब, जननि जनक मुसकाहिं ॥
बाल बुझाये विविध विधि, निडर होहु डर नाहिं ॥ १०५ ॥

સદાશિવની જાનનું વર્ણન સાંભળીને સઘળાં બાલકોનાં માબાપો હસવા લાગ્યાં અને તેઓએ અનેક પ્રકારોથી બાલકોને સમજાવ્યાં કે, 'નિર્ભય રહો, કશો ભય નથી.' ॥ ૧૦૫ ॥

चौ०—ले अगवान बरातहिं आये । दिये सबहिं जनवास सुहाये ॥
मैना शुभ आरती सँवारी । संग सुमंगल गावहिं नारी ॥ १ ॥
कंचनथार सोह वर पानी । परिछन चलीं हरहिं हरषानी ॥
विकट भेष जब रुद्रहि देखा । अवलन उर भय भयउ विशेखा ॥ २ ॥
भागि भवन पैठी अतित्रासा । गये महेश जहां जनवासा ॥
मयना हृदय भयउ दुख भारी । लीनी बोलि गिरीश कुमारी ॥ ३ ॥
अधिक सनेह गोद बैठारी । श्याम सरोज नयन भरि वारी ॥
जेहि विधि तुमहिं रूप अस दीन्हा । तेहिं जड वर वाउर कस कीन्हा ॥ ४ ॥

સામૈયું જાનને લઈને આવ્યું. સઘળા જાનૈયાઓને સુંદર જાનીવાસા (ઉતારા) આપ્યા. પાર્વતીની માતા મેનાએ, માંગલિક આરતી શણગારી. મેનાની સાથે બીજી સ્ત્રીઓ પણ માંગલિક ગીતો ગાવા લાગી ॥ ૧ ॥ સુવર્ણના થાળથી શોભી રહેલા હાથવાળી અને હર્ષ પામેલી મેના, વરને પોંખવા વાસ્તે ચાલી, પણ જ્યારે વિકટ વેષવાળા રુદ્ર જોવામાં આવ્યા, ત્યારે તો મેનાને અને તેની સાથેની સ્ત્રીઓને હૃદયમાં ભારે ભય ઉત્પન્ન થયો. ॥ ૨ ॥ મેના અત્યંત ત્રાસને લીધે ભાગીને ઘરમાં પેસી ગઈ અને સદાશિવ જ્યાં જાનીવાસો હતો ત્યાં ગયા. હૃદયમાં બહુજ ભારે દુઃખથી ઘેરાએલી મેના, પાર્વતીને બોલાવી લઈ, ॥ ૩ ॥ અધિક સ્નેહથી ખોળામાં બેસાડી, પોતાનાં શ્યામ કમળો સરખાં નેત્રોને અશ્રુઓથી ભરપૂર કરી દઇને બોલી કે, "હે દીકરી! જે વિધાતાએ તને આવું રૂપ આપ્યું છે, તે જ મૂર્ખ વિધાતાએ તને ઘેલો વર કેમ આપ્યો હશે? ॥ ૪ ॥

छं०—कस कीन्ह वर बौराह विधि जेहि तुमहिं सुंदरता दई ॥
जो फल चहिय सुरतरुहि सो वरवस बबूरहि लागई ॥
तुम सहित गिरिते गिरौं पावक जरौं जलनिधि महँ परौं ॥
घरजाउ अपयश होउ जग जीवत विवाह न हौं करौं ॥ १० ॥

જે વિધાતાએ તને સુંદર રૂપ આપ્યું છે, તે જ વિધાતાએ ઘેલો વર કેમ આપ્યો? જે ફળ, કલ્પવૃક્ષમાં લાગવું જોઇએ, તે ફળ બાવળમાં લાગશે કે શું? હું તને સાથે લઇને, પર્વત ઉપરથી પડતું મૂકીશ, અગ્નિમાં બળી મરીશ અથવા સમુદ્રમાં પડીશ. મારૂં ઘર જાય અને જગતમાં અપયશ થાય તો પણ ભલે. હું જીવતાં તારો વિવાહ કરી કરવાની નથી." ॥ ૧૦ ॥

दो०—भई विकल अबला सकल, दुखित देखि गिरिनारि ॥
करि बिलाप रोदति वदति, सुता सनेह सँभारि ॥ १०६ ॥

મેનાને દુઃખિત જોઇને, સઘળી સ્ત્રીઓ વિકલ જેવી થઈ ગઈ. મેના, દીકરીના સ્નેહને લીધે વિલાપ કરવા લાગી, રોવા લાગી અને ગમે તેમ બોલવા લાગી કે, ॥૧૦૬॥

चौ०–नारदकर मैं कहा बिगारा । भवन मोर जिन बसत उजारा ॥
अस उपदेश उमहिं जिन दीन्हा । बौरे वरहि लागि तप कीन्हा ॥ १ ॥
सांचेहु उनके मोह न माया । उदासीन धन धाम न जाया ॥
पर घर घालक लाज न भीरा । बाँझ कि जान प्रसवकी पीरा ॥ २ ॥
जननिहिं विकल विलोकि भवानी । बोलीं युतविवेक मृदु वानी ॥
अस विचारि सोचहु मति माता । सो न टरै जो रचै विधाता ॥ ३ ॥
कर्मलिखा जो वावर नाहू । तौ कत दोष लगाउब काहू ॥
तुमसन मिटहिं कि विधिके अंका । मातु व्यर्थ जनि लेहु कलंका ॥ ४ ॥

"મેં નારદનું શું બગાડ્યું હશે? કે જેણે મારૂં વસતું ઘર ઉજ્જડ કર્યું. નારદે પાર્વતીને એવો ઉપદેશ કર્યો કે, જેથી પાર્વતીએ ઘેલા વરને વાસ્તે તપશ્ચર્યા કરી. ॥ ૧ ॥ ખરેખર નારદ કે જે ઉદાસીન છે, ધનથી તથા સ્ત્રીથી રહિત છે અને પરાયાં ઘર ઘાલનારો છે, તેને મોહ, માયા, લાજ કે ભય ન હોય, એમાં શી નવાઈ? વાંઝણીને પ્રસવની પીડાની શી ખબર પડે?" ॥ ૨ ॥ માતાને વ્યાકુલ થયેલી જોઈ, પાર્વતી વિવેકયુક્ત કોમળ વાણી બોલ્યાં કે, "હે માતા! વિધાતાએ જે રચ્યું હોય, તે ટળે જ નહીં, એવો વિચાર કરીને શોક નહીં કરો. ॥ ૩ ॥ મારા કર્મમાં ઘેલો પતિ લખાયો છે, તો પછી કોઈને શા માટે દોષ આપો છો? તમારાથી વિધાતાના લેખ ટાળી શકાશે કે? હે માતા! તમો વૃથા દોષ લ્યો મા. ॥ ૪ ॥

छं०–जनि लेहु मातु कलंक करुणा परिहरहु अवसर नहीं ॥
दुख सुख जु लिखा लिलार हमरे जाब जहँ पाउब तहीं ॥
सुनि उमा बचन विनीत कोमल सकल अबला सोचहीं ॥
बहुभांति विधिहिं लगाय दूषण नयनवारि विमोचहीं ॥ ११ ॥

હે માતા! તમે કલંક લ્યો મા. રો કળકળ છોડી દો. રો કળકળ કરવાનો આ સમય નથી. મારા લલાટમાં જે કાંઈ સુખ દુઃખો લખાયાં હશે, તેઓને હું જ્યાં જઈશ, ત્યાં પામ્યા વગર રહીશ નહીં." આ પ્રમાણે પાર્વતીનાં કોમળ તથા વિનય ભરેલાં વચનો સાંભળી, સઘળી સ્ત્રીઓ શોક કરવા લાગી, ઘણા ઘણા પ્રકારોથી વિધાતાને દોષ દેવા લાગી અને નેત્રોમાંથી અશ્રુની ધારાઓ ચલાવવા લાગી. ॥ ૧૧ ॥

दो०–तेहि अवसर नारद ऋषय, औ ऋषि सप्त समेत ॥
समाचार सुनि तुहिनगिरि, गवने तुरत निकेत ॥ १०७ ॥

આ અવસરમાં નારદજી આ સમાચાર સાંભળી, સપ્તર્ષિઓની તથા બીજા ઋષિઓની સાથે તુરત હિમાલયને ઘેર આવ્યા. ॥ ૧૦૭ ॥

चौ०–तब नारद सबहीं समुझावा । पूरब कथा प्रसंग सुनावा ॥
मयना सत्य सुनहु मम वानी । जगदम्बा तव सुता भवानी ॥ १ ॥

अजा अनादि शक्ति अविनाशिनि । सदा शंभु अर्द्धांगनिवासिनि ॥
जग संभव पालन लय कारिणि । निज इच्छा लीलावपु धारिणि ॥ २ ॥
जन्मी प्रथम दक्षगृह जाई । नाम सती सुंदरतनु पाई ॥
तहँउँ सती शंकरहि विवाही । कथा प्रसिद्ध सकल जगमाहीं ॥ ३ ॥
एकवार आवति शिवसंगा । देखेउ रघुकुलकमल पतंगा ॥
भयउ मोह शिव कहा न कीन्हा । भ्रमवश भेष सीयकर लीन्हा ॥ ४ ॥

નારદજીએ સર્વને સમજાવ્યાં અને પૂર્વ કથાનો પ્રસંગ સંભળાવ્યો કે "હે મેના ! મારાં સત્ય વચન શ્રવણ કરો. તમારી દીકરી જગદંબા છે ॥ ૧ ॥ સનાતન કાળથી જ સદાશિવની શક્તિરૂપ છે, જન્મરહિત છે, અનાદિ છે, અવિનાશી છે, સર્વદા સદાશિવના અર્દ્ધ અંગમાં જ રહેનારી છે, જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયને કરનારી છે. અને પોતાની ઈચ્છાથી જ શરીરને ધરનારી છે. ॥ ૨ ॥ આ તમારી પુત્રી, પ્રથમ દક્ષપ્રજાપતિને ઘેર જન્મી હતી, કે જ્યાં પણ તેનું શરીર અતિ સુંદર હતું. એ જન્મમાં નામ 'સતી' હતું અને તેનો વિવાહ શંકરની સાથે થયો હતો, કે જે કથા સર્વ જગતમાં પ્રસિદ્ધ છે. ॥ ૩ ॥ એ સતી, એક સમયે સદાશિવની સાથે આવતાં હતાં, ત્યાં માર્ગમાં રામચંદ્રજીનું દર્શન થતાં, તેણે મોહ પામી, સદાશિવનું કહ્યું ન માની, ભૂલથી સીતાનો વેષ લીધો હતો. ॥ ૪ ॥

छं०–सिय भेष सति जो कीन्ह तेहि अपराध शंकर परिहरी ॥
हरविरह जाय बहोरि पितुके यज्ञ योगानल जरी ॥
अब जनमि तुम्हरे भवन निज पति लागि दारुण तप किया ॥
अस जानि संशय तजहु गिरिजा सर्वदा शंकरप्रिया ॥ १२ ॥

ભૂલને વશ થઈ, સતીનો વેષ લીધો, એટલા જ કારણ ઉપરથી, સદાશિવે ત્યાગ કરતાં, પતિના વિરહથી પીડાયલાં સતીએ પિતાના યજ્ઞમાં જઈ, યોગાગ્નિથી પોતાના શરીરને બાળી નાખ્યું હતું. એ જ સતી, હમણાં તમારે ઘેર જન્મ્યાં છે અને તેમણે, પોતાના પૂર્વ જન્મના પતિ સદાશિવને વાસ્તે, દારુણ તપશ્ચર્યા કરી છે, આમ જાણીને તમે સઘળા સંશયોને છોડી દ્યો. પાર્વતી સર્વદા શંકરનાં જ પત્ની છે." ॥ ૧૨ ॥

दो०–सुनि नारदके वचन तब, सबकर मिटा विषाद ॥
क्षणमहँ व्यापेउ सकल पुर, घर घर यह संवाद ॥ १०८ ॥

નારદજીનાં વચનો સાંભળવાથી, સર્વનો ખેદ મટી ગયો અને આ વાત ક્ષણમાત્રમાં, આખા નગરમાં ઘેર ઘેર ફેલાઇ ગઈ. ॥ ૧૦૮ ॥

चौ०–तब मयना हिमवन्त अनंदे । पुनि पुनि पारवती पद वंदे ॥
नारि पुरुष शिशु युवा सयाने । नगर लोग सब अति हरषाने ॥ १ ॥
लगे होन पुर मंगल गाना । सजे सबहि हाटक घट नाना ॥

भाँति अनेक भई जेवनारा । सूपशास्त्र जस कछु व्यवहारा ॥ २ ॥
सो जेवनार कि जाय बखानी । बसहि भवन जेहि मातु भवानी ॥
सादर बोले सकल बराती । विष्णु विरंचि देव सब जाती ॥ ३ ॥
विविध पाँति बैठी जेवनारा । लगे परोसन निपुण सुआरा ॥
नारि वृंद सुर जेंवत जानी । लगीं देन गारी मृदु बानी ॥ ४ ॥

આ સમયે મેનાએ તથા હિમાલયે, પાર્વતીનાં ચરણોમાં પ્રણામ કર્યા. સ્ત્રીઓ, પુરુષો, બાલકો તથા જુવાનો, જે કોઈ, એ નગરમાં સુજ્ઞ હતાં, તેઓ સર્વ, અત્યંત રાજી થયાં. નગરમાં માંગલિક ગીતો ગવાવા લાગ્યાં, સર્વ સ્થલોમાં સુવર્ણના કળશો સાજવામાં આવ્યા અને જેમ પાકશાસ્ત્રમાં કહ્યું છે, તે પ્રમાણે, જમણવારની અનેક રસોઇઓ થવા લાગી. ॥ ૨ ॥ જે ઘરમાં સાક્ષાત્ જગદંબા વસે છે, તે ઘરની જમણવારો શી રીતે વખાણી જાય? વિષ્ણુ, બ્રહ્મા સર્વ જાતના દેવતાઓ કે જેઓ, જાનમાં આવ્યા હતા, તેઓને તથા બીજી પણ સઘળી જાનને, હિમાલયે ભોજનને વાસ્તે બોલાવતાં, ॥ ૩ ॥ જમનારાઓની અનેક પંગતો જમવા બેઠી, પ્રવીણ રસોઇઆઓ પીરસવા લાગ્યા અને સ્ત્રીઓ દેવતાઓને જમવા લાગેલા જાણીને કોમળ ગિરાઓથી ફટાણાં દેવા લાગી. ॥ ૪ ॥

छं०—गारी मधुर सुर देहिं सुन्दरि व्यंग वचन सुनावहीं ॥
भोजन करहिं सुर अति विलम्ब विनोद सुनि सुख पावहीं ॥
जेंवत जो बढ्यो अनंद सो मुख कोटिहू न परै कह्यो ॥
अचवाय दीन्हे पान गवने वास जहँ जाको रह्यो ॥ १३ ॥

જેમ જેમ સ્ત્રીઓ મધુર સ્વરોથી ફટાણાં દેવા લાગી અને હાસ્ય વચનો સંભળાવવા લાગી, તેમ તેમ દેવતાઓ, એ વિનોદ સાંભળવાના આનંદને લીધે, ભોજનમાં અતિ વિલંબ કરવા લાગ્યા, જમવાના સમયમાં જે આનંદ વધ્યો, તે કરોડ મોહોડાંથી પણ કહ્યો જાય એમ નથી. જમી રહ્યા પછી, મુખ તથા હાથ ધોવરાવીને સર્વને પાન બીડાં આપવામાં આવ્યાં. પછી સર્વે જાનૈયાઓ જ્યાં જ્યાં પોતાના ઉતારા હતા, ત્યાં ત્યાં ગયા. ॥ ૧૩ ॥

दो०—बहुरि मुनी हिमवंत कहे, लग्न जनाई आय ॥
समय विलोकि विवाहकर, पठये देव बुलाय ॥ १०९ ॥

પછી ઋષિઓએ, હિમાલયની પાસે જઇને લગ્નનો સમય બતાવ્યો. હિમાલયે વિવાહનો સમય પ્રાપ્ત થયો જોઈ, સર્વ દેવતાઓને બોલાવ્યા. ॥ ૧૦૯ ॥

चौ०—बोलि सकल सुर सादर लीन्हे । सबहि यथोचित आसन दीन्हे ॥
वेदी वेदविधान सँवारी । सुभग सुमंगल गावहिं नारी ॥ १ ॥
सिंहासन अतिदिव्य सुहावा । जाय न वरणि विरंचि बनावा ॥
बैठे शिव विप्रन शिर नाई । हृदय सुमिरि निज प्रभु रघुराई ॥ २ ॥

बहुरि मुनीशन उमा बुलाई । कर शृंगार सखी लै आई ॥
देखत रूप सकल सुर मोहैं । वरणे छबि अस जग कवि को हैं ॥ ३ ॥
जगदम्बिका जानि भवभामा । सुरन मनहिं मन कीन प्रणामा ॥
सुन्दरता मर्याद भवानी । जाय न कोटिहु वदन बखानी ॥ ४ ॥

આદર પૂર્વક સર્વે દેવતાઓને બોલાવી, સર્વને યથાયોગ્ય આસન આપ્યાં, વેદોક્ત વિધિ પ્રમાણે વેદી શણગારી અને સૌભાગ્યવતી સ્ત્રીઓ માંગલિક ગીતો ગાવા લાગી. ॥ ૧ ॥ સદાશિવને વાસ્તે, બ્રહ્માએ, અતિ દિવ્ય સુશોભિત સિંહાસન બનાવી રાખ્યું હતું કે જેનું વર્ણન કરી શકાય નહીં. સદાશિવ, બ્રાહ્મણોને પ્રણામ કરી, હૃદયમાં પોતાના પ્રભુ રામચન્દ્રજીનું સ્મરણ કરીને એ સિંહાસન ઉપર બિરાજ્યા. ॥ ૨ ॥ પછી મુનિઓએ પાર્વતીને બોલાવતાં, સખીઓ, શૃંગાર ધરાવીને તેમને પધરાવી લાવી. પાર્વતીના રૂપને જોઈ, સર્વે દેવતાઓ મોહ પામ્યા. પાર્વતીના રૂપનું વર્ણન કરી શકે એવો કવિ આખા જગતમાં કોણ છે? કોઈ નથી. ॥ ૩ ॥ સદાશિવનાં પત્ની પાર્વતીને, જગદંબા જાણીને સર્વ દેવતાઓએ મનમાં ને મનમાં પ્રણામ કર્યા. પાર્વતી સુંદરતાની પરાકાષ્ઠારૂપ જ હતાં, તેથી કરોડ મોહોડાંવડે પણ તેની સુંદરતા સંપૂર્ણ વર્ણવી શકાય એમ નથી. ॥ ૪ ॥

छं०-कोटिहु वदन नहि बनै वर्णन जग जननि शोभा महा ॥
सकुचहिं कहत श्रुति शेष नारद मंदमति तुलसी कहा ॥
छबिखानि मातु भवानि गवनि मध्य मंडप शिव जहां ॥
अवलोकि सकहिं न सकुचि पति पद कमल मनमधुकर तहां ॥ १४ ॥

જગદંબાની ભારે શોભા, કરોડ મુખોથી પણ વર્ણવી જાય એમ નથી, વેદો, શેષનાગ અને સરસ્વતી પણ, વર્ણન કરતાં સંકોચાય છે, ત્યારે મંદ બુદ્ધિવાળો તુલસીદાસજી તો શા હિસાબમાં? કાંતિની ખાણરૂપ જગદંબા, જ્યાં શિવ બીરાજતા હતા, ત્યાં મધ્ય મંડપમાં પધાર્યાં. જગદંબા લાજને લીધે સદાશિવની સામે જોઇ શકતાં ન હતાં, પણ તેમનું મન સદાશિવનાં ચરણકમળોમાં ભ્રમરની પેઠે લાગી રહ્યું હતું ॥ ૧૪ ॥

दो०-मुनि अनुशासन गणपतिहि, पूजे शंभु भवानि ॥
कोउ सुनि संशय जनि करै, सुर अनादि जिय जानी ॥ ११० ॥

ત્યાં સદાશિવે અને પાર્વતીએ, મુનિઓની આજ્ઞાથી ગણપતિનું પૂજન કર્યું સદાશિવના વિવાહથી પહેલાં ગણપતિ[1] સંભવે જ કેમ? એવી શંકા કોઇએ કરવી નહીં. કેમ કે, તે તે દેવતાઓની પદવીઓ અનાદિ કાળથી ચાલી આવે છે. ॥ ૧૧૦ ॥

चौ०-जस विवाहकी विधि श्रुति गाई । महामुनिन सो सब करवाई ॥
गहि गिरीश कुश कन्या पानी । शिवहि समर्पी जानि भवानी ॥ १ ॥

---

૧ ગણપતિ, સર્વ જગતના અધ્યક્ષ ઇશ્વર છે, એવો અર્થ લઇએ તો, કશી શંકા ઉત્પન્ન થાય એમ જ નથી.

पाणिग्रहण जब कीन्ह महेशा । हिय हरषे तब सकल सुरेशा ॥
बेद मंत्र मुनिवर उच्चरहीं । जय जय जय शंकर सुर करहीं ॥ २ ॥
बाजहीं बाजन बिबिध बिधाना । सुमनवृष्टि नभ भइ बिधि नाना ॥
हर गिरिजा कर भयउ बिवाहू । सकल भुवन भरि रहा उछाहू ॥ ३ ॥
दासी दास तुरग रथ नागा । धेनु बसन मणि वस्तु बिभागा ॥
अन्न कनकभाजन भरि याना । दायज दीन न जाय बखाना ॥ ४ ॥

વિવાહનો વિધિ જે પ્રમાણે વેદમાં લખ્યો છે, તે પ્રમાણે જ મહા મુનિઓએ સઘળો કરાવ્યો. હિમાલયે, પાર્વતીને સદાશિવની શક્તિરૂપ જાણી, દર્ભ સહિત તેમનો હાથ ઝાલીને સદાશિવને સોંપી દીધાં. ॥ ૧ ॥ સદાશિવે પાણિગ્રહણ કર્યું તે સમયમાં સઘળા દેવતાઓ હૃદયમાં હર્ષ પામ્યા. મુનિઓએ વેદમંત્રોના ઉચ્ચાર કર્યા અને દેવતાઓએ 'जय जय जय शंकर !' એવા ઉચ્ચારો કર્યા ॥ ૨ ॥ અનેક પ્રકારનાં વાજાં વાગવા લાગ્યાં અને આકાશમાંથી અનેક પ્રકારની પુષ્પવૃષ્ટિઓ થઈ; સદાશિવનો અને પાર્વતીનો વિવાહ થતાં, સઘળા બ્રહ્માંડમાં ઉત્સાહ વ્યાપી રહ્યો. ॥ ૩ ॥ હિમાલયે, દાસીઓ, દાસો, ઘોડાઓ, રથો, હાથીઓ, ગાયો, વસ્ત્રો, મણિઓ, અનેક પ્રકારની બીજી પણ વસ્તુઓ અને સુવર્ણનાં વાસણો તથા અન્નો, એઓનાં ગાડાં ભરીભરીને દાયજો આપ્યો કે, જેનું વર્ણન કરી શકાતું નથી. ॥ ૪ ॥

छं०—दाइज दियो बहुभांति पुनि कर जोरि हिम भूधर कह्यो ॥
का देउँ पूरणकाम शंकर चरण पंकज गहि रह्यो ॥
शिव कृपासागर श्वशुरकर परितोष सब भांतिन कियो ॥
पुनि गहेउ पद पाथोज मयना प्रेम परिपूरण हियो ॥ १५ ॥

હિમાલયે ઘણી ભાતનો દાયજો આપી, ફરી પણ હાથ જોડી, 'હે શંકર! આપ કે જે પૂર્ણકામ છો, તેમને હું શું આપી શકું?' એમ બોલીને સદાશિવનાં ચરણારવિંદ પકડી રાખ્યાં. કૃપાસિંધુ સદાશિવે સર્વ રીતે સસરાને સંતોષ આપ્યો. વળી મેનાએ પ્રેમ ભરેલાં હૃદયથી સદાશિવનાં ચરણકમળ પકડીને વિનતિ કરી કે, ॥ ૧૫ ॥

दो०—नाथ उमा मम प्राण सम, गृह किंकरी करेहु ॥
क्षमहु सकल अपराध अब, व्है प्रसन्न वरदेहु ॥ १११ ॥

"હે નાથ! પાર્વતી કે જે મને પ્રાણથી પણ અધિક પ્યારી છે, તેને આપ આપના ઘરની દાસી કરજો, હવે સર્વ અપરાધોની ક્ષમા કરજો અને પ્રસન્ન થઈને વરદાન દેજો." ॥ ૧૧૧ ॥

चौ०—बहुविधि शंभु सासु समुझाई । गवनी भवन चरण शिर नाई ॥
जननी उमा बोलि तब लीन्ही । ले उछंग सुंदर शिख दीन्ही ॥ १ ॥
करहु सदा शंकर पद पूजा । नारि धर्म पति देव न दूजा ॥
वचन कहत भरे लोचन वारी । बहुरि लाय उर लीन्ह कुमारी ॥ २ ॥

कत विधि सृजि नारि जगमाहीं। पराधीन सपने सुख नाहीं ॥
भइ अति प्रेम विकल महतारी। धीरज कीन्ह कुसमय विचारी ॥ ३ ॥
पुनि पुनि मिलत परत गहि चरणा। परम प्रेम कछु जाय न बरणा ॥
सब नारिन मिलि भेंटि भवानी। जाय जननि उर पुनि लपटानी ॥ ४ ॥

સદાશિવે, ઘણી રીતે સાસુને સમજાવી. તે માથું નમાવીને ઘરમાં ગઈ. આ સમયે મેનાએ પાર્વતીને પોતાની પાસે બોલાવી લઈ, ખોળામાં બેસાડીને સુંદર શિખામણ આપી કે, ॥ ૧ ॥ "હે દીકરી ! સર્વદા શંકરના ચરણોનું પૂજન કરજો, પતિને ઇષ્ટ દેવ-રૂપ ગણવો, એ જ સ્ત્રીઓનો ધર્મ છે. બીજો કોઇ એવો ઉત્તમ ધર્મ નથી." આટલું બોલતાં નેત્રોમાં પાણી ભરાઈ આવ્યાં, તેથી વળી પાર્વતીને પોતાની છાતીમાં લગાવીને મેના બોલી કે, ॥ ૨ ॥ "જેને પરાધીન હોવાને લીધે સ્વપ્નમાં પણ સુખ નથી એવી સ્ત્રીજાતિને, વિધાતાએ જગતમાં શામાટે સરજી હશે ?" માતા મેના, અતિ પ્રેમથી વિહ્વલ થઈ ગઈ, પણ વ્યાકુલ થવાનો સમય નથી, એમ વિચારીને પાછી તેણે ધીરજ ધરી, ॥ ૩ ॥ મેના વારંવાર પાર્વતીને મળવા લાગી અને (જગદંબા જાણી) ચરણ પકડી પકડીને ચરણમાં પડવા લાગી. આ સમયના પરમ પ્રેમનું જરા પણ વર્ણન કરી શકાય એમ નથી. પાર્વતી સર્વ સ્ત્રીઓને મળી તથા ભેટીને પાછાં માતાની પાસે જઈ, તેની છાતીમાં લપટાઇ ગયાં. ॥ ૪ ॥

छं०—जननिहिं बहुरि मिलि चलि उचित आशीश सबकाहू दई ॥
फिर फिर विलोकहि मातु तन तब सखी लै शिव पहँ गई ॥
याचक सकल संतोषि शंकर उमा सह भवनहिं चले ॥
सब अमर हरषे सुमन वरषि निशान नभ बाजहिं भले ॥ १६ ॥

પાર્વતી વારંવાર માતાને મળીને ત્યાંથી ચાલ્યાં, સર્વ કોઈએ તેમને આશિષ દીધી. પાર્વતી ચાલતાં ચાલતાં પણ મેનાના શરીર સામે જોવા લાગ્યાં, ત્યારે તેમની સખી તેમને સદાશિવની પાસે લઈ ગઈ. સદાશિવ સઘળા માગણ લોકોને સંતુષ્ટ કરી, પાર્વતી સહિત પોતાના ઘર તરફ સધાવ્યાં. આ સમયે દેવતાઓ હર્ષ પામ્યા, પુષ્પોની વૃષ્ટિઓ થવા લાગી અને આકાશમાં અતિ ઉત્તમ દેવદુન્દુભિઓ વાગવા લાગ્યાં. ॥ ૧૬ ॥

दो०—चले संग हिमवंत तब, पहुँचावन अतिहेतु ॥
विविधभांति परितोषकर, विदा कीन्ह वृषकेतु ॥ ११२ ॥

હિમાલય, વળાવવાને વાસ્તે અત્યંત પ્રેમથી સાથે ચાલ્યો અને તેણે, ઘણી ઘણી રીતે રાજી કરીને, સદાશિવને વિદાય કર્યા. ॥ ૧૧૨ ॥

चौ०—तुरत भवन आये गिरिराई। सकल शैल सर लिये बुलाई ॥
आदर दान विनय बहु माना। सबकहँ विदा कीन हिमवाना ॥ १ ॥
जबहिं शंभु कैलासहि आये। सुर सब निज निज लोक सिधाये ॥
जगत मातु पितु शंभु भवानी। तेहि शृंगार न कहौं बखानी ॥ २ ॥

करहिं विविधविधि भोग विलासा । गणन समेत बसहिं कैलासा ॥
हर गिरिजा विहार नित नयऊ । इहि विधि विपुल काल चलि गयऊ ॥३॥
तब जन्मेउ षद्वदन कुमारा । तारक असुर समर जिन मारा ॥
आगम निगम प्रसिद्ध पुराना । षण्मुख जन्म कर्म जग जाना ॥ ४ ॥

હિમાલયે તુરત ઘેર આવી, સઘળા પર્વતોને તથા તળાવો વગેરેને બોલાવી, આદરથી, દાનથી તથા વિનયથી બહુ માન આપીને, સર્વને વિદાય કર્યાં. ॥ ૧ ॥ સદાશિવ જ્યારે કૈલાસમાં આવ્યા, ત્યારે સર્વ દેવતાઓ પોતપોતાના લોકોમાં ગયા. શિવ પાર્વતી જગતનાં માતા પિતા છે, માટે તેઓના શૃંગારનું વર્ણન કરવું છોડી દઉં છું. ॥ ૨ ॥ શિવ પાર્વતી અનેક પ્રકારના ભોગવિલાસ કરવા લાગ્યાં અને ગણો સહિત કૈલાસમાં જ રહ્યાં. એઓને, નિત્ય નવીન વિહાર કરતાં કરતાં, એ જ રીતે મોટો કાળ વ્યતીત થઇ ગયો, ॥ ૩ ॥ ત્યારે છ મોહોડાંવાળા કાર્તિકેય સ્વામીનો જન્મ થયો, કે જે કાર્તિકેય સ્વામીએ યુદ્ધમાં તારકાસુરને માર્યો. કાર્ત્તિકેયનાં જન્મ અને કર્મ, વેદોમાં, શાસ્રોમાં તથા પુરાણોમાં પ્રસિદ્ધ છે અને તેથી જગતમાં પણ વિદિત છે. ॥ ૪ ॥

છં૦—जग जान षण्मुख जन्म कर्म प्रताप पुरुषारथ महा ॥
तेहि हेतु मैं वृषकेतु सुतकर चरित संक्षपहि कहा ॥
यह उमा शंभु विवाह जो नर नारि सुनहिं जो गावहीं ॥
कल्याण काज विवाह मंगल सर्वदा सुख पावहीं ॥ १७ ॥

સદાશિવના પુત્ર કાર્ત્તિકેય સ્વામીનાં જન્મ કર્મ, પ્રતાપ તથા મહાપુરુષાર્થ, જગતમાં પ્રસિદ્ધ છે, તેથી મેં સંક્ષેપથી કહ્યા. જે સ્રીઓ કે પુરુષો આ શિવ પાર્વતીના વિવાહની કથાને સાંભળશે અને ગાશે, તેઓ સર્વદા વિવાહરૂપી મંગલ કૃત્યમાં કલ્યાણને અને સુખને પ્રાપ્ત થશે. ॥ ૧૭ ॥

दो०—चरित सिंधु गिरिजा रमण, वेद न पावहि पार ॥
वरणै तुलसीदास किमि, अति मति मंद गवाँर ॥ ११३ ॥

વેદ પણ સદાશિવનાં ચરિત્રરૂપી સમુદ્રનો પાર પામતો નથી, ત્યારે તુલસીદાસ કે જે મંદબુદ્ધિવાળો અને ગમાર છે, તે તો એ સમુદ્રનું કેમ જ વર્ણન કરી શકે ?॥૧૧૩॥

चौ०—शंभु चरित सुनि सुरस सुहावा । भरद्वाज मुनि अति सुख पावा ॥
बहु लालसा कथापर बाढी । नयन नीर रोमावलि ठाढी ॥ १ ॥
प्रेम विवश मुख आव न बानी । दशा देखे हरषे मुनि ज्ञानी ॥
अहो धन्य तव जन्म मुनीशा । तुमहिं प्राण सम प्रिय गौरीशा ॥ २ ॥
शिव पद कमल जिनहिं रति नाहीं । रामहिं ते स्वप्नहु न सुहाहीं ॥
विनु छल विश्वनाथ पद नेहू । रामभक्तकर लक्षण लेहू ॥ ३ ॥
शिव सम को रघुपति व्रत धारी । विनु अघ तजी सती अस नारी ॥
पणकरि रघुपति भक्ति दृढाई । को शिव सम रामहिं प्रिय भाई ॥ ४ ॥

યાજ્ઞવલ્કયના મુખથી સરસ તથા સુશોભિત સદાશિવનું ચરિત્ર સાંભળી, ભરદ્વાજ મુનિ બહુ સુખ પામ્યા અને તેમને કથા ઉપર બહુ જ લાલસા વૃદ્ધિ પામી. નેત્રોમાં પાણી ભરાઈ આવ્યાં તથા શરીરમાં રોમાવલિ ઉભી થઈ. ॥ ૧ ॥ ભરદ્વાજ મુનિ એવા પ્રેમને પરવશ થઈ ગયા કે, મુખમાંથી કાંઈ વાણી પણ બોલી શકતા ન હતા. ભરદ્વાજની આવી દશા જોઈ, જ્ઞાની યાજ્ઞવલ્કય મુનિ રાજી થયા અને બોલ્યા કે, "હે મુનીશ્વર! અહો! તમારૂં જન્મ ધન્ય છે. તમને સદાશિવ પ્રાણ સમાન પ્યારા છે. ॥ ૨ ॥ જેને સદાશિવનાં ચરણકમળોમાં પ્રીતિ ન હોય, તેને સ્વપ્નમાં પણ, રામ પ્રિય લાગતા નથી. સદાશિવનાં ચરણકમળોમાં છળ વગરનો સ્નેહ, એ જ રામભક્તનું લક્ષણ છે. ॥ ૩ ॥ સદાશિવ સમાન રામની દૃઢ ભક્તિનું ધારણ કરનારો બીજો કોણ છે ? કે જે સદાશિવે મોટા અપરાધ વગર અથવા કશા સંતાપ વગર જ સતી જેવી સ્ત્રીનો પરિત્યાગ કર્યો હતો. સદાશિવે સતીનો પ્રસંગ ન કરવાની પ્રતિજ્ઞા કરીને, રામની ભક્તિને દૃઢ કરી, માટે રામને સદાશિવ સમાન બીજો કોણ પ્રિય હોય ? ॥ ૪ ॥

दो०—प्रथम कहे मैं शिवचरित, बूझा मर्म तुम्हार ॥
शुचि सेवक तुम रामके, रहित समस्त विकार ॥ ११४ ॥

મેં પ્રથમ શિવનાં ચરિત્ર કહીને તમારો મર્મ જાણી લીધો, કે તમે રામના પવિત્ર સેવક છો અને સર્વ વિકારોથી રહિત છો. ॥ ૧૧૪ ॥

चौ०—मैं जाना तुम्हार गुण शीला । कहौं सुनहु अब रघुपति लीला ॥
सुन मुनि आज समागम तोरे । कहि न जाय जससुख मन मोरे ॥ १ ॥
राम चरित अति अमित मुनीशा । कहि न सकहिं शत कोटि अहीशा ॥
तदपि यथा श्रुत कहौं बखानी । सुमिरि गिरापति प्रभु धनु पानी ॥ २ ॥
शारद दारु नारि सम स्वामी । राम सूत्रधर अंतर्यामी ॥
जेहिपर कृपा करहिं जन जानी । कवि उर अजिर नचावहिं वानी ॥ ३ ॥
प्रणऊँ कृपालु सोइ रघुनाथा । वरणों विशद जासु गुणगाथा ॥
परम रम्य गिरिवर कैलासू । सदा जहां शिव उमा निवासू ॥ ४ ॥

મેં તમારા ગુણો અને સ્વભાવ જાણ્યા. માટે હવે રામની લીલા કહું છું તે સાંભળો. હે ભરદ્વાજ મુનિ! આજ તમારા સમાગમથી મારા મનમાં જે સુખ થયું છે, તે કહ્યું જતું નથી. ॥ ૧ ॥ હે મુનીશ્વર! રામનું ચરિત્ર અત્યંત અપાર છે, કે જેનું કરોડ શેષનાગો પણ પૂરેપૂરૂં વર્ણન કરી શકે નહીં. તોપણ વાણીના પતિ અને ધનુષને ધરનારા રામનું સ્મરણ કરી, જેવું મેં સાંભળ્યું છે, તે પ્રમાણે તમારી પાસે વર્ણવીને કહું છું. ॥ ૨ ॥ સરસ્વતી લાકડાની પુતળી સમાન છે અને અંતર્યામી સ્વામી રામ, તેના સૂત્રધાર ( દોરાને ધરનારા ) છે. રામચંદ્રજી, ભક્ત જાણીને જે કવિની ઉપર કૃપા કરે, તે કવિના હૃદયરૂપી આંગણામાં સરસ્વતીને નચાવે છે. ॥ ૩ ॥ તે કૃપાળુ રામચંદ્રજીને પ્રણામ કરૂં છું, કે જેના નિર્મળ ગુણોની કથાનું વર્ણન કરવા ઉદ્યુક્ત થયો છું. પર્વતોમાં ઉત્તમ પરમ રમ્ય કૈલાસ કે જેમાં સદાશિવ અને પાર્વતીનો નિવાસ છે. ॥ ૪ ॥

दो०—सिद्ध तपोधन योगिजन, सुर किन्नर मुनिवृंद ॥
बसहिं तहां सुकृती सकल, सेवहिं शिव सुखकंद ॥ ११५ ॥

તેમાં સિદ્ધો, તપોધનો, દેવતાઓ, કિન્નરો તથા મુનિઓના સમૂહો રહે છે અને તે સઘળા પુણ્યશાલીઓ સુખસ્વરૂપ સદાશિવનું સેવન કરે છે, ॥ ૧૧૫ ॥

चौ०—हरिहर विमुख धर्म रति नाहीं । ते नर तहां न सपनेहुँ जाहीं ॥
तेहि गिरिपर वट विटप विशाला । नित नूतन सुन्दर सब काला ॥ १ ॥
त्रिविध समीर सुशीतल छाया । शिव विश्राम विटप श्रुतिगाया ॥
एकवार तेहि तर प्रभु गयऊ । तरु विलोकि उर अति सुख भयऊ ॥ २ ॥
निजकर डासि नाग रिपु छाला । बैठे सहजहि शंभुकृपाला ॥
कुंद इंदुवर गौर शरीरा । भुज प्रलंबपरिधन मुनिचीरा ॥ ३ ॥
तरुण अरुण अम्बुजसम चरणा । नख द्युति भक्त हृदय तम हरणा ॥
भुजंग भूति भूषण त्रिपुरारी । आनन शरद चंद्र छबि हारी ॥ ४ ॥

જેઓ વિષ્ણુથી તથા સદાશિવથી વિમુખ હોય અને ધર્મ ઉપર રુચિ વગરના હોય, તે માણુસો સ્વપ્નમાં પણ કૈલાસમાં જઈ શકતા નથી, એ પર્વત ઉપર એક મોટું વડનું ઝાડ છે, કે જે સર્વ કાળમાં નિત્ય નવીન તથા સુંદર રહે છે, ॥ ૧ ॥ શીત, મંદ તથા સુગંધ પવનથી સંયુક્ત રહે છે અને અતિ શીતલ છાયાવાળું છે. તે વૃક્ષ સદાશિવના વિશ્રામનું સ્થલ છે એમ શ્રુતિઓ ગાય છે. એક સમયે સદાશિવ તે વડની નીચે પધાર્યા અને વડને જોઇને હૃદયમાં બહુ આનંદ પામ્યા. ॥ ૨ ॥ આનંદ આવવાથી સહજ કૃપાલુ સદાશિવ, પોતાના હાથથી સિંહની છાલ બીછાવીને ત્યાં બીરાજ્યા. ડોલરનાં ફૂલ, ચંદ્ર તથા શંખ, એઓના જેવાં ગૌર શરીરવાળા, લાંબી ભુજાઓવાળા, વલ્કલ વસ્રોના પરિધાનવાળા, ॥ ૩ ॥ તુરત ખીલેલાં રાતાં કમળો જેવાં ચરણોવાળા, નખોની કાંતિથી ભક્તોના હૃદયનાં અંધકારને હરનારા, સર્પો તથા વિભૂતિરૂપી ભૂષણોવાળા, ત્રિપુરાસુરનો નાશ કરનારા, મુખની શોભાથી શરદ્ઋતુના ચંદ્રની શોભાને હરતા, ॥ ૪ ॥

दो०—जटा मुकुट सुर सरित शिर, लोचन नलिन विशाल ॥
नीलकंठ लावण्यनिधि, सोह बाल विधु भाल ॥ ११६ ॥

જટારૂપી મુકુટવાળા, મસ્તકમાં ગંગાજીને ધરનારા, વિશાલ નેત્રકમળોવાળા, શ્યામ કંઠવાળા, શોભાના ભંડારરૂપ અને જેના લલાટમાં બાલચંદ્ર શોભી રહ્યો હતો ॥ ૧૧૬ ॥

चौ०—बैठे सोह कामरिपु कैसे । धरे शरीर शान्तरस जैसे ॥
पारवती भल अवसर जानी । गई शंभुपहँ मातु भवानी ॥ १ ॥
जानि प्रिया आदर अति कीन्हा । वामभाग आसन हर दीन्हा ॥
बैठीं शिव समीप हरषाई । पूरब जन्म कथा चित आई ॥ २ ॥

पति हिय हेतु अधिक अनुमानी । बिहँसि उमा बोलीं प्रिय बानी ॥
कथा जो सकल लोक हितकारी । सोइ पूछन चह शैलकुमारी ॥ ३ ॥
विश्वनाथ मम नाथ पुरारी । त्रिभुवन महिमा विदित तुम्हारी ॥
चर अरु अचर नाग नर देवा । सकल करहिं पदपंकज सेवा ॥ ४ ॥

એવા સદાશિવ જાણે દેહધારી શાંત રસ બેઠો હોય, તેમ બીરાજ્યા હતા. આ સમયને અતિ ઉત્તમ જાણી, જગદંબા પાર્વતી, સદાશિવની પાસે ગયાં ॥ ૧ ॥ સદાશિવે પ્રિયા જાણીને તેમને બહુ આદર આપ્યો અને પોતાના ડાબા ભાગમાં જે આસન હતું, તે લઈ, તેમને આપીને પોતાની સામે બેસાડયાં. પાર્વતી બહુ રાજી થઈને સદાશિવના સમીપમાં બેઠાં અને તે સમયે તેમને પૂર્વજન્મની કથાનું સ્મરણ આવ્યું ॥ ૨ ॥ 'પોતાના ઉપર સ્વામીનો પ્રેમ અધિક છે,' એવું અનુમાન કરી, સર્વ લોકોનું હિત કરનારી કથા પૂછવાની તેમને ઇચ્છા થઈ. આ ઇચ્છાથી હિમાલયનાં પુત્રી પાર્વતી હસીને પ્રિય વાણી બોલ્યાં કે ॥ ૩ ॥ "હે વિશ્વનાથ! હે મારા સ્વામી! હે ત્રિપુરના શત્રુ સદાશિવ! આપનો મહિમા ત્રૈલોકયમાં પ્રખ્યાત છે. ચર, અચર, નાગ, મનુષ્ય અને દેવતાઓ, એ સર્વે આપના ચરણારવિંદની સેવા કરે છે. ॥ ૪ ॥

दो०–प्रभु समर्थ सर्वज्ञ शिव, सकल कला गुण धाम ॥
योग ज्ञान वैराग्य निधि, प्रगट कल्पतरु नाम ॥ ११७ ॥

હે પ્રભુ! આપ સમર્થ, સર્વજ્ઞ, મંગલરૂપ, સઘળી કળાઓના તથા ગુણોના સ્થાનરૂપ અને યોગના, જ્ઞાનના તથા વૈરાગ્યના ભંડારરૂપ છો. આપનું નામ પ્રત્યક્ષ કલ્પવૃક્ષ જેવું છે ॥ ૧૧૭ ॥

चौ०–जो मोपर प्रसन्न सुखरासी । जानिय सत्य मोहि निज दासी ॥
तौ प्रभु हरहु मोर अज्ञाना । कहि रघुनाथ कथा विधि नाना ॥ १ ॥
जासु भवन सुरतरु तर होई । सह कि दरिद्र जनित दुख सोई ॥
शशि भूषण अस हृदय विचारी । हरहु नाथ मम मतिभ्रम भारी ॥ २ ॥
प्रभु जे मुनि परमारथवादी । कहहिं रामकहँ ब्रह्म अनादी ॥
शेष शारदा वेद पुराना । सकल करहिं रघुपति गुण गाना ॥ ३ ॥
तुम पुनि राम नाम दिन राती । सादर जपहु अनंग अराती ॥
राम जो अवध नृपति सुत सोई । की अज अगुण अलखगति कोई ॥ ४ ॥

હે સુખના સમૂહરૂપ! જો આપ મારા ઉપર પ્રસન્ન હો અને મને ખરેખર પોતાની દાસી જાણતા હો તો, રામચંદ્રજીની અનેક પ્રકારની કથાઓ કહીને મારૂં અજ્ઞાન ટાળો ॥ ૧ ॥ જેનું ઘર કલ્પવૃક્ષની નીચે હોય, તે માણુસ દારિદ્રયથી ઉત્પન્ન થતાં દુઃખોનું સહન કરે કે? હે ચંદ્રશેખર! હે નાથ! હું કે જે કલ્પવૃક્ષ જેવા આપના આશ્રયમાં રહેલી છું, તેનું અજ્ઞાન ન જ રહેવું જોઈએ, એવો વિચાર કરીને આપ મારી બુદ્ધિના મોટા ભ્રમનું હરણ કરો. ॥ ૨ ॥ હે પ્રભુ! જે મોક્ષમાર્ગનું કથન કરનારા મુનિઓ

છે, તેઓ રામને અનાદિ બ્રહ્મ કહે છે. શેષનાગ, સરસ્વતી, વેદો અને પુરાણો, એ સર્વે રામના ગુણોને ગાય છે. ॥ ૩ ॥ હે કામદેવના શત્રુ! આપ પણ પ્રેમથી રાત દિવસ રામનું નામ જપ્યા કરો છો. એ રામ તે અયોધ્યાના રાજાના પુત્ર હતા. એ જ કે બીજો કોઈ અજન્મા, નિર્ગુણ અને અલક્ષ્ય ગતિવાળો રામ છે? ॥ ૪ ॥

दो०—जो नृपतनय तौ ब्रह्म किमि, नारि विरह मति भोरि ॥
देखि चरित महिमा सुनत, भ्रमति बुद्धि अति मोरि ॥ ११८ ॥

જે અયોધ્યાના રાજાના કુંવર હતા, તે જ જો રામ હોય તો, તે પરબ્રહ્મ શી રીતે ઘટે? અને તેમની બુદ્ધિ સ્રીના વિરહથી કેમ ભોળવાવી જોઈએ? રામનું મનુષ્ય ચરિત્ર જોતાં અને તેમનો અલૌકિક દિવ્ય મહિમા સાંભળતાં, મારી બુદ્ધિ અત્યંત ભ્રમિત થાય છે. ॥ ૧૧૮ ॥

चौ०—जो अनीह व्यापक विभु कोऊ । कहहु बुझाय नाथ मोहिं सोऊ ॥
अज्ञ जानि रिस जनि उर धरहू । जेहिविधि मोह मिटै सोइ करहू ॥ १ ॥
मैं वन दीख राम प्रभुताई । अतिभय विकल न तुमहिं सुनाई ॥
तदपि मलिन मन बोध न आवा । सो फल भली भांति मैं पावा ॥ २ ॥
अजहूं कछु संशय मन मोरे । करहु कृपा बिनऊं कर जोरे ॥
प्रभु तब मोहिं बहुभांति प्रबोधा । नाथ सो समुझि करहु जनि क्रोधा ॥३॥
तबकर अस विमोह मोहिं नाहीं । रामकथा पर रुचि मनमाहीं ॥
कहहु पुनीत राम गुण गाथा । भुजगराज भूषण सुरनाथा ॥ ४ ॥

હે નાથ! રામ એટલે બીજો કોઈ ક્રિયાઓથી રહિત અને વ્યાપક પ્રભુ હોય તો તે વિષે મને સમજાવીને કહો. મને અજ્ઞાન જાણી, આપ હૃદયમાં ક્રોધ નહીં કરશો. જેથી મારો મોહ મટે, તે જ ઉપાય કરો. ॥ ૧ ॥ મેં પૂર્વ જન્મમાં, રામની પ્રભુતા જોઈ હતી, તોપણ મારા મલિન મનમાં બોધ ન આવતાં, મેં અત્યંત ભયથી વ્યાકુલ થઈને, તે વાત આપને કહી સંભળાવી ન હતી, કે જેનું ફળ ભલી ભાતથી હું ભોગવી ચૂકી છું ॥ ૨ ॥ હજી પણ મારા મનમાં કાંઇક સંશય છે. મારા ઉપર કૃપા કરો. હું હાથ જોડીને વિનવું છું. હે પ્રભુ! તે સમયે આપે મને ઘણી ઘણી રીતે સમજાવી હતી, તે છતાં હું અજ્ઞાન રહી છું, તે બાબત મારાપર ક્રોધ નહીં કરશો. ॥ ૩ ॥ મને હાલ તે સમયના જેવું અજ્ઞાન નથી, કે જેથી, મારા મનમાં રામની કથા ઉપર રુચિ ઉત્પન્ન થઈ છે. હે મોટા સર્પોરૂપી આભૂષણોવાળા દેવાધિદેવ! મારી પાસે રામના ગુણોની પવિત્ર કથા કહો. ॥ ૪ ॥

दो०—वंदो पद धर धरणि शिर, विनय करों कर जोरि ॥
वर्णहु रघुवर बिशद यश, श्रुति सिद्धान्त निचोरि ॥ ११९ ॥

ધરતીપર માથું મૂકી, આપનાં ચરણોનું વંદન કરૂં છું અને હાથ જોડી વિનતિ કરૂં છું. માટે વેદના સિદ્ધાંતને નીચોવીને રામના નિર્મલ યશનું વર્ણન કરો. ॥ ૧૧૯ ॥

चौ०–यदपि योषिता अन अधिकारी । दासी मन क्रम वचन तुम्हारी ॥
गूढो तत्त्व न साधु दुरावहिं । आरत अधिकारी जहँ पावहिं ॥ १ ॥
अति आरति पूछौं सुरराया । रघुपति कथा कहहु करि दाया ॥
प्रथम सो कारण कहो बिचारी । निर्गुण ब्रह्म सगुण वपु धारी ॥ २ ॥
पुनि प्रभु कहहु राम अवतारा । बालचरित पुनि कहहु उदारा ॥
कहहु यथा जानकी विवाहा । राज तजा सो दूषण काहा ॥ ३ ॥
वन बसि कीन्हेउ चरित अपारा । कहहु नाथ जिमि रावण मारा ॥
राज बैठ कीन्ही बहु लीला । सकल कहहु शंकर सुखशीला ॥ ४ ॥

જો કે હું સ્ત્રીજાતિ હોવાથી, આ વિષય સાંભળવામાં અધિકારી નથી, તોપણ મનથી, કર્મથી અને વચનથી આપની દાસી છું, માટે મને એ વિષય સંભળાવો. જ્યારે આર્ત્ત અધિકારી મળે, ત્યારે સાધુ જનો ગૂઢ તત્ત્વને છૂપાવે જ નહીં. ॥ ૧ ॥ હે દેવાધિદેવ! હું અત્યંત આર્ત્ત થઇને પૂછું છું, માટે મારાપર દયા કરીને રામચંદ્રજીની કથા કહો. પ્રથમ તો વિચાર કરીને તે કારણ કહો, કે જે કારણથી, નિર્ગુણ પરબ્રહ્મે સગુણ શરીરનું ધારણ કર્યું ॥ ૨ ॥ હે પ્રભુ! પછી રામના જન્મની કથા કહો. પછી રામનું સર્વોત્તમ બાલચરિત્ર કહો. પછી જાનકીના વિવાહની કથા કહો. રામે પોતાની ઉપર કયું દૂષણ આવવાથી રાજ્યનો ત્યાગ કર્યો હતો? ॥ ૩ ॥ હે પરમ સુખરૂપ સદાશિવ! રામે વનમાં વસીને જે જે અપાર ચરિત્રો કર્યાં, જે રીતે રાવણને માર્યો અને પાછા રાજ્યપર બીરાજીને જે જે અનેક લીલાઓ કરી, તે સઘળું મારી પાસે કહો. ॥ ૪ ॥

दो०–बहुरि कहहु करुणायतन, कीन्ह जो अचरज राम ॥
प्रजासहित रघुवंश मणि, किमि गवने निजधाम ॥ १२० ॥

હે કૃપાનિધાન! રામે જે જે આશ્ચર્યો કર્યાં હોય તથા જે રીતે રામ સઘળી પ્રજાસહિત સ્વધામમાં પધાર્યા હોય, તે સઘળું કહો. ॥ ૧૨૦ ॥

चौ०–पुनि प्रभु कहहु सो तत्त्वबखानी । जेहि विज्ञान मगन मुनि ज्ञानी ॥
भक्ति ज्ञान विज्ञान विरागा । पुनि सब वर्णहु सहित विभागा ॥ १ ॥
औरौ रामरहस्य अनेका । कहहु नाथ अति विमल विवेका ॥
जो प्रभु मैं पूछा नहिं होई । सोउ दयालु राखहु जनि गोई ॥ २ ॥
तुम त्रिभुवन गुरु वेद बखाना । आन जीव पामर का जाना ॥
प्रश्न उमा की सहज सुहाई । छल विहीन सुनि शिव मन भाई ॥ ३ ॥
हर हिय राम चरित सब आये । प्रेम पुलक लोचन जल छाये ॥
श्रीरघुनाथ रूप उर आवा । परमानंद अमित सुख पावा ॥ ४ ॥

હે પ્રભુ! વળી જ્ઞાની મુનિઓ, જે વિજ્ઞાનમાં મગ્ન રહે છે. તે વિજ્ઞાનનું તત્ત્વ પણ વિસ્તારપૂર્વક કહો. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને અપરોક્ષ અનુભવ, એઓનું પણ તે

તે વિભાગો સહિત વર્ણન કરો. ॥ ૧ ॥ હે અત્યંત નિર્મલ વિવેકવાળા નાથ! બીજાં પણ રામનાં જે જે અનેક રહસ્યો હોય, તે કહો. હે દયાળુ! જે વાત મારા પૂછવામાં રહી ગઈ હોય, તે પણ મારાથી ગુપ્ત રાખશો નહીં ॥ ૨ ॥ આપ ત્રૈલોક્યના ગુરૂ છો, એમ વેદ કહે છે. બીજા પામર જીવો શું સમજે?" આ પ્રમાણે, પાર્વતીનાં સહજ સુંદર અને છલ રહિત પ્રશ્નો સાંભળીને, સદાશિવના મનમાં બહુ સારૂં લાગ્યું, ॥ ૩ ॥ સઘળાં રામ-ચરિત્રો હૃદયમાં આવ્યાં, પ્રેમથી રોમાંચ ઉભાં થયાં, નેત્રોમાં આંસુ આવ્યાં, શ્રીરામ-ચંદ્રજીનું રૂપ હૃદયમાં આવ્યું અને બ્રહ્માનંદરૂપ અમિત સુખ પ્રાપ્ત થયું. ॥ ૪ ॥

दो०—मगन ध्यान रस दंड युग, पुनि मन बाहर कीन्ह ॥
रघुपति चरित महेश तब, हर्षित बरणै लीन्ह ॥ १२१ ॥

સદાશિવ બે ઘડીવાર સુધી તો ધ્યાનરૂપ સમાધિમાં જ મગ્ન રહ્યાં. પછી ધ્યાનમાં લીન થયેલા મનને બહાર કહાડી, આનંદથી રામચંદ્રજીનાં ચરિત્રોની કથા કહેવાને વાસ્તે તેમણે નીચે પ્રમાણે મંગલાચરણ કર્યું. ॥ ૧૨૧ ॥

चौ०—झूँठो सत्य जाहि बिनु जाने । जिमि भुजंग बिनु रजु पहिचाने ॥
जेहि जाने जग जाइ हिराई । जागे यथा स्वप्न भ्रम जाई ॥ १ ॥
वंदो बालरूप सोइ रामू । सब विधि सुलभ जपत जस नामू ॥
मंगल भवन अमंगल हारी । द्रवौ सु दशरथ अजिर विहारी ॥ २ ॥
करि प्रणाम रामहिं त्रिपुरारी । हरषि सुधासम गिरा उचारी ॥
धन्य धन्य गिरिराज कुमारी । तुम समान नहिं कोउ उपकारी ॥ ३ ॥
पूछेउ रघुपति कथा प्रसंगा । सकल लोक जस पावनि गंगा ॥
तुम रघुवीर चरण अनुरागी । कीन्हेउ प्रश्न जगत हित लागी ॥ ४ ॥

'જેમ રજ્જુને નહીં જાણવાથી મિથ્યા સર્પ સાચો લાગે છે, તેમ જેને નહીં જાણવાથી, આ મિથ્યા સંસાર સાચો લાગે છે અને જેમ જાગ્રત અવસ્થા થયાથી સ્વપ્નરૂપ ભ્રમ જતો રહે છે, તેમ જેનો બોધ થયાથી સંસારરૂપ ભ્રમ જતો રહે છે ॥ ૧ ॥ એવા બાલકરૂપ તે રામચંદ્રજીને પ્રણામ કરૂં છું. જેના નામનો જપ કરવાથી, સઘળા વેદોક્ત વિધિઓ ચરિતાર્થ થઈ જાય છે એવા, મંગલોના ઘરરૂપ, અમંગલોનું હરણ કરનારા અને દશરથ રાજાના આંગણામાં વિહાર કરનારા તે બાલક રામચંદ્રજી, મારા ઉપર કૃપા કરો." ॥ ૨ ॥ સદાશિવ આ પ્રમાણે રામને પ્રણામ કરી આનંદ પામી અમૃત સમાન વાણી બોલ્યા કે, હે હિમાલયની પુત્રી! તમને વારંવાર ધન્યવાદ આપું છું. તમારા સમાન કોઈ પણ પરોપકારી નથી. ॥ ૩ ॥ તમે રામચંદ્રજીની કથાનો પ્રસંગ પૂછ્યો કે, જે પ્રસંગ ગંગાજીની પેઠે સર્વ લોકોને પવિત્ર કરનાર છે. તમે રામચંદ્રજીનાં ચરણોમાં પ્રેમ ધરી, જગતના હિતને વાસ્તે જ આ પ્રશ્નો કર્યા છે. ॥ ૪ ॥

दो०—रामकृपाते पारवति, स्वप्नेहु तव मन माहिं ॥
शोक मोह संदेह भ्रम, सम विचार कछु नाहिं ॥ १२२ ॥

હે પાર્વતી! મારા વિચાર પ્રમાણે રામની કૃપાને લીધે, તમારા મનમાં તો સ્વપ્નમાં પણ શોક મોહ સંદેહ કે ભ્રમ કશું નથી ॥ ૧૨૨ ॥

चौ०—तदपि अशंका कीन्हेउ सोई । कहत सुनत सबकर हित होई ॥
जिन हरिकथा सुनी नहिं काना । श्रवणरन्ध्र अहिभवन समाना ॥ १ ॥
नयन न संत दरश नहिं देखा । लोचन मोरपंखके लेखा ॥
ते शिर कटु तुंबी सम तूला । जे न नमत हरि गुरु पद मूला ॥ २ ॥
जिन हरिभक्ति हृदय नहिं आनी । जीवत शव समान ते प्रानी ॥
जे नहिं करहिं राम गुण गाना । जीह सु दादुर जीह समाना ॥ ३ ॥
कुलिश कठोर निठुर सोइ छाती । सुनि हरिचरित न जो हरषाती ॥
गिरिजा सुनहु रामकर लीला । सुर हित दनुज विमोहन शीला ॥ ४ ॥

તોપણ તમે જે આ શંકાઓ કરી છે, તે કેવળ કહેનારા અને સાંભળનારા સર્વ લોકોના હિતને વાસ્તે કરી છે. જે લોકોએ, કાનોથી રામચંદ્રજીની કથા સાંભળી નથી, તે લોકોના કાનો, સર્પોના રાફડાઓ જેવા છે. ॥ ૧ ॥ જે નેત્રોએ સંત જનોનાં દર્શન નથી કર્યાં, તે નેત્રો મોરપીંછના ચાંદલાઓ જેવાં છે. જે મસ્તકો પ્રભુના અને ગુરૂના ચરણના મૂળમાં નમે નહીં, તે મસ્તકો કડવાં તુંબડાં સમાન ગણાય છે. ॥ ૨ ॥ જે પ્રાણીઓ હૃદયમાં હરિની ભક્તિને ધારણ કરતા નથી, તેઓ જીવતાં, શબ સમાન છે. જે જીભ રામના ગુણ ગાતી નથી, તે જીભ, દેડકાની જીભ જેવી છે ॥ ૩ ॥ જે છાતી હરિનાં ચરિત્રો સાંભળીને હરખાતી નથી, તે છાતીને વજ્રના કઠણપણા જેવા કઠણપણાવાળી સમજવી. હે પાવતી! રામની લીલા કે જે દેવતાઓનું હિત કરનારી છે અને દૈત્યોને મોહ ઉપજાવનારી છે, તેનું શ્રવણ કરો. ॥ ૪ ॥

दो०—रामकथा सुरधेनु सम, सेवक सब सुख दान ॥
संतसभा सुरलोक सम, कोन सुने अस जान ॥ १२३ ॥

રામની કથા કામધેનુની પેઠે સેવન કરનારા લોકોને સર્વ સુખ આપનારી છે અને તે કથારૂપી કામધેનુ, સંત જનોની સભામાં રહે છે, માટે સંત જનોની સભા, સ્વર્ગલોક જેવી છે. આમ જાણીને રામકથાનું શ્રવણ કોણ ન કરે? ॥ ૧૨૩ ॥

चौ०—रामकथा सुंदर करतारी । संशय विहग उडावन हारी ॥
रामकथा कलि विटप कुठारी । सादर सुनु गिरिराज कुमारी ॥ १ ॥
राम नाम गुण चरित सुहाये । जन्म कर्म अगणित श्रुति गाये ॥
यथा अनंत राम भगवाना । तथा कथा कीरति गुण नाना ॥ २ ॥
तदपि यथा श्रुति जस मति मोरी । कहिहों देखि प्रीति अति तोरी ॥
उमा प्रश्न तव सहज सुहाई । सुखद संत संमत मोहिं भाई ॥ ३ ॥
एक बात नहिं मोहिं सुहानी । यदपि मोहवश कहेउ भवानी ॥
तुम जो कहा राम कोउ आना । जेहि श्रुति गाव धरहिं मुनि ध्याना ॥ ४ ॥

સુંદર રામકથા સંશયોરૂપી પક્ષીઓને ઉડાવવામાં હાથની તાળી જેવી છે, અને કલિયુગરૂપી ઝાડનું છેદન કરવામાં કુહાડી જેવી છે. હે પાર્વતી! પ્રેમપૂર્વક એ કથાનું શ્રવણ કરો. ॥ ૧ ॥ રામનાં સુંદર નામો, ગુણો, ચરિત્રો, જન્મો અને કર્મો, અગણિત છે, એમ વેદ કહે છે. જેમ રામ ભગવાન્ પોતે અનંત છે, તેમ તેમનાં કથા, કીર્તિ તથા ગુણો પણ અનંત છે. જો કે અનંત છે, તો પણ, તમારી અતિ પ્રીતિ જોઈને, વેદોમાં ॥ ૨ ॥ કહ્યા પ્રમાણે અને મારી બુદ્ધિ પ્રમાણે કહું છું. હે પાર્વતી! તમારા પ્રશ્નો સ્વાભાવિક સુંદર, સુખદાયી અને જેઓને સંતજનો સ્વીકારે એવા છે, તેથી મને ગમ્યા છે. ॥ ૩ ॥ પણ તે પ્રશ્નોમાંની એક વાત જો કે તમે અજ્ઞાનને લીધે કહી છે, તોપણ મને ગમી નથી. તમે પૂછ્યું કે, "જેને શ્રુતિઓ ગાય છે અને જેનું મુનિઓ ધ્યાન કરે છે, તે રામ કોઈ બીજા છે?" એ વાત મને ગમી નથી ॥ ૪ ॥

दो०—कहहिं सुनहिं अस अधम नर, ग्रसे जो मोह पिशाच ॥
पाखंडी हरिपद विमुख, जानहिं झूंठ न सांच ॥ १२४ ॥

મોહરૂપી ભૂતના પ્રબલ વળગાડવાળા, પાખંડી, હરિનાં ચરણોથી વિમુખ અને ખરા ખોટાને નહીં જાણનારા જે અધમ નરો છે, તેઓ જ એવી વાત કહે અને સાંભળે.

चौ०—अज्ञ अकोविद अंध अभागी । काई विषय मुकुर मन लागी ॥
लंपट कपटी कुटिल विशेखी । सपनेहु संतसभा नहिं देखी ॥ १ ॥
कहहिं ते वेद असंमत बानी । जिनहिं न सूझ लाभ नहिं हानी ॥
मुकुर मलिन अरु नयन विहीना । रामरूप देखहिं किमि दीना ॥ २ ॥
जिनके अगुण न सगुण विवेका । जल्पहिं कल्पित वचन अनेका ॥
हरिमाया वश जगत भ्रमाहीं । तिनहि कहत कछु अघटित नाहीं ॥ ३ ॥
बातुल भूत विवश मतवारे । ते नहिं बोलहिं वचन सँभारे ॥
जिन कृत महा मोह मद पाना । तिनकर कहा करिय नहिं काना ॥ ४ ॥

અજ્ઞાની, ચાતુરી વગરના, શાસ્ત્રોરૂપી ચક્ષુઓથી રહિત હોવાને લીધે આંધળા, અભાગીયા, લંપટ, કપટી, અત્યંત કુટિલ અને જેઓનાં અંતઃકરણોરૂપી દર્પણોમાં વિષયોરૂપી કાજળ લાગેલું હોય તથા જેઓએ સ્વપ્નમાં સંત સભા ન દીઠી હોય ॥ ૧ ॥ તથા જેઓને લાભ કે હાનિ સૂજતાં જ ન હોય એવા લોકો જ વેદ વિરુદ્ધ વાણી બોલે. જેઓની, પાસે દર્પણ મલિન હોય અને વળી નેત્રો પણ નહીં જેવાં હોય, તેઓ, પોતાના રૂપને કેમ દેખી શકે? ન જ દેખી શકે. તેમ જેઓનાં મન મેલાં હોય અને વળી શાસ્ત્રોરૂપી ચક્ષુઓ પણ અધુરી હોય, તે દીન લોકો, રામના રૂપને કેમ દેખી શકે? ॥ ૨ ॥ જેઓ પોતાને સગુણ, નિર્ગુણનું જ્ઞાન નહીં છતાં, અનેક કલ્પિત વચનો બોલે છે, અને પ્રભુની માયાને વશ થયેલા જગતને ભમાવે છે, તેઓને કશું કહેવું અઘટિત નથી. ॥ ૩ ॥ જેઓ પવનના રોગથી પીડાયા હોય, અથવા ભૂતના વળગાડથી પરવશ થયા હોય અથવા મદ્ય પીવાથી મસ્ત થયા હોય, તેઓ વચનો બોલતાં, કશી સંભાળ

રાખે જ નહીં; તેમ જેઓએ મહા મોહરૂપી મદ્યનું પાન કરેલું હોય એવા લોકો પણ, વચનો બોલતાં કશી સંભાળ રાખે નહીં, માટે તેઓના બોલવાપર કાન જ ન દેવો ॥૪॥

**सो०—अस निज हृदय विचारि, तजि संशय भजु रामपद ॥**
**सुन गिरिराज कुमारि, भ्रम तम रविकर वचन मम ॥ १७ ॥**

હે હિમાલયનાં પુત્રી ! આ પ્રમાણે પોતાના હૃદયમાં વિચાર કરી, સંશયોનો ત્યાગ કરીને રામનાં ચરણોનું ભજન કરો અને ભ્રમરૂપી અંધકારને નષ્ટ કરવામાં સૂર્યની ઉપમા ધરાવનારાં મારાં વચનોનું શ્રવણ કરો. ॥ ૧૭ ॥

**चौ०—सगुणहिं अगुणहिं नहिं कछु भेदा । गावहिं मुनि पुराण बुध वेदा ॥**
**अगुण अरूप अलख अज जोई । भक्त प्रेम वश सगुण सो होई ॥ १ ॥**
**जो गुणरहित सगुण सो कैसे । जल हिमउपल विलग नहिं जैसे ॥**
**जासु नाम भ्रमतिमिर पतंगा । तेहि किमि कहिय विमोह प्रसंगा ॥२॥**
**राम सच्चिदानंद दिनेशा । नहिं तहँ मोह निशा लवलेशा ॥**
**सहज प्रकाशरूप भगवाना । नहिं तहँ पुनि विज्ञान विहाना ॥ ३ ॥**
**हर्ष विषाद ज्ञान अज्ञाना । जीव धर्म अहमिति अभिमाना ॥**
**राम ब्रह्म व्यापक जगजाना । परमानंद परेश पुराना ॥ ४ ॥**

સગુણ અને નિર્ગુણ એઓમાં કશો ભેદ નથી, એમ મુનિઓ, પુરાણો, પંડિતો તથા વેદો કહે છે. જે પરમાત્મા અગુણ, અરૂપ, અલક્ષ્ય અને અજન્મા છે, તે જ ભક્તો ઉપરના પ્રેમને વશ થઈને સગુણ થાય છે. ॥ ૧ ॥ 'જે ગુણોથી રહિત હોય, તે સગુણ કેમ થાય ?' એ પ્રશ્ન પૂછનારને સામું પૂછવું કે, 'જે જળ છે, તે બરફ કેમ થાય છે ?' જેમ જળ અને બરફ જૂદાં નથી, તેમ ગુણરહિત અને સગુણ એઓ ભિન્ન નથી. જેનું નામ ભ્રમરૂપી અંધકારને ટાળવામાં સૂર્યરૂપ છે, તેમને મોહનો પ્રસંગ થયો હતો, એ વાત કેમ કહી શકાય ? ॥ ૨ ॥ સચ્ચિદાનંદ રામરૂપી સૂર્યમાં, મોહરૂપી રાત્રિ લવલેશ માત્ર પણ સંભવે જ નહીં. રામ ભગવાન્ કે જે સહજ પ્રકાશ ( જ્ઞાન ) રૂપ છે, તેમાં જ્ઞાનનો અભાવ ઘટે જ નહીં. ॥ ૩ ॥ હર્ષ, ખેદ, જ્ઞાન, અજ્ઞાન અને હું છું, એવું અભિમાન ( અહંકાર ) એ જીવના ધર્મ છે. ( જ્ઞાન પરમાત્માનો ધર્મ નથી, પણ પરમાત્માનું સ્વરૂપ જ છે. ) રામ કે જે પરબ્રહ્મ છે, વ્યાપક છે, પરમાનંદરૂપ છે, જગત્પ્રસિદ્ધ રીતે પરમેશ્વર છે, અનાદિ છે, ॥ ૪ ॥

**दो०—पुरुष प्रसिद्ध प्रकाशनिधि, प्रकट परावर नाथ ॥**
**रघुकुलमणि मम स्वामि सोइ, कहि शिव नायउ माथ ॥ १२५ ॥**

પ્રસિદ્ધ પુરુષ ( આત્મા ) રૂપ છે, પ્રકાશના ( જ્ઞાનના ) ભંડારરૂપ છે, સ્વયંપ્રકાશ છે અને પ્રાચીન તથા અર્વાચીન, સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ છે, તે જ રઘુકુલ મણિરૂપે પ્રકટ્યા છે અને તે જ મારા સ્વામી છે. ( એટલું બોલીને સદાશિવે પોતાનું માથું નમાવ્યું. ) ॥ ૧૨૫ ॥

चौ०–निज भ्रम नहिं समझहिं अज्ञानी । प्रभुपर दोष धरहिं जड प्रानी ॥
यथा गगन घट पटल निहारी । झंपेउ भानु कहहिं कुविचारी ॥ १ ॥
चितवन लोचन अंगुलि लाये । प्रगट युगल शशि तेहिके भाये ॥
उमा राम विषयक असमोहा । नभ तम धूम धूरि जिमि सोहा ॥ २ ॥
विषय करण सुर जीव समेता । सकल एकते एक सचेता ॥
सबकर परम प्रकाशक जोई । राम अनादि अवधपति सोई ॥ ३ ॥
जगत प्रकाश्य प्रकाशक रामू । मायाधीश ज्ञान गुण धामू ॥
जासु सत्यताते जड माया । भास सत्यइव मोह सहाया ॥ ४ ॥

અજ્ઞાની જડ પ્રાણીઓ, પોતાની ભૂલને નહીં સમજતાં, પ્રભુ ઉપર દોષ મૂકે છે. જેમ આકાશમાં વાદળાંઓના સમૂહને જોઈ, તેથી પોતાનાં નેત્રોને ઢંકાયેલાં નહીં સમજતાં અવિચારી લોકો સૂર્યને ઢંકાઈ ગયો કહે છે, તેમ અજ્ઞાની લોકો પોતાનાં અંતઃકરણોને મોહ થયો નહીં સમજતાં, રામને મોહ થયાનું કહે છે. ॥ ૧ ॥ જેમ આંગળીથી નેત્રની પાંપણને દબાવીને જોનારને, બે ચંદ્ર પ્રતીત થાય છે, પણ એ પ્રતીતિ ચંદ્રના દોષથી નથી થતી પણ પોતાના નેત્રના દોષથી થાય છે. તેમ રામમાં જે મોહાદિકની પ્રતીતિ થાય છે, તે રામના દોષથી નથી થતી પણ જોનારના મનના દોષથી થાય છે. હે પાર્વતી ! જેમ આકાશમાં અંધકાર, ધૂમાડો અને ધૂળ, જોવામાં આવે છે, પણ વાસ્તવિક જોતાં, આકાશને જરા પણ અંધારાદિકનો સંબંધ નથી, તેમ રામમાં અજ્ઞાની લોકોને મોહાદિક જોવામાં આવે છે, પણ વાસ્તવિક જોતાં, રામને મોહાદિકનો જરા પણ સંબન્ધ નથી. ॥ ૨ ॥ વિષયો, ઈંદ્રિયો, દેવતાઓ અને જીવ, એઓ પરસ્પરથી સિદ્ધ થાય છે. (જેમ કે દીવારૂપ વિષયની સિદ્ધિ ચક્ષુથી થાય છે, ચક્ષુની સિદ્ધિ સૂર્યથી થાય છે અને સૂર્યની સિદ્ધિ જીવથી થાય છે, તેમ જ દીવો, ચક્ષુ અને સૂર્ય, એઓથી દ્રષ્ટાપણે જીવની સિદ્ધિ થાય છે) પણ એ સર્વની સિદ્ધિ પરમાત્માથી થાય છે અને પરમાત્મા સ્વતઃસિદ્ધ જ છે. જે સ્વતઃસિદ્ધ પરમ પ્રકાશક અને અનાદિ પરમાત્મા છે, તે જ અયોધ્યાના પતિ રામચંદ્રજી છે. ॥ ૩ ॥ જગત્ પ્રકાશ્ય છે અને માયાના સ્વામી, જ્ઞાનસ્વરૂપ તથા સર્વ જગતના અધિષ્ઠાનરૂપ રામ પ્રકાશક છે. માયા મિથ્યા છતાં પણ, અધિષ્ઠાનરૂપ રામની સત્યતાથી જ અજ્ઞાની લોકોને, સત્ય જેવી ભાસે છે. ॥ ૪ ॥

दो०–रजत सीप महँ भास जिमि, यथा भानुकर वारि ॥
यदपि मृषा तिहुँकाल सोइ, भ्रम न सकै कोइ टारि ॥ १२६ ॥

જેમ છીપમાં પ્રતીત થયેલું રૂપું, ત્રણે કાલમાં મિથ્યા (બાધિત) છતાં પણ લોકોને લોભ ઉત્પન્ન કરે છે અને જેમ સૂર્યનાં કિરણોમાં પ્રતીત થયેલું જળ, ત્રણે કાલમાં મિથ્યા છતાં પણ, હરણોને તરશની શાંતિની આશા આપે છે. ॥ ૧૨૬ ॥

चौ०–इहि विधि जग हरि आश्रित रहई । यद्यपि असत्य देत दुख अहई ॥
जो सपने शिर काटे कोई । बिनु जागे दुख दूर न होई ॥ १ ॥
जासु कृपा अस भ्रम मिट जाई । गिरिजा सोइ कृपालु रघुराई ॥
आदि अंत कोउ जासु न पावा । मति अनुमान निगम अस गावा ॥ २ ॥
विनु पद चलै सुनै विनु काना । कर विनु कर्म करै विधि नाना ॥
आननरहित सकल रसभोगी । विनु वाणी वक्ता बडयोगी ॥ ३ ॥
तनुविनु परश नयनविनु देखा । गहै घ्राण बिनु वास अशेखा ॥
अस सब भांति अलौकिक करणी । महिमा जासु जाय नहिं वरणी ॥ ४ ॥

તેમ પરમાત્મામાં પ્રતીત થયેલું આ જગત્, ત્રણે કાલમાં બાધિત છતાં પણ, અજ્ઞાની લોકોને દુઃખ આપે છે. જેમ સ્વપ્નમાં કોઇએ માથું કાપ્યું હોય તો, તેનું દુઃખ જાગ્યા વિના દૂર થતું નથી, તેમ આ અજ્ઞાનરૂપી ભૂળવાળા જગતથી ઉત્પન્ન થયેલું દુઃખ જ્ઞાન વિના દૂર થતું નથી. ॥ ૧ ॥ હે પાર્વતી ! જેની કૃપાથી આ જગતરૂપી ભ્રાંતિ ટળી જાય છે, તે જ પરમકૃપાળુ રામચંદ્ર છે, એ રામનો આદિ કે અંત કોઈને મળ્યો નથી. વેદે પણ[1] પોતાના વિચાર પ્રમાણે કહ્યું છે કે, ॥ ૨ ॥ "એ પરમાત્મા પગ વિના ચાલે છે, કાન વિના સાંભળે છે, હાથ વિના અનેક પ્રકારનાં કર્મ કરે છે, મુખ વિના સઘળા રસોને ખાય છે, વાણી વિના ભારે ગડપથી બોલે છે, ॥ ૩ ॥ ત્વચા વિના સ્પર્શ કરે છે, નેત્ર વિના દેખે છે અને ઘ્રાણ વિના સઘળા ગંધોનું ગ્રહણ કરે છે." આ પ્રમાણે પરમાત્માની લીલા સર્વ રીતે અલૌકિક છે અને તેનો મહિમા વર્ણવી શકાય એમ નથી. ॥ ૪ ॥

दो०–जेहि इमि गावहिं वेद बुध, जाहि धरहिं मुनि ध्यान ॥
सोइ दशरथ सुत भक्तहित, कोशलपति भगवान ॥ १२७ ॥

હે પાર્વતી ! વેદો જેને ઉપર પ્રમાણે ગાય છે અને મુનિઓ જેનું ધ્યાન ધરે છે, તે જ પરમાત્મા, ભક્ત લોકોને વાસ્તે દશરથના પુત્ર થઈ, કોશલપતિ કહેવાય છે. ॥ ૧૨૭ ॥

चौ०–काशी मरत जन्तु अवलोकी । जासु नाम बल करौं विशोकी ॥
सोइ प्रभु मोर चराचरस्वामी । रघुवर सब उर अंतर्यामी ॥ १ ॥
विवसहु जासु नाम नर कहहीं । जन्म अनेक संचित अघ दहहीं ॥
सादर सुमिरण जो नर करहीं । भववारिधि गोपद इव तरहीं ॥ २ ॥
राम सो परमात्मा भवानी । तहँ भ्रम अति अविहित तव बानी ॥
अस संशय आनत उर माहीं । ज्ञान विराग सकल गुण जाहीं ॥ ३ ॥
सुनि शिवके भ्रमभजन वचना । मिटगइ सब कुतर्ककी रचना ॥
भइ रघुपति पद प्रीति प्रतीती । दारुण असंभावना बीती ॥ ४ ॥

१ अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ॥ स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरम्यं पुरुषं पुराणम् ॥ એ શ્રુતિ છે.

હું કાશીમાં મરતા જીવોને જોઈ, જેના નામના બળથી તેઓને મુક્ત કરૂં છું, તે જ પ્રભુ રઘુવર, મારા અને ચરાચરના સ્વામી છે અને સર્વનાં હૃદયોમાં અંતર્યામીપણે રહેલા છે. ॥ ૧ ॥ માણસ, રોગાદિકથી થયેલી પરવશ સ્થિતિમાં પણ જેના નામનું ઉચ્ચારણ કરે, તો, તે નામ અનેક જન્મોમાં એકઠાં કરેલાં પાપોને, બાળી નાખે છે અને આદરપૂર્વક જેનું સ્મરણ કરે, તો સંસારરૂપી સમુદ્રને ગાયના પગલાંનાં ખાબોચીઆંની પેઠે તરી જાય છે, ॥ ૨ ॥ તે રામ, પોતે જ પરમાત્મા છે. હે પાર્વતી! તમે, એ રામને મોહ હોવાનું કહો છો, તો એ તમારૂં બોલવું જ અસંબદ્ધ છે. જો આ તમારા જેવો સંશય હૃદયમાં આણવામાં આવે, તો જ્ઞાન, વૈરાગ્ય તથા સઘળા ગુણો જતા જ રહે. ॥ ૩ ॥ આ પ્રમાણે સદશિવનાં ભ્રમભંજન વચનો સાંભળી, પાર્વતીને પોતાના મનની સઘળી કુતર્કોની રચના મટી ગઈ, રામચંદ્રજીનાં ચરણોમાં પ્રીતિ તથા વિશ્વાસ ઉત્પન્ન થયાં અને 'રામ પરમાત્મા હશે કે નહીં?' એવો દારુણ સંશય નષ્ટ થઈ ગયો. ॥ ૪ ॥

दो०—पुनि पुनि प्रभु पद कमल गहि, जोरि पंकरुह पानि ॥
बोली गिरिजा वचनवर, मनहुँ प्रेमरस सानि ॥ १२८ ॥

પાર્વતી વારંવાર સદાશિવનાં ચરણકમળોનું ગ્રહણ કરી તથા વારંવાર કમળ સરખા પોતાના હાથ જોડી, જાણે પ્રેમરૂપી રસથી ભીંજાયલાં હોય એવાં વચનો બોલ્યાં કે, ॥ ૧૨૮ ॥

चौ०—शशिकरसम सुनि गिरा तुम्हारी । मिटा मोह शरदातप भारी ॥
तुम कृपालु सब संशय हरेऊ । राम स्वरूप जान मोहि परेऊ ॥ १ ॥
नाथ कृपा अब गयउ विषादा । सुखी भयउँ प्रभु चरण प्रसादा ॥
अब मोहिं आपनी किंकरि जानी । यदपि सहज जड नारी अयानी ॥ २ ॥
प्रथम जो मैं पूछा सोइ कहहू । जो मोपर प्रसन्न प्रभु अहहू ॥
राम ब्रह्म चिन्मय अविनाशी । सर्व रहित सब उर पुर वासी ॥ ३ ॥
नाथ धरेउ नरतनु केहिहेतू । मोहिं समुझाय कहहु वृषकेतू ॥
उमावचन सुनि परम विनीता । रामकथापर प्रीति पुनीता ॥ ४ ॥

"હે નાથ! ચન્દ્રનાં કિરણો જેવી આપની વાણીથી મારો મોહરૂપી શરદ્ ઋતુનો ભારે તાપ નષ્ટ થઇ ગયો. આપ કૃપાળુએ મારા સઘળા સંશયો ટાળ્યા. હવે રામનું સ્વરૂપ મારા જાણવામાં આવ્યું ॥ ૧ ॥ હવે આપની કૃપાથી મારો ખેદ ટળી ગયો, હું આપના ચરણના પ્રસાદથી સુખી થઈ છું. હવે જો કે હું, સ્વાભાવિક જડ અને અજ્ઞાની સ્ત્રી જાતિ છું, તોપણ મને આપની દાસી જાણીને, ॥ ૨ ॥ જો આપ મારા ઉપર પ્રસન્ન હો, તો મેં જે પ્રથમ પૂછ્યું છે, તેનો ઉત્તર આપો, હે નાથ! રામ કે જે સચ્ચિદાનંદ-સ્વરૂપ, અવિનાશી, સર્વ દ્વૈતથી રહિત અને સર્વનાં હૃદયોરૂપી પુરોમાં રહેનારા પરમાત્મા છે ॥ ૩ ॥ તેમણે કયા કારણથી મનુષ્યનું શરીર ધર્યું ? એ વિષય મને સમજા-

વીને કહો." પાર્વતીનાં, રામની કથા ઉપર પ્રીતિને લીધે અત્યંત પવિત્ર થયેલાં અને પરમ વિનયથી ભરેલાં વચનો સાંભળી, ॥ ૪ ॥

**दो०—हिय हरषे कामारि तब, संकर सहज सुजान ॥**
**बहुविधि उमहिं प्रशंसि पुनि, बोले कृपानिधान ॥ १२९ ॥**

કામદેવના શત્રુ, સહજ ચાતુરીવાળા અને કૃપાનિધાન સદાશિવ, રાજી થઈ, ઘણી ઘણી રીતે પાર્વતીની પ્રશંસા કરીને બોલ્યા કે, ॥ ૧૨૯ ॥

**सो०—सुनु शुभ कथा भवानि, रामचरित मानस विमल ॥**
**कहा भुशुंडि बखानि, सुना विहग नायक गरुड ॥ १८ ॥**

હે પાર્વતી! 'રામચરિત માનસ' નામની શુભ કથા સાંભળો, કે જે કથા કાકભુશુંડીએ કહી હતી અને પક્ષીઓના રાજા ગરુડજીએ સાંભળી હતી. ॥ ૧૮ ॥

**सो०—सोइ संवाद उदार, जहि विधि भा आगे कहब ॥**
**सुनहु राम अवतार, चरित परम सुन्दर अनघ ॥ १९ ॥**

એ કાકભુશુંડીનો અને ગરુડજીનો ઉત્તમ સંવાદ, જે રીતે થયો હતો, તે પ્રકાર, આગળ (ઉત્તર કાંડમાં) કહેવામાં આવશે. હમણાં પરમ સુંદર અને નિર્દોષ રામાવતારનું ચરિત્ર સાંભળો. ॥ ૧૯ ॥

**सो०—हरि गुण नाम अपार, कथा रूप अगणित अमित ॥**
**मैं निज मति अनुसार, कहौं उमा सादर सुनहु ॥ २० ॥**

પ્રભુના ગુણો તથા નામો અપાર છે અને કથાઓ તથા રૂપો પણ અગણિત અને અપરિમિત છે; તોપણ મારી બુદ્ધિ પ્રમાણે કહું છું. હે પાર્વતી! આદરપૂર્વક શ્રવણ કરો ॥ ૨૦ ॥

**चौ०—सुनु गिरिजा हरिचरित सुहाये। विपुल विशद निगमागम गाये ॥**
**हरि अवतार हेतु जेहि होई। इदमित्थं कहिजाय न सोई ॥ १ ॥**
**राम अतर्क बुद्धि मन बानी। मत हमार अस सुनहु भवानी ॥**
**तदपि संत मुनि वेद पुराना। जस कछु कहहिं स्वमति अनुमाना ॥ २ ॥**
**तस मैं सुमुखि सुनावउँ तोहीं। समुझि परै जस कारण मोहीं ॥**
**जब जब होय धर्मकी हानी। बाढहिं असुर अधम अभिमानी ॥ ३ ॥**
**करहिं अनीति जाय नहिं बरणी। सीदहिं विप्र धेनु सुर धरणी ॥**
**तब तब प्रभु धर विविध शरीरा। हरहिं कृपानिधि सज्जन पीरा ॥ ४ ॥**

હે રૂડાં મોહોડાંવાળાં પાર્વતી! રામચંદ્રજીનું સુશોભિત, વિસ્તીર્ણ તથા ઉજ્જવલ ચરિત્ર સાંભળો, કે જે ચરિત્ર, વેદોએ તથા શાસ્ત્રોએ ગાયેલું છે. જે કારણથી પ્રભુને અવતાર થાય છે, તે કારણ, 'અમુક હતું અને આવું જ હતું' એ કહી શકાય એમ નથી. ॥ ૧ ॥ રામને, બુદ્ધિ, મન કે વાણી પહોંચી શકે એમ નથી, એ જ મારો સિદ્ધાંત

છે; તોપણ સંતોએ, મુનિઓએ, વેદોએ અને પુરાણોએ, જેવું કાંઈ કારણ પોતાની બુદ્ધિ પ્રમાણે કહ્યું છે; ॥ ૨ ॥ તેવું હું તમને કહી સંભળાવું છું. એ કારણની મને પણ કાંઈ સમજણ પડે છે. જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય, અસુરો, અધમો તથા અભિમાનીઓ વૃદ્ધિ પામીને, ॥ ૩ ॥ વર્ણવી જાય નહીં એવી અનીતિ કરે અને બ્રાહ્મણો, ગાયો, દેવતાઓ તથા પૃથ્વી સીદાય, (ખેદ પામે), ત્યારે ત્યારે કૃપાનિધિ પ્રભુ, વિવિધ શરીરો ધરીને, સજ્જનોની પીડાનું હરણ કરે છે.[1] ॥ ૪ ॥

दो०—असुर मार थापहिं सुरहिं, राखहिं निज श्रुति सेतु ॥
जग विस्तारहिं विशद यश, रामजन्मकर हेतु ॥ १३० ॥

અસુરોને મારવા, દેવતાઓને સ્થાપવા, વેદો કે જેઓ, પોતાનાં વચનોરૂપ છે, તેઓમાં કહેલી મર્યાદાઓનું રક્ષણ કરવું અને જગતમાં નિર્મળ યશનો વિસ્તાર કરવો, એ રામના જન્મનાં કારણો છે. ॥ ૧૩૦ ॥

चौ०—सोइ यश गाय गाय भव तरहीं । कृपासिन्धु जनहित तनु धरहीं ॥
रामजन्मके हेतु अनेका । परम विचित्र एकते एका ॥ १ ॥
जन्म एक दुइ कहौं बखानी । सावधान सुनि सुमति भवानी ॥
द्वारपाल हरिके प्रिय दोऊ । जय अरु विजय जान सब कोऊ ॥ २ ॥
विप्रशापसे दोनों भाई । तामस असुर देह तिन पाई ॥
कनककशिपु अरु हाटकलोचन । जगतविदित सुरपति मदमोचन ॥ ३ ॥
विजयी समर वीर विख्याता । धरि वराह वपु एक निपाता ॥
होइ नरहरि पुनि दूसर मारा । जन प्रह्लाद सुयश विस्तारा ॥ ४ ॥

ભક્તજનો, તે યશને ગાઈ ગાઈને સંસારને તરે છે. કૃપાસિન્ધુ પ્રભુ, ભક્તજનના હિતને વાસ્તે અવતાર ધરે છે. રામના જન્મનાં અનેક કારણો છે અને તેઓ એક એકથી પરમ વિચિત્ર છે. ॥ ૧ ॥ હે ઉત્તમ બુદ્ધિવાળાં પાર્વતી, પ્રભુના એક બે જન્મ વિષે કહું છું, તે સાવધાન થઈને સાંભળો. વૈકુણ્ઠમાં નારાયણના જય અને વિજય નામના બે પ્યારા દ્વારપાલો હતા, કે જેઓ, સર્વ કોઇના જાણવામાં છે. ॥ ૨ ॥ એ બન્ને ભાઈઓ, બ્રાહ્મણોના શાપથી તમોગુણી અસુર શરીરોને પ્રાપ્ત થયા.[2] તેઓમાં એકનું નામ હિરણ્યકશિપુ કહેવાયું અને બીજાનું નામ હિરણ્યાક્ષ કહેવાયું. એ બન્ને ભાઈઓ, જગ-

૧ શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥ अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥ धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे, એ શ્લોકાથી આ પ્રમાણે જ કહ્યું છે.

૨ એક સમયે સનકાદિક ચાર ભાઇઓ, વૈકુંઠમાં ભગવાનનાં દર્શન કરવા ગયા હતા, ત્યાં જય તથા વિજય નામના પાર્ષદોએ તેઓને ભગવાનના દરબારમાં નહીં જવા દેવા વાસ્તે આડી છડી કરતાં, તેઓએ, બંનેને શાપ દીધો કે, તમો પૃથ્વીમાં, કામ, ક્રોધ તથા લોભથી ભરપૂર જન્મો પામશો. અને ત્રીજા જન્મમાં મુક્ત થશો. (આ કથા શ્રીમદ્ભાગવતના તૃતીયસ્કન્ધમાં વિસ્તારથી વર્ણવેલી છે, તે જોઈ લેવા)

પ્રસિદ્ધ હતા અને તેઓએ ઇંદ્રના અહંકારને તોડી નાખ્યો હતો. ॥ ૩ ॥ યુદ્ધમાં વિજય પામેલા અને વીરપણાથી પ્રખ્યાત થયેલા હિરણ્યાક્ષને પ્રભુએ વરાહ અવતાર ધરીને માર્યો.[1] અને હિરણ્યકશિપુને નૃસિંહ અવતાર ધરીને માર્યો.[2] પ્રભુએ, હિરણ્યકશિપુને મારીને પ્રહ્‌લાદની ઉત્તમ કીર્તિનો વિસ્તાર કર્યો હતો. ॥ ૪ ॥

दो०—भये निशाचर जाय ते, महावीर बलवान ॥
कुंभकरण रावण सुभट, सुर विजयी जगजान ॥ १३१ ॥

હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ, એ બન્ને ભાઇઓ, બીજા જન્મમાં જગત્પ્રસિદ્ધ રાવણ અને કુંભકર્ણ થયા. મહાવીર તથા બળવાન્ એ રાવણ અને કુંભકર્ણ, એઓએ, પણ દેવતાઓને જિતી લીધા હતા. ॥ ૧૩૧ ॥

चौ०—मुक्त न भयउ हते भगवाना । तीन जन्म द्विज वचन प्रमाना ॥
एक वार तिनके हित लागी । धरेउ शरीर भक्त अनुरागी ॥ १ ॥
कश्यप अदिति तहां पितुमाता । दशरथ कौशल्या विख्याता ॥
एक कल्प इहिविधि अवतारा । चरित पवित्र किये संसारा ॥ २ ॥
एक कल्प सुर देख दुखारे । समर जलंधरसन सब हारे ॥
शंभु कीन संग्राम अपारा । दनुज महाबल मरै न मारा ॥ ३ ॥
परम सती असुराधिप नारी । तेहि बल ताहि न जीत पुरारी ॥

જો કે એઓ, પૂર્વજન્મમાં ભગવાનના હાથથી મરણ પામ્યા હતા, તોપણ બ્રાહ્મણોના શાપ પ્રમાણે, એઓને ત્રીજા જન્મમાં મુક્તિ થવાની હતી, તેથી પૂર્વ જન્મમાં મુક્ત થયા ન હતા. ભકતોપર પ્રેમવાળા પ્રભુએ, એ રાવણનું અને કુંભકર્ણનું હિત કરવાને વાસ્તે, એક વાર રામાવતાર ધર્યો હતો. ॥ ૧ ॥ દશરથ અને કૌશલ્યા કે જેઓ, પૂર્વ જન્મમાં કશ્યપ અને અદિતિ હતાં, તેઓ આ રામાવતારમાં રામચન્દ્રજીનાં માતા પિતા થયાં હતાં. એક કલ્પમાં એવી રીતે દશરથ રાજાને ઘેર કૌશલ્યાના ઉદરથી અવતાર લઇને, પ્રભુએ, સંસારમાં પવિત્ર ચરિત્રો કર્યાં હતાં. ॥ ૨ ॥ વળી એક કલ્પમાં, યુદ્ધમાં જલંધર દૈત્યના હાથથી હારી જવાને લીધે દુઃખીઆ થયેલા સર્વે દેવતાઓને જોઇ, સદાશિવે અપાર સંગ્રામ કર્યો પણ મહા બળવાન્ જલંધર માર્યો મુવો નહીં. ॥ ૩ ॥ એ દૈત્યની વૃન્દા નામની સ્ત્રી પરમ સતી હતી, તેના પ્રભાવને લીધે, સદાશિવ જલંધરને જિતી શકયા નહીં. ॥

दो०—छल करि टारेउ तासु व्रत, प्रभु सुर कारज कीन्ह ॥
जब तेइँ जानेउ मर्म सब, शाप कोपकर दीन्ह ॥ १३२ ॥

---

૧ વરાહ અવતાર ધરીને હિરણ્યાક્ષને માર્યો, એ કથા શ્રીમદ્‌ભાગવતના તૃતીયસ્કન્ધમાં વિસ્તારથી વર્ણવેલી છે. ૨ પ્રભુએ નૃસિંહ અવતાર ધરીને હિરણ્યકશિપુને માર્યો અને તેના પુત્ર મહાભક્ત પ્રહ્‌લાદનું રક્ષણ કર્યું એ કથા શ્રીમદ્‌ભાગવતના સપ્તમસ્કન્ધમાં વિસ્તારથી વર્ણવેલી છે.

આ સમયમાં પ્રભુએ, છળ કપટથી, વૃન્દાના સતીપણાનો ભંગ કરી, દેવતાઓનું કાર્ય કરી આપ્યું. આ સઘળો મર્મ વૃન્દાના જાણવામાં આવતાં, તેણે કોપ કરીને પ્રભુને શાપ[1] આપ્યો. ॥ ૧૩૨ ॥

चौ०—तासु शाप हरि कीन्ह प्रमाना । कौतुक निधि कृपालु भगवाना ॥
तहां जलंधर रावण भयऊ । रण हति राम परमपद दयऊ ॥ १ ॥
एक जन्मकर कारण येहा । छेहिलगि राम धरी नरदेहा ॥
प्रति अवतार कथा प्रभु केरी । सुनि मुनि बरणी कबिन घनेरी ॥ २ ॥
नारद शाप दीन्ह इक बारा । कल्प एक तेहिलगि अवतारा ॥
गिरिजा चकित भई सुनि बानी । नारद विष्णुभक्त मुनि ज्ञानी ॥ ३ ॥
कारण कवन शाप मुनि दीन्हा । का अपराध रमापति कीन्हा ॥
यह प्रसंग मोहिं कहहु पुरारी । मुनि मन मोह सो अचरज भारी ॥ ४ ॥

તે શાપને કૌતુકોના નિધિ દયાળુ પ્રભુએ સ્વીકાર્યો હતો. આથી જે જલંધર હતો, તે રાવણ થયો હતો અને પ્રભુએ રામાવતાર ધરી યુદ્ધમાં તેને મારીને પરમ પદ આપ્યું હતું. ॥ ૧ ॥ એક જન્મમાં પ્રભુને 'રામ' નામવાળો મનુષ્ય દેહ ધરવાનું એ કારણ હતું. આવી રીતે પ્રભુની દરેક અવતારકથાઓ મુનિ તથા કવિઓએ ઘણી વર્ણન કરી છે. ॥ ૨ ॥ એક કલ્પમાં નારદજીએ શાપ આપ્યો હતો, તેથી પ્રભુને એકવાર રામાવતાર ધરવો પડયો હતો. આ પ્રમાણે સદાશિવની વાણી સાંભળી, પાર્વતી ચકિત થઈ જઈને બોલ્યાં કે "નારદ મુનિ તો વિષ્ણુના ભક્ત છે તથા જ્ઞાની છે, ॥ ૩ ॥ તેમણે શા કારણથી પ્રભુને શાપ આપ્યો હતો? અને પ્રભુએ શો અપરાધ કર્યો હતો? હે ત્રિપુરના શત્રુ! મને એ પ્રસંગ કહી સંભળાવો. નારદજીના મનમાં મોહ ઉત્પન્ન થયો, એ તો મોટું આશ્ચર્ય છે." ॥ ૪ ॥

दो०—बोले बिहँसि महेश तब, ज्ञानी मूढ न कोय ॥
जेहि जस रघुपति करहिं जब, सो तस तेहि क्षण होय ॥ १३३ ॥

સદાશિવ હસીને બોલ્યા કે, જગતમાં કોઇ જ્ઞાની પણ નથી અને કોઇ મૂઢ પણ નથી. રામચન્દ્રજી જે સમયે જેને જેવો (જ્ઞાની કે મૂઢ) બનાવે, તે સમયે તે તેવો થઈ જાય છે." ॥ ૧૩૩ ॥

---

૧ જલંધર, પોતાની સ્ત્રીના (વૃન્દાના) સતીપણાના પ્રભાવને લીધે, કોઈથી જિતી શકાતો નથી, એમ જાણીને, વિષ્ણુ, જલંધરના દ્વારપર સાધુ બનીને બેઠા. વૃન્દાએ, એ સાધુને યુદ્ધની ખબર પૂછી તેટલી વારમાં જલંધરના શરીરના ટુકડાઓ, તેની પાસે આવીને પડતાં, વૃન્દા, મોટો વિલાપ કરવા લાગી. સાધુએ કહ્યું કે, તું સતી છે, માટે તારા હાથથી તું આ ટુકડાઓને ગોઠવી દે એટલે તારા સતીપણાના પ્રભાવથી તારો પતિ જીવતો થશે. વૃન્દાએ, એ પ્રમાણે કર્યું કે, તુરત જલંધર જીવતો થયો. વૃન્દા પ્રેમથી પેલા સાધુનાં ચરણો દાબવા લાગી, એટલે પરપુરુષનો સ્પર્શ થવાથી તેનું સતીપણું નષ્ટ થતાં, સદાશિવે જલંધરને માર્યો. પછી તે સાધુ તથા તે કૃત્રિમ જલંધરનું શરીર અંતર્હિત થઈ ગયાં. વૃન્દાએ વિષ્ણુનું કપટ જાણીને વિષ્ણુને શાપ દીધો કે, તારી સ્ત્રીને મારો સ્વામી હરી જશે અને તું સ્ત્રીના વિયોગથી દુઃખી થઈશ.

सो०—कहौं राम गुण गाथ, भरद्वाज सादर सुनहु ॥
भवभंजन रघुनाथ, भज तुलसी तज मानमद ॥ २१ ॥

યાજ્ઞવલ્ક્ય ભરદ્વાજને કહે છે કે, રામના ગુણોની કથા કહું છું, તે પ્રેમસહિત સાંભળો અને સંસારનાં બંધનોને તોડનારા રામચન્દ્રજીનું, માનને તથા મદને છોડી દઈને ભજન કરો. ॥ ૨૧ ॥

चौ०—हिमगिरि गुहा एक अति पावनि । बहु समीप सुरसरित सुहावनि ॥
आश्रम परम पुनीत सुहावा । देखि देवऋषि मन अतिभावा ॥ १ ॥
निरखि शैलसरि विपिन विभागा । भयउ रमापति पद अनुरागा ॥
सुमिरत हरिहि श्रापगति बांधी । सहज विमल मन लागि समाधी ॥ २ ॥
मुनिगति देख सुरेश डराना । कामहिं बोलि कीन्ह सनमाना ॥
सहित सहाय जाहु मम हेतू । चलेउ हरषि हिय जलचर केतू ॥ ३ ॥
सुनासीर मनमहँ अति त्रासा । चहत देवऋषि मम पुर वासा ॥
जे कामी लोलुप जगमाहीं । कुटिल काक इव सबहि डराहीं ॥ ४ ॥

હિમાલયની એક અત્યંત પવિત્ર ગુફા છે, તેના સમીપમાં સુંદર ગંગાજી વહ્યાં જાય છે અને ત્યાં પરમ પવિત્ર તથા સુશોભિત એક આશ્રમ છે. એ આશ્રમ, જોવામાં આવતાં, નારદજીનાં મનને બહુ ગમ્યો. ॥ ૧ ॥ ત્યાં પર્વતના, નદીઓના અને વનોના વિભાગો જોઈ, નારદજીને પ્રભુનાં ચરણમાં અધિક પ્રેમ ઉત્પન્ન થયો. નારદજીએ, પ્રભુનું સ્મરણ કરી, શાપની[1] ગતિને રોકી દીધી અને તુરત જ તેમનાં સ્વાભાવિક નિર્મળ મનમાં સમાધિ પ્રાપ્ત થઈ. ॥ ૨ ॥ નારદજીની સમાધિ સ્થિતિ જોઈને ઇંદ્રને ભય ઉત્પન્ન થયો અને તેણે કામદેવને બોલાવી, સન્માન કરીને આજ્ઞા કરી કે, "તું મારા હિતને વાસ્તે તારા સઘળા સહાયોની સાથે નારદજીના આશ્રમમાં જા." કામદેવ હૃદયમાં રાજી થઈને ત્યાંથી ચાલ્યો. ॥ ૩ ॥ ઇંદ્રના મનમાં મોટો ત્રાસ એટલા માટે થયો કે, નારદજી મોટું તપ કરીને મારૂં અમરાવતી નગરીનું રાજ્ય લઈ લેવા ઇચ્છે છે? એવી ઇંદ્રના મનમાં શંકા ઉત્પન્ન થઈ હતી. જગતમાં જે કામી અને લોભી લોકો છે, તેઓ, કુટિલ કાગડાઓની પેઠે સર્વથી ડર્યા જ કરે એ સ્વાભાવિક છે. ॥ ૪ ॥

दो०—सूख हाड ले भाग शठ, श्वान निरखि मृगराज ॥
छीनलेइ जनि जान जड, तिमि सुरपतिहि न लाज ॥ १३४ ॥

સૂકું હાડકું ચાવતો શઠ કુતરો, સિંહને જોઇ, 'રખેને આ મારૂં હાડકું છીનવી લે' એમ જાણી, એ હાડકાંને લઇને ભાગવા માંડે છે, તેમ અમરાવતીનું રાજ્ય કે જે મુનિજનોની દૃષ્ટિથી અતિ તુચ્છ છે, તેને ભોગવતો ઇન્દ્ર, કોઈ મુનિને અધિક તપશ્ચર્યા

૧ નારદજીને દક્ષનો શાપ છે કે, તું બે ઘડીથી અધિક ક્યાંય પણ નહીં ઠેરી શકીશ અહીં श्वास गति बांधी એવું પાઠાન્તર છે, તેનો અર્થ 'શ્વાસની ગતિને બાંધીને અર્થાત્ પ્રાણાયામ કરીને' એવો છે.

કરતો જોઈ, 'રખેને આ મારૂં રાજ્ય લઈ લે' એમ જાણી, મુનિના તપનો ભંગ કરવાની ગોઠવણ કરે છે. મુનિજનના ભગવદ્ભજનના સુખની પાસે મારૂં રાજ્યસુખ કશા હિસાબમાં નથી, માટે હું આવી હીલચાલ તે શું કરૂં છું ? એમ ઇંદ્ર લજાતો નથી. ॥ ૧૩૪ ॥

**चौ०**—तेहि आश्रमहिं मदन जब गयऊ । निज माया वसन्त निर्मयऊ ॥
कुसुमित विविध विटप बहुरंगा । कूजहिं कोकिल गुंजहिं भृंगा ॥ १ ॥
चली सुहावनि त्रिविध बयारी । काम कृशानु बढाव निहारी ॥
रंभादिक सुरनारि नवीना । सकल असमशर कलाप्रवीना ॥ २ ॥
करहिं गान बहु तान तरंगा । बहुविधि क्रीडहिं पानि पतंगा ॥
देखि सहाय मदन हरषाना । कीन्हेसि पुनि प्रपंच विधि नाना ॥ ३ ॥
कामकला कछु मुनिहिं न व्यापी । निज भय डरेउ मनोभव पापी ॥
सीम कि चांप सकै कोउ तासू । बड रखवार रमापति जासू ॥ ४ ॥

કામદેવે તે આશ્રમમાં જઈ, પોતાની માયાથી વસંતઋતુ ખડી કરી દીધી. અનેક જાતનાં વૃક્ષો, ઘણાં ઘણાં રંગોવાળાં પુષ્પોથી ભરપૂર થઈ ગયાં, કોકિલાઓ, ટૌકારા કરવા લાગી, ભ્રમરો ગુંજાર કરવા લાગ્યા, ॥ ૧ ॥ જેથી કામદેવરૂપ અગ્નિની વૃદ્ધિ થાય એવો અત્યંત મનોહર, શીત, મંદ તથા સુગંધી પવન વાવા લાગ્યો અને કામભોગ સંબંધી સઘળી કળાઓમાં પ્રવીણતા ધરાવનારી જુવાન રંભા આદિ અપ્સરાઓ, ॥ ૨ ॥ અનેક પ્રકારના તાનતરંગોથી ગાયનો કરવા લાગી તથા હાથમાં દડાઓ લઈને અનેક પ્રકારની ક્રીડાઓ કરવા લાગી. કામદેવ પોતાના સહાયોને જોઈ રાજી થયો અને તેણે બીજા પણ નાના પ્રકારના પ્રપંચો કર્યા. ॥ ૩ ॥ આમ કરતાં પણ નારદજીના મનમાં કામનાનો લેશ પણ પ્રવેશ નહિ થતાં, પાપી કામદેવ પોતાના જ પાપથી ડરવા લાગ્યો. લક્ષ્મીના પતિ નારાયણ, જેના રખેવાળ હોય, તેના સીમાડાને કોઈ પણ દબાવી શકે કે ? ॥ ૪ ॥

**दो०**—सहित सहाय सभीत अति, मान हारि मन मैन ॥
गहेसि जाय मुनिवर चरण, कहि सुठि आरत वैन ॥ १३५ ॥

પોતાના સહાયો સહિત અત્યંત ભય પામેલો અને મનમાં પોતાની હાર થયેલી જાણતો કામદેવ, નારદજીનાં ચરણ પકડીને અત્યંત આર્ત વચન બોલવા લાગ્યો. (ક્ષમાની માગણી કરવા લાગ્યો). ॥ ૧૩૫ ॥

**चौ०**—भयउ न नारद मन कछु रोषा । कहि प्रिय वचन काम परितोषा ॥
नाइ चरण शिर आयसु पाई । गयउ भवन तब सहित सहाई ॥ १ ॥
मुनि सुशीलता आपनि करणी । सुरपति सभा जाय सब वरणी ॥
सुनि सबके मन अचरज आवा । मुनिहिं प्रशंसि हरिहिं शिर नावा ॥ २ ॥
तब नारद गवने शिव पाहीं । जीति काम अहमिति मनमाहीं ॥

मार चरित शंकरहि सुनावा । अतिप्रियजान महेश सिखावा ॥ ३ ॥
बार बार बिनवउँ मुनि तोहीं । जिमि यह कथा सुनायउ मोहीं ॥
तिमि जनि हरिहि सुनायउ कबहूँ । चलेहु प्रसंग दुरायहु तबहूँ ॥ ४ ॥

જેના મનમાં જરા પણ ક્રોધ ઉત્પન્ન નહિ થયો હતો એવા નારદજીએ, કામદેવને પ્રિય વચનો બોલીને રાજી કર્યો. કામદેવ, નારદજીનાં ચરણોમાં માથું નમાવી તેમની આજ્ઞા લઈ, સઘળા સહાયો સહિત પોતાને ઘેર ગયો. ॥ ૧ ॥ કામદેવ ઈન્દ્રની સભામાં જઇ, પોતાની કરણીની અને નારદજીની સુશીલતાની સઘળી હકીકત કહી સંભળાવતાં, તે સાંભળી, મનમાં આશ્ચર્ય પામી, સઘળાઓએ નારદજીની પ્રશંસા કરી અને નારાયણને પ્રણામ કર્યાં. ॥ ૨ ॥ પછી કામદેવને જિતવાથી જેના મનમાં મોટો અહંકાર આવ્યો હતો એવા નારદજી, સદાશિવની પાસે ગયા અને ત્યાં તેમણે કામદેવનાં ચરિત્રની હકીકત સદાશિવને કહી સંભળાવી. સદાશિવે, નારદજીને અતિ પ્રિય જાણીને શીખામણ દીધી કે, ॥ ૩ ॥ "હે મુનિ! તમને વારંવાર વિનવીને કહું છું કે, તમે જેમ આ વાત મને સંભળાવી, તેમ કદીપણ વિષ્ણુને સંભળાવશો મા. વિષ્ણુની પાસે પ્રસંગ નિકળે, તોપણ આ વાતને છૂપાવી જ દેજો." ॥ ૪ ॥

दो०—शंभु दीन उपदेश हित, नहिं नारदहि सुहान ॥
भरद्वाज कौतुक सुनहु, हरिइच्छा बलवान ॥ १३६ ॥

સદાશિવે, હિતકારી ઉપદેશ આપ્યો; પણ નારદજીને ગમ્યો નહિ. હે ભરદ્વાજ! કૌતુક સાંભળો. પ્રભુની ઈચ્છા સર્વથી બળવાન્ છે. ॥ ૧૩૬ ॥

चौ०—राम कीन्ह चाहैं सो होई । करै अन्यथा अस नहिं कोई ॥
शंभु वचन मुनि मनहिं न भाये । तब विरंचिके लोक सिधाये ॥ १ ॥
एकबार करतल कर बीणा । गावत हरि गुण परम प्रवीणा ॥
क्षीरसिंधु गवने मुनि नाथा । जहँ बस श्रीनिवास श्रुतिमाथा ॥ २ ॥
हरषि मिले उठि रमानिकेता । बैठे आसन ऋषिहि समेता ॥
बोले बिहँसि चराचर राया । बहुत दिनहि कीन्ही मुनि दाया ॥ ३ ॥
काम चरित नारद सब भाखे । यद्यपि प्रथम बरजि शिव राखे ॥
अति प्रचंड रघुपतिकी माया । जिहि न मोह अस को जग जाया ॥ ४ ॥

રામ, જે કાંઈ કરવા ધારે, તે થાય છે. રામે જે ધાર્યું હોય તેમાં ફેરફાર કરવા કોઈ પણ સમર્થ નથી. જેને સદાશિવનાં વચનો મનમાં ગમ્યાં નહિ એવા નારદજી, તે સમયે બ્રહ્માના લોકમાં ગયા. ॥ ૧ ॥ એક સમયે નારદજી, હાથમાં વીણા લઈ, પરમ પ્રવીણતાથી વિષ્ણુના ગુણોને ગાતા ગાતા ક્ષીરસમુદ્રમાં ગયા, કે જ્યાં વેદોના પતિ લક્ષ્મીનિવાસ નારાયણ રહે છે. ॥ ૨ ॥ નારાયણ રાજી થઈ, ઉભા થઇને નારદજીને મળ્યા અને નારદજીની સાથે જ પોતાના આસનપર બીરાજ્યા. ચરાચરના સ્વામી નારાયણ, હસીને બોલ્યા કે, "હે મુનિરાજ! આજ ઘણે દિવસે દયા કરી, તો આટલા દિવસ આપ ક્યાં

હતા ?" ॥ ૩ ॥ જો કે સદાશિવે પ્રથમથી જ વારી રાખ્યા હતા, તોપણ તે ઉપર ધ્યાન નહિ આપીને, નારદજીએ સઘળું કામદેવનું ચરિત્ર નારાયણને કહી સંભળાવ્યું. રામચન્દ્રજીની માયા અતિ પ્રચંડ છે. એ માયાથી જેને મોહ ન થાય એવો જગતમાં કોણ જન્મ્યો છે ? ॥ ૪ ॥

दो०—रूख वदन करि वचन मृदु, बोले श्रीभगवान ॥
तुम्हरे सुमिरणते मिटहिं, मोह मार मद मान ॥ १३७ ॥

નારાયણ ભારે મોહોડું રાખીને કોમળ વચનો બોલ્યા કે, "હે નારદજી ! તમારૂં સ્મરણ કરનારાઓને મોહ, કામદેવ, મદ અને માન મટી જાય છે, ત્યારે તમને પોતાને તો એ મોહાદિક કેમ જ ઉત્પન્ન થાય ? ॥ ૧૩૭ ॥

चौ०—सुनि मुनि मोह होय तन ताके । ज्ञान विराग हृदय नहिं जाके ॥
ब्रह्मचर्यव्रतरत मतिधीरा । तुम्हहिं कि करै मनोभव पीरा ॥ १ ॥
नारद कहेउ सहित अभिमाना । कृपा तुम्हारि सकल भगवाना ॥
करुणानिधि मन दीख विचारी । उर अंकुरेउ गर्वतरु भारी ॥ २ ॥
वेगि सो म डारिहौं उपारी । पण हमार सेवन हितकारी ॥
मुनिकर हित मम कौतुक होई । अवशि उपाय करब मैं सोई ॥ ३ ॥
तब नारद हरिपद शिर नाई । चले हृदय अहमिति अधिकाई ॥
श्रीपति निज माया तब प्रेरी । सुनहु कठिन करणी तिहि केरी ॥ ४ ॥

જેના હૃદયમાં જ્ઞાન તથા વૈરાગ્ય ન હોય, તેના મનમાં મોહ ઉત્પન્ન થાય. આપ કે જે બ્રહ્મચર્ય વ્રતમાં જ નિષ્ઠા ધરાવનારા અને ધીર બુદ્ધિવાળા છો, તેમને કામદેવ પીડા ઉપજાવી શકે કે ?" ॥ ૧ ॥ નારદજી, અભિમાનથી બોલ્યા કે, "હે ભગવન્ ! એ સઘળી આપની દયા છે." કરુણાના ભંડારરૂપ નારાયણે મનમાં વિચારી જોયું કે, "નારદજીને, મનમાં ગર્વરૂપી વૃક્ષનો ભારે અંકુર ઉત્પન્ન થયો છે. ॥ ૨ ॥ એ અંકુરને હું જલદી ઉખેડી નાખીશ. કેમ કે સેવકોનું હિત કરવું, એ મારી પ્રતિજ્ઞા છે. જેથી મુનિનું હિત થાય અને મને ગમ્મત થાય, એવો ઉપાય હું અવશ્ય કરીશ." ॥ ૩ ॥ જેમને હૃદયમાં અહંકાર બહુ વધ્યો હતો એવા નારદજી, તે સમયમાં નારાયણનાં ચરણોમાં માથું નમાવીને ત્યાંથી ચાલ્યા. નારાયણે, તે સમયે પોતાની માયાને પ્રેરણા કરી. હે ભરદ્વાજ ! હવે તે માયાની કઠણ કરણી સાંભળો. ॥ ૪ ॥

दो०—विरचेउ मगमहँ नगर तिहि, शत योजन विस्तार ॥
श्रीनिवास पुरते अधिक, रचना विविध प्रकार ॥ १३८ ॥

માયાએ માર્ગમાં સો યોજનના વિસ્તારવાળું, વૈકુંઠ કરતાં પણ અધિક શોભાવાળું અને વિવિધ રચનાઓવાળું નગર બનાવ્યું. ॥ ૧૩૮ ॥

चौ०—बसहिं नगर सुन्दर नर नारी । जनु बहु मनसिज रति तनुधारी ॥
तेहि पुर बसै शीलनिधि राजा । अगणित हय गज सेन समाजा ॥ १ ॥

शत सुरेशसम विभव विलासा । रूप तेज बल नीतिं निवासा ॥
विश्वमोहिनी तासु कुमारी । श्री विमोह जिहि रूप निहारी ॥ २ ॥
सो हरिमाया सब गुण खानी । शोभा तासु कि जाय बखानी ॥
करै स्वयंवर सो नृप बाला । आये तहँ अगणित महिपाला ॥ ३ ॥
मुनि कौतुकीनगर तिहि गयऊ । पुरवासिनसन बूझत भयऊ ॥
मुनि सब चरित भूप गृह आये । करि पूजा नृप मुनि बैठाये ॥ ४ ॥

એ નગરમાં જાણે દેહધારી અનેક કામદેવો અને અનેક રતિઓ હોય એવાં રૂપાળાં પુરૂષો અને સ્ત્રીઓ રહેતાં હતાં અને જેની પાસે હાથીઓ, ઘોડાઓ તથા સેનાના સમાજો અગણિત હતા, એવો 'શીલનિધિ' નામનો રાજા રાજ્ય કરતો હતો. ॥ ૧ ॥ સો ઇંદ્રોના જેવા વૈભવ વિલાસવાળા અને રૂપ, તેજ, બળ તથા નીતિ, એઓના નિવાસરૂપ એ રાજાની 'વિશ્વમોહિની' નામે કુંવરી હતી અને તે એવી હતી કે, જેનું રૂપ જોઇને લક્ષ્મી પણ મોહ પામે. ॥ ૨ ॥ જાણે સઘળા ગુણોરૂપી રત્નોની ખાણ હોય એવી એ કન્યા સાક્ષાત્ પ્રભુની માયા જ હતી, તેથી તેની શોભા કેમ વર્ણવી જાય? શીલનિધિ રાજા પોતાની એ કન્યાનો સ્વયંવર કરતો હતો અને તે પ્રસંગમાં અગણિત રાજાઓ ત્યાં આવ્યા હતા. ॥ ૩ ॥ કૌતુકી નારદ મુનિ તે નગરમાં ગયા અને ત્યાંના રહેવાસીઓને પૂછતાં સઘળા વૃત્તાંતની ખબર મળવાથી રાજાને ઘેર આવ્યા. રાજાએ પૂજન કરીને બેસાડયા. ॥ ૪ ॥

दो०—आनि दिखाई नारदहि, भूपति राजकुमारि ॥
कहहु नाथ गुण दोष सब, इहि कर हृदय विचारि ॥ १३९ ॥

રાજાએ પોતાની કુંવરીને બોલાવી, નારદજીને દેખાડીને પૂછ્યું કે, "હે નાથ! આપ હૃદયમાં વિચાર કરીને આ કન્યાના સર્વ ગુણ દોષ કહો," ॥ ૧૩૯ ॥

चौ०—देख रूप मुनि विरति बिसारी । बडी बार लगि रहे निहारी ॥
लक्षण तासु विलोकि भुलाने । हृदय हर्ष नहिं प्रगट बखाने ॥ १ ॥
जो इहि वरै अमर सो होई । समर भूमि तिहि जीत न कोई ॥
सेवहिं सकल चराचर ताही । बरै शैलनिधि कन्या जाही ॥ २ ॥
लक्षण सब विचार उर राखे । कछुक बनाय भूपसन भाखे ॥
सुता सुलक्षण कहि नृप पाहीं । नारद चले शोच मनमाहीं ॥ ३ ॥
करौं जाय सोइ यत्न विचारी । जिहि प्रकार मोहिं वरै कुमारी ॥
जप तप कछु न होय इहि काला । हे विधि मिलै कवनविधि बाला ॥ ४ ॥

નારદજી તો એ કન્યાનું રૂપ જોતાં જ વૈરાગ્યને વિસારી બેઠી, ઘણીવાર સુધી તેની સામે જ જોઈ રહ્યા. એ કન્યાનાં લક્ષણો જોઇને ભૂલ ખાઇ ગયા. હૃદયમાં બહુ હર્ષ પામ્યા, પણ તે હર્ષને જાહેર કર્યો નહિ. ॥ ૧ ॥ "જે અમર છે, જેને યુદ્ધમાં

કોઈ જિતી શકે નહિ, એવો છે અને જેને ચરાચર સઘળું જગત્ સેવે છે એવો છે, તે આ કન્યાને વરશે," એમ સમજવું જોઇએ, તેને બદલે એવું સમજ્યા કે, "જેને શીલનિધિની આ કન્યા વરે, તે ધણી અમર થાય, જેને યુદ્ધમાં કોઈ પણ જિતી શકે નહિ એવો થાય અને તેને સઘળું ચરાચર જગત સેવે." ॥ ૨ ॥ નારદજીએ સઘળાં લક્ષણોનો વિચાર, પોતાના મનમાં જ રાખી, રાજાની પાસે કાંઇક બનાવટની વાત કરી, અને છેવટ 'આ કન્યા શુભલક્ષણોવાળી છે,' એટલુંજ રાજાને જણાવીને પોતે ત્યાંથી ચાલ્યા. ॥ ૩ ॥ નારદજી, મનમાં વિચાર કરવા લાગ્યા કે, "હવે હું જઇ વિચાર કરીને એવા પ્રકારનો યત્ન કરૂં કે, જે યત્નથી એ કુંવરી મને વરે. આ ઉતાવળનો સમય છે, તેથી કન્યાની પ્રાપ્તિને વાસ્તે, જપ, તપ તો કશું બની શકે એમ નથી. હે દૈવ! મને એ કુંવરી શી રીતે મળે? ॥ ૪ ॥

दो०—इहि अवसर चाहिय परम, शोभा रूप विशाल ॥
जो बिलोकि रीझै कुँवरि, तव मेलै जयमाल ॥ १४० ॥

આ સમયમાં તો પરમ શોભા અને અતિ ઉત્તમ રૂપ જોઈએ, કે જેથી રાજકુમારી રીઝીને જયમાળા પહેરાવી દે. ॥ ૧૪૦ ॥

चौ०—हरिसन मागौं सुन्दरताई। होइहि जात गहरु अतिभाई ॥
मोरे हित हरिसम नहिं कोऊ। इहि अवसर सहाय सो होऊ ॥ १ ॥
बहुविधि विनय कीन्ह तिहि काला। प्रगटे प्रभु कौतुकी कृपाला ॥
प्रभु बिलोकि मुनि नयन जुडाने। होइहि काज हिये हरषाने ॥ २ ॥
अति आरति कहि कथा सुनाई। करहु कृपा प्रभु होहु सहाई ॥
आपन रूप देहु प्रभु मोहीं। आन भांति नहिं पावउँ ओही ॥ ३ ॥
जिहि बिधि नाथ होइ हित मोरा। करो सो वेग दास मैं तोरा ॥
निज मायाबल देखि विशाला। हिय हँसि बोले दीनदयाला ॥ ४ ॥

વિષ્ણુની પાસે જઈ, સુન્દરતા માગું પણ ત્યાં જવામાં ઘણી વાર લાગી જાય એમ છે. વિષ્ણુ ભગવાન્ જેવા મારા કોઇ પણ હિતકારી નથી, માટે આ અવસરમાં તે ભગવાન્ મારા સહાય થાઓ." ॥ ૧ ॥ નારદજીએ ઘણા ઘણા પ્રકારની વિનતિ કરતાં, તે સમયે કૌતુકી અને ભક્તનું વાસ્તવિક કલ્યાણ થાય એવી કૃપા કરનારા પ્રભુ, નારદજીની પાસે પ્રકટ થયા. પ્રભુનાં દર્શનથી નારદજીનાં નેત્રો ઠંડાં થઇ ગયાં અને 'હવે કાર્યની સિદ્ધિ અવશ્ય થશે' એમ જણાયાથી હૃદયમાં હર્ષ થયો. ॥ ૨ ॥ નારદજીએ અત્યંત આર્ત્તપણાથી પ્રભુને સઘળી હકીકત સંભળાવીને કહ્યું કે, "હે પ્રભુ! કૃપા કરો અને સહાય થાઓ. મને આપનું રૂપ આપો તો મારૂં કાર્ય સિદ્ધ થાય. આપનું રૂપ મળ્યા વિના, બીજી કોઈ પણ રીતે હું એ કન્યાને પામી શકું એમ નથી. ॥ ૩ ॥ હે નાથ! જે પ્રકારે મારૂં હિત થાય, તે પ્રકાર જલદી કરો. હું આપનો દાસ છું." તે દીનદયાળુ પ્રભુ, પોતાની માયાનું વિશાળ બળ જોઈ, હૃદયમાં હસીને બોલ્યા કે, ॥ ૪ ॥

दो०–जेहि विधि होइहि परमहित, नारद सुनहु तुम्हार ॥
सोइ हम करब न आन कछु, वचन न मृषा हमार ॥ १४१ ॥

"હે નારદજી! સાંભળો. હું જે પ્રકારથી તમારૂં પરમ હિત થશે, તે પ્રકાર જ કરીશ બીજું કાંઈ કરવાનો નથી. મારૂં વચન મિથ્યા જાણશો નહિ. ॥ ૧૪૧ ॥

चौ०–कुपथ मांगु रुजव्याकुल रोगी । वैद्य न देइ सुनहु मुनि योगी ॥
इहि विधि हित तुम्हार मैं ठयऊ । कहि अस अंतरहित प्रभु भयऊ ॥ १ ॥
माया विवस भये मुनि मूढा । समुझी नहिं हरि गिरा निगूढा ॥
गवन तुरत तहां ऋषिराई । जहां स्वयंवर भूमि बनाई ॥ २ ॥
निज निज आसन बैठे राजा । बहु बनाव करि सहित समाजा ॥
मुनि मन हर्ष रूप अति मोरे । मोहिं तजि आन वरहि नहिं भोरे ॥ ३ ॥
मुनि हित कारण कृपानिधाना । दीन्ह कुरूप न जाय बखाना ॥
सो चरित्र लखि काहु न पावा । नारद जानि सबहि शिर नावा ॥ ४ ॥

હે યોગ કરનારા મુનિ! રોગથી વ્યાકુલ થયેલો રોગી, વૈદ્યની પાસે કુપથ્યની માંગણી કરે, પણ વૈદ્ય તે કુપથ્ય આપે નહિ. જેમ વૈદ્ય રોગીનું હિત કરે, તેમ જ હું તમારૂં હિત કરીશ." એટલાં વચન કહીને પ્રભુ અન્તર્ધાન થઇ ગયા. ॥ ૧ ॥ માયાને લીધે મૂઢ બની ગયેલા નારદ મુનિ, પ્રભુની વાણીનો ગૂઢ અર્થ નહિ સમજતાં, તુરત જ ત્યાં ગયા, કે જ્યાં સ્વયંવરની ભૂમિ બનાવી હતી. ॥ ૨ ॥ એ ભૂમિમાં રાજાઓ, અનેક બનાવો કરીને પોતપોતાના સમાજ સહિત પોતપોતાનાં આસનોપર બેઠા હતા. નારદજી તો પોતાનું રૂપ પ્રભુના જેવું દેખતા હતા, તેથી રાજી થતા હતા કે, 'મારૂં રૂપ સર્વોત્તમ છે, તેથી કન્યા મને છોડીને બીજા કોઇને પણ વરવાની નથી.' ॥ ૩ ॥ કૃપાનિધાન પ્રભુએ, નારદજીના હિતને વાસ્તે, તેમને એવું કુરૂપ (વૃદ્ધ વાનરના જેવું રૂપ) આપ્યું હતું કે, જેનું વર્ણન જ કરી શકાય નહિ. પણ આ ચરિત્ર કોઇ રાજાના જાણવામાં નહતું, તેથી સઘળા રાજાઓએ તેમને નારદ જ જાણીને માથાં નમાવ્યાં. (નારદજી પોતાને વિષ્ણુરૂપ દેખતા હતા, રાજાઓ તેમને મુનિરૂપ જ દેખતા હતા અને રાજકન્યા તેમને વૃદ્ધ વાનર જેવા દેખે એમ હતું) ॥ ૪ ॥

दो०–रहे तहां दुइ रुद्रगण, ते जानहिं सब भेउ ॥
विप्ररूप देखत फिरहिं, परम कौतुकी तेउ ॥ १४२ ॥

ત્યાં સદાશિવના બે ગણ હતા. (નારદજીએ સદાશિવનો ઉપદેશ માન્યો નહિ, તે દિવસથી સદાશિવે નારદજીના રક્ષણને વાસ્તે ગુપ્ત રીતે પોતાના બે પાર્ષદોને નારદજીની સાથે લગાવી દીધા હતા.) તેઓ સઘળા ભેદને જાણતા હતા, બ્રાહ્મણોના વેષથી સઘળું જોતા ફરતા હતા અને બહુ ગમ્મતી હતા. ॥ ૧૪૨ ॥

चौ०—जिहि समाज बैठे मुनि जाई । हृदय रूप अहमिति अधिकाई ॥
तहँ बैठे महेश गण दोऊ । बिप्रभेष गति लखे न कोऊ ॥ १ ॥
करहिं कूट नारदहि सुनाई । नीक दीन्ह हरि सुन्दरताई ॥
रीझहि राजकुँवरि छबि देखी । इनहिं वरहिं हरि जान बिशेखी ॥ २ ॥
मुनिहिं मोह मन हाथ पराये । हसहिं शंभुगण अति सचु पाये ॥
यदपि सुनहिं मुनि अटपटि वानी । समुझि न परै बुद्धि भ्रमसानी ॥ ३ ॥
काहु न लख सो चरित बिशेखा । सो स्वरूप मुनि कन्या देखा ॥
मर्कट वदन भयंकर देही । देखत हृदय क्रोध भा तेही ॥ ४ ॥

'હું સર્વથી અધિક રૂપાળો છું,' એમ હૃદયમાં ફૂલાતા નારદજી, એ સ્વયંવરની સભામાં જઇને બેઠા, ત્યાં સદાશિવના બે ગણ પણ બેઠા, કે જેઓ, બ્રાહ્મણોના જેવા વેષવાળા તથા બ્રાહ્મણોના જેવી સ્થિતિવાળા હોવાને લીધે કોઇના પણ ઓળખવામાં આવતા ન હતા. ॥ ૧ ॥ એઓ ગૂઢ અર્થવાળાં વચનોથી નારદજીની મશ્કરી કરતા હતા કે "પ્રભુએ આને સુંદરતા તો બહુ સારી આપી છે, તેથી છબી જોઇને જ રાજકુમારી રીઝશે અને આને જ સાક્ષાત્ વિષ્ણુરૂપ જાણીને વરશે[1] " ॥ ૨ ॥ નારદજીનું મન તો પરાયા હાથમાં પડવાથી મોહિત થઇ ગયું હતું અને સદાશિવના ગણો અત્યંત સંકોચાઇને અંદર અંદર હસતા હતા. જો કે એઓની અટપટી ( અનેક અર્થવાળી ) વાણી, નારદજીના સાંભળવામાં આવતી હતી. તોપણ નારદજીની બુદ્ધિ ભ્રમિત થઇ ગઈ હતી, તેથી બરાબર સમજવામાં આવતી ન હતી. ॥ ૩ ॥ આ અદ્ભુત ચરિત્રને સભામાં બીજા કોઇએ જાણ્યું ન હતું. રાજકન્યાએ નારદજીનું સ્વરૂપ જોયું, ત્યાં વાનરાના જેવું મોહોડું અને અત્યંત ભયંકર શરીર જોવામાં આવતાં, તેના મનમાં તો તુરત જ ક્રોધ ઉત્પન્ન થયો. ॥ ૪ ॥

दो०—सखी संग ले कुँवरि तब, चलि जनु राजमराल ॥
देखति फिरे महीप सब, कर सरोज जयमाल ॥ १४३ ॥

આ સમયે જેણે હસ્તકમળમાં જયમાળા ધરી હતી એવી રાજકન્યા, નારદજીને પીઠ દઇ, સખીઓને સાથે લઈ, રાજહંસીના જેવી ગતિથી ચાલી અને સર્વ રાજાઓને જોતી જોતી ફરવા લાગી. ॥ ૧૪૩ ॥

चौ०—जेहि दिशि बैठे नारद फूली । सो दिशि तिहिं न विलोकेउ भूली ॥
पुनि पुनि मुनि उस कहिं अकुलाहीं । देखि दशा हरगण मुसकाहीं ॥ १ ॥
धरि नृप तनु तहँ गयउ कृपाला । कुँवरि हर्षि मेली जयमाला ॥

---

૧. આવાં મૂળ વચનોનો બીજો અર્થ એવો થાય છે કે, " પ્રભુએ વાનરના જેવી સુંદરતા આપી છે, એ બહુ સારું કર્યું છે. આ છબી જોઇને, રાજકન્યા કદી પણ રીઝીને વરશે નહિ, પણ વાનર જાણીને મનમાં બળી જ મરશે." વિષ્ણુ અને વાનર, એ બે, હરિ શબ્દના અર્થ છે. વરશે અને બળી મરશે એ બે ' वरहि ' એ ક્રિયાપદના અર્થ છે.

दुलहिन ले गये लक्ष्मिनिवासा । नृपसमाज सब भयउ निरासा ॥ २ ॥
मुनि अति विकल मोहमति नाठी । मणि गिरगई छूटि जनु गांठी ॥
तब हरगण बोले मुसकाई । निजमुख मुकुर बिलोकहु जाई ॥ ३ ॥
अस कह दोउ भागे भय भारी । वदन दीख मुनि वारि निहारी ॥
भेष विलोक क्रोध अति बाढा । तिनहिं शाप दीन्हा अति गाढा ॥ ४ ॥

જે દિશામાં નારદજી બેઠા હતા, તે દિશાની સામે તો રાજકન્યાએ ભૂલથી પણ જોયું નહિ. નારદજી વારંવાર ઉંચા નીચા થતા હતા તથા ગભરાતા હતા અને તેમની એ દશાને જોઇ, સદાશિવના ગણો હસતા હતા. ॥ ૧ ॥ એ સભામાં પ્રભુ પોતે રાજાનું રૂપ ધરીને બીરાજ્યા હતા, તેમને જોઇ, પ્રસન્ન થયેલી રાજકન્યાએ, તેમના ગળામાં જયમાળા પહેરાવી. લક્ષ્મીના નિવાસરૂપ વિષ્ણુ ભગવાન્, કન્યાને લઈ ગયા અને સર્વે રાજાઓ નિરાશ થયા. ॥ ૨ ॥ જેની બુદ્ધિ મોહને લીધે નાસી ગઇ હતી એવા નારદજી, જેમ માણુસ, વસ્ત્રના છેડાથી મણિ છૂટી પડતાં, અત્યંત વિહ્વલ થઈ જાય, તેમ અત્યંત વિહ્વલ થઈ ગયા. આ સમયે સદાશિવના ગણોએ હસીને તેમને કહ્યું કે, 'તમે જઇને દર્પણમાં તમારૂં મોહોડું તો જુઓ.' ॥ ૩ ॥ એટલું બોલીને બહુ જ ભય પામેલા તે બે શિવપાર્ષદો ત્યાંથી ભાગી ગયા. નારદજીએ ( દર્પણ નહિ મળવાથી ) પોતાનું મોહોડું જળમાં નીહાળી જોયું. પોતાનું કુરૂપ જોઇ, જેનો ક્રોધ અત્યંત વૃદ્ધિ પામ્યો હતો એવા નારદજીએ, તે બે શિવપાર્ષદોને અતિ દૃઢ શાપ આપ્યો કે, ॥ ૪ ॥

दो०—होहु निशाचर जाय तुम, कपटी पापी दोउ ॥
हसेहु हमहिं सो लेउ फल, बहुरि हसेउ मुनि कोउ ॥ १४४ ॥

"તમો બન્ને જઈને કપટી તથા પાપી રાક્ષસો થાઓ, અને મારી મશ્કરી કરી, તેનું ફળ ભોગવો. ફરી વાર મુનિજનની મશ્કરી કરી જોજો." ॥ ૧૪૪ ॥

चौ०—पुनि जल दीख रूप निज पावा । तदपि हृदय संतोष न आवा ॥
फरकत अधर कोप मनमाहीं । सपदि चले कमलापति पाहीं ॥ १ ॥
देहौं शाप कि मरिहौं जाई । जगत मोरि उपहास कराई ॥
बीचहि पंथ मिले दनजारी । संग रमा सोइ राजकुमारी ॥ २ ॥
बोले मधुर वचन सुरसाईं । मुनि कहँ चले विकलकी नाईं ॥
सुनत वचन उपजा अतिक्रोधा । माया वश न रहा मन बोधा ॥ ३ ॥
पर संपदा सकहु नहिं देखी । तुम्हरे ईर्षा कपट विशेषी ॥
मथत सिन्धु रुद्रहि बौरायहु । सुरन प्रेरि विष पान करायहु ॥ ४ ॥

નારદજીએ ફરીવાર જળમાં જોયું, ત્યાં પોતાનું અસલનું રૂપ જોવામાં આવ્યું, તોપણુ તેમના મનમાં સંતોષ પ્રાપ્ત ન થતાં, મનમાં ભરાયલા ક્રોધને લીધે હોઠ ફરકવા લાગ્યા, આમ ક્રોધાક્રાંત થયેલા નારદજી, વિષ્ણુની પાસે જવા ચાલ્યા. ॥ ૧ ॥ અને મનમાં વિચાર કરવા લાગ્યા કે, "વિષ્ણુએ જગતમાં મારી હાંસી કરાવી, તેથી હું

વિષ્ણુને શાપ આપીશ અથવા મરી જઈને બ્રહ્મહત્યા આપીશ." આમ વિચાર કરતા કરતા ચાલ્યા જતા હતા, ત્યાં રસ્તામાં જ તેમને વિષ્ણુ ભગવાન્ મળ્યા, કે જેમની સાથે લક્ષ્મીજી હતાં અને પેલી રાજકન્યા પણ હતી. ॥ ૨ ॥ દેવાધિદેવ વિષ્ણુ મધુર વચન બોલ્યા કે, "હે મુનિ! વ્યાકુલની પેઠે કયાં ચાલ્યા?" એ વચન સાંભળી, નારદજીને અતિ ક્રોધ ઉપજ્યો અને માયાના પ્રભાવને લીધે મનમાં જ્ઞાન રહ્યું જ નહીં. ॥ ૩ ॥ નારદજી બોલ્યા કે, "હે વિષ્ણુ! તમે પરાઈ સંપત્તિને દેખી શકતા નથી. તમારા મનમાં ઇર્ષ્યા તથા કપટ વિશેષ છે. તમે સમુદ્રનું મથન કરવાના સમયમાં, સદાશિવની પાસે દેવતાઓને મોકલી તેમને ઝેર પીવરાવીને ઠગ્યા હતા. ॥ ૪ ॥

दो०—असुर सुरा विष शंकरहि, आप रमा मणि चारु ॥
स्वारथ साधक कुटिल तुम, सदा कपट व्यवहारु ॥ १४५ ॥

અસુરોને મદિરા અને શંકરને ઝેર આપીને, તમે પોતે લક્ષ્મીને તથા કૌસ્તુભ મણિને લઈ ગયા હતા. તમે સ્વાર્થને સિદ્ધ કરનારા, કુટિલ અને સર્વદા કપટથી જ વ્યવહાર કરનારા છો. ॥ ૧૪૫ ॥

चौ०—परम स्वतंत्र न शिरपर कोई । भावै मनहिं करहु तुम सोई ॥
भले मंद मंदहि भल करहू । विस्मय हर्ष न हिय कछु धरहू ॥ १ ॥
डहकि डहकि परके सब काहू । अति अशंक मन सदा उछाहू ॥
कर्म शुभाशुभ तुमहिं न बाधा । अबलगि तुम्हें न काहू साधा ॥ २ ॥
भले भवन अब पायन दीन्हा । पावहुगे फल आपन कीन्हा ॥
बंचेउ मोहिं जवन धरि देहा । सोइ तनु धरहु शाप मम येहा ॥ ३ ॥
कपि आकृति तुम कीन्ह हमारी । करिहहिं कीश सहाय तुम्हारी ॥
मम अपकार कीन तुम भारी । नारि विरह तुम होव दुखारी ॥ ४ ॥

તમે અત્યંત સ્વતંત્ર છો અને તમારે માથે બીજો કોઈ નથી, તેથી જેમ મનમાં આવે તેમ કરો છો. ભલાનું બૂરું કરો છો અને બૂરાનું ભલું કરો છો. આમ કરવામાં કશો શોક કે હર્ષ મનમાં ધરતા નથી. ॥ ૧ ॥ સઘળી પરાઇ ચીજોને, ઠગી ઠગીને લઇ લ્યો છો અને તેમ કરતાં છતાં, અત્યંત બેધડક રહો છો, એટલું જ નહિ, પણ સર્વદા મનમાં ઉત્સાહ રાખો છો. સારાંશ કે નરસાં કોઇ પણ કર્મો, તમને બાધ કરતાં નથી અને આજ દિવસ સુધી તમને કોઇએ વશ પણ કરેલ નથી. ॥ ૨ ॥ આજ તમે ઉંચા ઘરમાં પગ મૂકયો છે. ( મારા જેવા મુનિજનની સાથે છેતરપિંડી કરી છે ) માટે તમે તમારા કર્યાંનું ફળ પામશો. તમે જે દેહ ધરીને મારી સાથે ઠગાઇ કરી છે, તે જ દેહ તમારે ધરવો પડશે, એ મારો શાપ છે. ॥ ૩ ॥ તમે મારી વાનરના જેવી આકૃતિ કરી, તેથી વાનરાઓ જ તમને સહાય આપશે. તમે મારો ( સ્ત્રીની હાનિરૂપ ) ભારે અપકાર કર્યો છે, માટે તમે પણ, સ્ત્રીના વિયોગથી દુખીઆ થાઓ." ॥ ૪ ॥

दो०–शाप शीश धरि हरषि हिय, प्रभु सुरकारज कीन्ह ॥
निज मायाकी प्रबलता, करषि कृपानिधि लीन्ह ॥ १४६ ॥

કૃપાનિધાન પ્રભુએ, દેવતાઓનાં કાર્ય કરવા માટે, આ નારદજીના શાપને, રાજી થઇને માથે ચઢાવી લીધો અને પછી નારદજીની ઉપરથી, પોતાની માયાની પ્રબળતા ખેંચી લીધી. ॥ ૧૪૬ ॥

चौ०–जब हरि माया दूर निवारी । नहिं तहँ रमा न राजकुमारी ॥
तब मुनि अतिस भीत हरिचरणा । गहे पाहि प्रणतारति हरणा ॥ १ ॥
मृषा होउ मम शाप कृपाला । मम इच्छा कह दीनदयाला ॥
मैं दुर्वचन कहेउ बहु तेरे । कह मुनि पाप मिटहिं किमि मेरे ॥ २ ॥
जपहु जाय शंकर शत नामा । होइहि हृदय तुरत विश्रामा ॥
कोउ नहिं शिवसमान प्रियमोरे । अस प्रतीत त्यागहु जनि भोरे ॥ ३ ॥
करहिं कृपा जिहिपर न पुरारी । सो न पाव मुनि भक्ति हमारी ॥
अस उर धरि महि विचरहु जाई । अब न तुमहिं माया नियराई ॥ ४ ॥

પ્રભુએ, પોતાની માયાને દૂર કરી, તે સમયમાં લક્ષ્મી કે રાજકન્યા, નારદજીના જોવામાં આવ્યાં નહિ. આ સમયમાં અત્યંત ભય પામેલા નારદજી, ભક્ત લોકોની પીડાને હરનાર પ્રભુનાં ચરણકમળો પકડીને બોલ્યા કે, ॥ ૧ ॥ 'હે કૃપાળુ! મારો શાપ મિથ્યા થાઓ,' દીનદયાળુ પ્રભુ બોલ્યા કે, 'આ શાપ મારી ઇચ્છાથી જ થયો છે.' નારદજી બોલ્યા કે, 'આપને મેં ઘણાં દુર્વચનો કહ્યાં, એ મારૂં પાપ શી રીતે મટે? ॥ ૨ ॥ પ્રભુ બોલ્યા કે, "તમે જઇને શંકરનાં સો નામોનો જપ કરો,[1] એટલે તેથી તમારા હૃદયમાં તુરત શાંતિ પ્રાપ્ત થશે. મને શિવ સમાન બીજો કોઈ પણ પ્યારો નથી, એ નિશ્ચયને, ભૂલથી પણ કદી છોડશો મા. ॥ ૩ ॥ હે મુનિ! જેના ઉપર સદાશિવ કૃપા ન કરે, તે પુરૂષ મારી ભક્તિને પ્રાપ્ત થતો નથી. આ વાત હૃદયમાં રાખી, પૃથ્વીમાં જઇને વિચરો, હવે તમારા મનમાં મારી માયા વ્યાપ્ત થશે નહિ." ॥ ૪ ॥

दो०–बहुविधि मुनिहिं प्रबोधि प्रभु, तब भये अन्तर्धान ॥
सत्यलोक नारद चले, करत राम गुणगान ॥ १४७ ॥

આ પ્રમાણે ઘણી ઘણી રીતે નારદજીને જ્ઞાન આપીને, રામ અંતર્ધાન થઈ ગયા અને નારદજી, રામના ગુણોને ગાતા ગાતા સત્યલોક તરફ ચાલ્યા. ॥ ૧૪૭ ॥

चौ०–हरगण मुनिहिं जात पथ देखी । विगत मोह मन हर्ष विशेखी ॥
अति सभीत नारदपहँ आये । गहि पद आरत वचन सुनाये ॥ १ ॥

---

૧ નારદજીએ સદાશિવના કહેવાનો અનાદર કર્યો હતો, તેથી પ્રભુએ તેમને સદાશિવનાં નામોનો જપ કરવારૂપ પ્રાયશ્ચિત્ત બતાવ્યું છે.

हरगण हम न विप्र मुनिराया । बड अपराध कीन्ह फल पाया ॥
शाप अनुग्रह करहु कृपाला । बोले नारद दीनदयाला ॥ २ ॥
निशिचर जाय होउ तुम दोउ । वैभव विपुल तेज बल होउ ॥
भुजबल विश्व जितब तुम जबहीं । धरिहैं विष्णु मनुज तनु तबहीं ॥ ३ ॥
समर मरण हरि हाथ तुम्हारा । होइहु मुक्त न पुनि संसारा ॥
चले युगल मुनि पद शिरनाई । भये निशाचर कालहि पाई ॥ ४ ॥

સદાશિવના ગણો નારદજીને રસ્તામાં જતા જોઇ અને તેમને મોહથી રહિત થયેલા તથા મનમાં હર્ષ પામેલા જાણી, અત્યંત ડરતા ડરતા તેમની પાસે આવ્યા અને તેમનાં ચરણ પકડીને બોલ્યા કે, ॥ ૧ ॥ "હે મુનિરાજ! અમો બ્રાહ્મણ ન હતા, પણ સદાશિવના ગણ હતા. અમોએ કરેલા મોટા અપરાધનું અમોને ફળ મળ્યું. હે કૃપાળુ! હવે શાપનો અનુગ્રહ કરો." દીન જનો ઉપર દયા કરનારા નારદજી બોલ્યા કે, ॥ ૨ ॥ "તમો બન્ને, રાક્ષસો તો થશો જ પરંતુ તમારાં ઐશ્વર્ય, બળ તથા તેજ અધિક થશે. તમો તમારી ભુજાઓના બળથી જગતને જિતી લેશો, ત્યારે વિષ્ણુ, મનુષ્ય શરીરને ધારણ કરશે. ॥ ૩ ॥ એ વિષ્ણુના હાથથી યુદ્ધમાં તમારૂં મરણ થશે. એ મરણથી તમે મુક્તિ જ પામશો, કે જેથી પાછો સંસારનો ફેરો રહેશે નહિ." એ પ્રમાણે નારદજીનાં વચનો સાંભળી, તેમના ચરણોમાં માથાં નમાવીને બન્ને જણ ત્યાંથી ચાલ્યા ગયા અને તેઓ સમય પ્રાપ્ત થતાં રાવણ તથા કુંભકર્ણ નામના રાક્ષસો થયા. ॥ ૪ ॥

दो०—एक कल्प इहि हेतु प्रभु, लीन्ह मनुज अवतार ॥
सुररंजन सज्जन सुखद, हरि भंजन भूभार ॥ १४८ ॥

દેવતાઓને રાજી કરનારા, સજ્જનોને સુખ દેનારા અને પૃથ્વીના ભારને ભાંગનારા પ્રભુએ, એક કલ્પમાં ઉપર કહેલાં કારણથી મનુષ્યાવતાર (રામાવતાર) લીધો હતો. ॥ ૧૪૪ ॥

चौ०—इहिविधि जन्मकर्म हरिकेरे । सुन्दर सुखद विचित्र घनेरे ॥
कल्प कल्प प्रति प्रभु अवतारहीं । चारु चरित नानाविध करहीं ॥ १ ॥
तब तब कथा मुनीशन गाई । परम विचित्र प्रबन्ध बनाई ॥
विविध प्रसंग अनूप बखाने । करहिं न सुनि आश्चर्य सयाने ॥ २ ॥
हरि अनन्त हरिकथा अनन्ता । कहहिं सुनहि बहुविधि श्रुति संता ॥
रामचन्द्रके चरित सुहाये । कल्प कोटि लगि जाय न गाये ॥ ३ ॥
यह प्रसंग मैं कहा भवानी । हरिमाया मोहहिं मुनि ज्ञानी ॥
प्रभु कौतुकी प्रणत हितकारी । सेवत सुलभ सकल दुखहारी ॥ ४ ॥

આ પ્રમાણે પ્રભુનાં જન્મો અને કર્મો ઘણાં છે, વિચિત્ર છે, સુંદર છે અને સુખદાયી છે. પ્રત્યેક કલ્પમાં પ્રભુ રામાવતાર ધરે છે અને તે ધરીને અનેક પ્રકારનાં

સુન્દર ચરિત્રો કરે છે. ॥ ૧ ॥ મુનીશ્વરોએ, પરમ વિચિત્ર પ્રબંધો બનાવીને, જૂદા જૂદા કલ્પોની કથાઓ ગાઈ છે અને વિવિધ તથા અનુપમ પ્રસંગો વર્ણવ્યા છે, માટે તે સાંભળીને સુજ્ઞ લોકોએ આશ્ચર્ય નહિ માનવું. ॥ ૨ ॥ હરિ અનંત છે, તેમની કથાઓ અનંત છે અને તે કથાઓ શ્રુતિઓએ ઘણા પ્રકારોથી કહી છે તથા સંતોએ સાંભળી છે. રામચંદ્રજીનાં સુંદર ચરિત્રો કરોડ કલ્પો સુધી વર્ણવતાં પણ સમાપ્ત થાય એમ નથી. ॥ ૩ ॥ હે પાર્વતી ! હરિની માયા જ્ઞાની મુનિઓને પણ મોહ કરી દે છે, એ પ્રસંગ મેં તમને કહી સંભળાવ્યો. પ્રભુ કૌતુકી છે, ભક્તજનોનું હિત કરનારા છે, સેવા કરવાથી સુલભ છે અને સર્વ દુઃખોને હરનારા છે. ॥ ૪ ॥

सो०—सुर नर मुनि कउ नाहिं, जेहि न मोह माया प्रबल ॥
अस विचार मन माहिं, भजिय महामायापतिहि ॥ २२ ॥

સુર, નર કે મુનિ, એઓમાં એવો કોઈ નથી, કે જેને ભગવાનની પ્રબલ માયાએ મોહ ન ઉપજાવ્યો હોય. હે પાર્વતી ! મનમાં આવો વિચાર રાખીને મહામાયાના પતિ ભગવાનનું ભજન કરવું યોગ્ય છે. ॥ ૨૨ ॥

चौ०—अपर हेतु सुन शैलकुमारी । कहौं विचित्र कथा विस्तारी ॥
जिहि कारण अज अगुण अरूपा । ब्रह्म भये कौशलपुर भूपा ॥ १ ॥
जो प्रभु विपिन फिरत तुम देखा । बंधु समेत किये मुनि वेषा ॥
जासु चरित अवलोकि भवानी । सती शरीर रहिउ बौरानी ॥ २ ॥
अजहुँ न छाया मिटत तुम्हारी । तासु चरित सुन भ्रम रुज हारी ॥
लीला कीन्ह जो तेहि अवतारा । सो सब कहिहौं मति अनुसारा ॥ ३ ॥
भरद्वाज सुनि शंकर बानी । सकुचि सप्रेम उमा मुसकानी ॥
लगे बहुरि वरणै वृषकेतू । सो अवतार भयउ जेहि हेतू ॥ ४ ॥

હે પાર્વતી ! હવે બીજું કારણ સાંભળો, કે જે કારણથી અજન્મા, નિર્ગુણ તથા નિરૂપમ પરમાત્મા, અયોધ્યાપુરીના રાજા થયા હતા. આ વિષયની વિચિત્ર કથા વિસ્તારથી કહું છું. ॥ ૧ ॥ જે પ્રભુને ભાઈ સહિત મુનિ વેષ ધરીને વનમાં ફરતા તમે જોયા હતા, જેનું ચરિત્ર જોઈને, તમે સતીના શરીરમાં મોટી ભૂલ ખાધી હતી ॥ ૨ ॥ અને સતીના જન્મમાં જેનું ચરિત્ર જોવાથી, થયેલી ભૂલની છાયા હજી પણ, તમારા અંતઃકરણમાંથી ટળી નથી, તે પ્રભુનું ભ્રાંતિરૂપી પીડાને હરનારૂં ચરિત્ર સાંભળો. એ અવતારમાં પ્રભુએ જે લીલાઓ કરેલી છે, તે સઘળી હું મારી બુદ્ધિપ્રમાણે તમને કહી સંભળાવું છું. ॥ ૩ ॥ હે ભરદ્વાજ ! એ પ્રમાણે શંકરની વાણીને સાંભળી, પાર્વતી પ્રેમથી લજ્જા ધરીને જરાક હસ્યાં. પછી તે અવતાર જે કારણથી થયો હતો, તે કારણનું સદાશિવ વર્ણન કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो० सो मैं तुमसन कहहुँ सब, सुन मुनीश मन लाइ ॥
रामकथा कलिमल हरणि, मंगल करनि सुहाइ ॥ १४९ ॥

હે મુનીશ્વર! એ સઘળું હું તમને કહી સંભળાવું છું. મન લગાવીને શ્રવણ કરો. રામની કથા કલિયુગના મેલોને હરનારી છે, મંગળોને કરનારી છે અને સુંદર છે. ॥ ૧૪૯ ॥

चौ०—स्वायम्भुव मनु अरु शतरूपा । जिनते भइ नरसृष्टि अनूपा ॥
दंपति धर्म्म आचरण नीका । अजहुँ गाव श्रुति जिनकी लीका ॥ १ ॥
नृप उत्तानपाद सुत तासू । ध्रुव हरिभक्त भयो सुत जासू ॥
लघुसुत नाम प्रियव्रत ताही । वेद पुराण प्रशंसत जाही ॥ २ ॥
देवहूति पुनि तासु कुमारी । जो मुनि कर्दमकी अति प्यारी ॥
आदिदेव प्रभु दीनदयाला । जठर धरेउ जिहि कपिल कृपाला ॥ ३ ॥
सांख्यशास्त्र जिन प्रगट बखाना । तत्त्वविचार निपुण भगवाना ॥
तेहि मनु राज्य कीन्ह बहुकाला । प्रभु आयसु बहुविधि प्रतिपाला ॥ ४ ॥

સ્વાયંભુવ મનુ અને શતરૂપા નામનાં દંપતી, કે જેઓથી આ મનુષ્યોની સર્વોત્તમ સૃષ્ટિ થઈ છે અને જેઓનાં દાંપત્ય ધર્મનાં ઉત્તમ આચરણની મર્યાદાને શ્રુતિઓ અદ્યાપિ ગાયા કરે છે, ॥ ૧ ॥ તેમનો ઉત્તાનપાદ નામનો પુત્ર હતો. એ ઉત્તાનપાદ રાજાનો ધ્રુવ નામનો પુત્ર, હરિભક્ત થયો હતો, સ્વાયંભુવ મનુના નહાના પુત્રનું નામ પ્રિયવ્રત હતું, કે જે પ્રિયવ્રતને વેદો તથા પુરાણો વખાણે છે. ॥ ૨ ॥ સ્વાયંભુવ મનુની દેવહૂતિ નામની પુત્રી હતી અને તે કર્દમ મુનિની સ્ત્રી હતી, કે જેના ઉદરથી આદિદેવ દીનદયાળુ કૃપાળુ પ્રભુએ, કપિલાવતાર ધર્યો હતો. ॥ ૩ ॥ તત્ત્વવિચારમાં પ્રવીણપણું ધરાવનારા એ કપિલ ભગવાને સાંખ્ય શાસ્ત્રને બનાવીને પ્રકટ કર્યું છે. એ સ્વાયંભુવ મનુએ ઘણા કાળ સુધી રાજ્ય કર્યું અને પ્રભુની આજ્ઞાઓ ઘણી ઘણી રીતે પાળી. ॥ ૪ ॥

सो०—होय न विषय विराग, भवन बसत भा चौथपन ॥
हृदय बहुत दुख लाग, जन्म गयउ हरिभक्तिविन ॥ २३ ॥

વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો નહિ અને ઘરમાં રહેતાં જ ચોથી અવસ્થા (અતિવૃદ્ધ અવસ્થા) પ્રાપ્ત થઈ, ત્યારે, સ્વાયંભુવ મનુને મનમાં બહુ ખેદ ઉત્પન્ન થયો. કે, હરિની ભક્તિ વિના મારો જન્મ વીતી ગયો. ॥ ૨૩ ॥

चौ०—बरबस राज्य सुतहि तब दीन्हा । रानि समेत गमन बन कीन्हा ॥
तीरथवर नैमिष विख्याता । अतिपुनीत साधक सिधिदाता ॥ १ ॥
बसहिं तहां मुनि सिद्ध समाजा । तहँ हिय हर्ष चले मनुराजा ॥
पन्थ जात सोहहिं मतिधीरा । ज्ञानभक्ति जनु धरे शरीरा ॥ २ ॥
पहुँचे जाय धेनुमति तीरा । हर्षि नहाये निर्मल नीरा ॥
आये मिलन सिद्ध मुनि ज्ञानी । धर्मधुरंधर ऋषि मुनि जानी ॥ ३ ॥
जहँ तहँ तीरथ रहे सुहाये । मुनिन सकल सादर करवाये ॥
कृश शरीर मुनिपट परिधाना । सन्तसभा नित सुनहिं पुराना ॥ ४ ॥

પછી સ્વાયંભુવ મનુ, પુત્રોને બલાત્કારથી રાજ્ય આપી દઈને, પોતાની રાણી શતરૂપા સહિત વનમાં ગયા. નૈમિષારણ્ય નામનું વિખ્યાત ઉત્તમ તીર્થ, કે જે અત્યંત પવિત્ર છે, સાધકોને સિદ્ધિ આપનારૂં છે ॥ ૧ ॥ અને જ્યાં મુનિઓનાં અને સિદ્ધ લોકોનાં મંડલો રહે છે તે તરફ હૃદયમાં આનંદ ધરીને સ્વાયંભુવ મનુ ચાલ્યા. માર્ગમાં ચાલ્યાં જતાં ધીર બુદ્ધિવાળાં એ દંપતી, જાણે દેહધારી જ્ઞાન અને ભક્તિ હોય એવાં શોભતાં હતાં. ॥ ૨ ॥ એઓ, નૈમિષારણ્યમાં જઈને ગોમતી નદીને કિનારે પહોંચ્યાં અને રાજી થઈને તેના નિર્મળ જળમાં નાહ્યાં. ત્યાં કેટલાએક સિદ્ધો, મુનિઓ અને જ્ઞાનીઓ તેમને ધર્મધુરંધર તથા ઋષિ મુનિ જેવા જાણીને મળવા આવ્યા. ॥ ૩ ॥ એ મુનિઓએ, ત્યાંનાં સઘળાં ઉત્તમ તીર્થોમાં તેઓને આદર સહિત યાત્રા કરાવી. દુર્બલ શરીરવાળા અને મુનિજનોને લાયક વલ્કલ વસ્ત્રોને પહેરતા સ્વાયંભુવ મનુ, નિત્ય સંતોની સભામાં પુરાણ સાંભળવા લાગ્યા. ॥ ૪ ॥

दो०–द्वादश अक्षर मंत्र वर, जपहिं सहित अनुराग ॥
वासुदेव पदपंकरुह, दम्पति मन अति लाग ॥ १५० ॥

સ્વાયંભુવ તથા શતરૂપા પ્રેમથી દ્વાદશાક્ષર[1] મંત્રનો જપ કરતાં હતાં અને તેઓનું મન ભગવાનનાં ચરણકમળોમાં બહુ લાગ્યું રહેતું હતું. ॥ ૧૫૦ ॥

चौ०–करहिं अहार शाकफल कंदा । सुमिरहिं ब्रह्म सच्चिदानंदा ॥
पुनि हरिहेतु करन तप लागे । वारि अहार मूल फल त्यागे ॥ १ ॥
उर अभिलाष निरंतर होई । देखिय नयन परम प्रभु सोई ॥
अगुण अखंड अनंत अनादी । जिहि चितवहिं परमारथ वादी ॥ २ ॥
नेति नेति जिहि वेद निरूपा । चिदानंद निरुपाधि निरूपा ॥
शंभु विरंचि विष्णु भगवाना । उपजहिं जासु अंशते नाना ॥ ३ ॥
ऐसे प्रभु सेवकवश अहहीं । भक्तहेतु लीला तनु गहहीं ॥
जो यह वचन सत्य श्रुति भाषा । तौ हमार पूरहिं अभिलाषा ॥ ४ ॥

શાક, ફળ તથા કંદ. એઓનો આહાર કરતાં અને સચ્ચિદાનંદ બ્રહ્મનું સ્મરણ કર્યા કરતાં એ દંપતી, વળી ભગવાનને વાસ્તે તપ કરવા લાગ્યાં અને તેઓએ, ફળ, મૂળનો તથા જળનો અહાર પણ છોડી દીધો. ॥ ૧ ॥ એઓના મનમાં નિરંતર એવી ઇચ્છા રહેવા લાગી કે, "નિર્ગુણ, અખંડ, અનંત તથા અનાદિ પરમ પ્રભુ, કે જેનું બ્રહ્મવાદીઓ ચિંતન કરે છે, ॥ ૨ ॥ તેમને નજરે દેખીએ. વેદો, જેનું નેતિ નેતિ કહીને નિરૂપણ કરે છે. જે સચ્ચિદાનંદ, ઉપાધિ રહિત તથા અનુપમ છે અને જેના અંશોથી બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર, અનેક ઉત્પન્ન થયા છે, ॥ ૩ ॥ તે પ્રભુ, સેવકોને વાસ્તે લીલાવતાર ધરે છે, એમ શ્રુતિઓમાં જે કહ્યું છે, તે વાત, સત્ય હોય, તો, પ્રભુ અમારી અભિલાષાને પૂર્ણ કરજો." ॥ ૪ ॥

[1] ॐ नमो भगवते वासुदेवाय.

दो०–इहिविधि बीते वर्ष षट, सहस वारि आहार ॥
संवत सप्त सहस्र पुनि, रहे समीर आधार ॥ १५१ ॥

આ પ્રમાણે તપ કરતાં અને કેવળ જળનો જ આહાર કરતાં, છ હજાર વર્ષ વીતી ગયાં. પછી એ દંપતી, કેવળ વાયુના જ આધારથી, સાત હજાર વર્ષ સુધી રહ્યાં ॥ ૧૫૧ ॥

चौ०–वर्ष सहस्र दश त्यागेउ सोऊ । ठाढे रहे एक पद दोऊ ॥
विधि हरि हर तप देखि अपारा । मनु समीप आये बहु बारा ॥ १ ॥
मांगहु वर बहुभांति लुभाये । परम धीर नहिं चलहिं चलाये ॥
अस्थिमात्र व्है रहे शरीरा । तदपि मनागपि नहिं मन पीरा ॥ २ ॥
प्रभु सर्वज्ञ दास निज जानी । गति अनन्य तापस नृप रानी ॥
माँगु माँगु वर भै नभ वानी । परम गँभीर कृपामृत सानी ॥ ३ ॥
मृतकजिआवनि गिरा सुहाई । श्रवणरन्ध्र होउ उर जब आई ॥
हृष्ट पुष्ट तनु भये सुहाये । मानहुँ अवहिं भवनते आये ॥ ४ ॥

પછી દશ હજાર વર્ષ સુધી વાયુના આહારનો પણ ત્યાગ કરીને, બન્ને, એક પગથી ઉભાં રહ્યાં. મનુનું અપાર તપ જોઇને, બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર, એમની પાસે ઘણી વાર આવ્યા ॥ ૧ ॥ અને તેઓએ, 'વર માગો' એમ કહીને, ઘણી રીતની લાલચો આપી, પણ પરમ ધીર મનુ ચલાવ્યા ચલાયમાન થયા નહિ. સ્વાયંભુવનું તથા શતરૂપાનું શરીર, કેવળ અસ્થિમાત્ર અવશેષ રહ્યું, પણ તેઓના મનમાં, તે બાબતની જરા પણ પીડા ગણતરીમાં ન હતી. ॥ ૨ ॥ સર્વજ્ઞ પ્રભુએ, એ તપસ્વી રાજાને અને રાણીને પોતાનાં અનન્ય દાસ જાણી, પરમ ગંભીર અને કૃપારૂપી અમૃતથી ભીંજાએલી આકાશવાણીથી કહ્યું કે, "વર માગો, વર માગો." ॥ ૩ ॥ મુવેલાને પણ જીવાડે, એવી એ સુંદર આકાશવાણી, કાનનાં છિદ્રોમાં થઇને, હૃદયમાં આવતાં, સ્વાયંભુવ અને શતરૂપા એવાં તો હૃષ્ટપુષ્ટ શરીરોવાળાં થઇ ગયાં કે, જાણે તે સમયે જ ઘેરથી આવ્યાં હોય ! ॥ ૪ ॥

दो०–श्रवण सुधा सम वचन सुनि, पुलक प्रफुल्लित गात ॥
बोले मनु कर दंडवत्, प्रेम न हृदय समात ॥ १५२ ॥

કાનોને અમૃત જેવાં લાગતાં એ વચનને સાંભળી, ગાત્રોમાં, રોમાંચોથી પ્રફુલ્લિત થયેલા અને જેના હૃદયમાં પ્રેમ સમાતો ન હતો એવા મનુ, દંડવત્પ્રણામ કરીને બોલ્યા કે, ॥ ૧૫૨ ॥

चौ०–सुनु सेवक सुरतरु सुरधेनू । विधि हरिहर वंदित पद रेनू ॥
सेवत सुलभ सकल सुखदायक । प्रणतपाल सचराचर नायक ॥ १ ॥
जो अनाथहित हमपर नेहू । तौ प्रसन्न व्है यह वर देहू ॥
जो स्वरूप बस शिव मनमाहीं । जिहि कारण मुनि यतन कराहीं ॥ २ ॥
जो भुशुंडि मन मानस हंसा । सगुण अगुण जेहि निगम प्रशंसा ॥
देखहिं हम सो रूप भरिलोचन । कृपा करहु प्रणतारत मोचन ॥ ३ ॥

दंपति वचन परम प्रिय लागे । मृदुल विनीत प्रेमरस पागे ॥
भक्तवत्सल प्रभु कृपानिधाना । विश्ववास प्रगटे भगवाना ॥ ४ ॥

"હે સેવકોને કલ્પવૃક્ષરૂપ તથા કામધેનુરૂપ! જેનાં ચરણોની રજને બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર વંદન કરે છે એવા, સેવતાં સુલભ થનારા, સર્વ સુખોને દેનારા, અને ભક્તજનોનું પાલન કરનારા હે સચરાચર જગતના સ્વામી! સાંભળો. ॥ ૧ ॥ જો આપ અનાથના નાથ હો અને આપને અમારા ઉપર સ્નેહ હોય તો પ્રસન્ન થઇને, એ વરદાન આપો કે, "તમારૂં જે સ્વરૂપ સદાશિવના મનમાં વસે છે, જે સ્વરૂપને વાસ્તે મુનિઓ યત્ન કરે છે, ॥ ૨ ॥ જે સ્વરૂપ કાકભુશુંડિના મનરૂપ માનસ સરોવરમાં હંસરૂપ છે અને જે સ્વરૂપને, વેદો સગુણ તથા નિર્ગુણ કરીને વખાણે છે, તે સ્વરૂપને અમો નેત્ર ભરીને દેખીએ. હે ભક્તજનોની પીડાને તોડનારા! અમારાં ઉપર એ કૃપા કરો." ॥ ૩ ॥ સ્વાયંભુવનાં તથા શતરૂપાનાં કોમળ, વિનયવાળાં તથા પ્રેમરૂપી રસથી ભીંજાયેલાં એ વચનો, બહુ જ પ્રિય લાગતાં, ભક્તવત્સલ, કૃપાનિધાન જગતના નિવાસરૂપ અને મોટા ઐશ્વર્યવાળા પ્રભુ, તેઓની પાસે પ્રકટ થયા. ॥ ૪ ॥

दो०—नील सरोरुह नील मणि, नील नीरधर श्याम ॥
लाजहिं तनु शोभा निरखि, कोटि कोटि शत काम ॥ १५३ ॥

એ ભગવાનનાં શરીરની, નીલકમળના જેવી, નીલમણિના જેવી અને નીલમેઘના જેવી શ્યામ શોભાને જોઇને, કરોડો કામદેવ પણ, લજાઇ જાય એમ હતું. ॥ ૧૫૩ ॥

चौ०—शरद मयंक वदनछवि. सींवा । चारु कपोल चिबुक दर ग्रीवा ॥
अधर अरुण रद सुन्दर नासा । विधुकर निकर विनिंदक हासा ॥ १ ॥
नव अंबुज अंबक छवि नीकी । चितवन ललित भावती जीकी ॥
भ्रुकुटि मनोज चाप छवि हारी । तिलक ललाट पटल द्युतिकारी ॥ २ ॥
कुंडल मकर मुकुट शिर भ्राजा । कुटिल केश जनु मधुप समाजा ॥
उर श्रीवत्स रुचिर वनमाला । पदिकहार भूषण मणि जाला ॥ ३ ॥
केहरि कंधर चारु जनेऊ । बाहु विभूषण सुन्दर तेऊ ॥
करि कर सरिस सुभग भुजदंडा । कटि निषंग कर शर कोदंडा ॥ ४ ॥

શરદ્ ઋતુના ચંદ્ર સમાન કાંતિની પરાકાષ્ઠારૂપ મુખવાળા, સુન્દર કપોલ તથા હડપચીવાળા, શંખના જેવા કંઠવાળા, રાતા હોઠવાળા, રાતા દાંતવાળા, સુન્દર નાસિકાવાળા, જેનું હસવું, શોભાથી ચંદ્રની કિરણોના સમૂહને ધિક્કારતું હતું એવા, ॥ ૧ ॥ નવીન કમળોના જેવી સુન્દર નેત્રોની કાંતિવાળા, જેનું જોવું સર્વના મનને પ્રિય લાગતું હતું એવા, કામદેવના ધનુષની શોભાને હરનારી ભ્રુકુટિઓવાળા, લલાટરૂપી પટલમાં ચળકતાં તિલકવાળા, ॥ ૨ ॥ મકરાકૃતિ કુંડલોથી તથા મસ્તકમાં પહેરેલા મુકુટથી શોભી રહેલા, જાણે ભમરોના સમૂહો હોય એવા શ્યામ તથા વાંકા કેશોવાળા,

વક્ષઃસ્થલમાં શ્રીવત્સથી,[1] વનમાળાથી, પદકથી તથા હારથી દીપતા, મણિઓના સમૂહોથી યુક્ત ભૂષણોવાળા, ॥ ૩ ॥ કેસરીનાં જેવી કાંધવાળા, સુંદર જનોઈવાળા, બાહુઓમાં સુંદર આભૂષણોવાળા, હાથીની સુંઢો જેવા લાંબા તથા સુન્દર ભુજદંડોવાળા, કટિમાં ભાથાને ધારણ કરતા, હાથમાં ધનુષ બાણુને ધરી રહેલા, ॥ ૪ ॥

दो०—तडित विनिंदक पीत पट, उदर रेख वर तीनि ॥
नाभि मनोहर लेत जनु, यमुन भँवर छवि छीनि ॥ १५४ ॥

વીજળીને પણ ધિક્કારે એવાં પીળાં વસ્ત્રોવાળા, ઉદરમાં ઉત્તમ ત્રણ રેખાઓવાળા, જાણે યમુનાના જળની ચકરીની શોભાને છીનવી લેતી હોય એવી નાભિવાળા, જેનું વર્ણન કરી શકાય નહિ તથા જેમાં મુનિઓનાં અંતઃકરણોરૂપી ભ્રમરો વસે છે ॥ ૧૫૪ ॥

चौ०—पद राजीव बरणि नहिं जाही । मुनि मन मधुप बसहिं जिहिमाहीं ॥
वाम भाग शोभित अनुकूला । आदि शक्ति छबिनिधि जगमूला ॥ १ ॥
जासु अंश उपजहिं गुणखानी । अगणित उमा रमा ब्रह्मानी ॥
भ्रुकुटि विलास जासु जग होई । राम वाम दिशि सीता सोई ॥ २ ॥
छवि समुद्र हरिरूप विलोकी । इकटक रहे नयन पट रोकी ॥
चितवहिं सादर रूप अनूपा । तृप्ति न मानहिं मनु शतरूपा ॥ ३ ॥
हर्ष विवश तनु दशा भुलानी । परे दंड इव गहिं पद पानी ॥
शिर परसे प्रभु निजकर कुंजा । तुरत उठाये करुणापुंजा ॥ ४ ॥

એવાં ચરણકમળોવાળા, કાંતિના સમુદ્રરૂપ અને જેના વામ ભાગમાં કાંતિના ભંડારરૂપ, જગતના મૂળરૂપ, ભ્રુકુટિના વિલાસથી જ જગતને ઉત્પન્ન કરનારા, અનુકૂલ તથા ॥ ૧ ॥ જેના અંશોથી ગુણોની ખાણરૂપ પાર્વતી, લક્ષ્મી તથા બ્રહ્માણી, અનેક ઉત્પન્ન થાય છે એવાં આદિ શક્તિ સીતાજી શોભી રહ્યાં હતાં એવા રામચન્દ્રજીરૂપ પ્રભુને જોઈ, ॥ ૨ ॥ સ્વાયંભુવ તથા શતરૂપા, પાંપણોને નહિ બીડાવા દેતાં, એક નજરથી નીરખવા લાગ્યાં, પ્રેમથી અનુપમ રૂપ જોવા લાગ્યાં, જોવાથી તૃપ્તિ ન પામવા લાગ્યાં, ॥ ૩ ॥ હર્ષને વશ થઈને દેહની દશાને ભૂલી ગયાં અને ચરણ પકડીને દંડની પેઠે (જેમ લાકડી લાંબી પડે તેમ) પડ્યાં. કરુણાના સમૂહરૂપ રામચન્દ્રજીએ પોતાનાં હસ્તકમળોથી તેઓનાં મસ્તકોનો સ્પર્શ કરીને તેઓને તુરત ઉઠાડ્યાં. ॥ ૪ ॥

दो०—बोले कृपानिधान पुनि, अतिप्रसन्न मोहिं जानि ॥
माँगहु वर जोइ भाव मन, महादानि अनुमानि ॥ १५५ ॥

પછી કૃપાના ભંડારરૂપ પ્રભુ બોલ્યા કે, "મને અત્યંત પ્રસન્ન થયેલો જાણી તથા મહાદાની માનીને, તમારી જે કાંઈ ઈચ્છા હોય તે માગો." ॥ ૧૫૫ ॥

---

૧ ડાબા સ્તન ઉપર જમણી તરફ વળેલી રૂવાટાંની ચકરી શ્રીવત્સ કહેવાય છે.

चौ०–सुनि प्रभुवचन जोरि युगपाणी । धरि धीरज बोले मृदु वाणी ॥
नाथ देखि पदकमल तुम्हारे । अब पूजे सब काम हमारे ॥ १ ॥
एक लालसा बडि मनमाहीं । सुगम अगम कहिजात सो नाहीं ॥
तुमहिं देत अतिसुगम गुसांई । अगम लागु मोहि निज कृपणाई ॥ २ ॥
यथा दरिद्र विबुध तरु जाई । बहु संपति मांगत सकुचाई ॥
तासु प्रभाव न जाने सोई । तथा हृदय मन संशय होई ॥ ३ ॥
सो तुम जानहु अंतर्यामी । पुरवहु मोर मनोरथ स्वामी ॥
सकुच विहाय मांगु नृप मोहीं । मोरे नहिं अदेय कछु तोहीं ॥ ४ ॥

પ્રભુનાં વચન સાંભળી, બે હાથ જોડી, ધીરજ ધરીને, મનુ, કોમળ વાણી બોલ્યા કે, "હે નાથ ! આપનાં ચરણકમળનાં દર્શન થયાં, તેથી, મારા સઘળા મનોરથો પૂર્ણ થઈ ચૂકયા. ॥ ૧ ॥ મારા મનમાં એક મોટી ઉત્કંઠા છે, તે સુગમ પણ છે અને કઠિન પણ છે, તેથી કહી શકાતી નથી, આપને દેવામાં તો બહુ સુગમ છે, પણ મારી કૃપણતાને લીધે મને અગમ્ય લાગે છે. ॥ ૨ ॥ જેમ દરિદ્ર માણસ કલ્પવૃક્ષની નીચે જાય, પણ કલ્પવૃક્ષનો પ્રભાવ નહિ જાણવાને લીધે, ઘણું ધન માગતાં સંકોચાય છે, તેમ આપના પ્રભાવને નહિ જાણવાને લીધે, આપની પાસે માગતાં સંકોચાઉં છું. ॥ ૩ ॥ હે અંતર્યામી ! હે સ્વામી ! આપ એ જાણો છો, માટે મારો મનોરથ પૂર્ણ કરો." પ્રભુ બોલ્યા કે, "હે રાજા ! સંકોચ છોડી દઈને મારી પાસે માગો. મારી કોઈ એવી વસ્તુ નથી, કે જે તમને ન દેવાય." ॥ ૪ ॥

दो०–दानि शिरोमणि प्रेमानिधि, नाथ कहौं सत भाव ॥
चाहौं तुमहिं समान सुत, प्रभुसन कवन दुराव ॥ १५६ ॥

મનુ બોલ્યા કે, "હે દાની લોકોના શિરોમણિ ! હે પ્રેમના ભંડારરૂપ નાથ ! હું સત્ય ભાવથી કહું છું કે, હું આપના જેવો પુત્ર માગું છું. પ્રભુની પાસે કોણ ગુપ્ત રાખે ?" ॥ ૧૫૬ ॥

चौ०–देखि प्रीति सुनि वचन अमोले । एव मस्तुकरुणानिधि बोले ॥
आप सरिस खोजों कहँ जाई । नृप तव तनय होब मैं आई ॥ १ ॥
शतरूपाहि विलोकि कर जोरे । देवि माँगु वर जो रुचि तोरे ॥
जो वर नाथ चतुर नृप मागा । सो कृपालु मोहिं अति प्रिय लागा ॥ २ ॥
प्रभु परन्तु सुठि होत ढिठाई । यदपि भक्ति हित तुमहिं सुहाई ॥
तुम ब्रह्मादि सकल जगस्वामी । ब्रह्म सकल उर अंतर्यामी ॥ ३ ॥
अस समुझत मन संशय होई । कह जो प्रभु प्रमाण पुनि सोई ॥
जे निज भक्त नाथ तव अहहीं । जो सुख पावहि जो गति लहहीं ॥ ४ ॥

પ્રીતિ જોઈ તથા અમૂલ્ય વચનો સાંભળી, પ્રભુ બોલ્યા કે, "तथास्तु," હું મારા જેવો કયાં જઈને શોધું ? હે રાજા ! હું પોતે જ આવીને તમારો પુત્ર થઈશ" ॥ ૧ ॥ શતરૂપાને હાથ જોડી, ઉભેલી જોઈને, વળી પ્રભુ બોલ્યા કે, "હે દેવી ! તમારી

જે રુચિ હોય તે પ્રમાણે વર માગો." શતરૂપા બોલી કે, "હે કૃપાળુ નાથ! રાજાએ જે વર માગ્યો તે જ મને બહુ પ્રિય લાગ્યો છે. ॥ ૨ ॥ હે પ્રભુ! જો કે ભક્તિપક્ષથી આપને અનુકૂલ લાગે છે, તોપણ અમારા તરફથી વધારે માગવું, એ બહુ જ ધૃષ્ટતા થાય છે. આપ બ્રહ્માદિક સર્વ જગતના સ્વામી અને સર્વનાં હૃદયોના અંતર્યામી પરમાત્મા છો, ॥ ૩ ॥ એમ સમજીને, મારા મનમાં સંકોચ થાય છે અને તેથી બીજું કાંઈ નહીં માગી શકાતાં, આપે જે કહ્યું, તેને પ્રમાણ માની લઉં છું. હે નાથ! જેઓ તમારા નિજ ભક્તો છે, તેઓ, જે સુખને, જે ગતિને, જે ભક્તિને, જે આપનાં ચરણમાં સ્નેહને, જે વિવેકને અને જે રહેણીને પામે છે, ॥ ૪ ॥

दो०—सो सुख सो गति सो भगति, सो निज चरण सनेहु ॥
सो विवेक सो रहनि प्रभु, मोहि कृपाकरि देहु ॥ १५७ ॥

તે જ સુખ, તે જ ગતિ, તે જ ભક્તિ, તે જ આપના ચરણમાં સ્નેહ, તે જ વિવેક અને તે જ રહેણી, મને કૃપા કરીને આપો." ॥ ૧૫૭ ॥

चौ०—सुनि मृदु गूढ रुचिर वर वचना । कृपासिन्धु बोले मृदु वचना ॥
जो कछु रुचि तुम्हरे मनमाहीं । मैं सो दिन्ह सब संशय नाहीं ॥ १ ॥
मातु विवेक अलौकिक तोरे । कबहुँ न मिटहिं अनुग्रह मोरे ॥
वन्दि चरण मनु कहेउ वहोरी । अपर एक बिनती प्रभु मोरी ॥ २ ॥
सुत विषयक तव पद रति होऊ । मोहिं वरु मूढ कहे किन कोऊ ॥
मणिविनु फणि जिमि जलबिनु मीना । मम जीवन तिमि तुमहिं अधीना ॥३॥
अस वर मांग चरण गहि रहेऊ । एवमस्तु करुणानिधि कहेऊ ॥
अब तुम मम अनुशासन मानी । बसहु जाय सुरपति रजधानी ॥ ४ ॥

શતરૂપાનાં કોમળ, ગૂઢ અર્થવાળાં, સુંદર તથા ઉત્તમ રચનાવાળાં વચનો સાંભળીને પ્રભુ, કોમળ વચન બોલ્યા કે, "તમારા મનમાં જે કાંઇ રુચે છે, તે સઘળું હું આપી ચૂકયો, એમાં સંશય નથી. ॥ ૧ ॥ હે માતાજી! તમારૂં અલૌકિક જ્ઞાન મારા અનુગ્રહના પ્રભાવને લીધે કદી પણ મટશે નહિ." વળી ચરણોમાં વંદન કરીને મનુ બોલ્યા કે, "હે પ્રભુ! એક મારી બીજી વિનતિ છે. ॥ ૨ ॥ લોકો ભલે મને મૂઢ કહો અથવા કોઈ લોકો મને મૂઢ કેમ કહેતા નથી, તોપણ માગું છું કે જેવો લૌકિક પુત્ર ઉપર પ્રેમ રહે, તેવો જ મને તમારામાં પ્રેમ રહેજો. જેમ મણિ વિના સર્પ અને જળ વિના મત્સ્ય રહી શકે નહીં, તેમ, હું, આપ વિના રહી શકું જ નહીં. અર્થાત્ મારૂં જીવન આપને જ આધીન રહે એમ થવું જોઇએ." ॥ ૩ ॥ આવો વર માંગીને મનુ, ચરણ પકડી રહેતાં, પ્રભુએ કહ્યું કે, "एवमस्तु" હમણાં તમો મારી આજ્ઞા માની ઇન્દ્રલોકમાં જઇને રહો. ॥ ૪ ॥

सो०—तहँ करि भोग विशाल, तात गये कुछ काल पुनि ॥
होइहु अवध भुआल, तव मैं होब तुम्हार सुत ॥ २४ ॥

ત્યાં મોટા વૈભવો ભોગવી, કેટલોક કાલ વીત્યા પછી તમે અયોધ્યાના રાજા થશો, તે સમયમાં હું તમારો પુત્ર થઈશ. ॥ ૨૪ ॥

चौ०—इच्छामय नर वेष सँवारे । हुइहौं प्रगट निकेत तुम्हारे ॥
अंशन सहित देह धरि ताता । करिहौं चरित भक्त सुख दाता ॥ १ ॥
जेहि सुनि सादर नर बड भागी । भव तरिहैं ममता मद त्यागी ॥
आदिशक्ति जेहि जग उपजाया । सोउ अवतरहि मोरि यह माया ॥ २ ॥
पुरउब मैं अभिलाष तुम्हारा । सत्य सत्य पण सत्य हमारा ॥
पुनि पुनि अस कहि कृपानिधाना । अन्तर्द्धान भये भगवाना ॥ ३ ॥
दंपति उर धरि भक्ति कृपाला । तहि आश्रम निवसे कछु काला ॥
समय पाय तनु तजि अनयासा । जाय कीन्ह अमरावति वासा ॥ ४ ॥

હે તાત ! હું ઈચ્છામય નરવેષ ધરી, અંશો સહિત તમારે ઘેર પ્રકટ થઈશ અને અંશો સહિત દેહધારી થઈને, ભકતોને સુખ આપે એવાં ચરિત્રો કરીશ, ॥ ૧ ॥ કે જે ચરિત્રોને સાંભળી, ભાગ્યશાળી સ્ત્રીપુરુષો મમતાને તથા મદને છોડી દઈને, સંસારને તરી જશે. જેણે જગત્ ઉપજાવ્યું છે એવી આ આદિ શક્તિ, મારી માયા પણ અવતાર ધરશે. ॥ ૨ ॥ હું તમારી સઘળી ઈચ્છા પૂર્ણ કરીશ એ મારી સાચી, સાચી અને સાચી પ્રતિજ્ઞા છે," કૃપાનિધાન પ્રભુ, વારંવાર એ પ્રમાણે કહી, અંતર્દ્ધાન થઈ ગયા. ॥ ૩ ॥ સ્વાયંભુવ અને શતરૂપા હૃદયમાં ભગવાનની ભક્તિ ધરીને, તેજ આશ્રમમાં કેટલાક કાળ સુધી રહ્યાં. એઓ સમય પ્રાપ્ત થતાં, અનાયાસથી શરીરોનો ત્યાગ કરી, સ્વર્ગપુરીમાં જઇને રહ્યાં. ॥ ૪ ॥

दो०—यह इतिहास पुनीत अति, उमहिं कहउ वृषकेतु ॥
भरद्वाज सुनु अपर पुनि, रामजन्म कर हेतु ॥ १५८ ॥

હે ભરદ્વાજ ! એ અત્યંત પવિત્ર ઇતિહાસ સદાશિવે પાર્વતીને કહ્યો. હવે રામના જન્મનું બીજું કારણ કહું છું, તે શ્રવણ કરો. ॥ ૧૫૮ ॥

चौ०—सुनु मुनि कथा पुनीत पुरानी । जो गिरिजा प्रति शंभु बखानी ॥
विश्व विदित इक केकय देशू । सत्यकेतु तहँ बसै नरेशू ॥ १ ॥
धर्म धुरंधर नीति निधाना । तेज प्रताप शील बलवाना ॥
तेहिके भये युगल सुत वीरा । सब गुण धाम महारणधीरा ॥ २ ॥
रजधानी जेठसुत आही । नाम प्रतापभानु अस ताही ॥
अपर सुतहिं अरिमर्दन नामा । भुजबल अतुल अचल संग्रामा ॥ ३ ॥
भाइहि भाइहि परम सुरीती । सकल दोष छल वर्जित प्रीती ॥
जेठे सुतहिं राज्य नृप दीन्हा । हरिहित आपु गवन वन कीन्हा ॥ ४ ॥

હે મુનિ ! જુની પવિત્ર કથા સાંભળો, કે જે કથા સદાશિવે પાર્વતીને કહેલી છે.

કેકય નામનો એક જગત્પ્રસિદ્ધ દેશ છે. એ દેશમાં સત્યકેતુ નામનો રાજા હતો. ॥ ૧ ॥ એ રાજા ધર્મધુરંધર, નીતિના નિધાનરૂપ, તેજસ્વી, પ્રતાપી, સારા સ્વભાવવાળો અને બળવાન્ હતો. એ રાજાને સર્વ ગુણોના સ્થાનકરૂપ અને મોટા રણમાં ધીરતા રાખનારા બે વીરપુત્રો ઉત્પન્ન થયા. ॥ ૨ ॥ રાજધાની મોટા પુત્રને મળી અને તે મોટા પુત્રનું નામ પ્રતાપભાનુ હતું. બીજા પુત્રનું નામ અરિમર્દન હતું અને તે પણ અતુલ ભુજ-બળવાળો તથા સંગ્રામમાંથી પાછી પાની ન દે એવો હતો. ॥ ૩ ॥ બન્ને ભાઈઓને પરસ્પરમાં સર્વ દોષોથી તથા છળથી રહિત પરમ પ્રીતિ હતી, સત્યકેતુ રાજા મોટા દીકરાને રાજ્ય દઈ, પોતે હરિભજનને વાસ્તે વનમાં ગયો. ॥ ૪ ॥

दो०—जब प्रतापरवि भयउ नृप, फिरी दुहाई देश ॥
प्रजापाल अति वेदविधि, कतहुँ नहीं अघ लश ॥ १५९ ॥

જ્યારે પ્રતાપભાનુ, રાજા થયો ત્યારે દેશમાં દુવાઈ ફરી, પ્રજાનું પાલન વેદોક્ત રીતિ પ્રમાણે થવા લાગ્યું અને ક્યાંય પાપનો લેશ પણ રહ્યો નહીં. ॥ ૧૫૯ ॥

चौ०—नृप हित कारक सचिव सुजाना । नाम धर्मरुचि शुक्र समाना ॥
सचिव सयान बंधु बलवीरा । आप प्रतापपुंज रणधीरा ॥ १ ॥
सेन संग चतुरंग अपारा । अमित सुभट सब समर जुझारा ॥
सेन विलोकि राउ हरषाना । अरु बाजे गहगहे निशाना ॥ २ ॥
विजयहेतु कटकाइ बनाई । सुदिन साधि नृप चलेउ भजाई ॥
जहँ तहँ परीं अनेक लराई । जीते सकल भूप वरिआई ॥ ३ ॥
सप्त द्वीप भुज बल वश कीन्हा । लेले दंड छांडि नृप दीन्हा ॥
सकल अवनि मंडल तेहि काला । एक प्रतापभानु महिपाला ॥ ४ ॥

એનો ધર્મરુચિ નામનો મંત્રી પણ રાજાનું હિત કરનાર અને શુક્રાચાર્ય જેવો વિદ્વાન્ હતો. મંત્રી ચતુર, ભાઈ બલવાન્ તથા વીર, અને રાજા પોતે પણ પ્રતાપના સમૂહરૂપ તથા રણમાં ધીર હતો, તેથી તેના રાજ્યમાં શી ખામી હોય ? ॥ ૧ ॥ હાથી, ઘોડા, રથો તથા પ્યાદળો, એ ચારે અંગવાળી અપાર સેનામાં યોદ્ધાઓ પણ અપરિમિત તથા સઘળાં યુદ્ધોમાં વિજય પામેલા હતા. સેનાને જોઈ રાજી થયેલા રાજાએ, ॥ ૨ ॥ દિગ્વિજય કરવાને વાસ્તે કટક તૈયાર કર્યું. ઘેરાં વાજાંઓ વાગવા લાગ્યાં. સારો દિવસ જોઈ, રાજાએ ગાજતે વાજતે પ્રયાણ કર્યું. જ્યાં ત્યાં અનેક લડાઈઓ થઈ. પણ સઘળી લડાઈઓમાં આ બળવાન્ રાજા પ્રતાપભાનુ જ જિત્યો. ॥ ૩ ॥ તેણે ભુજબળથી સાતે દ્વીપને વશ કર્યા અને રાજાઓને દંડ લઈ લઈને છોડી મૂક્યા. આ સમયમાં સઘળા ભૂમંડળનો એક પ્રતાપભાનુ જ ચક્રવર્તી રાજા થયો. ॥ ૪ ॥

दो०—स्ववश विश्व करि बाहुबल, निजपुर कीन्ह प्रवेश ॥
अर्थ धर्म कामादि सब, सेवहिं समय नरेश ॥ १६० ॥

પ્રતાપભાનુ, પોતાના બાહુબળથી જગતને વશ કરીને પોતાની રાજધાનીમાં

આવ્યો. એ રાજા, અર્થ, ધર્મ તથા કામ આદિ સર્વ પુરુષાર્થોનું સમયોને અનુસરીને સેવન કરવા લાગ્યો. ॥ ૧૬૦ ॥

चौ०—भूप प्रतापभानु बल पाई । कामधेनु भइ भूमि सुहाई ॥
सब दुख वर्जित प्रजा सुखारी । धर्म्म शील सुन्दर नर नारी ॥ १ ॥
सचिव धर्मरुचि हरिपद प्रीती । नृपहित हेतु सिखावत नीती ॥
गुरु सुर सन्त पितर महिदेवा । करै सदा नृप सबकी सेवा ॥ २ ॥
भूप धर्म जे वेद बखाने । सकल करै सादर सुख माने ॥
दिनप्रति देइ विविध विधि दाना । सुने शास्त्र वर वेद पुराना ॥ ३ ॥
नाना वापी कूप तडागा । सुमन वाटिका सुन्दर बागा ॥
विप्रभवन सुरभवन सुहाये । सब तीरथन विचित्र बनाये ॥ ४ ॥

પ્રતાપભાનુ રાજાને બળ પ્રાપ્ત થવાથી, પૃથ્વી, કામધેનુની પેઠે સઘળી ઇષ્ટ વસ્તુઓ દેવા લાગી. સઘળી પ્રજા દુઃખોથી રહિત તથા સુખોથી સંયુક્ત રહેવા લાગી અને સઘળાં સ્ત્રી પુરુષો, સુંદર તથા ધર્માત્મા થયાં ॥ ૧ ॥ હરિનાં ચરણોમાં પ્રીતિ રાખનારો ધર્મ-રુચિ મંત્રી, રાજાને, જેથી કલ્યાણ થાય એવી નીતિ શીખવવા લાગ્યો. ગુરુઓ, દેવ-તાઓ, સંતો, પિતૃઓ તથા બ્રાહ્મણો, એ સર્વેનું રાજા સેવન કરવા લાગ્યો. ॥ ૨ ॥ વેદમાં જે રાજધર્મો વર્ણવ્યા છે, તે સઘળા રાજધર્મોને સુખરૂપ માનીને, રાજા આદરથી પાળવા લાગ્યો. દિવસે દિવસે વિવિધ દાનો દેવા લાગ્યો અને વેદોનું, ઉત્તમ શાસ્ત્રોનું તથા પુરાણોનું નિત્ય શ્રવણ કરવા લાગ્યો. ॥ ૩ ॥ એ રાજાએ સઘળાં તીર્થોમાં તથા બીજાં સ્થલોમાં પણ અનેક સુંદર તથા વિચિત્ર વાવો, કૂવાઓ, તળાવો, ફૂલવાડીઓ, સુન્દર બગીચાઓ, બ્રાહ્મણોનાં ઘરો અને દેવમન્દિરો બનાવ્યાં. ॥ ૪ ॥

दो०—जहँलगि कहे पुराण श्रुति, एक एक सब याग ॥
वार सहस्र सहस्र नृप, किये सहित अनुराग ॥ १६१ ॥

પુરાણોમાં તથા શ્રુતિઓમાં જે જે યજ્ઞો કરવાનું કહ્યું છે, તેઓમાંનો પ્રત્યેક યજ્ઞ પ્રતાપભાનુએ પ્રેમપૂર્વક હજાર હજાર વાર કર્યો. ॥ ૧૬૧ ॥

चौ०—हृदय न कछु फल अनुसंधाना । भूप विवेकी परम सुजाना ॥
कर जो धर्म कर्म मन वानी । वासुदेव अर्पित नृप ज्ञानी ॥ १ ॥
चढि वर वाजि बार इक राजा । मृगयाकर सब साजि समाजा ॥
विंध्याचल गभीर वन गयऊ । मृग पुनीत बहु मारत भयऊ ॥ २ ॥
फिरत विपिन नृप दीख वराहू । जन वन दुरेउ शशिहि ग्रस राहू ॥
बड विधु नहिं समात मुखमाहीं । मनहु क्रोधवश उगिलत नाहीं ॥ ३ ॥
कोल कराल दशन छवि गाई । तनु विशाल पीवर अधिकाई ॥
घुरघुरात हय आरव पाये । चकित विलोकत कान उठाये ॥ ४ ॥

વિવેકી અને પરમ સુજાણ પ્રતાપભાનુ, યજ્ઞાદિક અનેક ધર્મ કર્મો કરતાં છતાં, પણ, તેઓમાંથી કશી ફળની ઇચ્છા નહિ રાખતો હતો અને જે કાંઈ કર્મ કરે, તેને પોતે જ્ઞાની હોવાથી બ્રહ્માર્પણ કરી દેતો હતો. ॥ ૧ ॥ એ રાજા એક સમયે સૈન્યને તૈયાર કરી, ઉત્તમ ઘોડાપર બેસી, મૃગયા કરવાને વાસ્તે વિન્ધ્યાચલના ગંભીર વનમાં ગયો અને ત્યાં જઈ, ઘણા ઘણા પવિત્ર મૃગોને મારવા લાગ્યો. ॥ ૨ ॥ એ રાજાએ, જંગલમાં ફરતાં ફરતાં એક સૂવર દીઠો, કે જે સૂવર, જાણે ચંદ્રને ગળી જઈને જંગલમાં છૂપાયલો અને ચંદ્રનું મોટું મંડલ મુખમાં નહિ સમાયાથી તેને કહાડી નાખવા માગતો પણ ક્રોધને લીધે નહિ કહાડતો જાણે રાહુ હોય એવો ॥ ૩ ॥ મોહોડામાં રહેલી વિકરાલ દાઢથી જણાતો હતો અને અત્યંત પુષ્ટ, પોહોળાં તથા ઉંચાં શરીરવાળો હતો. એ મોટો સૂવર ઘોડાની હણેણાટી સાંભળી, સામે ઘુરઘુરાટ કરવા લાગ્યો અને ચકિત થયેલાં નેત્રોથી જોઈને કાનસુરી ચઢાવવા લાગ્યો. ॥ ૪ ॥

दो०—नील महीधर शिखर सम, देखि बिशाल बराह ॥
चपरि चलेउ हय सुटुकि नृप, हांकि न होय निबाह ॥ १६२ ॥

શ્યામ પર્વતનાં શિખર જેવા એ મોટા સૂવરને જોઇ, રાજાએ, 'ઘોડાને સેહેજ હાંકવાથી નિર્વાહ નહિ થાય,' એમ ધારી, ઘોડાને ચાબુક લગાવી, અત્યંત વેગથી તેની સામે દોડાવ્યો. ॥ ૧૬૨ ॥

चौ०—आवत देखि अधिक रव बाजी । चला बराह मरुत गति भाजी ॥
तुरत कीन्ह नृप शर संधाना । महि मिलि गयउ बिलोकत बाना ॥ १ ॥
तकि तकि तीर महीश चलावा । करि छल सुअर शरीर बचावा ॥
प्रगटत दुरत जाय मृग भागा । रिसबश भूप चलेउ सग लागा ॥ २ ॥
गयउ दूरि घन गहन बराहू । जहँ नाहिं गज बाजि निबाहू ॥
अति अकेल बन बहुत कलेशू । तदपि न मृग मग तजे नरेशू ॥ ३ ॥
कोल बिलोकि भूप बडधीरा । भागि पैठि गिरिगुहा गँभारा ॥
अगम देख नृप अति पछिताई । फिरेउ महाबन परेउ भुलाई ॥ ४ ॥

મોટો અવાજ કરતા ઘોડાને આવતો જોઈને, તે સૂવર પવનના જેવા વેગથી નાઠો. રાજાએ તુરત જ ધનુષમાં બાણ ચઢાવ્યું, પણ તે બાણને જોઇને તે સૂવર ધરતી-ભર થઇ ગયો. ॥ ૧ ॥ રાજાએ તાકી તાકીને બાણો ચલાવવા માંડયાં, પણ સૂવરે છળ કરીને, પોતાના શરીરનો બચાવ કરવા માંડયો. જરા વારમાં દેખાતો અને જરા વારમાં ગુમ થઈ જતો, એ સૂવર ભાગ્યો અને ક્રોધને વશ થયેલો રાજા, તેની પછવાડે ચાલ્યો. ॥ ૨ ॥ સૂવર દૂર જઈ ગહન વનમાં પેઠો, કે જ્યાં હાથીથી કે ઘોડાથી જવાય નહીં. રાજા એકલો હતો અને વન ઘણાં સંકટોવાળું જોવામાં આવતું હતું, તોપણ રાજાએ એ સૂવરનો પીછો છોડયો નહિ. ॥ ૩ ॥ સૂવર મોટી ધીરજવાળા રાજાને જોઇ, ભાગીને પર્વતની ઉંડી ગુફામાં પેશી ગયો. રાજા, ગુફાના સ્થલને અગમ્ય જોઇ, અત્યંત પસ્તાઇને પાછો ફર્યો, પણ પાછો ફરતાં મોટા જંગલમાં ભૂલો પડયો. ॥ ૪ ॥

दो०—खेद खिन्न तृषित क्षुधित, राजा वाजि समेत ॥
खोजत व्याकुल सरित सर, जल विनु भयउ अचेत ॥ १६३ ॥

પરિશ્રમથી તથા ખેદથી ગભરાયલો, તરસ્યો, ભૂખ્યો અને જેની સાથે ફક્ત ઘોડોજ હતો એવો એ પ્રતાપભાનુ રાજા, વ્યાકુળ થઇને, નદીને કે તળાવને શોધવા લાગ્યો અને જળ વિના અચેત જેવો થઇ ગયો. ॥ १६३ ॥

चौ०—फिरत विपिन आश्रम इक देखा । तहँ बस नृपति कपट मुनि वेषा ॥
जासु देश नृप लीन्ह छुडाई । समर सेन तजि गयउ पराई ॥ १ ॥
समय प्रतापभानु कर जानी । आपन अति असमय अनुमानी ॥
गयउ न गृह मन बहुत गलानी । मिला न राजहिं नृप अभिमानी ॥ २ ॥
रिस उर मारि रंक जिमि राजा । विपिन बसै तापसके काजा ॥
तासु समीप गवन नृप कीन्हा । यह प्रतापरवि तेइ तव चीन्हा ॥ ३ ॥
राउ तृषित नहिं सो पहिंचाना । देख सुवेष महामुनि जाना ॥
उतरि तुरगते कीन्ह प्रणामा । परम चतुर न कहउ निज नामा ॥ ४ ॥

ફરતાં ફરતાં, તેને, જંગલમાં એક આશ્રમ જોવામાં આવ્યો. એ આશ્રમમાં એક કપટી રાજા, કે જેના દેશને પ્રતાપભાનુએ છીનવી લીધો હતો અને જે, યુદ્ધમાં સેનાને છોડી દઇને નાશી ગયો હતો, તે રાજા, મુનિનો વેષ ધરીને રહ્યો હતો. ॥ १ ॥ એ રાજા, પ્રતાપભાનુનો અત્યંત સારો અને પોતાનો અત્યંત નઠારો સમય ધારીને, મનમાં ઘણી ગ્લાનિને લીધે પોતાને ઘેર ગયો નહોતો અને અભિમાનને લીધે કોઈ બીજા રાજાની સાથે પણ નહીં મળ્યો હતો. ॥ २ ॥ એ રાજા, પોતાના ક્રોધને મારી રાંકની પેઠે જંગલમાં રહેતો હતો અને તપસ્વીના જેવાં કાર્યો કરતો હતો. એ કપટ મુનિની પાસે પ્રતાપભાનુ ગયો અને તેણે, 'આ પ્રતાપભાનુ છે.' એમ તુરતજ ઓળખી કહાડયો. ॥ ३ ॥ પ્રતાપભાનુ કે જે તરસ્યો હતો, તેણે પેલા કપટી રાજાને ઓળખ્યો નહીં, એટલું જ નહીં પણ તેનો ઉત્તમ વેષ જોઇને મહામુનિ જ જાણ્યો. પ્રતાપભાનુએ, ઘોડાપરથી ઉતરીને પ્રણામ કર્યા પણ રાજનીતિ સંબંધી પરમચાતુરીને લીધે પોતાનું નામ જાહેર કર્યું નહીં. ॥ ४ ॥

दो०—भूपति तृषित विलोकि तेइँ, सरवर दीन्ह दिखाइ ॥
मज्जन पान समेत हय, कीन्ह नृपति हरषाइ ॥ १६४ ॥

કપટ મુનિએ, પ્રતાપભાનુને તરસ્યો જોઇ, એક ઉત્તમ તળાવ દેખાડતાં, પ્રતાપભાનુ, તેમાં ઘોડા સહિત નાહી તથા જળપાન કરીને રાજી થયો. ॥ १६४ ॥

चौ०—गइ श्रम सकल सुखी नृप भयऊ । निज आश्रम तापस ले गयऊ ॥
आसन दीन्ह अस्त रवि जानी । पुनि तापस बोला मृदु बानी ॥ १ ॥
को तुम कस वन फिरहु अकेले । सुन्दर युवा जीवपर हेले ॥
चक्रवर्तिके लक्षण तोरे । देखत दया लागि अति मोरे ॥ २ ॥

नाम प्रतापभानु अवनीशा । तासु सचिव मैं सुनहु मुनीशा ॥
फिरत अहेरहिं परेउ भुलाई । बडे भाग्य देखेउ पग आई ॥ ३ ॥
हमकहँ दुर्लभ दर्श तुम्हारा । जानतहौं कछु भल होनिहारा ॥
कह मुनितात भयउ अँधियारा । योजन सत्तर नगर तुम्हारा ॥ ४ ॥

પ્રતાપભાનુ, સઘળા શ્રમથી મુક્ત તથા સુખી થતાં, પેલો કપટી તપસ્વી, તેને પોતાના આશ્રમમાં લઈ ગયો. સૂર્યનો અસ્ત થયો જાણી, પ્રતાપભાનુને આસન આપીને પેલો તપસ્વી કોમળ વાણીથી બોલ્યો કે, ॥ ૧ ॥ "તમે કોણ છો? જંગલમાં એકલા શા માટે ફરો છો? સુન્દર જુવાની છતાં તમે જીવન ઉપર કેમ અનાદર કર્યો છે? તમારાં ચક્રવર્તીનાં લક્ષણો જોઇને મને તમારા ઉપર બહુ દયા આવે છે." ॥ ૨ ॥ પ્રતાપભાનુ બોલ્યો કે, "હે મુનીશ્વર! સાંભળો. હું પ્રતાપભાનુ નામના રાજાનો મંત્રી છું. શિકારને વાસ્તે ફરતાં ફરતાં રસ્તો ભલી ગયો છું, પણ મારાં મોટાં ભાગ્ય કે મને આપના ચરણનાં દર્શન થયાં. ॥ ૩ ॥ આપનું દર્શન કે જે દુર્લભ છે, તે મને પ્રાપ્ત થયું. તેથી જાણું છું કે મારૂં ભલું, થવાનું છે." કપટ મુનિ બોલ્યો કે, "હે તાત! હવે અંધારૂં થઈ ગયું છે, અને તમારૂં ઘર અહીંથી સત્તર યોજન દૂર છે. ॥ ૪ ॥

दो०—निशा घोर गंभीर बन, पंथ न सूझ सुजान ॥
बसहु आजु अस जानि तुम, जायहु होत विहान ॥ १६५ ॥

રાત્રિ ભયંકર છે, વન ગંભીર છે, અને માર્ગ સૂજે એમ નથી, એમ જાણીને તમે આજ અહીં રહો. પ્રાતઃકાલ થતાં જ ચાલ્યા જજો." ॥ ૧૬૫ ॥

दो०—तुलसी जस भवितव्यता, तैसी मिलै सहाय ॥
आपुन आवै ताहिपै, कि ताहि तहाँ ले जाय ॥ १६६ ॥

તુલસીદાસ કહે છે કે, જેવું બનવાનું હોય, તે પ્રમાણે જ સહાય મળે છે, કાં તો જે ભવિષ્ય હોય, તે પોતે ચાલીને આવે છે અથવા જ્યાં પોતાનું સ્થલ હોય, ત્યાં માણુસને ખેંચી લે છે. ॥ ૧૬૬ ॥

चौ०—भलेहि नाथ आयसु परिशीशा । बांधि तुरग तरु बैठ महीशा ॥
नृप बहुभांति प्रशंसेउ ताही । चरण वंदि निज भाग्य सराही ॥ १ ॥
पुनि बोलेउ मृदु गिरा सुहाई । जानि पिता प्रभु करौं ढिठाई ॥
मोहिं मुनीश सुत सेवक जानी । नाथ नाम निज कहहु बखानी ॥ २ ॥
तिहि न जान नृप नृपहि सो जाना । भूप सुहृद सो कपटसयाना ॥
वैरी पुनि क्षत्रिय पुनि राजा । छलबल कीन्ह चहै निज काजा ॥ ३ ॥
समुझि राजसुख दुखित अराती । अँवा अनल इव सुलगै छाती ॥
सरल वचन नृपके सुनि काना । वैर सँभारि हृदय हरषाना ॥ ४ ॥

હે સ્વામી! બહુ સારૂં, એમ કહી આજ્ઞાને માથે ચઢાવી ઘોડાને એક વૃક્ષની

સાથે બાંધીને પ્રતાપભાનુ ત્યાં બેઠો. પ્રતાપભાનુએ, તેની ઘણી ઘણી પ્રશંસા કરી, ચરણ વંદન કરીને પોતાનાં ભાગ્યની પ્રશંસા કરીને ॥ ૧ ॥ પછી કોમળ તથા સુન્દર વચન બોલ્યોઃ—"હે સ્વામી! હું આપને પિતા જાણીને ધૃષ્ટતા કરૂં છું. હે મુનીશ્વર! મને પુત્ર તથા સેવક જાણીને, આપનું નામ તથા હકીકત કહો." ॥ ૨ ॥ પ્રતાપભાનુએ, તેને ઓળખ્યો નહિ, પણ તેણે, પ્રતાપભાનુને ઓળખ્યો. પ્રતાપભાનુ સરલ ચિત્તવાળો હતો અને પેલો તપસ્વી કપટ કરવામાં ચતુર હતો. એ તપસ્વી વૈરી હતો, વળી ક્ષત્રિય હતો, અને વળી રાજા હતો, તેથી છળબળ કરીને પોતાનું કામ સાધવા ઇચ્છતો હતો. ॥ ૩ ॥ એ શત્રુ તપસ્વી, પોતાનાં જતાં રહેલાં રાજ્યસુખને સંભાળીને દુઃખ પામ્યા કરતો હતો અને તેની છાતી કુંભારના નીંભાડાની આગની પેઠે સળગ્યા કરતી હતી. પ્રતાપભાનુનાં સરલ વચનો સાંભળી, વૈરનું સ્મરણ કરીને, તે મનમાં રાજી થયો. ॥ ૪ ॥

दो०—कपट बोरि वाणी मृदुल, बोलेउ युक्ति समेत ॥
नाम हमार भिखारि अब, निर्धन रहित निकेत ॥ १६७ ॥

એ તપસ્વી કપટથી ભરેલી યુક્તિ સહિત વાણી બોલ્યો કે, "મારૂં નામ ભિખારી છે અને હું હમણાં[1] નિર્ધન છું તથા ઘરબાર વગરનો છું." ॥ ૧૬૭ ॥

चौ०—कह नृप जे विज्ञान निधाना । तुम सारिखे गलित अभिमाना ॥
सदा अपनपौ रहहिं दुराये । सब विधि कुशल कुवेष बनाये ॥ १ ॥
तिहिते कहहिं सन्त श्रुतिटेरे । परम अकिंचन प्रिय हरिकेरे ॥
तुमसम अधन भिखारि अगेहा । होत विरंचि शिवहि संदेहा ॥ २ ॥
योसि सोसि तव चरण नमामी । मोपर कृपा करिय अब स्वामी ॥
सहज प्रीति भूपतिकी देखी । आप विषे विश्वास विशेखी ॥ ३ ॥
सब प्रकार राजहिं अपनाई । बोलेउ अधिक सनेह जनाई ॥
सुन सतिभाव कहौं महिपाला । इहां बसत बीते बहुकाला ॥ ४ ॥

પ્રતાપભાનુ બોલ્યો કે, "જ્ઞાનના ભંડારરૂપ આપ સરખા પુરુષો અભિમાન વગરના જ હોય છે, સર્વદા પોતાના સ્વરૂપને ગુપ્ત જ રાખે છે અને સર્વ રીતે ચતુર છતાં પણ કુવેષ ધરીને રહે છે. ॥ ૧ ॥ એ કારણથી જ સંતો અને ઉપનિષદો કહે છે કે, જેઓ અત્યંત નિષ્કિંચન (નિરભિમાન) હોય, તેઓ પ્રભુને પ્યારા છે. આપના જેવા નિર્ધન અને ઘર વગરના ભીખારીઓને જોઇ, બ્રહ્માને અને શિવને, પણ સંદેહ ઉત્પન્ન થાય છે કે, આ લોકોનું તપ અમારાથી અધિક છે કે નહીં?" ॥ ૨ ॥ આપ ગમે તે હો. હું આપનાં ચરણોને પ્રણામ કરૂં છું. "હે સ્વામી! હવે મારા પર કૃપા કરો." પ્રતાપભાનુની સહજ પ્રીતિને તથા પોતા ઉપરના પાકા વિશ્વાસને જોઈ, ॥ ૩ ॥ સર્વ પ્રકારથી તેને પોતાનો કરી લઈ, અધિક સ્નેહ બતાવીને, તપસ્વી બોલ્યો કે, "હે રાજા! સાંભળો. હું સાચા ભાવથી કહું છું. મને અહીં રહેતાં ઘણો કાલ વીતી ગયો છે. ॥ ૪ ॥

---

૧ 'હમણાં' એ પદ ગર્ભિત રીતે જણાવે છે કે, પ્રથમ તો મારી પાસે સઘળું હતું.

दो०—अबलगि मोहिं न मिलेउ कोउ, मैं न जनायउँ काहु ॥
लोक मान्यता अनलसम, करि तप कानन दाहु ॥ १६८ ॥

હજી સુધી મને કોઈ પણ પૂછનાર મળ્યો નથી, અને મેં પણ કોઈને જણાવ્યું નથી. કેમ કે લોકમાન્યતા અગ્નિની પેઠે તપરૂપી વનને બાળી નાખે છે. ॥ ૧૬૮ ॥

सो०—तुलसी देख सुवेष, भूलै मूढ न चतुर नर ॥
सुन्दर केकी पेख, बचन सुधासम अशन अहि ॥ २५ ॥

(જેમ મયર પક્ષીઓ રૂપાળાં અને અમૃત જેવું મધુર બોલનારાં છતાં પણ, સર્પોનું ભક્ષણ કરવામાં તત્પર હોય છે, તેમ કપટી લોકો પણ, સારા વેષવાળા તથા અમૃત જેવું મધુર બોલનારા છતાં પણ, બીજાઓને પાયમાલ કરવામાં તત્પર હોય છે. એવા લોકોને જોઈ, મૂઢ જ ભૂલે છે, એમ નથી, પરંતુ ચતુર નરો પણ ભૂલે છે.) ॥૨૫॥

चौ०—ताते गुप्त रहौं जगमाहीं । हरि तज किमपि प्रयोजन नाहीं ॥
प्रभु जानत सब बिनहिं जनाये । कहहु कवन सिधि लोक रिझाये ॥ १ ॥
तुम शुचि सुमति परम प्रिय मोरे । प्रीति प्रतीति मोहिंपर तोरे ॥
अब जो तात दुरावौं तोहीं । दारुण दोष लगै अति मोहीं ॥ २ ॥
जिमि जिमि तापस कथै उदासा । तिमि तिमि नृपहि होय विश्वासा ॥
देखा स्ववश कर्म मन वानी । तब बोला तापस बक ध्यानी ॥ ३ ॥
नाम हमार एकतनु भाई । सुनि नृप बोलेउ पुनि शिर नाई ॥
कहहु नामकर अर्थ बखानी । मोहिं सेवक अति आपन जानी ॥ ४ ॥

આ કારણથી હું જગતમાં ગુપ્ત જ રહું છું. મને પ્રભુ ભજન વિના બીજું કશું પ્રયોજન નથી. આપણા જણાવ્યા વગર પણ પ્રભુ સઘળું જાણે છે. લોકોને રીઝાવવાથી શો ફાયદો છે ? કહો. ॥ ૧ ॥ તમે પવિત્ર અને સારી બુદ્ધિવાળા હોવાથી મને બહુ પ્યારા લાગો છો, તમને મારા ઉપર પ્રીતિ અને વિશ્વાસ છે. હે તાત ! હવે જો મારી હકીકત તમારાથી ગુપ્ત રાખું તો મને અતિ દારૂણ દોષ લાગે."॥ ૨॥ એ તપસ્વી જેમ જેમ ઉદાસીન વાતો કરવા લાગ્યો, તેમ તેમ પ્રતાપભાનુને તેના ઉપર વધારે વધારે વિશ્વાસ બેસતો ગયો. પ્રતાપભાનુને મનથી, વચનથી તથા ક્રિયાથી, પોતાના કબજામાં આવેલો જોઈ, પેલો બકભક્ત[1] તપસ્વી બોલ્યો કે, ॥ ૩ ॥ "હે ભાઈ! મારૂં નામ એકતનુ છે." એ સાંભળી, પ્રતાપભાનુ માથું નમાવીને બોલ્યો કે, "મને પોતાનો અત્યંત સેવક જાણી, આપ આપના નામનો અર્થ કહો. ॥ ૪ ॥

दो०—आदि सृष्टि उपजी जबै, तब उत्पत्ति भइ मोरि ॥
नाम एकतनु हेतु तिहि, देह न धरी बहोरि ॥ १६९ ॥

---

૧ બગલો, નદીને કિનારે એક પગ ઉંચો કરીને એકાગ્રતાથી બેસે છે અને જ્યારે માછલું આવે ત્યારે ઝટ કરી જાય છે, આવી રીતનો જે ઠગ ભક્ત હોય, તે બકભક્ત કહેવાય છે.

તપસ્વી બોલ્યો કે, "જે સમયમાં પહેલી સૃષ્ટિ થઈ, તે સમયમાં મારી ઉત્પત્તિ થઈ છે. અને તે પછી મેં બીજો દેહ ધર્યો જ નથી, તેથી મારૂં નામ એકતનુ છે. ॥ ૧૬૯ ॥

चौ०—जनि आश्चर्य करहुं मनमाहीं । सुत तपते दुर्लभ कछु नाहीं ॥
तब बलते जग सृजे विधाता । तपबल विष्णु भये परित्राता ॥ १ ॥
तपबल शंभु करहिं संहारा । तपते अगम न कछु संसारा ॥
भयउ नृपहि सुनि अति अनुरागा । कथा पुरातन कह सो लागा ॥ २ ॥
कर्म धर्म इतिहास अनेका । करै निरूपण विरति विवेका ॥
उद्भवि पालन प्रलय कहानी । कहसि अमित आश्चर्य बखानी ॥ ३ ॥
सुनि महीश तापस वश भयऊ । आपन नाम कहन तब लयऊ ॥
कह तापस नृप जान्यो तोहीं । कीन्हों कपट लागु भल मोहीं ॥ ४ ॥

હે પુત્ર ! આ સાંભળી મનમાં કશું આશ્ચર્ય ધરશો મા. કેમકે તપથી કશું દુર્લભ નથી. તપોબળથી જ બ્રહ્મા જગતને સૃજે છે, તપોબળથી વિષ્ણુ જગતને પાળે છે ॥ ૧ ॥ અને તપોબળથી જ સદાશિવ જગતનો સંહાર કરે છે. સંસારમાં તપથી કશું અગમ્ય નથી." આ વાત સાંભળી, પ્રતાપભાનુને તેના ઉપર પ્રેમ થયો અને તે તપસ્વી પુરાતન કથાઓ કહેવા લાગ્યો. ॥ ૨ ॥ એ તપસ્વીએ ધર્મ, કર્મ, અનેક ઈતિહાસો, વૈરાગ્ય તથા વિવેક, એઓનાં નિરૂપણ કર્યાં. ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય, એ સંબંધી પણ આશ્ચર્યકારી ઘણી ઘણી વાતો વર્ણવી વર્ણવીને કહી. ॥ ૩ ॥ એ સાંભળી, તે તપસ્વીને વશ થઈ ગયેલો પ્રતાપભાનુ, પોતાનું નામ કહેવા લાગતાં તપસ્વી બોલ્યો કે, "રાજા ! હું તને જાણું છું. તેં મારી પાસે પ્રથમ નામ ન બતાવવાનું કપટ કર્યું એ મને સારૂં લાગ્યું. ॥ ૪ ॥

सो०—सुन महीश असनीति, जहँ तहँ नाम न कहहिं नृप ॥
मोहिं तोहिंपर अति प्रीति, परम चतुरता निरखि तव ॥ २६ ॥

હે રાજા ! સાંભળ. રાજાએ જ્યાં ત્યાં પોતાનું નામ ન બતાવવું, એ નીતિ છે. તારી પરમ ચતુરતા જોઈને મને તારાપર બહુ પ્રેમ આવે છે. ॥ ૨૬ ॥

चौ०—नाम तुम्हार प्रतापदिनेशा । सत्यकेतु तव पिता नरेशा ॥
गुरु प्रसाद सब जानिय राजा । कहिय न आपन जानि अकाजा ॥ १ ॥
देखि तात तव सहज सुधाई । प्रीति प्रतीति नीति निपुणाई ॥
उपजि परी ममता मन मोरे । कहहुँ कथा निज बूझे तोरे ॥ २ ॥
अब प्रसन्न मैं संशय नाहीं । मांग जो भूप भाव मन माहीं ॥
सुनि सुवचन भूपति हरषाना । गहिपद विनय कीन्ह विधिनाना ॥ ३ ॥
कृपासिंधु मुनि दर्शन तोरे । चारि पदारथ करतल मोरे ॥
प्रभुहि तथापि प्रसन्न विलोकी । मांगि अगम वर होहुँ विशोकी ॥ ४ ॥

તારૂં નામ પ્રતાપભાનુ છે અને તારા પિતાનું નામ સત્યકેતુ છે. હે રાજા ! અમો ગુરુની કૃપાથી સઘળું જાણીએ પણ સિદ્ધાઈ બતાવવાથી પોતાને નુકસાન જાણીને

બોલીએ નહીં. ॥ ૧ ॥ હે બાપ ! તારી સ્વાભાવિક સરલતાને, પ્રીતિને, વિશ્વાસને તથા નીતિનિપુણતાને જોઈ, તારા ઉપર મને મમતા ઉત્પન્ન થઈ છે, તેથી તારા પૂછવા ઉપરથી હું પોતાની વાત કહું છું. ॥ ૨ ॥ હે રાજા ! હવે હું પ્રસન્ન છું, એમાં કશો સંશય નહીં રાખતાં, તારા મનમાં જે ઇચ્છા હોય તે માંગ." કપટી મુનિનાં સારાં વચનો સાંભળી, રાજી થયેલો પ્રતાપભાનુ, ચરણ પકડી, અનેક પ્રકારથી વિનતિ કરીને બોલ્યો કે, ॥ ૩ ॥ "હે કૃપાના સમુદ્રરૂપ મુનિ ! જો કે આપના દર્શનથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરુષાર્થ મારા હાથમાં છે, તો પણ આપને પ્રસન્ન થયેલા જોઈ, અગમ્ય વર માગીને શોક રહિત થવા ઇચ્છું છું. ॥ ૪ ॥

दो०—जरा मरण दुख रहित तनु, समर न जीतै कोय ॥
एकछत्र रिपुहीन महि, राज्य कल्पशत होय ॥ १७० ॥

મારૂં શરીર જરાથી, મરણથી તથા દુઃખોથી રહિત થાય, મને યુદ્ધમાં કોઈ જિતી શકે નહીં અને પૃથ્વીમાં એકછત્રવાળું તથા શત્રુઓ વગરનું મારૂં રાજ્ય સો કલ્પસુધી અખંડ રહે, એ વરદાન માગું છું. ॥ ૧૭૦ ॥

चौ०—कह तापस नृप ऐसेइ होऊ । कारण कठिन एक सुन सोऊ ॥
कालहु तव पद नाइहि शीशा । एक विप्रकुल छांडि महीशा ॥ १ ॥
तपबल विप्र सदा बरियारा । तिनके कोप न कोउ रखवारा ॥
जो विप्रन वश करहु नरेशा । तौ तव वश विधि विष्णु महेशा ॥ २ ॥
चल न ब्रह्मकुलसे बरिआई । सत्य कहौं दोउ भुजा उठाई ॥
विप्रशाप बिनु सुनु महिपाला । तोर नाश नहिं कवनेउ काला ॥ ३ ॥
हरषउ राउ वचन सुनि तासू । नाथ न होय मोर अब नाशू ॥
तव प्रसाद प्रभु कृपानिधाना । मोकहँ सर्वकाल कल्याना ॥ ४ ॥

તપસ્વી બોલ્યો કે, "હે રાજા ! એ પ્રમાણે જ થશે, પણ તેમાં એક કઠણ કારણ છે, તે સાંભળ. કાળ પણ તારા પગમાં માથું નમાવશે, ત્યારે બીજાની તો શી વાત કરવી. ફક્ત બ્રાહ્મણોનાં કુળો તને નમશે નહીં. ॥ ૧ ॥ કેમ કે બ્રાહ્મણો તપોબળને લીધે સર્વદા બળવાન છે અને જેના ઉપર બ્રાહ્મણો કોપે, તેનું રક્ષણ કોઇથી કરી શકાતું નથી. હે રાજા ! તું જો બ્રાહ્મણોને વશ કરે તો બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર પણ તને વશ થાય. ॥ ૨ ॥ હું બન્ને હાથ ઉંચા કરી સાચું કહું છું કે, બ્રાહ્મણોના કુલ ઉપર જબરદસ્તી ચાલી શકતી નથી. હે રાજા ! સાંભળ કે બ્રાહ્મણોના શાપ વિના તારો કોઈ કાળે પણ નાશ નહીં થાય." ॥ ૩ ॥ આ પ્રમાણે કપટી મુનિનાં વચનો સાંભળી, રાજી થઇને પ્રતાપભાનુ બોલ્યો કે, "હવે મારો નાશ નહીં થાય. હે કૃપાનિધાન પ્રભુ ! આપની કૃપાથી મારૂં સર્વ કાલમાં કલ્યાણ થશે, એમ સમજું છું." ॥ ૪ ॥

दो०—एवमस्तु कहि कपटमुनि, बोला कुटिल बहोरि ॥
मिलब हमार भुलाब निज, कहहु तौ मोरि न खोरि ॥ १७१ ॥

કપટી મુનિ. 'एवमस्तु એ પ્રમાણે થાઓ' એમ કહીને, વળી કુટિલતાથી બોલ્યો કે, "તું વનમાં તારા ભૂલા પડવાની તથા મારા સમાગમની વાત કોઈની પાસે કરીશ તો તેથી મને નુકસાન નથી, પણ તને નુકસાન છે. ॥ ૧૭૧ ॥

चौ०–तातें मैं तोहिं बरजौं राजा । कहे कथा तव परम अकाजा ॥
छठे श्रवण यह परत कहानी । नाश तुम्हार सत्य मम बानी ॥ १ ॥
यह प्रगटै अथवा द्विजशापा । नाश तोर सुनु भानुप्रतापा ॥
आन उपाय निधन तव नाहीं । जो हरिहर कोपहिं मनमाहीं ॥ २ ॥
सत्यनाथ पद गहि नृप भाखा । द्विज गुरु कोप कहहु को राखा ॥
राखै गुरु जो कोप विधाता । गुरु विरोध नहिं कोउ जगत्राता ॥ ३ ॥
जो न चलब हम कहे तुम्हारे । होय नाश नहिं शोच हमारे ॥
एकहि डर डरपत मन मोरा । प्रभु महिदेव शाप अति घोरा ॥ ४ ॥

માટે હું તને વારૂં છું કે, તું આ વાત કોઈની પાસે પણ કરજે માં. જો કરીશ તો તને મોટું નુકસાન થશે. હું સત્ય વચન કહું છું કે, આ વાત છઠ્ઠા કાન પર જશે તો તારો વિનાશ થશે. ॥ ૧ ॥ હે પ્રતાપભાનુ રાજા! આ વાત પ્રકટ થઈ જશે અથવા બ્રાહ્મણોનો શાપ થશે, તો તેથી તારો વિનાશ થશે. જો વિષ્ણુ અને સદાશિવ બન્ને તારા ઉપર મનમાં કોપશે, તોપણ આ બે કારણો શિવાય તારા મરણનો એકે ઉપાય નહીં રહે." ॥ ૨ ॥ પ્રતાપભાનુ કપટી તપસ્વીનાં ચરણ પકડી બોલ્યો કે, "હે નાથ! સત્ય કહો છો. બ્રાહ્મણોના અને ગુરુના કોપથી કોણ બચાવી શકે? જો વિધાતા કોપે તો ગુરુ બચાવે છે પણ ગુરુ કોપે તો જગતમાં કોઈ પણ રક્ષણ કરતું નથી. ॥ ૩ ॥ જો હું આપના કહેવા પ્રમાણે ન ચાલું અને તેથી મારો નાશ થાય તો તેમાં મારે અફસોસ કરવા જેવું કશું નહીં. હે સ્વામી! એક ડરથી મારૂં મન ડર્યા કરે છે, કે બ્રાહ્મણોનો શાપ અત્યંત ભયંકર છે. ॥ ૪ ॥

दो०–होहिं विप्र वश कवन विधि, कहहु कृपाकरि सोइ ॥
तुम तजि दीनदयालु निज, हितू न देखौं कोइ ॥ १७२ ॥

બ્રાહ્મણો ક્યા ઉપાયથી મને વશ થાય, એ કૃપા કરીને કહો. "હે દીનદયાળુ! હું આપ સિવાય કોઈને મારૂં હિત કરનાર દેખતો નથી." ॥ ૧૭૨ ॥

चौ०–सुन नृप विविध यतन जगमाहीं । कष्टसाध्य पुनि होहिं कि नाहीं ॥
अहै एक अति सुगम उपाई । तहां परन्तु एक कठिनाई ॥ १ ॥
मम अधीन युक्ति नृप सोई । मोर जाव तव नगर न होई ॥
आजु लगे अरु जबते भयऊं । काहूके गृह ग्राम न गयऊं ॥ २ ॥
जो न जाब तब होय अकाजू । बना आइ असमंजस आजू ॥
सुनि महीप बोले मृदु बानी । नाथ निगम अस नीति बखानी ॥ ३ ॥

बडे सनेह लघुन पर करहीं । गिरि निज शिरन सदा तृण धरहीं ॥
जलधि अगाधि मौलि वह फेनू । संतत धरणि धरत शिर रेणू ॥ ४ ॥

કપટી તપસ્વી બોલ્યો કે, "હે રાજા! સાંભળ. જગતમાં બ્રાહ્મણોને વશ કરવાના ઘણા ઉપાયો છે. પણ તેઓ કષ્ટસાધ્ય છે અને વળી સિદ્ધ થાય કે ન થાય એવા છે. એક ઉપાય અત્યંત સુગમ છે, પરંતુ તેમાં પણ એક મુશ્કેલી છે. ॥ ૧ ॥ હે રાજા! એ યુક્તિ મારા હાથમાં છે, પણ તારા નગરમાં મારૂં આવવું બને નહિ એટલે શો ઉપાય! હું જ્યારથી ઉત્પન્ન થયો છું, ત્યારથી આજ દિવસ સુધીમાં કોઇને ઘેર કે ગામ ગયો નથી. ॥ ૨ ॥ પણ જો તારા નગરમાં ન આવું તો તારૂં કામ બગડી જાય, એ આજ મોટી સાંકડ આવી પડી." એ સાંભળીને પ્રતાપભાનુ કોમળ વચન બોલ્યો કે "હે નાથ! વેદમાં એવી નીતિ વર્ણવી છે કે, ॥ ૩ ॥ મોટાઓએ નાનાઓની ઉપર સ્નેહ કરવો જ જોઇએ. જુઓ કે પર્વત, ખડને સર્વદા પોતાના માથાપર ધરે છે. અગાધ સમુદ્ર ફીણને પોતાના માથાપર ધરે છે અને પૃથ્વી રજને સર્વદા પોતાના માથાપર ધરે છે." ॥ ૪ ॥

दो०–अस कहि गहे नरेश पद, स्वामी होहु कृपाल ॥
मोहिं लागि दुख सहिय प्रभु, सज्जन दीनदयाल ॥ १७३ ॥

એટલું બોલી, પ્રતાપભાનુએ પગ પકડીને, વિનતિ કરી કે, "હે સ્વામી! મારાપર કૃપાળુ થાઓ. હે પ્રભુ! હે સજ્જન! હે દીનદયાળ! આપ મારે વાસ્તે દુઃખને સહન કરો," ॥ ૧૭૩ ॥

चौ०–जानी नृपहि अपन अधीना । बोला तापस कपट प्रवीना ॥
सत्य कहौं भूपति सुन तोहीं । जगमहँ नहिं कछु दुर्लभ मोहीं ॥ १ ॥
अवशि काज मैं करिहौं तोरा । मन क्रम वचन भक्त तैं मोरा ॥
योग युक्ति तप मंत्र प्रभाऊ । फलै तबहिं जब करिय दुराऊ ॥ २ ॥
जो नरेश मैं करहुँ रसोई । तुम परसो मुहिं जान न कोई ॥
अन्न सु जो जो भोजन करई । सो सो तव आयसु अनुसरई ॥ ३ ॥
पुनि तिनके गृह जेमे जोई । तव वश होय भूप सुन सोई ॥
जाय उपाय रचहु तुम एहू । संवतभरि संकल्प करेहू ॥ ४ ॥

પ્રતાપભાનુને બરાબર પોતાના કબજામાં આવેલો જાણીને, કપટ કરવામાં પ્રવીણતા ધરાવનારો તપસ્વી બોલ્યો કે, હે રાજા! હું તને સાચું કહું છું. મને જગતમાં કશું દુર્લભ નથી. ॥ ૧ ॥ હું અવશ્ય તારૂં કામ કરી આપીશ. કેમ કે તું મનથી, ક્રિયાથી તથા વચનથી મારો ભક્ત છે. જ્યારે ઉપાય કરીએ ત્યારે જ યોગ, યુક્તિ, તપ અને મંત્ર, એઓના પ્રભાવો ફલિત થાય છે. ॥ ૨ ॥ હે રાજા! સાંભળ. જો હું રસોઈ કરૂં અને મારી કોઇને પણ ખબર ન પડે, એવી રીતે તું તે રસોઈ પીરસે, તો જે જે કોઈ તે અન્નનું ભોજન કરે, તે તે સર્વ તારી આજ્ઞાને અનુસરે, ॥ ૩ ॥ એટલું જ નહિ પણ

તે અન્ન જમનારાઓને ઘેર પણ જે જે કોઈ જમે, તે સર્વ પણ તને વશ થઈ જાય. તું જઈને એ ઉપાયની ગોઠવણ કર અને એક વર્ષ સુધીનો સંકલ્પ કર કે, ॥ ૪ ॥

दो०–नित नूतन द्विज सहमशत, वरहु सहित परिवार ॥
मैं तुम्हरे संकल्प लगि, दिनहिं करब जेवनार ॥ १७४ ॥

નિત્ય નવા નવા એક લાખ બ્રાહ્મણ, પરિવાર સહિત જમાડવા. હું તારા એ સંકલ્પને વાસ્તે નિત્ય રસોઈ તૈયાર કરી આપીશ. ॥ ૧૭૪ ॥

चौ०–इहिविधि भूप कष्ट आति थोरे । होइहि सकल विप्र वश तोरे ॥
कहिहहिं विप्र होम मख सेवा । तिहि प्रसंग सहजहि वश देवा ॥ १ ॥
और एक तोहिं कहौं लखाऊ । मैं यहि भेष न आउब काऊ ॥
तुम्हरे उपरोहित कहँ राया । हरि आनब मैं करि निज माया ॥ २ ॥
तप बल तिहि करि आपु समाना । रखिहौं इहां वर्ष परमाना ॥
मैं धरि तासु भेष सुन राजा । सबविधि तोर सँवांरब काजा ॥ ३ ॥
गइ निशि बहुत शयन अब कीजै । मोहिं तोहिं भूप भेट दिन तीजै ॥
मैं तपबल तोहि तुरग समेता । पहुँचैहौं सोवतहिं निकेता ॥ ४ ॥

હે રાજા! આ પ્રકાર કરવામાં પરિશ્રમ બહુ થોડો છે અને તેથી સર્વ બ્રાહ્મણો તને વશ થઈ જાય એમ છે. બ્રાહ્મણો, હોમ, યજ્ઞ અને સેવા કરે છે, તેથી, તેઓને દેવતાઓ સહજ વશ રહે છે. ॥ ૧ ॥ હે રાજા! એક બીજું હું તને સમજાવી રાખું છું કે હું આ વેષથી કદી તારી પાસે આવીશ નહિ. તારો જે પુરોહિત છે તેને હું મારી માયાથી અહિં હરી લાવીશ ॥ ૨ ॥ અને તપોબળથી મારા જેવો જ કરીને એક વર્ષસુધી અહીં રાખીશ. હું તારા પુરોહિતનો વેષ ધરી, ત્યાં રહીને સર્વ પ્રકારે તારૂં કામ સુધારીશ. ॥ ૩ ॥ હવે ઝાઝી રાત ગઈ છે. હે રાજા! શયન કર. હવે તારો અને મારો સમાગમ ત્રીજે દિવસે થશે. તું સૂતો હોઈશ ત્યાં હું મારા તપોબળથી, તને તારા ઘોડા સહિત તારે ઘેર પહોંચાડી દઈશ. ॥ ૪ ॥

दो०–मैं आउब सो भेष धरि, पहिचानेहु तब मोहिं ॥
जब एकान्त बुलाय सब, कथा सुनाऊं तोहिं ॥ १७५ ॥

હું તારા પુરોહિતનો વેષ ધરીને આવું અને તને એકાંતમાં બોલાવીને સઘળી વાત સંભળાવું ત્યારે તું મને ઓળખજે. ॥ ૧૭૫ ॥

चौ०–शयन कीन्ह नृप आयसु मानी । आसन जाइ बैठ छलज्ञानी ॥
श्रमित भूप निद्रा आति आई । सो किमि सोव सोच अधिकाई ॥ १ ॥
कालकेतु निशिचर तहँ आवा । जिहि शूकर व्है नृपहिं भुलावा ॥
परममित्र तापस नृप केरा । जाने सो अति कपट घनेरा ॥ २ ॥
तेहिके शत सुत अरु दश भाई । खल अति अजय देव दुखदाई ॥

प्रथमहिं भूप समर सब मारे । विप्र सत सुर खं दुखारे ॥ ३ ॥
तिहि खल पाछिल बैर संभारा । तापस नृप मिलि मंत्र बिचारा ॥
जिहि रिपु क्षय सोइ रचेसि उपाऊ । भावीवश न जान कछु राऊ ॥ ४ ॥

કપટી મુનિની આજ્ઞાને સ્વીકારી, પ્રતાપભાનુએ શયન કર્યું. કપટ મુનિ પોતાના આસનપર જઈ બેઠો. પ્રતાપભાનુ થાકી રહ્યાં હતો, તેથી તેને બહુ જ ઉંઘ આવી ગઈ પણ જેના મનમાં અત્યંત ખેદ હતો એવા કપટ મુનિને તો નિદ્રા કેમ આવે? ન જ આવી. ॥ ૧ ॥ કાલકેતુ નામનો રાક્ષસ કે જેણે સુરવર થઇને પ્રતાપભાનુને ભૂલાવ્યો હતો, જે આ કપટ મુનિનો પરમ મિત્ર હતો, તથા ઘણાં ઘણાં છળ કપટ જાણતો હતો ॥ ૨ ॥ અને પ્રતાપભાનુએ, દેવતાઓને, બ્રાહ્મણોને તથા સંતોને, દુઃખ પામતા જોઇ, પ્રથમ જેના ખલતા ધરાવનારા કોઇથી નહીં જિતાયેલા અને દેવતાઓને દુઃખ દેનારા સો પુત્રોને તથા દશ ભાઈઓને માર્યા હતા, તે રાક્ષસ, કપટી મુનિની પાસે આવ્યો. ॥ ૩ ॥ તે દુષ્ટે પાછલું વૈર સંભાળી, તપસ્વી રાજાની સાથે મળીને વિચાર કરી રાખ્યો હતો કે, "જેથી આપણા શત્રુ પ્રતાપભાનુનો ક્ષય થાય એવો ઉપાય ગોઠવીશું." ભવિષ્યને લીધે પ્રતાપભાનુને આ કશું જાણવામાં આવ્યું ન હતું ॥ ૪ ॥

दो०—रिपु तेजसी अकेल अपि, लघुकर गनिय न ताहु ॥
अजहु देत दुख रवि शशिहिं, शिर अवशेषित राहु ॥ १७६ ॥

તેજસ્વી શત્રુ એકલો હોય, તો પણ તેને હલકો કરી ગણવો નહીં. જુઓ કે, રાહુ માથાં માત્ર અવશેષ રહેલો છતાં પણ, આજ દિવસ સુધી સૂર્ય અને ચન્દ્રને દુઃખ દીધા કરે છે. ॥ ૧૭૬ ॥

चौ०—तापस नृप निज सखहि निहारी । हरषि मिलउ उठि भयउ सुखारी ॥
मित्रहि कहि सब कथा सुनाई । यातुधान बोला सुख पाई ॥ १ ॥
अब साधउ रिपु सुनहु नरेशा । जो तुम कीन्ह मोर उपदेशा ॥
परिहरि सोच रहहु तुम सोई । बिनु औषधहिं व्याधि विधि खोई ॥ २ ॥
कुल समेत रिपुमूल बहाई । चौथे दिवस मिलब मैं आई ॥
तापस नृपहि बहुत परितोषी । चला महाकपटी अति रोषी ॥ ३ ॥
भानुप्रतापहि बाजि समेता । पहुँचायसि सोवतहिं निकेता ॥
नृपहि नारिपहँ शयन कराई । हयगृह बांधसि बाजि बनाई ॥ ४ ॥

કપટી મુનિ, પોતાના મિત્રને આવેલો જોઈ, હર્ષ પામી, ઉભો થઇને મળ્યો અને બહુ જ સુખ પામ્યો. કપટી મુનિએ, સઘળી હકીકત કહી સંભળાવતાં, આનંદ પામીને રાક્ષસ બોલ્યો કે, ॥ ૧ ॥ "હે રાજા! સાંભળો. તમે મારા કહેવા પ્રમાણે કર્યું, તેથી હવે શત્રુને હસ્તગત થયેલો સમજો. શોક છોડી દઇને તમે સૂઈ રહો. વિધાતાએ ઔષધ વિના જ આપણા વ્યાધિને શાંત કર્યો છે. ॥ ૨ ॥ હવે શત્રુને તેના કુલસહિત

જડમૂળથી ઉખેડી નાખી, હું ચોથે દિવસ આવીને મળીશ. મહા કપટી અને અતિ ક્રોધી કાલકેતુ રાક્ષસ, તપસ્વી રાજાને ઘણી રીતે ધન્યવાદ આપીને ત્યાંથી ચાલ્યો, ॥ ૩ ॥ એ રાક્ષસે સૂઈ ગયેલા પ્રતાપભાનુ રાજાને, તેના ઘોડા સહિત ઘેર પહોંચાડી, રાજાને, રાણીની પાસે સૂવાડી દીધો અને ઘોડાને ઘોડારમાં મજબૂત બાંધી દીધો. ॥ ૪ ॥

दो०–राजाके उपरोहितहिं, हरि लैं गयउ बहोरि ॥
लै राखसि गिरि खोहमें, मायाकरि मति भोरि ॥ १७७ ॥

પછી તે રાક્ષસે, પ્રતાપભાનુના પુરોહિતને (ગોરને), તે નગરમાંથી હરી જઈ, તેની બુદ્ધિને ભ્રમિત કરી નાખીને, પર્વતની ગુફામાં રાખી મેલ્યો. ॥ ૧૭૭ ॥

चौ०–आप विरचि उपरोहित रूपा । परा जाय तिहि सेज अनूपा ॥
जागउ नृप अन भयउ विहाना । देखि भवन अति अचरज माना ॥ १ ॥
मुनिमहिमा मनमहँ अनुमानी । उठे गवहिं जिहि जान न रानी ॥
कानन गयउ वाजिचढि तेही । पुरनरनारि न जानउ केही ॥ २ ॥
गये याम युग भूपति आवा । घर घर उत्सव बाजु बधावा ॥
उपरोहितहि दीख जब राजा । चकित विलोकि सुमिरि सोइ काजा ॥३॥
युगसम नृपहि गये दिन तीनी । कपटी मुनि पद रह मति लीनी ॥
समय जानि उपरोहित आवा । नृपहि मते महँ कहि समझावा ॥ ४ ॥

અને પોતે પુરોહિતનું રૂપ લઇ, પુરોહિતની શય્યામાં જઇ સૂતો. પ્રતાપભાનુ, પ્રાતઃકાલ થયા પહેલાં જાગ્યો અને પોતાને પોતાના ઘરમાં જોઇ, અત્યંત આશ્ચર્ય પામ્યો. ॥ ૧ ॥ મનમાં મુનિના મહિમાનો વિચાર કરી, શયનમાંથી ઉઠ્યો , કે, જેની રાણીઓને ખબર પડી નહીં. પછી એ જ ઘોડા ઉપર ચઢીને વનમાં ગયો, કે, જે વાતની ગામના કોઈ પુરુષને કે સ્ત્રીને ખબર જ ન પડી. ॥ ૨ ॥ બે પહોર વીત્યા પછી, પ્રતાપભાનુ, પાછો ગામમાં આવ્યો અને તેથી ઘેર ઘેર ઉત્સવ વર્ત્તી રહ્યો, વધાઇ પડી અને આનંદનાં વાજાં વાગ્યાં. પ્રતાપભાનુએ, જ્યારે ગોરને દીઠો ત્યારે ચકિત થઈ, તે કાર્યનું સ્મરણ કરીને તેની સામે જોઇ રહ્યો. ॥ ૩ ॥ જેની બુદ્ધિ કપટી મુનિનાં ચરણોમાં લીન થઈ રહી હતી, એવા પ્રતાપભાનુને, ત્રણ દિવસ તો યુગસમાન ગયા. સમય થયો જાણીને પ્રતાપભાનુની પાસે પુરોહિત આવ્યો અને તેણે એકાંતમાં રાજાને સમજાવ્યો. ॥ ૪ ॥

दो०–नृप हर्षे पहिंचानि गुरु, भ्रमवश रहा न चेत ॥
वरे तुरत शत सहस वर, विप्र कुटुम्ब समेत ॥ १७८ ॥

પ્રતાપભાનુ, ગુરુને ઓળખીને રાજી થયો અને ભ્રમને લીધે જરા પણ ચેતી શક્યો નહીં, તેણે તુરત જ એક લાખ બ્રાહ્મણોને કુટુંબસહિત જમવા નોતર્યા. ॥૧૭૮॥

चौ०—उपरोहित जेवनार बनाई । छ रस चारि विधि जस श्रुति गाई ॥
मायामय तेहि कीन रसोई । व्यंजन बहु गनि सकै न कोई ॥ १ ॥
विविध मृगनकर आमिष रांधा । तेहि महँ विप्रमाँस खल साधा ॥
भोजन कहँ सब विप्र बुलाये । पद पखारि सादर बैठाये ॥ २ ॥
परसन लागु जबहि महिपाला । भइ अकाशवाणी तेहि काला ॥
विप्रवृन्द उठि उठि गृह जाहू । हैं बडि हानि अन्न जनि खाहू ॥ ३ ॥
भयउ रसोई भूसुर मासू । सब द्विज उठे मानि विश्वासू ॥
भूप विकलमति मोह भुलानी । भावीवश न आव मुख वानी ॥ ४ ॥

પુરોહિતે, છએ[1] રસોવાળી, ચારે[2] પ્રકારની રસોઈ, પાક શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે બનાવી. એ માયામય રસોઇમાં, શાક પત્રાદિક તો એટલાં બધાં બનાવ્યાં કે, જેઓની કોઇ ગણુતરી જ ન કરી શકે. ॥૧॥ અનેક જાતના મૃગોનાં માંસો રાંધ્યાં અને તે માંસોમાં તે દુષ્ટે, બ્રાહ્મણોનું માંસ મેળવી દીધું. રાજાએ, ભોજન કરવાને વાસ્તે બ્રાહ્મણોને બોલાવ્યા અને પ્રેમપૂર્વક તેઓના પગ ધોઇને જમવા બેસાડ્યા. ॥ ૨ ॥ પ્રતાપભાનુ, જ્યારે પીરસવા લાગ્યો, તે સમયમાં આકાશવાણી થઈ કે, "હે બ્રાહ્મણો ! ઉઠી ઉઠીને ઘેર જાઓ, જમવામાં મોટી હાનિ છે, માટે અન્ન નહીં ખાશો. ॥ ૩ ॥ રસોઇમાં બ્રાહ્મણોનું માંસ છે." સર્વે બ્રાહ્મણો આકાશવાણીપર વિશ્વાસ રાખીને ઉઠી નિકળ્યા. મોહથી ભૂલાવામાં પડેલી રાજાની બુદ્ધિ વિકલ થઇ ગઇ. ભાવીની પ્રબલતાને લીધે મોહોઢામાંથી કશું બોલી શકાયું પણ નહીં. ॥ ૪ ॥

दो०—बोले विप्र सकोप तब, नहिं कछु कीन्ह विचार ॥
जाइ निशाचर होहु नृप, मूढ सहित परिवार ॥ १७९ ॥

બ્રાહ્મણો ક્રોધ પામીને બોલ્યા કે, "હે મૂઢ રાજા ! તેં કશો વિચાર કર્યો નહીં, માટે તું તારા પરિવાર સહિત રાક્ષસ થઈ જા. ॥ ૧૭૯ ॥

चौ०—क्षत्रिबंधु तैं विप्र बुलाई । घालै लिये सहित समुदाई ॥
ईश्वर राखा धर्म हमारा । जैहसि तैं समेत परिवारा ॥ १ ॥
सँव्वत मध्य नाश तव होऊ । जलदाता न रहै कुल कोऊ ॥
नृप सुनि शाप विकल अति त्रासा । भइ बहोरि वर गिरा अकाशा ॥ २ ॥
विप्रहु शाप विचारि न दीन्हा । नहिं अपराध भूप कछु कीन्हा ॥
चकित विप्र सब सुनि नभवानी । भूप गये जहँ भोजनखानी ॥ ३ ॥
तहँ न अशन नहिं विप्र सुआरा । फिरउ राउ मन सोच अपारा ॥
सब प्रसंग महिसुरन सुनाई । त्रसित परेउ अवनी अकुलाई ॥ ४ ॥

---

૧ કડવો, તીખો, ખાટો, મીઠો, તુરો અને ખારો. ૨ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય. કઠણપણાવાળા લાડુ વગેરે ભક્ષ્ય, દાળ ભાત વગેરે ભોજ્ય, કઢી વગેરે લેહ્ય, સરગવાની શિંગો વગેરે ચોષ્ય કહેવાય.

હે ક્ષત્રિઓમાં અધમ ! તેં અમોને બોલાવીને અમારા પરિવાર સહિત વટલાવવાનું ધાર્યું હતું. પણ ઇશ્વરે અમારો ધર્મ રાખ્યો. તું તારા પરિવાર સહિત નષ્ટ થઈ જશે. ॥ ૧ ॥ એક વર્ષની અંદર એવો નાશ થઇ જશે કે, જેથી તારા કુલમાં કોઈ જળ આપનાર પણ નહીં રહે" પ્રતાપભાનુ રાજા, બ્રાહ્મણોના શાપનું શ્રવણ કરી અતિ ત્રાસથી વિહ્વલ થયો, તે સમયે ફરીવાર આકાશવાણી થઈ કે, ॥ ૨ ॥ "હે બ્રાહ્મણો! તમોએ આ શાપ વિચારીને આપ્યો નથી. કેમ કે, રાજાએ કશો અપરાધ કર્યો નથી." આ આકાશવાણીનું શ્રવણ કરી, સર્વે બ્રાહ્મણો ચકિત થયા, અને રાજા જ્યાં રસોઈ થઇ હતી, ત્યાં ગયો. ॥ ૩ ॥ ત્યાં જઇને જોયું તો ત્યાં રસોઈ કે રસોઇ કરનારો બ્રાહ્મણ, કશું જોવામાં આવ્યું નહીં. મનમાં બહુ જ શોક પામેલો રાજા, પાકશાળામાંથી પાછો આવી, બ્રાહ્મણોને સઘળો પ્રસંગ કહી સંભળાવી, ત્રાસ પામી, વ્યાકુળ થઇને ધરતીપર પડ્યો. ॥ ૪ ॥

**दो०—भूपति भावि मिटै नहिं, यदपि न दूषण तोर ॥**
**किये अन्यथा होय नहिं, विप्रशाप अति घोर ॥ १८० ॥**

બ્રાહ્મણો બોલ્યા કે, "હે રાજા ! જે ભાવી હોય તે, ટળે જ નહીં. જો કે તારો કશો અપરાધ નથી, તો પણ બ્રાહ્મણોનો શાપ એવો અતિ દારુણ છે કે, તે મુખમાંથી નિકળ્યા પછી ફેરવ્યો ફેરવી શકાતો નથી." ॥ ૧૮૦ ॥

**चौ[1]०—जो करि कपट छलै जग काहू । देइहि ईश अधम गति वाहू ॥**
**विप्र वचन सुन नृप अकुलाना । उठि पुनि विनय कीन्ह विधि नाना॥१॥**
**पुनि पुनि पद गहि कहउ सुआला । शाप अनुग्रह करहु कृपाला ॥**
**जब तुम होब निशाचर जाई । ब्रह्मवंश तामस तनु पाई ॥ २ ॥**
**अजर अमर अतुलित प्रभुताई । जग विख्यात वीर दोउ भाई ॥**
**होइहि जबहि पराभव चारी । तब तुम सेउब देव पुरारी ॥ ३ ॥**
**शिवप्रसाद वर पाइ बहोरी । होइहै सब जग प्रभुता तोरी ॥**
**मिलहिं तोहिं जब सनतकुमारा । तब तुम समुझब शाप हमारा ॥ ४ ॥**

જગતમાં જે કોઈ જણ કપટથી કોઇને છેતરે છે, તેને ઇશ્વર, અધમ ગતિ આપે છે. બ્રાહ્મણોનાં વચન સાંભળી, ગભરાયલા રાજાએ, ધરતીપરથી ઉઠી, અનેક પ્રકારથી વિનતિ કરી, ॥ ૧ ॥ અને વારંવાર બ્રાહ્મણોના પગ પકડીને કહ્યું કે "હે કૃપાળુઓ, શાપનો અનુગ્રહ કરો." બ્રાહ્મણો બોલ્યાકે, "તમો રાક્ષસ તો અવશ્ય થશો, પણ તમોને બ્રાહ્મણના વંશમાં તમોગુણી રાક્ષસ શરીર પ્રાપ્ત થશે. ॥ ૨ ॥ તમો બન્ને ભાઇઓ, જરા વગરના, અમર, અતુલ પ્રભાવવાળા, વીર અને જગતમાં પ્રખ્યાત થશો. જ્યારે તારો ચાર ઠેકાણે પરાભવ થશે, ત્યારે તું સદાશિવનું સેવન કરીશ. ॥ ૩ ॥ પછી સદાશિવની પાસેથી વરદાન મળવાને લીધે, સર્વ જગતમાં તારી પ્રભુતા થશે. જ્યારે તને સનત્કુમાર મળશે, ત્યારે તું અમારા શાપનું સ્મરણ કરીશ. ॥ ૪ ॥

---

૧ આ ચાર ચોપાઈ ક્ષેપક છે.

दो०[1]—तुम पूछब निस्तार निज, सादर सुनहु नरेश ॥
सब परिवार उधार तब, हुइहै मुनि उपदेश ॥ १८१ ॥

હે રાજા! ધ્યાન રાખીને સાંભળ. જ્યારે તું સનકાદિકને તારા નિસ્તાર વિષે પૂછીશ, ત્યારે તે મુનિઓના ઉપદેશથી, તારો અને તારા પરિવારનો ઉદ્ધાર થશે. ॥ ૧૮૧ ॥

चौ०—अस कहि सब महिदेव सिधाये । समाचार पुरलोगन पाये ॥
सोचहिं दूषण दैवहि देहीं । विचरत हंस काक किय जेहीं ॥ १ ॥
उपरोहितहि भवन पहुँचाई । असुर तपसिहीं खबर जनाई ॥
तिहि खल जहँ तहँ पत्र पठाये । सजि सजि सेन भूप सब आये ॥ २ ॥
घेरिन्ह नगर निशान बजाई । विविध भांति नित होत लराई ॥
जूझे सकल सुभटकै करणी । बंधु समेत परेउ नृप धरणी ॥ ३ ॥
सत्यकेतु कुल कोउ न बांचा । विप्रशाप किमि होय असांचा ॥
रिपुहि जीत नृपनगर बसाई । निज निज पुर गय जय यश पाई ॥ ४ ॥

એમ કહી, બ્રાહ્મણો ચાલ્યા ગયા. આ સમાચાર મળવાથી, પ્રતાપભાનુના નગરનાં લોકો શોક કરવા લાગ્યાં અને દૈવ કે જેણે હંસમાંથી કાગડો કરી નાખ્યો, તેને દૂષણ દેવા લાગ્યાં. ॥ ૧ ॥ કાલકેતુએ, પ્રતાપભાનુના પુરોહિતને પર્વતની ગુફામાંથી ઘેર પહોંચાડી દીધો અને પછી પેલા કપટી મુનિને ખબર આપી. એ ખળે, જ્યાં ત્યાં પત્રો મોકલ્યા અને તે પત્રો ઉપરથી સેનાઓ સજ્જ કરી કરીને રાજાઓ આવ્યા. ॥ ૨ ॥ તપસ્વી રાજાએ તથા તેની કુમકે આવેલા રાજાઓએ, નગારાં વગડાવીને પ્રતાપભાનુના નગરને ઘેરો ઘાલ્યો. નિત્ય અનેક પ્રકારની લડાઈઓ થવા લાગી. પ્રતાપભાનુના સઘળા સુભટો પોતપોતાનાં કૃત્યો કરીને ખુબ લડ્યા અને ભાઈ સહિત પ્રતાપભાનુ પણ રણભૂમિમાં પડ્યો. ॥ ૩ ॥ સત્યકેતુના કુળમાં કોઈ પણ ન બચ્યો. બ્રાહ્મણોનો શાપ કેમ મિથ્યા થાય? રાજાઓ, શત્રુને જિતી, પોતાના મિત્ર પેલા કપટી રાજાને તે શહેરમાં રાજા બનાવી, જયને તથા યશને મેળવીને, પોતપોતાની રાજધાનીઓમાં ગયા. ॥ ૪ ॥

दो०—भरद्वाज सुनु जाहि जब, होत विधाता वाम ॥
धूरि मेरु सम जनक यम, ताहि व्यालसम दाम ॥ १८२ ॥

હે ભરદ્વાજ! સાંભળો. જ્યારે જેને વિધાતા પ્રતિકૂલ હોય, ત્યારે તેને ધૂળ પણ મેરુ સમાન, પિતા પણ યમ સમાન અને દોરી પણ સર્પ સમાન થઈ પડે છે.

चौ०—काल पाइ मुनि सुनु सोइ राजा । भयउ निशाचर सहित समाजा ॥
दशशिर ताहि बीस भुजदंडा । रावण नाम वीर बरबंडा ॥ १ ॥
भूप अनुज अरिमर्दन नामा । भयउ सो कुंभकरण बलधामा ॥
सचिव जु रहा धर्मरुचि जासू । भयउ विमात्र बंधु लघु तासू ॥ २ ॥

[1] આ દોહો ક્ષેપક છે.

नाम विभीषण जेहि जगजाना । विष्णुभक्त विज्ञान निधाना ॥
रहे जे सुत सेवक नृप केरे । भये निशाचर घोर घनेरे ॥ ३ ॥
कामरूप खल जिनस अनेका । कुटिल भयंकर विगत विवेका ॥
कृपारहित हिंसक सब पापी । बरणि न जाइ विश्वपरितापी ॥ ४ ॥

સાંભળો. સારા ગુણોવાળો તે પ્રતાપભાનુ રાજા, કાળને પ્રાપ્ત થઈ, પોતાના પરિવાર સહિત રાક્ષસ યોનિને પ્રાપ્ત થયો, પ્રતાપભાનુ, દશ માથાંવાળો અને વીશ ભુજાવાળો બંકો વીર રાવણ થયો. ॥ ૧ ॥ એ રાજાનો નહાનો ભાઇ, અરિમર્દન, બળના સ્થાનકરૂપ કુંભકર્ણ થયો. ધર્મરુચિ નામનો જે મંત્રી હતો, તે, રાવણનો અને કુંભકર્ણનો નહાનો સાવકો ભાઈ થયો, ॥ ૨ ॥ કે જે 'વિભીષણ' નામથી જગતમાં પ્રખ્યાત છે, રામનો ભક્ત છે અને જ્ઞાનના ભંડારરૂપ છે. પ્રતાપભાનુના જે પુત્રો અને સેવકો હતા, તેઓ પણ અત્યંત ભયંકર રાક્ષસો થયા. ॥ ૩ ॥ વિભીષણ સિવાય, એ સઘળા રાક્ષસો, ઇચ્છા પ્રમાણે રૂપ ધરી શકે એવા, ખળ, અનેક દુષ્ટ વસ્તુઓને નાખનારા, કુટિલ, ભયંકર, વિવેક વગરના, હિંસક, પાપી, જગતને પરિતાપ આપનારા અને જેઓની દુષ્ટતાનું પૂરેપૂરું વર્ણન બની શકે નહીં એવા થયા. ॥ ૪ ॥

दो०—उपजे यदपि पुलस्त्यकुल, पावन अमल अनूप ॥
तदपि महीसुर शापवश, भये सकल अघरूप ॥ १८३ ॥

જો કે, તેઓ, પુલસ્ત્ય મુનિના પવિત્ર, નિર્મલ તથા નિરુપમ કુલમાં ઉત્પન્ન થયા, તો પણ બ્રાહ્મણોના શાપને લીધે સર્વે પાપરૂપ જ થયા.[1] ॥ ૧૮૩ ॥

चौ०—कीन्ह विविध तप तीनो भाई । परम उग्र सो बरणि न जाई ॥
गयउ निकट तप देखि विधाता । मांगहु वर प्रसन्न मैं ताता ॥ १ ॥
करि विनती पद गहि दशशीशा । बोला बचन सुनहु जगदीशा ॥
हम काहूकर मरहिं न मारे । बानर जात मनुज दुइ वारे ॥ २ ॥
एवमस्तु तुम बड तप कीन्हा । मैं ब्रह्मा मिल तोहिं वर दीन्हा ॥
पुनि प्रभु कुंभकरण पहँ गयऊ । तिहि विलोकि मन बिस्मय भयऊ ॥ ३ ॥

---

૧ બ્રહ્માના પુત્ર પુલસ્ત્ય મુનિ, મેરુ પર્વત ઉપર તૃણબિંદુના આશ્રમમાં તપ કરતા હતા, ત્યાં અનેક કન્યાઓ આવીને કલકલ કરવા લાગતાં પુલસ્ત્યે કહ્યું કે, 'જે કન્યા મારી સામે આવશે, તે ગર્ભવતી થઈ જશે. આથી સઘળી કન્યાઓએ ત્યાં જવું બંધ કર્યું. પણ તૃણબિંદુની કન્યા ભૂલથી ત્યાં જતાં, ગર્ભવતી થઈ ગઈ. તેથી વિશ્રવા નામના ઋષિનો જન્મ થયો. વિશ્રવા, કોઈ ઋષિની કન્યાને પરણ્યા, તેમાંથી કુબેરજીનો જન્મ થયો. કુબેરજીના તપથી પ્રસન્ન થઇને બ્રહ્માએ તેને પુષ્પક વિમાન તથા ભંડારોનું અધ્યક્ષપણું અને પિતાએ રહેવાને વાસ્તે લંકાપુરી આપી, કે જે રાક્ષસોના જતા રહેવાથી ખાલી પડી હતી. કુબેરજીને સર્વોત્તમ થયેલા જોઇ, સુમાલી નામના એક રાક્ષસે, પોતાની કેકસી નામની કન્યાને વિશ્રવાની પાસે મોકલી, વિશ્રવા કેકસીને જોઇ બોલ્યા કે, તું સંધ્યા સમયમાં પુત્રની ઇચ્છાથી આવી છે, માટે તને ઘોર રાક્ષસ પુત્ર થશે. આથી રાવણ વગેરેની ઉત્પત્તિ થઈ. (અધ્યાત્મરામાયણ.)

**जो यह खल नित करब अहारा । हुइहै सब उजार संसारा ॥**
**शारद प्रेरि तासु मति फेरी । मांगसि नींद मास षट केरी ॥ ४ ॥**

રાવણ કુંભકર્ણ તથા વિભીષણ, એ ત્રણે ભાઈઓએ, બ્રહ્મા ઉપર, વર્ણવી શકાય નહીં એવી પરમ ઉગ્ર તપશ્ચર્યા કરી.[1] એઓનું તપ જોઈ, બ્રહ્માએ પ્રથમ રાવણની પાસે જઈને કહ્યું કે, "હે બાપ! વર માગ. હું પ્રસન્ન થયો છું." ॥ ૧ ॥ રાવણ ચરણ પકડી, વિનતિ કરીને બોલ્યો કે, "હે જગતના ઈશ્વર! સાંભળો. હું કોઈનો માર્યો મરૂં નહીં, એ વરદાન આપો. તેમાં વાનર અને મનુષ્ય, એ બે જાતને છોડી દેજો. કારણ કે, હું એઓને મારવામાં તો વરદાન વિના પણ સમર્થ છું." ॥ ૨ ॥ બ્રહ્મા બોલ્યા કે, "तथास्तु તેં મોટું તપ કર્યું. તેથી મેં જાતે આવીને તને વરદાન આપ્યું." પછી બ્રહ્મા, કુંભકર્ણની પાસે ગયા, પણ કુંભકર્ણને જોઈને જ મનમાં વિસ્મય પામ્યા કે, ॥ ૩ ॥ "જો આ ખળ નિત્ય આહાર કરશે, તો સર્વ જગત્ ઉજ્જડ થઈ જશે," કુંભકર્ણની ઈચ્છા હતી કે, 'હું છ મહિના જાગું અને એક દિવસ ઊંઘું,' પણ તેની ઇચ્છા પૂર્ણ કરવાથી, જગતનો વિનાશ થશે, એમ ધારી, સરસ્વતીને પ્રેરીને, બ્રહ્માએ તેની બુદ્ધિ ફેરવી નાખી, તેથી તેણે, છ મહિના સુધી ઊંઘવાનું અને એક દિવસ જાગવાનું માગ્યું. બ્રહ્માએ તથાસ્તુ એમ કહ્યું. ॥ ૪ ॥

**दो०—गयउ बिभीषण पास तब, कहा पुत्र बर मांग ॥**
**तेहि मांगउ भगवंत पद, कमल अमल अनुराग ॥ १८४ ॥**

પછી બ્રહ્માએ વિભીષણની પાસે જઈને, 'હે પુત્ર! વર માગ.' એમ કહેતાં તેણે, ભગવાનનાં ચરણકમળોમાં નિર્મળ પ્રીતિ જ માગી. ॥ ૧૮૪ ॥

**चौ०—तिनहिं देइ बर ब्रह्म सिधाये । हरषित ते अपने गृह आये ॥**
**मयतनुजा मन्दोदरि नामा । परम सुंदरी नारि ललामा ॥ १ ॥**
**सो मय दीन्ह रावणहि आनी । भइ सो यातुधान पटरानी ॥**
**हर्षित भयउ नारि भलि पाई । पुनि दोउ बंधु बिवाहसि जाई ॥ २ ॥**

વિભીષણને 'तथास्तु' એમ કહી, બ્રહ્મા ત્યાંથી ચાલ્યા અને કુંભકર્ણને યોગ્ય વરદાન અપાયાથી પ્રસન્ન થઈને પોતાના લોકમાં ગયા. અત્યંત રૂપાળી અને સ્ત્રીઓમાં શિરોમણિ મંદોદરી નામની મયદાનવની પુત્રી હતી, ॥ ૧ ॥ તેને મયદાનવે રાવણને આપી અને તેથી તે રાવણની પટ્ટરાણી થઈ. સારી સ્ત્રી મળવાથી પ્રસન્ન થયેલા રાવણે, પછી પોતાના બે ભાઈઓનો પણ વિવાહ કર્યો ॥ ૨ ॥

---

૧ એ સમયે પુષ્પક વિમાનમાં બેસીને પિતાની પાસે આવેલા કુબેરજીને જોઈ, રાવણે પોતાની માતાને પૂછ્યું કે, "આ કોણ છે?" માતાએ કહ્યું કે, 'આ તારો સાવકો ભાઈ છે અને તપ કરીને દેવ પદવી પામ્યો છે. તારો જન્મ વૃથા જ છે, કે તું આળસુ થઈને ઘરમાં જ [illegible] રહે છે." આથી ચાનક ચઢતાં, રાવણ કુંભકર્ણને તથા વિભીષણને સાથે લઈને તપ કરવા ગયો. (વાલ્મીકીય-રામાયણ ઉત્તરકાંડ) ૨ કેટલાએક કહે છે કે, કુંભકર્ણને ઈંદ્રાસન લેવું હતું, તેને બદલે બ્રહ્માએ નિદ્રાસન આપ્યું.

दो॰[1]—वैरोचनकी पेवती, वज्रज्वाल जेहि नाम ॥
कुंभकर्णका तासु सँग, कियो व्याह सुखधाम ॥ १८५ ॥
शैलूषहि गंधर्वकी, सरमा सुता सयान ॥
व्याह विभीषणको कियो, ताके सँग सुख मान ॥ १८६ ॥

વૈરોચનની વજ્રજ્વાલા નામની પૌત્રીની સાથે કુંભકર્ણનો સુખદાયી વિવાહ કર્યો ॥ ૧૮૫ ॥ શૈલૂષ નામના ગંધર્વની સરમા[2] નામની ચતુર પુત્રી હતી, તેની સાથે વિભીષણનો વિવાહ કરી, રાવણુ આનંદ પામ્યો. ॥ ૧૮૬ ॥

चौ॰—गिरि त्रिकूट इक सिन्धु मझारी । विधि निर्मित दुर्गम अतिभारी ॥
सोइ मयदानव बहुरि सँभारा । कनक रचित मणि भवन अपारा ॥ ३ ॥
भोगवती जस अहिकुल वासा । अमरावति जस शक्र निवासा ॥
तिनते अधिक रम्य अतिबंका । जगविख्यात नाम तिहि लंका ॥ ४ ॥

સમુદ્રની અંદર બ્રહ્માએ બનાવેલો અને જેના ઉપર કોઇથી જઇ શકાય નહીં એવો અતિ ઊંચો ત્રિકૂટ નામનો પર્વત છે, તેને મયદાનવે બહુ સુધારીને તેના ઉપર જગત્પ્રસિદ્ધ લંકાપુરી બનાવી હતી, કે જેમાં સુવર્ણથી તથા મણિઓથી રચેલાં અપાર ઘરો હતાં. ॥ ૩ ॥ એ નગરી સર્પોની ભોગવતી નામની નગરીથી અને ઇંદ્રની અમરાવતી નામની નગરીથી પણ અત્યંત રમણીય અને અત્યંત વિચિત્ર રચનાવાળી હતી. ॥ ૪ ॥

दो॰—खाई सिंधु गंभीर अति, चारिहु दिशि फिरि आव ॥
कनक कोट मणि खचित दृढ, बरणि न जाय बनाव ॥ १८७ ॥

એ નગરીને, ચારે તરફ ફરતી સમુદ્રરૂપ અત્યંત ગંભીર ખાઈ હતી અને મણિઓથી જડેલો મજબૂત કિલ્લો હતો, કે, જેઓનું કોઇથી પૂરેપૂરૂં વર્ણન જ કરી શકાય નહીં. ॥ ૧૮૭ ॥

दो॰—हरिप्रेरित तिहि कल्प जोइ, यातुधानपति होय ॥
शूर प्रतापी अतुल बल, दल समेत बस सोय ॥ १८८ ॥

પ્રભુની ઇચ્છાથી, તે કલ્પમાં જે કોઇ શૂર, પ્રતાપી તથા અતુલ બળવાળો રાક્ષસોનો સ્વામી હોય, તે પોતાના સૈન્ય સહિત, તેમાં રહે એવી, તે લંકાના દ્વારપર વર્ણમાળા લખાયલી હતી. ॥ ૧૮૮ ॥

चौ॰—रहे तहां निशिचर भट भारे । ते सब सुरन समर संहारे ॥
अब तहँ रहहिं शक्रके प्रेरे । रक्षक कोटि यक्षपति केरे ॥ १ ॥

---

૧ આ બે દોહા ક્ષેપક છે. ૨ માનસ સરોવરના તટ ઉપર સરમાનો જન્મ થયો, તે વખતે સરોવરનું જળ વધવા માંડતાં, તેની માતાએ 'सरो मा वर्द्धिष्ट, તળાવ વધો માં,' એમ કહ્યું હતું, તેથી તે કન્યા સરમા કહેવાઇ હતી.

दशमुख कबहुँ खबरि अस पाई । सेन साजि गढ घेरिसि जाई ॥
देखि विकट भट बडि कटकाई । यक्ष जीव लै गये पराई ॥ २ ॥
फिरि सब नगर दशानन देखा । गयउ सोच सुख भयउ विशेखा ॥
सुन्दर सहज अगम अनुमानी । कीन्ह तहां रावण रजधानी ॥ ३ ॥
जिहि जस योग बांट गृह दीन्हे । सुखी सकल रजनीचर कीन्हे ॥
एक वार कुबेर पहँ धावा । पुष्पक यान जीत ले आवा ॥ ४ ॥

એ લંકામાં, પ્રથમ ભારે લડવૈયા રાક્ષસો રહેતા હતા અને તે સઘળાઓને યુદ્ધમાં દેવતાઓએ માર્યા હતા. હાલ તેમાં ઇંદ્રની પ્રેરણાથી કુબેરજીના એક કરોડ યક્ષો, રક્ષક થઇને રહ્યા હતા. ॥ ૧ ॥ કોઈ દિવસે રાવણને એ ખબર મળતાં, રાવણે સેના તૈયાર કરીને એ ગઢને ઘેરો ઘાલ્યો. યક્ષો વિકટ યોદ્ધાઓવાળી રાવણની મોટી સેનાને જોઇ, જીવ લઈને ત્યાંથી ભાગી ગયા.[1] ॥ ૨ ॥ પછી રાવણે ફરી ફરીને તે સઘળું શહેર જોયું, જોવાથી શોક ટળી ગયો અને વિશેષ આનંદ ઉત્પન્ન થયો. રાવણે એ નગરીને શત્રુઓથી અગમ્ય અને સ્વાભાવિક સુંદર ધારીને, ત્યાં પોતાની રાજધાની કરી. ॥ ૩ ॥ જેઓને જેવાં જેવાં જોઇએ, તેઓને તેવાં તેવાં ઘરો બાંધી આપ્યાં અને સઘળા રાક્ષસોને સુખી કર્યા. રાવણ, એક વાર કુબેરજીની ઉપર ચઢી ગયો અને ત્યાં લઢાઈ કરી, કુબેરજીની પાસેથી પુષ્પક નામનું વિમાન જિતી આવ્યો. ॥ ૪ ॥

दो०—कौतुकही कैलास पुनि, लीन्हसि जाय उठाय ॥
मनहु तोलि निज बाहुबल, चला अधिक सुख पाय ॥ १८९ ॥

એક સમયે, રાવણે કૌતુકથી જઈ, કૈલાસ પર્વતને ઉઠાવી, પોતાની ભુજાઓના બળની તુલના કરી અને તેથી તેને અધિક સુખ પ્રાપ્ત થયું[2]. ॥ ૧૮૯ ॥

चौ०—सुख संपति सुत सेन सुहाई । जय प्रताप बल बुद्धि बढाई ॥
नित नूतन सब बाढत जाई । जिमि प्रतिलाभ लोभ अधिकाई ॥ १ ॥
अतिबल कुंभकरण अस भ्राता । जिहिकहँ नहिं प्रतिभट जग जाता ॥
करै पान सोवै षट मासा । जागत होइ तिहूँ पुर त्रासा ॥ २ ॥
जो दिन प्रति अहार कर सोई । विश्व वेगि सब चौपट होई ॥
समर धीर नहिं जाय बखाना । तेहि सम अधिक न कउ बलवाना ॥ ३ ॥
वारिदनाद जेठ सुत तासू । भटमहँ प्रथम लीक जग जासू ॥
जिहि न होय रण सन्मुख कोई । सुरपुर नितहि परावन होई ॥ ४ ॥

---

૧ રાવણનું આવવું સાંભળી, કુબેરજીએ લંકાને ખાલી કરી દઇને, અલકાપુરી વસાવી હતી, એમ વાલ્મીકીયરામાયણમાં કથા છે. ૨ રાવણે કૈલાસને ઉઠાવતાં, સદાશિવે પગના અંગુઠાથી કૈલાસને દબાવ્યો, તેથી, નીચે હાથ ભીંસાતાં રાવણ રોયો હતો, તેથી તેનું નામ રાવણ પડયું હતું. પહેલાં દશકન્ધર નામ હતું. આ સમયે સદાશિવે, તેને કેટલાંક વરદાન પણ આપ્યાં હતાં. (વાલ્મીકીયરામાયણ ઉત્તરકાંડ.)

જેમ માણસને, પ્રત્યેક લાભે, લોભ વધતો જાય, તેમ રાવણને, સુખ, સંપત્તિ, પુત્રો, સેના, સહાયો, જય, પ્રતાપ, બળ, બુદ્ધિ અને મોટાઈ, એઓ નિત્ય નવાં નવાં વધવા લાગ્યાં. ॥૧॥ એ રાવણનો અત્યંત બળવાન્ ભાઈ કુંભકર્ણ, કે જેની સામે લડી શકે એવો કોઈ પણ યોદ્ધો જગતમાં જન્મ્યો ન હતો, તે મદિરાપાન કરીને, છ મહિના સુધી સૂઈ રહેતો હતો અને જે દિવસે જાગતો હતો તે દિવસે ત્રૈલોકયને ત્રાસ આપતો હતો. ॥૨॥ અને જો નિત્ય આહાર કરે, તો સઘળું જગત્ તુરતજ ઉજ્જડ થઈ જાય એમ હતું. જેનું વર્ણન કરી શકાય નહીં એવો અને યુદ્ધમાં ધીર એ કુંભકર્ણ, એવો હતો કે, તેનાથી અધિક અથવા તેના બરોબર, બીજો કોઈ પણ બળવાન્ ન હતો. ॥ ૩ ॥ જગતની અંદર વીર લોકોમાં પહેલો નંબર ગણાતો મેઘનાદ નામનો રાવણનો મોટો પુત્ર હતો, કે જેની સામે જગતમાં કોઈ પણ યોદ્ધા ઉભા રહી શકે એમ નહોતા અને જેને લીધે, દેવલોકમાં નિત્ય ભાગનાશ થઈ પડતી હતી. ॥ ૪ ॥

दो०—कुमुख अकंपन कुलिशरद, धूम्रकेतु अतिकाय ॥
एक एक जग जीति सक, ऐसे सुभट निकाय ॥ १९० ॥

દુર્મુખ, અકંપન, વજ્રદેહ, ધમ્રકેતુ અને અતિકાય વગેરે બીજા પણ અનેક યોદ્ધાઓ, રાવણની પાસે હતા અને તેઓમાંનો એક એક પણ સઘળા જગતને જિતી શકે એમ હતું. ॥ ૧૯૦ ॥

चौ०—कामरूप जानहिं सब माया । स्वप्नेहु जिनके धर्म न दाया ॥
दशमुख बैठे सभा इकवारा । देखि अमित आपन परिवारा ॥ १ ॥
सुत समूहजन परिजन नाती । गनैको पार निशाचर जाती ॥
सैन विलोकि सहज अभिमानी । बोला वचन क्रोध मद सानी ॥ २ ॥
सुनहु सकल रजनीचर यूथा । हमरे वैरी विबुध वरूथा ॥
ते सन्मुख नहिं करहिं लराई । देखि सबल रिपु जाहिं पराई ॥ ३ ॥
तिनकर मरण एकविधि होई । कहौं बुझाय सुनहु अब सोई ॥
द्विज भोजन मख होम सराधा । सबकर जाय करहु तुम बाधा ॥ ४ ॥

એ સર્વે રાક્ષસો પોતાની ઈચ્છા પ્રમાણે રૂપ ધરનારા, મહા માયાવી અને જેઓને સ્વપ્નમાં પણ કોમલતા કે દયા ન હતી એવા હતા. એક સમયે સભામાં બેઠેલા રાવણે પોતાના અમિત પરિવારને, પુત્રોના સમૂહને, કુટુંબના લોકોને, પૌત્રોને તથા કોઈથી ગણી શકાય નહીં એવા બીજા પણ રાક્ષસોને જોઈ ક્રોધથી તથા અહંકારથી ભરેલી આજ્ઞા કરી કે, ॥ ૧ ॥ ૨ ॥ "હે રાક્ષસો! સાંભળો. આપણા દુશ્મન દેવતાઓ, આપણી સામે લડાઈ કરતા નથી અને આપણી પ્રબલતા જોઇને નાશી જાય છે, તેથી તેઓને આપણે મારી શકતા નથી. ॥ ૩ ॥ એઓને મારવાનો એક ઉપાય છે, તે હું તમોને સમજાવીને કહું છું, તે સાંભળો. તમો સર્વે પૃથ્વીમાં જઈ, બ્રાહ્મણભોજનોને, યજ્ઞોને, હોમોને તથા શ્રાદ્ધોને અટકાવો ॥ ૪ ॥

दो०—क्षुधाक्षीण बलहीन सुर, सहजहिं मिलिहहिं आय ॥
तब मारिहौं कि छांडिहौं, भली भांति अपनाय ॥ १९१ ॥

દેવતાઓ, ક્ષુધાથી ક્ષીણ અને બળહીન થઇ, પોતાની મેળે મારી પાસે હાજર થશે. પછી જેમ મને સારૂં લાગશે, તે પ્રમાણે તેઓને કબજામાં લઇને મારી નાખીશ, કે છોડી દઈશ." ॥ ૧૯૧ ॥

चौ०–मेघनाद कहँ पुनि हँकरावा । दीन सीख बल बैर बढ़ावा ॥
जे सुर समर धीर बलवाना । जिनके लरिबेको अभिमाना ॥ १ ॥
तिनहिं जीति रण आनिसि बांधी । उठि सुत पितु अनुशासन साधी ॥
इहिविधि सबही आज्ञा दीन्हा । आपुन चलेउ गदा कर लीन्हा ॥ २ ॥
चलत दशानन डोलत अवनी । गर्जत गर्भ स्रवत सुरवरनी ॥
रावण आवत सुनेउ सकोहा । देवन तकेउ मेरु गिरि खोहा ॥ ३ ॥
दिक्पालनके लोक सिधाये । सूने सकल दशानन पाये ॥
पुनि पुनि सिंहनाद करि भारी । देइ देवतन गारि प्रचारी ॥ ४ ॥

પછી રાવણે પોતાના મોટા પુત્ર મેઘનાદને બોલાવી, બળને તથા વૈરને વધારે એવી ભલામણ કરી કે, "જે જે દેવતાઓ, યુદ્ધમાં ધીર, બળવાન્ અને લડવાનું અભિમાન ધરાવનારા છે, ॥ ૧ ॥ તેઓને, યુદ્ધમાં જિતી, બાંધીને અહીં લઈ આવ." મેઘનાદે, પિતાની આ આજ્ઞા સાંભળી, તૈયાર થઇને, તે આજ્ઞા માથે ચઢાવી. રાવણ, બીજાઓને પણ એ પ્રમાણે આજ્ઞા દઈ, પોતે પણ ગદા લઇને ચાલ્યો. ॥ ૨ ॥ રાવણ, ચાલતાં ધરતી ધ્રુજવા લાગી. રાવણની ગર્જનાઓ સાંભળવાથી, દેવતાઓની સ્ત્રીઓના ગર્ભો સ્રવી જવા લાગ્યા. રાવણને ક્રોધથી આવતો સાંભળી, દેવતાઓ મેરૂ પર્વતની ગુફાઓમાં છૂપાઈ ગયા. ॥ ૩ ॥ રાવણ દિક્પાલ[1] દેવતાઓના લોકોમાં ગયો, ત્યાં તેને સઘળા લોકો ખાલી પડેલા જોવામાં આવ્યા. રાવણે વારંવાર ભારે સિંહનાદો કરી, લલકારી લલકારીને દેવતાઓને ગાળો દીધી. ॥ ૪ ॥

दो०–सप्तद्वीप नवखंड लगि, सप्त पताल अकास ॥
कंपमान धरणी धसत, सरितपतिन्ह मन त्रास ॥ १९२ ॥

રાવણના ભયથી સાતે દ્વીપ,[2] નવ ખંડ,[3] સાત પાતાલ[4] અને આકાશ કંપવા લાગ્યાં. પૃથ્વી ધડકવા લાગી અને સમુદ્રો પણ મનમાં ત્રાસ પામવા લાગ્યા. ॥ ૧૯૨ ॥

चौ[5]०–रण मदमत्त फिरै जग धावा । प्रतिभट खोजत कतहुँ न पावा ॥
नारद मिले कहसि मुसकाई । देव कहां सुनि देहु दिखाई ॥ १ ॥

---

૧ ઇંદ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, કુબેર અને ઇશાન, એ આઠ દિક્પાલ કહેવાય છે. ૨ જંબુ, પ્લક્ષ, શાલ્મલી, કુશ, ક્રૌંચ, શાક અને પુષ્કર, એ નામના સાત દ્વીપ છે. ૩ ઇલાવૃત, રમ્યક, હિરણ્યમય, કુરૂ, હરિવર્ષ, ભારત, કેતુમાલ, ભદ્રાશ્વ અને કિંપુરુષ, એ નામના નવ ખંડ છે. ૪ અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલ એ નામનાં સાત પાતાલ છે. ૫ અહીંથી ક્ષેપક ભાગ શરૂ થાય છે.

सुनत अनख नारदहि न भावा । श्वेतद्वीप तेहि तुरत पठावा ॥
सागर उतरि पार सो गयऊ । नारि वृन्द तहँ देखत भयऊ ॥ २ ॥
तिनसन कहा पतिनपहँ जाहू । कहो कि आव निशाचर नाहू ॥
तब मैं तिनहिं जीति संग्रामा । लै जैहौं तुमको निज धामा ॥ ३ ॥
सुनत वचन यक जरठ रिसानी । धाय चरण गहि गगन उडानी ॥
गई दूरि धरि धरि झकझोरा । डारा सिंधु मध्य अतिजोरा ॥ ४ ॥

રાવણ લડાઈના મદથી મતવાળો થઈને જગતમાં ફરવા લાગ્યો, પણ કોઈ જગે, તેને સામી બરાબર ટક્કર લઈ શકે એવો યોદ્ધો શોધતાં પણ મળ્યો નહીં. માર્ગમાં નારદજી મળતાં તેમને રાવણે હસીને પૂછ્યું કે, "હે મુનિ! દેવતાઓ કયાં છે? એ બતાવો." ॥ ૧ ॥ નારદજીને, આ વાત સારી લાગી નહીં, તેથી; તેમણે ક્રોધ કરીને તુરત રાવણને શ્વેતદ્વીપ તરફ મોકલ્યો. રાવણ, સમુદ્રને ઉતરીને પેલે પાર ગયો, ત્યાં સ્ત્રીઓનું મંડલ તેના જોવામાં આવ્યું. ॥ ૨ ॥ રાવણે, તે સ્ત્રીઓને કહ્યું કે, "તમો તમારા પતિની પાસે જઈને કહો કે, રાક્ષસોનો રાજા આવ્યો છે. હું તમારા પતિને સંગ્રામમાં જિતીને તમોને મારી નગરીમાં લઈ જઈશ." ॥ ૩ ॥ આ સાંભળી ક્રોધ પામેલી એક બુઢ્ઢી સ્ત્રી દોડી રાવણના પગ પકડી, તેને લઈને આકાશમાં ઉડી, આકાશમાં દૂર જઈને, તેણે રાવણને પકડી પકડીને ઝાટકયો અને વળી અત્યંત બળથી સમુદ્રમાં ફેંકી દીધો. ॥ ૪ ॥

दो०—गयो पताल अचेत ह्वै, मरै न ब्रह्मप्रसाद ॥
सावधान उठि गर्ज पुनि, हिये न हर्ष विषाद ॥ १९३ ॥

રાવણ બેભાન થઈને પાતાલમાં ચાલ્યો ગયો, પણ બ્રહ્માના વરદાનને લીધે મરણ પામ્યો નહીં. સાવધાન થઈ પાતાલમાંથી ઉઠીને પાછી ગર્જના કરવા લાગ્યો અને તેના મનમાં કશો હર્ષ કે ખેદ રહ્યો નહીં. ॥ ૧૯૩ ॥

चौ०—जीतसि नाग नगर सब झारी । गयो बहुरि बलिलोक सुरारी ॥
वैरोचन सुत आदर दयऊ । कुशल बूझि तब बोलत भयऊ ॥ १ ॥
तुमहूं निज शत्रुहि गहि लीजै । चलि महिलोक राज्य अब कीजै ॥
कह बलि कनककशिपुके मंडन । पहरि लेहु तुम सुख दुख खंडन ॥ २ ॥
लाग उठावन उठा न कोई । याही पौरुषते जय होई ॥
जिन यह भूषण अंग न धारे । ते भट गय यक क्षणमें मारे ॥ ३ ॥
तिहिते भवन जाहु ले माना । चला तुरत मनमाहिं लजाना ॥
वामन रावण आवत जाना । किये देवऋषिसन अभिमाना ॥ ४ ॥
खेलत रहे नगर शिशु नाना । निजबल तिन्हहिं दीन्ह भगवाना ॥
धाइ धरा तिन पुर ले आये । नगर नारि नर देखन धाये ॥ ५ ॥
बीस बाहु दशकंधर जाई । विधि यह गढनि कहांकी आई ॥
राखिन बांधि खिजावहिं भारी । नाम न कहै सहै बरु गारी ॥ ६ ॥

वामन दीख बहुत सकुचाना । तब छुड़ाय दिय कृपानिधाना ॥
चला तुरंत निशाचरनाहा । लाज शंक कछु नहिं मनमाहा ॥ ७ ॥

પછી એ રાવણ, સઘળા નાગલોકને જિતીને બલિ રાજાના નગરમાં ગયો. બલિ રાજાએ આદર આપીને કુશલ પૂછતાં, તે બોલ્યો કે, ॥ १ ॥ "તમે પણ મારી સાથે ચાલો, તમારા શત્રુઓને પકડી લ્યો, અને પૃથ્વીપર પાછું રાજ્ય જમાવો." બલિ રાજાએ કહ્યું કે, "તમે મારા પરદાદા હિરણ્યકશિપુનાં આ ઘરેણાં પહેરી લ્યો, કે જેથી સુખ થાય અને દુઃખનો નાશ થાય" ॥ ૨ ॥ રાવણ, એ ઘરેણાંઓને ઉઠાવવા લાગ્યો. પણ એકે ઘરેણું તેનાથી ઉઠાવી શકાયું નહીં; બલિ રાજા બોલ્યા કે, "આવા પુરુષાર્થથી જયની ઇચ્છા રાખો છો કે ? જેઓએ આ ઘરેણાંઓ અંગોપર ધર્યાં હતાં, તે યોદ્ધાઓ પણ ક્ષણ માત્રમાં માર્યા ગયા છે, ત્યારે તમે કોણ માત્ર છો ? ॥ ૩ ॥ આમ છે, એટલા માટે તમે જીવ લઇને તમારે ઘેર જાઓ." મનમાં લજાયલો રાવણ, ત્યાંથી તુરત ચાલતો થયો. વામનજી ભગવાને, રાવણને આવતો જાણી અને તેણે, 'નારદજીની પાસે અભિમાનનાં વચનો કહ્યાં છે,' ॥ ૪ ॥ એમ જાણીને બલિ રાજાના નગરમાં રમતાં કેટલાંએક બાલકોને પોતાનું બળ આપ્યું. એ બાલકો, દોડી, રાવણને પકડીને ગામમાં લાવતાં, નગરનાં સ્ત્રી અને પુરુષો તેને જોવા દોડ્યાં અને જોઈ જોઇને આશ્ચર્ય પામ્યાં કે, ॥ ૫ ॥ "અરે દૈવ ! આ વીશ હાથ અને દશ માથાંવાળી ઘટના તે ક્યાંની આવી છે" ? લોકો, રાવણને બાંધીને બહુ ખીજાવવા લાગ્યાં. તે પોતાનું નામ નહીં કહેતો હતો, તેથી તેને લોકોના હાથનો માર પણ બહુ સહન કરવો પડ્યો ॥ ૬ ॥ રાવણ, વામનજીને જોઇને, બહુ લજાવા લાગ્યો, ત્યારે કૃપાના નિધાનરૂપ વામનજીએ, તેને છોડાવી દીધો, રાવણ, તુરત ત્યાંથી ચાલ્યો. એના મનમાં કશી લાજ કે શંકા આવી નહીં ॥ ૭ ॥

दो०—अति निर्लज्ज दयारहित, हिंसापर अति प्रीति ॥
रामविमुख दशकंठ शठ, तापर चाहत जीति ॥ १९४ ॥

રાવણ અત્યંત નિર્લજ્જ, દયા રહિત, હિંસા ઉપર અત્યંત પ્રીતિવાળો, શઠ અને તે ઉપરાંત વળી રામથી વિમુખ હતો, તે છતાં, જયની ઈચ્છા રાખતો હતો, તો એ એની ઈચ્છા શી રીતે પૂરી થાય ? ॥ ૧૯૪ ॥

दो०—भरद्वाज सुनु जाहि जब, होत विधाता वाम ॥
मणिहु कांच हुइ जाइ तब, लहै न कौडी दाम ॥ १९५ ॥

હે ભરદ્વાજ મુનિ ! સાંભળો. જ્યારે જેને દૈવ પ્રતિકૂલ હોય, ત્યારે તેને મણિ પણ કાચ થઈ જાય છે, કે જેથી એક કોડી પણ ઉપજતી નથી. ॥ ૧૯૫ ॥

चौ०—जहँ कहुँ फिरत देव द्विज पावै । दण्ड लेइ बहु त्रास दिखावै ॥
इहि आचरण फिरै दिन राती । महामलिन मन खल उत्पाती ॥ १ ॥
बहुरि तुरत पम्पापुर आवा । वालि नाम कपिपति जेहि ठांवा ॥
अवलोकसि तिहि सरवर शोभा । जिहि लख महामुनिन्ह मन लोभा ॥ २ ॥

तहां कपीश करै निज ध्याना । दशकंधरहि देख मुसकाना ॥
जाइ ठाढ तहँ भा रजनीशा । ठोकि बाहु गर्जित भुज बीशा ॥ ३ ॥
तब रावण बोला करि क्रोधा । बकध्यानी कपि शठ बिनु बोधा ॥
नाम तोर सुन आयउँ धाई । दे कपि युद्ध छांडि कदराई ॥ ४ ॥

રાવણ ફરતાં ફરતાં જ્યાં જ્યાં દેવતાઓને કે બ્રાહ્મણોને દેખવા લાગ્યો, ત્યાં ત્યાં દંડ લઇને, તેઓને, બહુ ત્રાસ આપવા લાગ્યો. ઉત્પાતી, ખલ અને મહા મલિન મનવાળો રાવણ, દિવસ રાત ફરવા લાગ્યો અને આવાં આચરણો કરવા લાગ્યો. ॥ ૧ ॥ ફરતાં ફરતાં, તુરત પંપાપુરમાં ( કિષ્કિંધામાં ) આવ્યો, કે જ્યાં વાલી નામનો વાનરોનો રાજા રહેતો હતો. એ પુર આગળ પંપા નામનું સરોવર છે, તેની શોભા જોવા લાગ્યો. એ સરોવરને જોઈ, મોટા મોટા મુનિઓનાં મન પણ લલચાય એમ હતું. ॥ ૨ ॥ ત્યાં બેસીને, આત્માનું ધ્યાન કરતો વાલી, રાવણને જોઇને હસ્યો. રાવણ, તેની સામે જઇ, સામો ઉભો રહી ગર્જના કરી, વીશે હાથની ખંભી ઠોકી, ॥ ૩ ॥ ક્રોધ કરીને બોલ્યો કે, "અરે બગલાની પેઠે ધ્યાન ધરી બેઠેલા અજ્ઞાની શઠ વાનર ! હું તારૂં નામ સાંભળી, દોડી આવ્યો છું. તું લુચ્ચાઈ છોડી દઇને મારી સામે યુદ્ધ કર. ॥ ૪ ॥

दो०—मोहिं जीते विन समरमहँ, वृथा ध्यान तव कीश ॥
कटकटाय कय रजनिचर, रदन तीनसौ बीश ॥ १९६ ॥

"હે વાનર ! મને યુદ્ધમાં જિત્યા વિના તારૂં ધ્યાન વૃથા છે." આ પ્રમાણે રાવણ, ત્રણસો વીશ દાંતોની કકડાટી કરીને બોલતાં, ॥ ૧૯૬ ॥

चौ०—तब वाली बोला मुसकाई । बल तुम्हार ऐसेही भाई ॥
रवि अंजलि मैं देउँ सप्रीती । ठाढ रहो मोहिं जायहु जीती ॥ १ ॥
वाली तब मनमांहिं विचारा । शिव वर दीन्ह मरै नहिं मारा ॥
दशकंधर घर जाहु विचारी । अजय तुम्हारि सुनी विधि चारी ॥ २ ॥
दशकंधरहि बहुत समुझावा । कौनउँ भांति बोध नहिं आवा ॥
तब सकोप उठि झपट कपीशा । दृढ गहि कांख दाब दशशीशा ॥ ३ ॥
अंजलि दीन्ह रविहि सन्मानी । अचयउ सप्त उदधिकर पानी ॥
जपउ नाम शंकर मन वानी । तेहि क्षण संध्या वन्दि सिरानी ॥ ४ ॥

વાલી બોલ્યો કે, "હે ભાઈ ! તારૂં બળ એવું જ છે. હું સૂર્યને ભક્તિપૂર્વક અર્ઘ આપી લઉં, ત્યાંસુધી ઊભો રહે. પછી મને જિતીને જજે." ॥ ૧ ॥ વળી 'આને સદાશિવે વરદાન દીધું છે, માટે માર્યો મરશે નહીં,' એમ વિચારીને વાલીએ કહ્યું કે, "હે રાવણ ! તું વિચાર કરીને ઘેર જા. તારી ચાર ઠેકાણે હાર થવાની છે, એમ મેં સાંભળ્યું છે." ॥ ૨ ॥ રાવણને ઘણો સમજાવ્યો, પણ કોઇ પ્રકારે તેને સમજણ નહીં આવતાં, ક્રોપ પામેલા વાલીએ ઉઠી, ઝડપથી તેને પકડી લઇને કાખમાં દબાવી લીધો. ॥ ૩ ॥ પછી અર્ઘ આપવાથી સૂર્યને મનાવી, સાતે સમુદ્રોનાં જળોનું આચમન લઇ, મનથી તથા વાણીથી શંકરના નામોનો જપ કરી, તુરત સંધ્યાવંદનની સમાપ્તિ કરીને ॥ ૪ ॥

दो०—आवा घरहिं कपीश तब, कांख रहा लंकेश ॥
इहिविधि बीत मास षट, पावा बहुत कलेश ॥ १९७ ॥

વાલી પોતાને ઘેર આવ્યો. લંકાનો પતિ રાવણ તો, એમને એમ કાખમાં જ હતો. આ પ્રમાણે છે[1] માસ વીતી ગયા અને રાવણ વાલીની કાખમાં બહુ કલેશ પામ્યો. ॥ ૧૯૭ ॥

चौ०—नित कलेश बश करै उपाई । तहँ न चलै कछु आतुरताई ॥
बहु प्रस्वेद कखरीमहँ जामा । अधिक कुवास कीन्ह तहँ घामा ॥ १ ॥
कलमलाइ रिसि दशनन काटा । कचकर जीव मनहु भ्रम चाटा ॥
एक दिवस रवि अंजलि साजा । कांखते निकरि दशानन भाजा ॥ २ ॥
तब पुनि धरि कपीश सो बाँधा । ले आयो अंगद के साँधा ॥
बीस भुजा दश शीश सुधारा । चरण दोउ पुनि पुनि तेहि मारा ॥ ३ ॥
धरि समेटि झुमरि सम कीन्हा । बांधि सेजपर शोभा दीन्हा ॥
अंगद खेलि लात शिर मारा । किलकिलाइ किलकै किलकारा ॥ ४ ॥

રાવણ, કલેશને વશ થઈ, નિત્ય નીકળવાના ઉપાયો કરતો હતો, પણ રાવણની કશી કારીગરી ફાવતી ન હતી. વાલીની કાખમાં બહુ પસીનો જામતાં, ॥ ૧ ॥ અને તેથી બહુ જ દુર્ગંધપણું થતાં, રાવણે ક્રોધ કરીને દાંતોથી બટકું ભર્યું પણ વાલીએ તો જાણ્યું કે વાળનો કીડો (જૂ) કરડે છે. એક દિવસે સૂર્યને અંજલિ દેવાના સમયમાં રાવણ કાખમાંથી નીકળીને ભાગ્યો, ॥ ૨ ॥ પણ વાલીએ તુરત જ તેને પકડીને બાંધી લીધો. વાલી પોતાના પુત્ર અંગદને ગમ્મત કરાવવાને વાસ્તે, રાવણને તેની પાસે લઈ જતાં, અંગદે વીશ ભુજા અને દશ માથાં લાંબાં કરાવીને, તેઓના ઉપર વારંવાર પોતાના બન્ને પગોની લાતો મારી. ॥ ૩ ॥ વાલીએ, રાવણને ગોળાકાર ઝૂમણાં જેવો કરી, શોભા તરીકે અંગદના પાલણા ઉપર બાંધી દેતાં, અંગદે તેનાં માથાંઓમાં ખૂબ લાતો મારી, કે જેથી રાવણ કીકીઆરી અને કલકલાટ કરવા લાગ્યો. ॥ ૪ ॥

दो०—तारा चीन्हउ रावणहिं, तिहि क्षण दीन्ह छुडाय ॥
जाहु तुरत लंकेश गृह, बहुरि धरहिं कपिराय ॥ १९८ ॥

એ ચીચીઆરી ઉપરથી, વાલીની સ્ત્રી તારાએ, રાવણને ઓળખી, તુરત છોડાવી નાખ્યો અને કહ્યું કે, 'હે લંકેશ ! તું તુરત તારે ઘેર જતો રહે. નહીંતર કપિરાજ ફરીવાર પકડી લેશે.' ॥ ૧૯૮ ॥

---

૧ વાલ્મીકીયરામાયણના ઉત્તર કાંડમાં તો લખ્યું છે કે, વાલી થોડી જ વારમાં સઘળા સમુદ્રોમાં સંધ્યા કરી આવતો હતો અને રાવણ પણ થોડી જ વાર સુધી તેની કાખમાં રહ્યો હતો.

चौ०–पुनि रावण आवा तिहि ठांई । सहसबाहु जहँ रास बनाई ॥
जलक्रीडा करती सब नारी । विविध भांति शोभा अतिभारी ॥ १ ॥
आय रास मंडल जहँ रेवा । सुर नर नाग करहिं तहँ सेवा ॥
जाय दीख रावण सुख नाना । देख विभव अतिशय दुख माना ॥ २ ॥
तहां शंभुकर मन्दिर सोहा । जेहि लख महा मुनिन मन मोहा ॥
तुलसी कमलपत्र तहँ आना । बिल्वपत्र अरु पुष्प प्रमाना ॥ ३ ॥
जाकर जल क्षोभेउ दशशीशा । पढउ मंत्र सुमिरे जगदीशा ॥
निलज निशंक गयउ पुनि तहँवां । करि जल केलि सहसभुज जहँवां ॥ ४ ॥

પછી રાવણ ત્યાં આવ્યો, કે જ્યાં હજાર હાથવાળો સહસ્રાર્જુન રાજા, સ્ત્રીઓની સાથે રાસ કરતો હતો. અત્યંત અને અનેક પ્રકારની શોભાવાળી રાજાની સઘળી સ્ત્રીઓ જલક્રીડા કરતી હતી. ॥૧॥ રેવા (નર્મદા) ના જળમાં તથા કિનારાપર રાસમંડળ જામી રહ્યું હતું અને દેવતાઓ, નરો તથા નાગો આવીને સહસ્રાર્જુનની સેવા કરતાં હતાં. સહસ્રાર્જુનનાં અદભુત સુખને તથા અનેક પ્રકારના વૈભવને જોઇ, રાવણના મનમાં બહુ દુઃખ થયું. ॥ ૨ ॥ ત્યાં એક સદાશિવનું મંદિર હતું, કે જેને જોઈ, મહા મુનિઓ પણ મનમાં મોહિત થઈ જાય. રાવણે તુલસીપત્ર, કમળપત્ર, બિલ્વપત્ર, પુષ્પો તથા બીજી પણ અનેક સામગ્રીઓ, શિવપૂજનને વાસ્તે આણી હતી. ॥ ૩ ॥ રાવણે નર્મદામાં જઈ, જળને ક્ષોભાવીને તેમાં સ્નાન કર્યું અને મંત્રો ભણીને સદાશિવનું ધ્યાનપૂર્વક પૂજન કર્યું. પછી એ નિર્લજ્જ અને નિશ્શંક રાવણ, પાછો તે ઠેકાણે ગયો, કે જ્યાં સહસ્રાર્જુન હતો. ॥ ૪ ॥

दो०–क्षोभउ जल भुज बीस बल, बूडन लगी समाज ॥
सहसबाहु अति क्रोध मन, मोहिं सम आन को आज ॥ १९९ ॥

રાવણે, ત્યાં જઈ, પોતાની વીશ ભુજાઓના બળથી, નર્મદાના પ્રવાહને રોકી દીધો અને તેથી જળની વૃદ્ધિ થતાં, સહસ્રાર્જુનનું સ્ત્રીમંડલ ડૂબવા લાગ્યું. 'આજ મારા જેવો બીજો કોણ છે?' એમ મનમાં ક્રોધ પામેલા સહસ્રાર્જુને ॥ ૧૯૯ ॥

चौ०–जाय दीख तहँ रावण ठाढा । जासु विपुल भुजबल जल बाढा ॥
धावा प्रबल महाबल भारी । लंकेश्वरको धरसि प्रचारी ॥ १ ॥
निरखि तियन आचरज विशाला । बांधि राखि कछु दिन हयशाला ॥
लज्जित दुष्ट प्रष्ट करि रहई । रिस उर मारि कष्ट बहु सहई ॥ २ ॥
सकल आय देखहिं नर नारी । मारहिं लात हसैं दे गारी ॥
नाम न कहै रहै सकुचाना । बहुविधि पूछैं नृपति सुजाना ॥ ३ ॥
नृत्य करैं रम्भादिक नारी । दशहु माथ दश दीपक बारी ॥
मुनि पुलस्त्य तब जाय छुडावा । पुनि नल शाप आइ तिहि पावा ॥ ४ ॥

જઈને જોયું, ત્યાં રાવણુ ઉભેલો જોવામાં આવ્યો, કે જેની મોટી ભુજાઓના બળથી, જળનો પ્રવાહ વધી આવ્યો હતો. મહા પ્રબલ સહસ્રાર્જુન, રાવણને દેખતાં જ તેના ઉપર દોડયો અને એ મહા બળવાનને પણ તેણે પકડી લીધો. ॥ ૧ ॥ રાવણને જોઈ, સ્ત્રીઓ ભારે આશ્ચર્ય પામી. સહસ્રાર્જુને કેટલાક દિવસો સુધી રાવણને ઘોડારમાં બાંધી રાખ્યો. દુષ્ટ રાવણ લજ્જિત થઇ, ક્રોધને મનમાં મારીને ચૂપ થઈ રહ્યો અને ત્યાં તેણે ઘણાં કષ્ટો વેઠયાં. ॥ ૨ ॥ સર્વે સ્ત્રી પુરુષો તેને જોવા આવવા લાગ્યાં અને હસી હસી, લાતો મારી મારીને પરસ્પર તાળીઓ દેવા લાગ્યાં. સહસ્રાર્જુને, તેને ઘણી ઘણી રીતે પૂછયું પણ તે લાજને લીધે પોતાનું નામ નહીં બતાવતાં સંકોચાએલો જ રહ્યો. ॥ ૩ ॥ સહસ્રાર્જુનના દરબારમાં રાવણનાં દશે માથાંઓની ઉપર દીવા મૂકીને રંભા આદિ અપ્સરાઓ નૃત્ય કરતી હતી. પછી જ્યારે પુલસ્ત્ય મુનિ સહસ્રાર્જુનના દરબારમાં આવ્યા, ત્યારે રાવણનો ત્યાંથી છુટકારો થયો. ત્યારપછી રાવણને નલકૂબરનો શાપ થયો. ॥ ૪ ॥

दो०—मारग जाते दीख अति, अनुपम सुन्दर नारि ॥
चंदन पुष्पस्नु पत्र कर, पूजन चली पुरारि ॥ २०० ॥

માર્ગમાં જતાં રાવણે એક અત્યંત રૂપાળી સ્ત્રી ( ઉર્વશીને ) દીઠી અને આ સ્ત્રી હાથમાં ચંદન તથા પુષ્પપત્રો લઈ શંકરનું પૂજન કરવા જાય છે એમ જાણ્યું. ॥ ૨૦૦ ॥

चौ०—देख उर्वशी मन सकुचानी । तब रावण बोला मृदु बानी ॥
को तुम नारि गमन कहँ कीन्हा । लज्जावश तिहि उतर न दीन्हा ॥ १ ॥
मन मदमत्त विचारय करउ । धनपति पुत्रवधू कर धरऊ ॥
चीन्ह ताहि अनि शंका आई । घाट कर्म कीन्हे पछिताई ॥ २ ॥
मन पछिताय शोच उर भयऊ । लंकेश्वर लंका महँ गयऊ ॥
विकल उर्वशी अलकहि आई । नलकूबर सन बात जनाई ॥ ३ ॥
दीन्ह शाप तिन्ह क्रोध अपारा । रावणवंश होय क्षयकारा ॥
चली शाप लंकामें आई । दशकंधर बैठा जिहि ठाई ॥ ४ ॥
आगे आय ठाढ भा शापा । निरखि दशानन अतिभय कांपा ॥

ઉર્વશી રાવણને જોઇને મનમાં સંકોચાતાં, રાવણ કોમળ વાણીથી બેલ્યો કે, "હે સુંદરી! તું કોણ છે? અને કયાં જાય છે?" ઉર્વશીએ લાજને લીધે તેને કશો ઉત્તર આપ્યો નહીં. ॥ ૧ ॥ મનમાં મદોન્મત્ત રહેનારા રાવણે, કશો વિચાર નહીં કરતાં, એ કુબેરજીના પુત્ર નલકૂબરની સ્ત્રીનો હાથ પકડયો. ( જો કે ઉર્વશી અપ્સરા છે, તો પણ તે દિવસે નલકૂબરની પાસે જતી હતી, તેથી તેને નલકૂબરની સ્ત્રી કહી છે.) પછી 'આ ઉર્વશી છે અને નલકૂબરની પાસે જાય છે' એમ ઓળખવામાં આવતાં, રાવણને મોટી શંકા ઉત્પન્ન થઈ અને 'આ ભૂંડું કામ થયું, કેમ કે નલકૂબર મારો ભત્રીજો થાય,' એમ પસ્તાવો થયો. ॥ ૨ ॥ મનમાં પસ્તાતો અને અફસોસ કરતો રાવણ લંકામાં

ગયો. વ્યાકુલ થયેલી ઉર્વશીએ, અલકપુરીમાં આવીને તે વાત નલકૂબરની પાસે જાહેર કરી. ॥ ૩ ॥ નલકૂબરે, અપાર ક્રોધને વશ થઈ, રાવણને શાપ આપ્યો કે, 'રાવણના કુલનો ક્ષય થઈ જશે.' એ શાપ લંકામાં રાવણની પાસે જઈને ॥ ૪ ॥ સામો ઉભો અને રાવણ તેને જોઈ, અત્યંત ભયથી કંપવા લાગ્યો. ॥

दो०—शापहि अंगीकार करि, मनमहँ कीन्ह विचार ॥
दण्ड ऋषिन्हसे लीन्ह नहिं, रोषउ लंक भुआर ॥ २०१ ॥

રાવણે શાપનો અંગીકાર કરી, મનમાં વિચાર કર્યો કે, "હજી ઋષિઓની પાસેથી દંડ લેવાયો નથી." આ વિચારથી વેગમાં આવેલા રાવણે ॥ ૨૦૧ ॥

चौ०—दूत चार पठये ऋषि आश्रम । निरखि बिसरि गय मुनि अध्यातम ॥
निरसन तब पूछहि मुनि हाला । कहहु कुशल लंकेश भुआला ॥ १ ॥
कुशल तासु यह सुनहु मुनीशा । कर तुमसन चाहत दशशीशा ॥
मुनि सो वचन महाभय पाई । करहिं विचार विरति बिसराई ॥ २ ॥
जिहि दरबार नीति नहिं भाई । खलमंडली जुरी तहँ आई ॥
कछु विन दिये नहीं गति आछी । घट भरि रुधिर दिये तनु ताछी ॥ ३ ॥
दूतन सौंपि कहा मुनि ज्ञानी । भूपहि जाई कहेऊ बानी ॥

ઋષિઓના આશ્રમમાં ચાર દૂત મોકલ્યા. દૂતોને જોઈ, ઋષિઓ સઘળું બ્રહ્મજ્ઞાન ભૂલી ગયા. પછી ઋષિઓએ, તેઓને સમાચાર પૂછ્યા કે, 'કહો! રાવણ કુશલ છે?' ॥ ૧ ॥ દૂતો બોલ્યા કે, "રાવણ કુશલ છે, પણ હવે તમો સાંભળો. હે મુની-શ્વરો! રાવણ તમારી પાસેથી કર લેવા ઇચ્છે છે.' એ વચન સાંભળીને ઋષિઓ બહુ ત્રાસ પામ્યા તથા વૈરાગ્યને વિસારી મેલીને વિચાર કરવા લાગ્યા કે, ॥ ૨ ॥ "હે ભાઇઓ! જે દરબારમાં નીતિ ન હોય અને ખલ લોકોની મંડલી એકઠી થઈ હોય, ત્યાં કાંઇક દીધા વિના તો ભલું થાય નહીં." ઋષિઓએ પોતાના શરીરોમાંથી લોહી કહાડી તેનો એક ઘડો ભરીને દૂતોના હાથમાં આપ્યો. ॥ ૩ ॥ એ ઘડો દૂતોના હાથમાં સોંપી, ઋષિઓએ તેઓને કહ્યું કે, "તમો જઇને રાજાને કહો કે, ॥

दो०—घट उघरत क्षय होयहहु, सहित सकल परिवार ॥
दूत तुरत घट ले गये, लंकापति दरबार ॥ २०२ ॥

આ ઘડો ઊઘડતાં, તમે સર્વ પરિવાર સહિત ક્ષય પામશો." દૂતો, એ ઘડાને તુરત રાવણના દરબારમાં લઈ ગયા. ॥ ૨૦૨ ॥

चौ०—रावण घट लख परम हुलासा । तब दूतन मुनि वचन प्रकासा ॥
मुनि मुनि शाप उपज उर दाहू । बोला घटले उत्तर जाहू ॥ १ ॥
जतन समेत धरणि धर एहू । जान न पाव बात यह केहू ॥
शंभुसभा श्रुति वाद मँझारा । मथमै रहा जनकसन हारा ॥ २ ॥

तेहि रिसते तहँ कुम्भ पठावा । दूतनसों सब मर्म बुझावा ॥
लै घट जनकनगर ते गये । गाडत क्षेममध्य तहँ भये ॥ ३ ॥
हरिइच्छा तहँ पर्यो दुकाला । विन जल मे सब जीव विहाला ॥
जनक यज्ञ रचना तहँ ठयऊ । चामीकर हल कर्षत भयऊ ॥ ४ ॥

રાવણ, ઘડાને જોઈ, બહુ જ રાજી થયો, તે સમયે દૂતોએ, મુનિઓનાં વચનની ખબર આપી. મુનિઓના શાપનું શ્રવણ કરી, જેના હૃદયમાં દાહ ઉત્પન્ન થયો એવા રાવણે, દૂતોને આજ્ઞા કરી કે " આ ઘડાને લઈ, ઉત્તર દિશામાં જાઓ. ॥ ૧ ॥ ત્યાં જઈ યત્નપૂર્વક જનક રાજાની નગરીની સામે ધરતીમાં દાટી દ્યો અને એ વાત કોઈના પણ જાણવામાં ન આવે એમ કરો." રાવણ એક સમયે સદાશિવની સભામાં વેદાંત વિચારમાં જનક રાજાથી હારી ગયો હતો, ॥ ૨ ॥ તે ક્રોધને લીધે, તેણે તે ઘડો જનક રાજાના રાજ્યમાં મોકલાવ્યો અને તેનો ગૂઢ મર્મ ( આથી જનકનો નાશ થઈ જશે એ ભેદ ) દૂતોને સમજાવ્યો. દૂતોએ તે ઘડાને જનકપુરની પાસે લઈ જઈને એક ખેતરમાં દાટયો. ॥ ૩ ॥ પ્રભુની ઇચ્છાથી, જનકના દેશમાં દુષ્કાલ પડતાં અને જળ નહીં મળવાથી પ્રાણીઓ દુઃખી થવા લાગતાં, જનક રાજાએ વૃષ્ટિને વાસ્તે યજ્ઞનો આરંભ કર્યો અને સુવર્ણના હળથી યજ્ઞભૂમિ ખેડાવવા માંડી ॥ ૪ ॥

दो०—भूमि विदारण होतही, जग मंगल दातार ॥
प्रगट्यो सिंहासन सुभग, अद्भुत तेज अपार ॥ २०३ ॥

હળથી પૃથ્વીનું વિદારણ થતાં જ, પૃથ્વીમાંથી અદ્‌ભુત તથા અપાર તેજવાળું અને જગતને મંગલ આપનારૂં સુંદર સિંહાસન પ્રકટ થયું. ॥ ૨૦૩ ॥

दो०—चारि सखी चारों तरफ, लीने मुरछल हाथ ॥
मध्य विराजत भूमिजा, पावन जिहि गुणनाथ ॥ २०४ ॥

એ સિંહાસનની ચારે દિશાઓમાં ચાર સખીઓ, પોતાના હસ્તોમાં મોરછલ ધરીને ઉભી હતી અને મધ્યમાં પવિત્ર ગુણોવાળાં તથા પવિત્ર કીર્તિવાળાં ભૂમિપુત્રી ( સીતાજી ) બીરાજ્યાં હતાં. ॥ ૨૦૪ ॥

चौ०—देखि विदेह विनय तब ठानी । भई तुरत कन्या सुखदानी ॥
सखिन सहित सिंहासन सोई । अन्तर भयो चकित सब कोई ॥ १ ॥
रोदन सुनत सुनैना रानी । लीन उठाय गोद सुख मानी ॥
राम जानकी धर्यो पुनीता । नारद आइ कह्यो तब सीता ॥ २ ॥
सकल लोकपति प्रभु सुखरासी । सो मिलिहै वर नित अविनाशी ॥
जनकसुता नित बाढत कैसे । शुक्लपक्षकर चंदा जैसे ॥ ३ ॥
बाल वृद्ध यौवन नर नारी । लागहि सबै प्राणते प्यारी ॥
पुनि नृप निपुन पढन बैठाई । अचिरकाल सब विद्या पाई ॥ ४ ॥

જનક રાજાએ, એ જોઈને વિનતિ કરી, કે તરત સુખ દેનારાં ભૂમિપુત્રી કન્યા થઇ ગયાં અને સખીઓ સહિત સિંહાસન અંતર્હિત થઈ ગયું. આથી, સર્વે લોકો ચકિત થઈ ગયાં. ॥ ૧ ॥ જનક રાજાની સુનયના નામની રાણીએ, એ કન્યાનું રોવું સાંભળીને તેમને પોતાના ખોળામાં લીધાં અને પરમ સુખ માન્યું. જનક રાજાએ, એ કન્યાનું (જાનકી) નામ રાખ્યું, પણ નારદજીએ આવીને તેમને (સીતા[1]) એ નામથી કહ્યાં ॥ ૨ ॥ નારદજીએ, જનક રાજાને કહ્યું કે, 'જે સર્વ લોકના સ્વામી, નિત્ય, અવિનાશી તથા સુખના સમૂહરૂપ પરમાત્મા છે, તે આ કન્યાના વર થશે.' એ કન્યા, જેમ શુક્લ પક્ષમાં ચંદ્ર વધે, તેમ નિત્ય વધવા માંડયાં. ॥ ૩ ॥ બાલક, વૃદ્ધ અને જુવાન, જે કોઈ સ્ત્રી, પુરુષો હતાં, તે સર્વને, પ્રાણથી પણ પ્રિય લાગવા માંડ્યાં. પ્રવીણ જનક રાજાએ ભણવા બેસાડતાં, તે કન્યા થોડા સમયમાં સઘળી વિદ્યાઓ શીખી ગયાં. ॥ ૪ ॥

दो०—एक समय मिथिलेश अति, शंकर कर तप कीन्ह ॥
आय कह्यो वर मांग शिव, तब नृप विनती कीन्ह ॥ २०५ ॥

એક સમયે, મિથિલા નગરીના પતિ જનક રાજાએ, શંકર ઉપર મોટી તપશ્ચર્યા કરી, તે ઉપરથી શંકરે પધારીને 'વર માંગો' એમ કહેતાં, જનક રાજાએ વિનતિ કરી કે, ॥ ૨૦૫ ॥

दो०—नाथ जपहु दिन रैन जिहि, श्रुति जेहि नेति बखान ॥
तिहि देखों निज नयनमें, यह वरदान न आन ॥ २०६ ॥

"હે નાથ! આપ દિવસ રાત જેના નામનો જપ કરો છો અને જેને શ્રુતિઓ નેતિ નેતિ કહેતાં છતાં પણ વર્ણવે છે, તેને હું મારાં નેત્રોથી પ્રત્યક્ષ દેખું, એ વરદાન આપો, મારે બીજું કશું જોઈતું નથી." ॥ ૨૦૬ ॥

दो०—मुनि शिव दीन्हों धनुष पुनि, कही बात समझाय ॥
पूजहु याकों नेम करि, मिलिहैं भगवत आय ॥ २०७ ॥

જનક રાજાની વિનતિ સાંભળી, સદાશિવે તેમને એક ધનુષ આપી, સમજાવીને વાત કહી કે, "આ ધનુષનું તમારે નિત્ય નિયમ પૂર્વક પૂજન કરવું. તમને ભગવાન પોતાની મેળે આવીને મળશે." ॥ ૨૦૭ ॥

चौ०—[2]मुनि विदेह मनहित अनुरागे । नित्य नेम करि पूजन लागे ॥
यक दिन सिय सेवा ढिग जाई । लीलहिं लीनो धनुष उठाई ॥ १ ॥
देखि जनक अति अचरज माना । तेहि छिन तहां कठिन पण ठाना ॥
जो यह शिवको चाप चढावै । सोई जनकसुताकहँ पावै ॥ २ ॥
सुनहु कथा अब रावण केरी । गये दूत घट राखि सबेरी ॥
चारी ठाँव हारा लंकेशा । देवनको सब देत कलेशा ॥ ३ ॥

---

૧ હળના લીટાનું નામ સીતા છે. એ લીટામાંથી ઉત્પન્ન થયાં, તેથી તે પણ સીતા કહેવાયાં.
૨ અહીં સુધી ક્ષેપક છે.

रवि शशि पवन वरुण धनुधारी । अग्नि काल यम सब अधिकारी ॥
किन्नर सिद्ध मनुज सुर नागा । हठि सबहीके पन्थहि लागा ॥ ४ ॥
ब्रह्मसृष्टि जहँलगि तनुधारी । दशमुख वशवर्ती नर नारी ॥
आयसु करहिं सकल भयभीता । नवहिं आय नित चरण विनीता ॥ ५ ॥

સદાશિવનું હિતકારી બોલવું સાંભળી, પ્રસન્ન થયેલા જનક રાજા, નિત્ય નિયમ પૂર્વક, તે ધનષનું પૂજન કરવા લાગ્યા. એક દિવસે સીતાજીએ, સેવાના સમીપમાં જઈ, લીલામાત્રથી તે ધનુષને ઉઠાવી લીધું. ॥ ૧ ॥ આ જોઈ, અત્યંત આશ્ચર્ય માનતાં જનક રાજાએ ત્યાં જ અને તે સમયે જ કઠણ પ્રતિજ્ઞા લીધી કે, "જે પુરુષ સદાશિવના આ ધનુષને ચઢાવશે, તે જ મારી કન્યાને વરશે." ॥ ૨ ॥ હવે રાવણની કથા સાંભળો. ઘડાને ધરતીમાં દાટી, ત્યાંથી ગયેલા દૂતોએ, રાવણને ઘડો દાટવાની ખબર આપી. રાવણનો ચાર ઠેકાણે પરાજય થયો અને તેમ થયા છતાં પણ, રાવણ દેવતાઓને બહુ દુઃખ દેવા લાગ્યો.[1] ॥ ૩ ॥ રાવણ, હઠ વાપરી, ધનુષ ધરીને, સૂર્ય, ચંદ્ર, પવન, વરુણ, અગ્નિ, કાલ, યમ, સર્વ અધિકારીઓ, કિન્નરો, સિદ્ધો, મનુષ્યો, દેવતાઓ અને નાગો, એઓની પછવાડે જ લાગ્યો. ॥ ૪ ॥ બ્રહ્માની સૃષ્ટિમાં જે કોઈ સ્ત્રીઓ કે પુરુષો દેહધારી છે, તેઓ સઘળાં રાવણના તંત્રમાં વર્તવા લાગ્યાં, ભયભીત થઇને રાવણની આજ્ઞાને સ્વીકારવા લાગ્યાં અને નિત્ય નમ્રતાથી રાવણનાં ચરણોને પ્રણામ કરવા લાગ્યાં. ॥ ૫ ॥

दो०—भुजबल विश्वहि वश्यकर, राखसि कोउ न स्वतंत्र ॥
मंडलीक महँ रावणहि, राज्य करै निज मंत्र ॥ २०८ ॥

રાવણ, ભુજાઓના બળથી જગતને વશ કરી, કોઈને પણ સ્વતંત્ર નહીં રાખતાં, માંડલિક રાજાઓમાં પણ પોતાના વિચાર પ્રમાણે જ રાજ્ય કરવા લાગ્યો. ॥ ૨૦૮ ॥

दो०—देव यक्ष गन्धर्व नर, किन्नर राज कुमारि ॥
जीति वरी निज बाहुबल, बहु सुन्दरि वर नारि ॥ २०९ ॥

એ રાવણ, દેવતાઓને, યક્ષોને, ગંધર્વોને, કિન્નરોને અને રાજાઓને, પોતાના બાહુબળથી જિતીને બહુ જ રૂપાળી અને ઉત્તમ સ્ત્રીઓ ગણાય એવી તેઓની કન્યાઓને વર્યો. ॥ ૨૦૯ ॥

चौ०—इन्द्रजीतसन जो कछु कहऊ । सो सब जनु पहलेकरि रहऊ ॥
प्रथमहिं जिनको आयसु दीन्हा । तिन्हकर चरित सुनहु जो कीन्हा ॥ १ ॥
देखत भीमरूप सब पापी । निशिचर निकर देव परितापी ॥
करहिं उपद्रव असुर निकाया । नाना रूप धरहिं करि माया ॥ २
जिहिविधि होय धर्म निर्मूला । सो सब करहिं वेद प्रतिकूला ॥
जिहि जिहि देश धेनु द्विज पावहिं । नगर ग्राम पुर आग लगावहिं ॥ ३ ॥

---

૧ અહીં સુધી ક્ષેપક છે.

शुभ आचरण कतहुँ नहिं होई । बेद बिप्र गुरु मान न कोई ॥
नहिं हरि भक्ति यज्ञ जप दाना । सपनहु सुनिय न बेद पुराना ॥ ४ ॥

ઇંદ્રજિતને રાવણુ જે કાંઈ કહેતો હતો, તે સઘળું ઇંદ્રજિતે જાણે પ્રથમથી જ કરી રાખ્યું હોય એવું જણાતું હતું[1]. રાવણે પ્રથમ જે રાક્ષસોને ધર્મનો વિધ્વંસ કરવાની આજ્ઞા આપી હતી, તેઓએ જે કાંઈ કર્યું તે હવે સાંભળો. ॥ ૧ ॥ તે દેખતાં જ ભયંકર રૂપોવાળા, પાપી અને દેવતાઓને પરિતાપ આપનારા એ રાક્ષસોના સમૂહોએ અનેક રૂપો ધરી તથા અનેક માયાઓ કરીને ભારે ઉપદ્રવ વર્ત્તાવી મૂક્યો. ॥ ૨ ॥ વેદથી પ્રતિકૂલ ચાલનારા એ રાક્ષસો, જે જે ઉપાયોથી, ધર્મ નિર્મૂલ થાય, તે સઘળા ઉપાયો કરવા લાગ્યા, અને જે જે દેશમાં, નગરમાં, પુરમાં કે ગ્રામમાં બ્રાહ્મણોને કે ગાયોને દેખવા લાગ્યા, તે તે દેશને, નગરને, પુરને અને ગ્રામને અગ્નિથી સળગાવી દેવા લાગ્યા. ॥૩ ॥ સઘળાં સ્થળોમાં શુભ આચરણો બંધ થઈ ગયાં. વેદને, બ્રાહ્મણોને કે ગુરુને કોઈ માનવા ન લાગ્યાં. હરિભક્તિ, યજ્ઞ, જપ કે દાન ક્યાંય રહ્યાં જ નહીં. વેદોને તથા પુરાણોને સ્વપ્નમાં પણ કોઈ ન સાંભળે, એમ થઈ ગયું. ॥ ૪ ॥

छं०—जप योग बिरागा तप मख भागा श्रवण सुनै दशशीशा ॥
आपुहि उठि धावै रहै न पावै धरि सब घालै खीसा ॥
अस भ्रष्ट अचारा भा संसारा धर्म सुनिय नहिं काना ॥
तिहि बहु बिधि त्रासे देश निकासै जो कह वेदपुराना ॥ १८ ॥

રાવણ, જ્યાં જ્યાં જપને, યોગને, વૈરાગ્યને, તપને કે યજ્ઞને કાને સાંભળવા લાગ્યો, ત્યાં ત્યાં જાતે દોડી, પહોંચીને એ સર્વને ભાંગી નાખવા લાગ્યો. જપ વગેરે ક્યાંય રહ્યાં નહીં, જ્યાં જ્યાં જોવામાં આવ્યાં ત્યાં ત્યાં રાવણે, કોપ કરી, મારી પકડીને, સર્વ નષ્ટ કરી નાખ્યાં. આ પ્રમાણે સંસારમાં સઘળો આચાર ભ્રષ્ટ થઈ ગયો. ધર્મ ક્યાંય કાને સાંભળવામાં આવે એમ પણ ન રહ્યું. જે કોઈ વેદની કે પુરાણોની વાતો કરે, તેઓને કહાડી મૂકવામાં આવ્યા અને એ રીતે દેશેદેશમાં ભારે ત્રાસ વર્ત્તી રહ્યો. ॥ ૧૮ ॥

सो०—बरणि न जाय अनीति, घोर निशाचर जो करहिं ॥
हिंसापर अति प्रीति, तिनके पापहि कवन मिति ॥ २७ ॥

ભયંકર રાક્ષસોએ કરવા માંડેલી અનીતિઓનું વર્ણન જ કરી શકાય નહીં એવું થયું. હિંસા ઉપર અત્યંત પ્રેમ રાખનારા રાક્ષસોનાં પાપોનો શો માપ હોય ? ॥ ૨૭ ॥

---

૧ રાવણુ, કુબેરજીને, વરુણને તથા યમને જિત્યા પછી, ઇન્દ્રને જિતવા ગયો. ત્યાં મોટી લડાઈ થઈ. એ લડાઈમાં ઇન્દ્ર રાવણુને પકડી લેવાની તૈયારી કરતો હતો, તેટલામાં મેઘનાદે ઇન્દ્રને પકડી લીધો. મેઘનાદે પકડેલા ઇન્દ્રને લંકામાં લાવી, કેદ કરતાં બ્રહ્માએ ત્યાં આવી, મેઘનાદને અનેક વરદાન તથા અમોઘ શક્તિ આપીને તેના બદલામાં ઇન્દ્રને છોડાવ્યો હતો. મેઘનાદને 'ઇન્દ્રજિત' એ નામ પણ બ્રહ્માએ આપ્યું હતું. ( વાલ્મીકીય રામાયણ ઉત્તરકાંડ. )

चौ०–बाढे बहु खल चोर जुआँरी । जे लम्पट परधन परनारी ॥
मानहिं मातु पिता नहिं देवा । साधुनसों करवावहिं सेवा ॥ १ ॥
जिनके यह आचरण भवानी । ते निशिचर सम जानहु मानी ॥
अतिशय देखि धर्मकी हानी । परम सभीत धरा अकुलानी ॥ २ ॥
गिरिसरि सिंधु भार नहिं मोही । जस मोहिं गरुअ एक परद्रोही ॥
सकल धर्म देखहिं विपरीता । कहिं न सकैं रावण भय भीता ॥ ३ ॥
धेनुरूप धरि हृदय विचारी । गई तहाँ जहँ सुर मुनि झारी ॥
निज संताप सुनायसि रोई । काहूते कछु काज न होई ॥ ४ ॥

ખળ, ચોર, જુગારી, પરધનલંપટ અને પરસ્ત્રીલંપટ, એઓનો વધારો થયો. કોઈ લોકો, માતાને પિતાને કે દેવને ન માનવા લાગ્યા અને સાધુ લોકોની પાસે નોકરી કરાવવા લાગ્યા. ॥ ૧ ॥ હે પાર્વતી ! આ કેવળ રાક્ષસોને વાસ્તે જ સમજવાનું નથી. જે કોઈ લોકો આવાં દુરાચરણો કરે, તેઓને રાક્ષસો જેવા જ સમજવા. ધર્મની અત્યંત હાનિ થયેલી જોઈ, અત્યંત ભયભીત થયેલી પૃથ્વી, ગભરાવા લાગી કે, ॥ ૨ ॥ "પર્વતોનો, નદીઓનો કે સમુદ્રોનો મને એવો ભાર નથી, કે જેવો પરદ્રોહી લોકોનો ભાર થઈ પડયો છે. સઘળા ધર્મો વિપરીત જોવામાં આવતાં છતાં પણ, રાવણના ભયને લીધે કોઈ બોલી શકતું નથી, પણ હવે મારે શું કરવું ?" ॥ ૩ ॥ પૃથ્વી હૃદયમાં વિચાર કરી, ગાયનું રૂપ ધરીને, જ્યાં દેવતાઓ તથા મુનિઓ એકઠા થઈને બેઠા હતા, ત્યાં ગઈ. ત્યાં જઈ રોઈ પડીને, તેણે પોતાનું દુઃખ સંભળાવ્યું, પણ કોઈથી કશું કામ બની શકે એવું જોવામાં આવ્યું નહીં. ॥ ૪ ॥

छं०–सुर मुनि गंधर्वा मिलिकर सर्वा गये विरंचिके लोका ॥
सँग गोतनु धारी भूमि विचारी परम विकल भय शोका ॥
ब्रह्मा सब जाना मन अनुमाना मेरो कछु न बसाई ॥
जाकरि तैं दासी सो अविनाशी हमरो तोर सहाई ॥ १९ ॥

પછી દેવતાઓ, મુનિઓ તથા ગંધર્વો એ સર્વે મળીને, મેરુ પર્વત ઉપર જ્યાં બ્રહ્માની સભા છે, ત્યાં ગયા. ભયથી તથા શોકથી અત્યંત વ્યાકુલ થયેલી અને ગાયના રૂપવાળી પૃથ્વી પણ તેઓની સાથે ગઈ. બ્રહ્માએ સઘળું જાણી, મનમાં વિચાર કરીને પૃથ્વીને કહ્યું કે, 'મારાથી કશું બની શકે એમ નથી. તું જેની દાસી છે, તે અવિનાશી ભગવાન જ તારી અને અમારી સહાયતા કરશે. ॥ ૧૯ ॥

सो०–धरणि धरहु मन धीर, कह विरंचि हरिपद सुमिरि ॥
जानत जनकी पीर, प्रभु भंजहिं दारुण विपति ॥ २८ ॥

હે પૃથ્વી ! મનમાં ધીરજ ધર અને ભગવાનનાં ચરણનું સ્મરણ કર. ભગવાન, ભક્ત લોકોની પીડાને જાણે છે, તેથી તારી તથા અમારી દારુણ વિપત્તિને નષ્ટ કરશે. ॥ ૨૮ ॥

चौ०–बैठे सुर सब करहिं बिचारा । कहँ पइये प्रभु करिय पुकारा ॥
पुर बैकुंठ जान कह कोई । कोइ कह पयनिधि महँ बस सोई ॥ १ ॥
जाके हृदय भक्ति जस प्रीती । प्रभु तिहि प्रगट सदा यह रीती ॥
तिहि समाज गिरिजा मैं रहऊ । अवसर पाय बचन इक कहऊ ॥ २ ॥
हरि व्यापक सर्वत्र समाना । प्रेमते प्रगट होहिं मैं जाना ॥
देश काल दिशि विदिशहु माहीं । कहहु सो कहाँ जहाँ प्रभु नाहीं ॥ ३ ॥
अगजगमय सब रहित बिरागी । प्रेमते बहु प्रगटैं जिमि आगी ॥
मोर वचन सबके मन माना । साधु साधु कहि ब्रह्म बखाना ॥ ४ ॥

બ્રહ્માનાં વચન સાંભળી, સર્વ દેવતાઓ, બેસીને વિચાર કરવા લાગ્યા કે, "પ્રભુને ક્યાં દેખીએ ! અને ક્યાં જઈને પોકાર કરીએ ?" કેટલાએકે, 'પ્રભુ વૈકુંઠમાં વસે છે, માટે ત્યાં જઈએ' એમ કહ્યું. અને કેટલાએક, 'પ્રભુ ક્ષીરસાગરમાં વસે છે, માટે ત્યાં જઈએ' એમ કહ્યું. ॥ ૧ ॥ હે પાર્વતી ! વાસ્તવિક તો એ છે કે, જેના હૃદયમાં જેવી ભક્તિ હોય, તેના હૃદયમાં તે પ્રમાણે પ્રભુ સર્વદા વસે છે. હું પણ તે સમયે એ સભામાં હતો, તેથી અવસર જોઇને એક વાત બોલ્યો કે, ॥ ૨ ॥ "હરિ સર્વત્ર સમાન રીતે વ્યાપક છે અને તે પ્રેમથી પ્રકટ થાય છે, એમ જાણું છું. દેશ, કાલ, દિશાઓ અને ખુણાઓ , એઓમાં કયે સ્થલે પ્રભુ નથી ? તે કહો. ॥ ૩ ॥ ચરાચરમય છતાં, સર્વથી અળગા રહેનારા અને જેને કોઈનો પણ લેપ લાગતો નથી એવા પ્રભુ, જેમ અરણીથી અગ્નિ પ્રકટ થાય છે, તેમ પ્રેમથી પ્રકટ થાય છે." હે પાર્વતી! મારૂં વચન સર્વ દેવતાઓના મનમાં ઠીક લાગ્યું અને બ્રહ્માએ તો, 'સારૂં સારૂં' એમ કહીને મારાં વચનની પ્રશંસા કરી. ॥ ૪ ॥

दो०–मुनि विरंचि मन हर्ष तनु, पुलक नयन बह नीर ॥
अस्तुति करत सजोर कर, सावधान मति धीर ॥ २१० ॥

મારૂં વચન સાંભળી, મનમાં હર્ષ પામેલા, શરીરમાં રોમાંચિત થયેલા અને જેનાં નેત્રોમાંથી ઘણાં આનંદાશ્રુ ચાલવા લાગ્યાં એવા બ્રહ્મા, પોતાની બુદ્ધિને સાવધાન તથા ધીર કરી, હાથ જોડીને નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા, ॥ ૨૧૦ ॥

छं०–जय जय सुरनायक जन सुखदायक प्रणतपाल भगवंता ॥
गो द्विज हितकारी जय असुरारी सिंधुसुता प्रिय कंता ॥
पालन सुर धरणी अद्भुत करणी मर्म न जाने कोई ॥
जो सहज कृपाला दीनदयाला करहु अनुग्रह सोई ॥ २० ॥

હે દેવતાઓના રક્ષક! હે મનુષ્યોને સુખ દેનારા! હે પ્રણામ કરનારાઓનું પાલન કરનારા ! હે મોટા ઐશ્વર્યવાળા ! હે ગાયોનું તથા બ્રાહ્મણોનું હિત કરનારા ! હે અસુરોના શત્રુ ! હે લક્ષ્મીજીના પ્રિય પતિ ! જય જય. આપ જ દેવતાઓનું તથા પૃથ્વીનું પાલન કરનારા છો, જેનું રહસ્ય કોઈના પણ જાણવામાં આવતું નથી એવા

છો, સ્વાભાવિક કૃપાળુ છો, અને દીન દયાળુ છો, માટે આપના એ સઘળા ગુણો પ્રમાણે અમારા ઉપર અનુગ્રહ કરો. ॥ ૨૦ ॥

छं०—जय जय अविनाशी सब घट वासी व्यापक परमानंदा ॥
अविगति गोतीता चरित पुनीता मायारहित मुकुंदा ॥
जिहिलागी अति अनुरागी विगत मोह मुनि वृंदा ॥
निशि वासर ध्यावहिं हरिगुण गावहिं जयति सच्चिदानंदा ॥ २१ ॥

હે અવિનાશી! હે સર્વના હૃદયોમાં અંતર્યામીપણાથી રહેનારા! વ્યાપક! હે પરમાનંદ! જેને મનની કે વાણીની ગતિ પહોંચી શકતી નથી એવા! હે પવિત્ર ચરિત્રોવાળા! હે માયા રહિત! હે મોક્ષ આપનારા! જય જય. જેમાં લાગી રહેવાથી જગતમાં વૈરાગ્ય પામેલા અને ભક્તિમાં અત્યંત પ્રેમવાળા મુનિઓના સમૂહો, મોહથી રહિત થઇને, રાત દિવસ ધ્યાન કર્યા કરે છે તથા ગુણો ગાયા કરે છે એવા હે સચ્ચિદાનંદ હરિ! જય જય ॥ ૨૧ ॥

छं०—जेहि सृष्टि उपाई त्रिविध बनाई संग सहाय न दूजा ॥
सो करहु अघारी चिंत हमारी जानिय भक्ति न पूजा ॥
जो भव भय भंजन जन मन रंजन भंजन विपति वरूथा ॥
मन क्रम वच वानी छांडि सयानी शरण सकल सुरयूथा ॥ २२ ॥

જેણે, સૃષ્ટિને ઉત્પન્ન કરી તથા ત્રિગુણાત્મક બનાવી છે, જેને, સૃષ્ટિ આદિ કરવામાં કોઈ પણ બીજા સહાયની અપેક્ષા નથી, જે સંસારના ભયને ટાળનારા છે, જે ભક્તજનોનાં મનને રાજી કરનારા તથા વિપત્તિઓના સમૂહોને તોડનારા છે અને પાપોના શત્રુ છે, તે પ્રભુ આ સમયમાં અમારી સુધ લ્યો. અમો કશી ભક્તિને કે પૂજાને જાણતા નથી. આ સઘળા દેવતાઓનાં યૂથો, મનથી, કર્મથી તથા વચનથી ડહાપણનું અભિમાન છોડી દઇને આપને શરણે પડેલાં છે. ॥ ૨૨ ॥

छं०—शारद श्रुति शेषा ऋषय अशेषा जाकहँ कोउ न जाना ॥
जेहि दीन पियारे देवपुकारे द्रवौ सो श्रीभगवाना ॥
भव वारिधि मंदर सबविधि सुंदर गुण मंदिर सुख पुंजा ॥
मुनि सिद्ध सकल सुर परम भयातुर नमत नाथ पद कंजा ॥ २३ ॥

જેને, સરસ્વતી, શ્રુતિઓ, શેષનાગ તથા સર્વે ઋષિઓ, એઓમાંથી કોઇએ પણ સંપૂર્ણ જાણ્યા નથી, જેને, દીનદયાળુ કરીને વેદ પુકારે છે, જે, સંસારરૂપી સમુદ્રને મથી નાખવામાં મંદરાચલરૂપ છે અને જે, સુંદર ગુણોના ઘરરૂપ તથા સુખના પુંજરૂપ છે, તે શ્રીભગવાન્, અમારા ઉપર કૃપા કરો. હે નાથ! મુનિઓ, સિદ્ધલોકો તથા સર્વે દેવતાઓ, અત્યંત ભયથી વ્યાકુલ થઇને આપના ચરણારવિંદમાં પ્રણામ કરે છે. ॥ ૨૩ ॥

दो०—जानि सभय सुर भूमि मुनि, वचन समेत सनेह ॥
गगन गिरा गंभीर भइ, हरण शोक संदेह ॥ २११ ॥

ભય પામેલા દેવતાઓ, પૃથ્વી અને મુનિઓ એઓનાં સ્નેહભરિત વચનો ધ્યાનમાં લઈ પ્રભુએ ચિંતાને તથા સંદેહને દૂર કરનારી ગંભીર આકાશવાણીથી કહ્યું કે, ॥ ૨૧૧ ॥

चौ०—जनि डरपहु मुनि सिद्ध सुरेशा । तुमहिं लागि धरिहौं नर वेशा ॥
अंशन सहित मनुज अवतारा । लेहौं दिनकर वंश उदारा ॥ १ ॥
कश्यप अदिति महातप कीन्हा । तिनकहँ मैं पूरब वर दीन्हा ॥
ते दशरथ कौशल्या रूपा । कौशलपुरी प्रगट नरभूपा ॥ २ ॥
तिनके गृह अवतरिहौं जाई । रघुकुल तिलक सो चारहु भाई ॥
नारद वचन सत्य सब करिहौं । परमशक्ति समेत अवतरिहौं ॥ ३ ॥
हरिहौं सकल भूमि गरुआई । निर्भय होउ देव समुदाई ॥
गगन ब्रह्मवाणी सुनि काना । तुरत फिरे सुर हृदय जुड़ाना ॥ ४ ॥
तब ब्रह्मा धरणिहिं समुझावा । अभय भई भरोस जिय आवा ॥

"હે દેવતાઓ! હે મુનિઓ! હે સિદ્ધો! તમો ડરો મા. હું તમ લોકોને વાસ્તે મનુષ્ય વેષ ધરીશ. હું અતિ ઉત્તમ સૂર્યવંશમાં મારા અંશો સહિત મનુષ્યાવતાર ધરીશ. ॥ ૧ ॥ કશ્યપે અને અદિતિએ મોટું તપ કરતાં, મેં પૂર્વે તેઓને વરદાન આપ્યું છે. એઓ હાલ અયોધ્યા નગરીમાં દશરથ અને કૌશલ્યારૂપે અવતર્યાં છે અને તેઓ મનુષ્યોમાં ઉત્તમ છે. ॥ ૨ ॥ રઘુકુલમાં એઓને ઘેર હું, ચાર ભાઈઓરૂપે અવતરીશ અને નારદજીનાં વચનને સત્ય કરીશ. પૃથ્વીમાં મારો અવતાર થશે અને મારી પરમ શક્તિનો પણ અવતાર થશે. ॥ ૩ ॥ સર્વે દેવતાઓ નિર્ભય થાઓ. હું પૃથ્વીનો ભાર ઉતારીશ." આ પ્રમાણે આકાશવાણી સાંભળીને હૃદયમાં થંડા થયેલા સર્વે દેવતાઓ, મેરુ પર્વત ઉપરની સભામાંથી તુરત પાછા ફર્યા. ॥ ૪ ॥ બ્રહ્માએ પૃથ્વીને સમજાવી, તેથી તે, નિર્ભય થઈ અને તેના મનમાં ભરોસો આવ્યો. ॥

दो०—विरंचि निज लोकहि गयै, देवन इहे सिखाय ॥
वानर तनु धरि धरणि महँ, हरिपद सेवहु जाय ॥ २१२ ॥

"તમો પૃથ્વીમાં વાનરોના અવતાર ધરીને ત્યાં પ્રભુનાં ચરણોનું સેવન કરજો." એમ દેવતાઓને ભલામણ કરીને, બ્રહ્મા, પોતાના બ્રહ્મલોકમાં ગયા અને પછી કિષ્કિંધાનો પ્રદેશ કે જે પોતાના લોકરૂપ જ હતો, તેમાં જાંબવાનના રૂપથી અવતર્યા. ॥ ૨૧૨ ॥

चौ०—गये देव सब निजनिज धामा । भूमि सहित मनमहँ विश्रामा ॥
जो कछु आयसु ब्रह्मै दीन्हा । हर्षे देव विलम्ब न कीन्हा ॥ १ ॥
वनचर देह धरी क्षितिमाहीं । अतुलित बल प्रताप तिन पाहीं ॥
गिरि तरु नख आयुध सब वीरा । हरि मारग चितहीं रणधीरा ॥ २ ॥

गिरि कानन जहँ तहँ भरिपूरी । रह निज निज सेना रचि रूरी ॥
यह सब चरित सुना बिबुधारी । जनमतही हत करन बिचारी ॥ ३ ॥
बसत सकल मम बश रबिबंसी । कह सकिहँहि मोहीं बिध्वंसी ॥
तदपि सजग रहे का हानी । दिये असुर करि कछु तहँ थानी ॥ ४ ॥

દેવતાઓ, મનમાં વિશ્રામ પામીને પોતપોતાના લોકોમાં ગયા અને પૃથ્વી પણ પોતાને ઠેકાણે ગઈ. રાજી થયેલા દેવતાઓએ, જે કાંઈ બ્રહ્માએ, આજ્ઞા કરી હતી, તે પ્રમાણે કરશો વિલંબ નહીં કરતાં, ॥ ૧ ॥ પૃથ્વી ઉપર વાનરોના તથા રીંછોના અવતાર લીધા અને તે અવતારોમાં અતુલ બળો તથા અતુલ પ્રતાપો મેળવ્યા. પર્વતો, વૃક્ષો તથા નખોરૂપી આયુધોવાળા અને રણમાં ધીરતા ધરાવનારા એ સર્વે વીર વાનરો અને રીંછો, પ્રભુના અવતરવાની રાહ જોવા લાગ્યા. ॥ ૨ ॥ એ વાનરો તથા રીંછો, પર્વતોમાં તથા વનોમાં જ્યાં ત્યાં પોતપોતાની ઉત્તમ સેનાઓ રચીને રહ્યા અને તેઓથી પૃથ્વી ભરપૂર થઈ ગઈ. આ સઘળું ચરિત્ર સાંભળવામાં આવતાં, રાવણે વિચાર કર્યો કે, "વિષ્ણુ અવતરશે કે, હું તુરત જ તેને મારી નાખીશ. ॥ ૩ ॥ સઘળા સૂર્યવંશીઓ કે જેઓ મારા કબજામાં છે, તેઓ મને મારી શકવાના છે કે? જો કે તેઓ કશું કરી શકવાના નથી, તોપણ, સાવચેત રહેવામાં શું નુકશાન છે?" આવો વિચાર કરીને, રાવણે, સર્વત્ર રાક્ષસોનાં થાણાં બેસાડી દીધાં ॥ ૪ ॥

दो०—उत्पत्ती वा मरण जब, जाकर जिहिंविधि होय ॥
कर समेत वृत्तान्त सो, पहुँचावै सब सोय ॥ २१३ ॥

થાણાવાળાઓને હુકમ કર્યો કે, "જે જે રાજાના દેશમાં જે પ્રમાણે જેનો જન્મ કે મૃત્યુ થાય, તે સઘળી હકીકત મને સઘળાઓએ પહોંચાડવી અને તે તે રાજાઓની પાસેથી કર લઈને પણ મને પહોંચાડવો." ॥ ૨૧૩ ॥

चौ०—भये दिलीप भूप जब आई । जानि असुर सब दिये उठाई ॥
सुनि रावण बल देखन आवा । द्विज लखि सब रानिन बैठावा ॥ १ ॥
पद पूजत निज रूप दिखावा । भागीं रानि परम भय पावा ॥
पुनि रावण सरयू तट आयो । अर्चत तंदुल नृपति चलायो ॥ २ ॥
पूछेसि लोगन कहउ बखानी । सिंह गाय पकरी वन आनी ॥
ताते शालि शीघ्र हम मेरे । शत शर सम लागे हरि केरे ॥ ३ ॥
सुनि दशमुख मन अचरज आवा । देखा जाय मृतक वन पावा ॥
समुझि प्रताप गयो निज धामा । नृप सन चरित कह्यो नृपवामा ॥ ४ ॥

જ્યારે સૂર્યવંશમાં 'દિલીપ' નામનો રાજા ઉત્પન્ન થયો, ત્યારે તેણે પોતાના દેશમાંથી રાક્ષસોનાં સઘળાં થાણાં ઉઠાડી મેલ્યાં. આ સાંભળી રાવણ બ્રાહ્મણનો વેષ લઈ

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

દિલીપનું બળ જોવા આવ્યો. દિલીપ હાજર નહીં હતો, તેથી દિલીપની રાણીઓએ રાવણને બ્રાહ્મણ જાણી, પોતાની પાસે બેસાડ્યો. ॥ ૧ ॥ રાણીઓ, પગ પૂજવા લાગી તે સમયે રાવણે, પોતાનું રૂપ દેખાડતાં, રાણીઓ પરમ ભય પામીને પોતપોતાના આવાસોમાં ભાગી ગઈ. રાવણ, પાછો સરયૂના કિનારાપર આવ્યો. આ વાતને જાણી ગયેલા દિલીપ રાજાએ, પૂજન કરતાં ચોખાના થોડાક દાણા ફેંક્યા, ॥ ૨ ॥ લોકોએ ચોખાના દાણા ફેંકવાનું કારણ પૂછતાં દિલીપે કહ્યું કે, "એક સિંહે જંગલમાં ગાયને પકડી છે, તે કારણને લીધે મેં અહિંથી ચોખાના દાણા ફેંક્યા છે. એ દાણાઓ, સિંહને સો બાણ જેવા થઇને વાગશે." ॥ ૩ ॥ આ વાત સાંભળી, બહુ જ આશ્ચર્ય પામેલા રાવણે વનમાં જઇને જોયું તો ત્યાં મરણ પામેલો સિંહ નજરે જોવામાં આવ્યો. આથી રાવણ, દિલીપ રાજાના પ્રતાપને સમજી જઈને, પોતાને ઘેર ચાલ્યો ગયો. દિલીપ રાજમહેલમાં આવ્યો ત્યારે રાણીઓએ સઘળી હકીકત કહી સંભળાવી. ॥ ૪ ॥

दो०–रावणकृत सुनि अवधपति, अंजलि भरि जल लीन्ह ॥
पवनमंत्र पढि क्रोधयुत, दक्षिण दिशि तज दीन्ह ॥ २१४ ॥

રાવણનો અપરાધ સાંભળી, અયોધ્યાના પતિ દિલીપ રાજાએ, અંજલીમાં જળ લઈ, પવનનો મંત્ર ભણી ક્રોધથી દક્ષિણ દિશા તરફ ફેંક્યું. ॥ ૨૧૪ ॥

दो०–भये विशिख दश लक्ष तब, कह नृप लंकहि जाहु ॥
सहित त्रिकूट समुद्रमें, बोरि फिरहु तिहि नाहु ॥ २१५ ॥

એ જળમાંથી દશ લાખ બાણો ઉત્પન્ન થતાં, દિલીપે તેઓને આજ્ઞા કરી કે, "તમો લંકામાં જઈ, ત્રિકૂટ પર્વત સહિત લંકાને તથા તેના સ્વામી રાવણને સમુદ્રમાં ડૂબાવી દઇને પાછાં અહીં આવો. ॥ ૨૧૫ ॥

चौ०–चले सु विशिख पवनगति मोरी । उलटन लगे नगर चहुँ ओरी ॥
मयतनया दोउकर तब जोरी । कीन्ही विविध विनय नहिं थोरी ॥ १ ॥
दे दुहाइ नृप बोली ऐसे । यहँ नहिं नृपति लरत तुम कैसे ॥
बाण चले दिलीप पहँ आये । समझ सोच ते रहे चुपाये ॥ २ ॥
इहि विधि बहुत गयो जब काला । कौशलपुर रघु भयो नृपाला ॥
मारुत बाण लंक गृह ढाये । वनिता विनय वचन सुनि आये ॥ ३ ॥
पुनि राजा अज भये बलधारी । मचो युद्ध रावणसों भारी ॥
अनिल अस्त्रते कटक समेता । दीन्ह ताहि पहुँचाय निकेता ॥ ४ ॥
तेजवान लखि रहा चुपाई । तेहि पाछे भये दशरथ आई ॥

પવનની ગતિનો પણ તિરસ્કાર કરે એવી ગતિથી તે બાણો, ત્યાંથી ચાલ્યાં. એઓથી લંકા નગર ચારે તરફ ઉથલપાથલ થવા લાગતાં, મંદોદરીએ બન્ને હાથ જોડી, ઘણી ઘણી વિનતિ કરી ॥ ૧ ॥ અને દિલીપની દુહાઈ દઇને કહ્યું કે, 'અહીં કોઈ રાજા

નથી, તે છતાં તમો કેમ લડાઈ કરો છો ?' આથી બાણો પાછાં ફરીને દિલીપની પાસે આવ્યાં અને દિલીપ પણ સમજી જઇને ચૂપ થઇ ગયો. ॥ ૨ ॥ આ વાતને ઘણો કાલ વીતી ગયા પછી અયોધ્યામાં રઘુ નામનો રાજા થયો. રાવણે કર માગ્યો ત્યારે, તેણે પવનનાં બાણોથી લંકાનાં ઘરો પાડી નાખ્યાં. રઘુનાં બાણો પણ મંદોદરીની વિનતિ સાંભળીને પાછાં રઘુની પાસે આવ્યાં. ॥ ૩ ॥ પછી અયોધ્યામાં અજ રાજાએ, વાયવ્યાસ્રથી રાવણને તેના સૈન્ય સહિત ઉડાવીને લંકામાં પહોંચાડી દીધો. ॥ ૪ ॥ અજ રાજાને તેજસ્વી જાણીને, રાવણ, પછીથી ચૂપ રહ્યો. અજ રાજા પછી અયોધ્યામાં દશરથનું રાજ્ય થયું. ॥

दो०—दश सहस्र रवि कर लसैं, दशौं दिशा रथ जाहि ॥
दशशिर रिपु मगः सुवन, कहिये दशरथ ताहि ॥ २१६ ॥

એ રાજાનો દશ હજાર સૂર્યની કિરણોના જેવા દેખાવવાળો રથ, દશે દિશાઓમાં અપ્રતિબદ્ધ રીતે જતો હતો અને તેમના પુત્રો દશ માથાવાળા રાવણને મારનાર થવાના હતા, તેથી એ રાજાનું દશરથ નામ હતું. ॥ ૨૧૬ ॥

दो०—सुनि रावण निज दूत मुख, माँगि पठायो दण्ड ॥
हरिशर भेरे भूप कहि, जड्यो कपाट प्रचण्ड ॥ २१७ ॥

રાવણે દશરથનું રાજ્ય સાંભળી, દૂતોને મોકલીને તે દ્વારા દંડની માગણી કરતાં, દશરથ રાજાએ વિષ્ણુનું અસ્ત્ર મૂકીને લંકાના પ્રચંડ દરવાજા બંધ કરી દીધા. ॥ ૨૧૭ ॥

चौ०—जो रावण पट लेइ उघारी । तौ हम कर देवहिं बिन रारी ॥
मंदिर द्वार मूदि सब गये । रावणसे नहिं उघरत भये ॥ १ ॥
उघरे नहीं पराजै मानी । गये बाण फिर नृप रजधानी ॥
तब रावण नभवात विचारी । विपिन जाय कीन्हसि तप भारी ॥ २ ॥
वरं ब्रूहि ब्रह्मा जब भाषा । बोला तब दशमुख अभिलाषा ॥
दशरथ नृपति वीर्यते कोई । जगमें पुत्र प्रगट नहिं कोई ॥ ३ ॥
सुनि स्रष्टा मनमें दुख माना । एवमस्तु कहि कीन्ह पयाना ॥
तब दशमुख कौशलपुर गयउ । कौशल्यहि हर लावत भयऊ ॥ ४ ॥
सहित मँजूषा सागर जाई । राघोमच्छ दिहसि सौंपाई ॥

અને કહેવરાવ્યું કે 'જો રાવણ, લંકાનાં દ્વાર ઉઘાડી શકે તો હું લડાઈ કર્યા વગર કર આપું.' લંકાના બંધ થઈ ગયેલા દરવાજા, રાવણથી ઉઘાડી શકાયા જ નહીં, ॥ ૧ ॥ તેથી રાવણ પોતાને પરાભવ થયો માનીને પાછો દશરથની રાજધાનીમાં ગયો જ નહીં. પછી રાવણે આકાશવાણીનો તથા બ્રહ્માના વરદાનનો વિચાર કરી, વનમાં જઇને, ભારે તપ કર્યું ॥ ૨ ॥ બ્રહ્મા 'वरं ब्रूहि' વર માગ એમ બોલતાં રાવણે પોતાની ઇચ્છા જાહેર કરી કે, 'જગતમાં દશરથના વીર્યથી કોઈ પણ પુત્ર ઉત્પન્ન ન થાય.' ॥ ૩ ॥ રાવણની માગણી સાંભળીને ખેદ પામેલા બ્રહ્મા, તથાસ્તુ એમ કહીને ચાલ્યા ગયા. પછી રાવણ કોસલપુર

નામના શહેરમાં જઇને ત્યાંના રાજાની કુંવારી કૌશલ્યાને હરી લાવ્યો. ॥ ૪ ॥ જેમાં કૌશલ્યાને રાખી હતી, તે પેટી રાવણે રાઘવ નામના મત્સ્યને સોંપી દીધી. ॥

दो०—चतुरानन धरि रूप तब, रावणको तहँ जाय ॥
सुता मांग लाये तुरत, राखी वनमें लाय ॥ २१८ ॥

બ્રહ્માએ, રાવણનું રૂપ ધરી, રાઘવ મત્સ્યની પાસે જઈ, તે કન્યા તુરત માગી લીધી, અને પછી તે કાશલ્યાને વનમાં લાવીને રાખી. ॥ ૨૧૮ ॥

चौ०—वनमें धरि विधि गय निज लोका । तहँ सुमंत पट खोल विलोका ॥
कन्यात बोले मृदु वानी । तुम हो किनकी सुता सयानी ॥ १ ॥
तब कौशल्या गिरा उचारी । हम हैं कोशलराज कुमारी ॥
नहि जाना को वनमें लावा । सुनि सुमंत हिय अति सुख पावा ॥२॥
ले आये कोशलपुर तामा । रोदन होत रहा नृपधामा ॥
जाय मँजुषा भूपहिं दीना । जिहिविधि मिला सो वर्णन कीना ॥३॥
बोले नृप तुम कोहो ताता । कह सुमंत सुनिये प्रभु बाता ॥
अवधपुरी नृप दशरथ नामा । धर्मधुरंधर सब गुण धामा ॥ ४ ॥

વનમાં રાખીને બ્રહ્મા, પોતાના લોકમાં જતાં, દશરથના મંત્રી સુમંત્રે આવી પેટી ખોલીને જોયું ત્યાં, અંદર કૌશલ્યા જોવામાં આવી, સુમંત્રે તું કોની પુત્રી છે? એમ પૂછતાં ॥ ૧ ॥ કોશલ્યા બોલી કે, હું કોશલ રાજાની કુંવરી છું. મને વનમાં કોણ લાવ્યું? એ હું જાણુતી નથી' એ સાંભળી, હૃદયમાં આનંદ પામેલો સુમંત્ર, ॥ ૨ ॥ તે કન્યાને કોશલપુરમાં લાવ્યો. કે જ્યાં તેના ખોવાઈ જવાને લીધે રૂદન થઈ રહ્યું હતું સુમંત્રે જઇને, તે પેટી કોશલ રાજાને સોંપી અને જે રીતે હાથ લાગી હતી, તેની હકીકત કહી. ॥ ૩ ॥ રાજાએ, 'તમે કોણ છો?' એમ પૂછતાં સુમંત્રે જણાવ્યું કે, "હે રાજા! મારી વાત સાંભળો. અયોધ્યામાં ધર્મધુરંધર અને સઘળા સદ્‌ગુણોના સ્થાનકરૂપ દશરથ રાજા છે, ॥ ૪ ॥

दो०—तासु सचिव मैं सुनहु नृप, सुन अति भयउ उछाह ॥
कह्यो कि अब यहि पुत्रिकर, करिहौं तिन्ह सँग व्याह ॥ २१९ ॥

તેનો હું મંત્રી છું." રાજાએ એ સાંભળી, બહુ જ ઉત્સાહ ધરીને, સુમંત્રને કહ્યું કે "હું આ મારી કન્યા, તમારા રાજા દશરથને પરણાવીશ." ॥ ૨૧૯ ॥

चौ०—तुरते नेगी विप्र पठावा । नृपके टीका आय चढावा ॥
चली बरात विपुल नरनाहा । बडी धूमसे भयउ विवाहा ॥ १ ॥
विरधासनकी सुता सयानी । सो सुमंत व्याही सुखदानी ॥
व्याह कीन पुनि घर फिर आये । नगर नारि नर अति सुख पाये ॥ २ ॥

पुनि कैकयी सुमित्रा रानी । ब्याहीं दशरथ सुघर सयानी ॥
यह सब रुचिर चरित मैं भाखा । अब सो सुनहु जो बीचहि राखा ॥ ३ ॥
अवधपुरी रघुकुलमणि राऊ । वेदविदित तिहि दशरथ नाऊ ॥
धर्मधुरंधर गुणनिधि ज्ञानी । हृदय भक्ति मति साँरगपानी ॥ ४ ॥

એમ કહીને તેણે તુરત જ બ્રાહ્મણોની સાથે નાળીએર મોકલી દીધું, બ્રાહ્મણોએ અયોધ્યામાં જઈ, દશરથ રાજાને ચાંડલો કર્યો. દશરથ રાજાની મોટી જાન કોશલ પુરમાં વિવાહને વાસ્તે આવી અને મોટી ધામધુમથી વિવાહ થયો. ॥ ૧ ॥ ગર્ગ કુલના વિરધાસન નામના બ્રાહ્મણની એક ચતુર તથા સુખ આપે એવી કન્યા હતી, તેની સાથે સુમંત્રનો પણ વિવાહ થયો, વિવાહ કરીને સર્વ પાછા ઘેર આવ્યા અને તેથી શહેરનાં સ્ત્રી પુરુષોને પરમ સુખની પ્રાપ્તિ થઈ. ॥ ૨ ॥ પછી દશરથ રાજાએ કૈકેયી અને સુમિત્રા નામની બે ચતુર રાજકન્યાઓની સાથે વિવાહ કર્યો. આ સઘળું સુંદર ચરિત્ર મેં કહ્યું. હવે જે ચરિત્ર વચમાં રાખી દીધું છે, તે સાંભળો. ॥ ૩ ॥

અયોધ્યાપુરીના રાજા દશરથ રઘુકુલમાં મણિરૂપ, જેનું યશ વેદમાં પણ પ્રખ્યાત છે એવા, ધર્મધુરંધર, ગુણોના ભંડારરૂપ, જ્ઞાની, હૃદયમાં ભક્તિવાળા અને જેની બુદ્ધિ ભગવાનમાં જ રહેતી હતી એવા હતા. ॥ ૪ ॥

दो०—कौशल्यादी नारि प्रिय, सब आचरण पुनीत ॥
पति अनुकूल सुप्रेम दृढ, हरि पद कमल विनीत ॥ २२० ॥

એ રાજાની કૌશલ્યા આદિ પ્રિય સ્ત્રીઓ, સર્વ આચરણોથી પવિત્ર હતી, પતિને અનુકૂલ રહેતી હતી, પ્રભુનાં ચરણકમળોમાં દૃઢ પ્રેમવાળી હતી અને વિનયવાળી હતી.[1] ॥ ૨૨૦ ॥

चौ०—एक बार भूपति मनमांहीं । भइ गलानि मेरे सुत नाहीं ॥
गुरुगृह गये तुरत महिपाला । चरण लागि करि विनय विशाला ॥ १ ॥
निज दुख सुख नृप गुरुहि सुनायउ । कह वसिष्ठ बहुविधि समुझायउ ॥
धरहु धीर होहैं सुत चारी । त्रिभुवन विदित भक्त भय हारी ॥ २ ॥

---

૧ અહીં સુધી ‘प्रथम सो कारण कहहु विचारी ॥ निर्गुण ब्रह्म सगुण वपु धारी’ એ પાર્વતીના પહેલા પ્રશ્નનો ઉત્તર પૂર્ણ થયો. ૨ દશરથ રાજાની શાંતા નામની કન્યાને, અંગદેશના રોમપાદ રાજાએ દત્તપુત્રી કરીને રાખી હતી. એક સમયે અંગદેશમાં દુષ્કાળ પડ્યો, ત્યારે બ્રાહ્મણોએ રાજાને કહ્યું કે, વિભાંડકના પુત્ર શૃંગી આવે તો વરસાદ થાય. વિભાંડકના ડરને લીધે શૃંગીને લાવવાની કોઈની હિમ્મત ચાલી નહીં, ત્યારે કેટલીએક વેશ્યાઓ વિભાંડકની ગેરહાજરીના સમયમાં તે વનમાં ગઈ. શૃંગી એઓને તપસ્વી જાણી, તેઓની પાસે જતાં, તે વેશ્યાઓ છલ કરીને શૃંગીને રોમપાદના શહેરમાં લાવી આથી વરસાદ થયો. રાજાએ શાંતા શૃંગીને પરણાવી વિભાંડક આ સઘળું ભવિષ્ય જાણતા હતા, તેથી ચુપ રહ્યા. વસિષ્ઠના કહેવાથી દશરથે એ શૃંગીને અંગ દેશમાંથી બોલાવ્યા હતા અને પ્રથમ અશ્વમેધ કરીને પછી પુત્રેષ્ટિ કરી હતી. ( વાલ્મીકીય રામાયણ બાલકાંડ. )

शृंगीरिषिहि बसिष्ठ बुलावा । पुत्र लागि शुभ यज्ञ करावा ॥
भक्तिसहित मुनि आहुति दीन्हे । प्रगट अगिनि चारु कर लीन्हे ॥ ३ ॥
जो बसिष्ठ कछु हृदय विचारा । सकल काज भा सिद्ध तुम्हारा ॥
यह हवि बाँट देहु नृप जाई । यथा योग्य जिहि भाग बनाई ॥ ४ ॥

એક સમયે દશરથ રાજાને મનમાં ખેદ ઉત્પન્ન થયો કે, 'મારે પુત્ર નથી,' એ ગ્લાનિને લીધે, રાજાએ તુરત વસિષ્ઠ ગુરુને ઘેર જઈ, પગે લાગી, ઘણી વિનતિ કરીને, ॥ ૧ ॥ પોતાને જે રાજ્યસંબંધી સુખ અને પુત્રસંબંધી દુઃખ હતું, તે કહી સંભળાવ્યું. વસિષ્ઠ મુનિ ઘણી રીતે સમજાવીને બોલ્યા કે, હે રાજા ! ધીરજ રાખો, તમને ત્રૈલોક્યમાં પ્રખ્યાત અને ભક્તોના ભયને હરનારા ચાર પુત્રો પ્રાપ્ત થશે.' ॥ ૨ ॥ વસિષ્ઠે, શૃંગી ઋષિને બોલાવ્યા અને તે દ્વારા રાજાને પુત્ર પ્રાપ્તિ કરાવવા વાસ્તે, પુત્રેષ્ટિ નામનો યજ્ઞ કરાવ્યો.[૨] શૃંગી ઋષિએ, ભક્તિપૂર્વક આહુતિઓ હોમતાં, યજ્ઞના કુંડમાંથી દેહધારી અગ્નિ પ્રકટ થયો, કે જેના હાથમાં દૂધપાકનું પાત્ર હતું ॥ ૩ ॥ એ અગ્નિએ, દશરથ રાજાને કહ્યું કે, વસિષ્ઠ મુનિએ જે કાંઈ હૃદયમાં ધાર્યું છે તે સઘળું તમારૂં કાર્ય સિદ્ધ થયું છે, હે રાજા ! તમે અન્તઃપુરમાં જઇ જેમ યોગ્ય લાગે તેમ વિભાગો કરીને, આ દૂધપાક, તમારી રાણીઓને વહેંચી આપો." ॥ ૪ ॥

दो०—तब अदृश्य पावक भये, सकल सभहि समुझाय ॥
परमानंद मगन नृप, हर्ष न हृदय समाय ॥ २२१ ॥

આ પ્રમાણે સઘળી સભા સમજે એવી રીતે રાજાને કહી, અગ્નિદેવ, અંતર્દ્ધાન થઈ ગયા. દશરથ રાજા પરમ આનંદમાં મગ્ન થયા અને તે આનંદ તેમના હૃદયમાં નહીં સમાઈ શકયો. ॥ ૨૨૧ ॥

चौ०—तबहिं राउ प्रिय नारि बुलाई । कौशल्यादि तहां चलि आई ॥
अर्द्धभाग कौशल्यहि दीन्हा । उभय भाग आधे कर कीन्हा ॥ १ ॥
कैकेईकहँ सो नृप दयऊ । रहउ सो उभय भाग पुनि भयऊ ॥
कौसल्या कैकयी हात धरि । दीन्ह सुमित्रहि मन प्रसन्न करि ॥ २ ॥
इहिविधि गर्भसहित सब नारी । भयउ हृदय हर्षित सुख भारी ॥
जा दिनते हरि गर्भहि आये । सकल लोक सुख संपति छाये ॥ ३ ॥
मंदिर महँ सब राजहिं रानी । शोभा शील तेज गुण खानी ॥
सुखयुत कछुक काल चलि गयऊ । जिहि प्रभु प्रगट सो अवसर भयऊ ॥ ४ ॥

રાજાએ, તે સમયે કૌશલ્યા આદિ પ્રિય રાણીઓને, બોલાવતાં, તેઓ ત્યાં હાજર થઈ. રાજાએ, દૂધપાકમાંથી અરધો ભાગ કૌશલ્યાને આપી, બાકીના બે ભાગ કરીને હાથમાં લીધા. ॥ ૧ ॥ એ બે ભાગમાંથી એક ભાગ કૈકેયીને આપ્યો. બાકી જે ચતુર્થાંશરૂપ એક ભાગ રહ્યો, તેના વળી બે ભાગ કરી, એક ભાગ કૌશલ્યાના, અને એક ભાગ કૈકેયીના હાથમાં આપી, મનની પ્રસન્નતા કરી, તેઓના હાથથી, તે બે ભાગ સુમિત્રાને

અપાવ્યા. ॥ ૨ ॥ આ પ્રમાણે થવાથી, એ ત્રણે રાણીઓ ગર્ભવતી થઈ. સર્વના હૃદયોમાં ભારે હર્ષ અને ભારે સુખ ઉત્પન્ન થયાં. જે દિવસથી પ્રભુ ગર્ભમાં આવ્યા, તે દિવસથી સર્વ લોકોમાં સુખ અને સંપત્તિ છાઈ રહ્યાં, કે જેઓ, રાક્ષસોના ડરથી ઉચ્છિન્ન થઈ ગયાં હતાં. ॥ ૩ ॥ જાણે શોભા, શીલ, તેજ અને ગુણ, એઓની ખાણો હોય એવી રાણીઓ, આવાસોમાં શોભવા લાગી. આનંદથી ભરેલો કેટલોક કાલ વ્યતીત થતાં, પ્રભુના જન્મનો સમય પ્રાપ્ત થયો. ॥ ૪ ॥

दो०—योग लग्न ग्रह बार तिथि, सकल भये अनुकूल ॥
चर अरु अचर सुहर्ष युत, रामजन्म सुख मूल ॥ २२२ ॥

આ સમયમાં યોગ, લગ્ન, ગ્રહો, વાર તથા તિથિ, એ સર્વ અનુકૂલ થયાં અને સચરાચર જગતમાં સર્વત્ર હર્ષ ફેલાઇ રહ્યો. કારણ કે, રામનું જન્મવું સર્વના સુખનું મૂલ હતું. ॥ ૨૨૨ ॥

चौ०—नवमी तिथि मधुमास पुनीता । शुक्ल पक्ष अभिजित हरि प्रीता ॥
मध्य दिवस अति शीत न घामा । पावन काल लोक विश्रामा ॥ १ ॥
शीतल मंद सुरभि बह वाऊ । हर्षित सुर संतन मन चाऊ ॥
वन कुसुमित गिरि गण मणियागा । स्रवहिं सकल सरितामृत धारा ॥ २ ॥
सो अवसर विरंचि जब जाना । चले सकल सुर साजि विमाना ॥
गगन विमल संकुल सुर यूथा । गावहि गुण गंधर्व वरूथा ॥ ३ ॥
वर्षहिं सुमन सु अंजलि साजी । गहगह गगन दुन्दुभी बाजी ॥
अस्तुति करहिं नाग मुनि देवा । बहुविधि लावहिं निजनिज सेवा ॥ ४ ॥

પવિત્ર ચૈત્ર માસના શુક્લપક્ષની નોમને દિવસ, કે જે ભગવાનને પ્રિય છે, તે દિવસનો અભિજિત્ મુહૂર્તવાળો, પવિત્ર, અનુષ્ણાશીત અને લોકોને વિશ્રામ આપનારો મધ્યાહ્ન કાલ પ્રાપ્ત થતાં, ॥ ૧ ॥ શીતલ, મંદ તથા સુગંધ પવન વાવા લાગ્યો, દેવતાઓ પ્રસન્ન થવા લાગ્યા, સંત જનોનાં મનો રાજી થવા લાગ્યાં, વનો પ્રફુલ્લિત થયાં, પર્વતો ઉપર મણિઓના સમૂહો નિકળવા લાગ્યા અને સઘળી નદીઓ, અમૃતની ધારા જેવાં જળોને વહેવા લાગી. ॥ ૨ ॥ આ અવસર જ્યારે બ્રહ્માના જાણવામાં આવ્યો, ત્યારે; બ્રહ્મા, સર્વ દેવતાઓ સહિત, વિમાનો સજ્જ કરીને અયોધ્યામાં આવ્યા. નિર્મલ આકાશ, દેવતાઓના યથોથી ભરપૂર થઈ ગયું. ગંધર્વોનાં ટોળાં, ભગવદ્‌ગુણો ગાવા લાગ્યાં, ॥ ૩ ॥ દેવતાઓ અંજલીઓમાં પુષ્પો લઈ લઇને તેઓની વૃષ્ટિ કરવા લાગ્યા, આકાશમાં ઘેરાં દુંદુભિઓ વાગવા લાગ્યાં, નાગો, મુનિઓ તથા દેવતાઓ સ્તુતિ કરવા લાગ્યા અને તેઓ પોતપોતાની તરફની ઘણી ઘણી સેવાઓ લાવવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—सुर समूह विनती करी, पहुँचे निज निज धाम ॥
जग निवास प्रभु प्रगटउ, अखिल लोक विश्राम ॥ २२३ ॥

॥ श्रीरामचंद्रजन्मकुंडली ॥




॥ श्रीलक्ष्मणजन्मकुंडली ॥




॥ श्रीभरतजन्मकुंडली ॥




॥ श्रीशत्रुघ्नजन्मकुंडली ॥




દેવતાઓના સમૂહો વિનતિ કરીને, પોતપોતાનાં સ્થાનકોમાં ગયા, તે સમયમાં જ જગતના નિવાસરૂપ અને સર્વ લોકોને આનંદ આપનારા પ્રભુ પ્રકટ થયા. (જન્મ્યા.) ॥ ૨૨૩ ॥

## कुंडलीवर्णन–घनाक्षरी कवित्त ॥

चैत सित नौमी सोम नषत पुर्नवसु है शूल योग कौलव करण शुभकारी है ॥ कर्कहैं लगन तहां सौ हैं गुरु चंद्र दोउ शनिहैं तुलाके धन केतु रिपुहारी है ॥ रसिकविहारी राम कुंडली अनूप ऐसी विशद विचित्र या विधाता निरधारीहै ॥

दो०–भरत जन्म ग्रह रामते, ध्रुव न्यारे ध्रुव येक ॥
यह विभेद सो जानिहैं, जिनके विमल विवेक ॥ २ ॥
चैत शुक्र दशमी नखत, पुष्प भौम दिन जान ॥
गंड योग तैतिल करण, भरत सुजन्म प्रमान ॥ ३ ॥
राम धर्म सो भरत तन, खेचर एक समस्त ॥
भरत कुंडली कुल कलित, विधि इमि लिखि प्रशस्त ॥ ४ ॥
पुनि लक्ष्मण रिपुदमनको, जन्म एकही संग ॥
याते एकहि लग्न ग्रह, एक पांचहू अंग ॥ ५ ॥
चैत शुक्र एकादशी, अश्लेषा बुधवार ॥
वृद्धि योग गर करणमे, दुहू जन्म, निरधार ॥ ६ ॥

लषण शत्रुहन लग्न ग्रह, राम सरिस सब ठान ॥
चहू कुंडली याहिं विधि, विधि विरचित शुभ दान ॥ ७ ॥
विधि विरचित वर पत्रिका, मिशद विचित्र ललाम ॥
लखि वसिष्ठ सुर गुरु सहित, मुदित सुमिरि उर राम ॥ ८ ॥

छं० चौ०—भये प्रगट कृपाला दीनदयाला कौशल्या हितकारी ॥
हर्षित महतारी मुनि मन हारी अद्भुतरूप निहारी ॥
लोचन अभिरामा तनु घन श्यामा निज आयुत भुजचारी ॥
भूषण वनमाला नयन विशाला शोभा सिंधु खरारी ॥ २४ ॥

દીનદયાલુ અને સર્વ લોકોનું પરમહિત કરનારા કૃપાલુ રામચંદ્રજી, પ્રકટ થતાં, તેઓને પ્યારૂં લાગે એવું, મેઘની પેઠે શ્યામ, સુંદર, ચાર ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા તથા પદ્મ, એઓથી યુક્ત, અનેક ભૂષણોથી તથા વનમાલાથી શોભતું, વિશાલ નેત્રોવાળું, શોભાના સમુદ્ર જેવું, ભવિષ્યમાં રાક્ષસોને નષ્ટ કરનારૂં અને મુનિઓનાં અંતઃકરણોનું પણ હરણ કરે એવું એમનું અદ્દ્ભુત રૂપ જોઈ, માતાજી કૌશલ્યા બહુ જ હર્ષ પામ્યાં ॥ ૨૪ ॥

छं०—कह दुहुँ कर जोरी अस्तुति तोरी किहिविधि करौं अनंता ॥
माया गुण ज्ञानातीत अमाना वेद पुराण भनंता ॥
करुणा गुण सागर सब गुण आगर जिहि गावहिं श्रुति संता ॥
सो मम हित लागी जन अनुरागी प्रगट भये श्रीकंता ॥ २५ ॥

માતાજી બન્ને હાથ જોડીને બોલ્યાં કે, "હે અનંત! હું શી રીતે આપની સ્તુતિ કરી શકું? આપ કે જે વેદોના તથા પુરાણોના કહેવા પ્રમાણે માયાના ગુણોથી તથા ઇંદ્રિયો સંબંધી જ્ઞાનોથી અતીત છો, પરિચ્છેદોથી રહિત છો, કરુણાના તથા દિવ્ય ગુણોના સાગરરૂપ છો, સર્વ બ્રહ્માંડમાં અધિષ્ઠાનરૂપ છો, ભક્તો ઉપર પ્રેમ રાખનારા છો, લક્ષ્મીના પતિ છો અને જેને શ્રુતિઓ તથા સંતો ગાયા કરે છે એવા છો, તે મારૂં હિત કરવાને વાસ્તે પ્રકટ થયા છો. ॥ ૨૫ ॥

छं०—ब्रह्मांड निकाया निर्मित माया रोम रोम प्रति वेद कहै ॥
मम उर सो बासी यह उपहासी सुनत धीर मति थिर न रहै ॥
उपजा जब ज्ञाना प्रभु मुसकाना चरित बहुत विधि कीन्ह चहै ॥
कहि कथा सुनाई मात बुझाई जिहिप्रकार सुत प्रेम लहै ॥ २६ ॥

વેદ કહે છે કે, માયાએ બનાવેલાં બ્રહ્માંડોના સમૂહો, આપના રોમ રોમમાં રહ્યાં છે એવા આપ, મારા ગર્ભમાં વસ્યા, મોટી હાંસી જેવી વાત છે અને તે વાત સાંભળીને, ધીર પુરુષોની બુદ્ધિ પણ સ્થિર ન રહે એવું છે," જ્યારે કૌશલ્યાને જ્ઞાન ઉત્પન્ન થયું.

ત્યારે પ્રભુએ, મંદ હાસ્ય[1] કરીને, તે જ્ઞાનને મંદ કરી નાખ્યું. કેમ કે પ્રભુ, માયાથી અનેક ચરિત્રો કરવા ધારતા હતા. પછી પ્રભુએ, જેવા પ્રકારથી પુત્રપ્રેમ પ્રાપ્ત થાય તેવા પ્રકારથી, પૂર્વ જન્મની કથા સંભળાવીને માતાજીને સમજાવ્યાં. ॥ ૨૬ ॥

**छं०–माता पुनि बोली सो मति डोली तजहु तात यह रूपा ॥**
**कीजै शिशुलीला अतिप्रियशीला यह सुख परम अनूपा ॥**
**सुनि वचन सुजाना रोदन ठाना होय बालक सुरभूपा ॥**
**यह चरित जो गावहि हरिपद पावहि ते न परहिं भवकूपा ॥ २७ ॥**

પ્રભુના મંદ હાસ્યને લીધે, જેની જ્ઞાન બુદ્ધિ કાંઈક ચલિત થઈ ગઈ, એવાં કૌશલ્યા; ફરી બોલ્યાં કે, "હે તાત! આ દિવ્યરૂપને છોડી દઈ, સ્વાભાવિક રીતે અત્યંત પ્રિય લાગનારી બાલલીલા કરો. આપની બાલલીલા જોવી, એ જ અમોને પરમ અનુપમ સુખ છે." માતાનાં વચન સાંભળી, પરમ ચતુર દેવાધિદેવ પ્રભુ, બાલકરૂપ થઈને રોવા લાગ્યા. જે લોકો, આ ચરિત્રને ગાશે, તેઓ સંસારરૂપી કૂવામાં નહીં પડતાં, પ્રભુનાં ધામને પામશે. ॥ ૨૭ ॥

**दो०–विप्र धेनु सुर संत हित, लीन्ह मनुज अवतार ॥**
**निज इच्छा निर्मित तनू, माया गुण गोपार ॥ २२४ ॥**

હે પાર્વતી! પ્રભુએ બ્રાહ્મણોના, ગાયોના, દેવતાઓના અને સંતજનોના હિતને વાસ્તે, મનુષ્યનો અવતાર ધર્યો. માયાના ગુણોથી તથા ઈંદ્રિયોથી પર છતાં અર્થાત દેહાદિકના સંબંધથી રહિત છતાં પણ, પોતાની ઇચ્છાથી મનુષ્યનું શરીર બનાવી લીધું[2]. ॥ ૨૨૪ ॥

**चौ०–सुनि शिशुरुदन परम प्रिय बानी । संभ्रम चलिआई सब रानी ॥**
**हर्षित जहँ तहँ धाई दासी । आनँद मगन सकल पुरवासी ॥ १ ॥**
**दशरथ पुत्र जन्म सुनि काना । मानहु ब्रह्मानंद समाना ॥**
**परम प्रेम मन पुलक शरीरा । चाहत उठन करत मतिधीरा ॥ २ ॥**
**जाकर नाम सुनत शुभ कोई । मोरे गृह आवा प्रभु सोई ॥**
**परमानंद पूरि मन राजा । कहा बुलाय बजावहु बाजा ॥ ३ ॥**
**गुरु वसिष्ठकहँ गयउ हँकारा । आये द्विजन सहित नृप द्वारा ॥**
**अनुपम बालक देखि न जाई । रूपराशि गुण कहि न सिराई ॥ ४ ॥**

અત્યંત પ્રિય વધામણી સાંભળીને તથા બાલકનું રોવું સાંભળીને, સઘળી રાણીઓ સંભ્રમથી ત્યાં ચાલી આવી. દાસીઓ વધામણી દેવાને વાસ્તે, જ્યાં ત્યાં દોડવા લાગી અને સઘળા પુરવાસી લોકો, આનંદમાં મગ્ન થયા. ॥ ૧ ॥ દશરથ રાજા, કાનથી

---

૧ શ્રીમદ્ભાગવતના દ્વિતીયસ્કંધમાં 'हासो जनोन्मादकरी च माया' એ શ્લોકથી ભગવાનના હાસ્યને માયાનું સ્વરૂપ જ કહ્યું છે. ૨ અહીં પાર્વતીના બીજા પ્રશ્નોના ઉત્તર પૂર્ણ થાય છે.

પુત્રનું જન્મ સાંભળતાં જ બ્રહ્માનંદમાં સમાઈ ગયા હોય એવા થઈ ગયા. મનમાં પરમ પ્રેમથી અને શરીરમાં રોમાંચોથી વ્યાપ્ત થયેલા રાજાએ, ઉઠવાની ઇચ્છા કરી અને ઉઠવાને વાસ્તે હર્ષવિહ્વલ થયેલી પોતાની બુદ્ધિને સ્થિર કરી. ॥ ૨ ॥ 'અહો! તેમનું નામ સાંભળતાં જ કલ્યાણ થાય છે, તે પ્રભુ, મારે ઘેર પધાર્યા.' એવા પ્રકારના પરમ આનંદથી જેનું મન ભરપૂર થઈ ગયું હતું એવા દશરથ રાજાએ, આજ્ઞા કરી કે, "વસિષ્ઠજીને બોલાવો અને વાજાં વગડાવો." ॥ ૩ ॥ વસિષ્ઠ ગુરુને ઘેર રાજાનું તેડું જતાં, વસિષ્ઠ મુનિ અનેક બ્રાહ્મણો સહિત રાજદ્વારમાં આવ્યા. અનુપમ બાલકને જોઈ, વસિષ્ઠનાં નેત્રો તૃપ્તિ જ ન પામ્યાં અને બાલકનાં રૂપનું તથા ગુણોના સમૂહનું વર્ણન પણ પૂરેપુરૂં નહીં કરી શકાય એમ તેમને જણાયું. ॥ ૪ ॥

दो०–तब नांदीमुख श्राद्ध करि, जातकर्म सब कीन्ह ॥
हाटक धेनू बसन मणि, नृप विप्रन कहँ दीन्ह ॥ २२५ ॥

પછી રાજાએ નાંદીશ્રાદ્ધ કરીને, પુત્રોનો જાતકર્મસંસ્કાર કર્યો અને બ્રાહ્મણોને સુવર્ણો, ગાયો, વસ્ત્રો તથા મણિઓ આપ્યાં. ॥ ૨૨૫ ॥

चौ०–ध्वज पताक तोरण पुर छावा । कहि न जाय जस भांति बनावा ॥
सुमन वृष्टि आकाशते होई । ब्रह्मानंद मगन सब कोई ॥ १ ॥
वृंद वृन्द मिलि चलीं लुगाई । सहज शृंगार किये उठि धाई ॥
कनक कलश मंगल भरि थारा । गावत पैठहिं भूप दुआरा ॥ २ ॥
करि आरती निछावरि करहीं । बार बार शिशु चरणन परहीं ॥
मागध सूत बंदि गण गायक । पावन यश गावहिं रघुनायक ॥ ३ ॥
सर्वस दान दीन्ह सब काहू । जिहि पावा राखा नहिं ताहू ॥
मृगमद चंदन कुमकुम कीचा । मची सकल बीथिन बिच बीचा ॥ ४ ॥

સઘળી અયોધ્યામાં ધ્વજા, પતાકા તથા તોરણો છાઈ રહ્યાં. એઓ, જે પ્રકારથી બનાવવામાં આવ્યાં, તે પ્રકારનું વર્ણન જ કરી શકાતું નથી. આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિઓ પડવા લાગી અને સર્વે માણસો બ્રહ્માનંદમાં નિમગ્ન હોય એવાં થઈ ગયાં. ॥ ૧ ॥ નગરની સ્ત્રીઓ ઉતાવળને લીધે સહજ શણગાર ધરી, રાજદ્વારમાં જવાને વાસ્તે ઉઠી ઉઠીને દોડવા લાગી અને ટોળેટોળાં મળીને રાજદ્વાર તરફ ચાલી, સુવર્ણના કળશો લઈ તથા માંગલિક પદાર્થોથી ભરેલા થાળો લઈ, ગાતી ગાતી રાજમંદિરમાં પેઠી. ॥ ૨ ॥ સઘળી સ્ત્રીઓ, આરતી કરી કરીને, નોછાવર કરવા લાગી અને વારંવાર બાલકનાં ચરણોમાં પડવા લાગી. વહીવંચા, પૌરાણિક, સ્તુતિપાઠક ( ભાટ ચારણ ) અને ગવૈયાઓ, રઘુનાથજીના પવિત્ર યશને ગાવા લાગ્યા. ॥ ૩ ॥ સર્વે લોકોએ, પોતાની પાસે જે જે કાંઇ હતું, તે બીજાઓને આપી દીધું. જેઓને મળ્યું, તેઓએ પણ તે પોતાની પાસે નહીં રાખતાં બીજાઓને આપી દીધું. સઘળી ગલીઓમાં વચોવચ કસ્તૂરીનો, ચંદનનો અને કેસરનો કીચ મચી રહ્યો. ॥ ૪ ॥

दो०—गृह गृह बाज बधाव शुभ, प्रगट भये सुखकंद ॥
हर्षवंत सब जहँ तहँहि, नगर नारि नर वृन्द ॥ २२६ ॥

સુખમૂલરૂપ પ્રભુ, પ્રકટ થતાં, ઘેર ઘેર વધાઈ પડી, શુભ વાજાં વાગવા લાગ્યાં અને નગરમાં સર્વ ઠેકાણે સ્ત્રીઓ તથા પુરુષોના સમૂહો આનંદસંયુક્ત ફરવા લાગ્યાં. ॥ ૨૨૬ ॥

चौ०—केकयसुता सुमित्रा दोऊ । सुन्दर सुत जन्मत भइ सोऊ ॥
वह सुख संपति समय समाजा । कहि न सकै शारद अहिराजा ॥ १ ॥
अवधपुरी सोहै इहिभांति । प्रभुहि मिलन आई जनु राती ॥
देखि भानु जनु मन सकुचानी । तदपि बनि सँध्या अनुमानी ॥ २ ॥
अगर धूप जनु बहु अँधियारी । उडै अबिर मनहुँ अरुणारी ॥
मंदिर मणि समूह जनु तारा । नृप गृह कलश सो इन्दु उदारा ॥ ३ ॥
भवन वेद ध्वनि अति मृदु वानी । जनु खग मुखर समय सुखसानी ॥
कौतुक देख पतंग भुलाना । एक मास तिहि जात न जाना ॥ ४ ॥

કૈકેયી અને સુમિત્રા, એઓએ પણ સુંદર પુત્રોને જન્મ આપ્યો. આ અવસરની સુખસંપત્તિનું વર્ણન સરસ્વતીથી કે શેષનાગથી પણ કરી શકાય નહીં. ॥ ૧ ॥ આ સમયમાં અયોધ્યાપુરી, જાણે પ્રભુને મળવા આવેલી રાત્રિ, સૂર્યને જોઇ મનમાં સંકોચાવાને લીધે સંધ્યા બની જઇને ઉભેલી હોય એવી શોભવા લાગી. ॥ ૨ ॥ કેમ કે તેમાં અગરુના ધૂપનો ધૂમાડો, અંધકાર જેવો, ઉડતો ગુલાલ, રતાશ જેવો, સુંદર મણિઓના સમૂહો, તારા જેવા, રાજમંદિર ઉપરનો કલશ, સુંદર ચંદ્ર જેવો ॥ ૩ ॥ અને રાજમંદિરની અંદર ઉચ્ચારણ કરવામાં આવતા વેદમંત્રોનાં ધ્વનિઓ તથા લોકોનાં કોમળ વચનો, પક્ષીઓના મધુર શબ્દો જેવાં લાગતાં હતાં. આ કૌતુક જોઈ, સૂર્ય પણ પોતાની ગતિને ભૂલી જઈને ત્યાં થોભી રહ્યા, તેથી એક માસ જેટલો વખત વીતી જતાં પણ, તે વાતની કોઇને ખબર ન પડી, ॥ ૪ ॥

दो०—मास दिवसका दिवस भा, मर्म न जानै कोइ ॥
रथसमेत रवि थाकऊ, निशा कवन विधि होइ ॥ २२७ ॥

એક મહિનાનો એક દિવસ થયો, પણ તે મર્મ કોઈના જાણવામાં આવ્યો નહીં. સૂર્ય, પોતાના રથ સહિત અયોધ્યા ઉપર જ ખોભરી રહ્યા એટલે પછી રાત્રિ કેમ જ પડે ?[1] ॥ ૨૨૭ ॥

चौ०—यह रहस्य काहू नहिं जाना । दिनमणि चले करत गुण गाना ॥
देखि महोत्सव सुर मुनि नागा । चले भवन वर्णत निज भागा ॥ १ ॥

---

૧ સૂર્યના ખોભરવાની વાત કોઈના જાણવામાં ન આવી અને ફક્ત ગુસાંઇજીના જ જાણવામાં આવી, તેનું કારણ ' सुद्ध हि रामचरित मणिमानिक' એ ચોપાઇમાં સ્પષ્ટ છે.

औरो एक कहौं निज चोरी । सुनु गिरिजा अति दृढ मति तोरी ॥
काकभुशुंडि संग हम दोऊ । मनुजरूप जाने नहिं कोऊ ॥ २ ॥
परमानंद प्रेम सुख फूले । बीथिन फिरहिं मगन मन भूले ॥
यह सब चरित जानपै सोई । कृपा रामकी जापै होई ॥ ३ ॥
तिहि अवसर जो जिहि बिधि आवा । दीन्ह भूप जो जिहि मन भावा ॥
गज रथ तुरंग हेम गो हीरा । दीन्हे नृप नाना बिधि चीरा ॥ ४ ॥

સૂર્ય, ઉત્સવ જોવાનો આનન્દ લેવા અયોધ્યા ઉપર ખોભરી રહ્યા. એ રહસ્ય કોઈએ જાણ્યું નહીં. પછી પોતના વંશનો મહોદય જોઈ, રાજી થયેલા સૂર્યનારાયણ, રામના ગુણો ગાતા ગાતા ત્યાંથી ચાલ્યા. દેવતાઓ, મુનિઓ અને નાગ લોકો પણ, એ મહોત્સવનું દર્શન મળવાથી, પોતાનાં સદ્‌ભાગ્યોનું વર્ણન કરતા કરતા ત્યાંથી પોતપોતાને ઘેર ગયા. ॥ ૧ ॥ હે પાર્વતી! તમારી બુદ્ધિની અતિ દૃઢતા જોઈને, હું મારી પણ એક ગુપ્ત વાત કહું છું, તે સાંભળો.[1] કાકભુશુંડિ અને હું, એ બન્ને, કોઈ ન જાણે એવી રીતે મનુષ્યરૂપ ધરીને તે સમયે અયોધ્યામાં ગયા હતા, ॥ ૨ ॥ પરમાનંદમાં મગ્ન થઈ થતા પ્રેમસુખથી પ્રફુલ્લિત થઈને ગલીગલીમાં ફર્યા હતા અને મનના મગ્નપણાને લીધે શરીરનું ભાન પણ ભૂલી ગયા હતા. જેના ઉપર રામની કૃપા હોય, તે જ આ અમારાં ચરિત્રને જાણી શકે. ॥ ૩ ॥ એ અવસરમાં જે જે કોઈ, જેવા જેવા પ્રકારથી આવ્યા અને જેને જેને, જે જે કાંઈ જોઈતું હતું, તેને તેને, તેવા તેવા પ્રકારથી, તે તે વસ્તુઓ, રાજાએ આપી, હાથીઓ, ઘોડાઓ, રથો, સુવર્ણો, ગાયો, હીરા તથા વસ્ત્રો, દશરથ રાજાએ અનેક અનેક પ્રકારનાં આપ્યાં. ॥ ૪ ॥

दो०–मन संतोष सबनके, जहँ तहँ देत अशीश ॥
सकल तनय चिर जीवहू, तुलसिदासके ईश ॥ २२८ ॥

સર્વ લોકો, મનમાં સંતુષ્ટ થઈને, સર્વ જગોમાં આશિર્વચનો આપવા લાગ્યાં કે, "હે રાજા! દાસજનોનું રક્ષણ કરનારા તમારા સર્વે પુત્રો ચિરંજીવ રહો." ॥ ૨૨૮ ॥

चौ०–कछुक दिवस बीते इहिभांती । जात न जानहिं दिन औ राती ॥
नामकरणकर अवसर जानी । भूप बोलि पठये मुनि ज्ञानी ॥ १ ॥
करि पूजा भूपति अस भाखा । धरिय नाम जो मुनि गुनि राखा ॥
इनके नाम अनेक अनूपा । मैं नृप कहब स्वमति अनुरूपा ॥ २ ॥
जो आनंद सिंधु सुखरासी । सीकरते त्रैलोक्य सुपासी ॥
सो सुखधाम राम अस नामा । अखिल लोक दायक विश्रामा ॥ ३ ॥
विश्व भरण पोषण कर जोई । ताकर नाम भरत अस होई ॥
जाके सुमिरनते रिपु नाशा । नाम शत्रुहन वेद प्रकाशा ॥ ४ ॥

---

૧ 'જે વાત મારા પૂછવાથી બહાર રહી ગઇ હોય, તે પણ કહેજો' એમ પાર્વતીએ વિનતિ કરી હતી, તેથી સદાશિવે આ ગુપ્ત વાત કહી છે.

આ પ્રમાણે રાત દિવસ ગયાની, કોઇને ખબર પણ ન પડે, એવી રીતે, આનંદથી કેટલાક દિવસો વ્યતીત થઈ ગયા. રાજાએ, નામકરણ સંસ્કારનો સમય પ્રાપ્ત થયો જાણી, મહા જ્ઞાની વસિષ્ઠ મુનિને બોલાવી, ॥ ૧ ॥ પૂજા કરીને કહ્યું કે, 'હે મુનિ! મારા કુંવરોનાં આપે ધારી રાખ્યાં હોય તે પ્રમાણે નામ રાખો.' વસિષ્ઠ બોલ્યા કે, "તમારા મોટા કુંવરનાં, જેઓને કોઇની પણ ઉપમા લાગુ પડે નહીં એવાં અનેક નામો છે. એઓમાંથી હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું. ॥ ૨ ॥ આ જ્યેષ્ઠ કુમાર આનંદના સમુદ્રરૂપ છે, સુખોના સમૂહરૂપ છે, સર્વ લોકોને વિશ્રામ આપનાર છે અને એના આનંદની કળાઓથી જ ત્રૈલોક્ય આનંદ પામે છે, એટલા માટે એમનું, સુખના સ્થાનકરૂપ 'राम' એ નામ રાખું છું. ॥ ૩ ॥ આ બીજો કુમાર સઘળા જગતનું ભરણ પોષણ કરવાને સમર્થ થશે, એવા હેતુથી તેનું 'भरत' નામ રાખું છું. આ ચોથા કુંવરના સ્મરણથી જ શત્રુઓ નષ્ટ થઈ જશે, માટે વેદોક્ત રીત પ્રમાણે તેનું 'शत्रुघ्न' નામ રાખું છું. ॥ ૪ ॥

दो०—लक्षण धामहि रामप्रिय, सकल जगत आधार ॥
गुरु वसिष्ठ तिहि राखउ, लक्ष्मण नाम उदार ॥ २२९ ॥

વસિષ્ઠ મુનિએ, રાજાના ત્રીજા કુંવરને શુભ લક્ષણોના સ્થાનકરૂપ, સર્વ જગતના આધાર (શેષનાગ) રૂપ અને રામના પ્રેમના પાત્રરૂપ જાણીને, તેનું 'लक्ष्मण' એ ઉત્તમ નામ રાખ્યું. ॥ ૨૨૯ ॥

चौ०—धरे नाम गुरु हृदय विचारी । वेदतत्त्व नृप तव सुत चारी ॥
मुनि जन धन सर्वस शिव माना । बालकेलिरस तिहि सुख माना ॥ १ ॥
बालहिते निज हित पति जानी । लक्ष्मण राम चरण रति मानी ॥
भरत शत्रुहन दोनों भाई । प्रभु सेवक जस प्रीति बढाई ॥ २ ॥
श्याम गौर सुन्दर दोउ जोरी । निरखहिं छबि जननी तृण तोरी ॥
चारिउ शील रूप गुण धामा । तदपि अधिक सुखसागर रामा ॥ ३ ॥
हृदय अनुग्रह इन्दु प्रकाशा । सूचत किरण मनोहर हासा ॥
कबहुँ उछंग कबहुँ वर पालन । मातु दुलारहिं कहि प्रिय लालन ॥ ४ ॥

ચારે કુંવરોનાં નામ પાડી, હૃદયમાં વિચાર કરીને, વસિષ્ઠ ગુરુ બોલ્યા કે, "હે રાજા! તમારા ચારે કુંવરો વેદોના તત્ત્વરૂપ છે, મુનિઓના ધનરૂપ છે, ભક્તજનોના સર્વસ્વરૂપ છે, સદાશિવના પ્રાણરૂપ છે અને બાલલીલામાં રુચિ ધરાવનારા કાકભુશુંડિના સુખરૂપ છે. ॥ ૧ ॥ લક્ષ્મણ, બાલ્યાવસ્થાથી જ રામને પોતાના હિતકારી સ્વામી સમજીને, તેમના ચરણમાં પ્રીતિ રાખશે; અને ભરત તથા શત્રુઘ્ન, એ બે ભાઈઓ, પરસ્પર સ્વામી સેવકના જેવી પ્રીતિ વધારશે." ॥ ૨ ॥ પુત્રોની બે જોડી, કે જેઓમાં એક શ્યામ સુંદર અને બીજી ગોરી હતી, તેઓની કાંતિને જોઈ, 'રખેને દૃષ્ટિ દોષ લાગે' એવા ભયથી, માતાઓ તરણાં તોડવા વગેરે ટૂચકા કરતી હતી. જો કે ચારે ભાઈઓ, શીલના, રૂપના અને ગુણોના સ્થાનકરૂપ હતા, તોપણ તેઓમાં રામ અધિક ગુણોવાળા

હોવાથી, સર્વને સુખના સમુદ્રરૂપ જણાતા હતા. ॥ ૩ ॥ રામના હૃદયમાં રહેલા અનુગ્રહરૂપી ચંદ્રના પ્રકાશને મનોહર હાસ્યરૂપી કિરણો સૂચવતી હતી. કૌશલ્યા, રામને કોઈ સમયે ખોળામાં લઇ રમાડવા લાગ્યાં, કોઈ સમયે સુંદર પાલણામાં ઝુલાવવા લાગ્યાં અને કોઇ સમયે પ્રિય પુત્ર કહીને લાડ લડાવવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०—व्यापक ब्रह्म निरंजनहि, निर्गुण विगत विनोद ॥
सो प्रभु प्रेम भक्ति वश, कौशल्याकी गोद ॥ २३० ॥

રામ કે જે વ્યાપક, નિર્લેપ, નિર્ગુણ અને ક્રીડારહિત શુદ્ધ પરમાત્મા જ છે, તે પ્રભુ, પ્રેમને અને ભક્તિને વશ થઈ, કૌશલ્યાની ગોદમાં ખેલવા લાગ્યા. ॥ ૨૩૦ ॥

चौ०—कामकोटि छवि श्याम शरीरा । नीलकुंज वारिद गंभीरा ॥
अरुण चरण पंकज नख जोती । कमलदलन बैठे जनु मोती ॥ १ ॥
रेख कुलिश ध्वज अंकुश सोहै । नूपुर धुनि सुनि मुनि मन मोहै ॥
कटि किंकिणी उदर त्रय रेखा । नाभि गँभीर जान जिहि देखा ॥ २ ॥
भुज विशाल भूषण युत भूरी । हिय हरि नख शोभा अति रूरी ॥
उर मणि हार पदिककी शोभा । विप्रचरण देखत मन लोभा ॥ ३ ॥
कंबु कंठ अति चिबुक सुहाई । आनन अमित मदन छवि छाई ॥
दुइ दुइ दशन अधर अरुणारे । नासा तिलक को बरणे पारे ॥ ४ ॥
सुन्दर श्रवण सुचारु कपोला । अति प्रिय मधुर सुतोतरि बोला ॥
नील कमल दोउ नयन विशाला । विकट भ्रुकुटि लटकन वर बोला ॥ ५ ॥
चिक्कण कच कुंचित गभुआरे । बहु प्रकार रचि मातु सँवारे ॥
पीत झंगुलिया तनु पहिराई । जानु पाणि विचरत मोहि भाई ॥ ६ ॥
रूप सकहिं नहिं कहि श्रुति शेषा । सो जाने स्वप्नहु जिन देखा ॥

રામના શ્યામસુંદર શરીરની કાંતિ, કરોડ કામદેવના જેવી, નીલ કમળના જેવી અને મેઘના જેવી ગંભીર હતી. રાતા ચરણોની ઉપર રહેલા નખો, જાણે લાલ કમલપત્રોની ઉપર મોતી બેઠેલાં હોય એવા શોભતા હતા અથવા જેમ લાલ કમળ-પત્રોની ઉપર રાખેલાં મોતી, કમળ પત્રોની ઝાંઈથી લાલ દેખાય તેમ બાલ ચરણોની ઉપર રહેલા નખો, સફેદ છતાં પણ, ચરણોની ઝાંઇથી લાલ દેખાતા હતા.[1] ॥ ૧ ॥ ચરણોમાં રેખાત્મક વજ્ર, ધ્વજ અને અંકુશ શોભી રહ્યાં હતાં. ચરણોમાં પહેરેલાં ઝાંઝરોનો ધ્વનિ, સાંભળીને મુનિઓનાં મન પણ મોહિત થતાં હતાં. કટિમાં કટિ-

૧ આ તદ્દગુણ અલંકાર છે. કુવલયાનંદકારિકામાં કહ્યું છે કે, "तद्गुणः स्वगुणत्यागादन्यदीयगुणग्रहः પોતાના ગુણનો ત્યાગ કરી, અન્યથા ગુણનું ગ્રહણ, એ તદ્દગુણ અલંકાર કહેવાય છે." લાલ ચરણોની ઝાંઈવાળા નખો જાણે લાલ કમળોની ઝાંઈવાળાં મોતી હોય એવા લાગતા હતા, એમ અર્થાનુસારી અર્થ કરતાં ઉત્પ્રેક્ષાનું અને તદ્દગુણનું મિશ્રણ થાય છે.

મેખલા અને ઉદર ઉપર ત્રણ રેખાઓ ( વલીઓ ) દીપી રહી હતી. નાભિની ગંભીરતા તો જેણે દીઠી હોય તેનાથી જ ( નાભિમાં અનંત વર્ષો સુધી ભમેલા બ્રહ્માથી જ ) વર્ણવી શકાય એવી હતી. ॥ ૨ ॥ ભુજાઓ વિશાલ હતી. શરીરપર અનેક ભૂષણો દીપતાં હતાં. દૃષ્ટિદોષ નહીં લાગવાને વાસ્તે છાતીપર પહેરાવેલા સિંહ નખોની શોભા અત્યંત મનોહર હતી. વક્ષસ્થળમાં મણિઓનો હાર, પદક, ભૃગુ લાંછન ( ભૃગુ ઋષિએ મારેલી લાતનું ચિન્હ ) એઓની શોભા જોનારાઓનાં અંતઃકરણોને લલચાવતી હતી. ॥ ૩ ॥ કંઠ શંખની પેઠે શોભતો હતો. હડપચી, અત્યંત સુંદર હતી. મોહોડાપર, અપરિમિત કામદેવોની શોભા છાઈ રહી હતી. બબ્બે દાંત, લાલ હોઠ, નાસિકા અને તિલક, એઓનાં વર્ણનનો પાર કોઈ પણ ન પામી શકે એમ હતું. ॥ ૪ ॥ કાન તથા કપોલ ( ગાલ ), અતિ સુંદર હતાં. બોલવું, અત્યંત પ્યારૂં, મીઠું તથા તોતડું હતું. બે વિશાલ નેત્રો, નીલ કમળોની શોભા ધરાવતાં હતાં. ભમરો, વાંકી હતી. લલાટપર સુંદર વાળ લટકતા હતા. ॥ ૫ ॥ ચીકણા તથા વાંકા ગર્ભસંબંધી કેશોને માતાજી ઘણા પ્રકારોથી ગોઠવીને ગુંથતાં હતાં. શરીરમાં માતાજી, પીળું ઝબલું પહેરાવતાં હતાં. આવા સ્વરૂપવાળા રામચંદ્રજી, ગોઠણવતે અને હાથવતે પૃથ્વીપર રીંખવા લાગતાં, સર્વને આનંદ થવા લાગ્યો. ॥ ૬ ॥ શ્રુતિ કે શેષનાગ પણ, એ સ્વરૂપનું પૂરૂં વર્ણન કરી શકે એમ ન હતું. જેણે સ્વપ્નમાં પણ એ સ્વરૂપને જોયું હોય, તેના જ ( ભક્ત જનના જ ) અનુભવમાં આવે એમ હતું. ॥

दो०–सुख संदोहहिं मोहपर, ज्ञान गिरा गोतीत ॥
दंपति अतिशय प्रेमवश, कर शिशु चरित पुनीत ॥ २३१ ॥

આનંદના સમૂહરૂપ રામચંદ્રજી, માયાથી પર તથા મનથી વાણીથી ઇંદ્રિયોથી અગમ્ય છતાં પણ, માતાપિતાના પરમ પ્રેમને આધીન થઇને પવિત્ર બાલચરિત્ર કરવા લાગ્યા. ॥ ૨૩૧ ॥

चौ०–इहिविधि राम जगत पितु माता । कौशलपुर वासिन सुख दाता ॥
जिन रघुनाथ चरण रति मानी । तिनकी यह गति प्रगट भवानी ॥ १ ॥
रघुपति विमुख यतन कर कोरी । कवन सके भवबन्धन छोरी ॥
जीव चराचर वशके राखे । सो माया प्रभुसों भय भाखे ॥ २ ॥
भृकुटि विलास नचावै जाही । अस प्रभु छांडि भजिय कहु काही ॥
मन क्रम वचन छांडि चतुराई । भजत कृपा करिहैं रघुराई ॥ ३ ॥
इहिविधि शिशु विनोद प्रभु कीन्हा । सकल नगर वासिन सुख दीन्हा ॥
ले उछंग कबहूं हलरावैं । कबहूं पालन घालि झुलावैं ॥ ४ ॥

જગતના માતાપિતા રામચંદ્રજી, આ પ્રમાણે અયોધ્યાના નિવાસિઓને સુખ દેવા લાગ્યા. હે પાર્વતી! જેઓએ, રામચંદ્રજીનાં ચરણોપર પ્રેમ કર્યો હોય, તેઓને, અયોધ્યાના નિવાસિઓના જેવી જ સ્થિતિ પ્રાપ્ત થાય. ॥ ૧ ॥ રામથી વિમુખ રહેનારો

કયો પ્રાણી, કરોડ યત્નથી પણ, પોતાના આત્માને સંસારરૂપી બંધનમાંથી મુક્ત કરી શકે? જેણે ચર તથા અચર, સઘળા જીવોને વશ કરી રાખ્યા છે, એવી માયા પણ, જેથી ભય પામે છે ॥ ૨ ॥ અને જેની ભ્રુકુટીનો વિલાસ, તે માયાને નચાવ્યા કરે છે, તે પ્રભુને છોડીને બીજા કોને ભજીએ? કહો. મનથી, કર્મથી, તથા વચનથી, ડહાપણનો મિથ્યા ડોળ તજી દઇને, જે કોઇ ભજે, તેના ઉપર રામચંદ્રજી કૃપા કરે છે, ॥ ૩ ॥ આ પ્રમાણે પ્રભુએ, બાલવિનોદ કર્યા અને સર્વ નગરવાસી જનોને સુખ દીધાં. નગરનાં લોકો પણ, કોઈ સમયે પ્રભુને ખોળામાં લઇને ખેલાવતાં હતાં અને કોઈ સમયે પાલણામાં પોઢાડીને ઝુલાવતાં હતાં. ॥ ૪ ॥

दो०—प्रेम मगन कोशल सुता, निशि दिन जात न जान ॥
सुत सनेह वश मातु सब, बालचरित कर गान ॥ २३२ ॥

પ્રેમમાં મગ્ન થયેલાં કૌશલ્યા, રાત દિવસોના જવાને નહીં જાણતાં હતાં. એ જ પ્રમાણે પુત્રોના સ્નેહને વશ થયેલી સર્વ માતાઓ પણ, રાત દિવસની ગતિને નહીં જાણતી હતી અને બાલચરિત્રોનાં ગીતો ગાતી હતી. ॥ ૨૩૨ ॥

चौ०—एक वार जननी अन्हवाये । करि शृंगार पलना पौढाये ॥
निज कुल ईष्टदेव भगवाना । पूजा हेतु कीन्ह पकवाना ॥ १ ॥
करि पूजा नैवेद्य चढावा । आप गई जहँ पाक बनावा ॥
बहुरि मातु तहँवा चलि आई । भोजन करत दीख सुत जाई ॥ २ ॥
गई जननि शिशुपहँ भयभीता । देखा बालक शयन पुनीता ॥
बहुरि आय देखा सुत सोई । हृदय कंप मन धीर न होई ॥ ३ ॥
इहां उहां दोइ बालक देखा । मतिभ्रम मोरि कि आन विशेखा ॥
देखि राम जननी अकुलानी । प्रभु हँसि दीन्ह मधुर मुसकानी ॥ ४ ॥

એક સમયે રામચંદ્રજીને નવરાવી, શણગાર ધરાવી, પાલણામાં પોઢાડીને કૌશલ્યા રઘુકુલના ઇષ્ટદેવ નારાયણની પૂજા કરવાને વાસ્તે ગયાં. ॥ ૧ ॥ ત્યાં પૂજા કરી તથા તૈયાર કરી રાખવામાં આવેલા પકવાન્નોનું નૈવેદ્ય ધરાવી, જ્યાં રસોઈ બનાવી હતી, તે સ્થલમાં ગયાં અને ત્યાંથી ફરીને પાછાં નારાયણના મંદિરમાં આવ્યાં, ત્યાં પોતાના પુત્ર રામચંદ્રજીને તે નૈવેદ્ય આરોગતા દીઠા. ॥ ૨ ॥ આથી ભય પામેલાં કૌશલ્યા પાછાં પાલણાની પાસે ગયાં. ત્યાં રામચંદ્રજીને પાલણામાં પવિત્ર બીછાનાપર પોઢેલા દીઠા. વળી પાલણા આગળથી પાછાં ફરીને નારાયણના મંદિરમાં આવ્યાં, તો તે મંદિરમાં પણ રામચંદ્રજી જોવામાં આવ્યા. કૌશલ્યાનું હૃદય કંપવા લાગ્યું અને મનમાં ધીરજ રહી નહીં. ॥ ૩ ॥ એક, મંદિરમાં અને એક, પાલણામાં, એ રીતે બે બાલક જોવામાં આવતાં, 'આ તે મારી બુદ્ધિને ભ્રાંતિ થઈ છે? કે આમાં કોઈ બીજો પ્રકાર છે?' એમ કૌશલ્યા ગભરાવા લાગ્યાં. કૌશલ્યાને ગભરાતાં જોઇ, પ્રભુ રામચંદ્રજીએ મધુર પ્રકારથી હસી દીધું ॥ ૪ ॥

दो०—दिखरावा निज मातही, अद्भुत रूप अखण्ड ॥
रोम रोम प्रति लागउ, कोटि कोटि ब्रह्मण्ड ॥ २३३ ॥

રામચંદ્રજીએ, એક સમયે માતાજીને પોતાનું અદ્‌ભુત અખંડ વિરાટ્‌રૂપ દેખાડ્યું, કે જેના રોમ રોમમાં કોટિ કોટિ બ્રહ્માંડો ભમતાં હતાં. ॥ ૨૩૩ ॥

चौ०—अगणित रवि शशि शिव चतुरानन । बहु गिरि सरित सिंधु महिकानन ॥
काल कर्म गुण दोष स्वभाऊ । सो देखा जे सुना न काऊ ॥ १ ॥
देखी माया सबविधि गाढी । अति सभीत जोरे कर ठाढी ॥
देखा जीव नचावै जाही । देखि भक्ति जो छोरे ताही ॥ २ ॥
तनु पुलकित मुख वचन न आवा । नयन मुंदि चरणन शिर नावा ॥
विस्मयवन्ति देखि महतारी । भये बहुरि शिशु रूप खरारी ॥ ३ ॥
अस्तुति करि न जाय भय माना । जगत पिता मैं सुतकर जाना ॥
हरि जननिहिं बहुविधि समुझाई । यह जनि कतहुँ कहसि किन माई ॥४॥

માતાજીએ, એ વિરાટ્‌રૂપમાં, સૂર્ય, ચંદ્ર, શિવ, બ્રહ્મા, પર્વતો, નદીઓ, સમુદ્રો, પૃથ્વીઓ, વનો, કાળો, કર્મો, ગુણો, દોષો અને સ્વભાવો અગણિત દીઠાં. જે પદાર્થો, કદી સાંભળ્યા પણ ન હતા, તેઓ પણ દીઠા. ॥ ૧ ॥ સર્વ પ્રકારોથી પ્રબળતા ધરાવનારી માયા કે જે જીવોને નચાવે છે, તેને પણ અત્યંત ભયભીત થયેલી અને હાથ જોડીને ઉભેલી દીઠી. જેઓને માયા નચાવતી હતી એવા જીવોને દીઠા અને તે જીવોને માયાના બંધનમાંથી મુક્ત કરનારી ભક્તિને પણ દીઠી, ॥ ૨ ॥ આ રૂપ જોઈ, શરીરમાં રોમાંચિત થયેલાં અને જેમના મુખમાંથી કશાં વચનો પણ નીકળી શકતાં ન હતાં એવાં માતાજીએ, આંખો મીંચી ચરણમાં માથું નમાવ્યું. માતાજીને વિસ્મય પામેલાં જોઇ, રામચંદ્રજી પાછા બાલકરૂપ થઈ ગયા. ॥ ૩ ॥ માતાજી, સ્તુતિ પણ ન કરી શક્યાં અને ભય પામવા લાગ્યાં કે, 'મેં જગતના પિતાને પુત્ર કરી માન્યા છે, એ મારો અપરાધ છે.' આ સમયમાં રામચંદ્રજીએ, ઘણી રીતથી તેમને સમજાવ્યાં અને ભલામણ કરી કે, 'હે માતાજી ! આ વાત કોઈ જગે પણ કહેશો નહીં.' ॥ ૪ ॥

दो०—बार बार कोशलसुता, विनय करै करजोरि ॥
अब जनि कबहूं व्यापई, प्रभु मोहिं माया तोरि ॥ २३४ ॥

કૌશલ્યા, હાથ જોડીને વારંવાર વિનય કરવા લાગ્યાં કે, 'પ્રભુ ! આપની માયા હવે પછી કદી પણ મારા હૃદયમાં વ્યાપ્ત ન થાય એવી કૃપા કરો.' ॥ ૨૩૪ ॥

चौ०—बालचरित हरि बहुविधि कीन्हा । अति आनँद दासनको दीन्हा ॥
कछुक काल वीते सब भाई । बडे भये परिजन सुखदाई ॥ १ ॥
चूडाकरन कीन्ह गुरु आई । विमन बहुत दक्षिणा पाई ॥
परम मनोहर चरित अपारा । करत फिरत चारहु सुकुमारा ॥ २ ॥

ચિત્ર ૪.



વિરાટ સ્વરૂપ.

मन क्रम वचन अगोचर जोई । दशरथ अजिर विचर प्रभु सोई ॥
भोजन करत बुलावत राजा । नहिं आवैं तजि बाल समाजा ॥ ३ ॥
कौशल्या जब बोलन जाई । ठुमकि ठुमकि प्रभु चलहिं पराई ॥
निगम नेति शिव अंत न पावा । ताहि धरैं जननी हठि धावा ॥ ४ ॥
धूसर धूरि भरे तनु आये । भूपति हँसकै कंठ लगाये ॥

રામચંદ્રજીએ, ઘણા ઘણા પ્રકારનાં બાલચરિત્રો કર્યાં અને તેથી દાસ લોકોને અતિ આનંદ આપ્યો. કેટલોક કાલ વીતતાં, સ્વજનોને સુખ દેનારા ચારે ભાઈઓ, મોટા થયા. ॥ ૧ ॥ વસિષ્ઠ ગુરુએ, ચારે ભાઈઓના ચૌલસંસ્કાર ( બાળકેશ ઉતરાવવાના સંસ્કાર) કરાવ્યા. બ્રાહ્મણોને ઘણી ઘણી દક્ષિણાઓ મળી. ચારે ભાઈઓ, પરમ મનોહર અને અપાર ચરિત્રો કરતા કરતા ફરવા લાગ્યા. ॥ ૨ ॥ જે પ્રભુ મનથી, કર્મથી તથા વચનથી અગમ્ય છે, તે પ્રભુ દશરથ રાજાના આંગણામાં વિચરવા લાગ્યા. રાજા, ભોજન કરવાના સમયમાં બોલાવે, ત્યારે પણ, પ્રભુ, બાલકોના સમાજને છોડીને નહીં આવવા લાગ્યા. ॥ ૩ ॥ કૌશલ્યા, બોલાવવા જાય ત્યારે પણ, નાચી નાચીને દૂર ભાગી જવા લાગ્યા. વેદ પણ नेति नेति એવાં વાક્યોથી જેને પહોંચવાની પોતાની અશક્તિ બતાવે છે અને સદાશિવ પણ જેના અંતને પામ્યા નથી એવા પ્રભુને, પાછળ દોડી, માતાજી, બલાત્કારથી પકડે છે.[1] ॥ ૪ ॥ ધૂળથી ખરડાયેલા શરીરવાળા પ્રભુ, કૌશલ્યાના હાથથી પકડાઈને આવતાં, રાજા, હસીને તેમને પોતાના ગળામાં લગાવે છે. ॥

दो०—भोजन करत चपल चित, इतउत अवसर पाय ॥
भाजि चलैं किलकात मुख, दधि ओदन लिपटाय ॥ २३५ ॥

રામચંદ્રજી ભોજન પણ ચપલ ચિત્તથી કરે છે અને આમતેમ જોતાં, લાગ ફાવે તો કીકીયાટી કરી,[2] દહીં ભાતથી ખરડાયેલે મોહોડે જ ભાગી જાય છે. ॥ ૨૩૫ ॥

चौ०—बाल चरित अति सरल सुहाये । शारद शेष शंभु श्रुति गाये ॥
[3]यकदिन एक सलूका आवा । नृपके द्वारे कीश नचावा ॥ १ ॥
देखि राम ठानी मचलाई । कह कि मोहिं कपि देहु मँगाई ॥
भूप मँगाय देन बहु लागे । तदपि न लेत रुदन पुनि आगे ॥ २ ॥
तब वसिष्ठ बोले मुसुकाई । सुनहु नृपति यह अब मन लाई ॥
नृप सुग्रीव निकट कपिराई । किष्किंधामें रहत सदाई ॥ ३ ॥

---

१ सवैया—तनुकी द्युति श्याम सरोरुह, लोचन कंजकि मंजुलताइ हरैं । अति सुन्दर सोहत भूरि भरे, छबि भूरि अनंगकी दरि मैरें ॥ दमके दतियां द्युति दामिनि सी, किलकैं कल बालविनोद करैं । अवधेशके बालक चारि सदा, तुलसीमनमंदिरमें बिहरैं.

२ सवैया—कबहूं शिशि मांगत आड करैं, कबहूं प्रतिबिंब निहार डरैं । कबहूं करताल बजायके नाचत, मातु सबै मन मोद भरैं ॥ कबहूं रिसिआय कहैं हठके पुनि, लेत सोई जेहि लागि अरैं । अवधेशके बालक चार सदा, तुलसीमनमंदिरमें बिहरैं ॥ ૩ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

तासु निकट तुम दूत पठावहु । आदरसे तुम तिन्हैं बुलावहु ॥
सुनत भूप भट भूरि पठाये । सकल सुकंठ पास चलि आये ॥ ४ ॥
जो नृप कह्यो सु वर्णन कीन्हा । सुनि सुकंठ तुरतहि कपि दीन्हा ॥
ले आये मन्दिर हरषाई । देखि राम उर लीन लगाई ॥ ५ ॥
जहँ जहँ खेले राम सुरंगा । तहँ तहँ कपि राखैं निज संगा ॥
यक दिन राम पतंग उडाई । देवलोक सो पहुँची जाई ॥ ६ ॥
तहँ हरि सुत जयन्तकी नारी । अति विचित्र सो चंग निहारी ॥

રામચંદ્રજીનાં બાલચરિત્રો, અતિ સરલ તથા સુશોભિત છે અને તેઓને સરસ્વતી, શેષનાગ, સદાશિવ તથા શ્રુતિઓ પણ ગાય છે. એક દિવસ એક બજાણીઆએ આવી, રાજદ્વારમાં વાનરો નચાવતાં, ॥ ૧ ॥ રામચંદ્રજીએ જોઈ હઠ લઇને કહ્યું કે, 'મને વાનરો મંગાવી આપો.' રાજા, ઘણા ઘણા વાનરાઓને મંગાવી દેવા લાગ્યા, પણ રામ તેઓમાંના કોઈ પણ વાનરાને પસંદ નહીં કરતાં રોવા લાગ્યા. ॥ ૨ ॥ આ જોઈ, વસિષ્ઠ મુનિ હસીને બોલ્યા કે, 'હે રાજા! હવે ધ્યાન દઇને સાંભળો. સુગ્રીવની પાસે એક વાનર છે અને તે સર્વદા કિષ્કિંધામાં રહે છે. ॥ ૩ ॥ તમે, સુગ્રીવની પાસે દૂત મોકલીને પ્રેમથી તે વાનરાને અહીં મંગાવી લ્યો.' વસિષ્ઠનાં વચન સાંભળી, રાજાએ, ઘણા દૂતો મોકલ્યા અને તેઓ સઘળા સુગ્રીવની પાસે ગયા. ॥ ૪ ॥ એઓએ, દશરથ રાજાના કહેલા સમાચાર સુગ્રીવને પાસે કહી સંભળાવતાં, સુગ્રીવે તે વાનરો, તુરત આપી દીધો. રાજી થયેલા દૂતો, તે વાનરાને અયોધ્યામાં લઈ આવતાં, રામે તે વાનરાને જોઇને પોતાની છાતીમાં લગાવ્યો. ॥ ૫ ॥ રામચંદ્રજી જ્યાં રમવા જાય, ત્યાં ત્યાં તે વાનરાને પોતાની સાથે જ રાખવા લાગ્યા. એક દિવસે, રામે, પતંગ ઉડાવતાં, તે પતંગ છેક દેવલોક સુધી પહોંચ્યો. ॥ ૬ ॥ ઈંદ્રના પુત્ર જયંતની સ્ત્રીએ, એ અતિ વિચિત્ર પતંગને જોઇ, ॥

दो०—मनमे कीन्ह विचार इमि, जासु गुडी अस आहि ॥
सो पूरुष कस होयधौं, हँसि गहि लीन्हेसि ताहि ॥ २३६ ॥

મનમાં વિચાર કર્યો કે, "આ પતંગ જેનો છે, તે પુરુષ કેવો હશે?" આવો વિચાર કરી, તે પતંગને તેણે પકડી રાખ્યો. ॥ ૨૩૬ ॥

चौ०—तब प्रभु हनूमानते भाखी । देखो किन पतंग गहि राखी ॥
तुरत पवनसुत जाय निहारी । देहु छांडि पुनि गिरा उचारी ॥ १ ॥
बोली जासु चंग यह नीकी । दर्शन करहु आश यह जीकी ॥
ताहीते मैं याको गहेऊ । आइ अनिलसुत प्रभुते कहेऊ ॥ २ ॥
सुनि हरि कह्यो कहो तुम जाई । चित्रकूट महँ देख दिखाई ॥
हनूमान चलि तासों भाखा । दिहसि छाँडि मन करि अभिलाषा ॥ ३ ॥
तब रघुनाथ खैंचि सो लीन्ही । निसि गृह आय वियारू कीन्ही ॥

ત્યારે રામચંદ્રજીએ, હનુમાનજીને કહ્યું કે, "જુવો, પતંગ કોણે પકડી રાખ્યો છે?" હનુમાનજીએ, તુરત દેવલોકમાં જઈ, જોઇને જયંતની સ્ત્રીને કહ્યું કે, "પતંગને છોડી દ્યો." ॥ ૧ ॥ જયંતની સ્ત્રી બોલી કે, "જેનો આ અતિ ઉત્તમ પતંગ છે, તેનું દર્શન કરવાની મારા મનમાં ઉત્કંઠા છે, તેથી મેં આ પતંગ પકડી રાખ્યો છે," હનુમાનજીએ, આવીને તે વાત રામચંદ્રજીને કહેતાં, ॥ ૨ ॥ તે સાંભળીને રામચંદ્રજી બોલ્યા કે, "તમે જઇને જયંતની સ્ત્રીને કહો કે, ચિત્રકૂટમાં દર્શન દેશું." હનુમાનજીએ, પાછા દેવલોકમાં જઈ, જયંતની સ્ત્રીને તે પ્રમાણે કહેતાં, જયંતની સ્ત્રીએ, મનમાં દર્શનની અભિલાષા ધરીને, તે પતંગને છોડી દીધો. ॥ ૩ ॥ પછી રામચંદ્રજીએ, તે પતંગને ખેંચી લઇ, રાતે ઘેર આવીને વિયાળુ કર્યું ॥

दो०—विविध चरित रघुनाथके, कोकवि पावै पार ॥
वर्णन कीन्हे सिद्ध मुनि, निज निजमति अनुसार ॥ २३७ ॥

રામચંદ્રજીનાં ચરિત્રો અપાર છે, માટે તેઓના પારને કયો કવિ પામી શકે? એ ચરિત્રો, સિદ્ધોએ અને મુનિઓએ, પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વર્ણવેલાં છે. ॥ ૨૩૭ ॥

चौ०—एक दिवस यक वानिक आवा । वेचन हित नंग नृपहि दिखावा ॥
ले रघुनाथ कूपमें डारा । देव वहै हँसि भूप उचारा ॥ १ ॥
तुरते वृक्ष कूपते जामा । लागे लाल अमोलक तामा ॥
फरत झरत पुनि लागत भारी । लेले जात सकल नर नारी ॥ २ ॥
सात दिवस भइ लूटविशेखी । पुनि सो बिटप परा नहिं देखी ॥
एक दिन एक बाधक चलि आवा । अद्भुत पक्षी नृपहिं दिखावा ॥ ३ ॥
देखि राम ले दीन उडाई । बोला खग सोइ दीन्ह मँगाई ॥
सुनि प्रभु तासु पक्ष महि गारा । भा तरु तुरत जमें जल डारा ॥ ४ ॥

એક દિવસ, અયોધ્યામાં નંગ વેચવા આવેલા કોઇ વેપારીએ, એક નંગ દશરથ રાજાને દેખાડતાં રામચંદ્રજીએ, તે નંગ પોતાના હાથમાં લઇને કૂવામાં નાખી દીધું. રાજાએ, હસીને કહ્યું કે, "એજ નંગ લાવી આપો." ॥ ૧ ॥ તુરત જ કૂવામાંથી એક ઝાડ ઉત્પન્ન થયું, કે જેમાં અમૂલ્ય નંગો જ પ્રત્યેક શાખાઓપર લાગ્યાં હતાં. એ ઝાડમાંથી નંગો પાકી પાકીને ખરી પડવા લાગ્યાં અને બીજાં નવાં નવાં ઉત્પન્ન થવા લાગ્યાં. તે નંગોને શહેરનાં સઘળાં સ્ત્રી પુરુષો લઈ જવા લાગ્યાં. ॥ ૨ ॥ આ મોટી લૂંટ સાત દિવસ સુધી ચાલી. આઠમે દિવસે એ ઝાડ જોવામાં આવ્યું નહીં. એક દિવસ એક પારધી અયોધ્યામાં આવ્યો અને તેણે, રાજાને એક અદ્‌ભુત પક્ષી દેખાડયું ॥ ૩ ॥ રામચંદ્રજીએ, એ પક્ષીને જોઈ, ઉડાડી મેલતાં, પારધી બોલ્યો કે, "મને એ જ પક્ષી પાછું લાવી આપો." પારધીનું વચન સાંભળી, રામચંદ્રજીએ, એ પક્ષીનું એક પીછું ધરતીપર પડયું હતું, તેને ધરતીમાં દાટયું અને તેના ઉપર જળ રેડયું કે તુરત જ ઝાડ ઊગી ગયું. ॥ ૪ ॥

दो०—लगत फूल फूटत तुरत, निकसत उडत विहँग ॥
बैठत महलन घरन पर, धावत बालन संग ॥ २३८ ॥

એ ઝાડમાં તુરત જ ફુલ લાગ્યાં અને ફળો ફૂટતાં જ, તેઓમાંથી અનેક પક્ષીઓ નીકળી નીકળીને ઉડવા લાગ્યાં. એ પક્ષીઓ મેહેલોપર તથા ઘરોપર બેસવા લાગ્યાં. ॥ ૨૩૮ ॥

दो०—पुरवासिन पाले सकल, देखे विहग अनूप ॥
सुनि सुनि तहँ लेले गये, देश देश के भूप ॥ २३९ ॥

સઘળા નગરવાસીઓએ, એ અનુપમ પક્ષીઓ જોયાં અને પાળ્યાં. દેશોદેશના રાજાઓ પણ સાંભળી સાંભળીને ત્યાંથી લઈ ગયા. ॥ ૨૩૯ ॥

चौ०—एक दिवस यक शूकर आवा । मघुर घुराय प्रभु सन्मुख धावा ॥
गहि पद पटक्यो भूमि सुजासू । छूटत भयो दिव्य वपु तासू ॥ १ ॥
अस्तुति कर निज कथा सुनाई । हरिभक्तन नहिं शीश नवाई ॥
नृपसे शूकरको तनु पायो । लखि तव दरश भयो मन भायो ॥ २ ॥
यक दिन एक सिंहने धाई । गही सु ब्राह्मणकी शुभ गाई ॥
पांच बाण मारे प्रभु पावन । लगत भयो गन्धर्व सुहावन ॥ ३ ॥
पाय रूप निज कथा सुनाई । नारद हास्य दे अस पाई ॥
प्रभुके दरश मिटे दुख भारे । कहि अस गयो लोक निज भारे ॥ ४ ॥
एक दिवस प्रभु सरयूमाहीं । अनुज सखन युत मुदित नहाहीं ॥
असुर एक रावण कर मेरा । मकररूप धरि मुखमें गेरा ॥ ५ ॥
निकसे सपदि ताहि प्रभु मारी । सुनि पुरजन सब भये सुखारी ॥
यक दिन सखन सहित रघुवीरा । खेलत भये सरयु के तीरा ॥ ६ ॥
विहँग रूप धरि रावण आवा । घात पाय शठ चहत उठावा ॥
जानि राम विनु फर शर मारा । गिरा जाय निज लंक मझारा ॥ ७ ॥
सात दिवस पर मूर्च्छा जागी । समुझि प्रताप लाज उर लागी ॥

એક દિવસ, એક સૂવર આવ્યો અને તે ઘુઘવારી કરીને રામચંદ્રજીની સામે દોડયો. રામચંદ્રજીએ, હાથવતે પગ પકડીને તેને ધરતીપર પછાડયો કે, તુરત જ પ્રાણ મુક્ત થઈ, દિવ્ય શરીરવાળો થઈ ગયો. ॥ ૧ ॥ તેણે સ્તુતિ કરીને પોતાની હકીકત સંભળાવી કે, "હું રાજા હતો, પણ મેં હરિભક્તોને માથું નહિ નમાવ્યું હતું, તેથી મને સૂવરનું શરીર પ્રાપ્ત થયું હતું. આજ, આપનાં દર્શનથી, મારૂં મનમાનતું કાર્ય થયું." ॥ ૨ ॥ એક દિવસ, એક સિંહે દોડીને બ્રાહ્મણની એક સુંદર ગાયને પકડતાં રામચંદ્રજીએ, તેને પાંચ બાણોથી માર્યો એટલે તુરત જ સુંદર ગંધર્વ બની ગયો. ॥ ૩ ॥ તેણે પોતાનું રૂપ પામીને હકીકત કહી સંભળાવી કે, "હે પ્રભુ! નારદજીની હાંસી કરવાથી

મને સિંહનો જન્મ પ્રાપ્ત થયો હતો. આજ, આપનાં દર્શનથી મારૂં ભારે દુઃખ ટળી ગયું." એમ કહીને તે ગંધર્વ પોતાના લોકમાં ગયો. ॥ ૪ ॥ એક દિવસ રામચંદ્રજી, પોતાના નહાના ભાઇઓની અને મિત્રોની સાથે આનંદથી સરયૂમાં નહાતા હતા, ત્યાં રાવણના મોકલવાથી આવેલો એક અસુર, મઘરનું રૂપ ધરીને રામચંદ્રજીને ગળી ગયો. ॥ ૫ ॥ રામચંદ્રજી, તુરત તેને મારીને તેના પેટમાંથી બહાર નિકળ્યા. આ વાત સાંભળી, નગરનાં સર્વે લોકો સુખ પામ્યાં. એક દિવસ, રામચંદ્રજી, મિત્રો સહિત સરયૂના કિનારાપર રમતા હતા, ॥ ૬ ॥ ત્યાં રાવણ, પક્ષીનું રૂપ ધરીને આવ્યો. એ શઠ, લાગ જોઇને રામચંદ્રજીને ઉઠાવી જવા ઇચ્છતો હતો, તેટલામાં તેને ઓળખી લઇને, રામચંદ્રજીએ, એક ફળો વગરનું બાણ માર્યું કે જેથી તે રાવણ, પોતાની લંકામાં જઇને પડયો. ॥ ૭ ॥ રાવણને સાત દિવસે મૂર્છા ઉતરી અને રામનો પ્રતાપ, યાદ આવવાથી હૃદયમાં લજ્જા ઉત્પન્ન થઈ.[1] ॥

चौ०–जिनकर मन इनसन नहिं राता । ते जग वंचित किये विधाता ॥
भये कुमार जबहिं सब भ्राता । दीन्ह जनेऊ गुरु पितु माता ॥ १ ॥
गुरुगृह गये पढन रघुराई । अल्प काल विद्या सब पाई ॥
जाकी सहज श्वास श्रुति चारी । सो हरि पढ यह कौतुक भारी ॥ २ ॥
विद्या विनय निपुण गुण शीला । खेल हि खेल सकल नृपलीला ॥
करतल बाल धनुष अति सोहा । देखत रूप चराचर मोहा ॥ ३ ॥
निज बीथिन विहरहिं सब भाई । थकित होहिं सब लोग लुगाई ॥

જેઓનું મન, રામનાં ચરિત્રોમાં લાગે નહીં, તેઓને, જગતમાં વિધાતાએ ઠગેલા સમજવા. જ્યારે એ ચારે ભાઇઓ, અગીઆર અગીઆર વર્ષના થયા, ત્યારે, ગુરુ, પિતા અને માતા, એઓએ મળીને, તેઓને જનોઈ દીધાં. ॥ ૧ ॥ રામચંદ્રજી ગુરુને ઘેર ભણવા ગયા અને ત્યાં તેમણે, થોડા કાળમાં જ સઘળી વિદ્યાઓ મેળવી લીધી. ચારે વેદો, જેના સહજ શ્વાસરૂપ છે, તે પરમાત્મા ભણવા લાગ્યા, એ મોટું આશ્ચર્ય છે. ॥ ૨ ॥ વિદ્યા, વિનય, ગુણ અને શીલ, એઓથી સંપન્ન થયેલા પ્રવીણ રામચંદ્રજી, રાજલીલાઓના સઘળા ખેલ કરવા લાગ્યા. હાથમાં સુશોભિત ધનુષ બાણને ધરનારા રામનાં સ્વરૂપને જોઇ, ચરાચર જગત મોહિત થઇ જવા લાગ્યું ॥ ૩ ॥ ચારે ભાઇઓ, જે જે ગલીમાં રમવા લાગ્યા, તે તે ગલીનાં સર્વે પુરુષો તથા સ્ત્રીઓ થકિત થઈ જવા લાગ્યાં. ॥

दो०–कोशलपुर वासिहि नर, नारि वृद्ध अरु बाल ॥
प्राणहुँते प्रिय लागते, सबको रामकृपाल ॥ २४० ॥

અયોધ્યામાં રહેનારાં પુરુષો, સ્ત્રીઓ, વૃદ્ધો અને બાલકો, એ સર્વને, કૃપાળુ રામચંદ્રજી, પ્રાણથી પણ અધિક પ્રિય લાગતા હતા. ॥ ૨૪૦ ॥

---

૧ અહીં સુધી ક્ષેપક છે.

चौ०–बंधु सखा सब लेहिं बुलाई । वनमृगया नित खेलहिं जाई ॥
पावन मृग मारहिं जिय जानी । दिनप्रति नृपहिं दिखावैं आनी ॥ १ ॥
जे मृग राम बाणके मारे । ते तनु तजि सुरलोक सिधारे ॥
अनुज सखा सँग भोजन करहीं । मातु पिता आज्ञा अनुसरहीं ॥ २ ॥
जिहिंविधि सुखी होय सब लोगा । करहिं कृपानिधि सोइ संयोगा ॥
वेद पुराण सुनहिं मन लाई । आपु कहहिं अनुजहि समुझाई ॥ ३ ॥
प्रात काल उठिकै रघुनाथा । मातु पिता गुरु नावहिं माथा ॥
आयसु मांगि करहिं पुरकाजा । देख चरित हरषहिं मन राजा ॥ ४ ॥

રામચંદ્રજી, સઘળા ભાઈઓને તથા મિત્રોને બોલાવી, નિત્ય વનમાં શિકાર ખેલવા પધારતા હતા. ત્યાં પવિત્ર મૃગોને મારી, અયોધ્યામાં લાવીને નિત્ય દશરથ રાજાની નજરે કરતા હતા. ॥ ૧ ॥ રામચંદ્રજી, મૃગોને પોતાના હાથથી મારી, તેઓને સ્વર્ગગતિ આપતા હતા અને તેથી પોતાના મનમાં શિકારને એક જાતના ગુણરૂપ સમજતા હતા. જે જે મૃગો રામનાં બાણોથી મરતાં હતાં, તે સઘળાં, પશુશરીરોને છોડી દઈને સ્વર્ગલોકમાં જતાં હતાં. કૃપાનિધિ રામચંદ્રજી, ભાઈઓની અને મિત્રોની સાથે બિરાજીને ભોજન કરતા હતા, માતા પિતાની આજ્ઞાને અનુસરતા હતા, ॥ ૨ ॥ જેઓથી સર્વ લોકો સુખી થાય, એવી જ ગોઠવણો કરતા હતા, એકાગ્ર ચિત્તથી વેદોનું તથા પુરાણોનું શ્રવણ કરતા હતા, પોતે, નહાના ભાઈઓને, વેદ પુરાણોનું રહસ્ય સમજાવતા હતા, ॥ ૩ ॥ પ્રાતઃકાલમાં ઉઠીને માતાને, પિતાને તથા ગુરુને પ્રણામ કરતા હતા અને એઓની આજ્ઞા માગીને મુલકી કામો કરતા હતા. આ ચરિત્ર જોઈને રાજા મનમાં હર્ષ પામતા હતા. ॥ ૪ ॥

दो०–व्यापक अकल अनीह अज, निर्गुण नाम न रूप ॥
भक्त हेत नाना विधिहिं, करत चरित्र अनूप ॥ २४१ ॥

આ રીતે રામચંદ્રજી કે જે વ્યાપક, અખંડ, ક્રિયાઓથી રહિત, અજન્મા, નિર્ગુણ અને નામ રૂપોથી રહિત સાક્ષાત્ પરમાત્મા જ હતા, તે પોતે, ભકતોને વાસ્તે અનેક પ્રકારનાં અનુપમ ચરિત્રો કરતા હતા.[1] ॥ ૨૪૧ ॥

चौ०–यह सब चरित कहा मैं गाई । आगिल कथा सुनहु मन लाई ॥
विश्वामित्र महामुनि ज्ञानी । बसहिं विपिन शुभ आश्रम जानी ॥ १ ॥
तहँ जप यज्ञ योग मुनि करहीं । अति मारीच सुबाहुहि डरहीं ॥
देखत यज्ञ निशाचर धावहिं । करहिं उपद्रव मुनि दुख पावहिं ॥ २ ॥
गाधितनय मन चिंता व्यापी । हरि बिन मरहिं न निशिचर पापी ॥
तब मुनिवर मन कीन्ह विचारा । प्रभु अवतरे हरण महिभारा ॥ ३ ॥

૧ અહીં પાર્વતીના बालचरित्र पुनि कहहुं उदारा, એ ત્રીજા પ્રશ્નનો ઉત્તર પૂર્ણ થયો.

इहि मिस देखौं प्रभु पद जाई । करि विनती आनौं दोउ भाई ॥
ज्ञान विराग सकल गुण अयना । सो प्रभु मैं देखहु भरि नयना ॥ ४ ॥

આ સઘળું ચરિત્ર, મેં વર્ણવીને કહ્યું. હવે તે પછીની કથા એકાગ્ર ચિત્તથી સાંભળો. જ્ઞાની વિશ્વામિત્ર મુનિ, વનની અંદર એક સિદ્ધાશ્રમ નામના આશ્રમમાં, તે આશ્રમને, શુભ જાણીને વસતા હતા. ॥ ૧ ॥ ત્યાં જપ, યજ્ઞ તથા યોગ કરતા હતા, પણ મારીચ અને સુબાહુ નામના બે રાક્ષસોથી ડરતા હતા. એ રાક્ષસો, યજ્ઞ થતો જોતાં જ દોડી આવતા હતા અને ત્યાં એવા અનેક ઉપદ્રવો કરતા હતા કે, જેઓથી વિશ્વામિત્ર દુઃખ પામે. ॥ ૨ ॥ વિશ્વામિત્રના મનમાં ચિંતા વ્યાપી કે, નારાયણ વિના આ પાપી રાક્ષસો મરશે નહીં. પછી મુનિએ, મનમાં વિચાર કર્યો કે, "પૃથ્વીનો ભાર ઉતારવા વાસ્તે પ્રભુ અવતર્યા છે, ॥ ૩ ॥ તો હું આ મિષથી તેમના ચરણોનાં દર્શન કરૂં અને વિનતિ કરીને બન્ને ભાઇઓને અહીં લઇ આવું.[1] જ્ઞાન, વૈરાગ્ય અને સઘળા દિવ્ય એવા જે ગુણો, તેઓના સ્થાનકરૂપ તે પ્રભુને નેત્ર ભરીને નિરખું. ॥ ૪ ॥

दो०–इहि विधि करत मनोरथ हि, जात न लागी बार ॥
करि मज्जन सरयू सलिल, गये भूप दरबार ॥ २४२ ॥

વિશ્વામિત્ર મનોરથો કરતા કરતા ચાલ્યા અને મનોરથોમાં ચિત્ત લાગી જવાને લીધે, તેમને અયોધ્યામાં પહોંચતાં પણ વાર લાગી નહીં. વિશ્વામિત્ર, સરયૂમાં નાહીને રાજાના દરબારમાં ગયા. ॥ ૨૪૨ ॥

चौ०–मुनि आगमन सुना जब राजा । मिलन गयउ ले विप्र समाजा ॥
करि दंडवत मुनिहिं सन्मानी । निज आसन बैठारे आनी ॥ १ ॥
चरण पखारि कीन्ह अति पूजा । मो सम आज धन्य नहिं दूजा ॥
विविध भांति भोजन करवावा । मुनिवर हृदय हर्ष अति पावा ॥ २ ॥
पुनि चरणन मेले सुत चारी । राम देखि मुनि विरति बिसारी ॥
भये मगन देखत मुख शोभा । जनु चकोर पूरण शशि लोभा ॥ ३ ॥
तब मन हर्षि वचन कह राऊ । मुनि अस कृपा कीन्ह नहिं काऊ ॥
किहि कारण आगमन तुम्हारा । कहहु सो करत न लावहु वारा ॥ ४ ॥
असुर समूह सतावहिं मोहीं । मैं याचन आयउँ नृप तोहीं ॥
अनुज समेत देहु रघुनाथा । निशिचर वध मैं होब सनाथा ॥ ५ ॥

મુનિનું આવવું સાંભળી, દશરથ રાજા, વસિષ્ઠ આદિ બ્રાહ્મણોના મંડલને સાથે લઈ, મુનિને મળવા, રાણીવાસમાંથી બહાર આવ્યા. દશરથે દંડવત્ કરી, મુનિને સન્માન આપી, રાજગૃહમાં લાવીને પોતાના આસનપર બેસાડ્યા. ॥ ૧ ॥ પછી પગ પખાળીને

[1] વિશ્વામિત્ર, પોતાના તપના પ્રભાવથી, રાક્ષસોને મારવા સમર્થ હતા, પણ બાર વર્ષનો યજ્ઞ આરંભી બેઠા હતા, તેથી ક્રોધ કરી શકાય એમ ન હતું, તેને લીધે, રામને અને લક્ષ્મણને આશ્રમમાં લાવવા વિચાર કર્યો.

ઘણી ઘણી પૂજા કરી. 'આજ મારા સમાન બીજો કોઈ ધન્ય નથી,' એવા વચનથી અભિનંદન આપ્યું અને વિવિધ પ્રકારથી ભોજન કરાવ્યું કે જેથી મુનિ હૃદયમાં બહુ હર્ષ પામ્યા. ॥ ૨ ॥ પછી રાજાએ, પોતાના ચારે પુત્રો, મુનિના ચરણોમાં મૂક્યા. મુનિ રામને જોઈ, વૈરાગ્યને ભૂલી ગયા. જેમ ચકોર પક્ષી, પૂનેમના ચંદ્રની શોભાને જોઇ, મગ્ન થાય, તેમ મુનિ, રામના મુખની શોભા જોઇને મગ્ન થયા. ॥ ૩ ॥ પછી રાજા, હર્ષ પામીને વચન બોલ્યા કે, "હે મુનિ! આપે આવી કૃપા તો કદી કરી જ નથી. આપનું પધારવું શા કારણથી થયું છે? તે કહો. આપ જે કાંઈ આજ્ઞા કરશો, તે પ્રમાણે કરવામાં હું વિલંબ નહીં કરૂં." ॥ ૪ ॥ વિશ્વામિત્ર બોલ્યા કે, "હે રાજા! અસુરોના સમૂહો દુઃખ દે છે, તેથી હું આપની પાસે, રામ તથા લક્ષ્મણને માગવા આવ્યો છું." તેથી લક્ષ્મણ સહિત રામચંદ્રજીને મારા હાથમાં સોંપો કે જેથી હું રાક્ષસોનો વધ કરાવીને સનાથ થાઉં. ॥ ૫ ॥

दो०—देहु भूप मन हर्षित हि, तजहु मोह अज्ञान ॥
धर्म सुयश नृप तुमकहँ, इनकहँ अति कल्यान ॥ २४३ ॥

હે રાજા! પ્રસન્ન થઇને મને તમારા બે પુત્રો આપો. 'એઓ રાક્ષસોને શી રીતે મારી શકશે?' એવા મોહને અને અજ્ઞાનને છોડી દો. હે રાજા! આમ કરવાથી તમને ધર્મની તથા સુયશની પ્રાપ્તિ થશે અને તમારા પુત્રોનું પણ મોટું કલ્યાણ થશે (વિદ્યાઓ, અસ્ત્રો તથા સ્ત્રીઓ મળશે.) ॥ ૨૪૩ ॥

चौ०—सुन राजा अति अप्रिय बानी । हृदय कम्प मुख द्युति कुमलानी ॥
चौथेपन पायउ सुत चारी । विप्र वचन नहिं कहउ विचारी ॥ १ ॥
मांगहु भूमि धेनु धन कोषा । सर्वस देउँ आज सह रोषा ॥
देह प्राणते प्रिय कछु नाहीं । सोउ मुनि देहुँ निमिष यक माहीं ॥ २ ॥
सब सुत प्रिय मोहिं प्राणकिनाईं । राम देत नहिं बनै गुसाईं ॥
कहँ निशिचर अति घोर कठोरा । कहँ सुंदर सुत परम किशोरा ॥ ३ ॥
सुनि नृप गिरा प्रेम रस सानी । हृदय हर्ष माना मुनि ज्ञानी ॥
तब वसिष्ठ बहुविधि समुझावा । नृप संदेह नाशकहँ पावा ॥ ४ ॥
अति आदर दोउ तनय बुलाये । हृदय लाइ बहुभांति सिखाये ॥
मेरे प्राणनाथ सुत दोऊ । तुम मुनि पिता आन नहिं कोऊ ॥ ५ ॥

વિશ્વામિત્રની એ અત્યંત અપ્રિય વાણીનું શ્રવણ કરીને, દશરથ રાજા, હૃદયમાં ધ્રુજવા લાગ્યા અને તેમના મુખની કાંતિ કરમાઈ ગઈ. રાજા બોલ્યા કે, "મને ચોથી અવસ્થામાં (અત્યંત વૃદ્ધાવસ્થામાં) ચાર પુત્ર પ્રાપ્ત થયા છે. હે મુનિ! આપે જે માગણી કરી, તે વિચારીને કરી નથી. ॥ ૧ ॥ પૃથ્વી, ગાયો, ખજાનો તથા મારૂં સર્વસ્વ માગો, તો તે પણ હું આજ આપવા તૈયાર છું. હે મહારાજ! ક્રોધને સહન કરશો. (ક્રોધ નહીં કરશો.) દેહથી અને પ્રાણથી વધારે બીજું કશું પણ પ્રિય હોતું નથી,

તો તે પણ એક નિમેષમાં આપી દેવા તૈયાર છું, ॥ ૨ ॥ પરંતુ હે સ્વામી! મારા પુત્ર રામ કે જે મને પ્રાણ જેવા પ્રિય છે, તે મારાથી આપી શકાશે નહીં. અત્યંત ઘોર તથા કઠોર રાક્ષસો ક્યાં? અને અત્યંત કિશોર અવસ્થાવાળા મારા સુંદર પુત્રો ક્યાં?" ॥ ૩ ॥ પુત્રોની ઉપરના પ્રેમરસથી ભીંજાયેલી રાજાની વાણી સાંભળીને, વિશ્વામિત્ર, પોતાના હૃદયમાં હર્ષ પામ્યા. પછી વસિષ્ઠ મુનિએ, વચન પાળવાની રઘુકુલની પદ્ધતિ, રામના અવતારનું કારણ અને વિશ્વામિત્રના તપનો પ્રભાવ, એ સઘળું સમજાવીને રાજાનો સંદેહ દૂર કર્યો. ॥ ૪ ॥ રાજાએ, અતિ આદરથી બન્ને પુત્રોને બોલાવી, તેઓને છાતીમાં ઘાલી, ઘણી ઘણી શીખામણ આપીને વિશ્વામિત્રને કહ્યું કે, "આ બન્ને પુત્રો, મારા પ્રાણના સ્વામી છે, પણ હવે આપ આ પુત્રોના પિતા છો. આપ વિના બીજો કોઈ નથી." ॥ ૫ ॥

**दो०—सौंपे भूपति ऋषिहि सुत, बहुविधि देइ अशीश ॥**
**जननी भवन गये प्रभू, चले नाइ पद शीश ॥ २४४ ॥**

રાજાએ, પુત્રોને ઋષિના હાથમાં સોંપી, ઘણા ઘણા આશિર્વાદો આપ્યા. પછી રામ અને લક્ષ્મણ માતાઓના અવાસોમાં જઈ, તેઓને પ્રણામ કરીને ત્યાંથી ચાલ્યા. ॥ ૨૪૪ ॥

**सो०—पुरुष सिंह दोउ वीर, हरषि चले मुनि भय हरण ॥**
**कृपासिंधु मतिधीर, अखिल विश्व कारण करण ॥ २९ ॥**

કૃપાના સમુદ્રરૂપ, ધીરબુદ્ધિવાળા અને સર્વ જગતનાં કારણોને પણ બનાવનારા બન્ને મહાવીર પુરુષસિંહો (રામ અને લક્ષ્મણ), હર્ષ ધરી, મુનિના ભયને દૂર કરવાને માટે ચાલ્યા. ॥ ૨૯ ॥

**चौ०—चलत बिदा कीन्ह हनुमाना । मिलिहौं बनहि कह्यो भगवाना[1] ॥**
**अरुण नयन उर बाहु बिशाला । नील जलज तनु श्याम तमाला ॥ १ ॥**
**कटि पट पीत कसे वर भाथा । रुचिर चाप शायक दुहुँ भाथा ॥**
**श्याम गौर सुन्दर दोउ भाई । विश्वामित्र महानिधि पाई ॥ २ ॥**
**प्रभु ब्रह्मण्य देव मैं जाना । मोहित पिता तजे भगवाना ॥**
**चले जात मुनि दीन दिखाई । सुनि ताटका क्रोध करि धाई ॥ ३ ॥**
**एकहि बाण प्राण हर लीन्हा । दीन जान तेहि निजपद दीन्हा ॥**
**तब ऋषि निज नाथहि जिय चीन्हा । विद्यानिधिकहँ विद्या दीन्हा ॥ ४ ॥**
**जाते लाग न क्षुधा पियासा । अतुलित बल तनु तेज प्रकाशा ॥**

રસ્તે ચાલતાં 'હવે વનમાં મળીશું' એમ કહીને હનુમાનજીને વિદાય કર્યા. રાતાં નેત્રોવાળા, વિશાલ વક્ષઃસ્થલવાળા, લાંબી ભુજાઓવાળા, નીલ કમળના જેવી તથા

[1] આ અરધી ચોપાઈ ક્ષેપક છે.

તમાલના જેવી શ્યામ મૂર્તિવાળા, ॥ ૧ ॥ જેમણે પીળા દુપટ્ટાથી કસેલી કમર ઉપર ઉત્તમ ભાથાં લગાવી લીધાં હતાં એવા અને હસ્તોમાં ધનુષ બાણ ધારણ કરવાથી શોભતા રામચંદ્રજી, લક્ષ્મણજીની સાથે વિશ્વામિત્રની પછવાડે ચાલ્યા. વિશ્વામિત્ર, પોતાને, શ્યામ અને ગૌર શરીરોવાળા એ બન્ને રાજકુમારો મળવાથી, મોટા નિધિઓ મળવાના જેટલું સુખ માનવા લાગ્યા. ॥ ૨ ॥ વિશ્વામિત્ર, મનમાં બોલવા લાગ્યા કે, 'પ્રભુએ, મારા હિતને વાસ્તે પિતાનો ત્યાગ કર્યો, તેથી પ્રભુ, ખરેખર બ્રહ્મણ્ય દેવ છે.' માર્ગમાં ચાલતાં વિશ્વામિત્રે, તેઓને તાટકા નામની રાક્ષસી દેખાડી, તેની હકીકત કહેવા માંડી, તેટલામાં તો મુનિનો અવાજ સાંભળતાં જ, ક્રોધથી તે રાક્ષસી તેઓની સામે દોડી. ॥ ૩ ॥ રામચંદ્રજીએ એક જ બાણથી તે રાક્ષસીના[1] પ્રાણ લીધા અને તેને દીન જાણીને પોતાનું ધામ આપ્યું. વિશ્વામિત્રે, રઘુનાથજીને પોતાના નાથ જાણ્યા અને જો કે તે રઘુનાથજી વિદ્યાઓના ભંડારરૂપ હતા, તોપણ તેમને, બલા તથા અતિબલા નામની વિદ્યાઓ આપી, ॥ ૪ ॥ કે જે વિદ્યાઓથી ભૂખ કે તરશ લાગે નહીં અને શરીરમાં અતુલ બળનો તથા તેજનો પ્રકાશ થાય. ॥

दो०—आयुध सकल समर्पिके, प्रभु निज आश्रम आनि ॥
कन्द मूल फल भोजनहि, दिये भक्तहित जानि ॥ २४५ ॥

વિશ્વામિત્ર મુનિએ, રામચંદ્રજીને સઘળી અસ્ત્રવિદ્યાઓ[2] આપી, પોતાના આશ્રમમાં લાવી. અલ્પ સેવાથી પણ ભક્તોનું હિત કરનારા જાણીને, કંદ, મૂળ તથા ફળ, ભોજન કરવાને વાસ્તે આપ્યાં. ॥ ૨૪૫ ॥

चौ०—प्रात कहा मुनिसन रघुराई । निर्भय यज्ञ करहु तुम जाई ॥
होम करन लागे मुनि झारी । आपु रहे मखकी रखवारी ॥ १ ॥
सुनि मारीच निशाचर कोही । ले सहाय धावा मुनि द्रोही ॥
विनु फर बाण राम तेहि मारा । शत योजन गा सागर पारा ॥ २ ॥
पावक शर सुबाहु पुनि मारा । अनुज निशाचर कटक सँहारा ॥
मारि असुर द्विज निर्भय कारी । अस्तुति करहिं देव मुनि झारी ॥ ३ ॥
तहँ पुनि कछुक दिवस रघुराया । रहे कीन्ह विप्रन पर दाया ॥
भक्ति हेतु बहु कथा पुराना । कहैं विप्र यद्यपि प्रभु जाना ॥ ४ ॥
तब मुनि सादर कहा बुझाई । चरित एक देखिय प्रभु जाई ॥
धनुषयज्ञ सुनि रघुकुलनाथा । हर्षि चले मुनिवरके साथा ॥ ५ ॥

૧ આ તાટકા સુકેતુ નામના યક્ષની દીકરી હતી, અને તેણે બ્રહ્માના વરદાનથી દશ હજાર હાથીઓના જેટલું બળ મેળવ્યું હતું. આનો જંભના પુત્ર સુન્દની સાથે વિવાહ થયો હતો, અને તેણે, મારીચ તથા સુબાહુ નામના બે પુત્રોને જન્મ આપ્યો હતો. અગસ્ત્ય મુનિએ, કોઈ અપરાધને લીધે, સુન્દને મારી નાખતાં, તાટકા તથા તેના પુત્રો, અગસ્ત્યને ખાઈ જવા દોડ્યાં હતાં અને તે ઉપરથી અગસ્ત્યે, તેઓને રાક્ષસ થઈ જવાનો શાપ દીધો હતો. (વાલ્મીકીય રામાયણ બાલકાંડ.)

૨ વિશ્વામિત્રે જે અસ્ત્રો આપ્યાં, તેઓનાં નામ વાલ્મીકીય રામાયણના બાલકાંડમાં છે.

आश्रम एक दीख मगमाहीं । खग मृग जीव जन्तु तहँ नाहीं ॥
पूछा मुनिहि शिला प्रभु देखी । सकल कथा ऋषि कही विशेखी ॥ ६ ॥

પ્રભાતમાં રામચન્દ્રજીએ, વિશ્વામિત્રને કહ્યું કે, 'તમો નિર્ભય રહીને યજ્ઞ કરો.' મુનિઓની મંડલી હોમ કરવા લાગી અને પોતે રામ તથા લક્ષ્મણ, યજ્ઞનું રક્ષણ કરવા ઉભા રહ્યા. ॥ ૧ ॥ આ વાત સાંભળતાંજ, મુનિદ્રોહી મારીચ, રાક્ષસોને સાથે લઇને યજ્ઞ ઉપર દોડયો આવતો હતો, તેને, રામચન્દ્રજીએ, ફળાં વગરના બાણુના પ્રહારથી સો યોજન દૂર ફેંકી દીધો કે જેથી તે સમુદ્રને પેલે કિનારે જઈ પડયો. (લંકાના પ્રદેશમાં પડયો.) ॥ ૨ ॥ પછી, રામચન્દ્રજીએ, અગ્નિના અસ્ત્રથી સુબાહુને માર્યો અને તેટલી વારમાં લક્ષ્મણજીએ, તે રાક્ષસોના સૈન્યનો સંહાર કરી નાખ્યો. દેવતાઓનાં તથા મુનિઓનાં મંડલો, રાક્ષસોને મારી, બ્રાહ્મણોને નિર્ભય કરનારા રામચન્દ્રજીની સ્તુતિ કરવા લાગ્યાં. ॥ ૩ ॥ રામચન્દ્રજી, કેટલાક દિવસો સુધી ત્યાં રહ્યા અને રહીને, બ્રાહ્મણોની ઉપર દયા કરી. જો કે રામચન્દ્રજી સઘળું જાણુતા હતા, તો પણ બ્રાહ્મણોએ, ભક્તિને વાસ્તે, તેમને ઘણી ઘણી પ્રાચીન કથાઓ સંભળાવી. ॥ ૪ ॥ પછી એક દિવસે પ્રેમથી વિશ્વામિત્રે કહ્યું કે. " જનક રાજાને ત્યાં ધનુષનો મોટો યજ્ઞ ચાલે છે, માટે આપની મરજી હોય તો ત્યાં જઇને તે મહોત્સવ જોઇએ." આ વાત સાંભળી, રામચન્દ્રજી રાજી થઇને તે મુનિવરની સાથે ચાલ્યા. ॥ ૫ ॥ માર્ગમાં એક આશ્રમ જોવામાં આવ્યો, કે જેમાં પક્ષી, મૃગ કે બીજાં પણ કોઈ જીવજંતુ હતાં જ નહીં. ત્યાં પડેલી એક શિલાને જોઇને, રામચન્દ્રજીએ તેની હકીકત પૂછતાં, વિશ્વામિત્રે, વિસ્તારથી તેની સઘળી કથા કહી સંભળાવી.[1] ॥ ૬ ॥

दो०—गौतम नारी शाप वश, उपल देह धरि धीर ॥
चरणकमल रज चाहती, कृपा करहु रघुवीर ॥ २४६ ॥

૧ એક સમયે અહલ્યા નામની એક પરમ સુન્દરીને ઉત્પન્ન કરીને, બ્રહ્માએ, થાપણરૂપે ગૌતમ મુનિને સોંપી દીધી. ઇંદ્રાદિક દેવતાઓ પણ ઇચ્છા કરતા હતા કે, એ સુન્દરી બ્રહ્મા આમને દેશે. કેટલાક દિવસો પછી, બ્રહ્મા, ગૌતમના આશ્રમમાં ગયા, ત્યાં અહલ્યાને જેવી આપી હતી, તેવી જ દીઠી. આથી રાજી થયેલા બ્રહ્માએ તે અહલ્યા, ગૌતમને જ આપી દીધી. એક દિવસ ગૌતમની ગેરહાજરીનો લાભ લઈ, ઇંદ્રે ગૌતમનું રૂપ ધરી, અહલ્યાનો ભોગ કર્યો અને અહલ્યા 'આ ઇંદ્ર છે,' એમ જાણતાં છતાં પણ, કશું બોલ્યાં નહીં. ઇંદ્ર આશ્રમથી બાહાર નિકળ્યો, તે વખતે બહારથી આવતા ગૌતમે, તેને દીઠો. ગૌતમે, બન્નેની દુષ્ટતાનો વિચાર કરીને ઇંદ્રને નપુંસક થઈ જવાનો શાપ આપ્યો અને અહલ્યાને શિલારૂપ થઈ જવાનો શાપ આપ્યો. પછી ગૌતમે, અહલ્યાપર અનુગ્રહ કર્યો કે, જ્યારે તને રામના ચરણની રજનો સ્પર્શ થશે, ત્યારે તારો ઉદ્ધાર થશે. આ કારણથી અહલ્યા, શિલારૂપે ગૌતમના આશ્રમમાં પડી હતી. ઇંદ્ર નપુંસક થઈ જતાં, પિતૃઓએ ઘેટાના અંડકોશ ખવરાવીને, તેની ચિકિત્સા કરી. (વાલ્મીકીય રામાયણ બાલકાંડ) ગૌતમના શાપથી ઇંદ્રના શરીરમાં સહસ્ર ભગ થઇ ગયાં, તે પાછાં, યજ્ઞ કરવાના પ્રભાવથી સહસ્ર નેત્રરૂપ થયાં, એમ પણ કહેવાય છે. શ્રીમદ્ભાગવતના નવમસ્કંધમાં લખ્યું છે કે, અહલ્યા મૌદ્ગલ્ય ગોત્રના બ્રહ્મક્ષત્રિયની કન્યા હતી અને તેના ભાઇનું નામ દિવોદાસ હતું. કુમારિલ ભટ્ટે તો અહલ્યાનાં અને ઇંદ્રનાં વૃત્તાંતને એક જાતનું રૂપક જ ઠરાવ્યું છે. યોગવાસિષ્ઠમાં અહલ્યાને અપ્સરા કહી છે.

હે રઘુવીર ! ગૌતમ ઋષિની સ્ત્રી અહલ્યા, શાપને વશ થવાથી શિલાનો દેહ ધરી, ધીરજ રાખીને, આપના ચરણુકમળની રજને ઇચ્છે છે, માટે તેના ઉપર કૃપા કરો.॥ ૨૪૬ ॥

छं०–परसत पद पावन शोक नशावन प्रगट भई तपपुंज सही ॥
देखत रघुनायक जनसुखदायक सन्मुख हो कर जोर रही ॥
अति प्रेम अधीरा पुलक शरीरा मुख नहिं आवै वचन कही ॥
अतिशय बडभागी चरणन लागी युगल नयन जलधार बही ॥ २८ ॥

રામચંદ્રજીએ, તુરત જ તે શિલાપર પોતાનું ચરણારવિંદ અડાડ્યું. શોકને નષ્ટ કરનારા ચરણનો સ્પર્શ થતાં જ, તપના પુંજ જેવી અહલ્યા પ્રકટ થઈ. તે અહલ્યા, લોકોને સુખ આપનારા રામચંદ્રજીને જોઇ, હાથ જોડી, સામે ઉભી, અને અતિ પ્રેમથી અધીર થઈ ગઈ. શરીરમાં રોમાંચિત થઈ ગઈ અને મોહોડામાંથી બોલવાને પણ અશક્ત થઈ ગઈ. મહા ભાગ્યશાળી એવી અહલ્યા, રામચંદ્રજીને પગે લાગીને પોતાનાં બન્ને નેત્રોમાંથી જળની ધારાને ચલાવવા લાગી. ॥ ૨૮ ॥

छं०–धीरज मन कीन्हा प्रभुकहँ चीन्हा रघुपति कृपा भक्ति पाई ॥
अति निर्मल वाणी अस्तुति ठानी ज्ञान गम्य जय रघुराई ॥
मैं नारि अपावन प्रभु जगपावन रावण रिपु जन सुख दाई ॥
राजिव लोचन भव भय मोचन पाहि पाहि शरणहि आई ॥ २९ ॥

તેણે મનમાં ધીરજ ધરીને પ્રભુને ઓળખ્યા અને પ્રભુની કૃપાથી, તેને ભક્તિ પ્રાપ્ત થઈ. તેણે અતિ નિર્મલ વાણીથી સ્તુતિ કરી કે, "હે જ્ઞાનથી જાણવામાં આવો એવા રઘુરાજ ! જય જય. હે પ્રભુ ! હું અપવિત્ર સ્ત્રી જાતિ છું, પણ આપ સર્વ જગતને પવિત્ર કરો એવા છો. હે રાવણના રિપુ ! હે ભક્તજનોને સુખ આપનારા ! હે કમળ સરખાં નેત્રોવાળા ! હે સંસારથી મુક્ત કરનારા ! હું શરણે આવી છું. મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. ॥ ૨૯ ॥

छं०–मुनि शाप जो दीन्हा अति भल कीन्हा परम अनुग्रह मैं माना ॥
देखउँ भरि लोचन हरि भव मोचन यहै लाभ शंकर जाना ॥
विनति प्रभु मोरी मैं अति भोरी नाथ न वर मांगौं आना ॥
पद कमल परागा रस अनुरागा मम मन मधुप करै पाना ॥ ३० ॥

મને, મુનિએ જે શાપ આપ્યો, તે મારૂં બહુ ભલું કર્યું અને મોટો અનુગ્રહ કર્યો એમ માનું છું. આપ કે જે, સંસારથી છોડાવનારા ભગવાન્ છો, તેમને નેત્રભરી નિરખું છું, એ શાપના પ્રભાવથી જ બન્યું છે. શંકરે પણ આપનાં દર્શનને જ લાભરૂપ ગણેલું છે. હે પ્રભુ ! મારી વિનતિ સાંભળો. હે નાથ ! હું અત્યંત ભોળી છું, તેથી બીજું કાંઈ પણ નહીં માગતાં, એટલું જ માગું છું કે, મારો મનરૂપી ભ્રમર, આપના ચરણકમળની રજના રસનું અખંડ પ્રેમથી પાન કર્યા કરે. ॥ ૩૦ ॥

छं०—जिहि पद सुर सरिता परम पुनीता प्रगट भई शिव शीश धरी ॥
सोइ पदपंकज पूजत अज जिहि मम शिर धरेउ कृपालु हरी ॥
इहि भांति सिधारी गौतमनारी बार बार हरि चरण परी ॥
जो अति मन भावा सो वर पावा गै पतिलोक अनन्द भरी ॥ ३१ ॥

જેમાંથી પ્રકટ થયેલી પરમ પવિત્ર ગંગાને, મહાદેવજીએ શિરપર ધરેલી છે અને જેને બ્રહ્મા પણ પૂજે છે, તે ચરણકમળ, આપ કૃપાળુ ભગવાને, મારા શિર ઉપર ધર્યું!!" આ પ્રમાણે સ્તુતિ કરી, વારંવાર રામચંદ્રજીના ચરણોમાં પડી, મનમાં અત્યંત સારૂં લાગે એવું વરદાન મેળવી, ગૌતમની સ્ત્રી અહલ્યા, ત્યાંથી ચાલીને આનંદ ભરેલી રીતે પતિના લોકમાં ગઈ. ॥ ૩૧ ॥

दो०—अस प्रभुसु दिनबन्धु हरि, कारणरहित कृपाल ॥
तुलसिदास शठ ताहि भज, छांड कपट जंजाल ॥ २४७ ॥

તુલસીદાસ કહે છે કે, હે શઠ મન! દીનબંધુ પ્રભુ રામચંદ્રજી, આવી રીતે ભકતોની ઉપર નિષ્કારણ કૃપા કરનારા છે, માટે, સઘળા કપટમય સંસારના જંજાલને છોડી દઇને તેનું ભજન કર. ॥ ૨૪૭ ॥

चौ०—चले राम लक्ष्मण मुनि संगा । गये जहां जगपावनि गंगा ॥
अनुजसहित प्रभु कीन्ह प्रणामा । बहु प्रकार सुख पायउ रामा ॥ १ ॥
पुनि सुरसरि उत्पति रघुराई । कौशिकसन पूछा शिर नाई ॥
कह मुनि प्रभु तव कुल इक राजा । नाम सगर तिहुँ लोक विराजा ॥ २ ॥
तिहिके युग भामिनि सुकुमारी । नाम केशिनी सुमति पियारी ॥
सब प्रकार सुख सम्पति भ्राजा । सुत विहीन मन विस्मय राजा ॥ ३ ॥
एक समय भामिनि दोउ साथा । गय वन तनय हेतु रघुनाथा ॥
सघन कल्पतरु सुन्दर नाना । तहँ भृगुमुनि तप तेज निधाना ॥ ४ ॥

રામ તથા લક્ષ્મણ, ત્યાંથી વિશ્વામિત્રની સાથે ચાલ્યા. ચાલતાં ચાલતાં જગત્પાવિની ગંગાજીને કિનારે આવ્યા. લક્ષ્મણસહિત રામચંદ્રજીએ, ગંગાજીને, પ્રણામ કર્યા અને ત્યાં તે બન્ને ભાઇઓને બહુ આનંદ પ્રાપ્ત થયો. ॥ ૧ ॥ પછી[1] રામચંદ્રજીએ, વિશ્વામિત્રને માથું નમાવી, ગંગાજીની ઉત્પત્તિ વિષે પૂછતાં, વિશ્વામિત્ર બોલ્યા કે, તમારા કુલમાં સગર નામનો એક રાજા હતો અને તેણે, ત્રૈલોક્યમાં મોટી શોભા મેળવી હતી. ॥ ૨ ॥ એ રાજાને, કેશિની અને સુમતિ નામની બે પ્યારી તથા સુકોમળ અંગોવાળી સ્ત્રીઓ હતી. જો કે, સર્વ પ્રકારની સુખસંપત્તિ શોભી રહી હતી, તોપણ પુત્ર નહીં હોવાથી, તે રાજાના મનમાં ખેદ થયા કરતો હતો. ॥ ૩ ॥ એક સમયે એ સગર રાજા, પુત્રને વાસ્તે બન્ને રાણીઓને સાથે લઈ, વનમાં ગયો, કે જે વનમાં, કલ્પવૃક્ષો જેવાં સુંદર અનેક સઘન વૃક્ષો હતાં અને તપના તથા તેજના ભંડારરૂપ ભૃગુ મુનિ તપશ્ચર્યા કરતા હતા. ॥ ૪ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરુ થાય છે.

दो०—सहित नारि नृप मुदित मन, रहे वर्ष शत एक ॥
कीन्हें तप बल देखि भृगु, अस्तुति कीन्ह अनेक ॥ २४८ ॥

વન જોવાથી આનંદ પામેલો સગર રાજા, ત્યાં, સ્ત્રીઓસહિત સો વર્ષ સુધી રહ્યો અને તેણે, ભૃગુનું તપોબલ જોઇને, તેમની અનેક પ્રકારની સ્તુતિ કરી. ॥ ૨૪૮ ॥

चौ०—कहिनिज दुख प्रणाम नृप कीन्हा । दे अशीश तब मुनि वर दीन्हा ॥
नृप रानीसन मुनि अस भाखा । लेहि स्ववर जो जिहि अभिलाखा ॥१॥
सुनि मुनि वचनशीश तिन नावा । देहु नाथ जो अति मन भावा ॥
एकहि कह्यों एक सुत होना । दूसरि साठि सहस्रगुण लोना ॥ २ ॥
हरषित भयो शुभग वर पाई । पाँणि जोरि चरणन शिर जाई ॥
सहित भामिनी अवधहिं आये । हरष सहित कछु दिवस गँवाये ॥ ३ ॥
लग्न सुघरि सुन्दर सुखदाई । नाथ केशि असमंजस खाई ॥
सुमति प्रसव एक तूम्बरि सोई । भये सुत प्रगटे कहे मुनि जोई ॥ ४ ॥
निरखे सुत हरषित सब होई । मंगल चार किये सब कोई ॥
हरष सहित दिय दान नरेशू । पूजि विप्र गुरु गौरि गणेशू ॥ ५ ॥
घृत घट सुन्दर विविध मँगाये । ते सब सुत नृप तिन महँ नाये ॥

એક દિવસે રાજાએ, પોતાના દુઃખનું નિવેદન કરી, પ્રણામ કરતાં, ભૃગુ મુનિએ, આશિર્વાદ આપીને વરદાન માગવાનું કહ્યું. મુનિએ, રાજાની રાણીઓને કહ્યું કે, "તમોને, જે કાંઈ ઈચ્છા હોય, તે પ્રમાણે માગી લ્યો," ॥ ૧ ॥ મુનિનું વચન સાંભળી, રાણીઓએ, માથાં નમાવી, 'આપને જે યોગ્ય જણાય તે આપો.' એમ કહેતાં, મુનિ બોલ્યા કે, "એકને એક પુત્ર આવશે અને એકને સાઠ હજાર પુત્રો આવશે." મુનિનાં વચન સાંભળી, 'હે નાથ! આપ અમોને અત્યંત ભાવતું વરદાન આપો છો,' એમ કહી, મુનિનાં ચરણોમાં માથાં નમાવી, કેશિનીએ એક પુત્ર માગ્યો અને સુમતિએ સાઠ હજાર પુત્રો માગ્યા. ॥ ૨ ॥ મુનિએ 'तथास्तु' કહ્યું. ઉત્તમ વરદાન મળવાથી રાજી થયેલો સગર રાજા, હાથ જોડી, મુનિનાં ચરણોમાં માથું નમાવી, સ્ત્રીઓસહિત પોતાની અયોધ્યા નગરીમાં આવ્યો અને ત્યાં, આનંદ ભરેલી રીતે, કેટલાક દિવસો કહાડયા. ॥ ૩ ॥ કેશિનીએ, સારા લગ્નમાં અને સુખદાયી ઘડીમાં, અસમંજસ નામના પુત્રને જન્મ આપ્યો. સુમતિએ, એક તુંબડું જણ્યું અને તેમાંથી મુનિના કહેવા પ્રમાણે, છોટા છોટા સાઠ હજાર પુત્રો ઉત્પન્ન થયા. ॥ ૪ ॥ એ સર્વ પુત્રોને જોઈ, રાજી થયેલા સગર રાજાએ, સઘળા મંગલાચાર કર્યા. પ્રજાઓમાં પણ સર્વત્ર આનંદ વર્ત્તી રહ્યો. રાજાએ, હર્ષ ધરી, બ્રાહ્મણોની, ગુરુઓની, દેવીની તથા ગણપતિની પૂજા કરીને, દાનો આપ્યાં. ॥ ૫ ॥ પછી, ઘીથી ભરેલા અનેક સુંદર ઘડાઓ મંગાવીને, રાજાએ, તેઓમાં પોતાના સાઠ હજાર પુત્રોને રાખ્યા, કે જેથી, તેઓ, સંપૂર્ણ રીતે ઉછરી આવ્યા. ॥

दो०—यहिविधि भये सकल सुत, पूजे सब मन काम ॥
जाय दिवस निशि हर्ष वश, सुनहु राम घनश्याम ॥ २४९ ॥

આ પ્રમાણે, સગર રાજાના સર્વ પુત્રો ઉછર્યા, મનની સઘળી કામના, પરિપૂર્ણ થઈ અને રાત્રિઓ તથા દિવસો, આનંદમાં જવા લાગ્યા. હે મેઘ સરખી શ્યામ કાંતિવાળા રામચંદ્રજી ! તે પછીની કથા સાંભળો. ॥ ૨૪૯ ॥

चौ०—पुरजन सब घर घरनि नरेशू । अति आनँद तनु मिटा कलेशू ॥
बालकेलि कर भये कुमारा । लीला करैं अगम संसारा ॥ १ ॥
होयँ सुकाज सकल मन चीते । यहि सुख बसत बहुत दिन बीते ॥
सरयू नदी अवध जे अहई । विमल सलिल उत्तर तट बहई ॥ २ ॥
प्रजा लोगके बालक नाना । नित उठि तहाँ करैं अस्नाना ॥
असमंजस तहँ तरनी आनी । तिनहिं चढाय बोर निज पानी ॥ ३ ॥
भये प्रजा सब परम दुखारी । बालक वध सुनि सुनहु खरारी ॥
सकल गये जहँ बैठ नृपाला । बोले वचन नाय पद भाला ॥ ४ ॥
तुम नृप चहो प्रजा प्रतिपाला । सुत तुम्हार भा सबकर काला ॥
तजब देश हम सुनहु नरेशू । विना तजे नहिं मिटहि कलेशू ॥ ५ ॥

ગામના લોકોને અને રાજાની સર્વ સ્ત્રીઓને, શરીરોમાં અત્યંત આનંદ થયો. સઘળાં દુઃખો ટળી ગયાં. રાજકુમારો, સંસારમાં ક્યાંય ન થતી હતી એવી અગમ્ય બાલક્રીડાઓ કરવા લાગ્યા. ॥ ૧ ॥ સઘળાં કાર્યો, ઉત્તમ થવા લાગ્યાં અને તેઓને જોઇ, સર્વની મનોવૃત્તિઓ પ્રસન્ન રહેવા લાગી. આ પ્રમાણે, સર્વને સુખમાં રહેતાં, ઘણા દિવસો વ્યતીત થઈ ગયા. અયોધ્યાના સમીપમાં નિર્મળ જળવાળી સરયૂ નદી, કે જે ઉત્તર તરફ વહે છે, ॥ ૨ ॥ તેમાં પ્રજા લોકનાં અનેક બાલકો, નિત્ય, પ્રભાતમાં ઉઠી ઉઠીને, સ્નાન કરવા જતાં હતાં. એક દિવસે, એ બાલકો, નહાતાં હતાં, તે સમય રાજાના મોટા કુંવર અસમંજસે, ત્યાં વહાણુ લાવી, સર્વ બાલકોને, તે વહાણુમાં ચઢાવીને, પાણીમાં ડૂબાવી દીધાં. ॥ ૩ ॥ હે રામચંદ્રજી ! સાંભળો. બાલકોનો નાશ થયો સાંભળી, પ્રજા બહુ દુઃખિત થઈ. સઘળા લોકોએ, જ્યાં સગર રાજા બેઠા હતા, ત્યાં જઈ, ચરણોમાં માથાં નમાવી, વિજ્ઞપ્તિ કરી કે, ॥ ૪ ॥ "હે રાજા ! આપ સઘળી પ્રજાનું પાલન કરવા ઇચ્છો છો, પણ, તમારો પુત્ર, સઘળી પ્રજાનો કાળ ઉત્પન્ન થયો છે. હે રાજા ! સાંભળો. અમો આ દેશને છોડી દેશું. દેશનો ત્યાગ કર્યા વિના કલેશ મટે એમ નથી. ॥ ૫ ॥

दो०—तव सुत कीन्हे पाप बहु, मारे बालक वृन्द ॥
तुमकहँ प्राण समान यह, सकल प्रजन कहँ मन्द ॥ २५० ॥

તમારા પુત્રે, ઘણાં પાપો કર્યાં અને ઘણાં ઘણાં બાલકોને માર્યાં. તમને, સઘળી પ્રજા પ્રાણુ સમાન છે, પણ તમારો પુત્ર, સઘળી પ્રજાનો શત્રુ છે. ॥ ૨૫૦ ॥

चौ०—प्रजा गिरा सुनि धीरज दीन्हा । सुतहिं देशते बाहर कीन्हा ॥
तासु तनय जग विदित प्रभाऊ । गुणनिधि अंशुमान तिहि नाऊ ॥ १ ॥
बसत हृदय नृपके सो कैसे । मुनि मन मीन सलिल रहै जैसे ॥
गये प्रजा सब निज निज धामा । भये बिलोकि मन गुण विश्रामा ॥ २ ॥
बहुरि नृपति मन कीन्ह बिचारा । आय भयउ पन चौथ हमारा ॥
हित मंत्री गुरु सुतहि बुलाये । हिमगिरि विंध्य मध्य तब आये ॥ ३ ॥
रुचिर वेदिका एक बनाई । देखत बनै बरणि नहिं जाई ॥
मख अरंभ कर छांडे तुरगा । वेगवन्त जिमि देखिय उरगा ॥ ४ ॥

સગર રાજાએ, પ્રજાની વાણી સાંભળી, તેઓને, ધીરજ આપી અને અસમંજસને દેશનિકાલ કર્યો.[1] અસમંજસનો પુત્ર અંશુમાન, જગતમાં પ્રખ્યાત પ્રભાવવાળો અને ગુણોના ભંડારરૂપ હતો. ॥ ૧ ॥ હે ભરદ્વાજ મુનિ! જેમ માછલાંનું મન જલમાં વસે, તેમ, સગર રાજાનું મન, અંશુમાનમાં વસતું હતું. અસમંજસ દેશમાંથી ગયા પછી, સર્વ પ્રજાનાં લોકો, પોતપોતાને ઘેર ગયાં અને તેઓનાં અંતઃકરણો, રાજાના ગુણોને જોઈને વિશ્રામ પામ્યાં. ॥ ૨ ॥ પછી સગર રાજા, પોતાને અત્યંત વૃદ્ધપણું પ્રાપ્ત થયાનો વિચાર કરી, સ્નેહીઓને તથા પુત્રોને બોલાવી, હિમાલયના અને વિન્ધ્યાચલના મધ્યદેશમાં આવ્યો, ॥ ૩ ॥ ત્યાં તેણે, કોઈથી પણ વર્ણવી શકાય નહીં એવી સુંદર વેદી બનાવી, યજ્ઞનો આરંભ કરીને ઘોડો છોડ્યો. એ અશ્વમેધનો ઘોડો, સર્પના જેવા વેગથી પૃથ્વીમાં ફરવા લાગ્યો. ॥ ૪ ॥

दो०—सुरपति सुन भय दारुण हि, मनमहँ कर अनुमान ॥
आन तुरँग तब लीन्हऊ, मर्म न काहू जान ॥ २५१ ॥

'રખેને સગર રાજા, મારૂં રાજ્ય લઈ લેવા ધારતો હોય,' એવી શંકાથી, ઇંદ્રના મનમાં દારુણ ભય ઉત્પન્ન થતાં, ઇન્દ્રે, ચુપકીથી ઘોડાને હરી લીધો. આ વાત કોઈના પણ જાણવામાં ન આવી. ॥ ૨૫૧ ॥

चौ०—रखाउ आनि कपिलमुनि पाहीं । कउ न जान काहुहि गम नाहीं ॥
जुगवत रहे जे सुभट सयाने । ले तुरंग रह किनहुँ न जाने ॥ १ ॥
तिन सब आन कही नृप पाहीं । महाराज हम कहत डराहीं ॥
तीन्ह तुरग कोइ जान न कोई । कहा करिय जे आयसु होई ॥ २ ॥
सुनत वचन नृप विस्मय पाये । सकल सुतन कहँ तुरत पठाये ॥
जाहु तुरग तुम हेरहु जाई । सकल चले चरण न शिर नाई ॥ ३ ॥

---

૧ અસમંજસ, પૂર્વજન્મનો યોગી હતો, તેણે રાજ્યમાંથી નિકળવાને વાસ્તે, બાળકોને માર્યા, પણ રાજ્યમાંથી નિકળવાના સમયમાં, સર્વ બાલકોને, યોગબળથી જીવતાં કરીને, અયોધ્યામાં મોકલ્યાં હતાં. (શ્રીમદ્ભાગવત નવમસ્કંધ.)

सुरपति सम देखिय सब बीरा । सकल धनुर्धर अति रणधीरा ॥
तिनहिं चलत धरणी अकुलाई । बलि पशु जीव भये सब आई ॥ ४ ॥
सुमन वाटिका उपवन बागा । सरित वापिका कूप तडागा ॥
नगर गांव तापस थल नाना । गिरि कन्दर कानन अस्थाना ॥ ५ ॥

ઇન્દ્રે, કોઇને પણ ખબર ન પડે એવી રીતે, ઘોડાને, કપિલ મુનિના આશ્રમમાં લાવીને રાખ્યો, સગર રાજાના પ્રવીણ યોદ્ધાઓ, કે જેઓ, ઘોડાનું રક્ષણ કરવાને વાસ્તે ગયા હતા, તેઓના જાણવામાં પણ ન આવ્યું કે, 'ઘોડાને કોણ લઈ ગયો? અને ઘોડો ક્યાં ગયો.'? ॥ ૧ ॥ એ લોકોએ, પાછા આવી, સગર રાજાને કહ્યું કે, "હે મહારાજ! અમો વાત કરતાં ડરીએ છીએ. આપના ઘોડાને કોણ જાણે કોણ લઈ ગયો.? કોઈને પણ ખરી ખબર નથી. હવે શું કરવું? જેમ આજ્ઞા કરો, તેમ કરીએ." ॥ ૨ ॥ એઓનાં વચનો સાંભળી, વિસ્મય પામેલા સગર રાજાએ, તુરત પોતાના સાઠ હજાર પુત્રોને બોલાવી, આજ્ઞા કરી કે, "જાઓ, અને ઘોડાની શોધ કરો." સર્વે પુત્રો, પિતાનાં ચરણોમાં માથાં નમાવીને ચાલ્યા. ॥ ૩ ॥ એ સઘળા રાજકુમારો, વીર, ઇન્દ્ર જેવાં બળવાન્, ઇંદ્ર જેવા દેખાવવાળા, રણમાં અત્યંત ધીર અને મહા ધનુષધારી હતા, એઓના ચાલવાથી, પૃથ્વી વ્યાકુલ થવા લાગી અને સઘળા જીવો, યજ્ઞમાં પશુઓની પેઠે તેઓના હાથથી મરવા લાગ્યા. ॥ ૪ ॥ ફુલવાડીઓ, ઉપવનો, બગીચાઓ, નદીઓ, વાવો, કુવાઓ, તળાવો, નગરો, ગામો, મુનીશ્વરોના અનેક આશ્રમો, પર્વતોની ગુફાઓ, અને વનના પ્રદેશો, ॥ ૫ ॥

दो०—यहिविधि खोजेहु तुरँग तिन, आये भूपति पाहिं ॥
चरण माथही नाइ कहि, खोज अश्वकी नाहिं ॥ २५२ ॥

એઓમાં, સર્વત્ર ઘોડાની શોધ કર્યા છતાં પણ, કશો પત્તો નહીં મળતાં, તે સાઠ હજાર કુંવરોએ, પાછા આવી, રાજાના ચરણોમાં માથાં નમાવીને કહ્યું કે, 'ક્યાંય પણ ઘોડાનો પત્તો મળતો નથી.' ॥ ૨૫૨ ॥

चौ०—खोदहु माहि सुत करहि पठाये । चले सकल पूरव दिशि आये ॥
तिनके कर जिमि कुलिश समाना । योजनभर खोदहिं बलवाना ॥ १ ॥
देखि अतुल बल दव डराने । गरि हैं कहि विरंचि सन्माने ॥
शोधत मही पताल सब आये । दिग्गज देखि एक शिर नाये ॥ २ ॥
तिन पूछा सब कथा सुनाये । बहुरि सकल दक्षिण दिशि आये ॥
इहि विधि पुनि दूसर गज देखा । अति उतंग सो बिमल बिशेखा ॥ ३ ॥
ताहू बहु प्रणाम पुनि कीन्हे । चले सुनत पश्चिम चित दीन्हे ॥
तीसर देख प्रदक्षिण कीन्हा । पुनि उत्तर दिशि सोधहि लीन्हा ॥४॥
दिग्गज श्वेत निरखि सुख पाये । सकल कपिल मुनिपहँ पुनि आये ॥
खोजत मही पार नहि पावा । शोभा चहुँदिशि जलधि सुहावा ॥ ५ ॥

સગર રાજાએ, 'હે પુત્રો! ત્યારે પૃથ્વીને ખોદો,' એવી આજ્ઞા કરીને પાછા મોકલતાં તેઓ, ત્યાંથી ચાલીને પૂર્વ દિશામાં આવ્યા. એઓના હસ્ત, વજ્ર સમાન હતા, તેથી એ બલવાન્ લોકોના હાથોથી, પૃથ્વી, નિત્ય એક યોજનભર ખોદાવા લાગી. ॥ ૧ ॥ એઓનું બળ, અતુલ જોઇ, ડર પામેલા દેવતાઓ, બ્રહ્માની પાસે જતાં, દેવતાઓને, બ્રહ્માએ, સમજાવ્યા કે, 'એ સઘળા નષ્ટ થઇ જશે.' સગરના પુત્રો તો, પૃથ્વીમાં શોધતાં શોધતાં પાતાલમાં આવ્યા. ત્યાં એક દિગ્ગજને[1] જોઇ, તેને પગે લાગ્યા, ॥ ૨ ॥ દિગ્ગજના પૂછવાથી,, તેને સઘળી વાત સંભળાવીને, તેઓ, સઘળા દક્ષિણ દિશામાં આવ્યા. એ પ્રમાણે જ પાછો બીજો દિગ્ગજ જોવામાં આવ્યો કે, જે અત્યંત ઉંચો તથા અત્યંત નિર્મલ હતો. ॥ ૩ ॥ તેને પણ, પ્રણામ કરી તથા તેની વાતો સાંભળીને પાછા પશ્ચિમ દિશામાં આવ્યા. ત્યાં ત્રીજો દિગ્ગજ જોવામાં આવતાં, તેને પ્રદક્ષિણા કરીને ત્યાંથી ઉત્તર દિશામાં ઘોડાની શોધ કરવા લાગ્યા, ॥ ૪ ॥ ત્યાં, શ્વેત દિગ્ગજને જોઇ, સુખ પામ્યા અને ત્યાંથી ફરતાં ફરતાં, એ સાઠ હજાર કુમારો, કપિલ મુનિની પાસે આવ્યા. શોધ કરવામાં પૃથ્વીનો પાર ન આવ્યો, પણ, તેઓએ, ચારેકોર બહુ ખોદ્યું, તેથી ચારે દિશાઓમાં અનેક સમુદ્રોની સુંદર ખાડીઓ થઈ ગઈ. ॥ ૫ ॥

दो०—देखिन आय तुरंग तब, बांधा मुनिवर पास ॥
बोले वचन सकोप कर, भा चह सबकर नास ॥ २५३ ॥

એઓ, કપિલ મુનિના આશ્રમમાં આવ્યા, ત્યાં કપિલ મુનિના સમીપમાં ઘોડો બાંધેલો જોવામાં આવતાં, સર્વનો નાશ થવાનું ભવિષ્ય હતું, તેથી તે સર્વે, કોપથી નીચે પ્રમાણે વચનો બોલ્યા. ॥ ૨૫૩ ॥

चौ०—शोधा महि हम चारिउ कोधा । रे रे दुष्ट बहुत तोहिं शोधा ॥
कोउ कह चोर दीख बहु होई । इहिसम छली और नहिं कोई ॥ १ ॥
पर धन ले पताल पुनि आयो । तस्कर मुनिवर भेष बनायो ॥
कोउ कहे यह मुनिवर नाहीं । समुझि देख लक्षण मन मांहीं ॥ २ ॥
कोउ कह बक तप कीन्ह अपारा । अहो दुष्ट ले तुरँग हमारा ॥
सुनत वचन मुनि चितवा जबही । भये भस्म सब क्षणमें तबहीं ॥ ३ ॥
उमा वचन जेहि समुझि न बोला । सुधा होइ विष तिक्त अमोला ॥
पावक जान धरहिं कर मानी । जरहिं काहि नहि अति अभिमानी ॥४॥
जानि गरल जो संग्रह करहीं । सुनहु राम ते काह न मरहीं ॥
क्रोध करे विनु किये बिचारा । भये सकल तेहिते जरि छारा ॥ ५ ॥
इहां नृपति अंशुमान बुलाये । नहिं आये सब तिनहिं पठाये ॥

---

૧ પૂર્વ આદિ આઠ દિશાઓમાં, અનુક્રમથી ઐરાવત, પુણ્ડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક, એ નામના આઠ દિગ્ગજો છે, એમ પુરાણકારો માને છે.

"અમોએ, પૃથ્વીના ચારે ખુણાઓ શોધ્યા, તેઓમાં રે દુષ્ટ ! તને બહુ જ શોધ્યો છે. કેટલાએક બોલ્યા કે, આપણે ઘણા ઘણા ચોરો દીઠા, પણ આના જેવો કોઈ પણ છલ કપટી જોવામાં આવ્યો નથી. ॥ ૧ ॥ આ ચોર પરાયું ધન લઈને, પાતાલમાં આવ્યો છે અને વળી મુનિવરનો વેષ ધરી બેઠેલો છે, કેટલાએક બોલવા લાગ્યા કે, આ, મુનિવર નથી. આનાં લક્ષણો ઉપરથી મનમાં વિચાર કરી લ્યો. ॥ ૨ ॥ કેટલાએક કહેવા લાગ્યા કે, અરે દુષ્ટ ! તેં અમારો ઘોડો લઈને બગલાની પેઠે અપાર તપ માંડયું છે." આ વચનો સાંભળીને કપિલ મુનિએ, તેઓની સામે જોયું કે, તે જ ક્ષણમાં, તેઓ સઘળા, ભસ્મ થઈ ગયા. ॥ ૩ ॥ હે પાર્વતી ! જેઓ વિચાર કર્યા વગર વચનો બોલે, તેઓને અમૃત પણ ઝેર થઈ જાય અને મીઠું પણ કડવું થઈ જાય. જેઓ, જાણી જોઇને અગ્નિને હાથમાં ધરે, તે, અભિમાની પ્રાણીઓ, બળી ગયા વગર કેમ રહે ? ॥ ૪ ॥ હે રામ ! સાંભળો, કે જેઓ, જાણી જોઇને, ઝેરનો સંગ્રહ કરે, તેઓ, મરણ પામ્યા વગર કેમ રહે ? એ સાઠ હજાર રાજકુમારોએ, વિચાર કર્યા વગર, ક્રોધ કર્યો, તેથી તેઓ સર્વે, બળીને ભસ્મ થઈ ગયા. ॥ ૫ ॥ અયોધ્યામાં સગર રાજાએ, પોતાના મોકલેલા સર્વ પુત્રો પાછા નહીં આવતાં, અંશુમાનને બોલાવી, ॥

दो०—दीन्ही नृपति अशीश तब, अति हित बारहिं बार ॥
वेग फिरो ले तुरत सुत, मेरे प्राण अधार ॥ २५४ ॥

અતિ સ્નેહથી વારંવાર આશીર્વાદ આપીને આજ્ઞા કરી કે, "હે મારા પ્રાણના આધારરૂપ પૌત્ર ! તું ઘોડાને અને મારા પુત્રોને લઈને જલદી પાછો આવ." ॥ ૨૫૪ ॥

चौ०—चले नाइ पद शीश कुमारा । विष्णुभक्त हित कुल उजियारा ॥
जहँ जहँ देख मुनिनके धामा । पूँछि खबर करि दंड प्रणामा ॥ १ ॥
पन्नगपति सन पाय अशीशा । चहु दिग्गज कहँ नायउ शीशा ॥
यहि विधि शोधत मगमहँ जाता । मिले गरुड सुमतीकर भ्राता ॥ २ ॥
चरण परत तब आशिश दयऊ । जरे सकल जिहिविधि सो कहऊ ॥
सुन तिहि वचन शोच भयो भारी । दिये खगेश दिखाय सुवारी ॥ ३ ॥
अंशुमान तहँ मज्जन कीन्हा । क्रम क्रम सबहिं जलांजलि दीन्हा ॥
बहुरि गरुड बोला सुन भ्राता । मैं तोहिं कहौं करिय यक बाता ॥ ४ ॥

વિષ્ણુ ભકતોની ઉપર પ્રેમ રાખનારો એ કુલદીપક અંશુમાન્, સગર રાજાના આશ્રમો જોવામાં આવ્યા, ત્યાં ત્યાં, ખબર પૂછી, દંડવત પ્રણામ કરીને આગળ ચાલવા લાગ્યો. ॥ ૧ ॥ પાતાલમાં શેષ જોવામાં આવતાં, તેમની પાસેથી આશીર્વચન લઈ તથા ચારે દિગ્ગજોને માથાં નમાવી, એ પ્રકારથી જ શોધતો શોધતો, માર્ગમાં જતો હતો. ત્યાં તેને, સુમતિના ભાઈ ( સાઠ હજારના મામા ) ગરુડજી મળ્યા. ॥ ૨ ॥ અંશુમાન પગે પડતાં, ગરુડજીએ આશિષ દીધી અને સાઠ હજાર જણ બળી ગયાની પણ સઘળી હકીકત કહી સંભળાવી. એ સાંભળી અંશુમાનને મોટો શોક ઉત્પન્ન થયો. ગરુડજીએ,

જલાશય દેખાડતાં, ॥ ૩ ॥ અંશુમાને તેમાં સ્નાન કરીને અનુક્રમથી સાઠ હજાર કાકાઓને જલાંજલિઓ આપી. પછી ગરુડજી બોલ્યા કે, " હે ભાઈ! હું તને એક વાત કહું છું, તે સાંભળ. ॥ ૪ ॥

सो०—कर सुत सोई उपाय, गंगा आवहिं अवनि महँ ॥
दर्शनते अघ जाय, मज्जन कीन्हे परम सुख ॥ ३० ॥

હે પુત્ર ! તું એવો ઉપાય કર, કે જે ઉપાયથી, ગંગાજી પૃથ્વી ઉપર આવે, ગંગાજીનાં દર્શનથી પાપો નષ્ટ થાય છે અને સ્નાનથી પરમ સુખ થાય છે. ॥ ૩૦ ॥

चौ०—षष्टिसहस तरिहैं एही विधि । गंगा पाय परम पावनि निधि ॥
सुनि अस वचन हृदय मन भाये । सहित गरुड मुनिवर पहँ आये ॥ १ ॥
तब खगेश मुनिचरणन नायउ । पूरब कथा सकल मुनि गायउ ॥
आयसु दइ तुरग मुनि दीन्हा । हरखि हृदय निज अश्वहि चीन्हा ॥ २ ॥
नगर समीप गरुड पहुँचाई । गये भवन निज तब रघुराई ॥
इहाँ तुरग ले नृप शिर नाई । षष्टिसहस मुनि कथा सुनाई ॥ ३ ॥
विस्मय हर्ष विवस नृप भयऊ । कीन्हा यज्ञ दान बहु दयऊ ॥
बहुविधि नृपति राज्य पुनि कीन्हा । प्रजालोग कहँ अति सुख दीन्हा ॥ ४ ॥

પવિત્રપણાંનાં ભંડારરૂપ ગંગાજીનું જળ મળવાથી જ, આ સાઠ હજારનો ઉદ્ધાર થશે. " આ વચનો સાંભળી, પ્રસન્ન થયેલો અંશુમાન્, ગરુડજીની સાથે કપિલ મુનિની પાસે આવ્યો. ॥ ૧ ॥ ગરુડજી, કપિલ મુનિનાં ચરણોમાં પડતાં, કપિલ મુનિએ, સઘળો પહેલો વૃત્તાંત સંભળાવી, ઘોડો આપીને અંશુમાનને આજ્ઞા દીધી. અંશુમાન્ પોતાના ઘોડાને ઓળખીને, મનમાં રાજી થયો. ॥ ૨ ॥ ગરુડજીએ, અંશુમાનને ઘોડા સહિત અયોધ્યાના પાદરમાં પહોંચાડી દેતાં, અંશુમાને ઘેર આવી, સગર રાજાને, પ્રણામ કરી, કપિલ મુનિના કહ્યા પ્રમાણે, સાઠ હજારની હકીકત કહી સંભળાવી. ॥ ૩ ॥ આથી, શોકને અને હર્ષને વશ થયેલા ( પુત્રોનાં મરણથી શોકને અને ઘોડો મળવાથી હર્ષને વશ થયેલા ) સગર રાજાએ, યજ્ઞ પૂરો કર્યો, ઘણાં ઘણાં દાનો આપ્યાં અને તે પછી ઘણા દિવસ સુધી રાજ્ય કરીને પ્રજા લોકોને અતિ સુખ આપ્યું. ॥ ૪ ॥

दो०—अंशुमान हित राज्य दे, मन हरिपद निज लाग ॥
गयउ सगर तप काज वन, हृदय अधिक अनुराग ॥ २२५ ॥

પછી, સગર રાજા, અંશુમાનને રાજ્ય આપી, પોતાનાં મનને હરિનાં ચરણોમાં લગાવી, હૃદયમાં તપ ઉપર ઘણો પ્રેમ ધરીને, તપ કરવાને વાસ્તે વનમાં ગયો. ॥ ૨૫૫ ॥

चौ०—तासु दिलीप तनय नृप भयऊ । वन तप हेतु उतर दिशि गयऊ ॥
उहाँ अगम तप कीन्ह नृपाला । भये कालवश गय कछु काला ॥ १ ॥
कहहुँ दिलीप कवन प्रभुताई । सेवहिं सकल भूप जिहि आई ॥
जुगवत जिहि नित सुरपति रहई । कवि महिमा तिहि किहि विधि कहई ॥२॥

नाम भगीरथ सुत भयो जासू । पितु सम प्रीति अधिक हिय तासू ॥
तिनहिं बोलि नृप दीन्हेउ राजू । आप चल उठि तपके काजू ॥ ३ ॥
मनमहँ करत पंथ अनुमाना । सुरसरि आव तजउँ नतु प्राना ॥
निज मन तन दीन्हेउ तिमि देऊं । फिरि निज नगरक नाम न लेऊं ॥ ४ ॥

અંશુમાનને, દિલીપ નામનો પુત્ર થયો. અંશુમાન, દિલીપને રાજ્ય દઈ, ગંગાજીને વાસ્તે ઉત્તર દિશામાં તપ કરવા ગયો અને ત્યાં જઈ, અતિ કઠિન તપ કરતાં કરતાં, કેટલેક કાળે મૃત્યુને વશ થયો. ॥ ૧ ॥ દિલીપની પ્રભુતાનું કેટલુંક વર્ણન કરૂં ? સર્વે રાજાઓ, અયોધ્યામાં આવીને દિલીપને સેવતા હતા અને ઇંદ્ર પણ હમ્મેશ તેને માન આપ્યા કરતો હતો, એવા દિલીપનો મહિમા, કવિથી શી રીતે પૂરેપૂરો વર્ણવી શકાય ? ॥ ૨ ॥ દિલીપને ભગીરથ નામનો પુત્ર થયો, એને પણ, પિતાની પેઠે જ પ્રજા ઉપર અધિક પ્રેમ હતો. દિલીપ, ભગીરથને ગંગાજીનાં વિષયની સઘળી વાત સમજાવી, રાજ્ય આપીને પોતે તપ કરવા વાસ્તે ચાલ્યો. ॥ ૩ ॥ માર્ગમાં વિચાર કરવા લાગ્યો કે, " કાં તો હું ગંગાજીને પૃથ્વીપર લાવીશ અને કાં તો દેહનો ત્યાગ કરી દઇશ. હું મારાં મનને તથા વચનને પિતાની પેઠે જ ગંગા તરફ લગાવી દઈશ અને જો ગંગા નહીં આવે તો, અયોધ્યાનું નામ પણ નહીં લઉં." ॥ ૪ ॥

सो०—यहि विधि करत विचार, नृप कीन्हे तप प्रबल तप ॥
बीतेउ समय अपार, देह तजि कउ प्रगट नहिं ॥ ३१ ॥

આ પ્રમાણે દૃઢ વિચાર રાખીને, દિલીપે, પ્રબલ તપ કર્યું. તપ કરતાં કરતાં અપાર સમય વીતી જવાથી, દિલીપનું શરીર પડી ગયું, પણ ગંગાજી કાંઈ પ્રકટ થયાં નહીં. ॥ ૩૧ ॥

चौ०—जिहि सुरसरि लग तनु तजि भूपा । सो तजि मूढ पियहिं जल कूपा ॥
इहां भगीरथ अस मन भयऊ । पितु न आव बहु दिन चलि गयऊ ॥ १ ॥
ककुत्स्थनाम तनय इक रहऊ । दीन्ह राज्य बहु नीति कहेऊ ॥
कहि सब कथा पूर्व सुत पांहीं । दीन अशीस चले नर नांहीं ॥ २ ॥
निकसत नगर शकुन भल पाये । अतिहि निबिड वन जहँ नृप आये ॥
देखि भगीरथ वन सुख पावा । सुरसरि हित तपकहँ मन लावा ॥ ३ ॥
एक चरण दोउ भुजा उठाये । रवि सन्मुख चितवहिं मन लाये ॥
वर्ष सहस बीते इहि भांती । जात न जानै दिन अरु राती ॥ ४ ॥
देखि उग्र तप अज चलि आये । बोले वचन नृपहि मन भाये ॥
चहहि नृपति जो ले वरदाना । करि प्रणाम कह नृपहि सुजाना ॥ ५ ॥
जो मांगों सो जानत अहहू । मोसन माँगन प्रभु किमि कहहू ॥

જે ગંગાજીને વાસ્તે, રાજાઓએ, શરીરો છોડયાં છે, તેનો ત્યાગ કરીને, મૂઢ લોકો

કૂવાનાં પાણી પીએ છે. અયોધ્યામાં ભગીરથના મનમાં આવ્યું કે, 'ઘણા દિવસો ચાલ્યા ગયા, પણ પિતાજી પાછા આવ્યા નહીં.' ॥ ૧ ॥ ભગીરથને કકુત્સ્થ નામનો એક પુત્ર હતો, તેને રાજ્ય આપી, ઘણી ઘણી રાજ્યનીતિ સમજાવી અને ગંગાજીના સંબંધની પહેલી હકીકત કહી સંભળાવી, આશિષ આપીને ભગીરથ પણ, તપ કરવા ચાલ્યો. ॥ ૨ ॥ અયોધ્યામાંથી નિકળતી વખતે, તેને બહુ જ શુદ્ધ શકુનો થયા. ભગીરથ જ્યાં અત્યંત ઘાટું વન હતું, ત્યાં આવ્યો. એ વનને જોઈ, જેને આનંદ પ્રાપ્ત થયો એવા ભગીરથે, ગંગાજીને વાસ્તે તપ કરવામાં મન લગાવ્યું, ॥ ૩ ॥ ભગીરથ, એક પગે ઉભો રહી, બન્ને ભુજાઓ ઉંચી રાખી, સૂર્યની સામે દૃષ્ટિ રાખીને એકાગ્રતાથી તપ કરવા લાગ્યો. તપ કરતાં કરતાં, હજાર વર્ષ વીતી ગયાં. ભગીરથને રાત દિવસો જવાની ખબર પણ ન પડી. ॥ ૪ ॥ ભગીરથનું ઉગ્ર તપ જોઇ, બ્રહ્મા ત્યાં આવ્યા. બ્રહ્માએ, ભગીરથને પ્રિય વચન કહ્યું કે, 'તું જે કાંઈ ઇચ્છતો હોય, તે વરદાન માગી લે.' પ્રવીણ ભગીરથ, પ્રણામ કરીને બોલ્યો કે, ॥ ૫ ॥ "હું જે ઇચ્છું છું તે આપ જાણો છો, તે છતાં મને માગવાનું કેમ કહો છો ? ॥

दो०—तदपि कहौं प्रभु देहु वर, सब संतनकहँ वृद्धि ॥
दूसर मांगौं जोरि कर, गंगा आवहिं निद्धि ॥ २५६ ॥

જો કે મારે બોલવું ઉચિત નથી, તોપણ કહું છું કે, સંત લોકોની વૃદ્ધિ થવાનું વરદાન આપો, અને બીજું પણ હાથ જોડી માગું છું કે, સુખના ભંડારરૂપ ગંગાજી પૃથ્વી ઉપર આવે." ॥ ૨૫૬ ॥

चौ०—एवमस्तु कह पुनि विधि कहही । सुरसरि देहुँ राखिको सकही ॥
छूट जाय पुनि तुरत रसातल । फिरहि न नृपति बहुरि सुन भूतल ॥१॥
तिहिते एक कहौं तोहि पाहीं । अति दयालु शंकर मनमाहीं ॥
सोइ शिव रखहिं देवसरि आजू । उनहिं जपे तब हुइहै काजू ॥ २ ॥
अस कहि विधि अंतरहित भयऊ । बहुरि भगीरथ शिव पहँ गयऊ ॥
विबुध वर्ष अंगुष्ट अधारा । बार बार शिव नाम उचारा ॥ ३ ॥
शिव दयालु प्रगटे तब आई । हाथ जोरि नृप विनय सुनाई ॥
मैं राखव सुरसरि कहँ ईशा । बहुरि रमापति ध्यान करीशा ॥ ४ ॥

બ્રહ્માએ, તથાસ્તુ કહીને ફરી, કહ્યું કે, "હે રાજા ! સાંભળ. હું ગંગાજી આપું, પણ ગંગાજીને કોણ ધરી શકશે ? ગંગાજી, મારા લોકમાંથી છૂટીને તુરત પાતાલમાં જતી રહેશે, તો, પાછી ધરતીપર નહીં આવે. ॥ ૧ ॥ આથી તને એક ઉપાય બતાવું છું. સદાશિવ કે જે મનમાં અત્યંત દયાળુ છે, તે ગંગાજીને ધારણ કરી શકે એમ છે. હે રાજા ! સદાશિવનો જપ કરવાથી, તારૂં કાર્ય સિદ્ધ થશે." ॥ ૨ ॥ એટલું કહીને, બ્રહ્મા, અંતર્હિત થઈ જતાં, ભગીરથ, શિવની પાસે આવ્યો. દેવતાઓનાં વર્ષ સુધી અંગુઠાને આધારે ઉભો રહીને, તેણે, વારંવાર સદાશિવનાં નામોનું ઉચ્ચારણ કર્યું. ॥ ૩ ॥ આથી દયાળુ સદાશિવ, પ્રકટ થતાં, રાજાએ, હાથ જોડીને વિનતિ સંભળાવી. રાજાની વિનતિ

સાંભળી, 'હું ગંગાને ધારણ કરીશ,' એટલું બોલીને સદાશિવ, ભગવાનનું ધ્યાન કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०-उहां देवसरि शिववचन, सुनि मन कीन्ह विचार ॥
जाउँ रसातल शिव सहित, जात न लावों वार ॥ २५७ ॥

શિવનાં વચન સાંભળીને, બ્રહ્મલોકમાં જ ગંગાજીએ વિચાર કર્યો કે, 'હું શિવને પણ સાથે લઈ, રસાતલમાં જતી રહીશ અને જતાં, વાર પણ લગાડીશ નહીં.' ॥ ૨૫૭॥

चौ०-अन्तर्यामी शिवहि उपाई । निज शिर जट सो अगम बनाई ॥
इहां भगीरथ अस्तुति कीन्ही । सुनि मृदु गिरा छांडि विधि दीन्ही ॥१॥
छूटे शोर भयउ जग भारी । चकित देव अहि दिग्गज चारी ॥
सुरसरि पुनि हरजटा समानी । वर्ष एक तहँ रहीं भवानी ॥ २ ॥
कौतुक देख सकल सुर हरषे । कह जय जयति सुमन बहु वरषे ॥
बहुरि भगीरथ सुमिरण कीन्हा । डारि जटा शिव बुन्दक दीन्हा ॥ ३ ॥
तिहिते भई तीनि पुनि धारा । एक गई नभ एक पतारा ॥
गइ नभ सोइ कि अघकी नाशिनी । देवन धरा नाम मन्दाकिनी ॥ ४ ॥

અંતર્યામી સદાશિવે, ગંગાજીનું અભિમાન ઉતારવા વાસ્તે, ઉપાય રચી રાખ્યો, તે એ કે, પોતાના મસ્તક ઉપર અગમ્ય જટા બનાવી રાખી. પૃથ્વીમાં ભગીરથ સ્તુતિ કરવા લાગતાં, તેનાં કોમળ વચનો સાંભળીને, બ્રહ્માએ, બ્રહ્મલોકમાંથી ગંગાને છોડી દીધાં. ॥ ૧ ॥ ગંગાજી છૂટતાં, જગતમાં ભારે શોર મચી રહ્યો અને દેવતાઓ, શેષનાગ તથા દિગ્ગજો પણ, ચકિત થઈ ગયા. ગંગાજી કે જે સદાશિવની પત્ની કહેવાય છે; તે એક વર્ષ સુધી સદાશિવની જટામાં જ સમાઈ રહ્યાં. ॥ ૨ ॥ સઘળા દેવતાઓ, આ કૌતુક જોઇને રાજી થયા અને જય જય કહીને ઘણી ઘણી પુષ્પવૃષ્ટિઓ કરવા લાગ્યા. પછી ભગીરથે, ગંગાજીને જટામાંથી મુક્ત કરવાને, સદાશિવનું સ્મરણ કર્યું, ત્યારે સદાશિવે, પોતાની જટામાંથી ગંગાજીનું જળ, એક એક બિંદુ માત્ર નીકળે, તેટલી જટા છોડી, ॥ ૩ ॥ જટામાંથી નીકળેલાં ગંગાજીની ત્રણ ધારાઓ પ્રકટ થઈ, તેઓમાંથી એક ધારા આકાશમાં અને એક ધારા પાતાળમાં ગઈ. પાપોને નષ્ટ કરનારી જે ધારા આકાશમાં ગઈ, તેનું દેવતાઓએ, 'મંદાકિની' નામ રાખ્યું ॥ ૪ ॥

सो०-दूसरि गई पतालमें, नाम प्रभावति हरण दुख ॥
तीसरि गंगा सोइ भइ, सब संतनको करन सुख ॥ ३२ ॥

દુઃખોનું હરણ કરનારી, બીજી ધારા પાતાલમાં ગઈ, તેનું 'પ્રભાવતી' નામ કહેવાયું. ત્રીજી ધારા, પૃથ્વી ઉપર રહી, તે 'ગંગા' એ નામથી જ ઓળખાવા લાગી. ગંગાજીની સર્વ ધારાઓ, સંતજનોને સુખ આપનારી છે, ॥ ૩૨ ॥

दो०—सलिल प्रवाह निरखि नृपति, उर अति भयउ अनन्द ॥
जैसे उमडत सिंधु तब, पूर्ण कला लखि चन्द ॥ २५८ ॥

જેમ પૂનેમના ચંદ્રને ચઢતો જોઈ, સમુદ્ર, જળની વૃદ્ધિથી ભરપૂર થાય છે, તેમ ગંગાના પ્રવાહને ચઢતો જોઈ, ભગીરથ, હૃદયમાં આનંદથી ભરપૂર થયો. ॥ ૨૫૮ ॥

चौ०—आय भगीरथ पुनि शिर नाये । बोली सुरसरि वचन सुहाये ॥
वेगवन्त नृप रथ ले आनू । सुभग तुरग शुभ गति जिमि भानू ॥१॥
तिहि रथ चढि नृप चलु मम आगे । चलिहौं मैं तव पाछे लागे ॥
सुनि नृप दिव्य तुरग रथ आना । चले हृदय सुमिरत भगवाना ॥ २ ॥
चली अग्र करि नृपतिहि सुरसरि । देव मुदित मन सुमन झर करी ॥
चलत तेज कछु वरणि न जाई । टूटहिं गिरि तरु शैल सुहाई ॥ ३ ॥
करै कुलाहल विधि बहु भांती । कमठ नक्र झष व्याल सो माती ॥
मज्जन कराहि देव तहँ आई । मुनि गति सिद्ध रहे शब छाई ॥ ४ ॥

ભગીરથે, આવીને માથું નમાવતાં, ગંગાજી, સુંદર વચનો બોલ્યાં કે, "હે રાજા ! સૂર્યના ઘોડા જેવા શુભ ગતિવાળા સુંદર ઘોડાઓથી જોડેલો એક રથ લાવી, ॥ ૧ ॥ તે રથમાં ચઢીને, તમે મારી આગળ ચાલો. હું તમારા રથની પાછળ પાછળ ચાલી આવીશ." રાજા, ગંગાજીનું વચન સાંભળી, દિવ્ય ઘોડાઓવાળો રથ લાવી, તેમાં ચઢી, ભગવાનનું સ્મરણ કરતો કરતો આગળ ચાલ્યો, ॥ ૨ ॥ ભગીરથ રાજાએ, મોહોડા આગળ ચાલવા માંડયું, અને તેની પાછળ ગંગાજી ચાલ્યાં. દેવતાઓ, આનંદથી પુષ્પવૃષ્ટિઓ કરવા લાગ્યા. જેનું વર્ણન કરી શકાય નહીં એવા વેગથી ગંગાજી ચાલવા લાગતાં, પર્વતો ઉપરનાં વૃક્ષો તથા શિખરો ટૂટવા લાગ્યાં. ॥ ૩ ॥ અનેક પ્રકારનો જળનો કોલાહલ મચી રહ્યો. કાચબા, મઘરો, મત્સ્યો તથા સર્પો, મતવાળાં થયેલાં દેખાવા લાગ્યાં. દેવતાઓ, સ્નાન કરવાને વાસ્તે આવવા લાગ્યા. મહિમા સાંભળીને સિદ્ધ લોકો, કિનારાઓપર આશ્રમો બનાવવા લાગ્યા. ॥ ૪ ॥

सो०—तर्पण कर मन लाय, हर्ष हृदय नहि जात कहि ॥
दरशनते अघ जाय, तरै तुरत मुनि जन कहैं ॥ ३३ ॥

મહાત્માઓ, જળથી એકાગ્રતાપૂર્વક પિતૃઓનાં તર્પણ કરી, હૃદયમાં અવર્ણનીય હર્ષ ધરવા લાગ્યા. મુનિઓ, દર્શનથી, પાપો ટળી જવાની તથા સંસારમાંથી તુરત નિસ્તાર થઈ જવાની વાતો કરવા લાગ્યા. ॥ ૩૩ ॥

सो०—मज्जन कर हरषाय, सुर अजादि सनकादि ऋषि ॥
पान करत अघ जाय, अस मत सब कोऊ कहै ॥ ३४ ॥

બ્રહ્મા આદિ દેવતાઓ તથા સનકાદિક ઋષિઓ, નાહી નાહીને રાજી થવા લાગ્યા અને પાન કરવાથી જ નહીં, પરંતુ દર્શન કરવાથી પણ પાપો નષ્ટ થાય,' એમ કેટલાએક કહેવા લાગ્યા. ॥ ૩૪ ॥

चौ०–करै जो मज्जन जप मन लाई । तिनकी महिमा कहि न सिराई ॥
रथपर जात सोह नृप कैसे । तेजवन्त रवि देखिय जैसे ॥ १ ॥
लांघत शैल सुहावन देशा । पाछे सुरसरि अग्र नरेशा ॥
हरिद्वार सामिप जब आये । तीर्थ देख सुरसरि मन भाये ॥ २ ॥
तीर्थ निरखि मन भयो सुखारी । आदि प्रयाग पहुँचि अघहारी ॥
तहँ मज्जन कीन्हे दुख जाई । बहुरि देवसरि काशी आई ॥ ३ ॥
सो शिवपुरी सहज सुखदाई । वरणि न जाय मनोहरताई ॥
औरो तीर्थ विविध विधि जानी । गई तहां किमि कहौं बखानी ॥ ४ ॥
मग लोगनको करत सनाथा । जाई चली इहिविधि रघुनाथा ॥

જે કોઈ, એકાગ્ર ચિત્તથી ગંગાજીમાં સ્નાન તથા જપ કરે, તેનો મહિમા વર્ણવ્યો જ ન જાય. રથપર ચઢીને આગળ જતો ભગીરથ રાજા, સૂર્યના જેવો તેજસ્વી દેખાવા લાગ્યો. ॥ ૧ ॥ પર્વતોનું અને સુંદર પ્રદેશોનું ઉલ્લંઘન કરતા ભગીરથ રાજા, આગળ ચાલવા લાગ્યા અને ગંગાજી પણ, એવી જ રીતે તેની પાછળ ચાલવા લાગ્યાં. જ્યારે ગંગાજી હરિદ્વારની પાસે આવ્યાં, ત્યારે તીર્થસ્થલ જોઇને, તેમના મનમાં પ્રસન્નતા થઈ. ॥ ૨ ॥ તીર્થ જોવાથી મનમાં પ્રસન્ન થયેલા પાપહારિણી ગંગા, આદિ પ્રયાગમાં પહોંચ્યાં કે જ્યાં સ્નાન કરવાથી સઘળાં દુઃખો ટળી જાય છે. પછી ગંગાજી, સદાશિવની રાજધાની કાશીમાં આવ્યાં, ॥ ૩ ॥ કે જે કાશીની મનોહરતાનું પુરેપુરૂં વર્ણન બની શકે એમ જ નથી. બીજાં પણ અનેક તીર્થસ્થલોને જાણી જાણીને ગંગાજી, તે તે સ્થલોપર ગયાં. હું એઓનું વર્ણન શી રીતે કરી શકું ? ॥ ૪ ॥ હે રામચંદ્રજી, માર્ગમાં લોકોને સનાથ કરતાં ગંગાજી, એ રીતે ચાલી ચાલીને, ॥

दो०–मिलि जाय पुनि उदधिमहँ, सिंधु हृदय सुख मान ॥
लगे कहन भगीरथहि, तुम सम धन्य न आन ॥ २५९ ॥

સમુદ્રમાં જઈ મળ્યાં. સમુદ્ર, હૃદયમાં પ્રસન્ન થઇને ભગીરથ રાજાને કહેવા લાગ્યો કે, " બીજો કોઈ પણ તમારા જેવો ધન્ય નથી. ॥ ૨૫૯ ॥

चौ०–कीन्हों अस जो करहिं न कोई । तप महिमा बल कस नहिं होई ॥
सगरसुतनय तरे तत्काला । हर्षवन्त सब भये नृपाला ॥ १ ॥
अब लों रहहै कुलमें काऊ । तिनके संग तरे अब सोऊ ॥
तुम समान नृप अवर न भयऊ । जग विख्यात अचल यश लयऊ ॥ २ ॥
सकल सुरन तहँ संग विधाता । नृपसन आय कही सब बाता ॥
धन्य भगीरथ जग यश लयऊ । तुम समान नृप अवर न भयऊ ॥ ३ ॥

१ प्रमाण, श्रुति.–सितासिते सरिते यत्र संगते तत्राप्लुतासो दिवमुत्पतन्ति ॥ ये वै तन्वां १ विसृजन्ति धीरास्ते जनासोऽअमृतत्वं भजन्ते ॥ १ ॥

आपनि सत्य प्रतिज्ञा कियऊ । सम्मत वेद जनन सुख दयऊ ॥
गंगासागर सब कोइ कहहीं । अघ उलूक देखत रवि हरहीं ॥ ४ ॥
भागीरथी नाम अरु कहहीं । सुर मुर सिद्ध नाग यश कहहीं ॥
कह विधि अस निज लोक सिधाये । यहां भगीरथ अति सुख पाये ॥ ५ ॥

આવું કામ કોઇએ કર્યું નથી અને કોઈ કરશે પણ નહીં. તપના મહિમાના બળથી આવું કામ કેમ ન થાય ? થવું જ જોઇએ. સગરના સાઠે હજાર પુત્રો તુરત જ તરી ગયા છે અને તેથી તમારા પૂર્વજ સઘળા રાજાઓ હર્ષિત થયા છે ॥ ૧ ॥ તમારા કુલમાં આજ દિવસ સુધી જે કોઇ તર્યા વગર રહ્યો હશે, તેનો પણ સાઠ હજારની સાથે ઉદ્ધાર થઈ ચૂકયો. તમારા જેવો બીજો કોઈ પણ રાજા થયો નથી અને કોઈએ પણ તમારા જેવી જગત્પ્રસિદ્ધ અવિચળ કીર્તિ મેળવી નથી." ॥ ૨ ॥ સર્વ દેવતાઓ સહિત બ્રહ્મા પણ ત્યાં આવ્યા. તેમણે પણ આવીને ભગીરથને સઘળી વાત કહી કે, "હે ભગીરથ ! તમને ધન્ય છે. તમે જગતમાં મોટી કીર્તિ મેળવી. બીજો કોઇ પણ તમારા સમાન રાજા થયો નથી. ॥ ૩ ॥ તમે પોતાની પ્રતિજ્ઞા સત્ય કરી અને લોકોને ગંગાજીના યોગથી વેદોક્ત મોક્ષસુખની સગવડ કરી આપી. સર્વે લોકો, આ સ્થલને 'ગંગાસાગર' કહેશે અને જેમ સૂર્યના દર્શનથી ઘૂવડ ડરે છે, તેમ ગંગાસાગરનાં દર્શનથી પાપો ડરશે. ॥ ૪ ॥ ગંગાજીનું નામ 'ભાગીરથી'[1] કહેવાશે અને તે નામ સાંભળતાં, દેવતાઓ, સિદ્ધ લોકો તથા નાગ લોકો, તમારા યશનું પણ સ્મરણ કરશે." આટલું કહીને બ્રહ્મા, પોતાના લોકમાં ગયા. ભગીરથ રાજા, આ લોકમાં અતિ સુખ પામ્યા.॥૫॥

छं०—पायो अमित सुख बहुरि पूजा, सुरसरिहि मन लायकै ॥
तब दीन्ह आशिष मुदित गंगा, नृप गयउ सुख पायकै ॥
इहिभांति मुनि गंगा कथा, तब राम रुचि चरणन नये ॥
कह दास तुलसी राम लषणहिं, महा मुनि आशिष दये ॥ ३२ ॥

ભગીરથે, અમિત આનંદ પામી, મનને એકાગ્ર કરીને વળી પણ ગંગાજીની પૂજા કરતાં, પ્રસન્ન થયેલાં ગંગાજીએ, ભગીરથને આશીર્વચન આપ્યાં. ભગીરથ, સુખ પામીને પોતાને ઘેર ગયા. આ પ્રમાણે ગંગાજીની કથા સાંભળીને રામ તથા લક્ષ્મણ, પ્રેમથી વિશ્વામિત્રને પગે લાગ્યા અને વિશ્વામિત્રે તેઓને આશીર્વાદ આપ્યા. ॥ ૩૨ ॥

दो०—कौशिक आशिस अमिय सम, पाय हर्ष रघुराज ॥
मन्नु संशय सब इमि गई, लवा निरखि जिमि बाज ॥ २६० ॥

અમૃત જેવા વિશ્વામિત્રના આશીર્વાદથી, રામચંદ્રજી રાજી થયા. જેમ બાજપક્ષીથી ચકલી નાશી જાય, તેમ વિશ્વામિત્રનાં વચનથી રામનો સંશય નાશી ગયો.॥ ૨૬૦ ॥

[1] ગંગાજી, માર્ગમાં જહ્નુરાજાની યજ્ઞસામગ્રીને તાણી ગયાં હતાં, તેથી જહ્નુ ક્રોધ કરી, ગંગાને પી ગયા હતા, પણ પાછી ભગીરથે સ્તુતિ કરી, તે ઉપરથી જહ્નુએ પોતાના અંગમાંથી ગંગાને પાછાં કહાડ્યાં હતાં, તેથી જાહ્નવી પણ કહેવાય છે. ( વાલ્મીકીય રામાયણ બાલકાંડ. )

दो०—आशिस सुधा समान सुनि, हरषे श्रीरघुनाथ ॥
मज्जु सुख पाय कन्यो पुनी, स्नान सहित मुनिनाथ ॥ २६१ ॥

વિશ્વામિત્રની અમૃત સમાન આશિષ સાંભળી, રાજી થયેલા રામચંદ્રજીએ, સુખ પામીને વિશ્વામિત્રની સાથે ગંગાજીમાં સ્નાન કર્યું. ॥ ૨૬૧ ॥

चौ०—राम नामते संशय जाई । देह धरेकर नाटक भाई ॥
गाधिसुतन सब कथा सुनाई । जिहि प्रकार सुरसरि महि आई ॥ १ ॥
तब प्रभु ऋषिन समेत अन्हाये । विविध दान महिदेवन पाये ॥
हरषि चले मुनि वृन्द सहाया । वेग विदेह नगर नियराया ॥ २ ॥
पुररम्यता राम जब देखी । हर्षे अनुज समेत विशेखी ॥
बापी कूप सरित रस नाना । सलिल सुधासम मणि सोपाना ॥ ३ ॥
गुंजत मंजु मत्त रस भृंगा । कूजत कल बहु वरण विहंगा ॥
वरण वरण विकसे जलजाता । त्रिविध समीर सदा सुखदाता ॥ ४ ॥

જેનાં નામથી જ બીજા લોકોના સંશયો ટળી જાય છે એવા રામચંદ્રજીને, કોઈ વાતનો સંશય હોવો સંભવે જ નહીં, તોપણ મનુષ્યદેહ ધર્યો હતો, તેથી, તેમણે સંશયાદિક પૂછવારૂપી નાટક જ કર્યું[1] હતું. રામચંદ્રજીએ સંશય જણાવીને પૂછ્યું, તે ઉપરથી વિશ્વામિત્રે, જે પ્રકારથી ગંગાજી પૃથ્વી ઉપર આવ્યાં છે, તે પ્રકાર સંબંધી સઘળી કથા, રામચન્દ્રજીને કહી સંભળાવી. ॥ ૧ ॥ રામચન્દ્રજી, ઋષિઓ સહિત, ગંગાજીમાં નાહ્યા અને નાહીને, તેમણે, બ્રાહ્મણોને અનેક દાનો આપ્યાં. રામચન્દ્રજી, પ્રસન્ન થઈ, ઋષિઓના સમૂહની સાથે ત્યાંથી ચાલ્યા અને ચાલતાં તુરત જ જનક રાજાના નગરના સમીપમાં પહોંચ્યા. ॥ ૨ ॥ લક્ષ્મણ સહિત રામ, એ નગરની રમણીયતા જોઇને, બહુ પ્રસન્ન થયા. ત્યાં વાવ, કૂવા, નદીઓ તથા અનેક તળાવો આદિ જલાશયોમાં, જળ અમૃત જેવું હતું, પગથીઆં મણિઓથી બાંધેલાં હતાં, ॥ ૩ ॥ મકરંદથી મત્ત થયેલા ભ્રમરો, સુંદર ગુંજાર કરતા હતા, અનેક વર્ણોવાળાં પક્ષીઓ, મધુર શબ્દો કરતાં હતાં, રંગરંગનાં કમળો પ્રફુલ્લિત થઈ રહ્યાં હતાં, અને સર્વદા સુખ આપનારો શીતલ, મંદ તથા સુગંધી પવન ચાલતો હતો. ॥ ૪ ॥

दो०—सुमन वाटिका बाग वन, विपुल विहंग निवास ॥
फूलत फलत सुपल्लवित, सोहत पुर चहुँ पास ॥ २६२ ॥

નગરની ચારે તરફ ફૂલવાડીઓ પ્રફુલ્લિત થઈ રહી હતી, ફૂલવાડીઓ પછી ફળના બાગો, ફળોથી નમી રહ્યા હતા અને બાગો પછી વનો, સુંદર પલ્લવોથી શોભી રહ્યાં હતાં. ફૂલવાડીઓમાં, બાગોમાં તથા વનોમાં, અનેક પક્ષીઓ નિવાસ કરી રહ્યાં હતાં. ॥ ૨૬૨ ॥

---

[1] અહીં સુધી ક્ષેપક છે.

चौ०-बनै न बर्णत नगर निकाई । जहाँ जाय मन तहँ लुभाई ॥
चारु बजार विचित्र अटारी । मणिमय विधि जनु स्वकर सँवारी ॥१॥
धनिक वणिक वर धनद समाना । बैठ सकल वस्तु ले नाना ॥
चौहट सुन्दर गली सुहाई । संतत रहहिं सुगंध सिचाई ॥ २ ॥
मंगलमय मंदिर सब केरे । चित्रित जनु रतिनाथ चितेरे ॥
पुर नर नारि शुभग शुचि सन्ता । धर्मशील ज्ञानी गुणवन्ता ॥ ३ ॥
अति अनूप जहँ जनक निवासू । विकथहिं विबुध विलोकि विलासू ॥
होत चकित चित कोट बिलोकी । सकल भुवन शोभा जनु रोकी ॥ ४ ॥

હે પાર્વતી ! એ નગરની શોભા, વર્ણવી જાય એમ નહોતી. જ્યાં જઇએ ત્યાં મન લલચાય એવી રચના હતી. સુંદર બજાર અને વિચિત્ર મણિમય અગાશીઓ, જાણે બ્રહ્માએ, પોતાના હાથથી ગોઠવેલી હોય એવી શોભતી હતી. ॥ ૧ ॥ કુબેરજીના જેવા ધનવાન્ ઉત્તમ વેપારીઓ, અનેક પ્રકારની સઘળી વસ્તુઓને લઇ બેઠા હતા. સુંદર, ચૌટાં અને સુશોભિત ગલીઓ, હમેશ સુગંધી જળથી છંટકાવ પામેલાં જ રહેતાં હતાં. ॥ ૨ ॥ સર્વ લોકોનાં મંગલમય ઘરો, જાણે કામદેવરૂપી ચિતારાએ ચિત્રેલાં હોય એવાં દેખાતાં હતાં. શહેરનાં સઘળાં સ્ત્રી પુરુષો, સુંદર, પવિત્ર, સજ્જન, ધર્માત્મા, જ્ઞાની અને ગુણવાન્ હતાં. ॥ ૩ ॥ ત્યાં, જનક રાજાનો દરબાર તો એવો અતિ અનુપમ હતો કે તેના વૈભવોને જોઇ, દેવતાઓ પણ, મનમાં થાકી જતા હતા. કોટને જોઇ, સર્વે લોકો ચિત્તમાં ચકિત થઇ જતાં હતાં અને તે કોટ, જાણે સઘળા ત્રૈલોક્યની, શોભાને એકઠી કરીને બનાવ્યો હોય એવો હતો. ॥ ૪ ॥

दो०-धवल धाम मणि पुरट पट, सुघटित नाना भाँति ॥
सिय निवास सुंदर सदन, शोभा किमि कहि जाति ॥ २६३ ॥

ઉજ્જવલ ઘરો ઉપર મણિઓની અને સુવર્ણનાં પત્રાંઓની નાના પ્રકારની ઉત્તમ ઘટનાઓ કરી હતી. જેમાં, સીતાજી રહેતાં હતાં, તે સુંદર નિવાસની શોભા તો કેમ જ કહી જાય ! ॥ ૨૬૩ ॥

चौ०-सुभट द्वार सब कुलिश कपाटा । भूप भीर नट मागध भाटा ॥
बनी विशाल वाजी गज शाला । हय गज रथ संकुल सब काला ॥ १ ॥
शूर सचिव सेनप बहु तेरे । नृप गृह सरिस सदन सबकेरे ॥
पुर बाहिर सर सरित समीपा । उतरे जहँ तहँ विपुल महीपा ॥ २ ॥
देखि अनूप एक अंबराई । सब सुपास सब भाँति सुहाई ॥
कौशिक कहउ मोर मन माना । इहां रहिय रघुवीर सुजाना ॥ ३ ॥
भलहि नाथ कहि कृपानिकेता । उतरे तहँ मुनि वृंद समेता ॥
विश्वामित्र महामुनि आये । समाचार मिथिला पति पाये ॥ ४ ॥

શહેરના સઘળા દરવાજાઓ, સુંદર હતા અને તેઓમાં વજ્ર જેવાં દૃઢ કમાડો હતાં. શહેરમાં રાજાઓની, નટોની વહીવંચાઓની અને ભાટોની, ભીડ જામી રહી હતી. મોટી મોટી ઘોડારો તથા ગજશાલાઓ દીપી રહી હતી. સર્વ કાલમાં ઘોડાઓની, હાથીઓની તથા રથોની ગરદી રહેતી હતી. ॥ ૧ ॥ અને પ્રધાન, શૂર સેનાધિપતિઓ ઘણા હતા. તથા રાજાના ઘરસરખાં ઘણાં ઘરો હતાં. શહેરથી બહાર, તળાવોની અને નદીની આસપાસ, જ્યાં ત્યાં મોટા મોટા રાજાઓ ઉતર્યા હતા. ॥ ૨ ॥ ત્યાં એક આંબાઓની અનુપમ ઘટા સુગંધમય અને સર્વ પ્રકારોથી સુંદર જોવામાં આવતાં, વિશ્વામિત્ર બોલ્યા કે, "હે રામચન્દ્રજી ! આ જગ્યા મારા મનને પસંદ પડે છે, માટે અહીં જ રહી જઇએ." ॥ ૩ ॥ "હે સ્વામી ! બહુ સારૂ" એમ કહીને રામચન્દ્રજીએ, ત્યાં મુનિઓના સમૂહ સહિત ઉતારો કર્યો. જનક રાજાને, વિશ્વામિત્ર આવ્યાના સમાચાર મળ્યા. ॥ ૪ ॥

दो०—संग सचिव शुचि भूरि भट, भूसुरवर गुरु जाति ॥
चले मिलन मुनि नायकहि, मुदित राउ यहि भांति ॥ २६४ ॥

એ સમાચાર મળતાં જ, જનક રાજા, આનંદ પામી, પોતાની સાથે પવિત્ર મંત્રીઓને, ઘણા ઘણા યોદ્ધાઓને, ઉત્તમ ઉત્તમ બ્રાહ્મણોને, ગુરુ લોકને અને ભાયાતોને લઈ, ભલી ભાતથી વિશ્વામિત્રને મળવા આવ્યા. ॥ ૨૬૪ ॥

चौ०—कीन्ह प्रणाम चरणि धरि माथा । दीन्ह अशीश मुदित मुनिनाथा ॥
विप्रवृंद सब सादर वंदे । जानि भाग्य बड राउ अनंदे ॥ १ ॥
कुशल प्रश्न कहि बारहिं बारा । विश्वामित्र नृपहि बैठारा ॥
तिहि अवसर आये दोउ भाई । गये रहे देखन फुलवाई ॥ २ ॥
श्याम गौर मृदु वयस किशोरा । लोचन सुखद विश्व चित चोरा ॥
उठे सकल जब रघुपति आये । विश्वामित्र निकट बैठाये ॥ ३ ॥
भय सब सुखी देखि दोउ भ्राता । वारि विलोचन पुलकित गाता ॥
मूरति मधुर मनोहर देखी । भयउ विदेह विदेह विशेखी ॥ ४ ॥

જનક રાજાએ, પૃથ્વીપર માથું ધરીને પ્રણામ કરતાં, મહામુનિ વિશ્વામિત્રે, આનંદથી તેમને આશીર્વચનો આપ્યાં. રાજાએ, સર્વ બ્રાહ્મણોને પણ આદરપૂર્વક પ્રણામ કર્યાં અને બ્રાહ્મણોના સમાગમને જ મોટાં ભાગ્યરૂપ માની, હૃદયમાં આનંદ ધર્યો. ॥ ૧ ॥ વિશ્વામિત્રે, વારંવાર કુશલ પ્રશ્નો કરીને રાજાને બેસાડ્યા. તે સમયમાં શ્યામ તથા ગૌરવર્ણવાળા, કોમળ તથા કિશોર અવસ્થાવાળા, નેત્રોને સુખ દેનારા અને જગતનાં ચિત્તોને ચોરનારા રામ તથા લક્ષ્મણ, એ બન્ને ભાઇઓ, ત્યાં આવ્યા, કે જેઓ, પ્રથમ ફુલવાડી જોવાને માટે નિકળી ગયા હતા. રામચન્દ્રજી આવતાં, સર્વે લોકો ઉભા થયા. વિશ્વામિત્રે, એ બન્ને ભાઇઓને પોતાના સમીપમાં બેસાડ્યા. ॥ ૨ ॥ ૩ ॥ એ બન્ને ભાઇઓને જોઈ સર્વે લોકો, આનંદ પામ્યાં અને નેત્રોમાં જળથી તથા ગાત્રોમાં રોમાંચોથી યુક્ત થઇ ગયાં. જનક રાજા, કે જે વિદેહના વંશમાં ઉત્પન્ન થવાથી તથા દેહના અભિમાનથી રહિત હોવાથી, વિદેહી કહેવાતા હતા, તે તો રામચન્દ્રજીની મધુર મનોહર મૂર્તિને જોઈ, સાક્ષાત્ વિદેહ જ થઇ ગયા. (દેહનું ભાન જ ભૂલી ગયા) ॥ ૪ ॥

दो०—प्रेम मगन मन जानि नृप, करि विवेक मति धीर ॥
बोलेउ मुनि पद नाइ शिर, गद्गद गिरा गँभीर ॥ २६५ ॥

રાજા, પોતાનાં મનને પ્રેમરસમાં મગ્ન થયેલું જાણી, તે મનને વિવેક બુદ્ધિથી (બ્રહ્મવિદ્યાથી) ધીર કરી, મુનિનાં ચરણોમાં માથું નમાવીને ગદ્ગદ કંઠથી ગંભીર સ્વરવાળી વાણી બોલ્યા કે, ॥ ૨૬૫ ॥

चौ०—कहहु नाथ सुन्दर दोउ बालक । मुनिकुल तिलक कि नृप कुलपालक ॥
ब्रह्मजु निगम नेति कहि गावा । उभय भेष धरि सोइ कि आवा ॥ १ ॥
सहज विराग रूप मन मोरा । थकित होत जिमि चंद्र चकोरा ॥
ताते प्रभु पूछों सदभाऊ । कहहु नाथ जनि करहु दुराऊ ॥ २ ॥
इनहिं विलोकत अति अनुरागा । बरबस ब्रह्म सुखहि मन त्यागा ॥
कह मुनि विहँसि कहेउ नृप नीका । वचन तुम्हार न होय अलीका ॥ ३ ॥
ये प्रिय सबहि जहाँलगि प्रानी । मन मुसकाहिं राम मुनि बानी ॥
रघुकुल मणि दशरथके जाये । मम हित लागि नरेश पठाये ॥ ४ ॥

હે નાથ ! આ બે બાલકો, મુનિ કુલના તિલકરૂપ છે ? કે કોઈ રાજકુલના પાલક છે ? પરમાત્મા કે જેને વેદો , नेति नेति કહીને ગાય છે, તે જ પોતે આ બે સ્વરૂપ ધરીને આવ્યા છે કે શું ? ॥ ૧ ॥ મારૂં મન કે જે સહજ વૈરાગ્યથી ભરેલું છે, તે પણ જેમ ચન્દ્રને જોઈ, ચકોર ચકિત થઈ જાય, તેમ આ બાલકોને જોઇ, ચકિત થઈ જાય છે, તેથી હું ખરા ભાવથી પૂછું છું. "હે નાથ ! હે પ્રભુ ! કહેો. છુપાવશો નહીં. ॥ ૨ ॥ આ બાલકોને જોતાં જ, મારા મનમાં એવો પ્રેમ ઉત્પન્ન થયો છે કે, તે પ્રેમે બલાત્કારથી મારાં મનને બ્રહ્મવિચારનાં સુખનો ત્યાગ કરાવી દીધો છે." વિશ્વામિત્ર, હસીને બોલ્યા કે, "હે રાજા ! તમે જે કહો છો, તે બરાબર કહો છો. તમારૂં વચન મિથ્યા હોય જ નહીં ॥ ૩ ॥ જગતની અંદરનાં સઘળાં પ્રાણીઓને, સર્વથી જે પ્રિય છે, તે આ છે."[1] મુનિની વાણી સાંભળીને, રામચન્દ્રજી જરાક હસ્યા.[2] વિશ્વામિત્ર બોલ્યા કે[3] "આ બે બાલકો, રઘુકુલમણિ દશરથ રાજાના કુંવરો છે અને તેઓને, દશરથ રાજાએ, મારા હિતને વાસ્તે મારી સાથે મોકલેલા છે. ॥ ૪ ॥

दो०—राम लषण दोउ बंधु वर, रूप शील बल धाम ॥
मख राखउ सब साखि जग, जीति असुर संग्राम ॥ २६६ ॥

---

૧ वित्तात् पुत्रः प्रियः पुत्रात् पिंडः पिंडात्तथेंद्रियम् । इंद्रियाच्च प्रियः प्राणः प्राणादात्मा परः प्रियः । ધનથી પુત્ર પ્રિય છે, પુત્રથી શરીર પ્રિય છે, શરીરથી ઈંદ્રિય પ્રિય છે, ઈંદ્રિયથી પ્રાણ પ્રિય છે અને પ્રાણથી પણ આત્મા પ્રિય છે. આત્માથી અધિક કોઇ પણ પ્રિય નથી. ( વિદ્યારણ્યકૃત વેદાંત-પંચદશી. ) ૨ વિશ્વામિત્ર, મારૂં પરબ્રહ્મપણું રાજાને જણાવી દેવા લાગ્યા છે, પણ હજી મારે ઘણાં મનુષ્ય ચરિત્રો કરવાનાં છે, તેથી પરબ્રહ્મપણું જણાવી દેવાનો આ સમય નથી, એમ સૂચવવાને રામચંદ્રજી જરાક હસ્યા.. ૩ રામચંદ્રજીનો અભિપ્રાય સમજી લઈ, વિશ્વામિત્ર પદ્ધતિ બદલાવીને બોલ્યા કેઃ—

રામ લક્ષ્મણ નામના આ બે ભાઈઓ, ઉત્તમ રૂપના, ઉત્તમ શીલના અને ઉત્તમ બળના સ્થાનકરૂપ છે. એઓએ, સઘળું જગત્ જાણે એમ, સંગ્રામમાં રાક્ષસોને જિતીને, મારા યજ્ઞનું રક્ષણ કર્યું છે," ॥ ૨૬૬ ॥

चौ०—मुनि तव चरण देखि कह राऊ । कहि न सकौं निज पुण्य प्रभाऊ ॥
सुन्दर श्याम गौर दोउ भ्राता । आनँदहूके आनँददाता ॥ १ ॥
इनकी प्रीति परस्पर पावनि । कहि न जाय मनभाव सुहावनि ॥
सुनहु नाथ कह मुदित विदेहू । ब्रह्म जीव इव सहज सनेहू ॥ २ ॥
पुनि पुनि प्रभुहि चितय नरनाहू । पुलकि गात उर अधिक उछाहू ॥
मुनिहिं प्रशंसि नाइ पदशीशा । चलउ लिवाय नगर अवनीशा ॥ ३ ॥
सुन्दर सदन सुखद सब काला । तहां वास ले दीन्ह भुआला ॥
करि पूजा सब विधि सेवकाई । गयउ राउ गृह विदा कराई ॥ ४ ॥

જનક રાજા બોલ્યા કે, "હે મુનિ ! આજ આપનાં ચરણોનાં દર્શન થયાં, તેથી હું મારાં મોટાં પુણ્ય સમજું છું અને તે પુણ્યોના પ્રભાવનું વર્ણન કરી શકતો નથી. સુંદર શ્યામ અને ગૌર શરીરવાળા આ બે ભાઈઓ, આનંદને પણ આનંદ આપનારા છે. ॥ ૧ ॥ આ બે ભાઈઓને, પરસ્પરમાં જે પ્રીતિ છે, તે વર્ણવી શકાય નહીં એવી છે, પવિત્ર છે, મનને પ્રિય લાગે એવી છે અને સુંદર છે. હે નાથ ! સાંભળો. જેમ બ્રહ્મ અને જીવ, પરસ્પર સ્વાભાવિક સંબંધવાળા છે, તેમ આ બે ભાઈઓ પણ, પરસ્પર સ્વાભાવિક સ્નેહવાળા હોય એવા જણાય છે." ॥ ૨ ॥ રામ લક્ષ્મણને જોવાથી, ગાત્રોમાં રોમાંચિત થયેલા અને હૃદયમાં સીતાજીના સગપણને વાસ્તે અધિક ઉત્સાહ પામેલા જનક રાજા, એ પ્રમાણે બોલી, વિશ્વામિત્રની પ્રશંસા કરી, તેમના ચરણોમાં માથું નમાવી, વિશ્વામિત્ર આદિ સર્વને પોતાની સાથે લઈને, પોતાના નગરમાં પધાર્યા ॥ ૩ ॥ અને ત્યાં સર્વ કાલમાં સુખદાયી એક સુંદર મકાનમાં તેઓને ઉતારો આપી, સર્વ પ્રકારથી તેઓની પૂજા, સેવા તથા સરભરા કરી, રજા લઈને પોતાને ઘેર ગયા. ॥ ૪ ॥

दो०—ऋषय संग रघुवंश मणि, कर भोजन विश्राम ॥
बैठे प्रभु भ्राता सहित, दिवस रहा भरि याम ॥ २६७ ॥

રઘુવંશમાં મણિતુલ્ય રામચન્દ્રજી, એ ઉતારામાં ઋષિઓની સાથે ભોજન[1] કરી, વિશ્રામ[2] લઈ. લક્ષ્મણજીની સાથે બેઠા. આ સમયે દિવસ એક પોહોર અવશેષ રહ્યો હતો. ॥ ૨૬૭ ॥

चौ०—लषण हृदय लालसा विशेखी । जाय जनकपुर आइय देखी ॥
प्रभु भय बहुरि मुनिहिं सकुचाहीं । प्रगट न कहहिं मनहिं मुसकाहीं ॥ १ ॥

૧ રામચન્દ્રજીએ પોતે. રઘુવંશમણિ છતાં, બ્રાહ્મણોની સાથે ભોજન કરવા વગેરેથી પોતાનું નિરભિમાન પણું દેખાડ્યું છે. ૨ રાક્ષસોને મારવા વગેરેના પ્રસંગને લીધે, રામચન્દ્રજીને વિશ્રામનો અવસર મળ્યો જ નહોતો, તે આજે જ મળ્યો, એમ દેખાડવાને વાસ્તે વિશ્રામ લેવાનું કહ્યું છે.

राम अनुज मनकी गति जानी । भक्तबछलता हिय हुलसानी ॥
परम विनीत सकुच मुसकाई । बोले गुरु अनुशासन पाई ॥ २ ॥
नाथ लषण पुर देखन चहहीं । प्रभु संकोच डर प्रगट न कहहीं ॥
जो राउर अनुशासन पाऊं । नगर दिखाय तुरत लै आऊं ॥ ३ ॥
सुनि मुनीश कह वचन सप्रीती । कस न राम राखहु अस नीती ॥
धर्मसेतु पालक तुम ताता । प्रेम विवस सेवक सुख दाता ॥ ४ ॥

હવે 'જઈને જનકપુર જોઈ આવીએ,' એવી લક્ષ્મણજીના મનમાં વિશેષ[1] લાલસા હતી, પણ લક્ષ્મણજી રામચન્દ્રજીની બીકને લીધે તથા વિશ્વામિત્રની પાસે કહેવામાં લજાવાને લીધે, મુખથી કહી શકતા ન હતા અને મનમાં હસ્યા કરતા હતા. ॥ ૧ ॥ લક્ષ્મણજીના મનની સ્થિતિ જાણવામાં આવવાથી તથા પોતાના હૃદયમાં પણ ભક્તવાત્સલ્યતા ( લક્ષ્મણજીને રાજી કરવાની અથવા મિથિલા વાસીઓને રાજી કરવાની ઉત્કંઠા ) ઉભરાવા લાગવાથી, પરમ નમ્રતાવાળા રામચન્દ્રજી, આજ્ઞા લેવાનો સમય જોઈ, સંકોચાતા સંકોચાતા, વિશ્વામિત્રની પાસે જઈ, હસીને બોલ્યા કે, ॥ ૨ ॥ "હે નાથ ! લક્ષ્મણ, શહેર જોવાને ઇચ્છે છે, આપના સંકોચને લીધે અને ડરને લીધે, પોતાની ઇચ્છાને પ્રગટ કરી શકતા નથી, માટે જો આપની આજ્ઞા મળે, તો, હું, લક્ષ્મણને નગર દેખાડીને પાછો તુરત લઈ આવું." ॥ ૩ ॥ રામચન્દ્રજીનાં વચન સાંભળી, તેમના ક્ષણ માત્રના વિયોગને પણ અસહ્ય માનતા વિશ્વામિત્ર મુનિ, બોલ્યા કે, "હે તાત ! તમે ધર્મની મર્યાદાઓના રક્ષક છો, ભક્તોના પ્રેમને માટે પરતંત્ર છો અને સેવકોને સુખ આપનારા છો, માટે આવી પદ્ધતિ કેમ ન રાખો ? ( આવી પદ્ધતિ રાખો એ આપને ઘટે જ છે. ) ॥ ૪ ॥

दो०—जाय देखि आवहु नगर, सुख निधान दोउ भाई ॥
करहु सफल सबके नयन, सुन्दर वदन दिखाई ॥ २६८ ॥

તમો બન્ને ભાઈઓ કે જેઓ, સુખના ભંડારરૂપ[2] છો, તેઓ, નગરમાં જઈ[3] તમારાં સુંદર મુખો દેખાડી, મિથિલાવાસી સર્વે લોકોનાં નેત્રોને સફળ કરો અને નગર જોઈને આવો. અથવા નગર કે જે ( જાનકી તથા ઉર્મિલા વગેરેના હોવાથી ) તમારા સુખના સ્થાનકરૂપ છે, તેને જોઈ આવો અને ધનુષ ન ઉપાડી શકનારા રાજાઓનાં મોહોડાં જોવાથી નિષ્ફલ થયેલા લોકોનાં નેત્રોને તમારાં મુખો દેખાડી સફલ કરી આવો. ॥ ૨૬૮ ॥

૧ રામના કરતાં લક્ષ્મણજીને વધારે ઇચ્છા હતી, એમ દેખાડવાને વાસ્તે અથવા પ્રથમ સામાન્ય ઇચ્છા હતી અને પછી વિશેષ ઇચ્છા થઈ હતી, એમ દેખાડવાને વાસ્તે વિશેષ શબ્દ છે. ૨ તમારા જવાથી અમોને વિયોગ દુઃખ થશે, એમ જણાવવાને વાસ્તે 'સુખના ભંડારરૂપ છો,' એમ કહ્યું છે. ૩ મૂલ વાક્યમાં जाय देखि आवहु नगर એમ છે. આમાં जाय એ શબ્દ બોલતાં, વિયોગની સંભાવનાથી મુનિ नगर શબ્દને ભૂલી ગયા देखि आवहु એમ બોલ્યા, ત્યારે શાંતિ મળતાં વળી नगर શબ્દ બોલ્યા.

चौ०—मुनिपद कमल बंदि दोउ भ्राता । चले लोक लोचन सुखदाता ॥
बालक बृंद देखि अति शोभा । लगे संग लोचन मन लोभा ॥ १ ॥
पीतवसन परिकर कटि भाथा । चारु चाप शर सोहत हाथा ॥
तनु अनुहरत सुचंदन खोरी । श्याम गौर मनोहर जोरी ॥ २ ॥
केशरि कंधर बाहु विशाला । उर अति रुचिर नाग मणिमाला ॥
सुभग श्रवण सरसीरुह लोचन । वदन मयंक तापत्रय मोचन ॥ ३ ॥
कानन कनक फूल छबि देहीं । चितवत चितहि चोर जनु लेहीं ॥
चितवनि चारु भ्रुकुटि वर बांकी । तिलक रेख शोभा जनु चाकी ॥ ४ ॥

બન્ને ભાઈઓ, વિશ્વામિત્રનાં ચરણકમળોને પ્રણામ કરી, મિથિલા વાસીઓનાં નેત્રોને સુખ દેવા ચાલ્યા. રામ લક્ષ્મણજી અત્યંત શોભા જોઈ, જેઓનાં નેત્રો અને અંતઃકરણો લલચાયાં એવાં નગરનાં બાલકો, ટોળેટોળાં એઓની સાથે ચાલ્યાં. ॥ ૧ ॥ શ્યામ તથા ગૌરવર્ણવાળી એ મનોહર જોડી, કટી ઉપર પીળા દુપટ્ટાઓથી તથા ભાથાઓથી, હસ્તોમાં સુંદર ધનુષ્ય બાણોથી અને શરીરોમાં શરીરોને અનુસરતા ચંદનના લેપનથી શોભી રહી હતી.[1] ॥ ૨ ॥ એ બન્ને ભાઈઓની કાંધો, કેસરીના જેવી હતી, બાહુઓ વિશાલ હતા, વક્ષઃસ્થલો અતિ સુંદર ગજમોતીની માળાઓથી શોભી રહ્યાં હતાં, કાન, સુંદર હતા, નેત્રો, કમળો જેવાં હતાં. મુખોરૂપી ચંદ્રો, લોકોને ત્રણે તાપોથી મુક્ત કરે એવા હતા. ॥ ૩ ॥ કાનોમાં પહેરેલાં સુવર્ણફૂલોની કાંતિ, જાણે જોનારાઓનાં ચિત્તોને ચોરી લેતી હોય એવી દેખાતી હતી. જોવું મનોહર હતું. ભ્રુકુટિઓ ઉત્તમ તથા વાંકી હતી. તિલકોની રેખાઓ જાણે સઘળી શોભાઓમાં ચક્રવર્તીપણું ધરાવતી હોય એવી હતી. ॥ ૪ ॥

दो०—रुचिर चौतनी सुभग शिर, मेचक कुंचित केश ॥
नख शिख सुन्दर बन्धु दोउ, शोभा सकल सुदेश ॥ २६९ ॥

સુંદર મસ્તકોપર ચાર ખુણાવાળી ટોપીઓ ચળકતી હતી અને કેશો, શ્યામ તથા વાંકા હતા. બન્ને ભાઈઓ, નખોથી તે શિખા પર્યંત સુંદર હતા અને જાણે સઘળી શોભાઓના સ્વદેશ હોય એવા દેખાતા હતા. ॥ ૨૬૯ ॥

चौ०—देखन नगर भूपसुत आये । समाचार पुरवासिन पाये ॥
धाये धाम काम सब त्यागे । मनहुँ रंक निधि लूटन लागे ॥ १ ॥
निरखि सहज सुन्दर दोउ भाई । होहिं सुखी लोचन फल पाई ॥
युवती भवन झरोखन लागी । निरखहिं रामरूप अनुरागी ॥ २ ॥
कहहिं परस्पर वचन सप्रीती । सखि इन कोटि काम छबि जीती ॥
सुर नर असुर नाग मुनिमाहीं । शोभा अस कहुँ सुनियत नाहीं ॥ ३ ॥

૧ વીરનું વર્ણન, કટિથી માંડીને કરવું જોઈએ, એવી શાસ્ત્રમર્યાદા છે, તેને અનુસરી, કટિથી વર્ણન શરૂ કર્યું છે.

विष्णु चारि भुज विधि मुख चारी । बिकट भेष मुख पंच पुरारी ॥
अपर देव अस को जगमाहीं । इहि छबि सखि पटतरिये जाहीं ॥ ४ ॥

રાજકુમારો ( રામ અને લક્ષ્મણ, ) નગર જોવા આવ્યાની ખબર મળતાં, મિથિલાવાસી લોકો, ઘરોને તથા સઘળાં કામ કાજોને છોડી દઈ, જેમ રંકો, ભંડાર લૂટવા દોડે, તેમ દોડ્યાં. ॥ ૧ ॥ સહજ સુંદરવાળા એ બે ભાઇઓને જોઇ, સર્વે લોકો, નેત્રોનાં ફળની પ્રાપ્તિ થવાથી સુખી થયાં. યુવતીઓ, ઘરોના ઝરોખાઓપર ચઢી, રામના રૂપને જોવા લાગી અને જોઈ જોઇને પ્રીતિયુક્ત થવા લાગી. ॥ ૨ ॥ યુવતીઓ, 'કોણ કહે છે ? અને કોણ સાંભળે છે ?' એ વિષેનું કશું ધ્યાન નહીં રાખતાં, પરસ્પરમાં બોલવા લાગી કે , "હે સખિ ! આની કાંતિએ, કરોડ કામદેવોની કાંતિને જિતી લીધી છે. સુર, અસુર, નર, નાગ કે મુનિ, એઓમાં કોઇની પણ આવી શોભા આપણે સાંભળી[1], નથી. ॥ ૩ ॥ વિષ્ણુ, ચાર ભુજાઓવાળા છે, બ્રહ્મા, ચાર મુખોવાળા છે અને શંકર, વિકટ વેષવાળા તથા પાંચ મુખોવાળા છે, માટે તેઓ, બેડોળ હોવાને લીધે, આના ઉપમાનરૂપ થઈ શકે, એમ જ નથી. ત્યારે હવે જગતમાં એવો કયો દેવ રહ્યો, કે જેની કાંતિથી આ બે રાજકુમારોની કાંતિની સરખામણી કરીએ ? ॥ ૪ ॥

दो०—वय किशोर सुखमा सदन, श्याम गौर सुख धाम ॥
अंग अंग पर वारिये, कोटि कोटि शतकाम ॥ २७० ॥

આ બે રાજકુમારો, કે જેઓ, કિશોર અવસ્થાવાળા, પરમ શોભાના સ્થાનકરૂપ, શ્યામ તથા ગૌરવર્ણવાળા અને આનંદના ધામરૂપ છે, તેઓના એક એક અંગ ઉપરથી, સેંકડો કરોડ કામદેવોની બલિહારી કરીએ છીએ. ॥ ૨૭૦ ॥

चौ०—कहहु सखी अस को तनुधारी । जो न मोह यह रूप निहारी ॥
कउ सप्रेम बोली मृदु बानी । जो मैं सुना सु सुनहु सयानी ॥ १ ॥
ये दोउ नृप दशरथके ढोटा । बाल मरालनिके कल जोटा ॥
मुनि कौशिक मखके रखवारे । जिन रण अजय निशाचर मारे ॥ २ ॥
श्यामगात कलकंज विलोचन । जो मारीच सुभुज मद मोचन ॥
कौशल्या सुत सो सुख खानी । राम नाम धनु शायक पानी ॥ ३ ॥
गौर किशोर भेष वर काछे । कर शर चाप रामके पाछे ॥
लक्ष्मण नाम राम लघु भ्राता । सुनु सखि तासु सुमित्रा माता ॥ ४ ॥

હે સખી ! કહો એવો દેહધારી કોણ છે ? કે જે આ બે કુમારોનાં રૂપને જોઇ, મોહ ન પામે !" કોઈ સ્ત્રી પ્રેમ ભરેલી કોમળ વાણી બોલી કે, "હે સખી ! સાંભળ મેં જે સાંભળ્યું છે, તે કહું છું. ॥ ૧ ॥ આ બન્ને જણ દશરથ રાજાના પુત્રો છે, કે જેઓ,

---

૧ આને જોઈ આપણે કામાતુર થઈ ગયાં છીએ,' એમ કહેવામાં આશય છે, તેથી પ્રકારાંતરથી કહે છે, ૨ યુવતીઓ કે જેઓનો ઘરમાં બેસી રહેવાનો જ ધર્મ છે, તેઓથી, બીજાની શોભાને જોવાનું કહી શકાય નહીં, તેથી સાંભળ્યાનું કહે છે.

બાલ રાજહંસોની જોડી જેવા મનોહર છે. રણમાં કોઇથી જિતી શકાય નહીં એવા રાક્ષસોને મારીને, વિશ્વામિત્ર મુનિના યજ્ઞનું રક્ષણ કરનારા આ બે કુમાર છે. ॥ ૨ ॥ આ જે શ્યામ ગાત્રવાળા, સુંદર કમળો જેવાં નેત્રોવાળા અને હાથમાં ધનુષ બાણથી શોભી રહ્યા છે, તે કૌશલ્યાના પુત્ર રામચંદ્રજી છે. આ રામ, સુખની ખાણરૂપ છે અને તેમણે મારીચના અને સુબાહુના મદને નષ્ટ કરેલ છે. ॥ ૩ ॥ હે સખિ! સાંભળ! આ જે ગૌરવર્ણવાળા છે, કિશોર અવસ્થાવાળા છે અને ઉત્તમ વેષ ધરીને તથા હાથમાં ધનુષ બાણ ધરીને રામની પાછળ ઉભા છે, તેમનું નામ લક્ષ્મણ છે. રામના એ ન્હાના ભાઈ છે અને એમની માતાનું નામ સુમિત્રા છે. ॥ ૪ ॥

दो०—विप्र काज करि बंधु दोउ, मग मुनिवधू उधारि ॥
आये देखन चाप मख, सुनि हरषीं सब नारि ॥ २७१ ॥

આ બન્ને ભાઇઓ, વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા કરીને અને માર્ગમાં ગૌતમની સ્ત્રી અહલ્યાનો ઉદ્ધાર કરીને અહીં ધનુષનો યજ્ઞ જોવા આવ્યા છે.” આ વાત સાંભળી (રામને સ્ત્રીઓના પણ ઉદ્ધારક જાણીને) સઘળી સ્ત્રીઓ રાજી થઈ. ॥ ૨૭૧ ॥

चौ०—देख राम छवि कोइक कहई। योग्य जानकी यह वर अहई ॥
जो सखि इनहिं देख नरनाहू। पण परिहरि हठ करै विवाहू ॥ १ ॥
काउ कह इन्हैं नृपति पहिचाने। मुनि समेत सादर सन्माने ॥
सखि परन्तु पण राउ न तजई। विधिवश हठि अविवेकहि भजई ॥ २ ॥
कउ कह जो भल अहै विधाता। सबकहँ सुनिय उचित फलदाता ॥
तौ जानकिहि मिलै वर एहू। नाहिं न आली यह संदेहू ॥ ३ ॥
जो विधि वश अस बने सँयोगू। तौ कृतकृत्य होय सब लोगू ॥
सखि हमरे अति आरति ताते। कबहुँक यह आवैं इहि नाते ॥ ४ ॥

રામની કાંતિ જોઇને, કોઈ, સ્ત્રી કહેવા લાગી કે, “જાનકીને યોગ્ય તો આ વર છે. હે સખી! જો જનક રાજા, આને દેખે તો પોતાનો પ્રતિજ્ઞારૂપ હઠ છોડી દઇને જરૂર આની સાથે જ જાનકીનાં લગ્ન કરે.” ॥ ૧ ॥ કોઈ સ્ત્રી બોલી કે, “રાજાએ આને ઓળખ્યા છે અને મુનિઓની સાથે એમનું આદર સન્માન પણ કર્યું છે. પરંતુ જનક રાજા, પોતાની પ્રતિજ્ઞા છોડે એમ જણાતું નથી. રાજા તો દૈવગતિને લીધે હઠ ધરીને અવિવેકમાં જ રહેશે.” ॥ ૨ ॥ કોઈ સ્ત્રી બોલી કે, “હે સખી! જો વિધાતા ડાહ્યો હશે અને આપણા સાંભળ્યા પ્રમાણે સર્વને ઉચિત ફળ આપનારો હશે, તો જાનકીને આ વર જ મળશે, એમાં કશો સંદેહ નથી. ॥ ૩ ॥ જો દૈવની ઇચ્છાથી એવો સંયોગ બની જાય, તો સર્વ લોકો, પ્રસન્ન થાય એમ છે. હે સખી! હું તો એટલા માટે અત્યંત ઉત્કંઠા રાખું છું કે, જો જાનકીની સાથે રામના વિવાહ થાય તો, તે સંબંધને લીધે, એ રામ, કોઇ દિવસ પણ અહીં આવે. ॥ ૪ ॥

दो०—नाहित हम कहँ सुनहु सखि, इनकर दर्शन दूरि ॥
यह संघट तब होय जब, पुण्य पुराकृत भूरि ॥ २७२ ॥

નહીં તો, હે સખી! આપણને એમનાં દર્શન દૂર જ છે. જો આપણી ધારેલી ઘટના બની જાય, તો આપણાં પૂર્વ જન્મનાં મોટાં પુણ્યો સમજવાં." ॥ ૨૭૨ ॥

चौ०—बोली अपर कहउ सखि नीका। यह विवाह सम्मत सबहीका ॥
कउ कह शंकर चाप कठोरा। यह श्यामल मृदुगात किशोरा ॥ १ ॥
सब असमंजस अहै सयानी। यह सुनि अपर कहै मृदु बानी ॥
सखि इनकहँ कउकउ अस कहहीं। बड प्रभाव देखत लघु अहहीं ॥ २ ॥
परशि जासु पदपंकज धूरी। तरी अहल्या कर अघ भूरी ॥
सो कि रहैं बिनु शिवधनु तोरे। यह प्रतीति परिहरिय न भोरे ॥ ३ ॥
जिहि विरंचि रचि सीय सँवारी। तिइँ श्यामल वर रचउ विचारी ॥
तासु वचन सुनि सब हरषानी। ऐसेइ होउ कहहिं मृदु बानी ॥ ४ ॥

બીજી સ્ત્રી બોલી કે, "હે સખિ! તુ સાચું કહે છે. આ વિવાહ સર્વને સંમત છે." કોઈ સ્ત્રી બોલી કે, "હે સખી! સદાશિવનું ધનુષ અત્યંત કઠણ છે, અને શ્યામ સુંદર રામ, કોમળ શરીરવાળા છે, તથા કિશોર વયના છે. ॥ ૧ ॥ એ મોટી ભાંજગડ છે અને અયોગ્યતા છે." એ સાંભળીને બીજી સ્ત્રી કોમળ વચન બોલી કે, 'હે સખી! કોઇ કોઇ લોકો, આ રામના સંબંધમાં એમ બોલે છે કે, રામ દેખવામાં નહાના છે, પણ એનો પ્રભાવ મોટો છે. ॥ ૨ ॥ મોટા દોષવાળી અહલ્યા પણ, જેનાં ચરણારવિંદની રજના સ્પર્શથી તરી ગઈ, તે કાંઇ સદાશિવનું ધનુષ તોડયા વિના રહે? અવશ્ય તોડશે જ. એ વિશ્વાસને ભૂલથી પણ છોડવો નહીં. ॥ ૩ ॥ જેણે સીતાને સંભાળી સંભાળીને રચેલ છે, તે વિધાતાએ જ વિચારીને સીતાને વાસ્તે, આ શ્યામસુંદર વર ગોઠવી રાખેલ છે, એમ સમજો." આ વચનો સાંભળીને, સર્વ સ્ત્રીઓ રાજી થઈ, અને કોમળ વાણીથી, 'तथास्तु, तथास्तु' એમ બોલવા લાગી. ॥ ૪ ॥

दो०—हिय हरषहिं वरषहिं सुमन, सुमुखि सुलोचनि वृन्द ॥
जाहिं जहाँ जहँ बंधु दोउ, तहँ तहँ परमानन्द ॥ २७३ ॥

સુંદર મુખોવાળી[1] અને સુંદર નેત્રોવાળી[2] સ્ત્રીઓ, હૃદયમાં રાજી થઇને, પુષ્પોની વૃષ્ટિઓ કરવા લાગી અને એ બે ભાઇઓ, મિથિલાપુરીના જે જે સ્થલમાં જવા લાગ્યા, ત્યાં ત્યાં એવો જ પરમ આનંદ વર્ત્તી રહેવા લાગ્યો. ॥ ૨૭૩ ॥

---

૧ મુખોથી રામની પ્રશંસા કરવા લાગી, તેથી સ્ત્રીઓને સુંદર મુખોવાળી કહી છે. ૨ નેત્રોથી રામનાં નખશોખ દર્શન કરવા લાગી, તેથી સ્ત્રીઓને સુંદર નેત્રોવાળી કહી છે. ૩ રામનાં કોમલ ચરણો, પૃથ્વીની કઠિનતાનું સહન નહીં કરી શકે, એમ ધારીને અથવા માંગલિક પુષ્પોની વૃષ્ટિ કરવાથી, રામનું જાનકીની સાથે વિવાહ મંગલ થાય એમ ધારીને અથવા પરસ્ત્રીઓની સામે નહીં જોવાના સ્વભાવવાળા રામ, પુષ્પો પડવાથી ઊંચી નજર કરી જુવે તો આપણે કૃતાર્થ થઈએ, એમ ધારીને સ્ત્રીઓ ઝરોખાઓપરથી પુષ્પોની વૃષ્ટિઓ કરવા લાગી.

चौ०—पुर पूरब दिशि गये दोउ भाई । जहाँ धनुष मख भूमि बनाई ॥
अति बिस्तार चारु गच ढारी । विमल वेदिका रुचिर सँवारी ॥ १ ॥
चहुँ दिशि कंचन मंच विशाला । रचे जहाँ बैठें महिपाला ॥
तिहि पाछे समीप चहुँ पासा । अपर मंच मंडली विलासा ॥ २ ॥
कछुक ऊंच सब भांति सुहाई । बैठहि नगर लोग सब आई ॥
तिनके निकट विशाल सुहाये । धवल धाम बहु वरण बनाये ॥ ३ ॥
जहँ बैठी देखहिं पुर नारी । यथायोग्य निज कुल अनुहारी ॥
पुरबालक कहि कहि मृदु वचना । सादर प्रभुहि दिखावहिं रचना ॥ ४ ॥

બન્ને ભાઈઓ, નગરની પૂર્વ દિશામાં ગયા, કે જ્યાં ધનુષ્યના યજ્ઞની ભૂમિ બનાવી રાખી હતી. એ ભૂમિમાં મોટા વિસ્તારવાળી, સુંદર મણિઓથી જડેલી અને અત્યંત સુંદર નિર્મલ વેદી બનાવવામાં આવી હતી. ॥ ૧ ॥ ચારે તરફ રાજાઓને બેસવાને વાસ્તે સુવર્ણના વિશાલ કોંચો ગોઠવી રાખ્યા હતા. એ કોંચોની પછવાડે નજદીકમાં જ ચોમેર બીજા કોંચોની સર્વ પ્રકારથી સુંદર અને કાંઇક ઊંચી પંક્તિ ગોઠવી રાખી હતી, કે જેની ઉપર મંત્રીમંડલનાં લોકોને બેસાડવાનો ઠરાવ થયો હતો. ॥ ૨ ॥ વળી એ પંક્તિથી કાંઇક ઉપરના ભાગમાં શહેરનાં સર્વ લોકોને બેસાડવાને વાસ્તે અતિ સુંદર બીજા કોંચોની ગોઠવણ કરવામાં આવી હતી. એ કોંચોની પાસે વિશાલ, સુશોભિત અને ઘણી જાતના રંગોવાળા ઉજ્જવલ ગોખો બનાવી રાખ્યા હતા, ॥ ૩ ॥ કે જેઓમાં શહેરની સ્ત્રીઓ, પોતપોતાના કુલની રીતિ પ્રમાણે યથાયોગ્ય બેસીને સઘળી ક્રિયા જોઇ શકે. શહેરનાં બાલકો, કે જેઓ સાથે જ ફરતાં હતાં, તેઓ, પ્રેમ ભરેલાં કોમલ વચનો બોલી બોલીને, રામચંદ્રજીને એ સ્થલની સઘળી રચના દેખાડવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०—सब शिशु इहि मिस प्रेम बस, परशि मनोहर गात ॥
तनु पुलकहिं अति हर्ष हिय, देखि देखि दोउ भ्रात ॥ २७४ ॥

પ્રેમને વશ થયેલાં સર્વ બાલકો, એ પ્રમાણે રચના દેખાડવાના બહાનાથી, બન્ને ભાઈઓનાં મનોહર ગાત્રોનો સ્પર્શ કરીને તથા તે બન્નેને જોઈ જોઇને, હૃદયોમાં અતિ હર્ષ પામતાં હતાં અને શરીરોમાં રોમાંચિત થતાં હતાં. ॥ ૨૭૪ ॥

चौ०—सब शिशु राम प्रेम बश जाने । प्रीति समेत निकेत बखाने ॥
निज निज रुचि सब लेहि बुलाई । सहित सनेह जाहिं दोउ भाई ॥ १ ॥
राम दिखावहिं अनुजहिं रचना । कहि मृदु मधुर मनोहर वचना ॥
लव निमेष महँ भुवन निकाया । रचै जासु अनुशासन माया ॥ २ ॥
भक्त हेतु सोइ दीनदयाला । चितवत चकित धनुष मख शाला ॥
कौतुक देखि चले गुरुपाहीं । जानि विलम्ब त्रास मनमाहीं ॥ ३ ॥
जासु त्रास डर कहँ डर होई । भजन प्रभाव दिखावत सोई ॥
कहि बातें मृदु मधुर सुहाई । किये विदा बालक बरिआई ॥ ४ ॥

રામચન્દ્રજીએ સર્વે બાલકોને પ્રેમ વશ જાણીને, પ્રીતિપૂર્વક તે તે સ્થલોનાં વખાણ કર્યાં. સર્વે બાલકો, પોતપોતાની રુચિ પ્રમાણે, તે તે સ્થલો જોવાને વાસ્તે બોલાવી લેવા લાગ્યાં અને રામ, લક્ષ્મણ, સ્નેહ સહિત તે તે સ્થલોમાં જવા લાગ્યા. ॥ ૧ ॥ રામચન્દ્રજી, કોમળ, મધુર તથા મનોહર વચનો બોલી બોલીને, લક્ષ્મણજીને તે તે સ્થલની રચના દેખાડવા લાગ્યા. માયા, જેની આજ્ઞાથી લવમાત્રમાં અને નિમેષમાત્રમાં અનેક બ્રહ્માંડોના સમૂહોને રચે છે. ॥ ૨ ॥ તે દીનદયાળુ રામચંદ્રજી, ભકતોને વાસ્તે જ વિસ્મય દેખાડી દેખાડીને, ધનુષના યજ્ઞની શાળા જોવા લાગ્યા. રામચન્દ્રજી, કૌતુક જોઇ, વિલંબ થયો જાણીને મનમાં વિશ્વામિત્રથી ડરતા ડરતા, વિશ્વામિત્રની પાસે જવા ત્યાંથી પાછા ફર્યા. ॥ ૩ ॥ જેના ડરથી, ડર પણ, ડરી જાય, તે રામચન્દ્રજી, પોતાના ભકતોથી ડરીને, ભજનનો પ્રભાવ જ દેખાડે છે, એમ સમજવું. રામચન્દ્રજીએ, કોમલ, મધુર તથા સુંદર વાતો કહીને સર્વ બાલકોને બલાત્કારથી વિદાય કર્યાં. ॥ ૪ ॥

दो०—सभय सप्रेम विनीत अति, सकुच सहित दोउ भाइ ॥
गुरुपद पंकज नाय शिर, बैठे आयसु पाइ ॥ २७५ ॥

અત્યંત નમ્રતાવાળા, નગર જોવામાં વાર લાગી જવાથી ડરતા અને મુનિઓનો સંગ છોડીને જવાથી સંકોચ પામતા બન્ને ભાઈઓ, વિશ્વામિત્રના ચરણારવિંદોમાં માથાં નમાવી, તેમની આજ્ઞા પામીને પાસે બેઠા. ॥ ૨૭૫ ॥

चौ०—निशि प्रवेश मुनि आयसु दीन्हा । सबही संध्या वंदन कीन्हा ॥
कहत कथा इतिहास पुरानी । रुचिर रजनि युग याम विहानी ॥ १ ॥
मुनिवर शयन कीन्ह तब जाई । लगे चरण चांपन दोउ भाई ॥
जिनके चरण सरोरुह लागी । करत विविध जप योग विरागी ॥ २ ॥
ते दोउ बंधु प्रेम जनु जीते । गुरु पद कमल पलोटत प्रीते ॥
बार बार मुनि आज्ञा दीन्ही । रघुवर जाय शयन तब कीन्ही ॥ ३ ॥
चांपत चरण लषण उर लाये । सभय सप्रेम परम सुख पाये ॥
पुनि पुनि प्रभु कह सोवहु ताता । पौंढे धरि उर पद जलजाता ॥ ४ ॥

રાત્રિ પડતાં, વિશ્વામિત્રે, આજ્ઞા આપી અને સર્વેએ સંધ્યાવંદન કર્યાં પછી, મુનિએ, જૂના જૂના ઇતિહાસોની કથા કહેવા માંડી અને તે સાંભળતાં, રામે અને લક્ષ્મણે, તે સુંદર રાત્રિ, બે પોહોરની પેઠે વ્યતીત કરી. અથવા રામચન્દ્રજીના મનમાં સીતાજી સંબંધી શૃંગારરસ ભરપૂર થઇ ગયો હતો, તેથી મુનિએ કહેવા માંડેલી ઇતિહાસોની કથાઓ તેમને જૂની જ લાગી અને તે કથાઓના પ્રસંગમાં વ્યતીત થયેલી બે પોહોર રાત્રિ સારી લાગી, પણ તે પછીની બે પોહોર રાત્રિ, શી રીતે કહાડવી ? એમ વિચાર થઇ પડયો. ॥ ૧ ॥ પછી વિશ્વામિત્રે જઇને શયન કરતાં, બન્ને ભાઇઓ, તેમનાં ચરણ ચાંપવા લાગ્યા. યોગી અને વિરાગી લોકો, જેઓનાં ચરણોની સેવા

મળવાને વાસ્તે અનેક પ્રકારના જપો કરે છે, ॥ ૨ ॥ તે બે ભાઇઓ, જાણે પ્રેમથી જિતાઇ ગયા હોય, તેમ, પ્રીતિથી વિશ્વામિત્રના ચરણકમળોને ચાંપવા લાગ્યા. વિશ્વામિત્રે, જ્યારે જ્યારે વારંવાર[1] આજ્ઞા આપી ત્યારે, રામચન્દ્રજીએ, ત્યાંથી ઉઠી, શયનગૃહમાં જઇને શયન કર્યું. ॥ ૩ ॥ આ સમયે લક્ષ્મણજી, 'રખેને નિદ્રા ઉડી જાય,' એવી બીકથી તથા 'રખેને મારા કઠણ હાથોથી કોમળ ચરણો કષ્ટ પામે,' એવા પ્રેમથી, કોમળ રીતે રામચન્દ્રજીનાં ચરણો ચાંપવા લાગતાં, રામચન્દ્રજીએ, પરમ સુખ પામીને તેમને પોતાની છાતીમાં દાબ્યા. રામચન્દ્રજીએ, 'હે બાપ! સૂઈ જાઓ, સૂઈ જાઓ.' એમ વારંવાર આજ્ઞા કરી, ત્યારે લક્ષ્મણજી પોતાના હૃદયમાં તેમનાં ચરણકમલોનું ધ્યાન ધરીને પોઢ્યા. ॥ ૪ ॥

दो०—उठे लषण निशि विगत सुनि, अरुण शिखा धुनि कान ॥
गुरुते पहले जगतपति, जागे राम सुजान ॥ २७६ ॥

કુકડાઓના ધ્વનિઓ સાંભળવામાં આવતાં, રાત્રિને વ્યતીત જાણીને લક્ષ્મણજી, શયનમાંથી ઉઠ્યા અને પ્રવીણ રામચન્દ્રજી પણ, વિશ્વામિત્રથી પહેલાં જાગ્યા. ॥૨૭૬॥

चौ०—सकल शौच करि जाय नहाये । नित्य निबाहि गुरुहि शिर नाये ॥
समय जानि गुरु आयसु पाई । लेन प्रसून चले दोउ भाई ॥ १ ॥
भूप बाग वर देखउ जाई । जहँ वसन्त ऋतु रही लुभाई ॥
लागे विटप मनोहर नाना । वरण वरण वर वेलि विताना ॥ २ ॥
नव पल्लव फल सुमन सुहाये । निज संपति सुर रूख लजाये ॥
चातक कोकिल कीर चकोरा । कूजत विहँग नचत कल मोरा ॥ ३ ॥
मध्य बाग सर सोह सुहावा । मणि सोपान विचित्र बनावा ॥
विमल सलिल सरसिज बहुरंगा । जल खग कुंजत गुंजत भृंगा ॥ ४ ॥

બન્ને ભાઈઓ, દંતધાવનાદિક સર્વ પ્રકારનાં શારીર શૌચ કર્મને પહોંચી લઇને નાહ્યા અને નિત્ય કર્મો પહોંચી લઈ, વિશ્વામિત્રની પાસે જઈને તેમને પગે લાગ્યા પછી બન્ને ભાઈઓ, પૂજાનો સમય થયો જાણી, ગુરુની આજ્ઞા લઈ, પુષ્પો લેવાને વાસ્તે ચાલ્યા. ॥ ૧ ॥ જઇને રાજાનો ઉત્તમ બાગ અથવા બાગોમાં રાજા જેવો બાગ જોયો કે જેમાં વસંત ઋતુ, જાણે પોતે લલચાઇને રહી હોય એમ જણાતું હતું, રંગ રંગની વિસ્તીર્ણ ઉત્તમ લતાઓ, (વિપરીત રતિમાં આસક્ત થયેલી નાયિકાઓની પેઠે) અનેક મનોહર વૃક્ષોને લપટાયેલી હતી, ॥ ૨ ॥ નવપલ્લવોથી, ફળોથી તથા પુષ્પોથી શોભી રહેલ વૃક્ષો, પોતાની સંપત્તિઓથી, કલ્પવૃક્ષોને પણ લજાવતાં હતાં, તે તે ઋતુઓમાં આનંદ માનનારા બપૈયા, કોયલ, પોપટ તથા ચકોર, આદિ પક્ષીઓ, શબ્દ કરતાં હતાં અને મયૂરો સુંદર નૃત્યો કરતા હતા. ॥ ૩ ॥ સુંદર બાગના મધ્યમાં એક મનોહર તળાવ

1 સેવા છોડવામાં, ગુરુની પાસેથી કોઈ વસ્તુ લેવામાં અને ગુરુને ઘેર ભોજન કરવામાં, ગુરુ જ્યારે વારંવાર આજ્ઞા કરે, ત્યારે જ તે આજ્ઞા સ્વીકારવી, એવી શાસ્ત્રમર્યાદા છે.

હતું, જેમાં મણિઓનાં વિચિત્ર પગથીઆંઓ બાંધ્યાં હતાં, જળ બહુ જ નિર્મલ ભર્યું હતું, રંગ રંગનાં કમળો ખીલી રહ્યાં હતાં, રંગ રંગનાં જળચર પક્ષીઓ, મનોહર શબ્દો કરતાં હતાં અને રંગ રંગનાં કમળોની પરાગો ઉડવાથી, રંગ રંગના બનેલા ભ્રમરો ગુંજારવ કરતા હતા. ॥ ૪ ॥

दो०—बाग तडाग विलोकि प्रभु, हर्षे बंधु समेत ॥
परम रम्य आराम मह, जो रामहिं सुख देत ॥ २७७ ॥

લક્ષ્મણ સહિત રામચન્દ્રજી, એ બાગનાં તળાવને જોઇને બહુ પ્રસન્ન થયા. જે બાગે જગતને સુખ આપનારા રામને પણ સુખ આપ્યું, તે બાગ, પરમ રમ્ય હોય જ. ॥૨૭૭॥

चौ०—चहुँदिशि चिते पूछि मालीगन । लगेलेन दल फूल मुदित मन ॥
तिहि अवसर सीता तहँ आई । गिरिजा पूजन जननि पठाई ॥ १ ॥
संग सखी सब सुभग सयानी । गावत गीत मनोहर बानी ॥
सर समीप गिरिजागृह सोहा । बरणि न जाय देखि मन मोहा ॥ २ ॥
मज्जन करि शर सखी समेता । गई मुदित मन गौरि निकेता ॥
पूजा कीन्ह अधिक अनुरागा । निज अनुरूप सुभग वर माँगा ॥ ३ ॥
एक सखी सिय संग बिहाई । गई रही देखन फुल वाई ॥
तिहि दोउ बंधु विलोकउ जाई । प्रेम विवस सीतापहँ आई ॥ ४ ॥

ત્યાં સીતાજીના આવવાની રાહ જોતા રામચન્દ્રજી, સીતાનાં દર્શનની આતુરતાથી ચારે દિશાઓમાં નજર કરવા લાગ્યા અને માળીઓને પૂછવાથી સીતાજીના આવવાના સમયે જાણવામાં આવતાં, મનમાં આનંદ પામીને પત્રો તથા પુષ્પો લેવા લાગ્યા માતાજીએ, ગૌરીનું પૂજન કરવા મોકલેલાં સીતાજી, આ અવસરમાં ત્યાં આવ્યાં ॥ ૧ ॥ સીતાજીની સાથે સઘળી સુંદર અને સુજાણ સખીઓ હતી અને તેઓ, એવાં ગીતો ગાતી હતી કે, જેથી સરસ્વતીના મનનું પણ આકર્ષણ થાય. ત્યાં, એક જરા દૂરના બીજા તળાવના સમીપમાં, સુંદર જગદંબાનું મંદિર હતું, કે જેનું વર્ણન બની શકતું નથી અને જેને દેખતાં જ મન મોહિત થઈ જાય એમ હતું. ॥ ૨ ॥ સીતાજી, સખીઓ સહિત એ તળાવમાં સ્નાન કરી, આનંદ ભરેલાં મનથી, ગૌરીના મંદિરમાં ગયાં. ત્યાં જઈ, તેમણે ગૌરીની અધિક[1] પ્રેમથી પૂજા કરી અને પોતાને લાયક તથા શ્રેષ્ઠ વર માગ્યા. ( વર શબ્દથી પતિરૂપ અર્થ લઈએ તો લઈ શકાય છે, પણ તેમ કરવાથી સીતાનાં સમર્યાદપણાંની કાંઇક હાનિ થાય છે. ) ॥ ૩ ॥ સીતાજીની સખીઓમાંની એક સખી કે જે સીતાજીથી છૂટી પડીને ફૂલવાડી જોવા ( ફૂલવાડીમાં કોઈ પણ પુરૂષ આવેલ હોય તો તેને દૂર કરવા ) ગઇ હતી, તે આ બન્ને ભાઇઓને વાડીમાં જોઈ, પ્રેમને લીધે પરતંત્ર થઈ જવાથી, તેઓને કશું નહીં કહી શકતાં, ફક્ત જાહેર કરવાને વાસ્તે સીતાજીની પાસે ચાલી આવી. ॥ ૪ ॥

---

૧ અધિક પ્રેમથી પૂજા કરવાનું કારણ એ કહેવામાં આવે છે કે, જનક રાજાએ, એક વર્ષ સુધી ધનુર્યજ્ઞ કરવાનો પણ લીધો હતો, તેમાં ફક્ત એક જ દિવસ બાકી રહેવાથી સીતાજી વિશેષ આકુલ થયાં હતાં.

दो०–तासु दशा देखी सखिन, पुलकगात जलनैन ॥
कहु कारण निज हर्षकर, पूछहिं सब मृदु वैन ॥ २७८ ॥

એ સખીની, શરીરમાં રોમાંચિત થવારૂપ તથા નેત્રોમાંથી જળ ચાલવારૂપ દશા જોઈ, બીજી સઘળી સખીઓએ, તેને કોમળ વચનોથી પૂછ્યું[1] કે, 'તને આવડો હર્ષ થયેલો છે, તેનું કારણ કહે'? ॥ ૨૭૮ ॥

चौ०–देखन बाग कुँवर दोउ आये । वय किशोर सब भाँति सुहाये ॥
श्याम गौर किमि कहौं बखानी । गिरा अनयन नयन विनुबानी ॥ १ ॥
सुनि हरषीं सब सखीं सयानी । सिय हिय अति उत्कंठा जानी ॥
एक कहै नृप सुत ते आली । सुने जु मुनिसँग आये काली ॥ २ ॥
जिन निज रूप मोहनी डारी । कीन्हे स्ववश नगर नर नारी ॥
वर्णत छवि जहँ तहँ सब लोगू । अवशि देखिये देखन योगू ॥ ३ ॥
तासु वचन अति सियहि सुहाने । दरश लागि लोचन अकुलाने ॥
चली अग्रकरि प्रियसखि सोई । प्रीति पुरातन लखै न कोई ॥ ४ ॥

પેલી સખી બોલી કે, "કોઈ બે રાજકુમારો બાગ જોવા[2] આવ્યા છે. એઓ કિશોર અવસ્થામાં છે તથા સર્વ પ્રકારથી સુંદર[3] છે. એક શ્યામ છે અને બીજો ગૌર છે. હું એઓનાં વખાણ શી રીતે કરી શકું? કેમ કે મારી વાણી નેત્ર વગરની છે અને નેત્રો વાણી વગરનાં છે. (જેને બોલવાનું સામર્થ્ય છે, તેને દેખવાનું સામર્થ્ય નથી અને જેને દેખવાનું સામર્થ્ય છે, તેને બોલવાનું સામર્થ્ય નથી. જેણે જોયેલ હોય તે જ વર્ણન કરી શકે. મારી વાણી કશું કહી શકે એમ નથી. જો નેત્રો બોલવાનું સામર્થ્ય ધરાવતાં હોય, તો તેઓથી જ કહી શકાય એમ છે અર્થાત્ એ રાજકુમારો જોવાને જ યોગ્ય છે.)" ॥ ૧ ॥ આ વાત સાંભળી, પ્રવીણ સખીઓ, રાજી થઈ અને તે સમયે તેઓના જાણવામાં આવ્યું કે, 'એ રાજકુમારોને નજરે જોવામાં આપણા કરતાં સીતાજી વિશેષ ઉત્કંઠિત થયેલ છે.' એક સખી બોલી કે, "હે સખીઓ! તે એ જ રાજકુમારો છે, કે જેઓ, ગઈ કાલે વિશ્વામિત્રની[4] સાથે આવેલા સાંભળવામાં આવ્યા છે. ॥ ૨ ॥ એઓએ, પોતાનાં રૂપની મોહિની નાખીને, શહેરનાં સઘળાં સ્ત્રી પુરુષોને વશ કર્યાં છે. સર્વે લોકો (પતિવ્રતાઓ પણ) જ્યાં ત્યાં એ રાજકુમારોની છબીનું વર્ણન કરે છે,

૧ સીતાજી, એને દેખીને વ્યાકુલ ન થાય એટલા વાસ્તે અથવા મંદિરમાં ધ્યાન કરીને બેઠેલાં સીતાજીને ધ્યાનમાં વિક્ષેપ ન થાય એટલા વાસ્તે અથવા સઘળી સખીઓ પોતે પણ સખીની એવી દશા જોઈને રોમાંચિત થઈ ગઈ હતી તેથી કોમળ વચનોથી પૂછ્યું. ૨ 'ફૂલ તોડેછે અથવા ફૂલ લેવા આવ્યા છે,' એમ કહેવાથી રાજકુમારોના ગૌરવમાં કાંઈક હાનિ પહોંચે, માટે 'બાગ જોવા આવ્યા છે,' એમ કહ્યું. ૩ અહીં સામુદ્રિક લક્ષણોનું કથન કર્યું સમજવું. ૪ મહાત્માના સોબતી છે, તેથી તેઓમાં કશું નિર્મર્યાદપણું નહીં હોય એમ જણાવ્યું છે. ૫ એઓએ જેઓના ઉપર મોહિની નાખી છે, તેઓ પણ, એઓને વશ થઈ ગયા છે, ત્યારે એઓ, જેઓને પોતાના અંગમાં રાખે, તેઓની તો શી વાત કરવી! એમ જણાવ્યું છે.

માટે એઓને અવશ્ય નજરે જોવા જોઇએ છીએ. અર્થાત્ જોવા યોગ્ય છે.'' ॥ ૩ ॥ આ સખીનું વચન સીતાજીને બહુ જ પ્રિય લાગ્યું અને તેથી મનમાં ધારેલો માર્ગ ખુલ્લો થતાં, સીતાજીનાં નેત્રો દર્શનને વાસ્તે બહુ આતુર થયાં. જે પ્રિય સખી પ્રથમ જોઇ આવી હતી, તેને જ મોહોડાં આગળ કરીને સીતાજી ત્યાંથી ચાલ્યાં. સીતાજીની અને રામની અનાદિ કાળની પ્રીતિ છે, તેને કોઈ જાણતું ન હતું અથવા એ સખી, સીતાજીની અને રામની પુરાતન પ્રીતિનું જ સ્વરૂપ હતી, એ વાત કોઇના જાણવામાં ન હતી અથવા જે પ્રીતિથી, મન ઘણા દિવસ થયા ભરપૂર થઈ રહ્યું છે, તેને કોઈ ન જાણે તો ઠીક, એમ સીતાજી ઈચ્છતાં હતાં. ॥ ૪ ॥

दो०—सुमिरि सीय नारद वचन, उपजी प्रीति पुनीत ॥
चकित विलोकति सकल दिशि, जनु शिशु मृगी सभीत ॥ २७९ ॥

મનમાં નારદજીનાં[1] વચનનું સ્મરણ આવવાથી, સીતાજીને પવિત્ર પ્રીતિ ઉત્પન્ન થઈ, પણ તે પ્રીતિને સખીઓથી છૂપાવવાને વાસ્તે સીતાજી ભય પામેલી બાલમૃગીની[2] પેઠે ચકિત થઇને સઘળી દિશાઓ તરફ જોયા કરતાં હતાં. ॥ ૨૭૯ ॥

चौ०—कंकण किंकिणि नूपुर धुनि सुनि । कहत लषण सन राम हृदय गुनि ॥
मानहुँ मदन दुंदुभी दीन्ही । मनसा विश्व विजयकहँ कीन्ही ॥ १ ॥
अस कहि फिर चितये तेहि ओरा । सियमुख शशि भये नैन चकोरा ॥
भये विलोचन चारु अचंचल । मनहुँ सकुचि निमि तजउ दृगंचल ॥ २
देखि सीय शोभा सुख पावा । हृदय सराहत वचन न आवा ॥
जनु विरंचि सब निज निपुणाई । विरचि विश्वकहँ प्रगट दिखाई ॥ ३ ॥
सुंदरता कहँ सुन्दर करई । छवि गृह दीप शिखा जनु बरई ॥
सब उपमा कवि रहे जुठारी । किहि पटतरिय विदेह कुमारी ॥ ४ ॥

રામચન્દ્રજી, કંકણોનો તથા ઝાંઝરોની ઘુઘરીઓનો શબ્દ સાંભળી, હૃદયમાં વિચાર કરીને, લક્ષ્મણજીને કહેવા લાગ્યા કે, 'કામદેવે સઘળાં જગતને જિતી લેવાની ઇચ્છા કરીને નગારાં પર ડંકો દીધો હોય એવું જણાય છે.' ॥ ૧ ॥ એટલું કહીને રામચન્દ્રજી વળી જે તરફથી શબ્દ થયો, તે તરફ જોવા લાગતાં, તેમનાં નેત્રો, જેમ ચન્દ્રપર, ચકોર લાગે, તેમ, સીતાજીના મુખપર લાગી ગયાં. રામચન્દ્રજીનાં સુંદર નેત્રો, કે જેઓ, સીતાની શોધમાં ચંચલ હતાં, તેઓ, એવાં તો અચંચલ અને નિમેષ વગરનાં થઇ ગયાં કે, જાણે તેઓની પાંપણોમાં રહેનારો નિમિ રાજા, પોતાના સંતાનનું (સીતાજીનું) શૃંગાર માધુર્ય જોઈ, લજ્જાથી સંકોચાઈ, પાંપણોને છોડી દઈને ભાગી જ

---

૧ તેમને પ્રથમ ફૂલવાડીમાં રામચન્દ્રજીથી દષ્ટિ મિલાપ થશે. અને પછી તેમની સાથે તમારો વિવાહ થશે' એમ નારદજી કહી ગયા હતા. ૨ જેમ બાળમૃગી હાંસાવાળાઓથી ડરે, તેમ સીતાજી, સખીઓના ચેતી જવાથી ડરતાં હતાં, એમ જણાવવાને વાસ્તે બાલમૃગીની ઉપમા આપી છે.

ગયો હોય.[1] ॥ ૨ ॥ રામચંદ્રજી, સીતાજીના મુખની શોભા જોઇને સુખ પામ્યા અને તે સમયે ઉત્પન્ન થયેલાં સ્તંભાદિક સાત્વિક ભાવોથી,[2] કશું બોલી નહીં શકતાં, હૃદયથી વખાણ કરવા લાગ્યા કે, " આ તે બ્રહ્માએ પોતાની સઘળી ચાતુરી એકઠી કરીને જગતને પ્રકટ દેખાડી છે કે શું ? ॥ ૩ ॥ જેમ અને સુંદર પદાર્થોથી ભરેલાં ઘરને, દીવાની શિખા વધારે સૌંદર્ય આપે છે, તેમ આ સુંદરી અનેક સૌંદર્યોથી ભરેલી બ્રહ્માની ચાતુરીને પણ સૌંદર્ય આપે છે કે શું ? કવિઓએ, જે ઉપમાઓ કહેલી છે, તે સઘળી બીજી સ્ત્રીઓને લાગુ પડી જવાથી,ઉચ્છિષ્ટ થઈ ગઈ છે, માટે આ જનક રાજાની કુંવરીને કોની ઉપમા લગાવું ?"

दो०—सिय शोभा हिय वरणि प्रभु, आपनि दशा विचारि ॥
बोले शुचि मन अनुज सन, वचन समय अनुहारि ॥ २८० ॥

રામચન્દ્રજી, એ પ્રમાણે હૃદયમાં સીતાજીની શોભાનું વર્ણન કરી, પોતાની દશાનો વિચાર કરી, પવિત્ર[3] મનથી, લક્ષ્મણજીને તે સમયે અનુસરતાં વચનો કહેવા લાગ્યા કે, ॥ ૨૮૦ ॥

चौ०—तात जनक तनया यह सोई । धनुष यज्ञ जेहि कारण होई ॥
पूजन गौरि सखी लेआई । करत प्रकाश फिरति फुलवाई ॥ १ ॥
जासु विलोकि अलौकिक शोभा । सहज पुनीत मोर मन क्षोभा ॥
सो सब कारण जान विधाता । फरकहिं सुभग अंग सुनु भ्राता ॥ २ ॥
रघुवंशिन कर सहज स्वभाऊ । मन कुपंथ पग धरै न काऊ ॥
मोहिं अतिशय प्रतीति जिय केरी । जिहि स्वप्नहुँ परनारि न हेरी ॥ ३ ॥
जिनके लहहिं न रिपु रण पीठी । नहिं लावहिं पर तिय मन दीठी ॥
मंगन लहहिं न जिनके नाहीं । ते नरवर थोरे जगमाहीं ॥ ४ ॥

" હે તાત ! તે જાનકી આ જ છે, કે જેને વાસ્તે ધનુષનો યજ્ઞ થાય છે. સખીઓ

---

૧ જનકના પૂર્વજ નિમિ રાજાએ, યજ્ઞ કરવાની ઇચ્છાથી વસિષ્ઠને બોલાવ્યા હતા. વસિષ્ઠ, વરણ કરાવીને ઇંદ્રને ત્યાં યજ્ઞ કરાવવા ચાલ્યા જતાં, નિમિએ, બીજાને પુરોહિત સ્થાપીને યજ્ઞ કરી લીધો. વસિષ્ઠ, ઇંદ્રલોકમાંથી આવી, તકરાર કરવા લાગતાં, રાજાએ, તેમને દર્શન પણ દીધું નહીં. વસિષ્ઠે રાજાને શરીર પડી જવાનો શાપ દીધો અને રાજાએ પણ, વસિષ્ઠને શરીર પડી જવાનો શાપ દીધો. વસિષ્ઠે બીજા દેહને ધારણ કર્યો. બ્રાહ્મણોએ, નિમિ રાજાને જીવાડવાનો યત્ન કરતાં-નિમિ રાજાએ, માણસોનાં નેત્રોની પાંપણોમાં નિમેષરૂપે રહેવાનું સ્વીકાર્યું. (શ્રીમદ્ભાગવત નવમ, સ્કંધ). ૨ स्तंभः स्वेदोऽथ रोमांचः स्वरभंगोऽथ वेपथुः ॥ वैवर्ण्यमश्रु प्रलय इत्यष्टौ सात्विका मताः ॥ १ ॥ નાયકને, નાયિકાનું દર્શન થતાં, અને નાયિકાને, નાયકનું દર્શન થતાં, અંતઃકરણની વૃત્તિના ક્ષોભને લીધે, શરીરમાં સ્તબ્ધપણું, પસીનો, રોમાંચ, સ્વરનો ભંગ, કંપ, વર્ણનું બદલાઈ જવું, આંસુ અને પ્રલીનપણું, એ જે આઠ અનુભાવો થાય છે. તે સાત્વિક કહેવાય છે. ( સાહિત્યદર્પણ પરિચ્છેદ ૩ જો.) ૩ 'પવિત્ર મનથી' એ શબ્દ એટલા માટે છે કે, જે વાત લક્ષ્મણજીની પાસે કહેવા લાયક ન હતી, તે પણ કહી.

ગૌરીનાં પૂજનને વાસ્તે; એને અહીં લાવેલી છે, કે જેની કાંતિથી આખી ફૂલવાડી, કાંતિમય થઈ ગઈ છે ॥ ૧ ॥ અને જેની દિવ્ય શોભાને જોઇ, મારૂં મન, સહજ પવિત્ર છતાં પણ, ચલાયમાન્ થઈ ગયું છે. હે ભાઈ! સાંભળો. આનું શું કારણ છે? તે દેવ જાણે, પણ મારાં જમણાં અંગો શુભદાયક રીતે ફરકવા લાગ્યાં છે. ॥ ૨ ॥ રઘુવંશી ક્ષત્રિયોનો સહજ સ્વભાવ એ છે કે, તેઓ, મનથી પણ કદી કુમાર્ગમાં પગ મૂકે નહીં. મને મારાં મનનો અત્યંત વિશ્વાસ છે કે, તે સ્વપ્નમાં પણ પરસ્ત્રી તરફ પ્રવૃત્તિ કરે નહીં. ॥ ૩ ॥ જેઓની પીઠને, રણમાં શત્રુઓ દેખે નહીં, જેઓનું મન, પરસ્ત્રી તરફ પ્રવર્ત્તે નહીં અને માગણ લોકો, જેઓના મુખથી નકાર શબ્દને સાંભળે જ નહીં એવા ઉત્તમ નરો, જગતમાં થોડા જ હોય છે," ॥ ૪ ॥

दो०—करत बतकही अनुजसन, मन सिय रूप लुभान ॥
मुख सरोज मकरंद छबि, करत मधुप इव पान ॥ २८१ ॥

રામચન્દ્રજી, આ પ્રમાણે લક્ષ્મણજીથી વાતો કરતા હતા, પણ મન સીતાજીના રૂપમાં લોભાઈ ગયું હતું, તેથી જેમ ભ્રમર, કમળના મકરંદનું પાન કરે, તેમ નેત્રોથી સીતાજીનાં મુખની છબીનું પાન કરતા હતા. ॥ ૨૮૧ ॥

चौ०—चितवत चकित चहूँ दिशि सीता । नृप किशोर कहँगे मन चीता ॥
जहँ बिलोकि मृगशावकनयनी । तहँ जनु बरष कमल सित सेनी ॥ १ ॥
लता ओट तब सखिन लखाये । श्यामल गौर किशोर सुहाये ॥
देखि रूप लोचन ललचाने । हरषे जनु निज निधि पहिचाने ॥ २ ॥
थके नयन रघुपति छबि देखी । पलकनहू परिहरी निमेषी ॥
अधिक सनेह देह भइ भोरी । शरद शशिहि जनु चितव चकोरी ॥ ३ ॥
लोचन मगु रामहिं उर आनी । दीन्हे पलक कपट सयानी ॥
जब सिय सखिन प्रेमवश जानी । कहि न सकहि कछु अति सकुचानी ॥४॥

સીતાજી પણ, ચકિત રીતે ચારે દિશાઓમાં જોતાં હતાં કે, 'મનમાં ચિંતવેલા રાજકિશોર[2] (રાજકુમાર) ક્યાં ગયા? મૃગના બચ્ચાંના સરખાં નેત્રોવાળાં તે સીતાજી, જે જે દિશામાં જોતાં હતાં, તે તે દિશામાં જાણે ધોળાં કમળોની પંક્તિની વૃષ્ટિ થતી હોય, એમ દીસતું હતું[3] ॥ ૧ ॥ આ સમયમાં સખીઓએ, શ્યામ તથા

૧ લક્ષ્મણજીને પીઠને શત્રુઓએ રણમાં દીઠી ન હતી, લક્ષ્મણજીનું મન, પરસ્ત્રીઓમાં પ્રવર્ત્તતું ન હતું અને લક્ષ્મણજીએ, સેવા માગનારા ગુરુજનને, કદી પણ સેવાની ના પાડી ન હતી, તેથી આ સ્તુતિ લક્ષ્મણજીને લાગુ પાડવી. કેમ કે, રામ પોતે, પોતાનાં વખાણ કરે નહીં, એમ કેટલાએક કહે છે. ૨ એક તો રાજકુમાર અને વળી કિશોર તેથી, સ્વતંત્ર હોય જ, એ દર્શાવ્યું છે. ૩ મિત્રતાના ભાવવાળી દૃષ્ટિ શ્વેતપણાવાળી થાય, એમ શાસ્ત્રોમાં કહ્યું છે, તેથી ધોળાં કમળોની વૃષ્ટિ થયા જેવું દીસતું હતું, એમ કહ્યું છે. અહીં મૂળમાં कमल सुत सेनी એવો પણ પાઠ છે, તેનો અર્થ એવો થાય છે કે, રામ જોવામાં આવતા ન હતા, ત્યાંસુધી એક નિમેષ, બ્રહ્માનાં સેંકડો વર્ષ વીત્યા જેવો જણાતો હતો.

ગૌર વર્ણવાળા અને કિશોર અવસ્થાવાળા તે સુંદર રાજકુમારોને, સાનથી, લતાઓના નિકુંજની અંદર દેખાડયા. ॥ ૨ ॥ સીતાજીનાં નેત્રો, રામનાં રૂપને જોઇ, જેમ જતો રહેલો પોતાનો ભંડાર ઓળખવામાં આવતાં, લલચાય, તેમ લલચાયાં અને તે છબીને જોઇ, તેમાં જ થાકી ગયાં. ( છબીમાં એવાં ફસાઈ ગયાં કે, તેમાંથી બહાર નીકળવાને અશક્ત જ થઈ ગયાં. ) તથા નેત્રોની પાંપણોએ પણ, નિમેષ કરવા છોડી દીધા. જેમ ચકોરી શરદ્ ઋતુના ચન્દ્રને જોઈ, અતિ સ્નેહને લીધે, દેહનું ભાન ભૂલી જાય, તેમ સીતાજી, રામચન્દ્રને જોઇ, અતિસ્નેહને લીધે, દેહનું ભાન ભૂલી ગયાં અથવા જેમ, શરદ્‌ઋતુના તાપથી ગભરાયેલી ચકોરી, ચન્દ્રને જોઈ, શીતલતા મળવાથી, દેહનું ભાન ભૂલી જાય, તેમ,પિતાની પ્રતિજ્ઞારૂપ તાપથી ગભરાયલાં સીતાજી, રામચન્દ્રને જોઈ, શાંતિ મળવાથી, દેહનું ભાન ભૂલી ગયાં. ॥ ૩ ॥ પ્રવીણ સીતાજીએ, નેત્રોરૂપી દ્વારથી, રામચન્દ્રજીને પોતાના હૃદયમાં લેઈ લેઇને, જાણે તેમને, પાછા ન નીકળવા દેવા હોય તેમ, પાંપણોરૂપી કમાડ ભીડી દીધાં. ( પરમાનંદનો અનુભવ થવાથી, સીતાજી નેત્રો વીંચી ગયાં. ) જ્યારે સખીઓ, સીતાજીને પ્રેમવશ થયાં જાણી ગઈ, ત્યારે સીતાજી, અત્યંત સંકોચને લીધે, તેઓની પાસે કશું બોલી શકયાં નહીં. ॥ ૪ ॥

**दो०—लतागृहतें प्रगट भये, तिहि अवसर दोउ भाइ ॥**
**विकसे जनु युग विमल विधु, जलद पटल बिलगाइ ॥ २८२ ॥**

આ અવસરમાં, જેમ બે ચન્દ્ર, વાદળાંઓના સમૂહને ચીરીને બહાર નીકળે તેમ બન્ને ભાઈઓ, લતામંડપને ચીરીને[1] બહાર પ્રકટ થયા. ॥ ૨૮૨ ॥

**चौ०—शोभासींव सुभग दोउ वीरा । नील पीत जलजात शरीरा ॥**
**काकपक्ष शिर सोहत नीके । गुच्छे बिच बिच कुसुम कलीके ॥ १ ॥**
**भाल तिलकश्रम विन्दु सुहाये । श्रवण सुभग भूषण छवि छाये ॥**
**विकट भ्रुकुटि कच घून्घरवारे । नव सरोज लोचन रतनारे ॥ २ ॥**
**चारि चिबुक नासिका कपोला । हास विलास लेत जनु मोला ॥**
**मुख छवि कहि न जाय मोहिं पाहीं । जो विलोकि बहु काम लजाहीं ॥ ३ ॥**
**उर मणिमाल कंबु कल ग्रीवा । काम कलभ कर भुजबल सींवा ॥**
**सुमन समेत वाम कर दोना । सांवर कुमर सखी सुठि लोना ॥ ४ ॥**

એ બન્ને વીરો, શોભાની સીમારૂપ હતા અને ઉત્તમ ભાગ્યવાળા હતા. એકનું શરીર શ્યામ કમળ જેવું અને બીજાનું શરીર ગૌર કમળ જેવું હતું. બન્નેનાં મસ્તકોપર વાળોનાં પટિયાં શોભી રહ્યાં હતાં. અને તે પટિયાંઓના મધ્યમાં પુષ્પોની કળિઓના ગુચ્છાઓ શોભી રહ્યા હતા. ॥ ૧ ॥ બન્નેનાં લલાટો, તિલકોથી તથા કોમળતાને લીધે પસીનાના બિંદુઓથી શોભી રહ્યાં હતાં. કાનોમાં પહેરેલાં સુંદર ભૂષણોની

૧ લતામંડપના દ્વાર સુધી નહીં જતાં, સીતાનાં દર્શનની ઉતાવળને લીધે, લતામંડપને ચીરીને બહાર નીકળ્યા.

કાંતિ છાઈ રહી હતી ભમરો વાંકી હતી કેશ, વાંકા ખીંતલાઆળા હતા. નેત્રો, નવીન કમળો જેવાં તથા રક્ત હતાં. ॥ ૨ ॥ હડપચી, નાસિકા અને કપોલ, સુંદર હતાં. મંદ હાસ તો જાણે જોનારાઓને ખરીદી લેતો હોય એવો જણાતો હતો. જેને જોઈને, અનેક કામદેવો પણ લજાઈ જાય, એવી મુખોની છબીનું તો મારાથી વર્ણન જ બની શકે નહીં. ॥ ૩ ॥ વક્ષ:સ્થલોમાં, મણિઓની માળાઓ પહેરી હતી. કંઠો શંખોના જેવા સુંદર હતા, ભુજાઓ, જાણે કામદેવરૂપી હાથીના બચ્ચાંની સુંઢો હોય એવી અને બળની સીમાઓ-રૂપ હતી, એક સખી, બીજી સખીને કહેવા લાગી કે, 'આ શ્યામ સુંદર વર્ણવાળા રાજકુમાર કે જેના ડાબા હાથમાં પુષ્પોથી ભરેલો દૂનો'[1] છે, તે તો બહુ રૂપાળા છે.' ॥ ૪ ॥

दो०–केहरि कटि पट पीत धर, सुखमा शील निधान ॥
देखि भानुकुल भूषणहिं, बिसरा सखिन अपान ॥ २८३ ॥

કેસરીના જેવી કટીપર પીળાં વસ્ત્રને ધારણ કરનારા અને પરમ શોભાના તથા સુશીલના ભંડારરૂપ રામચંદ્રજીને જોઈને, સીતાજીની સઘળી સખીઓ પણ શરીરોનાં ભાન ભૂલી ગઈ. ॥ ૨૮૩ ॥

चौ०–धरि धीरज एक सखी सयानी । सीतासन बोली गहि पानी ॥
बहुरि गौरिकर ध्यान करेहू । भूप किशोर देख किन लेहू ॥ १ ॥
सकुचि सीय तब नैन उघारे । सन्मुख दोउ रघुसिंह निहारे ॥
परवश सखिन लखी जब सीता । भये गहरु जब सब कहहिं सभीता ॥२॥
पुनि आउब इहि बिरियाँ काली । अस कहिं मन बिहँसि इक आली ॥
गूढ गिरा सुनि सिय सकुचानी । भये विलम्ब मातु भय मानी ॥ ३ ॥
धरि बड धीर राम उर आनी । फिरी आपनपो पितुवश जानी ॥

એક ચતુર સખી, શરીરનું ભાન ભૂલાઈ ગયા છતાં પણ, પાછી ધીરજ ધરી, સીતાજીનો હાથ પકડીને[2] બોલી કે, "તમને ગૌરીના ધ્યાનનો અભ્યાસ થઈ ગયો છે કે શું ? કે જેથી ફરી વાર પણ ગૌરીનું ધ્યાન કરવા લાગ્યાં છો. સન્મુખ ઉભેલા રાજકુમારોને શા માટે જોઈ લેતાં નથી ? અથવા ગૌરીનું જે ધ્યાન કરો છો, તે અહીંથી ચાલીને પછી કરજો. હમણાં આ રાજકુમારોને શા માટે જોઈ લેતાં નથી ? અથવા આ રાજકુમારોનું[3] દર્શન જ ગૌરીના ધ્યાનનું ફળ છે, માટે હવે ગૌરીનું ધ્યાન કરવાની શી

---

૧ જેમ પુષ્પોના દૂનાને ડાબા હાથમાં ધર્યો છે, તેમ તમને પણ ડાબા અંગમાં ધરીશ અને પુષ્પોની પેઠે જ તમારી સંભાળ રાખીશ, એમ સીતાજીને સૂચવવા વાસ્તે રામચન્દ્રજીએ ફુલનો દૂનો ધર્યો હતો. ૨ સીતાજીએ, નેત્રો મીંચ્યાં હતાં, તેથી, સાનથી સમજાવાય એમ ન હતું. અને રામચન્દ્રજીએ, સન્મુખ ન હોવાને લીધે ઊંચા સ્વરથી વાત પણ કરી શકાય એમ ન હતું; તેથી હાથ પકડીને કહે છે. ૩ 'રાજ' એ શબ્દથી જાતિ સંબન્ધની યોગ્યતા અને 'કુમાર' એ શબ્દથી અવસ્થા સંબન્ધની યોગ્યતા જણાવે છે.

જરૂર છે ? સન્મુખ ઉભેલા રાજકુમારોને શા માટે જોઇ લેતાં નથી ?” ॥ ૧ ॥ સખીનાં વ્યંગયુક્ત વચનો સાંભળી, સીતાએ ( મારો પ્રેમ સખીના જાણવામાં આવી ગયો, ) એવી લજ્જાથી સંકોચાઇને નેત્રો ઉઘાડયાં અથવા સખીનાં વચનો સાંભળી, સીતાએ અધુરાં નેત્રો ઉઘાડયાં, પણ સંપૂર્ણ ઉઘાડ્યાં નહીં અને સામે ઉભેલા બન્ને રઘુસિંહોને[1] જોયા. સખીઓ, સીતાને પરવશ થયેલાં જાણી, માતાજીની બીકને લીધે પરસ્પરમાં વાતો કરવા લાગી કે, ॥ ૨ ॥ ઘેર જવાને વિલંબ થઈ ગયો છે.’ ‘ ફરી આવતી કાલે આ સમયે આવજો,’[2] એમ કહીને એક સખી મનમાં હસવા લાગી. સખીની ગૂઢ વાણી સાંભળીને, સીતાજી, સંકોચાયાં અને વિલમ્બ થયો જાણીને, માતાજીથી ડરવા લાગ્યાં. ॥ ૩ ॥ સીતાજી, મોટી ધીરજ ધરી, હૃદયમાં રામને રાખી લઇને, ત્યાંથી પાછાં ફર્યાં અને પોતાનાં શરીરને પિતાને આધીન જાણીને, ( પિતા ગમે તે વરને આપી શકે છે, એમ જાણીને, ) ચિંતા કરવા લાગ્યાં. ॥

**दो०—देखन मिसु मृग विहँग तरु, फिरति बहोरि बहोरि ॥**
**निरखि निरखि रघुबीर छबि, बाढी प्रीति न थोरि ॥ २८४ ॥**

મૃગોને, પક્ષીઓને તથા વૃક્ષોને જોવાના બહાનાથી, વારંવાર પાછું વાળી જોવા લાગ્યાં અને આ પ્રમાણે રઘુવીરની છબીને નિરખી નિરખીને, પ્રીતિની અપાર વૃદ્ધિ પામવા લાગ્યાં. ( યજ્ઞ રક્ષણ વગેરે કાર્યોથી રામની વીરતા સાંભળવામાં આવી હતી, પણ નજરે જોતાં, કોમળતા દેખાતી હતી, તેથી તેમની છબીને વારંવાર જોતાં હતાં. કેમકે ધનુષને તોડવાના કામમાં વીરતાનું મુખ્ય પ્રયોજન હતું અને તેથી જ, અર્થ સિદ્ધ થાય એમ હતું. ‘ રઘુવીર’ એ શબ્દ પણ વીરતા બતાવનારો છે. પોતાનું અંતઃકરણ રામચન્દ્રજીમાં લાગી રહ્યું હતું, તેથી ફરી ફરીને જોતાં હતાં, એવો શૃંગારાનુસારી અર્થ લેવો પણ અતિ યોગ્ય છે. ) ॥ ૨૮૪ ॥

---

૧ ‘રઘુસિંહ’ શબ્દ વીરતાનો સૂચવનારો છે, રામ ધનુષ તોડે તો ઠીક, એવી સીતાજીના મનમાં જે ઇચ્છા હતી, તે ઇચ્છા, રામની વીરતાથી જ પૂર્ણ થાય એમ હતું. ૨ ‘ચાલો’ એવો વિયોગનો શબ્દ નહીં બોલતાં, ચાતુરી વાપરીને ‘ ફરી આવતી કાલે આ સમયે આવજો,’ એવો સંયોગનો શબ્દ બોલી, પણ તેથી ‘તમારૂં’ મન રાજકુમારપર મોહિત થઈ ગયું છે,’ એમ સૂચિત થઈ જવાથી મનમાં હસવા લાગી. અથવા એ સખીએ, બીજી સખીઓને ‘ફરી આવતી કાલે આ સમયે આવજો,’ એમ કહીને, ‘આ વખતે સીતાજીને એકલાં ઉભવા ધો,’ એવી સૂચના આપી અને એ સૂચનાના ચમત્કારથી પોતે મનમાં હસવા લાગી. અથવા ‘ફરી આવતી કાલે આ સમયે આવજો,’ એ વચનથી, એમ સૂચિત કર્યું કે, ‘ આજ તમે વિલંબ કર્યો છે, તેથી માતાજી આવતી કાલે તમને અહીં આવવા નહીં દે.’ આવી ગૂઢ સૂચના કરીને મનમાં હસી. અથવા રામને, ‘ફરી આવતી કાલે આ સમયે આવજો,’ એમ કહેવાથી, ‘તમે સીતાપર આસક્ત થયા છો,’ આવી ગૂઢ સૂચના કરીને મનમાં હસી. અથવા રામને ‘ ફરી આવતી કાલે આ સમયે અહીં આવજો, ’ એ વચનથી સૂચિત કર્યું કે, ‘તમે રાજકન્યામાં આસક્ત થઈને વાર લગાડી, તેથી તમને આવતી કાલે ગુરુ અહીં આવવા દે.’ આવી ગૂઢ સૂચના કરીને મનમાં હસી. આ પ્રમાણે ‘ફરી આવતી કાલે આ સમયે અહીં આવજો’ એ વાક્યમાંથી અનેક ધ્વનિઓ નીકળે છે, પણ ગ્રંથકર્તાએ ગૂઢ गिरा એમ કહેવાથી ‘તેઓમાંથી અમુક ધ્વનિ ધારેલો છે અથવા બીજો જ કોઈ ધારેલો છે,’ એ પરીક્ષા કરવાનું વિદ્વાનોનું કામ છે.

चौ०—जानि कठिन शिवचाप विसूरति । चली राखि उर श्यामल मूरति ॥
प्रभु जब जात जानकी जानी । सुख सनेह शोभा गुण खानी ॥ १ ॥
परम प्रेममय मृदु मसि कीन्ही । चारु चित्र भीतर लिख लीन्ही ॥
गई भवानी भवन बहोरी । वन्दि चरण बोली कर जोरी ॥ २ ॥
जय जय जय गिरिराज किशोरी । जय महेश मुखचंद्र चकोरी ॥
जय गजवदन षडानन माता । जगत जननि दामिनि द्युति गाता ॥ ३ ॥
नहिं तव आदि मध्य अवसाना । अमित प्रभाव वेद नहिं जाना ॥
भव भव विभव पराभव कारिणि। विश्व विमोहनि स्ववशविहारिणि ॥ ४ ॥

સદાશિવના ધનુષને કઠણ જાણીને અને રામની મૂર્ત્તિને કોમળ જાણીને ચિંતા કરતાં હતાં, પણ વીરતાનો નિશ્ચય કરી, રામની શ્યામ સુંદર મૂર્ત્તિને પોતાના હૃદયમાં ધરીને ત્યાંથી ચાલ્યાં. સુખ, સ્નેહ, શોભા અને ગુણો, એઓની[1] ખાણરૂપ સીતાજીને જતાં જાણીને, ॥ ૧ ॥ રામચન્દ્રજીએ, પરમ સ્નેહરૂપ કોમળ શાહીથી સીતાજીની મૂર્ત્તિનાં સુંદર ચિત્રને, પોતાનાં અંતઃકરણમાં ઓળખી લીધું.[3] સીતાજી, પાછાં જગદંબાના મંદિરમાં જઈ, તેમનાં ચરણોમાં પ્રણામ કરી, હાથ જોડી, સ્તુતિ કરવા લાગ્યાં કે, ॥ ૨ ॥ "હે પર્વતોના રાજાની[4] પુત્રી ! જય, જય, જય. હે મહેશ્વરનાં[5] મુખરૂપી ચન્દ્રનું પાન કરવામાં ચકોરી જેવાં ! જય. હે ગણપતિનાં અને કાર્ત્તિકેયનાં માતા[6] ! જય. હે જગતનાં માતા[7] ! હે વીજળીની પેઠે ચળકતાં ગાત્રોવાળાં ! જય. ॥૩॥ તમારાં આદિ, મધ્ય કે અંત છે જ નહીં. તમારા અપરિમિત પ્રભાવને, વેદે પણ સંપૂર્ણ રીતે જાણ્યો નથી. (કારણ કે, માયા અનિર્વચનીય છે, એવો વેદનો સિદ્ધાંત છે.) તમે

---

૧ देखिय सीय शोभा सुख पावा, એ વાક્યથી સુખની ખાણરૂપપણું. अधिक सनेह देह भइ भोरी એ વાકયથી સ્નેહની ખાણપણું, सुंदरता कहं सुंदर करई એ વાક્યથી શોભાની ખાણપણું અને देखन प्रियसु मृग विहग तरु फिरत बहोरि बहोरि એ વાકયથી ચતુરાઈ વગેરે ગુણોની ખાણપણું જણાવેલું છે. ૨ જો શાહીમાં કોઈ પ્રકારની કઠોરતા હોય, તો સીતાજીનાં કોમળ અંગોને ખેદ કરે, એટલા માટે 'કોમળ શાહીથી' એમ કહ્યું છે. ૩ સીતાજીને ધનુષના ટૂટવામાં સંકલ્પ વિકલ્પ હતા, તેથી તેમણે, રામની મૂર્ત્તિને હૃદયમાં સ્મરણથી ધરી હતી, પણ આળખી લીધી ન હતી અને રામચન્દ્રજીને તો, ધનુષ તોડવાનો નિશ્ચય જ હતો, તેથી તેમણે, સીતાજીની મૂર્ત્તિને હૃદયમાં ઓળખી જ લીધી, એમ કહ્યું છે. જેમ નાયક નાયિકાને બંધનમાં લે છે, તેમ નાયિકા, નાયકને બંધનમાં લઈ શકતી નથી, એ ભાવ પણ આ ઉપરથી જણાય છે. ૪ પર્વત કે જેનું શરીર પરોપકારને વાસ્તે જ છે, તેનાં તમે પુત્રી છો, માટે મારો ઉપકાર કરશો, એવો ધ્વનિ છે. ૫ તમે મહેશ્વરનાં પત્ની છો, તેથી મારો ઉપકાર કરવાને સમર્થ છો, એવો ધ્વનિ છે. ૬ તમે સિદ્ધિના પતિ ગણપતિના માતા છો, માટે મને કાર્યસિદ્ધિ આપશો અને જેમ તમે કાર્ત્તિકેયને, તારકાસુરનો વધ કરવાની શક્તિ આપી હતી, તેમ રામને ધનુષ તોડવાની શક્તિ આપશો, એવો ધ્વનિ છે. ૭ તમે જગતનાં માતા હોવાથી, મારાં પણ માતા છો, માટે મારૂં હિત કરશો, એવો ધ્વનિ છે.

સંસારનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય, એઓને કરનારાં છો,[1] જગતને મોહિત કરનારાં છો[2] અને સ્વચ્છંદ રીતે વિહાર કરનારાં છો.[3] ॥ ૪ ॥

दो०—पतिदेवता सुतीय महँ, मातु प्रथम तव रेष ॥
महिमा अमित न कहि सकहिं, सहस शारदा शेष ॥ २८५ ॥

હે માતાજી ! સઘળી ઉત્તમ પતિવ્રતા સ્ત્રીઓમાં આપનું નામ પ્રથમ ગણાય છે. (હું પણ આપની પાસે પતિવ્રત્યની જ માગણી કરું છું.) આપનો અપાર મહિમા, હજાર સરસ્વતીઓથી કે હજાર શેષનાગોથી પણ વર્ણવી શકાય એમ નથી. ॥ ૨૮૫ ॥

चौ०—सेवत तोहिं सुलभ फल चारी । वरदायिनि त्रिपुरारि पियारी ॥
देवि पूजि पद कमल तुह्मारे । सुर नर मुनि सब होहिं सुखारे ॥ १ ॥
मोर मनोरथ जानहु नीके । बसहु सदा उर पुर सबहीके ॥
कीन्हउँ प्रगट न कारण तेही । अस कहि चरण गहे वैदेही ॥ २ ॥
विनय प्रेमवश भइ भवानी । सखी माल मूरति मुसकानी ॥
सादर सिय प्रसाद उर धरेऊ । बोलि गौरि हिय हर्ष भरेऊ ॥ ३ ॥
सुन सिय सत्य अशीश हमारी । पूजहि मन कामना तुह्मारी ॥
नारद वचन सदा शुचि सांचा । सो वर मिलहि जाहि मन रांचा ॥ ४ ॥

હે વરદાન દેનારાં ! હે ત્રિપુરને[4] નષ્ટ કરનારા સદાશિવનાં પ્યારાં ! આપનું સેવન કરવાથી, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે ફળ સુલભ થાય છે. હે દેવી ! આપનાં ચરણકમલોનું પૂજન કરવાથી, દેવતાઓ, મનુષ્યો અને મુનિઓ, સર્વે સુખી થાય છે. ॥ ૧ ॥ આપ, સર્વદા સર્વનાં હૃદયોમાં રહેલાં છો, તેથી મારા ઉત્તમ મનોરથને જાણો છો. આ કારણથી, હું મારા મનોરથનું પ્રકટતાથી નિવેદન કરતી નથી." આ પ્રમાણે સ્તુતિ કરીને સીતાજીએ, જગદંબાનાં ચરણ પકડયાં. ॥ ૨ ॥ સીતાજીના વિનયને તથા પ્રેમને વશ થયેલાં જગદંબાએ, સીતાજીને પહેરાવવાને વાસ્તે, જે પ્રસાદરૂપ માળા હાથમાં લીધી હતી, તે માળા હાથમાંથી સરકી પડી અને તેથી જગદંબાની મૂર્ત્તિએ મંદ હાસ્ય કર્યું.[5] અથવા જગદંબાને, પહેરાવવાને વાસ્તે, સીતાજીએ, હાથમાં

૧ તમે કે જે જગતની ઉત્પત્તિ વગેરેને કરનારાં છો, તેમને મારૂં કલ્યાણ કરવામાં અને મારાં પાપોનો નાશ કરવામાં શો પરિશ્રમ છે ? ૨ જે જગતને મોહ ઉપજાવે તેને, મારા પિતાને, રામમાં મોહિત કરી દેવામાં શી મોટી વાત છે ? ૩ સ્વચ્છન્દ રીતે વિહાર કરનારાં છો, તેથી મારી કર્મ રેખાને ફેરવી નાખવામાં સ્વતંત્ર છો. ૪ જેમ સદાશિવે, ત્રણ પુરને નષ્ટ કર્યાં હતાં, તેમ તમે, રામના વિયોગને, ધનુષભંગરૂપી પણને અને ધનુષની કઠોરતાને નષ્ટ કરો. ૫ જે દેશમાં દેવતાની મૂર્તિ હાસ્ય કરે, તે દેશના રાજાનું અનિષ્ટ થાય, એમ વારાહિ સંહિતા વગેરે ગ્રન્થોમાં લખ્યું છે, તે પ્રમાણે અહીં પણ જનક રાજાનું અનિષ્ટ થવાનું છે. કારણ કે, જનક રાજાનાં પુણ્યની મૂર્તિરૂપ સીતાજી, જનકને છોડીને અયોધ્યામાં પધારશે. ગુસાંઈજી પણ લખે છે કે, 'जनक सुकृत मूरति वैदेही,' આ વાત મળે છે, તેથી શાસ્ત્ર મર્યાદાને પણ કશો વિરોધ આવતો નથી. અથવા જે દેશમાં દેવમૂર્તિ અકસ્માત્ હાસ્ય કરે, તે દેશના રાજાનું અનિષ્ટ થાય, પણ અહીં તો મૂર્ત્તિ સકારણ હસી, તેથી રાજાનું કશું અનિષ્ટ નહીં થાય, એમ સમજવું.

જે માળા લીધી હતી, તે સીતાજીના, રામમાં આસક્તપણાને લીધે, હાથમાંથી પડી જતાં, જગદંબાની મૂર્ત્તિએ હાસ્ય કર્યું. અથવા સીતાએ, પહેરાવવા ધારેલી લસી માળા એટલે આકાશી રંગની માળાને જોઈ, 'આ આકાશ જેવા શ્યામ સુંદર પતિને વરવાની ઈચ્છાથી, માળા પણ એવા જ રંગની પહેરાવે છે,' એમ જાણી, જગદંબાનીમૂર્ત્તિએ હાસ્ય કર્યું. અથવા સીતાજી, પોતે, પરમ શક્તિરૂપ છતાં પણ, મનુષ્ય દેહનું નાટક કરવાને વાસ્તે, હું કે જે તેના અંશરૂપ છું, તેને, વિનવે છે, એમ સમજીને જગદંબાએ, મન્દ હાસ્ય કર્યું, કે જેથી તેમનાં ગળામાં ધરેલી માળા ખસી ગઇ. અથવા પાર્વતી, અર્દ્ધ શરીરરૂપ હોવાથી, સીતાજીએ પહેરાવેલી માળા, તેમના ગળામાંથી ખસી પડી, તેથી જગદંબાએ, મંદ હાસ્ય કર્યું. અથવા લસી માળા એટલે પથ્થરની મૂર્તિ પણ, પ્રેમની અધિકતા તથા ગૂઢતા જોઇને મંદ હાસ્ય કરવા લાગી. સીતાજીએ, પ્રસાદી માળાને આદરપૂર્વક પોતાના હૃદયપર ધરી લેતાં, હૃદયમાં હર્ષથી ભરપૂર થયેલાં જગદંબા બોલ્યાં કે, ॥ ૩ ॥ "હે સીતા ! મારી સત્ય આશિષ સાંભળો. તમારી મનકામના પૂર્ણ થશે. નારદજીનું વચન, સર્વદા પવિત્ર છે, અને સાચું છે. ( કે જેનો મને પણ અનુભવ થયો છે. ) તમારૂં જેમાં મન લાગ્યું છે, તે જ વર મળશે. ॥ ૪ ॥

**છં०—मन जाहि राचो मिलहि सो वर सहज सुन्दर सांवरो ॥**
**करुणा निधान सुजान शील सनेह जानत रावरो ॥**
**इहि भांति गौरि अशीश सुनि सिय हिय हर्षित अली ॥**
**तुलसी भवानिहि पूजि पुनि पुनि मुदित मन मंदिर चली ॥ ३२ ॥**

જેમાં તમારૂં મન લાગ્યું છે, તે જ સહજ સુંદર, શ્યામ વર્ણવાળો, કરુણાના ભંડારરૂપ, ચતુર અને તમારા શીલને તથા સ્નેહને જાણનાર વર મળશે." આ પ્રમાણે પાર્વતીની આશિસ્ સાંભળી, સખીઓ સહિત હૃદયમાં પ્રસન્ન થયેલાં સીતાજી, વારંવાર પાર્વતીનું પૂજન કરી, આનંદ ભરેલાં મનથી ઘેર ગયાં. ॥ ૩૩ ॥

**सो०—जानि गौरि अनुकूल, सिय हिय हर्ष न जाय कहि ॥**
**मंजुल मंगल मूल, वाम अंग फरकन लगे ॥ ३५ ॥**

પાર્વતીને અનુકૂલ જાણવાથી, સીતાજીના મનનાં જે હર્ષ થયો, તેનું વર્ણન કહી શકાતું નથી. સીતાજીનાં, મંગળને સૂચવનારાં સુંદર ડાબાં અંગો પણ ફરકવા લાગ્યાં॥૩૫॥

**चौ०—हृदय सराहत सीय लुनाई । गुरु समीप गवने दोऊ भाई ॥**
**राम कहा सब कौशिक पाहीं । सरल स्वभाव छुआ छल नाहीं ॥ १ ॥**
**सुमन पाय मुनि पूजा कीन्ही । पुनि अशीश दोऊ भाइन दीन्ही ॥**
**सफल मनोरथ होंय तुह्मारे । राम लषण सुनि भये सुखारे ॥ २ ॥**
**करि भोजन मुनिवर विज्ञानी । लगे कहन कछु कथा पुरानी ॥**
**विगत दिवस मुनि आयसु पाई । संध्या करन चले दोऊ भाई ॥ ३ ॥**
**प्राची दिशि शशि उगेऊ सुहावा । सिय मुख सरिस देख सुख पावा ॥**
**बहुरि विचार कीन्ह मनमांहीं । सीय वदन सम हिमकर नाहीं ॥ ४ ॥**

રામ અને લક્ષ્મણ, બન્ને ભાઈઓ, હૃદયમાં સીતાજીનાં રૂપને વખાણતા વખાણતા ગુરુની ( વિશ્વામિત્રની ) પાસે ગયા. રામે, પોતાના સરલ સ્વભાવને લીધે, સઘળી વાત વિશ્વામિત્રની પાસે કહી. જો કે ગુરુની પાસે કહેવા જેવી ન હતી, તો પણ તેમાં જરા પણ છળ કે કપટ રાખ્યું નહીં. ॥ ૧ ॥ પુષ્પો મળવાથી, મુનિએ દેવપૂજા કરી અને બન્ને ભાઈઓને આશિષ દીધી કે, 'તમારા સર્વે મનોરથો સફળ થાઓ,' આ આશીર્વાદ સાંભળી, બન્ને ભાઈઓ રાજી થયા. ॥ ૨ ॥ મહા જ્ઞાની વિશ્વામિત્ર મુનિએ, ભોજન કરીને થોડીક જુની કથા કહી સંભળાવી. દિવસ વ્યતીત થતાં, બન્ને ભાઈઓ, મુનિની આજ્ઞા લઈને, સંધ્યાવંદન કરવા ગયા, ॥ ૩ ॥ પૂર્વ દિશામાં સુન્દર ચંદ્ર ઉગતાં, રામ, તેને, સીતાજીના મુખ જેવો જોઇ સુખ પામ્યા કે જે સુખ, સીતાજીનું મુખ દેખવાથી પ્રાપ્ત થયું હતું. ( વિરહી નાયક બીજા પદાર્થોમાં નાયિકાનાં અંગોનું સાદૃશ્ય જોઈ, તેથી વિરહનું વિનોદન કરે, એ સ્વાભાવિક છે. ) પણ રામ, પાછળથી મનમાં વિચાર કરવા લાગ્યા કે, "ચંદ્ર, સીતાના મુખ જેવો નથી. ॥ ૪ ॥

दो०—जन्म सिंधु पुनि बंधु विष, दिन मलीन सकलंक ॥
सिय मुख समता पाव किमि, चन्द्र बापुरो रंक ॥ २८६ ॥

ચંદ્ર તો, ક્ષાર સમુદ્રમાંથી ઉત્પન્ન થયો છે, વિષનો ભાઇ છે, દિવસનો મલિન રહે છે અને કલંકવાળો છે, માટે તે બીચારો રાંક, સીતાના મુખની તુલ્યપણાને કેમ પામી શકે ? ન જ પામી શકે ॥ ૨૮૬ ॥

चौ०—घटै बढै विरहिन दुख दाई । ग्रसै राहु निज संधिहि पाई ॥
कोक शोक मद पंकज द्रोही । अवगुण बहुत चन्द्रमा तोही ॥ १ ॥
वैदेही मुख पटतर दीन्हे । होय दोष बड अनुचित कीन्हे ॥
सियमुख छबि विधुव्याजवखानी । गुरुपहँ चले निशा बडि जानी ॥ २ ॥
करि मुनि चरण सरोज प्रणामा । आयसु पाय कीन्ह विश्रामा ॥
विगत निशा रघुनायक जागे । बंधु विलोकि कहन अस लागे ॥ ३ ॥
उगे अरुण अवलोकहु ताता । पंकज कोक लोक सुखदाता ॥
बोले लषण जोरि युग पानी । प्रभु प्रभाव सूचक मृदु बानी ॥ ४ ॥

ચંદ્ર વધે ઘટે છે, વિરહી લોકોને દુઃખ દે છે, ચક્રવાક પક્ષીઓને શોક આપે છે, કમલોનો દ્રોહી છે અને તે તે ચન્દ્રને લાગ મળતાં રાહુ, ગળી જાય છે, માટે ચન્દ્રમાં તો ઘણા અવગુણો છે. ॥ ૧ ॥ એ ચન્દ્રને, સીતાના મુખની ઉપમા આપવામાં મોટો દોષ છે, મેં ચન્દ્રને સીતાના મુખની સાથે સરખાવ્યો, એ અયોગ્યતા કરી છે," આ પ્રમાણે ચંદ્રની નિન્દારૂપ દ્વારથી સીતાજીના મુખનાં વખાણ કરી, રાત્રિને વધારે ગયેલી જાણીને, ગુરુની પાસે ગયા, અથવા વિરહની રાત્રિ બહુ મોટી થઇ પડશે, એમ જાણી, કાલક્ષેપ કરવાને વાસ્તે ગુરુની પાસે ગયા. અથવા સખીએ, પ્રાતઃકાલે પાછું વાડીમાં આવવાનું કહ્યું છે અને વચમાં રાત મોટી આવી પડી છે, માટે જો ગુરુ કૃપા કરે, તો

રાતનો દિવસ બની જાય એવી આશાથી, ગુરુની પાસે ગયા. અથવા રાત્રિને મોટી જાણીને, મનથી ગુરુની એટલે સૂર્યની પાસે ગયા અર્થાત્ સૂર્યનું ધ્યાન કરવા લાગ્યા, તે એવી આશાથી કે, સૂર્ય તુરત ઉગે અને તુરત પ્રભાત થાય. ॥ ૨ ॥ મુનિનાં ચરણકમલોમાં પ્રણામ કરી, તેમની આજ્ઞાથી વિશ્રામ કર્યો, પણ રામચન્દ્રજીની આખી રાત જાગતાં જાગતાં જ ગઈ. રામચન્દ્રજી, લક્ષ્મણને જોઈ બોલ્યા કે ॥ ૩ ॥ "હે ભાઈ! જુવો. કમલોને, ચક્રવાકોને અને સર્વ લોકોને, સુખ આપનારો અરુણોદય થઈ ચૂક્યો છે." લક્ષ્મણજી હાથ જોડી, રામના પ્રભાવને સૂચવનારી કોમલ વાણી બોલ્યા કે, ॥ ૪ ॥

दो०—अरुणोदय सकुचे कुमुद, उडुगण ज्योति मलीन ॥
जिमि तुम्हार आगमन सुनि, भये नृपति बल हीन ॥ २८७ ॥

"જેમ આપના આવવાથી રાજાઓ, સંકોચાઈ ગયા છે તથા ઝાંખા પડી ગયા છે, તેમ અરુણના ઉદયથી, કુમુદો, સંકોચાઈ ગયાં છે અને તારાગણો ઝાંખા પડી ગયા છે. ॥ ૨૮૭ ॥

चौ०—नृप सब नखत करहिं उजियारी । टारि न सकहिं चाप तप भारी ॥
कमल कोक मधुकर खग नाना । हरषे सकल निशा अवसाना ॥ १ ॥
ऐसहिं प्रभु सब भक्त तुम्हारे । होइहिं टूटे धनुष सुखारे ॥
उगे भानु विनु श्रम तम नाशा । दुरे नखत जग तेज प्रकाशा ॥ २ ॥
रवि निज उदय व्याज रघुराया । प्रभु प्रताप सब नृपन दिखाया ॥
तव भुज बल महिमा उदघाटी । प्रगटी धनु विघटन परिपाटी ॥ ३ ॥
बंधु वचन सुनि प्रभु मुसकाने । हो शुचि सहज पुनीत अन्हाने ॥
नित्य क्रिया करि गुरुपहँ आये । चरण सरोज शुभग शिरनाये ॥ ४ ॥
सतानंद तब जनक बुलाये । कौशिक मुनिपहँ तुरत पठाये ॥
जनक विनय तिन आय सुनाई । हरषे बोल लिये दोऊ भाई ॥ ५ ॥

જેમ નક્ષત્રો, પ્રકાશ કરે છે, પણ ભારે અંધકારને ટાળી શકતાં નથી, તેમ સર્વ રાજાઓ, પોતાની છટા બતાવે છે, પણ પ્રબલ ધનુષને તોડી શકતા નથી. જેમ રાત્રિનો અંત થતાં, કમલો, ચક્રવાક પક્ષીઓ, ભમરો તથા જાત જાતનાં પક્ષીઓ, પ્રસન્ન થશે, ॥ ૧ ॥ તેમ ધનુષનો અંત થતાં, આપના સર્વે ભક્તો પ્રસન્ન થશે. જેમ સૂર્ય ઉગતાં, શ્રમ વગર જ અંધકાર નષ્ટ થઈ જશે, નક્ષત્રો અસ્ત પામશે અને જગતમાં તેજ પ્રકાશ થશે, તેમ યજ્ઞશાળામાં આપનું પધારવું થતાં, શ્રમ વગર જ ધનુષ ત્રૂટી જશે, અદેખા રાજાઓ, અસ્ત પામશે અને જગતમાં આપની કીર્ત્તિનો પ્રકાશ થશે. ॥ ૨ ॥ હે રામચંદ્રજી ! સૂર્યે, પોતાના ઉદયના મિષથી, રાજાઓને આપનો પ્રતાપ દેખાડવાની જ ગોઠવણ કરી હોય એમ જણાય છે. હું ધારૂં છું કે, સ્વયંવરમાં ધનુષને તોડવાનો પ્રસંગ આપના ભુજબળના મહિમાને જાહેર કરવાને વાસ્તે જ પ્રકટ્યો છે." ॥ ૩ ॥ ભાઈનાં વચનો સાંભળી, રામચંદ્રજી જરાક હસ્યા અને પછી સહજ પવિત્ર છતાં

પણ નાહીને પવિત્ર થયા. નિત્ય કર્મ પહોંચી લઇને, ગુરુની ( વિશ્વામિત્રની ) પાસે આવ્યા અને આવીને, તેમનાં ચરણકમલોમાં સુંદર માથું નમાવ્યું. ॥ ૪ ॥ આ સમયમાં જનક રાજાએ, પોતાના પુરોહિત શતાનંદને બોલાવીને તેમને તુરત ( યજ્ઞનો એક જ દિવસ અવશેષ રહ્યો હતો, તેથી ) વિશ્વામિત્રને બોલાવવા મોકલ્યા. શતાનંદે આવીને જનક રાજાની વિજ્ઞપ્તિ સંભળાવતાં, વિશ્વામિત્રે પ્રસન્ન થઇને રામને તથા લક્ષ્મણને પોતાની પાસે બોલાવ્યા. ॥ ૫ ॥

दो०—सतानंद पद वंदि प्रभु, बैठे गुरुपहँ जाय ॥
चलहु तात मुनि कहउ तब, पठवा जनक बुलाय ॥ २८८ ॥

રામ, શતાનંદનાં ચરણોમાં પ્રણામ કરીને ગુરુની પાસે બેઠા. ગુરુએ કહ્યું કે, હે તાત ! ચાલો. જનક રાજાએ, આપને બોલાવવાને વાસ્તે શતાનંદને મોકલ્યા છે.॥૨૮૮॥

चौ०—सीय स्वयम्बर देखिय जाई । ईश काहिर्यो देहि बडाई ॥
लषण कहा यश भाजन सोई । नाथ कृपा तव जापर होई ॥ १ ॥
हरषे मुनि सब मुनिवर बानी । दीन्ह अशीश सबहि सुख मानी ॥
पुनि मुनि वृंद समेत कृपाला । देखन चले धनुष मख शाला ॥ २ ॥
रंगभूमि आये दोऊ भाई । अस सुधि सब पुरवासिन पाई ॥
चले सकल गृहकाज विसारी । बालक युवा जरठ नर नारी ॥ ३ ॥
देखी जनक भीर भई भारी । शुचि सेवक सब लिये हँकारी ॥
तुरत सकल लोगनपहँ जाहू । आसन उचित देहु सब काहू ॥ ४ ॥

તેથી જઇને સીતાનો સ્વયંવર જોઇએ. "ઇશ્વર કોણ જાણે કોને મોટાઈ આપશે.' લક્ષ્મણ બોલ્યા કે, "હે નાથ ! જેના ઉપર આપની કૃપા હશે, તે જ યશનું પાત્ર થશે." ॥ ૧ ॥ (વિશ્વામિત્ર બોલી ગયા છે કે, सफल मनोरथ होहि तुम्हारे) લક્ષ્મણજીની ઉત્તમ વાણી સાંભળીને, સર્વે ઋષિઓ, રાજી થયા અને સર્વેએ આનંદ માનીને આશીર્વાદ દીધા. પછી રામચંદ્રજી, મુનિઓના સમૂહ સહિત ધનુષના યજ્ઞની શાળા જોવા ચાલ્યા. ॥ ૨ ॥ બન્ને ભાઈઓ, રંગભૂમિમાં ( સ્વયંવર મંડપમાં ) આવે છે, એવી સઘળા નગરવાસીઓને ખબર મળતાં, બાલક, જુવાન તથા વૃદ્ધ, સઘળાં સ્ત્રીઓ, અને પુરુષો, પોતપોતાનાં ઘરનાં સર્વ કામોને છોડી દઈને જોવા ચાલ્યાં. ॥ ૩ ॥ જનક રાજાએ, લોકોની ભારે ભીડ થયેલી જોઇ, પોતાના પવિત્ર સેવકોને બોલાવી લીધા અને તેઓને આજ્ઞા કરી કે, " તુરત સર્વ લોકોની પાસે જાઓ અને સર્વ કોઇને યોગ્ય બેઠકો આપો." ॥ ૪ ॥

दो०—कहि मृदु वचन विनीत तिन, बैठारे नर नारि ॥
• उत्तम मध्यम नीच लघु, निज निज थल अनुहारि ॥ २८९ ॥

જનકના સેવકોએ, સ્ત્રીઓને તથા પુરુષોને નમ્રતા ભરેલાં કોમલ વચનો કહીને તે તે બેઠકોપર બેસાડયાં. ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ તથા હલકા લોકો પણ, પોતપોતાને લાયક સ્થલોપર બેઠાં. ॥ ૨૮૯ ॥

चौ०–राजकुँवर तिहि अवसर आये । मनहुँ मनोहरता छबि छाये ॥
गुण सागर नागर वर वीरा । सुन्दर श्यामल गौर शरीरा ॥ १ ॥
राज समाज विराजत रूरे । उडुगण महँ जनु युग विधु पूरे ॥
जिनकी रही भावना जैसी । प्रभु मूरति देखी तिन तैसी ॥ २ ॥
देखहिं भूप महा रण धीरा । मनहु वीररस धरे शरीरा ॥
डरे कुटिल नृप प्रभुहि निहारी । मनहुँ भयानक मूरति भारी ॥ ३ ॥
रहे असुर छल जो नृप वेषा । तिन प्रभु प्रगट कालसम देखा ॥
पुरवासिन देखे दोऊ भाई । नर भूषण लोचन सुखदाई ॥ ४ ॥

આ અવસરમાં જાણે મનોહરતાની છબી જ છાઈ રહી હોય એવા, ગુણોના સમુદ્રરૂપ, ઉત્તમ વીર અને શ્યામ સુંદર તથા ગૌર વર્ણવાળા રામ લક્ષ્મણ ત્યાં આવ્યા. ॥ ૧ ॥ એ બન્ને ભાઈઓ, જેમ તારામંડલમાં પૂનેમના ચંદ્રોની જોડી શોભે, તેમ, રાજાઓના મંડલમાં શોભવા લાગ્યા. એ મંડલમાં, જેના મનમાં જેવી ભાવના હતી, તેને તે પ્રમાણે, રામચંદ્રજીની મૂર્તિનાં દર્શન થયાં. ॥ ૨ ॥ જે રાજાઓ, રણમાં ધીરતા ધરાવનારા મોટા યોદ્ધાઓ હતા, તેઓએ, રામચંદ્રજીને જાણે દેહ ધરીને સાક્ષાત્ વીર રસ જ આવેલ હોય એવા દીઠા. જે રાજાઓ, કુટિલ મનવાળા હતા, તેઓએ, જાણે ભયાનક રસની જ પ્રચંડ મૂર્ત્તિ હોય એવા દીઠા. ॥ ૩ ॥ જે અસુરો, છળથી રાજાઓનો વેષ ધરીને બેઠા હતા, તેઓએ સાક્ષાત્ કાલ સમાન એટલે જાણે પ્રત્યક્ષ રૌદ્ર રસ જ હોય એવા દીઠા. નગરવાસીઓએ એ બન્ને ભાઈઓને, માણસોના શણગારરૂપ અને નેત્રોને સુખ આપનારા દીઠા. ॥ ૪ ॥

दो०–नारि विलोकहिं हर्ष हिय, निज निज रुचि अनुरूप ॥
जनु सोहत शृंगार धरि, मूरति परम अनूप ॥ २९० ॥

યુવતીઓ, હૃદયમાં રાજી થઈને, પોતપોતાની રુચિ પ્રમાણે જોવા લાગી, ત્યાં તેઓને તો, જાણે પરમ મનોહર મૂર્ત્તિ ધરીને સાક્ષાત્ શૃંગાર રસ જ શોભી રહ્યો હોય એવા દેખાવા લાગ્યા. ॥ ૨૯૦ ॥

चौ०–विदुषन प्रभु विराट मय दीसा । बहु मुख कर पग लोचन शीशा ॥
जनक जाति अवलोकहिं कैसे । सजन सगे प्रिय लागत जैसे ॥ १ ॥
सहित विदेह विलोकहिं रानी । शिशुसम प्रीति न जात बखानी ॥
योगिन परम तत्त्वमय भासा । शान्त शुद्ध सम सहज प्रकाशा ॥ २ ॥
हरि भक्तन देखे दोऊ भ्राता । इष्टदेव इव सब सुख दाता ॥
रामहिं चितव भाव जिहि सीया । सो सनेह सुख नहिं कथनीया ॥ ३ ॥
उर अनुभवति न कहिसक सोऊ । कवन प्रकार कहै कबि कोऊ ॥
इहि विधि रहा जाहि जस भाऊ । तिहि तस देखेउ कोशलराऊ ॥ ४ ॥

વિદ્વાન્ લોકોએ તો, રામચંદ્રજીને ઘણાં મુખોવાળા ઘણાં હસ્તોવાળા, ઘણાં ચરણોવાળા, ઘણાં નેત્રોવાળા અને ઘણાં મસ્તકોવાળા, વિરાટ્રૂપમય જ દીઠા[1]. (सहस्र शीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् એ મંત્રમાં વિરાટ્ પ્રભુને, હજારો મસ્તકોવાળા, હજારો નેત્રોવાળા અને હજારો ચરણોવાળા કહ્યા છે.) જનક રાજાની જાતના લોકોએ, પરમ પ્રિય, સજ્જન અને સમ્બન્ધીરૂપ દીઠા. ॥૧॥ જનક રાજા સહિત રાણીઓએ, અવર્ણનીય પ્રેમને લીધે, બાલક સમાન દીઠા. યોગીઓએ શાંત, શુદ્ધ, અખંડ અને સ્વયંપ્રકાશ સાક્ષાત્ પરબ્રહ્મરૂપ જ દીઠા. (આમાં શાંત રસનો ભાવ કર્યો છે.) ॥ ૨ ॥ હરિભક્ત લોકોએ, એ બન્ને ભાઇઓને, પરમ સુખદાયી અને જે જે સ્વરૂપોના પોતે ઉપાસક હતા, તે તે સ્વરૂપો જ હોય એવા દીઠા. (આ અદ્ભુત રસ છે.) સીતાજી, જે ભાવથી, જે સ્નેહથી અને જે સુખથી, રામને જોતાં હતાં, તે ભાવનું, તે સ્નેહનું અને તે સુખનું તો વર્ણન જ બની શકે એમ નથી. ॥ ૩ ॥ સીતાજી પોતે પણ, એ અનુભવનું વર્ણન કરી શકે નહીં, ત્યારે કોઈ કવિ તો તે અનુભવનું કયા પ્રકારથી વર્ણન કરી શકે ? આ પ્રમાણે જેને, જેવો ભાવ હતો, તેણે, તે પ્રમાણે રામચંદ્રજીને દીઠા. ॥ ૪ ॥

दो०—राजत राज समाजमें, कोशलराज किशोर ॥
सुंदर श्यामल गौर तनु, विश्व विलोचन चोर ॥ २९१ ॥

શ્યામ સુંદર તથા ગૌર શરીરવાળા અને જગતનાં નેત્રોની ચોરી કરનારા (લાવણ્યને લીધે સર્વનાં નેત્રોને, પોતાના તરફ ખેંચનારા) કોસલ રાજકુમારો, (રામ અને લક્ષ્મણ,) રાજાઓની સભામાં શોભવા લાગ્યા[2]. ॥ ૨૯૧ ॥

चौ०—सहज मनोहर मूरति दोऊ । कोटि काम उपमा लघु सोऊ ॥
शरद चंद निन्दक मुख नीके । नीरज नयन भावते जीके ॥ १ ॥
चितवनि चारु मार मद हरनी । भावत हृदय जाय नहिं बरनी ॥
कल कपोल श्रुति कुंडल लोला । चिबुक अधर सुन्दर मृदु बोला ॥ २ ॥
कुमुद बंधु कर निंदक हासा । भृकुटी विकट मनोहर नासा ॥
भाल विशाल तिलक झलकाहीं । कच विलोकि अलि अवलि लजाहीं ॥
पीत चौतनी शिरन सुहाई । कुसुम कली बिच बीच बनाई ॥
रेखा रुचिर कंबु कल ग्रीवा । जनु त्रिभुवन सुखमाकी सींवा ॥ ४ ॥

બન્નેની મૂર્ત્તિઓ, એવી તો સ્વાભાવિક મનોહર હતી કે, તેઓને આપવામાં આવેલી

---

૧ કેટલાએક માને છે કે, વિરાટ્ સ્વરૂપમય દર્શનમાં. કવિએ બીભત્સ રસનો ભાવ રાખ્યો છે. ૨ આ દોહામાં ચોરપણાનો અદ્ભુત ચમત્કાર દેખાડ્યો છે. જે ચોર, આંખોનાં કાજળને ચોરી જાય, તે સર્વ ચોરોમાં શ્રેષ્ઠ ગણાય, ત્યારે જે ચોર આંખોની જ ચોરી કરે, તેના શ્રેષ્ઠપણાનું શું કરવું ? ચોર, રાજસભાથી છૂપાતા જ ફરે અને આ ચોર તો, રાજસભાના મધ્યમાં બીરાજે છે. ચોર, રાતે ચોરી કરે અને આ ચોરોએ તો, દિવસની, તેમાં વળી નેત્રોની અને તેમાં વળી સર્વનાં નેત્રોની ચોરી કરી છે, માટે તેઓને કોણ દેખે ? અને કોણ પકડે ?

કરોડ કામદેવોની ઉપમા પણ હલકી ગણાય. મુખો, શરદ્ ઋતુના ચંદ્રની પણ નિંદા કરે એવાં સુંદર હતાં. નેત્રો, કમળોની પેઠે લોકોનાં મનને પ્રિય લાગે એવાં હતાં. ॥૧॥ એઓનું સુંદર જોવું, તો કામદેવના અભિમાનને હરનારું તથા મનોહર હતું કે, જેનું વર્ણન કર્યું જાય નહીં. કાનોમાં પહેરેલાં કુંડલો, સુંદર ગાલ ઉપર ચલાયમાન થયા કરતાં હતાં. હડપચી તથા હોઠ, સુંદર હતા. વચનો, કોમલ હતાં. ॥ ૨ ॥ હાસ, ચંદ્રની પણ નિંદા કરે એવો હતો, ભ્રુકુટીઓ, ટેહેડી હતી. નાસિકાઓ, મનોહર હતી. વિશાલ લલાટોમાં તિલક, ઝળકી રહ્યાં હતાં. કેશોની પંક્તિને જોઈ, ભ્રમરોની પંક્તિ પણ લજાય એમ હતું, ॥ ૩ ॥ મસ્તકોપર, પીળી ચોકદાર ટોપીઓ શોભી રહી હતી. ટોપીઓની વચમાં વચમાં, પુષ્પોની કળીઓ લગાવી દીધી હતી. ત્રણ ત્રણ રેખાઓવાળા કંઠો, શંખોની પેઠે શોભતા હતા અને રેખાઓને લીધે જાણે ત્રૈલોક્યની પરમ શોભાના સીમાડા હોય એવા જણાતા હતા. ॥ ૪ ॥

दो०—कुंजर मणि कंठा कलित, उर तुलसीकी माल ॥
वृषभकंध केहरि ठवनि, बल निधि बाहु विशाल ॥ २९२ ॥

ગળામાં નવીન ગજમોતીના કંઠા અને વક્ષઃસ્થલોમાં તુલસીની માળાઓ પહેરેલી હતી. (આથી રાજકુમારપણું અને મુનિઓના ચેલાપણું સ્પષ્ટ દેખાતું હતું.) કાંધો, બળધોના જેવી અને ચાલ કેસરીઓના જેવી હતી. બાહુઓ, વિશાલ અને બળના ભંડારરૂપ હતા. ॥ ૨૯૨ ॥

चौ०—कटि तूणीर पीत पट बांधे । कर शर धनुष वाम कर कांधे ॥
पीत यज्ञ उपवीत सुहाई । नख शिख मंजु महा छवि छाई ॥ १ ॥
देखि लोग सब भये सुखारे । इकटक लोचन टरैं न टारे ॥
हरषे जनक देखि दोऊ भाई । मुनिपद कमल गहे तब जाई ॥ २ ॥
करि विनती निज कथा सुनाई । रंग अवनि सब मुनिहिं दिखाई ॥
जहँ जहँ जाय कुँवर वर दोऊ । तहँ तहँ चकित चितव सब कोऊ ॥ ३ ॥
निज निज रुचि रामहिं सब देखा । कऊ न जान कछु मर्म विशेखा ॥
भलि रचना नृपसन मुनि कहऊ । राजा मुदित महासुख लयऊ ॥ ४ ॥

પીળા દુપટ્ટાઓથી કસેલી કમરોપર ભાથા બાંધ્યા હતા. હસ્તોમાં બાણો ધર્યાં હતાં. ડાબી કાંધોપર ધનુષો રાખ્યાં હતાં. પીળા વર્ણનાં જનોઈ શોભી રહ્યાં હતાં. આ પ્રમાણે બન્ને ભાઇઓનાં શરીરોમાં નખોથી તે શિખાપર્યંત મોટી સુંદર કાંતિ છાઈ રહી હતી. ॥ ૧ ॥ સર્વે માણસો, જોઇ જોઇને સુખ પામવા લાગ્યાં અને તેથી તેઓનાં નેત્રો, નિમેષોથી રહિત થઇને એવાં ચોટયાં કે, ખસેડયાં પણ ખસે નહીં. એ બન્ને ભાઇઓને જોઇને, હર્ષ પામેલા જનક રાજાએ, વિશ્વામિત્રની પાસે જઈ, તેમનાં

ચરણકમળો પકડી, ॥ ૨ ॥ વિનતિ કરીને પોતાની હકીકત[1] સંભળાવી અને સર્વે મુનિઓને રંગભૂમિ દેખાડી. એ બન્ને કુંવરો, જ્યાં જ્યાં જવા લાગ્યા, ત્યાં ત્યાં, સર્વે લોકો, ચકિત થઈ થઇને જોવા લાગ્યાં. ॥ ૩ ॥ જેઓને, જેવી જેવી રુચિ હતી, તેઓને તે તે પ્રમાણે રામનાં દર્શન થયાં, પણ એ પ્રમાણે દર્શનો થયાનું જે વિશેષ કારણ (ઈશ્વરત્વ) હતું, તે કોઇના જાણવામાં ન આવ્યું. વિશ્વામિત્રે રંગભૂમિ જોઇને, 'બહુ સારી રચના થઈ છે,' એમ જનક રાજાને કહેતાં, ધનુષ ત્રૂટવાની આશા બંધાયાથી, જનક રાજા પ્રસન્ન થયા અને મનમાં મોટી શાંતિ પામ્યા. ॥ ૪ ॥

दो०—सब मंचनते मंच इक, सुंदर विशद विशाल ॥
मुनि समेत दोउ बंधु तहँ, बैठारें महिपाल ॥ २९३ ॥

એક કોંચ કે જે સઘળા કોંચો કરતાં સુંદર, સ્વચ્છ અને વિશાલ હતો, તે ઉપર જનક રાજાએ, બન્ને ભાઇઓને, મુનિઓ સહિત બેસાડ્યા. ॥ ૨૯૩ ॥

चौ०—प्रभुहि देख सब नृप हिय हारे । जनु राकेश उदय भये तारे ॥
अस प्रतीत सबके मनमांहीं । राम चाप तोरब सक नांहीं ॥ १ ॥
विनु भंजऊ भव धनुष विशाला । मेलिहि सीय राम उरमाला ॥
अस विचार गवनहु घर भाई । जय प्रताप बल तेज गँवाई ॥ २ ॥
विहँसे अपर भूप सुनि बानी । जे अविवेक अंध अभिमानी ॥
तोरे धनुष व्याह अवगाहा । विनु तोरे को कुँवरि विवाहा ॥ ३ ॥
एक बार कालहु कि न होई । सिय हित समर जितब हम सोई ॥
यह सुनि अपर भूप मुसकाने । धर्म शील हरिभक्त सयाने ॥ ४ ॥

જેમ પૂનેમના ચંદ્રનું દર્શન થતાં, તારાઓ ઝાંખા પડી જાય, તેમ રામચન્દ્રજીનું દર્શન થતાં, સર્વે રાજાઓ ઝાંખા પડી ગયા. સર્વે રાજાઓના મનમાં એવી પ્રતીતિ બેઠી કે, "રામ ધનુષને તોડી શકશે, એમાં કશો શક નથી. ॥ ૧ ॥ અને કદાચ સદાશિવનું ધનુષ મોટું હોવાથી, રામ, તેને નહીં તોડી શકે, તો પણ, સીતા, રામના જ ગળામાં જયમાળા નાખી દેશે એ નિસ્સંદેહ છે." આવા વિચારથી કેટલાએક રાજાઓ, 'હે ભાઈઓ! આપણે, જયને, પ્રતાપને, બળને તથા તેજને ગુમાવી મૂક્યાં જ છે, માટે ઘેર ચાલો,' ॥ ૨ ॥ એમ બોલવા લાગતાં, તે સાંભળી, અવિવેકથી આંધળા

1 એક કથા એવી ચાલે છે કે, સીતાજી, પિતાને, ધનુષની પૂજા કરવા જવાનો નિત્ય પરિશ્રમ પડતો જોઇ, ધનુષને ઉપાડીને ઘેર લાવ્યાં હતાં. બીજી કથા એવી ચાલે છે કે, સીતાજીની મા, ધનુષને નહીં ઉપાડી શકવાથી, ધનુષવાળા ખુણાને છોડી દઇને પૂજા કરવાના ઘરના બાકીના ત્રણ ખૂણા લીંપી શકતાં હતાં, પણ એક દિવસે માતાને બદલે લીંપવા ગયેલાં સીતાજીએ, ધનુષને ઉપાડીને ચારે ખૂણા લીંપ્યા હતા. ત્રીજી કથા એવી ચાલે છે કે, રમતાં રમતાં સીતાજીના હાથની ઝપાટ લાગવાથી, ધનુષ પોતાના ઠેકાણાથી ખસી ગયું હતું, આથી જનકે, પણ લીધો હતો કે, એક વર્ષની અંદર ધનુષને તોડે, તેને, સીતાજી પરણાવી દેવાં.

થયેલા બીજા અભિમાની રાજાઓ, હસીને બોલવા લાગ્યા કે, "કોઇ જણ ધનુષને તોડશે, તોપણ તેનો વિવાહ થવો મુશ્કેલ છે, ત્યારે ધનુષ તોડયા વિના તો જનકની કુંવરીને કોણ પરણી શકે એમ છે? ॥ ૩ ॥ એક વાર તો જાતે યમ રાજા કાં ન હોય, પણ અમો, તેને, સીતાને વાસ્તે જિતી લેશું." આ સાંભળી સુજાણ, હરિભક્ત અને ધર્માત્મા બીજા રાજાઓ, હસાને બોલવા લાગ્યા કે, ॥ ૪ ॥

सो०—सीय विवाहब राम, गर्व दूर करि नृपनके ॥
जित को सक संग्राम, दशरथके रण बाँकुरे ॥ ३६ ॥

"સર્વે રાજાઓના ગર્વને તોડી નાખીને રામ જ સીતાને પરણશે. દશરથ રાજાના આ રણબંકા કુંવરોને સંગ્રામમાં કોણ જિતી શકે એમ છે? ॥ ૩૬ ॥

चौ०—वृथा मरहु जनि गाल बजाई । मनमोदक नहिं भूख बुझाई ॥
शिख हमारि सुनु परम पुनीता । जगदम्बा जानहु जिय सीता ॥ १ ॥
जगत पिता रघुपतिहि विचारी । भरि लोचन छबि लेहु निहारी ॥
सुंदर सुखद सकल गुण रासी । यह दोऊ बंधु शंभु उरवासी ॥ २ ॥
सुधा समुद्र समीप बिहाई । मृगजल निरख मरहु कत धाई ॥
करहु जाय जाको जोइ भावा । हम तौ आज जन्म फल पावा ॥ ३ ॥
अस कह भले भूप अनुरागे । रूप अनूप विलोकन लागे ॥
देखहिं सुर नभ चढे विमाना । बरषहिं सुमन करहिं कल गाना ॥ ४ ॥

ગાલ બજાવીને (બકવાદ કરીને) વૃથા મરો નહિ. મનના લાડુઓથી ભૂખ મટે જ નહીં. અમારી પવિત્ર શિખામણ સાંભળો અને મનમાં જાણો કે સીતા જગદંબા છે, ॥ ૧ ॥ અને રામ જગત્પિતા છે. આમ વિચાર કરી, નેત્ર ભરીને રામના શોભા જોઇ લ્યો. આ બન્ને ભાઇઓ સુંદર છે, સુખદાયી છે, ગુણોના સમૂહરૂપ છે. અને સદાશિવના હૃદયમાં રહેનારા છે. ॥ ૨ ॥ સમીપમાં રહેલા અમૃતના સમુદ્રને છોડી દઈ, મિથ્યા દેખવામાં આવતાં ઝાંઝવાનાં જળોને સારુ શા માટે દોડી મરો છો? તમોને જેમ ગમે તેમ કરો. અમોએ તો, આજ જન્મનું ફળ મેળવી લીધું છે." ॥ ૩ ॥ આ પ્રમાણે ભલા રાજાઓ બોલવા લાગ્યા અને સ્નેહથી રામચંદ્રજીનાં અનુપમ રૂપને જોવા લાગ્યા. આ સમયમાં ધનુર્ભંગોત્સવ જોવાને માટે વિમાનોમાં બેસીને આવેલા દેવતાઓ, રામને જોઈ, પુષ્પોની વૃષ્ટિઓ કરવા લાગ્યા અને સુંદર ગાયનો ગાવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—जानि सुअवसर सीय तब, पठवा जनक बुलाय ॥
चतुर सखी सुन्दर सकल, सादर चलीं लिवाय ॥ २९४ ॥

પછી જનક રાજાએ, સારો અવસર જાણીને સીતાજીને બોલાવવાને વાસ્તે તેડું મોકલ્યું અને તે ઉપરથી સઘળી સુંદર અને ચતુર સખીઓ, સીતાજીને લઈને રંગભૂમિ તરફ ચાલી. ॥ ૨૯૪ ॥

चौ०—सिय शोभा नहिं जाय बखानी । जगदंबिकारूप गुण खानी ॥
उपमा सकल मोहिं लघु लागी । प्राकृत नारि अंग अनुरागी ॥ १ ॥
सीय वरणि तिहि उपमा देई । कुकवि कहाय अयश को लेई ॥
जो पटतरिय तीय सम सीया । जग अस युवति कहाँ कमनीया ॥ २ ॥
गिरा मुखर तनु अर्द्ध भवानी । रति अति दुखित अतनुपति जानी ॥
विष वारुणी बंधु प्रिय जेही । कहिय रमा सम किमि वैदेही ॥ ३ ॥
जो छवि सुधा पयोनिधि होई । परम रूप मय कच्छप सोई ॥
शोभा रजु मंदर शृंगारू । मथै पाणि पंकज निज मारू ॥ ४ ॥

રૂપની અને ગુણોની ખાણરૂપ જગદંબા સીતાજીની શોભા વખાણી જાય જ નહીં. સઘળી ઉપમાઓને, કવિઓએ પ્રાકૃત સ્ત્રીઓનાં અંગોમાં લગાવી દીધેલી છે, તેથી તે ઉપમાઓને, સીતાજીનાં અંગોમાં લાગુ પાડતાં, તે ઉપમાઓ મને ક્ષુદ્ર લાગે છે. ॥ ૧ ॥ એ ક્ષુદ્ર ઉપમાઓથી સીતાજીનું વર્ણન કરીને કુકવિ કહેવાવાની અપકીર્ત્તિ કોણ લે? જો સીતાજીની ઉપમા કોઈ સ્ત્રીને આપીએ, તો પણ તે ખોટું ગણાય. કેમ કે જગતમાં કઇ યુવતી સીતાજી જેવી સુંદર છે? કોઈ નથી. ॥ ૨ ॥ કદાચ સરસ્વતીને, પાર્વતીને, રાતને અને લક્ષ્મીને, સીતાજીની ઉપમા આપીએ, તો તે પણ લાગુ પડે એમ નથી. કેમ કે, સરસ્વતી, બહુ બોલનારા છે, પાર્વતી, અર્ધા શરીરવાળાં છે, રતિ પોતાના પતિ કામદેવને શરીરથી રહિત થયો જાણીને અત્યંત દુઃખિત જ રહેછે અને લક્ષ્મીનાં, વિષ તથા મદિરા પ્રિય બંધુઓ છે, માટે એ સરસ્વતી વગેરેને સીતાજી સમાન કેમ કહી શકાય? ॥ ૩ ॥ જો કાંતિ જ અમૃતનો સમુદ્ર બને, સર્વોત્તમ રૂપ જ કચ્છપાવતાર બને, શોભા જ નેતરૂ બને, શૃંગાર રસ જ મંદરાચલ બને તથા કામદેવ જ પોતાના હસ્તકમળવડે મથન કરે, ॥ ૪ ॥

दो०—इहिविधि उपजै लक्षि जब, सुंदरता सुख मूल ॥
तदपि सकोच समेत कवि, कहहिं सीयसम तूल ॥ २९५ ॥

અને એવા પ્રકારની ગોઠવણથી સુંદરતાનાં તથા સુખનાં મૂલરૂપ લક્ષ્મી ઉત્પન્ન થાય, તો પણ તે લક્ષ્મીને, સીતા સમાન કહેવામાં કવિઓને સંકોચાવું પડે એમ હતું. ॥ ૨૯૫ ॥

चौ०—चलीं संग ले सखी सयानी । गावत गीत मनोहर बानी ॥
सोह नवल तनु सुन्दर सारी । जगत जननि अतुलित छवि भारी ॥
भूषण सकल सुदेश सुहाये । अंग अंग रचि सखिन बनाये ॥
रंगभूमि जब सिय पगुधारी । देख रूप मोहे नर नारी ॥ २ ॥
हरषि सुरन दुन्दुभी बजाई । वर्षि प्रसून अप्सरन गाई ॥
पाणि सरोज सोह जय माला । औचक चितै सकल महिपाला ॥ ३ ॥
सीय चकित चित रामहि चाहा । भये मोहवश सब नरनाहा ॥
मुनि समीप बैठे दोऊ भाई । लगे ललकि लोचन निधि पाई ॥ ४ ॥

ચતુર સખીઓ, સીતાજીને પોતાની સાથે લઈ, મનોહર વાણીથી ગીતો ગાતી ચાલી. સીતાજીના નવલ શરીરપર એવી તો સુંદર સાડી શોભતી હતી કે, જાણે તે સાડી જ જગતમાં ભારે અને અતુલિત શોભાઓની માતા હોય. અથવા સઘળી સખીઓ નવલ શરીરોવાળી અને સુંદર હતી, પણ તેઓમાં જગદંબારૂપ સીતાજીની શોભા તો અતુલિત અને ભારી જ હતી. અથવા જગતમાં જે રતિ, સરસ્વતી, લક્ષ્મી તથા પાર્વતી વગેરે સ્ત્રીઓ, નવલ શરીરોવાળી અને સુંદર છે. તેઓમાં, સીતાજી અતુલિત અને ભારે શોભાવાળાં હોય એ સ્વતઃસિદ્ધ જ છે. અથવા તે સમયમાં સઘળી સખીઓની નવલ અને સુંદર આકૃતિઓમાં જગદંબારૂપ સીતાજીની જ ભારી અને અતુલિત શોભા ઝળકી રહી હતી. અથવા નવલ શરીરવાળાં અને સર્વ અંગોમાં સુંદરતા ધરાવનારાં જગદંબા સીતાજી, જાણે પોતે જ ભારે તથા અતુલિત છબીરૂપ હોય એવાં દેખાતાં હતાં. અથવા નવીન, ઝીણી અને સુંદર સાડીમાંથી જગદંબાની ભારી તથા અતુલિત છબી ઝળકી રહી હતી. ( આ પ્રમાણે અનેક અર્થો થાય છે, પણ તેઓમાં પહેલો અર્થ સર્વથી ઉત્તમ છે. કારણ કે બીજા અર્થોમાં એક તરફ સીતાજીનાં શરીરનું વર્ણન કરી શૃંગારનું ખંડન કરી નાખવું, એ કવિઓના સંપ્રદાયથી વિરુદ્ધ છે. અથવા ગુસાંઈજી મહા ભક્ત છે. તેથી વર્ણનમાં શૃંગારનો આવિર્ભાવ થઈ જતાં તુરત જ તેનું ખંડન કરી નાખવું, એ તેમને ઉચિત જ હતું ) ॥ ૧ ॥ સખીઓએ, સીતાજીનાં પ્રત્યેક અંગોમાં ગોઠવી ગોઠવીને ધરાવેલાં સર્વ આભૂષણો સીતાજીનાં અંગોરૂપી સારા પ્રદેશોને પ્રાપ્ત થવાથી અધિક શોભા પામ્યાં હતાં. જ્યારે સીતાજી, રંગભૂમિમાં પધાર્યાં ત્યારે તેમનાં રૂપને જોઇને સઘળાં સ્ત્રીપુરુષો મોહિત જ થઈ ગયાં, ॥ ૨ ॥ દેવતાઓએ, આનંદથી દુંદુભિઓ વગાડ્યાં અને અપ્સરાઓએ પુષ્પોની વૃષ્ટિ કરીને ગાયનો કર્યાં. સર્વે રાજાઓ, સીતાજીના હસ્તકમલમાં શોભી રહેલી જયમાળાને ઉચક ચિત્તથી જોવા લાગ્યા. ॥ ૩ ॥ સીતાજી તો ચકિત થયેલાં ચિત્તથી રામને જ ચહાતાં હતાં, પણ સઘળા રાજાઓ, તેમને જોઈ મોહવશ થઈ ગયા હતા. જેમ માણસનાં નેત્રો, ધનના ભંડારને દેખીને તેમાં એક ટસપણાથી લાગી જાય, તેમ સીતાજીનાં નેત્રો, મુનિઓના સમીપમાં બેઠેલા રામ લક્ષ્મણને દેખીને એક ટસથી તેઓમાં લાગી ગયાં. ॥ ૪ ॥

दो०—गुरु जन लाज समाज बडि, देखि सीय सकुचानि ॥
लगी विलोकन सखिन तन, रघुबीरहि उर आनि ॥ २९६ ॥

ગુરુ જનોની લાજને લીધે અને સભા બહુ મોટી દેખવાને લીધે, સંકોચાયેલાં સીતાજી, રામચંદ્રજીને હૃદયમાં ધરી લઇને, સખીઓનાં શરીરો તરફ જોવા લાગ્યાં. ॥ ૨૯૬ ॥

चौ०—रामरूप अरु सियछबि देखि । नरनारिन परिहरि निमेषी ॥
सोचहिं सकल कहत सकुचाहीं । बिधिसन बिनय करहिं मनमाहीं ॥ १ ॥
हरु बिधि वेग जनक जडताई । मति हमारि अस देहु सुहाई ॥
बिनु बिचार पण तजि नरनाहू । सीय रामकर करहिं बिवाहू ॥ २ ॥

जग भल कहहि भाव सब काहू । हठ कीन्हे अन्तर उर दाहू ॥
यह लालसा मगन सब लोगू । वर साँवरो जानकी योगू ॥ ३ ॥

સઘળાં સ્ત્રી પુરુષો, રામનાં રૂપને અને સીતાજીની છબીને જોઈ, નિમેષોનો ત્યાગ કરીને, જનક રાજાની પ્રતિજ્ઞાને વાસ્તે અફસોસ કરવા લાગ્યાં, પણ મનની વાત રાજાની પાસે કરવામાં સંકોચ આવવાથી મનમાં ને મનમાં વિધાતાની પાસે વિનતિ કરવા લાગ્યાં કે, ॥ ૧ ॥ "હે વિધાતા! જનક રાજાની મૂર્ખતાને જલદી હરી લે અને અમારી આ સારી બુદ્ધિ જનક રાજાને દે કે જેથી જનક રાજા, કશો વિચાર કર્યા વગર જ પોતાની પ્રતિજ્ઞાને છોડી દઈને સીતાજીને, રામની સાથે પરણાવી દે. ॥ ૨ ॥ આમ કરવાથી સઘળું જગત્ સારૂં કર્યું કહેશે અને સર્વના મનમાં સારૂં લાગશે. ધનુષ તોડે તો જ કન્યા દેવી, એવો હઠ રાખવાથી હૃદયમાં દાહ જ થશે." સઘળાં લોકો, એ જ લાલસામાં મગ્ન થઈ ગયાં અને 'આ શ્યામ સુંદર વર જ જાનકીને યોગ્ય છે,' એમ કહેવા લાગ્યાં ॥ ૩ ॥

चौ[1]०—रावण बाणासुर तब आये । देख लोग अतिशय भय पाये ॥
सकल परस्पर करहिं विचारा । अब धौं कहा करसि करतारा ॥ १ ॥

આ[2] સમયમાં રાવણ અને બાણાસુર ત્યાં આવતાં, તેઓને જોઈ, અત્યંત ભય પામવા લાગેલાં સર્વે લોકો, પરસ્પરમાં વિચાર કરવા લાગ્યાં કે, "હવે કોણ જાણે દૈવ શું કરશે? ॥ ૧ ॥

क०—याके दश शीश वीसबाहु डोलैं शैल मनो याके एक शीश बाहु दीरघ हजार हैं
दोनों लाल चंदनको दीन्हौंहै त्रिपुण्ड्र भाल पहरे रुद्राक्ष माल छाये तन छार हैं
दोनों अतिबली भायो दोनों जग जिति पायो दोनों भय देत देखे तन विकरार हैं
दोनों धनु तोरैं ताको कौनहै उपाय हाय शोक ते उधारको अधार करतार हैं ॥१॥

દશ માથાંવાળો અને વીશ હાથવાળો એક જણ પહાડની પેઠે ડોલે છે અને એક માથાંવાળો તથા હજાર લાંબા હાથવાળો બીજો જણ પણ તેવો જ છે. બન્નેએ લલાટોમાં લાલ ચંદનનાં ત્રિપુંડ્રો કર્યાં છે, રુદ્રાક્ષોની માળાઓ પહેરી છે અને આખા શરીરોમાં ભસ્મ લગાવી દીધી છે. બન્ને અત્યંત બળવાન્ છે, બન્ને સર્વ જગતને જિતનારા છે, બન્ને ભયંકર દેખાવવાળા છે અને બન્નેનાં શરીરો વિકરાળ છે. આ બન્ને જણ, ધનુષને તોડી નાખે એવા છે. જો કદાચ તોડી નાખે તો પછી શો ઉપાય છે? હાય હાય! આ શોકમાંથી ઉદ્ધારનો આધાર કેવળ ઈશ્વર જ છે." ॥ ૧ ॥

चौ०—तब रावण बोल्यो हरषाई । कहाँ सिया सो देहु बताई ॥
धनुष तोर लै आवहुँ अवहीं । बोलो बाणासुर अस तबहीं ॥ २ ॥
गुरु धनु धरयो विचारत नाहीं । मारत काहे गाल वृथाहीं ॥
तुम राखत अति गर्व मुरारी । तब रावण सुनि बात उचारी ॥ ३ ॥

૧ ક્ષેપક છે. ૨ અહીંથી ક્ષેપક શરુ થાય છે.

આ સમયે રાવણ હરખાઇને બોલ્યો કે, "સીતા ક્યાં છે? મને બતાવી દો. હું ધનુષ તોડીને હમણાંજ સીતાને લઇ જઇશ." બાણાસુર બોલ્યો કે, ॥ ૨ ॥ "અરે રાવણ! આ ધનુષ આપણા ગુરુ સદાશિવનું છે, તેનો વિચાર નહીં કરતાં, તું વૃથાજ ગાલ કેમ બજાવે છે. હે દેવતાઓના શત્રુ! તું ભારે ગર્વ રાખતો દેખાય છે." એ સાંભળી રાવણ બોલ્યો કે, ॥ ૩ ॥

क०—मेरे भुजदंडनते देखिखंड खंड दंड भाजिब्रह्माण्डहू ते काळकीन्हों गौन है ॥
परम प्रचण्ड नवखण्डमें अखण्ड फैलो पेखिके प्रताप मार्तण्डडोलैं मौन है ॥
देत देत दण्ड धननाथ भये द्रव्यहीन सुनत कोदण्ड चण्ड इन्द्रमानौ जोन है ॥
बाहुकण्डछत्रदंडसो सुमेरु तोल्योजाय खीनमुण्डमालीको कोदण्ड गर्व कौन है ॥२॥

"મારા ભુજદંડોથી બ્રહ્માંડને ટુકડે ટુકડા થઇ જવાનું ધારી, કાળ પણ એક ઘડીની અંદર બ્રહ્માંડમાંથી ભાગી ગયો છે. મારા અખંડ અને પરમ પ્રચંડ પ્રતાપને, નવે ખંડોમાં ફેલાયલો જોઇ, સૂર્ય પણ મૌન ધરીને ફર્યા કરે છે. કુબેર પણ મને દંડ આપીને ધનહીન થઇ ગયો છે. મારાં ધનુષનો ટંકાર સાંભળી, ઇંદ્ર પણ કંપે છે. મેં મારા બાહુઓરૂપી દંડો ઉપર મેરુ પર્વતને પણ છત્રની પેઠે તોલ્યો હતો, ત્યારે સદાશિવનાં આ સડેલાં ધનુષને તોડવામાં શો અહંકાર છે?" ॥ ૨ ॥

क०—जोई भगवान वरदान दाता तीनो लोक ।
तीन पांय पृथ्वीहेत वेष बड लीन्हो है ॥
आये तात पास चीन्हो तापै ना निरास कीन्हौ ।
दीनो दान लीन्हो ऊनोमाणि रोष भीनो है ॥
भाख्यो पितु लीजै मोहिं दानी दान द्रव्यतुल्य ।
हौंही पानि दोई पालरेके तोली दीन्हो हैं ॥
पर्व सर्वरीस जातैं खर्व यश सर्व भाखैं ।
रे रे तेरो ऐसो गर्व हौंहु नाहीं कीन्हों है ॥ ३ ॥

चौ०—बाणासुर तब कह्यो रिसाई । हे तुम बडे असुर अन्याई ॥

"જે ભગવાન્, ત્રૈલોક્યને વરદાન દેનારા છે, અને જેમણે પૃથ્વીને વાસ્તે મોટો વામનાવતાર લીધો હતો, તે ભગવાન્, જ્યારે મારા પિતાની (બલિ રાજાની) પાસે આવ્યા, ત્યારે મારા પિતાએ, તેમને ઓળખી કહાડ્યા તોપણ નિરાશ ન કર્યા. જ્યારે ભગવાને ત્રણ પગલાં જ પૃથ્વી માગી, ત્યારે મારા પિતાએ ક્રોધ કરીને કહ્યું કે, જેવો હું મોટો દાતા છું, તે પ્રમાણેજ મારી પાસેથી ઘણું દ્રવ્ય માગવું જોઇએ. હે રાવણ! આ સમયમાં મારા પિતાને હઠ કરતા જોઇ, મેં જળ લાવીને મારા પિતાના હાથમાં આપ્યું હતું અને મારા પિતાએ, ભગવાનને દાન આપ્યું હતું. આ પ્રમાણે જેની પાસે પૂનેમનો ચંદ્ર પણ હલકો ગણાય, એવી અમારી કીર્ત્તિ સર્વ લોકોમાં ગવાય છે, તે છતાં અમે તો કોઇ દિવસે તારા જેવો ગર્વ કર્યો નથી. ॥ ૩ ॥

બાણાસુર ક્રોધ કરીને બોલ્યો કે, "અરે રાક્ષસ ! તું મોટો અન્યાયી છે. ॥

तब रावण बोला–

स०–एकहि शीशकि कौन धरयो सिगरो जग यों सरसों सम सोहै ॥
तौ नहीं शेषके वेश शरीरमें सूक्षम कीन्ह अभूषण जोहै ॥
सो शिववास किये जिहि शैलसों कौल भयो कर एकहिकोहै ॥
हौं नहि गर्व करौं करै कोन प्रसंशत जाहि हरी रहतो है ॥ १ ॥

રાવણ બોલ્યો કે, "શેષનાગ કે જેણે એક માથાના ખુણા ઉપર જ સઘળાં જગતને સર્ષવના દાણાની પેઠે ધર્યું છે, તે શેષનાગને પણ જેણે, પોતાના શરીર ઉપર સૂક્ષ્મ આભૂષણરૂપ બનાવી લીધેલા છે, એવા સદાશિવને રહેવાના કૈલાસ પર્વતને, મેં એક જ હાથથી કોળીઆની પેઠે ઉપાડયો હતો, માટે હું શા માટે ગર્વ ન કરૂં ? હું ગર્વ ન કરૂં ત્યારે બીજો કોણ કરે ? સદાશિવ પણ સર્વદા મારા બળની જ પ્રશંસા કર્યા કરે છે." ॥ ૧ ॥

तब बाणासुर बोला–

स०–पीन पिनाक पुरारिको यों विरच्यो विधि लेकर वज्रको सार है ॥
याकि न जानत तैं गुरुता नहिं सीख गनैं गुन्यो पूरो गँवार है ॥
आपनो गर्व गँवामनको धनु तारनको शठ कीह्न विचार है ॥
जो बढकै बलते बलकै अवलोकतहै सो तो नाऊको वार है ॥ २ ॥

બાણાસુર બોલ્યો કે, "આ સદાશિવનું પિનાક નામનું પુષ્ટ ધનુષ બ્રહ્માએ, વજ્રનો સાર લઇને બનાવેલું છે. તું આ ધનુષનાં ભારેપણાંને જાણતો નથી અને મારી શીખામણ માનતો નથી, માટે મોટો ગમાર દેખાય છે. અરે શઠ ! તેં પોતાના ગર્વને ગુમાવવાને વાસ્તે જ ધનુષ તોડવાનો વિચાર કર્યો છે. તું જે બળના પ્રભાવથી વૃદ્ધિ પામીને જોય છે, તે બળ હજામના વાળ સમાન છે." ॥ ૨ ॥

चौ०–धनुष तोर तोरहु मद तोरौं । पुरी उठाय वारिनिधि बोरौं ॥
अस कहि धनुष उठावन लागा । उठयो न तब कह बाण अभागा ॥ १ ॥

રાવણ બોલ્યો કે, "અરે બાણાસુર ! ધનુષ તોડીને પછી તારા મદને પણ તોડીશ અને તારી નગરીને ઉઠાવીને સમુદ્રમાં ડૂબાવી દઇશ." આટલું બોલીને રાવણ ધનુષને ઉપાડવા લાગ્યો, પણ ઉપડયું નહીં, ત્યારે બાણાસુર બોલ્યો કે, "અરે અભાગિયા ! ॥ ૧ ॥

स०–कर जो करमें कइलाश लियो कसकै अब नाक सिकोरतहै ॥
दइ तालन बीस भुजा झहराय झकै धनुको झक झोरतहै ॥
तिल एक हलै न हलै वसुधा रिस पीस कै दांतन तोरतहै ॥
मनमें यह ठीक भया हमरे मद काको महेश न मोरतहै ॥ ३ ॥

તેં જે બળથી કૈલાસને હાથમાં ઉપાડયો હતો, તે બળ કર. હવે તું શા માટે નાક સંકોડે છે. તું વીશ ભુજાઓથી તાળી પાડ, સઘળી ભુજાઓનું જોર વાપરીને ધનુષને હલાવવાનું પ્રયત્ન કરી ચૂકયો, પણ ધનુષ જરા પણ નહીં હાલતાં ફક્ત પૃથ્વી જ હાલી છે. તું હજી પણ ક્રોધથી દાંત ભીસ્યા કરે છે, પણ મારા મનમાં પાકો નિશ્ચય છે કે, સદાશિવ, કોનો મદ તોડતા નથી ? સર્વના મદને તોડી નાખે છે. ॥ ૩ ॥

चौ०—यह कह धनु परदक्षिण करकै । बाणासुर निकस्यो मुद भरकै ॥
तब रावण बोला रिसि पाई । जादू यामें परत दिखाई ॥ १ ॥
बैसइ ले जाऊं सिय अबहीं । भई अकाशवाणी यह तबहीं ॥
तब कुंभीनसि कन्या जोई । लिये जात मधु दानव सोई ॥ २ ॥
सुन रावण बोला दुख पाई । ताको लाऊं अबहिं छुडाई ॥
अस कहि तुरत गयो असुरारी । भये सभाके नृपति सुखारी ॥ ३ ॥

એટલું બોલી, ધનુષને પ્રદક્ષિણા કરી, રાજી થઈને બાણાસુર ત્યાંથી ચાલ્યો ગયો. રાવણ, ક્રોધ કરી બોલ્યો કે, “ મને ધનુષમાં કાંઈ જાદુ જેવું જણાય છે, ॥ ૧ ॥ માટે હું તો હમણાં ધનુષને તોડયા વગર, એમ જ સીતાને લઈ જઈશ.” આ સમયમાં આકાશવાણી થઈ કે, “ હે રાવણ ! તારી કુંભીનસી નામની પુત્રીને, મધુ નામનો દાનવ હરી જાય છે. ( મેઘનાદ યજ્ઞમાં છે, વિભીષણ તપ કરવા ગયેલા છે અને કુંભકર્ણ સૂતો છે. )” ॥ ૨ ॥ એ આકાશવાણીનું શ્રવણ કરી, અત્યંત ખેદ પામીને રાવણ બોલ્યો કે, ‘ હમણાં જ હું મારી કન્યાને દાનવના હાથમાંથી છોડાવી લાવું,’ આટલું બોલીને રાવણ તુરત ત્યાંથી ચાલતો થયો અને તેથી સભાના સર્વે રાજાઓ આનંદ પામ્યા.[1] ॥ ૩ ॥

चौ०—तब बंदीजन जनक बुलाये । बिरदावली कहत चलि आये ॥
कह नृप जाय कहो पण मोरा । चले भाट हिय हर्ष न थोरा ॥ ४ ॥

આ સમયમાં જનક રાજાએ, બંદીજનોને ( ભાટોને ) બોલાવ્યા અને તેઓ, પૂર્વ પુરુષોની બિરુદાવલી ( કીર્તિનાં વર્ણનની કવિતાઓ ) બોલતા બોલતા આવ્યા.[2] રાજાએ, આજ્ઞા કરી કે, ‘ મારો પણ સભામાં જાહેર કરો.’ આથી હૃદયમાં મોટો આનંદ પામી, સભામાં જઈને, ॥ ૪ ॥

दो०—बोले बंदी बचन बर, सुनहु सकल महिपाल ॥
पण विदेहकर कहहिं हम, भुजा उठाय विशाल ॥ २९७ ॥

તે ભાટો, ઉત્તમ વચનો બોલ્યા કે, ‘ હે સર્વ રાજાઓ ! સાંભળો. અમો હાથ ઉંચા કરીને જનક રાજાની પ્રતિજ્ઞાને જાહેર કરીએ છીએ. ॥ ૨૯૭ ॥

---

૧ અહીં સુધી ક્ષેપક છે. ૨ બોલાવવાથી આવ્યાનું કારણ એ કે, તેઓ, રામનાં રૂપને જોઈને દેહનું ભાન ભૂલી ગયા હતા.

चौ०—नृप भुज बल बिधु शिव धनु राहू । गरुअ कठोर विदित सब काहू ॥
रावण बाण महा भट भारे । देखि शरासन गवहिं सिधारे ॥ १ ॥
सो पुरारि कोदंड कठोरा । राजसमाज आज जिहिं तोरा ॥
त्रिभुवन जय समेत वैदेही । विनाहि विचारि वरे हठि तेही ॥ २ ॥
सुनि पण सकल भूप अभिलाषे । भट मानी अतिशय मन माखे ॥
परिकर बांध उठे अकुलाई । चले इष्टदेवन शिर नाई ॥ ३ ॥
तमकिं ताकि तकि शिवधनु धरहीं । उठइ न कोटि भांति बल करहीं ॥
जिनके कछु विचार मनमाहीं । चाप समीप महीप न जाहीं ॥ ४ ॥

"સદાશિવનું આ કઠોર ધનુષ્ય, કે જે, રાજાઓના ભુજબળરૂપી ચંદ્રને ગળી જવામાં રાહુરૂપ છે, જેનું ભારેપણું તથા કઠોરતા, સર્વના જાણવામાં છે અને મહા પ્રબલ યોદ્ધા રાવણ તથા બાણાસુર, જેને જોઇને જ ભાગી ગયા છે, ॥ ૧ ॥ તે ધનુષને, આજ આ રાજસભામાં જે કોઈ તોડશે તેને ત્રૈલોકયના વિજય સહિત સીતા, રાવ રંકનો કશો વિચાર કર્યા વિના અવશ્ય વરશે. ( ધનુષ તોડવાથી ત્રૈલોકયના વિજયની કીર્તિ મળશે અને સીતા પણ મળશે, )" ॥ ૨॥ ભાટ લોકોનાં મોહોડાંથી આ પ્રતિજ્ઞા સાંભળી, સર્વે રાજાઓને ઇચ્છા થઇ અને તેઓમાં જેઓ, પોતાને પ્રબલ લડવૈયા માનતા હતા, તેઓને તો અત્યંત ક્રોધ પણ ઉત્પન્ન થયો. રાજાઓ, પોતપોતાની કમરો બાંધી, વ્યાકુલ થઇને ઉભા થયા અને પોતપોતાના ઈષ્ટદેવોને માથાં નમાવી અથવા આકુલતાને લીધે ઈષ્ટદેવોને પણ માથાં નહીં નમાવીને ધનુષ તરફ ચાલ્યા. ॥ ૩ ॥ એઓ, ઉત્સાહ કરીને, તાકીને તથા ચકાસીને, સદાશિવના ધનુષને ઉઠાવવા લાગ્યા. પરંતુ કરોડ રીતનાં બળ કરતાં છતાં પણ તેઓમાંથી કોઈ પણ, ધનુષને, ઉઠાવી શકયા નહીં. જે રાજાઓના મનમાં કાંઈ પણ જ્ઞાન હતું, તેઓ તો ધનુષની પાસે પણ ગયા નહીં. ॥ ૪ ॥

दो०—उमकि धरहिं धनु मूढ नृप, उठइ न चलहिं लजाय ॥
मनहुँ पाय भट बाहुबल, अधिक अधिक गरुआय ॥ २९८ ॥

મૂઢ રાજાઓ, ઉત્સાહ ધરી ધરીને ધનુષને ઉઠાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ જેમ જેમ પ્રયત્ન કરવા લાગ્યા, તેમ તેમ જાણે તે ધનુષ, અનેક સુભટોનાં ભુજબળોને પોતામાં લઈ લેવાથી અધિક અધિક ભારે થતું હોય, એવું જણાયાથી, કોઇથી પણ ઉઠાવી શકાયું નહીં અને તેથી લજાઈ લજાઇને, સર્વે રાજાઓ પાછા ફરવા લાગ્યા. ॥ ૨૯૮ ॥

चौ०—भूप सहज दश एकहि वारा । लगे उठावन टरै न टारा ॥
डगै न शंभु शरासन कैसे । कामी वचन सतीमन जैसे ॥ १ ॥
सब नृप भये योग उपहासी । जैसे विनु विराग संन्यासी ॥
कीरति विजय वीरता भारी । चले चाप कर सर्वस हारी ॥ २ ॥
श्रीहत भये हार हिय राजा । बैठे निज निज जाय समाजा ॥
नृपन विलोकि जनक अकुलाने । बोले वचन रोष जनु साने ॥ ३ ॥

द्वीप द्वीपके भूपति नाना । आये सुनि हम जो पण ठाना ॥
देव दनुज धरि मनुज शरीरा । विपुल वीर आये रणधीरा ॥ ४ ॥

એક એક રાજા તો શું પણ એકી વખતે દશ હજાર રાજાઓ ઉઠાવવા લાગે તોપણ ઉઠાવ્યું ઉઠે નહીં એવું એ સદાશિવનું ધનુષ, જેમ કામી લોકોનાં વચનોથી સતીનું મન ડગે નહીં, તેમ રાજાઓનાં પ્રયત્નોથી ડગ્યું નહીં. ॥ ૧ ॥ જેમ સંન્યાસીઓ, વૈરાગ્ય નહીં હોવાથી હાંસીના પાત્ર થાય, તેમ સર્વે રાજાઓ, ધનુષ ના ઉઠાવી શકાયાથી હાંસીનાં પાત્ર થયા અને કીર્ત્તિ, વિજય તથા ભારે વીરપણા આદિ પોતાનાં સર્વસ્વને, ધનુષની સાથે જ છોડી દઈને ત્યાંથી પાછા ફર્યા. ॥ ૨ ॥ હૃદયમાં હારી જવાથી નિસ્તેજ થયેલા રાજાઓ, પાછા પોતપોતાના મંડલમાં જઈને બેઠા. સઘળા રાજાઓને અશક્ત જોઈ, ગભરાયેલા જનક રાજાએ, ક્રોધયુક્તના જેવો દેખાવ કરીને ભાષણ કર્યું કે, ॥ ૩ ॥ "દ્વીપ દ્વીપના અનેક રાજાઓ, મારી પ્રતિજ્ઞાનું શ્રવણ કરીને અહીં આવ્યા છે અને રણમાં ધીરતા ધરાવનારા મોટા વીર દેવતાઓ તથા દૈત્યો પણ, મનુષ્ય શરીરો ધરી ધરીને આવ્યા છે, પરંતુ ॥ ૪ ॥

दो०—कुँवरि मनोहरि विजय बडि, कीरति अति कमनीय ॥
पावनहार विरंचि जनु, रचउ न धनु दमनीय ॥ २९९ ॥

તેઓમાંના કોઈને પણ, ધનુષનો ભંગ કરનારો અને તે કરીને વિજય સંબંધી અત્યંત ઈચ્છવા યોગ્ય તથા મનોહર મોટી કીર્ત્તિ, જેવી મારી કુંવરીને મેળવનારો વિધાતાએ રચ્યો જ નથી[1]. ॥ ૨૯૯ ॥

चौ०—कहहु काहि यह लाभ न भावा । काहु न शंकर चाप चढावा ॥
रहा चढाउब तोरब भाई । तिलभर भूमि न सकउ छुडाई ॥ १ ॥
अब जनि कउ माखै भट मानी । वीर विहीन मही मैं जानी ॥
तजहु आश निज निज गृह जाहू । लिखा न विधि वैदेहि विवाहू ॥ २ ॥
सुकृत जाय जो पण परिहरऊं । कुँवरि कुमारि रहे का करऊं ॥
जो जनि त्यों विनु भट भुइँ भाई । तौ पण करि हों त्यो न हँसाई ॥ ३ ॥
जनक वचन सुनि सब नर नारी । देखि जानकी भये दुखारी ॥
माषे लषन कुटिल भँइ भौंहैं । रदपुट फरकत नयन रिसोहैं ॥ ४ ॥

હે ભાઈઓ ! મારે કહેવું જોઈએ કે, ઈશ્વરને, કોઈને પણ, આ લાભ દેવો ગમ્યો નથી, કે જેથી, કોઈ પણ, આ શિવનાં ધનુષને ચઢાવી શક્યો નહીં. ચઢાવવું અને તોડવું તો એક તરફ રહ્યું, પરંતુ ધરતીથી તિલ માત્ર ઉંચું કરવાને પણ કોઈ સમર્થ થયો નહીં ॥૧॥ હવે કોઈએ પણ વીરપણાનું અભિમાન ધરાવીને મારા ઉપર ક્રોધ કરવો નહીં મને નિશ્ચય થયો કે, પૃથ્વી, વીર પુરુષોથી રહિત (નિર્વીર) જ છે. હવે આશા છોડી

1 રામચન્દ્રજીને બ્રહ્માએ રચ્યા નથી, તેથી જનક રાજાનું આ વચન ક્રોધથી બોલાયા છતાં પણ, ખરૂં જ પડવાનું છે. ( आप प्रगट भये विधि न बनाये. )

યો અને પોતપોતાને ઘેર જાઓ, વિધાતાએ જાનકીના પ્રારબ્ધમાં પરણવાનું લખ્યું જ નથી. ॥ ૨ ॥ જો હું પ્રતિજ્ઞાનો ત્યાગ કરું તો મારાં પુણ્યોનો નાશ થાય અને ન કરૂં તો કુંવરી કુંવારી જ રહી જાય. હવે શું કરવું ? જો પૃથ્વી વીર પુરુષોથી રહિત છે, એમ મેં પ્રથમથી જાણ્યું હોત તો, હું આવી પ્રતિજ્ઞા લઇને મારી હાંસી કરાવત નહીં. " ॥ ૩ ॥ સર્વ સ્ત્રીઓ તથા પુરુષો, જનક રાજાનાં વચનો સાંભળી, સીતાજીની સામે જોઈ જોઇને દુઃખ પામવા લાગ્યાં. આ સમયમાં લક્ષ્મણજીને ક્રોધ ચઢતાં, તેમની ભ્રુકુટીઓ વાંકી થઈ ગઈ, હોઠ ફરકવા લાગ્યા અને નેત્રો લાલ થઈ ગયાં. ॥ ૪ ॥

दो०—कहि न सकत रघुवीर डर, लगे वचन जनु बाण ॥
नाय राम पद कमल शिर, बोले गिरा प्रमाण ॥ ३०० ॥

લક્ષ્મણજી, રામચંદ્રજીના ડરને લીધે બોલી શકતા ન હતા, પણ જનક રાજાનાં વચનો, તેમને હૃદયમાં બાણ સમાન લાગ્યાં. લક્ષ્મણજી, અંતે રામચંદ્રજીનાં ચરણોમાં માથું નમાવી, પ્રામાણિક વચનો બોલ્યા કે, ॥ ૩૦૦ ॥

चौ०—रघुवंशिनमहँ जहँ कोउ होई । तिहि समाज अस कहहि न कोई ॥
कही जनक जस अनुचित बानी । विद्यमान रघुकुलमणि जानी ॥ १ ॥
सुनहु भानुकुल पंकज भानू । कहौं स्वभाव न कछु अभिमानू ॥
जो राउर अनुशासन पाऊं । कंदुक इव ब्रह्माण्ड उठाऊं ॥ २ ॥
काचे घट जिमि डारौं फोरी । सकौं मेरु मूलक इव तोरी ॥
तव प्रताप महिमा भगवाना । का बापुरो पिनाक पुराना ॥ ३ ॥
नाथ जानि अस आयसु होऊ । कौतुक करौं विलोकिय सोऊ ॥
कमलनाल जिमि चाप चढावौं । शत योजन प्रणाम ले धावौं ॥ ४ ॥

જ્યાં રઘુવંશી ક્ષત્રિયોમાંનો કોઈ પણ જણ હોય, ત્યાં, સભાની અંદર કોઈ પણ આવું ન બોલે, કે જેવું, આ જનક રાજા, રામચંદ્રજીને આ સભામાં હાજર જાણતાં છતાં પણ અયોગ્ય ભાષણ કરે છે. ॥ ૧ ॥ હે સૂર્યવંશરૂપી કમળને પ્રફુલ્લિત કરવામાં સૂર્યરૂપ રામચન્દ્રજી ! સાંભળો. હું સ્વાભાવિક વાત કહું છું. કશા પણ અભિમાનથી કહેતો નથી. જો આપની આજ્ઞા મળે તો હું બ્રહ્માંડને દડાની પેઠે ઉઠાવી લઈ, ॥ ૨ ॥ જેમ કાચા ઘડાને ફોડી નાખે, તેમ ફોડી નાખું અને મેરુ પર્વતને પણ, જેમ મૂળાને તોડી લે, તેમ તોડી લઉં. હે મહારાજ ! જ્યારે આમ છે, ત્યારે આપના પ્રતાપના મહિમાની આગળ આ બાપડું સડેલું, જૂનું પિનાક ધનુષ શા હિસાબમાં છે ? ॥ ૩ ॥ જો આજ્ઞા આપો તો આ ધનુષને ચઢાવી, કમળના નાલની પેઠે હાથમાં લઇને સો યોજન સુધી દોડયો જાઉં. હે નાથ ! આમ જાણીને મને આજ્ઞા મળવી જોઇએ. હું જે કૌતુક કરૂં, તે આપ જોયા કરો. ॥ ૪ ॥

दो०—तोरौं छत्रक दंड जिमि, तव प्रताप बल नाथ ॥
जो न करौं प्रभु पद शपथ, पुनि न धरौं धनु हाथ ॥ ३०१ ॥

હે સ્વામી! હું આપના પ્રતાપના બળથી, આ ધનુષને, ચોમાસામાં ઉગતા બીલાડીના ટોપની[1] પેઠે તોડી નાખું. હું જે બોલું છું, તે પ્રમાણે ન કરી શકું તો, આપના ચરણના શપથ ખાઇને કહું છું કે, ફરી હું કોઈ દિવસ પણ હાથમાં ધનુષ ધરૂં જ નહીં. ॥ ૩૦૧ ॥

चौ०—लषण सकोप वचन जब बोले। डगमगानि महि दिग्गज डोले ॥
सकल लोक सब भूप डराने। सिय हिय हर्ष जनक सकुचाने ॥ १ ॥
गुरु रघुपति सब मुनि मनमाहीं। मुदित भये पुनि पुनि पुलकाहीं ॥
सैनहि रघुपति लषण निवारे। प्रेम समेत निकट बैठारे ॥ २ ॥
विश्वामित्र समय शुभ जानी। बोले अति सनेह मृदुवानी ॥
उठहु राम भंजहु भव चापू। मेटहु तात जनक परितापू ॥ ३ ॥
सुनि गुरु वचन चरण शिर नावा। हर्ष विषाद न कछु उर आवा ॥
ठाढ भये उठि सहज सुभाये। ठवनि युवा मृगराज लजाये ॥ ४ ॥

લક્ષ્મણજી, આ પ્રમાણે કોપ ભરેલાં વચનો બોલવા લાગતાં, પૃથ્વી, ડગમગવા લાગી. દિગ્ગજો, ડોલવા લાગ્યા. સર્વ લોકો અને રાજાઓ, ડરવા લાગ્યા. સીતાજી, હૃદયમાં રાજી થયાં. જનક રાજા સંકોચાયા, ॥ ૧ ॥ અને વિશ્વામિત્ર, રામ તથા સર્વે મુનિઓ, મનમાં પ્રસન્ન થઇને વારંવાર રોમાંચિત થવા લાગ્યા. રામચંદ્રજીએ, સાનથી લક્ષ્મણજીને વારીને, પ્રેમ ભરેલી રીતે પોતાની પાસે બેસાડ્યા. ॥૨॥ વિશ્વામિત્ર, શુભ સમય જાણી, અત્યન્ત સ્નેહથી કોમળ વચન બોલ્યા કે, "હે રામ! ઉઠો, સદાશિવનાં ધનુષને ભાંગો અને જનક રાજાના પરિતાપને મટાડો." ॥ ૩ ॥ રામચંદ્રજી ગુરુનાં વચન સાંભળી, તેમનાં ચરણોમાં માથું નમાવી, હૃદયમાં કશો હર્ષ કે ખેદ નહીં લાવતાં, સહજ સ્વભાવથી જ ઉઠીને ઉભા થયા અને ઉભવાની શૈલીથી, જુવાન સિંહને પણ લજાવે એવા દેખાવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—उदित उदय गिरि मंच पर. रघुवर बाल पतंग ॥
विकसे सन्त सरोज वन, हरषे लोचन भृंग ॥ ३०२ ॥

માંચરૂપી ઉદયાચલ ઉપર, રામચંદ્રજીરૂપી બાલ સૂર્ય ખડા થતાં, સંતોરૂપી કમળનાં વનો પ્રફુલ્લિત થયાં, લોકોનાં નેત્રોરૂપી ભમરો હર્ષ પામ્યા. ॥ ૩૦૨ ॥

चौ०—नृपनकेरि आशा निशि नाशी। वचन नखत अवली न प्रकाशी ॥
मानि महीप कुमुद सकुचाने। कपटी भूप उलूक लुकाने ॥ १ ॥
भये विशोक कोक मुनि देवा। बरषहिं सुमन जनावहिं सेवा ॥
गुरुपद वंदि सहित अनुरागा। राम मुनिनसन आयसु मागा ॥ २ ॥

---

૧ ગુજરાત:-કૂતરાનો કાન. કાઠીઆવાડ:-બીલાડાંની બળી. પારશી લોક:-કૂતરાનો ટોપ. સં. છત્રાક.

सहजहिं चले सकल जगस्वामी । मत्त मंजु कुंजर वर गामी ॥
चलत राम सब पुर नर नारी । पुलक पूरि तनु भये सुखारी ॥ ३ ॥
बंदि पितर सुर सुकृत सँभारे । जो कछु पुण्य प्रभाव हमारे ॥
तो शिव धनुष मृणालकि नाईं । तोरहिं राम गणेश गुसाईं ॥ ४ ॥

રાજાઓની આશારૂપી રાત્રિ નષ્ટ થઈ, રાજાઓનાં પ્રલાપ વચનોરૂપી નક્ષત્રોની પંક્તિ અસ્ત પામી, અભિમાની રાજાઓરૂપી કુમુદો સંકોચાયાં, કપટી રાજાઓરૂપી ઘૂવડો છૂપાઈ ગયાં, ॥ ૧ ॥ મુનિઓ તથા દેવતાઓરૂપી ચક્રવાકો શોક રહિત થયા અને દેવતાઓરૂપી બ્રાહ્મણો, પુષ્પાંજલિઓ આપીને, સેવાને નિવેદન કરવા લાગ્યા. સર્વ જગતના સ્વામી રામચંદ્રજી, પ્રેમપૂર્વક ગુરુનાં ચરણોનું વંદન કરી, મુનિઓની પાસે આજ્ઞા માગી, ॥ ૨ ॥ સ્વાભાવિક રીતે રૂપાળી, મદોન્મત્ત મોટા હાથીના જેવી ચાલથી ધનુષ તરફ ચાલ્યા. રામચન્દ્રજી, ધનુષ તરફ ચાલતાં, મિથિલા નગરીનાં સઘળાં સ્ત્રી પુરુષો, આનંદથી શરીરોમાં રોમાંચિત થઈ ॥ ૩ ॥ પિતૃઓને તથા દેવતાઓને પ્રણામ કરી, પુણ્યોનું સ્મરણ કરીને ગણેશની સ્તુતિ કરવા લાગ્યાં કે, " હે ગણેશ ! હે સ્વામી જો અમારાં પુણ્યોનો કાંઈ પણ પ્રભાવ હોય તો, રામ, સદાશિવનાં ધનુષને કમળની દાંડીની પેઠે તોડી નાખજો." ॥ ૪ ॥

दो०—रामहिं प्रेम समेत लखि, सखिन समीप बुलाई ॥
सीता मातु सनेह वश, वचन कहे बिलखाई ॥ ३०३ ॥

સીતાજીનાં માતાજી સુનયના, રામચંદ્રજીને પ્રેમપૂર્વક જોઈ, સખીને પોતાની પાસે બોલાવી, સ્નેહને વશ થઈ, વ્યાકુલપણાથી કહેવા લાગ્યાં કે, ॥ ૩૦૩ ॥

चौ०—सखि सब कौतुक देखनहारे । जेऊ कहावत हितू हमारे ॥
कऊ न बुझाय कहै नृपपाहीं । यह बालक अस हठ भल नाहीं ॥ १ ॥
रावण बाण छुआ नहिं चापा । हारे सकल भूप करि दापा ॥
सो धनु राजकुँवर कर देहीं । बाल मराल कि मंदर लेहीं ॥ २ ॥
भूप सयानप सकल सिरानी । सखि विधि गति कछु जात न जानी ॥
बोली चतुर सखी मृदु बानी । तेजवंत लघु गनिय न रानी ॥ ३ ॥
कहँ कुंभज कहँ सिंधु अपारा । सोखेउ सुयश सकल संसारा ॥
रवि मंडल देखत लघु लागा । उदय जासु त्रिभुवन तम भागा ॥ ४ ॥

" હે સખિ ! જેઓ અમારા હેતુ કહેવાય છે, તેઓ સઘળાં, તમાસો જોનારાં જ છે. એઓમાં કોઈ પણ રાજાને સમજાવીને કહેતું નથી કે, આ બાલક છે, આનાથી આવો હઠ કરવો, એ સારૂં ન કહેવાય. ॥ ૧ ॥ જેને, રાવણ અડકી પણ શક્યો નહીં અને જેથી સર્વ રાજાઓ, બળ કરી કરીને હારી ગયા, તે ધનુષને, રાજા, કુંવરના હાથમાં દેવા ધારે છે. બાલ હંસ મંદરાચલને ઉપાડી શકે કે ? ॥ ૨ ॥ હે સખી ! રાજાની સઘળી ચતુરતા જતી રહી છે. વિધાતાની કરી ગતિ જાણી જાતી નથી." ચતુર સખી કોમળ

વચન બોલી કે, "હે રાણીજી! તેજસ્વીને છોટો ગણવો નહીં. ॥ ૩ ॥ અગસ્ત્ય મુનિ ક્યાં? અને અપાર સમુદ્ર ક્યાં? પણ અગસ્ત્ય મુનિએ, તે સમુદ્રને પી જઈ સૂકાવી નાખીને સઘળા જગતમાં અપાર યશ મેળવ્યો છે. સૂર્યમંડલ દેખવામાં નહાનું લાગે છે, પણ તેના ઉદયથી ત્રૈલોક્યનો અંધકાર નાસી જાય છે. ॥ ૪ ॥

दो०–मंत्र परम लघु जासु वश, विधि हरि हर सुर सर्व ॥
महामत्त गजराजकहँ, वसकर अंकुश खर्व ॥ ३०४ ॥

મંત્ર બહુ જ નહાનો હોય છે, પણ તેથી બ્રહ્મા, વિષ્ણુ, શિવ તથા સર્વ દેવતાઓ, વશ થાય છે. અંકુશ નહાનો છતાં પણ, મહા મદોન્મત્ત ગજરાજને વશ કરે છે. ॥ ૩૦૪ ॥

चौ०–काम कुसुम धनु सायक लीन्हे । सकल भुवन अपने वश कीन्हे ॥
देवि तजिय संशय अस जानी । भंजब धनुष राम सुनु रानी ॥ १ ॥
सखी वचन सुनि भइ परतीती । मिटा विषाद बढी अति प्रीति ॥
तब रामहिं विलोकि बैदेही । सभय हृदय विनवत जिहि तेही ॥ २ ॥
मनहीं मन मनाय अकुलानी । होउ प्रसन्न महेश भवानी ॥
करहु सफल अपनी सेवकाई । करि हित हरहु चाप गुरुआई ॥ ३ ॥
गणनायक वरदायक देवा । आजु लगे कीनी तव सेवा ॥
बारबार विनती सुनि मोरी । करहु चाप गरुता अति थोरी ॥ ४ ॥

કામદેવ, ફૂલનાં ધનુષવાળો તથા ફૂલનાં બાણોવાળો છે, તોપણ તેણે, સઘળાં બ્રહ્માંડને પોતાના કબજામાં કરી લીધું છે. હે મહારાણી! આમ જાણીને સંશય છોડી દો. રામ, અવશ્ય ધનુષને તોડી નાખશે." ॥ ૧ ॥ સખીનાં વચન સાંભળી, જનકની રાણીને વિશ્વાસ આવ્યો, ખેદ ટળી ગયો અને પ્રીતિ અત્યંત વૃદ્ધિ પામી. આ વૈદેહી[1] (સીતાજી), રામચંદ્રજીને જોઈ, સંદેહથી વ્યાકુલ થયેલાં હૃદયવડે ભયભીતની પેઠે, જેની તેની પ્રાર્થના કરવા લાગ્યાં ॥ ૨ ॥ અને મનમાં ને મનમાં મનાવવા લાગ્યાં કે, "હે શિવ! હે પાર્વતી! પ્રસન્ન થાઓ. મેં જે આપની સેવા કરી છે, તેને સફલ કરો અને મારાપર સ્નેહ ધરી, ધનુષનાં ભારેપણાંને હરી લ્યો. ॥ ૩ ॥ હે ગણપતિ! હે વર દેનારા દેવ! મેં આજ સુધી તમારી સેવા કરી છે, માટે આ, મારી, વારંવારની વિનતિનું શ્રવણ કરી, ધનુષનાં ભારેપણાંને બહુ જ ઓછું કરી નાખો." ॥ ૪ ॥

दो०–देखि देखि रघुवीर तनु, सुर मनाव धर धीर ॥
भरे विलोचन प्रेम जल, पुलकावली शरीर ॥ ३०५ ॥

સીતાજી, રામચંદ્રજીનાં કોમળ શરીરને જોઈ જોઈ, ધીરજ ધરી ધરીને, દેવતાઓને મનાવવા લાગ્યાં, નેત્રોમાં પ્રેમજળથી ભરપૂર થઈ જવા લાગ્યાં અને શરીરમાં ગાઢ રોમાંચોથી વ્યાપ્ત થવા લાગ્યાં. ॥ ૩૦૫ ॥

---

૧ વૈદેહી શબ્દથી ધ્વનિ થાય છે કે તે સમયે સીતાજીને શરીરનું ભાન પણ રહ્યું ન હતું.

चौ०-नीके निरखि नयन भरि शोभा । पितु पण सुमिरि बहुरि मन छोभा ॥
अहह तात दारुण हठ ठानी । समुझत नहिं कछु लाभ न हानी ॥ १ ॥
सचिव सभय सिख देइ न कोइ । बुध समाज बड अनुचित होइ ॥
कहँ धनु कुलिशहु चाहि कठोरा । कहँ श्यामल मृदुगात किशोरा ॥ २ ॥
विधि किहि भाँति धरौं उर धीरा । सिरस सुमन किमि वेधहि हीरा ॥
सकल सभाकी मति भइ भोरी । अब मोहिं शंभु चाप गति तोरी ॥ ३ ॥
निज जडता लोगन पर डारी । होहु हरुअ रघुपतिहि निहारी ॥
अति परताप सीय मनमाहिं । लव निमेष युग सम चलि जाहिं ॥ ४ ॥

નેત્ર ભરી, રામની શોભાને નિરખી નિરખીને પ્રસન્ન થતાં અને વળી પિતાના પણનું સ્મરણ કરી, મનમાં ક્ષોભ પામતાં સીતાજી, સ્વગત બોલવા લાગ્યાં કે, “ ખેદની વાત છે કે, મારા પિતાએ, દારૂણ પ્રતિજ્ઞા લીધી છે, અને તે પ્રતિજ્ઞાને લીધે, પિતા, લાભમાં પણ કશું સમજતા નથી અને હાનિમાં પણ કશું સમજતા નથી. ॥ ૧ ॥ કોઈ મંત્રીઓ પણ ડરના માર્યા શીખામણ દેતા નથી. પંડિતોના મંડલમાં ખરી વાત ન સમજાવવી એ મોટું અયોગ્ય થાય છે. જેની કઠોરતાને વજ્ર પણ ઈચ્છે છે, એવું ધનુષ ક્યાં ? અને શ્યામ સુંદર કોમળ ગાત્રોવાળા કિશોર રામચંદ્રજી ક્યાં ? ॥ ૨ ॥ હે દૈવ ! હું હૃદયમાં શી રીતે ધીરજ ધરી શકું ? સરસડાનું ફૂલ હીરાને કેમ વીંધી શકશે. ? સઘળી સભાની બુદ્ધિ અવિવેકી થઈ ગઈ છે, માટે હે શંકરનાં ધનુષ ! હવે તો હું તારે શરણે છું. ॥ ૩ ॥ તું રામને જોઈ પોતાની જડતાને લોકોની ઉપર નાખી દઈને હળવું થજે. ” આ પ્રમાણે સીતાજી મનમાં પરિતાપ પામવા લાગ્યાં અને તેમને લવ તથા નિમેષ પણ યુગ સમાન થઈ વીતવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०-प्रभुहि चिते पुनि चितै महि, राजत लोचन लोल ॥
खेलत मनसिज मीन युग, जनु विधुमंडल डोल ॥ ३०६ ॥

જરા વારમાં રામચંદ્રજીની સામે જોતાં અને જરા વારમાં સંકોચાઈને પૃથ્વીની[1] સામે જોતાં, સીતાજીનાં ચપલ નેત્રો જાણે ચંદ્રના મંડલમાં[2] કામદેવનાં વાહનરૂપ બે માછલાં રમતાં હોય એવાં શોભવા લાગ્યાં. ॥ ૩૦૬ ॥

चौ०-गिरा अलिनि मुखपंकज रोकी । प्रगट न लाज निशा अवलोकी ॥
लोचन जल रहु लोचन कोना । जैसे परम कृपण कर सोना ॥ १ ॥

---

૧ જ્યારે સ્રીને દુઃખ ઉત્પન્ન થાય, ત્યારે માતાની સામે જુવે અને માતાની સમક્ષમાં વરની સામે જોતાં પણ લજાય, એ સ્વાભાવિક છે. સીતાજી, પૃથ્વીમાં ઉત્પન્ન થયાં છે, તેથી પૃથ્વી તેમની મા છે. કેટલાએક કલ્પના કરે છે કે, ધનુષને તોડીને પૃથ્વીનો ભાર ઉતારો, એવી સૂચના દેવાને વાસ્તે સીતાજી,પૃથ્વીના સામે જુવે છે. ૨ સીતાજીના મુખને ચન્દ્રમણ્ડલ ઠરાવ્યું છે. ચન્દ્ર કામદેવનો મિત્ર છે, તેથી અને વળી ચન્દ્ર, જલમય છે, તેથી, તેમાં કામદેવનાં વાહનોનો વિહાર સંભવે છે.

सकुची व्याकुलता बडि जानी । धरि धीरज प्रतीति उर आनी ॥
तन मन वचन मोर पन सांचा । रघुपति पद सरोज मन रांचा ॥ २ ॥
तौ भगवान सकल उर वासी । करहिं मोहिं रघुपतिकी दासी ॥
जिहिके जिहिपर सत्य सनेहू । सो तिहि मिलत न कछु संदेहू ॥ ३ ॥
प्रभु तन चितै प्रेम पण ठाना । कृपानिधान राम सब जाना ॥
सियहि बिलोकि तके धनु कैसे । चितव गरुड लघु व्यालहि जैसे ॥ ४ ॥

સીતાજીના મુખરૂપી કમળમાં રહેલી વાણીરૂપી ભ્રમરી, જાણે લાજરૂપી રાત્રિને જોઇને, એ કમળમાં જ રોકાઈ રહેવા ઇચ્છતી હોય, તેમ બહાર નીકળવું બંધ કરી બેઠી અને જેમ અતિ કૃપણના હાથમાં આવેલું સોનું, ખુણામાં જ રહે, તેમ સીતાજીનાં અશ્રુઓ, નેત્રોના ખુણાઓમાં જ ભરાઈ રહ્યાં. ॥ ૧ ॥ સીતાજી, પોતામાં વ્યાકુલતા થયેલી જાણીને સંકોચાયાં અને વળી ધીરજ ધરીને મનમાં વિશ્વાસ ધરવા લાગ્યાં કે, " મારાં તન, મન, વચન અને પણ જો સત્ય છે, અને મેં મારૂં મન, જો રામચંદ્રજીના ચરણકમળમાં જ રાખ્યું છે, ॥ ૨ ॥ તો સર્વના અંતર્યામી પરમેશ્વર, મને રામચંદ્રજીની દાસી કરશે. જેને, જેના ઉપર ખરો સ્નેહ હોય, તેને, તે પ્રાપ્ત થાય છે, એમાં કશો સંદેહ નથી, " ॥ ૩ ॥ આ પ્રમાણે સીતાજીએ, રામચંદ્રજીના શરીરને જોઈ, પ્રેમરૂપી પણ દઢ કર્યો અને સીતાજીનો સઘળો અભિપ્રાય, રામચંદ્રજીના જાણવામાં આવ્યો. આથી રામચંદ્રજી, સીતાજીની સામે જોઇને પછી જેમ ગરુડજી, નાહાના સર્પ ઉપર તાકે, તેમ ધનુષ ઉપર તાકવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—लषण लखउ रघुवंशमणि, ताउ हरकोदण्ड ॥
पुलक गात बोले वचन, चरण चाप ब्रह्मण्ड ॥ ३०७ ॥

રામચંદ્રજી, સદાશિવના ધનુષ ઉપર તાકતા જોવામાં આવ્યા કે તે વખતે લક્ષ્મણજી, રોમાંચિત થઇ, ચરણવતે પૃથ્વીને દાબીને[1] વચન બોલ્યા કે, ॥ ૩૦૭ ॥

चौ०—दिशि कुंजरहु कमठ अहिकोला । धरहु धरणि धरि धीर न डोला ॥
राम चहहिं शंकर धनु तोरा । होहु सजग सुनि आयसु मोरा ॥ १ ॥
चाप समीप राम जब आये । नर नारिन सुर सुकृत मनाये ॥
सबकर संशय अरु अज्ञानू । मंद महीपनकर अभिमानू ॥ २ ॥
भृगुपति केरि गर्व गरुआई । सुर मुनिवरन केरी कदराई ॥
सियकर शोच जनक पछतावा । रानिनकर दारुण दुख दावा ॥ ३ ॥
शंभु चाप बड बोहित पाई । चढे जाय सब संग बनाई ॥
राम बाहु बल सिंधु अपारा । चहत पार नहिं कोउ कन्हारा ॥ ४ ॥

---

૧ પ્રથમ બોલ્યા હતા, ત્યારે પૃથ્વી ડગમગી ગઈ હતી, તેથી આ સમયે પૃથ્વીને ચરણવતે દાબીને બોલ્યા.

"હે દિગ્ગજો! હે કચ્છપ! હે શેષનાગ! હે વારાહ! હમણાં રામચંદ્રજી, સદાશિવનાં ધનુષને તોડવા ઇચ્છે છે, માટે મારી આજ્ઞા સાંભળીને, તમો સર્વે સાવધાન રહેજો. ધીરજથી પૃથ્વીને ધારણ કરજો, ડોલજો માં." ॥ ૧ ॥ રામચંદ્રજી જ્યારે ધનુષની પાસે આવ્યા, ત્યારે સર્વે સ્ત્રીઓ અને પુરુષો, પોતાનાં પુણ્યોને તથા દેવતાઓને મનાવવા લાગ્યાં. સર્વે લોકોના સંશયો તથા અજ્ઞાનો, મૂર્ખ રાજાઓનાં અભિમાનો, ॥ ૨ ॥ પરશુરામનો ગર્વ તથા મોટાઈ, દેવતાઓના તથા મુનિઓના મનનો ભય, સીતાજીની ચિંતા, જનક રાજાનો પસ્તાવો અને જનક રાજાની રાણીઓનું દાવાનલ જેવું દારૂણ દુઃખ, ॥ ૩ ॥ એઓ સઘળાં સાથે મળી સદાશિવનાં ધનુષરૂપી વહાણમાં ચઢયાં અને તે વહાણમાં ચઢીને રામચંદ્રજીના બાહુબળરૂપી અપાર સમુદ્રનો પાર પામવા ઇચ્છવા લાગ્યાં. પણ કોઈ કીનારો હાથ લાગ્યો જ નહીં. ॥ ૪ ॥

दो०—राम विलोके लोग सब, चित्र लिखेसे देख ॥
चितइ सीय कृपायतन, जानी विकल विशेख ॥ ३०८ ॥

કૃપાનિધાન રામચંદ્રજીએ, જોયું, ત્યાં સર્વે લોકો, ચિત્રમાં આળખેલાં જેવાં થઇ રહેલાં જોવામાં આવ્યાં અને સીતાજી તો સર્વથી પણ અધિક વ્યાકુલ થયેલાં જોવામાં આવ્યાં. ॥ ૩૦૮ ॥

चौ०—देखीं विपुल विकल वैदेहीं । निमिष विहात कल्प सम तेही ॥
तृषित वारि बिनु जो तनु त्यागा । मुए करै का सुधा तडागा ॥ १ ॥
का वर्षा जब कृषीं सुखाने । समय चूक पुनि का पछताने ॥
अस जिय जान जानकी देखी । प्रभु पुलके लखि प्रीति विशेखी ॥ २ ॥
गुरुहि प्रणाम मनहिं मन कीन्हा । अति लाघव उठाय धनु लीन्हा ॥
दमकउ दामिनि जिमि घन लयऊ । पुनि धनु नभमंडल सम भयऊ ॥ ३ ॥
लेत चढावत खैंचत गाढे । काहु न लखा देख सब ठाढे ॥
तेहि क्षण मध्य राम धनु तोरा । भरे भुवन धुनि घोर कठोरा ॥ ४ ॥

સીતાજીને અત્યંત વ્યાકુલ થયેલાં જોઇ અને તેમના એક એક નિમેષને, કલ્પ સમાન થઈ પડતો જોઈ, રામચંદ્રજીના મનમાં થયું કે, "તરસ્યો માણુસ જળ વિના મરી જાય, તો પછી તેને અમૃત જેવા મીઠા જળના તળાવમાં નાખવાથી પણ શું વળે? ॥ ૧ ॥ ખેડ સૂકાઈ ગયા પછી વૃષ્ટિ શા ઉપયોગની થાય? સમય ચૂકયા પછી પસ્તાવો શા કામનો?" આ પ્રમાણે વિચાર કરી, ફરીવાર સીતાજીની સામે જોઈ, તેમની પ્રીતિ વિશેષ જોવામાં આવવાથી રોમાંચિત થઈ, ॥ ૨ ॥ મનમાં ને મનમાં વસિષ્ઠ આદિ ગુરુજનોને પ્રણામ કરીને, રામચંદ્રજીએ, અત્યંત ઝડપથી ધનુષને ઉપાડી લીધું. જેમ વીજળી, ચમકીને વાદળામાં અદૃશ્ય થઇ જાય, તેમ તે ધનુષ, ચમકીને રામના હાથમાં અદૃશ્ય થઈ ગયું અને થોડી જ વારમાં દોરી ચઢાવાઇને ખેંચાવાથી પાછું આકાશ મંડલની પેઠે ગોળ દેખાવા લાગ્યું. ॥ ૩ ॥ સર્વે લોકો ઉભાં ઉભાં જોતાં હતાં, પણ તે ધનુષ કયારે

લેવામાં આવ્યું ? કયારે ચઢાવવામાં આવ્યું ? અને કયારે અત્યંત ખેંચવામાં આવ્યું ? એ કોઇએ પણ દીઠું નહીં. એ જ ક્ષણમાં, રામચંદ્રજીએ બરાબર મધ્યમાં ધનુષને તોડી નાખતાં, તેના ઘોર અને કઠોર ધ્વનિથી સઘળું બ્રહ્માંડ ભરપૂર થઈ ગયું, ॥ ૪ ॥

छं०—भरि भुवन घोर कठोर रव रवि वाजि तज मारग चले ॥
चकरहिं दिग्गज डोल महि अहि कोल कूरम कलमले ॥
सुर असुर मुनिकर कान दीन्हे सकल बिकल बिचारहीं ॥
कोदंड खंडउ राम तुलसी जयति वचन उचारहीं ॥ ३४ ॥

આખા બ્રહ્માંડમાં, એ ધનુષનો એવો તો ઘોર અને કઠોર શબ્દ ભરપૂર થયો કે, તેથી સૂર્યના ઘોડાઓ ભડકી, માર્ગ છોડીને ચાલવા લાગ્યા. દિગ્ગજો, ચીસો પાડવા લાગ્યા, પૃથ્વી, ડોલવા લાગી અને શેષનાગ, વારાહ તથા કચ્છપ, થરથરવા લાગ્યા. સુરો, અસુરો તથા મુનિઓ, કાનો ઉપર હાથ મૂકી વિહ્વલ થઈને વિચારવા લાગ્યા અને જ્યારે જાણવામાં આવ્યું કે, ' રામચંદ્રજીએ ધનુષ ભાંગ્યું, ' ત્યારે સર્વે જય જય શબ્દનો ઉચ્ચાર કરવા લાગ્યા. ॥ ૩૪ ॥

सो०—शंकर चाप जहाज, सागर रघुवर बाहुबल ॥
बूडे सकल समाज, चढ जे प्रथमहिं मोहवश ॥ ३७ ॥

લોકોના સંશયો તથા અજ્ઞાનો આદિ જે સમાજ, પ્રથમ મોહને લીધે શંકરના ધનુષરૂપી વહાણમાં ચઢયો હતો, તે સઘળો સમાજ, રામચંદ્રજીના બાહુબલરૂપી સાગરમાં વહાણ સહિત ડૂબી ગયો. ॥ ૩૭ ॥

चौ०—प्रभु दोउ खंड चाप महि डारे । देखि लोग सब भये सुखारे ॥
कौशिक रूप पयोनिधि पावन । प्रेमवारी अवगाह सुहावन ॥ १ ॥
रामरूप राकेश निहारी । बढी बीचि पुलकावलि भारी ॥
बाजे नभ गहगहे निशाना । देववधु नासहीं कर गाना ॥ २ ॥
ब्रह्मादिक सुर सिद्ध मुनीशा । प्रभुहि प्रशंसहिं देहिं अशीशा ॥
बरषहिं सुमन रंग बहु माला । गावहिं किन्नर गीत रसाला ॥ ३ ॥
रही भुवन भरि जय जय बानी । धनुष भंग धुनि जात न जानी ॥
मुदित कहहिं जहँ तहँ नर नारी । भंजउ राम शंभु धनु भारी ॥ ४ ॥

રામચંદ્રજીએ, ધનુષના બે કટકા ધરતીપર નાખી દીધા, ત્યારે તે જોઈને સર્વે લોકો સુખ પામ્યાં. પ્રેમરૂપી અગાધ જળથી ભરેલા વિશ્વામિત્રરૂપી પવિત્ર અને સુશોભિત સમુદ્રમાં રોમાંચોની પંક્તિરૂપ ભારે મોજાઓ, ॥ ૧ ॥ રામચન્દ્રજીરૂપી પૂનેમના ચંદ્રનો પ્રકાશ થયો જોઈને, બહુ જ ઉછળવા લાગ્યા. આકાશમાં દેવ દુંદુભિઓનો ભારે ગડગડાટ થવા લાગ્યો. અપ્સરાઓ, ગાયનો તથા નૃત્યો કરવા લાગી. ॥ ૨ ॥ બ્રહ્માદિક દેવતાઓ, સિદ્ધો તથા મુનીશ્વરો, રામચંદ્રજીની પ્રશંસા કરી, આશીર્વચનો આપીને, રંગ-

રંગની પુષ્પોની માળાઓની વૃષ્ટિ કરવા લાગ્યા અને કિન્નરો, રસિક ગીતો ગાવા લાગ્યા. ॥ ૩ ॥ બ્રહ્માંડમાં જય જય વાણી એવી તો ભરપૂર થઈ ગઈ કે, તેથી ધનુષના ભાંગવાનો શબ્દ કયાં ગયો ? એ જાણવામાં પણ ન આવ્યું. પ્રસન્ન થયેલી સ્ત્રીઓ, જ્યાં ત્યાં વાતો કરવા લાગી કે, ' રામે સદાશિવનું ભારે ધનુષ ભાંગ્યું. ' ॥ ૪ ॥

दो०—बंदी मागध सूत गण, बिरद वदहिं मति धीर ॥
करहिं निछावर लोग सब, हय गय धन मणि चीर ॥ ३०९ ॥

ધીર બુદ્ધિવાળા બંદીજનો, વહીવંચાઓ તથા પૌરાણિક લોકો, પૂર્વ પુરુષોની બીરૂદાવલીઓ બોલવા લાગ્યા અને સર્વે લોકો, ઘોડાઓની, હાથીઓની, ધનોની, મણિઓની તથા ઉત્તમ વસ્ત્રોની નોછાવરો કરવા લાગ્યા. ॥ ૩૦૯ ॥

चौ०—झांझ मृदंग शंख सहनाई । भेरि ढोल दुंदुभी सुहाई ॥
बाजहिं बहु बाजने सुहाये । जहँ तहँ युवतिन मंगल गाये ॥ १ ॥
सखिन सहित अति हर्षित रानी । सूखत धान परा जनु पानी ॥
जनक लहे सुख शोच विहाई । पैरत थके थाह जनु पाई ॥ २ ॥
श्रीहत भये भूप धनु टूटे । जैसे दिवस दीप छबि छूटे ॥
सिय हिय सुख वरणै केहि भांती । जनु चातकि पाई जल स्वाती ॥ ३ ॥
रामहिं लषण विलोकत कैसे । शशिहि चकोर किशोरक जैसे ॥
सतानंद तब आयसु दीन्हा । सीता गमन रामपहँ कीन्हा ॥ ४ ॥

સુંદર ઝાંઝ, મૃદંગ, શંખ, શરણાઈ, ભેરી, ઢોલ અને દુંદુભિઓ વગેરે અનેક વાજાંઓ મનોહર રીતે વાગવા લાગ્યાં. સ્ત્રીઓ જ્યાં ત્યાં માંગલિક ગીતો ગાવા લાગી, ॥ ૧ ॥ જેમ સૂકાવા લાગેલું ધાન્ય, વરસાદ પડવાથી પ્રફુલ્લિત થાય, તેમ સખીઓ સહિત જનક રાજાની રાણી, પ્રફુલ્લિત થઈ. જેમ ખેપીઓ માણુસ, વિશ્રામનું સ્થાનક મળવાથી શોકનો ત્યાગ કરીને સુખ પામે, તેમ જનક રાજા, યોગ્ય સંબંધ મળવાથી શોકનો ત્યાગ કરીને સુખ પામ્યા. ॥ ૨ ॥ જેમ, રાત્રિ ત્રૂટતાં દિવાઓ નિસ્તેજ થઈ જાય, તેમ ધનુષ ત્રૂટતાં રાજાઓ, નિસ્તેજ થઈ ગયા. જેમ સ્વાતીનું જળ મળવાથી બપીયણુને પ્રાપ્ત થયેલું સુખ, કોઈ રીતે વર્ણવી શકાય નહીં, તેમ ધારેલો મનોરથ, પાર પડવાથી સીતાજીના હૃદયમાં જે સુખ પ્રાપ્ત થયું, તે પણ કોઈ રીતે વર્ણવી શકાય નહીં. એ સુખનું વર્ણન કેમ બની શકે ? ॥ ૩ ॥ જેમ ચકોરનો બાલક, ચંદ્રને જોઈ રહે, તેમ લક્ષ્મણજી, રામને જોઈ રહ્યાં. આ સમયમાં શતાનન્દ મુનિએ, આજ્ઞા કરતાં, સીતાજી, રામચંદ્રજીની પાસે જવા ચાલ્યાં. ॥ ૪ ॥

दो०—संग सखी सुंदरि चतुर, गावहिं मंगल चार ॥
गवनी बाल मराल गति, सुखमा अंगे अपार ॥ ३१० ॥

સુંદર અને ચતુર સખીઓ, મંગલાચાર ગાતી ગાતી, સીતાજીની સાથે ચાલી. બાલ હંસીના જેવી ચાલવાળાં અને અંગોમાં અપાર પરમ શોભાવાળાં સીતાજી, સખી-

ઓના મધ્યમાં, જેમ ઘણી છબીઓના મધ્યમાં મહા છબી શોભે, તેમ શોભવા લાગ્યાં. ॥ ૩૧૦ ॥

चौ०—सखिन मध्य सिय सोहति कैसी । छबि गण मध्य महा छबि जैसी ॥
करसरोज जयमाल सुहाई । विश्व विजय शोभा जनु छाई ॥ १ ॥
तनसँकोच मन परम उछाहू । गूढ प्रेम लखि परै न काहू ॥
जाय समीप रामछबि देखी । रहि जनु कुँवरि चित्र अवरेखि ॥ २ ॥
चतुर सखी लखि कही बुझाई । परिरावहु जयमाल सुहाई ॥
सुनत युगल करमाल उठाई । प्रेमविवश पहिराइ न जाई ॥ ३ ॥
सोहत जनु युग जलज सनाला । शशिहि सभीत देत जयमाला ॥
गावहिं छबि अवलोकि सहेली । सिय जयमाल राम उर मेली ॥ ४ ॥

સીતાજીએ, હસ્તકમળમાં લીધેલી જયમાળા, જાણે ત્રૈલોકય વિજયની શોભા છાઈ રહી હોય એવી દીસતી હતી. લજ્જાને લીધે શરીરનો સંકોચ કરતાં, મનમાં પરમ ઉત્સાહવાળાં અને જેનો ગૂઢ પ્રેમ કોઈના જાણવામાં આવતો ન હતો એવાં સીતાજી રામના સમીપમાં જઈ, રામની છબી જોઈને, જાણે ચિત્રમાં આળખેલાં હોય એવાં થઈ ગયાં. ॥ ૧, ૨ ॥ ચતુર સખીએ, સીતાને સમજાવીને કહ્યું કે, "સુંદર જયમાળા પહેરાવો." સખીનું વચન સાંભળી, બન્ને હાથથી માળા ઉંચી કરી, પણ, પ્રેમવશ્યપણાને લીધે પહેરાવી શકાતી ન હતી. ॥ ૩ ॥ જયમાળા દેવામાં, પ્રેમથી પરવશ થવાને લીધે અને લજ્જાને લીધે, સંકોચાતી સીતાજીના બે હાથરૂપી નાળ સહિત કમળોની જોડી, જાણે રામના મુખરૂપી ચંદ્રને જોઇને, સંકોચાતી હોય એવી શોભવા લાગી. સીતાજીની, આ સમયની છબી જોઇને, સખીઓ ગાવા લાગી અને પછી સીતાજીએ, સાવધાન થઇને રામના ગળામાં જયમાળા નાખી. ॥ ૪ ॥

सो०—रघुवर उर जयमाल, देखि देव वरषहिं सुमन ॥
सकुचे सकल भुआल, जनु विलोकि रवि कुमुदगण ॥ ३८ ॥

રામના વક્ષઃસ્થલમાં જયમાલાને જોઇને, દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને સર્વે રાજાઓ, જેમ સૂર્યને જોઇને કુમુદો સંકોચાય, તેમ સંકોચાયા. ॥ ૩૮ ॥

चौ०—पुर अरु व्योम बाजने बाजे । खल भये मलिन साधु सब गाजे ॥
सुर किन्नर नर नाग मुनीशा । जय जय कह सब देहिं अशीशा ॥ १ ॥
नाचहिं गावहिं विबुध वधूटी । बार बार कुसुमावलि छूटी ॥
जहँ तहँ विप्र वेदध्वनि करहीं । बंदी बिरदावलि उच्चरहीं ॥ २ ॥
मही पताल नाक यश व्यापा । रामवरी सिय भंजेऊ चापा ॥
करहिं आरती पुर नर नारी । देहिं निछावरि वित्त विसारी ॥ ३ ॥
सोहत सीय रामकी जोरी । छबि शृंगार मनहुँ इक ठौरी ॥
सखी कहहिं मभुपद गहु सीता । करति न चरण परश अति भीता ॥ ४ ॥

નગરમાં અને આકાશમાં વાજાં વાગવા લાગ્યાં. ખલ રાજાઓ, મલિન ( કાળા ) થઇ ગયા, સર્વે સજ્જનો ગાવા લાગ્યા. દેવતાઓ, કિન્નરો, મનુષ્યો, નાગો તથા મુનીશ્વરો આદિ સર્વે, જય જય કહીને આશીષો દેવા લાગ્યા. ॥ ૧ ॥ દેવાંગનાઓ નાચવા તથા ગાવા લાગી, વારંવાર પુષ્પ વૃષ્ટિઓ પડવા લાગી. બ્રાહ્મણો, સર્વ સ્થલોમાં વેદધ્વનિ કરવા લાગ્યા અને બંદીજનો બીરુદાવલી બોલવા લાગ્યા. ॥ ૨ ॥ ધનુષને ભાંગીને સીતાને વરવાની રામની કીર્ત્તિ, પૃથ્વીમાં, પાતાલમાં તથા સ્વર્ગમાં વ્યાપી અને મિથિલાનાં સર્વે સ્ત્રી પુરુષો આરતી કરવા લાગ્યાં તથા ધનની સંભાળને છોડી દઇને નોછાવરો દેવા લાગ્યાં. ॥૩॥ સીતા અને રામ, એઓની જોડી, જાણે શોભા અને શૃંગારરસ, એઓની જોડી, એક સ્થલમાં ઉભી હોય એવી શોભવા લાગી. સખીઓ, સીતાજીને, રામનાં ચરણોનો સ્પર્શ કરવાનું કહેવા લાગી, પણ સીતાજી અત્યંત ડરને લીધે ચરણસ્પર્શ ન કરવા લાગ્યાં ॥૪॥

दो०—गौतम तिय गति सुरति करि, नहिं परशति पद पानि ॥
मन विहँसे रघुवंशमणि, प्रीति अलौकिक जानि ॥ ३११ ॥

ગૌતમની સ્ત્રીની ( અહલ્યાની ) ગતિનું સ્મરણ કરીને સીતાજી હાથવડે રામનાં ચરણનો સ્પર્શ નહીં કરતાં હતાં[1]. સીતાજીની પ્રીતિનું આ અલૌકિકપણું જાણી લેવાથી, રામચંદ્રજી, મનમાં ને મનમાં હસવા લાગ્યા. ॥ ૩૧૧ ॥

चौ०—तब सिय देखि भूप अभिलाषे । कूर कुपूत मूढ मन माखे ॥
उठि उठि पहर सनाह अभागे । जहँ तहँ गाल बजावन लागे ॥ १ ॥
लेहु छुडाय सीय कहँ कोऊ । धरि मारहु नृप बालक दोऊ ॥
तोरे धनुष चाह नहिं सरई । जीवत हमहिं कुवँरि को वरई ॥ २ ॥
जो विदेह कछु करै सहाई । जीतहु समर सहित दोऊ भाई ॥
साधु भूप बोले सुनि वानी । राज समाजहिं लाज लजानी ॥ ३ ॥
यश प्रताप वीरता बडाई । नाक पिनाक हि संग सिधाई ॥
सोइ शूरता कि अब कहुँ पाई । अस बुधि तौ विधि मुंह मसिलाई ॥ ४ ॥

---

૧ જેમ પાષાણરૂપ અહલ્યા, રામના ચરણના સ્પર્શથી સ્ત્રી બની ગઈ હતી, તેમ મારા હાથના કંકણના તથા વીંટીઓના મણિઓ કે જેઓ એક જાતના પાષાણ છે, તેઓ રખેને સ્ત્રીઓરૂપ બની જાય ? અને રખેને તે સ્ત્રીઓ, રામના પ્રેમની ભાગીદાર થાય ? એવી શંકાથી, સીતાજી, ચરણસ્પર્શ નહીં કરતાં હતાં. અહીં કેટલાએક એવો કાલ્પનિક અર્થ કરે છે કે, " રામચંદ્રજીએ, અવતાર ધરતી વખતે સીતાજીને વચન આપ્યું હતું કે હું તમારા સિવાય બીજી કોઈ પણ સ્ત્રીનો સ્પર્શ નહીં કરૂં. આમ છતાં, રામચંદ્રજીએ, ચરણથી અહલ્યાનો સ્પર્શ કર્યો હતો, તેથી સીતાજી, તે વાતનું સ્મરણ આપવા વાસ્તે, રામના ચરણનો સ્પર્શ નહીં કરતાં હતાં. " પણ આ કલ્પના અપ્રમાણિક અને અનુચિત છે. કારણ, રામચંદ્રજીએ, સ્ત્રીભાવથી અહલ્યાનો સ્પર્શ નથી કર્યો અને વળી અહલ્યા ઋષિ પત્ની હતાં, તેથી રામચન્દ્રજીની ઉપર ખોટો આરોપ મૂકવામાં કેટલો દોષ છે ? એ વિચારવું જોઇએ. ' गौतम ' એટલે અંધકાર જતો રહ્યો એવો અર્થ કરીને બીજી પણ એક બે કલ્પનાઓ કરવામાં આવે છે, પણ તે કલ્પનાઓ કિલષ્ટ છે, અપ્રમાણિક છે અને વળી ગુંસાંઇજીની કવિતાનાં ઉચ્ચત્વને હાનિ પહોંચાડનારી છે, તેથી ત્યાજ્ય જ છે.

આ સમયમાં, સીતાજીને જોઇને, રાજાઓ, ઇચ્છા કરવા લાગ્યા અને જેઓ ક્રૂર કુપુત્ર તથા મૂઢ હતા, તે અભાગિયાઓ, ઉઠી ઉઠી, બખ્તરો પહેરીને, જ્યાં ત્યાં ગાલે બજાવવા લાગ્યા. ॥ ૧ ॥ કોઈ તો કહેવા લાગ્યા કે, " સીતાને છીનવી લ્યો, આ બન્ને રાજકુમારોને પકડીને મારી નાખો, ધનુષ તોડયા છતાં પણ, એઓની કાર્યસિદ્ધિ નહીં થાય, અમો જીવતાં છતાં, જનકની કુંવરીને કોણ વરી શકે ? ॥ ૨ ॥ જો જનક એઓની કાંઈ સહાયતા કરશે, તો આ બન્ને ભાઇઓની સાથે જનકને પણ, યુદ્ધમાં જીતી લેશું ' આ વચનો સાંભળીને ભલા રાજાઓ બોલવા લાગ્યા કે, " આ રાજસમાજમાં તે લાજ પણ આવતાં લજાતી હોય એમ જણાય છે. ॥ ૩ ॥ તમારાં યશ, પ્રતાપ, વીરતા મોટાઈ અને નાક, એઓ તો સદાશિવના ધનુષની સાથે જ ત્રુટિ ગયા. તમારી શૂરતા, જે પ્રથમ હતી, તે જ છે કે હમણાં કયાંયથી નવી મળી છે ? તમારી આવી બુદ્ધિને જોઇને જ વિધાતાએ, તમારાં મોહોડાંઓપર શાહી લગાવી દીધી છે ॥ ૪ ॥

**दो०—देखहु रामहिं नयन भर, तजि इर्षा मद मोह ॥**
**लषण रोष पावक प्रबल, जानि शलभ जानि होह ॥ ३१२ ॥**

ઇર્ષ્યાને, મદને તથા મોહને છોડી દઇ, નેત્ર ભરીને રામનાં દર્શન કરો. લક્ષ્મણના ક્રોધ રૂપી પ્રબલ અગ્નિમાં જાણી જોઇને પતંગીઆઓરૂપ નહીં થાઓ. ॥ ૩૧૨ ॥

**चौ०—वैनतेय बलि जिमि चह कागू । जिमि शश चहहिं नाग अरि भागू ॥**
**जिमि चह कुशल अकारण कोही । सुख संपदा चहैं शिवद्रोही ॥ १ ॥**
**लोभी लोलुप कीरति चहही । अकलंकता कि कामी लहही ॥**
**हरिपद विमुख परम गति चाहा । तस तुम्हार लालच नरनाहा ॥ २ ॥**
**कोलाहल सुनि सीय सकानी । सखी लिवाय गई जहँ रानी ॥**
**राम सुभाय चले गुरुपाहीं । सियसनेह वर्णत मनमाहीं ॥ ३ ॥**
**रानीन सहित सोचवरी सीया । अवधों विधिहि कहा करणीया ॥**
**भूप वचन सुनि इत उत तकहीं । लषण रामडर बोल न सकहीं ॥ ४ ॥**

અરે રાજાઓ ! જેમ કાગડાઓ, ગરુડજીના ભક્ષ્યની ઇચ્છા કરે; સસલાઓ સિંહના ભાગની ઇચ્છા કરે; કારણ વગર ક્રોધ ધરનાર લોકો, કુશલની ઇચ્છા કરે; શિવદ્રોહી લોકો, સુખસંપત્તિની ઇચ્છા કરે; ॥ ૧ ॥ લોભી તથા લાલચુ લોકો કીર્તિની ઇચ્છા કરે; કામી લોકો, નિષ્કલંકપણાંની ઇચ્છા કરે અને હરિથી વિમુખ રહેનારાં લોકો મુક્તિની ઇચ્છા કરે; તેમ તમો સીતાના ઇચ્છા કરો છો. " ॥ ૨ ॥ આ કોલાહલ સાંભળીને સીતાજી, ભયભીત થતાં, સખીઓ તેમને રાણીની પાસે લઇ ગઈ. રામચંદ્રજી તો, રાજાઓના વાદથી કશો વિકાર નહીં પામતાં, મનમાં સીતાજીના સ્નેહનું વર્ણન કરતા કરતા, ગુરુની પાસે ચાલ્યા ॥ ૩ ॥ રાણીઓ અને સીતાજી, શોક કરવા લાગ્યાં કે, ' હવે વિધાતાએ શું કરવું ધાર્યું હશે? ' લક્ષ્મણજી, રાજાઓનાં વચનો સાંભળી, આમ તેમ તાકવા લાગ્યા, પણ રામના ડરને લીધે કશું બોલી શકતા ન હતા. ॥ ૪ ॥

दो०—अरुण नयन भ्रुकुटि कुटिल, चितवन नृपन सकोप ॥
मनहु मत्त गज गण निरखि, सिंह किशोरहि चोप ॥ ३१३ ॥

જેમ સિંહ બચ્ચો, પોતાના સ્વાભાવિક વીરપણાથી મદોન્મત્ત હાથીઓના સમૂહની સામે જુવે, તેમ લક્ષ્મણજી, કોપથી કુટિલ થયેલી ભ્રુકુટીઓવાળાં અને વિશેષ લાલ થયેલાં નેત્રોવડે, રાજાઓની સામે જોવા લાગ્યા ॥ ૩૧૩ ॥

चौ०—खर भर देखि विकल नर नारी । सब मिलि देहिं महीपन गारी ॥
तेहि अवसर सुनि शिवधनु भंगा । आये भृगुकुल कमल पतंगा ॥ १ ॥
देखि महीप सकल सकुचाने । बाज झपट जनु लवा लुकाने ॥
गौर शरीर भूति भलि भ्राजा । भाल विशाल त्रिपुण्ड्र विराजा ॥ २ ॥
शीश जटा शशिवदन सुहावा । रिसवश कछुक अरुणहै आवा ॥
भृकुटी कुटिल नयन रिस राते । सहजहिं चितवत मनहुँ रिसाते ॥ ३ ॥
वृशभकंध उर बाहु विशाला । चारु जनेऊ माल मृगशाला ॥
कटि मुनि वसन तूण दुइ बांधे । धनु शर कर कुठार कल कांधे ॥ ४ ॥

ખળભળાટ થતો જોઇ, વિહ્વલ થયેલાં સ્ત્રીઓ અને પુરુષો, સર્વ મળીને, રાજાઓને ગાળો દેવા લાગ્યાં. આ અવસરમાં પોતાના ગુરુ સદાશિવના ધનુષનો ભંગ થયો સાંભળી ક્રોધથી વ્યાપ્ત થયેલા, ભૃગુકુલરૂપી કમળને પ્રફુલ્લિત કરવામાં સૂર્યરૂપ પરશુરામજી[1] ત્યાં આવ્યા. ॥ ૧ ॥ જેમ, બાજને જોઈને ચકલાં છૂપાવા લાગે, તેમ, પરશુરામને જોઇને સઘળા

---

૧ કુશાંબુ રાજાના પુત્ર ગાધિ રાજાએ, પોતાની દીકરી સત્યવતી, ભૃગુ કુલના ઋચીક ઋષિને પરણાવ્યાં હતાં. એક સમયે સત્યવતીએ અને સત્યવતીની માએ, પુત્રને વાસ્તે પ્રાર્થના કરતાં ઋચીક, સત્યવતીને વાસ્તે બ્રહ્મમંત્રોથી અને સાસુને વાસ્તે ક્ષત્રિય મંત્રોથી દૂધપાક તૈયાર કરીને નહાવા ગયા, સત્યવતીની માએ, સત્યવતીના દૂધપાકને શ્રેષ્ઠ જાણી, તે દૂધપાક પોતે ખાધો અને પોતાનો દૂધપાક સત્યવતીને ખવડાવ્યો. આ વાત જાણવામાં આવતાં, ઋચીકે સત્યવતીને કહ્યું કે, તને ક્ષત્રિય ધર્મવાળો અને તારી માને બ્રાહ્મણ ધર્મવાળો પુત્ર પ્રાપ્ત થશે. પછી સત્યવતીએ પ્રાર્થના કરવા ઉપરથી, ઋચીક બોલ્યા કે, તારો પુત્ર નહીં પણ પૌત્ર ક્ષત્રિય ધર્મવાળો થશે. આથી સત્યવતીને જમદગ્નિ નામે પુત્ર થયા અને જમદગ્નિને વસુમાન આદિ સો પુત્રોમાં છેલ્લા પુત્ર પરશુરામ થયા. ગાધિ રાજાને વિશ્વામિત્ર નામે પુત્ર થયો. એક સમયે હૈહય વંશના સહસ્રાર્જુન રાજાએ, જમદગ્નિની કામધેનુનું હરણ કરતાં, પરશુરામ સહસ્રાર્જુનને મારીને, તે ગાય પાછી લાવ્યા. જમદગ્નિએ, રાજાના વધનું પ્રાયશ્ચિત્ત કરાવવા વાસ્તે પરશુરામને એક વર્ષ સુધી તીર્થયાત્રા કરવા મોકલ્યા હતા. પરશુરામ, યાત્રા કરીને આવ્યા પછી એક દિવસે તેમની ગેરહાજરીનો લાભ લઇ, સહસ્રાર્જુનના પુત્રોએ આવીને જમદગ્નિને મારી નાખતાં, પરશુરામે પૃથ્વીને નિઃક્ષત્રિય કરવાની પ્રતિજ્ઞા લઇ, સર્વ ક્ષત્રિયોને મારી, કુરુક્ષેત્રમાં લોહીના નવ કુંડો કર્યાં અને યજ્ઞ કરીને પૃથ્વી બ્રાહ્મણોને આપી દીધી. પરશુરામે ક્ષત્રિયોનો પ્રલય કરી નાખતાં. ક્ષત્રિયોની સ્ત્રીઓએ પાછળથી બ્રાહ્મણોનાં બીજોનું ગ્રહણ કરીને પુત્રો ઉત્પન્ન કર્યાં. આથી તે વખતના ઘણા ખરા ક્ષત્રિયો બ્રાહ્મણોનાં બીજોથી જ ઉત્પન્ન થયેલા હતા. સૂર્ય વંશોમાં એક રાજા, સ્ત્રીનો વેષ પહેરીને રહેવાથી પરશુરામના હાથથી બચી ગયો હતો, તેના વંશમાં દશરથ રાજા ઉત્પન્ન થયા હતા. ( શ્રીમદ્ભાગવત નવમસ્કંધ )

રાજાઓ, આમ તેમ છૂપાવા લાગ્યા. ગૌર[1] શરીરવાળા, ચંદ્ર જેવા સુશોભિત મુખવાળા છતાં પણ ક્રોધને લીધે કાંઈક રક્ત થયેલા મુખવાળા, કુટિલ ભ્રુકુટિઓવાળા, સ્વાભાવિક દેખાવમાં ક્રોધયુક્ત દેખાય એવી અને વળી ક્રોધથી વધારે રાતી થયેલી આંખોવાળા, ॥ ૨ ॥ ૩ ॥ બળદના જેવી કાંધવાળા, વિશાલ છાતીવાળા, વિશાલ ભુજાઓવાળા, સુંદર જનોઈ, માળા તથા મૃગચર્મ, એઓને ધરનારા, જેણે વલ્કલ વસ્ત્રોથી કસેલી કટી ઉપર બે ભાથા બાંધ્યા હતા એવા, હાથમાં ધનુષ બાણવાળા, કાંધપર ધરેલા વિકરાલ કુહાડાવાળા. ॥ ૪ ॥

दो०—सन्त भेष करणी कठिन, वरणि न जाय स्वरूप ॥
धरि मुनि तनु जनु वीररस, आये जहँ सब भूप ॥ ३१४ ॥

સંતના વેષવાળા છતાં, કઠણ કરણી કરનારા, જેના સ્વરૂપનું વર્ણન કરી શકાય નહીં એવા અને જાણે સાક્ષાત્ વીર રસ જ મુનિનો દેહ ધરીને અવતર્યો હોય એવા દેખાતા પરશુરામ, રાજાઓના સમાજમાં આવ્યા. ॥ ૩૧૪ ॥

चौ०—देखत भृगुपति भेष कराला । उठे सकल भय बिकल भुवाला ॥
पितु समेत कहि कहि निज नामा । लगे करन सब दंड प्रणामा ॥ १ ॥
जेहि स्वभाव चितवहिं हित जानी । सो जाने जनु आयु खुटानी ॥
जनक बहोरि आय शिर नावा । सीय बुलाय प्रणाम करावा ॥ २ ॥
आशिष दीन्ह सखी हरषानी । निज समाज लेगई सयानी ॥
विश्वामित्र मिले पुनि आई । पदसरोज मेले दोउ भाई ॥ ३ ॥
राम लषण दशरथके ढोटा । दीन अशीश जान भलि जोटा ॥
रामहिं चितै रहे थकि लोचन । रूप अपार मार मद मोचन ॥ ४ ॥

પરશુરામજીનો વિકરાલ વેષ જોઈ, ભયથી વિહ્વલ થયેલા સર્વે રાજાઓ ઉભા થયા અને પોત પોતાના પિતાઓનાં નામો સહિત પોતાનાં નામો[1] બોલી બોલીને સર્વે દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. ॥ ૧ ॥ પરશુરામ, જે રાજાને, પોતાનો સ્નેહી જાણીને તેની સામે સ્વાભાવિક રીતે જોતા હતા, તે રાજા પણ, પોતાનાં આયુષ્યનો અંત આવ્યા જેવું સમજતો હતો. પછી જનક રાજાએ આવીને માથું નમાવ્યું અને સીતાજીને બોલાવીને તેમને પણ પગે લગાડયાં. ॥ ૨ ॥ પરશુરામે સીતાજીને, અખંડ સૌભાગ્યની આશિષ આપતાં, સઘળી ચતુર સખીઓ રાજી થઈને સીતાજીને પોતાના સમાજમાં તેડી ગઈ. પછી વિશ્વામિત્ર મુનિ, આવીને મળ્યા અને તેમણે, બન્ને ભાઈઓને પરશુરામજીના ચરણકમળમાં મેલીને કહ્યું કે, ॥ ૩ ॥ " આ રામ અને લક્ષ્મણ. દશરથ રાજાના પુત્રો છે. " પરશુરામે સારી જોડ જાણીને તેઓને આશિષ દીધી, પરશુરામ, રામની સામે તો

---

૧ અભિવાદન કરવામાં પિતાઓનાં નામ પણ લેવાં જોઈએ, એમ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે, તેથી અથવા, 'અમો બ્રાહ્મણોના પુત્રો છીએ, માટે અમોને મારવા નહીં.' એમ જણાવવાને વાસ્તે, રાજાઓએ પોતપોતાના પિતાઓનાં નામો લીધાં.

એક નજરથી જોઈ રહ્યા અને તેમનાં નેત્રો કામદેવના મદને પણ તોડી નાખે એવા રામના અપાર રૂપમાં એવાં મગ્ન થઈ ગયાં કે, તેમાં જ થાકી રહેવાથી પાછાં નીકળી શકતાં ન હતાં. ॥ ૪ ॥

दो०—बहुरि विलोकि विदेह सन, कहहु कहा अति भीर ॥
पूँछत जान अजान जिमि, व्यापेउ कोप शरीर ॥ ३१५ ॥

પછી કોપથી વ્યાપ્ત થયેલા શરીરવાળા પરશુરામજીએ, જનક રાજાની સામે જોઈ પોતે જાણતાં છતાં પણ, અજાણ્યા બનીને પૂછયું કે, 'અહીં આવડી બધી ભીડ કેમ છે?' ॥ ૩૧૫ ॥

चौ०—समाचार कहि जनक सुनाये । जेहि कारण महीप सब आये ॥
सुनत वचन फिर अनत निहारे । देखे चाप खंड महि डारे ॥ १ ॥
अति रिस बोले वचन कठोरा । कह जड जनक धनुष्य केहि तोरा ॥
वेगि दिखाउ मूढ नतु आजू । उलटौं महि जहँ लग तव राजू ॥ २ ॥
अति डर उतर देत नृप नाहीं । कुटिल भूप हरषे मनमाहीं ॥
सुर मुनि नाग नगर नर नारी । शोचहिं सकल त्रास उर भारी ॥ ३ ॥
मन पछितात सीय महतारी । विधि सँवारि सब बात बिगारी ॥
भृगुपति कर स्वभाव सुनि सीता । अर्द्ध निमेष कल्प सम बीता ॥ ४ ॥

જનક રાજાએ, જે કારણથી સર્વે રાજાઓ આવ્યા હતા, તે કારણ કહી સંભળાવ્યું. જનકનાં વચન સાંભળી, પરશુરામજીએ બીજી તરફ જોયું ત્યાં ધરતીપર ફેંકેલા ધનુષના બે ટુકડા જોવામાં આવ્યા. ॥ ૧ ॥ આથી અત્યંત ક્રોધ કરીને પરશુરામ કઠોર વચનો બોલ્યા કે, "અરે મૂર્ખ જનક! બોલી દે. આ ધનુષ કોણે તોડયું છે? અરે મૂઢ! મને જલદી બતાવ નહીંતર, આજ, જેટલા સુધી તારૂં રાજ્ય છે, તેટલા સુધીની પૃથ્વીને ઉલટ પાલટ કરી નાખીશ." ॥ ૨ ॥ જનક રાજા, અત્યંત ભયને લીધે ઉત્તર નહીં આપતાં, કુટિલ રાજાઓ, જનકનું અનિષ્ટ થવાનું ધારીને રાજી થવા લાગ્યા અને દેવતાઓ, મુનિઓ, નાગો તથા મિથિલા પુરીનાં સઘળાં માણસો, હૃદયમાં મોટો ત્રાસ ધરીને ચિંતા કરવા લાગ્યાં. ॥ ૩ ॥ સીતાજીનાં માતાજી મનમાં ખેદ કરવા લાગ્યાં કે, 'હાય હાય! દેવે સઘળી વાત સુધારીને પાછી બગાડી દીધી, પરશુરામજીના સ્વભાવની હકીકત સાંભળીને સીતાજીને અર્ધો નિમેષ પણ કલ્પ સમાન જણાવા લાગ્યો. ॥ ૪ ॥

दो०—सभय विलोके लोक सब, जान जानकी भीर ॥
हृदय न हर्ष विषाद कछु, बोले श्रीरघुवीर ॥ ३१६ ॥

જેના હૃદયમાં કશો હર્ષ કે ખેદ આવ્યો જ ન હતો એવા રામચંદ્રજી, સર્વ લોકોને ત્રાસ પામેલાં જોઈ, અને સીતાજીને પણ શંકા પામેલાં જોઇને બોલ્યા કે, ॥ ૩૧૬ ॥

चौ०–नाथ शंभु धनु भंजनि हारा। हुइहै कोउ यक दास तुम्हारा॥
आयसु कहा कहिय किन मोही। सुनि रिसाय बोले मुनि कोही॥ १॥
सेवक सो जो करै सेवकाई। अरि करनी कर करिय लराई॥
सुनहु राम जेहि शिवधनु तोरा। सहस बाहु सम सो रिपु मोरा॥ २॥
सोवि लगाय विहाइ समाजा। नतु मारे जैहैं सब राजा॥
सुनि मुनि बचन लषण मुसकाने। बोले परशुधर हि अपमाने॥ ३॥
बहु धनुहीं तोरेउ लरिकाईं। कबहुँ न असरिस कीन्ह गुसाईं॥
इहि धनु पर ममता केहि हेतू। सुनि रिसाय कह भृगुकुल केतू॥ ४॥

"હે નાથ! હે પરશુરામજી! આ સદાશિવના ધનુષને ભાંગી નાખનારો આપનો કોઈ એક દાસ જ હશે. શી આજ્ઞા છે? આપ મને શામાટે કહેતા નથી?" આ વચન સાંભળી ક્રોધી પરશુરામ વિશેષ ક્રોધ કરી બોલ્યા કે, ॥ ૧ ॥ "જે સેવા કરે, તે સેવક કહેવાય પણ જેણે શત્રુનું કામ કર્યું હોય તે સેવક કેમ કહેવાય? જેણે શત્રુના જેવું કૃત્ય કર્યું હોય તેની સામે તો લડાઈ કરવી જ યોગ્ય છે. હે રામ! સાંભળો. જેણે આ સદાશિવનું ધનુષ તોડ્યું છે, તેને તો હું મારો સહસ્રાર્જુન રાજા જેવો શત્રુ જ સમજું છું. ॥ ૨ ॥ એ મારા શત્રુએ, આ રાજસમાજને છોડી દઈને અલગ થવું જોઈએ. નહીંતર સર્વે રાજાઓ માર્યા જશે." પરશુરામનાં વચનો સાંભળીને લક્ષ્મણજી હસ્યા અને જેઓથી પરશુરામનું અપમાન થયેલું ગણાય એવાં વચનો બોલ્યા કે, ॥ ૩ ॥ "હે સ્વામી! અમોએ બાલ્યાવસ્થામાં ઘણાં ઘણાં ધનુષો તોડી નાખ્યાં[1] છે, પણ આપે આવી રીસ કદી કરી નથી. આપનો, આ ધનુષને વાસ્તે આવડી મમતા રાખવાનો શો હેતુ છે?" ભૃગુ કુળના ધ્વજરૂપ પરશુરામ મુનિ ક્રોધથી બોલ્યા કે, ॥ ૪ ॥

दो०–रे नृप बालक कालवश, बोलत तोहिं न सँभार॥
धनुहीं सम त्रिपुरारि धनु, विदित सकल संसार॥ ३१७॥

---

૧ આ જગે એમ કહેવામાં આવે છે કે, પૂર્વે પરશુરામજીએ સર્વ રાજાઓનાં તથા દેવતાઓનાં ધનુષો લઇને પોતાનાં સ્થાનકપર એકઠાં કર્યાં હતાં. આ ધનુષોના ભારથી તથા 'આ ધનુષો કોઇ રાક્ષસાદિકના હાથમાં જશે તો પ્રલય વર્તી રહેશે, એવી ધાસ્તીથી, પૃથ્વી બ્રાહ્મણીનું રૂપ લઇને અને શેષનાગ બાળકનું રૂપ લઇને પરશુરામની પાસે આવ્યાં. પૃથ્વીએ કહ્યું કે, 'હે મહારાજ! મારો પુત્ર અટકચાળો છે, તેથી કોઈ બ્રાહ્મણો અમોને સેવા કરવા રાખતા નથી અને તેથી અમો ભૂખે મરીએ છીએ. જો આપ, આ બાળકની ઉપર ક્ષમા રાખવાનું વચન આપીને મને સેવા કરવા વાસ્તે રાખો તો રહું.' આ સાંભળી પરશુરામે હા પાડીને તેઓને રાખ્યાં. એક સમયે પરશુરામ બહાર ગયા હતા ત્યારે તે બાળકરૂપ શેષનાગે, સઘળાં ધનુષો ભાંગી નાખ્યાં. પરશુરામે આ જોઈ વિસ્મય પામીને તે બ્રાહ્મણીને તથા તે બાળકને પોતાને ત્યાંથી રજા દીધી. આ સમયે પેલા બાળકે શેષનાગ થઈને કહ્યું હતું કે, "હજી સદાશિવનું ધનુષ ભાંગવું રહી ગયું છે અને રામચંદ્રજી ભાંગશે તે વખતે આપણું વચ્ચે વાતચીત થશે." આ વાતનું સ્મરણ આપવાને વાસ્તે લક્ષ્મણજી આમ બોલ્યા છે.

"અરે રાજાના પુત્ર! તને કાળ આવી પહોંચેલો છે, તેથી તું બોલવામાં સંભાળ રાખતો નથી. સદાશિવનું ધનુષ કે જે સર્વ જગતમાં પ્રખ્યાત છે, તે બીજાં ધનુષો સમાન ગણાય કે? ॥ ૩૧૭ ॥

चौ०–लषण कहा हँसि हमरे जाना । सुनहु देव सब धनुष समाना ॥
का क्षति लाभ जीर्ण धनु तोरे । देखा राम नयेके भोरे ॥ १ ॥
छुवत टूट रघुपतिहि न दोषू । मुनि बिन काज करिय कत रोषू ॥
बोले चितय परशुकी ओरा । रे शठ सुनेसि स्वभाव न मोरा ॥ २ ॥
बालक जानि बधौं नहिं तोही । केवल मुनि जड जानहि मोहीं ॥
बाल ब्रह्मचारी अति कोही । विश्वविदित क्षत्रियकुल द्रोही ॥ ३ ॥
भुजबल भूमि भूप बिन कीन्ही । विपुलबार महि देवन दीन्ही ॥
सहसबाहु भुज छेदनहारा । परशु विलोकि महीप कुमारा ॥ ४ ॥

લક્ષ્મણજી હસીને બોલ્યા કે, "હે મહારાજ! અમારા જાણવામાં તો સઘળા દેવતાઓનાં ધનુષો બરાબર છે. આ સડેલું જૂનું ધનુષ તોડવાથી શી હાનિ કે શો લાભ થયો છે? ॥ ૧ ॥ રામ તો આ ધનુષને નવું જાણી ચકાસી જોતા હતા, તેટલામાં તો સ્પર્શ કરતાં જ ત્રૂટી ગયું છે. રામનો વાંક નથી. હે મુનિ! વ્યર્થ ક્રોધ શા માટે કરો છો?" આ સાંભળી, કુહાડાની સામે જોઈને પરશુરામ બોલ્યા કે, "અરે શઠ! મારો સ્વભાવ તારા સાંભળવામાં આવ્યો નથી? ॥ ૨ ॥ હું, તને બાલક જાણીને મારી નાખતો નથી. અરે જડ! તું મને એકલો મુનિ જાણે છે કે શું? હું બાલબ્રહ્મચારી છું, અતિ ક્રોધી છું, જગતમાં પ્રખ્યાત છું અને ક્ષત્રિયોનાં કુલોનો વૈરી છું. ॥ ૩ ॥ મેં મારી ભુજાઓના બળથી પૃથ્વીને નિઃક્ષત્રિય કરી હતી અને ઘણી ઘણી વાર બ્રાહ્મણોને આપી દીધી હતી. અરે રાજકુમાર! સહસ્રાર્જુનની હજાર ભુજાઓને છેદન કરનારા આ કુહાડાને નજરે જો. ॥ ૪ ॥

दो०–मातु पितहि जानि शोचवश, करसि महीप किशोर ॥
गर्भनके अर्भक दलन, परशु मोर अति घोर ॥ ३१८ ॥

અરે રાજાના દીકરા! તું તારાં માબાપને રોવરાવ નહીં. આ મારા અત્યંત ઘોર કુહાડાએ ગર્ભમાં રહેલાં ક્ષત્રિયોનાં બાલકોને પણ કાપી નાખ્યાં છે. ॥ ૩૧૮ ॥

चौ०–बिहँसि लषण बोले मृदु बानी । अहो मुनीश महाभट मानी ॥
पुनि पुनि मोहिं दिखाय कुठारा । चहत उडावन फूंकि पहारा ॥ १ ॥
इहां कुम्हडबतिया कोउ नाहीं । जो तर्जनि देखत मरिजाहीं ॥
देखि कुठार शरासन बाना । मैं कछु कहा सहित अभिमाना ॥ २ ॥
भृगुकुल समझ जनेउ बिलोकी । जो कछु कहो सहौं रिस रोकी ॥
सुर महिसुर हरिजन अरु गाई । हमरे कुल इनपर न सुराई ॥ ३ ॥

बधे पाप अपकीरति हारे । मारतहु पाँपरिय तुम्हरे ॥
कोटि कुलिश सम वचन तुम्हारा । वृथा धरहु धनु बाण कुठारा ॥ ४ ॥

લક્ષ્મણજી, હસીને કોમળ વાણી બોલ્યા કે, “ અહો ! આપ તો મુનીશ્વર થઇને મોટા લડવૈયાનું અભિમાન ધરાવતા જણાઓ છો અને મને વારંવાર કુહાડો દેખાડીને ફુંકથી પાહાડને ઉડાડી દેવા ઇચ્છો છો. ॥ ૧ ॥ અહીં કોઈ પતકાળાનું નેયું નથી, કે જે આંગળી ચીંધવાથી જ બળી જાય.[1] આપના કુહાડાને તથા ધનુષ બાણને જોઈને મારાથી કાંઇક અભિમાનનું વચન બોલાઈ ગયું છે, ॥ ૨ ॥ પણ હમણાં આપનું આ જનોઈ જોવાથી[2] આપને ભૃગુકુલના બ્રાહ્મણ જાણીને કહું છું કે, આપ જે કાંઈ કહેશો તે સાંખીશ, મારા ક્રોધને રોકીને સહન કરી લઈશ. દેવતા, બ્રાહ્મણ, હરિજન અને ગાય, એઓના ઉપર શૂરતા વાપરવાની અમારા કુલની રીતિ જ નથી. ॥ ૩ ॥ એઓને મારવાથી પાપ લાગે અને અપકીર્ત્તિ પણ થાય. એટલા માટે અમો આપથી હાર્યા જ છીએ. જો આપ મારો તોપણ આપને પગે પડીએ. જો કે આપ પૂજ્ય છો, તોપણ મારે કહેવું પડે છે કે, આપની વાણી કરોડ વજ્ર જેવી કઠોર છે, અને આપ ધનુષ બાણને તથા કુહાડાને વૃથા જ ધરો છો. અથવા આપ બ્રાહ્મણ છો, તેથી આપનું શાપરૂપ વચન જ કરોડ વજ્રના જેટલું કામ કરે એમ છે; તે છતાં આપ કુહાડાને અને ધનુષ બાણને ધારણ કરો છો, તે નિષ્ફલ છે. ॥ ૪ ॥

दो०—जो विलोकि अनुचित कहेउँ, क्षमहु महामतिधीर ॥
सुनि सरोष भृगुवंशमणि, बोले गिरा गँभीर ॥ ३१९ ॥

હે ધીર તથા મોટી બુદ્ધિવાળા મુનિરાજ ! આપનાં શસ્ત્રો જોઇને, મેં જે કાંઈ અનુચિત કહ્યું છે, તેની ક્ષમા કરજો. ” આ સાંભળી ક્રોધ પામેલા પરશુરામ ગંભીર વચન બોલ્યા કે, ॥ ૩૧૯ ॥

चौ०—कौशिक सुनहु मंद यह बालक । कुटिल कालवश निज कुलघालक ॥
भानुवंश राकेश कलंकू । निपट निरंकुश अबुध अशंकू ॥ १ ॥
कालकवर हुइहै क्षणमाहीं । कहौं पुकारि खोरि मोहिं नाहीं ॥
तुम हटकै जो चहहु उबारा । कहि प्रताप बल रोष हमारा ॥ २ ॥
लषण कहेउ मुनि सुयश तुम्हारा । तुमहिं अछतको वरणे पारा ॥
अपने मुख तुम अपनी करनी । वार अनेक भांति बहु वरनी ॥ ३ ॥
नहिं संतोष तौ पुनि कछु कहहू । जनि रिस रोंकि दुसहदुख सहहू ॥
वीरव्रत्ति तुम धीर अछोभा । गारी देत न पावहु शोभा ॥ ४ ॥

---

૧ પતકાળાનાં નેયાં ( નવાં લાગેલાં ફળ ) ની સામે કોઈ છોકરાં આંગળી ચીંધતાં હોય, તો તે વખતે, તેઓની મા તેઓને વઢે છે કે, ‘ આંગળી ચીંધો માં. આંગળી ચીંધવાથી નેયાં બળી જશે. ’
૨ જનોઈમાં જે બ્રહ્મગાંઠ થાય છે, તેના પ્રકારો ઉપરથી બ્રાહ્મણોનાં ગોત્રો વરતી શકાય છે.

" હે વિશ્વામિત્ર ! સાંભળો. આ બાલક મંદ બુદ્ધિવાળો, કુટિલ, કાલને વશથયેલો, પોતાના કુલનો વિનાશ કરે એવો, સૂર્યવંશરૂપી ચંદ્રમા કલંકરૂપ છે, નફટ છે, નિરંકુશ છે, મૂર્ખ છે અને બીક વગરનો છે. ॥ ૧ ॥ આ બાલક ક્ષણમાત્રમાં કાળના કોળીઆરૂપ થઈ જશે. હું પોકારી પોકારીને કહું છું. પછી મારો વાંક ગણુવો નહીં. જો તમે આનો બચાવ ચહાતા હો તો, આને મારા પ્રતાપની, બળની અને રોષની હકીકત સંભળાવીને અટકાવો. " ॥ ૨ ॥ લક્ષ્મણજી બોલ્યા કે, " હે મુનિ ! આપ હાજર છતાં, આપની સુકીર્તિનું બીજો કોણ વર્ણન કરે ? આપ, આપના મોહોડાથી જ આપની કરણીનું અનેક વાર તથા અનેક પ્રકારથી વર્ણન કરી ચૂક્યા છો. ॥ ૩ ॥ હજી પણ વર્ણન કરવાથી આપને સંતોષ ન થયો હોય તો ફરીવાર કાંઈક વર્ણન કરો. આપ ક્રોધને રોકીને દુસ્સહ દુઃખનું સહન કરો મા. આપ કે જે વીર વૃત્તિવાળા, ધીર અને અક્ષોભ્ય છો, તે, આ પ્રમાણે ગાળો ભાંડવાથી શોભા પામતા નથી. ॥ ૪ ॥

दो०—शूरसमर करणी करहिं, कहि न जनावहिं आपु ॥
विद्यमान रण पाइ रिपु, कायर कथहिं प्रलापु ॥ ३२० ॥

શૂર પુરુષો, યુદ્ધમાં જે કાંઈ કરવાનું હોય, તે કરે, પણ કર્યા પહેલાં કહી જણાવે નહીં. યુદ્ધમાં શત્રુ ઉભેલો જોવામાં આવે, ત્યારે બકવાદ કરવો, એ તે કાયરનું લક્ષણ છે. ॥ ૩૨૦ ॥

चौ०—तुमतौ काल हांकि जनु लावा । बार बार मोहिं लागि बुलावा ॥
सुनत लषणके वचन कठोरा । परशु सुधारि धरेउ कर घोरा ॥ १ ॥
अब जनि देहु दोष मोहिं लोगू । कटुवादी बालक वधयोगू ॥
बाल बिलोकि बहुत मैं बाँचा । अब यह मरणहार भा सांचा ॥ २ ॥
करकुठारमैं अकरन कोही । आगे अपराधी गुरुद्रोही ॥
उतर देत छांडौं विन मारे । केवल कौशिक शील तुम्हारे ॥ ३ ॥
नतु इहि काटि कुठार कठोरे । गुरहिं उऋण होतेउँ श्रम थोरे ॥

આપ તો જાણે કાળને સાથે તેડી આવ્યા હો, તેમ મારે વાસ્તે તેને વારંવાર બોલાવ્યા કરો છો. " લક્ષ્મણજીનાં કઠોર વચનો સાંભળી, પરશુરામજી ભયંકર કુહાડાને સ્વચ્છ કરી, હાથમાં લઈને બોલ્યા કે, ॥ ૧ ॥ " હવે કોઈ લોકો મને દોષ દેશો મા. આ કડવું બોલનારો બાલક મારી નાખવાને જ યોગ્ય છે. બાલક જાણીને મેં ઘણીવાર સુધી બચાવ્યો, પણ હવે ખરેખર મરનાર જ થયો છે. ॥ ૨ ॥ હે વિશ્વામિત્ર ! મારા હાથમાં કુહાડો તૈયાર છે, હું કારણ વગર પણ ક્રોધ કરૂં એવો છું તેમાં વળી અપરાધી તથા ગુરુદ્રોહી એવો આ બાળક બડબડ કરતો મારી સામે ઉભેલો છે, ત છતાં પણ હું તેને માર્યા વગર મૂકી દઉં છું, તે કેવળ તમારા ભલપણથી જ, ॥ ૩ ॥ નહીંતર આ કઠોર કુહાડાથી કાપી નાખીને હું થોડા શ્રમે જ ગુરુના ઋણથી મુક્ત થયો હોત. ॥

दो०-गाधिसुवन कह हृदय हँसि, मुनिहि हरि अरे सूझ ॥
अयमय खंडेउ ऊख जिमि, अजहुँ न बूझ अबूझ ॥ ३२१ ॥

વિશ્વામિત્ર હસીને સ્વગત બોલ્યા, કે, " પરશુરામને, પ્રભુ શત્રુ લાગે છે અથવા સઘળું લીલું લીલું જ લાગે છે. જે પ્રભુએ, વજ્રસારમય ધનુષને શેરડીના સાંઠાની પેઠે ભાંગી નાંખ્યું, તેને, અજ્ઞાની પરશુરામ, હજી સુધી ઓળખતા નથી" ॥ ૩૨૧ ॥

चौ०-कहेउ लषण मुनि शील तुम्हारा । कोनहिं जान विदित संसारा ॥
माता पितहिं उऋण भये नीके । गुरुऋण रहा शोच बढ जीके ॥ १ ॥
सो जनु हमरे माथे काढा । दिन चलि गये व्याज बहु बाढा ॥
अब आनिय व्यवहारिया बोली । तुरत देव मैं थैली खोली ॥ २ ॥
मुनि कटु वचन कुठार सुधारा । हाहा काहि सब लोग पुकारा ॥
भृगुवर परशु दिखावहु मोही । विप्र विचारि बचौं नृपद्रोही ॥ ३ ॥
मिले न कबहुँ सुभट रण गाढे । द्विज देवता घरहिके बाढे ॥
अनुचित कहि सब लोग पुकारे । रघुपति सैनहि लषण निवारे ॥ ४ ॥

લક્ષ્મણજી બોલ્યા કે, " હે મુનિ ! આપનું શીલ કે જે આખા સંસારમાં પ્રખ્યાત છે, તેને કોણ નથી જાણતું ? આપ માતા પિતાના કરજથી સારી રીતે મુક્ત થયા[1] છો, પણ હવે આપના ઉપર એક ગુરુનું કરજ બાકી રહ્યું છે, કે જેને વાસ્તે આપના હૃદયમાં સંતાપ રહ્યા કરે છે. ॥ ૧ ॥ એ કરજ જાણે અમારે માથેથી જ કહાડવું હોય એમ માલુમ પડે છે, એ કરજને ઘણા દિવસો વીતી ગયા છે. તેથી વ્યાજ પણ બહુ વધી ગયું હશે. હવે એ લેણદારને ( આપના ગુરુને ) અથવા કોઈ હીસાબવાળાને બોલાવો, એટલે એ કરજ હું તુરત જ થેલી ખોલીને વ્યાજ સહિત ચૂકાવી આપું. " ॥ ૨ ॥ લક્ષ્મણજીનાં કઠોર વચનો સાંભળી, પરશુરામ કુહાડાને સુધારવા લાગતાં, સર્વે લોકો હાહાકાર પોકારવા લાગ્યા. લક્ષ્મણજી બોલ્યા કે, " હે પરશુરામજી ! મને કુહાડો શું દેખાડો છો ? તમે રાજાઓના દ્રોહી છતાં પણ, બ્રાહ્મણ છો, એમ વિચારીને તમને બચવા દઉં છું. ॥ ૩ ॥ તમને કદી પણ કોઈ રણવીર પ્રબલ યોદ્ધા મળ્યા જણાતા નથી.

૧ એક દિવસે પરશુરામની મા રેણુકા જલ ભરવા ગયાં હતાં, ત્યાં નદીમાં કોઈ ગંધર્વને સ્ત્રીઓની સાથે વિહાર કરતો જોઈ, તેમાં કાંઇક મન લલચાયાથી, તેમને વાર લાગી. જમદગ્નિએ આ માનસિક વ્યભિચાર જાણી, ક્રોધયુક્ત થઇને પરશુરામથી મોટા સઘળા પુત્રોને રેણુકાનો વધ કરવાની આજ્ઞા કરી. કોઇએ પણ વધ કરવાની હા પાડી નહીં, ત્યારે જમદગ્નિએ, પરશુરામને આજ્ઞા કરી કે, તમે તમારા સઘળા ભાઇઓને તથા માને પણ મારી નાખો. પરશુરામે, તુરત જ સર્વને મારી નાખ્યાં. આથી જમદગ્નિએ, પ્રસન્ન થઈ, વર માગવાનું કહેતાં, પરશુરામે માગ્યું કે, ' ભાઇઓ તથા મા જીવતાં થાય અને કોઇને આ વાતનું સ્મરણ પણ ન રહે.' જમદગ્નિએ તથાસ્તુ કહીને તપોબળથી સર્વને જીવતાં કર્યાં, પરશુરામે સહસ્રાર્જુનના પુત્રોએ, પોતાના પિતા જમદગ્નિને મારી નાંખ્યા હતા, તેથી રેણુકા બહુ જ વિલાપ કરતાં હતાં, તેમને શાંત કરવાને વાસ્તે, પૃથ્વીને એકવીશ વાર નિઃક્ષત્રિય કરી હતી. ( શ્રીમદ્ભાગવત નવમસ્કંધ. )

બ્રહ્મદેવ તો પોતાના ઘરમાં જ વીર હોય છે." લક્ષ્મણુજી, આ પ્રમાણે બોલતા હતા, તેથી સર્વ લોકો, 'આ અયોગ્ય થાય છે, આ અયોગ્ય થાય છે,' એમ પોકારવા લાગ્યાં, તેથી રામચન્દ્રજીએ, સાન કરીને લક્ષ્મણજીને વાર્યા. ॥ ૪ ॥

दो०—लषण उतर आहुति सरिस, भृगुवर कोप कृशानु ॥
बढत देखि जल सम वचन, बोले रघुकुल भानु ॥ ३२२ ॥

પરશુરામનાં કોપરૂપી અગ્નિને, લક્ષ્મણજીના ઉત્તરોરૂપી આહુતિઓથી વૃદ્ધિ પામતો જોઈ, રામચંદ્રજી, જળસમાન વચનો બોલ્યા કે, ॥ ૩૨૨ ॥

चौ०—नाथ करहु बालक पर छोहू । सूध दूध मुख करिय न कोहू ॥
जोपै प्रभु प्रभाव कछु जाना । तौकि बराबरि करत अयाना ॥ १ ॥
जो लरिका कछु अनुचित करहीं । गुरु पितु मातु मोद मन भरहीं ॥
करिय कृपा शिशु सेवक जानी । तुम समशील धीर मुनि ज्ञानी ॥ २ ॥
राम बचन सुनि कछुक जुडाने । कहि कछु लषण बहुरि मुसुकाने ॥
हँसत देखि नखशिखरिस व्यापी । राम तोर भ्राता बड पापी ॥ ३ ॥
गौर शरीर श्याम मनमाहीं । कालकूट मुख पयमुख नाहीं ॥
सहज टेढ अनुहरे न तोहीं । नीच मीच सम लखै न मोहीं ॥ ४ ॥

હે સ્વામી ! બાલકપર કૃપા કરો. હજી એના મોહોડામાં ચોખું દૂધ જ છે, માટે આપે ક્રોધ નહીં કરવો જોઈએ. જો એ અજ્ઞાન બાલક, આપના પ્રભાવને કાંઈ પણ જાણતો હોય, તો આપની બરાબરી કરે કે ? ॥ ૧ ॥ જો બાલક, કાંઈ અનુચિત વાત કરે, તોપણ ગુરુ, પિતા તથા માતા, મનમાં આનંદ જ ધરે, એ સ્વાભાવિક છે. આપ કે જે શાંતિશીલ, ધીર, મુનિ અને જ્ઞાની છો, તે આ બાલકને પોતાનો સેવક જાણીને કૃપા કરો." ॥ ૨ ॥ આ પ્રમાણે રામનાં વચનો સાંભળીને પરશુરામ કાંઇક થંડા પડયા. ત્યાં વળી લક્ષ્મણજી કાંઈક બોલીને હસવા લાગ્યા. લક્ષ્મણજીને હસતા જોઈ, જેને નખોથી શિખાપર્યંત ક્રોધ વ્યાપ્યો એવા પરશુરામજી બોલ્યા કે, "હે રામ ! તારો ભાઈ મોટો પાપી છે. ॥ ૩ ॥ શરીરમાં ગૌર છે પણ મનમાં કાળો છે. એના મોહોડામાં ઝેર જ છે. દૂધ તો મુદલ જ નથી. સ્વાભાવિક રીતે વક્ર છે, તને અનુસરતો નથી, પણ હું કે જે મૃત્યુ સમાન છું, તેને એ નીચ ઓળખતો નથી. ॥ ૪ ॥

दो०—लषण कहेउ हँसि सुनहु मुनि, क्रोध पापकर मूल ॥
जेहि वशजन अनुचित करहिं, चरहिं विश्व प्रतिकूल ॥ ३२३ ॥

લક્ષ્મણજી હસીને બોલ્યા કે, "હે મુનિ ! સાંભળો. ક્રોધ, સઘળાં પાપોનું મૂળ છે, કે જે ક્રોધને વશ થયેલો માણસ, અનુચિત કૃત્યો કરે છે, અને જગતથી ઉલટો ચાલે છે. ॥ ૩૨૩ ॥

चौ०–मैं तुम्हार अनुचर मुनिराया । परिहरि कोप करिय अब दाया ॥
टूट चाप नहिं जुराहि रिसाने । बैठिय होइहि पाँय पिराने ॥ १ ॥
जो अति प्रिय तौ करिय उपाई । जोरिय कोउ बड गुणी बुलाई ॥
बोलत लषणहिं जनक डराहीं । मष्टकरहु अनुचित भलनाहीं ॥ २ ॥
थर थर कांपहिं पुर नर नारी । छोट कुमार खोट बड भारी ॥
भृगुपति सुनि सुनि निर्भय बानी । रिस तनु जरै होय बल हानी ॥ ३ ॥
बोले राम हिं देह निहोरा । बचौं विचारी बंधु लघु तोरा ॥
मन मलीन तनु सुंदर कैसे । विषरस भर कनक घट जैसे ॥ ४ ॥

હે મુનિરાજ ! હું આપનો અનુચર છું, માટે ક્રોધનો ત્યાગ કરીને હવે દયા કરો. ત્રૂટેલું ધનુષ ક્રોધ કરવાથી કાંઈ સંધાશે નહીં. હવે આપ બેસી જાઓ. આપના પગ દુઃખતા હશે. ॥ ૧ ॥ જો એ ધનુષ આપને બહુ જ પ્યારું હોય તો ઉપાય કરીએ અને કોઈ મોટા કારીગરને બોલાવીને સંધાવીએ." લક્ષ્મણજીના બોલવાથી જનક રાજા ડર્યા અને તેથી તેણે લક્ષ્મણજીને કહ્યું કે, 'ચૂપ કરો. અનુચિત બોલવું ભલું નથી.' ॥ ૨ ॥ મિથિલાનાં સર્વે માણસો, થરથર કંપતાં કંપતાં બોલવા લાગ્યાં કે, 'છોટા કુમારમાં બહુ ભારે ખોટ ( અપલક્ષણ ) છે.' લક્ષ્મણજીનાં નિર્ભય વચનો સાંભળીને પરશુરામજીનું શરીર ક્રોધથી બળવા લાગ્યું અને જેમ જેમ બળવા લાગ્યું, તેમ તેમ બળની હાનિ થવા લાગી. ॥ ૩ ॥ પરશુરામ, રામને માન આપીને બોલ્યા કે, "હું એને તારો નહાનો ભાઈ જાણીને બચાવું છું. આ તારો ભાઈ મનમાં મલિન અને શરીરમાં સુન્દર હોવાથી, ઝેરના રસથી ભરેલા સુવર્ણના કલશ જેવો છે." ॥ ૪ ॥

दो०–सुनि लक्ष्मण बिहँसे बहुरि, नयन तरेरे राम ॥
गुरु समीप गवने सकुचि, परिहरि वाणी वाम ॥ ३२४ ॥

આ સાંભળીને લક્ષ્મણજી, વળી હસવા લાગ્યા, પણ તે સમયે રામચન્દ્રજીએ નેત્રોથી ધમકાવ્યા, તેથી આડું બોલવું છોડી દઈ, સંકોચાઈને વિશ્વામિત્રની પાસે ગયા. ॥ ૩૨૪ ॥

चौ०–अतिविनीत मृदु शीतल बानी । बोले राम जोरि युग पानी ॥
सुनहु नाथ तुम सहज सुजाना । बालक वचन करिय नहिं काना ॥ १ ॥
बररे बालक एक स्वभाऊ । इनहिं न संत विदूषहिं काऊ ॥
तिन माहीं कछु काज बिगारा । अपराधी मैं नाथ तुह्मारा ॥ २ ॥
कृपा कोप बध बंध गुसाईं । मोपर करिय दासकी नाईं ॥
कहिय वेगे जेहि विधि रिस जाई । मुनिनायक सोइ करिय उपाई ॥ ३ ॥
कह मुनि राम जाय रिस कैसे । अजहु बंधु तव चितव अनैसे ॥
इहिके कंठ कुठार न दीन्हा । तौ मैं कहा कोप कर कीन्हा ॥ ४ ॥

રામચંદ્રજી બન્ને હાથ જોડી, અત્યંત નમ્રતા ભરેલી કોમલ તથા શીતલ વાણી બોલ્યા કે, "હે નાથ! સાંભળો. આપ સ્વભાવથી જ ચતુર છો, માટે આપે બાલકનાં વચનોને કાનપર નહીં ધરવાં જોઈએ. ॥ ૧ ॥ વૃદ્ધનો અને બાલકનો સ્વભાવ એકસરખો હોય છે, તેથી એઓને કોઈ સત્પુરુષો દૂષણો દેતા નથી. વળી લક્ષ્મણે, આપનું કશું કામ બગાડયું નથી. હે નાથ! આપનો અપરાધી તો હું છું ॥ ૨ ॥ હે સ્વામી! મને દાસ સમજી, દાસની રીતિ પ્રમાણે મારાપર કૃપા, ક્રોધ, વધ, કે બંધ જે કાંઈ કરવું હોય તે કરો. હે મુનીશ્વર[1]! જેથી આપનો ક્રોધ ઉતરી જાય, તે ઉપાય જલદી કહો, એટલે તે પ્રમાણે કરીએ." ॥ ૩ ॥ પરશુરામ બોલ્યા કે, "હે રામ! મારો ક્રોધ કેમ જાય? તારો ભાઈ હજી સુધી આડવાઇથી જોયા કરે છે. એના ગળા ઉપર કુહાડો દીધો નથી, ત્યાં સુધી મેં કોપ કરીને શું કર્યું? ॥ ૪ ॥

दो०—गर्भ श्रवहिं अवनिप रवनि, सुनि कुठार गति थोर ॥
परशु अछत देखौं जियत, वैरी भूप किशोर ॥ ३२५ ॥

જે કુહાડાની ઘોર ઉગ્રતા સાંભળીને રાજાઓની રાણીઓના ગર્ભો સ્રવી જાય છે. તે કુહાડો હાથમાં હયાત છતાં, હું ક્ષત્રિય પુત્ર એવા વૈરીને, જીવતો દેખું છું, એ કેવી અફસોસની વાત છે? ॥ ૩૨૫ ॥

चा०—बँहै न हाथ दहै रिस छाती। भा कुठार कुंठित नृपघाती ॥
भयउ वाम विधि फिरेउ स्वभाऊ। मोरे हृदय कृपा कसकाऊ ॥ १ ॥
आजु दैव दुख दुसह सहावा। सुनि सौमित्र विहँसि शिर नावा ॥
बाउ कृपा मूरति अनुकूला। बोलत वचन झरत जनुफूला ॥ २ ॥
जोपै कृपा जरै मुनि गाता। क्रोध भये तनु राख विधाता ॥
देखि जनक हठ बालक एहू। कीन्ह चहत जड यमपुर गेहू ॥ ३ ॥
वेगि करहु किन आंखिन ओटा। देखत छोट खोट नृप ढोटा ॥
विहँसे लषण कहा मुनि पाहीं। मूंदिय आँख कतहुँ कोउ नाहीं ॥ ४ ॥

મારો હાથ ઉપડતો નથી અને ક્રોધથી છાતી બળી જાય છે. રાજાઓનો પ્રલય કરનારો આ કુહાડો તે બુંઠો થઈ ગયો કે શું? કે વિધાતા વિપરીત થયો કે શું? સ્વભાવ ફરી ગયો કે શું? મારા હૃદયમાં દયા કયાંથી? અને કેવી? ॥ ૧ ॥ આજ દૈવે મને દુસ્સહ દુઃખ વેઠાવ્યું." આ વચનો સાંભળી, લક્ષ્મણજી હસી, માથું નમાવીને બોલ્યા કે, "આપની અનુકૂલ મૂર્તિરૂપી વૃક્ષમાંથી, કૃપારૂપ વાયુથી પ્રેરાઇને વચનોરૂપી પુષ્પો ઝરવા લાગ્યાં હોય એમ જણાય છે અથવા હવે આપની મૂર્તિ ભલી કૃપાથી અનુકૂલ થઈ, તેથી આપ જે બોલો છો, તે ફૂલ ઝરતાં હોય એમ જણાય છે. ॥ ૨ ॥ હે મુનિ! આપનાં ગાત્રો, કૃપાથી પણ બળી જાય છે, ત્યારે ક્રોધના સમયમાં તો તેઓનો બચાવ દૈવ ગતિથી જ થતો હોવો જોઈએ.[2]" પરશુરામ બોલ્યા કે, હે જનક! આ

૧ 'મુનીશ્વર તથા ગુસાંઈ' ઇત્યાદિ સંબોધનથી સૂચવે છે કે, તમારે ધ્યાનમાં જ મગ્ન રહેવું જોઇએ અને ઇંદ્રિયોને વશ રાખવી જોઇએ. ૨ ( कै तो कर कंपत )

બાલકનો હઠ જુવો. એ મૂર્ખને, યમપુરીમાં ઘર કરવાની ઈચ્છા થઈ છે, ॥ ૩ ॥ એને, જલદી મારી નજરથી દૂર કરો. આ રાજકુમાર દેખાવમાં છોટો છે, અને મનમાં ખોટો છે." લક્ષ્મણજીએ, હસીને મુનિને કહ્યું કે, "આપ પોતાની જ આંખો વીંચી રાખો એટલે ક્યાંય કોઈ પણ નહીં દેખવામાં આવે." ॥ ૪ ॥

दो०—परशुराम तब रामप्रति, बोले वचन सक्रोध ॥
शंभु शरासन तोरिं शठ, करसि हमार प्रबोध ॥ ३२६ ॥

આ સમયમાં પરશુરામે, રામને, ક્રોધ ભરેલાં વચનો કહ્યાં કે, "અરે શઠ! તું સદાશિવનાં ધનુષને તોડીને હવે મને સમજાવે છે કે? ॥ ૩૨૬ ॥

चौ०—बंधु कहै कटु सम्मत तोरे । तू छल विनय करत कर जोरे ॥
करु परतोष मोर संग्रामा । नाहिंत छांडु कहा उब रामा ॥ १ ॥
छल तजि करहु समर शिव द्रोही । बंधुसहित नतु मारौं तोही ॥
भृगुपति कहहीं कुठार उठाये । मन मुसकाहिं राम शिर नाये ॥ २ ॥
गुनहु लषणकर हमपर रोषू । कतहुँ सुधाई हुते बड दोषू ॥
टेढ जानि शंकासब काहू । वक्र चंद्र महिं ग्रसे न राहू ॥ ३ ॥
राम कहेउ रिस तजिय मुनीशा । कर कुठार आगे यह शीशा ॥
जेहिरिसजाइकरिय सोइ स्वामी । मोहिं जानि आपन अनुगामी ॥ ४ ॥

તારો ભાઈ, તારી સંમતિથી જ કડવાં વચનો બોલે છે અને તું છળથી હાથ જોડીને વિનંતિ કરે છે. કાં તો તું સંગ્રામ કરીને મને સંતોષ દે. જો એમ ન કરવું હોય તો તું પોતાને, 'રામ' એ નામથી કહેવરાવવું છોડી દે. (રામ એ મારૂં નામ તેં લઈ લીધું છે, એ છોડી દે.) ॥ ૧ ॥ અરે શિવના દ્રોહી! છળ છોડી દઈને યુદ્ધ કર. નહીંતર હું તને તારા ભાઈ સહિત મારી નાંખીશ." એમ બોલીને પરશુરામે હાથમાં કુહાડો ઉઠાવતાં, રામ હસી માથું નમાવીને મનમાં બોલ્યા કે, ॥ ૨ ॥ "આનાથી તો ગુનાહ જોયા વિના જ મારા ઉપર ક્રોધ થાય છે, કોઈ ઠેકાણે સીધાપણું રાખવાથી પણ મોટું નુકસાન થાય છે. જો ટેડેડાઇ (વાંકાઈ) જોવામાં આવે, તો સર્વ ડરે છે. વાંકા ચંદ્રને રાહુ પણ ગળતો નથી." ॥ ૩ ॥ આ પ્રમાણે વિચાર કરીને રામ બોલ્યા કે, "હે મુની-શ્વર! ક્રોધ છોડી દ્યો, મારૂં માથું આપના કુહાડા આગળ રાખું છું. હે સ્વામી! મને આપનો અનુચર જાણીને જેમ આપની રીસ ઉતરે તેમ કરો. ॥ ૪ ॥

दो०—प्रभु सेवकहि समरकस, तजहु विप्रवर रोष ॥
भेष विलोकि कहेसि कछु, बालक हु नहिं दोष ॥ ३२७ ॥

સ્વામી અને સેવક બેઓ વચ્ચે યુદ્ધ તે હોય? હે બ્રાહ્મણોમાં ઉત્તમ! રોષ છોડી દ્યો. બાળકે આપનો વેષ જોઈને કાંઈક કહ્યું, તેમાં તેનો દોષ નથી. ॥ ૩૨૭ ॥

चौ०–देखि कुठार बाण धनुधारी। मै लरकहि रिस वीर विचारी ॥
नाम जान पै तुमहिं न चीन्हा। वंश स्वभाव उतर तेहि दीन्हा ॥ १ ॥
जो तुम अवतेउ मुनिकी नाईं। पदरज शिर शिशु धरत गुसाईं ॥
क्षमहु चूक अनजानत केरी। चहिय विप्र उर कृपा घनेरी ॥ २ ॥
हमहिं तुमहिं सरवरि कस नाथा। कहहुतौ कहाँ चरण कहँ माथा ॥
राम मात्र लघु नाम हमारा। परशु सहित बडनाम तुम्हारा ॥ ३ ॥
देव एक गुण धनुष हमारे। नव गुण परम पुनीत तुम्हारे ॥
सब प्रकार हम तुमसन हारे। क्षमहु विप्र अपराध हमारे ॥ ४ ॥

વિચાર કરો કે, આપને, કુહાડાને તથા ધનુષને ધારણ કરતા જોઈ, વીર ધારીને બાલકે છોકરમત કરી છે. એ બાલક આપને નામથી તો જાણે છે, પણ આપને, ઓળખતો નથી, તેથી તેણે વંશના સ્વભાવને અનુસરીને આપને ઉત્તર દીધા છે. ॥ ૧ ॥ હે ગુસાંઈ! જો આપ મુનિની રીતિ પ્રમાણે આવ્યા હોત તો, એ બાલક આપના ચરણની રજને માથા ઉપર ધરત. અજાણ્યાની ભૂલની ક્ષમા કરો, બ્રાહ્મણના હૃદયમાં કૃપા ઘણી જ જોઈએ. ॥ ૨ ॥ હે નાથ! અમારો અને તમારો સરવાળો ક્યાંથી મળે. ! પગ ક્યાં અને માથું ક્યાં ? કહો, ( અમો પગને ઠેકાણે અને આપ માથાને ઠેકાણે છો. ) મારૂં તો ફક્ત ' રામ ' એટલું જ નહાનું નામ છે અને આપનું તો ' પરશુરામ' એવું મોટું નામ છે.[1] ॥ ૩ ॥ હે દેવ! અમારી પાસે તો ધનુર્વિદ્યારૂપ એક જ ગુણ છે અને તે ગુણ હિંસારૂપ દોષને લીધે અપવિત્ર પણ ગણાય, પરંતુ આપની પાસે તો પરમ પવિત્ર નવ[2] ગુણો છે. અમો સર્વ પ્રકારે તમારાથી હારેલા જ છીએ. હે બ્રાહ્મણ! અમારા અપરાધની ક્ષમા કરો. " ॥ ૪ ॥

दो०–बार बार मुनि विप्रवर, कहा रामसन राम ॥
बोले भृगुपति सरुषहै, तुहूँ बंधुसम वाम ॥ ३२८ ॥

રામે, પરશુરામને વારંવાર મુનિ અને વિપ્રવર કહ્યા, તેથી ક્રોધાક્રાંત થઈને પરશુરામ બોલ્યા કે, " તું પણ તારા ભાઈ જેવો જ કુટિલ છે. ॥ ૩૨૮ ॥

चौ०–निपटहि द्विजकर जानहु मोहीं। मैं जस विप्र सुनावहुँ तोहीं ॥
चाप श्रुवा शर आहुति जानू। कोप मोर अति घोर कृशानू ॥ १ ॥
समिध सेन चतुरंग सुहाई। महा महीप भये पशु आई ॥
मैं इहि परशु काटि बालि दीन्हा। समर यज्ञ जग कोटिन कीन्हा ॥ २ ॥

---

૧ આ વાક્યથી રામચંદ્રજીએ પરશુરામનું તેજ પોતામાં હરી લીધું, એમ કહેવાય છે. ૨ કોમળતા, તપ, સંતોષ, ક્ષમા, તૃષ્ણાથી રહિતપણું, જિતેન્દ્રિયપણું, દયા, મનનો નિગ્રહ અને આત્મજ્ઞાન, એ નવ ગુણો સમજવા આ ઉપરાંત કલ્પના કરીને ' નવ તાંતણાવાળું જનોઈ તમારી પાસે છે અને જેમ નવને ગુણાકાર આપતાં નવના નવ જ આવ્યા કરે છે, તેમ તમારા ગુણો એકસરખા જ રહે છે.' ઇત્યાદિક જે અર્થ કરવામાં આવે છે, તે સધળા અર્થો, પૂરો વિચાર કર્યાં વગરના છે.

मोर प्रभाव विदित नहिं तोरे । बोलेसि निदरी विप्रके भोरे ॥
भंजेउ चाप दाप बड बाढा । अहमिति मनहुँ जित जग ठाढा ॥ ३ ॥
राम कहा मुनि कहहु विचारी । रिस अति बडि लघु चूक हमारी ॥
छुअतहि टूट पिनाक पुराना । मैं केहिहेतु करौं अभिमाना ॥ ४ ॥

તું મને ચોખ્ખો બ્રાહ્મણ કરી જાણે છે, પણ હું જેવો બ્રાહ્મણ છું, તે તને કહી સંભળાવું છું. સાંભળ ! હું અત્યંત ઘોર ક્રોધરૂપી અગ્નિની ઉપાસના કરૂં છું. મારી પાસે ધનુષરૂપી સરવો છે અને બાણોરૂપી આહુતિઓ હોમવાના મંત્રો છે. ॥ ૧ ॥ હાથી, ઘોડા, રથ અને પ્યાદલ, એ ચારે અંગવાળી સેનાને સમિધરૂપ સમજીને, ક્રોધરૂપી અગ્નિહોત્રમાં બાણોરૂપી મંત્રોથી હોમી દઉં છું. મારા એ યજ્ઞમાં મોટા મોટા રાજાઓ-રૂપી પશુઓ, બાંધવામાં આવ્યાં હતાં, અને મેં તેઓને આ કુહાડાથી કાપી કાપીને બલિદાનરૂપ કરેલાં છે. મેં જગતમાં એવા યુદ્ધયજ્ઞો કરોડોવાર કર્યા છે. ॥ ૨ ॥ મારો પ્રભાવ, તારા જાણવામાં નથી, તેથી તું મને ભૂલથી બ્રાહ્મણ સમજી, નિર્ભય રહીને બોલે છે. ધનુષ તોડયું, એ મોટો દાવ તારે હાથ લાગી ગયો છે, તેથી તું અહંકાર ધરીને 'જગતને જીતી ઉભો છે,' એમ માને છે. " ॥ ૩ ॥ રામ બોલ્યા કે, " હે મુનિ ! વિચા-રીને બોલો. આપની રીસ બહુ મોટી છે અને અમારી ચૂક બહુ નહાની છે. સદાશિવનું આ પિનાક ધનુષ તો હાથથી સ્પર્શ કરતાં જ ત્રુટી ગયું છે, માટે હું શા કારણથી અભિમાન ધરૂં ? ॥ ૪ ॥

दो०–जो हम निदरहिं विप्र वदि, सत्य सुनहु भृगुनाथ ॥
तौ असको जग सुभट जेहि, भयवश नावहिं माथ ॥ ३२९ ॥

હે ભૃગુપતિ ! સાંભળો. હું સત્ય કહું છું કે, જો અમો આપને બ્રાહ્મણ કહીને આપથી ન ડરતા હોઈએ તો પછી જગતમાં એવો કોણ પ્રબલ યોદ્ધો છે, કે જેની પાસે અમો ભયભીત થઈને માથું નમાવીએ ॥ ૩૨૯ ॥

चौ०–देव दनुज भूपति भट नाना । सम बल अधिक होउ बलवाना ॥
जो रण हमहिं प्रचारै कोऊ । लरैं सुखेन काल किन होऊ ॥ १ ॥
क्षत्रिय तनुधरि समर सकाना । कुल कलंक तेहि पामर जाना ॥
कहौं स्वभाव न कुलहि प्रशंसी । कालहु डरैं न रण रघुवंशी ॥ २ ॥
विप्र वंशकी अस प्रभुताई । अभय होय जो तुमहिं डराई ॥
सुनि मृदु गूढ वचन रघुपतिके । उघरे पटल परशुधर मतिके ॥ ३ ॥
राम रमापति कर धनु लेहू । खैंचहु चाप मिटै सन्देहू ॥
देत चाप आपुहि चढ गयऊ । परशुराम मन विस्मय भयऊ ॥ ४ ॥

દેવતાઓ, દૈત્યો તથા ક્ષત્રિય જાતના અનેક યોદ્ધાઓ ભલે અમારા જેવા બળવાન અથવા અમારાથી અધિક બળવાન્ હોય, તોપણ એઓમાંના કોઈ જો અમોને રણમાં

ઉતારે તો અમો તેની સામે ખુશીથી લડીએ. પછી તે સાક્ષાત્ યમ રાજા કાં ન હોય. ॥ ૧ ॥ જે પુરુષ ક્ષત્રિય જાતમાં અવતરીને યુદ્ધથી ડરે, તેને કુલમાં કલંકરૂપ અને પામર જ સમજવો, હું આ મારી જાતને વાસ્તે કહેતો નથી, પણ કુલની પ્રશંસા કરીને કહું છું. રઘુવંશી પુરુષ રણમાં કાળથી પણ ડરે નહીં, ॥ ૨ ॥ ક્ષત્રિય વંશથી પણ બ્રાહ્મણ વંશની મોટાઈ એ છે કે, આપ લોકોથી જે ડરે તે પોતે સઘળી રીતે નિર્ભય થઇ જાય છે અથવા જે નિર્ભય હોય, તે પણ આપ લોકોથી ડરે છે, અથવા આપ લોકોની કૃપાથી જે નિર્ભય થયેલ છે, તે જ આપ લોકોને ડરાવે છે.[1]" રામચંદ્રજીનાં આ કોમળ તથા ગૂઢ અર્થવાળાં વચન સાંભળવાથી, પરશુરામની બુદ્ધિ આડાં જે પટલો ( કમાડો અર્થાત્ અજ્ઞાનો ) હતાં, તે ઉઘડી ગયાં. ॥ ૩ ॥ આથી પરશુરામ બોલ્યા[2] કે, " હે રામ ! આ વિષ્ણુનું ધનુષ કે જે મારા હાથમાં છે, તેને આપ લ્યો અને ખેંચીને ચઢાવો કે, જેથી મારો સંદેહ ટળી જાય, " આમ બોલીને પરશુરામે રામના હાથમાં ધનુષ દેતાં, તે પોતાની મેળે જ ચઢી ગયું અને તેથી પરશુરામના મનમાં વિસ્મય થયો.[3] અથવા રામના હાથમાં ધનુષ દેતાં, પરશુરામનો પોતાનો ઈશ્વરાંશ પણ રામમાં ચઢી ગયો અને તેથી પરશુરામના મનમાં વિસ્મય થયો. ॥ ૪ ॥

दो०—जाना रामप्रभाव तब, पुलकि प्रफुल्लित गात ॥
जोरि पाणि बोले वचन, प्रेम न हृदय समात ॥ ३३० ॥

રામનો પ્રભાવ જાણવામાં આવતાં, ગાત્રોમાં રોમાંચિત તથા પ્રફુલ્લિત થયેલા અને જેના હૃદયમાં પ્રેમ સમાતો ન હતો, એવા પરશુરામ, હાથ જોડીને વચન બોલ્યા કે, ॥૩૩૦॥

चौ०—जय रघुवंश वनज वन भानु । गहन दनुज कुल दहन कृशानू ॥
जय सुरधेनु विप्र हितकारी । जय मद मोह कोह भ्रम हारी ॥ १ ॥
विनय शील करुणा गुणसागर । जयति वचन रचना अति नागर ॥
सेवक सुखद सुभग सब अंगा । जय शरीर छवि कोटि अनंगा ॥ २ ॥
कहा करौं मुख एक प्रशंसा । जय महेश मन मानस हंसा ॥
अनुचित बहुत कहेउँ अज्ञाता । क्षमहु क्षमा मंदिर दोउ भ्राता ॥ ३ ॥
कहि जय जय जय रघुकुल केतु । भृगुपति गये बनहिं तप हेतु ॥
अपभय कुटिल महिप डराने । जहँ तहँ कायर गवहिं पराने ॥ ४ ॥

---

૧ આ ત્રીજા અર્થથી એમ કહેવામાં આવે છે કે, રામચંદ્રજીએ પોતાના વક્ષસ્થલમાં રહેલું ભૃગુલાંછન ( ભૃગુએ લાત માર્યાનું ચિહ્ન ) દેખાડી, ક્ષત્રિયવંશથી પણ બ્રાહ્મણવંશની મોટાઈ બતાવીને, જણાવ્યું કે, તમારા પૂર્વજના પ્રભાવથી નિર્ભય થયેલો હું ( વિષ્ણુ ) આપને ડરાવું છું. ૨ વચનાદિકથી રામ વિષ્ણુનો અવતાર છે, એમ નિશ્ચય થયા છતાં પણ, કર્મથી તે નિશ્ચય કરવા માટે પરશુરામ બોલ્યા કે—૩ એમ કહેવાય છે કે, " વિષ્ણુએ પરશુરામને ધનુષ આપીને કહ્યું હતું કે, આ ધનુષને જે ચઢાવે તેને, મારો પૂર્ણ અવતાર જાણવો અને તમારે તપ કરવા વનમાં ચાલ્યા જવું. ધનુષ તો પોતાની મેળે ચઢી ગયું, તેથી પરશુરામ રામચંદ્રજીને પણ પર એટલે સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ જાણીને વિસ્મય પામ્યા. "

" હે રઘુવંશરૂપી કમળવનને પ્રફુલ્લિત કરવામાં સૂર્યરૂપ! હે દૈત્યોનાં કુલોરૂપી વનોને બાળવામાં અગ્નિરૂપ! જય. હે દેવતાઓનું, ગાયોનું તથા બ્રાહ્મણોનું હિત કરનારા! હે મદ, મોહ, ક્રોધ તથા ભ્રમ, એઓને હરનારા! જય જય. ॥ ૧ ॥ હે વિનય, શીલ, કરુણા તથા ગુણો, એઓના સમુદ્રરૂપ! હે વચનની રચનામાં અતિ ચતુર! જય જય. હે સેવકોને સુખ આપનારા! હે સર્વ અંગોમાં સૌંદર્યવાળા! હે કરોડ કામદેવોના જેવી શરીરની કાંતિવાળા! જય જય. ॥ ૨ ॥ હું એક મુખથી આપની કેટલી પ્રશંસા કરી શકું? હે સદાશિવના મનરૂપી માનસ સરોવરમાં હંસરૂપ! જય જય. મેં અજ્ઞાનને લીધે ઘણું ઘણું અનુચિત કર્યું છે, પણ ક્ષમાના ઘરરૂપ આપ બન્ને ભાઈઓ, તે વિષે ક્ષમા કરજો. ॥ ૩ ॥ હે રઘુકુલના ધ્વજરૂપ, જય જય જય." એ પ્રમાણે સ્તુતિ કરીને પરશુરામ તપ કરવાને વનમાં ચાલ્યા ગયા. પરશુરામ ચાલ્યા જતાં કુટિલ રાજાઓ, પોતાની કલ્પનાથી જ ડર્યા અને ડરી, કાયર થઈને જ્યાં ત્યાં ભાગી ગયા. ॥ ૪ ॥

दो०—देवन दीन्ही दुंदुभी, प्रभुपर वर्षहिं फूल ॥
हर्षे नर नारी सब, मिटा मोह भय शूल ॥ ३३१ ॥

દેવતાઓએ દુંદુભીઓ વગાડયાં, આકાશમાંથી રામચન્દ્રજીની ઉપર પુષ્પોની વૃષ્ટિ થઈ, મિથિલા પુરીનાં સર્વે માણસો હર્ષ પામ્યાં અને સર્વનાં મોહ, ભય તથા શૂળ (પીડા) મટી ગયાં. ॥ ૩૩૧ ॥

चौ०—अति गहगहे बाजने बाजे । सबहिं मनोहर मंगल साजे ॥
यूथ यूथ मिलि सुमुखि सुनयनी । करहिं गान कल कोकिल बयनी ॥ १ ॥
सुख विदेहकर बरणि न जाई । जन्म दरिद्र मनहुँ निधि पाई ॥
विगत त्रास भइ सीय सुखारी । जनु विधु उदय चकोर कुमारी ॥ २ ॥
जनक कीन्ह कौशिकहि प्रणामा । प्रभुप्रसाद धनु भंजेउ रामा ॥
मोहिं कृतकृत्य कीन दुहुँभाई । अब जो उचित सो करिय गुसांई ॥ ३ ॥
कह मुनि सुन नरनाह प्रवीना । रहा विवाह चाप आधीना ॥
टूटतही धनु भयउ विवाहू । सुर नर नाग विदित सब काहू ॥ ४ ॥

આ સમયમાં ઘેરાં વાજાં વાગવા લાગ્યાં, સઘળાં માણસોએ મંગલ સાજ સજવા માંડયા. સુંદર નેત્રોવાળી અને કોકિલાઓના જેવા મધુર સ્વરોવાળી સ્ત્રીઓ ટોળેટોળાં મળીને ગીતો ગાવા લાગી. ॥ ૧ ॥ જેમ જન્મ દરિદ્ર માણસને નિધિ મળવાથી અવર્ણ્નીય સુખ થાય, તેમ જનક રાજાને રામચંદ્રજીરૂપ જમાઈ મળવાથી અવર્ણનીય સુખ થયું અને સીતાજી, સઘળો ત્રાસ મટી જવાથી, જેમ ચન્દ્રનો ઉદય થવાથી, ચકોર કુમારી સુખી થાય, તેમ સુખી થયાં. ॥ ૨ ॥ જનક રાજાએ, વિશ્વામિત્રને પ્રણામ કરીને કહ્યું કે "રામે આપની કૃપાથી જ ધનુષ ભાંગ્યું છે, અને એ બન્ને ભાઈઓએ, મને કૃતાર્થ કર્યો છે. હે સ્વામી! હવે જે ઉચિત હોય તે કરવાની આજ્ઞા કરો." ॥ ૩ ॥ જનક રાજાનાં વચન સાંભળી, વિશ્વામિત્રે કહ્યું કે, "હે પ્રવીણ રાજા! સાંભળો. વિવાહ ધનુષને આધીન હતો, તેથી ધનુષ ત્રૂટતાંજ થઈ ગયો છે અને તે, દેવતાઓ, મનુષ્યો તથા નાગો વગેરે જાણે છે. ॥ ૪ ॥

दो०—तदपि जाय तुम करहु अब, यथा वंश व्यवहार ॥
बूझि विप्रकुल वृद्ध गुरु, वेद विदित आचार ॥ ३३२ ॥

તોપણ તમે હવે કુલની રીતિને અનુસરીને તથા બ્રાહ્મણોને, કુલવૃદ્ધોને અને ગુરુઓને પૂછીને વિવાહના સંબંધમાં વેદોક્ત આચાર કરો.[1] ॥ ૩૩૨ ॥

चौ०—दूत अवधपुर पठवहु जाई । आने नृप दशरथ हि बुलाई ॥
मुदित राउ कह भलेहि कृपाला । पठये दूत अवध तेहि काला ॥ १ ॥
बहुरि महाजन सकल बुलाये । आय सबनि सादर शिरनाये ॥
हाट बाट मंदिर सुर वासा । नगर सँवारहु चारहु पासा ॥ २ ॥
हरषि चले निज निज गृह आये । पुर परिचारक बोल पठाये ॥
रचहु विचित्र वितान बनाई । शिरधरि वचन चले सचु पाई ॥ ३ ॥
पठये बोल गुणी तिन नाना । जो वितान विधि कुशल सुजाना ॥
विधिहि वंदि तिन कीन्ह अरंभा । विरचे कनक कदली खंभा ॥ ४ ॥

અયોધ્યામાં દૂતો મોકલો, કે જેઓ ત્યાં જઈ, દશરથ રાજાને અહીં બોલાવી આવે." જનક રાજાએ પ્રસન્ન થઈ, 'મહારાજ! બહુ સારૂં' એમ કહીને તુરત જ અયોધ્યા તરફ દૂતોને રવાના કર્યા. ॥ ૧ ॥ પછી જનક રાજાએ શહેરના સઘળા મહાજનને બોલાવતાં તે સઘળાઓએ હાજર થઈને જનક રાજાને માથાં નમાવ્યાં. જનક રાજાએ, મહાજનોને આજ્ઞા કરી કે, "નગરમાં ચોમેર બજારો, રાજમાર્ગો, ઘરો તથા દેવમંદિરો, એઓને શણગારો." ॥ ૨ ॥ સર્વે મહાજનો પ્રસન્ન થઈ, તે આજ્ઞાને માથે ચઢાવીને પોતપોતાને ઘેર આવ્યા. પછી જનક રાજાએ, શહેર સુધારાના ઉપરીઓને બોલાવીને વિચિત્ર મંડપ બનાવવાની આજ્ઞા કરતાં, તેઓ તે આજ્ઞાને માથે ચઢાવી, સંતોષ પામીને ત્યાંથી ગયા. ॥ ૩ ॥ એ લોકોએ, ગુણવાન્, પ્રવીણ તથા મંડપ રચવામાં કુશલતા ધરાવનારા કારીગરોને મોકલ્યા. કારીગરોએ, બ્રહ્માને પ્રણામ કરી, મંડપ રચવાનો આરંભ કર્યો. કેળના થાંભલાઓને બદલે સુવર્ણના થાંભલાઓ ગોઠવ્યા. ॥ ૪ ॥

दो०—हरित मणिनके पत्र फल, पद्मरागके फूल ॥
रचना देखि विचित्र अति, मन विरंचिके भूल ॥ ३३३ ॥

હરિત રંગવાળા મણિઓનાં પાંદડાં તથા ફળો બનાવ્યાં અને પદ્મરાગોનાં (માંણિકયોનાં) પુષ્પો બનાવીને, એવી તો અતિ વિચિત્ર રચના કરી કે, જેને જોઈને બ્રહ્મા પણ મનમાં ભૂલી જાય. ॥ ૩૩૩ ॥

૧ ફૂલવાડીમાં સ્વયંવર વિવાહ થયો, રાજસભામાં ધનુર્ભંગરૂપ પણ વિવાહ થયો અને હવે વૈદિક વિવાહ થાય છે. વળી राम उर श्यामल मूरति એ વાકયથી સ્વયંવર વિવાહ અને टूटतही धनु भयउ विवाहा એ વાક્યથી પણ વિવાહ કહેવામાં આવ્યો છે.

चौ०—वेणु हरित मणिमय सब कीन्हे । सरल सपर्ण परहिं नहिं चीन्हे ॥
कनक कलित अहिवाल बनाई । लखि नहिं परै सपर्ण सुहाई ॥ १ ॥
तेहिक रचिपचि बंध बनाये । बिच बिच मुकतादाम सुहाये ॥
माणिक मरकत कुलिश पिरोजा । चीरकोर पचि रचे सरोजा ॥ २ ॥
किये भृंग बहुरंग विहंगा । गुंजहिं कुंजहिं पवन प्रसंगा ॥
सुरप्रतिमा खंभन गढि काढी । मंगल द्रव्य लिये सब ठाढी ॥ ३ ॥
चौके भांति अनेक पुराये । सिंदुर मणिमय परम सुहाये ॥

સઘળા વાંસો પણ હરિત મણિઓના બનાવ્યા અને તેઓ એવા તો સીધા તથા પાંદડાંવાળા બનાવ્યા કે, જેઓ બીજાઓથી ' આ કૃત્રિમ છે' એમ ન ઓળખી શકાય. સુવર્ણની જ નવી અને પાંદડાંવાળી નાગવેલો બનાવી કે, જેઓ કદી પણ કૃત્રિમ જાણી શકાય નહીં. ॥ ૧ ॥ એઓમાં પચ્ચીની રચના કરી, તેઓના બંધ બનાવ્યા અને તેઓમાં વચમાં વચમાં સુંદર મોતીની માળાઓ લગાવી દીધી. માણિક્ય, નીલમણિ, હીરા અને પીરોજા, એઓને વીંધી તથા કોતરી, પચ્ચી કરીને, તેઓનાં કમળો બનાવ્યાં. ॥ ૨ ॥ રંગરંગનાં ભ્રમરો અને પક્ષીઓ બનાવ્યાં અને તેઓ પવનના યોગથી ગુંજાર કરે, તથા ચીંચી કરે એવી ગોઠવણ કરી. થાંભલાઓમાં, દેવતાઓની મૂર્ત્તિઓ કોતરી કહાડી, કે જેઓ હસ્તોમાં દહીં વગેરે માંગલિક પદાર્થો લઈને, ઉભેલી જોવામાં આવે. ॥ ૩ ॥ ભાતભાતના અનેક ચોક પૂર્યા કે, જેઓ સિંદોરીયા રંગના મણિઓથી ગોઠવેલા હોવાથી અત્યંત શોભવા લાગ્યા. ॥

दो०—सौरभ पल्लव शुभग सुठि, किये नीलमणि कोर ॥
हेमबौर मरकत घवरि, लसत पाटमय डोर ॥ ३३४ ॥

નીલમણિઓને કોતરી, અતિ સુન્દર આંબાનાં પલ્લવો બનાવ્યાં અને તેઓમાં રેશમી દોરાઓથી સુવર્ણમય મોર અને નીલ વિમલ કાચી કેરીઓ ( ખાખટીઓ ) લટકાવી દીધી. ॥ ૩૩૪ ॥

चौ०—रचे रुचिर वर वन्दनवारे । मनहु मनोभव फंद सँवारे ॥
मंगल कलश अनेक धराये । ध्वज पताक पट चमर सुहाये ॥ १ ॥
दीप मनोहर मणिमय नाना । जाय न वरणि विचित्र विताना ॥
जेहि मंडप दुलहिन वैदेही । सो बरणै अस मति कवि केही ॥ २ ॥
दूलह रामरूप गुणसागर । सो वितान तिहुँ लोक उजागर ॥
जनक भवनकी शोभा जैसी । गृह गृह प्रति पुर देखिय तैसी ॥ ३ ॥
जेहि तिरहुति तेहि समय निहारि । तेहि लघु लगे भुवन दशचारी ॥
जो संपदा नीच गृह सोहा । सो विलोकि सुरनायक मोहा ॥ ४ ॥

જાણે કામદેવે, કામીઓરૂપી મૃગોને પકડવા ફાંસીઓ નાંખી હોય એવાં સુંદર અને ઉત્તમ તોરણો ગોઠવ્યાં. અનેક મંગલ કલશો ધર્યા અને સુંદર ચમરો તથા ધ્વજા

પતાકાઓ લગાવી દીધાં. ॥ ૧ ॥ અનેક પ્રકારના મણિમય દીવાઓ તથા વિચિત્ર ઉલેચો ગોઠવવામાં આવ્યાં, કે જેઓનું વર્ણન બની શકતું નથી. જે મંડપમાં કન્યા સીતાજી, પરણવા બીરાજવાનાં છે, તેનું વર્ણન કરી શકે એવી કયા કવિની બુદ્ધિ હોય ? ॥ ૨ ॥ જેમાં રૂપના અને ગુણોના સમુદ્રરૂપ રામચંદ્રજી પરણવા બીરાજવાના છે, તે મંડપ ત્રૈલોક્યમાં સર્વથી શ્રેષ્ઠ હોવો જ જોઈએ. જનક રાજાના દરબારમાં જેવી શોભા હતી તેવી જ પુરવાસીઓનાં પ્રત્યેક ઘરોમાં દેખાવા લાગી. ॥ ૩ ॥ જેઓએ, તે સમયમાં જનકપુરી દીઠી હોય, તેઓને તેની આગળ ચૌદે ભુવન હલકાં જ લાગે. જનક પુરીમાં નીચ લોકોનાં ઘરોમાં પણ જે સંપત્તિ શોભતી હતી, તે સંપત્તિ જોવાથી ઇંદ્રને પણ મોહ થાય એવી ગોઠવણ બની. ॥ ૪ ॥

दो०—बसै नगर जेहि लक्षि करि, कपट नारि वर भेष ॥
तेहि पुरकि शोभा कहत, सकुचैं शारद शेष ॥ ३३५ ॥

જે નગરમાં સાક્ષાત્ લક્ષ્મીજી, માયાથી સ્ત્રીનો વેષ ધરીને ( સીતાજીનું રૂપ ધરીને ) રહ્યાં હતાં, તે નગરની શોભાનું વર્ણન કરતાં, સરસ્વતી અને શેષનાગ પણ સંકોચાય તેમાં શી નવાઈ ? ॥ ૩૩૫ ॥

चौ०—पहुँचे दूत रामपुर पावन । हरषे नगर विलोकि सुहावन ॥
भूपद्वार तिन खबर जनाई । दशरथ नृप सुनि लिये बुलाई ॥ १ ॥
करि प्रणाम तिन पाती दीन्ही । मुदित महिप आप उठि लीन्ही ॥
वारि विलोचन बाँचत पाती । पुलकि गात आई भरि छाती ॥ २ ॥
राम लषण उर करवर चीठी । रहि गये कहत न खाटी मिठी ॥
पुनि धरि धीर पत्रिका बाँची । हरषी सभा बात सुनि साँची ॥ ३ ॥
खेलत रहे तहां सुधि पाई । आये भरत सहित दोउ भाई ॥
पूछत अति सनेह सकुचाई । तात कहांते पाती आई ॥ ४ ॥

જનક રાજાએ મોકલેલા દૂતો, પવિત્ર અયોધ્યા નગરીમાં પહોંચ્યા અને તે નગરીની શોભા જોઇને રાજી થયા. એઓએ દરબારમાં ખબર જણાવતાં, દશરથ રાજાએ તે ખબર સાંભળીને તેઓને પોતાની પાસે બોલાવી લીધા. ॥ ૧ ॥ એ દૂતોએ, પ્રણામ કરીને કુમકુમપત્રિકા આપતાં, દશરથ રાજાએ, પોતે ઉઠીને તે લીધી. પત્રિકા વાંચતાં દશરથ રાજાનાં નેત્રો જળથી અને ગાત્રો રોમાંચોથી વ્યાપ્ત થતાં, તેમની છાતી ભરાઇ આવી. ॥ ૨ ॥ રામ તથા લક્ષ્મણ, હૃદયમાં હતા અને તેઓના વિવાહની પત્રિકા હાથમાં હતી, તેથી છાતી ભરાઈ આવતાં દશરથ રાજાને બોલતાં બોલતાં થોડીવાર સુધી રહી જવું પડયું. ઠીક કે અઠીક કાંઈ પણ બોલી શકયા નહીં. પછી ધીરજ ધરીને, પત્રિકા વાંચી અને તેથી સાંભળવામાં આવેલી વાત સાચી પડતાં, સઘળી સભામાં હર્ષ વ્યાપી રહ્યો. ॥ ૩ ॥ ભરતજી અને શત્રુઘ્ન, જ્યાં રમતા હતા, ત્યાં આ ખબર મળવાથી તે બન્ને ભાઈઓ રાજાની પાસે આવ્યા, ભરતજીએ અત્યંત સ્નેહથી સંકોચાઈને પૂછયું કે " હે પિતાજી ! પત્રિકા કયાંથી આવી છે ? ॥ ૪ ॥

दो०—कुशल प्राणप्रिय बंधु दोउ, अहहिं कहहु केहि देश ॥
सुनि सनेह साने वचन, बाँची बहुरि नरेश ॥ ३३६ ॥

અમારા પ્રાણપ્રિય બન્ને ભાઇઓ કુશલ છે? હાલ તેઓ કયા દેશમાં છે? તે કહો." ભરતજીનાં સ્નેહ ભરેલાં વચનો સાંભળીને દશરથ રાજાએ, ફરીવાર તે પત્રિકા વાંચી સંભળાવી. ॥ ૩૩૬ ॥

चौ०—सुनि पाति पुलके दोउ भ्राता । अधिक सनेह समात न गाता ॥
प्रीति पुनीत भरतकी देखी । सकल सभा सुख लहेउ विशेखी ॥ १ ॥
तब नृप दूत निकट बैठारे । मधुर मनोहर बचन उचारे ॥
भइया कहहु कुशल दोउ बारे । तुम नीके निज नयन निहारे ॥ २ ॥
श्यामल गौर धरे धनु भाथा । वय किशोर कौशिक मुनि साथा ॥
पहिचानेहु तो कहहु स्वभाऊ । प्रेम विवश पुनि पुनि कह राऊ ॥ ३ ॥
जा दिनते मुनि गये लिवाई । तबते आज सांच सुधि पाई ॥
कहहु विदेह कवन विधि जाने । सुनि प्रिय वचन दूत मुसकाने ॥ ४ ॥

પત્રિકા સાંભળીને ભરતજી તથા શત્રુઘ્ન, બન્ને ભાઇઓ, રોમાંચિત થઇ ગયા. સ્નેહ અધિક હોવાથી એઓનાં ગાત્રોમાં સમાયો નહીં. ભરતજીની પવિત્ર પ્રીતિ જોઇને સઘળી સભાને વિશેષ સુખ પ્રાપ્ત થયું. ॥ ૧ ॥ પછી દશરથ રાજા, દૂતોને પોતાના સમીપમાં બેસાડી, મધુર તથા મનોહર વચનો બોલ્યા કે, "હે ભાઈઓ[1]! વાત કરો. અમારા બન્ને બાલકો કુશલ છે અને તેઓને તમોએ નેત્રોવતે સારી રીતે જોયા છે? ॥ ૨ ॥ એકનું શરીર શ્યામ છે અને બીજાનું ગૌર છે. બન્ને ભાઇઓ, ધનુષોને તથા ભાથાઓને ધારણ કરે છે, કિશોર અવસ્થામાં છે અને વિશ્વામિત્ર મુનિની સાથે છે. તમો ઓળખતા હો તો તેઓના સ્વભાવ વિષે પણ વાત કરો." પ્રેમથી પરવશ થયેલા દશરથ રાજા, વારંવાર કહેવા લાગ્યા કે, ॥ ૩ ॥ "જે દિવસથી વિશ્વામિત્ર, એઓને અહીંથી તેડી ગયા છે, તે દિવસ પછી, એઓની સાચી ખબર આજ મળી છે. વાત કરો. જનક રાજાએ, તેઓને કઈ રીતે ઓળખ્યા?" દશરથ રાજાનાં પ્રિય વચનો સાંભળીને દૂતો હસ્યા. ॥ ૪ ॥

दो०—सुनहु महीपति मुकुट मणि, तुम सम धन्य न कोऊ ॥
राम लषण जिनके तनय, विश्व विभूषण दोऊ ॥ ३३७ ॥

અને પછી બોલ્યા કે, "હે રાજાઓના શિરોમણિ! સાંભળો. આપ કે જેમને, જગતના આભૂષણરૂપ રામ અને લક્ષ્મણ, એ બે પુત્રો છે, તેમના જેવો બીજો કોઈ પણ ધન્ય નથી. ॥ ૩૩૭ ॥

---

૧ દશરથ રાજાએ, પ્રેમવશ થઈ જવાથી દૂતોને ભાઇ કહીને બોલાવ્યા છે.

चौ०-पूँछन योग न तनय तुम्हारे । पुरुष सिंह तिहुँपुर उजियारे ॥
जिनके यश प्रतापके आगे । शशि मलीन रवि शीतल लागे ॥ १ ॥
तिनकहँ कहिय नाथ किमि चीन्हे । देखिय रविहि कि दीपक लीन्हे ॥
सीय स्वयंवर भूप अनेका । सिमिटे सुभट एकते एका ॥ २ ॥
शंभु शरासन काहु न टारा । हारे सकल भूप वरियारा ॥
तीन लोकमें जे भट मानी । सबकी शक्ति शंभु धनु भानी ॥ ३ ॥
सकै उठाय सुरासुर मेरु । सोउ हिय हारि गयउ करि फेरू ॥
जेहि कौतुक शिव शैल उठावा । सोउ तेहि सभा पराभव पावा ॥ ४ ॥

પુરુષોમાં સિંહતુલ્ય અને ત્રૈલોક્યમાં અજવાળું કરે એવા આપના પુત્રો કે જેઓના યશની આગળ ચન્દ્ર પણ મલિન લાગે, અને જેઓના પ્રતાપની આગળ સૂર્ય પણ શીતલ લાગે એમ છે, તેઓને ઓળખવામાં બીજા કોઇને પૂછવાની જરૂર પડે એમ નથી. ॥ ૧ ॥ હે સ્વામી! આપ કહો છો કે, "તેઓને શી રીતે ઓળખ્યા?" સૂર્યને જોવામાં, કે ઓળખવામાં કોઇને દીવો લેવાની જરૂર પડે છે? સીતાના સ્વયંવરમાં અનેક રાજાઓ એકઠા થયા હતા અને તેઓ સઘળા એક એકથી અધિક બળવાન્ હતા, ॥ ૨ ॥ તોપણ સદાશિવના ધનુષને કોઈ ખસેડી પણ શક્યા નહીં. સઘળા બળવાન્ રાજાઓ, ધનુષથી હારી ગયા. ત્રણે લોકોમાં જે કોઈ યોદ્ધાપણાનું અભિમાન ધરાવનારા છે, તે સઘળાઓની શક્તિને સદાશિવના ધનુષે ભાંગી નાંખી. ॥ ૩ ॥ મેરૂને ઉઠાવી શકે એવા દેવતાઓ તથા દૈત્યો પણ હૃદયમાં હારી, ફેરા ખાઇને ચાલ્યા ગયા. જેણે કૌતુકથી સદાશિવના પર્વતને ઉપાડ્યો હતો, તે ( રાવણ ) પણ ધનુષ ન ઉપાડી શકાયાથી એ સભામાં પરાભવ પામ્યો. ॥ ૪ ॥

दो०—तहाँ राम रघुवंश मणि, सुनिय महा महिपाल ॥
भंजेउ चाप प्रयास विनु, जिमि गज पंकज नाल ॥ ३३८ ॥

હે મહારાજ! સાંભળો. એ સભામાં રઘુવંશમણિ રામચંદ્રજીએ, જેમ હાથી કમળનાં નાળને ભાંગી નાંખે, તેમ પ્રયાસ વગર જ ધનુષ ભાંગી નાંખ્યું. ॥ ૩૩૮ ॥

चौ०—सुनि सरोष भृगुनायक आये । बहुत भांति तिन आंख दिखाये ॥
देखि राम बल निज धनु दीन्हा । करि बहु विनय गमन वन कीन्हा ॥ १ ॥
राजन राम अतुल बल जैसे । तेज निधान लषण पुनि तैसे ॥
कंपहिं भूप विलोकत जाके । जिमि गजहर किशोर के ताके ॥ २ ॥
देव देखि तव बालक दोऊ । अवनि आंखतर आव न कोऊ ॥
दूत वचन रचना प्रिय लागी । प्रेम प्रताप वीर रस पागी ॥ ३ ॥
सभा समेत राउ अनुरागे । दूतन देन निछावरि लागे ॥
कहि अनीति तिन मूँदेउ काना । धर्म विचारि सबहि सुख माना ॥ ४ ॥

આ વાત સાંભળવામાં આવતાં, પરશુરામજી ક્રોધ કરીને ત્યાં આવ્યા અને તેમણે ઘણી ઘણી રીતે આંખ દેખાડી. (ડારો પણ દીધો.) પરંતુ છેવટ તે પરશુરામજી રામચન્દ્રજીનું બળ જોઈ, તેમને પોતાનું ધનુષ આપી, ઘણી ઘણી વિનતિ કરીને વનમાં ચાલ્યા ગયા. ॥ ૧ ॥ હે મહારાજ! જેવા રામચન્દ્રજી અતુલ બળના અને તેજના નિધાનરૂપ છે, તેવા જ લક્ષ્મણજી પણ છે. જેમ હાથીઓ, સિંહનાં બચ્ચાંને જોઈ, કંપવા લાગે, તેમ રાજાઓ, લક્ષ્મણજીને જોઈને, કંપવા લાગ્યા હતા. ॥ ૨ ॥ હે મહારાજ! આપના બન્ને બાલકોને જોયા પછી, આખી પૃથ્વીમાં એઓના જેવો કોઈ પણ નજરે આવે એમ નથી." પ્રેમ, પ્રતાપ અને વીર રસ,[1] એઓથી ભરપૂર દૂતોની વચન રચના રાજાને અને સભાસદોને પ્રિય લાગી. ॥ ૩ ॥ સભાસદો સહિત દશરથ રાજા, પ્રસન્ન થઈને દૂતોને નોછાવર દેવા લાગ્યા, પણ દૂતોએ, 'નોછાવર લેવી એ અનીતિ છે,' એમ કહીને કાન ઉપર હાથ મૂક્યા. એઓના ધર્મનો વિચાર કરીને, રાજા તથા સભાસદો આનંદ પામ્યા. ॥ ૪ ॥

दो०—तब उठि भूप वसिष्ठ कहँ, दीन्ह पत्रिका जाई ॥
कथा सुनाई गुरुहि सब, सादर दूत बुलाई ॥ ३३९ ॥

પછી દશરથ રાજાએ ઉઠી, વસિષ્ઠની પાસે જઈને, તેમના હાથમાં પત્રિકા આપી, અને પ્રેમસહિત દૂતોને બોલાવીને, સઘળી વાત કહી સંભળાવી. ॥ ૩૩૯ ॥

चौ०—सुनि बोले मुनि अति सुख पाई । पुण्यपुरुषको महि सुख छाई ॥
जिमि सरिता सागर महँ जाहीं । यद्यपि ताहि कामना नाहीं ॥ १ ॥
तिमि सुख संपति बिनहि बुलाये । धर्मशील पहँ जायँ सुभाये ॥
तुम गुरु विप्र धेनु सुर सेवी । तस पुनीत कौशल्या देवी ॥ २ ॥
सुकृती तुम समान जगमाहीं । भयो न है कोउ होनिहु नाहीं ॥
तुमते अधिक पुण्य बड काके । राजन राम सरिस सुत जाके ॥ ३ ॥
वीर विनीत धर्म व्रतधारी । गुणसागर बालक वर चारी ॥
तुम कहँ सर्व काल कल्याना । सजहु बरात बजाय निशाना ॥ ४ ॥

વસિષ્ઠ મુનિ, અત્યંત રાજી થઈને બોલ્યા કે પુણ્યાત્મા પુરુષોને સઘળી પૃથ્વી સુખથી જ ભરેલી છે. જેમ સમુદ્રને નદીઓના મળવાની ઇચ્છા નહીં છતાં પણ નદીઓ, સમુદ્રમાં જાય છે, ॥ ૧ ॥ તેમ ધર્માત્મા પુરુષોને, સુખ સંપત્તિની ઇચ્છા નહીં છતાં પણ સુખ, સંપત્તિઓ બોલાવ્યા વગર, સ્વાભાવિક રીતે જ ધર્માત્મા પુરુષોની પાસે જાય છે. આપ, ગુરુઓની, બ્રાહ્મણોની તથા દેવતાઓની સેવા કરનારા છો અને મહારાણી કૌશલ્યા પણ તેવાં જ પવિત્ર છે. ॥ ૨ ॥ જગતમાં આપના જેવો કોઈ પણ પુણ્યવાન થયો નથી અને થવાનો પણ નથી. હે મહારાજ! આપ, કે જેમને રામ જેવા પુત્ર છે,

---

૧ अवनि आंखतर आव न कोउ એ વચન પ્રેમ ભરેલું છે. शशि मलीन रवि शीतल लागे એ વચન પ્રતાપ ભરેલું છે અને भंजेउ चाप प्रयासबिनु, जिमि गज पंकजनाल એ વચન વીર રસથી ભરેલું છે.

તેથી વધારે પુણ્ય કોનું હોય ? ॥ ૩ ॥ તમારા ચારે બાલકો, વીર, વિનય પામેલા ધર્મને તથા વ્રતોને ધરનારા અને ગુણોના સમુદ્રરૂપ છે. તમારૂં સર્વ કાલમાં કલ્યાણ છે. નગારાંપર ડંકો દેવરાવીને જાન તૈયાર કરો. ॥ ૪ ॥

दो०–चलेउ वेगि मुनि गुरु वचन, भलेहि नाथ शिर नाय ॥
भूपति गमने भवन तब, दूतहि वास दिवाय ॥ ३४० ॥

ગુરુનાં વચન સાંભળી, હે સ્વામી ! 'બહુ સારૂં' એમ કહી, માથું નમાવી, ત્યાંથી ઉઠી, દૂતોને ઉતારો દેવરાવીને, દશરથ રાજા, પોતાના આવાસમાં ગયા. ॥ ૩૪૦ ॥

चौ०–राजा सब रनिवास बुलाई । जनक पत्रिका बाँच सुनाई ॥
सुनि संदेह सकल हरषानी । अपर कथा सब भूप बखानी ॥ १ ॥
प्रेम प्रफुल्लित राजहिं रानी । मनहु शिखिन सुनि वारिद वानी ॥
मुदित अशीश देहिं गुरु नारी । अति आनंद मगन महतारी ॥ २ ॥
लेहि परस्पर अति प्रिय पाती । हृदय लगाय जुडावहिं छाती ॥
राम लषणकी कीरति करणी । बारहिं बार भूपवर वरणी ॥ ३ ॥
मुनिप्रसाद कहि द्वार सिधाये । रानिन तब महिदेव बुलाये ॥
दिये दान आनन्द समेता । चले विप्रवर आशिष देता ॥ ४ ॥

દશરથ રાજાએ, સર્વે રાણીઓને બોલાવી, જનક રાજાની પત્રિકા વાંચી સંભળાવી. જનક રાજાનો સંદેશો સાંભળીને સર્વ રાણીઓ હર્ષ પામી. પછી રાજાએ, તેઓને બીજી પણ સર્વ હકીકત કહી સંભળાવી. ॥ ૧ ॥ જેમ મેઘની ગર્જના સાંભળીને, સઘળી મયૂરીઓ (ઢેલો) પ્રેમથી પ્રફુલ્લિત થાય, તેમ રાજાની વાણી સાંભળીને, સઘળી રાણીઓ પ્રેમથી પ્રફુલ્લિત થઈ. ગુરુ જનની સ્ત્રીઓ પ્રસન્ન થઇને આશિષ દેવા લાગી અને કૌશલ્યા અત્યંત આનંદમાં મગ્ન થયાં. ॥ ૨ ॥ સઘળી રાણીઓ, અતિ પ્રિય પત્રિકાને પરસ્પરના હાથમાંથી લઈ લઈ, હૃદયમાં લગાવીને, છાતીઓને થંડી કરવા લાગી. રાજાએ, તેઓની પાસે વારંવાર રામ લક્ષ્મણની કીર્ત્તિનું અને કરણીનું ઉત્તમ વર્ણન કર્યું. ॥ ૩ ॥ 'આ સઘળો વિશ્વામિત્રનો પ્રસાદ છે,' એમ કહી, રાજા કચેરીમાં પધાર્યા. રાણીઓએ, બ્રાહ્મણોને બોલાવી, આનંદ પૂર્વક દાનો આપ્યાં. બ્રાહ્મણો, આશિષો દેતા દેતા ત્યાંથી ગયા. ॥ ૪ ॥

सो०–याचक लिय हँकारि, दीन्ह निछावरि कोटि विधि ॥
चिरंजीव हु सुत चारि, चक्रवर्ति दशरत्थके ॥ ३९ ॥

પછી રાણીઓએ, યાચક લોકોને બોલાવીને, તેઓને પણ કરોડો પ્રકારની નોછાવરો દીધી. "ચક્રવર્ત્તી દશરથ રાજાના ચારે કુંવરો ચિરંજીવ રહો." ॥ ૩૯ ॥

चौ०–कहत चले पहरे पट नाना । हरषि हने गहगहे निशाना ॥
समाचार सब लोगन पाये । लागे घर घर होन बधाये ॥ १ ॥
भुवन चारी दश भरेउ उछाहू । जनकसुता रघुवीर विवाहू ॥

सुनि शुभ कथा लोग अनुरागे । मग गृह गली सँवारन लागे ॥ २ ॥
यद्यपि अवध सदैव सुहावन । रामपुरी मंगलमय पावन ॥
तदपि प्रीतिकी रीति सुहाई । मंगल रचना रची बनाई ॥ ३ ॥
ध्वज पताक पट चामर चारू । छावा परम विचित्र बजारू ॥
कनक कलश तोरण मणिजाला । हरद दूब दधि अक्षत माला ॥ ४ ॥

એમ બોલતા યાચક લોકો, અનેક પ્રકારનાં ઉત્તમ વસ્ત્રો પહેરીને, દરબારમાંથી ગયાં. આનંદથી ઘેરાં નગારાં વાગવા લાગ્યાં. સર્વ લોકોને ખબર મળતાં, ઘેર ઘેર વધામણીઓ હોવા લાગી. ॥ ૧ ॥ ચૌદે ભુવન, ઉત્સાહથી ભરપૂર થયાં. સીતાજીના અને રામચન્દ્રજીના વિવાહની શુભ વાત સાંભળી, પ્રેમથી ભરપૂર થયેલાં લોકો, માર્ગોને, ગલીઓને અને ઘરોને, સુધારવા લાગ્યાં. ॥ ૨ ॥ જો કે રામચન્દ્રજીની પુરી અયોધ્યા, સર્વદા મંગલમય, પવિત્ર અને સુશોભિત છે, તોપણ પ્રીતિની રીતિને અનુસરીને સુશોભિત મંગલ રચના રચવામાં તથા બનાવવામાં આવી. ॥ ૩ ॥ બજારોમાં પરમ વિચિત્ર ધ્વજા પતાકાનાં વસ્ત્રોની અને ચામરોની શોભા છાઇ રહી. સુવર્ણમય કલશો, મણિઓની જાળીવાળાં તોરણો, હળદર, દૂર્વા, દહીં, અક્ષત અને માળા, ॥ ૪ ॥

दो०—मंगलमय निज निज भवन, लोगन रचे बनाय ॥
बीथी सींची चतुरसम, चौके चारु पुराय ॥ ३४१ ॥

ઇત્યાદિક માંગલિક પદાર્થો, લોકોએ પોતપોતાનાં ઘરોમાં બનાવીને ગોઠવ્યા. સુગંધી જળોથી રસ્તાઓમાં છંટકાવ કરવામાં આવ્યા. સુંદર ચોક પૂરવામાં આવ્યા. ॥ ૩૪૧ ॥

चौ०—जहँ तहँ यूथ यूथ मिलि भामिनि । सजि नवसप्त सकल द्युति दामिनि ॥
विधुवदनी मृगशावक लोचनि । निज स्वरूप रतिमान विमोचनि ॥ १ ॥
गावहिं मगल मंजुल वानी । सुनि करलव कलकंठ लजानी ॥
भूप भवन किमि जाय बखाना । विश्व विमोहन रचेउ विताना ॥ २ ॥
मंगल द्रव्य मनोहर नाना । राजत बाजत विपुल निशाना ॥
कतहुँ विरद बंदी उच्चरहीं । कतहुँ वेद धुनि भूसुर करहीं ॥ ३ ॥
गावहिं सुंदरि मंगल गीता । ले ले नाम राम अरु सीता ॥
बहुत उछाह भवन अति थोरा । मानहु उमड चला चहुँ ओरा ॥ ४ ॥

વીજળી જેવી કાંતિવાળી, ચંદ્ર જેવાં મુખોવાળી, મૃગના બચ્ચાંનાં જેવાં નેત્રોવાળી અને પોતાનાં સૌન્દર્યથી રતિને પણ માન છોડાવી દેનારી સઘળી સ્ત્રીઓ, સોળે શણગાર સજી, જયાં ત્યાં ટોળેટોળાં મળી, ॥ ૧ ॥ એવી મનોહર વાણીથી માંગલિક ગીતો ગાવા લાગી કે, જે સાંભળીને, સુન્દર અવાજવાળી કોકિલાઓ પણ, લજ્જાઇ ગઇ. રાજદ્વારમાં સઘળાં જગતને મોહિત કરે એવો મંડપ, બનાવવામાં આવતાં રાજદ્વારની જે શોભા થઈ, તે શી રીતે વખાણી જાય? ॥ ૨ ॥ અનેક પ્રકારની મનોહર માંગલિક વસ્તુઓ શોભવા લાગી. મોટાં નગારાં ( નોબતો ) વાગવા લાગ્યાં, કેટલાક બંદીજન

( ભાટચારણ ) લોકો નિર્મળ યશ ઉચ્ચારવા લાગ્યા અને કેટલાક બ્રાહ્મણો વેદોના ધ્વનિ કરવા લાગ્યા. ॥ ૩ ॥ સ્ત્રીઓ રામનાં અને સીતાજીનાં નામો લઈ લઈને, માંગલિક ગીતો ગાવા લાગી. ઉત્સાહ તો મોટો હતો, અને તેની આગળ મકાનો નહાનાં હતાં, તેથી જાણે તે ઉત્સાહ, ઉભરાઇને ચારેકોર ચાલ્યો હોય એવું જણાવા લાગ્યું. ॥ ૪ ॥

दो०—शोभा दशरथ भवनकी, को कवि बरणे पार ॥
जहां सकल सुर शीशमणि, राम लीन अवतार ॥ ३४२ ॥

દશરથ રાજાનું રાજદ્વાર, જેમાં સર્વ દેવતાઓના શિરોમણિ રામચન્દ્રજીએ, અવતાર લીધો છે, તેની શોભાને કયો કવિ સંપૂર્ણ રીતે વર્ણવી શકે ? ॥ ૩૪૨ ॥

चौ०—भूप भरत पुनि लिये बुलाई । हय गय स्यंदन साजहु जाई ॥
चलहु वेगि रघुवीर बराता । सुनत पुलक पूरे दोउ भ्राता ॥ १ ॥
भरत सकल साहनी बुलाये । आयसु दीन्ह मुदित उठि धाये ॥
रुचि रुचि जीन तुरग तिन साजे । वर्ण वर्ण वर वाजि विराजे ॥ २ ॥
सुभग सकल सुठि चंचल करणी । अयजिमि जरत धरत पगु धरनी ॥
नाना जाती न जाहिं बखाने । निदरि पवन जनु चहत उडाने ॥ ३ ॥
तिन सब छयल भये असवारा । भरत सरिस सब राजकुमारा ॥
सब सुंदर सब भूषण धारी । कर शर चाप तूण कटि भारी ॥ ४ ॥

રાજાએ, ભરતજીને બોલાવી લઇને આજ્ઞા કરી કે, "તમે જઈને ઘોડા, હાથી તથા રથ, એઓને સજ્જ કરાવો અને જલદી રામની જાનમાં ચાલો." આ આજ્ઞા સાંભળી, ભરત તથા શત્રુઘ્ન, બન્ને ભાઈઓ, રોમાંચોથી ભરપૂર થઈ ગયા. ॥ ૧ ॥ ભરતજીએ સઘળા દરોગાઓને બોલાવીને આજ્ઞા દેતાં, તેઓ આનંદ પામી, ઉઠીને સઘળા સૈન્યને સજ્જ કરવા દોડ્યા. જે જે રંગના ઘોડાને, જે જે રંગનો સાજ જોઈએ, તે તે રંગના સાજ સજાવવામાં આવ્યા. રંગરંગના ઉત્તમ ઘોડાઓ, શોભવા લાગ્યા. ॥૨॥ એ ઘોડાઓ સર્વ પ્રકારની અતિ સુંદર ચંચલ ચાલોથી, એવા ચાલવા લાગ્યા કે, જાણે પૃથ્વીને, ધગધગતા લોઢાથી બનેલી સમજીને, તે ઉપર પગ મૂકવામાં સંકોચાતા હોય? જાણે પવનનો તિરસ્કાર કરીને ( પવનથી પણ અધિક ) ઉડવા ચહાતા હોય ? એવા એ નોખનોખી જાતોના ઘોડાઓનાં વખાણ જ બની શકે એમ ન હતું. ॥ ૩ ॥ એ ઘોડાઓની ઉપર ભરતજી જેવા સઘળા છેલ રાજકુમારો સ્વાર થયા. એ સઘળા છેલોએ, સઘળાં સુંદર ભૂષણો ધર્યાં હતાં, હસ્તોમાં ધનુષ બાણ ધર્યાં હતાં અને કટીઓ ઉપર ભારે ભાથાઓ બાંધ્યા હતા. ॥ ૪ ॥

दो०—छरे छबीले छयल सब, शूर सुजान नवीन ॥
युग पदचर असवार प्रति, जे असि कला प्रवीन ॥ ३४३ ॥

એ શૂરા, પ્રવીણ, જુવાન અને છેલછબીલા સઘળા છેલો, ઘોડાઓની ઉપર ચઢતાં પ્રત્યેકની પાસે, ખડ્ગયુદ્ધમાં પ્રવીણતા ધરાવનારા બબે પ્યાદલ ચાલવા લાગ્યા. ॥ ૩૪૩ ॥

चौ०—बांधे बिरद वीर रण गाढे । निकसि भये पुर बाहिर ठाढे ॥
फेरहिं चतुर तुरंग गति नाना । हर्षहिं ध्वनि सुनि पणव निशाना ॥ १ ॥
रथ सारथिन विचित्र बनाये । ध्वज पताक मणि भूषण छाये ॥
चमर चारु किंकिणि धुनि करहीं । भानुयान शोभा अपहरहीं ॥ २ ॥
श्याम करण अगणित हय होते । ते सब रथन सारथिन जोते ॥
सुंदर सकल अलंकृत सोहैं । जिनहिं विलोकत मुनि मन मोहैं ॥ ३ ॥
जो जल चलहिं थलहिकी नाईं । टाप न बूड वेग अधिकाई ॥
अस्त्र शस्त्र सब साज बनाई । रथी सारथिन लिये बुलाई ॥ ४ ॥

નોખનોખાં બિરૂદો ધરનારા અને ગાઢ રણમાં વીરતા ધરાવનારા એ રાજકુમારો, શહેરથી બહાર નીકળીને ઉભા, ચાતુરીથી ઘોડાઓને અનેક ગતિઓમાં ફેરવવા લાગ્યા અને ઢોલોના તથા નગારાંઓના અવાજો સાંભળીને રાજી થવા લાગ્યા. ॥ ૧ ॥ સારથિઓએ, વિચિત્ર રથો તૈયાર કર્યા. અને તેઓને ધ્વજા પતાકાઓથી, ચામરોથી તથા મણિમય અલંકારોથી શણગાર્યા. જેઓમાં સુંદર ઘુઘરીઓના ઝણકાર થઈ રહ્યા હતા, એવા શણગારેલા રથો, સૂર્યના રથની શોભાને પણ હરવા લાગ્યા. ॥ ૨ ॥ સુંદર, શણગારેલા અને જેઓનો એક એક કાન શ્યામ હતો, એવા અગણિત ઘોડાઓ, સારથિઓના હાથથી રથોમાં જોડાઈને એવા શોભવા લાગ્યા કે, તેઓને જોઇને, મુનિઓનાં અંતઃકરણો પણ મોહિત થઈ ગયાં. ॥ ૩ ॥ એ ઘોડાઓ જળમાં પણ સ્થલની પેઠે ચાલે એવા અને વેગની અધિકતાને લીધે જેઓની તરાપ ડૂબે જ નહીં એવા હતા. સારથિઓએ, રથોને અસ્ત્રોથી, શસ્ત્રોથી તથા સઘળા સાજોથી સાજીને, તેઓમાં બેસવાને વાસ્તે, રથી લોકોને બોલાવ્યા. ॥ ૪ ॥

दो०—चढ चढ रथ बाहर नगर, लागी जुरन बरात ॥
होत शकुन सुंदर सबहि, जो जेहि कारज जात ॥ ३४४ ॥

રથોમાં ચઢી ચઢીને શહેરથી બહાર, જાન એકઠી થવા લાગી. જે જે માણસ, જે જે કામને વાસ્તે જાય, તે તે માણસનાં, તે તે કામ સિદ્ધ થાય, એવાં સઘળાં શકુનો થવા લાગ્યાં. ॥ ૩૪૪ ॥

चौ०—कलित करिवरन परीं अँबारि । कहि न जात जेहि भांति सँवारि ॥
चले मत्त गजघंट बिराजे । मनहु सुभग सावन घन गाजे ॥ १ ॥
वाहन अपर अनेक विधाना । शिबिका सुभग सुखासन याना ॥
तिन चढि चले विप्रवर वृंदा । जनु तनु धरे सकल श्रुति छंदा ॥ २ ॥
मागध सूत बंदि गुण गायक । चले यान चढि जो जेहि लायक ॥
बेसर ऊँट वृषभ बहु जाती । चले वस्तु भरि अगणित भांती ॥ ३ ॥
कोटिन कांवर चले कहारा । विविध वस्तुको वरणे पारा ॥
चले सकल सेवक समुदाई । निज निज साज समाज बनाई ॥ ४ ॥

કેળવાયલા ઉત્તમ હાથીઓપર અંબાડીઓ ધરવામાં આવી. એ અંબાડીઓ, જે પ્રકારોથી શણગારેલી હતી, તે પ્રકારનું વર્ણન જ કરી શકાતું નથી. ઘંટાઓથી શોભી રહેલા અને ચાલવા લાગેલા સુંદર હાથીઓ, જાણે શ્રાવણના મેઘ ગાજતા હોય, તેમ ગાજવા લાગ્યા. ॥ ૧ ॥ અનેક ગોઠવણોવાળાં બીજાં વાહનો, અને સુંદર પાલખીઓ તથા સુખપાલો વગેરે યાનો પણ સજ્જ થયાં. જાણે સર્વ વેદોના દેહધારી છંદો હોય એવા જણાતા અનેક ઉત્તમ બ્રાહ્મણો, તેઓપર ચઢીને ચાલ્યા. ॥ ૨ ॥ વહીવંચાઓ, પૌરાણિક લોકો, સ્તુતિપાઠકો તથા ગુણગાયક લોકો પણ, પોતપોતાને છાજે એવાં વાહનોપર ચઢીને ચાલ્યા. જેઓ ઉપર અગણિત પ્રકારોની વસ્તુઓ ભરવામાં આવી હતી, એવાં જાતજાતનાં ખચ્ચરો, ઉંટો તથા બલદો પણ ચાલવા લાગ્યાં. ॥ ૩ ॥ ભોઈ લોકો, વિવિધ વસ્તુઓથી ભરેલી કરોડો કાવડો લઈને ચાલવા લાગ્યા, કે જેઓનું વર્ણન કરતાં કોઈ પાર પામે નહીં. સઘળા સેવકોનો સમુદાય પણ, પોતપોતાના સાજ-સમાજનો ઠાઠમાઠ કરીને રવાના થયો. ॥ ૪ ॥

दो०–सबके उर निर्भर हरष, पूरित पुलक शरीर ॥
कबहिं देखिये नयन भरि, राम लषण दोउ वीर ॥ ३४५ ॥

સર્વનાં હૃદયોમાં ભારે હર્ષ વ્યાપી રહ્યો હતો, સર્વનાં શરીરો, રોમાંચોથી ભરપૂર થઈ ગયાં હતાં, અને સર્વે લોકો, બોલતા હતા કે, "રામ અને લક્ષ્મણ, એ બે ભાઈઓને, નેત્રો ભરીને ક્યારે દેખીએ ?" ॥ ૩૪૫ ॥

चौ०–गरजहिं गजघंटा धुनि घोरा । रथरव बाजि हींस चहुँ ओरा ॥
निदरि घनहिं घूमरहिं निशाना । निज पराव कछु सुनिय न काना ॥ १ ॥
महा भीर भूपतिके द्वारे । रज है जात पषाण पँवारे ॥
चढी अटारिन देखिहिं नारी । लिये आरती मंगल थारी ॥ २ ॥
गावहिं गीत मनोहर नाना । अति आनँद नहिं जात बखाना ॥
तब सुमंत दुइ स्यन्दन साजी । जोते रवि हय निन्दक बाजी ॥ ३ ॥
दोउ रथ रुचिर भूपपहँ आने । नहिं शारद मति जाहिं बखाने ॥
राज समाज एक रथ साजा । दूसर तेजपुंज अति भ्राजा ॥ ४ ॥

હાથીઓ, ગર્જના કરતા હતા, હાથીઓના ઘંટો, ઘોર ધ્વનિ કરી રહ્યા હતા, રથોનો ગડગડાટ જામી રહ્યો હતો, ચોમેર ઘોડાઓના હણહણાટ વ્યાપી રહ્યા અને મેઘોનો પણ તિરસ્કાર કરે એવી નોબતો ગડગડતી હતી, તેથી પોતાની કે પરાઈ વાત કાનોથી જરા પણ સંભળાઈ શકતી નહોતી. ॥ ૧ ॥ રાજદ્વારમાં એવી મોટી ભીડ જામી કે, જેથી પથરાની લાદીઓ પણ રાજરૂપ થઈ જવા લાગી, શહેરની સ્ત્રીઓ, આરતી-ઓને તથા માંગલિક દ્રવ્યોના થાળોને લઈ, જોવાને વાસ્તે અગાશીઓપર ચઢીને અનેક પ્રકારનાં માંગલિક ગીતો ગાવા લાગી. ॥ ૨ ॥ એઓનાં હૃદયોમાં વ્યાપી રહેલો અતિ આનંદ વર્ણવી શકાય એવો નહોતો. આ સમયમાં સુમંત્રે, બે રથોને સાજી, તેઓમાં

સૂર્યના ઘોડાઓનો પણ તિરસ્કાર કરે એવા ઘોડાઓ જોડીને, ॥ ૩ ॥ તે બન્ને રથ, રાજાની પાસે હાજર કર્યા કે જેઓનું પ્રત્યેકનું વર્ણન, સરસ્વતીથી બની શકે નહીં. એક રથ રાજાને લાયક સામગ્રીઓથી સાજ્યો હતો અને તેજના પુંજથી અત્યંત દીપતો બીજો રથ, બ્રાહ્મણને લાયક સામગ્રીઓથી સાજ્યો હતો. ॥ ૪ ॥

दो०—तेहि रथ रुचिर वसिष्ठ कहँ, हर्ष चढाइ नरेश ॥
आपु चढेउ स्यन्दन सुमिरि, हर गुरु गौरि गणेश ॥ ३४६ ॥

દશરથ રાજાએ, બીજા સુંદર રથમાં, હર્ષથી વસિષ્ઠ મુનિને ચઢાવી, પોતે સદાશિવનું, ગુરુનું, પાર્વતીનું તથા ગણેશનું સ્મરણ કરીને, પહેલા રથમાં ચઢયા. ॥ ૩૪૬ ॥

चौ०—सहित वसिष्ठ सोह नृप कैसे । सुरगुरु संग पुरन्दर जैसे ॥
करि कुलरीतिं वेदविधि राऊ । देखि सबहि सब भांति बनाऊ ॥ १ ॥
सुमिरि राम गुरु आयसु पाई । चले महीपति शंख बजाई ॥
हर्षे विबुध विलोकि बराता । वर्षहिं सुमन सुमंगल दाता ॥ २ ॥
भयउ कोलाहल हय गज गाजे । व्योम बरात बाजने बाजे ॥
सुर नर नारि सुमंगल गाई । सरसराग बाजहिं सहनाई ॥ ३ ॥
घंट घंट ध्वनि बरणि न जाहीं । सरौं करैं पायक कहराहीं ॥
करहिं विदूषक कौतुक नाना । हास कुशल कलगान सुजाना ॥ ४ ॥

જેમ બૃહસ્પતિની સાથે, ઈંદ્ર શોભે, તેમ, વસિષ્ઠની સાથે દશરથ રાજા શોભવા લાગ્યા. રાજકુલની રીતિ પ્રમાણે તથા વેદના વિધિ પ્રમાણે, સઘળું વિધાન કરી, સેના વગેરેનો સર્વ પ્રકારનો બંદોબસ્ત નજરે જોઈ લઈ, ॥ ૧ ॥ રામનું સ્મરણ કરી, ગુરુની આજ્ઞા લઈ, શંખનાદ કરાવીને ચાલ્યા. દેવતાઓ, જાન જોઈને રાજી થયા અને મંગલકારી પુષ્પોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ॥ ૨ ॥ હાથીઓની તથા ઘોડાઓની ગર્જનાઓથી ભારે કોલાહલ વ્યાપી રહ્યો, આકાશમાં અને જાનમાં વાજાં વાગવા લાગ્યાં, દેવતાઓની તથા મનુષ્યોની સ્રીઓ માંગલિક ગીતો ગાવા લાગી, ઉત્તમ ઉત્તમ રાગોથી શરણાઈઓ વાગવા લાગી, ॥ ૩ ॥ ઘંટોના તથા ઘુઘરીઓના અવાજો વર્ણવ્યા જાય નહીં એવા થવા લાગ્યા. સેવકોના હાથોમાં નેજાના ઝુંડાઓ, પવનથી ઝપાટા દેવા લાગ્યા, હાસ્ય રસમાં તથા સુંદર ગાયનોમાં પ્રવીણતા ધરાવનારા વિદૂષક લોકો, અનેક પ્રકારનાં કૌતુકો કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—तुरँग नचावहिं कुँवर वर, अंकनि मृदँग निशान ॥
नागर नट चितवहिं चकित, डिगहिं न ताल वितान ॥ ३४७ ॥

કુંવરો, મૃદંગોના તથા નગારાઓના શબ્દોનું શ્રવણ કરી કરીને ઘોડાઓને નચાવવા લાગ્યા અને ચતુર લોકો તથા નટ લોકો, એ ઘોડાઓના નાચને તાલની પદ્ધતિથી જરા પણ ભ્રષ્ટ નહીં થતો જોઈ, ચકિત થઈ જવા લાગ્યા. ॥ ૩૪૭ ॥

चौ०—बनै न वर्णत बनी बराता। होहिं शकुन सुंदर शुभ दाता॥
चारा चाख वाम दिशि लेहीं। मनउँ सकल मंगल कहि देहीं॥ १॥
दाहिन काग सुखेत सुहावा। नकुल दरश सब काहू गावा॥
सानुकूल बहै त्रिविध बयारी। सघट सबाल आव वर नारी॥ २॥
लोवा फिरि फिरि दर्श दिखावा। सुरभी सन्मुख शिशुहि पियावा॥
क्षेम करी कह क्षेम विशेषी। श्यामा वाम सुतरु पर देखी॥ ३॥
सन्मुख आयउ दधि अरु मीना। कर पुस्तक दुइ विप्र प्रवीना॥
मृग माला दाहिन दिशि आई। मंगलमय जनु दीन्ह दिखाई॥ ४॥

જાનનું વર્ણન મારાથી બની શકતું નથી. જાનને સુંદર તથા સુખદાયી શકુનો થવા લાગ્યા. નીલકંઠ પક્ષીઓ, જાણે સઘળું સુમંગળ કહી દેતાં હોય, તેમ પોતપોતાનો ચારો લઈને, ડાબી દિશા પકડવા લાગ્યાં. ॥ ૧ ॥ જમણી તરફ સુંદર ખેતરોમાં બેઠેલા કાગડા જોવામાં આવ્યા. સર્વે માણસોને નોળીઆંઓનાં દર્શન થયાં. શીત, મંદ તથા સુગંધી પવન સાનુકૂલ વાવા લાગ્યો. કાખમાં બાલકોવાળી અને માથાપર જળ ભરેલા કલશોવાળી ઉત્તમ સ્ત્રીઓ સન્મુખ મળી. ॥ ૨ ॥ તેતરો વારંવાર દર્શન દેવા લાગ્યાં. વાછડાંઓને ધવરાવતી ગાયો સન્મુખ મળી. ક્ષેમકરી ( દેવી ) નામની ચકલી, કલ્યાણની વિશેષતા સૂચવવા લાગી. શ્યામા નામની ચકલી, ડાબી તરફ ઉત્તમ ઝાડ ઉપર બેઠેલી જોવામાં આવી. ॥ ૩ ॥ દહીં અને માછલાં સામાં આવતાં જોવામાં આવ્યાં, હાથમાં પુસ્તકોવાળા બે પ્રવીણ બ્રાહ્મણો, સામા મળ્યા અને જાણે સઘળું મંગલમય દેખાડી દેતી હોય એવી મૃગોની પંક્તિઓ જમણી તરફ ઉતરી. ॥ ૪ ॥

दो०—मंगलमय कल्याणमय, अभिमत फल दातार॥
जनु सब सांचे होन हित, भये शकुन इक वार॥ ३४८॥

મંગલમય મંગલોનું નિર્વિઘ્નપણું જણાવનારાં અને વાંછિત ફળ દેનારાં સઘળાં શકુનો, જાણે પોતપોતાની સાચાઈને વાસ્તે એક બીજાની હરીફાઈ કરતાં હોય તેમ એકી વખતે થવા લાગ્યાં. ॥ ૩૪૮ ॥

चौ०—मंगल शकुन सुगम सब ताके। सगुण ब्रह्म सुंदर सुत जाके॥
राम सरिस वर दुलहिन सीता। समधी दशरथ जनक पुनीता॥ १॥
सुनि अस ब्याह शकुन सब नाचे। अब कीन्हे विरंचि हम साँचे॥
इहि विधि कीन्ह बरात पयाना। हय गज गाजहि हनहिं निशाना॥२॥
आवत जानि भानु कुल केतू। सरितन जनक बँधायउ सेतू॥
बीच बीच वर वास सुहाये। सुर पुर सरिस संपदा छाये॥ ३॥
अशन शयन वर वसन सुहाये। पावहिं सब निज निज मन भाये॥
नित नूतन सुख लखि अनुकूला। सकल बरातिन मंदिर भूला॥ ४॥

જેના સુંદર સગુણ બ્રહ્મ રામચન્દ્રજી પુત્ર છે, તેને સઘળાં મંગળકારી શકુનો સુલભ જ હોય, એમાં શી નવાઇ ? જેમાં રામ સરખા વર, સીતાજી જેવાં વહુ, અને દશરથ તથા જનક જેવા પવિત્ર વેહેવાઇઓ હતા, ॥ ૧ ॥ એવા વિવાહની ખબર મળવાથી સઘળાં શકુનો નાચવા લાગ્યાં કે, "હવે વિધાતાએ અમોને સાચાં કર્યાં." આ પ્રમાણે જાન ચાલવા લાગી. હાથી, ઘોડાઓ ગાજવા લાગ્યા. અને નગારાંઓ પર ડંકા દેવાવા લાગ્યા. ॥ ૨ ॥ સૂર્ય વંશના ધ્વજારૂપ દશરથ રાજાને, આવતા જાણી, જનક રાજાએ રસ્તાની નદીઓપર પુલ બંધાવી દીધા અને વચમાં વચમાં સુંદર ઉતારાઓ બનાવી દીધા; કે, જેઓમાં સ્વર્ગ લોકના જેવી સંપત્તિઓ છાઈ રહી હતી. ॥ ૩ ॥ સર્વ જાનૈયાઓ, આ પ્રત્યેક ઉતારાઓમાં, પોતપોતાને મન ભાવતાં સુંદર ભોજનોને, શયનોને તથા ઉત્તમ ઉત્તમ વસ્ત્રોને પામવા લાગ્યા અને એવી રીતે નિત્ય નવું અનુકૂલ સુખ મળતું જોઈ, પોતાનાં ઘરોને વિસરી જવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—आवत जानि बरात वर, सुनि गहगहे निशान ॥
सजि गज रथ पदचर तुरग, लेन चले अगवान ॥ ३४९ ॥

ઉત્તમ જાનને આવતી જાણી, અને તેના ઘેરા નિશાનોના અવાજને સાંભળી, જનક પુરીમાંથી હાથી, ઘોડા, રથો તથા પ્યાદળોવાળી મોટી સેનાને સજ્જ કરી, તે જાનને લેવાને વાસ્તે સામૈયું ચાલ્યું. ॥ ૩૪૯ ॥

चौ०—कनक कलश कल कोपर थारा । भाजन ललित अनेक प्रकारा ॥
भरे सुधा सम सब पकवाने । भाँति भाँति नहिं जांय बखाने ॥ १ ॥
फल अनेक वर वस्तु सुहाई । हरषि भेंट हित भूप पठाई ॥
भूषण वसन महा मणि नाना । खग मृग हय गज बहु विधि याना ॥ २ ॥
मंगल शकुन सुगंध सुहाई । बहुत भाँति महिपाल पठाई ॥
दधि चिउरा उपहार अपारा । भरि भरि कांवरि चले कहारा ॥ ३ ॥
अगवानन जब दीख बराता । उर आनंद पुलक भर गाता ॥
देखि बनाव सहित अगवाना । मुदित बरातिन हने निसाना ॥ ४ ॥

એ સામૈયાંની સાથે, જનક રાજાએ, સુવર્ણના કલશો, સુંદર રૂપાના થાળો અને સઘળી જાતનાં અમૃત જેવાં પકવાન્નોથી ભરેલાં બીજાં પણ અનેક પ્રકારનાં પાત્રો, જાનને વાસ્તે મોકલાવ્યાં. ભાતભાતના એવા પદાર્થો મોકલ્યા, કે જેઓ વર્ણવ્યા જાય નહીં. ॥ ૧ ॥ જનક રાજાએ, હર્ષ ધરી, અનેક જાતનાં ફળો તથા સુશોભિત વસ્તુઓ, મહારાજ દશરથને ભેટ તરીકે મોકલી. આભૂષણો, વસ્ત્રો, અનેક મોટાં મણિઓ, પક્ષીઓ, મૃગો, ઘોડાઓ, હાથીઓ, ઘણાં પ્રકારનાં વાહનો, ॥ ૨ ॥ માંગલિક શકુનના પદાર્થો અને સુંદર સુગંધી પણ ભાતભાતની મોકલીઓ. દહીં અને પહુવા આદિ બીજી પણ અપાર સામગ્રીઓને કાવડોમાં ભરી ભરીને ભોઇ લોકો ચાલ્યા. ॥ ૩ ॥ સામૈયાંવાળાઓએ, જ્યારે જાનને દીઠી, ત્યારે તેઓ હૃદયોમાં આનંદથી અને ગાત્રોમાં રોમાંચથી ભરપૂર થયા. જાનૈયાઓએ, સામૈયાંને મોટા ઠાઠમાઠવાળું જોઇ રાજી થઈને નગારાં વગડાવ્યાં. ॥ ૪ ॥

दो०—हरषि परस्पर मिलन हित, कछुक चले बगमेल ॥
जनु आनंद समुद्र दुइ, मिलत बिहाइ सुबेल ॥ ३५० ॥

જાન અને સામૈયું, રાજી થઈ, પરસ્પરને વાસ્તે થોડી થોડી હદ મૂકીને ચાલ્યા જેમ કિનારાઓને છોડી દઇને આનંદના બે સમુદ્રો પરસ્પરને મળવા ચાલ્યા હોય એમ તેઓ શોભવા લાગ્યાં. ॥ ૩૫૦ ॥

चौ०—बरषि सुमन सुर सुंदरि गावहिं । मुदित देव दुंदुभी बजावहिं ॥
वस्तु सकल राखी नृप आगे । विनय कीन्ह तिन अति अनुरागे ॥ १ ॥
प्रेम समेत राउ सब लीन्हा । भै बकशीश याचकन दीन्हा ॥
करि पूजा मान्यता बडाई । जनवासे कहँ चले लिवाई ॥ २॥
बसन बिचित्र पांवबडे परहीं । देखि धनद धनमद परिहरहीं ॥
अति सुंदर दीन्हेउ जनवासा । जहँ सब कहँ सब भांति सुपासा ॥ ३ ॥
जानी सिय बरात पुर आई । कछु निज महिमा प्रगट जनाई ॥
हृदय सुमिरि सब सिद्धि बुलाई । भूप पहुनई करन पठाई ॥ ४ ॥

દેવતાઓની સ્ત્રીઓ, પુષ્પની વૃષ્ટિઓ કરી કરીને ગાવા લાગી, દેવતાઓ, રાજી થઇને દુંદુભિઓ વગાડવા લાગ્યા, સામૈયાંવાળાઓએ, અત્યંત પ્રેમથી વિનય કરીને સઘળી વસ્તુઓ દશરથ રાજાની પાસે ધરી, ॥ ૧ ॥ દશરથ રાજાએ, પ્રેમ ભરેલી રીતે સઘળી વસ્તુઓ લીધી અને પછી તે વસ્તુઓ, જાનૈયાઓને બક્ષીસ દેવામાં આવી તથા કેટલીક યાચક લોકોને પણ આપી. સામૈયાંવાળાઓ, જાનને, પૂજન, માન્યતા તથા મોટાઇ આપી, જાનીવાસામાં લઈ ચાલ્યા. ॥ ૨ ॥ જાનૈયાઓને ચાલવાના રસ્તામાં, વિચિત્ર વસ્ત્રો બીછાવવામાં આવ્યાં હતાં, કે જેઓને જોઈ, કુબેરજી પણ ધનના મદને છોડી દે એવો અતિ સુંદર જાનીવાસો ( ઉતારો ) આપ્યો, કે જેમાં, સર્વ લોકને સર્વ પ્રકારનો આનંદ વિશ્રામ મળે. ॥ ૩ ॥ સીતાજીએ, જાનને નગરમાં આવી જાણીને, કાંઇક પોતાનો મહિમા પ્રકટ કર્યો, તે એ કે, હૃદયમાં સ્મરણ કરવા માત્રથી સઘળી સિદ્ધિઓને બોલાવીને તેઓને દશરથ રાજાની પરોણાગત કરવા મોકલી. ॥ ૪ ॥

दो०—ऋधि सिधि सिय आयसु सुनत, गईं जहाँ जनवास ॥
लिये संपदा सकल सुख, सुरपुर भोगविलास ॥ ३५१ ॥

સીતાજીની આજ્ઞાનું શ્રવણ કરીને ઋદ્ધિઓ જાનીવાસામાં ગઇ, અને ત્યાં તેઓએ ઇંદ્ર લોકનાં સઘળાં સુખો, સઘળી સંપત્તિઓ, અને સઘળા ભોગવિલાસો, હાજર કરી દીધા. ॥ ૩૫૧ ॥

चौ०—निज निज बास बिलोकि बराती । सुर सुख सकल सुलभ सब भांती ॥
बिभव भेद कछु काहु न जाना । सकल जनक कर करहिं बखाना ॥ १ ॥
सिय महिमा रघुनायक जानी । हरषे हृदय हेतु पहिचानी ॥
पितु आगमन सुनत दोउ भाई । हृदय न अति आनंद समाई ॥ २ ॥

सकुचत कहि न सकहिं गुरु पाहीं । पितु दर्शन लालच मनमाहीं ॥
विश्वामित्र विनय बहु देखी । उपजा उर सन्तोष विशेखी ॥ ३ ॥
हरषि बंधु दोउ हृदय लगाये । पुलकि अंग लोचन जल छाये ॥
चले जहां दशरथ जनवासे । मनहु सरोवर तके पियासे ॥ ४ ॥

જાનવાળાઓએ, પોતપોતાના અવાસોમાં સઘળાં દિવ્ય સુખોને, સર્વ પ્રકારથી સુલભ દીઠાં, પણ વૈભવોનો ભેદ કોઇના જાણવામાં નહીં આવતાં, સર્વે લોકો, જનક રાજાનાં વખાણ કરવા લાગ્યાં. ॥ ૧ ॥ રામચન્દ્રજી, સીતાજીના મહિમાને જાણી અને તેથી તેમનાં હૃદયનો સ્નેહ પીછાનીને અથવા પોતે સાસરીઆંઓને ધનુષ તોડવારૂપ મહિમા દેખાડયો હતો, તે પ્રમાણે જ સીતાજીએ, સાસરીઆંઓને ઋદ્ધિ તથા સિદ્ધિ દેખાડવારૂપ મહિમા દેખાડયો, એ સીતાજીનાં હૃદયનું તત્ત્વ જાણી લઇને, રામચન્દ્રજી પ્રસન્ન થયા. પિતાનું આવવું સાંભળતાં જ રામના અને લક્ષ્મણના હૃદયમાં, મોટો આનંદ નહીં સમાતો હતો, ॥ ૨ ॥ પણ મનમાં ઉત્પન્ન થયેલી પિતાનાં દર્શનની લાલચને, તેઓ સંકોચને લીધે વિશ્વામિત્રની પાસે રહી શકતા ન હતા. એઓનો બહુ વિનય જોઈ, જેમના હૃદયમાં વિશેષ સંતોષ ઉત્પન્ન થયો એવા વિશ્વામિત્ર મુનિએ, ॥ ૩ ॥ તે બન્ને ભાઇઓને, પોતાની છાતીમાં લગાડયા અને તે સમયે વિશ્વામિત્રનાં અંગો, રોમાંચોથી અને નેત્રો, જળથી વ્યાપ્ત થઈ ગયાં. પછી વિશ્વામિત્ર તથા એ બન્ને ભાઇઓ, જેમ તરસ્યાં માણસો, તળાવ પર જાય અથવા ( અભૂતોપમા લઈએ તો ) જેમ તળાવ તરસ્યા માણસની પાસે જાય, તેમ દશરથ રાજાના જાનીવાસામાં ગયા. ॥ ૪ ॥

दो०—भूप विलोके जबहिं मुनि, आवत सुतन समेत ॥
उठे हर्ष सुख सिंधुमहँ, चले थाहसी लेत ॥ ३५२ ॥

જ્યારે વિશ્વામિત્રને પુત્રો સહિત આવતા જોયા, ત્યારે દશરથ રાજા, જાણે સુખરૂપી સમુદ્રની પરાકાષ્ઠા પામ્યા હોય એવા થઇને આનન્દથી ઉભા થયા. ॥ ૩૫૨ ॥

चौ०—मुनिहि दंडवत कीन्ह महीशा । बार बार पद रज धरि शीशा ॥
कौशिक राउ लिये उर लाई । कहि अशीश पूँछी कुशलाई ॥ १ ॥
पुनि दण्डवत करत दोउ भाई । देख नृपति उर सुख न समाई ॥
सुत हिय लाय दुसह दुख मेटे । मृतक शरीर प्राण जनु भेटे ॥ २ ॥
पुनि वसिष्ठ पद शिर तिन नाये । प्रेम मुदित मुनिवर उर लाये ॥
विप्र वृन्द वन्दे दोउ भाई । मनभावति अशीश तिन पाई ॥ ३ ॥
भरत सहानुज कीन्ह प्रणामा । लिये उठाय लाय उर रामा ॥
हरषे लषण देखि दोउ भ्राता । मिले प्रेम परि पूरण गाता ॥ ४ ॥

દશરથ રાજાએ, વિશ્વામિત્રને પ્રણામ કરી, વારંવાર તેમનાં ચરણની રજને માથે ચઢાવી. વિશ્વામિત્રે, દશરથ રાજાને, પોતાની છાતીમાં લગાવી, આશિષ આપીને કુશલ પૂછ્યું, ॥ ૧ ॥ પછી રામને અને લક્ષ્મણને દંડવત્ કરતા જોઈ, રાજાના મનમાં સુખ

સમાયું નહીં. જેમ મરણ પામેલું શરીર, પાછા પ્રાણ મળવાથી સચેત થાય, તેમ પુત્રોના મળવાથી સચેત થયેલા રાજાએ, પુત્રોને છાતીમાં લગાવી, દુઃસહ દુઃખ છોડી દીધું. ॥ ૨ ॥ પછી બન્ને ભાઈઓએ, વસિષ્ઠ મુનિનાં ચરણોમાં માથાં નમાવતાં, પ્રેમપૂર્વક પ્રસન્ન થયેલા વસિષ્ઠ મુનિએ, તેઓને પોતાની છાતીમાં લગાવ્યા. પછી બન્ને ભાઈઓએ, બ્રાહ્મણોના સમૂહને પ્રણામ કરી, તેઓના મનભાવતા આશીર્વાદો લીધા. ॥ ૩ ॥ ભરતે અને શત્રુઘ્ને પ્રણામ કરતાં, રામચન્દ્રજીએ તેઓને બેઠા કરી, પોતાની છાતીમાં લગાવ્યા. ભરતને અને શત્રુઘ્નને જોઇ, લક્ષ્મણજી રાજી થયા અને પ્રેમથી ભરપૂર થયેલાં ગાત્રોવતે તેઓને મળ્યા. ॥ ૪ ॥

दो०—पुर जन परिजन जाति जन, याचक मंत्री मीत ॥
मिले यथाविधि सबहि प्रभु, परम कृपालु विनीत ॥ ३५३ ॥

અયોધ્યાની પ્રજાને, પોતાનાં પરિજનોને, પોતાની જાતનાં લોકોને, યાચકોને, મંત્રીઓને અને મિત્રોને, પરમ કૃપાળુ તથા પરમ નમ્રતાવાળા રામચન્દ્રજી, યથાયોગ્ય રીતે મળ્યા. ॥ ૩૫૩ ॥

चौ०—रामहिं देखि बरात जुडानी । प्रीतिकि रीति न जाय बखानी ॥
नृप समीप सोहहिं सुत चारी । जन धन धर्मादिक तनु धारी ॥ १ ॥
सुतन सहित दशरथ कहँ देखी । मुदित नगर नरनारि विशेखी ॥
सुमन वर्षि सुर हनहिं निशाना । नाकनटी नाचहिं कर गाना ॥ २ ॥
सतानंद अरु विप्र सचिव गन । मागध सूत विदुष बंदीजन ॥
सहित बरात राउ सन्माना । आयसु मांग फिरे अगवाना ॥ ३ ॥
प्रथम बरात लग्नते आई । ताते पुर प्रमोद अधिकाई ॥
ब्रह्मानंद लोग सब लहहीं । बढै दिवस निशि विधिसन कहहीं ॥ ४ ॥

રામચંદ્રજીને જોઈ, જાન પ્રસન્ન થઈ,કે જે સમયની પ્રીતિની રીતિનું વર્ણન જ બની શકતું નથી. દશરથના સમીપમાં ચાર પુત્રો, જાણે દેહધારી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ હોય એવા શોભવા લાગ્યા. ॥ ૧ ॥ પુત્રો સહિત દશરથ રાજાને જોઈ, મિથિલા પુરીનાં સર્વે સ્ત્રી પુરુષો, વિશેષ આનંદ પામ્યાં. દેવતાઓ, પુષ્પની વૃષ્ટિઓ કરીને દુંદુભિઓ બજાવવા લાગ્યા અને અપ્સરાઓ, નાચ તથા ગાયનો કરવા લાગી. ॥ ૨ ॥ શતાનંદ, બ્રાહ્મણો, મંત્રીઓ, વહીવંચાઓ, પૌરાણિકો, વિદ્વાનો અને ભાટ લોકો, જેઓ સામૈયામાં આવ્યા હતા, તેઓ, જાન સહિત દશરથ રાજાનું સન્માન કરી, આજ્ઞા માગીને ત્યાંથી પાછા ફર્યા. ॥ ૩ ॥ જાન સુમુહૂર્તના દિવસથી પહેલાં આવી, તેથી મિથિલા પુરીમાં મોટો આનંદ વર્ત્તી રહ્યો. સર્વે લોકો, બ્રહ્માનંદના જેવું સુખ મળવાથી, બ્રહ્માની પ્રાર્થના કરવા લાગ્યાં કે, “ હમણાંના દિવસો અને રાત્રિઓ વૃદ્ધિ પામે એમ કરજો.” ॥ ૪ ॥

दो०—राम सीय शोभा अवधि, सुकृत अवध दोउ राज ॥
जहँ तहँ पुरजन कहहिं अस, मिलि नर नारि समाज ॥ ३५४ ॥

શહેરમાં રહેનારાં સર્વે સ્ત્રી પુરુષોનાં મંડળો, જ્યાં ત્યાં મળીને વાતો કરવા લાગ્યાં કે, " રામ તથા સીતા, શોભાની પરાકાષ્ઠારૂપ છે, દશરથ રાજા તથા જનક રાજા પુણ્યોની પરાકાષ્ઠારૂપ છે. ॥ ૩૫૪ ॥

चौ०—जनक सुकृत मूरति वैदेही । दशरथ सुकृत राम धरि देही ॥
इन सम काहु न शिव आराधे । काहु न इन समान फल साधे ॥ १ ॥
इन सम कोउ न भयउ जगमाहीं । है न कतहुँ अब होनेउ नाहीं ॥
हम सब सकल सुकृतकी राशी । भये जगजन्म जनकपुर वासी ॥ २ ॥
जिन जानकी राम छबि देखी । को सुकृती हम सरिस विशेखी ॥
पुनि देखब रघुवीर विवाहु । लेब भली विधि लोचन लाहु ॥ ३ ॥
कहहिं परस्पर कोकिल बयनी । यह विवाह बडलाहु सुनयनी ॥
बडे भाग्य विधि बात बनाई । नयन अतिथि हुइहैं दोउ भाई ॥ ४ ॥

સીતા, જનક રાજાનાં પુણ્યોની મૂર્ત્તિ છે, રામ દશરથ રાજાનાં પુણ્યોના સમૂહરૂપે દેહ ધરીને અવતર્યા હોય એવા છે. આ લોકોના જેવું કોઈએ શિવનું આરાધન કર્યું નથી અને આ લોકોના જેવું કોઈએ કંઈ પણ ફળ મેળવ્યું નથી. ॥ ૧ ॥ આ લોકોના જેવું જગતમાં કોઈ થયું નથી, ક્યાંય છે નહીં અને હવે પછી થવાનું પણ નથી. આપણે સર્વે પણ જનક પુરમાં જન્મ પામ્યાં છીએ તથા જનક પુરમાં રહીએ છીએ, તેથી પુણ્યોના સમૂહરૂપ જ છીએ ॥ ૨ ॥ આપણે સીતાની અને રામની છબી દીઠી, માટે આપણા સમાન જગતમાં કોણ ભાગ્યશાળી છે? હજી પણ રામના વિવાહને જોઈ, ભલી ભાતે નેત્રોનો લાભ લઈશું."॥૩॥ કોકિલાઓના જેવા મધુરસ્વરોવાળી સ્ત્રીઓ, પરસ્પરને કહેવા લાગી કે, " હે સખી! હે સુનયની! આ વિવાહ, મોટા લહાવરૂપ છે. દૈવે આપણાં મોટાં ભાગ્યથી, આ ગોઠવણ કરી છે. બન્ને ભાઈઓ, વારંવાર આપણાં નેત્રોના મેહેમાન થશે. ॥ ૪ ॥

दो०—बारहिवार सनेह वश, जनक बुलाउब सीय ॥
लेन आइ हैं बंधु दोउ, कोटि काम कमनीय ॥ ३५५ ॥

જનક રાજા, સ્નેહને લીધે સીતાને વારંવાર અયોધ્યામાંથી તેડાવશે અને પાછા સીતાજીને અહીંથી તેડી જવાને વાસ્તે કરોડ કામદેવો જેવા રૂપાળા બન્ને ભાઈઓ અહીં આવશે. ॥ ૩૫૫ ॥

चौ०—विविध भांति हुइहै पहुनाई । प्रिय न काहि अस सासुर माई ॥
तब तब रामलषणहिं निहारी । हुइहैं सब पुर लोग सुखारी ॥ १ ॥
सखि जस रामलषण कर जोटा । तैसेइ भूप संग दुइ ढोटा ॥
श्याम गौर सब अंग सुहाये । ते सब कहहिं देख जे आये ॥ २ ॥
कहा एक मैं आजु निहारे । जनु विरंचि निज हाथ सँवारे ॥
भरत राम एक हि अनुहारी । सहसा लखि न सकहिं नर नारी ॥ ३ ॥

लषण शत्रुसूदन इक रूपा । नख शिखते सब अंग अनूपा ॥
मनभावहिं सुख वरणि न जाहीं । उपमा कह त्रिभुवन कोउ नाहीं ॥ ४ ॥

એઓની અનેક પ્રકારની મેહેમાનીઓ થશે. હે સખી! આવું સાસરૂં કોને પ્યારૂં ન લાગે? જ્યારે રામ, લક્ષ્મણ અહીં આવશે, ત્યારે તેઓને જોઈ, શહેરનાં સર્વે માણસો સુખ પામશે. ॥ ૧ ॥ હે સખી! જેવો રામ લક્ષ્મણનો જોટો છે, તેવો જ દશરથ રાજાની પાસે બીજો એક જોટો છે. જેઓ, જોઈ આવ્યા, તેઓ સઘળા, કહે છે કે, એ જોટામાં પણ એકનું અંગ શ્યામ સુંદર છે. અને બીજાનું અંગ ગૌર છે. ॥ ૨ ॥ એક જણ વાત કરતો હતો, કે હું આજ જોઈ આવ્યો છું, એઓને વિધાતાએ જાણે પોતાના જ હાથથી બનાવ્યા હોય એવા છે. ભરતનો અને રામનો અણુસાર એવો તો એક બીજાને મળતો છે કે, કોઈ સ્ત્રી કે પુરુષ સહસા ઓળખી શકે નહીં. ॥ ૩ ॥ લક્ષ્મણ અને શત્રુઘ્ન પણ એક સરખા જ રૂપવાળા છે અને નખોથી તે શિખાપર્યન્ત સર્વ અંગોમાં અનુપમ છે. એઓનાં દર્શનનું સુખ મનમાં રહ્યા કરે છે, પણ તેનું વર્ણન કરી શકાતું નથી. કારણ કે, ત્રૈલોક્યમાં પણ એ ચાર ભાઈઓનું કોઈ ઉપમાન જ નથી. ॥ ૪ ॥

छं०—उपमा न कोउ कह दासतुलसी कतहु कवि कोविद कहैं ॥
बल विनय विद्या शील शोभा सिंधु इन सम ये अहैं ॥
पुर नारि सकल पसारि अंचल विधिहि वचन सुनावहीं ॥
व्याहिय सुचारिउ भाइ इहिपुर हम सुमंगल गावहीं ॥ ३९ ॥

એઓનું ક્યાંય કોઈ પણ ઉપમાન જ નથી, એટલે પછી કવિ કે વિદ્વાન્ કયા પ્રકારથી તેઓનું વર્ણન કરી શકે? બલ, વિનય, વિદ્યા, શીલ તથા શોભા, એઓના સમુદ્રરૂપ એ ચાર ભાઈઓ, પોતે પોતા જેવા જ છે." શહેરની સ્ત્રીઓ, છેડા પાથરીને વિધાતાની પ્રાર્થના કરવા લાગી કે, "હે વિધાતા! ચારે ભાઈઓના વિવાહ આ નગરમાં થાય અને અમો મંગલ ગીતો ગાઈએ એવી કૃપા કરજો." ॥ ૩૫ ॥

सो०—कहहिं परस्पर नारि, वारि विलोचन पुलक तन ॥
सखि सब करब पुरारि, पुण्य पयोनिधि भूप दोउ ॥ ४० ॥

નેત્રોમાં હર્ષાશ્રુઓવાળી અને શરીરોમાં રોમાંચિત થયેલી સ્ત્રીઓ, પરસ્પરને કહેવા લાગી કે, "બન્ને રાજાઓ, પુણ્યોના સમુદ્રરૂપ છે, માટે સદાશિવ સઘળા મનોરથ પરિપૂર્ણ કરશે." ॥ ૪૦ ॥

चौ०—इहि विधि सकल मनोरथ करहीं । आनँद उमँगि उमँगि उर भरहीं ॥
जे नृप सीय स्वयंवर आये । देखि बंधु तिन सब सुख पाये ॥ १ ॥
कहत रामयश विशद विशाला । निज निज भवन गये महिपाला ॥
गये बीत कछु दिन इहि भांती । प्रमुदित पुरजन सकल बराती ॥ २ ॥
मंगल मूल लगन दिन आवा । हिम ऋतु अघहन मास सुहावा ॥
ग्रह तिथि नखत योग वर वारू । लगन शोधि विधि कीन विचारू ॥ ३ ॥

पठै दीन्ह नारदसन सोई । गनी जनकके गणकन जोई ॥
सुनी सकल लोगन यह बाता । कहौं ज्योतिषी अपर विधाता ॥ ४ ॥

સઘળાં પુરવાસીઓ, આ પ્રમાણે મનોરથો કરતાં હતાં, અને વારંવાર આનંદ ઉમંગવાથી તેઓની છાતી ભરાઈ આવતી હતી. સીતાજીના સ્વયંવરમાં જે રાજાઓ આવ્યા હતા, તેઓ, આ ચારે ભાઇઓને જોઇને સુખ પામ્યા ॥ ૧ ॥ અને રામની વિશાળ તથા સ્વચ્છ કીર્તિનું વર્ણન કરતા કરતા પોતપોતાને ઘેર ગયા. ॥ ૨ ॥ હેમંત ઋતુના સુશોભિત માર્ગશીર્ષ માસમાં મંગલોના મૂળરૂપ લગ્નનો દિવસ આવ્યો. બ્રહ્માએ, ગ્રહ, તિથિ, નક્ષત્ર, યોગ તથા વાર, એઓનો વિચાર કરી, ॥ ૩ ॥ લગ્ન સમય મુકરર કરીને, તે લગ્નપત્રિકા નારદજીના હાથથી, જનક રાજાને મોકલી આપી. ત્યાં, જનક રાજાના જોશીઓએ, જે લગ્નસમય વિચારી રાખ્યો હતો, તે જ તેમાં આવ્યો. આ સાંભળી સર્વે લોકો કહેવા લાગ્યા કે, "જોશીઓ પણ બીજા વિધાતા છે." ॥ ૪ ॥

दो०-धेनु धूलि वेलाविमल, सकल सुमंगल मूल ॥
विप्रन कहेउ विदेहसन, जानि समय अनुकूल ॥ ३५६ ॥

બ્રાહ્મણોએ, અનુકૂલ સમય વિચારીને જનક રાજાને કહ્યું હતું કે, "ગોધૂલિક લગ્નનો સમય નિર્મલ છે અને સઘળાં શુભ મંગલોનું મૂળ છે." ॥ ૩૫૬ ॥

चौ०-उपरोहितहि कहेउ नरनाहा । अब विलम्बकर कारण काहा ॥
शतानन्द तब सचिव बुलाये । मंगल कलश साजि सब लाये ॥ १ ॥
शंख निशान पणव बहु बाजे । मंगल कलश शकुन सब साजे ॥
सुभग सुआसिनि गावहिं गीता । करहिं वेद धुनि विप्र पुनीता ॥ २ ॥
लेन चले सादर इहि भांती । गये जहां जनवास बराती ॥
कौशलपतिकर देख समाजू । अति लघु लगे तिनहिं सुरराजू ॥ ३ ॥
भयउ समय अब धारिय पांऊ । यह सुनि परा निशानन घाऊ ॥
गुरुहिं पूछिकर कुलविधि राजा । चले संग मुनि साज समाजा ॥ ४ ॥

જનક રાજાએ પુરોહિતને કહ્યું કે, "હવે વિલંબ કરવાનું શું કારણ છે?" આથી પુરોહિત શતાનંદ મુનિએ, મંત્રીઓને બોલાવ્યા, અને તેઓ સઘળા, મંગલ. કળશ સાજીને લાવ્યા. ॥ ૧ ॥ શંખ, નગારાં તથા ઢોલ વાગવા લાગ્યાં, વિવાહના આરંભનાં સર્વે શકુનો સહિત મંગલ કલશો સાજવામાં આવ્યા, સુવાસિનીઓ માંગલિક ગીતો ગાવા લાગી અને બ્રાહ્મણો, પવિત્ર વેદધ્વનિઓ કરવા લાગ્યા. ॥ ૨ ॥ આ પ્રમાણે મંત્રીઓ, જાનને બોલાવી લાવવા વાસ્તે, જ્યાં જાનનો જાનીવાસો હતો, ત્યાં ગયા. સર્વે મંત્રીઓને દશરથનું સભામંડલ જોવામાં આવતાં ઇંદ્રનું સભામંડલ પણ હલકું જણાયું. ॥ ૩ ॥ 'સમય થયો છે. પધારીએ' એવી એ લોકોની વિનતિ સાંભળી નગારાંઓ ઉપર ડંકા પડ્યા. દશરથ રાજા વસિષ્ઠને કુલવિધિ પૂછી, સાજ સજીને મુનિઓની સાથે ચાલ્યા. ॥ ૪ ॥

दो०—भाग्य विभव अवधेशकर, देखि देव ब्रह्मादि ॥
लगे सराहन सहसमुख, जानि जन्म निज वादि ॥ ३५७ ॥

બ્રહ્માદિક દેવતાઓ પણ દશરથ રાજાના ભાગ્યવૈભવને જોઈ, તેનું વર્ણન કરવામાં અશક્તપણાને લીધે, પોતાના જન્મને વ્યર્થ ગણીને શેષનાગનાં વખાણ કરવા લાગ્યા કેમ કે શેષનાગ, હજાર મુખોવાળા હોવાથી થોડું પણ વર્ણન કરી શકે ॥ ૩૫૭ ॥

चौ०—सुरन सुमंगल अवसर जाना । वर्षहिं सुमन बजाय निशाना ॥
शिव ब्रह्मादिक विबुध वरूथा । चढे विमानन नाना यूथा ॥ १ ॥
प्रेम पुलक तनु हृदय उछाहू । चले बिलोकन राम विवाहू ॥
देख जनकपुर सुर अनुरागे । निज निज लोक सबहि लघु लागे ॥ २ ॥
चितवहिं चकित विचित्र बिताना । रचना सकल अलौकिक नाना ॥
नगर नारि नर रूपनिधाना । सुधर सुधर्म सुशील सुजाना ॥ ३ ॥
तिनहिं देख सब सुर पुर नारी । भये नखत जनु विधु उजियारी ॥
विधिहि भयउ आश्चर्य विशेखी । निज करनी कछु कतहुँ न देखी ॥ ४ ॥

દેવતાઓએ, સુમંગલનો અવસર જાણી, પુષ્પોની વૃષ્ટિઓ કરી, અને દુંદુભિ વગાડયાં. પ્રેમથી શરીરોમાં રોમાંચિત થયેલા અને હૃદયમાં ઉત્સાહથી વ્યાપ્ત થયેલા શિવ તથા બ્રહ્મા આદિ દેવતાઓ, પોતાનાં અનેક યૂથોને સાથે લઈ, વિમાનોમાં ચઢીને રામનો વિવાહ જોવા ચાલ્યા. જનક પુરને જોઇ, પ્રસન્ન થયેલા સર્વે દેવતાઓને, પોતપોતાનાં ભુવનો હલકાં જણાવા લાગ્યાં. ॥ ૧ ॥ ૨ ॥ દેવતાઓ, વિચિત્ર મંડપની અલૌકિક અને અનેક પ્રકારની સઘળી રચના જોઇને ચકિત થવા લાગ્યા. મિથિલાનાં સર્વ સ્ત્રી, પુરુષો, કે જેઓ, રૂપના ભંડારરૂપ સુઘડ, ધર્માત્મા, સુશીલ અને સુજાણ હતાં, ॥ ૩ ॥ તેઓને જોઇને, દેવલોકનાં સર્વ સ્ત્રી પુરુષો, ચંદ્રના પ્રકાશમાં રહેલાં નક્ષત્રોના જેવાં થઈ ગયાં. બ્રહ્મા પણ મિથિલામાં કશી પોતાની રચના નહીં જોવામાં આવતાં, વિશેષ આશ્ચર્ય પામ્યા. ( મિથિલામાં સીતાજીની માયાથી જ સઘળી રચના ખડી થઈ હતી. ) ॥ ૪ ॥

दो०—शिव समुझाये देव सब, जनि आश्चर्य भुलाउ ॥
हृदय विचारहु धीर धरि, सिय रघुबीर विवाहु ॥ ३५८ ॥

મિથિલાની રચનાને જોઈ, આશ્ચર્ય પામતા સર્વે દેવતાઓને, સદાશિવે સમજાવ્યા કે, આશ્ચર્યથી ભૂલો મા, ધીરજ ધરી, હૃદયમાં વિચાર કરો કે, આ સીતાજીનો અને રામચંદ્રજીનો વિવાહ છે, માટે આમાં જે કાંઈ આશ્ચર્ય થાય તે થોડું છે. ॥ ૩૫૮ ॥

चौ०—जिनकर नाम लेत जगमाहीं । सकल अमंगल मूल नशाहीं ॥
करतल होहिं पदारथ चारी । ते सिय राम कहेउ कामारी ॥ १ ॥
इहि विधि शंभु सुरन समुझावा । पुनि आगे वर वसह चलावा ॥
देवन देखे दशरथ जाता । महा मोद मन पुलकित गाता ॥ २ ॥

साधु समाज संग महिदेवा । जनु तनु धरे करहिं सुरसेवा ॥
सोहत साथ सुभग सुत चारी । जनु अपवर्ग सकल धनुधारी ॥ ३ ॥
मरकत कनक वरण वर जोरी । देखि सुरन भइ प्रीति न थोरी ॥
पुनि रामहिं विलोकि हिय हर्षे । नृपहि सराहि सुमन बहु वर्षे ॥ ४ ॥

જેઓનું નામ લેવાથી જગતમાં સઘળાં અમંગલોનાં મૂલ નષ્ટ થઇ જાય છે અને ચારે પુરુષાર્થો, હસ્તગત થાય છે, તે આ સીતા રામ છે." કામદેવના શત્રુ સદાશિવે, ॥ ૧ ॥ એ પ્રમાણે કહી, દેવતાઓને સમજાવ્યા અને પછી પોતાનો ઉત્તમ વૃષભ (નંદી) આગળ ચલાવ્યો. દેવતાઓ, દશરથ રાજાને વેહેવાઇને ઘેર જતા જોઈ, મનમાં બહુ આનંદને લીધે, શરીરોમાં રોમાંચિત થઇ ગયા. ॥ ૨ ॥ દશરથ રાજાની સાથે સજ્જનોનો સમાજ અને બ્રાહ્મણો હતા, તેઓ, જાણે સાક્ષાત્ સુખ જ દેહધારી થઇને, દશરથ રાજાને સેવતું હોય એવા જણાતા હતા. સાથે રહેલા અતિ સુંદર ચાર કુંવરો, જાણે સાયુજ્ય, સાર્ષ્ટિ, સામીપ્ય અને સાલોક્ય નામના ચાર પ્રકારના મોક્ષો[1] દેહધારી થઈને આવ્યા હોય એવા જણાતા હતા. ॥ ૩ ॥ રામચંદ્રજીની અને ભરતજીની મરકત મણિ જેવી શ્યામ જોડીને અને લક્ષ્મણજીની તથા શત્રુઘ્નની સુવર્ણ જેવી ગૌર જોડીને જોઇને, દેવતાઓને બહુ પ્રીતિ ઉત્પન્ન થઇ. તેઓમાં પણ રામને જોઇને વિશેષ રાજી થયેલા દેવતાઓ, દશરથ રાજાનાં વખાણ કરી કરીને ઘણાં પુષ્પો વરસાવવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—रामरूप नख शिख सुभग, बारहिं बार निहारि ॥
पुलकि गात लोचन सजल, उमा सहित त्रिपुरारि ॥ ३५९ ॥

પાર્વતી સહિત સદાશિવ રામચંદ્રજીના નખોથી તે શિખા પર્યંત અતિ સુંદર રૂપને વારંવાર જોઇને, શરીરમાં રોમાંચોથી અને નેત્રોમાં હર્ષાશ્રુઓથી વ્યાપ્ત થવા લાગ્યા. ॥ ૩૫૯ ॥

चौ०—केकि कंठद्युति श्यामल अंगा । तडित विनिंदक वसन सुरंगा ॥
ब्याह विभूषण विविध बनाये । मंगल मय सब भांति सुहाये ॥ १ ॥
शरद विमल विधु वदन सुहावन । नयन नवल राजीव लजावन ॥
सकल अलौकिक सुंदरताई । कहि न जाय मनहीं मन भाई ॥ २ ॥
बंधु मनोहर सोहहिं संगा । जात नचावत चपल तुरंगा ॥
राजकुँवर वर वाजि नचावहिं । वंश प्रशंसक विरद सुनावहिं ॥ ३ ॥
जेहि तुरंगपर राम विराजे । गति विलोकि खग नायक लाजे ॥
कहि न जाय सब भांति सुहावा । वाजि भेष जनु काम बनावा ॥ ४ ॥

---

૧ પ્રભુના રૂપમાં જોડાઈ જવું, એ સાયુજ્ય મોક્ષ, પ્રભુના જેવું ઐશ્વર્ય ધરાવવું એ સાર્ષ્ટિ મોક્ષ, પ્રભુના સમીપમાં રહેવું, એ સામીપ્ય મોક્ષ અને પ્રભુના લોકમાં રહેવું, એ સાલોક્ય મોક્ષ કહેવાય છે.

મયૂરના કંઠની કાંતિ જેવા શ્યામ સુંદર અંગોવાળા, વીજળીને પણ ધિક્કારે એવા, કેસરી વાઘાવાળા, વિવિધ પ્રકારોથી બનાવેલાં વિવાહ સંબંધી માંગલિક ભૂષણોથી સર્વ રીતે શોભી રહેલા, ॥ ૧ ॥ શરદ્ ઋતુના નિર્મલ ચંદ્ર જેવા સુશોભિત મુખવાળા અને નેત્રોથી નવીન કમલોને પણ લજાવનારા રામચન્દ્રજીની સઘળી અલૌકિક સુંદરતા, સર્વ લોકોના મનમાં ને મનમાં જ સ્ફુર્યા કરે, એવી હતી, પણ કોઇથી વર્ણવી શકાય એવી ન હતી. ॥ ૨ ॥ સાથે શોભી રહેલા ભરત, લક્ષ્મણ તથા શત્રુઘ્ન, એ ત્રણે ભાઈઓ, ચપલ ઘોડાઓને નચાવતા જતા હતા. રાજકુંવરો ઉત્તમ ઘોડાઓને નચાવતા હતા અને વંશની પ્રશંસા કરનારા ચારણ તથા ભાટો, તે કુંવરોને બીરુદાવતા હતા. ॥ ૩ ॥ જે ઘોડાપર રામચન્દ્રજી બીરાજ્યા હતા, તે ઘોડાની ગતિ જોઈને, ગરુડજી પણ લાજે એમ હતું. જાણે કામદેવ ઘોડાનું રૂપ ધરીને આવ્યો હોય એવા જણાતા એ અતિ સુંદર ઘોડાનાં વખાણ કર્યાં જાય એવાં ન હોતાં ॥ ૪ ॥

छं०—जनु वाजि भेष बनाय मनसिज राम हित अति सोहई ॥
अपनेहिं वय बल रूप गुण गति सकल भुवन विमोहई ॥
जनम गति जिन जड़ाव जोति सुमोति माणिक मणि लगे ॥
किंकिणि ललाम लगाम ललित विलोकि सुर नर मुनि ठगे ॥ ३६ ॥

પોતાના જ રૂપથી, અવસ્થાથી, બળથી, ગુણોથી તથા ગતિથી, સર્વ જગતને મોહિત કરનારો એ ઘોડો, જાણે રામચન્દ્રજીને વાસ્તે ઘોડાનું રૂપ ધરીને પ્રગટ થયેલો કામદેવ હોય એવો શોભતો હતો. એ ઘોડા ઉપરની જડાવ જીન, કે જેમાં ઉત્તમ મોતીઓ, માણિક્યો તથા મણિઓ લગાવેલાં હતાં, તે પોતાની કાંતિથી બહુ જ ઝગમગતાં હતાં અને ઘુઘરીઓના ગુચ્છાઓવાળી, એ ઘોડાની લગામને જોઈને તો દેવતાઓ, મનુષ્યો તથા મુનિઓ પણ, ચકિત થાય એમ હતું. ॥ ૩૬ ॥

दो०—प्रभु मन महिं लयलीन मन, चलत वाजि छबिपाव ॥
भूषित उडुगण तडित घन, जनु वर बरहि नचाव ॥ ३६० ॥

પ્રભુની સવારીને લીધે, અદ્ભુત શોભા પામેલો એ ઘોડો, પોતાના મનને પ્રભુના મનમાં લીન કરીને ચાલતો હતો. જાણે, નક્ષત્રોથી અને વીજળીથી શોભી રહેલો મેઘ મયૂરને નચાવતો હોય, તેમ ભૂષણોથી અને પીળા વાઘાથી શોભી રહેલા પ્રભુ, એ ઉત્તમ ઘોડાને નચાવતા હતા. ॥ ૩૬૦ ॥

चौ०—जेहि वर वाजि राम असवारा । तेहि शारदहु न वरणै पारा ॥
शंकर रामरूप अनुरागे । नयन पंच दश अति प्रिय लागे ॥ १ ॥
हरि हित सहित राम जब जोहे । रमा समेत रमापति मोहे ॥
निरखि राम छबि विधि हरषाने । औठ नयन जानि पछताने ॥ २ ॥
सुरसेनप उर बहुत उछाहू । विधिते ड्योढे लोचन लाहू ॥
रामहिं चितै सुरेश सुजाना । गौतम शाप परम हित माना ॥ ३ ॥

देव सकल सुरपतिहिं सिहाहीं । आज पुरंदर सम कोउ नाहीं ॥
मुदित देवगण रामहिं देखी । नृप समाज दुहुँ हर्ष विशेखी ॥ ४ ॥

જે ઘોડા ઉપર રામચન્દ્રજી સ્વાર થયા હતા, તે ઘોડાના વર્ણનના પારને સરસ્વતી પણ ન પામી શકે. આ સમયના રામચન્દ્રજીના રૂપને પરમ ભક્તિથી જોવા લાગેલા સદાશિવને ( પાંચ મુખવાળા હોવાથી ) પોતાનાં પંદર નેત્રો દર્શનમાં અત્યંત ઉપયોગી થવાથી બહુ જ પ્રિય લાગ્યાં. ॥ ૧ ॥ લક્ષ્મીની સાથે આવેલા લક્ષ્મીના પતિ વિષ્ણુ પણ પ્રેમથી રામચન્દ્રજીના રૂપને જોઇને, લક્ષ્મીસહિત મોહિત થઈ ગયા. રામની છબીને જોઇને મનમાં હર્ષ પામતા બ્રહ્મા, ( ચાર મુખવાળા હોવાથી ) પોતાનાં આઠ નેત્રોને સદાશિવનાં નેત્રો કરતાં ઓછાં જાણીને પસ્તાવા લાગ્યા. ॥ ૨ ॥ દેવતાઓના સેનાપતિ કાર્તિકેય સ્વામી, ( છ મુખવાળા હોવાથી, ) પોતાનાં નેત્રોને બ્રહ્માનાં નેત્રોથી દોઢો લાભ મળવાને લીધે, બહુ રાજી થવા લાગ્યા. રામનાં સ્વરૂપને હજાર નેત્રોથી જોતા પ્રવીણ ઇંદ્ર મહારાજ, પોતાને મળેલા ગૌતમ મુનિના શાપને, પરમ ઉપકારી માનવા લાગ્યા. ( ઇંદ્ર અહલ્યાનો સંગ કર્યો હતો, તેથી ગૌતમે ક્રોધથી, તેને શરીરમાં હજાર ભગ થઈ જવાનો શાપ દીધો હતો. આ શાપથી થયેલા હજાર ભગો, યજ્ઞ કરવાના પ્રભાવથી હજાર નેત્રોરૂપ થયાં હતાં. ) ॥ ૩ ॥ સઘળા દેવતાઓ, પણ ઇંદ્રને વખાણવા લાગ્યા કે, આજ ઇંદ્ર સમાન બીજો કોઈ પણ ભાગ્યશાળી નથી. જેથી બન્ને વેહેવાઇઓના સમાજમાં ભારે હર્ષ વ્યાપી રહ્યો હતો, એવા રામને જોઈ, સર્વે દેવતાઓ પ્રસન્ન થયા. ॥ ૪ ॥

छं०—अति हर्ष राज समाज दुहुँ दिशि दुँदुभी बाजहिं घनी ॥
वर्षहिं सुमन सुर हरषि कहि जय जयति जय रघुकुल मनी ॥
इहि भांति जान बरात आवत बाजने बहु बाजहीं ॥
रानि सुआसिनि बोल परिछन हेतु मंगल साजहीं ॥ ३७ ॥

બન્ને તરફના રાજસમાજમાં અતિ હર્ષ વ્યાપી રહ્યો, ઘણાં દુંદુભિઓ વાગવા લાગ્યાં અને દેવતાઓ રાજી થઈ, 'જય જય જય, રઘુકુલમણિ' એમ બોલીને પુષ્પો વરસાવવા લાગ્યા. આ પ્રમાણે, આવતી જાનને વાજાંઓના ભારે શબ્દોથી નજદીક આવેલી જાણીને, રાણી સુનયના, સુવાસિનીઓને બોલાવી, પોંખવાને વાસ્તે માંગલિક સાજો સજવા લાગ્યાં. ॥ ૩૭ ॥

दो०—सजि आरती अनेक विधि, मंगल सकल सँवारि ॥
चलीं मुदित परिछन करन, गजगामिनि वर नारि ॥ ३६१ ॥

હાથણીઓના જેવી ચાલવાળી ઉત્તમ સ્ત્રીઓ, અનેક પ્રકારોથી આરતીને તથા બીજા પણ સઘળા માંગલિક પદાર્થો સાજી, આનંદથી પોંખવાને વાસ્તે તૈયાર થઈ.॥ ૩૬૧॥

चौ०—विधुवदनी मृगशावक लोचनि । सब निज तनु छबि रति मदमोचनि ॥
पहरे बरन बरन वर चीरा । सकल विभूषण सजे शरीरा ॥ १ ॥

सकल सुमंगल अंग बनाये । करहिं गान कलकंठ लजाये ॥
कंकण किंकिणि नूपुर बाजहिं । चाल बिलोकि कामगज लाजहिं ॥ २ ॥
बाजहिं बाजन विविध प्रकारा । नभ अरु नगर सुमंगल चारा ॥
शची शारदा रमा भवानी । जे सुरतिय शुचि सहज सयानी ॥ ३ ॥
कपट नारि वर भेष बनाई । मिलीं सकल रनवासहि आई ॥
करहिं गान कलमंगल बानी । हर्ष विवस सब काहु न जानी ॥ ४ ॥

ચંદ્ર જેવાં મુખોવાળી, મૃગોનાં બચ્ચાંઓનાં જેવાં નેત્રોવાળી, પોતાનાં શરીરોની શોભાથી કામદેવની સ્ત્રી રતિના મદને પણ ઉતરાવી નાખનારી, જેઓએ, રંગરંગનાં ઉત્તમ વસ્ત્રો પહેર્યાં હતાં તથા શરીરોમાં સર્વ ભૂષણો સજ્યાં હતાં એવી, ॥ ૧ ॥ અંગોમાં સર્વ માંગલિક ચિહ્નોથી યુક્ત થયેલી, કોકિલાઓને પણ લજાવે એવા મધુર સ્વરોથી ગાયન કરતી અને જેઓની ચાલને જોઇને કામદેવનો હાથી પણ લજાઈ જાય એવી સ્ત્રીઓનાં કંકણોની અને નૂપુરોની ઘુઘરીઓનો ઝમકાર થવા લાગ્યો ॥ ૨ ॥ અને આકાશમાં તથા શહેરમાં મંગલાચારનાં વિવિધ પ્રકારનાં વાજાંઓ વાજવા લાગ્યાં. આ સમયમાં સ્વાભાવિક ચતુરતાવાળી તથા પવિત્ર ઇંદ્રાણી, સરસ્વતી, લક્ષ્મી અને પાર્વતી આદિ દેવતાઓની સ્ત્રીઓ પણ, ॥ ૩ ॥ માયાથી મનુષ્ય જાતની ઉત્તમ નારીઓનાં રૂપો ધરી, રાણીવાસમાં આવી, સઘળી બીજી સ્ત્રીઓની સાથે મળી જઇને, સુંદર વચનોથી માંગલિક ગીતો ગાવા લાગી. સઘળી બીજી સ્ત્રીઓ, હર્ષને લીધે ભાન ભૂલી ગઈ હતી, તેથી તે દેવાંગનાઓને કોઇએ પણ જાણી નહીં. ॥ ૪ ॥

छं०—कोजान केहि आनंद वश सब ब्रह्मवर परिछन चलीं ॥
कलगान मधुर निशान बरषहि सुमनसुर शोभा भली ॥
आनंदकंद विलोकि दूलह सकल हिय हर्षित भई ॥
अंभोज अंबक अंबु उमगि सुअंग पुलकावलि छई ॥ ३८ ॥

એવા આનંદમાં કોણ, કોણને જાણે ? આનંદને વશ થયેલી સઘળી સ્ત્રીઓ, બ્રહ્મવરને ( રામચંદ્રજીને ) પોંખવા ચાલી. સુંદર ગાયનો થવા લાગ્યાં, મધુર સ્વરનાં વાજાંઓ વાગવા લાગ્યાં, દેવતાઓ પુષ્પવૃષ્ટિઓ કરવા લાગ્યા, શોભા બહુ સારી વર્ત્તી રહી, આનંદના કંદરૂપ વર રાજાને જોઇને સઘળી સ્ત્રીઓ હૃદયોમાં હર્ષ પામી અને તેથી સર્વ સ્ત્રીઓનાં નેત્રકમળોમાં જળ ભરાઈ આવ્યું તથા શરીરોમાં રોમાવલી ખડી થઈ. ॥૩૮॥

दो०—जो सुखभा सियमातु मन, देखि रामवर भेष ॥
सो न सकहिं कहि कल्प शत, सहस शारदा शेष ॥ ३६२ ॥

રામચંદ્રજીના ઉત્તમ વેષને જોઇને, સીતાજીનાં માતાજીના મનમાં, જે સુખ ઉત્પન્ન થયું, તેને, સો કલ્પ સુધી હજાર સરસ્વતીઓ કે હજાર શેષનાગો પણ, વર્ણવી શકે નહીં. ॥ ૩૬૨ ॥

चौ०—नयन नीर हटि मंगल जानी । परिछन करहिं मुदित मन रानी ॥
वेद विदित अरु कुल व्यवहारू । कीन्ह भली विधि सब परिचारू ॥ १ ॥
पंच शब्द ध्वनि मंगल गाना । पट पांवडे परहिं विधि नाना ॥
करि आरती अर्घ्य तिन दिन्हा । राम गमन मंडप तब कीन्हा ॥ २ ॥
दशरथ सहित समाज विराजे । विभव विलोकि लोकपति लाजे ॥
समय समय सुर वर्षहिं फूला । शांति पढहिं महिसुर अनुकूला ॥ ३ ॥
नभ अरु नगर कुलाहल होई । आपन पर कछु सुने न कोई ॥
इहि विधि राम मंडपहि आये । अर्घ्य देइ आसन बैठाये ॥ ४ ॥

રાણીએ, નેત્રોમાં આવેલાં અશ્રુઓને માંગલિક સમયને લીધે નીચે નહીં પડવા દેતાં, પાંપણોમાં જ રોકી રાખીને પ્રફુલ્લિત મનથી પોંખણું કર્યું. સઘળી પરિચારક સ્ત્રીઓની સાથે મળીને, વેદોક્ત વ્યવહાર તથા કુલોચિત વ્યવહાર પણ ભલી ભાતથી કર્યો. ॥ ૧ ॥ ઘંટા, શંખ, વાંસળી, તૂટી અને નગારાં એ પાંચ જાતનાં વાજાંઓના પાંચ પ્રકારના શબ્દો વ્યાપી રહ્યા. વેદધ્વનિ, બંદિધ્વનિ, ગીતધ્વનિ, જયધ્વનિ અને તાલધ્વનિ, એ પાંચ પ્રકારના ધ્વનિઓ પણ ફેલાઈ રહ્યા. રામચન્દ્રજીનાં ચરણ ધરાવવાને વાસ્તે અનેક પ્રકારનાં ઉત્તમ ઉત્તમ વસ્ત્રો, રસ્તામાં બીછાવી મૂકયાં હતાં. સાસુએ પોંખી, આરતી કરીને અર્ઘ્ય આપ્યો, અને તે પછી રામચંદ્રજી મંડપમાં પધાર્યા. ॥ ૨ ॥ દશરથ રાજા, પોતાના સુશોભિત મંડલ સહિત આવતાં, તેમના વૈભવને જોઈ, ઇંદ્રાદિક લોકપાલ દેવતાઓ પણ, લજાવા લાગ્યા. દેવતાઓ, સમયે સમયે પુષ્પો વરસાવવા લાગ્યા, બ્રાહ્મણો, ખરા ચિત્તથી શાંતિના પાઠો બોલવા લાગ્યા. ॥ ૩ ॥ આકાશમાં તથા નગરમાં, એવો કોલાહલ વ્યાપી રહ્યો કે, જેથી પરાયું કે પોતાનું પણ બોલવું, કશું કાને પડે નહીં. આ પ્રકારથી રામચંદ્રજી, મંડપમાં પધારતાં, તેમને અર્ઘ્ય આપી આસનપર બેસાડયા. ॥ ૪ ॥

छं०—बैठारि आसन आरती करि निरखि वर सुख पावहीं ॥
मणि वसन भूषण भूरि वारहिं नारि मंगल गावहीं ॥
ब्रह्मादि सुर वर विप्र भेष बनाय कौतुक देखहीं ॥
अवलोक रवि कुल कमल रवि छबि सफल जीवन लेखहिं ॥ ३९ ॥

સર્વે સ્ત્રીઓ, રામચંદ્રજીને આસનપર બેસાડી, આરતી કરી, નિરખી નિરખીને સુખ પામવા લાગી, ઘણાં મણિઓની, વસ્ત્રોની તથા ભૂષણોની ઘોળ કરવા લાગી અને મંગળ ગીતો ગાવા લાગી. બ્રહ્માદિક દેવતાઓ, બ્રાહ્મણોનાં રૂપો ધરી, કૌતુક જોવા લાગ્યા અને સૂર્યવંશરૂપી કમળને પ્રફુલ્લિત કરવામાં સૂર્યરૂપ રામચંદ્રજીની છબી જોઇને, પોતાનાં જીવનને સફલ ગણવા લાગ્યા. ॥ ૩૯ ॥

दो०—नाऊ बारी भाट नट, राम निछावर पाय ॥
मुदित अशीशहिं नाय शिर, हर्ष न हृदय समाय ॥ ३६३ ॥

નાઈ લોકો, ખવાસ લોકો, ભાટો અને નટો, રામ ઉપર કરવામાં આવેલી નોછાવરોને પામી, પ્રસન્ન થઈ, આશિષ્ દઈ, માથાં નમાવવા લાગ્યા અને તેઓનાં હૃદયોમાં આનંદ સમાયો નહીં. ॥ ३६३ ॥

चौ०—मिले जनक दशरथ अति प्रीती । करि लौकिक वैदिक सब रीती ॥
मिलत महा दोउ राज विराजे । उपमा खोज खोज कवि लाजे ॥ १ ॥
लही न कतहुँ हार हिय मानी । इन सम ये उपमा उर आनी ॥
समधी देख देव अनुरागे । सुमन बरष यश गावन लागे ॥ २ ॥
जग विरंचि उपजावा जबते । देखे सुने व्याह बहु तबते ॥
सकल भांति सम साज समाजू । सम समधी देखे हम आजू ॥ ३ ॥
देव गिरा सुनि सुंदर साँची । प्रीति अलौकिक दुहुँ दिशि माची ॥
देत पांवडे अर्घ्य सुहाये । सादर जनक मंडपहि ल्याये ॥ ४ ॥

જનક રાજા, અને દશરથ રાજા, સઘળી વૈદિક તથા લૌકિક રીતિઓ કરીને, અતિ પ્રેમથી મળ્યા. મળેલા બન્ને મહારાજો, શોભવા લાગતાં, ત્યાં બેઠેલા કવિઓ, ઉપમાઓ શોધવા લાગ્યા, ॥ १ ॥ પણ શોધતાં શોધતાં ક્યાંય નહીં મળવાથી, હૃદયમાં હારી જઈ, લજ્જિત થઇને ધારવા લાગ્યા કે, " આ બે રાજાઓ જેવા, આ બે, રાજાઓ જ છે." એ બે વેહેવાઇઓને જોઈ, રાજી થયેલા દેવતાઓ, પુષ્પની વૃષ્ટિઓ કરી કરીને, યશ ગાવા લાગ્યા. દેવતાઓ, સ્પષ્ટ રીતે બોલવા લાગ્યા કે, ॥ २ ॥ " બ્રહ્માએ જ્યારથી જગત્ ઉત્પન્ન કર્યું છે, ત્યારથી આપણે ઘણા ઘણા વિવાહો દીઠા છે તથા સાંભળ્યા છે, પણ સર્વ રીતે સમાન સાજવાળા, સમાન સમાજવાળા અને સમાન કુલાદિકવાળા સંબંધીઓ તો, આજ જ જોવામાં આવ્યા છે." ॥ ३ ॥ દેવતાઓની સુંદર તથા સાચી વાણી સાંભળવાથી બન્ને તરફ અલૌકિક પ્રીતિ જામી. જનક રાજા, પટ્ટવસ્ત્રો બીછાવતા બીછાવતા અર્ધ્ય દઇને, આદર પૂર્વક દશરથ રાજાને મંડપમાં લઈ આવ્યા. ॥ ४ ॥

छं०—मंडप विलोकि विचित्र रचना रुचिरता मुनि मन हरे ॥
निज पाणि जनक सुजान सब कहँ आनि सिंहासन धरे ॥
कुल इष्ट सरिस वसिष्ठ पूजे विनय करि आशिश लही ॥
कौशिक हि पूजत परम प्रीतिकि रीति तौ न परै कही ॥ ४० ॥

મંડપની વિચિત્ર રચનાને અને રુચિરતાને જોઇને,મુનિઓનાં મન પણ વિસ્મય પામવા લાગ્યાં. પ્રવીણ જનક રાજાએ, સર્વને વાસ્તે પોતાના હાથથી સિંહાસનો લાવી લાવીને સવને બેસાડ્યા. વસિષ્ઠ મુનિને કુલના ઈષ્ટ દેવની પેઠે પૂજી, વિનય કરીને, તેમની આશિષ્ લીધી અને તે પછી વિશ્વામિત્રની પણ પૂજા કરી પરંતુ વિશ્વામિત્રની પૂજામાં, તેણે જે પરમ પ્રીતિની રીતિ વાપરી, તેનું તો વર્ણન જ બની શકતું નથી. ( કેમ કે મુખ્યત્વે કરી, વિશ્વામિત્ર, આ કાર્યના સંપાદક હતા. ॥ ४० ॥

दो०—वामदेव आदिक ऋषय, पूजत मुदित महीश ॥
दिये दिव्य आसन सबहि, सबसन लही अशीश ॥ ३६४ ॥

જનક રાજાએ, વામદેવ આદિ સર્વે ઋષિઓને, આનંદથી પૂજી, તે સર્વને દિવ્ય આસનો આપ્યાં, અને સર્વની પાસેથી આશિષ લીધી. ॥ ૩૬૪ ॥

चौ०—बहुरि कीन्ह कौशल पति पूजा । जानि ईश सम भाव न दूजा ॥
कीन्ह जोरि कर विनय बडाई । कहि निज भाग्य विभव बहुताई ॥ १ ॥
पूजे भूपति सकल बराती । सम समधी सादर सब भांती ॥
आसन उचित दिये सब काहू । कहौं कहा मुख एक उछाहू ॥ २ ॥
सकल बरात जनक सनमानी । दान मान विनती बर बानी ॥
विधि हरि हर दिशि पति दिन राऊ । जो जानहिं रघुवीर प्रभाऊ ॥ ३ ॥
कपट विप्रवर भेष बनाये । कौतुक देखहिं अति सचु पाये ॥
पूजे जनक देव सम जाने । दिये सुआसन विनु पहिचाने ॥ ४ ॥

પછી દશરથ રાજાને બીજા ભાવથી નહીં પણ ઇશ્વર સમાન ભાવનાથી જ માનીને, જનક રાજાએ, તેમની પૂજા કરી, હાથ જોડી, વિનય કરીને મોટાઈ આપી અને તેમની સાથે સંબંધ થવાથી પોતાનાં ભાગ્યના વૈભવની મહત્તા વખાણી. ॥ ૧ ॥ પછી સઘળા જાનૈયાઓને, સંબંધી સમાન ગણી, પ્રેમથી સઘળી રીતે તેઓની પૂજા કરી, અને સર્વને ઉચિત આસનો આપ્યાં. આ સમયના ઉત્સાહનું વર્ણન એક મુખથી શી રીતે બની શકે ? ॥ ૨ ॥ જનક રાજાએ, સઘળી જાનને, દાનથી, માનથી, વિનયથી તથા ઉત્તમ વચનોથી સન્માન આપ્યું. રામના પ્રભાવને જાણનારા, બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, દિક્પાલો અને સૂર્યનારાયણ, માયાથી પોતાને છૂપાવી, બ્રાહ્મણોનો વેષ ધરી, કૌતુક જોવા આવ્યા, તેઓને ઓળખ્યા વગર પણ, જનક રાજાએ, દેવસમાન ગણી, પૂજીને, સુંદર આસનો આપ્યાં ॥ ૩ ॥ ૪ ॥

छं०—पहिचानको केहि जान सबहि अपान सुधि भोरी भई ॥
आनंद कंद विलोकि दूलह उभय दिशि आनँद मई ॥
सुर लखे राम सुजान पूजे मानसिक आसन दये ॥
अवलोकि सरल स्वभाव प्रभुको विबुध मन प्रमुदित भये ॥ ४१ ॥

કોણ કોને જાણે કે ઓળખે એમ હતું ? સર્વે લોકો, પોતાનાં શરીરોનું ભાન પણ ભૂલી ગયાં હતાં. આનંદના સમૂહરૂપ વરરાજાને જોઈ, બન્ને પક્ષમાં આનંદ છવાઇ રહ્યો. પ્રવીણ રામચન્દ્રજીએ, દેવતાઓને ઓળખી કહાડી, તેઓની માનસિક પૂજા કરીને પછી તેઓને માનસિક આસનો આપ્યાં. દેવતાઓ, રામચન્દ્રજીના સ્વભાવની સરલતા જોઇને મનમાં પ્રસન્ન થયા. ॥ ૪૧ ॥

दो०—रामचन्द्र मुखचन्द छबि, लोचन चारु चकोर ॥
करत पान सादर सकल, प्रेम प्रमोद न थोर ॥ ३६५ ॥

અત્યંત આનંદ પામેલાં સર્વે લોકો, આદરપૂર્વક નેત્રોરૂપી સુંદર ચકોર પક્ષીઓદ્વારા, રામચન્દ્રજીના મુખરૂપી ચન્દ્રની કાંતિને પીવા લાગ્યાં ॥ ૩૬૫ ॥

चौ०–समय विलोकि वसिष्ठ बुलाये । सादर शतानंद मुनि आये ॥
बेग कुँवरि कब आनहु जाई । चले मुदित मुनि आयसु पाई ॥ १ ॥
रानी सुनि उपरोहित बानी । प्रमुदित सखिन समेत सयानी ॥
विप्र वधू कुल वृद्ध बुलाई । करि कुल रीति सुमंगल गाई ॥ २ ॥
नारि भेष जे सुरवर भामा । सकल सुभाग्य सुंदरी श्यामा ॥
तिनहिं देख सुख पावहिं नारी । बिनु पहिंचान प्राणते प्यारी ॥ ३ ॥
बार बार सन्मानहिं रानी । उमा रमा शारद सम जानी ॥
सीय सँवारि समाज बनाई । मुदित मंडपहिं चलीं लिवाई ॥ ४ ॥

સમય જોઈ, વસિષ્ઠ મુનિએ બોલાવતાં, શતાનન્દ મુનિ, તે આજ્ઞાનું શ્રવણ કરીને આવ્યા. વસિષ્ઠ મુનિએ, 'કન્યાને તુરત પધરાવી લાવો,' એમ આજ્ઞા કરતાં શતાનન્દ મુનિ આનન્દથી કન્યાને પધરાવી લાવવા ગયા. ॥ ૧ ॥ સુજાણ રાણીએ, શતાનન્દનાં વચન સાંભળી, રાજી થઈ, સખીઓ સહિત, બ્રાહ્મણોની સ્ત્રીઓને, તથા કુલની વૃદ્ધ સ્ત્રીઓને બોલાવી, સંપ્રદાય પ્રમાણે, કુલની રીતિ કરીને, માંગલિક ગીતો ગાયાં ॥ ૨ ॥ સરસ્વતી તથા લક્ષ્મી આદિ મોટા મોટા દેવતાઓની સ્ત્રીઓ, કે જેઓ સ્વાભાવિક સૌંદર્યવાળી અને સોળ સોળ વર્ષની અવસ્થાઓવાળી હતી, તેઓને જોઈ, સર્વે સ્ત્રીઓ, સુખ પામી અને નહીં ઓળખતાં છતાં પણ, તેઓના ઉપર પ્રાણથી પણ અધિક પ્યાર કરવા લાગી. ॥ ૩ ॥ રાણીએ, એઓને પાર્વતી સમાન, લક્ષ્મી સમાન અને સરસ્વતી સમાન ગણીને વારંવાર સન્માનો આપ્યાં. સઘળી સ્ત્રીઓ, સીતાજીને શણગારી, સઘળા પ્રકારની યોગ્ય ગોઠવણ કરી, આનંદથી મંડપમાં લઈ ચાલી. ॥ ૪ ॥

छं०–चलिं ल्याय सीतहि सखी सादर सजि सुमंगल भामिनी ॥
नव सप्त साजे सुंदरी सब मत्त कुंजर गामिनी ॥
कलगान सुनि मुनि ध्यान त्यागहिं काम कोकिल लाजहीं ॥
मंजीर नूपुर कलित कंकण ताल गति बर बाजहीं ॥ ४२ ॥

જેઓએ, સોળે શણગાર સજ્યા હતા એવી અને મદોન્મત્ત હાથીના જેવી ગતિવાળી સઘળી સુંદર સખીઓ, સીતાજીને આદર પૂર્વક સઘળાં સુમંગલો સજાવી લઈને, ચાલી. એ સ્ત્રીઓનાં સુંદર ગીતો સાંભળીને, મુનિઓ પણ, ધ્યાનને છોડી દેવા લાગ્યા અને કામદેવની કોકિલાઓ પણ લજાવા લાગી. ચાલવાની ચાતુરીને લીધે, તેઓનાં સુંદર ઝાંઝર, લંગર અને કંકણો, ઉત્તમ તાલની રીતિ પ્રમાણે જ શબ્દ કરવા લાગ્યાં. ॥ ૪૨ ॥

दो०–सोहति वनिता वृंदमहँ, सहज सुहावनि सीय ॥
छबि ललना गण मध्यजनु, सुखमातिय कमनीय ॥ ३६६ ॥

સ્વાભાવિક સુંદરતાવાળાં સીતાજી, સઘળી સ્ત્રીઓના વૃન્દમાં એવાં શોભવા લાગ્યા કે, જાણે સ્ત્રીરૂપ બનેલી સાધારણ શોભાઓના મધ્યમાં શોભતી હોયની શું ? એવી સ્ત્રીરૂપે બનેલી સુન્દર પરમ શોભા શોભવા લાગી. ॥ ૩૬૬ ॥

चौ०—सिय सुंदरता बरणि न जाई । लघु मति बहुत मनोहरताई ॥
आवत देखि बरातिन सीता । रूप राशि सब भाँति पुनीता ॥ १ ॥
सबहि मनहिं मन कीन्ह प्रणामा । देखि राम भये पूरण कामा ॥
हरषे दशरथ सुतन समेता । कहि न जाय उर आनँद जेता ॥ २ ॥
सुर प्रणाम कर बरषहिं फूला । मुनि अशीश धुनि मंगल मूला ॥
गान निशान कुलाहल भारी । प्रेम प्रमोद नगर नर नारी ॥ ३ ॥
इहि विधि सीय मंडपहि आई । प्रमुदित शांति पढहिं मुनिराई ॥
तेहि अवसर करि विधि व्यवहारू । दुहुँ कुल गुरु सब कीन्ह अचारू ॥ ४ ॥

સીતાજીની સુંદરતા વર્ણવી જાતી નથી. કેમ કે, મારી મતિ થોડી છે અને એની મનોહરતાનો પાર ન હતો. રૂપના સમૂહરૂપ અને સર્વ રીતની પવિત્રતાવાળાં સીતાજીને આવતાં જોઇ, ॥ ૧ ॥ સઘળા જાનૈયાઓએ મનમાં ને મનમાં, તેમને, પ્રણામ કર્યા. રામચંદ્રજી પરમાનંદ પામ્યા અને પુત્રો સહિત દશરથ રાજા તો હૃદયમાં જેટલો આનંદ પામ્યા, તેટલા આનંદનું વર્ણન જ કરી શકાતું નથી. ॥ ૨ ॥ સર્વે દેવતાઓ, પ્રણામ કરીને પુષ્પો વરસાવવા લાગ્યા, મુનિઓ, મંગલનાં મૂળરૂપ વેદોક્ત આશીર્વચનોના ધ્વનિઓ કરવા લાગ્યા, ગાયનોથી અને વાજાંઓથી ભારે કોલાહલ મચી રહ્યો અને શહેરનાં સ્ત્રી પુરુષોમાં પ્રમોદ તથા પ્રેમ જ દેખાવા લાગ્યો. ॥ ૩ ॥ આ પ્રમાણે સીતાજી મંડપમાં આવતાં, પરમ હર્ષ પામેલા મુનિઓ, શાંતિના પાઠો કરવા લાગ્યા. આ સમયમાં બન્ને પક્ષના કુલ ગુરુઓએ, સર્વ વ્યવહારના વિધિઓ તથા કુલાચારો કર્યા. ॥ ૪ ॥

छं०—आचार करि गुरु गौरी गणपति मुदित विप्र पुजावहीं ॥
सुर प्रकट पूजा लेहिं देहिं अशीश मुनि सुख पावहीं ॥
मधुपर्क मंगल द्रव्य जो जेहि समय मुनि मनमहँ चहैं ॥
भरि कनक कोपर कलश सब कर लिये परिचारक रहैं ॥ ४३ ॥

બ્રાહ્મણોએ, કુલાચાર કરાવીને આનંદથી ગુરુનું, પાર્વતીનું અને ગણપતિનું પૂજન કરાવ્યું. દેવતાઓએ પ્રત્યક્ષ થઈ, એ પૂજાઓનું ગ્રહણ કરીને આશિષો આપી, કે જેઓને સાંભળવાથી, સર્વને સુખ પ્રાપ્ત થયું. મુનિઓ, જે સમયે, જે દહીં તથા મધરૂપ મધુપર્કની અને રત્ન, ફલ, ફૂલ તથા દૂર્વા વગેરે માંગલિક દ્રવ્યોની ઇચ્છા કરવા લાગ્યા, તે જ સમયે, તે સઘળા પદાર્થોને, સુવર્ણનાં તથા રૂપાનાં પાત્રોમાં ભરીને સેવક લોકો હાજર કરવા લાગ્યા. ॥ ૪૩ ॥

छं०—कुल रीति प्रीति समेत रवि कहि देत सब सादर किये ॥
इहि भांति देव पुजाय सीतहि सुभग सिंहासन दिये ॥
सिय राम अवलोकन परस्पर प्रेम काहु न लखि परैं ॥
मन बुद्धि वर वाणी अगोचर प्रगट कवि कैसे करैं ॥ ४४ ॥

સૂર્યનારાયણ, કે જે મુનિનું રૂપ ધરીને ત્યાં આવ્યા, તે જ પોતે પ્રીતિપૂર્વક પોતાના કુલની રીતિઓ બતાવતા હતા અને બીજા મુનિઓ, પ્રેમથી તે પ્રમાણે કરાવતા હતા. આ પ્રમાણે, દેવતાઓનું પૂજન કરાવીને, સીતાજીને સુંદર સિંહાસન દેવામાં આવ્યું. સીતાજીનાં અને રામનાં પરસ્પરની સામે જોવામાં, જે અલૌકિક પ્રેમ હતો, તે મનનાં, બુદ્ધિના કે વાણીના અવિષયરૂપ હોવાથી, કોઇના પણ જાણવામાં આવતો ન હતો, ત્યારે કવિ તો તેને કેમ જ પ્રકટ કરી શકે ? ॥ ૪૪ ॥

दो०—होम समय तनु धरि अनल, अति हित आहुति लेहिं ॥
विप्र वेष धरि वेद सब, कहि विवाह विधि देहिं ॥ ३६७ ॥

હોમના સમયમાં અગ્નિદેવે પ્રત્યક્ષ દેહધારી થઇને, અતિ પ્રેમથી આહુતિઓ લીધી. સઘળા વેદો, કે જેઓ મુનિઓનાં રૂપ ધરીને આવ્યા હતા, તેઓએ સઘળો વિવાહનો વિધિ બતાવ્યો. ॥ ૩૬૭ ॥

चौ०—जनकपाटमहिषी जग जानी । सीय मातु किमि जाय बखानी ॥
सुयश सुकृत सुख सुंदरताई । सब समेटि विधि रची बनाई ॥ १ ॥
समय जान मुनिवरन बुलाई । सुनत सुआसिनि सादर ल्याई ॥
जनक वाम दिशि सोह सुनयना । हिमगिरि संग बनी जनु मयना ॥ २ ॥
कनक कलश मणि कोपर रूरे । शुचि सुगंध मंगल जल पूरे ॥
निज कर मुदित राउ अरु रानी । धरे रामके आगे आनी ॥ ३ ॥
पढहिं वेद मुनि मंगल वानी । गगन सुमन झरि अवसर जानी ॥
वर विलोकि दंपति अनुरागे । पाँय पुनीत पखारन लागे ॥ ४ ॥

જનક રાજાની પટરાણી સુનયના, કે જે સીતાજીની માતા હોવાથી, જગત્પ્રસિદ્ધ હતાં અને જાણે બ્રહ્માએ, જગતની અંદરનાં સઘળાં સુયશને, પુણ્યને, સુખને અને સૌંદર્યને એકઠાં કરીને બનાવ્યાં હોય એવાં હતાં, તેમનાં વખાણ શી રીતે કર્યાં જાય ? ॥ ૧ ॥ સમય જાણીને મુનિઓએ, એ રાણીને બોલાવતાં, સુવાસિનીઓ આદરપૂર્વક તેમને મંડપમાં લઇ આવી. જનક રાજાની વામ દિશામાં બેઠેલાં સુનયના, જાણે હિમાલયના વામ ભાગમાં મેના હોય એવાં શોભવા લાગ્યાં. ॥ ૨ ॥ પ્રસન્ન થયેલા રાજાએ, અને રાણીએ, પવિત્ર, સુગંધી તથા માંગલિક જળથી ભરેલો, સુંદર સુવર્ણ તથા મણિમય કલશ અને તેવી જ ઝારી, પોતાના હાથથી આણીને, રામની પાસે મૂકી. ॥ ૩ ॥ મુનિઓ વેદના માંગલિક મંત્રો ભણવા લાગ્યા, અવસર જાણીને દેવતાઓ, આકાશમાંથી પુષ્પની વૃષ્ટિઓ કરવા લાગ્યા અને વરને જોઈ, રાજી થયેલાં દંપતી, ( રાજા તથા રાણી, ) વરનાં પવિત્ર ચરણને ધોવા લાગ્યાં ॥ ૪ ॥

छं०—लागे पखारन पाँय पंकज प्रेम तनु पुलकावली ॥
नभ नगर गान निशान जयधुनि उमगी जनु चहुँ दिशि चली ॥
जो पदसरोज मनोज अरि उर सरस दैव विराजहीं ॥
जेहि सुकृत सुमिरत विमलता मन सकल कलिमल भाजहीं ॥ ४५ ॥
जे परशि मुनि वनिता लही गति रही जो पातक मई ॥
मकरन्द जिनको शंभु शिर शुचिता अवधि सुरवर नई ॥
करि मधुप मुनि मन योगि जन जेहि सेई अभिमत गति लहैं ॥
ते पद पखारत भाग्य भाजन जनक जय जय सब कहैं ॥ ४६ ॥

પ્રેમથી, શરીરોમાં રોમાંચિત થયેલાં રાજા તથા રાણી, રામચંદ્રજીના પગ પખારવા લાગતાં, આકાશમાં તથા નગરમાં ગાયનધ્વનિ, વાદ્યધ્વનિ, અને જયધ્વનિ થવા લાગ્યાં અને તેઓ, ત્યાં નહીં સમાતાં, ચારે દિશાઓમાં ચાલ્યા હોય એવા જણાવા લાગ્યા. રામચંદ્રજીનાં ચરણકમળો, કે જેઓ, સદાશિવના હૃદયરૂપી તળાવમાં સર્વદા બીરાજે છે, જેઓ, સ્મરણ કરતાં જ મનને પુણ્યરૂપ તથા નિર્મળતાવાળું કરીને કલિયુગના સઘળા મેલોને નષ્ટ કરી નાખે છે, ॥ ૪૫ ॥ જેઓના સ્પર્શથી જ પાતકયુક્ત અહલ્યાને પણ પરમ ગતિની પ્રાપ્તિ થઇ હતી, જેઓનો મકરંદ સદાશિવના મસ્તક ઉપર વસે છે, જેઓની પરમ પવિત્રતાને દેવતાઓ પણ વર્ણવે છે અને જેઓમાં પોતાનાં અંતઃકરણોને, ભ્રમરરૂપ કરીને મુનિ જનો, તથા યોગી જનો, મનોવાંછિત ફળ પામે છે, તે ચરણકમળોને, ભાગ્યના પાત્રરૂપ જનક રાજા, પખારવા લાગતાં, સર્વે લોકો, જય, જય, શબ્દોનું ઉચ્ચારણ કરવા લાગ્યાં. ॥ ૪૬ ॥

छं०—वर कुँवर कर तल जोरि शाखोचार दोउ कुलगुरु करें ॥
भयो पाणिग्रहण विलोकि विधि सुर मनुज मुनि आनंद भरें ॥
सुख मूल दूलह देखि दंपति पुलक तनु हुलसैं हिये ॥
करि लोक वेद विधान कन्यादान नृप भूषन दिये ॥ ४७ ॥

વરનો અને કન્યાનો હાથેવાળો મેળવી, બન્ને તરફના કુલ ગુરુઓએ ગોત્રોચ્ચાર કર્યા. વિધિપૂર્વક પાણિગ્રહણ થયું જોઇને, દેવતાઓ, મુનિઓ તથા મનુષ્યો, આનંદથી ભરપૂર થયાં. જનક રાજા તથા તેમની રાણી, સુખના મૂલરૂપ વરને જોઇને શરીરોમાં રોમાંચિત થયાં તથા હૃદયોમાં ઉલ્લાસ પામ્યાં. રાજાઓમાં ભૂષણરૂપ જનક રાજાએ, લોકની તથા વેદની રીતિ કરીને કન્યાદાન આપ્યું.[1] ॥ ૪૭ ॥

---

૧ વસિષ્ઠ મુનિએ, દશરથ રાજાના ગોત્રોચ્ચારમાં નીચે પ્રમાણે વંશાવળી આપી. ૧ બ્રહ્મા. ૨ મરીચિ. ૩ કશ્યપ. ૪ સૂર્ય. ૫ વૈવસ્વત મનુ. ૬ ઇક્ષ્વાકુ. ૭ કુક્ષિ. ૮ વિકુક્ષિ. ૯ બાણ. ૧૦ અનરણ્ય ૧૧ પૃથુ. ૧૨ ત્રિશંકુ. ૧૩ ધુંધુમાર. ૧૪ યુવનાશ્વ. ૧૫ માંધાતા. ૧૬ સુસંધિ. ૧૭ ધ્રુવસંધિ. ૧૮ ભરત. ૧૯ અસિત. ૨૦ સગર. ૨૧ અસમંજસ. ૨૨ અંશુમાન્. ૨૩ દિલીપ. ૨૪ ભગીરથ. ૨૫ કકુત્સ્થ. ૨૬ રઘુ. ૨૭ પ્રવૃદ્ધ અથવા કલ્માષપાદ. ૨૮ શંખણ. ૨૯ સુદર્શન.

छं०–हिमवंत जिमि गिरजा महेशहि हरिहि श्रीसागरदई ॥
तिमि जनक रामहिं सिय समर्पी विश्व कलकीरति नई ॥
क्यों करै विनय विदेह कियो विदेह मूरति सांवरीं ॥
करि होम विधिवत गांठ जोरी होन लागीं भांवरीं ॥ ४८ ॥

જેમ, હિમાલયે, સદાશિવને પાર્વતીનું કન્યાદાન આપીને અને સમુદ્રે, વિષ્ણુને લક્ષ્મીનું કન્યાદાન આપીને જગતમાં સુંદર તથા નવીન કીર્તિ મેળવી હતી, તેમ જનક રાજાએ, રામચન્દ્રજીને સીતાજીનું કન્યાદાન[1] આપીને, જગતમાં સુંદર તથા નવીન કીર્ત્તિ મેળવી. રામચન્દ્રજીની શ્યામ સુંદર મૂર્ત્તિએ, વિદેહ ( જનક ) રાજાને ખરેખર વિદેહ જ ( દેહના ભાવથી રહિત જ ) કરી નાખ્યા હતા, તેથી તે રાજા, વિનતિ તો શી રીતે કરી શકે ? વિધિ પ્રમાણે હોમ કરાવી, છેડાછેડી બાંધી અને તે પછી વર-કન્યાની ચોરીના ફેરા ફરવાની ક્રિયા થવા લાગી. ॥ ૪૮ ॥

दो०–जयध्वनि बंदी वेदध्वनि, मंगल गान निशान ॥
सुनि हर्षहिं वर्षहिं विबुध, सुरतरु सुमनसुजान ॥ ३६८ ॥

જયધ્વનિ, બંદિજનના શબ્દો, વેદધ્વનિઓ, મંગલ ગાયનોના શબ્દો અને વાજાંઓના શબ્દો, એઓને સાંભળી, પ્રવીણ દેવતાઓ, રાજી થવા લાગ્યા અને કલ્પવૃક્ષનાં પુષ્પો વરસાવવા લાગ્યા. ॥ ૩૬૮ ॥

चौ०–कुँवरि कुँवर कल भावरि देहीं । नयन लाभ सब सादर लेहीं ॥
जाय न वरणि मनोहर जोरी । जो उपमा कछु कहिय सो थोरी ॥ १ ॥
रामसीय सुंदर परिछाहीं । जगमगाय मणि खंभन माहीं ॥
मनहु मदन रति धरि बहु रूपा । देखहिं राम विवाह अनूपा ॥ २ ॥
दरश लालसा सकुच न थोरी । प्रगटत दुरत बहोरी बहोरी ॥
भये मगन सब देखनहारे । जनक समान अपान बिसारे ॥ ३ ॥
प्रमुदित मुनिन भांवरी फेरी । नेमसहित सब रीति निवेरी ॥
राम सीय शिर सिंदुर देहीं । शोभा कहि न जात विधि केही ॥ ४ ॥
अरुण पराग जलज भरि नीके । शशिहि भूषि अहिलोभ अमीके ॥
बहुरि वसिष्ठ दीन्ह अनुशासन । वरदुलहिन बैठे इक आसन ॥ ५ ॥

૩૦ અગ્નિવર્ણુ. ૩૧ શીઘ્રગ. ૩૨ મરૂ. ૩૩ પ્રશુશ્રુક. ૩૪ અંબરીષ. ૩૫ નહુષ. ૩૬ યયાતિ. ૩૭ નાભાગ. ૩૮ અજ. ૩૯ દશરથ. અને ૪૦ રામચન્દ્રજી. ( વાલ્મીકીય રામાયણુ બાલકાંડ સર્ગ ૭૦ મો ) શતાનંદ મુનિએ જનક રાજાના ગોત્રોચ્ચારમાં નીચે પ્રમાણે વંશાવળી આપી, ૧ નિમિ. ૨ મિથિ. ૩ જનક. ( આના સર્વ વંશજો જનક કહેવાયા. ) ૪ ઉદાવસુ. ૫ નંદિવર્ધન. ૬ સુકેતુ. ૭ દેવરાત. ૮ બૃહદ્રથ. ૯ મહાવીર. ૧૦ સુધૃતિમાન્. ૧૧ ધૃષ્ટકેતુ. ૧૨ હર્યશ્વ. ૧૩ મરૂ. ૧૪ પ્રતીંધક. ૧૫ કીર્તિરથ. ૧૬ દેવમીઢ. ૧૭ વિબુધ. ૧૮ મહિધ્રક. ૧૯ કીર્તિરાત. ૨૦ મહારોમા. ૨૧ સ્વર્ણુરોમા. ૨૨ હ્રસ્વરોમા. ૨૩ શિરધ્વજ ( સીતાજીનો પિતા. ) ( વાલ્મીકીય રામાયણુ બાલકાંડ, સર્ગ ૬૧ મો. )

[1] श्लोकः–सीता कन्यामिमां राजन् यथा शक्त्युपलंकृताम् ॥ तुभ्यं काश्यपगोत्राय दत्तां राम समाश्रय ॥१॥

કન્યા અને વર (સીતા અને રામ), ચોરીના ફેરા ફરવા લાગતાં, સર્વે લોકો પ્રેમથી નેત્રોનો લાભ લેવા લાગ્યાં. એ મનોહર જોડી, વર્ણવી જાય એવી નહોતી. કેમ કે, એને જે ઉપમા આપીએ, તે ન્યૂન જ થાય એમ હતું. ॥ ૧ ॥ મણિમય થાંભલાઓમાં ઝગમગતાં રામનાં અને સીતાનાં સુન્દર પ્રતિબિંબો, જાણે રામનો અને સીતાનો અનુપમ વિવાહ જોવાને વાસ્તે, અનેક શરીરો ધરીને આવેલાં કામદેવ અને રતિ હોય એવાં દેખાતાં હતાં. ॥ ૨ ॥ ફેરા ફરતાં, મણિમય થાંભલાઓમાં દેખાતાં અને પાછાં નીકળી જતાં રામનાં અને સીતાનાં પ્રતિબિંબો જાણે કામદેવ અને રતિ, દર્શનની ઇચ્છાથી વારંવાર પ્રકટ થતાં હોય અને પાછાં એઓની સુંદરતાથી લજ્જિત થઈને વારંવાર છૂપી જતાં હોય એવાં દેખાવા લાગ્યાં. એ પ્રતિબિંબોને જોઈ, સર્વે લોકો આનંદમગ્ન થવા લાગ્યાં અને જનક જેવાઓ તો પોતાનાં શરીરોની સૂધ પણ ભૂલી જવા લાગ્યા. ॥ ૩ ॥ પ્રસન્ન થયેલા મુનિઓએ વર કન્યાનાં જોડાંને ચોરીના ફેરા ફેરવ્યા અને નિયમ પ્રમાણે સઘળી રીતિ સંપૂર્ણ કરી. પછી રામચંદ્રજી સીતાજીના સેંથામાં સિંદૂર લગાવતાં, તે સમયની જે શોભા થઈ, તે કોઈ પ્રકારથી કહી શકાય એવી ન હતી. ॥ ૪ ॥ રામચંદ્રજીની ડાબી હથેલીમાં રહેલો સિંદૂર, જાણે સુંદર કમળમાં રહેલો લાલ પરાગ હોય, એવો શોભતો હતો અને મુખ ઉપર સેંથામાં સિંદૂર લગાવતો રામચંદ્રજીનો જમણો ભુજદંડ, જાણે અમૃતની લાલચથી ચંદ્રને શણગારવા લાગેલો સર્પ હોય, એવો જણાતો હતો. ફેરા ફરાઈ રહ્યા પછી વસિષ્ઠ મુનિની આજ્ઞાથી વર અને વહુ એક આસનપર બેઠાં. ॥ ૫ ॥

छं०—बैठे वरासन राम जानकि मुदित मन दशरथ भये ॥
तनु पुलकि पुनि पुनि देखि अपने सुकृत सुरतरु फल लये ॥
भरि भुवन रहा उछाह राम विवाह भा सब ही कहा ॥
केहि भांति वरणि सिरात रसना एक यह मंगल महा ॥ ४९ ॥

રામ અને સીતા, એક આસનપર બેસતાં, દશરથ રાજા મનમાં આનંદ પામ્યા અને એઓને વારંવાર જોઈ જોઈ, શરીરમાં રોમાંચિત થઈને, ખરેખર પોતાના પુણ્યરૂપી કલ્પવૃક્ષનાં ફળ જ લેવા લાગ્યા. જગતમાં ઉત્સાહ ભરપૂર થઈ રહ્યો. રામનો અને સીતાનો વિવાહ થયો, એમ સર્વત્ર કહેવાવા લાગ્યું. એ વિવાહરૂપ મંગલ, ઘણું હતું અને મારી જીભ એક જ છે, માટે તેનું યથાસ્થિત વર્ણન શી રીતે કરી શકાય? ॥૪૯॥

छं०—तब जनक पाय वसिष्ठ आयसु व्याह साज सँभारिकै ॥
मांडवी श्रुतकीर्ति उर्मिला कुँवरि लइ हँकारिकै ॥
कुशकेतु कन्या प्रथम जो गुणशील सुख शोभामयी ॥
सब रीति प्रीति समेत करि सो व्याहि नृप भरतहि दयी ॥ ५० ॥

આ સમયમાં જનક રાજાએ વસિષ્ઠની આજ્ઞા મેળવી, બીજા વિવાહોનો પણ સઘળો સાજ તૈયાર કરાવી લઈને, માંડવી, શ્રુતકીર્ત્તિ તથા ઉર્મિલા નામની ત્રણ કન્યાઓને બોલાવી લીધી. એઓમાં પોતાના ભાઈ કુશધ્વજની મોટી કન્યા માંડવી કે જે ગુણમય,

શીલમય, સુખમય અને શોભામય હતી. તેને, સઘળા પ્રકારની રીતિ અને પ્રીતિ સહિત ભરતજીને પરણાવી દીધી. ॥ ૫૦ ॥

छं०–जानकी लघुभगिनि जो सुंदर शिरोमणि जानिकै ॥
सो जनक दीन्ही व्याह लषणहिं सकलविधि सन्मानिकै ॥
जेहि नाम श्रुतकीरति सुलोचनि सुमुखि सवगुण आगरी ॥
सो दई रिपुसूदनहिं भूपति रूप शील उजागरी ॥ ५१ ॥

સીતાજીની સુનયના માતાના ગર્ભથી ઉત્પન્ન થયેલાં ન્હાની બેન ઉર્મિલા, કે જે સુંદરીઓમાં શિરોમણિ હતી, તેને જનક રાજાએ, સર્વ વિધિપૂર્વક તથા સન્માનપૂર્વક લક્ષ્મણજીની સાથે પરણાવી. કુશધ્વજની બીજી પુત્રી શ્રુતકીર્ત્તિ કે જે સુંદર મુખવાળી, સુંદર નેત્રોવાળી, સર્વ ગુણોથી સંપન્ન અને રૂપથી તથા શીલથી જગત્પ્રસિદ્ધ હતી, તેને, જનક રાજાએ શત્રુઘ્નની સાથે પરણાવી. ॥ ૫૧ ॥

छं०–अनुरूप वर दुलहिनि परस्पर लखि सकुच हिय हर्षहीं ॥
सब मुदित सुंदरता सराहहिं सुमन सुरगण वर्षहीं ॥
सुन्दरी सुंदर वरण वर सह एक मंडप राजहीं ॥
जनु जीव अरु चारिउ अवस्था विभुन सहित विराजहीं ॥ ५२ ॥

વરો, પોતાને યોગ્ય વહુઓને જોઈને, અને વહુઓ, પોતાને યોગ્ય વરોને જોઈને, હૃદયમાં આનંદ પામ્યાં અને વારંવાર જોવામાં લજ્જાથી સંકોચાવા લાગ્યાં. પ્રસન્ન થયેલાં સર્વે, સુંદરતાનાં વખાણ કરવા લાગ્યાં અને દેવતાઓ, પુષ્પો વરસાવવા લાગ્યા, એક મંડપમાં સુંદર વર્ણોવાળા વરોની સાથે બેઠેલી ચાર સુંદરીઓ, જાણે જીવના હૃદયમાં [1]સાક્ષી, [2]પ્રાજ્ઞ, [3]તૈજસ, અને [4]વિશ્વ, એઓની સાથે રહેલી [5]તુરીયા, સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત નામની ચાર અવસ્થાઓ હોય એવી શોભવા લાગી. ॥ ૫૨ ॥

दो०–मुदित अवधपति सकल सुत, वधुन समेत निहारि ॥
जनु पाये महिपाल मणि, क्रियन सहित फल चारि ॥ ३६९ ॥

અયોધ્યાના અધિપતિ દશરથ રાજા, વહુઓ સહિત ચાર પુત્રોને જોઈ, જાણે અનુષ્ઠાન, ઉદ્યોગ, રતિ અને વિરતિ (વિરક્તતા), એ ચાર ક્રિયાઓ સહિત, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરુષાર્થોને પ્રાપ્ત થયા હોય તેમ પ્રસન્ન થયા. ॥ ૩૬૯ ॥

चौ०–जस रघुवीर व्याह विधि वरणी । सकल कुँवर व्याहे तेहि करणी ॥
कहि न जाय कछु दाइज भूरी । रहा कनक मणि मंडप पूरी ॥ १ ॥
कंबल वसन विचित्र पटोरे । भांति भांति बहु मोल न थोरे ॥
गज रथ तुरँग दास अरु दासी । धेनु अलंकृत काम दुघासी ॥ २ ॥

---

૧ કૂટસ્થ, ૨ સુષુપ્તિનો અભિમાની. ૩ સ્વપ્નનો અભિમાની. ૪ જાગ્રતનો અભિમાની. ૫ જીવન્મુક્તની સ્થિતિ.

वस्तु अनेक करिय किमि लेखा । कहि न जाय जानहिं जिन देखा ॥
लोकपाल अवलोक सिहाने । लीन्ह अवध पति सब सुख माने ॥ ३ ॥
दीन्ह याचकन्ह जो जेहि भावा । उबरा सो जनवासे आवा ॥
तब कर जोरि जनक मृदु बानी । बोले सब बरात सन्मानी ॥ ४ ॥

રામચન્દ્રજીના વિવાહના જે વિધિનું વર્ણન કરવામાં આવ્યું, તે વિધિ પ્રમાણે જ ભરતનો, લક્ષ્મણનો અને શત્રુઘ્નનો વિવાહ થયો. જનક રાજાએ, દેવાને વાસ્તે જે ઘણો ઘણો દાયજો તૈયાર કર્યો, તે કહ્યો જાય એમ નહોતો. સુવર્ણોથી અને મણિઓથી મંડપ ભરપૂર થઈ રહ્યા. ॥ ૧ ॥ ઘણી કીમતનાં ઘણાં ઘણાં ઉનનાં વસ્ત્રો, ભાતભાતનાં રેશમી વસ્ત્રો, હાથીઓ, રથો, ઘોડાઓ, દાસો, દાસીઓ, શણગારેલી કામધેનુઓ જેવી ગાયો અને બીજી પણ અનેક વસ્તુઓ, દાયજામાં દેવામાં આવી. ॥ ૨ ॥ એ વસ્તુઓ, કહી જાય એમ નથી અને તેઓનું લેખું પણ શી રીતે કરી શકીએ ? જેઓએ જોયું હોય તેઓ જ જાણે. દાયજાને જોઈ, લોકપાલ દેવતાઓ પણ વખાણવા લાગ્યા અને તે દાયજાને લઈ, દશરથ રાજાએ સર્વ પ્રકારનું સુખ માન્યું. ॥ ૩ ॥ યાચક લોકોએ, પોતપોતાની ઇચ્છા પ્રમાણે જે કાંઈ માગ્યું, તે સઘળું દશરથ રાજાએ તેમાંથી આપ્યું અને આપતાં આપતાં જે કાંઈ અવશેષ રહ્યું, તે જાનીવાસામાં આવ્યું. જનક રાજાએ દાયજો આપી, હાથ જોડી, કોમળ વાણીથી ભાષણ કર્યું અને સઘળી જાનનું સન્માન કર્યું. ॥ ૪ ॥

छं०—सन्मान सकल बरात आदर दान विनय बडायकै ॥
प्रमुदित महा मुनि वृंद वंदे पूजि प्रेम लडायकै ॥
शिर नाय देव मनाय सबसन कहत कर संपुट किये ॥
सुर साधु चाहत भावसिंधु कि तोष जल अंजलि दिये ॥ ५३ ॥

આદરથી, દાનથી, વિનયથી અને મોટાઈ આપવાથી, સઘળી જાતનું સન્માન કર્યું. આનંદ પામેલા મહા મુનિઓના સમૂહનું પ્રેમથી લાડ લડાવીને પૂજન કર્યું, અને સર્વે દેવતાઓને મસ્તક નમાવી મનાવ્યા, પછી જનક રાજાએ હાથ જોડી, સર્વેને કહ્યું કે, “ દેવતાઓ અને સજ્જનો, પૂર્ણ કામ હોવાથી, ધનાદિકને ઇચ્છતા નથી, પણ કેવળ ભાવને જ ઇચ્છે છે. અપાર જળથી ભરપૂર સમુદ્ર, એક અંજલિમાત્ર જલનો અર્ઘ દેવાથી પ્રસન્ન થાય કે ? ન જ પ્રસન્ન થાય. પરંતુ અર્ઘ દેનારાના ભાવથી પ્રસન્ન થાય છે. ” ॥૫૩॥

छं०—कर जोरि जनक बहोरि बंधु समेत कौशल रायसो ॥
बोले मनोहर वयनसानि सनेह शील सुभायसो ॥
सम्बन्ध राजन रावरे हम बडे अब सब विधि भये ॥
यह राज राज समाज सेवक जानबी विनु गथ लये ॥ ५४ ॥
यह दारिका परिचारिका करि पालवी करुणामई ॥
अपराध क्षमियो बोल पठयो बहुत हम ढीठि दई ॥
पुनि भानुकुल भूषण सकल सन्मान विधि समधी किये ॥
कहि जात नहिं विनती परस्पर प्रेम परिपूरण हिये ॥ ५५ ॥

પછી બંધુઓ સહિત જનક રાજા, દશરથ રાજાની સામે હાથ જોડી, સ્નેહથી અને ભલા સ્વભાવથી ભરેલાં મનોહર વચનો બોલ્યા કે, "હે મહારાજ! આપની સાથે સમ્બન્ધ થવાથી અમો સર્વ પ્રકારે મોટા થયા છીએ. આ સઘળા રાજસમાજને આપના બીન પગારના સેવકરૂપ જાણશો. ॥ ૫૪ ॥ હે દયાળુ મહારાજ! આ અમારી કન્યાઓને સેવા કરનારી ગણીને, તેઓનું પરિપાલન કરજો. અમારા અપરાધની ક્ષમા કરજો. આપને અમોએ અહીં બોલાવ્યા, એ મોટી ધૃષ્ટતા કરી છે." પછી સૂર્ય કુલના ભૂષણરૂપ દશરથ રાજાએ પોતાના સંબંધી જનક રાજાનું સર્વ પ્રકારથી સન્માન કર્યું. દશરથ રાજાએ તથા જનક રાજાએ, પ્રેમથી પરિપૂર્ણ હૃદયોવતે પરસ્પર જે વિનતિ કરી, તેનું વર્ણન બની શકે એમ નથી. ॥ ૫૫ ॥

छं०—वृंदारका गण सुमन वर्षहिं राउ जनवासहि चले ॥
दुन्दुभी जय धुनि वेद ध्वनि नभ नगर कौतूहल भले ॥
तब सखिन मंगलगान करत मुनीश आयसु पायकै ॥
दुलह दुलहिनिन सहित सुन्दरि चली कोवर ल्यायकै ॥ ५६ ॥

દેવતાઓ, પુષ્પની વૃષ્ટિઓ કરવા લાગ્યા. દશરથ રાજા, જાનીવાસે પધાર્યા. દુંદુભિઓના શબ્દોથી, જય શબ્દોથી અને વેદધ્વનિઓથી, આકાશમાં અને નગરમાં ભારે કૌતુક થયું; પછી સુંદર સખીઓ, વસિષ્ઠની આજ્ઞા મેળવી, માંગલિક ગીતો ગાતી ગાતી વર વહુઓને કણુસાર જમાડવાને વાસ્તે, રાણીવાસમાં પધરાવી ગઈ. ॥ ૫૬ ॥

दो०—पुनि पुनि रामहिं चितव सिय, सकुचत मन सकुचैन ॥
हरत मनोहर मीन छबि, प्रेम पियासे नैन ॥ ३७० ॥

સીતાજી, રામચંદ્રજીને, વારંવાર જોવામાં, લાજથી સંકોચાવા લાગ્યાં. પણ તેમનું મન ન સંકોચાવા લાગ્યું. પ્રેમનાં તરસ્યાં સીતાજીનાં નેત્રો, વારંવાર ચપલતા કરતાં માંછલાંઓના મનોહર શોભાનું હરણ કરવા લાગ્યાં. ॥ ૩૭૦ ॥

चौ०—श्यामशरीर स्वभाव सुहावन । शोभा कोटि मनोज लजावन ॥
पावकयुत पद कमल सुहाये । मुनि मन मधुप रहत जहँ छाये ॥ १ ॥
पीत पुनीत मनोहर धोती । हरत बालरवि दामिनि जोती ॥
कलकिंकिणि कटिसूत्र मनोहर । बाहुविशाल विभूषण सोहर ॥ २ ॥
पीतजनेउ महा छबि देई । करमुद्रिका चोर चित लेई ॥
सोहत ब्याह साज सब साजे । उर आयत सब भूषण राजे ॥ ३ ॥
पीत उपरना कांखासोती । दुहुँ आचरन्हि लगे मणि मोती ॥
नयनकमल कलकुंडल काना । वदन सकल सौंदर्य निधाना ॥ ४ ॥
सुन्दर भ्रुकुटि मनोहर नासा । भालतिलक शुचि रुचिर निवासा ॥
सोहत मौर मनोहर माथे । मंगलमय मुक्तामणि गाथे ॥ ५ ॥

શ્યામસુંદર શરીરવાળા, સ્વાભાવિક શોભાથી જ કરોડો કામદેવોને લજ્જિત કરનારા, મુનિઓનાં અંતઃકરણોરૂપી ભ્રમરોના નિવાસરૂપ અને અળતાથી રંગેલાં સુંદર ચરણકમળોવાળા, ॥ ૧ ॥ બાલ સૂર્યની તથા વીજળીની કાંતિનું હરણ કરનારી પીળા રંગની મનોહર પવિત્ર ધોતીવાળા, સુંદર ઘુઘરીઓવાળા, કંદોરાથી મનનું હરણ કરતા, બાજુબંધ આદિ ભૂષણોથી શોભતા વિશાલ બાહુઓવાળા, ॥ ૨ ॥ અત્યંત દીપતા પીળા જનોઈવાળા, આંગળીમાં પહેરેલી વીંટીથી સર્વ લોકોનાં ચિત્તોની ચોરી કરતા, સઘળા વિવાહ સંબંધી સાજથી શોભતા, વિસ્તીર્ણ વક્ષઃસ્થલમાં હાર આદિ સર્વ ભૂષણોથી દીપતા, ॥ ૩ ॥ જનોઈની પેઠે ઘોડે નાખેલા અને જેના બન્ને છેડાઓમાં મણિઓ અને મોતીઓ લગાવ્યાં હતાં એવા પીળા ઉપરણાવાળા, કમળો જેવાં નેત્રોવાળા, કાનોમાં સુંદર કુંડલોવાળા, સઘળા સૌંદર્યના ભંડારરૂપ મુખવાળા, ॥ ૪ ॥ સુંદર ભ્રકુટીઓવાળા, મનોહર નાસિકાવાળા, લલાટમાં રુચિરતાના નિવાસરૂપ તિલકવાળા, મસ્તકમાં પહેરેલા મંગલમય અને મોતીઓથી તથા મણિઓથી જડેલા મનોહર મુકુટથી શોભતા, ॥ ૫ ॥

छं०—गाँथे महामणि मौरमंजुल अंग सब चित चोरहीं ॥
पुरनारि अति सुंदरी वरणि विलोकि सब तृण तोरहीं ॥
मणि वसन भूषण वारि आरति करहिं मंगल गावहीं ॥
सुर सुमन वरषहिं सूत मागध बंदि सुयश सुनावहीं ॥ ५७ ॥

અને તેવા મુકુટની ઝાંઈવાળાં અંગોથી સર્વનાં ચિત્તોને ચોરતા રામચંદ્રજીને જોઈ તથા વર્ણવીને ' રખેને આપની મીઠી નજર પડે, ' એવી શંકાથી નગરની સઘળી સુંદર સ્ત્રીઓ, ખડ કાપી નાખવાના ટુચકા કરવા લાગી. મણિઓની, વસ્ત્રોની તથા આભૂષણોની ઘોળ કરવા લાગી. આરતી કરવા લાગી અને માંગલિક ગીતો ગાવા લાગી. દેવતાઓ, પુષ્પની વૃષ્ટિઓ કરવા લાગ્યા અને સૂત, માગધ તથા બંદિજનો, કીર્તિ સંભળાવવા લાગ્યા. ॥ ૫૭ ॥

छं०—कोहबरहि आने कुँवर कुँवरि सुआसिनिन्ह सुख पायकै ॥
अति प्रीति लौकिक रीति लागीं करण मंगल गायकै ॥
लहि कौंरि गारि सिखाव रामहिं सीयसन शारद कहैं ॥
रनिवास हास विलास रसवश जन्मको फल सब लहैं ॥ ५८ ॥

સુવાસિનીઓ, કુંવરોને અને કુંવરીઓને, આનંદથી રાણીવાસમાં લાવી, માંગલિક ગીતો ગાઈ ગાઈને અતિ પ્રેમથી લૌકિક રીતિઓ કરવા લાગી. રામને, સીતાજીના મુખમાં કણુસાર દેવાની રીત, પાર્વતી શિખાવવા લાગ્યાં અને સીતાજીને, રામના મુખમાં કણુસાર દેવાની રીત, સરસ્વતી બતાવવા લાગ્યાં. રાણીવાસની સઘળી સ્ત્રીઓએ, આ હાસ્ય વિલાસના રંગમાં મગ્ન થઈને જન્મનું ફળ લીધું. ॥ ૫૮ ॥

छं०—निज पाणिमणिमहँ देखि प्रतिमूरति स्वरूप निधानकी ॥
चालति न भुजवल्ली विलोकनि विरहवश भइ जानकी ॥

कौतुक विनोद प्रमोद प्रेम न जाय कहि जानहिं अली ॥
वर कुँवरि सुंदर सकल सखिन लिवाय जनवासहिं चली ॥ ५९ ॥

સીતાજી, કણુસાર જમાડતી વખતે, પોતાના હાથનાં કંકણોનાં મણિમાં રૂપના ભંડારરૂપ રામચંદ્રજીનાં પ્રતિબિંબને જોઈ, તેની સામે જોઈ કહેવા લાગ્યાં અને 'રખેને તે દૂર થઇ જાય,' એવી શંકાથી, હાથને ચલાયમાન ન કરવા લાગ્યાં. આ કૌતુક, વિનોદ, આનંદ અને પ્રેમ, કહ્યાં જાય નહીં, પણ ત્યાં બેઠેલી સખીઓને બરાબર જાણવામાં આવ્યાં. પછી સઘળી સુંદર સખીઓ, વર કન્યાઓને લઈ જાનીવાસામાં પહોંચાડવા ચાલી. ॥ ૫૯ ॥

छं०—तेहि समय सुनिय अशीश जहँ तहँ नगर नभ आनँद महा ॥
चिर जियहु जोरी चारु चारिउ मुदित मन सबही कहा ॥
योगीन्द्र सिद्ध मुनीश देव विलोकि प्रभु दुन्दुभि हनी ॥
चले हरषि बरषि प्रसून निज निज लोक जय जय जय भनी ॥ ६० ॥

આ સમયમાં જ્યાં ત્યાં આશિષો સંભળાવા લાગી. આકાશમાં તથા શહેરમાં મોટો આનંદ વ્યાપી રહ્યો. સર્વે યોગીંદ્રો, સિદ્ધો તથા મુનીશ્વરો, આનંદયુક્ત મનથી 'ચારે સુન્દર જોડીઓ ચિરંજીવ રહો,' એમ કહેવા લાગ્યા. દેવતાઓ, રામચંદ્રજીને જોઈ, આનંદથી દુંદુભિઓ વગાડી, પુષ્પની વૃષ્ટિઓ કરી, અને 'જય, જય, જય,' એમ બોલીને પોતપોતાના લોકોમાં ગયા. ॥ ૬૦ ॥

दो०—सहित वधूटिन कुँवर सब, तब आये पितु पास ॥
शोभा मंगल मोद भरि, उमगेउ जनु जनवास ॥ ३७१ ॥

પછી સઘળા કુંવરો, વહુઓની સાથે પિતાની પાસે આવતાં, જાનીવાસો જાણે શોભાથી, મંગળથી તથા આનંદથી ભરપૂર થઈને ઉતરાઈ જતો હોય એવો દેખાવા લાગ્યો. ॥ ૩૭૧ ॥

चौ०—पुनि जेवनार भयउ बहु भांती । पठये जनक बुलाय बराती ॥
परत पांवडे वसन अनूपा । सुतन समेत गमन किय भूपा ॥ १ ॥
सादर सबके पांव पखारे । यथायोग्य पीढन बैठारे ॥
धोये जनक अवधपति चरणा । शील सनेह जाय नहिं बरणा ॥ २ ॥
बहुरि रामपद पंकज धोये । जे हर हृदय कमलमहँ गोये ॥
तीनों भाई राम सम जानी । धोये चरण जनक निज पानी ॥ ३ ॥
आसन उचित सबहि नृप दीन्हे । बोलि सुपकारी सब लीन्हे ॥
सादर लगे परन पनवारे । कनक कील मणि परण सँवारे ॥ ४ ॥

પછી ઘણા પ્રકારની રસોઇઓ તૈયાર થતાં, જનક રાજાએ જાનને બોલાવી. ચારે કુંવરો સહિત દશરથ રાજા, રસ્તામાં બીછાવેલાં સુંદર વસ્ત્રોપર પગલાં મૂકતા મૂકતા વેહેવાઇને ઘેર પધાર્યા. ॥ ૧ ॥ પ્રેમપૂર્વક સર્વના પગ પખાળીને, સર્વને યથાયોગ્ય

આસનોપર બેસાડ્યા. જનક રાજાએ, દશરથ રાજાના પગ પખાળતી વખતે, જે સ્વભાવ અને સ્નેહ દેખાડ્યો, તેનું વર્ણન કરી શકાય એમ નથી. ॥ ૨ ॥ પછી રામચંદ્રજીનાં ચરણો કે જેઓ સદાશિવના હૃદયકમળમાં પણ ગુપ્ત રીતે રહે છે, તેઓને જનક રાજાએ પખાળ્યા. જનક રાજાએ, ભરત, લક્ષ્મણ તથા શત્રુઘ્ન, એ ત્રણ ભાઈઓને પણ રામ સમાન ગણીને તેઓના ચરણો પણ પોતાના હાથથી પખાળ્યા. ॥ ૩ ॥ સર્વે જાનૈયાઓને યોગ્ય આસનો અપાયા પછી, સઘળા રસોઇઆઓને પીરસવા બોલાવ્યા, જાનૈયાઓની આગળ પ્રેમથી પત્રાવળીઓ ધરવામાં આવી, કે જે પત્રાવળીઓ મણિમય પાંદડાંઓથી અને સુવર્ણમય સળીઓથી બનાવવામાં આવી હતી. ॥ ૪ ॥

दो०—सूपोदन सुरभी सरपि, सुन्दर स्वादु पुनीत ॥
क्षणमहँ सबको परसि गये, चतुर सुआर विनीत ॥ ३७२ ॥

ચતુર અને નમ્રતાવાળા રસોઇઆઓ, ક્ષણ માત્રમાં સર્વને, દાળ, ભાત અને સુંદર સ્વાદિષ્ટ તથા પવિત્ર ગાયનું ઘી પીરસી ગયા. ( પ્રથમ હલકું જમવાનું વૈદક શાસ્ત્રમાં કહ્યું છે, તે પ્રમાણે પ્રથમ દાળ ભાત પીરસ્યાં. ) ॥ ૩૭૨ ॥

चौ०—पंचकवलिकर जेंवन लागे । गारिगान सुनि अति अनुरागे ॥
भांति अनेक परे पकवाना । सुधासरिस नहिं जाहिं बखाना ॥ १ ॥
परसन लगे सुआर सुजाना । व्यंजन विविध नाम को जाना ॥
चारभांति भोजन विधि गाई । एक एक विधि वरणि न जाई ॥ २ ॥
छरस रुचिर व्यंजन बहुजाती । एक एक रस अगणित भांती ॥
जेंवत देहिं मधुर ध्वनि गारी । लै लै नाम पुरुष अरु नारी ॥ ३ ॥
समय सुहावनि गारि विराजा । हँसत राउ सुनि सहित समाजा ॥
इहिविधि सबही भोजन कीन्हा । आदर सहित आचमन लीन्हा ॥ ४ ॥

જાનૈયાઓ, ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પાંચ પ્રાણાહુતિઓ આપીને જમવા લાગ્યા અને સ્ત્રીઓનાં, ફટાણાંઓ સાંભળી સાંભળીને બહુ રાજી થવા લાગ્યા. પછી અમૃત સરખાં અનેક જાતનાં પકવાનો પીરસવામાં આવ્યાં, કે જેઓનાં વખાણ પૂરેપૂરાં કરી શકાય જ નહીં. ॥૧॥ પ્રવીણ રસોઇઆઓ વિવિધ પ્રકારનાં શાક, ભાજી વગેરે વ્યંજનો પીરસવા લાગ્યા, કે જે વ્યંજનોનાં નામો પણ, જમનારાઓના જાણવામાં ન હતાં, ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય, એમ ચાર પ્રકારનાં ભોજનો, વિધિપૂર્વક પીરસવામાં આવ્યાં, કે જેઓમાંના એકાદનું પણ વર્ણન બની શકે નહીં. ॥ ૨ ॥ છ રસોવાળાં અને ઘણી જાતનાં વ્યંજનો પીરસવામાં આવ્યાં, કે જેઓમાં એક એક રસ બીજા રસોના મિશ્રણથી અગણિત પ્રકારનો બન્યો હતો. જાનૈયાઓ જમવા લાગતાં, વેહેવાઇના પક્ષની સ્ત્રીઓ, જાનનાં પક્ષનાં સ્ત્રી પુરુષોનાં નામો લઈ લઇને મધુર અવાજથી ફટાણાં ગાવા લાગી. ॥ ૩ ॥ સમયાનુસારથી મીઠી લાગતી ગાળોને સાંભળી સાંભળીને દશરથ રાજા સમાજ સહિત હસવા લાગ્યા. આ પ્રમાણે સઘળા જાનૈયાઓએ પ્રેમથી ભોજન કર્યું અને ભોજન થઈ રહ્યા પછી આચમન લીધાં. ॥ ૪ ॥

दो०-दई पान पूजे जनक, दशरथ सहित समाज ॥
जनवासे गमने मुदित, सकल भूप शिरताज ॥ ३७३ ॥

જનક રાજાએ, પાન બીડીઓ આપીને સમાજ સહિત દશરથ રાજાનું સન્માન કર્યું. પછી સર્વ રાજાઓના શિરોમણિ દશરથ રાજા આનંદ પામતા પામતા જાનીવાસે ગયા. ॥ ૩૭૩ ॥

## [1]रामकलेवा.

दो०-भोर भये अपने कुमारको, जनक वेगि बुलवाये ॥
मुनिकै पितु सँदेश लक्ष्मीनिधि, सखन सहित तहँ आये ॥ ३७४ ॥

પ્રભાત થતાં, જનક રાજાએ, પોતાના કુંવરોને જલદી બોલાવ્યા. પિતાની આજ્ઞા સાંભળી, જનકનો પાટવી કુમાર લક્ષ્મીનિધિ, પોતાના મિત્રો સહિત ત્યાં હાજર થયો. ॥ ૩૭૪ ॥

सादर किये प्रणाम चरण छुइ, लखि बोले मिथिलेशू ॥
गमनहु तात तुरति जनवासे, जहँ श्रीअवध नरेशू ॥ ३७५ ॥

લક્ષ્મીનિધિએ, પ્રેમ સહિત જનક રાજાનાં ચરણોનો સ્પર્શ કરીને, પ્રણામ કરતાં જનક રાજાએ, તેને જોઇને આજ્ઞા કરી કે, "હે તાત ! જાનીવાસામાં મહારાજ દશરથની પાસે તુરત જાઓ. ॥ ૩૭૫ ॥

विनय सुनाय राय दशरथसों, पाय रजाय सचेतू ॥
आनहु चारिउ राज कुमारन, करन कलेऊ हेतू ॥ ३७६ ॥

અને તે મહારાજને મારા તરફની વિનતિ સંભળાવી, તેમની આજ્ઞા મેળવીને ચારે રાજકુમારોને કલવો જમવાને વાસ્તે સંભાળથી તેડી લાવો." ॥ ૩૭૬ ॥

यह सुनि शीश नाय लक्ष्मीनिधि, भरि उर मोद उमंगा ॥
सखन समेत मंद हँसि गमने, चढि चढि चपल तुरंगा ॥ ३७७ ॥

પિતાની આજ્ઞા સાંભળી, માથું નમાવી, હૃદયમાં આનંદથી તથા ઉમંગથી ભરપૂર થયેલો લક્ષ્મીનિધિ, મંદ હાસ્ય કરી, ચપલ ઘોડાપર ચઢીને, મિત્રો સહિત જાનીવાસા તરફ ચાલ્યો. ॥ ૩૭૭ ॥

कलनि देखावत यह थिरकावत, करत अनेक तमासे ॥
मृदु मुसकात बतात परस्पर, पहुँचि गये जनवासे ॥ ३७८ ॥

લક્ષ્મીનિધિ વગેરે કુંવરો, ઘોડાઓને નચાવતા નચાવતા, કળાઓ દેખાડતા દેખાડતા, અનેક તમાસા કરતા કરતા, મંદ, હાસ કરતા કરતા અને પરસ્પરની સાથે વાતો કરતા કરતા જાનીવાસે પહોંચ્યા. ॥ ૩૭૮ ॥

सखन सहित तहँ उतरि तुरंगते, मिथिलापतिके बारे ॥
चारिहु सुतयुत अवध राजको, सादर जाय जुहारे ॥ ३७९ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

મિથિલા પતિના કુંવરોએ, ત્યાં મિત્રો સહિત ઘોડાઓ ઉપરથી ઉતરી, અંદર જઇ ચારે કુમારો સહિત મહારાજ દશરથને જુહાર કર્યા. ॥ ૩૭૯ ॥

अति सुख निधि लक्ष्मीनिधिको लखि, सखन सहित सत्कारे ॥
रघुकुल दीप महीप हाथ गहि, निज समीप बैठारे ॥ ३८० ॥

રઘુકુલદીપક દશરથ રાજાએ, અતિ સુખના ભંડારરૂપ લક્ષ્મીનિધિનો, મિત્રોસહિત સત્કાર કર્યો અને તેનો હાથ પકડીને તેને પોતાની પાસે બેસાડ્યો ॥ ૩૮૦ ॥

तेहि छिन सानुज निरखि राम छबि, सखन सहित सुख माने ॥
लक्ष्मीनिधि मुख दरश पायकै, रामहु नैन जुडाने ॥ ३८१ ॥

તે જ ક્ષણે ભરત આદિ ભાઈઓ સહિત રામની છબી જોઇને, લક્ષ્મીનિધિ, મિત્રો-સહિત આનંદ પામ્યો અને રામનાં નેત્રો પણ, લક્ષ્મીનિધિના મુખને જોઇને ઠંડાં થયાં. ॥ ૩૮૧ ॥

तब श्रीनिधि कर जोरि भूपसों, कोमल बैन उचारे ॥
करन कलेऊ हेत पठावो, चारिहु राज दुलारे ॥ ३८२ ॥

લક્ષ્મીનિધિએ, હાથ જોડી, દશરથ રાજાને કોમળ વચનોથી અરજ કરી કે, કલવો જમવાને વાસ્તે આપના ચારે રાજકુમારોને મોકલો. ॥ ૩૮૨ ॥

सुनि मृदु वचन प्रेम रससाने, दशरथ मृदु मुसकाने ॥
चारिहु कुँवर बुलाय वेगहीं, विदा किये सुख माने ॥ ३८३ ॥

દશરથ રાજાએ, પ્રેમરસથી ભરેલાં વચનો સાંભળી, રાજી થઈ, મંદ હાસ્ય કરી, ચારે કુમારોને જલદી બોલાવીને વિદાય કર્યા. ॥ ૩૮૩ ॥

जनक नगरकी जान तयारी, सेवक सब सुख पागे ॥
निज निज प्रभुहि सँवारन लागे, लै भूषण बरवागे ॥ ३८४ ॥

જનકના નગરમાં જવાની તૈયારી જાણીને, સર્વ સેવકો આનંદમગ્ન થયા અને ભૂષણોને તથા વરવાઘાઓને લઇને પોતપોતાના માલેકોને શણગારવા લાગ્યા. ॥ ૩૮૪ ॥

रघुनंदन शिर पाग जरकसी, लसी त्रिभंगी बांधी ॥
तिमि नौरंगी झुकी कलंगी, रुचि रुचि पैंजानि साधी ॥ ३८५ ॥

રામચંદ્રજીના મસ્તકપર ત્રણ લટવાળી જરકસી પાઘ, સુંદર પેચ બનાવીને બાંધી, અને તેમાં નવરંગી કલંગી ઝુકાવી દીધી. ॥ ૩૮૫ ॥

दो०—वरण सकै को रामको, अनुपम दूलह भेष ॥
जेहि लखि शिव सनकादिको, रहत न तनहिं सरेष ॥ ३८६ ॥

રામનો અનુપમ વરરાજાનો વેષ કે જેને જોઇને, શિવ તથા સનકાદિકને પણ પોતાનાં શરીરોનું ભાન રહે નહીં, તેનું વર્ણન કોણ કરી શકે ? ॥ ૩૮૬ ॥

इमि सजि अनुज सहित रघुनंदन, चारो राज दुलारे ॥
बडे उमंगन चढे तुरंगन, अंगन वसन सँभारे ॥ ३८७ ॥

આ પ્રમાણે નહાના ભાઈઓ સહિત સજ્જ થઈ, અંગોપર સુંદર વસ્ત્રો ધરી, રામચંદ્રજી, મોટી ઉમંગથી ઘોડા ઉપર ચઢયા. ભરતજી, લક્ષ્મણજી તથા શત્રુઘ્ન પણ, મોટી ઉમંગથી પોતપોતાના ઘોડાઓપર સ્વાર થયા. ॥ ૩૮૭ ॥

जे रघुवंशी कुँवर लाडिले, प्रभु कहँ प्राणपियारे ॥
चढें तुरंग संग तेउ गमने, राम संग मतवारे ॥ ३८८ ॥

રઘુવંશી ક્ષત્રિયોના બીજા પણ લાડિલા કુંવરો, કે જેઓ, રામચન્દ્રજીને પ્રાણ જેવા પ્યારા હતા, તેઓ પણ મતવાળા થઈ, ઘોડાઓ ઉપર ચઢીને રામચન્દ્રજીની સાથે ચાલ્યા. ॥ ૩૮૮ ॥

राम वामदिशि श्रीलक्ष्मीनिधि, सखन सहित तेउ सोहैं ॥
चंचल वागे किये तुरितकी, बातैं करत हँसोहैं ॥ ३८९ ॥

રામની ડાબી તરફ સખાઓ સહિત લક્ષ્મીનિધિ, ચંચલ ઘોડાની વાઘને પકડતો અને તુરત તુરતની વાતો કરીને હસાવતા હસાવતો તથા હસતો હસતો ચાલ્યો. ॥ ૩૮૯॥

जगवंदन जेहि नाम जाहिरो, रघुनंदनको वाजी ॥
ताको गुण छबि कहँ लौं वरणौं, जोहि होत गुन राजी ॥ ३९० ॥

રામનો ઘોડો, કે જેનું જગત્પ્રસિદ્ધ ' જગવંદન ' નામ હતું, અને જેને જોઈને મન રાજી થાય એમ હતું, તેના ગુણોનું અને કાંતિનું કયાંસુધી વર્ણન કરું ? ॥ ૩૯૦ ॥

जित रुख पावै तित पहुँचावै, छन आवै छन जावै ॥
जिमिजिमि थमिथमि थिरकि भूमिपर, गतिन ततिन दरशावै ॥३९१॥

એ ઘોડો, જ્યાં રામની મરજી થાય, ત્યાં પહોંચાડે એવો અને ક્ષણ માત્રમાં જાય તથા આવે એવો હતો. એ ઘોડો, ઠમકી ઠમકી, નાચી નાચી, ઠડકી ઠડકીને પૃથ્વીપર અનેક પ્રકારની ચાલો દેખાડતો હતો. ॥ ૩૯૧ ॥

फांदत चंचल चारु चौकडी, चपलहुके चख झांपै ॥
भरत कुँवरको तुरंग रंगीलो, वरणि जाय कहु कापै ॥ ३९२ ॥

ભરતજીનો રંગીલો ઘોડો, ચંચલ તથા સુંદર રીતે કૂદવામાં અને ચોકડી ભરવામાં એવો ચતુર હતો કે, ચપલ માણસની આંખોને પણ આંજી નાખે. એની શોભાનું વર્ણન કોણથી કરી શકાય ? ॥ ૩૯૨ ॥

चंपा नाम चाल चटकीली, जेहि पर रिपुहन भाये ॥
सब समाजके आगे निरतै, मोर कुरंग लजाये ॥ ३९३ ॥

જેના ઉપર શત્રુઘ્ન બેઠા હતા, તે ચંપા નામનો ચટકીલી ચાલવાળો ઘોડો, સર્વ મંડલની આગળ નાચ કરતો ચાલ્યો આવતો હતો અને મયૂરોને તથા હરિણોને પણ લજાવતો હતો. ॥ ૩૯૩ ॥

जो कहुँ नेकहु हाथ उठावत, कई हाथ उडिं जातो ॥
बार बार चुचुकारि दुलारत, ताहू पै न जुडातो ॥ ३९४ ॥

એ ઘોડો, જરાક હાથ ઉંચો થતાં જ કેટલાક હાથપર ઉડી જાય એવો હતો અને વારંવાર કુચકાર કરવાથી તથા પ્યાર કરવાથી પણ ઠંડો પડે નહીં એવો હતો. ॥ ૩૯૪ ॥

लख्खी घोडा लषणलालको, बांको निपट चलांको ॥
उडि उडि जात वायु मंडलको, परत न पग महि ताको ॥ ३९५ ॥

લક્ષ્મણજીનો લખ્ખી નામનો ઘોડો, ભારે ફુક્કડ, ભારે ચાલાક અને વારંવાર વાયુના મંડલને ઠેકી જાય તોપણ જેનો પગ ધરતીપર પડે નહીં એવો હતો. ॥ ૩૯૫ ॥

तरफराय उडि जाय परतहै, लक्ष्मीनिधि हय पाहीं ॥
उचित विचार हँसे रघुवंशी, रामहु मृदु मुसुकाहीं ॥ ३९६ ॥

એ ઘોડો, ચમકી ચમકી, ઉડી ઉડીને લક્ષ્મીનિધિના ઘોડાપર જતો હતો, તેથી આ ઠીક થાય છે ' એમ વિચારી, રઘુવંશીઓ હસતા હતા અને રામચંદ્રજી મંદ, હાસ્ય કરતા હતા. ॥ ૩૯૬ ॥

तकि तुरंगकी चंचलताई, लषणकी देखि चढाई ॥
निमिवंशी रघुवंशी सिगरे, ठगिसे रहे बिकाई ॥ ३९७ ॥

એ ઘોડાની ચંચલતાને અને લક્ષ્મણજીની ચઢાઇને જોઇને, નિમિવંશી તથા રઘુવંશી સઘળા ક્ષત્રિયો, વિસ્મિત થઇને વેંચાઈ જાય એમ હતું. ॥ ૩૯૭ ॥

राम आदि जे कुँवर लाडिले, तेउ लखि भरे उछाहैं ॥
रीझि रीझि तहँ लषण लालको, बारहि बार सराहैं ॥ ३९८ ॥

રામચંદ્રજી વગેરે લાડીલા કુમારો, ઉત્સાહ ભરેલી રીતે લખ્ખી ઘોડાને જોઈ, રીઝી રીઝીને વારંવાર લક્ષ્મણજીનાં વખાણ કરતા હતા. ॥ ૩૯૮ ॥

इमि मग होत विलास विविध विध, विपुल बाजने बाजैं ॥
सुनत नकीब पुकार नगर तिय, चढि बैठी दरवाजैं ॥ ३९९ ॥

આ પ્રમાણે માર્ગમાં વિવિધ વિનોદો થતા હતા, અનેક વાજાંઓ વાગતાં હતાં અને નકીબો પોકારતા હતા. વાજાંઓના તથા નકીબોના શબ્દોને સાંભળી, શહેરની સ્ત્રીઓ જોવાને વાસ્તે ઘરોના દરવાજાઓપર આવી ઉભી. ॥ ૩૯૯ ॥

कोउ तिय निरखि वदनकी सुखमा, अति सुखमहँ सों पागी ॥
भरी सनेह देह सुधि नाहीं, राम रूप अनुरागी ॥ ४०० ॥

કોઈ સ્ત્રી, રામના મુખની પરમ શોભા જોઈ,રામના રૂપમાં જ સ્નેહ ઉત્પન્ન થવાને લીધે અત્યંત સુખમાં મગ્ન થઈ અને તેને દેહની સુધ પણ ન રહી. ॥ ૪૦૦ ॥

कोउ तिय देखि अतूला दूलहा, अति सनेह तनु भूला ॥
फूला नैन मैन मन भूला, लागि प्रीतिको हूला ॥ ४०१ ॥

કોઈ સ્ત્રી અનુપમ કુંવરને ( રામને ) જોઈ, અતિ સ્નેહથી દેહનું ભાન ભૂલી ગઈ. તેનાં નેત્રો પ્રફુલ્લિત થઈ ગયાં, મનને કામદેવે ભમાવી દીધું અને હૃદયમાં પ્રેમની બરછી વાગી. ॥ ૪૦૧ ॥

कोउ घूंघट पट खोली सुन्दरी, मणि मुंदरी लै पानी ॥
देखत दूलह रूप रामको, आनंद सिन्धु समानी ॥ ४०२ ॥

કોઈ પતિવ્રતા સુંદરી, રામને પ્રકટ નહીં જોતાં, હાથમાં મણિની વીંટી લઈ, તેમાં રામચંદ્રજીનું વરરાજાપણાનું રૂપ જોઈને આનંદસમુદ્રમાં મગ્ન થઈ ગઈ. ॥ ૪૦૨ ॥

कोउ मूरति लखि सांवरी, तोरति तृण सुख पाग ॥
माधुरि मूरतिमें पगी, निज मूरति सुख त्याग ॥ ४०३ ॥

કોઈ કામિની, રામની શ્યામ સુંદર મૂર્ત્તિ જોઈ, સુખમાં મગ્ન થઇ, નજર લાગવાની શંકાથી, તરણું કાપવા લાગી અને મધુર મૂર્ત્તિમાં એવી તો લીન થઈ ગઈ કે, તેણે પોતાના શરીરના સુખનું ભાન છોડી જ દીધું. ॥ ૪૦૩ ॥

कोउ रघुनंदन छबि विलोकि, कै बोलि सुन सखि वैना ॥
राजकुँवार ये करन कलेऊ, जात जनकके ऐना ॥ ४०४ ॥

કોઈ સ્ત્રી, રામની છબી જોઇને, બોલી કે, હે સખીઓ ! મારી વાત સાંભળો. આ રાજકુંવરો, જનક રાજાને ત્યાં કલવો જમવાને વાસ્તે જાય છે. ॥ ૪૦૪ ॥

इनको श्रीनिधि गये लिवाई, आये चारहु बेटा ॥
रँगभीने रघुवंशी छैला, दशरथ राज दुल्हेटा ॥ ४०५ ॥

એઓને, લક્ષ્મીનિધિ, બોલાવવા ગયો હતો, તે હવે તેડી જાય છે. આ રઘુવંશી, છેલ અને રંગભીના ચારે ભાઇઓ, દશરથ રાજાના કુંવરો છે. ॥ ૪૦૫ ॥

धनि यह भाग्य हमारो प्यारी, जिन भरि नैन निहारे ॥
नतु दर्शन दुर्लभ दूलहके, रविकुल प्राण पियारे ॥ ४०६ ॥

આપણે નેત્રો ભરીને, આ રાજકુમારોને જોયા, તેથી આપણે ધન્ય ભાગ્ય છીએ. નહીંતર સૂર્યવંશના પ્રાણપ્યારા આ કુંવરોનું દર્શન મળે જ નહીં. ॥ ૪૦૬ ॥

भाग सोहाग आज भल पायो, श्रीमिथिलेशकी बेटी ॥
सुन्दर श्याम माधुरी मूरति, जिन जिन भुजभर भेटी ॥ ४०७ ॥

મિથિલા પતિનાં પુત્રી સીતાજીએ, શ્યામ સુંદર મધુર મૂર્ત્તિનું પાણિગ્રહણ કરીને આજ ભલું ભાગ્ય અને ભલું સૌભાગ્ય મેળવ્યું. ॥ ૪૦૭ ॥

बोली अपर सखी सुनु सजनी, भली बात बनि आई ॥
हमहुँ चलैं सब जनक महलको, हँसिये इन्हैं हँसाई ॥ ४०८ ॥

બીજી સખી બોલી કે, " હે સજની ! સાંભળ, બહુ સારો પ્રસંગ બની આવ્યો છે. ચાલો આપણે પણ સઘળી જનકના મેહેલમાં જઈએ અને આ કુમારોને હસીએ તથા હસાવીએ. " ॥ ૪૦૮ ॥

इमि दुहु बातें करत परस्पर, भईं प्रेमवश वामा ॥
सुनत जात मुसकात अनुज युत, कृपासिंधु श्रीरामा ॥ ४०९ ॥

આ પ્રમાણે પ્રેમને વશ થયેલી સખીઓની પરસ્પરમાં થતી વાતોને સાંભળી કૃપાના સમુદ્રરૂપ રામચંદ્રજી, ભાઇઓ સહિત હસતા હસતા ચાલ્યા. ॥ ૪૦૯ ॥

द्वार समीप देखि अति सुन्दर, मणिमय चौक सँवारे ॥
राजकुँवर रघुवंशिनके तहँ, ठाढ भये मतवारे ॥ ४१० ॥

દ્વારના સમીપમાં અતિ સુન્દર મણિમય ચોક પૂરેલા જોઈ, મતવાળા રઘુવંશી કુમારો ત્યાં ઉભા રહ્યા. ॥ ૪૧૦ ॥

उधर जाय लहि सिया मातुकी, नगर सुवासिन नारी ॥
कंचन कलश सजे शिर ऊपर, पल्लव दीप सँवारी ॥ ४११ ॥

નગરની સુવાસિની સ્ત્રીઓએ, ત્યાં જઈ, સીતાજીનાં માતાની આજ્ઞા લઈ, સુવર્ણના કલશો ભરી, પલ્લવોના જેવી આકૃતિઓવાળા દીવાઓ સજ્જ કરીને, તે કળશો મસ્તકો ઉપર લીધા. ॥ ૪૧૧ ॥

गावत मंगल गीत मनोहर, करले कंचन थारी ॥
परिछन चलीं हेतु रघुवरकी, बहु आरती सँवारी ॥ ४१२ ॥

દીવાઓને, સોનાના થાળોમાં ધરી, તે થાળોને હાથમાં લઈ, ઘણી આરતીઓની ગોઠવણુ કરીને, મનોહર ગીતો ગાતી ગાતી, મહા રાજકુમારોને પોંખવા ચાલી. ॥૪૧૨॥

जाय समीप निहारी राम छबि, दृग आनंद जल बाढी ॥
छकित रहीं वर वदन विलोकति, चकित रहीं तहँ ठाढी ॥ ४१३ ॥

સમીપમાં જતાં જ રામની શોભાને જોઈ, નેત્રોમાં આનંદનાં અશ્રુ ભરાઈ આવતાં, ત્યાં જ ઉભી રહી અને રાજકુમારોનાં સુન્દર મુખોને જોઈ, છકિત તથા ચકિત થઈ રહી. ॥ ૪૧૩ ॥

राम रूप रंगि गइ रँगीली, लखि दूलह सुख सारा ॥
तन मन रह्यो सरेख न काहू, को करै मंगलचारा ॥ ४१४ ॥

એ રંગીલી સ્ત્રીઓ, સર્વ સુખમય વરરાજા રામચંદ્રજીનાં રૂપને જોઈ, તેમાં જ રંગાઈ ગઈ. કોઇને પણ પોતાનાં તન, મનની સૂધ રહી નહીં એટલે પછી મંગલાચાર કોણ કરે ? ॥ ૪૧૪ ॥

प्रेम पयोधि मगन सब प्यारी, धरि पुनि धीरज भारी ॥
परछन अली भली विध कीन्हो, रोकि विलोचन बारी ॥ ४१५ ॥

પ્રેમરૂપી સમુદ્રમાં મગ્ન થયેલી સઘળી પ્યારી સખીઓએ, પાછી ભારે ધીરજ ધરી, નેત્રોનાં જળોને રોકીને, ભલી ભાતથી આરતી વગેરે વિધિ કર્યો. ॥ ૪૧૫ ॥

लक्ष्मीनिधि तब उतरि तुरँगते, चारिउ कुँवर उतारे ॥
पाणि पकरि रघुनंदनजीको, भीतर महल सिधारे ॥ ४१६ ॥

લક્ષ્મીનિધિ, ઘોડા ઉપરથી ઉતરી, ચારે કુંવરોને ઉતારી, રામચંદ્રજીનો હાથ પકડીને તેમને મહેલની અંદર પધરાવી ગયો. ॥ ૪૧૬ ॥

जहँ पिकबैनी सब सुख ऐनी, बैठ सुनेना रानी ॥
इन्द्रानीकी कौन चलावै, लखि रति रूप लुभानी ॥ ४१७ ॥

એ મેહેલમાં કોયલના જેવા મધુર સ્વરવાળી, સુખના નિધાનરૂપ સુનયના રાણી બેઠાં હતાં, કે જેના રૂપને જોઈ, ઇંદ્રાણીની તો શી વાત કરવી ! પરંતુ રતિ પણ લોભાઈ જવી હતી. ॥ ૪૧૭ ॥

चंद्रमुखी चहुँ वोर विराजैं, कोउ कर चमर चलावैं ॥
कोउ सखि देखि रामकी शोभा, आरति मंगल गावैं ॥ ४१८ ॥

સુનયનાની ચોતરફ ચંદ્ર જેવાં મુખોવાળી સ્ત્રીઓ, ઉભી હતી, તેઓમાં કોઈ સ્ત્રીઓ, હાથમાં ચમર લઈને તેની સેવા કરતી હતી; અને કોઈ સ્ત્રીઓ, રામની શોભાને જોઈ વિસ્મિત થવાથી, મંગલ આરતી ગાતી હતી. ॥ ૪૧૮ ॥

तेहि छन तहां गये रघुनंदन, मन फंदन वर वेषा ॥
देखत उठी सकल रनिवासैं, रह्यो न तनुहि सरेषा ॥ ४१९ ॥

આ સમયમાં જોનારાઓનાં મનને બાંધી લેનારા વેષવાળા રામચન્દ્રજી, ત્યાં પધારતાં, તેમને જોઈ, રાણીવાસની સઘળી સ્ત્રીઓ, ઉઠી ઉભી થઈ. તે વખતે કોઇને પણ શરીરોનું ભાન ન રહ્યું. ॥ ૪૧૯ ॥

करि आरति वारी मणि भूषण, सादर पांय पखारे ॥
चारि रंगके चारि सिंहासन, चारिहु वर बैठारे ॥ ४२० ॥

આરતી કરી, મણિઓની તથા ભૂષણોની ઘોળ કરી, પ્રેમ સહિત પગ પખાળીને ચારે વરોને, ચાર રંગનાં સિંહાસનો પર બેસાડ્યા. ॥ ૪૨૦ ॥

लखि छबि ऐना सासु सुनैना, एकहु पलक तजैना ॥
भूली चैना बोलि सकैना, कहत बनैना वैना ॥ ४२१ ॥

સાસુ સુનયના, રામચન્દ્રજીનાં રૂપને જોઈ, આંખની પાંપણોનો એક પણ નિમેષ નહીં કરવા લાગી, શરીરની સૂધ ભૂલી ગઈ અને મુખમાંથી એક વાક્ય પણ ન બોલી શકી. ॥ ૪૨૧ ॥

तकि जकि रही तनक नहिं डोलै, मगन महामुद माहीं ॥
राम रूप रँगि गई रँगीली, आंसु बहे दग जाहीं ॥ ४२२ ॥

એ રંગીલી, મોટા આનંદમાં મગ્ન થઈ જવાથી સગબગ થઈ ગઈ, જરા પણ ચલિત થવા ન લાગી, રામના રૂપમાં રંગાઇ ગઈ અને તેનાં નેત્રોમાંથી આંસુ ચાલવા લાગ્યાં. ૪૨૨

इमि तहँ दशा विलोकि सासुकी, राम गुनत मन माहीं ॥
काह भयो यह आजु रानिको, पूंछत मे सकुचाहीं ॥ ४२३ ॥

સાસુની આવી દશા જોઇને, રામચંદ્રજી વિચારમાં પડી ગયા કે, ' આજ તે આ રાણીને શું થઇ ગયું છે ? ' પણ પૂછવામાં સંકોચાવા લાગ્યા. ॥ ૪૨૩ ॥

चतुर सखी चित चरचि राम सों, बोली मधुरी वानी ॥
यह तुम्हार गुणहै सब लालन, और न कछु उर आनी ॥ ४२४ ॥

એક ચતુર સખી, રામના વિચારને જાણી લઇને, મધુર વાણીથી બોલી કે, "હે લાલજી! સુનયનાની આ સ્થિતિ થઇ છે, એ તમારો જ ગુણ છે, બીજું કશું નથી."॥૪૨૪॥

सुनत वचन यह तुरत धीर धरि, जगी सुनैना रानी ॥
बार बार बहु लीन बलैया, चूमि कपोलन पानी ॥ ४२५ ॥

આ વચન કાને પડતાં, સુનયના, તુરત જ ધીરજ ધરી, સાવચેત થઇને વારંવાર ઘણાં ઘણાં ભીઠડાં લેવા લાગી અને મુખનું તથા હસ્તનું ચુંબન કરવા લાગી. ॥ ૪૨૫ ॥

माधुरि मूरति सांवलि सूरतिकी, तृण तोरति रानी ॥
रीझि रीझि तहँ राम रूप पै, बिनही मोल बिकानी ॥ ४२६ ॥

એ સુનયના, શ્યામસુંદર મૂર્તિની છટા જોઇને મીઠી નજર પડવાની શંકાથી તણુસલાં કાપવા લાગી અને ત્યાં રામનાં રૂપ ઉપર રીઝી રીઝીને મૂલ્ય વિના વેંચાઈ હોય એવી થઈ ગઈ. ॥ ૪૨૬ ॥

पुनि कर जोरि रामसों रानी, बोली अति मृदु मोई ॥
उठहु लाल अब करहु कलेऊ, जो जो रुचि हिय होई ॥ ४२७ ॥

પછી એ રાણીએ, હાથ જોડી, રામચંદ્રજીને અતિ કોમલ વચનથી કહ્યું કે, "હે લાલ ! હવે ઉઠો, અને આપને જેવી રુચિ હોય તે પ્રમાણે ભોજન કરો." ॥ ૪૨૭ ॥

यह सुनि सखन समेत उठे तहँ, चारहु राजदुलारे ॥
भरी भाग्य अनुराग सुनैना, निजकर पाँव पखारे ॥ ४२८ ॥

આ સાંભળી, ચારે રાજકુમારો મિત્રો સહિત ઉભા થયા. મહા ભાગ્યશાળી સુનયનાએ, પ્રેમને લીધે પોતાના હાથવતે તેઓના પગ પખાળ્યા. ॥ ૪૨૮ ॥

रचना अधिक पदकके पीठन, बैठारे सब भाई ॥
कंचन थारी मृदुल सुहारी, परसी विविध मिठाई ॥ ४२९ ॥

વિચિત્ર રચનાવાળા મણિમય પાટલાઓ ઉપર એ ચારે ભાઇઓને બેસાડ્યા અને તેઓને સુંદર સુવર્ણની થાળીઓમાં જાત જાતની મિઠાઈઓ પીરસી. ॥ ૪૨૯ ॥

रुचि अनुरूप भूप सुत जेंवत, पवन डुलावैं सासू ॥
बूझि बूझि रुचि विंजन परसैं, वरणि न जाय हुलासू ॥ ४३० ॥

રાજ કુમારો, રુચિ પ્રમાણે ભોજન કરવા લાગતાં, સાસુ પંખા કરવા લાગી અને રુચિ પૂછી પૂછીને શાક ભાજી વગેરે વ્યંજનો પીરસવા લાગી. આ ઉલ્લાસનું વર્ણન જ બની શકતું નથી. ॥ ૪૩૦ ॥

स्वाद सराहि पाय पुनि अँचये, सखियन पान खवाये ॥
बैठ पहरि पोसाक सखन युत, विविध सुगंध लगाये ॥ ४३१ ॥

રાજકુમારોએ, સ્વાદનાં વખાણ કરતાં, ભોજન કરીને આચમન કર્યાં. સખીઓએ, સર્વને પાનની બીડીઓ ખવરાવી. પછી સર્વ કુમારો, પોશાક ધરીને બેઠા અને સખીઓએ, તેઓને અત્તર આદિ અનેક સુગંધો લગાડ્યા. ॥ ૪૩૧ ॥

दो०–राज ऐन सब चैन युत, राजैं राजकुमार ॥
जिनको हास विलास लखि, लाजहिं लाखन मार ॥ ४३२ ॥

આ પ્રમાણે સર્વ આનંદોથી ભરપૂર થયેલા રાજકુમારો, રાજભવનમાં બીરાજ્યા કે જેઓનાં હાસ્ય વિલાસને જોઇને લાખો કામદેવ પણ લાજે એમ હતું. ॥ ૪૩૨ ॥

तेहि औसर सुधि पाय सखांमुख, लक्ष्मीनिधिकी नारी ॥
नाम सिद्धि परसिद्धि जासु गुण, रूप शील उजियारी ॥ ४३३ ॥
भाग सुहाग भरी सुठि सुंदरि, नव जोबन मतवारी ॥
रसिकन रीति प्रीति परवीनी, रतिहि लजावन हारी ॥ ४३४ ॥
अति गुणवान निधान रूपकी, सब विधि सुभग सयानी ॥
लक्ष्मीनिधिकी प्राण पियारी, निमि कुलकी महरानी ॥ ४३५ ॥
अलबेली सर हज रघुवरकी, बडी सनेह शृंगारी ॥
प्रीतम प्रीति निबाहनहारी, रामरूप रिझवारी ॥ ४३६ ॥
चंचल चखन चहूँ दिशि चितवति, देखनको अतुराई ॥
भरी उमंग संग सखियन लै, तुरत राम ढिग आई ॥ ४३७ ॥

આ અવસરમાં લક્ષ્મીનિધિની સિદ્ધિ નામની સ્ત્રી, કે જે ગુણોથી તથા રૂપથી પ્રસિદ્ધ હતી, ઉજ્જવલ શીલવાળી હતી, ॥ ૪૩૩ ॥ સુંદર ભાગ્યથી તથા સૌભાગ્યથી ભરપૂર હતી, નવીન યૌવનથી મતવાળી હતી, રસિકોની પ્રીતિ રીતિમાં પ્રવીણ હતી, સૌન્દર્યથી રતિને પણ લજાવે એવી હતી, ॥ ૪૩૪ ॥ અત્યંત ગુણવાળી હતી, રૂપના નિધાનરૂપ હતી, સર્વ પ્રકારોથી સુંદર તથા સુજ્ઞણ હતી, લક્ષ્મીનિધિને પ્રાણથી પણ પ્યારી હતી, નિમિ કુલની ભવિષ્યની મહારાણી હતી, ॥ ૪૩૫ ॥ અલબેલી હતી, રામચંદ્રજીને સાળાની સ્ત્રી થતી હતી, ભારે સ્નેહવાળી તથા ભારે શૃંગારવાળી હતી, પ્રિયતમના પ્રેમનો નિર્વાહ કરનારી હતી, રામના રૂપથી રીઝેલી હતી, ॥ ૪૩૬ ॥ ચંચલ ચક્ષુઓથી ચારે દિશાઓમાં ખબર મેળવવાને વાસ્તે જોયા કરતી હતી અને રામને જોવાને વાસ્તે આતુર હતી. તે પોતાને સખીના મુખથી ખબર મળતાં, તુરત જ, સખીઓને સાથે લઈ, ઉમંગ ભરી રામની પાસે આવી. ॥ ૪૩૭ ॥

वदन चंद अरविंद लिये कर, विहँसत मंदर सोहै ॥
राजकुँवर कर पकडि लाडिली, बोली ताके तिरछौहैं ॥ ४३८ ॥
यह चित चोर किशोर भूपके, बडे चोर तुम प्यारे ॥
सुरति हमारि भुलाय सांवरे, सासु समीप सिधारे ॥ ४३९ ॥

ચંદ્ર જેવાં મુખવાળી, રસ ભરેલી રીતે સુંદર મંદ હાસ્ય કરતી અને જેણે હાથમાં કમળ ધર્યું હતું એવી એ લાડીલી રામચન્દ્રજીનો હાથ પકડી, આડી આંખથી જોઇને બોલી કે, ॥૪૩૮॥ "હે પ્યારા રાજકુમાર! તમે ચિત્તની ચોરી કરનારા હોવાથી મોટા ચોર છો. હે શ્યામસુંદર! અમને યાદ પણ નહીં કરતાં, સાસુની પાસે જ બેસી રહ્યા છો." ॥૪૩૯ ॥

उलटी बात कहौ जिन प्यारी, आपन दोष दुराई ॥
तुमहीं रहिउ छिपाय छबीली, सुनत हमारि अवाई ॥ ४४० ॥
हम आये तुम महलन भीतर, तुमहिं न पर्यो जनाई ॥
भलौ सदन तुम्हारो है प्यारी, जहँ सब जाहिं समाई ॥ ४४१ ॥

રામચન્દ્રજી બોલ્યા કે, "હે ભામિની! તમે પોતાના વાંકને છૂપાવીને ઉલટી વાત કરો છો. હે છબીલી! તમે જ અમારૂં આવવું સાંભળીને છૂપાઈ રહ્યાં હતાં. ॥ ૪૪૦ ॥ અમો તમારા મેહેલમાં આવ્યા, તોપણ તે વાતની તમને ખબર ન રહી. હે પ્યારી! તમારૂં ઘર તો બહુ સારૂં છે, કે જેમાં સઘળું સમાઈ જાય છે." ॥ ૪૪૧ ॥

सुनत रामके वचन लाडिली, बोली मृदु मुसकाई ॥
तुमरे घरकी रीति लालजू, यहां न चली चलाई ॥ ४४२ ॥

રામનાં વચન સાંભળી, સિદ્ધિ, કોમળ હાસ્ય કરીને બોલી કે, "હે લાલજી! તમારા ઘરની જે રીત છે, તે અહીં ચલાવી શકાય એમ નથી." ॥ ૪૪૨ ॥

सासु सुनैनाके समीप महँ, देत जवाब बनैना ॥
पानि पकर रघुनंदनजीको, गई लेवाय निज ऐना ॥ ४४३ ॥

સાસુ સુનયનાના સમીપમાં, બરાબર જવાબ દઈ શકાય નહીં, એટલા માટે, તે સિદ્ધિ, રામચન્દ્રજીને હાથ પકડીને બીજા કુમારોની સાથે પોતાના અવાસમાં તેડી ગઈ. ॥ ૪૪૩ ॥

चारि सिंहासन दै तहँ आसन, भरी हुलासन प्यारी ॥
बारहिं बार निहारि वदन छवि, बहु आरती उतारी ॥ ४४४ ॥
मेलि सुकंठ मालती माला, वसननि अतर लगायो ॥
अंचरसो मुख पोंछि रामको, निजकर पान खवायो ॥ ४४५ ॥

ત્યાં પ્યારવાળી સિદ્ધિએ, ચારે કુમારોને, ચાર સિંહાસનો આપી, ઉલ્લાસથી વારંવાર તેઓનાં મુખોની શોભા જોઇને તેઓને ઘણી ઘણીવાર આરતી ઉતારી, ॥ ૪૪૪ ॥ તેઓના કંઠોમાં માલતીની માળાઓ પહેરાવી, વસ્ત્રોપર અત્તર લગાવ્યાં અને પોતાના છેડાથી રામનું મુખ લુઇને, પોતાના હાથથી જ પાન ખવરાવ્યાં. ॥ ૪૪૫ ॥

ललित लवंग कपूर संग धरि, कोउ सखि पान लगावै ॥
कोउ कर पीकदान लिये ठाढी, कोउ सखि चमर डुलावै ॥ ४४६ ॥

કોઈ સખી, સુંદર લવિંગ અને ભીમસેની બરાસ નાખીને, પાન બીડી બનાવવા લાગી, કોઈ સખી પીકદાની લઈને પાસે ઉભી અને કોઈ સખી ચમર ઢોળવા લાગી.૪૪૬

जे निमिराज नेवत सुनि आई, कोटिन राजकुमारी ॥
राम मिलनकी बडी लालसा, कहि न सकै सकुचारी ॥ ४४७ ॥
तिन यह सुन्यो कि सिद्ध सदनमें, आये चारिहु भाई ॥
तुरतै पहुँचीं सबही प्यारीं, जानि सबै सुखदाई ॥ ४४८ ॥

જનક રાજાને ત્યાં, રાજકુમારોનું નિમંત્રણ સાંભળી, રામને મળવાની મોટી લાલસાથી, જે અનેક રાજકન્યાઓ, રાજમહેલમાં આવી હતી, પણ સંકોચને લીધે બોલી શકતી ન હતી, ॥ ૪૪૭ ॥ તેઓને ખબર મળી કે, સિદ્ધિના અવાસમાં ચારે ભાઈઓ આવ્યા છે, એ ખબર મળતાં, તે સઘળી પ્રિય સખીઓ, સુખદાયક સમય જાણીને, સિદ્ધિના અવાસમાં જઈ પહોંચી. ॥ ૪૪૮ ॥

देखि राजकुँवरि सब आई, राम दरशकी प्यासी ॥
अति सन्मान कियो सबहीको, सिद्धि सदन सुखरासी ॥ ४४९ ॥

સુખના સમૂહરુપ રામચંદ્રજીએ, સઘળી રાજકન્યાઓને, પોતાના દર્શનનાં તૃષ્ણાથી આવેલી જોઇને, સિદ્ધિના અવાસમાં જ સર્વને ઘણું સન્માન આપ્યું. ॥ ૪૪૯ ॥

मणिन मौर पर मोतिन कलँगी, अलबेली अति सोहै ॥
राज तियनकी कौन चलावै, मुनियनको मन मोहै ॥ ४५० ॥

રામચન્દ્રજીના મણિમય મુકુટમાં અલબેલી મોતાંની કલંગી, એવી શોભા રહી હતી કે, જેથી મુનિઓનાં મન પણ, મોહિત થઈ જાય, ત્યારે રાજસ્ત્રીઓની તથા રાજ-કન્યાઓની તો શી વાત કરવી. ॥ ૪૫૦ ॥

दो०–मन लोभा शोभा निरखि, भई विवस सुकुमारि ॥
चकित छकित सब रहगई, तन मन दशा विसारि ४५१ ॥

રામની શોભા જોઈ, મન લોભાઈ જવાને લીધે સઘળી રાજકન્યાઓ, પરવશ થઈ ગઈ, ચકિત થઈ ગઈ, છકિત થઈ ગઈ અને તન–મનની દશાને પણ ભૂલી ગઈ. ॥ ૪૫૧ ॥

जो तिय मान अनूप रूप निज, रहीं स्वरूप गुमानी ॥
तेहि लखि राम वदनकी सुखमा, विनही मोल विकानी ॥ ४५२ ॥

જે સ્ત્રીઓ, પોતાના અનુપમ રુપના અભિમાનથી જ ભરી હતી, તેઓ પણ, રામના મુખની પરમ શોભા જોઇને, મૂલ્ય વિના જ વેંચાઈ ગઈ. ॥ ૪૫૨ ॥

अति सुकुमारि राजकुमारि, सिद्धि सहित अनुरागी ॥
तह प्यारी गारी रघुवरको, देन दिवावन लागी ॥ ४५३ ॥

એ અત્યંત સુકુમાર સઘળી રાજકન્યાઓ, સિદ્ધિ સહિત પ્રેમમાં નિમગ્ન થઇ ગઈ. એ સમયમાં સિદ્ધિ, રામચંદ્રજીને ફટાણાં દેવા તથા દેવરાવવા લાગી. ॥ ૪૫૩ ॥

एक सखी कह सुनहु लालजी, यह स्वरूप कहँ पायो ॥
कानन सुन्यो काम अति सुंदर, की तुमको सोई जायो ॥ ४५४ ॥

એક સખી બોલી કે, "હે લાલજી ! સાંભળો, તમે આવું સ્વરુપ ક્યાંથી મેળવ્યું છે ?" અમે કાને સાંભળ્યું છે કે, કામદેવ બહુ રુપાળો છે, તેથી અમો પૂછીએ છીએ કે, 'તમે કામદેવના પુત્ર છો ?' ॥ ૪૫૪ ॥

बोली सिद्धि सुनहु रघुनंदन, तुम हमारा ननदोई ॥
एक बात तुमसों हम पूछै, लाल न राखहु गोई ॥ ४५५ ॥

સિદ્ધિ બોલી કે, "હે રઘુનંદન ! સાંભળો, હે લાલજી ! તમે અમારા નણદોઈ છો, તેથી અમે તમને એક વાત પૂછીએ છીએ. તમે એ વાતને ગુપ્ત રાખશો મા. ॥ ૪૫૫ ॥

होत व्याह सम्बंध सबनको, अपने जातिहि माहीं ॥
निज बहिनी शृंगी ऋषिको तुम, कैसे दियो विवाही ॥ ४५६ ॥
कीं उनको मुनीष लै भाग्यो, की वोई सँग लागी ॥
एती बात बतावहु लालन, तुम रघुवंश अदागी ॥ ४५७ ॥

સર્વનો વિવાહ સંબંધ પોતપોતાની જાતમાં થાય છે, તે છતાં તમે તમારી બ્હેન શાંતાને, શૃંગી ઋષિની સાથે કેમ પરણવા દીધી ? ॥ ૪૫૬ ॥ એ શૃંગી ઋષિ, શાંતાને લઈને ભાગ્યો હતો ? કે શાંતા એની સાથે લાગી હતી ? હે લાલજી ! આ વાત અમને કહી બતાઓ. તમારો રઘુવંશ તો નિષ્કલંક છે." ॥ ૪૫૭ ॥

लषण कह्यो यह सुनहु लाडिली, जेहि विधि जहँ लिखि दीन्हा ॥
तहँ सँयोग होत है ताको, व्याह तौ कर्म अधीना ॥ ४५८ ॥
कहँ हम राजकुँवर रघुवंशी, कहँ विदेह वैरागी ॥
भयो हमारो व्याह तुमारे, विधि गति गनैको भागी ॥ ४५९ ॥
औरो एक हास उर आवै, अचरज है सबकाहू ॥
तुम तौ हौ सिधि वै लक्ष्मीनिधि, नारि नारिभो व्याहू ॥ ४६० ॥

લક્ષ્મણજી બોલ્યા કે, " હે લાડિલી ! સાંભળો, વિધાતાએ, જેને વાસ્તે જેવું લખી દીધું હોય, તેને, તેવો સંયોગ મળે છે. વિવાહ તો કર્મને આધીન છે. ॥ ૪૫૮ ॥ જુવોને અમો રઘુવંશી રાજકુમારો ક્યાં ? અને વેરાગી વિદેહ રાજા ક્યાં ? તમો કે જેઓ વેરાગણો છો, તેઓને ત્યાં અમારો વિવાહ થયો. વિધાતાની ગતિની કોને ખબર પડે છે ? ॥ ૪૫૯ ॥ બીજી પણ એક હસવાની વાત મારા મનમાં આવી છે, અને તે સર્વને આશ્ચર્ય આપે એવી છે. તમે સિદ્ધિ છો અને તમારો પતિ લક્ષ્મીનિધિ, એ શબ્દ તો સ્ત્રીવાચક છે. " ॥ ૪૬૦ ॥

एक सखी कह सुनह लालजी, तुमहिं सकहि को जीती ॥
जाहिर अहै सकल जगमाहीं, तुमरे घरकी रीती ॥ ४६१ ॥
अति उदार करतूति दार सब, अवध पुरीकी बामा ॥
खीर खाय पैदा सुत करतीं, पतिकर कछु नहिं कामा ॥ ४६२ ॥

એક સખી બોલી કે, " હે લાલજી ! તમે સાંભળો. તમને કોણ જિતી શકે ? તમારા ઘરની રીતિ, સઘળા જગતમાં જાહેર છે. ॥ ૪૬૧ ॥ અયોધ્યા પુરીની સઘળી સ્રીઓ, અતિ અદ્‌ભુત કરામતવાળી છે. કારણ કે, જેઓ દૂધપાક ખાઇને જ દીકરા પેદા કરે છે. અને તેઓને દીકરા પેદા કરવામાં સ્વામીઓનો કશો ઉપયોગ જ રહેતો નથી. ( રામ, લક્ષ્મણ વગેરેની ઉત્પત્તિનો વિચાર કરીને આ હાંસી કરી છે. ) ॥ ૪૬૨ ॥

सखी वचन सुन तब रघुनंदन, बोले मृदु मुसकातैं ॥
आपन चाल छिपावहु प्यारी, कहहु आनकी बातैं ॥ ४६३ ॥
कोउ नहिं जन्मे मातु पिता विन, बँधी वेदकी नीती ॥
तुमरे तो महिते सब उपजैं, अस हमरे नहिं रीती ॥ ४६४ ॥

સખીનાં એ વચન સાંભળીને, લક્ષ્મણજી, મંદ હાસ્ય કરતા કરતા બોલ્યા કે, " હે પ્યારી ! તમે પોતાની વાત છૂપાવીને બીજાની શું વાતો કરો છો ? ॥ ૪૬૩ ॥ કોઈ પણ માતા પિતા વિના જન્મે જ નહીં, એ વેદની મર્યાદા મજબૂત છે, પણ તમારા શહેરમાં તો સર્વ પૃથ્વીમાંથી પેદા થાય છે. અમારે ત્યાં એવી રીતિ નથી. ( સીતાજીની ઉત્પત્તિનો વિચાર કરીને આ હાંસી કરી છે. ) ॥ ૪૬૪ ॥

बोली चंद्रकला तेहि औसर, परम चतुर सुकुमारी ॥
सिद्धि कुँवरि की लहुरी भगिनी, लक्ष्मीनिधिकी सारी ॥ ४६५ ॥
लरिकाई ते रह्यो लालजी, तुम तपस्विन संग माहीं ॥
ये छल छंद फंद कहँ पाये, सत्य कहो हम पाहीं ॥ ४६६ ॥
की मुनि नारिनके सँग सीखे की निज भगिनी पासैं ॥
मीठो सीठो स्वाद लालजी, बिन चाखे नहिं भासैं ॥ ४६७ ॥

આ અવસરમાં પરમ ચતુર અને સુકુમાર અંગોવાળી ચંદ્રકળા, કે જે સિદ્ધિના ન્હાની બ્હેન અને લક્ષ્મીનિધિની સાળી હતી, ॥ ૪૬૫ ॥ તે બોલી કે, "હે લાલજી ! તમે તો બાલકપણથી જ મુનિઓની સોબતમાં રહ્યા છો. તે છતાં, તમને આ છલફંદ ક્યાંથી આવડ્યા ? એ અમને કહો. ॥ ૪૬૬ ॥ આ તે નારદ મુનિની સોબતથી શીખ્યા છો ? કે તુમારી બેન શાંતાની પાસેથી શીખ્યા છો ? હે લાલજી ! કેમ કે ખારા મીઠા સ્વાદનું જ્ઞાન ચાખ્યા વિના થવું સભવતું નથી. " ॥ ૪૬૭ ॥

बोले भरत भली कह सजनी, तुम हुतो अबै कुमारी ॥
वर्णहु पुरुष संगकी बातै, सो कहँ सीखेहु प्यारी ॥ ४६८ ॥
रहे मुनिन सँग ज्ञान सिखनको, सो सब सुने सुनाये ॥
कामिनि कामकला अब सीखन, हम तुमरे ढिग आये ॥ ४६९ ॥

ભરતજી બોલ્યા કે, " હે સખી ! તમે ઠીક કહો છો. પણ તમે જ જવાબ આપો કે, હજી સુધી તમે કુંવારાં છો, તે છતાં, આ પુરુષોના સંગની વાતો કરો છો, તે ક્યાંથી શીખ્યાં છો ? ॥ ૪૬૮ ॥ અમો જ્ઞાન શીખવાને વાસ્તે, મુનિઓની સોબતમાં રહ્યા હતા. તે સઘળું જ્ઞાન, અમોએ સાંભળ્યું છે અને મુનિઓએ સંભળાવ્યું છે. હે કામિની ! હવે અમો કલા શીખવાને વાસ્તે તમારી પાસે આવ્યા છીએ. ॥ ૪૬૯ ॥

सिद्धि कह्यो तब सुनहु भरतजी, ऐसे तुम न बखानौ ॥
तुमरी तौ गनती साधुनमें, लोक बात का जानौ ॥ ४७० ॥

સિદ્ધિ બોલી કે, " હે ભરતજી ! તમે આમ નહીં બોલો. તમારી ગણતરી સાધુઓમાં છે તમે સંસારની વાતોમાં શું સમજો ? " ॥ ૪૭૦ ॥

भरत कह्यो तुम सांचि कहतहौ, हम साधु परकाजी ॥
ऐसी सेवा करौ कामिनी, जामें होंय हम राजी ॥ ४७१ ॥
आये ऐन अपूरब योगी अस, निज मन गुणि लीजे ॥
अधर सुधारसको दै भोजन, अतिथे पूजन कीजे ॥ ४७२ ॥

ભરતજી બોલ્યા કે, " તમે સાચું કહો છો. અમે સાધુ છીએ અને સાધુ હોવાથી પરાયાં કામો સિદ્ધ કરીઓ છીએ. માટે તમે અમારી એવી સેવા કરો કે, જેમાં અમે રાજી થઈએ. ॥ ૪૭૧ ॥ તમારે ઘેર અપૂર્વ યોગી આવ્યા છીએ, એમ મનમાં સમજી લ્યો અને અધરામૃતરુપી ભોજન આપીને અતિથિઓનો સત્કાર કરો. " ॥ ૪૭૨ ॥

एक सखी यहै सुनहु सबै मिलि, इनकी एक बडाई ॥
ऋषि मख राखन गये कुंवर ये, तहं हम अस सुधिपाई ॥ ४७३ ॥
इनको सुन्दर देख काम वश, तिया ताडका आई ॥
सो करतूति न भई लालसों, मारेहु तेहि खिसियाई ॥ ४७४ ॥

એક સખી બોલી કે, " સર્વે મળીને આ રાજકુમારોની મોટાઇ સાંભળો. અમને ખબર મળી છે કે, આ કુંવર ઋષિના યજ્ઞનું રક્ષણ કરવાને વાસ્તે ગયા હતા. ॥ ૪૭૩ ॥ એમને રુપાળા જોઇ, એક તાટકા નામની સ્ત્રી કામદેવને વશ થઈ આવી હતી. ત્યાં આ લાલજીથી એ સ્ત્રીનું ધારેલું કામ બની શકયું નહીં, તેથી ખીજાઇને પછી એને મારી જ નાખી. " ॥ ૪૭૪ ॥

बोले रिपुहन सुनहु भामिनी, नाहक दोष न दीजै ॥
जो करतूति बनी नहिं उनते, सो हमसे भरि लीजै ॥ ४७५ ॥
विन जाने करतूति सबनको, तुम्हरे घरभो ब्याहू ॥
सोउ पछिताव न रही पियारी, अब करि येहु समाहू ॥ ४७६ ॥
जाके हित तुम रोष बढावहु, सो मति करहु उपाई ॥
वैसिन सेवामें तुम्हरे हम, हाजिर चारिउ भाई ॥ ४७७ ॥

શત્રુઘ્ન બોલ્યા કે, "હે ભામિની ! નાહક દોષ દ્યો મા. અમારાથી જે કર્ત્તવ્ય બન્યું નહીં, તે હવે અમારી પાસેથી ભરી લ્યો. ॥૪૭૫॥ અમારૂં કર્ત્તવ્ય જાણ્યા વિના અમારો સર્વનો વિવાહ તમારો ઘેર થયો છે, તેથી તમો પસ્તાતાં હશો. તો હવે અમારૂં કર્ત્તવ્ય જોઈ લ્યો, કે જેથી તે વિષે પસ્તાવો રહે નહીં. ॥ ૪૭૬ ॥ જેથી તમારા મનને શંકા રહ્યા કરે એવો રસ્તો નહીં લ્યો, જેથી તમારી શંકા ટળી જાય એવી તમારી સેવા કરવાને અમો ચારે ભાઇઓ હાજર છીએ. " ॥ ૪૭૭ ॥

सुनि वाणि रिपुदवन लालकी, बोली कोउ सकुमारी ॥
कहँ पाई एती चतुराई, कहिये लाल विचारी ॥ ४७८ ॥

की कहुं मिली नारि गुण आगर, की गणिकन संग कीन्हो ॥
तीनो भाइनते तुम्हरे महँ, लखियतु चिह्न नवीनो ॥ ४७९ ॥

શત્રુઘ્નનાં વચન સાંભળીને કોઈ વનિતા બોલી કે, "હે લાલજી ! તમે આ ચતુરાઈ ક્યાંથી શીખ્યા છો ? એ વિચારીને કહો. ॥ ૪૭૮ ॥ કાં તો તમને સદ્‌ગુણોવાળી કોઈ સ્ત્રી મળી છે અને કાં તો તમે ગણિકાની સોબત કરી છે. કેમ કે ત્રણે ભાઇઓ કરતાં, તમારામાં નવું ચિહ્ન જોવામાં આવે છે." ॥ ૪૭૯ ॥

रिपुहन कह भल कह्यो भामिनी, भेदिया भेदहि जानै ॥
गणिका नारिन हूंते सौगण, तुम्हैं अधिक हम मानै ॥ ४८० ॥
हमरो तुम्हरो चिह्न लाडिली, एकै भांति लखाई ॥
तातें सखी हमारि तुम्हारी, चाही अवशि सगाई ॥ ४८१ ॥

શત્રુઘ્ન બોલ્યા કે, "હે ભામિની ! તમે સાચું કહો છો. ભેદીઆને જ ભેદની ખબર પડે. અમો તમને ગણિકાથી પણ સોગણું અધિક સમજીએ છીએ. ॥૪૮૦॥ હે લાડિલી ! અમારાં અને તમારાં ચિહ્નો એક સરખાં જ જોવામાં આવે છે, તેથી અમારી અને તમારી સગાઈ અવશ્ય થવી જોઈએ." ॥ ૪૮૧ ॥

सुनि नव उक्ति की बातैं, बोली सिधि सुकुमारी ॥
सुनिये रसिकराय रघुनंदन, आनँद कंद विहारी ॥ ४८२ ॥
अति अभिराम कामहू मोहत, मूरति देखी तुम्हारी ॥
कैसे बची होंयगी तुमते, अवधपुरीकी नारी ॥ ४८३ ॥

નવીન ઉક્તિઓવાળી વાતો સાંભળીને સુકુમારી સિદ્ધિ બોલી કે, "હે રસિકરાજ ! હે રઘુનંદન ! હે આનંદના કંદ ! હે વિહારી ! મારી વાત સાંભળો. ॥ ૪૮૨ ॥ આ તમારી મૂર્ત્તિ કે જે કામદેવને પણ મોહિત કરે એવી અત્યંત સુંદર છે, તેને જોઈને અયોધ્યાની સ્ત્રીઓ તમારાથી કેમ બચી હશે ?" ૪૮૩ ॥

दो०—यों कहि रही चुपाय सुन्दरी, सिद्धि कुँवरि सुख ऐना ॥
ताको हाथ पकरि रघुनंदन, बोले अति मृदु बैना ॥ ४८४ ॥
जस मर्यादा जगतकी, बांधि दियो करतार ॥
राजा रंक यती सती, करत सोई व्योहार ॥ ४८५ ॥
अनुचित उचित विचारि लोग सब, तहँ तस राखत भावा ॥
तुमतौ अपने कस जानतिहौ, सबहीके रस चावा ॥ ४८६ ॥

એટલું બોલીને સુખના સ્થાનકરૂપ સિદ્ધિકુમારી ચૂપ રહેતાં, રામચન્દ્રજી, તેનો હાથ પકડીને અતિ મધુર વચનો બોલ્યા કે, ॥ ૪૮૪ ॥ "પરમેશ્વરે જગતની જેવી મર્યાદા બાંધી દીધેલી છે, તે પ્રમાણે જ રાજા, રંક, સંન્યાસી અને સતી, વ્યવહાર કરે છે. ॥ ૪૮૫ ॥ સર્વ લોકો, યોગ્યાયોગ્યનો વિચાર કરીને ત્યાં તેવો ભાવ રાખે છે. તમે તો

સર્વના સ્વભાવને તમારા પોતાના સ્વભાવ જેવો જ જાણો છો, તેથી તમો જેવાં રસિક છો, તે પ્રમાણે સર્વને રસિક જાણતાં હશો." ॥ ૪૮૬ ॥

यह सुनि भरत लषण रिपुसूदन, हँसे सकल दै तारी ॥
सिद्धि आदि सब राजकुमारी, तेउ अति भई सुखारी ॥ ४८७ ॥

આ સાંભળી ભરત, લક્ષ્મણ તથા શત્રુઘ્ન, એ સર્વ, પરસ્પરને તાળી દઇને હસ્યા અને સિદ્ધિ આદિ સઘળી રાજકન્યાઓ તેથી અત્યંત પ્રસન્ન થઈ ॥ ૪૮૭ ॥

ते तुम सबै प्रेमकी मूरति, सूरतिकी बलिहारी ॥
सिद्धि आदि सब राजकुमारी, मोहिं प्राणहु ते प्यारी ॥ ४८८ ॥
तुमरे हिय अभिलाष आजु जो, सो भांति पुजै हौं ॥
लोककि लाज बचाय भाडिली, तुमते विलग न ह्वैहौं ॥ ४८९ ॥
हम सब भांति तुम्हारे सांवलि, तुम सब भांति हमारी ॥
सत्य सत्य ये सत्य वचन मम, मानहु राजकुमारी ॥ ४९० ॥

વળી રામચંદ્રજી બોલ્યા કે, "હે સખીઓ! હે સિદ્ધિ વગેરે સર્વ રાજકુમારીઓ! તમો સઘળી પ્રેમની મૂર્તિરૂપ છો. તમોપરથી બલિહારી જઈએ. તમો મને પ્રાણથી પણ અધિક અધિક પ્યારી છો. ॥ ૪૮૮ ॥ તમારાં અંતઃકરણોમાં જે જે અભિલાષા છે, તે તે અભિલાષા પૂર્ણ કરીશ. હે લાડીલીઓ! લોક લાજને બચાવતાં, અમો તમારાથી અલગ નહીં જ રહેશું. ॥ ૪૮૯ ॥ હે સુંદરિઓ! અમો સઘળી રીતે તમારા છીએ અને તમો સઘળી રીતે અમારી છો. હે રાજકુમારિઓ! આ મારાં વચનને તમો સત્ય સત્ય અને સત્ય જ માનજો." ॥ ૪૯૦ ॥

दो०—रघुनंदनके वचन सुनि, खुल गये हृदय किंवार ॥
बढ्यो प्रेम सब तियनके, तनिकहु नहिं संभार ॥ ४९१ ॥

રામચંદ્રજીનાં વચનો સાંભળી, સર્વ સ્ત્રીઓનાં હૃદયોનાં કમાડો ઉઘડી ગયાં. (અજ્ઞાનો ટળી ગયાં.) સર્વ સ્ત્રીઓને પ્રેમ વધ્યો અને શરીર વગેરેની જરા પણ સંભાળ રહી નહીં. ॥ ૪૯૧ ॥

पुनि धरि धीरज अली भली विधि, जोरि पंकरूह पानी ॥
सिद्धि आदि सब राजकुमारी, बोलीं अति मृदु बानी ॥ ४९२ ॥
धन्य भाग्य हमरे रघुनंदन, हमते बड कोउ नाहा ॥
बूडत रही जगतसागरमें, राखि लीन्ह गहि बाहीं ॥ ४९३ ॥
प्रति उपकार होत नहिं हमते, जस तुम कीन्हे हु प्यारे ॥
चंद्र समान होय नहिं कबहुं, जुरहिं हजारन तारे ॥ ४९४ ॥
जेहि जेहि योनि करमवश हमको, जनम विधाता देही ॥
तहँ तहँ रसिकराय रघुनंदन, तुमही मिलहु सनेही ॥ ४९५ ॥

बरू विधि कोटिन करै यातना, या तनु छनु छनु छूटै ॥
हमरी तुमरी लगन लाडिले कौनो जन्म न टूटै ॥ ४९६ ॥

પછી પરસ્પરમાં સખીઓ એવી સિદ્ધિ આદિ સઘળી રાજકન્યાઓ, ધીરજ ધરી, ભલા પ્રકારથી કમળો જેવા હાથ જોડીને, અતિ કોમળ વાણી બોલી કે, ॥ ૪૯૨ ॥ "હે રઘુનંદન ! અમો ધન્ય ભાગ્ય છીએ. અમારાથી જગતમાં કોઈ પણ મોટું નથી. અમો સંસારરૂપી સમુદ્રમાં ડબી જતી હતી, ત્યાંથી તમે બાંહ પકડીને બચાવી લીધી છે. ॥ ૪૯૩ ॥ હે પ્યારા ! તમે જે કાંઈ ઉપકાર કર્યો છે, તેનો બદલો અમારાથી વાળી શકાય એમ નથી. હજારો તારાઓ ભેળા થાય, તોપણ કદી ચંદ્રની બરાબરી કરી શકે કે ? ॥ ૪૯૪ ॥ હે રસિકરાજ રઘુનંદન ! વિધાતા, અમોને અમારાં કર્મ પ્રમાણે જે જે અવતાર આપે, તે તે અવતારમાં અમોને તમો જ સ્નેહી મળજો. ॥ ૪૯૫ ॥ હે લાડિલા ! વિધાતા, ચાહે તો અમોને કરોડો પ્રકારનાં દુઃખો આપે અથવા ક્ષણે ક્ષણે અમારાં શરીરો છૂટી જાય, તોપણ અમોને તમારામાં પ્રાપ્ત થયેલો પ્રેમ, કોઈ પણ જન્મમાં ન ત્રૂટે એટલું માગીએ છીએ. ॥ ૪૯૬ ॥

सुनि वानी करुणारस सानी, रघुवर अंतर जानी ॥
मन मान्यो सब राजकुमारिन, कहि कहि कोमल वानी ॥ ४९७ ॥

અંતર્યામી રામચંદ્રજીએ, કરુણારસથી ભરેલી વાણી સાંભળી, કોમળ વચનો બોલી બોલીને સર્વ રાજકુમારિઓનાં મન મનાવ્યાં. ॥ ૪૯૭ ॥

सबसों विदा मांगि रघुनंदन, अनुज सहित पग धारे ॥
निकसे मानहु सिद्धि महलते, चारि चंद्र छबिवारे ॥ ४९८ ॥

સર્વની રજા માગીને, સિદ્ધિના રાજમેહેલમાંથી, રામચંદ્રજી આદિ ચારે ભાઇઓ નિકળ્યા, તે જાણે એ મેહેલમાંથી શોભાવાળા ચાર ચંદ્રો નિકળ્યા હોયની શું ! એવા શોભવા લાગ્યા. ॥ ૪૯૮ ॥

दो०–विदा सासुसे होय पुनि, आये सब जनवास ॥
बढत छिनहिं छिन जनकपुर, आनँद परम हुलास ॥ ४९९ ॥

રામચંદ્રજી આદિ ચારે ભાઈઓ, ફરીવાર સાસુની પાસેથી વિદાય થઈ, જાનીવાસે આવ્યા. જનક પુરમાં ક્ષણે ક્ષણે આનંદ અને પરમ ઉલ્લાસ વધવા લાગ્યા. ॥ ૪૯૯ ॥

रामकलेवा समाप्त.[1]

चौ०–नित नूतन मंगल पुरमाहीं । निमिष सरिस दिन यामिनि जाहीं ॥
बडे भोर भूपति मणि जागे । याचक गुण गण गावन लागे ॥ १ ॥
देख कुँवर वर वधुन समेता । किमि कहि जाय मोद मन जेता ॥
प्रातक्रिया करि गये गुरु पाहीं । महा प्रमोद प्रेम मनमाहीं ॥ २ ॥
करि प्रणाम पूजा कर जोरी । बोले गिरा अमिय जनु बोरी ॥

---

૧ અહીં સુધી ક્ષેપક છે.

तुम्हरी कृपा सुनिय मुनि राजा । भयउ आज मम पूरण काजा ॥ ३ ॥
अब सब विप्र बुलाय गुसांई । देहु धेनु सब भांति बनाई ॥
सुनि गुरु करि महिपाल बडाई । पुनि पठये मुनि वृंद बुलाई ॥ ४ ॥

જનક પુરમાં નિત્ય નિત્ય મંગલ વર્ત્તાવા માંડયું અને રાત્રિ દિવસો, નિમેષની પેઠે વ્યતીત થવા લાગ્યાં. મોટે પરોઢીએ દશરથ રાજા જાગ્યા અને યાચક લોકો, તેમન ગુણોના સમૂહોને ગાવા લાગ્યા. ॥ ૧ ॥ કુંવરોને ઉત્તમ વહૂઓસહિત જોઈ, રાજાના મનમાં જેટલો આનંદ થયો, તેટલો શી રીતે કહ્યો જાય ? જેમના મનમાં મોટો આનંદ વ્યાપી રહ્યો હતો એવા દશરથ રાજા, પ્રાતઃકાલની ક્રિયાઓ કરી, વસિષ્ઠ ગુરુની પાસે જઈ ॥ ૨ ॥ પ્રણામ કરી, પૂજા કરી, હાથ જોડીને જાણે અમૃતના રસમાં ભીંજાવી હોય એવી વાણી બોલ્યા કે, " હે મુનિરાજ ! સાંભળો, આજ આપની કૃપાથી મારૂં કાર્ય પૂરૂં થયું છે. ॥ ૩ ॥ હે સ્વામી ! હવે સર્વ બ્રાહ્મણોને બોલાવી, તેઓને સર્વ પ્રકારે શણગારેલી ગાયોનાં દાનો આપો." રાજાનાં વચનો સાંભળી, તેમની પ્રશંસા કરીને વસિષ્ઠજીએ, મુનિઓના સમૂહોને બોલાવ્યા. ॥ ૪ ॥

दो०—वामदेव अरु देव ऋषि, वाल्मीकि जाबालि ॥
आये मुनिवर निकर तब, कौशिकादि तपशालि ॥ ५०० ॥

વસિષ્ઠના બોલાવવાથી વામદેવ, નારદજી, વાલ્મીકિ, જાબાલિ અને વિશ્વામિત્ર આદિ મહા તપસ્વી મુનિવરોનો સમૂહ, દશરથ રાજાની પાસે આવ્યો. ॥ ૫૦૦ ॥

चौ०—दंड प्रणाम सबहि नृप कीन्हा । पूजि सप्रेम वरासन दीन्हा ॥
चारि लक्ष वर धेनु मँगाई । कामसुरभि सम शील सुभाई ॥ १ ॥
सब निधि सकल अलंकृत कीन्ही । मुदित महीप ऋषिन कहँ दीन्ही ॥
करत विनय बहु विधि नर नाहू । लहेउ आजु जगजीवन लाहू ॥ २ ॥
पाइ अशीश मुनीश अनंदा । लिये बोलि पुनि याचक वृंदा ॥
कनक वसन मणि हय गज स्यन्दन । दिये बूझि रूचि रविकुल नंदन ॥ ३ ॥
चले पढत गावत गुण गाथा । जय जय जय दिनकर कुलनाथा ॥
इहि विधि राम विवाह उछाहू । सकै न वरणि सहस मुख जाहू ॥ ४ ॥

રાજાએ, સર્વને દંડવત્પ્રણામ કરી, પ્રેમથી પૂજીને ઉત્તમ આસનો આપ્યાં. પછી કામધેનુના જેવા સ્વભાવવાળી સુંદર ચાર લાખ ગાયો મગાવી, ॥ ૧ ॥ તેઓને સઘળી રીતે શણગારી, આનંદથી તે ઋષિઓને આપીને, ' આજ મેં જગતમાં જીવવાનો લાભ લીધો.' એમ ઘણો ઘણો વિનય કર્યો. ॥ ૨ ॥ ઋષિઓના આશીર્વાદ મેળવીને, તે પછી વળી આનંદથી યાચક લોકોના સમૂહોને બોલાવ્યા. રાજાએ, યાચકોની રુચિ જોઈ જોઇને તેઓને સુવર્ણો, વસ્ત્રો, મણિઓ, ઘોડાઓ, હાથીઓ અને રથો આપ્યા. ॥ ૩ ॥ યાચક લોકો, ' હે સૂર્યવંશીઓના અધિપતિ ! જય, જય, જય, ' એમ બોલી, ગુણોની ગાથાઓ બોલતા બોલતા ત્યાંથી ગયા. આ પ્રમાણે, રામચંદ્રજીના વિવાહનો ઉત્સવ થયો, કે જેનું હજાર મુખોવાળાથી પણ વર્ણન બની શકે નહીં. ॥ ૪ ॥

दो०–बार बार कौशिक चरण, शीश नाय कह राउ ॥
यह सब सुख मुनिराज तव, कृपा कटाक्ष प्रभाउ ॥ ५०१ ॥

દશરથ રાજાએ, વારંવાર વિશ્વામિત્રનાં ચરણોમાં માથું નમાવીને કહ્યું કે, "હે મુનિરાજ! મને જે આ સુખ મળ્યું, તે સઘળું આપનાં કૃપા કટાક્ષનો પ્રભાવ છે." ૫૦૧

चौ०–जनक सनेह शील करतूती । नृप सब भांति सराह विभूती ॥
नित उठि बिदा अवधपति मांगा । राखहिं सहित जनक अनुरागा ॥ १ ॥
नित नूतन आदर अधिकाई । दिन प्रति सहसभांति पहुनाई ॥
नित नव नगर अनंद उछाहू । दशरथ गमन सुहाय न काहू ॥ २ ॥
बहुत दिवस बीते इहि भांती । जनु सनेह रजु बँधे बराती ॥
कौशिक शतानंद तब जाई । कही विदेह नृपहि समुझाई ॥ ३ ॥
अब दशरथ कहँ आयसु देहू । यद्यपि छांडि न सकहु सनेहू ॥
भलेहि नाथ कहि सचिव बुलाये । कहि जयजीव शीश तिन नाये ॥ ४ ॥

દશરથ રાજા જનક રાજાનાં સ્નેહ, શીલ, કામ અને સંપત્તિ, એઓનાં સર્વ રીતે વખાણ કરવા લાગ્યા. એ રાજા, દરરોજ ઉઠીને વિદાય માગતા હતા, પણ જનક રાજા, સ્નેહને લીધે વિદાય નહીં આપતા હતા. ॥ ૧ ॥ દરરોજ નિત્ય નવીન આદરની અધિકતાથી અનેક પ્રકારની મેહેમાનીઓ કરવામાં આવતી હતી. નગરમાં નિત્ય નવો આનંદ અને ઉત્સાહ જામી રહ્યો હતો. દશરથ રાજાનું જવું કોઈને પણ ગમતું ન હતું. ॥ ૨ ॥ આ પ્રમાણે જનકની પ્રીતિરુપી દોરીથી બંધાઈ રહેલી જાનને ઘણા દિવસો વીતી જતાં, એક દિવસ વિશ્વામિત્ર અને શતાનંદ, એઓએ જઈ, જનક રાજાને સમજાવીને કહ્યું કે, ॥ ૩ ॥ જો કે તમે સ્નેહ છોડી શકતા નથી, તોપણ હવે દશરથ રાજાને આજ્ઞા આપો." જનક રાજાએ, 'હે સ્વામી! ત્યારે ભલે, એમ કહીને મંત્રીઓને બોલવતાં, મંત્રીઓએ આવી, 'જય, ચિરંજીવ' એમ કહીને માથાં નમાવ્યાં. ॥ ૪ ॥

दो०–अवध नाथ चाहत चलन, भीतर करहु जनाव ॥ ॥
भये प्रेमवश सचिव सुनि, विप्र सभासद राव ॥ ५०२ ॥

જનક રાજાએ, મંત્રીઓને, "હવે દશરથ રાજા અહીંથી વિદાય થવા ઇચ્છે છે, માટે રાણિવાસમાં જઈને ખબર આપો." એમ આજ્ઞા કરતાં, મંત્રીઓ, બ્રાહ્મણો, સભાસદો, અને પટવતો, પ્રેમવશ થઇ ગયા. ॥ ૫૦૨ ॥

चौ०–पुरवासी सुनि चली बराता । पूंछत विकल परस्पर बाता ॥
सत्य गमन सुनि सब बिलखाने । मनहुँ सांझ सरसिज कुँभलाने ॥ १ ॥
जहँ जहँ आवत बसे बराती । तहँ तहँ सीध चला बहु भांती ॥
विविध भांति मेवा पकवाना । भोजन साज न जाय बखाना ॥ २ ॥
भरि भरि वसह अपार कहारा । पठये जनक अनेक सुआरा ॥
तुरँग लाख रथ सहस पचीशा । सकल सवाँरे नख अरू शीशा ॥ ३ ॥

मत्त सहसदश सिंधुर साजे । जिनहिं देखि दिशि कुंजर लाजे ॥
कनकवसन मणि भरि भरि याना । महिषी धेनु वस्तु विधि नाना ॥ ४ ॥

પુરવાસીઓ, જાનને ચાલવાનું સાંભળી, વ્યાકુલ થઈને પરસ્પરને પૂછવા લાગ્યાં અને જવાની ખરી ખબર સાંભળીને, સાયંકાલનાં કમળોની પેઠે કરમાઈ જવા લાગ્યાં. ॥ ૧ ॥ જનક રાજાએ, રસ્તામાં જાનના ઉતારાઓ મુકરર કરીને, તે તે ઉતારાઓમાં અનેક પ્રકારના સીધા, વિવિધ મેવા, પકવાંનો તથા ભોજનની સામગ્રીઓ, અગાઉથી મોકલી દીધી, કે જેઓનાં વખાણ કર્યાં જાય એમ નથી. ॥ ૨ ॥ એ સઘળી સામગ્રીઓ લાવી ઘણા ઘણા બળધોપર નાંખીને તથા ભોઈ લોકો પાસે ઉપડાવીને રવાના કરી અને અનેક રસોઇઆઓ પણ મોકલ્યા. જનક રાજાએ, બીજી વાર પણ નખોથી તે માથાપર્યંત શણગારેલા એક લાખ ઘોડા, પચીશ હજાર રથ, ॥ ૩ ॥ જેઓને જોઈને દિગ્ગજો પણ લાજે એવા સાજેલા દશ હજાર મદોન્મત્ત હાથીઓ, ગાડાંઓ ભરી ભરીને સુવર્ણો, વસ્ત્રો તથા મણિઓ અને એવી જ રીતે ગાયો, ભેંસો તથા બીજી પણ અનેક જાતની વસ્તુઓ દાયજામાં આપી. ॥ ૪ ॥

दो०—दाइज अमित न सकिय कहि, दीह्न विदेह बहोरि ॥
जो अवलोकत लोकपति, लोक संपदा थोरि ॥ ५०३ ॥

જનક રાજાએ, આ બીજીવારનો દાયજો એટલો બધો અપરિમિત આપ્યો કે, જેનું લેખું કરી શકાય નહીં અને જેને જોઈને ઇંદ્રાદિક લોકપાલોના લોકોની સંપત્તિઓ પણ અલ્પ લાગે. ॥ ૫૦૩ ॥

चौ०—सब समाज इहि भांति बनाई । जनक अवधपुर दीन्ह पठाई ॥
चलिहि वरात सुनत सब रानी । विकल मीन गण जनु लघु पानी ॥ १ ॥
पुनि पुनि सीय गोद करि लेहीं । देइ अशीश सिखावन देहीं ॥
होइ हहु संतत पियहि पियारी । चिर अहि वात अशीश हमारी ॥ २ ॥
सासु श्वशुर गुरु सेवा करहू । पति रूख लखि आयसु अनुसरहू ॥
अति सनेहु वश सखी सयानी । नारि धर्म सिखवहिं मृदु बानी ॥ ३ ॥
सादर सकल कुँवरि समुझाई । रानिन बार बार उर लाई ॥
बहुरि बहुरि भेंटहिं महतारी । कहहिं विरंचि रची कत नारी ॥ ४ ॥

આ પ્રમાણે જનક રાજાએ સઘળો રસાલો તૈયાર કરીને અયોધ્યા તરફ ચાલતો કર્યો. સઘળી રાણીઓ, જાનને ચાલવાનું સાંભળતાં, થોડાં પાણીમાં રહેલાં માછલાંઓની પેઠે વિહ્વલ થઈ, ॥ ૧ ॥ સીતાજીને વારંવાર ખોળામાં લેવા લાગી, આશિષો દેવા લાગી અને શીખામણો દેવા લાગી કે, "તમે, તમારા પતિને સર્વદા પ્યારાં રહેજો, લાંબા કાળ સુધી એહેવાતણ ભોગવજો, ॥ ૨ ॥ સાસુઓની, સસરાની તથા ગુરુની સેવા કરજો અને પતિનો સ્વભાવ જાણી લઇ, તેની આજ્ઞાને અનુસરજો." પ્રવીણ સખીઓ પણ, અત્યંત સ્નેહને વશ થઈ, કોમળ વાણીથી સ્ત્રીઓના ધર્મો શીખવવા લાગી. ॥ ૩ ॥

માતાઓ, સઘળી કુંવરીઓને પ્રેમથી વારંવાર છાતીમાં લગાવી, સઘળી રીતો સમજાવવા લાગી. સુનયના, વારંવાર મળી મળીને બોલવા લાગી કે, "વિધાતાએ સ્ત્રીજાતિનો શા માટે બનાવી હશે?" ॥ ૪ ॥

दो०—तेहि अवसर भाइन सहित, राम भानु कुल केतु ॥
चले जनक मंदिर मुदित, विदा करावन हेतु ॥ ५०४ ॥

આ સમયમાં સૂર્યકુલના ધ્વજરુપ રામચંદ્રજી વિદાય કરાવવાને વાસ્તે ભાઈઓ સહિત પ્રસન્ન મનથી જનક રાજાના દરબાર તરફ ચાલ્યા. ॥ ૫૦૪ ॥

चौ०—चारिउ भाई सुभाय सुभाये । नगर नारि नर देखन धाये ॥
कोउ कह चलन चहत हहिं आजू । कीन्ह विदेह विदाकर साजू ॥ १ ॥
लेहु नयन भर रूप निहारी । प्रिय पाहुने भूप सुत चारी ॥
को जाने केहि सुकृत सयानी । नयन अतिथि कीन्हे विधि आनी ॥ २ ॥
मरण शील जिमि पाव पियूखा । सुरतरू लहै जन्म कर भूखा ॥
पाव नारकी हरि पद जैसे । इनकर दर्शन हमको तैसे ॥ ३ ॥
निरखि राम शोभा उर धरहू । निज मन फणि मूरति मणि करहू ॥
इहि विधि सबहि नयन फल देता । गये कुँवर सब राज निकेता ॥ ४ ॥

સ્વભાવથી જ શોભી રહેલા એ ચારે ભાઈઓને, જોવાને વાસ્તે નગરનાં સઘળાં માણુસો દોડયાં. કોઇ કહેવા લાગ્યાં કે, "જાન આજ જ ચાલવા ઇચ્છે છે અને જનક રાજાએ વિદાયગીરીની સામગ્રી તૈયાર કરી લીધી છે." અથવા કોઈ કહેવા લાગ્યાં કે, "વિદેહ રાજા (જનક રાજા), આ જાનને ચલાવવા ઇચ્છે છે પણ તેણે આ પોતાના વિદેહપણાંને (દેહાભિમાનથી રહિતપણાંને–જ્ઞાનીપણાંને) વિદાય કરવાની જ તૈયારી કરી છે. જાન ચાલવાથી વિદેહ રાજા જ્ઞાનને ભૂલી જઈને વિયોગથી આતુર થઈ જશે." અથવા કોઇ કહેવા લાગ્યાં કે, "વિદેહ રાજા આજ જાનને ચલાવવા ઇચ્છે છે અને વિદાયગિરીની તૈયારી કરે છે, માટે ખરેખર વિદેહ જ છે. દેહાભિમાનથી રહિતપણાંને લીધે, તેને પોતાના શરીરનું પણ ભાન નથી, ત્યારે આપણાં દુઃખનું ભાન તો કયાંથી જ હોય,?" ॥ ૧ ॥ કોઈ સ્ત્રીઓ કહેવા લાગી કે, "આપણા પ્રિય મેહેમાન ચારે રાજકુમારોનાં રુપોને નેત્રો ભરી જોઈ લ્યો. કોણ જાણે વિધાતાએ આપણાં કયાં પુણ્યોથી આ રાજકુમારોને લાવી આપણાં નેત્રોના અતિથિરુપ કર્યા છે?" ॥૨॥ કોઈ કહેવા લાગ્યાં, કે, "જેમ મરવાના સ્વભાવવાળા પ્રાણીઓને અમૃત મળી જાય, તેમ જન્મથી ભૂખે મરતાં માણુસોને કલ્પવૃક્ષ મળી જાય અને જેમ નરકના જીવોને હરિનું પદ મળી જાય તેમ આપણુને આ રાજકુમારોનું દર્શન મળ્યું છે." ॥૩॥ કોઈ કહેવા લાગ્યાં કે, "રામની શોભાને જોઈને હૃદયમાં ધરી લ્યો અને પોતાનાં અંતઃકરણરુપી સર્પની ઉપર રામની મૂર્ત્તિને મણિની પેઠે રાખી લ્યો." આ પ્રમાણે સર્વે લોકોને નેત્રોનું ફળ આપતા ચારે કુમારો જનકરાજાના દરબારમાં ગયા. ॥ ૪ ॥

दो०—रुपसिंधु सब बंधु लखि, हरषि उठीं रनिवासु ॥
करहिं निछावरि आरती, महामुदित मन सासु ॥ ५०५ ॥

રુપના સમુદ્રોરુપ એ ચારે ભાઈઓને જોઈ, રાણીવાસની સ્ત્રીઓ, હર્ષથી ઉભી થઈ. મનમાં બહુ જ રાજી થતી સાસુ, નોછાવર અને આરતી કરવા લાગી. ॥ ૫૦૫ ॥

चौ०—देखि राम छबि अति अनुरागीं । प्रेम बिवस पुनि पुनि पद्लागीं ॥
रही न लाज प्रीति उर छाई । सहज सनेह बरणि किमि जाई ॥ १ ॥
भाइन सहित उबटि अन्हवाये । छ रस अशन अतिहेतु जिमाये ॥
बोले राम सुअवसर जानी । शील सनेह सकुचमय बानी ॥ २ ॥
राउ अवधपुर चहत सिधाये । बिदा होनहित हमहिं पठाये ॥
मातु मुदित मन आयसु देहू । बालक जानि करब नित नेहू ॥ ३ ॥
सुनत वचन बिलखेउ रनिवासू । बोलि न सकहिं प्रेमवश सासू ॥
हृदय लगाय कुँवरि सब लीन्ही । पतिन सौंपि विनती अति कीन्ही ॥ ४ ॥

રામની શોભાને જોઇ, અત્યંત પ્રેમ પામેલી સાસુ, પ્રેમથી પરવશ થઇને, વારંવાર પગે પડવા લાગી અને હૃદયમાં પ્રેમ વ્યાપ્ત થવાને લીધે, તેને લાજ પણ રહી નહીં. આવો સ્વાભાવિક સ્નેહ શી રીતે વર્ણવ્યો જાય ? ॥ ૧ ॥ સાસુએ ભરત આદિ ભાઇઓ સહિત રામને, અભ્યંગસ્નાન કરાવ્યું અને પછી ઘણા પ્રેમથી છએ રસોવાળું ભોજન જમાડયું. રામ સારો અવસર જાણી, શીલથી, સ્નેહથી તથા સંકોચથી ભરેલી વાણી બોલ્યા કે, ॥ ૨ ॥ "અમારા રાજાજી, આજ અયોધ્યા તરફ સધાવવાનું ધારે છે અને તેમણે અમોને વિદાય થવાને વાસ્તે તમારી પાસે મોકલ્યા છે. હે માતાજી ! મનમાં આનંદ રાખીને આજ્ઞા આપો. અમોને બાલક જાણીને સર્વદા પ્રેમ રાખતાં રહેશો." ॥ ૩ ॥ રામનાં વચનો સાંભળી, સઘળો રાણીવાસ વ્યાકુલ થઈ ગયો અને પ્રેમને વશ થયેલી સાસુ તો, બોલવાને પણ અશકય થઈ ગઈ. રાણીએ, સઘળી કુંવરીઓને છાતીમાં લઈ, પતિઓને સોંપીને અત્યંત વિનતિ કરી. ॥ ૪ ॥

छं०—करि विनय सिय रामहिं समर्पी जोरि कर पुनि पुनि कहै ॥
बलि जाउँ राम सुजान तुम कहँ विदित गति सबकी अहै ॥
परिवार पुरजन मोहिं राजहि प्राणप्रिय सिय जानवी ॥
तुलसी सुशील सनेह लखि निज किंकरि करी मानवी ॥ ६१ ॥

સાસુએ વિનતિ કરી, સીતાજીને રામચંદ્રજીના હાથમાં સોંપી, હાથ જોડીને વારંવાર કહ્યું કે, "હે પ્રવીણ રામ ! તમારા ઉપરથી વારી જાઉ સર્વની સ્થિતિ તમારા જાણવામાં જ છે. આ સીતા કે જે મને, રાજાને, કુટુંબને તથા નગરનાં લોકોને પણ પ્યારી છે, તેના સ્નેહનો અને શીલનો વિચાર કરીને, તમે તેને પોતાની દાસી કરીને માનજો. ॥ ૬૧ ॥

सो०—तुम परिपूरण काम, जानि शिरोमणि भावप्रिय ॥
जन गुणग्राहक राम, दोषदलन करुणायतन ॥ ४१ ॥

હે રામચંદ્રજી ! આપ પૂર્ણ કામ છો, જ્ઞાની લોકોના શિરોમણિ છો, ભાવથી જ પ્રસન્ન થનારા છો, લોકોના ગુણોનું ગ્રહણ કરનારા તથા દોષોનો ત્યાગ કરનારા છો અને કરુણાના ઘરરુપ છો, માટે આપને વધારે શો ભલામણ કરવી હોય ? ॥ ૪૧ ॥

चौ०—अस कहि रही चरण गहि रानी । प्रेमपंक जनु गिरा समानी ॥
सुनि सनेह सानी वर वानी । बहुविधि राम सासु सन्मानी ॥ १ ॥
राम विदा मांगत कर जोरी । कीन्ह प्रणाम बहोरि बहोरी ॥
पाय अशीश बहुरि शिर नाई । भाइन सहित चले रघुराई ॥ २ ॥
मंजु मधुर मूरति उर आनी । भई सनेह शिथिल सब रानी ॥
पुनि धीरज धरि कुँवरि हँकारी । बार बार भेंटहि महतारी ॥ ३ ॥
पहुँचावहिं फिर मिलहिं बहोरी । बढी परस्पर प्रीति न थोरी ॥
पुनिपुनि मिलत सखिन बिलगाई । बालवत्स जनु धेनु लवाई ॥ ४ ॥

આટલું બોલીને રાણી, રામનાં ચરણ પકડી રહી અને તેની વાણી તો જાણે પ્રેમ-રૂપી કીચમાં સમાઈ ગઈ હોય, તેવી થઇ જવાને લીધે વધારે પ્રકટ થઈ શકી જ નહીં. સાસુની સ્નેહ ભરેલી ઉત્તમ વાણી સાંભળીને, રામચંદ્રજીએ, તેનું ઘણું સન્માન કર્યું. ॥૧॥ રામચન્દ્રજી, હાથ જોડી, વિદાય માગી, વારંવાર પ્રણામ કરી, આશિસ્ લઈ, વળી પણ માથું નમાવીને, ત્યાંથી ભાઇઓ સહિત ચાલ્યા. ॥ ૨ ॥ સઘળી રાણીઓ, રામની સુંદર અને મધુર મૂર્ત્તિને હૃદયમાં ધરી, સ્નેહને લીધે સર્વ અંગોમાં શિથિલ થઈ ગઈ. પછી માતાઓ, કુંવરીઓને બોલાવી, વારંવાર ભેટવા લાગી. ॥ ૩ ॥ કુંવરીઓને પહોંચાડવા માંડી, પણ કુંવરીઓ, વારંવાર ફરીને મળવા લાગી. પસ્પર અત્યંત પ્રીતિ વધી. જેમ નહાની વાછડીઓ, ગાયોને મળે, તેમ કુંવરીઓ, સખીઓથી જૂદી પડીને વારંવાર માતાઓને ભેટવા લાગી. ॥ ૪ ॥

दो०—प्रेमविवस नर नारि सब, सखिन सहित रनिवास ॥
मानहु कीन्ह विदेहपुर, करुणा विरह निवास ॥ ५०६ ॥

સખીઓ સહિત રાણીઓ અને બીજું પણ સઘળાં નર નારીઓ, પ્રેમથી પરવશ થઈ ગયાં. આ સમયે જાણે જનકના પુરમાં કરુણાએ અને વિરહે જ નિવાસ કર્યો હોય એવું જણાવા લાગ્યું. ॥ ૫૦૬ ॥

चौ०—शुक सारिक जानकी जिआये । कनक पींजरन राखि पढाये ॥
व्याकुल कहहिं कहां वैदेही । सुनि धीरज परिहरै न केही ॥ १ ॥
भये विकल खग मृग इहि भाँती । मनुजदशा कैसे कहि जाती ॥
बंधु समेत जनक तब आये । प्रेम उमँगि लोचन जल छाये ॥ २ ॥
सीय विलोकि धीरता भागी । रहे कहावत परम विरागी ॥

लीन्ह राउ उर लाय जानकी । मिटी महा मर्याद ज्ञानकी ॥ ३ ॥
समुझावत सब सचिव सयाने । कीन्ह विचार अनअवसर जाने ॥
बारहिं बार सुता उर लाई । सजि सुन्दर पालकी मँगाई ॥ ४ ॥

જે મેનાં પોપટોને, સીતાજીએ, સોનાનાં પાંજરાંઓમાં રાખીને પાળ્યાં હતાં અને પઢાવ્યાં હતાં, તેઓ પણ, વ્યાકુલ થઇને બોલવા લાગ્યાં કે, "હે સીતાજી! કયાં જાઓ છો?" આ સાંભળીને કોની ધીરજ ન છૂટી જાય? ॥ ૧ ॥ આ પ્રમાણે પક્ષીઓ તથા પશુઓ પણ વ્યાકુલ થઈ ગયાં, ત્યારે માણસોની દશાનું તો કેમ જ વર્ણન બની શકે? આ સમયમાં બંધુઓ સહિત જનક રાજા ત્યાં આવ્યા. એમનાં નેત્રોમાં પણ પ્રેમની વૃદ્ધિથી જળ ભરાઈ આવ્યાં. ॥ ૨ ॥ જનક રાજા કે જે પોતાને પરમ વૈરાગ્યવાન્ કહેવરાવતા હતા, તેમની ધીરજ પણ સીતાજીને જોવાથી ભાગી ગઈ. રાજાએ, સીતાજીને પોતાની છાતીમાં લગાવ્યાં, તે સમયે તેમના બ્રહ્મજ્ઞાનની મોટી મર્યાદા મટી ગઈ.[1] ॥ ૩ ॥ સર્વ મંત્રીઓ રાજાને સમજાવવા લાગ્યા અને રાજાએ, તે ઉપરથી 'આ રોવાનો સમય નથી,' એમ વિચાર કરીને ધીરજ ધરી. પછી સીતાજીને વારંવાર છાતીમાં લગાવી, તેમને વાસ્તે સુંદર પાલખી મગાવીને તૈયાર કરવી. ॥ ૪ ॥

दो०—प्रेम विवस नर नारि सब, जानि सुलग्न नरेश ॥
कुंवरि चढाई पालकी, सुमिरे सिद्ध गणेश ॥ ५०७ ॥

સઘળાં નર નારીઓ, પ્રેમથી પરવશ થઈ ગયાં. રાજાએ, સારૂં લગ્ન જાણી, સીતાજીને પાલખીમાં ચઢાવીને સિદ્ધ ગણેશનું સ્મરણ કર્યું. ॥ ૫૦૭ ॥

चौ०—बहु विधि भूप सुता समुझाई । नारि धर्म कुलरीति सिखाई ॥
दासी दास दिये बहुतेरे । शुचि सेवक जे प्रिय सियकेरे ॥ १ ॥
सीय चलत व्याकुल पुरवासी । होहिं शकुन शुभ मंगलराशी ॥
भूसुर सचिव समेत समाजा । चले संग पहुँचावन राजा ॥ २ ॥
रथ गज वाजि बरातिन साजे । सूनि गहगहे बाजने बाजे ॥
दशरथ विप्र बोलि सब लीन्हे । दान मान परिपूरण कीन्हे ॥ ३ ॥
चरण सरोज धूरि धरि शीशा । मुदित महीपति पाय अशीशा ॥
सुमिरि गजानन किय पयाना । मंगलमूल शकुन भये नाना ॥ ४ ॥

રાજાએ, ઘણી ઘણી રીતે સીતાજીને સમજાવ્યાં અને સ્ત્રીધર્મની તથા કુલની રીતિ શીખાવી. સીતાજીને, ઘણાં પ્યારાં હતાં એવી દાસીઓ, દાસો તથા ઘણા ઘણા પવિત્ર સેવકો આપ્યા. ॥ ૧ ॥ સીતાજી સધાવતાં, પુરવાસી લોકો વ્યાકુલ થયાં. તેમ મંગળોનાં સમૂહરૂપ હોય એવાં શુભ શકુનો થવા લાગ્યાં અને બ્રાહ્મણોથી તથા મંત્રીઓથી વીંટાયેલા જનક રાજા, સમાજને સાથે લઈ, વળાવવાને સારૂ સાથે ચાલ્યા. ॥ ૨ ॥ જાનૈયા-

૧ સગુણોપાસક લોકોના સિદ્ધાંતમાં જ્ઞાન અને વૈરાગ્ય, ભક્તિનાં સાધન છે. ભક્તિ પ્રાપ્ત થયા પછી, તેનાં સાધનો છૂટી જાય, એ સ્વાભાવિક જ છે. સીતાજી રામની ભક્તિનું જ સ્વરૂપ છે.

ઓએ, કન્યાઓની પાલખીઓને આવતી સાંભળી, રથોને, હાથીઓને તથા ઘોડાઓને સાજીને નગારાંઓપર ડંકા દેવરાવ્યા. ઘેરાં વાજાંઓ વાજવા લાગ્યાં. દશરથ રાજાએ, સર્વે બ્રાહ્મણોને બોલાવી, દાનોથી તથા માનોથી પરિપૂર્ણ કર્યા. ॥ ૩ ॥ બ્રાહ્મણોનાં ચરણકમળોની રજને માથાપર ધરી, તેઓની આશિસો પામી, રાજી થયેલા દશરથ રાજાએ, ગણપતિનું સ્મરણ કરીને, પ્રયાણ કર્યું. પ્રયાણના સમયમાં મંગળના મૂળરુપ અનેક શુભ શકુનો થયાં. ॥ ૪ ॥

दो०–सुर प्रसून वर्षहिं हरषि, करहिं अप्सरा गान ॥
चले अवधपति अवधपुर, मुदित बजाय निशान ॥ ५०८ ॥

દેવતાઓ આનંદથી પુષ્પની વૃષ્ટિઓ કરવા લાગ્યા, અપ્સરાઓ, ગાયનો કરવા લાગી અને દશરથ રાજા, પ્રસન્ન થઈ, નગારાં વગાડવીને અયોધ્યા તરફ સધાવ્યા. ૫૦૮

चौ०–नृप करि विनय महाजन फेरे । सादर सकल मांगने टेरे ॥
भूषण वसन वाजि गज दीन्हे । प्रेम पोष ठाढे सब कीन्हे ॥ १ ॥
बार बार बिरदावलि भाषी । फिरे सकल रामहिं उर राखी ॥
बहुरि बहुरि कौशलपति कहहीं । जनक प्रेमवश फिरा न चहहीं ॥ २ ॥
पुनि कह भूपति वचन सुहाये । फिरिय महीप दूर बडि आये ॥
राउ बहोरि उतरि भये ठाढे । प्रेमप्रवाह विलोचन बाढे ॥ ३ ॥
तब विदेह बोले कर जोरी । वचन सनेह सुधा जनु बोरी ॥
करौं कवनविधि विनय सुहाई । महाराज मोहिं दीन्ह बडाई ॥ ४ ॥

દશરથ રાજાએ, વળાવવા આવેલા મહાજનોને, વિનય કરીને પાછા વાળ્યા અને પછી આદરથી સર્વે માગણ લોકોને બોલાવી, ભૂષણો, વસ્ત્રો, ઘોડાઓ તથા હાથીઓ આપી, પ્રેમને વધારીને, સર્વેને ઉભા રાખ્યા. ॥ ૧ ॥ માગણ લોકો, વારંવાર બીરુદાવળી બોલી રામચન્દ્રજીના હૃદયમાં રાખીને ત્યાંથી પાછા ફર્યા. દશરથ રાજા, જનક રાજાને વારંવાર પાછા વળવાનું કહેતા હતા, પણ જનક રાજા સ્નેહને વશ હોવાને લીધે, પાછા વળવાની ઇચ્છા નહીં કરતા હતા. ॥ ૨ ॥ વળી દશરથ રાજાએ, પ્રેમથી, જનક રાજાને કહ્યું કે, "હે રાજાજી ! પાછા વળો. બહુ દૂર આવ્યા છો." આથી પણ જનક, પાછા નહીં વળતાં, દશરથ રાજા, વાહનપરથી ઉતરીને ઉભા રહ્યા અને તેમનાં નેત્રોમાં પ્રેમાશ્રુનો પ્રવાહ વૃદ્ધિ પામ્યો. ॥ ૩ ॥ આ સમયમાં જનક રાજા, હાથ જોડી, જાણે સ્નેહરુપી અમૃતમાં ભીંજાવ્યાં હોય એવા વચનો બોલ્યા કે, "હું કયા પ્રકારથી સુંદર વિનતી કરૂં ? હે મહારાજ ! આપે મને મોટાઈ આપી છે." ॥ ૪ ॥

दो०–कौशलपति समधी सजन, सन्माने सब भांति ॥
मिलन परस्पर बिनय अति, प्रीति न हृदय समाति ॥ ५०९ ॥

દશરથ રાજાએ, સુજન સંબંધી જનક રાજાનું સર્વ રીતે સન્માન કર્યું. પરસ્પર મળવાથી અને અતિ વિનયથી હૃદયમાં સમાય નહીં એવી પ્રીતિ થઈ. ॥ ૫૦૯ ॥

चौ०–मुनि मंडली जनक शिर नावा । आशिर्वाद सबहि सन पावा ॥
सादर पुनि भेटे जामाता । रूप शील गुणनिधि सब भ्राता ॥ १ ॥
जोरि पंकरूह पाणि सुहाये । बोले वचन प्रेम जनु छाये ॥
राम करों केहि भांति प्रशंसा । मुनि महेश मन मानस हंसा ॥ २ ॥
करहिं योग योगि जेहि लागी । कोह मोह ममता मद त्यागी ॥
व्यापक ब्रह्म अलख अविनाशी । चिदानंद निर्गुण गुणराशी ॥ ३ ॥
मन समेत जेहि जान न बानी । तरकि न सकहिं सकल अनुमानी ॥
महिमा निगम नेति करि कहहीं । जो तिहुँ काल एक रस अहहीं ॥ ४ ॥

જનક રાજા, મુનિનાં મંડલને માથું નમાવી, સર્વના આશીર્વાદ લઇને, રૂપ, શીલ તથા ગુણોના ભંડારરૂપ ચારે જમાઈઓને મળ્યા. ॥ ૧ ॥ સુંદર કમળો જેવા હાથ જોડી, જાણે પ્રેમથી જ છાઈ રહ્યાં હોય એવાં વચનો બોલ્યા કે, "હે રામચન્દ્રજી! હે મુનિઓના તથા મહાદેવના મનરૂપી માનવ સરોવરમાં હંસની પેઠે વીરાજનારા! હું કઈ રીતથી તમારી પ્રશંસા કરૂં? ॥ ૨ ॥ આપ કે જે વ્યાપક, અલક્ષ્ય, અવિનાશી, ચિદાનંદ, નિર્ગુણ, સર્વ જગતના અધિષ્ઠાનરૂપ, સર્વ આનંદોના મૂળરુપ તથા ત્રણે કાળમાં અખંડ એકરસ છો, જેને પામવા વાસ્તે યોગીઓ, ક્રોધને, મોહને, મમતાને તથા મદને છોડી દઇને યોગ કરે છે, ॥ ૩ ॥ જેને ઇન્દ્રિયો કે મન જાણી શકતાં નથી, જેનો તર્ક કરવાને સઘળા તર્ક–શાસ્ત્રીઓ પણ અસહ્ય છે અને જેના મહિમાને, વેદ નેતિ નેતિ કરીને કહે છે, તે આપ. ॥ ૪ ॥

दो०–नयन विषय मोकहँ भयउ, शो समस्त सुखमूल ॥
सबहि लाभ जगजीव कहँ, भये इश अनुकूल ॥ ५१० ॥

મારાં નેત્રોના વિષયરુપ થયા છો. (મને પ્રત્યક્ષ થયા છો.) આપે, મારા તરફ અનુકૂલ થઈને જગતના સઘળા જીવોને લાભ આપ્યો છે. ॥ ૫૧૦ ॥

चौ०–सबहिं भांति मोंहि दीन्ह बडाई । निज जन जानि लीन्ह अपनाई ॥
होइ सहसदश शारद शेषा । करहिं कल्प कोटिक भरि लेखा ॥ १ ॥
मोर भाग्य राउर गुण गाथा । कहि न सिराहिं सुनिय रघुनाथा ॥
मैं कछु कहौं एक बल मोरे । तुम रीझहु सनेह सुठि थोरे ॥ २ ॥
बार बार मांगो कर जोरे । मन परिहरै चरण जनि भोरे ॥
सुनि वर वचन प्रेम जनु पोषे । पूरण काम राय परितोषे ॥ ३ ॥
करि वर विनय ससुर सन्माने । पितु कौशिक वशिष्ठ सम जाने ॥
विनती बहुरि भरतसन कीन्ही । मिलि सप्रेम पुनि आशिष दीन्ही ॥ ४ ॥

આપે મને પોતાનો દાસ જાણી, શરણે લઈને, સર્વ પ્રકારે મોટાઈ આપી છે. દશ હજાર સરસ્વતી કે દશ હજાર શેષનાગ હોય અને તેઓ કરોડો કલ્પ સુધી લેખાં કર્યાં

કરે, ॥ ૧ ॥ તોપણ મારાં ભાગ્યોનું અને આપની ગુણ કથાનું પૂરેપૂરૂં વર્ણન કરી શકે નહીં. હે રામચંદ્રજી ! સાંભળો. હું જે કાંઈ કહું છું, તે મારા એક બળથી કહું છું અને તે બળ એ છે કે, આપ અત્યંત થોડા સ્નેહથી પણ રીઝો છો, ॥ ૨ ॥ હાથ જોડીને વારંવાર માગું છું કે, મારૂં મન ભૂલથી પણ આપના ચરણોનો ત્યાગ ન કરે." જાણે પ્રેમથી જ પોષણ પામેલા હોય એવાં સસરાનાં વચનો સાંભળી, પૂર્ણકામ રામચંદ્રજીએ, તેમને રાજી કર્યા. ॥ ૩ ॥ અને પિતા સમાન, વસિષ્ઠ સમાન તથા વિશ્વામિત્ર સમાન ગણી,[1] વિનય કરીને, સન્માન આપ્યું. પછી જનક રાજાએ, ભરતજીની પાસે વિનતી કરી અને પ્રેમપૂર્વક મળીને આશીસ્ દીધી. ॥ ૪ ॥

दो०—मिले लषण रिपुसूदनहिं, दीन्ह अशीश महीश ॥
भये परस्पर प्रेम वश, फिरि फिरि नावहिं शीश ॥ ५११ ॥

એજ રીતે જનક રાજાએ, લક્ષ્મણજીને તથા શત્રુઘ્નને મળીને આશીર્વાદ આપ્યા. જનક રાજાએ તથા જમાઈઓએ, પરસ્પરના પ્રેમને વશ થઈ, વારંવાર માથાં નમાવ્યાં. ॥ ૫૧૧ ॥

चौ०—बार बार करि विनय बडाई । रघुपति चले संग सब भाई ॥
जनक गहे कौशिक पद जाई । चरण रेणु शिर नयनन लाई ॥ १ ॥
सुनु मुनीश वर दर्शन तोरे । अगम न कछु प्रतीति मन मोरे ॥
जो सुख सुयश लोकपति चहहीं । करत मनोरथ शकुचत अहहीं ॥ २ ॥
सो सुख सुयश सुलभ मोहिं स्वामी । सब विधि तव दर्शन अनुगामी ॥
कीन्ह विनय पुनि पुनि शिर नाई । फिरे महीपति आशिष पाई ॥ ३ ॥
चली बरात निशान बजाई । मुदित छोट बड सब समुदाई ॥
रामहिं निरखि ग्राम नर नारी । पाय नयन फल होहिं सुखारी ॥ ४ ॥

રામચન્દ્રજી, વારંવાર વિનય કરી તથા મોટાઈ આપીને સર્વ ભાઈઓની સાથે ચાલ્યા. જનક રાજાએ, વિશ્વામિત્રનાં ચરણને પકડી અને ચરણની રજને માથાપર તથા આંખોપર લગાવી, વિનતી કરી કે, ॥ ૧ ॥ "હે મુનીશ્વર ! હે સ્વામી ! સાંભળો. આપનાં દર્શનથી મને કશું અગમ્ય નથી, એમ મારા મનમાં વિશ્વાસ છે. લોકપાલ દેવતાઓ પણ, જે સુખને અને જે સુયશને ઇચ્છે છે, અને ઇચ્છવામાં પણ પોતાને નાલાયક સમજીને સંકોચાય છે, ॥ ૨ ॥ તે સુખ અને તે સુયશ મને સુલભ છે. કેમ કે, તે સઘળું સુખ તથા સુયશ આપનાં દર્શનના અનુચરરુપ છે." આ પ્રમાણે વિનય કરી, વારંવાર માથું નમાવી, આશીર્વાદ લઈને જનક રાજા પાછા વળ્યા. ॥ ૩ ॥

૧ સીતાજી અને પોતે ભિન્ન નથી, તેથી રામે, જનકને પિતાતુલ્ય ગણ્યા. વસિષ્ઠે, બ્રહ્મવિદ્યા આપી હતી અને જનક રાજાએ, બ્રહ્મવિદ્યારૂપ સીતાજી આપ્યાં, તેથી રામે, જનકને વસિષ્ઠતુલ્ય ગણ્યા. વિશ્વામિત્રે, બલા તથા અતિબલા નામની વિદ્યાઓ આપી હતી અને જનક રાજાએ, સઘળી વિદ્યાઓનાં અધિષ્ઠાત્રી સીતાજી આપ્યાં, તેથી રાજા જનકને વિશ્વામિત્રતુલ્ય ગણ્યા.

નિશાનો બજાવીને જાન ચાલતી થઈ. નહાનાં મોટાં સર્વે લોકો પ્રસન્ન થયાં. ગામડાંઓનાં નર તથા નારીઓ, રામને જોઈ, નેત્રોનાં ફળ પામીને સુખી થવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०–बीच बीच वर वास कर, मग लोगन सुख देत ॥
अवध समीप पुनीत दिन, पहुँचे आय जनेत ॥ ५१२ ॥

વચમાં વચમાં ઉત્તમ મુકામો કરતી અને માર્ગમાં લોકોને સુખ આપતી આપતી તે જાન, શુભ દિવસે અયોધ્યાના સમીપમાં આવી પહોંચી. ॥ ૫૧૨ ॥

चौ०–हने निशान पणव बहु बाजे । भेरि शंख धुनि हय गय गाजे ॥
झांझ मृदंग डिमडिमी सुहाई । सरस राग बाजै सहनाई ॥ १ ॥
पुर जन आवत अकनि बराता । मुदित सकल पुलकावलि गाता ॥
निज निज सुंदर सदन सँवारे । हाट बाट चौहट पुर द्वारे ॥ २ ॥
गली सकल अरगजा सिंचाई । जहँ तहँ चौकें चारु पुराई ॥
बना बजार न जात बखाना । तोरण केतु पताक बिताना ॥ ३ ॥
सुफल पुंग फल कदलि रसाला । रोपे बकुल कदंब तमाला ॥
लगे सुभग तरू परसत धरणी । मणिमय आलवाल कल करणी ॥ ४ ॥

ઘણાં ઘણાં નીશાનો વાગવા લાગ્યાં, ઢોલ તથા શંખ આદિ વાજાંઓના શબ્દો થવા લાગ્યા, હાથીઓ તથા ઘોડાઓ ગાજવા લાગ્યા. સુંદર ઝાંઝ, મૃદંગ, ડિમડિમી તથા શરણાઈ, સરસ રાગોથી વાગવા લાગ્યાં. ॥ ૧ ॥ જાનને આવતી સાંભળી, મનમાં હર્ષ પામેલાં અને શરીરોમાં રોમાંચિત થયેલાં અયોધ્યાનાં લોકો, પોતપોતાનાં સુંદર ઘરોને, હાટોને, માર્ગોને, ચૌટાઓને અને નગરનાં દ્વારોને શણગારવા લાગ્યાં. ॥ ૨ ॥ સઘળા માર્ગોમાં કેશરી ચંદનના છંટકાવ કરવામાં આવ્યા. જ્યાં ત્યાં સુંદર ચોકો પૂરવામાં આવ્યા. બજાર તો એવી સુંદર બની કે, જેનાં વખાણ જ કરી શકાય નહીં. ચોતરફ તોરણો, ધ્વજાઓ, પતાકાઓ તથા ઉલેચો લગાવી દેવામાં આવ્યા. ॥ ૩ ॥ રસ્તાઓની બાજુઓમાં ફળવાળાં સોપારીનાં વૃક્ષો, કેળો, આંબાઓ, બોલસરીઓ, કદંબો અને તમાલો રોપવામાં આવ્યા. એ સુંદર વૃક્ષો, ધરતીનો સ્પર્શ કરતાં જ ચોટી ગયાં અને ફળોના બોજાઓથી નમી નમીને પૃથ્વીનો સ્પર્શ કરવા લાગ્યાં. વૃક્ષોને, મણિઓના સુંદર ક્યારાઓ બાંધવામાં આવ્યા. ॥ ૪ ॥

दो०–विविध भांति मंगल कलश, गृह गृह रचे सँभारी ॥
सुर ब्रह्मादि सिहाँहिं सब, रघुवर पुरी निहारि ॥ ५१३ ॥

ઘેર ઘેર અનેક પ્રકારના મંગલ કલશો બનાવી બનાવીને ગોઠવવામાં આવ્યા. અયોધ્યાની શોભાને જોઇને બ્રહ્માદિક સર્વે દેવતાઓ પણ વખાણવા લાગ્યા. ॥ ૫૧૩ ॥

चौ०–भूप भवन तेहि अवसर सोहा । रचना देखि मदन मन मोहा ॥
मंगल शकुन मनोहरताई । ऋधि सिधि सुख संपदा सुहाई ॥ १ ॥

जनु उछाह सब सहज सुहाये । तनु धरि धरि दशरथ गृह आये ॥
देखन हेतु राम वैदेही । कहो लालसा होय न केही ॥ २ ॥
यूथ यूथ मिलि चलीं सुआसिनि । निज छवि निदरहिं मदन विलासिनि ॥
कलश सुमंगल सजी आरती । गावहिं जनु बहु भेष भारती ॥ ३ ॥
भूपति भवन कुलाहल होई । जाय न वरणि समय सुख सोई ॥
कौशल्यादि राम महतारी । प्रेम विवश तनु दशा विसारी ॥ ४ ॥

એ અવસરમાં રાજદ્વારની તો એવી શોભા બની કે, જેની રચનાને જોઈ, કામદેવનું મન પણ મોહિત થઈ જાય. મંગલકારી શકુનો, મનોહરતા, ઋદ્ધિ, સિદ્ધિ, સુખ તથા ઉત્તમ સંપત્તિઓ, ॥ ૧ ॥ એ સઘળાં જાણે ઉત્સાહને લીધે સહજ સુંદર શરીરો ધરી ધરીને દશરથ રાજાને ઘેર આવેલા હોય એવાં જણાવા લાગ્યાં. રામનાં અને સીતાનાં દર્શનની કોને લાલસા ન હોય ? કહો. ॥ ૨ ॥ પોતાના શોભાથી કામદેવની સ્ત્રી રતિને પણ લજાવનારી સુવાસિનીઓ માંગલિક કલશોને તથા આરતીઓને સાજી, ટોળે-ટોળાં મળીને ચાલી અને તેઓ જાણે ઘણાં રૂપો ધરીને સરસ્વતી ગાતી હોય એવી જણાવા લાગી. ॥ ૩ ॥ દરબારમાં કોલાહલ મચી રહ્યો. આ સમયનાં સુખનું વર્ણન કર્યું જાય નહીં. કૌશલ્યા આદિ રામચન્દ્રજીની માતાઓ, પ્રેમથી પરવશ થઈ, દેહની દશાને પણ ભૂલી ગઈ. ॥ ૪ ॥

दो०—दिये दान विप्रन विपुल, पूजि गणेश पुरारि ॥
प्रमुदित परम दरिद्र जनु, पाय पदारथ चारि ॥ ५१४ ॥

જેમ પરમ દરિદ્ર માણસો, ધર્મ આદિ ચારે પુરુષાર્થોની પ્રાપ્તિ થવાની સાંભળી રાજી થાય, તેમ ચારે પુત્રોનું આવવું સાંભળી, રાજી થયેલી માતાઓએ, ગણપતિનું તથા શંકરનું પૂજન કરીને બ્રાહ્મણોને ઘણાં ઘણાં દાનો આપ્યાં. ॥ ૫૧૪ ॥

चौ०—प्रेम प्रमोद विवस सब माता । चलहिं न शरण शिथिल सब गाता ॥
राम दरश हित सब अनुरागीं । परिछन साज सजन सब लागीं ॥ १ ॥
विविध विधान बाजने बाजे । मंगल मुदित सुमित्रा साजे ॥
हरद दूब दधि पल्लव फूला । पान पुंग फल मंगल मूला ॥ २ ॥
अक्षत अंकुर लोचन लाजा । मंजुल मंजरि तुलसि विराजा ॥
छुहे पुरट घट सहज सुहाये । मदन सकुच जनु नीड बनाये ॥ ३ ॥
शकुन सुगंध न जाहिं बखानी । मंगल सकल सजहिं सब रानी ॥
रची आरती विविध विधाना । मुदित करहिं कल मंगल गाना ॥ ४ ॥

પ્રેમથી તથા આનંદથી પરવશ થવાને લીધે સઘળાં ગાત્રો શિથિલ થઈ જવાથી પગે નહીં ચાલી શકતાં છતાં પણ, રામનાં દર્શનને વાસ્તે સંપૂર્ણ આતુર થયેલી સઘળી માતાઓ, પોંખવાના સઘળા સાજો સજવા લાગી. ॥ ૧ ॥ અનેક પ્રકારનાં વાજાં વાગવા

લાગ્યાં. પ્રસન્ન થયેલાં સુમિત્રા, હળદર, આદિ માંગલિક પદાર્થો તૈયાર કરવા લાગ્યાં, મંગળના મૂળરૂપ હળદર, દૂર્વા, દહીં, પલ્લવો, પુષ્પો, પાન, સોપારી, ॥ ૨ ॥ અક્ષત, જવારા, ગોરોચન, શાળની ધાણી, કોમળ તથા સુશોભિત તુલસી તથા તેનાં માંજરો, જાણે કામદેવે કામની સુંદરતાથી લજાઈને છૂપાવા વાસ્તે ઉંડાં સ્થાનો બનાવી રાખ્યાં હોય એવા રત્ન જડેલા સ્વાભાવિક સુંદર સુવર્ણના કળશો, ॥ ૩ ॥ શકુનો અને જેઓનાં વખાણ કરી ન શકાય નહીં એવા સુગંધો તૈયાર કર્યા. સઘળી રાણીઓ, સર્વ મંગલો સજી વિવિધ પ્રકારોથી આરતીઓ કરી, આનન્દથી સુંદર તથા માંગલિક ગીતો ગાવા લાગી. ॥ ૪ ॥

दो०—कनक थार भरि मंगलन्ह, कमल करवि लिये मात ॥
चलीं मुदित परिछन करन, पुलक पल्लवित गात ॥ ५१५ ॥

હર્ષ પામેલી અને ગાત્રોમાં રોમાંચોથી પ્રફુલ્લિત થયેલી માતાઓ, સુવર્ણના થાળોમાં માંગલિક પદાર્થો ભરી, તે થાળોને કમળો જેવા હસ્તોમાં લઇને પોંખવાને વાસ્તે ચાલી. ॥ ૫૧૫ ॥

चौ०—धूप धूम नभमेचक भयऊ । सावन घन घमंड जनु छयऊ ॥
सुरतरू सुमन माल सुर वर्षहिं । मनहु बलाक अवलि मन कर्षहिं ॥ १ ॥
मंजुल मणिमय वंदन वारे । मनहु पाक रिपु चाप सँवारे ॥
प्रगटहिं दुरहिं अटनपर भामिनि । चारू चपल जनु दमकहिं दामिनि ॥ २ ॥
दुन्दुभि धुनि घन गरजहिं घोरा । याचक चातक दादुर मोरा ॥
सुर सुगंध शुचि वर्षहिं वारी । सुखी सकल ऋषि पुर नर नारी ॥ ३ ॥
समय जानि गुरू आयसु दीन्हा । पुर प्रवेश रघु कुल मणि कीन्हा ॥
सुमिरि शंभु गिरिजा गणराजा । मुदित महीपति सहित समाजा ॥ ४ ॥

ધૂપોના ધૂવાડાઓથી આકાશ કાળું થઈ જવાને લીધે, જાણે શ્રાવણ માસનો ઘમઘોર મેઘ છાઈ રહ્યો હોય એવું જ દેખાવા લાગ્યું, દેવતાઓએ, વરસાવવા માંડેલી કલ્પવૃક્ષના શ્વેત પુષ્પોની માળાઓ, જાણે બગલાઓની પંક્તિઓ હોય તેમ અંતઃકરણોને ખેંચવા લાગી, ॥ ૧ ॥ રંગરંગનાં મણિઓથી બનાવેલાં સુંદર તોરણો જાણે ઇંદ્રધનુષો ખેંચાયાં હોય એવાં દેખાવા લાગ્યાં, અગાશીઓપર હરફર કરવાથી પ્રગટ થતી અને છૂપી જતી કામિનીઓ, જાણે સુંદર અને ચપલ વીજળીઓ ચમકતી હોય એવી દેખાવા લાગી ॥ ૨ ॥ દુંદુભિઓનો નાદ, મેઘની પ્રબલ ગર્જના જેવો સંભળાવા લાગ્યો, યાચક લોકો જાણે બપૈયા, દેડકા અને મોર હોય એવા જણાવા લાગ્યા.[1] દેવતાઓના હસ્તોથી

[1] જેમ બપૈયાઓ, મેઘનાં દર્શનની ઇચ્છા રાખે, તેમ યાચકો, રામનાં દર્શનની ઇચ્છા રાખતા હતા, તેથી બપૈયા જેવા, જેમ દેડકાઓ એકતાર અવાજથી બોલે, તેમ યાચકો એકતાર અવાજથી જયના ધ્વનિ કરતા હતા, તેથી દેડકા જેવા અને જેમ મોર પક્ષીઓ, નૃત્ય કરે, તેમ યાચકો, નૃત્ય કરતા હતા, તેથી મોર જેવા જણાવા લાગ્યા.

પડતું પવિત્ર તથા સુગંધી જળ, જાણે વરસાદ થતો હોય એવું જણાવા લાગ્યું અને તેથી સઘળાં અયોધ્યા પુરીનાં નર તથા નારીઓ, ધાન્યોના છોડાની પેઠે સુખી થવા લાગ્યાં. ॥ ૩ ॥ સારો સમય જોઈ, વસિષ્ઠ મુનિએ આજ્ઞા દેતાં પ્રસન્ન થયેલા રઘુ કુલમાં મણિરુપ દશરથ રાજાએ, સદાશિવનું, પાર્વતીનું, તથા ગણપતિનું સ્મરણ કરીને પોતાના રસાલા સહિત અયોધ્યામાં પ્રવેશ કર્યો. ॥ ૪ ॥

**दो०—होहिं शकुन वर्षहिं सुमन, सुर दुन्दुभी बजाय ॥**
**विबुध वधू नाचहिं मुदित, मंजुल मंगल गाय ॥ ५१६ ॥**

આ સમયે સારાં શકુનો થયાં, પુષ્પોની વૃષ્ટિઓ પડવા લાગી, દેવતાઓ દુન્દુભિઓ વગાડવા લાગ્યા અને અપ્સરાઓ પ્રસન્ન થઈને નાચવા લાગી તથા સુંદર માંગલિક ગાયનો ગાવા લાગી. ॥ ૫૧૬ ॥

**चौ०—मागध सूत बंदि नट नागर । गावहिं यश तिहुँलोक उजागर ॥**
**जय धुनि विमल वेद वर वानी । दश दिशि सुनिय सुमंगल खानी ॥ १ ॥**
**विपुल बाजने बाजन लागे । नभ सुर नगर लोग अनुरागे ॥**
**बने बराती बरणि न जाई । महा मुदित मन सुख न समाई ॥ २ ॥**
**पुर वासिन तब राउ जुहारे । देखत रामहिं भये सुखारे ॥**
**करहिं निछावरि मणिमय चीरा । वारि विलोचन पुलक शरीरा ॥ ३ ॥**
**आरति करहिं मुदित पुर नारी । हरषहिं निरखि कुँवर वर चारी ॥**
**शिविका सुभग चोहार उघारी । देखि दुलहिनिन्ह होहिं सुखारी ॥ ४ ॥**

ચાતુરીવાળા વહીવંચા, પૈરાણિક, ભાટ તથા નટો, ત્રણે લોકમાં પ્રસિદ્ધિ થયેલી કીર્ત્તિને ગાવા લાગ્યા, જયધ્વનિ તથા નિર્મળ, ઉત્તમ અને સુમંગલોની ખાણરૂપ વેદધ્વનિ દશે દિશાઓમાં સંભળાવા લાગ્યો, ॥ ૧ ॥ મોટાં મોટાં વાજાંઓ વાગવા લાગ્યાં, અને આકાશમાં દેવતાઓ તથા અયોધ્યામાં માણસો, પ્રેમયુક્ત થવા લાગ્યાં. એ જાનનું વર્ણન બની શકે નહીં. સર્વત્ર આનંદ વર્ત્તી રહ્યો અને સુખ, લોકોના અંતઃકરણોમાં નહીં સમાવાથી ઉભરાતું હોય એવું જણાવા લાગ્યું. ॥ ૨ ॥ આ સમયે પુરવાસીઓ, દશરથ રાજાને જુહાર કરી, રામનાં દર્શન કરીને સુખ પામ્યા, અનેક મણિઓની તથા વસ્ત્રોની નોંછાવરો કરવા લાગ્યા અને નેત્રોમાં અશ્રુઓથી તથા શરીરોમાં રોમાંચોથી વ્યાપ્ત થયા. ॥ ૩ ॥ હર્ષ પામેલી નગરની સ્ત્રીઓ, આરતી કરી, ચારે ઉત્તમ કુંવરોને જોઈ, પરમ હર્ષ પામી અને પાલખીઓ ઉપરના સુંદર પડદા ઉઘાડી ઉઘાડી, કુમારપત્નીઓને જોઈ જોઈને સુખ પામવા લાગી. ॥ ૪ ॥

**दो०—इहि विधि सबही देत सुख, आये राजदुआर ॥**
**मुदित मातु परिछन करहिं, वधुन समेत कुमार ॥ ५१७ ॥**

આ પ્રમાણે સર્વને સુખ આપતા રાજકુમારો, રાજદ્વારમાં આવ્યા. હર્ષ પામેલી માતાઓ, વહુઓ સહિત કુમારોને પોંખવા લાગી. ॥ ૫૧૭ ॥

चौ०—करहिं आरती बारहिं बारा । प्रेम प्रमोद कहै को पारा ॥
भूषण मणि पट नाना जाती । करहिं निछावरि अगणित भांती ॥ १ ॥
वधुन समेत देखि सुत चारी । परमानंद मगन महतारी ॥
पुनि पुनि सीय राम छवि देखी । मुदित सकल जगजीवन लेखी ॥ २ ॥
सखि सीय मुख पुनि पुनि चाही । गान करहिं निज सुकृत सराही ॥
बरषहिं सुमन क्षणहि क्षण देवा । नाचहिं गावहिं लावहिं सेवा ॥ ३ ॥
देखि मनोहर चारिउ जोरी । शारद उपमा सकल ढँढोरी ॥
देत न बनहिं निपट लघु लागी । इक टक रही रूप अनुरागी ॥ ४ ॥

માતાઓએ વારંવાર આરતી કરી અને અનેક જાતનાં અગણિત ભૂષણોની, મણિઓની તથા વસ્ત્રોની નોંછાવરો કરી. આ સમયના પ્રેમનો અને આનન્દનો પાર કોણ વર્ણવી શકે ? ॥ ૧ ॥ માતાઓ, વહુઓ સહિત ચાર પુત્રોને જોઈ, પરમ આનન્દમાં મગ્ન થઈ અને વારંવાર સીતાની તથા રામની શોભા જોઈને, પરમ આનન્દ માનવાં ઉપરાંત જગતમાં પોતાના જીવનને પણ સફલ થયું ગણવા લાગી. ॥ ૨ ॥ કૌશલ્યા વગેરેની સખીઓ વારંવાર સીતાજીનાં મુખને જોઈ, પોતાનાં ભાગ્યની પ્રશંસા કરવા લાગી અને ગાવા લાગી. દેવતાઓ, ક્ષણે ક્ષણે પુષ્પો વરસાવવા લાગ્યા, નાચવા લાગ્યા, ગાવા લાગ્યા અને સેવા લાવવા લાગ્યા. ॥ ૩ ॥ સરસ્વતી ચારે મનોહર જોડીઓને જોઈ, તેઓને વાસ્તે સઘળી ઉપમાઓને શોધવા લાગી, પણ કોઈ ઉપમા યોગ્ય નહીં લાગતાં, અત્યંત હલકી જ જણાવાથી છેવટ ઉપમા દેવાનો આગ્રહ છોડી દઈ, નિમેષ વગરની દૃષ્ટિથી એ જોડીઓનાં રુપમાં જ આસક્ત થઈ રહી. ॥ ૪ ॥

दो०—निगम नीति कुल रीति कर, अर्घ्य पांवडे देत ॥
वधुन सहित सुत परछि सब, चलीं लिवाय निकेत ॥ ५१८ ॥

સઘળી માતાઓ, વેદની નીતિ તથા કુલની રીતિ કરી, અર્ઘ્યો આપી, વહુઓ સહિત પુત્રોને પોંખી, પાથરેલાં પટ્ટાંબરો ઉપર ચરણો મૂકાવતી મૂકાવતી રાજમંદિરમાં લઈ ચાલી. ॥ ૫૧૮ ॥

चौ०—चारी सिंहासन सहज सुहाये । जनु मनोज निज हाथ बनाये ॥
तिन पर कुँअरि कुँवर बैठारे । सादर पाँय पुनीत पखारे ॥ १ ॥
धूप दीप नैवेद्य वेद विधि । पूजे वर दुलहिनि मंगल निधि ॥
बारहिं बार आरति करहीं । व्यजन चारू चामर शिर ढरहीं ॥ २ ॥
वस्तु अनेक निछावरि होहीं । भरीं प्रमोद मातु सब सोहीं ॥
पावा परम तत्त्व जनु योगी । अमृत लहि जनु सन्तत रोगी ॥ ३ ॥
जनम रंक जनु पारस पावा । अंधहि लोचन लाभ सुहावा ॥
मूक वदन जस शारद छाई । मानहु समर शूर जय पाई ॥ ४ ॥

જાણે કામદેવે પોતાના હાથથી બનાવ્યાં હોય એવાં ચાર સ્વાભાવિક સુંદર સિંહાસનો ઉપર, મંગળના ભંડારરુપ કુંવરોને તથા વહુઓને બેસાડી, આદર સહિત તેઓનાં પવિત્ર ચરણો પખાળી, ॥ ૧ ॥ વેદોક્ત વિધિ પ્રમાણે ધૂપ, દીપ તથા નૈવેદ્ય આદિથી પૂજન કરી, વારંવાર આરતી કરવા લાગી, મસ્તકોપર સુંદર ચમરો ઢોળવા લાગી, ॥ ૨ ॥ અનેક વસ્તુઓની નોછાવરો કરવા લાગી અને એથી સઘળી માતાઓ, આનંદથી ભરપૂર થઇને શોભવા લાગી. યોગીને પરમતત્ત્વ મળવાથી જે સુખ થાય, રોગી માણસોને અમૃત મળવાથી જે સુખ થાય, ॥ ૩ ॥ જન્મથી દરિદ્ર એવાં માણસોને, પારસ મણિ મળવાથી જે સુખ થાય, આંધળા માણસોને સુંદર નેત્રો મળવાથી જે સુખ થાય, મૂંગાં માણસોને મુખમાં સરસ્વતી છાઈ રહેવાથી જે સુખ થાય અને શૂર માણસોને યુદ્ધમાં વિજય મળવાથી જે સુખ થાય, ॥ ૪ ॥

दो०—इहि सुखते शत कोटि गुण, पावहिं मातु अनंद ॥
भाइन सहित विवाह घर, आये रघुकुल चंद ॥ ५१९ ॥

તે સુખથી, પણ સો કરોડગણું સુખ, માતાઓને પ્રાપ્ત થયું, કે જે સમયે રામચંદ્રજી ભાઇઓ સહિત પરણીને પધાર્યા. ॥ ૫૧૯ ॥

दो०—लोक रीति जननी करहिं, वर दुलहिनि सकुचाहिं ॥
मोद विनोद विलोकि बड, राम मनहिं मुसकाहिं ॥ ५२० ॥

માતાઓ, લોક રીતિ કરવા લાગતાં, વર કન્યાઓ લજાવા લાગ્યાં. માતાઓને મોટો વિનોદ તથા આનંદ પ્રાપ્ત થયો જોઈ, રામચંદ્રજી મનમાં મંદહાસ્ય કરવા લાગ્યા. ॥ ૫૨૦ ॥

चौ०—देव पितर पूजे विधि नीकी । पूजी सकल कामना जीकी ॥
सबहि वंदि मांगहिं वरदाना । भाइन सहित राम कल्याना ॥ १ ॥
अंतर हित सुर आशिष देहीं । मुदित मातु अंचल भरि लेहीं ॥
भूपति बोलि वरातिन्ह लीन्हे । यान वसन मणि भूषण दीन्हे ॥ २ ॥
आयसु पाय राखि उर रामहिं । मुदित गये सब निज निज धामहिं ॥
पुर नर नारि सकल पहिराये । घर घर बाजहिं अनँद वधाये ॥ ३ ॥
याचक जन याचहिं जोई जोई । प्रमुदित राउ देहिं सोइ सोई ॥
सेवक सकल बजनियां नाना । पूरण किये दान सनमाना ॥ ४ ॥

દેવતાઓની તથા પિતૃઓની ભલી ભાતથી પૂજાઓ કરવામાં આવી, જેને જેને જે જે કામના હતી, તેની તેની તે તે કામના, પરિપૂર્ણ કરવામાં આવી અને બંદીજનો દેવતાઓની પાસે ભાઇઓ સહિત રામના કલ્યાણરૂપ વરદાન માગવા લાગ્યા. ॥ ૧ ॥ અંતર્ધાનરૂપે ઉભેલા દેવતાઓ આશીર્વચનો લેવા લાગી. દશરથ રાજાએ, જાનૈયાઓને બોલાવી, સર્વને વાહનો, વસ્ત્રો, મણિઓ તથા ભૂષણો આપ્યાં. ॥ ૨ ॥ જાનૈયાઓ રાજી થઈ, આજ્ઞા લઈ, હૃદયોમાં રામને રાખીને પોતપોતાને ઘેર ગયા. પછી રાજાએ,

અયોધ્યાનાં સઘળાં નરનારીઓને પહેરામણી આપી. ઘેર આનંદનાં વાજાંએ વાગવા લાગ્યાં ॥ ૩ ॥ યાચક લોકો જે જે કાંઈ માગવા લાગ્યા, તે સઘળું રાજા, આનંદ ભરેલાં મનથી આપવા લાગ્યા. સઘળા સેવકોને તથા અનેક વાજાંવાળાઓને પણ રાજાએ, દાનથી તથા સન્માનથી સંતુષ્ટ કર્યા. ॥ ૪ ॥

दो०–देहि अशीश जुहारि सब, गावहिं गुण गण गाथ ॥
तब गुरु भूसुर सहित गृह, गमन कीन्ह रघुनाथ ॥ ५२१ ॥

સર્વે લોકો આશિષો દઈ જુહાર કરી, ગુણોની ગાથાઓ ગાતા ગાતા ઘેર ગયા. પછી મહારાજ દશરથ ગુરુઓની સાથે તથા બ્રાહ્મણોની સાથે રાણીવાસમાં પધાર્યા. ॥ ૫૧૧ ॥

चौ०–जो वसिष्ठ अनुशासन दीन्हा । लोकवेद विधि सादर कीन्हा ॥
भूसुर भीर देखि सब रानी । सादर उठी भाग्य बड जानी ॥ १ ॥
पाँय पखारि सकल अन्हवाये । पूज भली विधि भूप जीवाये ॥
आदर दान प्रेम परि पोषे । देत अशीश चले मन तोषे ॥ २ ॥
बहु विधि कीन्ह गाधि सुत पूजा । नाथ मोहिं सम धन्य न दूजा ॥
कीन्ह प्रशंसा भूपति भूरी । रानिन सहित लीन्ह पग धूरी ॥ ३ ॥
भीतर भवन दीन्ह वरवासू । मन जुगावत रह नृप रनिवासू ॥
पूजे गुरू पद कमल बहोरी । कीन्ह विनय मन प्रीति न थोरी ॥ ४ ॥

ત્યાં વસિષ્ઠ મુનિએ જેમ આજ્ઞા કરી, તે પ્રમાણે તેમણે લોકવિધિ તથા વેદવિધિ કર્યા. સઘળી રાણીઓએ, બ્રાહ્મણોની ભીડ જોઈ, પ્રેમ સહિત ઉઠી, પોતાનાં મોટાં ભાગ્ય જાણી, ॥ ૧ ॥ સર્વ બ્રાહ્મણોને પગ પખાળી નવરાવ્યા અને રાજાએ, ભલી ભાતથી પૂજીને તેઓને જમાડ્યા તથા આદરથી, દાનથી અને પ્રેમથી સંતુષ્ટ કર્યા. સર્વે બ્રાહ્મણો સંતુષ્ટ મનથી આશીર્વાદો દેતા દેતા ત્યાંથી ગયા. ॥ ૨ ॥ પછી રાજાએ, વિશ્વામિત્રની પૂજા કરીને કહ્યું કે, "હે નાથ ! આપની કૃપાથી, બીજો કોઈ પણ મારા જેવો ધન્ય નથી," આ પ્રમાણે ઘણી પ્રશંસા કરી અને પછી રાજાએ તથા રાણીઓએ, તેમના ચરણની રજને માથે ચડાવી. ॥ ૩ ॥ રાજાએ, વિશ્વામિત્રને રાણીવાસમાં જ ઉતારો આપ્યો, કે જેથી પોતાનું અને રાણીઓનું મન નિત્ય દર્શનનો લાભ મળવાથી આનંદયુક્ત રહે. તે પછી રાજાએ ઘણી પ્રીતિથી ગુરુ વસિષ્ઠનાં ચરણકમળોની પૂજા કરી અને ઘણો ઘણો વિનય કર્યો. ॥ ૪ ॥

दो०–वधुन समेत कुमार सब, रानिन सहित महीश ॥
पुनि पुनि वंदत गुरू चरण, देत अशीश मुनीश ॥ ५२२ ॥

વહુઓ સહિત સઘળા કુમારો અને રાણીઓ સહિત રાજા, વારંવાર ગુરુનાં ચરણોને પ્રણામ કરવા લાગ્યા અને મુનીશ્વર ગુરુ વસિષ્ઠ, તેઓને આશિષો દેવા લાગ્યા. ॥ ૫૨૨ ॥

चौ०–विनय कीन्ह उर अति अनुरागे । सुत संपदा राखि सब आगे ॥
नेग माग मुनि नायक लीन्हा । आशिर्वाद बहुत विधि दीन्हा ॥ १ ॥
उर धरि रामहिं सीय समेता । हरषि कीन्ह गुरू गमन निकेता ॥
विप्रवधू सब भूप बुलाई । चीर चारू भूषण पहिराई ॥ २ ॥
बहुरि बुलाय सुआसिन लीन्ही । रूचि विचारि पहिरावनि दीन्ही ॥
नेगी नेग योग सब लेहीं । रूचि अनुरुप भूप मणि देहीं ॥ ३ ॥
प्रिय पाहुने पूज्य जे जाने । भूपति भली भांति सन्माने ॥
देव देखि रघुवीर विवाहू । बराषि प्रसून प्रशंसि उछाहू ॥ ४ ॥

રાજાએ, અત્યંત પ્રેમ ભરેલાં મનથી વિનય કરીને પુત્રો તથા સઘળી સંપત્તિઓ ગુરુની આગળ ધરતાં ગુરુએ ફક્ત પોતાનો રીતસરનો લાગો જ માગી લીધો અને ઘણા પ્રકારના આશીર્વાદો આપ્યા. ॥ ૧ ॥ વસિષ્ઠ ગુરુ સીતા સહિત રામને હૃદયમાં ધરી, રાજી થઈને પોતાને ઘેર ગયા. પછી રાજાએ સઘળી બ્રાહ્મણોની સ્ત્રીઓને બોલાવીને, તેઓને સુંદર વસ્ત્રો તથા આભૂષણો પહેરાવ્યાં. ॥ ૨ ॥ પછી સુવાસિનીઓને બોલાવી, પ્રત્યેકની રુચિ જોઈ જોઈને, તેઓને પહેરામણી આપી. લાગાવાળા સર્વે લોકો, લાગા પ્રમાણે જ લેવા લાગ્યા પણ રાજાઓના શિરોમણિ દશરથ રાજાએ, પોતાનાં મનની ઉમંગ પ્રમાણે, તેઓને આપ્યું. ॥ ૩ ॥ જે પ્યારા પરોણાઓ પૂજવા યોગ્ય જણાયા, તેઓનું રાજાએ, ભલી ભાતથી સન્માન કર્યું. દેવતાઓ, રામચંદ્રજીના વિવાહને જોઈ, પુષ્પની વૃષ્ટિઓ કરીને ઉત્સાહથી પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०–चले निशान बजाय सुर, निज निज पुर सुख पाय ॥
कहत परस्पर राम यश, हर्ष न हृदय समाय ॥ ५२३ ॥

જેઓનાં હૃદયોમાં હર્ષ સમાતો નહોતો એવા દેવતાઓ, સુખ પામી, દુન્દુભિઓ વગાડી, પરસ્પરમાં રામના યશનું વર્ણન કરતા કરતા, પોતપોતાના લોકોમાં ગયા. ૫૨૩

चौ०–सब विधि सबहि समुदित नरनाहू । रहा हृदय भरि पूरि उछाहू ॥
जहँ रनिवास तहां पगु धारे । सहित वधूटिन कुँवर निहारे ॥ १ ॥
लिये गोद करि मोद समेता । को कहि सकै भयउ सुख जेता ॥
वधू सप्रेम गोद बैठारी । बार बार हिय हरषि दुलारी ॥ २ ॥
देखि समाज मुदित रनिवासू । सबके उर आनँद किय वासू ॥
कहेउ भूप जिमि भयउ विवाहू । सुनि सुनि हर्ष होत सब काहू ॥ ३ ॥
जनक राज गुण शील बडाई । प्रीति रीति संपदा सुहाई ॥
बहुविधि भूपभाट जिमि वरणी । रानी सब प्रमुदित सुनी करणी ॥ ४ ॥

સઘળી રીતે સર્વેનું સન્માન કરી, હૃદયમાં આનન્દથી ભરપૂર થઈ રહેલા દશરથ રાજાએ, રાણીવાસમાં પધારી, વહુઓ સહિત કુંવરોને જોયા ॥ ૧ ॥ અને આનંદથી તે કુંવરોને ખોળામાં બેસાડ્યા. આ સમયમાં રાજાને જેટલું સુખ ઉપજ્યું, તેટલા સુખનું

કોણ વર્ણન કરી શકે ? રાજાએ, પ્રેમથી વહુઓને પણ ખોળામાં લીધી. વહુઓ, સસરાનું હેત જોઈ જોઈને હૃદયોમાં હર્ષ પામી. ॥ ૨ ॥ આ સમાજને જોઈ, રાણીવાસને એવો આનંદ થયો કે, જાણે સર્વનાં હૃદયોમાં આનંદે પોતાનો ખાસ નિવાસ જ કર્યો હોય. રાજા, કુંવરોના વિવાહ થયાની હકીકત કહેવા લાગ્યા અને સાંભળી સાંભળીને સર્વ કોઇના મનમાં આનંદ થવા લાગ્યો. ॥ ૩ ॥ જેમ ભાટ વર્ણવે, તેમ દશરથ રાજાએ, જનક રાજાના ગુણોનું, શીલનું, મોટાઇનું, પ્રીતિનું, રીતિનું અને સુંદર સંપત્તિઓનું વર્ણન કર્યું. જનક રાજાની કરણી સાંભળીને, સર્વે રાણીઓ રાજી થઈ. ॥ ૪ ॥

दो०—सुतन समेत नहाइ नृप, बोलि लिये गुरु ज्ञाति ॥
भोजन कीन्ह अनेक विधि, घरी पांच गइ राती ॥ ५२४ ॥

રાજાએ, પોતાના પુત્રો સહિત નાહી, ગુરુ જનને તથા ભાયાતોને બોલાવી, અનેક પ્રકારનું ભોજન કર્યું, ત્યાં પાંચ ઘડી રાત ગઈ. ॥ ૫૨૪ ॥

चौ०—मंगल गान करहिं वर भामिनि । भइ सुख मूल मनोहर यामिनि ॥
अचै पान सब काहून पाये । अँग सुगंध भूषित छबिछाये ॥ १ ॥
रामहिं देखि रजायसु पाई । निज निज भवन चले शिर नाई ॥
प्रेम प्रमोद विनोद बडाई । समय समाज मनोहरताई ॥ २ ॥
कहि न सकहिं श्रुति शारद शेषा । वेद विरंचि महेश गणेशा ॥
सो मैं कहौं कवन विधि वरणी । भूमि नाग शिर धरै कि धरणी ॥ ३ ॥
नृप सब भांति सबहि सनमानी । कहि मृदु वचन बुलाई रानी ॥
वधू लरकिनी पर घर आई । राखेउ नैन पलककी नाई ॥ ४ ॥

ઉત્તમ સ્ત્રીઓ માંગલિક ગીતો ગાવા લાગતાં, એ રાત્રિ મનોહર અને સુખના મૂળરુપ થઈ. આચમન થયા પછી સર્વને પાનબીડાં વેંહેંચવામાં આવ્યાં. સુગંધ લગાવી શણગારવાથી સર્વનાં અંગોમાં કાંતિ છાઈ રહી. ॥ ૧ ॥ સર્વે લોકો, રામને જોઈ, રજા મેળવી, માથાં નમાવીને પોતપોતાને ઘેર ગયા. આ સમયના પ્રેમનું, આનંદનું, વિનોદનું, શ્રેષ્ઠપણાનું અને મનોહરપણાનું, ॥ ૨ ॥ મંત્રો, ઉપનિષદો, સરસ્વતી, શેષનાગ, બ્રહ્મા, સદાશિવ અને ગણપતિ પણ વર્ણન કરી શકે નહીં, ત્યારે હું તો કેમ જ વર્ણન કરી શકું ? અળશિયું પૃથ્વીના ભારને માથાપર ધરી શકે ? ॥૩॥ રાજાએ, સર્વ પ્રકારથી સર્વને સન્માન આપીને રાણીઓને બોલાવીને કોમલ વચન કહ્યાં કે, “વહુરુઓ બાલક છે અને પર ઘરમાં આવી છે, માટે જેમ પાંપણો આંખોને રાખે છે, તેમ વહુરુઓને રાખજો. ॥ ૪ ॥

दो०—लरिका श्रमित नींदवश, शयन करावहु जाई ॥
अस कहि गे विश्राम गृह, रामचरण चित लाई ॥ ५२५ ॥

કુંવરો થાકી રહ્યા છે અને નિદ્રાને વશ થઈ રહ્યા છે, માટે જઇને એઓને પોઢાડો.” એમ કહી, રામનાં ચરણને ચિત્તમાં લગાવીને, દશરથ રાજા પોતાના વિશ્રામઘરમાં પધાર્યા. ॥ ૫૨૫ ॥

चौ०–भूप बचन सुन सहज सुहाये । जडित कनक मणि पलँग डसाये ॥
सुभग सुरभि पय धेनु समाना । कोमल कलित सुपेती नाना ॥ १ ॥
उपवरहन बर बरणि न जाहीं । स्रग सुगंध मणि मंदिर माहीं ॥
रत्नदीप सुठि चारू चँदोवा । कहत न बनै जान जेहि जोवा ॥ २ ॥
सेज रुचिर रचि राम उठाये । प्रेम समेत पलँग पौढ़ाये ॥
आज्ञा पुनि पुनि भाइन दीनी । निज निज सेज शयन तिन कीनी ॥ ३ ॥
देखि श्याम मृदु मंजुल गाता । कहहिं सप्रेम बचन सब माता ॥
मारग जात भयावनि भारी । केहि विधि तात ताडुका मारी ॥ ४ ॥

રાજાનાં સહજ સુંદર વચનો સાંભળીને રાણીઓએ, મણિઓની જડતરવાળા સોનાના પલંગો બીછાવ્યા. પલંગો ઉપર સુંદર ગાયના દૂધનાં ફીણ જેવી સફેદ, કોમલ અને નવીન તળાઈઓ બીછાવી. ॥ ૧ ॥ જેઓનું વર્ણન થઈ શકે નહીં એવાં ઓશીકાં તથા ગાલમસુરીયાં મૂક્યાં. મણિમય ઘરોમાં માળાઓનો, સુગંધોનો, ચકચકિત રત્નમય દિવાઓનો અને સુંદર ઉલેચોનો એવો ભભકો કરાવ્યો કે, જેનું વર્ણન બની શકે જ નહીં, જેણે નજરે જોયેલ હોય તે જ જાણે. ॥ ૨ ॥ સુંદર શય્યા ગોઠવી, પ્રેમ ભરેલી રીતે રામને ઉઠાડીને પલંગપર લોટાડયા. રામે, ભાઈઓને વારંવાર આજ્ઞા આપી, એટલે તેઓએ પણ પોતપોતાના પલંગોપર શયન કર્યાં. ॥ ૩ ॥ સઘળી માતાઓ, રામનાં શ્યામ સુંદર અને કોમલ શરીરને જોઈ, પ્રેમ ભરેલી વાણીથી, તેમને કહેવા લાગી કે, "હે તાત ! તમે માર્ગમાં જતાં મહા ભયંકર તાટકાને કેવી રીતે મારી ? ॥ ૪ ॥

दो०–घोर निशाचर बिकट भट, समर गने नहिं काहु ॥
मारे सहित सहाय किमि, खल मारीच सुबाहु ॥ ५२६ ॥

યુદ્ધમાં કોઈને પણ ગણે નહીં એવા ખળ તથા મહા વિકટ લડવૈયા મારીચને તથા સુબાહુને તેઓના સહાયો સહિત શી રીતે માર્યા ? ॥ ૫૨૬ ॥

चौ०–मुनि प्रसाद बलि तात तुम्हारे । ईश अनेक करवरे टारे ॥
मख रखवारी कर दुहुँ भाई । गुरू प्रसाद सब विद्या पाई ॥ १ ॥
मुनि तिय तरी लगत पग धूरी । कीरति रही भुवन भरि पुरी ॥
कमठ पीठ पवि कूठ कठोरा । नृप समाज महँ शिव धनु तोरा ॥ २ ॥
विश्व विजय यश जानकि पाई । आये भवन व्याहि सब भाई ॥
सकल अमानुष कर्म तुम्हारे । केवल कौशिक कृपा सुधारे ॥ ३ ॥
आजु सकल जग जन्म हमारे । देखि तात विधु बदन तुम्हारे ॥
जे दिन गये तुमहिं बिनु देखे । सो विरंचि जनि पारहिं लेखे ॥ ४ ॥

હે પુત્ર ! વિશ્વામિત્રના પ્રસાદના બળથી, ઈશ્વરે તમારાં સઘળાં વિઘ્નો ટાળ્યાં. તમે બન્ને ભાઈઓએ, યજ્ઞનું રક્ષણ કરી, ગુરુની કૃપાથી સઘળી વિદ્યાઓ મેળવી. ॥ ૧ ॥

તમારા પગની રજને સ્પર્શ થતાં જ ગૌતમની સ્ત્રી અહલ્યા તરી ગઈ, તેથી તમારી કીર્તિ જગતમાં ભરપૂર થઈ રહી છે, તમે રાજાઓની સભામાં કાચબાની પીઠ જેવું, વજ્ર જેવું અને પર્વતના શિખર જેવું કઠોર સદાશિવનું ધનુષ તોડયું. ॥ ૨ ॥ તમને ત્રૈલોક્યના વિજયની કીર્તિ અને તેની સાથે સીતાજીની પ્રાપ્તિ થઈ. તમે સર્વે ભાઇઓ પરણીને ઘેર આવ્યા. તમારાં આ સઘળાં કામો માણસોથી તો કદી બની શકે નહીં. કેવલ વિશ્વામિત્રની કૃપાથી જ એ સઘળાં કામો બની આવ્યાં છે. ॥ ૩ ॥ આજ તમારૂં ચંદ્રના સરખું મુખ જોવાથી જગતમાં અમારો જન્મ સફળ થયો છે. તમારાં દર્શન વગરના અમારા જે દિવસો ગયા, તેઓને વિધાતાએ આજ લેખે લગાડયા છે." ॥ ૪ ॥

दो०—राम प्रतोषीं मातु सब, कहि विनीत वर वैन ॥
सुमिरि शंभु गुरू विप्र पद, किये नींद वश नैन ॥ ५२७ ॥

સઘળી માતાઓએ, રામચંદ્રજીને આ પ્રમાણે નમ્રતા ભરેલાં સુંદર વચનો કહી, સંતુષ્ટ કર્યા, તે સમયમાં રામચંદ્રજીએ, સદાશિવનાં, ગુરુનાં તથા બ્રાહ્મણોનાં ચરણોનું સ્મરણ કરીને પોતાનાં નેત્રોને નિદ્રાવશ કર્યાં. ॥ ૫૨૭ ॥

चौ०—नींदहु वदन सोह सुठी लोना । मनहु सांझ सरसीरूह सोना ॥
घर घर करहीं जागरण नारी । देहिं परस्पर मंगल गारी ॥ १ ॥
पुरी विराजत राजत रजनी । रानीं कहहिं विलोकहु सजनी ॥
सुंदर वधुन सासु ले सोई । फणिपति जनु शिरमणि उर गोई ॥ २ ॥
प्रात पुनीत काल प्रभु जागे । अरूण चूडबर बोलन लागे ॥
बंदी मागध गुणगण गाये । पुरजन द्वार जुहारन आये ॥ ३ ॥
वंदि विप्र सुर गुरू पितु माता । पाय अशीश मुदित सब भ्राता ॥
जननिन्ह सादर वदन निहारे । भूपतिसंग द्वार पगु धारे ॥ ४ ॥

રામચંદ્રજી નિદ્રાને વશ થતાં, તેમનું અત્યંત લાવણ્યવાળું મુખ જાણે સાયંકાળનું ઇંદીવર કમળ હોય એવું શોભવા લાગ્યું. એ રીતે અયોધ્યામાં સ્ત્રીઓએ પરસ્પરને મશ્કરીની ગાળો દેતાં, ઘેર ઘેર આનંદથી ઘણીવાર સુધી જાગરણ કર્યાં. ॥ ૧ ॥ રાણીઓ સખીઓને કહેવા લાગી કે, "હે સખીઓ ! જુવો. અયોધ્યા પુરી રાતે પણ કેવી શોભી રહી છે ?" જેમ મોટા સર્પો, પોતાનાં મસ્તકો ઉપરનાં મણિઓને પણ હૃદયોમાં લગાવીને સુવે તેમ સાસુઓ વહુઓને હૃદયોમાં લગાવીને સૂતી. ॥ ૨ ॥ પવિત્ર પ્રાતઃકાલમાં ઉત્તમ કુકડાઓ, બોલવા લાગતાં, રામચંદ્રજી જાગ્યા. ભાટો તથા વહીવંચાઓ ગુણોના સમૂહો ગાવા લાગ્યા અને નગરનાં લોકો જુહાર કરવાને વાસ્તે દ્વારમાં આવ્યાં. ॥ ૩ ॥ સર્વે ભાઇઓ, બ્રાહ્મણોને, દેવતાઓને, ગુરુઓને તથા માતાપિતાને પ્રણામ કરી, તેઓના આશીર્વાદ લઇ રાજી થયા. માતાઓએ, પ્રેમપૂર્વક તેઓનાં મોહોડાં જોયાં અને પછી તેઓ રાજાની સાથે બહાર પધાર્યા. ॥ ૪ ॥

दो०—कीन्ह शौच सब सहज शुचि, सरित पुनीत नहाई ॥
प्रातक्रिया करि तात पहँ, आये चारिउ भाई ॥ ५२८ ॥

સર્વ પ્રકારનું શરીર શૌચ કરી, પોતે સ્વાભાવિક પવિત્ર છતાં, પવિત્ર નદીમાં ( સરયૂમાં ) નાહી, સંધ્યાવંદન આદિ પ્રાતઃકાલની ક્રિયાઓ કરીને ચારે ભાઈઓ, પિતાને પાસે આવ્યા. ॥ ૫૨૮ ॥

चौ०—भूप विलोकि लिये उर लाई । बैठे हरषि रजायसु पाई ॥
देखि राम सब सभा जुडानी । लोचन लाभ अवधि अनुमानी ॥ १ ॥
मुनि वशिष्ठ मुनि कौशिक आये । सुभग आसनन्ह मुनि बैठाये ॥
सुतन समेत पूजि पद लागे । निरखि राम दोउ गुरू अनुरागे ॥ २ ॥
कहहिं वसिष्ठ धर्म इतिहासा । सुनहिं महीप सहित रनिवासा ॥
मुनि मन अगम गाधिसुत करणी । मुदित वसिष्ठ विपुलविधि वरणी ॥ ३ ॥
बोले वामदेव सब सांची । कीरति कलित लोकतिहुँ माची ॥
सुनि आनंद भयउ सब काहू । राम लषण उर अधिक उछाहू ॥ ४ ॥

રાજાએ, તેઓને જોઇને છાતીમાં લગાવ્યા. તેઓ, રાજી થઈ, આજ્ઞા પામીને બેઠા. રામને જોઈ, સઘળી સભા જાણે પોતાનાં નેત્રોના લાભની પરાકાષ્ઠા પ્રાપ્ત થઈ માનતી હોય તેમ પ્રસન્ન થઈ. ॥ ૧ ॥ પછી વસિષ્ઠ અને વિશ્વામિત્ર, સભામાં આવતાં, રાજા, તેઓને સુંદર આસનોપર બેસાડી, પૂજીને પુત્રોસહિત પગે લાગ્યા. બન્ને ગુરુઓ, રામને જોઈ, પ્રસન્ન થયા. ॥ ૨ ॥ વસિષ્ઠ મુનિ, ધર્મસંબંધી ઇતિહાસો કહેવા લાગ્યા અને રાજા, રાણીઓ સહિત સાંભળવા લાગ્યા. વિશ્વામિત્રની તપશ્ચર્યા આદિ કરણી કે જે મુનિઓને અગમ્ય છે, અને તેઓનાં અંતઃકરણોને પણ અગમ્ય છે, તેનું વસિષ્ઠ મુનિએ પ્રસન્ન થઈ, વિસ્તારથી વર્ણન કરી સંભળાવ્યું.[1] ॥ ૩ ॥ વર્ણન થઈ રહેતાં વામદેવ મુનિ બોલ્યા કે, “ આ સઘળી વાત સાચી છે. એવી કરણીથી વિશ્વામિત્રની કીર્ત્તિ ત્રૈલોક્યમાં ફેલાઈ રહી છે.” વામદેવનાં વચન સાંભળી, સર્વે કોઇને આનંદ થયો અને રામને તથા લક્ષ્મણને તેથી હૃદયમાં અધિક પ્રસન્નતા થઈ. ॥ ૪ ॥

दो०—मंगल मोद उछाह नित, जाहिं दिवस इहि भान्ति ॥
उमंगी अवध आनंद भरि, अधिक अधिक अधिकाति ॥ ५२९ ॥

આ પ્રમાણે દિવસો નિત્ય મંગળથી, આનંદથી અને ઉત્સાહથી જવા લાગ્યા; અયોધ્યા, ઉમંગથી તથા આનંદથી ભરપૂર થઇને પ્રતિ દિવસ અધિક અધિક ઉછળતી હોય એવી દેખાવા લાગી. ॥ ૫૨૯ ॥

चौ०—सुदिन साधि कर कंकन छोरे । मंगल मोद विनोद न थोरे ॥
नित नव सुख सुर देखि सिहाहीं । अवध जन्म चाहहिं विधि पाहीं ॥ १ ॥
विश्वामित्र चलन नित चहहीं । राम सप्रेम विनय वश रहहीं ॥
दिन दिन सद्गुण भूपति भाऊ । देख सराह महामुनि राऊ ॥ २ ॥

---

૧ વિશ્વામિત્રનાં ચરિત્રનું વર્ણન, વાલ્મિકીય રામાયણના બાલકાંડમાં વિસ્તારથી કરેલું છે, તે જોઈ લેવું.

मांगत बिदा राउ अनुरागे । सुतन समेत ठाढ भये आगे ॥
नाथ सकल संपदा तुम्हारी । मैं सेवक समेत सुत नारी ॥ ३ ॥
करब सदा लरिकन पर छोहू । दरशन देत रहब मुनि मोहू ॥
अस कहि राउ सहित सुत रानी । परे चरण मुख आव न बानी ॥ ४ ॥
दीन्ह अशीश विप्र बहु भांती । चले न प्रीति रीति कहि जाती ॥
राम सप्रेम संग सब भाई । आयसु पाय फिरे पहुँचाई ॥ ५ ॥

સારો દિવસ જોઈ, ઘણાં મંગલો, આનંદો તથા વિનોદો કરીને મીઢાલ છોડયાં. દેવતાઓ, નિત્ય નવીન નવીન સુખો જોઇ, વખાણવા લાગ્યા અને વિધાતાની પાસે અયોધ્યામાં જન્મ દેવાની માગણી કરવા લાગ્યા. ॥ ૧ ॥ વિશ્વામિત્ર દરરોજ સધાવવાનું મન કરતા હતા, પણ રામચંદ્રજીનાં પ્રેમ ભરેલા વિનયને વશ થઈ રહેતા હતા. દિવસે દિવસે રાજાના સદ્ગુણોને અને ભાવને જોઇને, મહા મુનિ વિશ્વામિત્ર વખાણ કરતા હતા. ॥ ૨ ॥ વિશ્વામિત્રે, જવાની રજા માગતાં, પ્રીતિવાળા દશરથ રાજા, પુત્રો સહિત આગળ ઉભા રહીને બોલ્યા કે " હે નાથ ! આ રાજાની સઘળી સંપત્તિઓ આપની છે અને હું મારા પુત્રોની તથા સ્ત્રીઓની સાથે આપનો સેવક છું. ॥ ૩ ॥ સર્વદા બાળકો ઉપર દયા કરતા રહેજો અને પ્રસંગે મને દર્શન આપતા રહેજો." આટલું બોલીને પુત્રો સહિત તથા રાણીઓ સહિત વિશ્વામિત્રના પગમાં પડયા. પ્રેમને લીધે ગદ્ગદ્પણું થવાથી, મોઢાડામાંથી વચનો પણ નીકળતાં ન હતાં. ॥ ૪ ॥ વિશ્વામિત્ર ઘણી ઘણી આશિષો આપીને ત્યાંથી સધાવ્યા. આ સમયની એમની પ્રીતિની રીતિનું વર્ણન કર્યું જતું નથી. સર્વ ભાઈઓ સહિત રામચંદ્રજી, પ્રેમથી, એમને વળાવવા ગયા અને વળાવી આજ્ઞા લઇને પાછા આવ્યા. ॥ ૫ ॥

दो०—राम रूप भूपति भगति, व्याह उछाह अनंद ॥
जात सराहत मनहिं मन, मुदित गाधिफूलचंद ॥ ५३० ॥

રામના રુપનાં, રાજાની ભક્તિનાં અને વિવાહ સંબંધી ઉત્સાહનાં તથા આનંદનાં, મનમાં ને મનમાં વખાણ કરતા વિશ્વામિત્ર મુનિ, માર્ગમાં પ્રસન્ન થતા જતા હતા. ૫૩૦

चौ०—वामदेव रघुकुल गुरु ज्ञानी । बहुरि गाधिसुत कथा बखानी ॥
सुनि मुनि सुयश मनहिं मन राऊ । वर्णत आपन पुण्य प्रभाऊ ॥ १ ॥
बहुरे लोग रजायसु भयऊ । सुतन समेत नृपति गृह गयऊ ॥
जहँ तहँ राम व्याह यश गावा । सयश पुनीत लोक तिहुँ छावा ॥ २ ॥
आये राम व्याह घर जबते । वसैं अनंद अवध सब तबते ॥
प्रभु विवाह जस भयउ उछाहू । सकहिं न बरणि गिरा अहिनाहू ॥ ३ ॥
कवि कुल जीवन पावन जानी । राम सीय यश मंगलखानी ॥
तेहिते मैं कछु कहा बखानी । करन पुनीत हेतु निज बानी ॥ ४ ॥

મહા જ્ઞાની વામદેવ અને વસિષ્ઠ મુનિએ, ફરી પણ વિશ્વામિત્રની કથાનું વર્ણન કર્યું. રાજા, વિશ્વામિત્રની કીર્ત્તિનું શ્રવણ કરીને મનમાં ને મનમાં પોતાનાં પુણ્યના

પ્રભાવની પ્રશંસા કરવા લાગ્યા. ( કે એવા મહાત્મા મારે ત્યાં પધાર્યા હતા. ) ॥ ૧ ॥ પછી સર્વ સભાનું વિસર્જન થયું અને રાજા, પુત્રો સહિત પોતાના અવાસમાં પધાર્યા. જ્યાં ત્યાં રામનો યશ ગવાવા લાગ્યો. અને તે પવિત્ર યશ ત્રૈલોક્યમાં છાઈ રહ્યો. ॥ ૨ ॥ રામચન્દ્રજી, જ્યારથી પરણીને ઘેર પધાર્યા ત્યારથી સઘળો આનંદ અયોધ્યામાં જ વસવા લાગ્યો, ( કે જે પ્રથમ મિથિલામાં પણ રહેતો હતો. ) રામચન્દ્રજીના વિવાહમાં, જે આનંદોત્સવ થયો, તેનું વર્ણન કરવાને સરસ્વતી તથા શેષનાગ પણ અસમર્થ છે, ॥૩॥ રામના અને સીતાના યશને કવિકુલના જીવનરુપ, પવિત્ર અને મંગલની ખાણરુપ જાણી, મેં પોતાની વાણીને પવિત્ર કરવા વાસ્તે તે યશનું થોડુંક વર્ણન કર્યું છે. ॥ ૪ ॥

छं०—निज गिरा पावन करण कारण राम यश तुलसी कह्यो ॥
रघुवीर चरित अपार वारिधि पार कवि कवने लह्यो ॥
उपवीत व्याह उछाह मंगल सुनहिं सादर गावहीं ॥
वैदेहि राम प्रसादते जन सर्वदा सुख पावहीं ॥ ६२ ॥

મેં પોતાની વાણીને પવિત્ર કરવા વાસ્તે, રામના યશનું થોડુંક વર્ણન કર્યું છે રામના ચરિત્રરૂપી અપાર સમુદ્રનો પાર કયા કવિએ લીધો છે? રામનાં જનોઈ અને વિવાહ સબંધી આનંદ મંગલને, જે માણસો પ્રીતિથી ગાશે, તેઓ, સીતા રામના પ્રસાદથી સર્વદા સુખ પામશે.[1] ॥ ૬૨ ॥

---

૧ અહીં સં. ૧૯૪૮ માં છપાયેલા પુસ્તકમાં નીચે પ્રમાણે એક છંદ તથા ત્રણ દોહા અધિક છે.

छंद—सुनि गाय कहौं गिरीश कन्या धन्य अधिकारी सही ।
नित प्रीति अनुपम सुनत हरिगुण भक्ति अनुपम ते लहीं ॥
रघुवीर पद अनुराग जल लोभाग्नि वेगि बुझावई ।
यह जानि तुलसीदास मन क्रम वचन हरिगुण गावई ॥ ६३ ॥

હે ભરદ્વાજ! આ કથા કહી, સદાશિવ બોલ્યા કે, "હે પર્વત રાજનાં પુત્રી! મેં કથા કહી અને તમે સાંભળી. ભાગ્યશાળી અધિકારીઓ, નિત્ય પ્રેમથી હરિના અનુપમ ગુણો સાંભળીને અનુપમ હરિભક્તિને ગ્રહણ કરે છે" રામચંદ્રજીનાં ચરણમાં પ્રીતિ થવારૂપી જળ લોભરૂપી અગ્નિને તુરત બુઝાવી દે છે, એમ જાણીને, હું મનથી, કર્મથી તથા વચનથી, હરિના ગુણ ગાઉં છું. ( આ છંદનું અસંબદ્ધપણું સ્પષ્ટ જણાઈ જ રહે છે. ) ॥ ૬૩ ॥

दोहा—कठिन कलिमल ग्रसित तनु, साधन कछुक न होइ ॥
यह विचारि विश्वास करि, हरि सुमिरे बुध सोइ ॥ ५३१ ॥

'કઠિન કલિયુગના મેલોથી ગ્રસ્ત થયેલાં શરીરવાળા જીવોને હરિ સ્મરણ વિના બીજું કશું મુક્તિનું સાધન નથી,' એમ વિચારી, વિશ્વાસ રાખીને જે પુરુષ, હરિનું સ્મરણ કરે, તે જ પંડિત ગણાય છે. ॥ ૫૩૧ ॥

सोरठा—मन हरिपर अनुराग, करहु त्यागि नाना कपट ॥
महा मोह निशि जागु, सोवत वीते काल बहु ॥ ५३२ ॥

હે મન! અનેક પ્રકારોનાં કપટોનો ત્યાગ કરીને હરિના ચરણમાં પ્રેમ કર અને મહામોહરૂપી રાત્રિમાંથી જાગ્રત થા. સૂતાં સૂતાં બહુ કાળ વીતી ગયો છે. ॥ ૫૩૨ ॥

**सो०**–सिय रघुबीर विवाह, जे सप्रेम सादर सुनहिं ॥
तिनकहँ सदा उछाह, मंगलायतन राम यश ॥ ४२ ॥

જેઓ પ્રેમથી અને આદરથી સીતા રામના, વિવાહનાં પ્રકરણનું શ્રવણ કરશે, તેઓને રામનું યશ જ સર્વદા ઉત્સાહરુપ અને મંગલોના સ્થાનકરુપ થશે. ॥ ૪૨ ॥

दो०–व्याह चरित रघुनाथके, सुख उपजावन हार ॥
तिनकी मैं टीका करी, कछु निजमति अनुसार ॥ ५३३ ॥
सीय सहित मूरति सुघर, मृदुल मनोहर श्याम ॥
हिय ज्वालाप्रसादके, बसो आन श्रीराम ॥ ५३४ ॥

इति बालकाण्ड सम्पूर्ण ।

## बालकांड समाप्त.



॥ श्रीः ॥




श्रीगोस्वामी

# तुलसीदासकृत रामायण ॥

## ગુજરાતી ભાષાંતર.

## अयोध्याकांड.



श्रीगणेशाय नमः ।



# ॥ तुलसीदासकृत रामायण ॥

## ગુજરાતી ભાષાંતર.

## अयोध्याकांड.



श्लोकः—यस्यांके च विभाति भूधरसुता देवापगा मस्तके ।
भाले बालविधुर्गले च गरलं यस्योरसि व्यालराट् ॥
सोयं भूतिविभूषणः सुरवरः सर्वाधिपः सर्वदा ।
शर्वः सर्वगतः शिवः शशिनिभः श्रीशंकरः पातु माम् ॥ १ ॥

જેના ખોળામાં પાર્વતી, મસ્તકમાં ગંગા, લલાટમાં બાલ ચંદ્ર, ગળામાં ઝેર અને વક્ષઃસ્થલમાં શેષનાગ શોભે છે એવા વિભૂતિરૂપી શણગારવાળા, દેવતાઓમાં શ્રેષ્ઠ, સર્વના અધિપતિ, મોહને કાપનારા. સર્વવ્યાપક અને ચંદ્ર જેવી ઉજ્જવલ કાંતિવાળા સદાશિવ મારૂં રક્ષણ કરો.[1] ॥ ૧ ॥

श्लोकः—प्रसन्नतां या न गताभिषेकतस्तथा न मम्लौ वनवासदुःखतः ॥
मुखांबुजश्री रघुनंदनस्य मे सदास्तु सा मंजुलमंगलप्रदा ॥ २ ॥

રામચંદ્રજીનાં મુખારવિન્દની શોભા, કે જે અભિષેક સાંભળવાના સુખથી પ્રફુલ્લિત

૧ સદાશિવ, માનસ રામાયણના આચાર્ય છે, તેથી ગુસાંઇજીએ, પોતાના ગ્રન્થની નિર્વિઘ્ન સમાપ્તિને વાસ્તે અને પ્રચારને વાસ્તે, 'તે મારી રક્ષા કરો,' એમ સ્વવિષય આશીર્વાદાત્મક મંગલાચરણ કર્યું છે.

થઈ ન હતી અને વનવાસના દુઃખથી ગ્લાનિ પામી ન હતી, તે શોભા, સર્વદા મને ઉત્તમ મંગળ આપો.[1] ॥ ૨ ॥

श्लोकः–नीलाम्बुजश्यामलकोमलांगं सीतासमारोपितवामभागम् ॥
पाणौ महासायकचारूचापं नमामि रामं रघुवंशनाथम् ॥ ३ ॥

નીળ કમળની પેઠે શ્યામ તથા સુંદર અંગોવાળા, હસ્તોમાં મોટાં ધનુષને તથા બાણને ધરનારા, રઘુવંશના સ્વામી અને જેમના ડાબા ભાગમાં સીતાજી બીરાજ્યાં છે એવા રામચંદ્રજીને પ્રણામ કરૂં છું. ॥ ૩ ॥

दो०–श्रीगुरु चरण सरोज रज, निज मन मुकुर सुधारि ॥
वर्णहुँ रघुवर विशद यश, जो दायक फल चारि ॥ १ ॥

શ્રીગુરુના ચરણકમળની રજથી પોતાનાં મનરૂપી દર્પણને સુધારીને, રામચંદ્રજીના ( અથવા ભરતજીના ) નિર્મલ યશનું વર્ણન કરૂં છું, કે જે યશ ચારે પુરુષાર્થોને આપનાર છે.[2] ॥ ૧ ॥

चौ०–जबते राम व्याहि घर आये । नित नव मंगल मोद वधाये ॥
भुवन चारि दश भूधर भारी । सुकृत मेघ वर्षहिं सुख बारी ॥ १ ॥
ऋधि सिधि संपति नदी सुहाई । उमगि अवधि अंबुधि कहँ आई ॥
मणि गण पुर नर नारि सुजाती । शुचि अमोल सुंदर सब भांती ॥ २ ॥
कहि न जाय कछु नगर विभूती । जनु इतनी विरंचि करतूती ॥
सब विधि सब पुर लोग सुखारी । रामचन्द्र मुखचंद्र निहारी ॥ ३ ॥
मुदित मातु सब सखी सहेली । फलित विलोकि मनोरथ वेली ॥
राम रूप गुण शील स्वभाऊ । प्रमुदित होहिं देख मुनिराऊ ॥ ४ ॥

---

૧ અયોધ્યા કાંડમાં રાજ્યાભિષેક અને વનવાસ, એ બેનું વર્ણન છે, માટે ગુસાંઈજીએ, અહીં તે વર્ણનને અનુકૂલ ધ્યાન કર્યું છે. અભિપ્રાય એ છે કે, રામનાં મુખની શોભા, કે જે રાજ્યાભિષેકમાં અને વનવાસમાં પણ એકરસ જ રહી હતી, તે મારા રાજ્યાભિષેકના તથા વનવાસના વર્ણનને નિર્વિઘ્ન તથા એકરસ રીતે સમાપ્ત કરે. ૨ જો કે બાલકાંડમાં गुरु पद रज मृदु मंजुल अंजन, એ ચોપાઈ આવી ગઈ છે, તેથી આ ચોપાઈ પુનરુક્તિ દોષવાળી લાગે છે, તો પણ બાલકાંડની ચોપાઈમાં વિવેકને નિર્મલ કરવાનું કહ્યું છે અને અહીં મનને નિર્મલ કરવાનું કહ્યું છે, તેથી પુનરુક્તિ નથી એમ સમજવું. અથવા છ પ્રકારની શરણાગતિઓમાં કાર્પણ્ય પણ એક જાતની શરણાગતિ છે, માટે કાર્પણ્યથી વારંવાર એકની એક વાત કહેવામાં દોષ નથી. અથવા મન નિર્મલ થયું હોય તો પણ તેનો ભરોંસો રહેતો નથી, તેથી ફરીવાર નિર્મલ કરવું એ ઉચિત જ છે. અથવા પ્રથમ રામના યશનું વર્ણન કરવાને વાસ્તે મનને સુધાર્યું હતું અને અહીં ભરતજીના યશનું વર્ણન કરવાને વાસ્તે મનને સુધાર્યું છે, એમ સમજવું. અથવા રામચંદ્રજીના રાજ્યાભિષેકમાં બહુ વિઘ્નો થયા છે, તેમ રખેને મારા ગ્રન્થમાં પણ થાય, એવી શંકાથી, ફરીવાર મનને નિર્મલ કર્યું છે. અથવા રામચન્દ્રજીનાં રાજ્યાભિષેકનાં વિઘ્નોનું સ્મરણ આવવાથી ગુસાંઈજીનું મન શોકગ્રસ્ત થયું છે, તેથી તેને અહીં ફરીવાર સુધાર્યું છે.

જ્યારથી રામચંદ્રજી, પરણીને ઘેર આવ્યા, ત્યારથી નિત્ય નવીન મંગળો તથા આનંદો વધવા લાગ્યાં. લોકોનાં પુણ્યોરૂપી વાદળાંઓ ચૌદ ભુવનરૂપી મોટા પર્વતોપર સુખરૂપી જળની વૃષ્ટિ કરવા લાગતાં, ॥ ૧ ॥ તે પર્વતોમાંથી ચાલેલી ઋદ્ધિ, સિદ્ધિ, તથા સંપત્તિરૂપી સુંદર નદીઓ જાણે ઉમંગીને અયોધ્યારૂપી સમુદ્રમાં આવી હોય એમ જણાવા લાગ્યું કે જે અયોધ્યારૂપી સમુદ્રમાં નર નારીઓરૂપી સારી જાતની, પવિત્ર, અમૂલ્ય અને સઘળી રીતે સુન્દર મણિઓના [1]સમૂહો હતા. ॥ ૨ ॥ અયોધ્યાની વિભૂતિ જરા પણ વર્ણવી શકાય એવી હતી જ નહીં. કારણ કે, તે જાણે વિધાતાની ચાતુરીની પરાકાષ્ઠા હોય એવી જણાતી હતી. નગરનાં સર્વ માણસો, રામચંદ્રજીના મુખરૂપી ચંદ્રને જોઈ, સર્વ પ્રકારનાં સુખ પામતાં હતા. ॥ ૩ ॥ સઘળી માતાઓ તથા તેઓની સખી સાહેલીઓ, પોતાના મનોરથરૂપી વેલને ફલિત થયેલી જોઈ, આનંદ પામતી હતી. વસિષ્ઠ મુનિ પણ, રામના રૂપને, ગુણોને, શીલને તથા સ્વભાવને જોઈ, પ્રસન્ન થતા હતા. ॥ ૪ ॥

दो०–सबके उर अभिलाष अस, कहहिं मनाय महेश ॥
आप अछत युवराज पद, रामहिं देहिं नरेश ॥ २ ॥

"મહારાજ દશરથ, પોતાની હયાતીમાં રામચંદ્રજીને યુવરાજનું પદ આપે તો ઠીક." એવી સર્વ લોકોના મનમાં અભિલાષા હતી અને તેથી સર્વે લોકો સદાશિવને પૂજીને તેવા પ્રકારની જ પ્રાર્થના કરતાં હતાં. ॥ ૨ ॥

## अथ विश्वावसु गन्धर्वका गान तथा नारदागमनकी कथा.[2]

दो०–यक दिन विश्वावसु तहां, कियो गान गन्धर्व ॥
सुनि प्रसन्न है स्वपुर तेहि, कह्यो रहन हित सर्व ॥ ३ ॥

दो०–सो कह इन्द्र निदेश विन, मैं न सकत रहि अन्त ॥
कह्यो कैकयी वसतहै, हमरे बल सुरकन्त ॥ ४ ॥

એક[2] દિવસે વિશ્વાવસુ નામના ગંધર્વે, અયોધ્યામાં ગાયન કર્યું, તેથી પ્રસન્ન થઇને રાજા વગેરે સર્વ લોકોએ, તેને અયોધ્યામાં રહેવાનું કહ્યું. ॥ ૩ ॥ વિશ્વાવસુએ ઉત્તર આપ્યો કે, "ઇંદ્રની આજ્ઞા વિના મારાથી કયાંય રહી શકાય નહીં." આ સાંભળીને કૈકેયી બોલી કે, "અમારા બળથી જ ઇંદ્ર સ્વર્ગમાં રહે છે." ॥ ૪ ॥

दो०–हमरे आवत रिस करत, अस तुम गये सुटाय ॥
पठई पत्रिका बाँच कर, सुनि नृप रहे चुपाय ॥ ५ ॥

---

૧ સમુદ્રનાં મણિઓ તો કોઈ ખરાબ જાતનાં, અપવિત્ર થોડા મૂલ્યવાળાં અને અસુંદર પણ થાય છે, પણ અયોધ્યારૂપ સમુદ્રનાં મણિઓ તો, સર્વે સારી જાતનાં, પવિત્ર, અમૂલ્ય અને સઘળી રીતે સુંદર છે, એમ વ્યતિરેક આપ્યો છે. ૨ અહીંથી ક્ષેપક શરુ થાય છે.

આમ બોલીને કૈકયીએ[1], ઇંદ્રની ઉપર ચીઠ્ઠી લખી મોકલી કે, "હે ઇંદ્ર! વિશ્વાવસુ અમારે ત્યાં આવે, તેમાં તું રીસ કરે છે, એટલો બધો તું અભિમાની થઈ ગયો છે." ? આ ચીઠ્ઠી વાંચી તથા સાંભળીને ઇંદ્ર ચૂપ થઈ રહ્યો. ॥ ૫ ॥

दो०—मनमें समुझे कैकयी, लिख पठये वच वंक ॥
हमरिउ लागी घात तब, हमहूँ देव कलंक ॥ ६ ॥

પણ તેણે મનમાં વિચાર કરી રાખ્યો કે, "કૈકયીએ વક્ર વચનો લખી મોકલ્યાં છે, માટે જ્યારે મારો દાવ આવશે, ત્યારે હું તેને કલંક આપીશ." ॥ ૬ ॥

दो०—लिख पठयो विश्वावसुहि, कर्यो कहै नृप जोय ॥
विदा करैं तब आइयो, समझ बूझ मतु सोय ॥ ७ ॥

પછી ઇંદ્રે વિશ્વાવસુને લખી મોકલ્યું કે, "જેમ દશરથ રાજા કહે તેમ કરજે અને જ્યારે વિદાય કરે ત્યારે આવજે. આ ચીઠ્ઠી ઉપરથી તું સઘળું સમજી લેજે." ॥૭॥

दो०—वर्ष अठारहकी सिया, सत्ताइसके राम ॥
कीनी मन अभिलाष तब, करनो है सुर काम ॥ ८ ॥

સીતાજી, અઢાર વર્ષનાં થયાં અને રામ, સત્યાવીશ વર્ષના થયા, તે સમયમાં તેઓએ ઇચ્છા કરી કે, "હવે દેવતાઓનું કામ કરવું." ॥ ૮ ॥

चौ०—अति आनंद अवधपुर वासी । भ्रातन सहित देखि सुख रासी ॥
एक बार जानकी समेता । बैठे प्रभु निज रूचिर निकेता ॥ १ ॥
भुज प्रलंब उर नयन विशाला । पीत वसन तनु श्याम तमाला ॥
कोटि मनोज देखि छवि मोहा । सीता कर चामर वर सोहा ॥ २ ॥

---

૧ સહ્યાદ્રિ પાસેના કરવીર પુર નામના શહેરમાં ધર્મદત્ત નામનો એક બ્રાહ્મણ રાતે પૂજનની સામગ્રી લઇને દેવપૂજન કરવા જતો હતો. ત્યાં તેને એક વિકરાલ રાક્ષસી જોવામાં આવતાં, તેણે ભયભીત થઇને તે રાક્ષસીની ઉપર તુલસીદલયુક્ત પાણી છાટયું. આથી નિષ્પાપ થયેલી તે રાક્ષસી પ્રણામ કરીને બોલી કે, "હું સૌરાષ્ટ્ર દેશના રહેવાસી ભિક્ષુ નામના બ્રાહ્મણની સ્ત્રી હતી. હું સર્વદા સ્વામીથી વિરુદ્ધ ચાલતી હતી, પોતે મિષ્ટાન્ન ખાઇને સ્વામીને સૂકું ભોજન દેતી હતી અને સ્વામી જે કાંઈ કહે, તેથી પ્રતિકૂલ જ કરતી હતી. મારા સ્વામીએ વિચાર કરીને એવી ટેવ રાખી કે, જે કામ કરવાની પોતાની રુચિ હોય, તે કામ કરવાની ના જ પાડે. હું સ્વામીના કહ્યાથી વિપરીત કરતી હતી, તેથી સ્વામીના મનોરથ પૂર્ણ થવા લાગ્યા. છેવટ મારાથી કંટાળીને સ્વામીએ બીજો વિવાહ કરતાં, મેં ઝેર ખાઈને શરીરનો ત્યાગ કર્યો. હું એ પ્રમાણે સ્વામીથી વિરૂદ્ધ આચરણ કરવારૂપ પાપથી અનેક દુષ્ટ અવતારોમાં ફરી ફરીને હાલ રાક્ષસી થઈ છું. હવે મારા ઉદ્ધારનો ઉપાય કરો." આ સાંભળી પેલા દયાળુ ધર્મદત્ત બ્રાહ્મણે, પોતાના એ વ્રતનું અર્ધું ફળ તેને આપ્યું અને દ્વાદશાક્ષર મંત્રથી તેના ઉપર અભિષેક કર્યો. આથી તે રાક્ષસી રાક્ષસપણુમાંથી મુક્ત થઈ, વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગઈ અને તે પાછી પોતાના પુણ્યનો ક્ષય થતાં દશરથ રાજાની રાણી કૈકયી થઈ. ( આનંદરામાયણ. )

तेहि अवसर मुनि नारद आये । सुर हित लागि विरंचि पठाये ॥
तेज पुंज करतल शुभ वीणा । हरि गुण गण गावत लय लीना ॥ ३ ॥
देखि राम सहसा उठि धाये । करत दंडवत मुनि उर लाये ॥
सादर निज आसन बैठारे । जनक सुता तब चरण पखारे ॥ ४ ॥
तेहि चरणोदक भवन सिचावा । जग पावन हरि शीश चढावा ॥
सुन मुनि विषय निरत जे प्रानी । हम सारिखे देह अभिमानी ॥ ५ ॥
तिन कहँ सत संगति जब होई । करहिं कृपा जापर प्रभु सोई ॥
ताको मुनि नाहिन भव आगे । जेहि विनु हेतु संत प्रिय लागे ॥ ६ ॥
ताते नारद मैं बड़ भागी । यद्यपि गृह कुटुम्ब अनुरागी ॥

અયોધ્યાનાં રહેવાશી લોકો, સુખના સમૂહરૂપ રામચન્દ્રજીને અને તેમન ભાઈઓને જોઈ, અત્યંત આનંદ પામતાં હતાં. એક સમયે લાંબી ભુજાઓવાળા વિશાલ વક્ષઃસ્થલવાળા, પીળાં વસ્ત્રોવાળા, તમાલ સરખા શ્યામ સુંદર શરીરવાળા અને જેની શોભાને જોઇને કરોડ કામદેવ પણ મોહિત થઈ જાય એવા રામચંદ્રજી, પોતાના સુંદર અવાસમાં સીતાજી સહિત બેઠા હતા અને સીતાજી, હાથમાં સુંદર ચામર લઈને તેમના ઉપર ઢોળતાં હતાં. ॥ ૧ ॥ ૨ ॥ આ સમયમાં દેવતાઓના હિતને વાસ્તે બ્રહ્માએ મોકલવાથી નારદ મુનિ ત્યાં આવ્યા, તેજના પુંજરુપ, હાથમાં સુંદર વીણાવાળા અને વીણાના લયથી એકાગ્ર થઇને હરિના ગુણોનું ગાયન કરતા નારદજીને આવતાં જોઈ, ॥ ૩ ॥ રામચન્દ્રજી તુરત ઉભા થઈને તેમની સામે ગયા. રામચંદ્રજીએ દંડવત્ કરતાં, નારદજીએ, તેમને છાતીમાં લગાવ્યા. રામચન્દ્રજીએ, આદરપૂર્વક તેમને પોતાના આસનપર બેસાડયા અને સીતાજીએ, તેમનાં ચરણ પખાળ્યાં. ॥ ૪ ॥ જગતને પવિત્ર કરનારા રામચન્દ્રજીએ, તે ચરણોદક પોતાના અવાસમાં છંટાવી તથા પોતાને માથે ચઢાવી નારદજીને કહ્યું કે, "હે મુનિ ! સાંભળો. મારા સરખાં જે પ્રાણીઓ વિષયોમાં આસક્ત થઈ રહ્યાં છે અને દેહાભિમાની છે, ॥ ૫ ॥ તેઓને આપ જેવા સંત જનોનો સમાગમ, જ્યારે પ્રભુની કૃપા થઈ હોય, ત્યારે જ મળે. હે મુનિ ! જેઓને, આ લોક સંબંધી કશા સ્વાર્થ વિના સંત લોકો પ્રિય લાગતા હોય, તેઓને પછી સંસારનો ફેરો રહેતો નથી. ॥ ૬ ॥ હે નારદજી ! જો કે હું ઘરમાં તથા કુટુંબમાં આસક્ત છું, તોપણ આપના સમાગમથી કૃતાર્થ થયો છું." ॥

दो०—मुनि प्रभु वचन मधुर प्रिय, करि विचार मुनि धीर ॥
परम कृपालु लोक हित, कस न कहो रघुवीर ॥ ९ ॥

પ્રભુનાં મધુર તથા પ્રિય વચનો સાંભળી, ધીર મુનિ નારદજી, વિચાર કરીને બોલ્યા કે, 'હે રઘુવીર ! આપ કે જે પરમ કૃપાળુ છો, તે લોકનાં કલ્યાણ વાસ્તે આવાં વચન કેમ ન કહો ? ॥ ૯ ॥

चौ०-कह मुनि तव महिमा रघुराया । मैं जानों कछु तुम्हरीहि दाया ॥
वचन कह्यो प्राकृतकी नाईं । यामें नहिं कछु घटेहु गुसाईं ॥ १ ॥
प्रभु यह तुमहिं सदा बनि आई । निज लघुता जन केरि बडाई ॥
सहज स्वभाव प्रणत अनुरागी । नर तनु धरेउ दास हित लागी ॥ २ ॥
माया गुण गो ज्ञान अतीता । अजित नाम सो दासन्ह जीता ॥
जेहि प्रभु सम अतिशय कोउ नाहीं । व्यापक अज समान सब माहीं ॥ ३ ॥
उदर चराचर मेल्हि जो सोवा । अस्तन पान लागि सोई रोवा ॥
नाम रूप वपु वर्ण न भेदा । अविगत अकल नेति कह वेदा ॥ ४ ॥
निर्मम मुक्त निरामय जोई । दशरथ सुत कह गाइय सोई ॥
जप तप योग यज्ञ व्रत दाना । विमल विराग ज्ञान विज्ञाना ॥ ५ ॥
करहिं यत्न मुनि पावहिं कोई । देखा प्रगट भक्त वश सोई ॥
हठ वश शठ बहु साधन करहीं । भक्ति हीन भवसिंधु न तरहीं ॥ ६ ॥

હે રઘુનાથજી ! હું તમારી દયાથી જ તમારા મહિમાને થોડોક જાણું છું. હે સ્વામી ! આપ, પ્રાકૃત માણસની પેઠે બોલો, તેમાં કાંઈ આપની ન્યૂનતા થાય નહીં. ॥ ૧ ॥ હે પ્રભુ ! આપ પોતાની લઘુતા કરો અને દાસ જનને મોટાઈ આપો એ વાત સર્વદા આપને જ શોભા આપનારી છે. આપ કે જે સહજ સ્વભાવથી દીન જનોનો ઉપર પ્રેમ રાખનારા પ્રભુ છો, તેમણે દાસ જનના હિતને વાસ્તે જ મનુષ્યાવતાર ધર્યો છે. ॥ ૨ ॥ આપ ‘ અજિત ’ એ નામથી કહેવાતાં છતાં, આપને દાસ લોકોએ જિતી લીધા છે. આપ કે જે માયાના ગુણોથી તથા ઇંદ્રિયોના જ્ઞાનથી અતીત છો, પ્રભુ છો, વ્યાપક છો, અજન્મા છો, સર્વમાં સમાન છો અને જેનાથી કોઈ શ્રેષ્ઠ કે સમાન નથી ॥ ૩ ॥ અને જે ચરાચર જગતને પેટમાં મેલીને પોઢ્યા હતા, તે જ આપ માતાના સ્તનના પાનને વાસ્તે રોયા હતા, એ કેવું આશ્ચર્ય છે. આપ કે જે નામથી, રૂપથી, શરીરથી, વર્ણથી તથા ભેદથી રહિત છો, સર્વથી અદૂર છતાં અકલનીય છો, વેદે પણ નેતિ નેતિ કરીને ગાયેલા છો, ॥ ૪ ॥ મમતાથી રહિત છો, નિત્ય મુક્ત છો, નિર્દોષ છો, તેજ આપ દશરથના પુત્ર કહીને ગવાઓ છો, જપ, તપ, યોગ, યજ્ઞ, વ્રત, દાન, નિર્મલ વૈરાગ્ય, જ્ઞાન તથા વિજ્ઞાન આદિ ॥ ૫ ॥ અનેક યત્નો કરતાં મુનિઓમાં પણ કોઈક જ જેને પામે છે, તે આપ, સ્પષ્ટ રીતે ભક્તોને વશ દેખાઓ છો. શઠ લોકો હઠને વશ થઈ, ભક્તિનો ત્યાગ કરીને બીજાં ઘણાં સાધનો કરે છે, તોપણ સંસારરૂપી સમુદ્રને તરી શકતા નથી. ॥ ૬ ॥

दो०-जानि सकहु ते जानहु, निर्गुण सगुण स्वरूप ॥
मम हिय पंकज भृंग इव, वसहु राम नररूप ॥ १० ॥

આપનાં નિર્ગુણ સ્વરૂપને તથા સગુણ સ્વરૂપને, જેઓ, જાણી શકતા હોય, તેઓ, ભલે જાણે, પણ હું તો કોઈ સ્વરૂપને જાણતો નથી, એટલા માટે, પ્રાર્થના કરૂં છું કે, આ આપનું રામ નામવાળું મનુષ્યરૂપ, મારા હૃદયરૂપ કમળમાં ભ્રમરની પેઠે વસો. ॥૧૦

चौ०—ब्रह्म भवन मैं रह्यो कृपाला । गावत तव गुण दीन दयाला ॥
अस इच्छा उपजी मनमाहीं । बहु दिन गये लखे पद नाहीं ॥ १ ॥
यद्यपि प्रभु सर्वत्र समाना । सगुण रूप मोरे मन माना ॥
अवध चलत विरंचि मोहिं जाना । कीन्ही विनय लागि मम काना ॥ २ ॥
प्रभु जानत सब अंतर्यामी । भक्त वच्छल विनती यह स्वामी ॥
जेहि हित लीन्ह मनुज अवतारा । नाथ ताहि अब करिय सँभारा ॥ ३ ॥
सुनत वचन रघुपति मुसकाने । मुनि अजहूं विरंचि भय माने ॥
कहेहु तात ब्रह्महिं समुझाई । कछु दिन गये देखिहौं आई ॥ ४ ॥
बार बार चरणन शिर नाई । ब्रह्मानंद न हृदय समाई ॥
राम रूप उर धरि मुनि नारद । चले करत गुण गान विशारद ॥ ५ ॥
तब रघुपति सीतहि समुझाई । पूर्व कथा सब हेतु सुनाई ॥
सुर हित लागि सो करिय उपाई । चलिये वन परिहरि ठकुराई ॥ ६ ॥

હે કૃપાળુ ! હે દીનદયાળુ ! હું બ્રહ્મલોકમાં રહીને આપના ગુણોને ગાતો હતો, તે સમયમાં મારા મનમાં ઈચ્છા ઉત્પન્ન થઈ કે, ઘણા દિવસ થયા, પ્રભુ રામચંદ્રજીનાં ચરણ દીઠાં નથી. ॥ ૧ ॥ જો કે પ્રભુ, નિર્ગુણરૂપે સર્વત્ર વ્યાપક છે, તોપણ સગુણરૂપ મારાં મનને પ્રિય લાગે છે, માટે હું અયોધ્યામાં જઈને દર્શન કરૂં." મને અયોધ્યામાં આવતો જાણી, બ્રહ્માએ પડખે આવી, મારા કાનમાં આપની પાસે કરવાની વિનતિ કરી છે કે, ॥ ૨ ॥ "હે પ્રભુ ! હે સ્વામી ! હે નાથ ! જો કે આપ અંતર્યામી હોવાથી સઘળું જાણો છો અને વળી ભક્તવત્સલ છો, તોપણ આતુરતાને લીધે, વિનતી કરીએ છીએ કે, આપે જે કારણથી મનુષ્ય અવતાર ધર્યો છે, તે કારણનું હવે સ્મરણ કરો." ॥ ૩ ॥ નારદજીનાં વચન સાંભળી રામચંદ્રજી મંદ હાસ્ય કરીને બોલ્યા કે, "હે તાત ! હે નારદજી ! હજીપણ બ્રહ્મા ભય રાખે છે કે, તમે બ્રહ્માને સમજાવીને કહો કે, થોડાક દિવસ પછી આપ અહીં આવીને જે થશે તે જોશો." ॥ ૪ ॥ રામનાં વચન સાંભળી, ચરણોમાં મસ્તક નમાવી, અને હૃદયમાં રામનાં રુપને ધરી લઈ, જેના હૃદયમાં બ્રહ્માનંદ સમાતો ન હતો એવા વિચક્ષણ નારદ મુનિ, રામચંદ્રજીના ગુણોનું ગાયન કરતા ત્યાંથી ચાલ્યા. ॥ ૫ ॥ પછી રામચંદ્રજીએ, રાવણાદિકનો વધ કરવા આદિ સર્વ કારણો સહિત, પૂર્વ કથા કહીને સીતાજીને સમજાવ્યાં કે, "હવે દેવતાઓનાં હિતને વાસ્તે તે ઉપાય કરો અને રાજ્યનો ત્યાગ કરીને વનમાં ચાલો." ॥ ૬ ॥

दो०—जग संभव स्थिति प्रलय, जाकी भ्रुकुटि विलास ॥
सो प्रभु यत्न विचारत, केहि विधि निशिचर नास ॥ ११ ॥

જેવી ભ્રુકુટીના વિલાસથી જ જગતમાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે, તે પ્રભુ રામચંદ્રજી, યત્નથી વિચાર કરવા લાગ્યા કે, "રાક્ષસોનો વિનાશ કયા પ્રકારથી કરવો ?" ॥ ૧૧ ॥

चौ०—एक समय सब सहित समाजा । राज सभा रघुराज विराजा ॥
सकल सुकृत मूरति नर नाहू । राम सुयश सुनि अधिक उछाहू ॥ १ ॥
नृप सब रहहिं कृपा अभिलाषे । लोकप रहहिं प्रीति रूख राखे ॥
त्रिभुवन तीन काल जगमाहीं । भूरि भाग्य दशरथ सम नाहीं ॥ २ ॥
मंगल मूल राम सुत जासू । जो कछु कहिय थोर सब तासू ॥
राय सुभाय मुकुर कर लीन्हा । वदन विलोकि मुकुट सम कीन्हा ॥ ३ ॥
श्रवण समीप भयउ सित केशा । मनहुँ जरठपन अस उपदेशा ॥
नृप युवराज रामकहँ देहू । जीवन जन्म लाहु कि न लेहू ॥ ४ ॥

એક સમયે દશરથ રાજા, સર્વ સમાજ સહિત, રાજસભામાં બીરાજતા હતા. જાણે સઘળાં પુણ્યોની મૂર્ત્તિ હોય એવા એ દશરથ રાજા, રામની ઉત્તમ કીર્ત્તિ સાંભળીને બહુ પ્રસન્ન થતા હતા. ॥ ૧ ॥ સર્વે રાજાઓ, એમની કૃપાને ઇચ્છતા હતા અને લોકપાલ દેવતાઓ પણ, એમની પ્રીતિને તથા મરજીને રાખતા હતા. ત્રણ લોકમાં, ત્રણ કાલમાં અને સઘળા બ્રહ્માંડમાં પણ દશરથ રાજા જેવો કોઈ પણ મહા ભાગ્યશાળી ન હતો, ॥ ૨ ॥ જેને મંગળના મૂળરૂપ રામચંદ્રજી જેવા પુત્ર હતા. તેને વાસ્તે જે કાંઈ કહીએ, તે સઘળું થોડું છે. સભામાં બીરાજેલા દશરથ રાજાએ, રાજ સ્વભાવથી પોતાના હાથમાં દર્પણ લીધું અને તેમાં મુખ જોઈ, પોતાનો મુકુટ સમો કર્યો. ॥ ૩ ॥ તે વખતે, કાન ઉપર એક સફેદ વાળ, તેમના જોવામાં આવ્યો. એ વાળ પોતે, જાણે વૃદ્ધપણું જોઇને, 'હે રાજા ! રામને, યૌવરાજ્ય આપીને જીવનનો તથા જન્મનો લાભ શા માટે લેતા નથી ?' એમ ઉપદેશ કરતો હોય, એવો જણાયો. ॥ ૪ ॥

दो०—यह विचार उर आनि नृप, सु दिन सु अवसर पाय ॥
प्रेम पुलकि तनु मुदित मन, गुरुहिं सुनायउ जाय ॥ १२ ॥

આ વિચારને હૃદયમાં લાવી, પ્રેમથી શરીરમાં રોમાંચિત થયેલા અને મનમાં હર્ષિત થયેલા, સારો દિવસ તથા સારો અવસર પ્રાપ્ત થતા, વસિષ્ઠની પાસે જઈને, તેમને પોતાનો વિચાર જણાવ્યો કે, ॥ ૧૨ ॥

चौ०—कहइ भुवाल सुनिय मुनि नायक । भये राम सब विधि सब लायक ॥ १ ॥
सेवक सचिव सकल पुर वासी । जे हमरे अरि मित्र उदासी ॥ १ ॥
सबहि राम प्रिय जेहिविधि मोही । प्रभु अशीश जनुतनु धरि सोही ॥
विप्र सहित परिवार गुसाईं । करहिं छोह सब रौरेहि नाईं ॥ २ ॥
जे गुरु चरण रेणु शिर धरहीं । ते जन सकल विभव वश करहीं ॥
मोहिं सम यह अनुभयवहिं न दूजे । सब पायउ रज पावनि पूजे ॥ ३ ॥
अब अभिलाष एक मन मोरे । पूजिहि नाथ अनुग्रह तोरे ॥
मुनि प्रसन्न लखि सहज सनेहू । कहेउ नरेश रजायसु देहू ॥ ४ ॥

"હે મુનીશ્વર! સાંભળો. રામ સર્વ પ્રકારથી લાયક થયા છે. રામ, જેવા મને પ્રિય છે, તેવા જ, અમારા સઘળા સેવકોને, મંત્રીઓને, પુરવાસીઓને, મિત્રોને, શત્રુઓને તથા ઉદાસીનોને પણ પ્રિય છે. ॥ ૧ ॥ રામ, જાણે આપનો આશીર્વાદ જ, દેહધારી થઈને પ્રાપ્ત થયો હોય એવા શોભે છે. હે સ્વામી! જેવો આપ, રામના ઉપર પ્રેમ ધરો છો, તેવો જ પ્રેમ, બ્રાહ્મણો સહિત મારો સઘળો કુટુંબ વર્ગ પણ, તેમના ઉપર ધરે છે. ॥ ૨ ॥ જેઓ, મસ્તકોપર ગુરુનાં ચરણની રજને ધરે છે, તેઓ, સઘળા વૈભવોને વશ કરે છે, એ અનુભવ મારા જેવો બીજા કોઈને પણ નથી. કેમ કે, હું આપના ચરણની રજને, પૂજવાથી જ સઘળું પામ્યો છું. ॥ ૩ ॥ હે નાથ! હવે મારા મનમાં એક મનોરથ થયો છે, તે પણ આપના અનુગ્રહથી પૂર્ણ થશે." રાજાને સ્વાભાવિક પ્રેમવાળા જોઈ, પ્રસન્ન થયેલા વસિષ્ઠ મુનિ બોલ્યા કે, "હે રાજા! જે કાંઈ કહેવું હોય, તે કહો. હું આજ્ઞા આપીશ. ॥ ૪ ॥

दो०—राजन राउर नाम यश, सब अभिमत दातार ॥
फल अनुगामी महिष मणि, मन अभिलाष तुम्हार ॥ १३ ॥

હે રાજા! તમારૂં નામ અને તમારો યશ જ સર્વને વાંછિત ફળો આપનાર છે. હે રાજાઓના શિરોમણિ! તમારા મનમાં જે અભિલાષા થઈ હોય, તેની પાસે સઘળાં ફળો દાસરૂપ જ છે. ॥ ૧૩ ॥

चौ०—सब विधि गुरु प्रसन्न जिय जानी । बोलेउ राउ बिहँसि मृदु बानी ॥
नाथ राम करिये युवराजू । कहिय कृपा कर करिय समाजू ॥ १ ॥
मोहिं अछत यह होय उछाहू । लहहिं लोग सब लोचन लाहू ॥
प्रभु प्रसाद शिव सबइ निबाहीं । यह लालसा एक मन माहीं ॥ २ ॥
पुनि न शोच तनु रहउ कि जाऊ । जेहि न होय पाछे पछिताऊ ॥
सुनि मुनि दशरथ वचन सुहाये । मंगल मोद मूल मन भाये ॥ ३ ॥
सुनु नृप जासु विमुख पछिताहीं । जासु भजन बिनु जरनि न जाहीं ॥
भये तुम्हार तनय सोइ स्वामी । राम पुनीत प्रेम अनुगामी ॥ ४ ॥

દશરથ રાજા, ગુરુને સઘળી રીતથી પ્રસન્ન જાણી, હસીને કોમળ વાણી બોલ્યા કે, "હે નાથ! જો આપ કૃપા કરો, તો, રામને યુવરાજ કરવા વિષેની સભા કરીએ, ॥ ૧ ॥ મારી હયાતીમાં એ ઉત્સવ થાય અને તે જોઈને સર્વ લોકો, નેત્રોના લાભ લે. આપની કૃપાએ, મારા સઘળા શુભ મનોરથોને પૂર્ણ કર્યા છે. હવે મારા મનમાં આ એક જ લાલસા છે. ॥ ૨ ॥ જેથી કોઈ જાતનો પાછળ પસ્તાવો ન રહે, એવી એ લાલસા પૂર્ણ થઈ જાય, તો પછી, મારો દેહ રહે કે જાય, તેની કશી ચિંતા જ નહીં." દશરથ રાજાનાં સુંદર અને મંગળનાં તથા આનંદનાં મૂલરૂપ એ વચનો પ્રિય લાગતાં, વસિષ્ઠ બોલ્યા કે, ॥ ૩ ॥ "હે રાજા સાંભળો. જેથી વિમુખ રહેનારાં લોકો પસ્તાય છે અને જેના ભજન વિના હૃદયની બળતરા ટળતી નથી, તે પવિત્ર પ્રેમને અનુસરનારા

સ્વામી રામચન્દ્રજી, પોતે જ તમારા પુત્ર છે, માટે તમને પસ્તાવો રહેવાનો સંભવ જ નથી. ॥ ૪ ॥

दो०—वेगि विलम्ब न करिय नृप, साजिय सबइ समाज ॥
सुदिन सुमंगल तबहिं जब, राम होहिं युवराज ॥ १४ ॥

હે રાજા ! જલદી કરો. વિલંબ નહીં કરો. અભિષેકની સઘળી સામગ્રી તૈયાર કરો.” જે દિવસે રામ, યુવરાજ થાય, તે દિવસને જ સારો અને માંગલિક દિવસ સમજવો.[1] ॥ ૧૪ ॥

चौ०—मुदित महीपति मंदिर आये । सेवक सचिव सुमंत बुलाये ॥
कहि जय जीव शीश तिन नाये । भूप सुमंगल वचन सुनाये ॥ १ ॥
प्रमुदित मोहिं कहेउ गुरु आजू । रामहिं राय देहु युवराजू ॥
जो पंचइ मति लागै नीका । करहु हर्षि हिय रामहिं टीका ॥ २ ॥
मंत्री मुदित सुनत प्रिय वानी । अभिमत विरव परेउ जनु पानी ॥
बिनती सचिव करहिं कर जोरी । जियहु जगत पति वरिस करोरी ॥ ३ ॥
जग मंगल भल काज विचारा । वेगिय नाथ न लाइय वारा ॥
नृपति मोद सुनि सचिव सुभाषा । बढत बौंड जनु लही सुशाषा ॥ ४ ॥

રાજાએ, આથી પ્રસન્ન થઈ, ઘેર આવીને સુમંત્રને, સેવકોને તથા મંત્રીઓને બોલાવ્યા. એઓએ, હાજર થઈ, ‘જય ચિરંજીવ,’ એમ કહી, માથાં નમાવતાં, રાજાએ, તેઓને માંગલિક વાત સંભળાવી કે, ॥ ૧ ॥ “આજ ગુરુએ પ્રસન્ન થઈને કહ્યું છે કે, ‘હે રાજા ! રામને યૌવરાજ્ય આપો.’ હવે જો, આ વિચાર તમને પંચને સારો લાગે, તો રાજી થઈને રામને યૌવરાજ્યનું તિલક કરો.” ॥ ૨ ॥ જે કામની ઘણા દિવસથી મંત્રીઓને પણ ઇચ્છા જ હતી, તે કામ સંબંધી રાજાની પ્રિય વાણી સાંભળીને, જેમ ધાન્યના છોડવાઓ, વરસાદના પડવાથી પ્રફુલ્લિત થાય, તેમ સર્વ મંત્રીઓ પ્રફુલ્લિત થયા. મંત્રીઓએ હાથ જોડીને વિનતી કરી કે, “હે જગતના સ્વામી મહારાજ ! આપ કરોડ વર્ષ જીવો. ॥ ૩ ॥ જેથી જગતનું કલ્યાણ થાય એવું આ ઉત્તમ કાર્ય કરવું ધાર્યું, એ બહુ સારૂં કર્યું છે. હે નાથ ! હવે શીઘ્રતા કરો. વિલંબ નહીં કરો.” સચિવોનું સુભાષણ સાંભળીને રાજાનો આનંદ, સારી શાખાનો આશ્રય પામેલા વેલાની પેઠે વૃદ્ધિ પામ્યો. ॥ ૪ ॥

दो०—कहेउ भूप मुनिराज कर, जोइ जोइ आयसु होय ॥
राम राज्य अभिषेक हित, वेगि करहु सोइ सोय ॥ १५ ॥

રાજાએ, વસિષ્ઠ મુનિને કહ્યું કે, “રામના રાજ્યાભિષેકને વાસ્તે આપની આજ્ઞા હોય તો, તે અભિષેકના સંબંધમાં, જે જે, કાંઈ સામગ્રી જોઈએ, તે તે, તૈયાર કરાવો.” ॥ ૧૫ ॥

---

૧ આથી સૂચિત કર્યું કે, ‘યુવરાજ થવું, એ રામને આધીન છે, તમારે આધીન નથી.’

चौ०—हर्षि मुनीश कहेउ मृदु बानी । आनहु सकल सुतीरथ पानी ॥
ओषध मूल फूल फल पाना । कहे नाम गनि मंगल नाना ॥ १ ॥
चामर चरम वसन बहु भांती । रोम पाट पट अगणित जाती ॥
मणि गण मंगल वस्तु अनेका । जो जग योग भूप अभिषेका ॥ २ ॥
वेद विदित कहि सकल विधाना । कहेउ रचहु पुर विविध विताना ॥
सकल रसाल पुँगि फल केरा । रोपहु वीथिन पुर चहुँ फेरा ॥ ३ ॥
रचहु मञ्जु मणि चौकई चारु । कहेउ बनावनि वेगि बजारु ॥
पुजहु गणपति गुरु कुल देवा । सबविधि करहु भूमि सुर सेवा ॥ ४ ॥

રાજી થયેલા વસિષ્ઠ મુનિએ, કોમળ વાણીથી રાજાને કહ્યું કે, 'સર્વ ઉત્તમ તીર્થોનાં પાણી મગાવો.' એ ઉપરાંત પણ ગણી ગણીને અનેક ઔષધીઓનાં, મૂળોનાં, ફળોનાં પુષ્પોનાં તથા પલ્લવોનાં નામ બતાવ્યાં. ॥ ૧ ॥ ભાતભાતનાં ચામરો, મૃગ આદિનાં ચર્મો, વસ્ત્રો, ઉનનાં વસ્ત્રો, અગણિત જાતનાં રેશમી વસ્ત્રો, મણિઓના સમૂહો અને બીજી પણ અનેક માંગલિક વસ્તુઓ, કે જેઓ, જગતમાં રાજ્યાભિષેકના કામમાં આવશ્યક છે ॥ ૨ ॥ અને વેદોનાં શતપથ આદિ બ્રાહ્મણોમાં સંપૂર્ણ વિધાનથી કહેલ છે, તેઓને તૈયાર કરવાનું કહીને, વળી વસિષ્ઠ મુનિએ કહ્યું કે, "શહેરમાં વિવિધ પ્રકારના મંડપો બનાવો. ફળ સહિત આંબાના વૃક્ષો, સોપારીનાં વૃક્ષો અને કેળનાં વૃક્ષો, શેહેરના પ્રત્યેક માર્ગોમાં ચોમેર રોપાવો. ॥ ૩ ॥ સુંદર મણિઓના રમણીય ચોક પૂરાવો. જલદી બજારને શણગારો. ગણપતિનું, ગુરુઓનું તથા કુલદેવતાનું પૂજન કરો. સર્વ પ્રકારોથી બ્રાહ્મણોની સેવા કરો. ॥ ૪ ॥

दो०—ध्वज पताक तोरन कलश, सजहु तुरग रथ नाग ॥
शिर धरि मुनि वर वचन सब, निज निज काजहि लाग ॥ १६ ॥

ધ્વજો, પતાકાઓ, તોરણો કલશો, ઘોડાઓ, રથો તથા હાથીઓ, એઓને, સજ્જ કરો." સર્વ મંત્રી વગેરે લોકો, વસિષ્ઠ મુનિનાં વચનોને માથે ચઢાવીને પોતપોતાનાં કામો કરવા લાગ્યા. ॥ ૧૬ ॥

चौ०—जो मुनीश जेहि आयसु दीन्हा । सो तेहि काज प्रथम जनु कीन्हा ॥
विप्र साधु सुर पूजत राजा । करत राम हित मंगल काजा ॥ १ ॥
सुनत राम अभिषेक सुहावा । बाज गहगहा अवध बधावा ॥
राम सीय तनु शकुन जनाये । फरकहिं मंगल अंग सुहाये ॥ २ ॥
पुलकि सप्रेम परस्पर कहहीं । भरत आगमन सूचक अहहीं ॥
भये बहुत दिन अति अवसेरी । शकुन प्रतीति भेंट प्रिय केरी ॥ ३ ॥
भरत सरिस प्रिय को जगमाहीं । इहइ सगुन फल दूसर नाहीं ॥
रामहि बंधु सोच दिन राती । अंडन्ही कमठ हृदय जेहि भांती ॥ ४ ॥

વસિષ્ઠ મુનિએ, જે જે માણસને, જે જે કામ કરવાની આજ્ઞા કરી, તે તે માણસે, એવી ચાલાકીથી, તે તે કામો કર્યાં કે, જાણે પ્રથમથી જ કરી મૂકેલાં હોય. દશરથ રાજા, રામચન્દ્રજીનાં કલ્યાણને વાસ્તે, બ્રાહ્મણોની, સાધુઓની તથા દેવતાઓની પૂજાઓ કરવા લાગ્યા અને સઘળાં માંગલિક કાર્યો કરવા લાગ્યા. ॥ ૧ ॥ રામના રાજ્યાભિષેકની વાત સાંભળવામાં આવતાં જ અયોધ્યામાં વધાઈનાં ઘેરાં વાજાં વાગવા લાગ્યાં. રામચન્દ્રજીના અને સીતાજીના શરીરમાં શુભ શકુનો થવાં લાગ્યાં અને મંગળને સૂચવનારાં સુશોભિત અંગો ફરકવા લાગ્યાં.[1] ॥ ૨ ॥ રામ અને સીતા રોમાંચિત થઈ, પરસ્પરમાં કહેવા લાગ્યાં કે, "આ શકુનો ભરતજીના આવવાને[2] સૂચવે છે. ભરતજીને, પોતાને મોસાળ ગયે ઘણા દિવસ થયા છે, તેથી ચિંતા થાય છે, પણ આ શકુનોથી જણાય છે કે, પ્યારા ભરતજીની ભેટ થશે.[3] ॥ ૩ ॥ આપણને જગતમાં ભરતજી સમાન બીજો કોણ વહાલો છે ? એનો પ્રેમ સંપાદન થાય એ જ સદ્‌ગુણોનું ફળ છે, બીજું નથી." જેમ જળમાં રહેલો કાચબો, જળથી બહાર રેતીમાં મૂકેલાં પોતાનાં ઇંડાંઓનું રાત દિવસ હૃદયમાં ચિન્તન[4] કર્યા કરે, તેમ રામચન્દ્રજી, મોસાળ ગયલા પોતાના ભાઇઓ ( ભરત અને શત્રુઘ્ન ) નું ચિન્તન કરતા હતા. ॥ ૪ ॥

दो०—यहि अवसर मंगल परम, सुनि हरषेउ रनिवास ॥
शोभित लखि विधु बढत जनु, वारिधि बीचि विलास ॥ १७ ॥

આ અવસરમાં અત્યંત માંગલિક વધામણી સાંભળવામાં આવતાં, જેનો આનંદ ઉછળવા લાગ્યો એવો રાણીવાસ, પૂનેમના ચંદ્રને જોઈ, જેમાં લહરીઓ ઉઠવા લાગી હોય એવા સમુદ્રની પેઠે શોભવા લાગ્યો. ॥ ૧૭ ॥

चौ०—प्रथम जाय जिन वचन सुनाये । भूषण वसन भूरि तिन पाये ॥
प्रेमपुलकि तनु मन अनुरागी । मंगल साज सजन सब लागीं ॥ १ ॥
चौकइ चारू सुमित्रा पूरी । मणिमय विविध भाँति अति रूरी ॥
आनँद मगन राम महतारी । दिये दान बहु विप्र हँकारी ॥ २ ॥
पूजीं ग्राम देवि सुर नागा । कहेउ बहोरि देन बलि भागा ॥
जेहि विधि होय राम कल्यानू । देहु दया करि सो वरदानू ॥ ३ ॥
गावहि मंगल कोकिल बयनी । विधु वदनी मृग शावक नयनी ॥

જે માણસે, પ્રથમ જઇને રાણીવાસમાં વધામણી દીધી, તેને, ઘણાં ઘણાં ભૂષણો તથા વસ્ત્રો મળ્યાં. સઘળી રાણીઓ, પ્રેમથી શરીરોમાં રોમાંચિત અને અંતઃકરણોમાં

---

૧ જો કે રાજ્યાભિષેકથી ભ્રષ્ટ થવાને લીધે, લોક દૃષ્ટિથી તે વખતે રામનું અને સીતાનું મંગલ થયું નથી, તોપણ વાસ્તવિક જોતાં, રાવણાદિકના વધથી અખણ્ડ ચક્રવર્તિપણું મળવાના આરંભરૂપી મહામંગલ થયું છે, એમ સમજવું. ૨ ભરત તથા શત્રુઘ્ન, ઘણા દિવસ થયા મોસાળમાં એટલે કૈકેયીના પીયરમાં ગયા છે, એમ કહેવામાં આવ્યું નથી, પણ તે આ ઉપરથી સમજી લેવું. ૩ આ ભેટ ચિત્રકૂટમાં થશે. ૪ કાચબો, પોતાનાં ઈંડાંઓને રેતીમાં મૂકે છે, અને પોતે જળમાં રહે છે. ઇંડાંઓને ચિન્તનથી જ પોષણ મળે છે.

હર્ષિત થઈ, સઘળા મંગળ સાજો સજવા લાગી. ॥ ૧ ॥ સુમિત્રાએ, મણિમય અનેક ભાતના સુંદર ચોકો, અત્યંત રુડી રીતે પૂરાવ્યા. રામની માતા, આનંદમાં મગ્ન થઈ, ઘણા બ્રાહ્મણોને બોલાવી બોલાવીને દાનો દેવા લાગ્યાં, ॥ ૨ ॥ ગ્રામદેવીઓનાં, દેવતાઓનાં તથા નાગોનાં પૂજનો કરવા લાગ્યાં અને વળી તે દેવતાઓની માનતાઓ કરવા લાગ્યાં, કે, "જે પ્રકારથી રામનું કલ્યાણ થાય, તેવા પ્રકારનાં વરદાનો, દયા કરીને આપો, એટલે તમોને અમુક અમુક બલિભાગો દેવામાં આવશે." ॥ ૩ ॥ કોકિલાઓના જેવા સ્વરોવાળી, ચંદ્રો જેવાં મુખોવાળી અને મૃગોનાં બચ્ચાઓના જેવાં નેત્રોવાળી સ્ત્રીઓ, માંગલિક ગીતો ગાવા લાગી. ॥

दो०—राम राज्य अभिषेक सुनि, हिय हरषे नर नारि ॥
लगे सुमंगल सजन सब, विधि अनुकूल विचारि ॥ १८ ॥

સર્વે નરો અને નારીઓ, રામનો રાજ્યાભિષેક સાંભળવાથી રાજી થઈ, પોતાના ઉપર દૈવની અનુકૂલતા થઈ ધારીને, માંગલિક સાજો સજવા લાગ્યાં. ॥ ૧૮ ॥

चौ०—तब नर नाह वसिष्ठ बुलाये । राम धाम सिख देन सिखाये ॥
गुरु आगमन सुना रघुनाथा । द्वार आय नायउ पद माथा ॥ १ ॥
सादर अर्घ्य देइ घर आने । सोरह भांति पूजि सन्माने ॥
गहे चरण सिय सहित बहोरी । बोले राम कमल कर जोरी ॥ २ ॥
सेवक सदन स्वामि आगमनु । मंगल मूल अमंगल दमनु ॥
तदपि उचित जनु बोली सप्रीति । पठइय काज नाथ असि नीति ॥ ३ ॥
प्रभुता तज प्रभु कीन्ह सनेहू । भयउ पुनीत आज मम गेहू ॥
आयसु होइ सो करउ गोसांई । सेवक लहइ स्वामि सेवकाई ॥ ४ ॥

પછી દશરથ રાજાએ, વસિષ્ઠ મુનિને બોલાવી, સંયમ પાળવા વગેરેની શીખામણ દેવાને વાસ્તે રામચંદ્રજીના દરબારમાં મોકલ્યા. રામચન્દ્રજીએ, ગુરુને પધાર્યા સાંભળી, દરવાજા સુધી સામે આવીને, તેમનાં ચરણમાં માથું નમાવ્યું, ॥ ૧ ॥ અને આદર પૂર્વક અર્ધ્ય આપી, ઘરમાં લઇ આવી, ષોડશોપચારવાળા સન્માનથી પૂજીને, પોતે તથા સીતાજીએ તેમનાં ચરણ પકડ્યાં. રામચંદ્રજી, કમળ જેવા હાથ જોડીને બોલ્યા કે ॥૨॥ "સેવકને ઘેર સ્વામીનું પધારવું થાય, એ મંગળોનાં મૂળરૂપ છે અને અમંગળોને નષ્ટ કરનાર છે, તોપણ ઉચિત તથા નીતિ તો એ છે કે, સ્વામીએ પ્રેમપૂર્વક સેવકને પોતાની પાસે બોલાવી લેવો અથવા જે કાંઈ કામ હોય, તે કહેવરાવી મોકલવું. ॥ ૩ ॥ આપે પોતાની મોટાઇ છોડી દઇને, મારા ઉપર સ્નેહ કર્યો, તેથી આજ મારૂં ઘર પવિત્ર થયું છે. હે સ્વામી ! જે આજ્ઞા હોય તે કરૂં. હે સ્વામી ! આજ્ઞા પાળવાથી સેવકપણાંને લાયક રહે છે." ॥ ૪ ॥

दो०—सुनि सनेह साने वचन, मुनि रघुवरहिं प्रशंस ॥
राम कस न तुम कहहु अस, हंश वंश अवतंस ॥ १९ ॥

રામચન્દ્રજીનાં સ્નેહ ભરેલાં વચનો સાંભળી, વસિષ્ઠ મુનિએ, રામચંદ્રજીની પ્રશંસા કરી કે, "હે રામચન્દ્રજી! તમે કે જે સૂર્યના વંશના આભૂષણરૂપ છો, તે આવા વચનો કેમ ન કહો?" ॥ ૧૯ ॥

चौ०–बरणि राम गुण शील स्वभाऊ । बोले प्रेम पुलकि मुनिराऊ ॥
भूप सजेउ अभिषेक समाजू । चाहत देन तुमहि युवराजू ॥ १ ॥
राम करहु सब संयम आजू । जो विधि कुशल निवाहै काजू ॥
गुरु शिख देइ रायपहँ गयऊ । राम हृदय अस विस्मय भयऊ ॥ २ ॥
जन्मे एक संग सब भाई । भोजन शयन केलि लरिकाई ॥
करन बेध उपवीत विवाहा । संग संग सब भयउ उछाहा ॥ ३ ॥
विमल वंश यह अनुचित एकू । अनुज विहाय बडेहि अभिषेकू ॥
प्रभु सप्रेम पछितानि सुहाई । हरेउ भगत मनकी कुटिलाई ॥ ४ ॥

વસિષ્ઠ મુનિ, રામના ગુણોની, શીલની અને સ્વભાવની પ્રશંસા કરી, પ્રેમથી રોમાંચિત થઇને બોલ્યા કે, "દશરથ રાજા, તમને યૌવરાજ્ય દેવા ઇચ્છે છે અને અભિષેક સંબંધી સામગ્રી સજવા લાગ્યા છે. ॥ ૧ ॥ હે રામચન્દ્રજી! તમે આજ સંયમ કરજો. (બ્રહ્મચર્યથી તથા જિતેંદ્રિયપણાથી રહેજો.) કે જે કરવાથી કાર્ય નિર્વિઘ્નપણે સંપૂર્ણ થાય.[1]" આ પ્રમાણે ભલામણ કરીને વસિષ્ઠ મુનિ, ત્યાંથી રાજાની પાસે ગયા, પણ રામચન્દ્રજીના મનમાં સંકોચ થયો કે, ॥ ૨ ॥ "સર્વે ભાઇઓ, માતાઓના દૂધ-પાકના ભક્ષણરૂપ એક કારણથી જ જન્મેલા છીએ, બાલકપણામાં ભોજન, શયન તથા ક્રીડાઓ સાથે રહીને જ કરી છે અને વળી સર્વનાં કર્ણવેધ, જનોઈ તથા વિવાહ આદિ સર્વ ઉત્સવો પણ સાથે જ થયા છે. ॥ ૩ ॥ તે છતાં નહાના ભાઇઓને છોડી દઇને મોટા ભાઇનો જ અભિષેક થાય, એ એક વાત નિર્મળ આ વંશમાં અયોગ્ય[2] છે. આવું પ્રભુનું પ્રેમ સહિત જે પસ્તાવું છે, તે ભક્તોના મનની કુટિલતાનું હરણ કરો. ॥ ૪ ॥

दो०–तेहि अवसर आये लषण, मगन प्रेम आनंद ॥
सन्माने प्रिय वचन कहि, रघु कुल कैरव चंद ॥ २० ॥

આ અવસરમાં પ્રેમમાં અને આનંદમાં મગ્ન થયેલા લક્ષ્મણજી, ત્યાં આવતાં રઘુકુલરૂપી કૈરવને પ્રફુલ્લિત કરવામાં ચંદ્રતુલ્ય રામચન્દ્રજીએ, પ્રિય વચનો કહીને તેમનું સન્માન કર્યું. ॥ ૨૦ ॥

चौ०–बाजहिं बाजन विविध विधाना । पुर प्रमोद नहिं जाय बखाना ॥
भरत आगमन सकल मनावहिं । आवहिं वेग नयन फल पावहिं ॥ १ ॥
हाट बाट घर गली अथाई । कहहिं परस्पर लोग लुगाई ॥

---

૧ जो विधि कुशल निवाहै काजु, એ વાક્યનો બીજો ભવિષ્ય સૂચક અર્થ એવો થાય છે કે, 'જો દેવ આ કામને નિર્વિઘ્ન ઉતરવા આપે તો.' ૨ આવા વિચારથી જ રામચન્દ્રજી રાજ્ય છોડીને વનમાં ગયા હોય એમ લાગે છે.

काळि लगन भलि केतिक वारा । पूजहि विधि अभिलाष हमारा ॥ २ ॥
कनक सिंहासन सीय समेता । बैठहिं राम होई चित चेता ॥
सकल कहहिं कब होइहि काली । विघ्न मनावहिं देव कुचाली ॥ ३ ॥
तिन्हैं सुहाय न अवध बधावा । चौरहि चांदिनि रात न भावा ॥
शारद बोलि विनय सुर करहीं । बारहिं बार पाँवले परहीं ॥ ४ ॥

અનેક પ્રકારનાં વાજાંઓ વાગવા લાગ્યાં, શહેરમાં કોઈથી પણ વર્ણવી શકાય નહીં એવો આનંદ વર્ત્તી રહ્યો અને સર્વે લોકો, દેવતાઓની પ્રાર્થના કરવા લાગ્યાં કે, 'ભરતજી, જલદી આવે અને નેત્રોનાં ફળને પ્રાપ્ત થાય.' ॥ ૧ ॥ બજાર, વાટ, ઘર, ગલી અને બેઠકો, એઓમાં લોકો, પરસ્પર વાતો કરવા લાગ્યાં કે, "આવતી કાલનું શુભ લગ્ન કયે સમયે આવશે, કે જેમાં વિધાતા આપણા મનોરથને પૂર્ણ કરશે. ॥ ૨ ॥ જ્યારે સીતા સહિત રામ, સુવર્ણના સિંહાસનપર બીરાજે, ત્યારે આપણા ચિત્તમાં સુખ થાય." આ પ્રમાણે સર્વે લોકો, 'પ્રભાત કયારે થશે એમ કહેવા લાગ્યાં, પણ સ્વાર્થી હોવાને લીધે કુચાલ ચલાવનારા દેવતાઓ, રામના રાજ્યાભિષેકમાં વિઘ્ન પાડવાને વાસ્તે, વિઘ્નેશ્વરીની માનતાઓ કરવા લાગ્યા. ॥ ૩ ॥ દેવતાઓને, અયોધ્યામાં થતો આનંદ ગમ્યો નહીં. ચાંદની રાત, ચોર લોકોને ગમે નહીં, એ સ્વાભાવિક જ છે. દેવતાઓએ વિઘ્નેશ્વરીને બોલાવી, વારંવાર તેના ચરણોમાં પડીને વિનતિ કરી કે, ॥ ૪ ॥

दो०–विपति हमारि विलोकि बडि, मातु करिय सोइ आज ॥
राम जाहि वन राज तज, होय सकल सुर काज ॥ २१ ॥

"હે માતાજી! અમારી મોટી વિપત્તિ જોઇને તમે આજ[1] એવું કરો; કે જેથી રામ રાજ્યનો ત્યાગ કરીને વનમાં જાય અને સર્વ દેવતાઓનાં કાર્યો સિદ્ધ થાય. ॥૨૧॥

चौ०–सुनि सुर विनय ठाढि पछिताती । भयउ सरोज विपिन हिम राती ॥
देखि देव पुनि कहँइ निहोरी । मातु तोहिं नहिं थोरिउ खोरी ॥ १ ॥
विस्मय हर्ष रहित रघुराऊ । तुम जानहु सब राम प्रभाऊ ॥
जीव कर्म वश दुख सुख भागी । जाइय अवध देव हित लागी ॥ २ ॥
बार बार गहि चरण सकोची । चली विचार विविध मति पोची ॥
ऊंच निवास नीच कर तूती । देखि न सकहिं पराइ विभूती ॥ ३ ॥
आगिल काज विचारि बहोरी । करिहहिं चाह कुशल कवि मोरी ॥
हर्षि हृदय दशरथ पुर आई । जनु ग्रह दशा दुसह दुखदाई ॥ ४ ॥

સરસ્વતી, દેવતાઓની વિનતિ સાંભળીને સ્તબ્ધ થઈ ગઈ અને પસ્તાવા લાગી કે, 'હે રામ! અયોધ્યારૂપી કમળ વનમાં મારે હેમંત ઋતુની રાત્રિરૂપ થવું પડશે.' દેવતાઓએ, વારંવાર પ્રેમ બતાવીને કહ્યું કે, 'હે માતાજી! એમ કરવામાં તમને દોષ

[1] આજ કહેવાનો અભિપ્રાય એ છે કે, જો કાલ થશે તો કામ બગડી જશે.

નહીં લાગે. ॥ ૧ ॥ કેમ કે, રામ, હર્ષથી તથા શોકથી રહિત જ છે. રામના સઘળા પ્રભાવને તમે જાણો છો. જીવો[1] તો, પોતપોતાના કર્મો પ્રમાણે સુખ દુઃખોને ભોગવે જ. દેવતાઓના હિતને વાસ્તે અયોધ્યામાં જાઓ." ॥ ૨ ॥ દેવતાઓએ, વારંવાર ચરણોમાં પડીને સરસ્વતીને સંકોચમાં નાખી, તેથી તે અનેક પ્રકારે ખોટા વિચારો[2] ધરીને ચાલી. ઉંચ પદવીઓવાળા, પણ નીચ કૃત્યોવાળા, દેવતાઓ, પરાઇ સંપત્તિને જોઈ શકે જ નહીં. ॥ ૩ ॥ 'હમણાં તો કવિઓ મારી નિંદા કરશે, પણ ભવિષ્યમાં જે કામો થશે, તેઓનો વિચાર કરી, તે કુશલ કવિઓ પણ મારી ચાહના કરશે.' એ પ્રમાણે વિચાર કરી, હૃદયમાં રાજી થતી સરસ્વતી, જાણે કોઈ દુસ્સહ અને દુઃખદાયી ગ્રહદશા આવી હોય તેમ અયોધ્યામાં આવી. ॥ ૪ ॥

दो०—नाम मंथरा मंद मति, चेरि कैकेयी केरी ॥
अयश पिटारि ताहि करि, गई निरामति फेरि ॥ २२ ॥

કૈકેયીની એક મંથરા નામની દાસી, મંદ બુદ્ધિવાળી હતી, તેથી તેની બુદ્ધિને ફેરવી, તેને ભવિષ્યમાં અપયશની પેટીરુપ કરીને સરસ્વતી, ત્યાંથી ચાલી ગઈ.[3] ॥૨૨॥

चौ०—देखि मंथरा नगर बनावा । मंजुल मंगल बाज बधावा ॥
पूछेसि लोगन काह उछाहू । राम तिलक सुनि भा उर दाहू ॥ १ ॥
करै विचार कुबुद्धि कुजाती । होइ अकाज कवन विधि राती ॥
देखि लागि मधु कुटिल किराती । जिमि गँव तकै लेउ केहि भांती ॥ २ ॥
भरत मातु पहँ गइ बिलखानी । का अनमनि हाँसि हँसि कह रानी ॥
उतर न देइ सो लेइ उसासू । नारि चरित करि ढारति आंसू ॥ ३ ॥
हँसि कह रानि गाल बड तोरे । दीन्ह लषण सिख अस मन मोरे ॥
तबहु न बोलि चेरि बडि पापिनि । छांडइ श्वास कारि जनु सांपिनि ॥ ४ ॥

મંથરાએ જેમાં સુંદર માંગલિક વધાઇનાં વાજાં વાગી રહ્યાં હતાં, એવી અયોધ્યાને જોઈને, કોઈ અયોધ્યાના રહેવાશીને પૂછ્યું કે, 'આ શો ઉત્સવ છે?' એ માણસના કહેવાથી, રામને રાજ્ય તિલક થવાની ખબર સાંભળીને મંથરાના મનમાં ભારે દાહ ઉત્પન્ન થયો. ॥ ૧ ॥ દુષ્ટ બુદ્ધિવાળી, કુટિલ[4] અને કુજાત એવી મંથરા, 'આજની

---

૧ અયોધ્યાનાં માણુસો દુઃખી થશે, તેનું શું કરવું? એમ પૂછે તો તેનો ઉત્તર આપે છે. ૨ જનપુરની પોથી પ્રમાણે, જે પાઠ અમે રાખ્યો છે, તેનો અર્થ છે. બીજા પુસ્તકોમાં 'विबुध मति पोची.' પાઠ છે, તેનો અર્થ એ છે કે, દેવતાઓની ખોટી મતિનો વિચાર કરીને. ૩ પોતાથી અયોધ્યાવાસીઓનું દુઃખ જોઈ શકાય નહીં, એટલા માટે ચાલી ગઈ. અયોધ્યાવાસીઓની ઉપર પોતાની કરામત ચાલી શકે નહીં, એટલા માટે કેકય દેશથી આવેલી મંથરાની બુદ્ધિ ફેરવીને ચાલી ગઈ. કહેવાય છે કે, કેકય દેશના રાજાએ, એક મૃગને માર્યો, તેથી તે મૃગની સાસુ કે જે પક્ષિણી હતી, તેણે રાજાને કહ્યું હતું કે હું તારા જમાઈના પ્રાણ લઈશ. આ મંથરા થઈ. મંથરા પૂર્વ જન્મમાં એક ગંધર્વી હતી, એમ કહેવાય છે. ૪ શિકાર કરનારા લોકો, અંગોને કુટિલ (વાંકાં) રાખી, શિકારને તાકે છે. મંથરા પણ એક જાતનો શિકાર જ કરવાની છે, તેથી તેને, 'કુટિલ' એ વિશેષણ આપ્યું છે.

રાતમાં કયા પ્રકારથી અકાર્ય થાય ?' એમ વિચાર કરવા લાગી અને જેમ કુટિલ ભીલડી, ઝાડ પર લાગેલ મધપુડાંને જોઈ, હવે તેને કઈ રીતે તથા ક્યારે લઈ લઊં ? એમ તાંકયા કરે, તેમ રામના અભિષેકને ક્યારે ટાળી નાખું ? તથા કઈ રીતે ટાળી નાખું ? એમ તાંકવા લાગી ॥ ૨ ॥ એ મંથરા મનમાં દુઃખી થઇને તથા ભોંઠી પડીને કૈકેયીની પાસે ગઈ. કૈકેયીએ, હસી હસીને, 'આજ તું અનયની ( ખેદ પામેલી ) કેમ દેખાય છે ?' એમ પૂછતાં, મન્થરા, ઉત્તર નહીં દેતાં, સ્ત્રીચરિત્ર કરીને નિસાસા મૂકવા લાગી તથા નેત્રોમાંથી આંસુ પાડવા લાગી. ॥ ૩ ॥ કૈકેયીએ હસીને કહ્યું કે, 'તું બહુ બોલકી છે, તેથી લક્ષ્મણે તને શિક્ષા કરી હશે, એમ મને લાગે છે' તો પણ મોટી પાપણી એવી એ દાસી કશું નહીં બોલતાં, જાણે કાળોતરી નાગણ હોય તેમ નીસાસા મૂકવા લાગી. ॥ ૪ ॥

**दो०—सभय रानि कह कहसि कि न, कुशल राम महिपाल ॥**
**लषण भरत रिपुदमन सुनि, भा कुबरी उरशाल ॥ २२ ॥**

આથી ભય પામીને કૈકેયી બોલી કે, 'તું કેમ બોલતી નથી ?' રામ, દશરથ રાજા, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન, એઓ કુશલ છે કે કેમ ? આ પ્રશ્નમાં રામનું પહેલું નામ સાંભળીને કુબ્જાના મનમાં ભારે સાલ જેવું દુઃખ ઉત્પન્ન થયું. ॥ ૨૩ ॥

**चौ०—कत शिष देइ हमहिं कोउ माई । गाल करव केहिकर बल पाई ॥**
**रामहिं छांडि कुशल केहि आजू । जाहि नरेश देई युवराजू ॥ १ ॥**
**भयउ कोशलहि विधि अति दाहिन । देखत गर्व रहत उर नाहिन ॥**
**देखहु कस न जाय सब शोभा । जो अवलोकि मोर मन क्षोभा ॥ २ ॥**
**पूत विदेशन शोच तुह्मारे । जानतिहो वश नाह हमारे ॥**
**नींद बहुत प्रिय सेज तुराई । लखहु न भूप कपट चतुराई ॥ ३ ॥**
**सुनि प्रिय वचन मलिन मन जानी । झुकी रानी अवरहु अरगानी ॥**
**पुनि अस कबहु कहसि घरफोरी । तब धरि जीभ कढावों तोरी ॥ ४ ॥**

કુબ્જા મંથરા બોલી કે, "હે માતા[1] ! અમને કોઈ પણ શા માટે શિક્ષા કરે ? હું કોનું બળ રાખીને બોલકી થાઊં ? આજ[2] રામ વિના બીજા કોનું કુશળ છે ? કે જે રામને દશરથ રાજા યૌવરાજ્ય આપે છે. ॥ ૧ ॥ આજ વિધાતા કૌશલ્યાને અત્યંત અનુકૂલ થયેલ છે. હવે કૌશલ્યાને જોઇને કોઇના પણ મનમાં ગર્વ રહેશે નહીં. તમે જઇને કૌશલ્યાની શોભાને કેમ નજરે જોતાં નથી ? કે જે શોભાને જોઇને મારા મનમાં ક્ષોભ થયો છે. ॥ ૨ ॥ તમારો પુત્ર પરદેશમાં છે, તેને વાસ્તે તમે ચિન્તા કરતાં નથી અને જાણો છો કે, દશરથ રાજા 'મારા કબજામાં છે.' તમને પતિની શય્યામાં ઊંઘવું જ બહુ પ્યારૂં છે. તમે રાજાની કપટ ભરેલી ચાતુરી જાણતાં નથી. ॥ ૩ ॥ કૈકેયીએ, જો કે એ પોતાના પક્ષનાં વચનો સાંભળ્યાં, તો પણ તે, મંથરાને મેલા મનવાળી

---

૧ પેહેલાં વાક્યનો ઉત્તર આપે છે. ૨ રામની કુશલતા પૂછી છે, તે ઉપર કહે છે.

જાણીને તેના ઉપર ગુસ્સે થઇને ઉતરી પડી કે, 'હે ઘરફોડી! ચૂપ રહે." હવે તું આવું કદી પણ બોલીશ તો, હું તારી જીભ છોટાવી નાખીશ. ॥ ૪ ॥

दो०—काने खोरे कूबरे, कुटिल कुचाली जानि ॥
तिय विशेष पुनि चेरि कहि, भरत मातु मुसुकानि ॥ २४ ॥

કાણાં, લંગડાં, કુબડાં અને કુજાતનાં માણસો, કુટિલ અને કુચાલવાળાં જ હોય છે, એમ મારા જાણવામાં છે. તેઓમાં વળી તું સ્રી અને વળી દાસી છે, માટે તારામાં વિશેષ કુટિલતા અને વિશેષ કુચાલ હોવી જ જોઇએ." એટલું બોલીને ભરતજીની મા કૈકેયી જરાક હસી. ॥ ૨૪ ॥

चौ०—प्रियवादिनि सिख दीन्हेउ तोही । स्वपनेहु तोपर कोप न मोही ॥
सुदिन सुमंगल दायक सोई । तोर कहा फुर जा दिन होई ॥ १ ॥
जेठ स्वामि सेवक लघु भाई । यह दिनकर कुल रीति सुहाई ॥
राम तिलक जो सांचहु काली । देउ मांगु मन भावत आली ॥ २ ॥
कौशल्या सम सब महतारी । रामहिं सहज स्वभाव पियारी ॥
मोर पर करहिं सनेह विशेषी । मैं करि प्रीति परीक्षा देखी ॥ ३ ॥
जो विधि जन्म देई करि छोहू । होहु राम सिय पूत पतोहु ॥
प्राणते अधिक राम प्रिय मोरे । तिन्हके तिलक छोभ कस तोरे ॥ ४ ॥

વળી કૈકેયી બોલી[1] કે, "હે પ્રિય બોલનારી! મેં તને આ સજા કરી છે. તારા ઉપર મને સ્વપ્નમાં પણ ક્રોધ ન ચઢે. તારૂં કહેલું જે દિવસે સાચું[2] પડશે, (રામને અભિષેક થશે,) તે દિવસને હું ઉત્તમ મંગલદાયક સમજીશ. ॥ ૧ ॥ મોટો ભાઈ, સ્વામી થાય અને નહાના ભાઇઓ, તેના સેવક થઇને રહે, એ જ સૂર્યવંશની રીતિ છે અને તે ઉત્તમ છે. હે સખી[3]! જો તારા કહ્યા પ્રમાણે કાલે જ રામને તિલક થશે, તો હું તને મનગમતું ઇનામ આપીશ. ॥ ૨ ॥ રામને પોતાના સહજ સ્વભાવથી જ સઘળી માતાઓ કૌસલ્યા સમાન પ્યારી છે. મારા ઉપર તો રામ વિશેષ સ્નેહ કરે છે, એ વાતની મેં પરીક્ષા લઈ જોઈ છે. ॥ ૩ ॥ હું માગું છું કે, 'વિધાતા, મને સીતા રામના પ્રસંગથી છૂટી ન પાડે. કદાચ મને બીજો અવતાર આપે, તોપણ દયા કરીને રામ જેવો પુત્ર અને સીતાજી જેવી વહુ આપજો.' રામ મને પ્રાણથી પણ અધિક પ્યારા છે. તેમનાં તિલકથી તને આવડો બધો ક્ષોભ કેવો?[4] ॥ ૪ ॥

दो०—भरत शपथ तोहिं सत्य कहूँ, परिहरि कपट दुराउ ॥
हर्ष समय विस्मय करसि, कारण मोहिं सुनाउ ॥ २५ ॥

---

૧ દેવમાયાની કાંઈક છાયા પડવાથી બોલે છે. ૨ જો કાલે જ તિલક થવાનું હોય, તો મને ખબર પડ્યા વગર રહે જ નહીં. ૩ રામના તિલકના વધામણી આપી, તેથી દાસીને બદલે સખી કહી બોલાવે છે. માયાથી બુદ્ધિ પણ ભ્રષ્ટ થઈ છે, તેથી પણ સખી કહી બોલાવે છે. ૪ તું મારી દાસી છે, તેથી જેના ઉપર મને પ્રેમ હોય તેનું ભલું થવાથી તને આનંદ થવો જોઇએ, તેને બદલે ક્ષોભ કેમ થયો છે?

તને ભરતના સોગંદ છે, છલ કપટ છોડી દઇને સાચું બોલજે. તું પ્રસન્ન થવાના સમયમાં દુઃખ માને છે, તેનું જે કારણ હોય, તે સંભળાવ." ॥ ૨૫ ॥

चौ०–एकहि वार आश सब पूजी । अब कछु कहब जीभ करि दूजी ॥
फोरे योग कपारू अभागा । भलउ कहत दुख रौरहि लागा ॥ १ ॥
कहहिं झूंठि फुरि बात बनाई । ते प्रिय तुमहिं करूइ मैं माई ॥
हमहुँ कहब अब ठकुर सुहाती । नाहित मौन रहब दिन राती ॥ २ ॥
करि कुरूप विधि परवश कीन्हा । ववासो लुनिय लहिय जो दीन्हा ॥
कोउ नृप होउ हमहिं का हानी । चेरि छांडि अब होब कि रानी ॥ ३ ॥
जारइ योग स्वभाउ हमारा । अनभल देखि न जाई तुम्हारा ॥
ताते कछुक बात अनुसारी । क्षमिय देवि बडि चूक हमारी ॥ ४ ॥

મંથરા બોલી કે, "પહેલી વખતના બોલવામાં જ મારી બધી આશા પૂરી થઈ ગઈ, હવે જ્યારે હું બીજી જીભ[1] બનાવી લઇશ, ત્યારે જ કાંઈ બોલીશ. ભલી વાત કહેતાં તમને દુઃખ લાગ્યું, તેથી મારૂં આ અભાગિયું કપાલ[2] ફોડવા યોગ્ય જ છે. ॥૧॥ હે મારી મા ! જેઓ તમારી પાસે ખોટી સાચી વાત બનાવીને કહે, તેઓ તમને વહાલાં લાગે છે અને હું ખરી જ વાત કહું છું, તેથી કડવી લાગું છું. હું હવેથી તમને ગમશે એવી જ વાત કહીશ. નહીંતર રાત દિવસ મુંગી રહીશ. ॥ ૨ ॥ મને વિધાતાએ એક તો કરૂપડી કરી છે અને વળી પરવશ ( દાસી ) બનાવી છે. વાવ્યું હોય તે લણાય અને દીધું હોય તે લેવાય, રામ કે ભરત, ગમે તે રાજા થાઓ. તેમાં મને શી હાનિ છે ? હું કાંઈ દાસી મટીને હવે રાણી[3] થવાની છું ? ॥૩॥ તમારૂં અકલ્યાણ મારાથી દેખી શકાતું નથી, એ મારો સ્વભાવ છે અને તે બાળી નાખવા જેવો જ છે. [4]હે રાણી ! તમારૂં અકલ્યાણ જોઇને તમને ચેતાવવા વાસ્તે મેં થોડીક[5] વાત ઉચારી, એ મારી મોટી ચૂક થઈ છે, તેની ક્ષમા કરજો." ॥ ૪ ॥

दो०–गूढ कपट प्रिय वचन सुनि, तीय अधर बुधि रानी ॥
सुरमाया बश वैरिनिहिं, सुहृद जानि पति आनि ॥ २६ ॥

ગૂઢ રૂપવાળાં પ્રિય વચનો સાંભળી, સ્ત્રીજાતિ અને વળી હલકી બુદ્ધિવાળા કૈકેયી, દેવતાઓની માયાને વશ થઈ, વૈરિણી ( મંથરા ) ને હિતકારી જાણીને, તેના ઉપર વિશ્વાસ પામી. ॥ ૨૬ ॥

---

૧ જો હું પાછી એની એ વાત બોલીશ, તો મારી જીભ છોટી લેવામાં આવશે, તેથી બીજી જીભ બનાવી રાખવાની જરૂર છે. બીજી જીભ નહીં હોય ત્યાંસુધી નહીં બોલું. ૨ કપાલમાંથી ભાગ્ય તો રામના તિલકની તૈયારી થતાં જ નીકળી ગયું છે. ૩ જેને રાણીમાંથી દાસી બની જવું પડશે, તે પોતાની હાનિ માનતી નથી, ત્યારે હું શા માટે માનું ? મારી દાસી પદવી તો સહુથી નીચ છે, માટે મારે કાંઈ પદવીથી ઉતરવું પડે એમ નથી. ૪ જેનું ભૂડું થતું હોય, તે જ ભલું માને તો પછી બીજાએ શા માટે ખેદ ધરાવો ? ૫ ઘણી છે, તેમાંથી થોડીક ઉચારી.

चौ०—सादर पुनि पुनि पूछति ओही । सबरी गान मृगी जनु मोही ॥
तस मति फिरी अहई जसि भावी । हर्षित चेरि बात भलि फावी ॥ १ ॥
तुम पूछहु मैं कहत डराऊं । धर्यो मोर घर फोरी नाऊं ॥
साजि प्रतीति बहु विधि गढि छोली । अवध साढ साती तब बोली ॥ २ ॥
प्रिय सिय राम कहा तुम रानी । रामहिं तुम प्रियसो फुर बानी ॥
रहे प्रथम अब ते दिन बीते । समउ फिरे रिपु होहिं पिरीते ॥ ३ ॥
भानु कमल कुल पोषनि हारा । बिनु जर जारि करई सोइ छारा ॥
जर तुम्हारि चह सवति उखारी । रूंधहु करि उपाय वर बारी ॥ ४ ॥

મંથરાનાં વચનોમાં મોહ પામેલી હોવાથી, જાણે ભીલડીના ગાયનમાં મોહ પામેલી હરિણી[1] હોય એવી લાગતી કૈકેયી, આદરથી વારંવાર એ જ વાત પૂછવા લાગી. જે પ્રમાણે ભાવી હતું, તે પ્રમાણે કૈકેયીની બુદ્ધિ ફરી જતાં મંથરા રાજી થઈ અને તેની વાત બરાબર ફાવી. ॥ ૧ ॥ મંથરા બોલી કે, 'તમે પૂછો છો. પણ હું કહેતા બીઉં છું. કેમ કે, તમે મારૂં 'ઘરફોડી' એવું નામ પડયું છે." આ પ્રમાણે કૈકેયીને, પોતાની ઉપર વિશ્વાસ બેસાડી, પોતાની વાતને પોતાના મનમાં ઘણી ઘણી રીતે છોલી છાલી, બરાબર ઘડીને અયોધ્યાની સાડસતી પનોતી[2] જેવી મંથરા બોલી કે, ॥ ૨ ॥ "હે રાણી ! તમે કહ્યું કે, મને સીતા તથા રામ પ્રિય છે, અને હું સીતાને તથા રામને પ્રિય છું,' એ વાત સાચી, પણ તે પ્રથમ હતી. હવે તે દિવસ વીતી ગયા છે. સમય ફરે ત્યારે મિત્ર પણ શત્રુ થઈ જાય છે. ॥ ૩ ॥ જુવો કે, સૂર્ય કમળોનાં કૂલને પોષણ આપનાર છે, પણ જ્યારે કમળનું મૂળ ઉખડી ગયું હોય, ત્યારે તે જ સૂર્ય, કમળને બાળીને ભસ્મ કરી નાખે છે. તમારૂં મૂળ તમારી શોકયે ઉખેડી નાખ્યું છે, માટે ઉપાયરૂપી ઉત્તમ જળનો ઉપયોગ કરીને તે મૂળને દૃઢ કરો. ॥ ૪ ॥

दो०—तुमहिं न शोच सुहाग बल, निज वश जानहु राउ ॥
मन मलीन मुहँ मीठ नृप, राउर सरल स्वभाउ ॥ २७ ॥

તમને, સૌભાગ્યના બળને લીધે કશો વિચાર નથી અને રાજા, મારા કબજામાં છે, એમ જાણો છો. રાજા, મોહોડે મીઠા છે, પણ મનમાં મલિન છે. તમારો સ્વભાવ, સરલ છે, તેથી તમે રાજાનાં કપટને જાણી શકયાં નથી. ॥ ૨૭ ॥

चौ०—चतुर गँभीर राम महतारी । बीच पाय निज बात सँभारी ॥
पठये भरत भूप ननि औरे । राम मात मत जानव रौरे ॥ १ ॥

---

૧ હરિણી નથી જાણતી કે, ભીલડી, મને મારવાને વાસ્તે મીઠા સ્વરથી ગાય છે, તેમ કૈકેયી પણ નથી જાણતી કે, મંથરાની વાત દુઃખદાયક છે. ૨ शनैश्चरो यस्य भवेच्चतुर्थे, तथाष्टमेवाधि भवेत् कनिष्ठा । चेद्द्वादशे वा प्रथमे द्वितीये, वृद्धा पनोती कथिता मुनीन्द्रैः ॥ १ ॥ બારમા, પહેલા તથા બીજા શનિનાં, સાડાસાત વર્ષ તો મોટી પનોતી કહેવાય છે.

सेवहिं सकल सवति मोहिं नीके । गरवित भरत मातु बल पीके ॥
शाल तुम्हार कौशलहि माई । कपट चतुर नहिं होइ जनाई ॥ २ ॥
राजहि तुमपर प्रीति विशेखी । सवति स्वभाव सकहिं नहीं देखी ॥
रचि प्रपंच भूपहि अपनाई । राम तिलक हित लगन धराई ॥ ३ ॥
यहि कुल उचित रामकहँ टीका । सबहिं सुहाय मोहिं सुठि नीका ॥
आगिल बात समुझि डर मोही । दैव देउ फिर सो फल ओही ॥ ४ ॥

રામની મા કેવી ચતુર અને ગંભીર છે, કે તેણે લાગ મેળવીને પોતાની ધારણા પાર પાડી છે. દશરથ રાજાએ, ભરતને મોસાલ મોકલી દીધા છે, તો એ કામ રામની માના પ્રપંચથી થયું છે, એમ તમે સમજો. ॥ ૧ ॥ કૌશલ્યા સમજે છે કે, 'સઘળી શોકયો, મને સારી રીતે સેવે છે, પણ ભરતની મા, પતિના પ્રેમરૂપ બળને લીધે, ગર્વિષ્ઠ થઇને, મને ગણકારતી નથી.' હે મારી મા ! કૌશલ્યાના મનમાં તમારૂં મોટું સાલ છે, પણ એ દ્વેષભાવ, તેની કપટયુક્ત ચાતુરીને લીધે જણાઇ જતો નથી. ॥ ૨ ॥ દશરથ રાજાની, તમારા ઉપર વિશેષ પ્રીતિ છે, એ કૌસલ્યાથી શોકયના સ્વભાવને લીધે દેખી શકાતી નથી. તેથી કૌસલ્યાએ, પ્રપંચ રચી, રાજાને પોતાના કરી લઇને, રામના તિલકને વાસ્તે મૂહૂર્ત્ત મુકરર કરાવ્યું છે. ॥ ૩ ॥ રામને તિલક થાય, એ સૂર્યવંશને છાજતું છે, સર્વને ગમે છે અને મને પણ બહુ ગમે છે, પરંતુ ભવિષ્યનો (ભવિષ્યમાં તમારા અધિકારના ભંગનો), વિચાર આવવાથી, મને ડર લાગે છે. હું ઇચ્છું કે, 'જે તમને અનિષ્ટ ફળ આપવા ઇચ્છે છે, તેને જ દૈવ અનિષ્ટ ફળ આપે. ॥ ૪ ॥

दो०—रचि पचि कोटिक कुटिलपन, कीन्हेसि कपट प्रबोध ॥
कहेसि कथा शत सवतिकि, जेहि विधि बाढ विरोध ॥ २८ ॥

આ પ્રમાણે મંથરાએ, કરોડો કુટિલપણાં ગોઠવી ગોઠવીને, કૈકેયીને, કૌસલ્યાનું કપટ સમજાવ્યું અને જે પ્રકારથી વિરોધ વધે, તે પ્રકારથી પૂર્વ કાળની સેંકડો શોકયોનો (ચિત્રકેતુની રાણીઓનો તથા ધ્રુવની અપર માતા વગેરેનો) ઇતિહાસ કહી સંભળાવ્યો. ॥ ૨૮ ॥

चौ०—भावी वश प्रतीत उर आई । पूछि रानि पुनि शपथ देवाई ॥
का पूछहु तुम अबहुँ न जाना । निज हित अनहित पशु पहिंचाना ॥ १ ॥
भयउ पाख दिन सजत समाजू । तुम पाई सुधि मोहिंसन आजू ॥
खाइय पहिरिय राज तुम्हारे । सत्य कहे नहिं दोष हमारे ॥ २ ॥
जो असत्य कछु कहब बनाई । तौ विधि देइहि हमहिं सजाई ॥
रामहिं तिलक कालह जो भयऊ । तुम कहँ विपति बीज विधि बयऊ ॥ ३ ॥
रेख खचाइ कहौं बल भाखी । भामिनि भइहु दूधकी माखी ॥
जो सुत सहित करहु सेवकाई । तौ घर रहहु न आन उपाई ॥ ४ ॥

ભાવતવ્યતાને લીધે હૃદયમાં વિશ્વાસ બેસવાથી, કૈકેયી, સોગંદ દઈ દઇને, વારંવાર, 'આ તું ખરી વાત કહે છે કે ?' એમ પૂછવા લાગતાં, મંથરા બોલી કે, તું શું પૂછે છે ? હજી પણ કાંઈ સમજી નહીં ? પશુ પણ પોતાના હિતને અને અહિતને ઓળખે છે. ॥ ૧ ॥ રામને યૌવરાજ્ય આપવા વિષેની સભા ભરાયાને એક પખવાડીઉં વીંતી ગયું અને એક પખવાડીઉં થયા સામગ્રીઓ સજાય છે, તે છતાં તને આજ મારી પાસેથી ખબર મળી, તો હવે વિચાર કર કે, દશરથ રાજામાં કપટ ન હોય તો તારી પાસે શા માટે છૂપાવે ? જો કે સત્ય કહેવાથી કોઇનો બીગાડ થતો હોય, તો સત્ય કહેવામાં પણ દોષ છે, તોપણ તારા રાજ્યમાં હું ખાઉં પીઉં છું, તેથી મને સત્ય કહેવામાં દોષ નથી. ॥ ૨ ॥ જો આ બાબતમાં હું બનાવીને કાંઈ પણ અસત્ય કહું, તો પરમેશ્વર મને શિક્ષા કરે. જો આવતી કાલે, રામને તિલક થયું, તો વિધાતાએ તારે વાસ્તે વિપત્તિનું બીજ વાવી દીધું, એમ સમજજે. ॥ ૩ ॥ હે ભામિની ! હું વિધાતાની પેઠે રેખા ખેંચીને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તું હવે દૂધની માંખી થઈ છે. ( જેમ દૂધમાંથી માંખીને કહાડીને ફેંકી દે છે, તેમ તને રાજ્યમાંથી કહાડીને ફેંકી દેશે. ) જો તું, તારા પુત્ર સહિત દાસપણું કરીશ, તો જ તું ઘરમાં રહેવા પામીશ. બીજો કોઈ ઉપાય નહીં રહે. ॥ ૪ ॥

दो०—कद्रु विनतहि दीन्ह दुख, तुमहिं कौशिला देव ॥
भरत वंदि गृह सेइहहिं, लषण रामके नेव ॥ २९ ॥

જેમ કદ્રુએ, વિનતાને દુ:ખ દીધું[1] હતું, તેમ કૌસલ્યા, તને દુ:ખ દેશે, ભરત કેદખાનું સેવશે, અને લક્ષ્મણ, રામની પાસે નાયબ થઇને રહેશે." ॥ ૨૯ ॥

चौ०—केकय सुता सुनत कटु बानी । कहि न सकै कछु सहमि सुखानी ॥
तनुपसेव कदली जिमि कांपी । कुबरी दशन जीभ तब चांपी ॥ १ ॥
कहि कहि कोटिक कपट कहानी । धीरज धरहु प्रबोधसि रानी ॥
कीन्हेसि कठिन पढाय कुपाठू । फिरि न नवइ जिमि उकाठे कुकाठू ॥२॥
फिरा कर्म प्रिय लागी कुचाली । बकिहि सराहइ मानि मराली ॥
सुन मंथरा बात फुर तोरी । दहिन आंखि नित फरकइ मोरी ॥ ३ ॥
दिन प्रति देखहुं राति कुसुमने । कहउँ न तोहिं मोह वश अपने ॥
कहा कहौं सखि सूध स्वभाऊ । दाहिन वाम न जानों काऊ ॥ ४ ॥

---

૧ સર્પોની મા કદ્રુ અને ગરુડની મા વિનતા, એ બન્ને, કશ્યપની સ્ત્રીઓ હતી. એઓને, પરસ્પરમાં વિવાદ થયો. કદ્રુએ કહ્યું કે, સૂર્યના ઘોડાઓનાં પૂછડાં શ્યામ છે અને વિનતાએ કહ્યું કે, સફેદ છે. આમાં જે હારે તે દાસી થાય એવી બોલી થઈ. કદ્રુએ સર્પોને શીખવ્યું, તેથી સર્પો જઈ, સૂર્યના ઘોડાઓનાં પૂછડાંઓમાં સૂક્ષ્મ રૂપોથી વળગી રહેતાં, પૂછડાં શ્યામ દેખાયાં. વિનતા હારીને દાસીપણું કરવા લાગી. પછી ગરુડે આ વાત જાણી સર્પોને અમૃત લાવી દેવાની પ્રતિજ્ઞા કરીને, માતાને દાસીપણામાંથી છોડાવી. સર્પો, પોતાને માટે ગરુડ મારફત મગાવેલો અમૃતનો કુંભ, દર્ભોપર મૂકાવીને નહાવા ગયા, ત્યાં ઈંદ્ર એ કુંભને ઉઠાવી ગયો. સર્પો, આવીને દર્ભોને ચાટવા લાગ્યા, તેથી તેઓની જીભો ચીરાઇને બબ્બે, થઈ ગઈ. અમૃત મૂકવાને લીધે તે દિવસથી દર્ભો પવિત્ર ગણાય છે. ( મહાભારત. )

આ કડવી વાત સાંભળતાં કૈકેયી કશું પણ ન બોલી શકે એવી થઇ ગઈ, ભયથી સૂકાઇ ગઇ, શરીરમાં પસીનાથી ભીંજાઈ ગઈ અને કેળની પેઠે કંપવા લાગી. કૈકેયીની આ સ્થિતિ જોઈ, કુબ્જાએ પોતાની જીભ, દાંત વચ્ચે દાબી. ॥ ૧ ॥ ( કૈકેયીના દુઃખથી દુઃખિત થઇને અથવા કૈકેયીના મનમાં પોતાના કહેવાની અસર થઈ જાણીને અથવા કૈકેયીને હવે દુઃખની ખબર પડી, એમ જાણીને, મંથરાએ, પોતાની જીભ દાંત તળે દાબી.) કપટસંબંધી કરોડો વાતો કહી કહીને કુબ્જાએ છેવટ કહ્યું કે, "હે રાણી ! ધીરજ ધર. હું તને સવળો રસ્તો બતાવીશ." મંથરાએ, કપટવાળા કઠણ પાઠો ભણાવીને કૈકેયીને એવી કરી મેલી કે, તે પાછી સૂકાઇ ગયેલા કાષ્ઠની પેઠે વાળી વળે જ નહીં. ॥ ૨ ॥ ભાગ્ય ફરી ગયું અને કુચાલ પ્રિય લાગી, તેથી કૈકેયી, જેમ હંસણી, બગલીને વખાણે, તેમ મંથરાને વખાણવા લાગી. કૈકેયી બોલી કે, "હે મંથરા ! તારી વાત ખરી છે. મારી જમણી આંખ નિત્ય ફરકયા કરે છે ॥ ૩ ॥ અને નિત્ય રાતે ખરાબ સ્વપ્નો દેખું છું, પણ મારી મૂર્ખતાથી તારી પાસે વાત કરતી નથી. હે સખી ! શું કહું, મારો સ્વભાવ સીધો છે, તેથી હું કશું ડાબું જમણું સમજતી નથી. ( આ શત્રુ કે મિત્ર છે, એમ જાણતી નથી. ) ॥ ૪ ॥

दो०–अपने चलत न आजु लगि, अनभल काहुक कीन्ह ॥
कोहि अघ एकहि बार मोहिं, दैव दुसह दुख दीन्ह ॥ ३० ॥

મે મારૂં ચાલતાં આજ દિવસ સુધી કોઈનું પણ ભૂંડું કર્યું નથી, તે છતાં કોણ જાણે કયા પાપના યોગથી દૈવે મને એકસામટું આ દુસ્સહ દુઃખ આપ્યું ? ॥ ૩૦ ॥

चौ०–नैहर जन्म भरब बरू जाई । जियत न करब सवति सेवकाई ॥
अरिवश देव जियावत जाहीं । मरण नीक तेहि जीवन चाही ॥ १ ॥
दीन वचन कह बहु विधि रांनी । सुनि कुबरी तिय माया ठानी ॥
अस कस कहहु मानि मन ऊना । सुख सुहाग तुम कहँ दिन दूना ॥ २ ॥
जेहि राउर अति अनभल ताका । सो पाइहि यह फल परिपाका ॥
जबते कुमत सुना मैं स्वामिनि । भूख न वासर नींद न यामिनि ॥ ३ ॥
पूछेहु गुणिन्ह रेख तिन्ह खांची । भरत भुआल होहिं यह सांची ॥
भामिनि करहु तौ कहेउं उपाऊ । हैं तुह्मारी सेवा वश राऊ ॥ ४ ॥

જન્મભર પીયરમાં જઈને રહેવું એ સારૂં છે, માટે હું તેમ કરીશ, પણ જીવતે જીવે શોકયની સેવા નહીં કરૂં. વિધાતા, જેને શત્રુના કબજામાં રાખીને જીવાડે છે, તેને, મરવું જ સારૂં છે. જીવવું જોઈએ જ નહીં." ॥ ૧ ॥ આ પ્રમાણે રાણીએ, ઘણા ઘણા પ્રકારનાં દીન વચનો કહેતાં, તે વચનો સાંભળી, કુબ્જા, સ્રીચરિત્ર ગોઠવીને બોલી કે, "હે રાણી ! મનમાં ઓછું માનીને આમ શું બોલો છો ? તમારૂં સુખ અને સૌભાગ્ય દિવસે દિવસે બમણું છે. ( આમાંથી એવો અર્થ પણ નીકળે છે કે, તમારૂં સુખ અને સૌભાગ્ય હવે બે દિવસ પણ નહીં રહે ) ॥ ૨ ॥ જેણે તમારૂં ભૂંડું કરવાનું

ધાર્યું છે, તેને જ પૂરેપૂરૂં અનિષ્ટ ફળ મળશે. હે મહારાણી ! મેં જ્યારથી રામના તિલક સંબંધી દુષ્ટ વિચાર સાંભળ્યો છે, ત્યારથી મને દિવસની ભૂખ લાગતી નથી અને રાતે નિદ્રા આવતી નથી. ॥ ૩ ॥ મેં જોશીઓને પૂછી જોતાં, તેઓએ ગણિત કરી, રેખા ખેંચીને કહ્યું છે કે, 'ભરત રાજા થશે.' આ વાત સાચી છે. હે ભામિની ! જો તમે કહો તો હું એક ઉપાય કહું. જો કે એ ઉપાય કઠિન છે, તોપણ દશરથરાજા, તમારી સેવાને વશ છે, તેથી બની જશે." ॥ ૪ ॥

दो०—परउ कूप तव वचनपर, सकौं पूत पति त्यागि ॥
कहसि मोर दुख देखि बड, कस न करब हित लागि ॥ २१ ॥

કૈકેયી બોલી કે, "હું તારા વચન ઉપર વિશ્વાસ રાખી કૂવામાં પડવું હશે, તો પડીશ અને પુત્રનો કે પતિનો ત્યાગ કરવો પડશે, તો તે પણ કરીશ. કારણ કે, તું મારૂં દુઃખ જોઇને કહે છે. હું મારા હિતને વાસ્તે તારૂં કહ્યું કેમ નહીં કરૂં ? ॥ ૩૧ ॥

चौ०—कुबरी करि कुबली कैकेयी । कपट छुरी उर पाहन टेई ॥
लखइ न रानि निकट दुख कैसे । चरइ हरित तृण बलि पशु जैसे ॥ १ ॥
सुनत बात मृदु अत कठोरी । देति मनहुँ मधु माहुर घोरी ॥
कहइ चेरि सुधि अहइ कि नाहीं । स्वामिनि कहेउ कथा मोहिं पाहीं ॥ २ ॥
दुइ वरदान भूपसन थाती । मांगहु आजु जुडावहु छाती ॥
सुतहि राज्य रामहिं बनबासू । देहु लेहु सब सवति हुलासू ॥ ३ ॥
भूपति राम शपथ जब करई । तब मांगेहु जेहि वचन न टरई ॥
होइ अकाज आज निशि बीते । वचन मोर प्रिय मानहु जीते ॥ ४ ॥

કુબ્જાએ ભરતને રાજ્ય અપાવવારૂપી યજ્ઞમાં, કૈકેયીને નીચ બલિદાનરૂપ (પશુરૂપ) જ કરવી ધારીને, પોતાની કપટરૂપી છરીને હૃદયરૂપી પાષાણ (સલી) પર ઘસી, તેજ કરવા માંડી. જેમ યજ્ઞમાં મારવા આણેલો બલિપશુ, સમયમાં આવેલા મૃત્યુને નહીં દેખતાં, લીલું ખડ ચર્યા કરે, તેમ કૈકેયી, તુરત જ મોટો અનર્થ થવાના અપાર દુઃખને નહીં દેખતાં, પોતાના સ્વાર્થ ઉપર જ લક્ષ્ય રાખી રહી. ॥ ૧ ॥ કુબ્જા, જાણે મધમાં ઘોળીને ઝેર દેતી હોય, તેમ સાંભળવામાં કોમળ પણ પરિણામમાં બહુ ખરાબ ઉતરે એવી વાત બોલી કે, "હે રાણીજી ! તમે મારી પાસે એક વાત કહી હતી, તેનું તમને સ્મરણ છે કે નહીં ? ॥ ૨ ॥ તમારાં બે વરદાન દશરથ રાજા પાસે થાપણરૂપે રહેલ[1] છે, તો આજ એ બન્ને વરદાન માગીને છાતીને ઠંડી કરો. એક વરદાનમાં ભરતને

૧ કુબ્જાએ યાદી આપી કે, દંડકારણ્યમાં તિમિધ્વજ રાજાના વૈજયંત નગરની પાસે શંબરાસુરની સામે ઇંદ્રને યુદ્ધ થતાં, દશરથ રાજા, તમને સાથે લઇને ઇંદ્રને સહાય આપવા ગયા હતા. યુદ્ધમાં રાત પડી ગઈ. દૈત્યોએ ઘણા વીરોને મારી, દશરથને પણ અત્યંત જખમી કરી, મૂર્છિત કરી નાખ્યા અને તેમના સારથીને પણ મારી નાખ્યો. આ સમયમાં તમે રથને રણભૂમિથી દૂર હાંકી જઇને સ્વામીની રક્ષા કરી. મૂર્છા ઉતરતાં મહારાજે, તમને બે વરદાન માગી લેવાનું કહ્યું. તમે કહ્યું કે, જ્યારે હું માગું ત્યારે દેજો. હમણાં એ બન્ને વરદાન તમારી પાસે થાપણ રાખું છું.' રાજાએ,

રાજ દેવરાવીને અને બીજા વરદાનમાં રામને વનવાસ દેવરાવીને સઘળી સોકયોના ઉદ્દાસને ( આનંદને ) હરી લ્યો.[1] ॥ ૩ ॥ દશરથ રાજા, જ્યારે રામના સોગંદ ખાઈને હા પાડે ત્યારે જ માગજો, કે જેથી વાત પાછી ફરે નહીં. જો આજની રાત એ પ્રમાણે એ વરદાન લીધા વગર ગઈ, તો કાલે તમારૂં મોટું અનિષ્ટ થશે. આ મારાં વચનોને પ્રાણ કરતાં પણ પ્યારાં ગણજો." ॥ ૪ ॥

दो०—बड कुघात करि पातकिनि, कह्यो कोप गृह जाहु ॥
काज सँभारेहु सजग सब, सहसा जनि पति याहु ॥ ३२ ॥

પાપણી કુબ્જાએ, કૈકેયીના મનમાં મોટો અનર્થ ઠસાવીને, કૈકેયીને કહ્યું કે, "કોપના [2]ઘરમાં જઇને સુવો અને હોંશીઆરીથી સઘળું કામ સંભારો, ઉતાવળ કરીને એકદમ પતિનો વિશ્વાસ કરજો મા." ॥ ૩૨ ॥

चौ०—कुबरिहिं रानि प्राण प्रिय जानी । बार बार बडि बुद्धि बखानी ॥
तोहिं सम हित न मोर संसारा । बहे जातकर भयसि अधारा ॥ १ ॥
जो विंधि पुरव मनोरथ काली । करौं तोहिं चखपूतरि आली ॥
बहु विधि चेरिहि आदर देई । कोप भवन गमनी कैकेई ॥ २ ॥
विपति बीज वर्षा ऋतु चेरी । भुइं भइ कुमति कैकेयी केरी ॥
पाइ कपट जल अंकुर जामा । वर दोउ दल दुख फल परिणामा ॥ ३ ॥
कोप समाज साजि सब सोई । राज्य करत निज कुमति विगोई ॥
राउर नगर कुलाहल होई । यह कुचालि कछु जान न कोई ॥ ४ ॥

કૈકેયી, કુબ્જાને પ્રાણ સમાન ગણી, વારંવાર તેની બુદ્ધિનાં વખાણ કરીને બોલી કે, "હે મંથરા ! આખા જગતમાં તારા જેવું બીજું કોઈ પણ માણસ, મારૂં હિતકારી નથી. હું કે જે દુઃખરૂપી નદીમાં તણાઈ જતી હતી, તેને તું આધારરૂપ થઈ છે. ॥ ૧ ॥ હે સખી ! જો દૈવ આવતી કાલે મારા મનોરથને પૂર્ણ કરશે, તો હું તને આંખની પુતળી ( કીકી ) સમાન રાખીશ." આ પ્રમાણે ઘણી ઘણી રીતે દાસીને માન આપીને, કૈકેયી કોપ ભવનમાં ગઈ. ॥ ૨ ॥ મંથરારૂપી વર્ષા ઋતુમાં કૈકેયીની કુમતિરૂપ ભૂમિની અંદર વવાયેલું વિપત્તિરૂપ વૃક્ષનું બીજ, કપટરૂપ જળને પ્રાપ્ત થઈ, અંકુરીત થયું, વરદાનોના જોટારુપી બે પાંદડાંવાળું થયું અને તે પરિણામમાં દુઃખરૂપ ફળ જ આપશે. ॥ ૩ ॥

---

તે વાત સ્વીકારી લીધી હતી. માટે આ સમયમાં એ બે વરદાન માગો." ( વાલ્મીકીય રામાયણ અયોધ્યાકાંડ ) કોઈ લોકો કહે છે કે, "રથની ધરી તુટી જતાં, કૈકેયીએ તે છિદ્રમાં હાથ નાખીને ધરીને બરાબર કરી હતી, તેથી રાજાએ, પ્રસન્ન થઈને બે વરદાન માગવાનું કહ્યું હતું," આ પ્રમાણે જ બીજી પણ કેટલીએક દંતકથાઓ કહેવામાં આવે છે, તે સઘળી અપ્રમાણિક છે.

૧ 'સઘળી શોકયો વિધવા થાઓ.' એવો ભવિષ્ય સૂચક અર્થ પણ આમાંથી નીકળે છે.
૨ રાજાઓના જનાનખાનામાં એક જાદું જ કોપગૃહ રાખવામાં આવતું હતું, જે રાણી, રીસાઈ હોય, તે, એમાં જઈને સૂવે, એવી ચાલ હતી. નહીંતર અનેક રાણીઓમાં કોણ રીસાઈ છે ? એ ખબર પણ ન પડે.

રાજ્ય કરતી એવી પોતાની કુમતિએ જ ખરાબ કરેલી કૈકેયી, સઘળી કોપની સામગ્રી સજીને કોપ ભુવનમાં સૂતી. અયોધ્યામાં તો રામના અભિષેકનો કોલાહલ થઈ રહ્યો હતો. અંતઃપુરમાં ઉત્પન્ન થયેલી આ ગડબડને, કોઈ જરા પણ જાણતું ન હતું. ॥ ૪ ॥

दो०—प्रमुदित पुर नर नारि सब, सजहिं सुमंगल चार ॥
यक प्रविशहिं यक निर्गमहिं भीर भूप दरबार ॥ ३३ ॥

અયોધ્યાનાં સર્વે નર નારીઓ, આનંદથી સુંદર મંગલાચાર સજી કારવીને દશરથ રાજાના દરબારમાં એક પછી એક જતાં હતાં અને એક પછી એક નીકળતાં હતા; એઓને લીધે રાજદરબારમાં ભીડ જામી રહી હતી. ॥ ૩૩ ॥

चौ०—बाल सखा सुनि हिय हरषाहीं । मिलि दश पांच रामपहँ जाहीं ॥
प्रभु आदरहिं प्रेम पहिचानी । पूछहिं कुशल क्षेम मृदु बानी ॥ १ ॥
फिरहिं भवन प्रिय आयसु पाई । करत परस्पर राम बडाई ॥
को रघुवीर सरिस संसारा । शील सनेह निबाहन हारा ॥ २ ॥
जेहि जेहि योनि कर्म वश भ्रमहीं । तहँ तहँ ईश देहिं यह हमहीं ॥
सेवक हम स्वामी सिय नाहू । होय नात यह ओर निबाहू ॥ ३ ॥
अस अभिलाष नगर सब काहू । केकय सुता हृदय अति दाहू ॥
कोन कुसंगति पाय नशाई । रहै न नीच मते चतुराई ॥ ४ ॥

રામના બાલમિત્રો, અભિષેકની વાત સાંભળી, રાજી થઈ, દશ પાંચ મળીને રામની પાસે જતાં, રામે, તેમનો પ્રેમ ઓળખી, આદરથી કોમળ વાણીવડે તેઓને ક્ષેમ કુશળ પૂછ્યું. ॥ ૧ ॥ પછી તેઓ પ્યારા રામની આજ્ઞા લઈ, ત્યાંથી પાછા ઘેર આવીને, પરસ્પરમાં રામની પ્રશંસા કરવા લાગ્યા કે, “ શીલને અને સ્નેહને નભાવનારો સંસારમાં રામ જેવો કોણ છે ? કોઈ નથી. ॥ ૨ ॥ આપણે પોતાનાં કર્મોને લીધે, જે જે અવતારોમાં ભમીએ, ત્યાં ત્યાં ઈશ્વર આપણને એ જ ફળ આપજો કે, “ આપણે સેવક થઇએ, અને રામ, આપણા સ્વામી થાય એ પ્રમાણે છેવટલગણ એ જ નાતો ચાલ્યો જાય. ॥ ૩ ॥ અયોધ્યામાં સર્વ કોઈ ને આવો અભિલાષ હતો. ફક્ત કૈકેયીના હૃદયમાં જ અતિ દાહ હતો. કુસંગાત પ્રાપ્ત થતાં કોણ નષ્ટ થતું નથી ? નીચનો અભિપ્રાય સ્વીકારવામાં આવતાં ચતુરાઈ રહે જ નહીં. ॥ ૪ ॥

दो०—सांझ समय सानन्द नृप गयउ कैकयी गेह ॥
गमन निठुरता निकट किय, जनु धरि देह सनेह ॥ ३४ ॥

અભિષેકની તૈયારીથી અત્યંત રાજી થયેલા દશરથ રાજા, જાણે સ્નેહ દેહનું ધારણ કરીને કઠોરતાની પાસે જતા હોય, તેમ સાંજ સમયે કૈકેયીના અવાસમાં ગયા. ॥ ૩૪ ॥

चौ०—कोप भवन सुनि सकुचे राऊ । भय वश आगे परै न पांऊ ॥
सुरपति बसहिं बाहु बल जाके । नरपति रहहिं सकल रूख ताके ॥ १ ॥
सो सुनि तिय रिस गयउ सुखाई । देखहु काम प्रताप बडाई ॥

शूल कुलिश असि अँगवनिहारे । ते रतिनाथ सुमन शर मारे ॥ २ ॥
सभय नरेश प्रियापहँ गयऊ । देखि दशा दुख दारूण भयऊ ॥
भूमि शयन पट मोट पुराना । दिये डारि तनु भूषण नाना ॥ ३ ॥
कुमतिहि कस कुवेषता फावी । अन अहि बात सूच जनु भावी ॥
जाय निकट नृप कह मृदु वानी । प्राणप्रिया केहि हेतु रिसानी ॥ ४ ॥

કૈકયીને, કોપભુવનમાં સુતેલી સાંભળીને, દશરથ રાજા, સંકોચ પામ્યા અને ભયને લીધે તેમનો પગ પણ આગળ પડી શકે નહીં, એમ થયું. ઇંદ્ર પણ જેના બાહુબળથી રાજ્ય કરતો હતો અને સઘળા રાજાઓ, જેની મરજી જોતા રહેતા હતા, ॥ ૧ ॥ તે મહારાજ પણ સ્ત્રીને રીસ ચઢી સાંભળીને સૂકાઈ ગયા. કામદેવના પ્રતાપને અને કામદેવની મહત્તાને જુવો. જેઓ, સદાશિવના ત્રિશૂલના, ઇંદ્રના વજ્રના અને જગદંબાના ખડ્ગના પ્રહારોને પણ સહન કરનારા હોય છે, તેઓ પણ, કામદેવનાં પુષ્પમય બાણોથી માર્યા જાય છે. ॥ ૨ ॥ ભય પામેલા દશરથ રાજા, પ્યારીની પાસે ગયા, અને તેની દશા જોઇને દારુણ દુઃખ પામ્યાં. કૈકેયી, પોતાનાં શરીરપરનાં અનેક પ્રકારનાં ભૂષણોને ફેંકી દઈ, જાડાં અને જૂનાં વસ્ત્રો પેહરીને બીછાના વગરની પૃથ્વીપર સૂતી. ॥ ૩ ॥ કૈકેયીનો કુવેષ, જાણે, તેનો ભવિષ્ય, વિધવાપણાને પ્રથમથી સૂચવતો હોય એવો દીસવા લાગ્યો. રાજા, કૈકેયીના સમીપમાં જઇને કોમળ વચન બોલ્યા કે, "હે પ્રાણપ્રિયા ! તું શા માટે રીસાઈ છે ?" ॥ ૪ ॥

छं०–केहि हेतु रानि रिसानी परशत पानि पतिहि निवारई ॥
मानहु सरोष भुअंग भामिन विषम भांति निहारई ॥
दोउ वासना रसना दशन वर मर्म ठाहर देखई ॥
तुलसी नृपति भवितव्यता वश काम कौतुक पेखई ॥ १ ॥

"હે પ્રાણપ્રિયા ! તું શા માટે રીસાઈ છે ?" એમ બોલતા દશરથ રાજાએ, હાથ પકડતાં, કૈકેયીએ હાથને તરછોડી નાખ્યો. વરદાનોની બે વાસનાઓરુપી બે જીભોવાળી કૈકેયીરૂપી ગુસ્સે થયેલી નાગણ, જાણે ડંશ કરવાને વાસ્તે મર્મસ્થલને[1] જોતી હોય તેમ કરડી નજરથી જોવા લાગી. અને કામદેવ, ભાવીને વશ થયેલા તે દશરથ રાજાને, કૌતુકથી જોવા લાગ્યો. ॥ ૧ ॥

सो०–बार बार कह राउ, सुमुखि सुलोचनि पिक वचनि ॥
कारण मोहिं सुनाउ, गज गामिनि निज कोप कर ॥ १ ॥

રાજા, વારંવાર કહેવા લાગ્યા કે, હે સુંદર મુખવાળી ! હે સુન્દર નેત્રોવાળી ! હે કોકિલાના જેવાં મધુર વચનો બોલનારી ! અને હે હાથીના જેવી ચાલવાળી ! મને તારા કોપનું કારણ સંભળાવ. ॥ ૧ ॥

---

૧ અહીં રામના સોગંદરૂપ મર્મસ્થલ સમજવું.

चौ०–अनहित तोर प्रिया केहि कीन्हा । केहि दुइ शिर केहि यम चह लीन्हा ॥
कहु केहि रंकहि करौं नरेशू । कहु केहि नृपहि निकारौं देशू ॥ १ ॥
सको तोर अरि अमरउ मारी । कहा कीट बपुरे नर नारी ॥
जानसी मोर स्वभाव वरोरु । मन तव आनन चंद्र चकोरु ॥ २ ॥
प्रिया प्राण सुत सर्वस मोरे । परिजन प्रजा सकल वश तोरे ॥
जो कछु कहो कपट करि तोहीं । भामिनि राम शपथ शत मोहीं ॥ ३ ॥
विहँसि मांगु मन भावति बाता । भूषण साज मनोहर गाता ॥
घरी कुघरी समुझि जिय देखू । वेग प्रिया परिहरहु कुवेषू ॥ ४ ॥

હે પ્યારી! તારૂં કોણે અનિષ્ટ કર્યું છે? એવો બે માથાંવાળો કોણ છે? અને યમ રાજા કોને બોલાવી લેવા માગે છે? તે કહે. કયા રંકને રાજા બનાવું? અથવા કયા રાજાને દેશનિકાલ[1] કરૂં? ॥ ૧ ॥ દેવ પણ જો તારો શત્રુ હોય, તો તેને મારી શકું, ત્યારે કીડા જેવાં નર તથા નારીઓની તો વાત જ શી કરવી! હે સુંદર સાથળોવાળી! તું મારા સ્વભાવને જાણે છે કે, હું જાણે તારા મુખરૂપી ચંદ્રનું અમૃત પીવાને આતુર રહેનારો ચકોર હોઉં, એવો છું ॥ ૨ ॥ હે પ્યારી! મારા પ્રાણ, મારા પુત્રો, મારૂં સર્વસ્વ, મારા સેવકો અને મારી પ્રજા, એ સઘળું તારે વશ છે. હે ભામિની! હું જો તારી પાસે કાંઈ પણ કપટ રાખીને બોલતો હોઉં, તો મને રામના સોવાર સોગંદ છે. ॥ ૩ ॥ તું હસીને મનભાવતી વાત માગી લે અને સુંદર શરીરોપર ભૂષણો ધર. મનમાં સમય કુસમયના વિચાર કરી જો. મારી એક એક ઘડી ખરાબ જાય છે, તેનો વિચાર કરી જો. હે પ્યારી! આ ખરાબ વેષને જલદી છોડી દે." ॥ ૪ ॥

दो०–यह सुनि मन गुणि शपथ बडि, विहँसि उठी मति मंद ॥
भूषण सजत विलोकि मृग, मनहुँ किराततिनि फंद ॥ ३५ ॥

મંદ બુદ્ધિવાળી કૈકેયી, આ વચનો સાંભળી, 'રાજાએ, મોટામાં મોટા સોગંદ લીધા, માટે હવે ચિન્તા નથી,' એમ મનમાં ધારી, હસીને ઉઠી અને જાણે ભીલડી, મૃગને જોઈ, જાળ બીછાવતી હોય, તેમ રાજાને જોઈ, ભૂષણો પહેરવા લાગી. ॥ ૩૫ ॥

चौ०–पुनि कह राउ सुहृद जिय जानी । प्रेम पुलकी मृदु मंजुल बानी ॥
भामिनि भयउ तोर मन भावा । घर घर नगर अनंद बधावा ॥ १ ॥
रामहिं देहुँ कालि युवराजू । सजहु सुलोचनि मंगल साजू ॥
दलकि उठेउ सुनि हृदय कठोरा । जनु छुइ गयउ पाक वर तोरा ॥ २ ॥
ऐसिहि पीर विहँसि तेहि गोई । चोर नारि जिमि प्रकट न रोई ॥
लखहि न भूप कपट चतुराई । कोटि कुटिल मणि गुरु पढाई ॥ ३ ॥

---

[1] આમાં ભરતને રાજા બનાવું, રામને, દેશનિકાલ કરૂં અને હું મરવાનો છું, એવો ભવિષ્યસૂચક અર્થ બની જાય છે.

**यद्यपि नीति निपुण नर नाहू । नारि चरित जलनिधि अवगाहू ॥**
**कपट सनेह बढाय बहोरी । बोली बिहँसि नैन मुँह मोरी ॥ ४ ॥**

પછી રાજા, તેને પોતાની હિત કરનારી જાણી, પ્રેમથી રોમાંચિત થઈને, સુંદર કોમળ વાણી બોલ્યા કે, "હે ભામિની ! તારૂં મનભાવતું થયું છે. નગરમાં ઘેર ઘેર આનંદ વધાઇઓ જામી રહી છે. ॥ ૧ ॥ હે સુંદર નેત્રોવાળી ! કાલે રામને યૌવરાજ્ય આપવાનો છું, માટે માંગલિક સાજ સજ." જે માણસનાં પાકેલાં ગુંમડાંને કોઇનો સ્પર્શ થતાં, તે જેમ ચમકી જાય, તેમ કઠોર હૃદયવાળી કૈકેયી, રાજાનાં આ વચનો સાંભળતાં ચમકી ગઈ, ॥ ૨ ॥ પણ તેણે એ ચમકવાને હસીને ગુપ્ત રાખી દીધું. જેમ ચોરની સ્ત્રી અથવા ચોરી કરનારી[1] સ્ત્રી, પ્રકટ રોઈ શકે નહીં, તેમ દગાથી ભરેલાં મનવાળી કૈકેયી, પોતાના હૃદયના કંપને સ્પષ્ટ બતાવી શકી નહીં. કરોડ કુટિલોમાં પણ શિરોમણિ ગણાય એવી મેહેતી-જીએ, ( મંથરાએ, ) ભણાવી રાખેલી કૈકેયીની તે કપટ ભરેલી ચતુરાઇને દશરથ રાજાએ, જાણી નહીં. ॥ ૩ ॥ જો કે રાજા, નીતિમાં નિપુણ હતા, તોપણ સ્ત્રીચરિત્રરુપી સમુદ્રમાં ડૂબી ગયા. પછી કૈકેયી કપટ ભરેલો સ્નેહ વધારી હસી તથા નેત્રોને અને મુખને મરોડી ( કટાક્ષ કરીને ) બોલી કે:-॥ ૪ ॥

**दो०—मांग मांगपै कहहु पिय, कबहूं लेहु न देहु ॥**
**देन कहेउ वरदान दुइ, तेउ पावत संदेहु ॥ ३६ ॥**

"હે પ્યારા ! મને 'માગ માગ' એમ કહો છો, પણ કદી કશું દેતા લેતા તો નથી. તમે ઘણા દિવસો પહેલાં બે વરદાનો દેવાનું કહ્યું છે, પણ મને તો એ મળવામાં પણ સંદેહ છે." ॥ ૩૬ ॥

**चौ०—जानहु मर्म राउ हँसि कहई । तुमहिं कुहाव परम प्रिय अहई ॥**
**थाती राखी न मांगेउ काऊ । बिसरि गयउ मोहिं भोर स्वभाऊ ॥ १ ॥**
**झूंठहु हमहिं दोष जनि देहू । दुइके चारि मांगि कि न लेहू ॥**
**रघुकुल रीति सदा चलि आई । प्राण जाहिं वरू वचन न जाई ॥ २ ॥**
**नहिं असत्य सम पातक पुंजा । गिरि सम होहिं कि कोटिक गुंजा ॥**
**सत्य मूल सब सुकृत सुहाये । वेद पुराण विदित मनु गाये ॥ ३ ॥**
**तेहिपर राम शपथ करवाई । सुकृत सनेह अवधि रघुराई ॥**
**बात दृढाय कुमति हँसि बोली । कुमति विहँग कुलह जनु खोली ॥ ४ ॥**

રાજા હસીને બોલ્યા કે, "હું તારા ભેદને સમજ્યો છું. તને રીસાવું એ ઘણું પ્યારૂં લાગે છે, મારી પાસે થાપણ રાખેલાં વરદાનો કોઈ દિવસે શામાટે માગ્યાં નહીં ? હું તો મારા ભૂલકણા સ્વભાવને લીધે એ વાત જ ભૂલી ગયો છું. ॥ ૧ ॥ મને ખોટો દોષ

---

૧ જેમ કુતરીનો વેષ લઈ, મુસાફરનાં વસ્ત્રો ચોરવા ગયેલી કોઈ સ્ત્રી, મુસાફરના હાથથી લાકડી વાગ્યા છતાં પણ પ્રકટ રોઈ શકે નહીં તેમ વ્યભિચારિણી સ્ત્રી, જારના દુઃખને જોઈને પ્રકટ રોઈ શકે નહીં.

નહીં દે. વરદાન તો એનાં ચાર કેમ માગી લેતી નથી, ? હમ્મેશની રઘુકુલની રીતિ ચાલી આવે છે કે, પ્રાણ જાય, પણ વચન ન જાય. ॥ ૨ ॥ પાપોનો જે મોટો ગંજ થાય છે તે પણ અસત્યના જેટલો નથી. કરોડો ચણોઠીઓ એકઠી થાય, તોપણ પર્વત સમાન થાય કે ? સત્ય જ સઘળાં ઉત્તમ પુણ્યોનું મૂળ છે, એમ વેદોમાં તથા પુરાણોમાં પ્રસિદ્ધ છે અને મનુએ પણ કહ્યું છે. ॥ ૩ ॥ તે તો વળી એટલા ઉપરાંત મને પુણ્યોના અને સ્નેહના અવધિરુપ રામના સોગંદ ખવરાવ્યા છે, માટે તારે કશી ચિન્તા રાખવા જેવું નથી." દુષ્ટ બુદ્ધિવાળી કૈકેયી, આ પ્રમાણે પોતાની વાતને મજબૂત કરાવીને જાણે શિકારી ભીલડી, બાજ પક્ષિણીને, તેની આંખ્યો ઉપરની અંધારી ટોપી ઉતારી નાખીને ખુલ્લી મૂકતી હોય, તેમ પોતાની દુર્બુદ્ધિને ખુલ્લી મૂકી, હસીને બોલી. ॥ ૪ ॥

दो०—भूप मनोरथ सुभगवन, सुख सुविहँग समाज ॥
भिल्लिनि जिमि छांडन चहत, वचन भयंकर बाज ॥ ३७ ॥

રાજાના મનોરથરુપી સુંદર વનમાં રહેનારાં સુખોરુપી ઉત્તમ પક્ષીઓની ઉપર કૈકેયીરુપી ભીલડીએ, વચનરુપી ભયંકર બાજને છોડવા ઈચ્છા કરી. ॥ ૩૭ ॥

चौ०—सुनहु प्राणप्रिय भावत जीका । देहु एक वर भरतहि टीका ॥
वर दूसर मांगौं कर जोरी । पुरवहु नाथ मनोरथ मोरी ॥ १ ॥
तापस वेष विशेष उदासी । चौदेह वर्ष राम वनवासी ॥
सुनि मृदु वचन भूप हिय शोकू । शशिकर छुअत निकल जिमि कोकू ॥२॥
गयउ सहमि कछु कहि नहिं आवा । जनु सचान वन झपटेउ लावा ॥
विवरन भयउ निपट नरपालू । दामिनि हनेहु मनहु तरूतालू ॥ ३ ॥
माथे हाथ मूँदि दोउ लोचन । तनु धरि शोच लागु जनु शोचन ॥
मोर मनोरथ सुरतरू फूला । फरत किरनि जिमि हतेउ समूला ॥ ४ ॥
अवध उजारि कीन्ह कैकेई । दीन्हेसि अचल विपतिकै नेई ॥

"હે પ્રાણપ્રિય[1] ! સાંભળો. મારા મનને ભાવતું આ છે કે, 'એક વરદાનમાં ભરતને રાજ્યતિલક આપો. હે નાથ ! બીજું વરદાન હાથ જોડી[2] માગું છું, માટે તમે મારા મનોરથને પૂર્ણ કરો. ॥ ૧ ॥ રામ તપસ્વીને વેષ[3] ધરી, વિશેષ ઉદાસી[4] થઈને

૧ પ્રાણપ્રિય કહેવાનો ભાવ એ છે કે, આ સમયમાં કૈકેયી પ્રાણની ભૂખી છે. ૨ પહેલું વરદાન માગવામાં હાથ નહીં જોડ્યા હતા અને બીજું વરદાન માગવામાં હાથ જોડ્યા, તેનું કારણ એ છે કે, આ બીજું વરદાન અગમ્ય છે. અથવા પહેલા વરદાનમાં ધન જ લેવું હતું અને બીજા વરદાનમાં પ્રાણ લેવા છે, તેથી વધારે નમ્ર થઈ. ૩ તપસ્વીનો વેષ ધરાવવાનું કારણ એ છે કે, રામ વનમાં એવા વેષના અભ્યાસથી સાત્વિક વૃત્તિવાળા થઈ જાય, તો પછી તેમને ફરી રાજ્યની વાસના જ ન ઉઠે. ૪ વિશેષ ઉદાસીનતાનું કારણ એ છે કે, ઉદાસીનતા તો વિશ્વામિત્રાદિને પણ છે, પરંતુ એઓની સાથે વાહનાદિક રહે છે, અને તેઓ એક ઠેકાણે નિવાસ પણ કરી શકે છે. રામે તો વિશેષ ઉદાસી રહેવું એટલે સાથે કશું રાખવું નહીં અને કયાંય એક ઠેકાણે રહેવું પણ નહીં. આમ કરવાથી અતિ વૈરાગ્ય થાય એટલે પછી રાજ્યની જરા માત્ર સ્પૃહા ન રહે.

ચૌદ વર્ષ સુધી[1] વનમાં રહે." એ પ્રાણપ્રિય ! ઇત્યાદિ કોમળ વિશેષણોવાળાં વચનો સાંભળી, જેમ ચંદ્રને કોમળ કિરણોનો સ્પર્શ થતાં પણ, ચક્રવાક વિહ્વલ થઈ જાય છે તેમ રાજા, હૃદયમાં શોકથી વિહ્વલ થઈ ગયા. ॥ ૨ ॥ જંગલમાં બાજે, સપાટામા, લીધેલાં તેતરની પેઠે ભયભીત તથા બોલવાને પણ અશક્ત થઈ ગયા અને વીજળીથી હણાયેલા તાડની પેઠે અત્યંત વિવર્ણ થઇ ગયા. માથે હાથ દઇ, આંખો વીંચીને શોક કરતા રાજા, જાણે શોક, પોતે જ દેહ ધરીને શોક કરવા લાગ્યો હોય એવા જણાવા લાગ્યા. ॥ ૩ ॥ હાય હાય ! ! મારા પુષ્પિત થયેલા મનોરથરુપી કલ્પ વૃક્ષને, ફળિત થવાના સમયમાં આ કૈકેયીરુપી હાથણીએ મૂળથી ઉખેડી નાખ્યો. હાય હાય ! ! કૈકેયીએ અયોધ્યાને ઉજ્જડ કરીને તેને અચલ વિપત્તિનું બીજ આપ્યું. ॥ ૪ ॥

दो०—कवने अवसर का भयउ, गयउ नारि विश्वास ॥
योग सिद्धि फल समय जिमि, यतिहि अविद्या नास ॥ ३८ ॥

આ તે કયા અવસરમાં કેમ [2]બની ગયું? જેમ સંન્યાસી, યોગ સિદ્ધિના ફળના સમયમાં અવિદ્યાના વિશ્વાસથી નષ્ટ થાય છે, તેમ હું, મનોરથની સિદ્ધિના સમયમાં, સ્ત્રીના વિશ્વાસથી નષ્ટ થયો." ॥ ૩૮ ॥

चौ०—इहिविधि राउ मनहिं मन झाखा । देखि कुभांति कुमति मन माखा ॥
भरत कि राउर पूत न होहीं । आनेहु मोल बिसाहि कि मोहीं ॥ १ ॥
जो सुनि शर सम लाग तुह्मारे । काहे न बोलेहु वचन सँभारे ॥
देहु उतर अब करहु कि नाहीं । सत्य संघ तुम रघुकुल माहीं ॥ २ ॥
देन कहेउ अब जनि वर देहू । तजहु सत्य जग अपयश लेहू ॥
सत्य सराहि कहेउ वर देना । जानेहु ले इहि मांगि चबेना ॥ ३ ॥
शिबि दधीचि बलि जो कछु भाषा । तनु धनु तजेउ वचन पण राखा ॥
अति कटु वचन कहति कैकेयी । मानहु लोन जरेपर देयी ॥ ४ ॥

આ પ્રમાણે મનમાં ને મનમાં દુ:ખી થતાં રાજાને જોઈ, કુચાલવાળી અને કુબુદ્ધિવાળી કૈકયી, મનમાં અત્યંત ક્રોધ પામીને બોલી કે, "રામ જ તમારો દીકરો છે અને ભરત તે તમારો દીકરો નથી કે? મને શું વેશ્યાને ત્યાંથી ખરીદીને લાવ્યા છો? ॥૧॥ જો સાંભળવાથી મારા વચનો તમને બાણ જેવાં લાગતાં હોય તો તમે પ્રથમથી જ સંભાળીને કેમ બોલતા નથી? હવે જવાબ ઘો અને મારા કહ્યા પ્રમાણે કરશો કે, નહીં?[3] રઘુ કુલ કે જે પોતાનાં વચનને પાળનાર છે, તેમાં તમે, જન્મેલા છો. ॥ ૨ ॥

---

૧ ચૌદ વર્ષ માગવાનું એ કારણ છે કે, વનવાસમાં લાંબી મુદત વીતવાથી પ્રજાનો પણ તેમના ઉપર સ્નેહ ન રહે અને ભરતનું મૂળ દ્દઢ થઈ જાય. પછી રામ આવે તોપણ શું કરી શકે? શેહેરમાં ન રહેવાનું કારણ એ છે કે, જો રામ શેહેરમાં રહેશે તો કાંઈ પણ ફીતુર જાગશે. ૨ સુખના સમયમાં દુ:ખ થયું. ૩ રાજાપુરવાળી પોથીમાં अब करहु ને બદલે अनुकरहु પાઠ છે, તેનો અર્થ એવો થાય છે કે, 'તમારા કુલની રીતિનું અનુકરણ કરશો કે નહીં?'

તમે મને વર દેવાનું કહ્યું છે, છતાં દો માં અને સત્યનો ત્યાગ કરો તથા જગતમાં અપયશ લો. તમે સત્યનાં વખાણ કરીને વર દેવાનું કહ્યું, તે વખતે "કૈકેયી કાંઈ ચવેણું (દાળીઆ વગેરે ચાવવાનો પદાર્થ) માગશે એમ જાણ્યું હતું ?' ॥ ૩ ॥ શિબિ[1] રાજા, દધીચિ ઋષિ[2] અને બલિ[3] રાજા, એઓથી જે કાંઈ વચન બોલાઈ ગયું, તે વચનરૂપી પ્રતિજ્ઞાને પાળવા વાસ્તે, તેઓએ શરીરનો અને ધનનો પણ ત્યાગ કર્યો હતો." આ પ્રમાણે કૈકયી, જાણે બળ્યા ઉપર લૂણ દેતી હોય, તેમ અત્યંત કડવાં વચનો બોલવા લાગતાં, ॥ ૪ ॥

दो०—धर्म धुरंधर धीर धरि, नयन उघारे राय ॥
शिर धुनि लीन्ह उसास असि, मारेसि मोहीं उठाय ॥ ३९ ॥

ધર્મધુરંધર દશરથ રાજા ધીરજ ધરી, નેત્રો ઉઘાડી, માથું ધુણાવી, નીસાસો મૂકીને ધારવા લાગ્યા કે, 'હાય ! મને કૈકેયીએ કમોતે માર્યો.' ॥ ૩૯ ॥

चौ०—आगे देखि जरत रिस भारी । मनहु रोष तरवार उघारी ॥
मूठि कुबुद्धि धार निठुराई । धरी कूबरी सान बनाई ॥ १ ॥
लखी महिप कराल कठोरा । सत्य कि जीवन लेइहि मोरा ॥
बोलेउ राउ कठिन करि छाती । वाणी सविनय तासु सुहाती ॥ २ ॥
प्रिया वचन कस कहसि कुभांती । रीति प्रतीति प्रीति करि हांती ॥
मोरे भरत राम दुहु आंखी । सत्य कहौं करि शंकर साखी ॥ ३ ॥
अवशि दूत मैं पठउब प्राता । ऐहहिं वेग सुनत दोउ भ्राता ॥
सुदिन सोधि सब साज सजाई । देहुँ भरतको राज बजाई ॥ ४ ॥

---

૧ ઇંદ્ર બાજનું અને અગ્નિ હોલાનું રૂપ ધરીને શિબિ રાજાની પરીક્ષા લેવા ગયા હતા. બાજની ઝપટથી ભાગેલો હોલો, શિબિ રાજાના ખોળામાં આવીને બેસતાં, બાજ બોલ્યો કે, 'હે રાજા ! હું ભૂખથી મરૂં છું અને મારા મરવાથી મારૂં કુટુમ્બ પણ મરી જશે, માટે તમે હોલાને છોડી ઘો,' રાજા બોલ્યા કે, "હું શરણાગતનો ત્યાગ નહીં કરૂં. આના બદલામાં તારે જે કાંઈ જોઈતું હોય તે લે." બાજ બોલ્યો કે, "આ હોલા બરોબર તમારૂં માંસ તમે તોળી આપો," રાજાએ કાંટાના એક પલ્લામાં હોલાને મૂકી, બીજા પલ્લામાં પોતાનું માંસ કાપી કાપીને મૂકવા માંડયું પણ જ્યારે શરીરનું માંસ એના બરાબર ન થયું ત્યારે પોતાનું માથું કાપવાની તૈયારી કરી. પછી ઇંદ્રે પોતાનું રૂપ ધરી, રાજાનો હાથ પકડ્યો અને અગ્નિ તથા ઇંદ્રે, રાજાના શરીરને સાજું કરી, વરદાન દઈને ચાલ્યા ગયા. (મહાભારત.) ૨ ઇંદ્ર વૃત્રાસુરના હાથથી હારી જતાં, તે ઇન્દ્રને નારાયણે કહ્યું કે, 'તું દધીચિ ઋષિના હાડકામાંથી વજ્ર નામનું અસ્ત્ર બનાવીને, તેથી વૃત્રાસુર માર, તો મરે. આ ઉપરથી ઇંદ્રે, દધીચિની પાસે જઈ, તેમને વચનથી બાંધી લઈને, તેનાં હાડકાંની માગણી કરતાં, દધીચિએ હા પાડીને, યોગથી પોતાનું શરીર છોડી દીધું. ઇંદ્રે દધીચિનાં હાડકાંઓનું વજ્ર બનાવીને તેથી વૃત્રાસુરને માર્યો. (શ્રીમદ્ભાગવત ષષ્ઠસ્કંધ.) ૩ વામનજીએ બલિ રાજાની પાસે જઈ, ત્રણ પગલાં પૃથ્વી માગી અને રાજાએ, તે આપવાનું સ્વીકારી લીધું. પછી વામનજી, બે પગલાંમાં સઘળું ત્રૈલોક્ય માપી લેતાં, રાજાએ, ત્રીજા પગલાને બદલે પોતાનું માથું આપવા કહ્યું. આથી વામનજીએ પ્રસન્ન થઇ, તેને પાતાળમાં મોકલી દીધો અને ત્રૈલોક્યનું રાજ્ય ઇંદ્રને આપ્યું. (શ્રીમદ્ભાગવત અષ્ટમસ્કંધ.)

પણ મોહોડા આગળ ક્રોધથી બળતી અને જાણે ક્રોધરુપી ઉઘાડી તરવાર જ હોય એવી કૈકેયી જોવામાં આવતી હતી, તેથી બોલી શકતા નહતા. કુબુદ્ધિરુપી મૂઠવાળી, નિષ્ઠુરતારુપી ધારવાળી અને કુબ્જારુપી સરાણીઆએ સજીને મૂકેલી કૈકેયી-રુપી વિકરાળ તથા કઠોર તરવારને જોઈ, ॥ ૧ ॥ રાજા ધારવા લાગ્યા કે, 'ખરેખર, આ કૈકેયી મારા પ્રાણ લેશે કે શું ?' 'અથવા મારૂં સત્ય લેશે ? કે મારા પ્રાણ લેશે ?' પછી રાજા પોતાની છાતીને કઠણ કરી, કૈકેયીને સુહાય એવી વિનય સહિત વાણી બોલ્યા કે, ॥ ૨ ॥ "હે પ્યારી ! મર્યાદાની, વિશ્વાસની અને પ્રીતિની હાનિ[1] કરીને તું આવાં દુષ્ટ વચનો કેમ બોલે છે ? ભરત[2] અને રામ, એ બન્ને મારી આંખો છે. હું સદાશિવને સાક્ષી રાખીને સત્ય કહું છું. ॥ ૩ ॥ હું અવશ્ય પ્રાતઃકાલમાં દૂત મોકલીશ એટલે દૂતનું કહેવું સાંભળતાં જ ભરત તથા શત્રુઘ્ન, એ બન્ને ભાઇઓ, તુરત અહીં આવશે. પછી સારો દિવસ જોઈ, સઘળી સામગ્રી તૈયાર કરાવીને ગાજતે વાજતે પ્રસિદ્ધ રીતે ભરતને રાજ્ય આપીશ. ॥ ૪ ॥

दो०—लोभ न रामहिं राज्य कर, बहुत भरत पर प्रीति ॥
मैं बड छोट विचार कर, करत रहेउँ नृप नीति ॥ ४० ॥

રામને રાજ્યનો લોભ નથી, એટલું જ નહીં પણ તેમને ભરત ઉપર પ્રીતિ છે, તેથી તે ભરતની જ ચઢતી ઇચ્છે છે. કેવળ હું જ મોહોટા નહાનાનો વિચાર કરીને રાજ્ય નીતિ પ્રમાણે કરવા ધારતો હતો. ॥ ૪૦ ॥

चौ०—राम शपथ शत कहौं स्वभाऊ । राम मातु कछु कहेउ न काऊ ॥
मैं सब कीन्ह तोहिं बिन पूछे । ताते परयो मनोरथ छूछे ॥ १ ॥
रिस परिहरि अब मंगल साजू । कछु दिन गये भरत युवराजू ॥
एकहि बात मोहिं दुख लागा । वर दूसर असमंजस मांगा ॥ २ ॥
अज हूं हृदय जरत तेहि आंचा । रिस परिहास कि सांचहु सांचा ॥
कहु तजि रोष राम अपराधू । सब कोउ कहइँ राम सुठि साधू ॥ ३ ॥
तुहूं सराहसि करसि सनेहू । अब सुनि मोहिं भयउ संदेहू ॥
जासु स्वभाव अरिहि अनुकूला । सो किमि करहि मातु प्रति कूला ॥ ४ ॥

રામના સોગંદ ખાઇને હું ખરેખર કહું છું કે, આ વિષયમાં રામની માએ, મને કદી કશું પણ કહ્યું નથી. પરંતુ મેં તને પૂછ્યા વગર, આ સઘળું કર્યું, તેથી મારો મનોરથ વ્યર્થ ગયો છે. ॥ ૧ ॥ હવે તું ક્રોધ છોડી દઇને માંગલિક સાજ કર. થોડાક

---

૧ લોક લજ્જારૂપ મર્યાદાની, પિતા પુત્રનું અનિષ્ટ કરે જ નહીં એવા વિશ્વાસની અથવા રામ ભરતનું અનિષ્ટ કરે જ નહીં એવા વિશ્વાસની અથવા રામને જે તારા ઉપર વિશ્વાસ છે તેની અથવા મને જે તારા ઉપર વિશ્વાસ છે તેની અને રામ ઉપર જે તારી પ્રીતિ છે, અથવા તારા ઉપર જે મારી પ્રીતિ છે અથવા તારો તથા મારો જે પ્રેમ સંબંધ છે તેની હાનિ કરીને. ૨ કૈકેયીને પ્યાર દેખાડવાને વાસ્તે અહીં ભરતનું નામ પ્રથમ લીધું છે.

દિવસ પછી ભરત યુવરાજ થશે. મને એક વાતનું જ દુઃખ લાગ્યું છે, તે વાત એ છે કે, તેં બીજું વરદાન અયોગ્ય માગ્યું છે. ॥ ૨ ॥ એ માગણીની આંચથી હજુ સુધી હૃદય બળ્યા કરે છે. તેં રોષથી માગ્યું છે? હાંસી કરવા વાસ્તે માગ્યું છે? કે સાચે સાચું માગ્યું છે! તે કહી દે. સાચે સાચું માગ્યું હોય તો ક્રોધને છોડી દઈને વાત કર કે રામનો શો અપરાધ છે? સર્વે લોકો તો રામને અત્યંત મહાત્મા કહે છે. ॥ ૩ ॥ આગળ તો તું પણ રામનાં વખાણ કરતી હતી અને રામના ઉપર સ્નેહ રાખતી હતી તેથી હમણાં તારાં વચનો સાંભળીને મને સંદેહ ઉત્પન્ન થાય છે કે કાં તો રામનો કાંઈ અપરાધ છે અથવા તારી બુદ્ધિ નષ્ટ થઈ છે. રામ કે જેનો સ્વભાવ શત્રુઓને પણ અનુકૂલ છે, તે માતાનો અપરાધ કેમ જ કરે! ॥ ૪ ॥

दो०–प्रिया हास रस परिहरहु, मांगु विचार विवेक ॥
जेहि देखौं अब नयन भरि, भरत राज्य अभिषेक ॥ ४१ ॥

હે પ્યારી! હાંસી કરી હોય તો તેને છોડી દઈ વિવેકથી વિચાર કરીને બીજાં વરદાન માગ કે જેથી હું ભરતના રાજ્યાભિષેકને જોઈ શકું. ॥ ૪૧ ॥

चौ०–जिअई मीन वरू वारि विहीना । मणिविन फणिक जियहि दुख दीना ॥
कहउँ स्वभाव न छल मन माहीं । जीवन मोर रामविनु नाहीं ॥ १ ॥
समुझि देखु जिय प्रिया प्रवीना । जीवन राम दरश आधीना ॥
सुनि मृदु वचन कुमति अति जरई । मनहु अनल आहुति घृत परई ॥ २ ॥
कहइ करहु किन कोटि उपाया । इहां न लागहि राउरि माया ॥
देहु कि लेहु अयश करि नाहीं । मोहिं न बहुत प्रपंच सुहाहीं ॥ ३ ॥
राम साधु तुम साधु सयाने । राम मातु भलि सव पहिचाने ॥
जस कौशिला मोर भल ताका । तस फल उनहिं देउ करिसाका ॥ ४ ॥

હું મનમાં કશો છળ નહીં રાખતાં સ્વાભાવિક વાત કહું છું કે, કદાચ માછલું પાણી વગર પણ દીન થઈને જીવે અને સર્પ મણિ વગર પણ દીન થઈને જીવે; પરંતુ હું રામ વગર દીન અવસ્થામાં કદી જીવવાનો નથી. ॥ ૧ ॥ હે પ્રવીણ પ્યારી! તું તારા મનમાં વિચાર કરી જો. મારૂં જીવન રામના દર્શનને આધીન છે." આ પ્રમાણે રાજાનાં કોમળ વચનો સાંભળવાથી કૈકેયી એવી સળગી કે જાણે ઘીની આહુતી પડવાથી અગ્નિની જ્વાળા સળગી હોય. ॥ ૨ ॥ કૈકેયી બોલી કે, "તમે કરોડો ઉપાય કેમ કહેતા નથી? અને કરતા નથી? અહીં તમારી માયા લાગુ પડે એમ નથી. કાં તો મને મારૂં માગ્યું આપો અને કાં તો ના પાડીને અપકીર્ત્તિ લ્યો. મને ઝાઝો પ્રપંચ ગમતો નથી. ॥ ૩ ॥ રામ, ભલા છે, તમે પણ ભલા તથા પ્રવીણ છો અને રામની મા પણ ભલી છે, એ સઘળું હું જાણું છું. જેવું કૌસલ્યાએ મારૂં ભલું વિચાર્યું છે, તેવું જ હું તેને ગાઈ બજાવીને ફળ આપીશ. ॥ ૪ ॥

दो०–होत प्रात मुनि वेषधर, जो न राम वन जाहिं ॥
मोर मरन राउर अयश, नृप समुझिय मनमाहिं ॥ ४२ ॥

હે રાજા ! તમે તમારા મનમાં નક્કી સમજી રાખજો કે, જો પ્રાત:કાલ થતાં જ રામ મુનિનો વેષ પહેરીને વનમાં નહીં જાય, તો મારૂં મરણ છે અને તમારી અપકીર્ત્તિ છે."૪૨

चौ०–अस कहि कुटिल भई उठि ठाढी । मानहु रोष तरंगिनि बाढी ॥
पाप पहार प्रगट भइ सोई । भरी क्रोध जल जाइ न जोई ॥ १ ॥
दोउ वर कूल कठिन हठ धारा । भँवर कुबरी वचन प्रचारा ॥
ढाहत भूप रुप तरू मूला । चली विपति वारिधि अनुकूला ॥ २ ॥
लखी नरेश बात सब सांची । तियमिसु मीच शीश पर नाची ॥
गहि पद विनय कीन्ह बैठारी । जनि दिनकर कुल होसि कुठारी ॥ ३ ॥
मांगु माथ अबहीं देउँ तोहीं । राम विरह जनि मारसि मोहीं ॥
राखु रामकहँ जेहि तेहि भांती । नाहिंत जरहि जन्म भरि छाती ॥ ४ ॥

આ પ્રમાણે કહી, કુટિલ કૈકેયી ઉઠીને ઉભી જ થઈ. પાપરુપી પહાડથી પ્રગટ થયેલી, ક્રોધરુપી જળથી અત્યંત ભરપૂર હોવાને લીધે, જોઈ પણ શકાય નહીં એવી,॥૧॥ વરદાનોરૂપી બે કિનારાઓવાળી, કઠણ હઠરૂપી પ્રવાહવાળી અને હૃદયમાં ઠસી રહેલાં કુબ્જાનાં વચનોરૂપી ચકરીઓવાળી, તેની ક્રોધરૂપી પૂર આવેલી નદી, જાણે રાજારૂપી વૃક્ષનાં મૂળોને ઉખેડતી ઉખેડતી, વિપત્તિરૂપ સમુદ્રની સામે ચાલી હોય એવું જણાવા લાગ્યું. ॥ ૨ ॥ રાજાએ, કૈકેયીની સઘળી વાતને સાચી જાણી અને 'આ કૈકેયી નથી પણ કૈકયીના મિષથી મારા માથા ઉપર મૃત્યુ જ નાચે છે,' એમ ધારી, પગ પકડી, તેને નીચે બેસાડીને વિનતી કરી કે, "સૂર્યવંશરૂપી વૃક્ષને કાપી નાખવામાં તું કુહાડીરૂપ થા માં, ॥ ૩ ॥ જો તું મારૂં માથું માગે, તો તે પણ તને હમણાં જ[1] આપું, પરંતુ તું રામનો વિરહ આપીને મને મારી નાખ માં, ગમે તે પ્રકારથી પણ રામને અહીં રાખ, નહીંતર જન્મારા સૂધી તારૂં હૃદય બળ્યા કરશે." ॥ ૪ ॥

दो०–देखी व्याधि असाधि नृप, परेउ धरणि धुनि माथ ॥
करत परम आरत वचन, राम राम रघुनाथ ॥ ४३ ॥

જ્યારે જાણવામાં આવ્યું કે, 'આ વ્યાધિ અસાધ્ય છે,' ત્યારે રાજા, માથું ધૂણાવીને ધરતી પર પડી ગયા અને 'હે રામ ! હે રામ ! હે રઘુનાથ !' એવા પ્રકારનાં પરમ આર્ત્ત વચનો બોલવા લાગ્યા. ॥ ૪૩ ॥

चौ०–व्याकुल राउ शिथिल सब गाता । करिनि कल्पतरू मनहुँ निपाता ॥
कंठ सूख मुख आव न वानी । जनु पाठीन दीन विन पानी ॥ १ ॥
पुनि कह कटु कठोर कैकेई । मनहुँ घाय महं माहुर देई ॥
जो अंतहु अस करतब रहेऊ । मांगु मांगु केहिके बल कहेऊ ॥ २ ॥
दुइ कि होहिं यक समय भुआलू । हँसब ठठाइ फुलाउब गालू ॥

---

૧ માથું દેવાથી કેવળ મારો જ નાશ થશે અને રામના વનવાસથી તો, સર્વ કુટુમ્બને મરણથી પણ અધિક દુઃખ થશે, એમ ધારીને રાજાએ માથું દેવાનું કહ્યું.

दानि कहा उब अरु कृपणाई । होइ कि क्षेम कुशल रौताई ॥ ३ ॥
छांडहु वचन कि धीरज धरहू । जनि अबला इव करूणा करहू ॥
तनु तिय तनय धाम धन धरनी । सत्य संघ कहँ तृण सम बरनी ॥ ४ ॥

રાજા વ્યાકુલ થઈ ગયા, સર્વ ગાત્રોમાં શિથિલ થઈ ગયા અને તેથી જાણે હાથીએ પાડી નાખેલો કલ્પવૃક્ષ હોય એવા જણાવા લાગ્યા. કંઠ સૂકાઈ ગયો, મોહોડામાંથી અક્ષર કહાડવાની પણ શક્તિ રહી નહીં અને તેથી જાણે પાણી વગર દીન થયેલો મત્સ્ય હોય એવા દેખાવા લાગ્યા. ॥ ૧ ॥ વળી કૈકેયી, જાણે જખમમાં ઝેર લગાવતી હોય તેમ તીખાં તથા કઠોર વચન બોલી કે, "જો છેવટમાં તમારે આમ કરવાનું હતું, તો મને 'માગ્ય માગ્ય,' એમ શા આધારથી કહ્યું હતું ? ॥ ૨ ॥ હે રાજા ! એક સમયે પરસ્પરથી વિરુદ્ધ બે કામ થાય કે ? જેમ ખડખડ હસવું અને ગાલ ફુલાવવા, એ બેવાનાં એકી વખતે બને નહીં, અને જેમ વીર કહેવરાવવું અને શરીરનું ક્ષેમ કુશલ ચહાવું, એ બેવાનાં એકી વખતે બને નહીં. તેમ દાની કહેવરાવવું અને કૃપણતા કરવી એ બેવાનાં પણ એકી વખતે બની શકે નહીં. ॥ ૩ ॥ કાં તો તમારૂં વચન છોડી દ્યો અને કાં તો સત્ય તથા ધીરજ રાખો. સ્ત્રીની પેઠે રુવો મા, શાસ્ત્રોમાં કહ્યું છે કે, સત્યવાદી પુરુષોને શરીર, સ્ત્રીઓ, પુત્રો, ઘર, ધન અને પૃથ્વી, એ સઘળું તરણા સમાન છે." ॥ ૪ ॥

दो०—मर्म वचन सुनि राउ कह, कछुक दोष नहिं तोर ॥
लागेउ तोहिं पिशाच जिमि, काल कहावत मोर ॥ ४४ ॥

આ પ્રમાણે કૈકેયીનાં મર્મભેદક વચનો સાંભળીને, રાજા બોલ્યા કે, તારો કશો દોષ નથી. મારો જે મૃત્યુ આવ્યો છે, તે જ તને પિશાચની પેઠે વળગીને આવું બોલાવે છે. ॥ ૪૪ ॥

चौ०—चहत न भरत भूप पद भोरे । विधि वश कुमति वसी उर तोरे ॥
सो सब मोर पाप परिणामू । भयउ कुठाहर जेहि विधि बामू ॥ १ ॥
सुवश बसहि फिर अवध सुहाई । सब गुण धाम राम प्रभुताई ॥
करिहहिं भाई सकल सेवकाई । होइहिं तिहु पुर राम बड़ाई ॥ २ ॥
तोर कलंक मोर पछिताऊ । मुयहु न मिटहि न जाइहि काऊ ॥
अब तोहिं नीक लागु कर सोई । लोचन ओट बैठु मुख गोई ॥ ३ ॥
जौ लौं जियौं कहो कर जोरी । तौ लौं जनि कछु कहसि बहोरी ॥
फिरि पछितैहसि अंत अभागी । मारसि गाय नहारु लागी ॥ ४ ॥

ભરત, ભૂલથી પણ રાજ પદની ઈચ્છા કરે એમ નથી. આ તો કેવળ દૈવગતિથી તારા હૃદયમાં દુર્બુદ્ધિ ઉત્પન્ન થઈ છે. આ સઘળો મારાં પાપોનું જ પરિણામ છે, કે જેથી મને અયોગ્ય ઠેકાણે ( ભરતની ગેરહાજરીમાં ) વિધાતા વિમુખ થયેલા છે. ॥ ૧ ॥ અયોધ્યા પણ ફરીથી સારી રીતે વસશે, સર્વ ગુણોના ધામરુપ રામનું રાજ્ય પણ થશે, સઘળા ભાઈઓ, રામની સેવા પણ કરશે, અને ત્રૈલોકયમાં રામની મોટાઈ પણ થશે. ॥ ૨ ॥

પરંતુ તારા ઉપરનો કલંક અને મારો પસ્તાવો. જીવતાં સુધી કોઈ પ્રકારે જશે નહીં અને મુવા પછી પણ ટળશે નહીં. હવે જેમ તને સારૂં લાગે તેમ કર, પણ મોહોડું છૂપાવીને મારી આંખોથી અદીઠ થા. ॥ ૩ ॥ હાથ જોડીને કહું છું કે, હું જયાંસૂધી જીવું, ત્યાંસૂધી મને કાંઈ પણ કહીશ મા. હે અભાગણી! તું છેવટ અવશ્ય પસ્તાશે. કેમ કે તું સિંહને વાસ્તે ગાયને મારી નાખે[1] છે ॥ ૪ ॥

दो०–परेउ राउ कहि कोटि विधि, काहे करसि निदान ॥
कपट सयानि न कहति कछु, जागति मनहुँ मशान ॥ ४५ ॥

આ પ્રમાણે 'તું આવું કારણ શા માટે પેદા કરે છે?' ઇત્યાદિ કરોડ પ્રકારનાં વચનો કહીને રાજા, ધરતીપર પડી ગયા, પણ કપટ કરવામાં પ્રવીણતા ધરાવનારી કૈકેયી મસાણ જગાવનારાની[2] પેઠે કશું બોલી નહીં. ॥ ૪૫ ॥

चौ०–राम राम रट विकल भुआलू । जिमि विनु पंख विहंग विहालू ॥
हृदय मनाव भोर जनि होई । रामहिं जाइ कहहि जनि कोई ॥ १ ॥
उदय करहु जनि रवि रघुकुल गुर । अवध विलोकि शूल होइहि उर ॥
भूप प्रीति कैकेयि निठुराई । उभय अवधि विधि रची बनाई ॥ २ ॥
विलपत नृपति भयउ भिनुसारा । वीणा वेणु शंख ध्वनिद्वारा ॥
पढहिं भाट गुणगावहिं गायक । सुनत नृपहि जनु लागहिं शायक ॥ ३ ॥
मंगल सकल सुहाहिं न कैसे । सहगामिनिहिं विभूषण जैसे ॥
तेहि निशि नींद परी नहिं काहू । राम दरश लालसा उछाहू ॥ ४ ॥
कबहि उदय रवि होय विहाना । देखव नयनन कृपानिधाना ॥
गज आरुढ राम सियसंगा । शोभा तनु शत कोटि अनंगा ॥ ५ ॥
करत मनोरथ रैनि रिसानी । प्रात प्रगट जागे मुनि ज्ञानी ॥

રાજા વિહ્વલ થઈને 'રામ, રામ,' એમ વારંવાર બોલવા લાગ્યા. પાંખોવગરનાં પક્ષની પેઠે બેહાલ થવા લાગ્યા અને હૃદયમાં પ્રાર્થના કરવા લાગ્યા કે, "પ્રભાતજ થજો માં અને કોઈ પણ જણ રામની પાસે જઇને આ વાત કહી દેજો માં ॥ ૧ ॥ હે રઘુકુલના મૂલ પુરુષ સૂર્યનારાયણ! તમે ઉદય પામશો માં, નહીંતર અયોધ્યાની હાલત જોઈને તમારા હૃદયમાં પરિતાપ થશે." આ સમયમાં વિધાતાએ જાણે રાજાના પ્રેમની અને કૈકેયીની કઠોરતાની પરાકાષ્ઠા બનાવીને ગોઠવી હોય એવું દેખવા લાગ્યું. ॥ ૨ ॥

૧ સિંહ કોઈનું માર્યું ખાય નહીં, તેથી સિંહને વાસ્તે ગાયની હત્યા કરનારને પસ્તાવો થયા વિના રહે નહીં, તેમ ભરત, આ રીતે તારૂં અપાવેલું રાજ્ય લેનાર નથી, તેથી ભરતને વાસ્તે આ અનર્થ ઉભો કરવાથી તને પસ્તાવો થયાવગર નહીં રહે. અથવા એવું ચાંમડાની વાદળીનું નામ પણ છે. તેથી એવો અર્થ થાય છે કે, જેમ વાદળીને વાસ્તે ગાયની હત્યા કરનારને પસ્તાવો થાય, તેમ ભરતના રાજ્યની મજબૂતીને વાસ્તે રામને દેશવટો આપ્યાથી તને પસ્તાવો થશે. ૨ મસાણ જગાવનારો માણસ, જો બોલે તો તેની સિદ્ધિ નષ્ટ થઈ જાય છે.

રાજાને વિલાપ કરતાં કરતાં પ્રભાત થઈ ગયું. રાજદ્વારમાં વીણાઓ, વેણુઓ અને શંખો, એઓના ધ્વનિઓ થવા લાગ્યા. ભાટ લોકો, કવિતાઓ બોલવા લાગ્યા અને ગવૈયાઓ, ગુણોનાં ગાયનો કરવા લાગ્યા. આ સઘળા અવાજો કાન ઉપર આવતાં, રાજાને, પોતાની ઉપર બાણોની વૃષ્ટિ પડતી હોય એવું જણાવા લાગ્યું. ॥ ૩ ॥ જેમ સહગમન કરવાને ( સતી થવાને ), તૈયાર થયેલી સ્ત્રીને, આભૂષણો ગમે નહીં, તેમ રાજાને, એ સઘળાં મંગળો ગમ્યાં નહીં. એ રાત્રિમાં કોઈ પણ અયોધ્યાવાસીને નિદ્રા આવી ન હોતી, કારણ કે, સર્વને રામનાં દર્શનની લાલસા અને ઉત્સાહ મનમાં વ્યાપી રહ્યાં હતાં. ॥૪॥ 'ક્યારે પ્રાતઃકાલ થાય? અને ક્યારે સૂર્યોદય થાય ? કે આપણે નેત્રોથી સો કરોડ કામદેવના જેવી શરીર શોભાવાળા, કૃપાના ભંડારરૂપ સીતા સહિત રામચંદ્રજીને, હાથી ઉપર બીરાજેલા દેખીએ ?' ॥ ૫ ॥ આવા મનોરથો કરતાં કરતાં સર્વની રાત્રિ વ્યતીત થઈ ગઈ અને પ્રાતઃકાલ થતાં જ્ઞાની વસિષ્ઠ મુનિ પણ જાગ્યા.

दो०—द्वार भीर सेवक सचिव, कहहिं उदय रवि देख ॥
जागे अजहुँ न अवधपति, कारण कवन विशेष ॥ ४६ ॥

દ્વારપર સેવકોની અને મંત્રીઓની ભીડ જામી ગઈ. સર્વે લોકો, સૂર્યનો ઉદય થયો જોઈ કહેવા લાગ્યા કે, " હજુ સૂધી મહારાજા દશરથ જાગ્યા નથી, તો તેનું ખાસ કારણ શું હશે ? ॥ ૪૬ ॥

चा०—पिछले पहर भूप नित जागा । आज हमहिं बड अचरज लागा ॥
जाहु सुमंत जगावहु जाई । कीजिय काज रजायसु पाई ॥ १ ॥
गये सुमंत तब मंदिर माहीं । देखि भयावन जात डराहीं ॥
धाय खाय जनु जाय न हेरा । मानहुँ विपति विषाद बसेरा ॥ २ ॥
पूछे कोउ न उत्तर देई । गये जेहि भवन भूप कैकेई ॥
कहि जयजीव बैठ शिर नाई । देखि भूप गति गयउ सुखाई ॥ ३ ॥
शोच विकल विवरन महि परेऊ । मानहुँ कमल मूल परिहरेऊ ॥
सचिव सभीत सकै नहिं पूछी । बोली अशुभ भरी शुभ छूछी ॥ ४ ॥

રાજા નિત્ય રાત્રિના પાછલા પહોરમાં ઉઠે છે અને આજ નથી ઉઠ્યા, તેથી અમોને મોટું આશ્ચર્ય લાગે છે. હે સુમંત્ર ! તમે અંદર જાઓ, જઈને રાજાને જગાડો અને તેમની આજ્ઞા લઈ આવો એટલે કામકાજ ચલાવીએ."॥૧॥ આ પ્રમાણે મંત્રીઓ વગેરેના કહેવાથી સુમંત્ર, રાજમન્દિરમાં ગયો, પણ તે મંદિરનો ભયાનક દેખાવ જોઇને, મનમાં ડર્યો. એ મંદિર જોયું જાય નહીં એવું અને જાણે સામું ખાવા દોડતું હોય તથા વિપત્તિના અને ખેદના નિવાસરૂપ હોય એવું જણાતું હતું. ॥ ૨ ॥ પૂછતાં પણ કોઈએ કશો ઉત્તર આપ્યો નહીં, તેથી સુમંત્ર તે અવાસમાં ગયો, કે જ્યાં રાજા અને કૈકેયી હતાં. 'જય ચિરંજીવ,' એમ બોલી, માથું નમાવીને સુમંત્ર ત્યાં બેઠો, પણ રાજાની સ્થિતિ જોઈને સુકાઈ ગયો. ॥૩॥ શોકથી વિહ્વલ અને વિવર્ણ થયેલા રાજા, જાણે મૂળથી ઉખેડીને ફેંકી દીધેલું કમળ હોય તેમ ધરતીપર પડ્યા હતા. મંત્રી સુમંત્ર તો, ડરને લીધે કશું પૂછી શક્યો નહીં, ત્યારે અશુભથી ભરેલી અને શુભને નષ્ટ કરનારી કૈકેયી બોલી કે,॥૪॥

दो०-परि न राजहि नींद निशि, हेतु जान जगदीश ॥
राम राम रटि भोर किय, कह्यो न मर्म महीश ॥ ४७ ॥

"કારણુની તો પરમેશ્વરને ખબર પણ રાજાને, રાતની નિદ્રા આવી નથી અને રામ, રામ, કરતાં પ્રભાત થઈ ગયું છે. રાજાએ, મને પોતાનો કશો ભેદ જણાવ્યો નથી. ॥ ૪૭ ॥

चौ०-आनहु रामहिं वेग बुलाई । समाचार तब पूछहु आई ॥
चलेउ सुमंत राऊ रुख जानी । लखी कुचालि कीन्ह कछु रानी ॥ १ ॥
शोच विकल मग परइ न पांउ । रामहिं बोलि कहहिं का राऊ ॥
उर धरि धीरज गयउ दुआरे । पूछहिं सकल देखि मन मारे ॥ २ ॥
समाधान करि सो सब हीका । गयउ जहां दिनकर कुल टीका ॥
राम सुमंतहि आवत देखा । आदर कीन्ह पिता सम लेखा ॥ ३ ॥
निरखि वदन कह भूप रजाई । रघुकुल दीपहि चलेउ लिवाई ॥
राम कुभांति सचिव सँग जाहीं । देखि लोग जहँ तहँ बिलखाहीं ॥ ४ ॥

આમ છે, એટલા માટે રામને જલદી અહીં બોલાવી લાવો અને પછી આવીને સમાચાર પૂછો." આ વાત સાંભળતાં છતાં રાજા કશું બોલ્યા નહીં,[1], તેથી રામને બોલાવી લાવવામાં રાજાની ગર્ભિત સંમતિ જાણીને સુમંત્ર ત્યાંથી ચાલ્યો, પણ મનમાં કલ્પના કરવા લાગ્યો કે, 'રાણીએ, કાંઈક કુચાલ ચલાવી દેખાય[2] છે. ॥૧॥ રાજા, રામને બોલાવીને શું કહેશે ?' આવા વિચારથી વિહ્વલ થયેલો અને જેના પગ, માર્ગમાં આગળ વધતા ન હતા એવો સુમંત્ર, ધીરજ ધરીને દ્વારપર જતાં તેને મનમાં કાંઈક દુઃખ પામેલો જોઈને, સર્વે લોકો પૂછવા લાગ્યા. ॥ ૨ ॥ સુમંત્ર, સર્વનું સમાધાન કરીને જ્યાં રામ બીરાજ્યા હતા, ત્યાં ગયો, કે, સુમંતને આવતો જોઈ, રામચંદ્રજીએ તેને પિતા સમાન લેખીને આદર આપ્યો. ॥ ૩ ॥ સુમંત્ર, રામનું મુખ જોઈ, રાજાની આજ્ઞા સંભળાવી, તેમને સાથે લઈને ચાલ્યો. રામને, કશા ઠાઠ માઠ વગર, પગે પાળા જ મંત્રીની સાથે જતા જોઈ, લોકો, જ્યાં ત્યાં ખેદ પામવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०-जाय दीख रघुवंशमणि, नरपति निपट कुसाज ॥
सहमि परेउ लखि सिंहनिहिं, मनहु वृद्ध गजराज ॥ ४८ ॥

રામે, કૈકેયીના સ્થાનમાં જઈને જોયું, ત્યાં, જાણે સિંહણને જોઈ, ભય પામીને વૃદ્ધ ગજરાજ પડયો હોય, તેમ ઘણી જ ખરાબ હાલતથી ધરતીપર પડેલા દશરથ રાજા જોવામાં આવ્યા. ॥ ૪૮ ॥

---

૧ રાજાએ ગર્ભિત સંમતિ જણાવી. તેનું કારણ એ કે, રામની કોમળતાને લીધે અને મારી આકુલતાને લીધે કદાચ કૈકેયી હઠ છોડી દે અથવા રામ મારૂં દુઃખ જોઈને વનમાં ન જાય.
૨ સુમંત્રે મનમાં જાણ્યું કે, "મહારાજને કૈકેયી અધિક પ્યારી છે અને તે કહે કે, મને રાજાએ ખેદ જણાવ્યો નથી. અહીં કોઈ ત્રીજો માણસ પણ નથી, કે જેના સંકોચથી ન બોલે, માટે રાણીની વાતમાં કાંઈક ભેદ છે.

चौ०—सूखहिं अधर जरहिं सब अंगू । मनहु दीन मणिहीन भुवंगू ॥
सरूष समीप दीख कैकेई । मानहु मीच घरी गिनि लेई ॥ १ ॥
करूणामय मृदु राम स्वभाऊ । प्रथम दीख दुख सुना न काऊ ॥
तदपि धीर धरि समय विचारी । पूछी मधुर वचन महतारी ॥ २ ॥
मोहिं कहु मातु तात दुख कारण । करिय जतन जेहिं होय निवारण
सुनहु राम सब कारण एहू । राजहि तुमपर बहुत सनेहू ॥ ३ ॥
देन कहेउ मोहिं दो वरदाना । मांगेहुँ जो कुछ मोहिं सुहाना ॥
सो सुनि भयउ भूप उर शोचू । छांडि न सकहिं तुह्मार संकोचू ॥ ४ ॥

રાજાના હોઠ સૂકાઈ ગયા હતા, સઘળાં અંગો પરિતપ્ત થયાં હતાં અને મણિથી રહિત થયેલા સર્પના જેવી દીન સ્થિતિ દેખાતી હતી. પાસે બેઠેલી, ગુસ્સે થયેલી અને જાણે સાક્ષાત્ મરણ દશા જ કાળની ઘડીઓ ગણી લેતી હોય એવી લાગતી કૈકેયી જોવામાં આવી. ॥ ૧ ॥ કરૂણામય અને કોમળ સ્વભાવવાળા રામચંદ્રજીએ, જો કે પોતે પહેલાં કોઈ પણ દુઃખ દીઠું કે સાંભળ્યું ન હતું, તોપણ સમયનો વિચાર કરી, ધીરજ ધરીને મધુર વચનથી કૈકેયીને પૂછ્યું કે, ॥ ૨ ॥ "હે માજી! મને મારા પિતાના દુઃખનું કારણ કહો, એટલે ઉપાય કરવામાં આવે, કે જેથી દુઃખનું નિવારણ થાય." કૈકેયી બોલી કે, "હે રામ! સાંભળો. રાજાને, તમારા ઉપર જે બહુ સ્નેહ છે, તે જ આ સઘળા દુઃખનું કારણ છે. ॥ ૩ ॥ રાજાએ, મને બે વરદાન દેવાનું કહ્યું હતું, તેથી જે કાંઈ મને ગમ્યું, તેની મેં માગણી કરી. મારી માગણી સાંભળીને, રાજાના મનમાં ચિંતા ઉત્પન્ન થઈ છે અને તેનાથી તમારો સંકોચ છોડી શકાતો નથી. ॥ ૪ ॥

दो०—सुत सनेह इत वचन उत, संकट परेउ नरेश ॥
सकहु तौ आयसु धरहु शिर, मेटहु कठिन कलेश ॥ ४९ ॥

એક તરફથી તમારો સ્નેહ છોડી શકાતો નથી અને બીજી તરફથી અપાયેલું વચન છોડી શકાતું નથી. તેથી રાજા, સંકટમાં પડ્યા છે. જો તમારાથી બની શકે તો પિતાની આજ્ઞાને માથે ચઢાવીને સઘળો કલેશ મટાડો.[1] " ॥ ૪૯ ॥

चौ०—निधरक बैठि कहै कटु वानी । सुनत कठिनता अति अकुलानी ॥
जीभ कमान वचन शर नाना । मनहु महिप मृदु लच्छ समाना ॥ १ ॥
जनु कठोरपन धरे शरीरु । शिखइ धनुष विद्या वर वीरु ॥
सब प्रसंग रघुपतिहि सुनाई । बैठि मनहु तनु धरि निठुराई ॥ २ ॥
मन मुसकाहिं भानुकुल भानू । राम सहज आनंद निधानू ॥
बोले वचन विगत सब दूषण । मृदु मंजुल जनु वाग विभूषण ॥ ३ ॥

---

૧ અહીં કૈકેયી વ્યંગથી એમ કહે છે કે, 'તમે રખેને નહીં માનો,' એવી શંકાથી જ રાજા, તમને કહેવામાં સંકોચાય છે.

ચિત્ર ૬



રામવનવાસ (કૌસલ્યાભેટ.)

सुन जननी सोइ सुत बड़ भागी । जो पितु मातु वचन अनुरागी ॥
तनय मातु पितु पोषनिहारा । दुर्लभ जननि सकल संसारा ॥ ४ ॥

કૈકેયી, બેધડક બેસીને એવી તીક્ષ્ણ વાતો કરતી હતી કે, જે વાતોને સાંભળીને સાક્ષાત્ કઠોરતા પણ ગભરાઈ જાય. ॥ ૧ ॥ જાણે કઠોરતા પોતે જ દેહ ધરી, ઉત્તમ વીર બનવાને વાસ્તે રાજારુપી કોમળ નિશાન ઉપર જીભરુપી કમાનમાંથી વચનોરુપી અનેક પ્રકારનાં બાણો ફેંકી ફેંકીને ધનુષ્ય વિદ્યાનો અભ્યાસ[1] કરતી હોય એવી દેખાતી. કૈકેયી, રામને સઘળો પ્રસંગ સંભળાવીને, જાણે દેહધારી નિષ્ઠુરતા જ હોય તેમ બેઠી.॥૨॥ સૂર્યવંશના સૂર્યરુપ અને સહજ આનંદના નિધાન રામચંદ્રજી, જાણે સરસ્વતીનાં પણ આભૂષણ એવાં કોમળ, સુંદર અને સર્વ દૂષણોથી રહિત વચનો બોલ્યા કે, ॥ ૩ ॥ " હે માજી ! સાંભળો. જે પુત્ર, માતા પિતાનાં વચનોમાં સ્નેહવાળો હોય, તે જ પુત્ર ભાગ્યશાળી થાય છે. હે માજી ! માતા પિતાનું સઘળી રીતે પોષણ કરનારો પુત્ર સર્વ સંસારમાં દુર્લભ છે. ॥ ૪ ॥

दो०—मुनिगण मिलन विशेष वन, सबहि भांति हित मोर ॥
तेहि महँ पितु आयसु बहुरि, संमत जननी तोर ॥ ५० ॥

વનમાં વિશેષે કરી અનેક મુનિઓનો સમાગમ થશે, એ મારૂં સર્વ પ્રકારનું હિત છે. હે માજી ! તેમાં વળી પિતાની આજ્ઞા છે, અને તે ઉપરાંત વળી તમારી સંમતિ છે, તો તેથી વધારે બીજું શું જોઈએ ? ॥ ૫૦ ॥

चौ०—भरत प्राण प्रिय पावहिं राजू । विधि सबविधि मोहिं सन्मुख आजू ॥
जो न जाहुँ वन ऐसेहु काजा । प्रथम गनिय मोहिं मूढ समाजा ॥ १ ॥
सेवहिं अंड कल्पतरू त्यागी । परिहरि अमृत लेहिं विष मांगी ॥
तेउ न पाय अस समय चुकाहीं । देखु विचारीं मातु मनमाहीं ॥ २ ॥
अंब एक दुख मोहिं विशेखी । निपट विकल नर नायक देखी ॥
थोरिहि बात पितहि दुख भारी । होति प्रतीति न मोहिं महतारी ॥ ३ ॥
राउ धीर गुण उदधि अगाधू । भा मोहितें कछु बड अपराधू ॥
जाते मोहि कछु कहत न राऊ । मोर शपथ तोहिं कहु सति भाऊ ॥ ४ ॥

ભરત કે જે મને પ્રાણ સમાન પ્રિય[2] છે, તેને રાજ્ય મળશે, માટે આજ સર્વ પ્રકારે દૈવ મને અનુકૂલ થયેલ છે. આટલા બધા[3] લાભો થતાં છતાં, જો હું વનમાં ન જાઉં, તો પછી મૂઢ લોકોની મંડલીમાં મારૂં નામ પહેલું જ ગણાય. ॥ ૧ ॥ જેઓ કલ્પવૃક્ષનો ત્યાગ કરીને એરડાનું સેવન કરતા હોય અને અમૃતનો ત્યાગ કરીને ઝેર માગી

૧ જે કઠોર મનવાળો હોય, તે જ કોમળ નિશાનની ઉપર શસ્ત્રપાત કરે અને જે શીખ્યો ન હોય પણ શીખતો હોય, તે જ વારંવાર બાણ ચલાવે. ૨ પ્રાણના સુખથી જ સર્વે સુખી થાય છે, માટે પ્રાણને સુખ મળે તેથી વધારે કયું સુખ છે ? ૩ મુનિઓનો સમાગમ, તીર્થદર્શન, માતાપિતાનાં વચનનું પાલન અને ભરતનું રાજ્ય.

લેતા હોય, એવા મૂર્ખ લોકો પણ, આવો સમય હાથ આવતાં ચૂકે નહીં. હે માજી! મનમાં વિચાર કરી જૂવો. ॥ ૨ ॥ હે માતાજી! મારા મનમાં એક મોટું દુઃખ છે તે એ કે, રાજાને અત્યંત વિહ્વલ દેખું છું. વાત નહાની છે અને પિતાને દુઃખ મોટું છે, તેથી મને આ 'દુઃખનું ફક્ત મારા ઉપરનો સ્નેહ જ કારણ છે.' એવો વિશ્વાસ આવતો નથી. ॥૩॥ મારાથી કોઈ એવો મોટો અપરાધ થયો છે ? કે જેને લીધે ધીરજવાળા અને ગુણોના અગાધ સમુદ્રરુપ રાજા, મને કશું કહેતા નથી. તમને મારા સોગંદ છે. સત્ય ભાવથી વાત કહો. ॥ ૪ ॥

दो०—सहज सरल रघुवर वचन, कुमति कुटिलकर जान ॥
चलै जोंक जिमि वक्र गति, यद्यपि सलिल समान ॥ ५१ ॥

જેમ જળ સીધું છતાં પણ તેમાં લોહી ચુંસનારી જલો, વાંકી ગતિથી જ ચાલે છે, તેમ રામચંદ્રનાં વચનો, સ્વાભાવિક સરલ છતાં, દુષ્ટ બુદ્ધિવાળી કૈકયી, તેઓને કુટિલતાવાળા જ સમજી, કે મને ભમાવવા વાસ્તે જ રામ આવાં મધુર વચનો બોલે છે. ॥ ૫૧ ॥

चौ०—रहसी रानि राम रुख पाई । बोली कपट सनेह जनाई ॥
शपथ तुह्मार भरत कै आना । हेतु न दूसर मैं कछु जाना ॥ १ ॥
तुम अपराध योग नहिं ताता । जननी जनक बंधु सुख दाता ॥
राम सत्य तुम जो कछु कहहू । तुम पितु मातु वचन रत अहहू ॥ २ ॥
पितहि बुझाय कहो बलि सोई । चौथेपन जेहि अयश न होई ॥
तुम सम सुवन सुकृत जेहि दीन्हे । उचित न तासु निरादर कीन्हे ॥ ३ ॥
लागहिं कुमुखि वचन शुभ कैसे । मगह गयादिक तीरथ जैसे ॥
रामहिं मातु वचन सब भाये । जिमि सुरसरिगत सलिल सुहाये ॥ ४ ॥

રામની મરજી જોઈ, રાજી થયેલી કૈકેયી, ખોટો સ્નેહ દેખાડીને બોલી કે, "જો રાજાના ખેદનું બીજું કાંઈ કારણ, મારા જાણવામાં હોય, તો મને તમારા તથા ભરતના સોગંદ. ॥ ૧ ॥ હે પુત્ર! તમે અપરાધને યોગ્ય જ નથી. તમે તો માતાઓને, પિતાને તથા બંધુઓને સુખ દેનારા છો. હે રામ! તમે જે કાંઈ કહો છો, તે સત્ય છે. તમે માતા પિતાના વચનમાં ખરા પ્રેમવાળા છો. ॥ ૨ ॥ વારી જાઊં, તમે તમારા પિતાને સમજાવીને કહો કે, વૃદ્ધ અવસ્થામાં અપયશ ન લ્યો. જે સત્યરૂપ પુણ્યે તમારા જેવા પુત્ર આપ્યા છે, તે પુણ્યનો અનાદર કરવો યોગ્ય નથી. ॥ ૩ ॥ ભુંડા મોહોડાંવાળી કૈકેયીનાં શુભ વચનો અપવિત્ર મગધદેશમાં રહેનારાં ગયા આદિ તીર્થો જેવાં જણાવા લાગ્યાં. જેમ ગંગાજીમાં આવેલું ગટરનું જળ પણ લોકોને સારૂં લાગે છે, તેમ માતાના મોહોડામાં આવેલા દુષ્ટ વચનો પણ રામને સારાં લાગ્યાં. ॥ ૪ ॥

दो०—गइ मूर्च्छा रामहिं सुमिरि, नृप फिरि कर्वट लीन्ह ॥
सचिव राम आगमन कहि, विनय समय सम कीन्ह ॥ ५२ ॥

રાજાએ, મૂર્છા ઉતરી જતાં, રામનું સ્મરણ કરી, પડખું ફેરવ્યું, ત્યારે મંત્રીએ, સમયાનુસાર વિનય કરીને તેમની પાસે રામનું આવવું જાહેર કર્યું. ॥ ૫૨ ॥

चौ०—अवनिप अकनि राम पगुधारे । धरि धीरज तब नैन उघारे ॥
सचिव सँभारि राउ बैठारे । चरण परत नृप राम निहारे ॥ १ ॥
लिये सनेह विकल उर लाई । गइ मणि मनहु फणिक फिरि पाई ॥
रामहिं चितै रहे नरनाहू । चला विलोचन वारी प्रवाहू ॥ २ ॥
शोकविवस कछु कहै न पारा । हृदय लगावत बारहि बारा ॥
विधिहि मनाव राउ मनमाहीं । जेहि रघुनाथ न कानन जाहीं ॥ ३ ॥
सुमिरि महेशहिं कहहिं निहोरी । विनती सुनहु सदाशिव मोरी ॥
आशुतोष तुम अवढर दानी । आरति हरहु दीनजन जानी ॥ ४ ॥

રાજાએ, જ્યારે રામને આવ્યા સાંભળ્યા, ત્યારે ધીરજ ધરીને આંખો ઉઘાડી. મંત્રીએ, સંભાળ કરીને રાજાને બેસાડયા. રાજાએ, રામને પોતાના ચરણોમાં પડતા દીઠા. ॥ ૧ ॥ જેમ સર્પ, જતા રહેલા મણિને પાછો પામીને સ્નેહથી વિહ્વલ થાય, તેમ રામને પામીને સ્નેહથી વિહ્વલ થયેલા રાજાએ, રામને છાતીમાં લગાવ્યા. રાજા, રામની સામે જ જોઈ રહ્યા અને તેમનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલવા લાગ્યો. ॥ ૨ ॥ શોકથી પરવશ થયેલા રાજા, કશું કારણ કહી શકતા ન હતા, રામને વારંવાર છાતીમાં લગાવતા હતા અને જેથી રામ, વનમાં ન જાય એવી મનમાં ને મનમાં વિધાતાની પ્રાર્થના કરતા હતા. ॥ ૩ ॥ વળી રાજા, સદાશિવનું સ્મરણ કરીને આદરપૂર્વક મનમાં જ તેમની પ્રાર્થના કરતા હતા કે, "હે સદાશિવ! અમારી વિનતિ સાંભળો. આપ તુરત પ્રસન્ન થનારા છો અને મોટા દાની છો, માટે મને દીનજન જાણીને મારી પીડા હરો.॥૪॥

दो०—तुम प्रेरक सबके हृदय, सो मति रामहिं देहु ॥
वचन मोर तजि रहहिं घर, परिहरि शील सनेहु ॥ ५३ ॥

આપ સર્વનાં હૃદયોને પ્રેરનારા છો, માટે રામને એવી બુદ્ધિ આપો, કે, જેથી રામ, મારાં વચનને તથા મારા શીલ સ્નેહને પણ છોડી દઈને ઘેર રહે. ॥ ૫૩ ॥

चौ०—अयश होउ वरु सुयश नशाऊं । नरक परौं वरु सुरपुर जाऊं ॥
सब दुख दुसह सहावहु मोहीं । लोचन ओट राम जनि होहीं ॥ १ ॥
अस मन गुणइ राउ नहिं बोला । पीपर पान सरिस मन डोला ॥
रघुपति पितहि प्रेमवश जानी । पुनि कछु कहहिं मातु अनुमानी ॥ २ ॥
देश काल अवसर अनुसारी । बोले वचन विनीत विचारी ॥
तात कहौं कछु करहु ढिठाई । अनुचित क्षमव जानि लरिकाई ॥ ३ ॥
अति लघु बात लागि दुख पावा । काहे न मोहिं कहि प्रथम जनावा ॥
देखि गुसांइहिं पूछेउ माता । सुनि प्रसंग भये शीतल गाता ॥ ४ ॥

જગતમાં ભલે મારી અપકીર્ત્તિ થાય, કીર્ત્તિ ભલે નષ્ટ થઈ જાય, સ્વર્ગલોક ભલે જતો રહે, ભલે નરકમાં પડું અને ભલે મને સઘળાં દુસ્સહ દુઃખો સહન કરાવો, પણ રામ મારાં નેત્રોથી દૂર ન થાય એવી કરુણા કરો. ॥ ૧ ॥ આ પ્રમાણે મનમાં કલ્પનાઓ

કરતા દશરથ રાજા, કશું બોલ્યા નહીં, પણ તેનું મન પીપળાનાં પાનની પેઠે ડોલવા લાગ્યું. રામચંદ્રજી, પિતાને પ્રેમવશ જાણી અને 'વળી કૈકેયી કાંઈ બોલશે તો પિતાને અધિક દુઃખ થશે.' ॥ ૨ ॥ એમધારી, દેશને, કાલને તથા અવસરને અનુસરી,[1] વિચાર કરીને નમ્ર વચનો બોલ્યા કે, "હે પિતાજી ! હું કાંઇક બોલું છું, તે જો કે, ધૃષ્ટતા જ કરૂં છું, તોપણ મારૂં બાલકપણું જાણીને એ અયોગ્યતાની ક્ષમા કરશો. ॥ ૩ ॥ આપ આવી અત્યંત હલકી વાતને વાસ્તે દુઃખ પામો છો, તો આ વાત મને પ્રથમ જ શા માટે કહી જણાવી નહીં ? આપને જોઈ ને મેં જે કાંઈ પૂછ્યું, તેનો ઉત્તર માતાના મુખથી સાંભળીને, મારાં અંગો શીતલ થયાં છે. ॥ ૪ ॥

दो०—मंगलसमय सनेह वश, शोच परिहरिय तात ॥
आयसु देइय हर्षि हिय, कहि पुलके प्रभु गात ॥ ५४ ॥

હે પિતાજી ! આપ મંગળના સમયમાં સ્નેહને વશ થઈને શોક કરો છો, માટે એ શોકને છોડી દ્યો અને હૃદયમાં હર્ષ ધરીને મને આજ્ઞા આપો." આમ બોલતા રામચંદ્રજી, શરીરમાં રોમાંચિત થઈ ગયા.[2] ॥ ૫૪ ॥

चौ०—धन्य जन्म जगतीतल तासू । पितहि प्रमोद चरित सुनि जासू ॥
चारिपदारथ करतल ताके । प्रिय पितु मातु प्राणसम जाके ॥ १ ॥
आयसु पालि जन्म फल पाई । ऐहौं वेगहि होव रजाई ॥
विदा मातुसन आवौं मांगी । चलिहौ बहुरि बनहि पग लागी ॥ २ ॥
अस कहि राम गमन तब कीन्हा । भूप शोक वश उतर न दीन्हा ॥
नगर व्याप गइ बात सुतीछी । छुअत चढी जनु सब तनु बीछी ॥ ३ ॥
सुनि भये विकल सकल नरनारी । बेलि विटप जिमि देखि दवारी ॥
जो जहँ सुनै धुनै शिर सोई । बड विषाद नहिं धीरज होई ॥ ४ ॥

પૃથ્વીમાં જેનાં ચરિત્રને સાંભળીને, પિતાને આનંદ થાય, તે પુત્રના જન્મને ધન્યવાદ છે. જેને, માતા પિતા પ્રાણ સમાન પ્રિય હોય, તેને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ, એ ચારે પુરુષાર્થો હસ્તગત છે, ॥ ૧ ॥ આપની આજ્ઞા પાળી, જન્મની સફળતા[3] કરીને હું જલદી આવીશ. હવે આજ્ઞા આપો, માતાની પાસેથી વિદાય માગી આવું. ચાલવાના સમયમાં ફરીવાર આપને પગે લાગીને ચાલીશ." ॥ ૨ ॥ આમ કહીને, રામચન્દ્રજી ત્યાંથી ગયા. શોકને વશ થયેલા રાજાએ, કશો ઉત્તર નહીં આપ્યો. જેમ વીંછીનું ઝેર પ્રવેશ થતાં જ, સર્વ શરીરમાં વ્યાપ્ત થઈ જાય, તેમ આ અતિ તીક્ષ્ણ વાત તુરત જ નગરમાં ફેલાઈ ગઈ. ॥ ૩ ॥ જેમ વૃક્ષો અને લતાઓ, દાવાનળને દેખીને વ્યાકુલ થઈ જાય, તેમ સર્વે નર નારીઓ, આ વાત સાંભળીને વ્યાકુલ થઈ ગયાં. જ્યાં જ્યાં જેઓએ સાંભળ્યું, ત્યાં ત્યાં તેઓ માથું ધુણાવી મોટો ખેદ ધરવા લાગ્યાં. કોઈને પણ ધીરજ રહી નહીં. ॥ ૪ ॥

---

૧ અયોધ્યાની સ્થિતિને, ઉપદ્રવના કાળને અને વનવાસમાં પ્રેમ દેખાડવાના અવસરને અનુસરી. ૨ વનમાં જવાનો હર્ષ બતાવ્યો. ૩ રાવણાદિકને મારવાથી જન્મની સફળતા થાય.

दो०-मुख सुखाहिं लोचन श्रवहिं, शोक न हृदय समाइ ॥
मानहु करूणारस कटक, उतरा अवध बजाइ ॥ ५५ ॥

સર્વનાં મોહોડાં સૂકાવા લાગ્યાં. નેત્રોમાંથી અશ્રુઓ પડવા લાગ્યાં અને હૃદયોમાંથી શોક ઉભરાવા લાગ્યો, જાણે સાક્ષાત્ કરુણા રસની સેના જ ડંકો બજાવીને અયોધ્યામાં ઉતરી હોય, એવો દેખાવ થઈ રહ્યો. ॥ ૫૫ ॥

चौ०-भलि बनाइ विधि बात बिगारी । जहँ तहँ देहिं कैकेयी गारी ॥
यहि पापिनिहि बुझिका परेऊ । छाय भवनपर पावक धरेऊ ॥ १ ॥
निजकर नयन काढि चह दीखा । डार सुधा विष चाहत चीखा ॥
कठिन कठोर कुबुद्धि अभागी । भई रघुवंश वेणु बन आगी ॥ २ ॥
पालव बैठि पेड यहि काटा । सुखमें शोक ठाट धरि ठाटा ॥
सदा राम यहि प्राण समाना । कारण कवन कुटिलपन ठाना ॥ ३ ॥
सत्य कहहिं कवि नारि स्वभाऊ । सबविधि अगम अगाध दुराऊ ॥
निज प्रतिबिम्ब मुकुर गहि जाई । जानि न जाय नारिगति भाई ॥ ४ ॥

'વિધાતાએ, સારી રીતે બનાવેલી વાતને, પાછી બગાડી નાખી,' એમ અફસોસ કરતાં લોકો, જ્યાં ત્યાં કૈકેયીને ગાળો દેવા લાગ્યાં કે, "એ પાપણીને, આ તે શું સૂઝયું ? કે, તેણે છાજેલા ઘરમાં આગ મૂકી દીધી. ॥ ૧ ॥ એ પાપણી, રામને કહાડીને સુખ લેવા માગે છે, તો એ માગણી પોતાના જ હાથથી, નેત્રોને કહાડીને જોવાને ઇચ્છા કરવા બરાબર છે અને અમૃતનો ત્યાગ કરી, ઝેરની ચખણી કરવા બરાબર છે. કઠણ કરતાં પણ વધારે કઠણ કુબુદ્ધિવાળી એ અભાગણી રઘુકુલરુપી, વાંસોના વનમાં આગરુપ થઈ છે. ॥ ૨ ॥ એણે પોતે, જે ડાળ ઉપર બેઠી હતી, તે ડાળ જ કાપી છે. ( ભરતનું જ ભૂંડું કર્યું છે. ) અને સુખમાં શોકનો દૃઢ સમૂહ ઉભો કરી દીધો છે. સર્વદા રામ એને પ્રાણ જેવા પ્યારા હતા, તે છતાં, એણે, કયા કારણથી આવું કુટિલપણું કર્યું હશે ? ॥ ૩ ॥ સ્ત્રીઓનો સ્વભાવ સર્વ પ્રકારે અગમ્ય અને અગાધ કપટમય છે, એમ કવિઓ કહે છે, તે સત્ય છે. દર્પણમાં પડેલું પોતાનું પ્રતિબિંબ, કદાચ પકડી શકાય, પણ સ્ત્રીઓની ગતિ તો કદી ન જ જાણી શકાય. ॥ ૪ ॥

दो०-काह न पावक जरि सकै, का न समुद्र समाय ॥
का न करै अबला प्रबल, केहिं जग काल न खाय ॥ ५६ ॥

જગતમાં અગ્નિ, કોને બાળી શકતો નથી[1] ? સમુદ્ર કોને સમાવી શકતો નથી[1] ? કાળ કોને ખાતો નથી[2] ? અને પ્રબલ થયેલી અબલા શું કરતી નથી[3] ? ॥ ૫૬ ॥

चौ०-का सुनाय विधि कहा सुनावा । का दिखाइ चह काह दिखावा ॥
एक कहहिं भल भूपन कीन्हा । वरविचार नहिं कुमतिहि दीन्हा ॥ १ ॥

૧ આના અપવાદ આ છે કે, અગ્નિ, જીવને બાળી શકતો નથી. ૨ સમુદ્ર, અગસ્ત્યને સમાવી શકતો નથી. ૩ કાળ કીર્તિને ખાતો નથી અને સ્ત્રી, પતિ વિના પુત્રને ઉત્પન્ન કરી શકતી નથી.

जो हठ भयउ सकल दुख भाजन । अबला बिबस ज्ञान गुणगाजन ॥
एक धर्म परमिति पहिचाने । नृपहिं दोष नहि देहि सयाने ॥ २ ॥
शिबि दधीचि हरिचंद कहानी । एक एक सन कहहिं बखानी ॥
एक भरत कर सम्मत कहहीं । एक उदास भाव सुनि रहहीं ॥ ३ ॥
कान मूंदि कर रद गहि जीहा । एक कहहिं यह बात अलीहा ॥
सुकृत जाहि अस कहत तुम्हारे । राम भरत कहँ प्राण पियारे ॥ ४ ॥

વિધાતાએ, કેવું સંભળાવીને પાછું કેવું સંભળાવ્યું ? અને કેવું દેખાડીને પાછું કેવું દેખાડયું ?[1]" કેટલાએક બોલવા લાગ્યા કે, "દુષ્ટ બુદ્ધિવાળી કૈકેયીને, રાજાએ, વિચાર કર્યા વગર વરદાન આપ્યું, એ સારૂં ન કર્યું ॥ ૧ ॥ કે જેથી હઠ ઉત્પન્ન થતાં, રાજા, સ્ત્રીને વશ થઈને સઘળાં દુઃખોના પાત્રરૂપ થયા અને તેમનો, લોકપ્રસિદ્ધ જ્ઞાનરૂપી ગુણ જતો રહ્યો." કેટલાએક પ્રવીણ લોકો, ધર્મનું પ્રમાણ પીછાનીને, રાજાને દોષ ન દેવા લાગ્યા. ॥ ૨ ॥ કોઈ લોકો પરસ્પરમાં શિબિ રાજા, દધીચિ ઋષિ અને હરિશ્ચંદ્ર રાજા, એઓની કથાઓનું[2] વર્ણન કરવા લાગ્યા. કોઈ લોકો, કહેવા લાગ્યા કે, "આ પ્રપંચમાં ભરતની પણ સમ્મતિ છે." કેટલાએક લોકો, આ વાત ઉદાસીન ભાવથી સાંભળી રહેવા લાગ્યા. ॥ ૩ ॥ કોઈ લોકો, કાન ઉપર હાથ મૂકી, જીભને દાંતો વચ્ચે દાબીને કહેવા લાગ્યા કે, "આ કામમાં ભરતની સંમતિ હોવાનું કહો છો, પણ એ વાત ખોટી છે. આવી ખોટી વાત કરવાથી, તમારાં પુણ્યો જતાં રહે છે. ભરતને, રામ તો પ્રાણ સમાન પ્યારા છે. ॥ ૪ ॥

दो०—चंद्र चुवइ वरू अग्निकण, सुधा होय विष तूल ॥
सपनेहुं कबहुँ न करहिं कछु, भरत राम प्रतिकूल ॥ ५७ ॥

વખતપર ચંદ્રમાંથી પણ અગ્નિના કણો ઝરે અને અમૃત પણ ઝેરતુલ્ય થઈ જાય, પરંતુ ભરત તો સ્વપ્નમાં પણ કદી કશું રામનું ભૂંડું કરે નહીં." ॥ ૫૭ ॥

चौ०—एक विधातहि दूषण देहीं । सुधा दिखाय दीन्ह विष जेहीं ॥
खरभर नगर सोच सब काहू । दुसह दाह उर मिटा उछाहू ॥ १ ॥
विप्रवधू कुलमान्य जठेरी । जो प्रिय परम कैकेयीकेरी ॥
लगीं देन शिख शील सराही । वचन बाण सम लागहिं ताही ॥ २ ॥
भरत न मोहिं प्रिय राम समाना । सदा कहहु यह सब जगजाना ॥
करहु रामपर सहज सनेहू । केहि अपराध आजु बन देहू ॥ ३ ॥
कबहुँ न कियहु सवति आरेसू । प्रीति प्रतीति जान सब देसू ॥
कौशल्य अब काह विगारा । तुम जेहि लागि वज्र पुर पारा ॥ ४ ॥

---

૧ સુખ સંભળાવીને દુઃખ સંભળાવ્યું અને આનંદ દેખાડીને શોક દેખાડ્યો. ૨ શિબિ રાજાની તથા દધીચિ ઋષિની કથા, પ્રથમ લખી છે. હરિશ્ચંદ્ર રાજા વિશ્વામિત્રની દક્ષિણાને પૂરી કરવા વાસ્તે ચાંડાલના હાથમાં વેંચાયા હતા, એ કથા માર્કંડેયપુરાણ તથા ભગવતી ભાગવત આદિ ગ્રન્થોમાં વિસ્તારથી લખી છે, અને આજ કાલ નાટકોમાં પણ ભજવી બતાવાય છે, તેથી અતિ પ્રસિદ્ધ છે.

કોઈ લોકો, વિધાતાને દૂષણ દેવા લાગ્યાં કે, જેણે અમૃત ચખાડીને ઝેર દીધું, સઘળું અયોધ્યા નગર ખળભળી ગયું, સર્વનાં હૃદયોમાં અસહ્ય શોક તથા અસહ્ય દાહ ઉત્પન્ન થયા અને ઉત્સાહો ટળી ગયા. ॥ ૧ ॥ બ્રાહ્મણોની સ્ત્રીઓ અને રઘુ કુલની માન્ય તથા વૃદ્ધ સ્ત્રીઓ કે જેઓ, કૈકેયીને બહુ પ્યારી હતી, તેઓ, કૈકેયીનાં સ્વભાવનાં વખાણ કરીને, કૈકેયીને શીખામણ દેવા લાગી, પણ તેઓનાં વચનો કૈકેયીને બાણો જેવાં તીક્ષ્ણ જણાવા લાગ્યાં. ॥ ૨ ॥ એ સ્ત્રીઓ, કૈકેયીને કહેવા લાગી કે, " આગળ તો સર્વ જગત્ જાણે એવી રીતે, તું, 'મને, રામ જેવા ભરત પણ પ્યારા નથી,' એમ હંમેશ બોલતી હતી અને રામ ઉપર સ્વાભાવિક સ્નેહ પણ કરતી હતી, તો આજ હવે કયા અપરાધથી, તું, રામને વનવાસ આપે છે ? ॥ ૩ ॥ વળી તું શોકયોની સાથે કદી પણ આડવાઈ (ભિન્નભાવ) કરતી નહીં. શોકયોની ઉપર તને જે પ્રેમ અને વિશ્વાસ હતો, તે આખા દેશના જાણવામાં છે. હમણાં કૌશલ્યાએ, તારૂં શું બગાડયું છે ? કે જેને વાસ્તે તે અયોધ્યાની ઉપર વજ્રપાત જેવું દુઃખ નાખ્યું છે ॥ ૪ ॥

दो०—सीय कि पियसँग परिहरहिं, लषण कि रहिहर्हि धाम ॥
राज कि भूंजब भरतपुर, नृप कि जियहिं विनु राम ॥ ५८ ॥

વિચાર તો કર કે, સીતા, રામના સંગને છોડી દેશે કે ? લક્ષ્મણ ઘેર રહેશે કે ? ભરત અયોધ્યાનું રાજ્ય કરશે કે ? અને દશરથ રાજા, રામ વિના જીવશે કે ? ॥ ૫૮ ॥

चौ०—अस विचारि उर छांडहु कोहू । शोक कलंक कोट जनि हाहू ॥
भरतहि अवशि देहु युवराजू । कानन कवन रामकर काजू ॥ १ ॥
नाहिंन राम राज्यके भूखे । धर्मधुरीण विषयरस रुखे ॥
गुरुगृह बसहिं राम तजि गेहू । नृपसन अस वर दूसर लेहू ॥ २ ॥
जो नहिं लगिहहु कहे हमारे । नहिं लागहि कछु हाथ तुम्हारे ॥
जो परिहास कीन्ह कछु होई । तो कहि प्रगट जनावहु सोई ॥ ३ ॥
राम सरिस सुत कानन योगू । कहा कहहिं सुनि तुमकहँ लोगू ॥
उठहु वेगि सोइ करहु उपाई । जेहिविधि शोक कलंक नशाई ॥ ४ ॥

આમ વિચારી, હૃદયમાંથી ક્રોધનો ત્યાગ કર અને શોકના તથા કલંકના કોથળારૂપ થા માં. તારે આગ્રહ જ હોય તો ભરતને અવશ્ય યૌવરાજ્ય દે. પરંતુ રામને વનવાસ દેવાનું શું પ્રયોજન છે ? ॥ ૧ ॥ તું રામના અહીં રહેવાથી ડરતી હો તો, અમો કહીએ છીએ કે, રામ, રાજ્યના ભૂખ્યા નથી. પણ ધર્માત્માઓમાં અગ્રણી છે અને સંસાર સંબંધી સુખોમાં અરુચિવાળા છે. તે છતાં તું ડરતી હો તો, ' રામ, ઘરનો ત્યાગ કરીને ગુરુને ઘેર રહે, એવું રાજાની પાસેથી બીજું વરદાન લે. ॥ ૨ ॥ જો તું અમારૂં કહ્યું નહીં માને, તો તારે હાથ કશું પણ નહીં આવે. જો આ માગણી કરીને તેં કોઈ પ્રકારની હાંસી જ કરી હોય, તો હવે પ્રગટ કરીને જણાવી દે. અરે ! ॥ ૩ ॥ રામ જેવો પુત્ર કાંઈ વનવાસને યોગ્ય હોય ? સર્વે લોકો, રામના વનવાસની વાત સાંભળીને તને શું કહેશે ?

જલદી ઉઠ અને તેવો ઉપાય કર કે જેથી કુટુંબનો શોક અને તારા ઉપરનું કલંક દૂર થઈ જાય ॥ ૪ ॥

छं०—जहि भांति शोक कलंक जाय उपाय करि कुल पालहू ।
हठिफेरि रामहिं जात बन जनि बात दूसरि चालहू ॥
जिमि भानु विनु दिन प्राणविन तनु चन्द्र विनु जिमि यामिनी ।
तिमि अवध तुलसीदास प्रभु विन समुझियौं जिय भामिनी ॥ २ ॥

જેથી શોક અને કલંક દૂર થાય, એવો ઉપાય કરીને, કુલનું પાલન કર, રામ, જો ન માને, તોપણુ તેને હઠ કરીને વનમાં જતા પાછા વાળ અને હવે બીજી વાત ચલાવ માં. હે ભામિની ! તું મનમાં નક્કી સમજ કે, જેવી સૂર્ય વિના દિવસની, પ્રાણ વિના શરીરની અને ચંદ્ર વિના રાત્રિની દશા થાય છે, તેવી જ રામ વિના અયોધ્યાની દશા થશે. ॥ ૨ ॥

सो०—सखिन सिखावन दीन्ह, सुनत मधुर परिणाम हित ॥
तेहि कछु कान न कीन्ह, कुटिल प्रबोधी कूबरी ॥ २ ॥

જો કે સખીઓએ, આ પ્રમાણે શીખામણ દીધી અને તે શીખામણ, સાંભળતાં મીઠી તથા પરિણામમાં પણ હિતકારી હતી; તોપણ કુટિલ કુબ્જાએ ભણાવી રાખેલી કૈકેયીએ, તે શીખામણ પર જરા કાન પણ દીધો નહીં ॥ ૨ ॥

चौ०—उतरू न देइ दुसह रिस रूखी । मृगिन्ह चितव जनु बाघिन भूंखी ॥
व्याधि असाधि जानि तिन त्यागी । चलीं कहत मतिमंद अभागी ॥ १ ॥
राज्य करत यहि दैव विगोई । कीन्हेसि अस जस करहि न कोई ॥
यहिविधि विलपहिं पुर नरनारी । देहिं कुचालिहि कोटिक गारी ॥ २ ॥
जरहिं विषमज्वर लेहिं उसासा । कवन राम विनु जीवन आसा ॥
विपुल वियोग प्रजा अकुलानी । जनु जलचर गण सूखत पानी ॥ ३ ॥
अति विषाद वश लोग लुगाई । गये मातुपहं राम गुसाई ॥
मुख प्रसन्न चित चौगुन चाऊ । मिटा सोच जनि राखई राऊ ॥ ४ ॥

કાન દીધો નહીં, એટલું જ નહીં, પણ દુસ્સહ રોષથી રુક્ષ થયેલી કૈકેયી, જેમ ભૂખી વાઘણ, મૃગલીઓને જુવે, તેમ તે સખીઓને જોવા લાગી. સખીઓ, કૈકેયીના આ રોગને અસાધ્ય જાણી, કૈકેયીને છોડી દઈ, તેને મંદ બુદ્ધિવાળી તથા અભાગણી કહેતી કહેતી, ત્યાંથી ચાલી નીકળી. ॥ ૧ ॥ "કૈકેયીને દૈવે રાજ્ય કરતાં વગોવી છે. કૈકેયીએ તો એવું કર્યું કે, જેવું કોઈ ન કરે." એ પ્રમાણે વિલાપ કરવા લાગેલાં અયોધ્યાનાં સઘળાં સ્ત્રી પુરુષો, કુચાલવાળી કૈકેયીને કરોડો ગાળો દેવા લાગ્યાં. ॥ ૨ ॥ જાણે વિષમ જ્વરથી ઘેરાયાં હોય તેમ નીસાસા મૂકવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે, "હવે રામ વિના જીવવાની આશા કોને છે ?" જેમ પાણી સૂકાતાં, મત્સ્ય આદિ જલચર જંતુઓ, વ્યાકુલ થાય, તેમ જ રામના દુઃસહ વિયોગથી પ્રજા વ્યાકુલ થઈ. સઘળાં સ્ત્રી પુરુષો, અત્યંત

ખેદને વશ થઈ ગયાં. ॥ ૩ ॥ આ સમયમાં, ભરત વિના, પોતાનો રાજ્યાભિષેક થવામાં જે શોચ હતો, તે શોચ ટળી જવાથી, જેનું મુખ પ્રસન્ન દેખાતું હતું એવા અવતારનું પ્રયોજન સિદ્ધ કરવાનો સમય આવવાથી, જેના ચિત્તમાં ચોગણો ઉત્સાહ વર્ત્તી રહ્યો હતો અને વનમાં જવામાં રાજાની ગર્ભિત સંમતિ જોવામાં આવવાથી, જેની સઘળી ચિંતા ટળી ગઈ હતી એવા રામચંદ્રજી, પોતાની માતા કૌસલ્યાની પાસે ગયા. ॥ ૪ ॥

दो०–नव गयंद रघुवंश मणि, राज्य अलान समान ॥
छूट जानि वन गमन सुनि, उर आनँद अधिकान ॥ ५९ ॥

જેમ બંધનમાંથી છૂટી વનમાં જવાનું થતાં, જુવાન હાથી, હૃદયમાં અધિક આનંદ પામે, તેમ રાજ્યમાંથી છૂટ મળી જાણી, અને પિતાની વનમાં જવાની ગર્ભિત આજ્ઞાને સાંભળી, રામ હૃદયમાં અધિક આનંદ પામ્યા હતા. ॥ ૫૯ ॥

चौ०–रघुकुल तिलक जोरि दोउ हाथा । मुदित मातु पद नायउ माथा ॥
दीन्ह अशीश लाई उर लीन्हे । भूषण वसन निछावरि कीन्हे ॥ १ ॥
बार बार मुख चूमति माता । नयन नेह जल पुलकीत गाता ॥
गोद राखि पुनि हृदय लगाये । श्रवत प्रेम रस पयद सुहाये ॥ २ ॥
प्रेम प्रमोद न कछु कहि जाई । रंक धनद पदवी जनु पाई ॥
सादर सुंदर वदन निहारी । बोली मधुर वचन महतारी ॥ ३ ॥
कहहु तात जननी बलिहारी । कबहि लग्न मुदमंगलकारी ॥
सुकृत शील सुखसींव सुहाई । जन्मलाभ लइ अवधि अघाई ॥ ४ ॥

રામચંદ્રજીએ, પ્રસન્ન અંતઃકરણથી બન્ને હાથ જોડી, માતાના ચરણોમાં માથું નમાવતાં, માતાએ, આશિસો આપીને, તેમને છાતીમાં લગાવ્યા અને ભૂષણોની તથા વસ્ત્રોની નોછાવરો કરી. ॥ ૧ ॥ માતા, વારંવાર રામના મુખનું ચુમ્બન કરવા લાગ્યાં માતાનાં નેત્રોમાં સ્નેહનાં જળ ભરાઈ આવ્યાં અને ગાત્રોમાં રોમાંચ ઉભાં થયાં. રામને ખોળામાં લઈને, પાછા છાતીમાં લગાવ્યા, તે સમયમાં વાત્સલ્ય રસને લીધે, કૌસલ્યાનાં સ્તનોમાંથી સુન્દર દૂધ સ્રવવા લાગ્યું, ॥ ૨ ॥ રાંકને કુબેરજીની પદવી મળતાં, જેવો પ્રેમ અને આનંદ થાય, તેવો જ, કૌસલ્યાને, રામનું આલિંગન મળતાં, પ્રેમ અને આનંદ થયો. આ આનંદ એવો થયો કે, જે વર્ણવ્યો જાય નહીં. કૌસલ્યા પ્રેમપૂર્વક રામનાં સુન્દર મુખને જોઈને, મધુર વચનો બોલ્યાં કે, ॥ ૩ ॥ " હે પુત્ર ! હું તમારા ઉપર બલિહારી જાણું છું. આનંદ મંગલ કરનારૂં, પુણ્યની, શીલની તથા સુખની પરાકાષ્ઠારૂપ અને અયોધ્યાને જન્મારાનો લાભ મળવા જેવી તૃપ્તિ આપનારૂં તમારા યૌવરાજ્યભિષેકનું શુભ લગ્ન ક્યારે છે ? તે કહો. ॥ ૪ ॥

दो०–जेहि चाहत नरनारि सब, अति आरत यहि भांति ॥
जिमि चातक चातकि तृषित, वृष्टि शरद ऋतु स्वाति ॥ ६० ॥

જેમ અત્યંત તરસ્યાં થયેલા બપૈયા અને બપીયણો, શરદ્ ઋતુનાં સ્વાતી નક્ષત્રની

વૃષ્ટિને ઈચ્છે, તેમ સર્વે નર નારીઓ, અત્યંત ઉત્કંઠિત થઈને, તમારા યૌવરાજ્યાભિષેકને ઈચ્છે છે. ॥ ૬૦ ॥

चौ०—तात जाउँ बलि वेगि नहाहू । जो मनभाव मधुर कछु खाहू ॥
पितु समीप तब जायहु भैया । भै बड़ि वार जाय बलि मैया ॥ १ ॥
मातु वचन सुनि अति अनुकूला । जनु सनेह सुरतरूके फूला ॥
सुख मकरंद भरे श्री भूला । निरखि राममन भ्रमर न भूला ॥ २ ॥
धर्म धुरीन धर्मगति जानी । कहेउ मातुसन अति मृदुबानी ॥
पिता दीन मोहिं कानन राजू । जहँ सब भांति मोर बड़ काजू ॥ ३ ॥
आयसु देहु मुदित मन माता । जेहि मुद मंगल कानन जाता ॥
जनि सनेह वश डरपसि भोरे । आनँद अम्ब अनुग्रह तोरे ॥ ४ ॥

હે પુત્ર! વારી જાઊં. તુરત નહાઇ લ્યો અને મનભાવતું કાંઈક મીઠું મીઠું જમી લ્યો. હે ભાઈ! માતા બલીહારી જાય. ઘણું મોડું થઈ ગયું છે, માટે જમી લઇને પછી પિતાની પાસે જજો. ॥ ૧ ॥ જે જાણે સ્નેહરુપી કલ્પવૃક્ષનાં પુષ્પો હોય એવાં માતાનાં અત્યંત અનુકૂલ વચનો સાંભળી તથા સુખરુપી મકરંદથી ભરેલા રાજ્યરુપી કમળને જોઈને પણ રામનો મનરુપી ભ્રમર ભૂલ્યો નહીં. ॥ ૨ ॥ (તેઓમાં લલચાયો નહીં.) ધર્મનું ધારણ કરનારા રામચંદ્રજી, ધર્મનું સ્વરુપ વિચારીને માતાની પાસે અત્યંત કોમળ વાણી બોલ્યા કે, " પિતાએ મને વનનું રાજ્ય આપ્યું છે, કે જેમા મારૂં સઘળી રીતે મોટું કામ સિદ્ધ થશે. ॥ ૩ ॥ હે માતાજી! મનને પ્રસન્ન રાખીને મને આજ્ઞા દો, કે જેથી વનમાં જતાં આનંદમંગલ થાય. ભોળાપણાથી સ્નેહને વશ થઈ ને જરા પણ ગભરાશો માં. હે માજી! તમારા અનુગ્રહથી સર્વ આનંદ છે. ॥ ૪ ॥

दो०—वर्ष चारिदश विपिन वसि, करि पितु वचन प्रमान ॥
आय पाँय पुनि देखिहौं, मन जनि करसि मलान ॥ ६९ ॥

ચાર અને દશ વર્ષો[1] સુધી વનમાં રહી અને તેથી પિતાની આજ્ઞાનું પાલન કરી, પાછો આવીને તમારાં ચરણોનાં દર્શન કરીશ. મનમાં જરા પણ ગ્લાનિ ધરશો માં." ૬૯

चौ०-वचन विनीत मधुर रघुवरके । शरसम लगे मातु उर करके ॥
सहमि सूखि सुनि शीतलवानी । जिहि जवासपर पावस पानी ॥ १ ॥
कहि न जाय कछु हृदय विषादू । मनहु मृगी सुनि केहरि नादू ॥
नयन सजल तनु थरथर कांपी । मांजहि खाय मीन जनु मापी ॥ २ ॥
धरि धीरज सुत वदन निहारी । गदगद वचन कहत महतारी ॥
तात पितहि तुम प्राण पियारे । देख मुदित नित चरित तुम्हारे ॥ ३ ॥
राज्य देन कहँ शुभ दिन साधा । कहेउ जान वन केहि अपराधा ॥
तात सुनावहु मोहिं निदानू । को दिनकर कुल भयउ कृशानू ॥ ४ ॥

[1] માતા, એકદમ ચમકી ન જાય એટલા માટે. પ્રથમ ચાર વર્ષ કહ્યાં અને પછી દશ વર્ષ કહ્યાં.

રામચંદ્રજીનાં વચનો નમ્રતાવાળાં અને મધુરતાવાળાં છતાં પણ, માતાજીના હૃદયમાં બાણ જેવાં લાગીને કષ્ટ દેવા લાગ્યાં. એ શીતલ વાણી સાંભળીને, માતાજી ભય પામ્યાં અને જેમ વરસાદનું ઠંડું પાણી પડવાથી પણ જવાસો સૂકાય છે, તેમ સૂકાઈ ગયાં. ॥ ૧ ॥ હૃદયમાં કહ્યો ન જાય એવો કાંઈક ખેદ થયો અને જેમ સિંહનો નાદ સાંભળવાથી મૃગલી ભયભીત થઈ જાય, તેમ ભયભીત થઈ ગયાં. નેત્રોમાં જળ ભરાઈ આવ્યું અને શરીર થરથર કંપવા લાગવાથી, જાણે, કુંઠિ (ગિલ) ઉપરનો લોટ ખાવા જતાં, વિંધાઈ ગયેલી અથવા વરસાદનાં નવાં જળનું ફીણ ખાવાથી વિહ્વલ થયેલી માછલી હોય એવાં દેખાવા લાગ્યાં. ॥ ૨ ॥ કૌસલ્યા, ધીરજ ધરી, પુત્રનું મુખ જોઈ, ગદ્ગદ સ્વરથી વચન બોલ્યાં કે, "હે તાત ! તમે તમારા પિતાને પ્રાણ સમાન પ્યારા છતાં, અને વળી તેમણે તમારૂં હંમેશનું શુભ ચરિત્ર જોઈ, રાજી થઈને, ॥૩॥ તમને રાજ્ય દેવાનો શુભ દિવસ મુકરર કર્યા છતાં, આજ તમારા કયા અપરાધથી તમને વનમાં જવાનું કહ્યું ? તેનું કારણ મને કહી સંભળાવો. સૂર્ય વંશને બાળી નાખવા સારૂ અગ્નિરુપ કોણ થયું છે ?" ॥ ૪ ॥

दो०—निरखि राम रूख सचिव सुत, कारण कहेउ बुझाय ॥
सुनि प्रसंग रहि मूकजिमि, दशा वरणि नहिं जाय ॥ ६२ ॥

રામ, પોતાના મુખથી માતાનો દોષ કહેવાનું અયોગ્ય ધારીને ચૂપ રહેતાં રામની મરજી જોઈને મંત્રીના પુત્રે, કૌસલ્યાને કારણ કહી સંભળાવ્યું. એ પ્રસંગને સાંભળીને કૌસલ્યા મુંગાં જેવાં થઈ ગયાં. આ સમયની તેમની દશા વર્ણવી શકાય એમ નથી.॥૬૨॥

चौ०—राखि न सकहि न कहि सक जाहू । दुहूँ भांति उर दारूण दाहू ॥
लिखत सुधाकर लिखिगा राहू । विधिगति वाम सदा सब काहू ॥ १ ॥
धर्म सनेह उभय मति घेरी । भइ गति सांप छछूंदर केरी ॥
राखौं सुतहि करौं अनुरोधू । धर्म जाय अरू बंधु विरोधू ॥ २ ॥
कहौं जान वन तौ बडि हानी । संकट सोच विकल भई रानी ॥
बहुरि समुझि तिय धर्म सयानी । राम भरत दोउ सुत सम जानी ॥ ३ ॥
सरल स्वभाव राम महतारी । बोलि बचन धीर धरि भारी ॥
तात जाऊँ बलि कीन्हेउ नीका । पितु आयसु सब धर्मक टीका ॥ ४ ॥

રામને રહેવાનું પણ નહીં કહી શકાતાં અને જવાનું પણ નહીં કહી શકાતાં બન્ને પ્રકારે કૌસલ્યાના હૃદયમાં દારુણ દાહ ઉત્પન્ન થયો. કૌસલ્યા બોલ્યાં કે, "આ તો ચંદ્રને આળખવા જતાં, રાહુ આળખાઈ ગયો.[1] સર્વદા સર્વ કોઈને માટે દૈવની ગતિ ઉલટી જ છે." ॥૧॥ કૌસલ્યાની મતિ, ધર્મ અને સ્નેહ, એ બન્નેથી ઘેરાઈ જવાને લીધે, મુખમાં છછુંદરને પકડી બેઠેલા સર્પના જેવી ગતિને પ્રાપ્ત થઈ.[2] કૌસલ્યા મનમાં વિચાર

૧ રાજ્ય મળવાનું હતું, ત્યાં વનવાસ મળ્યો, ૨ સર્પ, છછુંદરને મૂકે તો આંધળો થાય અને ખાય તો મરી જાય અથવા કોઢી પણ થાય. એ પરથી જો સર્પ જળનો આશ્રય કરે, તો જેમ એ પીડાથી મુક્ત થાય, તેમ કૌસલ્યા પણ જો ધૈર્યનો આશ્રય કરે તો, એ પીડાથી મુક્ત થાય.

કરવા લાગ્યાં કે, "હું જો સ્નેહ ધરીને પુત્રને રાખું, તો પતિની આજ્ઞાનો ભંગ થવાથી, મારો પાતિવ્રત્ય ધર્મ જાય તથા ભરતની સાથે વિરોધ પણ થાય ॥ ૨ ॥ અને જો વનમાં જવાનું કહું, તો મોટી હાનિ થાય." કૌસલ્યા, આ પ્રમાણે સંકટથી અને શોકથી પરવશ થઇ ગયાં. પછી સરલ સ્વભાવવાળાં પ્રવીણ રામચંદ્રજીનાં માતાજી, પાતિવ્રત્ય ધર્મને સર્વોત્તમ સમજી અને ભરત તથા રામ, એ બન્ને પુત્રોને સમાન જાણી, ॥ ૩ ॥ ભારે ધીરજ ધરીને, વચન બોલ્યાં કે, "હે પુત્ર ! બલિહારી જાઉં. તમે બહુ સારો નિશ્ચય કર્યો છે. પિતાની આજ્ઞા માનવી, એ સર્વ ધર્મોનાં તિલકરુપ છે. ॥ ૪ ॥

दो०—राज देन कहि दीन वन, मोहिं न सोच दुख लेश ॥
तुम विन भरतिहि भूपतिहि, प्रजहि प्रचंड कलेश ॥ ६३ ॥

રાજાએ, તમને રાજ્ય દેવાનું કહીને વન દીધું, તે બાબતનો મને જરા પણ અફ્સોસ નથી, પણ તમારા વિના ભરતને, રાજાને તથા પ્રજાને, પ્રચંડ કલેશ થશે, એ બાબતનો અફ્સોસ થાય છે. ॥ ૬૩ ॥

चौ०—जो केवल पितु आयसु माता । तौ जनि जाहु जानि बडि माता ॥
जो पितु मातु कहेउ वन जाना । तौ कानन शत अवध समाना ॥ १ ॥
पितु वन देव मातु वन देवी । खग मृग चरण सरोरूह सेवी ॥
अंतहु उचित नृपहि वनवासू । वय विलोकि हिय होत हरासू ॥ २ ॥
बड भागी वन अवध अभागी । जो रघुवंश तिलक तुम त्यागी ॥
जो सुत कहौं संग मोहिं लेहू । तुम्हरे हृदय होय संदेहू ॥ ३ ॥
पूत परम प्रिय तुम सब हीके । प्राण प्राणके जीवन जीके ॥
ते तुम कहहु मातु वन जाऊं । मै सुनि वचन बैठि पछिताऊं ॥ ४ ॥

હે તાત ! જો[1] વનમાં જવાની કેવલ પિતાની જ આજ્ઞા હોય, તો હું કે જે માતા છું, તેને પિતા, અધિક[2] જાણીને જાઓ નહીં, પરંતુ જો પિતાએ તથા માતાએ, (કૈકેયીએ,) બન્નેએ મળીને વનમાં જવાનું કહ્યું હોય, તો વનને સો અયોધ્યા સમાન સમજો[3] ॥૧॥ વનમાં વનદેવ, પિતાની પેઠે તમારૂં રક્ષણ કરશે, વનદેવી માતાની પેઠે તમારૂં રક્ષણ કરશે અને પશુઓ તથા પક્ષીઓ, તમારા ચરણકમળનાં સેવક થઇ રહેશે. રાજાને, છેવટ[4] તો વનવાસ જ યોગ્ય છે, પરંતુ તમારી જુવાન અવસ્થાને જોઇને, મારૂં મન ગભરાય છે. ॥ ૨ ॥ હે રઘુવંશના તિલકરુપ પુત્ર ! હું વનને ભાગ્યશાળી સમજું છું, કે, જેમાં તમે પધારશો અને અયોધ્યાને અભાગણી સમજું છું, કે, જેનો તમે ત્યાગ કરશો. હે પુત્ર ! જો હું કહું કે, 'મને સાથે લ્યો, તો તમારા હૃદયમાં સંદેહ[5] ઉત્પન્ન

૧ રામે કૈકેયીનું નામ લીધું ન હતું, પણ મંત્રીના પુત્રે લીધું છે, તે ઉપર કહે છે. ૨ पितुर्दश गुणं माता गौरवेणातिरिच्यते ( મનુસ્મૃતિ ). ૩ અહીં પોતાની આજ્ઞાથી કૈકેયીની આજ્ઞાને અધિક જણાવી. मातुर्दश गुणं मान्या विमाता धर्मचीरूणा. ૪ વૃદ્ધ અવસ્થામાં. ૫ કૌસલ્યા પાતિવ્રત્ય ધર્મમાં સમજે છે કે નહીં ? એવો સંદેહ ઉત્પન્ન થાય.

થાય. ॥ ૩ ॥ હે પુત્ર ! તમે કે જે કેવળ મને જ નહીં, પણ સર્વને પરમ પ્રિય છો, પ્રાણના પણ પ્રાણરુપ છો અને જીવોના પણ જીવનરુપ છો, તે કહો છો કે, 'હે માતા ! વનમાં જાઉં છું, અને હું વચન સાંભળીને પસ્તાયા કરૂં છું, એ કેવી વાત છે ? આ સમયમાં મારે તો મરવું જ જોઇએ. ॥ ૪ ॥

दो०—यह विचारि नहिं करहुँ हठ, झूंठ सनेह बढाय ॥
मानि मातुकर नातबलि, सुरत विसर जनि जाय ॥ ६४ ॥

હું પસ્તાયા કરીશ પણ મરવાની નથી, એમ વિચારી, ખોટો[1] સ્નેહ બતાવીને સાથે આવવાનો હઠ કરતી નથી. પણ એટલી અરજ કરૂં છું કે, માતાના નાતાને બલવાન્ ગણીને મારૂં સ્મરણ વિસારજો માં. ॥ ૬૪ ॥

[2]चौ०—शुक्र सोम रवि धनद यमादिक । रक्षा करहिं तुम्हारि अनादिक ॥
राम दण्डकारण्य निवासी । तुमहिं देहिं ये सब सुख रासी ॥ १ ॥
अग्नि वायु अरू धूम पुनीता । ऋषि मुखच्युत सब मंत्र विनीता ॥
तुमहिं आचमन करत सदाहीं । रक्षा करहिं राम बलि जाहीं ॥ २ ॥
सर्व लोक प्रभु सब जगकारी । विधि ऋषि गण सब जे असुरारी ॥
वनवासी रघुनंदन तोहीं । पालहीं कृपाकरहिं यह मोहीं ॥ ३ ॥
ऋतु सागर श्रुति द्वीपरू लोका । दिशा आदि तुम काहिं विशोका ॥
करहिं राम अरू नाना मंगल । देहिं बहुरि तब मिटहिं अमंगल ॥ ४ ॥
यह कहि सुतशिर अक्षत शेषा । जननी करि कीन्हों शुभ वेषा ॥
चंदनादि सब गंध लगाये । राम माथ महँ अति मन भाये ॥ ५ ॥

શુક્ર, ચંદ્ર, સૂર્ય, કુબેર અને યમ, ઈત્યાદિ દેવતાઓ તમારી રક્ષા કરજો. હે રામ ! જે કોઇ દંડકારણ્યમાં રહેનારા છે, તેઓ સર્વે, તમને સુખોના સમૂહ દેજો. ॥ ૧ ॥ અગ્નિ, વાયુ, યજ્ઞોના ધૂમાડા અને ઋષિઓના મુખોમાંથી નીકળેલા સર્વે શુભ ઉપદેશવાળા વેદમંત્રો, સર્વદા આચમન કરવાના સમયમાં તમારી રક્ષા કરજો. ॥ ૨ ॥ હે રામ ! બલિહારી જાઉં. હે રામ ! સર્વ જગતના પ્રભુ તથા સર્વ જગતના કર્ત્તા બ્રહ્મા, સર્વે ઋષિગણો અને સર્વે દેવતાઓ, વનવાસમાં તમારૂં રક્ષણ કરજો. એઓ મારા ઉપર તમારૂં રક્ષણ કરવા રુપ કૃપા કરજો. ॥૩॥ છ ઋતુઓ, સાત સમુદ્રો, ચાર વેદ, સાત દ્વીપો, ત્રણ લોક અને દશ દિશાઓ, ઈત્યાદિ સર્વે તમને શોક રહિત કરજો, અનેક પ્રકારનાં મંગળો દેજો અને અમંગલોનો વિનાશ કરજો. ॥ ૪ ॥ આમ કહીને કૌસલ્યાએ, રામના મસ્તક ઉપર અક્ષત છાંટયા, શેષા દીધી અને પછી શુભ વેષ ધરાવીને રામનાં સુંદર અંગો ઉપર ચંદન આદિ સર્વે સુગંધો લગાવ્યા. ॥ ૫ ॥

दो०—बांध औषधी भुजनमें, देवी देव मनाय ॥
विदा किये रघुवंश मणि, दशा कही नहिं जाय ॥ ६५ ॥

---

૧ ખોટો સ્નેહ એટલા માટે કે, વનમાં જવાનું સાંભળીને પણ હૃદય ફાટી પડયું નહીં.
૨ આ ક્ષેપક છે

કૌસલ્યાએ, દેવતાઓને મનાવી, ભુજાઓ ઉપર મૂર્છા તથા જખમ વગેરેને દૂર કરનારી ઔષધીઓને બાંધી દઇને રામચંદ્રજીને વિદાય કર્યા. આ સમયની કૌસલ્યાની દશાનું વર્ણન કહી શકાય એમ નથી.[1] ॥ ૬૫ ॥

चौ०–देव पितर सब तुमहिं गुसाईं । राखहिं पलक नयनकी नाईं ॥
अवधि अंबु प्रिय परिजन मीना । तुम करूणाकर धर्म धुरीना ॥ १ ॥
अस बिचारी सोइ करहु उपाई । सबहि जियत जेहि भेंटहु आई ॥
जाहु सुखेन बनहिं बलिजाऊं । करि अनाथ जन परिजन गाऊं ॥ २ ॥
सबकर आजु सुकृत फल बीता । उभय कराल काल विपरीता ॥
बहुविधि विलपि चरण लपटानी । परम अभागिनि आपुहि जानी ॥ ३ ॥
दारुण दुसह दाह उर व्यापा । वरणि न जाय विलाप कलापा ॥
राम उठाय मातु उर लाई । कहि मृदु वचन बहुरि समुझाई ॥ ४ ॥

હે રામચંદ્રજી ! સર્વે દેવતાઓ તથા પિતૃઓ, તમને, જેમ પાંપણો, નેત્રોને રાખે છે, તેમ રાખજો. તમારા વનવાસની ચૌદ વર્ષની અવધિ જળરુપ છે અને તમારાં પ્યારાં પરિજનો માછલાંરુપ છે, એમ સમજજો.[2] તમે કરુણાની ખાણરુપ છો અને ધર્મનું ધારણ કરનારા છો. ॥ ૧ ॥ અવધિને જળરુપ, પરિજનોને માછલાંરુપ અને પોતાને કરુણાના નિધાનરુપ વિચારીને એવો ઉપાય કરજો કે, જેથી સર્વે પરિજનો જીવતાં હોય તેટલામાં જ આપ આવીને તેઓને મળો.[3] ગુરુજન, પરિજન અને ગામ, એઓને અનાથ[4] કહીને સુખેથી વનમાં પધારો. ॥૨॥ વારી જાઉં. આ જ સર્વનાં પુણ્યોનાં ફળો વીતી ગયાં છે, અને વિપરીત ભયંકર કાળ પ્રાપ્ત થયો છે." કૌસલ્યા, આ પ્રમાણે ઘણો વિલાપ કરી, પોતાને અભાગણી સમજીને રામના ચરણોમાં વળગી રહ્યાં ॥ ૩ ॥ હૃદયમાં દુસ્સહ અને દારૂણ દાહ વ્યાપતાં, તેમણે, જે જે અનેક વિલાપો કર્યા તેઓનું મારાથી વર્ણન બની શકતું નથી. રામે, માતાને ઉઠાડીને છાતીમાં લગાવ્યાં અને વળી પણ કોમળ વચનો કહીને સમજાવ્યાં. ॥ ૪ ॥

दो०–समाचार तेहि समय सुनि, सीय उठी अकुलाय ॥
जाय सासु पद कमलयुग, वंदि बैठि शिरनाय ॥ ६६ ॥

આ સમયમાં સીતાજી, રામને વનવાસ મળ્યાના સમાચાર સાંભળી, વ્યાકુલ થઈ, પોતાના અવાસમાંથી ઉઠીને, સાસુની પાસે ગયાં અને સાસુનાં ચરણકમળોમાં પ્રણામ કરી, માથું નમાવીને બેઠાં[5] ॥ ૬૬ ॥

---

૧ અહીં ક્ષેપક પૂરૂં થાય છે. ૨ જેમ જળ, જતું રહ્યા પછી માછલાં ક્ષણ માત્ર જીવે નહીં, તેમ ચૌદ વર્ષની અવધિ વીતી ગયા પછી તમારા દર્શનમાં એક ક્ષણ વિલંબ થશે તો પરિજનો જીવશે નહીં. અવધિરૂપ જળ વટી જતાં જ, પરિજનો મરણ પામશે. એમ સમજજો. ૩ અવધિ વીતી ગયા પછી આવવાને જરા પણ વિલંબ કરશો, તો પરિજનો મરી જશે. ૪ કૌસલ્યાની આ વક્રોક્તિ છે. ૫ વિપત્તિમાં મર્યાદા રહેતી નથી. નહીંતર પતિ અને સાસુ, વાત કરતાં હોય, ત્યાં વહુ કેમ પાસે જાય ?

चौ०–दीन्ह अशीश सासु मृदुबानी । अति सुकुमारि देखि अकुलानी ॥
बैठि नमित मुख शोचति सीता । रूपराशि पति प्रेम पुनीता ॥ १ ॥
चलन चहत वन जीवननाथा । केहि सुकृती सन होइहि साथा ॥
की तनु प्राण कि केवल प्राना । विधि करतब कछु जात न जाना ॥ २ ॥
चारुचरण नख लेखत धरनी । नूपुर मुखर मधुर कवि बरनी ॥
मनहुँ प्रेमवश विनती करहीं । हमहिं सीयपद जनि परिहरहीं ॥ ३ ॥
मंजु विलोचन मोचत वारी । बोली देख राम महतारी ॥
तात सुनहु सिय अति सुकुमारी । सासु ससुर परिजनहिं पियारी ॥ ४ ॥

સાસુએ તેમને કોમળ વાણીથી આશિસ્ આપી. 'સીતા, પતિની સાથે વનમાં જવા ધારે છે,' એવો અભિપ્રાય જાણી, સીતાજીને અત્યંત સુકુમાર જોઈને, કૌસલ્યા વ્યાકુલ થયાં. રુપના સમૂહરુપ અને પતિ ઉપરના પ્રેમને લીધે મહા પવિત્ર સીતાજી, મોહોડું નમાવી, વિચાર કરવા લાગ્યાં કે, ॥ ૧ ॥ "પ્રાણનાથ વનમાં પધારવા ઇચ્છે છે, તો હવે પ્રાણ સહિત શરીર અને એકલા પ્રાણ, એઓમાંથી કોણ પુણ્યવાન્ છે? જે પુણ્યવાન્ હશે, તે રામચન્દ્રજીનો સથવારો લેશે, કાં તો[1] મારૂં પ્રાણ સહિત શરીર રામની સાથે જશે અને તેમ નહીં તો[2] એકલા પ્રાણ તો જશે જ. વિધાતાના કર્તવ્યની કશી ખબર પડતી નથી. બન્ને પુણ્યવાન્ છે, કે એકલા પ્રાણ જ પુણ્યવાન્ છે?" ॥ ૨ ॥ આવો વિચાર કરતાં સીતાજી, સુંદર ચરણોથી પૃથ્વીને ખોતરવા[3] લાગતાં, મધુર અવાજ કરવા લાગેલાં તેમનાં ઝાંઝરો, જાણે પ્રેમવશ થઈને, 'તમે વનમાં જાઓ, તોપણ અમારો ત્યાગ કરજો માં,' એવી ચરણોની પાસે વિનતિ કરતાં હોય એવાં જણાવા લાગ્યાં. ॥૩॥ સીતાજીને, સુંદર નેત્રોમાંથી આંસુ ખેરતાં જોઈ, રામનાં માતાજી બોલ્યાં કે, "હે પુત્ર! સાંભળો. આ સીતા, કે જે અત્યંત સુકુમાર, સાસુને, સસરાને તથા પરિજનને પ્યારાં, ॥ ૪ ॥

दो०–पिता जनक भूपाल मणि, ससुर भानुकुल भानु ॥
पति रविकुल कैरव विपिन, विधु गुण रुप निधानु ॥ ६७ ॥

રાજાઓના શિરોમણિ જનક રાજાનાં પુત્રી, સૂર્યવંશમાં સૂર્યરુપ મહારાજાનાં વહુ અને સૂર્યવંશરુપી કૈરવોના પ્રફુલ્લિત કરવામાં ચંદ્રની ઉપમા ધરાવનારાં તથા ગુણોના અને રુપનાં નિધાનરુપ આપનાં પત્ની છે, તેમની ઈચ્છા, મારે આપની પાસે જણાવવી, જોઇએ. ॥ ૬૭ ॥

---

૧ જો રામ મને સાથે લઈ જશે, તો શરીર સહિત જઇશ. ૨ સાથે નહીં લઈ જાય તો, શરીરનો ત્યાગ કરી દઇશ. ૩ નખોથી ધરતી ખોતરવી, એ શોકની મુદ્રા છે. અથવા ધરતી ખોતરવાનો ભાવ એ છે કે, જ્યારે મોટું સંકટ આવે, ત્યારે દીકરી, માતાને સૂચના આપે છે, તે પ્રમાણે સીતાજી, પોતાની મા પૃથ્વીને પોતાનાં સંકટની સૂચના આપે છે. સાસુની અને પતિની સમક્ષમાં બોલી શકાય નહીં, તેથી લખીને જણાવે છે. અથવા રામને જણાવે છે કે, જો મને સાથે નહીં લઇ જાઓ, તો હું પૃથ્વીમાં પ્રવેશ કરીશ.

चौ०–मैं पुनि पुत्र बधू प्रिय पाई । रुप राशि गुण शील सुहाई ॥
नयन पुतरि इव प्रीति बढाई । राखेउँ प्राण जानकिहि लाई ॥ १ ॥
कल्पबेलि जिमि बहुविधि लाली । सींचि सनेह सलिल प्रतिपाली ॥
फूलत फलत भयउ विधि वामा । जानि न जाय काह परिणामा ॥ २ ॥
पलँग पीठ तजि गोद हिंडोरा । सिय न दीन्ह पगु अवनि कठोरा ॥
जियन मूरि जिमि जुगवत रहऊं । दीप बाति नहिं टारन कहऊं ॥ ३ ॥
सोइ सिय चलन चहत वन साथा । आयसु कहा होइ रघुनाथा ॥
चन्द्र किरणि रस रसिक चकोरी । रविरूख नैन सकै किमि जोरी ॥ ४ ॥

રુપના સમૂહરુપ અને ગુણોથી તથા શીલથી શોભી રહેલાં આ સીતા, જ્યારથી મારાં પ્રિય વહુ થયાં છે, ત્યારથી મેં એમને નેત્રની કીકી જેવાં ગણીને પ્રેમથી પાળ્યાં છે, અને પ્રાણ સમાન કરીને રાખ્યાં છે. ॥ ૧ ॥ જેમ ઘણા પ્રકારનાં લાડ કરીને રાખેલી અને સ્નેહપૂર્વક જળ સીંચીને ઉછેરેલી કલ્પ વૃક્ષની લતા, પુષ્પિત થઇને ફળ દેવાને લાયક થાય, તે સમયમાં દૈવ વિપરીત થઇ જાય, તેમ સીતામાં ફલિત[1] થવાના સમયમાં મને પણ દૈવ વિપરીત થયેલ છે. દૈવ શું કરવા ધારે છે? એ પરિણામ કોઇનાં જાણવામાં આવતો નથી. ॥ ૨ ॥ આજ દિવસ સૂધીમાં પલંગ, સિંહાસન, ખોળો, કે હીંડોળાખાટ એઓને છોડીને, સીતાએ કઠોર પૃથ્વીપર પગ પણ મૂકયો નથી. જેમ જીવન મૂડીને અથવા સંજીવની ઔષધીને સંભાળવામાં આવે, તેમ એમની સંભાળ કરતી રહી છું અને મેં એમને દીવાની વાટ સમારવા[2] સરખું પણ કામ કહ્યું નથી ॥ ૩ ॥ હે રામચંદ્રજી ! એ સીતા આજ આપની સાથે વનમાં આવવા ઈચ્છે છે, તો હવે આપની શી આજ્ઞા છે ? તે કહો. ચંદ્રની[3] કિરણોના રસમાં રુચિ ધરાવનારી ચકોરી સૂર્યના રુક્ષ કિરણોની સામે નજર પણ કેમ કરી શકે ? ॥ ૪ ॥

दो०–करि केहरि निशिचर चरहिं, दुष्टजंतु वनभूरि ॥
विष वाटिका कि सोह सुत, संग सजीवन मूरि ॥ ६८ ॥

વનમાં હાથીઓ, સિંહો તથા રાક્ષસો વગેરે દુષ્ટ પ્રાણીઓ, ઘણા ઘણા ફરતા હોય છે. હે પુત્ર ! ઝેરી વૃક્ષોની વાડીમાં સંજીવન મૂલી નામની ઔષધી, દાખલ કરવી શોભે કે ? ॥ ૬૮ ॥

चौ०–वनहित कोल किरात किशोरी । रची विरंचि विषय सुख भोरी ॥
पाहन कृमि जिमि कठिन स्वभाऊ । तिनहिं कलेश न कानन काऊ ॥ १ ॥
कै तापस तिय कानन योगू । जिन तप हेतु तजा सब भोगू ॥
सिय वन बसहि तात केहिभांती । चित्रलिखे कापि देखि डराती ॥ २ ॥

---

૧ કાંઈ સંતાનની ઇચ્છાથી બોલતાં હોય એમ જણાય છે. ૨ જ્યાં હજારો દાસીઓ હોય, ત્યાં વહુને વાટ સમી કરવાનું કહેવાતું નથી, માટે આમ બોલવાની સ્ત્રીઓની એક રૂઢિજ છે એમ સમજવું. ૩ સીતાનાં અભિપ્રાયનું નિવેદન કરીને, હવે પોતાના અભિપ્રાયનું નિવેદન કરે છે.

सुर सर सुभव वनज वन चारी । डाबरयोगकि हंसकुमारी ॥
अस विचार जस आयसु होई । मैं सिखदेउँ जानकिहि सोई ॥ ३ ॥
जो सिय भवन रहइ कह अंबा । मोहिं कहँ होइ प्राण अवलंबा ॥
सुनि रघुवीर मातु प्रियवानी । शील सनेह सुधा जनु सानी ॥ ४ ॥

કોળીઓની અને ભિલ્લ લોકોની કન્યાઓને જ વિધાતાએ વનને વાસ્તે સરજેલી છે, કે જેઓને વિષય સુખોનું જ્ઞાન જ હોતું નથી. જેઓનો સ્વભાવ વીંછી તથા સર્પ આદિ પથરાના કીડાઓના જેવો કઠણ હોય, તેઓને વનમાં કશો કલેશ હોતો નથી. ॥ ૧ ॥ કાં તો તપસ્વી લોકોની સ્ત્રીઓ, વનને યોગ્ય હોય છે, કે જેઓએ તપને વાસ્તે સઘળા ભોગો છોડી દીધેલા હોય છે. હે પુત્ર ! સીતા કે જે ચિત્રમાં આળખેલા વાનરાથી પણ ડરે છે, તે વનમાં શી રીતે રહી શકશે ? ॥ ૨ ॥ માનસ સરોવરના સુંદર કમળ વનમાં ફરનારી હંસકુમારી, ગંદા એવા પોખરાને લાયક ગણાય કે ? આમ વિચારીને જેવી આજ્ઞા કરો, તે પ્રમાણે હું સીતાને શીખામણ આપું. ॥ ૩ ॥ જો સીતા ઘેર રહે, તો મને પણ પ્રાણ રાખવાનો કાંઈક આધાર મળે." જાણે સ્વાભાવિક સ્નેહરુપી અમૃતમાં ભીંજાયેલી હોય એવાં માતાનાં પ્રિય વચનોને સાંભળી રામચંદ્રજીએ. ॥ ૪ ॥

दो०—कहि प्रिय वचन विवेकमय, कीन्ह मातु परितोष ॥
लगे प्रबोधन जानकिहि, प्रगट विपिन गुणदोष ॥ ६९ ॥

વિવેકમય પ્રિય વચનો કહીને, માતાને સંતોષ આપ્યો અને પછી પોતે જ પ્રગટ[2] રીતે સીતાને વનના ગુણ દોષો સમજાવવા લાગ્યા. ॥ ૬૯ ॥

चौ०—मातु समीप कहत सकुचाहीं । बोले समय समुझि मनमाहीं ॥
राजकुमारि सिखावनि सुनहू । आनभांति जिय जनि कछु गुनहू ॥ १ ॥
आपन मोर नीक जो चहहू । वचन हमार मान घर रहहू ॥
आयसु मोरि सासु सेवकाई । सब विधि भामिनि भवन भलाई ॥ २ ॥
यहिते अधिक धर्म नहिं दूजा । सादर सासु श्वशुरपद पूजा ॥
जब जब मातु करहिं सुधि मोरी । होइहि प्रेम विकल मति भोरी ॥ ३ ॥
तब तब तुम कहि कथा पुरानी । सुन्दरि समझायहु मृदुवानी ॥
कहौं स्वभाव शपथ शत मोहिं । सुमुखि मातुहित राखौं तोहीं ॥ ४ ॥

રામચંદ્રજી, માતાના સમીપમાં બોલવાને સંકોચાતા હતા તોપણ મનમાં વિપત્તિ કાળનો વિચાર કરીને બોલ્યા કે, " હે રાજકુમારી[3] ! મારી શીખામણ સાંભળો. પણ

૧ રાજદરબારમાં અનેક સુખો ભોગવનારાં અને તેવાં સુખોની ઇચ્છા રાખવાની ટેવવાળાં સીતાજી, વનના રુક્ષ પદાર્થોને નજરે પણ કેમ જોઈ શકે ? ૨ પ્રકટ શબ્દનો ભાવ એ છે કે, મનમાં તો સીતાને સાથે લઈ જવાની ઇચ્છા છે અને તેથી પોતે કશી હરકત સમજતા નથી. ૩ રાજકુમારી કહેવાનો ભાવ એ છે કે, રાજા પરમ ધીર હોય છે, તેની તમે પુત્રી છો, માટે તમારે પણ ધીરજ રાખવી જોઈએ.

મારા બોલવા ઉપરથી બીજું કાંઈ ( તમારા ઉપર મારી અરુચિ ) સમજશો નહીં. ॥૧॥ તમારૂં અને મારૂં ભલું ચહાતાં હો તો, મારૂં કહ્યું માનીને ઘેર રહો. મારી આજ્ઞા છે કે," સાસુની સેવા કરો. હે પ્યારી ! સ્ત્રી તો ઘરમાં જ રહે, તેમાં સર્વ પ્રકારનું સારૂં છે. ॥ ૨ ॥ બીજો કોઇ પણ ધર્મ પ્રેમપૂર્વક સાસુ સસરાનાં ચરણોની પૂજા કરવાથી અધિક નથી. હે સુંદરિ ! ભોળી બુદ્ધિવાળાં માતાજી, જ્યારે જ્યારે મારૂં સ્મરણ કરવાથી પ્રેમ વિહ્વલ થઈ જાય, ॥ ૩ ॥ ત્યારે ત્યારે, તમે, કોમળ વાણીથી જૂના જૂના ઇતિહાસો કહીને, તેમની આશ્વાસના કરજો. હે સુંદર મુખવાળાં ! હું સેંકડો સોગંદ લઇને ખરેખરૂં કહું છું કે, તમને મારાં માતાજીને વાસ્તે જ ઘેર રાખું છું. ॥ ૪ ॥

दो०—गुरु श्रुति सम्मत धर्मफल, पाइय विनहिं कलेश ॥
हठ वश सब संकट सहे, गालव नहुष नरेश ॥ ७० ॥

મારૂં કહ્યું માનવાથી વેદોક્ત અને જેમાં ગુરુ પણ સંમતિ આપે એવા ધર્મના ફળને કલેશ ભોગવ્યા વિના જ પ્રાપ્ત થશો. હઠ પકડવાથી ગાલવ[1] મુનિને અને નહુષ[2] રાજાને ઘણાં સંકટો વેઠવાં પડયાં છે. ॥ ૭૦ ॥

चौ०—मैं पुनि करि प्रणाम पितु वानी । वेगि फिरब सुन सुमुखि सयानी ॥
दिवस जान नहिं लागहि वारा । सुंदरि शिखवन सुनहु हमारा ॥ १ ॥
जो हठ करहु प्रेम वश वामा । तौ तुम दुख पावहु परिणामा ॥
कानन कठिन भयंकर भारी । घोर घाम हिम वारि वयारी ॥ २ ॥
कुश कंटक मग कंकर नाना । चलब पयादे विन पद त्राना ॥
चरण कमल मृदु मंजु तुम्हारे । मारग अगम भूमिधर भारे ॥ ३ ॥
कंदर खोह नदी नद नारे । अगम अगाध न जाहि निहारे ॥
भालु वाघ वृक केहरि नागा । करहिं नाद सुनि धीरज भागा ॥ ४ ॥

હે પ્રવીણ સુંદરી ! હું પિતાની આજ્ઞા પ્રમાણે વર્ત્તીને પાછો જલદી આવીશ. દિવસો જતાં વાર લાગશે નહીં. હે સુંદરી ! મારી શીખામણ ધ્યાન દઇને સાંભળો. ॥૧॥

---

૧ ગાલવ મુનિ, વિશ્વામિત્રનો શિષ્ય હતો, તેણે વિદ્યા ભણીને ગુરુ દક્ષિણા આપવાનો હઠ કરતાં, વિશ્વામિત્ર બોલ્યા કે, જેઓનો એક એક કાન કાળો હોય એવા આઠસો ઘોડા લાવી દો. ગાલવ ચિંતા કરતો કરતો, ગરુડજીની સાથે યયાતિ રાજાની પાસે ગયો. યયાતિએ, ઘોડા ન હોવાથી એક કન્યા દઇને કહ્યું કે, જે બસો ઘોડા આપે, તેને આ કન્યામાં પુત્ર ઉત્પન્ન કરવા દેવો. પ્રસવ થયા પછી પણ આ કન્યા, કન્યા જ રહેશે. પછી ગાલવ તે કન્યાને લઈ જઈ, ત્રણ રાજાઓથી ત્રણ પુત્ર ઉત્પન્ન કરાવી, છસો ઘોડા લાવ્યો અને બસો ન મળ્યા, તેના બદલામાં તેણે એ કન્યા જ વિશ્વામિત્રને આપી દીધી. ૨ કોઇ સમયે, ઇંદ્ર બ્રહ્મહત્યાના ડરથી છૂપી જતાં, મોટાં પુણ્યથી નહુષ રાજા ઇંદ્ર થયો હતો. નહુષે, ઇંદ્રાણીનો ભોગ કરવાની ઇચ્છા કરી, ત્યારે ઇન્દ્રાણીએ હઠ પકડીને કહ્યું કે, જો બ્રાહ્મણોએ ઉપાડેલી પાલખીપર બેસીને આવો, તો હું તમારી સ્ત્રી થાઉં. રાજાએ, ઋષિઓને બોલાવી, પાલખીમાં લગાવી, તેમાં પોતે બેસીને ચાલ્યો, ને ચાલતાં શીઘ્રતાને વાસ્તે અગસ્ત્યના માથામાં પગ માર્યો. તેથી અગસ્ત્યે શાપ દીધો કે, 'તું અજગર થઇને પૃથ્વીપર પડ.' આથી નહુષ અજગર થઇને પડ્યો. ( મહાભારત વન પર્વ. )

જો પ્રેમને વશ થઇને તમે અવળો હઠ કરશો, તો પરિણામે દુઃખ પામશો. વન, ઉગ્ર તડકાથી, ઠંડીથી, વરસાદથી અને પવનથી બહુ જ કઠણ તથા ભયંકર હોય છે. ॥ ૨ ॥ માર્ગમાં અનેક અનેક દર્લ, કાંટા અને કાંકરા હોય છે. વનમાં જોડા પહેરીને નહીં, પણ ઉઘાડે પગે જ ચાલવું પડશે. તમારા પગ, કમળો જેવા કોમળ તથા સુંદર છે. માર્ગ અગમ્ય હોય છે અને વળી તેમાં મોટા મોટા પર્વતોના ભાગોમાં ચહડવું ઉતરવું પડે છે. ॥ ૩ ॥ ગુફાઓ તથા ખોયાણો જોઇ પણ ન જાય એવી ઊંડી હોય છે. નદીઓ, નદો તથા નાળાંઓ, અગાધ હોય છે. રીછો, વાઘો, નહારો, સિંહો અને હાથીઓ એવી ગર્જના કરતા હોય છે કે, જે સાંભળવાથી ધીરજ નષ્ટ થઈ જાય. ॥ ૪ ॥

दो०—भूमि शयन वल्कल वसन, अशन कंद फल मूल ॥
तेकि सदा सब दिन मिलहिं, समय समय अनुकूल ॥ ७१ ॥

પૃથ્વી ઉપર સૂવું પડે, વલ્કલ વસ્ત્રો પહેરવાં પડે અને કંદ મૂળ, તથા ફળ ખાવાં પડે. એ કંદ આદિ ભક્ષ્યો પણ સર્વદા સર્વ દિવસોમાં મળે કે ? ન પણ મળે. જ્યારે જેનો સમય હોય ત્યારે જ તે મળે. ॥ ૭૧ ॥

चौ०—नर अहार रजनीचर करहीं । कपट वेष विधि कोटिक धरहीं ॥
लागइ अति पहाडकर पानी । विपिन विपति नहि जाय बखानी ॥ १ ॥
व्याल कराल विहँग वन घोरा । निशिचर निकर नारि नर चोरा ॥
डरपहिं धीर गहन सुधि आये । मृगलोचनि तुम भीरू सुभाये ॥ २ ॥
हंसगमनि तुम नहिं वनयोगु । सुनि अपयश मोहिं देहहिं लोगु ॥
मानस सलिल सुधा प्रतिपाली । जियइकि लवण पयोधि मराली ॥ ३ ॥
नवरसाल वन विरहन शीला । सोहकि कोकिल विपिन करीला ॥
रहहु भवन असहृदय विचारी । चंद्रवदनि दुख कानन भारी ॥ ४ ॥

જંગલમાં રાક્ષસો, માણસોને ખાઈ જાય છે અને કરોડો પ્રકારનાં કપટ ભરેલાં રૂપો ધરે છે. પહાડોનું પાણી, મોટા રોગ ઉત્પન્ન કરે છે. વનની વિપત્તિઓ, એવી ભયંકર છે કે, જેઓનું વર્ણન પણ બની શકે નહીં. ॥ ૧ ॥ જંગલમાં વિકરાલ સર્પો અને ભયંકર પક્ષીઓ નજરે પડે છે. રાક્ષસો, સ્ત્રીઓને અને પુરુષોને ચોરી જાય છે. ધીર પુરુષો પણ જેઓનું સ્મરણ કરતાં જ ડરે એવાં વનો હોય છે. હે મૃગલોચનિ ! તમે તો સ્વભાવિક રીતે જ બીકણ છો, માટે વનમાં કેમ બને ? ॥ ૨ ॥ હે હંસગમની ! તમે વનને લાયક નથી. તમને વનમાં લઈ જાઉં, તો તે વાત સાંભળીને લોકો મારી અપકીર્તિ કરે. માનસ સરોવરના અમૃત જેવી પાણીથી ઉછરેલી હંસી, ખારા સમુદ્રમાં જીવી શકે કે ? ॥ ૩ ॥ નવીન આંબાવાડીઓમાં વિહાર કરવાના સ્વભાવવાળી કોયલ, જંગલના ટેકરાઓમાં શોભે કે ? આ પ્રમાણે હૃદયમાં વિચારીને ઘેર રહો. હે ચંદ્રમુખી ! વનમાં ભારે દુઃખ છે. ॥ ૪ ॥

दो०—सहज सुहृद गुरु स्वामि सिख, जो न करहि हितमानी ॥
सो पछिताइ अघाइ उर, अवशि होई हितहानी ॥ ७२ ॥

જેઓ, સ્વાભાવિક સ્નેહી, ગુરૂ અને સ્વામી, એઓની શીખામણને હિતરૂપ માનીને સ્વીકારે નહીં, તેઓ અવશ્ય હૃદયમાં પસ્તાય છે અને તેઓના હિતની હાનિ પણ અવશ્ય થાય છે." ॥ ૭૨ ॥

चौ०—सुनि मृदुवचन मनोहर पियके । लोचन नलिन भरे जल सियके ॥
शीतल सिख दाहक भई कैसे । चकइहि शरद चांदनी जैसे ॥ १ ॥
उतरु न आव विकल वैदेही । तजन चहत शुचि स्वामी सनेही ॥
बरबस रोकि विलोचन वारी । धरि धीरज उर अवनि कुमारी ॥ २ ॥
लागि सासुपग कह कर जोरी । क्षमवि देवि बड़ि अविनय मोरी ॥
दीन्ह प्राणपति मोहिं सिख सोई । जिहि विधि मोर परमहित होई ॥ ३ ॥
मैं पुनि समुझि दीख मनमाहीं । पिय वियोग सम दुख जग नाहीं ॥

સ્વામીનાં 'ચંદ્રમુખી' ઇત્યાદિક મનોહર વિશેષણોથી ભરેલાં વચનો સાંભળીને પણ સીતાજી નેત્રકમળોમાં અશ્રુઓથી ભરપૂર થઈ ગયાં. જેમ, ચંદ્રવાકીને શરદ્ ઋતુની શીતલ ચાંદની પણ દાહક થાય છે, તેમ સીતાજીને રામની શીતલ શિખામણ પણ દાહક (પરિતાપ આપનારી) થઈ ॥ ૧ ॥ પવિત્ર સ્નેહી સ્વામી ત્યાગ કરવાને ઇચ્છે છે, એમ ધારી, સીતાજી, વ્યાકુલ થઈ ગયાં અને ઉત્તર પણ સૂજ્યો નહીં. પછી પૃથ્વીનાં પુત્રી[1] સીતાજી, ધીરજ ધરી, બલાત્કારથી નેત્રોનાં જળને રોકી, સાસુને પગે લાગી, હાથ જોડીને બોલ્યાં કે, ॥ ૨ ॥ "હે દેવી ! હું આપની સમક્ષમાં સ્વામીની સાથે વાત કરૂં છું, એ મારી મોટી બેઅદબીની ક્ષમા કરજો. પ્રાણનાથે મને જેથી મારૂં પરમ હિત થાય એવી શીખામણ આપી ॥ ૩ ॥ પણ મે મનમાં મજબૂત વિચાર કરી રાખ્યો છે કે, જગતમાં પતિના વિયોગ સમાન બીજું કોઇ પણ દુઃખ નથી.

दो०—प्राणनाथ करुणायतन, सुंदर सुखद सुजान ॥
तुम विन रघुकुल कुमुद विधु, सुरपुर नरक समान ॥ ७३ ॥

હે પ્રાણનાથ ! હે કરુણાના નિવાસરૂપ ! હે સુંદર ! હે સુખદાયી ! હે સુજાણ ! હે રઘુકુલરૂપી કુમુદને પ્રફુલ્લિત કરવામાં ચંદ્રરૂપ ! તમારા વિના મને સ્વર્ગ નગર પણ નરક સમાન છે. ॥ ૭૩ ॥

चौ०—मातु पिता भगिनि प्रिय भाई । प्रिय परिवार सुहृद समुदाई ॥
सासु श्वशुर गुरु सजन सहाई । सुत सुंदर सुशील सुखदाई ॥ १ ॥
जहँलगि नाथ नेह अरु नाते । पिय विनु तिय तरणि हुंते ताते ॥
तनु धन धाम धरणि पुर राजू । पति विहीन सब शोक समाजू ॥ २ ॥
भोग रोग सम भूषण भारु । यमयातना सरिस संसारु ॥
प्राणनाथ तुम विनु जगमाहीं । मोकहँ सुखद कतहुँ कोउ नाहीं ॥ ३ ॥

---

[1] પૃથ્વીનાં પુત્રી કહેવાનો ભાવ એ છે કે, તેમાં પૃથ્વીના જેવી ધીરજ છે.

जिय बिनु देह नदी बिन बारी । तैसिय नाथ पुरुष बिन नारी ॥
नाथ सकल सुख साथ तुम्हारे । शरद विमल विधु वदन निहारे ॥ ४ ॥

હે નાથ ! માતા, પિતા, બેન, પ્રિય ભાઈ, પ્રિય કુટુંબ, સંબંધીઓનો સમુદાય, સાસુ, સસરો, ગુરુ, સ્વજન, સહાય અને સુશીલ તથા સુખદાયી સુંદર પુત્ર, ઈત્યાદિકના જેટલા જેટલા સ્નેહો અને નાતાઓ છે, ॥ ૧ ॥ તેઓ સઘળા, સ્ત્રીને પતિની ગેરહાજરીમાં સૂર્યથી પણ અધિક પરિતાપદાયી છે. સ્ત્રીને, શરીર, ધન, ઘર, પૃથ્વી, નગર અને રાજ્ય, એઓ સર્વ પણ પતિવિના શોકના સમાજરૂપ છે. ॥ ૨ ॥ ભોગ રોગસમાન છે, ભૂષણ ભારસમાન છે અને સંસાર, યમ લોકની પીડા સમાન છે. હે પ્રાણનાથ ! મને આપ વિના આખા જગતમાં ક્યાંય પણ અને કાંઈ પણ સુખદાયી નથી. ॥ ૩ ॥ હે નાથ ! જેમ જીવ વિના દેહ શોભે નહીં અને જળ વિના નદી શોભે નહીં પણ ભયંકર જ લાગે, તેમ પતિ વિના સ્ત્રી પણ શોભે નહીં, એટલું જ નહીં પણ ભયંકર જ લાગે. હે સ્વામી ! આપનું શરદ્ ઋતુના નિર્મળ ચંદ્ર જેવું મુખ જોવામાં આવે, તે જ સઘળું સુખ છે અને તે આપની સાથે આવવાથીજ મળે. ॥ ૪ ॥

दो०—खग मृग परिजन नगर वन, वलकल विमल दुकूल ॥
नाथ साथ सुर सदन सम, पर्णशाल सुखमूल ॥ ७४ ॥

આપની સાથે રહેવાથી મને પશુ અને પક્ષીઓ, પરિજન જેવાં જણાશે, વન નગર જેવું જણાશે, વલ્કલો, નિર્મળ રેશમી વસ્ત્રો જેવાં જણાશે અને પર્ણશાળા દેવતાઓના નિવાસ જેવી સુખદાયક લાગશે. ॥ ૭૪ ॥

चौ०—वनदेवी वनदेव उदारा । करिहैं सास श्वशुर सम सारा ॥
कुश किसलय सायरी सुहाई । प्रभु सँग मंजु मनोज तुराई ॥ १ ॥
कंद मूल फल अमिय अहारु । अवध सौध सत सरिस पहारु ॥
क्षण क्षण प्रभुपद कमल विलोकी । रहिहौं मुदित दिवस जिमि कोकी ॥२॥
वन दुख नाथ कहे बहुतेरे । भय विषाद परिताप घनेरे ॥
प्रभु वियोग लवलेश समाना । होहिं न सब मिल कृपानिधाना ॥ ३ ॥
अस जिय जान सुजान शिरोमनि । लेइय संग मोहिं छांडिय जनि ॥
विनती बहुत करौं का स्वामी । करुणामय उर अंतर्यामी ॥ ४ ॥

ઉદાર વનદેવીઓ અને વનદેવો, સાસુ સસરાનો અર્થ સારશે. આપની સાથે રહેવાથી મને દર્ભની અને પાંદડાંઓની શય્યા પણ કોમળ અને સુંદર, કામશય્યા જેવી જ જણાશે ॥ ૧ ॥ કંદ, મૂળ અને ફળ, એઓનો આહાર, અમૃતસમાન જણાશે. અને પહાડો, અયોધ્યાના સેંકડો મહેલો સમાન લાગશે. જેમ ચક્રવાકી, દિવસને જોઈને, ક્ષણે ક્ષણે હર્ષિત રહ્યા કરે છે, તેમ હું આપના ચરણારવિંદને જોઈ, પ્રત્યેક ક્ષણમાં આનંદયુક્ત રહીશ. ॥ ૨ ॥ હે કૃપાનિધાન ! આપે અત્યંત ભયથી,[1] ખેદથી[2] તથા પરિતાપથી[3]

---

૧ करहि नाद मुनि धीरज भागा, એ ભય બતાવ્યો છે. ૨ પૃથ્વીપર શયન કરવું ઇત્યાદિક ખેદ બતાવ્યો છે. ૩ लागे अति पहारके पानी એ પરિતાપ બતાવ્યો છે.

ભરેલાં ઘણાં ઘણાં વન સંબંધી દુઃખો કહ્યાં; પરંતુ તે દુઃખો સઘળાં મળીને પણ આપના વિયોગ સંબંધી દુઃખના એક લવલેશ સમાન પણ થઇ શકે એમ નથી. ॥ ૩ ॥ હે પ્રવીણ લોકોના શિરોમણિ ! મનમાં આ પ્રમાણે જાણીને મને સાથે લ્યો. મારો પરિત્યાગ કરો માં. હે સ્વામી ! આપ કરુણામય છો અને વળી અંતર્યામી છો, માટે આપની પાસે ઝાઝી વિનતિ શું કરૂં ? ॥ ૪ ॥

दो०-राखिय अवध जो अवधलगि, रहत जानिये प्रान ॥
दीनबंधु सुंदर सुखद, शील सनेह निधान ॥ ७५ ॥

હે દીનબંધુ[1] ! હે સુંદર સુખ દેનારા[2] ! હે સ્વાભાવિક સ્નેહના ભંડારરુપ[3] ! આપની ચૌદ વર્ષ સૂધીની જે જે વનવાસની અવધિ છે, તે પૂરી થતાં સૂધી મારા પ્રાણ રહેશે, એવો જો આપને નિશ્ચય હોય, તો મારો પરિત્યાગ કરીને વનમાં પધારો. ॥૭૫॥

चौ०-मोहिं मग चलत न होइहि हारी । क्षण क्षण चरण सरोज निहारी ॥
सबहि भांति पिय सेवा करिहौं । मारगजनित सकलश्रम हरिहौं ॥ १ ॥
पाँय पखारि बैठ तरू छाहीं । करिहौं बाउ मुदित मनमाहीं ॥
श्रमकणसहित श्याम तनु देखे । कहँ दुख समउ प्राणपति पेखे ॥ २ ॥
सममहि तृणतरू पल्लव डासी । पांय पलोटिहि सबनिशि दासी ॥
बार बार मृदु मूरति जोही । लागहि ताप बयारि न मोही ॥ ३ ॥
को प्रभु सँग मोहिं चितवनि हारा । सिंह बधुहि जिमि शशक सियारा ॥
मैं सुकुमारि नाथ वनयोगू । तुमहिं उचित तप मो कहँ भोगू ॥ ४ ॥

આપનાં ચરણારવિંદનું દર્શન, ક્ષણે ક્ષણે મળ્યા કરશે, તેથી મને માર્ગમાં ચાલતાં જરા પણ કંટાળો આવશે નહીં. હે પ્યારા ! હું વનમાં સર્વ પ્રકારે આપની સેવા કરીશ. આપને માર્ગમાં ચાલવાથી જે પરિશ્રમ થયો હશે, તેને મટાડીશ ॥ ૧ ॥ અને પગ પખાળી, વૃક્ષની છાયામાં બેસી, આનંદ ભરેલાં મનથી આપને પંખો કરીશ. હે પ્રાણપતિ ! આપનું પસીનાની કણીઓવાળું શ્યામસુંદર શરીર જોયા કરીશ, ॥ ૨ ॥ તેથી મને દુઃખ કયાં જોવામાં આવશે ? કયાંય નહીં આવે. આ દાસી, સપાટ ધરતીપર ખડની અને વૃક્ષનાં પલ્લવોની શય્યા બીછાવી દઈને, તે ઉપર આખી રાત આપની પગચંપી કરશે. મને વારંવાર આપની કોમળ મૂર્ત્તિનું દર્શન મળ્યા કરવાથી કયાંય ઊનો પવન પણ નહીં લાગે ॥ ૩ ॥ હું[4] આપની સાથે રહેતી હોઇશ એટલે પછી મારી સામે નજર કરવાની પણ કોની તાકાત છે ? શશલાઓ, કે શીયાળો સિંહની સ્ત્રીની સામે જોઇ પણ શકે કે ? હું[5] શું સુકુમાર શરીરવાળી છું ? અને આપ શું વનને લાયક છો ? આપ શું તપને લાયક છો ? અને હું શું ભોગને લાયક છું ? ॥ ૪ ॥

---

૧ હું દીન છું, માટે મને છોડી દેવાથી તમારાં નામને બટ્ટો લાગશે. ૨ સુખદાયી છતાં મારા સુખમાં શા માટે પ્રતિબંધ કરો છો ? ૩ સ્વાભાવિક સ્નેહના ભંડારરૂપ છો, તે છતાં મારા ઉપરનો સ્નેહ કેમ છોડી દો છો ? ૪ રાક્ષસો, સ્ત્રીઓને ચોરી જાય છે, એમ રામચંદ્રજીએ કહ્યું છે, તેનો ઉત્તર આપે છે. ૫ हंस गमनि तुम नहि बन योगू એમ રામચંદ્રજીએ કહ્યું છે, તેનો ઉત્તર આપે છે.

दो०—ऐसेहु वचन कठोर सुनि, जो न हृदय बिलगान ॥
तौ प्रभु बिषम बियोग दुख, सहिहैं पामर प्रान ॥ ७६ ॥

આપે, મને 'ઘેર રહો', ઇત્યાદિક જે કઠોર વચનો કહ્યાં, તે સાંભળીને, જો, આ હૃદય નહીં ચીરાઈ ગયું હોય, તો, આ પામર પ્રાણો, તે હૃદયમાં રહીને આપના વિયોગરુપ વિષમ દુઃખનું સહન કરશે. ( હૃદય ચીરાઈ ગયું છે, માટે તેમાં પ્રાણ રહેવાનો સંભવ જ નથી. ) ॥ ૭૬ ॥

चौ०—अस कहि सीय बिकल भइ भारी । बचन बियोग न सकी सँभारी ॥
देखि दशा रघुपति जिय जाना । हठ राखे राखै नहिं माना ॥ १ ॥
कहेउ कृपालु भानुकुल नाथा । परिहरि शोच चलहु बन साथा ॥
नहिं बिषादकर अवसर आजू । बेगि करहु बन गमन समाजू ॥ २ ॥
कहि प्रियबचन प्रिया समुझाई । लगे मातुपद आशिष पाई ॥
बेगि प्रजा दुख मेटहु आई । जननी निठुर बिसर जनि जाई ॥ ३ ॥
फिरहि दशा बिधि बहुरिकि मोरी । देखिहौं नयन मनोहर जोरी ॥
सुदिन सुघरी तात कब होई । जननी जियत बदन बिधु जोई ॥ ४ ॥

એટલું જ બોલીને સીતાજી બહુ જ વિહ્વલ થઇ ગયાં. પ્રત્યક્ષ વિયોગનું તો શું પણ વિયોગનાં વચનોનું પણ સહન કરી શક્યાં નહી. સીતાજીની દશા જોઇને, રામચંદ્રજીએ મનમાં જાણ્યું કે, " જો હું સીતાને હઠથી અહીં રાખીશ, તો સીતા પોતાના પ્રાણ રાખશે નહીં. " ॥ ૧ ॥ કૃપાળુ રામચંદ્રજી બોલ્યા કે, "હે પ્યારી ! શોકને છોડી દઈને મારી સાથે વનમાં ચાલો. આજ ખેદનો સમય નથી.[1] જલદી વનમાં જવાનો સાજ તૈયાર કરો. " ॥ ૨ ॥ રામચંદ્રજીએ, પ્રિય વચનોથી સીતાજીને રાજી કરી, માતાજીને પગે લાગીને તેમના આશીર્વાદ લીધા. માતાજી બોલ્યાં કે, "વેહેલા વેહેલા આવીને પ્રજાનાં દુઃખોને ટાળજો, અને કઠોર[2] માતાને વિસારજો માં. ॥ ૩ ॥ દૈવ મારી આ દશાને ફેરવીને બીજી દશા ક્યારે કરે ? કે જે દશામાં હું મારા નેત્રોવતે, આ મનોહર જોડીને પાછી દેખું ! હે પુત્ર ! એવો સારો દિવસ અને સારી ઘડી ક્યારે આવે ? કે જેમાં આ જીવતી હોય ? અને તેને તમારા મુખનું દર્શન થાય ? ॥ ૪ ॥

दो०—बहुरि बच्छ कहि लाल कहि, रघुपति रघुबर तात ॥
कबहिं बुलाय लगाय उर, हर्षि निरखिहौं गात ॥ ७७ ॥

હવે ફરી ક્યારે વત્સ કહી, લાલ કહી, રઘુપતિ કહી, રઘુવીર કહી અને તાત કહી,[3] બોલાવી, છાતીમાં લગાવી, હર્ષિત થઇને આ તમારાં ગાત્રો દેખીશ. ' ॥ ૭૭ ॥

---

૧ લોકો કહેશે કે, રાજ્ય છોડવાથી ગભરાય છે. વળી પ્રયાણમાં ખેદ કરવો પણ યોગ્ય નથી ૨ કઠોર એટલા માટે કે વનમાં જવાની આજ્ઞા દઉં છું પણ પ્રાણ છોડી દેતી નથી. ૩ વારંવાર એનું એ કહેવાથી માતાથી અધિક વ્યાકૂલતા જણાય છે.

૫૫

चौ०–लखि सनेह कातरि महतारी । वचन न आव विकल भई भारी ॥
राम प्रबोध कीन्ह विधिनाना । समय सनेह न जाय बखाना ॥ १ ॥
तब जानकी सासु पगलागी । सुनिय माय मैं परम अभागी ॥
सेवा समय देव दुख दीन्हा । मोर मनोरथ सफल न कीन्हा ॥ २ ॥
तजब छोभ जनि छांडिय छोहू । कर्म कठिन कछु दोष न मोहू ॥
सुनि सिय वचन सासु अकुलानी । दशा कवन विधि कहौं बखानी ॥ ३ ॥
बारहिंबार लाय उर लीन्ही । धरि धीरज सिख आशिष दीन्ही ॥
अचल होउ अहिवात तुह्मारा । जबलगि गंग यमुन जल धारा ॥ ४ ॥

માતાજીને સ્નેહથી પરવશ થયેલાં જોઇ, અને અત્યંત વિહ્વલતાને લીધે તેમનાં વચનોને પણ નહીં આવતાં જોઈ, રામચંદ્રજીએ, તેમને અનેક પ્રકારોથી સમજાવ્યાં. આ સમયના સ્નેહનું મારાથી વર્ણન કરી શકાતું નથી. ॥૧॥ પછી સીતાજી, સાસુને પગે લાગીને બોલ્યાં કે, " હે મા ! હું બહુ જ ભાગ્ય રહિત છું, કેમ કે, મને, તમારી સેવા કરવાના સમયમાં દૈવે, દુઃખ દીધું અને મારા મનોરથોને સફળ કર્યા નહીં, ॥ ૨ ॥ દુઃખનો ત્યાગ કરો, પણ અમારા ઉપર દયાનો ત્યાગ નહીં કરશો. મારાં કર્મ જ કઠણ છે. મારો કશો દોષ નથી." સીતાજીનાં વચનો સાંભળી, સાસુને વિહ્વલપણાંની જે દશા થઈ, તેનું હું કઈ રીતે વર્ણન કરૂં ? ॥ ૩ ॥ સાસુએ, સીતાજીને વારંવાર છાતીમાં લગાવી, ધીરજ ધરી, શિખામણ દઈને, આશિસ્ દીધી કે, " તમારૂં સૌભાગ્ય જ્યાંસૂધી ગંગાના અને યમુનાના જળની ધારા રહે, ત્યાંસૂધી અખંડ રહેજો. ॥ ૪ ॥

दो०–सीतहि सासु अशीश शिख, दीन्ह अनेक प्रकार ॥
चली नाइ पद पद्मशिर, अतिहित बारहिंबार ॥ ७८ ॥

સાસુએ સીતાજીને અનેક પ્રકારોથી શીખામણો તથા આશિસો દીધી. પછી સીતાજી, અત્યંત હેતથી, સાસુનાં ચરણકમળોમાં વારંવાર માથું નમાવીને ત્યાંથી ચાલ્યાં ૭૮

चौ०–समाचार जब लक्ष्मण पाये । व्याकुल विलखि वदन उठि धाये ॥
कंप पुलक तनु नयन समीरा । गहे चरण अति प्रेम अधीरा ॥ १ ॥
कहि न सकत कछु चितवत ठाढे । मीन दीन जनु जलते काढे ॥
सोच हृदय विधि कहा हो निहारा । सब सुख सुकृत सिरान हमारा ॥ २ ॥
मोकहँ कहा कहव रघुनाथा । रखिहहिं भवन कि लेहहिं साथा ॥
राम विलोकि बंधु कर जोरे । देह गेह सब तृणसम तोरे ॥ ३ ॥
बोले बचन राम नयनागर । शील सनेह सरल सुख सागर ॥
तात प्रेमवश जनि कदराहू । समुझि हृदय परिणाम उछाहू ॥ ४ ॥

રામને વનમાં જવાની આજ્ઞા થયાની ખબર, જ્યારે લક્ષ્મણજીને મળી, ત્યારે લક્ષ્મણજી લેવાઇ ગયેલે મોહોડે ઉભા થઇને, રામની પાસે ઉતાવળથી આવ્યા. શરીર કંપતું હતું, રોમાંચ ઉભાં થઈ ગયાં હતાં અને નેત્રોમાંથી જળ વહ્યું જતું હતું. આવી

રીતે અત્યંત પ્રેમથી અધીરા થયેલા લક્ષ્મણજીએ આવીને, રામના પગ પકડયા ॥ ૧ ॥ પણ કશું બોલી શકતા ન હતા, ઉભા ઉભા જોતા હતા, જાણે જળમાંથી બહાર કહાડેલો મત્સ્ય હોય તેમ દીન થઈ ગયા હતા. અને "હે વિધાતા ! હવે શું થશે ? મારૂં સઘળું સુખ અને સઘળું પુણ્ય જતું રહ્યું. ॥૨॥ મને રામ, શું કહેશે ? ઘેર રાખશે ? કે સાથે લઈ જશે[1] ?" એવા એવા પ્રકારોની ચિંતા કરતા હતા. રામે, લક્ષ્મણજીને, ઘર તથા દેહ આદિ સઘળા પદાર્થોને તરણા સમાન ગણી, (સર્વથી વિરક્ત થઈ,) હાથ જોડી, ઉભેલા જોયા. ॥ ૩ ॥ નીતિમાં[2] નિપુણ, સરલ સ્વભાવવાળા, સ્વાભાવિક સ્નેહવાળા[3] અને સુખના સમુદ્રરુપ રામચન્દ્રજી બોલ્યા કે, "પ્રેમને વશ થઈને ગભરાઓ મા, હૃદયમાં સમજો કે, પરિણામે આનંદ થઈ રહેશે.

दो०—मातु पिता गुरु स्वामि सिख, शिर धर करहि सुभाय ॥
लहेउ लाभ तिन जन्मके, नतरु जन्म जग जाय ॥ ७९ ॥

જેઓ, માતાની, પિતાની, ગુરુની અને સ્વામીની શીખામણને, સારા ભાવથી માથે ચઢાવી લે, તેઓ, પોતાના જન્મનો લાભ લે છે; નહીંતર જગતમાં જન્મ વૃથા જાય છે. ॥ ૭૯ ॥

चौ०—अस जिय जानि सुनहु शिष भाई । करहु मातु पितु पद सेवकाई ॥
भवन भरत रिपुसूदन नाहीं । राउ वृद्ध मम दुख मनमाहीं ॥ १ ॥
मैं वन जाउँ तुमहिं ले साथा । हैहै सबविधि अवध अनाथा ॥
गुरु पितु मातु प्रजा परिवारु । सबकहँ परइ दुसह दुख भारु ॥ २ ॥
रहहु करहु सबकर परितोषू । नतरु तात हो इहै बडदोषू ॥
जासु राज्य प्रियप्रजा दुखारी । सो नृप अवसि नरक अधिकारी ॥ ३ ॥
रहहु तात अस नीति विचारी । सुनत लषण भये व्याकुल भारी ॥
सियरे वचन सूखि गये कैसे । परसत तुहिन तामरस जैसे ॥ ४ ॥

હે ભાઈ ! આમ જાણીને, મારી શીખામણ સાંભળો. માતા પિતાનાં ચરણોની સેવા કરો. ભરત અને શત્રુઘ્ન ઘેર નથી, રાજા વૃદ્ધ છે અને તેમના મનમાં મારૂં દુઃખ છે. ॥ ૧ ॥ જો હું તમને સાથે લઈને વનમાં જાવું, તો અયોધ્યા સર્વ પ્રકારે અનાથ થઈ જાય, અને ગુરુ, માતા, પિતા, પ્રજા તથા પરિવાર, એ સર્વને ભારે અસહ્ય દુઃખ થઈ પડે. ॥ ૨ ॥ આમ છે, એટલા માટે ઘેર રહો અને સર્વને શાંત રાખ્યા કરો. હે તાત ! નહીંતર મોટો અનર્થ થશે. જેના રાજ્યમાં રાજભક્ત પ્રજા દુઃખ પામે, તે રાજા અવશ્ય નરકનો અધિકારી થાય છે. ॥ ૩ ॥[4] હે તાત ! આ પ્રમાણે નીતિનો વિચાર કરીને ઘેર રહો." રામનાં વચનો સંભાળતાં જ લક્ષ્મણજી, બહુ વ્યાકુલ થઈ ગયા. જેમ હિમ,

---

૧ સીતાજી તો અર્ધાંગના છે, તેથી એમને સાથે જવાનો અધિકાર છે, પણ હું તો દાસ છું, તેથી મારે તો આજ્ઞા માનવી જ પડશે. ૨ ઘેર રહેવાનું કહીને એ નીતિ દેખાડશે. ૩ સાથે લઈ જવાની હા પાડીને સ્નેહાદિક દેખાડશે. ૪ यस्य राष्ट्रे प्रजाः सर्वा त्रस्यंते साध्व्यसाधुभिः ॥ तस्य मत्तस्य नश्यंति कीर्तिरायुर्भगोगतिः ॥ (શ્રીમદ્‌ભાગવત પ્રથમસ્કન્ધ.)

શીતલ છતાં પણ, તેના સ્પર્શથી કમળ સૂકાઈ જાય છે, તેમ રામનાં વચનો શીતલ છતાં, પણ તેઓના શ્રવણથી લક્ષ્મણજી સૂકાઈ ગયા. ॥ ૪ ॥

दो०–उतरु न आवत प्रेमवश, गहे चरण अकुलाय ॥
नाथ दास मैं स्वामि तुम, तजहु तौ कहा बसाय ॥ ८० ॥

પ્રેમને વશ થવાથી, કશો ઉત્તર નહીં આપતાં ગભરાઇ, ચરણ પકડીને બોલ્યા કે, "હે નાથ! હું દાસ છું. અને આપ સ્વામી છો. મને છોડી દ્યો તો મારૂં શું જોર બળ છે? ॥ ૮૦ ॥

चौ०–दीन्ह मोहिं शिख नीक गुसांई । लागि अगम अपनी कदराई ॥
नर वर धीर धर्म धुरधारी । निगम नीतिके ते अधिकारी ॥ १ ॥
मैं शिशु प्रभु सनेह प्रतिपाला । मंदर मेरु कि लेई मराला ॥
गुरु पितु मातु न जानहूँ काहू । कहौं स्वभाव नाथ पतियाहू ॥ २ ॥
जहँलगि नाथ सनेह सगाई । प्रीति प्रतीति निगम निजगाई ॥
मोरे सबइ एक तुम स्वामी । दीनबंधु उर अंतर्यामी ॥ ३ ॥
धर्मनीति उपदेशिय ताही । कीरति मूर्ति सुगति प्रिय जाही ॥
मन क्रम वचन चरण रति होई । कृपासिंधु परि हरिय कि सोई ॥ ४ ॥

હે સ્વામી! આપે મને સારી શીખામણ દીધી, પણ તે શીખામણો મારી અશક્તતાને લીધે મારાથી ન પાળી શકાય એવી લાગે છે. જે ઉત્તમ મનુષ્યો, ધીર હોય અને ધર્મની ધોસરીને ઉપાડી શકે એવા હોય, તેઓ, વેદશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે, રાજ્યનીતી ચલાવવાના અધિકારી છે, ॥ ૧ ॥ પણ હું કે જે બાળક છું અને આપે જ, સ્નેહથી પાળેલો એવો હું આપનો દાસ છું, તેને અધિકાર નથી. હંસ કંઈ મંદરાચલને કે મેરુ પર્વતને ઉપાડી શકે કે? હું ગુરુને, પિતાને કે માતાને, કોઇને જાણતો નથી. આ હું સ્વાભાવિક રીતે કહું છું ॥ ૨ ॥ આપ વિશ્વાસથી માની લેજો હે નાથ! હે દીનબન્ધુ! હે હૃદયના અંતર્યામી! જેટલા જેટલા સ્નેહો, જેટલી જેટલી સગાઈઓ, જેટલી જેટલી પ્રીતિઓ અને જેટલા જેટલા વિશ્વાસો, આપનાં વચનરૂપ વેદે ગાયેલા છે, તે સર્વ, મારે તો આપ જ છો. ॥ ૩ ॥ જેઓને, કીર્તી, લક્ષ્મી અને સદ્ગતિ પ્રિય હોય, તેઓને, ધર્મનીતિનો ઉપદેશ આપો. હે કૃપાસિન્ધુ! જેને મનથી, કર્મથી અને વચનથી, આપના ચરણમાં જ રૂચિ હોય, તેને છોડી દેવાય કે?" ॥ ૪ ॥

दो०–करुणासिन्धु सुबंधुके, सुनि मृदुवचन विनीत ॥
समझाये उर लाय प्रभु, जानि सनेह सभीत ॥ ८१ ॥

કરુણાના સમુદ્રરુપ રામચંદ્રજીએ, પ્રિય ભાઈનાં નમ્રતા ભરેલાં કોમળ વચનો સાંભળી, સભીત જાણી, સ્નેહથી છાતીમાં લગાવી. સમજાવીને કહ્યું કે, ॥ ૮૧ ॥

चौ०–मांगहु बिदा मातुसन जाई । आवहु वेगि चलहु वन भाई ॥
मुदित भये सुनि रघुबर बानी । भयउ लाभ बड गइ बड हानी ॥ १ ॥

हरषित हृदय मातुपह आये । मनहु अंध फिर लोचन पाये ॥
जाय जननि पग नायउ माथा । मन रघुनंदन जानकि साथा ॥ २ ॥
पूछेउ मातु मलिन मन देखी । लषण कही सब कथा विशेखी ॥
गई सहमि सुनि वचन कठोरा । मृगी देखि दव जनु चहुँ ओरा ॥ ३ ॥
लषण लखेउभा अनरथ आजू । यह सनेह वश करव अकाजू ॥
मांगत विदा समय सकुचाहीं । जान संग विधि कहहिं कि नाहीं ॥ ४ ॥

"હે ભાઈ! તમારાં માતાજીની પાસેથી રજા માગીને જલદી આવો અને વનમાં ચાલો." રામચંદ્રજીની વાણી સાંભળીને, 'આજ મોટો લાભ થયો અને મોટી હાનિ ટળી ગઈ,' ॥ ૧ ॥ એમ જાણી, લક્ષ્મણજી બહુ રાજી થયા, જેમ આંધળો ફરી આંખો મળવાથી રાજી થાય, તેમ રાજી થયેલા લક્ષ્મણજી, આનંદ ભરેલા હૃદયથી, સુમિત્રાની પાસે ગયા. જઈને તેમણે સુમિત્રાના ચરણોમાં માથું નમાવ્યું. મન તો રામ અને સીતાજી, એઓની સાથે જ હતું. લક્ષ્મણજીના મનની સ્થિતિ જોઈને, (જવામાં વ્યગ્રતા જોઈને,) ॥ ૨ ॥ માતાએ પૂછતાં, લક્ષ્મણજીએ વિસ્તારથી સઘળી હકીકત કહી સંભળાવી. જેમ મૃગલી ચારે તરફ દાવાનળને જોઈને ગભરાઈ જાય, તેમ સુમિત્રા, દુઃખદાયી વાત સાંભળીને ગભરાઈ ગયાં. ॥ ૩ ॥ લક્ષ્મણજીએ, માતાનો ગભરાટ જોઈને જાણ્યું કે, "આજ અનર્થ થયો. માતાજી, સ્નેહને લીધે અકાર્ય કરશે (મને વનમાં નહિ જવા દે.) મને રામની સાથે જવાની રજા દેશે કે નહીં? એમ જાણીને લક્ષ્મણજી રજા માગતાં સંકોચાવા લાગ્યા. ॥ ૪ ॥

दो०–समुझि सुमित्रा राम सिय, रुप सुशील स्वभाउ ॥
नृपसनेह लखि धुनेउ शिर, पापिनि दीन्ह कुदाउ ॥ ८२ ॥

રામ અને સીતાનાં રુપ તથા શીલનો વિચાર કરી, અને તેઓના ઉપર રાજાના પ્રેમનો વિચાર કરી, સુમિત્રાએ માથું ધુણાવીને કહ્યું કે, 'અહો! પાપણીએ ભારે દગો દીધો.' ॥ ૮૨ ॥

चौ०–धीरज धरेउ कु अवसर जानी । सहज सुहृद बोली मृदुवानी ॥
तात तुह्मारि मातु वैदेही । पिता राम सब भांति सनेही ॥ १ ॥
अवध तहाँ जहँ राम निवासू । तहँइ दिवस जहँ भानु प्रकासू ॥
जो पै सीय राम वन जाहीं । अवध तुह्मार काज कछु नाहीं ॥ २ ॥
गुरु पितु मातु बंधु सुरसांई । सेइये सकल प्राणकी नांइ ॥
राम प्राणप्रिय जीवन जीके । स्वारथ रहित सखा सब हीके ॥ ३ ॥
पूजनीय प्रिय परम जहांते । सब मानिये रामके नाते ॥
अस जिय जानि संग वन जाहु । लेहू तात जगजीवन लाहू ॥ ४ ॥

પછી સુમિત્રા, અયોગ્ય સમય જાણી, સહજ પ્રેમથી કોમળ વાણી બોલ્યાં કે, "હે પુત્ર લક્ષ્મણ! સઘળી રીતે સ્વાભાવિક સ્નેહવાળાં સીતાજીને, તમારી માતા સમજો

અને તેવા જ સ્નેહવાળા રામચંદ્રજીને તમારા પિતા સમજો. ॥ ૧ ॥ જ્યાં, રામનો નિવાસ થાય, તે સ્થલને જ અયોધ્યા સમજો. કેમ કે, જ્યાં સૂર્ય ઉગે, ત્યાં દિવસ હોય છે. જો સીતા અને રામ વનમાં જાય, તો તમારૂં અયોધ્યામાં કશું કામ નથી ॥ ૨ ॥ ગુરુ, પિતા, માતા, જ્યેષ્ઠ ભ્રાતા, દેવ અને સ્વામી, એઓને પ્રાણસમાન ગણીને તેઓની સેવા કરવી. રામ, સર્વને પ્રાણથી પણ વધારે પ્રિય છે, જીવોના જીવનરૂપ છે અને કશો સ્વાર્થ નહીં છતાં સર્વના મિત્ર છે. ॥ ૩ ॥ જેટલા જેટલા પરમ પ્રિય અને પૂજનીય છે. તેઓનું પરમ પ્રિયપણું અને પૂજનીયપણું રામના સંબંધથી જ જાણવું. ( ખરી રીતે આત્મા જ પરમ પ્રિય છે તથા પૂજનીય છે અને જે આત્મા છે, તે જ રામ છે.) હે તાત! આ પ્રમાણે સમજી, તેમની સાથે વનમાં જાઓ અને જગતમાં જીવનનો લાભ લ્યો. ॥૪॥

दो०—भूरि भाग्य भाजन भयउ, मोहिं समेत बलिजाउ ॥
जो तुह्मरे मन छांडि छल कीन्ह रामपद ठाउ ॥ ८३ ॥

આજ તમે અને તમારી મા, હું બન્ને, મોટા ભાગ્યનાં પાત્રરુપ થયાં. કારણ કે, તમે કશો છળ નહીં રાખતાં, રામના ચરણમાં મન લગાવ્યું. બલિહારી જાઉં ॥ ૮૩ ॥

चौ०—पुत्रवती युवती जग सोई । रघुवर भक्त जाशु सुत होई ॥
न तरु वांझ भलि वादि वियानी । राम विमुख सुतते हित हानी ॥ १ ॥
तुह्मरे हि भाग राम वन जाहीं । दूसर हेतु तात कछु नाहीं ॥
सकल सुकृत कर बड फल येहू । राम सीय पद सहज सनेहू ॥ २ ॥
राग रोष इर्षा मद मोहू । जनि स्वप्ने इनके वश होहू ॥
सकल प्रकार विकार विहाई । मन क्रम वचन करहु सेवकाई ॥ ३ ॥
तुम कहँ वन सब भांति सुपासू । सँग पितु मातु राम सिय जासू ॥
जेहि न राम वन लहहीं कलेशू । सुत सोइ करहु यहै उपदेशू ॥ ४ ॥

જગતમાં તે જ સ્ત્રી પુત્રવતી ગણાય કે, જેનો પુત્ર રામભક્ત હોય, જો પુત્ર રામભક્ત ન હોય, તો વાંઝણી જ સારી છે. જો પુત્ર રામથી વિમુખ હોય, તો, તેથી હિતની હાનિ થાય છે. ॥ ૧ ॥ માટે તેવા પુત્રની માને વૃથા વીયાણી જ[1] સમજવી હે તાત ! તમારાં મોટાં ભાગ્યને લીધે જ રામ વનમાં જાય છે.[2] એમના વનમાં જવામાં બીજું કશું કારણ નથી. રામ અને સીતા, એઓનાં ચરણોમાં સહજ સ્નેહ થાય, એ જ સઘળાં પુણ્યોનું મોટું ફળ છે. ॥ ૨ ॥ હે પુત્ર ! તમે સ્વપ્નમાં પણ રાગને, રોષને,

૧ જો કે 'વીયાણી' એ શબ્દનો પ્રયોગ પશુજાતિના પ્રસવમાં જ થાય છે, તેથી અહીં અનુચિત લાગે છે; તોપણ રામથી વિમુખ લોકો, પશુસમાન જ છે, તેથી એ શબ્દ અનુચિત નથી, એમ સમજવું. ૨ પાપી રાક્ષસોનો ભાર પૃથ્વી ઉપર છે અને પૃથ્વીનો ભાર શેષનાગ ઉપર છે. તમે શેષનાગનો અવતાર છો. રામ, પૃથ્વીનો ભાર ઉતારશે એટલે તમારા ઉપરનો ભાર ટળી જશે; માટે તમારો ભાગ્યોદય થયો છે, એમ સૂચવ્યું છે. અથવા તમને વનમાં ઘણી સેવા કરવાનો લાગ મળશે, તેથી તમારો ભાગ્યોદય થયો છે, એમ સૂચવ્યું છે.

ઈર્ષ્યાને, મદને કે મોહને, વશ થજો માં. સર્વ પ્રકારના વિકારોને છોડી દઈને, મનથી, કર્મથી તથા વચનથી, સીતા રામની જ સેવા કરજો. ॥ ૩ ॥ તમને વનમાં સર્વ પ્રકારનું સુખ છે. કારણ કે, રામ તથા સીતા, એ, પિતા તથા માતા જ તમારી સાથે છે. જે પ્રકારથી રામને વનમાં કશું દુઃખ થાય નહીં તે પ્રમાણે કરજો, એ મારો ઉપદેશ છે. ॥૪॥

छं०—उपदेश यह जेहि तात तुह्मरे राम सिय सुख पावहीं ॥
पितु मातु प्रिय परिवार पुर सुख सुरति वन विसरावही ॥
तुलसी प्रभुहि शिख देई आयसु दीन्ह पुनि आशिष दई ॥
रति होउ अविरल अमल सिय रघुवीर पद नित नित नई ॥ ३ ॥

જે પ્રકારથી રામ અને સીતા, સુખ પામે, તે પ્રકારે વર્તજો, એ તમને મારી શીખામણ છે. વનમાં માતા, પિતા, પ્રિય પરિવાર અને નગર, એઓના સુખના સ્મરણને ભૂલી જજો. ” સુમિત્રાએ, લક્ષ્મણજીને, આ પ્રમાણે શીખામણ દઈ, આજ્ઞા દઈને, વળી આશિસ્ દીધી કે, “ તમને સીતારામનાં ચરણોમાં અખંડ, નિર્મળ અને નિત્ય નિત્ય નવી પ્રીતિ હોજો. ॥ ૩ ॥

सो०—मातु चरण शिर नाय, चले तुरित शंकित हिये ॥
वा गुरु विषम तुराय, मनहु भाग मृग भाग वश ॥ ३ ॥

લક્ષ્મણજી, માતાનાં ચરણોમાં માથું નમાવીને જાણે ભાગ્યને લીધે વિષમ જાળને તોડીને, જેમ હરિણ, ભાગ્યો હોય, તેમ તુરત ચાલ્યા; પણ જેમ તે હરિણ, પાછો બીજા કોઈ પ્રતિબંધથી હૃદયમાં શંકિત રહે, તેમ, ‘ રખેને પિતા ના પાડે,’ એવા ભયથી હૃદયમાં શંકિત રહ્યા. ॥ ૩ ॥

चौ०—गये लषण जहँ जानकि नाथा । भये मन मुदित पाय प्रिय साथा ॥
वंदि राम सिय चरण सुहाये । चले संग नृप मंदिर आये ॥ १ ॥
कहहिं परस्पर पुर नर नारी । भलि बनाय विधि बात विगारी ॥
तनु कृश मन दुख वदन मलीने । विकल मनहुं माखी मधु छीने ॥ २ ॥
करमी जहिं शिर धुनि पछिताहीं । जिमि विनु पंख विहंग अकुलाहीं ॥
भइ बडि भीर भूप दरबारा । जाय न वरणि विषाद अपारा ॥ ३ ॥
सचिव उठाय राउ बैठारे । कहि प्रिय वचन राम पगु धारे ॥
सिय समेत दोउ तनय निहारी । व्याकुल भयउ भूमिपति भारी ॥ ४ ॥

લક્ષ્મણજી, પાછા રામની પાસે ગયા અને તેમનો પ્રિય સાથ મળવાથી, મનમાં પ્રસન્ન થયા. સીતાજીનાં અને રામનાં સુંદર ચરણોમાં પ્રણામ કરી, તેઓની સાથે ચાલી, રાજમંદિરમાં આવ્યા ॥ ૧ ॥ અયોધ્યાનાં સઘળાં નર નારીઓ, પરસ્પરમાં કહેવા લાગ્યાં કે, “ દૈવે સારૂં કરીને પાછું કેવું બગાડયું છે ?” સર્વે માણસો, શરીરોમાં દુબળાં થઈ ગયાં હતાં, મનમાં દુઃખિત થયાં હતાં, મલિન મોહોડાંઓવાળાં થઈ ગયાં હતાં, જેઓની પાસેથી મધ છીનવી લેવામાં આવ્યું હોય, એવી મધમાંખીઓની પેઠે, વિહ્વલ થયાં હતાં. ॥ ૨ ॥ હાથ ઘસતાં હતાં, માથાં ધુણાવીને પસ્તાવો કરતાં હતાં અને પાંખો

વગરનાં પક્ષીઓની પેઠે વ્યાકુલ થયાં હતાં. રાજદરબારમાં લોકોની મોટી ભીડ થઈ આ સમયનો, લોકોનો અપાર ખેદ વર્ણવ્યો જાય એમ નથી. ॥ ૩ ॥ મંત્રીઓએ, રાજાને ધરતીપરથી ઉઠાડીને બેસાડયા અને 'રામ પધાર્યા છે,' એવા પ્રિય વચન કહ્યાં. રાજા બે પુત્રોને અને સીતાજીને જોઈ, બહુ જ વ્યાકુલ થયા. ॥ ૪ ॥

दो०—सीय सहित सुत सुभग दोउ, देखि देखी अकुलाय ॥
बारहिं बार सनेह वश, राउ लिये उर लाय ॥ ८४ ॥

સીતા સહિત બન્ને સુંદર પુત્રોને જોઈ જોઇ, ગભરાઈ ગભરાઈને સ્નેહને વશ થયેલા રાજાએ, તેઓને વારંવાર છાતીમાં લગાવ્યાં ॥ ૮૪ ॥

चौ०—सकइ न बोलि विकल नर नाहू । शोक जनित उर दारण दाहू ॥
नाइ शीश पद अति अनुरागा । उठि रघुनाथ विदा तब मांगा ॥ १ ॥
पितु अशीश आयसु मोहिं दीजै । हर्ष समय विस्मय कत कीजै ॥
तात किये प्रिय प्रेम प्रसादु । यश जग जाय होय अपवादु ॥ २ ॥
सुनि सनेह वश उठि नर नाहा । बैठारे रघुपति गहि बांहा ॥
सुनहु तात तुमकंह मुनि कहहीं । राम चराचर नायक अहहीं ॥ ३ ॥
शुभ अरु अशुभ कर्म अनुहारी । ईश देइ फल हृदय विचारी ॥
करै जो कर्म पाव फल सोई । निगम नीति अस कह सब कोई ॥ ४ ॥

દશરથ રાજા હૃદયમાં શોકથી ઉત્પન્ન થયેલા દારુણ દાહને લીધે વિહ્વલ થ જવાથી કશું બોલી શકતા ન હતા. આ સમયમાં રામચંદ્રજીએ, ઉઠી, અતિપ્રેમથ ચરણોમાં માથું નમાવી, રજા માગી કે, ॥ ૧ ॥ "હે પિતાજી! મને આશિસ્ અ આજ્ઞા આપો. હર્ષના સમયમાં શા માટે ખેદ કરો છો ? હે તાત ! અમો કે જેઓ આપને પ્રિય છીએ, તેઓના ઉપર, આ સમયમાં પ્રેમ અને પ્રસાદ કરવાથી યશ જ રહેશે અને જગતમાં નિન્દા થશે." ॥ ૨ ॥ રામનું બોલવું સાંભળી, સ્નેહને વશ થયેલ રાજાએ ઉઠી, બાંહ પકડીને રામને બેસાડયા અને કહ્યું[1] કે, "હે પુત્ર ! સાંભળો મુનિએ કહે છે કે, રામ સચરાચર જગતના સ્વામી છે. ॥ ૩ ॥ (આપ ઈશ્વર છો, માટે આ સમયમાં જે યોગ્ય હોય, તે કરવું, એ આપનું કામ છે.) ઈશ્વર શુભાશુભ કર્મોને અનુસરી, હૃદયમાં વિચાર કરીને, પ્રાણીઓને ફળ આપે છે અને જે કરે, તેને જ ફળની પ્રાપ્તિ થાય છે એવો વેદનો સિદ્ધાંત છે, એમ સર્વે કોઈ કહે છે. ॥ ૪ ॥

दो०—और करै अपराध कोउ, और पाप फल भोग ॥
अति विचित्र भगवंत गति, को जग जाने योग ॥ ८५ ॥

પણ મારી બાબતમાં તો અપરાધ કોઈ કરે અને ફળ કોઈ ભોગવે, એવું વિપરીત બન્યું છે. (અપરાધ કૈકેયીએ કર્યો છે અને દુઃખ હું ભોગવું છું.) જગતમાં આપની અત્યંત વિચિત્ર ગતિને જાણવાને કોણ સમર્થ છે ? કોઈ નથી." ॥ ૮૫ ॥

૧ આ સમયમાં 'રખેને રાજા હમણાં જ મરી જાય' એમ ધારીને, રામચંદ્રજીએ રાજાના હૃદયમાં, કાંઈક પોતાના ઈશ્વરત્વનું ભાન કરાવ્યું, તેથી રાજાએ કહ્યું છે.

चौ०–राम राम राखन हित लागी । बहुत उपाय किये छल त्यागी ॥
लखा राम रुख रहत न जाने । धर्म धुरंधर धीर सयाने ॥ १ ॥
तब नृप सीय लाय उर लीन्ही । अतिही बहुत भांति सिख दीन्ही ॥
कहि बनके दुख दुसह सुनाये । सासु श्वसुर पितु सुख समुझाये ॥ २ ॥
सिय मन रामचरण अनुरागा । घर न सुगम वन अगम न लागा ॥
औरहुँ सब हि सीय समुझाई । कहि कहि विपिन विपति अधिकाई ॥३॥
सचिव नारि गुरु नारि सयानी । सहित सनेह कहहिं मृदु वानी ॥
तुम कहँ तौ न दीन वनवासू । करहु जो कहहिं श्वशुर गुरु सासू ॥ ४॥

રાજાએ, રામને રાખવાને વાસ્તે ખરા અંતઃકરણથી ઘણા ઉપાયો[1] કર્યા પણ રામ કે જે ધર્મધુરંધર, ધીર અને પ્રવીણ છે, તેમની, રહેવાની નહીં, પણ જવાની જ મરજી જોવામાં આવી. ॥ ૧ ॥ ત્યારે રાજાએ, સીતાજીને, પોતાની છાતીમાં લગાવ્યાં, અત્યંત ઘણા ઘણા પ્રકારની શીખામણ દીધી, વનનાં દુઃસ્સહ દુઃખો કહી સંભળાવ્યાં અને સાસુ સસરાની પાસે તથા પિતાની પાસે રહેવાનાં સુખો સમજાવ્યાં. ॥ ૨ ॥ પણ સીતાજીનું મન, રામનાં ચરણોમાં જ અત્યંત પ્રેમયુક્ત હતું, તેથી તેમને ઘર ગમ્યું નહીં અને વનનો અણગમો થયો નહીં. બીજાં સઘળાંઓએ પણ વનનાં દુઃખોની અધિકતા કહી કહીને સીતાજીને સમજાવ્યાં પણ તેઓનું સમજાવવું પણ વ્યર્થ ગયું. ॥ ૩ ॥ મંત્રીઓની સ્ત્રીઓએ, તથા ગુરુપત્નીએ, સ્નેહ સહિત કોમળ વાણીથી સીતાજીને કહ્યું કે, "હે પ્રવીણ જાનકી ! રાજાએ, તમને તો વનવાસ દીધો નથી, માટે સસરો, ગુરુ અને સાસુ, જે કહે છે, તે કરો." ॥ ૪ ॥

दो०–शिख शीतल हित मधुर मृदु, सुनि सीतहि न सुहानि ॥
शरद चंद्र चांदिनि लगत, जनु चकई अकुलानि ॥ ८६ ॥

એઓની શીતલ, હિતકારી, મધુર અને કોમળ શીખામણ પણ સીતાજીને ગમી નહીં. જેમ શરદ્ઋતુના ચંદ્રની શીતલ તથા કોમળ ચાંદની લાગવાથી પણ ચક્રવાકી ગભરાય (તેમ તે સ્ત્રીઓની શીતલ તથા કોમળ શીખામણથી પણ સીતાજી ગભરાયાં.) ॥ ૮૬ ॥

चौ०–[2]सीय सकुच वश उतर न देई । सो सुनि तमकि उठी कैकेई ॥
मुनि पटभूषण भाजन आनि । आगे धर बोली मृदु वानी ॥ १ ॥
नृपहि प्राणप्रिय तुम रघुवीरा । शील सनेह न छाडहिं भीरा ॥
सुकृत सुयश परलोक नशाऊ । तुमहिं जान वन कहहिं न काऊ ॥ २ ॥

૧ પ્રથમ 'राखु राम कहे जेहि तेहि भाती' તથા 'भरत हि अवधि देहुं युवराजू' એ રીતે કૈકેયીને સમજાવવારૂપ લૌકિક ઉપાય કર્યા અને પછી 'विधि हि मनाव राउ मनमांही, जेहि रघुनाथ न कानन जाहीं' તથા 'सुमिरि महेश हि कह निहोरी' એ ચોપાઇઓમાં કહ્યા પ્રમાણે, દૈવી ઉપાયો પણ કર્યા, ઇત્યાદિ સમજી લેવું.

**अस विचारि सोई करहु जो भावा । राम जननि सिख सुनि सुख पावा ॥**
**भूपहि वचन बाण सम लागे । करहिं न प्राण पयान अभागे ॥ ३ ॥**

'સીતા, લજાવાથી ઉત્તર દેતાં નથી,' એવું સ્ત્રીઓનું બોલવું સાંભળી, 'રખેને સીતા અહીં રહી જાય,' એવી શંકાથી કૈકેયી, ચમકી ઉઠી, અને તુરત જ વલ્કલ વસ્ત્રો, તુલસીની માળા વગેરે ભૂષણો અને તુંબડાં વગેરે પાત્રો, કે જેઓ, મુનિજનને લાયક છે, તેઓને લાવી, આગળ ધરીને કોમલ વાણી બોલી કે, ॥ ૧ ॥ "હે રામચંદ્રજી! તમે રાજાને પ્રાણપ્રિય છો, તેથી સ્વાભાવિક સ્નેહની સાંકડને લીધે, રાજા, તમને છોડશે નહીં. પુણ્ય, પરલોક અને સુકીર્તિ નષ્ટ થઈ જાય, તોપણ રાજા, તમને કદી પણ વનમાં જવાનું કહેનાર નથી. ॥ ૨ ॥ આમ છે, એટલા માટે હવે તમે વિચાર કરી, તમારા મનને ગમતું હોય તે કરો." કૈકેયીની શીખામણ સાંભળીને, રામ હર્ષ પામ્યા, પણ રાજાને તે વચનો બાણ જેવાં લાગતાં, રાજા તો મનમાં એમ જ બોલવા લાગ્યા કે, "આ મારા અભાગિયા પ્રાણ જતા નથી. ॥ ૩ ॥

**चौ०—जब[1] मुनि बसन राम तन धारे । नर नारी लखि भये दुखारे ॥**
**पहरे लषण बसन तनु माहीं । सीय गई लखि सहमि तहाहीं ॥ ४ ॥**
**हाथ लिये वल्कल सुकुमारी । ठाढी भई लाज उर भारी ॥**
**पहर न जानत मन अकुलानी । राम ओर लख कह मृदु वानी ॥ ५ ॥**
**मुनि जन केहि विधि बांधत चीरा । सो नहि मैं जानत रघुवीरा ॥**
**अस कह चल्यो नैन बहि वारी । सुनि प्रभु उठे धीर धरि भारी ॥ ६ ॥**
**निज करसो पहरावन लागे । लखि नर नारि महा दुख पागे ॥**
**तब वसिष्ठ उठि कियो निवारण । सिय नहिं करिहै यह पट धारण ॥ ७ ॥**

રામચંદ્રજીએ જ્યારે વલ્કલ વસ્ત્રો પહેર્યાં ત્યારે તે જોઇને નર નારીઓ બહુ દુઃખ પામ્યાં. લક્ષ્મણજીએ, પણ શરીરપર વલ્કલ વસ્ત્રો પહેર્યાં. સુકુમાર સીતાજી તો વલ્કલ વસ્ત્રોને નજરે દેખતાં જ ભયભીત થઈ ગયાં, ॥ ૪ ॥ પણ તેઓને હાથમાં લઈ પહેરવાને વાસ્તે ઉભાં થયાં અને હૃદયમાં બહુ જ લજાવા લાગ્યાં. પોતે એ વસ્ત્રોને પહેરી જાણતાં ન હતાં, તેથી ગભરાઈ, રામની તરફ જોઈ કોમળ વાણીથી ॥ ૫ ॥ "હે રઘુવીર! મુનિજનો, કઈ રીતે વલ્કલ વસ્ત્રો પહેરે છે? તે હું જાણતી નથી." આમ બોલીને, નેત્રોમાંથી અશ્રુઓ ચલાવવા લાગતાં, તે વચનો સાંભળી, ભારે ધીરજ ધરી, ઉભા થઇને ॥ ૬ ॥ રામચંદ્રજી, પોતાના હાથથી પહેરાવવા લાગતાં, તે જોઇને નર નારીઓ મોટા દુઃખમાં નિમગ્ન થયાં. આ સમયમાં વસિષ્ઠ મુનિએ ઉઠીને અટકાવ કર્યો કે, "સીતા, આ વસ્ત્રોને ધારણ નહીં કરે. ॥ ૭ ॥

**दो०—सुन्दर भूषण बसन युत, सिता चलहि प्रभु साथ ॥**
**मुनि वसिष्ठके वचन तब, तजे बसन रघुनाथ ॥ ८७ ॥**

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

પણ સુંદર ભૂષણોને તથા વસ્ત્રોને પહેરીને સિતા રામની સાથે જશે." વસિષ્ઠ મુનિનાં વચન સાંભળીને રામચંદ્રજીએ વલ્કલ વસ્ત્રો પહેરાવવાં છોડી દીધાં.[1] ॥ ૮૭ ॥

**लोग विकल मूर्च्छित नर नाहू । काह करिय कछु सूझ न काहू ॥**
**राम तुरत मुनि वेष बनाई । चले जनक जननिहि शिर नाई ॥ १ ॥**

લોકો વિહ્વલ થઈ ગયાં અને રાજા મૂર્છિત થઇ ગયા. 'હવે શું કરીએ? કશું સૂઝતું નથી!' એમ સર્વે માણસો, બોલવા લાગ્યાં. રામચંદ્રજી, તુરત મુનિનો વેષ ધરી, માતાપિતાને માથું નમાવીને ત્યાંથી ચાલ્યા. ॥ ૧ ॥

**दो०—सजि वन साज समाज सब, वनिता बंधु समेत ॥**
**वंदि विप्र गुरु चरण प्रभु, चले करि सबहि अचेत ॥ ८८ ॥**

રામચંદ્રજી, વનને છાજતો સઘળો સમાજ સજી, બ્રાહ્મણોનાં તથા ગુરૂનાં ચરણોમાં પ્રણામ કરી, સર્વને શોકથી બેભાન કરી, સીતાજીની અને લક્ષ્મણજીની સાથે ચાલ્યા. ॥ ૮૮ ॥

**चौ०—निकसि वसिष्ठ द्वार भये ठाढे । देखे राम विरह दव बाढे ॥**
**कहि प्रिय वचन सकल समुझाये । विप्र वृंद रघुवीर बुलाये ॥ १ ॥**
**गुरुसन कथि वरषासन दीन्हे । आदर दान विनय वश कीन्हे ॥**
**याचक दान मान संतोषे । मीत पुनीत प्रेम परिपोषे ॥ २ ॥**
**दासी दास बोलाय बहोरी । गुरुहि सौंपि बोले कर जोरी ॥**
**सबकै सार संभार गुसांई । करव जनक जननीकी नाई ॥ ३ ॥**
**बारहिं बार जोरि युग पानी । कहत राव सब सन मृदु वानी ॥**
**सोइ सब भांति मोर हितकारी । जाते रहहिं भुआल सुखारी ॥ ४ ॥**

રાજદ્વારમાંથી નીકળી, વસિષ્ઠ મુનિના દરવાજાપર ઉભા રહ્યા, ત્યાં જોવામાં આવ્યું કે, 'સર્વે લોકને વિરહરૂપી દાવાગ્નિ વૃદ્ધિ પામ્યો છે.' રામચંદ્રજીએ, પ્રિય વચનો કહી કહીને સર્વ લોકોને સમજાવ્યા ॥ ૧ ॥ અને પછી બ્રાહ્મણોના સમૂહને બોલાવી, ગુરુને કહીને બ્રાહ્મણોને ચૌદ વર્ષ સૂધી ભોજન ખરચ ચલાવવાનું દ્રવ્ય અપાવ્યું. બીજા લોકોને પણ આદર દેવાથી તથા વિનયથી સંતોષીને, પછી યાચક લોકોને દાન માનથી સંતોષ્યા અને તે પછી મિત્રોને પણ પવિત્ર પ્રેમથી રાજી કર્યા. ॥ ૨ ॥ પછી પોતાનાં સઘળાં દાસી દાસોને બોલાવી, ગુરુના હાથમાં સોંપી, હાથ જોડીને બોલ્યા કે, "હે ગુરૂમહારાજ! જેમ માતા પિતા બાલકોની સાર સાંભાળ લે, તેમ આપ, આ સઘળાંઓની સાર સંભાળ લેજો." ॥ ૩ ॥ એ પ્રમાણે રામચંદ્રજી, વારંવાર બન્ને હાથ જોડી, સર્વે લોકોને કોમળ વાણીથી કહેવા લાગ્યા કે, "જેથી રાજા સુખી રહે, તે કામ કરજો અને તેવાં કામ કરનારાઓને, હું મારા હિતકારી ગણીશ. ॥ ૪ ॥

**दो०—मातु सकल मेरे विरह, जेनि न होहीं दुख दीन ॥**
**सोइ उपाय तुम करहु सब, पुर जन परम प्रवीन ॥ ८९ ॥**

---
૧ અહીં સૂધી ક્ષેપક છે.

મારી સઘળી માતાઓ, મારા વિયોગમાં જે ઉપાયોથી દુઃખી તથા દીન ન થાય તે ઉપાયો કરજો. હે પુરવાસીઓ ! તમો સર્વ પરમ પ્રવીણ છો, માટે વધારે શું કહેવું !" ॥ ૮૯ ॥

चौ०—यहि विधि राम सबहि समुझावा । गुरुपद पद्म हर्षि शिर नावा ॥
गणपति गौरि गिरीश मनाई । चले अशीश पाय रघुराई ॥ १ ॥
राम चलत अति भयउ विषादू । कहि न जाय पुर आरत नादू ॥
कुशकुन लंक अवध अति शोकू । हर्ष विषाद विवश सुर लोकू ॥ २ ॥
गइ मूर्छा तब भूपति जागे । बोलि सुमंत कहन अस लागे ॥
राम चले वन प्राण न जाहीं । कोहिं सुख लागि रहे तनु माहीं ॥ ३ ॥
यहिते कवन विथा बलवाना । जो दुख पाय तजहि तनु प्राना ॥
पुनि धरि धीर कहै नर नाहू । ले रथ संग सखा तुम जाहू ॥ ४ ॥

આ પ્રમાણે સર્વને સમજાવી, આનંદથી ગુરુનાં ચરણોમાં માથું નમાવી, ગણપતિને, પાર્વતીને અને સદાશિવને મનાવી, સર્વની આશીસ લઇને ત્યાંથી ચાલ્યા. ॥ ૧ ॥ રામચંદ્રજીના ચાલવાના સમયમાં પુરવાસીઓને અત્યંત ખેદ થયો, આખા શહેરમાં વર્ણવ્યો ન જાય એવો આર્ત નાદ થઈ રહ્યો. લંકામાં મૃત્યુસૂચક અપશકુનો થયાં, અયોધ્યામાં અત્યંત શોક વ્યાપી રહ્યો અને દેવતાઓ, પોતાનાં કર્તવ્યની સિદ્ધિ જોઇને અત્યંત રાજી થયા તથા પોતાનાં કર્ત્તવ્યથી અયોધ્યામાં વિપત્તિ થયેલી જોઇને અત્યંત ખેદ પણ પામ્યા. ॥ ૨ ॥ આ સમયમાં મૂર્છા ઉતરી જતાં સચેત થયેલા રાજા, સુમંત્રને બોલાવીને કહેવા લાગ્યા કે, " રામ વનમાં ગયા અને મારા પ્રાણ જતા નથી. આ પ્રાણ તે કયા સુખને વાસ્તે શરીરમાં લાગી રહ્યા હશે ? ॥ ૩ ॥ આથી વધારે કઈ પીડા બલવત્તર હોતી હશે ? કે જેથી પ્રાણો દુઃખ પામીને શરીરને છોડી દે. " વળી ધીરજ ધરીને રાજા બોલ્યા કે, " હે સુમંત્ર ! તું રથ લઈ, રામનો મદદગાર થઇને જા. ॥ ૪ ॥

दो०—सुठि सुकुमार कुमार दोउ, जनक सुता सुकुमारि ॥
रथ चढाय दिखराय वन, फिरहिं गये दिन चारि ॥ ९० ॥

અત્યંત સુકુમારપણાવાળા બન્ને કુમારોને તથા સુકુમારી સીતાને, રથમાં ચઢાવી વન દેખડાવીને ચારેક દિવસ જતાં પાછો ફરી આવ. ॥ ૯૦ ॥

चौ०—जो नहिं फिरहिं धीर देउ भाई । सत्य संध दृढ व्रत रघुराई ॥
तौ तुम विनय करेहु कर जोरी । फेरिय प्रभु मिथिलेश किशोरी ॥ १ ॥
जब सिय कानन देखि डराई । कहेहु मोरि सिख अवसर पाई ॥
सासु श्वशुर अस कहेउ सँदेशू । पुत्रि फिरिय वन बहुत कलेशू ॥ २ ॥
पितु गृह कबहुँ कबहुँ ससुरारी । रहेउ जहां रुचि होय तुम्हारी ॥
इहि विधि करेहु उपाय कदम्बा । फिरइ तौ होइ प्राण अवलम्बा ॥ ३ ॥
नाहित मोर मरण परिणामा । कछु न बसाय भयो विधि वामा ॥
अस कहि मूर्छित परयौ महि राउ । राम लषण सिय आन दिखाऊ ॥ ४ ॥

બન્ને ભાઈઓ ધીર છે અને વળી રામ તો સત્ય પ્રતિજ્ઞાવાળા તથા દૃઢ વ્રતવાળા છે, તેથી તેઓ જો પાછા ન ફરે તો તું હાથ જોડી, રામની પાસે વિનતી કરજે કે, 'હે પ્રભુ ! જનક રાજાની[1] કુંવરીને પાછાં મોકલો.' ॥ ૧ ॥ જ્યારે સીતા, વનને જોઈને ડરે, ત્યારે તું લાગ જોઇને આ મારા શીખવેલા અક્ષરો બોલજે કે, તમારાં સાસુએ તથા સસરાએ તમને પાછાં ફરવાનું કહેવરાવ્યું છે. હે પુત્રિ ! વનમાં ઘણું દુઃખ છે, માટે પાછાં ઘેર ચાલો, ॥ ૨ ॥ કોઈ સમયે પિતાને ઘેર અને કોઈ સમયે સાસરે એમ જ્યાં તમારી રુચિ હોય ત્યાં રહેજો.' હે સુમંત્ર ! આ પ્રમાણે અનેક ઉપાયો કરજે. કેમે કરી સીતા પાછાં આવે તો, મારા પ્રાણોને આધાર મળે. ॥ ૩ ॥ નહીં તો પરિણામે મારૂં મરણ જ છે. હાય હાય ! મારાથી કશું બની શક્યું નહીં. વિધાતા પ્રતિકૂલ થઈ ગયો." આમ કહીને રાજા, 'અરે ! કોઇ રામને, લક્ષ્મણને અને સીતાને, અહીં લાવીને મારી નજરે કરો,' એમ બોલતા બોલતા મૂર્છિત થઈને ધરતીપર પડ્યો. ॥ ૪ ॥

दो०—पाय रजायसु नाय शिर, रथ अति वेग बनाय ॥
गयउ जहां बाहर नगर, सीय सहित दोउ भाय ॥ ९१ ॥

સુમંત્ર મંત્રી, રાજાની આજ્ઞા લઈ, માથું નમાવી, અતિ ઝડપથી રથને તૈયાર કરી, તે રથને લઇને, નગર બહાર ગયો, કે જે સ્થલમાં સીતા સહિત બન્ને ભાઇઓ હતા. ॥૯૧

चौ०—तब सुमंत नृप वचन सुनाये । करि विनती रथ राम चढाये ॥
चढि रथ सीय सहित दोउ भाई । चले हृदय अवधहिं शिर नाई ॥ १ ॥
चलत राम लखि अवध अनाथा । विकल लोग लागे सब साथा ॥
कृपासिन्धु बहु विधि समुझावहिं । फिरहिं प्रेम वश पुनि फिरि आवहिं ॥२॥
लागत अवध भयावनि भारी । मानहु काल राति अँधियारी ॥
घोर जंतु सम पुर नर नारी । डरपहिं एकहि एक निहारी ॥ ३ ॥
घर मशान परिजन जनुभूता । सुत हित मीत मनहु यमदूता ॥
बागन्ह विटप वेलि कुम्हिलाहीं । सरित सरोवर देखि न जाहीं ॥ ४ ॥

સુમંત્રે, રાજાનાં વચનો સંભળાવી, વિનતિ કરીને રામચંદ્રજીને રથમાં બેસાડ્યા. સીતા સહિત બન્ને ભાઇઓ, રથમાં ચઢી હૃદયથી અયોધ્યાને પ્રણામ[2] કરીને ચાલ્યા.॥૧॥ રામના ચાલવાના સમયમાં અયોધ્યા અનાથ થઈ ગઈ, અને અયોધ્યાનાં સર્વ લોકો વિહ્વલ થઇને સાથે ચાલ્યાં. કૃપાના સમુદ્રરુપ રામચંદ્રજી, તે લોકોને સમજાવવા લાગતાં, તે લોકો પાછા ફરવા લાગ્યાં, પણ પ્રેમને વશ થઈને પાછાં રામની પાસે આવવા લાગ્યાં. ॥ ૨ ॥ અયોધ્યા, જાણે અંધારી કાલ રાત્રિ હોય એવી ભયંકર દીસવા લાગી. શેહેરનાં સ્ત્રીપુરુષો, પરસ્પરને ઘોર પ્રાણીઓ જેવાં દેખીને એકથી એક ડરવા લાગ્યાં. ॥ ૩ ॥ ઘરો, મસાણો જેવાં, પરિજનો, ભૂત પ્રેતો જેવાં અને પુત્રો, સ્નેહીઓ

૧ જનક રાજાની કુંવરી કહેવાનો અભિપ્રાય એ છે કે, 'હું જનક રાજાને શો જવાબ દઇશ ?'
૨ જો સ્પષ્ટ પ્રણામ કરે, તો લોકો કલ્પના કરે કે, 'અયોધ્યામાં હજી પ્રીતિ છે અને રાજ્ય છોડવામાં ક્લેશ થાય છે,' તેથી હૃદયથી પ્રણામ કર્યાં.

તથા મિત્રો, યમદૂતો જેવાં જણાવા લાગ્યા. બાગોમાં વૃક્ષો તથા લતાઓ, કરમાઈ ગયાં અને નદીઓ તથા તળાવો, જોયાં જાય નહીં એવાં ભયંકર દેખાવા લાગ્યાં ॥ ૪ ॥

दो०—हय गय कोटिन्ह केलि मृग, पुर पशु चातक मोर ॥
पिक रथांग शुक सारिका, सारस हंस चकोर ॥ ९२ ॥

હાથીઓ, ઘોડાઓ, કરોડો ક્રીડા કરવાનાં પશુઓ, નગરનાં ગાય, ભેંસ વગેરે પશુઓ, બપૈયાઓ, મોર, કોયલ, રથાંગ, પોપટ, મેનાઓ, સારસો, હંસો તથા ચકોરો, ॥૯૨॥

चौ०—राम वियोग विकल सब ठाढे । जहँ तहँ मनहु चित्र लिखि काढे ॥
नगर सकल जनु गहवर भारी । खग मृग विपुल सकल नर नारी ॥ १ ॥
विधि कैकयी किरातिनि कीन्ही । जेहि दव दुसह दशहु दिशि दीन्ही ॥
सहि न सके रघुवर विरहागी । चले लोग सब व्याकुल भागी ॥ २ ॥
सबहि विचार कीन्ह मनमाहीं । राम लषण सिय विन सुख नाहीं ॥
जहां राम तहँ सबइ समाजू । विनु रघुवीर अवध केहि काजू ॥ ३ ॥
चले साथ असमंत्र दृढाई । सुर दुर्लभ सुख सदन विहाई ॥
राम चरण पंकज प्रिय जिनहीं । विषय भोग वश करहिं कि तिनहीं ॥४॥

એ સર્વે, રામના વિયોગથી વિહ્વલ થઈ જવાને લીધે; જાણે ચિત્રોમાં આળખેલાં હોય તેમ જ્યાં ત્યાં જેમનાંતેમ સ્થિર થઈ રહ્યાં. સઘળું અયોધ્યા નગર જાણે ભયંકર જંગલ હોય એવું જણાવા લાગ્યું, સઘળાં નર નારીઓ જાણે અનેક જંગલી પશુ પક્ષીઓ હોય એવાં જણાવા લાગ્યાં ॥ ૧ ॥ અને કૈકેયી, જાણે વિધાતાએ ભીલડી રચી હોય. એવી જણાવા લાગી, કે જેણે દશે દિશાઓમાં દુસ્સહ દાવાનલ લગાવી દીધો. રામના વિરહરુપી દાવાનળનું સહન નહીં કરી શકાયાથી, અત્યંત વ્યાકુલ થયેલાં લોકરુપી પશુ પક્ષીઓ, અયોધ્યારુપી જંગલમાંથી ભાગવા લાગ્યાં. ॥ ૨ ॥ સઘળાંઓએ, મનમાં વિચાર કર્યો કે, " રામ, લક્ષ્મણ અને સીતા, એઓ વિના સુખ નથી. જ્યાં રામ હોય, ત્યાં જ સઘળો સમાજ શોભે. રામ વગર અયોધ્યામાં શું કામ છે ?" ॥૩॥ આ પ્રમાણે મજબૂત વિચાર કરી, સર્વે લોકો દેવતાઓને પણ ન મળે એવાં સુખોને તથા ઘરોને છોડી દઈને, રામની સાથે ચાલ્યાં. જેઓને રામનાં ચરણારવિંદ પ્રિય હોય, તેઓને વિષય ભોગો વશ કરી શકે કે ? ॥ ૪ ॥

दो०—बालक वृद्ध विहाय गृह, लगे लोग सब साथ ॥
तमसा तीर निवास किय, प्रथम दिवस रघुनाथ ॥ ९३ ॥

સર્વે લોકો, બાલકોને તથા વૃદ્ધોને ઘરોમાં છોડી દઈને સાથે ચાલ્યાં. રામચન્દ્રજીએ, તમસા નામની નદીને કિનારે પહેલો ઉતારો કર્યો. ॥ ૯૩ ॥

चौ०—रघुपति प्रजा प्रेम वश देखी । सदय हृदय दुख भयउ विशेषी ॥
करुणामय रघुनाथ गुसांई । वेगि पाय अहिं पीर पराई ॥ १ ॥
कहि सप्रेम मृदु वचन सुहाये । बहु विधि राम लोग समझाये ॥
किये धर्म उपदेश घनेरे । लोग प्रेम वश फिरहि न फेरे ॥ २ ॥

शील सनेह छांडि नहि जाई। असमंजस वश भये रघुराई॥
लोग शोक श्रम वश गये सोई। कछुक देव माया मति गोई॥ ३॥
जबहि याम युग यामिनी बीती। राम सचिव सन कहेउ सप्रीती॥
खोज मारि रथ हांकहु ताता। आन उपाय बनै नहि बाता॥ ४॥

દયાળુ રામચંદ્રજી, પ્રજાને, પ્રેમવશ થઈ, દુઃખ પામતી જોઈ, હૃદયમાં તેઓના દુઃખથી વિશેષ દુઃખ પામ્યા. સ્વામી રામચંદ્રજી, પોતે કરુણામય હોવાથી, પરાઈ પીડાને જલદી જ પ્રાપ્ત થાય, એ સ્વાભાવિક છે. ॥૧॥ રામચન્દ્રજીએ, પ્રેમ ભરેલાં સુંદર કોમળ વચનો કહી કહીને, ઘણી ઘણી રીતે લોકોને સમજાવ્યાં અને તેઓને ઘણા ઘણા રાજ-સેવા આદિ ધર્મોના ઉપદેશો કર્યા, તોપણ પ્રેમને વશ થયેલાં એ લોકો, પાછાં વાળ્યા વળ્યાં નહીં ॥ ૨ ॥ સ્વાભાવિક સ્નેહ છોડી શકાતો ન હતો[1] અને તેઓને સાથે લઈ જવાય એમ પણ ન હતું, તેથી રામચંદ્રજીને મુઝવણ થઈ પડી. શોકને તથા શ્રમને વશ થયેલાં લોકો, સુઈ ગયાં અને દેવતાઓએ પણ, કંઈક તેઓની બુદ્ધિને મોહિત કરી દીધી.[2] ॥ ૩ ॥ બે પોહોર રાત જતાં, રામે પ્રેમથી સુમંત્રને કહ્યું કે, 'હે તાત! હવે રથને આડો અવળો ચલાવી, તેના રસ્તાનો કશો પતો ન મળે એવો તેને હાંકજો, કે જેથી પ્રભાતે ખરી દિશા નહીં જાણવામાં આવતાં, આ લોકો, પાછા વળી જાય. લોકોને પાછા વાળવાનો બીજો કોઈ ઉપાય બની શકે એમ નથી. ॥ ૪ ॥

दो०—राम लषण सिय यान चढि, शंभु चरण चित लाय॥
सचिव चलायउ तुरत रथ, इत उत खोज दुराय॥ ९४॥

રામ, લક્ષ્મણ તથા સીતા, અર્ધ રાતે જ શંકરનાં ચરણોનું સ્મરણ કરી,[3] રથમાં ચઢતાં, સુમંત્રે, ( લોકોને, રથ, કઈ દિશામાં ગયો છે ? એની ખબર ન પડવા દેવાને વાસ્તે ) રથને ઉલટો સુલટો ચલાવી, ગતિનાં ચિન્હોને નષ્ટ કરી નાખીને પછી યોગ્ય રસ્તે ચલાવી દીધો. ॥ ૯૪ ॥

चौ०—जागे सकल लोक भये भोरु। गये रघुनाथ भयो अति शोरु॥
रथकर खोज कतहुँ नहिं पावहिं। राम राम कहि चहुँ दिशि धावहि॥ १॥
मनहु वारि निधि बूड जहाजू। भयउ विकल बड वनिक समाजू॥
एकहि एक देहिं उपदेशू। तजे राम हम जानि कलेशू॥ २॥
निंदहि आपु सराहहिं मीना। धिग जीवन रघुवीर विहीना॥
जो पै प्रिय वियोग विधि कीन्हा। तौ कस मरण न मांगे दीन्हा॥ ३॥
यहि विधि करत विलाप कलापा। आये अवध भरे परितापा॥
विषम वियोग न जाय बखाना। अवधि आश सब राखहिं माना॥ ४॥

---

૧ કઠોર વચનો કહી શકાતાં ન હતાં. ૨ બુદ્ધિ, મોહિત થવાથી, તેઓને અર્ધ રાતે રામચન્દ્રજીની હિલચાલની ખબર પણ નહીં પડી. ૩ સદાશિવ, ઈષ્ટદેવ હોવાથી અથવા રાત્રિમાં ચાલતાં સદાશિવના ગણોથી કોઈ વિઘ્ન ન થાય એટલા વાસ્તે અથવા સદાશિવ અયોધ્યાવાસીઓની રક્ષા કરે, એટલા વાસ્તે અથવા માર્ગમાં મંગલ થવા વાસ્તે અથવા સદાશિવના ભક્ત રાવણને મારવાની ઇચ્છા છે, તેથી તેમાં સદાશિવની સંમતિ લેવા વાસ્તે સદાશિવનાં ચરણોનું સ્મરણ કર્યું.

પ્રભાત થતાં, સર્વે લોકો, જાગ્યાં અને જાગતાં જ, તેઓમાં, 'રામચંદ્રજી જતા રહ્યા, જતા રહ્યા,' એવો મોટો કોલાહલ થઈ રહ્યો. રથ ખરેખર કઈ દિશામાં ગયો ? એનો પત્તો નહીં મળતાં, તેઓ, રામ, રામ, કહીને, ચારે દિશાઓમાં દોડવા લાગ્યાં. ॥૧॥ જાણે સમુદ્રમાં વહાણ ડૂબવાના સમયમાં, તેમાં બેઠેલા અને ભયથી વિહ્વલ થઈને કોલાહલ ચલાવી રહ્યાં હોય એવા તે વાણીઆ લોકો દીસવા લાગ્યાં. એક એકને ઉપદેશ દેવા લાગ્યાં કે, રામચંદ્રજીએ, કલેશ જાણીને આપણને છોડી દીધાં.' ॥ ૨ ॥ એ લોકો, પોતાની નિંદા કરીને માછલાંઓને વખાણવા લાગ્યાં કે, "માછલાંઓ પાણીવિના જીવતાં નથી, માટે તેઓનાં જીવનને ધન્ય છે અને આપણે તો રામ વિના પણ જીવીએ છીએ, માટે આપણાં જીવનને ધિક્કાર છે.[1] જો વિધાતાએ આપણને પ્રિય માણસોનો વિયોગ આપ્યો તો, હવે એ વિધાતા, આપણને માગ્યું મરણ શા માટે નથી આપતો ?" ॥ ૩ ॥ આ પ્રમાણે અનેક પ્રકારના વિલાપો કરતાં અને પરિતાપથી ભરપૂર થયેલાં તે લોકો, પાછાં અયોધ્યામાં આવ્યાં. એઓને, રામચંદ્રજીના વિષમ વિયોગનું જે દુઃખ થયું, તેનું મારાથી વર્ણન કરી શકાતું નથી. સર્વે લોકોએ, રામચન્દ્રજીના પાછા આવવાની અવધિ ઉપર આશા રાખીને પ્રાણ રાખ્યા. ॥ ૪ ॥

दो०—राम दरश हित नेम व्रत, लगे करन नर नारि ॥
मनहु कोक कोकी कमल, दीन विहीन तमारि ॥ ९५ ॥

સઘળાં સ્ત્રી અને પુરુષો, રામનાં દર્શનને વાસ્તે નિયમો તથા વ્રતો કરવા લાગ્યાં અને જાણે સૂર્યનાં દર્શનથી રહિત થયેલાં ચકવાકો તથા કમળો હોય એવાં દીન દેખાવા લાગ્યાં. ॥ ૯૫ ॥

चौ०—सीता सचिव सहित दोउ भाई । शृंगबेर पुर पहुँचे जाई ॥
उतरे राम देवसरि देखी । कीन्ह दंडवत हर्ष विशेखी ॥ १ ॥
लषण सचिव सिय किये प्रणामा । सबहि भांति सुख पायउ रामा ॥
गंग सकल मुद मंगल मूला । सब सुख करनि हरनि सब शूला ॥ २ ॥
कहि कहि कोटिक कथा प्रसंगा । राम विलोकत गंग तरंगा ॥
सचिवहि अनुजहि प्रियहि सुनाई । विबुध नदी महिमा अधिकाई ॥ ३ ॥
मज्जन कीन्ह पन्थ श्रम गयउ । शुचि जल पियत मुदित मन भयउ ॥
सुमिरत जाहि मिटहिं श्रम भारु । तेहि श्रम यह लौकिक व्यवहारु ॥ ४ ॥

સીતા અને સુમંત્ર, એઓ સહિત બન્ને ભાઈઓ, શૃંગવેર પુરના સમીપમાં જઈ પહોંચ્યા, રામચન્દ્રજીએ, ગંગાજીને જોઇ, રથમાંથી ઉતરી, અત્યંત આનંદથી ગંગાજીને દંડવત કર્યા. ॥ ૧ ॥ લક્ષ્મણજી, સીતાજી અને સુમંત્ર, એઓએ પણ પ્રણામ કર્યા ગંગાજી સર્વ આનંદમંગળોનાં મૂળરુપ છે, સઘળાં સુખો દેનારાં છે અને સંતાપોને

---

૧ કેટલાએક કહે છે કે, 'મીનો' એ નામની ભિલ્લોની જાતિનાં વખાણ કરવા લાગ્યા કારણ કે, તેઓને, વનમાં રામનાં દર્શન થશે, એવો અર્થ પણ થાય. પરંતુ એ અર્થ, અસંગત છે. કેમ કે, धिग जीवन रघुवीर विहीना, એમ પાછળથી કહ્યું છે, માટે જેનું મરણ થઈ જાય, તેનો જ દાખલો જોઇએ.

હરનારાં છે, માટે તે સ્થલમાં રામચંદ્રજી, સઘળી રીતે સુખ પામ્યા. ॥ ૨ ॥ રામચંદ્રજી, લક્ષ્મણજી વગેરેને કરોડો કથાઓના પ્રસંગો કહી કહીને ગંગાજીના તરંગોને જોવા લાગ્યા. ત્યાં લક્ષ્મણજીને, મંત્રીને અને સીતાજીને, રામચન્દ્રજીએ ગંગાજીના મહિમાના અધિકપણાનું વર્ણન કહી સંભળાવ્યું. ॥૩ ॥ સ્નાન કરવાથી, રામનો માર્ગસંબંધી પરિશ્રમ ટળી ગયો અને પવિત્ર જળ પીવાથી મનમાં આનંદ થયો. રામ, કે જેના સ્મરણમાત્રથી જ જન્મ મરણાદિકનો ભારે શ્રમ મટી જાય છે, તેમને શ્રમ થયાનું વર્ણન લૌકિક વ્યવહારથી જ કરવામાં આવે છે. ॥ ૪ ॥

दो०—शुद्ध सच्चिदानंद मय, राम भानु कुल केतु ॥
चरित करत नर अनुहरत, संसृति सागर सेतु ॥ ९६ ॥

શુદ્ધ સચ્ચિદાનંદમય અને સૂર્યવંશના ધ્વજરૂપ રામચંદ્રજી, મનુષ્યાવતારને અનુસરીને જે જે ચરિત્રો, કરે છે, તે સઘળાં ચરિત્રો સંસારરૂપી સમુદ્રમાં સેતુ (પુલ) રૂપ છે. ॥ ૯૬ ॥

चौ०—यह सुधि गुह निषाद जब पाई । मुदित लिये प्रिय बंधु बुलाई ॥
ले फल फूल भेंट भरि भारा । मिलन चलेउ हिय हर्ष अपारा ॥ १ ॥
करि दंडवत भेंट धरि आगे । प्रभु हि विलोकत अति अनुरागे ॥
सहज सनेह विवस रघुराई । पूछी कुशल निकट बैठाई ॥ २ ॥
नाथ कुशल पद पंकज देखे । भयऊ भाग भाजन जन लेखे ॥
देव धरणि धन धाम तुह्मारा । मैं जन नीश सहित परिवारा ॥ ३ ॥
कृपा करिय पुर धारिय पांऊ । थापिय जन सब लोग सिहांऊ ॥
कहेउ सत्य सब सखा सुजाना । मोहिं दीन्ह पितु आयसु आना ॥ ४ ॥

શૃંગવેર પુરના રાજા ગુહ નામના ભિલ્લને, જ્યારે રામચંદ્રજીના આવવાની ખબર મળી, ત્યારે તે ગુહ, આનંદ પામી, પોતાના પ્રિય બંધુઓને બોલાવી[1], ભેટ કરવાનાં ફળ ફૂલોની ભારના ટોપલાઓ ભરાવી, હૃદયમાં અપાર હર્ષ પામતો, પામતો, મળવાને વાસ્તે ચાલ્યો. ॥ ૧ ॥ રામની પાસે જઈ, દંડવત્ કરી, મોહોડા આગળ ભેટો ધરીને અત્યંત પ્રેમથી રામને નિરખવા લાગ્યો. સ્વાભાવિક સ્નેહને વશ થયેલા રામચન્દ્રજી, ગુહને પોતાના સમીપમાં બેસાડીને કુશલ પ્રશ્નો પૂછવા લાગ્યા. ॥ ૨ ॥ ગુહ બોલ્યો કે, "હે નાથ! આપના ચરણારવિંદનું દર્શન મળ્યું, એ જ સર્વ પ્રકારનું કુશલ છે. આજ હું ભાગ્યના પાત્રરૂપ થયો છું અને ભક્તજનોના લેખામાં આવ્યો છું. હે દેવ! પૃથ્વી, ધન તથા ઘર, એ સઘળું આપનું જ છે. મારા પરિવાર સહિત, હું તો આપનાં નીચ કાર્યો કરનારો (દાસ) છું. ॥ ૩ ॥ કૃપા કરીને શૃંગવેર પધારો અને મને ભક્તજન કરીને સ્થાપો, કે જેથી પુરનાં સર્વ લોકો રાજી થાય." રામચંદ્રજી બોલ્યા કે, "હે પ્રવીણ મિત્ર! તમે જે કહ્યું, તે સઘળું સાચું છે, પણ મને પિતાએ, બીજી રીતની આજ્ઞા દીધી છે. ॥ ૪ ॥

---

૧ ઉત્તમનું સેવન એકલાં નહીં કરવું જોઇએ, એટલા માટે પ્રિય બંધુઓને બોલાવ્યા.

दो०—वर्ष चारि दश वास बन, मुनि व्रत वेष अहार ॥
ग्राम वास नहिं उचित सुनि, गुहहि भयउ दुख भार ॥ ९७ ॥

ચૌદ વર્ષ સુધી મુનિ વ્રતથી, મુનિ વેષથી અને ફળ મૂલાદિકના આહારથી વનમાં રહેવાની આજ્ઞા કહી છે; માટે ગામમાં[1] વાસ કરવો ઉચિત નથી," આ સાંભળીને ગુહને ભારે દુઃખ ઉત્પન્ન[2] થયું. ॥ ૯૭ ॥

चौ०—राम लषण सिय रूप निहारी । कहहिं सप्रेम ग्राम नर नारी ॥
ते पितु मातु कहौ सखि कैसे । जिन पठये बालक बन ऐसे ॥ १ ॥
एक कहहिं भल भूपति कीन्हा । लोचन लाभ हमहिं विधि दीन्हा ॥
तब निषाद पति उर अनुमाना । तरु सिंशुपा मनोहर जाना ॥ २ ॥
ले रघुनाथ हि ठांव दिखावा । कहेउ राम सब भांति सुहावा ॥
पुर जन करि जुहार घर आये । रघुवर संध्या करन सिधाये ॥ ३ ॥
गुह सँभारि साथरी डसाई । कुश किसलय मय मृदुल सुहाई ॥
शुचि फल मूल मधुर मृदु जानी । दोना भरि भरि राखसि आनी ॥ ४ ॥

શૃંગવેર પુરનાં સ્ત્રી પુરુષો, રામનાં, લક્ષ્મણજીનાં અને સીતાજીનાં રુપને જોઇને પ્રેમથી વાતો કરવા લાગ્યાં કે, "હે મિત્રો! હે સખીઓ! જેઓએ આવાં બાલકોને વનમાં મોકલ્યાં છે, તે માબાપ કેવાં હશે ? તે કહો." ॥ ૧ ॥ વળી એક એકને કહેવા લાગ્યાં કે, "દશરથ રાજાએ બહુ સારુ કર્યું છે, કે જેથી વિધાતાએ આપણને પણ નેત્રોનો લાભ આપ્યો." રામનાં વચનથી, ગુહ રાજાએ, હૃદયમાં વિચાર કરી, એક શીશમનાં ઝાડને જોઈ, તેને મનોહર જાણી, ॥ ૨ ॥ ત્યાં રામચન્દ્રજીને તેડી જઇને ઠેકાણું દેખાડયું. રામચન્દ્રજી બોલ્યા કે, "આ જગ્યા ઉતારાને વાસ્તે સર્વ રીતે સારી છે." ગામનાં લોકો, જુહાર કરીને પોતપોતાને ઘેર ગયાં અને રામચન્દ્રજી, સંધ્યા કરવા વાસ્તે ગંગાજીને કીનારે પધાર્યા. ॥ ૩ ॥ ગુહ રાજાએ, દર્ભોની અને પાંદડાઓની કોમળ તથા સુંદર શય્યા ઘણી સંભાળથી બનાવી દીધી અને મીઠાં, કોમળ તથા પવિત્ર ફળ મૂળોને તપાસી, તેઓના દુનાઓ ભરી ભરીને આગળ રાખ્યા. ॥ ૪ ॥

दो०—सिय सुमंत भ्राता सहित, कंद मूल फल खाय ॥
शयन कीन्ह रघुवंश मणि, पाँय पलोटत भाय ॥ ९८ ॥

રામચન્દ્રજી, સંધ્યાવંદન કરી આવી, સીતાજી, સુમંત્ર તથા લક્ષ્મણજી સહિત કંદ, મૂળ તથા ફળને આરોગીને શયન કરતાં લક્ષ્મણજી, તેમનાં ચરણ દાબવા લાગ્યા.॥૯૮॥

---

૧ શૃંગવેર ગામ હતું, તેથી ( ગામમાં વાસ કરવો ઉચિત નથી, એમ કહ્યું, કિષ્કિન્ધાપુર છે, તેથી સુગ્રીવને पुर न जाउ दश चार बरीसा, એમ કહેશે અને લંકા નગર છે, તેથી વિભીષણને पिता बचन मे नगर न जाऊं, એમ કહેશે. ભિક્ષને ગામમાં રહેવું જ ઉચિત છે. ૨ દુઃખ એ કે, આવા સુકુમારો ઉપર આવો બોજો મૂક્યો છે અથવા ઘેર લઇ જવાની ઇચ્છા હતી, પણ તે પાર પડી નહીં, તેથી દુઃખ થયું.

चौ०—उठे लषण प्रभु सोवत जानी । कहि सचिवहि सोवन मृदु बानी ॥
कछुक दूरि सजि बाण शरासन । जागन लगे बैठि बीरासन ॥ १ ॥
गुह बुलाय पाहरु प्रतीती । ठांव ठांव राखे अति प्रीती ॥
आपु लषण पहँ बैठेउ जाई । कटि भाथा शर चाप चढाई ॥ २ ॥
सोवत प्रभुहि निहारि निषादू । भयउ प्रेम वश हृदय विषादू ॥
तनु पुलकित जल लोचन बहई । वचन सप्रेम लषण सन कहई ॥ ३ ॥
भूपति भवन स्वभाव सुहावा । सुरपति सदन न पटतर पावा ॥
मणिमय रचित चारु चौवारे । जनु रति पति निज हाथ सँवारे ॥ ४ ॥

પ્રભુને પોઢી ગયા જાણી, ત્યાંથી ઉઠીને, લક્ષ્મણજીએ, બહુ જ ધીરા સ્વરથી સુમંત્રને સૂવાનું કહ્યું. પછી પોતે જરા છેટે ધનુષ બાણ સજ્જ કરી, ગોઠણપર બેસીને જાગવા લાગ્યા. ॥ ૧ ॥ ગુહ રાજાએ, વિશ્વાસપાત્ર પહેરેગીરોને બોલાવી, અત્યંત પ્રેમથી ઠેક ઠેકાણે ઉભા રાખ્યા, અને પોતે પણ કેડમાં ભાથા બાંધી, ધનુષ બાણ ચઢાવી, લક્ષ્મણજીની પાસે જઈને બેઠા, ॥ ૨ ॥ પ્રભુને પોઢેલા જોઈ, પ્રેમને વશ થયેલા ગુહ રાજાને હૃદયમાં ખેદ થયો, શરીર રોમાંચિત થઈ ગયું અને નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં. એ ગુહ પ્રેમસહિત લક્ષ્મણજીની પાસે બોલ્યો કે, ॥ ૩ ॥ "દશરથ રાજાનું ઘર કે જે સ્વાભાવિક સુંદર છે, જેને ઇંદ્રના ઘરની ઉપમા પણ લાગુ ન પડે એવું છે, મણિમય અને સારી રીતે ગોઠવેલી ચોબારીઓવાળું છે, જાણે કામદેવે, પોતાના હાથથી બનાવ્યું હોય એવું છે. ॥ ૪ ॥

दो०—शुचि सुविचित्र सुभोग मय, सुमन सुगन्ध सुवास ॥
पलँग मंजु मणि दीप जहँ, सब विधि सकल सुपास ॥ ९९ ॥

અત્યંત પવિત્ર તથા વિચિત્ર ભોગોથી ભરપૂર છે, પુષ્પોના તથા અત્તર આદિના સુગંધોવાળું છે, મણિમય સુંદર પલંગોવાળું છે, સંપૂર્ણ રીતે સઘળા આનંદોને આપે એવું છે, ॥ ૯૯ ॥

चौ०—विविध वसन उपधान तुराई । छीर फेन मृदु विशद सुहाई ॥
तहँ सियराम शयन निशि करहीं । निज छबि रति मनोज मद हरहीं ॥ १ ॥
ते सिय राम साथरी सोये । श्रमित वसन विन जाहिं न जोये ॥
मात पिता परिजन पुर वासी । सखा सुशील दास अरु दासी ॥ २ ॥
जुगवहिं जिनहिं प्राणकी नाई । महि सोवत सो राम गुसांई ॥
पिता जनक जग विदित प्रभाऊ । श्वसुर सुरेश सखा रघुराऊ ॥ ३ ॥
रामचन्द्र पति सो वैदेही । सोवत महि विधि वाम न केहीं ॥
सिय रघुवीर कि कानन योगू । कर्म प्रधान सत्य कह लोगू ॥ ४ ॥

અને દૂધના ફીણ જેવી સફેદ, કોમળ તથા સુશોભિત તળાઈઓથી, ઓશીકાઓથી તથા વિચિત્ર વસ્ત્રોથી યુક્ત છે, તેમાં રાત્રે શયન કરનારાં અને પોતાની શોભાથી

કામદેવના તથા રતિના મદને હરનારાં ॥૧॥ તે જ આ સીતા અને રામ, આજ દર્ભના બીછાનાપર સૂતાં છે અને પાસે એકે રાજવસ્ત્ર જોવામાં આવતું નથી, એ મારાથી જોયું જતું નથી. માતા, પિતા, પરિજનો, પુરવાસીઓ, સારા સ્વભાવવાળા મિત્રો, દાસો તથા દાસીઓ, ॥૨॥ જેની પ્રાણસમાન સંભાળ રાખે, તે સ્વામી રામચંદ્રજી, ધરતીપર પોઢ્યા છે. જ્ઞાનથી જગત્પ્રસિદ્ધ પ્રભાવવાળા જનક રાજા જેના પિતા છે ઇંદ્રના મિત્ર દશરથ રાજા, જેના સસરા છે ॥૩॥ અને રામચંદ્રજી, જેના પતિ છે એવાં આ સીતાજી, ધરતીપર પોઢ્યાં છે. અહો ! જગતમાં વિધાતા જેને પ્રતિકૂલ ન થાય એવો કોણ છે ? કોઈ નથી. સીતા અને રામચન્દ્રજી વનને લાયક હોય કે ! લોકો સત્ય કહે છે કે, 'સર્વ કરતાં પ્રારબ્ધ મુખ્ય છે.' ॥ ૪ ॥

दो०—केकय नंदिनि मंद मति, कठिन कुटिल पण कीन्ह ॥
जेहि रघुनंदन जानकि हि, सुख अवसर दुख दीन्ह ॥ १०० ॥

મંદ બુદ્ધિવાળી કૈકેયીએ, કઠિણ અને કુટિલ હઠ પકડીને, રામને તથા સીતાને, સુખના સમયમાં દુઃખ દીધું છે. ॥ ૧૦૦ ॥

चौ०—भई दिनकर कुल विटप कुठारी । कुमति कीन्ह सब विश्व दुखारी ॥
भयउ विषाद विषाद हि भारी । राम सीय महि शयन निहारी ॥ १ ॥
बोले लषण मधुर मृदु बानी । ज्ञान विराग भक्तिरस सानी ॥
काहु न कोउ सुख दुखकर दाता । निज कृत कर्म भोग सब भ्राता ॥ २ ॥
योग वियोग भोग भल मंदा । हित अनहित मध्यम भ्रम फंदा ॥
जन्म मरण जहँ लगि जग जालू । संपति विपति कर्म अरु कालू ॥ ३ ॥
धरणि धाम धन पुर परिवारु । स्वर्ग नरक जहँ लगि व्यवहारु ॥
देखिय सुनिय गुनिय मनमांहीं । मायाकृत परमारथ नाहीं ॥ ४ ॥

કૈકેયી સૂર્યવંશરુપી ઝાડને કાપવામાં કહાડીરુપ થઈ છે. તેણે પોતાની કુમતિથી સઘળા જગતને દુઃખી કર્યું છે." આ પ્રમાણે રામને અને સીતાને, ધરતીપર સૂતેલાં જોવાથી, ગુહ રાજાના મનમાં ભારે ખેદ થયો. ॥૧॥ લક્ષ્મણજી, જ્ઞાન રસથી, વૈરાગ્ય રસથી અને રસથી ભીંજાયેલી કોમળ તથા મધુર વાણી બોલ્યા કે, "હે ભાઈ ગુહ ! કોઈ પણ કોઇને સુખ દુઃખ આપનાર નથી. સર્વે લોકો, પોતપોતાનાં કરેલાં કર્મોનાં ફળોને ભોગવે છે. ॥ ૨ ॥ યોગ, વિયોગ, ભોગ, સારૂં, નરસું, હિત, અહિત અને મધ્યમ સ્થિતિ, એ સઘળું ભ્રાંતિનાં ફંદરુપ છે. સઘળા જગતરૂપી જાળમાં જે કાંઈ જન્મ, મરણ, સંપત્તિ, વિપત્તિ, કર્મ, ફળ અને કાળ છે. ॥ ૩ ॥ પૃથ્વી, ઘર, ધન, પુર, પરિવાર, સ્વર્ગ, નરક અને સઘળો વ્યવહાર જોવામાં, સાંભળવામાં , કે જાણવામાં આવે છે, તે તથા સઘળું જગત પણ માયાની જ બનાવટ છે, વાસ્તવિક નથી. ॥ ૪ ॥

दो०—स्वप्ने होय भिखारि नृप, रंक नाक पति होय ॥
जागे लाभ न हानि कछु, तिमि प्रपंच जिय जोय ॥ १०१ ॥

જેમ સ્વપ્નમાં રાજા, ભીખારી થઇ જાય છે અને રાંક, ઇંદ્ર બની જાય છે, પણ જાગ્યા પછી તેઓને કશો લાભ કે કશી હાનિ નથી અર્થાત્ જેમ સ્વપ્નનો પ્રપંચ મિથ્યા છે, તેમ જ આ સઘળો જાગ્રતનો પ્રપંચ પણ મિથ્યા જ છે, એમ વિચાર કરવો. ॥૧૦૧

चौ०—अस विचार नहिं कीजिय रोषू । काहुहि बादि न देइय दोषू ॥
मोह निशा सब सोवनि हारा । देखहिं स्वप्न अनेक प्रकारा ॥ १ ॥
यहि जग यामिनि जागहिं योगी । परमारथी प्रपंच वियोगी ॥
जानिय तबहिं जीव जग जागा । जब सब विषय विलास विरागा ॥ २ ॥
होय विवेक मोह भ्रम भागा । तब रघुनाथ चरण अनुरागा ॥
सखा परम परमारथ एहू । मन क्रम वचन राम पद नेहू ॥ ३ ॥
राम ब्रह्म परमारथ रुपा । अविगत अलख अनादि अनूपा ॥
सकल विकार रहित गत भेदा । कहि नित नेति निरुपहिं वेदा ॥ ४ ॥

આવો વિચાર રાખીને રોષ રાખો મા અને કોઈને પણ વૃથા દોષ આપો મા. સર્વે લોકો મોહરુપી રાત્રિમાં સૂતા છે અને તેથી અનેક પ્રકારનાં સ્વપ્નો દેખ્યા કરે છે. ॥ ૧ ॥ આ મોહરુપી રાત્રિમાં પરમાર્થી અને પ્રપંચના સંબંધથી મુક્ત થયેલા યોગીઓ જ જાગે છે. આ રાત્રિમાં જીવને ત્યારે જાગેલો સમજવો, કે જ્યારે સર્વ વિષયોના વિલાસોમાં વિરક્ત થાય, ॥ ૨ ॥ જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય અને મોહાત્મક ભ્રમ ભાંગી જાય ત્યારે રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રેમ થાય છે. હે મિત્ર! મનથી, કર્મથી અને વચનથી, રામનાં ચરણોમાં, પ્રેમ થાય, એજ પરમ પુરુષાર્થ છે. ॥૩॥ ચેષ્ટાઓથી રહિત, અલક્ષ્ય, અનાદિ, અનુપમ, જન્મ આદિ સર્વ વિકારોથી રહિત અને દ્વૈતથી રહિત પરમાર્થરૂપ બ્રહ્મ કે જેનું વેદો, સર્વદા नेति नेति કરીને અર્થાત્ દૃશ્યમાત્રનો બાધ કરીને નિરુપણ કરે છે તે પોતે રામચન્દ્રજી જ છે. ॥ ૪ ॥

दो०—भक्त भूमि भूसुर सुरभि, सुर हित लागि कृपाल ॥
करत चरित धरि मनुज तन, सुनत मिटहिं जग जाल ॥ १०२ ॥

કૃપાલુ પ્રભુ, ભક્તોનાં, પૃથ્વીનાં, બ્રાહ્મણોનાં, ગાયનાં અને દેવતાઓનાં હિતને વાસ્તે મનુષ્ય શરીર ધરીને ચરિત્રો કરે છે, કે જે ચરિત્રો સાંભળવાથી, મોહરુપી જાળ મટી જાય છે. ॥ ૧૦૨ ॥

चौ०—सखा समुझि अस परिहरि मोहू । सिय रघुवीर चरण रति होहू ॥
कहत राम गुणभा भिनु सारा । जागे जग मंगल दातारा ॥ १ ॥
सकल शौच करि राम अन्हाये । शुचि सुमान बट क्षीर मँगाये ॥
अनुज सहित शिर जटा बनाये । देखि सुमंत नैन जल छाये ॥ २ ॥
हृदय दाह अति वदन मलीना । कह कर जोरि बचन अति दीना ॥
नाथ कहेउ अस कौशल नाथा । ले रथ जाहु रामके साथा ॥ ३ ॥

वन दिखाय सुरसरी अन्हवाई । आनहु फेरि बेगि दोउ भाई ॥
लषण राम सिय आनहु फेरी । संशय सकल सँकोच निवेरी ॥ ४ ॥

હે મિત્ર! આ પ્રમાણે સમજી, મોહનો ત્યાગ કરો અને સીતા રામનાં ચરણોમાં જ રુચિ રાખો. આ પ્રમાણે રામના ગુણોનું વર્ણન કરતાં, પ્રભાત થઈ ગયું અને જગતને મંગળ આપનારા રામચન્દ્રજી જાગ્યા. ॥ ૧ ॥ પવિત્ર અને સુજાણ રામચન્દ્રજીએ, લક્ષ્મણજીની સાથે દંતધાવન આદિ સર્વ પ્રકારનું શૌચ કરી, સ્નાન કરી, વડનું છીર મંગાવીને જટાઓ બનાવતાં અર્થાત્ માથા ઉપરના વાળોમાં, એ છીર લગાવતાં, તે જોઈને સુમંત્રના નેત્રો, આંસુઓથી ભરપૂર થઈ ગયાં[1]. ॥ ૨ ॥ હૃદયમાં દાહ ઉત્પન્ન થયો અને મુખ મલિન થઈ ગયું. સુમંત્ર, હાથ જોડી, દીન વચનો બોલ્યો કે, "હે નાથ! મહારાજ દશરથે, મને આજ્ઞા કરી છે કે, 'રથ લઈને રામની સાથે જા. ॥ ૩ ॥ અને વન દેખાડી તથા ગંગાજીમાં નવરાવીને પાછા બન્ને ભાઈઓને જલદી અયોધ્યામાં તેડી લાવ.' (સીતાજીનાં નામનું વિસ્મરણ થતાં યાદ કરીને કહે છે કે,) સઘળા સંશયોનું અને સંકોચનું નિવારણ કરી, રામને, લક્ષ્મણને અને સીતાને, પાછાં લઈ આવ." ॥ ૪ ॥

दो०—नृप अस कहेउ गुसांइ जस, काहिय करौं बलि सोई ॥
करि विनती पाँयन परेउ, दीन बाल जिमि रोई ॥ १०२ ॥

હે સ્વામી! મહારાજે આ પ્રમાણે કહ્યું છે, તો હવે આપ જેમ કહો, તેમ કરૂં. સુમંત્ર, આ પ્રમાણે વિનતી કરીને પગમાં પડયો અને દીન બાલકની પેઠે રોઇ પડયો.

चौ०—तात कृपा कर कीजिय सोई । जाते अवध अनाथ न होई ॥
मंत्रि हि राम उठाय प्रबोधा । तात धर्म मग तुम सब सोधा ॥ १ ॥
शिबि दधीचि हरिचंद नरेशा । सहे धर्म हित कोटि कलेशा ॥
रंतिदेव बलि भूप सुजाना । धर्म धरेउ सहि संकट नाना ॥ २ ॥
धर्म न दूसर सत्य समाना । आगम निगम पुराण बखाना ॥
मैं सोई धर्म सुलभ करि पावा । तजे तिहूं पुर अपयश छावा ॥ ३ ॥
संभावित कहँ अपयश लाहू । मरन कोटि सम दारुण दाहू ॥
तुम सन तात बहुत कह कहऊं । दिये उतर फिर पातक लहऊं ॥ ४ ॥

વળી સુમંત્ર બોલ્યો કે, "હે નાથ! એ જ કૃપા કરો, કે જેથી અયોધ્યા અનાથ ન થાય." રામચન્દ્રજીએ, સુમંત્રને ઉઠાડીને સમજાવ્યો કે, "હે તાત! તમે ધર્મના સઘળા માર્ગો શોધી શોધીને જાણેલા છે. ॥ ૧ ॥ શિબિ રાજા, દધીચિ ઋષિ અને હરિશ્ચન્દ્ર રાજા, એઓએ ધર્મ પાળવાને વાસ્તે, કેવાં કેવાં કરોડો સંકટો સહન કર્યાં છે. બલવાન્ અને પ્રવીણ રંતિદેવ[2] રાજાએ, પણ કેવાં અનેક સંકટો સહન કરીને ધર્મ

૧ હું કેવો અભાગીઓ છું કે, 'રાજ્યતિલકને બદલે મેં રામના મસ્તકપર જટા દીઠી, એમ ધારીને અથવા હવે રામ, તુરત અયોધ્યામાં નહીં આવે,' એમ ધારીને સુમંત્રને આંસુ આવ્યાં.
૨ રંતિ દેવ રાજા બહુ ઉદાર અને ધર્માત્મા હોવાને લીધે નિર્ધન હતા અને પોતાને વાસ્તે ખાવાનું પણ પૂરેપૂરૂં મેળવી શકતા નહતા. એક સમયે ૪૮ ઉપવાસ થઈ ગયા પછી જમવાની તૈયારી કરતા

પાળ્યો હતો? ॥ ૨ ॥ બીજો કોઈ પણ ધર્મ, સત્યસમાન નથી, એમ શાસ્ત્રોમાં તથા પુરાણોમાં કહ્યું છે. એ સત્યરૂપી ધર્મ, કે જે મને પિતાદ્વારા સહેજ પ્રાપ્ત થયો છે, તેને છોડી દઉં, તો ત્રૈલોકયમાં મારો અપયશ ફેલાય. ॥૩॥ પ્રતિષ્ઠિત માણસને જો અપયશની પ્રાપ્તિ થાય તો તે કરોડ મરણો જેવા દાહને ઉત્પન્ન કરે છે. હે તાત! તમે કે જે મારા પિતા સમાન છો, તેમને હું ઝાઝું શું કહું? તમારા જેવા મોટાની સામે ઉત્તર દેવાથી પણ પાપ લાગે. ॥ ૪ ॥

दो०—पितु पद गहि कहि कोटि नति, विनय करब कर जोरि ॥
चिंता कवनिहुँ बातकी, तात करिय जनि मोरि ॥ १०४ ॥

મારા પિતાનાં ચરણો પકડી, મારા કરોડ પ્રણામો કહી, મારીવતી હાથ જોડીને વિનતિ કરજો કે, 'હે તાત! મારી કશી વાતની ચિંતા કરશો નહીં.' ॥૧૦૪॥

चौ०—तुम पुनि पितु सम अति हित मोरे। बिनती करौं तात कर जोरे ॥
सब विधि सोई करतव्य तुह्मारे। दुख न पाव पितु शोच हमारे ॥ १ ॥
सुनि रघुनाथ सचिव संवादू। भयउ सपरिजन विकल निषादू ॥
पुनि कछु कही लषण कटु बानी। प्रभु बरजेउ बड अनुचित जानी ॥ २ ॥
सकुचि राम निज शपथ दिवाई। कहब न तात लषण लरिकाई ॥
कह सुमंत पुनि भूप संदेशू। सह न सकहि सिय विपिन कलेशू ॥३॥
जेहि विधि अवध आव फिरि सीया। सोई रघुनाथ तुमहिं करनीया ॥
न तरु निपट अवलंब विहीना। मैं न जियब जिवि बिनु जल मीना ॥४॥

હે તાત! તમે પણ મારા પિતા સમાન છો અને મારા હિતકારી છો, માટે હાથ જોડીને તમારી પાસે પણ વિનતિ કરૂં છું કે, જે કરવાથી અમારા શોકને લીધે પિતા દુઃખ ન પામે, તે જ તમારે સર્વ પ્રકારે પોતાનું કર્ત્તવ્ય સમજવું." ॥૧॥ રામચન્દ્રજીનો અને મંત્રીનો સંવાદ સાંભળવાથી, ગુહ રાજા, પોતાના પરિજન સહિત વિહ્વલ થઇ ગયો. પછી લક્ષ્મણજી, કૈકેયીની બાબતમાં કાંઈક કઠણ વચન બોલતાં રામચન્દ્રજીએ બહુ અનુચિત જાણીને તેમને અટકાવ્યા. ॥ ૨ ॥ રામચન્દ્રજીએ સંકોચ પામી, પોતાના સોગંદ દઈને, સુમંત્રને કહ્યું કે, "હે તાત! લક્ષ્મણજીએ છોકરમત કરીને, જે કાંઇ કહ્યું તે કશું ત્યાં જઈને બોલશો નહીં." ॥ ૩ ॥ વળી સુમંત્ર, રાજાનો સંદેશો કહેવા લાગ્યો કે,

હતા, તેટલામાં કોઈ ભૂખ્યો અભ્યાગત આવતાં, તેને પોતાના અન્નમાંથી ભાગ આપીને બાકીનું જમવા બેસતા હતા, તેટલામાં કોઈ અધમ માણસો કુતરાઓનાં ટોળાં સહિત ત્યાં આવીને પોતાને વાસ્તે તથા કુતરાઓને વાસ્તે પણ અન્ન માગ્યું. રાજા સઘળું અન્ન આપી દઇને માત્ર પાણી પીવાની તૈયારી કરતા હતા અને પાણી પણ એકને જ પૂરૂં થાય તેટલું હતું. આ સમયમાં એક ચાંડાલે આવીને પાણી માગતાં, રાજાએ, તે પણ આપી દીધું. એ ત્રણ, જે અભ્યાગત થયા હતા, તેઓ માણસો નહીં હતા, પણ રાજાની પરીક્ષા લેવાને દેવતાઓ માણસોનું રૂપ ધરીને આવ્યા હતા. તેઓએ પ્રસન્ન થઇને વરદાન માગવાનું કહેતાં, રાજાએ, સર્વને પીડારહિત કરવા માટે સર્વ જગતની પીડા પોતે માગી લીધી હતી. (શ્રીમદ્ભાગવત નવમસ્કંધ.)

"હે રઘુનાથજી! સીતા, વનના ક્લેશોને નહીં સહન કરી શકે, માટે જેમ કરવાથી તે પાછાં અયોધ્યામાં આવે તેમ આપે કરવું જોઇએ. રાજાએ કહ્યું કે, "જો સીતા પાછાં નહીં આવે, તો, હું અત્યંત આધાર વગરનો થઇ જવાને લીધે, જેમ જલવિના મત્સ્ય ન જીવે, તેમ નહીં જીવું. ॥ ૪ ॥

दो०—पयि के श्वशुरे सकल सुख, जबहीं जहां मन मान ॥
तब तहँ रहब सुखेन सिय, जब लग विपति विहान ॥ १०५ ॥

સીતાને પીયરમાં પણ સઘળું સુખ છે અને સાસરામાં પણ સઘળું સુખ છે માટે આ ચૌદ વર્ષરુપી વિપત્તિ ટળતાં સૂધી સીતા, જ્યારે, જ્યારે, જ્યાં જ્યાં પોતાનું મન માને, ત્યારે ત્યારે ત્યાં ત્યાં સુખેથી રહે." ॥ ૧૦૫ ॥

चौ०—विनती भूप कीन्ह जेहि भांति । आरति प्रीति न सो कहि जाती ॥
पितु सँदेश सुनि कृपा निधाना । सियहि दीन्ह शिष कोटिक नाना ॥ १ ॥
सासु श्वशुर गुरु मिय परिवारु । फिरहु तौ सब कर मिटहि खँभारु ॥
सुनि पति वचन कहति वैदेही । सुनहु माणपति परम सनेही ॥ २ ॥
मभु करुणामय परम विवेकी । तनु तजि रहत छांह किमि छेकी ॥
प्रभा जाइ कहँ भानु विहाई । कहँ चंद्रिका चंद्र तजि जाई ॥ ३ ॥
पतिहि मेम मय विनय सुनाई । कहत सचिव सन गिरा सुभाई ॥
तुम पितु श्वशुर सरिस हितकारी । उतरु देऊँ फिरि अनुचित भारी ॥ ४ ॥

રાજાએ, જેવી પ્રીતિથી અને જેવી આર્ત્તિથી વિનતિ કહી છે, તે પ્રીતિ અને તે આર્ત્તિ મારાથી કહી જાતી નથી." રામચન્દ્રજીએ સુમંત્રના મોહોડાથી પિતાનો સંદેશો સાંભળીને, સીતાજીને અનેક પ્રકારની શીખામણ દઇને કહ્યું કે, ॥ ૧ ॥ "જો તમે પાછાં વળો, તો સાસુ, સસરો તથા પ્રિય પરિવાર, એ સર્વનું દુઃખ ટળી જાય." પતિનાં વચન સાંભળીને સીતાજી બોલ્યાં કે, "હે પરમ સ્નેહી પ્રાણપતિ! આપ કરુણામય અને પરમ વિવેકી છો, માટે સાંભળો. ॥ ૨ ॥ છાયા શરીરનો ત્યાગ કરીને છેટી રહી શકે? પ્રભા સૂર્યને છોડી દઇને ક્યાં જાય? અને ચાંદની ચન્દ્રને છોડી દઇને ક્યાં જાય? ॥ ૩ ॥ આ પ્રમાણે પતિને, પ્રેમમય વિનતિ સંભળાવીને પછી સીતાજીએ, સુમંત્રને સુંદર વચનો કહ્યાં કે, "તમે, મારા પિતા જેવા અને સસરા જેવા જ, મારા હિતકારી છો. તેથી હું આપને ઉત્તર આપું, એ મોટી બેઅદબી ગણાય, તો પણ ॥ ૪ ॥

दो०—आरत वश सन्मुख भइउँ, बिलग न मानब तात ॥
आरज सुत पद कमल बिनु, बादि जहां लागि नात ॥ १०६ ॥

દુઃખને લીધે હું તમારી સામે ઉત્તર દેવા તૈયાર થઈ છું. હે તાત! મારી બેઅદબી ગણશો નહીં. પતિના ચરણારવિન્દના નાતા વિના બાકીના સઘળા નાતાઓ વૃથા જ છે. ॥ ૧૦૬ ॥

ચૌ૦—पितु वैभव विलास मैं दीठा । नृप मणि मुकुट मिलत पद पीठा ॥
सुख निधान अस पितु गृह मोरे । पिय विहीन मन भाव न भोरे ॥ १ ॥
श्वशुर चक्रवै कोशल राऊ । भुवन चारि दश प्रगट प्रभाऊ ॥
आगे होय जेहि सुरपति लेई । अर्द्ध सिंहासन आसन देई ॥ २ ॥
श्वशुर एतादृश अवध निवासू । प्रिय परिवार मातु सम सासू ॥
बिनु रघुपति पद पद्म परागा । मोहिं कोउ स्वप्नेहु सुखद न लागा ॥ ३॥
अगम पंथ वन भूमि पहारा । करि केहरि सर सरित अपारा ॥
कोल किरात कुरंग विहंगा । मोही सब सुखद प्राणपति संगा ॥ ४ ॥

પિતાના વૈભવોનો વિલાસ મેં દીઠો, કે જે પિતાના ચરણપીઠમાં અનેક રાજાઓના મુકુટોના મણિઓ આથડતા હતા. એવા સુખનું નિધાન મારા પિતાનું ઘર પણ પતિ વિના મારા મનને ગમતું નથી. ॥ ૧ ॥ જેનો પ્રભાવ ચૌદે લોકમાં પ્રસિદ્ધ છે અને જેને ઈંદ્ર પણ સામે આવી તેડી જઈને પોતાનું અર્ધું સિંહાસન આપે છે. એવા ચક્રવર્ત્તી મહારાજ કોસલરાજ ( દશરથ ), મારા સસરા છે, ॥ ૨ ॥ તે પણ રામચંદ્રજીના વિના મને સ્વપ્નમાં પણ સુખદાયી લાગતા નથી. એવો સસરો, અયોધ્યારુપ નિવાસ, પ્રિય પરિવાર અને માતા જેવી સાસુઓ, એઓ કોઈ પણ રામચંદ્રજીના ચરણકમળની રજવિના મને સ્વપ્નમાં પણ સુખદાયી જણાતાં નથી, ॥૩॥ અગમ્ય માર્ગો, વનભૂમિ, પહાડો, હાથીઓ, સિંહો, અપાર નદીઓ તથા તળાવો, સૂવરો, ભિલ્લો, મૃગો અને પક્ષીઓ, એ સર્વ મને પ્રાણનાથના સાથમાં સુખદાયી લાગે છે. ॥ ૪ ॥

દો૦—सास श्वशुर सन मोर हुति, विनय करव परि पाँय ॥
मोर शोच जनि करिय कछु, मैं वन सुखी स्वभाय ॥ १०७ ॥

તમે મારી વતી સાસુ સસરાને પગે પડી વિનતિ કરજો કે, "હું વનમાં સારી પેઠે સુખી છું, માટે મારે વાસ્તે ચિન્તા કરશો નહીં. ॥ ૧૦૭ ॥

ચૌ૦—प्राणनाथ प्रिय देवर साथा । वीर धुरीन धरे धनु भाथा ॥
नहिं मग श्रम भ्रम दुख मन मोरे । मोहिं लगि सोच करिय जनि भोरे ॥१॥
सुनि सुमंत सिय शीतल वानी । भयउ विकल जनु फणि मणि हानी ॥
नैन सूझ नहिं सुनहिं न काना । कहि न सकहि कछु अति अकुलाना ॥२॥
राम प्रबोध कीन्ह बहु भांती । तदपी होत नहिं शीतल छाती ॥
जतन अनेक साथ हित कीन्हे । उचित उतर रघुनंदन दीन्हे ॥ ३ ॥
मेटि जाय नहिं राम रजाई । कठिन कर्म गति कछु न बसाई ॥
राम लषण सिय पद शिर नाई । फिरेउ वनिक जनु मूरि गँवाई ॥ ४ ॥

વીરોમાં અગ્રણી અને ધનુષ ભાથાને ધરનારા પ્રાણનાથ અને વળી તેવા જ દીયર લક્ષ્મણજી, એઓની સાથે હું છું, તેથી મારા મનમાં માર્ગના શ્રમનું દુઃખ કે ભ્રમ કશું નથી. મારે વાસ્તે ભલથી પણ ચિંતા કરશો નહીં." ॥ ૧ ॥ સુમંત્ર, આ પ્રમાણે સીતા-

જીની શીતલ વાણી સાંભળીને જેનો મણિ જતો રહ્યો હોય એવા સર્પની પેઠે વ્યાકુલ થઈ ગયો. આંખે સૂઝે નહીં, કાને સંભળાય નહીં અને મોહોડાંથી કશું બોલી પણ શકાય નહીં, એમ અત્યંત ગભરાઈ ગયો. ॥ ૨ ॥ સુમંત્રે, પોતે, રામની સાથે જવાને વાસ્તે પણ અનેક યત્નો કર્યા પણ રામે, તેને યોગ્ય ઉત્તર આપ્યા કે, "તમારે મહારાજને છોડી દેવા નહીં જોઇએ. ॥ ૩ ॥ મારી સાથે ચૌદ વર્ષ સુધી રહેવાની તમને મહારાજની આજ્ઞા પણ મળી નથી. ઇત્યાદિ." "રામની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય એમ નથી." એમ વિચાર કરીને સુમંત્ર, રામનાં, લક્ષ્મણજીનાં તથા સીતાજીનાં ચરણોમાં માથું નમાવી, જેમ પોતાની મુડી ગુમાવીને વાણીઓ પાછો ફરે, તેમ ત્યાંથી પાછો ફર્યો. ॥ ૪ ॥

दो०—रथ हाँकेउ हय राम तन, हेरि हेरि हिहिनाहिं ॥
देख निषाद विषाद वश, धूनहिं शीश पछिताहिं ॥ १०८ ॥

સુમંત્રે રથને પાછો હાંકયો પણ રથના ઘોડા રામચંદ્રજીના શરીરની સામે જોઈ જોઇને હણહણવા લાગ્યા.[1] ॥ આ જોઈ ગુહ રાજા, ખેદને વશ થઈ, માથું ધુણાવીને પસ્તાવા લાગ્યો કે, ॥ ૧૦૮ ॥

चौ०—जासु वियोग विकल पशु ऐसे । प्रजा मातु पितु जीवहि कैसे ॥
बर बस राम सुमंत पठाये । सुर सरि तीर आप चलि आये ॥ १ ॥
मांगी नाव न केवट आना । कहै तुह्मार मर्म मैं जाना ॥
चरण कमल रज कहँ सब कहई । मानुष करन मूरि कछु अहई ॥ २ ॥
छुअत शिला भइ नारि सुहाई । पाहनते न काठ कठिनाई ॥
तरनिह मुनि घरनी होइ जाई । वाट परै मोरि नाव उडाई ॥ ३ ॥
यहि प्रतिपालऊँ सब परिवारु । नहिं जानू कछु और कबारु ॥
जो प्रभु अवशि पारंगा चहहू । मोहिं पद पद्म पखारन कहहू ॥ ४ ॥

"જેના વિયોગથી પશુઓ પણ આવાં વિહ્વલ થઈ જાય છે, તેના વિયોગમાં માતા પિતા અને પ્રજા, શી રીતે જીવી શકશે?" રામચંદ્રજી, બલાત્કારથી સુમંત્રને પાછો વાળીને પોતે ગંગાજીના કિનારા પર આવ્યા. ॥ ૧ ॥ ત્યાં આવીને રામચન્દ્રજીએ, મછવો માગ્યો, પણ મછવાવાળો,[2] મછવાને નહીં લઈ આવતાં, બોલ્યો કે, "હું આપનો મર્મ જાણું છું." સર્વે લોકો કહે છે કે, આપના ચરણની રજ, માણસ બનાવી દેવાની કોઈ જડીબુટ્ટી છે. ॥ ૨ ॥ એ રજનો સ્પર્શ થતાં જ, શિલા, સ્ત્રી બની ગઇ હતી, ત્યારે મારા મછવાને સ્ત્રી બની જતાં કેટલીવાર લાગે? કાષ્ટ, કાંઇ પથરા કરતાં કઠણ હોતું નથી. જો મારો મછવો, મુનિની સ્ત્રી બની જાય, તો પછી મછવો, ઉડી જાતાં, મારી કમાઈનો માર્ગ બંધ પડી જાય. ॥ ૩ ॥ હું આ મછવા ઉપરથી જ મારા સઘળા પરિવારનું પાલન કરૂં છું. બીજો

---

૧ ભાવ એ છે કે, ઘોડાઓ, સુમંત્રની પાસે વિનતિ કરવા લાગ્યા કે, અમોને આ શ્યામસુંદર મૂર્તિનો વિયોગ કરાવો નહીં. ૨ આ મછવાવાળો બીજો કોઈ નહીં, પણ ગુહ રાજા જ સમજવો, એમ કેટલાએક કહે છે અને એ વાત સિદ્ધ કરવાને વાસ્તે, કેટલીએક યુક્તિઓ પણ આપે છે, પરંતુ ગુસાંઇજીનાં વચનોનો પૂર્વાપર ક્રમ જોતાં, એ મછવાવાળો કોઈ બીજો જ હતો એમ જણાય છે.

કોઈ ઉદ્યોગ મને આવડતો નથી. જો આપ અવશ્ય પહેલેપાર જવા ઇચ્છતા હો તો, મને આપનાં ચરણારવિન્દ પખારવા આજ્ઞા કરો. ॥ ૪ ॥

छं०—पद पद्म धोय चढाय शीश न नाथ उतराई चहौं ॥
मोहिं राम राउरि आन दशरथ शपथ सब सांची कहौं ॥
बरु तीर मारहिं लषणपै जब लग न पांव पखारिहौं ॥
तब लग न तुलसीदास नाथ कृपालु पार उतारिहौं ॥ ४ ॥

હું આપનાં ચરણારવિંદ ધોઈને તે જળને માથે ચઢાવવા ઈચ્છું છું. મછવાનું નૂર લેવા ઇચ્છતો નથી. (આપ ભવસાગરથી તારનારા છો, અને હું નદીથી તારનારો છું, તેથી નૂર લેવાનો નહિ.) હે રામચન્દ્રજી, મને આપની આણ અને દશરથ રાજાના સોગંદ.[1] હું સઘળું સાચું કહું છું. હે દયાળુ સ્વામી! ચાહે તો લક્ષ્મણજી મને તીર મારે તોપણ જ્યાંસૂધી આપનાં ચરણ નહીં પખાડું ત્યાંસૂધી પેલેપાર નહીં ઉતારૂં. ॥ ૪ ॥

सो०—सुनि केवटके बैन, प्रेम लपेटे अटपटे ॥
विहँसे करुणा ऐन, चितै जानकी लषण तन ॥ ४ ॥

મછવાવાળાનાં પ્રેમથી લપટાયલાં અટપટાં વચનો સાંભળી, કરુણાના સ્થાનકરૂપ રામચન્દ્રજી, સીતાની અને લક્ષ્મણજીની તરફ જોઈને હસ્યા.[2] ॥ ૪ ॥

चौ०—कृपासिंधु बोले मुसकाई । सोई करु जेहि नाव न जाई ॥
वेग आनि जल पाँय पखारु । होत विलम्ब उतारहु पारु ॥ १ ॥
जासु नाम सुमिरत यक वारा । उतरहिं नर भवसिंधु अपारा ॥
सो कृपालु केवटहि निहोरा । जेहि जग किये तिहुँ पगहुते थोरा ॥२॥
पद नख निरख देवसरि हरषी । सुनि प्रभु वचन मोह मति करषी ॥
केवट राम रजायसु पावा । पानि कठउता भर ले आवा ॥ ३ ॥
वर्षि सुमन सुर सकल सिहाहीं । यहि सम पुण्य पुंज कोउ नाहीं ॥
अति आनंद उमगि अनुरागा । चरण सरोज पखारन लागा ॥ ४ ॥

કૃપાના સમુદ્રરૂપ રામચન્દ્રજી, હસીને બોલ્યા કે, "જે રીતે તારાં વહાણનો હાનિ ન પહોંચે તે પ્રમાણે કર. જલદી પાણી લાવીને પગ ધો. વિલંબ થાય છે. અમોને જલદી પાર ઉતારી દે. ॥૧॥ જેના નામનું એકવાર સ્મરણ કરવાથી પણ માણસો અપાર

---

૧ કોઈ એમ પણ અર્થ કરે છે કે, જો તમે કાંઈ જબરદસ્તી વાપરો, તમને દશરથ રાજાના સોગંદ છે. ભાવ આ છે કે, દશરથ રાજાએ સત્યને વાસ્તે જ તમારો ત્યાગ કર્યો છે. તો હું પણ સત્યને વાસ્તે જ ચરણ ધોયાવિના પાર નહીં ઉતારૂં. ૨ સીતાજીની સામે જોવાનું કારણ એ છે કે, તમારા પિતાએ, મારા તથા લક્ષ્મણજીના પગ, કન્યાઓ દઈને ધોયા છે, અને મછવાવાળો તો મફતમાં ધોવા માગે છે. લક્ષ્મણજીની સામે જોવાનો ભાવ એ છે કે, આ મછવાવાળો તમારી સેવામાં ભાગીદાર થવા ઇચ્છે છે. અથવા આપને તો ગુહને જ ચતુર જાણતા, પણ આ તો ગુહના ચાકર નોકરો પણ ચતુર છે.

ભવસાગરનો પાર પામે છે અને જેણે વામનાવતારમાં પોતાનાં પગલાં આગળ ત્રૈલોક્યને પણ અલ્પ કરી નાખ્યું હતું, તે કૃપાળુ પ્રભુ, મછવાવાળાની ગરજ લોગવવા લાગ્યા. ॥ ૨ ॥ ગંગાજી, રામચન્દ્રજીના ચરણના નખને જોઇ, તેને પોતાનું જન્મસ્થાન જાણીને રાજી થયાં, પણ રામચન્દ્રજીનાં વચનો સાંભળી, ગંગાજીની બુદ્ધિમાં મુંજવણ આવી.[1] મછવાવાળો રામની આજ્ઞા મળતાં, લાકડાની કથરોટમાં[2] પાણી ભરીને લાવ્યો. ॥ ૩ ॥ આ સમયમાં સર્વ દેવતાઓ, પુષ્પોની વૃષ્ટિ કરીને વખાણવા લાગ્યા કે, 'આ મછવાવાળા જેવો પુણ્યોનો સમૂહરુપ કોઈ પણ નથી.'[3] મછવાવાળો અત્યંત આનંદથી અને વૃદ્ધિ પામેલા પ્રેમથી રામચન્દ્રજીનાં ચરણારવિંદ ધોવા લાગ્યો. ॥ ૪ ॥

दो०—पद पखार जल पान करि, आप सहित परिवार ॥
पितर पार करि प्रभुहि पुनि, मुदित गयउ ले पार ॥ १०९ ॥

મછવાવાળો, રામચન્દ્રજીના પગ પખારી, પોતે પોતાના પરિવાર સહિત તે ચરણોદકનું પાન કરી, પોતાના પિતૃઓને ઉદ્ધાર કરીને પછી આનંદથી રામચન્દ્રજીને, લક્ષ્મણજીને તથા સીતાજીને, મછવામાં બેસાડીને ગંગાજીને સામે પાર લઈ ગયો. ૧૦૯

चौ०—उतरि ठाढ भये सुरसरी रेता । सीय राम गुह लषण समेता ॥
केवट उतर दंडवत कीन्हा । प्रभु सकुचे इहि कछु नहिं दीन्हा ॥ १ ॥
पिय हियकी सिय जाननि हारी । मणि मुँदरी मन मुदित उतारी ॥
कहेउ कृपालु लेहु उतराई । केवट चरण गहे अकुलाई ॥ २ ॥
नाथ आज मैं काह न पावा । मिटे दोष दुख दारिद दावा ॥
बहुत काल मैं कीन्ह मजूरी । आज दीन्ह विधि बनि भरि पूरी ॥३॥
अब कछु नाथ न चाहिय मोरे । दनि दयालु अनुग्रह तोरे ॥
फिरती वार मोहिं जो देवा । सो प्रसाद मैं शिर धरि लेवा ॥ ४ ॥

સીતા, લક્ષ્મણ અને ગુહ, એઓથી સંયુક્ત રામ, મછવામાંથી ઉતરીને ગંગાજીની રેતીમાં ઉભા રહ્યા. મછવાવાળાએ ઉતરીને દંડવત કરતાં, રામ સંકોચાયા કે 'આને કાંઇ દેવાયું નહીં.' ॥ ૧ ॥ આ સમયમાં પતિના હૃદયને જાણનારાં સીતાજીએ, આનંદથી તુરત પોતાની મણિમય મુદ્રિકા ( વીંટી ) આંગળીમાંથી ઉતારી. રામચન્દ્રજીએ, મછવાવાળાને, 'આ નૂર છે,' એમ કહેતાં, મછવાવાળો વ્યાકુલ થઇ, ચરણ પકડીને બોલ્યો કે, ॥ ૨ ॥ "હે નાથ! આજ મને શું મળ્યું નથી?" મારાં પાપો, દુઃખ અને દારિદ્રય

૧ होत विलंब उतारहु पारू એ વચન સાંભળી, ગંગાજીએ જાણ્યું કે, રામ મારી પાસેથી જલદી જતા રહેવા ઇચ્છે છે, તેથી ગંગાજીને મુંઝવણ થઈ. અથવા ગંગાજી ધારતાં હતાં કે, રામ પગથી જ મારા જળમાં ચાલે, તો મને ચરણસ્પર્શનો બહુ આનંદ આવે, પણ રામે મછવામાં બેસવાનો વિચાર કર્યો, તેથી ગંગાજીને મુંઝવણ થઇ. આ પ્રમાણે બીજી પણ અનેક કલ્પનાઓ બની શકે છે. ૨ જો કથરોટ નહીં ટળી જાય, તો મછવો પણ નહીં ટળી જાય, એવી પરીક્ષા લેવા સારુ કથરોટમાં પાણી લાવ્યો. ૩ જે ચરણો, મુનિઓને ધ્યાનમાં પણ અગમ્ય છે, તે ચરણોને આ મછવાવાળો પ્રત્યક્ષ ધોય છે, સાટે એના જેવો બીજો કોઈ પણ પુણ્યોના સમૂહરૂપ નથી.

ચિત્ર ૭



રામચંદ્ર ગંગોતાર.

ટળી ગયાં, તો, એ ઉપરાંત બીજું શું હોય? મેં ઘણા કાળથી જે મજુરી કરી છે, તેનો વિધાતાએ આજ પૂરેપૂરો બદલો આપ્યો, કે મને અને મારા પૂર્વજોને પણ, સંસારમાંથી પાર ઉતારવાનો આવો લાગ આપ્યો. આથી ઉપરાંત નૂર શું હોય? ॥ ૩ ॥ હે નાથ! હે દીન દયાળુ! આપનો અનુગ્રહ મળ્યો, તો હવે બીજું કશું મારે જોઈતું નથી. આપ વનવાસમાંથી પાછા ફરતી વખતે, જે પ્રસાદ મને આપશો, તે પ્રસાદને હું માથે ચઢાવીશ.[1] ॥ ૪ ॥

दो०—बहुत कीन्ह प्रभु लषण सिय, नहिं कछु केवट लेई ॥
विदा कीन्ह करुणा यतन, भक्ति विमल वर देई ॥ ११० ॥

રામચન્દ્રજીએ, લક્ષ્મણજીએ તથા સીતાજીએ, ઘણું ઘણું કહ્યું, પણ મછવાવાળાએ કશું લીધું નહીં.[2] રામચન્દ્રજીએ વિમલ ભક્તિરુપ વરદાન આપીને, તેને વિદાય કર્યો. ॥ ૧૧૦ ॥

चौ०—तब मज्जन करि रघु कुल नाथा । पूजी पार्थिव नायउ माथा ॥
सिय सुरसरि हि कहा कर जोरी । मातु मनोरथ पुरवहु मोरी ॥ १ ॥
पति देवर सँग कुशल बहोरी । आय करहुँ जेहि पूजा तोरी ॥
सुनि सिय विनय प्रेम रस सानी । भइ तब विमल वारि वर वानी ॥ २ ॥
सुन रघुवीर प्रिया वैदेही । तब प्रभाव जग विदित न केही ॥
लोकप होहिं विलोकत तोरे । तोहि सेवहि सब सिधि कर जोरे ॥ ३ ॥
तुम जो हमहिं बडि विनय सुनाई । कृपा कीन्ह मोहिं दीन्ह बडाई ॥
तदपि देवि मैं देव अशीशा । सफल होन हित निज वागीशा ॥ ४ ॥

પછી રામચન્દ્રજીએ, સ્નાન કરી, પાર્થિવ લિંગનું પૂજન કરીને માથું નમાવ્યું. સીતાજીએ, હાથ જોડીને ગંગાજીની પ્રાર્થના કરી કે, "હે માતાજી! મારા મનોરથ પૂરા કરજો, ॥ ૧ ॥ કે જેથી હું મારા પતિની સાથે તથા દેવરની સાથે, ક્ષેમકુશલ આવીને તમારી પૂજા કરૂં." સીતાજીની પ્રેમ રસમાં ભીંજાયલી વાણી સાંભળીને, તે વખતે ગંગાજીએ, નિર્મળ જળમાંથી ઉત્તમ વાણી કહી કે, ॥૨॥ "હે રામચન્દ્રજીનાં પ્યારાં સીતાજી! સાંભળો. તમારા પ્રભાવને જગતમાં કોણ જાણતું નથી? તમારી કૃપાદૃષ્ટિથી જ તે તે દેવતાઓ, લોકપાલોની પદવીને પામતા જાય છે અને સઘળી સિદ્ધિઓ, હાથ જોડીને તમને સેવે છે. ॥ ૩ ॥ હે દેવી! તમે જે મોટી વિનતિ સંભળાવી, તે કૃપા કરીને મને મોટાઈ જ દીધી છે." તો પણ મારી વાણીને સફળ કરવા વાસ્તે તમને આશિસ આપું છું કે, ॥ ૪ ॥

---

૧ આપે, મારા પૂર્વજોને ભવ પાર કર્યાં અને મેં આપને ગંગાપાર કર્યાં, તો આ કામમાં આપ અને હું બરાબર છીએ, માટે હાલ મારાથી નૂર લેવાય નહીં. મારે મારા પૂર્વજો સહિત એક વાર જ ઉતરવું હતું, તે હું ઉતરી ચૂક્યો. આપને હજુ બીજી વાર ઉતરવાનું રહ્યું છે, માટે હું બીજી વાર ઉતારીને નૂર લઈશ. ૨ જો હું રામની પાસેથી ત્રણ માણસનું નૂર લઈશ, તો રામ, મારી પાસે, મને તથા મારા અનેક પૂર્વજોને ઉતરવાનું નૂર માગશે, માટે રામની પાસેથી નૂર ન જ લેવું, એ સારૂં છે, એમ વિચારીને મછવાવાળાએ નૂર લીધું નહીં.

दो०—प्राणनाथ देवर सहित, कुशल कौशला आय ॥
पूजहि सब मन कामना, सुयश रहहि जग छाय ॥ १११ ॥

"તમે તમારા પ્રાણનાથની અને દેવરની સાથે, ક્ષેમ કુશલ અયોધ્યામાં આવશો, તમારી સઘળી મનકામનાઓ પૂર્ણ થશે, અને તમારો સુયશ સર્વ જગતમાં છાઈરહેશે."

चौ०—गंग वचन सुनि मंगल मूला । मुदित सीय सुर सरि अनुकूला ॥
तब प्रभु गुहहि कहेउ घर जाहू । सुनत सूख मुख भा उर दाहू ॥ १ ॥
दीन वचन गुह कह कर जोरी । विनय सुनहु रघुकुलमणि मोरी ॥
नाथ साथ रहि पंथ दिखाई । करि दिन चार चरण सेवकाई ॥ २ ॥
जेहि वन जाय रहब रघुराई । परनकुटी मैं करब सुहाई ॥
तब मोहिं कहँ जर देव रजाई । सोइ करि हौं रघुवीर दुराई ॥ ३ ॥
सहज सनेह राम लखि तासू । संग लीन्ह गुह हृदय हुलासू ॥
पुनि गुह ज्ञाति बोलि सब लीन्हे । करि परितोष विदा सब कीन्हे ॥ ४ ॥

મંગળના મૂળરૂપ ગંગાજીનું વચન સાંભળી, ગંગાજીને અનુકૂલ જાણીને, સીતાજી પ્રસન્ન થયાં, પછી રામચન્દ્રજીએ, ગુહ રાજાને, 'ઘેર જાઓ,' એમ આજ્ઞા કરતાં, ગુહ રાજાનું મોહોડું લેવાઈ ગયું અને હૃદયમાં દાહ ઉત્પન્ન થયા. ॥ ૧ ॥ ગુહ રાજાએ, હાથ જોડીને દીન વચનો કહ્યાં કે, "હે રઘુકુલ મણિ! મારી વિનતિ સાંભળો હું આપની સાથે રહી, માર્ગ દેખાડી, ચાર દિવસ ચરણોની સેવા કરી, ॥ ૨ ॥ જે વનમાં આપ જઈને રહેશો, તે વનમાં સુંદર પર્ણકુટી બનાવી દઈને, પછી જેમ મને આજ્ઞા કરશો, તે પ્રમાણે કરીશ. મને રઘુવીરની દુવાહી." ॥ ૩ ॥ રામચન્દ્રજીએ, સ્વાભાવિક સ્નેહ જોઈને, ગુહને સાથે લીધો અને તેથી ગુહનું હૃદય પ્રસન્ન થયું. ગુહે, પોતાના સર્વ જ્ઞાતિઓને બોલાવી, સર્વને રાજી કરીને વિદાય કર્યા. ॥ ૪ ॥

दो०—तब गणपति शिव सुमिरि प्रभु, नाइ सुरसरिहि माथ ॥
सखा अनुज सिय सहित वन, गमन कीन्ह रघुनाथ ॥ ११२ ॥

પછી ગણપતિનું તથા શિવનું સ્મરણ કરી, ગંગાજીને પ્રણામ કરીને, રામચન્દ્રજી, ગુહની, લક્ષ્મણજીની અને સીતાજીની સાથે, વન તરફ ચાલ્યા. ॥ ૧૧૨ ॥

चौ०—तेहि दिन भयउ विटपत वासू । लषण सखा सब कीन्ह सुपासू ॥
प्रात प्राकृत करि रघुराई । तीरथ राज दीख प्रभु जाई ॥ १ ॥
सचिव सत्य श्रद्धा प्रिय नारी । माधव सरिस मीत हितकारी ॥
चारि पदारथ भरा भँडारु । पुण्य प्रदेश देश अति चारु ॥ २ ॥
क्षेत्र आगम गढ गाढ सुहावा । स्वप्नेहु नहिं प्रतिपच्छि न पावा ॥
सेन सकल तीरथ बर वीरा । कलुष अनीक दलन रण धीरा ॥ ३ ॥
संगम सिंहासन सुठि सोहा । छत्र अक्षय वट मुनि मन मोहा ॥
चमर यमुन अरु गंग तरंगा । देख होत दुख दारिद भंगा ॥ ४ ॥

તે દિવસે, રામચન્દ્રજી, એક વૃક્ષની નીચે, રાત રહ્યા અને લક્ષ્મણજીએ તથા ગુહ રાજાએ, સ્થાનાદિક સૂધારીને તેમને શય્યા ગોઠવી આપી તથા કંદ મૂલાદિક લાવી આપ્યાં. પ્રભાત થતાં જ રામચન્દ્રજીએ, પ્રભાતનાં કૃત્યો કરી, સર્વ સહિત ત્યાંથી ચાલીને તીર્થોના રાજાનાં (પ્રયાગનાં) દર્શન કર્યાં, ॥ ૧ ॥ કે જે તીર્થરાજ સત્યરૂપી મંત્રીવાળો, શ્રદ્ધારૂપી પ્રિય રાણીવાળો, વેણી માધવ જેવા હિતકારી મિત્રોવાળો, ચાર પુરુષાર્થોરૂપી ભરપૂર ખજાનાઓવાળો, પવિત્ર પ્રદેશોરૂપી અતિ સુંદર દેશોવાળો, ॥૨॥ જેમાં પાપોરૂપી શત્રુઓ સ્વપ્નમાં પણ જઇ શકે નહીં. ॥ ૨ ॥ એવા અગમ્ય ક્ષેત્રરૂપી મજબુત તથા સુશોભિત કિલ્લાવાળો, સર્વ તીર્થોરૂપી મહાપ્રબલ સેનાવાળો, પાપોરૂપી શત્રુઓને તોડી નાખવાના સંગ્રામમાં ધીરતાવાળો, ॥૩॥ સંગમરૂપી અતિ સુંદર સિંહાસનવાળો, મુનિઓનાં અંતઃકરણોને પણ મોહિત કરે એવા અક્ષય વટરૂપી છત્રવાળો, યમુનાના અને ગંગાના તરંગોરૂપી ચામરોવાળો, દર્શન માત્રથી પણ દુઃખોનો તથા દારિદ્રયનો ભંગ કરનારો, ॥ ૪ ॥

दो०—सेवहिं सुकृती साधु शुचि, पावहिं सब मन काम ॥
वंदी वेद पुराण गण, कहहिं विमल गुण ग्राम ॥ ११३ ॥

જેનું સેવન કરવાથી, પવિત્ર તથા પુણ્યવાન્ સાધુ પુરુષોરુપી સેવકો, સઘળાં મન ધારેલાં ફળોને પ્રાપ્ત થાય છે એવો અને વેદો તથા પુરાણોના સમૂહોરુપી બંદીજનો જેના નિર્મલ ગુણોના સમૂહને ગાયા કરે છે એવો છે. ॥ ૧૧૩ ॥

चौ०—को कहि सकहि प्रयाग प्रभाऊ । कलुष पुंज कुंजर मृग राऊ ॥
अस तीरथ पति देखि सहावा । सुख सागर रघुवर सुख पावा ॥ १ ॥
कहि सिय लषणहिं गुहहि सुनाई । श्रीमुख तीरथ राज बडाई ॥
करि प्रणाम देखत वन बागा । कहत महातम अति अनुरागा ॥ २ ॥
यहि विधि आई विलोकी वेनी । सुमिरत सकल सुमंगल देनी ॥
मुदित नहाय कीन्ह शिव सेवा । पूजि यथाविधि तीरथ देवा ॥ ३ ॥
तब प्रभु भरद्वाज पहँ आये । करत दंडवत मुनि उर लाये ॥
मुनि मन मोद न कछु कहि जाई । ब्रह्मानंद राशि जनु पाई ॥ ४ ॥

પ્રયાગ કે જે પાપોરુપી હાથીઓના સમૂહને તોડવામાં સિંહરુપ છે, તેના પ્રભાવનું પૂરેપૂરૂં વર્ણન કોણ કરી શકે ? રામચંદ્રજી પોતે સુખોના સમુદ્રરુપ છતાં પણ, આવા તીર્થરાજને જોઇને સુખ પામ્યા. ॥ ૧ ॥ રામચંદ્રજીએ, શ્રીમુખથી સીતાજીને લક્ષ્મણજીને, અને ગુહ રાજાને પ્રયાગની મોટાઈ કહી સંભળાવી. પછી પ્રણામ કરી વનોને તથા બાગોને જોતા અને અત્યંત પ્રેમથી પ્રયાગના મહાત્મ્યનું વર્ણન કરતા કરતા આગળ ચાલ્યા. ॥ ૨ ॥ આ પ્રમાણે આવી, સ્મરણ માત્રથી જ સઘળાં સુમંગલોને દેનારી ત્રિવેણીનાં દર્શન કર્યાં. ત્યાં આનંદથી નહી, સદાશિવની સેવા કરી અને વેણી માધવ આદિ તીર્થદેવોની યથાવિધિ પૂજા કરી. ॥ ૩ ॥ પછી રામચન્દ્રજી, ભરદ્વાજ મુનિને પાસે

આવ્યા. દંડવત્ કરતાં જ મુનિએ, તેમને છાતીમાં લગાવ્યા. ભરદ્વાજના મનમાં, જાણે બ્રહ્માનંદનો સમૂહ પ્રાપ્ત થયો હોય, એવો આનંદ થયો, કે જે કહ્યો જાતો નથી. ॥ ૪ ॥

दो०—दीन्ह अशीश मुनीश उर, अति आनंद अधिकान ॥
लोचन गोचर सुकृत फल, मनहु किये विधि आन ॥ ११४ ॥

ભરદ્વાજે, હૃદયમાં અત્યંત આનંદની અધિકતાથી આશિસ દીધી અને રામને જાણે વિધાતાએ સર્વ પુણ્યોનાં ફળને પ્રત્યક્ષ કર્યું હોય એવા માન્યા. ॥ ૧૧૪ ॥

चौ०—कुशल प्रश्न करि आसन दीन्हे । पूजि प्रेम परिपूरण कीन्हे ॥
कंद मूल फल अंकुर नीके । दिये आन मुनि मनहु अमीके ॥ १ ॥
सीय लषण जन सहित सुहाये । अति रुचि राम मूल फल खाये ॥
भये विगत श्रम राम सुखारे । भरद्वाज मृदु वचन उचारे ॥ २ ॥
आज सफल तप तीरथ त्यागू । आज सफल जप योग विरागू ॥
सफल सकल शुभ साधन साजू । राम तुमहिं अवलोकत आजू ॥ ३ ॥
लाभ अवधि सुख अवधि न दूजी । तुह्मरे दरश आश सब पूजी ॥
अब करि कृपा देहु वर एहू । निज पद सरसिज सहज सनेहू ॥ ४ ॥

મુનિએ, તેઓને, કુશલ પ્રશ્નો પૂછી, આસનો આપી, પૂજીને, પછી પોતાના પ્રેમને કૃતાર્થ કરી, અને જાણે સાક્ષાત્ અમૃત જ હોય એવાં અતિ સુંદર કંદ, મૂળ, ફળ તથા અંકુરો આરોગવાને વાસ્તે લાવી આપ્યાં. ॥૧॥ સીતાજી, લક્ષ્મણજી અને ગુહ, એઓની સાથે રામચન્દ્રજીએ, અત્યંત રુચિથી એ સુંદર ફળ તથા મૂળાદિક ખાધાં. શ્રમ મટી જઈને જ્યારે રામચન્દ્રજી સુખ પામ્યા, ત્યારે ભરદ્વાજ મુનિ બોલ્યા કે, ॥ ૨ ॥ "હે રામચન્દ્રજી ! આજ આપનાં દર્શન મળવાથી, મારાં તપ, તીર્થ તથા ત્યાગ, સફળ થયાં છે, જપ, યોગ તથા વૈરાગ્ય, સફળ થયાં છે અને બીજાં સઘળાં શુભ સાધનોનો સમૂહ પણ આજ સફળ થયો છે. ॥ ૩ ॥ આપનાં દર્શન સિવાય બીજા કોઈ પણ લાભની કે સુખની પરાકાષ્ઠા નથી. આપનાં દર્શનથી, મારી સઘળી આશાઓ પૂર્ણ થઈ. હવે કૃપા કરીને એ વરદાન આપો કે, મને આપનાં ચરણારવિન્દમાં સ્વાભાવિક સ્નેહ રહ્યા કરે.॥૪॥

दो०—कर्म वचन छाँडि छल, जब लगि जन न तुह्मार ॥
तब लगि सुख स्वप्नेहुँ नहिं, किये कोटि उपचार ॥ ११५ ॥

જ્યાંસુધી માણસ સઘળા છલોને છોડી દઈને, મનથી, કર્મથી તથા વચનથી, આપનો ભક્ત ન થાય, ત્યાંસુધી કરોડો ઉપચારો કરતાં છતાં પણ, સ્વપ્નમાં પણ સુખ ન પામે." ॥ ૧૧૫ ॥

चौ०—सुनि मुनि वचन राम सकुचाने । भाव भक्ति आनंद अघाने ॥
तब रघुवर मुनि सुयश सुहावा । कोटि भांति कहि सबहि सुनावा ॥ १ ॥
सो बड सो सब गुणगण गेहू । जेहि मुनीश तुम आदर देहू ॥
मुनि रघुबीर परस्पर नवहीं । वचन अगोचर सुख अनुभवहीं ॥ २ ॥

यह सुधि पाय प्रयाग निवासी । बटु तापस मुनि सिद्ध उदासी ॥
भरद्वाज आश्रम सब आये । देखन दशरथ सुवन सुहाये ॥ ३ ॥
राम प्रणाम कीन्ह सब काहू । मुदित भये लहि लोचन लाहू ॥
देहिं अशीश परम सुख पाई । फिरे सराहत सुंदरताई ॥ ४ ॥

મુનિનાં વચનો સાંભળીને, રામ સંકોચાયા અને તેમની ભાવવાળી ભક્તિના આનંદથી તૃપ્ત થયા. પછી રામચન્દ્રજીએ, સર્વને મુનિની સુશોભિત ઉત્તમ કીર્તિ અનેક પ્રકારોથી કહી સંભળાવીને કહ્યું કે, ॥ ૧ ॥ "હે મુનીશ્વર ! જેને, આપ આદર આપો, તે માણસ, સઘળા ગુણોના સમૂહના ઘરરૂપ થાય છે." મુનિ અને રામ, પરસ્પરને પ્રણામ કરવા લાગ્યા અને જેનું વર્ણન કરી શકાય નહીં એવાં સુખનો અનુભવ કરવા લાગ્યા. ॥૨॥ આ ખબર મળતાં, પ્રયાગ નિવાસી સર્વ બ્રહ્મચારીઓ, તપસ્વીઓ, મુનિઓ, સિદ્ધો અને ઉદાસીઓ, સુંદર દશરથ કુમારોનાં દર્શન કરવાને વાસ્તે ભરદ્વાજના આશ્રમમાં આવ્યા.॥૩॥ રામચંદ્રજીએ, સર્વને પ્રણામ કર્યાં અને એ સઘળાઓ, નેત્રોનો લાભ લઇને મનમાં રાજી થયા, પરમ સુખ પામી, આશિસો દેવા લાગ્યા અને રામ તથા લક્ષ્મણજીની સુંદરતાનાં વખાણ કરીને ત્યાંથી પાછા ફર્યાં. ॥ ૪ ॥

दो०—राम कीन्ह विश्राम निशि, प्रात प्रयाग अन्हाय ॥
चले सहित सिय लषण जनु, मुदित मुनिहिं शिर नाय ॥ ११६ ॥

રામચંદ્રજી, રાતે ત્યાં જ વિશ્રામ કરી, પ્રભાતે પ્રયાગમાં નાહી, આનંદથી મુનિને પ્રણામ કરી, સીતાજીની લક્ષ્મણજીની તથા ગુહની સાથે, ત્યાંથી ચાલવા તૈયાર થયા.૧૧૬

चौ०—राम सप्रेम कहेउ मुनि पाहीं । नाथ कहिय हम केहि मग जाहीं ॥
मुनि मन विहँसि राम सन कहहीं । सुगम सकल मग तुमकहँ अहहीं ॥१॥
साथ लाग मुनि शिष्य बुलाये । सुनि मन मुदित पचासक आये ॥
सबन्हि राम पद प्रेम अपारा । सबहि कहैं मग दीख हमारा ॥ २ ॥
मुनि बटु चारि संग तब दीन्हे । जिन बहु जन्म सुकृत सब कीन्हे ॥
करि प्रणाम ऋषि आयसु पाई । प्रमुदित हृदय चले रघुराई ॥ ३ ॥
ग्राम निकट जब निसरहिं जाई । देखहिं दरश नारि नर धाई ॥
होहिं सनाथ जन्म फल पाई । फिरहिं दुखित मन सग पठाई ॥ ४ ॥

રામચન્દ્રજીએ, પ્રેમ ભરેલી રીતે, 'હે નાથ હવે અમે કયે રસ્તેથી જઈએ ?" એમ મુનિને પૂછતાં, મુનિએ હસીને કહ્યું કે, "આપને સઘળા માર્ગો સુગમ છે." ॥૧॥ પછી મુનિએ, સાથે મોકલવાને વાસ્તે શિષ્યોને બોલાવતાં, પચાસેક શિષ્યો, મનમાં રાજી થતા થતા આવ્યા. સર્વને રામનાં ચરણોમાં અપાર પ્રેમ હતો, તેથી સર્વે બોલવા લાગ્યા કે, "આ માર્ગ અમારો જોયેલો છે." ॥ ૨ ॥ ભરદ્વાજે એઓમાંથી ચાર શિષ્યો, રામની સાથે આપ્યા, કે જેઓએ ઘણા ઘણા જન્મોમાં સર્વ પુણ્યો કર્યાં હતાં. રામચન્દ્રજી, પ્રણામ કરી, મુનિની આજ્ઞા લઈ, હૃદયમાં પ્રસન્ન થતા થતા ત્યાં ચાલ્યા. ॥૩॥

રામ, રસ્તામાં જ્યારે, કોઇ ગામની પાસે થઇને નીકળવા લાગ્યા, ત્યારે, તે તે ગામનાં નર નારીઓ, દર્શન કરવાને વાસ્તે દોડી દોડીને આવવા લાગ્યાં. દર્શન કરવારૂપ જન્મભરનું ફળ પામીને સનાથ થવા લાગ્યાં અને શરીરોથી સાથે નહીં જવાયાને લીધે દુઃખિત થઇ અંતઃકરણોને રામની સાથે જ મોકલીને પાછાં ફરવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०—विदा किये बटू विनय करि, फिरे पाई मन काम ॥
उतरि नहाये यमुन जल, जो शरीर सम श्याम ॥ ११७ ॥

રામચન્દ્રજીએ, વિનય કરીને ભરદ્વાજના ચારે શિષ્યોને વિદાય કરતાં, તેઓ, મનવાંછિત કામનાઓને પ્રાપ્ત થઇને પાછા ફર્યા. પછી રામચન્દ્રજી, યમુનાને ઉતરીને યમુનાના જળમાં નાહ્યા, કે જે જળ પોતાના શરીર જેવું જ શ્યામ હતું. ॥ ૧૧૭ ॥

चौ०—सुनत तीर वासी नर नारी । धाये निज निज काज विसारी ॥
लषण रामसिय सुंदरताई । देखि करहिं निज भाग्य बडाई ॥ १ ॥
अति लालसा सबहिं मनमाहीं । नांव गांव बूझत सकुचाहीं ॥
जे तिन्हमहँ वय वृद्ध सयाने । तिन्ह करि युक्ति राम पहिचाने ॥ २ ।
सकल कथा तिन्ह सबहि सुनाई । वनहि चले पितु आयसु पाई ॥
सुनि सविषाद सकल पछिताहीं । रानि राय कीन्ह भल नाहीं ॥ ३ ॥
तेहि अवसर तापस यक आवा । तेजपुंज लघु वयस सुहावा ॥
कवि अलखित गति वेष विरागी । मन क्रम वचन राम अनुरागी ॥ ४ ॥

ખબર મળતાં જ યમુનાનાં તીરોમાં રહેનારાં માણસો, પોતપોતાનાં કામોને છોડી દઇ, દોડીને દર્શન કરવા આવ્યાં અને રામની, લક્ષ્મણજીની તથા સીતાજીની સુંદરતાને જોઇને, પોતાનાં ભાગ્યોનાં વખાણ કરવા લાગ્યાં. ॥ ૧॥ સર્વે લોકોના મનમાં, નામ અને ગામ પૂછવાની અત્યંત લાલસા થઇ, પણ પૂછતાં સંકોચ થવા લાગ્યો. એઓમાં, જે ડાહ્યા વૃદ્ધ લોકો હતા, તેઓએ, પ્રથમથી સાંભળવામાં આવેલી હકીકત ઉપરથી, નજર પહોંચાડીને રામને ઓળખ્યા. ॥ ૨ ॥ એ વૃદ્ધ લોકોએ, બીજા લોકોને સઘળી વાત કહી સંભળાવી કે, 'રામ, પિતાની આજ્ઞાથી વનમાં જાય છે.' આ સાંભળીને સર્વે લોકો, ખેદ પામી, પસ્તાવા લાગ્યાં કે, 'રાણીએ અને રાજાએ, સારૂં કર્યું નથી.' ॥ ૩ ॥ આ અવસરમાં તેજના પુંજ જેવો, નહાની અવસ્થાવાળો, વિદ્વાન્, વેરાગીના વેષવાળો અને મનથી, કર્મથી તથા વચનથી રામમાં પ્રેમ ધરાવનારો એક તપસ્વી, અચાનક રામની પાસે આવ્યો. ॥ ૪ ॥

दो०—सजल नयन तनु पुलक निज, ईष्ट देव पहिंचानि ॥
परेउ दंड जिमि धरणि तल, न दशा न जाय बखानि ॥ ११८ ॥

નેત્રોમાં અશ્રુઓથી અને આંગોમાં રોમાંચોથી વ્યાપ્ત થયેલો એ તપસ્વી, રામને પોતાના ઇષ્ટદેવ જાણી લઇ, ધરતીપર દંડની પેઠે પડયો. આ સમયની તેની દશાનું વર્ણન કરી શકાતું નથી. ॥ ૧૧૮ ॥

चौ०–राम सप्रेम पुलकि उर लावा । परम रंक जनु पारस पावा ॥
मनहु प्रेम परमारथ दोऊ । मिलत धरे तनु कह सब कोऊ ॥ १ ॥
बहुरि लषण पायन सो लागा । लीन्ह उठाय उमँगि अनुरागा ॥
पुनि सिय चरण धूरि धरि शीशा । जननि जानि शिशु दीन्ह अशीशा ॥२॥
कीन्ह निषाद दंडवत तेही । मिलेउ मुदित लखि राम सनेही ॥
पियत नैन पुट रुप पियूषा । मुदित सुअशन पाय जिमि भूषा ॥ ३ ॥
ते पितु मातु कहहु सखि कैसे । जिन पठये वन बालक ऐसे ॥
राम लषण सिय रुप निहारी । होहिं सनेह विकल नर नारी ॥ ४ ॥

રામચન્દ્રજીએ, પ્રેમથી રોમાંચિત થઇને એ તપસ્વીને[1] છાતીમાં લગાવ્યો. જેમ પરમ દરિદ્ર માણસ, પારશ મણિને પામીને, રાજી થાય, તેમ તે તપસ્વી, રામને પામીને રાજી થયો, રામને અને તે તપસ્વીને મળેલા જોઇ, સર્વ લોકો કહેવા લાગ્યા કે, 'આ તે પ્રેમ અને પરમાર્થ, એ બન્ને દેહધારી થઇને પરસ્પરને મળ્યા છે કે શું?' ॥ ૧ ॥ પછી તે તપસ્વી, લક્ષ્મણજીને પગે લાગતાં, લક્ષ્મણજીએ, સ્નેહથી ઉમંગીને, તેને છાતીમાં લગાવ્યો. તે પછી, એ તપસ્વીએ, સીતાજીનાં ચરણોની રજને, માથે ચઢાવતાં, જગદંબા સીતાજીએ, તેને બાલક જાણીને આશીર્વચનો આપ્યાં. ॥ ૨ ॥ ભિલ્લોના રાજા ગુહે, એ તપસ્વીને દંડવત કર્યા અને તે તપસ્વી, ગુહને રામનો સ્નેહી જાણીને, આનંદથી મળ્યો. એ તપસ્વી રામના રૂપરૂપી અમૃતને પોતાનાં નેત્રોરૂપી દૂનાઓ વતે પીવા

---

[1] આ તપસ્વીનું નામ કે અહીં આવવા સંબંધી કશો વૃત્તાંત, વાલ્મીકીય રામાયણ આદિ કોઈ પણ ગ્રંથમાં મળતાં નથી, અને યમુના તીરવાસી લોકોની પરસ્પરની વાતોની વચમાં, આ તપસ્વીના આવવાની હકીકત આપી છે, તે અસંગત જણાય છે. આમ છે, તેથી અહીં અનેક કલ્પનાઓ થાય છે. કોઈ કહે છે કે, "આ તપસ્વી અગ્નિ દેવ છે. આના આવવાથી રામચન્દ્રજીએ, ગુહને રજા આપી. જો આ ન હોય તો રામચન્દ્રજી ત્રણ મૂર્તિ જ રહી જાય અને ત્રણ જણને સાથે ચાલવાની શાસ્ત્રમાં મના છે. અયોધ્યાથી સુમંત્રની સાથે ચાર જ હતાં! શૃંગવેર પુરથી ગુહ સાથે હોવાથી અહીં સુધી ચાર જ હતાં. અહીં અગ્નિ આવી મળ્યો કારણ કે રામ અગ્નિના હવિમાંથી પ્રકટ થયા છે. તેથી અગ્નિ રક્ષા કરતો હતો અને અહીંથી તો વળી સાથે જ રહ્યો, આ કારણથી આની વિદાય લખી નથી. આ કારણથી જ સુગ્રીવની મિત્રતામાં અગ્નિને સાક્ષી રાખેલ છે, જે નિકટવર્તી હોય તેને જ સાક્ષી રખાય. દંડકારણ્યમાં રામચન્દ્રજીએ, અગ્નિને જ થાપણ તરીકે સીતાજી સોંપેલાં છે, કેમ કે, થાપણ પણ નિકટને જ સોંપાય. ગુસાંઇજીએ પણ અહીં તેજનો પુંજ કહ્યો છે અને વળી છેવટ मुदित सुअशन पाय जिमि भूखा, એમ કહ્યું છે, તો તેજ અને ક્ષુધા, એ બે અગ્નિના જ ધર્મ છે," કોઈ કહે છે કે, "ચિત્રકૂટમાં અગસ્ત્યનો શિષ્ય એક તપસ્વી રહેતો હતો તે રામચન્દ્રજીનું આવવું સાંભળી, પર્ણકુટીમાંથી ઉઠીને યમુના તટમાં આવી મળ્યો." કોઈ કહે છે કે, "ચિત્રકૂટ પર્વત જ તપસ્વીનું રૂપ ધરીને રામને લેવાને વાસ્તે સામો આવ્યો." કોઈ કહે છે કે, "ગુસાંઇજીએ અહીં પોતાની જ ધ્યાનની હકીકત આપી છે. કેમ કે, યમુનાના દક્ષિણ કિનારાપરનું રાજાપુર સ્થાન ગુસાંઇજીના નિવાસરૂપ હતું. તેથી ધ્યાનમાં પોતાનું જ રામચન્દ્રજીની સાથે મળવું અને દંડવત્ અહીં બતાવેલ છે. આ કારણને લીધે. આ કથા, પ્રસંગથી છૂટી ગઈ છે. જ્યારે ગુસાંઇજી, ધ્યાનમાંથી જાગૃત થયા, ત્યારે પાછો ते पितृ मातृ कहे सखि कैसे, ઇત્યાદિ પ્રસંગ મેળવીને ચાલ્યા છે."

લાગ્યો અને જેમ ભૂખ્યો માણસ, સારૂં ભોજન પામીને રાજી થાય, તેમ રાજી થવા લાગ્યો. ॥ ૩ ॥ સ્ત્રીઓ, પરસ્પરમાં વાતો કરવા લાગી કે, "હે સખી! જેઓએ આવાં બાલકોને વનમાં મોકલ્યાં છે, તે માબાપ કેવા હશે ? કહો." સર્વે નર નારીઓ રામનાં, લક્ષ્મણજીનાં તથા સીતાનાં રૂપને જોઇ, સ્નેહથી વિહ્વલ થવા લાગ્યાં. ॥ ૪ ॥

**दो०—तब रघुवीर अनेक विधि, सखहि सिखावन दीन्ह ॥**
**राम रजायसु शीश धरि, भवन गमन तेई कीन्ह ॥ ११९ ॥**

પછી રામચન્દ્રજીએ પોતાના મિત્ર ગુહ રાજાને અનેક પ્રકારની શીખામણ આપીને પાછો ફરવાનું કહેતાં, ગુહ રાજા, રામની આજ્ઞાને માથે ચઢાવી પોતાને ઘેર ગયો.

**चौ०—पुनि सिय राम लषण कर जोरी । यमुनहिं कीन्ह प्रणाम बहोरी ॥**
**चले ससीय मुदित दोउ भाई । रवितनया कर करत बढाई ॥ १ ॥**
**पथिक अनेक मिलहिं मगु जाता । कहहिं सप्रेम देखि दोउ भ्राता ॥**
**राज सुलक्षण अंग तुम्हारे । देखि शोच हिय होत हमारे ॥ २ ॥**
**मारग चलहु पयादेहिं पांये । ज्योतिष झूठ हमारे भाये ॥**
**अगम पंथ गिरि कानन भारी । तेहिमहँ साथ नारी सुकुमारी ॥ ३ ॥**
**करि केहरि वन जाय न जोई । हम संग चलहिं जो आयसु होई ॥**
**जाव जहां लगि तहँ पहुँचाई । फिरब बहोरि तुम्हैं शिर नाई ॥ ४ ॥**

પછી રામચન્દ્રજીએ, સીતાજીએ તથા લક્ષ્મણજીએ, હાથ જોડીને યમુનાજીને પ્રણામ કર્યાં. સીતા સહિત બન્ને ભાઈઓ, પ્રસન્ન થઇ, સૂર્યને પુત્રી[1] યમુનાજીની પ્રશંસા કરતા કરતા ત્યાંથી ચાલ્યા. ॥ ૧ ॥ માર્ગમાં જતા અનેક મુસાફરો, તેઓને મળવા લાગ્યા. એ મુસાફરો આ બન્ને ભાઇઓને, જોઇને પ્રેમથી કહેવા લાગ્યા કે, "તમારાં અંગોમાં રાજાઓનાં સુંદર સામુદ્રિક ચિહ્નો જોઇને, અમારાં હૃદયોમાં કેટલાક વિચારો ઉત્પન્ન થાય છે. ॥ ૨ ॥ તમો ઉઘાડા પગોથી, માર્ગમાં ચાલો છો, તેથી અમોએ જોયેલા જ્યોતિષ ગ્રન્થો (સામુદ્રિક ગ્રન્થો) ખોટા પડી જાય છે. કેમ કે તમારા જેવા સામુદ્રિક લક્ષણોવાળા, ઉઘાડે પગે તો શું ? પણ વહાન વગર પણ નહીં જોઇએ. માર્ગ અગમ્ય છે અને પર્વતો તથા જંગલો પણ ભારે ભારે છે, તેમાં તમારી સાથે સુકુમારી આ છે, એ પણ નવાઈ જેવું છે. ॥૩॥ વનમાં હાથીઓ અને સિંહો એવા એવા છે કે, જેઓ જોયા ન જાય, આમ છે, એટલા માટે જો આજ્ઞા હોય તો અમો તમારી સાથે ચાલીએ. તમોને જ્યાંસૂધી જવું હોય ત્યાંસૂધી પહોંચાડી, તમોને પ્રણામ કરીને ત્યાંથી પાછા ફરીશું." ॥૪

**दो०—यहि पूछहिं प्रेम वश, पुलक गात जल नैन ॥**
**कृपासिंधु फेरहिं तिन्है, कहि विनीत मृदु बैन ॥ १२० ॥**

પ્રેમને વશ થવાથી, શરીરોમાં રોમાંચોથી અને નેત્રોમાં અશ્રુઓથી ભરપૂર થયેલા

૧ રામ-લક્ષ્મણ સૂર્યવંશી છે અને યમુના સૂર્યની પુત્રી છે, માટે રામ-લક્ષ્મણની તે મોટી ફોઈ થાય, તેથી તેની પ્રશંસા કરી.

મુસાફર લોકો, સાથે ચાલી ચાલીને, આ પ્રમાણે પૂછવા લાગતાં, કૃપાસિંધુ રામચન્દ્રજી, નમ્રતા ભરેલાં કોમળ વચનો કહીને, તેઓને પાછા વાળવા લાગ્યા. ॥ ૧૨૦ ॥

चौ०–जे पुर गांव बसहिं मग माहीं । तिनहिं नाग सुर नगर सिहाहीं ॥
केहि सुकृती केहि घरी बसाये । धन्य पुण्य मय परम सुहाये ॥ १ ॥
जहँ जहँ राम चरण चलि जाहीं । तिन्ह समान अमरावति नाहीं ॥
पुण्यपुंज मग निकट निवासी । तिनहिं सराहहिं सुरपुर वासी ॥ २ ॥
जे भरि नयन विलोकहि रामहिं । सीता लषण सहित घनश्यामहिं ॥
जे सर सरित राम अवगाहहिं । तिन्हैं देवसरि सरित सराहहिं ॥ ३ ॥
जेहि तरु तर प्रभु बैठहिं जाई । करहि कल्पतरु तासु बडाई ॥
परशि राम पद पद्म परागा । मानत भूमि भूरि निज भागा ॥ ४ ॥

રામ, લક્ષ્મણ અને સીતાજી, માર્ગમાં જે જે શહેરની કે ગામની પાસે ઉતારો કરતાં હતાં, તે તે શેહેરોને તથા ગામોને, નાગલોક તથા દેવલોક પણ વખાણતા હતા કે, "આ ધન્ય, પુણ્યમય અને પવિત્ર સ્થલોને કયા પુણ્યાત્માઓએ, કઈ ઘડીમાં વસાવ્યાં હશે? ॥ ૧ ॥ જ્યાં જ્યાં રામનાં ચરણો ચાલીને જાય, તે તે સ્થાન સમાન, ઇંદ્રની નગરી પણ ગણાય નહીં." રામના માર્ગના સમીપમાં રહેનારા જે લોકો, સીતા તથા લક્ષ્મણ સહિત ઘનશ્યામ રામને, નેત્રો ભરીને જોવા પામ્યા, તેઓનાં પુણ્યોનાં પુંજોને દેવપુરના રહેવાસીઓ પણ વખાણવા લાગ્યા. ॥ ૨ ॥ જે સરોવરોમાં કે જે નદીઓમાં રામ નહાતા હતા, તે સરોવરોને અને તે નદીઓને માનસ સરોવર તથા ગંગાજી પણ વખાણતાં હતાં. ॥ ૩ ॥ રામ જે વૃક્ષોની નીચે જઇને બેસતા હતા, તે વૃક્ષોને, કલ્પવૃક્ષ પણ વખાણતાં હતાં. પૃથ્વી પણ રામનાં ચરણકમળોની રજનો સ્પર્શ મળવાથી, પોતાનાં ભાગ્યને મોટાં માનતી હતી. ॥ ૪ ॥

दो०–छाँह करहिं घन विबुध गण, बरषहिं सुमन सिहाँहि ॥
देखत गिरि वन विहँग मृग, राम चले मगु जाहिं ॥ १२१ ॥

રામચન્દ્રજી, પર્વતોને, વનોને, પક્ષીઓને તથા મૃગોને જોતા જોતા, જે માર્ગમાં ચાલતા હતા, તે માર્ગમાં વાદળાંઓ છાયા કરતાં હતાં અને દેવતાઓ, રાજી થઈને પુષ્પોની વૃષ્ટિઓ કરતા હતા. ॥ ૧૨૧ ॥

चौ०–सीता लषण सहित रघुराई । गांव निकट जब निसरहिं जाई ॥
सुनि सब बाल वृद्ध नर नारी । चलहिं तुरत गृह काज बिसारी ॥ १ ॥
राम लषण सिय रूप निहारी । पाय नैन फल होहिं सुखारी ॥
सजल विलोचन पुलकि शरीरा । सब भये मगन देखि दोउ वीरा ॥ २ ॥
वर्णि न जाय दशा तिन केरी । लहि जनु रंकन्ह सुर मणि ढेरी ॥
एकन एक बोल सिख देहीं । लोचन लाहु लेहु छिन एहीं ॥ ३ ॥
रामहिं देख एक अनुरागे । चितवत चले जाहिं सँग लागे ॥
एक नैन मग छबि उर आनी । होंहि सिथिल तनु मन वर वानी ॥ ४ ॥

સીતાજી અને લક્ષ્મણજી, એઓ સહિત રામચન્દ્રજી, જે જે ગામની પાસેથી નીકળતા હતા, તે તે ગામનાં બાલક, વૃદ્ધ તથા જુવાન માણસો, ખબર સાંભળતાં જ તુરત ઘરનાં કામોને છોડી દઇને, દર્શન કરવા જતાં હતાં. ॥ ૧ ॥ અને રામનાં, લક્ષ્મણજીનાં તથા સીતાજીનાં રૂપને જોવાથી, નેત્રોનાં ફળોને પ્રાપ્ત થવાથી સુખી થતાં હતાં. બંને ભાઈઓને જોઈ, સર્વે લોકો પ્રેમમગ્ન થઇને નેત્રોમાં અશ્રુઓથી તથા શરીરોમાં રોમાંચોથી વ્યાપ્ત થતા હતા. ॥ ૨ ॥ જેવી ચિંતામણિઓના સમૂહને પ્રાપ્ત થઇ, રાંક લોકોની દશા થાય, તેવી રામને, લક્ષ્મણને તથા સીતાજીને જોઇને તે તે ગામોનાં લોકોની દશા થતી હતી, કે જેનું વર્ણન બની શકતું નથી. એ માણસો પરસ્પરને બોલાવીને શીખામણ દેતાં હતાં કે, "આ ક્ષણમાં જ નેત્રોના લાભ મળે છે, માટે લઇ લ્યો." ॥ ૩ ॥ રામને જોઇ, પ્રેમવશ થયેલાં કેટલાંએક માણસો જોતાં જોતાં સાથે ચાલવા લાગ્યાં. કેટલાંએક માણસો, રામની ઉત્તમ છબીને નેત્રોના માર્ગથી હૃદયમાં પધારવીને શિથિલ શરીરોવાળાં, શિથિલ મનોવાળાં તથા શિથિલ વચનોવાળાં થઈ જતાં હતાં.૪॥

दो०—एक देखि वट छांह भल, डासि मृदुल तृण पात ॥
कहहिं गवांइय छिनक श्रम, गम नब अबहिं कि मात ॥ १२२ ॥

કેટલાએક લોકો વડની સુંદર છાયા જોઇ, તેની નીચે કોમળ ખડ તથા પાંદડાં બીછાવીને રામને કહેતા હતા કે, જરા વાર અહીં જ રોકાઇને પરિશ્રમને મટાડો અને હવે અહીંથી આજેજ ચાલજો અથવા પ્રભાતે ચાલજો. ॥ ૧૨૨ ॥

चौ०—एक कलस भरी आनहि पानी । ऍचइय नाथ कहहि मृदु बानी ॥
सुनि प्रिय वचन प्रीति अति देखी । परम कृपालु सुशील विशेखी ॥ १ ॥
जानी श्रमित सीय मनमाहीं । घरिक विलम्ब कीन्ह वट छांहीं ॥
मुदित नारी नर देखहिं शोभा । रुप अनूप नैन मन लोभा ॥ २ ॥
यक टक सब सोइहिं चहुँ ओरा । रामचंद्र मुखचंद्र चकोरा ॥
तरुण तमाल वरण तनु सोहा । देखत कोटि मदन मन मोहा ॥ ३ ॥
दामिनि वरण लषण सुठि नीके । नख शिख सुभग भावते जीके ॥
मुनि पट कठिन कसे तूणीरा । सोहहिं कर कमलन धनुतीरा ॥ ४ ॥

કેટલાએક લોકો, કળશો ભરી, પાણી લાવીને, કોમળ વચનો કહેતા હતા કે, "હે નાથ! પાણી પીઓ." પરમ કૃપાળુ તથા અત્યંત સુશીલ રામચન્દ્રજી, એઓનાં પ્રિય વચનો સાંભળી તથા અતિ પ્રીતિ જોઇ. ॥ ૧ ॥ અને પોતાના મનમાં સીતાજીને શ્રમિત થયેલાં જાણીને વડની છાયામાં ઘડીક ખોભરતા હતા. નર તથા નારીઓ, શોભા જોઇને રાજી થતાં હતાં અને તેઓનાં નેત્રો તથા અંતઃકરણો, અનુપમ રૂપમાં લોભાઇ જતાં હતાં. ॥ ૨ ॥ તેથી તેઓ, ચોમેર ઉભાં રહી, નિમેષ વગરની દૃષ્ટિઓથી જોવા લાગતાં, રામચન્દ્રજીના મુખરૂપી ચંદ્રની સામા ચકોરો હોય એવાં શોભતાં હતાં. (આ રામચન્દ્રજીની જ લીલા છે, કે ચોમેર ઉભેલાંઓને મુખ જ દેખાય પણ પીઠ ન દેખાય.)

રામનું નવીન તમાલના જેવા વર્ણવાળું શરીર એવું શોભતું હતું કે, જેને જોતાં, કરોડે કામદેવ પણ, મનમાં મોહિત થઈ જાય. ॥ ૩ ॥ વીજળી જેવા અત્યંત સુંદર વર્ણવાળા, નખોથી તે શિખા પર્યંત સુંદર, કઠણ વલ્કલ વસ્ત્રોનું ધારણ કરનારા અને જેણે ભાથા બાંધ્યા હતા તથા જેના હસ્તકમળમાં ધનુષ બાણ શોભી રહ્યાં હતાં એવા લક્ષ્મણજી, પણ સર્વનાં અંતઃકરણોને ભાવવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—जटा मुकुट शीशनि सुभग, उर भुज नयन विशाल ॥
शरद पर्व विधु बदन, वर, लसत स्वेद कण जाल ॥ १२३ ॥

મસ્તકપર જટાઓરુપી મુકુટોવાળી, સુંદર, વિશાળ ભુજાઓવાળી, વિશાળ નેત્રોવાળી, શરદ્ ઋતુની પૂનેમના ચન્દ્ર જેવા ઉત્તમ મુખોવાળી અને જેનાં મુખોપર પસીનાની કણીઓના સમૂહ શોભી રહ્યા હતા. ॥ ૧૨૩ ॥

चौ०—वरणि न जाय मनोहर जोरी । शोभा बहुत मोरि मति थोरी ॥
राम लषण सिय सुंदरताई । सब चितवहिं चित मन मति लाई ॥ १ ॥
थके नारि नर प्रेम पियासे । मनहुँ मृगी मृग देखि दियासे ॥
सीय समीप ग्राम तिय जाहीं । पुछत अति सनेह सकुचाहीं ॥ २ ॥
बार बार सब लागहिं पांये । कहहिं बचन मृदु सरल सुहाये ॥
राज कुमारि विनय हम करहीं । तिय स्वभाव कछु पूछत डरहीं ॥ ३ ॥
स्वामिनि अविनय क्षमब हमारी । बिलग न मानब जानि गँवारी ॥
राज कुंवर दोउ सहज सलोने । इनते लहि द्युति मरकत सोने ॥ ४ ॥

એવી એ રામ લક્ષ્મણની મનોહર જોડી, મારાથી વર્ણવી શકાતી નથી. કેમ કે, તેની શોભા ઘણી હતી અને મારી બુદ્ધિ થોડી છે. રામ, લક્ષ્મણજી અને સીતાજી, એઓની સુંદરતાને સર્વ લોકો મન, બુદ્ધિ તથા ચિત્ત લગાવીને જોવા લાગ્યાં. ॥ ૧ ॥ પ્રેમનાં તરસ્યાં નરનારીઓ, જેમ મૃગો અને મૃગીઓ, દીવાને જોઈને તેમાં એકાગ્ર થઈ જાય, તેમ રામ વગેરેના રુપને જોઇને તેમાં એકાગ્ર થઈ ગયાં. ગામોની સ્ત્રીઓ પૂછી જોવાને વાસ્તે સીતાજીના સમીપમાં જવા લાગી, પણ અત્યંત સ્નેહને લીધે પૂછવામાં સંકોચાવા લાગી. ॥ ૨ ॥ એ સ્ત્રીઓ, વારંવાર પગે લાગીને કોમળ, સરલ, સુશોભિત વચનોથી બોલે છે કે, "હે રાજકુમારી ! અમો વિનતિ કરી, સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે પૂછવા ઇચ્છીએ છીએ, પણ પૂછતાં ડરીએ છીએ. ॥ ૩ ॥ હે સ્વામિની ! હે સુંદર મુખવાળાં ! અમારા અવિનયની ક્ષમા કરજો અને અમોને ગમાર જાણીને બેઅદબી ગણશો માં, આ બન્ને રાજકુમારો એવા સ્વાભાવિક શોભાવાળા છે કે જાણે નીલ મણિઓએ અને સુવર્ણોએ એઓની પાસેથી જ શોભા લીધી હોય. ॥ ૪ ॥

दो०—श्यामल गौर किशोर वर, सुंदर सुखमा ऐन ॥
शरद शर्वरी नाथ मुख, शरद सरोरुह नैन ॥ १२४ ॥

શ્યામ તથા ગૌર શરીરોવાળા, કિશોર અવસ્થાવાળા, સર્વોત્તમ સુંદર, પરમ શોભાના સ્થાનરુપ, શરદ્ ઋતુના ચંદ્ર સરખાં મુખોવાળા, શરદ્ ઋતુનાં કમળો સરખાં નેત્રોવાળા.

चौ०—कोटि मनोज लजावनि हारे। सुमुखि कहो को अहहिं तुम्हारे ॥
सुनि सनेह मय मंजुल बानी। सकुचि सीय मन महँ मुसुकानी ॥ १ ॥
तिनहिं बिलोक बिलोकति धरनी। दुहुँ सकोच सकुचति बर बरनी ॥
सकुचि सप्रेम बाल मृग नयनी। बोलि मधुर बचन पिक बयनी ॥ २ ॥
सहज स्वभाव सुभग तनु गोरे। नाम लषण लघु देवर मोरे ॥
बहुरि बदन बिधु अंचल ढांकी। पिय तन चितै भौंह करि बाँकी ॥ ३ ॥
खंजन मंजु तिरीछे नयनानि। निज पति कहेउ तिनहिं सिय सैनानि ॥
भइ मुदित सब ग्राम बधूटी। रंकन राय राशि जनु लूटी ॥ ४ ॥

અને કરોડ કામદેવોને પણ લજાવનારા જે આ બે રાજકુમારો છે, તેઓ, તમારે કોણ થાય છે ? તે કહો." સીતાજી, સ્ત્રીઓની સુંદર સ્નેહમય વાણી સાંભળી, લજાઈને મનમાં હસ્યાં કે, ॥ ૧ ॥ 'છે તો ગમાર, પણ ભારે ચાતુરીથી પૂછે છે.' એ સ્ત્રીઓને જોઈ, ઉત્તમ વર્ણવાળાં સીતાજી, પૃથ્વી તરફ જોવા લાગ્યાં અને બે પ્રકારના સંકોચથી[1] સંકોચાવા લાગ્યાં. મૃગનાં બચ્ચાંનાં સરખાં નેત્રોવાળાં અને કોકિલાની પેઠે મધુર સ્વરવાળાં સીતાજી, લજાઈને પ્રેમ સહિત બોલ્યાં કે, ॥ ૨ ॥ "આ જે સરલ સ્વભાવવાળા, સુંદર અને ગૌર શરીરવાળા છે, તેમનું નામ લક્ષ્મણ છે અને તે મારા નાહાના દેવર[2] છે." પછી સીતાએ, વસ્ત્રના છેડાને પોતાના ચન્દ્ર જેવા મુખની આડો રાખી, (લાજ કાહાડી, રામચન્દ્રજીની તરફ જોઈ, ॥ ૩ ॥ ભ્રમર વાંકી કરી, ખંજન પક્ષી જેવાં સુંદર આડાં નેત્રોની સાનથી) તે સ્ત્રીઓને આ રામ મારા પતિ છે,' એમ જણાવ્યું. જેમ રાંકો ધનના ઢગલાની લૂંટ મળવાથી પ્રસન્ન થાય તેમ ગામડાંની સઘળી સ્ત્રીઓ, સીતાજીની વાત સાંભળીને તથા જાણીને પ્રસન્ન થઈ. ॥ ૪ ॥

दो०—अति सप्रेम सिय पाँय परि, बहु बिधि देहिं अशीश ॥
सदा सुहागन होहु तुम, जब लगि महि अहि शीश ॥ १२५ ॥

એ સ્ત્રીઓ, અત્યંત પ્રેમથી સીતાજીના પગમાં પડીને ઘણી ઘણી રીતની આશિસો દેવા લાગી કે, "જ્યાંસૂધી શેષનાગના માથા ઉપર પૃથ્વી રહે, ત્યાંસૂધી તમે અખંડ સૌભાગ્ય ભોગવજો." ॥ ૧૨૫ ॥

चौ०—पारवती सम पति प्रिय होहू। देवि न हम पर छांडव छाहू ॥
पुनि पुनि बिनय करहिं कर जोरी। जो यहि मारग फिरिय बहोरी ॥ १ ॥
दरशन देव जानु निज दासी। लखीं सीय सब प्रेम पियासी ॥
मधुर बचन कहि कहि परितोषी। जनु कुमुदनी कौमुदी पोषी ॥ २ ॥

---

૧ જો નહીં કહું તો આ સ્ત્રીઓ ઉદાસ થશે, અને કહીશ તો મારી માતા પૃથ્વી પાસે છે, તેથી મર્યાદાનો ભંગ થશે, એ બે પ્રકારનો સંકોચ થયો. સ્ત્રીઓનો સ્વભાવ છે કે, લાજની વાત સાંભળીને પૃથ્વીની સામે જુવે અને પ્રત્યક્ષ રીતે પતિ બતાવવામાં લજાય. ૨ નહાના દેવર છે, એમ કહેવાથી જણાવ્યું કે, આથી મોટા પણ એક (ભરતજી) મારા દેવર છે.

तबहिं लषण रघुवर रुख जानी । पूछेउ मगु लोगन मृदु बानी ॥
सुनत नारि नर भये दुखारी । पुलकित गात विलोचन वारी ॥ ३ ॥
मिटा मोद मन भये मलीने । विधि निधि दीन्ह लेत जनु छीने ॥
समुझि कर्म गति धीरज कीन्हा । सोधि सुगम मगु तिन्ह कहि दीन्हा ॥४॥

અને જેમ પાર્વતી, સદાશિવને પ્યારાં છે, તેમ તમે તમારા પતિને પ્યારાં રહેજો. વળી એ સ્ત્રીઓ, વારંવાર હાથ જોડીને વિનતિ કરવા લાગી કે, "હે દેવી! અમારા ઉપર દયા રાખજો, દયાનો ત્યાગ કરશો માં અને જો વનમાં ફરીને પાછાં આ રસ્તે આવો તો, ॥ ૧ ॥ અમોને પોતાની દાસી જાણીને દર્શન દેજો." સીતાજીએ, સર્વ સ્ત્રીઓને પ્રેમની તરશી જાણીને, જેમ ચાંદની, કુમુદિનીઓને સંતુષ્ટ કરે, તેમ મધુર વચનો કહી કહીને સર્વને સંતુષ્ટ કરી, ॥ ૨ ॥ પછી રામચન્દ્રજીની મરજી જોઈ, લક્ષ્મણજી, કોમળ વાણીથી લોકોને માર્ગ પૂછવા લાગતાં, સઘળાં નરનારીઓ દુઃખ પામ્યાં, ગાત્રોમાં રોમાંચિત થઈ ગયાં અને નેત્રોમાં અશ્રુઓથી યુક્ત થઈ ગયાં. ॥ ૩ ॥ આનંદ મટી જઈને, સર્વના મનમાં એવો ખેદ થયો કે જાણે વિધાતાએ ઘણું ધન દઈને છીનવી લીધું હોય. પછી સર્વે લોકોએ કર્મની ગતિ સમજીને ધીરજ ધરી અને નક્કી કરીને સુગમ માર્ગ બતાવી દીધો. ॥ ૪ ॥

दो०—लषण जानकी सहित वन, गमन कीन्ह रघुनाथ ॥
फेरे सब प्रिय वचन कहि, लिये लाय मन साथ ॥ १२६ ॥

લક્ષ્મણજી તથા સીતાજી, એઓ સહિત રામચન્દ્રજી, વન તરફ ચાલ્યા અને તેમણે પ્રિય વચનો કહીને, સર્વને પાછાં વાળ્યાં, પણ સર્વનાં અંતઃકરણોને તો સાથે જ લઈ લીધાં. ॥ ૧૨૬ ॥

चौ०—फिरत नारि नर अति पछताहीं । देवहि दोष देहिं मनमांहीं ॥
सहित विषाद परस्पर कहहीं । विधि करतब उलटे सब अहहीं ॥ १ ॥
निपट निरंकुश निठुर निशंकू । जेहि शशि कीन्ह सरुज सकलंकू ॥
रुप कल्पतरु सागर खारा । तेहि पठये वन राजकुमारा ॥ २ ॥
जों पै इनहि दीन्ह वन वासू । कीन्ह वादि विधि भोग विलासू ॥
ए विचरहिं मग विन पदत्राना । रचे वादि विधि वाहन नाना ॥ ३ ॥
ए महि परहि डासि कुश पाता । सुभग सेज कत सृजत विधाता ॥
तरु वर वास इनहीं विधि दीन्हा । धवल धाम रचि पचि श्रम कीन्हा ॥४ ॥

નર નારીઓ પાછાં ફરતાં બહુ પસ્તાવા લાગ્યાં, મનમાં દૈવને દોષ દેવા લાગ્યાં અને ખેદને લીધે પરસ્પરમાં કહેવા લાગ્યાં કે, "વિધાતાનાં સઘળાં કર્તવ્યો ઉલટાં જ છે. ॥ ૧ ॥ અત્યંત નિરંકુશ, નિષ્ઠુર અને નિશંક એવી જે વિધાતાએ, ચન્દ્રને રોગી તથા કલંકવાળો કર્યો છે, કલ્પને વૃક્ષ બનાવેલ છે અને સમુદ્રને ખારો કર્યો છે, તે વિધાતાએ, આ રાજકુમારોને વનમાં મોકલ્યા છે. ॥૨॥ જો વિધાતાએ, આ લોકોને વનવાસ

આપ્યો, તો પછી તેણે, સઘળા ભોગ વિલાસો વૃથા જ બનાવ્યા છે, જો આ લોકો, ઉઘાડા પગોથી વનમાં ફરે છે, તો પછી વિધાતાએ, અનેક પ્રકારનાં વાહનો વૃથા જ રચ્યા છે, ॥ ૩ ॥ જો આ લોકો, દર્ભોને તથા પાંદડાઓને બીછાવી સૂવે છે, તો પછી વિધાતાએ સુંદર શય્યાઓ શામાટે ઉત્પન્ન કરી હશે? જો વિધાતાએ આ લોકોને ઉત્તમ વૃક્ષોની નીચે વાસ દીધો છે, તો પછી તેણે અતિ ઉજ્જ્વલ ઘરો બનાવવાનો શ્રમ વૃથા જ કર્યો છે. ॥ ૪ ॥

दो०--जो यह मुनि पट धर जटिल, सुंदर सुठि सुकुमार ॥
विविध भांति भूषण वसन, वादि किये करतार ॥ १२७॥

જો આ અતિ સુંદર રાજકુમારોને વલ્કલ વસ્ત્રો પહેરતા તથા જટા ધરતા કર્યાં છે, તો પછી વિધાતાએ અનેક પ્રકારોનાં ભૂષણો તથા વસ્ત્રો વૃથા જ બનાવ્યાં છે.॥ ૧૨૭॥

चौ०--जो यहि कंद मूल फल खाहीं । वादि सुधादि अशन जग माहीं ॥
एक कहहिं यह सहज स्वभाये । आप प्रगट भये विधि न बनाये ॥ १ ॥
जहँ लगि वेद कही विधि करनी । श्रवण नयन मन गोचर बरनी ॥
इनहि देख विधि मन अनुरागा । पटतर योग बनावन लागा ॥ २ ॥
कीन्ह बहुत श्रम एक न आये । तेहि ईर्षा वन आनि दुराये ॥
एक कहहीं हम बहुत न जानहिं । आपुहि परम धन्य करि मानहिं ॥
ते पुनि पुण्यपुंज हम लेखे । जे देखहि देखि हीं जिन देखे ॥

અને જો આ લોકો કંદ, મૂળ, ફળ ખાઇને રહે છે, તો જગતમાં અમૃત આદિ ભોજનો વૃથા જ છે, " કેટલાંએક નર નારીઓ કહેવા લાગ્યાં કે, " આ સહજ સુંદર ત્રણે જણાં પોતાથી જ પ્રકટ થયાં છે, એઓને વિધાતાએ બનાવેલાં નથી. ॥૧॥ વેદમાં જેટલી જેટલી વિધાતાની, સૃષ્ટિઓ કહેલી છે, તેઓ સઘળી ચૌદ ભુવનમાં સમાયલી છે, કે જે સૃષ્ટિઓમાંની, કેટલીક આપણુના સાંભળવામાં, કેટલીક જોવામાં અને કેટલીક વિચારવામાં તથા વર્ણવવામાં આવે છે, તો એ ચૌદે ભુવનોમાં શોધીશોધીને જુવો, કે કયાંય આવા પુરુષો અને આવી સ્ત્રી છે, ॥ ૨ ॥ આ બે ભાઇઓને અને સીતાજીને જોઈને, પ્રથમ તો વિધાતા મનમાં રાજી થઈ હશે અને તેથી એઓના જેવી બીજી સૃષ્ટિ બનાવવા લાગી હશે, પણ અત્યંત શ્રમ કરતાં છતાં પણ, એઓના જેવી એક પણ સૃષ્ટિ નહીં બનાવી શકાયાથી ઉલટી ઇર્ષ્યાને વશ થઈ હશે, કે જેથી આ લોકોને વનમાં જ દાખલ કરીને બીજા લોકોની નજરથી ગુપ્ત રાખ્યાં છે." ॥ ૩ ॥ કેટલાંએક બોલવા લાગ્યાં કે, " અમો ઝાઝું સમજીએ નહીં, પણ આ લોકોનાં દર્શનથી અમે પોતાને પરમ ધન્ય માનીએ છીએ. અમારા લેખામાં તો એમ છે, કે જે લોકોએ, આ લોકોને દીઠાં છે, જે લોકો દેખશે અને જે લોકો દેખે છે, તેઓ સર્વ પુણ્યોના સમૂહરૂપ છે." ॥ ૪ ॥

दो०--यहि विधि कहि कहि वचन प्रिय, लेहि नयन भरि नीर ॥
किमि चलिह मारग आगम, सुठि सुकुमार शरीर ॥ १२८ ॥

"આ અત્યંત સુકુમાર શરીરોવાળાં ત્રણ માણસો વનના વિશમ માર્ગોમાં કેમ ચાલી શકશે?" એમ પ્રિય વચનો કહી કહીને સર્વે લોકો નેત્રોમાં આંસુ લાવવા લાગ્યા.

चौ०—नारि सनेह विकल वश होहीं । चकई सांज समय जनु सोहीं ॥
मृदु पद कमल कठिन मगु जानी । गहवरि हृदय कहहँ वर वानी ॥ १ ॥
पसरत मृदुल चरण अरुणारे । सकुचत महि जिमि हृदय हमारे ॥
जो जगदीश इनहिं वन दीन्हा । कस न सुमनमय मारग कीन्हा ॥ २ ॥
जो मांगे पाइय विधि पाहीं । एराखियहि सखि आंखिनमाहीं ॥
जे नर नारि न अवसर आये । तिन सिय राम न देखन पाये ॥ ३ ॥
सुनि स्वरुप बूझहि अकुलाई । अब लग गये कहां लग भाई ॥
समरथ धाय विलोकहि जाई । प्रमुदित फिरहिं जन्म फल पाई ॥ ४ ॥

સ્નેહથી વિહ્વલ થયેલી સ્રીઓ, જાણે સાંઝના સમયની ચક્રવાકીઓ હોય એવી દેખાવા લાગી. એ સ્રીઓ, રામનાં, લક્ષ્મણજીનાં તથા સીતાજીનાં ચરણોને કમળો જેવાં કોમળ જાણી, અને માર્ગને કઠણ જાણીને ગદ્‌ગદ હૃદયથી સુંદર વચનો બોલવા લાગી કે, ॥ ૧ ॥ "જેમ આપણાં હૃદયો, એઓનાં કોમળ તથા રક્તપણાવાળાં ચરણોને જોઇને ગભરાય છે, તેમ એ ચરણોને સ્પર્શ પામીને, પૃથ્વી પણ ગભરાતી હશે, કે જો જગદીશ્વરે આ લોકોને વનવાસ આપ્યો, તો તેણે મારા વન સંબંધી માર્ગોને પુષ્પમય જ શા માટે નહીં બનાવ્યા હોય? ॥૨॥ હે સખી! જો આપણે વિધાતાની પાસેથી માગ્યું લઇ શકીએ એવી હોઇએ, તો એ લોકોને આપણી આંખોમાં જ રાખી લઇએ. (પૃથ્વી, પ્રાર્થના કરીને વિધાતાની પાસેથી એઓને લઇ આવી છે, માટે તેણે તો એઓને પોતાની આંખોમાં જ રાખવા જોઇએ.)" જે સ્રી પુરુષોને એ અવસરમાં નહી આવી શકાયાથી[૧], સીતાનાં, રામનાં અને લક્ષ્મણજીનાં દર્શન ન થયાં, ॥ ૩ ॥ તેઓ એઓના સ્વરૂપની શોભા સાંભળી, વ્યાકુલ થઇને 'હે ભાઇઓ! એઓ આટલી વારમાં ક્યાંસૂધી પહોંચ્યા હશે?' એમ પૂછવા લાગ્યાં અને તેઓમાં, જેઓ સમર્થ હતાં, તેઓ દોડી પહોંચી, દર્શન કરી, જન્મનું ફળ પામી, રાજી થઇને પાછાં ફર્યાં. ॥ ૪ ॥

दो०—अबला बालक वृद्ध जन, कर मींजहि पछिताहीं ॥
होहीं प्रेम वश लोग सब, राम जहाँ जहँ जाहिं ॥ १२९ ॥

સ્રીઓ, બાલકો, અને વૃદ્ધ લોકો, જેઓથી દોડીને પહોંચી શકાયું નહીં, તેઓ હાથ ઘસવા લાગ્યાં અને પસ્તાવા લાગ્યાં. રામચન્દ્રજી, જ્યાં જ્યાં જવા લાગ્યા, ત્યાં ત્યાં સર્વે લોકો પ્રેમવશ થવા લાગ્યાં. ॥ ૧૨૯ ॥

---

૧ જે नर नारिन अवसर आये, तिन सिय राम न देखन पाये, એ વાક્યનો કેટલાએક એવો અર્થ પણ કરવા માગે છે કે, 'જેઓ, એ અવસરમાં સંસારમાં આવ્યાં ન હતાં અર્થાત્ જન્મ્યાં જ ન હતાં, તેઓને સીતા રામનાં દર્શન મળ્યાં નહીં' પણ આ અર્થ તે પછીની ચોપાઇથી મળતો રહેતો નથી.

चौ०—गांव गांव अस होइ अनंदू । देखि भानु कुल कैरव चंदू ॥
जे कछु समाचार सुनि पावहिं । ते नृप रानिहिं दोष लगावहिं ॥ १ ॥
कहहिं एक अति भल नर नाहू । दीन्ह हमहिं जिन लोचन लाहू ॥
कहहिं एक परस्पर लोग लुगाई । बातें सरल सनेह सुहाई ॥ २ ॥
ते पितु मातु धन्य जिन जाये । धन्य सो नगर जहांते आये ॥
धन्य सो देश शैल वन गाऊं । जहँ जहँ जाहिं धन्य सो ठाऊं ॥ ३ ॥
सुख पायउ बिरंचि रचि तेही । ए जेहिके सब भांति सनेही ॥
राम लषण सिय कथा सुहाई । रही सकल मग कानन छाई ॥४ ॥

રામચન્દ્રજીને જોવાથી, ગામો ગામમાં એવો આનંદ થવા લાગ્યો કે જે લોકો, સાંભળવા ઉપરથી રામના વનવાસની કાંઇ પણ હકીકત જાણવા લાગ્યા, તેઓ, કૈકયીની ઉપર દોષ મૂકવા લાગ્યા. ॥ ૧ ॥ કેટલાએક બોલવા લાગ્યા કે, "દશરથ રાજા બહુ ભલા છે કે જેણે આપણને નેત્રોનો લાભ આપ્યો." સ્ત્રી પુરુષો પરસ્પરમાં સ્નેહ ભરેલી સરલ વાતો કરવા લાગ્યાં કે, "જેઓએ, આ ત્રણ જણાંને જન્મ આપ્યો છે, તેઓનાં માતા પિતાઓને ધન્ય છે, જ્યાંથી આ ત્રણ જણાં આવ્યાં છે, તે નગરને ધન્ય છે અને આ ત્રણ જણાં જ્યાં જ્યાં જાય, તે તે દેશને, પર્વતને, વનને, ગામને અને સ્થાનકને પણ ધન્ય છે. ॥ ૩॥ આ ત્રણ જણાં, જેઓનાં સઘળી રીતે સ્નેહી હોય, તેઓને ઉત્પન્ન કરીને પણ બ્રહ્માને સુખ મળ્યું હશે." રામ, લક્ષ્મણજી અને સીતાજી, એઓના સંબંધની આવી આવી સુંદર વાતો સઘળા માર્ગોમાં અને વનમાં ફેલાઈ રહી. ॥ ૪ ॥

दो०—यहि विधि रघुकुल कमल रवि, मग लोगन सुख देत ॥
जाहिं चले देखत विपिन, सिय सौमित्र समेत ॥ १३० ॥

સીતાજી અને લક્ષ્મણજી, એઓથી સંયુક્ત રામચન્દ્રજી, આપ્રમાણે માર્ગનાં લોકોનો સુખ દેતાં દેતાં અને જંગલોને જોતાં જોતાં આગળ ચાલવા લાગ્યાં. ॥ ૧૩૦ ॥

चौ०—आगे राम लषण पुनि पाछे । तापस वेष विराजत काछे ॥
उभय वीच सिय सोहति कैसी । ब्रह्म जीव बिच माया जैसी ॥ १ ॥
बहुरि कहउँ छवि जस मन बसई । जनु मधु मदन मध्य रति लसई ॥
उपमा बहुरि कहौं जिय जोही । जनु बुध विधु बिच रोहिणि सोही ॥२॥
प्रभु पद रेख बीच बिच सीता । धरति चरण मग चलति सभीता ॥
सीय राम पद अंक वराये । लषण चलहिं मगु दाहिन लाये ॥ ३ ॥
राम लषण सिय प्रीति सुहाई । वचन अगोचर किमि कहि जाई ॥
खग मृग मगन देखि छवि होहीं । लिये चोर चित राम बटोहीं ॥ ४ ॥

પહેરેલા તપસ્વીના વેષથી, શોભી રહેલા રામ, આગળ ચાલ્યા, રામની પછવાડે સીતાજી ચાલવા લાગ્યાં અને સીતાજીની પછવાડે રામના જેવા જ વેષવાળા

લક્ષ્મણજી ચાલવા લાગ્યા. જેમ બ્રહ્મના અને જીવના મધ્યમાં માયા શોભે, તેમ રામના અને લક્ષ્મણજીના મધ્યમાં સીતાજી શોભવા લાગ્યાં. ॥ ૧ ॥ વળી મારા મનમાં જેવી એ છબી આવી છે, તે પ્રમાણે વર્ણન કરૂં છું કે, જેમ વસંત અને કામદેવ, એઓના મધ્યમાં રતિ શોભે, તેમ સીતાજી શોભતાં હતાં. વળી પણ મનથી વિચારીને ઉપમા આપું છું કે, જેમ બુધ અને ચન્દ્ર, એઓના મધ્યમાં રોહિણી શોભે, તેમ સીતાજી શોભતાં હતાં. સીતાજી, રામનાં ચરણોનાં પગલાંઓની વચમાં બીતાં બીતાં પગ મૂકતાં ચાલતાં હતાં કે, રખેને આ પગલાંઓ મારાં પગલાંઓથી દબાઈ જાય. લક્ષ્મણજી, રામનાં અને સીતાજીનાં બન્નેનાં પગલાં બચાવીને માર્ગમાં તે પગલાંઓથી જમણી તરફ ચાલતા હતા. કે જેથી એ પગલાંઓને પ્રદક્ષિણા થઈ જાય. ॥ ૨ ॥ રામ, લક્ષ્મણજી અને સીતાજી, એઓની પરસ્પરમાં પ્રીતિ, વાણીના વિષયરૂપ જ ન હતી, તેથી તે કેમ વર્ણવી જાય ? રામની છબીને જોઈને, પશુ પક્ષીઓ પણ મગ્ન થતાં અને રામે, તેઓનાં ચિત્તો એવી રીતે ચોરી લીધાં હતાં કે, જેથી તેઓ પણ રામની પછવાડે વટેમાર્ગુ થતાં હતાં. અથવા રામ વટેમાર્ગુ છતાં પણ, સર્વનાં ચિત્તોને ચોરતા હતા, ત્યારે પોતે શણગારોથી યુક્ત હોવાના સમયમાં ચોરે તેની તો વાત જ શી કરવી હોય ? ॥ ૩ ॥ અથવા જે ચોર કોઈ ગામમાં રહેતો હોય, તેણે ચોરેલા પદાર્થનો પત્તો મળી શકે, પણ વટેમાર્ગુએ ચોરેલા પદાર્થનો પત્તો મળે જ નહીં. એ રીતિ છે, તે પ્રમાણે વટેમાર્ગુ રામે, જેઓનાં ચિત્તો ચોર્યાં, તેઓને, પોતાનાં ચિત્તોનો પાછો પત્તો મળ્યો જ નહીં. ॥ ૪ ॥

दो०—जिन जिन देखे पथिक प्रिय, सिय समेत दोउ भाय ॥
भव गज अगम अनंद तेय, बिनु श्रम रहे सिराय ॥ १३१ ॥

જે જે વટેમાર્ગુઓએ, પ્યારાં સીતાજી સહિત બન્ને ભાઈઓને જોયા, તે સઘળા વટેમાર્ગુઓ, સંસારરૂપી વિષમ માર્ગનો કશા શ્રમ વગર આનંદથી જ પાર પામી ગયા. અથવા જે જે પ્રાણીઓએ, પ્રવાસી છતાં પણ, પ્યારા લાગતાં સીતાજી સહિત બન્ને ભાઈઓને જોયા, તેઓ સંસારરૂપી વિષમ માર્ગનો કશા શ્રમ વગર આનંદથી પાર પામી ગયા. અથવા જેઓ સંસારરૂપી વિષમ માર્ગના આનંદરૂપ માનતા હતા, તેઓ પણ શ્રમ વગર તે માર્ગનો પાર પામી ગયા. ( જેઓ પોતે, પ્રવાસી હતા, તેઓનાં દર્શનથી બીજાઓનો સંસાર માર્ગનો પ્રવાસ ટળી ગયો. ) ॥ ૧૩૧ ॥

चौ०—अज हुँ जासु उर स्वप्नेहुँ काउ । बस हिं राम सिय लषण बटाऊ ॥
राम धाम पथ पाइ हि सोई । जो पथ पाव कबहुँ मुनि कोई ॥ १ ॥
तब रघुवीर श्रमित सिय जानी । देखि निकट वट शीतल पानी ॥
तहँ बसि कंद मूल फल खाई । प्रात नहाय चले रघुराई ॥ २ ॥
देखत वन सर शैल सुहाये । वाल्मीकि आश्रम प्रभु आये ॥
राम दीख मुनि वास सुहावन । सुंदर गिरि कानन जल पावन ॥ ३ ॥
सरनि सरोज विटप वन फूले । गुजत मंजु मधुप रस भूले ॥
खग मृग विपुल कुलाहल करहीं । रहित वैर प्रमुदित मन चरहीं ॥ ४ ॥

આજ પણ પ્રવાસી રામ, લક્ષ્મણજી અને સીતાજી, સ્વપ્નમાં પણ જેઓના હૃદયોમાં વસે, તેઓ, રામના ધામના માર્ગને પામે, કે જે માર્ગને કોઈ મુનિ પણ ક્યારેક જ પામે છે. ॥ ૧ ॥ આ સમયમાં રામચંદ્રજીએ, સીતાજીને શ્રમિત થયેલાં જાણી, સમીપમાં કોઈ વડને અને શીતલ પાણીને જોઈ, ત્યાં નિવાસ કરીને કંદ, મૂલ તથા ફળ ખાધાં. પ્રભાત થતાં, પાછા નાહી ધોઈને ત્યાંથી ચાલ્યા. ॥ ૨ ॥ રામચંદ્રજી, સુંદર વનોને, તળાવોને અને પર્વતોને જોતા જોતા વાલ્મીકિ મુનિના આમશ્રમાં આવ્યા. રામચંદ્રજીએ, વાલ્મીકિનો સુંદર આશ્રમ દીઠો, કે જ્યાં પર્વતો તથા વનો શોભી રહ્યાં હતાં, જળો અત્યંત પવિત્ર હતાં, ॥ ૩ ॥ સરોવરોમાં કમળો તથા વનોમાં વૃક્ષો ખીલી રહ્યાં હતાં, મકરંદમાં મોહ પામેલા ભ્રમરો; મનોહર ગુંજાર કરી રહ્યા હતા અને પશુ, પક્ષીઓ ભારે કોલાહલ કરી રહ્યાં હતાં તથા સ્વાભાવિક વૈરને છોડી દઈને આનંદથી વિચરતાં હતાં. ॥ ૪ ॥

दो०–शुचि सुंदर आश्रम निरखि, हरषे राजिव नैन ॥
मुनि रघुवर आगमन सुनि, आगे आये लैन ॥ १३२ ॥

એ પવિત્ર તથા સુંદર આશ્રમને જોઇ, કમળનાં સરખાં નેત્રોવાળા રામચન્દ્રજી હર્ષ પામ્યા. મુનિઓ, રામચંદ્રજીનું આવવું સાંભળી, તેમને લેવાને વાસ્તે સામે આવ્યા.

चौ०–मुनि कहँ राम दंडवत कीन्हा । आशीर्वाद विप्रवर कीन्हा ॥
देखि राम छबि नयन जुडाने । करि सन्मान आश्रमहि आने ॥ १ ॥
मुनिवर अतिथि प्राणप्रिय पाये । तब मुनि आसन दिये सुहाये ॥
कंद मूल फल मधुर मँगाये । सिय सौमित्र रामफल खाये ॥ २ ॥
वाल्मीकि मन आनंद भारी । मंगल मूरति नयन निहारी ॥
तब कर कमल जोरि रघुराई । बोले बचन श्रवण सुखदाई ॥ ३ ॥
तुम त्रिकाल दर्शी मुनि नाथा । विश्व बदर जिमि तुह्मरे हाथा ॥
अस कहि प्रभु सब कथा बखानी । जेहि जेहि भांति दीन वन रानी ॥ ४ ॥

રામે, મુનિઓને દંડવત કર્યા અને મુનિઓએ, તેમને આશીર્વાદ આપ્યા. રામની છબી જોઈને, મુનિઓનાં નેત્રો ઠંડાં થયાં. મુનિઓ, રામને સન્માન આપીને આશ્રમમાં લઇ આવ્યા. ॥ ૧ ॥ વાલ્મીકિએ, પ્રાણપ્રિય અતિથિને આવ્યા જોઈ, તેમને સુંદર આસનો આપ્યાં અને મીઠાં મીઠાં કંદ મૂળ તથા ફળો મગાવી દીધાં. સીતાએ, લક્ષ્મણજીએ અને રામચંદ્રજીએ, તે કંદ, મૂળ તથા ફળ ખાધા.[1] ॥ ૨ ॥ નેત્રોથી મંગલમૂર્તિને જોઈ, વાલ્મીકિના મનમાં, મોટો આનંદ થયો. પછી રામચંદ્રજી, હસ્તકમળ જોડી, કાનને પ્રિય લાગે એવાં વચનો બોલ્યા કે, ॥ ૩ ॥ "હે મુનિવર! આપ ત્રિકાલદર્શી છો અને સઘળું જગત્ આપના હાથમાં બોર જેવું છે. ( જગતનો કોઇ પણ ભાગ

૧ મૂળમાં આસન ને બદલે આશ્રમ એવો પણ પાઠ છે, તો તેને એવો અર્થ છે કે, મુનિએ તે સમય સુધીનો જે જે કાંઇ પોતાનો જપ, તપ વગેરેનો પરિશ્રમ હતો, તેનું રામને અર્પણ કરવારૂપ ઉદ્યાપન કર્યું.

આપથી અજાણ્યો નથી ), તોપણ હું આપને મારી હકીકત કહી સંભળાવું છું." આમ કહીને પોતાને, કૈકયીએ, જે જે પ્રકારથી વનવાસ આપ્યો હતો, તે સઘળા પ્રકારોની હકીકત કહી સંભળાવી. ॥ ૪ ॥

दो०—तात वचन पुनि मातु हित, भाइ भरत असराउ ॥
मो कहँ दर्श तुम्हार प्रभु, सब मम पुण्य प्रभाउ ॥ १३३ ॥

"હે સ્વામી ! પિતાનું વચન પળાયું, માતાનું હિત થયું, ભરત જેવા ભાઈને રાજ્ય મળ્યું અને મને આપનું દર્શન મળ્યું, એ સઘળો મારાં પૂર્વકૃત પુણ્યનો પ્રભાવ છે, એમ સમજુ છું. ॥ ૧૩૩ ॥

चौ०—देखि पाय मुनि राय तुम्हारे । भये सुकृत सब सफल हमारे ॥
अब जहँ राउर आयसु होई । मुनि उद्वेग न पावहिं कोई ॥ १ ॥
मुनि तापस जिनते दुख लहहीं । ते नरेश विन पावक दहहीं ॥
मंगल मूल विप्र परितोषू । दहइ कोटि कुल भूसुर रोषू ॥ २ ॥
अस जिय जान कहिय सोइ ठाउ । सिय सौमित्र सहित तहँ जाऊँ ॥
तहँ रचि रुचिर परण तृण शाला । वास करों कछु काल कृपाला ॥ ३ ॥
सहज सरल सुनि रघुवर बानी । साधु साधु बोले मुनि ज्ञानी ॥
कस न कहहु अस रघु कुल केतू । तुम पालक संतत श्रुति सेतू ॥ ४ ॥

હે મુનિરાજ! આજ આપનાં ચરણોનાં દર્શન મળવાથી મારાં સઘળાં પુણ્યો સફળ થયાં છે. હવે જ્યાં આપ આજ્ઞા કરો, તે સ્થલમાં રહું. જ્યાં રહેવાથી કોઇ પણ મુનિનો ઉદ્વેગ ન થાય એવું સ્થલ બતાવો. ॥ ૧ ॥ જે ક્ષત્રિયથી મુનિ જનો અને તપસ્વી લોકો દુઃખ પામે, તે ક્ષત્રિય અગ્નિવિના પણ ભસ્મ થઈ જાય છે. બ્રાહ્મણોનો સંતોષ, મંગળના મૂળરુપ છે અને બ્રાહ્મણોનો રોષ કરોડ કુલોનો દાહ કરે છે ॥ ૨ ॥ હે કૃપાળુ ! આવો વિચાર કરીને મને સ્થાનક બતાવો એટલે હું સીતા સહિત તથા લક્ષ્મણ સહિત ! ત્યાં જાઊં અને ત્યાં પાંદડાંઓની તથા ખડની સુંદર શાળા બનાવીને કેટલાક સમય સૂધી નિવાસ કરુ. ॥૩॥ "રામચંદ્રજીની સ્વાભાવિક સરલ વાણી સાંભળી." બહુ સારું બહુ સારૂં એમ કહીને જ્ઞાની વાલ્મીકિ મુનિ બોલ્યા કે, "હે રઘુકુલના ધ્વજરૂપ રામચન્દ્રજી આપ આવું કેમ ન કહો. આપ વેદોક્ત મર્યાદાઓને સર્વદા પાળનારા છો, તેથી આવું બોલવું આપને યોગ્ય જ છે. ॥ ૪ ॥

छं०—श्रुति सेतु पालक राम तुम जगदीश माया जानकी ॥
जो सृजति जग पालति हरति रुख पाइ कृपा निधानकी ॥
जो सहज शीश अहीश महिधर लषण सचराचर धनी ॥
सुर काज धरी नर राज तनु चले दलन खल निशिचर अनी ॥ ५ ॥

હે રામ ! આપ વેદોક્ત મર્યાદાઓના પાલક પરમાત્મા છો. સીતા સાક્ષાત્ માયા છે, કે જે આપની ઇચ્છા જોઈને જગતનાં સૃષ્ટિ, સ્થિતિ તથા સંહાર કરે છે. જે સહસ્ર

મસ્તકોવાળા, પૃથ્વીનું ધારણ કરનારા અને સચરાચર જગતના ધણી શેષનાગ છે, તે આ લક્ષ્મણજી છે. તમો દેવતાઓનાં કાર્યને વાસ્તે ક્ષત્રિયોમાં અવતારો ધરી, દુષ્ટ રાક્ષસોની સેનાઓનો વિનાશ કરવાને વાસ્તે ચાલ્યા છો. ॥ ૫ ॥

**सो०—राम स्वरुप तुह्मार, वचन अगोचर बुद्धि पर ॥**
**अविगती अकथ अपार, नेति नेति जेहि निगम कह ॥ ५ ॥**

હે રામચંદ્રજી ! તમારૂં સ્વરૂપ વાણીના વિષયરૂપ નથી, બુદ્ધિથી પર છે, અલક્ષ્ય છે. કહી શકાય નહીં એવું છે અને અપાર છે કે જેને વેદોએ પણ નેતિ નેતિ કહીને નિષેધોના અવધિ રૂપે કહેલું છે. ॥ ૫ ॥

**चौ०—जग पेखन तुम देखन हारे। विधि हरि शंभु नचावन हारे ॥**
**तेउ न जानिहहिं मर्म तुह्मारा। और तुमहिं को जाननहारा ॥ १ ॥**
**सो जाने जेहि देहु जनाई। जानत तुम्है तुमहिं होई जाई ॥**
**तुह्मरी कृपा तुमहिं रघुनंदन। जानत भक्त भक्ति उर चंदन ॥ २ ॥**
**चिदानंद मय देह तुम्हारी। विगत विकार जान अधिकारी ॥**
**नर तनु धरहु सन्त सुर काजा। कहहु करहु जस प्राकृत राजा ॥ ३ ॥**
**राम देखि सुनि चरित तुह्मारे। जड मोहहिं बुध होहिं सुखारे ॥**
**तुम जो कहहु करहु सब सांचा। जसका छिय तस चाहिय नाचा ॥ ४ ॥**

જગત્ કૌતુકરૂપ છે અને આપ તે કૌતુકને જોનારા છો અથવા જગત્ દૃશ્ય છે અને આપ તેના દ્રષ્ટા છો. આપ બ્રહ્માને, વિષ્ણુને તથા શિવને પણ માયાથી નચાવનાર છો. બ્રહ્માદિક પણ આપના મર્મને જાણી શકતા નથી, ત્યારે આપને જાણી શકે એવો બીજો તો કોણ હોય ॥ ૧ ॥ જેને આપ જણાવી દો. તે જ આપને જાણે છે અને આપને જે જાણે, તે આપરૂપ જ થઈ જાય છે. હે રામચંદ્રજી ! જેઓએ, સર્વ તાપોને દૂર કરનારા ભક્તિરૂપ ચંદનને હૃદયમાં લગાવ્યું હોય, તે ભક્તો, તમારી કૃપાથી જ તમને જાણે છે. ॥ ૨ ॥ તમારૂં સ્વરૂપ ચિદાનંદમય છે અને નિર્વિકાર છે, એમ અધિકારી લોકો જાણે છે. તમે સંત જનોનાં અને દેવતાઓનાં કાર્યને વાસ્તે મનુષ્યાવતાર ધર્યો છે, માટે જેમ પ્રાકૃત ક્ષત્રિય બોલે અને કરે, તે પ્રમાણે બોલો છો અને કરો છો. ॥ ૩ ॥ હે રામચંદ્રજી ! તમારાં ચરિત્રોને જોઈ તથા સાંભળીને જડ લોકો, ઉલટા મોહગ્રસ્ત થઈ જાય[1] છે, અને વિદ્વાનો સુખ પામે છે. તમે જે કાંઈ કહો છો અને કરો છો, તે સઘળું તમને છાજે છે. કેમ કે, જેવો વેષ પહેર્યો હોય તે પ્રમાણે નાચવું જોઇએ. ॥ ૪ ॥

**दो०—पूंछेउ मोहिं कि रहौ कहँ, मैं कहते सकुचाउँ ॥**
**जहँ न होउ तहँ देहुँ कहि, तुमहिं दिखा हौं ठाउँ ॥ १३४ ॥**

---

૧ જે રાજ્યભ્રષ્ટ થઈને વનવાસનાં દુઃખો પામ્યા, તે પરમેશ્વર હોય કે ? એવી રીતે મોહગ્રસ્ત થઈ જાય છે.

આપ મને પૂછો છો, કે 'તમે ક્યાં રહો છો?' પણ હું તેનો ઉત્તર દેતાં સંકોચાવું છું. જ્યાં આપ ન હો, તે સ્થાનક મને કહી બતાવો એટલે પછી હું આપને રહેવાની જગ્યા બતાવું? ॥ ૧૩૪ ॥

चौ०–सुनि मुनि वचन प्रेम रस साने । सकुचि राम मन महँ मुसकाने ॥
वाल्मीकि हँसि कहा बहोरी । बाणी मधुर अमिय रस बोरी ॥ १ ॥
सुनहु राम अब कहौं निकेता । बसहु जहाँ सिय लषण सवेता ॥
जिनके श्रवण समुद्र समाना । कथा तुह्मारि सुभग सरि नाना ॥ २ ॥
भरहिं निरंतर होहिं न पूरे । तिनके हृदय सदन तव रुरे ॥
लोचन चातक जिन करि राखे । रहहिं दरश जलधर अभिलाखे ॥ ३ ॥
निदरहिं सिंधु सरित सर वारी । रुप बिंदु लहि होहिं सुखारी ॥
तिनके हृदय सदन रघुनायक । बसहु लषण सिय सह सुखदायक ॥ ४ ॥

મુનિનાં પ્રેમરસથી ભીંજાયેલાં વચનો સાંભળી, રામચંદ્રજી, સંકોચાઇને મનમાં હસ્યા. વાલ્મીકિ મુનિ હસીને જાણે અમૃતના રસમાં બોળેલી હોય એવી મધુર વાણીથી ફરી બોલ્યા કે, ॥ ૧ ॥ "હે રામ! તમને સીતાજી સહિત તથા લક્ષ્મણજી સહિત રહેવાનાં સ્થલો બતાવું છું, તે સાંભળો. જેઓના કાનોરૂપી સમુદ્રો તમારીઓ કથારૂપી અનેક ઉત્તમ નદીઓનો નિરંતર સમાગમ પામતાં છતાં પણ, પૂરાઇ રહેતા નથી, ॥ ૨ ॥ તેઓનાં હૃદયો, તમારા રહેવાને વાસ્તે રુડાં ઘરો છે, હે સુખદાયી રઘુનાયક જેઓએ નેત્રોરૂપી બપૈયાઓને આપરૂપી મેઘના દર્શનમાં જ ઉત્કંઠિત રાખ્યા છે. ॥ ૩ ॥ અને જેઓ સંસારના વિષયોરૂપી સમુદ્રોનાં, નદીઓનાં અને તળાવોનાં સુખોરૂપી જળોને ધિક્કારી, આપના બ્રહ્મસ્વરૂપી અમૃત સમુદ્રના એક બિંદુને પામીને પણ સુખી રહે છે, તેઓનાં હૃદયોરૂપી સ્થાનકોમાં, આપ સીતાજી સહિત તથા લક્ષ્મણજી સહિત નિવાસ કરો. ॥ ૪ ॥

दो०–यश तुह्मार मानस विमल, हंसिनी जीहा जासु ॥
मुक्ताहल गुण गण चुगहिं, बसहु राम हिय तासु ॥ १३५ ॥

હે રામ! જેઓની જિહ્વારૂપી હંસી તમારા યશરૂપી નિર્મલ માનસ સરોવરમાંથી તમારા ગુણોના સમૂહોરૂપી મોતીઓને ચણે છે, તેઓનાં હૃદયોમાં નિવાસ કરો. ॥૧૩૫॥

चौ०–प्रभु प्रसाद शुचि सहज सुवासा । सादर जासु लहे नित नासा ॥
तुमहिं निवेदित भोजन करहीं । प्रभुप्रसाद पट भूषण धरहीं ॥ १ ॥
शीश नवहिं सुर गुरु द्विज देखी । प्रीति सहित करि विनय विशेखी ॥
कर नित करहिं राम पद पूजा । राम भरोंस हृदय नहिं दूजा ॥ २ ॥
चरन राम तीरथ चलि जाहीं । राम वसहु तिनके मनमाहीं ॥
मंत्र राज नित जपहीं तुह्मारा । पूजहिं तुमहिं सहित परिवारा ॥ ३ ॥

तर्पण होम करहिं विधि नाना । विप्र जिंवाय देहिं बहु दाना ॥
तुमते अधिक गुरुहि जिय जानी । सकल भाव सेवहिं सनमानी ॥ ४ ॥

જેઓ પ્રેમપૂર્વક આપના પ્રસાદના પવિત્ર તથા સ્વાભાવિક સુગંધનું નાસિકાથી ગ્રહણ કરે છે અને આપને નિવેદન કરેલાં અન્નનું ભોજન કરે છે, આપનાં પ્રસાદી વસ્ત્રોને તથા ભૂષણોને પોતાનાં અંગોપર ધરે છે, ॥ ૧ ॥ દેવતાઓને, ગુરુને તથા બ્રાહ્મણોને જોઇ માથાં નમાવે છે તથાં તેઓની પાસે પ્રીતિસહિત વિશેષ વિનય કરે છે, હસ્તોવતે નિરંતર આપનાં ચરણોનું પૂજન કરે છે, હૃદયમાં બીજા કોઇનો નહીં પણ આપનો જ ભરોંસો રાખે છે. ॥ ૨ ॥ અને પગથી ચાલીને આપનાં તીર્થોમાં જાય છે, તેઓનાં અંતઃકરણોમાં નિવાસ કરો. જેઓ પોતાના પરિવાર સહિત આપનાં નામરૂપી ઉત્તમ મંત્રનો જપ કરે છે, આપને જ પૂજે છે, ॥ ૩ ॥ ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અનેક પ્રકારોથી તર્પણો તથા હોમો કરે છે, ઘણાં દાનો આપીને બ્રાહ્મણોને જમાડે છે, હૃદયમાં ગુરુને આપનાથી પણ અધિક જાણી, સર્વ ભાવથી સન્માન આપીને સેવે છે. ॥ ૪ ॥

दो०—सब करि मांगहिं एक फल, राम चरण रति होउ ॥
तिनके मन मंदिर बसहु, सिय रघुनंदन दोउ ॥ १३६ ॥

અને સર્વ ધર્મો કરીને આપનાં ચરણોમાં અખંડ પ્રીતિ રહેવારૂપ એક ફળને જ માગે છે, તેઓનાં હૃદયોરૂપી મંદિરોમાં આપ બન્ને ભાઈઓ, સીતા સહિત રહો. ॥૧૩૬॥

चौ०—काम क्रोध मद मान न मोहा । लोभ न क्षोभ न राग न द्रोहा ॥
जिनके कपट न दंभ न माया । तिनके हृदय बसहु रघु राया ॥ १ ॥
सबके प्रिय सबके हितकारी । सुख दुख सरिस प्रशंसा गारी ॥
कहहिं सत्य प्रिय वचन विचारी । जागत सोवत शरण तुह्मारी ॥ २ ॥
तुमहिं छोड गति दूसरि नाहीं । राम बसहु तिनके उरमाहीं ॥
जननी सम जानहिं पर नारी । धन पराय विषते विष भारी ॥ ३ ॥
जे हर्षहिं पर सम्मति देखी । दुखित होहिं पर विपति विशेषी ॥
जिनहिं राम तुम प्राण पियारे । तिनके उर शुभ सदन तुह्मारे ॥ ४ ॥

હે રઘુનાથજી ! જેઓને કામ, ક્રોધ, માન, મોહ, લોભ, રાગ, દ્રોહ, કપટ, દંભ અને માયા નથી, તેઓનાં હૃદયોમાં નિવાસ કરો. ॥ ૧ ॥ જેઓ સર્વને પ્રિય હોય, સર્વનું હિત કરતા હોય, સુખને તથા દુઃખને સમાન ગણી, હર્ષ, શોકથી રહિત હોય, પ્રશંસાને ગાળ જેવી સમજતા હોય, વિચારીને સત્ય તથા પ્રિય વચનો બોલતા હોય જાગતાં તથા સુતાં પણ આપને જ શરણે રહેતા હોય. ॥ ૨ ॥ અને આપ વિના બીજા કોઇને પણ ગતિરૂપ ન ગણતા હોય તેઓનાં હૃદયમાં નિવાસ કરો. જેઓ પરસ્ત્રીને માતા સમાન ગણુતા હોય, ॥ ૩ ॥ પર ધનને વિષ કરતાં પણ વધારે દુષ્ટ સમજતા હોય, પરાઇ વિપત્તિને જોઈને વિશેષ ખેદ પામતા હોય અને આપને પ્રાણ કરતાં પણ અધિક પ્રય માનતા હોય, તેઓનાં હૃદયો, આપને વાસ્તે યોગ્ય ઘર છે. ॥ ૪ ॥

दो०–स्वामि सखा पितु मातु गुरु, जिनके सब तुम तात ॥
तिनके मन मंदिर बसहु, सीय सहित दोउ भ्रात ॥ १३७ ॥

હે તાત ! જેઓને આપ જ સખારૂપ, માતા પિતારૂપ અને સર્વ સુજનોરૂપ હો, તેઓનાં અંતઃકરણોરૂપી મંદિરોમાં સીતાસહિત આ બન્ને ભાઇઓ નિવાસ કરો. ॥૧૩૭॥

चौ०–अवगुण तजि सबके गुण गहहीं । विप्र धेनु हित संकट सहहीं ॥
नीति निपुण जिनकी जग लीका । घर तुह्मार तिनके मन नीका ॥ १ ॥
गुण तुह्मार समुझहिं निज दोसू । जेहि सब भांति तुह्मार भरोसू ॥
रामभक्त प्रिय लागहिं जेहिं । तेहि उर बसहु सहित वैदेही ॥ २ ॥
जाति पाँति धन धर्म बडाई । प्रिय परिवार सदन समुदाई ॥
सब तजि रहहिं तुमहिं लवलाई । ताके हृदय बसहु रघुराई ॥ ३ ॥
स्वर्ग नरक अपवर्ग समाना । जहँ तहँ दीख धरे धनु बाना ॥
मन क्रम वचन जो राउर चेरा । राम करहु ताके उर डेरा ॥ ४ ॥

જેઓ, અવગુણોનો ત્યાગ કરીને સર્વના ગુણોનું ગ્રહણ કરતા હોય, ગાયોને વાસ્તે તથા બ્રાહ્મણોને વાસ્તે સંકટોને સહન કરતા હોય અને જેઓની નિપુણતા ભરેલી પદ્ધતિ જગતમાં મર્યાદારૂપ ગણાતી હોય તેઓનાં અંતઃકરણો આપને વાસ્તે સુંદર ઘરો છે. ॥ ૧ ॥ જેઓ આપના ગુણોને તથા પોતાના દોષોને સમજતા હોય, જેઓને સર્વ પ્રકારે આપનોજ ભરોસો હોય અને જેઓને આપના ભક્ત જનો પ્રિય લાગતા હોય, તેઓનાં હૃદયોમાં સીતાજી સહિત રહો. ॥ ૨ ॥ જેઓ, જાત, પંક્તિ, ધન, ધર્મ, મોટાઇ, પ્રિય પરિવાર અને ઘરોના સમુદાય, એ સર્વને છોડી દઇ, આપમાં જ ચિત્ત લગાવીને રહેતા હોય, તેઓનાં હૃદયોમાં નિવાસ કરો. ॥ ૩ ॥ હે રામચંદ્રજી ! જેઓ સ્વર્ગને, નરકને તથા મોક્ષને પણ ભક્તિના બાધક જાણવાથી, સમાન ગણતા હોય, સર્વ સ્થલોમાં ધનુષ્ય બાણને ધરનારા આપને જ દેખતા હોય અને મનથી, ક્રિયાથી તથા વચનથી, આપના જ દાસ રહેતા હોય તેઓનાં હૃદયોમાં નિવાસ કરો. ॥ ૪ ॥

दो०–जाहि न चाहिय कबहुँ कछु, तुम सन सहज सनेह ॥
बसहु निरन्तर तासु उर, सो राउर निज गेह ॥ १३८ ॥

જેઓને કદી કશું પણ જોઈતું ન હોય અને સર્વદા આપની સાથેજ સહજ સ્નેહ હોય, તેઓનાં હૃદયોમાં નિરંતર નિવાસ કરો. એઓનાં હૃદયો આપનાં પોતાનાં ઘર છે.

चौ०–यहि विधि मुनिवर ठाँव दिखाये । वचन सप्रेम राम मन भाये ॥
कह मुनि सुनहु भानु कुल नायक । आश्रम कहौं समय सुखदायक ॥ १ ॥
चित्रकूट गिरि करहु निवासू । तहँ तुह्मार सब भांति सुपासू ॥
शैल सुहावन कानन चारु । करि केहरि मृग विहँग विहारु ॥ २ ॥
नदी पुनीत पुराण बखानी । अत्रि तीय निज तप बल आनी ॥
सुरसरि धार नाम मंदाकिनि । जो सब पातक पोतक डाकिनि ॥ ३ ॥

अत्रि आदि मुनिवर तहँ बसहीं । करहि योग जप तप तनु कसहीं ॥
चलहु सफल श्रम सबकर करहु । राम देहु गौरव गिरिवरहू ॥ ४ ॥

આ પ્રમાણે વાલ્મીકિ મુનિએ સ્થાનકો બતાવ્યાં અને તે પ્રેમ ભરેલાં વચનો રામને સારાં લાગ્યાં. પછી વાલ્મીકિ બોલ્યા કે, "હે સૂર્યવંશના નાયક! સર્વ સમયોમાં સુખ આપે એવો આશ્રમ બતાવું છું. ॥ ૧ ॥ ચિત્રકૂટ[1] પર્વતમાં નિવાસ કરો. ત્યાં આપને સર્વ પ્રકારની સગવડ થશે. એ સુંદર પર્વતમાં વનો બહુ સારાં છે. હાથીઓ, સિંહો, મૃગો અને પક્ષીઓ વિહાર કરે છે, ॥ ૨ ॥ ત્યાં પુરાણોએ વખાણેલી અને અત્રિ ઋષિની સ્ત્રી અનસૂયાએ તપોબળથી આણેલી[2] ગંગાજીની ધારારૂપ પવિત્ર મંદાકિની નદી છે, કે જે મંદાકિની, પાપોરૂપી બાલકોને ખાઇ જવાને વાસ્તે ડાકણરૂપ છે. ॥ ૩ ॥ ત્યાં અત્રિ આદિ મુનિવરો વસે છે અને યોગ, જપ તથા તપ કરીને શરીરોનું કર્ષણ કરે છે. રામચંદ્રજી ત્યાં પધારીને સર્વ મુનિઓના તપરૂપી પરિશ્રમને સફલ કરો અને ઉત્તમ પર્વતને શ્રેષ્ઠતા આપો." ॥ ૪ ॥

दो०—चित्रकूट महिमा अमित, कही महा मुनि गाई ॥
आय अन्हाने सरित वर, सीय सहित दोउ भाई ॥ १३९ ॥

વાલ્મીકિએ ચિત્રકૂટના અમિત મહિમાનું વર્ણન કર્યું, તેથી સીતાજી સહિત બન્ને ભાઈઓ, ત્યાંથી ચાલ્યા અને ચિત્રકૂટમાં આવીને નહાયા. ॥ ૧૩૯ ॥

चौ०—रघुवर कहेउ लषण भल घाटू । करहुँ कतहु अब ठाहर ठाटू ॥
लषण दीख पय उतर करारा । चहुँ दिशि फिर्यो धनुष जिमि नारा ॥ १ ॥
नदी पनच शर शम दम दाना । सकल कलुष कलि साउज नाना ॥
चित्रकूट जनु अचल अहेरी । चूक न घात मार मुठ भेरी ॥ २ ॥
अस कहि लक्ष्मण ठाँव दिखावा । थल विलोकि रघुपति मन भावा ॥
रमेउ राम वन देवन जाना । चले सहित सुरपति परधाना ॥ ३ ॥
कोल किरात भेष धरि आये । रचेउ पर्णतृण सदन सुहाये ॥
वर्णि न जायँ मंजु दुइ शाला । एक ललित लघु एक विशाला ॥ ४ ॥

રામચંદ્રજીએ, લક્ષ્મણજીને કહ્યું કે, "ઘાટ બહુ સારો છે. હવે ક્યાંય રહેવાનું ઠેકાણું ગોઠવો." લક્ષ્મણજી, એ મંદાકિનીના જળને ઉતરી, કટાર ભૂમિને જોઇને બોલ્યા

૧ આ પર્વત વિંધ્યાચળનો પાછલો ભાગ છે. પ્રયાગથી સાઠ માઇલ દૂર બાંદાના જિલ્લામાં છે અને ત્રણ માઇલના ઘેરાવમાં છે. ચિત્રકૂટની નીચે પયોષ્ણી અને મંદાકિની નામની બે નદીઓ વહે છે, રામનવમીને દિવસે અને દિવાલીને દીવસે ત્યાં પૂજા થાય છે. ૨ વૃદ્ધ ઋષિઓને ગંગાજીમાં નહાવા જવાનો બહુ પરિશ્રમ પડતો જોઇ, તેઓનું કષ્ટ મટાડવાને વાસ્તે અનસૂયાએ તપ કરીને ગંગાજીની ધારા ત્યાં આણેલી છે, તે મંદાકિની કહેવાય છે, રઘુવંશ કાવ્યના તેરમા સર્ગમાં પણ કહ્યું છે કે,

अत्राभिषेकाय तपोधनानां सप्तर्षिहस्तोद्धृतहेमपद्माम् ।
प्रवर्तयामास किलानुसूया त्रिस्रोतसं त्र्यंबकमौलिमालाम् ॥ ५१ ॥

કે, "અહીં ચોમેર ધનુષના આકારથી જળ ફરી વળેલું હોવાને લીધે, નદી ધનુષની દોરી જેવી છે. ॥ ૧ ॥ આ ચિત્રકૂટ પર્વતરૂપ મજબુત શીકારી શમ, દમ, તથા દાનરૂપ બાણોથી સર્વે પાપો તથા કલેશોરૂપી અનેક સિંહોને એક જ મૂઠમાં મારી દે અને તેમાં એકવાર પણ ચૂકે નહીં એમ લાગે છે." ॥ ૨ ॥ આમ કહીને લક્ષ્મણજીએ સ્થલ દેખાડતાં, તે સ્થલ જોવાથી રામનું મન પ્રસન્ન થયું. એ સ્થલ, રામને પસંદ પડ્યું જાણીને સર્વે ઇંદ્રાદિક દેવતાઓ ભેળા થઈને ત્યાં ચાલ્યા. ॥ ૩ ॥ દેવતાઓએ કોળીઓના તથા ભિલોના વેશ ધરી, ત્યાં આવીને પાંદડાંઓની તથા ખડની બે અતિ સુંદર શાળાઓ બનાવી દીધી. એ બન્ને સુંદર શાળાઓનું વર્ણન બની શકે એમ નથી. એઓમાં એક મોટી બનાવી હતી. બન્નેનું સૌન્દર્ય સરખું જ હતું. ॥ ૪ ॥

दो०—लषण जानकी सहित प्रभु, राचत पर्ण निकेत ॥
सोह मदन मुनि भेष जनु, रति ऋतुराज समेत ॥ १४० ॥

પર્ણશાળામાં બીરાજેલા લક્ષ્મણજી તથા જાનકી સહિત રામચંદ્રજી, જાણે રતિથી તથા વસંતથી સંયુક્ત કામદેવ મુનિનો વેષ ધરીને બેઠો હોય એવા શોભવા લાગ્યા. ૧૪૦

चौ०—अमर नाग किन्नर दिगपाला । चित्रकूट आये तेहि काला ॥
राम प्रणाम कीन्ह सब काहू । मुदित देव लहि लोचन लाहू ॥ १ ॥
वर्षि सुमन कह देव समाजू । नाथ सनाथ भये हम आजू ॥
करि विनती दुख दुसह सुनाये । हर्षित निज निज गेह सिधाये ॥ २ ॥
चित्रकूट रघुनंदन छाये । समाचार सुनि सुनि मुनि आये ॥
आवत देखि मुदित मुनि वृंदा । किन्ह दंडवत रघुकुल चंदा ॥ ३ ॥
मुनि रघुवरहि लाय उर लेहीं । सफल होन हित आशिष देहीं ॥
सिय सौमित्र राम छबि देखहिं । साधन सकल सफल करि लेखहिं ॥ ४ ॥

આ સમયમાં દેવતાઓ, નાગો, કિન્નરો તથા દિક્પાલો ચિત્રકૂટમાં આવ્યા. રામચંદ્રજીએ, એ સર્વ દેવતાઓને પ્રણામ કર્યા. દેવતાઓ નેત્રોનો લાભ લઈને પ્રસન્ન થયા. ॥ ૧ ॥ એ દેવતાઓ, પુષ્પોની વૃષ્ટિ કરીને બોલ્યા કે, "હે નાથ ! અમો આજ આપના અહીં આવવાથી અનાથ મટીને સનાથ થયા છીએ." પછી વિનતિ કરી, પોતાને રાવણાદિકથી થતું દુસ્સહ દુઃખ સંભળાવી, રાજી થઈને પોતપોતાને ઘેર ગયા. ॥ ૨ ॥ 'રામચંદ્રજી ચિત્રકૂટમાં રહ્યા છે,' એ સમાચાર સાંભળી, સાંભળીને અનેક મુનિઓ ત્યાં આવ્યા, મુનિઓના સમૂહોને આવતા જોઇ, રામચન્દ્રજીએ, તેઓને દંડવત કર્યા. ॥ ૩ ॥ મુનિઓએ, રામચન્દ્રજીને છાતીમાં લગાવી, પોતાની વાણીને સફલ કરવા માટે અશીર્વાદો આપ્યા અને સીતાજીની, લક્ષ્મણજીની તથા રામચન્દ્રજીની છબી જોઇને પોતાનાં સઘળાં જપ, તપ આદિને સફળ થયેલાં માન્યાં. ॥ ૪ ॥

दो०—यथायोग सन्मानी प्रभु, विदा किये मुनि वृन्द ॥
करहिं योग जप यज्ञ तप, निज आश्रमनि स्वछन्द ॥ १४१ ॥

રામચન્દ્રજીએ, યથાયોગ્ય માન આપીને સર્વે ઋષિઓને વિદાય કર્યા. એ ઋષિઓ પોતપોતાના આશ્રમોમાં યથેષ્ટ રીતે યોગ, જપ, યજ્ઞ તથા તપ કરવા લાગ્યા. ॥ ૧૪૧ ॥

चौ०—यह सुधि कोल किरातन्ह पाई । हर्षे जनु नव निधि घर आई ॥
कंद मूल फल भरि भरि दोना । चले रंक जनु लूटन सोना ॥ १ ॥
उन महँ जिन देखे दोउ भ्राता । और तिनहिं पूछहिं मगु जाता ॥
कहत सुनत रघुवीर बड़ाई । आय सबन देखे दोउ भाई ॥ २ ॥
करहिं जुहार भेट धरि आगे । प्रभुहि विलोकत अति अनुरागे ॥
चित्र लिखेसे जहँ तहँ ठाढे । पुलक शरीर नयन जल बाढे ॥ ३ ॥
राम सनेह मगन सब जाने । कहि प्रिय वचन सकल सन्माने ॥
प्रभुहि जुहारि बहोरी बहोरी । वचन विनीत कहहिं कर जोरी ॥ ४ ॥

રામના આવવાની કોળીઓને અને ભિલ્લોને ખબર મળતાં જેમ, નવે નિધિઓ ઘેર આવવાથી માણુસો રાજી થાય, તેમ રાજી થયેલા એ લોકો, કંદોના, મૂળોના તથા ફળોના દૂનાઓ ભરી ભરીને, જેમ રંકો સોનાની લુંટ કરવા જાય, તેમ રામચંદ્રજીનાં દર્શન કરવા ગયા. ।।૧।। એ લોકોમાં, જેઓએ, બે ભાઈ એને જોયા હતા, તેઓને બીજા લોકો રસ્તામાં રામના રૂપ વગેરેની હકીકત પૂછતા હતા. રામની મોટાઈનું વર્ણન કરતા કરતા તથા તે વર્ણનને સાંભળતા સાંભળતા આવીને સર્વેએ બે ભાઈઓને જોયા ॥ ૨ ॥ અને જુહાર કરીને આગળ ભેટો ધરી. અત્યંત પ્રેમથી પ્રભુને જોવા લાગેલા એ લોકો, જોતાં જોતાં, ચિત્રમાં આળખેલાઓની પેઠે જ્યાં ત્યાં ઉભા રહ્યા. શરીરોમાં રોમાંચિત થઈ ગયા. અને નેત્રોમાં અશ્રુઓથી ભરપૂર થઈ ગયા. ॥ ૩ ॥ રામે, સર્વને સ્નેહમાં મગ્ન થયેલા જાણી, પ્રીય વચનો બોલી બોલીને સર્વને માન આપ્યું. એ લોકો, વારંવાર જુહાર કરી, હાથ જોડીને નમ્રતા ભરેલાં વચનો બોલ્યા કે. ॥ ૪ ॥

दो०—अब हम नाथ सनाथ सब, भये देख प्रभु पांय ॥
भाग्य हमारे आगमन, राउर कोशल राय ॥ १४२ ॥

"હે નાથ! આપનાં ચરણોનાં દર્શન મળવાથી, હવે અમો સઘળા સનાથ થયા છીએ. હે કોશલનાથ! આપનું અહીં પધારવું અમારાં ભાગ્યથી જ થયું છે. ॥ ૧૪૨ ॥

चौ०—धन्य भूमि वन पंथ पहारा । जहँ जहँ नाथ पाँव तुम धारा ॥
धन्य विहँग मृग कानन चारी । सफल जन्म भये तुमहिं निहारी ॥ १ ॥
हम सब धन्य सहित परिवारा । देखि नयन भरि दरश तुम्हारा ॥
कीन्ह वास भल ठाम बिचारी । यहां सकल ऋतु रहव सुखारी ॥ २ ॥
हम सब भांति करब सेवकाई । करि केहरि अहि बाघ बराई ॥
वन बेहड गिरि कंदर खोहा । सब हमार प्रभु पगु पगु जोहा ॥ ३ ॥
जहँ तहँ तुमहिं अहेर खिलाउब । सर निर्झर सब ठाम दिखाउब ॥
हम सेवक परिवार समेता । नाथ न सकुचव आयसु देता ॥ ४ ॥

હે નાથ ! જ્યાં જ્યાં આપે ચરણ ધર્યાં હશે તે પૃથ્વી, તે વનો, તે માર્ગો અને તે પહાડો ભાગ્યશાળી ગણાય. જંગલોમાં ફરનારાં પક્ષીઓ અને મૃગો પણ ભાગ્યશાળી, કે જેઓને જન્મ, આપનાં દર્શનથી સફળ થયો. ॥ ૧ ॥ નેત્રો ભરી, આપનું દર્શન કરવાથી, અમો અમારા પરિવાર સહિત સર્વ કૃતાર્થ થયા છીએ. સ્થાનક વિચારીને અહીં આપે નિવાસ કર્યો, એ બહુ સારૂં કર્યું છે. આ સ્થળમાં સઘળી ઋતુઓ સુખદાયક રહે છે. ॥ ૨ ॥ અમો સઘળી રીતે આપની સેવા કરી શું અને હાથીઓથી, સિંહોથી, સર્પોથી તથા વાઘોથી બચાવ કરીશું. હે પ્રભુ ! વનોનાં વિકટ સ્થાનો, પર્વતોની ગુફાઓ અને ખોયાંણો, એ સર્વે પગલે પગલે અમારાં જોયેલાં છે. ॥ ૩ ॥ તે તે જગાઓમાં આપને શીકાર ખેલાવીશું, અને સરોવરો તથા ઝરણાઓનાં સ્થાનો દેખાડીશું. અમો અમારા પરિવાર સહિત આપના દાસ છીએ, માટે આજ્ઞા કરવામાં કશો સંકોચ ધરશો નહીં. ॥ ૪ ॥

दो०–वेद वचन मुनि मन अगम, ते प्रभु करुणा ऐन ॥
वचन किरातनके सुनत, जिमि पितु बालक बैन ॥ १४३ ॥

પ્રભુ રામચન્દ્રજી, કે જે વેદોનાં વચનોને, તથા મુનિઓનાં અંતઃકરણોને પણ અગમ્ય છે, તે પ્રભુ પોતે કરુણાના સ્થાનકરૂપ હોવાથી જેમ પિતા બાલકોનાં વચનો સાંભળે, તેમ ભિલ્લ લોકોનાં વચનો સાંભળવા લાગ્યા. ॥ ૧૪૩ ॥

चौ०–रामहिं केवल प्रेम पियारा । जानि लेहु जो जाननिहारा ॥
राम सकल वनचर परितोषे । कहि मृदु वचन प्रेम परिपोषे ॥ १ ॥
विदा किये शिर नाय सिधाये । प्रभु गुण कहत सुनत घर आये ॥
यहिविधि सीयसहित दोउ भाई । बसहिं विपिन सुर मुनि सुखदाई ॥ २ ॥
जबते आय रहे रघुनायक । तबते भो वन मंगलदायक ॥
फूलहिं फलहिं विपट विधिनाना । मंजु ललित वर वेलि विताना ॥ ३ ॥
सुरतरु सरिस स्वभाव सुहाये । मनहु विबुध वन परिहरि आये ॥
गुंजत मंजुल मधुकर श्रेनी । त्रिविध बयार बहे सुख देनी ॥ ४ ॥

રામને બીજું કશું નહિ પણ કેવળ પ્રેમ જ પ્યારો છે. જે જાણનારા હો, તે આ ઉપરથી જાણી લ્યો. રામે કોમળ વચનો કહીને સઘળાં વનચરોને રાજી કર્યાં અને તેઓના પ્રેમની વૃદ્ધિ કરી. ॥ ૧ ॥ રામચન્દ્રજીએ, જ્યારે તે લોકોને વિદાય કર્યાં ત્યારે તે લોકો, માથાં નમાવીને ત્યાંથી ચાલ્યાં અને રામચન્દ્રજીના ગુણોનું વર્ણન તથા શ્રવણ કરતાં કરતાં પોતપોતાને ઘેર ગયાં. આ પ્રમાણે દેવતાઓને તથા મુનિઓને સુખ દેનારા બન્ને ભાઈઓ, સીતા સહિત તે વનમાં રહ્યા. ॥ ૨ ॥ જ્યારથી રામચંદ્રજી આવીને રહ્યા, ત્યારથી વન મંગળદાયક થયું, અનેક પ્રકારનાં વૃક્ષો પુષ્પિત તથા ફલિત થયાં લતાઓના મંડપો ઉત્તમ અને અતિ સુંદર જામ્યા. ॥ ૩ ॥ વૃક્ષો જાણે દેવતાઓનાં વનને છોડી દઈને કલ્પવૃક્ષો આવ્યાં હોય તેમ સ્વાભાવિક સુંદર દેખાવા લાગ્યાં. પુષ્પોમાં

ભ્રમરોની પંક્તિઓ સુંદર ગુંજાર કરવા લાગી. સુખદાયી, શીતલ, મંદ તથા સુગંધ પવન વાવા લાગ્યો. ॥ ૪ ॥

दो०—नीलकंठ कलकंठ शुक, चातक चक्र चकोर ॥
भांति भांति बोलहिं विहँग, श्रवण सुखद चित चोर ॥ १४४ ॥

મયૂર, કોયલ, પોપટ, બપૈયા, ચક્રવાક અને ચકોર આદિ ભાતભાતનાં પક્ષીઓ, કાનને સુખ આપે અને ચિત્તને ચોરે એવા સ્વરોથી શબ્દ કરવા લાગ્યાં. ॥ ૧૪૪ ॥

चौ०—करि केहरि कपि कोल कुरंगा । विगत वैर विहरहिं इक संगा ॥
फिरत अहोर राम छवि देखी । होहिं मुदित मृग वृंद विशेषी ॥ १ ॥
विबुध विपिन जहँ लगि जगमाहीं । देखी राम वन सकल सिहाहीं ॥
सुरसरि सरस्वति दिनकर कन्या । मेकल सुता गोदावरि धन्या ॥ २ ॥
सब सर सिंधु नदी नद नाना । मंदाकिनि कर करहिं बखाना ॥
उदय अस्त गिरि अरु कैलासू । मंदर मेरु सकल सुर वासू ॥ ३ ॥
शैल हिमाचल आदिक जे ते । चित्रकूट यश गावहिं ते ते ॥
विन्ध्य मुदित मनसुख न समाई । बिनु श्रम विपुल बडाइ पाई ॥ ४ ॥

હાથીઓ, સિંહો, વાનરો, સૂવરો અને હરિણો, સ્વાભાવિક વૈર છોડી દઇને પરસ્પરની સાથે ફરવા લાગ્યાં. મૃગોના સમૂહો શિકાર કરવા ફરતા રામચંદ્રજીની છબી જોઈ, દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થવાથી પોતાને મોક્ષના અધિકારી થયેલા જાણીને વિશેષ રાજી થવા લાગ્યા અથવા ॥ ૧ ॥ મૃગો, રામચંદ્રજીના હાથમાં ધનુષ બાણ દેખતાં છતાં પણ મૂર્તિનું માધુર્ય જોઇને પ્રસન્ન થવા લાગ્યા. જગતમાં જેટલાં જેટલાં દેવતાઓનાં વનો છે, તેઓ સઘળાં રામચંદ્રજીના વનની પ્રશંસા કરવા લાગ્યા. ગંગા, સરસ્વતી, યમુના, નર્મદા અને ગોદાવરી ઇત્યાદિ પવિત્ર નદીઓ ॥ ૨ ॥ સર્વ સરોવરો, સમુદ્રો, સામાન્ય નદીઓ અને અનેક નદો પણ, મંદાકિનીનાં વખાણ કરવા લાગ્યાં. ઉદયાચલ, અસ્તાચલ, કૈલાસ, મંદરાચલ, સર્વ દેવતાઓના નિવાસરૂપ મેરુપર્વત ॥ ૩ ॥ અને હિમાલય આદિ જેટલા પર્વતો છે, તેઓ સર્વે ચિત્રકૂટના યશને ગાવા લાગ્યાં. વિંધ્યાચલ પણ પોતાને શ્રમ વગર મોટાઈ મળવાથી એવો આનંદ પામ્યો કે, જે આનંદ મનમાં સમાતો ન હતો. (ચિત્રકૂટ વિન્ધ્યાચલનો જ એક ભાગ છે.) ॥ ૪ ॥

दो०—चित्रकूटके विहँग मृग, वेलि विटप तृण जाति ॥
पुण्यपुंज सब धन्य अस, कहहिं देव दिन राति ॥ १४५ ॥

" ચિત્રકૂટનાં પક્ષીઓ, મૃગો, લતાઓ, વૃક્ષો અને ખડની જાતિઓ, એ સર્વ પણ ભાગ્યશાળી છે અને પુણ્યોના સમૂહરુપ જ છે " એમ દેવતાઓ પણ રાત દિવસ કહેવા લાગ્યા. ॥ ૨૪૫ ॥

चौ०–नैनवंत रघुपतिहि विलोकी । पाय नैन फल होहिं विशोकी ॥
परशि चरण रज अचर सुखारी । भये परम पदके अधिकारी ॥ १ ॥
सो बन शैल स्वभाव सुहावन । मंगलमय अति पावन पावन ॥
महिमा कहौं कवन विधि तासू । सुख सागर जहँ कीन्ह निवासू ॥ २ ॥
पय पयोधि तजि अवधि विहाइ । जहँ सिय राम लषण रहे आई ॥
कहि न सकहिं सुखभाजस कानन । जो शत सहस होंहि सहसानन ॥ ३ ॥
सो मैं वरणि कहौं विधि केही । डाबर कमठ कि मंदर लेही ॥
सेवहीं लषण कर्म मन वानी । जाय न शील सनेह बखानी ॥ ४ ॥

નેત્રોવાળાં પ્રાણીઓ, રામચંદ્રજીને જોઈ, નેત્રોનાં ફળ પામીને શોક રહિત થયાં, અને સ્થાવરો, રામચંદ્રજીનાં ચરણોની રજનો સ્પર્શ કરીને સુખી તથા પરમપદનાં અધિકારી થયાં, ॥ ૧ ॥ જેમાં સુખના સમુદ્રરૂપ પ્રભુએ નિવાસ કર્યો તે સ્વાભાવિક સુંદર, મંગલમય અને અત્યંત પવિત્ર એ પર્વતના મહિમાને હું કયા પ્રકારથી કહી શકું ? ॥ ૨ ॥ સીતા અને રામ, ક્ષીરસાગરને તથા અયોધ્યાને પણ છોડી દઇને જ્યાં આવી રહ્યાં, તે વનમાંજ સુખ થયું, તેનું વર્ણન લાખ શેષનાગોથી પણ કરી શકાય નહીં. ॥ ૩ ॥ એ સુખનું હું શી રીતે વર્ણન કરી શકું ? મેલા પાણીના ખાડામાં રહેનારો કાચબો મંદરાચલને ઉપાડી શકે ? લક્ષ્મણજી, ક્રિયાથી, મનથી અને વાણીથી રામનું સેવન કરવા લાગ્યા. એ લક્ષ્મણજીના સ્વાભાવિક સ્નેહનાં વખાણ કહ્યાં જતાં નથી. ॥ ૪ ॥

दो०–क्षण क्षण लखि सिय राम पद, जानि आपुपर नेह ॥
करत लषण सपने न चित, बंधु मातु पितु गेह ॥ १४६ ॥

લક્ષ્મણજી ક્ષણેક્ષણે સીતાનાં અને રામનાં ચરણોને જોઈ તથા તેઓનો પોતાની ઉપર સ્નેહ જાણીને સ્વપ્નમાં પણ બંધુઓને, માતાને, પિતાને કે ઘરને નહીં સંભારતા હતા. ॥ ૧૪૬ ॥

चौ०–राम संग सिय रहहिं सुखारी । पुर परिजन गृह सुरति विसारी ॥
क्षण क्षण पिय विधु वदन निहारी । प्रमुदित मनहुँ चकोह कुमारी ॥ १ ॥
नाह नेह नित बढत विलोकी । हर्षित रहत दिवस जिमि कोकी ॥
सिय मन राम चरण अनुरागा । अवध सरस सम वन प्रिय लागा ॥ २ ॥
पर्णकुटी प्रिय प्रीतम संगा । प्रिय परिवार कुरंग विहंगा ॥
सास श्वसुरसम मुनि तिय मुनिवर । अशन अमिय कंद मूल फर ॥ ३ ॥
नाथ साथ साथरी सुहाई । मयन शयन शत सम सुखदाई ॥
लोकप होहि विलोकत जासू । तेहि कि मोह सक विषय विलासू ॥ ४ ॥

સીતાજી પણ પુરનું, પરિજનનું તથા ઘરનું સ્મરણ ભૂલી જઈને રામની સાથે આનંદથી રહેતાં હતાં અને ક્ષણે ક્ષણે રામનાં મુખને જોઈ, જેમ ચંદ્રને જોઇને ચકોરી આનંદ પામે, તેમ આનંદ પામતાં હતાં. ॥ ૧ ॥ પતિના સ્નેહને પ્રતિદિવસ વૃદ્ધિ પામતો જોઈ, જેમ

દિવસને જોઇને ચક્રવાકી હર્ષિત રહે, તેમ હર્ષિત રહેતાં હતાં. એમનું મન રામનાં ચરણોમાં એવું પ્રીતિયુક્ત હતું કે, જેથી તેમને તે વન, હજાર અયોધ્યાઓ જેવું પ્રિય લાગતું હતું. ॥૨॥ પતિ સાથે હોવાથી પર્ણકુટી, રાજમહેલ જેવી પ્રિય લાગતી હતી, મૃગો તથા પક્ષીઓ પરિવાર જેવાં પ્રિય જણાતાં હતાં, મુનિપત્નિઓ, અને મુનિઓ સાસુ સસરા જેવાં લાગતાં હતાં અને કંદ, મૂળ તથા ફળ અમૃત ભોજન જેવાં જણાતાં હતાં. ॥ ૩ ॥ સ્વામી સાથે હોવાથી, દર્ભ તથા પાંદડાંઓની શય્યા પણ સેંકડો કામશયનો જેવી સુખદાયી લાગતી હતી. જેની કૃપાદૃષ્ટિથી સાધારણ જીવો પણ લોકપાલની પદવી પામે છે તે સીતાજીને વિષયોના વિલાસો મોહિત કરી શકે કે ? ॥ ૪ ॥

**दो०—सुमिरत रामहिं तजहिं जन, तृण सम विषय विलासु ॥**
**राम प्रिया जग जननि सिय, कछु न आचरज तासु ॥ १४७ ॥**

ભક્તજનો, જેના સ્મરણમાત્રથી વિષય વિલાસોને તરણાં સમાન ગણીને છોડી દે છે, તે રામનાં પ્યારાં જગદંબા સીતા, વિષય વિલાસોને છોડી દે તેમાં કશું આશ્ચર્ય નથી.૧૪૭

**चौ०—सीय लषण जेहि विधि सुख लहहीं । सोई रघुनाथ करैं जोइ कहहीं ॥**
**कहहीं पुरातन कथा बखानी । सुनहीं लषण सिय अति सुख मानी॥१॥**
**जब जब राम अवध सुधी करहीं । तब तब वारि विलोचन भरहीं ॥**
**सुमिरि मातु पितु परिजन भाई । भरत सनेह शील सेवकाई ॥ २ ॥**
**कृपासिंधु प्रभु होहीं दुखारी । धीरज धरहीं कुसमय विचारी ॥**
**लखि सिय लषण विकल ह्वै जाहीं । जिमि पुरुषहि अनुसर परिछाहीं ॥ ३ ॥**
**प्रिया बंधु गति लखि रघुनंदन । धीर कृपालु भक्त उर चंदन ॥**
**लगे कहन कछु कथा पुनीता । सुनि सुख लहहीं लषण अरु सीता ॥४॥**

સીતા અને લક્ષ્મણજી જે પ્રકારે સુખ પામે અને જેમ કહે તેમજ રામચંદ્રજી કરવા લાગ્યા રામચંદ્રજી પુરાતન કથાઓ કહેતા હતા અને લક્ષ્મણજી તથા સીતા, અત્યંત સુખ માનીને તે સાંભળતાં હતાં. ॥૧॥ જ્યારે જ્યારે અયોધ્યાનું સ્મરણ આવતું હતું, ત્યારે ત્યારે રામચંદ્રજીનાં નેત્રો અશ્રુઓથી ભરાઈ જતાં હતાં. જ્યારે જ્યારે પિતા, માતા, પરિજન, ભાઈઓ, ભરતજીનો સ્વાભાવિક સ્નેહ અને સેવા, એઓનું સ્મરણ આવતું હતું, ત્યારે, ત્યારે ॥૨॥ કૃપાસિન્ધુ રામચંદ્રજી દુઃખ પામતા હતા પણ કુસમય વિચાર કરીને પાછી ધીરજ ધરતા હતા. રામચંદ્રજીની એ સ્થિતિને જોઈ, સીતા તથા લક્ષ્મણજી વિહ્વલ થઈ જતાં હતાં. જેમ પુરૂષની સ્થિતિને તેની છાયા અનુસરે, તેમ સીતાજી અને લક્ષ્મણજી રામની સ્થિતિને અનુસરતાં હતાં. ॥ ૩ ॥ ધીર, કૃપાળુ અને ભક્તજનોનાં હૃદયોને ચંદનની પેઠે શીતલ કરનારા રામચંદ્રજી, સીતાજીની અને લક્ષ્મણજીની સ્થિતિ જોઈને કોઈ પવિત્ર કથા કહેવા લાગતા હતા અને તે કથા સાંભળીને લક્ષ્મણજી તથા સીતાજી સુખ પામતાં હતાં. ॥ ૪ ॥

**दो०—राम लषण सीता सहित, सोहत पर्ण निकेत ॥**
**जिमि बासव बस अमर पुर, शची जयन्त समेत ॥ १४८ ॥**

લક્ષ્મણજી તથા સીતાજી, એઓથી સંયુક્ત રામચંદ્રજી પર્ણકુટીમાં એવા શોભતા હતા કે, જાણે જયંત અને ઇંદ્રાણી એઓથી સંયુક્ત ઇંદ્ર અમરાવતીમાં વસતો હોય.॥૧૪૮

चौ०–जुगावहीं प्रभु सिय अनुजहि कैसे । पलक विलोचन गोलक जैसे ॥
सेवहीं लषण सीय रघुवीरहीं । जिमि अविवेकी पुरुष शरीरहीं ॥ १ ॥
इहि विधि प्रभु वन वसहीं सुखारी । खग मृग सुर तापस हितकारी ॥
कहेऊँ राम वन गमन सुहावा । सुनहु सुमंत अवध जिमि आवा ॥ २ ॥
फिरेउ निषाद प्रभुहि पहुँचाई । सचिव सहित रथ देखेउ आई ॥
मंत्री विकल विलोकि निषादू । कहि न सकै जस भयउ विषादू ॥ ३ ॥
राम राम सिय लषण पुकारी । परेउ भूमितल व्याकुल भारी ॥
देख दखिन दिशि हय हिहिनाहीं । जिमि विनु पंख विहँग अकुलाहीं ॥ ४ ॥

જેમ પાંપણ નેત્રોનાં ગોલકોની સંભાળ રાખે છે, તેમ રામચંદ્રજી સીતાજીની અને લક્ષ્મણજીની સંભાળ રાખતા હતા અને જેમ અજ્ઞાની માણસો શરીરનું સેવન કરે છે તેમ સીતાજી અને લક્ષ્મણજી, રામચંદ્રજીનું સેવન કરતાં હતાં. ॥ ૧ ॥ પક્ષીઓનું, પશુઓનું, દેવતાઓનું તથા તપસ્વીઓનું હિત કરનારા રામચંદ્રજી, આ પ્રમાણે આનંદથી વનમાં રહ્યા. રામના વનગમન સંબંધી સુંદર કથા કહી. હવે સુમંત્ર અયોધ્યામાં ગયો, તે કથાનું શ્રવણ કરો. ॥ ૨ ॥ ભિલ્લોનો રાજા ગુહ, રામચંદ્રજીને પહોંચાડીને પાછો આવ્યો. ત્યાં ગંગાજીના કિનારાપર સુમંત્ર સહિત રથ તેના જોવામાં આવ્યો. સુમંત્રને વ્યાકુલ જોઈ ગુહના મનમાં જે ખેદ ઉત્પન્ન થયો, તેનું વર્ણન બની શકે એમ નથી. ॥૩॥ સુમંત્ર, હે રામ ! હે રામ ! 'હે સીતા ! હે લક્ષ્મણ !' એમ પૂકારતો પૂકારતો અતિ વ્યાકુલ થઈને ધરતીપર લોટતો હતો અને ઘોડાઓ દક્ષિણ દિશા તરફ જોઈ જોઈને હણહણતા હતા તથા પાંખો વગરનાં પક્ષીઓની પેઠે વ્યાકુલ થતા હતા. ॥ ૪ ॥

दो०–नहिं तृण चरहिं न पियहिं जल, मोचन लोचन वारि ॥
व्याकुल भयउ निषाद गण, रघुवर वाजि निहारि ॥ १४९ ॥

એ ઘોડાઓ ખડ ચરતા નહીં હતા, પાણી પીતા નહીં હતા અને નેત્રોમાંથી અશ્રુઓને ચલાવ્યા કરતા હતા. રામચંદ્રજીના ઘોડાઓની આ દશા જોઈ, સર્વે ભિલ્લો વ્યાકુલ થઈ જતા હતા. ॥ ૧૪૯ ॥

चौ०–धरि धीरज तब कहहि निषादू । अब सुमंत परिहरहु विषादू ॥
तुम पंडित परमारथ ज्ञाता । धरहु धीर लखि वाम विधाता ॥ १ ॥
विविध कथा कहि कहि मृदु वानी । रथ बैठार्यो वर वस आनी ॥
शोक शिथिल रथ सकहि न हांकी । रघुवर विरह पीर उर बांकी ॥ २ ॥
तरफराहिं मगु चलहिं न घोरे । वन मृग मनहुँ आणि रथ जोरे ॥
अवकि परहिं फिर चितवहिं पीछे । राम वियोग विकल दुख तीछे ॥ ३ ॥

जो कह राम लषण वैदेही । हिकरि हिकरि हय हेरहिं तेही ॥
वाजि विरह गति किमि कहि जाती । विनु मणि फणिक विकल जेहि भाती ४

આ સમયમાં ગુહે ત્યાં આવી, ધીરજ ધરીને કહ્યું કે, "હે સુમંત્ર ! હવે ખેદ છોડી દો. તમે પંડિત છો અને પરમાર્થ જાણનારા છો, માટે વિધાતાને પ્રતિકૂલ થયો જાણી, ધીરજ ધરો." ॥૧॥ ગુહે કોમળ વાણીથી અનેક કથાઓ કહી કહી, સુમંત્રને રથ ઉપર લાવી બેસાડ્યો, પણ તેના હૃદયમાં રામચંદ્રજીના વિરહની વિષમ પીડા હતી તેથી શોકને લીધે અંગો શિથિલ થઈ જવાથી, તે રથ હાંકી શકતો ન હતો. ॥ ૨ ॥ ઘોડાઓ તડફડતા હતા, જાણે જંગલી હરિણોને લાવીને રથમાં જોડ્યા હોય, તેમ માર્ગમાં નહિ ચાલતા હતા, પાછા હઠતા હતા, પાછું વાળી વાળીને જોતા હતા અને રામના વિયોગનાં તીક્ષ્ણ દુઃખથી વિહ્વલ થઈ રહ્યા હતા. ॥૩॥ જો કોઈ પણ માણસ રામનું, લક્ષ્મણજીનું કે સીતાજીનું નામ બોલે, તો ઘોડાઓ હણહણી હણહણીને તેની સામે જોયા કરતા હતા. જેમ મણિથી રહિત થયેલા સર્પો વિહ્વલ થઈ જાય, તેમ રામથી રહિત થયેલા ઘોડાઓ વિહ્વલ થઈ ગયા હતા. એઓની વ્યાકુલતાનું વર્ણન કેમ કહી શકાય ? ॥ ૪ ॥

दो०—भये निषाद विषाद वश, देखत सचिव तुरंग ॥
बोलि सुसेवक चारि तबी, दिये सारथी संग ॥ १५० ॥

સુમંત્રના ઘોડાઓને જોઇ, ખેદને વશ થયેલા ગુહ રાજાએ, પોતાના ચાર સેવકોને બોલાવીને સુમંત્રની સાથે રવાના કર્યા. ॥ ૧૫૦ ॥

चौ०—गुह सारथि हि फिर्यो पहुँचाई । विरह विषाद वरणि नहिं जाई ॥
चले अवध ले रथहि निषादा । होत क्षणहि क्षण मगन विषादा ॥ १ ॥
सोच सुमंत विकल दुख दीना । धिक जीवन रघुवीर विहीना ॥
रहहि न अंतहु अधम शरीरु । यश न लहेउ बिछुरत रघुवीरु ॥ २ ॥
भये अयश अघ भाजन माना । कौन हेतु नहिं करत पयाना ॥
अहह मंद मति अवसर चूका । अजहु न हृदय होत दुई टूका ॥ ३ ॥
मींजी हाथ शिर धुनि पछताई । फिरे वनिक जीमि मूरि गवाँई ॥
विरद बांध वर वीर कहाई । चले सुभट जनु समर पराई ॥ ४ ॥

ગુહ, સુમંત્રને વળાવીને પાછો ફરતાં, તેના મનમાં જે ખેદ થયો, તે વર્ણવ્યો જાય એમ નથી. સુમંત્ર રથની સાથે ચાર ભિલ્લોને લઇને અયોધ્યા તરફ ચાલ્યો અને ક્ષણે ક્ષણે ખેદમાં ડૂબી જવા લાગ્યો. ॥ ૧ ॥ દુઃખથી દીન અને વિહ્વલ થયેલો સુમંત્ર, શોક કરવા લાગ્યો કે, "રામ વિના જીવનને ધિક્કાર છે. આ અધમ શરીર, અંતે તો રહેવાનું જ નથી, તે છતાં તેણે રામથી જૂદા પડવાના સમયમાં પ્રાણનો ત્યાગ કરી દેવાનો યશ લીધો નહીં. ॥ ૨ ॥ આ પ્રાણ, અપયશનો અને દુઃખનો પાત્ર થયા છતાં, હજી સૂધી શા કારણથી પ્રયાણ નહીં કરતો હોય ? હાય ! હાય !! મંદ બુદ્ધિવાળો હું મરવાનો અવસર ચૂકી ગયો. હજુ સૂધી પણ હૃદય ટુકડેટુકડા થઈ જતું નથી." ॥૩॥ આ પ્રમાણે શોક કરતો સુમંત્ર, હાથ ઘસી, માથું ધુણાવી, પસ્તાઇને જેમ બુટ્ટી ગુમાવીને વાણીઓ

પાછો ચાલે અને જેમ પ્રતિજ્ઞા લઈ ઉત્તમ વીર કહેવાઇને યુદ્ધમાં ગયેલો સુભટ હાર ખાઇને જ્યાંથી પાછો ચાલે તેમ પાછો ચાલ્યો. ॥ ૪ ॥

दो०–विप्र विवेकी वेद विद, संमत साधु सुजाति ॥
जिमि धोखे मद पान कर, सचिव सोच तिहि भाँति ॥ १५१ ॥

જેમ વિવેકી, વેદને જાણનારો, સાધુ પુરુષોમાં માન પામતો અને ઉત્તમ જાતિવાળો બ્રાહ્મણ, મદ્યપાન કરીને પસ્તાવો કરે, તેમ સુમંત્ર રામથી જૂદો પડીને પસ્તાવો કરતો હતો. ॥ ૧૫૧ ॥

चौ०–जिमि कुलीन तिय साधु सयानी । पति देवता कर्म मन बानी ॥
रहै कर्म वश परिहरि नाहू । सचिव हृदय तिमि दारुण दाहू ॥ १ ॥
लोचन सजल दृष्टि भई थोरी । सुने न श्रवण विकल मति भोरी ॥
सूखहिं अधर लागि मुँह लाटी । जीय न जाय उर अवध कपाटी ॥ २ ॥
विवरण भयो न जाय निहारी । मारेसि मनहुँ पिता महतारी ॥
हानि गलानि विपुल मन व्यापी । यमपुर पंथ शोच जिमि पापी ॥ ३ ॥
वचन न आव हृदय पछिताई । अवध कहा मैं देखब जाई ॥
राम रहित रथ देखहि जोई । सकुचहि मोहि विलोकत सोई ॥ ४ ॥

જેમ મનથી, ક્રિયાથી, વચનથી, પતિને જ ઈષ્ટદેવરૂપ માનનારી, ભલી અને સુજાણ કોઇ કુલીન સ્ત્રી, કર્મના યોગને લીધે, પતિનો ત્યાગ કરીને હૃદયમાં દારુણ દાહ પામે,॥૧॥ તેમ સુમંત્ર રામથી છૂટો પડીને હૃદયમાં દારુણ દાહ પામતો હતો. નેત્રો, જળ ભરાઈ આવવાથી જોવાને અશક્ત થઈ ગયાં હતાં, કાન સાંભળી શકતા ન હતા, બુદ્ધિ વિકલ તથા ભયભીત થઈ ગઈ હતી, હોઠ સૂકાતા હતા અને મોહોડું શ્યામ થઇ ગયું હતું. ॥૨॥ આ પ્રમાણે સઘળાં મરણનાં ચિહ્નો થયા છતાં પણ ચૌદ વર્ષની અવધિરૂપ કમાડ આડું આવી પડીને સુમંત્રના પ્રાણોને હૃદયથી બહાર નીકળવા દેતું ન હતું. જેમ કોઇ માણસ માતા પિતાની હત્યા કરવાથી વિવર્ણ થાય, તેમ સુમંત્ર, રામની સાથે નહીં જવાયાથી વિવર્ણ થઇ ગયો હતો, તે જોયું જાય એમ ન હતું. મનમાં હાનિ[1] અને ગ્લાનિ[2] બહુ જ વ્યાપ્ત થવાથી જેમ પાપી પોતાના પાપોનું સ્મરણ આવવાથી યમપુરીના માર્ગમાં શોક કરતો જાય, તેમ સુમંત્ર અયોધ્યાના માર્ગમાં શોક કરતો જતો હતો. ॥ ૩ ॥ મોહોડામાંથી વચન નીકળી શકતાં ન હતાં અને હૃદયમાં પરિતાપ થતો હતો કે, "હું અયોધ્યામાં જઇને શું દેખીશ? જેઓ આ રથને રામવગરનો દેખશે, તેઓ મને જોઇને સંકોચાશે.॥૪॥

दो०–धाय पूछिहहिं मोहिं जब, विकल नगर नर नारि ॥
उतर देव मैं सबहि तब, हृदय वज्र बैठारि ॥ १५२ ॥

જ્યારે અયોધ્યાનાં વિહ્વલ થયેલાં નર નારીઓ દોડી દોડીને 'રામ ક્યાં છે ?' એમ મને પૂછશે, ત્યારે હું મારાં હૃદયને વજ્રમય કરીને સર્વને ઉત્તર આપીશ. ॥ ૧૫૨ ॥

---

૧ રામચંદ્રજી વનમાં ગયા એ હાનિ. ૨ પોતે મંત્રી છતાં પણ, પોતાથી કશું બની શક્યું નહીં, એ ગ્લાનિ.

चौ०-पूछहिं दीन दुखित सब माता । कहब काह मैं तिनहिं विधाता ॥
पुछिहहिं जबहिं लषण महतारी । कहिहौं कवन संदेश सुखारी ॥ १ ॥
राम जननि जब आई धाई । सुमिरि वच्छ जनु धेनु लवाई ॥
पूछत उतर देब मैं तेही । गये वन राम लषण वैदेही ॥ २ ॥
जेइ पूछहि तेहि उत्तर देवा । जाय अवध अब यह यश लेवा ॥
पूछहिं जबहि राउ दुख दीना । जीवन जासु राम आधीना ॥ ३ ॥
देहौं उतर कवन मुँह लाई । आयउँ कुँवर कुशल पहुँचाई ॥
सुनत लषण सिय राम सँदेशू । तृण इव तनु परिहरब नरेशू ॥ ४ ॥

જ્યારે દીન અને દુ:ખિત સઘળી માતાઓ પૂછશે, ત્યારે હે વિધાતા! હું તેઓને શો ઉત્તર આપીશ. જ્યારે લક્ષ્મણજીનાં માતાજી પૂછશે, ત્યારે હું કયો સુખદાયી સંદેશો આપીશ. ॥ ૧ ॥ જેમ નાનાં વાછડાંનું સ્મરણ કરીને તાજી વીયાયલી ગાય દોડી આવે, તેમ રામનાં માતાજી દોડ્યાં આવીને મને પૂછશે, ત્યારે મારે તેમને ઉત્તર દેવો પડશે કે, 'રામ, લક્ષ્મણ તથા સીતાજી વનમાં ગયાં.' ॥ ૨ ॥ જે કોઈ પૂછશે, તેને એ જ ઉત્તર દેવો રહ્યો છે અને હવે અયોધ્યામાં જઇને એજ યશ લેવાનો છે. દુ:ખથી દીન થયેલા અને જેનું જીવન રામને જ આધીન છે એવા મહારાજ જ્યારે પૂછશે, ત્યારે હું તેમને શું મોહોડું લઇને ઉત્તર આપીશ? ॥ ૩ ॥ એમ જ કહેવું પડશે કે, 'કુંવરોને કુશલ રીતે પહોંચાડી આવ્યો છું.' લક્ષ્મણજીના, સીતાજીના અને રામના સમાચાર સાંભળતાં જ રાજા પોતાના શરીરને તરણાંની પેઠે છોડી દેશે. ॥ ૪ ॥

दो०-हृदय न विदरत पंक जिमि, विछुरत प्रीतम नीर ॥
जानत हौं मोहीं दीन्ह विधि, यह यातना शरीर ॥ १९३ ॥

જેમ પાણીનો વિયોગ થતાં, કાદવ ફાટી જાય છે, તેમ પ્યારા રામચંદ્રજીનો વિયોગ થતાં, મારી છાતી કેમ ફાટી પડતી નથી? હું ધારું છું કે, વિધાતાએ મને આ શરીર યમયાતના જેવી પીડા ભોગવવાને વાસ્તે જ આપ્યું છે." ॥ ૧૫૩ ॥

चौ०-इहि विधि पंथ करत पछतावा । तमसा तीर तुरत रथ आवा ॥
विदा किये करि विनय निषादू । फिरे पाँय परि विकल विषादू ॥ १ ॥
पैठत नगर सचिव सकुचाई । जनु मारेसि गुरु ब्राह्मण गाई ॥
बैठ विटपतर दिवस गँवावा । सांझ समय तब अवसर पावा ॥ २ ॥
अवध प्रवेश कीन्ह अँधियारे । पैठ भवन रथ राखी दुआरे ॥
जिन जिन समाचार सुनि पाये । भूप द्वार रथ देखन आये ॥ ३ ॥
रथ पहँचानि विकल लखि घोरे । गरहिं गात जिमि आतप वोरे ॥
नगर नारि नर व्याकुल कैसे । निघटत नीर मीन गण जैसे ॥ ४ ॥

સુમંત્ર, આ પ્રમાણે હૃદયમાં પસ્તાતો હતો, ત્યાં રથ તુરત તમસા નદીને કીનારે આવી પહોંચ્યો. સુમંત્રે વિનય કરીને ચારે ભિલ્લોને વિદાય કર્યા. ભિલ્લો, પગે લાગી,

ખેદથી વિહ્વલ થઇને ત્યાંથી પાછા ફર્યા. ॥૧॥ અયોધ્યામાં પ્રવેશ કરવામાં સુમંત્રને એવો સંકોચ થયો કે, જાણે તે પોતે ગુરુની, બ્રાહ્મણની કે ગાયની હત્યા કરીને આવ્યો હોય. આવા સંકોચને લીધે તેણે, ગામ બહાર ઝાડ નીચે બેસીને દિવસ ગાળ્યો. ॥ ૨ ॥ જ્યારે સાંજ પડી, ત્યારે લાગ મળવાથી તેણે અંધારે અંધારે અયોધ્યામાં પ્રવેશ કર્યો. સુમંત્ર રથને દરબારના દરવાજામાં ઉભો રાખીને અંદર ગયો. જેણે જેણે સમાચાર સાંભળ્યા, તે તે લોકો, રાજદ્વારમાં રથ જોવા આવ્યાં. ॥ ૩ ॥ રથને ઓળખવાથી તથા ઘોડાઓને વ્યાકુળ જોવાથી, તે લોકોનાં ગાત્રો જેમ વરસાદના કરા તડકામાં પીગળવા લાગે, તેમ પીગળવા લાગ્યાં. નગરનાં નર નારીઓ જેમ પાણી ખૂટવાથી માછલાં વ્યાકુળ થાય, તેમ વ્યાકુળ થવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०—सचिव आगमन सुनत सब, विकल भई रनिवास ॥
भवन भयंकर लागतेहि, मानहुँ प्रेत निवास ॥ १५४ ॥

મંત્રીનું આવવું સાંભળવામાં, આવતાં, સઘળો રાણીવાસ વિહ્વલ થયો. રાણીવાસનું મકાન એવું ભયંકર જણાવા લાગ્યું કે, જાણે સ્મશાન હોય. ॥ ૧૫૪ ॥

चौ०—अति आरत सब पूछहिं रानी । उतर न आव विकल भइ वानी ॥
सुनै न श्रवण नयन नहिं सूझा । कहहु कहां नृप जेहि तेहि बूझा ॥ १ ॥
दासिन्ह दीख सचिव विकलाई । कौशल्या गृह गईं लिवाई ॥
जाय सुमंत दीख कस राजा । अमिय रहित जनु चंद्र विराजा ॥ २ ॥
अशन न शयन विभूषण हीना । परेउ भूमि तल निपट मलीना ॥
लेई उसांस सोच इहि भांती । सुरपुरतैं जनु खसेउ ययाती ॥ ३ ॥
राम राम कह राम सनेही । पुनि कह राम लषण वैदेही ॥
लेइ शोच भरि क्षण क्षण छाती । जनु जरे पंख परिउ संपाती ॥ ४ ॥

રાણીઓ અત્યંત આર્ત્ત થઇને સઘળી હકીકત પૂછવા લાગી પણ સુમંત્રની જીભપર કશો ઉત્તર આવી શકયો નહીં. સુમંત્રની વાણી વિકલ થઈ ગઈ, કાન સાંભળવામાં અશક્ત થઈ ગયા અને નેત્રો જોવામાં અશક્ત થઇ ગયાં. સુમંત્ર જેને તેને પૂછવા લાગ્યો કે, ' રાજા કયાં છે?' ॥ ૧ ॥ જ્યારે દાસીઓએ સુમંત્રની વિકળતા જોઈ, ત્યારે તેઓ તેને હાથ પકડીને કૌસલ્યાના અવાસમાં તેડી ગઈ, સુમંત્રે ત્યાં જઇને રાજાને જોયા કે જે અમૃતથી રહિત થયેલા ચંદ્ર જેવા દેખાતા હતા,॥૨॥ ભોજનનો, શયનનો તથા ભૂષણોનો ત્યાગ કરી અત્યંત મલિન હાલતથી ધરતીપર પડ્યા હતા, શોકને લીધે ઉંચા ઉંચા શ્વાસ લેતા હતા, તેથી જાણે સ્વર્ગમાંથી પાછો ધરતીપર આવી પડેલો યયાતિ[1] રાજા હોય એવા દીસતા હતા, ॥૩॥ 'હે રામ! હે રામ! હે રામ! હે સ્નેહી પુત્ર!' એમ બોલતા હતા, વળી હે ' રામ!

---

[1] યયાતિ રાજા અનેક યજ્ઞો કરી, ઇંદ્ર જેવું ઐશ્વર્ય પામીને સ્વર્ગમાં જતાં, ઇંદ્રે તેમને પૂછ્યું કે, તમે ક્યા કર્મો કરવાથી અહીં આવ્યો છો ? રાજાએ અભિમાન ધરીને પોતાનાં સઘળાં પુણ્યોનું વર્ણન કર્યું, તેથી પુણ્યો ક્ષીણ થઈ જતાં, ઇંદ્રે તેમને ધકેલીને પૃથ્વીપર નાખ્યા હતા. ( મહાભારત આદિપર્વ. )

હે લક્ષ્મણ! હે સીતા!' એમ બોલતા હતા, ક્ષણે ક્ષણે છાતી ભરાઈ આવવાથી ડુસકાં લેતા હતા અને જેમ પાંખ્યો બળી જવાથી સંપાતિ પડ્યો હતો, તેમ પડ્યા હતા. ॥ ૪ ॥

दो०—देखि सचिव जय जीव कहि, कीन्हेसि दंड प्रणाम ॥
सुनत उठे व्याकुल नृपति, कहु सुमंत कहँ राम ॥ १५५ ॥

સુમંત્રે રાજાને જોઈ, 'જય જીવ' એમ કહીને પ્રણામ કર્યાં. સુમંત્રનો અવાજ સાંભળતાં જ રાજા વ્યાકુલ થઈને ઉઠ્યા અને પૂછવા લાગ્યા કે, 'હે સુમંત્ર! રામ કયાં છે? તે કહે.' ॥ ૧૫૫ ॥

चौ०—भूप सुमंत्र लीन्ह उर लाई । बूडत कछु अधार जनु पाई ॥
सहित सनेह निकट बैठारी । पूछत राउ नयन भरी वारी ॥ १ ॥
राम कुशल कह सखा सनेही । कहँ रघुनाथ लषण वैदेही ॥
आनेहु फेर कि वनहिं सिधाये । सुनत सुमंत नयन जल छाये ॥ २ ॥
शोक विकल पुनि पूछ नरेशू । कहु सिय राम लषण संदेशू ॥
राम रूप गुण शील स्वभाउ । सुमिरि सुमिरि उर शोचत राउ ॥ ३ ॥
राज्य सुनाय दीन्ह वनवासू । सुनि मन भयउ न हर्ष हरासू ॥
सो सुत विछुरत गये न माना । को पापी जग मोहिं समाना ॥ ४ ॥

રાજા સુમંત્રને પોતાની છાતીમાં લગાવી, જેમ બૂડતો માણસ કોઇક આધાર હાથ આવી જતાં, કાંઇક સ્થિર થાય, તેમ કાંઇક સ્થિર થયા. પછી તેમણે સુમંત્રને સ્નેહ ભરેલી રીતે પાસે બેસાડી, નેત્રોમાં પાણી લાવીને પૂછયું કે,॥૧॥ "હે સ્નેહી સખા! રામ કુશલ છે? વાત કર. રામ, લક્ષ્મણ અને સીતા કયાં છે? એઓને ફેરવીને તું પાછાં લાવ્યો છે? કે એઓ વનમાં ચાલ્યાં ગયાં?" રાજાનાં વચનો સાંભળી, સુમંત્રનાં નેત્રોમાં પાણી ભરાઈ આવ્યાં. શોકથી વિહ્વલ થયેલા રાજાએ વળી પૂછયું કે, ॥૨॥ "સીતાએ, રામે અને લક્ષ્મણે, શા સંદેશા આપ્યા છે? તે કહે." રાજા, રામના રૂપને ગુણોને, સુશીલને તથા સ્વભાવને સંભારી સંભારીને હૃદયમાં શોક કરવા લાગ્યા કે, ॥ ૩ ॥ "હાય! મેં રાજ્ય દેવાનું સંભળાવીને વનવાસ દીધો. રાજ્ય મળવાનું સાંભળીને જેના મનમાં હર્ષ થયો ન હતો અને વનવાસનું સાંભળીને પણ જેના મનમાં શોક ન થયો, તે પુત્રનો વિયોગ થતાં પણ મારા પ્રાણ ન ગયા, માટે જગતમાં મારા જેવો પાપી કોણ? કોઈ નહીં." ॥ ૪ ॥

दो०—सखा राम सिय लषण जहँ, तहां मोहिं पहुँचाउ ॥
नाहित चाहत चलन अब, प्राण कहौं सत भाउ ॥ १५६ ॥

વળી સુમંત્રને કહેવા લાગ્યા કે, "હે સખા! રામ, લક્ષ્મણ અને સીતા જ્યાં હોય ત્યાં મને પહોંચાડ. નહીંતર હમણાં જ મારા પ્રાણ નીકળી જવાની ઇચ્છા કરે છે. હું સત્ય ભાવથી કહું છું." ॥ ૧૫૬ ॥

चौ०—पुनि पुनि पूछत मंत्रिहि राऊ । प्रीतम सुवन संदेश सुनाऊ ॥
करहु सखा सोइ वेग उपाऊ । राम लखन सिय नैन दिखाऊ ॥ १ ॥

सचिव धीर धरि कह मृदु बानी । महाराज तुम पंडित ज्ञानी ॥
बीर सुधीर धुरंधर देवा । साधु समाज सदा तुम सेवा ॥ २ ॥
जन्ममरण सब सुखदुख भोगा । हानि लाभ प्रिय मिलन वियोगा ॥
काल कर्म वश होहिं गुसाँई । बरबस रात दिवसकी नाँई ॥ ३ ॥
सुख हर्षहिं जड दुख बिलखाहीं । दोउ सम धीर धरहिं मन माहीं ॥
धीरज धरहु विवेक विचारी । छांडिय शोच सकल हितकारी ॥ ४ ॥

રાજા વારંવાર સુમંત્રને કહેવા લાગ્યા કે, " મારા અતિ પ્રિય પુત્રોના સમાચાર સંભળાવ. હે મિત્ર ! એવો જલદી ઉપાય કર કે, જેથી હું રામની પાસે પહોંચું. મને રામ, લક્ષ્મણ અને સીતા નજરે દેખાડ. ॥ ૧ ॥ " સુમંત્ર ધીરજ ધરી, કોમળ વાણી બોલ્યો કે, " હે મહારાજ ! તમે પંડિત છો, વીર છો, જ્ઞાની છો, ધીર પુરુષોમાં અગ્રણી છો અને દેવસ્વરૂપ છો. તમે સાધુઓના સમાજનું સર્વદા સેવન કર્યું છે. ॥ ૨ ॥ હે સ્વામી ! જન્મ, મરણ, સુખનો ભોગ, દુખનો ભોગ, હાનિ, લાભ પ્રિયનો યોગ અને પ્રિયનો વિયોગ, એ સઘળું કાળને અને કર્મને આધીન છે. જેમ રાત્રિ દિવસ બલાત્કારથી થયા કરે છે તેમ જન્મ મરણાદિક તથા સુખદુઃખાદિક બલાત્કારથી થયા કરે છે. ॥ ૩ ॥ મૂર્ખ માણસ, સુખથી રાજી થાય છે અને દુઃખથી ખેદ પામે છે, પણ ધીર પુરુષ તો બન્નેને પોતાના મનમાં સમાન જ ગણે છે. હે સર્વનું હિત કરનારા મહારાજ ! વિવેકથી વિચાર કરીને ધીરજ ધરો અને શોકનો ત્યાગ કરો. ॥ ૪ ॥

दो०—प्रथम वास तमसा भयउ, दूसर सुरसरि तीर ॥
न्हाय रहे जल पान करि, सीय सहित दोउ बीर ॥ १५७ ॥

એઓનો પહેલો ઉતારો તમસા નદીને કિનારે અને બીજો ઉતારો ગંગાજીને કિનારે થયો હતો. સીતા સહિત બન્ને ભાઈઓ, પહેલા ઉતારામાં નાહી, જલપાન કરીને જ રહ્યા હતા. ॥ ૧૫૭ ॥

चौ०—केवट कीन्ह बहुत सेवकाई । सो यामिनि शृंगवेर गँगाई ॥
होत प्रात वट क्षीर मँगावा । जटा मुकुट निज शीश बनावा ॥ १ ॥
राम सखा तब नाव मँगाई । प्रियहि चढाइ चढे रघुराई ॥
लषण बाण धनु धरे बनाई । आपु चढे प्रभु आयसु पाई ॥ २ ॥
विकल विलोकि मोहिं रघुबीरा । बोले मधुर वचन धरि धीरा ॥
तात प्रणाम तात सन कहउ । बार बार पद पंकज गहउ ॥ ३ ॥
करब पाँय परि विनय बहोरी । तात करिय जनि चिन्ता मोरी ॥
वन मग मंगल कुशल हमारे । कृपा अनुग्रह पुण्य तुम्हारे ॥ ४ ॥

બીજી રાતે ગુહ રાજાએ ઘણી ઘણી સેવા કરી. એઓએ, એ રાત્રિ શૃંગવેર પુરમાં જ કહાડી. પ્રાતઃકાલ થતાં, રામે અને લક્ષ્મણે, વડનું છીર મગાવીને, પોતાનાં મસ્તકોપર જટારૂપી મુકુટો બનાવ્યા. ॥ ૧ ॥ પછી ગુહ રાજાએ, મછવો મંગાવતાં, રામચંદ્રજી તેમાં

સીતાને ચઢાવીને પછી પોતે ચઢ્યા. લક્ષ્મણજી ધનુષ બાણને સંભાળથી સજ્જ કરી, હાથમાં ધરી,[1] રામની આજ્ઞા લઈને પાછળથી ચઢ્યા." ॥ ૨ ॥ રામચંદ્રજી મને વ્યાકુલ થયેલો જોઈ, ધીરજ ધરીને મધુર વચનો બોલ્યા કે, " હે તાત ! પિતાજીને મારા પ્રણામ કહેજો અને મારી વતી વારંવાર તેમનાં ચરણ પકડજો. પગમાં પડી, મારી તરફથી વિનતિ કરજો કે, ॥ ૩ ॥ "હે પિતાજી, અમારી ચિંતા કરશો નહીં. આપનાં કૃપા, અનુગ્રહ અને પુણ્ય, એઓથી વનના માર્ગમાં અમોને આનંદમંગલ છે. ॥ ૪ ॥

छं०—तुम्हरे अनुग्रह तात कानन जात सब सुख पाइ हौं ॥
प्रतिपालि आयसु कुशल देखन पाय पुनि फिर आइ हौं ॥
जननी सकल परितोष परि परि पांय करि विनती घनी ॥
तुलसी करेहु सोइ यत्न जेहि विधि कुशल रह कौशल धनी ॥ ६ ॥

હે પિતાજી ! આપના અનુગ્રહથી હું વનમાં જતાં સર્વ પ્રકારથી સુખ પામીશ. આપની આજ્ઞા પાળી રહ્યા પછી, આપનાં ચરણોને કુશલ જોવાને વાસ્તે ફરી અયોધ્યામાં આવીશ.' હે સુમંત્ર ! વળી મારી તરફથી સઘળી માતાઓનાં ચરણોમાં પડી, તેઓને રાજી કરીને વિનતિ કરજો કે, સર્વદા એવું યત્ન રાખજો કે, 'જેથી મહારાજ કુશલ રહે.' ॥ ૬ ॥

सो०—गुरु सन कहब सँदेश, बार बार पद पद्म गहि ॥
करब सोइ उपदेश, जेहि न शोच मोहिं अवधपति ॥ ६ ॥

ગુરુ વસિષ્ઠ મુનિનાં ચરણકમળોને વારંવાર પકડી, સંદેશો કહેજો કે, 'જેથી મહારાજ મારો શોક ન કરે એવો ઉપદેશ કરતા રહેજો.' ॥ ૬ ॥

चौ०—पुर जन परिजन सकल निहोरी । तात सुनायहु विनती मोरी ॥
सोइ सब भांति मोर हितकारी । जासे रहैं भुआल सुखारी ॥ १ ॥
कहब सँदेश भरतके आये । नीति न तजब राज्यपद पाये ॥
पालहु प्रजहि कर्म मन वानी । सेयहु मातु सकल सम जानी ॥ २ ॥
और निवाहब भायप भाई । करि पितु मातु चरण सेवकाई ॥
तात भांति तेहि राखब राऊ । सोच मोर जेहि करहिं न काऊ ॥ ३ ॥
लषण कहेउ कछु वचन कठोरा । वरजि राम पुनि मोहिं निहोरा ॥
बार बार निज शपथ दिवाई । कहब न तात लषण लरिकाई ॥ ४ ॥

હે તાત ! પુરવાસી લોકોને અને કુટુંબને મારા તરફથી પ્રેમ બતાવી મારી વિનતિ સંભળાવજો કે, 'જેથી રાજા સુખી રહે, તેજ સર્વ પ્રકારે મારૂં હિત છે અને જે રાજાને સુખી રાખશે તેજ મારો હિતકારી છે.' ॥ ૧ ॥ ભરત આવે ત્યારે ભરતને સંદેશો કહેજો

૧ અહીં સુધી પોતાનો દેશ હતો, પણ હવે પરાયો દેશ આવ્યો છે, એમ જાણીને લક્ષ્મણજીએ ધનુષ બાણને સંભાળથી સજ્જ કરીને હાથમાં ધર્યાં.

કે, 'હે ભાઈ! રાજ્યપદ પામીને નીતિનો ત્યાગ કરશો માં,' ક્રિયાથી, મનથી તથા વાણીથી પ્રજાનું પાલન કરજો. સઘળી માતાઓને સમાન જાણીને તેઓની સેવા કરજો, ॥૨॥ ભાઈપણુંનો નિર્વાહ કરજો, માતા પિતાનાં ચરણોની સેવા કરજો અને મહારાજાને એવી રીતે રાખજો કે, જેથી કદી પણ મારો શોક ન કરે.' ॥ ૩ ॥ લક્ષ્મણજી કાંઈક કઠણ વચનો બોલતા હતા, પણ રામચંદ્રજીએ તેમને અટકાવી મારા તરફ પ્રેમ બતાવી, વારંવાર પોતાના સોગંદ દઈને મને કહ્યું કે, 'હે તાત! લક્ષ્મણની આ છોકરમતની વાત ત્યાં કહેશો માં.' ॥ ૪ ॥

दो०—करि प्रणाम कछु कहन लिय, सिय भई शिथिल सनेह ॥
थकित वचन लोचन सजल, पुलक पल्लवित देह ॥ १५८ ॥

પછી સીતાજીએ પ્રણામ કરીને કાંઈક કહેવાની ઇચ્છા કરી, પણ હૃદય સ્નેહથી શિથિલ થઈ જવાને લીધે તેમની વાણી બંધ થઇ ગઈ, નેત્રોમાં જળ ભરાઇ આવ્યાં અને શરીર રોમાંચિત થઈ ગયું ॥ ૧૫૮ ॥

चौ०—तेहि अवसर रघुवर रुख पाई । केवट पारहि नाव चलाई ॥
रघुकुल तिलक चले इहि भांती । देखेऊँ ठाढ कुलिश धरि छाती ॥ १ ॥
मैं आपन किमि कहौं कलेशू । जियत फिरेऊँ लै राम सँदेशू ॥
अस कहि सचिव वचन रहगयउ । हानि गलानि शोच वश भयउ ॥ २ ॥
सुनत सुमंत वचन नर नाहू । परेउ धरणि उर दारुण दाहू ॥
तलफत विषम मोह मन मापा । माजा मनहु मन मीन कहँ व्यापा ॥ ३ ॥
करि विलाप सब रोवहिं रानी । महा विपति किमि जाय बखानी ॥
सुनि विलाप दुखहू दुख लागा । धीरजहू कर धीरज भागा ॥ ४ ॥

આ સમયમાં મછવાવાળાઓએ રામની આજ્ઞા લઇ, મછવાને સામા પાર તરફ ચલાવી દીધો. આ પ્રમાણે રામચંદ્રજી ત્યાંથી ચાલ્યા અને મેં છાતીને વજ્ર જેવી કરીને ઉભા ઉભાં જોયા કર્યું. ॥૧॥ હું મારાં દુઃખની તો વાતજ કેમ કરી શકું? કેમ કે જ્યાં મરી જવું જોઇએ, ત્યાં જીવતો રહી રામના સંદેશા લઇને પાછો ફર્યો છું." સુમંત્ર આટલાં વચનો બોલીને રહી ગયો અને હાનિના તથા ગ્લાનિના શોકને વશ થઈ ગયો. ॥ ૨ ॥ સુમંત્રનાં વચનો સાંભળી હૃદયમાં દારૂણ દાહ ઉત્પન્ન થવાથી, રાજા ધરતીપર પડી ગયા અને મન, વિષમ મોહને વશ થવાથી, જાણે વર્ષા ઋતુના જળનું ફીણ પેટમાં વ્યાપ્ત થવાથી મત્સ્ય તડફડતો હોય, તેમ તડફડવા લાગ્યા. ॥ ૩ ॥ સઘળી રાણીઓ વિલાપો કરી કરીને રોવા લાગી. આ સમયની મહા વિપત્તિ કેમ વર્ણવી જાય? જેઓને સાંભળી દુઃખીને પણ દુઃખ ઉત્પન્ન થાય અને ધીરજની પણ ધીરજ ભાગી જાય એવા વિલાપો થવા લાગ્યા. ॥ ૪ ॥

---

૧ તમને પિતાની આજ્ઞાથી રાજ્યપદ મળ્યું છે, તેથી નીતિપૂર્વકજ મળેલું ગણાય, માટે તેનો ત્યાગ કરશો માં.

दो०-भयउ कुलाहल अवध अति, सुनि नृप राउर सोर ॥
विपुल विहँग वन परेउ निशि, मानहुँ कुलिश कठोर ॥ १५९ ॥

રાજમહેલમાં રાણીઓના રોવાનો કોલાહલ ઉઠતાં, તે સાંભળવામાં આવવાથી આખી અયોધ્યામાં એવો કોલાહલ ઉઠી રહ્યો કે, જાણે ઘણાં પક્ષીઓથી ભરેલાં વનમાં રાતે કઠોર વજ્રપાત થવાથી પક્ષીઓનો કોલાહલ થયો હોય. ॥ ૧૫૯ ॥

चौ०-प्राण कंठ गत भयउ भुआलू । मणि विहीन जिमि व्याकुल व्यालू ॥
इन्द्रिय सकल विकल भइ भारी । जनु सर सरसिज वन विनु वारी ॥ १ ॥
कौशल्या नृप दीख मलाना । रवि कुल रवि अथयो जिय जाना ॥
उर धरि धीर राम महतारी । बोली वचन समय अनुहारी ॥ २ ॥
नाथ समुझि मन करिय विचारु । राम वियोग पयोधि अपारु ॥
कर्ण धार तुम अवधि जहाजू । चढेउ सकल प्रिय वणिक समाजू ॥ ३ ॥
धीरज धरिय तौ पाइय पारु । नाहिंत बूडित सब परिवारु ॥
जो जिय धरिय विनय पियमोरी । राम लषण सिय मिलहिं बहोरी ॥ ४ ॥

જેમ સર્પ, મણિ વિના વ્યાકુલ થઈ જાય, તેમ રામ વિના વ્યાકુલ થયેલા દશરથ રાજા કંઠપ્રાણ થઈ ગયા. જેમ તળાવમાં જળ વગર કમળનો, વ્યાકુલ થઈ જાય, તેમ રાજાના શરીરમાં રામ વગર સઘળી ઈંદ્રિયો વ્યાકુલ થઈ ગઈ. ॥ ૧ ॥ કૌસલ્યાએ, રાજાને ગ્લાનિ પામેલા જોઈને,સૂર્યકુલના સૂર્યને આથમ્યોજ જાણ્યો.કૌસલ્યા ધીરજ ધરી, સમયને અનુસરતાં વચનો બોલ્યાં કે, ॥૨॥ "હે નાથ ! મનમાં સમજીને વિચાર કરો કે, રામના વિયોગરૂપી અપાર સમુદ્રમાં જે ચૌદ વર્ષની અવધિરૂપ વહાણ છે, તેમાં સઘળા કુટુંબરૂપી વાણીઆઓનો સમૂહ ચઢેલો છે અને તે વહાણના સુખાણી આપ છો. ॥ ૩ ॥ આપ જો ધીરજ ધરશો, તો, પાર આવશે અને નહીં ધરો તો સઘળો પરિવાર ડૂબી જશે.હે સ્વામી ! જો મારી વિનતિને હૃદયમાં ધરશો, તો રામ, લક્ષ્મણ અને સીતા પાછાં પ્રાપ્ત થશે." ॥ ૪ ॥

दो०-प्रिया वचन मृदु गूढ सुनि, चितयउ आंखि उघारि ॥
तलफत मीन मलीन जनु, सींचत शीतल वारि ॥ १६० ॥

કૌસલ્યાનાં કોમળ તથા ગૂઢ અર્થવાળાં વચનો સાંભળીને રાજાએ આંખ્યો ઉઘાડીને જોયું. જેમ તડફડતાં દીન મત્સ્ય ઉપર શીતલ જળ સીંચાવાથી તે મત્સ્ય કાંઈક સ્વસ્થ થાય, તેમ વિહ્વળ થયેલા રાજા, કૌસલ્યાનાં વચનો સાંભળી, કાંઈક સ્વસ્થ થયાં. ॥૧૬૦॥

चौ०-धरि धीरज ऊठि बैठि भुआलू । कहु सुमंत कहँ राम कृपालू ॥
कहां लषण कहँ राम सनेही । कहँ प्रिय पुत्र वधू वैदेही ॥ १ ॥
विलपत राउ विकल बहु भांति । भई युग सरिस सिरात न राती ॥
तापस अंध शाप सुधि आई । कौशल्यहि सब कथा सुनाई ॥ २ ॥

રાજા ધીરજ ધરી, ઉઠીને બેઠા થયા અને વળી સુમંત્રને પૂછવા લાગ્યા કે, "કૃપાળુ રામ ક્યાં છે ? લક્ષ્મણ ક્યાં છે ? સ્નેહી રામ ક્યાં છે ? પ્યારા પુત્રનાં વહુ સીતા ક્યાં છે ?" વિહ્વળ થયેલા દશરથ રાજા વિલાપ કરવા લાગ્યા અને રાત્રિ કેમ કરી નહીં વીતવાથી

યુગ જેવડી થઈ પડી. આ સમયમાં આંધળા તપસ્વીના બાપનું સ્મરણ આવતાં, રાજાએ તે સઘળી હકીકત કૌસલ્યાને કહી સંભળાવી. ॥ ૨ ॥

## श्रवणनी कथा.

एक समय सुन प्रिये सयानी । मृगयाकी मेरे मन आनी ॥
सब मृगयाकर साज सजाई । गयउँ वनहिं सँग सेन सुहाई ॥ ३ ॥
रैनि समय वेतस बन तीरा । बैठो सरवर तट मति धीरा ॥
ताहि समय लिये घट करमें । सरवन आये जलहित सरमें ॥ ४ ॥
तुंबा जलमें जबहिं डुबायो । भयो शब्द मेरे मन आयो ॥
जान्यो मृग तब धनुष सँभारा । लक्ष्य वेध कर तेहि उरमारा ॥ ५ ॥
लाग्यो हिये शब्द हा कीन्हो । यह मानुष तब मैंने चीन्हो ॥
गयो निकट तब लखी दुखपायो । सरवन मोसे बचन सुनायो ॥ ६ ॥
शोच करहु मत नृपति हमारी । जो मैं कहहुँ करहु यहि वारी ॥
मैं सरवन सेनहु पितु माता । नयन विहीन दोउ सुखदाता ॥ ७ ॥
तिन्हैं तृषाने अधिक सतायो । लेन हेत जलको हों आयो ॥

હે[1] પ્રવીણ પ્રિયા ! સાંભળો, મને એક સમયે મૃગયાનું મન થતાં, હું મૃગયાની સઘળી સામગ્રી સજ્જ કરાવી, સેનાને સાથે લઈને વનમાં ગયો હતો. ॥ ૩ ॥ હું રાતે સરોવરના તટ ઉપર નેતરના વનમાં બુદ્ધિને ધીરજ રાખીને બેઠો હતો, તે સમયમાં શ્રવણ નામનો એક પુરૂષ હાથમાં તુંબડું લઈ, પાણી ભરવાને વાસ્તે સરોવરમાં આવ્યો. ॥ ૪ ॥ તેણે તુંબડું પાણીમાં ડૂબાવતાં, ભડભડ શબ્દ થયો અને તે શબ્દ મારા કાનપર આવ્યો. મેં એ મૃગનો શબ્દ જાણી, ધનુષ તૈયાર કરીને શબ્દવેધી બાણ તેની છાતીમાં માર્યું. ॥ ૫ ॥ બાણ હૃદયમાં વાગતાં, તેણે 'હાય' એવો શબ્દ કર્યો અને તે શબ્દ ઉપરથી, 'આ માણસ મરાયો,' એમ મેં જાણ્યું. હું તેની પાસે ગયો અને જોઇને બહુ દુઃખ પામ્યો, શ્રવણે મને કહ્યું કે, ॥ ૬ ॥ "હે રાજા ! મારો શોક કરો માં, પણ આ સમયમાં હું જેમ કહું તેમ કરો. મારૂં નામ શ્રવણ છે અને હું સુખદાયક માતા પિતાની સેવા કરૂં છું, કે જે બંને આંધળાં છે. ॥ ૭ ॥ એઓએ તરશને લીધે મને પાણી ભરી લાવવાને વાસ્તે બહુ કહ્યું, તેથી હું પાણી લેવાને વાસ્તે અહીં આવ્યો. ॥

दो०–सो तुमने अज्ञानसे, नृप मम मारेउ बान ॥
याहि खैंचिये देहसे, निकसत चाहत प्रान ॥ १६१ ॥

રાજા ! હું આવીને પાણી ભરતો હતો, ત્યાં તમે મને બાણ માર્યું. હવે આ બાણ મારી છાતીમાંથી ખેંચી લ્યો, મારા પ્રાણ નીકળી જવાની ઇચ્છા કરે છે. ॥ ૧૬૧ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

चौ०–अरु तुम मन शंका मत आनो । मेरी कही सत्यहि मानो ॥
परईक बाव हिये मम लावहु । मम पितु मातु निकट तम जावहु ॥ १ ॥
तिनको हितसों नीर पिवाई । पाछे कहियो मम समुझाई ॥
करहीं न शोच करहु उपदेशा । सत्य संघ रघुवश नरेशा ॥ २ ॥
अब तुम दीजे बाण निकारी । सुन दशरथ दुःखित भये भारी ॥
हियसे जबहि निकारो बाणा । ओंकार कह छांड्यो प्राणा ॥ ३ ॥
नृप दशरथ घट लियो उठाइ । तिहिके मातु पिता ढिग जाइ ॥
प्यावन लगे निर बिनु बानी । तब बोले दम्पति दुख मानी ॥ ४ ॥

હું બ્રાહ્મણ નથી, માટે તમે બ્રહ્મહત્યાની શંકા રાખો માં, મારૂં કહ્યું સત્યજ માનો, પણ એક વાત હૃદયમાં લાવો કે, તમે મારાં માબાપની પાસે જાઓ, ॥ ૧ ॥ તેઓને સ્નેહથી પાણી પીવરાવીને પછી મારી આ હકીકત સંભળાવજો અને તેઓ શોક ન કરે એવો ઉપદેશ કરજો. હે સત્ય પ્રતિજ્ઞાવાળા રઘુવંશી રાજા ! ॥ ૨ ॥ હવે તમે મારી છાતીમાંથી બાણ ખેંચીને કહાડી લ્યો, ” હે કૌસલ્યા ! હું શ્રવણનાં એ વચનો સાંભળીને બહુ દુઃખ પામ્યો. મેં જ્યારે તેની છાતીમાંથી બાણ ખેંચી કહાડયું ત્યારે તેણે ૐકારનો ઉચ્ચાર કરીને પ્રાણ છોડ્યા. ॥ ૩ ॥ પછી હું તુંબડું ઉપાડીને તેનાં માબાપની પાસે ગયો. હું કશું બોલ્યા વગર પાણી પાવા લાગ્યો, ત્યારે તે દંપતી દુઃખ પામીને બોલ્યાં કે, ॥૪॥

दो०–पुत्र न बोलत आज तुम, हमसे सुन्दर वैन ॥
कारण कवन सो कहहु तुम, जासों हो जिय चैन ॥ १६२ ॥

“હે પુત્ર ! તું આજ અમારી સાથે સુંદર વચનો બોલતો નથી, તેનું શું કારણ છે ? તે કહે, જેથી અમારા જીવને સુખ થાય. ॥ ૧૬૨ ॥

चौ०–विन बोले हम पियहिं न नीरा । सुन भये दशरथ अधिक अधीरा ॥
समाचार सब दिये सुनाई । परे धरणि दोऊ अकुलाई ॥ १ ॥
पुत्र पुत्र कहि रोवन लागे । मो सन कहने लगे अभागे ॥
जहां पुत्र तहँ देउ दिखाई । तब मैं तिन कहँ गयउँ लिवाई ॥ २ ॥
पुत्र उठाय गोद महतारी । रोवन लगि शब्द कर भारी ॥
पुनि दोउन यह बात सुनाई । दीजे नृपति चिता बनवाई ॥ ३ ॥
सुनि मैंने रच दीन्ह बनाई । बैठे पुत्र सहित दोउ जाई ॥
योग अग्निमें निज तनु जारा । मरण समय अस बचन उचारा ॥ ४ ॥

તું બોલ્યા વગર અમો પાણી નહીં પીએ.” આ વચનો સાંભળીને હું બહુજ ગભરાયો. પછી મેં સઘળી હકીકત સંભળાવી દેતાં, તેઓ બન્ને, ગભરાઈને ધરતી પર પડ્યાં ॥ ૧ ॥ અને ‘હે પુત્ર ! હે પુત્ર !’ કહીને રોવા લાગ્યાં. એઓએ મને કહ્યું કે, “હે અભાગિયા ! જ્યાં અમારો પુત્ર પડ્યો હોય ત્યાં અમોને લઈ જઇને બતાવ.” હું તેઓને તે સ્થળમાં લઈ ગયો. ॥ ૨ ॥ માતા, પુત્રના શબને ખોળામાં લઈ, ભારે ચીસો

પાડીને રોવા લાગી. પછી એઓએ મને કહ્યું કે, "હે રાજા ! ચિતા બનાવી દો" એ સાંભળી મેં ચિતા બનાવી દેતાં પુત્રનાં શબને લઇને એ બન્ને જણાં ચિતામાં બેઠાં અને તેઓએ યોગાગ્નિથી પોતાનાં શરીરો બાળી નાખ્યાં. મરવાના સમયમાં એઓ બોલ્યાં કે,૪

**दो०—जिमि हम पुत्र वियोगमें, दशरथ त्यागे प्राण ॥**
**ऐसेही तनु तजहु तुम, मानहु वचन प्रमाण ॥ १६३ ॥**

"હે દશરથ ! જેમ અમો પુત્રના વિયોગથી પ્રાણત્યાગ કરીએ છીએ, તેમ તું પણ પુત્રના વિયોગથીજ પ્રાણત્યાગ કરીશ. આ અમારાં વચનને સત્ય માનજે." ॥૧૬૩॥

**चौ०—अस कह तापस गये सुर लोका । मेरे मन छायो अति शोका ॥**
**पुनि मैं निज मन कीन्ह विचारा । विनु समझे ऋषि वचन उचारा ॥ १ ॥**
**पुत्र नहीं कोउ गेह हमारे । किमि लागहिं तनु वचन तुम्हारे ॥**
**शोच विहाय गेह में आयो । अब तक तुमको नहीं सुनायो ॥ २ ॥**
**सांच भइ वोह अब सब बाता । गये वन सीय राम सह भ्राता ॥**
**प्राण पियारे वनहिं सिधारे । अब तक प्राण वन गये हमारे ॥ ३ ॥**
**अब सुख कौन मिलै जगमाहीं । जेहिते प्राण न तनुते जाहीं ॥**
**राम लषण सिय कानन जाहीं । अब तक प्राण रहे तनु माहीं ॥ ४ ॥**

હે કૌસલ્યા ! એટલું બોલીને એ તપસ્વીઓ સ્વર્ગલોકમાં ગયાં. મારા મનમાં બહુજ શોક વ્યાપ્ત થયો. પછી મેં મારા મનમાં વિચાર કર્યો કે, "આ તપસ્વીઓ સમજ્યા વગરજ બોલ્યાં છે. ॥ ૧ ॥ કેમ કે, મારે ઘેર કોઈ પુત્ર નથી, એઓના કહેવાથી કાંઈ મારૂં શરીર છૂટી જાય છે ?" આમ વિચાર કરી, શોકનો ત્યાગ કરીને હું પાછો ઘરમાં આવ્યો. મેં આજ દિવસ સુધી આ વાત તમને સંભળાવી ન હતી. ॥ ૨ ॥ હાલ એ સઘળી વાત સાચી પડી. રામ, સીતા અને લક્ષ્મણ વનમાં ગયાં છે. એ પ્રાણપ્રિય ત્રણ જણાં વનમાં ગયાં છે, તે છતાં હજી સૂધી મારા પ્રાણ ગયા નથી. ॥ ૩ ॥ આ પ્રાણને જગતમાં હવે કયું સુખ પામવું હશે ? કે જેથી શરીરને છોડી જતા રહેતા નથી. રામ લક્ષ્મણ અને સીતા વનમાં જાય અને હજી સુધી પ્રાણ મારા શરીરમાં રહે, એ કેવી વાત ? ॥ ૪ ॥

**दो०—प्रिय सरवनकी कथासे, अब मोहि रह्यो न धीर ॥**
**पुत्र विना जे नहिं जिये, धन धन ते नर वीर ॥ १६४ ॥**

હે કૌસલ્યા ! શ્રવણની વાત યાદ આવવાથી, હવે મારી ધીરજ રહેતી નથી જેઓ પુત્ર વિના જીવે નહીં, તે વીર નરોને ધન્યવાદ છે.[1] ॥ ૧૬૪ ॥

**चौ०—भयो विकल वर्णत इतिहासा । राम रहित धिक जीवन आसा ॥**
**सो तनु राखि करब मैं काहा । जेहि न प्रेम पण मोर निबाहा ॥ १ ॥**

૧ અહીં ક્ષેપક પૂરૂં થાય છે.

हा रघुनंदन प्राण पिरीते । तुम बिन जियत बहुत दिन बीते ॥
हा जानकी लषण हा रघुवर । हा पितुहित चित चातक जलधर ॥ २ ॥

ઇતિહાસનું વર્ણન કરતાં કરતાં રાજા વિહ્વળ થઇ ગયા અને બોલવા લાગ્યા કે, "રામ વિના જીવનની આશાને ધિક્કાર છે. તે શરીરને રાખીને હું શું કરૂં ? કે, જેણે મારા પ્રેમરુપી પણને છેવટ સુધી પૂરૂં પાળ્યું નહીં. ॥ ૧ ॥ હે રઘુનંદન ! હે પ્રાણપ્રિય ! હાય હાય, મને તમારા વગર જીવતાં ઘણા દિવસો વીતી ગયા. હે સીતા ! હે લક્ષ્મણ ! હે રામ ! હે પિતાનું હિત કરનારા ! હે મારા ચિત્તરુપી બપૈયાને મેઘની પેઠે તૃપ્ત કરનારા ! હાય, હાય, હાય, હાય." ॥ ૨ ॥

दो०—राम राम कह राम कह, राम राम कह राम ॥
तनु परिहरि रघुवर विरह, राउ गये सुर धाम ॥ १६९ ॥

રામના વિરહથી વ્યાકુળ થયેલા દશરથ રાજા, 'હે રામ ! હે રામ ! હે રામ ! હે રામ ! હે રામ ! હે રામ !' એમ છ વાર બોલી, શરીરનો ત્યાગ કરીને દેવ લોકમાં ગયા.[૧] ॥ ૧૬૫ ॥

चौ०—जिन मरण फल दशरथ पावा । अंड अनेक अमल यश छावा ॥
जियत राम विधु वदन निहारी । राम विरह करि मरण सँवारी ॥ १ ॥
शोक विकल सब रोवहिं रानी । रुप शील बल तेज बखानी ॥
करहिं विलाप अनेक प्रकारा । परहिं भूमि तल बारहिं बारा ॥ २ ॥
विलपहिं बिकल दास अरुदासी । घर घर रुदन करहिं पुरवासी ॥
अथयो आज भानुकुल भानू । धर्म अवधि गुण रुप निधानू ॥ ३ ॥
गारी सकल कैकयी देहीं । नयन विहीन कीन जग जेहीं ॥
इहि विधिविल पतरैनिबिहानी । आये सकल महा मुनि ज्ञानी ॥ ४ ॥

જેનો નિર્મળ યશ અનેક બ્રહ્માંડોમાં છવાઇ રહ્યો છે એવા દશરથજીએ જીવવાનું તથા મરવાનું ફળ પ્રાપ્ત કર્યું. કારણ જીવતાં તેઓએ રામચન્દ્રજીના ચંદ્રસમાન મુખનાં દર્શન કીધાં તથા રામચંદ્રજીના વિરહમાં મરી પોતાના મરવાને સફળ કર્યું. ॥૧॥ સઘળી રાણીઓ શોકમાં વિકળ થઈને રડવા લાગી તથા તેના રૂપ, શીલ બળ તથા તેજનું વખાણ કરવા લાગી. આ રીતે અનેક પ્રકારે વિલાપ કરતી તેઓ વારંવાર પૃથ્વીપર પડતી હતી. ॥ ૨ ॥ દાસ તથા દાસીઓ વ્યાકુલ થઇ વિલાપ કરવા લાગ્યાં તથા નગરમાં રહેનારાં સઘળાં ઘેર ઘેર રડવા લાગ્યાં તથા કહેવા લાગ્યાં કે, આજે ધર્મની સીમા તથા ગુણ અને રૂપના નિધાન રૂપ સૂર્યવંશના સૂર્યનો અસ્ત થઈ ગયો. ॥ ૩ ॥ કૈકેયી કે જેણે સંસારને આ પ્રમાણે અંધ કરી દીધો, તેને સઘળા ગાળો દેવા લાગ્યા. આ રીતે વિલાપ કરતાં કરતાં સઘળી રાત વીતી ગઇ તથા પ્રાત:કાળ થતાં મહાજ્ઞાની મુનીશ્વર (વસિષ્ઠજી) ત્યાં પધાર્યા. ॥ ૪ ॥

---

૧ રાજાને સ્વર્ગવાસ મળ્યો પણ મોક્ષ ન મળ્યો, તેનું કારણ એ છે કે, તેણે દૃઢ રીતે અભેદ બુદ્ધિ નહીં પણ ભેદબુદ્ધિ રાખી હતી. અથવા મનમાં રામનો અભિષેક કરવાની ઇચ્છા રહી ગઈ હતી, તેથી સ્વર્ગ લોકમાં ગયા. રામનો રાજ્યાભિષેક થયા પછી મુક્તિ પામશે.

दो०–तब वशिष्ठमुनि समयसम, कहि अनेक इतिहास ॥
शोक निवारेउ सबहिंकर, निजविज्ञानप्रकाश ॥ १६६ ॥

ત્યાર પછી વસિષ્ઠ મુનિએ સમયાનુસાર અનેક [1]ઇતિહાસો કહી પોતાના જ્ઞાનના પ્રકાશવડે સઘળાનો શોક ટાળ્યો. ॥ ૧૫૪ ॥

---

૧ વસિષ્ઠજીએ કહ્યું કે, હે કૌસલ્યા ! તારે ઘણું દુઃખ કરવું જોઈએ નહિ. દુઃખ સુખ પ્રારબ્ધને અનુસાર સઘળાઓ ભોગવે છે. એકને બીજાનું દુઃખ સાંભળવાથી તથા જોવાથી દૂર થાય છે. આ માટે હું તને રાજાઓની કથા તથા કંઇએક જ્ઞાન કહું છું, જેથી તારૂં અજ્ઞાન દૂર થાય. જો રાજા સુહોત્ર કેવો હતો કે જેના રાજ્યમાં ઇન્દ્રે સુવર્ણનો વરસાદ વરસાવ્યો હતો, સારી નદીઓમાં સઘળાં જીવ જંતુઓ સુવર્ણનાં હતાં તથા જેણે આ સઘળું સુવર્ણ યજ્ઞમાં બ્રાહ્મણોને દક્ષિણા તરીકે આપી દીધું હતું. આવો રાજા જે દશરથથી પણ અધિક યશસ્વી હતો, તેને પણ મૃત્યુએ છોડ્યો નહિ. વળી સાંભળ કે રાજા મરુત એવો ધર્માત્મા હતો કે, જેનો યશ ઇંદ્રથી પણ વધારે હતો તથા તેના રાજ્યમાં પૃથ્વી ખેડ્યા વિના અન્નથી પરિપૂર્ણ હતી. એવા રાજાને પણ વિકાળ કાળે છોડ્યો નહિ. વળી જો કે અંગદેશનો રાજા બૃહદ્રથ કેવો પુણ્યશાળી તથા ઉદાર હતો. એકવાર એણે મોટી ધામધૂમથી યજ્ઞ કર્યો તથા તેની દક્ષિણામાં દશલાખ શ્વેત ઘોડાઓ, દશલાખ કન્યાઓના સંપૂર્ણ આભૂષણ સહિત દશલાખ હાથીઓ,સુવર્ણની સાંકળથી શોભતા એવા એક કરોડ બળદો તથા એક સહસ્ર ગાય ઇત્યાદિ આપ્યું હતું. એવા રાજાને પણ મરવું પડ્યું. શિબિ રાજા જે આખી પૃથ્વીનો રાજા હતો તથા જેણે પોતાનું સર્વસ્વ દાન કરી દીધું હતું, તેમ જ રાજા ભરતજી કે જેણે હજાર અશ્વમેધ તથા સો રાજસૂયયજ્ઞ કર્યા હતા, દક્ષિણામાં અસંખ્ય ધન જેણે કણ્વ ઋષિને આપ્યું હતું તથા રાજા ભગીરથ જે ગંગાજીને લાવ્યા હતા તથા જેણે દશલાખ કન્યાદાન, પુષ્કળ ધન તથા સુવર્ણ સહિત કર્યું હતું તે, તેમ જ રાજા દિલીપ કે જેણે રત્ન સહિત પૃથ્વી દાનમાં આપી હતી તથા જેણે પુરોહિતને દક્ષિણામાં એક હજાર હાથી આપ્યા હતા તથા જેનાં યજ્ઞમાં ગંધર્વ ગાન કરતા હતા તે, તેમ જ રાજા માંધાતા કે જેણે એક દિવસમાં પૃથ્વી જીતી લીધી હતી તથા જેણે સો અશ્વમેધ અને સો રાજસૂય યજ્ઞ કર્યા હતા તથા બ્રાહ્મણોને દશ યોજન લાંબી તથા એક યોજન પહોળી સુવર્ણની માછલી દાનમાં આપી હતી, તે સઘળા કાળને વશ થયા. વળી રાજા યયાતિ કે જેણે સો પ્રધાન યજ્ઞ તથા સો વાજપેય યજ્ઞ કરી ત્રણ સુવર્ણના પર્વતો દક્ષિણામાં આપ્યા હતા તથા અંતે પુત્રને રાજ્ય દઇ જે વનમાં ચાલ્યો ગયો હતો તે તથા રાજા અંબરીષ જે પ્રજાપાલનશીલ તથા ધર્મમૂર્તિ હતો તથા જેણે બ્રાહ્મણોને યજ્ઞ દક્ષિણામાં દશલાખ રાજાઓનું દાન કર્યું હતું તે તથા રાજા શશિબિંદુ કે જેને દશલાખ પુત્ર હતા તથા જે અતિશય દાન કરવાવાળો હતો તે, તેમ જ રાજા ગય કે જેણે એક હજાર વર્ષસુધી દર્શ, પૌર્ણમાસ, ચાતુર્માસ્ય તથા અશ્વમેધ કર્યા હતા તથા જેણે દશ વ્યામ લાંબી, વીસ વ્યામ પહોળી પૃથ્વી સુવર્ણથી ભરી બ્રાહ્મણોને દક્ષિણામાં આપી હતી તથા કરોડો ગૌદાન કર્યાં હતાં તથા જેના વંશમાં સગર થયો હતો કે જેનો યશ સ્વર્ગ સુધી છવાઇ રહ્યો હતો તે તેમ જ રાજા પૃથુ જે મોટો પ્રજાશીલ હતો તેના સમયમાં પૃથ્વીપર ધન ધાન્ય પુષ્પ પત્ર પોતાની મેળે ઉત્પન્ન થતાં હતાં તથા જ્યારે જળમાં યાત્રા કરતો ત્યારે સમુદ્ર તથા નદી સ્તંભિત થઇ જતી તથા જેણે યજ્ઞમાં સુવર્ણના એકવીસ પર્વતો દાન કર્યાં હતા. આ તેમ જ બીજા અન્ય રાજાઓ કે જેની સાક્ષી આપવાવાળી પૃથ્વી રહેલી છે તેઓ કયાં ગયા ? શરીરનો સંગ નાશવાન્ છે, સંપત્તિમાં દુઃખ ભરેલું છે, સંયોગની સાથે વિયોગ પણ રહેલો જ છે તથા જે ઉત્પન્ન થયું છે તેનો નાશ પણ અવશ્ય થાય છે. આ શરીર ક્ષણ ક્ષણમાં ઓછું થાય છે પણ દેખવામાં આવતું નથી. વળી યૌવન, ધન, ઐશ્વર્ય તથા પુત્રાદિમાં કદાપિ મોહ કરવો નહિ. જેમ નદીમાં બે લાકડાંઓ પોતપોતાની મેળે તણાતાં તણાતાં એકઠાં મળી જાય છે તથા ફરી જૂદાં પડી

चौ०—तेलनाव भरि नृपतनु राखा । दूत बुलाई बहुरि अस भाखा ॥
धावहु बेगि भरतपहँ जाहू । नृपसुधि कतहुँ कहहु जनि काहू ॥ १ ॥
इतनै कहहु भरतसन जाई । गुरु बुलाइ पठए दोउ भाई ॥
सुनि मुनि आयसु धावन धाए । चले बेगि बरबाजि लजाए ॥ २ ॥
अनरथ अवध अरंभेउ जबते । कुशकुन होहिं भरतकहँ तबते ॥
देखहिं राति भयानक सपना । जागि करहिं कटु कोटिकलपना ॥ ३ ॥
विप्र जेंवाइ देहिं दिन दाना । शिवअभिषेक करहिं बिधिनाना ॥
माँगहिं हृदय महेश मनाई । कुशल मातु पितु परिजन भाई ॥ ४ ॥

વસિષ્ઠજીએ તેલની કોઠી ભરાવી તેમાં રાજાના શરીરને રખાવ્યું તથા દૂતોને બોલાવીને કહ્યું કે, તમો જલદી દોડી ભરતની પાસે જાવ તથા રાજાના મરણની ખબર કોઇને પણ કહેશો નહિ. ॥ ૧ ॥ ભરતજીની પાસે જઇ તેને એટલું જ કહેવું કે ગુરુએ બેઉ ભાઇઓને બોલાવ્યા છે. મુનીશ્વરની આજ્ઞા સાંભળતાં જ તેઓ એકદમ દોડ્યા તથા એવો વેગથી ગયા કે, જેની ચાલથી સુંદર ઘોડા પણ લજાઇ ગયા. ॥ ૨ ॥ જ્યારથી અયોધ્યામાં અનર્થ થવાનો આરંભ થયો, ત્યારથી ભરતને અપશકુન થવા લાગ્યા. રાત્રિને વિષે તે ભયંકર સ્વપ્ન જોવા લાગ્યા તથા જાગતાં કરોડો નઠારા શોકયુક્ત વિચારો કરવા લાગ્યા. ॥ ૩ ॥ તેઓ દિવસના બ્રાહ્મણોને ભોજન કરાવી દાન આપતા હતા તથા અનેક પ્રકારે અભિષેક કરતા હતા. મનમાં શિવજીને મનાવી તેઓ માતા, પિતા, ભાઇઓ તથા કુટુંબીઓનું કુશળ માગતા હતા. ॥ ૪ ॥

दो०—इहिविधि शोचत भरतमन, धावन पहुँचे आइ ॥
गुरुअनुशासन श्रवण सुनि, चले गणेश मनाइ ॥ १६७ ॥

ભરતજી આ રીતે મનમાં શોક કરતા હતા. એટલામાં દોડતા દોડતા દૂત આવી પહોંચ્યા. પછી ગુરુની આજ્ઞાને કાનવડે શ્રવણ કરી ગણેશજીને મનાવી તેઓ દૂતોની સાથે ચાલ્યા. ॥ ૧૬૭ ॥

चौ०—चले समीर बेग हय हाँके । लाँघत सरित शैल वन बाँके ॥
हृदयशोच बड़ कछु न सुहाई । अस जानहिं जिय जाऊँ उडाई ॥ १ ॥
एक निमेष बरषसम जाई । इहिविधि भरत अवध नियराई ॥

જાય છે. આ રીતે મનુષ્યનું સ્ત્રી પુત્રાદિની સાથે મળવું છે. જેમ કોઇ વટેમાગુ માર્ગમાં છાયાને લીધે બેસે તથા ફરી વિશ્રામ કરી ચાલવા માંડે તેવો જ પ્રાણીઓનો સંસારમાં સમાગમ છે. સઘળા દેહો પંચતત્ત્વમાંથી બન્યા છે તથા મરણ પછી તેનો પંચતત્ત્વમાં લય થાય છે. એમાં પરતાવું શા માટે જોઇએ ? મનુષ્યને જેટલો જેટલો સ્નેહ વધારે હોય છે, તેટલા તેટલા જ શોકના અંકુરો હૃદયમાં રોપાય છે. જેમ નદીનો પ્રવાહ જે જાય છે તે ફરી પાછો આવતો નથી. તે જ પ્રમાણે દિવસ તથા રાત્રિ પ્રાણીઓનું આયુષ્ય લઇને ફરી પાછાં આવતાં નથી. જે દિવસથી પ્રાણી ગર્ભમાં આવ્યું છે, તે જ દિવસથી તે પ્રાણીને મૃત્યુ નિર્માણ થઇ ચુક્યુ છે. માટે કરીને શોકને વારંવાર યાદ કરવો નહિ [illegible]

अशकुन होहिं नगर पठारा । रटहिं कुभाँति कुखेत करारा ॥ २ ॥
खर शृगाल बोलहिं प्रतिकूला । सुनि सुनि होहिं भरतमन शूला ॥
श्रीहत सर सरिता वन बागा । नगर विशेष भयावन लागा ॥ ३ ॥
खग मृग हय गज जाहिं न जोए । रामबियोगकुरोगविगोए ॥
नगर नारि नर निपट दुखारी । मनहुँ सबनि सब संपति हारी ॥ ४ ॥

પવનના સમાન વેગથી ઘોડાઓને હાંકી, મોટી મોટી વાંકી નદીઓ, પહાડો તથા સરોવરને ઓળંગી તેઓ જતા હતા. મનમાં અતિશય શોક હતો, તેથી કંઇ પણ ગમતું નહતું. તેમના મનમાં એમ આવતું હતું કે, ઉડીને જવાતું હોય તો કેવું સારૂં ॥ ૧ ॥ તેમને એક એક નિમેષ વર્ષ જેવો જતો હતો. આ પ્રમાણે ચાલતાં ચાલતાં ભરતજી અયોધ્યાના સમીપમાં આવ્યા. અયોધ્યામાં પ્રવેશ કરવાના સમયમાં અપશકુનો થવા લાગ્યાં. અશુભ સ્થાનમાં બેઠેલો કાગડો અનિષ્ટ શબ્દ બોલવા લાગ્યો ॥ ૨ ॥ અને ગધેડાઓ તથા શીઆળીયાઓ પણ પ્રતિકૂલ બોલવા લાગ્યા. એ શબ્દો સાંભળી સાંભળીને ભરતજીના હૃદયમાં વ્યથા થવા લાગી. સરોવરો, નદીઓ, વનો તથા બાગો, શોભાથી રહિત થયેલાં દેખાયાં અને અયોધ્યા પણ અત્યંત ભયંકર જણાવા લાગી. ॥ ૩ ॥ પશુ પક્ષીઓ, ઘોડાઓ તથા હાથીઓ જોઇ શકાય નહીં એવા દેખાવા લાગ્યા. રામના વિયોગરુપી કુરોગે સઘળું ખરાબ કરી નાખ્યું હતું. નગરનાં નર નારીઓ અત્યંત દુખીઆં અને સઘળાંઓ સઘળી સંપત્તિને હારી ગયાં હોય એવાં દેખાતાં હતાં. ॥ ૪ ॥

दो०—पुरजन मिलहिं न कहहिं कछु, गवहिं जुहारहिं जाहिं ॥
भरत कुशल पूछि न सकहिं, भय विषाद मनमाहीं ॥ १६८ ॥

ભરતજીને શહેરનાં માણસો મળવા લાગ્યાં પણ તેઓ કશું નહીં બોલતાં જુહાર કરી કરીને ચાલ્યાં જવા લાગ્યાં. ભરતજી, મનમાં ભયને લીધે અને ખેદને લીધે કોઇને પૂછી શકતા પણ ન હતા. ॥ ૧૬૮ ॥

चौ०—हाट बाट नहिं जाय निहारी । जनु पुर दहुँ दिशि लागि दवारी ॥
आवत सुत सुनि कैकेयि नंदिनि । हरषी रवि कुल जलरुह चांदिनि ॥ १ ॥
सजि आरती मुदित उठि धाई । द्वारहि भेंट भवन ले आई ॥
भरत दुखित परिवार निहारा । मानहु तुहिन बनज बन मारा ॥ २ ॥
कैकेयी हर्षित इहि भांती । मनहु मुदित दव लाय किराती ॥
सुतहि सशोच देखि मन मारे । पूछति नैहर कुशल हमारे ॥ ३ ॥
सकल कुशल कहि भरत सुनाइ । पूँछी निज कुलकी कुशलाई ॥
कहु कहँ तात कहां सब माता । कहँ सिय राम लषण प्रिय भ्राता ॥ ४ ॥

અયોધ્યાના બજાર માર્ગો પણ જોયા જતા ન હતા. જાણે સઘળા શહેરમાં દશે દિશાઓમાં દાવાગ્નિ લાગી ગયો હોય એવું દેખાતું હતું. સૂર્યકુલરુપી કમળને સંકુચિત કરવામાં ચાંદનીરુપ થયેલી કૈકેયી, પોતાના પુત્ર ભરતજીને આવતા સાંભળી રાજી થઈ,

આનંદથી ઉભી થઇ, ॥ ૧ ॥ આરતી સજી, દોડી પહોંચી, દ્વારમાં જ ભેટીને પોતાના અવાસમાં લઈ આવી. ભરતજીએ પરિવાર મંડલને જાણે હિમ પડવાથી માર્યું ગયેલું કમળવન હોય એવું દુઃખિત દીઠું ॥૨॥ અને કૈકેયીને જાણે વનમાં આગ લગાવીને ઉલેલી ભીલડી રાજી થતી હોય તેમ રાજી થતી દીઠી. ભરતજીને શોકયુક્ત જોઇ, કૈકેયીએ પોતાનું મન મારીને ભરતજીને પૂછ્યું કે, ॥ ૩ ॥ "મારા પીયરમાં સર્વ કુશલ છે ?" ભરતજીએ મોસાળમાં સર્વનું કુશલ કહી સંભળાવીને પોતાના કુલની કુશલતા પૂછી કે, "હે માતાજી! કહો, મારા પિતાજી કયાં છે ? મારી સઘળી માતાઓ કયાં છે ? સીતાજી, પ્રિય ભાઈ રામ અને લક્ષ્મણ કયાં છે ?" ॥ ૪ ॥

दो०—सुनि सुत वचन सनेह मय, कपट नीर भरी नैन ॥
भरत श्रवण मन शूल सम, पापिनी बोली बैन ॥ १६९ ॥

પુત્રનાં સ્નેહ ભરેલાં વચનો સાંભળી, પાપણી કૈકેયી કપટથી નેત્રોમાં પાણી લાવી, ભરતજીના કાનોને તથા અંતઃકરણને શૂલ જેવાં લાગે એવાં વચનો બોલી કે, ॥ ૧૬૯ ॥

चौ०—तात बात मैं सकल सँभारी । भई मंथरा सहाय विचारी ॥
कछुक काज विधि बीच बिगारेउ । भूपति सुरपति पुर पगु धारेउ ॥ १ ॥
सुनत भरत भये विकल विषादा । जनु सहमेउ करि केहरि नादा ॥
तात तात हा तात पुकारी । परेउ भूमितल व्याकुल भारी ॥ २ ॥
चलत न देखन पायउँ तोहीं । तात न रामहिं सौंपेउ मोहीं ॥
बहुरि धीर धरी उठे सँभारी । कहु पितु मरण हेतु महतारी ॥ ३ ॥
सुनि सुत वचन कहति कैकेयी । मर्म पोंछि जनु माहुर देई ॥
आदि हिते सब अपनी करणी । कुटिल कठोर मुदित मन वरणी ॥ ४ ॥

"હે તાત ! મેં સઘળી ગોઠવણ સારી રીતે કરી રાખી છે અને તેમાં મંથરાએ વિચારથી મને મદદ આપી છે. વચમાં વિધાતાએ કાંઇક બગાડી નાખ્યું છે, તે એ કે, રાજા દેવલોકમાં પધારી ગયા છે." ॥ ૧ ॥ આ વાત સાંભળતાં જ ભરતજી ખેદથી વિહ્વલ થયા અને જેમ સિંહના નાદથી હાથી ભયભીત થઇ જાય તેમ ભયભીત થઇ ગયા. ભરતજી, 'હે પિતાજી ! હે પિતાજી !' એમ પોકારી, બહુ જ વ્યાકુલ થઇને ધરતીપર પડયા ॥ ૨ ॥ અને વિલાપ કરવા લાગ્યા કે, 'હે પિતાજી ! હે પિતાજી ! આપ સ્વર્ગમાં પધાર્યા, તે વખતે હું આપને જોવા પામ્યો નહીં અને આપે મને રામચંદ્રજીના હાથમાં પણ સોંપ્યો નહીં.' પછી ધીરજ ધરી શરીરની સંભાળ કરી, ઉઠીને ભરતજીએ કૈકેયીને પૂછ્યું કે, "હે માતાજી ! મારા પિતાજીનું મરણ શા કારણથી થયું ? તે કહો," ॥ ૩ ॥ પુત્રનું વચન સાંભળીને કૈકેયી જાણે જખમને સાફસુફ કરીને અંદર ઝેર લગાવતી હોય તેમ બોલવા લાગી. કઠોર મનવાળી કૈકેયીએ આદિથી અંત સુધીની પોતાની સઘળી કરણી આનંદથી કહી સંભળાવી. ॥ ૪ ॥

दो०—भरतहि बिसरेउ पितु मरण, सुनत राम बन गौन ॥
हेतु आपनो जान जीय, थकित रहे धरि मौन ॥ १७० ॥

ભરતજી, રામનો વનવાસ સાંભળીને પિતાનાં મરણને તો ભૂલી જ ગયા અને પોતાને જ અનર્થના કારણરૂપ સમજી, મૌન ધરીને બેસી ગયા. ॥ ૧૭૦ ॥

चौ०—विकल विलोक सुतहि समुझावति । मनहुँ जरेपर लोन लगावति ॥
तात राउ नहिं सोचन योगू । बड़इ सुकृत यश कीन्हेउ भोगू ॥ १ ॥
जीवत सकल जन्म फल पाये । अंत अमरपति सदन सिधाये ॥
अस अनुमानि शोच परिहरहू । सहित समाज राज्य पुर करहू ॥ २ ॥
सुनि सुठि सह मेउ राजकुमारा । पाके क्षत जनु लाग अँगारा ॥
धीरज धरि भरि लेहिं उसांसा । पापिनि सबहि भांति कुल नासा ॥ ३ ॥
जोपै कुरुचि रही अस तोहीं । जन्मत काहे न मारेसि मोहीं ॥
पेड काटि तैं पल्लव सींचा । मीन जीयन हितवारि उलीचा ॥ ४ ॥

પુત્રને શોકથી વ્યાકુલ જોઈ, કૈકેયી જાણે બળેલા અંગપર લુણ લગાવતી હોય તેમ પુત્રને સમજાવવા લાગી કે, “હે પુત્ર ! રાજા શોક કરવાને યોગ્ય નથી. કારણ કે, તેમણે જીવતાં મોટાં પુણ્યો કરી લીધા છે. મોટી કીરતિ મેળવી લીધી છે, અને મોટા ભોગ ભોગવી લીધા છે, ॥૧॥ જીવતાં, જન્મનાં સઘળાં ફળો પામ્યા છે અને અંતે દેવલોકમાં પધાર્યા છે, એમ જાણી શોક કરવો છોડી દો અને સઘળા સમાજ સહિત અયોધ્યાનું રાજ્ય કરો.” ॥ ૨ ॥ જાણે પાકેલા જખમપર બળબળતા અંગારા મૂકવામાં આવ્યા હોય એવાં વચનોને સાંભળી, ભરતજી બહુ ત્રાસ પામ્યા. પછી ધીરજ ધરી, લાંબા નીસાસા મૂકીને બોલ્યા કે, “હે પાપણી ! તેં સર્વ પ્રકારોથી[1] કુલનો નાશ કર્યો. ॥ ૩ ॥ જો તારી આવી ખરાબ ધારણા જ હતી, તો મને જન્મતી વખતે જ શા માટે મારી ન નાખ્યો ? તેં ઝાડને કાપી નાખીને પાંદડાંને પાણી સીંચ્યું અને માછલાંને જીવાડવાને વાસ્તે પાણી ઉલેચી નાખ્યું.[2] ॥ ૪ ॥

दो०—हंस वंश दशरथ जनक, राम लषणसे भाय ॥
जननी तू जननी भई, विधिते कहा बसाय ॥ १७१ ॥

મને સૂર્યવંશ જેવું કુલ મળ્યું, દશરથ જેવા પિતા મળ્યા અને રામ, લક્ષ્મણ જેવા ભાઈઓ મળ્યા, એ સઘળું સારૂં થયું, પણ તું જેવી માતા મળી, એ બહુ ભૂડું થયું. વિધાતાએ મને તારા જેવી માતા આપી, એ તે શું કર્યું ? હે મા ! તું ખરેખર તારી મા જેવી જ નીવડી છે.[3] ॥ ૧૭૧ ॥

---

૧ રાજાનું મરણ રામચન્દ્રજીનું વનગમન અને કુલની પરમ્પરાથી વિરુદ્ધ નહાના ભાઇને રાજ્ય. ૨ ઝાડને ઠેકાણે દશરથને, પાણીને ઠેકાણે રામને અને પાંદડાંને તથા માછલાંને ઠેકાણે ભરતજીને સમજવા. ૩ કેકેયીના પિતાને એક ઋષિએ વરદાન આપ્યું હતું કે, તું સર્વ પ્રાણીઓની બોલી સમજી લઇશ. પરંતુ કોઇને કહેશે તો મરી જશે. એક રાતે રાણી સહિત રાજા સુતા હતા, ત્યાં એક કીડીની વાત સાંભળીને રાજાને હસવું આવ્યું. રાણીએ રાજાને હઠ કરીને પૂછતાં રાજાએ કહ્યું કે, જો હું બતાવીશ તો મરી જઇશ. રાણીએ કહ્યું કે, ગમે તેમ થાય પણ મને બતાવો. આ ઉપરથી રાણીનો પરિત્યાગ કર્યો હતો. ( વાલ્મીકીય રામાયણ અયોધ્યાકાંડ. )

चौ०—जबते कुमति कुमत मन ठयऊ । खंड खंड होइ हृदय न गयऊ ॥
वर मांगत मन भई न पीरा । जरि न जीह मुंह परेहु न कीरा ॥ १ ॥
भूप प्रतीति तोरि किमि कीन्ही । मरण काल विधि मति हर लीन्ही ॥
विधिहु न नारि हृदय गति जानी । सकल कपट अघ अवगुण खानी ॥ २ ॥
सरल सुशील धर्म रत राऊ । सो किमि जानहिं तीय स्वभाऊ ॥
असको जीव जंतु जगमाही । जेहि रघुनाथ प्राण प्रिय नाही ॥ ३ ॥
भे अति अहित राम तेउ तोहीं । को तू अहसि सत्य कहु मोहीं ॥
जो हसि सोहसि मुँहमसि लाई । आंखि ओट ऊठि बैठहु जाई ॥ ४ ॥

હે દુર્બુદ્ધિવાળી ! જે વખતે તેં, તારા મનમાં નીચ વિચાર કર્યો, તે વખતે જ તારૂં હૃદય ટુકડે ટુકડા કેમ ન થઈ ગયું ? વરદાન માગતાં તારા મનમાં પીડા કેમ ન થઈ? તારી જીભ કેમ ન બળી ગઈ ? અને તારા મોહોડામાં કીડા કેમ પડયા નહીં ? ॥ ૧ ॥ રાજાએ તારો વિશ્વાસ કેમ કર્યો ? મરણુ કાલ ઢુકડો આવવાને લીધે વિધાતાએ રાજાની બુદ્ધિ જ હરિ લીધી. વિધાતાએ પણ સ્ત્રીઓનાં હૃદયની ગતિ જાણી નથી. સ્ત્રીઓ સર્વ કપટોની, સર્વ પાપોની અને સર્વ અવગુણોની ખાણોરુપ જ છે. ॥ ૨ ॥ રાજા કે જે સરલ, સુશીલ અને ધર્માત્મા હતા, તે સ્ત્રીના સ્વભાવને શી રીતે જાણી શકે ? જગતમાં એવો જીવ કોણ છે ! કે જેને રામ પ્રાણપ્રિય ન હોય. ॥૩॥ ( માણુસોની તો શી વાત કરવી !) તે રામનું તારાથી અત્યંત અહિત થયું, માટે મને સાચું બતાવ કે તું કોણ છે ? તું જે હો તે હો, પણ હવે કાળું મોહોડું કર. અહીંથી ઉઠી, મારી નજરથી દૂર જઇને બેસ. ॥૪

दो०—राम विरोधी हृदयते, प्रगट कीन्ह विधि मोहीं ॥
मो समान को पातकी, वादि कहौं कछु तोहीं ॥ १७२ ॥

તારૂં હૃદય કે જે રામનું વિરોધી છે, તેમાંથી વિધાતાએ મને જન્મ આપ્યો છે, માટે મારા સમાન બીજો કોણ પાપી ? તને જે કાંઈ કહું છું તે વૃથા છે. ॥ ૧૭૨ ॥

चौ०—सुनि शत्रुघ्न मातु कुटिलाई । जरहिं गात रिस कछु न बसाई ॥
तेहि अवसर कुबरी तहँ आई । वसन विभूषण विविध बनाई ॥ १ ॥
लखि रिस भरेउ लषण लघु भाई । बरत अनल घृत आहुति पाई ॥
हुमकीं लात तकि कूबर मारा । परि मुँह भरि महि करत पुकारा ॥ २ ॥
कूबर टूटेउ फूट कपारु । दलित दशन मुख रुधिर प्रचारु ॥
आह दई मैं काह नशावा । करत नीक फल अन इस पावा ॥ ३ ॥
सुनि रिपुहन लखि नखशिखखोटी । लगे घसीटन धरि धरि चोटी ॥
भरत दयानिधि दीन्ह छुड़ाई । कौसल्यापै गये दोऊ भाई ॥ ४ ॥

કૈકેયીની કુટિલતા સાંભળીને શત્રુઘ્નનાં ગાત્રો બળવા લાગ્યાં અને એવી રીસ ચઢી કે, જેમાં કશું બાકી જ નહીં. આ સમયમાં કુબ્જા મંથરા અનેક પ્રકારનાં વસ્ત્રોથી તથા ભૂષણોથી બની ઠણી ચમકો કરીને ત્યાં આવી. ॥ ૧ ॥ લક્ષ્મણજીના નહાના ભાઈ શત્રુ-

ઘ્નનો ક્રોધ જેમ ઘીની આહુતિ પડવાથી અગ્નિ પ્રજ્વલિત થાય તેમ કુબ્જાને જોવાથી પ્રજ્વલિત થતાં, શત્રુઘ્ને લાત ઉપાડી બરાબર તાકીને કુબ્જાને એવી મારી કે, તેથી કુબ્જા હાય હાય કરતી મોહોડાભર પડી ॥ ૨ ॥ કુબ્જાની બંધ ત્રુટી ગઈ, કપાળ ફૂટી પડયું, દાંત પડી ગયા અને મોહોડામાંથી લોહી વહેવા લાગ્યું. કુબ્જા પોકાર કરવા લાગી કે, "હાય દૈવ! મેં શું બગાડયું છે? મને સારૂં કરતાં આવું ફળ મળ્યું!" ॥ ૩ ॥ કુબ્જાનો પોકાર સાંભળી, તેને નખથી તે માથાસૂધી ખોટી જોઇને શત્રુઘ્ને તેનો ચોટલો પકડી પકડીને ધરતીપર ઘસેડવા માંડી. દયાના ભંડારરુપ ભરતજીએ તેને છોડાવી અને તે પછી બન્ને ભાઈઓ કૌશલ્યાની પાસે ગયા. ॥ ૪ ॥

दो०—मलिन वसन विवरण विकल, कृश शरीर दुख भार ॥
कनक वरन वर वेली वन, मानहुँ हनी तुषार ॥ १७३ ॥

કૌશલ્યા મલિન વસ્ત્રોવાળાં, બગડી ગયેલા વર્ણવાળાં વિહ્વલ અને દુઃખના બોજાથી દુર્બળ શરીરવાળાં હોવાથી, જાણે વનમાં હિમે બાળી નાખેલી સોનેરી રંગની ઉત્તમ વેલ હોય એવાં દીસતાં હતાં. ॥ ૧૭૩ ॥

चौ०—भरतहि देखि मातु उठि धाई । मूर्च्छित अवनि परि झै आई ॥
देखत भरत विकल भये भारी । परे चरण तन दशा विसारी ॥ १ ॥
मातु तात कहँ देहु दिखाई । कहँ सिय राम लषण दोउ भाई ॥
कैकेयि कत जन्मी जग मांझा । जो जन्मी भई काहे न बांझा ॥ २ ॥
कुल कलंक जेहि जन्मेउ मोहीं । अपयश भाजन प्रियजन द्रोही ॥
को त्रिभुवन मोहिं सरिस अभागी । गति अस तोरि मातु जेहि लागी ॥ ३ ॥
पितु सुर पुर वन रघुकुल केतू । मैं केवल सब अनरथ हेतू ॥
धिक मोहिं भयउ वेणु वन आगी । दुसह दाह दुख दूषण भागी ॥ ४ ॥

ભરતને જોઈ કૌસલ્યા ઉભાં થઈને સામાં દોડયાં, પણ ચકરી આવવાથી મૂર્છિત થઈને ધરતીપર પડી ગયાં. માતાને જોઇને ભરતજી વિહ્વલ થઈ ગયા અને શરીરનું ભાન ભૂલી જઇને તેમનાં ચરણોમાં પડયા. ॥ ૧ ॥ ભરતજી બોલ્યા કે, "હે માતાજી! મારા પિતાજીને દેખાડો. સીતાજી અને બન્ને ભાઈ રામ લક્ષ્મણ કયાં છે? કૈકેયી જગતમાં શા માટે જન્મી હશે? ॥ ૨ ॥ અને જન્મી તો વાંઝણી કેમ ન રહી? કે જેણે કુલના કલંકરુપ, અપયશના પાત્રરુપ અને પ્રિયજનોનો દ્રોહ કરનારાં આ શરીરને જન્મ આપ્યો છે. ત્રૈલોકયમાં મારા જેવા અભાગિયો કોણ છે? જેણે વાસ્તે તમને આ દશા પ્રાપ્ત થઈ છે. ॥ ૩ ॥ પિતા સ્વર્ગમાં ગયા અને રામ વનમાં ગયા. કેવળ એ સઘળા અનર્થોનો હેતુ હું છું. હું કે જે કુલરુપી વાંસના વનને બાળવામાં આગરુપ થયો છું અને દુઃસહ દાહ, દુઃખ અને દૂષણ એઓને જ ભોગવનારો થયો છું, તેને ધિક્કાર છે." ॥૪॥

दो०—मातु भरतके वचन मृदु, सुनि पुनि उठी सँभारि ॥
लिये उठाय लगाय उर, लोचन मोचति वारि ॥ १७४ ॥

ભરતજીનાં કોમળ વચનો સાંભળી, શરીરની સંભાળ કરીને, કૌસલ્યા પાછાં ઉભાં થયાં. એમણે નેત્રોમાંથી આંસુ ચલાવતાં ચલાવતાં ભરતજીને ઉઠાડીને, છાતીમાં લગાવ્યા. ॥ ૧૭૪ ॥

चौ०—सरल स्वभाव माय उर लाये । अति हित मनहुँ राम फिरि आये ॥
भेंटेउ बहुरि लषण लघु भाई । शोक सनेह न हृदय समाई ॥ १ ॥
देखि स्वभाव कहत सब कोई । राम मातु अस काहे न होई ॥
माता भरत गोद बैठारे । आंसु पोंछी मृदु वचन उचारे ॥ २ ॥
अजहुँ वच्छ वलि धीरज धरहू । कुसमय समुझि शोक परिहरहू ॥
जानि मानहुँ जीय हानि गलानी । काल कर्म गती अघटित जानी ॥ ३ ॥
काहुहि दोष देहु जनि ताता । भा मोहिं सब विधि वाम विधाता ॥
जो ऐसे दुख मोहिं जियावा । अजहुँ को जाने का तेहि भावा ॥ ४ ॥

માતાજીએ સરલ સ્વભાવથી ભરતજીને છાતીમાં લગાવ્યા અને જાણે રામ પાછા આવ્યા હોય એવી રીતનું હેત દેખાડ્યું. પછી શત્રુઘ્ન માતાને મળતાં શોક અને સ્નેહ હૃદયમાં સમાયા જ નહીં. ॥ ૧ ॥ કૌસલ્યાના સ્વભાવને જોઈ, સર્વે કોઈ કહેવા લાગ્યાં કે, રામચંદ્રજી આવા સરલ સ્વભાવવાલા કેમ ન હોય ? કૌસલ્યા ભરતજીને ખોળામાં બેસાડી, એમનાં આંસુઓ લુઇ નાખીને કોમળ વચનો બોલ્યાં કે, ॥ ૨ ॥ "હે પુત્ર ! હજી પણ ધીરજ ધરો. કુસમય જાણીને શોકનો ત્યાગ કરો. કાળની અને કર્મની ગતિ વિપરીત છે, એમ જાણી હૃદયમાં હાનિ કે ગ્લાનિ માનો માં. ॥ ૩ ॥ હે પુત્ર ! કોઇને પણ દોષ આપો માં, વિધાતા સર્વ પ્રકારે મને જ પ્રતિકૂલ થયો છે, કે જે આવા દુઃખમાં પણ મને જીવતી રાખે છે. કોણ જાણે હજી પણ એ વિધાતાને શું ગમતું હશે ? ॥ ૪ ॥

दो०—पितु आयसु भूषण वसन, तात तजे रघुवीर ॥
विस्मय हर्ष न हृदय कछु, पहिर वल्कल चीर ॥ १७५ ॥

હે પુત્ર ! રામે પોતાની આજ્ઞાથી ભૂષણોનો અને વસ્ત્રોનો ત્યાગ કરી, વલ્કલ વસ્ત્રો પહેર્યાં. અભિષેક સાંભળવાથી એમને કાંઈ હર્ષ થયો ન હતો અને વનવાસ સાંભળવાથી કશો શોક થયો ન હતો. ॥ ૧૭૫ ॥

चौ०—मुख प्रसन्न मन रागन रोषू । सब कर सब विधि कर परितोषू ॥
चले विपिन सुनी सिय सँगलागी । रही न राम चरण अनुरागी ॥ १ ॥
सुनतहि लषण चले उठि साथा । रहे न यत्न किये रघुनाथा ॥
तब रघुपति सबही शिर नाई । चले संग सिय अरु लघु भाई ॥ २ ॥
राम लषण सिय बनहि सिधाये । गइ उन सँग नहिं प्राण पठाये ॥
यह सब भाइन आंखिन आगे । तउ न तजत तनु जीव अभागे ॥ ३ ॥
मोहिं न लाज निज नेह निहारी । राम सरिस सुत मैं महतारी ॥
जिये मेरे भल भूपति जाना । मोर हृदय शत कुलिश समाना ॥ ४ ॥

મુખ પ્રસન્ન હતું. મનમાં રાગ કે દ્વેષ હતાં જ નહીં. સર્વ રીતે સર્વને સંતોષીને રામ સધાવવા લાગતાં, તે સાંભળીને સીતાજી સાથે જવા તૈયાર થયાં. બહુ બહુ સમજાવ્યાં પણ રામના ચરણો ઉપર પ્રેમને લીધે રહ્યાં નહીં. ॥ ૧ ॥ લક્ષ્મણ તો સાંભળતાં જ ઉઠીને સાથે ચાલ્યા. રામે ઘણો યત્ન કર્યો તો પણ અહીં રહ્યા નહીં. પછી રામ, સર્વને પ્રણામ કરી, લક્ષ્મણને અને સીતાને સાથે લઇને વનમાં ગયા. ॥ ૨ ॥ આ રીતે રામ, લક્ષ્મણ અને સીતા વનમાં ગયાં. પણ હું તેઓની સાથે ગઈ નહીં અને મારા પ્રાણોને પણ મેં તેઓની સાથે મોકલ્યા નહીં. આ સઘળું મારી આ આંખો આગળ થયું, તોપણ અભાગીઓ જીવ શરીરનો ત્યાગ કરતો નથી. ॥ ૩ ॥ મને મારો સ્નેહ જોઇને લાજ નથી થતી, પણ રામ જેવા પુત્રની હું કઠોર હૃદયવાળી મા છું, એમ જાણીને લાજ થાય છે. રાજાએ તો સારી રીતે જીવી જાણ્યું. અને મરી પણ જાણ્યું. પરન્તુ મારૂં હૃદય સો વજ્ર જેવું કઠણ છે. ” ॥ ૪ ॥

दो०–कौशल्याके वचन सुनि, भरत सहित रनिवास ॥
व्याकुल विलपत राजगृह, मानहुँ शोक निवास ॥ १७६ ॥

કૌશલ્યાનાં વચનો સાંભળી ભરતજી સહિત સઘળો રાણીવાસ વ્યાકુલ થઇને વિલાપ કરવા લાગ્યો કે, જેથી જાણે શોકનો જ નિવાસ હોય એવો જણાવા લાગ્યો. ૧૭૬

चौ०–विलपहिं विकल भरत दोउ भाई । कौशल्या लिय हृदयँ लगाई ॥
भांति अनेक भरत समझाये । कहि विवेक वर वचन सुहाये ॥ १ ॥
भरतहु मातु सकल समुझाई । कहि पुराण श्रुति कथा सुहाई ॥
छल विहीन शुचि सरल सुबानी । बोले भरत जोरि युग पानी ॥ २ ॥
जो अघ मात पिता गुरु मारे । गाय गोठ महि सुरपुर जारे ॥
जो अघ तिय बालक वध किन्हे । मीत महीपति माहुर दीन्हे ॥ ३ ॥
जे पातक उपपातक अहहीं । कर्म वचन मन भव कवि कहहीं ॥
ते पातक मोहिं होउ विधाता । जो यह होय मोर मत माता ॥ ४ ॥

ભરતજી અને શત્રુઘ્ન બન્ને ભાઇઓ વિહ્વલ થઇને વિલાપ કરવા લાગતાં કૌશલ્યાએ તેઓને છાતીમાં લગાવી, ઉત્તમ વિવેકથી શોભી રહેલાં વચનો કહીને, અનેક પ્રકારે ભરતજીને સમજાવ્યા. ॥ ૧ ॥ ભરતજીએ પણ પુરાણોની તથા શ્રુતિઓની સુંદર કથાઓ કહીને સઘળી માતાઓને શાંત કરી, પછી ભરતજી બન્ને હાથ જોડી છલ વગરની પવિત્ર અને સરલ વાણી બોલ્યા કે, ॥ ૨ ॥ “ હે માતાજી ! જો રામચંદ્રજીને વનવાસ દેવામાં મારો કાંઈ પણ મત હોય તો માતાની, પિતાની કે ગુરુની હત્યા કરવાથી, ગોશાળાને તથા બ્રહ્મપુરીને બાળવાથી. સ્ત્રીનો કે બાળકનો વધ કરવાથી, તથા મિત્ર કે રાજાને ઝેર દેવાથી ॥ ૩ ॥ જે પાપ લાગે તથા વિદ્વાનોએ કર્મથી, મનથી તથા વચનથી થતાં જે અને ઉપપાપો કહેલાં છે, તે સઘળાં પાપો વિધાતા મને લગાવજો. ॥ ૪ ॥

दो०–जे परि हरि हर चरण, भजहिं भूत गण घोर ॥
तिनकी गति मोहिं देउ विधि, जो जननी मत मोर ॥ १७७ ॥

હે માતાજી ! રામચંદ્રજીને વનવાસ દેવામાં મારો મત હોય તો, જેઓ વિષ્ણુનાં તથા શિવનાં ચરણોનો ત્યાગ કરીને ભયંકર ભૂતોના ગણોને ભજે, તેઓની ગતિ વિધાતા મને દેજો. ॥ ૧૭૭ ॥

चौ०–बेचहिं बेद धर्म दुहि लेहीं । पिशुन पराव पाप कहि देहीं ॥
कपटी कुटिल कलह प्रिय क्रोधी । वेदविदूषक विश्व विरोधी ॥ १ ॥
लोभी लम्पट लोलुप चारा । जे ताकहिं पर धन पर दारा ॥
पावउँ मैं तिनकर गति घोरा । जो जननी यह सम्मत मोरा ॥ २ ॥
जे नहिं साध संग अनुरागे । परमारथ पथ विमुख अभागे ॥
जे न भजहिं हरि नर तनु पाई । जिनहिं न हरि हर सुरस सुहाई ॥ ३ ॥
तजी श्रुति पंथ वाम पथ चलहीं । वंचक विरचि भेष जग छलहीं ॥
तिन्हकी गति शंकर मोहीं देउ । जननी जो यह जानौं भेऊ ॥ ४ ॥

જો રામને વનવાસ દેવામાં મારો સમ્મત હોય તો, જેઓ દ્રવ્ય લઈને વેદ ભણાવે અથવા વેદની પારાયણ કરે, જેઓ ચાડી કરીને પરાયાં પાપોને બતાવી આપે, જેઓ કુટિલ, કજીઆથી રાજી થનારા, ક્રોધી, વેદનિંદક, જગતના વિરોધી, ॥ ૧ ॥ લોભી, વિષયલંપટ તથા ચપળ-આચારવાળા હોય અને જેઓ પર ધનની, કે પર સ્ત્રીની ઉત્કંઠા રાખે તેઓની જે ગતિ થાય, તે ગતિને હું પામું, જો અહીં થયેલી ખટપટમાં મારો કાંઈ પણ ભાગ હોય તો ॥ ૨ ॥ જે અભાગિયાઓ સાધુઓના સંગમાં પ્રેમ ન કરે, જેઓ પરમાર્થના માર્ગથી વિમુખ રહે, જેઓ મનુષ્ય શરીર પામીને હરિને ભજે નહીં, જેઓને વિષ્ણુના તથા શિવના સુયશની કથા ગમે નહીં, જેઓ વેદમાર્ગને છોડી દઈને ઉલટા માર્ગોમાં અથવા શક્તિ પંથમાં પ્રવર્ત્તે અને જેઓ ઠગાઈ ભરેલા વેષો ધરીને, જગતને ઠગે, તેઓની જે ગતિ થાય, તે ગતિ સદાશિવ મને આપજો. ॥ ૪ ॥

छं०–मन वचन कर्म कृपायतन कर दास मैं सुन मातुरी ॥
उर बसत राम सुजान जानत प्रीति औ छल चातुरी ॥
अस कहत लोचन बहत जल तन पुकल नख लेखत मही ॥
हिय लाय लिये बहोरि जननी जानि प्रभु पद रत सही ॥ ७ ॥

હે માતાજી ! સાંભળો હું મનથી, વચનથી તથા ક્રિયાથી, રામચંદ્રજીનો દાસ છું, મહાપ્રવીણ રામચંદ્રજી, કે જે સર્વના હૃદયોમાં વસે છે, તે સર્વની પ્રીતિને, છળને તથા ચાતુરીને જાણે છે." આમ બોલતાં બોલતાં ભરતજીનાં નેત્રોમાંથી પાણી ચાલવા લાગ્યાં, શરીર રોમાંચિત થઈ ગયું અને ભરતજી નખવડે ધરતી ખોતરવા લાગ્યા. માતાજીએ ભરતજીને ખરેખર રામનાં ચરણોમાં પરમ રુચિવાળા જાણીને ફરીવાર છાતીમાં લગાવ્યા ॥૭॥

दो०–मातु भरतके वचन सुनि, सांचे सरल सुभाय ॥
कहत राम प्रीयतात तुम, सदा वचन मन काय ॥ १७८ ॥

કૌશલ્યાએ ભરતજીનાં સાચાં અને સ્વાભાવિક સરળતાવાળાં વચનો સાંભળીને કહ્યું કે, "હે પુત્ર ! તમે સર્વદા મનથી, વચનથી તથા ક્રીયાથી, રામ ઉપર પ્રેમ ધરાવો છો અને તેવી જ રીતે રામ તમારા ઉપર પ્રેમ ધરાવે છે. ॥ ૧૭૮ ॥

चौ०–राम प्राणते प्राण तुह्मारे । तुम रघुपति प्राणते प्यारे ॥
विधु विष चुवै श्रवै हिम आगी । होहिं वारि चर वारि विरागी ॥ १ ॥
भये ज्ञान वरु मिटै न मोहू । तुम रामहिं प्रतिकूल न होहू ॥
मत तुह्मार अस जो जग कहहीं । सो सपनेहू सुख सुगति न लहहीं ॥ २ ॥
अस कहि मातु भरत हिय लाये । थन पय श्रवहिं नयन जल छाये ॥
करत विलाप विपुल इहि भांती । बैठे बीति गई सब राती ॥ ३ ॥
वामदेव वसिष्ठ मुनि आये । सचिव महाजन सकल बुलाये ॥
मुनि बहु भांति भरत उपदेशे । कहि परमारथ वचन सुदेशे ॥ ४ ॥

તમને રામ પ્રાણથી પ્યારા છે અને રામને તમે પ્રાણથી પ્યારા છો. કદાચ ચંદ્ર વિષનો સ્ત્રાવ કરે, હિમ અગ્નિનો સ્ત્રાવ કરે, જલચર જંતુઓ જળ ઉપર અરૂચિ ધરે ॥ ૧ ॥ અને જ્ઞાન થયા છતાં પણ મોહ ન મટે, તોપણ ( એ અસંભવિત બનાવો બને તોપણ ) તમે રામથી પ્રતિકૂલ થાઓ, એ કદી બને જ નહીં. ” ॥ ૨ ॥ આમ કહીને કૌશલ્યાએ ભરતજીને છાતીમાં લગાવ્યા. આ સમયે કૌશલ્યાનાં સ્તનોમાંથી દૂધ સ્ત્રવવા લાગ્યું અને નેત્રોમાં જળ ભરાઈ આવ્યું. આ પ્રમાણે ઘણા વિલાપો કરતાં બેઠાં બેઠા જ સઘળી રાત વ્યતિત થઈ ગઈ. ॥ ૩ ॥ પ્રભાતમાં વામદેવ મુનિ તથા વસિષ્ઠ મુનિ આવ્યા એઓએ સર્વ મંત્રિઓને તથા મહારાજનોને બોલાવી ભરતજીને ઘણી ઘણી રીતના ઉપદેશોથી શાંત કરી, દેશકાળને અનુસરતાં વચનો કહ્યાં કે, ॥ ૪ ॥

दो०–तात हृदय धीरज धरहु, करहु जो अवसर आजु ॥
उठे भरत गुरु वचन सुनि, करन लगे सब काजु ॥ १७९ ॥

“ હે તાત ! હૃદયમાં ધીરજ ધરો અને આજ જે કાર્ય કરવાનો સમય છે, તે કાર્ય કરો. ” ભરતજી ગુરુઓનાં વચન સાંભળી, ઉભા થઈ ને સર્વ કાર્યો કરવા લાગ્યા.॥૧૭૯॥

चौ०–नृप तनु वेद विहित अन्हवावा । परम विचित्र विमान बनावा ॥
गहि पद भरत मातु सब राखीं । रहीं राम दर्शन अभिलाखीं ॥ १ ॥
चंदन अगर भार बहु आये । अमित अनेक सुगंध सुहाये ॥
सरयू तट रचि चिता बनाई । जनु सुर पुर सोपान सुहाई ॥ २ ॥
या विधि दाह क्रिया सब कीन्ही । विधिवत न्हाय तिलांजलि दीन्ही ॥
शोध स्मृति सब वेद पुराना । कीन्ह भरत दश गात्र विधाना ॥ ३ ॥
जहँ जस मुनिवर आयसु दीन्ही । तहँ तस सहस भांति सब कीन्ही ॥
भये विशुद्ध दिये सब दाना । धेनु वाजि गज वाहन नाना ॥ ४ ॥

ભરતજીએ રાજાના શબને તેલની કોઠીમાંથી કહાડીને સ્નાન કરાવ્યું અને તેને સ્મશાનમાં લઈ જવા વાસ્તે પરમ વિચિત્ર પાલખી તૈયાર કરાવી. ભરતજીએ ચરણ પકડીને સઘળી માતાઓને સહગમન કરવાથી ( સતી થવાથી ) અટકાવી અને તેઓ રામનાં દર્શનની ઉત્કંઠાને લીધે સહગમન નહીં કરતાં જીવતી રહી. ॥ ૧ ॥ ચંદનના અને

અગરુના ભારાઓ અને બીજા પણ અનેક તથા અમિત સુંદર સુગંધી પદાર્થો આવી પહોંચ્યા. સરયૂના કિનારાપર જાણે સ્વર્ગપુરમાં ચઢવાની સુંદર નિસરણી હોય એવી ચિતા બનાવીને ॥ ૨ ॥ રાજાની સર્વ દાહક્રિયા કરી અને વિધિપૂર્વક નાહીને તિલાંજલિ દીધી. સઘળાં ધર્મશાસ્ત્રોને તથા વેદપુરાણોને શોધી, ભરતજીએ દશગાત્ર વિધાન (જેથી પ્રેતને પિંડાત્મક દેહ પ્રાપ્ત થાય એવો દશ દિવસ સુધીનો વિધિ કર્યો.) ॥ ૩ ॥ જે જે કર્મમાં મુનિવરોએ જે જે આજ્ઞા કરી, તે તે કામમાં તે તે આજ્ઞા કરતાં હજારગણું વિધાન કર્યું. સૂતક ઉતર્યા પછી સર્વ પ્રકારનાં દાનો આપ્યાં. ગાયો, ઘોડાઓ, હાથીઓ, બીજાં પણ અનેક વાહનો. ॥ ૪ ॥

दो०—सिंहासन भूषण वसन, अन्न धरणि धन धाम ॥
दिये भरत लहि भूमि सुर, भे परिपूरण काम ॥ १८० ॥

સિંહાસનો, ભૂષણો, વસ્ત્રો અન્નો, પૃથ્વી, ધનો અને ઘરો ઇત્યાદિ ઘણાં ઘણાં દાનો ભરતજીએ આપ્યાં અને તે દાનો લેવાથી બ્રાહ્મણો પૂર્ણકામ (જેઓને પાછી ક્યાંય પણ યાચના કરવી ન પડે) એવા થયા. ॥ ૧૮૦ ॥

चौ०—पितुहित भरत कीन्ह जस करणी । सो मुख लाख जाइ नहिं वरणी ॥
सुदिन शोधि मुनिवर तहँ आये । सकल महाजन सचिव बुलाये ॥ १ ॥
बैठे राजसभा सब जाई । पठये बोलि भरत दोउ भाई ॥
भरत वसिष्ठ निकट बैठारे । नीति धर्ममय वचन उचारे ॥ २ ॥
प्रथम कथा सब मुनिवर वरणी । कैकेयी कुटिल कीन्ह जस करणी ॥
भूप धर्म व्रत सत्य सहारा । जेहि तनु परिहरि प्रेम निबाहा ॥ ३ ॥
कहत राम गुण शील स्वभाऊ । सजल नयन पुलके मुनिराऊ ॥
बहुरि लषण सिय प्रीतिबखानी । शोक सनेह मगन मुनि ज्ञानी ॥ ४ ॥

પિતાના પરલોક સંબંધી કલ્યાણને વાસ્તે ભરતજીએ જે ક્રિયા કરી તેનું વર્ણન લાખ મોહોડાંથી પણ કર્યું જાય એવું ન હતું. પછી સારો દિવસ જોઈ, વસિષ્ઠ મુનિએ દરબારમાં આવીને સર્વ મહાજનોને તથા મંત્રીઓને બોલાવ્યા. ॥ ૧ ॥ સઘળી સભા બેઠા પછી વસિષ્ઠ મુનિએ ભરતજીને તથા શત્રુઘ્નને સભામાં તેડાવી, પાસે બેસાડી, નીતિથી અને ધર્મથી ભરેલું ભાષણ શરુ કર્યું. ॥ ૨ ॥ પ્રથમ કૈકેયીએ જે કુટિલ કરણી કરી હતી, તેનું સંપૂર્ણ વર્ણન આપ્યું. પછી રાજા કે, જેણે શરીરનો ત્યાગ કરીને પ્રેમનો નિર્વાહ કર્યો તેમના ધર્મનાં, વ્રતનાં તથા સત્યનાં વખાણ કર્યાં. ॥૩॥ પછી રામના ગુણોની, શીલની અને સ્થિતિની પ્રશંસા કરી કે જે કરતાં વસિષ્ઠ મુનિનાં નેત્રોમાં પાણી ભરાઈ આવ્યું તથા શરીરમાં રોમાંચ ઉભાં થયાં. પછી લક્ષ્મણજી અને સીતાજીની રામ ઉપરની પ્રીતિનાં વખાણ કર્યાં અને તે વખાણ કરતાં વસિષ્ઠ મુનિ જ્ઞાની છતાં પણ શોકમાં તથા સ્નેહમાં મગ્ન થઈ ગયા. ॥ ૪ ॥

दो०—सुनहु भरत भावी प्रबल, बिलखि कहे मुनिनाथ ॥
हानि लाभ जीवन मरण, यश अपयश विधि हाथ ॥ १८१ ॥

પછી વસિષ્ઠ મુનિ વ્યાકુલ[1] થઈને અથવા વિશેષ વિચાર કરીને બોલ્યા કે, "હે ભરત ! સાંભળો. ભાવી સર્વથી પ્રબલ છે. હાનિ, લાભ, જીવન મરણ, યશ અને અપયશ, એ સઘળું[2] દૈવના હાથમાં છે. ॥ ૧૮૧ ॥

चौ०—अस विचारि केहि दीजिय दोषू । व्यर्थ काहि पर कीजिय रोषु ॥
तात विचार करहु मनमाहीं । शोच योग दशरथ नृप नाहीं ॥ १ ॥
शोचिय विप्र जो वेद विहीना । तजि निज धर्म विषय लव लीना ॥
शोचिय नृपहि जो नीति न जाना । जेहि न प्रजा प्रिय प्राण समाना ॥ २ ॥
शोचिय वैश्य कृपण धनवानू । जो न अतिथि शिव भक्ति सुजानू ॥
शोचिय शूद्र विप्र अपमानी । मुखर मान प्रिय ज्ञान गुमानी ॥ ३ ॥
शोचिय पुनि पति वंचक नारी । कुटिल कलह प्रिय इच्छाचारी ॥
शोचिय बटु निज व्रत परिहरई । जो नहिं गुरु आयसु अनुसरई ॥ ४ ॥

આમ વિચારી જોઈએ ત્યાં, કોને વ્યર્થ દોષ દઈએ અને કોનાપર વ્યર્થ ક્રોધ કરીએ ? હે તાત ! મનમાં વિચાર કરો કે, દશરથ રાજાનો કોઈ રીતે પણ શોક કરવો યોગ્ય નથી. ॥ ૧ ॥ જે બ્રાહ્મણ વેદથી રહિત રહે અને સ્વધર્મનો ત્યાગ કરીને તુચ્છ વિષયોમાં આસક્ત રહે, તેનો શોક કરવો જોઈએ. જે રાજા નીતિને ન જાણતો હોય અને જેને પ્રજા, પ્રાણ સમાન પ્રિય ન હોય તેનો શોક કરવો જોઈએ. ॥ ૨ ॥ જે વૈશ્ય, ધનવાન્ છતાં કૃપણ હોય અને સમજુ છતાં અતિથીઓની તથા સદાશિવની ભક્તિથી રહિત હોય, તેનો શોક કરવો જોઈએ. જે શૂદ્ર, બ્રાહ્મણોનું અપમાન કરતો હોય, બહુ બોલનારો હોય, માનમાં રુચિવાળો હોય અને જ્ઞાનના અભિમાનવાળો હોય, તેનો શોક કરવો જોઈએ. ॥ ૩ ॥ જે સ્ત્રી પતિને ઠગનારી, કુટિલ, કજીઆપર પ્રેમ રાખનારી અને યથેષ્ટ રીતે વર્તનારી હોય, તેનો શોક કરવો જોઈએ. જે બ્રહ્મચારી, પોતાના બ્રહ્મચર્ય વ્રતને છોડી દે અને ગુરુની આજ્ઞાને ન અનુસરે, તેનો શોક કરવો જોઈએ. ॥ ૪ ॥

दो०—शोचिय गृही जो मोह वश, करै धर्म पथ त्याग ॥
शोचिय यती प्रपंच रत, विगत विवेक विराग ॥ १८२ ॥

જે ગૃહસ્થ, મોહને વશ થઈને ધર્મમાર્ગનો ત્યાગ કરે, તેનો શોક કરવો જોઈએ. જે સંન્યાસી, ખટપટમાં રુચિવાળો હોય અને વૈરાગથી તથા બ્રહ્મજ્ઞાનથી રહિત હોય, તેનો શોક કરવો જોઈએ. ॥ ૧૮૨ ॥

चौ०—वैखानस सोई शोचन योगू । तप विहाय जेहि भावै भोगू ॥
शोचिय पिशुन अकारण क्रोधी । जननि जनक गुरु बंधु विरोधी ॥ १ ॥

---

૧ વ્યાકુલતાથી સૂચવે છે કે, ભવિષ્યની સામે મારૂં બળ પણ કશું ચાલી શક્યું નહીં. ૨ આ પ્રસંગમાં હાનિ વગેરે સઘળી વાતો બની ગઈ છે. અયોધ્યાવાસીઓને હાનિ થઈ છે, દેવતાઓને તથા વનવાસીઓને લાભ થયો છે, વિભીષણને તથા સુગ્રીવને જીવન મળ્યું છે, દશરથનું તથા વાળી વગેરેનું મરણ થયું છે, ભરતજી તથા લક્ષ્મણજી વગેરેનો યશ થયો છે અને કૈકેયીનો તથા મંથરાનો અપયશ થયો છે.

सब विधि शोचिय पर अपकारी । निज तनु पोषक निर्दय भारी ॥
शोचिय लोभ निरत रत कामी । सुर श्रुत निंदक पर धन स्वामी ॥ २ ॥
शोचनीय सबही विधि सोई । जो न छांडि छल हरि जन होई ॥
शोचनीय नहिं कोशल राऊ । भुवन चारि दश प्रगट प्रभाऊ ॥ ३ ॥
भयउ न अहै न अब होनिहारा । भूप भरत जस पिता तुम्हारा ॥
विधि हरिहरसुरपति दिशि नाथा । वर्णहिं सब दशरथ गुण गाथा ॥ ४ ॥

જે વાનપ્રસ્થ[1], તપને છોડી દઈને ભોગોમાં રુચિ ધરાવતો હોય, તેનો શોક કરવો જોઇએ. જે માણુસ ચાડીઓ, કારણુ વગર ક્રોધ કરનારો અને માબાપનો, ગુરુનો તથા બંધુઓનો વિરોધી હોય, તેનો શોક કરવો જોઈએ. ॥ ૧ ॥ જે બીજાઓનો અપકાર કરનારો હોય, પોતાના શરીરનું જ પોશણુ કરતો હોય અને અત્યંત નિર્દય હોય, તેનો સર્વ પ્રકારે શોક કરવો જોઇએ.[2] જે લોભમાંજ લાગેલો, અત્યંત કામી, દેવતાઓની તથા શાસ્ત્રોની નિંદા કરનારો તથા પરાયાં ધનનો માલેક થઈ બેઠેલો હોય, તેનો શોક કરવો જોઈએ. ॥ ૨ ॥ જે છળને છોડી દઈને હરિજન ન થયો હોય, તેનો સર્વ પ્રકારે શોક કરવો જોઇએ. મહારાજ દશરથનો તો કોઈ રીતે પણુ શોક કરવો યોગ્ય નથી. કેમ કે, તેમનો પ્રભાવ ચૌદે ભુવનોમાં પ્રસિદ્ધ છે. ॥ ૩ ॥ હે ભરત! જેવા તમારા પિતા મહારાજ દશરથ હતા, તેવો બીજો કોઇ રાજા થયો નથી, છે નહીં અને હવે પછી થશે પણુ નહીં. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇંદ્ર અને દિકપાલો, એ સર્વ પણુ મહારાજ દશરથના ગુણોનું વર્ણુન કરે છે. ॥ ૪ ॥

दो०—कहहु तात केहि भांति कोऊ, करहि बडाई तासु ॥
राम लषण तुम शत्रुहन, सरिस सुअन शुचि जासु ॥ १८३ ॥

હે તાત! કહો કે, એ દશરથ રાજાની મોટાઈનું કોઈ પણુ શી રીતે વર્ણુન કરી શકે? કે જેના રામ, લક્ષ્મણુ, તમે અને શત્રુઘ્ન જેવા ચાર પવિત્ર પુત્રો છે. ॥ ૧૮૩ ॥

चौ०—सब प्रकार भूपति बडभागी । वादि विषाद करिय तेहि लागी ॥
यह सुनि समुझि शोच परिहरहू । शिर धरि राज रजायसु करहू ॥ १ ॥
राज राजपत तुमकहँ दीन्हा । पिता वचन फुर चाहिय कीन्हा ॥
तजे राम जेहि वचनहि लागी । तन परिहरेउ राम विरहागी ॥ २ ॥
नृपहि वचन प्रिय नहिं प्रियमाना । करहु तात प्रिय वचन प्रमाना ॥
करहु शीश धरि भूप रजाई । है तुम कहँ सब भांति भलाई ॥ ३ ॥
परशराम पितु आज्ञा राखी । मारी मातु लोक सब साखी ॥
तनय ययातिहि यौवन दयऊ । पितु आज्ञा अघ अयश न भयऊ ॥ ४ ॥

મહારાજ દશરથ સર્વ પ્રકારે ભાગ્યશાળી જ થઈ ગયા છે, માટે તેમને વાસ્તે ખેદ

[1] ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે કે, ગૃહસ્થને પચાસમા વર્ષથી પંચોતેરમા વર્ષ સુધી વાનપ્રસ્થ આશ્રમનો અધિકાર પ્રાપ્ત થાય છે અને તે પછી સંન્યાસનો અધિકાર પ્રાપ્ત થાય છે. વાનપ્રસ્થ આશ્રમ કલિયુગમાં નિષિદ્ધ છે. [2] ये तु घ्नंति निरर्थकं परहितं ते के न जानीमहे ( ભર્તૃહરિ નીતિશતક. )

કરવો એ વૃથા છે. આ મારી વાત કાને ધરી તથા સમજીને શોકનો ત્યાગ કરો અને મહારાજ જે આજ્ઞા કરી ગયા છે, તેને માથે ચઢાવીને રાજ્ય કરો. ॥ ૧ ॥ રાજાએ રાજ્યપદ તમને આપ્યું છે માટે તમારે પિતાનાં વચનને સત્ય કરવું જોઇએ, કે જે વચન પાળવાને વાસ્તે જ મહારાજે રામનો ત્યાગ કર્યો છે અને રામના વિરહરુપી અગ્નિથી દેહનો ત્યાગ કર્યો છે. ॥ ૨ ॥ મહારાજને પોતાનું વચનજ પ્યારૂં લાગ્યું હતું પણ પ્રાણ પ્રિય નહીં લાગ્યા હતા. હે તાત ! હે ભરતજી ! તમે પણ એ જ કારણથી પિતાનું પ્રિય વચન પ્રમાણ કરો. રાજાની આજ્ઞાને માથે ચઢાવીને રાજ્ય કરો. તમારામાં સર્વ રીતે રાજ્ય કરવાની યોગ્યતા છે અને તમને સઘળું અનુકૂળ છે. ॥ ૩ ॥ પરશુરામજીએ પિતાની આજ્ઞા પાળવાને વાસ્તે જ પોતાની માતાને મારી નાખી હતી કે, જે વાત સર્વ લોકોના જાણવામાં છે. યયાતિ રાજાના નહાના પૂરુએ પિતાની આજ્ઞા પાળવા વાસ્તે જ પોતાનું યૌવન પિતાને આપી દીધું[1] હતું, કે જેથી પાપની કે અપયશની પ્રાપ્તિ ન થઈ.૪

दो०—अनुचित उचित विचार तजि, जे पालहिं पितु बैन ॥
ते भाजन सुख सुयशके, बसहिं अमरपति ऐन ॥ १८४ ॥

જે પુરુષ યોગ્ય અયોગ્યનો કશો વિચાર નહીં કરતાં, પિતાનાં વચનો પાળે, તે પુરુષ સુખના તથા સુયશના પાત્રરુપ થાય છે અને અંતે તેનો ઇંદ્ર પુરીમાં નિવાસ થાય છે. ॥ ૧૮૪ ॥

चौ०—अवशि नरेश वचन फुर करहू । पालहु प्रजा शोक परिहरहू ॥
सुर पुर नृप पाइहि परितोषू । तुम कहँ सुकृत सुयश नहिं दोषू ॥ १ ॥
वेद विदित संमत सब हीका । जेहि पितु देइ सो पावै टीका ॥
करहु राज्य परिहरहु गलानी । मानहु मोर वचन हित जानी ॥ २ ॥
सुनि सुख लहब राम वैदेही । अनुचित कहब न पंडित केही ॥
कौशल्यादि सकल महतारी । तेउ प्रजा सुख होंहि सुखारी ॥ ३ ॥

---

૧ શુક્રાચાર્યની કન્યા દેવયાની અને વૃષપર્વા નામના દૈત્યોના રાજાની કન્યા શર્મિષ્ઠા, એ બન્ને સ્નાન કરવા થઈ હતી, ત્યાં બન્નેનાં કપડાં બદલાઈ જતાં, કજીયો થયો. શર્મિષ્ઠા દેવયાનીને કૂવામાં ધક્કો દઇને ચાલી ગઈ યયાતિ રાજાએ હાથ પકડીને તેને બહાર કહાડી. દેવયાનીએ યયાતિની સાથે જ પરણવાની પ્રતિજ્ઞા કરીને પિતાની પાસે સર્વ વૃત્તાંત કહ્યું. શુક્રાચાર્યે રીસાઇને ઉચાળા ભરતાં, વૃષપર્વાએ તેમને મનાવ્યા અને શર્મિષ્ઠાને દેવયાનીની દાસી કરી દીધી. દેવયાનીને જ્યારે યયાતિ રાજાની સાથે પરણાવવામાં આવી, ત્યારે શુક્રાચાર્યે રાજાને મના કરી કે શર્મિષ્ઠાની સાથે વિહાર કરવો નહીં. રાજાએ હા પાડી પણ અંતે શર્મિષ્ઠાની સાથે વિહાર કર્યો. શર્મિષ્ઠાને પણ પુત્રો આવ્યા. આ વાત જાણવામાં આવતાં દેવયાનીએ પોતાના પિતાની પાસે તે વાત કરી. શુક્રાચાર્યે રાજાને વૃદ્ધ થઈ જવાનો શ્રાપ આપતાં, રાજા તુરત જ વૃદ્ધ થઈ ગયો. રાજાએ ઘણી પ્રાર્થના કરી ત્યારે શુક્રાચાર્ય બોલ્યા કે, જો કોઈ બીજો જણ તારી વૃદ્ધ અવસ્થા લઇને, તને પોતાની જુવાન અવસ્થા આપશે, તો તે બદલો થઈ શકશે. રાજાએ, દેવયાનીના તથા શર્મિષ્ઠાના પુત્રોની પાસે જુવાનીની માગણી કરતાં, કોઇએ ન આપી પણ શર્મિષ્ઠાના નહાના પુત્ર પૂરુએ પોતાની જુવાની પિતાને આપી. આ કારણથી પિતાએ તેને રાજ્ય આપ્યું અને ઘણા કાલ પછી પોતાની વૃદ્ધ અવસ્થા લઇને જુવાન અવસ્થા પૂરુને પાછી આપી. ( શ્રીમદ્ભાગવત નવમસ્કંધ. )

प्रेम तुम्हार रामकर जानहीं । सो सब विधि तुम सन भल मानहीं ॥
सौंपेहु राज्य रामके आये । सेवा करहु सनेह सुहाये ॥ ४ ॥

તમે અવશ્ય રાજાનાં વચનને સત્ય કરો, પ્રજાનું પાલન કરો અને શોક છોડી દો. તમે આમ કરશો તેથી સ્વર્ગમાં દશરથ રાજા પ્રસન્ન થશે અને તમને પણ પુણ્યની તથા યશની પ્રાપ્તિ થશે, અને કશો દોષ લાગશે નહીં. ॥ ૧ ॥ કેમ કે, વેદમાં લખ્યું છે અને બીજાં સર્વ શાસ્ત્રોમાં સંમત છે કે, જેને પિતા રાજ્યતિલક આપે, તેને જ મળે, આમ છે. મારાં વચનોને હિતરુપ જાણીને માનો, રાજ્ય કરો અને ગ્લાનિ છોડી દો. ॥ ૨ ॥ તમને રાજ્યાસનપર બેઠા સાંભળીને રામ તથા સીતા પણ પ્રસન્ન થશે અને કોઈ પંડિતો પણ 'તમે અયોગ્ય કર્યું' એમ કહેશે નહીં. કૌશલ્યા આદિ સઘળી માતાઓ પણ પ્રજાને સુખ થયું જોઈને રાજી થશે. ॥ ૩ ॥ માતાઓ, તમારા અને રામના પરસ્પર પ્રેમને જાણે છે, તેથી સર્વ પ્રકારે, તમને રાજ્ય મળવાથી સારૂં જ માનશે. જ્યારે રામ આવે ત્યારે તેમને રાજ્ય સોંપી દઈને સેવા કરશો તો સ્નેહની શોભા છે અને સર્વદા રાજ્ય કરશો તોપણ કશી ધર્મની હાની નથી." ॥ ૪ ॥

दो०—कीजिय गुरु आयसु अवशि, कहहिं सचिव कर जोरि ॥
रघुपति आये उचित जस, तब तस करब बहोरि ॥ १८५ ॥

મંત્રીઓએ પણ હાથ જોડીને કહ્યું કે, 'અવશ્ય ગુરુની આજ્ઞા પ્રમાણે કરો.' રામચંદ્રજી આવે ત્યારે ફરી જેમ યોગ્ય જણાય તે પ્રમાણે કરજો.[1] ॥ ૧૮૫ ॥

चौ०—कौशल्या धरि धीरज कहई । पूत पथ्य गुरु आयसु अहई ॥
सो आदरिय करिय हित मानी । तजिय विषाद काल गति जानी ॥ १ ॥
वन रघुपति सुर पुर नर नाहू । तुम इहि भांति तात कदराहू ॥
परिजन प्रजा सचिव सब अम्बा । तुमहि सुत सबकर अवलम्बा ॥ २ ॥
लखि विधि वाम काल कठिनाई । धीरज धरहु मातु बलि जाई ॥
शिर धरि गुरु आयसु अनुसरहू । प्रजा पालि पुरजन दुख हरहू ॥ ३ ॥
गुरुके वचन सचिव अभिनंदन । सुनत भरत हिय हित जनु चंदन ॥
सुनी बहोरि मातु वर वानी । शील सनेह सरल रस सानी ॥ ४ ॥

કૌશલ્યાએ પણ ધીરજ ધરીને કહ્યું કે, "ગુરુની આજ્ઞા પવિત્ર છે, તથા ન્યાયયુક્ત છે, માટે તેને હિતરુપ માનીને સ્વીકારી લ્યો અને કાળની ગતિને જાણીને ખેદનો ત્યાગ કરો. ॥ ૧ ॥ હે પુત્ર ! રામ વનમાં છે, રાજા સ્વર્ગમાં પધાર્યા છે, અને તમે આ પ્રમાણે ગભરાઓ છો. હે ભરતજી ! હવે પરિજનને, પ્રજાને, મંત્રીઓને અને સઘળી માતાઓનો આશ્રયરુપ તમે જ છો. ॥ ૨ ॥ દૈવનાં પ્રતિકૂલપણાને અને કાળના કઠણપણાંને જોઈ ધીરજ ધરો. હે પુત્ર ! વારી જાઉં. ગુરુની આજ્ઞાને માથે ચઢાવીને તેને જ અનુસરો અને પ્રજાનું પાલન કરીને પુરવાસીઓનાં દુઃખોને ટાળો." ॥ ૩ ॥ બીજાઓને

[1] મંત્રીઓએ ભરતજીના મનનો મર્મ જાણ્યો ન હતો, તેથી તેઓએ પોતા તરફથી કશું કહ્યું, નહીં પણ વસિષ્ઠ મુનિની વાતને જ પુષ્ટિ આપી.

તો હૃદયમાં ચંદનના લેપનની પેઠે શીતળ લાગે એવાં ગુરુનાં વચનોને, તથા મંત્રી લોકોનાં અભિવંદનોને સાંભળી તથા સરલ અને જાણે સ્નેહરુપી રસમાં ભીંજાવેલી હોય એવી માતાજીની ઉત્તમ વાણી સાંભળીને ભરતજી તો વ્યાકુલ થઈ ગયા. ॥ ૪ ॥

छं०—सानी सरल रस मातु वाणी सुनि भरत व्याकुल भये ॥
लोचन सरोरुह श्रवण सींचत विरह उर अंकुर नये ॥
सो दशा देखत समय तेहि विसरि सबहि सुधि देहकी ॥
तुलसी सराहत सकल सादर सीम सहज सनेहकी ॥ ८ ॥

માતાજીની સરલ અને સ્નેહથી ભરેલી વાણી સાંભળીને ભરતજી વ્યાકુલ થયા અને નેત્રોમાંથી ઝરવા લાગેલાં જળોથી જાણે હૃદયમાં જામેલા વિરહના નવા અંકુરને સેચન આપતા હોય એવા જણાવા લાગ્યા. ભરતજીની આવી દશા જોઇને તે સમયમાં સર્વે લોકો પોતાના દેહનું ભાન પણ ભૂલી ગયાં અને આદરથી ભરતજીના, પરાકાષ્ઠારુપ સ્વભાવિક સ્નેહનાં વખાણ કરવા લાગ્યાં. ॥ ૮ ॥

सो०—भरत कमल कर जोरि, धर्म धुरंधर धीर धरि ॥
वचन अमिय जनु बोरि, देत उचित उत्तर सबहि ॥ ७ ॥

પછી ધર્મધુરંધર ભરતજીએ ધીરજ ધરી, સર્વની સામે હસ્તકમળ જોડી, જાણે અમૃતમાં બોળેલાં હોય એવાં વચનોથી સર્વને નીચે પ્રમાણે યોગ્ય ઉત્તર આપ્યો. ॥૭॥

चौ०—मोहिं उपदेश दीन्ह गुरु नीका । प्रजा सचिव संमत सबहीका ॥
मातु उचित पुनिन आयसु दीन्हा । अवशि शीश धरि चाहौं कीन्हा ॥ १ ॥
गुरु पितु मातु स्वामि हितवानी । सुनि मन मुदित करिय भल जानी ॥
उचितकि अनुचित किये विचारु । धर्म जाय शिर पातक भारु ॥ २ ॥
तुम तौ देहु सरल सिख सोई । जो आचरत मोर हित होई ॥
यद्यपि यह समुझत हौ नीके । तदपि होत परितोष न जीके ॥ ३ ॥
अब तुम विनय मोरि सुनिलेहू । मोहिं अनुहरत सिखावन देहू ॥
उत्तर देहुँ क्षमब अपराधू । दुखित दोष गुण गणहिं न साधू ॥ ४ ॥

મને ગુરુએ બહુ સારો ઉપદેશ આપ્યો અને વળી તેમાં પ્રજાની તથા મંત્રીઓની સંમતિ છે. વળી માતાજીએ પણ યોગ્ય આજ્ઞા આપી કે, જેને હું અવશ્ય માથે ચઢાવવાની જ ઈચ્છા રાખું. ॥ ૧ ॥ ગુરુ, પિતા, માતા અને સ્વામી એઓની હિતકારી વાણી સાંભળી, તેને યોગ્ય જ ધારી, આનંદ ભરેલાં મનથી તે પ્રમાણે કરવું જ જોઈએ. જો એઓની આજ્ઞામાં યોગ્ય અયોગ્યનો વિચાર કરવામાં આવે, તો ધર્મ જાય અને માથે મોટું પાપ ચોંટે ॥ ૨ ॥ તમો તો એવી સરલ શીખામણ આપો છો કે, જે પ્રમાણે કરવાથી મારૂં હિત થાય. આ વાત[1] જો કે. હું સારી પેઠે સમજું છું તોપણ મારા જીવને

[1] सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज એ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનાં વાક્ય પ્રમાણે ભરતજી પિતાની, માતાની તથા ગુરુ વગેરેની આજ્ઞા પાળવારૂપ ધર્મોનું ઉલ્લંઘન કરીને રામચંદ્રજીને શરણાગત થવા ઇચ્છે છે.

સંતોષ થતો નથી. ॥ ૩ ॥ હવે તમો મારી વિનતિ સાંભળી લ્યો અને પછી મને છાજે એવી શીખામણ આપો. હું ઉત્તર આપું છું, તેની ક્ષમા કરજો. કેમ કે, સજ્જનો દુઃખી માણસોના ગુણ દોષોને ગણતા નથી. ॥ ૪ ॥

दो०—पितु सुर पुर सिय राम वन, करन कहहु मोहिं राज ॥
यहिते जानहु मोर हित, कै आपन बड काज ॥ १८६ ॥

અમારા પિતા સ્વર્ગ લોકમાં ગયા છે. સીતા તથા રામ વનમાં ગયાં છે અને આપ લોકો મને રાજ્ય કરવાનું કહો છો, તો તેમાં આપ લોકોએ મારૂં હિત ધાર્યું છે ? કે કોઈ આપ લોકોનું મોટું કાર્ય સિદ્ધ થવાનું ધાર્યું છે ? ॥ ૧૮૬ ॥

चौ०—हित हमार सिय पति सेवकाई । सो हरि लीन्ह मातु कुटिलाई ॥
मैं अनुमान दीख जग माहीं । आन उपाय मोर हित नाहीं ॥ १ ॥
शोक समाज राज केहि लेखे । लषण राम सिय पद विनु देखे ॥
वादि वसन विनु भूषण भारु । वादि विरति विनु ब्रह्म विचारु ॥ २ ॥
सरुज शरीर वादि बहु भोगा । विनु हरि भक्ति वादि जपयोगा ॥
जाय जीव विनु देह सुहाई । वादि मोरि सव विनु रघुराई ॥ ३ ॥
जाहुँ राम पहँ आयसु देहू । एक हि अंक मोर हित येहू ॥
मोहिं नृप करि आपन हित चहहू । सो सनेह जडता वश कहहू ॥ ४ ॥

મારૂં હિત તો એ જ છે, રામચંદ્રજીની સેવા કરવી. પરંતુ એ હિત મારી માતાની કુટિલતાએ હરી લીધું છે. મેં અનુમાન કરીને નિશ્ચય કરી લીધો છે કે, જગતમાં રામચન્દ્રજીની સેવા વિના બીજો કોઈ પણ મારા હિતનો ઉપાય નથી. ॥ ૧ ॥ રામ, સીતા અને લક્ષ્મણ, એઓનાં ચરણોનાં દર્શન વિના રાજ્ય કે જે શોકના જ સમાજરૂપ છે, તે શા હિસાબમાં છે ? જેમ વસ્ત્રો વિના ભૂષણોનો સમૂહ વૃથા છે, વૈરાગ્ય વિના બ્રહ્મવિચાર વૃથા છે, ॥ ૨ ॥ શરીરનાં આરોગ્યપણાં વિના બહુ ભોગો વૃથા છે, હરિની ભક્તિ વિના જપ તથા યોગ વૃથા છે. અને જીવ વિના સુંદર શરીર પણ વૃથા છે, તેમ રામ વિના મારૂં સઘળું વૃથા છે. ॥ ૩ ॥ હું રામની પાસે જાઉં. મને આજ્ઞા આપો. રામની પાસે જવું એજ એક આંકડે (એટાએ) મારૂં કલ્યાણ છે. આપ લોકો પોતાના કાંઈ હિતની ઇચ્છા રાખીને મને રાજા થવાનું કહેતા હો તો, એ આપ લોકોનું કહેવું મારા ઉપરના સ્નેહથી થતી ભૂલને લીધે જ છે. ॥ ૪ ॥

दो०—कैकेयी सुत कुटिल मति, राम विमुख गत लाज ॥
तुम चाहत सुख मोह वश, मोसे अधमके राज ॥ १८७ ॥

હું કૈકેયીનો પુત્ર, કુટિલ બુદ્ધિવાળો, રામથી વિમુખ અને લાજવગરનો[1] છું, માટે મારા જેવા અધમનો રાજ્ય સોંપવાથી આપ લોકો કાંઇ સુખની ઇચ્છા રાખતા હો તો તે ઈચ્છા કેવળ ભૂલથી જ થાય છે. ॥ ૧૮૭ ॥

---

૧ જો મને લાજ હોય તો, હું સભામાં મોઢું કેમ બતાવું ?

चौ०–कहौं सांच सब सुनि पतियाहू । चाहिय धर्म शील नर नाहू ॥
मोहिं राज्य हठि देहहु जबहीं । रसा रसातल जाइहि तबहीं ॥ १ ॥
मो समान को पाप निवासी । जेहि लगि सीय राह वनवासी ॥
राय राम कहँ कानन दीन्हा । विरछुत गमन अमरपुर कीन्हा ॥ २ ॥
मै शठ शठ अब अनरथकर हेतू । बैठि बात सब सुनहु सचेतू ॥
विनु रघुवीर विलोकिय वासू । रये प्राण सहि जग उपहासू ॥ ३ ॥
राम पुनीत विषय रस रूखे । लोलुप भूप भोगके भूंखे ॥
कहँ लगि कहउँ हृदय कठिनाई । निदरि कुलिश जेहि लही बडाई ॥ ४ ॥

હું સર્વે સાચું કહું છું. તે સર્વે તમે ખરેખરૂં માનજો. રાજા તો ધર્માત્મા જોઇએ. મને જો હઠથી રાજ્ય આપશો તો તે સમયે જ પૃથ્વી રસાતલમાં જતી રહેશે. ॥ ૧ ॥ મારા જેવો બીજો કોણ પાપાત્મા છે, કે જેને વાસ્તે સીતા અને રામ, વનવાસી થયાં છે. રાજાએ, રામને વનવાસ દીધો તથા રામનો વિયોગ થતાં જ સ્વર્ગવાસ કર્યો. ॥ ૨ ॥ અને હું કે જે સઘળા અનર્થના કારણરુપ છું, તે અહીં બેઠો બેઠો સાવધાનીથી સઘળી વાતો સાંભળ્યા કરૂં છું, માટે કેવો નિર્લજ્જ છું ! આ રામના નિવાસને રામ વગરનો જોતાં છતાં, મારા પ્રાણ રહે છે, એ ખરેખર જગતમાં થતા ઉપહાસનું સહન કરીને જ રહે છે. જગતમાં ઉપહાસ થતો હશે કે, ॥ ૩ ॥ 'ભરતના લંપટ પ્રાણો રામરુપી પવીત્ર વિષયના રસમાં અરુચિવાળા છે, અને રાજકીય ભોગોના ભૂખ્યા છે.' હું મારા હૃદયનું કઠણપણું કયાંસુધી કહું ! કે જે હૃદયે કઠણપણામાં વજ્રનો પણ તિરસ્કાર કરી, શ્રેષ્ઠતા મેળવી છે.[1] ॥ ૪ ॥

दो०–कारण ते कारज कठिन, होई दोष नहिं मोर ॥
कुलिश अस्थितें उपलते, लोह कराल कठोर ॥ १८८ ॥

કારણમાં જેટલું કઠણપણું હોય તે કરતાં કાર્યમાં વધારે કઠણપણું હોય, એ સ્વાભાવિક જ છે. એમાં મારો કશો દોષ નથી. (કૈકેયીના કરતાં મારામાં કઠણપણું વધારે હોવું જ જોઇએ.) જુવો કે અસ્થિઓથી ઉત્પન્ન થયેલું વજ્ર અસ્થિઓથી વધારે કઠણ છે અને પથ્થરોથી ઉત્પન્ન થયેલું વિકરાલ લોહોડું પથ્થરોથી વધારે કઠોર છે. ॥ ૧૮૮ ॥

चौ०–कैकेयी भव तनु अनुरागे । पामर प्राण अघाय अभागे ॥
जो प्रिय वरह प्राण प्रिय लागे । देखब सुनब बहुत अब आगे ॥ १ ॥
लषण राम सिय कहँ वन दीन्हा । पठई अमरपुर पति हित कीन्हा ॥
लीन्ह विधवपन अपयश आपू । दीन्हेउ प्रजहि शोक संतापू ॥ २ ॥
मोहिं दीन्ह सुख सुयश सुराजु । कीन्ह कैकेयी सबकर काजु ॥
इहि पर मोर कहा अब नीका । तेहि पर देन कहहु तुम टीका ॥ ३ ॥

---

૧ નહીંતર રામનો વિયોગ થતાં કેમ ફાટી ન જાય ?

कैकेयि जठर जन्मि जग माहीं । यह मोहिं कहँ कछु अनुचित नाहीं ॥
मोर बात सब विधिहि बनाई । प्रजा पांच कत करहु सहाई ॥ ४ ॥

મારા પામર પ્રાણો કૈકેયીથી ઉત્પન્ન થયેલા આ શરીરમાં પ્રેમ ધરી બેઠા છે, માટે ખરેખર અભાગ્યથી જ ભરપૂર છે. આ પ્રાણોને જો જગત્પ્રિય રામચંદ્રજીનો વિરહ પ્યારો લાગ્યો તો હવે એઓ આગળ જતાં, ઘણું દેખશે અને ઘણું સાંભળશે. ॥ ૧ ॥ રામ, લક્ષ્મણ તથા સીતા, એઓને વનવાસ દીધો, પતિને સ્વર્ગપુરમાં મોકલીને પતિનું હિત કર્યું, પોતે વિધવાપણાને તથા અપયશને ગ્રહણ કર્યાં, પ્રજાને શોક તથા સંતાપ આપ્યો ॥ ૨ ॥ અને મને આવું સુખ, આવો સુયશ તથા આવું સુરાજ્ય આપ્યું. તો આ રીતે કૈકેયીએ મારૂં સઘળું કામ કરી આપ્યું છે. હવે આ ઉપરાંત કયું કલ્યાણ કરવું અવશેષ રહ્યું છે? આટલાં બધાં કલ્યાણ ઉપરાંત વળી આપ લોકો મને રાજ્યતિલક દેવાનું કહો છો. મારાં ભાગ્યોદયની શી વાત કરૂં? ॥ ૩ ॥ હું જગતમાં કૈકેયીના ઉદરથી જન્મ્યો છું, માટે મને આ કોઈ પણ કલંક અયોગ્ય નથી. વિધાતાએ મારે વાસ્તે સઘળું બનાવી દીધું છે, તો હવે તમો પ્રજા પંચ શા માટે મારી સહાયતા કરવાનો પરિશ્રમ કરો છો બાકી શું રહ્યું છે? ॥ ૪ ॥

दो०–ग्रह ग्रहीत पुनि वात वश, तेहि पर बीछी मार ॥
ताहि पियाई वारुणी, कहहू कवन उपचार ॥ १८९ ॥

એક તો ઝોડ વળગ્યું હોય, તેમાં વળી સન્નિપાત થયો હોય, તેમાં વળી વીંછી કરડ્યો હોય અને તે ઉપરાંત વળી મદ્ય પીવરાવવામાં આવે તો પછી બચવાનો કયો ઉપાય રહે? તે[1] કહો ॥ ૧૮૯ ॥

चौ०–कैकेयि सुअन योग जग जोई । चतुर विरंचि दीन्ह मोहिं सोई ॥
दशरथ तनय राम लघु भाई । दीन्ह मोहिं विधि वादि बडाई ॥ १ ॥
तुम सब कहहु कढावन टीका । राय राज सबही कहँ नीका ॥
उतर देहुँ केहि विधि केहि केही । कहहु सुखेन यथारुचि जेही ॥ २ ॥
मोहिं कुमातु समेत बिहाई । यहो कांहि हिको कीन्ह भलाई ॥
मोहिं बिनु को सचराचर माहीं । जेहि सिय राम प्राण प्रिय नाहीं ॥ ३ ॥
परम हानि सब कह बड लाहू । अदिन मोर नहिं दूषण काहू ॥
संशय शील प्रेम वश अहहू । सबै उचित सब जो कछु कहहू ॥ ४ ॥

જગતમાં કૈકેયીના દીકરાને જે આપવું જોઇએ, તે જ ચતુર વિધાતાએ મને આપ્યું છે. પરંતુ મને દશરથના પુત્રપણાંની અને રામના નહાના ભાઈપણાંની જે મોટાઈ વિધાતાએ આપી છે, તે વ્યર્થ જ આપી છે. ॥ ૧ ॥ તમો સર્વે લોકો મને રાજ્યતિલક કરાવવાનું કહો છો એ સાંભળ્યું તેમ રાજા કહેવાવું તથા રાજગાદીપર બેસવું સર્વને મારૂં લાગે, એ સ્વાભાવિક જ મનાય એવું છે, માટે હું કોને કોને કઇ કઈ રીતે ઉત્તર આપું?

૧ કૈકેયીના ઉદરથી જન્મ થવારૂપી ઝોડ વળગ્યું છે, પિતાનાં મરણરૂપી સંનિપાત થયો છે, રામના વનવાસરૂપી વીંછી કરડ્યો છે, અને તે ઉપરાંત વળી આ રાજ્યરૂપી મદ્ય પીવરાવવા માગો છો માટે હવે મારે બચવાનો એકે ઉપાય નથી.

જેની જેની જેવી જેવી રુચિ હોય, તે તે લોકો, તેવી તેવી રુચિ પ્રમાણે સુખથી કહો ॥ ૨ ॥ મને અને મારી દુષ્ટ માતાને બાદ કરીને કહો કે, 'કોઇએ કદી પણ આવી ભલાઈ કરી છે!' સચરાચર જગતમાં મારા સિવાય બીજો એવો કોણ હોય? કે જેને સીતા અને રામ પ્રાણ સમાન પ્રિય ન હોય? જેથી મને મોટી હાનિ થાય છે, તે જ (રાજ્ય) તમો સર્વને મોટા લાભરુપ દેખાય છે[1]. એ મારૂં દુર્દૈવ જ છે. એમાં બીજા કોઈને દોષ દેવાય એવું નથી. (ભરતને રામ ઉપર ખરો પ્રેમ હશે કે નહીં?) એવી રીતના સંશયને અને મારી ઉપરના સ્વાભાવિક પ્રેમને વશ છો, તેથી તમો સર્વે જે કાંઇ કહો છો તે સઘળું યોગ્ય જ છે. ॥ ૪ ॥

दो०—राम मातु सुठि सरल चित, मोपर प्रेम विशेखी ॥
कहहिं स्वभाव सनेह वश, मोरि दीनता देखी ॥ १९० ॥

રામનાં માતાજી કૌશલ્યા અત્યંત સરલ સ્વભાવવાળાં છે અને મારાપર વિશેષ પ્રેમ ધરાવે છે, તેથી સ્વાભાવિક સ્નેહને વશ થઈને તથા મારી દીનતા જોઈને, તે પણ જે કાંઈ કહે છે, તે સઘળું યોગ્ય જ છે. ॥ ૧૯૦ ॥

चौ०—गुरु विवेक सागर जग जाना । जिनहिं विश्व कर बदर समाना ॥
मोकहँ तिलक साज सजि सोऊ । भाविधि विमुख विमुख सब कोऊ ॥१॥
परिहरि राम सीय जगमाहीं । को नहिं कहहि मोर मत नाहीं ॥
सो मैं सुनव सहव सुख मानी । अंतहु कीच तहाँ जहँ पानी ॥ २ ॥
डर न मोहिं जग कहैकि पोचू । परलोकहु कर नाहिं न शोचू ॥
एकै बड उर दूसह दवारी । मोहिं लगिभे सिय राम दुखारी ॥ ३ ॥
जीवन लाहु लषण भल पावा । सब तजि राम चरण मन लावा ॥
मोर जन्म रघुवर वन लागी । झूंठ काह पछिताउँ अभागी ॥ ४ ॥

પરંતુ ગુરુ વસિષ્ઠ મુનિ કે જે જગપ્રસિદ્ધ રીતે વિવેકના સાગરરુપ છે અને જેને સઘળું જગત્ (ભૂત, ભવિષ્ય તથા વર્તમાન) હાથમાં રહેલાં બોરની પેઠે સર્વ અંશે પ્રત્યક્ષ છે, તે પણ મારે સારૂ રાજ્યતિલકનો સાજ સજવાનું ચાહે છે, એ આશ્ચર્ય છે. જેને દૈવ વિમુખ હોય તેને સર્વ કોઈ વિમુખ થાય, એ સ્વાભાવિક જ છે. ॥ ૧ ॥ જગતમાં કેવળ, રામ અને સીતા, એઓ વિના બીજું કોણ માણુસ નહીં કહે કે, "કૈકેયીએ ઉઠાવેલી ખટપટમાં ભરતની સંમતિ નથી?" સર્વે માણુસોનું એ બોલવું મારે શાંતિ રાખીને સાંભળવું અને સહન કરવું જ. કેમ કે, જ્યાં પાણી હોય ત્યાં અંતે કાદવ થાય જ. (મારા સંબંધથી ખટપટ ઉઠી છે તેથી મારી અપકીર્તિ થવી જોઇએ.) ॥ ૨ ॥ જગત્ મને ખરાબ કહેશે, તેથી પણ હું બીતો નથી અને મારૂં પરલોકમાં અકલ્યાણ થશે, તેનો પણ મને શોક નથી, પરંતુ મારા હૃદયમાં એક દુ:સહ દાવાગ્નિ સળગ્યા કરે છે, તે એ છે

૧ રામના વનવાસથી મને એકને હાનિ થઈ છે. બાકી દેવતા વગેરે સર્વ જગતને તો રાવણ વધાદિકથી મોટો લાભ થવાનો છે, એવું ભવિષ્યનું સૂચન પણ આ વચનમાંથી નીકળે છે.

કે, 'મારે માટે સીતા અને રામ દુઃખી થયાં છે.' ॥ ૩ ॥ જીવનનો લાભ તો એક લક્ષ્મણજીએ જ સારી રીતે મેળવ્યો, કે જેણે સર્વને છોડી દઈને રામના ચરણમાં જ ચિત્ત લગાવી દીધું. મારો જન્મ તો રામને વનવાસ દેવાને વાસ્તેજ થયો હશે, માટે હું અભાગિયો શા માટે જુઠો પસ્તાવો કર્યા કરૂં છું. ॥ ૪ ॥

दो०—आपनि दारुण दीनता, सबहि कहौं समुझाय ॥
देखे बिन रघुवीर पद, जियकी जरनि न जाय ॥ १९१ ॥

હવે હું મારી દારુણ દીનતા સર્વને સમજાવીને કહું છું કે, રામચંદ્રજીનાં ચરણારવિન્દનાં દર્શન કર્યા વિના મારા જીવની બળતરા મટે એમ નથી. ॥ ૧૯૧ ॥

चौ०—आन उपाय मोहिं नहिं सूझा । को जियकी रघुवर बिन बूझा ॥
एकहिं आंक यहै मनमांहीं । प्रातकाल चलिहौं प्रभु पाहीं ॥ १ ॥
यद्यपि मैं अनभल अपराधी । भैं मोहिं कारण सकल उपाधी ॥
तदपि शरण सन्मुख मोहिं देखी । क्षमि सब करि हँहिं कृपा विशेखी ॥ २ ॥
शील सकुचि सुठि सरल स्वभाऊ । कृपा सनेह सदन रघुराऊ ॥
अरि हुक अनभल कीन्ह न रामू । मैं शिशु सेवक यद्यपि वामू ॥ ३ ॥
तुमपै पांच मोर भल मानी । आयसु आशिख देहु सुबानी ॥
जेहि सुनि विनय मोहिं जनजानी । आवहिं बहुरि राम रजधानी ॥ ४ ॥

મને મારા જીવની બળતરા ટાળવાનો બીજો કોઈ પણ ઉપાય સૂઝતો નથી. રામચન્દ્રજી વિના મારા જીવની બળતરા બીજા કોઇથી પણ જાણી શકાય એવી નથી. હવે તો મારા મનમાં એક જ નિશ્ચય આવ્યો છે, તે એ કે, 'રામની પાસે જવાને સારૂ પ્રભાતમાં જ અહીંથી ચાલીશ.' ॥ ૧ ॥ જો કે હું દુષ્ટ છું, અપરાધી છું અને આ સઘળી ઉપાધિ મારે માટે જ થઈ છે, તોપણ રામચન્દ્રજી મને શરણ આવેલો જોઈ, સર્વ વાતની ક્ષમા કરીને મારાપર વિશેષ કૃપા કરશે. ॥ ૨ ॥ રામચંદ્રજી સ્વાભાવિક સંકોચવાળા, અત્યંત સરલ સ્વભાવવાળા અને કૃપા તથા સ્નેહના ઘરરૂપ છે, તેથી જો કે હું બાળક સેવક વિરુદ્ધ છું, તોપણ મારા ઉપર કૃપા તથા સ્નેહ કર્યાવગર રહેશે નહીં. ॥ ૩ ॥ રામે કોઈ શત્રુનું પણ ભુંડું કર્યું નથી. તમો પ્રજાપંચ લોકો પણ મને સારૂં લગાડવા વાસ્તે સારી વાણીથી આજ્ઞા તથા આશિર્વાદ આપો કે જેથી રામ મારી વિનતી સાંભળીને તથા મને પોતાનો દાસ જાણીને પાછા રાજધાનીમાં આવે. ॥ ૪ ॥

दो०—यद्यपि जन्म कुमातु ते, मैं शठ सदा सदोष ॥
आपन जानि न त्यागि हैं, मोहिं रघुवीर भरोस ॥ १९२ ॥

જો કે મારો જન્મ દુષ્ટ માતાથી થયો છે, અને હું પણ સર્વદા શઠ તથા દોષોવાળો છું, તોપણ મને પોતાનો જાણીને નહીં છોડી દે, એવો મને રામચન્દ્રજીનો ભરોસો છે.[1] ॥ ૧૯૨ ॥

---

૧ શરણાગત થવામાં વિશ્વાસ મુખ્ય છે, તે આ દોહામાં બતાવ્યો છે.

चौ०–भरत वचन सब कहँ प्रियलागे । राम सनेह सुधा जनु पागे ॥
लोग वियोग विषम दुख दागे । मंत्र सजीव सुनत जनु जागे ॥ १ ॥
मातु सचिव गुरु पुर नर नारी । सकल सनेह विकल भये भारी ॥
भरतहि कहहिं सराहिं सराहीं । राम प्रेम मूरति तनु आहीं ॥ २ ॥
तात भरत अस काहे न कहहू । प्राण समान राम प्रिय अहहू ॥
जो पामर अपनी जडताई । तुमहिं सुगाइ मातु कुटिलाई ॥ ३ ॥
सो शठ कोटिक पुरुष समेता । वसहिं कल्प शत नरक निकेता ॥
अहि अघ अवगुण मणि नहिं गहई । हरै गरल दुख दारिद दहई ॥ ४ ॥

જાણે રામચન્દ્રજીના સ્નેહરુપી અમૃતમાં ભીંજાવેલાં હોય એવાં ભરતજીનાં વચનો સર્વ લોકોને પ્રીય લાગ્યાં. રામના વિયોગરુપી વિષમ દુઃખથી દગ્ધ થયેલાં સર્વે માણસો જાણે ભરતજીની વાણીરુપી સજીવન મંત્રથી પાછી ચેતના પામ્યાં હોય એવાં જણાવા લાગ્યાં. ॥ ૧ ॥ માતાઓ, મંત્રીઓ, ગુરુઓ અને શહેરનાં સર્વે સ્ત્રી પુરુષો, સ્નેહથી અત્યંત વ્યાકુલ થયાં અને ભરતજીની પ્રશંસા કરી કરીને કહેવા લાગ્યાં કે, ' ભરતજી તો કેવળ રામના પ્રેમની જ મૂર્તિ છે. ' સર્વે લોકોએ ભરતજીને કહ્યું કે, ॥ ૨ ॥ " હે તાત ! હે ભરતજી ! તમે આવું કેમ ન કહો ? આવું બોલવું તમને ઘટે જ છે. કેમ કે, તમે રામને પ્રાણ સમાન પ્રિય છો. જે પામર અને શઠ લોકો પોતાની મૂર્ખતાને લીધે, તમારી માતાની કુટિલતામાં કાંઇ પણ તમારો હાથ છે, એમ કહેશે. ॥૩॥ તેઓ પોતાની સો પહેડીઓ સહિત સો કલ્પપર્યંત નરકમાં નિવાસ કરશે જો કે મણિને સર્પનો સંબંધ હોય છે, તો પણ મણિ સર્પનાં પાપોનું કે દુર્ગુણોનું ગ્રહણ નહીં કરતાં ઉલટો ઝેરનું હરણ કરે છે અને લોકોનાં દુઃખોને તથા દારિદ્ર્યને બાળી નાખે છે, તેમ તમે કૈકેયીના સંબંધવાળા છતાં પણ, તેનાં પાપોનું તથા દુર્ગુણોનું ગ્રહણ નહીં કરતાં ઉલટા સર્વ જનના સંતાપને હરવા તથા દુઃખોને અને રામવિરહરુપી દારિદ્ર્યને બાળી નાખવા તૈયાર થયા છો, ॥ ૪ ॥

दो०–अवशि चलिय वन राम पहँ, भरत मंत्र भल कीन्ह ॥
शोक सिंधु बूडत सबहि, तुम अवलम्बन दीन्ह ॥ १९३ ॥

હે ભરતજી ! અવશ્ય રામની પાસે વનમાં ચાલો. તમે આ વિચાર બહુ સારો કર્યો છે અને આ વિચારથી, શોકરુપી સમુદ્રમાં ડુબતાં સર્વ લોકોને આધાર ( ટેકો ) આપ્યો છે. " ॥ ૧૯૩ ॥

चौ०–भा सबके मन मोद न थोरा । जनु घन धुनि सुनि चातक मोरा ॥
चलब प्रात सुनि निरणय नीके । भरत प्राण प्रिय भये सबहीके ॥ १ ॥
मुनिहि बंदि भरतहि शिरनाई । चले सकल घर विदा कराई ॥
धन्य भरत जीवन जगमाहीं । शील सनेह सराहत जाहीं ॥ २ ॥
कहहिं परस्पर भा बड काजू । सकल चलनकर साजहिं साजू ॥
जेहि राखहिं घर रहु रखवारी । सो जाने जनु गर्दन मारी ॥ ३ ॥

कोउ कह रहन कहिय नहिं काहू । को न चहै जगजीवन लाहू ॥
कोहि न भाव लक्ष्मणसिय रामू । सबको प्रिय हिय सदा सकामू ॥ ४ ॥

જેમ મેઘનો ધ્વની સાંભળવાથી બપૈયાઓના અને મોરોના મનમાં ઘણો આનંદ થાય, તેમ ભરતજીનાં વચનો સાંભળવાથી સર્વ લોકોના મનમાં ઘણો આનંદ થયો. પ્રાતઃકાલમાં જ પ્રયાણ કરવાનો ઉત્તમ નિશ્ચય સાંભળવાથી ભરતજી, સર્વ લોકોને પ્રાણસમાન પ્યારા લાગ્યા. ॥ ૧ ॥ સર્વે લોકો, મુનિઓને પ્રણામ કરી, ભરતજીને માથાં નમાવી, રજા લઈને, પોતપોતાના ઘર તરફ ચાલ્યાં અને જતાં જતાં, 'જગતમાં ભરતજીનું જીવન ધન્ય છે.' એમ બોલી બોલી તેમના શીલની અને સ્નેહની પ્રશંસા કરવા લાગ્યાં. ॥ ૨ ॥ 'આજ મોટું કામ થયું,' એમ બોલતાં સર્વે લોકો પોતપોતાને ઘેર જઈને ચાલવાની સામગ્રીઓ સજવા લાગ્યાં. એ લોકો, કે જેઓને ઘરનું રક્ષણ કરવા વાસ્તે અયોધ્યામાં રહેવાનું કહેવા લાગ્યા. તેઓ જાણે ગર્દન મરાતા હોય એવું દુઃખ માનવા લાગ્યા. ॥ ૩ ॥ કેટલાએક ભલા લોકો બોલવા લાગ્યા કે, "કોઈને પણ ઘેર રહેવાનું કહો માં. કેમકે જગતમાં જીવનનો લાભ મેળવવાની કોને તૃષ્ણા ન હોય ? લક્ષ્મણ, રામ અને સીતા કોને પ્રિય ન હોય ? એઓ સર્વને પ્રિય છે. માટે એઓનાં દર્શનની સર્વદા સર્વના હૃદયમાં ઈચ્છા હોય જ." ॥ ૪ ॥

दो०—जरो जरो सुसम्पति सदन सुख, सुहृदय मातु पितु भाय ॥
सन्मुख होत जो राम पद, करै न सहज सहाय ॥ १९४ ॥

કેટલાંએક બોલવા લાગ્યાં કે, "તે ઉત્તમ સંપત્તિ, ઘર, સુખ, સંબંધીઓ, માતા પિતા અને ભાઈઓ, બળી જાઓ, કે જેઓ, રામના ચરણારવિંદની સન્મુખ થવામાં સ્વાભાવિક સહાયતા ન કરે." ॥ ૧૯૪ ॥

चौ०—घर घर वाहन साजहिं नाना । हर्षत हृदय प्रभात पयाना ॥
भरत जाय घर कीन्ह विचारू । नगर वाजि गज भवन भँडारू ॥ १ ॥
सम्पति सब रघुपतिकी आही । जो विनु यतन चलौं तजि ताही ॥
तौ परिणाम न मोरि भलाई । आप शिरोमणि स्वामी दुहाई ॥ २ ॥
करहि स्वामी हित सेवक सोई । दूषण कोटि देई किन कोई ॥
अस विचारि सुचि सेवक बोले । जो स्वप्नेहु निज धर्म न डोले ॥ ३ ॥
कहि सब धर्म मर्म सब भाखा । जो जेहि लायक सो तहँ राखा ॥
करि सब यत्न राखि रखवारे । राम मातु पहँ भरत सिधारे ॥ ४ ॥

ઘેર ઘેર અનેક વાહનો સજ્જ થવા લાગ્યાં. પ્રભાતમાં પ્રયાણ કરવાની ખબર મળવાથી, લોકોના હૃદયમાં આનંદ વર્ત્તી રહ્યો. ભરતજીએ ઘરમાં જઈને વિચાર કર્યો કે, ॥ ૧ ॥ "નગર, ઘોડા, હાથીઓ, ઘરો અને ભંડારો જે કાંઈ છે, તે સઘળી રામચન્દ્રજીની સંપત્તિ છે. માટે તેનાં રક્ષણનો યોગ્ય બંદોબસ્ત કર્યા વિના તેને છોડી દઈને આમ ને આમ ચાલ્યો જાઉં તો પરિણામે મારૂં સારૂં ન થાય અને હું મારા શિરોમણી[1]

---

[1] મૂલમાં पापशिरोमणि એવો પણ પાઠ છે તેનો અર્થ એ છે કે, હું પાપીઓનો શિરોમણિ ગણાઈશ.

રામચન્દ્રજીનો જ દ્રોહી કહેવાઉં. ॥ ૨ ॥ બીજા લોકો કરોડો દૂષણો આપે, તોપણ તે દૂષણોને નહીં ગણકારતાં જેથી સ્વામીનું હિત થાય, એવું કામ કરે, તે જ ખરો સેવક કહેવાય છે. " આમ વિચારીને ભરતજીએ સ્વપ્નમાં પણ સેવક ધર્મથી ચલિત નહીં થનારા કેટલાએક પવિત્ર સેવકોને બોલાવી, ॥ ૩ ॥ સેવા ધર્મનો ઉપદેશ કરી, પોતાના મનનો સઘળો અભિપ્રાય જણાવીને જેઓ જે જે કામને યોગ્ય હતા, તેઓને તે તે કામમાં રાખ્યા. સર્વ યત્નોથી તે તે કાર્યોના રક્ષકોને રાખવાનો બંદોબસ્ત કરીને ભરતજી કૌશલ્યાની પાસે ગયા. ॥ ૪ ॥

दो०–आरत जननी जानि सब, भरत सनेह सुजान ॥
कहेउ बनावन पालकी, सुखद सुखासन यान ॥ १९५ ॥

સ્નેહને સારી પેઠે જાણનારા ભરતજીએ સઘળી માતાઓને રામના વિયોગથી દુઃખિત થયેલી જાણીને તેઓને વાસ્તે સુખદાયી પાલખીઓ અને સુખપાલો વગેરે વાહનો સજ્જ કરવાની આજ્ઞા કરી. ॥ ૧૯૫ ॥

चौ०–चक चकई इव पुर नारी । चहत प्रात उर आरत भारी ॥
जगत सब निशि भयउ विहाना । भरत बुलाये सचिव सुजाना ॥ १ ॥
कहेउ लेहु सब तिलक समाजू । वनहि देव मुनि रामहिं राजू ॥
वेगि चलहु सुनि सचिव जुहारे । तुरत तुरँग रथ नाग सँवारे ॥ २ ॥
अरुंधती अरु अग्नि समाऊ । रथ चढि चले प्रथम मुनि राऊ ॥
विप्र वृंद चढि वाहन नाना । चले सकल तप तेज निधाना ॥ ३ ॥
नगर लोग सब सजिसजि याना । चित्रकूटको कीन्ह पयाना ॥
शिबिका सुभग न जाय बखानी । चढि चढि चलत भई सब रानी ॥ ४ ॥

જેમ ચક્રવાકો અને ચક્રવાકીઓ, પરસ્પરના વિરહની મોટી પીડાને લીધે પ્રભાતની વાટ જુવે, તેમ શેહેરનાં નર નારીઓ, હૃદયમાં રામના વિરહની મોટી પીડાને લીધે પ્રભાતની રાહ જોવા લાગ્યાં સર્વે લોકોને ઉત્સાહથી આખી રાત જાગતાં જાગતાં પ્રભાત થઈ ગયું. ભરતજીએ, પ્રવીણ મંત્રીઓને બોલાવી આજ્ઞા કરી કે, ॥ ૧ ॥ "સઘળી રાજ્યતિલકની સામગ્રી સાથે લઇ લ્યો અને જલદી ચાલો. મુનિ મહારાજ વનમાં જ રામને રાજ્ય આપશે. " ભરતજીની આજ્ઞા સાંભળી, જુહાર કરી, ત્યાંથી જઇને મંત્રીઓએ તુરત જ ઘોડાઓ, રથો અને હાથીઓ સજ્જ કરાવ્યા. ॥ ૨ ॥ અરૂંધતીને અને અગ્નિહોત્રની સામગ્રીને સાથે લઇ વસિષ્ઠ મુનિ પ્રથમ રથમાં ચઢીને ચાલ્યા. તપના અને તેજના ભંડારરુપ બીજા સઘળા બ્રાહ્મણો પણ જૂદાં જૂદાં વાહનોપર ચઢીને ચાલતા થયા. ॥ ૩ ॥ સઘળા શેહેરનાં લોકોએ પણ વાહનોને સજ્જ કરી, ચિત્રકૂટ તરફ પ્રયાણ કર્યું. સઘળી રાણીઓ પણ જેઓનું વર્ણન કરી શકાય નહીં એવી સુંદર પાલખીઓમાં તથા સુખપાલોમાં ચઢી ચઢીને ચાલતી થઈ. ॥ ૪ ॥

दो०–सौंपि नगर शुचि सेवकन्ह, सादर सबहिं चलाय ॥
सुमिरि राम सिय चरण तब, चले भरत दोउ भाय ॥ १९६ ॥

ભરતજી તથા શત્રુઘ્ન બન્ને ભાઈઓ, પવિત્ર સેવકોને અયોધ્યાના રક્ષણની ભલામણ કરી, સર્વે લોકોને પ્રેમપૂર્વક ચાલતાં કરી, પોતે પણ સીતાજીનાં તથા રામચન્દ્રજીનાં ચરણોનું સ્મરણ કરીને ચાલતા થયા. ॥ ૧૯૬ ॥

**चौ०-राम दरश वश सब नर नारी । जनु करि करिनि चले तकि वारी ॥**
**वन सिय राम समुझि मनमाहीं । सानुज भरत पयादेहि जाहीं ॥ १ ॥**
**देखि सनेह लोग अनुरागे । उतरि चले हय गय रथ त्यागे ॥**
**जाय समीप राखि निज डोली । राम मातु मृदु वाणी बोली ॥ २ ॥**
**तात चढहु रथ बलि महतारी । होइहि प्रिय परिवार दुखारी ॥**
**तुह्मरे चलत चलहि सब लोगू । सकल शोक कृश नहिं मग योगू ॥ ३ ॥**
**शिर धरि वचन चरण शिर नाई । रथ चाढि चलत भये दोउ भाई ॥**
**तमसा प्रथम दिवस करि वासू । दूसर गोमति तीर निवासू ॥ ४ ॥**

જેમ ગરમીના દિવસોમાં હાથીઓ અને હાથણીઓ જળની ઉત્કંઠાથી ચાલે, તેમ સર્વે નરનારીઓ રામનાં દર્શનની ઉત્કંઠાથી ચાલવા લાગ્યાં. 'વનમાં સીતાજી અને રામચન્દ્રજી પગે પાળાં ચાલે છે,' એમ સમજીને શત્રુઘ્ન સહિત ભરતજી પણ પાળા જ ચાલવા લાગ્યા. ॥ ૧ ॥ આ સ્નેહ જોઇને પ્રેમયુક્ત થયેલાં સર્વે માણસો પણ ઘોડાઓને, હાથીઓને તથા રથોને છોડી દઈ, તેઓ ઉપરથી ઉતરીને પાળાં જ ચાલવા લાગ્યાં. આ દશા જોઇ, રામનાં માતાજી પોતાના માહા ડોળને ભરતજીના સમીપમાં ઉભો રખાવી, કોમળ વાણી બોલ્યાં કે, ॥ ૨ ॥ "હે તાત ! હે ભરતજી ! રથમાં ચઢો. હું વારી જાઉં. તમે પાછા ચાલો છો, તેથી પ્રિય પરિવાર દુઃખી થાય છે. તમે સવાર થઈને ચાલો તો સર્વે લોકો સવાર થઈને ચાલે. શોકથી દુર્બલ થઈ ગયેલાં આ સર્વે માણસો, માર્ગમાં પગે પાળાં ચાલવાને લાયક નથી." ॥ ૩ ॥ કૌશલ્યાજીનાં વચનોને માથે ચઢાવી, તેમનાં ચરણોમાં મસ્તક નમાવી બન્ને ભાઈઓ ત્યાંથી રથમાં બેસીને ચાલ્યા. પહેલો મુક્કામ તમસા[1] નદીને કિનારે કર્યો અને બીજો મુક્કામ ગોમતી[2] નદીને કિનારે કર્યો. ૪

**दो०-पय अहार फल अशन इक, निशि भोजन सब लोग ॥**
**करत राम हित नेम व्रत, परिहरि भूषण भोग ॥ १९७ ॥**

સર્વે લોકો દિવસમાં ફક્ત એકવાર દૂધ પીને અથવા ફલાહાર કરીને રહેતાં હતાં, રાત્રિએ ભોજન કરતાં હતાં અને રામચંદ્રજીનાં દર્શનને સારૂ ભૂષણોને તથા ભોગોને છોડી દઈ નિયમો તથા વ્રતો પાળતાં હતાં. ॥ ૧૯૭ ॥

**चौ०-सई तीर वसि चले विहाने । शृंगवेर पुर सब नियराने ॥**
**समाचार सब सुने निषादा । हृदय विचार करै सविषादा ॥ १ ॥**
**कारण कवन भरत वन जाहीं । है कछु कपट भाव मनमाहीं ॥**

---

૧. તમાસા નદી ઘાઘરાની એક શાખા છે. આ નદી અયોધ્યાથી સોલ માઇલ દૂર નીકળી આજમગઢની આગળ વધીને સરયૂમાં મળે છે. ૨. ગોમતી નદી પીળી ભીંતની પાસે એક તળાવમાંથી નીકળી, લખનૌ વગેરેની પાસે થઈ ૪૮૨ માઇલ ચાલીને સરયૂમાં મળે છે.

जोपै जिन न होति कुटिलाई । तौ कत लीन्ह संग कटकाई ॥ २ ॥
जानहिं सानुज रामहि मारी । करौं अकंटक राज्य सुखारी ॥
भरत न राजनीति उर आनी । तब कलंक अब जीवन हानी ॥ ३ ॥
सकल सुरासुर जुरहिं जुझारा । रामहिं समर न जीतनहारा ॥
का आचरज भरत अस करहीं । नहिं विषवेली अमिय फल फरहीं ॥ ४ ॥

સેના સહિત ભરતજી, સઈ[1] નામની નદીના કિનારાપર ઉતારો કરી, પ્રભાતમાં ત્યાંથી ચાલ્યા, તે શૃંગવેર[2] પુરની નજદીકમાં પહોંચ્યા. ॥ ૧ ॥ ગુહ રાજા, ભરતજીના આવવાના સમાચાર[3] સાંભળી, ખેદ પામીને હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે, “ આ ભરતજી, કયા કારણથી વનમાં જાતા હશે ! અવશ્ય એમના મનમાં કાંઈ કપટ ભાવ હોવો જોઇએ. જો મનમાં કુટિલતા ન હોય તો પોતાની સાથે સેના શા માટે લીધી હોય ? ॥ ૨ ॥ એમણે મનમાં ધાર્યું હશે કે, રામને અને લક્ષ્મણને મારી નાખી, સુખી થઈને નિષ્કંટક રાજ્ય કરૂં. ભરતજીએ રાજનીતિ ઉપર લક્ષ્ય આપ્યું નથી. ચૌદ વર્ષ સૂધી રાજ્ય કરત તો ફક્ત કલંકજ લાગત, પણ હવે તો જીવનની પણ હાનિ થશે. ॥૩॥ કેમકે દેવતાઓના તથા દૈત્યોના સઘળા વિચારો એકઠા થાય, તોપણ રામને યુદ્ધમાં જિતી શકે એમ નથી. ભરતજી આવું કામ કરવા ધારે તેમાં શી નવાઈ ? કેમ કે, ઝેરની લતામાંથી અમૃતફળ ઉત્પન્ન થાય જ નહીં. ( કૈકેયીનો દિકરો કદી પણ ભલો હોયજ નહીં. ” ) ॥ ૪ ॥

दो०—अस विचारी गुह ज्ञाति सन, कहेउ सजग सब होहु ॥
हथवासा बोरहु तरणि, कीजिय घाटा रोहु ॥ १९८ ॥

ભિલોના અધિપતી ગુહ રાજાએ આ પ્રમાણે વિચાર કરી, પોતાના જાતભાઈઓને આજ્ઞા કરી કે, “ સઘળા સાવધાન થઈ જાઓ. હલીસાઓને તથા મછવાઓને જળમાં ડુબાવી દ્યો અને સઘળા ઘાટોને રોકી ઉભો. ॥ ૧૯૮ ॥

चौ०—होई सजाइल रोकहु घाटा । ठाटहु सकल मरणके ठाटा ॥
सन्मुख लोह भरतसन लेहु । जियत न सुरसरि उतरन देहू ॥ १ ॥
समर मरण पुनि सुरसरि तीरा । राम काज क्षणभंगु शरीरा ॥
भरत भाई नृप मैं जन नीचू । बडे भाग्य अस पाइय मीचू ॥ २ ॥
स्वामि काज करिहौं रण रारी । ध्रुव यश लेहुँ भुवन दशचारी ॥
तजहु प्राण रघुनाथ निहोरे । दुहुं हाथ मुद मोदक मोरे ॥ ३ ॥
साधु समाज न जाकर लेखा । रामभक्ति उर जासु न रेखा ॥
जाय जीयत जग सो महि भारु । जननी यौवन विटप कुठारु ॥ ४ ॥

---

૧ ગંગાજીના અને ગોમતીના મધ્યમાં સઈ નદી છે એ નદી લગભગ ૨૩૦ માઈલ ચાલી, જોનપુરથી ૧૦ માઈલ દૂર ગોમતીમાં મળે છે. ૨. શૃંગવેર હાલ સંગરુર કહેવાય છે અને તે પ્રયાગના પ્રાંતમાં છે. ૩ જેઠ વદિ ચોથને રોજ આ સમાચાર સાંભળ્યા, એમ માનવામાં આવે છે.

તમો સઘળા સાવચેત થઇ ઘાટો રોકી લ્યો અને યુદ્ધમાં મરણીઆ થઇને લડવાની ગોઠવણ કરો. ભરતની સામે હાથીઆરો ઉપાડો. આ સેનાને જીવતાં જીવત ગંગાજી ઉતરવા ન આપો. ॥૧॥ એક તો યુદ્ધમાં મરવું છે, વળી ગંગાજીનો કિનારો છે અને વળી રામનું કામ છે. આ શરીર તો ક્ષણભંગુર જ છે. ભરત, રામનો ભાઇ છે અને વળી રાજા છે અને હું તો એક નીચ જન છું. ભરતના હાથથી મરણ તો મોટાં ભાગ્યથી જ મળે. ॥ ૨ ॥ હું સ્વામીના કાર્યને વાસ્તે મોટો સંગ્રામ મચાવીશ અને ચૌદે ભુવનોમાં અવિચળ યશ મેળવીશ. હું રામચંદ્રજીને વાસ્તે મારા પ્રાણનો ત્યાગ કરીશ.[1] મારા તો બન્ને હાથમાં આનંદના લાડુ છે. ( જિતવાથી રામની પ્રસન્નતા થશે અને મરવાથી પરમપદની પ્રાપ્તિ થશે. ) ॥ ૩ ॥ જે પુરુષની સાધુઓના સમાજમાં ગણતરી ન હોય અને જેના હૃદયમાં રામભક્તિની રેખા ન હોય, તે પુરુષ, વ્યર્થ જ જીવે છે. પૃથ્વીના ભારરુપ છે અને માતાના યૌવનરુપી વૃક્ષનું છેદન કરવામાં કુહાડારુપ જ છે. ॥ ૪ ॥

दो०—विगत विषाद निषाद पुनि, सबहि बढाय उछाह ॥
सुमिरि राम मागेउँ तुरत, तरकस धनुष सनाह ॥ १९९ ॥

પછી ગુહ રાજાએ ખેદને છોડી દઇ, સર્વ ભાઇઓના મનમાં ઉત્સાહ વધારી, રામનું સ્મરણ કરીને તુરત ધનુષ અને બખ્તર માગ્યાં. ॥ ૧૯૯ ॥

चौ०—वेगहि भाई सजहु संजोऊ । सुनि रजाय कदराय न कोऊ ॥
भले नाथ सब कहहिं सहर्षा । एकहि एक बढावहिं कर्षा ॥ १ ॥
चले निषाद जुहारी जुहारी । शूर सकल रण रुचै सुरारी ॥
सुमिरि राम पद पंकज पनही । भाथा बांध चढावहिं धनुही ॥ २ ॥
आंगरि पहिरि कुंडि शिर धरहिं । फरसा बाँस सेल सम करहिं ॥
एक कुशल अति ओडन खांडे । कूदहिं गगन मनहुँ क्षिति छांडे ॥ ३ ॥
निज निज साज समाज बनाई । गुह राउ तहिं जुहारहिं जाई ॥
देखी सुभट सब लायक जाने । ले ले नाम सकल सन्माने ॥ ४ ॥

ગુહે સર્વ ભિલ્લોને કહ્યું કે, "હે ભાઇઓ ! યુદ્ધની સામગ્રીઓ તુરત સજ્જ કરો અને મારી આજ્ઞા સાંભળીને કોઇપણ પાછી પેની ધરશો માં." આ પ્રમાણે ગુહનાં વચન સાંભળી, સર્વ ભિલ્લો 'બહુ સારૂં મહારાજ !' એમ હર્ષથી બોલ્યા. એક એકના ઉત્સાહને વધારવા લાગ્યા. ॥ ૧ ॥ અને ગુહને જુહાર કરી કરીને ત્યાંથી ચાલ્યા. રણમાં દૈત્યોના જેવી શોભા ધરાવનારા એ સઘળા શૂરાઓએ, રામના ચરણારવિંદનાં પગરખાઓનું સ્મરણ કરી ભાથા બાંધ્યા, ધનુષો ચઢાવ્યાં, ॥ ૨ ॥ બખ્તરો પહેર્યાં અને માથાંઓપર રક્ષણને વાસ્તે કુંડીઓ ધરી. સર્વે ભિલ્લો, કુહાડાઓને બરછીઓને તથા બે ધારાં ખડગોને સાફસુફ કરવા લાગ્યા. ઢાલ તરવારના પટા ખેલવામાં અત્યંત પ્રવિણતા ધરાવનારા કેટલાએક વીરો, જાણે પૃથ્વીને છોડી દઇને આકાશમાંજ કુદતા હોય એવા દેખાવા લાગ્યા. ॥ ૩ ॥ સર્વે ભિલ્લોએ પોતપોતાના સાજને તથા સમાજને બનાવી,

૧. સેવકના ધર્મોમાં જે આત્માર્પણ છે, તે અહીં બતાવ્યું છે.

ગુહ રાજાની પાસે જઇને જુહાર કર્યો. સઘળા સુભટોને જોઇ અને તેઓને ભરતજીની સામે લડવાને લાયક જાણી, ગુહ રાજા સર્વનાં નામો લઇ, સન્માન આપીને બોલ્યો કે,॥૪॥

दो०—भाईहु लावहु धोख जनि, आजु काज बड मोहु ॥
सुनि सरोस बोले सुभट, वीर अधीर न होहु ॥ २०० ॥

"હે ભાઇઓ ! કોઇપણ મનમાં દગો રાખશો માં. કેમ કે, આજ મારૂં મોટું કામ છે." ગુહ રાજાનું બોલવું સાંભળી, મહા ક્રોધી સુભટો બોલ્યા કે, "હે વીર ! અધીર નહીં થાઓ.[1] ॥ ૨૦૦ ॥

चौ०—राम प्रताप नाथ बल तोरे । करहिं कटक विनु भट विनु घोरे ॥
जियत पांव नहिं पाछे धरहीं । रुंड मुंडमय मेदिनी करहीं ॥ १ ॥
दीख निषाद नाथ भल टोलू । कहेउ बजाउ जुझाऊ ढोलू ॥
इतना कहत छींक भइ बाये । कहेउ शकुनि यन्ह खेत सुहाये ॥ २ ॥
बूढ एक कह शकुन विचारी । भरतहि मिलिय न होइहि रारी ॥
रामहिं भरत मनावन जाहीं । शकुन कहै अस विग्रह नाहीं ॥ ३ ॥
सुनि गुह कहै नीक कह बूढा । सहसा करि पछताहिं विमूढा ॥
भरत स्वभाव शील विनू बूझे । बडि हित हानि जानि विनु जूझे ॥ ४ ॥

હે નાથ ! અમો રામના પ્રતાપથી અને તમારાં બળથી, આ સેનાને, યોદ્ધાઓ વગરની તથા ઘોડાઓ વગરની કરી નાખશું. જીવતાં સૂધી પાછી પેની નહીં ધરીએ અને શત્રુઓનાં શરીરોથી તથા માથાંઓથી પૃથ્વીને રૂણ્ડમુણ્ડ કરી મેલશું." ॥ ૧ ॥ ગુહ રાજાએ, પોતાની સેનાના વ્યૂહને અતિ ઉત્તમ જોઇ, આજ્ઞા કરી કે, 'લશ્કરી ઢાલ (જુઝાઉ) બજાવો." ગુહ રાજાએ જેવી ઢાલ બજાવવાની આજ્ઞા કરી કે, તેજ સમયે ડાબી તરફથી છીંક થઇ. આ છીંક ઉપરથી શકુનાવાલી લોકો બોલ્યા કે, 'છીંક સારી દિશામાં થઇ છે.' ॥ ૨ ॥ એક બુઢ્ઢો શકુનાવલી વિચાર કરીને બોલ્યો કે, 'ભરતજીની સાથે મેળાપ કરો, લડાઇ થશે નહીં, આ છીંક કહે છે કે, ભરત, રામને મનાવવા જાય છે અને લડાઈ થવાની નથી.' એ વચન સાંભળી, ગુહ રાજા બોલ્યો કે, ॥ ૩ ॥ "બુઢ્ઢો ઠીક કહે છે. સહસા કામ કરવાથી મૂઢ લોકોને પસ્તાવું પડે છે. ભરતના શીલને તથા સ્વભાવને જાણ્યા વિના અને દેશ, કાળને જાણ્યા વિના, લડાઈ કરવાથી હિતની મોટી હાનિજ થાય.૪

दो०—गहहु घाट भट सिमिट सब, लेउ मर्म मिलि जाय ॥
बूझि मित्र अरि मध्य गति, तब तस करब उपाय ॥ २०१ ॥

તમો સઘળા યોદ્ધાઓ મળી, ઘાટને રોકીને ઉભા રહો, હું ભરતની પાસે જઇ, તેને મળીને સઘળો મર્મ લઇ આવું છું. ભરત, મિત્ર શત્રુ કે ઉદાસીન[2] જાણવામાં આવશે એટલે પછી યોગ્ય જણાયા પ્રમાણે ઉપાય કરીશું. ॥ ૨૦૧ ॥

---

૧ 'વીર પુરૂષો અધીર થાય નહિ.' એવો અર્થ પણ કરી શકાય છે. ૨ જેને શત્રુ પણ ન હોય અને મિત્ર પણ ન હોય, તે ઉદાસીન કહેવાય છે.

चौ०—लखव सनेह स्वभाव सुहाये । वैर प्रीति नहिं दुरत दुराये ॥
अस कहि भेंट सँजोवन लागे । कंद मूल फल खग मृग मांगे ॥ १ ॥
मीन पीन पाठीन पुराने । भरि भरि भार कहारन आने ॥
मिलन साजसजि मिलन सिधाये । मंगल मूल शकुन शुभ पाये ॥ २ ॥
देखि दुरते कहि निज नामू । कीन्ह मुनीश हि दंड प्रणामू ॥
जानि राम प्रिय दीन्ह अशीशा । भरतहि कहेउ बुझाय मुनीशा ॥ ३ ॥
राम सखा सुनि स्यंदन त्यागा । चले उतरि उमगत अनुरागा ॥
गांव जाति गुह नाम सुनाई । किन्ह जुहार माथ महिलाई ॥ ४ ॥

પ્રથમ તો સારા સ્વભાવથીજ સ્નેહ જણાઇ આવશે. વૈર કે પ્રીતી છૂપાવ્યાં છૂપાવી શકાતાં નથી. ” આમ બોલીને ગુહ ભેટની સામગ્રીઓ તૈયાર કરવા લાગ્યો. ભેટ દેવાને કંદ, મૂળ, ફળ, પક્ષીઓ તથા મૃગો મંગાવ્યાં. ॥ ૧ ॥ પુષ્ટ માછલાંઓની સુકવણીઓની કાવડો ભરી ભરીને ભોઈ લોકો લાવ્યા. મળવાની સામગ્રીને સજ્જ કરાવી, ગુહ રાજા, ભરતજીને મળવા ચાલ્યો, તે સમયે તેને મંગળની સૂચના આપનારાં શુભ શકુનો થયાં. ॥ ૨ ॥ ગુહ રાજાએ દૂરથી વસિષ્ઠ મુનિને જોઇ, પોતાનું નામ બોલીને દંડવત્ પ્રણામ કર્યા. વસિષ્ઠે ગુહને રામનો મિત્ર જાણીને આશીર્વાદ દીધા અને ભરતજીને સમજાવીને કહ્યું કે, ॥ ૩ ॥ ‘ આ ભિલ્લોનો રાજા ગુહ, રામનો મિત્ર છે. ’ ભરતજી ગુહને રામનો મિત્ર સાંભળતાંજ રથને છોડી, હેઠા ઉતરી પડીને સ્નેહથી ઉમંગતા ઉમંગતા પગે પાળાજ ચાલીને તેની પાસે આવ્યા. ગુહે પોતાનું ગામ, જાત તથા નામ સંભળાવી, ધરતીપર માથું મૂકીને ભરતજીને જુહાર કર્યા. ॥ ૪ ॥

दो०—करत दंडवत देखि तेहि, भरत लीन्ह उर लाय ॥
मनहुँ लषण सन भेंट भइ, हर्ष न हृदय समाय ॥ २०२ ॥

ગુહને દંડવત્ કરતો જોઇ, ભરજીએ તેને છાતીમાં લગાવી લીધો અને જાણે લક્ષ્મણજીનો સમાગમ થયો હોય એવો તેના સમાગમને માન્યો. ભરતજીના હૃદયમાં આનંદ સમાયો નહિ. ॥ ૨૦૨ ॥

चौ०—भेंटत भरत ताहि अति प्रीती । लोग सिहाहिं प्रेमकी रीती ॥
धन्य धन्य ध्वनि मंगल मूला । सुरसराहि तेहि वर्षहिं फूला ॥ १ ॥
लोक वेद सब भांतिहि नीचा । जासु छाँह छुई लेइय सींचा ॥
तेहि भरि अंक राम लघु भ्राता । मिलत पुलक परिपूरित गाता ॥ २ ॥
राम राम कहि जो जमुहाहीं । तिनहिं न पाप पुंज समुहाहीं ॥
इहि तौ राम लाय उर लीन्हा । कुल समेत जग पावन कीन्हा ॥ ३ ॥
करनाश जल सुरसरि परई । तेहि को कहहु शीश नहिं धरई ॥
उलटा नाम जपत जग जाना । वाल्मीकि भये ब्रह्म समाना ॥ ४ ॥

ભરતજી ગુહને અત્યંત પ્રેમથી મળ્યા, તે જોઇને લોકો પ્રેમની રીતીની પ્રશંસા કરવા લાગ્યાં અને દેવતાઓ, 'ધન્ય, ધન્ય,' શબ્દોનું ઉચ્ચારણ કરી, પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા તથા વખાણવા લાગ્યા કે, ॥ ૧ ॥ "ભિલ્લ કે જે લોકની તથા વેદની રીતિ પ્રમાણે પણ સર્વ પ્રકારે નીચ છે અને જેનો સ્પર્શ થતાં પણ છાંટ લેવી પડે છે, તેને રામના નાહના ભાઈ ભરતજી, બાથમાં ઘાલી મળે છે અને મળતાં સર્વ ગાત્રોમાં રોમાંચોથી ભરપૂર થઇ જાય છે. ॥ ૨ ॥ જે માણસ બગાસું આવતાં પણ, રામ રામ કહે તેને પાપનો સમૂહ પણ કશી હરકત કરી શકતો નથી. આ ભિલ્લને તો રામચન્દ્રજીએ પોતે પણ છાતીમાં લગાવી, જગતમાં કુલ સહિત પવિત્ર કરી દીધો[1] છે. ॥ ૩ ॥ કર્મનાશા નામની નદીનું જળ કે જે અસ્પૃશ્ય છે, તે પણ ગંગાજીમાં પડે, ત્યારે જગતમાં તેને કોણ માથે ધરે નહિ ? સર્વ ધરે. વાલ્મીકિ મુનિ 'મરાં, મરાં' એવી રીતે ઉલટાં નામનો જપ કરવાથી, બ્રહ્માસમાન થયા છે, એ વાત જગત્પ્રસિદ્ધ છે. ॥ ૪ ॥

दो०—श्वपच सवर खश यवन जड, पामर कोल किरात ॥
राम कहत पावन परम, होत भुवन विख्यात ॥ २०३ ॥

ચાંડાલ, ભિલ્લ, ખુરાસાની, મ્લેચ્છ, પામર, કોળી અને મચ્છીમાર, એ અત્યંત અપવિત્ર જડ લોકો પણ, રામનામનું ઉચ્ચારણ કરવાથી, પરમ પવિત્ર અને જગતમાં પ્રખ્યાત થાય છે. ॥ ૨૦૩ ॥

चौ०—नहिं अचरज युग युग चलि आई । केहि न दीन्ह रघुवीर बडाई ॥
राम नाम महिमा सुर कहहिं । सुनिसुनि अवध लोक सुख लहहिं ॥ १ ॥
राम सखहि मिलि भरत सप्रेमा । पूछहिं कुशल सुमंगल क्षेमा ॥
देखि भरत कर शील सनेहू । भा निषाद तेहि समय विदेहू ॥ २ ॥
सकुच सनेह मोद मन बाढा । भरतहि चितवत इक टक ठाढा ॥
धरि धीरज पद वंदि बहोरी । विनय सप्रेम करत करजोरी ॥ ३ ॥
कुशल मूल पद पंकज देखे । मैं तिहुँ काल कुशल निज लेखे ॥
अब प्रभु परम अनुग्रह तोरे । सहित कोटि कुल मंगल मोरे ॥ ४ ॥

આ વાત કાંઇ આશ્ચર્યરૂપ નથી. કેમ કે, યુગે યુગમાં ચાલી આવી છે. રામચંદ્રજીએ, કોને મોટાઇ આપી નથી ?" આ પ્રમાણે દેવતાઓ, રામનાં નામના મહિમાનું વર્ણન કરતા હતા, તે સાંભળી સાંભળીને અયોધ્યાનાં લોકો, સુખ પામવા લાગ્યાં. ॥ ૧ ॥ ભરતજી રામના મિત્ર ગુહ રાજાને મળીને પ્રેમપૂર્વક તેનું કુશળ, મંગળ તથા ક્ષેમ પૂછવા લાગ્યા. ભરતજીના સ્વભાવને તથા શીલને જોઇને, તે સમયમાં ગુહ રાજા, પોતાના શરીરનું ભાન પણ ભૂલી ગયો. ॥ ૨ ॥ ગુહના મનમાં પોતાનાં પહેલાં કર્તવ્યથી સંકોચ વૃદ્ધિ પામ્યો અને ભરતજીની પદ્ધતિથી સ્નેહ તથા આનંદ વૃદ્ધિ પામ્યો. ઉભો ઉભો એકાગ્ર દૃષ્ટિથી ભરતજીનેજ જોયા કરતા, ગુહ રાજાએ, ધીરજ ધરી, ભરતજીનાં ચરણોમાં ફરીવાર પ્રણામ કરી, હાથ જોડીને પ્રેમપૂર્વક વિનતિ કરી કે, ॥ ૩ ॥ "આપનાં ચરણારવિંદ કે જેઓ સર્વ કલ્યાણોનાં મૂળરૂપ છે, તેઓનું દર્શન મળવાથી જ હું ત્રણે

૧ 'કુલ સહિત ભિલ્લને જગત્પાવન કર્યો છે,' એવો અર્થ પણ કરી શકાય છે.

કાળમાં મારૂં કુશલ માનતો હતો. હે પ્રભુ ! હવે તો આપનો પરમ અનુગ્રહ પ્રાપ્ત થવાથી, મારૂં અને મારી કરોડો પેઢીઓનું કલ્યાણ થયું સમજું છું. ॥ ૪ ॥

**दो०—समुझि मोरि करतुति कुल, प्रभु महिमा निज जोय ॥**
**जो न भजे रघुवीर पद, जग विधि वंचित सोय ॥ २०४ ॥**

મારાં કર્ત્તવ્યોનો, મારાં કુલનો અને રામચંદ્રજીના મહિમાનો મનમાં વિચાર કરીને જે પુરૂષ જગતમાં રામચંદ્રજીનાં ચરણોને ભજે નહીં, તેને દૈવે ઠગેલો જ સમજવો. ॥ ૨૦૪ ॥

**चौ०—कपटी कायर कुमति कुजाती । लोक वेद बाहर सब भांती ॥**
**राम कीन्ह आपन जवहींते । भयउँ भुवन भूषण तवहींते ॥ १ ॥**
**देखी प्रीति सुनि विनय सुहाई । मिले बहोरि लषण लघु भाई ॥**
**कह निषाद निज नाम सुवानी । सादर सकल जुहारि रानी ॥ २ ॥**
**जानि लषण सम देहिं अशीशा । जियहु सुखी सत लाख वरीसा ॥**
**निरखि निषाद नगर नर नारी । भये सुखी जनु लषण निहारी ॥ ३ ॥**
**कहहिं लहेउ यहि जीवन लाहु । भेंटेहु राम भाय भरि बाहु ॥**
**सुनि निषाद निज भाग्य बडाई । प्रमुदित मन ले चलेउ लिवाई ॥ ४ ॥**

હું કે જે કપટી છું, કાયર છું, કુબુદ્ધિ છું, કુજાતિ છું અને સર્વ પ્રકારે લોકથી તથા વેદથી બહિષ્કૃત છું, તે જ્યારથી રામચંદ્રજીના હાથથી પોતાનો કરાયો છું, ત્યારથી સર્વ જગતના ભૂષણરૂપ થયો છું.” ॥ ૧ ॥ ગુહની પ્રીતિને જોઇ તથા તેની સુશોભિત વિનતિને સાંભળી, લક્ષ્મણજીના નહાના ભાઈ શત્રુઘ્ન પણ તેને મળ્યા. ગુહ રાજાએ, પોતાનું નામ લઇ, કોમળ વાણીથી આદરપૂર્વક સઘળી રાણીઓને પણ જુહાર કર્યા. ॥ ૨ ॥ રાણીઓ, ગુહને લક્ષ્મણજીસમાન જાણીને આશીર્વાદ દેવા લાગી કે, ‘કરોડ વર્ષ સુધી ચિરંજીવ રહો.’ અયોધ્યાનાં નર નારીઓ, જેમ લક્ષ્મણજીને જોઇ પ્રસન્ન થાય, તેમ ગુહને જોઇને પ્રસન્ન થયાં. ॥ ૩ ॥ એઓ કહેવા લાગ્યાં કે, “જગતમાં આ ગુહ રાજાએ જીવનનો ખરો લાભ લીધો. કારણ કે રામના ભાઈ ભરતજી, એને બાથમાં ઘાલીને મળ્યા.” પોતાનાં ભાગ્યની મોટાઈ સાંભળી સાંભળીને મનમાં પ્રસન્ન થતો ગુહ રાજા, સર્વને પોતાનાં સ્થાનપર લઈ ચાલ્યો. ॥ ૪ ॥

**दो०—सनकारे सेवक सकल, चले स्वामि रुख पाय ॥**
**घर तरु सर बाग वन, वास बनायउ जाय ॥ २०५ ॥**

સઘળા સેવકો કે જે યુદ્ધની તૈયારી કરી, ચારેકોર ઘાટો રોકીને ઉભા હતા, તેઓને ગુહરાજાએ સાનથી સમજાવ્યા. એટલે તેઓ ગુહની આજ્ઞા પામી, ઘાટોને છોડી દઇને વૃક્ષોની નીચે તથા તળાવોના, બાગોના અને વનોના સમીપોમાં ભરતજીની સેનાને વાસ્તે ઘરો તથા ઉતારાઓ બનાવવામાં લાગી ગયા. ॥ ૨૦૫ ॥

**चौ०—शृंगवेर पुर भरत दीख जब । भये सनेह बस अंग शिथिल तब ॥**
**सोहत दिये निषादहि लागू । जनु तनु धरे विनय अनरागू ॥ १ ॥**

इहि विधि भरत सैन सब संगा । दीख जाय जग पावनि गंगा ॥
राम घाट कहँ कीन्ह प्रणामा । भा मन मुदित मिले जनु रामा ॥ २ ॥
करहिं प्रणाम नगर नर नारी । मुदित ब्रह्ममय वारि निहारी ॥
करी मज्जन मांगहिं करजोरी । रामचंद्र पद प्रीति न थोरी ॥ ३ ॥
भरत कहेउ सुरसरी तव रेनु । सकल सुखद सेवक सुरधेनु ॥
जोरि पाणि मांगहिं वर येहू । सीय राम पद सहज सनेहू ॥ ४ ॥

જ્યારે શૃંગવેર પુર જોવામાં આવ્યું, ત્યારે ભરતજી, સ્નેહને વશ થવાથી સઘળાં અંગોમાં શિથિલ થઇ ગયા. અંગો શિથિલ થવાને લીધે, ગુહના ખભા ઉપર હાથ મૂકી, ચાલવા લાગેલા ભરતજી, જાણે દેહધારી વિનય અને દેહધારી સ્નેહ જ હોય એવા શોભવા લાગ્યા. ॥ ૧ ॥ આ પ્રમાણે ભરતજીએ સઘળી સેનાસહિત ચાલ્યા જઇને, જગત્પાવની ગંગાજીનાં દર્શન કર્યા, ત્યાં તેમણે રામ ઘાટને પ્રણામ કર્યા અને પ્રણામ કરતી વખતે જાણે સાક્ષાત્ રામચન્દ્રજી જ મળ્યા હોય એવો તેમના મનમાં આનંદ થયો. ॥ ૨ ॥ ગંગાજીનું બ્રહ્મમય જળ જોવાથી પ્રસન્ન થયેલાં અયોધ્યાનાં નર નારીઓ પ્રણામ કરવા લાગ્યાં અને નાહી નાહી, હાથ જોડીને રામચંદ્રજીનાં ચરણોમાં ઘણો પ્રેમ માગવા લાગ્યાં. ॥ ૩ ॥ ભરતજીએ વિનંતિ કરી કે, ' હે દેવતાઓની નદી ! તમારી રજ સર્વ સુખોને દેનારી છે, અને સેવક લોકોને તો સાક્ષાત્ કામધેનુરૂપ છે. " હું હાથ જોડીને એ જ વરદાન માગું છું કે, ' મને સીતા રામનાં ચરણારવિન્દોમાં સ્વભાવિક અખંડ સ્નેહ રહે. ' ॥ ૪ ॥

दो०—इहि विधि मज्जन भरत करि, गुरु अनुशासन पाय ॥
मातु नहानी जानि सब, डेरा चले लिवाय ॥ २०६ ॥

ભરતજી, એ પ્રમાણે વરદાન માગી, ગુરુની આજ્ઞાથી સ્નાન કરીને ' જ્યારે સઘળી માતાઓ સ્નાન કરી ચૂકી,' એમ જાણવામાં આવ્યું, ત્યારે ડેરાઓ લઇને ત્યાંથી ચાલ્યા.૨૦૬

चौ०—जहँ तहँ लोगन डेरा कीन्हा । भरत शोध सबही कर लीन्हा ॥
गुरु सेवा करि आयसु पाई । राम मातु पहँ गये दोउ भाई ॥ १ ॥
चरण चांपि कहि कहि मृदु वानी । जननी सकल भरत सन्मानी ॥
भाइहि सौंपि मातु सेवकाई । आपु निषादहि लीन्ह बुलाई ॥ २ ॥
चले सखा करसों कर जोरे । शिथिल शरीर सनेह न थोरे ॥
पूछत सखहि सो ठांव दिखाऊ । नेकु नैन मन जरनि जुडाऊ ॥ ३ ॥
जहँ सियराम लषण निशि सोये । कहत भरे जल लोचन कोये ॥
भरत वचन सुनि भयउ विषादू । तुरत तहाँ ले गयऊ निषादू ॥ ४ ॥

સેનાનાં લોકોએ શૃંગવેર પુરની આસપાસ જ્યાં ત્યાં ઉતારાઓ કર્યા અને ભરતજીએ, તે સઘળા ઉતરાઓની તપાસ કરી લીધી, પછી બન્ને ભાઈઓ, ગુરૂની સેવા કરી, તેમની આજ્ઞા લઇને, કૌશલ્યાજીની પાસે ગયા. ॥ ૧ ॥ ભરતજીએ ચરણો ચાંપી, કોમળ

વચનો બોલી બોલીને સઘળી માતાઓને સન્માન આપ્યું. પછી માતાઓની સેવાનું કામ શત્રુઘ્નને સોંપી, પોતે ગુહ રાજાને બોલાવી, ॥ ૨ ॥ હાથવતે તે પરમ મિત્રનો હાથ પકડીને ત્યાંથી ચાલ્યા. ઘણા સ્નેહને લીધે શરીરમાં શિથિલ થઈ ગયેલા ભરતજીએ ગુહને પૂછ્યું કે, " જે સ્થાનમાં રાતે સીતા, રામ અને લક્ષ્મણજી " એ સર્વ સૂતાં હતાં, એ સ્થાન ક્યાં છે ? તે સ્થાન મને દેખાડો, એટલે એ સ્થાનને જોઈને મારાં મનની બળતરાને શાંત કરૂં. " ॥ ૩ ॥ આમ બોલતાં બોલતાં ભરતજીનાં નેત્રોના ખુણાઓમાં જળ ભરાઈ આવ્યું. ભરતજીનાં વચનો સાંભળી, જેના મનમાં ખેદ ઉત્પન્ન થયો એવો ગુહ રાજા, ભરતજીને તે સ્થાનમાં લઈ ગયો કે, ॥ ૪ ॥

दो०—जहँ शिंशुपा पुनीत तरु, रघुवीर किय विश्राम ॥
अति सनेह सादर भरत, कीन्हेउ दण्ड प्रणाम ॥ २०७ ॥

જે શિશમનાં પવિત્ર વૃક્ષની નીચે રામચંદ્રજીએ વિશ્રામ કર્યો હતો. તે શિશમનાં પવિત્ર વૃક્ષવાળાં સ્થળને અત્યંત સ્નેહવાળા ભરતજીએ, ભક્તિપૂર્વક દણ્ડવત્પ્રણામ કર્યાં. ॥ ૨૦૭ ॥

चौ०—कुश साथरी निहारी सुहाई । कीन्ह प्रणाम प्रदक्षिण लाई ॥
चरण रेणु रज आंखिन लाई । बनै न कहत प्रीति अधिकाई ॥ १ ॥
कनक बिन्दु दुई चारिक देखे । राखे शीश सीय सम लेखे ॥
सजल विलोचन हृदय गलानी । कहत सखा सन वचन सुवानी ॥ २ ॥
श्रीहत सीय विरह द्युति हीना । यथा अवध नर नारि मलीना ॥
पिता जनक देउ पटतर केही । कर तल भोग योग जग जेही ॥ ३ ॥
श्वशुर भानु कुल भानु सुआलू । जेहि सिहात अमरावति पालू ॥
प्राण नाथ रघुनाथ गुसांई । जो बड होंत सो राम बडाई ॥ ४ ॥

ભરતજીએ, એ સ્થલમાં સુંદર દર્ભમય શય્યાનાં દર્શન કરી, પ્રદક્ષિણા ફરીને પ્રણામ કર્યાં અને રામનાં ચરણનો સ્પર્શ પામેલી તે સ્થલની રજને પોતાની આંખ્યોપર લગાવી. આ સમયનાં પ્રીતિની અધિકતાનું મારાથી વર્ણન કરી શકાતું નથી, ॥ ૧ ॥ એ શય્યામાં સીતાજીનાં વસ્ત્રની સોનેરીના બેચાર તારના ટુકડા વળગી રહ્યા હતા, તેઓને જોઈ, સીતાજી સમાન ગણીને ભરતજીએ, પોતાને માથે ચઢાવ્યા. જેમનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું અને હૃદયમાં ગ્લાનિ ઉત્પન્ન થઈ, એવા ભરતજી, કોમળ વાણીથી ગુહ રાજાને કહેવા લાગ્યા કે, ॥ ૨ ॥ "જેમ અયોધ્યાનાં નર તથા નારીઓ, રામના વિરહથી નિસ્તેજ અને શોભા વગરના થઈ ગયાં છે. તેમ આ સોનેરીના તારો પણ સીતાજીના વિરહથી નિસ્તેજ અને શોભા વગરના થઈ ગયા છે. જનક રાજા કે જેને કોઈ પણ ઉપમા દઈ શકાય નહીં, એવા છે અને યોગ તથા જગત્સંબંધી ભોગ પણ જેના હાથમાં છે. ॥ ૩ ॥ તેનાં પુત્રી, ઈંદ્ર પણ તેની પ્રશંસા કરે છે એવા સૂર્યવંશી દશરથ રાજાનાં વહુ કે જેણે આપેલી મોટાઈથી જ દેવ આદિ લોકો મોટા થયા છે તથા થાય છે એવા રામચંદ્રજી મહારાજનાં પત્ની અને. ॥ ૪ ॥

दो०–पति देवता सुतीय मणि, सीय साथरी देखि ॥
विदरत हृदय न हहरि मम, पविते कठिन विशेखि ॥ २०८ ॥

પતિવ્રતા સ્ત્રીઓમાં શિરોમણિરુપ સીતાજીની આ શય્યાને જોઇને પણ હાય! હાય! મારૂં હૃદય ફાટી પડતું નથી તેથી જણાય છે કે, આ હૃદય વજ્ર કરતાં પણ વધારે કઠણ છે. ॥ ૨૦૮ ॥

चौ०–लालन योग लषण लघु लोने । भये न भाई अस अहहिं न होने ॥
पुर जन प्रिय पितु मातु दुलारे । सिय रघुवीरहिं प्राण पियारे ॥ १ ॥
मृदु मूरति सुकुमार स्वभाऊ । तात बाउ तनु लागि न काऊ ॥
ते बन बसहिं विपति सब भांती । निदरे कोटि कुलिश यह छाती ॥ २ ॥
राम जनमि जग कीन्हे उजागर । रुप शील सुख सब गुण आगर ॥
पुरजन परिजन गुरु पितु माता । राम स्वभाव सबहिं सुख दाता ॥ ३ ॥
वैरिउ राम बडाई करहीं । बोलनि मिलनि विनय मन हरहीं ॥
शारद कोटि कोटि शत शेषा । करि न सकहिं प्रभु गुण गण लेखा ॥४॥

લાડ કરવા યોગ્ય અને રુપાળા એવા મારા નહાના ભાઈ લક્ષ્મણજી, કે જેના જેવો ભાઈ થયો નથી તથા થવાનો પણ નથી, જેના ઉપર શેહેરનાં લોકોને પરમ પ્રીતિ છે, જેને માતા પિતા બહુજ લાડ લડાવતાં હતાં, જે સીતાને તથા રામચંદ્રજીને પ્રાણથી પણ અધિક પ્યારા છે, ॥ ૧ ॥ જે કોમળ શરીરવાળા તથા સુકુમાર સ્વભાવવાળા છે, અને જેના શરીરને કદી ગરમ પવન પણ લાગ્યો નથી, તે લક્ષ્મણજી, સર્વ પ્રકારની વિપત્તિઓને સહન કરીને મારે સારૂ વનમાં વસે છે. હાય! હાય! આ મારી છાતી કઠણપણામાં કરોડ વજ્રનો પણ તિરસ્કાર કરે એવી છે. ॥ ૨ ॥ પ્રભુ રામચન્દ્રજી કે જેણે જન્મીને જગતને કલ્યાણમય કર્યું છે, જે પોતે રુપ, શીલ તથા સુખ આદિ ગુણોથી સર્વોત્કૃષ્ટ છે, જેનો સ્વભાવ શહેરનાં લોકોને, પરિજનોને, ગુરૂઓને, માતાપિતાને તથા સર્વને સુખદાયી છે, ॥ ૩ ॥ વૈરીઓ પણ જેની પ્રશંસા કરે છે, જેનું બોલવું, મળવું તથા વિનય, મનનું હરણ કરનાર છે, જેના ગુણોના સમૂહોનું લેખું કરોડ સરસ્વતીથી કે સો કરોડ શેષ નાગોથી પણ કરી શકાય એમ નથી. ॥ ૪ ॥

दो०–सुख स्वरुप रघुवंश मणि, मंगल मोद निधान ॥
ते सोवत कुश डासि महि, विधि गति अति बलवान ॥ २०९ ॥

અને જે પોતે સુખસ્વરૂપ છે તથા મંગલના અને આનંદના ભંડારરૂપ છે, તે રામચન્દ્રજી, પૃથ્વી ઉપર દર્ભ બીછાવીને શયન કરે છે. અહો! દૈવની ગતિ અતિ બળવાન છે. ॥ ૨૦૯ ॥

चौ०–राम सुना दुख कानन काऊ । जीवन तरु जिमि जुगवत राऊ ॥
पलक नयन फणिमणिजेहि भांती । जुगवहिं जननि सकल दिन राती ॥ १ ॥
ते अब फिरत बिपिन पदचारी । कंद मूल फल फूल अहारी ॥

धिक कैकेयी अमंगल मूला । भयासि प्राण प्रीतम प्रतिकूला ॥ २ ॥
मैं धिक् धिक् अघउदधि अभागी । सब उत्पात उभय जेहि लागी ॥
कुल कलंक करि सृजेउ विधाता । साइँ द्रोह मोहिं कीन्ह कुमाता ॥ ३ ॥
सुनि सप्रेम समुझाय निषादू । नाथ करिय कत वादि विषादू ॥
राम तुमहिं प्रिय तुम प्रिय रामहिं । यह निर्जोस दोष विधि वामहिं ॥ ४ ॥

રામચંદ્રજી કે જેણે કદી કાનથી પણ દુઃખ સાંભળ્યું ન હતું, જેને દશરથ રાજા જીવનનાં વૃક્ષની પેઠે સંભાળતા હતા અને સઘળી માતાઓ, જેમ પાંપણો નેત્રોનું રક્ષણ કરે તથા સર્પો મણિનું રક્ષણ કરે, તેમ રાત દિવસ જેનું રક્ષણ કરતી હતી, ॥ ૧ ॥ તે રામચંદ્રજી, હમણાં જંગલોમાં પગે પાળા ફરે છે અને કંદ,મૂળ, ફળ તથા ફૂલ, એઓનો આહાર કરે છે. સર્વ અમંગલોનાં મૂલરૂપ કૈકેયીને ધિક્કાર છે, કે જે પોતાના પ્રાણનાથ દશરથ રાજાથી પણ પ્રતિકૂલ થઈ. ॥ ૨ ॥ હું કે જે પાપોના સમુદ્રરૂપ તથા અભાગિયો છું, તેને પણ ધિક્કાર છે કે જેને વાસ્તે આ સઘળો ઉત્પાત થયો છે અને વિધાતાએ કુલના કલંકરૂપ જ ઉત્પન્ન કર્યો છે. મારી દુષ્ટ માતાએ મને સ્વામી દ્રોહી બનાવી દીધો છે." ॥ ૩ ॥ આ પ્રમાણે ભરતજીનો વિલાપ સાંભળીને ગુહરાજાએ, તેમને સમજાવ્યા કે, "હે નાથ ! આપ શા માટે વ્યર્થ ખેદ કરો છો ? રામ, તમને પ્રીય છે, અને તમે, રામને પ્રીય છો, એ વાત અવશ્ય[૧] છે. આ દોષ બીજા કોઈનો નથી પણ કેવળ પ્રતિકૂલ થયેલી વિધાતાનો જ છે. ॥ ૪ ॥

छं०–विधि वामकी करणी कठिन जेहि मातु कीन्ही बावरी ॥
तेहि राति पुनि पुनि करहिं प्रभु सादर सराहन रावरी ॥
तुलसी न तुमसों राम प्रीतम कहतहौं सौंहें किये ॥
परिणाम मंगल जानि अपने आनिये धीरज हिये ॥ ८ ॥

પ્રતિકૂલ થયેલી વિધાતાની કરણી જ કઠણ, કે જેણે તમારી માતાને બાવરી બનાવી દીધી, રામ અહીં હતા, તે રાતે વારંવાર પ્રેમપૂર્વક આપનાં વખાણ કરતા હતા. રામને તમારા સમાન બીજો કોઈ પણ અત્યંત પ્રિય નથી, એ હું સોગંદ ખાઈને કહું છું. પરિણામે સારૂં જ થશે, એમ જાણીને આપના હૃદયમાં ધીરજ ધરો. ॥ ૮ ॥

सो०–अंतर्यामी राम, सकुच सप्रेम कृपायतन ॥
चलिय करिय विश्राम, यह विचार दृढ आनि मन ॥ ८ ॥

રામ અંતર્યામી છે, સંકોચવાળા છે, પ્રેમવાળા છે અને કૃપાના ઘરરૂપ છે, માટે કશી ચિન્તા નથી, એવો દૃઢ નિશ્ચય ધરીને ચાલો અને વિશ્રામ કરો." ॥ ૮ ॥

चौ०–सखा वचन सुनि उर धरि धीरा । वास चलै सुमिरत रघुवीरा ॥
यह सुधि पाय नगर नर नारी । चले विलोकन आरत भारी ॥ १ ॥

[૧] મૂલમાં 'નિર્દોષ' એવો પણ પાઠ છે. તેનો અર્થ એવો કરવો કે, રામ તમને પ્રિય છે અને તમે રામને પ્રિય છો, એ વાત નિર્દોષ છે.

परदक्षिण करि करहिं प्रणामा । देहिं कैकेयिहि खोरि निकामा ॥
भरि भरि वारि विलोचन लेहीं । वाम विधात हि दूषण देहीं ॥ २ ॥
एक सराहहिं भरत सनेहू । कोउ कह नृपति निबाहेउ नेहू ॥
निंदहिं आप सराहि निषादहिं । कोकहि सकै विमोह विषादहिं ॥ ३ ॥
इहि विधिरातिलोग सब जागा । भाभिनुसार गुदारा लागा ॥
गुरुहि सुनाव चढाइ सुहाई । नइ नाव सब मातु चढाई ॥ ४ ॥
दंड चारि महँ भे सब पारा । उतरि भरत तब सबहि सँभारा ॥०॥

ભરતજી મિત્રના વચનો સાંભળી હૃદયમાં ધીરજ ધરી, રામનું સ્મરણ કરતા કરતા ઉતારા તરફ ચાલ્યા. 'રામચંદ્રજીની શય્યા હજુ સુધી આબાદ છે, અને તે ભરતજીએ જોઈ,' એવી ખબર મળવાથી નગરનાં સર્વે નર નારીઓ બહુજ આર્ત થઈને, તે શય્યાને જોવા વાસ્તે ગયાં. ॥ ૧ ॥ સર્વે માણુસો શય્યાને જોઈ, પ્રદક્ષિણાઓ કરી કરીને પ્રણામ કરવા લાગ્યાં કૈકેયીને અત્યંત દોષ દેવા લાગ્યાં અને નેત્રોમાં પાણી લાવી લાવીને વિપરીત વિધાતાને પણ દૂષણ દેવા લાગ્યાં, એવામાં કેટલાએક ભરતના સ્નેહી પ્રશંસા કરવા લાગ્યા, કેટલાએક દશરથ રાજાએ સ્નેહનો નિર્વાહ કર્યાની વાતો કરવા લાગ્યા અને કેટલાએક પોતાની નિન્દા કરીને ગુહના વખાણ કરવા લાગ્યા. 'આ સમયના મોહનું એદનું કયો કવિ વર્ણન કરી શકે?' આ પ્રમાણે સર્વે લોકો આખી રાત જાગ્યાં ॥ ૩ ॥ પ્રાતઃકાલ થતાંજ સેનાની રીતિ પ્રમાણે સરસામાન ઉપાડી લઈને ઉતારાના પ્રદેશો સળગાવી દેવામાં આવ્યા. ગુરુને સુંદર મછવામાં ચઢાવીને પછી નવા મછવાઓમાં સઘળી માતાઓને ચઢાવી. ॥ ૪ ॥ ચાર ઘડીમાંજ સર્વે લોક ગંગાજીને ઉતરીને પાર થયાં. ભરતજીએ સામે કાંઠે ઉતરીને સર્વની સંભાળ કરી લીધી. ॥ ૪ ॥ ૦ ॥

दो०—प्रात क्रिया करि मातु पद, वंदि गुरुहि शिर नाय ॥
आगे किये निषाद गण, दीन्हेउ कटक चलाय ॥ २१० ॥

ભરતજીએ પ્રાતઃકાલની ક્રિયાઓ કરી લઈ, માતાઓનાં ચરણોમાં પ્રણામ કરી, ગુરુને દંડવત્ કરી અને ભિલ્લ લોકોને આગળ કરીને સેના ચલાવી દીધી. ॥ ૨૧૦ ॥

चौ०—कियउ निषाद नाथ अगु आई । मातु पालकी सकल चलाई ॥
साथ बुलाइ भाई लघु लीन्हा । विप्रन साहित गमन गुरु कीन्हा ॥ १ ॥
आप सुरसरिहि कीन्ह प्रणामू । सुमिरे लषण सहित सिय रामू ॥
गमने भरत पया देहि पाये । कोतल संग जाहिं दुरि आये ॥ २ ॥
कहहिं सुसेवक बारहिं बारा । होइय नाथ अश्व असवारा ॥
राम पया देहि पाँव सिधाये । हम कहँ रथ गज वाजि न भाये ॥ ३ ॥
शिर भर जाऊँ उचित असमोरा । सबते सेवक धर्म कठोरा ॥
देखि भरत गति सुनि मृदुवानी । सब सेवक गण करहिं गलानी ॥ ४ ॥

ભિલ્લોના રાજા ગુહને આગેવાન કરીને માતાઓની સઘળી પાલખીઓને ચાલતી કરી. શત્રુઘ્નને પોતાની સાથે લઇ, બ્રાહ્મણો સહિત રવાના થયા. ॥ ૧ ॥ ભરતજી, ગંગા-

જીને પ્રણામ કરી, લક્ષ્મણ સહિત સીતા રામનું સ્મરણ કરી, પગે પાળાજ ચાલ્યા. સેવક લોકો કોતલ ઘોડાને દોરીને ભરતજીની સાથે ચાલ્યા. "હે નાથ ! ઘોડાપર સ્વાર થાઓ." ॥ ૨ ॥ એમ સેવક લોકો વારંવાર કહેવા લાગતાં, ભરતજીએ, તેઓને કહ્યું કે, "રામચંદ્રજી અહીંથી પગે પાળાજ સધાવ્યા છે, માટે અમને રથ ઘોડા કે હાથી શોભે નહીં. ॥ ૩ ॥ તે માટે અહીંથી માથાભર ચાલવું જોઇએ. કેમ કે, સર્વ ધર્મોથી સેવકનો ધર્મ કઠણ છે. પણ માથાથી ચાલી શકાયજ નહિ તો શો ઉપાય ?" ભરતજીની સ્થિતિને જોઇને તથા તેમની કોમળ વાણી સાંભળીને, સઘળા સેવકો મનમાં ગ્લાનિ પામ્યા. ॥૪॥

**दो०—भरत तीसरे पहर कहँ, कीन्ह प्रवेश प्रयाग ॥**
**कहत राम सिय राम सिय, उमगि उमगि अनुराग ॥ २११ ॥**

ત્રીજે પહોર થતાં ભરતજી પ્રયાગમાં પહોંચ્યા અને સ્નેહથી ઉમંગી ઉમંગીને 'સીતા રામ, સીતા રામ,' એમ બોલવા લાગ્યા. ॥ ૨૧૧ ॥

**चौ०—झलका झलकत पाँयन कैसे । पंकज कोस ओस कण जैसे ॥**
**भरत पयादेहि आये आजू । भये दुखित सुनि सकल समाजू ॥ १ ॥**
**खबरि लीन्ह सब लोग अन्हाये । कीन्ह प्रणाम त्रिवेणी आये ॥**
**सविधि सिता सित नीर अन्हाने । दिये दान महिसुर सन्माने ॥ २ ॥**
**देखत श्यामल धवल हिलोरे । पुलक शरीर भरत कर जोरे ॥**
**सकल कामप्रद तीरथ राऊ । वेद विदित जग प्रगट प्रभाऊ ॥ ३ ॥**
**माँगों भीख त्याग निज धरमू । आरत काहि न करहिं कुकरमू ॥**
**अस जिय जानि सुजान सुदानी । सफल करो जग याचक वानी ॥ ४ ॥**

જોડા વગર ચાલવાને લીધે ભરતજીના ચરણોમાં પડેલા ફોડલાઓ, જાણે કમળના પોટાઓની ઉપર તુષારનાં બિન્દુઓ હોય એવા શોભવા લાગ્યા. 'આજ ભરતજી પ્યાદા ચાલ્યા આવ્યા,' એ વાત સાંભળીને સઘળા સમાજના મનમાં દુઃખ ઉત્પન્ન થયું. ॥ ૧ ॥ ભરતજીએ આવીને ખબર લીધી, તે સમયે સર્વે લોકો, ત્રિવેણીમાં નાહી ચૂક્યાં હતાં. ભરતજીએ ત્રિવેણીની પાસે આવીને પ્રણામ કર્યા. ગંગાજીના તથા યમુનાજીના સંગમના જળમાં વિધિપૂર્વક સ્નાન કર્યું અને દાનો આપીને બ્રાહ્મણોનું સન્માન કર્યું. ॥ ૨ ॥ ગંગાજીનાં ધોળાં અને યમુનાજીનાં શ્યામ કલ્લોલોને જોઈ, શરીરમાં રોમાંચિત થઈ ગયેલા ભરતજીએ, બે હાથ જોડીને પ્રાર્થના કરી કે, "હે તીર્થરાજ ! હે સઘળી કામનાઓને પૂર્ણ કરનારા ! હે વેદમાં તથા લોકમાં પ્રખ્યાત પ્રભાવવાળા ! ॥ ૩ ॥ હું પોતાના ધર્મનો ત્યાગ કરીને તમારી પાસે ભીખ[1] માગું છું. 'દુઃખી માણસ કયું કુકર્મ ન કરે ?' એમ

[1] ક્ષત્રિયને જો કે ભીખ માગવાનો ધર્મશાસ્ત્રમાં નિષેધ છે, તોપણ सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज, એ શ્રીમદ્ભગવદ્ગીતામાંનાં વચન પ્રમાણે ભરતજી ક્ષત્રિય ધર્મનો ત્યાગ કરીને કેવળ શરણ વગેરે ગતિનીજ ભીખ માગે છે, તેથી કશો દોષ નથી. અથવા ગુરુએ રાજ્યગાદીપર બેસવાની આજ્ઞા કરી હતી, તેને પાળવારૂપ પોતાના ધર્મનો ત્યાગ કરીને બીજી કશી નહિ પણ શરણાગતિની ભીખ માગે છે, માટે કશો દોષ નથી.

જાણીને આ યાચકની ( મારી ) વાણીને જગતમાં સફલ કરો. તમે સુજાણ છો અને મહાદાની છો. ॥ ૪ ॥

दो०–अर्थ न धर्म काम रुचि, गति न चहौं निर्वाण ॥
जन्म जन्म रति राम पद, यह वरदान न आन ॥ २१२ ॥

મને ધનમાં, ધર્મમાં કે કામમાં રૂચી નથી. તેમ હું મોક્ષ પદની પણ ઇચ્છા કરતો નથી.[1] મને જન્મોજન્મમાં રામનાં ચરણારવિન્દમાં રુચી થાય, એજ વરદાન જોઇએ છીએ. બીજું કશું જોઈતું નથી. ॥ ૨૧૨ ॥

चौ०–जानहिं राम कुटिल करी मोही । लोग कहैं गुरु साहब द्रोही ॥
सीता राम चरण रति मोरे । अनु दिन बढै अनुग्रह तोरे ॥ १ ॥
जलद जन्म भरि सुरति विसारे । याचत जल पवि पाहनडारे ॥
चातक रटनि घटे घटि जाई । बढै प्रेम सब भांति भलाई ॥ २ ॥
कनकहि बान चढै जिमि दाहे । तिमि प्रीतम पद नेम निबाहे ॥
भरत वचन सुनि मांज त्रिवेनी । भई मृदु वाणि सुमंगल देनी ॥ ३ ॥
तात भरत तुम सब विधि साधु । राम चरण अनुराग अगाधु ॥
वादि गलानि करहु मनमाहीं । तुम सम रामहिं प्रिय कोउ नाहीं ॥ ४ ॥

રામ મને કુટિલ જાણે, લોકો મને ગુરુ સાહેબનો દ્રોહી[2] કરે, તો પણ ભલે પરંતુ તમારા અનુગ્રહથી મને દિવસે દિવસ સીતા રામનાં ચરણોમાં પ્રીતિ વધ્યા કરે[3], એટલીજ ઇચ્છા છે. ॥ ૧ ॥ જો કદાચ મેઘ જન્મ ભરમાં બપૈયાને ભૂલીજ જાય અને બપૈયો જળ માગે, ત્યારે પણ વજ્ર જેવા કરા ફેંકે, કે જેઓથી બપૈયાનાં અંગો પણ ત્રૂટી જાય, તોપણ બપૈયો, જો પોતાની મેઘ ઉપરની પ્રીતિને ઓછી કરે, તો સ્નેહની પદ્ધતિ ઓછી થઈ જાય છે, માટે મેઘ તરફથી ગમે તેવું સંકટ પડતાં છતાં પણ, બપૈયો મેઘ તરફ પોતાની પ્રીતિને વધારતો જાય, ॥ ૨ ॥ તેમાંજ સર્વ પ્રકારે બપૈયાની ઉત્તમતા છે. તેમ પ્રભુ તરફથી ગમે તેવો અનાદર થાય તથા ગમે તેવાં સંકટો દેવામાં આવે, તોપણ સેવક, પ્રભુ ઉપરની પોતાની પ્રીતિને ઓછી નહિ કરતાં વધારતો જાય, તો તેમાં સેવકની શોભા છે. જેમ જેમ સુવર્ણને અગ્નિ વધારે વધારે બાળે છે, તેમ તેમ સુવર્ણ વધારે વધારે રંગ લેતું જાય છે. તેમ પ્રભુ જેમ જેમ વધારે કષ્ટ આપે, તેમ તેમ સેવકે, વધારે વધારે ભક્તિ કરવી જોઈએ. પ્રભુના ચરણમાં ધરેલા પ્રેમનો નિર્વાહ કરવાની એજ પદ્ધતિ છે." ભરતજીનાં વચનો સાંભળી, ત્રિવેણીમાંથી મંગલદાયી કોમળ વાણી પ્રકટ થઈ કે, ॥ ૩ ॥ "હે તાત ! હે ભરત તમે સર્વ પ્રકારે સાધુ છો. તમને રામના ચરણોમાં અગાધ પ્રેમ છે. મનમાં વ્યર્થ ગ્લાનિ કરવી છોડી દો. રામને તમારા સમાન કોઈ પણ પ્રિય નથી. ॥ ૪ ॥

૧ અત્યંત નિષ્કામપણાથી સેવા કરવી, એ સેવકનો ધર્મ અહીં દેખાડયો છે. ૨ ગુરુની આજ્ઞા માની નહિ તેથી મને ગુરૂદ્રોહી પણ ભલે કહે. ૩ 'રામ મારાપર પ્રસન્ન થાય,' એવું નહિ માગતાં, રામના ચરણોમાં પ્રીતિ માગી, તેનું કારણ એ છે કે, સેવકે સ્વામીની પોતા ઉપર રૂચિની પણ ઇચ્છા નહિ રાખતાં, સ્વામી ઉપર અત્યંત ભાવ રાખવો, એ સેવકનો પરમ ધર્મ છે.

दो०—तनु पुलके हिय हर्ष मुनि, वेणि बाचन अनुकूल ॥
भरत धन्य कहि धन्य कहि, नभ सुर वर्षहिं फूल ॥ २१३ ॥

ત્રિવેણીમાંથી નીકળેલાં અનુકૂલ વચનો કાને પડતાં, ભરતજીનું શરીર રોમાંચિત થઇ ગયું અને મન હર્ષથી વ્યાપ્ત થઈ ગયું. દેવતાઓ, 'ભરતજીને ધન્ય છે, ધન્ય છે,' એમ કહી કહીને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૨૧૩ ॥

चौ०—प्रमुदित तीरथराज निवासी । वैखानस सब गृही उदासी ॥
कहहिं परस्पर मिलि दश पांचा । भरत सनेह शील शुचि सांचा ॥ १ ॥
सुनत राम गुण गान सुहाये । भरद्वाज मुनिवर पहँ आये ॥
दंड प्रणाम करत मुनि देखे । मूरतिवंत भाग्य निज लेखे ॥ २ ॥
धाय उठाय लाय उर लीन्हे । दीन्ह अशीश कृतारथ कीन्हे ॥
आसन दीन्ह नाय शिर बैठे । चहत सकुच गृह जनु भजि पैठे ॥ ३ ॥
मुनि पूछव कछु यह बड शोचू । बोले ऋषि लखि शील सँकोचू ॥
सुनहु भरत हम सब सुधिपाई । विधि करतब पर कछु न बसाई ॥ ४ ॥

પ્રયાગમાં રહેનારા સર્વ વાનપ્રસ્થો, ગૃહસ્થો અને સંન્યાસીઓ, ત્રિવેણીની વાણી સાંભળીને તથા ભરતની ભક્તિ જોઇને રાજી થયા અને દશ, પાંચ મળીને પરસ્પરમાં કહેવા લાગ્યા કે, 'ભરતની પ્રીતિ, સુશીલતા અને પવિત્રતા ખરેખરાં છે.' ॥૧॥ ભરતજી, રામના ગુણોનાં સુંદર ગાયનો સાંભળતા સાંભળતા ભરદ્વાજ મુનિની પાસે આવ્યા. દંડવત્પ્રણામ કરતા ભરતજીને જોઈ, ભરદ્વાજે તો તેમને પોતાના દેહધારી ઉત્તમ ભાગ્યરુપજ માન્યા. ॥ ૨ ॥ ભરદ્વાજે દોડી પહોંચી, ભરતજીને પૃથ્વી ઉપરથી ઉઠાડી લઇ, પોતાની છાતીમાં લીધા અને આશીર્વાદ દઇને કૃતાર્થ કર્યા તથા આસન આપ્યું. જેમ નરસું કામ કરીને ઘરમાં ભાગી આવેલો બાલક, માતા, પિતાની પાસે, 'તે કાંઈ ન પૂછે, તો ઠીક,' એવી ઇચ્છાથી માથું નીચું કરીને બેસે, તેમ ભરતજી ભરદ્વાજની પાસે માથું નીચું કરીને બેઠા. ॥ ૩ ॥ 'ભરદ્વાજ મુનિ કાંઇક પૂછશે તો કેમ થશે ?' એવી ભરતજીના મનમાં મોટી ચિન્તા હતી. ભરદ્વાજ મુનિ ભરતજીનાં શીલને અને સંકોચને જોઇને બોલ્યા કે, 'હે ભરતજી ! સાંભળો, મને સઘળી ખબર મળી છે. દૈવનાં કર્તવ્ય ઉપર કોઇનું કશું પણ ચાલતું નથી. ॥ ૪ ॥

दो०—तुम गलानि जिय जानि करहु, समुझि मातु करतूति ॥
तात केकयिहि दोष नहिं, गई गिरा मति धूति ॥ २१४ ॥

હે તાત ! તમારી માતાનું કર્તવ્ય સમજીને અંતઃકરણમાં ગ્લાનિ ધરો માં, કેમ કે, એમાં કૈકેયીનો દોષ નથી. સરસ્વતી, કૈકેયીની બુદ્ધિને બગાડી ગઈ હતી. ॥ ૨૧૪ ॥

चौ०—यहहु कहत भल कहहु न कोऊ । लोक वेद बुध संमत दोऊ ॥
तात तुम्हार विमल यश गाई । पाइहि लोकहु वेद बडाई ॥ १ ॥
लोक वेद सम्मत सब कहई । जेहि पितु राज्य देइ सोइ लहई ॥
राउ सत्य व्रत तुम्हहिं बुलाई । देत राज्य सुख धर्म बडाई ॥ २ ॥

राम गमन वन अनरथ मूला । जो सुनि सकल विश्व भै शूला ॥
सो भावी वश रानि अयानी । कर कुचाली अंतहु पछितानी ॥ ३ ॥
तहँउ तुह्मार अल्प अपराधू । कहै सो अधम अयान असाधू ॥
करतेउ राज्य तुमहिं नहि दोषू । रामहिं होत सुनत संतोषू ॥ ४ ॥

મહારાજ દશરથ, રામને વનવાસ નહીં આપતાં ફક્ત તમને રાજ્ય લેવાનું કહેત, તો તે વાતને કોણ યોગ્ય ન કહેત ? કેમ કે, પિતા સ્વતંત્ર હોવાને લીધે નહાના પુત્રને પણ રાજ્ય આપી શકે છે, અને મોટા પુત્રને પણ રાજ્ય આપી શકે છે, ॥ ૧ ॥ એ બન્ને વાત લોક સંમત છે, વેદ સંમત છે, અને વિદ્વજ્જન સંમત પણ છે. પરન્તુ હે તાત ભરતજી ! તમે પ્રાપ્ત થયેલાં રાજ્યને પણ છોડી દઈ, રામની સેવા કરવા માગો છો, માટે લોક તથા શાસ્ત્ર પણ તમારા નિર્મલ યશને ગાઇને ઉત્કર્ષ પામશે. પિતા, જે પુત્રને રાજ્ય આપે, તે પુત્ર રાજ્ય લે, એ વાત લોક સંમત છે અને વેદ સંમત પણ છે, એમ સર્વ પંડિતો કહે છે. સત્યવાદી મહારાજ દશરથ, તમને બોલાવીને રાજ્ય દેત, તોપણ સુખની અને ધર્મની વૃદ્ધિ થાત, એ વાત નિસ્સંશય છે. ॥ ૨ ॥ પરન્તુ રામનું વનમાં જવું થયું, એ અનર્થનું મૂળ થયું, કે જે સાંભળવાથી સર્વ જગતમાં પીડા વ્યાપી રહી છે. તમને રાજ્ય અપાવ્યું હોત, તો તેમાં કૈકેયીએ કશી કુચાલ કરી કહેવાત નહિ, પણ તે અજ્ઞાન રાણીએ ભાવીના કબજામાં આવી જઇને, રામને વનવાસ અપાવ્યો, એ કુચાલ કરી કહેવાય છે, કે જે કુચાલથી પરીણામે, તેને પણ પસ્તાવું પડ્યું છે. ॥ ૩ ॥ આમાં જેઓ તમારો અલ્પ અપરાધ પણ ગણે, તેઓ અધમ, અજ્ઞાન અને અસાધુજ ગણાય. તમે રાજ્ય કરત, તોપણ તમારો કશો દોષ ન ગણાત અને રામ પણ એ વાત સાંભળીને રાજી થાત. ॥ ૪ ॥

दो०—अब अति कीन्हे भरत भल, तुमहिं उचित मत एहु ॥
सकल सुमंगल मूल जग, रघुबर चरण सनेहु ॥ २१५ ॥

હે ભરતજી ! તમે હમણાં જે વિચાર કર્યો છે, તે તો વળી બહુજ સારો છે, અને તમને એવો વિચારજ ઘટે છે. રામચંદ્રજીનાં ચરણોમાં સ્નેહ રાખવો, એ જગતમાં સઘળાં સુમંગળોનું મૂળ છે. ॥ ૨૧૫ ॥

चौ०—सो तुह्मार धन जीवन माना । भूरि भाग्य को तुमहिं समाना ॥
यह तुह्मार आचरज न ताता । दशरथ सुवन राम प्रिय भ्राता ॥ १ ॥
सुनहु भरत रघुपति मनमांहीं । प्रेम पात्र तुम सम कोउ नाहीं ॥
लषण राम सीतहि अति प्रीति । निशि सब तुमहिं सराहत बीति ॥ २ ॥
जाना मर्म अन्हात प्रयागा । मगन होहिं तुह्मरे अनुरागा ॥
तुम पर अस सनेह रघुवरके । सुख जीवन जग जश जड नरके ॥ ३ ॥
यह न अधिक रघुवीर बडाई । प्रणत कुटुम्ब पाल रघुराई ॥
तुम तौ भरत मोर मत येहू । धरे देह जनु रामसनेहू ॥ ४ ॥

એ પ્રેમનેજ તમે, તમારા ધનરૂપ, જીવનરૂપ અને પ્રાણરૂપ ગણો છો, માટે તમારા જેવો બીજો કોણ મહાભાગ્યશાળી છે? હે તાત! તમે કે જે દશરથના પુત્ર અને રામના પ્રિય ભાઈ છો, તેમને રામનાં ચરણોમાં આવો પ્રેમ હોય, એ કાંઈ આશ્ચર્ય ગણાય નહિ. ॥ ૧ ॥ હે ભરતજી! સાંભળો. રામચંદ્રજીના મનમાં પણ તમારા જેવો પ્રેમના પાત્રરૂપ બીજો કોઇ નથી. અહીં લક્ષ્મણ, રામ અને સીતા એઓની આખી રાત, અત્યંત પ્રેમથી તમારા વખાણ કરતાં કરતાંજ વીતી ગઈ હતી. ॥ ૨॥ નિત્ય પ્રયાગસ્નાન કરવાને લીધે, મારૂં મન નિર્મળ થયું છે, તેથી મેં તમારા ઉપરની રામની પ્રીતિનું તત્ત્વ જાણ્યું છે, કે રામ તમારા ઉપરના પ્રેમમાંજ મગ્ન છે. અથવા રામ પ્રયાગ સ્નાન કરતા હતા, તે સમયે કોઈ બ્રાહ્મણે जंबूद्वीपे भरतखंडे એવા સંકલ્પ વાક્યનું ઉચ્ચારણ કરતાં, તેમાં તમારાં નામનો સંબંધ આવવાથી, રામ તમારા ઉપરના પ્રેમમાં મગ્ન થઈ ગયા હતા, તેથી મેં તમારા ઉપરની રામની પ્રીતિનું તત્વ જાણ્યું છે. જેવો જગતમાં અજ્ઞાની પ્રાણીઓને વિષય સુખ ઉપર અને જીવવા ઉપર સ્નેહ હોય છે, તેવોજ રામને તમારા ઉપર સ્નેહ છે. ॥ ૩ ॥ તમે કે જે ભાઇ છો, તેમના ઉપર રામચંદ્રજી એવા પ્રેમનું પાલન કરે છે, એ કાંઈ મોટી વાત નથી. કેમ કે, રામચંદ્રજી તો ભક્ત ઉપર પણ અને ભક્તજનના કુટુંબ ઉપર પણ એવાજ પ્રેમનું પાલન કરનારા છે. હે ભરતજી! મને તો એમ લાગે છે કે, તમે તો જાણે રામચંદ્રજીના સાક્ષાત્ દેહધારી સ્નેહજ બનેલા હો એવા છો. ॥ ૪ ॥

दो०—तुम कोह भरत कलंक यह, हम सबको उपदेश ॥
रामभक्ति रस सिद्ध हित, भा यह समय गणेश ॥ २१६ ॥

હે ભરતજી! તમારા ઉપરનો મિથ્યા કલંક અમને સર્વને આ સમયમાં ભક્તિમાર્ગના ઉપદેશરૂપ થયો છે અને રામભક્તિરૂપ રસની સિદ્ધિને વાસ્તે સિદ્ધગણેશરૂપ[1] થયો છે. (તમારા ઉપર આ મિથ્યા કલંક ન આવ્યો હોત તો ભક્તિમાર્ગ કેવો છે? અને ભક્તિની સિદ્ધિ કેમ થાય? એ વાત અમારા જાણવામાં જ ન આવત.) ॥ ૨૧૬ ॥

चौ०—नव विधु विमल तात यश तोरा । रघुवर किंकर कुमुद चकोरा ॥
उदय सदा अथ इहि कब हूँना । घटहि न जग नभ दिन दिन दूना ॥१॥
कोक विलोकि प्रीति अति करहीं । प्रभु प्रताप रवि छबि हि न हरहीं ॥
निशि दिन सुखद सदा सब काहू । ग्रसहि न केकयि कर तब राहू ॥ २ ॥
पूरण राम सप्रेम पियूषा । गुरु अपमान दोष नहिं दूषा ॥
रामभक्ति अब अमिय अघाहू । कीन्हेउ सुलभ सुधा वसुधाहू ॥ ३ ॥
भूप भगीरथ सुरसरि आनी । सुमिरत सकल सुमंगल खानी ॥
दशरथ गुण गण वरणि न जाहीं । अधिक कहा जेहि सम जग नाहीं ॥ ४ ॥

હે તાત! તમારા યશરૂપી નવો નિર્મલ ચંદ્ર રામભક્તોરૂપી કુમુદોને પ્રફુલ્લિત કરવા વાસ્તે અને રામભક્તોરૂપી ચકોરોને પરમ આનંદ દેવાને વાસ્તે ઉદય પામ્યો છે,

---

૧ વૈદ્યો પારદ નામના રસની સિદ્ધિને વાસ્તે સિદ્ધગણેશનું આરાધન કરે છે.

તે સર્વદા ઉદય પામેલોજ રહેશે. કદી પણ અસ્ત પામશે નહીં અને ક્ષીણ પણ થશે નહીં. ॥ ૧ ॥ પરન્તુ જગતરૂપી આકાશમાં દિવસે દિવસે બમણી વૃદ્ધિ પામતો રહેશે. એ તમારા યશરૂપી ચંદ્રને જોઈ, સર્વ લોકોરૂપી ચક્રવાકો તેના ઉપર અત્યંત પ્રીતિ કરશે. પ્રસિદ્ધ ચંદ્રની કાંતિને સૂર્ય હરી લે છે પણ તમારા યશરૂપી ચંદ્રની કાંતિને રામચંદ્રજીનો પ્રતાપરૂપી સૂર્ય હરશે નહિ. ચંદ્ર રાતેજ સુખ આપે છે, અને તમારો યશરૂપી ચંદ્ર તો દિવસે તથા રાતે પણ સુખ આપશે. ચંદ્ર વિરહી લોકોને દુઃખ દે છે અને તમારો યશરૂપી ચંદ્ર તો સર્વને સુખ આપશે. ચંદ્રને રાહુ ગળી જાય છે, પણ તમારા યશરૂપી ચંદ્રને કૈકેયીનાં કર્ત્તવ્યરૂપી રાહુ ગળી શકશે નહીં. ચંદ્રમાં રહેલું અમૃત, અપૂર્ણ થઈ જાય છે, ॥ ૨ ॥ પણ તમારા યશરૂપી ચંદ્રમાં રહેલું રામપ્રેમરૂપી અમૃત કદી પણ અપૂર્ણ થશે નહીં. ચંદ્ર ગુરુનું ( બૃહસ્પતિનું ) અપમાન[૧] કરવારૂપી દોષથી દૂષિત થયો નથી.[૨] આ તમારા યશરૂપી નિર્મલ નવીન ચંદ્રે તો પૃથ્વીમાં પણ રામભક્તિરૂપી અમૃતને સુલભ કરી દીધું, તેથી સર્વે લોકો, એ અમૃતથી પરમ તૃપ્તિ પામશે. ॥ ૩ ॥ તમારા પૂર્વજ ભગીરથ રાજાએ, સ્મરણ માત્રથીજ સઘળાં સુમંગલો દેનારી ભાગીરથીને પૃથ્વીમાં ચલાવી છે અને તમે, સ્મરણમાત્રથીજ સઘળાં સુમંગળો દેનારી રામભક્તિને પૃથ્વીમાં ચલાવી છે. દશરથ રાજાના ગુણો પણ વર્ણવ્યા જાય એમ નથી. કેમ કે, જગતમાં એમના બરોબર પણ કોઈ નથી, ત્યારે અધિક તો ક્યાંથીજ હોય ? ॥ ૪ ॥

दो०—जासु सनेह सकोच बश, राम प्रगट भये आय ॥
जे हर हिय नैनन्ह कबहुँ, निरखे नाहिं अघाय ॥ २१७ ॥

મહારાજ દશરથના સ્નેહને અને સંકોચને વશ થઈ નેજ પ્રભુ રામચંદ્રજી પૃથ્વીમાં આવીને પ્રકટ થયા છે, કે જે રામચંદ્રજીને, મહાદેવજી હૃદયનાં નેત્રોથી નિરખતા નિરખતા તૃપ્તિજ પામતા નથી. ॥ ૨૧૭ ॥

चौ०—कीरति विधु तुम कीन्ह अनूपा । जहँ बस राम प्रेम मृगरूपा ॥
तात गलानि करहु जिय जाये । डरहु दरिद्रहि पारस पाये ॥ १ ॥
सुनहु भरत हम झूंठ न कहहीं । उदासीन तापस वन रहहीं ॥
सब साधन कर सफल सुहावा । लषण राम सिय दर्शन पावा ॥ २ ॥
तेहि फल कर फल दर्श तुह्मारा । सहित प्रयाग सुभाग हमारा ॥
भरत धन्य तुम जग यश लयऊ । कहि अस प्रेम मगन मुनि भयऊ ॥ ३ ॥
सुनि मुनि वचन सभासद हरषे । साधु सराहि सुमन सुर वरषे ॥
धन्य धन्य धुनि गगन प्रयागा । सुनि सुनि भरत मगन अनुरागा ॥ ४ ॥

૧ ચન્દ્રે રાજસૂય કરવાથી મદોન્મત્ત થઇને બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કર્યું હતું, એ ગુરૂનું અપમાન કર્યું હતું, કે જેને વાસ્તે દેવતાઓને અને દાનવોને તારકામય નામનો મહા સંગ્રામ થયો હતો. ( શ્રીમદ્‌ભાગત તથા હરિવંશ. ) ૨ ભરતજીએ રાજ્ય કરવાની વસિષ્ઠની તથા કૌશલ્યાની આજ્ઞા, તેમને સમજાવી તથા યોગ્ય ઉત્તર દઈને નહીં માની અને પાછાં પોતાની ધારણાથી તેમને પ્રસન્ન કર્યાં તેથી ગુરૂજનનું અપમાન કર્યું ગણાય નહીં.

હે તાત ! તમે તમારી કીર્તિરૂપી અનુપમ ચંદ્ર પ્રગટ કર્યો છે, કે જેમાં રામપ્રેમ રૂપી મૃગ નિવાસ કરી રહ્યો છે. રામની ભક્તિ પ્રાપ્ત થયા છતાં તમે જે મનમાં અપયશ વગેરેની ગ્લાની રાખો છો, તે વ્યર્થ જ છે. પારસમણિ હાથ લાગ્યા પછી દારિદ્રયનો ડર રાખવો ઘટે કે ? ॥ ૧ ॥ હે ભરતજી ! સાંભળો. અમો ઉદાસીન, તપસ્વી અને વનમાં રહેનારા છીએ, તેથી નિસ્પૃહ હોવાને લીધે ખોટું બોલીને કોઈની પણ ખુશામત કરીએ નહીં. અમોને પ્રથમ જે લક્ષ્મણ, રામ અને સીતા, એઓનું દર્શન મળ્યું, તે શમ, દમ તથા તપ આદિ સઘળાં સાધનોનું ઉત્તમ ફળ મળ્યું,એમ સમજીએ છીએ॥૨॥ અને હાલ જે તમારૂં દર્શન મળ્યું, તે લક્ષ્મણ, રામ અને સીતા, એઓનાં દર્શનનું ફળ મળ્યું સમજીએ છીએ. ( રામ, સીતા અને લક્ષ્મણ, એઓનાં દર્શન કરતાં પણ એઓના ભક્તનું દર્શન મળવું દુર્લભ છે. ) આજ તમારૂં દર્શન મળવાથી સઘળા પ્રયાગનું અને અમારૂં ધન્ય ભાગ્ય છે. હે ભરતજી ! તમે ધન્ય છો, તમે જગતમાં મોટી કીર્તિ મેળવી.” એટલું બોલીને ભરદ્વાજ મુનિ, પ્રેમમાં મગ્ન થઈ ગયા. ॥ ૩ ॥ મુનિનાં વચનો સાંભળી સર્વે સભાસદો પ્રસન્ન થયા, દેવતાઓ સારી રીતે વખાણી વખાણીને પુષ્પો વરસાવવા લાગ્યા, આકાશમાં તથા પ્રયાગમાં ધન્ય ધન્ય ધ્વનિ ફેલાઇ રહ્યો અને તે ધ્વનિને સાંભળી સાંભળીને ભરતજી પ્રેમમાં મગ્ન થઈ ગયા. ॥ ૪ ॥

दो०-पुलक गात हिय राम, सिय सजल सरोरुह नैन ॥
करि प्रणाम मुनि मंडलिहि, बोले गद गद बैन ॥ २१८ ॥

ગાત્રોમાં રોમાંચોથી, હૃદયમાં સીતા રામથી અને નેત્રકમળોમાં જળથી યુક્તથયેલા ભરતજી, મુનિઓની મંડલીને પ્રણામ કરીને ગદ્ગદ્ કંઠથી વચનો બોલ્યા કે, ॥ ૨૧૮ ॥

चौ०-मुनि समाज अरु तीरथराजू । सांचेहु शपथ अघाई अकाजू ॥
यहि थल जो कछु कहि बनाई । यहि सम नहिं कछु अघ अधमाई ॥ १ ॥
तुम सर्वज्ञ कहौं सति भाऊ । उर अंतर्यामी रघुराऊ ॥
मोहिं न मातु कर तब करशोचु । नाँहि दुख जिय जग जानहिं पोचू ॥ २ ॥
नाहिन डर विगरहि परलोकू । पितहु मरे कर नाहिं न शोकू ॥
सुकृत सुयश भरि भुवन सुहाये । लक्ष्मण राम सरिस सुत पाये ॥ ३ ॥
राम विरह तजितनु क्षणभंगू । भूप शोच कर कवन प्रसंगू ॥
राम लषण सिय बिनु पग पनहीं । करि मुनि वेष फिरहीं वन वनहीं ॥ ४ ॥

અહીં મુનિઓનો સમાજ છે અને વળી પ્રયાગ ક્ષેત્ર છે, તેથી આવા સ્થલમાં સાચા સોગંદ લઇએ, તોપણ પૂરેપૂરૂં પાપ લાગે એમ છે. કેમ કે, માણસ સાચેસાચી વાત કરવા લાગે, તોપણ તે વાતના સર્વ અંશોમાં સત્યતા આવી શકે જ નહીં. આ સ્થલમાં જો કોઇ બનાવટની વાત કહેવામાં આવે, તો તે સમાન બીજું કાંઇ પણ પાપ કે બીજી કાંઇ પણ અધમતા નથી. ॥ ૧ ॥ હું સત્યભાવ કહું છું. તમો સર્વજ્ઞ છો અને અંતર્યામી રામચંદ્રજી હૃદયની સઘળી વાત જાણે છે. મને મારી માતાનાં કર્તવ્યનો શોક નથી. જગત મને અધમ જાણે, તેનું પણ મારા મનમાં દુઃખ નથી. ॥ ૨ ॥ મને મારો

પરલોક બગડવાનો પણ ડર નથી અને પિતાનું મરણ થવાનો પણ શોક નથી. દશરથ રાજાએ પુણ્યોથી ઉત્પન્ન થયેલા સુંદર યશથી જગતને ભરપૂર કરીને અને રામ લક્ષ્મણ જેવા પુત્રોને પ્રાપ્ત થઇને ॥ ૩ ॥ અંતે રામના વિરહથી ક્ષણભંગુર શરીરનો ત્યાગ કર્યો છે માટે તેમનો શોક કરવાનું કશું કારણ જ નથી. મને શોકનું કારણ તો એ છે કે, મારે વાસ્તે રામ, લક્ષ્મણ અને સીતા મુનિઓનો વેષ ધરી, ઉઘાડે પગે વને વનમાં ફરેછે.॥૪॥

दो०–अजिन बसन फल अशन महि, शयन डासि कुश पात ॥
बसि तरुतर नित सहत हिम, आतप वर्षा वात ॥ २१९ ॥

મૃગચર્મોરૂપી વસ્ત્રોને ધરે છે, ફળોનું ભક્ષણ કરે છે, પૃથ્વીપર દર્ભ તથા પાંદડાં બીછાવીને શયન કરે છે, વૃક્ષોની નીચે નિવાસ કરે છે અને ટાઢ તડકા, વરસાદ તથા પવન, એઓને સહન કરે છે. ॥ ૨૧૯ ॥

चौ०–यह दुख दाह दहै नित छाती । भूख न वासर नींद न राती ॥
यह कुरोगकर औषधि नाहीं । सोधेउँ सकल विश्व मनमाहीं ॥ १ ॥
मातु कुमति बढइ अघमूला । तेहि हमार हित कीन्ह बसूला ॥
कलि कुकाठ कर कीन्ह कुयंत्रू । गाढि अवध पढि कठिन कुमंत्रू ॥ २ ॥
मोहिं लगि यह कुठाट तेहि ठाटा । घालेसि सब जग बारहबाटा ॥
मिटै कुरोग राम फिर आये । बसहि अवध नहिं आन उपाये ॥ ३ ॥
भरत वचन सुनि मुनि सुख पाई । सबहि कीन्ह बहु भांति बडाई ॥
तात करहु जनि शोच विशेषी । सब दुख मिटहि रामपद देखी ॥ ४ ॥

આ દુ:ખથી મારી છાતી નિરંતર બળ્યા કરે છે, દિવસે ભૂખ લાગતી નથી અને રાતે નિદ્રા આવતી નથી. મેં મારા મનથી સઘળા જગતમાં તપાસ કરી, નિશ્ચય કર્યો છે કે, “ મારા આ ખરાબ રોગનું ઓસડ કયાંય છેજ નહીં. ॥ ૧ ॥ સઘળાં પાપોના મૂળભૂત મારી માતારુપી સુતારે મારે વાસ્તે કુમતિરૂપ કુહાડો તૈયાર કરી, કલેશરુપી દુષ્ટ કાષ્ઠમાંથી ખરાબ ગોઠવણરૂપ કુયંત્ર ( અભિચારિક યંત્ર–મરકી ઉત્પન્ન કરનારૂં નીચ દેવનું પુતળું ) ઘડી કહાડીને બે વરદાન માગવારૂપી કઠણ દુષ્ટ મંત્રો ભણીને અયોધ્યામાં દાટયું છે, ॥ ૨ ॥ કે જેથી આ પ્રબલ પીડા ઉત્પન્ન થઈ છે. મારી માતાએ મારે વાસ્તે આ ખરાબ ગોઠવણ કરીને સઘળા જગતને બારેવાટ કરી દીધું છે. આ જે ખરાબ દરદ ઉત્પન્ન થયું છે, તે જો રામ પાછા અયોધ્યામાં આવે, તો જ મટે એમ છે. બીજા કોઈ પણ ઉપાયથી અયોધ્યા આબાદ રહે એમ નથી. ” ॥ ૩ ॥ ભરતજીનાં વચનો સાંભળી, ભરદ્વાજ પ્રસન્ન થયા, અને સર્વ લોકોએ, ભરતજીની પ્રશંસા કરી. ‘ હે તાત ! વિશેષ શોક કરો માં. રામનાં ચરણારવિન્દોનું દર્શન મળવાથી સઘળાં દુ:ખો ટળી જશે. ” ॥ ૪ ॥

दो०–करि प्रबोध मुनिवर कहेउ, अतिथि प्राणप्रिया होहु ॥
कंद मूल फल फूल हम, देहिं लेहु कर छोहु ॥ २२० ॥

એ રીતે સમજાવીને ભરદ્વાજે કહ્યું કે, ‘ તમે મારા પ્રાણપ્રિય મેહેમાન છો, માટે મારાપર પ્રેમ કરીને હું જે કંદ, મૂલ, ફળ, તથા ફૂલ આપું તેઓનો સ્વીકાર કરો.” ॥૨૨૦॥

चौ०–सुनि मुनिवचन भरत हिय शोचू । उभय कुअवसर कठिण सकोचू ॥
जानि गुरुअ गुरु गिरा बहोरी । चरण वंदि बोले कर जोरी ॥ १ ॥
शिर धरि आयसु करिय तुम्हारा । परम धर्म यह नाथ हमारा ॥
भरत वचन मुनिवर मन भाये । शुचि सेवक तब निकट बुलाये ॥ २ ॥
चाहिय किन्ह भरत पहुनाई । कन्द मूल फल आनहु जाई ॥
भले नाथ कहि तिन्ह शिर नाये । प्रमुदित निज निज काज सिधाये ॥३॥
मुनिहिं शोच पाहुन बड नेवता । तस पूजा चाहिय जस देवता ॥
सुनि ऋद्धिसिद्ध अणि मादिक आईं। आनसु होय सो करैं गुसाईं ॥ ४ ॥

મુનિઓનાં વચન સાંભળી, ભરતજીના મનમાં ચિન્તા ઉત્પન્ન થઇ કે, "આ તીર્થ-ક્ષેત્રમાં બ્રાહ્મણનો કશો પદાર્થ કેમ લઇ શકાય ? અને જો નહીં લઉં તો મુનિના વચનનું અપમાન કર્યાનો દોષ લાગશે. લેવાનો સમય નથી અને ન લેવામાં પણ બહુ સંકોચ થાય છે." પછી ભરતજી સર્વ ધર્મોથી ગુરુની આજ્ઞાને વલવત્તર જાણી, મુનિના ચરણોમાં પ્રણામ કરી, હાથ જોડીને બોલ્યા કે, ॥ ૧ ॥ "હે નાથ ! આપની આજ્ઞાને માથે ચઢાવીને તે પ્રમાણે કરવું, એ અમારો પરમ ધર્મ છે." ભરતજીનું બોલવું મુનિનાં મનને બહુ પ્રિય લાગ્યું. પછી મુનિએ પવિત્ર સેવકોને પોતાની પાસે બોલાવીને આજ્ઞા કરી કે, ॥ ૨ ॥ "આપણે ભરતજીની પરોણાગત કરવી જોઇએ, માટે જઇને કંદ, મૂળ તથા ફળ લાવો." એ પ્રમાણે મુનિની આજ્ઞા સાંભળીને સેવકો બોલ્યાઃ—'હે નાથ ! બહુ સારૂં' એમ કહી, માથાં નમાવી રાજી થઇને પોતપોતાનાં કામ કરવા ગયા. ॥ ૩ ॥ ભરદ્વાજ વિચાર કરીને સ્વગત બોલવા લાગ્યા કે, "મોટા મેહેમાનોને નોતર્યા છે. જેવો દેવ, તે પ્રમાણે તેની પૂજા કરવી જોઇએ." મુનિનું સ્વગત ભાષણ સાંભળી, અણિમા આદિ ઋદ્ધિ સિદ્ધિઓ ત્યાં હાજર થઇને બોલી કે, "હે સ્વામી ! આપ જેમ આજ્ઞા કરો, તે પ્રમાણે કરીએ." ॥ ૪ ॥

दो०–राम विरह व्याकुल भरत, सानुज सकल समाज ॥
पहुनाई कर हरहु श्रम, कहेहु मुदित मुनिराज ॥ २२१ ॥

મુનિએ રાજી થઇને આજ્ઞા કરી કે, "ભરતજી શત્રુઘ્ન અને તેઓનો સઘળો સમાજ રામના વિરહથી વ્યાકુલ છે,માટે તે સર્વની પરોણાગત કરીને સર્વનો શ્રમ મટાડો." ૨૨૧

चौ०–ऋद्धि सिद्धि शिरधरि मुनिवर बानी । बड भागिनि आपुहि अनुमानी ॥
कहहिं परस्पर सिद्धि समुदाई । अतुलित अतिथि राम लघु भाई ॥ १ ॥
मुनि पद वंदि करिय सोइ आजू । होई सुखी सब राज समाजू ॥
अस कहि रुचिर रचे गृह नाना । जो बिलोकि बिलखाहिं विमाना ॥ २ ॥
भोग विभूति भूति भरी राखे । देखत जिनहिं अमर अभिलाषे ॥
दासी दास साज सब लीन्हे । जुगवत रहहिं मनहिं मन दीन्हे ॥ ३ ॥
सब समाज सजि सिद्धि पलमाहीं । जो सुख सपनेहु सुर पुर नाहीं ॥
प्रथमहिं बास दिये सब केही । सुंदर सुखद यथा रुचि जेही ॥ ४ ॥

ઋદ્ધિઓ તથા સિદ્ધિઓ, મુનિવરની વાણીને માથે ચઢાવી, પોતાને મહા ભાગ્યશાળી માનવા લાગી. સિદ્ધિઓ, પરસ્પરમાં બોલવા લાગી કે, "રામના નહાના ભાઈ ભરતજી, મોટા મેહેમાન છે, ॥૧॥ માટે આપણે આજ મુનિનાં ચરણોમાં પ્રણામ કરીને એવું કરવું કે, જેથી સઘળો રાજસમાજ સુખી થાય," આ પ્રમાણે વાતચિત કરીને, અનેક પ્રકારનાં સુંદર ઘરો રચ્યાં, કે જેઓને જોઇને, વિમાનો પણ લજાઈ જાય. ॥ ૨ ॥ એ ઘરોમાં ઘણા ઘણા વૈભવો તથા ઐશ્વર્ય ભરી દીધાં. કે જેઓને જોઇને, દેવતાઓને પણ ઇચ્છા થાય. દાસીઓ તથા દાસો વગેરે સઘળો સાજ પણ પ્રત્યેક ઘરમાં સાજી દીધો. એ દાસો તથા દાસીઓ એવાં હતાં કે, મેહેમાનોનાં મનની વાતને પોતાના મનથી જ જાણી લઇને, તેઓની ઇચ્છા પ્રમાણે સઘળી સગવડ કરી આપે. ॥ ૩ ॥ સિદ્ધિઓએ પલમાત્રમાં સઘળો સમાજ સાજ્યો, કે જે સમાજમાં રહેલાં સુખો ઇંદ્રલોકમાં પણ ન હોય અને સ્વપ્નમાં પણ પ્રાપ્ત ન થાય. પ્રથમ જેવી જેની રુચિ હતી, તે પ્રમાણે સઘળા સેનાના લોકોને સુંદર તથા સુખદાયી નિવાસો આપ્યા. ॥ ૪ ॥

दो०—बहुरि सपरिजन भरत कहँ, ऋषि आयसु अस दीन्ह ॥
विधि विस्मयदायक विभव, मुनिवर तप बल कीन्ह ॥ २२२ ॥

પછી મુનિવર એવા ભરદ્વાજ મુનિએ, ભરતજીને અને તેમનાં પરિજનને, જે સ્થાનકોમાં જવાની આજ્ઞા આપી, એ સ્થાનકોમાં બ્રહ્માને પણ વિસ્મય આપે એવો વૈભવ, પોતાનાં તપોબળથી કર્યો હતો. ॥ ૨૨૨ ॥

चौ०—मुनि प्रभाव जब भरत विलोका । सब लघु लगे लोकपति लोका ॥
सुख समाज नहिं जात बखानी । देखत विरति विसरहिं ज्ञानी ॥ १ ॥
आसन शयन सुवसन विताना । वन वाटिका विहँग मृगनाना ॥
सुरभि फूल फल अमिय समाना । विमल जलाशय विविध विधाना ॥ २ ॥
अशन पान शुचि अमल अमीसे । देखि लोग सकुचात जमीसे ॥
सुर सुरभी सुरतरु सब हीके । लखि अभिलाष सुरेश शचीके ॥ ३ ॥
ऋतु वसंत वह त्रिविध वयारी । सब कहँ सुलभ पदारथ चारी ॥
स्रक चंदन वनितादिक भोगा । देखि हर्ष विस्मय वश लोगा ॥ ४ ॥

મુનિનો પ્રભાવ જોવામાં આવતાં, ભરતજીને સર્વ લોકપાલોનાં લોકો પણ હલકાં લાગ્યાં. એ સ્થલનો સુખસમાજ વર્ણવ્યો જાય નહીં એવો હતો, કેમ કે, તેને જોઇને જ્ઞાનીઓ પણ વૈરાગ્યને ભૂલી જાય એમ હતું. ॥ ૧ ॥ આસનો, શયનો, સુંદર વસ્ત્રો, ઉલેચો, સુંદર ચંદરવા, વનો, વાડીઓ, પક્ષીઓ, અનેક પ્રકારનાં પશુઓ, સુગંધી પુષ્પો, અમૃત જેવાં ફળો, અનેક પ્રકારની ગોઠવણોવાળાં નિર્મલ (સરોવરો) જલાશયો, ॥ ૨ ॥ અમૃત જેવા પવિત્ર તથા નિર્મલ ખાવાના પદાર્થો, એઓને જોઇને સર્વે લોકો અને સંન્યાસીઓ જેમ ઝેરથી અંચકાય તેમ અંચકાવા લાગ્યા, કેમ કે, રામના વિયોગના સમયમાં આપણાથી દિવ્ય ભોગો કેમ ભોગવાય ? એમ સર્વના મનમાં આવ્યું. અને તેઓ કેવળ કંદ, મૂળ તથા ફળજ લેતા, પ્રત્યેક અવાસની આગળ કામધેનુઓ તથા કલ્પવૃક્ષો

ગોઠવાઇ ગયાં હતાં, કે જેઓને જોઇને ઇંદ્રને તથા ઇંદ્રાણીને અભિલાષ ઉત્પન્ન થાય અથવા કામધેનુ, કલ્પવૃક્ષો, ઇંદ્ર અને ઇંદ્રાણી, એ સર્વના મનમાં પણ જેઓને જોઈ અભિલાષ થાય એવા પદાર્થો, એ સ્થાનમાં ગોઠવાયા હતા. ॥ ૩ ॥ વસંતઋતુ વ્યાપી રહી હતી, શીતલ, મંદ તથા સુગંધ પવન વાતો હતો. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય, એ ચારે પ્રકારના પદાર્થો, સર્વને સહજ રીતે મળતા હતા. માળા ચંદન તથા સ્ત્રી આદિ ભોગો પણ હાજર હતા, કે જેઓને જોઇને સર્વે લોકો, હર્ષને તથા ખેદને વશ થઇ ગયાં. ( ભોગોની પ્રાપ્તિથી હર્ષ થયો અને રામના વિરહમાં આવી ઉત્તમ વસ્તુઓની પ્રાપ્તિથી ખેદ થયો. ) ॥ ૪ ॥

दो०—संपत चकई भरत चक, मुनि अयसु खेलवार ॥
तेहि निशि आश्रम पींजरा, राखे भा भिनुसार ॥ २२३ ॥

( જેમ કોઈ ખેલાડી ચક્રવાકીને અને ચક્રવાકને રાતે એક પાંજરામાં પૂરી રાખે, તોપણ તેઓ રાત્રિમાં વિખુટાં રહેવાનાં જ સ્વભાવવાળાં હોવાને લીધે પરસ્પરનો પ્રસંગ પામે નહીં, તેમ મુનિની આજ્ઞાએ, ભોગ સંપત્તિને અને ભરતજીને આશ્રમમાં એક સ્થલમાં પૂરી રાખ્યા, તોપણ તે રાતમાં અથવા રામના વનવાસનાં ચૌદ વર્ષરૂપી મહા-રાત્રિ હોવાને લીધે, તેઓનો સ્પર્શાદિક સંબંધ પણ થયો જ નહિ. ) મુનિની આજ્ઞારૂપી ખેલાડીએ સંપત્તિરૂપી ચક્રવાકીને અને ભરતજીરૂપી ચક્રવાકને તે રાતે આશ્રમરૂપી પાં-જરામાં પૂરી રાખ્યાં, તોપણ તેઓ પરસ્પરનો સંબંધ પામ્યા વગરનાં જ રહ્યાં અને એવી ને એવી સ્થિતિમાં પ્રભાત થઇ ગયું. ॥ ૨૨૩ ॥

चौ०—कीन्ह निमज्जन तीरथ राजू । नाइ मुनिहि शिर सहित समाजू ॥
ऋषि आयसु अशीश शिरराखी । करि दंडवत विनय बहु भाषी ॥ १ ॥
पथगति कुशल साथ सब लीन्हे । चले चित्रकूटहि चित दीन्हे ॥
राम सखा कर दीन्हे लागू । चलत देह धरि जनु अनुरागू ॥ २ ॥
नहिं पद त्राण शीश नहिं छाया । प्रेम नेम व्रत धर्म अमाया ॥
लषण राम सिय पंथ कहानी । पूछत सखहि कहत मृदु बानी ॥ ३ ॥
राम वास थल विटप विलोके । उर अनुराग रहत नहिं रोके ॥
देखि दशा सुर वर्षहिं फूला । भई मृदु भूमि सुमंगल मूला ॥ ४ ॥

ભરતજીએ પ્રભાતમાં ત્રિવેણીમાં સ્નાન કરી સમાજ સહિત મુનિને પ્રણામ કરી, મુનિની આજ્ઞાને તથા આશીર્વાદને માથે ચઢાવી, ફરીવાર દંડવત્પ્રણામ કરી અને ઘણાં વિનય વચનો બોલીને ॥ ૧ ॥ માર્ગ જાણવામાં ચતુરતા ધરાવનારા લોકોને સાથે લીધા અને એકાગ્ર મન કરીને ચિત્રકૂટ તરફ પ્રયાણ કર્યું. રામના મિત્ર ગુહ રાજાની કાંધ પર હાથનો ટેકો દઈ, ચાલવા લાગેલા ભરતજી, જાણે દેહધારી પ્રેમ ચાલતો હોય એવા જણાવા લાગ્યા. ॥ ૨ ॥ ભરતજીએ પગમાં પગરખાં પહેર્યાં નહીં હતાં. મસ્તકપર છત્રાદિ-કથી કશી છાયા પણ નહીં ધરી હતી. નિષ્કપટ રીતે પ્રેમ, નિયમ, વ્રત અને ધર્મ જ રાખ્યાં હતાં, માર્ગમાં કોમળ વાણીથી ગુહ રાજાને, લક્ષ્મણની, રામચંદ્રજીની અને સીતાજીની

અને પોતે પણ કહેતા હતા, ॥ ૩ ॥ માર્ગમાં રામના નિવાસનાં સ્થાનોને તથા વૃક્ષોને જોઇને ભરતજીનાં હૃદયનો પ્રેમ રોકતાં છતાં પણ નહીં રોકાતો હતો. ભરતજીની દશાને જોઈ, દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને માર્ગની પૃથ્વી પણ કંટકાદિકથી રહિત, કોમળ તથા આનંદનાં મૂળરૂપ થઈ ગઈ. ॥ ૪ ॥

दो०–किये जाहिं छाया जलद सुखद बहै बरवात ॥
तस मग भयउ न राम कहँ, जस भा भरतहि जात ॥ २२४ ॥

વાદળાઓ છાયા કરતાં કરતાં સાથે ચાલવા લાગ્યાં અને સુખદાયી ઉત્તમ પવન પણ વાવા લાગ્યો. એ માર્ગ રામચંદ્રજીને વાસ્તે પણ જેવો નહીં થયો હતો, તેવો ભરતજીને વાસ્તે થયો.[૧] ॥ ૨૨૪ ॥

चौ०–जड चेतन जग जीव घनेरे । जे चितये प्रभु जिन प्रभु हेरे ॥
ते सब भये परम पद योगू । भरत दरश मेंटेउ भव रोगू ॥ १ ॥
यह बडि बात भरतकी नाहीं । सुमिरत जिनहिं राम मनमाहीं ॥
वारेक राम कहत नर जेऊ । होत तरण तारण सम तेऊ ॥ २ ॥
भरत राम प्रिय पुनि लघु भ्राता । कस न होय मगु मंगल दाता ॥
सिद्ध साधु मुनिवर अस कहहीं । भरतहि निरखि हर्ष हिय लहहीं ॥ ३ ॥
देखि प्रभाव सुरेशहि शोचू । जगभल भलेहि पोचकह पोचू ॥
गुरुसन कहेउ करहु प्रभु सोई । रामहिं भरतहिं भेट न होई ॥ ४ ॥

માર્ગમાં જડ તથા ચેતન અનેક જીવો, કે જેઓએ રામને જોયા હતા અને જેઓને રામે જોયા હતા, તેઓ, તે સમયે જ પરમ પદના અધિકારી થઈ ગયા હતા, પણ તેઓની જે કાંઈ અવિદ્યા અવશેષ રહી ગઈ હતી, તે ભરતજીનાં દર્શનથી ટળી ગઈ.[૨] ॥૧॥ ભરતજી, કે જેનું રામ પણ મનમાં સ્મરણ કરતા હતા, તેમનાં દર્શનથી જીવોની અવિદ્યા ટળી જાય, એ કાંઈ મોટી વાત નથી. જે માણસ, એકવાર ‘ રામ ’ એમ કહે છે, તે પણ

૧ રામચંદ્રજી, પોતાના ભક્તની સેવાથી જેવા પ્રસન્ન થાય છે, તેવા પોતાની સેવાથી પ્રસન્ન થતા નથી, માટે પૃથ્વી તથા પવન આદિ દેવતાઓએ ભરતજીની સેવા કરી ભરતજીએ પ્રથમ વસિષ્ઠાદિકની પાસે માગ્યું હતું કે, ‘ રામ વનમાંથી પાછા આવો, એવા આશીર્વાદ આપો, ’ આથી ભરતજીને સકામ જાણીને તથા તેથી પોતાનાં કાર્યની હાનિ સમજીને દેવતાઓએ પ્રયાગથી પહેલાના માર્ગમાં વિઘ્ન કર્યું હતું, કે જે, ‘झलका झलकत पायन कैसे,’ એ ચોપાઈથી કહેવાઈ ગયું છે. પછી ભરતજીએ પ્રયાગમાં આવી બીજું કશું નહીં માગતાં કેવળ રામની ભક્તિ માગી તેથી ભરતજીને નિષ્કામ જાણીને, દેવતાઓ સહાયતા કરવા લાગ્યા. ભરતજીને માર્ગાદિકની અનુકૂલતા થવામાં મુનિઓ તરફની મેહેમાની પણ કારણરૂપ હતી, એમ સમજવું. ૨ પરમેશ્વરનાં દર્શનથી, પરમપદનો અધિકારી પ્રાપ્ત થાય, પણ અવિદ્યાનો નાશ તો પરમેશ્વરના ભક્તના સમાગમથી જ થાય, એમ આ દોહામાં ભક્તનું આધિક્ય દેખાડયું છે. નિસ્પૃહ ભક્તના સમાગમથી નિસ્પૃહપણું જ પ્રાપ્ત થાય અને તેથી અવિદ્યાનો નાશ થાય એ સહેજ સમજાય એવું છે.

પોતે તરે છે અને બીજાઓને પણ તારે છે, ॥ ૨ ॥ "ભરતજી, રામને પ્યારા છે અને વળી તેમના નહાના ભાઈ છે, માટે તેમને અત્યંત સુખદાયી માર્ગ કેમ ન થાય ?" એમ સિદ્ધો સાધુઓ તથા મુનિવરો પરસ્પરમાં બોલવા લાગ્યા અને ભરતજીને નિરખી નિરખીને હૃદયમાં હર્ષ ધરવા લાગ્યા. ॥ ૩ ॥ ભરતજીના પ્રભાવને જોઈ, 'રખેને રામને અયોધ્યામાં પાછા તેડી જાય, એવી ઇંદ્રના મનમાં ચિન્તા ઉત્પન્ન થઈ. કેમ કે, ભલા પુરુષને સઘળું જગત્ ભલું જ લાગે અને ખરાબ પુરુષને સઘળું જગત્ ખરાબ જ લાગે. (સ્વાર્થી પુરુષ પોતાના સ્વાર્થ ઉપર જ લક્ષ્ય રાખે.) આ ચિન્તાથી ઇંદ્રે બૃહસ્પતિને કહ્યું કે, "હે પ્રભુ એવો ઉપાય કરો કે, જેથી રામનો અને ભરતજીનો સમાગમ ન જ થાય. ॥ ૪ ॥

दो०—राम सकोची प्रेम वश, भरत सुप्रेम पयोधि ॥
बनी बात बिगरन चहत, करिय यतन छल शोधि ॥ २२५ ॥

રામ સંકોચવાળા છે તથા પ્રેમને વશ છે અને ભરત પ્રેમના સમુદ્રરુપ છે, માટે રખેને આપણી બનેલી વાત બગડી જાય. રામ, માતા વગેરેની પાસેથી તો નીકળી આવ્યા છે, પણ ભરત, રામને પાછા તેડી જવા ધારે છે, માટે શોધીને એવો છલ તથા યત્ન કરો, કે જેથી રામ વનમાંજ રહે." ॥ ૨૨૫ ॥

चौ०—वचन सुनत सुर गुरु मुसकाने । सहस नैन बिन लोचन जाने ॥
कह गुरु बादि क्षोभ छल छांडु । यहां कपट करि होईहि भांडु ॥ १ ॥
मायापति सेवक सन माया । करियत उलट परै सुरराया ॥
तब कछु कीन्ह राम रुख जानी । अब कुचाल करि होईही हानी ॥ २ ॥
सुन सुरेश रघुनाथ स्वभाऊ । निज अपराध रिसाहिं न काऊ ॥
जो अपराध भक्तकर करई । राम रोष पावक सो जरई ॥ ३ ॥
लोकहु वेद विदित इतिहासा । यह महिमा जानहिं दुर्वासा ॥
भरत सरिसको राम सनेही । जग जपु राम राम जपु जेही ॥ ४ ॥

ઇંદ્રના વચનો સાંભળીને બૃહસ્પતિ હસ્યા અને તેમણે તે હજાર નેત્રોવાળા ઇંદ્રને પણ આંધળો જ (અજ્ઞાની જ) જાણ્યો. બૃહસ્પતિએ કહ્યું કે, "હે ઇંદ્ર ! વૃથા વૃથા ઈર્ષ્યાને અને છળને છોડી દો. હવે અહીં ભરતજીની ઉપર કપટ કરવાથી તમારી ફજેતી જ થશે. ॥ ૧ ॥ પ્રભુ કે જે માયાના પતિ છે, તેમના સેવક ઉપર માયા કરવામાં આવે, તો તે માયા, ઉલટીને કરનારની ઉપર જ પડે. તે વખતે તો રામની મરજી જાણીને આપણે સરસ્વતીને મોકલવા વગેરે માયા કરી હતી, પણ આ વખતે કુચાલ કરવાથી હાનિ જ થશે. ॥ ૨ ॥ હે દેવતાઓના સ્વામી ! સાંભળો. રામનો સ્વભાવ એવો છે કે, રામ જો કોઇ પુરુષ પોતાનો અપરાધ કરે, તો ક્રોધ કરતા નથી, પણ જો પોતાના ભક્તનો અપરાધ કરે, તો તેને પોતાના ક્રોધરુપી અગ્નિથી બાળી નાખે છે. ॥ ૩ ॥ રામના આવા મહિમાના ઇતિહાસો લોકમાં અને વેદમાં પણ પ્રખ્યાત છે. દુર્વાસા મુનિ, એ મહિમાને

પૂરેપૂરો જાણે છે.[1] ભરતજીના જેવો બીજો કોણ રામનો સ્નેહી છે ? કોઈ નથી. સઘળું જગત્ રામને જપે છે અને રામ ભરતને જપે છે. ॥ ૪ ॥

दो०—मनहु न आनिय अमरपति, रघुवर भक्त अकाज ॥
अयश लोक परलोक दुख, दिन दिन शोक समाज ॥ २२६ ॥

હે ઇંદ્ર ! રામના ભક્તનું અનિષ્ટ કરવાનું મનમાં પણ નહીં ધારવું જોઇએ. રામના ભક્તનું અનિષ્ટ કરવાનું ધારવાથી પણ આ લોકમાં અપયશ, પરલોકમાં દુ:ખ અને દિવસે દિવસે શોકનો સમૂહ જ પ્રાપ્ત થાય છે. ॥ ૨૨૬ ॥

चौ०—सुन सुरेश उपदेश हमारा । रामहिं सेवक परम पियारा ॥
मानत सुख सेवक सेवकाई । सेवक वैर वैर अधिकाई ॥ १ ॥
यद्यपि सम नहिं राग न रोषू । गहहिं न पाप पुण्य नहिं दोषू ॥
कर्म प्रधान विश्व करि राखा । जो जस करहि सो तस फल चाखा ॥२॥
तदपि करहिं सम विषम विहारा । भक्त अभक्त हृदय अनुसारा ॥
अगुण अलेख अमान एक रस । राम सगुण भये भक्त प्रेम वश ॥ ३ ॥
राम सखा सेवक रुचि राखी । वेद पुराण भरत सब साखी ॥
अस जिय जानि तजहु कुटिलाई । करहु भरत पद प्रीति सुहाई ॥ ४ ॥

હે ઇંદ્ર ! મારો ઉપદેશ સાંભળો. રામને પોતાના સેવક બહુજ પ્યારા છે. રામ, સેવકની સેવા કરવાથી પોતાની સેવા કરી માને છે અને સેવકની સાથે વૈર કરવાથી પોતાની સાથે મોટું વૈર કર્યું સમજે છે. ॥ ૧ ॥ જો કે, રામ, સમ બુદ્ધિવાળા છે, રાગથી તથા દ્વેષથી રહિત છે અને પાપનું, પુણ્યનું કે દોષનું કર્મ ગ્રહણ કરતા નથી. કેમ કે, પોતે જ જગતમાં કર્મને મુખ્ય કરી રાખ્યું છે, તેથી જે જેવું કરે છે, તેને તેવું ફળ મળ્યા કરે છે, ॥ ૨ ॥ તોપણ ભક્તના હૃદયના વિચાર પ્રમાણે રામ લીલા કરે છે અને અભક્તના હૃદયના વિચાર પ્રમાણે વિષમ લીલા કરે છે. રામ જો કે નિર્ગુણ, અલક્ષ્ય, અપ્રમેય અને એકરસ પરબ્રહ્મ જ છે, ॥ ૩ ॥ તોપણ ભક્તોના પ્રેમને વશ થઇને જ્યારે સગુણરૂપે અવતરે છે, ત્યારે ભક્તજનની મરજી રાખે છે, એ વાતમાં સઘળા વેદો, પુરાણો તથા સાધુઓ સાક્ષી છે. આ પ્રમાણે મનમાં સમજીને કુટિલતાનો ત્યાગ કરો અને ભરતના ચરણોમાં સુંદર પ્રેમ ધરો. ॥ ૪ ॥

---

૧ અંબરીષ રાજાને એવો નિયમ હતો કે, એકાદશીનું વ્રત કરી દ્વાદશીમાં બ્રાહ્મણને જમાડીને પારણું કરવું. એક સમયે, દુર્વાસા ઋષિ નોતરાંનો સ્વીકાર કરીને યમુનામાં નહાવા ગયા, પણ તે સમયે દ્વાદશી થોડીજ અવશેષ હતી. સમયનું ઉલ્લંઘન થવાના ભયથી રાજાએ, બ્રાહ્મણોને પૂછીને જલ પીવારૂપ પારણું કર્યું. પછી દુર્વાસા નાહીને આવ્યા, તેમણે રાજાએ કરેલાં પારણાંને જાણી લઈ, ક્રોધથી રાજાને મારી નાખવા વાસ્તે પોતાની જટામાંથી મૃત્યુ ઉત્પન્ન કરીને રાજાની ઉપર મોકલ્યો. આ સમયમાં પ્રભુએ, અંબરીષની રક્ષા કરવા વાસ્તે રાખેલું સુદર્શન ચક્ર, તે મૃત્યુને બાળી નાખીને દુર્વાસાની પછવાડે થયું. ભાગતા દુર્વાસા ત્રૈલોકયમાં ઘૂમી ઘૂમીને પાછાં પ્રભુનાં વચનથી અંબરીષની શરણે આવ્યા, ત્યારે રાજાએ પ્રાર્થનાથી ચક્રની પીડા શાંત કરી, પ્રેમપૂર્વક દુર્વાસાને જમાડીને વિદાય કર્યા. ( શ્રીમદ્ ભાગવત નવમસ્કંધ. )

दो०—रामभक्त परहित निरत, परदुख दुखी दयाल ॥
भक्त शिरोमणि भरतते, जानि डरपहु सुरपाल ॥ २२७ ॥

હે દેવતાઓનું પાલન કરનારા ! ભરત કે જે રામના ભક્ત છે, પરાયાં હિત કરવામાંજ રુચિ ધરાવનારા છે, પરનાં દુઃખથી દુઃખી થાય એવા છે, દયાળુ છે અને રામભક્તોમાં શિરોમણિ છે, તેનાથી કશું અનિષ્ટ થવાની શંકા રાખો જ માં. ॥ ૨૨૭ ॥

चौ०—सत्यसिंधु प्रभु सुर हितकारी । भरत राम आयसु अनुसारी ॥
स्वारथ विवस विकल तुम होहू । भरत दोष नहिं राउर मोहू ॥ १ ॥
सुनि सुरवर सुर गुरु बर वानी । भा प्रबोध मन मिटी गलानी ॥
वर्षि प्रसून हर्षि सुरराऊ । लगे सराहन भरत स्वभाऊ ॥ २ ॥
इहि विधि भरत चले मगुजाहीं । दशा देख मुनी सिद्ध सिहाहीं ॥
जबहिं राम कहि लेहिं उसासा । उमगत प्रेम मनहुँ चहुँ पासा ॥ ३ ॥
द्रवहिं वचन सुनि कुलिश पषाना । पुर जन प्रेम न जाय बखाना ॥
बीच वास करि यमुनहिं आये । निरखि नीर लोचन जल छाये ॥ ४ ॥

રામચંદ્રજી પોતાની પ્રતિજ્ઞાને પાળનારા તથા દેવતાઓના હિતકારી છે અને ભરતજી, રામચંદ્રજીની આજ્ઞાને જ અનુસરનારા છે, માટે દેવતાઓનાં કાર્યને કશી હરકત આવશે નહીં. તમો તો સ્વાર્થને વશ થઈને વ્યાકુલ થઈ ગયા છો, માટે કુતર્ક કરો છો, ભરતમાં કોઈ દોષ નથી, કેવળ તમોને જ મોહ ઉત્પન્ન થયો છે." ॥ ૧ ॥ આ પ્રમાણે બૃહસ્પતિની ઉત્તમ વાણીથી, જ્ઞાન ઉત્પન્ન થતાં અને મનની ગ્લાનિ મટી જતાં, ઇંદ્ર રાજી થઈ, પુષ્પોની વૃષ્ટિ કરીને ભરતજીના સ્વભાવને વખાણવા લાગ્યો. ॥ ૨ ॥ આ પ્રમાણે ભરતજી માર્ગમાં ચાલ્યા જતા હતા, એમની દશા જોઈને મુનિઓ તથા સિદ્ધો પ્રશંસા કરતા હતા. જ્યારે ભરતજી, 'રામ' એમ કહીને નીસાસો મૂકતા હતા, ત્યારે જાણે ચારે પાસ પ્રેમ ઉમંગતો હોય એવું જણાતું હતું. ॥ ૩ ॥ ભરતજી એવાં વચનો બોલતા હતા કે, જે સાંભળીને વજ્ર તથા પાષાણ પણ પીગળી જાય. અયોધ્યાવાસી લોકોનો પ્રેમ પણ વખાણ્યો જાય એવો ન હતો. ભરતજી, વચમાં નિવાસ કરીને યમુનાજીને કિનારે આવ્યા. યમુનાનાં જળને જોઈને તેમનાં નેત્રો અશ્રુઓથી વ્યાપ્ત થઈ ગયાં.૪

दो०—रघुवर वरण विलोकी वर, वारि समेत समाज ॥
होत विरह वारिधि मगन, चढे विवेक जहाज ॥ २२८ ॥

રામના વર્ણ જેવાં વર્ણવાળાં યમુનાનાં જળને જોઈ, ભરતજી, સર્વ સમાજ સહિત વિરહરુપી સમુદ્રમાં ડુબી ગયા, પણ પાછા વિવેકરુપી વહાણોપર ચઢયા. ( ધીરજ ધરીને સ્થિર રહ્યા. ) ॥ ૨૨૮ ॥

चौ०—यमुन तीर तेहि दिन करि वासू । भयउ समय सम सबहि सुपासू ॥
रातिहि घाट घाटकी तरणी । आइ अगणित जांय न बरणी ॥ १ ॥
प्रात पारभे एकहि खेवा । तोषे राम सखाकी सेवा ॥

चले अन्हाइ नदिहि शिर नाई । साथ निषाद नाथ लघु भाई ॥ २ ॥
आगे मुनिवर वाहन आछे । राज समाज जाँय सब पाछे ॥
तेहि पाछे दोउ बंधु पियादे । भूषण बसन वेष शुठि सादे ॥ ३ ॥
सेवक सचिव सुहृद सब साथा । सुमिरत लषण सीय रघुनाथा ॥
जहँ जहँ राम वास विश्रामा । तहँ तहँ करहिं सप्रेम प्रणामा ॥ ४ ॥

તે દિવસે સર્વેએ યમુનાના કિનારાપર નિવાસ કર્યો. સમય પ્રમાણે સર્વને ઉતારા પાગરણ વગેરેની સુખની પ્રાપ્તિ થઇ. રાતમાં ભાતભાતનાં અનેક વહાણો આવી ઉભા રહ્યાં કે, જેઓનું વર્ણન બની શકે નહીં. ॥ ૧ ॥ પ્રભાતમાં સર્વે લોકો, એક જ ખેપે ગંગાજીને સામે કીનારે ઉતર્યાં. આ ગુહ રાજાએ કરેલી સેવાથી, સર્વ લોકો પ્રસન્ન થયા. ભરતજી, પ્રભાતમાં નાહી, યમુનાને પ્રણામ કરી, પોતાની સાથે ગુહ રાજાને અને શત્રુઘ્નને લઇને ત્યાંથી ચાલ્યા. ॥ ૨ ॥ સુંદર વાહનપર બીરાજેલા વસિષ્ઠ મુનિ, હરોલમાં ચાલ્યા. તેમની પછવાડે સઘળી સેના ચાલવા લાગી અને સેનાની પછવાડે ભરતજી તથા શત્રુઘ્ન ઉઘાડે પગે ચાલવા લાગ્યા. ભરતજીનાં ભૂષણો, વસ્ત્રો તથા વેષ, એ બહુ જ સાદાં હતાં. ॥ ૩ ॥ જેમની સાથે સર્વ સેવકો, સચિવો અને સમ્બન્ધીઓ હતા એવા અને સીતાજીનું, રામનું તથા લક્ષ્મણજીનું સ્મરણ કરતા ભરતજી, જ્યાં જ્યાં માર્ગમાં રામના વાસનાં સ્થલ અને વિશ્રામસ્થલો આવતાં હતાં, ત્યાં ત્યાં પ્રેમથી પ્રણામ કરીને આગળ ચાલતા હતા. ॥ ૪ ॥

दो०—मगुवासी नर नारि मुनि, धाम काम तजि धाइ ॥
देखि स्वरुप सनेह वश, मुदित जन्म फल पाइ ॥ २२९ ॥

માર્ગવાસી નર નારીઓ ભરતજીને આવ્યા સાંભળી સાંભળી, ઘરનાં કામોને છોડી દઈ, દોડી દોડીને ભરતજીનાં દર્શન કરવા જતાં હતાં અને ભરતજીનાં સ્નેહવશ સ્વરુપને જોઈ, જન્મ તથા મરણનું ફળ મળ્યું સમજીને રાજી થતાં હતાં. ॥ ૨૨૯ ॥

चौ०—कहहिं सप्रेम एक इक पाहीं । राम लषण सखि होहिं कि नाहीं ॥
वय वपु वर्ण रुप सोइ आली । शील सनेह सरिस सम चाली ॥ १ ॥
वेष न सो सखि सीय न संगा । आगे अनी चली चतुरंगा ॥
नहिं प्रसन्न मुख मानस खेदा । सखि संदेह होत यहि भेदा ॥ २ ॥
तासु तर्क तियगण मन मानी । कहहिं सकल तोहिं सम न सयानी ॥
तेहि सराहि वाणी फुर पूजी । बोली मधुर वचन तिय दूजी ॥ ३ ॥
कहि सप्रेम सब कथा प्रसंगू । जेहि विधि राम राज्य रसभंगू ॥
भरतहि बहुरि सराहन लागी । शील सनेह स्वभाव सुभागी ॥ ४ ॥

એ લોકો પ્રેમ ભરેલી રીતે એક એકને કહેતાં હતાં કે, “ હે સખી ! આ રામ લક્ષ્મણ તો નહીં હોય ? હે સખી ! આ બે ભાઈઓનાં અવસ્થા, શરીર, રુપ, વર્ણ, શીલ, સ્નેહ અને ચાલ, એઓ તો રામ લક્ષ્મણના જેવાં જ છે. ॥ ૧ ॥ પરન્તુ વેષ બીજી રીતનો છે, સાથે સીતાજી નથી, આગળ ચતુરંગિણી સેના ચાલી જાય છે, મુખ પ્રસન્ન નથી

અને મનમાં ખેદ જણાય છે. એટલા ભેદ ઉપરથી મનમાં સંદેહ ઉત્પન્ન થાય છે." ॥૨॥ એક સખીની એવા પ્રકારની કલ્પનાનો સ્વીકાર કરીને, બીજી સ્ત્રીઓ બોલી કે, "તારા સમાન કોઈ પણ ચતુર નથી." આ રીતે પ્રશંસા કરીને, વાણીનો સત્કાર કરીને બીજી સ્ત્રીએ તે રીતે મધુર વચનોથી પ્રેમપૂર્વક સઘળી હકીકત કહી સંભળાવી, કે ॥ ૩ ॥ જે રીતે રામચંદ્રજીના રાજ્યરસનો ભંગ થયો હતો. એ સ્ત્રી હકીકત કહીને ભરતજીના શીલનાં, સ્નેહનાં, સ્વભાવનાં તથા ભાગ્યનાં વખાણ કરવા લાગી કે, ॥ ૪ ॥

दो०—चलत पयादे खात फल, पिता दीन तजि राज ॥
जात मनावन रघुवरहि, भरत सरिस को आज ॥ २३० ॥

"ભરતજી, પિતાજીએ આપેલાં રાજ્યને છોડી દઈ, પગે પાળા કેવળ ફલાહાર કરતા કરતા, રામચંદ્રજીને મનાવવા જાય છે, માટે આજ ભરતજી જેવો બીજો કોણ છે ? ॥ ૨૩૦ ॥

चौ०—भायप भक्ति भरत आचरणू । कहत सुनत दुख दूषण हरणू ॥
जो कछु कहिय थोर सखि सोई । राम बन्धु अस काहे न होई ॥ १ ॥
हम सब सानुज भरतहि देखे । भये धन्य युवती जन लेखे ॥
सुनि गुण देखि दशा पछिताहीं । कैकेयि जननि योग सुत नाहीं ॥ २ ॥
कोइ कह दूषण रानिहु नाहिंन । विधि सब कीन्ह हमहिं जो दाहिन ॥
कहँ हम लोक वेद विधि हीनी । लघु तिय कुल करतूति मलीनी ॥ ३ ॥
बसहि कुदेश कुगांव कुवामा । कह यह दरश पुण्य परिणामा ॥
अस अनंद अचरज प्रतिगामा । जनु मरु भूमि कल्पतरु जामा ॥ ४ ॥

હે સખી ! ભરતજીની ભક્તિ, આચરણ અને ભાઈ ઉપરનો સ્નેહ, એઓનું વર્ણન કરતાં તથા શ્રવણ કરતાં પણ દુઃખો તથા દૂષણો નષ્ટ થઈ જાય એમ છે. ભરતજીને વાસ્તે જે કંઈ પ્રશંસા કરીએ તે સઘળી ઓછી છે. હે સખી ! ભરતજી, રામના ભાઈ છે, માટે એવા કેમ ન હોય ॥ ૧ ॥ આપણને સર્વને શત્રુઘ્ન સહિત ભરતજીનાં દર્શન થયાં, તેથી આપણે ભાગ્યશાળી સ્ત્રીઓનાં લેખામાં આવેલી છીએ." ભરતજીના ગુણો સાંભળી, તથા દશા જોઈ, સ્ત્રીઓ પસ્તાવા લાગી કે, "આ કૈકેયીના ઉદરમાં ઉત્પન્ન થવા યોગ્ય પુત્ર નથી." ॥ ૨ ॥ કેટલીએક કહેવા લાગી કે, "એમાં કૈકેયીનો દોષ નથી. એ સઘળું દૈવે જ કર્યું છે, કે જે દૈવ, આપણને અનુકૂલ છે. આપણે સ્ત્રીઓ, કે જેઓ, લોકના તથા વેદના વિધિથી રહિત છીએ. હલકાં કુલોવાળી છીએ, મલિન કર્ત્તવ્યોવાળી છીએ, કુદેશમાં તથા કુગ્રામોમાં રહેનારી છીએ અને ખરાબ તથા આડી ચાલવાળી જ છીએ, ॥ ૩ ॥ તેઓ ક્યાં ? અને પુણ્યોના પરિણામરુપ આ દર્શન ક્યાં ?" જેવાં નિર્જલ દેશોમાં કલ્પવૃક્ષ જામવાથી આનંદ અને આશ્ચર્ય વ્યાપી રહે, તેવાં પ્રત્યેક ગામોમાં ભરતજીનાં દર્શનથી આનંદ અને આશ્ચર્ય વ્યાપી રહ્યા. ॥ ૪ ॥

दो०—भरत दरश देखत खुले, मग लोगन्ह कर भाग ॥
जनु सिंहलवासिन्ह भयउ, विधि वश सुलभ प्रयाग ॥ २३१ ॥

ભરતજીની મૂર્તિ જોવાથી માર્ગનાં લોકો, પોતાનાં ભાગ્યોને એવાં ખુલેલાં માનવા લાગ્યાં કે, જાણે સિંહલદ્વીપનાં રહેનારાંઓ દૈવયોગથી પોતાના તે જ દ્વીપમાં પ્રયાગ સુલભ થવાને લીધે પોતાનાં ભાગ્યોને ખુલેલાં માનતાં હોય તેમ માનવા લાગ્યાં. ॥૨૩૧॥

चौ०–निज गुणसहित राम गुण गाथा। सुनत जाहिं सुमिरत रघुनाथा॥
तीरथ मुनि आश्रम सुर धामा। निरखिनिमज्जहिं करहिं प्रणामा॥ १॥
मनहीं मन मांगहिं वर येहू। सीय राम पद पद्म सनेहू॥
मिलहिं किरात कोल्ह वनवासी। वैखानस बटु यती उदासी॥ २॥
करि प्रणाम पूछहिं जेहीं तेही। केहि वन लषण राम वैदेही॥
ते प्रभु समाचार सब कहहीं। भरतहीं देखि जन्म फल लहहीं॥ ३॥
जे जन कहहिं कुशल हम देखे। ते प्रिय राम लषण सम पेखे॥
इहि विधि बूझत सबहि सुवानी। सुनत राम वनवास कहानी॥ ४॥

પોતાના ગુણો સહિત રામના ગુણોની ગાથાઓને લોકોનાં મુખોથી સાંભળતા અને રામનું સ્મરણ કરતા ભરતજી, માર્ગમાં તીર્થોને, મુનિઓનાં આશ્રમોને તથા દેવસ્થાનોને જોઇ, યથાયોગ્ય સ્નાન તથા પ્રણામ કરતા કરતા ચાલવા લાગ્યા, ॥ ૧ ॥ સ્નાનાદિક કરી, મનમાં ને મનમાં એ જ વરદાન માગવા લાગ્યા કે, 'સીતા રામના ચરણારવિન્દમાં અખંડિત સ્નેહ રહ્યા કરે.' માર્ગમાં જે કોઈ ભિલ્લો, કોળીઓ, વનવાસીઓ, વાનપ્રસ્થો, બ્રહ્મચારીઓ, સંન્યાસીઓ કે ઉદાસીઓ મળવા લાગ્યા, ॥ ૨ ॥ તેઓને પ્રણામ કરી કરીને ભરતજી પૂછવા લાગ્યા કે, 'રામ, લક્ષ્મણ તથા સીતા કયા વનમાં છે?' એ લોકો રામચંદ્રજીના સઘળા સમાચાર કહેવા લાગ્યાં. અને ભરતજીને જોઈ ને જનમારાનું ફળ મેળવવા લાગ્યાં. ॥૩॥ 'સીતા તથા લક્ષ્મણજી સહિત રામચંદ્રજીને અમોએ કુશલ જોયા છે,' એમ કહેનારાં લોકોને, ભરતજી, રામ લક્ષ્મણના જેવા પ્યારા દેખાવા લાગ્યા. આ પ્રમાણે સર્વને સુંદર વાણીથી પૂછતા અને રામના વનવાસની હકીકતો સાંભળતા ભરતજી, ॥ ૪ ॥

दो०–तेहि वासर वस प्रातही, चले सुमिरि रघुनाथ॥
रामदरशकी लालसा, भरत सरिस सब साथ॥ २३२॥

તે દિવસે માર્ગમાંજ નિવાસ કરી, પ્રભાતમાં રામનું સ્મરણ કરીને ત્યાંથી ચાલ્યા. જેવી ભરતજીને રામનાં દર્શનની લાલસા હતી, તેવી જ તેમની સાથેના સઘળા સમાજને હતી. ॥ ૨૩૨ ॥

चौ०–मंगल शकुन होहिं सब काहू। धर कहिं सुखद विलोचन बाहू॥
भरतहि सहित समाज उछाहू। मिलिहहिं राम मिटहि दुखदाहू॥ १॥
करत मनोरथ जस जिय जाके। जाहिं सनेह सुरा सब छाके॥
शिथिल अंग पग डगमगडोलहिं। विह्वल वचन प्रेम वश बोलहिं॥ २॥
राम सखा तेहि समय दिखावा। शैल शिरोमणि सहज सुहावा॥

जासु समीप सरित पय तीरा । सीय समेत बसहिं दोउ बीरा ॥ ३ ॥
देखि करहिं सब दंड प्रणामा । कहि जय जानकि जीवन रामा ॥
प्रेम मगन अस राज समाजू । जन फिरि अवध चले रघुराजू ॥ ४ ॥

માર્ગમાં સર્વ લોકોને માંગલિક શકુનો થવા લાગ્યાં. પુરુષોનાં જમણાં નેત્રો તથા જમણી ભુજાઓ અને સ્ત્રીઓનાં ડાબાં નેત્રો તથા ડાબી ભુજાઓ ફરકવા લાગ્યાં. એથી ભરતજીને તથા તેમની સાથેના સમાજને ઉત્સાહ થયો કે, 'રામ મળશે અને દુઃખરૂપ દાહ ટળી જશે.' ॥ ૧ ॥ પ્રત્યેક લોકો જેના મનમાં જેવું હતું, તેવા મનોરથો કરવા લાગ્યાં. સર્વે લોકો જાણે સ્નેહરુપી મદિરાથી મત્ત થયાં હોય, તેમ ચાલવા લાગ્યાં. એઓનાં અંગો શિથિલ થઈ જવા લાગ્યાં, ચરણો, માર્ગમાં ડગમગ ડોલવા લાગ્યા, અને વચનો પણ પ્રેમની પરવશતાંને લીધે વિહ્વલ બોલાવા લાગ્યાં ॥ ૨ ॥ આ સમયમાં રામના મિત્ર ગુહ રાજાએ, પર્વતોમાં શિરોમણિ અને સ્વાભાવિક રમણીય ચિત્રકૂટ પર્વત દેખાડયો કે જેમાં સીતા સહિત રામ તથા લક્ષ્મણ, નદીના પ્રવાહના કીનારાના સમીપમાં રહેલા છે. ॥ ૩ ॥ ચિત્રકૂટને જોઈ, સર્વે લોકોએ દંડવત્પ્રણામ કર્યા અને 'હે જાનકીના જીવનરૂપ રામચંદ્રજી ! જય, જય,' એવા ઉચ્ચારો કર્યા. સઘળો રાજસમાજ એવો તો પ્રેમમાં મગ્ન થઈ ગયો કે, જાણે રામચંદ્રજી પાછા ફરીને અયોધ્યા તરફ ચાલ્યા હોય ? ॥ ૪ ॥

दो०—भरत प्रेम तेहि समय जस, तस कहि शकै न शेषु ॥
कविहि अगम जिमि ब्रह्म सुख, अह मम मलिन जनेषु ॥ २३३ ॥

એ સમયે ભરતજીના મનમાં જે પ્રેમ થયો તેનું વર્ણન શેષનાગ પણ કરી શકે નહીં એટલે કવિઓને તો જેમ અહન્તાથી તથા મમતાથી મલિન રહેનારા લોકોને બ્રહ્મસુખ અગમ્ય છે, તેમ એ વર્ણન અગમ્ય જ થઈ પડયું. ॥ ૨૩૩ ॥

चौ०—सकल सनेह सिथिल रघुवरके । गये कोस दुइ दिनकर ढरके ॥
जल थल देखि वसे निशि बीते । कीन्ह गमन रघुनाथ पिरीते ॥ १ ॥
वहां राम रजनी अवशेखा । जागी सीय स्वप्न अस देखा ॥
सहित समाज भरत जनु आये । नाथ वियोग ताप तनु ताये ॥ २ ॥
सकल मलिन मन दीन दुखारी । देखी सासु आन अनुहारी ॥
सुनि सिय स्वप्न भरे जल लोचन । भये शोच वश शोच विमोचन ॥ ३ ॥
लषण स्वप्न यह नीक न होई । कठिन कुचाह सुनाइहि कोई ॥
अस कहि बंधु समेत अन्हाने । पूजि पुरारि साधु सनमाने ॥ ४ ॥

રામના સ્નેહને લીધે અંગોમાં શિથિલ થયેલા સર્વે લોકો, સૂર્યાસ્ત થયા પછી પણ એક બે કોસ નીકળી ગયાં. પછી માર્ગમાં સારૂં સ્થલ તથા સારૂં જલ જોઈ, નિવાસ કરીને રાત્રિ વીત્યા પછી, સર્વે લોકોએ રામ ઉપરના પ્રેમને લીધે, ત્યાંથી પ્રયાણ કર્યું. ॥ ૧ ॥ રામચંદ્રજી[1], પોતાના આશ્રમમાં થોડીક રાત અવશેષ રહેતાં જાગ્યા. એ સમયમાં

[1] આટલે સુધી ભરતજી કથા લાવી મૂકીને હવે આશ્રમમાં રામચન્દ્રજીને વૃત્તાંત કહે છે.

સીતાજીએ, પોતાના જોવામાં આવેલાં સ્વપ્નની હકીકત રામચંદ્રજીની પાસે કહી કે, "જાણે આપના વિયોગના તાપથી, શરીરમાં તપ્ત થયેલા ભરતજી, સમાજ સહિત આવેલા હોય એમ જોવામાં આવ્યું. ॥ ૨ ॥ સર્વે લોકો, મલીન, દીન મનવાળાં તથા દુઃખીઆં જોવામાં આવ્યાં અને સાસુઓ, જાણે બીજા જ પ્રકારના ( વિધવાપણાના ) વેષવાળી હોય એવી જોવામાં આવી." રામચંદ્રજી, પોતે સર્વના શોકને દૂર કરનારા છતાં પણ, સીતાજીના સ્વપ્નની હકીકત સાંભળી, શોકને વશ થવાથી નેત્રોમાં અશ્રુઓથી વ્યાપ્ત થઈ, ॥ ૩ ॥ હે લક્ષ્મણ ! આ સ્વપ્ન સારૂં નિવડવાનું નથી, કાંઈક પણ કઠણ અનિષ્ટ સંભળાવ્યા વગર રહેશે નહીં, એમ કહી, લક્ષ્મણજી સહિત નાહી અને પછી શિવપૂજન કરીને સાધુઓનું સન્માન કરવા લાગ્યા. ॥ ૪ ॥

छं०—सन्मानि सुर मुनि वंदि बैठे उतर दिशि देखत भये ॥
नभ धूरि खग मृग भूरि भागे विकल प्रभु आश्रम गये ॥
तुलसी उठे अवलोकिं कारण काह चित चकित रहे ॥
सब समाचार किरात कोलन्ह आय तेहि अवसर कहे ॥ १० ॥

દેવતાઓનું તથા મુનિઓનું પૂજન કરીને તેઓને પ્રણામ કરી, બેઠા બેઠા ઉત્તર દિશા તરફ જોવા લાગ્યા, ત્યાં આકાશ, રજથી છવાઈ ગયેલું દીઠું અને ઘણાં ઘણાં મૃગો તથા પક્ષીઓ ભયભીત થઈને પોતાના આશ્રમ તરફ ભાગ્યાં આવતાં જોવામાં આવ્યાં. ( આનું શું કારણ હશે ? ) હશે એમ ચકિત થયેલા રામચન્દ્રજી, કારણનો નિશ્ચય કરવા માટે ઉભા થયા, તેટલામાં ભીલ્લોએ તથા કોળીઓએ આવીને, ભરતજીના આવવાના સમાચાર કહ્યા. ॥ ૧૦ ॥

सो०—सुनत सुमंगल बैन, मन प्रमोद तनु पुलक भर ॥
शरद सरोरुह नयन, तुलसी भरे सनेह जल ॥ १० ॥

એઓના મોહોડાંથી ભરતજીના આવવાના અતિ પ્રિય સમાચાર સાંભળી, રામચન્દ્રજી મનમાં પ્રસન્ન થયા. શરીરમાં રોમાંચોના સમૂહથી વ્યાપ્ત થયા અને શરદ્ ઋતુનાં કમળો જેવાં તેમનાં નેત્રો સ્નેહનાં અશ્રુઓથી ભરપૂર થઈ ગયાં. ॥ ૧૦ ॥

चौ०—बहुरि शोच वश भये सिय रमनू । कारण कवन भरत आगमनू ॥
एक आई अस कहा बहोरी । सैन संग चतुरंग न थोरी ॥ १ ॥
सो सुनि रामहिं भा अति सोचू । ईति पितु वच उत बंधु सकोचू ॥
भरत स्वभाव समुझि मन माहीं । प्रभु चितहितातिथिपावत नाहीं ॥ २ ॥
समाधान तब भा यह जाने । भरत कहे मे साधु सयाने ॥
लषण लखेउ प्रभु हृदय खँभारु । कहत समय नीति विचारु ॥ ३ ॥
विनु पूछे कछु कहहु गुसाँई । सेवक समय न ढीठ ढिठाई ॥
तुम सर्वज्ञ शिरोमणि स्वामी । आपुनि समुझि कहौं अनुगामी ॥ ४ ॥

જરાવાર પછી રામચન્દ્રજી, શોકને વશ થઇ, વિચાર કરવા લાગ્યા કે, " ભરતજી કયા કારણથી આવતા હશે ? રખેને મારાં માતાજીએ, ભરતજીના રાજ્યનો ભંગ કર્યો

હોય ? અથવા તો રખેને ભરતજીને અને શત્રુઘ્નને પરસ્પર વિરોધ થયો હોય ? અથવા રખેને કોઈ ત્રીજા રાજાએ, રાજ્ય દબાવી લીધું હોય ? અથવા રખેને સઘળી પ્રજા ભરતજીથી ફરી બેઠી હોય ? " આ સમયમાં એક ભિલ્લે આવીને રાજાને ખબર આપી કે, " ભરતજીની સાથે ચારે અંગોવાળી મોટી સેના છે, " ॥ ૧ ॥ આ સાંભળી, ' રખેને ભરતજી, મને પાછો અયોધ્યામાં તેડી જવા આવતા હોય ? ' એમ ધારી રામના મનમાં બહુ જ મુંઝવણ આવી. કેમ કે, એક તરફથી જોતાં, પિતાના વચન પ્રમાણે ચૌદ વર્ષ સુધી અયોધ્યામાં ન જ જઈ શકાય એમ હતું અને બીજી તરફથી જોતાં, ભરતજીની પ્રાર્થનાનો અંગીકાર ન કરવામાં પણ સંકોચ હતો. મનમાં પરમ ભક્તપણારુપ ભરતજીના સ્વભાવનો વિચાર કરીને, તેની પ્રાર્થનાની શી રીતે ના પાડી શકાશે ? એવા સંકોચને લીધે, રામચન્દ્રનું ચિત્ત, વનવાસથી દેવતાઓનું હિત કરવામાં સ્થિરતા ન ધરવા લાગ્યું. પણ પછીથી એમ જાણવામાં આવ્યું કે,॥૨॥ 'ભરતજી સાધુ છે,અને સુજાણ છે, તેથી મારા કહ્યા પ્રમાણેજ ચાલશે, ' તેથી ચિત્તનું સમાધાન થયું. લક્ષ્મણજી, રામચંદ્રજીનાં ચિત્તને ચલાયમાન થતું જોઈ, નીતિનો વિચાર કરીને સમયાનુસાર બોલ્યા કે, ॥ ૩ ॥ ' હે પ્રભુ ! હું આપના પૂછયા વિના કાંઇક કહેવા ધારૂં છું, તેની ક્ષમા કરશો. કેમ કે, સેવકજન સમય જોઇને કાંઈક ધૃષ્ટતા કરે, એ ધૃષ્ટતા ગણાય નહીં. હે સ્વામી ! આપ સર્વજ્ઞ તથા લોકોના શિરોમણિ છો, તેથી આપને કશું સમજાવવું હોય જ નહીં' તોપણ સેવક એવો હું મારા મનની સમજણ પ્રમાણે કહું છું ॥ ૪ ॥

दो०—नाथ सुहृद सुठि सरल चित, शील सनेह निधान ॥
सब पर प्रीति प्रतीति जिय, जानिय आपु समान ॥ २३४ ॥

આપ સર્વના મિત્ર, અત્યંત સરલ ચિત્તવાળા, શિલના તથા સ્નેહના ભંડારરુપ અને સર્વની ઉપર પ્રીતિ તથા વિશ્વાસવાળા છો, તેથી સર્વનાં ચિત્તોને પોતાના ચિત્ત જેવાં સરલ જ જાણો છો. ॥ ૨૩૪ ॥

चौ०—विषयी जीव पाय प्रभुताई । मूढ मोह वश होहिं जनाई ॥
भरत नीतिरत साधु सुजाना । प्रभु पद प्रेम सकल जग जाना ॥ १ ॥
तेउ आज राज्य पद पाई । चले धर्म मर्याद मिटाई ॥
कुटिल कुबंधु कुअवसर ताकी । जानि राम वनवास इकाकी ॥ २ ॥
करि कुमंत्र मन साजि समाजू । आये करन अकण्टक राजू ॥
कोटि मकार कलपि कुटिलाई । आये दल बटोरि दोउ भाई ॥ ३ ॥
जो जिय होति न कपट कुचाली । केहि सुहाति रथ वाजि गजाली ॥
भरतहि दोष देई को जाये । जग बौराय राज्य पद पाये ॥ ४ ॥

વિષયી જન રાજ્યનું ઐશ્વર્ય પામીને મૂઢ થાય અને મોહને વશ થઇને કોઇને પોતા સમાન ગણે નહીં, એ સ્વાભાવિક છે. ભરત નીતિમાં રુચિ ધરાવનાર, સાધુ, ચતુર અને આપના ચરણોમાં પ્રેમ રાખનાર છે, એ વાત સર્વ જગતના જાણવામાં છે, ॥ ૧ ॥ તોપણ તે જ ભરત હાલ રાજ્યપદ પામવાથી, ધર્મની મર્યાદા છોડીને ચાલે, એ પણ

સંભવિત છે. આથી હું ધારૂં છું કે, એ કુટિલ અને કુબન્ધુ ભરત, આપને વનવાસમાં એકલા જાણી. ॥ ૨ ॥ આપનો ખરાબ સમય જોઇ, નીચ વિચાર કરી, પોતાની સાથે સેના લઇને, પોતાનાં રાજ્યને નિષ્કંટક કરવા આવે છે. (યુદ્ધ કરી, આપને મારી નાખવા આવે છે.) એ બન્ને ભાઈઓ કરોડ પ્રકારની કુટિલતાઓને ગોઠવી, સેના એકઠી કરીને આવ્યા છે. ॥ ૩ ॥ જો ભરતના મનમાં કપટ અને કુચાલ ન હોય તો, રથોની ઘોડાની અને હાથીઓની પંક્તિને પોતાની સાથે લાવવી કોને ગમે ! ભરતને વૃથા દોષ કોણુ આપે ! ખરૂં જોતાં, આ દોષ રાજ્યપદનો જ છે. રાજ્યપદ મળવાથી, સર્વ લોકો ઉન્મત્ત થઈ જાય, એ સ્વાભાવિક જ છે. ॥ ૪ ॥

दो०-शशि गुरु तियगामी नहुष, चढेउ भूमि सुर यान ॥
लोक वेद्ते विमुख भा, अधम को बेणु समान ॥ २३५ ॥

ચંદ્રમાએ, રાજ્યપદ પામીને બૃહસ્પતિની સ્ત્રીનું હરણુ કરી, તેનો સંગ કર્યો હતો[1] નહુષ રાજાએ, ઇંદ્રની પદવી પામીને, બ્રાહ્મણોની પાસે પાલખી ઉપડાવી હતી.[2] વેન રાજા, રાજ્યપદ પામીને, લોકથી તથા વેદથી વિમુખ થયો હતો,[3] કે જેથી, તેના જેવો કોઈ પણુ અધમ ગણાતો નથી. ॥ ૨૩૫ ॥

चौ०-सहस बाहु सुरनाथ त्रिशंकू । केहि न राज मद दीन्ह कलंकू ॥
भरत कीन्ह यह उचित उपाऊ । रिपु ऋण रंक न राखवहिं काउ ॥ १ ॥
एक कीन्ह नहिं भरत भलाई । निदरे राम जानि असहाई ॥
समुझि पराहि सो आज विशेषी । समर सरोष राम मुख देखी ॥ २ ॥
इतना कहत नीति रस भूला । रण रस विटप पुलक मिसि फूला ॥
प्रभु पद वंदि शीश रज राखी । बोले सत्य सहज बल भाषी ॥ ३ ॥

---

૧ ચન્દ્રે રાજસૂય યજ્ઞ કર્યાં પછી, ગર્વ પામીને તારા નામની બૃહસ્પતિની સ્ત્રીનું હરણુ કર્યું હતું અને તારામાં તેને બુધ નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો. ચન્દ્રની પાસેથી બૃહસ્પતિને તારા પાછી અપાવવાને વાસ્તે, દેવતાઓને અને દૈત્યોને, કારકામય નામનો મોટો સંગ્રામ થયો હતો. (શ્રીમદ્ભાગત નવમસ્કંધ) ૨ ઇંદ્ર, વૃત્રાસુરની બ્રહ્મહત્યાથી ભાગીને એક હજાર વર્ષ સુધી માનસ સરોવરના કમળમાં ભરાઈ બેઠો હતો, તે સમયે ત્રૈલોક્યને અનાથ નહીં રાખવાને વાસ્તે બૃહસ્પતિએ દેવતાઓની સમ્મતિથી નહુષ રાજાને ઇંદ્રની પદવીપર સ્થાપ્યો હતો. આથી ગર્વ પામીને નહુષે ઇન્દ્રાણીને પોતાની શય્યાપર આવવાનું કહેવરાવતાં ઇન્દ્રાણીએ બૃહસ્પતીની સલાહથી તેને કહેવરાવ્યું કે, જો તમે બ્રાહ્મણોની પાસે પાલખી ઉપડાવી, તેમાં બેસીને મારી પાસે આવો, તો તમારી માગણીનો સ્વીકાર કરૂં, આથી નહુષે સપ્ત ઋષિઓને બોલાવી, તેઓની પાસે પાલખી ઉપડાવી. ઋષિઓ ધીરે ધીરે ચાલવા લાગતાં, કામાંધ નહુષે, તેઓમાંના એકના માથામાં પાટુ મારીને કહ્યું કે, સર્પ સર્પ, એટલે જલદી ચાલ, જલદી ચાલ. આથી ઋષિએ ક્રોધ કરીને તેને અજગર થવાનો શાપ આપતાં, તે અજગર થઇને પૃથ્વીપર પડ્યો હતો અને તેનો લાંબે કાળે મહારાજ યુધિષ્ઠિરે ઉદ્ધાર કર્યો હતો. (મહાભારત વન પર્વ.) ૩ અંગરાજાના પુત્ર વેન રાજાએ, રાજ્યપદ પામી ડાંડી પીટાવીને યજ્ઞાદિક ધર્મો બન્ધ કર્યાં હતા, અને પોતાનું પૂજન કરવાની સર્વ લોકોને આજ્ઞા કરી હતી. આથી બ્રાહ્મણોએ હુંકારથી તેને મારી નાખ્યો હતો. (શ્રીમદ્ભાગવત ચતુર્થસ્કંધ.)

**अनुचित नाथ न मानब मोरा । भरत हमहिं उपचार न थोरा ॥**
**कहँ लगि सहिय रहिय मन मारे । नाथ साथ धनु हाथ हमारे ॥ ४ ॥**

સહસ્રાર્જુન રાજા,[1] ઇંદ્ર[2] અને ત્રિશંકુ રાજા,[3] એઓએ પણ રાજ્યપદથી ઉન્મ
બનીને મોટા મોટા અનર્થો કર્યા હતા. રાજ્યમદે કોને કલંક આપ્યું નથી? 'શત્રુને
કરજને, કદી પણ અને જરા પણ, અવશેષ ન રાખવાં;' ॥ ૧ ॥ એ વાત ઉપર ધ્યા
આપીને ભરતે, આ ઉપાય રચ્યો છે. રાજનીતિ ગમે તેમ હોય, પણ ભરતે એક વા
સારી કરી નથી, તે એ છે કે, આપને સહાય વગરના જાણીને, આપનો તિરસ્કાર કર
ધાર્યો છે. આજ યુદ્ધમાં આપનું ક્રોધ ભરેલું મુખ જોઇને, ભરતના સમજવામાં આવ
કે, "આપ સહાય છો કે અસહાય છો?" ॥ ૧ ॥ એટલું બોલતાં બોલતાં, લક્ષ્મણજ
નીતિના રસને ભૂલી ગયા અને તેમના શરીરમાં વીર રસરૂપી વૃક્ષ, રોમાંચોના મિષ
પ્રફુલ્લિત થયું. આથી લક્ષ્મણજી, રામના ચરણોમાં પ્રણામ કરી, તે ચરણોની રજ
માથે ચડાવી, પોતાનું સ્વાભાવિક બળ જણાવતાં બોલ્યા કે, "હે નાથ! મારા બોલવા
અયોગ્ય ગણશો નહીં." ॥ ૩ ॥ હું આપની સાથે છતાં, ભરત, આપને અસહાય ગ
છે, એ કાંઈ ભરતે મારૂં થોડું અપમાન કર્યું નથી, માટે મન મારીને ક્યાંસુધી સહ
કર્યા કરવું? એક તો આપ મારી સાથે છો અને વળી મારા હાથમાં ધનુષ છે, માટે
ફિકર છે? ॥ ૪ ॥

**दो०—क्षात्रि जाति रघुकुल जनम, राम अनुज जग जान ॥**
**लातहु मारे चढत शीर, नीचको धूरि समान ॥ २३६ ॥**

હું જાતે ક્ષત્રિય છું, વળી રઘુકુલમાં જન્મ્યો છું અને વળી આપનો નહાનો ભ
છું, માટે યુદ્ધ કરીને અપમાનનો બદલો શા માટે ન લઉં? ધૂળ કે જે સર્વથી નીચ
તેને જો કોઈ લાત મારે, તો તે પણ બદલો લેવાને વાસ્તે તેના માથાપર ચઢે છે, એ વ
જગપ્રસિદ્ધ છે." ॥ ૨૩૬ ॥

---

૧. દત્તાત્રેયની કૃપાથી હજાર હાથ અને મોટું બળ પામેલો સહસ્રાર્જુન રાજા, એક દિવસે
તાની સેના સહિત જમદગ્નિના આશ્રમમાં ગયો. ત્યાં જમદગ્નિએ પોતાની કામધેનુની સહાયતાથી
રાજાની તથા તેની સેનાની અપૂર્વ અને મોટી મેહેમાનગીરી કરી. રાજાએ, કામધેનુથી આશ્ચર્ય પામ
જમદગ્નિને કહ્યું કે, તમારી ગાય મને આપો. જમદગ્નિએ ના પાડતાં. મોટા મદવાળો સહસ્રાર્
બલાત્કારથી ગાય છોડી લઇને ત્યાંથી ચાલતો થયો. આ વાતની જમદગ્નિના પુત્ર પરશુરામને ખ
પડતાં, તેમણે પાછળ જઇને કુહાડાથી સહસ્રાર્જુનને કાપી નાખ્યો હતો. (શ્રીમદ્ભાગવત નવ
સ્કંધ.) ૨ ઇંદ્રે રાજ્યના મદથી અહલ્યાનો સંગ કર્યો હતો તથા બીજાં પણ દુષ્કૃત્યો કર્યાં હ
૩ ત્રિશંકુ રાજાને રાજ્ય મદથી એવી ઇચ્છા થઈ કે, હું સદેહે સ્વર્ગમાં જાઉં એવો યજ્ઞ કરવો.
આ ઇચ્છા વસિષ્ઠ મુનિએ જણાવતાં, તેમણે શાસ્ત્રવિરુદ્ધ કર્મ કરવાની ના પાડી, આથી ત્રિશંકુ
વસિષ્ઠના પુત્રો પાસે જઈ, તેવો યજ્ઞ કરાવવાની પ્રાર્થના કરતાં, તેઓએ ત્રિશંકુને ગુરુના વચન
અવિશ્વાસી જોઇને ચાંડાલ થઈ જવાનો શાપ આપ્યો. ચાંડાલ થયેલા ત્રિશંકુએ વિશ્વામિત્રની પ
જઈ, તેવો યજ્ઞ કરાવવાની પ્રાર્થના કરતાં, વિશ્વામિત્રે વસિષ્ઠના દ્વેષથી તેવો યજ્ઞ કરવવાનો આ
કર્યો, એ યજ્ઞમાં દેવતાઓ ભાગ લેવા નહીં આવતાં, વિશ્વામિત્રે તપોબળથી ત્રિશંકુને સદેહે સ્વર્ગ
મોકલી દીધો પણ દેવતાઓએ તેને ધકેલીને ત્યાંથી ઉંધે માથે ફેંકી દેતાં વિશ્વામિત્રે નવું સ્વર્ગ બ
વીને તેને તેમાં રાખ્યો. (વાલ્મીકીય રામાયણ, બાલકાંડ.)

चौ०—उठि कर जोरी रजायसु मांगा । मनहु बीर रस सोवत जागा ॥
बांधि जटा शिर कसि कटि भाथा । साजि शरासन सायक हाथा ॥ १ ॥
आजु राम सेवक यश लेऊं । भरतहिं समर सिखावन देऊं ॥
राम निरादर कर फल पाई । सोवहिं समर सेज दोउ भाई ॥ २ ॥
आय बना भल सकल समाजू । प्रगट करौं रिसि पाछिल आजू ॥
जिमि करि निकर दले मृगराजू । लेई लपेटि लवाजिमि बाजू ॥ ३ ॥
तैसेहि भरतहि सैन समेता । सानुज निदरि निपातौं खेता ॥
जो सहाय कर शंकर आई । तदपि हतौं रण राम दुहाई ॥ ४ ॥

એટલું બોલી લક્ષ્મણજીએ ઉભા થઈ, હાથ જોડીને યુદ્ધ કરવાની રજા માગી. માથાપરની જટા મજબુત કરી બાંધી, કમર કસી, માથાબંધણું બાંધ્યાં અને હાથમાં ધનુષબાણ ધર્યાં. આ સમયે લક્ષ્મણજી, જાણે વીર રસજ સૂતો જાગ્યો હોય, એવા દેખાવા લાગ્યા. ॥ ૧ ॥ લક્ષ્મણજી બોલવા લાગ્યા કે, "આજ રામના ખરા સેવકપણુંનો યશ લઉં અને યુદ્ધમાં ભરતને પૂરતી શિક્ષા આપું. આજ એ બન્ને ભાઈઓ (ભરત તથા શત્રુઘ્ન), રામના તિરસ્કારનું ફળ પામીને, રણશય્યામાં શયન કરશે. ॥ ૨ ॥ આજ સઘળો સંયોગ સારો બની આવ્યો છે, હું મારી પાછલી રીસને આજ પ્રકટ કરીશ. જેમ સિંહ, હાથીઓના સમૂહને તોડીને ધરતીપર પાડે અને જેમ બાજ પક્ષી ચકલીઓના સમૂહને ઝપાટામાં લઈને ધરતીપર પાડે, ॥ ૩ ॥ તેમ હું ભરતને, શત્રુઘ્નને તથા તેઓની સેનાને તોડીને રણક્ષેત્રમાં પાડી દઈશ. અને રામના સોગંદ છે, કે જો આજ પોતે શંકર આવીને ભરતને સહાયતા આપશે, તોપણ હું ભરતને માર્યા વગર છોડીશ નહીં અથવા શંકર જો ભરતની સહાયતા કરવા આવશે, તો તેમને રામદુવાહી આપી, ભરતથી અલગા પાડીને ભરતને મારી નાખીશ." ॥ ૪ ॥

दो०—अति सरोष भाषे लषण, लखि सुनि शपथ प्रमान ॥
सभय लोक सब लोकपति, चाहत भभरि भगान ॥ २३७ ॥

લક્ષ્મણજીને એ પ્રમાણે, અત્યંત ક્રોધથી બોલતા જોઈ, અને તેમના સાચા શપથોને સાંભળી, લોકો અને લોકપાલ દેવતાઓ, ભય પામ્યા અને ભયના માર્યા તુરત ત્યાંથી ભાગી જવાનો વિચાર કરવા લાગ્યા. ॥ ૨૩૭ ॥

चौ०—जग भै मगन गगन भै बानी । लषण बाहु बल विपुल बखानी ॥
तात प्रताप प्रभाव तुम्हारा । को कहि सकै को जाननिहारा ॥ १ ॥
अनुचित उचित काज कछु होई । समुझि करिय भल कह सब कोई ॥
सहसा करि पाछे पछिताहीं । कहहिं वेद बुध ते बुध नाहीं ॥ २ ॥
सुनि सुर वचन लषण सकुचाने । राम सीय सादर सनमाने ॥
कही तात तुम नीति सुहाई । सबते कठिन राजमद भाई ॥ ३ ॥
जो ऍचवत माताहि नृप तेई । नाहिंन साधु सभा जिन सेई ॥
सुनहु लषण भल भरत सरीखा । विधि प्रपंच महँ सुना न दीखा ॥ ४ ॥

સઘળું જગત્ ભયમાં નિમગ્ન થઈ જતાં, દેવતાઓએ આકાશ વાણીથી લક્ષ્મણજીના મોટા બાહુબળનાં વખાણ કરી લક્ષ્મણજીને કહ્યું કે, "હે તાત! તમારા પ્રતાપ અને પ્રભાવને કોણ વર્ણવી શકે? અને જાણનારો પણ કોણ છે? કોઇ નથી. ॥ ૧ ॥ યોગ્ય કે અયોગ્ય, જે કાંઈ કામ હોય, તેને સમજીને કરવામાં આવે, તો સર્વે લોકો સારૂં કહે. પણ જો સહસા કરવામાં આવે, તો તેથી પસ્તાવું જ પડે." લોક અને વેદ પણ કહે છે કે, "જે માણસ પાછળથી પસ્તાવું પડે, એવું કામ કરે, તે માણસ બુદ્ધિમાન્ ન ગણાય," ॥ ૨ ॥ દેવતાઓની વાણી સાંભળીને, લક્ષ્મણજી લજાતાં, રામે તથા સીતાજીએ, પ્રેમપૂર્વક માન આપીને તેમને કહ્યું કે, "હે તાત! તમે જે નીતી કહી, તે બરાબર કહી છે, હે ભાઈ! રાજમદ સર્વથી કઠણ છે. ॥ ૩ ॥ જેઓએ સાધુઓની સભાનું સેવન ન કર્યું હોય એવા રાજાઓ, રાજમદને પીએ, કે તુરત જ મત્ત થઈ જાય છે. હે લક્ષ્મણ! સાંભળો. બ્રહ્માની સઘળી સૃષ્ટિમાં કોઇ પણ બીજો, ભરત જેવો ભલો દીઠો નથી અને સાંભળ્યો પણ નથી. ॥ ૪ ॥

दो०—भरतहि होय न राज मद, विधि हरि हर पद पाय ॥
कबहुँकि कांजी शीकरहि, क्षीर सिंधु बिलगाय ॥ २३८ ॥

ભરતને, રાજ્ય તો શું? પણ બ્રહ્માનું, વિષ્ણુનું કે સદાશિવનું પદ મળે, તોપણ મદ ઉત્પન્ન થાય એમ નથી. ક્ષીર સાગર કદી પણ કાંજીના બિન્દુથી ફાટી જાય કે? ૨૩૮

चौ०—तिमिर तरुण तरणिहिं सक गिलई । गगन मगन मकु मेघहि मिलई ॥
गोपद जल बूडहिं घट योनी । सहज क्षमा वरु छांडहिं छोनी ॥ १ ॥
मशक फूंक बरु मेरु उडाई । होई न नृप मद भरतहि भाई ॥
लषण तुह्मार शपथ पितु आना । शुचि सुबंधु नहिं भरत समाना ॥ २ ॥
सगुण क्षीर अवगुण जल ताता । मिले रचै परपंच बिधाता ॥
भरत हंस रवि वंश तडागा । जनमि कीन्ह गुण दोष विभागा ॥ ३ ॥
गहिं गुण पय तजि अव गुणवारी । निज यश जगत कीन्ह उजियारी ॥
कहत भरत गुण शील स्वभाऊ । प्रेम पयोधि मगन रघुराऊ ॥ ४ ॥

વખતપર અંધકાર મધ્યાહ્ન કાળના સૂર્યને ગળી શકે, આકાશ મેઘમાં મગ્ન થઇને મળી જાય, અગસ્ત્ય મુનિ ગાયના પગલાનાં ખાબોચિયામાં ડૂબી જાય, પૃથ્વી પોતાની સ્વાભાવિક ક્ષમાને છોડી દે ॥ ૧ ॥ અને મચ્છર પોતાની ફૂંકથી મેરુ પર્વતને ઉડાવી દે અર્થાત્ એ અસંભવિત વાતો પણ વખતપર બની જાય, પણ ભરતને રાજમદ તો કદી પણ પ્રાપ્ત થાય જ નહીં. હે લક્ષ્મણ! તમારા સોગંદ અને પિતાની આણ લઇને કહું છું કે, ભરત જેવો બીજો કોઇ પણ પવિત્ર અને ઉત્તમ ભાઈ ન હોય. ॥ ૨ ॥ હે તાત! વિધાતાએ ગુણોરૂપી દૂધને અને દોષોરૂપી જળને મેળવીને આ પ્રપંચ રચ્યો છે, પણ તે પ્રપંચમાં સૂર્યવંશરૂપી તળાવમાં ભરતરૂપી હંસે જન્મ ધરીને, તે ગુણોરૂપી દૂધનું અને દોષોરૂપી જળનું પૃથક્કરણ કરી દીધું છે. ॥ ૩ ॥ ભરતે ગુણોરૂપી દૂધને ગ્રહણ કરીને અને દોષોરૂપી જળનો ત્યાગ કરીને, પોતાના યશથી જગતને પ્રકાશિત કરી મેલ્યું છે." આ પ્રમાણે ભરતજીના ગુણોનું, ભલાઈનું અને સ્વભાવનું વર્ણન કરતાં કરતાં રામચંદ્રજી પ્રેમરૂપી સમુદ્રમાં મગ્ન થઈ ગયા. ॥ ૪ ॥

दो०–सुनि रघुवर वाणी विबुध, देखि भरत पर हेतु ॥
सकल सराहत रामसौं, प्रभु को कृपानिकेतु ॥ २३९ ॥

દેવતાઓ, રામચંદ્રજીની વાણી સાંભળીને અને ભરતજી ઉપર પ્રેમ જોઈને, રામચંદ્રજીની પ્રશંસા કરવા લાગ્યા કે, રામચંદ્રજી સમાન કૃપાના ભંડારરૂપ બીજો કયો સ્વામી છે ? કોઈ નથી. ॥ ૨૩૯ ॥

चौ०–जो न होत जग जन्म भरतको । सकल धर्मधुर धरणि धरतको ॥
कवि कुल अगम भरत गुणगाथा । को जानै तुम बिन रघुनाथा ॥ १ ॥
लषण राम सिय सुनि सुर वाणी । अति सुख लहेउ न जाय बखानी ॥
यहां भरत सब सहित सुहाये । मंदाकिनी पुनीत अन्हाये ॥ २ ॥
सरित समीप राखि सब लोगा । मांगि मातु गुरु सचिव नियोगा ॥
चले भरत जहँ सिय रघुराई । साथ निषाद नाथ लघु भाई ॥ ३ ॥
समुझि मातु करतब सकुचाहीं । करत कुतर्क कोटि मनमाहीं ॥
राम लषण सिय सुनि मम नाऊं । उठि जनि अनत जाहिं तजि ठाऊं ॥४॥

જો જગતમાં ભરતનો જન્મ ન થયો હોત, તો સર્વ ધર્મોની ધોંસરીને અને પૃથ્વીને કોણ ધરત ? હે રામચંદ્રજી ! ભરતના ગુણોની કથા કે જે કવિઓના સમૂહોને પણ અગમ્ય છે, તેને આપ વિના બીજો કોણ જાણી શકે ?" ॥ ૧ ॥ આ પ્રમાણે દેવતાઓની વાણી સાંભળીને, લક્ષ્મણ, રામ તથા સીતાજી, એવું તો અત્યંત સુખ પામ્યાં કે, જેનું વર્ણન કર્યું જાય નહીં. ભરતજી,[1] કે જે સૈન્ય લઇને ચાલ્યા આવતા હતા, તે મંદાકિનીના કિનારાપર આવી, સર્વ લોકોસહિત તેના પવિત્ર જલમાં નાહ્યા ॥ ૨ ॥ પછી, સર્વ લોકોને નદીના સમીપમાં રાખી, માતાઓની, ગુરુની તથા મંત્રીઓની આજ્ઞા માગી, ગુહ રાજાને તથા શત્રુઘ્નને પોતાની સાથે લઇ, તે તરફ ચાલ્યા કે, જે તરફ સીતા સહિત રામચંદ્રજી રહ્યા હતા. ॥ ૩ ॥ માતાએ કરેલા કામને સંભારી, સંકોચાતા ભરતજી, મનમાં અનેક કુતર્કો કરવા લાગ્યા કે, "રામ, લક્ષ્મણ અને સીતા, મારા નામને સાંભળતાં જ રખેને પોતાનાં સ્થાનકનો ત્યાગ કરી, ત્યાંથી ઉઠીને બીજે ઠેકાણે ચાલ્યાં જાય ?" ॥ ૪ ॥

दो०–मातु मतेमें जानि मोहिं, जो कछु करहिं सो थोर ॥
अघ अवगुण तजि आदरहिं, समुझि आपनी ओर ॥ २४० ॥

એઓ, મને, મારી માતાના મતમાં જાણીને, જે કાંઈ કરે, તે થોડું છે. પરન્તુ એઓ, પોતાની, તરફ જોઇ, મારાં પાપનો તથા અવગુણોનો ત્યાગ કરશે, તો મને આદર આપ્યાવગર રહેશે નહીં. ॥ ૨૪૦ ॥

चौ०–जो परिहरहिं मलिन मन जानी । जो सन्मानहिं सेवक मानी ॥
मोरे शरण रामकी पनहीं । राम सुस्वामि दोष सब जनहीं ॥ १ ॥

---

[1] અહીંથી પાછી ભરતજીની હકીકત શરૂ કરે છે.

जग यश भाजन चातक मीना । नेम प्रेम निज निपुन नवीना ॥
अस मन गुनत चले मगु जाता । सकुचि सनेह शिथिल सब गाता ॥ २ ॥
फेरति मनहु मातुकृत खोरी । चलत भक्तिबल धीरज धोरी ॥
जब समुझहिं रघुनाथ स्वभाऊ । तब पथ परत उतावल पाऊ ॥ ३ ॥
भरत दशा तेहि अवसर कैसी । जल प्रवाह जल आलिगति जैसी ॥
देखि भरत कर शोच सनेहू । भा निषाद तेहि समय विदेहू ॥ ४ ॥

રામ, મને મલીન મનવાળો જાણીને છોડી દે, તોપણ ભલે અથવા સેવક માનીને આદર આપે તોપણ ભલે. મારે તો રામનાં પદત્રાણ જ ( પગરખાં જ ) શરણરૂપ છે. રામ તો ભલા સ્વામી છે. જે કોઈ દોષ હોય તે મારા જ છે. ॥ ૧ ॥ જગતમાં બપૈયા અને માછલાં જ યશના પાત્રરૂપ છે. કેમ કે, એઓ મેઘ તરફથી અને જલ તરફથી, પોતાનો અનાદર થાય, તોપણ પોતા તરફના નિત્ય નિત્ય નવીન થતા નિયમને અને પ્રેમને અવિચળ રાખે છે." આ પ્રમાણે મનમાં કલ્પનાઓ કરતા અને સ્નેહથી સર્વ ગાત્રોમાં શિથિલ થઈ જતા, ॥ ૨ ॥ ભરતજી સંકોચાઈ સંકોચાઈને માર્ગમાં ચાલવા લાગ્યા. ભરતજીને જાણે તેમની માતાએ કરેલો અપરાધ પાછો ફેરવતો હોય અને ધીરજ દેવામાં ધુરંધર ભક્તિનું બળ આગળ ચાલવા ધકેલતું હોય, એવી સ્થિતિ દેખાવા લાગી. ભરતજી જ્યારે રામના સ્વભાવનું સ્મરણ કરવા લાગ્યા, ત્યારે તેમના પગ રસ્તામાં ઉતાવળથી પડવા લાગ્યા. ॥ ૩ ॥ જેમ જળના પ્રવાહમાં જળની ચકરી, પાછળ હઠતી પણ દેખાય અને આગળ વધતી પણ દેખાય, તેમ તે સમયે ભરતજીની ગતિ પાછળ હઠતી પણ દેખાવા લાગી અને આગળ વધતી પણ દેખાવા લાગી. તે સમયે ભરતજીના શોકને અને સ્નેહને જોઇ, વિસ્મય પામતા ગુહ રાજાને પોતાના શરીરનું ભાન પણ રહ્યું નહીં॥૪॥

दो०—लगे होन मंगल शकुन, सुनि गुनि कहत निषाद ॥
मिटिहि शोच होइहि हरष, पुनि परिणाम विषाद ॥ २४१ ॥

આ સમયમાં શુભસૂચક પક્ષીઓના શબ્દોરૂપી શકુનો થવા લાગતાં, તેઓને સાંભળી, વિચાર કરી લઇને, ગુહ રાજા બોલ્યો કે, " શોક મટશે અને હર્ષ થશે, પણ પરિણામે પાછો ખેદ જ ( રામનો વિયોગ જ ) રહેશે." ॥ ૨૪૧ ॥

चौ०—सेवक वचन सत्य सब जाने । आश्रय निकट जाय नियराने ॥
भरत दीख वन शैल समाजू । मुदित क्षुधितजनु पाय सुनाजू ॥ १ ॥
ईति भीति जनु प्रजा दुखारी । त्रिविध ताप पीडित ग्रह भारी ॥
जाई सुराज सुदेश सुखारी । होई भरत गति तेहि अनुहारी ॥ २ ॥
राम वास वन संपति भ्राजा । सुखी प्रजा जनु पाय सुराजा ॥
सचिव विराग विवेक नरेशू । विपिन सुहावन पावन देशू ॥ ३ ॥
भट यम नियम शैल रजधानी । शांति सुमति शुचि सुंदरि रानी ॥
सकल अंग संपन्न सुराऊ । राम चरण आश्रित चित चाऊ ॥ ४ ॥

ગુહ રાજાનાં વચનને સંપૂર્ણ રીતે સત્ય માનતા ભરતજી, રામના આશ્રમના સમીપમાં આવી પહોંચ્યા અને જેમ ભૂખ્યો માણસ, અન્નને પામીને રાજી થાય, તેમ વનોના તથા પર્વતના મંડલને જોઈને રાજી થયા. ॥ ૧ ॥ જેમ અતિ વૃષ્ટિ આદિ ઈતિથી[1] ભય પામેલી, ત્રણે પ્રકારના તાપોથી પીડાયેલી અને શનૈશ્ચર આદિ દુષ્ટ ગ્રહોના મારથી બહુ જ દુઃખ પામેલી પ્રજા સારા દેશમાંનાં, સારાં રાજ્યમાં જઈ, સુખી થાય તેમ, અપયશથી ભય પામેલા, રામના વિરહથી પીડાયેલા અને મંથરાની તથા કૈકેયીની કુચાલથી બહુ જ દુઃખ પામેલા ભરતજી, ચિત્રકૂટમાં રામના આશ્રમના સમીપમાં જઈ, સુખ પામ્યા. ॥ ૨ ॥ જેમ પ્રજા સારાં રાજ્યને પામીને સુખ સંપત્તિથી શોભી રહે, તેમ એ વન રામના નિવાસને પ્રાપ્ત થઈને સુખ સંપત્તિથી શોભી રહ્યું હતું. એ વનરુપી સુંદર તથા પવિત્ર દેશમાં ચિત્રકૂટરુપી રાજધાનીમાં વૈરાગ્યરુપી મંત્રીવાળો, ॥ ૩ ॥ યમ, નિયમોરૂપી યોદ્ધાઓવાળો અને શાંતિ તથા સુમતિરૂપી પવિત્ર તથા સુંદર રાણીઓવાળો વિવેકરુપી રાજા, રાજ્ય કરતો હતો. સર્વ અંગોની સંપત્તિવાળો એ ઉત્તમ રાજા, ચિત્તમાં ચાહેલ રામનાં ચરણોનો આશ્રય લઈ. ॥ ૪ ॥

दो०—जीति मोह महिपाल दल, सहित विवेक भुआल ॥
करत अकंटक राज पुर, सुख संपदा सुकाल ॥ २४२ ॥

મોહરુપી રાજાને તેના કામ, ક્રોધાદિ સૈન્યની સાથે જીતી લઈ, ચિત્રકૂટરૂપી રાજધાનીમાં નિષ્કંટક રાજ્ય કરતો હતો, તેથી ત્યાંનાં લોકોને સુખ, સંપત્તિ અને સારો સમય વર્ત્તી રહ્યાં હતાં. ॥ ૨૪૨ ॥

चौ०—वन प्रदेश मुनि वास घनेरे । जनु पुर नगर गांव गण खेरे ॥
विपुल विचित्र विहँग मृग नाना । प्रजा समाज न जाय बखाना ॥ १ ॥
खगहा करि हरि वाघ वराहा । देखि महिष वृक साजि सराहा ॥
वैर विहाय चरहिं इक संगा । जहँ तहँ मनहु सैन चतुरंगा ॥ २ ॥
झरना झरहिं मत्त गज गाजहिं । मनहु निशान विविध विधि बाजहिं ॥
चक चकोर चातक शुक पिकगन । कूजत मंजु मराल मुदित मन ॥ ३ ॥
अलिगण गावत नाचत मोरा । जनु सुराज मंगल चहुँ ओरा ॥
वेलि विटप तृण सफल सफूला । सब समाज मुद मंगल मूला ॥ ४ ॥

એ વનરૂપી દેશમાં, તે તે પ્રદેશોમાં, મુનિઓના, જે ઘણા ઘણા આશ્રમો હતા, તેઓ, જાણે શેહેરો, મહાલો, ગામો અને ગામડાંઓ હોય, એવા દેખાતા હતા. અનેક પ્રકારનાં વિચિત્ર પક્ષીઓ અને મૃગોરૂપી પ્રજાઓનો સમાજ હતો, કે જેનું વર્ણન કર્યું જતું નથી. ॥ ૧ ॥ ગેંડા, હાથીઓ, સિંહો, વાઘો, સૂવરો, પાડાઓ અને નહારો, વૈરને

---

૧ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ટીડ, ઉંદર, પોપટ, સ્વદેશના રાજાની ચઢાઈ અને પરદેશના રાજાની ચઢાઈ, એ સાત ઇતિઓ કહેવાય છે. अतिवृष्टिरनावृष्टिः शलभा मूषकाः शुकाः ॥ स्वचक्रं परचक्रं च सप्तैता ईतयः स्मृताः ॥ १ ॥

છોડી દઈ, વખાણવા લાયક પદ્ધતિ પકડીને, તે તે સ્થલોમાં પરસ્પરની સાથે ફરતા હતા, તે જાણે ચતુરંગિણી સેના ફરતી હોય એવું દેખાતું હતું. ॥ ૨ ॥ ઝરતાં ઝરણાંઓના અવાજો, અને મદોન્મત્ત હાથીઓની ગર્જનાઓ, જાણે વિવિધ નગારાંઓના અવાજો થતા હોય એમ લાગતું હતું. ચક્રવાક, ચકોર, બપૈયા, પોપટ, કોકિલો તથા હંસો આનંદ ભરેલાં મનથી મધુર અવાજો કરતા હતા, ભ્રમરો ગુંજાર કરતા હતા ॥ ૩ ॥ અને મયૂરો નાચતા હતા, તેથી જાણે એ સારા રાજ્યમાં ચોમેર વાદ્યધ્વનિઓ, ગાયનો અને નૃત્યો જામી રહ્યા હોય એવું દેખાતું હતું. પુષ્પિત તથા ફલિત લતાઓ, વૃક્ષો અને તેઓની પાસેના નહાનાં તૃણો, જાણે આનંદ મંગલના મૂલરૂપ સ્ત્રીઓનો, પુરુષોનો અને બાલકોનો મેલાવડો હોય એવાં દેખાતાં હતાં. ॥ ૪ ॥

दो०—राम शैल शोभा निरखि, भरत हृदय अति प्रेम ॥
तापस तप फल पाइ जिमि, सुखी सिराने नेम ॥ २४३ ॥

રામના પર્વતની શોભાને જોઈ, ભરતજીના મનમાં અત્યંત પ્રેમ ઉત્પન્ન થયો. જેમ તપસ્વી, તપનાં ફળને પ્રાપ્ત થઈ, નિયમોના શ્રમથી મુક્ત થઈને સુખી થાય, તેમ ભરતજી, એ સ્થળને પ્રાપ્ત થઈ, રસ્તાના શ્રમથી મુક્ત થઈને સુખી થયા. ॥ ૨૪૩ ॥

चौ०-तब केवट ऊंचे चढि धाई । कही भरत सन भुजा उठाई ॥
नाथ देखियत विटप विशाला । पाकर जंबु रसाल तमाला ॥ १ ॥
तिन तरु वरन मध्य बट सोहा । मंजु विशाल देखि मन मोहा ॥
नील सघन पल्लव फल लाला । अविचल छांह सुखद सब काला ॥ २ ॥
मानहु तिमिर अरुणमय राशी । विरची विधि सकेलि सुख मासी ॥
तेहि तरु सरित समीप गुसाईं । रघुवर पर्ण कुटी जहँ छाई ॥ ३ ॥
तुलसी तरुवर विविध सुहाये । कहुँ कहुँ सिय कहुँ लषण लगाये ॥
वट छाया वेदिका बनाई । सिय निज पाणि सरोज सुहाई ॥ ४ ॥

આ સમયમાં ગુહ રાજાએ દોડી, ઉંચે ચઢી, ચોમેર નજર ફેરવી, તપાસ કરી, હાથ ઉંચો કરીને ભરતજીને કહ્યું કે, "હે નાથ ! આ જે પીપળો, જાંબૂડો, આંબો અને તમાલ, આદિ મોટાં મોટાં વૃક્ષો, જોવામાં આવે છે, ॥ ૧ ॥ અને તે ઉત્તમ વૃક્ષોના મધ્યમાં, જે, સ્વચ્છ, વિશાલ, દેખતાં જ મનને મોહિત કરે એવો, શ્યામ, સઘન પલ્લવોવાળો, લાલ ફળોવાળો, અવિચળ છાયાવાળો, સર્વ કાળમાં સુખ દેનારો ॥૨॥ અને જાણે વિધાતાએ અંધકારને તથા અરુણ ( સૂર્યોદયથી પહેલાંની રતાશ ) ને મિશ્રિત કરી, ત્રૈલોક્યની શોભાનો એકઠો જથો ગોઠવ્યો હોય એવો એક સુંદર વડ જોવામાં આવે છે, તે વડની નીચે નદીના સમીપમાં રામચંદ્રજીની પર્ણશાળા શોભી રહી છે. ॥ ૩ ॥ એ પર્ણશાળાના સમીપમાં કોઈ કોઈ સ્થલમાં સીતાજીએ, અને કોઈ કોઈ સ્થલમાં લક્ષ્મણજીએ લગાવેલા તુલસીના ઉત્તમ રોપાઓ જોવામાં આવે છે અને વડની છાયામાં સીતાજીએ, પોતાનાં હસ્તકમળથી બનાવેલી સુંદર વેદિકા ( બેઠક ) જોવામાં આવે છે. ॥ ૪ ॥

दो०–जहँ बैठें मुनि गण सहित, नित सिय राम सुजान ॥
सुनहिं कथा इतिहास सब, आगम निगम पुरान ॥ २४४ ॥

પ્રવીણ સીતાજી અને રામચંદ્રજી, મુનિઓના સમૂહની સાથે નિત્ય એ બેઠકપર બીરાજે છે, અને સર્વ ઇતિહાસ, વેદ, શાસ્ત્ર તથા પુરાણ, એઓની કથાઓ સાંભળે છે. ॥ ૨૪૪ ॥

चौ०–सखा वचन सुनि बिटप निहारी । उमगेउ भरत विलोचन वारी ॥
करत प्रणाम चले दोउ भाई । कहत प्रीति शारद सकुचाई ॥ १ ॥
हर्षहिं निरखि राम पद अंका । मानहुँ पारस पायउ रंका ॥
रज शिर धरि हिय नैननि लावहिं । रघुवर मिलन सरिस सुख पावहिं ॥२॥
देखि भरत गति अकथ अतीवा । प्रेम मगन खग मृग जड जीवा ॥
सखहि सनेह विवस मगु भूला । कहि सुपंथ सुर वर्षहिं फूला ॥ ३ ॥
निरखि सिद्ध साधक अनुरागे । सहज सनेह सराहन लागे ॥
होत न भूतल भाव भरतको । अचर सचर चर अचर करतको ॥ ४ ॥

ગુહનાં વચનો સાંભળી અને તે વડને જોઈ, ભરતજીનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં. બન્ને ભાઇઓ, એ વડને પ્રણામ કરતા કરતા, એવી પ્રીતિથી ચાલ્યા કે, જે પ્રીતિનું વર્ણન કરવામાં સરસ્વતી પણ સંકોચાય. જેમ રાંક માણસ, પારશ મણિને પામીને રાજી થાય, ॥ ૧ ॥ તેમ ભરતજી, રામચંદ્રજીનાં પગલાંનાં ચિન્હોને જોઈ રાજી થયા. અને એ પગલાંની રજને માથે ચઢાવી તથા હૃદયમાં અને નેત્રોમાં લગાવી, રામચંદ્રજીનો સમાગમ થવા જેટલું સુખ પામ્યા. ॥ ૨ ॥ વર્ણન કરી શકાય નહીં એવી ભરતજીની દશાને જોઈ, પક્ષીઓ, પશુઓ તથા વૃક્ષ આદિ જડ જીવો પણ, પ્રેમમાં અત્યંત મગ્ન થયા. ગુહ રાજા સ્નેહને વશ થઈ જવાથી, માર્ગ ભૂલી જતાં, દેવતાઓ માર્ગ બતાવીને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૩ ॥ ભરતજીની સ્થિતિ જોઈ, સિદ્ધ લોકો તથા સાધક લોકો, પ્રેમને વશ થઈ, ભરતજીના સ્વાભાવિક સ્નેહની પ્રશંસા કરવા લાગ્યા કે, "જો પૃથ્વીમાં ભરતજીનો પ્રેમભાવ ન હોત તો વૃક્ષ આદિ અચર જીવોને રોમાંચ આદિ ચર જીવના ધર્મવાળા અને મુનિ આદિ ચર જીવોને દેહના ભાનરહિતપણું આદિ અચર જીવના ધર્મવાળા કોણ કરત? અથવા દેવતાઓ કે જેઓ ચર છતાં, સ્વાર્થ જડ હોવાથી, અચર જેવા થઈ ગયા છે, તેઓને માર્ગ બતાવવારૂપ ચરના ધર્મવાળા અને ગુહ રાજા કે જે ચર છે, તેને, માર્ગના ભાનરહિતપણારૂપ અચરના ધર્મવાળો કોણ કરત?" ॥૪॥

दो०–प्रेम अमिय मंदर विरह, भरत पयोधि गँभीर ॥
मथि प्रगटे सुर साधु हित, कृपासिंधु रघुवीर ॥ २४५ ॥

કૃપાના સમુદ્રરૂપ રામચંદ્રજીએ ભરતરૂપી ગંભીર સમુદ્રને વિરહરૂપી મંદરાચળથી મથીને સાધુઓરૂપી દેવતાઓને સારૂ, પ્રેમરૂપી અમૃત પ્રકટ કર્યું. ॥ ૨૪૫ ॥

चौ०–सखा समेत मनोहर जोटा । लखेउ न लषण सघन बन ओटा ॥
भरत दीख प्रभु आश्रम पावन । सकल सुमंगल सदन सुहावन ॥ १ ॥
करत प्रवेश मिटा दुख दावा । जनु योगी परमारथ पावा ॥
देखे भरत लषण प्रभु आगे । पूछत बचन कहत अनुरागे ॥ २ ॥
शीश जटा कटि मुनिपट बांधे । तूण कसे कर शर धनु कांधे ॥
वेदी पर मुनि साधु समाजु । सीय सहित राजत रघुराजु ॥ ३ ॥
बलकल वसन जटिल तनु श्यामा । जनु मुनि वेष कीन्ह रति कामा ॥
कर कमलन्ह धनु सायक फेरत । जीकी जरनि हरत हँसि हेरत ॥ ४ ॥

ગુહ રાજા સહિત ભરતજી તથા શત્રુઘ્ન, સઘન વનથી ઢંકાઈ ગયા હતા, તેથી લક્ષ્મણજીએ તેઓને દીઠા નહીં. ભરતજીએ, રામચંદ્રજીનો સર્વ સુમંગલોના ઘરરૂપ સુંદર આશ્રમ દીઠો. ॥ ૧ ॥ જેમ મોક્ષ મળવાથી યોગીનો દુઃખરૂપી દાવાનલ મટી જાય, તેમ એ આશ્રમમાં પ્રવેશ કરવાથી ભરતજીનો દુઃખરૂપી દાવાનલ મટી ગયો. રામચંદ્રજીની આગળ, તેમના પૂછવા ઉપરથી, સ્નેહપૂર્વક વાતો કરતા લક્ષ્મણજીને ભરતજીએ દીઠા. ॥ ૨ ॥ વેદિકા ઉપર મુનિઓના અને સાધુઓના સમાજમાં સીતાજી સહિત બીરાજેલા, મસ્તકપર જટાવાળા, વલ્કલ વસ્ત્રથી બાંધેલી કટિપર કસેલાં ભાથાંઓવાળા, હાથમાં બાણવાળા અને કાંધપર ધનુષવાળા રામચન્દ્રજીને પણ દીઠા. ॥ ૩ ॥ રામચંદ્રજી વલ્કલ વસ્ત્રોવાળા હતા અને સીતાજી પણ વલ્કલ એટલે શ્રેષ્ઠ[1] તથા સુંદર વસ્ત્રોવાળાં હતાં. રામચંદ્રજી જટિલ શરીરવાળા તથા શ્યામ હતા અને સીતાજી પણ છૂટેલા કેશવાળાં હોવાથી જટિલ શરીરવાળાં તથા શ્યામા ( સોળ વર્ષની અવસ્થાવાળાં ) હતાં. રામચંદ્રજી, ધનુષ બાણ ઉપર હસ્તકમળ ફેરવતાં હતા અને સીતાજી પણ રામનાં ધનુષ બાણ ઉપર હસ્તકમળ ફેરવતાં હતાં. આથી જાણે મુનિનો વેષ ધરીને રતિ સહિત કામદેવ બેઠા હોય એવા દેખાતા સીતા સહિત રામચંદ્રજી, મંદ હાસ્યપૂર્વક જોવાથી, પોતાની પાસે બેઠેલા લોકોનાં અંતઃકરણોના પરિતાપને હરતા હતા. ॥ ૪ ॥

दो०–लसत मंजु मुनि मंडली, मध्य सीय रघुचंद ॥
ज्ञान सभा जनु तनु धरे, भक्ति सच्चिदानंद ॥ २४६ ॥

મહાત્મા મુનિઓની મંડલીનાં મધ્યમાં બીરાજેલાં સીતાજી અને રામચંદ્રજી, જાણે જ્ઞાનની સભામાં દેહ ધરીને બીરાજેલાં ભક્તિ અને પરમાત્મા હોય એવાં શોભતાં હતાં. ॥ ૨૪૬ ॥

चौ०–सानुज सखा समेत मगन मन । बिसरे हर्ष शोक सुख दुखगन ॥
पाहि नाथ कहि पाहि गुसांई । भूतल परे लकुटकी नांई ॥ १ ॥
बचन सप्रेम लषण पहिचाने । करत प्रणाम भरत जिय जाने ॥

---

૧ લકારને અકાર સંયુક્ત લેખી અને લકારનો તથા રકારનો અભેદ ગણીને, આ અર્થ કરવામાં આવ્યો છે, પણ તે ક્લિષ્ટ તો છે જ, માટે તે અર્થને છોડી દઇને, સીતાપરત્વે નહીં, પણ કેવળ રામપરત્વે જ આ ચોપાઈનો અર્થ કરવો એ સારૂં છે.

बंधु सनेह सरस इहि ओरा । उत साहब सेवा वर जोरा ॥ २ ॥
मिलि न जाय नहिं गुदरत बनई । सुकवि लषण मनकी गति भनई ॥
रहे राखि सेवापर भारु । चढी चंग जनु खैंच खिलारु ॥ ३ ॥
कहत सप्रेम नाइ महिमाथा । भरत प्रणाम करत रघुनाथा ॥
उठे राम सुनि प्रेम अधीरा । कहुँ पट कहुँ निषंग धनु तीरा ॥ ४ ॥

શત્રુઘ્નથી તથા ગુહ રાજાથી સંયુક્ત ભરતજી, રામચંદ્રજીને જોઈ, પ્રેમમગ્ન મન-વાળા થઈ ગયા, હર્ષને, શોકને, સુખને તથા દુઃખોનાં સમૂહને પણ ભૂલી ગયા અને હે નાથ ! રક્ષા કરો. હે ગુસાંઈ ! રક્ષા કરો.' એમ બોલતા બોલતા, રામચંદ્રજીની આગળ લાકડીની પેઠે ધરતીપર પડ્યા, ॥ ૧ ॥ લક્ષ્મણજીએ, ભરતજીનાં પ્રેમ ભરેલાં વચનો, સ્વર ઉપરથી ઓળખ્યાં અને તેટલામાં પ્રણામ કરતા ભરતજીને પણ દીઠા, પરંતુ લક્ષ્મણજીને એક તરફથી રામચંદ્રજીની સેવા બલવત્તર રીતે ખેંચતી હતી અને બીજી તરફથી ભરતજી ઉપરનો ભ્રાતૃસ્નેહ બલવત્તર રીતે ખેંચતો હતો, ॥ ૨ ॥ તેથી લક્ષ્મણજી ભરતજીને મળી પણ શકતા ન હતા અને અલગ પણ રહી શકતા ન હતા. વિદ્વાન્ લોકોએ આ સમયની લક્ષ્મણજીનાં મનની આવી દોલાયમાન સ્થિતિ વર્ણવેલી છે. છેવટ જેમ ખેલાડી, ચઢેલા પતંગને ખેંચી લેતાં, પોતાના શરીરને પતંગ તરફ નહીં જવા દેતાં, પગના દાબથી પૃથ્વી ઉપર જ શરીરનો બોજો રાખીને ઉભા રહે, તેમ લક્ષ્મણજી પોતાની વૃત્તિને ભરતજી ઉપરથી ખેંચી લેતાં, મનને ભરતજી તરફ નહીં જવા દેતાં, વિચારના દાબથી સેવા ઉપર જ મનનો બોજો રાખીને રહ્યા. ॥ ૩ ॥ પછી લક્ષ્મણજી, પ્રેમપૂર્વક પૃથ્વીપર માથું નમાવીને બોલ્યા કે, "હે પ્રભુ ! હે રામચંદ્રજી ! ભરતજી આપને પ્રણામ કરે છે." એ સાંભળી, રામચંદ્રજી, પ્રેમથી અધીરા બનીને એવી ઝડપથી ઉભા થયા કે, જેથી વસ્ત્ર ક્યાંય પડી ગયું, ભાથા ક્યાંય પડી ગયા અને ધનુષ બાણ પણ ક્યાંય પડી ગયાં. ॥ ૪ ॥

दो०–बरबस लिये उठाय उर, लाये कृपानिधान ॥
भरत रामकी मिलनि लखि, बिसरे सबहि अपान ॥ २४७ ॥

કૃપાના ભંડારરૂપ રામચન્દ્રજીએ, બલાત્કારથી ભરતજીને ધરતીપરથી ઉઠાડી લઈને, પોતાની છાતીમાં લીધા. ભરતજીનો અને રામચન્દ્રનો મિલાપ સમયનો અપૂર્વ પ્રેમ જોઈ, સર્વે લોકો પોતાનાં શરીરોનાં ભાન ભૂલી ગયાં. ॥ ૨૪૭ ॥

चौ०–मिलन प्रीति किमि जाय बखानी । कवि कुल अगम कर्म मन बानी ॥
परम प्रेम पूरण दोउ भाई । मन बुधि चित अहमित बिसराई ॥ १
कहहु सुप्रेम प्रगट को करई । केहि छाया कवि मति अनुसरई ॥
कविहि अर्थ आखर बल सांचा । अनुहर ताल गतिहि नट नाचा ॥ २ ॥
अगम सनेह भरत रघुवरको । जहँ न जाहि मन विधि हरि हरको ॥
सो मैं बरणि कहौं केहि भांती । बाज सुराग कि गांडरि तांती ॥ ३ ॥

मिलनि विलोकि भरत रघुवरकी । सुरगण सभय धुकधुकी धरकी ॥
समझाये सुर गुरु जड जागे । वरषि प्रसून प्रशंसन लागे ॥ ४ ॥

એઓની મળવા સમયની પ્રીતિ, કે જે કવિઓનાં કુલોને ક્રિયાથી, વાણીથી તથા મનથી પણ અગમ્ય છે. તેનું મારાથી કેમ વર્ણન કરી શકાય ? પરમ પ્રેમથી પૂર્ણ થયેલા રામ અને ભરતજી, એ બન્ને ભાઈઓ, મનને, બુદ્ધિને, ચિત્તને તથા અહંકારને પણ ભૂલી ગયા ( શરીરાદિકનું તમામ ભાન વિસરી ગયા. ) ॥ ૧ ॥ એ પ્રેમને કયો કવિ વર્ણનથી પ્રગટ કરી શકે ? એ પ્રેમની છાયાનું પણ કયા કવિની મતિ ગ્રહણ કરી શકે ? જેમ નટ, તાલની ગતિને અનુસરીને નાચે છે, તેમ કવિ, ખરેખર શબ્દાર્થના બળને અનુસરી વર્ણન કરે છે પણ અહીં રામનો તથા ભરતનો પ્રેમ તો, કોઈ પણ શબ્દાર્થમાં આવી શકે એમ નથી, તેથી કવિ તેનું વર્ણન કેમ જ કરી શકે ? ॥ ૨ ॥ ભરતજીનો અને રામનો અગમ્ય સ્નેહ, કે જેમાં બ્રહ્માનું, વિષ્ણુનું કે સદાશિવનું મન પ્રવૃત્ત થઈ શકે એમ નથી, તેનું વર્ણન મારા જેવા અલ્પ મતિવાળાથી કેમ બની શકે ? ગાડરની ઉનના દોરામાંથી સારો રાગ નીકળે કે ? ॥ ૩ ॥ ભરતજીનો અને રામચંદ્રજીનો મિલાપ જોઈ દેવતાઓનાં હૃદયો, ‘ રખેને ભરતજીની પ્રાર્થનાથી રામ પાછા અયોધ્યામાં જાય !’ એવા ભયને લીધે અત્યંત થડકવા લાગ્યાં. આ સમયમાં બૃહસ્પતિએ સમજાવવા ઉપરથી સમજેલા મૂર્ખ દેવતાઓ, પુષ્પોની વૃષ્ટિ કરીને પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—मिलि सप्रेम रिपुसूदनहिं, केवट भेंटेउ राम ॥
भूरि भाग्य भेंटे भरत, लक्ष्मण करत प्रणाम ॥ २४८ ॥

રામચંદ્રજી, શત્રુઘ્નને મળીને પછી પોતાના પરમ મિત્ર ગુહ રાજાને મળ્યા. લક્ષ્મણજીએ મહાભાગ્યશાળી ભરતજીને મળીને પ્રણામ કર્યા. ॥ ૨૪૮ ॥

चौ०—भेंटेउ लषण ललकि लघु भाई । बहुरि निषाद लीन्ह उर लाई ॥
पुनि मुनि गण दोउ भाइन वंदे । अभिमत आशिष पाई अनंदे ॥ १ ॥
सानुज भरत उमँगि अनुरागा । धरि शिर सिय पद पद्म परागा ॥
पुनि पुनि करत प्रणाम उठाये । शिर कर कमल परशि बैठाये ॥ २ ॥
सीय अशीश दीन्ह मनमाहीं । मगन सनेह देह सुधि नाहीं ॥
सब विधि सानुकूल लखि सीता । भे असोच उर अपडर बीता ॥ ३ ॥
कोउ कछु कहै न कोउ कछु पूछा । प्रेम भरा मन निज गति छूछा ॥
तेहि अवसर केवट धीरज धरि । जोरि पाणि विनवत प्रणाम करि ॥ ४ ॥

લક્ષ્મણજી બહુ જ પ્રેમ દેખાડીને પોતાના નાના ભાઈ શત્રુઘ્નને મળ્યા અને તે પછી ગુહ રાજાને છાતીમાં દાબીને મળ્યા. પછી ભરતજી અને શત્રુઘ્ન, એ બન્ને ભાઈઓ, મુનિઓને પગે લાગ્યા અને તેઓની પાસેથી વાંછિત આશીર્વચનો મેળવીને આનંદ પામ્યાં ॥ ૧ ॥ શત્રુઘ્ન સહિત ભરતજી, પ્રેમની વૃદ્ધિને લીધે સીતાજીનાં ચરણારવિન્દની રજને, પોતાના મસ્તકપર ધરી, વારંવાર પ્રણામ કરવા લાગતાં, સીતાજીએ તેમને ઉઠાડ્યા અને તેમનાં મસ્તકપર હસ્તકમળ ધરીને તેમને પાસે બેસાડ્યા. ॥ ૨ ॥ સ્નેહમાં મગ્ન

થવાથી દેહનું ભાન પણ નહીં રહેવાને લીધે મુખથી કશું નહીં બોલી શકાતાં સીતાજીએ, તેમને મનમાં ને મનમાં જ આશીર્વાદ દીધા. સીતાજીને સર્વ પ્રકારે સાનુકૂલ જોઈ, ભરતજી, શોકથી રહિત થયા અને તેમના મનમાં જે ખોટો ડર હતો,તે ટળી ગયો.॥૩॥ સર્વનાં અંતઃકરણો પ્રેમથી ભરપૂર થઈ જવાને લીધે, તે સભામાં કોઈ પણ કશું કહેતું ન હતું. અને કોઇ પણ કશું પૂછતું ન હતું. તે સમયમાં ગુહ[1] રાજાએ ધીરજ ધરી, હાથ જોડી, પ્રણામ કરીને વિજ્ઞપ્તિ કરી કે, ॥ ૪ ॥

दो०—नाथ साथ मुनि नाथके, मातु सकल पुर लोग ॥
सेवक सेनप सचिव सब, आये विकल वियोग ॥ २४९ ॥

"હે નાથ ! માતાઓ, પુરનાં સઘળાં લોકો, સેવકો, મંત્રીઓ અને સેનાપતિઓ, વસિષ્ઠ મુનિની સાથે[2] આવેલાં છે અને તે સર્વે આપના વિયોગથી વ્યાકુલ થઈ રહ્યાં છે. " ॥ ૨૪૯ ॥

चौ०—सील सिंधु सुनि गुरु आगमनू । सीय समीप राखि रिपुदमनू ॥
चले सवेग राम तेहि काला । धीर धुरंधर दीन दयाला ॥ १ ॥
गुरुहि देख सानुज अनुरागे । दंड प्रणाम करन प्रभु लागे ॥
मुनिवर धाय लिये उर लाई । प्रेम उमगि भेंटे दोउ भाई ॥ २ ॥
प्रेम पुलकि केवट कहि नामू । कीन्ह दूरिते दण्ड प्रणामू ॥
राम सखा ऋषि बरबस भेंटे । जनु महि लुटत सनेह समेटे ॥ ३ ॥
रघुपति भक्ति सुमंगल मूला । नभसराहि सुर वर्षहिं फूला ॥
यहि सम निपट नीच कोउ नाहीं । बड वशिष्ठसम को जगमाहीं ॥ ४ ॥

શીલના સમુદ્રરુપ, ધીર પુરુષોમાં અગ્રણી અને દીનદયાળુ રામચંદ્રજી, ગુરુનું આવવું સાંભળી, શત્રુઘ્નને સીતાજી પાસે રાખી, તુરત જ ત્યાંથી ઉઠીને ઉતાવળા ઉતાવળા તેમની સામે ગયા.[3] ॥ ૧ ॥ ભાઈઓ સહિત રામચંદ્રજી, ગુરુને જોઈ, પ્રેમથી દંડવત્ પ્રણામ કરવા લાગતાં, ગુરુએ, તેમને પોતાની છાતીમાં લગાવ્યા. ગુરુવસિષ્ઠ મુનિ પ્રેમથી ઉમંગીને, બન્ને ભાઇઓને ( રામને અને લક્ષ્મણજીને ) મળ્યા. ॥ ૨ ॥ ગુહ રાજાએ પ્રેમથી રોમાંચિત થઈ, પોતાનું નામ બોલીને દૂરથી દંડવત્પ્રણામ કરતાં,[4] વસિષ્ઠ

૧ ગુહ રાજાને મૂળમાં કેવટ નામ એટલા માટે આપ્યું છે કે, તેણે પ્રેમરૂપી સમુદ્રમાં મગ્ન થયેલાં સર્વે લોકોને બહાર કહાડ્યા. ૨. ભરતજી સાથે આવવાનું નહીં કહેતાં વસિષ્ઠ મુનિની સાથે આવેલાં છે, એમ કહેવાનું કારણ એ છે કે, મુનિનું નામ સાંભળીને, રામ, પ્રેમરુપી સમુદ્રમાંથી બહાર નીકળે, ભરતજીના સર્વે લોકો સહિત આવવાને આજ્ઞા ભંગરૂપ ન સમજે અને તેઓની સામા આવવા ઉઠે. 'વસિષ્ઠની સાથે આવ્યાં છે,' એમ કહેવાથી દશરથ રાજાનું પરલોકગમન પણ સૂચવાય છે. ૩ રામ પ્રેમમાંથી નીકળીને સાવધાન થયા, તેથી 'ધીર પુરૂષોમાં અગ્રણી' એ વિશેષણ આપ્યું છે અને એઓની દીનતા જાણીને, તેઓની સામે જવામાં જરા પણ ઢીલ કરી નહીં, તેથી 'દીનદયાળુ' એ વિશેષણ આપ્યું છે. ૪ ગુહ રાજા વસિષ્ઠની સાથે જ આવ્યો હતો, તોપણ તેને એ વાતનું ભાન રહ્યું નહીં તેથી પ્રણામ કર્યાં. અથવા રામનો સમાગમ કરાવવાના હર્ષથી પ્રફુલ્લિત થઇ, વસિષ્ઠની સાથે મળવાને વાસ્તે પ્રણામ કર્યાં.

મુનિ, તેને રામનો મિત્ર જાણીને બલાત્કારથી, પૃથ્વી ઉપર લોટતાં સ્નેહને એકઠો કરી, ઉપાડી લેતા હોય એવી રીતે મળ્યા. રામની ભક્તિ જ સુમંગલના મુલરુપ છે, કે, જેણે ભિલ્લ જાતનાં અતિ નીચ ગુહરાજાને પણ વસિષ્ઠ મુનિની સાથે મળવા લાયક કર્યા. ॥૩॥ આકાશમાં ઉભેલા દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરી પ્રશંસા કરવા લાગ્યા કે, " જો કે ભિલ્લ સમાન જગતમાં કોઈ અત્યંત નીચ નથી અને વસિષ્ઠ સમાન જગતમાં કોઈ પણ ઉત્તમ નથી, તોપણ ॥ ૪ ॥

दो०—जेहि लखि लषणहुँते अधिक, मिले महा मुनि राउ ॥
सो सीता पति भजनको, प्रगट प्रताप प्रभाउ ॥ २५० ॥

મહા મુનિરાજ વસિષ્ઠ, આ ભિલ્લને જોઈ, તેને લક્ષ્મણજીથી પણ અધિક ગણીને મળ્યા, એ કેવલ રામચન્દ્રજીના ભજનના પ્રતાપનો પ્રગટ પ્રભાવ છે. " ॥ ૨૫૦ ॥

चौ०—आरत लोक राम सब जाना । करुणाकर सुजान भगवाना ॥
जो जेहि भांति रहा अभिलाषी । तेहि तेहिकी तैसी रुचि राखी ॥ १ ॥
सानुज मिल पलमहँ सब काहू । कीन्ह दूरि दुख दारुण दाहू ॥
यह बडि बात रामकै नाहीं । जिमि घट कोटि एक रवि छाहीं ॥ २ ॥
मिलि केवट हि उमँगि अनुरागा । पुरजन सकल सराहहिं भागा ॥
देखि राम दुखित महतारी । जनु सुवेलि अवली हिम मारी ॥ ३ ॥
प्रथम राम भेंटी कैकेयी । सरल स्वभाव भक्ति मति भेई ॥
पगपर कीन्ह प्रबोध बहोरी । काल कर्म विधि शिर धरि खोरी ॥ ४ ॥

દયાળુ પ્રભુ રામચંદ્રજીએ, સર્વે માણસોને દુ:ખી જાણ્યાં, તેથી જે જે માણસની જેવી જેવી ઇચ્છા હતી, તે તે માણસની, તેવી તેવી ઇચ્છાને પાર પાડી. ॥ ૧ ॥ લક્ષ્મણજી સહિત રામચંદ્રજીએ, પોતાની દિવ્ય શક્તિથી એક પલમાં જ સર્વને મળીને સર્વનાં દુ:ખોને તથા દારુણ દાહને દૂર કર્યા. આ પ્રમાણે કરવું, એ કાંઈ રામચંદ્રજીને મોટી વાત નથી. એક જ સૂર્ય, જળથી ભરેલા કરોડો ઘડાઓમાં એકી વખતે પ્રતિબિંબોરુપે દેખાય, તેમાં શી નવાઈ ? ॥ ૨ ॥ રામચંદ્રજી પ્રેમના ઉમંગને લીધે, ફરીવાર પણ ગુહ રાજાને મળ્યા[1], કે જે જોઈને સઘળાં અયોધ્યાવાસીઓ ગુહના ભાગ્યનાં વખાણ કરવા લાગ્યાં. રામચંદ્રજીએ સઘળી માતાઓને કે, જાણે હિમે બાળી નાખેલી સુંદર લતાઓની પંક્તિઓ હોય એવી દુ:ખીત દીઠી. ॥ ૩ ॥ રામ, માતાઓમાં પ્રથમ કૈકેયીને મળ્યા કે જે કૈકેયીની બુદ્ધિ પાછળથી સરલ સ્વાભાવવાળી અને ભક્તિથી ભીંજાયેલી થઈ ગઈ હતી. રામે કૈકેયીના પગમાં પડી, તેને ઘણી ઘણી રીતે શાંત કરી અને સઘળો દોષ, કાલ, કર્મ અને દૈવ, એઓના ઉપર મૂક્યો. ॥ ૪ ॥

दो०—भेंटी रघुवर मातु सब, करि प्रबोध परितोष ॥
अंब ईश आधीन जग, काहु न देइय दोष ॥ २५१ ॥

---

૧ ગુહ રાજાએ વસિષ્ઠનો સમાગમ કરાવ્યો, તેનો આનંદ, જણાવવાને વાસ્તે રામ બીજી વાર તેને મળ્યા.

રામે, સઘળી માતાઓને મળીને કહ્યું, 'હે માતાઓ! સઘળું જગત્ ઈશ્વરાધીન છે, માટે કોઈને પણ દોષ દેવો નહીં, એવી રીતે બોધ આપીને સંતુષ્ટ કરી. ॥ ૨૫૧ ॥

चौ०—गुरु तिय पद बंदे दोउ भाई । सहित विप्र तिय जे सँग आई ॥
गंग गौरि सम सब सन्मानी । देहिं अशीश मुदित मृदु बानी ॥ १ ॥
गहि पद लगे सुमित्रा अंका । जनु भेंटी संपति अति रंका ॥
पुनि जननी चरण न दोउ भ्राता । परे प्रेम व्याकुल सब गाता ॥ २ ॥
अति अनुराग अंब उर लाये । नयन सनेह सलिल अन्हवाये ॥
तेहि अवसर कर हर्ष विषादू । किमि कवि कहै मूक जिमि स्वादू ॥ ३ ॥
मिलि जननिहि सानुज रघुराऊ । गुरु सन कहेउ कि धारिय पांऊ ॥
पुरजन पाय मुनीश नियोगू । जल थल तकि तकि उतरे लोगू ॥ ४ ॥

બન્ને ભાઈઓએ ગુરુની સ્ત્રી અરૂંધતીનાં અને બીજી પણ જે કોઈ બ્રાહ્મણોની સ્ત્રીઓ તેમની સાથે આવી હતી, તેઓનાં પણ ચરણોમાં પ્રણામ કર્યા તથા સર્વને ગંગા સમાન તથા પાર્વતી સમાન સન્માન આપ્યું. એ સઘળી વિપ્ર પત્નીઓએ આનંદ પામી, કોમળ વાણીથી આશીર્વાદ દીધા.॥૧॥ બન્ને ભાઈઓએ, સુમિત્રાનાં ચરણ પકડતાં, સુમિત્રાએ, જેમ અત્યંત રંક માણસ સંપત્તિને ભેટીને રાજી થાય, તેમ રાજી થઈને એ બન્ને પુત્રોને ખોળામાં બેસાડ્યા. ॥ ૨ ॥ પછી પ્રેમથી વ્યાકુલ થયેલા સર્વ ગાત્રોવાળા બન્ને ભાઈઓ, કૌશલ્યાનાં ચરણોમાં પડતાં, કૌશલ્યાએ, અતિ પ્રેમથી તેઓને છાતીમાં લગાવ્યા અને નેત્રોમાંથી ચાલવા લાગેલાં સ્નેહાશ્રુઓથી નવરાવી દીધા. જેમ મુંગા માણસથી સ્વાદનું વર્ણન કરી શકાય નહીં, તેમ કોઈ પણ કવિથી આ અવસરના હર્ષનું અને ખેદનું વર્ણન કરી શકાય નહીં. ॥ ૩ ॥ લક્ષ્મણજી સહિત રામચન્દ્રજીએ, માતાઓને મળીને ગુરુને વિજ્ઞપ્તિ કરી કે, 'અમારા આશ્રમમાં પધારો' અયોધ્યાવાસી લોકોએ, વસિષ્ઠની આજ્ઞા લઈ, જલ તથા સ્થલ જોઈ જોઈને જુદા જુદા ઉતારા કર્યા. ॥ ૪ ॥

दो०—महि सुर मंत्री मातु गुरु, गने लोक लिये साथ ॥
पावन आश्रम गमन किय, भरत लषण रघुनाथ ॥ २५२ ॥

બ્રાહ્મણો, મંત્રીઓ, માતાઓ અને ગુરુ ઇત્યાદિ ગણેલાં માણસોને સાથે લઈ, ભરતજી, લક્ષ્મણજી અને રામચન્દ્રજી, પવિત્ર આશ્રમમાં ગયા. ॥ ૨૫૨ ॥

चौ०—सीय आय मुनिवर पग लागी । उचित अशीश लही मन मांगी ॥
गुरु पत्निहि मुनि तियन्ह समेता । मिलि समेम कहि जाय न जेता ॥ १ ॥
बंदि बंदि पद सिय सब हीके । आशिष वचन लहे प्रिय जीके ॥
सासु सकल जब सीय निहारी । मूंदेउ नयन सहमि सुकुमारी ॥ २ ॥
परी बधिक वश मनहुँ मराली । काह कीन्ह करतार कुचाली ॥
तिन सियनिरखि निपट दुख पावा । सो सब सहिय जो दैव सहावा ॥ ३ ॥

जनक सुता तब उर धरि धीरा । नील नलिन लोचन भरि नीरा ॥
मिलि सकल सासुन्ह सिय जाई । तेहि अवसर करुणामहि छाई ॥ ४ ॥

સીતાજીએ આવી ગુરુને પ્રણામ કર્યાં અને તેમની પાસેથી મનમાનતા યોગ્ય આશીર્વાદો મેળવ્યા. પછી સીતાજી, ગુરુપત્નીને તથા બીજી પણ વિપ્રપત્નીઓને મળતાં તે સમયમાં જેટલો પ્રેમ દેખાયો, તેટલા પ્રેમનું વર્ણન જ બની શકતું નથી. ॥ ૧ ॥ સીતાજીએ, સર્વ વિપ્રપત્નીઓને વારંવાર પ્રણામ કરી, તેઓની પાસેથી મનમાનતાં આશીર્વચનો લીધાં. સઘળી સાસુઓએ જ્યારે સીતાજીને જોયાં, ત્યારે તેઓ, સીતાજીનાં સુકુમાર શરીરપર પડેલાં વનવાસનાં કષ્ટથી ગ્લાનિ પામીને નેત્રો વીંચી ગઈ. ॥ ૨ ॥ સુકુમાર સીતાજી પણ સઘળી સાસુઓને જોઈ, જેમાં કાંઈ પણ વિશેષ સરભરા બની શકે નહીં એવી વનવાસની સ્થિતિથી ગભરાઈને નેત્રો વીંચી ગયાં. સાસુઓ, સીતાજીને જોઈ બહુ દુઃખ પામીને કહેવા લાગી કે, "આ તે વિધાતાએ કેવી કુચાલ કરી છે ? કે જેથી સીતાજી પારધીના કબજામાં પડેલી હંસીના જેવું દુઃખ વેઠે છે. શું કરીએ ? દૈવ જે કાંઈ સહન કરાવે તે સહન કરવું જ પડે." ॥ ૩ ॥ પછી જેનાં નીલ કમળો જેવાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું હતું એવાં સીતાજી હૃદયમાં ધીરજ ધરી, સામે જઈને સઘળી સાસુઓને મળ્યાં. આ અવસરમાં સઘળી વનભૂમિમાં જાણે કરુણારસ છાઈ રહ્યો હોય એવું દેખાવા લાગ્યું. ॥ ૪ ॥

दो०—लागि लागि पग सबन सिय, भेटति अति अनुराग ॥
हृदय अशीशहिं प्रेम वश, रहिहो भरी सुहाग ॥ २५३ ॥

સીતાજી સઘળી સાસુઓને પગે લાગી લાગીને અતિ સ્નેહથી મળવા લાગ્યાં અને સાસુઓ પ્રેમને વશ થયેલાં હૃદયથી "તમારૂં સૌભાગ્ય અખંડ રહો," એવી આશીશો દેવા લાગી. ॥ ૨૫૩ ॥

चौ०—विकल सनेह सीय सब रानी । बैठन सबहिं कह्यो गुरु ज्ञानी ॥
कहि जगगति मायिक मुनि नाथा । कहे कछुक परमारथ गाथा ॥ १ ॥
नृप कर सुर पुर गमन सुनावा । सुनि रघुनाथ दुसह दुख पावा ॥
मरण हेतु निज नेह विचारी । भये अति विकल धीरधुर धारी ॥ २ ॥
कुलिश कठोर सुनत कटु बानी । विलपत लषण सीय सब रानी ॥
शोक विकल अति सकल समाजू । मानहुँ राज अकाजेउ आजू ॥ ३ ॥
मुनिवर बहुरि राम समुझाये । सहित समाज सुरसरित अन्हाये ॥
व्रत निरंबु तेहि दिन प्रभु कीन्हा । मुनिहु कहे जल काहु न लीन्हा ॥ ४ ॥

સીતાજી અને સઘળી રાણીઓ, સ્નેહથી વ્યાકુલ થઈ જતાં, જ્ઞાની વસિષ્ઠ મુનિએ સર્વને બેસવાનું કહી, જગતની સ્થિતિનું માયાજન્યપણું ( મિથ્યાપણું—બાધિતપણું ) વર્ણવીને, જીવની અને બ્રહ્મની એકતા વિષે પણ થોડીક વાત કરી. ॥ ૧ ॥ પછી વસિષ્ઠ મુનિએ દશરથ રાજાનો સ્વર્ગવાસ થયાની ખબર આપતાં, તે સાંભળીને રામચન્દ્રજી ધીરધુરંધર છતાં પણ, દુસ્સહ દુઃખ પામ્યા અને પોતાની ઉપરના સ્નેહને જ રાજાના

મરણના કારણરૂપ વિચારીને અત્યંત વ્યાકુલ થયા. ॥ ૨ ॥ વસિષ્ઠની રાજાના મરણ સંબંધી વજ્રથી પણ કઠોર કટુ વાણી સાંભળીને લક્ષ્મણજી તથા સીતાજી વિલાપ કરવા લાગ્યાં અને તેઓના વિલાપથી સઘળી રાણીઓ પણ વિલાપ કરવા લાગી. સઘળો સમાજ શોકથી એવો તો અતિ વ્યાકુલ થયો કે, જાણે તે દિવસે જ રાજાનું મરણ થયુંહોય.॥૩॥ પછી વસિષ્ઠ મુનિએ બોધ વચનોથી શાંતિ આપતાં રામચંદ્રજીએ, સર્વ સમાજ સહિત મંદાકિનીમાં સ્નાન કર્યું. વસિષ્ઠે, જલ લેવાનું કહ્યું, તોપણ કોઇએ જલ લીધું નહીં. ॥૪॥

दो०—भोर भये रघुनंदनहिं, जो मुनि आयसु दीन्ह ॥
श्रद्धा भक्ति समेत प्रभु, सो सब सादर कीन्ह ॥ २५४ ॥

પ્રભાત થતાં વસિષ્ઠે જે જે કાંઇ આજ્ઞા કરી, તે પ્રમાણે રામચંદ્રજીએ શ્રદ્ધાપૂર્વક તથા ભક્તિપૂર્વક આદરથી રાજાની સઘળી પારલૌકિક ક્રિયાઓ કરી. ॥ ૨૫૪ ॥

चौ०—करि पितुक्रिया वेद जस बरणी । भये पुनीत पातक तम तरणी ॥
जासु नाम पावक अघ मूला । सुमिरत सकल सुमंगल मूला ॥ १ ॥
शुद्ध सो भयउ साधु संमत अस । तीरथ अवगाहन सुरसरि जस ॥
शुद्ध भये दुइ वासर बीते । बोले गुरु सन राम पिरीते ॥ २ ॥
नाथ लोग सब निपट दुखारी । कंद मूल फल अम्बु अहारी ॥
सानुज भरत सचिव सब माता । देखि मोहिं पल जीमि युग जाता ॥ ३ ॥
सब समेर पुर धारिय पाऊ । आपु यहां अमरावति राऊ ॥
बहुत कहेउँ सब कियेउँ ढिठाई । उचित होय तस करिय गुसाँई ॥ ४ ॥

પાપોરૂપી અંધકારને નષ્ટ કરવામાં સૂર્યરૂપ રામચંદ્રજી, કે જેનું નામ પણ પાપોનાં મૂળોને બાળી નાખવામાં અગ્નિરૂપ છે અને સ્મરણ કરતાં જ સર્વ સુમંગળોના મૂળરૂપ થાય છે, તે પોતે વેદમાં કહ્યા પ્રમાણે પિતાની ક્રિયાઓ કરીને પવિત્ર થયા. ॥ ૧ ॥ 'રામચંદ્રજી, પિતાની ક્રિયાઓ કરી, પવિત્ર થયા.' એમ લોક રીતિપ્રમાણે કહેવું જોઇએ, પણ સાધુઓનો મત તો એવો છે કે, જેમ તે તે પર્વોમાં બીજાં તીર્થો ગંગાજીમાં સ્નાન કરવાથી પવિત્ર થાય છે, તેમ પારલૌકિક ક્રિયાઓ, રામચંદ્રજીના હાથનો સંબંધ પામવાથી પવિત્ર થઈ. લોક રીતિ પ્રમાણે શુદ્ધ થયા પછી, બે દિવસ વીત્યા, ત્યારે રામચન્દ્રજીએ પ્રેમથી ગુરુની પાસે કહ્યું કે, ॥ ૨ ॥ "હે નાથ! સર્વે લોકો ફક્ત કંદ, મૂળ, ફળ તથા જળ, એઓના આધારથી જ રહેવાને લીધે, બહુ જ દુઃખી થાય છે અને શત્રુઘ્ન, ભરત, મંત્રીઓ તથા સઘળી માતાઓનું, એક એક પલ મને જોઇને યુગ સમાન વીતે છે, ॥ ૩ ॥ માટે આપ સર્વ સમાજ સહિત અયોધ્યામાં પધારો. આપ અહીં છો અને રાજા દેવલોકમાં પધાર્યા છે તેથી અયોધ્યા રક્ષક વિના દુઃખી થતી હશે. મારે આપને ઘણું કહેવું, એ પણ સઘળું ધૃષ્ટતા કરવા જેવું છે, માટે હે સ્વામી! જેમ યોગ્ય હોય તે પ્રમાણે કરો. ॥ ૪ ॥

दो०—धर्मसेतु करुणायतन, कस न कहहु अस राम ॥
लोग दुखित दिन दुइ दरश, देखि लहहिं विश्राम ॥ २५५ ॥

વસિષ્ઠ મુનિ બોલ્યા કે, "હે ધર્મની મર્યાદારુપ અને કરુણાના ઘરરુપ રામચન્દ્રજી ! તમે આવું કેમ ન કહો ? તમે આવું કહો, એ તમને ઘટે જ છે, પરંતુ દુઃખિત લોકો એક દિવસ સુધી આપનાં દર્શન કરીને વિશ્રામ લેશે." ॥ ૨૫૫ ॥

चौ०—राम बचन सुनि सभय समाजू । जनु जल निधि महँ विकल जहाजू ॥
सुनि मुनि गिरा सुमंगल मूला । भयउ मनहुँ मारुत अनुकूला ॥ १ ॥
पावन पय तिहुँ काल अन्हाहीं । जेहि बिलोकि अघ ओघ नशाहीं ॥
मंगल मूरति लोचन भरि भरि । निरखहिं हरषि दंडवत करि करि ॥ २ ॥
राम शैल वन देखन जाहीं । जहँ सुख सकल सकल दुख नाहीं ॥
झरना झरहीं सुधा सम वारी । त्रिविध ताप हर त्रिविध बयारी ॥ ३ ॥
विटप वेली तृण अगणित जाती । फल प्रसून पल्लव बहु भाती ॥
सुंदर शिला सुखद तरु छाहीं । जाय बरणि छबि वन केही पाहीं ॥ ४ ॥

સર્વ સમાજ પ્રથમ રામનાં વચન સાંભળીને, જેમ સમુદ્રમાં વહાણ પ્રતિકૂલ પવનથી વ્યાકુલ થાય, તેમ વ્યાકુલ થઈ ગયો, પણ પછી સુમંગલના મૂલરુપ વસિષ્ઠનાં વચનો સાંભળીને જેમ વહાણ અનુકૂલ પવન મળવાથી સ્વસ્થ થાય, તેમ સ્વસ્થ થયો. વધારે દિવસ રહેવાનું મળવાથી રાજી થયેલા ॥ ૧ ॥ સર્વે લોકો, નિત્ય મંદાકિનીનું પવિત્ર જળ કે જેનું દર્શન કરવાથી પાપોનો સમૂહ નષ્ટ થઈ જાય એવું છે, તેમાં ત્રણે કાલમાં ( પ્રભાતે, મધ્યાન્હે તથા સાયંકાલે ) નાહી, મંગલમય રામચન્દ્રજીનું નેત્રો ભરી ભરી દર્શન કરી, રાજી થઈ અને તેમને વારંવાર દંડવત્ કરી કરીને, ॥૨॥ રામચન્દ્રજીના પર્વતનાં વનને જોવા જવા લાગ્યાં કે, જ્યાં સર્વ પ્રકારનું સુખ હતું અને દુઃખ તો કોઈ પ્રકારનું હતુંજ નહીં. એ વનમાં ઝરણાંઓ અમૃત જેવું જળ ઝરતાં હતાં, શીતલ, મંદ તથા સુગંધ પવન, ત્રણે પ્રકારના તાપોને ટાળતો હતો, ॥ ૩ ॥ વૃક્ષો, લતાઓ તથા તૃણો અગણિત જાતનાં હતાં, વૃક્ષો તથા લતાઓ, ઘણા ઘણા પ્રકારનાં ફળોથી, પુષ્પોથી, તથા પલ્લવોથી ઝુકી રહ્યા હતાં, શિલાઓ બહુ સુંદર હતી, વૃક્ષોની છાયાઓ સુખદાયી હતી, શોભા કોઈ પણ કવિથી વર્ણવી શકાય એવી ન હતી. ॥ ૪ ॥

दो०—सरित सरोरुह जल बिहँग कूजत गुंजत भृंग ॥
बैर विगत विहरत विपिन, मृग विहंग बहु रंग ॥ २५६ ॥

નદીઓમાં કમળો ખીલી રહ્યાં હતાં, તથા જળનાં પક્ષીઓ મધુર શબ્દો કરી રહ્યાં હતાં, ભ્રમરો ગુંજાર કરી રહ્યા હતા અને રંગ રંગનાં પશુઓ તથા પક્ષીઓ વૈર છોડી દઈને પરસ્પરની સાથે વિહાર કરતાં હતાં. ॥ ૨૫૬ ॥

चौ०—कोल किरात भिल्ल बनवासी । मधु शुचि सुंदर स्वादु सुधासी ॥
भरि भरि पर्णपुटी रचि रुरी । कंद मूल फल अंकुर जूरी ॥ १ ॥
सबहि देहिं करि विनय प्रणामा । कहि कहि स्वादु भेद गुण नामा ॥
देहिं लोग बहु मोल न लेहीं । फेरत रामदुहाई देहीं ॥ २ ॥

कहहिं सनेह मगन मृदु बानी । मानत साधु प्रेम पहिचानी ॥
तुम सुकृती हम नीच निषादा । पावा दरसन राम प्रसादा ॥ ३ ॥
हमहिं अगम अति दर्श तुम्हारा । जस मरु धरणि देवसरि धारा ॥
राम कृपालु निषाद निवाजा । परिजन प्रजा चहिय जस राजा ॥ ४ ॥

એ વનમાં રહેનારા કોળીઓ, કિરાતો તથા ભિલ્લો, પાંદડાંઓના સુંદર દડીઆઓ બનાવી, તેઓમાં અમૃત જેવાં સ્વાદિષ્ટ તથા પવિત્ર સુંદર મધને ભરી ભરી તથા કંદ, મૂળ, ફળ, અને અંકુર, એઓના જથાને એકઠા કરી કરી, ॥ ૧ ॥ વિનયપૂર્વક પ્રણામ કરી, તે સર્વ વસ્તુઓનાં નામ, ભેદ, સ્વાદ તથા ગુણ, કહી કહીને અયોધ્યાવાસી લોકોને આપવા લાગ્યા. અયોધ્યાવાસી લોકો તે તે પદાર્થોનું ઘણું મૂલ્ય આપવા લાગ્યા પણ તે કોળી વગેરે વનવાસી લોકો, કશું નહીં લેવા લાગ્યા અને જો કોઇએ વસ્તુઓને પાછી ફેરવે, તો તેને રામ દુહાઈ દેવા લાગ્યા. ॥ ૨ ॥ મૂલ્યવગર એ વસ્તુઓ લેવાની ના પાડનારા લોકોને, એ જંગલી લોકો, પ્રેમમાં મગ્ન થઈ, કોમળ વાણીથી કહેવા લાગ્યા કે, "તમો શા માટે લેતા નથી? સાધુઓ, પ્રેમ ઓળખીને સ્વીકારી લે એવી રીતિ છે. તમો પુણ્યાત્મા છો અને અમો તો નીચ ભિલ્લ લોકો છીએ. અમોને રામની કૃપાથી જ આપ લોકોનું દર્શન પ્રાપ્ત થયું છે. ॥ ૩ ॥ જેમ મારવાડની પૃથ્વીમાં ગંગાજીની ધારા અતિ દુર્લભ છે. તેમ અમોને આપ લોકોનું દર્શન અતિ દુર્લભ છે. કૃપાળુ રામચન્દ્રજી, ગુહની ઉપર નીવાજ્યા છે, તો આપ લોકો અમારાપર નીવાજો. કેમ કે, જેવો રાજા હોય, તેવી જ પ્રજા જોઇએ. ॥ ૪ ॥

दो०—यह जिय जानि सकोच तजि, करिय छोह लखि नेहु ॥
हमहिं कृतारथ करन लगि, फल तृण अंकुर लेहु ॥ २५७ ॥

આ પ્રમાણે જાણી, અમારો સ્નેહ જોઈ, સંકોચને છોડી દઇને અમારાપર દયા કરો. આપ લોકો અમોને કૃતાર્થ કરવાને વાસ્તે ફળો, તૃણો તથા અંકુરોનો સ્વીકાર કરો. ॥ ૨૫૭ ॥

चौ०—तुम प्रिय पाहुन वन पगु धारे । सेवा योग न भाग हमारे ॥
देव कहा हम तुमहि गुसाईं । ईंधन पात किरात मिताई ॥ १ ॥
यह हमार अति बड सेवकाई । लेहिं न वासन वसन चुराई ॥
हम जड जीव जीव गण घाती । कुटिल कुचाली कुमति कुजाती ॥ २ ॥
पाप करत निशि वासर जाहीं । नहिं पटकहि नहिं पेट अघाहीं ॥
सपनेहु धर्म बुद्धि कस काऊ । यह रघुनंदन दरश प्रभाऊ ॥ ३ ॥
जबते प्रभु पद पद्म निहारे । मिटे दुसह दुख दोष हमारे ॥
वचन सुनत पुरजन अनुरागे । तिनके भाग्य सराहन लागे ॥ ४ ॥

આજ તમો અમારા પ્યારા મેહેમાનો વનમાં પધાર્યા છો. અમો તમારી સેવાને લાયક થઇએ એવાં અમારા ભાગ્ય નથી. અમો આપ લોકોને શું આપી શકીએ? ભિલ્લ

લોકોની ભાઈબંધાઈ તો લાકડાંની અને પાંદડાંની જ હોય. ॥ ૧ ॥ અમારી મોટામાં મોટી સેવા તો એ જ સમજો કે, અમો તમારાં વાસણોને અને વસ્ત્રોને ચોરી જતા નથી. અમો અનેક જીવોનો હિંસા કરનારા, કુટિલ, કુબુદ્ધિ અને કુજાતવાળા મૂર્ખ પ્રાણીઓ છીએ. ॥ ૨ ॥ અમારાં રાત દિવસો, પાપ કર્મો કરતાં જ વીતે છે, પણ અમોને કમરપર પહેરવાનાં કપડાં કે પેટમાં ખાવાની પૂરી રોટી પણ મળતી નથી. જો અમોને સ્વપ્નમાં પણ કદી ધર્મબુદ્ધિ થતી હોય, તો તે રામચન્દ્રજીનાં દર્શનનો પ્રભાવ છે. ॥૩॥ જ્યારથી અમોએ, રામચંદ્રજીનાં ચરણકમળ જોયાં છે, ત્યારથી અમારાં દુસ્સહ દુઃખો અને દોષો ટળી ગયા છે." આ પ્રમાણે જંગલી લોકોનાં વચનો સાંભળી, અયોધ્યા વાસીઓ પ્રેમથી તેઓનાં ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યાં. ॥ ૪ ॥

छं०—लागे सराहन भाग सब अनुराग वचन सुनावहीं ॥
बोलनि मिलनि सिय राम चरण सनेह लखि सुख पावहीं ॥
नर नारि निदरहिं नेह निज सुनि कोल भिल्लनकी गिरा ॥
तुलसी कृपा रघुवंश मणि की लोहले नौका तरा ॥ ११ ॥

સર્વે અયોધ્યાવાસીઓ જંગલી લોકોનાં ભાગ્યોને વખાણવા લાગ્યાં, તેઓને પ્રેમ ભરેલાં વચનો સંભળાવવા લાગ્યાં અને તેઓનાં બોલવાને, મળવાને તથા સીતા તથા રામના ચરણઉપરના સ્નેહને જોઈ, સુખ પામવા લાગ્યાં. અયોધ્યાવાસી નર નારીઓ કોળીઓની અને ભિલ્લોની વાણી સાંભળી, રામ ઉપરના ઓછા સ્નેહની નિન્દા કરવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે, જેમ લોઢું વહાણની મદદથી સમુદ્રને તરી જાય છે, તેમ આ નીચ લોકો પણ, રામચન્દ્રજીની કૃપાની મદદથી સંસારરૂપી સમુદ્રને તરી ગયા છે.॥૧૧॥

सो०—विहरहिं वन चहुँ ओर, प्रतिदिन प्रमुदित लोग सब ॥
जल ज्यों दादुर मोर, भये पीन पावस प्रथम ॥ ११ ॥

જેમ પહેલા વરસાદના જળને પામીને પુષ્ટ થયેલા દેડકા અને મોર આનંદથી નિત્ય વનમાં વિહાર કરે, તેમ રામના સમાગમથી પુષ્ટ થયેલાં સર્વે અયોધ્યાવાસી માણસો આનંદથી દિવસે દિવસ વનમાં વિહાર કરવા લાગ્યાં. ॥ ૧૧ ॥

चौ०—पुर नर नारि मगन अति प्रीती । वासर जाहिं पलक सम बीति ॥
सीय सासु प्रति वेष बनाई । सादर करहिं सरिस सेवकाई ॥ १ ॥
लखा न मर्म राम बिनु काहू । माया सब सिय माया नाहू ॥
सीय सासु सेवा वश कीन्ही । तिन्ह लहि सुख शिख आशिष दीन्ही २
लखी सिय सहित सरल दोउ भाई। कुटिल रानि पछितानि अघाई ॥
अब जियमें याचति कैकेई । महि न बीच विधि मीचु न देई ॥ ३ ॥
लोकहुँ वेद विदित कवि कहहीं । राम विमुख थल नरक न लहहीं ॥
यह संशय सबके मन माँहीं । राम गमन विधि अवध कि नाहीं ॥ ४ ॥

પ્રેમમાં અત્યંત મગ્ન થયેલાં અયોધ્યાનાં નર તથા નારીઓને દિવસો પલકની પેઠે વીતી જવા લાગ્યા, સીતાજી પોતાની જેટલી સાસુઓ હતી, તેટલાં રૂપો ધરીને પ્રેમપૂર્વક

તેઓની સેવા કરવા લાગ્યાં. ॥ ૧ ॥ પણ એ મર્મની રામ વિના બીજા કોઇને ખબર પડી નહીં. જે જે કોઈ માયા છે, તે સીતાજીનું સ્વરૂપ છે. અને રામ સીતાજીના પતિ છે, તેથી રામ માયાને જાણે એમાં કશી નવાઈ નહીં. સીતાજીએ, સઘળી સાસુઓને સેવાથી વશ કરી લીધી અને સાસુઓએ સુખ પામીને સીતાજીને શિખામણો તથા આશિસો દીધી. ॥૨॥ જેના મનમાં પ્રથમ બહુ જ કુટિલતા હતી, એવી કૈકેયી, સીતાજીના, રામની અને લક્ષ્મણજીની સરલતા જોઇને, બહુ જ પસ્તાવા લાગી અને તેથી આ સમયે મનમાં મરણ માગવા લાગી કે, 'મને પૃથ્વી માર્ગ કેમ દેતી નથી ? અને વિધાતા મરણ કેમ દેતી નથી ?' ॥ ૩ ॥ આ વાત, લોકમાં તથા વેદમાં પ્રખ્યાત છે અને વિદ્વાનો પણ કહે છે કે, "જે માણસ રામથી વિમુખ હોય, તેને નરકમાં પણ જગ્યા મળતી નથી." સર્વ લોકોના મનમાં એવો સંશય વર્ત્તવા લાગ્યો કે, 'રામ અયોધ્યામાં પધારશે કે નહીં ?'॥૪॥

दो०—निसि न नींद नहिं भूख दिन, भरत बिकल सुठि सोच ॥
नीच कीच बिच मगन जस, मीनहिं सलिल सँकोच ॥ २५८ ॥

જેમ થોડા પાણીવાળા કાદવમાં ડૂબેલા મત્સ્યને પાણીના સંકોચને લીધે ગભરાટ ઉત્પન્ન થાય, તેમ 'રામ આવશે કે નહીં ?' એવા સંશયમાં ડૂબેલા ભરતજીને રામની પ્રતિજ્ઞાના દૃઢપણાનો વિચાર આવવાથી ગભરાટ ઉત્પન્ન થયો. એ ગભરાટથી અત્યંત વ્યાકુલ થયેલા ભરતજીને રાતની નિદ્રા ન આવવા લાગી અને દિવસે ભૂખ ન લાગવા લાગી. ॥ ૨૫૮ ॥

चौ०—कीन्ह मातु मिसु काल कुचाली । ईति भीति जस पातक शाली ॥
केहि बिधि होय राम अभीषेकू । मोहिं अब कलत उपाय न एकू ॥ १ ॥
अवशि फिरहिं गुरु आयसु मानी । मुनि पुनि कहब राम रुचि जानी ॥
मातु कहे बहुरहिं रघुराऊ । राम जननि हठ करब कि काऊ ॥ २ ॥
मोहिं अनुचरकर केतिक बाता । तेहि महँ कुसमय वाम विधाता ॥
जो हठ करौं तौ निपट कुकर्मू । हरगिरितें गुरु सेवक धर्मू ॥ ३ ॥
एकौ युक्ति न मन ठहरानी । सोचत भरतहि रैन बिहानी ॥
मात अन्हाय मसुहि शिर नाई । बैठत पठये ऋषय बुलाई ॥ ४ ॥

ભરતજી, મનમાં વિચાર કરતા હતા કે જેમ "કાળ, પાકવા આવેલા ધાન્ય ઉપર અતિવૃષ્ટિ આદિ ઈતિના મિષથી કુચાલ કરે છે, તેમ એ કાળે રામને અપાવા લાગેલાં રાજ્ય ઉપર મારી માતાના મિષથી કુચાલ કરી છે. હવે રામનો અભિષેક કયા પ્રકારથી થાય ? હાલ મને એકે ઉપાય સૂઝતો નથી. ॥ ૧ ॥ જો ગુરુ આજ્ઞા કરે, તો રામ અવશ્ય પાછા ફરે, પણ ગુરુ તો રામની મરજી જોઇને બોલશે. કૌશલ્યા કહે, તો પણ રામ અવશ્ય પાછા ફરે, પણ કૌશલ્યા પોતાની ઉપર સ્વાર્થીપણાનો કલંક આવવાથી બીતાં ન હોય, તેથી તે હઠ કરીને કહે કે ? કૌશલ્યા રામને પાછા ફરવાનો હઠ કરે, એ સંભવતું જ નથી, ॥ ૨ ॥ ત્યારે હું તો માત્ર અનુચર છું, તેથી રામની પાસે મારૂં વજન તો કેટલુંક

પડે ? તેમાં વળી હાલ મારો સમય ખરાબ છે, અને દૈવ પ્રતિકૂલ છે તેથી મારૂં કહ્યું મનાવાનો સંભવ જ નથી. જો હું રામની પાસે હઠ કરૂં તો તે સેવા ધર્મથી અત્યંત વિરુદ્ધ હોવાને લીધે, મોટું કુકર્મ કર્યું જ ગણાય. સેવકનો ધર્મ કૈલાસ પર્વતથી પણ વધારે ભારે છે. કૈલાસ ધરવો સુગમ છે પણ સેવકનો ધર્મ ધરવો સુગમ નથી." ॥ ૩ ॥ આ પ્રમાણે વિચાર કરતાં ભરતજીના મનમાં એકે યુક્તિ બેઠી નહીં, પણ વિચારમાં ને વિચારમાં આખી રાત વીતી ગઈ. ભરતજી પ્રભાતમાં ઉઠી, સ્નાન કરી, માથું નમાવીને રામની પાસે બેઠા હતા, ત્યાં, તેમને વસિષ્ઠ મુનિએ પોતાની પાસે બોલાવ્યા. ॥ ૪ ॥

दो०—गुरु पद कमल प्रणाम कर, बैठे आयसु पाय ॥
विप्र महाजन सचिव सब, जुरे सभासद आय ॥ २५९ ॥

ભરતજી, ગુરુનાં ચરણોમાં પ્રણામ કરી, આજ્ઞા પામીને તેમની પાસે બેઠા. આ સમયમાં બ્રાહ્મણો, મહાજનો, મંત્રીઓ તથા બીજા પણ સર્વ સભાસદો, ત્યાં એકઠા થયા. ॥ ૨૫૯ ॥

चौ०—बोले मुनिवर समय समाना । सुनहु सभासद भरत सुजाना ॥
धर्म धुरीण भानु कुल भानू । राजा राम स्ववश भगवानू ॥ १ ॥
सत्य संघ पालक श्रुति सेतु । राम जन्म जग मंगल हेतु ॥
गुरु पितु मातु वचन अनुसारी । खल दल दलन देव हितकारी ॥ २ ॥
नीति प्रीति परमारथ स्वारथ । कोउ न राम बिन जान यथारथ ॥
विधि हरि हर शशि रवि दिग्पाला । माया जीव कर्म कलिकाला ॥ ३ ॥
अहिप महिप जहँ लगि प्रभुताई । योग सिद्धि निगमागम गाई ॥
करि विचार जिय देखहु नीके । राम रजाय शीश सब हीके ॥ ४ ॥

મુનિવર વસિષ્ઠજી, સમયાનુસાર બોલ્યા કે, "હે સભાસદો ! હે સુજાણ ભરતજી ! મારા વચન સાંભળો. સૂર્યવંશમાં સૂર્યરૂપ રાજા રામચંદ્રજી, ધર્મધુરંધર છે, સ્વતંત્ર છે, સર્વ ઐશ્વર્યથી સંપન્ન છે, ॥ ૧ ॥ પ્રતિજ્ઞાને કદી પણ મિથ્યા ન થવા દે એવા છે, વેદની મર્યાદાને પાળનારા છે, ગુરુ, પિતા તથા માતા, એઓનાં વચનોને અનુસરનારા છે, ખલ લોકોનાં સૈન્યોને નષ્ટ કરનારા છે અને દેવતાઓનું હિત કરનારા છે. ॥ ૨ ॥ રામનો જન્મ, જગતના કલ્યાણને સારૂ જ થયો છે. રામ, નીતિ ઉપર પ્રીતિ રાખનારા છે અને સ્વાર્થનું તથા પરમાર્થનું રામ વિના બીજા કોઇને પણ યથાર્થ જ્ઞાન નથી. હૃદયમાં સારી પેઠે વિચાર કરીને જુવો કે, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ચંદ્ર, સૂર્ય, દિક્પાલો, માયા, જીવ અને અવિદ્યા આદિ કલેશો, કાળ, ાડા શેષનાગ, રાજાઓ, વેદશાસ્ત્રોમાં કહેલી યોગસિદ્ધિઓ અને બીજા પણ જે જે કોઇ પ્રભુત્વવાળા છે, તે સર્વને માથે રામની આજ્ઞા છે. ॥ ૪ ॥

दो०—राखे राम रजाय रुख, हम सबकर हित होय ॥
समुझि सयाने करहु अब, सब मिलि संमत सोय ॥ २६० ॥

રામની આજ્ઞા અને રામની મરજી રાખવાથી આપણુ સર્વનું હિત થશે, એ વાતને મનમાં રાખી, હવે તમો સર્વ પ્રવીણ લોકો મળીને એકમત કરો. ॥ ૨૬૦ ॥

चौ०–सब कहँ सुखद राम अभिषेकू। मंगल मूल मोद मग एकू ॥
केहि विधि अवध चलहिं रघुराई। कहहु समुझि सोइ करैं उपाई ॥ १ ॥
सब सादर सुनि मुनिवर बानी। नय परमारथ स्वारथ सानी ॥
उत्तर न आव लोग भये भोरे। तब शिर नाय भरत कर जोरे ॥ २ ॥
भानु वंश भये भूप घनेरे। अधिक एकते एक बडेरे ॥
जन्म हेतु सब कहँ पितु माता। कर्म शुभाशुभ देइ विधाता ॥ ३ ॥
दलि दुख सजै सकल कल्याना। अस अशीश राउर जग जाना ॥
सो गुसाईं जेहि विधि गति छेकी। सकै को टार टेक जो टेकी ॥ ४ ॥

રામનો અભિષેક સર્વને પ્રિય અને રામની મરજી રાખવી, એ એક જ સર્વને મંગળના તથા આનંદના કારણરૂપ માર્ગ છે, તો હવે રામ કયા પ્રકારથી અયોધ્યામાં આવે ? એ વિષે વિચાર કરીને કહો, એટલે તે પ્રમાણે ઉપાય કરીએ." ॥ ૧ ॥ સર્વે લોકોએ નીતિથી, પરમાર્થથી તથા સ્વાર્થથી ભરેલી વસિષ્ઠની વાણી સાંભળી, પણ તેનો ઉત્તર કોઈને સૂઝ્યો નહીં, તેથી સર્વે લોકો મુંઝાવા લાગતાં, તે સમયે ભરતજી હાથ જોડીને બોલ્યા કે, ॥ ૨ ॥ "સૂર્યવંશમાં ઘણા રાજાઓ થઈ ગયા છે, કે જેઓ એકથી એક અધિક સામર્થ્યવાળા હતા. એ રાજાઓને તેઓનાં માતા પિતાઓએ જન્મ આપ્યા હતા અને કર્મોના અનુસારથી શુભાશુભ ફલો વિધાતાએ આપ્યાં હતાં, ॥ ૩ ॥ પણ એઓમાંનાં કેટલાએકનાં કર્મજન્ય અશુભોને પણ ટાળી નાખીને જેણે સકલ કલ્યાણ[1] કર્યાં હતાં, તે તો એક આપનો આશીર્વાદ જ, એ વાત જગત્પ્રસિદ્ધ છે. આ પ્રમાણે આપ સ્વામી કે જેમણે વિધાતાના અંકોને પણ છેદી નાખ્યા છે, તેમણે રામની મરજી જ રાખવાનો જે સિદ્ધાંત કર્યો છે, તેને ટાળવાને કોણ સમર્થ છે ? કોઈ નથી. ॥ ૪ ॥

दो०–बूझिय मोहिं उपाय अब, सो सब मोर अभाग ॥
सुनि सनेहमय वचन गुरु, उर उपजा अनुराग ॥ २६१ ॥

વિધાતાના લેખોને પણ ટાળી નાખવાના સામર્થ્યવાળા આપ હાલ મને ઉપાય પૂછો છો, એ સઘળું મારૂં જ દુર્ભાગ્ય છે." આ પ્રમાણે ભરતજીનાં સ્નેહમય વચનો સાંભળીને જેના મનમાં અતિ પ્રેમ ઉત્પન્ન થયો એવા વસિષ્ઠ મુનિ બોલ્યા કે. ॥ ૨૬૧ ॥

चौ०–तात बात फुर राम कृपाहीं। राम विमुख सिधि सपनेहु नाहीं ॥
सकुचौं तात कहत इक बाता। अर्ध तजहिं बुध सर्वस जाता ॥ १ ॥
तुम कानन गमनहुँ दोउ भाई। फेरिय लक्ष्मण सीय रघुराई ॥
सुनि शुभ बचन हर्ष दोउ भ्राता। भये प्रमोद परिपूरण गाता ॥ २ ॥
मन प्रसन्न तनु तेज विराजा। जनु जिय राउ राम भये राजा ॥
बहुत लाभ लोगन लघु हानी। सम दुख सुख सब रोवहिं रानी ॥ ३ ॥

---

૧ વસિષ્ઠ મુનિએ વૈવસ્વત મનુની દીકરીને દીકરો બનાવી દીધો હતો, એ કથા શ્રીમદ્ભાગવતના નવમસ્કંધમાં છે. આવા પ્રકારના વસિષ્ઠના માહાત્મ્યની બીજી પણ અનેક કથાઓ પુરાણોમાંથી મળે છે.

कहहिं भरत मुनि कहा सो कीन्हे । फल जग जीवन अभिमत दीन्हे ॥
कानन करउँ जन्म भरि बासू । इतिते अधिक न मोर सुपासू ॥ ४ ॥

"હે તાત ! તમારી વાત સાચી છે. પણ મારાથી જે કાંઈ બન્યું હતું, તે સઘળું રામની કૃપાથી જ બન્યું હતું. રામથી વિમુખ રહેનારાને સ્વપ્નમાં પણ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી,[1] હે ભરતજી ! એક વાત કહેતાં હું સંકોચાઉં છું, પણ 'સર્વસ્વ જતું રહેતું હોય ત્યાં અર્દ્ધાંને[2] જતું કરવાથી બાકીના અર્દ્ધાંનો બચાવ થતો હોય તો તે પંડિતે કરવો, એવી નીતિ છે, તેથી કહું છું કે, ॥ ૧ ॥ તમે તથા શત્રુઘ્ન, બન્ને ભાઈઓ, વનમાં જવાનું સ્વીકારો તો લક્ષ્મણને, સીતાને અને રામને અહીંથી પાછાં ફેરવીએ." વસિષ્ઠનાં શુભ વચનો સાંભળીને ભરત તથા શત્રુઘ્ન બન્ને ભાઈઓ હર્ષ પામ્યા, તેઓનાં ગાત્રો પ્રમોદથી પ્રફુલ્લિત થયેલાં જોવામાં આવ્યાં ॥ ૨ ॥ અને મનમાં થયેલી પ્રસન્નતાથી શરીરોમાં એવું તેજ દીપવા લાગ્યું કે, જાણે રાજા જીવતા થયા હોય અને રામ રાજા થયા હોય. વસિષ્ઠના કહ્યા પ્રમાણે થશે તો તેથી લાભ ઘણો છે અને હાનિ થોડી છે, એમ સર્વે લોકો માનવા લાગ્યા અને રાણીઓ તો, 'એમ થવાથી જેટલું સુખ થાય, તેટલું જ દુઃખ થાય,' એમ માનીને રોવા લાગી. ॥ ૩ ॥ ભરતજી બોલ્યા કે, "હે મુનિનાથ ! આપે જેમ કહ્યું તેમ જ કરો. એમ બને તો મને આપે જગતમાં જીવવાનું અભિષ્ટ ફળ આપ્યું, એમ સમજું. ચૌદ વર્ષ સૂધી તો શું પણ જન્મભર સૂધી વનમાં રહેવાને તૈયાર છું. આથી ઉપરાંત મને બીજું કશું સુખ નથી. ॥ ૪ ॥

दो०—अन्तर्यामी राम सिय, तुम सर्वज्ञ सुजान ॥
जो फुर कहौं तौ नाथ निज, कीजिय वचन प्रमान ॥ २६२ ॥

રામ તથા સીતા અંતર્યામી છે અને આપ સર્વજ્ઞ તથા સુજાણ છો, તેથી મારા અંતઃકરણની શુદ્ધતા, સીતાના, રામના તથા આપના જાણવામાં હોવી જ જોઇએ. હે નાથ ! આપ જો મને ખરા દિલથી આ વાત કહેતા હો તો, આપનાં વચનને પ્રમાણ (સત્ય) કરો." ॥ ૨૬૨ ॥

चौ०—भरत वचन सुनि देखि सनेहू । सभा सहित मुनि भयउ विदेहू ॥
भरत महा महिमा जल रासी । मुनि मति तीर ठाढ़ि अबलासी ॥ १ ॥
गा चह पार यतन हिय हेरा । पावत नाव न वोहित वेरा ॥
और करहि को भरत बढाई । सरसि सीप किमि सिंधु समाई ॥ २ ॥

---

૧ વસિષ્ઠ મુનિ પોતે, ભરતજીની શુદ્ધતાને અંતઃકરણથી જાણે છે, પણ તે શુદ્ધતાને સર્વ લોકમાં પ્રખ્યાત કરવા વાસ્તે, જાણી જોઇને ભરતજીની પરીક્ષા લે છે. અથવા ભગવદ્‌ભક્તનો અભિપ્રાય ત્રિકાલદર્શિથી પણ જાણી શકાતો નથી, તેથી ભરતજીનાં અંતઃકરણની શુદ્ધતાનો નિશ્ચય કરવા વાસ્તે, પરીક્ષા લે છે. ૨ सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः ॥ રામચન્દ્રજી વનમાં રહે, એ અયોધ્યાનાં લોકોને સર્વસ્વ હાનિ છે. અને ભરતજી વનમાં રહે, એ અર્ધ હાનિ છે. અથવા રામ વાસ્તવિક હકદાર હોવાથી પૂર્ણ રાજા છે અને ભરતજી તો એ સમયમાં ફક્ત નામના જ રાજા છે, તેથી રામને સર્વસ્વરૂપ અને ભરતજીને અર્ધરૂપ ગણીને કહેછે.

भरत मुनिहि मन भीतर पाये । सहित समाज रामपहँ आये ॥
प्रभु प्रणाम करि दीन्ह सुआसन । बैठे सब सुनि मुनि अनुशासन ॥ ३ ॥
बोले मुनिवर वचन विचारी । देश काल अवसर अनुहारी ॥
सुनहु राम सर्वज्ञ सुजाना । धर्म नीति गुण ज्ञान निधाना ॥ ४ ॥

ભરતજીનાં વચનોને સાંભળી તથા તેમનો સ્નેહ જોઈ, વસિષ્ઠ મુનિ અને સર્વ સભાસદો, પોતાના દેહનું ભાન ભૂલી ગયા. ભરતજીના મોટા મહિમારુપી સમુદ્રમાં પ્રવેશ કરવાને ઉત્સુક થયેલી ( મહિમારુપી સમુદ્રનો તલસ્પર્શ કરવાને ઉત્કંઠિત થયેલી) વસિષ્ઠની બુદ્ધિ, તળાંનો સ્પર્શ નહીં કરી શકતાં, વચમાંથી જ પાછી ધકેલાઇને સ્ત્રીની પેઠે કિનારા ઉપર જ ઉભી રહી. ॥ ૧ ॥ આ પ્રમાણે તળાંસૂધી નહીં પહોંચી શકતાં તેણે પાછી સામે પાર પહોંચવાની ઇચ્છા કરી અને હૃદયથી યત્નો શોધ્યાં, પરન્તુ તેને કોઈ વહાણ, મછવો કે હોડી મળ્યાં જ નહીં. ( મોટું મધ્યમ કે નહાનું કોઈ સાધન જ મળ્યું નહીં. ) આ પ્રમાણે ભરતજીના મોટા મહિમાને, વસિષ્ઠની બુદ્ધિ પણ પહોંચી શકી નહીં, ત્યારે બીજો તો કોણ જ પહોંચી શકે. ( સંપૂર્ણ રીતે જાણી શકે. ) તળાવની છીપ સમુદ્રના અંતને કેમ પહોંચી શકે. ? ( જો તળાવની છીપને સમુદ્રમાં નાખવામાં આવે, તો તે વચમાંથી પાછી ધકેલાઇને જે કિનારાપરથી નાખી હોય, તે કિનારાપર જ આવે, પણ સમુદ્રનાં તળાંને કે સામા પારને પહોંચી શકે નહીં. ) ॥ ૨ ॥ વસિષ્ઠ મુનિ ભરતજીનાં મનની અંદરનો ખરો ભાવ જાણી, સર્વ સમાજ સહિત રામનીપાસે આવ્યા. રામચન્દ્રજીએ, પ્રણામ કરી, આસન દીધું અને મુનિની આજ્ઞાથી સર્વે લોકો ત્યાં બેઠાં.॥૩॥ વસિષ્ઠ મુનિ વિચાર કરી, દેશને, કાલને તથા પ્રકરણને અનુસરતાં વચનો બોલ્યા કે, “ હે રામ ! સાંભળો. આપ, સર્વજ્ઞ છો, સુજાણ છો ધર્મમાં તથા નીતિમાં નિપુણ છો, જ્ઞાનના ભંડારરૂપ છો. ॥ ૪ ॥

दो०—सबके उर अन्तर बसहु, जानहु भाव कुभाउ ॥
पुर जन जननी भरत हित, होय सो करिय उपाउ ॥ २६३ ॥

સર્વ પ્રાણીઓનાં હૃદયોની અંદર વસો છો, અને ભાવ કુભાવને જાણો છો તેથી જો કે આપથી કશું અજાણ્યું નથી, તો પણ વ્યવહારને અનુસરીને કહું છું કે, જેથી અયોધ્યાવાસીઓનું, માતાઓનું અને ભરતનું હિત થાય એવો ઉપાય કરો. ॥ ૨૬૩ ॥

चौ०—आरत कहहिं विचार न काऊ । सूझ जुआरिहि आपन दाऊ ॥
सुनि मुनि वचन कहत रघुराऊ । नाथ तुह्मारेहि हाथ उपाऊ ॥ १ ॥
सबकर हित रुख राउर राखे । आयसु किये मुदित फुर भाखे ॥
प्रथम जो आयसु मोकहँ होई । माथे मान करौं सिख सोई ॥ २ ॥
पुनि जेहि कहँ जस होय रजाई । सो सब भांति करहि सेवकाई ॥
कह मुनि राम सत्य तुम भाखा । भरत सनेह विचार न राखा ॥ ३ ॥
तेहिते कहौं बहोरी बहोरी । भरत भक्ति भइ मम मति भोरी ॥
मोरे जान भरत रुचि राखी । जो कीजिय सो शुभ शिव साखी ॥ ४ ॥

જેમ જુગારી લોકોને પોતાનો દાવ જ સૂઝે, તેથી તેઓ પોતાના ધાર્યા પ્રમાણે પાસો પડવાનું માગે પણ પાસો તો જેમ પડવાનો હોય, તેમ જ પડે. તેમ આર્ત્ત લોકોને પોતાનો સ્વાર્થ જ સૂઝતો હોય છે, તેથી તેઓ પોતાના ધાર્યા પ્રમાણે કરી દેવું માગે, પણ જેની પાસે માગણી કરવામાં આવે, તે ધણીએ તો જે યોગ્ય હોય, તે જ કરવું જોઇએ, એ વાત આપે ધ્યાનમાં રાખવી. આર્ત્ત (દુઃખી) લોકો પોતાના સ્વાર્થની જ વાત કહે, પણ તેમાં યોગ્યાયોગ્યનો કશો વિચાર ન કરે, એ સ્વાભાવિક જ છે.[1]" વસિષ્ઠનાં વચનો સાંભળી, રામચન્દ્રજી બોલ્યા કે, ॥ ૧ ॥ હે નાથ ! એ ઉપાય આપને હાથ જ છે. કેમ કે, આપની મરજી મારાથી કે ભરત વગેરે કોઇથી પણ લોપી શકાય એમ નથી, આપની મરજી રાખવાથી જ અમારૂં સર્વનું કલ્યાણ છે, માટે હું સત્ય કહું છું કે, આપ પ્રસન્ન થઇને જે આજ્ઞા કરવી હોય તે કરો, પ્રથમ તો મને જે આજ્ઞા કરવાની હોય, કે શીખામણ દેવાની હોય તે કહો. એટલે હું તે આજ્ઞાને તથા શીખામણને માથે ચઢાવી લઇને તે પ્રમાણે કરૂં ॥ ૨ ॥ અને પછી જેને જેને આપની જેવી જેવી આજ્ઞા થાય, તે તે પ્રમાણે, તેઓ પણ સઘળી રીતે આપની સેવા કરે." વસિષ્ઠ બોલ્યા કે, "હે રામ ! આપે જે કહ્યું તે સત્ય છે. ભરતની ઉપર મને જે સ્નેહ છે, તેણે મારો એકે વિચાર રહેવા દીધો નથી, ॥૩॥ તેથી હું આપને અહીંથી પાછા ફરવાનું વારંવાર કહું છું. ભરતની ભક્તિથી મારી બુદ્ધિ વિચાર વગરની થઈ ગઈ છે, તેથી મારા જાણવામાં તો એમ જ છે કે, ભરતની મરજી રાખીને જે કાંઈ કરો, તે ઠીક છે. હું સદાશિવને સાક્ષી રાખીને કહું છું. ॥ ૪ ॥

**दो०—भरत विनय सादर सुनिय, करिय विचार बहोरि ॥**
**करव साधुमत लोकमत, नृपनय निगम निचोरि ॥ २६४ ॥**

ભરતની વિનતિ પ્રેમપૂર્વક સાંભળી લ્યો અને પછી વિચાર કરીને જે કાંઈ સાધુમતથી, લોકમતથી, રાજમતથી, તથા વેદના અભિપ્રાયથી અવિરુદ્ધ હોય, તે શોધી લઇને તે પ્રમાણે કરો." ॥ ૨૬૪ ॥

**चौ०—गुरु अनुराग भरतपर देखी । राम हृदय आनंद विशेखी ॥**
**भरतहि धर्म धुरंधर जानी । निज सेवक तन मानस वानी ॥ १ ॥**
**बोले गुरु आयसु अनुकूला । वचन मंजु मृदु मंगल मूला ॥**
**नाथ शपथ पितु चरण दुहाई । भयउ न भुवन भरत सम भाई ॥ २ ॥**
**जो गुरु पद अंबुज अनुरागी । ते लोकहु वेदहु बड़ भागी ॥**
**राउर जापर अस अनुरागू । को कहि सकै भरत कर भागू ॥ ३ ॥**
**लखि लघु बंधु बुद्धि सकुचाई । करत वदन पर भरत बडाई ॥**
**भरत कहहिं सोकिये भलाई । अस कहि राम रहे अरगाई ॥ ४ ॥**

---

૧ આથી એમ જણાવ્યું છે કે, ભરત વગેરે આર્ત્ત લોકો હોવાથી ગમે તેવી માગણી કરે, પણ આપને જે કાંઈ અવિરુદ્ધ જણાય. તે જ કરવું.

રામચન્દ્રજી, ભરતની ઉપર ગુરુનો પ્રેમ જોઈ, હૃદયમાં વિશેષ આનંદ પામ્યા (કે, હવે ગુરુએ મારો ન્યાય પોતાના હાથમાં નહીં રાખતાં, ભરતના હાથમાં સોંપી દીધો છે, એ બહુ સારૂં થયું છે.) ભરતજીને ધર્મધુરંધર અને મનથી, વાણીથી તથા ક્રિયાથી પોતાના પરમ સેવક જાણીને, ॥ ૧ ॥ રામચન્દ્રજી, ગુરુની આજ્ઞાને અનુસરી, સુંદર, કોમળ તથા મંગળનાં મૂળરૂપ વચનો બોલ્યા કે, "હું આપના સોગંદ અને પિતાના ચરણની દુવાહી લઈને સત્ય કહું છું કે, આખા સંસારમાં કોઇ પણ ભરત જેવો ભાઈ થયો જ નથી. ॥ ૨ ॥ જે પુરૂષ આપના ચરણારવિન્દમાં પ્રેમવાળો હોય તે પુરૂષ લોક રીતિપ્રમાણે તથા વેદ રીતિપ્રમાણે મહાભાગ્યશાળી કહેવાય, ત્યારે આપનો જેના ઉપર આવો પ્રેમ છે, તે ભરતના મહા ભાગ્યની તો વાત જ શી કરવી ? ભરતના મહા ભાગ્યનું વર્ણન પણ કોણ કરી શકે ? ॥ ૩ ॥ ભરતને નાના ભાઈ જાણી, તેમના મોહોડાપર તેમની પ્રશંસા કરવામાં મારી બુદ્ધિ સંકોચાય છે. ભલે જે કાંઈ ભરત કહે, તે કરવાનો સ્વીકાર કરૂં છું." એટલું બોલીને રામ ચૂપ થઈ ગયા. ॥ ૪ ॥

दो०—तब मुनि बोले भरत सन, सब संकोच तजि तात ॥
कृपासिंधु प्रिय बंधु सन, कहहु हृदयकी बात ॥ २६५ ॥

આ સમયે વસિષ્ઠ મુનિએ ભરતજીને કહ્યું કે, "હે તાત ! હવે સઘળો સંકોચ છોડી દઈને, કૃપાના સમુદ્રરૂપ પ્રિયબંધુ (રામચન્દ્રજી) ની પાસે તમારા હૃદયની વાત કહો." ॥ ૨૬૫ ॥

चौ०—सुनिमुनि वचन राम रुख पाई । गुरु साहब अनुकूल अघाई ॥
लखि अपने शिर छब छर भारु । कहि न सकहि कछु करत विचारु ॥ १ ॥
पुलक शरीर सभा भये ठाढे । नीरज नयन नेह जल बाढे ॥
कहब मोर मुनि नाथ निबाहा । इहिते अधिक कहौं मैं काहा ॥ २ ॥
मैं जानौं निज नाथ स्वभाऊ । अपराधिहुपर कोह न काऊ ॥
मोपर कृपा सनेह विशेखी । खेलत खुनस कबहुँ नहिं देखी ॥ ३ ॥
शिशुपनते परिहरेउ न संगू । कबहुँ न कीन्ह मोर न भंगू ॥
मैं प्रभु कृपा रीति जिय जोही । हारेउ खेल जितायउ मोही ॥ ४ ॥

ભરતજી, ગુરૂનાં વચન સાંભળી, રામની મરજી જોઈ, રામની તથા ગુરૂની અનુકૂળતાથી તૃપ્ત થઈ, અને ન્યાય કરવાનો સઘળો મોટો બોજો પોતાને માથે આવી પડેલો જોઈ, કશું બોલી નહીં શકતાં વિચારમાં પડી ગયા. ॥ ૧ ॥ જેનું શરીર રોમાંચિત થઈ ગયું અને નેત્રકમળોમાંથી સ્નેહનાં અશ્રુઓ ચાલવા લાગ્યાં એવા ભરતજી, સભામાં ઉભા થઈને બોલ્યા કે, "જે કાંઈ મારે કહેવાનું હતું, તે મહામુનિ વસિષ્ઠજીએ કહી દીધું છે. (करब साधुमत लोकमत ॥ नृपनय निगत निचोरी) તો હવે હું એથી ઉપરાંત શું કહું ? ॥ ૨ ॥ હું મારા સ્વામીનો સ્વભાવ જાણું છું, કે તે અપરાધી ઉપર પણ કદી ક્રોધ કરતા નથી અને મારા ઉપર બહુ જ કૃપા તથા સ્નેહ રાખે છે. મેં એમને ખેલતાં પણ કોઈની ઉપર રીસ કરતા જોયા નથી. ॥ ૩ ॥ મેં બાલ્યાવસ્થાથી માંડીને એમનો સંગ છોડ્યો

નથી, એમણે કદી પણ મારી ઇચ્છાનો ભંગ કર્યો નથી. મેં મારા મનમાં પ્રભુની કૃપાની રીતિ જોઈ લીધી છે. એમણે ખેલ ખેલતાં પણ પોતે હારીને મને જિતાડ્યો છે. ॥ ૪ ॥

दो०—महूं सनेह सकोच बश, सन्मुख कहेउँ न बैन ॥
दरशन तृप्ति न आज लगि, प्रेम पियासे नैन ॥ २६६ ॥

હું પણ સ્નેહને તથા સંકોચને વશ થઇને કદી પણ એમની મરજી સામે બોલ્યો નથી. પ્રેમને લીધે તરસ્યાં રહેતાં મારાં નેત્રોને આજ દિવસ સુધી એમના દર્શનથી તૃપ્તિ થઈ[1] નથી. ॥ ૨૬૬ ॥

चौ०—विधि न सकेउ सहि मोर दुलारा । नीच बीच जननी मिसुपारा ॥
इहौ कहत मोहिं आजु न शोभा । अपनी समुझि साधु शुचि कोभा ॥ १ ॥
मातु मंदमैं साधु सुचाली । उर अस आनत कोटि कुचाली ॥
फरै कि कोदव बालि सुशाली । मुक्ता प्रसव कि शंबुकताली ॥ २ ॥
सपनेहु दोष कलेश न काहू । मोर अभाग उदधि अवगाहू ॥
बिनु समुझे निज अघ परिपाकू । जारेउ जाय जननि कहँ काकू ॥ ३ ॥
हृदय हेरि हारेउँ सब ओरा । एकहि भांति भलेहि भल मोरा ॥
गुरु गुसाँइ साहब सिय रामू । लागत मोहिं नीक परिणामू ॥ ४ ॥

'નીચ વિધાતા આપ તરફથી થતાં મારાં લાડને સહન કરી શકાયો નથી, તેણે મારી માતાના મિષથી મારા અને આપના વચ્ચે અંતર (દુરત્વ) પાડી દીધું' એમ બોલવામાં પણ આજ મારી શોભા નથી. કેમ કે, એથી હું મારી માતા ઉપર દોષ મૂકું છું અને પોતાને નિર્દોષ જણાવું છું, એમ ઠરે છે. પોતાનાં મનથી પોતાને સાધુ અને પવિત્ર સમજવાથી કોઈ પણ પુરુષ સાધુ કે પવિત્ર ગણાયો છે ? ॥ ૧ ॥ 'મારી માતા દુષ્ટ અને હું તો સાધુ તથા સુચાલવાળો,' એવી કલ્પના કરવા જતાં, તે કલ્પનાના કરોડ પ્રતિબંધો હૃદયમાં આવે છે. કોદરાનો છોડ કદી પણ ભાત–ચોખારૂપી ફળ આપે કે ? અને તળાવની ક્ષુદ્ર છીપ, કદી પણ મોતીને ઉત્પન્ન કરે કે ? (કુમાતા પુત્રને જન્મ આપે કે ?) મને આ કલેશ થયો, ॥ ૨ ॥ તેમાં હું સ્વપ્નમાં પણ બીજા કોઈની ઉપર દોષ મૂકતો નથી. મારાં દુર્ભાગ્યરૂપી અપાર સમુદ્ર ઉમટ્યો, તેમાં બીજાં કોણનો અપરાધ ગણું ? હું પોતાનાં પાપોના જ પરિપાકને નહીં સમજતા મારી માતાને વૃથા વૃથા શામાટે બાળું ? ॥ ૩ ॥ હું હૃદયમાં વિચારો કરી કરીને સર્વ તરફથી હારી ગયો છું. હવે તો 'મારા વસિષ્ઠ જેવા પરમ સમર્થ ગુરૂ છે અને સીતા, રામ જેવા પરમ સમર્થ સ્વામી છે, તેથી પરિણામ સારૂં ઉતરશે એવો ભરોસો રાખવારૂપી એક જ પ્રકાર મને મારા ઉત્કૃષ્ટ હિતરૂપ લાગે છે.' ॥ ૪ ॥

दो०—साधु सभा प्रभु गुरु निकट, कहौं सुथल सति भाउ ॥
प्रेम प्रपंच कि झूंठ फुर, जानहिं मुनि रघुराउ ॥ २६७ ॥

---

૧ આથી એમ સૂચિત થાય છે કે, હું ફક્ત દર્શન કરવા જ આવ્યો છું. કશું કહેવાને સારૂ આવ્યો નથી. જેમ આજ્ઞા હોય તેમ કરૂં.

સાધુઓની સભા બેઠી છે, પ્રભુ તથા ગુરૂ સમીપમાં છે અને વળી આ સ્થાનક તીર્થરૂપ છે, તેથી હું જે કાંઈ કહું છું, તે સત્ય ભાવથી કહું છું. હું પ્રેમથી બોલું છું, પ્રપંચથી બોલું છું, ખોટું બોલું છું કે સાચું બોલું છું, એ વાતને ગુરૂ તથા સ્વામી જાણે છે. ॥૨૬૭॥

चौ०—भूपति मरण प्रेम पण राखी । जननी कुमति जगत सब साखी ॥
देखि न जाहिं विकल महतारी । जरहिं दुसह ज्वर पुर नर नारी ॥ १ ॥
महीं सकल अनरथकर मूला । सो सुनि समुझि सहौं सब शूला ॥
सुनि वन गमन कीन्ह रघुनाथा । करि मुनि भेष लषण सिय साथा ॥ २ ॥
बिनु पनहीं अरु प्यादेहि पांये । शंकर साखि रह्यो इहि घाये ॥
बहुरि निहारि निषाद सनेहू । कुलिश कठिन उर भयउ न वेहू ॥ ३ ॥
अब सब आंखिन्ह देखेउ आई । जियत जीव जड सबै सहाई ॥
जिनहिं निरखि मगु सांपिन बीछी। तजहिं विषम विष तापसु तीछी ॥ ४ ॥

રાજા પોતાના પ્રેમરૂપ પણનો નિર્વાહ કરીને મરણ પામ્યા છે, તેથી તે બાબતનો મને અફસોસ નથી અને મારી માતા કુબુદ્ધિવાળી છે, એ સર્વ જગતના જાણવામાં આવ્યું છે, તેથી તે વિષે મારે કશું બોલવાનું નથી. પરંતુ આ બીજી સઘળી માતાઓ આપના વિયોગથી વ્યાકુલ થઈ રહી છે અને અયોધ્યાનાં સઘળાં નર, નારીઓ પણ દુસ્સહ પરિતાપ પામે છે, એ મારાથી જોયું જતું નથી. ॥ ૧ ॥ હું જ સઘળા અનર્થનું મૂળ છું, એમ સાંભળીને તથા સમજીને સઘળા લોકધિક્કારને સહન કરતો હતો, પણ 'રામચંદ્રજી, સીતાજીની અને લક્ષ્મણજીની સાથે, મુનિનો વેષ ધરી, ॥ ૨ ॥ ઉઘાડે પગે પ્યાદા પ્યાદા જ વનમાં ગયા છે,' એ વાત સાંભળીને તો ઘવાઈ જ ગયો છું, કે જે વિષયના સાક્ષી સદાશિવ છે. એ ઘાવ ઉપરાંત વળી મેં ગુહ રાજાનો સ્નેહ જોયો કે, તે ગુહ રાજા મને રામચંદ્રજીનો શત્રુ જાણીને પ્રાણ દેવા તૈયાર થયો, તેથી મારી છાતી ફાટી પડવી જ જોઈએ પણ વજ્ર જેવી કઠણ હોવાથી ફાટી નથી. ॥ ૩ ॥ જે વાત સાંભળી હતી, તે વાત હાલ નજરે જોવામાં આવી, તે છતાં પણ આ મૂર્ખ જીવ, સઘળું સહન કરાવીને જીવતો રહે છે. જેઓને જોઇને માર્ગના વીંછીઓ તથા સર્પો પણ, પોતાનાં તીવ્ર દુઃખ દેનારાં ઝેરને છોડી દે. ॥ ૪ ॥

दो०—तेइ रघुनंदन लषण सिय, अनहित लागे जाहि ॥
तासु तनय तजि दुसह दुख, दैव सहावै काहि ॥ २६८ ॥

તે રામ, લક્ષ્મણ અને સીતા, જે કૈકેયીને શત્રુરૂપ લાગ્યાં, તેના પુત્રને છોડી દઇને દૈવ બીજા કોને દુઃસહ દુઃખ સહન કરાવે ?" ॥ ૨૬૮ ॥

चौ०—सुनि अति विकल भरत बर बानी । आरति प्रीति विनय नय सानी ॥
शोक मगन सब सभा खँभारु । मनहुँ कमल वन पर्यो तुषारु ॥ १ ॥
कहि अनेक विधि कथा पुरानी । भरत प्रबोध कीन्ह मुनि ज्ञानी ॥
बोले उचित वचन रघुनन्दू । दिन कर कुल कैरव वन चंदू ॥ २ ॥

तात जाय जनि करहु गलानी । ईश अधीन जीव गति जानी ॥
तीन काल त्रिभुवन मत मोरे । पुण्य श्लोक तात वश तोरे ॥ ३ ॥
उर आनत तुमपर कुटिलाई । जाय लोक परलोक नशाई ॥
दोष देहिं जननिहि जड़ तेई । जिन गुरु साधू सभा नहिं सेई ॥ ४ ॥

અત્યંત વ્યાકુલ થયેલા ભરતજીની આર્ત્તપણાથી, પ્રીતિથી, વિનયથી તથા નીતિથી ભરેલી[1] ઉત્તમ વાણી સાંભળીને, શોકમાં મગ્ન થયેલી સઘળી સભા એવી સૂકાયેલી જોવામાં આવી કે, જાણે હિમ પડવાથી બળી ગયેલું કમલવન હોય. ॥ ૧ ॥ આ સમયમાં જ્ઞાની વસિષ્ઠ મુનિએ અનેક પ્રકારના પ્રાચીન ઇતિહાસો સંભળાવીને ભરતજીને સમજાવ્યા. પછી સૂર્યવંશરૂપી કુમુદિનોને પ્રફુલ્લિત કરવામાં ચંદ્રરૂપ રામચંદ્રજી, યોગ્ય વચનો બોલ્યા કે, ॥ ૨ ॥ "હે તાત ભરતજી ! જીવોનાં સુખ–દુઃખાદિક ઈશ્વરને આધીન છે, એમ સમજીને, તમારા જીવને વૃથા ગ્લાનિ આપો નહિ, મારા ધારવા પ્રમાણે ત્રણે કાલમાં અને લોકમાં તમે પવિત્ર કીર્ત્તિને વશ કરી લીધી છે. ॥ ૩ ॥ જે માણસ, મનથી પણ તમારા ઉપર કુટિલતાનો આરોપ મૂકે, તેનો આ લોક અને પરલોક, બન્ને બગડી જાય એમ છે. તેમ જ માતાને પણ તેઓ જ દોષ દેશે, કે જેઓએ ગુરૂનું તથા સાધુસભાનું સેવન નહીં કર્યું હોય. ॥ ૪ ॥

दो०—मिटहिं पाप परपंच सब, अखिल अमंगल भार ॥
लोक सुयश परलोक सुख, सुमिरत नाम तुम्हार ॥ २६९ ॥

તમારાં નામનું સ્મરણ કરતાં જ લોકોનો સઘળો પાપસમૂહ તથા સઘળો અમંગળોનો ભાર મટી જશે, આ લોકમાં સુયશ પ્રાપ્ત થશે અને પરલોકમાં સુખ પ્રાપ્ત થશે. ॥ ૨૬૯ ॥

चौ०—कहौं स्वभाव सत्य शिव साखी । भरत भूमि रहै राउर राखी ॥
तात कुतर्क करहु जनि जाये । वैर प्रेम नहिं दुरै दुराये ॥ १ ॥
मुनि गण निकट विहँग मृग जाहीं । बाधक वधिक विलोकि पराहीं ॥
हित अनहित पशु पक्षिउ जाना । मानुष तनु गुण ज्ञान निधाना ॥ २ ॥
तात तुमहि मैं जानों नीके । करौं कहा असमंजस जीके ॥
राखेउ राउ सत्य मोहिं त्यागी । तनु परिहरेउ प्रेमप्रण लागी ॥ ३ ॥
तासु वचन मेटत मन शोचू । तेहिते अधिक तुम्हार सकोचू ॥
तापर गुरु मोहिं आयसु दीन्हा । अवशि जो कहो सो कीन्हा ॥ ४ ॥

હે ભરતજી ! શિવને સાક્ષી રાખીને સત્ય ભાવથી કહું છું કે, હવે પૃથ્વી તમારી

---

૧ सो सुनि समुझि सहौं सब शूल એ આર્ત્ત વચન છે. महूं सनेह संकोच वश એ પ્રીતિ વચન છે. અને सुख सुआँई साहब सिय रामू એ વિનય વચન છે. નીતિ તો સઘળાં વચનોમાં ભરપૂર જ છે.

રાખી જ રહે એમ છે[1] હે તાત ! વૃથા કુતર્કો કરો નહીં. વૈર અને પ્રેમ છૂપાવ્યા છૂપતાં જ નથી. ॥ ૧ ॥ પક્ષિઓ તથા પશુઓ, મુનિઓની પાસે જાય છે અને સિંહાદિકને તથા પારધીઓને જોઈને ભાગી જાય છે. પશુ પક્ષિઓ પણ પ્રેમને તથા વૈરને જાણે છે, ત્યારે મનુષ્યોનાં શરીરો, કે જેઓ, ગુણોના ભંડારરુપ છે, તેઓ કેમ ન જાણે ? ॥ ૨ ॥ હે તાત ! હું તમને મારાપર પરમ પ્રેમવાળા જાણું છું, પણ શું કરૂં ? મારા મનમાં મોટી મુંઝવણ પ્રાપ્ત થઈ છે, તે એ છે કે, પિતાએ મારો ત્યાગ કરીને સત્ય રાખ્યું છે, તથા પ્રેમરુપી પણ રાખવા વાસ્તે શરીર પણ છોડી દીધું, ॥ ૩ ॥ તો તેમનાં વચનને મિથ્યા કરવામાં મારૂં મન સંકોચાય છે અને તે કરતાં પણ તમને નારાજ કરવામાં વધારે સંકોચાય છે. આવી સાંકડ આવી પડતાં, ગુરુએ મને તમારા કહેવા પ્રમાણે કરવાની આજ્ઞા કરી છે, માટે અવશ્ય જે કાંઈ તમે કહો, તે કરવાને ઇચ્છું છું. ॥ ૪ ॥

दो०—मन प्रसन्न करि सकुच तज, कहहु करौं सोइ आज ॥
सत्य संघ रघुवर वचन, सुनि भा सुखी समाज ॥ २७० ॥

તમે પોતાનાં મનને પ્રસન્ન કરી તથા સંકોચનો ત્યાગ કરીને કહો એટલે હું તે પ્રમાણે આજ જ કરૂં." સત્ય પ્રતિજ્ઞાવાળા રામચંદ્રજીનાં વચનો સાંભળીને સઘળી સભા આનંદ પામી. ॥ ૨૭૦ ॥

चौ०—सुरगण सहित सभय सुर राजू । सोचहिं चाहत होन अकाजू ॥
करत विचार बनत कछु नाहीं । राम शरण सबगे मनमाहीं ॥ १ ॥
बहुरि विचार परस्पर कहहीं । रघुपति भक्त भक्तिवश अहहीं ॥
सुमिकर अंबरीष दुर्वासा । भे सुरपति निपट निरासा ॥ २ ॥
सहे सुरन्ह बहु काल विषादा । नरहरि किये प्रगट प्रह्लादा ॥
लगि लगि कान कहहिं धुनि माथा । अब सुर काज भरतके हाथा ॥ ३ ॥
आन उपाय न देखिय देवा । मानत राम सुसेवक सेवा ॥
हिय सप्रेम सुमिरहु सब भरतहिं । निज गुण शील रामवश करतहिं ॥ ४ ॥

પણ દેવતાઓ સહિત ઇંદ્ર, ડરી જઇને વિચાર કરવા લાગ્યો કે, હવે આપણું કામ બગડવાની અણી ઉપર આવ્યું છે.' વિચાર કરતાં છતાં પણ, કોઈ રસ્તો સૂઝ્યો નહીં, તેથી સર્વે દેવતાઓ મનથી રામને શરણે ગયા ॥ ૧ ॥ અને વળી પરસ્પર કહેવા લાગ્યા કે, 'રામચંદ્રજી ભક્તની ભક્તિને વશ છે.' ( ભક્તની ભકિત કરવાથી પ્રભુ વશ થાય છે. ) અંબરીષ રાજાની અને દુર્વાસાની હકીકતનું સ્મરણ કરીને દેવતાઓ તથા ઇંદ્ર, તમામ નિરાશ થયા ॥ ૨ ॥ પૂર્વે દેવતાઓએ હિરણ્યકશિપુનાં દુષ્ટપણાંથી થતો

[1] હું અંગીકાર કરી ચૂક્યો છું, કે જેમ તમે કહો, તેમ કરૂં. હવે જો હું વનમાં નહીં જાઉં, તો પૃથ્વીનો ભાર ઉતરશે નહીં અને તેથી પૃથ્વી રસાતલમાં જતી રહેશે. અથવા હમણાં ચૌદ વર્ષ સુધી તો પૃથ્વીનું તમે પાલન કરશો, તો જ પૃથ્વી રહેશે. એમ રામચન્દ્રજીએ, પોતાનો ઉંડો અભિપ્રાય જણાવ્યો છે.

ખેદ ઘણા કાળ સુધી વેઠયો હતો પણ તેઓનાથી કશું થઈ શકયું ન હતું. જ્યારે પરમ ભક્ત પ્રહ્લાદજીએ ભક્તિપૂર્વક વિનતિ કરી, ત્યારે નૃસિંહજી પ્રગટ થયા હતા. દેવતાઓ, માથાં હલાવી, એક બીજાના કાનોમાં મોહોડાં ઘાલીને કહેવા લાગ્યા કે, 'હવે દેવતાઓનું કામ ભરતને હાથ છે.' ॥ ૩ ॥ દેવતાઓને બીજો કશો ઉપાય નહીં સૂઝતાં, રામના સેવકની સેવાને અધિક માનીને, તેઓ પરસ્પરમાં કહેવા લાગ્યા કે, "હવે સર્વે પોતાનાં હૃદયોમાં પ્રેમપૂર્વક ભરતનું સ્મરણ કરો, કે જે ભરતે, પોતાના ગુણોથી અને શીલથી, રામને વશ કરી લીધા છે," ॥ ૪ ॥

दो०—सुनि सुरमत सुरगुरु कहेउ, भल तुम्हार बड़ भाग ॥
सकल सुमंगल मूल जग, भरत चरण अनुराग ॥ २७१ ॥

દેવતાઓનો અભિપ્રાય સાંભળી, બૃહસ્પતિએ દેવતાઓને કહ્યું કે, " એમ કરો તો તમારાં સર્વોત્તમ મોટાં ભાગ્ય ગણાય." ભરતનાં ચરણોમાં પ્રેમ કરવો, એ આ જગતમાં સઘળા ઉત્તમ કલ્યાણોનું મૂળ છે. ॥ ૨૭૧ ॥

चौ०—सीता पति सेवक सेवकाई । कामधेनु शत सारिस सुहाई ॥
भरत भक्ति तुम्हरे मन आई । तजहु शोच विधि बात बनाई ॥ १ ॥
देखि देवपति भरत प्रभाऊ । सहज सनेह विवस रघुराऊ ॥
मन थिर करहु देव डर नाहीं । भरतहि जानि राम परिछाहीं ॥ २ ॥
सुनि सुरगुरु सुर संमत शोचू । अंतर्यामी प्रभुहि सकोचू ॥
निज शिर भार भरत जिय जाना । करत कोटि विधि उर अनुमाना ॥ ३ ॥
करि विचारि मन दीन्ही ठीका । राम रजायसु आपनि नीका ॥
निज पन तजि राखेउ पन मोरा । छोह सनेह कीन्ह नहिं थोरा ॥ ४ ॥

રામના સેવકની સેવા સેંકડો કામધેનુઓના જેવું ફળ આપે છે. તમારાં અંતઃકરણોમાં ભરતની ભક્તિ કરવાનું આવ્યું, માટે હવે ચિંતા છોડી દો. દૈવે વાત બનાવી રાખી જ છે, એમ સમજો ॥ ૧ ॥ હે દેવતાઓના પતિ ઈંદ્ર ! ભરતનો પ્રભાવ જુવો. રામચંદ્રજી ભરતના સ્વાભાવિક સ્નેહને વશ થઈ ગયા છે. હે દેવતાઓ ! તમારાં મન સ્થિર કરો. હવે કશો ડર નથી. ભરતને રામના પડછાયારૂપ જ જાણો. ( જેમ પડછાયો શરીરને અનુસરીને ક્રિયા કરે છે, તેમ ભરત રામના મતને અનુસરીને જ બોલશે.) ॥૨॥ બૃહસ્પતિની અને દેવતાઓની ઐકમત્યની વાતો સાંભળી, અંતર્યામી પ્રભુ રામચંદ્રજી પણ, પોતાના હૃદયના ગંભીર અભિપ્રાય તેઓના જાણવામાં આવી જવાથી સંકોચાયા. ભરતજી સઘળો બોજાને પોતાના માથાપર આવેલો જાણી. હૃદયમાં અનેક પ્રકારના અનુમાનો કરવા લાગ્યા. ॥ ૩ ॥ વિચાર કરીને તેમણે મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે, " રામચંદ્રજીની આજ્ઞા માનવી એ જ ઠીક છે, કેમ કે, રામચંદ્રજીએ પોતાના પણને છોડી દઈને ( પોતાની વાત રાખવાનું છોડી દઈને ) મારી વાત રાખવાનું સ્વીકાર્યું, એ કાંઇ થોડો સ્નેહ કે થોડી દયા કરી નથી ॥ ૪ ॥

दो०—कीन्ह अनुग्रह अमित अति, सब बिधि सीता नाथ ॥
करि प्रणाम बोले भरत, जोरि जलज युग हाथ ॥ २७२ ॥

રામચંદ્રજીએ, મારા ઉપર અપરિમિત અને મોટામાં મોટો અનુગ્રહ કર્યો છે, આવો નિશ્ચય કરી, પ્રણામ કરી, હાથ જોડીને ભરતજી બોલ્યા કે, ॥ ૨૭૨ ॥

चौ०—कहउँ कहावउँ अब का स्वामी। कृपा अंबु निधि अंतर्यामी ॥
गुरु प्रसन्न साहिब अनुकूला। मिटी मलिन मन कल्पित शूला ॥ १ ॥
अपडर डरेउँ न शोच समूले। रविहि न दोष देव दिशि भूले ॥
मोर अभाग मातु कुटिलाई। विधि गति विषम काल कठिनाई ॥ २ ॥
पांव रोपि सब मिल मोहिं घाला। प्रणतपाल पन आपन पाला ॥
यह नई रीति न राउरि होई। लोकहु वेद विदित नहिं गोई ॥ ३ ॥
जग अनभल भल एक गुसांई। कहिय होइ भल कासु भलाई ॥
देव देव तरु सरिस स्वभाऊ। सन्मुख विमुख न काहुइ काऊ ॥ ४ ॥

હે કૃપાના સમુદ્રરૂપ અંતર્યામી સ્વામી ! હવે મારા મોહોડાંથી શા માટે કહેવરાવો છો ? તે તમે જ કહો. મારા ઉપર ગુરૂ પ્રસન્ન છે અને આપ અનુકુલ છો, તેથી મારી તો મલીન મનની કલ્પનાથી ઉભી થયેલી વિપત્તિઓ ટળી ગઈ છે.॥૧॥ હું કલ્પિત ડરથી ડરતો હતો, પણ હવે શોક કે શોકનું કારણ કશું રહ્યું નથી. હે દેવ ! જેમ દિશા ભુલી જઈએ, તેમાં સૂર્યનો દોષ નથી હોતો, પણ પોતાનો દોષ હોય છે, તેમ મારા શોકમાં કોઈનો દોષ ન હતો, પણ મારો જ દોષ હતો. મારૂ દુર્ભાગ્ય, મારી માતાની કુટિલતા, દૈવની ગતિ અને કાલની વિષમતા, ॥ ૨ ॥ એ સઘળાંઓએ મળી મારા પગ પકડીને મને પછાડયો હતો, પણ આપે પોતે, ભક્તવત્સલ હોવાથી મને ઉગારી લીધો છે. આ આપની પદ્ધતિ નવી કે છાની નથી પણ લોકમાં અને વેદમાં પ્રખ્યાત જ છે. જગતમાં ભૂંડાનું પણ ભલુ કરો, એવા આપ એક જ છો. ॥ ૩ ॥ કહો ભલા, જગતમાં બીજા કોણથી ભલાઈ થાય છે. ? આપનો સ્વભાવ કલ્પવૃક્ષના જેવો છે, કે જે સ્વભાવથી, આપ કોઈ પણ શરણાગત થયેલાને કદી પણ વિમુખ ( નિરાશ ) કરતા નથી. ॥ ૪ ॥

दो०—जाय निकट पहिंचानि तरु, छांह शमन सब शोच ॥
मांगत अभिमत पाव फल, राउ रंक भल पोच ॥ २७३ ॥

જો કોઇ રાજા, રાંક ભલો કે ભૂંડો પણ પ્રાણી, કલ્પવૃક્ષને ઓળખીને તેની છાયાની પાસે જાય, તો તેના સઘળા શોકો શાંત થઈ જાય છે અને તે પ્રાણી જે કાંઈ અભીષ્ટ ફળને માગે છે, તે ફળને પ્રાપ્ત થાય છે. ॥ ૨૭૩ ॥

चौ०—लखि सबबिधि गुरु स्वामि सनेहू। मिटेउ क्षोभ नहि मन संदेहू ॥
अब करुणाकर कीजिय सोई। जन हित प्रभु चित क्षोभ न होई ॥ १ ॥
जो सेवक साहिबहि सकोची। निज हित चहै तासु मति पोची ॥
सेवक हित साहिब सेवकाई। करैं सकल सुख लोभ विहाई ॥ २ ॥

स्वारथ नाथ फिरे सबहीका । किये रजाय कोटि विधि नीका ॥
यह स्वारथ परमारथ सारु । सकल सुकृत फल सुगति शृंगारु ॥ ३ ॥
देव एक विनती सुनिं मोरी । उचित होय तस करब बहोरी ॥
तिलक समाज साजि सब आना । करिय सफल प्रभु जो मन माना ॥ ४ ॥

સઘળી રીતે મારા ઉપર ગુરુનો તથા આપનો સ્નેહ જોઇને મારો ક્ષોભ મટી ગયો છે અને મારા મનમાં કશો સંદેહ રહ્યો નથી. હે કરૂણાનિધાન! હવે બીજું કાંઈ નહીં પણ, તે જ કરો, કે જેથી મારે વાસ્તે આપના ચિત્તમાં ક્ષોભ ન થાય.॥૧॥ જે સેવક, સ્વામીને સંકોચમાં નાખીને પોતાના હિતની ઇચ્છા કરે, તેની મતિ અધમ જ ગણાય છે. જો સેવક, સર્વ સુખોને તથા લોભને છોડી દઇને, કેવળ સ્વામીની સેવા જ કરે. તો તેમાં સેવકનું કલ્યાણ છે. ॥ ૨ ॥ આપ અહીંથી પાછા અયોધ્યામાં પધારો, એમાં અમારો સર્વનો સ્વાર્થ છે અને અમો આપની આજ્ઞા માનીએ, તેમાં અમારૂં સર્વનું કલ્યાણ છે, આપની આજ્ઞા માનવી, એ જ સ્વાર્થનો તથા પરમાથનો સાર છે, સર્વ પુણ્યોનાં ફળરૂપ છે અને ભક્તિના શણગારરૂપ છે,[1] ॥ ૩ ॥ પરંતુ હે દેવ ! એક મારી વિનતિ સાંભળો અને પછી જેમ યોગ્ય હોય, તે પ્રમાણે કરો. જો આપના મનમાં આવે, તો મેં આપને વાસ્તે સઘળો રાજ્ય તિલકનો સરંજામ આણ્યો છે, તેને સફલ કરો ॥ ૪ ।

दो०–सानुज पठइय मोहिं वन, कीजिय सबहि सनाथ ॥
नतरु फेरिये बंधु दोउ, नाथ चलौं मैं साथ ॥ २७४ ॥

હે નાથ ! મને શત્રુઘ્ન સહિત વનમાં મોકલીને આપ સર્વ અયોધ્યાવાસીઓને સનાથ કરો ( અયોધ્યામાં રાજ્ય કરો. ) અને એમ નહીં તો લક્ષ્મણને તથા શત્રુઘ્નને અયોધ્યામાં મોકલો અને હું આપની સાથે વનમાં આવું. ॥ ૨૭૪ ॥

चौ०–नतरु जाहिं वन तीनउँ भाई । बहुरिय सीय सहित रघुराई ॥
जेहि विधि प्रभु प्रसन्न मन होई । करुणा सागर कीजिय सोई ॥ १ ॥
देव दीन्ह सब मोपर भारु । मोरे नीति न धर्म विचारु ॥
कहौं वचन सब स्वारथ हेतु । रहत न आरतके चित चेतु ॥ २ ॥
उतर देइ सुनि स्वामि रजाई । सो सेवक लखि लाज लजाई ॥
अस मैं अवगुण उदधि अगाधू । स्वामि सनेह सराहत साधू ॥ ३ ॥
अब कृपालु मोहिं सोमत भावा । सकुचि स्वामि मन जाहि न पावा ॥
प्रभु पद शपथ कहौं सति भाऊ । जग मंगल हित एक उपाऊ ॥ ४ ॥

અથવા એમ નહીં તો અમો ત્રણે ભાઇઓ, વનમાં જઇએ અને આપ સીતાજી સહિત પાછા અયોધ્યામાં પધારો. હે કરુણાસાગર ! જેમ કરવાથી આપનું મન પ્રસન્ન થાય, તે પ્રમાણે કરો ॥ ૧ ॥ હે સ્વામી ! આપે સઘળો બોજો મારા ઉપર મૂક્યો છે પણ મને નીતિનો કે ધર્મનો વિચાર નથી. હું સ્વાર્થને વાસ્તે, સઘળાં વચનો બોલું છું. આર્ત

---

૧ હવે ભરતજી વસિષ્ઠ મુનિનું શીખાવેલું બોલે છે.

માણસના ચિત્તમાં યોગ્યાયોગ્યનું જ્ઞાન ન રહે, એ સ્વાભાવિક જ છે.॥૨॥ જે સેવક, કોઈ વિષયની સ્વામીએ આજ્ઞા કરતાં, તેની સામે ઉત્તર દે તે સેવકને જોઇને લાજ પણ લજાઇ જાય છે. ( એ સેવકને નિર્લજ્જ જ સમજવો. ) હું સ્વામીના આજ્ઞાની સામે ઉત્તર દેવા આદિ અવગુણોના અગાધ સમુદ્રરૂપ છું અને સ્વામી ( એવા આપ, ) મારા સ્નેહને સાચો કહીને વખાણો છો, એ આશ્ચર્ય છે. ॥ ૩ ॥ હે કૃપાનાથ ! હવે છેવટે મને એ જ મત સારો લાગે છે કે, જેથી આપનું મન કોઇ રીતે સંકોચ ન પામે તેમ કરો. આ વચન હું આપનાં ચરણોના સોગંદ લઇ સત્ય ભાવથી કહું છું કે, આપની ઈચ્છામાં કોઈ પ્રકારનો પ્રતિબંધ ન કરવો, એ એક જ, જગતના કલ્યાણનો ઉપાય છે. ॥ ૪ ॥

दो०—प्रभु प्रसन्न मन सकुच तजि, जो जेहि आयसु देव ॥
सो शिर धरि धरि करहिं सब, मिटहि अनट अवरेव ॥ २७५ ॥

હે સ્વામી ! આપ મનમાં પ્રસન્ન થઇ, સંકોચનો ત્યાગ કરીને જેને જેને, જે જે આજ્ઞા કરો, તે તે સર્વ, તે તે આજ્ઞાને માથાપર ધરીને, તે તે પ્રમાણે વર્ત્તે, કે જેથી મુંઝવણ અને ગુંચવણ મટી જાય." ॥ ૨૭૫ ॥

चौ०—भरत वचन शुचि सुनि हिय हरषे । साधु सराहि सुमन सुर वर्षे ॥
असमंजस वश अवध निवासी । प्रमुदित मन तापस वनवासी ॥ १ ॥
चुपरहिंगे रघुनाथ सकोची । प्रभु गति देखि सभा सब शोची ॥
जनक दूत तेहि अवसर आये । मुनि वसिष्ठ सुनि वेग बुलाये ॥ २ ॥
करि प्रणाम तिन राम निहारे । वेष देखि भये निपट दुखारे ॥
दूतहि मुनिवर पूछी बाता । कहहु विदेह भूप कुशलाता ॥ ३ ॥
सुनि सकुचाय नाय महि माथा । बोले चरवर जोरे हाथा ॥
बूझब राउर सादर साईं । कुशल हेतु सो भयउ गुसाईं ॥ ४ ॥

ભરતજીનાં પવિત્ર વચનો સાંભળી, સાધુઓ હૃદયમાં હર્ષ પામીને વખાણવા લાગ્યા, દેવતાઓ, પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા, અયોધ્યાવાસીઓ મુંઝવણને વશ થયાં, તપસ્વીઓ તથા વનવાસીઓ મનમાં આનંદ પામ્યા, ॥ ૧ ॥ રામચન્દ્રજી મનમાં સંકોચ પામીને ચૂપ રહી ગયા અને રામચન્દ્રજીની સ્થિતિ જોઇને સઘળી સભા વિચારમાં પડી ગઈ. આ અવસરમાં જનક રાજાના દૂતો ત્યાં આવ્યા અને તેઓના આવવાની ખબર થતાં, વસિષ્ઠ મુનિએ, તુરત તેઓને પાસે બોલાવ્યા.॥૨॥ એ દૂતોએ પ્રણામ કરીને રામને જોયા. રામનો વેષ જોઇને તેઓ મનમાં બહુ જ દુઃખ પામ્યા. વસિષ્ઠ મુનિએ એ દૂતોને વાત પૂછી કે, "વિદેહ રાજા ( જનક રાજા ) કુશલ તો છે ના ? તે કહો" ॥ ૩ ॥ દૂતો વસિષ્ઠનું વચન સાંભળી, સંકોચાઈ, પૃથ્વીપર માથા નમાવી, હાથ જોડીને બોલ્યા કે, "હે સ્વામી મહારાજ ! આપનું પ્રેમપૂર્વક આ જે પૂછવું છે, તે જ અમારા સ્વામી જનક રાજાના કુશળનું કારણ છે. અથવા આપ પ્રેમપૂર્વક જનક રાજાનું કુશલ પૂછો છો, પણ જે કુશલના કારણરુપ છે, તે તો ( રામ તો ), ગુસાંઈ બનીને બેઠા છે એટલે પછી કુશલ ક્યાંથી જ હોય ? અથવા આપે જે 'વિદેહ' કહીને પૂછ્યું, તે વિદેહપણું જ ( દેહાભિ-

માનથી રહિતપણું જ ) અમારા રાજાના કુશલનું કારણ છે. જો જનક રાજા દેહાભિમાની હોત, તો તેમની પણ દશરથ રાજાના જેવી જ દશા થઈ હોત. ॥ ૪ ॥

दो०-नाहित कौशलनाथके, साथ कुशल गइ नाथ ॥
मिथिला अवध विशेषते, जग सब भयउ अनाथ ॥ २७६ ॥

બીજી રીતે અમારે એમ જ કહેવું જોઈએ કે જનક રાજાનું કુશલ દશરથ રાજાની સાથે જ ગયું છે. કેમ કે, દશરથ રાજાના જવાથી, સઘળું જગત્ અનાથ થયું છે અને તેમાં મિથિલા તથા અયોધ્યા તો વિશેષે કરી અનાથ થયેલ છે. ॥ ૨૭૬ ॥

चौ०-कौशल पति गति सुनि जन कौरा । भये सब लोग शोच वश बौरा ॥
जेहि देखा तेहि समय विदेहू । नाम सत्य अस लागु न केहू ॥ १ ॥
रानि कुचालि सुनत महिपालहि । सूजन कछु जस मणि बिनु व्यालहि ॥
भरत राज रघुवर वनवासू । भा मिथिलेशहि हृदय हरासू ॥ २ ॥
नृप बुझे बुध सचिव समाजू । कहहु विचारि उचितका आजू ॥
समुझि अवध असमंजस दोऊ । चलिय कि रहिय न कह कछु कोऊ ॥३॥
नृपति धीर धरी हृदय विचारी । पठये अवध चतुर चर चारी ॥
बूझि भरत सत भाऊ कुभाऊ । आयहु वेगि न होहि लखाऊ ॥ ४ ॥

હે મહામુનિ ! દશરથ રાજાનો સ્વર્ગવાસ સાંભળીને જનક રાજાનાં સર્વે માણસો શોકને વશ અને વ્યાકુલ થઈ ગયાં હતાં. દશરથ રાજાની માઠી ખબર સાંભળવામાં આવી, તે સમયે, જેઓએ વિદેહ રાજાને જોયા હતા, તેઓમાંના કોઈને પણ એ રાજાનું 'વિદેહ' એ નામ સાચું જણાયા વગર નહીં રહ્યું હતું. કેમ કે, વિદેહ રાજા (જનક રાજા) ખરેખર વિદેહ જ એટલે દેહના માનથી રહિત જ બની ગયા હતા. ॥ ૧ ॥ કૈકેયીની કુચાલ સાંભળીને, જેમ સર્પને મણિ વિના કશું સૂઝે નહીં, તેમ જનક રાજાને કશું પણ સૂઝતું ન હતું. ભરતજીના રાજ્યની અને રામના વનવાસની ખબર સાંભળીને, જનક રાજાના હૃદયમાં મોટો ખેદ થયો. ॥ ૨ ॥ જનક રાજાએ પંડિતોના તથા મંત્રીઓના સમાજને, 'હવે શું કરવું યોગ્ય છે ? તે વિચારીને કહો,' એમ પૂછતાં, 'અયોધ્યામાં જવામાં પણ હરકત છે અને ન જવામાં પણ હરકત છે,' એમ સમજીને કોઇએ પણ કશો ઉત્તર આપ્યો નહીં. ॥ ૩ ॥ પછી જનક રાજાએ ધીરજ ધરી, મનમાં વિચાર કરીને ચાર ચતુર જાસુસોને અયોધ્યામાં જવાની આજ્ઞા કરી અને કહ્યું કે, 'ભરતનો રામ ઉપર ભાવ છે કે કુભાવ છે ?' એ જાણીને તુરત પાછા આવજો અને આ ભેદ કોઈના પણ જાણવામાં ન આવે એવી સાવચેતી રાખજો. ॥ ૪ ॥

दो०-गये अवध चर भरत गति, बूझि देखि करतूति ॥
चले चित्रकूटहि भरत, चार चले तिरहूति ॥ २७७ ॥

એ જાસુસોએ અયોધ્યામાં જઈ, ભરતજીની સ્થિતિની પૂછપાછ કરી અને ભરતજીનાં કામો પણ જોયાં. પછી ભરતજી ચિત્રકૂટ તરફ ચાલ્યા અને જાસુસો જનક પુરી તરફ ચાલ્યા. ॥ ૨૭૭ ॥

चौ०—दूतन आय भरतकी करणी । जनक समाज यथामति बरणी ॥
सुनि गुरु पुरजन सचिव महीपति । भये सब शोच सनेह विकल अति ॥ १ ॥
धरि धीरज करि भरत बड़ाई । लिये सुभट साहनी बुलाई ॥
घर पुर देश राखि रखवारे । हय गय रथ बहु यान सँवारे ॥ २ ॥
दुघरी साधि चले तत्काला । किय विश्राम न मगु महिपाला ॥
भोरहि आज नहाय प्रयागा । चले यमुन उतरन सब लागा ॥ ३ ॥
खबर लेन हम पठये नाथा । तिन्ह कहि अस महि नायउ माथा ॥
साथ किरात छसातक दीन्हे । मुनिवर तुरत विदा चर कीन्हे ॥ ४ ॥

જાસુસોએ આવીને જનક રાજાની સભામાં ભરતજીની કરણીનું પોતાની બુદ્ધિ-પ્રમાણે વર્ણન કર્યું. એ સાંભળી, ગુરુ, નગરવાસીઓ, મંત્રીઓ તથા રાજા, એ સર્વે શોકથી અત્યંત વ્યાકુલ થઈ ગયાં. ॥ ૧ ॥ પછી જનક રાજાએ ધીરજ ધરી, સભાની વચમાં ભરતજીનાં વખાણ કરી, યોદ્ધાઓવાળી સેના બોલાવી, ઘરમાં પુરમાં અને દેશમાં રક્ષકો રાખી, હાથી, ઘોડા તથા રથ આદિ અનેક વાહનો સજ્જ કરી, ॥૨॥ યોગ્ય મુહૂર્ત જોઇને ત્યાંથી ચિત્રકૂટ તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં વિશ્રામ નહીં લેતાં, આજ પ્રભાતમાં પ્રયાગ-સ્નાન કરીને ત્યાંથી ચાલ્યા છે. સઘળો રસાલો યમુનાજીને ઉતરવા લાગ્યો, ॥ ૩ ॥ તે સમયે, જનક રાજાએ ત્યાંથી અહીંની ખબર લેવાને વાસ્તે અમોને મોકલ્યા છે.” આટલું કહીને તે દૂતોએ, પૃથ્વીપર માથાં નમાવતાં વસિષ્ઠ મુનિએ, તુરત છ સાતેક ભોમીઆ ભિલ્લો સાથે આપીને તે દૂતોને ત્યાંથી વિદાય કર્યા. ॥ ૪ ॥

दो०—सुनत जनक आगमन सब, हर्षेउ अवध समाज ॥
रघुनंदनहिं सकोच बड़, सोच विवस सुरराज ॥ २७८ ॥

જનક રાજાનું આવવું સાંભળીને સઘળો અયોધ્યાવાસી સમાજ રાજી થયો[1]. પણ રામચન્દ્રજી તો ભરતજીના આવવાથી જેટલા સંકોચાયા હતા, તે કરતાં પણ વધારે સંકોચાયા[2] અને ઇંદ્ર તો શોકને વશ જ થઈ ગયો.[3] ॥ ૨૭૮ ॥

चौ०—गरइ गलानि कुटिल कैकेयी । काहि कहै केहि दूषण देई ॥
अस मन आनि मुदित नर नारी । भयउ बहोरि रहब दिन चारी ॥ १ ॥
इहि प्रकार गत वासर सोऊ । प्रात अन्हान लगे सब कोऊ ॥
करि मज्जन पूजहिं नर नारी । गणपति गौरि पुरारि तमारी ॥ २ ॥
रमा रमण पद वंदि बहोरी । विनवहिं अंजलि अंचल जोरी ॥
राजा राम जानकी रानी । आनँद अवधि अवध रजधानी ॥ ३ ॥

---

૧ હવે રામ અવશ્ય પાછા ફરશે, એમ ધારીને. ૨ ભરતને માંડ માંડ સમજાવ્યા છે, પણ હવે જનક રાજાને શી રીતે સમજાવવા ? એમ ધારીને, ૩ ભરત રામને પાછા ફેરવી જશે, એ ચિન્તા મટી ગઇ, પણ હવે જનક રાજા, રામને પાછા ફરવાનું કહેશે તેનું શું કરવું ! એમ ધારીને.

सुबस बसै फिर सहित समाजा । भरतहि राम करहिं युवराजा ॥
इहि सुख सुधा सींच सब काहू । देव देहु जगजीवन लाहू ॥ ४ ॥

કુટિલતા કરનારી કૈકેયી, ગ્લાનીને લીધે દુબળી થઈ ગઈ, પણ કોને કહે ? અને કોને દોષ આપે ? હવે બે ચાર દિવસ વધારે રહેવાનું થશે, એમ ધારીને સઘળાં નર નારીઓ રાજી થવા લાગ્યાં. ॥ ૧ ॥ અહીં આ પ્રમાણે તે દિવસ વ્યતીત થયો, પ્રભાત થતાં સર્વે નર, નારીઓ નહાવા લાગ્યાં અને નાહીને ગણપતિ, દેવી, શંકર તથા સૂર્ય, એઓનું પૂજન કરવા લાગ્યાં. ॥૨॥ વિષ્ણુના ચરણોમાં વારંવાર પ્રણામ કરી, પુરુષો હાથ જોડીને અને સ્ત્રીઓ છેડા પાથરીને વિનવવા લાગ્યાં કે, "હે દેવ ! આનંદના અવધિરુપ રામ, રાજા થાય, સીતા રાણી થાય, અયોધ્યા રાજધાની થાય, ॥ ૩ ॥ સર્વ સમાજ પાછો સુખથી વસે અને રામ. ભરતને યૌવરાજ્ય આપે, એ સુખરૂપી અમૃતનું અમો સર્વની ઉપર સિન્ચન કરો અને એમ કરીને અમોને જગતમાં જીવનનો લાભ આપો. ॥ ૪ ॥

दो०—गुरु समाज भाइन सहित, राम राज पुर होऊ ॥
अछत राम राजा अवध, मरीय मांगु सब कोऊ ॥ २७९ ॥

રામ, અયોધ્યામાં ગુરુ, સમાજ અને ભાઈઓ, એઓની સલાહથી રાજ્ય કરે અને અમો રામની હયાતીમાં અયોધ્યામાં મરણ પામીએ," એમ લોક માગવા લાગ્યા.॥૨૭૯॥

चौ०—सुनि सनेहमय पुरजन बानी । निंदहि योग विरति सुनि ज्ञानी ॥
इहि विधि नित्य कर्म करि पुरजन । रामहिं करहिं प्रणाम मुदित मन ॥ १ ॥
ऊंच नीच मध्यम नर नारी । लहहिं दरश निज निज अनुहारी ॥
सावधान सबही सन्मानहिं । सकल सराहत कृपानिधानहिं ॥ २ ॥
लरकाई ते रघुवर बानी । पालत प्रीति रीति पहिचानी ॥
शील संकोच सिंधु रघुराऊ । सुमुख सुलोचन सरल स्वभाऊ ॥ ३ ॥
कहत राम गुण गण अनुरागे । सब निज भाग सराहन लागे ॥
हम सब पुण्यपुंज जग थोरे । जिनहिं राम जानत कर मोरे ॥ ४ ॥

અયોધ્યાવાસીઓની ભક્તિમય વાણી સાંભળીને મુનિઓ તથા જ્ઞાનીઓ, પોતાના ભક્તિરહિત યોગની અને જ્ઞાનની નિન્દા કરવા લાગ્યા. અયોધ્યાવાસીઓ, એ પ્રમાણે નિત્ય કર્મ કરી, આનંદયુક્ત મનથી રામને પ્રણામ કરતાં હતાં. ॥ ૧ ॥ ઉંચ, મધ્યમ અને નીચ, એ સઘળાં નર નારીઓ પોતપોતાને યોગ્ય દર્શનનો લાભ લેતાં હતાં. રામચંદ્રજી, સાવધાન રહીને સર્વે લોકોનું સન્માન કરતા હતા અને સર્વે લોકો, કૃપાના નિધાનરૂપ રામચંદ્રજીની પ્રશંસા કરતાં હતાં. ॥ ૨ ॥ રીતિ ઓળખીને સર્વની પ્રીતિનું પાલન કરવું, એવી રામચંદ્રજીને બાલ્યાવસ્થાથી જ ટેવ હતી, શીલના તથા સંકોચના સમુદ્રરૂપ અને સરલ સ્વભાવવાળા રામચંદ્રજી, સર્વને અનુકુલ રહેતા હતા અને સર્વની ઉપર કૃપા દૃષ્ટિ રાખતા હતા. ॥ ૩ ॥ લોકો પ્રેમથી રામના ગુણોને ગાતા હતા. સર્વે પોતપોતાનાં ભાગ્યોની પ્રશંસા કરવા લાગ્યાં કે, "જગતમાં આપણ સર્વ અયોધ્યાવાસીઓનાં પુણ્યોના સમૂહો થોડા ગણાય ? કે જેઓને રામચંદ્રજી પોતાનાં કરી માને છે." ॥ ૪ ॥

दो०-प्रेम मगन तेहि समय सब, सुनि आवन मिथिलेश ॥
सहित सभा सम्भ्रम उठे, रविकुल कमल दिनेश ॥ २८० ॥

આ સમયમાં જનક રાજાનું આવવું સાંભળીને સર્વે માણસો પ્રેમ મગ્ન થઈ ગયાં. સૂર્યવંશરૂપી કમળને પ્રફુલિત કરવામાં સૂર્યરૂપ રામચંદ્રજી, જનક રાજાનું આવવું સાંભળીને સંભ્રમપૂર્વક સર્વ સભાસહિત ઉભા થયા. ॥ ૨૮૦ ॥

चौ०-आगे गमन कीन्ह रघुनाथा । भाइ सचिव गुरु पुरजन साथा ॥
गिरिवर दीख जनक नृप जबहीं । करि प्रणाम त्यागा रथ तबहीं ॥ १ ॥
राम दरश लालसा उछाहू । पथ श्रम लेश क्लेश ना काहू ॥
मन तहँ जहँ रघुवर वैदेही । विनु मन तन दुख सुख सुधि केही ॥२॥
आवत जनक चले इहि भांती । सहित समाज प्रेम मति पाती ॥
आये निकट देखि अनुरागे । सादर मिलन परस्पर लागे ॥ ३ ॥
लगे जनक मुनि गण पग वंदन । ऋषिन प्रणाम कीन्ह रघुनंदन ॥
भाइन सहित राम मिलि राजहि । चले लिवाय समेत समाजहि ॥ ४ ॥

ભાઈઓ, મંત્રીઓ ગુરુ તથા અયોધ્યાવાસીઓ, એઓને સાથે લઈને રામચંદ્રજી જનક રાજાને લેવાને આગળ ચાલ્યા. જનક રાજાએ, જ્યારે ચિત્રકુટને દીઠો, ત્યારે તેને પ્રણામ કરી, રથમાંથી ઉતરી પડીને પાળા ચાલ્યા ॥ ૧ ॥ સર્વના મનમાં રામચંદ્રજીનાં દર્શનની લાલસા હતી. અને તેને લીધે ઉત્સાહ હતો, તેથી કોઈને જરાપણ માર્ગનો શ્રમ કે કલેશ પ્રાપ્ત થયો ન હતો. જ્યાં રામચંદ્રજી અને સીતા હતાં, ત્યાં જ સર્વનું મન હતું મન અન્ય સ્થલમાં હોય, ત્યાંસૂધી શરીરનાં સુખ દુઃખોનું કોને ભાન રહે ? ॥ ૨ ॥ જેની બુદ્ધિ પ્રેમમાં મગ્ન થઈ હતી એવા જનક રાજા, એ રીતે સર્વ સમાજ સહિત આવતા હતા. એમને પાસે આવેલા જોઈ, સર્વે માણસો પ્રેમ સહિત અને આદર સહિત પરસ્પરને મળવા લાગ્યા. ॥ ૩ ॥ જનક રાજા, વસિષ્ટ આદિ મુનિઓના ચરણોમાં પ્રણામ કરવા લાગ્યા અને રામ જનક રાજાની સાથે આવેલા શતાનંદ આદિ મુનિઓને પ્રણામ કરવા લાગ્યા. ભાઈઓ સહિત રામ, જનક રાજાને મળી, તેમના સર્વ સમાજ સહિત તેમને લઈ ચાલ્યા. ॥ ૪ ॥

दो०-आश्रम सागर शांत रस, पूरण पावन पाथ ॥
सैन मनहु करुणा सरित, लिये जात रघुनाथ ॥ २८१ ॥

રામચંદ્રજી જાણે શાંતરસરૂપી પવિત્ર જળથી ભરપૂર, પોતાના આશ્રમરૂપી સમુદ્રમાં જનક રાજાની સેનારૂપી કરુણારસમય[1] નદીને લઈ જતા હોય એવા દેખાવા લાગ્યા. ॥ ૨૮૧ ॥

चौ०-बोरति ज्ञान विराग करारे । वचन सशोक मिलत नद नारे ॥
सोच उसांस समीर तरंगा । धीरज तट तरुवर कर भंगा ॥ १ ॥

---

૧ સઘળી સેના અત્યંત શોકગ્રસ્ત હતી, તેથી તેને કરૂણા રસરૂપી જળવાળી નદીનું રૂપક આપ્યું છે.

विषम विषाद तुरावति धारा । भय भ्रम भँवरावर्त अपारा ॥
केवट बुध विद्या बडि नावा । शकहि न खेहि एक नहिं आवा ॥ २ ॥
वनचर कोल किरात विचारे । थके विलोकि पथिक हिय हारे ॥
आश्रम उदधि मिली जब जाई । मनहु उठेहु अंबुधि अकुलाई ॥ ३ ॥
शोक विकल दोउ राज समाजा । रहा न ज्ञान न धीरज लाजा ॥
भूप रूप गुण शील सराहीं । शोचहिं शोक सिंधु अवगाहीं ॥ ४ ॥

એ કરુણા રસમય નદી, મુનિઓનાં જ્ઞાન તથા વૈરાગ્યરૂપી કિનારાઓને તોડતી જતી હતી[1] અયોધ્યાવાસીઓનાં શોક સહિત વચનોરૂપી બીજી નદી તથા નાળાંઓ મળવાથી વૃદ્ધિ પામતી જતી હતી, ॥૧॥ શોકરૂપી પવનથી ઉઠતા નિઃશ્વાસોરૂપી તરંગો વાળી હતી, ધીરજોરૂપી કીનારાપરનાં ઉત્તમ વૃક્ષોને ઉખેડી નાખતી હતી, વિષમ ખેદરૂપી ઉતાવળી ધારવાળી હતી અને ભય[2] તથા સંભ્રમરૂપી[3] અપાર ચકરીઓવાળી હતી. વસિષ્ઠ આદિ વિદ્વાન લોકોરૂપી ખલાસીઓ બ્રહ્મવિદ્યારૂપી પોતાનાં મોટાં વહાણને તેમાં ખેડવા ધારતા હતા, પણ તે નદી બહુ જોસવાળી હોવાથી, એકે યુક્તિ હાથ નહીં લાગવાને લીધે ખેડી શકતા ન હતા.[4] ॥ ૨ ॥ જંગલમાં ફરનારા કોળી તથા ભિલ વગેરે ગરીબ પ્રવાસીઓ,એ નદીને ઉતરી જવા ઇચ્છતા હતા,પણ જોઇને થાકી જતા હતા તથા હિમ્મત હારી જતા હતા.[5] એ નદી જ્યારે આશ્રમરૂપી સમુદ્રમાં જઇને મળી ત્યારે તે સમુદ્ર જાણે વ્યાકુલ થઇને ઉઠી નીકળ્યો હોય એવો દેખાવા લાગ્યો. ( શાંત રસવાળા આશ્રમમાં કરુણારસવાળી સેના આવવાથી ગભરાટ મચી રહ્યો. ) ॥ ૩ ॥ બન્ને રાજસમાજ શોકથી વ્યાકુલ થઈ ગયા. કોઇને પણ જ્ઞાન, ધીરજ કે લાજ રહ્યાં નહીં. સર્વે માણસો, દશરથ રાજાનાં રૂપ, ગુણો અને સ્વભાવ, એઓનાં વખાણ કરી, શોકરૂપી સમુદ્રમાં ડૂબી જઈ, વિલાપ કરવા લાગ્યાં. ॥ ૪ ॥

छं०—अवगाहि शोक समुद्र शोचहिं नारि नर व्याकुल महा ॥
दे दोष सकल सरोष बोलहिं वाम विधि कीन्हो कहा ॥
सुर सिद्ध तापस योगि जन मुनि दशा देखि विदेहकी ॥
तुलसी न समरथ कोउ जो तरि सकै सरित सनेहकी ॥ १२ ॥

શોકરૂપી મહા સમુદ્રમાં ડૂબી જઈ, નર નારીઓ વિલાપ કરવા લાગ્યાં અને ક્રોધથી વિધાતાને દોષ દઈ, બોલવા લાગ્યાં કે, 'આ તે દુષ્ટ વિધાતાએ શું કર્યું ?' દેવતાઓ, સિદ્ધ લોકો, તપસ્વીઓ અને યોગી લોકો, એઓમાંનો પણ કોઈ, જનક રાજાની શોક ભરેલી દશાને જોઈને, સ્નેહરૂપી નદીને તરી શકે, એવો રહ્યો નહીં. ॥ ૧૨ ॥

---

૧ સેનાના શોકને જોઇને, મુનિઓનાં જ્ઞાન, વૈરાગ્ય પણ નષ્ટ થઇ જતાં હતાં. ૨ 'હવે કોણ જાણે વિધાતા શું કરશે ?' એવા પ્રકારનો ભય. ૩ 'રામચંદ્રજી પાછા ફરશે કે નહીં ફરે ?' એવા પ્રકારનો સંભ્રમ. ૪ વસિષ્ઠ આદિ જ્ઞાનીઓ બ્રહ્મવિદ્યાના ઉપદેશથી સર્વને શાંત કરવા ધારતા હતા, પણ તે વખતે કશો ઉપદેશ લાગુ પડે એવું તેઓને જણાતું ન હતું. ૫ સેનાને શોકાગ્રસ્ત જોઇને, શોકાંત થઈ ગયેલા ભિલ્લ વગેરે લોકો, શોકને છોડી દેવા ઇચ્છતા હતા, પણ કેમે કરી શોક નહીં મટતાં, થાકીને હિમ્મત હારી જતા હતા. તેઓની ધીરજ પણ નહીં રહેતી હતી.

सो०–किये अमित उपदेश, जहँ तहँ लोगन मुनि वरन ॥
धीरज धरिय नरेश, कहेउ वशिष्ठ विदेह सन ॥ १२ ॥

મુનિવરોએ તે સ્થલમાં, લોકોને શાંત કરવાને સારૂ, અમિત ઉપદેશો દીધા. વસિષ્ઠ મુનિએ જનક રાજાને કહ્યું કે, 'હે રાજા ! ધીરજ ધરો.' ॥ ૧૨ ॥

चौ०–जासु ज्ञान रवि भवनिशि नाशा । वचन किरण मुनि कमल विकाशा ॥
तेहि कि मोह महिमा नियराई । यह सिय राम सनेह बड़ाई ॥ १ ॥
विषयी साधक सिद्ध सयाने । त्रिविध जीव जग वेद बखाने ॥
राम सनेह सरस मन जासू । साधु सभा बड़ आदर तासू ॥ २ ॥
सोह न राम प्रेम विनु ज्ञानू । कर्णधार विनु जिमि जल यानू ॥
मुनि बहु विधि विदेह समझाये । राम घाट सब लोग नहाये ॥ ३ ॥
सकल शोक संकुल नर नारी । सो वासर बीतेउ विनु वारी ॥
पशु खग मृगन्ह न कीन्ह अहारा । प्रिय परिजनकर कवन विचारा ॥ ४ ॥

જનક રાજા કે જેની સંસારરુપી રાત્રિનો બ્રહ્મવિદ્યારૂપી સૂર્યથી નાશ થઈ ગયો હતો અને જેનાં વચનરુપી સૂર્યનાં કિરણોએ શુકદેવજી આદિ મુનિઓરૂપી કમળોને મોહરુપી રાત્રિનો નાશ કરીને ખીલાવ્યાં હતાં, તે રાજાની પાસે મોહનો મહિમા પહોંચી પણ શકે કે ? આમ છતાં પણ, તે રાજા શોકથી વ્યાકુલ થઈ ગયા, એ કેવળ સીતા, રામ અને ઉપરના સ્નેહનો પ્રભાવ છે. ॥ ૧ ॥ જગતમાં વિષયી, મુમુક્ષુ અને મુક્ત, એમ ત્રણ પ્રકારના જીવો વેદે કહેલા છે, પણ એઓમાં જેને મનમાં રામ ઉપર સ્નેહ હોય, તેને સાધુઓની સભા મોટો આદર આપે છે. ॥ ૨ ॥ જેમ ખલાસી વિના વહાણુ શોભે નહીં, તેમ રામ ઉપર પ્રેમ વિના જ્ઞાન પણ શોભે નહીં. વસિષ્ઠે જનક રાજાને ઘણા ઘણા પ્રકારોથી સમજાવ્યા. સર્વે લોકોએ રામઘાટ ઉપર સ્નાન કર્યું. ॥ ૩ ॥ સર્વે નર નારીઓ શોકથી વ્યાકુલ થઇને રહ્યાં હતાં, તેથી તેઓનો એ દિવસ જલ વિના વ્યતીત થયો. એ દિવસે કોઈ પશુ, પક્ષી તથા મૃગ એઓએ પણ આહાર કર્યો નહીં, ત્યારે પ્યારવાળા પરિજનોનો તો વિચાર જ શો કરવો હોય ? ॥ ૪ ॥

दो०–दोउ समाज निमि राज रघु, राज नहाने प्रात ॥
बैठे सब विटप तर, मन मलीन कृश गात ॥ २८२ ॥

નિમિ રાજા અને રઘુ રાજા, એ બન્નેના સમાજે પ્રભાતમાં નાહ્યા અને પછી શોકગ્રસ્ત અંતઃકરણોથી તથા દુર્બલ ગાત્રોથી સર્વે વડનાં ઝાડ નીચે બેઠા. ॥ ૨૮૨ ॥

चौ०–जे महिसुर दशरथ पुर वासी । जे मिथिलापति नगर निवासी ॥
हंस वंश गुरु जनक पुरोधा । जिन्ह जगमग परमारथ शोधा ॥ १ ॥
लगे कहन उपदेश अनेका । सहित धर्म नय विरति विवेका ॥
कौशिक कहि कहि कथा पुरानी । समझाई सब सभा सुबानी ॥ २ ॥

तब रघुनाथ कौशिकहि कहेऊ । नाथ काल बिन जल सब रहेऊ ॥
मुनि कहँ उचित कहत रघुराई । गयउ बीति दिन पहर अढ़ाई ॥ ३ ॥
ऋषि रुख लखि कह तिरहुति राजू। यहाँ उचित नहिं अशन अनाजू ॥
कहा भूप भल सबहि सुहाने । पाय रजायसु चले नहाने ॥ ४ ॥

અયોધ્યાવાસી બ્રાહ્મણો, મિથિલાવાસી બ્રાહ્મણો, સૂર્યવંશના પુરોહિત વસિષ્ઠ મુનિ અને જનક રાજાના પુરોહિત શતાનંદ મુનિ કે જેઓએ, જગતમાં પરમાર્થનો માર્ગ શોધ્યો હતો, ॥૧॥ તેઓએ લોકોને ધર્મ, નીતિ, વિનય અને વિવેક સહિત અનેક ઉપદેશો કર્યા. વિશ્વામિત્ર મુનિએ, મધુર વાણીથી પ્રાચીન ઇતિહાસો કહીને સઘળી સભાને સમજાવી. ॥ ૨ ॥ રામચન્દ્રજીએ, વિશ્વામિત્રને કહ્યું કે, "હે નાથ ! ગઈ કાલે સર્વે માણસો, પાણી વગર રહ્યાં છે." વિશ્વામિત્ર બોલ્યા કે, "રામચન્દ્રજી ઠીક કહે છે. આજ સર્વે લોકોએ કંઈ પણ આહાર કરવો જોઈએ. આજ અઢી પોહોર દિવસ વ્યતીત થઈ ગયો છે." ॥૩॥ વિશ્વામિત્રની મરજી જોઈ, જનક રાજા બોલ્યા કે, "અહીં અન્નનું ભોજન કરવું ઉચિત નથી," જનક રાજાનું બોલવું સર્વને સારૂં લાગ્યું. સર્વે માણસો, રજા લઈને નહાવા લાગ્યાં.॥૪॥

दो०-तेहि अवसर फल फूल दल, मूल अनेक प्रकार ॥
ले आये बनचर विपुल, भरि भरि काँवरि भार ॥ २८३ ॥

આ અવસરમાં ભિલ્લ વગેરે વનચર લોકો, કાવડોમાં અનેક પ્રકારનાં ફળો, પુષ્પો, તથા મૂળો, એઓના મોટા મોટા ટોપલાઓ ભરી ભરીને ત્યાં લઈ આવ્યા. ॥ ૨૮૩ ॥

चौ०-कामदभे गिरि राम प्रसादा । अवलोकत अपि हरत विषादा ॥
सर सरिता वन भूमि विभागा । जनु उमगत आनँद अनुरागा ॥ १ ॥
बेलि विटप सब सफल सफूला । बोलत खग मृग अति अनुकूला ॥
तेहि अवसर वन अधिक उछाहू । त्रिविध समीर सुखद सब काहू ॥ २ ॥
जाइ न वरणि मनोहरताई । जनु महि करत जनक पहुनाई ॥
तब सब लोग नहाय नहाई । राम जनक मुनि आयसु पाई ॥ ३ ॥
देखि देखि तरुवर अनुरागे । जहँ तहँ पुर जन उतरन लागे ॥
दल फल फूल कन्द विधि नाना । पावन सुंदर सुधा समाना ॥ ४ ॥

રામની કૃપાથી સઘળો ચિત્રકૂટ સઘળું પૂરૂં પાડે એવો થયો હતો, એટલું જ નહીં, પરન્તુ જોતાં પણ સઘળા ખેદને હરી લે એવો સુંદર બની રહ્યો હતો. તળાવો, નદીઓ અને વનભૂમિઓના વિભાગો, જાણે ચોમેર પ્રેમ જ ઉભંગતો હોય એવા દેખાતા હતા. ॥ ૧ ॥ સર્વે લતાઓ તથા વૃક્ષો, પુષ્પોથી તથા ફળોથી ઝૂકી રહ્યાં હતાં. પક્ષીઓ તથા મૃગો, અત્યંત અનુકૂલ શબ્દો કરતાં હતાં. આ અવસરમાં વનમાં અધિક આનંદ વ્યાપી રહ્યો હતો. શીતલ મંદ તથા સુગંધી પવન, સર્વને સુખ આપતો હતો. ॥ ૨ ॥ મનોહરતા વર્ણવી જાય એવી ન હતી. પૃથ્વી જાણે જનક રાજાને મેહેમાની દેતી હોય એમ જણાતું હતું. સર્વે માણસો નાહી નાહી, રામની, જનક રાજાની તથા વસિષ્ઠ મુનિની

આજ્ઞાથી ॥ ૩ ॥ સારાં સારાં વૃક્ષોને જોઈને, તેઓની નીચે પ્રેમથી તે તે સ્થલોમાં ઉતારા કરવા લાગ્યાં. પવિત્ર, સુંદર અને અમૃતસમાન અનેક પ્રકારનાં પાંદડાંઓ, ફળો, ફૂલો તથા કંદ., ॥ ૪ ॥

दो०-सादर सब कहँ राम गुरु, पठये भरि भरि भार ॥
पूजि पितर सुर अतिथि गुरु, लगे करन फलहार ॥ २८४ ॥

એઓના ભારાઓ ભરાવી ભરાવીને, રામચન્દ્રજીએ તથા વસિષ્ઠ મુનિએ, સર્વના ઉતારાઓમાં મોકલ્યા. સર્વ લોકોએ, પિતૃઓની, દેવતાઓની, અતિથીઓની તથા ગુરુઓની પૂજા કરીને, તે કંદ મૂળ તથા ફળ વગેરેના આહાર કર્યા. ॥ ૨૮૪ ॥

चौ०-इहि विधि बीते बासर चारी । राम निरखि नर नारि सुखारी ॥
दुहुँ समाज अस रुचि मनमांहीं । बिनु सिय राम फिरब भल नाहीं ॥ १ ॥
सीता राम संग वनवासू । कोटि अमरपुर सरिस सुपासू ॥
परिहरि लषण राम बैदेही । जेहि घर भाव वाम विधि तेही ॥ २ ॥
दाहिन देव होइ जब सबही । राम समीप बसिय वन तबही ॥
मंदाकिनि मज्जन तिहुँ काला । रामदरश मुद मंगल माला ॥ ३ ॥
अटन राम गिरि वन तापस थल । अशन अमिय सम कंद फूल फल ॥
सुख समेत संवत दुइ साता । पलसम होहिं न जानिय जाता ॥ ४ ॥

આ પ્રમાણે ચાર દિવસ વ્યતીત થયા. નર નારીઓ રામનાં દર્શન કરી કરીને આનંદ પામવા લાગ્યાં. બન્ને સમાજોના મનમાં એવી રુચિ વર્તી રહી કે, સીતાજી અને રામચન્દ્રજી વિના અહીંથી પાછું ફરવું સારૂં નથી. ॥ ૧ ॥ એઓની સાથે વનમાં રહેવું પડે તોપણ તે આપણને કરોડ સ્વર્ગ પુરોનાં જેવું સુખદાયી થાય. લક્ષ્મણજી, રામચન્દ્રજી અને સીતાજી, એઓને વનમાં છોડીને, જેઓને,ઘેર જવાનો ભાવ થાય તેઓને, વિધાતા પ્રતિકૂલ જ છે, એમ સમજવું. ॥ ૨ ॥ રામ વનમાં વસે, તો આપણે પણ રામની પાસે વનમાં જ રહીએ, ત્યારે જ આપણને સર્વને વિધાતા અનુકૂલ થયેલો ગણાય. મંદાકિનીમાં ત્રણ વખત સ્નાન કરીશું, આનંદ મંગલોના સમૂહના સમૂહરૂપ રામના નિત્ય દર્શન કરીશું, ॥ ૩ ॥ રામના પર્વતના વનોમાં તથા તપસ્વીઓના આશ્રમોમાં વિચરશું અને અમૃત જેવાં કંદ, મૂળ તથા ફલ, એઓનો આહાર કરીશું. આવી રીતે આનંદ કરતાં, ચૌદ વર્ષ પલની પેઠે વ્યતીત થઈ જશે, તે જાણવામાં પણ નહીં આવે.” ॥ ૪ ॥

दो०-इहि सुख योग न लोग सब, कहहिं कहाँ अस भाग ॥
सहज स्वभाव समाज दुहु, राम चरण अनुराग ॥ २८५ ॥

કેટલાંએક માણસો કહેવા લાગ્યાં કે, “ આપણે સર્વ આ સુખને લાયક જ નથી. આપણાં એવાં ભાગ્ય કયાં છે ? કે, આપણને એવું સુખ મળે. ” આ રીતે બન્ને સમાજનાં સઘળાં માણસો, સહજ સ્વાભાવથી રામનાં ચરણોમાં પ્રેમને લીધે ॥ ૨૮૫ ॥

चौ०—इहि विधि सकल मनोरथ करहीं । बचन सप्रेम सुनत मन हरहीं ॥
सीय मातु तेहि समय पठाई । दासी दीख सुअवसर आई ॥ १ ॥
सावकाश सुनि सब सिय सासू । आई जनक राज रनिवासू ॥
कौशल्या सादर सन्मानी । आसन दीन्ह समय सम आनी ॥ २ ॥
शील सनेह सरस दुहुँ ओरा । द्रवहिं देखि सुनि कुलिश कठोरा ॥
पुलक शिथिल तनु वारि विलोचन। महि नख लिखन लगीं सब शोचन ॥३॥
सब सिय राम प्रेमकी मूरति । जनु करुणा बहु वेष बिसूरति ॥
सीय मातु कह विधि बुधि बाँकी । जेहि पय फेनु फोरि पवि टाँकी ॥ ४ ॥

મનોરથ કરતાં હતાં અને પરસ્પરનાં પ્રેમ ભરેલાં વચનો સાંભળીને પરસ્પરનાં અંતઃકરણોનું આકર્ષણ થતું હતું. આ સમયમાં સીતાજીનાં માતાજી, સુનયનાએ મોકલેલી એક દાસી, કૌશલ્યાદિક રામની માતાઓને સાવકાશ બેઠેલી જોઇને, પાછી સુનયનાની પાસે આવી. ॥ ૧ ॥ એ દાસીના કહેવાથી, સીતાજીની સઘળી સાસુઓને સાવકાશ બેઠેલી સાંભળીને જનક રાજાનો સઘળો રાણીવાસ કૌસલ્યાની પાસે આવ્યો.[૧] કૌશલ્યાએ સર્વને આદર સહિત સન્માન આપ્યું અને સમયાનુસાર આસનો મંગાવી આપ્યાં. ॥૨॥ બન્ને તરફનો પરસ્પરની ઉપર સ્વાભાવિક સ્નેહ એવો તો વર્તી રહ્યો કે, જેનું વર્ણન સાંભળીને કઠોર વજ્ર પણ પીગળી જાય. શરીરોમાં રોમાંચિત થઈ જવાથી શિથિલ થયેલી બન્ને પક્ષની સર્વે સ્ત્રીઓના, નેત્રોમાંથી આંસુઓ ઝરવા લાગ્યાં. નખોથી ધરતીને ખોતરવા લાગી તથા શોક કરવા લાગી ॥ ૩ ॥ અને તેથી જાણે સીતા, રામ ઉપરના પ્રેમની જ મૂર્તિઓ હોય તથા કરુણા જ અનેક રુપો ધરીને ચિન્તા કરવા લાગી હોય, એવી દેખાવા લાગી. સીતાજીનાં માતાજી બોલ્યાં કે, "વિધાતાની બુદ્ધિને વાંકી જ કહેવી જોઈએ કે જેણે દૂધનાં ફીણોને વજ્રનો ઘાવ મારીને ફોડયાં છે.[૨] અથવા હીરાની મજબૂતીને ફોડવા દૂધનાં ફીણનો લાગ લગાવ્યો છે.[૩] ॥ ૪ ॥

दो०—सुनिय सुधा देखिय गरल, सब करतूति कराल ॥
जहँ तहँ काक उलूक बक, मानस सुकृत मराल ॥ २८६ ॥

વિધાતાનાં સર્વ કામો ખરાબ છે. જુવો કે અમૃત ફક્ત સાંભળવામાં જ આવે છે અને ઝેર નજરે જોવામાં આવે છે.[૪] કાગડાઓ, ઘૂવડો તથા બગલાઓ, જ્યાં ત્યાં પેદા થાય છે અને હંસો તો ફક્ત માનસ સરોવરમાં જ પેદા થાય છે.[૫]" ॥ ૨૮૬ ॥

चौ०—सुनि सशोच कह देवि सुमित्रा । विधि गति अति विपरीत विचित्रा ॥
जो सृजि पालै हरै बहोरी । बाल केलि सम विधि गति भोरी ॥ १ ॥

૧ જેઠ શુદ એકાદશીને દિવસે. ૨ દૂધનાં ફીણ જેવા સુકોમળ દશરથ રાજાના પ્રાણોને મોટા આપત્કાલરૂપી વજ્રનો ઘાવ મારીને ફોડ્યા છે. ૩ હક્કથી પ્રાપ્ત થયેલી રામનાં રાજ્યની મજબૂતીને ફોડવા અબળાનાં વચનનો લાગ લગાવ્યો છે. ૪ રાજ્ય સાંભળવામાં જ આવ્યું પણ વન તો નજરે જોવામાં આવ્યું. ૫ નીચ માણુસો ઘણાં થાય છે અને સારાં માણુસો ક્વચિત જ જોવામાં આવે છે.

कौशल्या कह दोष न काहू । कर्म विवस दुख सुख क्षति काहू ॥
कठिन कर्म गति जान विधाता । सो शुभ अशुभ कर्म फल दाता ॥ २ ॥
ईश रजाय शीश सब हीके । उत्पाति थिति लय विषहु अमीके ॥
देवि मोह वश शोचिय वादी । विधि प्रपंच अस अचल अनादी ॥ ३ ॥
भूपति जियब मरण उर आनी । शोचिय सखि लखि निज हित हानी ॥
सीय मातु कह सत्य सुवानी । सुकृती अवधि अवध पति रानी ॥ ४ ॥

એ વચનો સાંભળી, સુમિત્રા બોલ્યાં કે, "ખરૂં કહો છો. વિધાતાની ગતિ અત્યંત વિપરીત અને વિચિત્ર છે. જુવો કે, વિધાતા જગતને સરજીને તથા પાળીને પાછી પોતે જ નષ્ટ કરી નાંખે છે. માટે વિધાતાની ગતિ બાલકની રમત જેવી વિચાર વગરની જ જણાય છે." ॥૧॥ કૌશલ્યા બોલ્યાં કે, "કોઈને દોષ દેવા જેવું નથી. સુખ, દુઃખ, લાભ તથા હાનિ, પોતાનાં કર્મ પ્રમાણે જ થાય છે. કર્મોની ગહન ગતિને વિધાતા જાણે છે અને તેથી તે કર્મ પ્રમાણે જ શુભ, અશુભ ફળ આપે છે. ઈશ્વરની આજ્ઞા, સર્વને માથે છે. બ્રહ્મા ઉત્પત્તિ કરે છે, વિષ્ણુ પાલન કરે છે, રુદ્ર સંહાર કરે છે, ઝેર પ્રાણ લઈ લે છે અને અમૃત જીવન આપે છે, ॥ ૨ ॥ પણ એ સર્વને માથે ઈશ્વરની આજ્ઞા છે. (જો ઈશ્વરની આજ્ઞા હોય, તો જ તેઓ, પોતપોતાનાં કામો કરી શકે છે.) હે મહારાણી! આપણે મોહને વશ થઈને વૃથા જ શોક કરીએ છીએ. કેમ કે વિધાતાના આ પ્રપંચમાં અનાદિ કાલથી એમ જ બનતું આવે છે. ॥ ૩ ॥ રાજાએ (દશરથ રાજાએ) તો જીવી પણ જાણ્યું છે અને મરી પણ જાણ્યું છે. હે સખી! આપણે જે શોક કરીએ છીએ, તે કેવળ આપણા હિતની હાનિ જોવામાં આવવાથી જ કરીએ છીએ." સુનયના બોલ્યાં કે, "તમારી આ શાંત વાણી સત્ય છે. તમે અયોધ્યા પતિની રાણી છો અને સર્વ પુણ્યાત્માઓમાં શ્રેષ્ઠ છો, તેથી આવું બોલો, એ તમને ઘટે છે." ॥ ૪ ॥

दो०—लषण राम सिय जाहिं वन, भल परिणाम न पोच ॥
गहवरहिय कह कौशिला, मोहिं भरतकर शोच ॥ २८७ ॥

કૌશલ્યા ગદ્ગદ હૃદયથી બોલ્યાં કે, "લક્ષ્મણ, રામ અને સીતા, વનમાં જવાથી ખરાબ પરિણામ નહીં આવે પણ સારૂં પરિણામ જ આવશે, પરન્તુ મારા મનમાં એક વાતનો શોક છે, તે એ કે, ભરત રામના વિયોગને સહન નહીં કરી શકે. ॥ ૨૮૭ ॥

चौ०—ईश प्रसाद अशीश तुह्मारी । सुत सुत वधू देवसरि वारी ॥
राम शपथ मैं कीन्ह न काऊ । सो करि सखी कहौं सति भाऊ ॥ १ ॥
भरत शील गुण विनय बडाई । भायप भक्ति भरोस भलाई ॥
कहत शारदहुकी मति हीचे । सागर सीप कि जाहिं उलीचे ॥ २ ॥
जानो सदा भरत कुल दीपा । बारबार मोहिं कह्यहु महीपा ॥
कसे कनक मणि पारस पाये । पुरुष परखिये समय सुहाये ॥ ३ ॥
अनुचित आज कहब अस मोरा । शोक सनेह सयानप थोरा ॥
सुनि सुरसरि सम पावन बानी । भई सनेह सिथिल सब रानी ॥ ४ ॥

ઈશ્વરની કૃપાથી અને તમારી આશિસ્‌થી મારા ચારે પુત્રો તથા ચારે પુત્રોની વહુઓ ગંગાજલ સમાન નિર્મળ છે, પરન્તુ તેઓમાં ભરતની જે ભલાઈ છે; તે તો કાંઈ અપૂર્વ જ છે. હે સખી ! મેં રામના સોગંદ કદી લીધા નથી, તે લઈને સત્ય ભાવથી કહું છું કે, ॥ ૧ ॥ ભરતનાં શીલ, ગુણો, વિનય, મોટાઈ, ભ્રાતૃસ્નેહ, ભક્તિ, ભરોસો અને ભલાઈ, એઓનું વર્ણન કરવામાં સરસ્વતીની બુદ્ધિ પણ અશક્ત થઈ જાય એમ છે. છીપથી સમુદ્ર ઉલેચાય કે ? ॥ ૨ ॥ ભરત કુલદીપક છે, એમ હું હમ્મેશથી જાણું છું અને મારી પાસે રાજાએ પણ વારંવાર કહ્યું છે. જેમ કસોટીથી સુવર્ણની અને ઝવેરીના હાથમાં આવવાથી મણિની પરીક્ષા થાય છે, તેમ સમય આવવાથી પુરુષની યોગ્યતાની પરીક્ષા થાય છે. ॥ ૩ ॥ આજ મારે આમ બોલવું પણ અયોગ્ય છે. કેમ કે, ભરતના હાથમાં અધિકાર આવ્યો છે, તેથી આ બોલવું ખુસામત ભરેલું તથા પ્રપંચ ભરેલું ગણાય એમ છે. પરન્તુ શોકને લીધે અને સ્નેહને લીધે, મારામાં ડહાપણ થોડું રહ્યું છે, તેથી બોલાઈ જાય છે." કૌશલ્યાની ગંગાજી સમાન પવિત્ર વાણીને સાંભળી સઘળી રાણીઓ, સ્નેહથી શિથિલ થઈ ગઈ. ॥ ૪ ॥

दो०—कौशल्या कह धीर धरि, सुनहु देवि मिथिलेशि ॥
को विवेक निधि वल्लभहि, तुमहिं शकै उपदेशि ॥ २८८ ॥

કૌશલ્યા ધીરજ ધરીને ફરી બોલ્યાં કે, "હે મહારાણી ! હે મિથિલેશ્વરી ! સાંભળો. તમે કે જે જ્ઞાનના સમુદ્રરૂપ મહારાજ જનકનાં પત્ની છો. તેમને કોણ ઉપદેશી શકે ? ( સઘળું જાણનારને વધારે શું સમજાવવું હોય ? ) ॥ ૨૮૮ ॥

चौ०—रानी रावसन अवसर पाई । अपनी भांति कहब समुझाई ॥
राखिय लषण भरत गमनहिं वन । जो यह मत माने महीप मन ॥ १ ॥
तौ भल यतन करब सुविचारी । मोरे शोच भरत कर भारी ॥
गूढ सनेह भरत मनमाहीं । रहें नीक मोहिं लागत नाहीं ॥ २ ॥
लखि स्वभाव सुनि सरल सुवानी। सब भइ मगन करुण रस सानी ॥
नभ प्रसून झरि धन्य धन्य धुनि । सिथिल सनेह सिद्ध योगी मुनि ॥ ३ ॥
सब रनिवास थकित लखि रहेऊ । तब धरि धीर सुमित्रा कहेउ ॥
देवि दण्ड युग यामिनि बीती । राम मातु सुनि उठी सप्रीती ॥ ४ ॥

તોપણ હું અરજ કરૂં છું કે, યોગ્ય સમય જોઈને, તમારી પોતાની તરફથી જનક રાજાને સમજાવજો કે, લક્ષ્મણને રાખો અને તેમની વતી સેવા કરવાને વાસ્તે ભરતને રામની સાથે વનમાં મોકલો." આ મત જો રાજાના મનમાં ઉતરે તો સારી પેઠે વિચાર કરીને આ વિષયમાં સારી પેઠે યત્ન કરો. ॥ ૧ ॥ મારા મનમાં ભરતની બહુ ચિન્તા રહે છે. ભરતના મનમાં રામ ઉપર છાનો સ્નેહ છે, તેથી ભરત અયોધ્યામાં રહે, તેમાં મને ઠીક લાગતું નથી." ॥ ૨ ॥ કૌશલ્યાના સરલ સ્વભાવને જોઈ તથા તેમની સરલ વાણીને સાંભળી, સઘળી રાણીઓ, કરુણા રસમાં મગ્ન થઈ ગઈ. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ પડવા લાગી, દેવતાઓ ધન્ય ધન્ય શબ્દ ઉચ્ચારવા લાગ્યા અને સિદ્ધો, યોગીઓ તથા

મુનિઓ પણ સ્નેહથી શિથિલ થઈ ગયા. ॥ ૩ ॥ સઘળો રાણીવાસ ચકિત થઈને જોઈ રહેતાં તે સમયે ધીરજ ધરીને સુમિત્રા બોલ્યાં કે, "હે દેવી કૌશલ્યા ! બે ઘડી રાત વીતી ગઈ છે." એ સાંભળી પ્રેમવાળાં કૌસલ્યાએ ઉઠી[1] ઉભાં થઈ. ॥ ૪ ॥

दो०—वेगि पांय धारिय थलहि, कह सनेह सतिभाय ॥
हमरे तौ अब ईश गति, की मिथिलेश सहाय ॥ २८९ ॥

સ્નેહથી તથા સત્ય ભાવથી સુનયનાને કહ્યું કે, "આપ આપના ઉતારાપર તુરત પધારો. અમારે તો હવે શંકર સહાય છે અથવા જનક રાજા સહાય છે." ॥ ૨૮૯ ॥

चौ०—लखि सनेह सुनि वचन बिनीता । जनक प्रिया गहि पाँव पुनीता ॥
देवि उचित अस विनय तुम्हारी । दशरथ घरनि राम महतारी ॥ १ ॥
प्रभु अपने नीचहुँ आदरहीं । अग्नि धूम गिरि शिर तृण धरहीं ॥
सेवक राउ कर्म मन वानी । सदा सहाय महेश भवानी ॥ २ ॥
रौरे अंग योग जग कोहै । दीप सहाय कि दिनकर सोहै ॥
राम जाय वन करि सुरकाजू । अचल अवध पुर करिहहिं राजू ॥ ३ ॥
अमर नाग नर राम बाहु बल । सुख बसिहहिं अपने अपने थल ॥
यह सब याज्ञवल्क्य कहि राखा । देवि न होय मृषा ऋषि भाषा ॥ ४ ॥

કૌશલ્યાનો સ્નેહ જોઈ તથા નમ્રતા ભરેલાં વચનો સાંભળી, સુનયના, તેમના પગ પકડીને બોલ્યાં કે, "હે મહારાણી ! આપ કે જે દશરથ રાજાનાં પત્ની અને રામચન્દ્રજીનાં માતુશ્રી છો, તેમને આવો વિનય ઉચિત જ છે. ॥ ૧ ॥ મહાશય માણસો પોતાનાં કરી માનેલાં નીચ માણસોને પણ આદર આપે, એમાં કશી નવાઈ નહીં. જુવો કે અગ્નિ, ધૂમાડાને અને પર્વત, તથા ખડને, પોતાના માથાપર ધરે છે, રાજા, તો મનથી ક્રિયાથી તથા વાણીથી, તમારા સેવક છે. સર્વદા સહાય કરનાર તો સદાશિવ અને પાર્વતી જ છે. ॥ ૨ ॥ જગતમાં આપની ઉપમાને લાયક બીજું કોણ છે ? દેવો સૂર્યને સહાય આપી શકે કે ? રામચંદ્રજી વનમાં જઈ દેવતાઓનાં કાર્યો સિદ્ધ કરીને પછી અયોધ્યામાં અવિચળ રાજ્ય કરશે. ॥ ૩ ॥ દેવતાઓ, નાગ લોકો તથા મનુષ્યો, રામના બાહુબળના પ્રભાવથી, પોતપોતાનાં સ્થાનકોમાં આનંદથી નિવાસ કરશે. આ સઘળી વાત યાજ્ઞવલ્કય મુનિએ અમને પ્રથમથી કહી રાખી છે. હે મહારાણી ! ઋષિનું કહેવું કદી પણ મિથ્યા ન થાય." ॥ ૪ ॥

दो०—अस कहि पगु परि प्रेम अति, सिय हित विनय सुनाय ॥
सिय समेत सिय मातु तब, चलीं सुआयसु पाय ॥ २९० ॥

સુનયના, આ પ્રમાણે કહી, અત્યંત પ્રેમથી પગમાં પડી, 'જો આપની આજ્ઞા હોય તો હું સીતાને અમારે ઉતારે તેડી જાઉં,' એવી વિજ્ઞપ્તિ કરી, કૌશલ્યાની આજ્ઞા મેળવી, સીતાજીને સાથે લઇને ત્યાંથી પોતાને ઉતારે ગયાં. ॥ ૨૯૦ ॥

---

૧ સંબંધીઓની સ્ત્રીઓ, ખરખરો કરવા અથવા મોહોડાં વળાવવા આવી હોય, ત્યારે તે ક્રિયા થઇ રહ્યા પછી ઘરની સ્ત્રીઓએ પ્રથમ ઉઠીને તે ઓને રજા દેવી, એવો લોકસમ્પ્રદાય છે.

चौ०—प्रिय परिजनहि मिली वैदेही । जो जेहि भांति योग तस तेही ॥
तापस वेष जानकीहि देखी । भये सब विकल विषाद विशेखी ॥ १ ॥
जनक राम गुरु आयसु पाई । चले थलहि सिय देखी आई ॥
लीन्ह लाय उर जनक जानकी । पाहुनि पावनि प्रेम प्राणकी ॥ २ ॥
उर उमगेउ अंबुधि अनुरागू । भयउ भूप मन मनहु प्रयागू ॥
सिय सनेह बटु बाढत जोहा । तापर राम प्रेम शिशु सोहा ॥ ३ ॥
चिरंजीव मुनि ज्ञान विकल जनु । बूडत भयउ ज्ञान अवलंबनु ॥
मोह मगन मति नहिं विदेहकी । महिमा सिय रघुवर सनेहकी ॥ ४ ॥

સીતાજી, પોતાનાં પ્યારાં પરિજનોમાં, જેને જેવી રીતે મળવું જોઈએ, તેને તેવી રીતે મળ્યાં. સીતાજીનો તપસ્વીનીના જેવો વેષ જોઈ, સર્વ માણુસો અતિ ખેદથી વ્યાકુલ થયાં. ॥ ૧ ॥ જનક રાજા, રામચંદ્રજીની અને વસિષ્ઠ મુનિની આજ્ઞા લઈ, પોતાને ઉતારે આવ્યા. એમણે સીતાજીને જોઈ, પોતાની છાતીમાં લગાવ્યાં, કે જે સીતાજી, કેવળ પવિત્ર પ્રેમ પીવાની પરોણાગતને જ ઇચ્છતાં હતાં. ॥ ૨ ॥ જનક રાજાના હૃદયમાં વાત્સલ્ય રસરૂપી સમુદ્ર, સર્વત્ર વ્યાપ્ત થઈ જતાં, તે રાજાનું હૃદય જાણે પ્રયાગ હોય એવું થઈ ગયું. કેમ કે, જેમ પ્રલયના સમુદ્રથી ઘેરાઈ ગયેલા પ્રયાગમાં, તે સમયે અક્ષય વટ સમુદ્રના જળની ઉપર વધે છે, તેમ વાત્સલ્ય રસથી ઘેરાયેલા હૃદયમાં, તે સમયે સીતાજી ઉપરનો તેમના જગદંબાપણાને લીધે પ્રેમલક્ષણા ભક્તિરૂપ સ્નેહ, વાત્સલ્ય રસની ઉપર વધ્યો. જેમ એ જ સમયે અક્ષય વટની ઉપર એક સુશોભિત બાલક ઉદય પામે છે, તેમ સીતાજી ઉપરના પ્રેમલક્ષણા ભક્તિરૂપ સ્નેહની ઉપર, રામ ઉપરનો પ્રેમલક્ષણા ભક્તિરૂપ સુંદર સ્નેહ ઉદય પામ્યો ॥ ૩ ॥ અને જેમ એ જ સમયે સમુદ્રમાં ડૂબવા લાગેલા તથા તેથી બેભાન થઈ ગયેલા ચિરંજીવી માર્કણ્ડેય મુનિ, એ બાલકના અવલંબનથી બચી જાય છે, તે વાત્સલ્ય રસમાં ડૂબવા લાગેલું તથા શિથિલ થયેલું જનક રાજાનું બ્રહ્મજ્ઞાન, રામ ઉપરના પ્રેમલક્ષણા ભક્તિરૂપ સ્નેહના અવલંબનથી બચી ગયું. જનક રાજાનું બ્રહ્મજ્ઞાન,વાત્સલ્યરસરૂપી મોહમાં ડૂબતું બચી ગયું, એ કેવળ સીતાજી ઉપર અને રામચન્દ્રજી ઉપર પ્રેમલક્ષણા ભક્તિરૂપ સ્નેહનો મહિમા સમજવો.[1] (જ્ઞાનીનું જ્ઞાન બાલ બચ્ચાં ઉપરના સાંસારિક વાત્સલ્યરસમાં ડૂબતું હોય, તે કેવળ સગુણ પરમેશ્વર ઉપરના પ્રેમલક્ષણા ભક્તિરૂપ સ્નેહના અવલંબનથી બચે છે, એ વાત શાસ્ત્રપ્રસિદ્ધ છે.) ॥ ૪ ॥

दो०—सिय पितु मातु सनेह वश, विकल न सकी सँभारि ॥
धरणि सुता धीरज धरेउ, समय सुधर्म विचारि ॥ २९१ ॥

---

૧ નરનારાયણે માયાથી દેખાડેલા પ્રલયના સમુદ્રમાં ડૂબી જતાં, માર્કણ્ડેય મુનિ, તે સમયે જોવામાં આવેલા વડના એક પાંદડાંના પડિયામાં પોઢેલા બાલકરૂપ પ્રભુના પ્રભાવથી બચ્યા હતા, એ કથા શ્રીમદ્ભાગવતના દ્વાદશસ્કન્ધમાં વિસ્તારથી વર્ણવેલી છે.

પૃથ્વીનાં[1] પુત્રી સીતાજી, પ્રથમ તો માતા-પિતાના સ્નેહને વશ થઈ જવાથી પોતાનાં શરીરની પણ સંભાળ રાખી શકયાં નહીં, પરન્તુ તેમણે પછીથી સમયનો તથા ઉત્તમ ધર્મનો વિચાર કરીને ધીરજ ધરી લીધી. ॥ ૨૯૧ ॥

चौ०—तापसवेष जनक सिय देखी । भयउ प्रेम परितोष विशेखी ॥
पुत्रि पवित्र किये कुल दोऊ । सुयश धवल जग कह सब कोऊ ॥ १ ॥
जित सुरसरि कीरति सरितोरी । गवन कीन्ह विधि अंड करोरी ॥
गंग अवनि थल तीन बडेरे । इहि किये साधु समाज घनेरे ॥ २ ॥
पितु कह सत्य सनेह सुवानी । सीय सकुचि मन मनहु समानी ॥
पुनि पितु मातु लीन्ह उर लाई । शिष आशिष हित दीन्ह सुहाई ॥ ३ ॥
कहति न शीय सकुचि मनमाहीं । इहां बसब रजनी भल नाहीं ॥
लखि रुख रानि जनायउ राऊ । हृदय सराहत शील स्वभाऊ ॥ ४ ॥

સીતાજીને તપસ્વીનીના જેવા વેષવાળાં જોઈ, જનક રાજાને બહુ જ પ્રેમ તથા સંતોષ ઉત્પન્ન થયો. આથી જનક રાજા બોલ્યા કે, "હે પુત્રી ! તમે બન્ને કુલોને (મારાં કુલને તથા દશરથ રાજાનાં કુલને) પવિત્ર કર્યાં છે. જગતમાં સર્વ લોકો, તમારી ઉજ્જવલ કીર્તિ ગાશે. ॥ ૧ ॥ તમારી કીર્તિરૂપી નદીએ, ગંગાજીને પણ જીતી લીધાં છે. કેમ કે ગંગાજીએ એક બ્રહ્માંડમાં ગતિ કરી છે અને પૃથ્વીમાં હરિદ્વાર, પ્રયાગ તથા સાગરસંગમ, એ ત્રણ મોટાં સ્થાન કરેલાં છે અને તમારી કીર્તિરૂપ નદીએ તો, કરોડો બ્રહ્માંડોમાં ગતિ કરી છે અને પૃથ્વીમાં સાધુઓના સમાજોરૂપી ઘણાં ઘણાં મોટાં સ્થાનો કર્યાં છે." ॥ ૨ ॥ જનક રાજાએ, સ્નેહ ભરેલી સત્ય વાણી કહેતાં, તે સાંભળીને લજાયેલાં સીતાજી જાણે મનમાં ને મનમાં સમાઈ ગયા હોય એવાં દેખાવા લાગ્યાં. વળી પણ માતા પિતાએ સીતાજીને છાતીમાં લગાવી, હિતકારી સુંદર શીખામણો તથા આશિષો સંભળાવી. ॥ ૩ ॥ સીતાજી, સંકોચથી કહેતાં નહીં હતાં, પણ મનમાં વિચાર કરતાં હતાં કે 'રાતનું[2] અહીં રહેવું સારૂં નથી.' સીતાજીની મરજી જાણી લઈને રાણીએ, રાજાને કહેતાં, રાજાએ હૃદયમાં સીતાજીના શીલ સ્વભાવની પ્રશંસા કરી. ॥ ૪ ॥

दो०—बार बार मिलि भेंटि सिय, विदा कीन्ह सनमानि ॥
कही समय सिर भरत गति, रानि सयानि सुवानि ॥ २९२ ॥

સીતાજીને વારંવાર મળી, ભેટીને તથા સન્માન આપીને વિદાય કર્યાં. પછી કૌશલ્યાએ ભલામણ કરી હતી, તે પ્રમાણે પ્રવીણ રાણીએ, સમય જોઈને જનક રાજાની પાસે સારી વાણીથી ભરતજી વિષે વાત કરી. ॥ ૨૯૨ ॥

---

૧ 'પૃથ્વીનાં પુત્રીએ' એ વિશેષણથી સીતાજીમાં પણ પૃથ્વીના જેવી જ ધીરજ ધરવાનું સામર્થ્ય છે, એમ સૂચવ્યું છે. ૨ માતા પિતાની પાસે રાત રહેવાથી, રામચન્દ્રજીની સેવામાં વિક્ષેપ પડે અને વળી ચૌદ વર્ષના પતિની સાથેના વનવાસમાં એક દિવસની ખલેલ પડે, તેથી રાત રહેવાની મરજી કરી નહીં.

चौ०–सुनि भूपाल भरत व्यवहारु । सोन सुगंध सुधा शशि सारु ॥
मूँदे सजल नैन पुलके तन । सुयश सराहन लगे मुदित मन ॥ १
सावधान सुनु सुमुखि सलोचनि । भरत कथा भव बंध विमोचनि ॥
धर्मराज नय ब्रह्म विचारु । यहाँ यथा मति मोर प्रचारु ॥ २ ॥
सो मति मोरि भरत महि माहीं । कहै काह छलि छूअत न छाहीं ॥
विधिगणपति अहिपति शिव शारद। कवि कोविद बुध बुद्धि विशारद ॥ ३ ॥
भरत चरित कीरती करतूती । धर्मशील गुण विमल विभूती ॥
समुझत सुनत सुखद सब काहू । शुचि सुरसरि रुचि निदरि सुधाहू ॥ ४ ॥

ભરતજીનો વ્યવહાર કે જે જાણે સુવર્ણના, સુગંધના, અમૃતના અને ચન્દ્રના સાર-રૂપ[1] હોય એવો હતો, તેનું શ્રવણ કરી, નેત્રોમાં જળ ભરાઈ આવતાં, જનક રાજાએ નેત્રો વીંચી લીધાં. ॥ ૧ ॥ શરીરમાં રોમાંચિત થયેલા જનક રાજા આનંદયુક્ત મનથી ભરતજીના સુયશની પ્રશંસા કરવા લાગ્યા. જનક રાજા બોલ્યા કે, "હે સુંદર મુખવાળાં સુનયના! સાવધાન થઈને સાંભળો. ભરતજીની વાત કરવાથી પણ સંસારનાં બંધનો ત્રુટી જાય છે. મારી મતિ ધર્મ વિચારમાં, રાજનીતિ સંબંધી વિચારમાં અને બ્રહ્મવિચારમાં યુક્તયુક્તિથી યથાશક્તિ પ્રવર્ત્તી શકે છે, ॥ ૨ ॥ પણ ભરતજીના મહિમાનો તો જરા સ્પર્શ પણ કરી શકતી નથી. બ્રહ્મા, ગણપતિ, શેષનાગ, શિવ, સરસ્વતી, કવિઓ, પંડિતો અને નિપુણ બુદ્ધિવાળા વિદ્વાનો, એઓની બુદ્ધિઓ પણ, ભરતજીના મહિમાનો સ્પર્શ કરવાને અશક્ત છે, તો હું તો શું કહું? ॥ ૩ ॥ ભરતજીનાં ચરિત્ર, કીર્તિ, કામો, ધર્મ, સ્વભાવ અને ગુણો, એઓની નિર્મલ વિભૂતિ, સર્વ કોઇને શ્રવણ કરવામાં અને સમજવામાં સુખદાયી છે, અને ગંગાજીની પવિત્રતાને તથા અમૃતના સ્વાદને પણ ધિક્કારે (હઠાવે) એવી છે. ॥ ૪ ॥

दो०–निरवधि गुण निरुपम पुरुष, भरत भरत सम आनि ॥
कही सुमेरु सुमेरु सम, कवि कुल मति सकुचानि ॥ २९३ ॥

ભરતજી અપાર ગુણોવાળા છે અને નિરુપમ પુરુષ છે. જેમ મેરુપર્વત, મેરુપર્વત જેવો છે, તેમ ભરતજી, ભરતજી જેવા જ છે. તેમને બીજા કોઇની પણ ઉપમા આપી શકાય એમ નથી. કવિઓના સમૂહની બુદ્ધિ પણ એમ જાણીને તથા એમ કહીને વર્ણન કરવામાં પોતાનું અશક્તપણું બતાવે એમ છે. ॥ ૨૯૩ ॥

चौ०–अगम सबहि वरणत वर वरणी । जिमि जल हीन मीन मगु धरणी ॥
भरत अमित महिमा सुन रानी । जानहिं राम न सकहिं बखानी ॥ १ ॥

---

૧ ભરતનો વ્યવહાર સોનાની પેઠે જેમ જેમ કસોટીમાં ચઢે, તેમ તેમ વધારે દીપનારો, કસ્તૂરી આદિ સુગન્ધ પદાર્થની પેઠે પોતાની સાથે સંબંધ રાખનારાને પણ પોતાનો ચમત્કાર આપનારો, અમૃતની પેઠે મુક્તિ દેવાદ્વારા મરણથી બચાવનારો અને ચન્દ્રની પેઠે આહ્લાદ આપનારો તથા પ્રતિદિવસ વૃદ્ધિ પામનારો હોવાથી, તેમાં સુવર્ણના, સુગન્ધના અમૃતના તથા ચન્દ્રના સારભૂત હોવાથી ઉત્પ્રેક્ષા કરી છે.

वरणि सप्रेम भरत सत भाऊ । तिय जियकी रुचि लखि कह राऊ ॥
बहुरहि लषण राम वन जाहीं । सब कर भल सबके मनमाहीं ॥ २ ॥
देवि परन्तु भरत रघुवरकी । प्रीती प्रतीति जाय नहिं तरकी ॥
भरत सनेह अवधि ममताके । यद्यपि राम सींव समताके ॥ ३ ॥
परमारथ स्वारथ सुख सारे । भरत न सपनेहु मनहु निहारे ॥
साधन सिद्ध राम पद नेहू । मोहिं लखि परत भरत मत एहू ॥ ४ ॥

હે વરવર્ણિની ! જેમ જળવગરનો પૃથ્વીનો માર્ગ, માછલાંઓને અગમ્ય છે, તેમ, ભરતજીનો મહિમા સઘળા વર્ણન કરનારાઓને અગમ્ય છે. હે રાણી ! સાંભળો. રામચન્દ્રજી પણ, ભરતજીના અમિત મહિમાને જાણે છે, ॥ ૧ ॥ પરન્તુ વર્ણન કરી શકે એમ નથી." આ પ્રમાણે પ્રેમ ભરેલી રીતે ભરતજીના સત્યભાવનું વર્ણન કરી, રાણીની રુચિ જોઇને રાજા બોલ્યા કે, "હે રાણી ! લક્ષ્મણજી પાછા ફરે અને ભરતજી રામચન્દ્રજીની સાથે વનમાં જાય, એ વાત સર્વને ઠીક લાગે છે અને સર્વના મનમાં છે, ॥ ૨ ॥ પરન્તુ ભરતજીનો અને રામચન્દ્રજીનો, જે પરસ્પરની ઉપર પ્રેમ તથા વિશ્વાસ છે, તે તર્કમાં આવે એમ નથી, તેથી તે વિષે કોઈ પણ કશું બોલતા નથી. જો કે રામચંદ્રજી, સમતાના સીમાડારૂપ છે, ( રાગ દ્વેષથી અત્યંત રહિત છે ) તોપણ ભરતજીની ઉપર, જે તેમનો સ્નેહ છે, તે મમતાના અવધિરૂપ છે. ॥ ૩ ॥ ભરતજી પણ સ્વાર્થનાં તથા પરમાર્થનાં સઘળાં સુખોની સામે મનથી સ્વપ્નમાં પણ નહીં જોતાં, રામચન્દ્રજીનાં ચરણો ઉપરના સ્નેહને જ સર્વ સાધનોના ફળરૂપ સમજે છે. આથી મને ભરતજીનો અભિપ્રાય એવો જણાય છે કે, ॥ ૪ ॥

दो०–भोरे हु भरत न पेलिहहि, सपनेहु राम रजाय ॥
करिय न शोच सनेह वश, कहेउ भूप बिलखाय ॥ २९४ ॥

"ભરતજી, કદી ભૂલથી પણ અને સ્વપ્નમાં પણ રામચન્દ્રજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરશે નહીં. આમ છે, એટલા માટે તમે સ્નેહને વશ થઇને કશી ચિન્તા કરો નહીં," જનક રાજાએ પ્રેમથી વ્યાકુલ થઇને આટલી વાત રાણીની પાસે કહી. ॥ ૨૯૪ ॥

चौ०–राम भरत गुण गणत सुप्रीती । निशि दंपतिहि पलक सम बीती ॥
राज समाज प्रात युग जागे । न्हाय न्हाय सुर पूजन लागे ॥ १ ॥
गये नहाय गुरुपहँ रघुराई । बंदि चरण बोले रूख पाई ॥
नाथ भरत पुरजन महतारी । शोच विकल वनवास दुखारी ॥ २ ॥
सहित समाज राउ मिथिलेशू । बहुत दिवस भये सहत कलेशू ॥
उचित होय तस कीजिय नाथा । हित सबही कर रौरे हाथा ॥ ३ ॥
अस कहि अति सकुचे रघुराऊ । मुनि पुलके लखि शील स्वभाऊ ॥
तुम विन राम सकल सुख साजा । नरक सरिस दुहुँराज समाजा ॥ ४ ॥

એ રાજાને અને રાણીને રામચંદ્રજીના અને ભરતજીના ગુણોનું પ્રેમપૂર્વક વર્ણન કરતાં કરતાં આખી રાત એક પળની પેઠે વીતી ગઈ. પ્રાતઃકાલ થતાં બન્ને રાજસમાજો જાગ્યા અને નાહી નાહીને દેવતાઓનાં પૂજનો કરવા લાગ્યા. ॥ ૧ ॥ રામચન્દ્રજી નાહી, ગુરુની પાસે જઈ, પ્રણામ કરી, આજ્ઞા મેળવીને બોલ્યા કે "હે નાથ! ભરત, પુરવાસીઓ અને માતાઓ, શોકથી વ્યાકુલ થઇ રહ્યાં છે અને વનમાં રહેવાથી દુઃખી છે. ॥ ૨ ॥ તેમ જ મિથિલાના પતિ જનક રાજા પણ ઘણા દિવસ થયા કષ્ટ વેઠે છે. આમ છે, એટલા માટે હવે આપે જેમ યોગ્ય હોય તેમ કરવું જોઈએ. સર્વનું હિત આપના હાથમાં છે." ॥ ૩ ॥ એટલું બોલીને રામચંદ્રજી અત્યંત સંકોચાયા. વસિષ્ઠ મુનિ રામચન્દ્રજીના શીલ સ્વભાવને જોઈને રોમાંચિત થઈ જઇને બોલ્યા કે, "હે રામચંદ્રજી! બન્ને રાજસમાજોને આપ વિના સઘળી સુખસામગ્રી નરક સમાન છે. ॥ ૪ ॥

दो०—प्राण प्राणके जीवके, जिय सुखके सुख राम ॥
तुम तजी तात सुहात गृह, जिनहिं तीनहि विधि वाम ॥ २९५ ॥

આપ કે જે પ્રાણના પણ પ્રાણરૂપ, જીવના પણ જીવરુપ અને સુખના પણ સુખરૂપ છો, તેમને છોડીને જેઓને ઘર ગમે, તેઓને વિધાતા જ પ્રતિકૂલ થયો છે, એમ સમજવું. ॥ ૨૯૫ ॥

चौ०—सो सुख कर्म धर्म जरि जाऊ। जहँ न राम पदपंकज भाऊ ॥
योग कुयोग ज्ञान अज्ञानू। जहँ न राम प्रेम परधानू ॥ १ ॥
तुम विन दुखी सुखी तुम तेही। तुम जानहु जो जिय जेहि केही ॥
राउर आयसु शिर सब हीके। विदित कृपालहि गति सब नीके ॥ २ ॥
आपु आश्रमहिं धारिय पांऊ। भये सनेह शिथिल मुनि राऊ ॥
करि प्रणाम तब राम सिधाये। ऋषि धरि धीर जनकपहँ आये ॥ ३ ॥
राम वचन गुरु नृपहि सुनाये। शील सनेह स्वभाव सुहाये ॥
महाराज अब कीजिय सोई। सब कर धर्म सहित हित होई ॥ ४ ॥

જેમાં આપનાં ચરણારવિન્દોમાં પ્રેમ ન હોય, તે સુખ, તે કર્મ, અને તે ધર્મ, દગ્ધ થઈ જાઓ. જેમાં આપ ઉપરનો પ્રેમ પ્રધાન હોય, તે યોગને કુયોગરુપ અને જ્ઞાનને અજ્ઞાનરૂપ કહેવાં જોઇએ. ॥ ૧ ॥ સર્વે માણસો તમારા વિના દુઃખી છે અને તમારાથી જ સુખી થાય એમ છે. જેના જેના મનમાં જે જે વૃત્તિ હોય, તેના તેના મનની, તે તે વૃત્તિને આપ જાણો છો. આપની આજ્ઞા સર્વની માથા ઉપર છે, તેથી અમો તો ચાલ્યા જઈશું. આપના વિયોગથી સર્વની જે કાંઈ સ્થિતિ છે, તે આપ કૃપાળુના જાણવામાં જ છે. ॥ ૨ ॥ આપ આશ્રમમાં પધારો," એટલું બોલીને વસિષ્ઠ મુનિ, સ્નેહથી શિથિલ થઈ ગયા. રામચન્દ્રજી, વસિષ્ઠ મુનિને પ્રણામ કરીને, પોતાના આશ્રમમાં પધાર્યા અને વસિષ્ઠ મુનિ, ધીરજ ધરીને જનક રાજાની પાસે આવ્યા. ॥ ૩ ॥ શીલથી, સ્નેહથી તથા સ્વભાવથી સુંદર રામચંદ્રજીનાં વચનો કહી સંભળાવીને વસિષ્ઠે, જનક રાજાને કહ્યું કે, "હે મહારાજ! હવે જે કરવાથી સર્વનું ધર્મસહિત હિત થાય, તે કરો. ॥ ૪ ॥

दो०–ज्ञान निधान सुजान शुचि, धर्म धीर नर पाल ॥
तुम विन असमंजस शमन, को समर्थ इहि काल ॥ २९६ ॥

આપ કે જે જ્ઞાનના ભંડારરૂપ, નિપુણ, પવિત્ર અને ધર્મ પાળવામાં ધીરતાવાળા રાજા છો, તેમના વિના, આ સમયમાં સર્વની મુંઝવણને મટાડવાને બીજો કોણ સમર્થ છે ?" ॥ ૨૯૬ ॥

चौ०–मुनि मुनि वचन जनक अनुरागे । लखि गति ज्ञान विराग विरागे ॥
शिथिल सनेह गुणत मनमाहीं । आये यहाँ कीन भल नाहीं ॥ १ ॥
रामहिं राय कहेउ वन जाना । कीन्ह आपु प्रिय प्रेम प्रमाना ॥
हम अब वनते वनहि पठाई । प्रमुदित फिरब विवेक बढ़ाई ॥ २ ॥
तापस मुनि महिसुर गति देखी । भये प्रेम वश विकल विशेखी ॥
समय समुझि धरि धीरज राजा । चले भरत पहँ सहित समाजा ॥ ३ ॥
भरत आय आगे ह्वै लीन्हा । अवसर सरिस सुआसन दीन्हा ॥
तात भरत कह तिरहुति राऊ । तुमहि विदित रघुवीर प्रभाऊ ॥ ४ ॥

વસિષ્ઠ મુનિનાં વચનો સાંભળી, જનક રાજા એવા તો પ્રેમમાં મગ્ન થઈ ગયા કે, કે જે પ્રેમની ગતિને જોઈને, જ્ઞાન તથા વૈરાગ્ય પણ, જનક રાજાથી વિરક્ત થયાં હોય, એવું જણાવા લાગ્યું. ॥ ૧ ॥ જનક રાજા સ્નેહથી શિથિલ થઈ મનમાં વિચાર કરવા લાગ્યા કે, " અહીં આવ્યા, એ આપણે સારૂં કર્યું નથી. દશરથ રાજાએ તો પોતાથી રામને વનમાં જવાનું કહેવાઈ જતાં, છેવટ શરીરનો ત્યાગ કરી દઈને પોતાના પ્યારા ઉપરના પ્રેમનો નિર્વાહ કર્યો અને અમો તો હવે રામને એક વનમાંથી બીજા વનમાં મોકલી અને તેમ કર્યા છતાં પણ સ્વસ્થ રહેવાથી મોટા જ્ઞાની કહેવાઈને અહીંથી પાછાં ફરીશું. ( રામને પાછા ફેરવી શકીશું નહીં અને શરીરનો પણ ત્યાગ કરીશું નહીં, તેથી અમોએ, અહીં આવ્યા, એ સારૂં કર્યું નથી. )" ॥ ૨ ॥ તપસ્વીઓ, મુનિઓ અને બ્રાહ્મણો, જનક રાજાની દશા જોઈ, પ્રેમને વશ થઇને અત્યંત વ્યાકુલ થયા. જનક રાજા, સમય વિચારી ધીરજ ધરીને ભરતજીને પાસે ગયા. ॥ ૩ ॥ ભરતજીએ સામા તેડવા જઇ, તેમને અંદર તેડી આવીને સમયાનુસાર સારાં આસનો આપ્યાં. જનક રાજા બોલ્યા કે, " હે તાત ભરતજી ! રામચંદ્રજીનો સ્વભાવ તમારા જાણવામાં છે. ॥ ૪ ॥

दो०–राम सत्य व्रत धर्म रत, सब कर शील सनेहु ॥
संकट सहत सकोच वश, करिय जो आयसु देहु ॥ २९७ ॥

સત્ય વ્રતવાળા અને ધર્મ ઉપર રુચિવાળા રામચંદ્રજી, આપણ સર્વની ઉપરના સ્વાભાવિક સ્નેહને લીધે, સંકોચવશ થઈ, સંકટને સહન કરે છે, માટે હવે જેમ આજ્ઞા આપો, તેમ કરીએ. " ॥ ૨૯૭ ॥

चौ०–मुनि तनु पुलक नयन भरि वारी । बोले भरत धीर धरि भारी ॥
प्रभु प्रिय पूज्य पिता सम आपू । कुल गुरु सम हित माय न बापू ॥ १ ॥

कौशिकादि मुनि सहित समाजू । ज्ञान अम्बुनिधि आपु न आजू ॥
शिशु सेवक आयसु अनुगामी । जानि मोहिं सिख देइय स्वामी ॥ २ ॥
इहि समाज थल बूझब राउर । ज्ञान मलिन मैं बोलब बाउर ॥
छोटे वदन कहौं बडि बाता । क्षमब तात लखि वाम विधाता ॥ ३ ॥
आगम निगम प्रसिद्ध पुराना । सेवा धर्म कठिन जग जाना ॥
स्वामि धर्म स्वारथहि विरोधू । वैर अन्ध प्रेमहि न प्रबोधू ॥ ४ ॥

જનક રાજાનાં વચન સાંભળી, શરીરમાં રોમાંચોથી અને નેત્રોમાં અશ્રુઓથી વ્યાપ્ત થયેલા ભરતજી, ભારે ધીરજ ધરીને બોલ્યા કે, હે સ્વામી ! આપ અમારા માલેક છો, પ્રિય છો, પિતાની પેઠે માનનીય છો તથા જ્ઞાનના સમુદ્રરૂપ છો અને કુલગુરુ વશિષ્ઠજી પણ અમારા એવા હિતકારી છે કે, જેવાં માતા પિતા પણ ન હોય. ॥ ૧ ॥ તે ઉપરાંત વળી વિશ્વામિત્ર આદિ મુનિઓ તથા મંત્રી મંડલ પણ અહીં હાજર છે. આમ છે, તો હવે મને બાલક, સેવક તથા આજ્ઞાનુસારી જાણીને, જે કાંઈ શીખામણ દેવાની હોય તે દો. ॥ ૨ ॥ હે તાત જનક રાજા ! હું કે જે મલિન જ્ઞાનવાળો તથા જેને સંગતિ ભરેલું બોલતાં પણ આવડતું નથી એવો છું, તે આવા મોટા સમાજમાં, મોટા સ્થલમાં અને વળી આપના જેવા પૂછનારની સમક્ષમાં નહાનાં મોહોડાંથી મોટી વાત કરું છું, પણ મારા ઉપર હાલ દૈવ પ્રતિકૂલતાનો વિચાર કરીને આપ લોકો ક્ષમા કરશો." ॥ ૩ ॥ વેદોમાં, શાસ્ત્રોમાં તથા પુરાણોમાં પ્રસિદ્ધ છે અને જગતમાં પણ પ્રસિદ્ધ છે કે, સેવાધર્મ સર્વ ધર્મોથી કઠણ છે. જેમ શ્રવણ જ્ઞાન વગરના બેહેરાને દર્શનમાં જ પ્રેમ હોય છે અને દૃષ્ટિજ્ઞાનવગરના, આંધળાને સાંભળવામાં જ પ્રેમ હોય છે, તેથી ગાયનની અને નાચની સભામાં બન્નેના પ્રેમને પરસ્પર વિરોધ છે, તેમ સેવા ધર્મને અને સ્વાર્થને પરસ્પર વિરોધ છે. ॥ ૪ ॥

दो०–राखि राम रूख धर्मव्रत, पराधीन मोहिं जानि ॥
सबके संमत सर्व हित, करिय प्रेम पहिंचानि ॥ २९८ ॥

મને પરાધીન એટલે સેવા ધર્મને જ આધીન જાણીને, તમો, રામની મરજી રાખો, રામના ધર્મ વ્રતને રાખી અને રામનો પ્રેમ ઓળખી, જે કાંઈ સર્વનું હિત જણાય તથા સર્વ સંમત થાય, તે કરો. " ॥ ૨૯૮ ॥

चौ०–भरत वचन सुनि देखि स्वभाऊ । सहित समाज सराहत राऊ ॥
सुगम अगम मृदु मंजु कठोरा । अर्थ अमित अति आखर थोरा ॥ १ ॥
ज्यों मुख मुकुर मुकुर निज पाणी । गहि न जाय अस अद्भुत वाणी ॥
भूप भरत मुनि साधु समाजू । गये जहां विबुध कुमुद द्विज राजू ॥ २ ॥
सुनि सुधि शोच विकल सब लोगा। मनहु मीन गण नव जल योगा ॥
देव प्रथम कुल गुरु गती देखी । निरखि विदेह सनेह विशेषी ॥ ३ ॥
रामभक्ति मय भरत निहारे । सुर स्वारथी हहरि हिय हारे ॥
सब कहँ राम प्रेममय पेखा । भये अलेख शोच बश लेखा ॥ ४ ॥

ભરતજીનાં વચનો કે જેઓ સાંભળવામાં સુગમ તથા મૃદુ મંજુલ હતાં, પણ પાળવામાં ગહન તથા કઠોર હતાં અને અમિત અર્થવાળાં છતાં, થોડા અક્ષરોવાળાં હતાં, તેઓને સાંભળી તથા તેમનો પોતાનો સ્વભાવ જોઈ, સર્વે સમાજ સહિત જનક રાજા પ્રશંસા કરવા લાગ્યા. ॥૧॥ જેમ સુખનું પ્રતિબિમ્બ હાથમાં પડેલા દર્પણમાં રહેલું છતાં પણ, ગ્રહણ કરવાને અશકય હોવાથી, અદ્‌ભુત છે, તેમ ભરતજીની વાણી કે જે વક્તાના સાન્નિધ્યવાળી છતાં, તાત્પર્યની ગંભીરતાને લીધે, ગ્રહણ કરવાને અશકય હોવાથી, અદ્‌ભુત હતી, તેનું શ્રવણ કરી, ભરતજીને સાથે લઈ, રાજા, મુનિઓ તથા સાધુ સમાજો, જ્યાં દેવતાઓરૂપી કુમુદોને પ્રફુલ્લિત કરવામાં ચંદ્રરુપ[1] રામચંદ્રજી બીરાજતા હતા, ત્યાં ગયા. ॥ ૨ ॥ 'જે કાંઈ નિર્ણય થવો હશે, તે આજ થઈ જશે.' એવી ખબર સાંભળવામાં આવતાં સર્વે લોકો, જેમ વર્ષાઋતુના નવીન જળના યોગથી, માછલાંઓ વ્યાકુલ થઈ જાય, તેમ વ્યાકુલ થઈ ગયા. 'तुम बिन राम सकल सुख साजा ॥ नरक सरिस दुहु राज समाजा' એ પ્રથમનાં વચન ઉપરથી વસિષ્ઠના વિચાર જોઈ, વસિષ્ઠના સ્નેહથી પણ જનક રાજાના સ્નેહને વિશેષ જોઈ ॥ ૩ ॥ તથા ભરતજીને રામ ભક્તિમય જ જોઈ, સ્વાર્થી દેવતાઓ, હાય હાય કરીને હૃદયમાં હારી જ ગયા. સર્વે લોકોને રામના પ્રેમમય જોઈ, દેવતાઓ અપરિમિત શોકને વશ થઈ ગયા. ॥ ૪ ॥

दो०–राम सकोची प्रेम वश, कह सशोच सुर राज ॥
रचहु प्रपंचहि पंच मिलि, नाहिंत भयउ अकाज ॥ २९९ ॥

ચિન્તાતુર થયેલા ઇંદ્રે દેવતાઓને કહ્યું કે, "રામ સંકોચવાળા છે અને પ્રેમને વશ છે, તેથી તમો પંચ મળીને કોઈ પ્રકારનો પ્રપંચ રચો, નહીંતર આપણું કામ બગડી જશે." ॥ ૨૯૯ ॥

चौ०–सुरन्ह सुमिरि शारदा सराही । देवि देव शरणागत पाही ॥
फेरि भरत मति करि निज माया । पाल विबुध कुल करि छल छाया ॥ १ ॥
विबुध विनय सुनि देवि सयानी । बोली सुर स्वारथि जड़ जानी ॥
मोसन कहहु भरत मति फेरु । लोचन सहस न सूझ सुमेरु ॥ २ ॥
विधि हरि हर माया बड़ि भारी । सो न भरत मति शकै निहारी ॥
सो मति मोहिं कहत करु बोरी । चंदनि कर कि चंद्र करि चोरी ॥ ३ ॥
भरत हृदय सिय राम निवासू । तहँकि तिमिर जहँ तरणि प्रकासू ॥
अस कह शारद गइ विधि लोका । विबुध विकल निशि मानहु कोका ॥ ४ ॥

દેવતાઓએ સરસ્વતીનું સ્મરણ કરીને તેની પ્રાર્થના કરી કે, "હે દેવી ! શરણાગત થયેલા દેવતાઓનું રક્ષણ કર, પોતાની માયાથી ભરતની બુદ્ધિને ફેરવી નાખ અને છળરૂપી છાયા કરીને દેવકુલનું પાલન કર." ॥ ૧ ॥ હાજર થયેલાં પ્રવીણ સરસ્વતી દેવી, દેવતાઓની વિનતિ સાંભળી, તેઓને કેવળ સ્વાર્થી તથા જડ જાણીને બોલ્યાં કે, "હે ઇંદ્ર ! તમો મને ભરતની બુદ્ધિ ફેરવવાનું કહો છો, તેથી ધારૂં છું કે, તમને હજાર નેત્રો

---

૧ રામ હવે દેવતાઓનું કાર્ય કરવામાં ઉન્મુખ થયા છે તેથી અહીં આ વિશેષણ આપ્યું છે.

છતાં, પણ મેરુ પર્વત[1] જોવામાં આવતો નથી. ॥ ૨ ॥ બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર, એઓની જે માયાઓ, મારી માયા કરતાં પણ બહુ પ્રબલ છે, તે માયાઓ પણ ભરતની બુદ્ધિની સામે જોઈ શકે એમ નથી. એ બુદ્ધિને ફેરવી નાંખવાનું મને કહો છો, પણ તમારે વિચારવું જોઈએ કે, 'ચાંદની ચંદ્રની ચોરી કરી શકે કે ?' (જેમ ચાંદની ચંદ્રને આધીન હોવાથી, ચંદ્રની ચોરી કરી શકે નહીં, ॥૩॥ તેમ હું રામચંદ્રજીને આધીન હોવાથી ભરતના મનમાં રહેલા રામચંદ્રજીની ચોરી કરી શકું જ નહીં અને જ્યાંસૂધી એ ચોરી ન કરી શકું, ત્યાં સૂધી મારાથી ભરતની બુદ્ધિને ફેરવી શકાય જ નહીં.) ભરતના હૃદયમાં સીતા, રામનો નિવાસ છે, માટે તેમાં માયાની ગતિ ચાલી શકે જ નહીં. જ્યાં સૂર્યનો પ્રકાશ હોય, ત્યાં અન્ધકારની ગતિ ચાલી શકે કે ?" એટલું બોલીને સરસ્વતી પાછાં બ્રહ્મ લોકમાં ગયાં અને દેવતાઓ, જેમ રાત્રિમાં ચક્રવાક પક્ષીઓ વ્યાકુલ થાય, તેમ વ્યાકુલ થયા. ॥ ૪ ॥

दो०—सुर स्वारथी मलिन मन, कीन्ह कुमंत्र कुठाट ॥
रचि प्रपंच माया प्रबल, भय भ्रम अरति उचाट ॥ ३०० ॥

પછી સ્વાર્થી અને મલિન મનવાળા દેવતાઓએ શાબર મંત્રોના ખરાબ પ્રયોગો કરીને માયારૂપી પ્રબલ પ્રપંચ રચ્યો, કે જેથી લોકોને, ભય, ભ્રમ, અરુચિ તથા ઘર વગેરેની ચિન્તા ઉત્પન્ન થાય. ॥ ૩૦૦ ॥

चौ०—करि कुचालि सोचत सुर राजू । भरत हाथ सब काज अकाजू ॥
गये जनक रघुनाथ समीपा । सन्माने सब रघुकुल दीपा ॥ १ ॥
समय समाज धर्म अविरोधा । बोले तब रघुवंश पुरोधा ॥
जनक भरत संवाद सुनाई । भरत कहावति कही सुहाई ॥ २ ॥
तात राम जस आयसु देहू । सो सब करै मोर मत एहू ॥
सुनि रघुनाथ जोरि युग पानी । बोले सत्य सरल मृदु बानी ॥ ३ ॥
विद्यमान आपुनि मिथिलेसू । मोर कहा सब भांति भदेसू ॥
राउर राय रजायसु होई । राउरि शपथ सही शिर सोई ॥ ४ ॥

ઈંદ્ર કુચાલ કરીને વિચાર કરવા લાગ્યો કે, "હવે આપણું કાર્ય સિદ્ધ થવું કે બગડવું, એ ભરતના હાથમાં છે." જનક રાજા રામચંદ્રજીની પાસે ગયા અને રામચંદ્રજીએ તેમને સર્વ પ્રકારનું સન્માન આપ્યું. ॥ ૧ ॥ આ સમયમાં રઘુવંશના પુરોહિત વસિષ્ઠ મુનિ, સમયને, સમાજને તથા ધર્મને કશો વિરુદ્ધ ન પડે એવો ભરતજીનો તથા જનક રાજાનો સંવાદ કહી સંભળાવી અને ભરતજીની માગણી પણ સારી રીતે કહી સંભળાવીને બોલ્યા કે, ॥૨॥ "હે રામચંદ્રજી! હવે આપ જેમ આજ્ઞા દો, તે પ્રમાણે સર્વ લોકો કરે, એ મારો મત છે." વસિષ્ઠનાં વચનો સાંભળી, રામચંદ્રજી બન્ને હાથ જોડી, સત્ય, સરલ તથા કોમળ વાણી બોલ્યા કે, ॥ ૩ ॥ "આપ અને જનક રાજા બીરાજતાં છતાં, મારે

---

૧ ભરતનો મહિમા.

બોલવું, એ સર્વ પ્રકારથી વિરુદ્ધ છે. હું આપના સોગંદ લઇને કહું છું કે, આપ અને જનક રાજા, જે આજ્ઞા કરશો, તે આજ્ઞાને માનીને હું માથે ચઢાવી લઇશ." ॥ ૪ ॥

दो०—राम शपथ सुनि मुनि जनक, सकुचे सभा समेत ॥
सकल बिलोकहिं भरत मुख, बनै न उत्तर देत ॥ ३०१ ॥

રામના શપથ સાંભળી, વસિષ્ઠ મુનિ અને જનક રાજા, સઘળી સભા સહિત સંકોચાયા. સર્વે લોકો, ભરતજીના મુખ સામે જોવા લાગ્યા. કોઇથી ઉત્તર દેવાનું બની શક્યું નહીં. ॥ ૩૦૧ ॥

चौ०—सभा सकुच वश भरत निहारी । राम बंधु धरि धीरज भारी ॥
कुसमय देखि सनेह संभारा । बढत विंध्य जिमि घटज निवारा ॥ १ ॥
शोक कनक लोचन मति क्षोनी । हरी विमल गुण गण जग योनी ॥
भरत विवेक वराह विशाला । अनायास उधरे तेहि काला ॥ २ ॥
करि प्रणाम सब कहँ कर जोरी । राम राउ गुरु साधु निहोरी ॥
क्षमब आजु अति अनुचित मोरा । कहउ वदन मृदु वचन कठोरा ॥ ३ ॥
हिये सुमिरि शारदा सराई । मानसते मुखपंकज आई ॥
विरति विवेक धर्म नय शाली । भरत भारती मंजु मराली ॥ ४ ॥

ભરતજીએ સભાને સંકોચને વશ થયેલી જોઈ, ભારે ધીરજ ધરી અને કુસમય જોઇને જેમ અગસ્ત્ય મુનિએ વધવા લાગેલા વિન્ધ્યાચળને અટકાવ્યો હતો,[1] તેમ વધવા લાગેલા સ્નેહને અટકાવ્યો. ॥ ૧ ॥ શોકરૂપી હિરણ્યાક્ષ બુદ્ધિરૂપી પૃથ્વીને હરી ગયો હતો, પણ નિર્મલ ગુણગણોવાળા ભરતજીરૂપ બ્રહ્માએ વિવેકરૂપી મોટા વરાહને પ્રકટ કરીને તુરત જ અનાયાસે તે વરાહદ્વારા તે પૃથ્વીનો ઉદ્ધાર[2] કર્યો. ( ભરતજીએ શોકમાં ડૂબી ગયેલી પોતાની બુદ્ધિને વિવેકના સહાયથી શોકમુક્ત કરીને સ્થિર કરી. ) ॥ ૨ ॥ પછી સર્વને પ્રણામ કરી, હાથ જોડી અને રામ, જનક રાજા, ગુરુ તથા સાધુજનો, એઓની ઉપર પ્રેમભાવ બતાવીને ભરતજી બોલ્યા કે, " આજ હું કોમળ મુખથી કઠોર વચનો બોલું છું. ( નહાને મોહોડે મોટી વાત કરૂં છું. ) સર્વે લોકો મારી બેઅદબીની ક્ષમા કરજો." ॥ ૩ ॥ શરુ કર્યા પછી પણ શોકને લીધે બોલવાનો વિષય બરાબર નહીં

---

૧ વિન્ધ્યાચલે મેરુની બરાબરી કરવાને સારૂ વધીને સૂર્યના રસ્તાને રોકી લેતાં, ગભરાયેલા દેવતાઓની વિજ્ઞપ્તિ ઉપરથી અગસ્ત્ય મુનિએ જઈને વિન્ધ્યાચલને કહ્યું કે, 'તું હમણાં નીચો નમી જઈને મને રસ્તો દે અને હું પાછો આવું ત્યાંસૂધી નીચો જ રહેજે.' અગસ્ત્ય મુનિના કહેવાથી ઉંચો વધેલો વિંધ્યાચલ, લાંબો થઈને સૂઈ ગયો અને અગસ્ત્ય દક્ષિણ દિશામાંથી ફર્યા જ નહીં, જેથી આજ દિવસ સૂધી એ પ્રમાણે જ રહેલો છે. ( કાશીખંડ. ) આ પર્વત ગુજરાતથી રાજમહલસૂધી લાંબો ચાલ્યો ગયો છે. ૨ હિરણ્યાક્ષ નામનો એક મોટો દૈત્ય પૃથ્વીને હરી, પાતાલમાં લઇ જતાં, બ્રહ્માએ પોતાની નાસિકામાંથી વારાહ ભગવાનને પ્રકટ કરી, તેમના હાથથી પૃથ્વીને પાતાલમાંથી મંગાવી લીધી અને હિરણ્યાક્ષને મરાવ્યો, એ કથા પુરાણોમાં પ્રસિદ્ધ છે.

સ્ફુરતાં, ભરતજીએ હૃદયમાં સુંદર સરસ્વતીનું સ્મરણ કર્યું. સ્મરણના પ્રભાવને લીધે વૈરાગ્ય, વિવેક, નીતિ અને ધર્મ, એઓથી શોભી રહેલી વાણીરૂપ મનોહર હંસી, ભરતજીના મનરૂપી માનસ સરોવરમાંથી મુખરૂપી કમળ ઉપર આવી. ॥ ૪ ॥

दो०—निरखि विवेक विलोचनहि, शिथिल सनेह समाज ॥
करि प्रणाम बोले भरत, सुमिरि सिय रघुराज ॥ ३०२ ॥

ભરતજી વિવેકરૂપી નેત્રોથી ભાષણના વિષયોને જોઈ લઈ, સ્નેહથી શિથિલ થયેલા બન્ને સમાજોને પ્રણામ કરી અને સીતાજીનું તથા રામચન્દ્રજીનું ધ્યાન ધરીને બોલ્યા કે, ॥ ૩૦૨ ॥

चौ०—प्रभु पितु मातु सुहृद गुरु स्वामी । पूज्य परम हित अंतर्यामी ॥
सरल सुसाहिब शील निधानू । प्रणतपाल सर्वज्ञ सुजानू ॥ १ ॥
समरथ शरणागत हितकारी । गुण ग्राहक अवगुण अघहारी ॥
स्वामि गुसाई सरिस गुसाई । मोहि समान मैं स्वामी दुहाई ॥ २ ॥
प्रभु पितु मातु वचन मोह वश पेली । आयउ यहाँ समाज सकेली ॥
जग भल पोच ऊँच अरु नीचू । अमी अमरपद माहुर मीचू ॥ ३ ॥
राम रजाय मेटि मनमाहीं । देखा सुना कतहुँ कोउ नाहीं ॥
सो मैं सबविधि कीन्ह ढिठाई । प्रभु मानी सनेह सेवकाई ॥ ४ ॥

હે પ્રભુ ! આપ જ માતા, પિતા, સંબંધી, ગુરુ, સ્વામી, પૂજ્ય, પરમ હિત અને અંતર્યામી છો. આપ જ સરલ તથા સુશીલના ભંડારરૂપ ઉત્તમ માલેક છો. આપ ભક્ત લોકોને પાળનારા, સર્વજ્ઞ, સુજાણ, ॥ ૧ ॥ સમર્થ, શરણાગતોનું હિત કરનારા, ગુણોનું જ ગ્રહણ કરનારા અને અવગુણોને તથા દોષોને હરનારા છો. હે સ્વામી ! હું આપના શપથ લઈને કહું છુ કે, ભલાઇમાં આપ સરખા આપ જ છો અને દુષ્ટપણામાં મારા સરખો હું જ છું. ॥ ૨ ॥ હું મોહને વશ થઈ, આપની તથા માતા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી, સર્વ સમાજને સાથે લઇને અહીં આવ્યો છું. જગતમાં ભલા પણ હોય છે તથા બૂરા પણ હોય છે અને ઉંચ પણ હોય છે તથા નીચ પણ હોય છે. જેમ કે, અમરપણું આપનારૂં અમૃત પણ જગતમાં છે અને મરણ આપનારૂં ઝેર પણ જગતમાં છે. ॥ ૩ ॥ જગતમાં આપની આજ્ઞાને મનથી પણ તોડી શકે એવો કોઈ પણ જણ કે પદાર્થ મેં કયાંય દીઠો નથી. મેં તો આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરી, સર્વ પ્રકારથી ધૃષ્ટતા કરી છે, પણ આપે સ્નેહને લીધે એ મારી ધૃષ્ટતાને સેવારૂપ માની લીધી છે. ॥ ૪ ॥

दो०—कृपा भलाई आपनी, नाथ कीन्ह भल मोर ॥
दूषण भये भूषण सकल, सुयश चारु चहुँ ओर ॥ ३०३ ॥

હે નાથ ! આપની કૃપાસંયુક્ત ભલાઇએ મારૂં ભલું કરી દીધું છે, કે જેથી મારાં સઘળાં દૂષણો ભૂષણોરૂપ થયાં છે અને અપકીર્તિ સુકીર્તિરૂપ થઇને ચોમેર ફેલાઇ છે. ॥ ૩૦૩ ॥

चौ०—राउरि रीती सुबाणि बडाई । जगत विदित निगमागम गाई ॥
क्रूर कुटिल खल कुमति कलंकी । नीच निशील निरीस निशंकी ॥ १ ॥
ते सुनि शरण सामुहे आये । सकृत प्रणाम किये अपनाये ॥
देखि दोष कबहुँ न उर आने । सुनि गुण साधु समाज बखाने ॥ २ ॥
को साहिब सेवकहि निवाजी । आपु समान साज सब साजी ॥
निज करतूति न समुझिय सपने । सेवक सकुचि सोच उर अपने ॥ ३ ॥
सो गुसाईं नहिं दूसर कोपी । भुजा उठाय कहौं प्रण रोपी ॥
पशु नाचत शुक पाठ प्रवीना । गुणगति नट पाठक आधीना ॥ ४ ॥

આપની અલૌકિક રીતિ, અલૌકિક સુંદર વાણી અને અલૌકિક મોટાઈ, જગતમાં પ્રસિદ્ધ છે અને વેદ શાસ્ત્રોએ પણ, ગાયેલ છે. જે લોકો ક્રૂર, કુટિલ, ખલ, કુબુદ્ધિવાળા, કલંકી, નીચ, સારા સ્વભાવ વગરના, ઈશ્વરને નહીં માનનારા તથા પાપોથી નિર્ભય રહેનારા હતા, ॥ ૧ ॥ તેઓએ, પણ આપનું શરણાગત વત્સલપણું સાંભળી, આપની સામે આવી, એક જ વાર પ્રણામ કરતાં, આપે તેઓને પોતાના કરી લીધા[1] છે, અને તેઓના દેખીતા દોષોને પણ, કદી હૃદયમાં નહીં આણતાં, જો કયાંય દોષો સાંભળવામાં આવે તોપણ, તે દોષોને ગુણોરૂપ માનીને સાધુઓના સમાજમાં વખાણ્યા છે, એમ વેદશાસ્ત્રો કહે છે અને જગત્‌માં પણ પ્રસિદ્ધ છે. ॥૨॥ આપ વિના એવો બીજો કયો સાહેબ છે ? કે જે, સેવકોપર નિવાજી, તેઓને સઘળું પોતાના જેવું જ ઐશ્વર્ય આપે,[2] અને તેવું ઐશ્વર્ય આપ્યા છતાં, પોતા તરફના તે ઉપકારને સ્વપ્નમાં પણ હૃદયમાં નહીં લાવતાં, સેવકોના શરણાગતપણારૂપ એક ગુણથી સંકોચાઇ, ( હજી સેવકોને મારાથી કશો બદલો આપી શકાયો નથી, ) એમ હૃદયમાં વિચાર કર્યા કરે. ॥ ૩ ॥ હું હાથ ઉંચા કરી પ્રતિજ્ઞા કરીને કહું છું કે, આપ સિવાય એવો સ્વામી બીજો કોઈ પણ નથી. જેમ વાનર આદિ પશુઓમાં નાચવાનો જે ગુણ આવે છે, તે નચાવનાર નટનો પ્રભાવ છે, અને પોપટ પક્ષીઓમાં, જે પઢવાનો ગુણ આવે છે, તે પઢાવનારનો પ્રભાવ છે, તેમ સેવકોમાં જે ગુણ આવે છે, તે પ્રભુનો જ પ્રભાવ છે. ॥ ૪ ॥

दो०—यों सुधारि सनमानि जन, किये साधु शिर मोर ॥
को कृपालु बिनु पालि है, बिरुदावलि बरू जोर ॥ ३०४ ॥

જેમ નટ, વાનર વગેરે પશુઓને તથા પઢાવનાર માણસ, પોપટ આદિ પક્ષીઓને સુધારી, માનીતાં કરી રાખે છે, તેમ આપ સેવકોને સુધારી, માનીતા કરી રાખીને સાધુઓના શિરોમણિરૂપ કરી દો છો. આપ કૃપાલુ વિના શરણાગતોની બાબતમાં પોતાની પ્રતિજ્ઞાને ( ગમે તેવો પાપી પણ જો શરણાગત થાય, તો તેનો અવશ્ય ઉદ્ધાર કરવો એવી પ્રતિજ્ઞાને ) વેદનું કહ્યું પણ નહીં માનતાં બીજો કોણ બલાત્કારથી પાળે એમ છે. ॥ ૩૦૪ ॥

---

૧ सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते ॥ अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्व्रतं मम ( વાલ્મીકીય રામાયણ યુદ્ધકાંડ. ) ૨ हनुमदादि सब वानर बीरा, धरे मनोहर मनुज शरीरा ॥ ( તુલસીદાસકૃત ઉત્તરકાંડ. )

चौ०–शोक सनेह कि बाल सुभाये । आयउँ लाय रजायसु पाये ॥
तबहुँ कृपालु हेरि निज ओरा । सबहि भांति भल मानेउ मोरा ॥ १ ॥
देखेउँ पांय सुमंगल मूला । जानेउ स्वामि सहज अनुकूला ॥
बडे समाज बिलोकेउँ भागू । बड़ी चूक साहिब अनुरागू ॥ २ ॥
कृपा अनुग्रह अंब अघाई । कीन्ह कृपा निधि सब अधिकाई ॥
राखा मोर दुलार गुसाईं । अपने शील स्वभाव भलाई ॥ ३ ॥
नाथ निपट मैं कीन्ह ढिठाई । स्वामि समाज सकोच विहाई ॥
अविनय विनय यथा रुचि वानी । क्षमिय देव अति आरति जानी ॥ ४ ॥

હું શોકથી, સ્નેહથી કે બાલક બુદ્ધિથી, આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને આવ્યો છું, તો પણ આપ કૃપાલુએ પોતા તરફ જોઇને સર્વ પ્રકારથી મારૂં સારૂં માની લીધું છે. ॥ ૧ ॥ મને આપનાં સુમંગલના મૂળરૂપ ચરણારવિન્દનાં દર્શન મળ્યાં. હે સ્વામી ! આપ સર્વદા અનુકૂલ છો, એમ જાણવામાં આવ્યું અને મોટી ભૂલ થયા છતાં, સ્વામીને, પ્રેમ રહેવારૂપી મહાભાગ્ય મોટી સભા વચ્ચે જોવામાં આવ્યું, ॥ ૨ ॥ તો એથી વધારે બીજું કયું સારૂં હોય ? હે સ્વામી ! કૃપાના ભંડારરૂપ આપે મને કૃપારૂપી તથા અનુગ્રહરુપી અમૃતથી તૃપ્ત કરીને સર્વથી શ્રેષ્ઠતા આપી અને પોતાના શીલ સ્વભાવની ભલાઇથી મારૂં સર્વ પ્રકારનું લાડ પાળ્યું. ॥ ૩ ॥ હે નાથ ! હું આપના તથા સમાજના સંકોચને છોડી દઈ, આ ભાષણનો આરંભ કરવારૂપી ધૃષ્ટતા કરી છે અને અવિનય ભરેલી કે વિનયવાળી ગમે તેવી વાણી બોલું છું, પણ આપ તેથી કશો ક્ષોભ નહીં ધરતાં મને અત્યંત આર્ત જાણીને ક્ષમા કરશો. ॥ ૪ ॥

दो०–सुहृद सुजान सुसाहिबहि, बहुत कहत बडी खोरि ॥
आयसु देइय देव अब, सबहिं सुधारिय मोरि ॥ ३०५ ॥

પ્રેમી તથા પ્રવીણ ઉત્તમ સ્વામીની પાસે ઘણું બોલવું, એ મોટી ખોડ છે. હે નાથ ! હવે મને આજ્ઞા આપો અને તેમ કરીને મારૂં સઘળું સુધારો. ॥ ૩૦૫ ॥

चौ०–प्रभु पद पद्म पराग दुहाई । सत्य सुकृत सुख सीम सुहाई ॥
सो करि कहौं हिये अपनेकी । रुचि जागत सोवत सपनेकी ॥ १ ॥
सहज सनेह स्वामि सेवकाई । स्वारथ छल फल चारि विहाई ॥
आज्ञा सम न सुसाहिब सेवा । सो प्रसाद जन पावै देवा ॥ २ ॥
अस कहि प्रेम विवश भये भारी । पुलक शरीर विलोचन वारी ॥
प्रभु पद कमल गहे अकुलाई । समय सनेह न सो कहि जाई ॥ ३ ॥
कृपासिंधु सन्मानि सुवानी । बैठाये समीप गहि पानी ॥
भरत विनय सुनिं देखि स्वभाऊ । शिथिल सनेह सभा रघुराऊ ॥ ४ ॥

આપનાં ચરણકમળોની રજ, કે જે સત્યના, પુણ્યના તથા સુખના સુંદર અવધિરૂપ છે, તેના સોગંદ લઇને, હું આપની પાસે મારા હૃદયની રુચિ કહું છું, કે જે રુચિ મને

જાગ્રતમાં તથા સુવા પછી સ્વપ્નમાં પણ રહ્યા કરે છે. ॥૧॥ સ્વાર્થને, છળને તથા ધર્મ આદિ ચારે પુરુષાર્થોની કામનાને છોડી દઈ, સ્વાભાવિક સ્નેહથી આપની સેવા કરવામાં જ મારી રુચિ છે. આજ્ઞા પાળવા સમાન, બીજી કાંઈ પણ સારા સાહેબની સેવા નથી. માટે હે દેવ ! આ સેવક જનને ( મને ) આપનો તે આજ્ઞારૂપી પ્રસાદ મળવો જોઇએ." ॥ ૨ ॥ ભરતજી એટલું બોલીને બહુ જ પ્રેમવશ થઈ ગયા. શરીરમાં રોમાંચો ખડાં થયાં અને નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં. ભરતજીએ, વ્યાકુલ થઇને રામચંદ્રજીનાં ચરણ પકડયાં. આ સમયના સ્નેહનું મારાથી વર્ણન કરી શકાતું નથી. ॥ ૩ ॥ કૃપાના સમુદ્રરૂપ રામચંદ્રજીએ ભરતજીને શુભ વાણીથી સન્માન આપી, હાથ પકડીને પોતાની પાસે બેસાડયા. ભરતજીનો વિનય સાંભળી તથા સ્વભાવ જોઈ, સઘળી સભા સહિત રામચન્દ્રજી સ્નેહથી શિથિલ થઈ ગયા. ॥ ૪ ॥

छं०—रघुराउ शिथिल सनेह साधु समाज मुनि मिथिला धनि ॥
मनमहँ सराहत भरत भायप भक्तिकी महिमा घनी ॥
भरतहिं मशंसित विबुध वर्षत सुमन मानस मलिनसे ॥
तुलसी विकल सब लोक सुनि सकुचे निशागम नलिनसे ॥ १३ ॥

રામચંદ્રજી, સાધુ સમાજ, મુનિઓ તથા જનક રાજા, એઓ, મનમાં ભરતજીના ભ્રાતૃસ્નેહની, ભક્તિની અને મહિમાની પ્રશંસા કરવા લાગ્યા. મલિન મનવાળા દેવતાઓ, ભરતજીની પ્રશંસા કરીને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ભરતજીનું ભાષણ સાંભળી, અયોધ્યાવાસી સર્વ લોકો, સાયંકાલ પ્રાપ્ત થતાં, કમળો સંકોચાઈ જાય, તેમ સંકોચાઈ ગયાં.॥૧૩॥

सो०—देखि दुखारी दीन, दुहुँ समाज नर नारि सब ॥
मघवा महा मलीन, मुये मारि मंगल चहत ॥ १३ ॥

બન્ને સમાજોનાં સર્વ નર નારીઓને દુઃખીઆ તથા દીન જોતાં છતાં પણ, મહા મલીન મનવાળા ઇન્દ્રે એ મુવેલાંઓને મારીને ( માયાના પ્રયોગથી તેઓનું ત્યાંથી ઉચ્ચાટન કરીને ), પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાની ઇચ્છા કરી. ॥ ૧૩ ॥

चौ०—कपट कुचाली सीम सुर राजू । पर अकाज प्रिय आपन काजू ॥
काक समान पाक रिपु रीती । छली मली न कतहुँ मतीती ॥ १ ॥
मथम कुमति करि कपट सकेला । सो उचाट सबके शिर मेला ॥
सुर माया वश लोग विमोहे । राम मेम अतिशय न विछोहे ॥ २ ॥
भय उचाट सब मन थिर नाहीं । क्षण बन रुचि क्षण सदन सुहाहीं ॥
दुबिध मनो गति मजा दुखारी । सरित सिंधु संगम जिमि वारी ॥ ३ ॥
दुचित कतहुँ परितोष न लहहीं । एक एक सन मर्म न कहहीं ॥
लखि हिय हँसि कह कृपा निधानू । सरिस श्वान मघवान युवानू ॥ ४ ॥

ઇંદ્ર કે જે કપટના તથા કુચાલના અવધિરૂપ છે, પરાયું અકાર્ય કરવા ઉપર તથા પોતાનું કાર્ય કરવા ઉપર પ્રેમ રાખનાર છે અને છળવાળો, મલીન તથા કોઇના ઉપર

પણ વિશ્વાસ નહીં રાખનારો હોવાથી, કાગડાના જેવી રીતિવાળો છે, ॥ ૧ ॥ તેણે પ્રથમ કુમતિ કરીને જે કપટરૂપ ઉચ્ચાટન મંત્ર સિદ્ધ કરી રાખ્યો હતો, તેનો સર્વ માણુસોની ઉપર ઉપયોગ કરી દીધો. સર્વે માણુસો, દેવતાઓની માયાને લીધે, મોહ પામીને પોતપોતાને ઘેર જવા ઉતાવળાં થયાં, તોપણ રામ ઉપરનો અપાર પ્રેમ, તેઓને છોડતો નહીં હતો. ॥ ૨ ॥ સર્વનાં મન, જંગલી જાનવરોની કલ્પિત બીકથી તથા ઘરના રક્ષણના ઉચાટથી અસ્થિર થઇ ગયાં, તેથી તેઓને ક્ષણમાત્રમાં ઘેર જવાની રુચિ થવા લાગી અને રામ ઉપરના પ્રેમને લીધે ક્ષણમાત્રમાં વનમાં રહેવાની રુચિ થવા લાગી. જેમ નદીના અને સમુદ્રના સમાગમમાં જળની સન્મુખ અને વિમુખ, એમ બે પ્રકારની ગતિ થાય, ॥ ૩ ॥ તેમ આ કારણોથી દુઃખિત પ્રજાના મનની, ઘર તરફ અને રામ તરફ, એમ બે પ્રકારની ગતિ થઈ. સર્વે માણુસો, પોતાનાં ચિત્તો અનવસ્થિત થઇ જવાને લીધે, ક્યાંય પરિતોષ નહીં પામતાં હતાં, પણ તે છતાં એક એકની પાસે મનના મર્મને ખુલ્લો નહીં કરતાં હતાં, કૃપાનિધાન રામચન્દ્રજી લોકોની આ સ્થિતિ જોઇ, હસીને સ્વગત બોલ્યા કે, "કુતરો, ઇંદ્ર અને જુવાન, એઓ રીતભાતમાં સમાન જ ઉતરે છે[1]" ॥ ૪ ॥

दो०—भरत जनक मुनि गण सचिव, साधु सचेत विहाय ॥
लगी देव माया सबहि, यथायोग्य जन पाय ॥ ३०६ ॥

ભરતજી, જનક રાજા, મુનિઓ, મંત્રીઓ અને સાધુ જનો, ઇત્યાદિ જ્ઞાની લોકોને છોડી દઈ, દેવતાઓની માયા બાકીના સર્વ માણુસોમાં વ્યાપ્ત થઈ. માયાએ, પોતાના સંબંધને લાયક લોકો શોધી લીધા. ॥ ૩૦૬ ॥

चौ०—कृपा सिंधु लखि लोग दुखारे । निज सनेह सुरपति छल भारे ॥
सभा राउ गुरु महिसुर मंत्री । भरत भक्ति सबके मति यंत्री ॥ १ ॥
रामहिं चितवत चित्र लिखेसे । सकुचत बोलत वचन सिखेसे ॥
भरत प्रीति नित विनय बडाई । सुनत सुखद वर्णत कठिनाई ॥ २ ॥
जासु विलोकि भक्ति लवलेशू । प्रेम मगन मुनि गण मिथिलेशू ॥
महिमा तासु कहै किमि तुलसी । भक्ति प्रभाव सुमति हिय हुलसी ॥ ३ ॥
आप छोट महिमा बड जानी । कवि कुल कानि मानि सकुचानी ॥
कहि न सकत गुण रुचि अधिकाई । मति गति बाल वचनकी नाई ॥ ४ ॥

લોકોને પોતા ઉપરના સ્નેહમાં ઇંદ્રનો ભારે છળ આવી પડેલો જોઈ, કૃપાના સમુદ્રરુપ રામચંદ્રજી ખેદ પામવા લાગ્યા. સભા, જનક રાજા, વસિષ્ઠ, બ્રાહ્મણો અને મંત્રીઓ, એ સર્વની બુદ્ધિઓને ભરતજીની અપૂર્વ ભક્તિએ સ્તબ્ધ જેવી કરી નાખી હતી, ॥ ૧ ॥ તેથી તેઓ કશી વાતચિત નહીં કરતાં, ચિત્રમાં આળખેલાઓની પેઠે રામની સામે જોયાં કરતા હતા અને વખતપર થોડુંઘણું બોલતા હતા, તે પણ જાણે કોઇની શીખા-

---

[1] વ્યાકરણ સૂત્રકાર પાણિનિએ, श्वयुवमघोनामतद्धिते એ સૂત્રથી સંપ્રસારણ કાર્ય કરવામાં ત્રણેને એક પંક્તિમાં જ ગણ્યા છે.

વેલી વાત કરતા હોય તેમ સંકોચાઇને બોલતા હતા. ભરતજીની પ્રીતિ, નીતિ નમ્રતા અને મહાશયપણું, એઓ સાંભળવામાં સુખદાયી છે, પણ તેઓનું વર્ણન કરવું કઠણ છે. ॥ ૨ ॥ ભરતજી કે જેમની ભક્તિના લવલેશને જોઇને પણ મુનિઓ તથા જનક રાજા પ્રેમમગ્ન થઈ ગયા, તેમના મહિમાને હું ( તુલસીદાસ ) જો કે ભક્તિના પ્રભાવને લીધે મારા હૃદયમાં વર્ણન કરવાની ઉમંગ છે, તોપણ કેમ વર્ણવી શકું ? ॥ ૩ ॥ મારી બુદ્ધિની ગતિ ભરતજીના ગુણોના વર્ણનમાં અધિક રુચિવાળી છતાં પણ, પોતાને છોડી અને ગુણોના મહિમાને મોટો જાણી તથા 'કવિઓના મંડલમાં લજાવું પડશે' એમ માની, જેમ બાલક બોલવા જાય પણ બોલી શકે નહીં, તેમ તે વર્ણવી શકતી નથી.॥૪॥

दो०–भरत विमल यश विमल विधु, सुमति चकोर कुमारि ॥
उदित विमल जन हृदय नभ, इकटक रही निहारि ॥ ३०७ ॥

ભરતજીના નિર્મલ યશરૂપી નિર્મલ ચંદ્ર, કે જે નિર્મલ લોકોનાં હૃદયરુપી આકાશમાં સર્વદા ઉદય પામેલો જ રહે છે, તેની સામે મારી વર્ણન કરવાની ઈચ્છાવાળી બુદ્ધિરુપ ચકોર કુમારી ( નાની ચકોરી ) એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહી છે, પણ તેનો સ્પર્શ કરી શકતી નથી. ॥ ૩૦૭ ॥

चौ०–भरत स्वभाव न सुगम निगमहू । लघु मति चापलता कवि क्षमहू ॥
कहत सुनत सति भाव भरतको । सीय राम पद होय न रतिको ॥ १ ॥
सुमिरत भरतहि प्रेम रामको । जेहि न सुलभ तेहि सरिस वामको ॥
देखि दयालु दशा सब हीकी । राम सुजान जानि जन जीकी ॥ २ ॥
धर्म धुरीण धीर नय नागर । सत्य सनेह शील सुख सागर ॥
देश काल लखि समय समाजू । नीति प्रीति पालक रघुराजू ॥ ३ ॥
बोले वचन वाणि सरवससे । हित परिणाम सुनत शशि रससे ॥
तात भरत तुम धर्म धुरीणा । लोक वेद विधि परम प्रवीणा ॥ ४ ॥

ભરતજીના સ્વભાવનું વર્ણન કરવું, વેદને પણ સુગમ નથી, તે છતાં મારી લઘુ મતિ, તેનું વર્ણન કરવાની ચપલતા કરે છે, તેની કવિઓએ ક્ષમા કરવી.[1] ભરતજીના સત્ય ભાવનું વર્ણન કરતાં અને શ્રવણ કરતાં, કોને સીતા રામનાં ચરણોમાં પ્રીતિ ઉત્પન્ન ન થાય ? ॥ ૧ ॥ જેને ભરતજીનું સ્મરણ કરતાં, રામમાં પ્રેમ, સહજ રીતે પ્રાપ્ત ન થાય, તેના જેવો બીજા કોને વિપરીત બુદ્ધિવાળો સમજવો ? દયાળુ, પ્રવીણ, ધર્મધુરંધર, ધીર, નીતિમાં વિચક્ષણ, સાચા સ્નેહવાળા, સ્વાભાવિક સુખના સમુદ્રરુપ અને નીતિનું તથા પ્રીતિનું પાલન કરનારા રામચંદ્રજી, સર્વની દશા જોઈ, સર્વના મનની વાત જાણી લઈ, ॥૨॥ દેશનું તથા કાળનું અવલોકન કરી અને સભાના નિયમને અનુસરીને, જાણે સરસ્વતીનું સર્વસ્વ હોય એવાં, પરિણામમાં હિતકારી અને સાંભળતાં ચંદ્રના અમૃત રસની પેઠે ॥ ૩ ॥ અહ્લાદ આપનારાં વચનો બોલ્યા કે, "હે તાત ! હે ભરત ! તમે ધર્મધુરંધર છો, લોકની તથા વેદની પદ્ધતિમાં પરમ પ્રવીણ છો. ॥ ૪ ॥

---

૧ વર્ણન કરવું અશક્ય છતાં પણ, વર્ણન કરવામાં પ્રવર્તવાનું કારણ બતાવે છે.

दो०—कर्म वचन मानस विमल, तुम समान तुम तात ॥
गुरु समाज लघु बंधु गुण, कुसमय किमि कहि जात ॥ ३०८ ॥

અને કર્મમાં, વચનમાં તથા મનમાં નિર્મળ છો. તમારા જેવા તમે જ છો. ગુરુજનોના સમાજમાં અને વળી આવા કુસમયમાં નાના ભાઈના ગુણો ગાવા, એ અયોગ્ય છે, તે માટે આથી વધારે મારાથી કેમ બોલી શકાય ? ॥ ૩૦૮ ॥

चौ०—जानहु तात तरणि कुल रीती । सत्य सिंधु पितु कीरति प्रीती ॥
समय समाज लाज गुरु जनकी । उदासीन हित अनहित मनकी ॥ १ ॥
तुमहिं विदित सबही कर मरमू । आपन मोर परम हित धरमू ॥
मोहिं सब भांति भरोस तुम्हारा । तदपि कहौं अवसर अनुसारा ॥ २ ॥
तात तात बिनु बात हमारी । केवल कुल गुरु कृपा सुधारी ॥
न तरु प्रजा पुरजन परिवारु । हमहिं सहित सब होत खुआरु ॥ ३ ॥
जो बिनु अवसर अथव दिनेशू । जगको कहहु न होय कलेशू ॥
तस उत्पात तात विधि कीन्हा । मुनि मिथिलेश राखि सब लीन्हा ॥ ४ ॥

હે તાત ! તમે સૂર્યવંશની 'પ્રાણ જાય પણ વચન ન જાય,' એ રીતિને જાણો છો,[1] સત્ય પ્રતિજ્ઞાવાળા પિતાજીને, કીર્ત્તિ ઉપર કેટલી પ્રીતિ હતી, તે પણ જાણો છો, સમયને જાણો છો, સમાજની તથા ગુરુ જનની લાજને જાણો છો અને શત્રુ, મિત્ર તથા ઉદાસીન, એઓનાં મનની વાત પણ જાણો છો.॥૧॥ સર્વનો મર્મ અને તમારો તથા મારો પરમ હિતરૂપ ધર્મ પણ તમારા જાણવામાં છે. મને સર્વ પ્રકારે તમારો ભરોંસો છે, તોપણ સમયને અનુસરીને કહું છું ॥ ૨ ॥ કે હે તાત ! પિતાજીનો સ્વર્ગવાસ થતાં, આપણી વાત કેવળ કુલગુરુ વસિષ્ઠજીની કૃપાએ જ સુધારી છે. નહીં તર ( જો રાજ્યમાં શત્રુઓ વગેરેની ગડબડ ઉઠી હોત તો ) પ્રજા, પુરજન, પરિવાર અને આપણે, એઓ સર્વે, ખુવાર જ થઈ જાત. ॥ ૩ ॥ જો સમય વિના સૂર્યનો અસ્ત થાય, તો જગતમાં કોને કલેશ થયા વિના રહે ? તે કહો. હે તાત ! વિધાતાએ, અયોધ્યામાં અકસ્માત્ સૂર્યાસ્ત કર્યા જેવો જ ઉત્પાત કર્યો, પરન્તુ વસિષ્ઠ મુનિ તથા જનક રાજા, એઓએ સઘળું બચાવી લીધું છે. ॥ ૪ ॥

दो०—राज काज सब लाज पति, धर्म्म धरणि धन धाम ॥
गुरु प्रभाव पालहि सबहि, भल हो इहि परिणाम ॥ ३०९ ॥

રાજ કાર્યો, લાજ, પ્રતિષ્ઠા, ધર્મ, પૃથ્વી, ધન અને સ્થાન, એ સર્વનું, ગુરુનો પ્રતાપ જ પાલન કરશે અને પરિણામ સારૂં જ આવશે. ॥ ૩૦૯ ॥

---

૧ મૂળના जानहु तात तरणि रीति. એ વચનના અર્થાન્તરો પણ થાય છે કે, 'તમે સૂર્યકુલની રીતિને, તાત એટલે તીવ્ર જાણો અથવા તમે પોતાને કુલના વહાણરૂપ કે સૂર્યરૂપ જાણો.' પરન્તુ એ અર્થો ચોપાઇના અન્વયમાં બેસતા આવતા નથી.

चौ०–सहित समाज हमार तुम्हारा । गृह वन गुरु प्रसाद रखवारा ॥
मातु पिता गुरु स्वामि निदेशू । सकल धर्म धरणी धरु शेषू ॥ १ ॥
सो तुम करहु करावहु मोहू । तात तरणि कुल पालक होहू ॥
साधन एक सकल सिधि देनी । कीरति सुगमि भूति मय वेनी ॥ २ ॥
सो विचारि सहि संकट भारी । करहु प्रजा परिवार सुखारी ॥
बांटि विपति सबहीं मिल भाई । तुमहिं अवधि भरि अति कठिनाई ॥ ३ ॥
जानि तुम्है मृदु कहौं कठोरा । कुसमय तात न अनुचित मोरा ॥
होहिं कुठाव सुबंधु सुहाये । ओडि हाथ असनिहुके घाये ॥ ४ ॥

ગુરુનો પ્રસાદ જ ઘરમાં તમારા સમાજ સહિત તમારૂં અને વનમાં મારા સમાજ-સહિત મારૂં રક્ષણ કરનાર છે. માતા, પિતા, ગુરુ અને સ્વામી, એઓની આજ્ઞા પાળવી, એ જ સર્વ ધર્મરૂપી પૃથ્વીને ધરનારો શેષનાગ છે. ( માતા પિતા વગેરેની આજ્ઞા પાળવાથી જ સર્વ ધર્મ જળવાય છે, ) ॥ ૧ ॥ હે તાત ! એ સર્વ આમ છે, એટલા માટે તમે પણ, પિતાજીની આજ્ઞા પ્રમાણેજ કરો અને મને પણ પિતાની આજ્ઞા પ્રમાણે જ કરાવો. તમે પિતાની આજ્ઞા પાળીને તથા મને પાળવા દઇને, સૂર્ય વંશના પાલક થાઓ. પિતાની આજ્ઞા જ સઘળી સિદ્ધિઓ આપનારૂં સાધન છે અને કીર્ત્તિ, સદ્ગતિ, તથા વિભૂતિ, ( ઐશ્વર્ય ), એઓ જ ત્રિવેણી સમાન છે. (જેમ પ્રયાગમાં ગંગા, યમુના અને સરસ્વતી એ જેમ ત્રિવેણી પ્રાપ્ત થાય છે, તેમ પિતાની આજ્ઞા પાળવામાં કીર્ત્તિ, સદ્ગતિ તથા વિભૂતિ, એ ત્રિવેણી પ્રાપ્ત થાય એમ છે. ) ॥ ૨ ॥ તમે આ પ્રમાણે વિચાર રાખી, પ્રજાપાલનનાં મોટાં સંકટોને પણ સહન કરીને, પ્રજાને તથા પરિવારને સુખી કરો. આપણે સર્વ ભાઇઓ મળીને વિપત્તિ વેંચી લઇએ. વનની વિપત્તિ હું તથા લક્ષ્મણ ભોગવીશું અને પ્રજાપાલનની વિપત્તિ તમે તથા શત્રુઘ્ન ભોગવો. ॥ ૩ ॥ તમને પણ ચૌદ વર્ષસૂધી પ્રજાઓનું પાલન કરવાની બહુ જ મોટી મેહેનત છે. હું તમને સુકોમળ જાણતાં પણ જે કઠોર કામ કરવાનું કહું છું, તે આ કુસમયને અનુસરીને કહું છું, માટે મારો કશો દોષ નથી. જેમ તરવારનો ઘા પડતો હોય ત્યારે હાથ, આડા પડીને સહાય કરે છે. તેમ કુસમય આવ્યો હોય, ત્યારે ભાઇઓએ વચમાં આવીને સહાય દેવી જોઇએ. ( આ કુસમયમાં તમે રાજ્યનું રક્ષણ કરીને મને સહાય આપો.) ॥૪॥

दो०–सेवक कर पद नैनसे, मुखसे साहिब होय ॥
तुलसी प्रीतिकि रीति लखि, सुकवि सराहहिं सोय ॥ २१० ॥

સેવકોએ, નેત્રો જેવા, પગ જેવા તથા હાથ જેવા રહેવું અને સ્વામીએ મુખની પેઠે રહેવું, એટલી જ વાત રાજનીતિનું સર્વસ્વ છે,[1] જો સેવકોની અને સ્વામીની પર-

---

૧ જેમ નેત્રો ફલાદિક વસ્તુઓ દેખાડે છે, પગો તેઓની પાસે લઇ જાય છે અને હાથો તે ફલાદિકને ઉપાડીને મુખને સોંપી દે છે, તેમ સેવકોએ, તે તે વસ્તુઓની સગવડ તથા તેઓને સંપાદન કરીને સઘળી વસ્તુઓ, રાજાને સોંપી દેવી જોઇએ, એ સેવકોનો ધર્મ છે. જેમ મુખ પોતે ખાઇને નેત્ર તથા હાથ પગ વગેરે સર્વે અંગોને પુષ્ટ કરે છે, તેમ રાજાએ તે વસ્તુઓના ઉપયોગથી તૃપ્ત થઈ તે

स्परना उपरनी प्रीतिनी आ रीति जोवामां आवे, तो विद्वान् लोको तेओनी प्रशंसा करे छे." ॥ ३१० ॥

चौ०–सभा सकल मुनि रघुवर बानी । प्रेम पयोधि अमिय जनु सानी ॥
शिथिल समाज सनेह समाधी । देखि दशा चुप शारद साधी ॥ १ ॥
भरतहिं भयउ परम संतोषू । सन्मुख स्वामि विमुख दुख दोषू ॥
मुख प्रसन्न मन मिटा विषादू । भा जनु गूँगहि गिरा प्रसादू ॥ २ ॥
कीन्ह सप्रेम प्रणाम बहोरी । बोले पाणि पंकरुह जोरी ॥
नाथ भयो सुख साथ गयेको । लहेउ लाभ जग जन्म भयेको ॥ ३ ॥
अब कृपालु जस आयसु होई । करौं शीशधर सादर सोई ॥
सो अवलम्ब देव मोहिं देई । अवधि पार पावौं जेहि सेई ॥ ४ ॥

जाणे प्रेमरूपी क्षीरसागरमांथी नीकळेला अमृतथी भींजायेली होय एवी रामचन्द्रजीनी वाणी सांभळीने सघळी सभा तथा बन्ने समाजो, जाणे स्नेहरूपी समाधिथी जड थई गई गया होय एवा जणावा लाग्या. एओनी दशा जोईने जाणे सरस्वती पण मैान पकडीने रही होय एवुं देखावा लाग्युं. ( कोईए पण कशी वातचित करी नहीं.)॥१॥ भरतजीने परम संतोष थयो. स्वामी अनुकूल थवाथी भरतजीनां दुःख तथा दोष जता रह्यां, मुख प्रसन्न थयुं, मननी अंदरनो खेद टळी गयो अने जेवुं मूंगाने सरस्वतीनी कृपा प्राप्त थवाथी सुख थाय, तेवुं रामनी कृपा प्राप्त थवाथी सुख थयुं. ॥२॥ पछी भरतजी प्रेमपूर्वक प्रणाम करी, हस्तकमळो जोडीने बोल्या के, "हे नाथ ! मने आपनी साथे आव्या जेटलुं सुख प्राप्त थयुं छे अने जगतमां जन्म लेवानो लाभ मळ्यो छे. ॥ ३ ॥ हे कृपाळु ! हवे आप जे आज्ञा करो, ते आज्ञाने प्रेमपूर्वक माथे चढावीने ते प्रमाणे चालुं. आप मने कोई अवलंबन आपो. तेनुं सेवन करीने हुं चैाद वर्षनी अवधिनो पार पामुं. ॥ ४ ॥

दो०–देव देव अभिषेक हित, गुरु अनुशासन पाय ॥
आनेहु सब तीरथ सलिल, तेहि कहँ कहा रजाय ॥ ३११ ॥

हे स्वामी ! में आपना अभिषेकना वास्ते गुरुनी आज्ञा लईने सघळां तीर्थोनां जलो अहीं आण्यां छे, तो तेओनी बाबतमां आपनी शी आज्ञा छे ? ॥ ३११ ॥

चौ०–एक मनोरथ बड़ मन मांहीं । समय सकोच जात कहि नाहीं ॥
कहहु तासु प्रभु आयसु पाई । बोले वाणि सनेह सुहाई ॥ १ ॥
चित्रकूट मुनि थल तीरथ वन । खग मृग सरसरि निर्झर गिरिगन ॥
प्रभुपद अंकित अवनि विशेषी । आयसु होय तौ आवहुँ देखी ॥ २ ॥

---

पछी सेवकोने तृप्त करवा जोईए, ए राजानो धर्म छे. सेवकोनो धर्म ए छे के, स्वार्थी न रहेवुं अने सघळुं स्वामीने अर्पण करी देवुं. स्वामीनो धर्म ए छे के, पोते संतुष्ट थवुं अने सेवकोने पण संतुष्ट करवा.

अवसि अत्रि आयसु शिर धरहु । तात विगत भय कानन चरहू ॥
मुनिप्रसाद वन मंगल दाता । पावन परम सुहावन भ्राता ॥ ३ ॥
ऋषि नायक जहँ आयसु देहीं । राखेहु तीरथ जल थल तेहीं ॥
सुनि प्रभु वचन भरत सुख पावा । मुनिपद कमल मुदित शिरनावा ॥ ४ ॥

મારા મનમાં એક મોટો મનોરથ છે, પણ તે, ભયને લીધે અને સંકોચને લીધે મારાથી કહ્યો જતો નથી." રામચન્દ્રજી બોલ્યા કે, "હે ભાઈ ! કયો મનોરથ છે ? તે કહો." રામની આજ્ઞા મળતાં, ભરતજી સ્નેહ ભરેલી સુંદર વાણી બોલ્યા કે, ॥ ૧ ॥ "જો આજ્ઞા હોય તો આ ચિત્રકૂટ પર્વતમાં મુનિઓના આશ્રમોને, તીર્થોને, વનોને, પક્ષીઓને, મૃગોને, તળાવોને, નદીઓને, ઝરાઓને, અનેક ટેકરીઓને અને વિશેષે કરી આપનાં પગલાંઓથી ચિહ્નત થયેલા પૃથ્વીના વિભાગોને જોઈ આવું." ॥ ૨ ॥ રામચન્દ્રજી બોલ્યા કે, "હે ભાઈ ! બહુ સારૂં. આ અત્રિ મુનિની સાથે જાઓ અને તેમની આજ્ઞા પ્રમાણે ચાલી, નિર્ભય રીતે વનમાં ફરી આવો. અત્રિની કૃપાથી, વન મંગળદાયક, પવિત્ર અને પરમ રમણીય થશે. ॥૩॥ આ મુનીશ્વર જે સ્થલમાં આજ્ઞા કરે તે સ્થળમાં જ તીર્થ જલ રાખજો." રામચન્દ્રજીનાં વચનો સાંભળીને ભરતજી સુખ પામ્યા અને તેમણે અત્રિ મુનિનાં ચરણકમળોમાં માથું નમાવ્યું. ॥ ૪ ॥

दो०—भरत राम संवाद सुनि, सकल सुमंगल मूल ॥
सुर स्वारथी सराहि सब, हर्षित वर्षहिं फूल ॥ ३१२ ॥

ભરતજીનો અને રામચન્દ્રજીનો સંવાદ, જો કે સઘળા સુમંગલોનાં મૂળરૂપ હતો તેને સાંભળી, રાજી થયેલા સર્વે સ્વાર્થી દેવતાઓ, વખાણીને પુષ્પની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ॥ ૩૧૨ ॥

चौ०—धन्य भरत जय राम गुसाईं । कहत देव हर्षत बरिआई ॥
मुनि मिथिलेश सभा सब काहू । भरत वचन सुनि भयउ उछाहू ॥ १ ॥
भरत राम गुण ग्राम सनेहू । पुलकि प्रशंसित राउ विदेहू ॥
सेवक स्वामि स्वभाव सुहावन । नेम प्रेम अति पावन पावन ॥ २ ॥
मति अनुसार सराहन लागे । सचिव सभासद सब अनुरागे ॥
सुनि मुनि राम भरत संवादू । दुहुँ समाज हिय हर्ष विषादू ॥ ३ ॥
राम मात दुख सुख सम जानी । कहि गुण दोष प्रबोधीं रानी ॥
एक करहिं रघुवीर बडाई । एक सराहत भरत भलाई ॥ ४ ॥

હર્ષ પામેલા દેવતાઓ વારંવાર 'હે ભરત ! ધન્ય છે. હે સ્વામી રામચંદ્રજી ! જય, જય,' એમ વારંવાર બોલવા લાગ્યા. મુનિઓ, જનક રાજા અને સભાસદો, એ સર્વને ભરતજીનાં વચનો સાંભળવાથી આનંદ થયો. ॥ ૧ ॥ જનક રાજા રોમાંચિત થઈ થઈને ભરતજીના અને રામચંદ્રજીના ગુણોના સમૂહની અને સ્નેહની પ્રશંસા કરવા લાગ્યા કે, "સેવક અને સ્વામી, એ બન્નેનો સ્વભાવ, બહુ સારો છે અને એઓના નિયમો તથા

પ્રેમ, પવિત્રતાથી પણ અતિ પવિત્ર છે." ॥ ૨ ॥ સર્વે મંત્રીઓ તથા સભા સભાસદો પ્રેમથી પોતપોતાની બુદ્ધિ પ્રમાણે પ્રશંસા કરવા લાગ્યા. રામના અને ભરતજીના સંવાદને સાંભળી સાંભળીને બન્ને સમાજના મનમાં હર્ષ તથા ખેદ ઉત્પન્ન થયા. ॥ ૩ ॥ કૌશલ્યાએ સુખને તથા દુઃખને સમાન જાણી, ગુણોનું તથા દોષોનું વિવેચન કરીને સઘળી રાણીઓને સમજાવી. કેટલાંએક માણુસો, રામના મહાશયપણાનાં અને કેટલાંએક માણુસો ભરતજીની ભલાઈનાં વખાણુ કરવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०—अत्रि कहेउ तब भरत सन, शैल समीप सुकूप ॥
राखिय तीरथ तोय तहँ, पावन अमल अनूप ॥ ३१३ ॥

આ સમયે અત્રિ મુનિએ, ભરતજીને કહ્યું કે, "પર્વતના સમીપમાં એક કૂવો છે, તેમાં પવિત્ર નિર્મળ તથા અનુપમ તીર્થોનાં જળો પધારવી દેજો." ॥ ૩૧૩ ॥

चौ०—भरत अत्रि अनुशासन पाई । जलभाजन सब दिये चलाई ॥
सानुज आपु अत्रि मुनि साधू । सहित गये जहँ कूप अगाधू ॥ १ ॥
पावन पाथ पुण्य थल राखा । प्रमुदित प्रेम अत्रि असभाषा ॥
तात अनादि सिद्ध थल एहू । लोपउ काल विदित नहिं केहू ॥ २ ॥
तब सेवकन्ह सरसथल देखा । कीन्ह सुजल हित कूप विशेषा ॥
विधिवश भयउ विश्व उपकारू । सुगम अगम अति धर्म विचारू ॥ ३ ॥
भरतकूप अब कहिहहिं लोगा । अतिपावन तीरथजल योगा ॥
प्रेम समेत निमज्जत प्राणी । होइहि विमल कर्म मन वाणी ॥ ४ ॥

અત્રિની આજ્ઞા પામી, જળનાં સઘળાં પાત્રોને પ્રથમથી ચાલતાં કરી દઇને ભરતજી, શત્રુઘ્ન સહિત અત્રિ આદિ મુનિ સમાજની સાથે, જ્યાં એ અગાધ કૂવો હતો, ત્યાં ગયા. ॥ ૧ ॥ એ પવિત્ર કૂવામાં તીર્થોનાં પવિત્રોને દાખલ કરાવીને, રાજી થયેલા અત્રિ મુનિ બોલ્યા કે, "હે તાત ! આ સ્થલ અનાદિ સિદ્ધ છે, પણ કાલથી લુપ્ત થઈ જવાને લીધે, કોઇના જાણવામાં ન હતું." ॥ ૨ ॥ પછી ભરતજીના સેવકોએ, એ ઉત્તમ સ્થળને જોઈ, સર્વ લોકોને સારા જળની સુગમતા કરી દેવાને વાસ્તે કૂવાની યોગ્ય મરામત તથા સ્વચ્છતા કરી ધર્મના વિચાર પ્રમાણે સર્વ તીર્થોનું જળ કે જે લોકોને અત્યંત દુર્લભ છે, તે દૈવની ઇચ્છાને લીધે, આ કૂવામાં સુગમ થયું અને એમ થવાથી લોકોનો મોટો ઉપકાર થયો. ॥૩॥ 'હવે આ કૂવાને સર્વ લોકો ભરત કૂપ કહેશે. આ કૂવો સર્વ તીર્થોના જળનો યોગ થવાથી અતિ પવિત્ર થયો છે. જે પ્રાણીઓ પ્રેમપૂર્વક આ જળથી સ્નાન કરશે, તેઓનાં કર્મો, અંતઃકરણો અને વચનો પવિત્ર થશે.' ॥ ૪ ॥

दो०—कहत कूप महिमा सकल, गये जहाँ रघुराउ ॥
अत्रि सुनायउ रघुवरहि, तीरथ पुण्य प्रभाऊ ॥ ३१४ ॥

એમ બોલતાં સર્વે લોકો રામચંદ્રજીની પાસે ગયા. અત્રિ મુનિએ રામચન્દ્રજીને એ તીર્થનો પવિત્ર પ્રભાવ કહી સંભળાવ્યો. ॥ ૩૧૪ ॥

चौ०–कहत धर्म इतिहास समीती । भयऊ भोर निशि सो सुखबीती ॥
नित्य निवाहि भरत दोउ भाई । राम अत्रि गुरु आयसु पाई ॥ १ ॥
सहित समाज साज सब सादे । चले रामवन अटन पयादे ॥
कोमल चरण चलत विनु मनहीं । भइ मृदुभूमि सकुच मन मनहीं ॥ २ ॥
कुश कंटक काँकरी कुराई । कटुक कठोर कुवस्तु दुराई ॥
महि मंजुल मृदु मारग कीन्हे । बहत समीर त्रिविध सुख लीन्हे ॥ ३ ॥
सुमन वरषि सुर घन करि छाहीं । विटप फूल फल तृण मृदु ताहीं ॥
मृग विलोकि खग बोली सुवानी । सेवहिं सकल राम प्रिय जानी ॥ ४ ॥

પ્રેમપૂર્વક ધર્મની કથા અને ઇતિહાસો કહેતાં કહેતાં પ્રાતઃકાલ થયો. એ રાત્રિ સુખથી વ્યતીત થઈ ગઈ. ભરતજી તથા શત્રુઘ્ન, એ બન્ને ભાઇઓ, નિત્ય કર્મોને પહોંચી લઈ, રામની, અત્રિની તથા ગુરુની આજ્ઞા લઈ, ॥૧॥ સર્વ સમાજ સહિત સાદા સાજથી પગે પાળા રામના વનમાં ફરવા નીકળ્યા. ભરતજી, પગરખાં પહેર્યા વગર કોમળ પગથી ચાલતા હતા, તેથી પૃથ્વી મનમાં સંકોચાઇને કોમળ થઈ ગઈ. ॥ ૨ ॥ દર્ભો, કાંટા, કાંકરીઓ તથા ગોખરુઓ વગેરે ઉગ્ર તથા કઠોર કુવસ્તુઓને છૂપાવી દઇને, પૃથ્વીએ સુંદર તથા કોમળ માર્ગ કરી આપ્યો. શીત, મંદ તથા સુગંધ પવન વાવા લાગવાથી સર્વને સુખ પ્રાપ્ત થવા લાગ્યું. ॥૩॥ દેવતાઓ, પુષ્પો વરસાવવા લાગ્યા. વાદળાંઓ, છાયા કરવા લાગ્યાં. વૃક્ષો, સુંદર પુષ્પો તથા ફળો દેવા લાગ્યા. તૃણો, કોમળ થઈ ગયાં. મૃગો તથા પક્ષિઓ, ભરતજીને જોઈ, સુંદર અવાજો કરવા લાગ્યાં. વનના સર્વ પદાર્થો, ભરતજીને રામના પ્યારા જાણીને સેવવા લાગ્યા. ॥ ૪ ॥

दो०–सुलभ सिद्धि सब प्राकृतहु, राम कहत जमुहात ॥
राम प्राणप्रिय भरतको, यह न होय बड़िबात ॥ ३१५ ॥

બગાસું આવતાં પણ રામનું નામ લેવામાં આવે, તો સાધારણ મનુષ્યને પણ સર્વ સિદ્ધિઓ સુલભ થાય છે, ત્યારે ભરતજી કે જે રામને પ્રાણથી પણ વધારે પ્રિય હતા, તેમને સર્વ સિદ્ધિઓ સુલભ થાય, એ કાંઈ મોટી વાત નથી. ॥ ૩૧૫ ॥

चौ०–यहिविधि भरत फिरत वनमाहीं । नेम प्रेम लखि मुनि सकुचाहीं ॥
पुण्य जलाशय भूमि विभागा । खग मृग तरु तृण गिरि वन बागा ॥ १ ॥
चारु विचित्र पवित्र विशेषी । बूझत भरत दिव्य सब देखी ॥
सुनि मन मुदित कहत ऋषिराऊ । हेतु नाम गुण पुण्य प्रभाऊ ॥ २ ॥
कतहुँ निमज्जन कतहुँ प्रणामा । कतहुँ विलोकत मन अभिरामा ॥
कतहुँ बैठि मुनि आयसु पाई । सुमिरत सीय सहित दोउ भाई ॥ ३ ॥
देखि स्वभाव सनेह सुसेवा । देहिं अशीश मुदित मन देवा ॥
फिरहिं गये दिन पहर अढाई । प्रभुपद कमल विलोकहिं आई ॥ ४ ॥

ભરતજી, આ પ્રમાણે વનમાં ફરવા લાગ્યા. એમના નિયમને તથા પ્રેમને જોઈ, મુનિઓ પણ સંકોચાવા લાગ્યા. પવિત્ર જલાશયો, પૃથ્વીના વિભાગો, પક્ષીઓ, મૃગો, વૃક્ષો, તૃણો, પર્વતો, વનો, બાગો અને સુંદર દિવ્ય તથા વિચિત્ર અમુક પવિત્ર સ્થલો, ॥ ૧ ॥ એઓને જોઈ જોઇને ભરતજી પ્રશ્નો કરવા લાગતાં, તે પ્રશ્નો સાંભળીને રાજી થતા અત્રિ મુનિ, તે તે સ્થલ વગેરેનાં કારણો, નામો, ગુણો તથા પ્રભાવો, કહી સંભળાવવા લાગ્યા. ભરતજી, ॥ ૨ ॥ એ મનોહર સ્થળોમાં કયાંક સ્નાન કરવા લાગ્યા, કયાંક પ્રણામ કરવા લાગ્યા, કયાંક જોવા લાગ્યા અને કયાંક મુનિની આજ્ઞાથી બેસીને સીતાજી સહિત બન્ને ભાઈઓનું ધ્યાન કરવા લાગ્યા. ॥ ૩ ॥ ભરતજીના સ્વભાવને, સ્નેહને અને સેવનને જોઈ, મનમાં રાજી થતા દેવતાઓ આશિશો દેવા લાગ્યા. ફરતાં ફરતાં દિવસના અઢી પોહોર વ્યતીત થયા, ત્યારે પાછા આશ્રમમાં આવી, રામચંદ્રજીનાં ચરણકમળોનું દર્શન કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—देखे थल तीरथ सकल, भरत पांच दिन मांझ ॥
कहत सुनत हरिहर सुयश, गयउ दिवस भइ सांझ ॥ ३१६ ॥

ભરતજીએ પાંચ દિવસોમાં સઘળાં તીર્થસ્થલો જોઇ લીધાં. વિષ્ણુના અને શિવના સુયશનું વર્ણન કરતાં, ભરતજીના દિવસો વ્યતીત થઈ જતા હતા અને સાંજ પડતી હતી. ॥ ૩૧૬ ॥

चौ०—भोर न्हाइ सब जुरा समाजू । भरत भूमि सुर तिरहुति राजू ॥
भल दिन आजु जानि मन माहीं । राम कृपालु कहत सकुचाहीं ॥ १ ॥
गुरु नृप भरत सभा अवलोकी । सकुचि राम फिर अवनि विलोकी ॥
शील सराहि सभा सब शोची । कहुँ न राम सम स्वामि सकोची ॥ २ ॥
भरत सुजान रामरूख देखी । उठि सप्रेम धरि धीर विशेषी ॥
करि दंडवत कहत कर जोरी । राखी नाथ सकल रुचि मोरी ॥ ३ ॥
मोहिं लगि सबहि सहेउ संतापू । बहुत भांति दुख पावा आपू ॥
अब गुसाइँ मोहिं देहु रजाई । सेवौं अवध अवधि लगि जाई ॥ ४ ॥

છઠ્ઠા દિવસનું પ્રભાત થતાં, સઘળી સભા એકઠી થઈ. ભરતજી, બ્રાહ્મણો અને જનક રાજા સભામાં આવ્યા. રામચંદ્રજી 'આજનો દિવસ સારો છે,' એમ મનમાં જાણતા હતા, પણ વિદાય થવાનું કહેવામાં સંકોચાતા હતા. ॥૧॥ રામચંદ્રજીએ, ગુરુને, જનક રાજાને, ભરતજીને તથા સભાને જોઈ, સંકોચાઇને વળી ધરતી તરફ દૃષ્ટિ કરી. સઘળી સભા મનમાં રામના સ્વભાવની પ્રશંસા કરીને ધારવા લાગી કે, 'કયાંય પણ રામ જેવા સંકોચી સ્વામી હોય જ નહીં.' ॥ ૨ ॥ પ્રવીણ ભરતજી, રામની મરજી જોઈ, પ્રેમપૂર્વક ઉભા થઇ, વિશેષ ધીરજ ધરી, દંડવત્ કરી હાથ જોડીને, બોલ્યા કે, "હે નાથ! આપે મારી રુચિ સર્વ પ્રકારથી રાખી છે. ॥ ૩ ॥ મારે સારૂ સર્વ લોકોએ દુઃખ વેઠયું છે અને આપ પણ ઘણા પ્રકારનાં દુઃખ પામ્યા છો. હે નાથ! હવે મને રજા આપો એટલે હું અયોધ્યામાં જઈ, ચૌદ વર્ષની અવધિ સુધી આપની સેવા બજાવું. ॥ ૪ ॥

दो०—जेहि उपाय पुनि पाँय जन, देखै दीनदयालु ॥
सो सिख देइय अवध लगि, कौशलपाल कृपालु ॥ ३१७ ॥

હે દીનદયાળુ કોસલાધીશ ! હે પરમ કૃપાળુ રામચંદ્રજી ! આ સેવકજન, જે ઉપાયથી પાછાં આપનાં ચરણોને દેખે, તે ઉપાયનો ઉપદેશ આપો, કે જે પ્રમાણે અવધિપર્યંત ચાલુ રાખવામાં આવે. ॥ ૩૧૭ ॥

चौ०—पुरजन परिजन प्रजा गुसाईं । सब शुचि सरस सनेह सगाईं ॥
राउर वदि भल भवदुख दाहू । प्रभु बिन बादि परमपद लाहू ॥ १ ॥
स्वामि सुजान जान सबहीकी । रुचि लालसा रहनि जनजीकी ॥
प्रणत पाल पालहिं सबकाहू । देव दुहू दिशि ओर निबाहू ॥ २ ॥
अस मोहि सब विधि भूरि भरोसो । किये विचार न शोच खरोसो ॥
आरति मोरि नाथकर छोहू । दुहू मिलि कीन्ह ढीक हठि मोहू ॥ ३ ॥
यह बड दोष दूरि करि स्वामी । तजि सकोच सिखइय अनुगामी ॥
भरत विनय सुनि सभा प्रशंसी । क्षीर नीर विवरण गति हंसी ॥ ४ ॥

હે સ્વામી ! સર્વ પુરજન, પરિજન અને પ્રજા, કે જેઓ આપની સાથે પવિત્ર તથા ઉત્તમ સ્નેહ સંબંધ ધરાવે છે, તેઓ આપને સારૂ સંસારસંબંધી દુઃખોમાં બળી જવાને પણ સારૂં માને છે અને આપ વિના પરમ પદના લાભને પણ નકામો માને છે. ॥ ૧ ॥ હે પ્રણતપાલ ! હે દેવ ! આપ પ્રવીણ સ્વામી, સર્વ જનના મનની રુચિને, લાલસાને અને રહેણીને જાણો છો, તેથી સર્વની રુચિ રાખશો અને લોકોની લાલસા તથા આપની પ્રતિજ્ઞા, એ બન્ને પક્ષનો નિર્વાહ કરશો, એવો મને સર્વ પ્રકારથી પૂર્ણ ભરોંસો છે ॥ ૨ ॥ અને તે ભરોંસાનો વિચાર કરવાથી, મને જરા પણ શોક રહેતો નથી. મારી પીડા અને આપની મારા પર દયા, એ બન્નેએ મળીને, મને ધીટ અને હઠી બનાવી દીધો છે, તો હવે એ મોટા દોષોને દૂર કરી, સંકોચને છોડી દઇને, આપ આ સેવકને શીખામણ આપો." ॥૩॥ ગુણરુપી દૂધનું અને દોષરુપી જળનું પૃથક્કરણ કરવામાં હંસીની ઉપમા ધરાવનારી સભા ભરતજીની વિજ્ઞપ્તિ સાંભળીને તેમની પ્રશંસા કરવા લાગી. ॥૪॥

दो०—दीनबंधु सुनि बंधुके, वचन दीन छलहीन ॥
देश काल अवसर सरिस, बोले राम प्रवीन ॥ ३१८ ॥

દીનબંધુ પ્રવીણ રામચંદ્રજી, ભાઇનાં દીનતા ભરેલાં તથા છલ રહિત વચનો સાંભળીને, દેશને, કાળને તથા પ્રકરણને છાજે એવાં વચનો બોલ્યા કે, ॥ ૩૧૮ ॥

चौ०—तात तुम्हार मोर परिजनकी । चिन्ता गुरुहि नृपहि घर बनकी ॥
माथेपर गुरु मुनि मिथिलेशू । हमहिं तुमहिं सपनेहू न कलेशू ॥ १ ॥
मोर तुम्हार परम पुरुषारथ । स्वारथ सुयश धर्म परमारथ ॥
पितु आयसु पालिय दोउ भाई । लोक वेद भल भूप भलाई ॥ २ ॥

गुरु पितु मातु स्वामि सिख पालै । चलत सुमगु पगपरत न खालै ॥
अस विचारि सब सोच विहाई । पालहु अवध अवधि भरि जाई ॥ ३ ॥
देश कोश पुरजन परिवारु । गुरुपद रजहि लाग छरभारु ॥
तुम मुनि मातु सचिव सिख मानी । पालहु पुहुमि प्रजा रजधानी ॥ ४ ॥

"હે તાત ! ઘરમાં તમારી તથા પરિજનની ચિન્તા અને વનમાં મારી ચિન્તા ગુરુને તથા મહારાજ જનકને છે. આપને માથે વસિષ્ઠ ગુરુ અને જનક રાજા છે, તેથી તમને કે મને સ્વપ્નમાં પણ કલેશ નથી. ॥ ૧ ॥ આપણે બન્ને ભાઇઓએ મળી, પિતાની આજ્ઞા પાળવી, એ જ તમારો અને મારો પરમ પુરુષાર્થ છે, સ્વાર્થ છે, સુયશ છે, પરમાર્થ છે, લોકમાં તથા વેદમાં સારૂં ગણાય એમ છે અને મહારાજ દશરથને વાસ્તે પણ સારૂં છે. ॥ ૨ ॥ ગુરુ, માતા, પિતા અને સ્વામી, એઓની આજ્ઞા પાળવારુપ સુમાર્ગમાં ચાલીએ, તો પગ કદી પણ ખાડામાં પડે નહીં આમ વિચારી સર્વ શોકનો ત્યાગ કરી, અયોધ્યામાં જઇને ચૌદ વર્ષ સૂધી તેનું પાલન કરો. ॥ ૩ ॥ દેશ, ખજાના, પુરજન અને પરિવાર, એઓનો સઘળો બોજો, ગુરુનાં ચરણોની રજમાં લાગ્યો છે, એમ સમજો. તમે મુનિની, માતાઓની તથા મંત્રીઓની સલાહ લઈ, તે પ્રમાણે પૃથ્વીનું પ્રજાઓનું તથા રાજધાનીનું રક્ષણ કરજો. ॥ ૪ ॥

दो०—मुखिया मुख सो चाहिये, खान पानको एक ॥
पालै पोसै सकल अंग, तुलसी सहित विवेक ॥ ३१९ ॥

મુખી માણસ મુખ જેવો જોઇએ. કે જે પોતે એક જ ખાય, પીએ અર્થાત્ સર્વ વસ્તુઓનો ઉપયોગ કરે, પણ તેમ કરીને વિવેક પૂર્વક સઘળાં અંગોનું પાલન પોષણ કરે. ॥ ૩૧૯ ॥

चौ०—राजधर्म सर्वस इतनोई । जिमि मनमाहँ मनोरथ गोई ॥
बंधु प्रबोध कीन्ह बहु भांती । बिनु अधार मन तोष न शांती ॥ १ ॥
भरतशील गुरु सचिव समाजू । सकुचि सनेह विवस रघुराजू ॥
प्रभुकर कृपा पावरी दीन्ही । सादर भरत शीश धरि लीन्ही ॥ २ ॥
चरण पीठ करुणानिधानके । जनु युग यामिक प्रजा प्राणके ॥
संपुट भरत सनेह रतनके । आखर युग जनु जीव यतनके ॥ ३ ॥
कुल कपाट कर कुशल करमके । विमल नयन सेवा सुधर्मके ॥
भरत मुदित अवलंब लहेते । अस सुख जस सिय राम रहेते ॥ ४ ॥

જેમ મનોરથોનું સર્વસ્વ મનમાં સમાયેલું છે, તેમ રાજ ધર્મોનું સર્વસ્વ, ઉપરના વાકયમાં સમાયેલું છે." આ પ્રમાણે રામચંદ્રજીએ, ઘણી ઘણી રીતે ભરતજીને સમજાવ્યા, પણ આધાર મળ્યા વિના ભરતજીના મનમાં સંતોષ કે શાંતિ પ્રાપ્ત થયાં નહીં. ॥ ૧ ॥ ભરતજીનું શીલ જોઈ, ગુરુ, મંત્રીઓ તથા સભાસદો સંકોચ પામ્યા અને રામચંદ્રજી, સ્નેહને લીધે પરવશ થઈ ગયા. રામચંદ્રજીએ, કૃપા કરીને પોતાની પાદુકાઓ

( ચાંખડીઓ ), ભરતજીને આપી અને ભરતજીએ પ્રેમથી તે ચાંખડીઓને માથે ચડાવી લીધી. ॥૨॥ એ રામચંદ્રજીની ચરણપાદુકાઓ જાણે પ્રજાઓનાં પ્રાણોનું રક્ષણ કરનારા બે પેહેરેગીરો હોય, જાણે ભરતજીના સ્નેહરુપી રત્નની રક્ષા કરનારા બે સંપુટ ( ડાબલા ) હોય, જાણે સર્વ જીવોનો ઉદ્ધાર કરનારા ‘રી’ તથા ‘મ’ એ બે અક્ષરો જ રુપાંતરથી ગોઠવાયા હોય, ॥ ૩ ॥ જાણે પુણ્ય કર્મોનાં કમાડોની બે કુંચીઓ હોય અને જાણે સેવા-રુપી ઉત્તમ ધર્મનાં નેત્રો હોય એવી જણાતી હતી. ભરતજી, પાદુકાઓરુપ અવલંબન મળવાથી પ્રસન્ન થયા અને તેમને, સીતાજીના તથા રામના અયોધ્યામાં રહેવાથી જેવું સુખ થાય તેવું જ સુખ થયું. ॥ ૪ ॥

दो०–मांगेउ बिदा प्रणाम करि, राम लिये उरलाय ॥
लोग उचाटे अमरपति, कुटिल कुअवसर पाय ॥ ३२० ॥

ભરતજીએ પ્રણામ કરીને વિદાય માગતાં, રામચંદ્રજીએ તેમને છાતીમાં લગાવી લીધા. કુટિલ ઇંદ્રે, આ ખરાબ અવસરનો લાભ લઈ, ચિત્રકૂટમાંથી લોકોને રવાના કરવાનું કરી, ઉચ્ચાટન પ્રયોગનું સાફલ્ય કર્યું. ॥ ૩૨૦ ॥

चौ०–सो कुचाल सबको भइ नीकी । अवधिआश सब जीवनजीकी ॥
नतरू लषण सिय राम वियोगा । हहरि मरत सब लोग कुरोगा ॥ १ ॥
राम कृपा अवरेव सुधारी । बिबुध धार भइ गुणद गुहारी ॥
भेंटत भुज भरि भाइ भरतसो । राम प्रेम रस कहि न परतसो ॥ २ ॥
तन मन वचन उमँगि अनुरागा । धर्म धुरंधर धीरज सागा ॥
वारि विलोचन मोचत वारी । देखि दशा सुरसभा दुखारी ॥ ३ ॥
मुनि गण गुरु धुरि धीर जनकसे । ज्ञान अनल मन कसे कनकसे ॥
जे विरंचि निरलेप उपाये । पद्मपत्र जिमि जल जग जाये ॥ ४ ॥

ઇંદ્રની આ કુચાલ, સર્વ લોકોને વાસ્તે સારી થઈ. કેમ કે, જો ઇંદ્રે સર્વના મનમાં ભય તથા ભ્રમ ઉત્પન્ન ન કરી દીધાં હોત, તો કોઇને ચૌદ વર્ષ પૂરાં થતાં સુધી પોતાના જીવતાં રહેવાની આશા ન હતી, તેથી સર્વ લોકો લક્ષ્મણજીના સીતાજીના અને રામના વિયોગરુપી કુરોગથી ચિત્રકૂટમાં તરફડીને મરી જાત, પણ કોઈ અયોધ્યામાં પાછાં જાત નહીં. ॥ ૧ ॥ ઇંદ્રે ઉત્પન્ન કરેલા વિઘ્નને પણ રામની કૃપાએ સુધારીને લોકોનું હિતકારક કરી દીધું. દેવતાઓની ધાર (માયા,) રામને લોકોનું રક્ષણ કરવામાં સહાય આપવાથી, ગુણદાયક થઈ પડી. ભરતજીને, બન્ને હાથથી છાતીમાં દાબીને મળવાના સમયમાં રામના ચિત્તમાં જે પ્રેમ રસ થયો હતો, તેનું વર્ણન બની શકે એમ નથી. ॥ ૨ ॥ રામચંદ્રજીના શરીરમાં મનમાં અને વચનમાં પણ એવો પ્રેમ વ્યાપ્યો કે, તેથી રામચંદ્રજી, ધર્મધુરંધર છતાં પણ, ધીરજ રાખી શક્યા નહીં. પણ કમળ જેવાં નેત્રોમાંથી અશ્રુઓ ચલાવવા લાગ્યા. રામચંદ્રજીની આ દશા જોઈ, ‘રખેને પાછા અયોધ્યામાં જાય,’ એવી શંકાથી દેવતાઓની સભા દુઃખ પામી. ॥ ૩ ॥ આ સમયમાં ધૈર્યધુરન્ધર મુનિઓ, ગુરુ અને

જનક રાજા જેવા બ્રહ્મવેત્તા પુરુષો, કે જેઓએ, પોતાનાં અંતઃકરણોરૂપી સુવર્ણોને જ્ઞાનરૂપી અગ્નિથી અત્યંત શુદ્ધ કરી રાખ્યાં હતાં અને જેઓ બ્રહ્માએ ઉત્પન્ન કરેલા આ જગતમાં જન્મથી જ જેમ કમળપત્રો જળથી નિર્લેપ રહે છે, તેમ સુખદુઃખાદિકથી નિર્લેપ રહેનારા હતા. ॥ ૪ ॥

दो०–तेउ विलोकि रघुवर भरत, प्रीति अनूप अपार ॥
भये मगन तन मन वचन, सहित विराग विचार ॥ ३२१ ॥

તેઓ પણ રામચંદ્રજીની અને ભરતજીની અનુપમ તથા અપાર પ્રીતિને જોઇને વૈરાગ્ય તથા બ્રહ્મવિચાર સહિત શરીરથી, મનથી તથા વચનથી, તે પ્રીતિમાં જ મગ્ન થઈ ગયા. ॥ ૩૨૧ ॥

चौ०–जहाँ जनक गुरु गति मति भोरी । प्राकृत प्रीति कहत बड़ि खोरी ॥
वर्णत रघुवर भरत वियोगू । सुनि कठोर कवि जानहिं लोगू ॥ १ ॥
सो सकोच वश अकथ सुबानी । समय सनेह सुमिरि सकुचानी ॥
भेंटि भरत रघुवर समुझाये । पुनि रिपु दमन हर्षि हिय लाये ॥ २ ॥
सेवक सचिव भरत रूख पाई । निज निज काज लगे सब जाई ॥
सुनि दारूण दुख दुहूँ समाजा । लगे चलनके साजन साजा ॥ ३ ॥
प्रभु पद पद्म वंदि दोउ भाई । चले शीश धरि राम रजाई ॥
मुनि तापस वन देव निहोरी । सब सन्मानि बहोरी बहोरी ॥ ४ ॥

જેમાં જનક રાજાની અને વસિષ્ઠ ગુરુની મતિની ગતિ પણ કશું કામ કરી શકે નહીં, એવી થઈ ગઈ, તે પ્રીતિને પ્રાકૃત પ્રીતિ કહેવામાં કહેનારને મોટો દોષ લાગે એમ છે. હું આ રામચંદ્રજીના અને ભરતજીના વિયોગનું જે થોડુંક વર્ણન કરવા લાગ્યો છું, તે સાંભળીને લોકો મને પણ કઠોર કવિ જ સમજશે.॥૧॥ સંકોચને વશ થયેલા રામચંદ્રજીનો અને ભરતજીનો, તે સમયનો સ્નેહ અવર્ણનીય જ છે, એમ સ્મરણ કરીને મારી વાણી વર્ણન કરવામાં સંકોચાય છે. રામચંદ્રજીએ ભરતજીને મળીને સમજાવ્યા અને પછી રાજી થઇને શત્રુઘ્નને છાતીમાં ઘાલ્યા. ॥ ૨ ॥ સેવકો, મંત્રીઓ તથા ભરતજી, એઓ સર્વે રામની આજ્ઞા લઈ, ત્યાંથી જઇને પોતપોતાનાં કામોમાં લાગ્યા. ચાલવાનું સાંભળી દારુણ દુઃખ પામેલા બન્ને સમાજો, ચાલવાની તૈયારીઓ કરવા લાગ્યા. ॥ ૩ ॥ ભરતજી તથા શત્રુઘ્ન બન્ને ભાઇઓ, રામચન્દ્રજીના ચરણારવિન્દોમાં પ્રણામ કરી, રામચન્દ્રજીની આજ્ઞાને માથે ચડાવી, મુનિઓને, તપસ્વિઓને તથા સર્વે વનદેવતાઓને વારંવાર સ્તુતિપૂર્વક સન્માન આપી, ॥ ૪ ॥

दो०–लषणहि भेंटि प्रणाम कर, शिर धरि सिय पद धूरि ॥
चले सप्रेम अशीश सुनि, सकल सुमंगल मूरि ॥ ३२२ ॥

લક્ષ્મણજીને મળી તથા પ્રણામ કરી, સીતાજીનાં ચરણોની રજને માથે ચડાવી, અને સર્વ મંગળો દેનારી સીતાજીની પ્રેમ ભરેલી આશિસોને સાંભળીને ત્યાંથી ચાલ્યા.

चौ०—सानुज राम नृपहि सिर नाई । कीन्ही बहुविधि विनय बडाई ॥
देव दया वश बड दुख पायऊ । सहित समाज काननहिं आयऊ ॥ १ ॥
पुर पगु धारिय देइ अशीशा । कीन्ह धीर धरि गमन महीशा ॥
मुनि महिदेव साधु सन्माने । विदा किये हरि हर सम जाने ॥ २ ॥
सासु समीप गये दोउ भाई । फिरे वंदि पद आशिष पाई ॥
कौशिक वामदेव जाबाली । परिजन पुरजन सचिव सुचाली ॥ ३ ॥
यथायोग्य करि विनय प्रणामा । विदा किये सब सानुज रामा ॥
नारि पुरुष लघु मध्य बडेरे । सब सन्मानि कृपानिधि फेरे ॥ ४ ॥

લક્ષ્મણજી સહિત રામચંદ્રજીએ, જનક રાજાને પ્રણામ કરીને ઘણુ ઘણુ વિનયથી મોટાઈ આપી કે, "હે મહારાજ! આપે અમારા ઉપરની દયાને વશ થઈ સમાજ સહિત વનમાં આવીને બહુ દુઃખ વેઠયું છે, ॥ ૧ ॥ અમોને આશીર્વાદ આપીને પુર તરફ પધારો," એ વચનો સાંભળી, ધીરજ ધરીને જનક રાજા ત્યાંથી ચાલ્યા. રામચન્દ્રજીએ બ્રાહ્મણોને તથા સાધુઓને વિષ્ણુ તથા સદાશિવ સમાન ગણી, સન્માન આપીને વિદાય કર્યા ॥ ૨ ॥ પછી, રામચન્દ્રજી તથા લક્ષ્મણજી, સાસુની પાસે જઈ, તેમનાં ચરણોમાં પ્રણામ કરી, આશિસો લઈને ત્યાંથી પાછા ફર્યા. લક્ષ્મણજી સહિત રામચંદ્રજીએ, વિશ્વામિત્ર, વામદેવ, જાબાલિ, પરિજન, પુરજન, સદાચરણવાળા મંત્રીઓ, ॥ ૩ ॥ એઓને પણ યથાયોગ્ય વિનયપૂર્વક પ્રણામ કરીને વિદાય કર્યા. કૃપાના ભંડારરૂપ રામચંદ્રજી, ઉત્તમ, મધ્યમ તથા નિકૃષ્ટ, સર્વ સ્ત્રી પુરુષોને માન આપીને ત્યાંથી રવાના કર્યાં. ॥ ૪ ॥

दो०—भरत मातु पद वंदि प्रभु, शुचि सनेह मिलि भेंटि ॥
विदा कीन्ह सजि पालकी, सकुच शोच सब मेटि ॥ ३२३ ॥

રામચંદ્રજીએ, ભરતની માતા કૈકેયીનાં ચરણોમાં પ્રણામ કરી, તેને, પવિત્ર સ્નેહથી મળી તથા ભેટી, પાલખી તૈયાર કરાવી, સઘળા સંકોચને તથા ચિન્તાને છોડાવી દઈને ત્યાંથી વિદાય કરી. ॥ ૩૨૩ ॥

चौ०—परिजन मातु पितुहि मिलि सीता । फिरी प्राणप्रिय प्रेम पुनीता ॥
करि प्रणाम भेटी सब सासू । प्रीति कहत कवि हिय न हुलासू ॥ १ ॥
सुनि शिख अभिमत आशिष पाई । रही सीय दुहुँ प्रीति समाई ॥
रघुपति पटु पालकी मँगाई । करि प्रबोध सब मातु चढाई ॥ २ ॥
बार बार हिलमिल दोउ भाई । सब सनेह जननी पहुँचाई ॥
साजि वाजि गज वाहन नाना । भूप भरत दल कीन्ह पयाना ॥ ३ ॥
हृदय राम सिय लषण समेता । चले जाहिं सब लोग अचेता ॥
वसह वाजि गज पशु हिय हारे । चले जाहिं परवश मन मारे ॥ ४ ॥

રામચન્દ્રજી ઉપર પવિત્ર પ્રેમવાળાં સીતાજી, પરિજનને તથા માતાપિતાને મળી ત્યાંથી પાછાં આવી, સર્વ સાસુઓને પ્રણામ કરીને મળ્યાં. આ સમયની પ્રીતિનું વર્ણન

કરતાં, મારા હૃદયમાં ઉલ્લાસ પ્રાપ્ત થતો નથી. ॥ ૧ ॥ સીતાજી શીખામણો સાંભળી તથા આશિસો લઈ, જાણે પીયર તરફની અને સાસરાં તરફની પ્રીતિમાં મગ્ન થઈ ગયાં હોય એવાં જણાવા લાગ્યાં. રામચન્દ્રજીએ, સુંદર પાલખી મંગાવી, સારી રીતે સમજાવીને સઘળી માતાઓને તેઓમાં બેસાડી. ॥ ૨ ॥ બન્ને ભાઇઓએ તુલ્ય સ્નેહથી હળી મળીને માતાઓને વિદાય કરી. જનક રાજાના અને ભરતજીના સૈન્યોએ, હાથીઓને, ઘોડાઓને તથા બીજાં પણ અનેક વાહનોને સજ્જ કરીને પ્રયાણ કર્યું. ॥ ૩ ॥ રામચન્દ્રજી, લક્ષ્મણજી અને સીતાજી, મનમાં લાગી રહ્યાં હતાં, તેથી સર્વે લોકો, જાણે ચેતના રહિત હોય એવાં થઈને ચાલવા લાગ્યાં. ખચ્ચર, ઘોડા તથા હાથી વગેરે પશુઓ, પણ હૃદયમાં હારી જવાથી પરવશ થઈ, મન મારી મારીને ચાલવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०—गुरु गुरु तिय पद वंदि प्रभु, सीता लषण समेत ॥
फिरे हर्ष विस्मय सहित, आये पर्ण निकेत ॥ ३२४ ॥

સીતાજી તથા લક્ષ્મણજી સમેત રામચંદ્રજી, ગુરુનાં તથા ગુરુપત્નીનાં ચરણોમાં પ્રણામ કરી, હર્ષ તથા ખેદ સહિત પોતાની પર્ણશાળામાં આવ્યા. ॥ ૩૨૪ ॥

चौ०—विदा कीन्ह सन्मानि निषादू । चलेउ हृदय वड विरह विषादू ॥
कोल किरात भिल्ल वनचारी । फेरे फिरे जुहारी जुहारी ॥ १ ॥
प्रभु सिय लषण बैठि वट छाहीं । प्रिय परिजन वियोग बिलखाहीं ॥
भरत सनेह स्वभाव सुवानी । प्रिय अनुज सन कहत बखानी ॥ २ ॥
प्रीति प्रतीति वचन मन करणी । श्रीमुख राम प्रेम वश वरणी ॥
तेहि अवसर खग मृग जल मीना । चित्रकूट चर अचर मलीना ॥ ३ ॥
विबुध विलोकि दशा रघुवरकी । वरषि सुमन कहि गति घर घरकी ॥
प्रभु प्रणाम करि दीन्ह भरोसो । चले मुदित मन डर न खरोसो ॥ ४ ॥

પછી પ્રભુએ ગુહ રાજાને વિદાય કરતાં, તે ગુહ પણ હૃદયમાં વિરહ સંબંધી મોટો ખેદ ધરીને ત્યાંથી ચાલ્યો. કોળીઓ, કિરાતો, ભિલ્લો તથા બીજા પણ વનચર લોકો રામચંદ્રજીએ વિદાય કરવાથી જુહાર કરીને ત્યાંથી પાછા ફર્યા. ॥ ૧ ॥ પ્રિય કુટુંબીઓના વિરહથી ખેદ પામેલા રામચંદ્રજી, લક્ષ્મણજી, અને સીતાજી એઓ વડની છાયામાં બેઠાં. રામચંદ્રજી, સીતાજીના પાસે અને લક્ષ્મણજીની પાસે મધુર વચનોથી ભરતજીના સ્નેહના તથા સ્વભાવનાં વખાણ કરવા લાગ્યા. ॥૨॥ પ્રેમને વશ થયેલા રામચંદ્રજીએ ભરતજીની પ્રીતિ, પ્રતીતિ (વિશ્વાસ), વાણી, મન અને કરણી, એનું શ્રીમુખથી વર્ણન કરવા માંડ્યું, તે સમયમાં પશુઓ, પક્ષીઓ, જળમત્સ્યો, ચિત્રકૂટ અને બીજાં પણ સઘળાં સ્થાવર જંગમો અત્યંત શિથિલ થઈ ગયાં. ॥૩॥ દેવતાઓએ, રામચંદ્રજીની દશા જોઈ, પુષ્પની વૃષ્ટિ કરીને તેમની પાસે પોતાનાં ઘર ઘરની સ્થિતિનું નિવેદન કર્યું ( પ્રત્યેકને રાક્ષસોથી જે જે દુઃખો થયાં હતાં, તેઓનું નિવેદન કર્યું ). રામચન્દ્રજીએ પ્રણામ કરીને ભરોંસો આપતાં, જેઓના મનમાં તૃણ જેટલો પણ ડર રહ્યો નહીં એવા દેવતાઓ, રાજી થઇને ત્યાંથી પોતપોતાનાં સ્થાનકોપર ગયા. ॥ ૪ ॥

दो०-सानुज सीय समेत प्रभु, राजत पर्ण कुटीर ॥
भक्ति ज्ञान वैराग्य जनु, सोहत धरे शरीर ॥ ३२५ ॥

સીતાજી રામચંદ્રજી અને લક્ષ્મણજી, પર્ણશાળામાં બીરાજ્યાં હતાં, ત્યાં તેઓ જાણે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય, એઓ દેહ ધરીને બેઠાં હોય એવાં શોભતાં હતાં.॥૩૨૫॥

चौ०-मुनि महिसुर गुरु भरत भूआलू । राम विरह सब साज विहालू ॥
प्रभु गुण ग्राम गुनत मनमाहीं । सब चुप चाप चले मग जाहीं ॥ १ ॥
यमुना उतरि पार सब भयऊ । सो वासर बिनु भोजन गयऊ ॥
उतरि देवसरि दूसर वासू । राम सखा सब कीन्ह सुपासू ॥ २ ॥
सई उतरि गोमतीं नहाये । चौथे दिवस अवध पुर आये ॥
जनक रहे पुर वासर चारी । राज काज सब साज सँभारी ॥ ३ ॥
सौंपि सचिव गुरु भरतहि राजू । तिरहुति चले साजि सब साजू ॥
नगर नारि नर गुरु सिख मानी । वसे सुखेन राम रजधानी ॥ ४ ॥

મુનિઓ, બ્રાહ્મણો, વસિષ્ઠ મુનિ અને જનક રાજા, એઓના સર્વ સાજો, રામના વિરહને લીધે બેહાલ થઈ રહ્યા હતા. સર્વે માણસો મનમાં રામચંદ્રજીના ગુણોના સમૂહનું સ્મરણ કરતાં કરતાં ચૂપાચૂપ રસ્તામાં ચાલ્યાં જતાં હતાં. ॥ ૧ ॥ સર્વે લોકો યમુનાજીને ઉતરીને પાર થયાં. એઓનો એ દિવસ ભોજન વિના જ વ્યતીત થયો. બીજે દિવસ ગંગાજી ઉતરીને રાત રહ્યાં. ત્યાં રામના મિત્ર ગુહ રાજાએ સઘળી સરભરા કરી. ॥ ૨ ॥ ત્રીજે દિવસે સઇ નદી ઉતરીને ગોમતીમાં નાહ્યાં અને ત્યાં જ ઉતારો કર્યો. ચોથે દિવસે અયોધ્યામાં આવ્યાં. જનક રાજા ચાર દિવસ અયોધ્યામાં રહી સઘળું રાજકાજ સંભાળી, ॥૩॥ ભરતજી, મંત્રીઓ તથા ગુરુ, એઓના હાથમાં સોંપી, સર્વ સાજ સજીને ત્યાંથી જનકપુરમાં ગયા. શેહેરનાં સઘળાં સ્ત્રી પુરુષો ગુરુની શીખામણ માનીને સુખથી અયોધ્યામાં રહ્યાં. ॥ ૪ ॥

दो०-राम दरश हित लोग सब, करत नेम उपवास ॥
तजि तजि भूषण भोग सुख, जियत अवधिकी आस ॥ ३२६ ॥

સર્વે માણસો રામનાં દર્શનને વાસ્તે ભૂષણોને તથા ભોગ સુખોને છોડી છોડીને નિયમો વ્રતો તથા ઉપવાસો કરવા લાગ્યાં અને ફક્ત અવધિની આશાથી જ જીવવા લાગ્યાં. ॥ ૩૨૬ ॥

चौ०-सचिव सुसेवक भरत प्रबोधे । निज निज काज पाय सिख सोधे ॥
पुनि सिख दीन्ह बोलि लघु भाई । सौंपी सकल मातु सेवकाई ॥ १ ॥
भूसुर बोलि भरत कर जोरे । करि प्रणाम वर विनय निहोरे ॥
ऊंच नीच कारज भल पोचू । आयसु देव न करब संकोचू ॥ २ ॥
परिजन पुर जन प्रजा बुलाये । समाधान करि सुवस बसाये ॥
सानुज गये गुरु गेह बहोरी । करि दंडवत कहत कर जोरी ॥ ३ ॥

आयसु होय तौ रहौं सनेमा । बोले मुनि तनु पुलकी समेमा ॥
समुझब कहब करब तुम सोई । धर्म सार जग होइहि जोई ॥ ४ ॥

મંત્રીઓ તથા સેવકો, ભરતજીના સમજાવવાથી પોતપોતાનાં કામોમાં વળગી જઇને ભરતજીની આજ્ઞા પ્રમાણે વર્ત્તવા લાગ્યા. પછી ભરતજીએ, શત્રુઘ્નને બોલાવી શીખામણ દઇને, તેમને સઘળી માતાઓની સેવા કરવાનું કામ સોંપ્યું. ॥ ૧ ॥ ભરતજીએ, બ્રાહ્મણોને બોલાવી, પ્રણામ કરી, હાથ જોડી, પ્રેમપૂર્વક ઉત્તમ વિનતિ કરી કે, "હે મહારાજો ! ઉંચું નીચું સારૂં કે નરસું, જે કાંઈ કામ હોય, તેના સંબંધમાં તમો મને આજ્ઞા કરવામાં કશો સંકોચ કરશો માં." ॥ ૨ ॥ પરિજનને પુરજનોને અને પ્રજાને બોલાવી, સર્વનાં ચિત્તોનું સમાધાન કરીને, તેઓને સારી રીતે રાખ્યા. પછી શત્રુઘ્નની સાથે ગુરુને ઘેર જઈ, દંડવત્ કરી, હાથ જોડીને બોલ્યા કે, ॥ ૩ ॥ આપની આજ્ઞા હોય તો હું અવધિ સમાપ્ત થતાં સૂધી નિયમોથી રહું." મુનિ, શરીરમાં રોમાંચિત થઈ, બોલ્યા કે, "તમે જે કાંઈ જગતમાં ધર્મના સારરુપ હશે, તે જ સમજાવશો, તેજ કહેશો અને તે જ કરશો." ॥ ૪ ॥

दो०-मुनि सिख पाय अशीश बडि, गणक बोलि दिन साधी ॥
सिंहासन प्रभु पादुका, बैठारी निरूपाधी ॥ ३२७ ॥

ભરતજીએ મુનિની આજ્ઞા તથા મોટી આશિસ્ મેળવી, જોશીઓને બોલાવી, દિનશુદ્ધિ જોવરાવીને શુભ મુહૂર્તમાં સિંહાસનપર નિર્વિઘ્ન રીતે રામચંદ્રજીની પાદુકાઓને પધરાવી. ॥ ૩૨૭ ॥

चौ०-राम मातु गुरु पद शिर नाई । प्रभु पद पीठी रजायसु पाई ॥
नंदि ग्राम करि पर्ण कुटिरा । कीन्ह निवास धर्म धुर धीरा ॥ १ ॥
जटा जूट शिर मुनि पट धारी । महि खनि कुश साथरी सँभारी ॥
अशन वसन वासन व्रत नेमा । करत कठिन ऋषि धर्म समेमा ॥ २ ॥
भूषण वसन भोग सुख भूरी । मन तन वचन तजे तृण तूरी ॥
अवध राज सुरराज सिहाहीं । दशरथ धन लखि धनद लजाहीं ॥ ३ ॥
तेहि पुर वसत भरत विनु रागा । चंचरीक जिमि चंपक बागा ॥
रमा विलास राम अनुरागी । तजत बमन इव जन बड भागी ॥ ४ ॥

ધીર અને ધર્મધુરન્ધર ભરતજી, રામનાં, માતાનાં તથા ગુરુનાં ચરણોમાં માથું નમાવી, રામનાં ચરણની પાદુકાઓની આજ્ઞા લઈ, નંદી ગ્રામમાં પર્ણકુટી બનાવીને ત્યાં રહેવા લાગ્યા. ॥ ૧ ॥ મસ્તકપર જટાજૂટ રાખ્યો. વલ્કલ વસ્ત્રો પહેરી લીધાં. પૃથ્વીમાં ખાડો ખોદી, તેમાં દર્ભના બીછાનાપર સૂવા લાગ્યા. ખાવામાં પહેરવામાં, ભોજનાદિકનાં પાત્રોમાં વ્રતોમાં અને નિયમોમાં ઋષિઓના કઠિન ધર્મો પ્રમાણે જ પ્રેમપૂર્વક પ્રવર્તવા લાગ્યા. ॥ ૨ ॥ ઘણાં ઘણાં ભૂષણોને, વસ્ત્રોને, ભોગોને અને સુખોને, મનથી, શરીરથી, તથા વચનથી તરણાંઓની પેઠે તજી દીધાં. ઇંદ્ર પણ જેની પ્રશંસા કરે એવા

અયોધ્યાના રાજ્યમાં અને જેને જોઈ કુબેરજી પણ લજાઈ જાય એવા દશરથ રાજાના ધનમાં જેમ ભ્રમર ચંપકના બાગમાં કશો રાગ ન રાખે,॥૩॥ તેમ કશો રાગ નહીં રાખતાં, ભરતજી નંદીગ્રામમાં રહેવા લાગ્યા. રામમાં જ પ્રેમ રાખનારા મહા ભાગ્યશાળી ભક્ત લોકો પણ, લક્ષ્મીના વિલાસ ધનાદિક પદાર્થોને વમન કરેલાં અન્નની પેઠે છોડી દે છે ત્યારે.

दो०-राम प्रेम भाजन भरत, बडी न यह करतूति ॥
चातक हंस सराहियत, टेक विवेक विभूति ॥ ३२८ ॥

ભરતજી કે જે પોતે રામના પ્રેમના પાત્રરુપ હતા, તે ધનાદિક પદાર્થોને છોડી દે એમાં કશી મોટી વાત કે મોટું કામ નથી. જેમ બપૈયાઓ ટેકની વિભૂતિથી અને હંસો વિવેકની વિભૂતિથી વખણાય છે, તેમ ભક્ત જનો ટેક અને વિવેક, એ બન્નેની વિભૂતિથી વખણાય છે. ॥ ૩૨૮ ॥

चौ०-देह दिनहिं दिन दूबरी होई । घट न तेज बल मुख छबि सोई ॥
नित नव राम प्रेम पण पीना । बढत धर्म दल मन न मलीना ॥ १ ॥
जिमि जल निघटत शरद प्रकाशे । विलसत बेत सुबनज विकाशे ॥
शम दम संयम नेम उपासा । नखत भरत हिय विमल अकासा ॥२॥
ध्रुव विश्वास अवधि राकासी । स्वामी सुरति सुर बीथि विकासी ॥
राम प्रेम विधु अचल अदोषा । सहित समाज सोह नित चोखा ॥ ३ ॥
भरत रहनि समुझनि करतूती । भक्ति विरति गुण विमल विभूति ॥
वर्णत सकल सुकवि सकुचाहीं । शेष गणेश गिरा गम नाहीं ॥ ४ ॥

ભરતજીનું શરીર દિવસે દિવસે દૂબળું થવા લાગ્યું, પણ તેમનાં તેજ અને બળ, જરા પણ ન્યૂન ન થવા લાગ્યાં, મુખની કાંતી એવી ને એવી દેખાવા લાગી. રામચંદ્રજી ઉપરનો પ્રેમરુપી પણ નિત્ય પુષ્ટ અને નવીન નવીન થવા લાગ્યો, ધર્મનાં અંગો વધવા લાગ્યાં અને મન કદી પણ મલીન ન થવા લાગ્યું. ॥ ૧ ॥ જેમ શરદ્ ઋતુ ખુલતાં જળ ન્યૂન થવા લાગે છે, પણ આકાશ શોભવા લાગે છે અને કમળો પ્રફુલ્લિત થવા લાગે છે, તેમ વ્રતનો વૈભવ ખુલતાં ભરતજીનું શરીર દુર્બલ થવા લાગ્યું, પણ મુખ શોભવા લાગ્યું અને શ્રદ્ધા તથા ભક્તિ આદિ ધર્મનાં અંગો પ્રફુલ્લિત થવા લાગ્યાં, વ્રતના વૈભવરુપી શરદ્ ઋતુ ખુલતાં ભરતજીના હૃદયરુપી નિર્મળ આકાશમાં શમ, દમ, સંયમો, નિયમો તથા ઉપવાસોરૂપી ક્ષેત્રો પ્રકાશવા લાગ્યાં,॥૨॥ વિશ્વાસરૂપી ધ્રુવનો તારો ચળકવા લાગ્યો, ચૌદ વર્ષની અવધિરૂપી પૂનેમ દીપવા લાગી, રામના સ્મરણરૂપી દેવવીથી ( આકાશમાં જે, સફેદ સડક જેવું દેખાય છે, તે, ) શોભી રહેવા લાગી, અને રામ ઉપરના પ્રેમરૂપી અવિચળ, નિષ્કલંક પૂર્ણ તથા નિર્મળ ચન્દ્ર, પોતાના સમાજ સહિત નિત્ય અખંડ પ્રકાશ કરવા લાગ્યો. ॥ ૩ ॥ ભરતજીની રહેણી, સમજણ, કરણી, ભક્તિ, વિરક્તિ અને નિર્મલ ગુણોની વિભૂતિ, એઓનું વર્ણન કરવામાં સઘળા ઉત્તમ કવિઓ પણ સંકોચાય છે અને શેષનાગ, ગણપતિ તથા સરસ્વતી, એઓની બુદ્ધિ પણ પહોચતી નથી. ॥ ૪ ॥

दो०-नित पूजत प्रभु पावरी, प्रीति न हृदय समाति ॥
मांगि मांगि आयसु करत, राज काज बहु भांति ॥ ३२९ ॥

ભરતજી નિત્ય રામચન્દ્રજીની પાદુકાઓનું પૂજન કરતા હતા, તે સમયે તેમના હૃદયમાં પ્રેમ સમાતો ન હતો એ પાદુકાઓની આજ્ઞા માગી માગીને અનેક પ્રકારનાં રાજકાર્યો કરતા હતા. ॥ ૩૨૯ ॥

चौ०–पुलकि गात हिय सिय रघुवीरु । जीह नाम जपु लोचन नीरु ॥
लषण राम सिय कानन वसहीं । भरत भवन वसि तन तप कसहीं ॥ १ ॥
दुहुँ दिशि समुझि कहत सब लोगू । सब विधि भरत सराहन योगू ॥
सुनि व्रत नेम साधु सकुचाहीं । देखि दशा मुनिराज लजाहीं ॥ २ ॥
परम पुनीत भरत आचरणू । मधुर मंजु मुद मंगल करणू ॥
हरण कठिन कलि कलुष कलेशू । महा मोह निशि दलन दिनेशू ॥ ३ ॥
पापपुंज कुंजर मृग राजू । शमन सकल संताप समाजू ॥
जन रंजन भंजन भव भारु । राम सनेह सुधाकर सारु ॥ ४ ॥

ભરતજીનાં ગાત્રોમાં રોમાંચ, હૃદયમાં સીતા રામ, જિહ્વામાં નામનો જપ અને નેત્રોમાં અશ્રુઓ સર્વદા રહેતાં હતાં. રામચન્દ્રજી, સીતાજી, તથા લક્ષ્મણજી વનમાં રહેતાં હતાં અને ભરતજી ઘરમાં રહીને તપથી શરીરનું કર્ષણ કરતા હતા. ॥૧॥ રામચન્દ્રજીની તરફનો અને ભરતજીની તરફનો વિચાર કરીને લોકો કહેતાં હતાં કે, "રામચન્દ્રજીના કરતાં પણ સર્વ પ્રકારે ભરતજી વખાણવા યોગ્ય છે." ભરતજીનાં વ્રતોનું તથા નિયમોનું શ્રવણ કરી, સાધુ લોકો પણ, સંકોચાતા હતા અને ભરતજીની દશાને જોઇને મુનિરાજો પણ લજાતા હતા. ॥ ૨ ॥ ભરતજીનું પરમ પવિત્ર અને મધુર આચરણ, સુંદર આનંદ મંગળને કરનારૂં છે, કલિયુગનાં પાપોરૂપી કઠિન કલેશોને હરનારૂં છે, મહામોહરૂપી રાત્રિને નષ્ટ કરવામાં સૂર્ય સમાન છે, ॥ ૩ ॥ પાપોના સમૂહોરૂપી હાથીઓને તોડવામાં સિંહ સમાન છે, સઘળા સંતાપના સમાજને શાંત કરનારૂં છે, લોકોને પ્રસન્ન કરનારૂં છે, સંસારના ભારને ભાંગી નાખનારૂં છે, અને રામ ઉપરના સ્નેહરૂપી ચન્દ્રના સાર ( અમૃત ) રૂપ છે. ॥ ૪ ॥

छं०–सिय राम प्रेम पियूष पूरण होत जन्म न भरतको ॥
मुनि मन अगम यम नियम शम दम विषम व्रत आचरतको ॥
दुख दाह दारिद दंभ दूषण सुयश मिसु अपहरतको ॥
कलि काल तुलसीसे शठहि हठि राम सन्मुख करतको ॥ १४ ॥

સીતા રામ ઉપરના પ્રેમરૂપી અમૃતથી પૂર્ણ ભરતજીનો જન્મ ન થયો હોત તો મુનિઓનાં અંતઃકરણોને પણ અગમ્ય લાગે એવા યમો, નિયમો, શમ, દમ અને વિષમ વ્રત, એઓને કોણ પાળત ? સુયશના મિષથી દુઃખ, દાહ, દારિદ્રય, દંભ અને દૂષણો એઓને કોણ હરત ? અને આ કલિકાલમાં તુલસીદાસ જેવા ( મારા જેવા ) શઠ લોકોને, બલાત્કારથી રામચન્દ્રજીની સન્મુખ કોણ કરત ? ॥ ૧૪ ॥

सो०–भरत चरित करि नेम, तुलसी जे सादर सुनहिं ॥
सीय राम पद प्रेम, अवशि होंय भवरस विरति ॥ १ ॥

જેથી નિયમ રાખીને આદરથી ભરતજીનાં ચરિત્રનું શ્રવણ કરશે, તેઓને અવશ્ય સીતા રામનાં ચરણોમાં પ્રેમ થશે અને સંસારના વિષયોમાં વૈરાગ્ય થશે. ॥ ૧ ॥

## इति श्रीअयोध्याकाण्ड समाप्त.

॥ श्रीः ॥




श्रीगोस्वामी

# तुलसीदासकृत रामायण ॥

## ગુજરાતી ભાષાંતર.

## अरण्यकांड.



# શિવપુરાણ.

કીં. રૂ. ૫)

નીચેને ઠેકાણેથી મળશે.


## પંડિત નારાયણ મૂલજી,

બુકસેલર.

ઠેકાણું:-કાલકાદેવી રોડ, મુંબઈ, નં. ૨.

દરેક જાતનાં હિંદી, સંસ્કૃત અને ગુજરાતી પુસ્તકો મળશે.

## એન. ડી. મહેતાની કું૦.,

બુકસેલર્સ.

ઠેકાણું:-૩૬૭, કાલકાદેવી રોડ, મુંબઈ, નં. ૨.

દરેક જાતનાં ગુજરાતી તથા અંગ્રેજી પુસ્તકો મળશે, જથ્થાબંધ લેનારને સારૂ કમીશન મળશે.



श्रीगणेशाय नमः ।

# ॥ श्री[illegible]लसीदासकृत रामायण ॥

# अ[illegible]ण्यकांड.

## ગુજરાતી ભાષાંતર.



श्लोकः—मूलं धर्मतरोर्विवेकजलधेः पूर्णेन्दुमानन्ददम् ॥
वैराग्याम्बुजभास्करं ह्यघघनध्वान्तापहं तापहम् ॥
मोहाम्भोधरपुञ्जपाटनविधौ रवेः शं भवं शंकरम् ॥
वन्दे ब्रह्मकुलं कलंकशमनं श्रीरामभूपप्रियम् ॥ १ ॥

શ્રીરામ રાજાને પ્યારા સદાશિવ કે જે ધર્મરૂપી વૃક્ષના મૂળરૂપ છે, વિવેકરૂપી સમુદ્રને વધારવામાં પૂર્ણચંદ્રરૂપ છે, આનંદ દેનારા છે, વૈરાગ્યરૂપી કમળને પ્રફુલ્લિત કરવામાં સૂર્યરૂપ છે, પાપોરૂપી ઘાટા અંધકારને નષ્ટ કરનારા છે, તાપોને હણનારા છે, મોહરૂપી વાદળાંઓના સમૂહને તોડી નાખવામાં પવનરૂપ છે. બ્રહ્માથી પ્રકટ થયેલા છે, અને દોષોને શાંત કરનાર છે, તેમને પ્રણામ કરૂં છું. ॥ ૧ ॥

सान्द्रानन्दपयोदसौभगतनुं पीताम्बरं सुन्दरम् ॥
पाणौ बाणशरासनं कटिलसत्तूणीरभारं वरम् ॥
राजीवायतलोचनं धृतजटाजूटेन संशोभितम् ॥
सीतालक्ष्मणसंयुतं पथि गतं रामभिरामं भजे ॥ २ ॥

ઘાટા તથા આનંદ આપનારા મેઘની પેઠે શ્યામ શરીરવાળા, પીળાં વસ્ત્રોવાળાં, સુંદર, હાથમાં ધનુષ્ય બાણવાળા, કટિ ઉપર શોભતા ભાથાના ભારવાળા, ઉત્તમ કમળો જેવાં વિસ્તીર્ણ નેત્રોવાળા, શિરપર ધરેલાં જટાજૂટથી શોભતા અને સીતાજીની તથા લક્ષ્મણજીની સાથે વનના માર્ગોમાં ચાલતા પ્રિય રામચન્દ્રજીને ભજું છું. ॥ ૨ ॥

सो०—उमा राम गुण गूढ, पंडित मुनि पावहिं विरति ॥
पावहिं मोह विमूढ, जे हरि विमुख न धर्म रति ॥ १ ॥

સદાશિવ કહે છે–હે પાર્વતી ! રામના ગુણો અત્યંત ગૂઢ છે. એ ગુણોનું શ્રવણ કરી, પંડિતો તથા મુનિઓ સંસારના વિષયોમાં વૈરાગ્ય પામે છે, પણ જેઓ મૂઢ, હરિથી વિમુખ તથા ધર્મ ઉપર પ્રીતિ વગરના હોય છે, તેઓ એ ગુણોનું શ્રવણ કરી, 'જો રામ પરમેશ્વર હતા, તો વનવાસાદિકથી શામાટે દુ:ખી થયા ?' ઈત્યાદિક કુતર્કો કરવાથી મોહ પામે છે. અથવા હે પાર્વતી ! રામના ગુણો અત્યંત ગૂઢ છે. એ ગુણોનું શ્રવણ કરી, પંડિતો તથા મુનિઓ વૈરાગ્ય પામે છે. પણ કદાચ જો તેઓ દૈવયોગથી મોહ પામીને મૂઢ થઈ જાય, તોપણ હરિથી વિમુખ થતા નથી અને ધર્મ ઉપર શ્રદ્ધાવાળા રહે છે. (જેમ કે સતી અને ગરુડજી વગેરે). અથવા હે પાર્વતી ! રામના ગુણો અત્યંત ગૂઢ છે. એઓનું શ્રવણ કરી, પંડિતો તથા મુનિઓ, વૈરાગ્ય પામે છે, અને જેઓને મોહ હોય છે, તેઓ પણ વિમૂઢ એટલે મોહવગરના થઈ, હરિથી વિમુખ રહેતા નથી તથા ધર્મ ઉપર પ્રીતિને પ્રાપ્ત થાય છે. ॥ ૧ ॥

**ચૌ०–पूरण भरत प्रीति मैं गाई । मति अनुरुप अनूप सुहाई ॥**
**अब प्रभु चरित सुनहु अति पावन । करत जो वन सुर नर मुनि भावन ॥१॥**
**एक वार चुनि कुसुम सुहाये । निज कर भूषण राम बनाये ॥**
**सीतहि पहिराये प्रभु सादर । बैठे फटिक शिला परमा दर ॥ २ ॥**
**करहिं प्रकाश सुभग मणि झारी । रही छिटक पूनो उजियारी ॥**
**तेहि निशि नारि जयन्ता केरी । आई संग ले सुमुखि घनेरी ॥ ३ ॥**
**रघुपति रूप विलोकि जुडानी । अस्तुति कीन्ह मनोहर बानी ॥**
**मन भावत वर माँग सिधाई । सो सुधि कतहुँ जयन्तै पाई ॥ ४ ॥**
**सुरपति सुत धरि वायस वेषा । शठ चाहत रघुपति बल देखा ॥**
**जिमि पिपीलिका सागर थाहा । महा मंद मति पावन चाहा ॥ ५ ॥**
**सीता चरण चोंच हति भागा । मूढ मन्द मति कारण कागा ॥**
**चला रुधिर रघुनायक जाना । सींक धनुष सायक संधाना ॥ ६ ॥**

ભરતજીની રામચન્દ્રજી ઉપર જે સંપૂર્ણ, અનુપમ અને સુંદર પ્રીતિ હતી, તેનું મેં મારી બુદ્ધિ પ્રમાણે વર્ણન કર્યું.[1] હવે દેવતાઓનું, મનુષ્યોનું તથા મુનિઓનું પાલન કરનારા રામચન્દ્રજીએ, તે દેવતાઓ વગેરેની ભાવનાને અનુસરતાં અથવા તેઓને પ્રિય લાગે એવાં જે અતિ પવિત્ર ચરિત્રો વનમાં કર્યાં છે, તેઓનું શ્રવણ કરો. ॥ ૧ ॥ એક સમયે રામચન્દ્રજીએ, સુંદર પુષ્પો વીણી વીણીને પોતાના હાથે તે પુષ્પોનાં ઘરેણાં બનાવ્યાં. એ ઘરેણાંઓ પ્રેમપૂર્વક સીતાજીનાં અંગોમાં પહેરાવીને[2] ઉત્તમ કાંતિ ધર-

૧ જો 'ભરતજીની પ્રીતિને મેં પૂર્ણ રીતે ગાઈ,' એવો અર્થ કરીએ તો अगम सनेह भरत रघुवरके ઇત્યાદિ પૂર્વોક્ત વચનોને વિરોધ આવે છે. ૨ રાવણ શંકરનો અને જગદંબાનો ભક્ત હતો. રામ રાવણને મારવા ધારતા હતા, તેથી તેમણે ગંગાજીને કિનારે શંકરને પૂજીને વશ કરી લીધા છે અને અહીં સીતાજીને માન આપીને જગદમ્બાને વશ કરે છે, કે જેથી રાવણને મારવામાં તેઓ આડાં આવે નહીં. એમ કલ્પના કરવામાં આવે છે.

નારા રામચન્દ્રજી સ્ફટિક મણિની શિલા ઉપર બેઠા. ॥ ૨ ॥ આ[1] સમયમાં પૂનેમના ચંદ્રની ચાંદની ચોમેર વ્યાપી રહી હતી અને સ્ફટિક મણિની શિલાઓ પણ અત્યંત સુંદર પ્રકાશ કરી રહી હતી. આ રાત્રિમાં ઇંદ્રના પુત્ર જયંતની સ્ત્રી પોતાની સાથે ઘણી ઘણી સુંદર સખીઓને લઈને ત્યાં આવી. ॥ ૩ ॥ એ જયંતની સ્ત્રી, રામચન્દ્રજીનાં રૂપને જોઇ પ્રસન્ન થઈ, મનોહર વાણીથી રામચન્દ્રજીની સ્તુતિ કરી, મનભાવતું વરદાન માગીને ત્યાંથી ચાલી ગઇ. આ ખબર કોઈની પાસેથી જયંતને મળતાં, તેને રામચંદ્રજીની ઉપર ઈર્ષ્યા ઉત્પન્ન થઈ.[2] રામચન્દ્રજીનું બળ જોવાને ઇચ્છતો અને જેમ કીડી સમુદ્રનો અંત પામવા ઇચ્છે, તેમ રામચન્દ્રજીનાં બળનો અંત પામવા ઇચ્છતો અત્યંત મંદ બુદ્ધિવાળો ઇંદ્રનો પુત્ર શઠ જયંત, કાગડાનું રૂપ ધરીને ત્યાં આવ્યો. કારણથી કાગડો બનેલો એ મહા મંદ બુદ્ધિવાળો જયંત, જે સમયે સીતાજીના ખોળામાં માથું ધરી, રામચન્દ્રજી પોઢી ગયા હતા. ॥ ૫ ॥ તે સમયે સીતાજીના અંગમાં પોતાનાં પગથી તથા ચાંચથી પ્રહાર કરીને ત્યાંથી ભાગ્યો. સીતાજીએ રામચન્દ્રજીના નિદ્રા ભંગની બીકથી પોતાનું અંગ જરા પણ હલાવ્યું નહીં, પરંતુ પીઠમાં સીતાજીના રુધિરનો સ્પર્શ થતાં, રામચન્દ્રજી જાગ્યા. જાગતાં જ, બનેલી હકીકત જાણી લઇને રામચન્દ્રજીએ એક સળીને બ્રહ્માસ્ત્રના મંત્રથી મંત્રી, બાણરૂપ બનાવીને ધનુષમાં સાંધી. ॥ ૬ ॥

दो०—अति कृपालु रघु नायक, सदा दीन पर नेह ॥
तासन आय कीन छल, मूरख अवगुण गेह ॥ १ ॥

રામચન્દ્રજી કે જે અત્યંત કૃપાળુ હતા અને સર્વદા દીન જન ઉપર સ્નેહ રાખનારા હતા, તેમના ઉપર પણ અવગુણોના ઘટરૂપ એ મૂર્ખ જયંતે આવીને છળ કર્યો.

चौ०—बिन पराध प्रभु हतैं न काहू । अवसर परे ग्रसै शशि राहु ॥
जब प्रभु लीन्ह धनुष सिक बाना । क्रोध जानि भा अनल समाना ॥ १ ॥
प्रेरित अस्त्र ब्रह्म शर धावा । चला भाजि वायस भय पावा ॥
धरि निज रुप गयउ पितु पाहीं । राम विमुख राखा तिन नाहीं ॥ २ ॥
भा निरास उपजी हिय त्रासा । यथा चक्र भय ऋषिदुर्वासा ॥
ब्रह्म धाम शिव पुर सब लोका । फिरा श्रमित व्याकुल भय शोका ॥ ३ ॥
काहू बैठन कहा न ओही । राखि को सकै राम कर द्रोही ॥
मातु मृत्यु पितु शमन समाना । सुधा होइ विष सुनु हरि याना ॥ ४ ॥
मित्र करै शत रिपुकी करणी । ता कहँ विबुध नदी वैतरणी ॥
सब जग ताहि अनल ते ताता । जो रघुवीर विमुख सुन भ्राता ॥ ५ ॥

પ્રભુ[3] રામચન્દ્રજી અપરાધ વિના કોઇને મારતા જ ન હતા. ચન્દ્ર પણ જ્યારે બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કરવાના અપરાધમાં આવ્યો, ત્યારે જ પ્રભુએ અમુક

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં સુધી ક્ષેપક છે. ૩ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

પૂનેમમાં ચન્દ્રનો ગ્રાસ કરવાની રાહુને આજ્ઞા કરી છે.[1] ॥ ૧ ॥ જ્યારે પ્રભુએ ધનુષમાં ઇષિકા ( સળીરૂપ ) બાણ લીધું, ત્યારે તે બાણ પ્રભુને જયંતની ઉપર ક્રોધાક્રાંત થયેલા જાણીને અગ્નિ સમાન થઈ ગયું.[2] રામે પ્રેરેલું એ બ્રહ્માસ્ત્ર દોડતાં, ભય પામેલો એ કાગડો ત્યાંથી ભાગ્યો. એ દુષ્ટ પોતાનું રૂપ ધરીને પોતાના પિતા ઇંદ્રની પાસે ગયો, પણ ઇંદ્રે તેને રામથી વિમુખ જાણીને પોતાની પાસે રાખ્યો નહીં. ॥ ૨ ॥ જેમ અંબરીશ રાજાના પ્રસંગમાં ચક્રના ભયથી દુર્વાસા ભાગ્યા હતા તથા ઇંદ્રની પાસેથી નિરાશ થઈ બ્રહ્મલોકમાં તથા શિવલોકમાં ભમ્યા હતા, તેમ રામના અસ્ત્રથી ભાગેલો અને ઇંદ્રની પાસેથી નિરાશ થયેલો જયંત ભયથી તથા શોકથી વ્યાકુલ થઈ, બ્રહ્મલોક તથા શિવલોક આદિ સર્વ લોકોમાં ફર્યો અને ફરતાં ફરતાં થાકી ગયો, ॥ ૩ ॥ પણ કોઈ લોકમાં કોઈએ પણ તેને બેસવાનું પણ નહીં કહ્યું. રામના દ્રોહીને કોણ રાખી શકે ? હે ગરૂડજી[3] ! જે પુરૂષ રામનો દ્રોહી હોય, તેને માતા મૃત્યુ સમાન, પિતા યમ સમાન અને અમૃત પણ ઝેર સમાન થઈ જાય છે. ॥ ૪ ॥ હે ભાઈ[4] યાજ્ઞવલ્કય ! સાંભળો. જે પુરુષને રામ વિમુખ હોય તેને મિત્ર સો શત્રુઓના જેવું ફળ આપે છે, ગંગાજી વૈતરણી સમાન થઇ જાય છે અને સઘળું જગત્ અગ્નિ કરતાં પણ અધિક ઉષ્ણ બની જાય છે. ॥ ૫ ॥

दो०—जिमि जिमि भाजत शक्र सुत, व्याकुल अति दुख दीन ॥
तिमि तिमि धावत राम शर, पाछे परम प्रवीन ॥ २ ॥

વ્યાકુલ થયેલો અને અત્યંત દુઃખથી દીન થયેલો ઇંદ્રનો પુત્ર, જેમ જેમ વધારે ભાગવા લાગ્યો, તેમ તેમ પરમ પ્રવીણ રામચન્દ્રજીનું બાણ તેની પછવાડે વધારે દોડવા લાગ્યું. ॥ ૨ ॥

चौ०—बचहि उरग वरु ग्रसे खगेशा । रघुपति शर छूटि बचब अँदेशा ॥
नारद देखा विकल जयन्ता । लागि दया कोमल चित संता ॥ १ ॥
दूरहिते कहि प्रभू प्रभूताई । भजे जात बहु विधि समुझाई ॥
पठवा तुरत राम पहँ ताही । कहेसि पुकार प्रणत हित पाही ॥ २ ॥
आतुर सभय गहेसि पद जाई । त्राहि त्राहि दयालु रघुराई ॥
अतुलित बल अतुलित प्रभुताई । मैं मति मंद जान नहिं पाई ॥ ३ ॥
निज कृत कर्म जनित फल पायउँ । अब प्रभु पाही शरण तकि आयउँ ॥
सुनि कृपालु अति आरत बानी । एक नैन कारि तजा भवानी ॥ ४ ॥

વખતપર ગરુડજીની ઝપાટમાંથી સર્પ બચી જાય પણ શત્રુને રામના બાણમાંથી બચવું તો બહુ જ મુશ્કેલ છે. જ્યારે નારદજીએ જયંતને વ્યાકુલ દીઠો, ત્યારે તેમને

૧ રામને રાહુની ઉપમા આપવાથી હીનોપમા દોષ આવે છે, માટે બીજાઓએ કરેલા અર્થોપર ધ્યાન નહીં આપતાં અમોએ નવો જ અર્થ કર્યો છે. ૨ અહીં સૂધી ક્ષેપક છે. ૩ કાગભુશણ્ડ કહેછે. ૪ ભરદ્વાજ કહેછે.

જયંત ઉપર દયા આવી. ॥ ૧ ॥ કેમ કે, સંતજનો હમ્મેશ કોમળ ચિત્તવાળા જ હોય છે. નારદજીએ ભાગ્યા જતા જયંતને દૂરથી જ પ્રભુની પ્રભુતા વિષે ઘણી રીતે સમજાવીને તુરત રામની પાસે મોકલ્યો અને કહ્યું કે, "હે ભક્તજનોનું હિત કરનારા ! મારૂં રક્ષણ કરો, એમ ઉંચા સ્વરથી પોકારજે." આતુર થયેલા જયંતે ભયભીતપણાથી જઈને રામનાં ચરણ પકડયાં અને કહ્યું કે, "હે દયાળુ રઘુનાથ ! રક્ષણ કરો, રક્ષણ કરો, હું કે જે મંદ બુદ્ધિવાળો છું, તેણે આપનાં અતુલ બળ અને અતુલ પ્રભુતા નહીં જાણ્યાં હતાં. ॥ ૩ ॥ મેં પોતે કરેલાં કર્મનું ફળ ભોગવ્યું. હે પ્રભુ ! હવે આપને જ શરણરૂપ જોઇને આપની પાસે આવ્યો છું." હે પાર્વતી ! કૃપાળુ રામચન્દ્રજીએ, તેની અત્યંત આર્ત્ત વાણી સાંભળી, તેને એક ચક્ષુવાળો કરીને છોડી દીધો. ॥ ૪ ॥

सो०—कीन्ह मोह बश द्रोह, यद्यपि तेहि कर बध उचित ॥
प्रभु छाँडेउ करि छोह, को कृपालु रघुवीर सम ॥ २ ॥

જો કે તેણે મોહને વશ થઇને દ્રોહ કર્યો હતો, તેથી તેનો વધ કરવો જ ઉચિત હતો તોપણ પ્રભુએ દયા કરીને છોડી દીધો. રામચન્દ્રજી સમાન બીજો કોણ કૃપાળુ છે.

चौ०—रघुपति चित्रकूट वस नाना । चरित कीन्ह श्रुति सुधा समाना ॥
बहुरि राम अस मन अनुमाना । होयहि भीर सबहिं मोहिं जाना ॥ १ ॥
सकल मुनिन सन बिदा कराई । सीता सहित चले दोउ भाई ॥
अत्रीके आश्रम प्रभु गयऊ । सुनत महा मुनि हर्षित भयऊ ॥ २ ॥
पुलकित गात अत्रि उठि धाये । देखि राम आतुर चलि आये ॥
करत दंडवत मुनि उर लाये । प्रेम वारि दोउ जन अन्हवाये ॥ ३ ॥
देखि राम छवि नैन जुडाने । सादर निज आश्रम तब आने ॥
करि पूजा कहि वचन सुहाये । दिये मूल फल प्रभु मन भाये ॥ ४ ॥

ચિત્રકૂટમાં વસતા રામચન્દ્રજીએ સાંભળનારાઓનાં કાનોને અમૃત સમાન લાગે એવાં અનેક ચરિત્રો કર્યાં. પછી રામચન્દ્રજીના મનમાં એવો તર્ક આવ્યો કે, "મને અહીં રહેતાં સઘળાં લોકોએ જાણ્યો છે, તેથી અહીં ઘણાં માણસોની ભીડ થાય છે." ॥ ૧ ॥ આવા તર્કને લીધે, રામચન્દ્રજી તથા લક્ષ્મણજી, સર્વ મુનિઓની પાસેથી પોતાની વિદાય કરાવીને ત્યાંથી સીતા સહિત ચાલ્યા. રામચન્દ્રજી અત્રિ મુનિના આશ્રમમાં જતાં તે સાંભળી રાજી થયેલા મહા મુનિ અત્રિ, ॥ ૨ ॥ ગાત્રોમાં રોમાંચિત થઈ, ઉભા થઇને રામચન્દ્રજીને લેવા દોડયા. મુનિને જોઈ, રામચન્દ્રજી પણ વેગથી ચાલીને તેમની પાસે આવ્યા બન્ને ભાઈઓએ, દંડવત્ કરતાં મુનિએ તેઓને છાતીમાં લગાવ્યાં અને પ્રેમનાં અશ્રુઓથી નવરાવી દીધા. ॥ ૩ ॥ રામની છબીને જોઈ, જેનાં નેત્રો ઠંડા થયાં એવા અત્રિ મુનિએ તેઓને પ્રેમથી પોતાના આશ્રમમાં લાવી, સુંદર વચનો કહી, તેઓની પૂજા કરી અને મનભાવતાં મૂળો તથા ફળો આપ્યાં ॥ ૪ ॥

सो०—प्रभु आसन आसीन, भरि लोचन शोभा निरखि ॥
मुनि वर परम प्रवीन, जोरि पाणि अस्तुति करत ॥ ३ ॥

પરમ પ્રવીણ અત્રિ મુનિએ આસનપર બીરાજેલા રામચન્દ્રની શોભાને નિમેષ વગરનાં નેત્રોથી જોઈ હાથ જોડીને સ્તુતિ કરી કે, ॥ ૩ ॥

छं०—नमामि भक्तवत्सलं, कृपालु शीलकोमलं ॥
भजामि ते पदाम्बुज, अकामिनां स्वधामदं ॥
निकामश्यामसुंदरं, भवाम्बुनाथमन्दरं ॥
प्रफुल्लकंजलोचनं, मदादिदोषमोचनं ॥ १ ॥

આપ કે જે કૃપાળુ, ભક્તવત્સલ અને કોમળ શીલવાળા છો, તેમને પ્રણામ કરૂં છું. નિષ્કામ લોકોને પોતાનું ધામ આપનારા ચરણારવિન્દને ભજું છું. હે પ્રભુ! આપ કે જે અત્યંત શ્યામસુંદર, સંસારરૂપી સમુદ્રને મંથન કરવામાં મંદરાચળરૂપ, પ્રફુલ્લિત નેત્રકમળોવાળા, મદ વગેરે દોષોથી છોડાવનારા, ॥ ૧ ॥

छं०—प्रलम्बबाहुविक्रमं, प्रभोऽप्रमेयवैभवं ॥
निषंगचापसायकं, धरं त्रिलोक नायकं ॥
दिनेशवंशमंडनं, महेशचापखंडनं ॥
मुनीन्द्रसंतरंजनं, सुरारीवृंदभंजनं ॥ २ ॥

લાંબી તથા બલવત્તર ભુજાઓવાળા, અપરિમિત શક્તિવાળા, ભાથા, બાણ તથા ધનુષ એઓને ધરનારા, ત્રૈલોકયના સ્વામી, સૂર્યવંશના શણગારરૂપ, સદાશિવના ધનુષને તોડનારા, મહા મુનિઓને તથા સંતજનોને રાજી રાખનારા, દૈત્યોના સમૂહોને નષ્ટ કરનારા, ॥ ૨ ॥

छं०—मनोजवैरिवंदितं, अजादिदेवसेवितं ॥
विशुद्धबोधविग्रहं, समस्तदुःखतापहं ॥
नमामि इन्दिरापतिं, सुखाकरं सतांगतिं ॥
भजे सशक्तिसानुजं, शचीपति प्रियानुजं ॥ ३ ॥

કામદેવના શત્રુ સદાશિવે વંદેલા, બ્રહ્મા આદિ દેવતાઓએ સેવેલા, શુદ્ધ જ્ઞાનમય શરીરવાળા, સર્વ દુઃખોને તથા તાપોને હણનારા, લક્ષ્મીના પતિ, સુખના સમૂહરૂપ, સત્પુરુષોની ગતિરૂપ, સીતાજીરૂપ શક્તિવાળા, લક્ષ્મણજીરૂપી અંશવાળા અને ઈંદ્રના પ્યારા નાહાના ભાઈ [1] છો, તેમને નમું છું તથા ભજું છું. ॥ ૩ ॥

छं०—त्वदंघ्रीमूल ये नरा, भजन्ति हीनमत्सराः ॥
पतन्ति नो भवार्णवे, वितर्कवीचिसंकुले ॥
विविक्तवासिनः सदा, भजन्ति मुक्तये मुदा ॥
निरस्य इन्द्रियादिकं, प्रयान्ति ते गतिं स्वकं ॥ ४ ॥

જે લોકો મત્સરનો ત્યાગ કરી, આપના ચરણનાં મૂળને સેવે છે, તેઓ દુષ્ટ વાસનાઓરૂપી તરંગોથી સંકુલતાવાળા સંસારરૂપી સમુદ્રમાં પડતા નથી. જેઓ સર્વદા એકાં-

---

[1] વિષ્ણુ વામનાવતારમાં ઈંદ્રના નહાના ભાઈ હતા.

તમાં રહી, ઇંદ્રિયાદિકના સ્વાદોને, છોડી દઇને પ્રેમથી મોક્ષને વાસ્તે આપનું ભજન કરે છે, તેઓ, પોતાના સ્વરૂપભૂત બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ॥ ૪ ॥

छं०—त्वमेकमद्भुतं प्रभुं, निरीहमीश्वरं विभुं ॥
जगद्गुरुं च शाश्वतं, तुरीयमेव केवलं ॥
भजामि भाववल्लभं, कुयोगिनां सुदुर्लभं ॥
स्वभक्तिकल्पपादपं, समस्तसेव्यमन्वहं ॥ ५ ॥

આપ કે જે એક અદ્ભુત પ્રભુ, ચેષ્ટાઓથી રહિત, ઇશ્વર, વ્યાપક, જગતના અધિષ્ઠાનરૂપ, અવિનાશી, ત્રણે અવસ્થાઓથી પર, કૂટસ્થરૂપ, અસંગ, સ્વગત આદિ સર્વ ભેદોથીં રહિત, ભક્તિ ભાવઉપર પ્યાર રાખનારા, કુયોગીઓને અત્યંત દુર્લભ, પોતાના ભકતોને કલ્પવૃક્ષરૂપ અને સઘળાઓએ સેવવા યોગ્ય છો, તેમનું નિરંતર ભજન કરૂં છું.॥

छं०—अनूपरूपभूपतिं, नतोऽहमुर्विजापतिम् ॥
प्रसीद हे ननामि ते, पदाब्जभक्ति देहि मे ॥
पठंति ये स्तवँस्त्विदं नरादरेण ते पदं ॥
व्रजन्ति नात्र संशय, स्त्वदीयभावसंयुतं ॥ ६ ॥

આપ કે જે અનુપમ રૂપવાળા, રાજાધિરાજ અને સીતાજીના પતિ છો, તેમને નમું છું. મને પ્રસન્ન થાઓ, આપને પ્રણામ કરૂં છું. મને આપના ચરણારવિન્દોની ભક્તિ આપો. જે મનુષ્યો આપની ભક્તિથી સંયુક્ત થઈ, આદરથી આ સ્તોત્રનો પાઠ કરશે, તેઓ આપનાં પદને પામશે, એમાં કશો સંશય નથી ॥ ૬ ॥

दो०—विनती करि मुनि नाय शिर, कह कर जोरि बहोरि ॥
चरण सरोरुह नाथ जनि, कबहुँ तजै मति मोरि ॥ ३ ॥

અત્રિ મુનિએ આપ્રમાણે વિનતિ કરી, માથું નમાવી વારંવાર હાથ જોડીને કહ્યું કે, " હે નાથ ! આપનું ચરણાર્વિંદ મારી બુદ્ધિને કદી પણ ન છોડે એવી કૃપા કરો.॥૩॥

चौ०—जन्म जन्म तव पद सुख कंदा । बढै प्रेम चकोर जिमि चंदा ॥
देखि राम मुनिं विनय प्रणामा । विविध भांति पायउ विश्रामा ॥ १ ॥
अनुसूयाके पद गहि सीता । मिली बहोरि सुशील विनीता ॥
जो सिय सकल लोक सुख दाता । अखिल लोक ब्रह्माण्डकि माता ॥ २ ॥
ते पाई सिय मुनि वर भामिनि । सुखी भई कुमुदिनि ज्यों यामिनि ॥
ऋषिपत्नी मन सुख अधिकाई । आशिष देइ निकट बैठाई ॥ ३ ॥
दिव्य वसन भूषण पहिराये । जे नित नूतन अमल सुहाये ॥
जाहि निरखि दुख दूर पराहीं । गरुड जानि जिमि पन्नग जाहीं ॥ ४ ॥

જેમ[1] ચકોરને ચન્દ્ર ઉપર પ્રેમ વધ્યા કરે છે, તેમ મને જન્મોજન્મમાં સુખના કંદરૂપ આપના ચરણાર્વિન્દમાં પ્રેમ વધ્યા કરે, એમ થવું જોઇએ. રામચન્દ્રજી અત્રિ

---

૧ અહીં ક્ષેપક શરૂ થાય છે.

મુનિના વિનયને અને પ્રણામને જોઈ અનેક પ્રકારોથી વિશ્રામ પામ્યા.[1] ॥ ૧ ॥ પછી સુશીલ અને નમ્રતાવાળાં સીતાજી અત્રિની પત્ની અનસૂયાનાં ચરણ પકડીને તેમને મળ્યાં, સીતાજી[2] કે જે સર્વ લોકોને સુખ આપનારાં અને સઘળાં બ્રહ્માંડોની માતા છે. ॥ ૨ ॥ તેમને પ્રાપ્ત થઈને અત્રિની પત્ની જેમ રાત્રીને પ્રાપ્ત થઈને કુમુદિની સુખી થાય, તેમ સુખી થયાં[1] ઋષિ પત્નીએ મનમાં બહુ જ સુખ પામી, આશિસ દઈને સીતાજીને પોતાની પાસે બેસાડયાં. ॥ ૩ ॥ અને દિવ્ય વસ્ત્રો તથા આભૂષણો પહેરાવ્યાં કે જેઓ સર્વદા નવીન, નિર્મળ તથા સુશોભિત જ રહે એવાં હતાં. જેમ[2] ગરુડને જોઈ, સર્પો દૂર ભાગી જાય, તેમ જે વસ્ત્રોને તથા આભૂષણોને જોઈ દુઃખો દૂર જ ભાગી જાય. ॥૪॥

दो०—ऐसे वसन विचित्र शुचि, दिये सीय कहँ आन ॥
सन्मानी प्रिय वचन कहि, प्रीति न जाय बखान ॥ ४ ॥

એવાં પવિત્ર તથા વિચિત્ર વસ્ત્રો અને આભૂષણો લાવીને અનસૂયાએ સીતાજીને આપ્યાં તથા પ્રિય વચનો કહી સીતાજીને સન્માન આપ્યું. અનસૂયાની પ્રીતિનાં વખાણ કર્યાં જાય એમ નથી.[1] ॥ ૪ ॥

चौ०—कह ऋषि वधू सरल मृदु वानी । नारि धर्म कछु व्याज बखानी ॥
मातु पिता भ्राता हितकारी । मित सुख प्रद सुन राजकुमारी ॥ १ ॥
अमित दान भर्ता वैदेही । अधम सो नारि जो सेव न तेही ॥
धीरज धर्म मित्र अरु नारी । आपद् काल परखिये चारी ॥
वृद्ध रोग वश जड धन हीना । अंध बधिर क्रोधी अति दीना ॥
ऐसेहु पति कर किय अपमाना । नारि पाव यमपुर दुख नाना ॥ ३ ॥
ऐकै धर्म एक व्रत नेमा । काय वचन मन पति पद प्रेमा ॥
जग पतिव्रता चार विधि अहहीं । वेद पुराण सन्त अस कहहीं ॥ ४ ॥

અનસૂયાએ કોઇ પ્રસંગ લાવી સરલ તથા કોમળ વાણીથી સીતાજીને વિસ્તારથી સ્ત્રીઓના ધર્મો સંભળાવ્યા કે, "હે રાજકુમારી ! સાંભળો. માતા, પિતા, ભાઈ તથા બીજાં પણ હિતકારી સ્વજનો માપેલું સુખ જ આપે છે. ॥ ૧ ॥ પણ પતિ તો અપરિમિત સુખ આપે છે. હે જાનકી ! જે સ્ત્રી પતિનું સેવન ન કરે, તે અધમ જ ગણાય છે. ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રી, એ ચારની પરીક્ષા આપત્કાલમાં થાય છે. ॥ ૨ ॥ પતિ વૃદ્ધ, રોગવશ, જડ, નિર્ધન, આંધળો બહેરો, ક્રોધી કે અતિ દીન હોય, તોપણ સ્ત્રીએ તેનું અપમાન નહીં કરવું જોઇએ. જે સ્ત્રી એવા પતિનું પણ અપમાન કરે, તે સ્ત્રી યમપુરીમાં અનેક દુઃખોને પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥ સ્ત્રીઓને વાસ્તે એક જ ધર્મ, એક જ વ્રત અને એક જ નિયમ છે, તે એ કે, કાયાથી, વચનથી તથા મનથી, પતિના ચરણમાં જ પ્રેમ રાખવો. જગતમાં પતિવ્રતાઓ ચાર પ્રકારની હોય છે, એમ વેદ, પુરાણ તથા સંતજન કહે છે. ॥ ૪ ॥

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

दो०—उत्तम मध्यम नीच लघु, सकल कहउँ समुझाय ॥
आगे सुनहिं ते भव तरहिं, सुनहु सीय चित लाय ॥ ५ ॥

ઉત્તમ, મધ્યમ, નિકૃષ્ઠ અને લઘુ, એવા પતિવ્રતાઓના ચાર પ્રકાર છે. એ સર્વ પ્રકારો તમને સમજાવીને કહું છું. હે સીતાજી! મન લગાવીને સાંભળો. ભવિષ્યમાં જે સ્ત્રીઓ આ ચાર પ્રકારો સાંભળશે, તેઓ સંસારને તરી જશે. ॥ ૫ ॥

चौ०—उत्तम के अस बस मनमाहीं। सपनेहुँ आन पुरुष जग नाहीं ॥
मध्यम पर पति देखहिं कैसे। भ्राता पिता पुत्र निज जैसे ॥ १ ॥
धर्म विचार समुझि कुल रहहीं। सो निकृष्ट तिय श्रुति अस कहहीं ॥
बिनु अवसर भयते रह जोई। जानेहु अधम नारि जग सोई ॥ २ ॥
पति वंचक पर पति रति करई। रौरव नर्क कल्प शत परई ॥
क्षण सुख लागि जन्म शत कोटी। दुख न समुझ तेहि सम को खोटी ॥३॥
बिनु श्रम नारी परम गति लहई। पतिव्रत धर्म छांडि छल गहई ॥
पति प्रतिकूल जनमि जहँ जाई। विधवा होय पाय तरुणाई ॥ ४ ॥

જેના મનમાં એમ જ વસે કે, 'જગતમાં સ્વપ્નમાં પણ બીજો કોઇ પુરુષ છે જ નહીં પણ સર્વ સ્ત્રીઓ જ છે, પુરુષ તો એક મારો પતિ જ છે.' તે સ્ત્રી ઉત્તમ પતિવ્રતા ગણાય છે. જે સ્ત્રી, પર પુરુષોને પોતાના ભાઇ સમાન, પિતા સમાન અને પુત્ર સમાન દેખે, તે સ્ત્રી મધ્યમ પતિવ્રતા ગણાય છે. ॥ ૧ ॥ જે સ્ત્રી ધર્મનો તથા કુલનો વિચાર કરીને મર્યાદામાં રહે, તે સ્ત્રી નિકૃષ્ટ પતિવ્રતા ગણાય છે અને જે સ્ત્રી અવસર નહીં મળવાથી અથવા બીકને લીધે ધર્મમાં રહે, તે સ્ત્રી લઘુ પતિવ્રતા ગણાય છે. જગતમાં પતિવ્રતાઓના આવા ચાર ભેદ શ્રુતિએ કહેલા છે. ॥ ૨ ॥ જે સ્ત્રી પતિને ઠગે તથા પરપતિથી પ્રીતિ કરે, તે સ્ત્રી સો કલ્પસુધી રૌરવ નામના નરકમાં પડી રહે છે. ક્ષણિક સુખને વાસ્તે સેંકડો કરોડ, જન્મો સુધીનાં દુઃખને ન સમજે, તેના જેવી કોણ અધમ કહેવાય? કોઇ પણ તેના જેવી અધમ કહેવાય નહીં. જે સ્ત્રી છળને છોડી દઇને પાતિવ્રત્ય ધર્મનું ગ્રહણ કરે, તે સ્ત્રી કશા પરિશ્રમ વગર પરમ પદને પામે છે. પતિથી પ્રતિકૂલ રહેનારી સ્ત્રી, જ્યાં જ્યાં જન્મે, ત્યાં ત્યાં યૌવન દશામાં વિધવા થાય છે. ॥ ૪ ॥

सो०—सहज अपावनि नारी, पति सेवक शुभ गति लहहिं ॥
यश गावत श्रुति चारि, अजहूँ तुलसी हरि हि प्रिय ॥ ४ ॥

'સ્ત્રી જાતિ કે જે સ્વાભાવિક રીતે અપવિત્ર જ છે, પતિની સેવા કરવાથી શુભ ગતિને પામે છે.' એમ ચારે વેદો ગાય છે. જુવો તુલસી પૂર્વ જન્મમાં પતિવ્રતા હોવાથી આજ સુધી પણ ભગવાનને પ્યારી છે. ॥ ૪ ॥

सो०—सुन सीता तव नाम, सुमिरि नारी पतिव्रत करहिं ॥
तोहिं प्राण प्रिय राम, कहेउँ कथा संसार हित ॥ ५ ॥

હે સીતાજી! સાંભળો. "જગતમાં બીજી સ્ત્રીઓ તમારૂં નામ સાંભળીને જ

પતિવ્રતાપણું પામશે. તમને તો રામ પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે, માટે મેં તમારે વાસ્તે આ કથા કહી નથી, પણ સંસારનાં હિતને વાસ્તે કહી છે." ॥ ૫ ॥

चौ०—मुनि जानकी परम सुख पावा । सादर तासु चरण शिर नावा ॥
तब मुनि सन कह कृपा निधाना । आयसु होय जाऊं वन आना ॥ १ ॥
सन्तत मोपर कृपा करेहु । सेवक जानि तजेहु जनि नेहु ॥
धर्म धुरंधर प्रभुकी वानी । सुनि सप्रेम बोले मुनि ज्ञानी ॥ २ ॥
जासु कृपा शिव अज सनकादी । चहत सकल परमारथ वादी ॥
ते तुम राम अकाम पियारे । दीन बंधु मृदु वचन उचारे ॥ ३ ॥
अब जानी मैं श्रीचतुराई । भजिय तुमहिं सब देव विहाई ॥
जेहि समान अतिशय नहिं कोई । ताकर शील कस न अस होई ॥ ४ ॥
केहि विधि कहौं जाहु अब स्वामी । अहहु नाथ तुम अंतरयामी ॥
असकहि प्रभु विलोकि मुनि धीरा । लोचन जल बह पुलक शरीरा ॥ ५ ॥

અનસૂયાનાં વચનો સાંભળી, સીતાજી પરમ સુખ પામ્યા અને પ્રેમથી તેમનાં ચરણોમાં નમ્યાં. પછી રામચન્દ્રજીએ અત્રિ મુનિને કહ્યું કે, "આજ્ઞા હોય તો બીજા વનમાં જાઉં. સર્વદા મારા ઉપર કૃપા રાખજો. ॥ ૧ ॥ મને સેવક જાણીને મારાપરથી પ્રીતિનો ત્યાગ કરશો નહીં." આ પ્રમાણે ધર્મધુરન્ધર રામચન્દ્રજીની વાણી સાંભળીને જ્ઞાની અત્રિ મુનિ પ્રેમથી બોલ્યા કે, "હે રામચન્દ્રજી! આપ કે જે નિષ્કામ લોકોને પ્યારા છો, નિષ્કામ લોકોની ઉપર પ્રેમ રાખનારા છો, દીનબંધુ છો, ॥ ૨ ॥ અને જેની કૃપાને શિવ, બ્રહ્મા તથા સનકાદિક સર્વ બ્રહ્મવેત્તાઓ પણ ઇચ્છે છે એવા છો, તે આપ આવાં કોમળ વચનો બોલો છો, એ આશ્ચર્ય છે. ॥ ૩ ॥ પણ હવે મેં આપની ચતુરાઈ જાણી, કે આપ ભક્તલોકોનાં ચિત્તોનું પોતા તરફ આકર્ષણ કરવાને વાસ્તે જ આમ બોલો છો. અમો સર્વ દેવતાઓને છોડી દઈને આપને જ ભજીએ એવી કૃપા કરો. અથવા લક્ષ્મીજી સર્વ દેવતાઓને છોડી દઈને આપનેજ ભજે છે, તેમાં લક્ષ્મીની જે ચતુરાઈ છે, તે હવે મારા જાણવામાં આવી. આપ કે જેના બરોબર અથવા જેથી અધિક બીજો કોઇ પણ નથી, તેમનો સ્વભાવ આવો કેમ ન હોય? ॥૪॥ હે સ્વામી! હું આપને 'જાઓ' એમ શી રીતે કહી શકું? કેમ કે, આપ સર્વના અંતર્યામી છો, તેથી આપને કયાંય પણ જવું કે આવવું સંભવતું જ નથી." ધીર અત્રિ મુનિ એટલું બોલી, રામચંદ્રજીને જોઈને નેત્રોમાં અશ્રુઓથી તથા ગાત્રોમાં રોમાંચોથી ભરપૂર થઈ ગયા. ॥૫॥

छं०—तनु पुलकी निर्भर प्रेम पूरण नैन मुख पंकज दिये ॥
मन ज्ञान गुण गोतीत प्रभु मैं दीख जप तप का किये ॥
जप योग धर्म समूह ते नर भक्ति अनुपम पावई ॥
रघुवीर चरित पुनीत निशि दिन दास तुलसी गावई ॥ ७ ॥

પ્રભુના મુખારવિન્દમાં નેત્રોને એકાગ્ર કરતાં પ્રેમની અત્યંત પૂર્ણતાને લીધે શરીરમાં રોમાંચિત થયેલા અત્રિ મુનિ બોલ્યા કે, "જેને, મન આદિ તત્વો કે જ્ઞાન ગુણવાળી ઇંદ્રિયો પહોંચી શકતી નથી, એવા પ્રભુનું મને આજ દર્શન મળ્યું, તો એવાં મે તે ક્યાં જપ તપ કર્યાં હશે ?" તુલસીદાસ કહે છે કે, "જપ, યોગ તથા ધર્મોનો સમૂહ કરવાથી મનુષ્યને અનુપમ રામ ભક્તિ મળે છે અથવા રાત દિવસ રામચંદ્રજીનાં કેવળ પવિત્ર ચરિત્રો ગાવાથી પણ અનુપમ રામભક્તિ મળે છે. ॥ ૭ ॥

दो०—कलि मल शमन दमन मन, राम सुयश सुख मूल ॥
सादर सुनहिं जे तिन पर, राम रहहिं अनुकूल ॥ ६ ॥

રામનું સુયશ કે જે કલિયુગનાં પાપોને શાંત કરનારૂં છે, મનનું દમન કરનારૂં છે અને સુખોના મૂળરૂપ છે, તેને જેઓ પ્રેમથી સાંભળે, તેઓના ઉપર રામ અનુકૂલ રહે છે. ॥ ૬ ॥

सो०—कठिन काल मल कोश, धर्म न ज्ञान न योग जप ॥
परिहरि सकल भरोंस, राम भजहिं ते चतुर नर ॥ ६ ॥

પાપોના ભંડારરૂપ આ કઠિન કલિ કાલમાં ધર્મ, જ્ઞાન, યોગ કે જપ કશું નથી, માટે સર્વ ભરોસાઓને છોડી દઇને જેઓ રામનું ભજન કરે છે, તેઓ જ ચતુર નર છે.

दो०—मुनिहुकि अस्तुति कीन्ह प्रभु, दीन सुभग वरदान ॥
सुमन वृष्टि नभ संकुल, जय जय कृपानिधान ॥ ७ ॥

રામચન્દ્રજીએ, અત્રિની સ્તુતિ કરીને સુંદર વરદાનો આપ્યાં. પુષ્પની વૃષ્ટિ કરવા આવેલા દેવતાઓની આકાશમાં મોટી ભીડ જામી અને ત્યાં 'જય જય કૃપાનિધાન' એવા શબ્દો થવા લાગ્યા. ॥ ૭ ॥

चौ०—मुनि पद कमल नाइ कर शीशा । चले वनहिं सुर नर मुनि ईशा ॥
आगे राम अनुज पुनि पाछे । मुनि वर भेष बने अति काछे ॥ १ ॥
उभय बीच सिय सोहत कैसी । ब्रह्म जीव बिच माया जैसी ॥
सरिता वन गिरि अवघट घाटा । पति पहँचान देहिं वर वाटा ॥ २ ॥
जहँ जहँ जाहिं देव रघुराया । करहिं मेघ नभ तहँ तहँ छाया ॥
आश्रम विपुल दीख मगमाहीं । देव सदन तेहि पटतर नाहिं ॥ ३ ॥
बहु तडाग सुंदर अमराई । भांति भांति सब मुनिन लगाई ॥
दिव्य विटप वन चहुँ दिशि सोहैं । देखत सकल सुरन मन मोहैं ॥ ४ ॥
तेहि दिन तहुँ प्रभु कीन्ह निवासा । सकल मुनिन्ह किन्हि मिल सुपासा ॥

દેવતાઓના, મનુષ્યોના અને મુનિઓના સ્વામી રામચન્દ્રજી, અત્રિ મુનિનાં ચરણકમળોમાં માથું નમાવીને ત્યાંથી વનમાં ચાલ્યા. મુનિવરનો વેષ પહેરવાથી શોભતા રામચન્દ્રજી આગળ ચાલ્યા, વચમાં સીતાજી ચાલ્યાં અને પાછળ લક્ષ્મણજી ચાલ્યા. ॥ ૧ ॥ જેમ બ્રહ્મ અને જીવ, એઓની વચમાં માયા શોભે, તેમ રામ અને લક્ષ્મણ,

એઓની વચમાં સીતાજી શોભવા લાગ્યાં. નદીઓનાં, વનોનાં અને પર્વતોનાં અગવડ ભરેલાં સ્થલો પણ રામચંદ્રજીને 'આ જગતના સ્વામી છે' એમ ઓળખીને ઉત્તમ માર્ગો આપવા લાગ્યાં. ॥૨॥ રામચન્દ્રજી જ્યાં જ્યાં જવા લાગ્યા, ત્યાં ત્યાં આકાશ વાદળાંઓથી તેમનાપર છાયા કરવા લાગ્યું. માર્ગમાં[1] એવા એવા મોટા આશ્રમો જોવામાં આવવા લાગ્યા કે, જેઓને દેવતાઓના બગીચાઓની પણ ઉપમાં ન આપી શકાય. ॥ ૩ ॥ અનેક તળાવોની આસપાસ સર્વ મુનિઓએ લગાવેલી ભાતભાતની સુંદર આંબાઓની ઝાડી જોવામાં આવતી હતી. ચોમેર વનમાં દિવ્ય વૃક્ષો એવાં શોભી રહ્યા હતાં કે, જેઓને જોતાંજ દેવતાઓનાં મન પણ મોહ પામે. ॥ ૪ ॥ તે દિવસે પ્રભુએ તેજ વનમાં નિવાસ કર્યો અને સઘળા મુનિઓએ મળીને તેમની સરભરા કરી.

दो०-निज निज आश्रम वेदिका, तेहिपर तुलसि विराज ॥
अनुज जानकी सहित तहँ राजत भये रघुराज ॥ ८ ॥

મુનિઓનાં તે તે આશ્રમોની વેદિકાઓ કે, જેઓની ઉપર તુલસીઓ શોભી રહી હતી, તે વેદિકાઓની ઉપર સીતાજી તથા લક્ષ્મણજી સહિત રામચન્દ્રજી વિરાજ્યા. ૮

दो०-आन सु आश्रम मुदित मन, पूजि पहुनई कीन ॥
कंद मूल फल अमिय सम, आनि राम कहँ दीन ॥ ९ ॥

મુનિઓએ રામચન્દ્રજીને આનંદથી પોતપોતાના આશ્રમોમાં લાવી, પૂજા કરીને મેહેમાની કરી. અમૃત જેવાં કંદ, મૂળ તથા ફળો લાવી લાવીને રામચન્દ્રજીને આપ્યાં.

चौ०-अनुज सीय सह भोजन कीन्हा । जो जेहि भाव सुभग वर दीन्हा ॥
होत प्रभात मुनिन्ह शिर नावा । आशिरवाद सबहि सन पावा ॥ १ ॥
सुमिरि उमा सुर सिद्ध गणेशा । पुनि प्रभु चले सुनहु विहँगेशा ॥
वन अनेक सुंदर गिरि नाना । लाँघत चले चाहिं भगवाना ॥ २ ॥
मिला असुर बिराध मग जाता । गर्जत घोर कठोर रिसाता ॥
रूप भयंकर मानहु काला । वेगवंत धावा जनु व्याला ॥ ३ ॥
गगन देव मुनि किन्नर नाना । तेहि क्षण हृदय हारि भय माना ॥
तुरतहिं सो सीतहि ले गयऊ । राम हृदय कछु विस्मय भयऊ ॥ ४ ॥
समझा हृदय कैकयी करणी । कही अनुज सन बहु विधि वरणी ॥
बहुरि लषण रघुवरहि प्रबोधा । पांच बाण छांडे कर क्रोधा ॥ ५ ॥

ભાઈ તથા સીતા સહિત રામચન્દ્રજીએ, તે કંદ મૂલાદિકનાં ભોજન કર્યાં અને જેને જેને જેવાં જેવાં ગમ્યાં, તેને તેને તેવાં તેવાં ઉત્તમ વરદાનો આપ્યાં. ॥૧॥ હે ગરુડજી! સાંભળો. પ્રભુ, પ્રભાત થતાં મુનિઓને મસ્તક નમાવી, સર્વની પાસેથી આશીર્વચનો લઈ, પાર્વતીનું, દેવતાઓનું, તથા સિદ્ધ ગણેશનું સ્મરણ કરીને ત્યાંથી ચાલ્યા. પ્રભુ

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

અનેક સુંદર વનોને તથા અનેક પર્વતોને ઉલ્લંઘીને ચાલ્યા જતા હતા.[1] ॥ ૨ ॥ ત્યાં માર્ગમાં ઘોર ગર્જના કરતો, કઠોર અને ક્રોધી વિરાધ નામનો અસુર મળ્યો. જાણે[2] સાક્ષાત્ કાળ હોય એવા ભયંકર રૂપવાળો અને સર્પના જેવા વેગવાળો એ અસુર, પ્રભુની સામે દોડતાં, ॥૩॥ આકાશમાં ઉભેલા અનેક દેવતાઓ, મુનિઓ તથા કિન્નરો, ભય માનીને તુરત જ હૃદયમાં હારી ગયા. વિરાધ આવીને તુરત જ સીતાજીને ઉપાડી લેતાં, રામના હૃદયમાં કાંઇક ખેદ ઉત્પન્ન થયો. ॥ ૪ ॥ રામ પોતાના હૃદયમાં કૈકેયીની કરણીનું સ્મરણ કરીને, તે વિષે લક્ષ્મણજીની પાસે ઘણોક અફસોસ કરવા લાગતાં, લક્ષ્મણજીએ, તેમને સમજાવ્યા અને ક્રોધ કરીને વિરાધની ઉપર પાંચ બાણો ફેંક્યાં. ॥

छं०—भये क्रोध लषण संधान शर धनु मार तेहि व्याकुल कियो ॥
पुनि उठि निशाचर राखी सीतहि शूल ले धावत भयो ॥
जनु काल दंड कराल धावा विकल सब खग मृग भये ॥
धनु तानि श्रीरघुवंश मणी पुनि काटी तेहि रज सम किये ॥ ८ ॥

લક્ષ્મણજીએ ક્રોધ કરી, ધનુષમાં બાણો ચઢાવી, તે બાણોના પ્રહારથી વિરાધને વ્યાકુલ કરી નાખ્યો. આમ થતાં વિરાધ, સીતાજીને મૂકી દઇ, પાછો તૈયાર થઈ, ત્રિશૂલ લઇને રામની તથા લક્ષ્મણની સામે દોડયો. જાણે વિકરાલ કાલદંડ જ દોડયો આવતો હોય એવો એ વિરાધ જોવામાં આવતાં, સઘળાં પશુ તથા પક્ષીઓ ઘણાં વ્યાકુલ થઇ ગયાં. આ સમયમાં રામે, ધનુષ ખેંચી, બાણોથી વિરાધનાં ત્રિશૂલને કાપી નાખીને રજ સમાન કરી નાખ્યું. ॥ ૮ ॥

दो०—बहुरि एक शर मारेउ, परा धरणि धुरि माथ ॥
उठा प्रबल पुनि गर्जेउ, चला जहाँ रघुनाथ ॥ १० ॥

વળી રામે એવું એક બાણ માર્યું કે જેથી વિરાધ માથું ધુણાવીને ધરતીપર પડી ગયો. પણ એ પ્રબલ અસુર, પાછો ઉઠીને ગર્જના કરવા લાગ્યો અને જે પ્રદેશમાં રામ ઉભા હતા, તે પ્રદેશ તરફ ચાલ્યો. ॥ ૧૦ ॥

चौ०—ऐसे कहत निशाचर धावा । अब नहिं बचहु तुमहिं मैं खावा ॥
आव प्रबल इहि विधि जनु भूधर । होइहि कहा कहहिं व्याकुल सुर ॥ १ ॥
तासु तेजव्रत मरुत समाना । टूटहिं तरू बहु उडहिं पषाना ॥
जीव जंतु जहँ लगि रहे जेते । व्याकुल भागि चले सब ते ते ॥ २ ॥
उरग समान जोरि शर साता । आवतही रघुवीर निपाता ॥
तुरतहि रुचिर रुप तेहि पावा । देख दुखी निज धाम पठावा ॥ ३ ॥
तासु अस्थि गाडे प्रभु धरणी । देव मुदित लखि प्रभुकी करणी ॥
सीता आय चरण लपटानी । अनुज सहित तब चले भवानी ॥ ४ ॥
उहाँ शक्र जहँ मुनि शरभंगा । आये सकल देव मुनि संगा ॥
गये कहन प्रभु देन सिखावन । दिशि बल भेद बसत जहँ रावन ॥ ५ ॥

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ અહીંથી ક્ષેપક શરુ થાય છે.

'હવે તમો બચવાના નથી હું તમોને ખાઈ જ ચુકો એમ સમજો.' આમ બોલતો એ પ્રબલ અસુર, જાણે રામ તરફ પર્વત દોડયો આવતો હોય, એવો દેખાવા લાગતાં, દેવતાઓ વ્યાકુલ થઈને કહેવા લાગ્યા કે, 'આમાંથી શું થશે?' ॥૧॥ એ અસુરનો વેગ સો પવનોના જેવો હતો, કે જેથી વૃક્ષો તૂટવા લાગ્યાં, ઘણા ઘણા પથરાઓ ઉડવા લાગ્યા અને જે જે જીવ જંતુઓ જ્યાં જ્યાં રહેતા હતા, તે તે સર્વે વ્યાકુલ થઈને ત્યાં ત્યાંથી ભાગવા લાગ્યા. ॥ ૨ ॥ આ સમયમાં સર્પ જેવાં સાત બાણો જોડીને[1] રામચન્દ્રજીએ, તે અસુરને આવતાં જ પાડી નાખ્યો. એ અસુરને રામચન્દ્રજીના સંસર્ગથી સુંદરરૂપ પ્રાપ્ત થયું. રામચન્દ્રજીએ, તેને બહુ દુઃખી થયેલો જોઈને પોતાના લોકમાં મોકલી દીધો.[2] ॥૩॥ તેનાં[3] અસ્થિઓને ધરતીમાં દાટી દીધાં. રામચન્દ્રજીનાં એ કામને જોઈને દેવતાઓ રાજી થયા. સીતાજી આવીને પ્રભુનાં ચરણોમાં લપટાયાં. હે પાર્વતી! પછી પ્રભુ, સીતાજીની અને લક્ષ્મણજીની સાથે ત્યાંથી શરભંગ મુનિના આશ્રમ તરફ ચાલ્યા. ॥ ૪ ॥ ત્યાં શરભંગ મુનિના મુખથી રામને, રાવણનો વધ કરવાની શીખામણ દેવરાવવા વાસ્તે અને રાવણની હિંમત, બળ તથા ઠેકાણું વગેરે જણાવવાને વાસ્તે ઇંદ્ર, સઘળા દેવતાઓની અને દેવ મુનિઓની સાથે શરભંગ મુનિના આશ્રમમાં આવ્યો હતો. ॥ ૫ ॥

दो०—सुरपति संशय तिमिर सम, रघुपति तेज दिनेश ॥
रावण जीतन निशि सम, बीते छुटहि कलेश ॥ ११ ॥

રામચન્દ્રજીરૂપ સૂર્યના તેજથી રાવણના જીવનરૂપ રાત્રિ વીતે ત્યારે જ ઇંદ્રનો સંશયરૂપી સર્વ અંધકાર તથા કલેશ મટે એમ હતું, ( ઇંદ્ર, રાવણનો વધ થયા પછી જ રામને પરમેશ્વર કરી સમજે એમ હતું. ઇંદ્ર રામને પરમેશ્વર કરી સમજતો ન હતો, તેથી શીખામણ દેવરાવવા તથા રાવણના બળ વગેરેની હકીકત સમજાવવા આવ્યો હતો. ) ॥ ૧૧ ॥

चौ०—सुनासीर प्रभु तेहि क्षण देखा । तेज निधान शुभ्र अति वेखा ॥
तुरँग चार बल मरुत समाना । रथ रवि सम नहिं जाय बखाना ॥ १ ॥
क्षिति न परस अंतर हित रहई । श्वेत छत्र चामर शिर ढरई ॥
अनुजहि सियहि कहा समुझाई । सुरपति महिमा गुण प्रभुताई ॥ २ ॥
जेहि कारण वासव तहँ आये । सो कछु वचन कहै नहिं पाये ॥
बीचहि मुनि आउब प्रभु केरा । कहि सारथी तुरत रथ फेरा ॥ ३ ॥
दूरहि ते करि प्रभुहि प्रणामा । हरषि सुरेश गये निज धामा ॥
प्रभु आये जहँ मुनि शरभंगा । सुंदर अनुज जानकी संगा ॥ ४ ॥

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ આ વિરાધ પૂર્વે જન્મમાં કુબેરજીનો અનુચર ગંધર્વ હતો. સેવાના સમયમાં હાજર ન થવાથી કુબેરજીએ, તેને રાક્ષસ થઈ જવાનો શાપ દીધો હતો અને પછી પ્રાર્થના કરવા ઉપરથી કહ્યું હતું કે, 'તું રામની સાથે યુદ્ધ કરી, તેમના હાથથી મરણ પામીને સદ્ગતિ પામશે.' ૩ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

આ સમયમાં રામચન્દ્રજીએ તેજના ભંડારરૂપ અને અતિ સુંદર વેષવાળા ઈંદ્રને દીઠો. તેમાં પવન જેવા બળવાળા ચાર ઘોડા જોડયા હતા, જેનું તેજ સૂર્યસમાન હતું, અને જેની શોભા વર્ણવી શકાય એવી ન હતી એવા રથમાં ઈંદ્ર બેઠો હતો. ॥ ૧ ॥ ઈંદ્રનો રથ પૃથ્વીનો સ્પર્શ નહીં કરતાં અધર જ રહ્યો હતો. ઈંદ્રને માથે ધોળું છત્ર હતું અને બન્ને તરફ ધોળાં ચામરો ઢળતાં હતાં. રામચન્દ્રજીએ ઈંદ્રને જોઈ, સીતાજીને તથા લક્ષ્મણજીને ઈંદ્રના મહિમાની, ગુણોની તથા પ્રભુતાની સઘળી હકીકત કહી સંભળાવી. ॥૨॥ ઈંદ્ર પોતે જે કારણથી ત્યાં આવ્યો હતો, તે વિષે કાંઈ પણ વાતચિત કરવાનો તેને લાગ મળ્યો નહીં. કારણ કે, વચમાં જ રામચન્દ્રજીના આવવાની ખબર મળતાં, સારથિને કહીને તુરત જ પોતાનો રથ ત્યાંથી પાછો ફેરાવવાની તેને જરૂર પડી. ॥ ૩ ॥ ઈંદ્ર પોતાના રથને પાછો ફેરવાવી દૂરથી જ રામચન્દ્રજીને પ્રણામ કરી, તેટલાથી જ રાજી થઈને પોતાના લોકમાં ગયો.[1] રામચન્દ્રજી લક્ષ્મણજીની અને સીતાજીની સાથે શરભંગ મુનિના આશ્રમમાં આવ્યા. ॥ ૪ ॥

दो०—देखि राम मुख पंकज, मुनिवर लोचन भृंग ॥
सादर पान करत अति, धन्य जन्म शरभंग ॥ १२ ॥

શરભંગનાં નેત્રોરૂપી ભ્રમરો રામચંદ્રજીના મુખકમળને જોઈ, પ્રેમથી તેના મકરંદનું અત્યંત પાન કરવા લાગ્યા. શરભંગ મુનિનાં જન્મને ધન્ય છે, કે જેને રામચંદ્રજીનાં દર્શનનો લાભ મળ્યો. ॥ ૧૨ ॥

चौ०—कह मुनि सुनु रघुवीर कृपाला । शंकर मानस राज मराला ॥
जात रहेउँ विरंचिके धामा । सुनेउ श्रवण वन आवत रामा ॥ १ ॥
चितवत पंथ रहेउँ दिन राती । अब प्रभु देखि जुडानी छाती ॥
नाथ सकल साधन मैं हीना । कीन्ही कृपा जान जन दीना ॥ २ ॥
सो कछु देव न मोर निहोरा । निज पन राखेउ जन मन चोरा ॥
तब लगि रहौ दीन हित लागी । जब लगि मिलौं तुम्हैं तनु त्यागी ॥ ३ ॥
योग यज्ञ जप तप व्रत कीन्हा । प्रभु कहँ देइ भक्ति वर लीन्हा ॥
इहि विधि सर रचि मुनि शरभंगा । बैठे हृदय छाँडि सब सँगा ॥ ४ ॥

શરભંગ મુનિ બોલ્યા કે, "હે શંકરના મનરૂપી માનસ સરોવરમાં રહેનારા રાજહંસરૂપ કૃપાલુ રામચંદ્રજી ! સાંભળો. હું બ્રહ્માના લોકમાં જતો હતો, ત્યાં 'રામચંદ્રજી વનમાં આવે છે,' એવું સાંભળવામાં આવતાં, ત્યાં, જવાથી અટકીને અહીં રહી ગયો છું. ॥૧॥ અને રાત દિવસ આપની જ રાહ જોયા કરતો હતો, આજ આપનું દર્શન મળવાથી છાતી ઠંડી થઇ છે. હે નાથ ! હું સઘળાં સાધનોથી રહિત છું. આપે કેવળ દીન જન જાણીને મારાપર કૃપા કરી છે. ॥ ૨ ॥ હે ભક્ત લોકોનાં મનને ચોરનારા દેવ ! આપ જે અહીં પધાર્યા છો, તેમાં આપે મારા ઉપર કશો પાડ કર્યો નથી, પણ કેવળ પોતાનું પણજ

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

રાખ્યું છે. હું કે જે દીન છું, તેના હિતને વાસ્તે ત્યાંસુધી આપ અહીં રહો કે, જ્યાંસુધીમાં હું આ શરીરનો ત્યાગ કરીને આપને મળું." ॥૩॥ શરભંગ મુનિએ પોતે જે કાંઇ યોગ, યજ્ઞ, તપ તથા વ્રત કર્યાં હતાં, તે સઘળાં રામચન્દ્રજીને આપી દઇને તેમની પાસેથી ભક્તિરૂપ વરદાન લીધું. શરભંગ મુનિ, આ પ્રમાણે કરી, હૃદયમાંથી સર્વ સંગોનો ત્યાગ કરી, ચિતા ખડકીને તેમાં બેઠા. ॥ ૪ ॥

दो०—सीता अनुज समेत प्रभु, नील जलद तनु श्याम ॥
मम हिय बसहु निरंतर, सगुण रूप श्रीराम ॥ १३ ॥

'સજળ મેઘ જેવા શ્યામસુંદર શરીરવાળા સગુણ પ્રભુ શ્રીરામચંદ્રજી, સીતાજીની અને લક્ષ્મણજીની સાથે મારા હૃદયમાં નિરંતર વસજો.' ॥ ૧૩ ॥

चौ०—अस कहि योग अग्नि तनु जारा । राम कृपा वैकुंठ सिधारा ॥
तातें मुनि हरि लीन न भयऊ । प्रथमहि भेद भक्ति वर लयऊ ॥ १ ॥
ऋषि निकाय मुनिवर गति देखी । सुखी भये निज हृदय विशेषी ॥
अस्तुति करहिं सकल मुनि वृंदा । जयति प्रणत हित करुणा कंदा ॥ २ ॥
पुनि रघुनाथ चले वन आगे । मुनिवर वृंद पुलकि सँग लागे ॥
अस्थि समूह देख रघुराया । पूछा मुनिहिं लागि अति दाया ॥ ३ ॥
जानत हहु का पूछहु स्वामी । समदर्शी उर अन्तरयामी ॥
निशिचर निकर सकल मुनि खाये । सुनि रघुनाथ नैन जल छाये ॥ ४ ॥

એમ બોલતાં બોલતાં શરભંગ મુનિએ યોગથી ઉત્પન્ન કરેલા અગ્નિથી પોતાનું શરીર બાળી નાખ્યું. શરભંગ મુનિ રામની કૃપાથી વૈકુંઠમાં ગયા. પ્રથમ ભેદ ભક્તિનું વરદાન લીધું હતું, તેથી તે મુનિ, રામચન્દ્રજીના શરીરમાં લીન થયા નહીં. ॥ ૧ ॥ ત્યાંના રહેવાશી અનેક મુનિઓ શરભંગની ગતિને જોઇને પોતાનાં હૃદયોમાં બહુ આનંદ પામ્યા. એ સર્વ મુનિઓએ, 'હે ભક્ત લોકોનું હિત કરનારા કરુણાના કંદરૂપ શ્રીરામચન્દ્રજી ! જય જય.' એવા પ્રકારની સ્તુતિ કરી. ॥ ૨ ॥ પછી રામચન્દ્રજી, ત્યાંથી નીકળીને વનમાં આગળ વધતાં, મુનિવરોનાં ટોળાંઓ રોમાંચિત થઇ થઈને તેમની સાથે ચાલ્યાં. રામચન્દ્રજીએ વનમાં અસ્થિઓના સમૂહોને જોઈ, દયાથી અત્યંત ઘેરાઈને, 'આ અસ્થિઓ કોનાં છે ?' એમ મુનિઓને પૂછતાં, ॥ ૩ ॥ મુનિઓ બોલ્યા કે, "હે સ્વામી ! આપ સર્વજ્ઞ તથા સર્વના હૃદયોના અંતર્યામી હોવાથી સઘળું જાણો છો, માટે જાણતાં છતાં શા માટે પૂછો છો ? આ સઘળાં અસ્થિઓ, રાક્ષસોના સમૂહોએ ખાધેલા મુનિઓનાં છે." આ સાંભળી, રામચન્દ્રજીનાં નેત્રોમાં પાણી ભરાઇ આવ્યાં. ॥ ૪ ॥

दो०—निशिचर हीन करौं महि, भुज उठाय पण कीन ॥
सकल मुनिनके आश्रमन, जाय जाय सुख दीन ॥ १४ ॥

આથી રામચન્દ્રજીએ ભુજા ઉંચી કરીને પ્રતિજ્ઞા કરી કે, 'હું પૃથ્વીને સઘળા રાક્ષસોથી રહિત કરી નાખીશ.' પછી પ્રભુએ સર્વ ઋષિઓના આશ્રમોમાં જઈ જઇને તે ઋષિઓને સુખ આપ્યાં. ॥ ૧૪ ॥

चौ०—मुनि अगस्त्य कर शिष्य सुजाना । नाम सुतीक्षण रत भगवाना ॥
मन क्रम बचन राम पद सेवक । सपनेहु आन भरोस न देवक ॥ १ ॥
प्रभु आगमन श्रवण मुनि पावा । करत मनोरथ बहु विधि धावा ॥
हे विधि दीनबंधु रघुराया । मोसे शठ पर करिहहिं दाया ॥ २ ॥
सहित अनुज मोहिं राम गुसाईं । मिलिहहिं निज सेवककी नाईं ॥
मोरे जिय भरोस दृढ नाहिं । भक्ति न विरति ज्ञान मन माहीं ॥ ३ ॥
नहिं सतसंग योग जप यागा । नहिं दृढ चरण कमल अनुरागा ॥
एक बानि करुणानिधानकी । सो प्रिय जाके गति न आनकी ॥ ४ ॥

અગસ્ત્ય મુનિના એક શિષ્ય સુતીક્ષ્ણ નામના સુજાણ મુનિ તે વનમાં રહેતા હતા. એ મુનિ રામચન્દ્રજીમાં પ્રેમી હતા. મનથી, કર્મથી તથા વચનથી, રામચન્દ્રજીનાં ચરણોના જ સેવક હતા. એમને સ્વપ્નમાં પણ બીજા દેવતાઓપર વિશ્વાસ ન હતો. ॥ ૧ ॥ એ મુનિ, વનમાં રામચંદ્રજીનું આવવું સાંભળી, અનેક મનોરથો કરતાં ઉભા થઈને દોડયા અને કહેવા લાગ્યા કે, "હે દેવ! દીનબંધુ રામચંદ્રજી મારા જેવા શઠ ઉપર દયા કરશે? ॥ ૨ ॥ લક્ષ્મણજી સહિત સ્વામી રામચન્દ્રજી જેમ પોતાના સેવકને મળે, તેમ મને મળશે? મારા મનમાં દૃઢ ભરોંસો નથી અને ભક્તિ, જ્ઞાન કે વૈરાગ્ય પણ નથી. ॥ ૩ ॥ મને સત્સંગ નથી, યોગ નથી, જપ નથી, યજ્ઞ નથી અને રામનાં ચરણોમાં દૃઢ સ્નેહ પણ નથી. પણ કરુણાના નિધાનરૂપ રામચન્દ્રજીનો એક નિયમ છે કે, 'તે પ્રભુ, જેની બીજી કોઈ પણ ગતિ ન હોય, તેના ઉપર પ્યાર કરે છે. ॥ ૪ ॥

छं०—सोउ परम प्रिय अति पातकी, जिन कबहुँ प्रभु सुमिरण करो ॥
ते आज मैं निज नैन देखौं, पूरि पुलकित हिय भरो ॥
जे पद सरोज अनेक मुनि, उर ध्यान कबहुँक आवहीं ॥
ते राम श्रीरघुवंश मणि, प्रभु प्रेम ते सुख पावहीं ॥ ९ ॥

જે[1] માણસ કદી પણ પ્રભુનું સ્મરણ કરે, તે માણસ મહા પાપી હોય તોપણ પ્રભુને બહુ પ્યારો લાગે છે.' તે પ્રભુને આજ હું મારા નેત્રોથી દેખીશ." એમ બોલતાં બોલતાં સુતીક્ષ્ણ મુનિનાં ગાત્રોમાં રુવાડાં ઉભાં થઈ ગયાં અને હૃદય ભરાઈ આવ્યું. જેનાં ચરણકમળો અનેક મુનિઓનાં હૃદયોમાં ધ્યાનથી પણ કોઈ સમયે જ આવે છે, તે રઘુવંશમણિ પ્રભુ શ્રીરામચન્દ્રજી, પ્રેમના બળથી અનાયાસે પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥

दो०—पन्नगारि सुनि प्रेम सम, भजन न दूसर आन ॥
यह विचार पुनि पुनि मुनि, करत राम गुण गान ॥ १५ ॥

હે ગરુડજી! સાંભળો! "બીજું કોઈ પણ ભજન પ્રેમ સમાન નથી. પ્રેમ જ[2] મોટું ભજન છે" એમ વિચાર કરીને સુતીક્ષ્ણ મુનિ વારંવાર રામના ગુણો ગાવા લાગ્યા. ॥ ૧૫ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

चौ०–होइहिं सफल आज मम लोचन । देखि वदन पंकज भव मोचन ॥
निर्भर प्रेम मगन मुनि ज्ञानी । कहि न जाय सो दशा भवानी ॥ १ ॥
दिशि औ विदिशि पंथ नहिं सूझा । को मैं चलेउँ कहाँ नहीं बूझा ॥
कबहुँक फिर पाछे पुनि जाई । कबहुँक नृत्य करै गुण गाई ॥ २ ॥
अविरल प्रेम भक्ति मुनि पाई । प्रभु देखहिं तरु ओट लुकाई ॥
अतिशय प्रीति देखि रघुवीरा । प्रगटे हृदय हरण भव पीरा ॥ ३ ॥
मुनि मग माँझ अचल होइ बैसा । पुलक शरीर पनस फल जैसा ॥
तब रघुनाथ निकट चलि आये । देखि दशा निज जन मन भाये ॥ ४ ॥

હે પાર્વતી! 'આજ મારાં નેત્રો સંસારથી છોડાવનારા રામના મુખકમળનું દર્શન કરીને સફળ થશે,' એમ બોલતા જ્ઞાની સુતીક્ષ્ણ મુનિ અત્યંત પ્રેમમાં એવા મગ્ન થઈ ગયા કે, તેની દશાનું વર્ણન જ કરી શકાતું નથી. ॥૧॥ રામને જોવાને વાસ્તે આશ્રમમાંથી બહાર નીકળેલા એ મુનિને, 'આ કઈ દિશા છે? કે કયો ખુણો છે?' એમ માર્ગ ન સૂઝવા લાગ્યો. હું કોણ છું? અને કયાં જાઉં છું? એવી ખબર જ ન રહી. જરાવારમાં પાછા ફરવા લાગ્યા, જરાવારમાં આગળ વધવા લાગ્યા. જઈને વળી પાછા વળવા લાગ્યા, કોઈ કોઈ સમયે ગુણો ગાઈ ગાઇને નૃત્ય પણ કરવા લાગ્યા. ॥ ૨ ॥ મુનિની ઘાટી પ્રેમ-લક્ષણા ભક્તિ જાણવામાં આવતાં, રામચન્દ્રજી વૃક્ષની પછવાડે છૂપાઈને તે સઘળું જોતા હતા. સંસાર સંબંધી પીડાઓને હરનારા રામચન્દ્રજી મુનિની અત્યંત પ્રીતિ જોઈને તેના હૃદયમાં પ્રગટ થયા. ॥ ૩ ॥ હૃદયમાં રામનાં દર્શન થતાં, સુતીક્ષ્ણ મુનિ માર્ગમાં જ અવિચળ થઈને બેસી ગયા. રોમાંચોથી વ્યાપ્ત થયેલું એમનું શરીર, ફનસના ફળ જેવું દેખાવા લાગ્યું. રામચન્દ્રજી ચાલીને તેમની પાસે આવ્યા અને તે પોતાના ભક્તની દશા જોઈને પ્રસન્ન થયા. ॥ ૪ ॥

सो०–राम सु सहज सुभाव, सेवक दुख दारिद दमन ॥
मुनि सन कह प्रभु आव, उठ उठ द्विज मम प्राण सम ॥ ७ ॥

સહજ[1] સ્વભાવથી જ સેવકોનાં દુઃખ દારિદ્રયોનું દમણ કરનાર પ્રભુ રામચંદ્રજી, મુનિને કહેવા લાગ્યા કે, "મને પ્રાણ સમાન પ્યારા હે સુતીક્ષ્ણ મુનિ! આવો. ઉઠો, ઉઠો.[2] ॥ ૭ ॥

चौ०–मुनिहिं राम बहु भांति जगावा । जागन ध्यान जनित सुख पावा ॥
भूप रुप तब राम दुरावा । हृदय चतुर्भुज रुप दिखावा ॥ १ ॥
मुनि अकुलाय उठा तब कैसे । विकल हीन मणि फणि वर जैसे ॥
आगे देख राम तनु श्यामा । सीता अनुज सहित सुख धामा ॥ २ ॥
परेउ लकुट इव चरणन लागी । प्रेम मगन मुनिवर बड भागी ॥
भुज विशाल गहि लिये उठाई । परम प्रीति राखे उर लाई ॥ ३ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

मुनिहिँ मिलत अस सोह कृपाला । कनक तरुहि जनु भेंट तमाला ॥
राम वदन बिलोकि मुनि ठाढा । मानहुँ चित्र माँझ लिखि काढा ॥ ४ ॥

રામ મુનિને ઘણી ઘણી રીતે જગાડવા લાગ્યા, પણ મુનિ તો ધ્યાનથી ઉત્પન્ન થયેલા સુખમાં મગ્ન થઇ ગયા હતા, તેથી જાગ્યા નહીં. પછી રામચન્દ્રજીએ, એ મુનિના હૃદયમાંથી પોતાનાં રાજરૂપને અંતર્હિત કરીને ચતુર્ભુજરૂપ દેખાડયું. ॥ ૧ ॥ હૃદયમાંથી મનોહર રાજરૂપ અદૃશ્ય થઈ જતાં,જેમ સર્પ મણિ વિના વ્યાકુલ થઈ જાય, તેમ વ્યાકુલ થયેલા સુતીક્ષ્ણ મુનિ ગભરાઇને જાગ્રત થયા, ત્યાં પોતાનાં નેત્રોની આગળ સીતાજીથી તથા લક્ષ્મણજીથી સંયુક્ત, સુખના ધામરૂપ અને શ્યામસુંદર શરીરવાળા રામચન્દ્રજી ઉભેલા જોવામાં આવ્યા. ॥૨॥ પ્રેમમાં મગ્ન થયેલા મહાભાગ્યશાળી સુતીક્ષ્ણ મુનિ લાકડીની પેઠે પડીને રામને પગે લાગ્યા. રામચન્દ્રજીએ, વિશાલ ભુજાથી તેમને ઉઠાવી લીધા અને પરમ પ્રેમથી છાતીમાં લગાવ્યા. ॥ ૩ ॥ રામચન્દ્રજી, મુનિને ભેટતાં, જાણે સોનેરી રંગનાં વૃક્ષને તમાલ વૃક્ષ ભેટયો હોય એવા શોભવા લાગ્યા. રામનાં મુખને જોઇ ઉભા રહેલા સુતીક્ષ્ણ મુનિ જાણે ચિત્રમાં આળખેલા હોય એવા દેખાવા લાગ્યા. ॥૪ ॥

दो०—तब मुनि हृदय धीर धरि, गहि पद बारहिं बार बार ॥
निज आश्रम प्रभु आनि कर, पूजा विविध प्रकार ॥ १६ ॥

પછી મુનિએ હૃદયમાં ધીરજ ધરી, વારંવાર ચરણ પકડી, પ્રભુને પોતાના આશ્રમમાં લાવીને તેમની વિવિધ પ્રકારની પૂજા કરી. ॥ ૧૬ ॥

चौ०—कह मुनि प्रभु सुन बिनती मोरी । अस्तुति करुं कवन विधि तोरी ॥
महिमा अमित मोरि मति थोरी । रवि सन्मुख खद्योत उजोरी ॥ १ ॥
श्याम ताम रस दाम शरीरं । जटा मुकुट परिधन मुनि चीरं ॥
पाणि चाप शर कटि तूणीरं । नौमि निरंतर श्रीरघुवीरं ॥ २ ॥
मोह बिपिन घन दहन कृशानू । संत सरोरुह कानन भानू ॥
निशिचर करि बरुथ मृगराजं । त्रातु सदा नो भव खग बाजं ॥ ३ ॥
अरुण नयन राजीव सुवेशं । सीता नैन चकोर निशेशं ॥
हर हृद मानस राज मरालं । नौमि राम उर बाहु विशालं ॥ ४ ॥
संशय सर्प ग्रसन उरगादं । शमन सकल संताप विषादं ॥
भव भंजन रंजन सुर यूथं । त्रातु सदा नो कृपा वरुथं ॥ ५ ॥
निर्गुण सगुण विषम सम रुपं । ज्ञान गिरा गोतीतमनूपं ॥
अमल मखिल मनवद्यम पारं । नौमि राम भंजन महि भारं ॥ ६ ॥
भक्त कल्प पादप आरामं । तर्जन क्रोध लोभ मद कामं ॥
अति नागर भव सागर सेतुं । त्रातु सदा दिनकर कुल केतुं ॥ ७ ॥
अतुलित भुज प्रताप बल धामं । कलिमल विपुल विभंजन नामं ॥

धर्म वर्म नर्मद गुण ग्रामं । संतत संतनोतु मम रामं ॥ ८ ॥
यदपि विरज व्यापक अविनाशी । सबके हृदय निरंतर वासी ॥
तदपि अनुज सिय सहित खरारी । बसहु मनसि मम काननचारी ॥ ९ ॥
जे जानहिं ते जानहु स्वामी । सगुण अगुण उर अन्तरयामी ॥
जो कोशल पति राजिव नयना । करो सो राम हृदय मम अयना ॥ १० ॥

મુનિ બોલ્યા કે, “હે પ્રભુ! મારી વિનતિ સાંભળો. હું શી રીતે આપની સ્તુતિ કરૂં? આપનો મહિમા અપરિમિત છે અને મારી મતિ થોડી છે. સૂર્યની સામે પંતગીઓ અજવાળું કરી શકે કે? ॥ ૧ ॥ આપ શ્રીરામચંદ્રજી કે જે શ્યામ કમળોની માળા જેવા શરીરવાળા, જટારૂપી મુકુટવાળા, વલ્કલ વસ્ત્રોને પહેનારા, હાથમાં ધનુષ્ય બાણવાળા અને કટિપર ભાથાવાળા છો, તેમની નિરંતર સ્તુતિ કરૂં છું. ॥ ૨ ॥ મોહ રૂપી ઘાટાં વનને બાળી નાખવામાં અગ્નિરૂપ, સંતોરૂપી કમળનાં વનને પ્રફુલ્લિત કરવામાં સૂર્યરૂપ, રાક્ષસોરૂપી હાથીઓનાં ટોળાંનો વધ કરવામાં સિંહરૂપ અને સંસારરૂપી પક્ષીને મારવામાં બાજરૂપ આપ સર્વદા અમારૂં રક્ષણ કરો. ॥ ૩ ॥ રાતાં નેત્રકમળોવાળા, સુંદર વેષવાળા, સીતાજીનાં નેત્રોરૂપી ચકોરોને તૃપ્તિ આપવામાં ચંદ્રરૂપ મહાદેવજીના હૃદયરૂપી માનસ સરોવરમાં હંસરૂપ, મોટી ભુજાવાળા અને મોટાં વક્ષઃસ્થલવાળા રામચન્દ્રજીને પ્રણામ કરૂં છું. ॥૪॥ આપ કે જે સંશયોરૂપી સર્પોને ગળી જવામાં ગરુડજીરૂપ છો, હૃદયમાં ચાલ્યા કરતી કુતર્કોરૂપી ખેદની અટકને શાંત કરનારા છો, ભયને ભાંગનારા છો, દેવતાઓના યૂથને રાજી કરનારા છો અને કૃપાના સમૂહરૂપ છો, તે સર્વદા અમારૂં સંસાર પાશથી રક્ષણ કરજો. ॥ ૫ ॥ હે રામચન્દ્રજી! આપ પ્રભુ, કે જે બ્રહ્મવેત્તાઓની દૃષ્ટિથી નિર્ગુણ છો, ભક્તલોકોની દૃષ્ટિથી સગુણ છો, શત્રુઓની દૃષ્ટિથી વિષમ છો, વિચારવાળા લોકોની દૃષ્ટિથી સમ છો, મનથી, વાણીથી તથા ઇંદ્રિયોથી અગમ્ય છો, ઉપમાઓથી રહિત છો, નિર્મલ છો, સર્વરૂપ છો, નિર્દોષ છો, પારથી રહિત છો, અને પૃથ્વીના ભારને નષ્ટ કરનારા છો. ॥ ૬ ॥ સૂર્યવંશના ધ્વજરૂપ આપ કે જે ભક્તોને કલ્પવૃક્ષના બગીચારૂપ છો, ક્રોધ, લોભ, મદ તથા કામ, એઓનો તિરસ્કાર કરનાર છો અને સંસારરૂપી સમુદ્રનો પુલ બાંધવામાં અતિ ચતુર છો, તે સર્વદા મારૂં રક્ષણ કરો. ॥ ૭ ॥ અતુલ ભુજ પ્રતાપવાળા, બળના સ્થાનકરૂપ પોતાના નામથી જ કલિયુગનાં મોટાં પાપોને તોડનારા, ધર્મના અંગોનું બખ્તરની પેઠે રક્ષણ કરનારા અને સુખદાયી ગુણોના સમૂહરૂપ રામચન્દ્રજી સર્વદા મારૂં કલ્યાણ કરો. ॥૮॥ હે ભવિષ્યમાં ખર રાક્ષસને મારનારા રામચન્દ્રજી! જો કે આપ નિર્મલ, વ્યાપક, અવિનાશી અને સર્વનાં હૃદયોમાં નિરંતર વસનારા સાક્ષાત્ નિરાકાર પરમાત્મા છો, તોપણ સીતાજીથી તથા લક્ષ્મણજીથી સંયુક્ત તથા વનમાં વિચરનારૂં જે આપનું આ રૂપ છે, તે રૂપ છે, તે રૂપ મારા મનમાં નિવાસ કરો. ॥ ૯ ॥ હે દયાના અંતર્યામી રામચન્દ્રજી! આપના સગુણ સ્વરૂપને (ઇશ્વરને) તથા નિર્ગુણ સ્વરૂપને (બ્રહ્મને), જેઓ જાણતા હોય, તેઓ જાણે. મારે એ બન્ને સ્વરૂપોનું પ્રયોજન નથી. મારા હૃદયમાં તો કમળો સરખાં નેત્રોવાળું આ જે આપનું કોશલાધીશ સ્વરૂપ છે, તે નિવાસ કરો. ॥ ૧૦ ॥

सो०–माया वश जिमि जीव, रहहिं सदा संतत मगन ॥
तिमि लागहु मोहिं प्रिय, करुणाकर सुंदर सुखद ॥ ८ ॥

જેમ[1] માયાને વશ રહેનારો જીવ, સર્વ કાલમાં અને સર્વ દેશમાં વિષયસુખ ઉપર પ્રેમ રાખે છે, તેમ મારૂં મન કરુણાના સ્થાનકરૂપ અને સુખ આપનારા તમારા આ સ્વરૂપ ઉપર પ્રેમ રાખો. ॥ ८ ॥

चौ०–अस अभिमान जाय जनि भोरे । मैं सेवक रघुपति पति मोरे ॥
राम भक्ति तज चह कल्याना । सो नर अधम शृगाल समाना ॥ १ ॥
सुनि मुनि वचन राम मन भाये । बहुरि हर्ष मुनि वर उर लाये ॥
परम प्रसन्न जानि मुनि मोहीं । जो वर मांगु देवुँ मैं तोहीं ॥ २ ॥
मुनि कह वर मैं कबहुँ न यांचा । समुझि न परे झूंठ का सांचा ॥
तुमहिं नीक लागे रघुराई । सो मोहिं देहु दास सुखदाई ॥ ३ ॥
अविरल भक्ति विरति विज्ञाना । होहु सकल गुण ज्ञान निधाना ॥
प्रभु जो दीन सो वर मैं पावा । अब सो देहु मोहिं जो भावा ॥ ४ ॥

'હું રામનો સેવક છું અને રામ મારા સ્વામી છે,' એવું અભિમાન ભૂલથી પણ મારા હૃદયમાંથી ન જાય એવી કૃપા કરો. જે માણસ રામભક્તિને છોડી દઇને કલ્યાણને ઇચ્છે, તે માણસ શીઆળ સમાન અધમ છે.[2] ॥૧॥ આ પ્રમાણે સુતીક્ષ્ણ મુનિનાં વચનો સાંભળીને રાજી થયેલા રામચન્દ્રજીએ, ફરીવાર પણ તે મુનિને છાતીમાં લગાવીને કહ્યું કે, "હે મુનિ! તમે મને અત્યંત પ્રસન્ન જાણીને જે વર માગશો, તે હું આપીશ. ॥૨॥" મુનિ બોલ્યા કે, "મેં કદી પણ વરદાન માગ્યું નથી અને 'કયું જૂઠું? તથા કયું સાચું?' એની મને ખબર પણ પડતી નથી, એટલા માટે હે રામચંદ્રજી! આપને જે સારૂં લાગે, તે વરદાન મને આપો, કે જેથી સર્વદા સુખ જ રહે." ॥ ૩ ॥ રામચન્દ્રજી બોલ્યા કે, "તમને અખંડ ભક્તિ, અખંડ વૈરાગ્ય અને અખંડ વિજ્ઞાન થાઓ, કે જેમાં સર્વ ગુણોનો અને સર્વ પ્રકારનાં જ્ઞાનોનો સમાવેશ છે." મુનિ બોલ્યા કે, "હે પ્રભુ! જે વરદાન આપે આપ્યું, તે મને મળ્યું, હવે જે વરદાન મને સારૂં લાગે છે, તે આપો. ॥ ૪ ॥

दो०–अनुज जानकी सहित प्रभु, चाप बाण धरी राम ॥
मम हिय गगन इन्दु इव, करहु सदा विश्राम ॥ १७ ॥

હે પ્રભુ! જેમ ચન્દ્રમા આકાશમાં વિશ્રામ કરે છે ( ઉદય પામીને રહે છે, ) તેમ સીતાજીથી તથા લક્ષ્મણજીથી સંયુક્ત, આપ ધનુષ બાણ ધરીને મારા હૃદયમાં સર્વદા વિશ્રામ કરો." ॥ ૧૭ ॥

चौ०–एवमस्तु कहि रमा निवासा । हर्षि चले कुंभज ऋषि पासा ॥
मुनि प्रणाम करि युग कर जोरी । सुनहु नाथ कछु विनती मोरी ॥ १ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

बहुत दिवस गुरु दर्शन पाये । भये मोहिं इहि आश्रम आये ॥
अब प्रभु संग जाउं गुरु पाहीं । तुम कहँ नाथ निहोरा नाहीं ॥ २ ॥
चले जात प्रभु तब पद कंजा । देखि हों जो विराध मद गंजा ॥
देखि कृपा निधि मुनि चतुराई । लिये संग बिहँसे दोउ भाई ॥ ३ ॥
पंथ कहत निज भक्ति अनूपा । मुनि आश्रम पहुँचे सुर भूपा ॥
आश्रम देखि महा शुचि सुंदर । सरित सरोवर कानन भूधर ॥ ४ ॥
जलचर थलचर जीव जहीते । वैर न करहिं प्रीति सबहीते ॥

લક્ષ્મીના નિવાસરૂપ રામચન્દ્રજી રાજી થઈ, 'एवमस्तु તેમ થાઓ,' એમ કહીને ત્યાંથી અગસ્ત્ય મુનિની પાસે જવા ચાલ્યા. આ સમયે સુતીક્ષ્ણ મુનિ પ્રણામ કરી, હાથ જોડીને બોલ્યા કે, "હે નાથ! કાંઈક મારી વિનતિ સાંભળો. ॥ ૧ ॥ મને મારા ગુરુ અગસ્ત્ય મુનિનાં દર્શન કરી, આ આશ્રમમાં આવી રહ્યાને ઘણા દિવસો થયા છે, માટે હું હમણાં આપની સાથે ગુરુની પાસે આવીશ. હું આપની સાથે આવીશ, તેમાં આપની ઉપર મારો કશો પાડ નથી. ॥ ૨ ॥ કેમ કે, હું ગુરુનાં દર્શન કરવા આવું છું. એમાં મને જે લાભ છે, તે એ કે, જેણે વિરાધના મદનો નાશ કર્યો છે, એવા આપનાં ચરણારવિંદોનું માર્ગમાં દર્શન કરતો ચાલ્યો આવીશ." કૃપાના ભંડારરૂપ બન્ને ભાઈઓએ સુતીક્ષ્ણની ચતુરાઈ જોઈ, હસીને તેમને સાથે લીધા. ॥ ૩ ॥ દેવતાઓના અધિપતિ માર્ગમાં પોતાની અનુપમ ભક્તિનું નિરુપણ કરતા કરતા અગસ્ત્ય મુનિના આશ્રમમાં પહોંચ્યા. એ[1] મહાપવિત્ર સુંદર આશ્રમમાં નદીઓ, સરોવરો, વનો તથા પર્વતો જોવામાં આવ્યા. ॥ ૪ ॥ એ આશ્રમમાં જલચર તથા સ્થલચર જે કોઈ જીવો હતા, તેઓ સર્વે પરસ્પરની સાથે કશું વૈર નહીં રાખતા હતા, પણ સર્વની સાથે પ્રીતિ રાખતા હતા. ॥

दो०—तरु पर बहु विधि विहँग मृग, बोलत विविध प्रकार ॥
वसहिं सिद्ध मुनि तप करहिं, महिमा गुण आगार ॥ १८ ॥

વૃક્ષોની ઉપર અનેક પ્રકારનાં પક્ષીઓ તથા આસપાસમાં અનેક પ્રકારનાં મૃગો વિવિધ પ્રકારના અવાજો કરતાં હતાં. એ આશ્રમમાં મહિમાના તથા ગુણોના ઘરરૂપ સિદ્ધ લોકો વસતા હતા અને મુનિઓ તપ કરતા હતા.[2] ॥ ૧૮ ॥

चौ०—तुरत सुतीक्षण गुरु पहँ गयऊ । कर दंडवत कहत अस भयऊ ॥
नाथ कौशलाधीश कुमारा । आये मिलन जगत आधारा ॥ १ ॥
राम अनुज समेत वैदेही । निशि दिन देव जपत हहु जेही ॥
सुनत अगस्त्य तुरत उठि धाये । हरिहि विलोकि नैन जल छाये ॥ २ ॥
मुनि पद कमल परे दोउ भाई । ऋषि अति प्रीति लिये उर लाई ॥
सादर कुशल पूछि मुनि ज्ञानी । आसन पर बैठारे आनि ॥ ३ ॥

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

मुनि कर बहु प्रकार प्रभु पूजा । मोहिं सम भागवंत नहिं दूजा ॥
जहँ लगि रहे अपर मुनि वृंदा । हर्षे सब बिलोकि सुख कंदा ॥ ४ ॥

આ સુતીક્ષ્ણે તુરત ગુરુની પાસે જઈ દંડવત્ કરીને કહ્યું કે, "હે સ્વામી ! જગતના આધારરૂપ અયોધ્યાનાથના કુમારો રામ અને લક્ષ્મણ સીતાજી સહિત આપને મળવા આવ્યા છે. ॥ ૧ ॥ કે જેઓને આપ રાત દિવસ જપ્યા કરો છો." એ વચનો સાંભળતાં જ અગસ્ત્યમુનિ તુરત ઉભા થઇને ત્યાંથી દોડયા. રામચન્દ્રજીને જોઇને એમનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યું. ॥ ૨ ॥ બન્ને ભાઈઓ અગસ્ત્યનાં ચરણારવિન્દોમાં પડતાં અગસ્ત્યે અત્યંત પ્રીતિથી તેઓને છાતીમાં લગાવ્યા. જ્ઞાની અગસ્ત્ય મુનિએ પ્રેમથી કુશલ પૂછી, તેઓને આશ્રમમાં લાવીને આસનપર બેસાડયા. ॥૩॥ વળી રામની ઘણા પ્રકારની પૂજા કરીને અગસ્ત્ય મુનિ બોલ્યા કે, "બીજો કોઈ પણ મારા સમાન ભાગ્યશાળી નથી." એ આશ્રમમાં જે કોઈ બીજા અનેક મુનિઓ હતા, તેઓ સર્વે સુખના કંદરૂપ રામચન્દ્રજીને જોઇને રાજી થયા. ॥ ૪ ॥

दो०—मुनि समूहमें बैठ प्रभु, सन्मुख सबकी ओर ॥
शरद इन्दु जनु चितवत, मानहु निकर चकोर ॥ १९ ॥

પોતાનાં મુખને સર્વ કોઇ દેખે, એવી રીતે રામચન્દ્રજી, મુનિઓના સમૂહમાં બેઠા. જેમ ચકોર પક્ષીઓ શરદ્ ઋતુના ચન્દ્રને જુવે, તેમ સર્વે મુનિઓ, રામચંદ્રજીને જોવા લાગ્યા. (ચારે તરફ મુનિઓ બેઠા હતા, તેમાં તે સર્વને રામનું મુખ સન્મુખ જોવામાં આવ્યું, એ રામનો ચમત્કાર છે.) ॥ ૧૯ ॥

चौ०—पाय सुथल जल हर्षित मीना । पारस पाय सुखी जिमि दीना ॥
प्रभुहि निरखि सुख भा इहि भांती । चातक जिमि पाई जल स्वाती ॥ १ ॥
तब रघुबीर कहा मुनि पाहीं । तुम सन प्रभु दुराव कछु नाहीं ॥
तुम जानहु जिहि कारण आयउँ । ताते तात न कहि समझायउँ ॥ २ ॥
अब सो मंत्र देहु प्रभु मोही । जेहि प्रकार मारौं मुनि द्रोही ॥
मुनि द्रोही न बचहि मुनिराई । जिमि पंकज वन हिम ऋतु पाई ॥ ३ ॥
मुनि मुसकाने सुनि प्रभु बानी । पूछेहु नाथ मोहिं का जानी ॥
तुम्हरे भजन प्रभाव अघारी । जानौं महिमा कछुक तुम्हारी ॥ ४ ॥

જેમ[1] માછલાંઓ જલાશયને પામીને સુખી થાય, દીન લોકો પારશ મણિને પામીને સુખી થાય અને બપૈયાઓ સ્વાતીનાં જળને પામીને સુખી થાય, તેમ સર્વે મુનિઓ રામને જોઇને સુખી થયા.[2] ॥ ૧ ॥ પછી રામચન્દ્રજીએ અગસ્ત્ય મુનિને કહ્યું કે, "હે પ્રભુ ! મારૂં આપથી કશું અજાણ્યું નથી. હું જે કારણથી અહીં આવ્યો છું, તે કારણ આપ જાણો છો, તેથી મારે કહી બતાવવાની જરૂર નથી. ॥ ૨ ॥ હે મુનિશ્વર ! હે સ્વામી ! હવે મને એવી સલાહ આપો કે, જે સલાહથી હું મુનિઓનો દ્રોહ કરનારા

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

રાક્ષસોને મારૂં અને જેમ હેમંત ઋતુના આવવાથી કમળવનો બચે નહીં, તેમ મારા આવવાથી બ્રહ્મદ્રોહીઓ બચે નહીં." ॥ ૩ ॥ પ્રભુની વાણી સાંભળી, હસીને અગસ્ત્ય મુનિ બોલ્યા કે, "હે નાથ! આપ શું જાણીને મને પૂછો છો? હે પાપોને નષ્ટ કરનારા! હું જે આપના મહિમાને કાંઇક જાણું છું, તે આપના જ ભજનના પ્રભાવથી જાણું છું. ॥

सो०—भृकुटी निरखत नाथ, रहत सदा पद कमल तर ॥
रचि डारे निज हाथ, विविध विधाता सिद्ध हर ॥ ९ ॥

હે નાથ[1]! માયા આપની ભ્રુકુટીને (ભ્રમરોના ચાળાને–મરજીને) જોતી જોતી આપનાં ચરણકમળોની નીચે રહીને, પોતાના હાથથી અનેક વિધાતાઓને, સિદ્ધોને તથા શિવોને બનાવી નાખે છે. ॥ ૯ ॥

चौ०—अति कराल सब पर जग जाना । औरो कहौं मुनिय भगवाना ॥
ऊमरि तरु बिशाल तव माया । फल ब्रह्माण्ड अनेक निकाया ॥ १ ॥
जीव चराचर जंतु समाना । भीतर बसहिं न जानहिं आना ॥
ते फल भक्षक कठिन कराला । तव भय डरत सदा सोउ काला ॥ २ ॥
ते तुम सकल लोक पति साई । पूछेहु मोंहिं मनुजकी नाईं ॥
यह वर माँगा कृपा निकेता । बसहु हृदय सिय अनुज समेता ॥ ३ ॥
अविरल भक्ति बिरति सतसंगा । चरण सरोरुह प्रीति अभंगा ॥
यद्यपि ब्रह्म अखण्ड अनन्ता । अनुभव गम्य भजहिं जेहि संता ॥ ४ ॥
अस तव रूप बखानो जानो । फिर फिर सगुण ब्रह्म रति मानो ॥

કે જે માયાને સર્વ જગત્ અત્યંત વિકરાલ અને સર્વથી અગમ્ય સમજે છે, હે પ્રભુ! હું કાંઇક બીજું કહું છું, તે સાંભળો.[2] આપની માયારૂપી મોટા ઉંબરાના વૃક્ષમાં અનેક બ્રહ્માંડોના સમૂહોરૂપી ફળો લાગેલાં છે, ॥ ૧ ॥ કે જેઓમાં ચરાચર પ્રાણીઓરૂપી જીવડાઓ રહે છે અને તેઓ બહારનું કશું પણ જાણતા નથી. એ સઘળાં ફળોને ખાઇ જનારો મહાકઠણ અને વિકરાલ કાળ પણ સર્વદા તમારા ભયથી ડરતો રહે છે. ॥ ૨ ॥ તે આપ સર્વ લોકોના સ્વામી થઇને મનુષ્યની પેઠે મને પૂછો છો એ આશ્ચર્ય છે." હે કૃપાનિધાન! હું વરદાન માગું છું કે "આપ સીતાજીની તથા લક્ષ્મણજીની સાથે મારા હૃદયમાં વસો. ॥ ૩ ॥ મને દૃઢ ભક્તિ, વૈરાગ્ય તથા સત્સંગ પ્રાપ્ત થાય અને આપનાં ચરણારવિંદોમાં અખંડ પ્રીતિ રહે એવી કૃપા કરો. જો કે અખંડ, અનંત, અનુભવગમ્ય અને જેનું સત્પુરુષો અનુસંધાન કર્યા કરે છે એવું જે બ્રહ્મ છે, ॥૪॥ તે આપનું વાસ્તવિક સ્વરૂપ છે, એમ કહુ છું અને જાણું છું તોપણ મારી પ્રીતિ સગુણ બ્રહ્મમાં જ છે. ॥

दो०—जाहि जीव पर तव कृपा, संतत रहत हुलास ॥
तिनकी महिमा को कहै, जे अनन्य प्रिय दास ॥ २० ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

જેઓની[1] ઉપર આપની કૃપા નિરંતર ઉલ્લાસ પામેલી રહે છે અને જેઓ આપના પ્યારા અનન્ય ભક્તો છે, તેઓના મહિમાનું કોણ વર્ણન કરી શકે એમ છે.[2] ? ॥ ૨૦ ॥

चौ०–संतत दासन्ह देहु बडाई । ताते मोहिं पूछेहु रघुराई ॥
है प्रभु परम मनोहर ठाऊं । पावन पंचवटी तेहि नाऊं ॥ १ ॥
गोदावरी नदी तहँ बहई । चारहु युग प्रसिद्ध सो अहई ॥
दंडक वन पुनीत प्रभु करहू । उग्र शाप मुनिवर कर हरहू ॥ २ ॥
वास करहु तहँ रघुकुल राया । कीजे सकल मुनिन पर दाया ॥
चले राम तब आयसु पाई । तुरतहि पंचवटी नियराई ॥ ३ ॥
दिव्य लता द्रुम प्रभु मन भाये । निरखि रामते भयउ सुहाये ॥
लषण राम सिय चरण निहारी । कानन अघ गा भा सुखकारी ॥ ४ ॥

હે રઘુનાથજી ! આપ આપના સંત દાસોને મોટાઇ આપો છો તેથી મને પૂછો છો. હે પ્રભુ ! એક પરમ મનોહર સ્થલ છે, કે જેનું નામ ‘ પંચવટી ’ છે. ॥ ૧ ॥ એ સ્થાનમાં ગોદાવરી વહે છે, કે જે ગોદાવરી ચારો યુગોમાં પ્રસિદ્ધ છે. હે પ્રભુ ! એ પંચવટીવાળા દંડકારણ્યમાં પધારીને આપ તેને પવિત્ર કરો અને ગૌતમનો તથા ભૃગુનો જે ઉગ્ર શાપ તે અરણ્યને લાગ્યો છે, તેનું હરણ કરો.[3] ॥ ૨ ॥ હે રઘુરાજ ! એ સ્થલમાં થોડા સમયસૂધી નિવાસ કરીને સર્વ મુનિઓપર દયા કરો.” આ પ્રમાણે અગસ્ત્યનાં વચનો સાંભળી, તેમની આજ્ઞા લઇને, રામચન્દ્રજી ત્યાંથી ચાલ્યા; તે તુરત જ પંચવટીમાં પહોંચ્યા. ॥ ૩ ॥ રામનું દર્શન થતાં જ. એ અરણ્યનાં વૃક્ષો તથા લતાઓ, પત્ર પુષ્પાદિકથી તથા ફલાદિકથી સુશોભિત થઈ રહ્યાં. દિવ્ય લતાઓને તથા વૃક્ષોને જોઇ, રામચન્દ્રજી પ્રસન્ન થયા. લક્ષ્મણજી, રામચન્દ્રજી અને સીતાજી, એઓના ચરણોના સંસર્ગથી સઘળાં પાપો ટળી જતાં વન સુખદાયી થયું. ॥ ૪ ॥

दो०–गिद्धराजते भेंट भई, बहु विधि प्रीति बढाय ॥
गोदावरी समीप प्रभु, रहे पर्ण गृह छाय ॥ २१ ॥

ત્યાં રામચંદ્રજીને ગૃધ્ર પક્ષીઓના રાજા જટાયુની ભેટ થઇ. એ પક્ષી દશરથ રાજાનો મિત્ર છે, એમ તેના કહેવા ઉપરથી જણાતાં, રામચંદ્રજીએ તેની સાથે ઘણુ

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૩ ગૌતમની ઉપર ઇર્ષ્યાંથી ઘેરાયેલા બ્રાહ્મણોએ, ગૌતમને પતિત ઠરાવવાને વાસ્તે ગણપતિની પ્રાર્થના કરતાં, ગણપતિ વૃદ્ધ અને દુર્બલ ગાયનું રૂપ ધરીને ગૌતમના ખેતરમાં પેઠા. ગૌતમે આવીને તેને હાંકી કહાડવા વાસ્તે હાથનો સ્પર્શ કરતાં જ તે ગાય મરી ગઈ. આથી બ્રાહ્મણો ગૌતમને પતિત ઠરાવીને ત્યાંથી ચાલ્યા ગયા. ગૌતમે, એ અરણ્યમાં પોતાનું અનિષ્ટ થયું જોઇને અરણ્યને સુકાઈ જવાનો શાપ આપ્યો હતો ( શિવપુરાણ. ) દંડક રાજાએ, પોતાના ગુરુ ભૃગુમુનિની પુત્રીનો બલાત્કાર સંભોગ કરતાં, ભૃગુ મુનિએ ક્રોધ કરીને દંડક રાજાના આખા દેશને ઉજડ તથા શુષ્ક થઇ જવાનો શાપ દીધો. તે ઉપરથી ધૂળની વૃષ્ટિ થવાથી, એ આખો દેશ વેરાન જંગલરૂપ થઇ ગયો. વૃક્ષાદિક પણ સુકાઇ ગયાં. આથી એ દેશ દંડકારણ્યના નામથી ઓળખાવા લાગ્યો. ( વાલ્મીકીય રામાયણ ઉત્તરકાંડ. )

પ્રકારની પ્રીતિ વધારી. પછી ગોદાવરીના સમીપમાં પર્ણકુટી બનાવીને રામચન્દ્રજી ત્યાં રહ્યા. ॥ ૨૧ ॥

चौ०–जबते राम कीन्ह तहँ वासा । सुखी भये मुनि बीती त्रासा ॥
गिरिवर नदी ताल छवी छाये । दिन दिन प्रति अति होत सुहाये ॥ १ ॥
खग मृग वृंद अनंदित रहहीं । मधुप मधुप गुंजत छबि लहहीं ॥
सो वन वरणि न सक अहि राजा । जहाँ प्रगट रघुवीर विराजा ॥ २ ॥
एक बार प्रभु सुख आसीना । लक्ष्मण वचन कहे छल हीना ॥
सुर नर मुनि सचराचर साँई । मैं पूछौं निज प्रभुकी नाँई ॥ ३ ॥
मोंहि समुझाय कहो सोइ देवा । सब तज करौं चरण रज सेवा ॥
कहहु ज्ञान विराग अरु माया । कहहु सो भक्ति करहु जेहि दाया ॥ ४ ॥

જ્યારથી રામચન્દ્રજીએ ત્યાં નિવાસ કર્યો, ત્યારથી ત્રાસ મટી જતાં, મુનિઓ સુખી થયા. ઉત્તમ પર્વતો, નદીઓ તથા તળાવો, કાંતિથી તથા શોભાથી છાઈ રહ્યાં અને તે કાંતિ તથા શોભા દિવસે દિવસે અત્યંત વધવા લાગી. ॥૧॥ પક્ષીઓનાં તથા મૃગોનાં ટોળાં આનંદથી રહેવા લાગ્યાં. પુષ્પોની સંપત્તિ થવાથી ભમરો મધુર ગુંજાર કરવા લાગતાં, વન બહુ શોભા પામ્યું. એ દંડકારણ્ય કે, જેમાં સાક્ષાત્ રામચન્દ્રજી નિવાસ કરીને રહ્યા, તેનું સંપૂર્ણ વર્ણન શેષનાગથી પણ બની શકે નહીં. ॥૨॥ ત્યાં કેટલાંક વર્ષો વ્યતીત થયા પછી, એક સમયે પ્રભુ આનંદથી બીરાજ્યા હતા, ત્યારે લક્ષ્મણજીએ તેમને છલ[1] રહિત વચનોથી નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી કે, "હે સુર, નર, મુનિ તથા સચરાચર જગતના સ્વામી! હું આપને મારા પ્રભુ સમજીને પૂછું છું. ॥ ૩ ॥ હે દેવ! મને એવો ઉપાય સમજાવીને કહો કે, હું જે ઉપાયથી સઘળું છોડી દઈને ( અહંતા મમતાનો ત્યાગ કરીને ) આપનાં ચરણોની રજની સેવા કરૂં. મારી પાસે જ્ઞાનનું, વૈરાગ્યનું તથા માયાનું સ્વરૂપ કહો. જે ભક્તિ કરવાથી આપ ભક્તોની ઉપર દયા કરો છો, તે ભક્તિનું સ્વરૂપ પણ કહો. ॥ ૪ ॥

दो०–ईश्वर जीवहि भेद प्रभु, सकल कहो समुझाय ॥
जाते होय चरण रति, शोक मोह भ्रम जाय ॥ २२ ॥

ઈશ્વર અને જીવ, એઓની વચ્ચે જે તફાવત હોય, તે પણ સમજાવીને કહો, કે જેથી આપના ચરણોમાં પ્રીતિ થાય અને શોક, મોહ તથા ભ્રમ ટળી જાય." ॥ ૨૨ ॥

चौ०–थोरेमहँ सब कहौं बुझाई । सुनहु तात मति मन चित लाई ॥
मैं अरु मोरि तोरि तैं माया । जेहि वश कीन्हे जीव निकाया ॥ १ ॥

---

૧ તુચ્છ, કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ, એમ પ્રશ્નના ચાર ભેદ છે. જે પ્રશ્ન વિવાદાર્થે હોય છે, એટલે જેમાં હારવા જિતવાનો વિચાર હોય છે, તે તુચ્છ કહેવાય છે. જે પ્રશ્ન વક્તા વગેરેની પરીક્ષાને વાસ્તે કરવામાં આવે તે કનિષ્ઠ કહેવાય છે. જે પ્રશ્ન પોતાની બુદ્ધિની ચાતુરી દેખાડવાને વાસ્તે કરવામાં આવે તે તે મધ્યમ છે. જે પ્રશ્ન પોતાના સંદેહની નિવૃત્તિને વાસ્તે કરવામાં આવે, તે ઉત્તમ કહેવાય છે. જે ઉત્તમ પ્રશ્ન હોય તે જ છલરહિત પ્રશ્ન ગણાય છે.

गो गोचर जहँ लगि मन जाई । सो सब माया जानहु भाई ॥
तेहि कर भेद सुनहु तुम सोऊ । विद्या अपर अविद्या दोउ ॥ २ ॥
एक दुष्ट अतिशय दुख रुपा । जावश जीव पराभव कूपा ॥
एक रचै जग गुण वश जाके । प्रभु प्रेरित नहीं निज बल ताके ॥ ३ ॥
ज्ञान मान जहँ एकौ नाहीं । देखत ब्रह्म रूप सबमाहीं ॥
कहिय तात सो परम विरागी । तृण सम सिद्ध तीन गुण त्यागी ॥ ४ ॥

રામચન્દ્રજી બોલ્યા કે, "હે તાત! હું સંક્ષેપમાં જ સઘળું સમજાવીને કહું છું, માટે ચિત્તને, મનને તથા બુદ્ધિને એકાગ્ર રાખીને શ્રવણ કરો. 'હું (દેહમાં અહંભાવ) અને મારૂં, તારૂં,' એ માયા છે, કે જેને જીવોના સમૂહો વશ થઈ રહ્યા છે. ॥ ૧ ॥ જે જે ઇંદ્રિયોના તથા મનના વિષયરૂપ છે, તે સઘળું માયા છે, એમ જાણો, એ માયાના ભેદો કહું છું, તે સાંભળો. એક વિદ્યા, અને બીજા અવિદ્યા, એમ માયાના બે ભેદ છે, ॥ ૨ ॥ એઓમાં જે અવિદ્યા છે, તે મલિન સત્વાળી હોવાથી દુષ્ટ છે, અત્યંત દુઃખરૂપ છે અને જીવની ઉપાધિ છે, કે, જે ઉપાધિને લીધે જીવ સંસારરૂપી કૂવામાં પડયો છે. વિદ્યા નામની શુદ્ધ સત્વપ્રધાન માયા જગતને રચે છે અને તે સર્વ જગતને વશ રાખનારા ઈશ્વરની ઉપાધિ છે. એ જગતને ઉત્પન્ન કરનારી વિદ્યા નામની માયા જડ હોવાથી, કશું બળ ધરાવતી નથી, પણ ઈશ્વરની પ્રેરણાથી જગતની સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલય કરવા આદિ ભારે ચમત્કાર કરે છે. ॥ ૩ ॥ કોઇ પ્રકારે વર્ણ તથા આશ્રમ વગેરેનું અભિમાન રહે અને સઘળું જગત્ બાધિત થઇને બ્રહ્મરૂપ જ જોવામાં આવે, એ જ્ઞાન કહેવાય છે. હે તાત! ગુણત્રયાત્મક વિષયોને તથા સિદ્ધિઓને પણ તૃણ સમાન ગણીને, છોડી દે, તે પુરુષ પરમ વૈરાગ્યવાન્ કહેવાય છે. ॥ ૪ ॥

दो०—माया ईश न आपको, जानि कहै सो जीव ॥
बंध मोक्ष प्रद सर्व पर, माया प्रेरक शिव ॥ २३ ॥

માયાના, ઈશ્વરના તથા પોતાનાં સ્વરૂપને ભિન્ન ભિન્ન ન જાણે, તે જીવ કહેવાય છે અને જે, બંધ મોક્ષ આપનાર, સર્વનો નિયંતા તથા માયાનો પ્રેરક છે, તે ઇશ્વર કહેવાય છે. ॥ ૨૩ ॥

चौ०—धर्मते विरति योगते ज्ञाना । ज्ञान मोक्ष प्रद बेद बखाना ॥
जाते वेगि द्रवों मैं भाई । सो मम भक्ति भक्त सुखदाई ॥ १ ॥
सो स्वतंत्र अवलंबन आना । तेहि आधीन ज्ञान विज्ञाना ॥
भक्ति तात अनुपम सुख मूला । मिलै जु संत होय अनुकूला ॥ २ ॥
भक्तिके साधन कहौं बखानी । सुगम पंथ मोहिं पावहिं प्रानी ॥
प्रथमहि विप्र चरण अति प्रीति । निज निज धर्म निरत श्रुति रीती ॥ ३ ॥
इहि कर फल पुनि विषय विरागा । तब मम चरण उपज अनुरागा ॥
श्रवणादिक नवभक्ति दृढाई । मम लीला रति मति अधिकाई ॥ ४ ॥

संत चरण पंकज अति प्रेमा। मन क्रम वचन भजन दृढ नेमा ॥
गुरु पितु मातु बंधु पति देवा। सब मोहक जाने दृढ सेवा ॥ ५ ॥
मम गुण गावत पुलक शरीरा। गदगद गिरा नयन बह नीरा ॥
काम आदि मद दंभ न जाके। तात निरंतर वश मैं ताके ॥ ६ ॥

ધર્મથી વૈરાગ્ય થાય છે અને યોગથી જ્ઞાન થાય છે. જ્ઞાનથી મોક્ષ થાય છે, એમ વેદે કહ્યું છે. હે ભાઈ! જે આચરણથી હું દ્રવીભૂત (દયાને વશ) થઈ જાઉં, તે આચરણ મારી ભક્તિ કહેવાય છે, કે જે ભક્તિ ભકતોને અલૌકિક સુખ આપે છે. ॥૧॥ એ ભક્તિ સ્વતંત્ર સાધનરૂપ છે, કારણ કે, તેને યોગનું કે જ્ઞાન વગેરે કોઇનું પણ અવલંબન નથી. જ્ઞાન તથા વિજ્ઞાન (પરોક્ષ તથા અપરોક્ષ અનુભવ) ભક્તિને આધીન છે. હે તાત! ભક્તિ અનુપમ સુખનું મૂળ છે, પણ તે ભક્તિ જો સંત જનો અનુકૂલ હોય, તો જ પ્રાપ્ત થાય છે. ॥ ૨ ॥ હવે ભક્તિ કે જે રૂપ સુગમ માર્ગથી પ્રાણીઓ મને પામે છે, તેનાં સાધનો વર્ણવીને કહું છું. પ્રથમ બ્રાહ્મણોનાં ચરણોમાં પ્રેમ અને વેદની મર્યાદા પ્રમાણે પોતપોતાના ધર્મમાં અભિરુચિ, એ સાધનો છે. ॥ ૩ ॥ એ સાધનોથી વિષયોમાં વૈરાગ્ય થાય છે અને વૈરાગ્યથી મારાં ચરણોમાં પ્રેમ થાય છે, શ્રવણ આદિ નવ[1] પ્રકારની ભક્તિની દૃઢતા કરવી, મારી લીલાઓમાં બુદ્ધિ લગાવીને પ્રેમ વધારવો. ॥ ૪ ॥ સંતજનનાં ચરણકમળોમાં અતિ પ્રેમ કરવો, મનથી, કર્મથી, તથા વચનથી, ભજનનો દૃઢ નિયમ રાખવો અને ગુરુ, પિતા, માતા, બંધુ, પતિ અને દેવ, એ સર્વને મારારૂપ સમજીને તેઓની દૃઢ સેવા કરવી, એ સર્વ પ્રેમલક્ષણા ભક્તિનાં સાધનો છે, ॥ ૫ ॥ મારા ગુણોનું ગાન કરતાં, શરીરમાં રોમ ખડા થઇ જાય, વાણી ગદ્ગદ્ થઈ જાય અને નેત્રોમાંથી જળ ચાલવા લાગે, એ પ્રેમલક્ષણા ભક્તિ કહેવાય છે. હે તાત! જેને કામ, ક્રોધ, મદ કે દંભ, આદિ ન હોય, તે પુરુષને હું સર્વદા વશ રહું છું.

दो०—वचन कर्म मन मोरि गति, भजन करै निःकाम ॥
तिनके हृदय कमलमें, करौं सदा विश्राम ॥ २४ ॥

જે માણસ વચનની, કર્મની તથા મનની મારામાં જ પ્રવૃત્તિ રાખે, અને નિષ્કામ-પણાથી મારૂં ભજન કરે, તેના હૃદયકમળમાં હું સર્વદા વિશ્રામ કરૂં છું." ॥ ૨૪ ॥

चौ०—भक्ति योग सुनि अति सुख पावा। लक्ष्मण प्रभु चरणन शिर नावा ॥
नाथ सुने मम गत संदेहा। भयउ ज्ञान उपजेउ नव नेहा ॥ १ ॥
अनुज वचन सुनि प्रभु मन भाये। हरषि राम निज हृदय लगाये ॥
इहि विधि गये कछुक दिन बीती। कहत विराग ज्ञान गुण नीती ॥ २ ॥
शूर्पनखा रावणकी बहिनी। दुष्ट हृदय दारुण जिमि अहिनी ॥
पंचवटी सो गै इक बारा। देखि विकल भई युगल कुमारा ॥ ३ ॥

---

૧ શ્રવણ, કીર્તન, ધ્યાન, ચરણસેવન, પૂજન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન, એ નવ પ્રકારની ભક્તિ કહેવાય છે. (શ્રીમદ્ભાગવત સપ્તમસ્કંધ.)

भ्राता पिता पुत्र उरगारी । पुरुष मनोहर निरखत नारी ॥
होय विकल मन सकहिं न रोकी । जिमि रवि मणि द्रव रविहि विलोकी ॥४

એ પ્રમાણે રામચંદ્રજીના મુખથી ભક્તિયોગનું લક્ષણ સાંભળી, અત્યંત સુખ પામીને લક્ષ્મણજીએ, રામચંદ્રજીનાં ચરણોમાં માથું નમાવ્યું અને કહ્યું કે, "હે નાથ! શ્રવણમાત્રથી મારા સંદેહ ટળી ગયા, જ્ઞાન ઉત્પન્ન થયું અને તે દ્વારા આપમાં નવીન સ્નેહ ઉત્પન્ન થયો." ॥ ૧ ॥ લક્ષ્મણજીનાં વચનો પ્રિય લાગતાં રામચંદ્રજીએ, રાજી થઈને તેમને પોતાની છાતીમાં લગાવ્યા. આ પ્રમાણે નિત્ય વૈરાગ્ય, જ્ઞાન, સદ્‌ગુણો અને નીતિ, એઓની ચર્ચા કરતાં કેટલાએક દિવસો વ્યતીત થઈ ગયા. ॥ ૨ ॥ રાવણની એક શૂર્પણખા નામની વિધવા બ્હેન હતી, કે જે સાર્પિણીની પેઠે દુષ્ટ હૃદયવાળી તથા દારુણ હતી. એ શૂર્પણખા એક સમયે પંચવટીમાં ગઈ, ત્યાં રામને અને લક્ષ્મણને જોઈને કામદેવથી વ્યાકુલ થઈ ગઈ. ॥ ૩ ॥ હે ગરુડજી! ભાઈ જેવો સમાન અવસ્થાવાળો, પિતા જેવો અધિક અવસ્થાવાળો કે પુત્ર જેવો ન્યૂન અવસ્થાવાળો પણ મનોહર પુરુષ જોવામાં આવે, તો સ્ત્રી તુરત જ કામાતુર થઈ જાય છે, મનને રોકી શકતી નથી અને જેમ સૂર્યને જોઈને સૂર્યકાંત મણિમાં અગ્નિનો દ્રાવ થાય છે, તેમ તેવા પુરુષને જોઈને સ્ત્રીના શરીરમાં જળનો સ્રાવ થાય છે. ॥ ૪ ॥

दो०—अधम निशाचरि कुटिल अति, चली करन उपहास ॥
सुन खगेश भावी प्रबल, भा चह सब कर नाश ॥ २५ ॥

હે ગરુડજી[1]! સાંભળો. એક તો અધમ, વળી રાક્ષસ જાતિની અને વળી અત્યંત કુટિલતાવાળી એ શૂર્પણખા પોતે અયોગ્ય છતાં કામાતુર થઈને ગઈ, તેથી એ એક જાતનો ઉપહાસ કરવાને વાસ્તે જવા જેવું જ થયું. ભાવી સર્વથી પ્રબલ છે. સર્વે રાક્ષસોનો વિનાશ કાલ જ આવ્યો હતો, તેથી એવું થયા વિના કેમ રહે?[2] ॥ ૨૫ ॥

चौ०—रुचिर रूप धरि प्रभु पहँ आई । बोली वचन मधुर मुसकाई ॥
तुम सम पुरुष न मोसम नारी । यह संयोग विधि रचा विचारी ॥ १ ॥
मम अनुरूप पुरुष जग नाहीं । देखउँ खोज लोक तिहुँ माहीं ॥
ताते अब लग रही कुमारी । मन माना कछु तुमहिं निहारी ॥ २ ॥
सीतहि चितै कही प्रभु बाता । अहै कुमार मोर लघु भ्राता ॥
गइ लक्ष्मण रिपु भगनी जानी । प्रभु विलोकि बोले मृदु वानी ॥ ३ ॥
सुन्दरि सुन मैं उनकर दासा । पराधीन नहि तोर सुपासा ॥
प्रभु समर्थ कौसल पुर राजा । जो कछु करहिं उन्हें सब छाजा ॥ ४ ॥

એ શૂર્પણખા સુંદર રૂપ ધરી, રામચંદ્રજીની પાસે જઈ, મધુર મંદ હાસ્ય કરીને બોલી કે, "તમારા જેવો કોઈ પુરુષ નથી અને મારા જેવી કોઈ સ્ત્રી નથી. વિધાતાએ આ તમારો અને મારો સમાગમ વિચારીને જ ગોઠવ્યો છે. ॥ ૧ ॥ હું ત્રણે લોકમાં

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

શોધીને નક્કી કરી ચૂકી છું કે, જગતમાં કોઈ પણ પુરુષ મને લાયક નથી. આ કારણથી હું આજ દિવસ સુધી કુંવારી રહી છું. આજ તમને જોઇને કાંઇક મારૂં મન માન્યું છે." ॥૨॥ આ સાંભળી, રામ સીતાજીના સામે જોતાં જોતાં[1] બોલ્યા કે, "મારો આ નહાનો ભાઈ કુંવારો છે.[2]" રામનું વચન સાંભળીને શૂર્પણખા લક્ષ્મણજીની પાસે ગઈ. લક્ષ્મણજીએ, એને રાવણની બેન જાણી, રામની મુખમુદ્રા જોઈ, કોમળ વાણીથી કહ્યું કે, ॥૩॥ "હે સુંદરી! હું તો એમનો દાસ હોવાથી પરાધીન છું, તેથી તને લાયક નથી. પ્રભુ સમર્થ છે અને વળી અયોધ્યાના રાજા છે, તેથી તે જે કાંઈ કરે, તે એમને છાજે એમ છે. (એક કરતાં વધારે સ્ત્રીઓ કરે તથા જાતભાત જોયા વિના ગમે તે સ્ત્રીનો સ્વીકાર કરી લે તોપણ તે એમને છાજે એમ છે.) ॥ ૪ ॥

दो०—केहरि सम नहिं करिवर, लवा कि बाज समान ॥
प्रभु सेवक इमि जानहु, मानहु वचन प्रमान ॥ २६ ॥

જેમ હાથી કેસરી સમાન હોય નહીં અને તેતર બાજ પક્ષી સમાન હોય નહીં, તેમ સેવક પ્રભુ સમાન હોય જ નહીં, એમ સમજ અને તેથી 'હું તને લાયક નથી' એ મારાં વચનને પ્રમાણ માન. ॥ ૨૬ ॥

चौ०—सेवक सुख चह मान भिखारी । व्यसनी धन शुभ गति व्यभिचारी ॥
लोभी यश चह चारु गुमानी । नभ दुहि दूध चहत ये प्रानी ॥ १ ॥
सुनि फिर राम निकट सो आई । प्रभु लक्ष्मण पहँ बहुरि पठाई ॥
लक्ष्मण कहा तोहिं सो वरई । जो तृण तोरि लाज परिहरई ॥ २ ॥
तब खिसि यानि राम पहँ गई । रूप भयंकर प्रगटति भई ॥
विथुरे केश रदन विकराला । भ्रुकुटि कुटिल कर्ण लगि गाला ॥ ३ ॥
सीतहि सभय देखि रघुराई । कहा अनुज सन सैन बुझाई ॥
अनुज राम मनकी गति जानी । उठे रिसाय सो सुनहु भवानी ॥ ४ ॥

જે માણસ પોતે સેવક છતાં સુખની ઇચ્છા કરે, ભીખારી છતાં માનની ઇચ્છા કરે, વ્યસની છતાં ધનની ઇચ્છા કરે, વ્યભિચારી છતાં શુભ ગતિની ઇચ્છા કરે અને લોભી તથા અભિમાની છતાં સારી કીર્તિની ઇચ્છા કરે, તે માણસ આકાશને દોહીને દૂધ મેળવવાની ઇચ્છા કરે છે એમ સમજવું. (જેમ આકાશમાંથી દૂધ લેવાની ઇચ્છા કરવી વ્યર્થ છે, તેમ પોતે સેવક છતાં સુખની ઇચ્છા કરવી એ વ્યર્થ છે, ઈત્યાદિ સમજવું.") ॥ ૧ ॥ લક્ષ્મણજીનાં વચનો સાંભળીને શૂર્પણખા રામની પાસે આવતાં, રામે તેને પાછી લક્ષ્મણજીની પાસે મોકલી. લક્ષ્મણજીએ તેને કહ્યું કે, "તને તો તે પુરુષ વરે

૧ તારા ઉપર મારૂં મન જરા પણ માનતું નથી, અથવા તું સીતાજી જેવી સુન્દર નથી, અથવા મારે તો સ્ત્રી છે અથવા સ્ત્રીની પ્રકૃતિ કેવી ચંચલ હોય છે ? એમ જણાવવાને વાસ્તે સીતાજીની તરફ જોતાં જોતાં બોલ્યા. ૨ લક્ષ્મણજીની સ્ત્રી લક્ષ્મણજીની પાસે હતી નહીં, તેથી અથવા હાંસી કરવાને વાસ્તે અથવા પૃથ્વીમાં કામદેવ સમાન કે દુષ્ટ લોકોને મારનાર એવા અર્થવાળા કુમાર શબ્દને લઇને લક્ષ્મણજીને કુંવારા કહ્યા છે.

કે જે પોતાની લાજને તૃણ સમાન ગણીને છોડી દે." ॥૨॥ શૂર્પણખા આથી ખીજાઈને પાછી રામની પાસે ગઈ અને ત્યાં જઈને તેણે છૂટા કેશોવાળું, વિકરાળ દાંતોવાળું, વાંકી ભમરોવાળું અને કાનસૂધી ફાટેલા આંખોવાળું પોતાનું ભયંકર રૂપ પ્રગટ કર્યું. ॥ ૩ ॥ આથી સીતાજીને ભય પામેલાં જોઈ રામચંદ્રજીએ લક્ષ્મણજીને સાનથી–ઈશારાથી સમજાવીને જે કાંઈ કહેવાનું હતું, તે બોલ્યા વગર કહી દીધું. હે પાર્વતી ! લક્ષ્મણજીએ રામનાં મનની મરજી જાણી, ક્રોધથી ઉભા થઈને, ॥ ૪ ॥

दो०—लक्ष्मण अति लाघव तेहि, नाक कान विनु कीन्ह ॥
ताके कर रावण कहँ, मनहुँ चुनौती दीन्ह ॥ २७ ॥

અત્યંત શીઘ્રતાથી શૂર્પણખાના કાન તથા નાક કાપી નાખ્યાં અને તે દ્વારા જાણે રાવણને એક જાતનો ધિક્કાર આપ્યો હોય એમ કર્યું. ॥ ૨૭ ॥

चौ०—नाक कान विनु भइ विकरारा । जनु श्रव शैल गेरु कै धारा ॥
खर दूषणपहँ गई बिलखाता । धिक धिक तव पौरुश बल भ्राता ॥ १ ॥
तेहि पूछा सब कहेसि बुझाई । यातुधान सुनि सैन बुलाई ॥
चौदह सहस सुभट सँग लीन्हे । जिन सपनेहु रण पीठ न दीन्हे ॥ २ ॥
धाये निशिचर निकर वरुथा । जनु सपक्ष कज्जल गिरि यूथा ॥
नाना वाहन नाना कारा । नाना आयुध धरे अपारा ॥ ३ ॥
श्याम घटा देखत नभ केरी । तहां वासत्र धनु मनहु उवेरी ॥
शूर्पणखहि आगे कर लीन्ही । अशुभ रुप शृति नासा हीनी ॥ ४ ॥

શૂર્પણખા વિકરાળ તો હતી જ પણ નાક તથા કાન વગરની થઈ જવાને લીધે, વધારે વિકરાળ થઈ. જેમ પર્વતમાંથી ગેરુની ધારા વહેતી હોય, તેમ જેના અવયવોમાંથી લોહીની ધારા વહેવા લાગી, એવી શૂર્પણખા વ્યાકુલ થતી થતી ખર, દૂષણની પાસે જઈને બોલી કે, "હે ભાઇ ! તારા બળને ધિક્કાર છે, ધિક્કાર છે." ॥ ૧ ॥ ખરે પૂછતાં શૂર્પણખાએ તેને સઘળી હકીકત કહી સંભળાવી. એ સાંભળીને ખરે સેના બોલાવી. જેઓએ સ્વપ્નમાં પણ કદી રણભૂમિમાં પીઠ દીધી ન હતી, એવા ચૌદ હજાર સુભટોને સાથે લઈને ખર ત્યાંથી રામના પ્રદેશ તરફ ચાલ્યો, ॥ ૨ ॥ જાણે પાંખોવાળા આંજણના પહાડો હોય એવા લાગતા, અનેક પ્રકારનાં વાહનોવાળા, અને પ્રકારના આકારોવાળા અને જેઓએ અનેક પ્રકારનાં અપાર આયુધો ધર્યાં હતાં એવા રાક્ષસોનાં ટોળેટોળાં દોડયાં. ॥ ૩ ॥ અનેક આયુધોવાળી એ સેના જાણે આકાશમાં અનેક ઇંદ્રધનુષોવાળી વાદળાંઓની શ્યામ ઘટા ચઢી હોય એવી દેખાવા લાગી. વિધવા હોવાથી અને વળી કાન નાક વગરની હોવાથી મોટાં અપશુકનરૂપ શૂર્પણખાને તેઓએ આગળ કરી.૪

दो०—निज निज बल सब मिल कहहि, एकहि एक सुनाय ॥
बाजन बाज जुझाऊ, हर्षे न हृदय समाय ॥ २८ ॥

એ રાક્ષસો સર્વે મળીને એક એકની પાસે પોતપોતાનાં બળોની શ્રેષ્ઠતા કહેવા લાગ્યા અને લડાઇનાં વાજાં વગાડવા લાગ્યા. એઓનાં હૃદયોમાં યુદ્ધનો આનંદ નહીં સમાતો હતો.

चौ०—असकुन अमित होहिं भयकारी । गनहिं न मृत्यु विवस सब झारी ॥
गर्जहिं तर्जहिं गगन उड़ाहीं । देखि कटक भट अति हर्षाहीं ॥ १ ॥
कोउ कह जियत धरहु दोउ भाई । धरि मारहु तिय लेहु छुड़ाई ॥
कोई कह सुनो सत्य हम कहहीं । कानन फिरहिं वीर कोउ अहहीं ॥ २ ॥
ए कै कहा मष्ट ह्वै रहहू । खरके आगे अस जनि कहहू ॥
बहु विधि कहत वचन रणधीरा । आये सकल जहां रघुबीरा ॥ ३ ॥
धूरि पूरि नभ मंडल रहेऊ । राम बुलाय अनुज सन कहेऊ ॥
लै जानकिहि जाहु गिरिकंदर । आवा निशिचर कटक भयंकर ॥ ४ ॥
रहेहु सजग सुनि प्रभुकी वाणी । चले सहि हीत सिय शर धनु पाणी ॥
देखि राम रिपु दल चलि आवा । विहँसि कठिन कोदण्ड चढ़ावा ॥ ५ ॥

માર્ગમાં અપરિમિત ભયંકર અપશકુનો થવા લાગ્યાં પણ મૃત્યુને વશ થયેલા એ અપાર રાક્ષસો, તેઓને નહીં ગણકારવા લાગ્યા. એ સેનામાં કોઈ ગર્જના કરવા લાગ્યા, કોઈ શત્રુઓને તુચ્છ જણાવવા લાગ્યા, કોઈ આકાશમાં ઉડવા લાગ્યા, કોઈ વિકટ સેનાને જોઇ રાજી થવા લાગ્યા, ॥ ૧ ॥ કોઈ કહેવા લાગ્યા કે, 'બન્ને ભાઈઓને જીવતા પકડી લ્યો,' કોઈ કહેવા લાગ્યા કે 'બન્ને ભાઇઓને પકડીને મારી નાખો,' કોઇ કહેવા લાગ્યા કે, 'એઓને મારીને તેઓની પાસેથી સ્ત્રીને લઈ લ્યો,' કોઈ[1] કહેવા લાગ્યા કે, 'એ બન્ને ભાઈ વનમાં એકલા ફરે છે, માટે વીર છે, ॥ ૨ ॥ એ અમો સત્ય કહીએ છીએ' અને કેટલાએક કહેવા લાગ્યા કે, 'ચૂપ થઈ રહો, આવી વાત ખરની પાસે બોલશો નહીં.' રણમાં ધીરતા ધરાવનારા એ સર્વ રાક્ષસો, એ પ્રમાણે ઘણા પ્રકારનાં વચનો બોલતાં બોલતાં જ્યાં રામચન્દ્રજી હતા ત્યાં આવ્યા.[2] ॥ ૩ ॥ આકાશમંડળ ધૂળથી પૂર્ણ થયેલું જોવામાં આવતાં રામચન્દ્રજીએ લક્ષ્મણજીને બોલાવીને કહ્યું કે, "રાક્ષસોનું ભયંકર કટક આવે છે, માટે તમે સીતાજીને લઇને પર્વતની ગુફામાં ઉભા રહો અને સાવધાન રહેજો." ॥ ૪ ॥ રામચન્દ્રજીની વાણી સાંભળી, હાથમાં ધનુષ બાણ ધરી, સીતાજીને લઇને લક્ષ્મણજી પર્વતની ગુફામાં ગયા. રામચન્દ્રજીએ શત્રુઓના સૈન્યને ચાલ્યું આવતું જોઇ હસીને પોતાનું પ્રબલ ધનુષ ચઢાવ્યું. ॥ ૫ ॥

छं०—कोदण्ड कठिन चढ़ाय प्रभु शिर जटा बाँधत सोह क्यों ॥
मरकत शैलपर लसत दामिनि कोटि सोयुग भुजग ज्यों ॥
कटि कसि निषंग विशाल भुज गहि चाप विशिख सुधारिकै ॥
चितवत मनहु मृगराज प्रभु गजराज घटा निहारिकै ॥ १० ॥

કઠિન ધનુષ ચઢાવી, મસ્તક ઉપરની જટા બાંધવા લાગેલા રામચન્દ્રજીની જટામાં લપટાએલા બે હસ્તો જાણે નીલ વીના પર્વત ઉપર ચમકતી અનેક વીજળીઓની આસપાસ લપટાએલા બે સર્પો હોય એવા શોભવા લાગ્યા.[3] રામચન્દ્રજી પોતાની કટી-

૧ અહીંથી ક્ષેપક શરુ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૩ રામના શ્યામસુંદર શરીરને, નીલ વિના પર્વતની, જટાના વાળોને, વીજળીઓની અને રામની ભુજાઓને, સર્પોની ઉપમા આપી છે.

પર જાથા કસી, વિશાલ ભુજાઓમાં ધનુષનું ગ્રહણ કરી, બાણો સુધારીને જાણે મોટા હાથીઓની ઘટા ઉપર કેસરી નજર કરતો હોય તેમ રાક્ષસોની સેનાપર નજર કરવા લાગ્યા. ॥ ૧૦ ॥

सो०—आय गये बगमेल, धरहु धरहु धाये सुभट ॥
यथा विलोकि अकेल, बाल रविहि घेरत दनुज ॥ १० ॥

હલ્લાં કરનારા રાક્ષસો આવી પહોંચ્યા. સુભટો, 'પકડો, પકડો,' એમ બોલતાં દોડવા લાગ્યા. જેમ પ્રભાતમાં એકલા બાલ સૂર્યને જોઈને મન્દેહ નામના દૈત્યો, તેમને ઘેરી લે છે,[1] તેમ રાક્ષસોએ વનમાં રામચન્દ્રજીને એકલા જોઈને ઘેરી લીધા. ॥ ૧૦ ॥

चौ०—घेरि रहे निसिचर समुदाई । दंडक खग मृग चले पराई ॥
प्रभु विलोकि शर सकहिं न डारी । थकित भये रजनीचर झारी ॥ १ ॥
सचिव बोलि बोले खर दूषण । यह कोई नृप बालक नर भूषण ॥
सुर नर नाग असुर मुनि जे ते । देखे सुने हते हम ते ते ॥ २ ॥
हम भरि जन्म सुनहु सब भाई । देखी नहिं असि सुंदरताई ॥
यद्यपि भगिनी कीन्ह कुरूपा । वध लायक नहिं पुरुष अनूपा ॥ ३ ॥
देहिं तुरत निज नारि दुराई । जीवत भवन जाहिं दोउ भाई ॥
मोर कहा तुम ताहि सुनावहु । तासु वचन सुनि आतुर आवहु ॥ ४ ॥

રાક્ષસોના[2] સમૂહોએ રામને ઘેરી લેતાં દંડકારણ્યનાં મૃગો તથા પક્ષીઓ ભાગી નીકળ્યાં.[3] એ હજારો રાક્ષસો રામચન્દ્રજીનાં રૂપને જોઈ, બાણો ફેંકી શકયા નહીં, પણ થકિત થઈને ઉભા રહ્યા. ॥ ૧ ॥ ખર તથા દૂષણ, એઓએ મંત્રિઓને બોલાવીને કહ્યું કે, "હે ભાઈઓ ! સાંભળો. આ કોઈ રાજકુમારો મનુષ્યોમાં આભરણો જેવા છે. અમોએ જેટલા દેવતાઓને, મનુષ્યોને, નાગોને, અસુરોને તથા મુનિઓને જોયેલા છે તથા મારેલા છે, ॥ ૨ ॥ તેઓમાં આજ દિવસ સૂધી કોઈની પણ આવી સુંદરતા દીઠી નથી. જો કે,આ બન્નેએ અમારી બેનને વિરૂપ કરી છે, તોપણ અમોને આ બે અનુપમ પુરુષો મારી નાખવા લાયક જણાતા નથી. ॥૩॥ એ બન્ને જણ છૂપાવી રાખેલી પોતાની સાથેની સ્ત્રીને આપણા હાથમાં સોંપી દે તો ભલે જીવતા ઘેર ચાલ્યા જાય. તમો આ મારૂં કહેવું એઓને સંભળાવો અને એઓની પાસેથી જવાબ લઈને પાછા તુરત આવો. ॥ ૪ ॥

दो०—भये काल बस मूढ सब, नहिं जानहिं रघुवीर ॥
मशक फूंक किमि मेरु उड, सुनहु गरुड मति धीर ॥ २९ ॥

હે[2] ગરુડજી ! હે ધીર બુદ્ધિવાળા ! સાંભળો. કાળને વશ થએલા એ મૂઢ લોકો રામનાં બળને નહીં જાણીને એવી કલ્પના કરવા લાગ્યા. રામ એઓથી કમ્પાયમાન થાય એ વાત જરા પણ સંભવે કે ? મચ્છરોની ફુંકથી મેરુ પર્વત કેમ ઉડે ? ॥ ૨૯ ॥

---

૧ શ્રુતિમાં કહ્યું છે કે, પ્રભાતમાં ઉગતા સૂર્યનારાયણને સમુદ્રવાસી મન્દેહ નામના અસુરો ઘેરી લે છે, પણ પાછળથી તેઓ, બ્રાહ્મણોએ આપેલા અર્ઘ્યનાં જળનાં બિંદુઓથી પ્રહાર પામીને વિખેરાઈ જાય છે. ૨ અહીંથી ક્ષેપક શરુ થાય છે. ૩અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

चौ०—दूतन कहा राम सन जाई । सुनत राम बोले मुसुकाई ॥
आजु भयउ बड भाग्य हमारा । तुम्हरे प्रभु अस कीन्ह विचारा ॥ १ ॥
हम क्षत्रिय मृगया वन करहीं । तुमसे खग मृग खोजत फिरहीं ॥
रिपु बलवंत देखि नहिं डरहीं । एक वार कालहु सन लरहीं ॥ २ ॥
यद्यपि मनुज दनुज कुल घातक । मुनि पालक खल शालक बालक ॥
जो न होय बल घर फिरि जाहू । समर विमुख मैं हतौं न काहू ॥ ३ ॥
रण चढि करिय कपट चतुराई । रिपु पर कृपा परम कदराई ॥
दूतन जाय तुरत अस कहाऊ । सुनिं खर दूषण उर अति दहाऊ ॥ ४ ॥

રાક્ષસોના દૂતોએ રામની પાસે જઇને એ વાત કહેતાં, તે સાંભળી રામ હસીને બોલ્યા કે, "આજ તો અમારાં મોટાં ભાગ્ય કે જેથી તમારા માલેકોએ આવો વિચાર કર્યો છે.॥૧॥ પરંતુ અમો ક્ષત્રિયો જંગલમાં મૃગયા કરીએ છીએ અને તમારા જેવાં પશુ તથા પક્ષીઓને મારવાને વાસ્તે જ શોધતા ફરીએ છીએ, અમો બલવાન્ શત્રુઓને જોઇને ડરતા નથી અને એકવાર તો કાળની સામે પણ લડીએ છીએ. ॥ ૨ ॥ હે મૂર્ખ લોકો! જો કે અમો માણસ છીએ, તોપણ અસુરોનાં કુલોનો નાશ કરનારા છીએ, મુનિઓને પાળનારા છીએ અને ખલ લોકોને સાલનારા છીએ. જો તમારામાં બળ ન હોય તો પાછા વળીને ઘેર ચાલ્યા જાઓ. હું કોઈ પણ યુદ્ધમાં વિમુખ થએલા શત્રુને મારતો નથી. ॥ ૩ ॥ યુદ્ધમાં ચઢી કપટ ભરેલી ચતુરાઈ વાપરીને શત્રુની ઉપર દયા દેખાડવી, એ એક જાતની લુચ્ચાઇ અને નિર્બળતા છે." દૂતોએ તુરત પાછા જઈને રામચંદ્રજીનો એ જવાબ સંભળાવતાં, ખર અને દૂષણ પોતાના હૃદયમાં બહુ જ બળ્યા.

छं०—उर दहेउ कहेउ कि घरहु धावहु विकट भट रजनी जरा ॥
शर चाप तोमर शक्ति शूल कृपाण परिघ परशु धरा ॥
प्रभु कीन्ह धनुष टंकोर प्रथम कठोर घोर भया महा ॥
भये बधीर व्याकुल यातुधान न ज्ञान तेहि अवसर रहा ॥ ११ ॥

હૃદયમાં બળતરા પામેલા એ લોકોએ, રાક્ષસોને આજ્ઞા કરી કે, 'દોડો અને પકડી લ્યો.' આ સાંભળી અત્યંત ભયંકર રાક્ષસ યોદ્ધાઓ બાણ, ધનુષ, તોમર, સાંગ, ત્રિશૂલ, ખડ્ગ, ભોગળ તથા કુહાડા આદિ શસ્ત્રો ધરીને રામની સામે દોડયા. પ્રભુએ એઓને આવતા જોઇને પ્રથમ ધનુષનો એવો તો મહા ભયંકર, કઠોર તથા ઘોર ટંકાર કર્યો કે, તેથી તે સમયે સર્વે રાક્ષસો બેહેરા થઈ ગયા, વ્યાકુલ થઇ ગયા અને કોઇને કશું પણ ભાન રહ્યું નહીં. ॥ ૧૧ ॥

दो०—सावधान होय धाये, जानि सबल आराति ॥
लागे बर्षण रामपर, अस्त्र शस्त्र बहु भांति ॥ ३० ॥

પછી રાક્ષસો રામચંદ્રજીને પ્રબલ શત્રુ જાણી, સાવધાન થઇને દોડયા અને રામચંદ્રજી ઉપર અનેક પ્રકારનાં શસ્ત્રોની તથા અસ્ત્રોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ॥ ૩૦ ॥

दो०–तिनके आयुध तिल सम, करि काटे रघुबीर ॥
तानि शरासन श्रवण लगि, पुनि छाँडे निज तीर ॥ ११ ॥

રામચંદ્રજી, એઓનાં આયુધોના તલ તલ જેવડા ટુકડા કરી નાંખવા લાગ્યા અને તે ઉપરાંત પોતાનાં ધનુષને કાન સુધી ખેંચીને તે રાક્ષસોની ઉપર બાણો ફેંકવા લાગ્યા.

छं०–तब चले बाण कराल फुंकरत जनु बहु व्याल ॥
कोपेउ समर श्रीराम चले विशिख निशित निकाम ॥
अवलोकि खर तर तीर, मुरि चले निश्चर वीर ॥
इक एक को न संभार, करैं तात मात पुकार ॥ १२ ॥

આ સમયે રામચન્દ્રજીનાં બાણો જાણે કુંફાટા મારતા સર્પો ચાલતા હોય તેમ ચાલવા લાગ્યાં. યુદ્ધમાં શ્રીરામચન્દ્રજી કુપિત થવાને લીધે અત્યંત તીક્ષ્ણ બાણો ચલાવા લાગતાં, તે અતિ તીક્ષ્ણ બાણોને જોઇ, વીર રાક્ષસો પણ પાછા ફરી જવા લાગ્યા, માતા, પિતાઓને પોકારવા લાગ્યા અને કોઇને પણ કશી સંભાળ રહી નહીં. ॥ ૧૨ ॥

छं०–कोउ कहै खर कह कीन्ह, जो युद्ध इन सन लीन्ह ॥
( जाको बाण अतिहि कराल, ग्रसे आय मानहु काल ) ॥
भये क्रुद्ध तीनों भाई, जो भागि रणते जाई ॥
तेहि वधब हम निज पानि, फिरे मरण मन महँ ठानि ॥ १३ ॥

કેટલાએક બોલવા લાગ્યા કે, "આ રામની સામે લડાઈ ઉઠાવી, એ તે ખરે શું કર્યું ? રામનાં[1] અતિ કરાલ બાણો, જાણે કાળ જ આવ્યા હોય, તેમ આપણને ગળી જાય છે.[2] ખર, દૂષણ તથા ત્રિશિરા, એ ત્રણે ક્રોધાક્રાંત થઇને બોલ્યા કે, "જે કોઈ રાક્ષસ યુદ્ધમાંથી ભાગશે, તેને અમો અમારા હાથથી મારી નાખીશું." આમ થતાં સર્વે રાક્ષસો, મનમાં મરવાનો નિશ્ચય કરીને યુદ્ધ કરવાને વાસ્તે પાછા ફર્યાં. ॥ ૧૩ ॥

दो०–उमा एक निज प्रभुहि वश, पुनि इनके बड भाग ॥
तरन चहहिं प्रभु शर लगे, विना योग जप याग ॥ ३२ ॥

હે[1] પાર્વતી ! એ રાક્ષસો એક તો પોતાના માલેકોનાં તંત્રમાં હતા અને વળી એઓનાં મોટાં ભાગ્ય ખુલ્લાં થયાં કે, જેથી જપ, યોગ અને યજ્ઞ કર્યાં વિના જ પ્રભુનાં બાણો વાગવાથી, એઓને સંસારમાંથી તરી જવાની સગવડ મળી.[2] ॥ ૩૨ ॥

छं०–आयुध अनेक प्रकार सन्मुख ते करहिं प्रहार ॥
रिपु परम कोपे जानि प्रभु धनुष शर संधानि ॥
छाँड विपुल नाराच लगे कटन विकट पिशाच ॥
उर शीश कर भुज चरण जहँ तहँ लगे महि परन ॥ १४ ॥

---

૧ અહીં ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીંથી ક્ષેપક સમાપ્ત થાય છે.

રાક્ષસો રામની સામે થઈ અનેક આયુધોના પ્રહાર કરવા લાગ્યા. રામચન્દ્રજી શત્રુઓને અત્યંત કોપેલા જાણી, ધનુષમાં નારાચ નામનાં મોટાં મોટાં બાણો સાંધીને ફેંકવા લાગ્યા. આથી વિકટ રાક્ષસો કપાવા લાગતાં, તેઓનાં વક્ષઃસ્થલો, મસ્તકો, હાથો, ભુજાઓ તથા પગો, પૃથ્વીપર જ્યાં ત્યાં પડવા લાગ્યાં. ॥ ૧૪ ॥

छं०—चिक्करत लागत बान घर परत कुधर समान ॥
भट कटत तनु शत खंड पुनि उठत करि पाखण्ड ॥
नभ उडत बहु भुज मुंड बिनु मौलि धावत रुंड ॥
खग कंक काक शृगाल कट कटहिं कठिन कराल ॥ १५ ॥

રામનાં બાણો વાગતાં, રાક્ષસો ચિત્કાર કરવા લાગ્યા અને પર્વતોની પેઠે પૃથ્વીપર પડવા લાગ્યા. મોટી મોટી ભુજાઓ તથા માથાંઓ આકાશમાં ઉડવા લાગ્યાં અને માથાં વગરનાં ધડો ( કબંધો ) દોડવા લાગ્યાં. કંક તથા કાગડા આદિ પક્ષીઓ અને શીઆ-ળીઆઓ કઠિન તથા કરાળ ઝડપો તથા અવાજે કરીને માંસોનું ભક્ષણ કરવા લાગ્યા.

छं०—कट कटहिं जंबुक भूत प्रेत पिशाच खप्पर साजही ॥
वेताल बीर कपाल ताल बजाय योगिन नाचहिं ॥
रघुवीर बाण मचण्ड खण्डहिं भटनके भुज उर शिरा ॥
जहँ तहँ परहिं उठि लरहिं धरु धरु करहिं भयकारिणि गिरा ॥१६॥

શીઆળીઆંઓ અસ્થિઓને તોડવાના કટ કટ અવાજો કરવા લાગ્યાં. ભૂતો પ્રેતો તથા પિશાચો, લોહીનાં ખપ્પરો ભરવા લાગ્યાં. વેતાલો તથા વીરો, ખોપરીઓરૂપી તાલો બજાવવા લાગ્યા અને જોગણીઓ નાચવા લાગી. રામચન્દ્રજીનાં પ્રચંડ બાણોથી ખંડ ખંડ થઇ જતા યોદ્ધાઓના, હસ્તો, વક્ષઃસ્થલો તથા મસ્તકો, જ્યાં ત્યાં પડવા લાગ્યાં. કપાઈ પડેલા યોદ્ધાઓ પણ પાછા ઉઠી, 'પકડો, પકડો,' એવાં ભયંકર વચનો બોલતા બોલતા લડવા લાગ્યા. ॥ ૧૬ ॥

छं०—अंत्रावली ले उडत गीध पिशाच कर गहि धावहीं ॥
संग्राम पुरवासी मनहु बहु बाल गुडी उडावहीं ॥
मारे पछारे उर विदारे विपुल भट कहरत परे ॥
अवलोकि निज दल विकट भट त्रिशरादि खर दूषण फिरे ॥ १७ ॥

આંતરડાંઓની પંક્તિઓ લઇને ગૃધ્ર પક્ષીઓ ઉડવા લાગતાં, તે પંક્તિઓને હાથમાં પકડીને દોડતા પિશાચો, જાણે સંગ્રામરૂપી નગરનાં રહેવાશી બાલકો ઘણા ઘણા પતંગો ઉડાવતા હોય એવા દેખાવા લાગ્યા. રામચન્દ્રજીએ મારેલા, પછાડેલા અને જેઓની છાતીઓ ફાડી નાખી હતી એવા અનેક યોદ્ધાઓ; આર્ત્ત નાદો કરીને પૃથ્વીપર પડવા લાગતાં, પોતાની સેનાની એવી સ્થિતિ જોઇને, ખર, દૂષણ તથા ત્રિશિરા આદિ વિકટ યોદ્ધાઓ યુદ્ધ કરવાને વાસ્તે રામચન્દ્રજીની સામે આવ્યા. ॥ ૧૭ ॥

छं०—शर शक्ति तोमर परशु शूल कृपाण एकहि बारहीं ॥
करि कोप श्रीरघुवीर पर अगणित निशाचर डारहीं ॥

प्रभु निमिष महँ रिपु शर निवार प्रचार डारे सायका ॥
दश दश विशिष उर माँझ मारे सकल निशिचर नायका ॥ १८ ॥

એ રાક્ષસો રામચન્દ્રજીની ઉપર કોપ કરીને એકી વખતે બાણુ, સાંગ, ભાલાં, કુહાડા, ત્રિશૂલ તથા ખડ્ગ આદિ અગણિત શસ્ત્રો નાખવા લાગ્યા. રામચંદ્રજીએ નિમેષ માત્રમાં પોતાનાં બાણોથી શત્રુઓનાં બાણોના પ્રચારને અટકાવી દઈ, સઘળા મોટા મોટા રાક્ષસોની છાતીઓમાં દશ દશ બાણો માર્યાં. ॥ ૧૮ ॥

छं०—महि परत पुनि उठि लरत मरत न करत माया अति घनी ॥
सुर डरत चौदह सहस निशिचर देखि इक कौशल धनी ॥
सुर मुनि सभय प्रभु देखि माया नाथ अति कौतुक कर्यो ॥
देखहिं परस्पर राम करि संग्राम रिपु दल लरि मर्यो ॥ १९ ॥

રાક્ષસો પૃથ્વીપર પડતાં પણ મરણ નહીં પામી, પાછા ઉઠીને લડવા લાગ્યા અને અનેક માયાઓ કરવા લાગ્યા. રામચન્દ્રજીને એકલા જોઇ અને રાક્ષસોને ચૌદ હજારની સંખ્યાવાળા જોઇને દેવતાઓ ડરવા લાગ્યા. માયાના અધિપતિ રામચન્દ્રજીએ, દેવતાઓને તથા મુનિઓને ભય પામેલા જોઇને એવું ભારે કૌતુક રચ્યું કે, જેથી રાક્ષસો પરસ્પર રામરૂપ દેખીને પરસ્પરની સામે લડવા લાગ્યા. આ પ્રમાણે શત્રુઓનું સૈન્ય પોતામાં જ પરસ્પરની સામે લડીને કપાઈ ગયું. ॥ ૧૯ ॥

दो०—राम राम कहि तनु तजहिं, पावहिं पद निर्वान ॥
करि उपाय रिपु मारेउ, क्षण महँ कृपा निधान ॥ ३३ ॥

રાક્ષસો, "હે રામ! હે રામ!" કહીને શરીરો છોડવા લાગ્યા અને તેથી મોક્ષ પદ પામવા લાગ્યા. આ પ્રમાણે કૃપાનિધાન રામચન્દ્રજીએ, ઉપાય કરીને ક્ષણુ માત્રમાં શત્રુઓને મારી નાખ્યા. ॥ ૩૩ ॥

दो०—हर्षित वर्षहिं सुमन सुर, बाजहिं गगन निशान ॥
अस्तुति करि करि सुर चले, शोभित विविध विमान ॥ ३४ ॥

રાજી થયેલા દેવતાઓ પુષ્પવૃષ્ટિઓ કરવા લાગ્યા અને આકાશમાં દુંદુભિઓ વાગવા લાગ્યાં. દેવતાઓ રામની સ્તુતિઓ કરી કરી, સુંદર વિમાનોમાં બેસી બેસીને પોતપોતાના લોકોમાં ગયા. ॥ ૩૪ ॥

चौ०—जब रघुनाथ समर रिपु जीते । सुर नर मुनि सबके भय बीते ॥
तब लक्ष्मण सीतहि ले आये । प्रभु पद परत हर्षि उर लाये ॥ १ ॥
सीता निरखि श्याम मृदु गाता । परम प्रेम लोचन न अघाता ॥
पंचवटी बसि श्रीरघुनायक । करत चरित सुर मुनि सुखदायक ॥२॥
धुआँ देखि खर दूषण केरा । जाय शूर्पणखा रावण प्रेरा ॥
बोली वचन क्रोध करि भारी । देश कोशकी सुरति बिसारी ॥ ३ ॥

करसि पान सोवसि दिन राती । सुधि नहिं तव शिर पर आराती ॥
राज नीति बिनु धन बिनु धर्मा । हरिहि समर्पे बिन सत कर्मा ॥ ४ ॥
विद्या बिनु विवेक उपजाये । श्रम फल पढे किये अरु पाये ॥
संगते यती कुमंत्रसे राजा । मानते ज्ञान पानते लाजा ॥ ५ ॥
प्रीति प्रणय बिनु मदसे गुनी । नाशहिं वेग नीति अस सुनी ॥

રામચન્દ્રજી યુદ્ધમાં વિજય પામતાં, દેવતાઓ, મનુષ્યો તથા મુનિઓ, એ સર્વના ત્રાસ ટળી ગયા ( સર્વે નિર્ભય થયા). લક્ષ્મણજી, સીતાજીને લઇને રામની પાસે આવ્યા અને પગમાં પડતાં જ રામચન્દ્રજીએ રાજી થઇને તેમને છાતીમાં લગાવ્યા. ॥ ૧ ॥ સીતાજી, રામચન્દ્રજીનાં શ્યામસુંદર અને કોમળ શરીરને પરમ પ્રેમથી જોવા લાગતાં, તેમનાં નેત્રો તૃપ્તિ જ ન પામ્યાં. શ્રીરામચન્દ્રજીએ પંચવટીમાં રહીને આ પ્રમાણે દેવતાઓને તથા મુનિઓને સુખ આપે એવાં ચરિત્રો કર્યાં. ॥ ૨ ॥ ખર તથા દૂષણનું મરણ જોઈ, શૂર્પણખાએ લંકામાં જઈને રાવણને પ્રેર્યો. શૂર્પણખા રાવણની પાસે જઈ, ભારે ક્રોધ કરીને વચનો બોલી કે, "તું ખજાનાની અને પંચવટી નામના દેશની ખબર વિસારી બેઠો છે, ॥ ૩ ॥ રાત દિવસ મદ્ય પીધા કરે છે અને મસ્ત થઇને સૂતો રહે છે, તારે માથે શત્રુ જાગ્યો છે, તેની તને ખબર નથી. રાજ્ય જો નીતિ વગરનું હોય, ધન જો ધર્મ વગરનું હોય, સત્કર્મ જો બ્રહ્માર્પણ કર્યા વગરનું હોય, ॥ ૪ ॥ અને વિદ્યા જો વિવેકની ઉત્પત્તિ વગરની હોય, તો રાજ્ય તથા ધન મેળવવાના, સત્કર્મ કરવાના અને વિદ્યા ભણવાના પરિશ્રમનું ફળ પરિશ્રમ જ થયો, એમ સમજવું. સંગથી સંન્યાસીનો, દુષ્ટ વિચારથી રાજાનો, માનથી જ્ઞાનનો, ॥ ૫ ॥ મદ્યપાનથી લાજનો, અનમ્રપણાથી પ્રીતિનો અને મદથી ગુણનો તુરત જ વિનાશ થાય છે, એમ નીતિગ્રન્થોથી સાંભળ્યું છે.

सो०—रिपु रुज पावक पाप, प्रभु अहि गणिय न छोट करि ॥
अस कहि विविध विलाप, करि लागि रोदन करन ॥ ११ ॥

શત્રુ, રોગ, અગ્નિ, પાપ, રાજા અને સર્પ, એઓને કદી પણ છોટા ગણવા નહીં જોઇએ." એટલું બોલીને, શૂર્પણખા અનેક પ્રકારના વિલાપો કરવા લાગી તથા રોવા લાગી.

दो०—सभा माँझ परी व्याकुल, बहु प्रकार कहि रोय ॥
तोहिं जियत दशकंधर, मोरि कि अस गति होय ॥ ३५ ॥

ઘણા પ્રકારોથી રોઈ, વ્યાકુલ થઈ, સભાના મધ્યમાં પડીને બોલવા લાગી કે, "હે રાવણ ! તું જીવતાં છતાં મારી આવી દશા થવી જોઈએ કે ?" ॥ ૩૫ ॥

चौ०—सुनत सभासद उठे अकुलाई । समझाई गहिं बाँह विठाई ॥
कह लंकेश कहसि किन बाता । किन तव नासा कान निपाता ॥ १ ॥
अवध नृपति दशरथके जाये । पुरुष सिंह वन खेलन आये ॥
समुझि परी मोहिं उन्हकी करणी । रहित निशाचर करि हैं धरणी ॥ २ ॥
जिनकर भुजबल पाय दशानन । अभय भये मुनि विचरहिं कानन ॥

देखत बालक काल समाना । परम धीर धन्वी गुण नाना ॥ ३ ॥
अतुलित बल प्रताप दोउ भ्राता । खल वध रत सुर मुनि सुख दाता ॥
शोभा धाम राम अस नामा । तिनके संग नारि इक श्यामा ॥ ४ ॥

આ સાંભળી વ્યાકુલ થઈને સભાસદો ઉભા થયા અને તેઓએ સમજાવી, હાથ પકડીને શૂર્પણખાને બેઠી કરી. રાવણ બોલ્યો કે, "તું વાત કેમ કહેતી નથી? તારાં નાક તથા કાન કોણે કાપ્યાં છે?" ॥ ૧ ॥ શૂર્પણખા બોલી કે, "અયોધ્યાના રાજા દશરથના બે પુત્રો, કે જેઓ પુરુષોમાં સિંહ તુલ્ય છે, તેઓ વનમાં શિકાર ખેલવા આવ્યા છે. એઓનું કર્ત્તવ્ય મારા જાણવામાં આવ્યું છે કે, તેઓ પૃથ્વીને રાક્ષસો વગરની કરવાના છે. ॥૨॥ હે રાવણ! મુનિઓ, એઓની ભુજાઓના બળનો આશ્રય પામીને વનમાં નિર્ભય રીતે ફરવા લાગ્યા છે. એઓ દેખવામાં બાલક છતાં પણ કાલ સમાન છે, પરમ ધીર છે, મોટા ધનુષધારી છે અને અનેક ગુણોવાળા છે. એ બન્ને ભાઈઓ અતુલ બલવાળા, અતુલ પ્રતાપવાળા, ખલોનો વધ કરવામાં લાગેલા અને મુનિઓને સુખ દેનારા છે. એઓમાં જે મોટો ભાઈ છે, તે શોભાના સ્થાનકરૂપ છે અને તેનું નામ 'રામ' છે. એની સાથે એક જુવાન વયની સ્ત્રી છે. ॥ ૪ ॥

सो०—अति सुकुमारि पियारि, पटतर योग न आहि कोउ ॥
मैं मन दीख विचारि, जहँ रह तेहि सम आन नहिं ॥ १२ ॥

એ[1] સ્ત્રી તેને પ્યારી છે, અત્યંત સુકુમાર અંગોવાળી છે અને એ સ્ત્રીને જગતમાં કોઈની ઉપમા લાગુ પડે એમ નથી, મેં મનમાં વિચાર કરી નિશ્ચય કર્યો છે કે, એ સ્ત્રી જેના ઘરમાં રહે, તેના જેવો બીજો કોઇ પણ થઈ શકે નહીં.[2] ॥ ૧૨ ॥

चौ०—रूप राशि विधि नारि सँवारी । रति शत कोटि तासु बलिहारी ॥
अजहुँ जाय तुम देखउ जबहीं । हुइहो विकल तासु वश तबहीं ॥ १ ॥
जीवन्मुक्त लोक वश ताके । दशमुख सुन सुन्दरि अस जाके ॥
तासु अनुज काटी श्रुति नासा । सुनि तव भगिनी कर परिहासा ॥ २ ॥
बिन अपराध अस दशा हमारी । अपराधी किमि वचहि सुरारी ॥
खर दूषण सुनि लाग पुकारा । क्षण महँ सकल कटक उन मारा ॥ ३ ॥
खर दूषण त्रिशिरा कर घाता । सुनि दशशीश जरा सब गाता ॥
भयो शोच वश नहिं विश्रामा । बीतहिं पल मानहु शत यामा ॥ ४ ॥

એ સ્ત્રીને વિધાતાએ રૂપના સમૂહરૂપ જ બનાવી છે. સો કરોડ રતિઓને પણ એના ઉપરથી વોળી કહીએ એમ છે. હમણાં[1] પણ તું જઈને એ સ્ત્રીને નજરે જો તો વિકલ થઈ જા અને તે સમયે જ તેને વશ થઈ જાય એમ છે. ॥ ૧ ॥ હે રાવણ! સાંભળ. એ સ્ત્રી જેના ઘરમાં હોય, તે જીવન્મુક્ત જ ગણાય અને તેને સર્વ લોકો વશ થઈ જાય[2] એ રામના નાના ભાઈએ અને તારી બેન જાણી, મશ્કરી કરીને મારાં કાન તથા નાક

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીંથી ક્ષેપક સમાપ્ત થાય છે.

કાપી લીધાં છે. ॥ ૨ ॥ હે દેવતાઓના શત્રુ રાવણ ! કશા અપરાધ વગર પણ મારી આ દશા થઈ, ત્યારે અપરાધી લોકો તો તેઓના હાથથી કેમ જ બચે ? મેં જઈને ખર તથા દૂષણની પાસે પોકાર કરતાં, તેઓ કટક લઈને ચઢી ગયા, પણ રામે તેઓને તેઓના, સબળા કટક સહિત ક્ષણ માત્રમાં મારી નાખ્યા." ॥ ૩ ॥ ખર, દૂષણ અને ત્રિશિરા, એઓનો વધ થયો સાંભળીને, રાવણનાં સર્વ ગાત્રોમાં દાહ ઉઠયો. રાવણ[1] એવો તો શોકને વશ થઈ ગયો કે, તેને ક્ષણ માત્ર પણ વિશ્રામ ન મળવા લાગ્યો અને એક પલ સો પોહોર જેવું જવા લાગ્યું.[2] ॥ ૪ ॥

दो०—शूर्पणखहि समुझाय कर, बल बोलेसि बहु भांति ॥
भवन गयउ अति शोच बश, नीद परी नहिं राति ॥ ३६ ॥

રાવણ શૂર્પણખાને સમજાવી, તેની પાસે ઘણી રીતે પોતાના બળનાં વખાણ કરીને પોતાના ઘરમાં ગયો પણ અત્યંત શોકને લીધે તેને આખી રાત નિદ્રા આવી નહીં.॥૩૬॥

चौ०—सुर नर असुर नाग खग माहीं । मोरे अनुचर सम कोउ नाहीं ॥
खर दूषण मोसम बलवन्ता । तिनहि को मारे बिन भगवन्ता ॥ १ ॥
सुर रंजन भंजन महि भारा । जो जगदीश कीन्ह अवतारा ॥
तौ मैं जाय वैर हठ करउँ । प्रभु शर प्राण तजे भव तरउँ ॥ २ ॥
होय भजन नहिं तामस देहा । मन क्रम वचन मंत्र दृढ एहा ॥
जो नर रूप भूप सुत कोऊ । हरिहौं नारि जीत रण दोऊ ॥ ३ ॥
चला अकेल यान चढि तहँवा । बस मारीच सिंधु तट जहँवा ॥
रथ अनूप जोरे खर चारी । वेगवंत इमि जिमि उरगारी ॥ ४ ॥

રાવણ વિચાર કરવા લાગ્યો કે, "સુર, નર, અસુર, નાગ અને પક્ષીઓ, એઓમાં કોઇ, મારા અનુચરો સમાન પણ બળવાન નથી. ખર અને દૂષણ તો મારા જેવા જ બળવાન્ હતા, તેઓને ભગવાન્ વિના બીજો કોઈપણ મારી શકે નહીં. ॥૧॥ જો પ્રભુએ દેવતાઓને રાજી કરવા વાસ્તે તથા પૃથ્વીનો ભાર ઉતારવા માટે અવતાર ધર્યો હોય તો હું જઈને વૈર તથા હઠ કરૂં અને પ્રભુના બાણથી પ્રાણ તજીને સંસારને તરી જાઉં. ॥૨॥ આ તામસી રાક્ષસ શરીરથી ભજન બની શકવાનું નથી, માટે પ્રભુની સામે મનથી, કર્મથી તથા વચનથી વૈર કરી, તેમના હાથથી મરણ પામીને તરી જવું, એ જ હવે મારો દૃઢ નિશ્ચય છે. પણ જો એ રામ કોઈ માણસ અને રાજકુમાર જ હશે, તો તેને તથા તેના ભાઇને રણમાં જિતીને એઓની સાથેની સ્ત્રીનું હરણ કરીશ." રાવણ આ પ્રમાણે વિચાર કરી, એકલો જ રથમાં બેસીને સમુદ્રને કિનારે ગયો, કે જ્યાં મારીચ નામનો રાક્ષસ વસતો હતો. રાવણે[1] ગરુડના જેવા વેગવાળા ચાર ખચ્ચર પોતાના અનુપમ રથમાં જોડયા. ॥ ૪ ॥

छं०—उरगारि सम अति वेग बरणत जाय नहिं उपमा कहीं ॥
सिर छत्र शोभित श्याम घन जनु चमर श्वेत बिराजहीं ॥

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

इहि भांति लाँघत सरित शैल अनेक वापी सोहहीं ॥
वन बाग उपवन वाटिका शुचि नगर मुनि मन मोहहीं ॥ २० ॥

જેમાં ગરુડના જેવા વેગવાળા ચાર ખચ્ચર જોડ્યા હતા એવા એ રથનું વર્ણન કરી શકાય કે એ રથને કોઈ ઉપમા આપી શકાય એમ ન હતું. રાવણને માથે વાદળાં જેવું શ્યામ છત્ર શોભી રહ્યું હતું. સફેદ ચામરો શોભી રહ્યાં હતાં. આ રીતે નદીઓનું તથા પર્વતોનું ઉલ્લંઘન કરતો કરતો ચાલ્યો. જેઓમાં મુનિઓનાં અંતઃકરણો પણ મોહ પામે એવાં અનેક વનો, ઉપવનો, વાડીઓ, વાવ્યો તથા સ્વચ્છ નગરો શોભી રહ્યાં હતાં અને

दो०—बहु तडाग शुचि विहँग मृग, बोलत विविध प्रकार ॥
याहि विधि आयउ सिंधु तट, शत योजन विस्तार ॥ ३७ ॥

ઘણાં ઘણાં સ્વચ્છ તળાવોમાં પક્ષીઓ તથા મૃગો વિવિધ પ્રકારના શબ્દો કરી રહ્યાં હતાં, એવા પ્રદેશોને જોતો જોતો સો યોજનના વિસ્તારવાળા સમુદ્રના કિનારા પર આવ્યો.

चौ०—सुंदर जीव विविध विधि जाती । करहिं कुलाहल दिन औ राती ॥
कूदहिं ते गर्जहिं घन नाईं । महाबली बल वरण न जाईं ॥ १ ॥
कनक बालु सुन्दर सुखदाई । बैठहिं सकल जीव तहँ आई ॥
तेहि पर दिव्य लता तरु लागे । जेहि देखत मुनि मन अनुरागे ॥ २ ॥
गुहा विविध विध रहहिं बनाई । वर्णत शारद मति सकुचाई ॥
चहिये जहाँ ऋषिन कर वासा । तहाँ निशाचर करहिं निवासा ॥ ३ ॥
दशमुख देख सकल सकुचाने । जे जड़ जीव सजीव पराने ॥
इहां राम जस युक्ति बनाई । सुनहु उमा सो कथा सुहाई ॥ ४ ॥

એ કિનારા પર જાત જાતનાં અનેક પ્રાણીઓ રાત દિવસ કોલાહલ મચાવી રહ્યાં હતાં, કેટલાંક પ્રાણીઓ કુદતાં હતાં, તથા મેઘની પેઠે ગાજતાં હતાં. એ બળવાન પ્રાણીઓના બળનું વર્ણન પણ કરી શકાય નહીં. ॥ ૧ ॥ એ કિનારાપર સુવર્ણની સુખદાયી રેતી પથરાયેલી હતી. ત્યાં સર્વ પ્રાણીઓ આવીને બેસતાં હતાં. એ સ્થલ ઉપર દિવ્ય લતાઓ તથા વૃક્ષો લાગી રહ્યાં હતાં કે જેઓને જોઈને મુનિઓનાં મન પણ તુરત જ મોહ પામી જાય, ॥ ૨ ॥ ત્યાં કેટલાંક પ્રાણીઓ વિવિધ પ્રકારની ગુફાઓ બનાવીને રહેતાં હતાં, કે જે ગુફાઓનું વર્ણન કરવામાં સરસ્વતીની બુદ્ધિ પણ સંકોચાઈ જાય. જ્યાં ઋષિઓના નિવાસો જોઈએ ત્યાં રાક્ષસો નિવાસ કરી રહ્યા હતા. ॥ ૩ ॥ રાવણને આવેલો જોઈ સઘળા સ્થાવર જીવો સંકોચાયા અને જંગમ જીવો તો ભાગી જ ગયા.[1] હે પાર્વતી! હવે અહીં પંચવટીમાં રામચન્દ્રજીએ જે યુક્તિ બનાવી તે વિષેની સુંદર કથા કહું છું, તે સાંભળો. ॥ ૪ ॥

दो०—लक्ष्मण गये वनहिं जब, लेन मूल फल कंद ॥
जनकसुता सन बोले, विहँसि कृपा सुख कंद ॥ ३८ ॥

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

જ્યારે લક્ષ્મણજી મૂળ, ફળ તથા કંદ લેવાને વાસ્તે તે વનમાંથી બીજા વનમાં ગયા ત્યારે કૃપાના અને સુખના સમૂહરૂપ રામચન્દ્રજીએ હસીને સીતાજીને કહ્યું કે, ૩૮

चौ०–सुनहु प्रिया व्रत रुचिर सुशीला । मैं कछु करब ललित नर लीला ॥
तुम पावक महँ करहु निवासा । जब लग करौं निशाचर नासा ॥ १ ॥
जबहिं राम सब कहेउ बखानी । प्रभु पद धरि सिय अनल समानी ॥
निज प्रतिबिंब राखि तहँ सीता । तैसेइ शील स्वरूप विनीता ॥ २ ॥
लछमन हू यह मर्म न जाना । जो कुछ चरित रचेउ भगवाना ॥
दशमुख गयउ जहां मारीचा । नाय माथ स्वारथ रत नीचा ॥ ३ ॥
नमन नीचकी अति दुखदाई । जिमि अंकुश धनु उरग बिलाई ॥
भयदायक खलकी प्रिय बानी । जिमि अकाल के कुसुम भवानी ॥ ४ ॥

"હે ઉત્તમ પાતિવ્રત્ય પાળનારાં સુશીલ પ્રિયા! સાંભળો. હું હવે કોઈક સુંદર મનુષ્યલીલા કરવાનો છું. હું જ્યાંસુધી રાક્ષસોનો વિનાશ કરૂં, ત્યાંસુધી તમે અગ્નિમાં નિવાસ કરો.[1]" ॥૧॥ રામચન્દ્રજીએ પોતાને જે કાંઈ કરવાનું હતું, તે સઘળું કહી સંભળાવતાં, સીતાજી પોતાના પ્રતિબિમ્બને આશ્રમમાં રાખી, હૃદયમાં રામચન્દ્રજીનાં ચરણો ધરીને અગ્નિમાં સમાઈ ગયાં. સીતાજીએ પોતાનાં પ્રતિબિમ્બરૂપ જે સ્વરૂપ રાખ્યું, તે શીલથી, રૂપથી તથા નમ્રતા વગેરે ગુણોથી સીતાજી સમાન જ હતું. ॥ ૨ ॥ રામચંદ્રજીએ આ જે કાંઈ ચરિત્ર રચ્યું, તેનો ભેદ લક્ષ્મણજીએ પણ જાણ્યો નહીં. રાવણ મારીચના આશ્રમમાં ગયો અને ત્યાં જઈને, સ્વાર્થમાં તત્પર તથા નીચ એવા તે રાવણે મારીચને માથું નમાવ્યું. ॥ ૩ ॥ અંકુશ, ધનુષ, સર્પ અને બીલાડી, એઓની પેઠે નીચ લોકોનું નમવું અત્યંત દુઃખદાયી થાય છે. હે પાર્વતી! જેમ અકાળમાં ઉત્પન્ન થયેલાં ફૂલો પ્રિય લાગે એવાં છતાં પણ ઉત્પાતરૂપ હોવાથી ભયદાયક થાય છે, તેમ ખળની વાણી પ્રિય લાગે, એવી છતાં પણ ભયદાયક થાય છે.[2] ॥ ૪ ॥

दो०–करि पूजा मारीच तब, सादर पूछी बात ॥
कवन हेतु मन व्यग्र अति, एकसर आयउ तात ॥ २९ ॥

---

૧ રામચન્દ્રજી અગ્નિએ આપેલા દૂધપાકથી જન્મ્યા હતા. તેથી અગ્નિ, રામચન્દ્રજીના પિતા જેવો જ ગણાય, માટે સીતાજીને અગ્નિમાં રાખ્યાં. ઋષિઓના ક્રોધથી સીતાજીનો જન્મ થયો છે, અને અગ્નિ ક્રોધનું સ્વરૂપ છે, તેથી સીતાજીનો પણ પિતા ગણાય, માટે સીતાજીને અગ્નિમાં રાખ્યાં. સ્ત્રી, પતિના કે પોતાના પિતાની પાસે રહે તો શુદ્ધ રહે એ સ્વાભાવિક છે. હનુમાનજીદ્વારા લંકાનો દાહ કરાવવાની રામચન્દ્રજીના મનમાં ઇચ્છા હતી, પણ અગ્નિદેવ રાવણથી બીતો હતો, તેથી તેમાં સીતાજીનો પ્રવેશ કરાવાને તેને શક્તિમાન્ કર્યો કે જેથી નિર્ભયપણે દાહ કરે, રામચન્દ્રજી રાવણનો વધ કર્યા પછી સીતાજીને પાછાં અગ્નિમાંથી જ કહાડી લેશે. ૨ 'जिमि अकाशके कुसुम भवानी' એવું અહીં પાઠાંતર છે. તેનો અર્થ એવો થાય કે, જેમ આકાશમાંથી ખરતા તારા, ચળકાટથી પ્રિય લાગે એવા છતાં પણ ઉત્પાતરૂપ હોવાને લીધે ભયદાયક છે, તેમ ખલની વાણી પ્રિય લાગે એવી છતાં પણ ભયદાયક છે.

મારીચે રાવણનો સત્કાર કરીને આદરપૂર્વક પૂછયું કે, "હે તાત! તમારૂં મન અત્યંત વ્યગ્ર જણાય છે, તેનું શું કારણ છે? અને તમે એકલા શા કારણ માટે આવ્યા છો!" ૩૯

चौ०–दशमुख सकल कथा तेहि आगे । कही सहित अभिमान अभागे ॥
होहु कपट मृग तुम छलकारी । जेहि विधि हरि आनो नृप नारी ॥ १ ॥
तेहि पुनि कहा सुनहु दश शीशा । ते नर रुप चराचर ईशा ॥
तासौं तात वैर नहिं कीजै । मारे मरीय जियाये जीजै ॥ २ ॥
मुनि मख राखन गयउ कुमारा । विनु फर शर रघुपति मोहिं मारा ॥
शत योजन आयउँ फल माहीं । तिन सन वैर किये भल नाहीं ॥ ३ ॥
भइ मति कीट भृंगकी नाई । जहँ तहँ मैं देखौं दोउ भाई ॥
जो नर तात तदपि अति शूरा । तिनहिं विरोध न आइहि पूरा ॥ ४ ॥

અભાગીઆ રાવણે અભિમાન પૂર્વક સઘળી હકીકત સંભળાવીને તેને કહ્યું કે, "તું માયાથી છળ કરનારો મૃગ થા, કે જે ગોઠવણથી હું એ ક્ષત્રિયની સ્ત્રીને હરી લાવું." ॥ ૧ ॥ આ સાંભળીને મારીચ બોલ્યો કે, "હે રાવણ! સાંભળ. એ રામ મનુષ્ય નથી, પણ મનુષ્યના રૂપથી પરમેશ્વર અવતરેલા છે. હે તાત! એમની સામે વૈર નહીં કરવું. કેમ કે, એમના માર્યા મરીએ અને જીવાડયા જીવિએ એમ છે. ॥ ૨ ॥ એ રામ બાલ્યાવસ્થામાં વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરવા આવ્યા હતા, તે સમયે તેમણે મને ફણાવગરનું જ બાણ માર્યું હતું, કે જેથી હું એક પલમાં સો યોજન દૂર આવી પડયો હતો. એમની સામે વૈર કરવામાં સારૂં પરિણામ નહીં આવે. હે ભાઈ! જેમ ભમરીએ પકડીને છોડી દીધેલો કીડો, જ્યાં ત્યાં ભમરીને જ દેખે છે, તેમ રામે પરાસ્ત કરીને છોડી દીધેલો હું, જ્યાં ત્યાં રામને જ દેખું છું, ॥૩॥ ભયના સંસ્કારને લીધે મારી બુદ્ધિ, ભમરીએ પકડીને છોડી દીધેલા કીડાની બુદ્ધિ જેવી થઈ ગઈ છે. હે તાત! જો કદાચ એ રામ મનુષ્ય હોય, તોપણ તે અત્યંત શૂર છે. આપણે તેની સામે વિરોધ કરીને તેને પૂરા પડી શકીએ એમ નથી. ॥ ૪ ॥

दो०–जेहि ताडका सुबाहु हति, खंडेउ हरको दण्ड ॥
खर दूषण त्रिशिरा वधेउ, मनुज कि अस बलबंड ॥ ४० ॥

જેણે તાડકાને તથા સુબાહુને માર્યા છે, સદાશિવનાં ધનુષને ભાંગ્યું અને વળી ખર, દૂષણ તથા ત્રિશિરા, એઓનો વધ કર્યો હતો એવો બળવાન્ તે રામ, મનુષ્ય હોય કે? મનુષ્યમાં એવી બલવત્તરતા સંભવે જ નહીં. ॥ ૪૦ ॥

चौ०–रा अस नाम सुनत दशकंधर । रहत प्राण नहिं मम उर अंतर ॥
जाहु भवन कुल कुशल विचारी । सुनत जरा दीन्हेसि बहु गारी ॥ १ ॥
गुरु जिमि मूढ करसि मम बोधा । कहु जग मोहिं समान को योधा ॥
तब मारीच हृदय अनुमाना । नवहिं विरोध नहीं कल्याना ॥ २ ॥

शस्त्री मर्मी प्रभु शठ धनी । वैद्य बंदि कवि मानस गुनी ॥
उभय भांति देखा निज मरणा । तब ताकेसि रघुनायक शरणा ॥ ३ ॥
उत्तर देत मोहिं बधहि अभागे । कस न मरों रघुपति शर लागे ॥
जस जिय जान दशानन संगा । चला राम पद प्रेम अभंगा ॥ ४ ॥
मन अति हर्ष जनाव न तेही । आजु देखिहौं परम सनेही ॥

હે રાવણ ! હું 'રાસ તથા રાજા' ઈત્યાદિ શબ્દોના પહેલા (રા) એ અક્ષરને સાંભળું છું, ત્યાં રામના સંશયને લીધે, મારા હૃદયમાં પ્રાણ સ્થિર રહેતા નથી. તું તારાં ભલાનો વિચાર કરીને પાછો તારે ઘેર જા." આ વાત સાંભળતાં જ રાવણને બળતરા ઉઠી અને તેથી તેણે મારીચને ગાળ જ દીધી. ॥ ૧ ॥ રાવણ બોલ્યો કે, "હે મૂઢ મારીચ ! તું ગુરુની પેઠે મને બોધ આપવા બેઠો છે ? કહે તો ખરો કે, સઘળાં જગતમાં મારા જેવો કયો યોદ્ધો છે ?" આ સાંભળીને મારીચે હૃદયમાં વિચાર કર્યો કે, ॥ ૨ ॥ "શસ્ત્રધારી, રહસ્ય જાણનાર પાડોશી વગેરે, રાજા, શઠ, ધનવાન્, વૈદ્ય, ચારણ, ભાટ, કવિ અને પંડિત જન, એ નવમાંથી કોઈની સામે પણ વિરોધ કરવામાં કલ્યાણ નથી. ત્યારે રાવણમાં તો એ નવે ગુણ રહ્યા છે, તેથી તેની સામે વિરોધ કરવામાં મારૂં કલ્યાણ કેમ જ હોય ?" જો રાવણનું કહ્યું ન માનવામાં આવે તો રાવણના હાથથી અને માનવામાં આવે તો રામના હાથથી, એમ બન્ને પ્રકારથી પોતાનું મરણ જોવામાં આવતાં, ॥ ૩ ॥ મારીચે રામનું શરણ લેવાની (રામના હાથથી મરવાની જ) ધારણા રાખી. 'જો હું જવાબ દઈશ તો આ અભાગીઓ રાવણ મને મારી નાખશે, માટે હું રામનું બાણ વાગવાથી શા માટે મરણ ન પામું ?' એવો વિચાર કરી, અંતઃકરણથી રામનાં ચરણોમાં અભંગ પ્રેમ ધરીને મારીચ રાવણની સાથે ચાલ્યો. ॥ ૪ ॥ 'આજ હું સર્વ જીવોના પરમ સ્નેહી રામને દેખીશ' એમ ધારી, મારીચ મનમાં અત્યંત હર્ષ પામ્યો, પણ તેણે રાવણને તે અભિપ્રાય જાણવા દીધો નહીં. ॥ ૫ ॥

छं०—निज परम प्रीतम देखि लोचन सफल कर सुख पाइहौं ॥
श्रीसहित अनुज समेत कृपानिकेत मन लाइहौं ॥
निर्वाण दायक क्रोध जाकर भक्ति अवशहि वश करी ॥
निज पाणि शर संधानि सो मोहिं बधहिं सुखसागर हरी ॥ २१ ॥

"મારા (જીવના) પરમ પ્યારા રામચન્દ્રજીને જોઇ, નેત્રોને સફળ કરીને સુખ પામીશ અને સીતાજીથી તથા લક્ષ્મણજીથી સંયુક્ત તે કૃપાનિધાનના ચરણોમાં મન લગાવીશ. જેનો ક્રોધ મોક્ષદાયક છે અને જેની ભક્તિ અવશ્ય તેમને જ વશ કેનારી છે. તે સુખના સમુદ્રરૂપ પ્રભુ, પોતાના શ્રીહસ્તથી બાણ સાંધીને મને મારશે. અહો ! આજ મારાં ધન્ય ભાગ્ય ! ॥ ૨૧ ॥

दो०—मम पाछे धर धावत, धरे शरासन बान ॥
फिरि फिरि प्रभुहि बिलोकिहौं, धन्य न मोसम आन ॥ २१ ॥

હાથમાં ધનુષ બાણુ ધરીને વેગથી મારી પછવાડે દોડતા પ્રભુને હું વારંવાર ફરી ફરીને જોઇશ, તેથી મારા જેવો બીજો કોઇ પણ ભાગ્યશાળી નહીં." એમ મારીચે વિચાર કરી લીધો. ॥ ૪૧ ॥

चौ०—सीता लषण सहित रघुराई । जेहि वन वसहिं मुनिन्ह सुखदाई ॥
तेहि वन निकट दशानन गयऊ । तब मारीच कपट मृग भयऊ ॥ १ ॥
अति विचित्र कछु वरणि न जाई । कनक देह मणि रचित बनाई ॥
सीता परम रुचिर मृग देखा । अंग अंग सुमनोहर वेषा ॥ २ ॥
सुनहु देव रघुवीर कृपाला । इहि मृगकर अति सुन्दर छाला ॥
सत्यसिंधु प्रभु वधकर एही । आनहु चर्म कही वैदेही ॥ ३ ॥
तब रघुपति जानत सब कारण । उठे हर्षि सुर काज सँवारण ॥
मृग विलोकि कटि परिकर बांधा । करतल चाप रुचिर शरसांधा ॥ ४ ॥
प्रभु लक्ष्मणहि कहा समुझाई । फिरत विपिन निशिचर समुदाई ॥
सीता केरि करहु रखवारी । बुद्धि विवेक बल समय विचारी ॥ ५ ॥

રાવણ, મુનિઓને સુખ દેનારા રામચન્દ્રજી, સીતાજીની અને લક્ષ્મણજીની સાથે જે વનમાં વસતા હતા, તે વનના સમીપમાં ગયો. આ સમયમાં મારીચ કપટથી મૃગ બન્યો. ॥ ૧ ॥ જેનું કશું વર્ણન જ કરી શકાય નહીં એવું અતિ વિચિત્ર સુવર્ણમય અને મણિમય મૃગ શરીર મારીચે બનાવી લીધું, પ્રત્યેક અંગોમાં અતિ મનોહર રચનાવાળો એ અત્યંત સુંદર મૃગ જોવામાં આવતાં, સીતાજીએ રામને કહ્યું કે, ॥ ૨ ॥ "હે દેવ! હે રઘુવીર! હે કૃપાળુ! હે સત્ય પ્રતિજ્ઞાવાળા[1] પ્રભુ! આ મૃગની છાલ (ચામડી) અતિ સુંદર છે, માટે તેને મારીને તેની ચામડી લઈ આવો." ॥ ૩ ॥ આ સાંભળી, સર્વ કારણોને જાણનારા રામચન્દ્રજી, દેવતાઓનું કાર્ય સુધારવા માટે આનંદ ધરીને ઉભા થયા. રામચંદ્રજીએ મૃગને જોઈ, કમર બાંધી, હાથમાં સુંદર ધનુષ લઈ, તેમાં બાણ સાંધી, ॥ ૪ ॥ લક્ષ્મણજીને સમજાવીને કહ્યું કે, "વનમાં ઘણા ઘણા રાક્ષસો ફરે છે, માટે સમય વિચારી બુદ્ધિથી, વિવેકથી તથા બળથી સીતાની રખવારી કરજો." ॥ ૫ ॥

दो०—अस कहि चले तहाँ प्रभु, जहाँ कपट मृग नीच ॥
देव हर्षि विस्मय विवस, चातक वर्षा बीच ॥ ४२ ॥

એમ[2] કહીને રામચન્દ્રજી જે તરફ એ નીચ માયામૃગ હતો, તે તરફ ચાલતાં જેમ બપૈયાઓ વર્ષા ઋતુમાં જળની આશાથી તથા આશા ભંગના સંદેહથી હર્ષને અને ખેદને વશ થાય, તેમ દેવતાઓ પોતાનું કાર્ય સિદ્ધ થવાની આશાથી અને આશા ભંગના સન્દેહથી હર્ષને અને ખેદને વશ થયા.[3] ॥ ૪૨ ॥

૧ 'સત્ય પ્રતિજ્ઞાવાળા' એ વિશેષણ આપવાનો ભાવ એ છે. કે, આપે રાક્ષસોને મારવાની પ્રતિજ્ઞા કરી છે, અને તે પ્રતિજ્ઞા, આ મૃગનો વધ કરવાથી સફળ થશે માટે મૃગને અવશ્ય મારજો.
૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૩ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

चौ०–प्रभुहि बिलोकि चला मृग भाजी । धाये राम शरासन साजी ॥
निगम नेति शिव ध्यान न पावा । माया मृग पाछे सो धावा ॥ १ ॥
कबहुँ निकट पुनि दूर पराई । कबहुँक प्रगटै कबहुँ छिपाई ॥
प्रगटत दुरत करत छल भूरी । एहि बिधि प्रभुहि गयउ ले दूरी ॥ २ ॥
तब तकि राम कठिन शर मारा । धरणि परेउ करि घोर पुकारा ॥
लक्ष्मण कर प्रथमहिं ले नामा । पाछे सुमिरेसि मन महँ रामा ॥ ३ ॥
प्राण तजत प्रगटेसि निज देहा । सुमिरे राम समेत सनेहा ॥
अंतर प्रेम तासु पहिचाना । मुनि दुर्लभ गति दीन्ह सुजाना ॥ ४ ॥

રામચન્દ્રજીને આવતા જોઇને મૃગ ત્યાંથી ભાગ્યો અને મૃગને ભાગતો જોઇ, ધનુષ ચઢાવીને રામચન્દ્રજી તેની પછવાડે દોડયા. જેને વેદ પણ નહીં પહોંચી શકીને નેતિ નેતિ કહે છે અને સદાશિવ ધ્યાનથી પણ પહોંચી શકતા નથી, તે પ્રભુ, માયા મૃગની પાછળ દોડયા. ॥ ૧ ॥ એ મૃગ, જરા વારમાં પાસે દેખાવા લાગ્યો, જરા વારમાં દૂર દેખાવા લાગ્યો. જરા વારમાં પ્રગટ થવા લાગ્યો અને જરા વારમાં છૂપાઈ જવા લાગ્યો. પ્રગટ થતો, છૂપાઈ જતો અને એવી રીતે ઘણાં છળ કરતો એ મૃગ, એમ કરી કરીને રામચન્દ્રજીને દૂર લઈ ગયો. ॥ ૨ ॥ પછી રામચન્દ્રજીએ થાકીને કઠોર બાણ મારતાં, તે મૃગ ભયંકર પોકાર કરીને ધરતીપર પડયો. એ મૃગે પોકારમાં પ્રથમ 'હા લક્ષ્મણ !' એમ કહીને લક્ષ્મણજીનું નામ લીધું અને પછી રામના નામનું તો મનમાં જ સ્મરણ કર્યું. ॥ ૩ ॥ મારીચે પ્રાણ ત્યાગ કરતાં, પોતાનો રાક્ષસ દેહ પ્રગટ કર્યો અને સ્નેહ સહિત રામનું સ્મરણ કર્યું. પ્રવીણ રામચન્દ્રજીએ તેના મનની અંદરનો પ્રેમ જાણી લઇને તેને એવી ગતિ આપી કે, જે ગતિ મુનિઓને પણ દુર્લભ છે. ॥ ૪ ॥

दो०–बिपुल सुमन सुर बर्षहिं, गावहिं प्रभु गुण गाथ ॥
निज पद दीन्हें असुर कहुँ, दीनबंधु रघुनाथ ॥ ४३ ॥

દેવતાઓ ઘણાં પુષ્પો વરસાવવા લાગ્યા અને પ્રભુના ગુણોની ગાથાઓ ગાવા લાગ્યા કે, "અહો ! રામચંદ્રજી કેવા દીનબંધુ છે, કે તેમણે અસુરને પણ પોતાનું ધામ આપ્યું.[1]"

चौ०–खल बध तुरत फिरे रघुबीरा । सोह चापकर कटि तूणीरा ॥
आरत गिरा सुनी जब सीता । कह लक्ष्मण सन परम सभीता ॥ १ ॥
जाहु बेग संकट तव भ्राता । लक्ष्मण बिहँसि कहा सुन माता ॥
भ्रुकुटि बिलास सृष्टि लय होई । सपनेहु संकट परै कि सोई ॥ २ ॥
सौंपि गये रघुपति मोहिं थाती । जो तजि जाउं तोष नहिं छाती ॥
यह जिय जान सुनहु मम माता । पूछब कहब कवन मैं बाता ॥ ३ ॥

---

[1] દોડ્યા જતા એ મૃગનું, જે સ્થળમાં નૂપુર ( ઝાંઝર ) પડયું હતું, ત્યાં નૂપુર ગામ થયું છે અને જ્યાં એ મૃગ ચપળતાથી પડયો હતો, ત્યાં ચાપલ્યા ગામ થયું છે. આ બન્ને ગામો ગોદાવરીના કિનારાપર છે.

मर्म वचन जब सीता बोली । हरि प्रेरित लक्ष्मण मति डोली ॥
चहुँ दिशि रेख खंचाई अहीशा । बार बार नायउ पद शीशा ॥ ४ ॥
वन दिशि देव सौंपि सब काहू । चले जहां रावण शशि राहू ॥
चितवहिं लषण सियहि फिरि कैसे । तजत वत्स निज मातहि जैसे ॥ ५ ॥

જેમના હાથમાં ધનુષ અને કમરપર ભાથા શોભી રહ્યા હતા એવા રામચન્દ્રજી મારીચનો વધ કરીને પાછા ફર્યા. સીતાજીએ જ્યારે 'હા લક્ષ્મણ!' એવો આર્ત્ત નાદ સાંભળ્યો, ત્યારે અત્યંત ત્રાસ પામીને તેમણે લક્ષ્મણજીને કહ્યું કે, "તમારા ભાઈપર સંકટ પડ્યું છે, ॥ ૧ ॥ માટે તમે જલદી ત્યાં જઈ પહોંચો." લક્ષ્મણજી, સીતાજીનું અજ્ઞાન જોઇ, હસીને બોલ્યા કે, "હે માતાજી! જેની ભમરોના ચાળા માત્રથી જ જગતમાં સૃષ્ટિ તથા લય થાય છે, તેને સ્વપ્નમાં પણ સંકટ પડે કે? ॥ ૨ ॥ હે માતાજી[1]! મારૂં સાંભળો તમે કે જેને રામચન્દ્રજી પોતાની થાપણ તરીકે મારા હાથમાં સોંપી ગયા છે, તેનો ત્યાગ કરીને જવામાં મારા મનને ઠીક પડતું નથી, વિચાર કરો કે રામચંદ્રજી મને તમારો ત્યાગ કરીને આવવાનું કારણ પૂછશે, ત્યારે હું તેમને કઈ વાતે ઉત્તર આપીશ,[2]" ॥ ૩ ॥ આ સાંભળી સીતાજીએ કહ્યું કે, હે લક્ષ્મણજી જ્યારે 'તમે મારાપર ખોટી લાલચ રાખીને રામનું અનિષ્ટ ઇચ્છો છો,' ઇત્યાદિ મર્મભેદક વચનો બોલ્યાં, ત્યારે સીતાજીનાં વચનોથી નહીં પણ પ્રભુની ઇચ્છાથી લક્ષ્મણજીની બુદ્ધિ સીતાજીને છોડીને રામની પાસે જવા ચલાયમાન થઇ. શેષનાગના[1] અવતારરૂપ લક્ષ્મણજી ચારે દિશાઓમાં મંત્રોચ્ચારપૂર્વક રેખા ખેંચી (લીટી કહાડી), વારંવાર સીતાજીનાં ચરણોમાં માથું નમાવી,[2] ॥ ૪ ॥ વનના તથા દિશાઓના સર્વ દેવતાઓના હાથમાં સીતાજીને સોંપી દઈ (સર્વે દેવતાઓ સીતાજીનું રક્ષણ કરજો એવી પ્રાર્થના કરીને), તે દિશા તરફ ચાલ્યા, કે જે દિશામાં રાવણરૂપી ચંદ્રનો ગ્રાસ કરવામાં રાહુની[3] પેઠે તૈયાર થયેલા રામચન્દ્રજી પધાર્યા હતા. જેમ[1] માતાને છોડી જવાના સમયમાં વાછડો વારંવાર પાછું વાળીને માતાને જોયા કરે, તેમ ચાલવા લાગેલા લક્ષ્મણજી, વારંવાર પાછું વાળી વાળીને સીતાજીને જોવા લાગ્યા.[2] ॥ ૫ ॥

दो०—एक डरत डर रामके, दूजे सिय अकेलि ॥
लषण तेज तनु हत भये, जिमि डाढी दव वेलि ॥ ४४ ॥

લક્ષ્મણજી એક તો રામના ડરથી ડરતા હતા અને વળી સીતાજી એકલાં હતાં તેના ડરથી પણ ડરતા હતા, તેથી લક્ષ્મણજીનું શરીર દાવાગ્નિની ઝપાટ પામેલા વેલાની પેઠે નિસ્તેજ થઇ ગયું. ॥ ૪૪ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૩ રામને રાહુની ઉપમા આપી. એ ફક્ત જેમ ચન્દ્રને રાહુ દબાવે છે, તેમ રાવણને રામ દબાવશે, એટલા જ અર્થને વાસ્તે હોવાથી, એકદેશી ઉપમા છે. માટે અહીં હીનોપમાની શંકા કરવી નહીં.

चौ०—शून्य बीच दशकंधर देखा । आवा निकट यतीके वेषा ॥
जाके डर सुर असुर डराहीं । निशि न निंद दिन अन्न न खाहीं ॥१॥
सो दशशीश श्वानकी नाई । इत उत चितै चला भडि आई ॥
इमि कुपंथ पग देत खगेशा । रहत बुद्धि बल नहिं लवलेशा ॥ २ ॥
करि अनेक विधिं छल चतुराई । मांगेउ भीख दशानन जाई ॥
अतिथि जान सिय कंद मूल फल । देन लगी तेहि कीन्ह बहुरि छल ॥३॥
कह रावण सुन सुन्दरि बानी । बांधी भीख न लेउं सयानी ॥
विधि गति वाम काल कठिनाई । रेख लांघि सिय बाहर आई ॥ ४ ॥

આ સમયમાં રાવણ રામના આશ્રમને શૂન્ય જોઈ, સંન્યાસીનો વેષ ધરીને સીતાજીની પાસે આવ્યો. જેના ડરથી હમ્મેશ ડર્યા કરતા દેવતાઓને તથા દૈત્યોને રાતની નિદ્રા નહીં આવતી હતી અને દિવસે અન્ન નહીં ભાવતું હતું, ॥ ૧ ॥ તે રાવણ કુતરાની પેઠે આમતેમ નજર ફેરવીને ચોરી કરવા આવ્યો. હે ગરુડજી ! આ પ્રમાણે કોઈને પણ જ્યારે કુમાર્ગમાં પગ દેવાનું મન થાય છે, ત્યારે તેનું બુદ્ધિબળ જરા પણ રહેતું નથી. ॥ ૨ ॥ રાવણે[1] ત્યાં જઈ, અનેક પ્રકારની છળ ચતુરાઈ કરીને ભિક્ષા માગી. સીતાજી, અતિથિ જાણીને કંદ, મૂળ તથા ફળ દેવા લાગ્યાં, ત્યારે રાવણે વળી પણ છળ કર્યો. ॥૩॥ રાવણ બોલ્યો કે, "હે પ્રવીણ સુંદરી ! મારી વાત સાંભળ. હું બાંધી ભિક્ષા (મેંડમાં રહીને આપવામાં આવતી ભિક્ષા) લેતો નથી." આ સાંભળી દૈવની ગતિથી અને કાળના કઠણપણાથી સીતાજી લક્ષ્મણજીએ કરેલી રેખામાંથી બહાર આવ્યાં. ॥ ૪ ॥

दो०—विश्वभरनि अघ दल दलनि, करनि सकल सुर काज ॥
जाना नहिं तेहि समय तहँ, दश शिर कपट कुसाज ॥ ४५ ॥

સીતાજી કે જે સર્વ જગતનું પોષણ કરનારાં, પાપોના સમૂહને તોડનારાં અને સર્વ દેવતાઓનાં કાર્યને સિદ્ધ કરનારાં હતાં, તેમણે તે સમયે રાવણના કપટનો કુસાજ જાણ્યો નહીં.[2] ॥ ૪૫ ॥

चौ०—नाना विधि कहि कथा सुनाई । राजनीति भय प्रीति दिखाई ॥
कह सीता सुन यति गुसांई । बोलेउ बचन दुष्टकी नाई ॥ १ ॥
तब रावण निज रुप दिखावा । भइ सभीत जब नाम सुनावा ॥
कह सीता धरि धीरज गाढा । आय गये प्रभु खल रहु ठाढा ॥ २ ॥
जिमिहरि वधुहिछुद्रशशचाहा । भयासि काल वश निशिचर नाहा ॥
वायस कर चह खगपति समता । सिंधु समान होय किमि सरिता ॥ ३ ॥
खरि कि होइ सुर धेनु समाना । जाहु भवन निज सुन अज्ञाना ॥
सुनत बचन दश शीश लजाना । मनमें चरण वंदि सुख माना ॥ ४ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

ચિત્ર ૮



સીતા-હરણ.

રાવણે અહલ્યા તથા તારા વગેરેની અનેક કથાઓ સંભળાવતાં, રાજ્યસુખ વગેરેની લાલચ આપતાં, મારી નાખવાનો ભય બતાવતાં અને 'તને પ્રાણ સમાન પ્યારી કરીને રાખીશ,' ઇત્યાદિ પ્રીતિ બતાવતાં, તે સાંભળીને સીતાજી બોલ્યાં કે, "હે મહારાજ! આપ સંન્યાસી થઇને દુષ્ટ વચનો કેમ બોલો છો?" ॥ ૧ ॥ આ સમયમાં રાવણે પોતાનું રૂપ દેખાડતાં અને પોતાનું નામ સંભળાવતાં, સીતાજી ભય પામ્યાં પણ દૃઢ ધીરજ ધરીને બોલ્યાં કે, "અરે ખળ! ઉભો રહેજે. રામચન્દ્રજી આવી પહોંચ્યા છે. ॥ ૨ ॥ હે રાક્ષસોના રાજા! જેમ ક્ષુદ્ર સસલો સિંહની સ્રીની ઇચ્છા કરે, તેમ તું મારી ઇચ્છા કરે છે, માટે તું સસલાની પેઠે કાળને જ વશ થયો જણાય છે. કાગડો,[1] ગરુડ સમાન થવા માગે, નદી સમુદ્ર સમાન થવા માગે, ॥૩॥ અને ગધેડી, કામધેનુ સમાન થવા માગે, તે કદી પણ થઈ શકે કે? અરે અજ્ઞાન! તું આ મારાં વચનો સાંભળીને ઘેર જતો રહે. (નહીંતર માર્યો જશે.)" આ વચનો સાંભળીને રાવણે ઉપરથી ક્રોધ દેખાડ્યો, પણ તે રાવણ મનથી સીતાજીનાં ચરણોમાં પ્રણામ કરીને સુખ માનવા લાગ્યો.

दो०—क्रोधवंत तब रावण, लीन्हेसि रथ बैठाय ॥
चलेउ गगन पथ आतुर, भय रथ हांकि न जाय ॥ ४६ ॥

પછી ક્રોધવાળો રાવણ સીતાજીને ઉઠાવી લઈ, રથમાં બેસાડી, આકાશ માર્ગમાં ચાલ્યો, પણ એવો આતુર થઈ ગયો કે, રથ પણ તેનાથી બહુ ઝડપથી હાંકી શકાયો નહીં.

चौ०—हा जगदैक वीर रघुराया । केहि अपराध बिसारेहु दाया ॥
आरत हरण शरण सुखदायक । हा रघुकुल सरोज दीन नायक ॥ १ ॥
हा लक्ष्मण तुम्हार नहिं दोषा । सो फल पायउँ कीन्हेउं रोषा ॥
कैकेयी मान जो कछु रहेऊ । सो विधि आजु मोहिं दुख दयऊ ॥ २ ॥
पंचवटीके खग मृग जाती । दुखी भये वनचर बहु भांती ॥
विविध विलाप करति वैदेही । भूरि कृपा प्रभु दूरि सनेही ॥ ३ ॥
विपति मोरि को प्रभु सुनावा । पुरोडाश चह रासभ खावा ॥
सीताके विलाप सुनि भारी । भये चराचर जीव दुखारी ॥ ४ ॥

સીતાજી વિલાપ કરવા લાગ્યાં કે, હાય!! "હે જગતમાં મુખ્ય વીર રઘુનાથજી! આપે મારા ઉપરથી કયા અપરાધને લીધે દયા વિસારી દીધી છે? હે પીડાનું હરણ કરનારા! હે સુખદાયક! હે રઘુવીર! હે કુલરૂપી કમળને પ્રફુલ્લિત કરવામાં સૂર્યરૂપ! હાય! આપ કયાં છો. ॥ ૧ ॥ હાય! હાય!! હે લક્ષ્મણ! તમારો કશો દોષ નથી. મેં જે ક્રોધ કર્યો, તેનું મને ફળ મળ્યું છે. કૈકેયીના[2] મનમાં મને જે દુઃખ દેવાનું હતું, તે દુઃખ આજ દૈવે મને આપ્યું છે." ॥ ૨ ॥ આ પ્રમાણે સીતાજી વિલાપ કરતાં હતાં, તે સાંભળીને પંચવટીનાં પશુ તથા પક્ષીઓ અને બીજાં પણ વનચર પ્રાણીઓ બહુ દુઃખ પામ્યાં.[2] સીતાજી વિવિધ પ્રકારના વિલાપો કરતાં હતાં કે, "મારા સ્નેહી પ્રભુ મોટા

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

દયાળુ છે, પણ આ સમયમાં દૂર થઈ ગયા છે. ॥ ૩ ॥ પ્રભુને મારી વિપત્તિની કોણ ખબર આપે! જેમ ગધેડો યજ્ઞના પુરોડાશને ખાવા ઇચ્છે, તેમ રાવણ રામની સ્ત્રીને ભ્રષ્ટ કરવા ઇચ્છે છે." સીતાજીના અત્યંત વિલાપો સાંભળી, સ્થાવર તથા જંગમ, સઘળા જીવો દુઃખ પામ્યા.[1] ॥ ૪ ॥

दो०—बहु विधि करत विलाप नभ, लिये जात दश शीश ॥
डरत न खल वर पाय भल, जो दीन्हें अज ईश ॥ ४७ ॥

સીતાજી[2] ઘણા ઘણા પ્રકારના વિલાપો કરતાં હતાં, પણ ખલ રાવણ પોતાને, બ્રહ્માએ તથા સદાશિવે આપેલાં ઉત્તમ વરદાનોના બળને લીધે, જરા પણ નહીં ડરતાં, આકાશમાં લઈ જતો હતો.[3] ॥ ૪૭ ॥

चौ०—गृध्रराज सुनि आरत बानी । रघुकुल तिलक नारी पहिचानी ॥
अधम निशाचर लीन्हे जाई । जिमि म्लेच्छ वश कपिला गाई ॥ १ ॥
अहह प्रथम तनु मम बल नाहीं । तदपि जाय देखौं बल ताहीं ॥
सीतापुत्रि करसि जनि त्रासा । करिहौं यातुधान कर नासा ॥ २ ॥
धावा क्रोधवंत खग कैसे । छूटै पवि पर्वत कहँ जैसे ॥
रे रे दुष्ट ठाढ कि न होही । निर्भय चलेसि न जानसि मोही ॥ ३ ॥
आवत दीख कृतांत समाना । फिरि दशकंध करत अनुमाना ॥
की मैनाक कि खगपति होई । मम बल जान सहित पति सोई ॥ ४ ॥
जाना जरठ जटायू एहा । मम कर तीरथ छाँडहिं देहा ॥

ગૃધ્રપક્ષીઓના રાજા જટાયુએ, સીતાજીની આર્ત્ત વાણી સાંભળી, 'આ રામની સ્ત્રી છે,' એમ ઓળખ્યાં અને જાણ્યું કે, 'જેમ મ્લેચ્છ પોતાના કબજામાં આવેલી કપિલા ગાયને લઈ જાય, તેમ આ અધમ રાક્ષસ, આ સીતાને લઈ જાય છે.' જટાયુએ[1] વિચાર કર્યો કે 'હાય! હાય! મારા શરીરમાં જેવું પ્રથમ બળ હતું, તેવું જો કે હાલ વૃદ્ધાવસ્થામાં નથી, તોપણ જઇને આ રાક્ષસનું બળ જોઉં તો ખરો,[3] આમ વિચાર કરી, હે દીકરી સીતાજી! જરા પણ ત્રાસ રાખશો નહીં. હું રાક્ષસનો વિનાશ કરી,નાખીશ.'॥૨॥ એમ બોલતો જટાયુ, ક્રોધથી એવો દોડ્યો કે, જાણે ઇંદ્રના હાથથી છૂટેલું વજ્ર પર્વત તરફ દોડ્યું હોય. જટાયુએ રાવણને પડકાર્યો કે, 'અરે દુષ્ટ! કેમ ઉભો રહેતો નથી! મને જાણતો નથી કે શું? કે જેથી નિર્ભયપણે ચાલ્યો જાય છે? ॥ ૩ ॥ કાળ જેવા જટાયુને આવતો જોઈ, રાવણ પાછો ફરીને અનુમાન કરવા લાગ્યો કે, 'આ તે મૈનાક પર્વત હશે? કે ગરુડજી હશે? પણ ચિન્તા નથી. મૈનાક અને મૈનાકનો સ્વામી સમુદ્ર, મારા બળને જાણે છે અને ગરુડ તથા ગરુડનો સ્વામી વિષ્ણુ પણ મારાં બળને જાણે છે' ॥ ૪ ॥ થોડીવાર પછી 'આ તો બુઢ્ઢો જટાયુ છે,' એમ જાણવામાં આવતાં, રાવણ

---

૧ 'મારા વધને માટે જ આવે છે,' એમ રાવણ ન જાણે, એટલા વાસ્તે સીતાજીએ વિલાપ કર્યાં. ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૩ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

બોલ્યો કે, 'આ જટાયુ મારા હાથરૂપી તીર્થક્ષેત્રમાં પોતાના શરીરનો ત્યાગ કરશે, (વૃદ્ધ મરવાને વાસ્તે તીર્થક્ષેત્રમાં જાય, એ વાત પ્રસિદ્ધ છે.)॥

दो०—मम भुजबल नहिं जानत, आवत तपन्ह सहाय ॥
समर चढै तौ यहि हतौं, जियत न निज थल जाय ॥ ४८ ॥

આ બુઢ્ઢો[1] મારાં બળને જાણતો નથી, તેથી તપસીઓની સહાયતા કરવા આવે છે. જો યુદ્ધ કરશે,તો એને મારી જ નાખીશ. હવે એ જીવતો પોતાના સ્થલમાં જવાનો નથી.[2]

चौ०—सुनत गृध्र क्रोधातुर धावा । कह सुनु रावण मोर सिखावा ॥
तजि जानकिहि कुशल गृह जाहू । नाहित अस होइहि बहु बाहू ॥ १ ॥
राम रोष पावक अति घोरा । होइहि सकल शलभ कुल तोरा ॥
उतर न देत दशानन योधा । तबहि गृध्र धावा करि क्रोधा ॥ २ ॥
धरि कच विरथ कीन्ह महि गिरा । सीतहि राख गृध्र पुनि फिरा ॥
दशमुख उठि कृत शर संधाना । गृध्र आय काटेउ धनु बाना ॥ ३ ॥
चोंचन मार विदारेसी देही । दंड एक भइ मूर्च्छा तेही ॥

રાવણનાં વચનો સાંભળી, ક્રોધથી વ્યાપ્ત થયેલો જટાયુ દોડીને બોલ્યો કે, "હે વીશ હાથવાળા રાવણ! મારી શીખામણ સાંભળ. સીતાજીને છોડી દઈને તું જીવતો ઘેર જા, ॥ ૧ ॥ નહીંતર એમ થશે કે, રામના ક્રોધરૂપી અત્યંત ઘોર અગ્નિમાં તારૂં સઘળું કુલ પતંગીઆરૂપ થઈ જશે." રાવણે કશો પણ ઉત્તર નહીં દેતાં, જટાયુ, ક્રોધ કરી દોડી, ॥ ૨ ॥ રાવણના કેશ પકડી, રથ તોડી નાખી, રાવણને ખેંચી, ધરતીપર પાડી નાખી, સીતાજીને એક વૃક્ષની નીચે ઉભાં રાખીને લડાઇ કરવાને વાસ્તે પાછો ફર્યો.[3] રાવણે ઉભો થઈને ધનુષમાં બાણ સાંધ્યું, પણ તેટલી વારમાં જટાયુએ આવીને તેના ધનુષ બાણને કાપી નાખ્યાં, ॥ ૩ ॥ અને ચાંચ મારીને તેનું શરીર પણ ફાડી નાખ્યું. રાવણ એક ઘડી સૂધી મૂર્છિત થઈ ગયો. ॥

दो०—जेहि रावण निज वश किये, मुनि गण सिद्ध सुरेश ॥
तेहि रावणसन समर अति, धीर वीर गृध्रेश ॥ ४९ ॥

જેણે[1] મુનિઓના ગણોને, સિદ્ધ લોકોને તથા મોટા મોટા દેવતાઓને પણ વશ કર્યા હતા, તે રાવણની સામે ધીર તથા વીર જટાયુએ ભારે યુદ્ધ કર્યું. ॥ ૪૯ ॥

चौ०—सुरत भये पुनि उठि सो धावा । मारे गृध्र न सन्मुख आवा ॥
कीन्हेसि बहु जव युद्ध खगेशा । थकित भयउ तब वृद्ध गृध्रेशा ॥ १ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરુ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૩ રાવણના બળની પરીક્ષા કરી લીધી છે, તેથી અથવા 'હું સીતાને લઈ જઈશ, તો રાવણ પાછળથી શસ્ત્ર ચલાવી મને કે સીતાને મારી નાખશે, એવી શંકાથી જટાયુ પાછો ફર્યો. રાવણને પૂરો ઘાયલ કરીને અથવા મારી નાખીને જ સીતાજીને લઈ જવાની જટાયુની ધારણા હતી.

तब सक्रोध निशिचर खिसियाना । काढेसि परम कराल कृपाना ॥
काटे पंख परा खग धरणी । सुमिरि राम करि अद्भुत करणी ॥ २ ॥
मनमें गृध्र परम सुख माना । राम काज मम लागेउ प्राना ॥
सीतहि यान चढाय बहोरी । चला उताउल त्रास न थोरी ॥ ३ ॥
करति विलाप जाति नभ सीता । व्याध विवस जनु मृगी सभीता ॥
गिरिपर बैठे कपिन निहारी । कहि हरि नाम दीन्ह पट डारी ॥ ४ ॥
यहि विधि सो सीतहि ले गयऊ । वन अशोक महँ राखत भयऊ ॥ ० ॥

રાવણ સ્વસ્થ થઈ, પાછો ઉઠીને જટાયુની સામે દોડયો પણ જટાયુએ પાછો એવો માર્યો કે, તે ફરીને સામે આવી શકયો જ નહીં.[1] જટાયુએ જ્યારે બહુ યુદ્ધ કર્યું, ત્યારે તે જટાયુ વૃદ્ધ હોવાને લીધે થાકી ગયો. ॥૧॥ આ સમયમાં ક્રોધથી ભરેલા રાવણે બહુ જ ખીજાઈ, અત્યંત વિકરાળ તરવાર કહાડીને જટાયુની પાંખોને કાપી નાખતાં, જટાયુ રામને વાસ્તે પ્રાણ દેવારૂપ અથવા રાવણની સામે લડવારૂપ અદ્ભુત કરણી કરી, રામનું સ્મરણ કરતો કરતો ધરતીપર પડયો ॥૨॥ જટાયુ[2] મનમાં પરમ આનંદ માનવા લાગ્યો કે, 'મારા પ્રાણ રામના કામને વાસ્તે ઉપયોગમાં આવ્યા છે.' પછી રાવણ સીતાજીને, બીજા આકાશચારી વાહનમાં ચઢાવી બહુ જ ત્રાસને લીધે ઉતાવળથી ચાલ્યો. ॥ ૩ ॥ પારધીના કબજામાં આવી પડેલી મૃગલીની પેઠે ત્રાસ પામેલાં અને આકાશમાં વિલાપ કરતાં જતાં સીતાજીએ ઋષ્યમૂક પર્વત ઉપર બેઠેલા વાનરાઓને જોઇ 'હરિ[3]' નામ બોલીને પોતાનું ભૂષણ સહિત એક વસ્ત્ર નીચે નાખ્યું. ॥ ૪ ॥ રાવણ આ પ્રમાણે સીતાજીને લઈ ગયો અને લંકામાં લઇ જઇને તેણે તેમને આસોપાલવની વાડીમાં રાખ્યાં.[4] ॥

दो०—हार परा खल बहुत विधि, भय अरु प्रीति दिखाय ॥
तब अशोक पादप तरे, राखेसि यत्न कराय ॥ ५० ॥

દુષ્ટ[2] રાવણ ઘણા ઘણા પ્રકારોથી ભય તથા પ્રીતિ દેખાડી દેખાડીને હારી ગયો, પણ સીતાજીના મનમાં જરા પણ અસર ન થઈ, ત્યારે રાવણે તેમને ચોકી પહેરા વગેરેના બંદોબસ્તથી આસોપાલવના ઝાડની નીચે રાખ્યાં.[5] ॥ ૫૦ ॥

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૩ 'હરિ' એ વાનરનું નામ છે, તેથી એ નામ બોલીને, વાનરાઓને બોલાવ્યા અથવા 'હરિ' એ રામનું નામ છે, તેથી એ નામ બોલીને, 'હું રામની સ્ત્રી છું અને આ નિશાનિ રામને આપજો,' એવી સૂચના આપી અથવા હરિ શબ્દનો અર્થ 'પૃથ્વીનો ભાર ઉતારનાર' એવો છે, તેથી 'પૃથ્વીનો ભાર ઉતારનાર અવતરી ચૂકયા છે, તેથી હવે ભાર ઉતારવાને વિલંબ નથી, માટે તમો તૈયાર રહેજો' એવી સૂચના આપી, એમ સમજવું. ૪ આસોપાલવ કામોદ્દીપક છે, માટે તેને જોઇને સીતાજીને કામોત્પત્તિ થાય, એટલા માટે અથવા રાવણને નલકૂબરનો શાપ છે કે, જો કોઈ સ્ત્રીની સાથે બલાત્કારથી સંભોગ કરે, તો ફાટી પડે, તેથી 'જો ઘરમાં રાખીશ તો કોઈ વખતે બલાત્કાર સંભોગની પણ ઇચ્છા થઈ જશે, એમ ધારીને તેને વાડીમાં રાખ્યાં. ૫ અહીં કલ્પના કરવામાં આવે છે કે, સીતાજી રામચન્દ્રજીના શોકથી અત્યંત વ્યાકુલ થઈને મરી ન જાય એટલા માટે તેમને અશોક ( આસોપાલવ ) ની નીચે રાખ્યાં. આસોપાલવમાં કાંઈ શોક મટાડવાનો ગુણ છે, એમ માનવામાં આવે છે.

चौ०—वहाँ विधाता मन अनुमाना । सुरपति बोल मंत्र अस ठाना ॥
तात जनकतनया पहँ जाहू । सुधि न पाव जेहि निश्चर नाहू ॥ १ ॥
अस कहि विधि सुंदर हवि आनी । सौंपि बहुरि बोले मृदु वानी ॥
इह भक्षण कृत क्षुधा न प्यासा । वर्ष सहस्र दश संशय नासा ॥ २ ॥
सो प्रसाद ले आयसु पाई । चले हृदय सुमिरत रघुराई ॥
कछु वासव माया निज मोई । रक्षक रहे गये तहँ सोई ॥ ३ ॥
तदपि डरत सीता पहँ आयउ । कर प्रणाम निज नाम सुनायउ ॥
निश्चय जान सुरेश सुजाना । पिता जनक दशरथ सम माना ॥ ४ ॥
करि परितोष दूर करि शोका । हव्य खवाय गये निज लोका ॥

બ્રહ્મલોકમાં બ્રહ્માએ મનમાં અનુમાનો કરી, ઇંદ્રને બોલાવી, તેની સાથે એક વિચાર દૃઢ કરીને તેને આજ્ઞા કરી કે, "હે ઇંદ્ર! તમે કોઈ રીતે રાવણને ખબર ન પડે એવી રીતે સીતાજીની પાસે જાઓ અને આ સુંદર દૂધપાક તેમને આપી આવો." ॥૧॥ એમ કહીને વળી બ્રહ્માએ કોમળ વાણીથી કહ્યું કે, "આ દૂધપાકનું ભક્ષણ કરવાથી દશ હજાર વર્ષ સૂધી ભૂખ કે તરશ લાગે નહીં, એ વાત નિસંશય છે." ॥ ૨ ॥ ઇંદ્ર બ્રહ્માની આજ્ઞાથી, તે દૂધપાકરૂપ પ્રસાદ લઈ, હૃદયમાં રામનું સ્મરણ કરતો કરતો ત્યાંથી ચાલ્યો. એ સમય ઇંદ્રે પોતાની કાંઈ માયા એવી ફેલાવી કે, તેથી લંકાના તથા વાડીના સર્વે રક્ષકો ત્યાં ઉંઘી ગયા. ॥ ૩ ॥ આમ થયા છતાં પણ, ઇંદ્રે ડરતાં ડરતાં સીતાજીની પાસે આવી, પ્રણામ કરી, પોતાનું નામ કહી સંભળાવીને તથા હકીકત કહીને તેમને દૂધપાકનું નિવેદન કર્યું. સીતાજીએ 'આ ખરેખર ઇંદ્ર જ છે,' એવો નિશ્ચય કરીને તેને જનક રાજા સમાન તથા દશરથ રાજા સમાન માન્યો. ॥ ૪ ॥ પછી ઇંદ્ર સીતાજીને સારી પેઠે સમજાવી, તેમના શોકને દૂર કરી, દૂધપાક ખવરાવીને પાછો પોતાના લોકમાં ગયો.[1] ॥

दो०—जेहि विधि कपट कुरंग सँग, धाय चले श्रीराम ॥
सो छवि सीता राखि उर, रटति रहति हरि नाम ॥ ५१ ॥

રામચન્દ્રજી, જે વેષવાળી છબીથી માયા મૃગની પછવાડે દોડયા હતા, તેવા વેષવાળી છબીને તેમણે હૃદયમાં ધ્યાનથી ધરી રાખી અને સીતાજી આસોપાલવની વાડીમાં રહ્યાં અને જીભથી હરિનાં નામોનું રટણ કરવા લાગ્યાં. ॥ ૫૧ ॥

चौ०—रघुपति अनुजहि आवत देखी । मनमहँ चिन्ता कीन्ह विशेखी ॥
जनकसुता परिहरेऊ अकेली । आयउ तात वचन मम पेली ॥ १ ॥
निशिचर निकर फिरहिं बन माहीं । मम मन सीता आश्रम नाहीं ॥
अहह ! तात ! भल कीन्हेउ नाहीं । सिय विहीन मम जीवन काहीं ॥ २ ॥
इहिते कवन विपति बड भाई । खोयउ सीय काननहिं आई ॥

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

गहि पद कमल अनुज कर जोरी । कहेउ नाथ कछु मोरि न खोरी ॥ ३ ॥
अनुज समेत गयउ प्रभु तहँवा । गोदावरि तट आश्रम जहँवा ॥
आश्रम देखि जानकी हीना । भये विकल जस प्राकृत दीना ॥ ४ ॥

માયામૃગને મારીને પાછા વળેલા રામચન્દ્રજી, લક્ષ્મણજીને સામે આવતા જોઈ, મનમાં બહુ ચિન્તા કરવા લાગ્યા. લક્ષ્મણજી સમીપમાં આવતાં, રામચન્દ્રજીએ તેમને કહ્યું કે, " હે તાત ! મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી, સીતાજીને એકલાં મૂકીને તમે અહીં આવ્યા, એ સારૂં કર્યું નથી. ॥ ૧ ॥ વનમાં અનેક રાક્ષસો ફરે છે, તેથી હું ધારૂં છું કે, સીતા આશ્રમમાં નહીં હોય. અરેરે[1] લક્ષ્મણજી ! તમે સારૂં કર્યું નહીં. સીતા વિના મારૂં જીવન રહેવાનું નથી. ॥ ૨ ॥ હે ભાઈ ! આપણે વનમાં આવીને સીતાને ખોયાં, તો હવે આથી મોટી બીજી કઈ વિપત્તિ હોય.[2]" લક્ષ્મણજી ચરણ પકડી, હાથ જોડી, સીતાજીનાં દુર્વચનો કહી સંભળાવીને બોલ્યા કે, "હે નાથ ! આમાં મારો કશો અપરાધ નથી,"॥૩॥ પછી લક્ષ્મણજી સહિત રામચન્દ્રજી જ્યાં ગોદાવરીને કિનારે પોતાનો આશ્રમ હતો, ત્યાં ગયા. આશ્રમને સીતાજીથી રહિત જોઈ, વ્યાકુલ થઈ ગયા અને પ્રાકૃત પુરુષની પેઠે દીન થઈ ગયા. ॥ ૪ ॥

दो०—कानन रहेउ तड़ाग इव, चक चकई सिय राम ॥
रावण निशि बिछुरन किये, दुख बीते चहुँ याम ॥ ५२ ॥

રામ[1] અને સીતારૂપી ચકવા ચકવી કે જેઓ વનરૂપી તળાવમાં રહ્યાં હતાં, તેઓને રાવણરૂપ રાત્રિએ જૂદાં પાડી નાખ્યાં. તેઓનું આ વિયોગરૂપી દુઃખ જ્યારે રાવણરૂપી રાત્રિ વ્યતીત થઈ જાય, ત્યારે ટળે એવું થયું. પરાયાં દુઃખોનું હરણ કરનારા રામ કે જેમને શોક કે દુઃખ સંભવે જ નહીં, તેમના મનમાં ખેદ ઉત્પન્ન થયો.[2] ॥ ૫૨ ॥

चौ०—परदुख हरण शोक दुख नाहीं । भाविषाद तिनके मन माहीं ॥
हा गुणखानि जानकी सीता । रुप शील व्रत नेम पुनीता ॥ १ ॥
लक्ष्मण समुझाये बहु भांती । पूछत चले लता तरु पांती ॥
हे खग मृग हे मधुकर श्रेनी । तुम देखी सीता मृगनैनी ॥ २ ॥
खंजन शुक कपोत मृग मीना । मधुप निकर कोकिला प्रवीना ॥
कुन्दकली दाडिम दामिनी । शरद कमल शशि अहि भामिनी ॥ ३ ॥
वरुण पास मनोज धनु हंसा । गज केहरि निज सुनत प्रशंसा ॥
श्रीफल कनक कदलि हर्षाहीं । नेकु न शंकु सकुच मन माहीं ॥ ४ ॥
सुन जानकी तोहिं बिन आजू । हर्षे सकल पाय जनु राजू ॥
किमि सहि जात अनख तोहिं पाहीं । प्रिया वेग प्रगटसि कस नाहीं ॥ ५ ॥
इहि विधि विलपत खोजत स्वामी । मानौ महाविरही अति कामी ॥

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

"હે સીતા! હે જાનકી! હે ગુણોની ખાણરૂપ! હે પવિત્ર શીલ, વ્રત તથા નિયમ એઓને ધરનારાં! હે સર્વોત્તમ રૂપવાળાં!" એવી રીતે રામચન્દ્રજી વિલાપ કરવા લાગ્યા. ॥ ૧ ॥ લક્ષ્મણજીએ તેમને ઘણી ઘણી રીતે સમજાવ્યા, તોપણ નહીં સમજતા, ઉન્મત્તની પેઠે લતાઓની તથા વૃક્ષોની પંક્તિઓને સીતાજીની ખબર પૂછતા ચાલ્યા. "હે પક્ષીઓ! હે મૃગો! હે ભ્રમરોની પંક્તિઓ! તમોએ મૃગનાં જેવાં નેત્રોવાળાં સીતાને દીઠાં છે? ॥ ૨ ॥ હે પ્રવીણ સીતા! સાંભળો. ખજન, પોપટ, કબુતર, મૃગ, માછલાં, ભ્રમરોની પંક્તિ, કોકિલા, ડોલરની કળીઓ, દાડિમના દાણા, વીજળી, શરદ્ ઋતુનું કમળ, શરદ્ ઋતુનો ચન્દ્ર, નાગણી, ॥ ૩ ॥ વરુણ પાશ, કામદેવનું ધનુષ્, હંસો, હાથી, કેસરી, બીલીઓ, અને સોનેરી કેળના થંભ, એઓ તમારાં નેત્ર તથા નાસિકા આદિ અંગોથી ન્યૂન ગુણોવાળાં હોવાને લીધે ઉપમાનોરૂપ[1] નહીં બની શકવાથી ક્યાંય પણ કવિઓનાં મોહોડાંથી પોતાની પ્રશંસા સાંભળતાં ન હતાં. ॥ ૪ ॥ અને ક્યાંક સાંભળતાં હતાં, તો પોતાના અયોગ્યપણાની શંકાને લીધે મનમાં સંકોચાતાં હતાં પણ આજ તમે અદૃશ્ય થવાને લીધે, તેઓ હવે જ્યાં ત્યાં કવિઓનાં મોહોડાંથી પોતાની પ્રશંસા સાંભળીને રાજી થાય છે, મનમાં જરા પણ શંકાથી સંકોચાતાં નથી અને જાણે સંપૂર્ણ રાજ્ય પામ્યાં હોય તેમ ફૂલાવા લાગ્યાં છે. હે પ્યારી! એ ખંજન તથા પોપટ વગેરેનું તેની ઈર્ષ્યાથી ફૂલાવું તમારાથી કેમ ખમી શકાય છે? હે પ્રિયા! જલદી કેમ પ્રકટ થતાં નથી? અને તેઓના ઉત્સાહને કેમ દબાવી દેતાં નથી?[2]" ॥ ૫ ॥ આ પ્રમાણે ત્રૈલોક્યના સ્વામી રામચન્દ્રજી, જાણે કોઇ મહા વિરહી હોય અને અત્યંત કામી હોય, તેમ વિલાપ કરવા લાગ્યા અને ચોમેર શોધ કરવા લાગ્યા. ॥

दो०—मणि विहीन फणि दीन जिमि, मीन हीन जिमि वारी ॥
तिमि व्याकुल भये लषण तहँ, रघुवर दशा निहारी ॥ ५३ ॥

રામચંદ્રજી[3] મણિથી રહિત થવાથી, દીન થયેલા સર્પની પેઠે અને જળથી રહિત થયેલાં મત્સ્યની પેઠે વ્યાકુલ થતાં, તેમની દશા જોઇને લક્ષ્મણજી પણ વ્યાકુલ થવા લાગ્યા. ॥ ૫૩ ॥

---

૧ કવિઓ ખંજન, મૃગ, માછલું તથા શરદ્ ઋતુનું કમળ, એઓને સ્ત્રીઓનાં નેત્રોનાં ઉપમાનરૂપ ઠરાવે છે. ભ્રમરોની પંક્તિને કેશપાશના ઉપમાનરૂપ ઠરાવે છે. કોકિલાના સ્વરને સ્વરના ઉપમાનરૂપ ઠરાવે છે. ડોલરની કળીઓને તથા દાડિમના દાણાઓને દાંતોના ઉપમાનરૂપ ઠરાવે છે. વીજળીને દાંતોની અથવા સઘળા શરીરની ચમકના ઉપમાનરૂપ ઠરાવે છે, શરદ્ ઋતુના કમળને તથા શરદ્ ઋતુના ચન્દ્રને મુખના ઉપમાનરૂપ ઠરાવે છે. નાગણીને ચોટલાના ઉપમાનરૂપ ઠરાવે છે, વરુણ પાશને કંઠ રેખાના ઉપમાનરૂપ ઠરાવે છે, કામદેવનાં ધનુષને ભ્રકુટીના ઉપમાનરૂપ ઠરાવે છે. હંસને તથા હાથીની ગતિને ગતિના ઉપમાનરૂપ ઠરાવે છે. બીલીને સ્તનોના ઉપમાનરૂપ ઠરાવે છે. અને સોનેરી કેળના થમ્ભોને સાથળના ઉપમાનરૂપ ઠરાવે છે. અધિક ગુણવાળાને ઉપમાન અને ન્યૂન ગુણવાળાને ઉપમેય કહેછે. ૨ ગુંસાઇજીએ પોતાની ઉક્તિમાં જગદંબા સીતાજીનાં અંગોનું વર્ણન ક્યાંય કર્યું નથી. અહીં પ્રસંગ મળવાથી રામચન્દ્રજીની ઉક્તિમાં તે વર્ણન કર્યું છે, પણ તેમાં ઉપમેય અંગોનાં નામો આપ્યાં નથી, એ કેવી ચાતુરી વાપરી છે. ૩ અહીં ક્ષેપક શરૂ થાય છે.

चौ०—उर धरि धीर बुझावहिं रामहिं । तजहिं शोक अधिक सुखधामहिं ॥
पूरण काम राम सुखराशी । मनुज चरित कर अज अविनाशी ॥१॥
सरवर अमित नदी गिरि खोहा । बहुविधि राम लषण तहँ जोहा ॥
शोच हृदय कछु कह नहिं आवा । टूट धनुष शर आगे पावा ॥ २ ॥
कहत राम लक्ष्मणहि बुझाई । काहू कीन्ह युद्ध यहि ठांई ॥
आगे परा गृध्रपति देखा । सुमिरत राम चरणकी रेखा ॥ ३ ॥

લક્ષ્મણજી હૃદયમાં ધીરજ ધરીને, રામચન્દ્રજીને સમજાવતાં છતાં પણ સુખના ધામરૂપ રામચન્દ્રજી પોતાના હૃદયના તે ભારે શોકને ન છોડવા લાગ્યા.[1] પૂર્ણકામ, આનંદના સમૂહરૂપ, અજન્મા અને અવિનાશી રામચન્દ્રજી કેવળ કામી લોકોની દીનતા દેખાડવાને વાસ્તે એ પ્રમાણે મનુષ્ય ચરિત્ર કરવા લાગ્યા. ॥ ૧ ॥ રામચન્દ્રજીએ[2] અને લક્ષ્મણજીએ અનેક સરોવરોમાં, નદીઓમાં અને પર્વતોની ગુફાઓમાં ઘણી ઘણી રીતે શોધ કરી, પણ ક્યાંય સીતાજીનો પત્તો મળ્યો નહીં, તેથી તેઓના હૃદયમાં કાંઈ કહ્યો ન જાય એવો શોક વ્યાપ્ત થયો. આગળ જતાં રસ્તામાં ત્રુટી પડેલાં ધનુષ બાણ તેઓના જોવામાં આવ્યાં ॥ ૨ ॥ એ જોઈ રામચન્દ્રજીએ લક્ષ્મણજીને સમજાવીને કહ્યું કે, "આ ઠેકાણે કોઇએ યુદ્ધ કરેલું છે.[1]" આગળ જતાં રસ્તામાં પડેલો જટાયું, તેઓના જોવામાં આવ્યો, કે જે જટાયુ રામનાં ચરણોની રેખાઓનું સ્મરણ કર્યા કરતો હતો. ॥ ૩ ॥

दो०—करसरोज शिर परसेउ, कृपासिंधु रघुवीर ॥
निरखि राम छवि धाम मुख, विगत भई सब पीर ॥ ५४ ॥

કૃપાના સમુદ્રરૂપ રામચન્દ્રજીએ જટાયુના મસ્તક ઉપર હાથ મૂકયો. શોભાના સ્થાનકરૂપ રામચંદ્રજીનું મુખ જોવાથી જટાયુને સઘળી વેદના ટળી ગઈ. ॥ ૫૪ ॥

चौ०—तब कह गृध्र वचन धरि धीरा । सुनहु राम भंजन भव भीरा ॥
नाथ दशानन यह गति कीन्ही । तेहि खल जनकसुता हरि लीन्ही ॥ १ ॥
ले दक्षिण दिश गयउ गुसांई । विलपत अति कुररीकी नांई ॥
दरश लागि प्रभु राखेउ प्राना । चलन चहत अब कृपानिधाना ॥ २ ॥
राम कहा तनु राखहु ताता । मुख मुसकाय कही तेहि बाता ॥
जाकर नाम मरत मुख आवा । अधमहुँ मुक्ति होइ श्रुति गावा ॥ ३ ॥
सो मम लोचन गोचर आगे । राखौं नाथ देह केहि लागे ॥
जल भरि नैन कहा रघुराई । तात कर्म निज ते गति पाई ॥ ४ ॥
परहित वसजिनके मन मांहीं । तिन कहँ जग दुर्लभ कछु नाहीं ॥
तनु तजि तात जाहु मम धामा । देउ कहा तुम पूरण कामा ॥ ५ ॥

૧ અહીંથી ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ અહીં ક્ષેપક શરૂ થાય છે.

આ સમયે જટાયુએ, ધીરજ ધરીને વચન કહ્યાં કે, "હે સંસારની ભીડને ભાંગનારા રામ! સાંભળો. હે નાથ! રાવણે મારી આ દશા કરી છે અને એ જ દુષ્ટે સીતાજીનું હરણ કર્યું છે. ॥ ૧ ॥ હે સ્વામી! એ દુષ્ટ સીતાજીને લઈ દક્ષિણ દિશામાં ગયો છે. સીતાજી, ટીટોડીની પેઠે અત્યંત વિલાપ કરતાં હતાં. હે કૃપાનિધાન પ્રભુ! મેં આપનાં દર્શનને વાસ્તે શરીરમાં પ્રાણ રાખ્યા છે, કે જે હવે નીકળી જવાની ઈચ્છા કરે છે." ॥ ૨ ॥ રામે કહ્યું કે, "હે તાત! હજી પણ તમારૂં શરીર રાખો." જટાયુ હસીને બોલ્યો કે, "મરવાના સમયમાં જેનું નામ મોહોડામાં આવે તો અધમ પણ મુક્તિ પામે છે, એમ વેદ કહે છે? ॥ ૩ ॥ તે આપ મારા નેત્રના વિષયરૂપ થઈ આગળ ઉભા છો, તો હવે મારે કંઇ ખામી રહી છે? કે જેથી હું શરીર રાખું." રામચંદ્રજી નેત્રોમાં આંસુ લાવીને બોલ્યા કે, "હે તાત! તમે તમારાં શુભ કર્મથી શુભ ગતિ પામ્યા છો, ॥ ૪ ॥ તેમાં મારો કશો પાડ નથી. જેઓના મનમાં પરોપકાર કરવાનું વસતું હોય, તેઓને જગતમાં કશું દુર્લભ નથી, હે તાત! તમે દેહનો ત્યાગ કરીને મારા ધામમાં જાઓ. તમે પૂર્ણ કામ છો તેથી તમને બીજું શું આપું? ॥ ૫ ॥

**दो०–सीताहरण पिता सन, कहो तात जनि जाय ॥**
**जो मैं राम तौ कुल सहित, कहहि दशानन आय ॥ ५५ ॥**

હે તાત! તમે મારા ધામમાં જઇને મારા પિતાની પાસે આ સીતાનું હરણ થયાની વાત કહેશો નહિ, કેમ કે, એ સાંભળીને તેમને શોક ઉત્પન્ન થાય. જો હું ખરેખર રામ હોઈશ, તો રાવણને તેના કુલ સહિત મારીને ત્યાં મોકલીશ એટલે તેના કહેવાથી હકીકત સાંભળીને પિતા રાજી થશે." ॥ ૫૫ ॥

**चौ०–गृध्र देह तजि धरि हरि रूपा । भूषण बहु पट पीत अनूपा ॥**
**श्याम गात विशाल भुज चारी । अस्तुति करत नैन भरि बारी ॥ १ ॥**

જટાયુએ દેહનો ત્યાગ કરીને હરિના જેવું રૂપ ધારણ કર્યું. ઘણા આભરણોવાળો, અનુપમ પીળાં વસ્ત્રોવાળો, શ્યામ સુંદર શરીરવાળો અને ચાર વિશાળ ભુજાઓવાળો તે જટાયુ નેત્રોને અશ્રુઓથી ભરપૂર કરીને સ્તુતિ કરવા લાગ્યો કે, ॥ ૧ ॥

**छं०–जय राम रूप अनूप निर्गुण सगुण गुण प्रेरक सही ॥**
**दश शीश बाहु प्रचंड खंडन चाप शर मंडन मही ॥**
**पाथोद गात सरोज मुख राजीव आयत लोचनम् ॥**
**नित नौमि राम कृपालु बाहु विशाल भव भय मोचनम् ॥ २२ ॥**

"હે રામચન્દ્રજી! જય જય. આપ કે જે અનુપમ રૂપવાળા, બ્રહ્મવેત્તાઓની દૃષ્ટિથી નિર્ગુણ, ભક્ત લોકોની દૃષ્ટિથી સગુણ, ગુણોના પ્રેરક, પ્રચંડ બાહુઓવાળા, રાવણનો વિનાશ કરવા વાસ્તે પૃથ્વીપર અવતરેલા, ધનુષ બાણથી શોભી રહેલા, મેઘ જેવાં શ્યામ સુંદર ગાત્રોવાળા, કમળ સમાન મુખવાળા, વિસ્તીર્ણ નેત્રોવાળા, કૃપાળુ, વિશાલ ભુજાઓવાળા અને ભક્ત લોકોને સંસારના ભયથી છોડાવનારા છો, તેમને પ્રણામ કરૂં છું. ॥ ૨૨ ॥

छं०—[illegible]देमज, मव्यक्तमेकमगोचरम् ॥
गोविंद गोपर द्वंद्व हर विज्ञान घन धरणी धरम् ॥
जे राम मंत्र जपंत संत अनंत जन मन रंजनम् ॥
नित नौमि राम अकाम प्रिय कामादि खल दल गंजनम् ॥ २३ ॥

હે રામચન્દ્રજી! આપ કે જે અપ્રમેય બળવાળા, અનાદિ, અજન્મા, બ્રહ્મરૂપથી અપ્રકટ, અદ્વૈતરૂપ, મનથી અગમ્ય, ઇંદ્રિયોને પોતાની સત્તાથી સત્તા આપનારા, ઇંદ્રિયોથી અગમ્ય, સુખ-દુઃખાદિક ધંધાને હરનારા, વિજ્ઞાનરૂપ, પૃથ્વીને ધરનારા, અંતથી રહિત, રામ નામરૂપ મંત્રનો જપ કરનારા, સંત જનોનાં મનને રાજી કરનારા, નિષ્કામ લોકોપર પ્રેમ રાખનારા, નિષ્કામ લોકોને પ્યારા અને કામ તથા ક્રોધ આદિ દુષ્ટ ભાવોનાં સૈન્યનો વિનાશ કરનારા છો, તેમને સર્વદા નમું છું. ॥ ૨૩ ॥

छं०—जेहि श्रुति निरंतर ब्रह्म व्यापक विरज अज कहि गावहीं ॥
करि ज्ञान ध्यान विराग योग अनेक मुनि जेहि ध्यावहीं ॥
सो प्रगट करुणाकंद शोभावृंद अग जग मोहई ॥
मम हृदय पंकज भृंग अंग अनंग बहु छबि सोहई ॥ २४ ॥

જેને શ્રુતિઓ સર્વદા વ્યાપક, નિર્દોષ તથા જન્માદિ વિકારોથી રહિત બ્રહ્મ કહીને ગાય છે અને અનેક મુનિઓ, જ્ઞાન, ધ્યાન, વૈરાગ્ય તથા યોગ કરીને જેનું ધ્યાન કરે છે, તે સ્વયંપ્રકાશ, કરુણાના કંદરૂપ, શોભાના સમૂહરૂપ, સ્થાવર, જંગમ જીવોને માયાથી મોહિત કરનારા અને સર્વ અંગોમાં અનંત કામદેવોના જેવી કાંતિથી શોભી રહેલા આપ મારા હૃદયરૂપી કમળમાં ભ્રમરની પેઠે રહો. ॥ ૨૪ ॥

छं०—जो अगम सुगम स्वभाव निर्मल असम सम शीतल सदा ॥
पश्यन्ति यं योगी यतन करि कर्म मन गो वस सुदा ॥
सो राम रमा निवास संतत दास वश त्रिभुवन धनी ॥
मम उर वसहु सो शमन संसृति जासु कीरति पावनी ॥ २५ ॥

હે રામચન્દ્રજી! આપ જે કે અભક્ત લોકોને અગમ્ય, ભક્ત લોકોને સુગમ, સ્વભાવથી નિર્મલ, અનુપમ, સર્વમાં સમાન તથા સર્વદા શીતલ છો અને યોગીઓ યત્નપૂર્વક કર્માંને, મનને તથા ઇંદ્રિયોને વશ કરીને પ્રેમથી જેનું અવલોકન કરે છે એવા છો, લક્ષ્મીના નિવાસરૂપ છો, સર્વદા દાસોને વશ રહો છો અને ત્રૈલોકયના ધણી છો તથા જેની પવિત્ર કીર્તિ સંસારનું શમન કરનારી છે એવા છો, તે આપ મારા હૃદયમાં વસો." ॥૨૫॥

दो०—अविरल भक्ति मांगि वर, गृध्र गयउ हरि धाम ॥
तेहिकी किया यथोचित, निज कर कीन्ही राम ॥ ५६ ॥

જટાયુ, એ પ્રમાણે સ્તુતિ કરી અખંડ ભક્તિરૂપી વરદાન માગીને ભગવદ્ધામમાં ગયો. રામચંદ્રજીએ પોતાના હાથથી તેની યથાયોગ્ય પારલૌકિક ક્રિયાઓ કરી. ॥ ૫૬ ॥

चौ०—कोमल चित्त अति दीनदयाला । कारण बिन रघुनाथ कृपाला ॥
गृध्र अधम खग आमिष भोगी । गति तेहि दीन जो याचत योगी ॥ १ ॥

सुनहु उमा ते लोग अभागी । हरि तजि होहिं विषय अनुरागी ॥
पुनि सीतहि खोजत दोउ भाई । चले विलोकन बन बहुताई ॥ २ ॥
संकुल लता विटप घन कानन । बहु खग मृग तहँ गज पंचानन ॥
आवत पंथ कबंध निपाता । तेहिं सब कही शापकी बाता ॥ ३ ॥
दुर्वासा मोहिं दीन्हो शापा । प्रभु पद देखि मिटा सो पापा ॥
सुन गंधर्व कहौं मैं तोही । मोहिं न सुहाय ब्रह्म कुल द्रोही ॥ ४ ॥

અત્યંત કોમળ ચિત્તવાળા, દીનદયાળુ અને સેવા વગેરેની અપેક્ષા રાખ્યાવગર કૃપા કરનારા રામચંદ્રજીએ, માંસનું ભક્ષણ કરનારા અધમ પક્ષી ગીધને પણ એવી ગતિ આપી કે, જે ગતિને યોગીઓ પણ માગે છે. ॥ ૧ ॥ હે પાર્વતી ! સાંભળો. તે લોકોને અભાગિયા જ સમજવા, કે જેવો હરિને છોડી દઇને વિષયોમાં પ્રેમવાળા હોય છે. પછી રામ તથા લક્ષ્મણ બન્ને ભાઇઓ સીતાજીને શોધવા સારુ અનેક વનોને જોતા જોતા ચાલ્યા. ॥ ૨ ॥ કે, જે વનો લતાઓથી સંકુલ, ઘાટાં વૃક્ષોવાળાં, પશુ, પક્ષીઓવાળાં અને હાથીઓથી તથા સિંહોથી પણ યુક્ત હતાં.[1] એ બન્ને ભાઇઓએ માર્ગમાં ચાલતાં એક કબંધને માર્યો.[2] એ કબંધે ગંધર્વનો દિવ્ય દેહ પામી, પોતાના શાપની સઘળી હકીકત કહી સંભળાવીને કહ્યું કે, ॥૩॥ " આ પ્રમાણે મને દુર્વાસા મુનિએ શાપ દીધો હતો, કે જે શાપરૂપી પાપ આપનાં ચરણોનું દર્શન મળવાથી ટળી ગયું." રામચંદ્રજી બોલ્યા કે, "હે ગંધર્વ ! હું તને કહું છું, તે સાંભળ. મને બ્રાહ્મણ કુલનો દ્રોહ કરનારા લોકો ગમતા નથી.

दो०—मन क्रम वचन कपट तज, जो कर भूसुर सेव ॥
मोहिं समेत विरंची शिव, वश ताके सब देव ॥ ५७ ॥

જે પુરુષ કપટને છોડી દઈ, મનથી, ક્રિયાથી તથા વચનથી, બ્રાહ્મણોની સેવા કરે, તે પુરુષને હું સહિત બ્રહ્મા, શિવ તથા બીજા પણ સઘળા દેવતાઓ વશ થાય છે. ॥ ૫૭ ॥

चौ०—शापत ताडत परुष कहंता । विप्र पूज्य अस गावहिं संता ॥
पूजिय विप्र शील गुण हीना । नहिन शूद्र गुण ज्ञान प्रवीना ॥ १ ॥
कहि निज धर्म ताहि समुझावा । निज पद प्रीति देखि मन भावा ॥

---

૧ આ વનમાં અનોમુખી નામની એક ભયંકર રાક્ષસી મળી, તેણે લક્ષ્મણજીને કહ્યું કે, "ચાલો આપણે વનમાં વિહાર કરીએ. આમ કહીને તેણે હાથ પકડતાં, લક્ષ્મણજીએ તેનાં કાન, નાક કાપી લીધાં. એ રાક્ષસી, આથી ચીસ પાડીને તુરત ત્યાંથી ભાગી ગઈ. ( વાલ્મીકીય રામાયણ અરણ્ય-કાંડ. ) ૨ કબન્ધ પૂર્વ જન્મમાં ગંધર્વ હતો, તે કોઈ અપરાધને લીધે દુર્વાસાના શાપથી રાક્ષસ થઈને લોકોને અતિ દુઃખ દેવા લાગતાં ઇંદ્રે તેને વજ્રનો પ્રહાર કર્યો. વજ્રના પ્રહારથી તેનું માથું પેટમાં પેસી ગયું, પણ મરણ થયું નહીં. આ સમયથી તેનું ( કબન્ધ ) નામ પડયું. એ કબન્ધે ભોજનને વાસ્તે પ્રાર્થના કરતાં, ઇંદ્રે તેની યોજનભર લાંબી ભુજાઓ કરી આપી. આ ભુજાઓથી જે કોઈ પ્રાણી હડફેટમાં આવતાં હતાં, તેઓને ખેંચી લઈને તે ખાઈ જતો હતો. રામ તથા લક્ષ્મણ, હડફે-ટમાં આવી જતાં તેઓને પણ ખેંચી લઇને તે ખાઈ જવાનું કરતો હતો, તેવામાં તેઓએ તેની બન્ને ભુજાઓ કાપી નાખીને માર્યો. 'રામચન્દ્રજી તારો ઉદ્ધાર કરશે,' એમ દુર્વાસાએ તેને કહ્યું હતું.

रघुपति चरण कमल शिर नाई । गयउ गगन आपनि गति पाई ॥ २ ॥
ताहि देइ गति राम उदारा । शबरीके आश्रम पगु धारा ॥
शबरी देखि राम गृह आये । मुनिके वचन समुझि जिय भाये ॥ ३ ॥
सरसिज लोचन बाहु विशाला । जटा मुकुट शिर उर बनमाला ॥
श्याम गौर सुंदर दोउ भाई । शबरी परी चरण लपटाई ॥ ४ ॥
प्रेम मगन मुख वचन न आवा । पुनि पुनि पदसरोज शिर नावा ॥
सादर जल ले चरण पखारे । पुनि सुंदर आसन बैठारे ॥ ५ ॥

બ્રાહ્મણો શાપ દેતા હોય, મારતા હોય અને કઠોર વચનો કહેતા હોય, તોપણ તેઓની પૂજા કરવી જ યોગ્ય[1] છે, એમ સત્પુરુષો કહે છે. બ્રાહ્મણ શીલથી તથા ગુણોથી રહિત હોય, તોપણ પૂજ્ય છે અને શૂદ્ર ગુણવાન્, જ્ઞાની તથા પ્રવીણ હોય તોપણ પૂજ્ય નથી જ. "॥૧॥ રામચન્દ્રજીએ આ પ્રમાણે પોતાનો ધર્મ કહીને, તે ગંધર્વને સમજાવ્યો. એ ગંધર્વને પોતાના ચરણોમાં રૂચિવાળો જોઇને, રામચંદ્રજી રાજી થયા. પોતાની સ્વર્ગ લોકની ગતિને પ્રાપ્ત થયેલો એ ગંધર્વ, રામચંદ્રજીના ચરણોમાં માથું નમાવી, આકાશ માર્ગથી ચાલ્યો ગયો. ॥ ૨ ॥ ઉદાર[2] રામચન્દ્રજી, એ પ્રમાણે કબંધને ગતિ આપીને શબરીના[3] (એક ભીલડીના) આશ્રમમાં પધાર્યા. એ શબરી રામચન્દ્રજીને પોતાના આશ્રમમાં આવેલા જોઇ, મતંગ મુનિનાં વચનોનું સ્મરણ કરીને મનમાં પ્રસન્ન થઈ. ॥ ૩ ॥ કમળો જેવાં નેત્રોવાળા, વિશાલ બાહુઓવાળા, મસ્તકોમાં જટારૂપી મુકુટોવાળા, વક્ષઃસ્થલોમાં વનમાળાઓથી શોભી રહેલા અને જેઓમાં એકનું શરીર શ્યામસુંદર અને બીજાનું શરીર ગૌર સુંદર હતું એવા એ બે ભાઇઓને જોઇ, તેઓનાં ચરણોમાં પડીને પ્રેમમાં એવી તો મગ્ન થઇ ॥ ૪ ॥ કે, મોહોડામાંથી વચનો બોલવાને પણ અશક્ત થઈ ગઈ. એ ભીલડીએ તેઓનાં ચરણકમળોમાં વારંવાર માથું નમાવી, પ્રેમપૂર્વક જળ લાવી, ચરણ પખાળીને તેઓને સુંદર આસનપર બેસાડયા. ॥ ૫ ॥

दो०—कंद मूल फल सरस अति, दिये राम कहँ आनि ॥
प्रेम सहित प्रभु खाय, बारहिं बार बखानि ॥ ५८ ॥

તેણે અત્યંત મીઠાં કંદ, મૂળ તથા ફળો કે, જે પોતે રામચન્દ્રજીના ઉદ્દેશથી જ રાખી મૂકયાં હતાં, તે લાવીને રામચન્દ્રજીને આપતાં, રામચન્દ્રજીએ વારંવાર વખાણી વખાણીને પ્રેમપૂર્વક ખાધાં. ॥ ૫૮ ॥

---

૧ નારદજીએ શાપ દીધો હતો, ભૃગુએ લાત મારી હતી અને પરશુરામે કઠોર વચનો કહ્યાં હતાં, તોપણ પ્રભુએ તેઓની પૂજા કરી હતી. ૨ રામચન્દ્રજી હમણાં સુધી માર્ગમાં જે કોઈ મળે, તેનો ઉદ્ધાર કરતા હતા પણ હવે તો ઘેર ઘેર જઇ જઈને ઉદ્ધાર કરવાના છે, તેથી અહીં 'ઉદાર' એ વિશેષણ આપ્યું છે. ૩ આ ભીલડી, મતંગ ઋષિની સેવા કરતી હતી. એ ઋષિ જ્યારે પરમ ધામમાં જવા લાગ્યા, ત્યારે એ પણ તેની સાથે જવા તેયાર થતાં ઋષિએ તેને કહ્યું કે, 'તું અહીં રહે, તને રામચન્દ્રજીનું દર્શન પ્રાપ્ત થશે.' આ ઉપરથી તે મતંગઋષિના આશ્રમમાં રહી, રામચન્દ્રજીના આવવાની રાહ જોતી હતી. હજારો વર્ષ પછી રામચન્દ્રજી ત્યાં આવ્યા.

चौ०—पाणि जोरि आगे भइ ठाढी । प्रभुहि बिलोकि प्रीति अति बाढी ॥
केहि विधि अस्तुति करौं तुम्हारी । अधम जाति मैं जड मति भारी ॥ १ ॥
अधम ते अधम अधम अति नारी । तिन महँ मैं मतिमंद गँवारी ॥
कह रघुपति सुन भामिनि बाता । मानो एक भक्तिकर नाता ॥ २ ॥
जाति पाँति कुल धर्म बडाई । धन बल परिजन गुण चतुराई ॥
भक्तिहीन नर सोहत कैसे । विनु जल बारिद देखिय जैसे ॥ ३ ॥
नवधा भक्ति कहौं तोही पाहीं । सावधान सुन धरु मन माहीं ॥
प्रथम भक्ति संतन कर संगा । दूसर रत मम कथा प्रसंगा ॥ ४ ॥

પ્રભુનાં દર્શનથી પ્રેમ અત્યંત વૃદ્ધિ પામતાં, તે ભીલડી પ્રભુની સામે ઉભી રહી, હાથ જોડીને બોલી કે, "હું કે જે અધમ જાતીવાળી અને અત્યંત જડ બુદ્ધિવાળી છું, તે કયા પ્રકારથી આપની સ્તુતિ કરૂં? ॥ ૧ ॥ જેઓ અધમથી પણ અધમ હોય છે, તેઓથી પણ સ્ત્રીજાતિ વધારે અધમ છે. હું તો સ્ત્રીઓમાં પણ મંદ બુદ્ધિવાળી અને ગમાર છું." રામચન્દ્રજી બોલ્યા કે, "હે બાઇ! મારી વાત સાંભળ. હું ફક્ત ભક્તિના નાતાને જ માનું છું. ॥ ૨ ॥ જે માણુસો જાત, પંક્તિ, કુલ, ધર્મ, મોટાઈ, ધન, બળ, પરિજન, ગુણો અને ચાતુરાઇ, એઓથી સંયુક્ત હોય, પણ ભક્તિથી રહિત હોય, તો તેઓ જળ વગરના મેઘ જેવા ગણાય છે. ॥ ૩ ॥ હું તને નવ પ્રકારની ભક્તિ વિષે કહું છું, તે તું સાવધાન થઈને સાંભળ અને મનમાં ધરી લે. સત્પુરુષોનો સંગ એ ભક્તિનો પહેલો પ્રકાર છે. મારી કથાના પ્રસંગમાં રુચિ કરવી, એ બીજો પ્રકાર છે. ॥ ૪ ॥

दो०—गुरुपद पंकज सेवा, तीसरि भक्ति अमान ॥
चौथि भक्ति मम गुण गण, करै कपट तजि गान ॥ ५९ ॥

અહંકારનો ત્યાગ કરી, ચરણકમળોની સેવા કરવી, એ ત્રીજો પ્રકાર છે. કપટ છોડી દઈને ગુણોના સમૂહ ગાવા, એ ચોથો પ્રકાર છે. ॥ ૫૯ ॥

चौ०—मंत्र जप मम दृढ विश्वासा । पंचम भजन सो वेद प्रकाशा ॥
छठ दम शील विरति बहु कर्म्मा । निरत निरंतर सज्जन धर्मा ॥ १ ॥
सप्तम सब मोहिं मय जग देखे । मोते संत अधिक कर लेखे ॥
आठवँ यथा लाभ संतोषा । सपनेहु नहिं देखे परदोषा ॥ २ ॥
नवम सरल सब सो छल हीना । मम भरोस जिय हर्ष न दीना ॥
नव महँ जिनके एको होई । नारि पुरुष सचराचर कोई ॥ ३ ॥
सो अतिशय प्रिय भामिनि मोरे । सकल प्रकार भक्ति दृढ तोरे ॥
योगि वृंद दुर्लभ गति जोई । तोकहँ आज सुलभ भइ सोई ॥ ४ ॥
मम दरशन फल परम अनूपा । जीव पाव निज सहज स्वरूपा ॥

દૃઢ વિશ્વાસથી મારા મંત્રોનો જપ કરવો, એ વેદસિદ્ધ પાંચમો પ્રકાર છે. :જિતેન્દ્રિયપણું, સારો સ્વભાવ, ઘણાં કર્મો કરવામાં વૈરાગ્ય અને સર્વદા સજ્જનોના ધર્મમાં રુચિ, એ છઠ્ઠો પ્રકાર છે. ॥ ૧ ॥ સર્વ જગતને મારા સ્વરૂપમય જોવું અને સંત જનોને મારાથી પણ અધિક લેખવા, એ સાતમો પ્રકાર છે. જે કાંઇ પોતાથી મળે તેટલાથી સંતોષ રાખવો અને પરાયા દોષોને સ્વપ્નમાં પણ જોવા નહીં, એ આઠમો પ્રકાર છે.॥૨॥ સર્વની સાથે છલ વગર વર્તવું, મારો જ ભરોંસો રાખવો અને મનમાં હર્ષથી તથા શોકથી રહિત રહેવું, એ નવમો પ્રકાર છે. આ સચરાચર જગતમાં જે કાંઇ સ્ત્રીને કે પુરુષને, આ નવ પ્રકારોમાંથી એક પણ પ્રકાર પ્રાપ્ત થયો હોય, ॥ ૩ ॥ તે સ્ત્રી અથવા પુરુષ મને અત્યંત પ્રિય લાગે છે, હે બાઈ! તારા અંતઃકરણમાં તો ભક્તિના એ સઘળા પ્રકારો દૃઢ છે, તેથી જે ગતિ યોગીઓના સમૂહને પણ દુર્લભ છે. તે ગતિ આજ તને સુલભ થઈ છે. ॥૪॥ મારા દર્શનના પરથ અનુપમ ફળથી જીવ પોતાના સહજ સ્વરૂપને (બ્રહ્મભાવને) પ્રાપ્ત થાય છે. ॥

दो०—सब प्रकार तव भाग बड, मम चरणत अनुराग ॥
तव महिमा जेहि उर बसहि, तासु परम बडभाग ॥ ६० ॥

તને[1] મારા ચરણોમાં પ્રેમ પ્રાપ્ત થયો છે, તેથી તારાં ભાગ્ય સર્વ પ્રકારે મોટાં છે. જેના હૃદયમાં તારો મહિમા વસશે, તેનાં પણ મોટાં ભાગ્ય ગણાશે.[2] ॥ ૬૦ ॥

चौ०—सुनि शुभ वचन हर्ष कहँ पाई । पुनि बोले प्रभु गिरा सुहाई ॥
जनकसुताकी सुधि कहु भामिनी । जानहि कछु जो करिवरगामिनि ॥ १ ॥

રામચન્દ્રજીનાં શુભ વચનો સાંભળીને ભીલડી બહુ જ રાજી થઇ. પછી રામચંદ્રજીએ મધુર વાણીથી તેને પુછયું કે, "ઉત્તમ હાથીના જેવી ચાલવાળી હે ભામિની! સીતાજીની કશી ખબર તારા જાણવામાં છે?" ॥ ૧ ॥

चौ०—सुनिये देव चराचर स्वामी । रावण बंसी महा अति कामी ॥
एक समय सजि पुष्पक याना । बैठ कियो लंकेश पयाना ॥ १ ॥
विपिन मध्य देखी इक बाला । तासे कहे वचन दशभाला ॥
कयों इकली विचरहु बिच कानन । बोली सो तिय सुनहु दशानन ॥ २ ॥
कुशध्वज नामब्रह्म ऋषि ख्याता । सो मम पिता वेद वर ज्ञाता ॥
वेद पढत मुख ते प्रगटानी । वेदवती इमि नाम बखानी ॥ ३ ॥
सो मम तात सत्य पण धारा । विष्णु संग तुहिं व्याह बिचारा ॥
यह सुनि शुंभ दैत्यपति कोप्यो । खल मलीन सब धर्महि लोप्यो ॥ ४ ॥
सोवत हनि सो गयो पराई । सती हुई मम मात सुहाई ॥
तबसे मैं नित हरि आराधौं । पितु पण सत्य हेत तप साधौं ॥ ५ ॥

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

रावण कह्यो होहु मम नारी । काहे करहु कठिन तप भारी ॥
हौं लंकेश सकल जगनाथा । अस कहि धर्यो तिया कर हाथा ॥ ६ ॥
असि सम भयो नारी करतेहि छिन । बोली महा क्रोध कर तब मन ॥
करौं शाप दे जो तोहि छारा । तौ न शाप मम तप फल सारा ॥ ७ ॥

બોલડી[1] બોલી કે, "હે ચરાચરના સ્વામી દેવ! લંકાનો અધિપતિ, મહાબળવાન અને અત્યંત કામી રાવણ, એક સમયે પુષ્પક વિમાનને તૈયાર કરી, જગતને જીતવાને વાસ્તે નીકળ્યો હતો, ॥ ૧ ॥ ત્યાં કોઈ જંગલના મધ્યમાં, એક સુંદર કન્યા જોવામાં આવતાં, રાવણે તેને પૂછ્યું કે, 'જંગલમાં તું એકલી કેમ ફરે છે?' કન્યા બોલી કે, 'હે રાવણ! સાંભળ. ॥ ૨ ॥ વેદને સાંગોપાંગ જાણનાર કુસધ્વજ નામના પ્રખ્યાત બ્રહ્મર્ષિની હું પુત્રી છું. વેદપાઠ કરવાના સમયમાં, હું તેના મુખમાંથી પ્રકટ થઇ છું, તેથી મારૂં નામ 'વેદવતી' છે. ॥ ૩ ॥ એ મારા પિતાએ મને વિષ્ણુની સાથે પરણાવવાના વિચારથી તે પ્રમાણે કરવાની સત્ય પ્રતિજ્ઞા લીધી. આ વાત સાંભળીને શુંભ નામનો દૈત્યોનો અધિપતિ, કે જે ખલ તથા મલિન હતો, અને જેણે સર્વ ધર્મનો લોપ કર્યો હતો, તે કોપાક્રાંત થઈ, ॥ ૪ ॥ મારા પિતાને સૂતો મારી નાખીને ભાગી ગયો. મારી મા, મારા પિતાની પછવાડે સતી થઇ ગઇ. ત્યારથી હું પિતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે, નિત્ય વિષ્ણુનું આરાધન કરૂં છું અને તપશ્ચર્યા કરૂં છું.' ॥ ૫ ॥ રાવણે કહ્યું કે, 'તું મારી સ્ત્રી થા. તું આ ભારે કઠણ તપ શા માટે કરે છે? હું ત્રૈલોકયનો સ્વામી રાવણ છું,' એમ કહીને રાવણે તે કન્યાનો હાથ પકડતાં, ॥ ૬ ॥ તે હાથ તુરત જ તરવાર સમાન થઈ ગયો. એ કન્યાએ, મનમાં અત્યંત ક્રોધ કરીને રાવણને કહ્યું કે, 'હું શાપ દઇને તને ભસ્મ કરી નાખવા સમર્થ છું, પણ શાપ દેવાથી, મારા તપનું સારભૂત ફળ નષ્ટ થઈ જાય. ॥ ૭ ॥

दो०—तातें हौं पुनि जन्म ले, करौं वेग तव नाश ॥
यों कहि वेदवती तबै, कियो अग्निमें वास ॥ ६१ ॥
तासु अंश सियमें मिलो, सो पहुँचो वन आय ॥
रावण अपने निधन हित, सो ले गयो चुराय ॥ ६२ ॥

એટલા માટે હું શાપ નહીં દેતાં, પુનર્જન્મ લઈને જલદી તારો વિનાશ કરીશ. આમ બોલીને વેદવતીએ તે સમયે જ અગ્નિમાં પ્રવેશ કર્યો. એ વેદવતીનો અંશ સીતાજીમાં મિશ્રિત થયો છે. એ સીતાજી, વનમાં આવતાં રાવણ કેવળ પોતાનાં મરણને વાસ્તે જ તેને ચોરીને લઈ ગયો છે. ॥ ૬૧ ॥ ૬૨ ॥

चौ०—तातें मनमें शोच न कीजै । जनक सुतहि खोजन मन दीजै ॥
यह मैं सुनी गुरु मुख वानी । सो तुमसे रघुराज बखानी ॥ १ ॥
पंपासरहि जाहु रघुराई । मुनि वर विपुल रहे जहँ छाई ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

ऋषि मतंग महिमा गुण भारी । जीव चराचर रहत सुखारी ॥ २ ॥
वैर न कर काहूसन कोई । जासन वैर प्रीति करु सोई ॥
शिखर सुहावन कानन फूले । खग मृग जीव जंतु अनुकूले ॥ ३ ॥
करहु सफल श्रम सबकर जाई । तहँ होइहि सुग्रीव मिताई ॥
सो सब कहहिं देव रघुवीरा । जानतहो पूछव मति धीरा ॥ ४ ॥
बार बार प्रभु पद शिर नाई । प्रेम सहित सब कथा सुनाई ॥

હે રામચન્દ્રજી! આમ છે એટલા માટે મનમાં શોક નહીં કરો અને સીતાજીની શોધ કરવામાં મન લગાવો. મેં મારા ગુરુ મતંગ ઋષિનાં મુખથી જે વાત સાંભળી હતી, તે વાત તમને કહી સંભળાવી.[1] ॥ ૧ ॥ હે રામચન્દ્રજી! અહીંથી પંપાસરમાં પધારો. ત્યાં મોટા મોટા મુનિવરો આશ્રમો બાંધીને રહ્યા છે અને મતંગ ઋષિના મોટા ગુણવાળા મહિમાને લીધે ત્યાં સ્થાવર તથા જંગમ સઘળા જીવો સુખથી રહે છે. ॥ ૨ ॥ ત્યાં કોઇ પ્રાણીઓ કોઇની સાથે વૈર કરતાં નથી, પણ જેઓની સાથે વૈર હોય, તેઓની સાથે પણ પ્રીતિ કરે છે. ત્યાં સુંદર શિખરો છે, વનો પ્રફુલ્લિત થઈ રહ્યાં છે અને પશુ, પક્ષીઓ તથા બીજા પણ જીવ, જંતુઓ સર્વને અનકૂલ રહીને વર્ત્તે છે. ॥ ૩ ॥ ત્યાં પધારીને આપના સર્વ પરિશ્રમને સફળ કરો. ત્યાં આપને સુગ્રીવની સાથે મિત્રતા થશે અને તે સુગ્રીવ, આપને સઘળું કહેશે. હે ધીરમતિવાળા રઘુવીર! આપ સઘળું જાણો છો, તે છતાં મને શા માટે પૂછો છો?” ॥ ૪ ॥ આ પ્રમાણે મતંગ મુનિની પાસેથી સાંભળેલી સર્વ હકીકત પ્રેમ ભરેલી રીતે સંભળાવીને ભીલડીએ વારંવાર રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રણામ કર્યાં. ॥

छं०—कहि कथा सकल विलोकि हरिमुख हृदय पद पंकज धरे ॥
तजि योग पावक देह धरि पद लीन भइ जहँ नहिं फिरे ॥
नर विविध कर्म अधर्म बहु मत शोकप्रद सब त्यागहू ॥
विश्वास कर कह दासतुलसी रामपद अनुरागहू ॥ २६ ॥

એ ભીલડી, સઘળી કથા કહી, રામચંદ્રજીનાં મુખાર્વિન્દને જોઈ, તેમનાં ચરણાર્વિંદોને હૃદયમાં ધરી, યોગાગ્નિથી શરીરનો ત્યાગ કરીને પ્રભુના પદમાં લીન થઇ ગઇ, કે જેમાં લીન થયેલા જીવને પાછું સંસારમાં આવવું પડતું નથી. તુલસીદાસ કહે છે કે, “હે મનુષ્યો! વિવિધ કર્મોને, સર્વ અધર્મને તથા શોક આપનારા બહુ મતોને છોડી દો અને પૂર્ણ વિશ્વાસ રાખીને રામના ચરણોમાં પ્રેમ ધરો. ॥ ૨૬ ॥

दो०—जाति हीन अघ जन्म महि, मुक्त कीन्ह अस नारि ॥
महा मंद मन सुख चहसि, ऐसे प्रभुहि विसारि ॥ ६३ ॥

હે મહામૂર્ખ મન! જેણે નીચ જાતિવાળી તથા પૃથ્વીમાં પાપરૂપ જન્મવાળી ભીલડીને પણ મુક્ત કરી, તે પ્રભુને વિસારી મૂકીને તું સુખની ઇચ્છા કરે છે.” ॥ ૬૩ ॥

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

चौ०—चलेउ राम त्यागा वन सोऊ । अतुलित बल नर केहरि दोऊ ॥
विरही इव प्रभु करत विषादा । कहत कथा अनेक संवादा ॥ १ ॥
लक्ष्मण देखहु कानन शोभा । देखत केहि कर मन नहिं क्षोभा ॥
नारि सहित सब खग मृग वृंदा । मानहु मोरि करतहहिं निन्दा ॥ २ ॥
हमहिं देखि मृग निकर पराहीं । मृगी कहहिं तुम कहँ भय नाहीं ॥
तुम आनन्द करहु मृग जाये । कंचन मृग खोजन यह आये ॥ ३ ॥
संग लाय करिणी करि लेहीं । मानहु मोहिं शिखावन देहीं ॥
शास्त्र सुचिन्तित पुनि पुनि देखिय। भूप सुसेवित वस नहि लेखिय ॥ ४ ॥
राखिय नारि यदपि उर माहीं । युवती शास्त्र नृपति वश नाहीं ॥
देखहु तात वसन्त सुहावा । प्रिया हीन मोहिं भय उपजावा ॥ ५ ॥

રામચન્દ્રજી, એ વનને છોડી દઇને ત્યાંથી આગળ ચાલ્યા. અતુલિત બળવાળા પુરુષસિંહ રામ અને લક્ષ્મણ, વનનો રસ્તો કાપવા લાગ્યા. રામચન્દ્રજી અનેક સંવાદો-વાળી કથાઓ કહેતાં કહેતાં વિરહીની પેઠે કામદેવથી ખેદ પામીને લક્ષ્મણજીને કહેવા લાગ્યા કે, ॥ ૧ ॥ "હે લક્ષ્મણ ! આ વનની શોભા જુઓ. આ વસંત ઋતુથી થયેલી વનની શોભાને જોઈ કોનું મન કામદેવથી ક્ષોભ ન પામે ? પોતપોતાની સ્ત્રીઓની સાથે ફરતાં, આ સઘળાં પશુ, પક્ષીઓનાં ટોળાંઓ, મને પ્રિયાનો વિરહી છતાં પણ જીવતો રહેલો જોઇને, ધિક્કારતાં હોય એમ લાગે છે. ॥૨॥ મને જોઇને મૃગોના સમૂહો ભાગવા લાગતાં, મૃગીઓ જાણે તેઓને, 'તમોને જરા પણ ભય નથી, તમો આનંદ કરો. આ તો માયાથી બનેલા સુવર્ણના મૃગને શોધવા સારૂ અહીં આવ્યા છે,' એમ કહીને મારી હાંસી કરતી હોય એમ જણાય છે. ॥ ૩ ॥ હાથીઓ, હાથણીઓને સાથે રાખી, જાણે મને શીખામણ દેતાં હોય કે 'જેમ શાસ્ત્ર સારી પેઠે વિચારી રાખેલું હોય, તોપણ તેને વારંવાર જોવું જોઇએ અને જેમ રાજા સારી પેઠે સેવેલો હોય, તોપણ વશ થયેલો નહીં ગણતાં, ॥ ૪॥ તેની પાસે હાજર જ રહેવું જોઈએ, તેમ સ્ત્રીને છાતીમાં રાખેલી (પ્રેમથી સાથે રાખેલી ) હોય, તોપણ તેની ઉપર ઘણા લોકોની ટાંપ હોય છે, તેથી તેની વારંવાર સંભાળ લેવી જોઇએ અને તેની પાસે હાજર જ રહેવું જોઇએ. કેમ કે, સ્ત્રીએ, શાસ્ત્રો અને રાજાઓ, એઓના નહિ દૂર થવાનો ભરોંસો રખાય જ નહીં,' એવા દેખાય છે. હે તાત લક્ષ્મણ! જુવો. આ વસંત શોભાયમાન છતાં પણ, હું કે જે પ્રિયાથી રહિત છું, તેને ભય ઉપજાવે છે. ॥ ૫ ॥

दो०—विरह विकल बल हीन मोहिं, जानसि निपट अकेलि ॥
सहित विपन मधुकर खगन, मदन कीन्ह बगमेलि ॥ ६४ ॥

दो०—देख गये भ्राता सहित, तासु दूत सुनि बात ॥
डेरा दीन्हे मनहु तिन्ह, कटक न भटकहि जात ॥ ६५ ॥

કામદેવે મને વિરહથી વ્યાકુલ, બળથી રહિત તથા તમામ એકલો જાણી, વન-

ભમરો તથા કોકિલા આદિ પક્ષીઓ, એઓની સહાયતાથી, મારા ઉપર હલ્લાં કરવા ધારી હોય, પણ પાછળથી મને જોઇ ગયેલા પોતાના વાયુરૂપ દૂતના મોહોડાથી, 'મારી સાથે તમે છો,' એમ સાંભળી, મારાપર ધસારો કરતાં અટકીને, તેને જાણે ચોમેર ડેરા દીધા ( તંબુઓ ઠોકયા ) હોય, એમ જણાય છે. કામદેવના સૈન્યનું અને તેના યોદ્ધાઓનું વર્ણન કર્યું જાય એમ નથી, ॥ ૬૪ ॥ ૬૫ ॥

चौ०—विटप विशाल लता अरु झानी । विविध वितान दिये जनु तानी ॥
कदलि ताल वर ध्वजा पताका । देखि न मोह धीरमन जाका ॥ १ ॥
विविध भांति फूले तरु नाना । जनु बानैत बने बहु बाना ॥
कहुँ कहुँ सुंदर विटप सुहाये । जनु भट विलग विलग है छाये ॥ २ ॥
कूजत पिक मानहु गज माते । ढेक महोख ऊंट विसराते ॥
मोर चकोर कीर वर वाजी । पारावत मराल सब ताजी ॥ ३ ॥
तीतर लावा पदचर यूथा । वरणी न जाय मनोज वरुथा ॥
रथ गिरि शिला दुन्दुभी झरना । चातक वंदी गुण गण वरना ॥ ४ ॥
मधुकर मुखर भेरि सहनाई । त्रिविध बयावर बीसीठी आई ॥
चतुरंगिनी सैन सब लीन्हे । विचरत सबहि चुनोती दीन्हे ॥ ५ ॥
लक्ष्मण देखहु काम अनीका । रहहिं धीर तिन्हके जग लीका ॥
इहिके एक परम बल नारी । तेहि ते उबर सुभट सोई भारी ॥ ६ ॥

જુવો આ લતાઓથી છવરાએલ, વિશાલ વૃક્ષો, જાણે કામદેવે તાણી દીધેલા તંબુઓ હોય એવા જણાય છે, કેળોનાં વૃક્ષો જાણે ધ્વજાઓ હોય એવાં દેખાય છે અને તાડનાં વૃક્ષો જાણે ઉત્તમ પતાકાઓ હોય એવાં માલમ પડે છે. જેનું મન ધીર હોય તે પુરુષ જ આ સઘળું જોઈને મોહ ન પામે. ॥ ૧ ॥ રંગરંગના પુષ્પોથી પુલી રહેલાં જાત જાતનાં વૃક્ષો, જાણે અનેક રંગોવાળા વેશો ધરીને ઉભેલા યોદ્ધા હોય એમ દેખાય છે. કોઈ કોઈ સ્થલમાં અલગ ઉભેલાં સુંદર વૃક્ષો, જાણે અલગ અલગ થઇને ઉભેલા યોદ્ધાઓ હોય એમ દેખાય છે. ॥ ૨ ॥ હોકારા કરતાં કોકિલ પક્ષીઓ, જાણે મદોન્મત્ત હાથીઓ ગાજતા હોય એવાં જણાય છે. પુલિંગ પક્ષીઓ, જાણે મોટા બળદ, ઉંટો અને ખચ્ચરો હોય, એવાં જણાય છે. મયૂરો, ચકોરો અને પોપટો, જાણે ઉત્તમ ઘોડાઓ હોય એવા દેખાય છે. કબૂતર તથા હંસ આદિ પક્ષીઓ જાણે વાજી ઘોડાઓ હોય એવાં માલમ પડે છે. ॥ ૩ ॥ તેતરો તથા લાવાં પક્ષીઓ જાણે પ્યાદલોનાં યૂથો હોય એવાં દેખાય છે. આ કામદેવની સેનાનું વર્ણન બની શકે એમ નથી. આ સેનામાં પર્વતોરૂપી રથો છે, ઝરણાંઓરૂપી દુંદુભિઓ ગાજે છે, બપૈયાઓરૂપી બંદિજનો કામદેવના અનેક ગુણોની પ્રશંસા કરે છે,॥૪॥ ભમરોનાં ગુંજારોરૂપી ભેરીઓના તથા શરણાઇઓના શબ્દો થાય છે અને શીતલ, મંદ તથા સુગંધી પવનરૂપી દૂત તાબે કરવાની ચિઠ્ઠી લઇ આવતો હોય એમ જણાય છે. કામદેવ આ સઘળી ચતુરંગિણી સેનાને લઇને, જાણે જ્ઞાનીઓને તથા મુનિઓને ધમકી દેતો ફરતો હોય એમ જણાય છે. ॥ ૫ ॥ હે લક્ષ્મણ! આ કામ-

દેવની સેનાને જુવો. આ સમયમાં જેઓ ધીર રહી શકે, તેઓની ધીરજ પરાકાષ્ઠારૂપ ગણાય. આ કામદેવનું મોટામાં મોટું બળ ફક્ત સ્ત્રીઓ છે. જેઓ સ્ત્રીઓથી ઉગરે, તેઓ ભારે સુભટ ગણાય. ॥ ૬ ॥

दो०—तात तीन अति प्रबल खल, काम क्रोध अरु लोभ ॥
मुनि विज्ञान धाम मन, करहिं निमिष महँ क्षोभ ॥ ६६ ॥

હે તાત ! કામ, ક્રોધ તથા લોભ, એઓ અતિ પ્રબળ અને ખલ છે. એઓ મુનિઓનાં જ્ઞાનના ધામરૂપ અંતઃકરણોને પણ નિમેષ માત્રમાં ક્ષોભયુક્ત કરી નાંખે એવા છે.॥૬૬॥

दो०—क्रोभ कि इच्छा दंभ बल, काम के केवल नारि ॥
क्रोधके परुष वचन बल, मुनिवर कहहिं विचारि ॥ ६७ ॥

મુનિવરોએ વિચારીને કહ્યું છે કે, "લોભને, ઈચ્છાનું તથા દંભનું બળ છે, કામદેવને, કેવળ સ્ત્રીનું બળ છે અને ક્રોધને કઠોર વચનોનું બળ છે." ॥ ૬૭ ॥

चौ०—गुणातीत सचराचर स्वामी । राम उमा सब अंतर्यामी ॥
कामिन्हकी दीनता दिखाई । धीरनके मन विरती दृढाई ॥ १ ॥
क्रोभ मनोज लोभ मद माया । छूटहिं सकल रामकी दाया ॥
सो नर इंद्रजाल नहिं भूला । जापर होई सो नट अनुकूला ॥ २ ॥
उमा कहौं मैं अनुभव अपना । हरिको भजन सत्य जग स्वपना ॥
पुनि प्रभु गये सरोवर तीरा । पंपा नाम सुभग गंभीरा ॥ ३ ॥
सन्त हृदय अस निर्मल वारी । बांधे घाट मनोहर चारी ॥
जहँ तहँ पियहिं विहंग मृग नीरा । जनु उदार गृह याचक भीरा ॥ ४ ॥

હે પાર્વતી ! રામચંદ્રજી કે જે ત્રણે ગુણોથી પર છે, સચરાચર જગતના સ્વામી છે, અને સર્વના અંતર્યામી છે, તેમણે ઉપર પ્રમાણેનાં વચનો બોલીને કામી લોકોની દીનતા દેખાડી છે અને ધીર પુરુષોના મનમાં વૈરાગ્યની દૃઢતા કરી છે. ॥ ૧ ॥ ક્રોધ, કામદેવ, લોભ, મદ અને માયા, એઓ સઘળાં રામચન્દ્રજીની દયાથી છૂટી જાય છે. રામચન્દ્રજી કે જે આ જગતરૂપી ઈંદ્રજાલને ગોઠવનારા નટ છે, તે જેના ઉપર અનુકૂલ હોય, તે નર જ આ ઇંદ્રજાલમાં ભૂલ ખાતો નથી. ॥ ૨ ॥ હે પાર્વતી ! હું મારા અનુભવથી કહું છું કે, હરિનું ભજન સત્ય છે અને સઘળું જગત્ સ્વપ્નતુલ્ય છે. પછી રામચંદ્રજી, સુંદર અને ગંભીર પંપા નામના સરોવરને કિનારે ગયા. ॥ ૩ ॥ એ સરોવરમાં સંત પુરુષોનાં હૃદય જેવું નિર્મલ જલ હતું, ચાર મનોહર ઘાટો બાંધેલા હતા અને જ્યાં ત્યાં જળ પીવા આવેલાં પશુ, પક્ષીઓની ભીડ, જાણે ઉદાર ગૃહસ્થને ઘેર ગયેલી યાચક લોકોની ભીડ હોય એવી દેખાતી હતી. ॥ ૪ ॥

सो०—पुरइनि सघन ओट जल, बेगि न पाइय मर्म ॥
माया छन्न न देखिए, जैसे निरगुण ब्रह्म ॥ २६ ॥

જેમ નિર્ગુણ બ્રહ્મનું તત્ત્વ માયાના આચ્છાદનને લીધે જણાતું નથી, તેમ પંપાના જળનું મર્મ, ઘાટી કુમુદિનીઓના આચ્છાદનને લીધે જણાતું ન હતું. ॥ ૨૬ ॥

दो०—सुखी मीन सब एक रस, अति अगाध जल माहिं ॥
यथा धर्म शीलन्हिके, दिन सुख संयुत जाहिं ॥ ६८ ॥

જેમ સંસારમાં ધર્માત્મા માણસોના સર્વ દિવસો, એક રસ સુખમાં વ્યતીત થાય છે, તેમ પંપાના અતિ અગાધ જળમાં, માછલાંઓના સર્વ દિવસો એક રસ સુખમાં વ્યતીત થતા હતા. ॥ ૬૮ ॥

चौ०—विकसे सरसिज नाना रंगा । मधुर सुखद गुंजत बहु भृंगा ॥
बोलत जल कुक्कुट कलहंसा । प्रभु विलोकि जनु करत प्रशंसा ॥ १ ॥
चक्रवाक बक खग समुदाई । देखत बनै वरणि नहिं जाई ॥
सुंदर खग गण गिरा सुहाई । जात पथिक जनु लेत बुलाई ॥ २ ॥
ताल समीप मुनिन्ह गृह छाये । चहुँ दिशि कानन विटप सुहाये ॥
चंपक बकुल कदंब तमाला । पाटल पनस पलास रसाला ॥ ३ ॥
नव पल्लव कुसुमित तरु नाना । चंचरीक पटलीकर गाना ॥
शीतल मंद सुगंध सुहाऊ । सन्तत बहै मनोहर वाऊ ॥ ४ ॥
कुहू कुहू कोकिल धुनि करहीं । सुनि रव सरस ध्यान मुनि टरहीं ॥

એ સરોવરમાં રંગ રંગનાં કમળો પ્રફુલ્લિત થઈ રહ્યા હતાં, ભ્રમરો મધુર તથા સુખદાયી મોટો ગુંજાર મચાવી રહ્યા હતા અને જલકુકડીઓ તથા કલહંસો જાણે પ્રભુને જોઈને તેમની પ્રશંસા કરવા લાગ્યાં હોય તેમ બોલતાં હતાં. ॥૧॥ ચક્રવાક તથા બગલા વગેરે પક્ષીઓની જે શોભા હતી, તે જોવાથી જ હૃદયમાં આવે એવી હતી. વર્ણવી શકાય એવી ન હતી. સુંદર પક્ષીઓના સમૂહો પોતાના મધુર અવાજોથી જાણે રસ્તામાં જતા પ્રવાસી લોકોને પંપાની શોભા જોવા બોલાવતા હોય એવા જણાતા હતા. ॥૨ ॥ પંપાના સમીપમાં મુનિઓના આશ્રમો છાઈ રહ્યા હતા. વનમાં ચોમેર વૃક્ષો શોભી રહ્યાં હતાં. ચંપક, બોલસરી, કદંબ, તમાલ, પાટલા, ફનસ, ખાખરા તથા આંબા વગેરે વૃક્ષો ॥૩॥ નવપલ્લવોથી તથા પુષ્પોથી શોભી રહ્યા હતા અને તેઓમાં ભ્રમરોની મંડલીઓ ગાયન કરતી હતી. સુંદર તથા મનોહર, શીત, મંદ તથા સુગંધી પવન નિરંતર ચાલી રહ્યો હતો. ॥ ૪ ॥ કોકિલાઓ, 'કુહૂ કુહૂ' શબ્દોની સરસ ધૂન મચાવી રહી હતી, કે જે ધૂનને સાંભળીને મુનિઓનાં ધ્યાનો પણ ટળી જાય. ॥

दो०—फल भर नम्र विटप सब, रहे भूमि नियराय ॥
पर उपकारी पुरुष जिमि, नमहिं सुसंपति पाय ॥ ६९ ॥

જેમ પરોપકારી પુરુષો સારી સંપત્તિ પામીને નમ્ર રહે, તેમ સર્વ વૃક્ષો, ફળોની સંપત્તિ પામીને પૃથ્વીપર ઝૂકી રહ્યાં હતાં. ॥ ૬૯ ॥

चौ०—देखि राम अति रुचिर तलावा । मज्जन कीन्ह परम सुख पावा ॥
देखी सुंदर तरुवर छाया । बैठे अनुज सहित रघुराया ॥ १ ॥
तहँ पुनि सकल देव मुनि आये । अस्तुति कर निज धाम सिधाये ॥
बैठे परम प्रसन्न कृपाला । कहत अनुज सन कथा रसाला ॥ २ ॥
विरहवंत भगवंतहि देखी । नारद मन भा शोच विशेषी ॥
मोर शापकर अंगीकारा । सहत राम नाना दुख भारा ॥ ३ ॥
ऐसे प्रभुहि विलोकौं जाई । पुनि न बनहि अस अवसर आई ॥
यह विचार नारद कर वीना । गये जहाँ प्रभु सुख आसीना ॥ ४ ॥
गावत राम चरित मृदु वानी । प्रेम सहित बहु भाँती बखानी ॥
करत दंडवत लिये उठाई । राखे बडी वार उर लाई ॥ ५ ॥
स्वागत पूछि निकट बैठारे । लक्ष्मण सादर चरण पखारे ॥

રામચન્દ્રજી, એ અત્યંત સુંદર તળાવને જોઈ, તેમાં નાહીને પરમ સુખ પામ્યા અને તે પછી કોઈ ઉત્તમ વૃક્ષની સુંદર છાયાને જોઈ, લક્ષ્મણજી સહિત તે છાયામાં બેઠા. ॥૧॥ ત્યાં રામચન્દ્રજીની પાસે ફરીવાર સર્વ દેવતાઓ તથા મુનિઓ આવ્યા અને તેઓ સ્તુતિ કરી કરીને પાછા પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. બેઠેલા અને છાયાથી બહુ પ્રસન્ન થયેલા રામચન્દ્રજી, લક્ષ્મણજીની પાસે કોઈ રસિક કથા કહેવા લાગ્યા. ॥ ૨ ॥ " રામચન્દ્રજીને વિરહવાળા જોઈ, નારદજીના મનમાં મોટો અફસોસ તથા વિચાર થયો. કે, રામચન્દ્રજી મારા શાપનો અંગીકાર કરીને અનેક દુઃખોના બોજાનું સહન કરે છે.[1] ॥ ૩ ॥ આવા સંકોચી પ્રભુનાં તેમની પાસે જઈને દર્શન કરૂં. ફરીવાર આવો અવસર નહીં બને. " નારદજી આ પ્રમાણે વિચાર કરી, હાથમાં વીણા લઈને ત્યાં ગયા કે જ્યાં રામચન્દ્રજી સુખથી બીરાજ્યા હતા. ॥૪॥ પ્રેમ ભરેલી કોમળ વાણીથી ઘણી ઘણી રીતે વખાણીને તે રામનું ચરિત્ર ગાતા એ નારદજી આવીને દંડવત્ કરતાં, રામચંદ્રજીએ તેમને ઉઠાવી લઈને ઘણીવાર સૂધી પોતાના હૃદયમાં લગાવી રાખ્યા ॥ ૫ ॥ અને પછી સ્વાગત પૂછીને, પોતાની પાસે બેસાડયા. લક્ષ્મણજીએ, આદરથી તેમનાં ચરણ પખાળ્યાં. ॥

दो०—नाना विधि विनती करी, प्रभु प्रसन्न जिय जानि ॥
नारद बोले वचन तब, जोरि पंकरुह पानि ॥ ७० ॥

નારદજી, અનેક પ્રકારની વિનતી કરી, પ્રભુને પ્રસન્ન જાણી, કમળો સરખા બન્ને હાથ જોડીને વચનો બોલ્યા કે, ॥ ૭૦ ॥

---

૧ જો કે नारद शाप दीन्ह एक बारा । एक कल्प तेहि लहि अवतारा, એ બાલકાંડનાં વચન પ્રમાણે રામચન્દ્રજીનો આ અવતાર નારદજીના શાપથી નથી, પણ તે જ કાંડમાં કહ્યા પ્રમાણે, સ્વાયંભુવ મનુને વાસ્તે છે, તોપણ અહીં મારા શાપથી દુઃખ ભોગવે છે, એમ નારદજીએ જાણ્યું, તે કેવળ પ્રભુની માયાએ કરેલી ભ્રાંતિથી જ જાણ્યું, એમ સમજવું.

चौ०—सुनहु उदार परम रघुनायक। सुंदर अगम सुगम वरदायक ॥
देहु एक वर मांगो स्वामी। यद्यपि जानहु अंतर्यामी ॥ १ ॥
जानहु मुनि तुम मोर सुभाऊ। जन सन कबहुँ कि करौं दुराऊ ॥
कवन वस्तु असमोहिं प्रिय लागी। जो मुनिवर न शकहु तुम मागी ॥ २ ॥
जन कहँ कछु अदेय नहिं मोरे। अस विश्वास तजहु जनि भोरे ॥
तब नारद बोले हर्षाई। अस वर मांगो करौं ढिठाई ॥ ३ ॥
यद्यपि प्रभुके नाम अनेका। श्रुति कह अधिक एकते एका ॥
राम सकल नामनते अधिका। होउ नाथ अघ खग गण वधिका ॥४॥

"હે પરમ ઉદાર, હે પરમ રમણીય, હે અભકતોને અગમ્ય, હે ભકતોને સુગમ! અને હે વરદાન દેનારા રામચન્દ્રજી! જો કે આપ અંતર્યામી હોવાથી સઘળું જાણો છો, તોપણ મારાં મોહોડાંથી એક વરદાન માગું છું." ॥ ૧ ॥ રામચન્દ્રજી બોલ્યા કે, "હે મુનિ! તમે મારા સ્વભાવને જાણો છો. હું મારા ભકતોથી કદી પણ કશો અંતર રાખું છું? હે મુનિવર! એવી કઈ વસ્તુ મને પ્રિય છે? કે જેને તમો મારી પાસેથી માગી શકતા નથી? ॥ ૨ ॥ હું મારા ભકતોને કશું પણ નહીં દેવા જેવું સમજતો નથી, એ વિશ્વાસને તમે કદી ભૂલથી પણ છોડજો નહીં." આ વચનોથી હર્ષ પામીને નારદજી બોલ્યા કે, "હું ધૃષ્ટતા કરીને વરદાન માગું છું, તે એ કે, હે નાથ! હે પ્રભુ! ॥૩॥ જો કે આપનાં અનેક નામો છે, અને તેઓ એક એકથી અધિક છે, એમ વેદ કહે છે, તોપણ 'રામ' એ નામ બીજાં સર્વ નામોથી શ્રેષ્ઠ થાઓ કે જે નામ પાપોરૂપી પક્ષીઓને મારવામાં પારધીરૂપ છે. ॥ ૪ ॥

दो०—राका रजनी भक्ति तव, राम नाम सोई सोम ॥
अपर नाम उडुगण विमल, बसहु भक्त उर व्योम ॥ ७१ ॥

આપની ભક્તિરૂપી પૂનેમની રાત્રિને લીધે અત્યંત પ્રકાશી રહેતો 'રામ' એ નામરુપી ચંદ્ર બીજાં નામોરૂપી નિર્મલ નક્ષત્રોના સમૂહની સાથે મારા હૃદયરુપી આકાશમાં વસો." ॥ ૭૧ ॥

दो०—एवमस्तु मुनिसन कहेउ, कृपासिंधु रघुनाथ ॥
तब नारद मन हर्ष अति, प्रभु पद नायउ माथ ॥ ७२ ॥

કૃપાના સમુદ્રરુપ રઘુનાથજીએ નારદજીને 'तथास्तु' કહ્યું. આથી નારદજીએ મનમાં અત્યંત હર્ષ પામીને રઘુનાથજીનાં ચરણોમાં માથું નમાવ્યું. ॥ ૭૨ ॥

चौ०—अति प्रसन्न रघुनाथहि जानी। पुनि नारद बोले मृदु बानी ॥
राम जबहि प्रेरहु निज माया। मोहेहु मोहिं सुनहु रघुराया ॥ १ ॥
तब विवाहमैं चाहौं कीन्हा। प्रभु केहि कारण करन न दीन्हा ॥
सुनि मुनि तोहिं कहौं सहरोसा। भजहिं मोहिं तजि सकल भरोसा ॥ २ ॥

करौं सदा तिन्हकी रखवारी । जिमि बालकहि राख महतारी ॥
गहि शिशु वत्स अनल अहिधाई । तहँ राखे जननी अरगाई ॥ ३ ॥
प्रौढ भये तेहि सुतपर माता । प्रीति करे नहिं पाछिल बाता ॥
मोरे प्रौढ तनय सम ज्ञानी । बालक सुत सम दास अमानी ॥ ४ ॥
जनहि मोरबल निज बलताही । दुहुँ कहँ काम क्रोध रिपु आही ॥

નારદજી, રામચંદ્રજીને અત્યંત પ્રસન્ન જાણી, ફરીવાર કોમળ વચન બોલ્યા કે, "હે રઘુનાથજી ! સાંભળો. જ્યારે આપે પોતાની માયાને પ્રેરીને મને મોહયુક્ત કર્યો હતો ॥ ૧ ॥ અને તેથી હું વિવાહ કરવા ઇચ્છતો હતો, ત્યારે આપે શા કારણથી મને વિવાહ કરવા દીધો નહીં ?" રામચન્દ્રજી બોલ્યા કે, "હે મુનિ તમને સાચું કહું છું, તે સાંભળો. જેઓ સર્વ દેવતાઓની ઉપરના ભરોંસાને છોડી દઇને મને ભજે છે, ॥ ૨ ॥ તેઓનું હું સર્વદા રક્ષણ કરૂં છું, કે જેમ માતા બાલકનું રક્ષણ કરે છે. જેમ માતા, પોતાના નાના બાલકને અગ્નિ તરફ કે સર્પ તરફ ઝડપ કરતો જોઈ, પોતે દોડી તેને અળગો પાડીને પકડી શકે છે, તેમ હું મારા ભક્તને અયોગ્ય વિષય તરફ ઝડપ કરતો જોઈ, ત્યાં દોડી પહોંચી તેને અળગો પાડીને પકડી રાખું છું.॥૩॥ જેમ એ બાલક, મોટો થયા પછી, માતા તેનાપર પ્રીતિ રાખે છે, પણ પ્રથમની પેઠે સંભાળ રાખવાની જરુર જોતી નથી. તેમ હું મારો ભક્ત જ્ઞાની થયા પછી, તેનાપર પ્રીતિ રાખું છું, પણ પ્રથમની પેઠે સંભાળ રાખવાની જરૂર જોતો નથી. જ્ઞાની દાસોને હું મોટા પુત્રો સમાન સમજું છું અને ભાન વગરના દાસોને બાળક પુત્રો સમાન સમજું છું, ॥ ૪ ॥ જે સમયે કામ તથા ક્રોધરુપી શત્રુઓ, આવે છે, તે સમયે, અજ્ઞાની દાસ જનોને મારૂં બળ છે અને જ્ઞાની દાસ જનોને પોતાના વિચારનું બળ છે. ॥

दो०—काम क्रोध लोभादि मद, प्रबल मोहकी धारि ॥
तिन महँ अति दारुण दुखद, माया रूपी नारि ॥ ७३ ॥

કામ, ક્રોધ, લોભ તથા મદ, ઇત્યાદિ સર્વ વિકારો મોહરૂપી પ્રબલ રાજાની સેના છે, પણ તે સેનામાં માયારૂપી સ્ત્રીના સંબંધથી થતો જે કામ છે, તે અત્યંત દારૂણ દુઃખ દેનારો છે. ॥ ૭૩ ॥

चौ०—सुन मुनि कह पुराण श्रुति संता । मोह विपिन कहँ नारि वसन्ता ॥
जपतप नियम जलाशय झारी । होइ ग्रीषम शोषै सब वारी ॥ १ ॥
काम कोध मद मत्सर भेका । इनहि हर्ष मद वर्षा एका ॥
दुर्वासना कुमुद समुदाई । तिन्ह कहँ शरद सदा सुखदाई ॥ २ ॥
धर्म सकल सरसीरुह वृंदा । होइ हिम तिनहिं देति दुख मंदा ॥
पुनि ममता जवास बहुताई । पलुहै नारि शिशिर ऋतु पाई ॥ ३ ॥
पाप उलूक निकर सुखकारी । नारि निबिड रजनी अँधियारी ॥
बुद्धिबलशील सत्य सब मीना । बंसी सम तिय कहहिं प्रवीना ॥ ४ ॥

હે મુનિ ! સાંભળો. શ્રુતિઓ તથા સંત જનો કહે છે કે, સ્ત્રી મોહરૂપી વનને પ્રફુલ્લિત કરવામાં વસંત ઋતુરૂપ છે, જપ, તપ તથા નિયમોરૂપી સઘળા મોટામોટા જલાશયોને સૂકાવી નાખવામાં ગ્રીષ્મઋતુરૂપ છે, ॥ ૧ ॥ કામ, ક્રોધ, મદ તથા મત્સર આદિ દેડકાંઓને હર્ષ આપવામાં મુખ્ય વર્ષા ઋતુરૂપ છે, દુષ્ટ વાસનારૂપી કુમુદોના સમુદાયને સર્વદા સુખી રાખવામાં શરદ્ ઋતુરૂપ છે, ॥૨॥ સર્વ ધર્મોરુપી કમળોના સમૂહને બાળી નાખવામાં હેમંત ઋતુરૂપ છે, મમતારૂપી જવાસાને અત્યંત પ્રફુલ્લિત કરવામાં શિશિર ઋતુરૂપ છે, ॥ ૩ ॥ પાપોરૂપી ઘુવડોના સમૂહને સુખ દેવામાં ઘાટી અંધારી રાત્રિરૂપ છે અને બુદ્ધિબળ, શીલ તથા સત્ય આદિ સર્વ સદ્ગુણોરૂપી માંછલાંઓને મારી પાડવામાં લોહોડાંની ગિલ ( કુંઠી ) રૂપ છે. ॥ ૪ ॥

दो०—अव गुण मूल शूल प्रद, प्रमदा सब दुख खानि ॥
तातें कीन्ह निवारण, मुनि मैं यह जिय जानि ॥ ॥ ७४ ॥

હે મુનિ ! 'સ્ત્રી, અવગુણોના મૂલરુપ છે, ભારે ચિન્તા કરાવનારી છે અને સર્વ દુઃખોની ખાણરૂપ છે,' એમ જાણીને મેં તમને વિવાહ કરતાં અટકાવ્યા હતા. ॥ ૭૪ ॥

चौ०—सुनि रघुपतिके वचन सुहाये । मुनि तनु पुलकि नयन भरि आये ॥
कहहु कवन प्रभुकी अस रीती । सेवक पर ममता अति प्रीती ॥ १ ॥
जे न भजहि अस प्रभु भ्रम त्यागी । ज्ञान रंक मतिमंद अभागी ॥
पुनि सादर बोले मुनि नारद । सुनहु राम विज्ञान विशारद ॥ २ ॥
संतनके लक्षण रघुवीरा । कहहु राम भंजन भवभीरा ॥
सुन मुनि संतनके गुण कहऊं । जेहिते मैं उनके वश रहऊं ॥ ३ ॥
षट विकार तजि अनघ अकामा । अचल अकिंचन शुचि सुख धामा ॥
अमित बोध परमारथ भोगी । सत्य सार कवि कोविद योगी ॥ ४ ॥
सावधान ममता मद हीना । धीर भक्ति पथ परम प्रवीना ॥

રામચન્દ્રજીનાં સુંદર વચનો સાંભળી, શરીરમાં રોમાંચિત થયેલા અને નેત્રોમાં જળથી વ્યાપ્ત થયેલા નારદજી બોલ્યા કે, "સેવક ઉપર આવી અત્યંત મમતા અને અત્યંત પ્રીતિ રાખવાની બીજા કયા પ્રભુની પદ્ધતિ છે? તે કહો, આવી પદ્ધતિ તો કેવળ આપની જ છે. ॥ ૧ ॥ જેઓ આવા પ્રભુને ભ્રમનો ત્યાગ કરીને ન ભજે, તેઓ જ્ઞાનના દારિદ્ર્યવાળા,મંદ બુદ્ધિવાળા અને અભાગિયા જ હોય." નારદમુનિ વળી પ્રેમથી બોલ્યા કે, "હે વિજ્ઞાનમાં પરમ વિચક્ષણ રામચન્દ્રજી ! સાંભળો. ॥ ૨ ॥ હે રઘુવીર ! હે સંસારરૂપી ભીડને ભાંગનારા રામચન્દ્રજી ! સંત જનોનાં લક્ષણો કહો." રામચન્દ્રજી બોલ્યા કે, "હે નારદજી ! સાંભળો. હું સંત જનોના ગુણો કહું છું, કે જે ગુણોથી તેઓને વશ રહેવાની મને ફરજ પડે છે. ॥ ૩ ॥ જેઓ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ તથા મત્સર, એ છ વિકારોને છોડી દેવાથી નિર્દોષ રહેતા હોય, નિષ્કામ હોય, ધર્મથી ચલિત ન થતા હોય, દેહાદિકના અભિમાન વગરના હોય, પવિત્ર હોય, આત્માનંદના સ્થાનકરૂપ હોય, અપાર બોધવાળા હોય, તૃષ્ણાથી રહિત હોય, જેટલાથી શરીર રહે તેટલો જ

ભોગ ભોગવતા હોય, સત્યની દૃઢતાવાળા હોય, વિચારમાં વિચક્ષણ હોય, જગતને સ્વપ્ન સમાન સમજતા હોય, જિતેન્દ્રિય રહેતા હોય, ॥ ૪ ॥ સ્વરૂપના અનુસંધાનમાં સાવધાન રહેતા હોય, મમતાથી તથા યૌવન આદિના મદથી રહિત હોય, ધીર હોય, ભક્તિમાર્ગમાં અત્યંત પ્રવીણ હોય, ॥

दो०—गुणागार संसार दुख, रहित बिगत संदेह ॥
तजि मम चरण सरोज प्रिय, तिन कहँ देह न गेह ॥ ७५ ॥

સદ્ગુણોના ઘરરૂપ હોય, સંસારનાં દુઃખોથી રહિત હોય, જીવની તથા બ્રહ્મની એકતામાં સંદેહ વગરના હોય, મારાં ચરણકમળો ઉપરની પ્રીતિને છોડી દઈને દેહની ઉપર કે ઘરની ઉપર પ્રીતિ ન રાખતા હોય, ॥ ૭૫ ॥

चौ०—निज गुण श्रवण सुनत सकुचाहीं । पर गुण सुनत अधिक हर्षाहीं ॥
सम शीतल नहिं त्यागहिं नीती । सरल सुभाव सबहि सन प्रीती ॥ १ ॥
जप तप व्रत अरु संयम नेमा । गुरु गोविंद विप्र पद प्रेमा ॥
श्रद्धा क्षमा मयत्री दाया । मुदिता मम पद प्रीति अमाया ॥ २ ॥
विरति विवेक विनय विज्ञाना । बोध यथारथ वेद पुराना ॥
दंभ मान मद करहिं न काऊ । भूलि न देहिं कुमारक पाऊ ॥ ३ ॥
गावहिं सुनहिं सदा मम लीला । हेतु रहित परहित रत शीला ॥
सुन मुनि साधुनके गुण जे ते । कहि न शकहिं शारद श्रुति ते ते ॥ ४ ॥

પોતાના ગુણોનું શ્રવણ કરવામાં લજાતા હોય, પરાયા ગુણોનું શ્રવણ કરીને અત્યંત રાજી થતા હોય, સમતાવાળા હોય, શીતલ સ્વભાવવાળા હોય, નીતિનો પરિત્યાગ કરતા ન હોય, સરલ સ્વભાવવાળા હોય, સર્વની સાથે પ્રીતિ રાખતા હોય, ॥ ૧ ॥ જપ, તપ, સંયમ, નિયમ, ગુરુનાં ચરણ, ગોવિન્દનાં ચરણ તથા બ્રાહ્મણોનાં ચરણ, એઓમાં પ્રેમ રાખતા હોય, શ્રદ્ધાવાળા હોય, ક્ષમાવાળા હોય, સમાન જનોની સાથે મૈત્રી રાખનારા હોય, નિકૃષ્ટ જનો ઉપર દયા રાખનારા હોય, ઉત્કૃષ્ટ જનોને જોઈને રાજી થતા હોય, મારા ચરણોમાં છળ રહિત પ્રીતિવાળા હોય, ॥૨॥ વૈરાગ્ય, વિવેક, વિનય તથા વિજ્ઞાન, એઓથી સંયુક્ત હોય, વેદોના તથા પુરાણાદિકના યથાર્થ બોધવાળા હોય, કદી પણ દંભ, માન કે મદ ન કરતા હોય, ભૂલથી પણ કુમાર્ગમાં પગ ન મૂકતા હોય, ॥ ૩ ॥ સર્વદા મારી લીલાઓનું ગાયન તથા શ્રવણ કરતા હોય અને પોતાના કશા સ્વાર્થવિના પરાયું હિત કરવામાં જ સ્વાભાવિક રુચિવાળા હોય, તેઓ સંતજનો કહેવાય છે. હે નારદજી ! સાંભળો. મેં સંક્ષેપથી સાધુઓના ગુણો કહ્યા. સાધુઓના સઘળા ગુણો તો સરસ્વતીથી કે શ્રુતિઓથી પણ કહી શકાય તેમ નથી. ॥ ૪ ॥

छं०—कहि शक नं शारद शेष नारद सुनत पद पंकज गहे ॥
अस दीनबंधु कृपालु अपने भक्त गुण निज मुख कहे ॥
शिर नाई बारहिं बार चरणन्ह ब्रह्मपुर नारद गये ॥
ते धन्य तुलसीदास आस विहाय जे हरि रंग रये ॥ २७ ॥

એ પ્રમાણે રામચંદ્રજીનાં વચનો સાંભળી, તેમનાં ચરણ પકડીને બોલ્યા કે, "આવો દીનબન્ધુ કૃપાળુ સ્વામી કોણ હોય ? કે જે પોતાના ભક્તના ગુણોનું પોતાના મુખથી વર્ણન કરે ?" પછી નારદજી રામચંદ્રજીનાં ચરણોમાં વારંવાર માથું નમાવીને બ્રહ્મલોકમાં ગયા. તુલસીદાસજી કહે છે કે, "જેઓ દુષ્ટ આશાઓને છોડી દઈને હરિના રંગથી રંગાઈ રહે, તેઓ જ ભાગ્યશાળી ગણાય. ॥ ૨૭ ॥

दो०—रावणारि यश पावन, गावहिं सुनहिं जे लोग ॥
राम भक्ति दृढ पावहीं, बिनु बिराग जप योग ॥ ७६ ॥

જે લોકો રામચંદ્રજીના પવિત્ર યશને ગાશે અને સાંભળશે, તેઓ વૈરાગ્ય વિના, જપ વિના અને યોગ વિના પણ રામચંદ્રજીની દૃઢ ભક્તિ પામશે. ॥ ૭૬ ॥

दो०—दीप शिखा सम युवति जन, मन जन होसि पतंग ॥
भजिय राम तज काम मद, करिय सदा सत्संग ॥ ७७ ॥

હે મન ! તું સ્ત્રીના શરીરરૂપી દીવાની જ્વાલામાં પતંગીઆરૂપ થજે મા, કામને તથા મદને છોડી દઈને રામનું ભજન કરજે અને સર્વદા સત્સંગ કરજે." ॥ ૭૭ ॥

## इति श्रीअरण्यकाण्ड संपूर्ण.



॥ श्रीः ॥




श्रीगोस्वामी

# तुलसीदासकृत रामायण ॥

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

## किष्किंधाकांड.



# મહા શિવપુરાણ.

કીં. રૂ. ૫)

નીચેને ઠેકાણેથી મળશે.

## પંડિત નારાયણ મૂલજી,

બુકસેલર.

ઠેકાણું:–કાલકાદેવી રોડ, મુંબઈ, નં. ૨.

દરેક જાતનાં હિંદી, સંસ્કૃત અને ગુજરાતી પુસ્તકો મળશે.

## એન. ડી. મહેતાની કું૦.,

બુકસેલર્સ.

ઠેકાણું:–૩૬૭, કાલકાદેવી રોડ, મુંબઈ, નં. ૨.

દરેક જાતનાં ગુજરાતી તથા અંગ્રેજી પુસ્તકો મળશે, જથ્થાબંધ લેનારને સારૂ કમીશન મળશે.

श्रीगणेशाय नमः ।



# ॥ श्री[illegible]लसीदासकृत रामायण ॥

# किष्किंधाकांड.

## ગુજરાતી ભાષાંતર.



श्लोकः—कुन्देन्दीवरसुन्दरावतिबलौ विज्ञानधामावुभौ ।
शोभाढ्यौ वरधन्विनौ श्रुतिनुतौ गोविप्रवृन्दप्रियौ ॥
मयामानुषरूपिणौ रघुवरौ सद्धर्मवन्तौ हि तौ ।
सीतान्वेषणतत्परौ पथिगतौ भक्तिप्रदौ तौ हि नः ॥ १ ॥

ડોલરના ફૂલના જેવી તથા ઇંદીવર કમળના જેવી સુંદર કાંતિવાળા,[1] અત્યંત બળવાળા, વિજ્ઞાનના સ્થાનકરૂપ, શોભાથી સંપન્ન, મોટા ધનુર્ધારી, શ્રુતિઓએ વખાણેલા, ગાયોના તથા બ્રાહ્મણોના સમૂહપર પ્રેમ રાખનારા, માયાથી મનુષ્યરૂપ થયેલા રઘુકુલમાં ઉત્તમ, ઉત્તમ ધર્મનું રક્ષણ કરવામાં બખ્તરરૂપ, સીતાજીની શોધ કહાડવામાં તત્પર રહેનારા અને એ કાર્યને વાસ્તે વિચરતા હે શ્રીરામચન્દ્રજી ! અને હે શ્રીલક્ષ્મણજી! અમોને ભક્તિ આપો. ॥ ૧ ॥

ब्रह्माम्भोधिसमुद्भवं कलिमलप्रध्वंसनं चाव्ययं ।
श्रीमच्छंभुमुखेन्दुसुंदरवरं संशोभितं सर्वदा ॥
संसारामयभेषजं सुमधुरं श्रीजानकीजीवनं ।
धन्यास्ते कृतिनः पिबंति सततं श्रीरामनामामृतम् ॥ २ ॥

વેદરૂપી સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા, કલિયુગના મેલોને નષ્ટ કરનારા, અવિનાશી પદ આપનારા, શ્રીસદાશિવના મુખરૂપી ચન્દ્રને બહુ શોભા આપનારા, સર્વદા શોભી રહેલા, સંસારરૂપી રોગને નષ્ટ કરવામાં ઔષધરૂપ, અત્યંત મધુર અને શ્રીસીતાજીના જીવનરૂપ શ્રીરામ નામરૂપી અમૃતને જેઓ સર્વદા પીએ, તેઓ ભાગ્યશાળી અને પુણ્યશાળી છે. ॥ ૨ ॥

---

૧ લક્ષ્મણજીનું શરીર ડોલરનાં ફૂલ જેવું કાંતિવાળું અને રામચન્દ્રજીનું શરીર ઇંદીવર કમળનાં જેવું કાંતિવાળું છે.

सो०-मुक्ति जन्म महि जानि, ज्ञान खानि अघ हानि कर ॥
जहँ बस शंभु भवानि, सो कासी सेइय कसन ॥ १ ॥

કાશી કે જે પ્રસિદ્ધ રીતે મુક્તિની જન્મભૂમિરૂપ જાણેલી છે, જ્ઞાનની ખાણરૂપ છે, પાપોને નષ્ટ કરનારી છે અને સદાશિવના તથા પાર્વતીના નિવાસરૂપ છે, તેને શામાટે સેવીએ નહીં ? અથવા રામકથા કે જે મુક્તિની જન્મભૂમિ જાણેલી છે, જ્ઞાનની ખાણરૂપ છે, પાપોને નષ્ટ કરનારી છે, અંતઃકરણથી સદાશિવના તથા પાર્વતીના નિવાસરૂપ છે અને શોકાસિ એટલે શોકને કાપી નાખવામાં ખડ્ગરૂપ છે, તેને શામાટે સેવીએ નહીં ? અથવા અયોધ્યા કે જે મુક્તિપુરી જાણેલી છે, રામચન્દ્રજીની જન્મભૂમિ છે, જ્ઞાનની ખાણરૂપ છે, પાપોને નષ્ટ કરનારી છે, શોકનું છેદન કરનારી છે અને જેમાં રામ ભજનને વાસ્તે સદાશિવ તથા પાર્વતી રહે છે, એવી છે, તેને શા માટે સેવીએ નહીં? અથવા અઘ હાનિ-કર એટલે પાપોની હાનિ કરનારો ર અને મુક્તિજન્મ म हि એટલે અવશ્ય મુક્તિને જન્મ આપનાર મ અર્થાત્ રામ નામ કે જે જ્ઞાનની ખાણરૂપ જાણેલું છે, શોકનું છેદન કરવામાં ખડ્ગરૂપ છે અને જેમાં શિવ ( પરમાત્મા ) તથા પાર્વતી (બ્રહ્મવિદ્યા) નિવાસ કરી રહ્યાં છે, તેને શામાટે સેવીએ નહીં ? ॥ ૧ ॥

सो०-जरत सकल सुर बृंद, विषम गरल जेहि पान किय ॥
तेहि न भजसि मतिमंद, को कृपालु शंकर सरिस ॥ २ ॥

હે મંદબુદ્ધિવાળા જીવ ! શંકર કે જેણે સઘળા દેવતાઓના સમૂહો ભયંકર ઝેરથી બળી જવા લાગતાં, તે ઝેરનું પાન કર્યું હતું, તેમને શા માટે ભજતો નથી ? શંકર સમાન બીજો કોણ કૃપાળુ છે ? ॥ ૨ ॥

चौ०-आगे चले बहुरि रघुराई । ऋष्यमूक पर्वत नियराई ॥
तहँ रह सचिव सहित सुग्रीवा । आवत देखि अतुल बल सींवा ॥ १ ॥
अति सभीत कह सुन हनुमाना । पुरुष युगल बल रूप निधाना ॥
धरि बटु रूप देख तैं जाई । कहि सुजान जिय सैन बुझाई ॥ २ ॥
पठवा वालि होय मन मैला । भागों तुरत तजों यह शैला ॥
विप्र रूप धरि कपि तहँ गयऊ । माथ नाय पूछत अस भयऊ ॥ ३ ॥
को तुम श्यामल गौर शरीरा । क्षत्रिय रूप फिरहु वन वीरा ॥
कठिन भूमिं कोमल पद गामी । कवन हेतु वन विचरहु स्वामी ॥ ४ ॥
मृदुल मनोहर सुंदर गाता । सहत दुसह वन आतप वाता ॥
की तुम तीन देव महँ कोऊ । नर नारायण की तुम दोऊ ॥ ५ ॥

રામચન્દ્રજી,[1] પંપાના તીરથી આગળ ચાલ્યા, અથવા લક્ષ્મણથી આગળ ચાલ્યા અથવા સીતાજીના હરણ જેવી વિપત્તિ છતાં પણ પાછા નહીં ફરતાં આગળ જ ચાલ્યા

[1] હવે વાલીને મારી, પોતાના મિત્ર સુગ્રીવનો પક્ષપાત કરવા વગેરે રાજધર્મ સ્વીકારવાનો છે, તેથી મૂળમાં રામચન્દ્રજીનું ' रघुराय ' નામ આપેલું છે.

ચિત્ર.૯



હનુમાન ભેટ.

અને ચાલતાં ચાલતાં ઋષ્યમૂક પર્વતને પાસે આવી પહોંચ્યા. એ પર્વતમાં સુગ્રીવ પોતાના મંત્રિઓ સહિત રહેતો હતો, તેણે આ અતુલ બળના સીમાડારૂપ બે ભાઈઓને આવતા જોઇ, ॥ ૧ ॥ અત્યંત ભય પામીને હનુમાનજીને કહ્યું કે, "બળના અને રૂપના ભંડારરૂપ કોઈ બે પુરુષો ચાલ્યા આવે છે, માટે તમે બ્રહ્મચર્યવાળા વિદ્યાર્થી બ્રાહ્મણનું[1] રૂપ ધરી, ત્યાં જઇને જુવો તથા વાતચિત કરો અને જે કાંઈ વૃત્તાંત જણાય તે મારા તરફ સાન કરીને મને સમજાવો. ॥ ૨ ॥ જો એઓ મેલા મનવાળા મારા ભાઈ વાલીએ મોકલેલા જણાય, તો હું તુરત જ આ પર્વતને છોડીને ભાગી જાઉં." હનુમાનજીએ બ્રાહ્મણનું રૂપ ધરી, ત્યાંથી તેઓની (રામ તથા લક્ષ્મણની) પાસે જઈ, માથું નમાવીને[2] પૂછ્યું કે, ॥ ૩ ॥ "હે વીર પુરુષો ! શ્યામ અને ગૌર શરીરવાળા તમો ક્ષત્રિયોના જેવા વેષથી વનમાં ફરો છો, તે કોણ છો ? હે સ્વામી ! આ કઠણ ભૂમીમાં પગરખાં વગરનાં કોમળ ચરણોથી ચાલો છો, તેનું શું કારણ છે ? અને નગર છોડીને વનમાં ફરો છો, તેનું શું કારણ છે ? ॥ ૪ ॥ તમો કોમળ, મનોહર અને સુંદર ગાત્રોવાળા છતાં, વનના દુસ્સહ તડકાને અને પવનને શા માટે સહો છો ? તમે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, એ ત્રણ દેવોમાંના કોઈ બે દેવ છો ? કે નર-નારાયણ છો ? ॥ ૫ ॥

दो०—जग कारण तारण भवहिं, भंजन धरणी भार ॥
की तुम अखिल भुवनपति, लीन्ह मनुज अवतार ॥ १ ॥

અથવા જગતના કારણરૂપ અને ભકતોનો સંસારમાંથી ઉદ્ધાર કરનારા, સર્વ બ્રહ્માંડોના પતિ નારાયણે પૃથ્વીનો ભાર ઉતારવા વાસ્તે મનુષ્યાવતાર લીધો કહેવાય છે, તે તમે છો ? ॥ ૧ ॥

चौ०—हँसि बोले रघुवंश कुमारा । विधिकर लिखा सो मेटनहारा ॥
कौशलेश दशरथके जाये । हम पितु वचन मानि वन आये ॥ १ ॥
नाम राम लक्ष्मण दोउ भाई । संग नारि सुकुमारि सुहाई ॥
यहाँ हरी निशिचर वैदेही । खोजत विप्र फिरहिं हम तेही ॥ २ ॥
आपन चरित कहा हम गाई । कहहु विप्र निज कथा बुझाई ॥
प्रभु पहिचानि पर्यो गहि चरणा । सो सुख उमा जाय नहिं वरणा ॥ ३ ॥

---

૧ બ્રાહ્મણ હોવાથી અવધ્ય ગણાય, બ્રહ્મચર્યવાળા હોવાથી મંગળરૂપ ગણાય અને વિદ્યાર્થી હોવાથી પ્રયોજન વિના પ્રશ્ન કરવાની ટેવવાળા ગણાય, એટલા માટે તેવું રૂપ ધરવાનું કહ્યું. ૨ હનુમાનજીએ પોતે બ્રાહ્મણના વેષવાળા છતાં, માથું નમાવ્યું, તે એટલા માટે કે, પોતે ઉંચું મોહોડું રાખીને બોલે, તો રખેને નેત્રાદિકની ચેષ્ટા ઉપરથી કપટ ઉઘાડું થઈ જાય, એવી તેમના મનમાં શંકા હતી. અથવા એઓને બ્રાહ્મણ જાણીને અથવા મનમાં પોતાને વાનર માને છે, તેથી, અથવા તીર્થાદિક સ્થલમાં જે કોઈ અપૂર્વ રૂપવાળા જોવામાં આવે, તેઓને દેવરૂપ જાણીને પ્રણામ કરવા, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, તેથી, અથવા મહાત્માની સાથે વાત કરવાના સમયમાં નીચું મોહોડુ રાખવાનો જ સમ્પ્રદાય છે તેથી, અથવા રામચન્દ્રજીના તેજથી અંજાઈ ગયા તેથી, અથવા એઓમાં દેવબુદ્ધિ ઉત્પન્ન થઈ, તેથી, હનુમાનજીએ માથું નમાવ્યું એમ સમજવું.

पुलकित तनु मुख आव न वचना । देखत रुचिर वेषकी रचना ॥
पुनि धीरज धरि अस्तुति कीन्हा । हर्ष हृदय निज नार्थाहं चीन्हा ॥ ४ ॥
मोर न्याउ मैं पूछा साईं । तुम कस पूछहु नरकी नाईं ॥
तव मायावश फिरौं भुलाना । ताते मैं नहिं प्रभु पहिचाना ॥ ५ ॥

રામચન્દ્રજી[1] હસીને બોલ્યા કે, "વિધાતાના લેખને ટાળી શકે એવો કોણ છે? કોઈ પણ નથી.[2] અમો કોસલ દેશના રાજા દશરથના પુત્રો છીએ અને પિતાનું વચન માનીને વનમાં આવ્યા છીએ. ॥ ૧ ॥ અમો રામ અને લક્ષ્મણ નામના બે ભાઈઓ છીએ. અમારી સાથે એક સુંદર અને સુકુમાર સ્ત્રી હતી. હે બ્રાહ્મણ! એક રાક્ષસ તે સ્ત્રીને હરી ગયો છે. તેથી અમો તેને શોધતાં ફરીએ છીએ. ॥ ૨ ॥ હે બ્રાહ્મણ! અમારી હકીકત અમોએ કહી સંભળાવી, હવે તમારી હકીકત અમોને સમજાવીને કહો." એ વાક્યો ઉપરથી[3] 'આ પ્રભુ છે,' એમ ઓળખી લઈને હનુમાનજીએ તેમનાં ચરણ પકડયાં. હે પાર્વતી! આ સમયે હનુમાનજીને જે હર્ષ થયો, તેનું મારાથી વર્ણન કરી શકાતું નથી. ॥૩॥ શરીરમાં રોમાંચિત થઈ ગયેલા અને જેમના મુખમાંથી કશાં વચનો પણ નીકળી શકતાં ન હતાં એવા હનુમાનજી ફક્ત તેમના રુચિર વેષની રચનાને જોવા લાગ્યા. એમને પોતાના નાથ જાણી, હૃદયમાં રાજી થયેલા હનુમાનજીએ પછી ધીરજ ધરી, સ્તુતિ કરીને કહ્યું કે, ॥ ૪ ॥ "હે સ્વામી! મેં મારા હિસાબથી (અજ્ઞાની રીતિ પ્રમાણે) આપને પૂછયું, પણ આપ પરમેશ્વર થઈને મનુષ્યની પેઠે મને કેમ પૂછો છો? હું આપની માયાને વશ થઈ ભૂલો ફરૂં છું, તેથી મેં આપને ઓળખ્યા નહીં. ॥ ૫ ॥

दो०—एक मंद मैं मोह वश, कुटिल हृदय अज्ञान ॥
पुनि प्रभु मोहिं बिसारेहु, दीनबंधु भगवान ॥ २ ॥

એક તો હું મંદ બુદ્ધિવાળો છું, વળી મોહને વશ છું અને કુટિલ હૃદયવાળો છું, તેથી હું આપને જાણું નહીં એ સંભવે છે, પણ આપ કે જે દીનબંધુ અને સર્વ ઐશ્વર્ય-સંપન્ન પ્રભુ છો, તેમણે મને વિસાર્યો છે, એ મારાં અભાગ્યરૂપ કારણ સિવાય બીજી કોઈ રીતે સંભવતું નથી. ॥ ૨ ॥

चौ०—यदपि नाथ अवगुण बहु मोरे । सेवक प्रभुहि परै जनि मोरे ॥
नाथ जीव तव माया मोहा । सो निस्तरै तुम्हारे छोहा ॥ १ ॥

---

[1] અહીંથી ક્ષેપક શરૂ થાય છે. [2] અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. [3] कौशलेश दशरथके जाये, हम पितु वचन मानि बन आये. એ વચનમાંથી એવો પણ અર્થ નીકળે છે કે, અમો कौशलेश એટલે કુશલોના સમૂહના સ્વામી दशरथ એટલે ગરૂડજીરૂપી રથપર બીરાજનારા વિષ્ણુના અવતાર છીએ તથા જગતના પિતા છીએ. તમે बन आये એટલે બ્રાહ્મણ બનીને આવ્યા છો, પણ બ્રાહ્મણ નથી, એ અમારૂં કહેવું માની જાઓ. અથવા રામ જ્યારે વિશ્વામિત્રની સાથે ચાલ્યા ત્યારે હનુમાનજીને કહ્યું હતું કે, 'હવે આપણે વનમાં મળશું.' અથવા બ્રહ્માએ દેવતાઓને વાનરોના અવતાર લેવડાવ્યા, તે વખતે 'પ્રભુ તમોને વનમાં મળશે,' એમ કહ્યું હતું, તેનું સ્મરણ આપવા વાસ્તે રામે 'बन आये' એમ કહ્યું છે, એમ સમજવું.

तापर मैं रघुवीर दुहाई । जानौं नहिं कछु भजन उपाई ॥
सेवक सुत पितु मातु भरोसे । रहै अशोच बनै प्रभु पोसे ॥ २ ॥
अस कहि चरण परेउ अकुलाई । निज तनु प्रगट प्रीति उर छाई ॥
तब रघुपति उठाय उर लावा । निज लोचन जल सींचि जुड़ावा ॥ ३ ॥
सुन कपि जिय जानसि जनि ऊना ! तैं मम प्रिय लक्ष्मणते दूना ॥
समदर्शी मोहिं कह सब कोऊ । सेवक प्रिय अनन्य गति होऊ ॥ ४ ॥

હે નાથ! જો કે મારા ઘણા અવગુણો છે, તોપણ પ્રભુએ આ સેવકને વિસારવો નહીં જોઇએ. હે સ્વામી! તમારી માયાથી મોહિત થયેલો જીવ, જ્યારે તમારી દયાને પ્રાપ્ત થાય, ત્યારે જ તેનો મોહમાંથી નિસ્તાર થાય છે. 'હું મોહને વશ છું,' ॥૧॥ એટલું જણાવવા ઉપરાંત વળી આપના સોગંદ લઇને કહું છું કે, હું આપનાં ભજનનો પણ કશો ઉપાય જાણતો નથી. જેમ પુત્ર, માતા, પિતાના ભરોંસા ઉપર રહી નિશ્ચિન્ત રહે છે અને માતા પિતા તેનું પોષણ કરે છે, તેમ સેવક પ્રભુના ભરોંસા ઉપર રહે છે અને પ્રભુ તેનું પોષણ કરે છે. ॥૨॥" એટલું બોલી વ્યાકુલ થઇને હનુમાનજી રામચન્દ્રજીનાં ચરણોમાં પડ્યા અને હૃદયમાં પ્રીતિ છાઇ રહેવાથી તેમણે બ્રાહ્મણનું રૂપ છોડી દઇને પોતાનું સ્વાભાવિક રૂપ ( વાનર રૂપ ) પ્રકટ કર્યું. હનુમાનજીએ કપટ છોડી દીધું. ત્યારે રામચન્દ્રજીએ તેમને ઉઠાવી લઇને છાતીમાં લગાવ્યા અને પોતાનાં નેત્રોનાં જળોથી સીંચીને ઠંડા કરી દીધા. ॥૩॥ રામચંદ્રજી બોલ્યા કે, "હે વાનર! સાંભળો, તમે તમારા મનમાં ઓછું લગાડશો નહીં, તમે મને લક્ષ્મણ કરતાં બમણા પ્યારા છો ( લક્ષ્મણજી કેવળ પોતાના જ સેવક છે અને હનુમાનજી પોતાના તથા લક્ષ્મણજીના પણ સેવક છે, તેથી પ્રભુએ તેમને લક્ષ્મણજી કરતાં બમણા પ્યારા કહ્યા ). સર્વ લોકો મને સમદર્શી કહે છે, તોપણ હું મારા મનનો ખરો ભાવ બતાવું છું કે, જે અનન્યગતિ સેવક હોય, તે મને સર્વથી વિશેષ પ્રિય છે. ॥ ૪ ॥

दो०—सोउ अनन्य जाकी असि, मति न टरै हनुमंत ॥
मैं सेवक सचराचर, रूप राशि भगवंत ॥ ३ ॥

હે હનુમાન! જેની બુદ્ધિમાંથી 'હું સેવક છું અને આ જે સ્થાવર જંગમ પદાર્થોના સમૂહરૂપ જગત્ છે, તે ભગવાન્ છે,' એવી ભાવના કદી પણ ટળે નહીં તેને મારો અનન્ય ગતિ સેવક સમજવો." ॥ ૩ ॥

चौ०—देखि पवनसुत पति अनुकूला । हृदय हर्ष बीते सब शूला ॥
नाथ शैलपर कपिपति रहई । सो सुग्रीव दास तव अहई ॥ १ ॥
तेहिसन नाथ मयत्री कीजे । दीन जान तेहि अभय करीजे ॥
सो सीताकर खोज कराइहि । जहँ तहँ मर्कट कोटि पठाइहि ॥ २ ॥
यहि विधि सकल कथा समुझाई । लिये दोउ जन पीठ चढ़ाई ॥
जब सुग्रीव राम कहँ देखा । अतिशय धन्य जन्म करि लेखा ॥ ३ ॥

सादर मिलेउ नाय पद माथा । भेटे अनुज सहित रघुनाथा ॥
कपिकर मन बिचार यह नीती । करिहैं विधि मोसन यह प्रीति ॥ ४ ॥

સ્વામીને પ્રસન્ન જોઈ, જેના હૃદયમાં હર્ષ ઉત્પન્ન થયો, અને સઘળી પીડા ગઈ, એવા હનુમાનજી બોલ્યા કે, "હે નાથ ! આ પર્વત ઉપર સુગ્રીવ નામનો વાનર રહે છે તે પણ આપનો દાસ છે. ॥ ૧ ॥ હે સ્વામી ! આપ એ સુગ્રીવની સાથે મિત્રતા કરો અને તેને દીન જાણીને અભય કરો. એ સુગ્રીવ સીતાજીની શોધ કરાવી દેવાને વાસ્તે કરોડો વાનરોને તે તે સ્થલોમાં મોકલશે." ॥ ૨ ॥ હનુમાનજી, આ પ્રમાણે સુગ્રીવની સાથે કરવાના કરારની સઘળી હકીકત સમજાવી, બન્ને જણને પોતાની પીઠપર ચઢાવીને સુગ્રીવની પાસે લઈ ગયા. જ્યારે રામને દીઠા, ત્યારે સુગ્રીવ પોતાના જન્મને અત્યંત ધન્ય માનવા લાગ્યો ॥૩॥ અને લક્ષ્મણજી સહિત રામને માથું નમાવીને આદરથી મળ્યો. સુગ્રીવ મનમાં વિચાર કરવા લાગ્યો કે, "પરસ્પર ઉપકાર કરવાની જે નીતિ છે, તેને અનુસરીને રામ મારી સાથે પ્રીતિ કરશે." ॥ ૪ ॥

दो०—तब हनुमंत उभय दिशि, कहि सब कथा बुझाय ॥
पावक साखी देइ कर, जोरी प्रीति दृढाय ॥ ४ ॥

પછી હનુમાનજીએ સુગ્રીવનું કામ કરી દેવાની રામને અને રામનું કામ કરી દેવાની સુગ્રીવને સઘળી વાત સમજાવી, અગ્નિદેવને સાક્ષી રાખી, બન્નેની પ્રીતિને મજબૂત કરીને જોડી દીધી. ॥ ૪ ॥

चौ०—कीन्ह प्रीति कछु बीच न राखा । लक्ष्मण रामचरित सब भाखा ॥
कह सुग्रीव नयन भरि वारी । मिलिहि नाथ मिथिलेश कुमारी ॥ १ ॥
मंत्रिन सहित यहां इक वारा । बैठ रहेउँ कछु करत विचारा ॥
गगन पंथ देखी मैं जाता । परवश परी बहुत विलखाता ॥ २ ॥
राम राम हा राम पुकारी । हम दिशि देख दीन्ह पट डारी ॥
मांगा राम तुरत सो दीन्हा । पट उर लाय शोच अति कीन्हा ॥ ३ ॥
कह प्रभु लक्ष्मणसो यों बाता । पहँचानत पट भूषण ताता ॥
हाथ जोरि लक्ष्मण ये बोले । रघुनायक सो वचन अमोले ॥ ४ ॥
पगभूषण मैं सकत चिन्हारी । ऊपर कबहुँ न सीय निहारी ॥
कह सुग्रीव सुनहु रघुवीरा । तजहु शोच उर आनहु धीरा ॥ ५ ॥
सब प्रकार करिहौं सेवकाई । जेहि विधि मिलै जानकी आई ॥

બન્નેની પ્રીતિને એવી મજબૂત બાંધી દીધી કે, વચમાં જરા પણ અન્તર રહેવા દીધો નહીં. લક્ષ્મણજીએ રામની સઘળી હકીકત કહી સંભળાવતાં, સુગ્રીવ, નેત્રોમાં પાણી લાવીને બોલ્યા કે, "હે નાથ ! મિથિલેશકુમારી[1] (સીતા) મળશે. ॥૧॥ હું એક

[1] 'મિથિલેશકુમારી' એ નામ કહેવાનો ભાવ એ છે કે, સીતાજી મંથનથી ઉત્પન્ન થયેલાઓના વૃક્ષમાં ઉત્પન્ન થયાં છે, માટે તેના શોધમાં બહુ મથન કરવું પડશે.

સમયે અહીં જ બેસીને આ મારા મંત્રીઓની સાથે કોઈ વિચાર કરતો હતો, તે સમયમાં પરવશ પડેલાં અને અત્યંત વ્યાકુલ થતાં સીતાજીને આકાશ માર્ગમાં જતાં જોયાં છે. ॥ ૨ ॥ 'રામ ! રામ ! હા રામ !' એમ પોકાર કરતાં એ સીતાજીએ અમારી તરફ જોઇને આભરણ સહિત એક વસ્ત્ર નાખ્યું, તે અમોએ રાખી મેલ્યું છે." રામચંદ્રજીએ, 'એ વસ્ત્ર લાવો,' એમ માગ્યું, તે ઉપરથી સુગ્રીવે આપતાં, રામચન્દ્રજીએ તે વસ્ત્રને છાતીમાં લગાવીને અત્યંત શોક કર્યો. ॥ ૩ ॥ રામચન્દ્રજીએ "હે ભાઈ! આ વસ્ત્રને તથા આભરણોને ઓળખો છો ?" એમ પૂછતાં લક્ષ્મણજીએ હાથ જોડીને રામચન્દ્રજીને અમૂલ્ય વચનો કહ્યાં કે, ॥ ૪ ॥ "હું આ ચરણનાં ભૂષણોને ( ઝાંઝરને ) ઓળખું છું, પણ બીજાં ભૂષણોને ઓળખતો નથી. કેમ કે, ઉપરના ભાગમાં કદી પણ સીતાજીને જોયાં નથી." સુગ્રીવ બોલ્યો કે, "હે રામ! સાંભળો. શોકને છોડીને હૃદયમાં ધીરજ ધરો. ॥૫॥ હું સર્વ પ્રકારથી આપની એવી સેવા કરીશ કે, જેથી સીતા અવશ્ય હાથ આવશે." ॥

दो०—सखा वचन सुनि हरषे, रघुपति करुणा सींव ॥
कारण कवन वसहु वन, मो सन कह सुग्रीव ॥ ५ ॥

કરુણાના સીમાડારૂપ રામચન્દ્રજીએ મિત્રનાં વચનો સાંભળવાથી રાજી થઇને પૂછ્યું કે, "હે સુગ્રીવ ! તમે કયાં કારણથી વનમાં વસો છો ? એ હકીકત મને કહો." ૫

चौ०—पूछहि प्रभु हँसि जानहिँ ताही । महावीर मर्कट कुलमाही ॥
तव स्थान प्रथम केहि ठामा । कहु निज मात पिता कर नामा ॥ १ ॥
कह सुग्रीव सुनहु रघुराई । कहहुँ आदिते उत्पत्ति गाई ॥
ब्रह्मा नयनन कीच निकारी । ले अंगुरि भुइँ ऊपर डारी ॥ २ ॥
वानर एक प्रगट तहँ होई । चंचल बहु विरंचि बल सोई ॥
तेहिकर नाम धरा विधि जानी । ऋक्षरजा तेहि सम नहिं ज्ञानी ॥ ३ ॥
विधि पद नाय कीश अस कहई । आयसु कहा मोहिं प्रभु अहई ॥
विचरहु वनगिरि वनफल खावहु । मारहु निशिचर जे जहँ पावहु ॥ ४ ॥
सो ब्रह्माकी आज्ञा पाई । दक्षिण दिशा गयउ रघुराई ॥

પ્રભુએ[1] જાણતાં છતાં પણ હસીને વાનરોના કુલોના મોટા વીર સુગ્રીવને પૂછયું કે, "તમારૂં સ્થાન પ્રથમ કયાં હતું; તે કહો અને તમારાં માતા પિતાના નામો કહો." ॥ ૧ ॥ સુગ્રીવ બોલ્યો કે, "હે રઘુનાથજી ! હું શરૂવાતથી હકીકત કહું છું, તે સાંભળો. બ્રહ્માએ પોતાની આંખમાંથી આંગળીવતી ચીપડો કાઢીને ધરતીપર નાખતાં, ॥ ૨ ॥ તેમાંથી ચંચલ અને બ્રહ્માના જેવા જ મોટા બળવાળો એક વાનર પ્રકટ થયો. બ્રહ્માએ વિચારીને તે વાનરનું 'ઋક્ષરજા' એવું નામ ધર્યું. ઋક્ષરજા કે જે સમાન બીજો કોઈ પણ જ્ઞાની ન હતો, ॥ ૩ ॥ તેણે બ્રહ્માનાં ચરણોમાં માથું નમાવીને કહ્યું કે, 'હે પ્રભુ! મને આપની શી આજ્ઞા છે ?' બ્રહ્માએ કહ્યું કે, 'વનોમાં અને પર્વતોમાં ફરો, ફળ

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

ખાઓ અને જે કોઈ રાક્ષસ મળે, તેને મારો.' ॥ ૪ ॥ હે રામ ! આ પ્રમાણે બ્રહ્માની આજ્ઞા લઈને ઋક્ષરજા દક્ષિણ દિશામાં ગયો. ॥

दो०—ऋक्षरजा तहँ विचरई, महावीर बलवान ॥
निशिचर पावतही हने, शिरमें कठिन पषान ॥ ६ ॥

મહાવીર અને બળવાન્ ઋક્ષરજા વનમાં ફરવા લાગ્યો અને જે કોઈ રાક્ષસ મળે, તેના માથામાં કઠણ પથરા મારવા લાગ્યો. ॥ ૬ ॥

चौ०—फिरत दीख इक कुण्ड अनूपा । जल पर छांइ दीख निज रूपा ॥
तब कपि शोच करत मन मांहीं । केहि विधि रिपु रहही ह्यां आहीं ॥ १ ॥
ताहि देख कोपा कपि वीरा । सब दिशि फिरा कुण्डके तीरा ॥
जो जो चरित कीन्ह कपि जैसा । सो सो चरित दीख तहँ तैसा ॥ २ ॥
गरजा कीश सोइ सो बोला । कूद परा जल माहीं डोला ॥
सो तनु पलट भई सो नारी । अति अनूप गुणरूप अपारी ॥ ३ ॥
सुनहु उमा अति कौतुक होई । आई बहुरि ठाढी भै सोई ॥
सुरपति दृष्टि परी तेहि काला । तेहि तब बिंदु परा तेहि बाला ॥ ४ ॥
मोहे भानु देखि छवि सींवा । छूटा बिंदु परा तेहि ग्रीवा ॥

ફરતાં ફરતાં ઋક્ષરજાએ એક કુંડ દીઠો અને તેના જળમાં પોતાના શરીરનું પ્રતિબિંબ દીઠું. આ જોઈ ઋક્ષરજા વિચાર કરવા લાગ્યો કે, 'આ શત્રુ અહીં કયા પ્રકારથી રહે છે ?' ॥ ૧ ॥ પ્રતિબિંબને જોઇ કોપેલો ઋક્ષરજા કુંડના તીર ઉપર ચોમેર ફરવા લાગ્યો. ઋક્ષરજા જે જે ચેષ્ટા કરવા લાગ્યો, તે તે સઘળી ચેષ્ટાઓને પ્રતિબિંબ પણ કરતું જોવામાં આવતાં ॥ ૨ ॥ ઋક્ષરજાએ ગર્જના કરી એટલે પ્રતિબિંબે પણ સામે પડઘારૂપ ગર્જના કરી. ઋક્ષરજા જલમાં કૂદી પડીને અંદર ફરવા લાગતાં, તેનું શરીર બદલી જઈને અત્યંત અનુપમ અને અપાર ગુણોવાળી તથા અપાર રૂપવાળી સ્ત્રી થઈ ગઈ. ॥ ૩ ॥ હે પાર્વતી ! જે અતિ કૌતુક થયું, તે સાંભળો. એ સ્ત્રી કુંડમાંથી બહાર આવીને ઉભી રહેતાં, તે સમયે તેના ઉપર ઇંદ્રની દૃષ્ટિ પડી. તે સમયે જ ઇંદ્રનું વીર્ય એ સ્ત્રીના વાળ ઉપર પડ્યું. ॥ ૪ ॥ તે સમયે જ કાંતિના સીમાડારૂપ એ સ્ત્રીને જોઈને સૂર્યદેવ પણ મોહ પામતાં, તેનું વીર્ય એ સ્ત્રીની ગ્રીવા ( કંઠ ) ઉપર પડ્યું. ॥

दो०—इंद्र अंशते बालि भा, महा वीर बल धाम ॥
दिनकर सुत दूसर भयो, तेहि सुग्रीवउ नाम ॥ ७ ॥

ઇંદ્રના અંશથી મહાવીર અને બળના સ્થાનકરૂપ વાલી ઉત્પન્ન થયો અને સૂર્યના અંશથી તે સમયે જ સુગ્રીવ નામનો બીજો પુત્ર ઉત્પન્ન થયો તે હું છું. ॥ ૭ ॥

चौ०—पुनि तत्काल सुनहु रघुवीरा । नारी पलट भयो सोइ वीरा ॥
तब ऋक्षरजा प्रीति मन भयऊ । इनहिं संग ले विधि पहँ गयऊ ॥ १ ॥

करि प्रणाम सब चरित बखाना। कह अज हरि इच्छा बलवाना ॥
तबविधि हमहि कहा समुझाई। दक्षिण दिशा जाहु दोउ भाई ॥ २ ॥
किष्किन्धा तुम कर सुस्थाना। रंग भोग बहु विधि सुख नाना ॥
जो प्रभु लोक चराचर स्वामी। सो अवतरहि नाथ बहु नामी ॥ ३ ॥
रघुकुल मणि दशरथ सुत होई। पितु आज्ञा विचरहिं वन सोई ॥
नर लीला करिहैं विचि नाना। पैहौ दशरथ होई कल्याना ॥ ४ ॥

હે રામચન્દ્રજી! સાંભળો. પછી તે સમયે જ ઋક્ષરાજ આ બદલી જઇને પાછો વાનર બની ગયો. તેથી મનમાં પ્રસન્ન થયેલા ઋક્ષરાજએ અમો બન્ને ભાઇઓને સાથે લઈ, બ્રહ્માની પાસે જઈ, ॥ ૧ ॥ પ્રણામ કરીને સઘળી હકીકત કહી સંભળાવતાં 'હરિની ઈચ્છા બળવાન્ છે,' એમ બોલી, અમોને સમજાવીને કહ્યું કે, "તમો બન્ને ભાઈઓ, દક્ષિણ દિશામાં જઈ, ॥ ૨ ॥ ત્યાં કિષ્કિન્ધા નામની નગરીમાં નિવાસ કરીને રંગભોગ કરો તથા અનેક પ્રકારનાં સુખો ભોગવો. સચરાચર જગતના સ્વામી અને ઘણાં નામોવાળા પ્રભુ રઘુવંશમાં મણિની પેઠે દીપતા દશરથ રાજાના પુત્રરૂપે અવતરશે, ॥ ૩ ॥ પિતાની આજ્ઞાથી વનમાં વિચરશે અને અનેક પ્રકારની મનુષ્યલીલા કરશે. એમનાં દર્શનથી તમારૂં કલ્યાણ થશે." ॥ ૪ ॥

दो०–तब हर्षे हम बंधु दोउ, सुनिके विधिके बैन ॥
तप जप योग न पावहिं, सो हम देखब नैन ॥ ८ ॥

એ પ્રમાણે બ્રહ્માનાં વચનો સાંભળી. અમો બન્ને ભાઈઓ રાજી થયા કે 'જે પ્રભુને તપથી, જપથી કે યોગથી ઋષિઓ પણ પામી શકતા નથી, તે પ્રભુને અમો પ્રત્યક્ષ દેખીશું.' ॥ ૮ ॥

चौ०–विधि पद बंदि चले दोउ भाई। किष्किन्धामें आये धाई ॥
वाली राज कीन्ह सुरत्राता। वन वसि दैत्य हने दोउ भ्राता ॥ १ ॥
मय दानवके सुत दोउ वीरा। मायावी दुंदुभी रणधीरा ॥
कह सुग्रीव सुनहु रघुराई। विधि गति अलख जानि नहिं जाई ॥२॥
नाथ वालि अरु मैं दोउ भाई। प्रीति रही कछु वरणि न जाई ॥
मय सुत मायावी तेहि नाऊ। आवा सो प्रभु हमरे गाँऊ ॥ ३ ॥
अर्द्धरात्रि पुर द्वार पुकारा। वालिहु रिपुबल सहे न पारा ॥
धावा वालि देखि सो भागा। मैं पुनि गयउँ बंधु सँग लागा ॥ ४ ॥
गिरिवर गुहा पैठि सो जाई। वालि मोहिं तब कहा बुझाई ॥
परखेहु मोहिं एक पखवारा। नहिं आवौं तौ जानेहु मारा ॥ ५ ॥
मास दिवस तहँ रहेउँ खरारी। निसरी रुधिर धार तहँ भारी ॥
तब मैं निज मन कीन्ह विचारा। जाना असुर वालि कहँ मारा ॥ ६ ॥
वालि हतेसि मोहिं मारेसि आई। शिला द्वार दे चलेउँ पराई ॥

અમે બન્ને ભાઈઓ બ્રહ્માનાં ચરણોમાં વંદન કરીને ત્યાંથી ચાલ્યા, તે તુરત કિષ્કિન્ધામાં આવ્યા. હે દેવતાઓના રક્ષક ! વાળી કિષ્કિન્ધામાં રાજ કરવા લાગ્યો. એ વાળી અને હું વનમાં વસીને દૈત્યોને મારવા લાગ્યા. ॥ ૧ ॥ મયદાનવના માયાવી અને દુંદુભિ નામના બે પુત્રો હતા અને તે બન્ને સંગ્રામમાં ધીરતા ધરાવનારા હતા. સુગ્રીવ[*] કહે છે કે, હે રામ ! સાંભળો. દૈવની અલક્ષ્ય ગતિ કોઈથી જાણી જતી નથી.[1] ॥૨॥ હે નાથ ! વાળી અને હું બન્ને ભાઈઓ છીએ. અમોને પરસ્પરમાં એવી પ્રીતિ હતી કે, જેનું મારાથી વર્ણન કરી શકાતું નથી. હે પ્રભુ ! એક દિવસે મયદાનવનો પુત્ર માયાવી, અર્ધ-રાતે અમારે ગામ આવી, ॥૩॥ દરવાજા આગળ ઉભો રહી પોકારતાં, તેના બળને સહન નહીં કરી શકાયાથી, વાળી તેને મારવા દોડયો. વાળીને જોઇને તે દૈત્ય ત્યાંથી ભાગતાં, વાળી તેની પછવાડે દોડયો. હું પણ વાળીની સાથે ગયો હતો. ॥ ૪ ॥ એ દૈત્ય ભાગીને પર્વતની ગુફામાં પેસી જતાં, વાલીએ મને સમજાવીને કહ્યું કે, 'હું આ ગુફામાં જાઉં છું અને તું બહાર ઉભો રહેજે. તું અહીં એક પખવાડિયું મારી રાહ જોજે. જો હું તેટલા સમયમાં ન આવું તો મને માર્યો ગયેલો જાણજે.' ॥૫॥ હે ખરને મારનારા રામચંદ્રજી ! એમ કહીને વાળી ગુફામાં જતાં, હું એક વર્ષ સૂધી ગુફાની બહાર ઉભો રહ્યો, ત્યાં ગુફામાંથી નીકળતી મોટી રુધિરની ધારા મારા જોવામાં આવી. આથી[2] મેં મનમાં વિચાર કર્યો કે, 'અસુરે વાળીને તો મારી નાંખ્યો.[1] ॥ ૬ ॥ પણ જેમ વાળીને માર્યો તેમ હવે બહાર આવીને મને પણ મારી નાખશે.' આવા વિચારથી હું ગુફાના દ્વાર ઉપર મોટી શિલા મૂકીને ત્યાંથી ભાગી નીકળ્યો. ॥

दो०—बालि महाबल अमित अति, समर न जीतै कोय ॥
तेहि मारेसि जो निशिचर, सो अब मारहि मोय ॥ ९ ॥

વાળી[2] કે જે અત્યંત અપરિમિત મોટા બળવાળો અને જેને યુદ્ધમાં કોઈ પણ ન જિતી શકે એવો હતો, તેને પણ જો રાક્ષસે માર્યો તો તે રાક્ષસ હવે મને પણ મારી નાખશે.[1] ॥ ૯ ॥

चौ०—गयउं भवन मन शोच अपारा । पूछे बालि कह्यो जिमि मारा ॥
पंपापुरके जन तेहि काला । तनु व्याकुल मन बहुत विहाला ॥ १ ॥
मंत्रिन पुर देखा बिन सांइ । दीन्हेउ राज्य मोहिं बरि आई ॥
बालि ताहि मारी गृह आवा । देखि मोहिं जिय भेद बढावा ॥ २ ॥
रिपु समान मोहिं मारेसि मारी । हर लीन्हे सरवस अरु नारी ॥
ताके भय रघुवीर कृपाला । सकल भुवनमें फिरौं विहाला ॥ ३ ॥
इहां शाप बश आवत नाहीं । तदपि सभीत रहौं मन माहीं ॥
सुनि सेवक दुख दीनदयाला । फरकि उठे दोउ भुजा विशाला ॥ ४ ॥

હું અપાર શોક કરતાં ઘેર જઈ, લોકોના પૂછવા ઉપરથી વાળીના મરવાની હકીકત કહી સંભળાવી. આ સમયમાં કિષ્કિન્ધાપુરનાં રહેવાશીઓ શરીરોમાં અત્યંત વ્યાકુલ

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

અને અંતઃકરણોમાં બહુ જ બેહાલ થઈ ગયાં. ॥ ૧ ॥ મંત્રીઓએ કિષ્કિન્ધાને ધણી વગરની જોઈને મને બલાત્કારથી રાજ્ય આપ્યું. વાળી પેલા દૈત્યને મારીને ઘેર આવ્યો, ત્યાં મને સિંહાસનપર બેઠેલો જોઇને, તેના મનમાં મોટો દ્વેષ ઉત્પન્ન થયો. ॥ ૨ ॥ વાળીએ મને શત્રુ જેવો ગણીને માર માર્યો, મારૂં સર્વસ્વ હરી લીધું અને મારી સ્ત્રી પણ હરી લીધી. હે કૃપાળુ રામચન્દ્રજી! હું વાળીના ભયથી બેહાલ થઇને સઘળી પૃથ્વીમાં ફર્યો. ॥ ૩ ॥ છેવટ 'દુંદુભિ દૈત્યને માર્યો તે સમયે મતંગ ઋષિએ આપેલા શાપને લીધે વાળી આ સ્થલમાં આવી શકે એમ નથી,' એ વાત જાણવામાં આવતાં, હું અહીં આવીને રહ્યો છું. અહિં રહ્યો છું તોપણ મનમાં ભય પામ્યા કરૂં છું." આ પ્રમાણે સેવકનું દુઃખ સાંભળવામાં આવતા, દીનદયાળુ રામચન્દ્રજીની બન્ને વિશાલ ભુજાઓ વીરપણાના આવેશથી ફરકી ઉઠી. ॥ ૪ ॥

दो०—सुनत वचन बोले प्रभु, कहहु शापकी बात ॥
दुन्दुभी दैत्य सो कवन विधि, वालि हन्यो तेहि तात ॥ १० ॥
दो०—समदर्शी शीतल सदा, मुनिवर परम प्रवीन ॥
मोहिं बुझाय कहहु सब, शाप कौन हित दीन ॥ ११ ॥

સુગ્રીવની[1] વાત સાંભળી, રામચન્દ્રજી બોલ્યા કે, "હે તાત! શાપની વાત કહો. વાળીએ દુંદુભિ દૈત્યને કેવી રીતે માર્યો હતો? મતંગ મુનિ કે જે સમદૃષ્ટિવાળા હતા, સર્વદા શીતલ સ્વભાવવાળા હતા અને વેદ શાસ્ત્રાદિકમાં અત્યંત પ્રવીણ હતા, તેમણે શા કારણથી વાળીને શાપ આપ્યો? એ સઘળી વાત મારી પાસે વિસ્તારથી કહો." ॥

चौ०—इमि बुझत भये कृपानिकेता । वालिहि शाप भयो केहि हेता ॥
बोले तब कपीश मन लाई । दुंदुभि दैत्य महाबल दाई ॥ १ ॥
मल्लयुद्धकी गति सब जानै । और बली नहीं कोउ मन मानै ॥
एक वार जलनिधि तट आयो । जायके जलनिधि मांझ अथायो ॥ २ ॥
सबही कटि प्रमाण जल भयऊ । करि अभिमान मथन सो लयऊ ॥
मथत सिंधु व्याकुल सब गाता । जीव जंतु सब भये निपाता ॥ ३ ॥
तब अकुलाय सिंधु चलि आवा । वचन विचारिहि ताहि सुनावा ॥
तुम बलसरवर और न कोऊ । वचन विचारि कहौं मैं सोऊ ॥ ४ ॥
हिमगिरि बल वरणो नहिं जाई । तेहि जीतनकर करहु उपाई ॥
वचन सुनत तहीं चलि आयो । देखि हिमाचल अति मन भायो ॥ ५ ॥
ताल ठोंक हिम लीन्ह उठाई । तब हिमगिरि बहु विनती लाई ॥
तुम्हरे बल सरवरमें नाहीं । तातें करौं न मान तुम्हाहीं ॥ ६ ॥
पंपापुर तुमही चलि जाहू । वालि महा बलनिधि अवगाहू ॥
सुनत वचन तहँही चलि आवा । वालि वालि कहकै गुहरावा ॥ ७ ॥

[1] અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

કૃપાના નિવાસરૂપ રામચન્દ્રજીએ, એ રીતે વાળીને લાગેલા શાપનું કારણ પૂછતાં સુગ્રીવ પોતાના ચિત્તને એકાગ્ર કરીને બોલ્યો કે, 'તે દુંદુભિ દૈત્ય મહાબળવાન હતો ॥ ૧ ॥ મલ્લયુદ્ધની સઘળી રીતો જાણતો હતો અને કોઈને પણ પોતાના જેવો બળવાન નહીં માનતો હતો. એ દૈત્યે એક સમયે સમુદ્રના કીનારાપર જઈ, સમુદ્રમાં પડીને જળમાં મોટો ક્ષોભ ઉત્પન્ન કર્યો. ॥ ૨ ॥ સમુદ્રનું સઘળું જળ તેને કમ્મર સુધી થતાં, તેણે અભિમાન ધરીને સમુદ્રનું મથન કરવા માંડયું. મથનથી જીવ જંતુ મરવા લાગ્યા. ॥ ૩ ॥ તે જોઈ વ્યાકુલ થયેલા સમુદ્રે દેહધારી થઈ, તે દૈત્યની પાસે જઈ, વિચારીને વચન કહ્યું કે, તમારા જેવો બીજો કોઈ પણ બલવાન નથી તેથી હું વિચાર કરીને કહું છું કે, ॥ ૪ ॥ તમે હિમાલયની પાસે જાઓ અને હિમાલયને જીતવાનો ઉપાય કરો. હિમાલયના બળનું મારાથી વર્ણન કરી શકાતું નથી.' સમુદ્રનું વચન સાંભળી, તે દૈત્ય ત્યાંથી ચાલીને હિમાલયની પાસે ગયો અને હિમાલયને જોઇને મનમાં બહુ પ્રસન્ન થયો. ॥૫॥ તેણે પાડાનું રૂપ ધરી માથું ઠોકીને હિમાલયને ઉડાવી લેતાં, હિમાલયે ઘણી વિનતિ કરીને કહ્યું કે, 'મારૂં બળ તમારી બરાબર નથી, માટે હું તમારી સામે અભિમાન કરતો નથી. ॥ ૬ ॥ તમે અહીંથી પંપાપુર ( કિષ્કન્ધામાં) ચાલ્યા જાઓ. કેમ કે, ત્યાં મોટાં અપાર બળના ભંડારરૂપ વાળી રહે છે.' હિમાલયનાં વચનો સાંભળીને તે દૈત્ય કિષ્કિન્ધાના સમીપમાં આવ્યો અને 'વાળી ! વાળી !' કરીને પોકાર્યો. ॥ ૭ ॥

दो०—वेष किये सो महिष कर, गर्व बहुत मन माहिं ॥
आयो निकट सो गर्ज कर, मनहु तनक भय नाहिं ॥ १२ ॥

જેના મનમાં જરા પણ ભય ન હતો એવા એ દૈત્યે, પાડાના વેષ ધરી, મનમાં ઘણો ગર્વ ધરી, કિષ્કિન્ધાની સમીપમાં આવી ગર્જના કરી. ॥ ૧૨ ॥

चौ०—मही मर्दि तरु करै निपाता । गर्जेउ घोर गिरा जनु घाता ॥
ठोकेउ ताल वज्र जनु परहीं । तेहि कर मर्म जानि सब डरहीं ॥ १ ॥
पंपापुर व्याकुल सब काहू । चंद्र ग्रसन जनु आयो राहू ॥
सुनत वालि धावा तत्काला । देखि असुर भुजदंड कराला ॥ २ ॥
भिरे युगल करिवरकी नाई । मल्लयुद्ध कछु वरणि न जाई ॥
चारि याम जब कौतुक भयऊ । मुष्टि प्रहार तासु कपि दयऊ ॥ ३ ॥
गिरा अवनि तब शैल समाना । जीव जंतु तरु टूटेउ नाना ॥
पुनि तेहि वालि युगल करि डारा । उत्तर दक्षिण कीन्ह प्रहारा ॥ ४ ॥
तेहि गिरि पर मुनि कुटी सुहाई । रुधिर प्रवाह गयो तहँ धाई ॥
ऋषि मतंग कर तहां निवासा । गयो सो ऋषि मज्जन सुख रासा ॥५॥
मज्जन करि मतंग ऋषि आये । देख कुटी अति क्रोध बढाये ॥
तबहिं विचार कीन्ह मन माहीं । यक्ष एक वालि आवा ताहीं ॥ ६ ॥
तिन तब सकल कही इतिहासा । मुनि मतंग भय क्रोध निवासा ॥

પૃથ્વીનું મર્દન કરીને વૃક્ષો પાડવા માંડયાં, જાણે વજ્રપાત થતો હોય એવા સ્વરથી સિંહનાદ કરવા માંડયો અને જાણે વજ્ર પડતું હોય તેમ પર્વતમાં માથું ઠોકવા માંડયું. એનો ભેદ જાણીને સર્વ લોકો ડરવા લાગ્યાં, ॥ ૧ ॥ કિષ્કિન્ધા વ્યાકુલ થઈ અને તે દૈત્ય જાણે વાળીરૂપી ચંદ્રનો ગ્રાસ કરવા રાહુ આવ્યો હોય એવો સર્વને જણાવા લાગ્યો. એની ગર્જનાને સાંભળીને વાળી તુરત દોડીને બહાર નીકળ્યો. અસુરે ભયંકર ભુજદંડોવાળા વાળીને જોયો ॥૨॥ બન્ને જણ મોટા હાથીઓની પેઠે ભેટાભેટ થઇને એવું મલ્લયુદ્ધ કરવા લાગ્યા કે, જેનું વર્ણન બની શકે નહીં. ચાર પહોર સુધી સર્વને કૌતુકરૂપ લાગે એવું મલ્લયુદ્ધ થયું છેવટ વાળીએ તેને મુષ્ટિના પ્રહાર દેતાં, ॥ ૩ ॥ તે પહાડ જેવો દૈત્ય પૃથ્વીપર પડયો. એના પડવાથી અનેક જીવ, જંતુઓ તથા વૃક્ષો પણ ત્રુટી ગયાં. પછી વાળીએ તેના બે ટુકડા કરીને તેઓમાંથી એક ટુકડો ઉત્તર તરફ અને એક ટુકડો દક્ષિણ તરફ ફેંકયો. ॥ ૪ ॥ એ ટુકડામાંનો એક ટુકડો મતંગ ઋષિના આશ્રમ નજદીક પડવાને લીધે પર્વત ઉપર જ્યાં મતંગ ઋષિની પર્ણકુટી હતી ત્યાં લોહીનો પ્રવાહ વ્યાપી ગયો. એ સમયે સુખના સ્થાનકરૂપ એ પર્ણકુટીમાં રહેનારા મતંગ ઋષિ નહાવા ગયા હતા. ॥ ૫ ॥ મતંગ ઋષિએ નાહીને જેવી પોતાની પર્ણકુટીની સ્થિતિ જોઈ કે તેમને ભારે ક્રોધ ચઢયો. મતંગ ઋષિ, 'આ કોણે કર્યું?' એમ વિચાર કરતા હતા, ત્યાં એક યક્ષે આવીને ॥ ૬ ॥ તેમને સઘળી હકીકત કહી સંભળાવી. ક્રોધના નિવાસરૂપ મતંગ ઋષિએ એ હકીકત સાંભળી, ॥

दो०-दीन्ह शाप तब क्रोध करि, नहिं मन कीन्ह विचार ॥
वालि नाश गिरि देखत, होइ जाय तनु छार ॥ १३ ॥

મનમાં કશો વિચાર નહીં કરતાં, ક્રોધ કરીને શાપ દીધો કે, 'વાળી આ પર્વત ઉપર આવશે તો, પર્વતનું દર્શન થતાં જ, વાળીનું શરીર ભસ્મ થઈ જશે.' ॥ ૧૩ ॥

चौ०-त्यहि भय यहां वालि नहीं आवत । ऋषिके वचन मानि भय पावत ॥
तेहि भरोस इहि गिरिपर रहऊं । वालि त्रास नहिं विचरत कहऊं ॥ १ ॥
याहि दुखते प्रभु दिन अरु राती । चिंता बहुत जरति अति छाती ॥
जानहु मर्म सकल रघुनाथा । इहां रहौ हनुमत ले साथा ॥ २ ॥
सो वृत्तान्त वालि सब जाना । यहां न आवत कृपानिधाना ॥
सुनि सुग्रीव वचन भगवाना । बोले हरि हँसि धरि धनु बाना ॥ ३ ॥

હે રામચંદ્રજી ! એ ભયને લીધે વાળી અહીં આવતો નથી. ઋષિના શાપનું સ્મરણ કરીને ભય પામે છે. એ ભરોંસાથી હું આ પર્વત ઉપર રહ્યો છું અને વાળીના ત્રાસને લીધે બીજે કયાંય પણ જતો નથી. ॥ ૧ ॥ હે પ્રભુ ! આ દુઃખથી ઉત્પન્ન થયેલી ઘણી ચિન્તાને લીધે મારી છાતી રાત દિવસ બળ્યા કરે છે. હે રામચન્દ્રજી ! હું આ સઘળો મર્મ જાણી, હનુમાનજીને સાથે લઇને અહીં રહ્યો છું. ॥ ૨ ॥ હે કૃપાનિધાન ! મતંગ ઋષિના શાપના વૃત્તાંતને વાળી જાણે છે, તેથી આ પર્વત ઉપર આવતો નથી." સુગ્રીવનાં વચનો સાંભળી, રામચંદ્રજી ધનુષ બાણ ધરી, હસીને બોલ્યા કે,[1] ॥ ૩ ॥

[1] અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

दो०–सुन सुग्रीव मैं मारिहौं, बालिहि एकहि बाण ॥
ब्रह्म रुद्र शरणागतहु, गये न उबरहिं प्राण ॥ १४ ॥

"હે સુગ્રીવ! સાંભળો. હું એક જ બાણથી વાળીને મારીશ. વાળી બ્રહ્માની અને રુદ્રની શરણે જશે, તોપણ હવે તેના પ્રાણ બચવાના નથી. ॥ १४ ॥

चौ०–जे न मित्र दुख होहिं दुखारी । तिनहिं विलोकत पातक भारी ॥
निज दुख गिरि सम रजकै जाना । मित्रके दुख रज मेरु समाना ॥ १ ॥
जिनके अस मति सहज न आई । ते शठ हठ कत करत मिताई ॥
कुपथ निवारि सुपंथ चलावा । गुण प्रगटै अवगुणहि दुरावा ॥ २ ॥
देत लेत मन शंक न धरहीं । बल अनुमान सदा हित करहीं ॥
विपति कालकर सत गुण नेहा । श्रुति कह संत मित्र गुण एहा ॥ ३ ॥
आगे कह मृदु वचन बनाई । पाछे अनहित मन कुटिलाई ॥
जाकर चित्त इहि गति सम भाई । अस कुमित्र परिहरे भलाई ॥ ४ ॥

જે પુરુષ મિત્રનું દુઃખ જોઇને દુઃખ ન પામે, તેને જોવાથી પણ મોટું પાપ લાગે છે. પોતાનાં મેરુ પર્વત જેવડાં મોટાં દુઃખને પણ રજ સમાન ગણવું અને મિત્રનાં રજ જેવડાં અલ્પ દુઃખને પણ મેરુ સમાન ગણવું, ॥ १ ॥ એવો સહજ વિચાર જેઓની બુદ્ધિમાં આવે નહીં, તે શઠ પુરુષો બીજાઓની સાથે બલાત્કારથી શા માટે મિત્રતા કરતા હશે ? ॥ २ ॥ દેતાં લેતાં મનમાં જરા પણ શંકા ધરવી નહીં, પોતાની શક્તિ પ્રમાણે સર્વદા હિત કરવું અને વિપત્તિના સમયમાં તો સોગણો સ્નેહ કરવો, એ મિત્રના ગુણો છે, એમ શ્રુતિઓ અને સંત જનો કહે છે. ॥ ३ ॥ હે ભાઈ! મોહોડા આગળ તો બનાવી બનાવીને કોમળ વચનો બોલવાં અને પછવાડે અહિત કરવું તથા કુટિલતા રાખવી, એવા પ્રકારની જેના ચિત્તની ગતિ હોય, તે મિત્રનો ત્યાગ કરવાથી જ કલ્યાણ થાય છે. ॥ ४ ॥

दो०–मित्र मित्र सों प्रीती कर, हृदय आन मुख आन ॥
जाके मन वच प्रेम नहिं, दुरे दुराये जान ॥ १५ ॥

કેટલાએક મિત્રો મિત્રોથી પ્રીતિ કરે છે, પણ હૃદયમાં અન્ય વાત રાખે છે અને મોહોડાથી અન્ય વાત બોલે છે. જેના મનમાં અને વચનમાં પ્રેમ ન હોય, તે માણસ પોતાના મનોભાવને ગમે તેટલો છૂપાવે તોપણ તે ભાવ છૂપાવ્યો જતો નથી. ॥ १५ ॥

चौ०–सेवक शठ नृप कृपण कुनारी । कपटी मित्र शूल सम चारी ॥
सखा शोच त्यागहु बल मोरे । सब विधि करब काज मैं तोरे ॥ १ ॥
कह सुग्रीव सुनहु रघुवीरा । वालि महाबल अति रणधीरा ॥
सप्ततालं यह कृपानिधाना । वेधे सबहि एकहि बाना ॥ २ ॥
चन्द्र मंडलाकार सुहाई । परै एक बाणहि महि आई ॥
ताके कर बाली मम मरई । नातो श्रम मिथ्या कोउ करई ॥ ३ ॥

सुनि बोले प्रभु शीतल बानी । कपि चतुराइ तोरि मैं जानी ॥
इहि विधि बलका करहु परेखा । कहहु ताल कर चरित विशेखा ॥ ४ ॥
सुनि सुग्रीव हिये हर्षाना । ताल वृक्षकर चरित बखाना ॥
एक दिवस कपीश वन गयऊ । वृक्ष फूल फल देखत भयऊ ॥ ५ ॥
मन हर्षात सात फल लीन्हा । जल मज्जनते शुचि सो कीन्हा ॥

શઠ સેવક, કૃપણુ રાજા, દુષ્ટ સ્ત્રી અને કપટી મિત્ર, એ ચાર શૂળી સમાન છે. હે મિત્ર સુગ્રીવ! શોક છોડી દો. હુ મારાં બળથી તમારૂં કાર્ય સર્વ પ્રકારે કરી આપીશ." ॥ ૧ ॥ સુગ્રીવ બોલ્યો કે, "હે રામચન્દ્રજી! સાંભળો. વાળી મહા બળવાન્ છે અને યુદ્ધમાં અત્યંત ધીર છે. હે કૃપાનિધાન[1]! જે પુરુષ આ ચંદ્રમંડલ જેવા આકારથી શોભી રહેલા સાત તાડને એક વખતે એક જ બાણુથી વીંધીને ધરતીપર પાડી નાખે, તેના હાથથી વાળી મરે એમ છે. નહીં તો કોઈ ગમે તેટલો પરિશ્રમ કરે, તોપણુ તે નિષ્ફલ થાય છે. ॥ ૨ ॥ ૩ ॥" સુગ્રીવનું બોલવું સાંભળી, રામચન્દ્રજી શીતલ વાણી બોલ્યા કે, 'હે વાનર! મેં તમારી ચતુરાઈ જાણી. તમે આ પ્રકારથી મારી પરીક્ષા લેવા માગો છો. બહુ સારૂં. આ સાત તાડની વિશેષ હકીકત કહી સંભળાવો." ॥ ૪ ॥ રામચન્દ્રજીનું બોલવું સાંભળી, હૃદયમાં હર્ષ પામેલા સુગ્રીવે તાડ વૃક્ષોની હકીકત કહી કે, "એક દિવસે વાળી વનમાં ગયો હતો અને વૃક્ષોનાં પુષ્પોને તથા ફળોને જેતો હતો.॥૫॥ વાલીએ રાજી થતાં મનથી સાત ફળ લીધાં અને તેઓને જળમાં ધોઈને શુદ્ધ કર્યાં. ॥

दो०–ले आतुर चलि आयऊ, पंपापुर जगदीश ॥
करि अस्नान ध्यान पुनि, नाइ इष्ट कहँ शीश ॥ १६ ॥

હે જગદીશ્વર! વાળી તે ફળો લઈને તુરત કિષ્કિન્ધામાં આવ્યો. ત્યાં તે ફળોને એક ઠેકાણે મૂકીને તેણે સ્નાન કર્યું તથા ઈશ્વરનું ધ્યાન કર્યું અને પછી ઈશ્વરને માથું નમાવ્યું.

चौ०–राखे फल जे मग करि दर्पा । प्रभु तापर बैठा इक सर्पा ॥
शशि मंडल समान फन काढी । देख कपीश महा रिस बाढी ॥ १ ॥
अरे दुष्ट भख मोर नशावा । यमपुर आज सदन तैं छावा ॥
ताहित शीश शाप ले मोरा । वृक्ष फूटि निकसे तनु तोरा ॥ २ ॥
तहां जाय कर बैठा वेदी । निकसैं ताल वृक्ष तनु छेदी ॥
क्रोधनिवारि वालि गृह आवा । समाचार यह तक्षक पावा ॥ ३ ॥

હે પ્રભુ! પછી વાળીએ અભિમાન ધરીને જે સ્થલમાં તે ફળો મૂકયાં હતાં, તે સ્થલમાં તે ફળોની ઉપર ચંદ્રમંડલ જેવી ફેણુ કહાડીને બેઠેલો એક સર્પ તેના જોવામાં આવ્યો અને જોતાં જ તેને માટે ક્રોધ વધ્યો. ॥૧॥ આથી વાળી બોલ્યો કે 'અરે દુષ્ટ! તેં મારા ભક્ષ્યને ખરાબ કર્યું તેથી આજ તું યમ પુરીમાં જવા ઈચ્છે છે. આ કારણુથી તને શાપ આપું છું કે, તાડ વૃક્ષો તારા શરીરનું છેદન કરીને નીકળશે,' ॥ ૨ ॥ એમ કહી વાળીએ જંગલમાં જઈ, તે સર્પને મૂકી દીધો. એ સર્પ પોતાનાં શરીરને વેદીના

૧ અહીં ક્ષેપક શરૂ થાય છે.

આકાર જેવું મંડલ (ગોળ) કરીને બેઠો, ત્યાં તેના શરીરને છેદીને આ સાત તાડો નીકળ્યા. વાલી એ રીતે પોતાના ક્રોધને શાંત કરીને ઘેર આવ્યો. એ રીતે વાળીએ તક્ષકના પુત્રનું ભૂંડું કર્યું, એ સમાચાર તક્ષક નાગને મળ્યા. ॥ ૩ ॥

दो०–पुत्र शाप सुनि क्रोध करि, मन दुख भयो अपार ॥
निश्चय मारै वालिको, जो यह वेधै तार ॥ १७ ॥

વાળીના શાપથી પુત્રનું અનિષ્ટ થયું સાભળી, જેના મનમાં ક્રોધથી અપાર દુઃખ ઉત્પન્ન થયું એવો તક્ષક નાગ બોલ્યો કે, 'જે પુરુષ આ તાડોને વિંધશે, તે પુરુષ અવશ્ય વાળીને મારશે.' ॥ ૧૭ ॥

चौ०–पुनि ऋषिराज कही अस बाता । दुन्दुभि अस्थि केरि यह त्राता ॥
एक बाण जो देइ उडाई । वाली मृत्यु तासु कर पाई ॥ १ ॥
सो सब समाचार मैं जानऊ । अस तब कहब नाथ मैं मानऊ ॥
दुन्दुभि अस्थि ताल दिखराये । बिनु प्रयास रघुनाथ ढहाये ॥ २ ॥
भये शतखण्ड वृक्षके जबही । निकस्यो सर्प ताल तर तबही ॥
करिअस्तुति जब सर्प सिधावा । निरखि हरीश प्रभुहि सुख पावा ॥ ३ ॥
देखि अमित बलबाढी प्रीती । वालि बनकर भई परतीती ॥
बारहिं बार नाइ पद शीशा । प्रभुहि जानि मन हर्ष कपीशा ॥ ४ ॥
उपजा ज्ञान वचन तब बोला । नाथ कृपा मन भयउ अडोला ॥
सुख सम्पति परिवार बडाई । सब परिहरि करिहौं सेवकाई ॥ ५ ॥
यह सब राम भक्तिके बाधक । कहहिं सन्त तव पद अवराधक ॥
शत्रु मित्र दुख सुख जगमाहीं । मायाकृत परमारथ नाहीं ॥ ६ ॥
वालि परम हितु जासु प्रसादा । मिले राम तुम शमन विषादा ॥
सपनेहुँ जेहि सन होय लराई । जागे समुझत मन सकुचाई ॥ ७ ॥
अब प्रभु कृपा करहु इहि भांती । सब तजि भजन करौं दिनराती ॥
सुनि विराग संयुत कपि वाणी । बोले विहँसि राम धनु पाणी ॥ ८ ॥
जो कुछ कहा सत्य सब सोई । सखा वचन मम मृषा न होई ॥
नट मर्कट इव सबहि नचावत । राम खगेश वेद अस गावत ॥ ९ ॥
लै सुग्रीव संग रघुनाथा । चले चाप सायक गहि हाथा ॥
तब रघुपति सुग्रीव पठावा । गर्जेसि जाय निकट बल पावा ॥ १० ॥
सुनत वालि क्रोधातुर धावा । गहि कर चरण नारि समुझावा ॥
सुनपति जिनहि मिला सुग्रीवा । ते दोउ बंधु अतुल बल सींवा ॥ ११ ॥
कोशलेश सुत लक्ष्मण रामा । कालहु जीति सकै न संग्रामा ॥
सोई रघुवीर हृदयमें आनहु । छांडहु मोह कहा मम मानहु ॥ १२ ॥

વળી મતંગ ઋષિએ મારી પાસે કહ્યું છે કે, 'આ દુંદુભિ દૈત્યનાં અસ્થિઓના સમૂહો, જે પુરુષ એક બાણુથી ઉડાવી દેશે, તે પુરુષના હાથથી વાળી મરણ પામશે.'॥૧॥ હે નાથ! આ સઘળી હકીકત હું જાણું છું, તેથી મેં આપને આ પ્રમાણે કહેવું ઉચિત માન્યું.[1]" પછી સુગ્રીવે દુંદુભિનાં અસ્થિઓને તથા સાત તાડને દેખાડતાં, રામચંદ્રજીએ તે અસ્થિઓને ઉડાવી દીધાં, ॥ ૨ ॥ તથા સાત તાડને પણ એક જ બાણુથી વીંધીને ધરતીપર પાડી નાખ્યા.[2] જ્યારે તાડોના[3] સો ટુકડા થઈ ગયા, ત્યારે તે વૃક્ષોની નીચેથી સર્પ નીકળ્યો અને તે રામચન્દ્રજીની સ્તુતિ કરીને ચાલ્યો ગયો. સુગ્રીવ એવું પરાક્રમ કરનારા રામચન્દ્રજીને જોઈ, સુખ પામ્યો.[1] ॥ ૩ ॥ રામનું અપરિમિત બળ જોવામાં આવતાં, સુગ્રીવના મનમાં પ્રેમ વધ્યો અને રામ અવશ્ય વાળીનો વધ કરશે એવો વિશ્વાસ આવ્યો. સુગ્રીવે રામનાં ચરણોમાં વારંવાર માથું નમાવ્યું અને તેમને પ્રભુ જાણીને મનમાં હર્ષ પામ્યો. ॥ ૪ ॥ આ સમયે જ્ઞાન ઉત્પન્ન થતાં સુગ્રીવ બોલ્યો કે, "હે નાથ! આપની કૃપાથી મારૂં મન સ્થિર થયું છે. સુખ, સંપત્તિ, પરિવાર તથા મોટાઈ, એ સર્વને છોડી દઈને આપની સેવા જ કરીશ. ॥ ૫ ॥ તમારાં ચરણોનું આરાધન કરનારા સંત જનો કહે છે કે, સુખ તથા સંપત્તિ વગેરે સઘળું રામની ભક્તિમાં વિઘ્ન પાડનાર છે. જગતમાં શત્રુ, મિત્ર, દુઃખ તથા સુખ વગેરે સઘળું માયાએ કરેલું છે. વાસ્તવિક છે જ નહીં. ॥ ૬ ॥ વાળી તો પરમ સ્નેહી છે કે જેની કૃપાથી ખેદને શાંત કરનારા આપનો સમાગમ થયો. (મને વાળીની સાથે દ્રોહ ન હોત તો મને આપનું દર્શન કેમ પ્રાપ્ત થાત?) જેમ સ્વપ્નમાં કોઈની સાથે લડાઈ થાય પણ પાછા જાગીએ ત્યારે તે લડાઈ ખોટી સમજવામાં આવવાથી, મનમાં સંકોચ ઉત્પન્ન થાય છે, તેમ હવે વાળીની સાથેનું વેર તથા તે સંબંધથી મારા ઉપર પડેલું દુઃખ કેવળ માયાકૃત સમજવામાં આવવાથી મારા મનમાં સંકોચ ઉત્પન્ન થયો છે. ॥ ૭ ॥ હે પ્રભુ! હવે તો એ કૃપા કરો, કે જેથી હું સઘળું છોડી દઈને રાત દિવસ આપનું ભજન કરૂં." આ પ્રમાણે સુગ્રીવની વૈરાગ્યસંયુક્ત વાણી સાંભળી, રામચન્દ્રજી હાથમાં ધનુષ બાણ ઉઠાવી, હસીને બોલ્યા કે, ॥૮॥ "હે મિત્ર! હે સુગ્રીવ! તમે જે કાંઈ કહ્યું, તે સઘળું સત્ય છે, પણ મેં વાળીને મારવાની તથા તમને રાજ આપવાની જે પ્રતિજ્ઞા કરી છે, તે મિથ્યા થવાની નથી." (એમ કહીને રામે સુગ્રીવના જ્ઞાનનું આકર્ષણ કરી લીધું.) હે ગરુડજી! જેમ નટ વાનરોને નચાવે, તેમ રામ સર્વ જીવોને નચાવે છે, એમ વેદ કહે છે.[4] ॥ ૯ ॥ રામચંદ્રજી સુગ્રીવને સાથે લઈ હાથમાં ધનુષ બાણને ગ્રહણ કરીને ત્યાંથી કિષ્કિન્ધા તરફ ચાલ્યા પછી રામચન્દ્રજીએ સુગ્રીવને આગળથી મોકલ્યો અને તે સુગ્રીવે બળ પામી, કિષ્કિન્ધાના સમીપમાં જઈ, ગર્જના કરી, ॥ ૧૦ ॥. ગર્જના સાંભળતાં જ વાળી ક્રોધાતુર

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ એક પુસ્તકમાં નીચે પ્રમાણે પાઠ છે. इहि विधि कपि निजहेतु जनाये। वृक्षके निकट राम चलि आये ॥ अहि शिर पुच्छ चरण दोउ दीन्हे। ताडके वृक्ष सरल सब कीन्हे ॥ जबहिं राम प्रभु चाप चढाये। सात ताड एक बाण गिराये ॥ ૩ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૪ આજ વિષય શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ લખ્યો છે કેઃ—ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ॥ भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥

થઇને દોડયો. આ સમયમાં તેની સ્ત્રી તારા હાથવતે વાલીનાં ચરણો પકડીને સમજાવવા લાગી કે, "હે સ્વામી ! સાંભળો. જેઓથી સુગ્રીવ ભેટેલ છે, તે બન્ને ભાઇઓ અતુલ બળના સીમાડારૂપ છે. ॥ ૧૧ ॥ એ દશરથ રાજાના પુત્રો છે. એકનું નામ 'રામ' છે અને બીજાનું નામ લક્ષ્મણ છે. એઓ સંગ્રામમાં કાળને પણ જિતી શકે એવા છે. એ રામચંદ્રજીનું હૃદયમાં સ્થાપન કરો અને મોહને છોડી દો, મારૂં કહ્યું માનો." ॥ ૧૨ ॥

दो०—कहा वालि सुनु भीरु प्रिय, समदर्शी रघुनाथ ॥
जो कदापि मोहिं मारिहैं, तौ पुनि होउ सनाथ ॥ १८ ॥

વાળી બોલ્યો કે, "હે ભીરુ ! હે પ્યારી ! સાંભળ. રામચન્દ્રજી સમ દૃષ્ટિવાળા છે, તેથી હું ધારૂં છું કે, મને મારશે નહીં. એમને જેવો સુગ્રીવ છે, તેવો જ હું છું, પણ કદાચ મને મારશે, તો તો એમના હાથથી મરણ પામવાને લીધે હું સનાથ (જન્મ-મરણથી મુક્ત–કૃતાર્થ) થઇશ." ॥ ૧૮ ॥

चौ०—अस कहि चला महा अभिमानी । तृण समान सुग्रीवहि जानी ॥
वालि देखि सुग्रीवहि ठाढा । हृदय क्रोध पुनि बहु विधि बाढा ॥ १ ॥
भिरे युगल वाली अति तर्जा । मुष्टिक मारि महाधुनि गर्जा ॥
तब सुग्रीव विकल हुइ भागा । मुष्टिप्रहार वज्र सम लागा ॥ २ ॥
मैं जो कहा रघुवीर कृपाला । बंधु न होय मोर यह काला ॥
एक रूप तुम भ्राता दोऊ । तेहि भ्रमसे मारा नहिं सोऊ ॥ ३ ॥
कर परसा सुग्रीव शरीरा । तनु भा कुलिश मिटी सब पीरा ॥
मेली कंठ कुसुमकी माला । पुनि पठवा बल देइ विशाला ॥ ४ ॥
पुनि नाना विधि भई लराई । विटप ओट देखहिं रघुराई ॥

મહા અભિમાની[1] વાળી એ પ્રમાણે કહી, સુગ્રીવને તરણા સમાન ગણીને ચાલ્યો. સુગ્રીવને[2] સામે ઉભેલો જોઈ, વાળીના હૃદયનો ક્રોધ, પ્રથમના કરતાં પણ બહુ જ વૃદ્ધિ પામ્યો.[3] ॥ ૧ ॥ બન્ને ભાઇઓ યુદ્ધમાં ભેટાભેટ થયા. વાળીએ અત્યંત તિરસ્કાર કરી, સુગ્રીવને મુઠી મારીને મોટા અવાજથી ગર્જના કરી. મુઠીનો પ્રહાર વજ્ર જેવો લાગતાં, અત્યંત વિકલ થયેલા સુગ્રીવે ભાગીને ॥૨॥ રામચન્દ્રજીને કહ્યું કે, "હે કૃપાળુ રઘુવીર ! મેં આપને કહ્યું હતું કે, 'એ મારો ભાઈ નથી, પણ મારો કાળ છે,' તે છતાં આપે તેને કેમ માર્યો નહીં ?" રામચન્દ્રજી બોલ્યા કે, "તમો બન્ને ભાઇઓ પરસ્પરથી સમાન રૂપવાળા છો, તેથી 'આ બે જણમાં સુગ્રીવ કયો છે ? અને વાળી કયો છે ?' એવી ભ્રાંતિ થવાને લીધે મેં વાળીને માર્યો નહીં.[4] ॥ ૩ ॥ રામચન્દ્રજીએ સુગ્રીવના શરીરપર

૧ રામચન્દ્રજીને ઇશ્વર સમજતાં છતાં તથા સુગ્રીવના સહાય સમજતાં છતાં અને સ્ત્રીએ કહેલ નિષેધને અપશકુનરૂપ સમજતાં છતાં પણ, વાળી સુગ્રીવને મારવા દોડયો, તેથી તેને મહા અભિમાની કહ્યો છે. ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૩ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૪ ગૂઢ તાત્પર્ય એ છે કે, बालि परम हित जासु प्रसादा, તથા शत्रु मित्र दुख सुख जगमाहीं । मायाकृत परमारथ नाहीं, ઇત્યાદિ વચનોથી અદ્વૈતની રીતિ પ્રમાણે તું જણાવી ચૂક્યો છે કે અમે બન્ને ભાઈઓ એકરૂપ જ છીયે,

હાથ ફેરવ્યો, તેથી સુગ્રીવનું શરીર વજ્ર જેવું કઠણ થયું અને સઘળી પીડા મટી ગઇ. પછી રામચન્દ્રજીએ ઓળખાણ રહેવાને વાસ્તે સુગ્રીવના ગળામાં પુષ્પોની માળા પહેરાવી,[1] મોટું બળ આપીને સુગ્રીવને પાછો લડાઈ કરવા મોકલ્યો. ॥ ૪ ॥ પછી પણ એ બે ભાઇઓને અનેક પ્રકારોથી લડાઈ થઈ અને રામચન્દ્રજી વૃક્ષની પાછળ છુપીને[2] તે લડાઈ જોવા લાગ્યા. [3] ॥

दो०—बहु छल बल सुग्रीव कर, हृदय हारि भय मान ॥
मारा वालिहि राम तब, हिये मांझ शर तान ॥ १९ ॥

સુગ્રીવને જ્યાંસૂધી પોતાના છળ બળનો ભરોંસો હતો, ત્યાંસૂધી રામચન્દ્રજીએ વાળીને માર્યો નહીં, પણ જ્યારે છળ બળના ભરોંસાને છોડી દઈ, હૃદયમાં ત્રાસ પામીને હૃદયથી રામચન્દ્રજીનો શરણાગત થયો ત્યારે રામચન્દ્રજીએ બાણ ખેંચીને તે બાણ વાળીના હૃદયમાં માર્યું.[4] ॥ ૧૯ ॥

चौ०—परा विकल महि शरके लागे । पुनि उठि बैठ देख प्रभु आगे ॥
श्याम गात शिर जटा बनाये । अरुण नैन शर चाप चढाये ॥ १ ॥
पुनि पुनि चिते चरण चित दीन्हा । सफल जन्म माना प्रभु चीन्हा ॥
हृदय प्रीति मुख बचन कठोरा । बोला चितै रामकी ओरा ॥ २ ॥
धर्महेतु अवतरेउ गुसांई । मारेउ मोहिं व्याधकी नांई ॥
मैं वैरी सुग्रीव पियारा । कारण कवन नाथ मोहिं मारा ॥ ३ ॥
अनुज वधू भगिनी सुत नारी । सुन शठ ये कन्या सम चारी ॥
इन्हैं कुदृष्टि विलोकै जोई । ताहि वधे कछु पाप न होई ॥ ४ ॥

---

તેથી મેં માર્યો નહીં, પણ હવે તું વાળીને કાળરૂપ જણાવે છે, તેથી હું તેને અવશ્ય મારીશ, એમ રામચન્દ્રજીએ જણાવ્યું અથવા प्रगत कुटुंबपाल रघुराई ઇત્યાદિ વચનો પ્રમાણે રામચન્દ્રજીએ સુગ્રીવના કુટુમ્બને પણ પાળવું જોઇએ, તેથી વાળીને માર્યો નહીં, પણ જ્યારે સુગ્રીવે જ વાળીને કાળરૂપ કહ્યો અને મારવાની વિનતિ કરી ત્યારે રામચન્દ્રજી વાળીને મારવા કૃતસંકલ્પ થયા. અથવા વાલીના મરણનો સમય પણ આવ્યો ન હતો,તેથી પહેલે વખતે રામચન્દ્રજીએ વાળીને માર્યો નહીં એમ સમજવું.

૧ પ્રથમ બન્નેને એકરૂપ કહીને વાળીના કહેવા પ્રમાણે પોતાનું સમદર્શીપણું બતાવી આપ્યું હવે સુગ્રીવને રામની સહાયતાવાળો જાણ્યા છતાં પણ અને સ્રીએ સમજાવ્યા છતાં પણ, વાળીએ અવજ્ઞા કરી છે, તો હવે સુગ્રીવને પોતાનો ભક્ત જણાવવા માટે તેના ગળામાં ફૂલની માળા પહેરાવી કે જેથી વાળીને સમજવું હોય તો હજી પણ સમજે. ૨ વાળીએ સમદર્શી કહ્યો છે, તે છતાં અહીં પોતે સુગ્રીવનો પક્ષ લીધો છે, માટે લાજથી છૂપાયા એમ સમજવું અથવા સન્મુખ જાવાથી કદાચ વાળી શરણાગત થાય, તો પોતાની પ્રતિજ્ઞાનો ભંગ થાય, તેથી છૂપાયા છે, એમ સમજવું. અરધું બળ વાળીમાં જતું રહેશે એમ ધારીને છૂપાયા, એ વાત ઈશ્વરપણાને છાજતી નથી. ૩ આ યુદ્ધ ચૈત્ર શુદિ ૧૪ ને દિવસે થયું છે. ૪ હૃદયમાં અહંકાર અધિક હતો, તેથી તેને દૂર કરવા હૃદયમાં બાણ માર્યું. અહંકારાદિકને છોડીને શરણાગત થાય, ત્યારે જ પ્રભુ કૃપા કરે. सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज.

मूढ तोहिं अतिशय अभिमाना । नारि सिखावन करसि न काना ॥
मम भुजबल आश्रित तेहिं जानी । मारा चहसि अधम अभिमानी ॥ ५ ॥

વાળી, બાણુ વાગતાં જ વ્યાકુલ થઇને ધરતીપર પડ્યો, પણ વીર હતો, તેથી પાછો ઉઠીને બેઠો, ત્યારે તે સમયમાં પાસે આવેલા રામચન્દ્રજી, તેના જોવામાં આવ્યા. શ્યામ શરીરવાળા, મસ્તકપર જટાથી શોભી રહેલા, લાલ નેત્રોવાળા તથા જેના ધનુષમાં બાણુ ચઢેલું જ હતું[1] એવા રામચંદ્રજીને જોઇ, ॥ ૧ ॥ વારંવાર વિચાર કરી, 'આ પ્રભુ છે' એમ ઓળખીને વાળીએ રામચંદ્રજીનાં ચરણોમાં[2] ચિત્ત લગાવ્યું અને પોતાના જન્મને સફલ માન્યો. વાળી રામચંદ્રજીની સામે જોઈ, હૃદયમાં પ્રીતિ છતાં પણ મોહોડાથી કઠોર વચનો બોલ્યો કે, ॥ ૨ ॥ "હે સ્વામી! આપે ધર્મનું સ્થાપન કરવાને વાસ્તે અવતાર ધર્યો છે, તે છતાં, આપે પારાધીની પેઠે છૂપાઇને મને શા માટે માર્યો? હું આપને વૈરી જણાયો અને સુગ્રીવ પ્યારો જણાયો તેનું કારણ શું? કે જેથી મને માર્યો." ॥ ૩ ॥ રામચંદ્રજી બોલ્યા કે, "અરે મૂર્ખ! સાંભળ. નહાના ભાઇની સ્ત્રી, બેહેન, પુત્રની સ્ત્રી અને પોતાની દીકરી, એ ચારે સમાન છે. જે પુરુષ એઓમાંથી કોઇની ઉપર કુદૃષ્ટિથી જુવે, તેનો વધ કરવામાં કશું પાપ નથી. (વાળીએ સુગ્રીવની સ્ત્રીને પોતાની સ્ત્રી કરી લીધી હતી, તેથી રામચંદ્રજી આ વચન બોલ્યા છે.) ॥ ૪ ॥ હે મૂઢ! તને મોટું અભિમાન હતું કે, જેથી તેં, સ્ત્રીએ આપેલા શીખામણને પણ કાન દીધો નહીં. વળી તું સુગ્રીવને મારા ભુજબળનો આશ્રિત જાણતાં છતાં પણ મારવા ઇચ્છતો હતો, તેથી તને અધમ તથા અભિમાની જ કહેવો જોઇએ. ॥ ૫ ॥

दो०—सुनहु राम स्वामी सुभग, चल न चातुरी मोरि ॥
प्रभु अजहूँ मैं पातकी, अन्तकाल गति तोरि ॥ २० ॥

વાળી બોલ્યો કે, "હે સુંદર સ્વામી રામચન્દ્રજી! આપની પાસે મારી કશી ચાતુરી ચાલી શકતી નથી, તોપણ હું પૂછું છું કે, 'આ અંતના સમયમાં આપ મારી સામે ઉભા છો, તે છતાં પણ હજી હું પાતકી રહ્યો છું.' ॥ ૨૦ ॥

चौ०—सुनत राम अति कोमल बानी । बालि शीश परसा निज पानी ॥
अचल करौं तनु राखहु प्राना । बालि कहा सुन कृपानिधाना ॥ १ ॥
जन्म जन्म मुनि यत्न कराहीं । अन्त राम कहि आवत नाहीं ॥

---

[1] વાળીની છાતીને તોડીને તે બાણુ પાછું ધનુષ્યમાં ચઢ્યું હતું અથવા વાળીના પ્રાણુ ગયા ન હતા તેથી બીજું બાણુ ચઢાવી રાખ્યું હતું અથવા વાળીની તરફથી કોઈ યુદ્ધ કરવા આવે, તો તેને મારવા બાણુ ચઢાવી રાખ્યું હતું. [2] 'આ ઇશ્વર છે, તે છતાં તેમણે વિષમતા કેમ કરી? એમણે મને કશું કહ્યું પણ નહીં, તેનું શું કારણુ હશે? સુગ્રીવે એમનું એવડું બધું મોટું કામ શું કરી આપ્યું છે?' એમ વારંવાર વિચાર કર્યો. પછી મનમાં આવ્યું કે, પ્રભુ છે, માટે ગમે તેમ કરવા મુખત્યાર છે અથવા આનાં સઘળાં અંગો સુંદર છે, તો તેઓના ક્યા અંગમાં ચિત્ત લગાવવું? એમ વિચારીને અંતે પ્રભુનાં ચરણારવિન્દમાં ચિત્ત લગાવવું યોગ્ય છે, એમ ધારીને ચરણોમાં ચિત્ત લગાવ્યું.

जासु नाम बल संकर कासी । देत सबहि सम गति अविनासी ॥ २ ॥
मम लोचन गोचर सोइ आवा । बहुरिकि प्रभु अस बनहि बनावा ॥

રામચન્દ્રજીએ, એ કોમળ વાણી સાંભળતાં જ વાળીના માથા ઉપર પોતાનો હાથ મૂક્યો અને કહ્યું કે, 'તું તારૂં શરીર રાખ. હું તારા પ્રાણોને તારા શરીરમાં અચળ કરી આપું.' ॥ ૧ ॥ વાળી બોલ્યો કે, "હે કૃપાનિધાન! સાંભળો. મુનિઓ જન્મોજન્મમાં યત્ન કરે છે, તોપણ જેનું 'રામ' એ નામ અંત સમયમાં મોહોડાપર આવતું નથી અથવા મુનિઓ, જન્મોજન્મમાં યત્ન કરી, છેવટના જન્મમાં અંત સમયે રામનાં 'રામ' એ નામનું ઉચ્ચારણ કરીને પાછા સંસારમાં આવતા નથી અથવા મુનિઓ જન્મોજન્મમાં યત્ન કરતાં પણ જે રામનાં 'રામ' એ નામના મહિમાનો અંત પામતા નથી અને જે રામનાં 'રામ' એ નામના બળથી જ સદાશિવ કાશીમાં મરનારાં સર્વ પ્રાણીઓને એક સરખી રીતે અવિનાશી ગતિ (મુક્તિ) આપે છે, ॥ ૨ ॥ તે આપ આજ અંત સમયે મારાં નેત્રોની આગળ ઉભા છો, તો હવે મારે શરીર રાખવાનું શું પ્રયોજન હોય? હે પ્રભુ! આવો બનાવ કાંઈ ફરીવાર કદી પણ બને? ॥

छं०—सो नयनगोचर जासु गुण नित नेति कहि श्रुति गावहीं ॥
जिति पवन मन गो निरस करि मुनि ध्यान कबहुँ कि पावहीं ॥
मोहिं जानि अति अभिमान वश प्रभु कहेउ राखु शरीरहीं ॥
अस कवन शठ हठ काटि सुरतरु वारि करहिं करीरहीं ॥ १ ॥

શ્રુતિઓ પણ નેતિ નેતિ કરીને જેના ગુણોને ગાય છે અને મુનિઓ પવનને જિતી તથા મનને અને ઇંદ્રિયોને વિષયોની ઇચ્છાથી રહિત કરી, ધ્યાન કરતાં છતાં પણ જેને કોઈ સમયે જ પામે છે, તે આપ મને અત્યંત અભિમાન વશ જાણીને, શરીર રાખવાનું કહો છો, પણ એવો કોણ મૂર્ખ હોય ? કે જે બલાત્કારથી કલ્પ વૃક્ષને કાપીને તેનાં કાષ્ઠોથી કેરડાંની આસપાસ વાડ બનાવે? ॥ ૧ ॥

छं०—अब नाथ करि करुणा विलोकहु देहु यह वर मांगऊँ ॥
जेहि योनि जन्मउँ कर्म वश तहँ रामपद अनुरागऊ ॥
यह तनय मम सम विनय बल कल्याण पद प्रभु दीजिये ॥
गहि बाँह सुर नरनाह अंगद दास अपनो कीजिये ॥ २ ॥

હે નાથ! હવે કરુણા કરીને મારી સામે જુવો અને હું જે વરદાન માગું છું, તે આપો. હું કર્મોને વશ રહી, જે જે યોનિમાં જન્મ પામું, તે તે સર્વ યોનિમાં મને આપનાં ચરણોમાં પ્રેમ થાય એ વરદાન આપો.' હે દેવતાઓના તથા મનુષ્યોના

---

૧ વાળીએ કર્માનુસાર જે જે યોનિ મળે, તેમાં આપનું ભજન મળે, એવું વરદાન માગ્યું તેથી પ્રથમ તેને વૈકુણ્ઠનો ભક્તિયુક્ત સુખભોગ મળ્યો. मारेहु मोहि व्याधकी नांई એ રીતે રામને પારાધી જેવા કહ્યા હતા, તે પાપને લીધે તે વાળી વૈકુણ્ઠ લોકમાંથી પાછો દ્વાપર યુગમાં પારાધીનો અવતાર પામ્યો અને તે અવતારમાં શ્રીકૃષ્ણને બાણ મારી, દર્શનના પ્રભાવથી પરમ ભક્તિ પામીને, મુક્ત થઈ ગયો, એમ કહેવામાં આવે છે.

સ્વામી ! આ મારો પુત્ર અંગદ કે જે મારા જેવો જ વિનયથી તથા બળથી સંપન્ન છે, તેનો હાથ પકડીને ઉત્તમ પદવી આપજો અને આપનો દાસ કરી રાખજો. ॥ ૨ ॥

दो०—राम चरण दृढ प्रीति कर, वालि कीन्ह तनु त्याग ॥
सुमन माल जिमि कंठते, गिरत न जानै नाग ॥ २१ ॥

વાળીએ રામનાં ચરણોમાં દૃઢ પ્રીતિ કરીને પોતાના દેહનો ત્યાગ કર્યો. જેમ હાથીના ગળામાંથી પુષ્પોની માળા પડી જાય, તેની હાથીને ખબર પણ ન રહે, તેમ વાળીને પોતાના શરીરના ત્યાગની ખબર પણ ન રહી. ॥ ૨૧ ॥

चौ०—राम वालि निज धाम पठावा । नगर लोक सब व्याकुल धावा ॥
नाना विधि विलापकर तारा । छूटे केशन देह सँभारा ॥ १ ॥
पुनि पुनि तासु शीश उर धरई । वदन विलोकि हृदयमें हतई ॥
मैं पति तुमहिं बहुत समुझावा । काल विवश पिय मनहिं न आवा ॥ २ ॥
अंगद कहँ कछु कहन न पाये । बीचहि सुरपुर प्राण पठाये ॥
तारा विकल देखि रघुराया । दीन्ह ज्ञान हर लीन्ही माया ॥ ३ ॥
क्षिति जल पावक गगन समीरा । पंच रचित यह अधम शरीरा ॥
प्रगट सो तनु तव आगे सोवा । जीव नित्य तुम केहि लग रोवा ॥ ४ ॥
उपजा ज्ञान चरण तब लागी । लीन्हेसि परम भक्ति वर मांगी ॥
उमा दारु योषितकी नाईं । सबहि नचावहिं राम गुसांईं ॥ ५ ॥
तब सुग्रीवहि आयसु दीन्हा । मृतक कर्म विधिवत सब कीन्हा ॥
राम कहा अनुजहि समुझाई । राज्य देहु सुग्रीवहि जाई ॥ ६ ॥
रघुपति चरण नायकर माथा । चले सकल प्रेरित रघुनाथा ॥

રામે વાળીને પોતાના વૈકુણ્ઠ લોકમાં મોકલ્યો. વાળીને મરણ પામેલો જાણી, કિષ્કિન્ધાનાં સર્વે માણસો વ્યાકુલ થઇને યુદ્ધના સ્થલમાં આવ્યાં. જેના કેશ છૂટી ગયા હતા તથા જેને દેહની પણ કશી સંભાળ રહી ન હતી એવી તારા, અનેક પ્રકારના વિલાપો કરવા લાગી, ॥૧॥ વારંવાર વાળીના માથાને છાતીપર લેવા લાગી અને વાળીનું મોહોડું જોઇને છાતી કૂટવા લાગી. તારા વિલાપ કરતી કરતી વચનો બોલવા લાગી કે, "હે પ્યારા સ્વામી ! મેં તમને ઘણી રીતે સમજાવ્યા, પણ તમે કાળને વશ થઈ ગયા હતા તેથી મારૂં કહેલું તમારા મનમાં આવ્યું નહીં ॥ ૨ ॥ આપ અંગદને પણ કશી ભલામણ નહીં કરી શકયા અને વચમાં જ પ્રાણોને દેવલોકમાં મોકલી બેઠા." રામચન્દ્રજીએ, વિહ્વલ જોઇને તેને જ્ઞાન આપ્યું અને અજ્ઞાન હરી લીધું. ॥ ૩॥ રામચંદ્રજીએ જ્ઞાન આપ્યું કે, 'હે તારા! પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચમહાભૂતોથી ગોઠવાયેલું જે અધમ શરીર છે, તે તો તારી આગળ પ્રત્યક્ષ રીતે સૂતું છે, માટે તેનો શોક કરવો યોગ્ય નથી અને તું જીવનો શોક કરતી હો, તો જીવ નિત્ય હોવાથી કદી પણ મરતો નથી, તો તું કોને વાસ્તે શોક કરે છે ?" ॥ ૪ ॥ આ વચનથી જ્ઞાન ઉત્પન્ન થતાં, તારાએ રામચન્દ્રજીનાં ચરણોમાં પડીને પરમ ભક્તિરૂપ વરદાન માગી લીધું. હે પાર્વતી!

જેમ નટ લાકડાંની પુતળીઓને નચાવે છે, તેમ રામચન્દ્રજી સર્વને નચાવે છે, ॥ ૫ ॥ રામચન્દ્રજીએ વાળીની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરવાની આજ્ઞા કરી અને સુગ્રીવે વિધિ પ્રમાણે તે સર્વ ક્રિયા કરી. રામચન્દ્રજીએ, લક્ષ્મણજીને આજ્ઞા કરી કે, "તમે કિષ્કિન્ધામાં જઈને સુગ્રીવને રાજ્ય આપો." ॥ ૬ ॥ રામે પ્રેરેલા લક્ષ્મણજી તથા હનુમાનજી આદિ સર્વે લોકો, રામનાં ચરણોમાં માથાં નમાવીને ત્યાંથી કિષ્કિન્ધામાં ગયા. ॥

दो०—लक्ष्मण तुरत बुलायऊ, पुरजन विप्र समाज ॥
राज्य दीन्ह सुग्रीव कहँ, अंगद कहँ युवराज ॥ २२ ॥

લક્ષ્મણજીએ તુરત બ્રાહ્મણોના સમાજને તથા શેહેરના રહેનારાઓને બોલાવી સુગ્રીવને રાજ્ય આપ્યું અને અંગદને યૌવરાજ્ય આપ્યું; ॥ ૨૨ ॥

चौ०—उमा राम सम हित जग माहीं । गुरु पितु मातु बंधु को नाहीं ॥
सुर नर मुनि सबकी यह रीती । स्वारथ लागि करैं सब प्रीती ॥ १ ॥
बालि त्रास व्याकुल दिन राती । तनु विवरण चिन्ता जर छाती ॥
सो सुग्रीव कीन्ह कपिराऊ । अति कोमल रघुवीर स्वभाऊ ॥ २ ॥
जानतहू अस प्रभु परिहरहीं । काहे न विपति जाल नर परहीं ॥
पुनि सुग्रीवहि लीन्ह बुलाई । बहु प्रकार नृप नीति सिखाई ॥ ३ ॥
कह प्रभु सुन सुग्रीव हरीशा । पुर न जाउँ दश चारि बरीशा ॥
गत ग्रीषम वर्षाऋतु आई । रहिहौं निकट शैलपर छाई ॥ ४ ॥
अंगद सहित करहु तुम राजू । संतत हृदय राखि मम काजू ॥
तब सुग्रीव भवन फिरि आये । राम प्रवर्षण गिरिपर छाये ॥ ५ ॥

હે પાર્વતી ! જગતમાં ગુરુ, પિતા, માતા કે બંધુ, કોઈ પણ રામ સમાન હિતકારી નથી અથવા જગતમાં રામ સમાન કોઈ પણ સ્નેહી, ગુરુ, પિતા, માતા કે બંધુ નથી. દેવતાઓ, મનુષ્યો અને મુનિઓ, એઓની તો એવી રીતિ છે કે, તેઓ સર્વે પોતાના સ્વાર્થને વાસ્તે પ્રીતિ કરે છે. ॥ ૧ ॥ રામચન્દ્રજીને, પોતે ઇશ્વર હોવાથી સુગ્રીવમાં કશો સ્વાર્થ નહીં હતો, તોપણ તેમણે સુગ્રીવને વાળીના ત્રાસથી રાતદિવસ વ્યાકુળ થતો, શરીરમાં વિવર્ણ થઇ ગયેલો અને ચિન્તાથી બળતી છાતીવાળો જોઈ, કેવળ પોતાના કોમળ સ્વભાવને લીધે જ વાનરોનો રાજા બનાવી દીધો. ॥ ૨ ॥ જે લોકો જાણી બુઝીને એવા પ્રભુને વિસારે, તેઓ વિપત્તિરૂપી જાળમાં કેમ ન પડે ? પછી રામચન્દ્રજીએ સુગ્રીવને કિષ્કિન્ધામાંથી બોલાવી, ઘણા પ્રકારની રાજનીતિ શીખાવી. પછી સુગ્રીવે, કિષ્કિન્ધામાં પધારીને રહેવાની વિજ્ઞપ્તિ કરતાં, ॥ ૩ ॥ રામચન્દ્રજીએ કહ્યું કે, "મારાથી ચૌદ વર્ષ પૂરાં થતાં સૂધી કોઇ પણ પુરમાં પ્રવેશ કરી શકાય એમ નથી. હાલ ગ્રીષ્મ ઋતુ વ્યતીત થઇને વર્ષાઋતુ આવી છે, તો આ ઋતુમાં આ પાસેના પર્વત ઉપર નિવાસ કરીને રહીશ. ॥ ૪ ॥ તમે યુવરાજ અંગદસહિત રાજ્ય કરો અને આ ઋતુ વ્યતીત થાય ત્યાંસૂધી મારાં કામને સર્વદા હૃદયમાં રાખ્યા કરો, (શરદ્ ઋતુમાં મારાં કામને

વાસ્તે ઉદ્યોગ કરો.)" રામચન્દ્રજીનાં વચન સાંભળી સુગ્રીવ પાછો ઘેર આવ્યો. રામચન્દ્રજી પ્રવર્ષણ નામના પર્વત ઉપર રહ્યા. ॥ ૫ ॥

**दो०—प्रथमहि देवन गिरि गुहा, राखी रुचिर बनाय ॥**
**राम कृपानिधि कछुक दिन, वास करहिंगे आय ॥ २३ ॥**

'કૃપાનિધિ રામચન્દ્રજી અહીં આવીને કેટલાક દિવસ સુધી નિવાસ કરશે, એમ જાણીને દેવતાઓએ પ્રથમથી જ તે પર્વતમાં એક સુંદર ગુફા બનાવી રાખી હતી. ॥૨૩

**चौ०—सुंदर वन कुसुमित तरु शोभा । गुंजत चंचरीक मधु लोभा ॥**
**कंद मूल फल पत्र सुहाये । भये बहुत जबते प्रभु आये ॥ १ ॥**
**देखि मनोहर शैल अनूपा । रहे तहँ अनुज सहित सुर भूपा ॥**
**मंगलरूप भयो वन तबते । कीन्ह निवास रमापति जबते ॥ २ ॥**
**मधुकर खग मृग तनु धरि देवा । करहिं सिद्ध मुनि प्रभुकी सेवा ॥**
**फटिक शिला अति शुभ्र सुहाई । सुख आसीन तहां दोउ भाई ॥ ३ ॥**
**कहत अनुज सन कथा अनेका । भक्ति विरति नृप नीति विवेका ॥**
**वर्षा काल मेघ नभ छाये । गर्जत लागत परम सुहाये ॥ ४ ॥**

એ પર્વતમાં સુંદર વનો ફૂલી રહેલાં વૃક્ષોથી બહુ શોભી રહ્યાં હતાં. મકરંદના લોભવાળા ભ્રમરો પુષ્પોમાં ગુંજાર કરી રહ્યા હતા. જ્યારથી રામચન્દ્રજી પધાર્યા, ત્યારથી કંદ, મૂળ, ફળ તથા પત્રો અત્યંત સુંદર ઉત્પન્ન થવા લાગ્યાં હતાં. ॥ ૧ ॥ મનનું આકર્ષણ કરનારા તે અનુપમ પર્વતને જોઈ, દેવતાઓના સ્વામી રામ, લક્ષ્મણજી સહિત ત્યાં રહ્યા. લક્ષ્મીના પતિ રામચન્દ્રજીએ જ્યારથી નિવાસ કર્યો, ત્યારથી સઘળું વન મંગળરૂપ થઈ ગયું. ॥ ૨॥ દેવતાઓ, સિદ્ધો અને મુનિઓ, ભ્રમરોનાં, પક્ષીઓનાં અને મૃગોનાં રૂપો ધરી ધરીને રામચન્દ્રજીની સેવા કરતા હતા. ત્યાં સુંદર અને અત્યંત સફેદ સ્ફાટિક મણિની શિલા હતી, તે ઉપર બન્ને ભાઈઓ આનંદથી બેસતા હતા. રામચન્દ્રજી, લક્ષ્મણજીની પાસે ભક્તિસંબંધી, વૈરાગ્યસંબંધી, રાજનીતિસંબંધી તથા બ્રહ્મવિદ્યાસંબંધી અનેક કથાઓ કહેતા હતા. વર્ષા ઋતુને લીધે આકાશમાં છાઈ રહેલાં ગાજતાં વાદળાં બહુ જ સુંદર લાગતાં હતાં. ॥ ૪ ॥

**दो०—लक्ष्मण देखहु मोर गण, नाचत वारिद पेखि ॥**
**गृही विरति रति हर्ष जस, विष्णु भक्त कहँ देखि ॥ २४ ॥**

આ સમયમાં રામચન્દ્રજી બોલ્યા કે, "હે લક્ષ્મણ! જેમ વૈરાગ્યમાં રુચિવાળા વૈષ્ણવોને જોઈને ગૃહસ્થો રાજી થાય, તેમ વાદળાંઓને જોઈને રાજી થતા મોરો નૃત્ય કરે છે, તે જુવો.[1] ॥ ૨૪ ॥

**चौ०—घन घमंड नभ गर्जत घोरा । प्रिया हीन डरपत मन मोरा ॥**
**दामिनि दमक रहत घन माहीं । खलकी प्रीति यथा थिर नाहीं ॥ १ ॥**

---

૧ આમાં નીતિ, વૈરાગ્ય તથા ભક્તિ, એ ત્રણ છે.

वर्षहिं जलद भूमि नियराये । यथा नवहिं बुध विद्या पाये ॥
बुन्द अघात सहैं गिरि कैसे । खलके वचन संत सह जैसे ॥ २ ॥
क्षुद्र नदी भरि चलि उतराई । जिमि थोरे धन खल बौराई ॥
भूमि परत भा ढाबर पानी । जिमि जीवहि माया लपटानी ॥ ३ ॥
सिमिटि सिमिटि जल भरहिं तलावा । जिमि सद्गुण सज्जन पहँ आवा
सरिता जल जलनिधिमें जाई । होय अचल जिमि जिय हरि पाई ॥४॥

આકાશમાં ભારે ઘેરાવ કરીને ભયંકર રીતે ગાજતાં આ વાદળાંઓને જોઈ, પ્યારીના વિયોગને લીધે મારૂં મન કામદેવનાં બાણોથી ડરે છે. વાદળાંઓમાં ચમકતી વીજળી ખળ પુરુષોની પ્રીતિની પેઠે સ્થિર રહેતી નથી.[1] ॥ ૧ ॥ જેમ પંડિતો વિદ્યા પામીને નમ્ર થાય, તેમ જલ પામીને નમ્ર થયેલાં વાદળાંઓ પૃથ્વીના સમીપમાં આવીને વૃષ્ટિ કરે છે.[1] જેમ સત્પુરુષો ખલ લોકોનાં દુર્વચનોના આઘાતનું અનાયાસથી સહન કરે, તેમ પર્વતો વરસાદની ધારાઓના આઘાતનું અનાયાસથી સહન કરે.[2] ॥ ૨ ॥ જેમ ખલ પુરુષો ઘણા કાલ સૂધી નહીં ટકે એવું ધન પામીને પણ ઉન્મત્ત થઈ અમાર્ગે ચાલવા લાગે, તેમ ક્ષુદ્ર નદીઓ ઘણા કાલ સૂધી નહીં ટકે એવું જલ પામી, પૂર આવીને અમાર્ગે ચાલવા લાગી છે.[1] જેમ જીવ માયાનો, સમ્બન્ધ પામીને મલિન થઈ જાય છે, તેમ વરસાદનું પાણી પૃથ્વીનો સમ્બન્ધ પામીને મલિન થઈ જાય છે.[3] ॥ ૩ ॥ જેમ સજ્જનો ધીરે ધીરે પ્રાપ્ત થતા સદ્ગુણોથી ભરપૂર થઈ જાય છે,તેમ તળાવો ધીરે ધીરે આવતાં જલોથી ભરપૂર થઈ જવા લાગ્યાં છે,[1] જેમ જીવો પરમાત્માને પામીને ત્યાંથી પાછા ફરે નહીં, તેમ નદીઓનાં જલો સમુદ્રને પામીને ત્યાંથી પાછાં ફરતાં નથી.[4]॥૪

दो०—हरित भूमि तृण संकुलित, समुझि परे नहिं पंथ ॥
जिमि पाखण्ड विवादते, लुप्त भये सद्ग्रन्थ ॥ २५ ॥

જેમ પાખંડી લોકોના વિવાદથી લુપ્ત થયેલા સારા ગ્રંથો સૂઝે નહીં, તેમ પૃથ્વીપર લીલાં ખડોના ઊગવાથી લુપ્ત થયેલા માર્ગો સૂઝતા નથી.[3] ॥ ૨૫ ॥

चौ०—दादुर धुनि चहुँ ओर सुहाई । वेद पढै जनु बटु समुदाई ॥
नव पल्लव भये विटप अनेका । साधुके मन जस मिले विवेका ॥ १ ॥
अर्क जवास पात विनु भयऊ । जिमि सुराज्य खल उद्यम गयऊ ॥
खोजत पंथ मिलै नहिं धूरी । करै क्रोध जिमि धर्महिं दूरी ॥ २ ॥
शश सम्पन्न सोह महि कैसि । उपकारीकी संपत्ति जैसी ॥
निशि तम घन खद्योत विराजा । जिमि दंभिनका जुरा समाजा ॥ ३ ॥
महावृष्टि चलि फूटि कियारी । जिमि स्वतंत्र हुइ बिगरहिं नारी ॥
कृषी निरावहिं चतुर किसाना । जिमि बुध तजहिं मोह मद माना ॥ ४ ॥

१ આમાં નીતિ કહી છે. ૨ આમાં જ્ઞાન તથા વૈરાગ્ય કહેલ છે. ૩ આમાં જ્ઞાન કહ્યું છે.
૪ આમાં બ્રહ્મવિદ્યા કહી છે.

देखिय चक्रवाक खग नाहीं । कलिहि पाय जिमि धर्म पराहीं ॥
ऊसर बरसै तृण नहिं जामा । संत हृदय जस उपज न कामा ॥ ५ ॥
विविध जंतु संकुल महि भ्राजा । बढै प्रजा जिमि पाय सुराजा ॥
जहँ तहँ पाथिक रहे थकि नाना । जिमि इन्द्रिय गण उपजै ज्ञाना ॥ ६ ॥

ચોમેર જામી રહેલો દેડકાંઓનો અવાજ, એક ધ્વનિથી વેદપાઠ કરવા લાગેલા બ્રહ્મચારીઓના અવાજ જેવો મનોહર લાગે છે.[1] જેમ સાધુઓનાં અંતઃકરણો વિવેકની પ્રાપ્તિથી પ્રફુલ્લિત થઈ રહે, તેમ અનેક વૃક્ષો જલની પ્રાપ્તિથી નવપલ્લવોવાળાં થઈ રહ્યા છે.[2] ॥ ૧ ॥ જેમ સારૂં રાજ્ય થવાથી ખલ પુરુષો પોતાના ઉદ્યમ વગર થઈ જાય, તેમ સુવૃષ્ટિ થવાથી આકડાઓ તથા જવાસાઓ પાંદડાં વગરના થઈ થયા છે.[3] જેમ ક્રોધ ફેલાતાં શોધવાથી પણ ધર્મનો કયાંય પત્તો મળે નહીં, તેમ વરસાદનું જળ ફેલાતાં શોધવાથી પણ માર્ગની ધૂળને પત્તો મળતો નથી.[3] ॥ ૨ ॥ જેમ સંપત્તિ, પરોપકારના ઉદયથી શોભે, તેમ પૃથ્વી, ધાન્યોના ઉગવાથી શોભી રહી છે.[4] જેમ ઘાટા અજ્ઞાનવાળા લોકોની સભામાં પાખંડી શોભે, તેમ ઘાટા અંધકારવાળી રાત્રીમાં પતંગિયાઓ શોભે છે.[5] ॥ ૩ ॥ જેમ સ્ત્રીઓ સ્વતંત્રતા મળવાથી બગડીને મરજી પ્રમાણે ચાલવા લાગે, તેમ કયારાઓની પાળો, ઘણું જળ મળવાથી બગડીને ચોમેરથી ફાટી જવા લાગી છે.[8] જેમ વિદ્વાન્ લોકો મોહને, મદને તથા માનને કહાડી નાખીને અંતઃકરણોને સ્વચ્છ કરે, તેમ ચતુર ખેડુતો, ખડ વગેરેને કહાડી નાખીને ખેતીઓને સ્વચ્છ કરવા લાગ્યા છે.[2] ॥ ૪ ॥ જેમ કલિયુગ પ્રાપ્ત થવાથી ભાગી ગયેલો ધર્મ કયાંય જોવામાં આવે નહીં, તેમ વર્ષા ઋતુ પ્રાપ્ત થવાથી ભાગી ગયેલો હંસોનો સમુદાય કયાંય જોવામાં આવતો નથી.[6] જેમ સ્ત્રીઓની અનેક ચેષ્ટાઓથી પણ સંત લોકોના હૃદયમાં કામદેવ ઉત્પન્ન થાય નહીં, તેમ ભારે વરસાદ પડયા છતાં પણ, ખારી જગ્યાઓમાં ખડ ઉગતાં નથી.[7] ॥ ૫ ॥ જેમ સારો રાજા પ્રાપ્ત થવાથી પૃથ્વી પ્રજાઓની વૃદ્ધિથી શોભી રહે, તેમ સારો વરસાદ થવાથી પૃથ્વી અનેક જીવ જન્તુઓની વૃદ્ધિથી શોભી રહી છે.[3] જેમ જ્ઞાન પ્રાપ્ત થતાં, ઈંદ્રિયો શરીરમાં સ્થિર થઈ જાય, તેમ વર્ષા ઋતુ પ્રાપ્ત થવાથી અનેક પ્રવાસી લોકો જ્યાં ત્યાં સ્થિર ગયા છે.[2] ॥ ૬ ॥

दो०—कबहुँ प्रबल चल मारुत, जहँ तहँ मेघ बिलाहिं ॥
जिमि कुपूतके ऊपजे, कुलकर धर्म नशाहिं ॥ २६ ॥

જેમ કોઈ વખતે કુપુત્રના ઉત્પન્ન થવાથી કુલના ધર્મો નષ્ટ થઈ જાય, તેમ કોઈ વખતે પ્રબલ પવન ચાલવાથી વાદળાંઓ જ્યાં ત્યાં નષ્ટ થઈ જાય છે.[3] ॥ ૨૬ ॥

दो०—कबहुँ दिवस महँ निबिड तम, कबहुँक प्रगट पतंग ॥
उपजै बिनशै ज्ञान जिमि, पाय सुसंग कुसंग ॥ २७ ॥

---

૧ આમાં વેદપાઠ ઉપર ભક્તિ જણાવી છે. ૨ આમાં જ્ઞાન કહ્યું છે. ૩ આમાં નીતિ કહી છે. ૪ આમાં નીતિ તથા વૈરાગ્ય કહેલ છે. ૫ આમાં વિવેક કહ્યો છે. ૬ આમાં નીતિ તથા કલિયુગનાં કૃત્યોથી વૈરાગ્ય કહેલ છે. ૭ આમાં વૈરાગ્ય કહેલ છે.

જેમ જ્ઞાન કોઈ સમયે સુસંગ મળવાથી પ્રકટે અને કોઇ સમયે કુસંગ મળવાથી નષ્ટ થઈ જાય, તેમ સૂર્ય કોઈ સમયે પ્રબલ પવન મળવાથી પ્રકટે છે અને કોઈ સમયે વાદળાંઓનો ઘાટો અંધકાર પ્રાપ્ત થવાથી તિરોહિત થઈ જાય છે.[1] ॥ ૨૭ ॥

चौ०—वर्षा विगत शरद ऋतु आई। देखउ लक्ष्मण परम सुहाई ॥
फूले कास सकल महि छाई। जनु वर्षाकृतिं प्रगट बुढाई ॥ १ ॥
उदित अगस्त्य पंथ जल शोषा। जिमि लोभहि शोषै संतोषा ॥
सरिता सरजल निर्मल सोहा। संत हृदय जस गत मद मोहा ॥ २ ॥
रस रस शोष सरित सर पानी। ममता त्याग करहिं जिमि ज्ञानी ॥
जानि शरद ऋत खंजन आये। पाय समय जिमि सुकृत सुहाये ॥ ३ ॥
पंक न रेणु सोह अस धरणी। नीति निपुण नृपकी जस करणी ॥
जल संकोच विकल भये मीना। विबुध कुटुम्बी जिमि धनहीना ॥ ४ ॥
विनु घन निर्मल सोह अकाशा। जिमि हरि जन परि हरि सब आशा ॥
कहुँ कहुँ वृष्टि शारदी थोरी। कोउ इक पाव भक्ति जिमि मोरी ॥ ५ ॥

હે લક્ષ્મણજી ! જુવો. હવે વર્ષા ઋતુ જતી રહી છે અને અત્યંત સુંદર શરદ્ ઋતુ આવી છે. ચોમેર પ્રફુલ્લિત થયેલાં કાંસડાઓનાં સફેદ પુષ્પોથી છવાઇ રહેલી પૃથ્વી જાણે વર્ષા ઋતુના બુઢ્ઢાપાની સ્પષ્ટ આકૃતિ હોય એવી દેખાય છે. ॥ ૧ ॥ જેમ લોભ, સંતોષનું શોષણ કરે, તેમ ઉદય પામેલો અગસ્ત્યનો તારો, માર્ગનાં જલનું શોષણ કરવા લાગ્યો છે.[2] જેમ મદથી તથા મોહથી રહિત થયેલું સંત જનનું હૃદય શોભે, તેમ મેલથી રહિત થયેલું નદીઓનું તથા તળાવોનું જલ શોભે છે.[1] ॥ ૨ ॥ જેમ જ્ઞાની જનનું મમત્વ ધીરે ધીરે ઓછું થતું જાય, તેમ નદીઓનું તથા તળાવનું જલ, ધીરે ધીરે ઓછું થતું જાય છે[1] જેમ પાકકાલ પ્રાપ્ત થતાં પુણ્યોનાં ફળો આવવા લાગે છે, તેમ શરદ્ ઋતુ પ્રાપ્ત થતાં ખંજન પક્ષીઓ આવવા લાગ્યાં છે.[3] ॥ ૩ ॥ જેમ નીતિમાં નિપુણતા ધરાવનારા રાજાની કરણી અત્યંત કઠણપણું કે અત્યંત કોમળપણું પણ નહીં હોવાથી શોભે, તેમ પૃથ્વી અત્યંત કાદવ કે અત્યંત ધૂળ પણ નહીં હોવાથી શોભે છે.[4] જેમ સમજું કુટુંબીઓ ધનનો સંકોચ થવા લાગતાં વ્યાકુલ થઇ જાય, તેમ માછલાંઓ જલનો સંકોચ થવા લાગતાં વ્યાકુલ થઇ જાય છે.[5] ॥ ૪ ॥ જેમ આશાઓનો ત્યાગ કરવાથી નિર્મળ થયેલો હરિજન શોભે, તેમ વાદળાંઓનો ત્યાગ કરવાથી નિર્મળ થયેલું આકાશ શોભે છે.[5] જેમ મારી ભક્તિ કોઇ કોઇ માણસમાં જ જોવામાં આવે, તેમ શરદ્ ઋતુની વૃષ્ટિ કોઇ કોઇ સ્થલમાં જ જોવામાં આવે છે.[6] ॥ ૫ ॥

**दो०—चले हर्ष तजि नगर नृप, तापस वणिक भिखारि ॥**
**जिमि हरिभक्ति पाय श्रम, तजहिं आश्रमी चारि ॥ २८ ॥**

---

૧ આમાં જ્ઞાન કહ્યું છે. ૨ આમાં નીતિ કહી છે. ૩ આમાં નીતિનું અંગભૂત ધૈર્ય કહેલ છે. ૪ આમાં રાજનીતિ કહી છે. ૫ આમાં ભક્તિ કહી છે. ૬ આમાં ભક્તિની દુર્લભતા કહી છે.

જેમ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી, એ ચારે આશ્રમીઓ, હરિની ભક્તિને પ્રાપ્ત થઈ, કર્મો કરવાના પરિશ્રમને તજી દઈને આનંદથી બ્રહ્મવિદ્યાના માર્ગમાં ચાલે, તેમ રાજાઓ, તપસ્વીઓ, વ્યાપારીઓ અને ભીખારીઓ નગરોને છોડી દઈને આનંદથી પરદેશના, વનનાં, સમુદ્રના અને ખળાવાડોના માર્ગમાં ચાલવા લાગ્યા.[1] ॥૨૮

चौ०–सुखी मीन जहँ नीर अगाधा । जिमि हरि शरण न एकौ बाधा ॥
फूले कमल सोह सर कैसे । निर्गुण ब्रह्म सगुण भये जैसे ॥ १ ॥
गुंजत मधुकर निकर अनूपा । सुंदर खग रव नाना रूपा ॥
चक्रवाक मन दुख निशि पेखी । जिमि दुर्जन पर संपति देखी ॥ २ ॥
चातक रटत तृषा अनि वोही । जिमि सुख लहै न शंकर द्रोही ॥
शरदातप निशि शशि अपहरई । संत दरश जिमि पातक टरई ॥ ३ ॥
देखहिं विधु चकोर समुदाई । चितवहिं हरिजन हरि जिमि पाई ॥
मशक दंश बीते हिम त्रासा । जिमि द्विज द्रोह किये कुल नाशा ॥ ४ ॥

જેમ સંસારી લોકો સઘળી અડચણોથી રહિત હરિભજનનો આશ્રય લઈને સુખી થાય, તેમ માછલાંઓ, સઘળી અડચણો વગરનાં અગાધ જળનો આશ્રય લઈને સુખી થાય છે.[2] જેમ નિર્ગુણ પરબ્રહ્મ, પોતામાં જગતનો આવિર્ભાવ થવાથી શોભે તેમ તળાવ પોતામાં કમળોના સમૂહનો આવિર્ભાવ થવાથી શોભે છે.[1] ॥ ૧ ॥ અનુપમ ભ્રમરોના સમૂહો ગુંજાર કરે છે અને અનેક રૂપોવાળાં પક્ષીઓ સુંદર અવાજો કરે છે. જેમ દુર્જનો પરાઈ સંપત્તિને દેખીને મનમાં દુઃખ પામે, તેમ ચક્રવાક પક્ષીઓ રાત્રિને જોઈને મનમાં દુઃખ પામે છે.[3] ॥ ૨ ॥ જેમ શંકરના દ્રોહીઓ સુખ નહીં મળવાથી પોકાર કર્યા કરે, તેમ બપૈયાઓ જળ નહીં મળવાથી પોકાર કર્યા કરે છે.[2] જેમ સંત જનોનું દર્શન પાપોનું હરણ કરે છે, તેમ રાતે ચંદ્રનું દર્શન શરદ્ ઋતુના તાપનું હરણ કરે છે.[4] ॥૩॥ જેમ ભક્ત જનો નારાયણનું દર્શન થતાં, તેમની સામે જોઈ રહે, તેમ ચકોર પક્ષીઓ ચંદ્રનું દર્શન થતાં તેની સામે જોઈ રહે છે. જેમ બ્રાહ્મણના દ્રોહથી કુલનો નાશ થાય, તેમ ઠંડીના ત્રાસથી મચ્છર તથા ડાંસ વગેરેનો નાશ થાય છે. [3] ॥ ૪ ॥

दो०–भूमि जीव संकुल रहे, गये शरद ऋतु पाय ॥
सतगुरु मिले ते जाहिं जिमि, संशय भ्रम समुदाय ॥ २९ ॥

જેમ મનમાં જથાબંધ થઈ રહેલો સંશયોનો તથા ભ્રમોનો સમુદાય સદ્‌ગુરુની પ્રાપ્તિથી નષ્ટ થઈ જાય છે, તેમ પૃથ્વીમાં જથાબંધ થઈ રહેલો અનેક જીવ જંતુઓનો સમુદાય શરદ્ ઋતુની પ્રાપ્તિથી નષ્ટ થઈ ગયો છે.[1] ॥ ૨૯ ॥

चौ०–वर्षा विगत शरदऋतु आई । सुधि न तात सीताकी पाई ॥
एक वार कैसहु सुधि जानो । कालहु जीति निमिष महँ आनो ॥ १ ॥

---

૧ આમાં જ્ઞાન કહ્યું છે. ૨ આમાં ભકિત કહી છે. ૩ આમાં નીતિ કહી છે. ૪ આમાં જ્ઞાન તથા ભકિત કહેલ છે.

कतहुँ रहै जो जीवति होई । तात यत्न कर आनौं सोई ॥
सुग्रीवहु सुधि मोरि बिसारी । पावा राज्य कोश पुर नारी ॥ २ ॥
जेहि शायक मारा मैं बाली । तेहि शर हतौं मूढ कहँ काली ॥
जासु कृपा छूटे मद मोहा । ताकहँ उमा कि सपनेहु कोहा ॥ ३ ॥
जानहिं यह चरित्र मुनि ज्ञानी । जिन रघुवीर चरण रति मानी ॥
लक्ष्मण क्रोधवंत प्रभु जाना । धनुष चढाय गहे कर बाना ॥ ४ ॥

હે લક્ષ્મણજી ! વર્ષા ઋતુ વીતી જઇને શરદ્ ઋતુ આવી, તોપણ આપણને સીતાની કશી ખબર મળી નથી. જો કોઈ રીતે પણ એકવાર ખબર મળે, તો પછી કાળને પણ એક નિમેષ માત્રમાં જિતીને સીતાને લાવું. ॥૧॥ હે તાત ! સીતા ગમે ત્યાં રહ્યાં હોય, પણ જીવતાં હોય, તો યત્ન કરીને લઈ આવું. સુગ્રીવ તો રાજ્યને, ખજાનાને, નગરને તથા સ્ત્રીને પ્રાપ્ત થઈને, મારી સૂધ લેવી પણ ભૂલી ગયો છે. ॥ ૨ ॥ મેં જે બાણથી વાળીને માર્યો છે, તે જ બાણથી, એ મૂઢ સુગ્રીવને કાલે જ મારી નાખું અથવા જે બાણથી વાળીને માર્યો છે, તે જ બાણથી હું સુગ્રીવને મારી શકું એમ છું પણ તેમ કરવાથી લોકો મને તે વખતે મૂઢ કહે અથવા જો સુગ્રીવ આજ મારી પાસે નહીં આવે તો, જે બાણથી વાળીને માર્યો છે, તે જ બાણથી કાલે એ મૂઢને મારી નાખીશ." ॥૩॥ હે પાર્વતી ! આ સઘળી રામચન્દ્રજીની નરલીલા છે, એમ સમજો. કેમ કે, જેમની કૃપાથી મદ તથા મોહ છૂટી જાય છે, તેમને પોતાને સ્વપ્નમાં પણ ક્રોધ ઉત્પન્ન થાય કે ? જ્ઞાની મુનિઓ કે જેઓ રામચન્દ્રજીનાં ચરણોમાં પૂર્ણ રુચિ ધરાવે છે, તેઓ જાણે છે કે, રામચન્દ્રજીનું આ ચરિત્ર કેવળ મનુષ્ય લીલા માત્ર છે. રામચન્દ્રજીને ક્રોધયુક્ત થયેલા જાણીને લક્ષ્મણજીએ ધનુષ ચઢાવીને હાથમાં બાણને ગ્રહણ કર્યું. ॥ ૪ ॥

दो०—तब अनुजहि समुझायहु, रघुपति करुणासींव ॥
भय दिखाय ले आवहू, तात सखा सुग्रीव ॥ ३० ॥

આ સમયમાં કરુણાના સીમાડારૂપ રામચન્દ્રજીએ લક્ષ્મણજીને સમજાવ્યા કે, "હે તાત ! સુગ્રીવ મારો મિત્ર છે, માટે તેનો વધ નહીં કરશો પણ ભય દેખાડીને અહીં તેડી લાવજો." ॥ ૩૦ ॥

चौ०—यहां पवनसुत हृदय विचारा । राम काज सुग्रीव विसारा ॥
निकट जाय चरणन्ह शिर नावा । चारहु विधि तेहि कहि समुझावा ॥ १ ॥
सुनि सुग्रीव परम भय माना । विषय मोर हर लीन्हेउ ज्ञाना ॥
अब मारुतसुत दूत समूहा । पठवहु जहँ तहँ वानर यूहा ॥ २ ॥
कहहु पक्ष महँ आव न जोई । मोरे कर ताकर वध होई ॥
तब हनुमंत बुलाये दूता । सबकर करी सन्मान बहूता ॥ ३ ॥
भय अरु प्रीति नीति दिखराई । चले सकल चरणन्ह शिर नाई ॥
सुनि पितु वचन बोले युवराजू । विनु हनुमंत होइ नहिं काजू ॥ ४ ॥

जानैहैं गिरि कंदर सागर । चतुर विचक्षण बुद्धिबलनागर ॥
केशरिपुत्र पवन कर अंशा । पठवहु नाथ करहु परशंसा ॥ ५ ॥
तब सुग्रीव मारुती हँकारा । राम काज जनि लावहु बारा ॥
पति आज्ञा धरि शीश सिधाये । मारी फलांग पूर्व दिशि आये ॥ ६ ॥
सुनि हनुमंत मिलन सब आवहिं । माथ नाय हित वचन सुनावहिं ॥
कारण कवन कीन्ह श्रम भारी । तुम किष्किन्धानाथ अधिकारी ॥ ७ ॥
हम लायक जो कारज होई । नाथ शीश धरि मानव सोई ॥
सुनि कपि कहा न लावहु वारा । तुमहिं वालि लघु बंधु हँकारा ॥ ८ ॥
आतुर जाहु न विलँब करेहू । परे काज भारी मन देहू ॥
सुनत वचन सब चले तुरंता । जय सुग्रीव कहि गगन गहंता ॥ ९ ॥

ત્યાં કિષ્કિન્ધામાં હનુમાનજીએ હૃદયમાં વિચાર કર્યો કે, "સુગ્રીવે રામનું કામ વિસારી મૂક્યું છે, એ સારૂં થતું નથી." હનુમાનજીએ આમ વિચાર કરી, સુગ્રીવની પાસે જઈ, ચરણોમાં માથું નમાવી, તેને સામ, દામ, ભેદ અને દંડ, એ ચારે પ્રકાર કહીને સમજાવ્યો.[1] ॥૧॥ હનુમાનજીનું કહેવું સાંભળી, ભય પામીને સુગ્રીવ બોલ્યો કે, "હે હનુમાનજી! વિષય સુખે મારાં જ્ઞાનને હરી લીધું, તેથી આજ દિવસ સૂધી હું કશો તજવીજ કરી શક્યો નથી, પણ હવે અનેક દૂતોને મોકલો, કે તેઓ તે તે સ્થલોમાં જઇ, વાનરોને બોલાવી લાવે. ॥૨॥ મારા તરફથી સર્વને કહેવડાવજો કે, જેઓ એક પખવાડીઆની અંદર નહીં હાજર થાય, તેનો મારા હાથથી વધ કરવામાં આવશે." સુગ્રીવની આજ્ઞાથી, હનુમાનજીએ દૂતોને બોલાવી, સર્વનું ઘણું ઘણું સન્માન કરી, તેઓને ભલામણ કરી કે, ॥ ૩ ॥ "તમો અહીંથી જઈ, પૃથ્વી ઉપરના સર્વ વાનરોને, ભય, પ્રીતિ તથા નીતિ, અમુક પ્રકારથી દેખાડીને, તેઓ પંદર દિવસની અંદર અહીં હાજર થાય, એમ કરો અને જલદી પાછા આવો." હનુમાનજીનાં વચન સાંભળી, ચરણોમાં પ્રણામ કરીને સર્વે દૂતો ત્યાંથી ચાલ્યા. સુગ્રીવનાં[2] વચન સાંભળી, અંગદ બોલ્યો કે, "હે નાથ! હનુમાનજીને મોકલ્યા વિના આ કામ થવાનું નથી. ॥ ૪ ॥ કેસરીના પુત્ર અને વાયુના અંશરૂપ હનુમાનજી ચતુર છે, વિચક્ષણ છે. બુદ્ધિના તથા બળના સમુદ્રરૂપ છે અને પર્વતોની ગુફા તથ સમુદ્ર આદિ સર્વ સ્થલોને જાણે છે, માટે તેને વખાણી, પોરસાવીને સર્વ સ્થલોમાં મોકલો." ॥ ૫ ॥ અંગદનું કહેવું સાંભળીને સુગ્રીવે હનુ-

૧ "રામચન્દ્રજી તમારી સાથે મિત્રતા કરવારૂપ સામ અને રાજ્ય દેવારૂપ દામ તો કરી ચૂક્યા છે. હવે તેમને ભેદ કરવો હોય તો આ રાજ્યના ખરા વારસ અંગદદ્વારા તે બની શકે એમ છે અને દંડ કરવો હોય તો જે બાણથી વાળીને માર્યો તે બાણ તેમની પાસે તૈયાર છે. આમ છે માટે તમે તમારૂં શુભ ચહાતા હો તો ચોમેરથી વાનરોને બોલવવા દૂતો મોકલો અને સીતાજીની શોધ કરવાના ઉપાયો યોજો." ઇત્યાદિક કહીને સુગ્રીવને સારી પેઠે સમજાવ્યો. ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

માનજીને બોલાવ્યા અને તે પ્રમાણે સર્વ સ્થલોમાંથી વાનરોને બોલાવી લાવવાની તથા તે રામનું કામ છે,માટે તેમાં વિલંબ નહીં કરવાની આજ્ઞા કરી. હનુમાનજી, રાજાની આજ્ઞાને માથે ચઢાવીને ત્યાંથી ચાલ્યા. તે પ્રથમ છલાંગ મારીને પૂર્વદિશામાં ગયા. ॥ ૬ ॥ હનુમાનજીને આવ્યા સાંભળી, તે દિશાના સર્વ વાનરો મળવા આવ્યા અને માથા નમાવીને સ્નેહયુક્ત વચનો બોલ્યા કે, "તમે કે જે કિષ્કિન્ધાના રાજાના અધિકારી છો, તેમણે કયા કારણથી આ ભારે પરિશ્રમ કર્યો છે ? ॥ ૭ ॥ અમારા લાયક જે કાંઈ કામ ફરમાવો તે કામને અમો માથે ચઢાવી લઈએ." એ સાંભળી હનુમાનજી બોલ્યા કે, "વાળીના નાહાના ભાઈ સુગ્રીવે તમોને બોલાવ્યા છે, ॥ ૮ ॥ માટે વિલંબ નહીં કરતાં જલદી જાવો. મોટું કામ પડયું છે, માટે મન લગાવીને કરજો." હનુમાનજીનાં વચનો સાંભળીને તે સર્વ વાનરો, 'જય સુગ્રીવ,' એમ બોલતા બોલતા તુરત જ આકાશમાર્ગથી ચાલ્યા. ॥ ૯ ॥

दो०—असी लाख अरु सात शत, कपि दल वर बल बंड ॥
नभ मारग कूदत चले, गय गवाक्ष बलि दंड ॥ ३१ ॥

મહા પ્રબળ ગય તથા ગવાક્ષ નામના બે વાનરો, એંશી લાખ અને સાતસો વાનરોનું પ્રચંડ સૈન્ય લઈને આકાશ માર્ગમાં કૂદતા કૂદતા ચાલ્યા. ॥ ૩૧ ॥

चौ०—पठै तिनहिं तरक्यो हनुमाना । रोहित पर्वत जाय तुलाना ॥
दुर्धर्षण सन बात सुनाई । चला वीर कदलीवन आई ॥ १ ॥
गज सन कह सुनु वानर राजा । परा कठिन सुग्रीवहि काजा ॥
निज दल संग लायक सब लेहू । धीरजता निजपतिको देहू ॥ २ ॥
भलेहि नाथ कहि सब उठि चले । वसुधा हली शेष कलमले ॥
पद्म सात दल असी करोरी । चले द्विरद गज भई अँधेरी ॥ ३ ॥
हनुमत व्याहर पर्वत आवा । जेठ पुत्र बलवीर बुलावा ॥
तीस लाख दल साठ हजारा । पवनपुत्र सब कीर जुहारा ॥ ४ ॥
कारण होय सो आयसु दिजे । इतना श्रम केहि कारण कीजे ॥
कपिपति रघुपति कथा सुनाई । चला पवनसुत विदा कराई ॥ ५ ॥
धुंधमार पर्वत नियराना । कह तेहि श्रीखंड कीन पयाना ॥
छप्पन कोटि ले कपीन साथा । करी प्रणाम चले कपिनाथा ॥ ६ ॥
तब हनुमत अंजनगिरि आवा । कुमुद नाम कपिवीर बुलावा ॥
पद्म सात अरु लाख सत्यासी । धाये वीर महाबल रासी ॥ ७ ॥
गगन मार्ग जय राम कहंता । आयो नील गिरी हनुमंता ॥
जँह रह नील नाम कपि भारी । अग्नि पुत्र बल बुद्धि अधिकारी ॥ ८ ॥
मारुत सुत तेहिं मर्म बुझावा । मेघ समान गर्जि कपिं आवा ॥

अर्बुद चारि चारि शत बारा । समर धीर सब सुभट जुझारा ॥ ९ ॥
गहे वृक्ष आयुध बनचारी । चले सकल जै राम पुकारी ॥
पवन पुत्र उत्तर दिशि गयऊ । बद्रिक आश्रम परसत भयऊ ॥ १० ॥
शीघ्र गंधमादनपर गयऊ । जल तड़ाग देखत सुख लयऊ ॥

હનુમાનજી, એઓને રવાના કરીને ત્યાંથી ઠેકયા, તે રોહિત પર્વત ઉપર જઈ પહોંચ્યા. ત્યાં રહેનારા દુર્ધર્ષણ નામના યૂથપતિને સઘળી વાત સંભળાવીને ત્યાંથી ચાલ્યા, તે તુરત જ કદલી વનમાં આવી પહોંચ્યા. ॥ ૧ ॥ હનુમાનજીએ ત્યાંના રહેવાશી ગજ નામના યૂથપતિને કહ્યું કે, "હે યૂથપતિ! સાંભળો. મહારાજ સુગ્રીવને કઠણ કામ આવી પડ્યું છે, માટે તમારાં સઘળાં સૈન્યને સાથે લઈ, કિષ્કિન્ધામાં જઈ, મહારાજને ધીરજ આપો." ॥૨॥ 'હે નાથ! બહુ સારૂં, એમ કહી, પોતાના સૈન્યને સાથે લઈ, ગજ ત્યાંથી ચાલ્યો. આ સમયે પૃથ્વી કંપવા લાગી અને શેષનાગ પણ ગભરાવા લાગ્યા. દ્વિરદ અને ગજ નામના યૂથપતિઓ સાત પદ્મ અને એંશી કરોડ વાનરોને સાથે લઈ ચાલતાં અંધકાર થઈ ગયો. ॥ ૩ ॥ પછી હનુમાનજીએ વ્યાહર પર્વત ઉપર આવી, બલવીરના મોટા પુત્રને બોલાવતાં, તેણે ત્રીશ લાખ અને સાઠ હજાર વાનરોનાં સૈન્યની સાથે આવીને હનુમાનજીને જુહાર કર્યા. ॥ ૪ ॥ એઓએ કહ્યું કે, 'જે કાંઈ કામ હોય તેની આજ્ઞા આપો. આપે આવડો શ્રમ શા કારણથી કર્યો છે?' હનુમાનજી, તેઓને રામચન્દ્રજીની હકીકત સંભળાવી, ત્યાંથી તેઓને રવાના કરીને ચાલ્યા, ॥ ૫ ॥ તે તુરત ધુન્ધમાર પર્વતની પાસે આવી પહોંચ્યા. ત્યાં શ્રીખંડ નામના યૂથપતિની પાસે સઘળી વાત કહી. તે સાંભળી છપ્પન કરોડ વાનરોનું સૈન્ય સાથે લઈ, હનુમાનજીને પ્રણામ કરીને તે શ્રીખંડ ત્યાંથી રવાના થયો. ॥ ૬ ॥ પછી હનુમાનજીએ, અંજન પર્વતમાં આવીને કુમુદ નામના મોટા યૂથપતિને બોલાવ્યો. મોટા બળના સમૂહરૂપ એ વીર કુમુદ, હનુમાનજીનું કહેવું સાંભળી, સાત પદ્મ અને સત્યાશી લાખ વાનરોની સેનાને સાથે લઈ, ॥૭॥ 'જય રામ,' એમ બોલતો બોલતો આકાશ માર્ગમાં ચાલતો થયો. હનુમાનજી નીલગિરિમાં આવ્યા, કે જ્યાં અગ્નિનો પુત્ર, બળવાન્, બુદ્ધિમાન્ અને યૂથપતિ નીલ નામનો મોટો વાનર રહેતો હતો. ॥ ૮ ॥ હનુમાનજીએ સઘળું કારણ સંભળાવતાં, તે નીલ, મેઘ સમાન ગર્જના કરી, ચાર અર્બુદ, ચારસો અને બાર વાનરોનું સૈન્ય લઇને તૈયાર થયો. ॥ ૯ ॥ યુદ્ધમાં ધીર, સુભટ અને મોટા લડવૈયા એ સર્વ વાનરો, વૃક્ષોરૂપી આયુધોને લઈ, 'જય રામ,' એમ પોકારીને ત્યાંથી રવાના થયા. હનુમાનજી ઉત્તર દિશામાં ગયા અને ત્યાં બદ્રિકાશ્રમ પરસીને ॥૧૦॥ તુરત ગંધમાદન પર્વત ઉપર ગયા. એ પર્વતનાં જળ ભરેલાં તળાવોને જોઇને સુખ પામ્યા. ॥

दो०—गज गवाक्ष कहँ मिल्यो पुनि, बहु प्रकार समझाय ॥
नाय माथ अस्तुति करत, चले वीर हर्षाय ॥ ३२ ॥

હનુમાનજીએ ત્યાં ગજ અને ગવાક્ષ નામના બે યૂથપતિઓને મળી તેઓને ઘણા પ્રકારથી હકીકત સમજાવતાં, તે વીરો રાજી થઇ, માથાં નમાવી, સ્તુતિ કરતા કરતા ત્યાંથી ચાલ્યા. ॥ ૩૨ ॥

चौ०–हनुमत अर्जुन गिरिपर आवा। तारा तात वीर तहँ पावा॥
नाम सुखेन महाबल भीरा। बुद्धि बल तेज समर रणधीरा॥ १॥
समाचार पुनि ताहि सुनावा। चलि हनुमंत सुमेरहि आवा॥
कनक वरण सम दीपित काया। नेत्र लाल अति विपुल सुहाया॥ २॥
पवन प्रसूत गगनपर गरजे। राक्षस देखि काल सम तरजे॥
लँगुर उठाय शीशपर लाये। मानहु मघवा धनुष सुहाये॥ ३॥
एक एक सन वचन सुनावा। हनुमत चरणन शिर तिन नावा॥
काया कष्ट कीन्ह केही काजा। कुशल अहहिं किष्किन्धा राजा॥ ४॥
कपि तहँ समाचार सब भाषा। चले दरश कारण अभिलाषा॥

પછી હનુમાનજી, અર્જુન ગિરી ઉપર આવીને તારાના પિતા સુષેણ નામના યૂથપતિને મળ્યા. બુદ્ધિબળથી તથા તેજથી સંયુક્ત, યુદ્ધમાં ધીર, વીર અને મહા બળવાન્ તે સુષેણને સઘળા સમાચાર સંભળાવીને ॥૧॥ ત્યાંથી મેરુ પર્વત ઉપર આવ્યા. સોનાના જેવા વર્ણવાળી પ્રદીપ્ત કાયાવાળા, લાલ નેત્રોવાળા, અત્યંત કદાવર, ॥ ૨ ॥ આકાશમાં આવીને ગર્જના કરતા રાક્ષસોને જોઇને, તેઓને કાળની પેઠે ધુરકાવતા અને જાણે ઇંદ્રનું ધનુષ હોય એવાં શોભતાં પૂંછડાંને માથાપર ધરીને આવેલા ॥ ૩ ॥ હનુમાનજીએ ત્યાં પ્રત્યેક વાનરોને વચન સંભળાવતાં, તેઓ હનુમાનજીનાં ચરણોમાં માથાં નમાવીને બોલ્યા કે, “ આપે આવડું બધું કાયાને કષ્ટ શા માટે આપ્યું છે? કિષ્કિન્ધાના મહારાજ કુશલ છે કે ? ” ॥ ૪ ॥ હનુમાનજીએ સર્વ સમાચાર કહી સંભળાવ્યા, એટલે તેઓ, દર્શન કરવાને વાસ્તે અને કામ કરવાની અભિલાષાથી ત્યાંથી ચાલ્યા. ॥

दो०–दश करोरि नव लाख अरु, बीस सहस शत एक॥
चले केशरी संग ले, करत चरित्र अनेक॥ ३३॥

એ મેરુ પર્વતમાં રહેનારા દશ કરોડ, નવ લાખ, વીશ હજાર અને એક સો વાનરાઓને સાથે લઇ, કેસરી નામનો યૂથપતિ અનેક ચરિત્રો કરતો કરતો ચાલ્યો. ૩૩

चौ०–ताहिहु बिदा कीन्ह कपि पवना। रुद्र गिरी कैलासहि गवना॥
कपि बलपुरद ताहिकर नाऊं। रखवारी अलकापुर गाऊं॥ १॥
महा तेज बल दुर्गम काया। मर्म चतुर जानत सब माया॥
सुनि सो मारुतसुत पहँ आवा। ले सँग सैन शीश तेहि नावा॥ २॥
पुछा कवन काज है नाथा। दीन दरश हम भये सनाथा॥
तुम सुकंठ नृपके परधाना। आज्ञा देहु वेगि हनुमाना॥ ३॥
कहा पवनसुत विलम न लावहु। ले निज सैन पंप पुर धावहु॥
जय रघुवीर अनुज लघु वाली। सजि दल चले मेदिंनी हाली॥ ४॥
सिंहनाद करि पुंछ उठाये। दरश उछाह सकल उठि धाये॥

रहा न कोउ पवनसुत मेरा । मैना गिरिहि हिमाचल हेरा ॥ ५ ॥
प्रेम सहित कपि सकल बुलाये । आस वासना करत पठाये ॥
अंढक नाम महाबल कीशा । चले कहत जय राम अहीशा ॥ ६ ॥
ताहि विदाकर पवनकुमारा । विंध्याचल कहँ तुरत सिधारा ॥
नाम वसन्त महा बलवाना । ले निज दल कपि निकट तुलाना ॥७॥
इन्द्रकेलि वनके कपि जे ते । हनुमत चरण गहे कपि ते ते ॥
आठ पद्म अरु सहस अठाशी । चले तहां जहँ हैं अविनाशी ॥ ८ ॥
राम काज हनुमत हिय धारे । कश्यप पर्वत जाय पुकारे ॥
नाम मयंद महाबल वीरा । तेज पुंज अति दुर्ग शरीरा ॥ ९ ॥
इकिस कोटि वनचर ले साथा । पवनकुमारहि नायउ माथा ॥
कहा पवनसुत जानहुँ तोहीं । धन्य भाग्य दर्शन भा मोहीं ॥ १० ॥
करहु न वेर सुनहु बलसींवा । तुमहिं बुलाये वेग सुग्रीवा ॥

હનુમાનજી, એઓને વિદાય કરીને ત્યાંથી મહાદેવજીના કૈલાસ પર્વત ઉપર આવ્યા. ત્યાં બલપુરદ નામનો યૂથપતિ, કે જે કુબેરજીની અલકાપુરીનો રક્ષક, મહા તેજસ્વી, મહા બળવાન્, ॥ ૧ ॥ મોટી કાયાવાળો, મર્મ જાણવામાં ચતુર અને સઘળી માયાઓને જાણનારો હતો, તે હનુમાનજીને આવ્યા સાંભળી, સૈન્ય સહિત તેમની પાસે આવ્યો. ॥ ૨ ॥ તેણે માથું નમાવીને કહ્યું કે, "હે નાથ! શું કામ છે? આપે દર્શન દીધાં, તેથી અમો સનાથ થયા છીએ. હે હનુમાનજી! આપ સુગ્રીવ રાજાના પ્રધાન મંત્રી છો, માટે અમોને જલદી આજ્ઞા કરો." ॥ ૩ ॥ હનુમાનજીએ કહ્યું કે, "તમે પોતાનાં સૈન્યને લઈ, કિષ્કિન્ધામાં જઈ પહોંચો, વિલંબ નહીં કરો." આથી એ યૂથપતિ, રામનો, લક્ષ્મણનો અને સુગ્રીવનો જય પોકારી સૈન્યને સજ્જ કરીને ત્યાંથી ચાલતાં, ધરતી ધ્રૂજવા લાગી. ॥ ૪ ॥ હનુમાનજીની પ્રેરણાથી સર્વે વાનરો સિંહનાદ કરી, પૂંછડાં ઉંચાં કરી, દર્શનના ઉત્સાહથી ત્યાંથી ઉઠીને દોડ્યા. પછી હનુમાનજીએ મૈનાક પર્વતમાં તથા હિમાલય પર્વતમાં આવી, ત્યાંના રહેવાશી સર્વ વાનરોને બોલાવી, ॥૫॥ આશ્વાસના કરીને કિષ્કિન્ધા તરફ મોકલ્યા. અંઢખ નામનો મહા બલવાન્ યૂથપતિ, એ સર્વ સૈન્યને લઇ, રામ, લક્ષ્મણનો જય પોકારીને ત્યાંથી ચાલ્યો. ॥૬॥ હનુમાનજી, એઓને વિદાય કરીને તુરત વિન્ધ્યાચલમાં આવ્યા. ત્યાંનો રહેવાશી વસંત નામનો મહા બલવાન્ યૂથપતિ, પોતાનું સૈન્ય લઇને હનુમાનજીની પાસે આવ્યો. ॥ ૭ ॥ ત્યાં ઇંદ્રકેલિ નામના વનમાં રહેનારા જેટલા વાનરો હતા, તેઓએ પણ આવીને હનુમાનજીનાં ચરણ પકડ્યાં. એ આઠ પદ્મ અને અઠ્યાશી હજાર વાનરો, હનુમાનજીના કહેવાથી કિષ્કિન્ધા તરફ ચાલ્યા, કે જ્યાં અવિનાશી પરમાત્મા રામચંદ્રજી રહ્યા હતા. ॥ ૮ ॥ પછી હનુમાનજીએ રામના કામને હૃદયમાં ધરી, કશ્યપ પર્વત ઉપર જઇને પોકારતાં મહા બલવાન્, વીર, તેજના સમૂહરૂપ અને અત્યંત ભયંકર શરીરવાળો મયંદ નામનો યૂથપતિ ॥ ૯ ॥ એકવીશ કરોડ વાનરોને સાથે લઇ, પાસે જઇને હનુમાનજીને પગે લાગ્યો.

હનુમાનજી બોલ્યા કે, "હું તમને જાણું છું. હું આજ તમારાં દર્શનથી ધન્ય ભાગ્ય થયો છું. ॥ ૧૦ ॥ હે મહા બલવાન્ મયંદ! તમને સુગ્રીવે જલદી બોલાવ્યા છે, માટે વિલંબ નહીં કરો." ॥

दो०—सुनत मयंद गयन्द गति, उच्छलंत आकाश ॥
अट्टहास गंभीर कर, सैन बुलायसि पास ॥ ३४ ॥

હનુમાનજીનું કહેવું સાંભળી, હાથીના જેવી ગતિવાળો મયંદ આકાશમાં ઉછળી, ગંભીર અટ્ટહાસ કરી, પોતાની સઘળી સેનાની બોલાવી લઇને ત્યાંથી ચાલ્યો. ॥ ૩૪ ॥

चौ०—टीटी सम सैना उथलानी । चलते दिग्पालन भय मानी ॥
आतुर चले गगन करि छांहीं । उठे लंगूर पतंग छिपाहीं ॥ १ ॥
एक नील दल तीस करोरा । धावत एक एक वरजोरा ॥
जय सिंहनाद करत बल दापा । देवन हाथ पेटमें चापा ॥ २ ॥
राम स्वरूप हिये महँ आना । करि दल विदा चला हनुमाना ॥
रसना करै राम गुण गाना । धवलगिरि कहँ कीन्ह पयाना ॥ ३ ॥
दुर्गंध नामक कपि बड योधा । ताहि बुलाय दीन्ह वर बोधा ॥
आठ लाख शत बार गनाई । लै सँग सैन पंपपुर जाई ॥ ४ ॥
हनुमत उदयागिरीपर आवा । बंदर धाय परे तेहि पावा ॥
कुंद कुमुद बंदर जे गाये । जे जहँ रहे वनचर सब छाये ॥ ५ ॥
शब्द किलकिला नभपर करहीं । वन सर शैल धरव सब धरहीं ॥

એ સેના ટીડાનાં યૂથની પેઠે વેગથી આકાશમાં ચાલતાં, દિક્પાલો ભય પામ્યા અને તે વાનરોએ ઉંચાં કરેલાં પૂંછડાંઓથી સૂર્યની પ્રભા ઢંકાઈ જતાં, આકાશમાં અન્ધકાર વ્યાપી રહ્યો ॥ ૧ ॥ એક એકથી બલવાન્, સિંહનાદ કરતા, જય શબ્દ બોલતા અને બળના અભિમાનવાળા એ ત્રીશ કરોડ નીલ વાનરોની એક સેના દોડતાં, તેને જોઇને દેવતાઓએ પેટમાં હાથ દબાવ્યા. ॥ ૨ ॥ જેના હૃદયમાં રામનું સ્વરૂપ બીરાજી રહ્યું હતું એવા હનુમાનજી, તેઓને રવાના કરી, જીભથી રામના ગુણોનું ગાયન કરતા કરતા ધવલ ગિરિ તરફ ચાલ્યા. ॥ ૩ ॥ ધવલ ગિરિમાં આવી, ત્યાંના રહેવાશી મોટા લડવૈયા દુર્ગન્ધ નામના યૂથપતિને બોલાવીને તેને સઘળી હકીકત સમજાવી. એ હકીકત સાંભળી, દુર્ગન્ધ નામનો યૂથપતિ, આઠ કરોડ વાનરોની સેના લઇને કિષ્કિન્ધા તરફ ચાલ્યો. ॥ ૪ ॥ પછી હનુમાનજી ઉદયાચલ ઉપર આવ્યા. ત્યાંના રહેવાશી વાનરાઓ, દોડીને હનુમાનજીનાં ચરણોમાં પડ્યા. હનુમાનજીના કહેવાથી ઉદયાચલના સર્વે વાનરાઓ કુંદ અને કુમુદ નામના બે યૂથપતિઓની સાથે ॥ ૫ ॥ કિલકિલ શબ્દો કરતા કરતા આકાશમાં ચાલ્યા અને ગર્જનાઓથી વનોને, તથા પર્વતોને કંપાયમાન કરવા લાગ્યા. ॥

दो०—राम काज करि पवनसुत, आये जहँ सुग्रीव ॥
मिले हर्ष स्तुति कर, धन्य धन्य बलसींव ॥ ३५ ॥

હનુમાનજી, આ પ્રમાણે રામનું કામ કરી, સુગ્રીવની પાસે આવતાં સુગ્રીવે હર્ષપૂર્વક તેમને મળી, (હે બળના સીમાડારૂપ હનુમાનજી! તમને ધન્યવાદ છે, ધન્યવાદ છે,) એમ બોલીને સ્તુતિ કરી.[1] ॥ ૩૫ ॥

चौ०—तेहि अवसर लक्ष्मण पुर आये । क्रोध देखि जहँ तहँ कपि धाये ॥

આ અવસરમાં લક્ષ્મણજી કિષ્કિન્ધામાં આવ્યા, એમને ક્રોધથી ભરપૂર જોઇને વાનરાઓ જ્યાં ત્યાં દોડવા લાગ્યા. ॥

दो०—धनुष चढ़ाय कहा तब, जारि करौं पुर छार ॥
व्याकुल नगर देखि तब, आवा वालिकुमार ॥ ३६ ॥

લક્ષ્મણજીએ ધનુષ ચઢાવીને કહ્યું કે, "સઘળી કિષ્કિન્ધાને બાળીને ભસ્મ કરી નાખીશ." આ સમયમાં નગરને વ્યાકુળ થયેલું જોઇ, વાળીનો પુત્ર અંગદ લક્ષ્મણજીની પાસે આવ્યો.[2] ॥ ૩૬ ॥

चौ०—चरण नाय शिर विनती कीन्ही । लक्ष्मण अभय बाहँ तेहि दीन्ही ॥
क्रोधवंत लक्ष्मण सुनि काना । कह कपीश अतिशय अकुलाना ॥ १ ॥
तुम हनुमंत संग ले तारा । करि विन्ती समझाउ कुमारा ॥
तारा सहित जाय हनुमाना । चरण वंदि प्रभु सुयश बखाना ॥ २ ॥
करि विन्ती मंदिर ले आये । चरण पखारि पलंग बैठाये ॥
तब कपीश चरणन शिर नावा । ग्रहि भुज लक्ष्मण कंठ लगावा ॥ ३ ॥
नाथ विषय सम मद कछु नाहीं । मुनि मन मोह कर क्षण माहीं ॥
सुनत विनीत वचन सुख पावा । लक्ष्मण तेहि बहु विधि समुझावा ॥ ४ ॥
पवन तनय सब कथा सुनाई । जेहि विधि गये दूत समुदाई ॥

અંગદે માથું નમાવીને વિનતિ કરી અને લક્ષ્મણજીએ તેને અભય વચન આપ્યું. 'લક્ષ્મણજીને બહુ ક્રોધ ચઢયો છે,' એમ વાત સાંભળીને સુગ્રીવ અત્યંત ગભરાયો. ગભરાયેલા સુગ્રીવે હનુમાનજીને કહ્યું કે, ॥ ૧ ॥ "હે હનુમાનજી! તમે તારાને સાથે લઈ,[3] વિનતિ કરીને લક્ષ્મણજીને સમજાવો." હનુમાનજી તારાને સાથે લઈ, લક્ષ્મણજીની પાંસે જઇ તેમનાં ચરણોમાં પ્રણામ કરી, યશથી પ્રશંસાપૂર્વક ॥૨॥ ઘણી વિનતિ[4]

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ લક્ષ્મણજી મને પિતા વગરનો જાણીને અથવા વાળીએ મને રામના હાથમાં સોંપ્યો છે, તેથી મારાપર ક્ષમા તથા કૃપા કરશે,' એમ જાણીને અંગદ લક્ષ્મણજીની પાસે ગયો. ૩ સ્રીને જોઈને ક્રોધ શાંત થઇ જાય અથવા સ્રીની વિનતીથી તુરત દયા ઉપજે અથવા એના પતિને રામે માર્યો છે, તેથી એના ઉપર દયા આવે અથવા રામે તારાને તત્વનો ઉપદેશ કર્યો છે, તેથી શિષ્ય જાણીને ક્ષમા કરે એવાં એવાં કારણોથી તારાને સાથે મોકલી. ૪ આપ દીન જનોની ઉપર દયા કરતા આવ્યા છો, માટે હમણાં પણ દયા કરો ઇત્યાદિ વિનતિ કરીને.

કરીને તેમને સુગ્રીવના અવાસમાં લાવ્યા. ત્યાં હનુમાનજીએ જ તેમને, ચરણ ધોઈને પલંગપર બેસાડયા. પછી સુગ્રીવે ચરણોમાં માથું નમાવતાં લક્ષ્મણજીએ હાથ પકડીને તેને પોતાના ગળામાં લગાવ્યો. ॥ ૩ ॥ સુગ્રીવ બોલ્યો કે, "હે નાથ! વિષય સમાન બીજો કોઇ પણ મદ નથી, કેમ કે વિષય મદ મુનિઓનાં અંતઃકરણોને પણ ક્ષણ માત્રમાં મોહિત કરી નાખે છે." લક્ષ્મણજીએ સુગ્રીવનાં નમ્રતા ભરેલાં વચનથી રાજી થઇને તેને ઘણી ઘણી રીતે સમજાવ્યો ॥ ૪ ॥ પછી હનુમાનજીએ, જે પ્રકારથી દૂતોને મોકલ્યા હતા, તે પ્રકાર સંબંધી સઘળી હકીકત લક્ષ્મણજીને કહી સંભળાવી. ॥

दो०—हर्षि चले सुग्रीव तब, अंगदादि कपि साथ ॥
रामानुज आगे किये, आय जहँ रघुनाथ ॥ ३७ ॥

પછી સુગ્રીવ રાજી થઇ, લક્ષ્મણજીને આગળ કરી, અંગદ આદિ વાનરોની સાથે કિષ્કિન્ધામાંથી નીકળીને રામચંદ્રજીની પાસે આવ્યો. ॥ ૩૭ ॥

चौ०—नाय चरण शिर कह कर जोरी । नाथ मोहिं कछु नाहिन खोरी ॥
अतिशय प्रबल देव तव माया । छूटै जबहि करहु तुम दाया ॥ १ ॥
विषय विवश सुर नर मुनि स्वामी । मैं पामर पशु कपि अति कामी ॥
नारि नैन शर जाहि न लागा । घोर क्रोध तम निशि जो जागा ॥ २ ॥
लोभ पाश जेहि गर न बँधाया । सो नर तुम समान रघुराया ॥
यह गुण साधन ते नहिं होई । तुम्हरी कृपा पाव कोइ कोई ॥ ३ ॥
तब रघुपति बोले मुसकाई । तुम प्रिय मोहिं भरत जिमि भाई ॥
अब सोइ यत्न करहु मन लाई । जेहि विधि सीताकी सुधि पाई ॥ ॥४॥

સુગ્રીવ રામચંદ્રજીનાં ચરણોમાં માથું નમાવી, હાથ જોડીને બોલ્યો કે, "હે નાથ! હે દેવ! મેં આપના કામમાં વિલંબ કર્યો, તેમાં મારો કશો દોષ નથી, પણ તમારી માયાનો જ દોષ છે. જ્યારે તમે દયા કરો, ત્યારે જ તમારી અત્યંત પ્રબલ માયા છૂટે. ॥ ૧ ॥ હે સ્વામી! મનુષ્યો, મુનિઓ અને દેવતાઓ પણ, વિષયોને વશ થઈ જાય છે, ત્યારે હું વાનર કે જે એક જાતનો પામર પશુ છું, તેની તો ગણતરી જ શી હોય? હે રઘુનાથજી! જેને સ્ત્રીનાં કટાક્ષોરૂપી બાણો વાગે નહીં, જે ક્રોધરૂપી ઘોર અંધારી રાત્રિમાં જાગ્યા કરે ॥ ૨ ॥ અને જેના ગળામાં લોભરૂપી ફાંસી ન બંધાઈ હોય, તે માણસ આપ સમાન જ ગણાય.[1] આ ગુણો સાધનોથી પ્રાપ્ત થતા નથી, પણ કોઈ કોઈ લોકો[2], આપની કૃપાથી તે ગુણોને પ્રાપ્ત થાય છે." ॥૩॥ સુગ્રીવનાં વચનો સાંભળી,

---

૧ આ વચનો સુગ્રીવે મિત્રતાની રીતિ પ્રમાણે વ્યંગ્ય કહેલાં છે. તેથી એવો અભિપ્રાય સમજાય છે કે, 'તમને સ્ત્રીનાં કટાક્ષોરૂપી બાણો વાગ્યાં છે, તમે ક્રોધથી મિત્રતાનું ભાન પણ ભૂલી ગયા હતા, અને સુવર્ણના લોભથી મૃગને મારવા પણ દોડ્યા હતા. વખાણવા લાયક તો લક્ષ્મણજી જ છે, કે જેને કામ ક્રોધ કે લોભ, જરા પણ દબાવી શકતા નથી.' ૨ લક્ષ્મણજી અને હનુમાનજી.

રામચંદ્રજી હસીને[1] બોલ્યા કે, "મારા ભાઈ ભરતજી મને જેવા પ્રિય છે, તેવાજ તમે પ્રિય છો.[2] હવે મન લગાવીને એવો યત્ન કરો કે, જે યત્નથી સીતાની ખબર મળે."

दो०—यहि विधि होत बतकही आये यूथ पर यूथ ॥
नाना वरण अतुल बल, देखिय कीश वरुथ ॥ ३८ ॥

આ પ્રમાણે વાત ચાલી રહી હતી, તેટલામાં વાનરોના યૂથપતિઓનાં યૂથો ત્યાં આવી પહોંચ્યાં. અનેક વર્ણોવાળા અને અતુલ બળવાળા વાનરાઓનાં ટોળાંઓ ચાલ્યાં આવતાં જોવામાં આવ્યાં. ॥ ૩૮ ॥

चौ०—वानर कटक उमा मैं देखा । सो मूरख जो किय चह लेखा ॥
आय राम पद नावहिं माथा । निरखि बदन सब होहिं सनाथा ॥ १ ॥
अस कपि एक न सेना माहीं । राम कुशल पूछी जेहि नाहीं ॥
यह नहिं कुछु प्रभुकी अधिकाई । विश्वरुप व्यापक रघुराई ॥ २ ॥
ठाढे जहँ तहँ आयसु पाई । कह सुग्रीव सबहि समुझाई ॥
राम काज अरु मोर निहोरा । वानर कटक जाहु चहुँ ओरा ॥ ३ ॥
जनकसुता कहँ खोजहु जाई । मास दिवस महँ आयउ भाई ॥
तब कपीश दुइ दूत बुलाये । गज गवाक्ष आतुर चलि आये ॥ ४ ॥
मन बुद्धि निगमकेरि गति जानी । बोलेउ कीश सुधा सम बानी ॥
सिय खोजन हित पूर्व सिधायउ । राम काज कहँ विलंब न लायउ ॥ ५ ॥
उदधि सोत सरिता गिरि झरना । ब्रह्मपुरी कामावति वरना ॥
सर वापी गिरि कंदर जे ते । देव नगर खोहादिक ते ते ॥ ६ ॥
जो कोउ तुम्हें मिलहि मग माहीं । सीता सुधि पूछेहु तिन पाहीं ॥

હે પાર્વતી! એ વાનરોનું સૈન્ય મેં જોયું હતું, તેથી કહું છું કે, જે પુરુષ તેની સંખ્યા કરવા ઇચ્છે, તે મૂર્ખ જ ગણાય. સઘળા વાનરાઓ આવીને રામચંદ્રજીને પગે લાગ્યા અને તેમનાં મુખને જોઇ સનાથ થયા. ॥ ૧ ॥ સઘળી સેનામાં એવો વાનર એકે ન રહ્યો કે જેને રામચંદ્રજીએ કુશલ પૂછયું નહીં. રામચંદ્રજી કે જે સર્વ જગતરૂપ છે અને વળી સર્વમાં વ્યાપક છે, તે એવી રીતે એક ક્ષણમાં પ્રત્યેક વાનરને કુશલ પૂછી શકે, તેમાં કશું આશ્ચર્ય માનવાનું નથી. ॥ ૨ ॥ વાનરાઓ આજ્ઞા પામીને તે તે સ્થલોમાં ઉભા રહેતાં, સુગ્રીવે સમજાવીને કહ્યું કે, "હે ભાઇઓ! રામચંદ્રજીનું કામ છે અને વળી મારા ઉપર ઉપકાર થાય એમ છે, માટે ચારે તરફ સેના લઇને જાઓ. ॥ ૩ ॥ અને સીતાજીની શોધ કરીને એક મહિનાની અંદર પાછા અહીં આવી પહોંચો." આ[3] સમયમાં સુગ્રીવે ગજ તથા ગવાક્ષ નામના બે યૂથપતિઓને બોલાવતાં, તેઓ તુરત

---

૧ સુગ્રીવની વ્યંગ્યાર્થવાળી જ્ઞાન વૈરાગ્ય સંબંધી વાતો સાંભળવાથી હસીને. ૨ નહાના ભાઇઓમાં ભરતજી સર્વેથી મોટા છે, તે કારણથી સુગ્રીવને ભરતજી સમાન પ્યારો કહ્યો. હનુમાનજીને લક્ષ્મણજીથી બમણા પ્યારા કહી ચૂક્યા છે, તેથી અહીં લક્ષ્મણજીનું નામ લીધું નહીં.

૩ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

સુગ્રીવની પાસે આવ્યા. ॥ ૪ ॥ સુગ્રીવે એઓની બુદ્ધિને, મનની સ્થિતિને તથા વેદ શાસ્ત્ર ઉપરની આસ્થાને જાણીને અમૃત સમાન મધુર વાણીથી કહ્યું કે, "તમો સીતાજીની શોધ કરવાને વાસ્તે પૂર્વ દિશામાં જાઓ અને રામનું કામ સમજીને તેમાં વિલંબ નહીં કરો. ॥ ૫ ॥ બ્રહ્માની કામાવતી નામની નગરી સૂધીમાં જે જે સમુદ્રો, પ્રવાહો, પર્વતો, ઝરણાં, તળાવો, વાવ્યો, પર્વતોની ગુફાઓ, દેવતાઓનાં નગરો તથા ખોયાણુ પ્રદેશો વગેરે આવે, તેઓમાં ફરી ફરીને સીતાજીની શોધ કરો. ॥ ૬ ॥ તમોને માર્ગમાં જે કોઇ પણ જણ મળે, તેને સીતાજીની ખબર પૂછતા જજો." ॥

दो०—राम चरण प्रणाम कर, उर धरि युगल स्वरूप ॥
सात कोटि बानर बली, चले पूर्व कहँ भूप ॥ ३९ ॥

આ પ્રમાણે સુગ્રીવે આજ્ઞા કરતાં, ગજ તથા ગવાક્ષ, મહારાજ રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રણામ કરી, રામચન્દ્રજીને તથા લક્ષ્મણજીને ધ્યાનથી હૃદયમાં ધરી લઈ, બલવાન્ સાત કરોડ વાનરાઓની સેનાને સાથે લઈને પૂર્વદિશામાં ચાલ્યા. ॥ ૩૯ ॥

चौ०—वाली अनुज सुखेन बुलावा । करि सनमान निकट बैठावा ॥
तुम मयंद उत्तर दिशि जाहू । सीता सुधि पूछेहु सब काहू ॥ १ ॥
मादन गंध सुमेरु महीधर । अर्जुन शैल नील गिरि कंदर ॥
शिव कैलास अलकपुर छानी । गंधर्व यक्ष पूछ मृदु बानी ॥ २ ॥
उनहिं पूछ आगे धरि पाऊँ । जायहु दिव्य सरोवर ठाऊँ ॥
पुष्पभार जहँ विटप सुहाये । परसत हैं धरणी नियराये ॥ ३ ॥
श्रम निवारि कछु करहु अहारा । प्रभु कारज हिय धरहु करारा
सबहि ठौर ढूढहु मन लाई । जेहि विधि मिलहि जानकी आई ॥ ४ ॥

પછી સુગ્રીવે સુષેણને બોલાવી, માનપૂર્વક પાસે બેસાડીને કહ્યું કે, "તમે તથા મયંદ ઉત્તર દિશામા જાઓ અને સર્વ કોઇને સીતાજીની ખબર પૂછો. ॥ ૧ ॥ ગંધમાલ, મેરુ, અર્જુન, નીલ અને કૈલાસ, એ પર્વતોની ગુફાઓમાં તથા કુબેરજીની અલકાપુરીમાં શોધો અને ગંધર્વોને તથા યક્ષોને કોમળ વાણીથી પૂછો.॥૨॥ એઓને પૂછી, આગળ વધીને માનસ સરોવરના પ્રદેશમાં જજો, કે જ્યાં અત્યંત શોભી રહેલાં વૃક્ષો પુષ્પોના ભારથી પૃથ્વીપર ઝુકી રહ્યાં છે. ॥ ૩ ॥ ત્યાં શ્રમનું નિવારણ કરવાને વાસ્તે કાંઈ આહાર કરજો અને રામચંદ્રજીના કામમાં હૃદયથી સાવધાન રહેજો. સર્વ સ્થલોમાં મન લગાવીને શોધ કરજો કે જેમ કરવાથી સીતાજી મળી આવે. ॥ ૪ ॥

दो०—ऋषि तपसिनसों बूझीके, करहु बलिष्ट पयान ॥
श्वेत भूमि उत्तर दिशा, अन्त धराको जान ॥ ४० ॥

ઋષિઓને તથા તપસ્વીઓને પૂછીને બલવત્તર સમયમાં તે તે સ્થલમાંથી પ્રયાણ કરજો. ઉત્તર દિશામાં શ્વેતભૂમિ (જેમાં જલ પણ જામીને બરફ થઈ જાય છે એવા ઉત્તર મહાસાગરની ભૂમિ) આવે, તે સ્થલમાં પૃથ્વીનો અન્ત સમજજો, ॥ ૪૦ ॥

चौ०-शिखर सुमेरु मही कैलासू । काकभुशुण्डि केर बनवासू ॥
कुंड एक तहँ मोती चूरा । पानी अमृत कीच कपूरा ॥ १ ॥
जम्मुनी बीच अहै तेहि ठाऊं । जम्बूद्वीप जासु ते नाऊं ॥
गज समान लागे फल ताही । अमृत रस कहि निगम सराही ॥ २ ॥
पकत सो फल धरणीपर परई । तेहिके शाक कुंड बहु भरई ॥
दिव्य रूप चढ देव विमाना । तेहिके नीर करहिं सुस्नाना ॥ ३ ॥
सो शुभ नीर सरित होय बहई । अवध समीप प्रसिद्ध सो अहई ॥
जहँ मज्जन कीन्हेसे वीरा । सकल पाप दुख हरै शरीरा ॥ ४ ॥
फल भोजन जल पान करेहू । राम काज हित हिये धरेहू ॥
शूरसेन कर मंडप जहां । सुमिर राम जायहु पुनि तहां ॥ ५ ॥
लोमश ऋषिकर दर्शन करहू । पुनि शांडिल्य जहां अनुसरहू ॥

મેરુ પર્વતનાં શિખરો તથા આસપાસની પૃથ્વી અને કૈલાસ પર્વત, કે જ્યાં કાકભુશંડીને રહેવાનું વન છે, તેમાં શોધ કરજો. ત્યાં એક મોતીચૂર નામનો કુંડ તમારા જોવામાં આવશે, કે જેમાં અમૃત સમાન જળ છે અને કપૂરનો કાદવ છે. ॥ ૧ ॥ જાંબૂનાં વૃક્ષોની વચમાં તે સ્થાનક છે, કે જે વૃક્ષો ઉપરથી આ દ્વીપ જંબૂદ્વીપ કહેવાય છે. એ વૃક્ષોમાં હાથી જેવડાં ફળો લાગે છે અને એ ફળોના અમૃત જેવા મધુર રસને વેદ પણ વખાણે છે. ॥ ૨ ॥ એ ફળો પાકતાં, તેઓનો રસ ધરતીપર પડે છે કે જે રસથી ત્યાંના ઘણા ઘણા કુંડોનું જળ મિશ્રિત થઈ જાય છે. ॥ ૩ ॥ એ કુંડોનાં શુભ જલની એક સરયૂ નામની નદી વહે છે કે, જે અયોધ્યાની સમીપમાં પ્રસિદ્ધ છે અને જેમાં નહાયાથી પ્રાણીઓનાં સઘળાં પાપો નષ્ટ થઈ જાય છે. ॥૪॥ હે વીર વાનરાઓ ! ત્યાં ફળ ખાજો, પાણી પીજો અને હૃદયમાં રામનાં કાર્યની ગોઠવણ કર્યા જ કરજો. એ સ્થલમાં સૂરસેનનો એક મંડપ છે, તેમાં રામનું સ્મરણ કરીને જજો. ॥ ૫ ॥ લોમશ મુનિનાં દર્શન કરજો અને શાંડિલ્ય મુનિની પાસે જજો. ॥ ० ॥

दो०-रन वनि वन जन शोधिके, सिया बतायहु राम ॥
मास दिवस महँ आतुर, फिरहु लहहु विश्राम ॥ ४१ ॥

સમુદ્રોમાં, રણોમાં, વનોમાં અને ઘાટાં લોકોવાળી જગાઓમાં તુરત સીતાનો પાકો શોધ કરી, આજથી એક મહિનાની અંદર પાછા આવીને રામચન્દ્રજીએ ખબર દેજો અને પછી વિશ્રામ લેજો. ॥ ૪૧ ॥

आवर्तन[1] इषु जात, देश पुनि रोम पटच्चर ॥
इन्दु द्वीप पशु शील, क्रौंच सैनिक कुक्कुट वर ॥
अश्वक मलिया कुहक, देश तामस अरु मारक॥
आरण्यकी तुरुष्क, कांनिबक वर्बर चारक ॥ १ ॥

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

रथक्रान्त उपद्वीप, राक्षसा वास विचारो ॥
वारुण विष्णुक्रान्त, हैव रुषमें पगु धारो ॥
शक तुरुष्क अरु चीन, ताल तोषकमें जाई ॥
पार्वत अरु आवर्त, देश पारस्य सुहाई ॥ २ ॥
देश तुखारा शूद्र, यवन पह्नव मन लाई ॥
नर्दिनाश गान्धार, देव अपवाह सुहाई ॥
ब्रह्मोत्तर उपमल्वक, सिंहलद्वीप कुमारी ॥
स्वर्ण भूमि उत्तर कुमारि, दक्षिण पगु धारी ॥ ३ ॥
रमणक तलह हिरण्य, पूर रमणक लख भाई ॥
स्वर्णप्रस्थ अरु दुर्ग, द्वीप खोजो मन लाई ॥
दरद पंचनद दरद, लिंग काश्मीर सुहावन ॥
उत्तर कौशल इन्द्रप्रस्थ, कुरु जांगल पावन ॥ ४ ॥
पुरी अवन्ती गुर्जरात, कांची पुनि कासी ॥
केकय महिषक पाण्ड्य, देश उत्कल सुख राशी ॥
मिथिला सिंधु सुराष्ट्र, महोदय मगध विचारी ॥
अंग पाटली पुत्र, पुण्ड चम्पा लख भारी ॥ ५ ॥
मत्स्य देश अरु बंग, गैड उपबंग सिधारो ॥
प्राग्ज्योतिष अरु शूर,–सेन किलकिला पधारो ॥
किष्किन्धा निज देश, सकल ढूंढौ वसुधा तल ॥
और बीचके देश, ढूंढियो सबहीं जल थल ॥ ६ ॥

આવર્ત્તન ( ગ્રીસ ), ઇષુજાત ( યૂરોપ ), રોમ–પટ્ટચ્ચર ( ઇટાલી ), ઈંદુદ્વિપ ( ઈંગ્લંડ ), પશુશીલ ( પોર્ટુગલ ), ક્રૈંચ ( જર્મની ) સૈનિકકુક્કુટ (હોલંડ–બેલજીયમ), અશ્વક ( આસ્ટ્રીયા ), પ્રલિયાકુટક ( ફ્રાન્સ ), તામસ ( સ્પેન ), મારક ( ડેનમાર્ક ), આરણ્યકી તુરુષ્ક ( યુરોપીયન તરકી ), કાનિવલ ( ક્રોનવેલ ), બર્બર (બાર્બરી) ॥ ૧ ॥ રથકાંત ( આફ્રીકા), રાક્ષસાવાસ તથા વારૂણ નામના ઉપદ્વીપો (આફ્રીકાના ઉપદ્વીપો), વિષ્ણુકાંત ( એશીઆ ), હૈબ ( સઇબીરીયા ), રૂશ ( રશીયા અથવા રુસ ), શકતુરુષ્ક ( એશીયાટિક તરકી ), ચીન–તાલશોષક ( ટીબેટ ), પાર્વત ( તાર્ત્તરી ) આવર્ત્ત ( અરબ ), પારસ્ય ( ઇરાન ), ॥ ૨ ॥ તુખારા ( બુખારા ), શૂદ્રયવન ( મક્કા ), વહ્નવ ( કાબુલ ), નર્દિનાશ ( મદીના ), ગાંધાર ( કંદહાર ), અપવાટ ( મસ્કત ), બ્રહ્મોત્તર ( બ્રહ્મદેશ ), ઉપમલ્વક ( મોલ્યુકાસ ), સિંહલદ્વીપ ( સીલોન ), કુમારી ( કન્યાકુમારી અથવા કેપ કોમોરિન ), ઉત્તરકુમારી તથા દક્ષિણકુમારી સ્વર્ણભૂમિ ( નોર્થ અમેરિકા તથા સાઉથ અમેરિકા ), ॥ ૩ ॥ રમણક ( આસ્ટ્રેલેશીયા ), તલહ, ( બ્રાઝીલ ), હિર-

રૂપપુર ( પેરુ ), સ્વર્ણપ્રસ્થ ( પોલેનેશીયા ), દુર્ગદ્વીપ ( વિષમતા ભરેલા નાના મોટા દ્વીપો ), દરદ ( ભુતાન ), પંચનદ ( પંજાબ ), દશદાલિંગ ( દાર્જિલિંગ), કાશ્મીર, ઉત્તર-કોસલ ( અયોધ્યાનો દેશ ), ઇંદ્રપ્રસ્થ ( દિલ્હી ), કુરુજાંગલ ( કુરુક્ષેત્ર ), ॥૪॥ અવંતી ( ઉજ્જેણ ), ગુજરાત, શિવકાંચી તથા વિષ્ણુકાંચી, કાશી, કેકય ( હિરાત ), મહિષક ( માહિસુર ), પાંડય ( મલબાર ), ઉત્કલ ( ઓરીસા ), મૈથિલદેશ, સિન્ધ, સોરઠ, મહોદય ( કનોજ વગેરે ), મગધ ( ગયા પ્રાંત) અંગ ( વૈદ્યનાથ તથા રાજમહેલ વગેરે), પાટલિપુત્ર ( પટણા ), પુંડ્ર ( મેદિનીપુર ), ચંપા ( ભાગલપુર ), ॥ ૫ ॥ મત્સ્ય (જયપુરની પાસે વૈરાટ વગેરે ), બંગાગૈડ ( બાકરગંજ તથા ઢાકા વગેરે), ઉપબંગ (માઇમેનસિંગ ), પ્રાગ્જ્યોતિષ ( કામરૂપ દેશ ), શૂરસેન (મથુરા પ્રાંત), કિલકિલા (કલકત્તા) અને આપણો પોતાનો દેશ કિષ્કિન્ધા, ઇત્યાદિક પૃથ્વી ઉપરના સર્વ દેશોમાં, વચમાં, રહેલા દેશોમાં, જલમાં અને સ્થલોમાં સંપૂર્ણ રીતે ફરી ફરી, ચિત્તની એકાગ્રતા કરીને શોધ કરો.[1] ॥ ૬ ॥

दो०—उदय अस्त लों खोजकै, सिय सुधि देहु बताय ॥
बचन सुनत सब कपि चले, तब बोले रघुराय ॥ ४२ ॥

ઉદયાચલથી અસ્તાચલ પર્યંત શોધ કરીને સીતાજીની ખબર લાવી આપો.” એવાં સુગ્રીવનાં વચનો સાંભળી, સર્વે વાનરાઓ ચાલ્યા. આ સમયમાં રામચંદ્રજીએ સુગ્રીવને પૂછ્યું કે, ॥ ૪૨ ॥

दो०—सर्व भूमिके देश तुम, केहि विधि जानहु मित्र ॥
सो कहिये सुनि प्रभु वचन, बोले वचन विचित्र ॥ ४३ ॥

“હે મિત્ર ! તમે પૃથ્વી ઉપરના સઘળા દેશોને કેમ જાણો છો ? તે મને કહો.” એવાં રામચંદ્રજીનાં વચન સાંભળીને સુગ્રીવ વિચિત્ર વચન બોલ્યો કે, ॥ ૪૩ ॥

दो०—वाली भय भाजत फिरो, सकल देश रघुराज ॥
तब यह देखे देश सब, अब आये सब काज ॥ ४४ ॥

“હે રઘુનાથજી ! હું વાળીના ભયથી સર્વ દેશોમાં ભાગતો ફરતો હતો, ત્યારે એ સર્વ દેશો, મારા જોવામાં આવ્યા છે. મારૂં તે સમયનું દેશાટન આજ કામે લાગ્યું છે.”૪૪

चौ०—निज प्रभु केरि मान हित बानी । शीश धरे प्रभु चरणन आनी ॥
निदरि पवन दोऊ उठि चले । पद्म एकादश बनचर भले ॥ १ ॥
पुनि सुग्रीव मोर मुख देखी । वीर शतबलि हि कहा विशेषी ॥
सुनहु सुवीर प्राण हितकारी । राम काज हिय धरहु सँभारी ॥ २ ॥
तुम बसंत पश्चिम दिशि गवनी । सीता सुधी पूछेहु सब अवनी ॥
पश्चिम देश शैल सर जायहु । अग्नि देव कर जोर मनायहु ॥ ३ ॥

---

[1] કાંઉસો કરીને તે તે દેશોનાં આધુનિક નામો, ‘ભારતવર્ષવિચાર’ નામના ગ્રન્થ ઉપરથી આપ્યાં છે.

खोजो सब तहँके अस्थाना । राम काज हित करहु पयाना ॥
रंग भूमि जायहु पुनि भाई । सीता सुधि पूछेहु सब ठांई ॥ ४ ॥
सरिता शैल सुगिरि बन जे ते । खोजहु सीतहि चित धरि ते ते ॥
जो कोउ मिलै महा मुनि ज्ञानी । पूछहु समाचार मृदु बानी ॥ ५ ॥
तुम्हरे बल गर्जत मैं भाई । मिलवहु वेगि जानकी आई ॥

સુષેણ તથા મયંદ નામના એ બે વાનરાઓ, પોતાના સ્વામી સુગ્રીવની વાણીને હિતકારક માની, સુગ્રીવનાં ચરણોમાં પ્રણામ કરી, ત્યાંથી ઉઠી, પવનનો પણ તિરસ્કાર કરે એવા વેગથી ચાલ્યા. એઓની સાથે અગિયાર પદ્મ વાનરાઓ ચાલ્યા. ॥ ૧ ॥ પછી સુગ્રીવે મોહોડું ફેરવી, મહા વીર શતબલિ નામના યૂથપતિને સામે જોઈ, આજ્ઞા કરી કે, "હે મારા પ્રાણનું હિત કરનારા વીર શતબલિ! સાંભળો અને રામનાં કાર્યોને હૃદયમાં પૂરી સંભાળથી ધરો. ॥૨॥ તમે અને વસંત વાનર, બન્ને મળી, પશ્ચિમ દિશામાં જાઓ અને તે દિશાની સર્વ પૃથ્વીમાં સીતાજીની ખબર પૂછો. ત્યાંનાં સર્વ સ્થાનકોમાં શોધ કરો. ॥ ૩ ॥ રામનાં કાર્યને વાસ્તે પ્રયાણ કરો. એ દિશામાં રંગભૂમિ નામના નગરમાં જઈ, સર્વે સ્થલોમાં સીતાજીની ખબર પૂછો. ॥૪॥ જે જે નદીઓ, પર્વતો અને પર્વતોનાં વનો, તે દિશામાં છે, તે સર્વમાં ધ્યાન દઇને સીતાજીની શોધ કરો. જે કોઈ મહા મુનિ કે જ્ઞાની મળે, તેને કોમલ વાણીથી સમાચાર પૂછજો. ॥ ૫ ॥ હે ભાઈ! હું તમારા બળથી ગર્જના કરૂં છું, માટે તમે જલદી રામને સીતાનો સમાગમ કરાવી દો. ॥

दो०—पश्चिम दिशा विशेष सो, जहां धराको अन्त ॥
एक मासमें लेई सुधिं, फिरो वेगि बलवन्त ॥ ४५ ॥

હે બળવાન્ વાનર! જ્યાંસૂધી પશ્ચિમ દિશામાં પૃથ્વીનો અંત આવે, ત્યાંસૂધી પ્રયત્નપૂર્વક શોધ કરી, પાકી ખબર મેળવીને આજથી એક મહિનાની અંદર પાછા અહીં આવો. ॥ ૪૫ ॥

चौ०—चरण कमल सब करहि प्रणामा । पश्चिम दिशा चले बल धामा ॥
दश षट लाख हरिहर बोलत । चले जाहिं गिरि कंदर तोलत ॥ १ ॥
अवधि मेटि जो बिनु सुधि पाये । अवशिं मरहिं सो मम कर आये ॥

બળના સ્થાનકરૂપ શતબલિ આદિ સર્વ વાનરાઓ સુગ્રીવનાં ચરણોમાં પ્રણામ કરીને પશ્ચિમ દિશામાં ચાલ્યા. એ શતબલિની સાથેના સોલ લાખ વાનરાઓ, 'હરિહર,' એમ બોલતા અને પર્વતોની ગુફાઓ વગેરેને જોતા જોતા, તે તે પ્રદેશોમાં ફરવા લાગ્યા.[1] ॥૧॥ સીતાજીની પાકી ખબર મેળવ્યા વિના જે કોઇ વાનર એક મહિનાની મુદત વીત્યા પછી આવશે, તે વાનરનો અવશ્ય મારા હાથથી વધ કરવામા આવશે."

दो०—वचन सुनत सब वानर, जहँ तहँ चले तुरंत ॥
तब सुग्रीव बुलायउ, अंगदादि हनुमंत ॥ ४६ ॥

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

સુગ્રીવનાં, વચનો સાંભળતાં જ સર્વે વાનરાઓ, તુરત તે તે દિશાઓમાં ચાલતા થયા. પછી સુગ્રીવે અંગદ તથા હનુમાનજી વગેરે વાનરાઓને પોતાની પાસે બોલાવીને કહ્યું કે,

चौ०–सुनहु नील अंगद हनुमाना । जाम्बवन्त मति धीर सुजाना ॥
सकल सुभट मिलि दक्षिणजाहू । सीता सुधि पूछहु सब काहू ॥ १ ॥
मन वच कर्म सो यत्न विचारेहु । रामचंद्रके काम सँवारेहु ॥
भानु पीठ सेइय उर आगी । स्वामी सेइय सब छल त्यागी ॥ २ ॥
तजि माया सेइय परलोका । मिटहि सकल भव संभव शोका ॥
देह धरे कर यह फल भाई । भजिय राम सब काम विहाई ॥ ३ ॥
सोइ गुणज्ञ सोई बड भागी । जो रघुवीर चरण अनुरागी ॥
आयसु मागी चरण शिर नाई । चले हृदय सुमिरत रघुराई ॥ ४ ॥
पाछे पवन तनय शिर नावा । जानि काज प्रभु निकट बुलावा ॥
परसा शीश सरोरुह पानी । कर मुद्रिका दीह्न जन जानी ॥ ५ ॥
बहु प्रकार सीतहि समुझायहु । कहि बल विरह वेगि तुम आयहु ॥
हनुमत जन्म सफल करि जाना । चले हृदय धरि कृपानिधाना ॥ ६ ॥
यद्यपि प्रभु जानत सब बाता । राजनीति राखत सुरत्राता ॥

"હે અંગદ ! હે હનુમાનજી ! હે નીલ ! હે જાંબુવાન ! તમો બુદ્ધિમાન્, ધીર અને પ્રવીણ સઘળા સુભટો મળીને દક્ષિણ દિશામાં જાઓ અને સર્વ કોઇને સીતાજીની ખબર પૂછો. ॥ ૧ ॥ મનથી, વચનથી તથા ક્રિયાથી એવા યત્નનો વિચાર કરજો કે, જેથી રામચન્દ્રજીનું કામ સુધરી જાય. સૂર્યનું પીઠથી જ સેવન કરવું જોઇએ, અગ્નિનું છાતીથી જ સેવન કરવું જોઇએ અને સ્વામીનું તો છળનો ત્યાગ કરીને સઘળા શરીરથી[1] સેવન કરવું જોઇએ.[2] ॥૨॥ હે ભાઇઓ ! માયાનો (આ લોકનાં સુખોની ઇચ્છાનો) અને પરલોકનાં સુખોની ઇચ્છાનો પણ ત્યાગ કરીને રામનું સેવન કરવામાં આવશે, તો સંસારથી ઉત્પન્ન થતા સઘળા શોકો ટળી જશે, સર્વ કામનાઓને છોડી દઇને રામનું સેવન કરવું, એ જ દેહ ધર્યાનું ફળ છે. ॥ ૩ ॥ જેને રામનાં ચરણોમાં પ્રેમ હોય, તે પ્રાણી જ ગુણોની પરીક્ષા કરનાર કહેવાય અને તે જ મહા ભાગ્યશાળી કહેવાય." અંગદ આદિ વાનરાઓ સુગ્રીવની આજ્ઞાને માથે ચઢાવી, રામનાં તથા સુગ્રીવનાં ચરણોમાં માથાં નમાવી, હૃદયોમાં રામનું સ્મરણ કરતા કરતા ત્યાંથી ચાલ્યા. ॥૪॥ અંગદ આદિ સર્વ વાનરાઓ ચાલ્યા પછી, હનુમાનજીએ રામચન્દ્રજીનાં ચરણોમાં માથું નમાવ્યું. રામચન્દ્રજીએ, 'હનુમાનજી પરમ ભક્ત છે, માટે તેમના જ હાથથી કાર્ય સિદ્ધ થવું છે,' એમ જાણી, હનુમાનજીને પોતાની પાસે બોલાવી, તેમના મસ્તક ઉપર

---

૧ શરીરનું અર્પણ કરીને પણ. ૨ भानु पीठ सेइय उर आगी, એ ચોપાઇના બીજા અનેક અર્થો કરવામાં આવે છે, પણ તે સઘળા અર્થો ક્લિષ્ટ કલ્પનાવાળા, મૂલના અન્વયને નહીં લાગુ પડતા અને ગોસ્વામીજીની કવિત્વશક્તિને કલંક લગાડનારા જ હોવાથી અનાદરણીય છે.

પોતાનું હસ્તકમલ ધર્યું અને પોતાની આંગળીમાં પહેરવાની વીંટી તેમના હાથમાં આપીને કહ્યું કે, ॥ ૫ ॥ "આ વીંટી જોવાથી સીતાને તમારા ઉપર વિશ્વાસ આવશે. તમે મારા બળની તથા મને જે વિરહનો સંતાપ છે, તેની વાતો કરી, ઘણા ઘણા પ્રકારોથી સીતાની આશ્વાસના કરજો અને તે કરીને પાછા જલદી આવજો." હનુમાનજી, આ પ્રમાણે રામની આજ્ઞા મળવાથી, પોતાના જન્મને સફલ થયો માની, હૃદયમાં રામચન્દ્રજીની છબીને ધરી લઇને ત્યાંથી ચાલ્યા. ॥ ૬ ॥ દેવતાઓના રક્ષક રામચંદ્રજી, જો કે, 'સીતા લંકામાં છે,' ઈત્યાદિ સઘળી હકીકત જાણતા હતા, તોપણ રાજનીતિને અનુસરવા સારૂ તેમણે આ દૂતો મોકલવા વગેરે ગોઠવણ કરી. ॥

दो०—चले सकल वन खोजत, सरिता सर गिरि खोह ॥
राम काज लवलीन मन, बिसरा तनुकर छोह ॥ ४७ ॥

એ વાનરાઓ, વનોમાં, નદીઓમાં, તળાઓમાં અને પર્વતોની ગુફાઓમાં સીતાજીની શોધ કરતા કરતા ચાલવા લાગ્યા. એઓનાં અંતઃકરણો રામના કાર્યમાં એવાં લાગી ગયાં કે, જેથી તેઓ, પોતાનાં શરીર ઉપરની દયાને પણ છોડી દઇને શોધના કામમાં જ તત્પર થયા. ॥ ૪૭ ॥

चौ०—कतहुँ होइ निश्चर सन भेंटा । प्राण लेहिं तेहि एक चपेटा ॥
वज्रदंष्ट्र इक राक्षस आवा । देखत कपिन परम दुःख पावा ॥ १ ॥
भीमरूप यह को अब आवा । लखि अंगद क्रोधित उठि धावा ॥
देखत ताहि कोप युवराजा । सन्मुख जाय ताहि सन बाजा ॥ २ ॥
मल्लयुद्ध अति भय अपारा । सब वानर मिल कीन्ह विचारा ॥
प्रथम पयान काल चलि आवा । कह कपि विधि कह कीन बनावा ॥३॥
वालिसुतन तब हृदय विचारा । मुष्टिक एक तासु शिर मारा ॥
राम स्वरूप हृदय महँ आनी । ऊर्ध्व अर्ध धरि चीर भवानी ॥ ४ ॥
जय जय शब्द भयो तेहि वारा । पवन पुत्र मन हर्ष अपारा ॥
बीश कोटि सँग सैन सुहाई । चले सकल जय कहि रघुराई ॥ ५ ॥
बहु प्रकार गिरि कानन हेरहिं । कोउ मुनि मिलहि ताहि सब घेरहिं ॥
लागि तृषा अतिशय अकुलाने । मिलै न जल वन गहन भुलाने ॥ ६ ॥
तब हनुमान कीन्ह अनुमाना । मरण चहत सब बिनु जलपाना ॥
चढि गिरि शिखर चहुँ दिशि देखा । भूमि विवर इक कौतुक पेखा ॥ ७ ॥
चक्रवाक बक हंस उडाहीं । बहुतेक खग प्रविशहिं ता माहीं ॥
गिरिते उतरि पवनसुत आवा । सब कहँ ले सो विवर दिखावा ॥ ८ ॥
आगे करि हनुमतहि लीन्हा । पैठे विवर विलम्ब न कीन्हा ॥
योजन चरि दुर्ग अति बांकी । मयदानव गढ कीन्हा झांकी ॥ ९ ॥

કોઈ ઠેકાણે જો કોઈ રાક્ષસની ભેટ થાય, તો તેઓ, એક થપ્પડથી જ તેના પ્રાણ લેવા લાગ્યા. એક[1] વજ્રદંષ્ટ્ર નામનો રાક્ષસ ભેટતાં, તેને જોઈને વાનરાઓને બહુ દુઃખ થયું. ॥ ૧ ॥ અને તેથી તેઓ બોલવા લાગ્યા કે, "હમણાં આ ભયંકર રૂપવાળો તે કોણ આવ્યો છે?" એને જોતાં જ યુવરાજ અંગદ ક્રોધાક્રાંત થઈ, તેની સામે જઈને બાઝી રહ્યો. ॥ ૨ ॥ એ બન્નેને અપાર મલ્લયુદ્ધ ચાલવા લાગતાં, સર્વ વાનરાઓ મળી વિચાર કરવા લાગ્યા કે, 'પહેલા પ્રયાણમાં જ કાલ ચાલીને સામો આવ્યો. આ તે વિધાતાએ શું કર્યું?' ॥ ૩ ॥ અંગદે વિચાર કરીને તે રાક્ષસના માથામાં મુંઠી મારી અને પછી હૃદયમાં રામનાં સ્વરૂપનું ધ્યાન ધરી, તે રાક્ષસને ઉંધે માથે પકડીને ચીરી નાખ્યો. ॥ ૪ ॥ તે સમયમાં 'જય જય,' શબ્દ થઈ રહ્યો. હનુમાનજીના મનમાં અપાર હર્ષ થયો. પછી અંગદ તથા હનુમાનજી આદિ યૂથપતિઓ, રામચન્દ્રજીનો જય પોકારી વીશ કરોડ વાનરાઓનાં સૈન્યને સાથે લઈને ત્યાંથી ચાલ્યા.[2] ॥ ૫ ॥ ઘણા ઘણા પ્રકારેથી પર્વતોમાં અને વનોમાં શોધ કરવા લાગ્યા, માર્ગમાં કોઈ મુનિ મળે તો, સઘળાઓ તેને ઘેરી લઈને પૂછવા લાગ્યા. આગળ જતાં તેઓ અત્યંત તરસ લાગવાથી વ્યાકુલ થઈ ગયા, પણ ક્યાંય જળ મળ્યું નહીં અને જળની શોધ કરતાં ભૂલા પડ્યા. ॥ ૬ ॥ પછી હનુમાનજીએ, 'પાણી વિના સર્વે મરી જશે,' એમ ધારી, પર્વતના શિખરપર ચઢીને ચોમેર જોયું, ત્યાં એક ગુફામાં કૌતુક જોવામાં આવ્યું. ॥ ૭ ॥ એ કૌતુક એ હતું કે, ગુફાની આગળ ચકવાકો, બગલા, તથા હંસો ઉડતા હતા અને ઘણાંક પક્ષીઓ તે ગુફામાં પેસતાં પણ હતાં. હનુમાનજીએ, એ ઉપરથી ગુફામાં જલાશય હોવાનું અનુમાન કરી, પર્વત ઉપરથી ઉતરી આવી, સર્વ વાનરાઓને સાથે જઈને તે ગુફા દેખાડી. ॥ ૮ ॥ સર્વ વાનરાઓ હનુમાનજીને આગળ કરી, જલદી તે ગુફામાં પેઠા. એ[1] ગુફા ચાર યોજનની લાંબી ચોડી હતી અને મયદાનવે બનાવીને માયાથી ગુપ્ત રાખી હતી.[2] ॥ ૯ ॥

दो०—दीख जाय उपवन सुभग, सर विकसे बहु कंज ॥
मंदिर एक रुचिर तहां, बैठि नारि तपपुंज ॥ ४८ ॥

વાનરાઓ અંદર ગયા ત્યાં જેમાં સુંદર કમળો ખીલી રહ્યાં હતાં એવું એક સુંદર ઉપવન જોવામાં આવ્યું. એ ઉપવનમાં એક સુંદર ઘર હતું અને તે ઘરમાં એક તપના સમૂહ જેવી સ્ત્રી બેઠી હતી. ॥ ૪૮ ॥

चौ०—दूरहिते तेहि सब शिर नावा । पूछेसि निज वृत्तान्त सुनावा ॥
तब तेहि कहा करहु जल पाना । खाहु सरस सुंदर फल नाना ॥ १ ॥
मज्जन कीन्ह मधुर फल खाये । तासु निकट पुनि सब चलि आये ॥
तेहि सब आपनि कथा सुनाई । मैं अब जाउँ जहां रघुराई ॥ २ ॥
देवांगना सुनाम हमारी । एक समय तप करन विचारी ॥
ब्रह्मासे मांगेउ वरदाना । दर्शन मैं पाउं भगवाना ॥ ३ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

ब्रह्मा कह्यो रहो यहि थाना । आवहिं यहां कीश बलवाना ॥
तिनसों राम खबर तुम पाई । दर्शन पावहुगी रघुराई ॥ ४ ॥
सो वह सत्य भई अब वानी । जाऊँ दर्श हित सारँगपानी ॥
मूंदहु नैन विवर तजि जाहू । पैहहु सीतहि जनि कदराहू ॥ ५ ॥
नयन मूंदि तब देखहिं वीरा । ठाढे सकल सिंधुके तीरा ॥
सो पुनि गई जहां रघुनाथा । जाय कमल पद नायसि माथा ॥ ६ ॥
नाना भांति विनय तेहि कीन्ही । अनपायिनि भक्ति प्रभु दीन्ही ॥

વાનરાઓએ દૂરથી જ સ્રીને પ્રણામ કર્યાં અને તેના પૂછવાથી પોતાની હકીકત કહી સંભળાવી. એ સ્રીએ કહ્યું કે, "જલપાન કરો અને અનેક પ્રકારનાં રસ ભરેલાં ફ્લો ખાઓ." ॥ ૧ ॥ વાનરાઓએ નાહી, મધુર ફળ ખાધાં અને પછી તે સર્વે, તે સ્રીની પાસે આવીને બેઠા. એ સ્રીએ પોતાની સઘળી હકીકત કહી સંભળાવીને[1] કહ્યું કે, "હવે હું રામની પાસે જઈશ. ॥ ૨ ॥ મારૂં[2] નામ દેવાંગના[3] છે. મેં એક સમયે તપશ્ચર્યા કરીને બ્રહ્માની પાસે 'હું ભગવાનનાં દર્શન પામું,' એવું વરદાન માગતાં, ॥૩॥ બ્રહ્માએ કહ્યું હતું કે, 'તું આ ઠેકાણે જ રહે. અહીં બળવાન્ વાનરાઓ આવશે. તેઓના કહેવાથી તને રામની ખબર મળશે અને તે પછી રામનાં દર્શન થશે.' ॥૪॥ એ બ્રહ્માનું વચન આજ સત્ય થયું. હવે હું રામનાં દર્શન કરવાને વાસ્તે જાઉં છું.[4] તમો તમારાં નેત્રો વીંચી જાઓ એટલે આ ગુફાની બહાર જઈને ઉભા રહેશો. ॥ ૫ ॥ તમોને સીતા પ્રાપ્ત થશે, માટે ગભરાઓ મા." વાનરાઓએ આંખ વીંચી, પાછી ઉઘાડીને જોયું ત્યાં પોતે સર્વે સમુદ્રના કીનારા ઉપર ઉભેલા જોવામાં આવ્યા. એ સ્રીએ રામચન્દ્રજીની પાસે જઇ, તેમનાં ચરણકમળોમાં માથું નમાવ્યું. ॥ ૬ ॥ અને ઘણા ઘણા પ્રકારની સ્તુતિ કરી. રામચન્દ્રજીએ તેને અવિચળ ભક્તિ આપી. ॥

दो०—बदरी वनको सोइ गई, प्रभु आज्ञा धरि शीश ॥
उर धरि राम चरण युग, जो वंदत सुर ईश ॥ ४९ ॥

એ સ્રી રામચંદ્રજીની આજ્ઞાને માથે ચઢાવી, જેને મોટા મોટા દેવતાઓ પણ નમે છે એવા રામચંદ્રજીનાં ચરણારવિન્દોને હૃદયમાં ધરીને બદ્રિકાશ્રમમાં ગઈ. ॥ ૪૯ ॥

चौ०—इहाँ विचारहिं कपि मन माहीं । बीती अवधि काज कछु नाहीं ॥
सब मिलि कहहिं परस्पर बाता । बिनु सुधि लिये करब का भ्राता ॥ १ ॥
कह अंगद लोचन भरी वारी । दुहुँ प्रकार भइ मृत्यु हमारी ॥
यहां न सुधि सीताकी पाई । वहां गये माराहि कपिराई ॥ २ ॥

---

૧ 'હું ગન્ધર્વની કન્યા છું અને હેમા નામની અપ્સરાની સખી છું. મયદાનવે હેમાને અહીં છૂપાવી રાખી હતી, પણ ઇંદ્ર પાછળથી તેને લઈ ગયો અને હું અહીં રહી ગઈ છું.' ઇત્યાદિ હકીકત સંભળાવીને. ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૩ વાલ્મીકીય રામાયણમાં તો 'સ્વયંપ્રભા' નામ લખ્યું છે. ૪ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

पिता वधेपर मारत मोही । राखा राम निहोरा ओही ॥
पुनि पुनि अंगद कह सब पाहीं । मरण भयो अब संशय नाहीं ॥ ३ ॥
अंगद वचन सुनत कपि वीरा । बोल न शकहिं नैन बह नीरा ॥
क्षण एक कीश मगन हो गये । पुनि अस वचन कहत सब भये ॥ ४ ॥
हम सीताकी बिनु सुधि लीन्हे । नहि जैहैं युवराज मवीन्हे ॥
अस कहि लवण सिंधु तट जाई । बैठे कपि सब दर्भ डसाई ॥ ५ ॥
जाम्बवंत अंगद दुःख देखी । कही कथा उपदेश विशेषी ॥
तात राम कहँ नर जनि जानहु । निर्गुणब्रह्म अजित अज मानहु ॥ ६ ॥
हम सब सेवक अति बड़ भागी । सन्तत सगुण ब्रह्म अनुरागी ॥

અહીં અંગદ આદિ સર્વે વાનરાઓ વિચાર કરવા લાગ્યા અને સર્વે મળીને પરસ્પર વાતો કરવા લાગ્યા કે, "આજ આપણી મહિનાની મુદત વીતી ગઈ છે અને કામ કશું થયું નથી. હે ભાઇઓ! સીતાજીની ખબર મળી નહીં, તો હવે આપણે શું કરશું?" ॥ ૧ ॥ અંગદ નેત્રોમાં બહુ જ પાણી લાવીને બોલ્યો કે, "મારે તો બન્ને પ્રકારથી મોત આવી ચૂકયું છે. અહીં સીતાજીની કશી ખબર મળી નહીં, તેથી અન્નોદકનો ત્યાગ કરીને મરી જવું પડશે અને કિષ્કિન્ધામાં જઇશ, તો સુગ્રીવ મારી નાખશે. ॥ ૨ ॥ સુગ્રીવે, મારા પિતાને મરાવ્યા પછી મને પણ મારી જ નાખત, પણ મારાપર રામચંદ્રજીની દયા જોઇને તેણે જીવતો રાખ્યો છે." ॥ ૩ ॥ અંગદ સર્વની પાસે વારંવાર કહેવા લાગ્યો કે, "હવે મોત આવી ચૂકયું છે, તેમાં કશો સંદેહ નથી." અંગદનાં વચનો સાંભળીને વાનરાઓ કશું બોલી શકતા નહીં હતા, પણ કેવળ નેત્રોમાંથી આંસુ ચલાવ્યા કરતા હતા. ક્ષણ માત્ર તો સર્વે વાનરાઓ શોકમાં મગ્ન થઈ ગયા, ॥૪॥ પણ પછી સર્વે મળીને બોલ્યા કે, "હે પ્રવીણ યુવરાજ! અમો ચાહે તો મરી જઇએ, તોપણ સીતાજીની ખબર મેળવ્યા વિના અહીંથી કિષ્કિન્ધામાં જઇશું નહીં." સર્વે વાનરાઓ એ પ્રમાણે બોલી, ક્ષીર સમુદ્રના કિનારાપર જઈ, દર્ભની પથારીઓ કરીને બેઠા. ॥ ૫ ॥ જાંબુવાને અંગદને દુઃખી જોઇ તેને વિશેષ ઉપદેશોવાળાં વચનો કહ્યાં કે, "હે તાત! રામને મનુષ્ય નહીં સમજો, પણ નિર્ગુણ, અજિત અને જન્મ રહિત સાક્ષાત્ પરમાત્મા જ માનો. ॥ ૬ ॥ અવતાર ધરીને સગુણ થયેલા એ પરમાત્માનું આપણે સેવકો નિરંતર આરાધન કરીએ છીએ, તેથી મોટા ભાગ્યશાળી છીએ. ॥

दो०—निज इच्छा अवतरेउ प्रभु, सुर द्विज गो महि लागि ॥
सगुण उपासक रहहिं सब, मोक्ष सकल सुख त्यागि ॥ ५० ॥

બ્રાહ્મણો, દેવતાઓ, ગાયો અને પૃથ્વી, એઓનાં રક્ષણને વાસ્તે પ્રભુ પોતાની ઇચ્છાથી અવતર્યા છે. આપણે સઘળાઓએ તો સર્વ સુખોની તથા મોક્ષની પણ ઇચ્છાનો ત્યાગ કરીને એ સગુણ પરમાત્માના ઉપાસક જ રહેવું યોગ્ય છે." ॥ ૫૦ ॥

चौ०—इहि विधि कहत कथा बहु भांती । गिरि कंदरा सुना संपाती ॥
बाहर होइ देखे सब कीशा । मोहिं अहार दीन्ह जगदीशा ॥ १ ॥

आजु सबनकर भक्षण करहूं । दिन बहुगे अहार विन मरहूँ ॥
कबहुँ न मिलि भर उदर अहारा । आज दीन्ह विधि एकहिं बारा ॥ २ ॥
डरपे गृध्र बचन सुनि काना । अब भा मरण सत्य हम जाना ॥
कपि सब उठे गृध्र कहँ देखी । जाम्बवंत मन शोच विशेखी ॥ ३ ॥
कह विचारि अंगद मनमाहीं । धन्य जटायू सम कोउ नाहीं ॥
राम काज कारन तनु त्यागी । हरिपुर गयउ परम बड भागी ॥ ४ ॥
जो रघुवीर चरण चित लावै । तेहि सम धन्य न आन कहावै ॥
सुनि खग हर्ष शोक युत वानी । आवा निकट कपिन भय मानी ॥
ताहि देखि कपि चले पराई । ढाढ कीन्ह तिन्ह शपथ दिवाई ॥
तिन्हैं अभय कर पूछेसि जाई । कथा सकल तिन ताहि सुनाई ॥ ६ ॥
सुनि संपाति बन्धुकी करणी । रघुपति महिमा बहुविधि वरणी ॥

વાનરાઓ આ પ્રમાણે અનેક પ્રકારની વાતો કરતા હતા, તે સઘળી વાતો પર્વતની ગુફામાં બેઠેલા ગૃધ્રરાજ સંપાતિના સાંભળવામાં આવતાં, સંપાતિ બહાર નીકળી, સર્વ વાનરાઓને જોઇને બોલ્યો કે, "આજ પરમેશ્વરે મને આહાર આપ્યો છે. ॥૧॥ આજ આ સર્વ વાનરાઓનું ભક્ષણ કરીશ. હું ઘણા દિવસો થયા આહાર વિના મરૂં છું અને મને કદી પણ પેટપૂરતો આહાર મળ્યો નથી, પરંતુ આજ વિધાતાએ એક વખતે જ સર્વ દિવસનો આહાર આપ્યો છે." ॥ ૨ ॥ સંપાતિનાં વચનો કાને પડતાં, વાનરાઓ ભય પામ્યા અને બોલ્યા કે, "આજ ખરેખર મોત આવ્યું છે, એવો નિશ્ચય થયો." સંપાતિને જોઇને સર્વ વાનરાઓ ઉભા થયા. એઓને જોઈ, જાંબુવાનના મનમાં વિશેષ વિચાર થયો કે, ॥ ૩ ॥ 'આ લોકો સંપાતિને જોઇને આવી દશા પામે છે, તો રાવણની સામે કેમ લડી શકશે?' અંગદ મનમાં વિચાર કરીને બોલવા લાગ્યો કે, "જટાયુ સમાન કોઈ પણ ભાગ્યશાળી નહીં. જટાયુ રામના કામને વાસ્તે શરીરનો ત્યાગ કરીને વૈકુંઠમાં ગયો, માટે તે અત્યંત મોટો ભાગ્યશાળી ગણાય. ॥ ૪ ॥ જે[1] પ્રાણી રામનાં ચરણોમાં ચિત્ત લગાવે, તેના જેવો બીજો કોઈ પણ ધન્ય કહેવાય નહીં"[2] સંપાતિ વાનરાઓની હર્ષશોકવાળી[3] વાણીને સાંભળીને, તેઓની પાસે આવ્યો ॥ ૫ ॥ ત્યારે તો તેઓ બહુ જ ડરવા લાગ્યા[4] સંપાતિએ, પોતાને જોઇને સર્વ વાનરાઓ ભાગવા લાગતાં, તેઓને સોગંદ દઇને ઉભા રાખ્યા અને અભય આપીને તેઓની હકીકત પૂછી. વાનરાઓએ સઘળી હકીકત તેને કહી સંભળાવી. ॥ ૬ ॥ સંપાતિ પોતાના નહાના ભાઈ જટાયુની કરણી સાંભળી, રામના મહિમાને ઘણી રીતે વર્ણવીને બોલ્યો કે, ॥

दो०—मोहिं के चलेहु सिंधु तट, देहु जलांजलि ताहि ॥
बचन सहाय करब मैं, पैहहु खोजहु जाहि ॥ ५१ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૩ રામ ભક્તિના હર્ષવાળી અને કાર્ય સિદ્ધ ન થવાના શોકવાળી. ૪ સીતાજીની ખબર નહીં મળવાથી અને સુગ્રીવના ભયથી અધર થઈ ગયા હતા. તેથી સંપાતિને જોઈને પણ ડરવા લાગ્યા.

"મને સમુદ્રના કિનારાપર લઇ જાઓ એટલે હું મારા ભાઇ જટાયુને જલાંજલિ આપું. હું વચનથી તમારી સહાયતા કરીશ. શોધ કરવાથી તમોને સીતાજી મળશે." ॥૫૧

चौ०—अनुज क्रिया करि सागर तीरा । कह निज कथा सुनहु मति धीरा ॥
हम दोउ बंधु प्रथम तरुणाई । गगन गये रवि निकट उडाई ॥ १ ॥
तेज न सहि सक सो फिरि आवा । मैं अभिमानी रवि नियरावा ॥
जरे पंख रवि तेज अपारा । परा भूमि करि घोर चिकारा ॥ २ ॥
मुनि इक नाम चंद्रमा ओही । लागी दया देखि कर मोही ॥
बहु प्रकार तिन्ह ज्ञान सिखावा । देह जनित अभिमान छुडावा ॥ ३ ॥
त्रेता ब्रह्म मनुज तनु धरिहैं । तासु नारि निश्चर पति हरिहैं ॥
तासु खोज पठवहिं प्रभु दूता । तिनहिं मिले तुम होब पुनीता ॥ ४ ॥
जमिहहिं पंखकरसि जनि चिंता । तिनहिं दिखाय देव तैं सीता ॥
यह कहि मुनि निज आश्रम गयऊ । तेहि क्षण हृदय ज्ञान कछु भयऊ ॥ ५ ॥
पुनि संपाती वचन उचारी । सुनो गिरा पुनि मम हितकारी ॥
पुत्र मोर सुपर्ण तेहि नाऊं । सेवत मोहिं सदा इहि ठाऊं ॥ ६ ॥

પછી સમુદ્રને કિનારે જટાયુની ક્રિયા કરીને સંપાતિ પોતાની હકીકત કહેવા લાગ્યો, કે, "હે વાનરાઓ! બુદ્ધિને ધીર કરીને સાંભળો. હું અને જટાયુ બન્ને ભાઇઓ, પહેલી જુવાનીના સમયમાં પોતાના વેગની પરીક્ષા કરવા વાસ્તે આકાશમાં ઉડીને સૂર્યના સમીપમાં જવા લાગ્યા હતા. ॥ ૧ ॥ જટાયુ તો સૂર્યનાં તેજને સહન નહીં કરી શકવાથી, પાછો પૃથ્વીપર ચાલ્યો ગયો, પણ હું તો અભિમાન ધરીને સૂર્યની પાસે પહોંચ્યો. હું પાસે જઇ પહોંચ્યો તેટલામાં સૂર્યના અપાર તેજથી મારી પાંખો બળી ગઇ. તેથી હું ભયંકર ચીશ પાડીને ધરતીપર પડ્યો. ॥ ૨ ॥ ત્યાં ચંદ્રમા નામના એક મુનિ હતા, તેમને મારી દશા જોઇને દયા આવતાં, તેમણે ઘણા ઘણા પ્રકારોથી મને જ્ઞાનનો ઉપદેશ આપી, દેહાભિમાન છોડાવી દઇને કહ્યું કે, ॥ ૩ ॥ 'ત્રેતા યુગમાં પરમાત્મા મનુષ્યાવતાર ધરશે અને તેમની સ્ત્રીને રાક્ષસોનો રાજા રાવણ હરી જશે. એ સ્ત્રીને શોધવા વાસ્તે પ્રભુ દૂતોને મોકલશે. તું ચિંતા નહીં કર. તું એ દૂતોને મળાને પવિત્ર થશે. ॥૪॥ તને પછી પાંખો આવશે અને તું તેઓને તે સ્ત્રીની ખબર આપીશ.' એમ કહીને ચન્દ્રમા મુનિ પોતાના આશ્રમમાં ગયા. તે સમયથી મારા હૃદયમાં કાંઇક જ્ઞાન ઉત્પન્ન થયું છે. ॥ ૫ ॥ વળી[1] સંપાતિ વચન બોલ્યો કે, 'મારી હિતકારી વાણી સાંભળો. મારો સુપર્ણ નામનો પુત્ર આ સ્થલમાં મારી સેવા કરતો હતો,' ॥ ૬ ॥

दो०—क्षुधावन्त इकदिन भयउ, कही पुत्र सुन बात ॥
वेग भक्ष लें आवहु, न तौ प्राण मम जात ॥ ५२ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

મેં એક દિવસે ભૂખથી વ્યાકુલ થઈને પુત્રને કહ્યું કે, "હે દીકરા! વાત સાંભળ જલદી કાંઈક ભક્ષ્ય લઈ આવ. નહીંતર મારા પ્રાણ જતા રહેશે." ॥ ૫૨ ॥

चौ०—सुत शिर आज्ञा धारि सिधावा । मोहिं धीरज दे बहु समझावा ॥
नभ पथ होय महा बन गयऊ । गज मृगराज हनत बहु भयऊ ॥ १ ॥
अस्त पतंग बहुरि घर आवा । क्षुधावन्त मैं क्रोध बढावा ॥
ज्ञान रंक मैं अधम अभागा । सुतको शाप देन तब लागा ॥ २ ॥
गहि मम बाहु कह्यो समझाई । सुनहु तात मम बच चित लाई ॥
जब आरण्य गयउँ मे ताता । तहँ पुनि एक भयउ उत्पाता ॥ ३ ॥
बीश भुजा दश मस्तक ताहीं । आतुर चलो जात मगमाहीं ॥
संग नारि इक दिव्य अनूपा । कोउ नहिं बर्णि सके तेहि रुपा ॥ ४ ॥
कोटि सुधाकर नख बलिहारी । रंभा रति सुम्रचीसी नारी ॥
जंतु जान तेहि धरा पछारी । दीनो छोडि निरखि सोइ नारी ॥ ५ ॥
करमोहिं विनय दक्षिणदिशिगयऊ। यहि कारण विलम्ब मोहि भयऊ ॥
सुनत वचन मोहिं लागि अँगारा । आपनि मति विचारि हिय हारा ॥ ६ ॥
मैं तनु पंख हीन का करउँ । आतुर जाय ओहि अब धरऊँ ॥

મારો પુત્ર સુપર્ણ મારી આજ્ઞાને માથે ચઢાવી, મને ધીરજ દઇ, ઘણી રીતે સમજાવીને અહીંથી ઉડયો. તેણે આકાશ માર્ગથી મોટા વનમાં જઈ, ઘણા ઘણા હાથીઓ તથા સિંહો માર્યા. ॥ ૧ ॥ સૂર્ય અસ્ત થતાં, એ સુપર્ણ પાછો ઘેર આવ્યો, તે સમયે જ્ઞાન વગરનો, અધમ, અભાગિયો તથા ભૂખ લાગવાને લીધે બહુ જ ક્રોધથી વ્યાપ્ત થયેલો હું, એ પુત્રને શાપ દેવા તૈયાર થતાં, ॥ ૨ ॥ તેણે હાથ પકડીને મને સમજાવ્યો કે, 'હે પિતાજી! ચિત્તને સ્થિર કરીને મારી વાત સાંભળો. હું અરણ્યમાં ગયો, ત્યાં એક ઉત્પાત, મારા જોવામાં આવ્યો. એ ઉત્પાત, ॥ ૩ ॥ વીશ ભુજાઓવાળો તથા દશ માથાંઓવાળો હતો અને બહુ જ વ્યગ્રતાથી તથા વેગથી માર્ગમાં ચાલ્યો જતો હતો. એની સાથે એક અનુપમ દિવ્ય સ્ત્રી હતી. એ સ્ત્રીનું રૂપ કોઇથી પણ ન વર્ણવી શકાય એવું હતું. ॥ ૪ ॥ એ સ્ત્રીના નખો ઉપરથી કરોડ ચંદ્રોને પણ બલિહારી જઇએ એમ હતું. એ સ્ત્રી, રંભા જેવી, રતિ જેવી અને ઇંદ્રાણી જેવી હતી. મેં એ ઉત્પાતને, પ્રાણી જાણી, પકડીને ધરતીપર પછાડયો, પણ તેની સાથે જે સ્ત્રી હતી, તેને જોઈને પાછો, છોડી દીધો. ॥ ૫ ॥ એ ઉત્પાત, મારી પ્રાર્થના કરીને દક્ષિણ દિશામાં ગયો. હે પિતાજી! આ કારણથી મને વિલંબ લાગ્યો છે.' પુત્રનાં વચનો સાંભળીને મારા હૃદયમાં બળતરા ઉઠી, પણ હું પાંખો વગરનો હોવાને લીધે મનમાં હારી ગયો કે, ॥ ૬ ॥ 'હું પાંખો વગરના શરીરવાળો હોવાથી, શું કરી શકું? જો મને પાંખો હોય તો, હમણાં જ વેગથી જઇને તે દુષ્ટને પકડી લઉં.' ॥

दो०—पंखहीन अवसर गये, सुत बल कीन्ह विकार ॥
गहि मम निकट न लायऊ, हती रामकी नार ॥ ५३ ॥

મેં મારા પુત્રને કહ્યું કે, 'હું પાંખો વગરનો છું. અવસર જતો રહ્યો. પણ તારા બળને ધિક્કાર છે કે, તું એને પકડીને મારી પાસે લાવ્યો નહીં. એ રામની સ્ત્રી હતી. ૫૩

चौ०–तब मुनि वचन ध्यान हिय आवा । हियमें धीरज तब कछु पावा ॥
इहि मिस राम जो दूत पठावहिं । सिय सुधि लेन अरण्यहि आवहिं ॥ १ ॥
देखत दरश होव बड भागी । तुव मग देखत मन अनुरागी ॥
सदा रामकर सुमिरण करऊँ । निशि दिन मग जोवत दिन भरऊँ ॥२॥
मुनिकी गिरा सत्य भई आजू । सुनि मम वचन करहु प्रभु काजू ॥
गिरि त्रिकूट ऊपर बस लंका । तहँ रह रावण सहज अशंका ॥ ३ ॥
तहां अशोक वाटिका अहई । सीय बैठि जहँ शोचति रहई ॥

એ સમયમાં મને મુનિનાં વચનનું સ્મરણ આવ્યું, તેથી હૃદયમાં કાંઈક ધૈર્ય પામીને મેં વિચાર્યું કે, 'એ જ બહાનાંથી રામ દૂતોને મોકલશે. ॥ ૧ ॥ એ દૂતો સીતાજીને શોધતા શોધતા આ અરણ્યમાં આવશે અને તેઓનાં દર્શન કરીને હું મોટો ભાગ્યશાળી થઈશ.' હે વાનરાઓ ! હું તે દિવસથી પ્રેમ ભરેલાં મનથી તમારી જ રાહ જોયા કરૂં છું.[1] સર્વદા રામનું સ્મરણ કર્યા કરૂં છું અને રાત દિવસ માર્ગ ઉપર નજર ફેરવ્યા કરૂં છું. ॥ ૨ ॥ મુનિની વાણી આજ સફલ થઈ છે. તમો મારાં વચન સાંભળીને પ્રભુનું કામ કરો. આ સમુદ્રને સામે કિનારે ત્રિકૂટ નામના પર્વતની ઉપર લંકા નગરી વસે છે અને તે નગરીમાં સ્વભાવથી જ નિર્ભય રહેનારો રાવણ રાજ્ય કરે છે. ॥૩॥ એ નગરીમાં આસોપાલવની વાડી છે, તેમાં સીતાજી બેઠાં છે અને શોક કર્યા કરે છે. ॥

दो०–मै देखौं तुम नाहिन, गृद्धहि दृष्टि अपार ॥
बूढ भयऊँ न तु करतेऊं, कछुक सहाय तुम्हार ॥ ५४ ॥

ગૃધ્ર પક્ષીઓની દૃષ્ટિ બહુ શક્તિવાળી હોય છે, તેથી હું અહીં બેઠો બેઠો સીતાજીને દેખું છું. તમો તેને અહીંથી જોઈ શકશો નહીં હું વૃદ્ધ થયો છું, નહીંતર તો તમારી કાંઈક સહાયતા પણ કરત. ॥ ૫૪ ॥

चौ०–जो लांघे शत योजन सागर । करै सो राम काज अति आगर ॥
जो कोइ करै राम कर काजू । तेहि सम धन्य आन नहि आजू ॥ १ ॥
मोहिं विलोकि धरहु मन धीरा । रामकृपा कस भयउ शरीरा ॥
पापिउ जाकर नाम सुमिरहीं । अति अपार भव सागर तरहीं ॥ २ ॥
तासु दूत तुम तजि कदराई । राम हृदय धरि करहु उपाई ॥
अस कहि उमा गृद्ध जब गयऊ । सबके मन अति विस्मय भयऊ ॥ ३ ॥
निज निजबल सबकाहूभाखा । पार जानकर संशय राखा ॥

---

[1] અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

जरठ भयउँ अब कहइ ऋक्षेसा । नहिं तनु रहा प्रथम बल लेसा ॥ ४ ॥
जबहिं त्रिविक्रम भयउ खरारी । तब मैं तरुण रहा बल भारी ॥

તમારામાં જો કોઈ પણ વાનર સો યોજનના સમુદ્રને ઠેકી જાય એવો અત્યંત બળવાન્ હોય, તો તે રામનું કાર્ય કરી શકે. જે કોઈ રામનું કાર્ય કરી શકે. તેના જેવો બીજો કોઈ પણ આજ ભાગ્યશાળી ન ગણાય. ॥ ૧ ॥ તમો મને જોઈને મનમાં ધીરજ ધરો. જુવો રામની કૃપાથી ફરીવાર પાંખો આવવાથી મારૂં શરીર કેવું થઈ ગયું છે? રામચન્દ્રજી કે જેમનાં નામનું સ્મરણ કરવાથી લોકો અત્યંત અપાર સંસારરૂપી સમુદ્રને[1] પણ તરી જાય છે. ॥૨॥ તેમના તમો દૂત છો, માટે નિર્ભય રહી, હૃદયમાં રામનું સ્મરણ રાખીને ઉપાય કરો." હે પાર્વતી ! એ પ્રમાણે કહીને એ સંપાતિ જ્યારે ઉડી ગયો, ત્યારે તેની પાંખોને જામી ગયેલી જોઇને સર્વ વાનરાઓના મનમાં મોટો વિસ્મય થયો. ॥ ૩ ॥ પછી સઘળા વાનરાઓએ, પોતપોતાનું બળ કહ્યું, પણ સમુદ્રને સામે કિનારે પહોંચવામાં કોઇનું પણ બળ લાયક નહીં જણાયાથી સર્વનાં મનમાં દુઃખ એવું ને એવું રહ્યું. રીંછોના રાજા જાંબુવાન બોલ્યા કે, "હમણાં તો હું વૃદ્ધ થઇ ગયો છું, તેથી મારા શરીરમાં પ્રથમના બળનો લેશ પણ રહ્યો નથી, ॥ ૪ ॥ ભગવાને જ્યારે વામનાવતાર લીધો હતો, ત્યારે હું જુવાન હતો અને મારા શરીરમાં ભારે બળ હતું." ॥

दो०—घेरि अंगद हि कहा सब, अब कछु करहु उपाय ॥
है कोउ सुभट प्रवीन अस, जलधि लंघि जो जाय ॥ ५५ ॥

સર્વ[2] વાનરાઓ અંગદને ઘેરીને કહેવા લાગ્યા કે, "હવે કોઈ ઉપાય કરો આપણામાં એવો કોઇ પ્રવીણ સુભટ છે? કે જે સમુદ્રનું ઉલ્લંઘન કરી જાય." ॥ ૫૫ ॥

चौ०—बोला बिकट सुनहु युवराजू । योजन तीस उलंघहु आजू ॥
नील कहा चालिस मैं जाऊं । आगे परत मोर नहिं पाऊं ॥ १ ॥
नील वचन सुनि दुर्धर कहई । पंचाशत योजन बल अहई ॥
बोल्यो नल दोउ भुजा उठाई । योजन साठि मोरि गति भाई ॥ २ ॥
दधिमुख कह अस्सी उपरंता । योजन सात जान बलवंता ॥
सुनहु वचन मम सुभट प्रवीना । आगे होइ मोर बलहीना ॥ ३ ॥
सुनि अस वचन बोल युवराजू । इहि बलते बनिहै नहिं काजू ॥
दुःख कुशित अंगद कहँ देखी । जाम्बवंत पुनि कहा विशेखी ॥ ४ ॥
निरख सकल मुख कह ऋक्षेसा । नहि रह प्रथमक बल लवलेसा ॥
वृद्ध भये बल एसा भाई । नांघत पलमें जलधिहि धाई ॥ ५ ॥
इन कहि बात सत्य सन्मानी । मानी सत्य कर्म मन बानी ॥
इक दिन बद्रिक आश्रम गयऊ । विपिन बिलोकि महा सुख भयऊ ॥६॥

---

૧ રામની કૃપાથી સંસારરૂપી અપાર સમુદ્રને પણ તરી શકાય, ત્યારે આ સમુદ્ર તો શી ગણુતીમાં છે, એમ જણાવવાને સારૂ આ વચન કહ્યું છે. ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

भक्षण करि फल पीन्हेउ पानी । बैठेउँ एक शिला सुख मानी ॥
ब्रह्म ज्ञान यक विप्र सुजाना । बैठि अराधत श्रीभगवाना ॥ ७ ॥
ताहि वधन इक दानव आवा । देखत नैन क्रोध मोहिं छावा ॥
मुनि भय देखि गयउ तेहि सामू । तेहि द्रुततर कीन्ह अस कामू ॥ ८ ॥
त्रिंशत योजन शैल उठाई । मारेसि मोर गोडमें आई ॥
लागत गिरि तन सहा प्रहारा । भयो क्रोध तेहि अवनि पछारा ॥ ९ ॥
चीरे दोउ चरणकर रीसा । सुख पायो द्विज दीन्ह अशीसा ॥
सो बल नहिं अब तुमहिं बखानू । सुनत बात सब अचरज मानू ॥ १० ॥
शैल प्रहार लगेउ मम पाऊं । योजन नवे पांचमें जाऊं ॥

વિકટ નામનો યૂથપતિ બોલ્યો કે, "હે યુવરાજ સાંભળો. હું ત્રીશ યોજન ઠેકી શકું છું." નીલ બોલ્યો કે, હું ચાલીશ યોજન ઠેકી શકું પણ તેથી આગળ મારો પગ પડે નહીં." ॥ ૧ ॥ દુર્ધર બોલ્યો કે, "મારામાં પચાશ યોજન ઠેકવાનું બલ છે." નલ બન્ને હાથ ઉંચા કરીને બોલ્યો કે, "હે ભાઇઓ ! મારામાં સાઠ યોજન ઠેકવાની શક્તિ છે." ॥ ૨ ॥ દધિમુખ બોલ્યો કે, "હે પ્રવીણ યોદ્ધાઓ મારી વાત સાંભળો. મારામાં અત્યાશી યોજન ઠેકવાની શક્તિ છે. એથી ઉપરાંત જવું પડે તો મારૂં બળ ક્ષીણ થઈ જાય એમ છે.' ॥ ૩ ॥ સર્વનાં વચનો સાંભળી, યુવરાજ અંગદ બોલ્યો કે, "એટલા બળથી આ કામ બની શકે એમ નથી." અંગદને ચિન્તાથી દુર્બલ થયેલો જોઈ, વળી પણ રીંછોના રાજા જાંબુવાન્ સઘળાઓનાં મોહોડાં સામું જોઇને બોલ્યા કે, ॥ ૪ ॥ "મારામાં પ્રથમના બળનો લવલેશ પણ રહ્યો નથી. કારણ કે, હું વૃદ્ધ થયો છું. હે ભાઈઓ ! આગળ તો મારામાં એવું બળ હતું કે, હું એક પલમાં સમુદ્રનું ઉલ્લંઘન કરી જતો." ॥ ૫ ॥ સર્વ વાનરાઓએ જાંબુવાનની વાણીને મનથી, કર્મથી તથા વચનથી સાચી માનીને સન્માન આપ્યું. વળી જાંબુવાન્ બોલ્યા કે, "એક દિવસે હું બદરિકાશ્રમમાં ગયો હતો અને ત્યાં વન જોઈ, બહુ સુખ માની, ॥ ૬ ॥ ફલોનું ભક્ષણ કરી, પાણી પીને આનંદથી એક શિલા ઉપર બેઠો હતો. એ સમયમાં એક બ્રહ્મજ્ઞાની પ્રવીણ બ્રાહ્મણ બેઠો બેઠો ભગવાનનું આરાધન કરતો હતો, ॥ ૭ ॥ તેને મારવાને વાસ્તે એક દાનવ આવતાં, તેને જોઇને મને ભારે ક્રોધ ચઢ્યો. મુનિને ભયભીત થયેલો જોઈ, હું તે રાક્ષસની સામે ગયો, ત્યાં તેણે એવું કર્યું કે, ॥ ૮ ॥ ત્રીશ યોજનની એક શિલા ઉપાડીને મારા ગોઠણપર મારી. એ શિલાનો પ્રહાર વાગ્યા છતાં પણ મેં તે પ્રહારને સહન કરી, ક્રોધાક્રાંત થઈ, તે દાનવને ધરતીપર પછાડી, ॥ ૯ ॥ તેના બન્ને પગ પકડીને તેને ચીરી નાખ્યો. આથી પેલા બ્રાહ્મણે સુખ પામીને મને આશીર્વાદ દીધો. આજ તમારી પાસે એ સમયના બળનાં વખાણ નથી કરતો. કેમ કે, તમો સઘળા વાત સાંભળીને જ આશ્ચર્ય માનો, ॥ ૧૦ ॥ જો કે, એ પ્રમાણે મારા પગમાં પર્વતનો પ્રહાર વાગ્યો છે અને આજ હું વૃદ્ધ થયો છું, તોપણ પંચાણુ યોજન ઠેકી શકું એમ છું.[1] ॥

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

दो०–बलि बांधत प्रभु बाढेऊ, सो तनु बरणि न जाय ॥
उभय घरी मह दीन्ह मैं, सात प्रदक्षिण धाय ॥ ५६ ॥

વામનજી ભગવાને બલિ રાજાને બાંધવાના સમયમાં પોતાનું શરીર એવું વધાર્યું હતું કે, તેનું વર્ણન જ બની શકે નહીં. એ વખતે મેં દોડી દોડીને બે ઘડીમાં એ શરીરને સાત પ્રદક્ષિણા દીધી હતી." ॥ ૫૬ ॥

चौ०–अंगद कहा जाउ मैं पारा । जिय संशय कछु फिरती वारा ॥
जाम्बवंत कह तुम सब लायक । किमि पठवौं सबहीकर नायक ॥ १ ॥
कहा ऋक्षपति सुनु हनुमाना । का चुप साधि रहा बलवाना ॥
पवन तनय बल पवन समाना । बुद्धि विवेक विज्ञान निधाना ॥ २ ॥
कौन सो काज कठिन जग माहीं । जो नहिं होय तात तुम पाहीं ॥
तव उत्पत्ति अब कहौं सहेता । सुनहु सकल बैठे इहि रेता ॥ ३ ॥
हिमचल इक पर्वतके पासा । कश्यप ऋषि तप तेज प्रकाशा ॥
दिग्गज इक ऐरावतकी सम । आयो ऋषि सन्मुख दुर्धर यम ॥ ४ ॥
निरखि ताहि ऋषि सकल सकाने । चले न चरण शिथिल भय माने ॥
तात तोर तेहि वन कर राजा । केशरि नाम तेज बल छाजा ॥ ५ ॥
सो गज देखि मुनीश निहोरा । हे कपि सकल शरण हैं तोरा ॥
ऋषि दुःख देखि दया मन माहीं । धायो तुरत तात बल बाहीं ॥ ६ ॥
भिर्यो ताहि इक मुष्टिक मारा । उभय दशन गहि भूमि पछारा ॥
पर्यो धरणि करि घोर चिकारा । तब मुनि होय प्रसन्न विचारा ॥ ७ ॥

અંગદ બોલ્યો કે, "હું સામે કીનારે જાઉં તો ખરો, પણ પરિશ્રમને લીધે પાછો આવી શકું કે નહીં, એ વાતનો મને સંશય રહે છે.[1]" જાંબુવાન્ બોલ્યા કે, "હે યુવરાજ ! તમે સઘળું કરવાને સમર્થ છો, પણ અમારાથી તમને કેમ મોકલી શકાય? કેમ કે, ॥ ૧ ॥ તમે અમારા સર્વેને નાયક છો." પછી જાંબુવાને હનુમાનજીને

૧ હાલ તો હું શક્તિની (સીતાજીની) સન્મુખ જાઉં, તેથી મારામાં બળ રહે, પણ પાછો વળું ત્યારે વિમુખ થાઉં એટલે સામર્થ્ય રહે કે ન રહે, એવો સંશય રહે છે, એમ અંગદે કહ્યું, એવી કલ્પના કરવામાં આવે છે. આ કલ્પના વિરૂદ્ધ નથી, કેટલાએક તો એમ કહે છે કે, "જે જલને ઓલંઘી જાય, તે જલને પાછો ન ઓલંઘી શકે, એવો અંગદને કોઈ ઋષિનો શાપ હતો અથવા રાવણને અને વાળીને પ્રીતિ હતી, તેથી રખેને એ પ્રેમમાં ફસાઈ જાઉં, એવી અંગદને શંકા હતી અથવા અંગદ અને રાવણનો પુત્ર અક્ષકુમાર એક ગુરુની પાસે ભણતા હતા, તે સમયે અંગદે અક્ષકુમારને બહુ મારતાં ગુરૂએ શાપ દીધો હતો કે, 'અંગદ અક્ષકુમારની એક મુઠીથી મરી જશે,' એ વાતનું અંગદને સ્મરણ હતું, તેથી અંગદે પોતાનો સંશય બતાવ્યો." પણ આ સઘળી કલ્પનાઓ વિરૂદ્ધ છે. કારણ કે, પહેલી કલ્પનામાં અંગદને નિશ્ચય હોવો જોઇએ પણ સંશય ન હોવો જોઈએ બીજી કલ્પનામાં ભક્તિની હાનિ થાય છે અને ત્રીજી કલ્પના પણ અસંભવ ભરેલી છે.

કહ્યું કે, "હે હનુમાનજી! સાંભળો, તમે બળવાન છતાં, પવનના પુત્ર છતાં, પવનના જેવા જ બળવાન છતાં અને બુદ્ધિના, વિવેકના તથા વિજ્ઞાનના ભંડારરૂપ છતાં ચૂપકી પકડીને કેમ બેઠા છો? ॥ ૨ ॥ હે તાત! જગતમાં એવું કયું કઠણ કામ છે! કે જે તમારાથી ન બની શકે! હું[1] આજ, કારણ સહિત તમારી ઉત્પત્તિ કહું છું, તે આ રેતીમાં બેઠેલા સર્વે વાનરાઓ પણ ભલે સાંભળે. ॥ ૩ ॥ હિમાલયની પાસે તપના તેજથી દીપી રહેલા કશ્યપ નામના એક ઋષિ બેઠા હતા તેમની સામે પૂર્વ દિશાના ઐરાવત નામના હાથીના જેવડા કદવાળો, જાણે સાક્ષાત્ યમ જ હોય એવો અને કોઇથી પકડી શકાય નહીં એવો એક હાથી આવ્યો. ॥ ૪ ॥ એ હાથીને જોઇ, ભય પામેલા સર્વે ઋષિઓ ભાગવા લાગ્યા, પણ ભયને લીધે સર્વના પગ શિથિલ થઈ ગયા. એ હાથીને જોઈ, પેલા કશ્યપ મુનિએ તમારા પિતા કેશરી વાનરને પ્રેમ દેખાડીને હાકલ કરી કે, 'હે વાનરોના યૂથપતિ! અમો સર્વે તારે શરણે છીએ.' તમારો પિતા કેશરી ઋષિઓનું દુઃખ જોઈ, મનમાં દયાથી ઘેરાઇને તુરત તે હાથીને સામે જઇ, ॥૬॥ બળ વાપરીને તેને બાઝી રહ્યો. કેશરીએ તે હાથીને એક મુઠી મારી, બન્ને દંતોસળ પકડીને ધરતીપર પછાડતાં, તે હાથી ભયંકર ચિત્કાર કરીને પડયો. આ સમયમાં મુનિએ પ્રસન્ન થઈ. ॥ ૭ ॥

दो०—तव पितु बहु बल देखि मन, मुनिवर दीन्ह अशीश ॥
मांगु मांगु वर भाव मन, हे द्विजपाल कपीश ॥ ५७ ॥

તમારા પિતાનું બળ જોઈ, વિચાર કરી, આશીર્વાદ દઈને કહ્યું કે, 'હે બ્રાહ્મણોનું પાલન કરનારા કપીશ, ! મન ગમતું વરદાન માગ.' ॥ ૫૭ ॥

चौ०—सानुकूल तपसी कहँ जानी । बोला तात जोरि युग पानी ॥
जो प्रसन्न मोपर भगवाना । पुत्र देहु बल मरुत समाना ॥ १ ॥
एवमस्तु कहि ऋषि तब गयऊ । आगिल चरित सुरहु जस भयऊ ॥
माता तोरि अंजनी सती । रूप अपार नहीं हिय रती ॥ २ ॥
नवसत साजि सिंगार बनाई । बैठी शिखर शैलपर आई ॥
त्रिविध समीर बहै सुखदाई । निरखत बन शोभा अधिकाई ॥ ३ ॥
चीर उडावन पवन सु वरसा । भुजा दीर्घ कर चाहत परसा ॥ ;
देखि मातु तब क्रोध करेही । लागी शाप देन मुनि तेही ॥ ४ ॥
मारुत मधुरे वचन कहेऊ । शाप न देउ वचन सुनि लेऊ ॥
तव पति ऋषिसन सुत वर मांगा । ताते परसि अंग तव लागा ॥ ५ ॥
निज काया धर मिले न तोही । काहे शाप देति है मोही ॥
अस कहि पवन गुप्त व्है रहऊ । सो तव माता पति सन कहऊ ॥ ६ ॥
अब तव जन्म करब सुख मानी । सुनहु सकल कुल दीपक जानी ॥
शुभ नक्षत्र शुभ घरी आई । जन्मत भयउ देव बल पाई ॥ ७ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

पुनि बरदान पवन कर दरसा । बीरज तोहि पिता कर परसा ॥
उदित भये दंपति सुख माने । करहिं केलि बनमें मन माने ॥ ८ ॥
एक दिवस माताकी गोदा । करत रहेउ पय पान विनोदा ॥
देखेउ अरुण बंधु छबि लाला । तडकि अकाश गयउ तत्काला ॥ ९ ॥
सूर्य गहन कहँ भुजा पसारा । क्रोधित इन्द्र वज्र तब मारा ॥

કેશરી, કશ્યપ મુનિને સાનુકૂલ જાણી, બન્ને હાથ જોડીને બોલ્યો કે, "જો મારા ઉપર આપ પ્રસન્ન થયા હો તો, મને પવન જેવા બળવાળો પુત્ર આપો." ॥ ૧ ॥ આ સાંભળી તથાસ્તુ કહીને કશ્યપ ઋષિ ત્યાંથી ગયા. પછી જે હકીકત બની તે સાંભળો. તમારી મા અંજની કે જે સતી હતી અને અપાર રૂપવાળી હતી તથા હૃદયમાં અયોગ્ય કામનાથી રહિત જ હતી, ॥ ૨ ॥ તે એક દિવસે સોલે શણગાર સજી, બની ઠનીને પર્વતના શિખર ઉપર આવી બેઠી હતી, આ સમયમાં સુખદાયી, શીત, મંદ તથા સુગંધી પવન વાતો હતો. તમારી મા, વનની અતિ સુંદરતાને જોતી હતી, ॥ ૩ ॥ તે સમયમાં મોહિત થયેલા વાયુ દેવે, તેનું ચીર વસ્ત્ર ઉડાડયું અને સ્પર્શ કરવાને વાસ્તે ભુજા લાંબી કરી. આ જોઇ તમારી માએ ક્રોધાક્રાંત થઈને તેને શાપ દેવાની તૈયારી કરતાં, ॥ ૪ ॥ વાયુ દેવ, મધુર વચન બોલ્યો કે, 'શાપ આપો નહીં અને પ્રથમ મારાં વચન સાંભળી લ્યો. તમારા પતિએ ઋષિની પાસેથી મારા જેવો બળવાન પુત્ર પ્રાપ્ત થવાનું વરદાન માગી લીધું છે, તેથી હું તમારાં અંગનો સ્પર્શ કરવા લાગ્યો હતો, ॥ ૫ ॥ પણ જેમ સર્વ સ્ત્રીઓને મારો સ્પર્શ થાય છે. તેમ જ તમને મારો સ્પર્શ થયો છે. હું મારી દિવ્ય કાયાની ભુજાથી તમારો સ્પર્શ કરવા જતો હતો પણ મેં કર્યો નથી, માટે મને શામાટે શાપ આપો છો?' એટલું બોલીને વાયુદેવ ગુપ્ત થઈ ગયો. તમારી માતાએ, એ સઘળી હકીકત પોતાના પતિની પાસે કહી. ॥ ૬ ॥ હવે આનંદ પામી, તમને કુલદીપક જાણીને, તમારા જન્મની સઘળી હકીકત કહું છું, તે સાંભળો. ઋષિનું વરદાન હતું અને વળી તમારી માતાએ રજસ્વલાપણાને ચોથે દહાડે વાયુદેવનું દર્શન કર્યું હતું તથા મોહિત થયેલા વાયુદેવે તમારા પિતાનાં વીર્યમાં પ્રવેશ કર્યો હતો, તેથી તમે પવનકુમાર કહેવાઓ છો. ॥ ૭ ॥ શુભ નક્ષત્રમાં અને શુભ ઘડીમાં તમારો જન્મ થયો છે અને જન્મતાં જ તમે દિવ્ય બળ પામ્યા છો. (કાર્તિક વદિ ૧૪ અને બુધવારને રોજ હનુમાનજીનો જન્મ માનવામાં આવે[1] છે.) તમારા જન્મથી માતા, પિતા સુખ

૧ હનુમાનજીની જન્મ તિથિમાં મતભેદ છે. ઉત્સવ સિન્ધુમાં ऊर्जस्य चासिते पक्षे स्वात्यां भौमे कपीश्वरः । मेषलग्नेऽञ्जनीगर्भाच्छिवः प्रादुरभूत्स्वयम् એ શ્લોકથી સ્વાતી અને ભોમ વારવાળી કાર્તિક વદિ ૧૪ ને રોજ મેષ લગ્નમાં હનુમાનજીનો જન્મ થયાનું કહ્યું છે. બીજાં પુરાણોમાં ચૈત્ર સુદી પૂનેમને રોજ જન્મ થયાનું કહ્યું છે અને પંચાગોમાં પણ તેમ જ લખવામાં આવે છે. જો કે કલ્પભેદથી બન્ને પક્ષ સંભવે છે, તોપણ પહેલો પક્ષ વધારે વજનદાર લાગે છે. કેમ કે વાલ્મીકીય રામાયણના ઉત્તર કાંડમાં यमेव दिवसं ह्येष ग्रहीतुं भास्करं प्लुतः । तमेव दिवसं राहुर्जिघृक्षति दिवाकरम् એ શ્લોક છે, તે પ્રમાણે સૂર્ય ગ્રહણથી આગલે દિવસે હનુમાનજીનો જન્મ થયો જણાય છે. માતા ફળો લેવા ગઈ હતી, તે સમયમાં ભૂખ્યા થયેલા બાલક હનુમાનજી, ફલની ભ્રાંતિથી સૂર્યને પકડવા જતાં, તે જ સમયે સૂર્યને પકડવા ગયેલા રાહુએ ભય પામી, ઇંદ્રની પાસે જઈને, હકીકત કહેતાં, ઇંદ્રે હનુમાન-

માનવા લાગ્યાં અને બન્ને મળીને વનમાં મનમાનતી ક્રીડા કરવા લાગ્યાં. ॥ ૮ ॥ એક દિવસે તમે તમારી માતાના ખોળામાં ધાવવાનો વિનોદ કરતા હતા, તે સમયે લાલ કાંતિવાળો સૂર્ય ઉગતો જોવામાં આવતાં, તમે, ફલની ભ્રાંતિથી તેને પકડવાને તુરત આકાશમાં ઠેકયા. ॥ ૯ ॥ તમે સૂર્ય સૂધી પહોંચી જઈ, પકડવાને આરૂ હાથ લાંબો કરતાં, ક્રોધ પામેલા ઇંદ્રે તમને વજ્ર માર્યું. ॥

दो०—लागत बज्र महा कठिन, मूर्च्छित भे तुम तात ॥
पवन देव तब क्रोध करी, रोकी सिगरि बात ॥ ५८ ॥

હે તાત! મહા કઠિન વજ્ર વાગવાથી મૂર્છિત થઈને તમે નીચે પડયા. આમ થતાં તમારા પિતા વાયુદેવે ક્રોધ કરીને સર્વ જગતમાંથી પોતાની ગતિને રોકી લીધી. ॥૫૮॥

चौ०—क्रोधित पवन वायु गति रोकी । व्याकुल तुरत भई त्रैलोकी ॥
अस्तुति सुरह्न कीह्न निज हेता । बोले शिव गुण ज्ञान निकेता ॥ १ ॥
धरहु धीर जनि होहु उदासा । सब मिल चलहु पवनके पासा ॥
शिव विरंचि सुर इन्द्र समेता । वायूके ढिग चले सचेता ॥ २ ॥
तव सुत गमन सूर्य ढिग कीन्हा । श्वास समीर रोकि दुःख दीन्हा ॥
तजहु पवन रहै प्राण भलाई । तुमको सुयश होय जग भाई ॥ ३ ॥
जो मनभाव लेहु वरदाना । तजहु समीर होय कल्याना ॥
देवगिरा सुनि सुंदर बानी । बोलेउ तात जोरि युग पानी ॥ ४ ॥
अमर अजीत सकल बल सागर । सुतहि देहु वर देव सुनागर ॥
राम भक्त अरु निकट निवासी । यह वरदान देव बलराशी ॥ ५ ॥
एमवस्तु सब देवन कीन्हा । पवन समीर छांड़ि तब दीन्हा ॥
दे वरदान देव सब गयऊ । विचरे वनहि महा सुख भयऊ ॥ ६ ॥
जब जब जांय मुनिनके तीरा । डारें फोरि कमण्डलु नीरा ॥
विटप तोरि गिरि शिखर ढहावैं । बल अति भूरि अंग धुनि हावैं ॥ ७ ॥
ऋषिन शाप तब दीन विचारी । भूल जाहु निज पौरुष भारी ॥
जब जब कोऊ सुरति कराई । तब तब तुह्मरे बल है आई ॥ ८ ॥
तात मात कर प्राण समाना । इन्द्र जु हनी नाम हनुमाना ॥
सो मैं तुमहि सुनायउँ सबहीं । बोले महावीर सुनि तबही ॥ ९ ॥
तजहु शोक आनहु मन धीरा । मोहिं निश्चय सेवक रघुवीरा ॥
हनुमत वचन सुनत सब काना । जय जय जय सब करहिं बखाना १०

---

જીને વજ્ર મારીને ધરતીપર નાખી દીધા અને તેથી હનુમાનજીની એક તરફની ડાઢી ભાંગી ગઈ, આથી વાયુદેવે ક્રોધ કરીને પોતાની ગતિ બંધ કરતાં ઇંદ્રાદિક દેવતાઓએ હનુમાનજીને અનેક વરદાનો આપી, વાયુદેવને સન્તુષ્ટ કર્યો એમ વાલ્મીકીય રામાયણના ઉત્તર કાંડમાં કહ્યા છે. કાર્તિક માસમાં મેષલગ્ન રાતે આવે છે. પ્રાતઃકાલમાં સૂર્યને જોઈને હનુમાનજી કૂદ્યા અને તે સમયે સૂર્યગ્રહણ થતું હતું, એ સઘળી વાત કાર્તિક વદિ ૧૪ માં જન્મ માનવાથી ગોઠતી આવે છે. ચૈત્ર શુદ ૧૫ ને રોજ જન્મીને તે પછીની કોઈ અમાવાસ્યાને દિવસે હનુમાનજી સૂર્યને પકડવા વાસ્તે દોડ્યા હતા, એમ થઈએ તો બીજો પક્ષ પણ અસંભવિત નથી.

होइहै सिद्ध रामकर काजा । अतिसुख लहेउ हिये युवराजा ॥
जाम्बवंत औरो नल नीला । अंगद आदि सुभट बल शीला ॥ ११ ॥
मिले सबै हनुमंतहि धाई । राम काज लग जानु सुभाई ॥
कह हनुमंत सिंधु तनु देखी । करिहौं रघुपति काज विशेषी ॥ १२ ॥
तब ऋक्षेश अस वचन ऊचारा । सादर सुनहु समीरकुमारा ॥
रामकाज लगि तव अवतारा । सुनि तेहि भयउ पर्वताकारा ॥ १३ ॥
कनक वरण तन तेज विराजा । मानहु अपर गिरिन कर राजा ॥
सिंहनाद करि बारहि बारा । लीलहि लांघौ जलनिधि खारा ॥ १४ ॥
सहित सहाय रावणहिं मारी । आनौ यहां त्रिकूट उपारी ॥
जाम्बवन्त मैं पूछौं तोहीं । उचित सिखावन दीजै मोहीं ॥ १५ ॥
इतना करहु तात तुम जाई । सीतहि देखि कहो सुधि आई ॥
तब निज भुजबल राजिव नैना । कौतुक लागि संग कपि सैना ॥ १६ ॥

તેથી તુરત ત્રૈલોક્ય વ્યાકુલ થઈ ગયું. દેવતાઓ પોતાના બચાવને વાસ્તે સદાશિવની સ્તુતિ કરતાં, ગુણોના અને જ્ઞાનના ભંડારરૂપ સદાશિવ બોલ્યા કે, ॥ ૧ ॥ “હે દેવતાઓ ! ધીરજ ધરો. ઉદાસ થાઓ નહીં, સર્વ મળીને વાયુદેવની પાસે ચાલો.” આ પ્રમાણે નિશ્ચય થતાં, શિવ, બ્રહ્મા તથા ઇંદ્ર આદિ, સર્વ દેવતાઓની સાથે વાયુદેવની પાસે ગયા. ॥ ૨ ॥ દેવતાઓએ વાયુદેવને કહ્યું કે, તમારા પુત્રે સૂર્યની પાસે ગતિ કરી અને વળી તમે તેનો પક્ષપાત કરી, ગતિ રોકી લઈને દુઃખ દીધું છે. એ ઠીક કર્યું કહેવાય નહીં, તોપણ હવે તમારી ગતિને છૂટી કરો કે જેથી જગતના પ્રાણ રહે, તમારી ભલાઈ કહેવાય અને જગતમાં તમારી કીર્તિ થાય. ॥ ૩ ॥ ‘તમે મનમાનતાં વરદાન લ્યો પણ તમારી ગતિને છૂટી કરો,’ દેવતાઓની સુંદર વાણી સાંભળીને તમારા પિતા વાયુદેવ, બન્ને હાથ જોડીને બોલ્યા કે, ॥ ૪ ॥ ‘હે બળોના સમૂહરૂપ દેવતાઓ ! મારો પુત્ર અમર, કોઈથી પણ જિતાય નહીં એવો, બળના સમુદ્રરૂપ, અત્યંત પ્રવીણ, રામનો ભક્ત અને રામની પાસે જ રહેનારો થાય, એ વરદાન આપો.’ ॥ ૫ ॥ સઘળા દેવતાઓએ ‘તથાસ્તુ’ એમ કહ્યું.[૧] પછી વાયુદેવે પોતાની ગતિ છૂટી કરી, દેવતાઓ વરદાન દઈને ગયા અને તમે મહા સુખ પામી વનોમાં વિચરવા લાગ્યા. ॥ ૬ ॥ તમે જ્યારે જ્યારે મુનિઓના આશ્રમોમાં જવા લાગ્યા, ત્યારે ત્યારે અત્યંત બળના અભિમાનથી તેઓનાં કમંડલુઓને ફોડીને જળ ઢોળી નાખવા લાગ્યા, પર્વતોનાં શિખરોને પાડી નાખવા લાગ્યા અને સમાધિમાં બેઠેલા મુનિઓનાં અંગોને પણ હલાવવા લાગ્યા. ॥ ૭ ॥ આમ થતું જોઈ, વિચાર કરીને તમને ઋષિઓએ શાપ દીધો કે, ‘તું તારૂં ભારે બળ તથા પરાક્રમ ભૂલી જઈશ. જ્યારે જ્યારે તને કોઈ પણ સ્મરણ આપશે, ત્યારે ત્યારે તારામાં બળ તથા પુરુષાર્થ પ્રકટ થશે.’ ॥ ૮ ॥ હે હનુમાનજી ! તમને તમારાં માતા પિતાએ, પ્રાણ સમાન રાખ્યા હતા, ઇંદ્રે તમારી હનુ (દાઢી) ભાંગી હતી, ત ઉપરથી તમારૂં ‘હનુમાનજી’ નામ પ્રસિદ્ધ થયું છે. આ તમારા જન્મની હકીકત મેં

---

૧ બ્રહ્માએ વજ્રંગ હોવાનું વરદાન આપીને કહ્યું કે, બ્રહ્માસ્ત્રથી પણ કશી હરકત થશે નહીં. એવી રીતે જ સર્વ દેવતાઓએ પોતાના અસ્ત્રોથી તથા શસ્ત્રોથી અવધ્યપણું આપ્યું.

તમને કહી સંભળાવી." જાંબુવાનનાં વચનો સાંભળી, હનુમાનજી બોલ્યા કે, ॥ ૯ ॥ "શોક છોડી દો મનમાં ધીરજ ધરો. હું રામચન્દ્રજીની અવશ્ય આ સેવા કરીશ." હનુમાનજીનું બોલવું સાંભળીને સર્વે વાનરાઓએ 'જય જય' કહીને વખાણ કર્યાં. ॥ ૧૦ ॥ યુવરાજ અંગદ, 'રામનું કાર્ય સિદ્ધ થશે,' એમ જાણીને અત્યંત સુખ પામ્યા. અંગદ, જાંબુવાન, નલ, નીલ તથા બીજા પણ બળવાન સુભટો દોડી દોડીને હનુમાનજીને મળવા લાગ્યા. ॥ ૧૧ ॥ સર્વને રામનાં કાર્યની સિદ્ધિ થવાનો પૂર્ણ ભરોંસો થયો. હનુમાનજી, સમુદ્રની સામે જોઇને બોલ્યા કે, 'હું અવશ્ય રામનું કાર્ય કરીશ.' ॥૧૨॥ આ સમયમાં જામ્બુવાન બોલ્યા કે, "હે પવનકુમાર! ધ્યાન દઇને સાંભળો.[1] તમારો અવતાર રામને વાસ્તે જ થયો છે," આ સાંભળી પોતાનાં બલ તથા પરાક્રમનું સંપૂર્ણ સ્મરણ આવતાં, હનુમાનજીએ પર્વત જેવડું સ્વરૂપ ધર્યું. ॥ ૧૩ ॥ હનુમાનજીનું સુવર્ણવાળું શરીર, તેજથી દેદીપ્યમાન જાણે બીજો મોટો પર્વત ખડો હોય એવું દેખાવા લાગ્યું. હનુમાનજી, વારંવાર સિંહનાદ કરીને બોલ્યા કે, "હે જામ્બુવાનજી! કહો તો લીલા માત્રમાં સમુદ્રને ઉલ્લંઘીને સીતાજીની ખબર લાવું. ॥૧૪॥ અને કહો તો સઘળા સહાયો સહિત રાવણને મારી, ત્રિકૂટ પર્વતને અહીં ઉપાડી લાવું. તમને પૂછું છું, માટે મને યોગ્ય શીખામણ આપો." જામ્બુવાન બોલ્યા કે,॥૧૫॥ "તમે હમણાં તો એટલું જ કરો કે, સીતાજીને નજરે જોઈ અહીં આવીને તેમની ખબર આપો. પછી પોતાના જ ભુજ બળથી સઘળું કરવાની શક્તિવાળા રામચન્દ્રજી, ફક્ત કૌતુકને વાસ્તે વાનરાઓની સેનાને સાથે લઇને ચઢાઈ કરશે. ॥ ૧૬ ॥

छं०—कपि सेन संग संहारि निशिचर राम सीतहि आनिहैं ।
त्रयलोक पावन सुयश सुर मुनि नारदादि बखानिहैं ॥
जो सुनत गावत कहत समुझत परम पद नर पावहीं ।
रघुवीर पदपाथोज मधुकर दास तुलसी गावहीं ॥ ६ ॥

રામચન્દ્રજી, વાનરાઓની સેનાને સાથે લઈ, રાવણને મારીને સીતાજીને લાવશે અને તેમની ત્રૈલોકયને પવિત્ર કરનારી, એ રાવણવધ સંબંધી ઉત્તમ કીર્ત્તિને દેવતાઓ તથા નારદજી આદિ મુનિઓ વખાણશે, કે જે કીર્ત્તિને સાંભળવાથી, ગાવાથી, કહેવાથી, અને સમજવાથી મનુષ્યો પરમપદ પામશે." રામચન્દ્રજીનાં ચરણોરૂપી કમળોમાં ભ્રમરની પેઠે રહેનાર તુલસીદાસજી કહે છે કે :— ॥ ૬ ॥

दो०—भव भेषज रघुनाथ यश, सुनहिं जे नर अरु नारि ॥
तिनकर सकल मनोरथ, सिद्ध करहिं त्रिपुरारि ॥ ५९ ॥

જે પુરુષો કે સ્ત્રીઓ સંસારરૂપી રોગના ઔષધરૂપ રામચન્દ્રજીના યશનું શ્રવણ કરશે, તેઓના સર્વ મનોરથોને સદાશિવ સફલ કરશે. ॥ ૫૯ ॥

सो०—नीलोत्पल तनुश्याम, काम कोटि शोभा अधिक ॥
सुनिय तासु गुण ग्राम, जासु नाम अघ खग बधिक ॥ ३ ॥

નીલ કમળ, શ્યામ સુંદર કાયાવાળા અને કરોડો કામદેવોથી પણ અધિક શોભાવાળા રામચન્દ્રજીના ગુણોના સમૂહનું શ્રવણ કરો, કે જે રામચન્દ્રજીનું નામ જ પાપોરૂપી પક્ષીઓનો વધ કરવામાં પારધીરૂપ છે. ॥ ૩ ॥

किष्किन्धाकांड गुजराती भाषांतर समाप्त.

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

॥ श्रीः ॥




श्रीगोस्वामी

# तुलसीदासकृत रामायण ॥

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

## सुंदरकांड.



શ્રી

# મહા શિવપુરાણ.

૨૪૦૦૦ ) હજાર શ્લોકનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર. પોસ્ટ ૧–૨–૦.

કીં. રૂ. ૫)

નીચેને ઠેકાણેથી મળશે.

## પંડિત નારાયણ મૂળજી.

બુકસેલર.

ઠેકાણું:–કાલકાદેવી રોડ, મુંબઈ, નં. ૨.

દરેક જાતનાં હિંદી, સંસ્કૃત અને ગુજરાતી પુસ્તકો મળશે

## એન. ડી. મહેતાની કું૦.,

બુકસેલર્સ.

ઠેકાણું:–૩૬૭, કાલકાદેવી રોડ, મુંબઈ, નં. ૨.

દરેક જાતનાં ગુજરાતી તથા અંગ્રેજી પુસ્તકો મળશે, જથ્થાબંધ લેનારને સારૂં કમીશન મળશે.

श्रीगणेशाय नमः ।



# ॥ श्रीतुलसीदासकृत रामायण ॥

## सुंदरकांड.

### શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



शान्तं शाश्वतमप्रमेयमनघं निर्वाणशान्तिप्रदम् ।
ब्रह्माशंभुफणीन्द्रसेव्यमनिशं वेदान्तवेद्यं विभुम् ॥
रामाख्यं जगदीश्वरं सुरगुरुं मायामनुष्यं हरिम् ।
वंदेहं करुणाकरं रघुवरं भूपालचूडामणिम् ॥ १ ॥

શાંત, અવિનાશી. પ્રમાણોથી અગમ્ય, નિર્દોષ, મુક્તિરૂપી પરમ શાંતિ આપનારા, બ્રહ્મા, સદાશિવ તથા શેષનાગ, એઓએ સેવવા યોગ્ય, વેદાંત ગ્રંથોથી જાણી શકાય એવા, વ્યાપક, જગતના ઈશ્વર, દેવતાઓના ગુરુ, માયાથી મનુષ્ય થએલા, કરુણાની ખાણરૂપ, રઘુકુલમાં ઉત્તમ અને રાજાઓના શિરોમણિ 'રામ,' એ નામવાળા પ્રભુને હું સર્વદા વંદન કરૂં છું. ॥ ૧ ॥

नान्या स्पृहा रघुपते हृदयेऽस्मदीये, सत्यं वदामि च भवानखिलांतरात्मा ॥
भक्तिं प्रयच्छ रघुपुंगव निर्भरां मे, कामादिदोषरहितं कुरु मानसं च ॥ २ ॥

હે રઘુપતિ ! હે રઘુકુલમાં શ્રેષ્ઠ ! હું સાચું કહું છું અને આપણા સર્વના અન્તર્યામી હોવાથી જાણો છો જ કે, મારા હૃદયમાં બીજી કોઈ ઈચ્છા નથી, હું એટલું જ માગું છું કે, મને પરિપૂર્ણ ભક્તિ આપો અને મારા મનને કામ આદિ દોષોથી રહિત કરો. ॥૨॥

अतुलितबलधामं स्वर्णशैलाभदेहं, दनुजवनकृशानुं ज्ञानिनामग्रगण्यम् ॥
सकलगुणनिधानं वानराणामधीशं, रघुपतिवरदूतं वातजातं नमामि ॥ ३ ॥

અતુલ બળના સ્થાનકરૂપ, મેરુ પર્વત જેવા શરીરવાળા, રાક્ષસોરૂપી વનને બાળવામાં અગ્નિરૂપ, જ્ઞાનિઓમાં પ્રથમ ગણવા યોગ્ય, સઘળા ગુણોના ભંડારરૂપ, વાનરાઓના અધિપતિ અને રામચંદ્રજીના ઉત્તમ દૂત હનુમાનજીને પ્રણામ કરૂં છું. ॥ ૩ ॥

चौ०—जाम्बवंतके बचन सुहाये । सुनि हनुमान हृदय अति भाये ॥
तब लग मोहिं परखियहु भाई । सहि दुःख कंद मूल फल खाई ॥ १ ॥
जब लगि आवों सीतहि देखी । होय काज मन हर्ष विशेषी ॥
अस कहि नाय सबन कहँ माथा । चलेउ हर्ष हिय धरि रघुनाथा ॥ २ ॥
सिंधु तीर इक सुंदर भूधर । कौतुक कूदि चढे तेहि ऊपर ॥
बार बार रघुवीर संभारी । तरकेउ पवन तनय बल भारी ॥ ३ ॥
जेहि गिरि चरण देई हनुमंता । सो चलि गयउ पताल तुरंता ॥
जिमि अमोघ रघुपतिके बाना । ताही भांति चला हनुमाना ॥ ४ ॥
जलनिधि रघुपति दूत विचारी । कह मैनाक होहु श्रमहारी ॥

હનુમાનજી જામ્બુવાનનાં મધુર વચનો સાંભળી, હૃદયમાં અત્યંત પ્રસન્ન થઇને બોલ્યા કે, "હે ભાઇઓ ! કંદ, મૂલ તથા ફળ, એઓનું ભક્ષણ કરી અને દુઃખો આવી પડે તો તેઓનું પણ સહન કરીને ત્યાંસુધી મારી વાટ જો જો કે, ॥ ૧ ॥ જ્યાંસુધીમાં હું સીતાજીને જોઇને પાછો અહીં આવું. મારા મનમાં ભારે ઉત્સાહ છે, તેથી ધારૂં છું કે, કાર્ય સિદ્ધ થશે." એટલું બોલી, સર્વ વાનરાઓને પ્રણામ કરી, હૃદયમાં રામચંદ્રજીને ધરી લઇને હનુમાનજી આનંદથી ચાલ્યા. ॥ ૨ ॥ સમુદ્રના કીનારાપર રમણીય અથવા 'સુંદર[૧]' એ નામનો એક પર્વત છે, તેના ઉપર કૌતુકથી કૂદી, ઉપર ચઢી વારંવાર રામનું સ્મરણ કરીને મહા બળવાન હનુમાનજીએ, તે પર્વત ઉપરથી લંકા તરફ છલાંગ મારી. ॥૩॥ હનુમાનજી, જે પર્વત ઉપર પગનો ભાર દઇને કૂદ્યા, તે પર્વત તુરત જ પૃથ્વીમાં પેસી ગયો. હનુમાનજી, જેમ રામચન્દ્રજીનું અમોઘ બાણ ચાલે, તેમ ચાલ્યા.[૨] ॥૪॥ સમુદ્રે હનુમાનજીને રામના દૂત જાણી, પોતામાં રહેલા મૈનાક[૩] નામના પર્વતને કહ્યું કે, "તું બહાર નીકળી, હનુમાનજીને વિશ્રામ આપીને તેમના પરિશ્રમને શાંત કર. ॥

चौ०—इन्द्र वज्र जा दिन कर लीन्हा । पर्वत सबै पंखविन कीन्हा ॥
ता दिन मारुत कीन्ह सहाई । तासु तनय लंकाको जाई ॥ १ ॥

જે[૪] દિવસે ઇંદ્રે હાથમાં વજ્ર લઇને સર્વ પર્વતોની પાંખો કાપી હતી, તે દિવસે પવને તને સહાય આપી, ઉડાવી, મારામાં પ્રવેશ કરાવીને ઇંદ્રથી બચાવ્યો છે, માટે તારે આજ લંકામાં જતા તેના પુત્રને જરા વાર વિશ્રામ દેવો ઉચિત છે." ॥ ૧ ॥

---

૧ એ સમુદ્રને કિનારે સુંદર નામનો કોઈ પર્વત હોય, તો તે ઉપરથી આ કાંડનું 'સુન્દરકાંડ' નામ પડેલું હોવું જોઇએ. વાલ્મીકીય રામાયણમાં તો મહેન્દ્રાચલ નામ આપ્યું છે. ૨ હનુમાનજી જે કાર્યને વાસ્તે જાય છે, તે કાર્યને સિદ્ધ કરીને પાછા ફરવાના છે, અત્યંત વેગથી જાય છે અને કોઈના રોક્યા રોકાવાના નથી, તેથી તેમને રામનાં અમોઘ બાણની ઉપમા દીધીછે. ૩ લંકા અને ભરતખંડ, એઓના મધ્યમાં, સમુદ્રમાં મૈનાક નામની એકનહાની ટેકરી છે. ૪ અહીંથી ક્ષેપક શરુ થાય છે.

सो०—सिंधु वचन उर धारि, तुरत उठे मैनाक तब ॥
कपि कहँ कीन्ह जुहारि, बार बार कर जोरिकै ॥ १ ॥

મૈનાક પર્વતે, સમુદ્રનાં વચનને માન આપી, તુરત જ બહાર નીકળી, હનુમાનજીને જુહાર કરી, હાથ જોડીને, પોતાની ઉપર વિશ્રામ લેવાની વારંવાર પ્રાર્થના કરી.[1] ॥ ૧ ॥

दो०—हनूमान तेहि परसि कर, पुनि पुनि कीन्ह प्रणाम ॥
रामकाज कीन्हे विना, मोहि कहां विश्राम ॥ १ ॥

હનુમાનજીએ હાથવતી તે પર્વતનો સ્પર્શ કરી, વારંવાર પ્રણામ કરીને કહ્યું કે " રામનું કાર્ય કર્યા વિના મારાથી વિશ્રામ લેવાય જ નહીં. " ॥ ૧ ॥

चौ०—जात पवनसुत देवन देखा । जाने कहँ बल बुद्धि विशेखा ॥
सुरसा नाम अहिनकी माता । पठयहु आइ कही तेहि बाता ॥ १ ॥
आज सुरन्ह मोहिं दीन्ह अहारा । सुनि हँस बोला पवनकुमारा ॥
रामकाज करि फिरि मैं आवों । सीताकी सुधि प्रभुहि सुनावों ॥ २ ॥
तब तव वदन पैठिहौं आई । सत्य कहौं मोहिं जान दे माई ॥
कवनेहु यत्न देइ नहिं जाना । ग्रससि न मोहिं कहा हनुमाना ॥ ३ ॥
योजन भर तेहि वदन पसारा । कपि तनु कीन्ह दुगुण विस्तारा ॥
सोरह योजन मुख तेहि ठयऊ । तुरत पवनसुत बत्तिश भयऊ ॥ ४ ॥
जस जस सुरसा वदन बढ़ावा । तासु दुगुण कपिरूप दिखावा ॥
शत योजन तेहि आनन कीन्हा । अति लघु रूप पवनसुत लीन्हा ॥ ५ ॥
वदन पैठि पुनि बाहर आवा । मांगी विदा ताहि शिर नावा ॥
मोहि सुरन जेहि लागि पठावा । बुद्धि बल मर्म तोर मैं पावा ॥ ६ ॥

દેવતાઓએ, હનુમાનજીને જતા જોઈ, તેમના બળના અને બુદ્ધિના ચમત્કારની પરીક્ષા લેવાને વાસ્તે સર્પોની માતા સુરસાને હનુમાનજીની પાસે મોકલી. તેણે આવીને હનુમાનજીને કહ્યું કે, ॥ ૧ ॥ " આજ દેવતાઓએ મારા આહારને વાસ્તે તને આપેલો છે. " એ સાંભળી, હસીને હનુમાનજી બોલ્યા કે, " હું રામનું કામ કરી, લંકામાંથી પાછો આવી, રામને સીતાજીની ખબર સંભળાવી, પછી ॥ ૨ ॥ પાછો આવીને તારા મોહોડામાં પ્રવેશ કરીશ. હે માતાજી[2] ! હું સત્ય કહું છું. હાલ મને જવા દે. " અનેક યત્નો[3] કર્યા છતાં પણ સુરસાએ જવા દીધા નહીં, ત્યારે હનુમાનજીએ કહ્યું કે, " તું શા માટે મને ગળી જતી નથી ? " ॥ ૩ ॥ આથી સુરસાએ, એક યોજનનું મોહોડું

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ તે હનુમાનજી, બ્રહ્મચારી છે, તેથી સુરસાને માતા કરીને કહે છે. ૨ રામનું કાર્ય કરવાને વાસ્તે જાઉં છું એમ કહ્યું. વળી 'આ સ્ત્રી છે, માટે સ્ત્રી જાતિનો પક્ષ કરશે, એમ ધારીને સીતાજીનું નામ લીધું અને વળી કરૂણા ઉપજાવવાને વાસ્તે હે માતાજી !' એમ કહીને બોલાવી, ઇત્યાદિ અનેક યત્નો કર્યાં છતાં પણ સુરસાએ માન્યું નહિં.

કરતાં હનુમાનજીએ, પોતાના શરીરનો તેથી બમણો વિસ્તાર કર્યો. સુરસાએ સોલ યોજનનું મોહોડું કર્યું કે, હનુમાનજી તુરત બત્રીશ યોજનના થઈ ગયા. ॥ ૪ ॥ સુરસા, જેમ જેમ મોહોડાંને વધારતી ગઈ, તેમ તેમ હનુમાનજીએ, તેથી બમણું બમણું પોતાનું રૂપ દેખાડયું. છેવટ સુરસાએ સો યોજનનું મોહોડું કર્યું ત્યારે હનુમાનજીએ અત્યંત નહાનું રૂપ કરી, પાછા તેના મોહોડામાં પેસી, ઝડપથી બહાર[1] નીકળી આવી, માથું નમાવીને રજા માગતાં સુરસા બોલી કે, "મને દેવતાઓએ તમારાં બળની અને બુદ્ધિની પરીક્ષા લેવાને વાસ્તે મોકલી હતી, તો તે સઘળું મારા જોવામાં આવ્યું.[2] ॥૬॥

दो०-राम काज सब करिहहु, तुम बल बुद्धि निधान ॥
आशिष दै सुरसा चली, हर्षि चले हनुमान ॥ २ ॥

તમે બળના અને બુદ્ધિના ભંડારરૂપ છો, તેથી રામનું કાર્ય સંપૂર્ણ રીતે કરશો." એમ આશિસ્ આપીને સુરસા ચાલી જતાં, હનુમાનજી રાજી થઈને સમુદ્રનું ઉલ્લંઘન કરવા લાગ્યા. ॥ ૨ ॥

चौ०-निशिचरि एक सिंधुमहँ रहई । करि माया नभके खग गहई ॥
जीव जन्तु जो गगन उड़ाहीं । जल विलोकि तिनकी परिछाहीं ॥ १ ॥
गहै छांह शक सो न उड़ाई । इहि विधि सदा गगनचर खाई ॥
सोइ छल हनूमानते किन्हा । तासु कपट कपि तुरतहि चिन्हा ॥ २ ॥
ताहि मारि मारुतसुत वीरा । वारिधि पार गयऊ मति धीरा ॥
तहां जाय देखी वन शोभा । गुंजत चंचरीक मधु लोभा ॥ ३ ॥
नाना तरु फल फूल सुहाये । खग मृग वृंद देखि मन भाये ॥
शैल विशाल देखि इक आगे । तापर कूदि चढे भय त्यागे ॥ ४ ॥
उमा न कछु कपिकी अधिकाई । प्रभु प्रताप जो कालहि खाई ॥
गिरिपर चढ लंका तिहि देखी । कहि न जाय अति दुर्ग विशेखी ॥ ५ ॥
अतिउतंगजलनिधिचहुँ पासा । कनक कोट कर परम प्रकाशा ॥

એક રાક્ષસી[3] સમુદ્રમાં રહેતી હતી, તે માયા કરીને આકાશમાં ઉડતાં પક્ષીઓને પકડી લેતી હતી. જે કોઇ જીવ જંતુઓ આકાશમાં ઉડતાં હોય, તેઓના પડછાયાને જલમાં જોઈ, ॥ ૧ ॥ તે પડછાયાને જ પકડી લેતી હતી, કે જેથી તે જીવ જંતુઓ ઉડી શકે નહીં. આ પ્રમાણે તે રાક્ષસી, આકાશમાં ફરનારાં પ્રાણીઓને સર્વદા ખાઈ જતી હતી. એ રાક્ષસીએ, હનુમાનજીની ઉપર પણ એવો જ છલ કર્યો, પણ તેનું એ

૧ કોઇ કહે છે કે, 'સુરસાના અન્ય દ્વારથી નીકળી આવીને હનુમાનજીએ, તેનું માતાપણું સિદ્ધ કર્યું.' પણ એ કલ્પના યોગ્ય જણાતી નથી. મોહોડું બહુ વિસ્તીર્ણ હતું, તેથી તેને બંધ કરવાની વાર લાગી, તેટલામાં તો હનુમાનજી તેમાંથી બહાર નીકળી આવ્યા, એમ માનવું જ યોગ્ય છે. ૨ વચનોથી બુદ્ધિની અને ક્રિયાથી બળની પરીક્ષા થઈ. ૩ એ રાક્ષસી, રાહુની મા સિંહિકા હતી, એમ વાલ્મીકીય રામાયણમાં લખ્યું છે.

કપટ તુરત જ હનુમાનજીએ જાણી લીધું.[1] ॥૨॥ ધીર બુદ્ધિવાળા મહા વીર હનુમાનજી, એ રાક્ષસીને મારી નાખીને સમુદ્રને સામે કીનારે પહોંચ્યા અને ત્યાં તેમણે સુશોભિત વનો દીઠાં, કે જે વનોમાં મકરંદના લોભવાળા ભ્રમરો ગુંજાર કરતા હતા, ॥ ૩ ॥ અને જાતજાતના વૃક્ષો પુષ્પોથી તથા ફલોથી શોભી રહ્યાં હતાં. એ વનોમાં પક્ષીઓના તથા મૃગોના સમૂહોને જોઈ, હનુમાનજીનું મન પ્રસન્ન થયું, ત્યાં જતાં આગળ એક મોટો પર્વત જોવામાં આવતાં, હનુમાનજી ભયનો ત્યાગ કરી,[2] કૂદીને તે પર્વત ઉપર ચઢ્યા. ॥ ૪ ॥ હે પાર્વતી ! આમાં હનુમાનજીની કશી મોટાઈ સમજવી નહીં, પણ પ્રભુના પ્રતાપની જ મોટાઇ સમજવી, કે જે પ્રતાપ કાળને ખાઈ જવાને પણ સમર્થ છે. હનુમાનજીએ, એ પર્વત ઉપર ચઢીને લંકાને જોઈ, કે જેના અત્યંત ઉંચા કિલ્લાની વિશેષતા વર્ણવી શકાય એવી ન હતી. ॥ ૫ ॥ જેની ચોમેર સમુદ્ર શોભી રહ્યો હતો અને જેનાં કિલ્લાનું સુવર્ણ ભારે ચકચકાટ કરી રહ્યું હતું. ॥

छं०—कनक कोट विचित्र मणिकृत सुंदरायत अति घना ।
चौहट्ट हाट सुवट्ट वीथीं चारू पुर बहु विधि बना ॥
गज वाजि खच्चर निकर पदचर रथ बरूथनके गनै ।
बहुरूप निशिचर यूथ अति बल सैन वर्णत नहिं बनै ॥ १ ॥

એ લંકામાં વિચિત્ર મણિઓથી બનાવેલાં ઘણાં ઘણાં વિસ્તીર્ણ તથા સુંદર ઘરો શોભી રહ્યાં હતાં. ચોઉટાઓથી, ઘાટી બજારોથી અને રાજમાર્ગોથી અનેક પ્રકારની સુંદર છટા બની હતી. હાથીઓ, ઘોડાઓ, ખચ્ચરો, પ્યાદલો અને રથો, એઓનાં સમૂહોની ગણતરી કોઇથી નહીં કરી શકાય એમ હતું, અનેક રૂપો ધરનારા રાક્ષસોના યૂથોથી બનેલી મહા પ્રબલ સેનાઓનું વર્ણન કરી શકાતું નથી. ॥ ૧ ॥

छं०—वन बाग उपवन वाटिका सर कूप वापी सोहहीं ।
नर नाग सुर गंधर्व कन्या रूप मुनि मन मोहहीं ॥
कहुँ मल्ल देह विशाल शैल समान अति बल गर्जहीं ।
नाना अखारन्ह भिरहिं बहु विधि एकते एकन्ह तर्जहीं ॥ २ ॥

વનો, બાગો, બગીચાઓ, વાડીઓ, તળાવો, કૂવાઓ અને વાવો શોભી રહ્યા હતાં. રાક્ષસોએ હરી આણેલી મનુષ્યોની, નાગોની, દેવતાઓની તથા ગન્ધર્વોની કન્યાઓનાં રુપો મુનિઓનાં ચિત્તોને પણ મોહિત કરે એવાં હતાં. અમુક અમુક સ્થલોમાં પહાડ જેવાં વિશાલ શરીરોવાળા અત્યંત બલવાન્ મલ્લો ગર્જના કરતા હતા, અનેક

૧ એવું વૃત્તાંત સુગ્રીવના કહેવાથી સાંભળ્યું હતું, તેથી હનુમાનજી તુરત જાણી ગયા. ૨ કહે છે કે, "સુરસા તથા સિંહિકારૂપી બે વિઘ્નો થતાં, રખેને ત્રીજું પણ કાંઇક વિઘ્ન થાય, એવો હનુમાનજીને ભય હતો, પણ તે ભય, સમુદ્રનો પાર આવી જવાથી ટળી ગયો અથવા તે જ ભય, હનુમાનજીનાં સાહસોની પરીક્ષાને વાસ્તે અહીં સુધી હનુમાનજીની સાથે આવ્યો હતો, પણ અહીંથી હારીને પાછો વળી ગયો, તેથી 'ભયનો ત્યાગ કરી, એમ કહ્યું છે. હનુમાનજીએ પર્વત ઉપર ચઢતી વખતે રાક્ષસોનો કશો પણ ભય રાખ્યો નહીં,' એમ અર્થ કરવો પણ યોગ્ય છે.

પ્રકારોના અખાડાઓમાં પરસ્પરની સાથે અનેક પ્રકારોથી લડતા હતા અને લડવાને વાસ્તે પરસ્પરને લલકારતા હતા. ॥ ૨ ॥

छं०—करि यत्न भट कोटिन्ह विकट तनु नगर चहुँ दिशि रक्षहीं ।
कहुँ महिष मानुष धेनु खर अज खग निशाचर भक्षहीं ॥
इहि लागि तुलसीदास इनकी कथा संक्षेपहि कही ।
रघुवीर शर तीरथ शरीर न त्यागि गतिं पैहैं सही ॥ ३ ॥

વિકટ શરીરોવાળા કરોડો યોદ્ધાઓ અનેક પ્રકારનાં યત્નોથી ચારે દિશાઓમાં લંકાનું રક્ષણ કરતા હતા. લંકાના રહેવાશી રાક્ષસો પાડાઓનાં, માણસોનાં, ગાયોનાં, ગધેડાઓનાં અને પક્ષીઓનાં માંસોનું ભક્ષણ કરતા હતા, તેથી તુલસીદાસ કહે છે કે, 'મેં એઓનું વર્ણન સંક્ષેપથી કર્યું છે.' એઓ મહા પાપી છતાં પણ, રામચન્દ્રજીનાં બાણોરૂપી તીર્થોમાં શરીરોનો ત્યાગ કરીને સદ્ગતિને જ પ્રાપ્ત થશે. ॥ ૩ ॥

दो०—पुर रखवारे देख बहु, कपि मन कीन्ह विचार ॥
अति लघु रूप धरौं निशि, नगर करौं पैसार ॥ ३ ॥

લંકાના અનેક રક્ષકોને ઉભેલા જોઇને હનુમાનજીએ મનમાં વિચાર કર્યો કે, "અત્યંત નહાનું રૂપ ધરીને રાત્રે નગરમાં પ્રવેશ કરવો." ॥ ૩ ॥

चौ०—मशक समान रूप कपि धरी । लंका चले सुमरि नरहरी ॥
नाम लंकिनी ऐक निश्चरी । सो कहि चलेसि मोहिं निंदरी ॥ १ ॥
जानसि नाहिं मर्म शठ मोरा । मोर अहार लंक कर चोरा ॥
मुष्टिक एक ताहि कपि हनी । रुधिर वमन धरणी ढन मनी ॥ २ ॥
पुनि संभारि उठी सो लंका । जोरि पाणि कर विनय सशंका ॥
जब रावणहि ब्रह्म वर दीन्हा । चलत विरंचि कहा मोहिं चिन्हा ॥ ३ ॥
विकल होसि जब कपिके मारे । तब जानसि निश्चर संहारे ॥
तात मोर अति पुण्य बहूता । देखेउँ नैन राम कर दूता ॥ ४ ॥

હનુમાનજી આવો વિચાર કરી, પહાડ જેવા કદાવર રાક્ષસોની દૃષ્ટિમાં મચ્છર જેવડું જ જણાય એવડું પ્રાકૃત વાનરનું રૂપ ધરી,[1] મનુષ્યોમાં સિંહતુલ્ય રામચંદ્રજીનું અથવા મનુષ્ય તથા સિંહ એ, બન્ને રૂપવાળા નૃસિંહજીનું[2] અથવા રામચન્દ્રજીનું તથા

૧ सूर्ये चास्तंगेत रात्रौ, देहं संक्षिप्य मारुतिः । वृषदंशकमात्रोयं बभूवाद्भुतदर्शनः । એ વાલ્મીકીયના સુન્દર કાંડના બીજા સર્ગના ૪૭ મા શ્લોકથી તથા તેની वृषान्मूषकान् दशतीति वृषदंशको मार्जारस्तन्मात्रस्तत्प्रमाणः એ ટીકા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, હનુમાનજીએ બીલડાં જેવડું વાનરનું રૂપ ધર્યું. મચ્છર જેવું ઝીણું વાનરનું રૂપ ધર્યું હોય તો રામનું વીંટીનું શું થાય? ૨ રામચન્દ્રજીનું રૂપ દયામય છે અને લંકામાં ઉગ્રતાનું કામ છે, તેથી મહા ઉગ્ર નૃસિંહજીનું સ્મરણ કર્યું એમ પણ સંભવે છે.

સુગ્રીવનું[1] અથવા મનુષ્યોનું તથા વાનરોનું[2] સ્મરણ કરીને લંકામાં પ્રવેશ કરવા લાગ્યા, ત્યાં 'લંકિની' નામની એક રાક્ષસી (લંકાની અધિષ્ઠાત્રી દેવી), હાકલ કરીને બોલી કે, "અરે! તું મારો તિરસ્કાર કરીને ક્યાં જાય છે? ॥ ૧ ॥ હે મૂર્ખ! લંકામાં જે કોઈ ચોર આવે, તે મારા આહારરૂપ થાય છે, એ મારા મર્મને તું જાણતો નથી?" આ સાંભળી હનુમાનજીએ તેને એક મુઠી મારી કે તેથી એ રાક્ષસી લોહીનું વમન કરતી કરતી ધરતીપર પડી ગઈ. ॥ ૨ ॥ પછી એ લંકિનીએ શરીરને સંભાળી કરી, ઉભી થઈ, હાથ જોડીને બીતે બીતે[3] વિનતિ કરી કે, "જ્યારે રાવણને બ્રહ્માએ વરદાન આપ્યું, તે સમયમાં તેમણે ચાલતે ચાલતે મને જોઈને કહ્યું હતું કે, ॥ ૩ ॥ 'જ્યારે કોઈ વાનરના પ્રહારથી તું વ્યાકુલ થઈ જા, ત્યારે જાણજે કે, રાક્ષસો તુરત માર્યા જવાના છે. 'હે તાત! મારાં ઘણાં ઘણાં મોટાં ભાગ્ય કે જેથી મને, મારાં નેત્રોથી, રામના દૂતનું દર્શન થયું. ॥ ૪ ॥

दो०—तात स्वर्ग अपवर्ग सुख, धरिय तुला इक अंग ॥
तुलै न ताहि सकल मिलि, जो सुख लव सतसंग ॥ ४ ॥

હે તાત! કાંટાના એક પલ્લામાં સ્વર્ગનાં તથા મોક્ષનાં સઘળાં સુખને મૂકીએ અને બીજા પલ્લામાં ક્ષણ ભરનાં સત્સંગનાં સુખને મૂકીએ તો સ્વર્ગનાં તથા મોક્ષનાં સઘળાં સુખો મળીને પણ સત્સંગના સુખ બરાબર થાય એમ નથી.[4] ॥ ૪ ॥

चौ०—प्रविशि नगर कीजे सब काजा। हृदय राखि कौशलपुर राजा ॥
गरल सुधा रिपु करैं मिताई। गोपद सिंधु अनल शितलाई ॥ १ ॥
गरुअ सुमेरु रेणु सम ताही। राम कृपा कर चितवैं जाहीं ॥
अति लघु रूप धरेउ हनुमाना। पैठेउ नगर सुमिरि भगवाना ॥ २ ॥
मंदिर मंदिर प्रति घर शोधा। देखे जहँ तहँ अगणित योधा ॥
गयउ दशानन मंदिर माहीं। अति विचित्र कहि जात सो नाहीं ॥३॥
शयन किये देखा कपि तेही। मंदिरमें न दीख वैदेही ॥
शोचै लाग कहां अब जाऊं। कहां दरश सीता कर पाऊं ॥ ४ ॥
विन देखे जो सीतहि जाऊं। केसे वदन प्रभुहि दिखराऊं ॥
जाम्बवन्त पूछहि कुशलाता। नीकी अहहि जानकी माता ॥ ५ ॥

---

૧ રામચન્દ્રજી અને સુગ્રીવ, એ બન્ને, હનુમાનજીના સ્વામી છે, તેથી તેઓનું સ્મરણ કર્યું, એમ પણ સંભવે છે, ૨ રાવણની ખરાબી માણસોના હાથથી તથા વાનરાઓના હાથથી થવાનું બ્રહ્માનું વચન હતું, તેથી માણસોનું અને વાનરાઓનું સ્મરણ કર્યું એમ પણ સંભવે છે. ૩ કહે છે કે, "રખેને હનુમાનજી ફરીવાર મારે," એવી શંકાથી બીતે બીતે વિનતિ કરી. હનુમાનજી, એ લંકિનીના ઉઠવા સુધી ઉભા રહ્યા, તેનું કારણ એ કે, 'કાં તો એ લંકિની મરી જાય અથવા મારે શરણે થાય,' એમ હનુમાનજી વાટ જોતા હતા. નહીં તો કોલાહલ થવાથી પોકાર થઈ જશે,' એમ હનુમાનજીના મનમાં શંકા હતી. ૪ કાંટાનું ભારે પલ્લું ધરતીપર ઝુકે છે અને હલકું પલ્લું ઉપર જાય છે, તે પ્રમાણે સ્વર્ગાદિકનાં સુખો ઉંચા લોકોમાં છે અને સત્સંગનું સુખ ધરતીપર છે.

कवन उत्तर देहौं तिन जाई । पवनतनय मन महँ पछिताई ॥
निशिचर घोर भयंकर रहहीं । सीताकी सुधि कोउ न कहहीं ॥ ६ ॥
पूछौं काहि कहौं केहि जाई । जनक सुताको देइ बताई ॥
भवन एक पुनि दीख सुहावा । हरि मंदिर तहँ भिन्न बनावा ॥ ७ ॥

હૃદયમાં રામચન્દ્રજીને રાખી[1] નગરમાં પ્રવેશ કરીને સર્વ કાર્ય કરો," રામ, જેના ઉપર કૃપા દૃષ્ટિ કરે, તેને ઝેર અમૃતરૂપ થઈ જાય છે, શત્રુ, મિત્ર થઈ જાય છે, સમુદ્ર, ગાયના પગલાંનાં ખાબોચિયાં જેવો થઈ જાય છે, અગ્નિ, શીતલ થઈ જાય છે ॥૧॥ અને મેરુ પર્વત જેવો ભારે પદાર્થ પણ, રજ સમાન થઈ જાય છે.[2] હનુમાનજી, પોતાનું મીંદડા જેવડું જે નહાનું વાનરરૂપ હતું, તેથી પણ વધારે નહાનું રૂપ ધરી, પ્રભુનું સ્મરણ કરીને લંકામાં પેઠા ॥ ૨ ॥ અને ઘેર ઘેર સીતાજીની શોધ કરવા લાગ્યા, ત્યાં લંકામાં જ્યાં ત્યાં અગણિત યોદ્ધાઓ જોવામાં આવ્યા. ફરતાં ફરતાં રાવણના દરબારમાં ગયા, કે જે દરબારની અતિ વિચિત્ર શોભા કોઈથી વર્ણવી જાય એવી ન હતી. ॥ ૩ ॥ હનુમાનજીએ દરબારમાંના એક અવાસમાં રાવણને સૂતો દીઠો,[3] પણ તે અવાસમાં સીતાજીને દીઠાં નહીં. આથી[4] હનુમાનજી વિચાર કરવા લાગ્યા કે, "હવે ક્યાં જાઉં ? અને સીતાજીને ક્યાં દેખું ? ॥ ૪ ॥ જો સીતાજીને જોયા વિના જાઉં તો, રામચન્દ્રજીની પાસે મોહોડું કેમ બતાવી શકાય ? અને જામ્બુવાન આદિ મારા સોબતીઓ, 'જાનકી માતા કુશલ છે ?' એમ પૂછે, ॥ ૫ ॥ ત્યારે તેઓને ઉત્તર પણ શો આપી શકાય ? લંકામાં મહા ભયંકર દુષ્ટ રાક્ષસો રહે છે, માટે મને કોઈની પાસેથી પણ સીતાજીની ખબર મળવાનો સંભવ નથી. ॥ ૬ ॥ કોને પૂછું ? કોને જઈને કહું ? અને સીતાજીને કોણ બતાવે ?" આ પ્રમાણે હનુમાનજી ચિંતા કરતા હતા.[4] ત્યાં એક એવું ઘર તેમના જોવામાં આવ્યું કે, જેમાં એક જૂદું જ હરિમંદિર બનાવેલું હતું.

दो०—राम नाम अंकित गृह, शोभा वरणि न जाय ॥
नव तुलसीके वृंद बहु, देखी हरषि कपिराय ॥ ५ ॥

એ હરિમંદિર રામનાં નામથી ચિહ્નિત હતું, જેની શોભા વર્ણવી ન જાય એવું હતું અને ત્યાં આસપાસ તુલસીના ઝીણા ઝીણા રોપા વાવેલા જોવામાં આવતા હતા, એ ઘરને જોઈ, હનુમાનજી રાજી થયા અને ॥ ૫ ॥

---

૧ સ્વર્ગવાસિની સુરસા, પાતાલવાસિની સિંહિકા અને ભૂતલવાસિની લંકિની, એમ ત્રણે લોકની, વિઘ્ન કરનારી સ્ત્રીઓને જિતી લીધી છે, તેથી હનુમાનજીને અહંકાર પ્રાપ્ત થાય અને લંકામાં રાતે ઘેર ઘેર ફરવું છે, તેથી તે પ્રસંગે કોઈ પણ સુન્દર સ્ત્રીમાં મોહ ન થાય, એટલા વાસ્તે હૃદયમાં રામચન્દ્રજીને રાખવાનો ઉપદેશ કર્યો છે, પોતે હનુમાનજીને, તાત અર્થાત્ પુત્ર કહી ચૂકી છે, તેથી પણ ઉપદેશ કરવો ઉચિત છે. ૨ આ સઘળું હનુમાનજીને થયું છે, ઝેર સમાન વજ્રથી મરણ નહીં પામતાં અમર થયા હતા. લંકિની કે જે શત્રુ હતી તે મિત્ર થઈ ગઈ. સમુદ્ર ગાયના પગલાં જેવડાં ખાબોચિયાં જેવો થઇ ગયો. પૂછડું સળગાવવાનાં સમયમાં અગ્નિ શીતલ થઇ ગઈ ગયો અને મેરુ પર્વત જેવો રાવણ રજ સમાન થઈ ગયો અને ઔષધિનો પર્વત પણ હલકો થઈ ગયો. ૩ શત્રુ સૂતેલો જોવામાં આવે, એ એક જાતનું સારૂં શકુન ગણાય છે. ૪ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

चौ०—लंका निशिचर निकर निवासा । इहां कहां सजजन कर वासा ॥
मन महँ तर्क करन कपि लागे । ताही समय विभिषण जागे ॥ १ ॥
राम नाम तेहि सुमिरण किन्हा । हृदय हर्षि कपि सज्जन चिन्हा ॥
इहि सन हठ करिहौ पहिचानी । साधु ते होय न कारज हानी ॥ २ ॥
विप्र रूप धरि वचन सुनाये । सुनत विभीषण उठि तहँ आये ॥
करि प्रणाम पूछी कुशलाई । विप्र कहहु निज कथा बुझाई ॥ ३ ॥
की तुम हरि दासनमें कोई । मोरे हृदय प्रीति अति होई ॥
की तुम राम दीन अनुरागी । आयहु मोहिं करन बड भागी ॥ ४ ॥

મનમાં તર્ક કરવા લાગ્યા કે, "જેમાં અનેક રાક્ષસો રહે છે, એવી આ લંકા નગરીમાં સજ્જનનો નિવાસ ક્યાંથી ? રખેને કાંઈ છલ હોય ?" આમ તર્ક કરતા હતા, તે સમયમાં વિભીષણ જાગ્યો. ॥૧॥ અને રામ નામનું સ્મરણ કરવા લાગ્યો. હનુમાનજી, એને સજ્જન જાણીને પ્રસન્ન થયા. 'આની સાથે અવશ્ય પિછાણ કરવી કારણ કે, સાધુથી કદી પણ કાર્યની હાનિ થાય નહીં.' ॥૨॥ એમ વિચારી, હનુમાનજીએ બ્રાહ્મણનું રૂપ ધરીને વચનો સંભળાવતાં, વિભીષણે અંદરથી ઉઠી, બહાર આવી, પ્રણામ કરી, કુશલતા પૂછીને કહ્યું કે, "હે બ્રાહ્મણ ! તમારી હકીકત મને સમજાવીને કહો.॥૩॥ તમે પ્રભુના દાસોમાંના કોઈ છો કે શું ? તમને જોઈ મારૂં હૃદય પ્રસન્ન થયું છે અથવા તમે દીન જનો ઉપર પ્રેમ રાખનારા રામચન્દ્રજી જ મને મહા ભાગ્યશાળી કરવા માટે આવ્યા છો શું ? "॥૪

दो०—तब हनुमंत कही सब, राम कथा निज नाम ॥
सुनत युगल तन पुलक मन, मगन सुमिरि गुणग्राम ॥ ६ ॥

હનુમાનજીએ સઘળું રામનું વૃત્તાંત કહ્યું અને પોતાનું નામ પણ કહ્યું. બન્નેનાં શરીરો રોમાંચોથી વ્યાપ્ત થયાં અને અન્તઃકરણો રામના અપાર ગુણોના સ્મરણમાં મગ્ન થયા.૬

चौ०—सुनहु पवनसुत रहनि हमारी । जिमि दशनन्हमें जीभ विचारी ॥
तात कबहुँ मोहीं जानि अनाथा । करिहहिं कृपा भानुकुल नाथा ॥ १ ॥
तामस तनु कछु साधन नाहीं । प्रीति न पदसरोज मन माहीं ॥
अब मोहिं भा भरोस हनुमंता । बिनु हरि कृपा मिलहिं नहीं संता ॥२॥
जो रघुवीर अनुग्रह कीन्हा । तौ तुम मोहिं दरश हठि दीन्हा ॥
सुनहु विभीषण प्रभुकी रीति । करहिं सदा सेवकपर प्रीति ॥ ३ ॥
कहहु कवन मैं परम कुलीना । कपि चंचल सबही विधि हीना ॥
प्रात लेइ जो नाम हमारा । ता दिन ताहि न मिलै अहारा ॥ ४ ॥

વિભીષણ બોલ્યો કે, "હે પવનકુમાર ! જેમ દાંતોની વચમાં બીચારી જીભની સ્થિતિ હોય છે, તેમ રાક્ષસોની વચમાં મારી સ્થિતિ છે. હે તાત ! રામચંદ્રજી કોઈ દિવસે પણ મને અનાથ જાણીને મારાપર કૃપા કરશે ? ॥૧॥ હું તામસી કુલમાં અવતર્યો

છું. સાધનોથી રહિત છું અને મને રામનાં ચરણકમળોમાં પ્રીતિ પણ નથી, તોપણ મને હવે ભરોંસો આવ્યો કે, મારાપર રામની કૃપા થઇ છે. રામની કૃપાવિના સંત જનોનો સમાગમ થાય નહીં. ॥ ૨ ॥ રામચન્દ્રજીએ મારાપર અનુગ્રહ કર્યો, તેથી જ તમે બહારથી પોકારીને મને દર્શન દીધું." હનુમાનજી બોલ્યા કે, "હે વિભીષણ! પ્રભુની રીતી સાંભળો. પ્રભુ, સેવક ઉપર સર્વદા પ્રેમ કરે છે. ॥૩॥ તમે તામસી કુલમાં જન્મેલા છો, તો હું પણ કયાં પરમ કુલીન છું! હું તો ચંચલ અને સર્વ સાધનોથી રહિત વાનરો છું. જો કોઈ માણસ પ્રભાતમાં અમારૂં નામ લે, તો તેને તે દિવસે આહાર મળે નહીં." ॥ ૪ ॥

दो०—अस मैं अधम सखा सुनु, मोहू पर रघुवीर ॥
कीन्ही कृपा सुमरि गुण, भरे विलोचन नीर ॥ ७ ॥

હે મિત્ર! સાંભળો. હું કે જે, એવો અધમ છું, તેના ઉપર રામચન્દ્રજીએ કૃપા કરી છે. (આમ બોલતાં બોલતાં ગુણોનું સ્મરણ આવવાથી હનુમાનજીનાં નેત્રો જલથી ભરાઇ ગયાં.) ॥ ૭ ॥

चौ०—जानतहू अस स्वामी विसारी । फिरते काहे न होहिं दुखारी ॥
इहि विधि कहत रामगुण ग्रामा । पावा अनिर्वाच्य विश्रामा ॥ १ ॥
पुनि सब कथा विभीषण कही । जेहि विधि जनकसुता जहँ रही ॥
तब हनुमंत कहा सुन भ्राता । देखा चहौं जानकी माता ॥ २ ॥
युक्ति विभीषण सकल सुनाई । चलेउ पवनसुत विदा कराई ॥
धरि सोइ रूप गयउ पुनि तहँवा । वन अशोक सीता रह जहँवा ॥ ३ ॥
देखि मनहि मन कीन्ह प्रणामा । बैठे बीत जात निशि यामा ॥
कृश तन शीश जटा इक वेणी । जपहि हृदय रघुपति गुण श्रेणी ॥ ४ ॥

જેઓ જાણી બૂઝીને એવા સ્વામીને ભૂલી જાય, તે લોકો કેમ દુઃખી ન થાય?" આ પ્રમાણે રામના ગુણોના સમૂહનું પરસ્પર કથન કરતાં, તેઓને એવું સુખ મળ્યું કે, જે કહી શકાય નહીં. ॥૧॥ પછી વિભીષણે "સીતાજી, જે રીતે રહ્યાં છે તથા જ્યાં રહ્યાં છે, તે કહ્યું અને જેમ બાપને ઘેર દીકરી રહે, તેમ જ અહીં રહ્યાં છે," એમ કહ્યું. હનુમાનજીએ વિભીષણને કહ્યું કે, "હે ભાઇ! સાંભળો. હું સીતા માતાને જોવા ઇચ્છું છું." ॥૨॥ હનુમાનજીનું કહેવું સાંભળીને વિભીષણે સીતાજીને જોવાની તથા મળવાની સઘળી યુક્તિ બતાવી આપી. પછી હનુમાનજી, ત્યાંથી પોતાને વિદાય કરાવી,[1] પાછું નહાના વાનરનું જ રૂપ ધરીને આસોપાલવની વાડીમાં ગયા, કે જ્યાં સીતાજી હતાં. ॥ ૩ ॥ હનુમાનજી, સીતાજીને જોઈ, મનમાં ને મનમાં પગે લાગ્યા અને ચોકી કરનારી રાક્ષસીઓ જાગતી હતી, તેથી રાત્રિ વીંતવાને એક પોહોર આડો રહ્યો, ત્યાંસુધી વૃક્ષ

---

૧ 'હનુમાનજી પોતાની પાસેથી જાય એ વિભીષણને ગમતું ન હતું તોપણ વિભીષણની પાસેથી બલાત્કારથી રજા લઇને, એવો અભિપ્રાય નીકળે છે.

ઉપર બેસી રહ્યા. દુર્બલ શરીરવાળાં અને જેમના કેશો જટાની પેઠે એક વેણીરૂપ થઇ ગયા હતા એવાં સીતાજી, હૃદયમાં રામના ગુણોના સમુદાયનું સ્મરણ કર્યા કરતાં હતાં અને ॥ ४ ॥

दो०—निज पद नयन दिये मन, रामचरण महँ लीन ॥
परम दुःखी भा पवनसुत, निरखि जानकी दीन ॥ ८ ॥

પોતાનાં નેત્રોને, પોતાના ચરણ તરફ રાખી, મનને રામનાં ચરણોમાં લગાવીને[1] બેઠાં હતાં. સીતાજીની આવી દીન સ્થિતિ જોઇને હનુમાનજી બહુ ખેદ પામ્યા. ॥ ૮ ॥

चौ०—तरु पल्लव महँ रहा लुकाई । करै विचार करौं का भाई ॥
तेहि अवसर रावण तहँ आवा । संग नारि बहु किये बनावा ॥ १ ॥
बहु विधि खल सीतहिं समुझावा । साम दाम भय भेद दिखावा ॥
कह रावण सुनु सुमुखि सयानी । मंदोदरी आदि सब रानी ॥ २ ॥
तव अनुचरी करौं पण मोरा । एक वार विलोकुं मम ओरा ॥
तृण धरि ओट कहति वैदेही । सुमिरि अवधपति परम सनेही ॥ ३ ॥
सुन दशमुख खद्योत प्रकाशा । कबहुँ कि नलिनी करहिं विकाशा ॥
अस मन समुझि कहत जानकी । खल सुधि नहिं रघुबीर बाणकी ॥ ४ ॥
शठ सूने हरि आनेसि मोहीं । अधम निर्लज्ज लाज नहिं तोहीं ॥

હનુમાનજી વૃક્ષનાં પાંદડાંઓમાં છૂપાઇ રહીને, હવે શું કરવું? એમ વિચાર કરતા હતા, તે સમયમાં રાવણ સઘળા શણગારોવાળી ઘણી ઘણી સ્રીઓને સાથે લઇને ત્યાં આવ્યો. ॥૧॥ દુષ્ટ રાવણ, ઘણી ઘણી રીતે સીતાજીને સમજાવવા લાગ્યો અને સામ, દામ, ભેદ તથા ભય દેખાડવા લાગ્યો. રાવણ બોલ્યો કે, "હે પ્રવીણ સુંદરી! હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે, જો તું એક વાર મારી સામે જો, તો, મારી મંદોદરી વગેરે જેટલી રાણીઓ છે, તે સર્વને તારી દાસી બનાવી દઉં."[2] ॥૨॥ સીતાજી 'तृण धरि ओट'અર્થાત્ એક તરણું આડું રાખીને[3] અથવા પૃથ્વીપર દૃષ્ટિ રાખીને અથવા ઘૂંઘટો તાણીને[4] અને

---

૧ રાવણની સામે નહીં જોવાને વાસ્તે નેત્રોને પોતાનાં ચરણ તરફ રાખ્યાં હતાં અથવા આ ચરણ ત્યાં જાય, કે તે ચરણ અહિં આવે, એમ ધારીને નેત્રોને પોતાના ચરણ તરફ અને મનને રામના ચરણ તરફ રાખ્યું હતું. ૨ અરણ્ય કાંડમાં કહેવાઇ ગયું છે કે, 'मनमहँ चरण बंदि सुख माना રાવણે મનથી સીતાજીનાં ચરણોમાં વન્દન કરીને સુખ માન્યું,' તે ઉપરથી અહીં એવો પણ અર્થ કરવામાં આવે છે કે, તમે એક વાર કૃપા દૃષ્ટિથી મારી સામે જુવો.' ૩ પતિવ્રતા પરપુરુષની સામે ભાષણ કરવાના સમયમાં, કોઈ ચીજને આડી રાખે, એવી મર્યાદ છે, તેથી અથવા પોતે પોતાના પ્રાણને તૃણ સમાન ગણે છે, તેથી અથવા 'તું રામની પાસે તૃણ સમાન છો' એમ રાવણને જણાવવાને વાસ્તે તરણું આડું રાખીને બોલ્યાં. ૪ 'તૃણધર' એ પૃથ્વીનું નામ બની શકે છે. 'તૃણ' એ ઘૂંઘટાનું નામ પણ ભાષા ગ્રન્થોમાં આવે છે.

દશરથ રાજાના પરમ સ્નેહી રામનું સ્મરણ કરીને[1] બોલ્યાં કે, ॥ ૩ ॥ "હે રાવણ! સાંભળ. પતંગિયાના પ્રકાશથી કદી પણ કમલિની પ્રફુલ્લિત થાય કે[2] ? (તારી જાહોજલાલીથી મારાં મનની વૃત્તિ કદી પણ રીઝવાની નથી.)" વળી 'આ ખળને રામનાં બાણોની ખબર નથી,' એમ મનમાં સમજીને સીતાજી બોલ્યાં કે, "હે શઠ! રામની ગેરહાજરીમાં તું મને હરી આવ્યો છો, પણ રામને જિતીને હરી આવ્યો નથી. હે અધમ! હે નિર્લજ્જ! તેં મારી ચોરી કરી છે, તેની તને લાજ નથી?[3] ॥ ૪ ॥

दो०—आपुहि सुनि खद्योत सम, रामहिं भानु समान ॥
परुष वचन सुनि काढि असि, बोला अति खिसियान ॥ ९ ॥

જેઓમાં પોતા (રાવણ) ને પતંગિયાની ઉપમા દેવામાં આવી અને રામને સૂર્યની ઉપમા દેવામાં આવી, એવાં સીતાજીનાં કઠોર વચનો સાંભળી બહુ ક્રોધાક્રાંત થઈ, તરવાર કહાડીને રાવણ બોલ્યો કે, [4] ॥ ૯ ॥

चौ०—सीता तैं मम कृत अपमाना । काटौं तव शिर कठिन कृपाना ॥
नाहित सपदि मानु मम बानी । सुमुखि होत नतु जीवनहानी ॥ १ ॥
श्याम सरोज दाम सम सुंदर । प्रभु भुज करि कर सम दशकंधर ॥
सो भुज कंठ कि तव असि घोरा । सुन शठ अस प्रमाण पन मोरा ॥ २ ॥
चंद्रहास हरु मम परितापं । रघुपति विरह अनल संतापं ॥
शीतल निशि तव असि वर धारा । कह सीता हरु मम दुःख भारा ॥ ३ ॥
सुनत वचन पुनि मारन धावा । मय तनया कहि नीति बुझावा ॥
कहेसि सकल निशिचरी बुलाई । सीतहि त्रास दिखावहु जाई ॥ ४ ॥
मास दिवस मैं कहा न माना । तो मैं मारब काढि कृपाना ॥

"હે સીતા! તેં મારૂં અપમાન કર્યું, તેથી આ કઠણ તરવારવડે તારૂં માથું કાપી નાખું છું, નહીંતર તું જલદી મારૂં વચન માન. હે સુંદરિ! તું નહીં માને તો તારાં જીવિ-

---

૧ રામને, 'દશરથ રાજા પરમ સ્નેહી,' એ વિશેષણ આપ્યું છે, તેનો ભાવ એ છે કે જેમ દશરથ રાજાએ, રામના વિયોગથી શરીર છોડી દીધું, તેમ હું પણ રામના વિયોગથી શરીર છોડી દઇશ, એમ સીતાજી ધારતાં હતાં. ભક્તિપક્ષમાં મૂળનાં વાક્યનો એવો પણ અર્થ કરવામાં આવે છે કે, 'હે રાવણ! તું દશરથ રાજાના પરમ સ્નેહી રામનું સ્મરણ કર. કેમ કે, હું એકલી તારાં કુલનો ઉદ્ધાર કરી શકું એમ નથી,' એ રીતે સીતાજીએ રાવણને કહ્યું. ૨ ભક્તિપક્ષમાં એવો પણ અર્થ કરવામાં આવે છે કે, 'મારી શક્તિ કે જે પતંગિયા સમાન છે; તેથી તારા કુલરૂપ કમલિનીનો પ્રકાશ (વિસ્તાર) નહીં થાય. એ તો રામરૂપી સૂર્યના પ્રકાશથી જ થાય એમ છે. ૩ ભક્તિ પક્ષમાં એવો પણ અર્થ કરવામાં આવે છે કે, આ ખળ રાવણને રામની પ્રતિજ્ઞાની ખબર નથી કે, રામ દાસના દોષોની ઉપર દૃષ્ટિ નહીં કરતાં શીઘ્ર દયાળુ થઈ જાય છે,': એમ મનમાં સમજીને સીતાજી બોલ્યાં કે, હે શઠ! હે નિર્લજ્જ! રામની ગરજ નહીં રાખતાં, મારી પાસે ઉધારની માગણી કરવામાં તું લજાતો નથી? ૪ ભક્તિ પક્ષમાં આવું અર્થાન્તર કરવામાં આવે છે કે,'સીતાજીએ પોતાને પતંગિયા સમાન કહ્યાં અને રામને સૂર્ય સમાન કહ્યા, તો એ કઠોર વચનો સાંભળીને સીતાજીનો મહા ભક્ત રાવણ અત્યંત ક્રોધાક્રાંત થઈ, પોતાનું માથું કાપવા માટે તરવાર કહાડીને બોલ્યો કે—'

તની હાનિ થશે.[1]" ॥ ૧ ॥ સીતાજી બોલ્યાં કે, "અરે કપટી! હે શઠ! હે રાવણ! સાંભળ, રામની ભુજા કે જે શ્યામ કમલોની માળા જેવી સુંદર અને હાથીની સુંઢ જેવી લાંબી છે, તે મારા કંઠમાં પડશે અથવા તારી ઘોર તરવાર મારા કંઠમાં પડશે, એ મારી ખરેખરી પ્રતિજ્ઞા છે. અથવા હે કપટી! હે શઠ! હે રાવણ! સાંભળ, રામની ભુજા કે જે શ્યામ કમલોની માળા જેવી સુંદર અને હાથીની સુંઢ જેવી લાંબી છે, તેની અન્દર રહેલી ભયંકર તરવાર તારા કંઠમાં પડશે, એ મારી દૃઢ પ્રતિજ્ઞા છે. અથવા તારા દશકંઠો કે જેઓ, શ્યામ કમલોની માળા સરખા છે, તેઓને તોડવાને વાસ્તે રામની સુંદર ભુજા હાથીની સુંઢ સમાન થશે અને એજ ભુજાની અન્દર રહેલી ભયંકર તરવાર તારા કંઠમાં પડશે. ॥ ૨ ॥ હે[2] ચંદ્રહાસ! (હે ખડ્ગ!) મારો દુઃખદાયી પરિતાપ કે જે રામના વિરહરૂપી અગ્નિથી ઉત્પન્ન થયો છે, તેનું હરણ કર. ('ચંદ્રનો હાસ એટલે મોટો પ્રકાશ' એવો તારાં નામનો જે બીજો અર્થ થાય છે, તે પ્રમાણે તારે પરિતાપનું હરણ કરવું જ જોઇએ.) અથવા [3]હે ચંદ્રહાસ! (હે ખડ્ગ!) મારો દુઃખદાયી પરિતાપ કે જે રામના વિરહરૂપી અગ્નિથી ઉત્પન્ન થયો છે, તેનું, તું, રાવણના કંઠનું છેદન કરીને હરણ કર. ('ચંદ્રનો હાસ એટલે મોટો પ્રકાશ' એવો જે તારાં નામનો બીજો અર્થ થાય છે, તેને અનુસરીને તારે પરિતાપનું હરણ કરવું જોઇએ.) [4]હે અસિવર! (હે ખડ્ગોમાં ઉત્તમ!) તારી ધારારૂપી શીતલ રાત્રિ મારાં દુઃખોના સમૂહનું હરણ કરો. (શીતલ રાત્રિ પ્રાણીઓને સુષુપ્તિનું સુખ આપીને તેઓનાં દુઃખોના સમૂહનું હરણ કરે છે, એ વાત અનુભવ સિદ્ધ છે.) ॥ ૩ ॥ એ પ્રમાણે સીતાજીનાં બીજીવારનાં વચનો સાંભળીને રાવણ સીતાજીને મારવા દોડયો, પણ તે સમયે મંદોદરીએ નીતિનાં વચનો કહી, સમજાવીને અટકાવ્યો.[5] પછી રાવણે સર્વ રાક્ષસીઓને બોલાવીને કહ્યું કે, "તમો જઇને સીતાને ત્રાસ દેખાડો. ॥ ૪ ॥ સીતા જો એક મહિનાની અંદર મારૂં કહ્યું નહીં માને તો, હું તરવાર કહાડીને મારી નાખીશ."[6] ॥

**दो०—भवन गयउ दशकंध तब, इहाँ निशाचरि वृंद ॥**
**सीतहि त्रास दिखावहीं, धरहिं रूप बहु मंद ॥ १० ॥**

---

૧ ભક્તિ પક્ષમાં આવું અર્થાન્તર કરવામાં આવે છે કે, "હે સીતાજી! તમે તમારા કરતા પણ રામનું આધિક્ય જણાવીને મારૂં અપમાન કરશો, (तब) તો, આ કઠણ તરવારથી મારૂં માથું કાપી નાખીશ, નહીંતર તમે શીઘ્ર મારૂં વચન માનો. જો નહીં માનો તો (મારા ઉપર કૃપાદૃષ્ટિ કરો, નહીં તો) મારાં જીવિતની હાનિ થશે." ૨ સીતાજી, અત્યન્ત વ્યાકુલ થઈ જવાને લીધે, પોતાનું મરણ ઇચ્છીને રાવણનાં ખડ્ગને કહે છે. ૩ સીતાજી રામનું સ્મરણ કરીને રામનાં ખડ્ગની પ્રાર્થના કરે છે. ૪ રાવણનાં ખડ્ગને કહે છે અથવા રામનાં ખડ્ગને કહે છે. ૫ ભક્તિ પક્ષમાં આવું અર્થાન્તર કરવામાં આવે છે કે, સીતાજીનાં બીજી વારનાં વચનો સાંભળીને રાવણ પોતાનું માથું કાપી નાંખવા ઉદ્યુક્ત થયો, ત્યારે મન્દોદરીએ નીતિનાં (સીતાજી, સેવા કરવાથી પ્રસન્ન થશે ઇત્યાદિ) વચનો કહી, સમજાવીને તેને અટકાવ્યો. ૬ ભક્તિ પક્ષમાં આવું અર્થાન્તર કરવામાં આવે છે કે, "પછી રાવણે સર્વ રાક્ષસીઓને બોલાવીને કહ્યું કે, તમો સીતાજીની પાસે જઇને તેમને મારૂં દુઃખ નિવેદન કરો. જો એક મહિનાની અંદર મારા ઉપર કૃપા દૃષ્ટિ કરીને પોતે જ મારાં કુલનો ઉદ્ધાર નહીં કરે, તો, 'તમોએ તેમને બરાબર સમજાવ્યાં નહીં એમ ગણી, તરવાર કહાડીને તમોને મારી નાખીશ.'

પછી રાવણ પોતાને ઘેર ચાલ્યો ગયો અને અહીં ( આસોપાલવની વાડીમાં ) અનેક રાક્ષસીઓ અત્યંત મંદ ( ભયંકર ) રૂપો ધરી ધરીને સીતાજીને ત્રાસ દેખાડવા લાગી.[1]

चौ०–त्रिजटा नाम राक्षसी एका । रामचरणरत निपुण विवेका ॥
सबहि बुलाय सुनायसि सपना । सीतहि सेइ करो हित अपना ॥ १ ॥
सपने बानर लंका जारी । यातुधान सेना सब मारी ॥
खर आरूढ नग्न दश शीशा । मुंडित शिर खंडित भुज बीशा ॥ २ ॥
इहि विधि सो दक्षिण दिशि जाई । लंका मनहु विभीषण पाई ॥
नगर फिरी रघुबीर दुहाई । तब प्रभु सीतहि बोल पठाई ॥ ३ ॥
यह सपना मैं कहौं विचारी । हुइहै सत्य गये दिन चारी ॥
तासु वचन सुनकै सब डरीं । जनक सुताके चरणन परीं ॥ ४ ॥

એ રાક્ષસીઓમાં એક ત્રિજટા નામની રાક્ષસી રામનાં ચરણોમાં પ્રેમવાળી અને જ્ઞાનવાળી હતી, તેણે સર્વ રાક્ષસીઓને એકાંતમાં બોલાવીને કહ્યું કે, " હું તમોને મારાં સ્વપ્નની વાત કહી સંભળાવું છું. એ સાંભળીને તમો પોતાનાં હિતને વાસ્તે સીતાજીની સેવા જ કરો. ॥ ૧ ॥ હમણાં મેં એવું સ્વપ્ન દીઠું કે, કે કોઇ વાનરે લંકાને બાળી નાંખી અને રાક્ષસોની સઘળી સેનાને મારી નાંખી. ગધેડા ઉપર ચઢેલો, નાગો, મુંડેલાં માથાંવાળો અને જેની વીશે ભુજાઓ ખંડિત થઈ ગઈ હતી એવો રાવણ, દક્ષિણ દિશામાં જતો હતો. ॥ ૨ ॥ લંકાનું રાજ્ય વિભીષણને મળ્યું. લંકામાં રામની દુવાઈ ફરી અને પછી રામે સીતાજીને બોલાવી લીધાં. આ પ્રમાણે સ્વપ્ન મારા જોવામાં આવ્યું, ॥ ૩ ॥ તેથી વિચાર કરીને કહું છું કે, એ સ્વપ્ન ચાર દિવસ જતાં ( થોડા દિવસમાં ) જ સત્ય થશે. " આ પ્રમાણે ત્રિજટાનાં વચનો સાંભળી, સર્વે રાક્ષસીઓ ભય પામી, તેથી સીતાજીનાં ચરણોમાં પડી. ॥ ૪ ॥

दो०–जहँ तहँ गईं सकल मिलि, सीताके मन शोच ॥
मास दिवस बीते मोहिं, मारिहि निशिचर पोच ॥ ११ ॥

એ રાક્ષસીઓ સઘળી મળીને જ્યાં ત્યાં જતી રહી. સીતાજી મનમાં શોક કરવા લાગ્યાં કે, " એક મહિના પછી નીચ રાક્ષસ મને મારશે, પણ હમણાં જ શા માટે મારી નાંખતો નથી ? કે જેથી મારૂં દુઃખ તુરત જ મટી જાય."[2] ॥ ૧૧ ॥

चौ०–त्रिजटासन बोलीं कर जोरी । मातु विपति संगति तैं मोरी ॥
तजौं देह करुं वेगि उपाई । दुस्सह विरह अब सहा न जाई ॥ १ ॥

---

૧ ભક્તિ પક્ષમાં એવું અર્થાન્તર કરવામાં આવે છે કે, રાક્ષસીઓ રાવણના ત્રાસને લીધે એવાં તો દયામણાં રૂપો દેખાડવા લાગી કે, જેથી સીતાજીને દયા આવે.' ૨ ભક્તિ પક્ષમાં એવું અર્થાન્તર કરવામાં આવે છે કે, 'જો એક મહિનો વીતતાં સુધીમાં સીતાજી કહ્યું નહીં માને તો, નીચ રાવણ અમોને મારી નાંખશે, એમ સીતાજીની બાબતમાં ચિન્તા કરતી સર્વ રાક્ષસીઓ મળીને પરોઢીએ જ્યાં ત્યાં ચાલી ગઈ.

आनु काष्ठ रच चिता बनाई । मातु अनल तुम देहु लगाई ॥
सत्य करहि मम प्रीति सयानी । सुनै को श्रवण शूल सम वानी ॥ २ ॥
सुनत वचन पद गहिं समझायसि । प्रभु प्रताप बल सुयश सुनायसि ॥
निशि न अनल मिलि राजकुमारी । अस कहि सो निज भवन सिधारी ॥३॥
कह सीता विधि भा प्रतिकूला । मिलै न पावक मिटै न शूला ॥
दिखियत प्रगट गगन अंगारा । अवनि न आवत एकौ तारा ॥ ४ ॥
पावक मय शशि श्रवत न आगी । मानहु मोहिं जानि हत भागी ॥
सुनहु विनय मम विटप अशोका । सत्य नाम करुं हरुं मम शोका ॥ ५ ॥
नूतन किसलय अनल समाना । देहु अगिन तनु करहु निदाना ॥
देखि परम विरहाकुल सीता । सो क्षण कपिहिं कल्प सम बीता ॥ ६ ॥

સીતાજીએ હાથ જોડીને ત્રિજટાને કહ્યું કે, "હે માતા! તને મારી ચોકી સર્વદા કરવી પડે છે, તો, મારે લીધે વિપત્તિ પડી જ કહેવાય, માટે હવે તુરત એવો ઉપાય કર કે, જેથી હું મારા દેહનો ત્યાગ કરી દઉં. હવે રામનો દુસ્સહ વિરહ મારાથી સહન કર્યો જતો નથી. ॥ ૧ ॥ હે પ્રવીણ માતા ! તું કાષ્ટો લાવીને મારે વાસ્તે ચિતા બનાવી દે અને તેમાં હું બેસું એટલે તુરત અગ્નિ લગાવી દે. તું રામની સાથેની મારી પ્રીતિને સત્ય કર અથવા લાંબા કાળના સમાગમને લીધે મને તારી સાથે જે પ્રીતિ થઇ છે, તેને સત્ય કર. કાનને શૂળ સમાન લાગે એવી રાવણની વાણીનું કોણ શ્રવણ કરે ?[1]" ॥ ૨ ॥ ત્રિજટાએ સીતાજીનાં વચનો સાંભળી, ચરણ પકડી, તેમને, રામનો, પ્રતાપ, બળ તથા સુયશ સંભળાવી,[2] સમજાવીને કહ્યું કે, "હે રાજકુમારી! હમણાં રાત્રિનો સમય છે, તેથી કયાંયથી પણ અગ્નિ મળશે નહીં." એટલું બોલીને ત્રિજટા પોતાને ઘેર ચાલી ગઈ. ॥ ૩ ॥ સીતાજી બેઠાં બેઠાં બોલવા લાગ્યાં કે, "મને દૈવ જ પ્રતિકૂલ થયેલ છે, કે જેથી અગ્નિ મળતો નથી અને પીડા ટળતી નથી. આકાશમાં અંગારા જેવા અનેક તારાઓ જોવામાં આવે છે, પણ તેઓમાંનો એકે તારો અહીં ધરતીપર આવતો નથી. ॥ ૪ ॥ ચન્દ્ર પણ અગ્નિમય જ દીસે છે, પણ હું ધારૂં છું કે, તે ચન્દ્ર મને નિર્ભાગ્ય જાણીને પોતામાંથી અગ્નિનો સ્રાવ કરતો નથી.[3] હે આસોપાલવ! મારી વિનતિ સાંભળ. તું મને અગ્નિ આપી, મારા શોકનું હરણ કરીને તારાં 'અશોક,' એ નામને સત્ય કર. ॥૫॥ તારાં નવાં નવાં પાંદડાંઓ અગ્નિ સમાન દેખાય છે, માટે તું તેઓમાંથી મને અગ્નિ દે એટલે તેથી હું મારાં શરીરનો નાશ કરી નાંખું." સીતાજીને વિરહથી અત્યંત વ્યાકુલ થયેલાં જોવામાં આવતાં, હનુમાનજીને તે ક્ષણ કલ્પ સમાન થઇ પડયો. ॥ ૬ ॥

---

૧ રાવણ રામથી વિમુખ થઇને જે બોલે છે, તે કોણથી સંભળાય ? એવો અર્થ પણ કરવામાં આવે છે. ૨ જયંતને પરાસ્ત કરવાના સમયમાં કોઈ દેવતાઓથી પણ તેને સહાય કરી શકાઈ નહીં ઇત્યાદિ પ્રતાપ, ધનુષને તોડવા આદિ કૃત્યોમાં પ્રખ્યાત થયેલું બળ અને એકપત્નીવ્રતરૂપ સુયશ સંભળાવીને. ૩ ચન્દ્ર તથા આસોપાલવ વગેરે ઉદ્દીપક વિભાવો વિરહિણીઓને અગ્નિસમાન લાગે, એ વાત સાહિત્ય શાસ્ત્રથી તથા અનુભવથી પણ સિદ્ધ છે.

सो०–कपि कर हृदय विचार, दीन्ह मुद्रिका डारि तब ॥
जनु अशोक अंगार, दीन्ह हर्षि उठि कर गहेउ ॥ २ ॥

આ સમયમાં હનુમાનજીએ હૃદયમાં વિચાર કરીને ઉપરથી રામચન્દ્રજીની મુદ્રિકા ( વીંટી ) નાંખી. 'આસોપાલવે આ અંગારો નાખ્યો,' એમ જાણી, રાજી થયેલાં સીતાજીએ ઉઠીને તે મુદ્રિકા પોતાના હાથમાં ઉપાડી લીધી. ॥ ૨ ॥

चौ०–जब देखी मुद्रिका मनोहर । राम नाम अंकित अति सुन्दर ॥
चकित चितय मुद्रिक पहिचानी । हर्ष विषाद हृदय अकुलानी ॥ १ ॥
जीति को शकै अजय रघुराई । मायाते असि रची न जाई ॥
सीता मन विचार कर नाना । मधुर वचन बोला हनुमाना ॥ २ ॥
रामचद्र गुण वर्णन लागे । सुनतहि सीताके दुःख भागे ॥
लागीं सुनै श्रवण मन लाई । आदिहिते सब कथा सुनाई ॥ ३ ॥
श्रवणामृत जेहि कथा सुनाई । कहां सो प्रगट होत किन भाई ॥
तब हनुमंत निकट चलि कयऊ । फिरि बैठी मन विस्मय भयऊ ॥ ४ ॥
रामदूत मैं मातु जानकी । सत्य शपथ करुणानिधानकी ॥
यह मुद्रिका मातु मैं आनी । दीन्ह राम तुमको सहि दानी ॥ ५ ॥
नर वानरहि संग कहु कैसे । कही कथा संगति भइ जैसे ॥

સીતાજી રામનાં નામથી ચિન્હિત અને મનનું આકર્ષણ કરનારી એ અતિ સુંદર વીંટીને ચકિત થઇને જોવા લાગ્યાં અને બરાબર ઓળખીને, હૃદયમાં, હર્ષથી તથા ખેદથી પણ વ્યાકુલ થયાં. ( વીંટી મળવાથી હર્ષ થયો અને 'રખેને રાક્ષસો રામને મારીને તેમની વીંટી અહીં લાવ્યા હોય,' એવી શંકાથી ખેદ થયો. ) ॥ ૧ ॥ રામચંદ્રજી કોઇથી જિતાય એવા નથી, માટે તેમને કોણ જિતી શકે ? અને કોણ જિતીને તેમની વીંટીને અહીં લાવી શકે ? અથવા રાક્ષસોએ માયાથી બનાવી છે, એમ માનું તો માયાથી કદી પણ આવી વીંટી બનાવી શકાય નહીં, તેથી મારી એ કલ્પના ખોટી પડે છે.' આ પ્રમાણે સીતાજી મનમાં અનેક પ્રકારના વિચાર કરતાં હતાં, તે સમયમાં વૃક્ષનાં પાંદડાંઓમાં છૂપાયેલા હનુમાનજી, રામચન્દ્રજીના ગુણોનું વર્ણન કરવા લાગ્યા કે, ॥ ૨ ॥ જે વર્ણન સાંભળતાં જ સીતાજીનું દુઃખ ભાગી ગયું. સીતાજી, કાન દઈ, મન લગાવીને તે વર્ણન સાંભળવા લાગતાં, હનુમાનજીએ રામચન્દ્રજીની જન્મથી માંડી, વનમાં આવવા સૂધીની સઘળી કથા કહી સંભળાવી. ॥ ૩ ॥ સીતાજી ઊંચે દૃષ્ટિ કરીને બોલ્યા કે, "હે ભાઈ! તું કે જે કાનને અમૃત સમાન લાગે એવી કથા સંભળાવે છે, તે કયાં છો ? પ્રકટ કેમ થતો નથી ?" આ સમયે હનુમાનજી વૃક્ષ ઉપરથી ઉતરીને પાસે આવતાં, સીતાજી, 'રખેને આ કોઈ રાવણની માયા હોય,' એવી શંકાથી ભય પામી, પીઠ ફેરવીને બેઠાં. ॥ ૪ ॥ હનુમાનજી બોલ્યા કે, "હે માતા જાનકી ! હું રામનો દૂત છું, કરુણાના નિધાનરૂપ રામના સોગદ ખાઇને સત્ય કહું છું. હે માતાજી ! હું આ મુદ્રિકા

લાવ્યો છું. રામચન્દ્રજીએ તમને વિશ્વાસ આવવા માટે આ મુદ્રિકા મોકલી છે." ॥ ૫ ॥ સીતાજીએ પૂછ્યું કે, "મનુષ્યોનો અને વાનરોનો સમાગમ શીરીતે થયો ? કહો." હનુમાનજીએ, જે રીતે સમાગમ થયો, તે સંબન્ધી ( રામને, સુગ્રીવની સાથે મિત્રતા થઈ, રામે વાળીને માર્યો અને તે પછી સુગ્રીવના મોકલવાથી વાનરાઓ તમારી શોધ કરવા નીકળ્યા છે ઇત્યાદિ ) સઘળી હકીકત કહી સંભળાવી. ॥

दो०—कपिके वचन सप्रेम सुनि, उपजा उर विश्वास ॥
जाना मन क्रम वचन यह, कृपासिंधु कर दास ॥ १२ ॥

હનુમાનજીનાં પ્રેમ ભરેલાં વચનો સાંભળીને સીતાજીને હૃદયમાં વિશ્વાસ આવ્યો અને જાણ્યું કે, 'આ વાનર, મન, કર્મ તથા વચનથી રામનો દાસ જ છે.' ॥ ૧૨ ॥

चौ०—हरि जन जानि प्रीति अति बाढी । सजल नैन पुलकावली ठाढी ॥
बूडत विरह जलधि हनुमाना । भयउ तात मोकहँ जलयाना ॥ १ ॥
अब कहु कुशल जाऊँ बलिहारी । अनुज सहित सुख भवन खरारी ॥
कोमल चित्त कृपालु रघुराई । कपि केहि हेतु धरी निठुराई ॥ २ ॥
सहज बानि सेवक सुखदायक । कबहुँकि सुरति करत रघुनायक ॥
कबहुँ नैन मम शीतल ताता । होइहिं निरखि श्याम मृदु गाता ॥ ३ ॥
वचन न आव नैन भरि वारी । अहह नाथ मोहिं निपट बिसारी ॥
देखि विरह व्याकुल अति सीता । बोलेउ कपि मृदु वचन विनीता ॥ ४ ॥
मातु कुशल प्रभु अनुज समेता । तव दुःख दुखी सो कृपानिकेता ॥
जननी जनी मानहु मन ऊना । तुम ते प्रेम राम कहँ दूना ॥ ५ ॥

હનુમાનજીને હરિજન જાણીને સીતાજીને બહુ પ્રેમ વધ્યો, નેત્રોમાં જળ ભર આવ્યું અને શરીરમાં રોમાવળી ખડી થઈ ગઈ. સીતાજી બોલ્યાં કે, "હે તાત હનુમાન! હું કે જે વિરહરૂપી સમુદ્રમાં ડૂબી જતી હતી, તેને તમે વહાણરૂપ થયા છો. ॥ ૧ ॥ બલિહારી જાઉં. સુખના સ્થાનક રામચન્દ્રજી અને લક્ષ્મણજી કુશલ છે ? તે, હે વાનર ! કહો. રામચન્દ્રજી કે જે કોમલ ચિત્તવાળા અને કૃપાળુ છે, તેમને મારા સંબંધમાં શા માટે કઠોરતા ધરી છે ? ॥ ૨ ॥ સેવકોને સુખ દેવાનું સ્વાભાવિક બિરદ ધરાવનારા રઘુનાથજી કોઈ સમયે પણ મારૂં સ્મરણ કરે છે ? હે તાત ! મારાં નેત્રો, એમનાં શ્યામ તથા સુંદર અંગોને જોઇને કોઇ દિવસે પણ શીતલ થશે ?" ॥૩॥ સીતાજી આથી વધારે નહીં બોલી શકતાં, નેત્રોમાં જલ ભરીને એટલું બોલ્યાં કે, "અહો ! હે સ્વામી ! મને બહુ જ વિસારી મૂકી." સીતાજીને વિરહથી અત્યંત વ્યાકુલ જોઇને હનુમાનજી નમ્રતાથી કોમળ વચનો બોલ્યા કે, ॥ ૪ ॥ હે માતાજી ! લક્ષ્મણજી સહિત રામચન્દ્રજી કુશલ છે અને એ કૃપાનિધાન, તમારા વિયોગથી દુઃખી છે. હે માતાજી ! મનમાં કશું ઓછું માનો નહીં. તમારા પ્રેમથી રામચન્દ્રજીનો તમારા ઉપરનો પ્રેમ બમણો છે ॥૫॥

दो०—रघुपतिके संदेश अब, सुन जननी धरि धीर ॥
अस कहि कपि गदगद भयउ, भरे बिलोचन नीर ॥ १३ ॥

હે માતાજી ! હવે ધીરજ ધરીને પ્રભુનો કહેલો સંદેશો સાંભળો." આટલું બોલતાં હનુમાનજી ગદ્‌ગદ્ કંઠ થઈ ગયા અને તેમનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. ॥ ૧૩ ॥

चौ०—राम कहा वियोग तव सीता । मो कहँ सकल भये विपरीता ॥
नूतन किसलय मनहु कृशानू । काल निशा सम निशि शशि भानू ॥१॥
कुवलय विपिन कुन्त वन सरिसा । वारिद तप्त तेल जनु वरिसा ॥
जेहि तरु रहौं करत सो पीरा । उरग श्वास सम त्रिविध समीरा ॥ २ ॥
कहहू ते कछू दुःख घटि होइ । काहि कहौं यह जान न कोई ॥
तत्त्व प्रेम कर मम अरु तोरा । जानत प्रिया एक मन मोरा ॥ ३ ॥
सो मन रहत सदा तोहिं पाहीं । जान प्रीति रस इतनेहिं माहीं ॥
प्रभु संदेश सुनत वैदेही । मगन प्रेम तनु सुधि नहिं तेही ॥ ४ ॥
कह कपि हृदय धीर धरु माता । सुमिरि राम सेवक सुखदाता ॥
उर आनहु रघुपति प्रभुताई । सुनि मम वचन तजहु विकलाई ॥ ५ ॥

રામચન્દ્રજીએ કહ્યું છે કે, "હે સીતા! મને તમારા વિયોગને લીધે સઘળી વસ્તુઓ વિપરીત સ્વભાવવાળી(શીતલ વસ્તુઓ પણ દાહ કરનારી) થઈ ગઈ છે. વૃક્ષોનાં નવાં કુંપળિયાંઓ, અગ્નિ જેવાં લાગે છે, રાત્રિઓ, કાલ રાત્રિઓ જેવી લાગે છે, ચંદ્ર, સૂર્ય જેવો લાગે છે, ॥૧॥ કુવલય નામનાં કમળોનું વન, ભાલાંઓનાં વન જેવું લાગે છે, વરસવા લાગેલો મેઘ, વરસવા લાગેલાં ઉંનાં કડકડતાં તેલ જેવો લાગે છે, જે વૃક્ષોની નીચે હું રહું છું, તે વૃક્ષ, પીડા કરે છે અને શીત, મંદ તથા સુગન્ધી પવન સર્પના ફુત્કાર જેવો લાગે છે. ॥ ૨ ॥ કહ્યાથી કાંઈક પણ દુઃખ ઓછું થઈ જાય, પણ કોની પાસે કહું ? આ દુઃખ જાણવાવાળો કોઈ પણ નથી. ( આવું દુઃખ કોઈની ઉપર પડયું નથી. ) હે પ્રિયા ! તમારાં અને મારાં પ્રેમનાં તત્ત્વને તમારાં મનની સાથે મળેલું એક મારૂં મન જ જાણે છે. ॥ ૩ ॥ એ મન, સર્વદા તમારી પાસે જ રહે છે. આટલી વાતમાં જ પ્રીતિરસને જાણી લેજો," રામચન્દ્રજીનો સંદેશો સાંભળીને સીતાજી એવાં તો પ્રેમમાં મગ્ન થઈ ગયાં કે, તેમને દેહની પણ સૂધ રહી નહીં. ॥ ૪ ॥ હનુમાનજી બોલ્યા કે, "હે માતાજી ! ધીરજ ધરો અને સેવકોને સુખ આપનારા રામચંદ્રજીનું સ્મરણ કરી રામચન્દ્રજીની પ્રભુતાને હૃદયમાં આણો અને મારાં વચનો સાંભળીને વ્યાકુલપણાને છોડી દો. ॥ ૫ ॥

दो०—निशिचर निकर पतंग सम, रघुपति बाण कृशानु ॥
जननी हृदय धीर धरु, जरे निशाचर जानु ॥ १४ ॥

રામચન્દ્રજીનાં બાણોરૂપી અગ્નિમાં રાક્ષસોનો સમૂહ પતંગિયા સમાન જ થઈ પડશે. હે માતાજી ! હૃદયમાં ધીરજ ધરો અને રાક્ષસોને બળી ગયેલા જ જાણો.'[1]॥૧૪॥

---

૧ આ ઉપરથી જણાય છે કે, હનુમાનજીએ લંકાને બાળવાનો નિશ્ચય કરી લીધો હતો.

चौ०–जो रघुवीर होत सुधि पाई । करते नहिं विलंब रघुराई ॥
राम बाण रवि उदय जानकी । तम वरूथ कहँ यातुधानकी ॥ १ ॥
अबहि मातु मैं जाउँ लिवाई । प्रभु आयसु नहिं राम दुहाई ॥
कछुक दिवस जननी धरु धीरा । कपिन सहित ऐहैं रघुवीरा ॥ २ ॥
निशिचर मारि तुम्है ले जैहैं । तिहुँ पुर नारदादि यश गैहैं ॥
हैं सुत कपि सब तुमहिं समाना । यातुधान भट अति बलवाना ॥ ३ ॥
मोरे हृदय परम संदेहा । सुनि कपि प्रगट कीन्ह निज देहा ॥
कनक भूधराकार शरीरा । समर भयंकर अति रणधीरा ॥ ४ ॥
सीता मन भरोस तब भयऊ । पुनि लघु रुप पवनसुत लयऊ ॥

જો રામચન્દ્રજીને તમારી, અહીં હોવાની ખબર હોત તો, રામચન્દ્રજી કદી પણ વિલંબ કરત જ નહીં. હે જાનકી ! રામચન્દ્રજીનાં બાણોરૂપી સૂર્યનો ઉદય થશે. ત્યારે રાક્ષસોરૂપી અંધકાર કયાંય પણ રહી શકશે કે ? ॥ ૧ ॥ હે માતાજી ! હું તમને હમણાં જ રામચન્દ્રજીની પાસે લઈ જાઉં, પણ રામચન્દ્રજીના સોગંદ લઈને કહું છું કે, તેમ કરવાની મને રામચન્દ્રજીની આજ્ઞા નથી. ॥ ૨ ॥ રામચન્દ્રજી રાક્ષસોને મારીને તમને અહીંથી લઈ જશે, કે જે સંબંધી કીર્ત્તિને નારદ આદિ મુનિઓ ત્રૈલોકયમાં ગાશે." સીતાજી બોલ્યાં કે, "હે પુત્ર ! વાનરાઓ તમારા જેવડા નહાના નહાના હશે અને રાક્ષસો તો કદાવર તથા અતિ બળવાન્ યોદ્ધાઓ છે, માટે વાનરાઓ શું કરી શકશે?॥૩॥ એ વાતનો મારા હૃદયમાં મોટો સંદેહ ઉત્પન્ન થયો છે." આ સાંભળીને હનુમાનજીએ યુદ્ધમાં શત્રુઓને ભયંકર અને મહા સંગ્રામમાં પણ ધીરતા ધરાવનારો પોતાનો મેરુ પર્વત જેવડો દેહ પ્રકટ કર્યો, ॥ ૪ ॥ ત્યારે સીતાજીના મનમાં ભરોંસો આવ્યો. હનુમાનજીએ પોતાનું રૂપ પાછું નહાનું બનાવી લીધું. ॥

दो०–सुन माता शखामृगहि, नहि बल बुद्धि विशाल ॥
प्रभु प्रतापते गरुड़ही, खाँय परम लघु व्याल ॥ १५ ॥

હનુમાનજી બોલ્યા કે, "હે માતાજી ! સાંભળો. અમો તો શાખામૃગ (વાનર) છીએ એટલે વૃક્ષની એક શાખા ઉપરથી બીજી શાખા ઉપર કુદી જવા જેટલું જ અમારામાં બળ છે. અમારામાં મોટું બળ કે મોટી બુદ્ધિ નથી, તોપણ પ્રભુના પ્રતાપથી સઘળું કરી શકીશું. અત્યંત નહાનો સર્પ પણ, પ્રભુના પ્રતાપને લીધે ગરુડજીને ખાઈ જવાને પણ સમર્થ થાય છે.[1] ॥ ૧૫ ॥

---

૧ અહીં નીચે પ્રમાણે કથા છે. એક સમયે ગરુડજીએ એક નહાનાં સર્પનાં બચ્ચાંને ખાઈ જવાની ઇચ્છા કરતાં, તે બચ્ચું પોતાના બચાવને વાસ્તે વિષ્ણુ ભગવાનના સિંહાસનની નીચે ઘુસી ગયું. ગરુડજી સામા જ બેઠા, કે જ્યારે એ નીકળશે, ત્યારે ખાઈ જઇશ. ભગવાને વિચાર કર્યો કે, "ગરુડ મારા શરણાગતોને પણ ખાવા ઇચ્છે છે અને ભક્તોનો પણ અનાદર કરે છે." આથી વરદાન દીધું કે, તું 'ગરુડને ખાઈ જવામાં સમર્થ થા.' જ્યારે સર્પે બળવાન્ થઇને ગરુડજીની ઉપર ઝડપ કરી, ત્યારે ગરુડજી, પ્રાર્થના કરીને માંડ છૂટયા હતા.

चौ०—मन संतोष सुनत कपि बानी । भक्ति प्रताप तेज बल सानी ॥
आशिष दीन्ह राम प्रिय जाना । होहु तात बल बुद्धि निधाना ॥ १ ॥
अजर अमर गुणनिधि सुतहोहू । करहु सदा रघुनायक छोहू ॥
करहिं कृपा प्रभु अस सुनि काना । निरभर प्रेम मगन हनुमाना ॥ २ ॥
बार बार नायऊ पद शीशा । बोले बचन जोरि कर कीशा ॥
अब कृतकृत्य भयउँ मैं माता । आशिष तव अमोघ विख्याता ॥ ३ ॥
सुनिय मातु मोहिं अतिशय भूखा । लागि देखि सुंदर फल रूखा ॥
सुन सुत करैं विपिन रखवारी । परम सुभट रजनीचर भारी ॥ ४ ॥
तिनकर भय माता मोहिं नाहीं । जो तुम सुख मानहु मन माहीं ॥

હનુમાનજીની ભક્તિ, પ્રતાપ, તેજ તથા બળ, એઓના સંયોગવાળી[1] વાણી સાંભળી, મનમાં સંતોષ પામી, રામભક્ત જાણીને સીતાજીએ આશિસ દીધી કે, "હે તાત! તમે બળના તથા બુદ્ધિના ભંડારરૂપ થાઓ. ॥ ૧ ॥ હે પુત્ર! તમે જરાથી તથા મરણથી રહિત થાઓ. અને રામચન્દ્રજી સર્વદા તમારા ઉપર કૃપા કરતા રહો." 'રામચન્દ્રજી સર્વદા કૃપા કરશે,' એ સાંભળી, અત્યંત પ્રેમમાં મગ્ન થયેલા હનુમાનજી, ॥૨॥ વારંવાર સીતાજીનાં ચરણોમાં માથું નમાવી, હાથ જોડીને બોલ્યા કે, "હે માતાજી! હવે હું કૃતાર્થ થયો છું. કેમ કે, તમારી આશિસ અમોઘ છે, એ વાત જગતમાં પ્રખ્યાત છે. ॥૩॥ હે માતાજી! સાંભળો. વૃક્ષોમાં આ સુંદર ફળો લાગી રહ્યાં છે. તેઓને જોઈ, મને બહુ જ ભૂખ લાગી છે." સીતાજી બોલ્યાં કે, "હે પુત્ર! સાંભળો. ભારે લડવૈયા, મોટા મોટા રાક્ષસો, આ વાડીની રખેવાળી કરે છે." ॥ ૪ ॥ હનુમાનજી બોલ્યા કે, "હે માતાજી! જો તમે મનમાં રાજી હો તો મને એ રાક્ષસોની બીક નથી."

दो०—देख बुद्धि बल निपुण कपि, कहा जानकी जाहू ॥
रघुपति चरण हृदय धरि, तात मधुर फल खाहू ॥ १६ ॥

હનુમાનજીની ચાતુરીને, બુદ્ધિને તથા બળને જોઇને સીતાજી બોલ્યાં કે, "હે તાત! ત્યારે ભલે જાઓ અને હૃદયમાં રામચન્દ્રજીનાં ચરણોને ધરીને સુખેથી ફળોનું ભક્ષણ કરો." ॥ ૧૬ ॥

चौ०—चलेउ नाथ शिर पैठेउ बागा । फल खाये तरु तोरन लागा ॥
रहे तहाँ बहु भट रखवारे । कछु मारे कछु जाय पुकारे ॥ १ ॥
नाथ एक आवा कपि भारी । तेहि अशोक वाटिका उजारी ॥
खायसि फल अरु विटप उपारे । रक्षक मर्दि मर्दि महि डारे ॥ २ ॥
सुनि रावण पठये भट नाना । तिनहिं देखि गरजा हनुमाना ॥

---

1. सुमिरि राम सेवक सुख दाता, એ વાક્યથી ભક્તિ દેખાડી છે. प्रभु प्रतापसे गरुड ही, खाब परम लघु व्याल, એ વાક્યથી પ્રતાપ દેખાડ્યો છે. राम बाण रवि उदय जानकी, એ વાક્યમાં તેજ કહ્યું છે અને उर आनहु रघुपति प्रभुताई, એ વાક્યથી બળ દેખાડ્યું છે.

सब रजनीचर कपि संहारे । गये पुकारत कछु अधमारे ॥ ३ ॥
पुनि पठवा तेइँ अक्षकुमारा । चला संग ले सुभट अपारा ॥
आवत देखि विटप गहि तर्जा । ताहि निपात महा धुनि गर्जा ॥ ४ ॥

હનુમાનજી, સીતાજીનાં ચરણોમાં માથું નમાવીને બાગના મધ્યમાં પેઠા અને ફળોને ખાવા લાગ્યા તથા વૃક્ષોને ભાંગવા લાગ્યા. એ વાડીમાં જે ઘણા ઘણા રક્ષક યોદ્ધાઓ હતા, તેઓમાંથી કેટલાએક હનુમાનજીના હાથથી માર્યા ગયા. ॥ ૧ ॥ અને કેટલાએકે જઈને રાવણની પાસે પોકાર કર્યો કે, "હે નાથ! એક મોટો વાનરો આવ્યો છે, તેણે અશોક વાટિકાને[1] ઉજ્જડ કરી છે, ફળો ખાઈ ગયો છે, વૃક્ષો ઉખેડી નાખ્યાં છે અને રક્ષક લોકોને મારી મારીને ધરતીપર નાખી દીધા છે." ॥ ૨ ॥ આ સાંભળીને રાવણે અનેક યોદ્ધાઓ મોકલતાં, હનુમાનજીએ તે રાક્ષસોને જોઈ, ગર્જના કરીને સર્વને મારી નાખ્યા. કેટલાએક અધમુવેલા યોદ્ધાઓએ જઈને રાવણની પાસે પાછો પોકાર કર્યો ॥ ૩ ॥ પછી રાવણે પોતાના પુત્ર અક્ષકુમારને આજ્ઞા કરતાં, તે અક્ષકુમાર પોતાની સાથે અપાર સુભટોને લઈને વાડીમાં ગયો, હનુમાનજી, એને આવતો જોઈ, મોટું ઝાડ હાથમાં લઈને પડકાર્યો અને તે જ ઝાડથી તેને મારી નાખીને પછી મોટા ધ્વનિથી તેણે ગર્જના કરી. ॥ ૪ ॥

दो०—कछु मारेउ कछु मर्देऊ, कछुक मिलायउ धूरि ॥
कछु पुनि जाय पुकारेऊ, प्रभु मर्कट बल भूरि ॥ १७ ॥

એની સાથેના યોદ્ધાઓમાંથી કેટલાએકને મારી નાખ્યા, કેટલાએકને મર્દી નાખ્યા અને કેટલાએકને ધૂળમાં મેળવી દીધા. કેટલાએકે જઈને રાવણની પાસે પોકાર કર્યો કે, "હે પ્રભુ! એ વાનર બહુ બળવાન છે. (એણે અક્ષકુમારને પણ મારી નાખ્યો.)"

चौ०—सुनि सुतवध लंकेश रिसाना । पठवा मेघनाद बलवाना ॥
मारेसि जनि सुत बांधेसि ताही । देखौं कीश कहां कर आही ॥ १ ॥
चला इंद्रजित अतुलित योधा । बंधु बधन सुनि उपजा क्रोधा ॥
कपि देखा दारुण भट आवा । कटकटाय गरजा अरु धावा ॥ २ ॥
अति विशाल तरु एक उपारा । विरथ कीन्ह लंकेशकुमारा ॥
रहे महा भट ताके संगा । गहि गहि कपि मर्देसि निज अंगा ॥३॥
तिन्हैं निपात ताहि सन बाजा । भिरे युगल मानहु गजराजा ॥
मुष्टिक मारि चढेउ तरु जाई । ताहि एक क्षण मूर्च्छा आई ॥ ४ ॥
उठि बहोरि कीन्हेसि बहु माया । जीत न जाय प्रभंजन जाया ॥

પુત્રનો વધ થયો સાંભળી, ક્રોધ પામેલા રાવણે પોતાના મોટા પુત્ર બળવાન્ મેઘનાદ

---

[1] આ શબ્દ રાવણને બહુ જ અશુભસૂચક સંભળાવ્યો. કેમ કે, અશોક વાટિકા ઉજ્જડ થઈ ત્યારે શોક વાટિકા જ લાગી રહી.

(ઇંદ્રજિત) ને યુદ્ધ કરવા જવાનું કહીને આજ્ઞા કરી કે, "હે પુત્ર! એને મારી નાખજે નહીં, પણ બાંધી લેજે. એ વાનર કયાંનો છે? એ મારે જોવું છે." ॥ ૧ ॥ ભાઇનો વધ થયો સાંભળીને, જેને ક્રોધ ઉત્પન્ન થયો હતો એવો એ મોટો યોદ્ધો ઇંદ્રજિત ત્યાંથી ચાલ્યો. હનુમાનજી, એ દારુણ યોદ્ધાને આવતો જોઇ, દાંતોની કડકડાટી વગાડીને તેની સામે ગાજ્યા તથા દોડ્યા. ॥ ૨ ॥ હનુમાનજીએ, એક મોટું ઝાડ ઉપાડી લઇને તેથી ઇંદ્રજિતને રથ વગરનો કર્યો અને તેની સાથેના મોટા યોદ્ધાઓને પકડી પકડીને પોતાનાં અંગોથી ચગદી નાખ્યા. ॥ ૩ ॥ એઓને પાડીને હનુમાનજી, ઇંદ્રજિતની સાથે બાઝયા. હનુમાનજી તથા ઇંદ્રજિત મોટા હાથીઓની પેઠે લડવા લાગ્યા, હનુમાનજી તેને મુઠી મારીને ઝાડ ઉપર ચઢી ગયા. ઇંદ્રજિતને ક્ષણ માત્ર મૂર્છા આવી ગઇ. ॥ ૪ ॥ પછી ઇંદ્રજિત ઉઠીને ઘણા પ્રકારની માયાઓ કરવા લાગ્યો, પણ કોઇ રીતે 'હનુમાનજી જિતી શકાય' એમ તેને જણાયું નહીં. ॥

दो०—ब्रह्म अस्त्र तेहँ साधेऊ, कपि मत कीन्ह बिचार ॥
जो न ब्रह्म शर मानिहौं, महिमा मिटै अपार ॥ १८ ॥

પછી ઇંદ્રજિતે બ્રહ્માસ્ત્ર સાંધ્યું, તે સમયે હનુમાનજીએ મનમાં વિચાર કર્યો કે "જો હું બ્રહ્માસ્ત્રને માન નહીં આપું તો બ્રહ્માનો અપાર મહિમા મટી જશે અને બ્રહ્માએ મનુષ્યોના તથા વાનરોના હાથથી રાવણની ખરાબી થવાનું કહ્યું છે, તે પણ ટળી જશે."

चौ०—ब्रह्मबाण तेहि कपि कहँ मारा । परतिहु बार कटक संहारा ॥
तेहि जाना कपि मूर्छित भयऊ । नाग फांस बांधसि ले गयऊ ॥ १ ॥
जासु नाम जपि सुनहु भवानी । भव बंधन काटहिं मुनि ज्ञानी ॥
तासु दूत बंधन तर आवा । प्रभु कारज लागि आपु बँधावा ॥ २ ॥
कपि बंधन सुनि निश्चर धाये । कौतुक लागि सभा ले आये ॥
दशमुख सभा दीख कपि जाई । कहि न जाय कछु अति प्रभुताई ॥ ३ ॥
कर जोरे सुर दिशिप विनीता । भृकुटि बिलोकहिं सकल सभीता ॥
देखि प्रताप न कपि मन शंका । जिमि अहिगण महँ गरुड अशंका ॥४॥

ઇંદ્રજિત હનુમાનજીને બ્રહ્માસ્ત્ર મારતાં હનુમાનજી પડ્યા, પણ પડતાં પડતાં પણ તેમણે પોતાના ભારથી સેનાનો સંહાર કર્યો. ઇંદ્રજિત, હનુમાનજીને મૂર્છિત થયેલા જાણી, નાગપાશથી બાંધીને લઇ ગયો. ॥ ૧ ॥ હે પાર્વતી! સાંભળો. મુનિઓ અને જ્ઞાનીઓ, જે રામનાં નામનો જપ સંસારનાં બંધનો કાપી નાખે છે, તેના દૂતને બંધનમાં આવવું ઘટે? જો કે બંધાવું ઘટતું જ નથી, તોપણ હનુમાનજી પ્રભુના કાર્યને વાસ્તે પોતાની ઇચ્છાથી બંધાયા. ॥૨॥ વાનરનું બંધાવું સાંભળીને રાક્ષસો દોડ્યા અને કૌતુકને વાસ્તે તેમને રાવણની સભામાં લઇ ગયા. હનુમાનજીએ, રાવણની સભા જોઇ. રાવણની પ્રભુતા એવી હતી કે, જેનું વર્ણન જ બની શકે નહીં. ॥ ૩ ॥ નમ્રતા ધરી, હાથ જોડી, ઉભેલા સર્વે દિક્પાલ તથા દેવતાઓ, બીતાં બીતાં રાવણની ભ્રકુટિઓ સામે જોઇ રહ્યા

હતા. રાવણના પ્રતાપને જોઈ, હનુમાનજી મનમાં ડર્યા નહીં. પણ જેમ સર્પોના મધ્યમાં ગરુડજી નિશ્શંક રહે, તેમ રાક્ષસોના મધ્યમાં નિશ્શંક જ રહ્યા. ॥ ૪ ॥

दो०—कपिहि विलोकि दशानन विहँसा कहि दुर्वाद ॥
सुत वध सुरत कीन्ह पुनि, उपजा हृदय विषाद ॥ १९ ॥

રાવણ હનુમાનજીને જોઈ, પ્રથમ તો દુર્વચનો બોલીને હસ્યો, પણ પછી પુત્રના વધનું સ્મરણ આવવાથી, તેના મનમાં ખેદ ઉત્પન્ન થયો. ॥ ૧૯ ॥

चौ०—कह लंकेश कवन तैं कीसा । केहिके बल कीन्हे वन खीसा ॥
कीधौं श्रवण सुनेसि नहिं मोहीं । देखौं अति असंक शठ तोहिं ॥ १ ॥
मारेसि निशिचर केहि अपराधा । कहु शठ तोहिं न प्राणकी बाधा ॥
सुन रावण ब्रह्माण्ड निकाया । पाय जासु बल विरचति माया ॥ २ ॥
जाके बल विरंची हरि ईशा । पालत स्रजत हरत दशशीशा ॥
जा बल शीश धरैं सहसानान । अंडकोश समेत गिरि कानन ॥ ३ ॥
धरै जो विविध देह सुर त्राता । तुमसे शठ न सिखावन दाता ॥
हरकोदण्ड कठिन जेइँ भंजा । तोहिं समेत नृप दल मद गंजा ॥ ४ ॥
खर दूषण विराध अरु वाली । वधे सकल अतुलित बलशाली ॥

રાવણે પૂછ્યું કે, "અરે વાનર! તું કોણ છે? તેં કોના બળથી વાડી ભાંગી છે? તેં કાનથી મારૂં નામ સાંભળ્યું નથી કે શું? હે શઠ! હું તને અત્યંત નિઃશંક દેખું છું, તેથી પૂછું છું. ॥૧॥ તેં કયા અપરાધથી રાક્ષસોને માર્યા? હે શઠ! તને મરવાની ધાસ્તી નથી કે શું? તું સાચું બોલીશ, તો તારો વધ કરવામાં નહીં આવે." હનુમાનજી બોલ્યા કે, ॥ ૨ ॥ "હે રાવણ! બ્રહ્મા,[1] વિષ્ણુ અને શિવ, એઓ જેના બળથી જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે તથા સંહારે છે અને હજાર મુખવાળા શેષનાગ[2] પણ જેના બળથી પર્વતો સહિત તથા વનો સહિત બ્રહ્માંડને મસ્તકપર ધરે છે. ॥ ૩ ॥ તેનો હું દૂત છું, જે[3] પોતે અનેક દેહોનું ધારણ કરીને દેવતાઓનું રક્ષણ કરે છે તથા તારા જેવા શઠ લોકોને શિક્ષા આપે છે, જેણે[4] સદાશિવનું કઠોર ધનુષ ભાંગીને તમારા સહિત અનેક રાજાઓનો મદ ઉતારી નાખ્યો છે, ॥ ૪ ॥ જેણે અતુલ બળવાળા ખર, દૂષણ, વિરાધ તથા વાળી, એઓને માર્યા છે અને ॥

दो०—जाके बल लवलेशते, जितेउ चराचर झारि ॥
तासु दूत हौं जाहिकी, हरि आनेहु प्रिय नारि ॥ २० ॥

---

૧ રાવણ પોતાના પરિવારને ઉત્પન્ન કરવાનું પાળવાનું અને શત્રુઓનો સંહાર કરવાનું તુચ્છ અભિમાન ધરે છે, તે ઉપરથી હનુમાનજી કહે છે. ૨ રાવણ પોતાને દશ માથાં હોવાનું અને કૈલાસ પર્વત ઉપાડવાનું અભિમાન ધરે છે, તે ઉપરથી હનુમાનજી કહે છે. ૩ 'જે ધણી એવો હોય, તે કદી અવતાર ધરે નહીં,' એમ રાવણ બોલે, તો તે ઉપરથી હનુમાનજી કહે છે. ૪ 'એ ધણી કોણ?' એમ રાવણ પૂછે, તે ઉપરથી હનુમાનજી કહે છે.

તમે પણ જેના બળના લેશરૂપ સદાશિવના બળથી સઘળા ચરાચર જગતને જિત્યો છે, તેનો હું દૂત છું. તમે જેની પ્યારી સ્ત્રી હરી આવેલા છો, તેનો હું દૂત છું. ॥ २० ॥

चौ०—जानौ मैं तुम्हारि प्रभुताई । सहस्रबाहु सन परी लराई ॥
समर बालि सन करि यश पावा । सुनि कपि वचन बिहँसि बहरावा ॥ १ ॥
खायउँ फल मोहिं लागी भूखा । कपि स्वभाव ते तोरेउँ रूखा ॥
सबके देह परम प्रिय स्वामी । मारहिं मोहिं कुमारग गामी ॥ २ ॥
जिन मोहिं मारा तेहि मैं मारा । तेहि पर बाँधेउ तनय तुम्हारा ॥
मोहिं न कछु बाँधे कर लाजा । कीन्ह चहौं निज प्रभु कर काजा ॥ ३ ॥
विन्ती करौं जोरि कर रावन । सुनहु मान तजि मोर सिखावन ॥
देखहु तुम निज कुलहि विचारी । भ्रम तजि भजहु भक्त भयहारी ॥ ४ ॥
जाके डर अतिकाल डराई । जो सुर असुर चराचर खाई ॥
तासो वैर कबहु नहिं कीजै । मोरे कहे जानकी दीजै ॥ ५ ॥

તમારા સામર્થ્યને હું જાણું છું, તમને[1] સહસ્રાર્જુન નામના હજાર ભુજાઓવાળા રાજાની સામે લડાઈ થઈ હતી અને તમે વાળીની સામે લડાઈ કરીને પણ મોટી કીર્તિ મેળવી છે. ( પોતાનાં મર્મને તથા પરાજયને ખુલ્લો કરનારાં આ હનુમાનજીનાં વચનો સાંભળી, લજાયેલા રાવણે, હસીને તે વાતને સાંભળ્યા ન સાંભળ્યાં જેવી કરી દીધી. ) ॥ १ ॥ મને ભૂખ લાગી હતી, તેથી મેં ફળો ખાધાં છે અને અમારી વાનર જાતિના સ્વભાવ પ્રમાણે વૃક્ષોને ઉખેડી નાખ્યાં છે. હે રાજા ! પોતાનો દેહ સર્વને પરમ પ્રિય હોય છે, તેથી હું મારા દેહનો બચાવ કરવાને વાસ્તે ફળો ખાતો હતો, ત્યાં તમારા કુમાર્ગી લોકો, મને મારવા લાગ્યા. ॥ २ ॥ જેઓ મને મારવા આવ્યા, તથા જેઓએ મારાપર ઘા કર્યા, તેઓને મેં માર્યા છે, તો એ ખાનગી બચાવ કરવાનો મારા હક્ક જ હતો. હું[2] મારો ખાનગી બચાવ કરતો હતો, તે છતાં તમારા પુત્રે મને બાંધ્યો છે. મને બંધાવાથી જરા પણ લાજ નથી. કેમ કે, હું મારા સ્વામીનું કામ ઈચ્છું છું. ॥ ३ ॥ હે રાવણ ! હાથ જોડીને અરજ કરૂં છું. માટે અભિમાન છોડી દઈને મારી શીખામણ સાંભળો. તમો પોતાનાં કુલનો વિચાર કરી જુઓ.[3] ભ્રમને છોડી દઈને ભક્તોના ભયનું હરણ કરનારા રામચન્દ્રજીનું ભજન કરો. ॥४॥ સુરોને, અસુરોને તથા ચરાચર જગતને ખાઈ જનારો કાળ પણ જેના ડરથી અત્યંત ડરે છે, તેની સાથે કદી પણ વેર કરવું યોગ્ય નથી. મારા કહેવાથી સીતાજીને પાછાં આપી દો. ॥ ५ ॥

दो०—प्रणतपाल रघुवंश मणि, करुणासिंधु खरारी ॥
गये शरण प्रभु राखिहैं, तव अपराध बिसारी ॥ २१ ॥

---

१ રાવણને પરાજિત કરનારાઓનું સ્મરણ આપીને ભોંઠો પાડવા વાસ્તે હનુમાનજી કહે છે.
२ જે તમારો પુત્ર હોય, તેણે આવું કામ નહીં કરવું જોઇએ, એમ જણાવવાને વાસ્તે અથવા હું એને તમારો પુત્ર જાણીને તેના હાથથી બંધાયો છું, એમ જણાવવાને વાસ્તે હનુમાનજી કહે છે.
३ બ્રહ્માના પુલસ્ત્ય, પુલસ્ત્યના વિશ્રવા અને વિશ્રવાનો પુત્ર રાવણ છે.

રામચન્દ્રજી શરણાગતોનું પાલન કરનારા, રઘુવંશમાં શિરોમણિ છે અને કરુણાના સમુદ્રરૂપ છે, માટે તમે તેમને શરણે જશો, તો તે પ્રભુ તમારા અપરાધોને વિસારી મૂકીને તમને બચાવશે. ॥ ૨૧ ॥

चौ०—रामचरण पंकज उर धरहू । लंका अचल राज तुम करहू ॥
ऋषि पुलस्त्य यश विमल मयंका । तेहि कुल महँ जनि होसि कलंका ॥१॥
राम नाम बिनु गिरा न सोहा । देखि बिचार त्यागि मद मोहा ॥
वसन हीन नहिं सोह सुरारी । सब भूषण भूषित वर नारी ॥ २ ॥
राम विमुख संपति प्रभुताई । जाइ रही पाई बिनु पाई ॥
शैल मूल जेहि सरिता नाहीं । वरषि गये पुनि तबहिं सुखाहीं ॥ ३ ॥
सुनु दशकंठ कहौं पण रोपी । राम विमुख त्राता नहिं कोपी ॥
शंकर सहस विष्णु अज तोही । राख न शकहिं राम कर द्रोही ॥ ४ ॥

રામચન્દ્રજીનાં ચરણકમળોને હૃદયમાં ધરો, લંકાનું અવિચલ રાજ્ય કરો અને ચન્દ્ર જેવા નિર્મલ યશવાળા પુલસ્ત્ય ઋષિના કુલમાં કલંકરૂપ ન થાઓ. ॥ ૧ ॥ હે રાવણ ! મદનો તથા મોહનો ત્યાગ કરીને વિચારી જુવો કે જેમ સ્ત્રી, સઘળાં આભરણોથી શણગારેલી છતાં પણ વસ્ત્ર વગર શોભતી તથી, તેમ વાણી અલંકારાદિકના ચમત્કારવાળી છતાં પણ રામના નામ વગરની હોય તો શોભતી નથી. ॥ ૨ ॥ તમે રામથી વિમુખ રહીને જે કાંઈ સંપત્તિ કે પ્રભુતા મેળવી છે તથા મેળવશો, તે સઘળી જતી રહેશે. અથવા તમે રામથી વિમુખ રહીને જે કાંઈ સંપત્તિ તથા પ્રભુતા મેળવી છે, તે જતી રહેશે અને તમને આજ સુધીમાં જે મળી નથી, તે ( વિપત્તિ ) મળશે. અથવા તમે રામથી વિમુખ રહીને જે કાંઈ સંપત્તિ કે પ્રભુતા મેળવી છે, તે એકડા વગરના શૂન્યની પેઠે નકામી જ છે. જે નદીનું પર્વત, મૂળ ન હોય, તે નદી વરસાદ થઈ રહે કે તે વખતે જ સૂકાઈ જાય છે,[1] ( આ પ્રમાણે જે સંપત્તિનું તથા પ્રભુતાનું રામ મૂળ ન હોય, તે સંપત્તિ તથા તે પ્રભુતા ચાર દિવસ રહીને તુરત જ નષ્ટ થઈ જાય છે. ) ॥૩॥ હે દશ માથાંઓવાળા રાવણ ! સાંભળો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, જે પુરુષ રામથી વિમુખ હોય, તેનો કોઈ પણ રક્ષક થતો નથી. તમને રામની સાથે વેર થશે, તો હજાર શંકરો, વિષ્ણુઓ તથા બ્રહ્માઓ પણ બચાવી શકશે નહીં. ॥ ૪ ॥

दो०—मोह मूल बहु शूल मद, त्यागहु तुम अभिमान ॥
भजहु राम रघुनायकहि, कृपासिंधु भगवान ॥ २२ ॥

અભિમાન કે જે મોહરૂપી મૂળવાળું તથા બહુ પીડા આપનારૂં છે, તેને છોડી દે અને કૃપાના સમુદ્રરૂપ મોટા ઐશ્વર્યવાળા રઘુનાયક રામચન્દ્રજીનું સેવન કરો, ” ॥૨૨॥

---

૧ મૂળમાં सजल मूल એવો પણ પાઠ છે. તેનો એવો અર્થ કરવો કે, જે નદીનું મૂળ જળવાળું ન હોય, તે નદી વરસાદ થઈ રહે, કે તે વખતે જ સૂકાઈ જાય છે

चौ०—यदपि कहि कपि अति हित वानी । भक्ति विवेक विरति नय सानी ॥
बोला विहँसि महा अभिमानी । मिला हमहिं कपि बड़ गुरु ज्ञानी ॥१॥
मृत्यु निकट आई खल तोहीं । लागेसि अधम सिखावन मोहीं ॥
उलटा होइ कहा हनुमाना । मति भ्रम तोरि प्रगट मैं जाना ॥ २ ॥
सुनि कपि वचन बहुत रिसियाना । वेगि न हरहु मूढ कर प्राना ॥
सुनत निशाचर मारन धाये । सचिवन सहित विभीषण आये ॥ ३ ॥
नाय शीश करि विनय बहूता । नीति विरोध न मारिय दूता ॥
आन दंड कछु करिय गुसाईं । सबही कहा मंत्र भल भाई ॥ ४ ॥
सुनत विहँसि बोला दशकंधर । अंग भंग करि पठवहु बंदर ॥

જો કે હનુમાનજીએ ભક્તિથી, વિવેકથી, વૈરાગ્યથી અને નીતિથી ભરેલી[1] અત્યંત હિતકારક વાણી કહી, તોપણ, મહા અભિમાની રાવણ, તે વાણીનો સ્વીકાર નહીં કરતાં હસીને બોલ્યો કે, "જુવો તો ખરા આજ મને આ વાનર મોટો જ્ઞાની ગુરુ મળ્યો છે. ॥૧॥ અરે મૂર્ખ વાનર! તારૂં સમીપમાં મરણ આવી ચૂકયું જણાય છે, કે જેથી તું નીચ છતાં, મને શીખામણ દેવા લાગ્યો છે." હનુમાનજી બોલ્યા કે, "તમારી વાણી અવળી નીકળી છે. મરણ તમારા સમીપમાં આવ્યું છે, તે છતાં તેને, મારા સમીપમાં આવેલું કહો છો. મેં જાણી લીધું કે તમારી બુદ્ધિમાં ભ્રમ થઈ ગયો છે, જેનું સમીપમાં મરણ આવ્યું હોય, તેની બુદ્ધિમાં ભ્રમ થાય જ અને તેથી તે ઉલટું જ બોલે, એ સ્વાભાવિક છે." ॥ ૨ ॥ હનુમાનજીનાં વચનો સાંભળી, રાવણ બહુ જ ક્રોધાક્રાંત થઇને બોલ્યો કે, "હે રાક્ષસો! આ મૂર્ખના પ્રાણોને તમો જલદી શા માટે હરી લેતા નથી?" રાવણનું બોલવું સાંભળીને રાક્ષસો હનુમાનજીને મારવા દોડ્યા, તે સમયમાં વિભીષણ પોતાના મંત્રીઓ સહિત સભામાં આવ્યો. ॥ ૩ ॥ વિભીષણે માથું નમાવી, ઘણો વિનય કરીને કહ્યું કે, "સ્વામી! દૂતને મારવો, એ નીતિથી વિરુદ્ધ છે, માટે તેવું કામ નહીં કરવું જોઇએ. હે મહારાજ! આ વાનરને, વધ સિવાય બીજી કોઈ શિક્ષા કરો." સર્વ સભાસદો બોલ્યા કે, "હે વિભીષણ! તમે આ વિચાર બહુ સારો બતાવ્યો." ॥ ૪ ॥ સર્વની એક સમ્મતિ સાંભળી, રાવણ હસીને બોલ્યો કે, "આ વાનરને અંગભંગ કરીને પછી એને છોડી મૂકો." ॥

दो०—कपिकी ममता पूंछपर, सबहि कहा समुझाय ॥
तेल बोरि पट बांधि पुनि, पावक देहु लगाय ॥ २३ ॥

સર્વ લોકોએ, રાવણને સમજાવીને કહ્યું કે, "વાનરાઓને પૂંછડાં ઉપર બહુ પ્રેમ હોય છે, માટે તેલમાં બોળેલાં કપડાં, પૂંછડાંપર બાંધીને, પછી તેમાં અગ્નિ મૂકી દેવો."

1 भजहु राम रघुनायकहि એ ભક્તિ છે. जाके डर अति काल डराई એ વિવેક છે. त्यागहु तुम अभिमान એ વૈરાગ્ય છે. નીતિનું તો આ પ્રકરણ જ છે.

ચૌ૦–पूछ हीन वानर जब जाइहि । तब शठ निज नाथहि ले आइहि ॥
जिन्हकी कीन्हेसि अमित बडाई । देखौं मैं तिनकी प्रभुताई ॥ १ ॥
वचन सुनत कपि मन मुसुकाना । भइ सहाय शारद मैं जाना ॥
यातुधान सुनि रावण वचना । लागे रचन मूढ सोइ रचना ॥ २ ॥
रहा न नगर वसन घृत तेला । बाढी पूछ कीन्ह कपि खेला ॥
कौतुक कहँ आये पुरवासी । मारहिं चरण करहिं बहु हाँसी ॥ ३ ॥
बाजहिं ढोल देहिं सब तारी । नगर फेरि पुनि पूछ प्रजारी ॥
पावक जरत देखि हनुमंता । भयउ परम लघु रुप तुरंता ॥ ४ ॥
निबुकि चढेउ कपि कनक अटारी । भई सभीत निशाचर नारी ॥

રાવણ બોલ્યો કે, "જ્યારે આ વાનર પૂછડાં વગરનો થઈને જાશે, ત્યાર જ એ મૂર્ખ, પોતાના સ્વામીને અહીં લઈ આવશે. આ, વાનરે જેની બહુ મોટાઈ કહી છે તેની વીરતાને[1] હું જોઇ લઇશ." ॥ ૧ ॥ હનુમાનજી આ વચન સાંભળી, હસીને મનમાં બોલ્યા કે, "સરસ્વતીએ મારી સહાયતા કરી, એમ જણાય છે."[2] પછી મૂઢ રાક્ષસો રાવણનાં વચન સાંભળી,તે પ્રમાણે જ ગોઠવણ કરવા લાગ્યા ॥૨॥ શહેરમાં ચીંથરાંઓને, ઘીને કે તેલને ક્યાંય પણ અવશેષ નહીં રહેવા દેતાં, ત્યાં મંગાવી લીધા. ઘીમાં તથા તેલમાં ભીંજવેલાં અપાર ચીંથરા વીંટવાથી હનુમાનજીનું પૂંછડું વધ્યું અને હનુમાનજી એ વાતને એક જાતના ખેલરૂપ માનવા લાગ્યા, અથવા હનુમાનજીએ તે સમય પોતાનું પૂંછડું વધારવા ખેલ પણ કર્યો. ॥ ૩ ॥ ઢોલો વાગવા લાગ્યા, સર્વ લોકો તાળીઓ પાડવા લાગ્યા અને એવી રીતે હનુમાનજીને આખા શેહેરમાં ફેરવ્યા, શેહેરમાં ફેરવી લીધા પછી તેમનાં પૂંછડામાં અગ્નિ લગાડવામાં આવ્યો. હનુમાનજીએ, અગ્નિને સળગેલો જોઇને તુરત જ પોતાનું રૂપ એવી યુક્તિથી અત્યંત નહાનું કરી નાખ્યું કે, જેથી પૂંછડાંનાં બંધનો એમ ને એમ રહ્યાં અને બાકીનાં સઘળાં શરીર ઉપરનાં બન્ધનો પોચાં પડી જઇને નીકળી પડચાં ॥ ૪ ॥ પછી હનુમાનજી ઠેકીને સોનાની અગાશીપર ચઢી ગયા અને તેથી રાક્ષસોની સ્ત્રીઓ ભય પામવા લાગી. ॥

दो०–हरि प्रेरित तेहि अवसर, चलेउ पवन उनचास ॥
अट्टहास करि गर्जेउ, कपि बढि लागु आकास ॥ २४ ॥

આ અવસરમાં પ્રભુની ઇચ્છાને લીધે ઓગણ પચ્ચાસે પવનો ફૂંકવા લાગ્યા. હનુમાનજી ખડખડ હસીને ગાજ્યા અને વૃદ્ધિ પામીને આકાશ પર્યંત પહોંચી ગયા.॥૨૪॥

---

૧ મૂળમાં મનુસાઇને બદલે प्रभुताई એવો પણ પાઠ છે. ૨ પોતાના હાથથી જ લંકા સળગાવવાની રચના કરવા લાગ્યા, તેથી મૂઢ કહ્યા છે. ૩ બ્રહ્માસ્ત્રનું બંધન તો પહેલાંથી જ છૂટી ગયું હતું. કેમ કે, બ્રહ્માસ્ત્રથી બાંધ્યા ઉપરાંત બીજી વસ્તુઓથી બાંધવામાં આવે, તો બ્રહ્માસ્ત્ર રહે જ નહીં, એવી મર્યાદા છે, હનુમાનજીને બ્રહ્માનું વરદાન પણ હતું કે, તમને બે ઘડીથી વધારે બ્રહ્માસ્ત્ર નડશે નહીં.

छं०—चढ्यो फलांगि धाम लुमक्कामको उठायऊ ॥
मनो आकाश ते नदी कृशानुकी बहायऊ ॥
कि लंक कील नेक काल जी हसी पसारहू ॥
किधौं अनी महानशूर सैफ सी निकारहू ॥ ४ ॥
फिराय लाय लाय अयन मयन से लगे बरै ॥
गयंद छोर वाजि छोर ऊंट छोरियै खरै ॥
अनेक बाल बालकी सुतात मात बोलहीं ॥
बचाय लीजिये हमें समय समान डोलहीं ॥ ५ ॥
अनेक नारि भारी डिंभ डिंभ काढि लावहीं ॥
अनेक डारि डारि वस्तु वारि लेन धावहीं ॥
अनेक कंत वीरतैं पुकार बैन यों कहैं ॥
उठाय लेहू लाल माल जाल दैं परोतहैं ॥ ६ ॥
गिरैं कंगूर दूर ते तबै कहै मंदोदरी ॥
विहाय लोक लाज कान भागती न क्यों अरि ॥
अरे अकंपनाय केकि कंठ की महोदरं ॥
लिवाय लेहु अध्वगाति पूतनाति सोदरं ॥ ७ ॥
अनेक वार मैं कही बुझायहू बिभीषणम् ॥
न मानि दाढि जार ने कुठार वंश तीक्षणम् ॥
निकेत द्वार अर्द्ध ऊर्ध्व हाट बाट मैं जहां ॥
लुकात जाय नीर कीश तीर देखिये तहां ॥ ८ ॥
वधु जो कुंभकर्णकी पसारी हाथ भाखिये ॥
दुहाइ रामचंद्र केर मोर कन्त राखिये ॥
अनेक धाय धाय आय रावणे सुनायऊ ॥
विचार वीर मेघनादसे बली पठायऊ ॥ ९ ॥
अनेक अस्त्र शस्त्र लाय आय मारने लगे ॥
घुमाय दीन्ह बालधी पुकार क्रूर से भगे ॥
विशाल ज्वाल जानि कोप मेघ बोल यों कही ॥
बुझाय देहु आगिरे बहाय कीश को सही ॥ १० ॥
भके सुनाय मेघ आय पुंज पाथ छांडेऊ ॥
यथा सनेह पाय चौगुनी कृशानु बाढेऊ ॥
लगी जु अंग अंग बाण प्राण ले भगे सबै ।

निहार रीति माल्यवान स्यान बोलियो तबै ॥ ११ ॥
न आहि याहि अग्नि आहि ईश की जु वामता ॥
समीर श्वास सीय की जु राम रोष मामता ॥
बुलाय काल ते कह्यो कँगूर लाहु मारिकै ॥
बटोर भूत प्रेत यक्ष दंड चंड धारिकै ॥ १२ ॥
विलोकि बात जात घात कीन सैन तासुको ॥
उठाय गाल में धरो परो खँभार तासुको ॥
समेत शंभु इन्द्र बात जात पास आयऊ ॥
सभीत पंकजासनादि वीनती सुनायऊ ॥ १३ ॥

હનુમાનજીએ[1] છલાંગ મારી, ઘર ઉપર ચઢીને લાંબું પૂંછડું ઉઠાવ્યું, તે સમયે રાક્ષસોને એવું જાણવામાં આવ્યું કે, "આ તે આકાશમાંથી અગ્નિની નદી ચલાવી દીધી છે! કે લંકાને ચાટી જવા સારૂ કાળે પોતાની લાંબી જીભ કહાડી છે? કે સેનાના કોઇ મોટા શૂરાએ શૈફસી નામનું લાબું તથા અગ્નિમય હથીઆર કહાડયું છે?" હનુમાનજી પૂંછડું ફેરવી ફેરવીને ચોમેર અગ્નિ નાખવા લાગ્યા. કામદેવના ઘર જેવાં શોભાયમાન અનેક ઘરો બળવા લાગ્યાં. લોકો બોલવા લાગ્યાં કે, હાથીઓને, ઘોડાઓને તથા ઉંટ વગેરે જાનવરોને છોડી મૂકો. અનેક બાલકો અને બાલકીઓ, 'અમોને બચાવો, બચાવો.' એમ મા, બાપોને પોકારવા લાગ્યાં. ॥ ૫ ॥ એ સમયે લંકામાં આગ લાગવાથી ભારે દોડાદોડ થઇ પડી. અનેક સ્ત્રીઓ પોતાનાં ભારે ભારે બાલકોને ઘરોથી બહાર કહાડી લાવવા લાગી અને અનેક વસ્તુઓને છોડી છોડીને પાણી લેવા દોડવા લાગી. અનેક સ્ત્રીઓ, પોતાના સ્વામીને તથા ભાઇઓને પોકારી પોકારીને કહેવા લાગી કે, "બાલકોને ઉઠાવી લ્યો અને બાકી માલમત્તાને બળી જવા દો," ॥ ૬ ॥ દૂરથી ડુંગરા પડતા જોવામાં આવતાં, મંદોદરી રાક્ષસીઓને પોકારી પોકારીને કહેવા લાગી કે, "અરે! તમો લોકલાજને તથા સઘળા કાનુનોને છોડી દઇને ભાગતી કેમ નથી? અરે અકંપન! અરે કેકીકંઠ! અરે મહોદર! અર્ધાં બળેલાં છોકરાંઓને, પૌત્રોને તથા સહોદરોને બોલાવી લ્યો, કહાડી લ્યો અને બચાવો. ॥ ૭ ॥ મેં તથા વિભીષણે રાવણને ઘણી ઘણી વાર કહીને સમજાવ્યો, પણ એ પોતાના વંશના તીક્ષ્ણ કુહાડારૂપ બોયાણીએ, અમારૂં માન્યું નહીં." રાક્ષસો તથા રાક્ષસીઓ ઘરોમાં, દ્વારોમાં, ઉંચે, નીચે, હાટોમાં, રસ્તાઓમાં કે જળમાં, જ્યાં જ્યાં છૂપાવા લાગ્યાં, ત્યાં ત્યાં હનુમાનજીને દેખવા લાગ્યાં. ॥૮॥ કુંભકર્ણની સ્ત્રી હાથ લાંબા કરીને પોકારવા લાગી કે, "તમને રામચંદ્રજીની દુવાઇ છે. મારૂં ઘર બાળજો, પણ મારો પતિ કે જે સૂતો છે, તેને બચાવજો.' અનેક રાક્ષસો દોડી દોડીને રાવણને ખબર દેવા લાગ્યા ત્યારે રાવણે વિચાર કરીને બળવાન્ તથા મહાવીર મેઘનાદ (ઇંદ્રજિત) ને મોકલ્યો. ॥૯॥ અનેક રાક્ષસો આવી, અનેક

1 અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

શસ્ત્રો તથા અસ્ત્રો લાવી લાવીને મારવા લાગતાં, હનુમાનજીએ એવું તો પૂંછડું ઘુંમાવ્યું કે, તેથી સર્વે રાક્ષસો બાલકોની પેઠે ચીસો પાડતા પાડતા ભાગી ગયા. રાવણે, અગ્નિની વિશાલ જ્વાલાઓને જોઈ, કોપ કરી મેઘોને બોલાવીને કહ્યું કે, "અરે! અગ્નિને ઠારી નાખો અને જળની ધારાઓથી આ વાનરાને તાણી જાઓ." ॥ ૧૦ ॥ "હે સ્વામી! બહુ સારૂં" એમ મેઘો કહી, આકાશ પર આવીને બહુ જ પાણી વરસાવવા લાગ્યા. પરન્તુ જેમ તેલ પડવાથી અગ્નિ વધે, તેમ તે પાણી પડવાથી અગ્નિ ચોગણો વધ્યો, રાક્ષસોના પ્રત્યેક અંગોમાં બાણો જેવી અગ્નિની જ્વાલાઓ વળગવા લાગતાં, તે સઘળાઓ પ્રાણ લઇને ભાગવા લાગ્યા. આ દશા જોઇને, માલ્યવાન્ નામનો રાક્ષસ કે જે પ્રવીણ હતો અને રાવણનો માતામહ–નાનો થતો હતો, તે બોલ્યો કે, ॥ ૧૧ ॥ આ અગ્નિ નથી, પણ ઈશ્વરનો કોપ છે અથવા સીતાજીનો ગરમ નિઃશ્વાસ છે અથવા રામચન્દ્રજીનો કોપ છે." આ સમયમાં રાવણે, કાળને બોલાવીને આજ્ઞા કરી કે, "તું હાથમાં પ્રચંડ દંડ લઈ, ભૂતોની, પ્રેતોની તથા યક્ષોની સેનાને સાથે લઇને ચઢી જા અને વાનરાને મારીને મારી પાસે લાવી દે."॥૧૨॥કાળ, રાવણના કહ્યા પ્રમાણે ગોઠવણ કરીને આવેલો જોવામાં આવતાં, હનુમાનજીએ તેની સઘળી સેનાને મારી નાખી અને તેને પોતાને ઉઠાવી લઇને પોતાના ગલોફામાં મૂકી દીધો. કાળને પોતાને પણ ચવાઈ જવાની બીક લાગી. આ સમયમાં બ્રહ્મા, સદાશિવ તથા ઇંદ્ર આદિ દેવતાઓએ ડરતાં ડરતાં હનુમાનજીની પાસે આવીને વિનતિ કરી. ॥ ૧૩ ॥

दो०–देहु छांडि यमराज कहँ, यही विनय इक मोर ॥
परवश आयो लरन मुनि, दीन्ह गालते छोर ॥ २५ ॥

યમરાજાએ કહ્યું છે કે,"હે હનુમાનજી! મારી એક વિનતિ છે,તે એ છે કે, કાળને છોડી દો. પોતે પરવશ હોવાને લીધે લડવા આવ્યો, તેથી તેમાં એનો દોષ નહીં ગણવો જોઈએ." આ સાંભળીને હનુમાનજીએ તે કાળને પોતાના ગલોફામાંથી છોડી દીધો.[1] ૨૫

चौ०–देह विशाल परम हरुआई । मंदिरतें मंदिर चढि जाई ॥
जरे नगर भये लोग बेहाला । लपट झपट बहु कोटि कराला ॥ १ ॥
तात मातु सब करहिं पुकारा । इहि अवसरको हमहिं उबारा ॥
हम जो कहा यह कपि नहिं होई । वानर रूप धरे सुर कोई ॥ २ ॥
साधु अवज्ञा कर फल ऐसा । जरै नगर अनाथ कर जैसा ॥
जारा नगर निमिष इक माहीं । एक विभीषणको गृह नाहीं ॥ ३ ॥
जाकर भक्त अनल जेहिं सिरजा । जरा न सो तेहि कारण गिरिजा ॥
उलट पुलट लंका सब जारी । कूद परा तब सिंधु मझारी ॥ ४ ॥

પોતાનો દેહ મોટો હતો, પણ તેમાં હલકાઈ બહુ જ હતી, તેથી હનુમાનજીએ એક ઘરથી બીજા ઘરપર અને બીજા ઘરથી ત્રીજા ઘરપર, એમ સર્વ ઘરોપર જઈને

1 અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

સર્વત્ર અગ્નિ મૂક્યો. લંકાનાં સઘળાં રહેવાસીઓ હાલબેહાલ થઈ ગયાં અને અગ્નિની કરોડો જ્વાલાઓ ઘણી ઘણી રીતે લપટ ઝપટ થવા લાગી. ॥ ૧॥ સર્વે લોકો બાબાપોનાં નામ પોકારીને કહેવા લાગ્યાં કે, "આ અવસરમાં અમોને કોણ ઉગારે ? અમોએ તો કહ્યું હતું કે, આ વાનર નથી, પણ વાનરનું રૂપ ધરીને કોઈ દેવ આવ્યો છે." ॥૨॥ મહાત્મા પુરુષોનાં વચનનું અપમાન કરવાથી આવું જ ફળ થાય.[1] જેમ ધણી વગરની નગરી બળે તેમ લંકા બળી. હનુમાનજીએ, એક નિમેષમાં લંકા બાળી, પણ તેમાં એક વિભીષણનું ઘર બચી ગયું.[2] ॥૩॥ હે પાર્વતી ! વિભીષણ જેનો ભક્ત હતો, તેણે જ અગ્નિને ઉત્પન્ન કર્યો છે, એ કારણથી ( એ નાતાથી ) અગ્નિએ વિભીષણનું ઘર બચાવ્યું. હનુમાનજી, ઉલટી રીતે ફરી, સઘળી લંકાને સળગાવી દઇને, પછી સમુદ્રમાં કૂદી પડયા.[3] ॥૪॥

दो०—पूछ बुझाई खोय श्रम, धरि लघु रूप बहोरि ॥
जनकसुताके आगे, ठाढ भयउ कर जोरि ॥ २५ ॥

સમુદ્રમાં પૂંછડાંને ઠારી નાખી, પરિશ્રમને શાંત કરી, પાછું નહાનું રૂપ ધરી, સીતાજીની આગળ જઈ, હાથ જોડીને ઉભા રહ્યા. ॥ ૨૫ ॥

चौ०—मातु मोहिं दीजै कछु चीन्हा । जैसे रघुनायक मोहिं दीन्हा ॥
चूडामणि उतारि तब दयऊ । हर्ष समेत पवनसुत लयऊ ॥ १ ॥
कहेउ तात अस मोर प्रणामा । सब प्रकार प्रभु पूरणकामा ॥
दीन दयालु विरद संभारी । हरहु नाथ मम संकट भारी ॥ २ ॥
तात शक्रसुत कथा सुनायहु । बाण प्रताप प्रभुहि समुझायहु ॥
मास दिवस महँ नाथ न आये । तौ पुनि मोहिं जियत नहिं पाये ॥ ३ ॥
कहु कपि केहि विधि राखौं प्राणा । तुमहूं तात कहत हो जाना ॥
तुमहिं देखि शीतल भइ छाती । पुनि मो कहँ सोइ दिन सोई राती ॥४॥

પછી વિનતિ કરી કે, "હે માતાજી ! જેમ પ્રભુએ મને મુદ્રિકારૂપ ચિન્હ આપ્યું હતું, તેમ તમે પણ કાંઈક ચિન્હ આપો." સીતાજીએ પોતાનો ચૂડામણિ મસ્તકપરથી ઉતારીને આપ્યો અને હનુમાનજીએ પ્રસન્ન થઇને તે લીધો. ॥ ૧ ॥ સીતાજી બોલ્યાં કે, "હે તાત ! મારા પ્રણામ કહીને પ્રભુને કહેજો કે, હે નાથ ! આપ સર્વ પ્રકારથી પૂર્ણકામ છો, તોપણ આપનું જે 'દીનદયાળુ' એ બિરદ છે, તેનું સ્મરણ કરીને મારાં દારુણ દુઃખનું હરણ કરો. ॥ ૨ ॥ હે હનુમાનજી ! જયંતની હકીકત પ્રભુને કહેજો કે, જે હકીકત અમો બે સિવાય ત્રીજા કોઇના પણ જાણવામાં નથી, તેથી તે, ચિન્હરૂપ જ છે, પછી તે સમયે પ્રભુએ જયંતને મારવાને વાસ્તે ચલાવેલાં બાણની પણ હકીકત

૧ મહાત્મા હનુમાનજીએ 'मेरे कहे जानकी दीजे' એમ કહ્યું, પણ રાવણે તે માન્યું નહીં. ૨ કુંભકર્ણની સ્ત્રીએ પ્રાર્થના કરી હતી, તેથી કુંભકર્ણને અગ્નિની કશી આંચ લાગી ન હતી, એમ કહેવાય છે. ૩ સીતાજીએ અગ્નિની પ્રાર્થના કરી કે, 'હનુમાનજીને કશી અડચણ કરીશ મા.' તે ઉપરથી હનુમાનજીને અગ્નિ શીતલ લાગતો હતો, એમ વાલ્મીકીય રામાયણમાં લખ્યું છે.

કહીને કહેજો કે, આપે જયંતને વાસ્તે એટલું બધું કર્યું હતું અને રાવણને વાસ્તે કેમ કશું કરતા નથી ? ॥ ૩ ॥ હે હનુમાનજી ! કહો હવે મારે શી રીતે પ્રાણ રાખવા ? તમે પણ અહીંથી જવાનું કહો છો, તમને જોવાથી મારું હૃદય શીતલ થયું હતું. હવે તમારા જવાથી મને પાછા એવા જ દિવસો અને એવી જ રાત્રિઓ થઈ રહેશે. ॥ ૪ ॥

दो०—जिमि मणि बिन व्याकुल भुजंग, जल बिन व्याकुल मीन ॥
तिमि देखे रघुनाथ बिन, तलफत हैं मैं दीन ॥ १ ॥
कबधौं विधि पहुंचाइहैं, फिर कौशलपुर तात ॥
भरत शत्रुहन लोग सब, कब लहिहैं मुद मात ॥ २ ॥
ह्वैहैं मंगल काज कब, पुजिहैं याचक काम ॥
नख शिख कब अवलोकिहौं, रघुपति छबि अभिराम ॥ ३ ॥
शीश मुकुट मणि गण जटित, श्रवणन कुण्डल लोल ॥
जगमगात कब देखिहौं, टोपी दिये अमोल ॥ ४ ॥
अलकैं सींचीं अंतर सों, निकट कपोलन मुक्त ॥
भरि लोचन कब देखिहौं, कुसुम कलिन संयुक्त ॥ ५ ॥
भाल तिलक भासित सुभग, भ्रुकुटी धनु अनुहारि ॥
भूरि भाग्य कब देखिहौं, नयनन पलक बिसारि ॥ ६ ॥
चंचल चारु विशाल शुभ, लोचन मोचन मान ॥
चितवत दिशि कब देखिहौं, मनको करि कुरबान ॥ ७ ॥
कीर तुण्ड सम नासिका, लटकनकी छबि भूरि ॥
कब चकोर सम देखिहौं, मुख मयंकर तृण तूरि ॥ ८ ॥
अरुण अधर दाडिम दशन, रसन चारु मृदु हास ॥
हे हरि कब अवलोकिहौं, शशि कर सरिस प्रकाश ॥ ९ ॥
मधुर वचन जन मन हरन, कब सुनिहौं निज कान ॥
चिबुक चारु कब देकिहौं, चितवन अमी समान ॥ १० ॥
कम्बु कण्ठ तुलसी सुभग, मणि मोतिनकी माल ॥
उर दीरघ अवलोकिहौं, कब त्रिवली सुख जाल ॥ ११ ॥
भुज विशाल करि कर सरिस, कर तल कमल समान ॥
सहित विभूषण देखिहौं, कब लीन्हे धनु बान ॥ १२ ॥
झीन झगा पहिरे ललित, ता ऊपर पट पीत ॥
कब निज नयन सिराइहौं, देखि उदर उपवीत ॥ १३ ॥

જેમ[૧] મણિ વિના સર્પ વ્યાકુલ થઈને તરફડે અને જલ વિના માછલું વ્યાકુલ

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

થઇને તરફડે, તેમ હું રામચન્દ્રજીનાં દર્શન વિના વ્યાકુલ થઇને તરફડું છું. ॥ ૧ ॥ હે તાત ! દૈવ મને ફરી અયોધ્યામાં ક્યારે પહોંચાડશે ? માતાઓ સહિત ભરત, શત્રુઘ્ન તથા સર્વ લોકો ક્યારે આનંદ પામશે ? ॥૨॥ મંગલ કાર્યો ક્યારે થશે ? યાચક લોકોના મનોરથો ક્યારે પૂર્ણ કરવામાં આવશે ? હું રામચન્દ્રજીની, નખથી તે શિખાપર્યંત મનોહર કાંતિનું ક્યારે અવલોકન કરીશ ? ॥ ૩ ॥ માથામાં પહેરેલાં મણિમય મુકુટથી અથવા અમૂલ્ય ટોપીથી અને કાનોમાં પહેરેલાં ચપલ કુંડલોથી ઝગમગી રહેલા પ્રભુને ક્યારે દેખીશ ? ॥ ૪ ॥ અત્તરથી સીંચેલા, ગાલોના સમીપમાં મૂકેલા અને પુષ્પોની કળીઓથી સંયુક્ત કરેલા પ્રભુના કેશોને નેત્રો ભરીને ક્યારે દેખીશ ? ॥ ૫ ॥ પ્રભુનાં લલાટમાં શોભી રહેલાં સુંદર તિલકને અને ધનુષ જેવી લાગતી ભ્રકુટિઓને નિમેષ વગરનાં નેત્રોથી જોઇને ક્યારે ભાગ્યશાળી બનીશ ? ॥ ૬ ॥ માનને છોડાવી દેનારાં સુંદર, વિશાલ અને ચપળતાથી મારી તરફ વલણ કરતાં પ્રભુનાં નેત્રોની તરફ મનને કુરબાન કરીને ક્યારે જોઇશ ?॥૭॥ પોપટની ચાંચ જેવી નાસિકાથી અને તેમાં પહેરેલાં લટકણિયાંથી અત્યંત શોભી રહેલા પ્રભુના મુખરૂપી ચન્દ્રને હું ચકોરીના જેવી આતુર થઈ, દૃષ્ટિ દોષ ન લાગવાને વાસ્તે ખડ તોડવાનો ટૂચકો કરતી કરતી ક્યારે દેખીશ ? ॥ ૮ ॥ હે વાનર ! રાતા અધરવાળા, દાડિમનાં બી સરખા દાંતવાળા, સુંદર જીભવાળા, કોમળ હાસ્યવાળા અને ચન્દ્રના કિરણો જેવા પ્રકાશવાળા પ્રભુના મુખારવિન્દને ક્યારે દેખીશ ? ॥ ૯ ॥ હું લોકોનાં ચિત્તોનું આકર્ષણ કરનારાં પ્રભુનાં વચનોને મારા કાનથી ક્યારે સાંભળીશ ? પ્રભુની સુંદર હડપચીને અને અમૃત સમાન અવલોકનને ક્યારે દેખીશ ? ॥ ૧૦ ॥ શંખ જેવા કંઠવાળા, સુંદર તુલસીની, મણિઓની તથા મોતીઓની માળાને ધરનારા, વિશાલ વક્ષઃસ્થલવાળા, સુખના સમૂહ અને ઉદર પર ત્રણ ત્રિવલિઓવાળા પ્રભુને ક્યારે દેખીશ ? ॥૧૧॥ હાથીની સુંઢો જેવી વિશાલ પ્રભુની ભુજાઓને, કમળ જેવી પ્રભુની હથેળીઓને, હસ્તમાં ગ્રહણ કરેલાં ધનુષ બાણોને અને ભુજા વગેરેમાં ધરેલાં ભૂષણોને ક્યારે દેખીશ ? ॥૧૨॥ શરીરપર પીળા દુપટ્ટાવાળા, દુપટ્ટાની નીચે ઝીણા તથા સુંદર જામાવાળા અને જામાની નીચે યજ્ઞોપવીતવાળાં પ્રભુનાં ઉદરને જોઇને મારાં નેત્રોને ક્યારે તૃપ્ત કરીશ ? "[1] ॥ ૧૩ ॥

**दो०–जनकसुतहि समुझाय कर, बहु विधि धीरज दीन्ह ॥**
**चरणकमल शिर नाय कर, गमन राम पहँ कीन्ह ॥ २७ ॥**

હનુમાનજી, સીતાજીને સમજાવી ઘણી ઘણી રીતે ધીરજ દઈ, તેમનાં ચરણકમળોમાં માથું નમાવીને ત્યાંથી રામચન્દ્રજી તરફ જવા ચાલ્યા. ॥ ૨૭ ॥

**चौ०–चलत महा धुनि गर्जेउ भारी । गर्भ श्रवेउ सुनि निशिचर नारी ॥**
**लांघ सिंधु इहि पारहि आवा । शब्द किलकिला कपिन सुनावा ॥ १ ॥**
**हर्षे सब विलोकि हनुमाना । नूतन जन्म कपिन तब जाना ॥**
**मुख प्रसन्न तनु तेज विराजा । कीन्हेसि रामचंद्रकर काजा ॥ २ ॥**

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

मिले सकल अति भये सुखारी । तलफत मीन पाय जनु वारी ॥
चले हर्षि रघुनायक पासा । पूछत सुनत नवल इतिहासा ॥ ३ ॥
तब मधुवन भीतर सब आये । अंगद सहित मधुर फल खाये ॥
रखवारे तब बरजन लागे । मुष्टिप्रहार करत सब भागे ॥ ४ ॥

ચાલતી વખતે મોટા ધ્વનિથી એવી ગર્જના કરી કે, જે ગર્જનાને સાંભળીને રાક્ષસીઓના ગર્ભો અવી ગયા. હનુમાનજી સમુદ્રનું ઉલ્લંઘન કરીને પાછા ઉત્તર કીનારે આવ્યા અને ત્યાં આવીને તેમણે અંગદ આદિ વાનરાઓને કિલકિલા શબ્દથી ચેતવણી આપી. ॥ ૧ ॥ સર્વે વાનરાઓ હનુમાનજીને જોઇને પ્રસન્ન થયા અને પોતાનો નવો અવતાર થયો ગણવા લાગ્યા, હનુમાનજીના મુખને પ્રસન્ન તથા તેજને પ્રદીપ્ત જોઇને, સર્વ વાનરાઓ જાણી ગયા કે, 'રામચન્દ્રજીનાં કામને સિદ્ધ કરીને આવ્યા છે.'[1] ॥ ૨ ॥ દર્શનને વાસ્તે તરફડતા સર્વ વાનરાઓ હનુમાનજીને મળીને જેમ જલ મળવાથી માછલાં સુખ પામે, તેમ સુખ પામ્યા. હર્ષ પામેલા સર્વ વાનરાઓ, લંકાના નવીન ઇતિહાસને પૂછતા પૂછતા તથા સાંભળતાં સાંભળતાં રામચન્દ્રજીની પાસે જવા ચાલ્યા.॥૩॥ માર્ગમાં સુગ્રીવનું મધુવન આવતાં તેમાં ઉતરીને અંગદ સહિત સર્વ વાનરાઓએ મધુર ફળો ખાધાં. એ વનના રક્ષકો, ના પાડવા લાગતાં તેઓને અંગદ આદિ વાનરાઓએ મુંઠીઓના પ્રહાર માર્યા એટલે તેઓ સઘળા ભાગીને સુગ્રીવની પાસે ગયા. ॥ ૪ ॥

दो०—जाय पुकारे सकल ते, बन उजार युवराज ॥
सुनि सुग्रीव हर्ष कपि, करि आये प्रभु काज ॥ २८ ॥

ત્યાં જઈને સઘળા રક્ષકોએ પોકાર કર્યો કે, "યુવરાજે મધુવન ઉજાડ કરી નાખ્યું છે," એ સાંભળતાં જ સુગ્રીવ રાજી થયો અને તેણે જાણી લીધું કે, 'એ વાનરાઓ પ્રભુનું કામ સિદ્ધ કરીને આવ્યા છે. ॥ ૨૮ ॥

चौ०—जो नहोत सीता सुधि पाई । मधुवनके फल शकत न खाई ॥
इहि विधि मन विचार कर राजा । आय गये कपि सहित समाजा ॥ १ ॥
आय सबहि नावा पद शीशा । मिले सबन्ह अति प्रेम कपीशा ॥
पूछेउ कुशल कुशल पद देखी । राम कृपा भा काज विशेषी ॥ २ ॥
नाथ काज कीन्हेउ हनुमाना । राखे सकल कपिनके प्राना ॥
सुनि सुग्रीव बहुरि उठि मिलेऊ । कपिन्ह सहित रघुपति पहँ चलेऊ ॥ ३ ॥
राम कपिन्ह कहँ आवत देखा । कीन्ह काज मन हर्ष विशेषा ॥
फटिक शिला बैठे दोउ भाई । परे सकल कपि चरणन जाई ॥ ४ ॥

જો એઓને સીતાજીની ખબર ન મળી હોત, તો, એઓ, મધુ વનનાં ફળોને ખાઈ શક્ત જ નહીં.' આ પ્રમાણે સુગ્રીવ વિચાર કરતો હતો, તેટલી વારમાં અંગદ, સર્વ વાનરાઓ સહિત ત્યાં આવી પહોંચ્યો. ॥ ૧ ॥ સઘળાઓએ આવી, સુગ્રીવનાં

[1] હનુમાનજી પણ કહી ગયા હતા કે, 'होय काज मन हर्ष विशेषी'

ચરણોમાં માથાં નમાવ્યાં અને સુગ્રીવ તેઓને અત્યંત પ્રેમથી મળ્યો. સુગ્રીવે કુશલનાં ચિન્હો જોઇને કુશલ પૂછતાં અંગદ આદિ વાનરાઓ બોલ્યા કે, "આપના ચરણોનાં દર્શનથી સઘળું કુશલ છે. રામની કૃપાથી કામ જેવું જોઇએ તેવું બની ગયું છે. ॥ ૨ ॥ હે નાથ! હનુમાનજીએ એ કામ કર્યું છે અને સઘળા વાનરાઓના પ્રાણ રાખ્યા છે." એ સાંભળી સુગ્રીવ ઉભો થઇને બીજી વાર મળ્યો અને તે સર્વને સાથે લઇને રામની પાસે ગયો. ॥ ૩ ॥ રામ, વાનરાઓને આવતા જોઇ, તેઓના વિશેષ હર્ષ ઉપરથી જાણી ગયા કે, 'કાર્ય સિદ્ધ થઇ ચૂકયું છે.' રામચન્દ્રજી અને લક્ષ્મણજી સ્ફાટિકની શિલાપર બેઠા હતા, ત્યાં જઇને સર્વ વાનરાઓ તેઓના ચરણોમાં પડયા. ॥ ૪ ॥

दो०–प्रीति सहित भेंटे सकल, रघुपति करुणा पुंज ॥
पूछेउ कुशल नाथ अब, कुशल देखि पद कंज ॥ २९ ॥

કરુણાના સમૂહરૂપ રામચંદ્રજીએ પ્રેમ પૂર્વક સર્વને કુશલ પૂછતાં, વાનરાઓ બોલ્યા કે, "હે નાથ! આપનાં ચરણારવિન્દોનું દર્શન મળવાથી કુશલ છે." ॥ ૨૯ ॥

चौ०–जाम्बवन्त कह सुन रघुराया । जापर नाथ करहु तुम दाया ॥
ताहि सदा शुभ कुशल निरंतर । सुर नर मुनि प्रसन्न तेहि ऊपर ॥ १ ॥
सो बिजयी विनयी गुणसागर । तासु सुयश तिहुँ लोक उजागर ॥
प्रभुकी कृपा भयऊ सब काजू । जन्म हमार सफल भा आजु ॥ २ ॥
नाथ पवनसुत कीन्ह जो करणी । सो मुख लाखहु जाय न वरणी ॥
पवनतनयके चरित सुहाये । जाम्बवन्त रघुपतिहि सुनाये ॥ ३ ॥
सुनत कृपानिधि मन अति भाये । पुनि हनुमान हरषि उर लाये ॥
कहहु तात केहि भांति जानकी । रहति करति रक्षा स्वप्रानकी ॥ ४ ॥
कौन भांति लंका विस्तारा । सो सब वर्णहु पवनकुमारा ॥
सुनत वचन मारुति कह वानी । सुनिये दीनबंधु सुखदानी ॥ ५ ॥
गिरि त्रिकूट पर लंक सुहाई । वर्णि न जाय मनोहरताई ॥
पांच लक्ष हैं पत्थरके घर । औ नव लाख काठके सुंदर ॥ ६ ॥

જામ્બુવાન્ બોલ્યા કે, "હે રઘુનાથજી! સાંભળો. આપ જેના ઉપર દયા કરો, તેનું સર્વદા કુશલ જ હોય, નિરંતર શુભ હોય અને તેની ઉપર મનુષ્યો, મુનિઓ તથા દેવતાઓ પણ પ્રસન્ન જ રહે, ॥ ૧ ॥ તે જ વિજય પામે, તે જ વિનયવાળાં થાય, તે જ ગુણોના સમુદ્રરૂપ થાય અને તેની જ કીર્તિ ત્રૈલોકયમાં પ્રસિદ્ધ થાય. ॥૨॥ હે નાથ! હનુમાનજીએ, જે કરણી કરી છે, તેનું વર્ણન લાખ મોહોડાંઓથી પણ કહ્યું જાય એમ નથી." એમ કહીને જામ્બુવાને રામચન્દ્રજીને હનુમાનજીનાં સઘળાં સુંદર ચરિત્રો કહી સંભળાવ્યાં. ॥૩॥ એ સાંભળીને મનમાં અત્યંત રાજી થયેલા રામચન્દ્રજીએ, આનંદથી હનુમાનજીને પોતાની છાતીમાં લગાવ્યા અને પૂછ્યું કે, "હે તાત! સીતા, પોતાનાં

પ્રાણોની કેવી રીતે રક્ષા કરે છે? તે કહો. ॥ ૪ ॥ હે પવનકુમાર[1]! લંકાનો વિસ્તાર કેવા પ્રકારનો છે? તે સઘળું વર્ણવીને કહો." રામચન્દ્રજીનું કહેવું સાંભળી, હનુમાનજી બોલ્યા કે, "હે દીનબંધુ! હે સુખદાયક સાંભળો. ॥ ૫ ॥ લંકા ત્રિકૂટ પર્વત ઉપર શોભી રહી છે, તેની મનોહરતાનું વર્ણન કર્યું જાય એમ નથી. એમાં પાંચ લાખ ઘર પથ્થરનાં, નવ લાખ ઘર કાષ્ઠોનાં, ॥ ૬ ॥

दो०—सात कोटिहैं ताम्रके, चांदीके श्रुति कोटि ॥
चार कोटिहैं सुवर्णके, माणिक कोटि सु ओटि ॥ ३० ॥

સાત કરોડ ત્રાંબાનાં, ચાર કરોડ ચાંદીનાં, ચાર કરોડ સોનાનાં, એક કરોડ માણેકનાં, ॥ ૩૦ ॥

चौ०—तृण निर्मित्त षटकोटि विशाला । बंश छाल शतकोटि दयाला ॥
नव करोर स्फटिक सुहाये । सहस कोटि मणि नील सुछाये ॥ १ ॥
शत योजनमें पुरी सुहाये । घनी वसत अतिशय रघुराये ॥
राज्य करत रावण तहंस्वामी । सो तुम जानत अन्तर्यामी ॥ २ ॥
दश शिर ताके भुज प्रभु वीशा । देव दनुज नावत सब शीशा ॥
ताकी प्रभुताई तहँ भारी । राज्य करत भय त्यागी खरारी ॥ ३ ॥
चलिये अब प्रभु विल मन कीजे । जनकसुताको धीरज दीजे ॥
तुम विनसीय महा दुख पावत । तुम विन तिन्हैं कछु नहिं भावत ॥ ४ ॥

છ કરોડ ઘાસનાં, સો કરોડ વાંસનાં તથા છાલનાં, નવ કરોડ સ્ફટિક મણિનાં અને હજાર કરોડ નીલ મણિનાં છે. ॥ ૧ ॥ સઘળાં ઘરો વિશાલ અને સુશોભિત છે." "હે રઘુનાથજી! એ સુંદર લંકા પુરી સો યોજનમાં સઘન વસે છે અને તેમાં રાવણ રાજ્ય કરે છે. આ વાત આપ અંતર્યામી હોવાથી જાણો જ છો. ॥ ૨ ॥ હે પ્રભુ રાવણને દશ માથાં છે અને વીશ હાથ છે. દેવતાઓ તથા દૈત્યો પણ, રાવણને માથાં નમાવે છે. હે ખર રાક્ષસને મારનારા પ્રભુ! ત્યાં રાવણની ભારે પ્રભુતા છે. એ રાવણ, કોઈનો પણ ભય નહીં રાખતાં રાજ્ય કરે છે. ॥ ૩ ॥ હે પ્રભુ! હવે લંકા તરફ પધારો અને સીતાજીને ધીરજ આપો, વિલંબ નહીં કરો. સીતાજી આપ વિના મહા દુઃખ પામે છે. એમને આપ વિના કશું ગમતું નથી.[2] ॥ ૧ ॥

दो०—नाम पाहरू दिवस निशि, ध्यान तुम्हार कपाट ॥
लोचन निज पद यंत्रिका, प्राण जाहिं कहि बाट ॥ ३१ ॥

રાત દિવસ આપનાં નામનો જપ પહેરેગીરનું કામ કરે છે, આપનું ધ્યાન કમાડનું કામ કરે છે અને સર્વદા ચરણોની ઉપર રહેતાં નેત્રો સાંકળનું કામ કરે છે, માટે સીતાજીના પ્રાણો કયા રસ્તાથી જાય? (આ પ્રમાણે સીતાજીના પ્રાણ જતા નથી, પણ પોતે અત્યંત દુઃખી છે.) ॥ ૩૧ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

चौ०—चलत मोहिं चूडामणि दीन्ही । रघुपति हिये लाय तेहि लीन्ही ॥
नाथ युगल लोचन भरि वारी । वचन कहेउ कछु जनक कुमारी ॥ १ ॥
अनुज समेत गहेउ प्रभु चरणा । दीनबंधु प्रणतारति हरणा ॥
मन क्रम वचन चरण अनुरागी । केहि अपराध नाथ मोहिं त्यागी ॥ २ ॥
अवगुण एक मोर मैं जाना । बिछुरत प्राण न कीन्ह पयाना ॥
नाथ सो नयनन्ह कर अपराधा । निसरत प्राण करहिं हठिं बाधा ॥ ३ ॥
विरह अनल तनु तूल समीरा । श्वास जरे क्षण मांह शरीरा ॥
नैन श्रवैं जल निज हित लागी । जरै न पाव देह विरहागी ॥ ४ ॥
सीताकी अति विपति विशाला । विनहि कहे भल दीन दयाला ॥

ચાલતી વખતે મને તેમણે આ ચૂડામણિ આપ્યો છે. (રામચન્દ્રજીએ હનુમાનજીના હાથમાંથી લઇને તે ચૂડામણિને પોતાની છાતીમાં લગાવ્યો.) હે નાથ! સીતાજીએ પોતાનાં બન્ને નેત્રોમાં પાણી લાવી, કાંઈક સમાચાર કહ્યા છે. ॥ ૧ ॥ સીતાજીએ કહ્યું છે કે, 'હે દીનબંધુ! હે ભક્તલોકોની પીડાને હરનારા! હું આપના તથા લક્ષ્મણજીના ચરણોમાં પ્રણામ કરૂં[1] છું. હે નાથ! હું કે જે મનથી, ક્રિયાથી અને વચનથી તમારાં ચરણોમાં પ્રેમવાળી છું, તેનો આપે કયા અપરાધથી ત્યાગ કર્યો છે? ॥૨॥ હા. એક મારો અવગુણ મારા જાણવામાં આવ્યો, તે એ કે, આપથી છુટા પડવાના સમયમાં મેં મારા પ્રાણ છોડી દીધા નહીં, પરંતુ હે નાથ! એ અપરાધ મારો નથી, પણ મારાં નેત્રોનો છે. આપનાં દર્શનને વાસ્તે આતુર રહેતાં એ નેત્રો પ્રાણોને નીકળવામાં બલાત્કારથી અડચણ કરે છે. ॥ ૩ ॥ મારા શરીરરૂપી રૂ (કપાસ) વિરહરૂપી અગ્નિને શ્વાસરૂપી પવનના સહાયથી ક્ષણમાત્રમાં જ બાળી નાખે, પણ મારાં નેત્રો આપનાં દર્શનરૂપી પોતાનાં હિતને વાસ્તે જળનો સ્રાવ કર્યા કરે છે, કે જેથી શરીરને વિરહરૂપી અગ્નિ બાળી શકતો નથી.' હે પ્રભુ! સીતાજીની એવી તો વિશાલ અને પ્રબલ વિપત્તિ છે કે, તેની વાત આપ દીનદયાળુની પાસે ન કહેવામાં જ સારૂં છે. જો કહું તો આપથી તેનું સહન ન જ કરી શકાય. ॥ ૪ ॥ અથવા સીતાજીની એવી તો વિશાલ અને પ્રબલવિપત્તિ છે કે, જેથી આપને 'દીનદયાળુ' ન જ કહેવા, એ યોગ્ય છે.॥

दो०—निमिष निमिष करुणायतन, जाहिं कल्प सम बीति ॥
बेगि चलहु प्रभु आनिये, भुजबल खल दल जीति ॥ ३२ ॥

હે કરુણાના નિવાસરૂપ રામચન્દ્રજી! સીતાજીને એક એક નિમેષ, એક એક કલ્પ જેવો વીતે છે. હે પ્રભુ! જલદી ચાલો અને ભુજાઓના બળથી શત્રુઓના સમૂહને જિતીને સીતાજીને જલદી લાવો. ॥ ૩૨ ॥

૧ લક્ષ્મણજીનાં ચરણોમાં પ્રણામનું કારણ એ કે, 'रहा तन आरत चित चेत' એ નિયમ પ્રમાણે પોતે જે કઠોર વચનો કહ્યાં હતાં તેઓની ક્ષમા કરે.

चौ०–सुनि सीता दुख प्रभु सुख अयना । भरि आये जल राजिव नयना ॥
वचन काय मन मम गति जाही । सपनेहु विपति कि बूझिय ताही ॥ १ ॥
कह हनुमंत विपति प्रभु सोई । जब तव सुमिरण ध्यान न होई ॥
केतिक बात प्रभु यातुधानकी । रिपुहि जीति आनिये जानकी ॥ २ ॥
सुनु कपि तोहिं समान उपकारी । नहिं कोउ सुर नर मुनि तनु धारी ॥
प्रतिउपकार करौं का तोरा । सन्मुख होइ न शकत मन मोरा ॥ ३ ॥
सुनु कपि तोहिं उऋण मैं नाहीं । करी देखेउं विचार मन माहीं ॥
पुनि पुनि कपिहि चितव सुर त्राता । लोचन नीर पुलक अति गाता ॥ ४ ॥

સીતાજીનાં દુ:ખની હકીકત સાંભળીને સુખના સ્થાનકરૂપ રામચન્દ્રજીનાં નેત્રકમળોમાં પાણી ભરાઈ આવ્યું. રામચન્દ્રજી બોલ્યા કે, "જેનાં મનની, વચનની અને શરીરની ગતિ મારામાં જ છે, એવાં સીતાને સ્વપ્નમાં પણ વિપત્તિ જોઇએ કે? અને પૂછાય કે?" હનુમાનજી બોલ્યા કે, "હે પ્રભુ! જ્યારે આપનું સ્મરણ કે ધ્યાન ન હોય, ત્યારે જ વિપત્તિ હોય, એમ માનવું યોગ્ય છે. (સીતાજી સર્વદા આપનું સ્મરણ તથા ધ્યાન કર્યા કરે છે, તેથી હું તો જાણું છું કે, તેમને સર્વદા સુખ જ છે.) હે પ્રભુ! રાક્ષસોને મારવા, એ શી મોટી વાત છે? એ દુષ્ટ શત્રુઓને જિતીને સીતાજીને લાવો." ॥ ૨ ॥ રામચન્દ્રજી બોલ્યા કે, "હે હનુમાનજી! સાંભળો. દેવ, મનુષ્ય અને મુનિ ઇત્યાદિ દેહધારીઓમાં તમારા જેવો મારાપર ઉપકાર કરનારો કોઇ પણ નથી. હું તમારો પ્રત્યુપકાર (સામો ઉપકાર) કયો કરૂં? મારૂં મન તમારો પ્રત્યુપકાર કરવામાં સન્મુખ થઈ શકતું નથી. ॥ ૩ ॥ હું મારા મનમાં વિચાર કરી જોઉં છું, ત્યાં, મને એમ લાગે છે કે, હું તમારા કરજમાંથી કદી પણ મુક્ત થાઉં એમ નથી," આમ બોલી, દેવતાઓના રક્ષક રામચન્દ્રજી, વારંવાર હનુમાનજીને જોવા લાગ્યા અને નેત્રોમાં અશ્રુઓથી તથા ગાત્રોમાં રોમાંચોથી વ્યાપ્ત થઈ ગયા. ॥ ૪ ॥

दो०–सुनि प्रभु वचन विलोकि मुख, हृदय हर्षि हनुमंत ॥
चरण परेउ प्रेमाकुल, त्राहि त्राहि भगवंत ॥ ३३ ॥

હનુમાનજી, પ્રભુનાં એ વચનો સાંભળી, તેમનું મુખ જોઈ, હૃદયમાં હર્ષ પામી, પ્રેમથી વ્યાકુલ થઇને તેમનાં ચરણોમાં પડ્યા અને 'હે પ્રભુ! સંસારમાંથી મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો,' એમ બોલ્યા. ॥ ૩૩ ॥

चौ०–बार बार प्रभु चहत उठावा । प्रेम मगन तेहि उठत न भावा ॥
प्रभु पद पंकज कपि कर शीशा । सुमिरि प्रेम मग्न गौरीशा ॥ १ ॥
सावधान मनकर पुनि शंकर । लागे कहन कथा अति सुंदर ॥
कपि उठाय प्रभु हृदय लगावा । कर गहि परम निकट बैठावा ॥ २ ॥
कहु कपि रावण पालित लंका । केहि विधि दहेउ दुर्ग अति बंका ॥
प्रभु प्रसंन जाना हनुमाना । बोले वचन विगत अभिमाना ॥ ३ ॥

शाखामृगकी बडि मनुसाई । शाखातें शाखा पर जाई ॥
लांघि सिंधु हाटक पुर जारा । निशिचर गण बधि विपिन उजारा ॥४॥
सो सब तव प्रताप रघुराई । नाथ न कछुक मोरि मनुसाई ॥

રામચન્દ્રજી વારંવાર હનુમાનજીને ઉઠાડવા ઈચ્છવા લાગ્યા, પણ પ્રેમમાં મગ્ન થયેલા હનુમાનજીને ઉઠવું ગમ્યું નહીં, હે[1] ભરદ્વાજ મુનિ! હનુમાનજીનું માથું રામચન્દ્રજીનાં ચરણકમળોમાં હતું અને રામચન્દ્રજીનો હાથ, હનુમાનજીના માથા ઉપર હતો, એ સમયની સ્થિતિનું સ્મરણ આવતાં, સદાશિવ પ્રેમમાં મગ્ન થઈ ગયા. ॥ ૧ ॥ પછી સદાશિવ પોતાનાં મનને સાવધાન કરીને અતિ સુંદર કથા કહેવા લાગ્યા. રામચન્દ્રજીએ, હનુમાનજીને ઉઠાડીને છાતીમાં લગાવ્યા અને હાથ પકડીને બહુ જ સમીપમાં બેસાડયા ॥ ૨ ॥ રામચન્દ્રજી બોલ્યા કે, "હે હનુમાનજી! વાત કરો. રાવણે પાળેલી અતિ દુર્ગમ લંકાને તમે શી રીતે બાળી?" હનુમાનજી, પ્રભુને પ્રસન્ન જાણી, અભિમાન વગરનાં વચનો બોલ્યા કે, ॥ ૩ ॥ "અમારી વાનરાઓની વીરતા તો એટલી જ હોય કે, એક શાખા ઉપરથી બીજી શાખા ઉપર કુદી જઈએ. મેં સમુદ્રનું ઉલ્લંઘન કરી, લંકાને બાળી, રાક્ષસોને માર્યા અને વાડીને ઉજ્જડ કરી, ॥૪॥ એ સઘળું આપના પ્રતાપથી થયું છે. હે નાથ! હે રઘુનાથજી! એમાં મારી કશી વીરતા નથી. (હું આપની મુદ્રિકાની સહાયથી સમુદ્રને ઉલ્લંઘી શકયો, સીતાજીના મનમાં આપના વિરહરૂપી જે અગ્નિ હતો, તેને ખેંચી લઇને તેથી જ મેં લંકાને બાળી, આપના પ્રતાપ બળથી જ રાક્ષસોને મારી શકયો, પાછો સીતાએ આપેલા ચૂડામણિના સહાયથી જ સમુદ્રને ઉલ્લંઘી શકયો.) ॥

दो०—ताकहँ प्रभु कछु अगम नहिं, जापर तुम अनुकूल ॥
तव प्रताप वडवानलहिं, जारि शकै खल तूल ॥ ३४ ॥

હે પ્રભુ! જેના ઉપર આપની અનુકૂલતા હોય, તેને કશું અગમ્ય રહેતું નથી, હવે પણ આપના પ્રતાપરૂપી વડવાગ્નિથી જ રાક્ષસોરૂપી રૂના પુંજને બાળી શકાશે. ॥૩૪॥

चौ०—नाथ भक्ति तव सब सुखदायिनि । देहु कृपा करि सो अनपायिनि ॥
सुनि प्रभु परम सरल कपि वानी । एवमस्तु तब कहेउ भवानी ॥ १ ॥
उमा राम स्वभाव जिन जाना । ताहि भजन तजि भाव न आना ॥
यह संवाद जासु उर आवा । रघुपति चरण भक्ति तहँ पावा ॥ २ ॥
सुनि प्रभु बचन कहहि कपि वृंदा । जय जय जय कृपालु सुखकंदा ॥
तब रघुपति कपिपतिहि बुलावा । कहा चले कर करहु पयाना ॥ ३ ॥
अब विलंब केहि कारण कीजै । तुरत कपिन कहँ आयसु दीजै ॥
कौतुक देखि सुमन बहु बरषे । नभते भवन चले सुर हरषे ॥ ४ ॥

1 યાજ્ઞવલ્કય મુનિ કહે છે.

હે નાથ! કૃપા કરીને મને આપની અવિચલ ભક્તિ આપો, કે જે સર્વ સુખો આપનારી છે." હે પાર્વતી! આ પ્રમાણે હનુમાનજીની અત્યંત સરલ વાણી સાંભળીને પ્રભુએ તે સમયે एवमस्तु એમ કહ્યું. ॥ ૧ ॥ હે પાર્વતી! જેણે રામનો સ્વભાવ જાણ્યો હોય, તેને રામનું ભજન છોડીને બીજું કશું ગમે જ નહીં. આ સંવાદ જેના હૃદયમાં આવશે, તેને પણ રામચન્દ્રજીનાં ચરણોની ભક્તિ પ્રાપ્ત થશે. ॥ ૨ ॥ રામચન્દ્રજીનાં વચનો સાંભળી, સઘળા વાનરાઓ, "હે કૃપાળુ! હે સુખના કંદરૂપ પ્રભુ! જય, જય, જય," એમ બોલ્યા. પછી રામચન્દ્રજીએ, સુગ્રીવને બોલાવીને કહ્યું કે, "હવે અહીંથી લંકા તરફ પ્રયાણ કરવાની તૈયારી કરો ॥૩॥ અને તુરત વાનરાઓને પ્રસ્થાનની આજ્ઞા આપો. વિલંબ શા માટે કરો છો?" આ કૌતુક જોઈ, પ્રસન્ન થયેલા દેવતાઓ, આકાશમાંથી ઘણી ઘણી પુષ્પ વૃષ્ટિઓ કરીને પોતપોતાને ઘેર ગયા. ॥ ૪ ॥

दो०—कपिपति वेगि बुलायउ, आये यूथप यूथ ॥
नाना वरण अतुल बल, वानर भालु वरुथ ॥ ३५ ॥

આ સમયમાં સુગ્રીવે શીઘ્રતાથી વાનરાઓને બોલાવ્યા અને તે ઉપરથી યૂથપતિઓની સેનાઓ હાજર થઈ, કે જેઓમાં અનેક વર્ણોવાળા અને અતુલ બળોવાળા વાનરાઓનાં અને રીંછોનાં અપાર ટોળાંઓ હતાં. ॥ ૩૫ ॥

चौ०—प्रभु पद पंकज नावहिं शीशा । गर्जहिं भालु महाबल कीशा ॥
देखि राम सकल कपि सैना । चितइ कृपा कर राजिव नैना ॥ १ ॥
राम कृपा बल पाय कपिन्दा । भये पक्षयुत मनहु गिरिन्दा ॥
हर्षि राम तब कीन्ह पयाना । शकुन भये सुन्दर शुभ नाना ॥ २ ॥
जासु सकल मंगल मय कीर्ती । तासु पयान शकुन यह नीती ॥
प्रभु पयान जाना वैदेही । फरहिं वाम अंग जनु कहि देही ॥ ३ ॥
जो जो शकुन जानकिहि होई । अशकुन भयउ रावणहि सोई ॥
चला कटक को वरणै पारा । गर्जहिं वानर भालु अपारा ॥ ४ ॥
नख आयुध गिरि पादपधारी । चले गगन महि इच्छाचारि ॥
केहरि नाद भालु सब करहीं । डगमगाहि दिग्गज चिकरहीं ॥ ५ ॥

મહા બલવાન્ વાનરાઓ, અને રીંછો પ્રભુનાં ચરણકમળોમાં માથાં નમાવી, ગર્જના કરવા લાગ્યાં. કમળો સરખાં નેત્રોવાળા રામચન્દ્રજી, વાનરાઓની સઘળી સેનાને જોઇ, કૃપા દૃષ્ટિથી નિહાળવા લાગ્યા. ॥ ૧ ॥ વાનરાઓ રામની કૃપારૂપી બળને પ્રાપ્ત થવાથી, જાણે પર્વતો, પાંખોને પ્રાપ્ત થયા હોય એવા સમર્થ થયા. રામચન્દ્રજીએ હર્ષ પામીને પ્રયાણ કર્યું. આ સમયમાં અનેક પ્રકારનાં સુંદર તથા શુભ શકુનો થયાં. ॥ ૨ ॥ જેમનું કીર્ત્તન જ સર્વ મંગલમય છે, તેમને પ્રયાણમાં શુભ શકુન થયાનું વર્ણન કરવું, એ મનુષ્ય લીલાના અલંકારરૂપ છે. (વાસ્તવિક રીતે તો એમ જ કહેવું જોઇએ કે, શકુનો પોતે સફળ થવાને વાસ્તે તે સમયમાં હાજર થયાં.) ડાબાં અંગો જાણે

પ્રત્યક્ષ વાત કરતાં હોય એમ, ફરકવા લાગવાથી સીતાજીએ પ્રભુનું પ્રયાણ જાણી લીધું. ॥ ૩ ॥ સીતાજીને જે જે ડાબાં અંગો ફરકવાથી શકુનરૂપ થયાં, તે તે ડાબાં અંગો જ ફરકવાથી, રાવણને અપશકુનરૂપ થયાં. રામચન્દ્રજીની જે સેના ચાલી, તેના અંતનું કોણ વર્ણન કરી શકે? અપાર વાનરાઓ અને રીંછો ગર્જના કરવા લાગ્યાં. ॥ ૪ ॥ નખોરૂપી સ્વાભાવિક આયુધોવાળા અને જેઓએ પર્વતો તથા વૃક્ષોરૂપી બીજાં આયુધો પણ ધારી લીધાં હતાં એવા એ યોદ્ધાઓ પોતપોતાની ઇચ્છા પ્રમાણે આકાશમાં અને પૃથ્વીમાં ચાલવા લાગ્યા. સઘળાં વાનરાઓ અને રીંછો, સિંહનાદો કરવા લાગવાથી દિશાઓના હાથીઓ પણ ડગમગીને ચિત્કાર કરવા લાગ્યા. ॥ ૫ ॥

छं०—चिक्करहीं दिग्गज डोल महि गिरि लोल सागर खरभरे ॥
मन हर्ष दिनकर सोम सुर मुनि नाग किन्नर दुख टरे ॥
कटकटहिं मर्कट विकट भट बहु कोटी कोटिन्ह धावहीं ॥
जय राम प्रबल प्रताप कौशलनाथ गुण गण गावहीं ॥ १४ ॥

દિગ્ગજો ચિત્કાર કરવા લાગ્યા, પૃથ્વી ડોલવા લાગી, પર્વતો ધ્રુજવા લાગ્યા, સમુદ્રો ઉછળવા લાગ્યા, ચન્દ્ર તથા સૂર્ય આદિ દેવતાઓ મનમાં રાજી થવા લાગ્યા, દેવતાઓનાં, મુનિઓનાં, નાગોનાં તથા કિન્નરોનાં દુઃખો ટળી જવા લાગ્યાં, વાનરાઓ આનંદથી કીકીઆટીઓ કરવા લાગ્યા, ઘણા ઘણા વિકટ યોદ્ધાઓની કરોડો ટુકડીઓ દોડવા લાગી અને સર્વ યોદ્ધાઓ, ' પ્રબલ પ્રતાપવાળા કોશલાધીશ રામચન્દ્રજીનો જય થાઓ, ' એમ પોકારીને તેમના ગુણોના સમૂહોને ગાવા લાગ્યા. ॥ ૧૪ ॥

छं०—सहि शक न भार उदार अहिपति बार बार विमोहई ॥
गहि दशन पुनि पुनि कमठ पीठ कठोर सो किमि सोहई ॥
रघुवीर रुचिर पयान प्रस्थित जानि परम सुहावनी ॥
जनु कमठ खप्पर सर्पराज सो लिखित अविचल पावनी ॥ १५ ॥

મહા ગંભીર શેષનાગ, પોતાથી એ સેનાના ભારનું સહન નહીં કરી શકાયાથી ગભરાવા લાગ્યા અને તેથી વારંવાર પોતાના આધારભૂત કચ્છપની કઠોર પીઠમાં દાંતો ભરાવીને માંડ માંડ સ્થિર રહેવા લાગ્યા. કચ્છપની પીઠમાં શેષનાગના દાંતોની જે રેખાઓ પડી રહી, તેઓ, જાણે રામચન્દ્રજીના સુંદર પ્રસ્થાન સમયની પવિત્ર કુંડલી, શેષનાગે અવિચળ રાખવાને વાસ્તે કચ્છપની પીઠપર કોતરી રાખી હોય, તેમ અત્યંત શોભવા લાગી. ॥ ૧૫ ॥

दो०—इहि विधि जाय कृपानिधि, उतरे सागर तीर ॥
जहँ तहँ लागे खान फल, भालु विपुल कपि वीर ॥ ३६ ॥

કૃપાનિધિ રામચન્દ્રજી, આ પ્રમાણે સેના સહિત ચાલીને સમુદ્રને કિનારે ઉતર્યા. અસંખ્યાત વીર વાનરાઓ, અને રીંછો, સમુદ્રના કીનારાપર જ્યાં ત્યાં ફળો ખાવા લાગ્યાં.

चौ०—वहाँ निशाचर रहहिं सशंका । जबते जारि गयो कपि लंका ॥
निज निज गृह सब करहिं विचारा । नहिं निश्चर कुल केर उबारा ॥ १ ॥
जासु दूत बल बरणि न जाई । तेहि आये पुर कवन भलाई ॥
दूतन्हि सो सुनि पुर जन बानी । मंदोदरी हृदय अकुलानी ॥ २ ॥
रहि जोरी कर पति पद लागी । बोली बचन नीति रस पागी ॥
कन्त कर्ष हरि सन परिहरहू । मोर कहा अति हित हिय धरहू ॥ ३ ॥
समुझत जासु दूतकी करनी । श्रवहिं गर्भ रजनीचर घरनी ॥
तासु नारि निज सचिव बुलाई । पठवहु कन्त जो चहहु भलाई ॥ ४ ॥
तव कुल कमल विपिन दुखदाई । सीता शीत निशा सम आई ॥
सुनहु नाथ सीता बिनु दीन्हे । हित न तुम्हार शंभु अज कीन्हे ॥ ५ ॥

જ્યારથી હનુમાનજી, લંકાને બાળી ગયા, ત્યારથી તે નગરીમાં રાક્ષસો ડર્યા કરતા હતા અને પોતપોતાનાં ઘરોમાં સર્વે વિચાર કરતા હતા કે, "હવે રાક્ષસોનાં કુલને ઉગરવાનો ઉપાય નથી. ॥ ૧ ॥ જેનો દૂત પણ એવા અવર્ણનીય બળવાળો હતો, તે પોતે લંકા ઉપર આવશે, ત્યારે આપણું ભલું થવાની આશા જ શી રાખી શકાય? દૂતીઓના કહેવાથી શહેરનાં લોકોની વાણી સાંભળીને હૃદયમાં ગભરાયેલી મંદોદરી ॥ ૨ ॥ એકાંતમાં પતિ (રાવણ) ની પાસે જઈ, હાથ જોડીને ઉભી રહી અને તે સમયે રાવણ રાજસભામાં જવા તૈયાર થયો ત્યારે બલાત્કારથી તેના પગ પકડી રાખીને, નીતિના રસથી ભીંજાયેલાં વચનો[1] બોલી કે, "હે નાથ! ભગવાનની સામે શત્રુતા કરવાનું છોડી, મારાં આ ભાષણને હૃદયમાં હિતરૂપ કરીને ધારી લ્યો. ॥ ૩ ॥ રામના દૂતની કરણીની વાત નીકળતાં, પણ રાક્ષસોની સ્ત્રીઓના ગર્ભો સ્રવી જાય છે, માટે જો તમે પોતાનાં કલ્યાણની ઇચ્છા રાખતા હો તો, તમારા મંત્રિઓને બોલાવી, તેઓની સાથે, રામની સ્ત્રીને, રામની પાસે મોકલી દો. ॥ ૪ ॥ જે સીતા છે, તે તમારા કુલરૂપી કમળ વનને બાળી નાખવા વાસ્તે શીત કાલની રાત્રિ આવી છે, એમ સમજો. હે નાથ! સાંભળો. સીતાને પાછી આપ્યા સિવાય જો સદાશિવ કે બ્રહ્મા પણ, તમારૂં કલ્યાણ કરવા ધારશે, તો તે બની શકશે નહીં અથવા સીતાને પાછી આપ્યા સિવાય સદાશિવ તથા બ્રહ્મા, કે જેઓએ, તમને આવા બનાવ્યા છે, તેઓ પણ, તમારા હિતકારી નહીં બની શકે. ॥ ૫ ॥

दो०—राम बाण अहि गण सरिस, निकर निशाचर भेक ॥
जब लगि ग्रसत न तबहि लगि, यतन करहु तजि टेक ॥ ३७ ॥

જ્યાંસુધી રામનાં બાણોરૂપી સર્પોના સમૂહો રાક્ષસોના સમૂહોરૂપી દેડકાંઓને ગળી જવા લાગ્યા નથી; તેટલા સૂધીમાં તમે અભિમાનનો ત્યાગ કરીને, રાક્ષસોને બચાવવાનું તથા પોતે બચવાનો યત્ન કરો." ॥ ૩૭ ॥

---

૧ મૂળમાં बचन એમ બે શબ્દોને જૂદા પાડીને કેટલાએક સાધુઓ અર્થ કરે છે કે, "હે સ્વામી! તમે બચશો નહીં." વળી એવો પણ અર્થ કરે છે કે, "પાગી એટલે તમારી પાઘડી બચશે નહીં," આવા અર્થો કરવામાં 'नीतिरस' એ શબ્દના અન્વયમાં કેવી અડચણ આવે છે.

चौ०–श्रवण सुनत शठ ताकर बानी । बिहँसा जगत विदित अभिमानी ॥
सभय स्वभाव नारि कर सांचा । मंगल माहिं अमंगल रांचा ॥ १ ॥
जो आवै मर्कट कटकाई । जियहिं बिचारे निश्चर खाई ॥
कंपहि लोकप जाके त्रासा । तासु नारि सभीत बडि हासा ॥ २ ॥
अस कहि बिहँसि ताहि उर लाई । चलेउ सभा ममता अधिकाई ॥
मन्दोदरी हृदय करि चिंता । भयो कन्त पर विधि विपरीता ॥ ३ ॥
बैठेउ सभा खबरि अस पाई । सिंधुपार सैना सब आई ॥
बूझेसि सचिव उचित मत कहहू । ते सब हंसे मौन करि रहहू ॥ ४ ॥

જેનું અભિમાન જગતમાં પ્રખ્યાત હતું એવો શઠ રાવણ, મંદોદરીની વાણી સાંભળીને હસ્યો અને બોલ્યો કે, "સ્ત્રીઓનો સ્વભાવ બીકણ જ હોય છે" એ વાત સાચી છે. સ્ત્રીઓને પોતાનાં બીકણપણાંને લીધે મંગળમાં પણ અમંગળ જ સૂઝે. ॥૧॥ જો વાનરાઓનું સૈન્ય અહીં આવશે, તો બીચારા રાક્ષસો, તે વાનરાઓને ખાઈ ખાઈને જીવતા રહેશે. જેના ત્રાસથી લોકપાલ દેવતાઓ પણ કંપે છે, તેની સ્ત્રી બીજા લોકોથી ભય પામે, એ મોટી હસવા જેવી વાત છે." ॥ ૨ ॥ મોટા અહંકારવાળો રાવણ, એટલું બોલી, હાસ્ય કરી, મંદોદરીનું આલિંગન કરીને પછી સભામાં ગયો. મંદોદરીએ, હૃદયમાં વિચાર કર્યો કે, "વિધાતા મારા સ્વામી ઉપર વિપરીત થઈ ચૂકયો[1] છે." ॥ ૩ ॥ રાવણ સભામાં જઈને બેઠો, ત્યાં તેને એવી ખબર મળી કે, "સઘળી સેના સમુદ્રના કિનારાપર આવી ચૂકી છે." રાવણે સભામાં બેઠેલા મંત્રીઓને, "હવે આ કામમાં તમોને જે મત યોગ્ય લાગતો હોય, તે કહો" એમ પૂછતાં તે સર્વે હસીને પરસ્પરમાં બોલ્યા કે, 'આ કામમાં ઘણીને આગ્રહ ઠસી ગયો છે, માટે આપણે ચૂપ જ કહો.' પણ તેઓમાંના કેટલાએક રાવણને ભલું લગાડવા માટે નીચે પ્રમાણે બોલ્યા. ॥ ૪ ॥

चौ०–मुनि घटश्रुति बोला अहँकारी । कोहै त्रिभुवन सरिस हमारी ॥
जो सन्मुख शक नयन मिलाई । अस कह चला बिबस औंधाई ॥ १ ॥
तब सक्रोध बोला अति काया । आयसु मोहिं देहु करि दाया ॥
अबहीं क्षिति नर हरि बिन करहूं । और मंत्रका बहु उच्चारहूं ॥ २ ॥
कामरुप बोला घननादा । मम प्रभाव जग जानत जादा ॥
विधि हरि हर वश कियउँ जुझारु । नर वानरन हित कौन बिचारु ॥ ३ ॥
कुम्भ निकुम्भ दोउ छलकारी । बोले विभुता विदित हमारी ॥
कृपा दृष्टि सब देव निहारैं । देखत उच्चासन बैठारैं ॥ ४ ॥

---

१ दीपनिर्वाणगंधं च सुहृद्वाक्यमरुंधतीम् । न जिघ्रंति न शृण्वंति न पश्यंति गतायुषः જેઓને મરણ સમીપમાં આવ્યું હોય છે, તે લોકો, દીવો વધરાઈ જવાના ગંધનું નાકથી ગ્રહણ કરી શકતા નથી, સ્નેહીઓના વાક્યને સાંભળતા નથી અને અરૂંધતીના તારાને દેખતા નથી.

भोजन हित कहियत नित पाहीं । हम काहू कर छुवा न खाहीं ॥
डाटत बोलि शकै नहिं एकू । कपि मानुष हम गनैं न नेकू ॥ ५ ॥
मत्सररूप अकम्पन कहई । हमैं जियत असको सिय लहई ॥
कहो उपाय करौं अब सोई । नर वानर जेहि बचै न कोई ॥ ६ ॥
अपर कथा कहिये का छोभी । तब भा भनत महोदर लोभी ॥
जो आवै अनगिनत करोरी । डारों खाय भरै मम झारी ॥ ७ ॥
तौ कपि सहस लाख केहि लेखे । जेह भूमि नाग हम देखे ॥
बोला तब दुर्मख पाखण्डी । छलकर हरि आनो दोउ दण्डी ॥ ८ ॥
जो चाहो सो कीन्हो पाछे । बद मकराक्ष कपट वपुकाछे ॥
विपुल विप्रजा मैं वरि आनी । भूसुर बनि कोइ शकै न जानीं ॥ ९ ॥

આ[1] દિવસે કુંભકર્ણ પણ જાગીને સભામાં આવ્યો હતો, તે બોલ્યો કે 'ત્રૈલોકયમાં મારા જેવો અને મારી સામે આંખ પણ મેળવી શકે એવો કોણ છે ? આમ બોલતાં બોલતાં તેને ઉંઘ આવવા લાગી એટલે ઉંઘને પરવશ થઇને તે ચાલ્યો ગયો. ॥ ૧ ॥ પછી અતિકાય, ક્રોધથી ભરપૂર થઈને બોલ્યો કે, "હુ બીજી ઝાઝી સલાહ શું આપું ? મારી તો એ જ વાત છે કે, દયા કરીને મને આજ્ઞા આપો, એટલે હું હમણાં જ પૃથ્વીને માણુસો વગરની અને વાનરાઓ વગરની કરી નાંખું." ॥ ૨ ॥ યથેષ્ટરૂપો ધરનારો મેઘનાદ બોલ્યો કે, "મારો પ્રભાવ જગતમાં અધિક છે. મેં મોટા લડવૈયા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, એઓને પણ વશ કર્યા છે, ત્યારે માણુસોને વાસ્તે અને વાનરાઓને વાસ્તે તો વિચાર જ શો કરવો હોય ?" ॥ ૩ ॥ છલ કરનારા કુંભ તથા નિકુંભ બન્ને બોલ્યા કે, "જગતમાં અમારૂં સામર્થ્ય પ્રખ્યાત છે. દેવતાઓ પણ અમારી કૃપા દૃષ્ટિની ઇચ્છા કરે છે અને અમોને દેખતાં જ ઉંચા આસનોપર બેસાડે છે. ॥૪॥ અમોને નિત્ય જમવાનું કહે છે, પણ અમો બીજાઓનું અડકેલું ખાતા નથી. અમારી બીકને લીધે કોઈ, દેવતાઓ પણ બોલી શકતા નથી. અમો વાનરાઓને અને મનુષ્યોને કોઈ ગણુતરીમાં જ લેખતા નથી." ॥ ૫ ॥ મહામત્સરી અકંપન બોલ્યો કે, "અમો જીવતાં, સીતાને લઈ જાય એવો કોણ છે ? હવે જે કહો, તે ઉપાય કરીએ, કે જેથી મનુષ્યો કે વાનરાઓ કોઈ બચે જ નહીં. ॥ ૬ ॥ જેથી બીકણુ જણાઇએ એવી બીજી વાત કોણ કરે ?" લોભી મહોદર બોલ્યો કે, "જો અનંત કરોડ વાનરાઓ આવે, તોપણ ખાઈ જાઉં, ત્યારે મારી ઓઝરી ભરાય એમ છે, ॥૭॥ ત્યારે હજાર કે લાખ વાનરાઓ કયા લેખામાં છે ! હું વાનરાઓને તો અણુશયાં જેવા દેખું છું." પાખંડી દુર્મુખ બોલ્યો કે, "હું છળ કરીને એ બન્ને તપસ્વીઓ (રામ અને લક્ષ્મણ) ને હરીને લાવી આપું, ॥૮॥ એટલે પછી જેમ ભાસે તેમ કરજો." કપટી મકરાક્ષ કમર બાંધીને બોલ્યો કે, "મને કોઈ ન જાણી શકે એવું બ્રાહ્મણનું રૂપ ધરી કરોડો બ્રાહ્મણોને હું બરિયાનું જમાડું ॥ ૯ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

दो०--तिनके छलसे रामको, प्रभु तहँ लेहिं बुलाय ॥
धर बांधै लावै यहां, कैसो कहो उपाय ॥ ३८ ॥

એટલે તે છળોથી આપ રામને બોલાવો અને બાંધી લઇને અહીં લાવો. કહો, આ કેવો ઉપાય છે?[1] ॥ ૩૮ ॥

चौ०--जितेउ सुरासुर तब श्रम नाहीं । नर वानर कहि लेखे माहीं ॥

દેવતાઓને અને દૈત્યોને જિતી લેવામાં પણ અમોને કશો પરિશ્રમ પડયો નથી, ત્યારે માણુસો અને વાનરાઓ કયા લેખામાં છે ?" ॥ ૦ ॥

दो०--सचिव वैद्य गुरु तीनि जो, प्रिय बोलहिं भय आस ॥
राजधर्म तनु तीनि कर, होय वेगही नाश ॥ ३९ ॥

ભયથી કે આશાથી, જો મંત્રી, રાજાને પ્રિય લાગે એવું બોલે તો, રાજ્યનો જલદી જ નાશ થાય છે, જો વૈદ્ય, ભયથી કે આશાથી રોગીને પ્રિય લાગે એવું બોલે તો જલદી જ રોગીનાં શરીરનો નાશ થાય છે અને જો ગુરુ, ભયથી કે આશાથી શિષ્યને પ્રિય લાગે એવું બોલે, તો જલદી જ ધર્મનો નાશ થાય છે. ॥ ૩૯ ॥

चौ०--सोइ रावण कहँ बनी सहाई । अस्तुति करहिं सुनाइ सुनाई ॥
अवसर जानि विभीषण आवा । भ्राता चरण शीश तेहि नावा ॥ १ ॥
पुनि शिर नाय बैठि निज आसन । बोला वचन पाय अनुशासन ॥
जो कृपालु पूछेहु मोहिं बाता । मति अनुरूप कहब मैं ताता ॥ २ ॥
जो आपन चाहहु कल्याना । सुयश सुमति शुभ गति सुख नाना ॥
तौ परनारि लिलार गुसांई । तजो चौथ चंदाकी नाईं ॥ ३ ॥
चौदह भुवन एक पति होई । भूत द्रोह तिष्ठै नहिं सोई ॥
गुणसागर नागर नर जोऊ । अल्प लोभ भल कहै न कोऊ ॥ ४ ॥

રાવણને, સઘળા મંત્રીઓ એવા જ મળી આવ્યા હતા, તેથી તેઓ, સંભળાવી સંભળાવીને રાવણની સ્તુતિ જ કરતા હતા. એવામાં સમય જાણીને વિભીષણ ત્યાં આવ્યો અને તેણે ભાઇનાં ચરણોમાં માથું નમાવ્યું. ॥ ૧ ॥ વળી પણ વિભીષણ માથું નમાવીને પોતાનાં આસન ઉપર બેઠો. રાવણે અભિપ્રાય પૂછતાં વિભીષણ બોલ્યો કે, "હે કૃપાળુ ! હે તાત ! મને આપ પૂછો છો તો હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું. ॥ ૨ ॥ હે સ્વામિ ! જો આપ કલ્યાણને, સુયશને, સુમતિને, શુભ ગતિને અને અનેક પ્રકારનાં સુખોને ઇચ્છતા હો તો, પરસ્ત્રીના મોહોડાંનાં દર્શનને, ચોથના ચન્દ્રના દર્શનની પેઠે છોડી દો. (જેમ ચોથનો ચન્દ્ર, જોવાથી કલંક લાગે છે, તેમ પરસ્ત્રીનું મોહોડું જોવાથી પણ કલંક લાગે છે.) ॥ ૩ ॥ જે ચૌદે ભુવનોનો એક સ્વામી હોય, તે પણ જો પ્રાણીઓને દ્રોહ કરવા લાગે તો લાંબા કાળસૂધી ટકે નહીં. જે પુરુષ ગુણોના સમુદ્રરૂપ

[1] અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

અને ચતુર હોય, તે પણ જો જરા પણ ખરાબ વિષયમાં લોભ રાખે, તો કોઇ પણ તેને સારો ન કહે. ॥ ૪ ॥

दो०—काम क्रोध मद लोभ सब, नाथ नरक कर पंथ ॥
सब परिहरि रघुवीर पद, भजहु कहहिं सद्ग्रंथ ॥ ४० ॥

હે નાથ ! કામ ક્રોધ, મદ અને લોભ, એઓ નરકના માર્ગરૂપ છે, માટે એ સર્વને છોડી દઇને રઘુનાથજીનાં ચરણોનું ભજન કરો. જેમ હું કહું છું, તેમ જ સારાં સારાં શાસ્ત્રો પણ કહે છે. ॥ ૪૦ ॥

चौ०—तात राम नहिं नर भूपाला । भुवनेश्वर कालहु कर काला ॥
ब्रह्म अनामय अज भगवंता । व्यापक अजित अनादि अनंता ॥ १ ॥
गो द्विज धेनु देव हितकारी । कृपासिंधु मानुष तनु धारी ॥
जन रंजन भंजन खल व्राता । वेद धर्म रक्षक सुरत्राता ॥ २ ॥
ताहि वैर तजि नाइय माथा । प्रणतारति भंजन रघुनाथा ॥
देहु नाथ प्रभु कहँ वैदेही । भजहु राम बिनु हेतु सनेही ॥ ३ ॥
शरण गये प्रभु ताहु न त्यागा । विश्व द्रोह कृत अघ जेहि लागा ॥
जासु नाम त्रय ताप नसावन । सोइ प्रभु प्रकट समुझि जिय रावन ॥४॥

હે તાત ! રામ કાંઇ મનુષ્યના રાજા નથી, પણ સર્વ બ્રહ્માંડોના ઈશ્વર છે કાળના પણ કાળરૂપ છે, પરબ્રહ્મ છે, નિર્દોષ છે, અજન્મા છે, સર્વ ઐશ્વર્યવાળા છે, વ્યાપક છે, અજિત છે, અનાદિ છે, અનંત છે, કૃપાના સમુદ્રરૂપ ॥ ૧ ॥ પરમાત્માએ પૃથ્વી, બ્રાહ્મણો, ગાયો અને દેવતાઓ, એઓનું હિત કરવાને વાસ્તે જ મનુષ્ય શરીર ધર્યું છે. રામચન્દ્રજી કે જે ભકતોને રાજી કરનારા, ખલ લોકોના સમૂહને નષ્ટ કરનારા અને વેદધર્મનું તથા દેવતાઓનું રક્ષણ કરનારા છે, ॥ ૨ ॥ તેમની સાથે, વેરનો ત્યાગ કરીને તેમને માથું નમાવો. રામચન્દ્રજી, ભક્ત લોકોની પીડાઓને ભાંગી નાખનારા છે. હે નાથ ! રામચન્દ્રજીને સીતાજી પાછાં આપી દો. એ રામચન્દ્રજી કશી પણ લાલચ વિના ભક્ત ઉપર સ્નેહ રાખે એવા છે, માટે તેમનું ભજન કરો. ॥ ૩ ॥ તમને તમારાં પાપોની ધાસ્તી લાગતી હોય તો, હું કહું છું કે, જેને સર્વ જગતનો દ્રોહ કર્યાનું પાપ લાગ્યું હોય, તે પણ જો શરણાગત થાય, તો પ્રભુ, તેને પણ છોડતા નથી. હે ભાઈ રાવણ ! જેનું નામ ત્રણે તાપોને નષ્ટ કરે છે, તે જ પ્રભુ રામચન્દ્રજીરૂપે પ્રકટ થયા છે, એમ મનમાં સમજો. ॥ ૪ ॥

दो०—बार बार पद लागौं, विनय करहुँ दश शीश ॥
परिहरि मान मोह मद, भजहु कौशलाधीश ॥ ४१ ॥

હે રાવણ ! હું વારંવાર તમારા પગમાં પડીને વિનતિ કરૂં છું કે, માન, મોહ તથા મદ, એઓનો ત્યાગ કરીને રામચન્દ્રજીનું ભજન કરો. ॥ ૪૧ ॥

दो०-मुनि पुलस्त्य निज शिष्य सन, कहि पठई यह बात ॥
तुरत सो मैं तुम सन कही, पायस अवसर तात ॥ ४२ ॥

આ વાત આપણા દાદા પુલસ્ત્ય મુનિએ, પોતાનો શિષ્ય મોકલીને મને હમણાં જ કહેવરાવી મૂકી છે અને તે વાત અવસર મળવાને લીધે, મેં તમને તુરત જ કહી છે. ૪૨

चौ०-मालवन्त अति सचिव सयाना । तासु वचन सुनि अति सुख माना ॥
तात अनुज तव नीति विभूषण । सो उर धरहु जो कहत विभीषण ॥१॥
रिपु उत्कर्ष करत शठ दोऊ । दूरि न करहु यहांते कोऊ ॥
मालवन्त गृह गयऊ बहोरी । कहहि विभीषण पुनि कर जोरी ॥ २ ॥
सुमति कुमति सबके उर रहई । नाथ पुराण निगम अस कहई ॥
जहाँ सुमति तहँ संपति नाना । जहाँ कुमति तहँ विपति निदाना ॥ ३ ॥
तव उर कुमति बसी विपरीती । हित अनहित जान न रिपु प्रीती ॥
काल रात्री निशिचर कुल केरी । तेहि सीतापर प्रीति घनेरी ॥ ४ ॥

રાવણનો માલ્યવાન્ નામનો એક અતિ પ્રવીણ મંત્રી હતો, તેને, વિભીષણનાં આ વચનો બહુ જ સારાં લાગવાથી, તે બોલ્યો કે, "હે તાત ! હે રાવણ ! તમારો નહાનો ભાઈ વિભીષણ નીતીના શણગાર જેવો છે, માટે તે, જે વાત કરે છે, તે વાતને હૃદયમાં ધરી લ્યો." ॥ ૧ ॥ વિભીષણનું તથા માલ્યવાનનું બોલવું સાંભળી, રાવણ બોલ્યો કે, "હે રાક્ષસો ! આ બન્ને લુચ્ચાઓ, શત્રુની મોટાઇની વાત કરે છે, માટે એઓને તમો કોઇ અહીંથી શા માટે દૂર કરતા નથી ?" રાવણનું બોલવું સાંભળી, માલ્યવાન તો પોતાને ઘેર જતો રહ્યો, પણ વિભીષણ હાથ જોડીને ફરીવાર બોલ્યો કે, ॥ ૨ ॥ "હે નાથ ! સુમતિ અને કુમતિ, એ સર્વના હૃદયમાં હોય છે, તેઓમાં જ્યાં સુમતિ હોય, ત્યાં અનેક પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય છે, અને જ્યાં કુમતિ હોય, ત્યાં પરિણામે અવશ્ય વિપત્તિઓ પ્રાપ્ત થાય છે, ॥ ૩ ॥ એમ વેદો તથા પુરાણો કહે છે. તમારા હૃદયમાં સઘળું વિપરીત કરાવનારી કુમતિ વસી છે, તેથી તમે મિત્રોને શત્રુ-રૂપ અને શત્રુને મિત્રરૂપ સમજો છો. સીતા કે જે રાક્ષસોનાં કુલની કાલ રાત્રિ છે, તેના ઉપર તમને બહુ આસક્તિ થઇ છે. ॥ ૪ ॥

दो०-बार बार वर मांगौं, राखहु मोर दुलार ॥
सीता देहु राम कहँ, अति हित होय तुम्हार ॥ ४३ ॥

હું વારંવાર તમારી પાસે વર માગું છું કે, મારાપર પ્યાર રાખો અને રામને સીતા પાછી આપી દો. એમ કરવાથી તમારૂં મોટું કલ્યાણ થશે. ॥ ૪૩ ॥

चौ०-बुध पुराण श्रुति सम्मत वानी । कही विभीषण नीति बखानी ॥
सुनत दशानन उठा रिसाई । खल तोहिं मृत्यु निकट चलि आई ॥१॥
जियसि सदा शठ मोर जियावा । रिपुकर पक्ष मूढ तोही भावा ॥
कहसि न खल अस को जग माहीं । भुज बल मैं जीता जेहि नाहीं ॥ २ ॥

मम पुरवस तपसिन्ह सन प्रीती । शठ मिलु जाय ताहि कहु नीती ॥
अस कहि कीन्हेसि चरण प्रहारा । अनुज गहे पद बारहिं बारा ॥ ३ ॥
उमा संतकी यही बडाई । मंद करत जो करै भलाई ॥
तुम पितु सरिस भले मोहिं मारा । राम भजे हित होय तुम्हारा ॥ ४ ॥
सचिव संग ले नभपथ गयऊ । सबहि सुनाय कहत अस भयऊ ॥

વિભીષણે, જેને શ્રુતિઓ, પુરાણો અને પંડિતો સ્વીકારે એવી નીતીનું, વાણીથી નિરૂપણ કરતાં, રાવણ ક્રોધાક્રાંત થઇ, ઉભો થઇને બોલ્યો કે, "હે ખળ! તને મોત સમીપમાં ચાલ્યું આવ્યું છે. ॥ ૧ ॥ હે લુચ્ચા! હે મૂર્ખ! તું સર્વદા મારો જીવાડયો જીવે છે, તે છતાં તને શત્રુનો પક્ષ પ્રિય લાગ્યો છે. અરે ખલ! જેને મેં મારી ભુજાઓના બળથી જિત્યો નથી એવો સર્વ જગતમાં કોણ છે? ॥ ૨ ॥ કેમ બોલતો નથી? હે શઠ! તું મારા શહેરમાં રહીને તપસ્વીઓની સાથે પ્રીતિ કરે છે, માટે જતો રહે અને તેઓને મળીને આ તારી નીતિ સંભળાવ." એમ બોલીને, રાવણે વિભીષણને લાત મારી, પણ વિભીષણ વારંવાર રાવણના પગ પકડવા લાગ્યો. ॥ ૩ ॥ હે પાર્વતી! જેઓ ભૂન્ડું કરતા હોય, તેઓની સાથે પણ સંત જનો ભલાઇ કરે, એ જ સંત જનોની મોટાઇ છે. વિભીષણ બોલ્યો કે, "તમે પિતા સરખા છો, માટે મને ભલે માર્યો, પણ હું સ્પષ્ટ કહું છું કે, જો રામનું ભજન કરશો તો જ તમારૂં સારૂં થશે," ॥ ૪ ॥ એટલું બોલી, પોતાના મંત્રીઓને સાથે લઈ, આકાશ માર્ગમાં જઇ, ત્યાં ઉભો રહીને વિભીષણે સર્વ સાંભળે એવી રીતે રાવણને કહ્યું કે, ॥

दो०–राम सत्य संकल्प प्रभु, सभा काल वश तोरि ॥
मैं रघुवीर शरण अब, जाउँ देउ जनि खोरि ॥ ४४ ॥

"પ્રભુ રામચન્દ્રજી, સત્ય સંકલ્પ છે, માટે તેમણે રાક્ષસોને મારવાનો જે સંકલ્પ કર્યો છે, તે સત્ય જ થશે. તારી સભા કાળને વશ થઈ છે. હું હવે રામને શરણે જાઉં છું. મને કોઇ પણ દોષ દેશો નહીં." ॥ ૪૪ ॥

चौ०–अस कहि चला विभीषण जबहीं । आयु हीन भये निशचर तबहीं ॥
साधु अवज्ञा तुरत भवानी । कर कल्याण अखिल कर हानी ॥ १ ॥
रावण जबहिं बिभीषण त्यागा । भयो विभव विन तबहिं अभागा ॥
चलेउ हर्षि रघुनायक पाहीं । करत मनोरथ बहु मन माहीं ॥ २ ॥
देखिहौं जाय चरण जल जाता । अरुण मृदुल सेवक सुख दाता ॥
जे पद परसि तरी ऋषि नारी । दंडक कानन पावन कारी ॥ ३ ॥
जे पद जनक सुता उर लाये । कपटकुरंग संग धरि धाये ॥
हर उर सर सरोज पद जोई । अहो भाग्य मैं देखब सोई ॥ ४ ॥

એમ બોલીને વિભીષણ જે સમયમાં ત્યાંથી ચાલ્યો, તે સમયમાં જ રાક્ષસો

આયુષ્ય હીન થઇ ગયા. હે પાર્વતી ! સાધુ લોકનું અપમાન તુરત જ સઘળાં કલ્યાણોની હાનિ કરે છે. ॥ ૧ ॥ રાવણે જે સમયે વિભીષણનો ત્યાગ કર્યો, તે સમયે જ અભાગિયો એવો તે ઐશ્વર્યહીન થઇ ગયો. વિભીષણ રાજી થઈ, મનમાં અનેક મનોરથો કરતો કરતો રામચન્દ્રજીની પાસે જવા ચાલ્યો. ॥ ૨ ॥ " રામચન્દ્રજીનાં લાલ, કોમળ અને સેવકોને સુખ દેનારાં ચરણકમળો, કે જેઓના સ્પર્શથી અહલ્યા તરી ગઇ છે અને જેઓએ, દંડકારણ્યને પવિત્ર કર્યું છે, તેઓનું મને દર્શન થશે. ॥૩॥ રામચંદ્રજીનાં ચરણો કે જેઓને સીતાજી હૃદયમાં ધરી રહ્યાં છે,[1] જેઓ કપટથી મૃગ બનેલા મારીચની પછવાડે પણ દોડયા હતા[2] અને જેઓ સદાશિવના હૃદયરૂપી તળાવમાં કમળની પેઠે રહેલા છે,[3] તેઓનું હું આજ દર્શન કરીશ, માટે મારાં અહોભાગ્ય છે. ॥૪॥

दो०-जिन पाँयनकी पादुका भरत रहे मन लाय ॥
ते पद आज विलोकिहौं, इन नैनन अब जाय ॥ ४५ ॥

જે ચરણોની પાદુકાઓમાં ભરતજી મન લગાવી રહ્યા છે,[4] તે ચરણોને હું આજ હમણાં જઇને આ નેત્રોથી જોઇશ." ॥ ૪૫ ॥

चौ०-इहि विधि करत सप्रेम विचारा । आयउ सपदि सिंधुके पारा ॥
कपिन विभीषण आवत देखा । जाना कोउ रिपुदूत विशेषा ॥ १ ॥
ताहि राखि कपि पति पहँ आये । समाचार सब तिन्हें सुनाये ॥
कह सुग्रीव सुनिय रघुराई । आवा मिलन दशानन भाई ॥ २ ॥
कह प्रभु सखा बूझिये काहा । कहउ कपीश सुनिय नर नाहा ॥
जानि न जाय निशाचर माया । कामरुप केहि कारण आया ॥ ३ ॥
भेद हमार लेन शठ आवा । राखिय बाँधि मोहिं अस भावा ॥
सखा नीति तुम नीक विचारी । मम पण शरणागत भयहारी ॥ ४ ॥
सुनि प्रभु वचन हर्ष हनुमाना । शरणागत वत्सल भगवाना ॥

આ પ્રમાણે પ્રેમપૂર્વક વિચાર કરતો વિભીષણ, તુરત સમુદ્રના કિનારાપર આવી પહોંચ્યો.[5] વાનરાઓએ વિભીષણને જોઇને જાણ્યું કે, " આ કોઈ રાવણનો માનીતો દૂત આવ્યો છે. " ॥ ૧ ॥ વાનરાઓએ વિભીષણને અટકાવી, સુગ્રીવની પાસે જઇને તે વાત કહી સંભળાવી. સુગ્રીવે રામચન્દ્રજીને કહ્યું કે, "હે રઘુનાથજી ! રાવણનો ભાઇ વિભીષણ

૧ જો પ્રભુ મને પોતાની પાસે નહીં રાખે તો હું સીતાજીની પેઠે દૂર રહીને જ ધ્યાન કર્યા કરીશ એવા અભિપ્રાયથી વચન કહ્યું છે. ૨ જો હું કપટી હોઇશ તોપણ, જેમ મારીચીના કપટનો વિચાર નહીં કર્યો હતો, તેમ મારા કપટનો પણ વિચાર નહીં કરે, એવા અભિપ્રાયથી આ વચન કહ્યું છે. ૩ સદાશિવ મારા ગુરૂ છે, તો ગુરૂ જેનું ધ્યાન કરે, તેનું શિષ્યે પણ ધ્યાન કરવું જોઇએ એવા અભિપ્રાયથી આ વચન કહ્યું છે. ૪ જેઓએ, ભરતજીને ઐશ્વર્યનો મદ ચઢવા દીધો નથી, તે ચરણો મને પણ કોઇ જાતનો મદ ચઢવા નહીં દે એવા અભિપ્રાયથી આ વચન કહ્યું છે, ૫ આનો બીજો અર્થ એવો પણ થાય છે કે, જે કોઈ આ પ્રમાણે પ્રેમપૂર્વક વિચાર કરે, તે પુરુષ જલદી સંસારરૂપી સમુદ્રના પારને પ્રાપ્ત થાય છે.

મળવા આવ્યો છે." ॥૨॥ રામચન્દ્રજી બોલ્યા કે, "હે સુગ્રીવ! આ વિષયમાં તમારો શો અભિપ્રાય છે?" સુગ્રીવ બોલ્યો કે, "હે મહારાજ! સાંભળો. રાક્ષસોની માયા જાણી શકાતી નથી યથેષ્ટરૂપ ધરનારો આ રાક્ષસ, કોણ જાણે શા કારણથી અહીં આવ્યો હશે? ॥ ૩ ॥ પણ હું ધારૂં છું કે, મારો અને અંગદનો ભેદ લેવા આવ્યો હશે. મારો મત તો એમ છે કે, એને બાંધી લઇએ." રામચન્દ્રજી બોલ્યા, કે, "હે મિત્ર! તમો આ ઉત્તમ નીતિ વિચારી છે, પરંતુ મારી એક પ્રતિજ્ઞા એથી પ્રતિકૂલ છે. જે કોઈ શરણે આવે, તેના ભયને દૂર કર્યા વિના રહેવું નહીં, એ મારી પ્રતિજ્ઞા છે." ॥ ૪ ॥ પ્રભુનાં વચનો સાંભળીને હનુમાનજી રાજી થયા કે, 'પ્રભુ શરણાગત વત્સલ છે, માટે એમને આમ બોલવું જ ઘટે છે.' વળી રામચંદ્રજી બોલ્યા કે, ॥

दो०—शरणागत कहँ जे तजहिं, निज अनहित अनुमानि ॥
ते नर पामर पापमय, तिनहिं विलोकत हानि ॥ ४६ ॥

"જે પુરુષો શરણાગત લોકોને પોતાના શત્રુ ધારીને તજી દે છે, તે લોકો પાપમય છે, નકામા છે અને તેઓનું મોહોડું જોવાથી પણ પાપ લાગે છે. ॥ ૪૬ ॥

चौ०—कोटि विप्र वध लागहिं जाहू । आये शरण तजौं नहिं ताहू ॥
सन्मुख होय जीव मोहिं जबहीं । जन्म कोटि अघ नाशो तबहीं ॥ १ ॥
पापवंत कर सहज स्वभाऊ । भजन मोर तेहि भाव न काऊ ॥
जोपै दुष्ट हृदय सो होई । मेरे सन्मुख आव कि सोई ॥ २ ॥
निर्मल मन जन सो मोहिं पावा । मोहिं कपट छल छिद्र न भावा ॥
भेद लेन पठवा दशशीशा । तदपि न कछु भय हानि कपीशा ॥ ३ ॥
जगमें सखा निशाचर जे ते । लक्ष्मण हनहिं निमिष महँ ते ते ॥
जो सभीत आवा शरणाई । रखिहौं ताहि प्राणकी नाई ॥ ४ ॥

જેને કરોડ બ્રહ્મહત્યાઓ લાગી હોય, તે પણ જો મારે શરણે આવે, તો હું તેઓને કદી છોડું નહીં. જીવ જ્યારે મારી સન્મુખ થાય, તે સમયે જ તેનાં કરોડ જન્મોનાં પાપોને નષ્ટ કરી નાખું છું. ॥ ૧ ॥ પાપી લોકોનો સહજ સ્વભાવ જ એવો હોય છે કે, તેઓને મારૂં ભજન કદી પણ ગમે નહીં. જો આ વિભીષણ દુષ્ટ હૃદયવાળો હોય તો મારી સન્મુખ આવે જ કેમ? ॥ ૨ ॥ જે લોકો નિર્મલ મનવાળા હોય છે, તેઓ જ મને પામે છે. મને કપટ, છળ કે છિદ્ર ગમતાં જ નથી. હે સુગ્રીવ! જો કદાચ રાવણે આને ભેદ-લેવા મોકલ્યો હશે, તો પણ તેથી મને કશો ભય કે હાનિ થવાનાં નથી. ॥૩॥ જગતમાં જેટલા રાક્ષસો છે, તે સઘળાઓને લક્ષ્મણજી એક નિમિષ માત્રમાં મારી નાખવાને સમર્થ છે. જો આ વિભીષણ કોઈ પ્રકારનો ભય પામીને શરણે આવ્યો હશે, તો હું તેને મારા પ્રાણની પેઠે રાખીશ. ॥ ૪ ॥

दो०—उभय भाँति ले आवहु, हँस कह कृपानिधान ॥
जय कृपालु कहि कपी चले, अंगदादि हनुमान ॥ ४७ ॥

જો આ વિભીષણ ડરથી આવ્યો હોય, અથવા કપટથી આવ્યો હોય,તોપણ એને મારી પાસે લઈ આવો." રામચન્દ્રજીએ હસીને આ પ્રમાણે આજ્ઞા કરતાં, અંગદ તથા હનુમાનજી આદિ મુખ્ય વાનરાઓ, 'જય કૃપાળુ,' એમ બોલીને વિભીષણને લેવા ગયા.

चौ०—सादर तेहि आगे कर बानर । चले जहाँ रघुपति सुखसागर ॥
दूरहिते देखे दोउ भ्राता । नयनानंद दानके दाता ॥ १ ॥
बहुरि राम छबि धाम बिलोकि । रह्यो ठठकि इक टक पग रोकी ॥
भुज प्रलम्ब कंजारुण लोचन । श्यामल गात प्रणत भय मोचन ॥ २ ॥
सिंह कंध आयत उर सोहा । आनन अमित मदन मन मोहा ॥
नयन नीर पुलकित अति गाता । मन धरि धीर कही मृदु बाता ॥ ३ ॥
निशिचर वंश जन्म सुर त्राता । नाथ दशानन कर मैं भ्राता ॥
सहज पाप प्रिय तामस देहा । यथा उलूकहि तमपर नेहा ॥ ४ ॥

એ વાનરાઓ વિભીષણને આગળ કરીને, જ્યાં સુખના સાગરરૂપ રામચન્દ્રજી બીરાજ્યા હતા, તે સ્થલ તરફ ચાલ્યા. વિભીષણને નેત્રોને આનંદનું દાન દેનારા બન્ને ભાઈઓ ( રામચન્દ્રજી અને લક્ષ્મણજી ) ને દૂરથી દીઠા. ॥ ૧ ॥ ફરી શોભાના સ્થાન-રૂપ, લાંબી ભુજાઓવાળા[1], લાલ કમળો સરખાં નેત્રોવાળા,[2] શ્યામલ શરીરવાળા, પ્રણામ કરનારાઓને ભયથી મુક્ત કરનારા, ॥ ૨ ॥ સિંહના જેવી કાંધવાળા, સુંદર તથા વિસ્તીર્ણ વક્ષઃસ્થલવાળા અને અનેક કામદેવોને પણ મોહિત કરે એવા મુખવાળા રામ-ચન્દ્રજીને જોઈ, વિભીષણ પગ રોકીને ઉભો રહ્યો, નિમેષ વગરનાં નેત્રોથી જોવા લાગ્યો અને ગાત્રોમાં અત્યંત રોમાંચિત થઈ ગયો. પછી મનમાં ધીરજ ધરીને કોમળ વાણી બોલ્યો કે, ॥ ૩ ॥ " હે દેવતાઓના રક્ષક ! હે નાથ ! હું જાતે રાક્ષસ છું,[3], રાવણનો ભાઈ છું,[4] તામસી દેહવાળો છું અને જેમ ઘૂડ અંધકાર ઉપર સ્વાભાવિક પ્રેમવાળો હોય છે, તેમ પાપ ઉપર સ્વાભાવિક પ્રેમવાળો છું. ॥ ૪ ॥

दो०—श्रवण सुयश सुनि आयउँ, प्रभु भंजन भयभीर ॥
त्राहि त्राहि आरत हरण, शरण सुखद रघुवीर ॥ ४८ ॥

આપ કે જે ભયને તથા ભીડને ભાંગનારા છો, તેમના સુયશને કાને સાંભળીને આવ્યો છું. હે પીડાઓનું હરણ કરનારા અને શરણાગતોને સુખ દેનારા હે રઘુવીર ! મારું રક્ષણ કરો, રક્ષણ કરો, ॥ ૪૮ ॥

चौ०—अस कहि करत दंडवत देखा । तुरत उठे प्रभु हर्ष विशेषा ॥
दीन बचन सुनि प्रभु मन भावा । भुज विशाल गहि हृदय लगावा ॥ १ ॥

૧ લંકાનું રાજ્ય મેળવાનો મનોરથ હતો, તેથી પ્રથમ ભુજાઓને જોઈ. ૨ રાવણની ઉપર ક્રોધ કેવોક છે ! એ નક્કી કરવા સારું નેત્રો જોયાં. ૩ આપે પૃથ્વીને રાક્ષસોથી રહિત કરવાની પ્રતિજ્ઞા કરી છે, પણ હું જાતે રાક્ષસ છું, માટે યોગ્ય જણાય તેમ કરજો, એમ જણાવ્યું છે. ૪ હું ભાઈ હોવાથી રાજ્યનો દાવાદાર છું, તેથી ભાઈની સાથે વિરોધ કરી આવ્યો છું, એમ આ વચનથી જણાવ્યું છે.

अनुज सहित मिलि ढिग बैठारी । बोले बचन भक्त भय हारी ॥
कहु लंकेश सहित परिवारा । कुशल कुठाहर बास तुम्हारा ॥ २ ॥
खल मंडली बसहु दिन राती । सखा धर्म निबहै केहि भांति ॥
मैं जानों तुम्हरि सब रीती । अति नय निपुण नभाव अनीती ॥ ३ ॥
बरु भल बास नरक कर ताता । दुष्ट संग जनि देइ बिधाता ॥
अब पद देखि कुशल रघुराया । जो तुम कीन्ह जानि जनदाया ॥ ४ ॥

વિભીષણને, એ પ્રમાણે બોલી દંડવત્ કરતો જોયો કે, તુરત અત્યંત હર્ષ ધરીને રામચન્દ્રજી ઉભા થયા. એનાં દીન વચનો સાંભળી, દયાર્દ્ર થએલા પ્રભુએ, વિભીષણને લાંબી ભુજાથી પકડીને પોતાની છાતીમાં લગાવ્યો, ॥ ૧ ॥ ભક્તોના ભયનું હરણ કરનારા રામચન્દ્રજી, લક્ષ્મણજી સહિત, એ વિભીષણને મળી, પાસે બેસાડીને બોલ્યા કે, “હે લંકાના સ્વામી![1] કહો તમે પરિવાર સહિત કુશલ છો? ॥ ૨ ॥ તમારો વાસ તો મોટા સ્થાનમાં છે ના? હે મિત્ર! રાત દિવસ ખલ લોકોની મંડલીમાં રહેતાં છતાં, તમારો ધર્મ શી રીતે નભે છે? હું તમારી સર્વ રીતિને અને નીતિના વિષયમાં અતિ નિપુણતાને જાણું છું. ॥ ૩ ॥ તમને અનીતિ ગમતી નથી. વિધાતા નરકમાં વાસ ભલે આપે. પણ દુષ્ટ લોકોનો સંગ ન આપે તો સારૂં એમ સાધુ લોકો માને છે.” વિભીષણ બોલ્યો કે, “હે રઘુનાથજી! હમણાં આપનાં ચરણારવિંન્દનાં દર્શન મળ્યાં અને આપે મને ભક્ત જાણીને મારા ઉપર દયા કરી, તેથી સઘળું કુશલ પ્રાપ્ત થયું છે. ॥ ૪ ॥

दो०—तब लगि कुशल न जीव कहँ, सपनेहु मन विश्राम
जब लगि भजन न रामके, शोक धाम तजि काम ॥ ४९ ॥

જ્યાંસૂધી શોકોના સ્થાનરૂપ કામનાઓને છોડી દઈ, આપનું ભજન ન થાય, ત્યાંસૂધી જીવને કુશલ પ્રાપ્ત થતું નથી અને સ્વપ્નમાં પણ મનને વિશ્રામ મળતો નથી. ॥૪૯

चौ०—तब लगि हृदय बसत खल नाना । लोभ मोह मत्सर मद माना ॥
जब लगि उर न बसत रघुनाथा । धरे चाप सायक कटि भाथा ॥ १ ॥
ममता तरुण तिमिर अँधियारी । राग द्वेष उलूक सुखकारी ॥
तब लगि बसत जीव उर माहीं । जब लगि प्रभु प्रताप रवि नाहीं ॥ २ ॥
अब मैं कुशल मिटे भय भारे । देखि राम पद कमल तुम्हारे ॥
तुम कृपालु जापर अनुकूला । ताहि न व्याप त्रिविध भय शूला ॥३॥
मैं निशिचर अति अधम स्वभाऊ । शुभ आचरण कीन्ह नहिं काऊ ॥
जासु रूप मुनि ध्यान न पावा । सो प्रभु हर्षि हृदय मोहिं लावा ॥ ४ ॥

જ્યાંસૂધી હાથમાં ધનુષ બાણોને અને કમરપર ભાથાઓને ધારણ કરનારા રઘુનાથજી હૃદયમાં વસે નહીં, ત્યાંસૂધી હૃદયમાં લોભ, મોહ, મત્સર, મદ તથા માન આદિ

1. વિભીષણનો આશય જાણી, તેને લંકાનું રાજ્ય દેવાનો મનમાં નિશ્ચય કરી લઈને, રામચન્દ્રજીએ તુરત તેને લંકાનો રાજા કરી દીધો.

દુષ્ટ વિકારો નિવાસ કરી શકે છે. ॥ ૧ ॥ જ્યાંસુધી પ્રભુના પ્રતાપરૂપી સૂર્યનો ઉદય જીવોના હૃદયમાં ન થાય, ત્યાંસુધી જ તે હૃદયમાં રાગ તથા દ્વેષરૂપી ઘૂડોને સુખ આપનારી મમતારૂપી અંધારી મધ્ય રાત ટકી શકે છે, ॥ ૨ ॥ હે રામચન્દ્રજી ! હમણાં આપના ચરણાર્વિન્દના દર્શન મળવાથી મારૂં સર્વ પ્રકારનું કુશલ થયું છે અને સઘળો ભય ટળી ગયો છે. આપ કૃપાળુ, જેના ઉપર અનુકૂલ થાઓ, તેને ત્રણ[1] પ્રકારના વિકટ તાપો વ્યાપે નહીં. ॥ ૩ ॥ હું અત્યંત અધમ સ્વભાવવાળો રાક્ષસ છું. મેં કદી કાંઈ પણ શુભ આચરણ કર્યું નથી. જેના રૂપનાં ધ્યાનને પણ મુનિઓ પામી શકતા નથી, તે સાક્ષાત્ પ્રભુએ આનંદથી મને છાતીમાં લગાવ્યો. ॥ ૪ ॥

दो०—अहो भाग्य मम अमित अति, राम कृपा सुख पुंज ॥
देखेउँ नयन विरंचि शिव, सेव्य युगल पद कंज ॥ ५० ॥

અહો ! કૃપાના તથા સુખના સમૂહરૂપ અને જેનાં ચરણાર્વિન્દોની જોડીનું બ્રહ્મા તથા શિવ પણ સેવન કરે છે એવા રામને મેં, આ નેત્રોથી દીઠા, માટે મારૂં ભાગ્ય અત્યંત અપરિમિત છે. ” ॥ ૫૦ ॥

चौ०—सुनो सखा निज कहौं स्वभाऊ । जान भुशुंडि शंभु गिरिजाऊ ॥
जो नर होय चराचर द्रोही । आवै सभय शरण तकि मोही ॥ १ ॥
तजि मद मोह कपट छल नाना । करौं सद्य तेहि साधु समाना ॥
जननी जनक बंधु सुत दारा । तन धन भवन सुहृद परिवारा ॥ २ ॥
सबकी ममता त्याग बटोरी । मम पद मनहिं बांधि बटि डोरी ॥
समदर्शी इच्छा कछु नाहीं । हर्ष शोक भय नहिं मनमाहीं ॥ ३ ॥
अस सज्जन मम उर बस कैसे । लोभी हृदय बसत धन जैसे ॥
तुम सारिखे संत प्रिय मोरे । धरौं देह नहिं आन निहोरे ॥ ४ ॥

રામચન્દ્રજી બોલ્યા કે, “ હે મિત્ર ! મારો સ્વભાવ કહું છું, તે સાંભળો, કે જે સ્વભાવને કાકભુશુંડિ, સદાશિવ અને પાર્વતી જાણે છે. જે પ્રાણી સચરાચર જગતનો દ્રોહી હોય, ॥ ૧ ॥ તે પણ જો અનેક પ્રકારના મદને, મોહને, કપટને તથા છળને છોડી દઈ, સભય થઈ, મને જ શરણરૂપ ધારીને મારી પાસે આવે, તેને તુરત જ સાધુ સમાન કરી લઉં છું. ॥ ૨ ॥ માતા, પિતા, બંધુ, શરીર, ઘર, કુટુંબી, મિત્ર, સ્ત્રી, પુત્ર તથા ધન આદિ સર્વની મમતાઓરૂપી ( રૂના ) તાગડાઓને એકઠા કરી, તેની દોરી વણીને મારા ચરણમાં જ બાંધી દે, સમદર્શી રહે, કશી ઇચ્છા રાખે નહીં અને મનમાં હર્ષને, શોકને કે ભયને અવકાશ જ આપે નહીં ॥ ૩ ॥ એવો સજ્જન, જેમ લોભીના હૃદયમાં ધન વસે છે, તેમ મારા હૃદયમાં વસે છે. તમારા જેવા સંત જનો જ મને પ્રિય છે અને એઓને વાસ્તે જ દેહ ધરૂં છું, બીજા કોઈના ઉપર પણ પ્રેમથી દેહ ધરતો નથી

૧ આધ્યાત્મિક ( શરીરમાં થતા ), આધિભૌતિક ( સર્પ આદિ પ્રાણીઓથી થતા ) અને આધિદૈવિક ( અનાવૃષ્ટિ આદિથી થતા ) તાપો.

दो०—सगुण उपासक परम हित, निरत नीति दृढ नेम ॥
ते नर प्राण समान मोहिं, जिनके द्विज पद प्रेम ॥ ५१ ॥

જે પુરુષ, પરમ હિતકારક સગુણ ઉપાસનામાં લાગેલો, નીતિમાં રુચિવાળો, દૃઢ નિયમવાળો અને બ્રાહ્મણોનાં ચરણોમાં પ્રેમવાળો હોય, તે પુરુષ મને પ્રાણ જેવો પ્યારો લાગે છે.[1] ॥ ५१ ॥

चौ०—सुन लंकेश सकल गुण तोरे । ताते तुम अतिशय प्रिय मोरे ॥
राम वचन सुनि वानर यूथा । सकल कहहिं जय कृपा वरुथा ॥ १ ॥
सुनत विभीषण प्रभुकी वानी । नहिं अघात श्रवणामृत जानी ॥
पद अंबुज गहि वारहिं वारा । हृदय समात न प्रेम अपारा ॥ २ ॥
सुनिये देव चराचर स्वामी । प्रणतपाल उर अंतर्यामी ॥
उर कछु प्रथम वासना रही । प्रभु पद प्रीति सरित सो बही ॥ ३ ॥
अब कृपालु निज भक्ति सुपावनि । देहु दया करि शिव मन भावनि ॥
एवमस्तु कहि प्रभु रण धीरा । मांगा तुरत सिंधु कर नीरा ॥ ४ ॥
यदपि सखा तोहिं इच्छा नाहीं । मम दर्शन अमोघ जग माहीं ॥
अस कहि राम तिलक तेहि सारा । सुमन वृष्टि नभ भई अपारा ॥ ५ ॥

હે લંકેશ! સાંભળો. સઘળા ગુણો તમારામાં છે, તેથી તમે મને અત્યંત પ્રિય છો." રામનાં વચનો સાંભળી, સર્વ વાનરાઓનાં યૂથોએ, 'હે કૃપાના સમૂહરૂપ! જય, જય,' એવો શબ્દ કર્યો. ॥ १ ॥ વિભીષણ પ્રભુની વાણીને સાંભળી, તે વાણીને કર્ણામૃતરૂપ જાણીને તેથી તૃપ્તિને નહીં પામતા, વારંવાર પ્રભુનાં ચરણારવિન્દ પકડવા લાગ્યો. વિભીષણના હૃદયમાં અપાર પ્રેમ સમાતો જ નહીં હતો, ॥ २ ॥ વિભીષણ બોલ્યો કે, "હે દેવ! હે ચરાચરના સ્વામી! હે પ્રણામ કરનારાઓનું પાલન કરનારા! હે હૃદયના અંતર્યામી! પ્રથમ મારા હૃદયમાં કાંઈક (રાજ્યની) વાસના રહી હતી, તે પણ આપના ચરણોની પ્રીતિરૂપી નદીથી વહી ગઇ છે. ॥ ३ ॥ હે કૃપાળુ! હવે દયા કરીને મને આપની અતિ પવિત્ર ભક્તિ આપો, કે જે ભક્તિ, સદાશિવના મનને પણ અત્યંત પ્રિય લાગે છે." રણધીર પ્રભુ રામચંદ્રજી, एवमस्तु કહી, તુરત જ રાજ્યાભિષેકને વાસ્તે સમુદ્રનું જળ મંગાવી લઇને બોલ્યા, ॥ ४ ॥ "હે મિત્ર! જો કે તમારા મનમાં કશી ઈચ્છા નથી, તોપણ જગતમાં મારૂં દર્શન અમોઘ કહેવાય છે, માટે તે પ્રમાણે જ થવું જોઇએ." આમ બોલીને રામચંદ્રજીએ વિભીષણને સમુદ્રના જળથી નવરાવીને તુરત રાજ્યતિલક કરી દીધું. આ સમયમાં આકાશમાંથી અપાર પુષ્પોની વૃષ્ટિ થઇ. ॥ ५ ॥

दो०—रावण क्रोध अनल निज, श्वास समीर प्रचंड ॥
जरत विभीषण राखेउ, दीन्हेउ राज अखंड ॥ ५२ ॥

---

1 જ્યારે રાવણે, વિભીષણની ઉપર ચલાવેલી સાંગને, રામચન્દ્રજીએ પોતાની ઉપર લઈ લીધી, તે સમયે, આ પ્રતિજ્ઞા પૂર્ણરૂપે દેખાડી છે.

વિભીષણ કે જે રાવણના ક્રોધરૂપી અગ્નિથી અને તેમાં પોતાના નિઃશ્વાસરૂપી પ્રચંડ પવનના યોગથી બળી જતો હતો, તેને બચાવીને પ્રભુએ લંકાનું અવિચળ રાજ્ય આપ્યું. ॥ ૫૨ ॥

दो०—जो संपति शिव रावणहिं, दीन्ह दिये दश माथ ॥
सो संपदा विभीषणहि, सकुचि दीन्ह रघुनाथ ॥ ५३ ॥

જે સંપત્તિ, સદાશિવે રાવણને, દશ માથાં ચઢાવવાના બદલામાં આપી હતી, તે સંપત્તિ રામચંદ્રજીએ, 'આ તો મારાથી બહુ જ થોડું અપાય છે,' એમ સંકોચાતાં સંકોચાતાં વિભીષણને આપી. ॥ ૫૩ ॥

चौ०—अस प्रभु छांडि भजहिं जे आना । ते नर पशु विन पूंछ बखाना ॥
निज जन जान ताहि अपनावा । प्रभु स्वभाव कपि कुल मन भावा ॥१॥
पुनि सर्वज्ञ सर्व उर वासी । सर्व रूप सब रहित उदासी ॥
बोले वचन नीति प्रतिपालक । कारण मनुज दनुज कुलघालक ॥ २ ॥
सुनु कपीश लंकापति वीरा । केहि विधि उतरिय जलधि गँभीरा ॥
संकुल उरग मकर झख जाती । अति अगाध दुस्तर सब भाँती ॥ ३ ॥
कह लंकेश सुनहु रघुनायक । कोटि सिंधु शोषत तव सायक ॥
यद्यपि तदपि नीति अस गाई । विनय करिय सागर सन जाई ॥ ४ ॥

એવા પ્રભુને છોડીને જેઓ અન્ય ભૂત પ્રેતાદિનું ભજન કરે, તેઓને પૂંછડાં વગરના પશુઓ જ સમજવા. પ્રભુએ વિભીષણને ભક્ત જાણીને પોતાનો કર્યો, એ પ્રભુનો સ્વભાવ સર્વ વાનરાઓના મનને બહુ પ્રિય લાગ્યો. ॥ ૧ ॥ સર્વજ્ઞ, સર્વનાં હૃદયોમાં રહેનારા, સર્વરૂપ છતાં સર્વથી રહિત રહેનારા, નિર્લેપ, નીતિનું પાલન કરનારા, કારણથી મનુષ્ય થયેલા અને રાક્ષસોનાં કુળને નષ્ટ કરનારા રામચન્દ્રજી, ફરી વચન બોલ્યા કે, ॥ ૨ ॥ "હે સુગ્રીવ! હે લંકાપતિ વીર! સાંભળો. આ ગંભીર સમુદ્ર કે જે સર્પોની, મઘરોની તથા તિમિંગિલોની અનેક જાતિઓથી સંકુલ છે, અત્યંત અગાધ છે અને સર્વ પ્રકારે દુસ્તર છે, તેને આપણે શી રીતે ઉતરી શકીશું?" ॥ ૩ ॥ વિભીષણ બોલ્યો કે, "હે રઘુનાથજી! સાંભળો. જો કે આપનું બાણ જ કરોડો સમુદ્રોને સુકાવી નાખવાને સમર્થ છે, તોપણ આપે નીતિને અનુસરી, સમુદ્રની પાસે જઈ, તેની પ્રાર્થના કરવી યોગ્ય છે. ॥ ૪ ॥

दो०—प्रभु तुम्हार कुल गुरु जलधि, कहहि उपाय विचार ॥
बिनु प्रयास सागर तरहिं, सकल भालु कपिधार ॥ ५४ ॥

હે પ્રભુ! સમુદ્ર આપના પૂર્વે જ સગર રાજાના પુત્રોએ કરેલો છે, તેથી આપનો કુલ ગુરુ હોવાને લીધે, વિચારીને આપને યોગ્ય ઉપાય બતાવશે, કે જેથી રીંછોની તથા વાનરાઓની સઘળી સેના, પ્રયાસ વગર સમુદ્રને તરી જશે." ॥ ૫૪ ॥

चौ०—सखा कही तुम नीक उपाई । करब दैव जो होइ सहाई ॥
मंत्र न यह लक्ष्मण मन भावा । राम वचन सुनि अति दुख पावा ॥ १ ॥
नाथ दैवकर कवन भरोसा । शोषिय सिंधु करिय मन रोषा ॥
कादर मन कर एक अधारा । दैव दैव आलसी पुकारा ॥ २ ॥
सुनत विहँसि बोले रघुवीरा । ऐसेइ करब धरहु मन धीरा ॥
अस कहि प्रभु अनुजहि समुझाई । सिंधु समीप गये रघुराई ॥ ३ ॥
प्रथम प्रणाम कीन्ह प्रभु जाई । बैठे तट पुनि दर्भ डसाई ॥
जबहिं विभीषण प्रभु पहँ आये । पाछे रावण दूत पठाये ॥ ४ ॥

રામચંદ્રજી બોલ્યા કે, "હે મિત્ર! તમે બહુ સારો ઉપાય કહ્યો. જો દૈવ સહાય થશે, તો તે પ્રમાણે જ કરીશું" આ વિચાર લક્ષ્મણજીના મનને ગમ્યો નહીં હતો, તેથી લક્ષ્મણજી, રામચન્દ્રજીનાં વચન સાંભળી, બહુ ખેદ પામીને બોલ્યા કે, ॥ ૧ ॥ "હે નાથ! દૈવનો શો ભરોંસો છે? આપ મનમાં ક્રોધ કરીને સમુદ્રને સુકાવી નાખો. દૈવ તો કાયર લોકોનાં મનનો જ આધાર છે. જેઓ આળસુ હોય છે, તેઓ જ 'દૈવ, દૈવ' કરીને પોકારે છે."[1] ॥ ૨ ॥ આ સાંભળી, રામચન્દ્રજી બોલ્યા કે, "મનમાં ધીરજ ધરો, એમ જ કરીશું." એટલું બોલી લક્ષ્મણજીને શાંત કરીને રામચન્દ્રજી સમુદ્રના સમીપમાં ગયા. ॥ ૩ ॥ પ્રભુ પ્રથમ સમુદ્રને પ્રણામ કરી કિનારાપર દર્ભ બીછાવીને તે ઉપર બેઠાં. વિભીષણ, જે સમયમાં લંકામાંથી રામચન્દ્રજીની પાસે આવ્યો તે સમય જ રાવણે તેની પાછળ દૂતો મોકલ્યા હતા. ॥ ૪ ॥

दो०—सकल चरित तिन्ह देखऊ, धरे कपट कपि देह ॥
प्रभु गुण हृदय सराहिं अति, शरणागत पर नेह ॥ ५५ ॥

વાનરાઓનાં રૂપ ધરીને ગુપ્ત રીતે આવેલા તે દૂતોએ, સઘળું ચરિત્ર જોયું અને રામચંદ્રજીના શરણાગત ઉપર સ્નેહ રાખવારૂપ અદ્ભુત ગુણ જોઈને હૃદયમાં તે ગુણની બહુ જ પ્રશંસા કરી. ॥ ૫૫ ॥

चौ०—प्रगट बखानत राम स्वभाऊ । अति सप्रेम गा विसरि दुराऊ ॥
रिपुके दूत कपिन जब जाने । तिन्हैं बाँधि कपीश पहँ आने ॥ १ ॥
कह सुग्रीव सुनहु सब वनचर । अंग भंग कर पठवहु निशिचर ॥
सुनिं सुग्रीव वचन कपि धाये । बांधि कटक चहुँ पास फिराये ॥ २ ॥
बहु प्रकार मारन कपि लागे । दीन पुकारत तदपि न त्यागे ॥
जो हमार हर नासा काना । तेहि कोशलाधीश कर आना ॥ ३ ॥
सुनि लक्ष्मण तेहि निकट बुलाये । दया लागि हँसि दीन्ह छुडाये ॥
रावण कर दीन्हेहु यह पाती । लक्ष्मण वचन बाँच कुलघाती ॥ ४ ॥

---

१ उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीर्दैवं हि दैवमिति कापुरुषा वदंति ॥ दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या यत्ने कृते यदि न सिध्यति कोत्र दोषः ॥ १ ॥

રામચન્દ્રજીના પ્રસિદ્ધ સ્વભાવનાં પરસ્પરમાં વખાણ કરતાં કરતાં તેઓ, એવા તો પ્રેમમાં મગ્ન થઇ ગયા કે, જેથી પોતાનું કપટ ભૂલી જવાતાં રાક્ષસ બની રહ્યા. વાનરાઓએ તેઓને શત્રુના દૂત જાણી, બાંધી લઇને સુગ્રીવની પાસે હાજર કર્યા. ॥૧॥ સુગ્રીવે આજ્ઞા કરી કે, "હે સર્વ વાનરાઓ! સાંભળો, આ રાક્ષસોનાં અંગ ભંગ કરીને પછી તેઓને જવા દો." સુગ્રીવનું વચન સાંભળી, અનેક વાનરોઓએ દોડી, તેઓને અત્યંત દૃઢ બાંધીને સૈન્યમાં ચોમેર ફેરવ્યા. ॥ ૨ ॥ વાનરાઓ, એઓને ઘણા પ્રકારોથી મારવા લાગ્યા. દીન વચનો પોકારતાં છતાં પણ, વાનરાઓએ નહીં છોડતાં, તેઓ બોલ્યા કે, જે કોઈ અમારાં કાન કે નાક કાપશે, તેઓને રઘુનાથજીની આણ છે." ॥ ૩ ॥ એઓનો પોકાર સાંભળી, લક્ષ્મણજીએ તેઓને પોતાની પાસે બોલાવી, હસીને, દયાને ખાતર છોડાવી દીધા. પછી લક્ષ્મણજીએ, એક ચીઠ્ઠી લખી, તે, તેઓના હાથમાં આપીને કહ્યું કે, "આ ચીઠ્ઠી રાવણને આપીને કહેજો કે, હે કુલઘાતક! આ લક્ષ્મણજીનાં વચન વાંચ. ॥ ૪ ॥

दो०–कहेउ मुखागर मूढ सन, मम संदेश उदार ॥
सीता देहु मिलहु न तु, आवा काल तुह्मार ॥ ५६ ॥

એ ઉપરાંત એ મૂર્ખને મુખ જુબાનીથી પણ મારો ઉદાર સંદેશો કહેજો કે, સીતાજીને પાછાં આપી દઇને રામની સાથે સંધિ કરી લે, નહીંતર તારો મરણ કાલ આવ્યો છે, એમ સમજજે." ॥ ૫૬ ॥

चौ०–तुरत नाय लक्ष्मण पद माथा । चले दूत वर्णत गुण गाथा ॥
कहत राम यश लंका आये । रावण चरण शीश तिन नाये ॥ १ ॥
विहँसि दशानन पूछेसि बाता । कहसि न शुक आपनि कुशलाता ॥
पुनि कहु कुशल विभीषण केरि । जासु मृत्यु आई अति नेरि ॥ २ ॥
करत राज्य लंका शठ त्यागा । होई नरक कर कीट अभागा ॥
पुनि कहु भालु कीश कटकाई । कठिन काल प्रेरित चलि आई ॥ ३ ॥
तिन्हके जीवन कर रखवारा । भयो मृदुल चित सिंधु विचारा ॥
कहु तपसिन्ह कर बात बहोरी । जिनके हृदय त्रास अति मोरी ॥ ४ ॥

એ દૂતો, લક્ષ્મણજીના ચરણોમાં માથાં નમાવી, રામના ગુણોનું વર્ણન કરતા કરતા ત્યાંથી ચાલ્યા. તેઓએ, રામના યશનું જ કથન કરતાં કરતાં લંકામાં આવીને રાવણના ચરણોમાં માથાં નમાવ્યાં ॥ ૧ ॥ રાવણે, હસીને એઓમાંના એક શુક નામના દૂતને પૂછ્યું કે, "હે શુક! તું પોતાની કુશળતા કેમ કહેતો નથી? પછી વિભીષણની કુશળતાની વાત કર, કે જેને મરણ અત્યંત સમીપમાં આવેલ છે ॥ ૨ ॥ અને જે મૂર્ખ લંકામાં રાજ્ય કરવા જેવા સુખને છોડીને ગયો છે. એ અભાગિયો નરકનો કીડો જ થવાનો છે. પછી રીંછોની અને વાનરાઓની સેનાની હકીકત કહે કે, જે સેના કઠિન

કાળની પ્રેરણાથી અહીં ચાલી આવે છે. ॥ ૩ ॥ કોમળ ચિત્તવાળો બીચારો સમુદ્ર જ એ લોકોનાં જીવનની રક્ષા કરે છે. ( સમુદ્ર દયા કરીને એઓને અહીં આવવા દેતો નથી, નહીં તો, ક્યારના માર્યા ગયા હોત.) પછી એ તપસ્વીઓની (રામ અને લક્ષ્મણ) ની વાત કર કે, જેઓનાં હૃદયોમાં મારો ભારે ત્રાસ વ્યાપી રહ્યો છે. ॥ ૪ ॥

दो०—भई भेंटकी फिरि गये, श्रवण सुयश सुनि मोर ॥
कहसि न रिपु दल तेज बल, कश चकित चित तोर ॥ ५७ ॥

તારી, એઓની સાથે ભેટ થઈ કે ? એઓ મારા પરાક્રમને સાંભળીને શું પાછા ફરી ગયા કે ? શત્રુના સૈન્યના તેજની અને બળની વાતો કેમ કહેતો નથી ? તારૂં ચિત્ત ભયભીત કેમ થઈ રહ્યું છે ? ॥ ૫૭ ॥

चौ०—नाथ कृपाकर पूछहु जैसे । मानहु वचन क्रोध तजि तैसे ॥
मिला जाय जब अनुज तुम्हारा । जातहि राम तिलक तेहि सारा ॥ १ ॥
रावण दूत हमहि सुनि काना । कपिन्ह बाँध दीन्हे दुख नाना ॥
श्रवण नासिका काटन लागे । राम शपथ दीन्ही तब त्यागे ॥ २ ॥
पूछेहु नाथ कीश कटकाई । वदन कोटि शत वरणि न जाई ॥
नाना वरण भालु कपिधारी । विकटानन विशाल भयकारी ॥ ३ ॥
जेहि पुर दहेउ वधेउ सुत तोरा । सकल कपिनमें तेहि बल थोरा ॥
अमित नाम भट कठिन कराला । विपुल नाग बल तेज विशाला ॥ ४ ॥

શુક બોલ્યો કે, "હે નાથ ! જેવી કૃપા રાખીને પૂછો છો, તેવી જ કૃપા રાખી, ક્રોધને ત્યાગ કરીને મારાં વચન માનજો. તમારો ભાઈ વિભીષણ રામને મળ્યો, કે તે સમયે જ રામે તેને રાજ્યતિલક કરી દીધું છો॥૧॥ 'આ રાવણના દૂતો છે,' એમ સાંભળતાં જ વાનરાઓએ અમોને બાંધીને અનેક દુઃખો દીધાં. એઓ અમારાં નાક અને કાન કાપવા લાગ્યા હતા, પણ અમોએ રામદુવાહી દીધી, તેથી તેઓએ અમોને છોડી દીધા. ॥ ૨ ॥ હે નાથ ! તમે વાનરાઓની સેના વિષે પૂછો છો, પણ તે સેનાનું વર્ણન તો સો કરોડ મોહોડાંઓથી પણ કરી શકાય તેમ નથી. સેનાના વાનરાઓ અને રીંછો, અનેક વર્ણોવાળા, વિકરાલ મુખોવાળા, મોટા કદવાળા અને ભયંકર છે. ॥૩॥ જે વાનરાએ, લંકા બાળી અને તમારા પુત્રને માર્યો તે વાનરો તો, સઘળા વાનરાઓમાં થોડા બળવાળો ગણાય છે.[1] અથવા જેણે લંકા બાળી અને તમારા પુત્રને માર્યો તેના કરતાં બીજા વાનરાઓમાં કાંઈ ઓછું બળ નથી. જૂદાં જૂદાં નામોવાળા એ અપરિમિત યોદ્ધાઓ, કઠિન છે, કરાળ છે, કદાવર છે, અસંખ્ય હાથીઓના બળવાળા છે અને મોટા તેજવાળા છે.૪

दो०—द्विविद मयंदरु नील नल, अंगदादि विकटासि ॥
दधिमुख केसरि कुमुद गय, जाम्बवन्त बलराशि ॥ ५८ ॥

---

૧ આંથી પ્રભુના પ્રતાપનો મહિમા દેખાડયો છે, એમની કૃપાને લીધે છોટા પણ મોટાં કાર્યો કરી શકે છે.

દ્વિવિદ, મયંદ, નીલ, નલ, અંગદ, વિકટાસ્ય, દધિમુખ, કેસરી, કુમુદ, ગય અને જામ્બુવાન્ ઈત્યાદિ સર્વ યોદ્ધાઓ બળના સમૂહરૂપ છે. ॥ ૫૮ ॥

चौ०—यह कपि सब सुग्रीव समाना । इन सम कोटि गनैको आना ॥
रामकृपा अतुलित बल तिनहीं । तृण समान त्रैलोकहि गिनहीं ॥ १ ॥
अस मैं श्रवण सुना दशकंधर । पद्म अठारह यूथप बंदर ॥
नाथ कटकमें सो कपि नाहीं । जो न तुम्हें जीतै रण माहीं ॥ २ ॥
परम क्रोध मींजहिं सब हाथा । आयसु पै न देहिं रघुनाथा ॥
शोषहिं सिंधु सहित झष ब्याला । पुरहि न तौ धरकुधर विशाला ॥ ३ ॥
मर्द गर्द मिलवहिं दशशीशा । ऐसे वचन कहहिं सब कीशा ॥
गर्जहिं तर्जहिं सहज अशंका । मानहु ग्रसन चहत अब लंका ॥ ४ ॥

એ સઘળા વાનરાઓ, સુગ્રીવ જેવાજ છે, અને એઓના જેવા બીજા કરોડો છે. એઓને કોણ ગણી શકે? એઓ રામની કૃપાથી અતુલ બલવાળા છે અને ત્રૈલોકયને તૃણ સમાન ગણે છે. ॥૧॥ હે રાવણ! મેં એવું કાને સાંભળ્યું છે કે, યૂથપતિ વાનરાઓ અઢાર પદ્મ છે. હે નાથ! એ સેનામાં એવો એક વાનરો નથી, કે જે યુદ્ધમાં તમને જિતે નહીં. ॥ ૨ ॥ એ સઘળા વાનરાઓ ક્રોધથી લંકામાં આવવાને વાસ્તે હાથ ભીસે છે, પણ રામ તેઓને આજ્ઞા દેતા નથી. સર્વે વાનરાઓ બોલે છે કે, 'મઘરો તથા સર્પો સહિત સમુદ્રને સુકાવી નાખીએ. સુકાવવાથી ઘાટ ન બને તો મોટા મોટા પર્વતો નાખીને પૂરી દઈએ, ॥ ૩ ॥ અને રાવણને મર્દીને મર્દીને ધૂળમાં મેળવી દઈએ.' એ સર્વ વાનરાઓ જાણે હમણાં જ લંકાને ગળી જવા ચહાતા હોય, તેમ સ્વાભાવિક નિશ્શંકપણાથી ગર્જના કરે છે અને તમારો તિરસ્કાર કરે છે. ॥ ૪ ॥

दो०—सहज शूर कपि भालु सब, पुनि शिरपर श्रीराम ॥
रावण काल कोटि कहँ, जीति शकैं संग्राम ॥ ५९ ॥

હે રાવણ! સઘળા વાનરાઓ તથા રીંછો સ્વભાવથી શૂરા છે. અને વળી તેઓને માથે શ્રીરામ છે, તેથી તેઓ સંગ્રામમાં કરોડો કાળોને પણ જિતી શકે એમ છે. ॥ ૫૯ ॥

चौ०—रामतेज बल बुद्धि विपुलाई । शेष सहस शत शकहिं न गाई ॥
शक शर एक शोषि शत सागर । तव भ्रातहि पूछेहु नयनागर ॥ १ ॥
तासु वचन सुनि सागर पाहीं । मागत पंथ कृपा मन माहीं ॥
सुनत वचन विहँसा दशशीशा । जो अस मति सहाय कृत कीशा ॥ २ ॥
सहज भीरु कर वचन दृढाई । सागर सन ठानी गरिआई ॥
मूढ़ मृषा कत करसि बड़ाई । रिपु बल बुद्धि थाह मैं पाई ॥ ३ ॥
सचिव सभीत विभीषण जाके । विजय विभूति कहाँ लगि ताके ॥
सुनि खल वचन दूत रिस बाढ़ी । समय विचारि पत्रिका काढ़ी ॥ ४ ॥

राम अनुज दीन्ही यह पाती । नाथ बचाय जुड़ावहु छाती ॥
विहँसिं बामकर लीन्हेसि रावण । सचिव बोलि शठ लागु बचावन ॥ ५ ॥

રામનાં બળની અને બુદ્ધિની જે જે મોટાઈ છે, તેનું સો હજાર શેષનાગો પણ વર્ણન કરી શકે એમ નથી. એ રામ જ બાણથી સો સમુદ્રોને સુકાવી શકે, તોપણ પોતે નીતિમાં ચતુર હોવાથી, તમારા ભાઈને સમુદ્ર તરવાનો ઉપાય પૂછયો. ॥ ૧ ॥ એ રામ તમારા ભાઈના કહેવા ઉપરથી સમુદ્રની પાસે માર્ગની માગણી કરે છે. કેમ કે, એના મનમાં સમુદ્રની ઉપર દયા છે. શુકનાં વચનો સાંભળી. રાવણ હાંસી કરીને બોલ્યો કે, "જેની બુદ્ધિ એવી કંગાલ છે અને વળી જેને વાનરાઓની સહાય છે, ॥ ૨ ॥ તેનાથી સઘળું થઇ રહ્યું, અર્થાત્ તેનાથી કશું થવાનું નથી. વિભીષણ કે જે જન્મથી જ બીકણ છે, તેનાં વચનને માનીને સમુદ્રની પાસે ગરીબાઈ કરે છે, તેનાથી શું થવાનું છે? હે મૂઢ! શા માટે શત્રુની ખોટી બડાઈ કરે છે? શત્રુના બળનો અને બુદ્ધિનો અંત મેં જાણી લીધો. ॥ ૩ ॥ બીકણ વિભીષણ જેનો મંત્રી થયો હોય તેને વિજય અને ઐશ્વર્ય ક્યાંસૂધી રહે? તેઓને વિજય અને ઐશ્વર્ય પ્રાપ્ત જ થાય કે?" દુષ્ટ રાવણનાં વચનો સાંભળી, જેના મનમાં બહુ ક્રોધ ચઢયો એવા શુકે, સમય જોઇ, લક્ષ્મણજીની ચીઠ્ઠી કહાડીને કહ્યું કે, ॥ ૪ ॥ "હે નાથ! રામના નહાના ભાઇએ આ ચીઠ્ઠી આપી છે. આ ચીઠ્ઠી વંચાવીને તમારી છાતીને ઠંડી કરો." શઠ રાવણે હસીને તે ચીઠ્ઠી ડાબા હાથથી લીધી અને મંત્રીને બોલાવીને તેની પાસે[1] વંચાવી. ॥ ૫ ॥

दो०—बातन मनहिं रिझाय शठ, जनि घालसि कुल खीश ॥
राम विरोध न उबरिहहु, शरण विष्णु अज ईश ॥ ६० ॥

ચીઠ્ઠીમાં લખ્યું હતું કે, "હે મૂર્ખ! તું વાતોથી મનને રીઝાવીને કુલનો નાશ ન કર, તેં રામની સાથે વિરોધ કર્યો છે, માટે વિષ્ણુ, બ્રહ્મા, કે સદાશિવ તારા રક્ષક થશે, તો પણ તું ઉગરવાનો નથી. ॥ ૬૦ ॥

दो०—होउ मान तज अनुज इव, प्रभु पद पंकज भृंग ॥
होहि राम शर अनल खल, जनि कुल सहित पतंग ॥ ६१ ॥

તું અભિમાનનો ત્યાગ કરી, તારા નહાના ભાઈની પેઠે પ્રભુનાં ચરણોરૂપી કમળોમાં ભ્રમરરૂપ થા. હે મૂર્ખ! રામનાં બાણરૂપી અગ્નિમાં કુલ સહિત પતંગિયા (આગિયા જીવડા) રૂપ થા નહિ." ॥ ૬૧ ॥

चौ०—सुनत सभय मन मुख मुसुकाई । कहत दशानन सबहि सुनाई ॥
भूमिं परा कर गहत अकाशा । लघु तापसकर वागविलासा ॥ १ ॥
कह शुक नाथ सत्य सब बानी । समझहु छाँड़ि प्रकृति अभिमानी ॥
सुनहु वचन मम परिहरि क्रोधा । नाथ राम सन तजहु विरोधा ॥ २ ॥
अति कोमल रघुवीर स्वभाऊ । यद्यपि अखिल लोक कर राऊ ॥
मिलत कृपा प्रभु तुमपर करिहैं । उर अपराध न एकौ धरिहैं ॥ ३ ॥
जनक सुता रघुनाथहि दीजै । इतना कहा मोर प्रभु कीजै ॥

---

૧ ચીઠ્ઠી ડાબા હાથમાં લેવી અને પોતે નહી વાંચતાં બીજાની પાસે વંચાવવી, એ એક જાતનો ચીઠ્ઠીનો અનાદર છે.

जब तेहि देन कहेउ वैदेही । चरण प्रहार कीन्ह शठ तेही ॥ ४ ॥
चरण नाय शिर चला सो तहां । कृपासिंधु रघुनायक जहां ॥
करि प्रणाम निज कथा सुनाई । राम कृपा आपनिं गति पाई ॥ ५ ॥
ऋषिं अगस्त्य कर शाप भवानी । राक्षस भया रहा मुनि ज्ञानी ॥
वंदि राम पद बारहिं बारा । पुनि निज आश्रम कहँ पगु धारा ॥ ६ ॥

રાવણ, આ ચીઠ્ઠી સાંભળી મનમાં ભય પામ્યા છતાં પણ, મોહોડું હસતું રાખીને સર્વ સાંભળે એવી રીતે બોલ્યો કે, "એ નહાનો તપસ્વી (લક્ષ્મણ) ધરતીપર પડેલો છતાં, આકાશને પકડવા જેવી વાત કરે છે, માટે તેનું આ લખાણ કેવળ વાણીના વિલાસ માત્ર જ છે. (આમાં કશો દમ નથી.)" ॥ ૧ ॥ શુક બોલ્યો કે, "હે નાથ! આ ચીઠ્ઠીમાં જે કાંઈ લખ્યું છે, તે સત્ય છે, એમ સમજીને અભિમાની પ્રકૃતિને છોડી દો અને ક્રોધનો ત્યાગ કરીને મારી વિનતિ સાંભળો. હે નાથ! રામની સાથેના વિરોધને છોડી દો, ॥૨॥ રામ જો કે સર્વ બ્રહ્માંડોના રાજા છે, તોપણ અત્યંત કોમળ સ્વભાવવાળા છે, તેથી, મળતાં વેંત જ તમારા ઉપર કૃપા કરશે અને તમારા એકે અપરાધને મનમાં નહીં ધરે. ॥૩॥ હે પ્રભુ! મારૂં આટલું કહ્યું માનો કે રામને સીતાજી પાછાં આપી દો." શુકે સીતાજી પાછાં આપી દેવાની વાત કરી કે, તે વખતે જ નીચ રાવણે તેને લાત મારી. ॥ ૪ ॥ શુક, રાવણનાં ચરણોમાં પ્રણામ કરીને ત્યાંથી ચાલી નિકળ્યો તે પરભારો જ કૃપાના સમુદ્રરૂપ રામચન્દ્રજીની પાસે આવ્યો. શુક, રામચન્દ્રજીને પ્રણામ કરી, પોતાની સઘળી હકીકત કહી સંભળાવીને પછી રામની કૃપાથી પોતાના અસલ સ્વરૂપ (મુનિસ્વરૂપ) ને પ્રાપ્ત થયો. ॥ ૫ ॥ હે પાર્વતી! એ શુક પૂર્વ કાળમાં જ્ઞાની મુનિ હતો, તે અગસ્ત્ય મુનિના શાપથી રાક્ષસ થયો[1] હતો. મુનિ થયેલો શુક, વારંવાર રામના ચરણોમાં પ્રણામ કરીને પાછો પોતાના આશ્રમમાં ગયો. ॥ ૬ ॥

दो०-विनय न मानत जलधि जड़, गये तीन दिन बीति ॥
बोले राम सकोप तब, भय विन होय न प्रीति ॥ ६२ ॥

ઘણી ઘણી પ્રાર્થના કરતાં છતાં પણ, મૂર્ખ સમુદ્ર માન્યો નહીં[2] અને ત્રણ દિવસ વીતી ગયા ત્યારે રામચંદ્રજી ક્રોધાક્રાંત થઈને બોલ્યા કે, "ભય વિના પ્રીતિ થતી જ નથી.

---

૧ શુક, પ્રથમ એક ઋષિ હતો, તેણે આસુર યજ્ઞનો આરંભ કરીને અગસ્ત્યને નિમંત્રણ આપ્યું. અગસ્ત્યના સંધ્યા કરવા જવાના સમયમાં વજ્રદંષ્ટ્ર રાક્ષસે પાછલું વેર સંભારી, અગસ્ત્યના રૂપથી શુકને કહ્યું કે, મને માંસયુક્ત ભોજન કરાવવું. શુકે એ વાતનો સ્વીકાર કરતાં, રાક્ષસે ત્યાંથી જઈ રસોયાનું રૂપ ધરીને મનુષ્યનું માંસ પકાવ્યું. અગસ્ત્ય ભોજન કરવા બેઠા, ત્યારે માણસનું માંસ પીરસેલું જોવામાં આવતાં, તેમણે શુકને શાપ દીધો કે, 'રાક્ષસ થઇ જા.' પછી ખરી હકીકત જાહેર થતાં, અગસ્ત્ય બોલ્યા કે, તું રાવણની પાસે જઇને રહે. ત્રેતાયુગના અંતમાં, રામ રાવણ ઉપર ચઢાઈ લઈ આવશે, તે સમયે તું રાવણને સારી શિખામણ આપતાં, તિરસ્કાર પામીને રામની પાસે જશે અને ત્યાં રામના દર્શનથી તને રાક્ષસપણું છુટી જઇને પાછું ઋષિપણું પ્રાપ્ત થશે.' (અધ્યાત્મ રામાયણ.) ૨ સમુદ્ર, રામની મનુષ્ય લીલા જોઇને તેમનાં ઈશ્વરત્વને ભૂલી ગયો હતો, તેથી અથવા પોતાની ઉત્તર તરફના રહેવાશી કિરાત લોકોને શિક્ષા કરાવવા ચાહતો હતો તેથી તેણે પ્રથમ રામને માન આપ્યું નહીં.

ચૌ૦—लक्ष्मण बाण शरासन आनू । शोखौं वारिधि विशिष कृशानू ॥
शठ सन विनय कुटिल सन प्रीती । सहज कृपण सन सुंदर नीति ॥ १ ॥
मम तारक सन ज्ञान कहानी । अति लोभी सन विरति बखानी ॥
क्रोधिहिं शम कामिहि हरिकथा । ऊसर बीज बये फल यथा ॥ २ ॥
अस कहि रघुपति चाप चढावा । यह मत लक्ष्मणके मन भावा ॥
संधानेउ प्रभु विशिख कराला । उठी उदधि उर अंतर ज्वाला ॥ ३ ॥
मकर उरग झष गण अकुलाने । जरत जंतु जलनिधि जब जाने ॥
कनक थार भरि मणि गण नाना । विप्र रुप आये तजि माना ॥ ४ ॥

હે લક્ષ્મણ ! ધનુષ બાણ લાવો એટલે હું અગ્નિના અસ્ત્રનો પ્રયોગ કરી, સમુદ્રને સુકાવી નાખું. શઠની પાસે વિનય કરવો, કુટિલની સાથે પ્રીતિ કરવી, સ્વાભાવિક કૃપણને સારી નીતિનો ઉપદેશ દેવો, ॥ ૧ ॥ ભારે મમતાવાળાને જ્ઞાનની કથા કહેવી, અત્યંત લોભીની પાસે વૈરાગ્યની ચર્ચા કરવી, ક્રોધીની પાસે શાંતિની વાત કરવી અને કામીને હરિકથા સંભળાવવી, એ સર્વ ખારી ધરતીમાં બીજ વાવ્યા બરાબર છે. ” ॥ ૨ ॥ આમ બોલીને રામચન્દ્રજીએ, ધનુષ ચઢાવ્યું. આ મત લક્ષ્મણજીને ગમ્યો. રામચન્દ્રજીએ વિકરાલ બાણ સાંધ્યું કે, તે સમયે સમુદ્રની અંદર અગ્નિની જ્વાળાઓ ઉઠી, ॥ ૩ ॥ અને મઘરોના, સર્પોના તથા મત્સ્યોના સમૂહો વ્યાકુલ થઈ ગયા. સમુદ્ર પોતાની અંદરના સઘળા જીવોને બળવા લાગેલા જાણી, અભિમાનનો ત્યાગ કરી, બ્રાહ્મણનું રૂપ ધરી, સોનાના થાળમાં અનેક પ્રકારનાં મણિઓના સમૂહોને ભરી, તે લઈને રામની પાસે આવ્યો.

દો૦—काटिहि पै कदली फरै, कोटि यत्न कर सींच ॥
विनय न मान खगेश सुन, डाटेहि पै नवै नीच ॥ ६३ ॥

હે ગરુડજી ![1] સાંભળો. જેમ કેળને કરોડ યત્નો વડે પાણી સીંચીએ તોપણ તે કેળ ફળે નહીં, પણ જ્યારે કાપીએ ત્યારે જ ફળે, તેમ નીચને ગમે તેવો વિનય કરીને સમજાવીએ તોપણ તે નીચે નમે નહીં, પરંતુ જ્યારે ખરેખર ભય દેખાડીએ ત્યારે જ નમે.

ચૌ૦—सभय सिंधु गहि पद प्रभु केरे । क्षमहु नाथ सब अवगुण मेरे ॥
गगन समीर अनल जल धरणी । इनकी नाथ सहज जड़ करणी ॥ १ ॥
तव प्रेरित माया उपजाये । सृष्टि हेतु सब ग्रंथन गाये ॥
प्रभु आयसु जेहि कहँ जस अहहीं । सो तेहि भांति रहैं सुख लहहीं ॥ २ ॥
प्रभु भल कीन्ह मोहिं शिख दीन्ही । मर्य्यादा सब तुम्हरी कीन्ही ॥
ढोल गँवार शूद्र पशु नारी । यह सब ताडनके अधिकारी ॥ ३ ॥
प्रभु प्रताप मैं जाब सुखाई । उतरहि कटक न मोरि बडाई ॥
प्रभु आज्ञा अपेल श्रुति गाई । सोइ करहु जो तुमहिं सुहाई ॥ ४ ॥

---

૧ કાકભુશુંડી કહેછે.

ભય પામેલા સમુદ્રે, રામચન્દ્રજીનાં ચરણ પકડીને વિનતિ કરી કે, "હે નાથ! મારા સઘળા અવગુણોની ક્ષમા કરો. હે સ્વામી! આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી, એ પાંચે મહાભૂતોની સ્થિતિ સ્વાભાવિક રીતે જડ જ છે. ॥ ૧ ॥ સર્વ ગ્રંથો પણ કહે છે કે, સૃષ્ટિને વાસ્તે તમારી પ્રેરેલી માયાએ, એ પાંચે ભૂત ઉપજાવ્યાં છે, જે માયિક હોય, તે જડ જ હોય, એવો નિયમ છે. જો કે, એ પાંચ ભૂતો અધિષ્ઠતા દેવતા-રૂપે ચૈતન્ય છે, તોપણ જેને જેને આપની, જેવી જેવી આજ્ઞા છે, તે તે, તેવી તેવી આજ્ઞા પ્રમાણે રહેવાથી જ સુખ પામે છે. ॥૨॥ આપે મને શિક્ષા કરી, એ સારૂં કર્યું છે. નહીં-તર હું તમારી સ્થાપેલી મર્યાદા પ્રમાણે જ વર્ત્તતાં, સઘળી મર્યાદાઓ તમારી જ કરેલી છે. ઢોલ, ગમાર, શૂદ્ર, પશુ અને સ્ત્રી, એ સર્વે તાડનનાં (પ્રહારનાં) જ અધિકારી છે. ॥ ૩ ॥ હું આપના પ્રતાપથી સૂકાઈ જાઉં, એટલે આપની સેના ઉતરી જાય, પણ તેમાં મારી મોટાઇ રહેશે નહીં. વેદ પણ કહે છે કે, આપની આજ્ઞા કદી પણ ફરે એવી નથી, માટે હવે જેમ આપને રુચે તે પ્રમાણે કરો. ॥ ૪ ॥

दो०—सुनत विनीत वचन अति , कह कृपालु मुसुकाय ॥
जेहि विधि उतरे कपि कटक, तात सो करहु उपाय ॥ ६४ ॥

સમુદ્રનાં અતિ નમ્રતા ભરેલાં વચનો સાંભળી, કૃપાળુ રામચંદ્રજી હસીને બોલ્યા કે, "હે તાત સમુદ્ર! આ વાનરાઓનું કટક જે ઉપાયથી ઉતરે તે ઉપાય કરો." ॥ ૬૪ ॥

चौ०—नाथ नील नल कपि दोउ भाई । लरिकाई ऋषि आशिष पाई ॥
सरिता निकट रहे मुनि छाई । करहिं उपद्रव तहँ दोउ जाई ॥ १ ॥
आँख मूंद मुनि ध्यान लगावैं । तब यह ठाकुर को लै जावैं ॥
सो जलमें सब देहिं डुबाई । तब मुनि शाप दियो रिसियाई ॥ २ ॥
वस्तु तुम्हारि छुई जो होई । पानी पै उतरावै सोई ॥
अस्थिर रहै चले सो नाहीं । तब यह कछु समझे मन माहीं ॥ ३ ॥
तिनके परस किये गिरि भारे । तरिहैं जलधि प्रताप तुम्हारे ॥
मैं पुनि उर धरि प्रभु प्रभुताई । करिहौं बल अनुमान सहाई ॥ ४ ॥
इहि विधि नाथ पयोधिं बँधाइय । जेहि अस सुयश लोक तिहुँ गाइय ॥
यहि शर मम उत्तर तट वासी । हतहु नाथ खल गण अघराशी ॥ ५ ॥
सुनि कृपालु सागर मन पीरा । तुरतहिं हरी राम रण धीरा ॥
देखि राम बल अतुलित भारी । हर्षि पयोनिधि भयो सुखारी ॥ ६ ॥
सकल चरित कह प्रभुहि सुनावा । चरण बंदि पाथोधि सिधावा ॥

સમુદ્ર બોલ્યો કે, "હે નાથ! આપની સેનામાંના નલ અને નીલ નામના બે વાનરાઓ, કે જેઓ, પરસ્પર ભાઈ થાય છે, તેઓને, બાલકપણામાં ઋષિનો શાપરૂપે આશીર્વાદ મળ્યો છે. એક[1] ઋષિ નદીને કિનારે પર્ણકુટી બાંધીને રહ્યા હતા, ત્યાં એ બે ભાઇઓ જઇને ઉપદ્રવ કરતા હતા. ॥ ૧ ॥ મુનિ આંખો વીંચી ધ્યાન લગાવી બેઠા

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

હોય, ત્યારે એ બે વાનરાઓ તેમના ઠાકુરજીને લઈ જતા હતા અને તે ઠાકુરજીને જળમાં ડૂબાવી દેતા હતા. આથી ઋષિએ ક્રોધ કરીને તેઓને શાપ આપ્યો કે, ॥ ૨ ॥ "તમારી અડેલી કોઈ પણ વસ્તુ પાણીમાં પડશે, તો તે જ્યાં પડશે ત્યાં સ્થિર જ રહેશે. જળના વેગથી ચલાયમાન પણ થશે નહીં." આવો શાપ મળ્યો ત્યારે તેઓ મનમાં કાંઈક સમજ્યા.[1] ॥૩॥ આ કારણથી એ નલે તથા નીલે સ્પર્શ કરેલા, ભારે ભારે પર્વતો પણ આપના પ્રતાપથી મારા જળમાં તરશે. વળી હું પણ હૃદયમાં આપની પ્રભુતાનો વિચાર કરી, મારી શક્તિ પ્રમાણે સહાય આપીશ. ॥ ૪॥ હે નાથ ! આ પ્રમાણે મારામાં સેતુ ( પુલ ) બંધાવો, કે જેથી એ બાબતની આપની સુકીર્તિને ત્રૈલોક્ય પણ ગાય. આ બાણ કે જે આપે ધનુષમાં સાધેલું છે, તેથી મારા ઉત્તર તટમાં રહેનારા ખલ અને પાપોના સમૂહોરૂપ કિરાત લોકોનો વિનાશ કરો." ॥૫॥ કૃપાળુ રણધીર રામચંદ્રજીએ, સમુદ્રના મોહોડાંથી સમુદ્રની પીડાનું શ્રવણ કરી, ઉતર તરફના કિરાત લોકોને તે બાણથી મારીને તુરત જ તે પીડાને દૂર [2]કરી.સમુદ્ર રામચન્દ્રજીના અતુલિત અને અદ્ભુત બલથી પ્રસન્ન થયો અને સુખ પામ્યો. ॥૬॥ પછી તે સમુદ્ર, દેવ રામચન્દ્રજીને રાવણના ઘરની હકીકત કહી સંભળાવી, તેમના ચરણોમાં પ્રણામ કરીને પોતાના જળમાં પેસી ગયો. ॥

छं०—निज भवन गवन्यो सिंधु श्रीरघुवीर यह मत भायऊ ॥
यह चरित कलिमल हरन जस गति दास तुलसी गायऊ ॥
सुख भवन संशय दमन शमन विषाद रघुपति गुण गना ॥
तजि आश सकल भरोस गावहिं सुनहिं सज्जन शूचि मना ॥ १६ ॥

સમુદ્ર પોતાના સ્થાનકમાં ગયા અને સમુદ્રે બતાવેલો માર્ગ, રામચન્દ્રજીના મનને સારો લાગ્યો, કલિયુગના મેલોને હરનારૂં આ ચરિત્ર તુલસીદાસે પોતાની બુદ્ધિ પ્રમાણે ગાયું છે. રામચન્દ્રજીના ગુણોના સમૂહો કે જેઓ સુખના સ્થાનકરૂપ છે,[3] સંશયોને નષ્ટ કરનારા[4] છે અને ખેદને શાંત કરનારા છે,[5] તેઓને જે સજ્જનો સઘળી વિષમ સંબંધી આશાઓનો તથા સંસારી લોકોના ભરોંસાઓનો ત્યાગ કરીને ગાશે અને સાંભળશે તેઓનાં અંતઃકરણો પવિત્ર થશે. ॥ ૧૬ ॥

दो०—सकल सुमंगल दायक, रघुनायक गुण गान ॥
सादर सुनहिं ते तरहिं भव, सिंधु विना जल यान ॥ ६५॥

આ રામચન્દ્રજીના ગુણોનું વર્ણન કે જે સઘળાં સુમંગળોને આપનારૂં છે, તેનું[6] જેઓ શ્રવણ કરશે, તેઓ વહાણ વિના જ સંસારરુપી સમુદ્રને તરી જશે. ॥ ૬૫ ॥

## सुंदरकांडनुं शुद्ध गुजराती भाषान्तर समाप्त.

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે. ૨ જળ શુષ્ક થઈ જતાં, આ પ્રદેશનું 'મરૂદેશ એવું નામ પડયું. એ દેશને રામચન્દ્રજીએ વરદાન આપ્યું કે, તારામાં ફળો તથા પુષ્પો ઘણાં થશે, દૂધ વગેરે પદાર્થો સારા થશે આરોગ્ય પણ અધિક રહેશે, ( વાલ્મીકીય રામાયણ યુદ્ધકાંડ. ) ૩ રામના ગુણોથી જેમ સમુદ્રને સુખ થયું, તેમ લોકોનો સુખ પ્રાપ્ત થાય છે ૪ રામના ગુણોથી જેમ કિરાતો નષ્ટ થયા, તેમ લોકોનાં સંશયો નષ્ટ થાય છે. ૫ રામના ગુણોથી જેમ સમુદ્રનો મદ નષ્ટ થયો, તેમ લોકોનો ખેદ નષ્ટ થાય છે. ૬ જેમ વાનરાઓ વહાણ વિના સમુદ્રને તરી જશે તેમ.

॥ श्रीः ॥




श्रीगोस्वामी

# तुलसीदासकृत रामायण ॥

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

## लंकाकांड.



श्रीगणेशाय नमः ।



# ॥ श्रीतुलसीदासकृत रामायण ॥

## લંકાકાંડ.

### શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



रामं कामारिसेव्यं भवभयहरणं कालमत्तेभसिंहं ।
योगीन्द्रं ज्ञानगम्यं गुणनिधिमजितं निर्गुणं निर्विकारम् ॥
मायातीतं सुरेशं खलवधनिरतं ब्रह्मवृंदैकदेवं ।
वंदे कंदावदातं सरसिजनयनं देवमूर्वीशरूपम् ॥ १ ॥

સદાશિવના સેવ્ય, જન્મ-મરણના ભયને હરનારા, કાળરૂપી મદોન્મત્ત હાથીને મારવામાં સિંહરૂપ, યોગીઓના સ્વામી, ગુણોના ભંડારરૂપ, કોઇથી પણ નહીં જિતાયેલા, નિર્ગુણ, નિર્વિકાર, માયાથી અલગ રહેલા, દેવતાઓના નિયંતા, ખલ લોકોના વધમાં તત્પર રહેનારા, બ્રાહ્મણોના સમૂહને ઇષ્ટદેવરૂપ માનનારા અથવા બ્રાહ્મણોના સમૂહો જેને ઇષ્ટદેવ માને છે એવા, મેઘસમાન શ્યામસુંદર કાંતિવાળા, કમળો સરખાં નેત્રોવાળા અને રાજારૂપે રહેલા શ્રીરામચંદ્રજીને પ્રણામ કરૂં છું. ॥ ૧ ॥

शंखेन्द्राभमतीव सुन्दरतनुं शार्दूलचर्माम्बरं ।
कालव्यालकपालभूषणधरं गंगाशशांकप्रियम् ॥
काशीशं कलिकल्मषौघशमनं कल्याणकल्पद्रुमं ॥
नौमीड्यं गिरिजापतिं गुणनिधिं श्रीशंकरं कामहम् ॥ २ ॥

શંખ તથા ચંદ્ર, એઓના જેવી ઉજ્જ્વલ કાંતિવાળા, અત્યંત સુંદર શરીરવાળા, વ્યાઘ્રચર્મરૂપી વસ્ત્રવાળા, કાળ જેવા સર્પોરૂપી તથા ખોપરીઓરૂપી ભૂષણોને ધરનારા, ગંગાજી ઉપર તથા ચન્દ્ર ઉપર પ્યાર રાખનારા, કાશીના પતિ, કલિયુગસંબંધી પાપોના સમૂહને શાંત કરનારા, કલ્યાણના કલ્પવૃક્ષરૂપ, સ્તુતિ કરવા યોગ્ય, પાર્વતીના પતિ, ગુણોના ભંડારરૂપ અને કામદેવને હરનારા શ્રીસદાશિવની સ્તુતિ કરૂં છું. ॥ ૨ ॥

यो ददाति सतां शंभुः कैवल्यमपि दुर्लभम् ॥
खलानां दण्डकृद्योसौ शंकरश्शन्तनोतु मे ॥ ३ ॥

કલ્યાણુ આપનારા સદાશિવ કે જે સત્પુરુષોને દુર્લભ કૈવલ્ય મોક્ષ પણુ આપે છે અને ખળ પુરુષોને શિક્ષા કરે છે, તે મારા કલ્યાણુને વિસ્તારો. ॥ ૩ ॥

दो०–लव निमेष परिमाणु युग, वर्ष कल्प शर चंड ॥
भजसि न मन तेहि राम कहँ, काल जासु कोदंड ॥ १ ॥

હે મન! રામચન્દ્રજી કે જેનું કાલરૂપ ધનુષ છે અને જેમાં પરમાણુ, લવ, નિમેષ, વર્ષ, યુગ અને કલ્પ, એઓરૂપી પ્રચંડ બાણો છે (અર્થાત જે પ્રભુ કાળના પરમાણુ તથા લવ આદિ અવયવોથી સર્વ પદાર્થોના આયુષ્યને ક્ષીણુ કરતા જ જાય છે), તેને તું શા માટે ભજતું નથી?[1] ॥ ૧ ॥

सो०–सिन्धु वचन सुनि राम, सचिव बोलि प्रभु अस कहेउ ॥
अब विलम्ब केहि काम, करहु सेतु उतरे कटक ॥ १ ॥

રામચન્દ્રજીએ સમુદ્રનાં વચનો સાંભળી, સુગ્રીવ આદિ મંત્રિઓને બોલાવીને કહ્યું કે "હવે વિલંબ કરવાનું શું પ્રયોજન છે? જેથી સૈન્ય ઉતરે એવો સેતુ (પુલ) બનાવો.[2]

सो०–सुनहु भानु कुलकेतु, जाम्बवन्त कर जोरि कह ॥
नाथ नाम तव सेतु, नर चढि भवसागर तरहिं ॥ २ ॥

જામ્બુવાન્ હાથ જોડીને બોલ્યા કે, "હે સૂર્યવંશના ધ્વજરૂપ રામચંદ્રજી! સાંભળો. આપનું નામ જ સેતુરૂપ છે, કે જે ઉપર ચઢીને લોકો સંસારરૂપી સમુદ્રનો પાર પામે છે. ॥ ૨ ॥

चौ०–यह लघु जलधि तरत कत वारा । अस सुनि पुनि कह पवनकुमारा ॥
प्रभु प्रताप वडवानल भारी । शोषेउ प्रथम पयोनिधि वारी ॥ १ ॥
तव रिपु नारि रुदन जलधारा । भर्यो बहोरि भयउ तेहि खारा ॥
सुनि अस युक्ति पवनसुत केरी । विहँसे रघुपति कपि तन हेरी ॥ २ ॥
जाम्बवन्त बोले दोउ भाई । नल नीलहि सब कथा सुनाई ॥
राम प्रताप सुमिरि उरमाहीं । करहु सेतु प्रयास कछु नाहीं ॥ ३ ॥
बोलि लिये कपि निकर बहोरी । सकल सुनहु इक विन्ती मोरी ॥
रामचरण पंकज उर धरहू । कौतुक एक भालु कपि करहू ॥ ४ ॥
धावहु मर्कट विकट वरूथा । आनहु विटप गिरिनके यूथा ॥
सुनि कपि भालु चले करि हूहा । जय रघुवीर प्रताप समूहा ॥ ५ ॥

---

૧ આ કાંડમાં મુખ્યત્વે વીરરસનું વર્ણુન કરવાનું છે, તેથી આરંભમાં ધનુષબાણુનો મહિમા કહ્યો છે. ૨ આથી જણાય છે કે, રામચન્દ્રજીને સીતાજીની પ્રાપ્તિમાં અત્યંત ઉત્કંઠા તથા ત્વરા છે.

આમ છે ત્યારે આ નહાના સમુદ્રનો પાર પામવામાં કેટલી વાર લાગશે? કશી વાર લાગવાની નથી." આ સાંભળીને હનુમાનજી બોલ્યા કે, "હે પ્રભુ! આપના પ્રતાપરૂપી મોટા વડવાનલે પ્રથમ જ સમુદ્રનાં જળને સુકાવી નાખ્યું હતું, ॥ ૧ ॥ પણ આ સમુદ્ર જે પાછો ભરાઇ ગયેલો જોવામાં આવે છે, તે તો આપના શત્રુઓની સ્ત્રીઓનાં રુદનનાં જળો (આંસુઓ) ની ધારાઓથી જ ભરાઇ ગયો છે, કે જેથી ખારો થઇ ગયો[1] છે." આ પ્રમાણે હનુમાનજીની ઉત્પ્રેક્ષા અલંકારવાળી યુક્તિને સાંભળી અને વાનરાઓનાં શરીરોનો ઉત્સાહમય જોઇને, રામચન્દ્રજી હસ્યા. ॥ ૨ ॥ જામ્બુવાને, નલ તથા નીલ, એ બન્ને ભાઈઓને બોલાવી, જે કાંઈ સમુદ્રે વાત કરી હતી, તે સઘળી સંભળાવીને કહ્યું કે, "તમો હૃદયમાં રામના પ્રતાપનું સ્મરણ રાખીને સેતુ બનાવો. એમાં કશો પરિશ્રમ પડશે નહીં." ॥ ૩ ॥ વળી તેમને સર્વ રીંછોના તથા વાનરાઓના સમૂહોને બોલાવીને કહ્યું કે, "હે રીંછો તથા હે વાનરાઓ! તમો સર્વે મારી એક વિનતિ સાંભળો અને રામચન્દ્રજીનાં ચરણારવિન્દોને હૃદયમાં ધરીને એક કૌતુક કરો. તમો મોટાં મોટાં ટોળાંઓ કરીને દોડો અને ચોમેરથી પર્વતોનાં તથા વૃક્ષોનાં સમૂહોને ઉઠાવી ઉઠાવી ઉપાડી લાવો." ॥ ૪ ॥ આ સાંભળી, વાનરાઓનાં અને રીંછોનાં યૂથો 'હૂહા' કરી, 'રામચન્દ્રજીના પ્રતાપના સમૂહનો ઉત્કર્ષ થજો,' એમ બોલતાં બોલતાં ત્યાંથી ચાલ્યાં ॥ ૫ ॥

दो०—अति उतंग तरु शैल गण, लीलहि लेंहिं उठाय ॥
आनि देहिं नल नील कहँ, विरचहिं सेतु बनाय ॥ २ ॥

એ વાનરાઓ તથા રીંછો અત્યંત ઊંચા પર્વતોના અને વૃક્ષોના સમૂહોને લીલામાત્રથી ઉઠાવી ઉઠાવીને આણી દેવા લાગ્યાં અને નલ તથા નીલ, એ પર્વતોથી તથા વૃક્ષોથી સેતુ બનાવવા લાગ્યા. ॥ ૨ ॥

चौ०—चहुँदिशि कहँ सब बानर धावहिं । कन्दुक इव नग कहँ धरि लावहिं ॥
चौदह योजन रच्यो प्रथम दिन । दूजे बीश रच्यो प्रमुदित मन ॥ १ ॥
तीजे दिन इकवीश बनायो । बाइस चौथे दिवसे सुहायो ॥
पचम दिन योजन तेईशा । रच्यो नील नल माझ हरीशा ॥ २ ॥
पूर्ण भयो शत योजन जबहीं । आज्ञा दी रघुनंदन तबहीं ॥
अब कोई पर्वत मत लावो । जहां तहां तुरतहि पधरावो ॥ ३ ॥
तेहि क्षण शृंग हिमालय भारी । लावत हैं हनुमान उपारी ॥
वृंदावन ढिग पहुँचे जाई । तहँ प्रभुकी आज्ञा सुनि पाई ॥ ४ ॥

---

[1] કેટલાએક આવો અર્થ કરે છે કે, "આપના ભક્ત અગસ્ત્ય મુનિએ પણ પ્રથમ આપના પ્રતાપરૂપી ભારે વડવાગ્નિથી સમુદ્રનાં જળને સુકાવી નાખ્યું હતું, કે જે પાછું તેમણે જ ઉઘાડા થઈ ગયેલા દૈત્યોનાં રુદન ઉપરથી નાડીદ્વારા પોતાના શરીરમાંથી કહાડીને ભરી દીધું છે અને તેમ થવાથી ખારૂં થઈ ગયું છે. આપના ભક્તે પણ એ પ્રમાણે કર્યું હતું, તો આપ પોતે સમુદ્રનાં જળને સુકાવી નાંખો; તેમાં શી મોટી વાત છે!"

વાનરાઓ[1] ચારે દિશાઓમાં દોડી દોડી, જેમ દડાઓને ઉપાડે, તેમ પર્વતોને ઉપાડી ઉપાડીને લાવવા લાગ્યા. પહેલે દિવસ ચૌદ યોજન બંધાયો, બીજે દિવસ વીશ યોજન બંધાયો, ॥ ૧ ॥ ત્રીજે દિવસ એકવીશ યોજન બંધાયો. ચોથે દિવસ બાવીશ યોજન બંધાયો અને પાંચમે દિવસ ત્રેવીશ યોજન બંધાયો. આવી રીતે ચતુર નલ તથા નીલ, એ બે વાનરાઓએ, પાંચ દિવસમાં સો યોજનનો સેતુ બાંધી દીધો. ॥ ૨ ॥ બરાબર સો યોજન પૂરાં થઈ રહ્યાં, ત્યારે રામચન્દ્રજીએ આજ્ઞા પ્રસિદ્ધ કરાવી દીધી કે, “ હવે કોઈએ પર્વત લાવવો નહીં અને જેના હાથમાં હોય, તેણે જ્યાં પોતે હોય તે જ જગોએ તુરત મૂકી દેવો.” આ સમયમાં હનુમાનજી હિમાલયના એક ભારે શિખર ( ગોવર્દ્ધન ) ને ઉપાડી લાવતા હતા, તે વૃન્દાવનના સમીપમાં પહોંચ્યા, ત્યાં પ્રભુની આજ્ઞા તેમના સાંભળવામાં આવી. ॥ ૪ ॥

दो०—सुनि आज्ञा हनुमान तब, तहँ गिरि धर्यो उतारि ॥
गिरि गोवर्द्धन विप्र तनु, धरि तब कह्यो उचारि ॥ ३ ॥

આજ્ઞા સાંભળવામાં આવતાં જ હનુમાનજીએ એ પર્વતને તે જ સ્થળમાં ઉતારીને મૂકી દીધો. આમ થતાં, એ ગોવર્દ્ધન પર્વત બ્રાહ્મણનું રૂપ ધરીને બોલ્યો કે, ॥ ૩ ॥

चौ०—रामदरश इच्छा मनमांहीं । त्यागा हमहिं उचित अस नाहीं ॥
महा वीर सुनि प्रभु पहँ आये । ताके समाचार सब गाये ॥ १ ॥
रघुपति कह्यो कहो तुम जाई । द्वापर अंत दरश दे आई ॥
सात दिवस कर पर तेहि धरिहौं । तीन लोक महिमा विस्तारिहौं ॥ २ ॥
महा वीर पुनि तेहि पर आये । प्रभुके सब संदेश सुनाये ॥
सुनि गोवर्द्धन हर्षित भारी । मग्न प्रेम सुमिरे अघहारी ॥ ३ ॥

“ હે હનુમાનજી ! મારા મનમાં રામનાં દર્શનથી ઈચ્છા હતી, તે છતા તમે મને અહીં છોડી દો છો એ યોગ્ય થતું નથી.” એ સાંભળી, હનુમાનજીએ રામચન્દ્રજીની પાસે આવીને તેના સર્વ સમાચાર સંભળાવ્યા. ॥ ૧ ॥ રામચન્દ્રજીએ કહ્યું કે, હે હનુમાનજી, તમે ત્યાં જઈને ગોવર્દ્ધનને મારા તરફથી કહો કે, “ દ્વાપર યુગના અંતમાં દર્શન આપીશ, ત્યારે તને સાત દિવસ હાથપર ધરી રાખીશ, અને તેથી તારા મહિમાને જગતમાં વિસ્તારીશ.” ॥૨॥ હનુમાનજીએ પાછા ગોવર્દ્ધનની પાસે આવીને તેને પ્રભુનો સઘળો સંદેશો કહી સંભળાવ્યો, તે સાંભળીને ગોવર્દ્ધન બહુ જ રાજી થયો અને ત્યાંજ રહી, પ્રેમમાં મગ્ન થઈને નિરંતર પ્રભુનું સ્મરણ કરવા લાગ્યો.[2] ॥ ૩ ॥

चौ०—शैलविशाल आनि कपि देहीं । कंदुक इव नल नील सो लेहीं ॥
देखि सेतु अति सुंदर रचना । विहँसि कृपानिधिं बोले वचना ॥ १ ॥
परम रम्य सुंदर यह धरणी । महिमा अमित जाय नहिं बरणी ॥
करिहौं यहां शंभु थापना । मोर हृदय परम कल्पना ॥ २ ॥

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

ચિત્ર ૧૧



રામેશ્વર સ્થાપન.

मुनि कपीश दुइ दूत पठाये । मुनिवर निकर बोलि ले आये ॥
लिंग थाप विधिवत् करी पूजा । शिव समान प्रिय मोहिं न दूजा ॥ ३ ॥
शिवद्रोही मम दास कहावै । सो नर सपनेहु मोहिं न पावै ॥
शंकर विमुख भक्ति चह मोरी । सो नर मूढ मंद मति थोरी ॥ ४ ॥

વાનરાઓ, મોટા મોટા પર્વતો લાવી લાવીને દેવા લાગ્યા અને નલ તથા નીલ એ પર્વતોને દડાઓને પેઠે ઝીલી લેવા લાગ્યા. રામચન્દ્રજી, સેતુની અતિ વિચિત્ર રચનાને જોઇ, હસીને બોલ્યા કે, ॥ ૧ ॥ "આ પૃથ્વી અત્યંત રમણીય છે અને આ પૃથ્વીનો મહિમા અપરિમિત છે, કે તેનું વર્ણન કરી શકાય એમ નથી.[1] અહીં હું સદાશિવની સ્થાપના કરીશ, એ મારાં હૃદયનો સર્વોપરી સંકલ્પ છે." ॥ ૨ ॥ આ સાંભળીને સુગ્રીવે મુનિઓને બોલાવવાને વાસ્તે બે દૂતોને મોકલતાં, તેઓ અનેક મહા મુનિઓને[2] તે સ્થલમાં બોલાવી લાવ્યા. રામચન્દ્રજીએ વિધિ પ્રમાણે શિવલિંગનું[3] સ્થાપન કરીને પૂજા કર્યા પછી ભાષણ કર્યું કે, "મને શિવ સમાન બીજો કોઇ પણ પ્રિય નથી, ॥ ૩ ॥ જે પુરુષ શિવનો દ્રોહ કરતો હોય અને મારો દાસ કહેવાતો હોય, તે પુરુષ મને સ્વપ્નમાં પણ ગમતો નથી. જે માણસ શંકરથી વિમુખ રહીને મારી ભક્તિની ઇચ્છા કરે, તે માણસને, મૂઢ, મંદ ભાગ્ય અને થોડી બુદ્ધિવાળો સમજવો. ॥ ૪ ॥

दो०—शंकर प्रिय मम द्रोही, शिव द्रोही मम दास ॥
ते नर करहिं कल्प भर, घोर नरकमें वास ॥ ४ ॥

જે પુરુષ શંકરનો ભક્ત હોય પણ મારો દ્રોહી હોય અથવા મારો ભક્ત હોય પણ શંકરનો દ્રોહી હોય, તે પુરુષ એક કલ્પ પર્યંત ઘોર નરકમાં વાસ કરે છે. ॥ ૪ ॥

चौ०—जो रामेश्वर दर्शन करिहैं । सो तनु तजि मम धाम सिधरिहैं ॥
जो गंगाजल आन चढाइहि । सो सायुज मुक्ति नर पाइहि ॥ १ ॥
है अकाम जो छलतज सेई । भक्ति मोरि तेहि शंकर देई ॥

૧ દ્રાવિડ દેશ ભક્તિની જન્મભૂમિ છે. દેવતાઓનું આરાધન કરવાને વાસ્તે ઉત્તમ સ્થાનરૂપ પર્વતોનો પણ અહીં મોટો સમાગમ થયો છે, અને વળી સર્વ તીર્થોના સમુદાય સમુદ્રનું તીર છે, માટે આ પ્રદેશ પરમ ઉત્તમ છે. ૨ કેટલાએક આ પ્રકરણમાં ગપ મારે છે કે, 'રામચન્દ્રજીએ શિવલિંગનું સ્થાપન કરાવવાને વાસ્તે રાવણને બોલાવ્યો હતો અને તે રાવણ સીતાજી સહિત ત્યાં આવી, યથાવિધિ સ્થાપના કરાવીને પાછો સીતાજી સહિત લંકામાં ગયો હતો.' ૩ આ સ્થાપનનું કારણ એવું માનવામાં આવે છે કે, રાવણ સદાશિવનો પરમ ભક્ત હતો. અને લંકામાં વિજયને વાસ્તે સદાશિવનું સ્થાપન પણ કરી ચૂક્યો હતો, આમ છતાં પણ રામચન્દ્રજીને રાવણનો વધ કરવો હતો, તેથી તેમણે સદાશિવને પ્રસન્ન રાખવા વાસ્તે અહીં સ્થાપન કર્યું. કેટલાએક વૈષ્ણવો, સદાશિવના નિંદક હોય છે, તેઓને સમજાવવાને વાસ્તે પણ રામચન્દ્રજીએ શિવલિંગનું સ્થાપન કર્યું છે કે જેથી તેઓ નિંદાને છોડીને શિવને પરમ પૂજ્ય જ માને. વાલ્મીકીય રામાયણના યુદ્ધકાંડમાં કહ્યું છે કે, "सेतुबंध इति ख्यातं त्रैलोक्ये न च पूजितम् ॥ एतत्पवित्रं परमं महापातकनाशनम् अत्र पूर्वं महादेवः प्रसादमकरोद्विभुः ॥"

ममकृत सेतु जो दर्शन करिहैं । सो तनु तजि मम धाम सिधरिहैं ॥ २ ॥
राम वचन सबके मन भाये । मुनिवर निज निज आश्रम आये ॥
गिरिजा रघुपतिकी यह रीती । संतत करहिं प्रणत पर प्रीती ॥ ३ ॥
बाँधेउ सेतु नल नील नागर । राम कृपा यश भयउ उजागर ॥
बूडहिं आनहिं बोरहिं जेई । भये उपल वोहित सम तेई ॥ ४ ॥
महिमा यह न जलधिकी वरणी । पाहन गुणन कपिनकी करणी ॥

જે, આ રામેશ્વરનું[1] દર્શન કરશે, તેઓ, મરણ પામ્યા પછી મારા ધામને પ્રાપ્ત થશે ( સાલોકય મુક્તિ પામશે ) અને જેઓ, ગંગાજલ લાવીને રામેશ્વરને ચઢાવશે, તેઓ, મારા સ્વરૂપમાં મળી જવારૂપી સાયુજ્ય મુક્તિ પામશે. ॥ ૧ ॥ જેઓ છળનો ત્યાગ કરી, નિષ્કામ થઇને રામેશ્વરનું સેવન કરશે, તેઓને રામેશ્વર મારી ભક્તિ આપશે. જેઓ મારા કરેલા આ સેતુનું દર્શન કરશે, તેઓ મરણ પામ્યા પછી, મારા ધામમાં જશે." ॥ ૨ ॥ રામચન્દ્રજીનું આ ભાષણ સર્વને પ્રિય લાગ્યું. લિંગસ્થાપન કરાવવાને વાસ્તે આવેલા મુનિવરો, પોતપોતાના આશ્રમોમાં ગયા. હે પાર્વતી ! સર્વદા ભક્તજનોની ઉપર પ્રીતિ કરવી, એ જ રામચંદ્રજીની રીતિ છે, ( કે જેથી તેમણે મારા લિંગનું સ્થાપન કરીને મારો મહિમા વધાર્યો. ) ચતુરતાવાળા નીલ અને નલ, એઓએ, સેતુ બાંધતાં, રામની કૃપાથી તેઓનો યશ સર્વત્ર પ્રસિદ્ધ થયો, ॥૩॥ પાષાણો કે જેઓ, પોતે ડુબે, બીજાઓને ડૂબાવે, તેઓ પણ વહાણ જેવા થયા, એ કાંઇ સમુદ્રનો મહિમા ન હતો, પાષણોને ગુણ ન હતો, કે વાનરાઓની કરણી પણ ન હતી, પરંતુ ॥ ૪ ॥

दो०—श्रीरघुवीर प्रतापतें, सिंधु तरे पाषान ॥
ते मतिमंद जो राम तजि, भजहिं जाय प्रभु आन ॥ ५ ॥

એ શ્રીરામચન્દ્રજીનો જ પ્રતાપ હતો. જેના પ્રતાપથી પાષાણો પણ સમુદ્રમાં તર્યા. તે રામચન્દ્રજીને છોડી દઇને, જેઓ બીજા સ્વામીઓનું ભજન કરે, તેઓને મંદ બુદ્ધિવાળા જ સમજવા. ॥ ૫ ॥

चौ०—बांधि सेतु अति सुदृढ बनावा । देखि कृपानिधिके मन भावा ॥
चली सेन कछु वरणि न जाई । गर्जहिं मर्कट भट समुदाई ॥ १ ॥
सेतुबंध ढिग चढि रघुराई । चितव कृपालु सिंधु बहुताई ॥
देखन कहँ प्रभु करुणा कंदा । प्रगट भये सब जलचर वृंदा ॥ २ ॥
नाना मकर नक्र झष व्याला । शत योजन तनु परम विशाला ॥

---

૧ અહીં આ પ્રમાણે કહેવામાં આવે છે. 'આ લિંગનું નામ શું પાડવું ?' એમ રામચન્દ્રજીએ પૂછતાં ઋષિઓ બોલ્યા કે, 'रामेश्वर' અર્થાત્ રામ અને ઈશ્વર બન્ને ( આ સખાભાવ ) છે. રામચન્દ્રજી બોલ્યા કે, "રામના ઈશ્વર તે રામેશ્વર." ( આ સ્વામીભાવ ) છે. લિંગમાંથી શબ્દ થયો કે, રામ જેના ઈશ્વર છે, તે રામેશ્વર' ( આ સેવકભાવ ) છે. આ ઉપરથી ગુસાંઇજીએ કહ્યું છે કે, सेवक स्वामी सखा शिव पियके.

ऐसे एक तिनहिं धरि खाहीं । एकन के डर एक पराहीं ॥ ३ ॥
प्रभुहि विलोकहिं टरहिं न टारे । मन हर्षित सब भये सुखारे ॥
तिनकी ओट न देखिय वारी । मगन भये हरिरूप निहारी ॥ ४ ॥
चला कटक कछु वरणि न जाई । को कहि शक कपि दल विपुलाई ॥

એ સેતુ બાંધીને પાછો તેને મજબૂત બનાવ્યો, કે જે જોવાથી રામચન્દ્રજીનું મન પ્રસન્ન થયું. એ સેતુ ઉપર એટલી સેના ચાલી અને વાનર યોદ્ધાઓ એવી ગર્જનાઓ કરવા લાગ્યા કે, તેનું વર્ણન જ કરી શકાય નહીં. ॥ ૧ ॥ કૃપાળુ રામચંદ્રજી, સેતુબંધની ઉપર ચઢીને સમુદ્રની મોટાઇને જોવા લાગ્યા, ત્યાં તેમના દર્શન કરવાને વાસ્તે સર્વ જલ જંતુઓના સમૂહો જલની અંદરથી જલ ઉપર આવ્યા. ॥ ૨ ॥ એ અનેક મઘરો, ઝૂડો, માછલાંઓ તથા સર્પો, એઓમાં કેટલાએક તો એવા હતા કે, જેઓનાં શરીરો સો સો યોજન વિસ્તીર્ણ હતાં. જલ જંતુઓનો સમુદાય સો યોજનમાં બન્ને તરફ વ્યાપ્ત થઇ ગયો. જલ જંતુઓમાં કેટલાંએક પરસ્પરને પકડીને ખાઇ જાય એવાં હતાં અને કેટલાંએક પરસ્પરથી ડરીને ભાગી જાય એવાં હતાં. ॥ ૩ ॥ પ્રભુને જોઈ, મનમાં હર્ષિત થયેલાં અને સુખ પામેલાં એ જલ જંતુઓ, જલ ઉપર, ખસેડતાં પણ નહીં ખસે એવી ભીડથી જામતાં, તેઓ આડાં આવવાને લીધે જલ પણ ન દેખાવા લાગ્યું. જલ જંતુઓનાં રૂપો જોઈને વાનરાઓ રાજી થવા લાગ્યા, ॥ ૪ ॥ જેનું કોઈથી કશું વર્ણન કરી શકાય નહીં એવી સેના સેતુ ઉપર ચાલતી થઈ. વાનરાઓનાં સૈન્યની મોટાઇનું કોણ વર્ણન કોણ કરી શકે ? ॥

दो०—सेतुबंध भइ भीर अति, कपि नभपंथ उडाहिं ॥
अपर जलचरनि उपर चढि, बिनुश्रम पारहि जाहिं ॥ ६ ॥

સેતુબંધ ઉપર ભારે ભીડ થતાં કેટલાએક વાનરાઓ સેતુ ઉપર, કેટલાએક વાનરાઓ જલ જંતુઓનાં શરીરોપર અને કેટલાએક વાનરાઓ આકાશમાર્ગમાં ચઢીને કશા પણ શ્રમ વગર સામે પાર જવા લાગ્યા.[1] ॥ ૬ ॥

चौ०—यह कौतुक विलोकि दोउ भाई । विहँसि चले कृपालु रघुराई ॥
सैन सहित उतरे रघुवीरा । कहि न जाय कछु यूथप भीरा ॥ १ ॥
सिन्धुपार प्रभु डेरा कीन्हा । सकल कपिन कहँ आयसु दीन्हा ॥
खाहु जाय फल मूल सुहाये । सुनत भालु कपि जहँ तहँ धाये ॥ २ ॥
सब तरु फले राम हित लागी । ऋतु अनऋतुहि काल गति त्यागी ॥
खाहिं मधुर फल विटप हिलावहिं । लंका सन्मुख शिखर चलावहिं ॥ ३ ॥
जहँ कहुँ फिरत निशाचर पावहिं । घेरि सकल मिलि नाच नचावहिं ॥
दशनन काट नासिका काना । कहि प्रभु सुयश देहिं तब जाना ॥ ४ ।

---

૧ જેમ કે, કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ, એ માર્ગોથી સંસારીઓ સંસારરૂપી સમુદ્રને સામે પાર જવા લાગે છે.

जिनकर नासा कान निपाता । तेहि रावणहि कही सब बाता ॥
सुनत श्रवण वारिधि बंधाना । दशमुख बोलि उठा अकुलाना ॥ ५ ॥

કૃપાળુ રામચંદ્રજી અને લક્ષ્મણજી, બન્ને ભાઈઓ આ કૌતુક જોતા હસતા હસતા ચાલવા લાગ્યા. રામચંદ્રજી, સેના સહિત સામે પાર ઉતરતાં, ત્યાં જે યૂથપતિઓની ભીડ થઈ, તે વર્ણવી શકાય તેવી ન હોતી. ॥૧॥ રામચંદ્રજીએ, સમુદ્રના કીનારાપર ડેરા દઈ, સર્વ વાનરાઓને આજ્ઞા કરી કે, "તમો અહીંનાં વનો વગેરેમાં જઈને મનભાવતાં ફલ ફૂલો ખાઓ." આ આજ્ઞા સાંભળીને રીંછો તથા વાનરાઓ ફલ ફૂલો ખાવાને વાસ્તે તે તે સ્થલોમાં દોડયા. ॥ ૨ ॥ સર્વ વૃક્ષો ઋતુ તથા અનૃતરૂપ કાળના નિયમને છોડી દઈને રામનાં હિતને માટે ફલિત થયાં હતાં. ( જેઓને ફળવાનો સમય ન હતો, તેઓ પણ ફળ્યાં હતાં. ) રીંછો અને વાનરાઓ, મધુર ફલો ખાઈને વૃક્ષોને હલાવવા લાગ્યાં અને લંકાની સામે ઠળીઆઓ ફેંકવા લાગ્યાં. ॥ ૩ ॥ ફરતાં ફરતાં જ્યાં જ્યાં રાક્ષસો જોવામાં આવ્યા, ત્યાં ત્યાં તે રીંછો તથા વાનરાઓ, સર્વ મળી, રાક્ષસોને પકડીને નાચ નચાવવા લાગ્યા, દાંતોવતી તેઓનાં નાક, કાન કાપી લેવા લાગ્યા અને જ્યારે રામની કીર્તિ ગાય, ત્યારે તેઓને છોડી દેવા લાગ્યા. ॥ ૪ ॥ જેઓનાં નાક કાન કપાયાં, તેઓએ જઈને રાવણની પાસે સઘળી વાત કરી. રાવણ સમુદ્ર બંધાયાની વાત સાંભળતાં જ ગભરાયો. રાવણ દશ મુખવાળો હતો, પણ વાતચીત એક જ મોહોડાથી કરતો હતો. પરંતુ જ્યારે રામચંદ્રજી નજદીક આવી પહોંચવાની વાત સાંભળી, ત્યારે વ્યાકુલ થઈને દશે મોહોડાંઓથી બોલ્યો કે, ॥ ૫ ॥

दो०—बांधेउ जलनिधि नीरनिधि, जलधि सिंधु वारीश ॥
सत्य तोयनिधि कंपनिधि, उदधि पयोधि नदीश ॥ ७ ॥

જલનિધિ બાંધ્યો, નીરનિધિ બાંધ્યો, જલધિ બાંધ્યો, સિંધુ બાંધ્યો, વારીશ બાંધ્યો, તોયનિધિ બાંધ્યો, કંપનિધિ બાંધ્યો, ઉદધિ બાંધ્યો, પયોધિ બાંધ્યો, નદીશ બાંધ્યો. ॥ ૭ ॥

चौ०—व्याकुलता निज समुझि बहोरी । विहँसि चला गृह करि भय थोरी ॥
मन्दोदरी सुना प्रभु आये । कौतुकही पाथोधि बँधाये ॥ १ ॥
कर गहि पतिहि भवन निज आनी । बोली परम मनोहर बानी ॥
चरण नाइ शिर अंचल रोपा । सुनहु वचन पिय परिहरि कोपा ॥ २ ॥
नाथ वैर कीजै ताही सों । बुद्धि बल जीति सकिय जाहीसों ॥
तुमहिं रघुपतिहि अंतर कैसा । खलु खद्योत दिवाकर जैसा ॥ ३ ॥
अतिबल मधु कैटभ जिन मारा । महावीर दितिसुत संहारा ॥
जेइ बलि बांधि सहसभुज मारा । सोइ अवतरेउ हरण महिभारा ॥ ४ ॥
तासु विरोध न कीजिय नाथा । काल कर्म गुण जिनके हाथा ॥

પછી પોતાની વ્યાકુલતા સમજી, હસી, મનમાં ઉત્પન્ન થયેલા ભયને કાંઈક

ઓછો[1] કરીને ઘેર ગયો. મંદોદરીએ આ સમયે જ સાંભળ્યું કે, "રામ કૌતુકથી (લીલા માત્રથી) જ સમુદ્રમાં સેતુ બાંધીને આવી પહોંચ્યા છે." ॥૧॥ આથી મંદોદરી, કે જે અતિ મધુર બોલનારી હતી, તે રાવણનો હાથ પકડી, તેને પોતાના અવાસમાં લાવી, તેના પગમાં માથું નમાવી, છેડો પાથરીને બોલી[2] કે, "હે નાથ! કોપનો ત્યાગ કરીને મારાં વચન સાંભળો. ॥ ૨ ॥ હે સ્વામી! વૈર તેનાથી કરવું જોઇએ, કે જેને બુદ્ધિથી કે બળથી જિતી શકીએ એમ હોય. સૂર્ય અને આગીઓ જીવડો, એઓને જેટલો તફાવત છે, તેટલો જ રામને અને તમને તફાવત છે, ॥૩॥ જેણે મહા બળવાન્ મધુ તથા કૈટભ નામના બે દૈત્યોને માર્યા હતા, જેણે મહાવીર હિરણ્યકશિપુ તથા હિરણ્યાક્ષ નામના બે દૈત્યોને સંહાર્યા હતા, જેણે બલિ રાજાને બાંધ્યો હતો અને જેણે હજાર હાથવાળા[3] અર્જુન રાજાને માર્યો હતો, તે જ પ્રભુ પૃથ્વીનો ભાર ઉતારવાને વાસ્તે, રામરૂપે અવતર્યા છે. ॥ ૪ ॥ હે નાથ! જગતને ખાઈ જનારો કાળ, જગતને બાંધનારાં કર્મો અને બાંધવામાં રસીઓરૂપ થતા ગુણો પણ જેના હાથમાં છે, તેનાથી વિરોધ નહીં કરવો જોઇએ. ॥

दो०—रामहिं सौंपहु जानकी, नाय कमलपद माथ ॥
सुत कहँ राज्य देइ वन, जाय भजहु रघुनाथ ॥ ८ ॥

રામનાં ચરણકમળોમાં માથું નમાવી, તેમને સીતાજી સોંપી દો અને પુત્રને રાજ આપી, વનમાં જઇને રઘુનાથજીનું ભજન કરો. ॥ ૮ ॥

चौ०—नाथ दीनदयालु रघुराई । बाघौ सन्मुख गये न खाई ॥
चहिय करन सो सबकर बीते । तुम सुर असुर चराचर जीते ॥ १ ॥
वेद कहहिं अस नीति दशानन । चौथे पणहिं जाय नृप कानन ॥
तासु भजन कीजै तहँ भर्ता । जो कर्ता पालन संहर्ता ॥ २ ॥
सोइ रघुवीर प्रणत अनुरागी । भजहु नाथ ममता मद त्यागी ॥
मुनिवर यतन करहिं जेहि लागी । भूपराज तजि होहिं विरागी ॥ ३ ॥
सोइ कौशलाधीश रघुराया । आये करन तोहिं पर दाया ॥
जो पिय मानहु मोर सिखावन । होइहि सुयश तिहूं पुर पावन ॥ ४ ॥

હે નાથ! રામચંદ્રજી દીનદયાળુ છે, માટે જો તમે શરણાગત થશો, તો અવશ્ય તમારા અપરાધોની ક્ષમા કરીને તમને મારશે નહીં. જો દીન થઇને વાઘની પાસે જઇએ, તો વાઘ પણ ખાતો નથી. તમે દેવતાઓને, દૈત્યોને તથા સચરાચર જગતને જિતી

---

૧ 'જ્યારે દશે મોહોડાંઓથી બોલશે, ત્યારે મરશે,' એવો પોતાને શાપ હતો, તેથી રાવણ બીવા લાગ્યો, પણ પાછું 'આ તો વ્યાકુળતાથી બોલાઈ ગયું છે,' એમ સમજીને કાંઇક નિર્ભય થયો. ૨ મંદોદરી રાવણની ભયભીત દશા જોઈ, 'આ સમયમાં ઉપદેશ લાગુ પડશે,' એમ ધારી, તેનો હાથ પકડી અંદર લઈ જઇને બોલી. ૩ તમને તો વીશ જ હાથ છે અને વળી તમને જેણે બાંધી લીધા હતા, તે હજાર હાથવાળા રાજાને પણ પ્રભુએ માર્યો હતો, એમ સૂચવે છે.

ચુકયા છો અને બીજું પણ જન્મ ધરીને જે કાંઈ કરવું જોઇએ, તે કરી ચૂકયા છો, ॥૧॥ માટે હવે હરિ ભજન જ અવશેષ રહ્યું છે. હે નાથ ! વેદે પણ એવી નીતિનું નિરૂપણ કર્યું છે કે, ચોથી અવસ્થામાં રાજાએ, વનમાં જ જવું જોઇએ. હે સ્વામી ! આમ છે, માટે વનમાં જઇને પ્રભુનું ભજન કરો, કે જે પ્રભુ, જગતના સર્જનાર, પાળનાર અને સંહાર કરનાર છે. ॥ ૨ ॥ ભક્તજનો ઉપર પ્રેમ રાખનારા જે પ્રભુ છે, તે જ રામ છે, માટે મમતાનો અને મદનો ત્યાગ કરીને તેનું ભજન કરો. મુનિઓ જેની પ્રાપ્તિને વાસ્તે યત્નો કરે છે અને રાજાઓ જેની પ્રાપ્તિને વાસ્તે રાજ્યોને છોડી દઇને વૈરાગ્યવાન્ થાય છે, ॥ ૩ ॥ તે જ કોસલાધીશ રામચન્દ્રજી છે અને તે તમારા પર દયા કરીને ઘેર બેઠે દર્શન દેવા આવ્યા છે. હે પ્રિય ! જો મારી શિખામણ માનશો તો ત્રૈલોકયને પવિત્ર કરે એવી તમારી સુકીર્તિ થશે." ॥ ૪ ॥

दो०—अस कहि लोचन वारि भरि, गहि पद कंपित गात ॥
नाथ भजहु रघुवीर पद, मम अहि वात न जात ॥ ९ ॥

મંદોદરી આટલું બોલી, નેત્રોમાં પાણી લાવી, ચરણ પકડી ધ્રુજતી ધ્રુજતી વળી બોલી કે, "હે નાથ ! રઘુનાથજીનાં ચરણોનું સેવન કરો કે જેથી મારૂં એવાતન (સૌભાગ્ય) નષ્ટ થાય નહીં.[1] ॥ ૯ ॥

चौ०—तब रावण मयसुता उठाई । कहै लाग खल निज प्रभुताई ॥
सुन तैं प्रिया मृषा भय माना । जग योधा को मोहिं समाना ॥ १ ॥
वरुण कुबेर पवन यम काला । भुजबल जिते सकल दिग्पाला ॥
देव दनुज नर सब वश मोरे । कवन हेतु उपजा भय तोरे ॥ २ ॥
नाना विधि तेहि कहि समुझाई । सभा बहोरि बैठ सो जाई ॥
मंदोदरी हृदय अस जाना । कालविवस उपजा अभिमाना ॥ ३ ॥
सभा जाय मंत्रिनसों बूझा । करिय कवन विधि रिपु सन जूझा ॥
कहहिं सचिव सुन निशिचरनाहा । बार बार प्रभु बूझब काहा ॥ ४ ॥
कहहु कवन भय करिय विचारा । नर कपि भालु अहार हमारा ॥

આ સમયમાં ખલ, રાવણ, મંદોદરીને પોતાનાં ચરણોપરથી ઉઠાડીને પોતાની પ્રભુતા કહેવા લાગ્યો[2] કે, "હે પ્યારી સાંભળ, તું તમામ ખોટી ધાસ્તી રાખે છે. જગતમાં મારા જેવો બીજો કયો યોદ્ધો છે ? ॥ ૧ ॥ વરૂણ, કુબેર, પવન, યમ તથા નિર્ઋતિ ઇત્યાદિ સર્વ દિકપાલોને પણ હું મારી ભુજાઓના બળથી જીત્યો છું. દેવતાઓ, દૈત્યો અને મનુષ્યો, એ સર્વ મને વશ છે, તે છતાં તને શા કારણથી ભય ઉત્પન્ન થયો છે ?" ॥ ૨ ॥ રાવણ, આ પ્રમાણે અનેક પ્રકારોથી મંદોદરીને સમજાવી, પાછો સભામાં

---

૧ રાવણ મરણ પામ્યા પછી મંદોદરી વિભીષણની સ્ત્રી થઈ છે. એ વાત ઉપર લક્ષ્ય આપીને અહીં એવો અર્થ કરવામાં આવે છે કે, 'મારૂં એવાતન તો કંઈ નષ્ટ થાય એમ નથી, પણ હું તમારા હિતને વાસ્તે કહું છું.' ૨ પોતાને મોહોડે પોતાની બડાઈ કરવી, એ નીચનું કામ છે, તેથી અહીં રાવણને 'ખલ,' એ વિશેષણ આપ્યું છે.

જઇને બેઠો. મંદોદરીએ, હૃદયમાં જાણ્યું કે, 'રાવણ કાળને વશ થયો છે, તેથી જ, તેને એવડું બધું અભિમાન ઉત્પન્ન થયું છે.' ॥ ૩ ॥ રાવણે, સભામાં જઈ, મંત્રીઓને પૂછયું કે, "શત્રુની સામે હવે કયા પ્રકારથી યુદ્ધ કરવું ?" મંત્રીઓ બોલ્યા કે, "હે રાક્ષસાધીશ ! સાંભળો. આપ વારંવાર શું પૂછો છો ? ॥૪॥ કહો, એવો કયો ભય છે ? કે જેને વાસ્તે વિચાર કરવામાં આવે ? માણસો, વાનરાઓ અને રીંછો, તો અમારો આહાર જ છે." ॥

दो०—वचन सबनिके श्रवण सुनि, कह प्रहस्त कर जोरी ॥
नीति विरोध न करिय प्रभु, मंत्रिन मति अति थोरी ॥ १० ॥

સર્વનાં વચનો સાંભળી, પ્રહસ્ત નામનો રાવણનો એક પુત્ર, હાથ જોડીને બોલ્યો કે, હે પ્રભુ ! નીતિવિરૂદ્ધ કાર્ય નહીં કરવું જોઇએ. આ સઘળા મંત્રીઓની બુદ્ધિ, બહુ થોડી છે. ॥ ૧૦ ॥

चौ०—सचिव कहहिं सब ठकुर सुहाती । नाथ न पुर आवहि इहि भांती ॥
वारिधि लांघि एक कपि आवा । तासु चरित मन महँ सब गावा ॥ १ ॥
क्षुधा न रही तुमहिं सब काहू । जारत नगर न सक धरि खाहू ॥
सुनत नीक आगे दुख पावा । मंत्रिन असमत प्रभुहि सुनावा ॥ २ ॥
जेहि वारीश बँधायो हेला । उतरे कपिदल सहित सुवेला ॥
सो जनु मनुज खाब हम भाई । वचन कहब सब गाल फुलाई ॥ ३ ॥
सुन मम वचन तात अति आदर । जनि मन गुणहु मोहिं कहि कादर ॥
प्रिय वाणी जे सुनहिं जे कहहीं । ऐसे जग निकाय नर अहहीं ॥ ४ ॥
वचन परम हित सुनत कठोरे । कहहीं सुनहिं ते नर प्रभु थोरे ॥
प्रथम वशीठ पठव सुन नीती । सीतहि देई करिय पुनि प्रीती ॥ ५ ॥

સઘળા મંત્રીઓ હાજી હા કરી, આપને રુચે એવું બોલે છે, પણ એ વાતથી અહીં પૂરૂં પડે એમ નથી. એક વાનર સમુદ્રનું ઉલ્લંઘન કરી આવ્યો હતો, કે જેનાં કર્તવ્યને સર્વ રાક્ષસો, આજ દિવસ સૂધી મનમાં ગાયા કરે છે. ॥ ૧ ॥ હે મંત્રીઓ ! તે સમયે તમોને કોઇને પણ ભૂખ લાગી નહીં હોય ? કે જેથી નગરને બાળતા એ વાનરાને પકડીને કોઈ પણ ખાઈ શકયા નહીં. આ મંત્રીઓ તો રાજાને એવી વાત સંભળાવે છે કે, જે વાત સાંભળવામાં સારી લાગે, પણ પરિણામે દુઃખદાયી થઈ પડે. ॥૨॥ હે ભાઇઓ ! જેણે લીલામાત્રમાં સમુદ્રને બાંધ્યો અને વાનરાઓની સેના સહિત આવીને, સુવેલ પર્વત ઉપર ડેરા દીધા છે, તેઓને મનુષ્ય જાણીને, અમો 'ખાઈ જશું' એમ બોલો છો, પણ એ સઘળું ગાળ ફૂલાવી ફૂલાવીને બોલો છો. યુદ્ધમાં સામે જવાથી કશું થવાનું નથી. ॥ ૩ ॥ હે પિતાજી ! અત્યંત ધ્યાન આપીને મારૂં વચન સાંભળો. આથી આપના મનમાં મને બીકણ ગણશો નહીં. પ્રિય વાણી સાંભળે અને પ્રિય વાણી બોલે એવાં લોકો તો જગતમાં ઘણા છે, ॥૪॥ પણ જેઓ સાંભળવામાં કઠણ લાગે એવાં

પણ પરિણામમાં પરમ હિત કરનારાં વચનોને કહે તથા સાંભળે, એવા લોકો બહુ જ થોડા છે. ખરી નીતિ સાંભળો. પ્રથમ વિષ્ટિ મોકલો અને પછી સીતાજી પાછી આપી દઈને પ્રીતિ કરો. ॥ ૫ ॥

दो०–नारि पाई फिरि जाहिं जो, तौ न बढाइय रारि ॥
नहि तौ सन्मुख समर महँ, नाथ करिय हठ मारि ॥ ११ ॥

હે નાથ ! જો રામ સ્ત્રીને પામીને પાછા વળી જાય, તો લડાઈ વધારવાની કશી આવશ્યકતા નથી, પણ જો રામ સ્ત્રીને પ્રાપ્ત થઈને પણ ન માને, તો પછી યુદ્ધમાં સામે પગલે ચાલીને બલાત્કારથી મારફાડ મચાવી દેવી. ॥ ૧૧ ॥

चौ०–यह मत जो, मानहु प्रभु मोरा । उभय प्रकार सुयश जग तोरा ॥
सुतसन कह दशकंठ रिसाई । अस मति तोहिं शठ कवन सिखाई ॥१॥
अबहीं ते उर संशय होई । वेणु वंश सुत भयसि घमोई ॥
सुनि पितु गिरा परुष अतिघोरा । चला भवन कहि वचन कठोरा ॥ २ ॥
हित मत तोहिं न लागत कैसे । काल विवश कहँ भेषज जैसे ॥
संध्या समय जानि दशशीशा । भवन चला निरखत भुज वीशा ॥ ३ ॥
लंका शिखर रुचिर आगारा । अतिं विचित्र तहँ होइ अखारा ॥
बैठ जाय तेहि मंदिर रावण । लागे किन्नर गँध्रव गावन ॥ ४ ॥
बाजैं ताल पखावज वीना । नृत्य करहिं अप्सरा प्रवीना ॥

હે પ્રભુ ! મારો તો આ અભિપ્રાય છે. જો મારો અભિપ્રાય માનો તો બન્ને પ્રકારથી જગતમાં તમારી સુકીર્તિ થશે.” પુત્રનાં વચનો સાંભળી, રાવણ ક્રોધ કરી બોલ્યો કે, “મારા મનમાં હમણાંથી જ સંશય ઉત્પન્ન થયો છે ॥ ૧ ॥ કે, જેમ વાંસના વનમાં ઉત્પન્ન થયેલો અગ્નિ,વાંસનાં વનને બાળી નાખે છે, તેમ રાક્ષસોના કુલમાં ઉત્પન્ન થયેલો તું રખેને રાક્ષસોનાં કુલને બાળી નાખે અથવા જેમ વાંસનાં વનમાં ઉત્પન્ન થયેલો ઘણ નામનો કીડો, વાંસનાં વનને કોલી નાખે છે, તેમ રાક્ષસોના કુલમાં ઉત્પન્ન થયેલો તું રખેને રાક્ષસોનાં કુલને કોલી નાખ અથવા જેમ વાંસનાં વનમાં ઉત્પન્ન થયેલું ઘમાઈ નામનું ઘાંસ, વાસનાં વનને સૂકાવી નાખે છે, તેમ રાક્ષસોના કુલમાં ઉત્પન્ન થયેલો તું તું રખેને રાક્ષસોનાં કુલને સુકાવી નાખ.” આ પ્રમાણે પિતાની કઠણ અને અત્યંત ઘોર વાણી સાંભળી, પ્રહસ્ત પોતે પણ કઠોર વચનો કહીને ઘેર ચાલ્યો ગયો. ॥ ૨ ॥ પ્રહસ્તે ઘેર જતી વખતે કહ્યું કે, “હે પિતાજી ! જેમ કાળને વશ થયેલા માણસને ઔષધ હિતરૂપ લાગે નહીં, તેમ તમને મારો અભિપ્રાય હિતરૂપ લાગતો નથી.” રાવણ સંધ્યા સમય થયો જાણી, બળના અભિમાનથી પોતાની વીશે ભુજાઓને જોતો જોતો ઘેર ગયો. ॥ ૩ ॥ લંકામાં શિખરની ઉપર એક સુંદર અને અતિ વિચિત્ર ઘર હતું, કે જ્યાં હંમેશ નાચ રંગનો અખાડો જામ્યો રહેતો હતો, તે ઘરમાં જઈને રાવણ બેઠો. કિન્નરો તથા ગંધર્વો ગાવા લાગ્યા, ॥ ૪ ॥ તાલ, પખવાજો તથા વીણાઓ વાગવા લાગ્યાં અને પ્રવીણ અપ્સરાઓ નાચ કરવા લાગી. ॥

दो०—सुनासीर शत सरिस सो, संतत करै विलास ॥
परम प्रबल रिपु शीशपर, तदपि न कछु मन त्रास ॥ १२ ॥

માથે અત્યંત પ્રબલ શત્રુ છતાં પણ જેના મનમાં જરા પણ ત્રાસ ન હતો એવો રાવણ તે ઘરમાં હંમેશની રીતિ પ્રમાણે સો ઇંદ્રોના જેવા વિલાસો કરવા લાગ્યો. ॥૧૨॥

चौ०—इहाँ सुबेल शैल रघुबीरा । उतरे सैन सहित अति भीरा ॥
शैल शृंग इक सुंदर देखी । अति उतंग सम सुभग विशेखी ॥ १ ॥
तहँ तरु किसलय सुमन सुहाये । लक्ष्मण रचि निज हाथ डसाये ॥
तापर रुचिर मृदुल मृगछाला । तेहि आसन आसीन कृपाला ॥ २ ॥
प्रभुकृत शीश कपीश उछंगा । बाम दहिन दिशि चाप निषंगा ॥
दुहुँकर कमल सुधारत बाना । कह लंकेश मंत्र लगि काना ॥ ३ ॥
बडभागी अंगद हनुमाना । चरण कमल चापत विधि नाना ॥
प्रभु पाछे लक्ष्मण वीरासन । कटि निषंग कर बाण शरासन ॥ ४ ॥

હવે અહીં[1] રામચન્દ્રજી, અગણિત યોદ્ધાઓવાળી સેનાને સાથે લઈને સુવેલ નામના પર્વત ઉપર ઉતર્યા હતા, ત્યાં લક્ષ્મણજીએ એક અત્યત ઉંચું, સમાન, રમણીય તથા જેમાં અત્યંત સારી ગોઠવણ બની શકે એવું પર્વતનું શિખર જોઈ, ॥૧॥ તે શિખર ઉપર પોતાના હાથથી વૃક્ષોનાં સુંદર કોમળ પલ્લવોની તથા પુષ્પોની શય્યા બીછાવી, તે ઉપર સુંદર તથા કોમલ મૃગછાલી બીછાવી દીધી. ॥ ૨ ॥ રામચન્દ્રજી, એ આસનપર બીરાજ્યા. પ્રભુ પોતાનાં મસ્તકને સુગ્રીવના ખોળાપર રાખી, ડાબી તથા જમણી તરફ ધનુષ તથા ભાથાં રાખી, બન્ને હસ્તકમળોવતે બાણોને સુધારતા હતા અને વિભીષણ કાનમાં મોહોડું ઘાલીને કાંઈ ગુપ્ત સલાહ આપતો હતો. ॥ ૩ ॥ મહા ભાગ્યશાળી હનુમાનજી અને અંગદ, અનેક પ્રકારથી પ્રભુની પાછળ વીરાસનથી બેઠા હતા.[2] ॥ ૪ ॥

दो०—यहिविधि करुणा शील गुण, धाम राम आसीन ॥
धन्य सो नर जो ध्यान यह, रहत सदा लवलीन ॥ १३ ॥

કરુણાના, શીલના તથા ગુણોના સ્થાનકરૂપ રામચન્દ્રજી, આ પ્રમાણે બીરાજ્યા હતા. જે પુરુષો, આ સ્વરૂપના ધ્યાનમાં સર્વદા લીન રહે, તે પુરુષો, મહા ભાગ્યશાલી ગણાય. ॥ ૧૩ ॥

---

૧ ગુસાંઈજી, ધ્યાનથી રામચન્દ્રજીની પાસે જ રહેતા હતા, તેથી લકાના પ્રસંગને (ત્યાં) એમ કરી લખે છે અને રામચન્દ્રજીની પાસેના પ્રસંગને (અહીં) એમ કરી લખે છે. ૨ રામ, સુગ્રીવના ખોળામાં માથું રાખવાથી (આ માથું તમારા ખોળામાં છે,) એમ કરુણા જણાવે છે, બાણોને સુધારવાથી, 'મેં તમારી ઘણા દિવસ સુધી સેવા કરી છે, તો આ સમયે મારાં કામમાં તૈયાર રહેજો,' એમ કરુણા જણાવે છે, વિભીષણને કાન દઇને, 'હવે મારો વિજય તારા હાથમાં છે,' એમ કરુણા જણાવે છે અને અંગદના તથા હનુમાનજીના ખોળામાં ચરણ મૂકવાથી, 'હવે જ્યાં તમે લેઈ જાઓ ત્યાં જઈએ,' એમ કરૂણા બતાવે છે.

दो०–पूरब दिशा विलोकि प्रभु, देखा उदित मयंक ॥
कहेउ सबहि देखहु शशिहि, मृगपति सरिस अशंक ॥ १४ ॥

પ્રભુએ, પૂર્વ દિશાના સામે નજર કરતાં, તેમાં ચંદ્રને ઉદય પામેલો જોઇને સર્વને કહ્યું કે, "હે જીવો, આ ચંદ્ર સિંહ જેવો નિશ્શંક જોવામાં આવે છે.[1] ॥ ૧૪ ॥

चौ०–पूरवदिशि गिरि गुहा निवासी । परम प्रताप तेज बलराशी ॥
मत्त नाग तम कुंभ विदारी । शशि केशरी गगन वनचारी ॥ १ ॥
विथुरे नभ मुकुताहल तारा । निशि सुन्दरी केर शृंगारा ॥
कह प्रभु शशि महँ मेचक ताई । कहहु कहा निज निज मति भाई ॥ २ ॥
कह सुग्रीव सुनहु रघुराई । शशि महँ प्रगट भूमिकी छाई ॥
मारेउ राहु शशिहि कह कोई । उर महँ परी श्यामता सोई ॥ ३ ॥
कोउ कह विधि जब रति मुख कीह्ना । सार भाग रति कर हर लीन्हा ॥
छिद्र सो प्रगट ईंदु उर माहीं । तेहि मगु देखिय नभ परिछाहीं ॥ ४ ॥
कह प्रभु गरल बंधु शशि केरा । अति प्रीतम उर दीन्ह बसेरा ॥
विष संयुत कर निकर पसारी । जारत विरहवत नर नारी ॥ ५ ॥

પૂર્વ દિશા રુપી પર્વતની ગુફામાં રહેનારો, પરમ પ્રતાપના, તેજના તથા બળના સમૂહરૂપ, અને અંધકારરૂપી મહોન્મત્ત હાથીના કુંભસ્થળને ફાડી નાખનારો આ ચંદ્રરૂપ કેસરી, આકાશરૂપી વનમાં વિચરે છે. ॥ ૧ ॥ આ તારાઓ, જાણે ચંદ્રરૂપી સિંહે, તોડી નાખેલા અંધકારરૂપી હાથીનાં કુંભસ્થલમાંથી આકાશમાં વિખરાયેલાં મોતી હોય અને તેઓને જાણે રાત્રિરૂપી સુંદરીએ શણુગારરૂપે ધર્યાં હોય એમ લાગે છે.[2]" આટલું બોલીને પ્રભુએ, સર્વને કહ્યું કે, "હવે ચંદ્રમાં જે શ્યામતા છે, તે શી ચીજ છે ? તે વિષે તમો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ઉત્પ્રેક્ષાઓ કરીને કહો.[3] ॥ ૨ ॥ સુગ્રીવ બોલ્યો કે, "હે રઘુનાથજી ! સાંભળો. ચંદ્રમાં જે શ્યામતા છે, તે તેમાં પૃથ્વીની છાયા પડી હોય, એમ જણાય છે.[4]" કોઈ બોલ્યો કે, ચંદ્રને રાહુએ પ્રહાર માર્યો છે, તેથી તે પ્રહારથી થયેલી શ્યામતા, ચંદ્રના હૃદયમાં દેખાઈ રહી હોય એમ લાગે છે.[5] ॥ ૩ ॥ કોઈ બોલ્યો કે, "બ્રહ્માએ જ્યારે કામદેવની સ્રી રતિનું મુખ બનાવ્યું, ત્યારે ચંદ્રમાંથી કેટલાએક સાર ભાગ કહાડી લઇને તેમાં દાખલ કરી દીધો છે, તેથી ચંદ્રના મધ્યમાં છિદ્ર પડી રહેલું છે અને તે છિદ્રરૂપ માર્ગમાંથી આકાશની શ્યામતા જોવામાં આવે છે.[6]" ॥ ૪ ॥ સર્વના

---

૧ ચન્દ્રને સિંહની ઉપમા દેવાથી, પોતામાં વીર રસનો પ્રાદુર્ભાવ જણાવે છે. ૨ આથી રાવણુના વધરુપી ભવિષ્યને અને રાવણુની મોતીની માળાઓ, સીતાજીના કંઠમાં પડવાના ભવિષ્યને બતાવે છે. ૩ બીજાઓને પૂછવાથી, રામનું સુશીલપણું અને ગુણુવાનપણું જણાય છે. આ પૂછવાથી સર્વનાં મનનો ભાવ પણ પ્રગટ થશે. ૪ આ ઉત્તર ઉપરથી જણાય છે કે, સુગ્રીવનું ધ્યાન, પૃથ્વીમાં એટલે રાજ્યસંબંધમાં વિશેષ છે. ૫ આ ઉપરથી જણાય છે કે, કહેનારનું ધ્યાન, યુદ્ધની તૈયારી ઉપર છે, કેટલાએક કહે છે કે, 'આ વાક્ય અંગદનું છે અને તેથી સુગ્રીવનાં કૃત્યને લીધે પોતાના હૃદયમાં રહેલો દોષ બતાવ્યો છે.' ૬ આથી સ્રીના શૃંગારનું સ્મરણ અને યુદ્ધથી કાંઇક વિમુખપણું જણાય છે.

ઉત્તરો સાંભળી, રામચન્દ્રજી પોતે બોલ્યા કે, "ચંદ્ર અને ઝેર, એ બન્ને સમુદ્રમાંથી નીકળેલાં હોવાને લીધે સહોદર છે. આ પ્રમાણે ચંદ્રે, પોતાના અતિ પ્રિય સહોદર ઝેરને પોતાના હૃદયમાં નિવાસ આપ્યો છે, તેથી ચંદ્રમાં શ્યામતા જોવામાં આવે છે. ચન્દ્ર ઝેરથી ભરેલો છે, તેથી ઝેરવાળા પોતાના અનેક કિરણોને પસારીને વિરહવાળાં સ્ત્રી પુરુષોને બાળી નાખે છે."[1] ॥ ૫ ॥

दो०–कह मारुतसुत सुनहु प्रभु, शशि तुम्हार प्रिय दास ॥
तव मूरति तहि उर बसत, सोइ श्यामता भास ॥ १५ ॥

છેલ્લે હનુમાનજી બોલ્યા કે, "હે પ્રભુ! સાંભળો, ચન્દ્ર આપનો પ્યારો દાસ છે, તેથી તેના હૃદયમાં જે આપની મૂર્તિ વસે છે, તેની આ શ્યામતા જોવામાં આવે છે."[2] ૧૫

दो०–पवन तनयके बचन सुनि, बिहँसे राम सुजान ॥
दक्षिण दिशा बिलोकि पुनि, बोले कृपानिधान ॥ १६ ॥

પ્રવીણ રામચન્દ્રજી, હનુમાનજીનાં વચનો સાંભળી, તેમની ઉત્પ્રેક્ષા કરવાની ચાતુરીને સર્વથી અધિક જોઇને હસ્યા અને પછી દક્ષિણ દિશાની સામે જોઈ, ભાવની પરીક્ષા કરવા વાસ્તે વિભીષણની સામે દૃષ્ટિ કરીને બોલ્યા કે, ॥ ૧૬ ॥

चौ०–देख बिभीषण दक्षिण आसा । घन घमंड दामिनिं बिलासा ॥
मधुर मधुर गर्जत घन घोरा । होइ वृष्टि जनु उपल कठोरा ॥ १ ॥
कहहिं बिभीषण सुनहु कृपाला । होइ न तडित न वारिद माला ॥
लंका शिखर रुचिर आगारा । तहँ दशकंधर केर अखारा ॥ २ ॥
छत्र मेघ डम्बर शिर धारी । सोइ प्रभु जलद घटा अति कारी ॥
मन्दोदरी श्रवण तटंका । सोई प्रभु जनु दामिनी दमंका ॥ ३ ॥
बाजहिं ताल मृदंग अनूपा । सोई रव सरस सुनहु सुर भूपा ॥
प्रभु मुसकाने सुनि अभिमाना । चाप चढाय बाण सन्धाना ॥ ४ ॥

હે વિભીષણ! દક્ષિણ દિશા તરફ જુવો. આ દિશામાં મેઘનો આડંબર થયેલો દેખાય છે, વીજળી ચમકી રહી છે અને વાદળાંઓ ઘોર પણ મધુર મધુર ગર્જના કરે છે, કે જેથી કઠોર કરાઓનો વરસાદ પડયો હોય, કે પડે, એમ જણાય છે." ॥૧॥ વિભીષણ બોલ્યો કે, "હે દેવાધિદેવ! હે કૃપાનિધાન! સાંભળો. આ વીજળી કે મેઘમાળા કશું નથી. આ તો લંકાનાં શિખર ઉપરના અતિ સુંદર ઘરમાં રાવણનો અખાડો હોવાથી,॥૨॥ ત્યાં આવેલા રાવણના માથા ઉપર, જે મેઘાડંબર છત્ર ધરવામાં આવ્યું છે, તે અત્યંત કાળી વાદળાંઓની ઘટા જેવું લાગે છે, મંદોદરીએ કાનમાં જે કર્ણફૂલ પહેરેલાં છે, તેનો

---

૧ આથી સીતાજીના વિરહથી થયેલી આતુરતા જણાય છે. ૨ આથી ભક્તિ પ્રગટ થાય છે. વળી હનુમાનજીએ એમ પણ જણાવ્યું માલમ પડે છે કે, 'રીંછો કે વાનરાઓ ચાહે તો શૂર હોય કે ચાહે તો બીકણ હોય, પરન્તુ સઘળાઓએ આપને હૃદયોમાં લઈ લીધા છે, તેથી તેઓનાં શરીરો ભેદાઈ ગયા પછી જ શત્રુઓ આપને જોઈ શકશે."

ચકચકાટ વીજળીના ચમકારા જેવો જણાય છે ॥ ૩ ॥ અને તાલનો તથા મૃદંગો ઉપર ભારે થાપી પડવાનો જે અવાજ સંભાળાય છે, તે વાદળાંઓના ગાજવાની ભ્રાંતિ આપે છે." વિભીષણનું ભાઈની સમૃદ્ધિના અભિમાનવાળું વચન સાંભળી, રામચન્દ્રજીએ હસીને તુરત જ ધનુષમાં બાણ સાંધ્યું. ॥ ૪ ॥

दो०—छत्र मुकुट ताटंक सब, हते एकही बान ॥
सबके देखत महि गिरे, मर्म न काहु जान ॥ १७ ॥

અને તે એક જ બાણથી રાવણનાં છત્રને, મુકુટને અને મંદોદરીનાં કર્ણફૂલને તોડીને, સર્વના દેખતાં ધરતીપર પાડી દીધાં. આ મર્મ, રાવણના અખાડામાં કોઈના પણ જાણવામાં ન આવ્યો. ॥ ૧૭ ॥

दो०—यह कौतुक कर राम शर, प्रविश्यो आय निषंग ॥
रावण सभा सशंक सब, देखि महा रस भंग ॥ १८ ॥

રામનું બાણ રાવણના અખાડામાં ઉપર પ્રમાણે કૌતુક કરીને પાછું ભાથામાં આવી પેઠું. રાવણની સઘળી સભામાં મોટો રસ ભંગ થયેલો જોઈ બહુ ગભરાઈ ગઈ ॥ ૧૮ ॥

चौ०—कंप न भूमि न मरुत विशेखा । अस्त्र शस्त्र कोउ नैन न देखा ॥
शोचहिं सब निज हृदय विचारी । अशकुन यउभ रावणहिं भारी ॥ १ ॥
रावण दीखि सभा भय पाई । बिहँसि वचन कह युक्ति बनाई ॥
शिरो गिरे सन्तत शुभ जाहीं । मुकुट गिरे कस अशकुन ताहीं ॥ २ ॥
शयन करहु निज निज गृह जाई । गवने भवन सकल शिर नाई ॥
मन्दोदरी शोच उर बसेऊ । जबते श्रवण फूल महि खसेऊ ॥ ३ ॥
सजल नयन कह दुहुँ कर जोरी । सुनो प्राणपति विन्ती मोरी ॥
कंत राम विरोध परिहरहू । जानि मनुज जनि हठ उर धरहू ॥ ४ ॥

રાવણના સર્વે સભાસદો પોતપોતાના હૃદયમાં વિચારીને અફસોસ કરવા લાગ્યા કે, "ભૂકમ્પ થયો નથી,પવન પણ પ્રચંડ વાયો નથી અને કોઈ અસ્ત્ર કે શસ્ત્ર પણ નજરે જોવામાં આવ્યું નથી, તે છતાં રાવણના છત્રનો, મુકુટનો અને મંદોદરીનાં કર્ણફૂલનો ભંગ થયો, એ રાવણને મોટું અપશકુન થયું છે." ॥ ૧ ॥ રાવણ, પોતાની સભાને ભય પામેલી જોઈ, હાસ્ય કરી, યુક્તિ ગોઠવીને બોલ્યો કે, "હું કે જેને, સદાશિવની આગળ હોમમાં દશે માથાંઓ પડી જવાથી, હંમેશને વાસ્તે શુભ થયું હતું, તેને આ મુકુટ આદિ પડી જવાથી,કશું અપશકુન ગણાય કે?॥૨॥ હવે તમો સઘળાઓ પોતપોતાને ઘેર જઈને સૂઈ રહો." આ સાંભળી, રાવણને પ્રણામ કરીને સર્વે સભાસદો પોતપોતાને ઘેર ગયા. જ્યારથી કર્ણફૂલ પૃથ્વીપર પડી ગયું, ત્યારથી મંદોદરીના હૃદયમાં ચિન્તા વ્યાપી રહી હતી, ॥ ૩ ॥ તેથી મંદોદરીએ નેત્રોમાં પાણી લાવી, બન્ને હાથ જોડીને રાવણને કહ્યું કે, "હે પ્રાણનાથ ! મારી વિનતિ સાંભળો. હે સ્વામી ! રામની સામેના વિરોધને છોડી દો. રામને મનુષ્ય જાણીને હઠ પકડો નહિ. ॥ ૪ ॥

दो०—विश्वरूप रघुवंस मणि, करहु वचन विश्वास ॥
लोक कल्पना वेद कह, अंग अंग प्रति जास ॥ १९ ॥

મારાં વચનોપર વિશ્વાસ રાખો. જે વિરાટ્ પુરુષ કહેવાય છે, તે જ રામચન્દ્રજી છે, કે જે વિરાટના પ્રત્યેક અંગમાં, વેદે લોકોની કલ્પના કહેલી છે. ॥ ૧૯ ॥

चौ०—पग पाताल शीश अज धामा । अपर लोक अंगन्ह विश्रामा ॥
भृकुटि विलास भयंकर काला । नयन दिवाकर कच घन माला ॥ १ ॥
जासु घ्राण अश्विनी कुमारा । निशि अरु दिवस निमेष अपारा ॥
श्रवण दिशा दश वेद बखानी । मारुत श्वास निगम निज वानी ॥ २ ॥
अधर लोभ यम दशन कराला । माया हास बाहु दिग्पाला ॥
आनन अनल अम्बुपति जीहा । उतपति पालन प्रलय समीहा ॥ ३ ॥
रोमावली अष्ट दश भारा । अस्थि शैल सरिता नसजारा ॥
उदर उदधि अघ गोजातना । जगमय प्रभु की बहु कलपना ॥ ४ ॥

જે પાતાલ છે, તે એમના પગ છે. બ્રહ્મલોક મસ્તક છે, બીજા લોકો અંગોમાં રહ્યા છે, ભયંકર કાળ ભ્રુકુટીના ચાળારૂપ છે, સૂર્ય નેત્રરૂપ છે, વાદળાંઓની પંક્તિ કેશરૂપ છે, ॥ ૧ ॥ અશ્વિનીકુમારો ઘ્રાણેન્દ્રિયરૂપ છે, અપાર રાત્રિઓ અને દિવસો, નિમેષોરૂપ છે, દશે દિશાઓ શ્રવણેન્દ્રિયરૂપ છે, પવન શ્વાસરૂપ છે, વેદ વાણીરૂપ છે, ॥ ૨ ॥ લોભ નીચલા હોઠરૂપ છે, યમ વિકરાલ દાંતોરૂપ છે, માયા હાસ્યરૂપ છે, દિક્પાલ દેવતાઓ બાહુઓરૂપ છે, અગ્નિ મુખરૂપ છે, વરુણ જિહ્વારૂપ છે, ઉત્પત્તિ, પાલન તથા પ્રલય એઓ ઉદ્યમરૂપ છે, ॥૩॥ અઢાર ભાર વનસ્પતિઓ રોમાવલીરૂપ છે, પર્વતો અસ્થિઓ, રૂપ છે, નદીઓ નસોના સમૂહોરૂપ છે, સમુદ્ર ઉદરરૂપ છે, નરકો અધોદ્વારરૂપ છે, સઘળી જગતની સ્થિતિ સંકલ્પરુપ છે. ॥ ૪ ॥

दो०—अहंकार शिव बुद्धि अज, मन शशि चित्त महान ॥
मनुज वास चर अचर मय, रूप राशि भगवान ॥ २० ॥

શિવ અહંકારરૂપ છે, બ્રહ્મા બુદ્ધિરૂપ છે, ચંદ્ર મનરૂપ છે, મહત્તત્વ ચિત્તરુપ છે અને મનુષ્ય નિવાસરૂપ છે. આ જે સ્થાવર તથા જંગમ પદાર્થોનો સમૂહ છે, તે રામચન્દ્રજીનું જ રૂપ છે. ॥ ૨૦ ॥

दो०—अस बिचार सुन प्राणपति, प्रभु सन वैर बिहाई ॥
प्रीति करहु रघुवीर पद, मम अहिवात न जाई ॥ २१ ॥

હે પ્રાણનાથ ! સાંભળો. તમે આ પ્રમાણે વિચાર કરી, પ્રભુની સાથેના વૈરને છોડી દઇને તેમના ચરણોમાં પ્રીતિ કરો, કે જેથી મારૂં સૌભાગ્ય નષ્ટ ન થાય." ॥ ૨૧ ॥

चौ०—बिहँसा नारि बचन सुनि काना । अहो मोह महिमा बलवाना ॥
नारि स्वभाव सत्य कवि कहहीं । अवगुण आठ सदा उर रहहीं ॥ १ ॥

सहसा अनृत चपलता माया । भय अविवेक अशौच अदाया ॥
रिपुकर रूप सकल तैं गावा । अति विशाल भय मोहिं दिखावा ॥ २ ॥
सो सब प्रिया सहज वश मोरे । समुझि परा प्रभाव अब तोरे ॥
जानेउँ प्रिया तोरि चतुराई । इहि मिसि कहेउ मोरि प्रभुताई ॥ ३ ॥
तव बात कही गूढ मृगलोचनि । समुझत सुनत भयमोचनि ॥
मन्दोदरि मन महु यह ठयऊ । पियहि कालवश मति भ्रम भयऊ ॥ ४ ॥

રાવણ, મંદોદરીનાં વચનો સાંભળી, હસીને બોલ્યો કે, "અહો! મોહનો મહિમા બળવાન્ છે.[1] કવિઓ સત્ય કહે છે કે, 'સ્ત્રીઓનો સ્વભાવ બીકણુજ હોય છે તથા સ્ત્રીઓનાં હૃદયોમાં સાહસ, જૂઠું, ચપલતા, છળ, ભય, અવિવેક, અપવિત્રતા અને નિર્દયપણું, એ આઠ અવગુણો સર્વદા વસે છે.' ॥ ૧ ॥ હે પ્યારી! તે આ સઘળું જગત શત્રુનું રૂપ છે, એમ કહ્યું અને તેથી મને મોટો ભય દેખાડયો. ॥ ૨ ॥ પણ એ સઘળું જગત્ તો સ્વાભાવિક રીતે જ મને વશ છે. આ વાત હમણાં તારી કૃપાથી (તારા કહેવાથી) જ મારા સમજવામાં આવી કે, શત્રુનું શરીર તો મારા કબજામાં જ છે, તો હવે મને શી ચિન્તા છે? હે પ્યારી! તારી ચતુરાઇ મારા જાણવામાં આવી કે,શત્રુની પ્રશંસા કરવાના મિષથી, મારી જ પ્રભુતા વખાણી છે. ॥ ૩ ॥ હે મૃગલોચની! તારી વાત બહુ જ ગૂઢ અર્થવાળી છે પણ તે સાંભળીને તેનો અર્થ સમજવામાં આવવાથી મને સુખ પ્રાપ્ત થયું છે તથા ભય ટળી ગયો છે. કેમ કે, તેથી નિશ્ચય થયો કે, શત્રુનું શરીરરૂપ જગત્ તો મારા જ કબજામાં છે." રાવણનાં વચનો સાંભળી, મંદોદરીએ નિશ્ચય કર્યો કે, "મારા સ્વામી કાળને વશ થઈ ગયા છે, તેથી તેની બુદ્ધિમાં ભ્રમ જ ઉત્પન્ન થયો છે." ॥ ૪ ॥

दो०—बहु विधि जल्पसि सकल निशि, प्रात भये दशकंध ॥
सहज अशंक सो लंकपति, सभा गयउ मति अंध ॥ २२ ॥

રાવણે સૂતાં સૂતાં પણ આખી રાત એ વિષયનો જ બકવાદ કર્યો. પ્રાતઃકાલ થતાં નિશ્શંક અને અંધ બુદ્ધિવાળો એ લંકાપતિ સભામાં ગયો. ॥ ૨૨ ॥

सो०—फूलै फलै न वेत, यदपि सुधा बर्षहिं जलद ॥
मूरख हृदय न चेत, जो गुरु मिलहिं विरंची सम ॥ ३ ॥

જેમ મેઘ, અમૃતની વૃષ્ટિ કરે, તોપણ આકાશ અથવા નેતરનું ઝાડ ફૂલે કે ફળે નહીં, તેમ બ્રહ્મા જેવો ગુરુ ઉપદેશ આપે, તોપણ મૂર્ખ પુરુષ હૃદયમાં સમજે જ નહીં.૩

दो०—मंत्रिन सहित दशानन, चढ्यो धवरहर जाय ॥
सारन कह तब राज सन, देखहु कपि समुदाय ॥ २३ ॥

---

૧ યુદ્ધ કરવાથી તુરત મુક્તિ થશે અને ભક્તિ કરવાથી મોડી મોડી મુક્તિ થશે, એ વાતને મન્દોદરી જાણતી નથી, તેથી મન્દોદરીને મોહયુક્ત કહી છે, એવો અર્થ પણ લઈ શકાય છે.

રાવણ[1] મંત્રીઓ સહિત લંકાના ઉંચામાં ઉંચા મેહેલપર ચઢીને રામની સેનાને જોવા લાગ્યો, તે સમયે સારણ નામનો રાક્ષસ, કે જે સઘળી સેનાને ગુપ્ત રીતે જોઈ આવ્યો હતો, તેણે રાવણને કહ્યું કે, "વાનરાઓના સમુદાયને જુવો." ॥ ૨૩ ॥

चौ०—यह जो सिंहनाद किलकरहीं । सप्ततास उन्नत संचरहीं ॥
सहसकोटि अतुलित बलवाना । इनके सँग वानर परिमाना ॥ १ ॥
रण अजीत यह सहज अशंका । नाद सुने काँपे गढलंका ॥
नभ निरखहु इनके लंगूरे । जनु ऋतु पावस युग धनु पूरे ॥ २ ॥
बिश्वकर्माके सुत अभिमानी । इनपरशे पयशिल उतरानी ॥
बसहिं ताम्रगिरि कंदर माहीं । गोदावरी विमल जल पाहीं ॥ ३ ॥
अति बल आगे धावहिं वीरा । इनपर कृपा करहिं रघुवीरा ॥
करहिं यमहु कर संगर ढीला । कज्जल बरण नाम नल नीला ॥ ४ ॥

આ જે સિંહનાદ તથા કિલકિલા શબ્દ કરે છે, સૈન્યમાં ફર્યાં કરે છે, સાત તાલ ઉંચા છે અને કાજળ જેવા વર્ણવાળા છે, તે નલ અને નીલ નામના બે વાનરાઓ છે.॥૧॥ એઓની સાથે બળવાન્ હજાર કરોડ વાનરાઓનું સૈન્ય છે. એ બે ભાઈઓ કોઇથી પણ રણમાં જીતાય એવા નથી, સ્વાભાવિક રીતે નિર્ભય છે, ॥ ૨ ॥ વિશ્વકર્માના પુત્રો છે, અભિમાની છે,તામ્રગિરીની ગુફામાં રહેનારા છે, ગોદાવરીનું નિર્મળ જળ પીનારા છે,॥૩॥ અત્યંત બળવાન્ તથા વીર હોવાથી, સૈન્યની આગળ દોડે એવા છે અને સંગ્રામ કરીને યમ રાજાને ઢીલો કરી નાખે એવા છે. એઓના નાદને સાંભળીને લંકાનો કિલ્લો કંપી જાય છે એઓના સ્પર્શના પ્રભાવથી જ શિલાઓ પણ જલમાં તરી છે. એઓના ઉપર રામની મોટી કૃપા છે. એઓનાં પૂછડાં જાણે આકાશમાં વર્ષા ઋતુથી પ્રકટ થયેલાં બે પૂરેપૂરાં ઈંદ્રધનુષો હોય એવાં લાગે છે, તે જુવો. ॥ ૪ ॥

दो०—पद्म अठारह कपि कटक, चल इनकी भुज छाँह ॥
निजकर सुरभी सुमन ले, रघुपति पूजी बाँह ॥ २४ ॥

અઢાર પદ્મ વાનરાઓનું સૈન્ય, એઓની ભુજાઓની છાયા નીચે ચાલે છે અને રામે પોતાના હાથથી સુગંધી પુષ્પો લઇને એઓની ભુજાઓને પૂજી છે. ॥ ૨૪ ॥

चौ०—यह जो आवत अचल समाना । चौदह ताड उच्च परिमाना ॥
वास पुलिन्दाके तट करई । अम्बुद निकर निरखि कर धरई ॥ १ ॥
रक्त कमल दल सम सब देहा । जनु विकसेउ संध्याकर मेहा ॥
हतै मेदिनी पूँछ भँवाई । लंका सौंह चितव जनु खाई ॥ २ ॥
तारा सुवन बालिको जायो । अति जुझार रघुपति मन भायो ॥
हृदय गगन इहिके प्रभु भानू । पंच पदुम इनकर परिमानू ॥ ३ ॥

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

करै वज्र वासवकर भंगा । उदयाचल कहँ लेई उछंगा ॥
परम चतुर सेनप इहि लागी । रघुपति कृपा परम बडभागी ॥ ४ ॥

આ, જે પર્વતની પેઠે ચાલ્યો આવે છે, ચૌદ તાડ ઉંચો છે, રાતાં કમળ જેવા વર્ણુવાળો હોવાથી જાણે સંધ્યા સમયનો મેઘ ખુલ્યો હોય એવો દીસે છે, પૂછડું ફેરવી ફેરવીને ધરતીપર પછાડે છે અને જાણે ખાઈ જવા ધારતો હોય તેમ લંકા તરફ જુવે છે, તે યુવરાજ અંગદ છે. એ અગદ પુલિંદા નદીને કિનારે રહે છે, વાદળાંઓના સમૂહને નજરે જોતાં પકડી લે છે, ॥૧-૨॥ વાળીથી તારામાં ઉત્પન્ન થયેલો છે, ભારે લડવૈયો છે, રામને પ્યારો છે, ઇંદ્રના વજ્રને પણ ભાંગી શકે તથા ઉદયાચલને પણ ખોળામાં ઉપાડી શકે એવો છે, પરમ ચતુર છે, મોટી સેનાનો પતિ છે અને રામની કૃપાથી મહા ભાગ્યશાળી થયો છે. એના હૃદયરૂપી આકાશમાં રામ, સૂર્યની પેઠે પ્રકાશી રહ્યા છે. એના હાથ નીચે પાંચ પદ્મ વાનરાઓની સેના છે. ॥ ૪ ॥

दो०—पांउ धरा धर चापैं, पन्नग होइ अकाज ॥
सैन अग्रसर देखहु, यह अंगद युवराज ॥ २५ ॥

જુવો, આ યુવરાજ અંગદ સેનાનો અગ્રેસર છે અને પગની ભીંસથી પૃથ્વીને દબાવે તો, શેષનાગને પણ વ્યાકુલ કરી નાખે એવો છે. ॥ ૨૫ ॥

चौ०—यह जो श्वेत वरण तनुरेखा । मनहु रजत गिरि शृंग विशेखा ॥
दीर्घ केश दारुण भुज दंडा । चपल चलत बल बुद्धि प्रचंडा ॥ १ ॥
वास करैं जलनिधिके तीरा । पान करैं गोमती सुनीरा ॥
नृप सुग्रीव केर अधिकारी । सबल व्यूह यह रचै सँवारी ॥ २ ॥
जन्मत चंद्रहि ग्रसन उडाना । इहि कर पुरुषारथ जग जाना ॥
निरखि गगन राका शशि सोहा । शिशु अजान तेहि लगि मन मोहा ॥३॥
धरणी धसकि धरन जब उडेऊ । सत्तर योजन ते पुनि फिरेऊ ॥

આ જે સફેદ વર્ણના શરીરવાળો છે, જાણે કૈલાસ પર્વતનું મોટું શિખર હોય એવો લાગે છે, લાંબા વાળવાળો છે, દારુણ ભુજદંડવાળો છે અને ચપળતાથી ચાલે છે, તે સુગ્રીવ રાજાનો અધિકારી કુમુદ નામનો યૂથપતિ છે. ॥ ૧ ॥ એ કુમુદ પ્રચંડ બળવાળો છે. તીવ્ર બુદ્ધિવાળો છે, સમુદ્રને કિનારે રહેનારો છે, ગોમતી નદીનું જલ પીનારો છે અને સઘળા પ્રકારના વ્યૂહોની રચનાને બરાબર કરી જાણે એવો છે. ॥ ૨ ॥ એ કુમુદ જન્મ્યો કે તુરત જ ચન્દ્રને ગળી જવા આકાશમાં ઉડયો હતો. એનો પુરુષાર્થ જગતમાં પ્રખ્યાત છે. એ બાલ્યાવસ્થામાં અજ્ઞાન હતો, ત્યારે આકાશમાં પૂનેમના ચન્દ્રને જોઈ, તેમાં મોહિત થઈ, તેને પકડવા વાસ્તે ધરતી ઉપરથી ઉડયો હતો ॥૩॥ અને આકાશમાં સિત્તેર યોજન ઉંચો જઇને પાછો ફર્યો હતો. એ જ્યારે પૃથ્વીપરથી ઉડયો હતો, ત્યારે પૃથ્વી ધ્રુજી ગઈ હતી. ॥

दो०—कोटि पंचशत मर्कट, रहहिं सर्वदा साथ ॥
काल्हु ते रण लरि सकै, मुकुंद नाम कपिनाथ ॥ २६ ॥

આ કુમુદ નામનો યૂથપતિ કાળની સાથે લડી શકે એવો છે અને એની સાથે પાંચ સો કરોડ વાનરાઓ સર્વદા રહે છે. ॥ ૨૬ ॥

चौ०—ये देखहु जे चहुँ दिशि घुमडे । मनहुँ लंक सावन घन उमडे ॥
आगू पीछु दश दिशि धावहिं । शिला शृंग तरु तोरत आवहिं ॥ १ ॥
सहस नागवल सबहि समाना । सप्त पद्म इनकर परिमाना ॥
काशीपुरी वास इन्ह केरी । समर कतहुँ जिन पीठ न फेरी ॥ २ ॥
तीक्षण दन्त नखायुध धारी । द्वन्द्व युद्ध यह जानहि भारी ॥
धूमकेतु यूथप इन्ह केरा । लंका निकट कान्ह जेहि डेरा ॥ ३ ॥
इहि कर जेठ बंधु जमवन्ता । तेहिके बल कर पाव को अंता ॥
देव दनुजको जूझै ताही । धरा होहि कर अम्बुक जाही ॥ ४ ॥
बसै अशंक नर्मदा तीरा । अशनि समान अभेद शरीरा ॥

આ જે ટોળાં આગળ તથા પાછળ દશે દિશાઓમાં દોડે છે, શિલાઓને, શિખરોને તથા વૃક્ષોને તોડવા આવે છે, જાણે લંકા ઉપર શ્રાવણ માસનાં વાદળાં ઘેરો ઘાલવા આવતાં હોય તેમ ચારે દિશાઓમાં વ્યાપ્ત થઈને ચાલ્યા આવે છે ॥ ૧ ॥ અને પ્રત્યેક હજાર હજાર હાથીઓના બળવાળાં છે, તેઓની સંખ્યા સાત પદ્મની છે. એઓ કાશીપુરીના સમીપમાં રહે છે, જેઓએ કદી પણ યુદ્ધમાં પીઠ ફેરવી નથી એવાં છે, ॥ ૨ ॥ તીક્ષ્ણ દાંતોવાળાં છે, નખોરૂપી આયુધોને ધરનારાં છે અને દ્વંદ્વ યુદ્ધના પ્રકારોમાં બહુ પહોંચેલાં છે. એઓનો ધૂમકેતુ નામનો યૂથપતિ છે, કે જેણે લંકાના સમીપમાં જ ડેરા દીધા છે. ॥ ૩ ॥ એ ધૂમકેતુનો મોટો ભાઈ જાંબુવાન્ છે, કે જેના બળના અંતને કોઈ પણ પામી શકે એમ નથી. એ જામ્બુવાનની સામે કોઈ દેવ કે દૈત્ય પણ લડી શકે એમ નથી અને તે પૃથ્વીને પોતાના હાથમાં દડાની પેઠે ઉપાડી શકે એમ છે. ॥ ૪ ॥ એ જાંબુવાન નર્મદાને કિનારે નિર્ભયપણાથી રહે છે અને વજ્રની પેઠે અભેદ્ય શરીરવાળો છે

दो०—सचिव सुकंठ राजकर, रघुवर कर प्रियदास ॥
सो जड मंद जो याहि रण, चह जीतनकी आश ॥ २७ ॥

એ જામ્બુવાન્ સુગ્રીવ રાજાનો મંત્રી છે અને રામનો પ્રિય દાસ છે. જે પુરુષ એને યુદ્ધમાં જિતી લેવાની આશા કરે, તેને મૂર્ખ અને મંદ ભાગ્યવાળો સમજવો. ॥ ૨૭ ॥

चौ०—अब देखहु यह यूथ अपारा । पीतवरण होइ गयउ पहारा ॥
बाल अरुण मरीच जस फुटी । निशिचर निकर तमी चह छुटी ॥ १ ॥
चौविस अर्बुद इनकर जूहा । सहस बिंदु सप कोटि समूहा ॥
शिला शैल जे आगे परहीं । पायन मर्दि गर्द सम करहिं ॥ २ ॥

कंचन गिरि कंदरके वासी । इनकर यूथ नाथ अविनाशी ॥
अतिबल वासवकर हितकारी । सखा सुकंठ केर सुखकारी ॥ ३ ॥
पान करै गंगा कर नीरा । पर्वत शृंग समा न शरीरा ॥
छिन छिन सिंहनाद जो होई । गर्जत आवत है कपि सोई ॥ ४ ॥

હવે આ બીજું અપાર યૂથ જુવો કે, જેના રંગથી આંખો પહાડ પીળો થઈ ગયો છે અને જાણે રાક્ષસોના સમૂહરૂપી રાત્રિને નષ્ટ કરવા વાસ્તે બાલ સૂર્યને કિરણો ફૂટ્યા હોય એવું લાગે છે. ॥ ૧ ॥ આ યૂથ, ચોવીશ અર્બુદનું છે અને એમાં એક એક કરોડનો જથ્થો હજાર હજાર બિન્દુ જેવો છે. આ યૂથના વાનરાઓની આગળ શિલા કે પર્વત જે કાંઈ પડે, તેને પગોથી જ મર્દીમર્દીને ભૂકો કરી નાખે એવા છે. ॥૨॥ એઓનો યૂથપતિ, મેરુપર્વતની ગુફામાં રહેનારો છે, કોઇનો માર્યો મરે એવો નથી, અત્યંત બળવાન છે, ઇંદ્રનું હિત કરનારો છે, સુગ્રીવનો સુખદાયી મિત્ર છે, ॥ ૩ ॥ ગંગાનું જલ પીનારો છે, પર્વતના શિખર જેવડા શરીરવાળો છે અને તેનું નામ કેશરી છે, કે જે આ ક્ષણે ક્ષણે સિંહનાદ કરતો અને ગર્જના કરતો ચાલ્યો આવે છે. ॥ ૪ ॥

दो०—यश तिहु मंडल गलित गज, बल कर नाहिं न अन्त ॥
यह कपि राजा केशरी, सुतन जासु हनुमन्त ॥ २८ ॥

આ યૂથપતિ કેશરી ત્રૈલોક્યમાં પ્રખ્યાત કીર્તિવાળો છે, જેણે અનેક હાથીઓને માર્યા છે એવો અને અનંત બળવાળો છે. આના પુત્રનું નામ હનુમાન છે. ॥ ૨૮ ॥

चौ०—उत्तर दिशि देखहु रजधानी । जनु दुकाल लगि शलभ उडानी ॥
मर्कट निकर विकट बल टूटे । आवत उदधि कूल जनु छूटे ॥ १ ॥
इहि दल यूथनाथ जो अहई । अति बलवंत राज सँग रहई ॥
कपिके रूप अनल अविनाशी । ये दोउ पारिपात्रके वासी ॥ २ ॥
अति सुन्दर अरु समर विपक्षा । महाबली दोउ गवय गवक्षा ॥
ये दोउ गर्जत अति रणधीरा । पीवहिं तुंगभद्रकर नीरा ॥ ३ ॥
सत्तरि सहस नाग बल जाही । इनमें एक कहौं मैं ताही ॥
अपर बलि गँधमादन नामा । रण अजेय पुनि सब गुण धामा ॥ ४ ॥

હવે આ રાજધાનીની ઉત્તર દિશા તરફ જુવો. જે આ વાનરાઓનું યૂથ જાણે દુકાળ પાડવાને વાસ્તે ટીડાનું યૂથ ઉડયું આવતું હોય એવું દેખાય છે, જાણે કિનારાનું ઉલ્લંઘન કરીને સમુદ્ર ચઢી આવતો હોય એવું લાગે છે ॥ ૧ ॥ અને વિકટ બળવાળાઓને પણ તોડી નાખે એવું છે, તે યૂથના અધિપતિ બે છે અને તેઓ અત્યંત બળવાન છે તથા રાજાની સાથે જ રહે છે. ॥ ૨ ॥ એઓમાં એકનું નામ ગવય છે અને બીજાનું નામ ગવાક્ષ છે. એ બે યૂથપતિઓ, અગ્નિ જેવા રૂપવાળા છે અત્યંત રુપાળા છે, મહાબળવાન છે; યુદ્ધમાં તમારા મોટા શત્રુ છે. કોઈના માર્યા મરે એવા નથી અને પારિ-

યાત્રના પર્વતમાં રહેનારા છે. આ બીજા વાનરાઓ કે જેઓ ગર્જના કરે છે, તેઓ, રણમાં અત્યંત ધીર છે, તુંગભદ્રા નદીનું જળ પીનારા છે ॥૩॥ અને સિત્તેર હજાર હાથીઓના જેટલા બળવાળા છે. એઓમાં એકનું નામ ગંધમાદન છે. એ ગંધમાદન, રણમાં કોઇથી ન જિતી શકાય એવો છે અને સઘળા ગુણોના સ્થાનકરૂપ છે. ॥ ૪ ॥

दो०—वासव विबुध वृन्द महँ, तेजन महँ जस भानु ॥
पनस नाम यह वानर, अति बल नीति निधानु ॥ २९ ॥

બીજાનું નામ 'પનસ છે' એ પનસ, જેમ દેવતાઓમાં ઇંદ્ર શ્રેષ્ઠ છે, તેમ વાનરાઓમાં શ્રેષ્ઠ છે, તેજસ્વીઓમાં સૂર્ય જેવો છે અને અત્યંત બળના તથા નીતિના ભંડારરૂપ છે. ॥ ૨૯ ॥

चौ०—यह जो कुमुद पत्र सम देहा । जस कैलास शरद कर मेहा ॥
लोचन मधु पिंगल अति लोने । कामरूप चितवत चहुँ कोने ॥ १ ॥
लंका सौंह लँगूर फिराई । गर्जत मलय मेघकी नाई ॥
सुरपति साथ युद्ध कहँ गयऊ । तबसे कामरूप है गयऊ ॥ २ ॥
मघवा इहिसन कीन्ह मिताई । करै सदा यह देव सहाई ॥
सहस्र कोटि कपि इहिके संगा । राते पीत श्वेत बहु रंगा ॥ ३ ॥
वचन मृषा मम प्रभु यह नाहीं । अपर वालि जानहु मनमाहीं ॥
दरदुरशैल सदन यहि केरा । मन वच कर्म राम कर चेरा ॥ ४ ॥

આ જે કુમુદના પત્ર જેવા સફેદ શરીરવાળો, કૈલાસ જેવડા કદવાળો, શરદ્ ઋતુના મેઘની પેઠે શોભતો અત્યંત સુંદર ભૂરાં નેત્રોવાળો, ચારે તરફ જોયા કરતો, ॥ ૧ ॥ લંકા તરફ પૂછડું ઘુમાવતો અને પ્રલય કાળના મેઘની પેઠે ગાજતો જોવામાં આવે છે, તે સુષેણ નામનો યૂથપતિ છે, એનામાં યથેષ્ટ રુપો ધરવાની શક્તિ છે. એ સુષેણ જ્યારે દૈત્યોની સામે યુદ્ધ કરવાને વાસ્તે ઇંદ્રની સાથે ગયો હતો, ત્યારે એને યથેષ્ટ રુપો ધરવાની શક્તિ મળી છે. ॥ ૨ ॥ ઇંદ્રે આની સાથે મિત્રતા કરેલી છે અને તે ઉપરથી આ સુષેણ, દેવતાઓને સહાય આપે છે. રાતા, પીળા તથા સફેદ આદિ અનેક વર્ણોવાળા એક હજાર કરોડ વાનરાઓ આની સાથે છે. ॥ ૩ ॥ હે નાથ રાવણ! હું ખોટી વાત કરતો નથી. આ સુષેણને બીજો વાળી જ સમજો. એ પોતે દર્દુર નામના પર્વતમાં રહેનારો છે અને મનથી, વચનથી તથા કર્મથી રામનો દાસ છે. ॥ ૪ ॥

दो०—गिरिवर लांघत आवत, चलत उड़ावत रेणु ॥
तरणि तेज इन रूंधेउ, तार तनय सुषेणु ॥ ३० ॥

આ સુષેણ, કે જે, મોટા પર્વતને પણ ઓળંગતો ઓળંગતો આવે છે, ચાલવાથી ભારે રજ ઉડાડે છે અને કદથી સૂર્યને પણ રોકી દે છે, તેને ઓળખી રાખો. પ્રથમ વાળીની અને પછી સુગ્રીવની આ થયેલી તારા આની દીકરી છે. ॥ ૩૦ ॥

चौ०—यह कपि लसत मनहु गिरि गेरू । दिन मुख छबि जस लहय सुमेरू ॥
सोइ कपि प्रथम लंक जेहँ जारी । प्रभु केहि लागि आवत इहि वारी ॥ १ ॥
अंजनि गर्भ जन्म जब भयऊ । क्षुधित जननिसन अरतस ठयऊ ॥
तेहि कह सुपक अरुण फल खाहू । सुनत चितव इत उत चित चाहू ॥ २ ॥
बाल अरुण लखि गगन उड़ाना । ग्रसत तरणि वासव तब जाना ॥
मारेउ वज्र चिबुक भई टेड़ी । कोपि पवन समीर सब बेडी ॥ ३ ॥
देव विकल होई अस्तुति कीन्हा । कुलिश होइ तनु अस वर दीन्हा ॥
पवन वायुने तब तजि दीन्ही । जय जयकार देव सब कीन्ही ॥ ४ ॥
विद्या पढत भानुके पाहीं । उलटी गति रवि आगे जाहीं ॥
वारिधि लांघेउ गोपद जैसे । यहि कपीश सन जूझब कैसे ॥ ५ ॥

આ વાનર કે જે ગેરુના પહાડ જેવો છે અને જેવો દિવસના આરંભમાં મેરુ પર્વત દેખાય, એવો દેખાય છે, તેણે જ પ્રથમ લંકાને બાળી હતી. હે સ્વામી ! આ વાનર અહિં બીજી વાર શામાટે આવ્યો હશે ? ॥ ૧ ॥ એ જ્યારે અંજનીના ગર્ભમાંથી જન્મ્યો હતો, ત્યારે જ તેણે, ક્ષુધાથી પીડાઇને અંજનીને પૂછતાં અંજનીએ કહ્યું કે, "સારી રીતે પાકેલું રાતું ફળ ખાવું." આ સાંભળતાં જ ફળની ઇચ્છાથી ચારે તરફ જોવા લાગેલો ॥૨॥ આ વાનર ઉગતા સૂર્યને જોઈ આકાશમાં ઉડયો હતો. 'આ સૂર્યને ગળી જવા આવે છે,' એમ જાણવામાં આવતાં, ઇંદ્રે તેને વજ્ર માર્યું કે જેથી આની ડાઢી વાંકી થઈ ગઈ. આમ થયું જોઈ, આના પિતા પવને, સર્વ ઠેકાણાઓમાં પોતાની ગતિને બંધ કરી દીધી હતી. ॥ ૩ ॥ આથી દેવતાઓએ, વ્યાકુલ થઈ, સ્તુતિ કરીને આને વજ્ર જેવું મજબૂત શરીર થવાનું વરદાન આપ્યું, ત્યારે પવને પોતાની ગતિને પાછી છૂટી કરી હતી. આ સમયમાં સર્વ દેવતાઓએ જય જયકાર કર્યો હતો. ॥ ૪ ॥ આ વાનર સૂર્યની પાસેથી સઘળી વિદ્યાઓ ભણેલો છે અને સૂર્યની સામે ચાલીને સૂર્યની પાસે જવાની શક્તિવાળો છે. આ વાનરે જ, ગાયનાં પગલાં જેવડાં ખાબોચિયાંને ઓળંગવાની પેઠે, સમુદ્રને ઓળંગ્યો હતો, એવા એની સામે શી રીતે યુદ્ધ કરી શકશો ? ॥ ૫ ॥

दो०—अंबक पीत बाल रवि, वदन तेज अतिराज ॥
पवननें वेग अधिक जनु, अनल नितंब सुभ्राज ॥ ३१ ॥

અગ્નિ જેવા નિતંબોથી શોભી રહેલો, પીળી આંખોવાળો અને ઉગતા સૂર્યસમાન મુખના તેજથી અત્યંત દીપતો આ વાનર, પવનથી પણ અધિક વેગવાળો છે. ॥ ૩૧ ॥

चौ०—अतसी कुसुम वरण तनु रेखा । पुरुष पुराण धरे नर वेषा ॥
मत्त गजेंद्र शुण्ड भुज दण्डा । धनुष बाण असि धरे प्रचण्डा ॥ १ ॥
उर बिशाल अति उन्नत कंधर । कम्बु कण्ठ रेखा प्रसन्न वर ॥
मुख छबिकि उपमा कवि जोहै । शशि सरोज सम कहे न सोहै ॥ २ ॥
दशन पाँतिकी कांति कहैको । ललकत मन पटतरिय लहैको ॥
देखत अधरनकी अरुणाई । बिम्बाफल बन्धूक लजाई ॥ ३ ॥

शुक तुण्डहि नासिका लजावै । थके सुकवि नहिं पटतर आवै ॥
शीश जटाके मुकुट बनाये । भाल विशाल तिलक अति भाये ॥ ४ ॥
दक्षिण दिशि लक्ष्मण बलवीरा । राम बाहु सम अति रणधीरा ॥

આ જે અળસીનાં ફૂલ જેવા શ્યામ વર્ણવાળા, મદોન્મત્ત હાથીની સૂંઢ જેવા ભુજદંડોવાળા, પ્રચંડ ધનુષ, બાણ તથા ખડગ, એઓને ધરનારા,॥૧॥ વિશાળ વક્ષઃસ્થલવાળા, અત્યંત ઉંચી કાંધવાળા, કંઠમાં શંખના જેવી રેખાઓવાળાં, જેના મુખની કાંતિને ઉપમા દેતાં, કવિઓને ચન્દ્ર કે કમળ પણ ઉપમાનપણાને યોગ્ય જણાતાં નથી એવા,॥૨॥જેની દંત પંક્તિની કાંતિનું વર્ણન કરવામાં મન લલાચાતાં છતાં પણ, કોઈ પણ ઉપમાન નહીં મળવાથી, સર્વ કવિઓનાં મન અટકી જાય એવા, જેના હેઠલા હોઠની રક્તતાને જોઈને ઘોલા નામનાં ફૂળ તથા બપોરિયાનાં પુષ્પો પણ લજાઈ જાય એવા, ॥ ૩ ॥ જેની નાસિકા પોપટની ચાંચને લજાવે એવી હોવાથી તથા બીજું કોઈ ઉપમાન નહીં મળવાથી કવિઓને થાકી જવું પડે એવા, મસ્તકપર જટારુપી મુકુટથી શોભી રહેલા અને વિશાલ લલાટમાં તિલકથી દીપી રહેલા જોવામાં આવે છે, તે પોતે રામચન્દ્રજી છે. જે પુરાણ પુરુષ વિષ્ણુ છે, તેજ નર દેહ ધરીને રામચન્દ્રજી થયા છે. ॥ ૪ ॥ રામચન્દ્રજીની જમણી બાજુમાં જે ઉભેલા છે, તે મહા બલવાન્ અને મહાવીર લક્ષ્મણજી છે. એ લક્ષ્મણજી, રામચન્દ્રજીના બાહુ જેવા છે અને રણમાં અત્યંત ધીર છે. ॥

दो०—वाम भाग विभीषण, शिर अभिषेका राज ॥
बीज मंत्र सब जानहिं, अकसर करहिं सुकाज ॥ ३२ ॥

રામચન્દ્રજીની ડાબી બાજુપર જે ઉભેલ છે, તે વિભીષણ છે, કે જેને રામચન્દ્રજીએ રાજ્યાભિષેક કર્યો છે. એ વિભીષણ તમારૂં કામ બગાડવાના સઘળા બીજમંત્રો જાણે છે, તેથી અવશ્ય રામચંદ્રજીનાં કાર્યને સુધારી દેશે. ॥ ૩૨ ॥

चौ०—अब देखहु यह सैन सुहाई । भादौं मेघ घटा जनु छाई ॥
कन्या एक ब्रह्म उपजाई । नयन भूरि अरु रूप लुनाई ॥ १ ॥
बाल मात्र दिनकर बल दीन्हा । ऋतु जानी वासव रति कीन्हा ॥
जातक जमलवीर दोउ जाये । देव अंश वानर तनु पाये ॥ २ ॥
किष्किंधापर इनकर थाना । देव सरिस मधुवन उद्याना ॥
ऋष्यमूक इनकर विश्रामा । चातुर्मास्य बसे जहँ रामा ॥ ३ ॥
वाली ज्येष्ठ राम रण मारा । यहि कहँ राज तिलक प्रभु सारा ॥
तारा तासु भई पटरानी । जेहिकर सुत अंगद अति ज्ञानी ॥ ४ ॥
सहस शंकुकर अर्बुद एका । अर्बुद सहस कि बिन्दु विवेका ॥
सहस बिन्दु गणिकन मनमाना । महापद्म तेहिकर परिमाना ॥ ५ ॥
ऐसे पद्म अठारह साजा । विग्रह बढेउ रामके काजा ॥
वीर वेष अरु नयन बिशाला । कम्बुकण्ठ मोतिनकी माला ॥ ६ ॥

હવે આ સેના જુવો, કે જે ભાદરવાનાં વાદળાંઓની ઘટા છાઈ રહી હોય એવી શોભે છે. બ્રહ્માએ પોતાનાં નેત્રમાંથી એક અત્યંત રૂપ લાવણ્યવાળી કન્યા ઉપજાવી હતી. ॥ ૧ ॥ એ કન્યાને રજસ્વલા થયેલી જાણી, કામાતુર થઈ, ઈંદ્રે તેના વાળ ઉપર અને સૂર્યે તેના કંઠ ઉપર બિન્દુ નાખ્યું, તેથી તે કન્યાને તે દેવોના અંશરૂપ અને વાનરના શરીરવાળું વીર પુત્રોનું જોડું અવતર્યું. ॥ ૨ ॥ એ બે વાનરાએ કિષ્કિન્ધાને પોતાની રાજધાની કરી, કે જ્યાં મધુવન નામની વાડી દેવતાઓનાં નંદન વન જેવી છે. એઓ ઋષ્યમૂક પર્વત ઉપર વિશ્રામ કરતા હતા, કે જ્યાં રામચન્દ્રજી હાલનું ચાતુર્માસ્ય રહ્યા હતા. ॥ ૩ ॥ રામચન્દ્રજીએ, એઓમાં મોટા વાળી નામના વાનરને મારીને હમણાં સુગ્રીવને રાજ્યતિલક કરીને રાજ્ય આપ્યું છે. તારા કે જેણે પ્રથમ વાળીના વીર્યથી મહા ચતુર અંગદ નામના પુત્રને જન્મ આપ્યો હતો, તે હાલ સુગ્રીવની પટરાણી થઈ છે.॥૪॥ ગણિતવેત્તાઓએ સંખ્યા ઠરાવી છે કે, હજાર શંકુનું એક અર્બુદ થાય, હજાર અર્બુદનું એક બિન્દુ થાય અને હજાર બિન્દુનું એક મહાપદ્મ થાય. ॥ ૫ ॥ આવાં અઢાર મહાપદ્મની વાનરાઓની સેના છે અને તે રામચન્દ્રજીના કામને વાસ્તે યુદ્ધ કરવા સજ્જ થઈ છે. હે નાથ ! આ જે શૂરને છાજતા વેષવાળો, મોટાં નેત્રોવાળો, શંખ જેવા કંઠવાળો, કંઠમાં મોતીની માળાવાળો અને ॥ ૬ ॥

दो०—हस्ती साठि सहस्र बल, सदा धर्मकीसींव ॥
श्वेत छत्र शिर शोभित, यह राजा सुग्रीव ॥ ३३ ॥

મસ્તકપર સફેદ છત્રથી શોભી રહેલો વાનર જોવામાં આવે છે, તે રાજા સુગ્રીવ છે. એ સુગ્રીવ, સાઠ હજાર હાથીઓના જેટલું બળ ધરાવે છે અને સર્વદા ધર્મની સીમારૂપ છે.” ॥ ૩૩ ॥

दो०—इहि विधि सकल दिखाये, सरन कपींदल जूह ॥
गनै न रावण काल वश, अतिशय गर्व समूह ॥ ३४ ॥

આ પ્રમાણે સારણે વાનરાઓની સેનાનાં સઘળાં યૂથો રાવણને દેખાડ્યાં, પણ કાળને વશ થયેલા અને અત્યંત ગર્વોના સમૂહવાળા રાવણે, કશું પણ ગણતરીમાં લીધું નહીં.[1] ॥ ૩૪ ॥

चौ०—इहां प्रात जागे रघुराई । पूछा मत सब सचिव बुलाई ॥
कहहु वेग का करिय उपाई । जाम्बवन्त कह पद शिर नाई ॥ १ ॥
सुन सर्वज्ञ सकल उर वासी । सर्व रूप सब रहित उदासी ॥
मंत्र कहब निज मति अनुसारा । दूत पठाइय वालिकुमारा ॥ २ ॥
नीक मंत्र सबके मन माना । अंगद सन कह कृपानिधाना ॥
वालि तनय बुद्धि बल गुण धामा । लंका जाहु तात मम कामा ॥ ३ ॥

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

बहुत बुझाय तुमहिं का कहऊं । परम चतुर मैं जानत अहऊं ॥
काज हमार तासु हित होई । रिपु सन करहु बतकही सोई ॥ ४ ॥

અહીં રામચન્દ્રજીએ પ્રાતઃકાલમાં જાગી, સઘળા મંત્રીઓને બોલાવીને તેઓનો અભિપ્રાય પૂછ્યો કે, "હવે કયો ઉપાય કરવો? તે જલદી કહો." આ સાંભળી જાંબુવાન રામચન્દ્રજીનાં ચરણોમાં માથું નમાવીને બોલ્યા[1] કે, ॥ ૧॥ "હે સર્વજ્ઞ, હે સર્વનાં હૃદયોમાં રહેનારા! હે સર્વરૂપ છતાં પણ સર્વથી રહિત તથા નિર્લેપ રહેનારા પ્રભુ! સાંભળો. મારી મતિ પ્રમાણે સલાહ બતાવું છું. અંગદને દૂત કરીને રાવણની પાસે મોકલો." ॥ ૨ ॥ આ સલાહ સર્વનાં મનને સારી લાગતાં, રામચન્દ્રજીએ અંગદને કહ્યું કે, "હે વાળી પુત્ર! હે બુદ્ધિના, બળના તથા ગુણોના સ્થાનરૂપ તાત અંગદ! મારાં કાર્યને વાસ્તે લંકામાં જાઓ, ॥ ૩ ॥ હું તમને વધારે સમજાવીને શું કહું! તમને પરમ ચતુર જાણું છું. રાવણની પાસે જઈ એવી વર્ટી કરો કે, જેથી મારૂં કાર્ય થાય અને રાવણનું હિત થાય.[2] ॥ ૪ ॥

सो०—प्रभु आज्ञा धरि शीश, चरण वंदि अंगद उठेउ ॥
सोइ गुणसागर ईश, राम कृपा जापर करेउ ॥ ४ ॥

અંગદ પ્રભુની આજ્ઞાને માથે ચઢાવી, ચરણોમાં પ્રણામ કરી, ઉભો થઈને બોલ્યો કે, "હે રઘુનાથજી! હે સ્વામી! જેના ઉપર આપ કૃપા કરો, તે પોતાની મેળે જ ગુણોના સમુદ્રરૂપ થઈ જાય." ॥ ૪ ॥

सो०—स्वयं सिद्ध सब काज, नाथ मोहिं आदर दयउ ॥
अस विचारि युवराज, तनु पुलकित हर्षित भयउ ॥ ५ ॥

'પ્રભુનું કાર્ય તો પોતાની મેળે જ સિદ્ધ છે, તે છતાં પ્રભુ, કામ ફરમાવીને કેવળ મારા ઉપર પ્રેમ જણાવે છે,' એમ વિચારીને યુવરાજ અંગદ આનંદથી શરીરમાં રોમાંચિત થઈ ગયો. ॥ ૫ ॥

चौ०—वंदि चरण उर धरि प्रभुताई । अंगद चलेउ सबहि शिर नाई ॥
प्रभु प्रताप उर सहज अशंका । रण बाकुरा वालिसुत बंका ॥ १ ॥
पुर पैठत रावणकर बेटा । खेलत रहा सो होइ गई भेंटा ॥
बातहि बात कर्ष बढि आई । युगल अतुल बल पुनि तरुणाई ॥ २ ॥
तेहि अंगद कहँ लात उठाई । गहि पद पटकेउ भूमि भ्रमाई ॥
निशिचर निकर देखि भट भारी । जहँ तहँ चले न शकहिं पुकारी ॥ ३ ॥
एक एक सन मर्म न कहहीं । समुझि तासु बल चुप होइ रहहीं ॥
भयऊ कोलाहल नगर मझारी । आवा कपि लंका जेहिं जारी ॥ ४ ॥

---

૧ સુગ્રીવ, વિભીષણ અને જાંબવાન એ ત્રણ મુખ્ય મન્ત્રીઓ છે, તેઓમાં સુગ્રીવની સલાહ વિભીષણની શરણાગતિમાં અને વિભીષણની સલાહ સમુદ્ર ઉતરવામાં લેવાઈ ગઈ છે, તેથી હવે જાંબવાનનો વારો આવ્યો. ૨ રાવણને મારવો, એ રામનું હિત છે અને મુક્તિ મળવી, એ રાવણનું હિત છે.

अब धौं कहा करहि करतारा । अति सभीत सब करहिं बिचारा ॥
बिनु पूछे मगु देहिं बताई । जेहि बिलोकि सो जाहि सुखाई ॥ ५ ॥

પ્રભુનાં ચરણોમાં પ્રણામ કરી, તેમની પ્રભુતાને હૃદયમાં ધરી, સર્વને માથું નમાવીને અંગદ ત્યાંથી ચાલ્યો. પ્રભુના પ્રતાપથી તથા સ્વાભાવિક રીતે પણ હૃદયમાં નિઃશંક રહેનારો, યુદ્ધમાં મહા પરાક્રમી બંકો અંગદ, ॥ ૧ ॥ લંકામાં પેઠો, ત્યાં જ તેને રાવણના એક દીકરા (પ્રહસ્ત) ની ભેટ થઈ, કે જે પ્રહસ્ત માર્ગમાં રમતો હતો. બન્ને અતુલ બળવાન તથા જુવાન હોવાથી, વાતચિત કરતાં બન્નેને ચઢા ઉતરી[1] થઈ ગઈ અને વાત વધી ગઈ, ॥ ૨ ॥ તેથી પ્રહસ્તે અંગદને મારવા લાત ઉઠાવતાં અંગદે તેના પગ પકડી, તેને માથાપર ફેરવીને ધરતી ઉપર પછાડચો, કે જેથી તેના પ્રાણ જ નીકળી ગયા. રાક્ષસોના સમૂહો અંગદને મોટો યોદ્ધો જોઈ, જ્યાં ત્યાં ચાલ્યા ગયા ॥ ૩ ॥ અને કશો પોકાર પણ કરી શકયા નહીં. અંગદને બળવાન જાણી, તેઓ પરસ્પરની પાસે કશો મર્મ નહીં કહેતાં ચૂપ જ થઈ રહ્યા. શહેરમાં મોટો કોલાહલ થઈ રહ્યો કે, "જેણે લંકાને બાળી હતી, તે જ વાનર ફરીવાર લંકામાં આવ્યો છે. ॥ ૪ ॥ હે ઈશ્વર! હવે શું કરવું?" અત્યંત ભય પામીને સર્વે રાક્ષસો વિચારમાં પડી ગયા અને અંગદને વગર પૂછે દરબારનો માર્ગ બતાવી દેવા લાગ્યા. અંગદ જેની સામે નજર કરવા લાગ્યો, તે રાક્ષસ સુકાઈ જવા લાગ્યો. ॥ ૫ ॥

दो०—गयो सभा दरबार रिपु, सुमिरि राम पद कंज ॥
सिंह ठवनि इत उत चितै, धीर वीर बल पुंज ॥ ३५ ॥

ધીર, વીર અને બળના પુંજરૂપ અંગદ, રામનાં ચરણારવિન્દોનું સ્મરણ કરી સિંહના જેવી ચાલથી રાવણના દરબારમાં ગયો અને ત્યાં જઈને સિંહની પેઠે જ આમ તેમ જોવા લાગ્યો. ॥ ૩૫ ॥

चौ०—तुरत निशाचर एक पठावा । समाचार रावणहि सुनावा ॥
सुनत वचन बोलेउ दशशीशा । आनउ बोलि कहांकर कीशा ॥ १ ॥
आयसु पाय दूत बहु धाये । कपि कुंजरहि बोलि लेआये ॥
अंगद दीख दशानन बैसा । सहित प्राण कज्जल गिरि जैसा ॥ २ ॥
भुजा विटप शिर शृंग समाना । रोमावली लता तरु नाना ॥
मुख नासिका नयन अरु काना । गिरि कंदरा खोह अनुमाना ॥ ३ ॥
गयउ सभा मन नेकु न मुरा । वालि तनय अति बल बांकुरा ॥
उठी सभा सब कपि कहँ देखी । रावण उर भा क्षोभ विशेखी ॥ ४ ॥

---

૧ પ્રહસ્તે પૂછ્યું કે, 'હે વાનર! તું કોણ છે?' અંગદે કહ્યું કે, "હું રામનો દૂત છું." પ્રહસ્તે કહ્યું કે, 'જેની પત્નીને મારો પિતા હરી લાવેલ છે, તે જ રામ કે?' અંગદ બોલ્યો કે, "જેણે તારી ફોઇનાં નાક તથા કાન કાપ્યાં છે, તે જ રામ." આ પ્રમાણે ચઢા ઉતરી થઈ, એમ કહેવાય છે.

ચીત્ર ૫૨



અંગદ વિષ્ટિ.

અંગદે તુરત જ દ્વારમાંથી એક રાક્ષસને મોકલી, રાવણને પોતે આવ્યાના સમાચાર કહેવરાવ્યા. રાવણ, એ સમાચાર સાંભળતાં જ બોલ્યો કે, ભલે બોલાવી લાવો, એ ક્યાંનો વાનર છે ?" ॥ ૧ ॥ રાવણની આજ્ઞાથી ઘણા દૂતો જઈ, અંગદને બોલાવીને રાવણની સભામાં લાવ્યા. જાણે ભુજાઓરુપી વૃક્ષોવાળો, મસ્તકોરૂપી શિખરોવાળો, રોમાવલીરુપ અનેક લતાઓવાળો અને મુખ, નાસિકા, નેત્ર તથા કાનોરુપી ગુફાઓવાળો પ્રાણધારી કાજળનો પહાડ હોય એવા રાવણને અંગદે દીઠો. ॥ ૨-૩ ॥ અત્યંત બળવાન વાળીનો પુત્ર બંકો અંગદ, સભામાં જતા, જરા પણ ગભરાયો નહીં. એ વાનરને જોઈ, સઘળી સભા ઉભી થઇ અને રાવણના મનમાં પણ વિશેષ ક્ષોભ થઈ ગયો. ॥ ૪ ॥

दो०—यथा मत्त गज्यूथ महँ, पंचानन चलि जाय ॥
राम प्रताप सँभारि उर, बैठ सबहि शिर नाय ॥ ३६ ॥

જેમ સિંહ મદોન્મત્ત હાથીઓના યૂથમાં જાય, તેમ અંગદ રાવણની સભામાં જઈ, હૃદયમાં રામના પ્રતાપનું સ્મરણ રાખી, સર્વને મસ્તક નમાવીને બેઠો.[1] ॥ ૩૬ ॥

चौ०—कह दशकंध कवन तैं बंदर । मैं रघुबीर दूत दशकंधर ॥
मम जनकहि तोहिं रही मिताई । तव हित कारण आयउँ भाई ॥ १ ॥
उत्तम कुल पुलस्त्य कर नाती । शिव विरंचि पूजेहु बहु भांती ॥
वर पायउ कीन्हेउ सब काजा । जीतेहु लोकपाल सुर राजा ॥ २ ॥
नृप अभिमान मोह वश किम्वा । हरि आनेहु सीतहि जगदम्बा ॥
अब शुभ कहा करहु तुम मोरा । सब अपराध क्षमहिं प्रभु तोरा ॥ ३ ॥
दशन गहहु तृण कंठ कुठारी । पुर जन संग सहित निज नारी ॥
सादर जनक सुतहि करि आगे । इहि विधि चलहु सकल भय त्यागे ॥४॥

રાવણ બોલ્યો કે, "હે વાનર ! તું કોણ છે ?" અંગદ બોલ્યો કે, "હે રાવણ ! હું રામચન્દ્રજીનો દૂત છું." રાવણ બોલ્યો કે, "અહીં કેમ આવ્યો છે ?" અંગદ બોલ્યો કે, "તમારે અને મારા પિતાને મિત્રતા હતી, તેથી તમારૂં હિત કરવાને વાસ્તે આવ્યો છું. ॥ ૧ ॥ માટે મારી વાત સાંભળો. તમે ઉત્તમ કુલમાં જન્મ્યા છો, પુલસ્ત્ય મુનિના પૌત્ર છો, તમે ઘણી ઘણી રીતે શિવને તથા બ્રહ્માને પૂજ્યા છે તથા તેઓની પાસેથી વર મેળવીને સર્વ કાર્યો કર્યાં છે. લોકપાલ દેવતાઓને, સાધારણ દેવતાઓને અને સર્વ રાજાઓને જિત્યા છે. ॥ ૨ ॥ હે રાજા ! તમે હમણાં અભિમાનને અથવા મોહને વશ થઇને જગદંબા સીતાજીને હરી લાવ્યા છો, પણ હવે મારૂં શુભ વચન માનીને તે પ્રમાણે કરો. પ્રભુ તમારા સર્વ અપરાધોની ક્ષમા કરશે. ॥ ૩ ॥ દાંતોમાં ખડ લ્યો,[2] ગળામાં કુહાડો ધરો,[3] સાથે શેહેરના લોકોને તથા તમારી સ્ત્રીઓને પણ લ્યો,[4] આદરપૂર્વક

૧ પોતાને જોઈ, સઘળી સભા ઉભી થઈ હતી, તેથી અંગદે સર્વને માથું નમાવ્યું અથવા પોતાના રુવાબથી સર્વનાં માથાં નમાવી દઇને બેઠો, એવો અર્થ કરવો. ૨ દાંતોમાં ખડ લેવું, એ ગાયના જેવું ગરીબાઇનું ચિહ્ન છે. ૩ કાંધપર કુહાડો લેવો, એ અપરાધીપણાનું ચિન્હ છે. ૪ સ્ત્રીઓને સાથે લેવાથી, સામાના મનમાં વિશેષ દયા આવે.

સીતાજીને આગળ કરો અને એવી રીતે સર્વ ભયનો ત્યાગ કરીને મારી સાથે રામચન્દ્રજીની પાસે ચાલો. ॥ ૪ ॥

दो०—प्रणत पाल रघुवंश मणि, त्राहि त्राहि अब मोहिं ॥
सुनतहि आरत वचन प्रभु, अभय करहिंगे तोहिं ॥ ३७ ॥

ત્યાં આવીને પોકારો કે, 'હે દીનોનું રક્ષણ કરનારા રઘુવંશ શિરોમણિ! હવે મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો.' આવી રીતનાં તમારાં આર્ત્ત વચનો સાંભળીને પ્રભુ તે જ સમયે તમને અભય કરી દેશે." ॥ ૩૭ ॥

चौ०—रे कपि पोच बोल संभारी । मूढ न जानसि मोहिं सुरारी ॥
कहु निज नाम जनक कर भाई । केहि नाते मानिये मिताई ॥ १ ॥
अंगद नाम वालिकर बेटा । तोसों कबहुँ भई धौं भेंटा ॥
अंगद वचन सुनत सकुचाना । रहा बालि वानर मैं जाना ॥ २ ॥
अंगद ताहि वालिकर बालक । उपजेउ बंश अनल कुलघालक ॥
गर्भ न खसेउ वृथा तुम जाये । निज मुख तापस दूत कहाये ॥ ३ ॥
अब कह कुशल वालि कहँ अहई । बिहँसि वचन अंगद अस कहई ॥
दिन दश गये वालिपहँ जाई । पूछेहु कुशल सखा उर लाई ॥ ४ ॥
राम विरोध कुशल जस होई । सो सब सकल सुनाइहि सोई ॥
सुन शठ भेद होइ मन ताके । श्रीरघुवीर हृदय नहिं जाके ॥ ५ ॥

રાવણ બોલ્યો કે, "અરે નીચ વાનર! સંભાળીને બોલ. અરે મૂઢ! હું કે જે દેવતાઓનો શત્રુ છું, તેને તું જાણતો નથી? અરે ભાઈ! તારા બાપનું નામ તો બતાવ, કે, જેથી હું નાતાને લઈ મિત્રતા માનું." ॥ ૧ ॥ અંગદ બોલ્યો કે, "મારૂં નામ અંગદ છે અને હું વાળીનો પુત્ર છું. તારે અને વાળીને કોઈ દિવસ ભેટ થઈ હતી કે?" અંગદનું બોલવું સાંભળી, રાવણ સંકોચાઇને બોલ્યો કે, "એક વાળી નામનો વાનર હતો ખરો. હું તેને પણ જાણું છું. ॥ ૨ ॥ હે અંગદ! તું એજ વાળીનો પુત્ર કે? હે કુળનો ક્ષય કરનારા! તું તારા કુલમાં અગ્નિરૂપ ઉત્પન્ન થયો જણાય છે. તારી માતાનો ગર્ભ કેમ ન પડી ગયો? તું વૃથા જ જન્મ્યો છે, કે જેથી તું, પોતાનાં મોહોડાંથી, પોતાને, તપસ્વીનો દૂત કહે છે. ॥ ૩ ॥ હવે વાત કર, વાળી કુશલ છે કે? અને હાલ કયાં છે?" અંગદ હસીને બોલ્યો કે, "તું દશેક દિવસો ગયા પછી[1] વાળીની પાસે જઈ, તે મિત્રને છાતીમાં ઘાલીને તેને જ કુશલતા પૂછજે, ॥ ૪ ॥ કે રામની સાથે વિરોધ કરવાથી કેવી કુશલતા થઈ છે? વાળી જ તને સઘળી હકીકત સંભળાવશે. હે મૂર્ખ![2] સાંભળ. જેના મનમાં શ્રીરામચન્દ્રજી ન હોય, તેના મનમાં ભેદ લાગુ પડે છે. ॥ ૫ ॥

---

૧ दिन दश गये, એટલા ભાગનો કેટલાએક એવો અર્થ કરે છે કે, સારા દિવસો અને સારી દશા તો જતાં રહ્યાં છે. ૨ રાવણ ઉપર પ્રમાણે વાળીનાં વખાણ કરીને અને અંગદની નિંદા કરીને અંગદને પોતાના પક્ષમાં મેળવી લેવા માગતો હતો, તે ઉપરથી અંગદ કહે છે.

दो०–हम कुलघालक सत्य तुम, कुलपालक दशशीश ॥
अंधो बधिर न कहहिं अस, श्रवण नयन तोहिं वीश ॥ ३८ ॥

હે રાવણ! હું રામચન્દ્રજીનો દાસ છું, તેથી કુલને નષ્ટ કરનારો અને તું રામચન્દ્રજીનો દ્રોહી છે, તેથી કુલનો પાલક ખરો. તું જેવી વાત કરે છે, તેવી વાત તો આંધળો તથા બેહેરો હોય તે પણ ન કરે. તને તો વીશ નેત્ર તથા વીશ કાન છતાં પણ તું આવી વાત કરે છે, એ આશ્ચર્ય છે. ॥ ૩૮ ॥

चौ०–शिव विरंचि सुर मुनि समुदाई । चाहत जासु चरण सेवकाई ॥
तासु दूत होइ हम कुल बोरा । ऐसी मति उर विहरु न तोरा ॥ १ ॥
सुनि कठोर वाणी कपि केरी । कहत दशानन नयन तरेरी ॥
खल तव वचन कठिन मैं सहऊं । नीति धर्म सब जानत अहऊं ॥ २ ॥
कह कपि धर्म शीलता तोरी । हमहुँ सुनी कृत परतिय चोरी ॥
देखेउँ नयन दूत रखवारी । बुडि न मरहु धर्म व्रत धारी ॥ ३ ॥
नाक कान विनु भगिनी निहारी । क्षमा कीन्ह तुम धर्म विचारी ॥
धर्म शीलता तव जग जागी । पावा दर्श हमहुँ बड भागी ॥ ४ ॥

શિવ, બ્રહ્મા, દેવતાઓ તથા મુનિઓના સમૂહો જેનાં ચરણોની સેવાને ઇચ્છે છે, તેનો દૂત થવાથી મેં (અંગદે) મારૂં કુલ ડુબાવ્યું એવી બુદ્ધિ હોવાથી તારી છાતી કેમ ફાટી પડતી નથી? ॥ ૧ ॥ અંગદની કઠોર વાણી સાંભળી. રાવણ આંખોના ડોળા કહાડી બોલ્યો કે, "હે ખલ! હું સઘળો નીતિધર્મ[1] જાણું છું, તેથી તારા કઠોર વચનોને પણ સહન કરૂં છું." ॥ ૨ ॥ અંગદ બોલ્યો કે, "તારૂં ધર્માત્માપણું મેં બરાબર સાંભળ્યું છે કે જે તું ચોરી કરીને પરસ્ત્રીને લાવ્યો છે. તું દૂતોનું કેવું રક્ષણ કરે છે? એ તે હમણાં જ મારી નજરે જોવામાં આવ્યું છે.[2] તું આવા ધર્મનું અને આવા વ્રતનું ધારણ કરનારો હોવાથી બૂડી મરતો કેમ નથી? ॥ ૩ ॥ તેં તારી બેનને નાક કાન વગરની જોઈ, ધર્મનો વિચાર કરીને જ ક્ષમા કરી હશે! તારૂં ધર્માત્માપણું જગતમાં પ્રખ્યાત છે. તારા જેવા ધર્માત્માનું મને દર્શન મળ્યું, માટે હું પણ મોટો ભાગ્યશાળી! ॥ ૪ ॥

दो०–जनि जल्पसि जड जन्तु कपि, शठ विलोकु मम बाहु ॥
लोकपाल बल विपुल शशि, ग्रसन हेतु जिमि राहु ॥ ३९ ॥

રાવણ બોલ્યો કે, "અરે મૂર્ખ પ્રાણી વાનર! બકવાદ નહીં કર હે શઠ! આ મારા બાહુઓનું અવલોકન કર, કે જે બાહુઓ, લોકપાલ દેવતાઓનાં મોટાં બળોરૂપી ચંદ્રોને ગળી જવામાં રાહુઓરૂપી થયેલા છે. ॥ ૩૯ ॥

---

૧ દૂતને મારવો નહીં, એ નીતિધર્મ. ૨ અંગદ રાવણની સાથે વાત કરતો હતો, તે સમયમાં જ એક કુબેરજીના દૂતે રાવણને કહ્યું કે, તું રામચન્દ્રજીથી મિલાપ કરી લે, આ સાંભળતાં જ રાવણ તેને મારીને ખાઈ ગયો. તે ઉપરથી અંગદે આ વચન કહ્યું છે. કેટલાએક देखेउ नयन दूत रखवारी એનો એવો અર્થ કરે છે કે, 'તેં તારી નજર આગળ જ દૂતના પૂછડાંને બાળ્યું' એટલે અગ્નિ લગાવ્યો હતો, તેથી તારૂં ધર્માત્માપણું બરાબર ખરૂં.

दो०—पुनि नभ सर मम कर निकर, कर कमलन पर वास ॥
शोभित भयउ मराल इव, शंभु सहित कैलास ॥ ४० ॥

વળી આકાશરૂપી સરોવરમાં મારા હાથરૂપી કમળની ઉપર સદાશિવ સહિત કૈલાસ પર્વત હંસની પેઠે નિવાસ કરીને શોભી રહ્યો હતો.[1] ॥ ૪૦ ॥

चौ०—तुम्हरे कटक माहिं सुन अंगद । मोसन भिरहिं कवन योद्धा वद ॥
तव प्रभु नारि विरह बल हीना । अनुज तासु दुख दुखित मलीना ॥ १ ॥
तुम सुग्रीव कूल द्रुम दोऊ । बंधु हमार भीरु अति सोउ ॥
जाम्बवन्त मंत्री अति बूढा । सो किमि होय समर आरूढा ॥ २ ॥
शिल्प कर्म जानत नल नीला । है कपि एक महाबल शीला ॥
आवा प्रथम नगर जेइं जारा । सुनि हँसि बोलेउ बालिकुमारा ॥ ३ ॥
सत्य वचन कह निशिचर नाहा । सांचिहु कीश कीन्ह पुर दाहा ॥
रावण नगर अल्प कपि दहई । को अस मूढ सुनैको कहई ॥ ४ ॥
जो अति सुभट सराहेउ रावन । सो सुग्रीवके लघु धावन ॥
चलै बहुत सो वीर न होई । पठवा खबर लेन हम सोई ॥ ५ ॥

· હે અંગદ, તમારા સૈન્યમાં મારી સામે લડી શકે એવા કેટલાએક યોદ્ધાઓ છે? તે વાત કર. તારો સ્વામી રામ તો સ્ત્રીના વિયોગને લીધે બલહીન છે. એનો નહાનો ભાઈ લક્ષ્મણ પણ એના જ દુઃખથી દુઃખિત અને મલિન થઈ ગયો છે. ॥ ૧ ॥ તું અને સુગ્રીવ રાજ્યના સબંધથી પરસ્પરના વિરોધી હોવાને લીધે નદીના કિનારાપરનાં વૃક્ષોની પેઠે નિર્બલ જ છો. જામ્બુવાન્ મંત્રી તો અત્યંત બુઢ્ઢો છે તેથી તે લડાઈમાં કેમ ચઢી શકશે? ॥ ૨ ॥ નલ અને નીલ તો કારીગરીનું કામ જ જાણે છે એટલે તેઓને લડાઈની રીતની પણ ખબર હોવાનો સંભવ નથી. તમારા સૈન્યમાં એક જ વાનર બળવાન છે, કે જે પ્રથમ અહીં આવીને નગર બાળી ગયો હતો.” રાવણનાં વચનો સાંભળી, અંગદ હસીને બોલ્યો કે, ॥ ૩ ॥ “હે રાક્ષસોના સ્વામી! તું આ વાત સાચે સાચી કહે છે? હે રાવણ! જે વાનરાએ લંકાનો દાહ કર્યો હતો, તે નહાનો સરખો વાનરો તો અમારા સૈન્યમાં કશી ગણુતરીમાં જ નથી. તેણે લંકા બાળી, એ વાતને કયો હૈયાકુટો કહે અને કયો હૈયાકુટો કાન દે. ॥ ૪ ॥ હે રાવણ! તું જેને મોટો યોદ્ધા કહીને વખાણે છે, તે તો સુગ્રીવનો એક નહાનો ખેપીઓ છે. જે બહુ દોડનારો હોય, તે વીર હોય નહીં. અમોએ તો એને ખબર લેવાને વાસ્તે મોકલ્યો હતો. ॥ ૫ ॥

दो०—अब जाना पुर दहेउ कपि, विनु प्रभु आयसु पाय ॥
गयउ न फिरि निज नाथ पहँ, तेहि भय रहेउ लुकाय ॥ ४१ ॥

---

[1] હાથને કમળની અને કૈલાસને હંસની ઉપમા આપવાથી સૂચવ્યું કે, કૈલાસ ઉઠાવવામાં મને જરા પણ પરિશ્રમ પડ્યો ન હતો.

એ વાનરે લંકા બાળી, એ વાત હમણાં જ મારા જાણવામાં આવી. હું ધારૂં છું કે, તેણે પ્રભુની આજ્ઞા લીધા વિના લંકા બાળી, તેથી ધાસ્તીને લીધે જ તે પાછો પોતાના સ્વામી પાસે ઘણા વખત સુધી આવ્યો નહીં હોય અને કોઈ ઠેકાણે છુપાઈ રહ્યો હશે. ॥

दो०–सत्य कहसि दशकंठ तै, मोहिं न सुनि कछु कोह ॥
कोउ न हमारे कटक अस, तोसन लरत जो सोह ॥ ४२ ॥

હે રાવણ! તું સાચું કહે છે એટલે તે સાંભળીને મને કશો ક્રોધ પણ ચઢતો નથી. અમારા સૈન્યમાં એવો કોઈ પણ નથી, કે જે તારી સામે લડતાં શોભે! ॥ ૪૨ ॥

दो०-प्रीति विरोधि समान सन, करिय नीति अस आहि ॥
जो मृगपति बधु मेडुकाहि, भलो कहै को ताहि ॥ ४३ ॥

કેમ કે, પ્રીતિ અને વિરોધ પોતાના બરોબરીઆની સાથે જ કરવાં, એવી નીતિ છે. સિંહ જો દેડકાનો વધ કરે, તો તેમાં તેની મોટાઈ કોણ કહે? ॥ ૪૩ ॥

दो०–यद्यपि लघुता राम कहँ, तोहिं बधे बड दोष ॥
तदपि कठिन दशकंध सुन, क्षत्रिं जाति कर रोष ॥ ४४ ॥

હે રાવણ! સાંભળ. જો કે તારા જેવા ક્ષુદ્રને મારવામાં રામચન્દ્રજીની હલકાઈ છે અને તું બ્રાહ્મણ હોવાને લીધે તને મારવામાં દોષ પણ છે, તોપણ ક્ષત્રિય જાતિનો રોષ જ અત્યંત કઠણ હોય છે, તેથી માર્યા વિના છોડશે નહીં." ॥ ૪૪ ॥

दो०–हँसि बोलेउ दशमौलि तब, कपि कर गुण बड एक ॥
जो प्रतिपालै तासु हित, करै उपाय अनेक ॥ ४५ ॥

આ સાંભળી રાવણ હસીને બોલ્યો કે, "જે પાળે, તેનું અનેક ઉપાયથી હિત કરે, એ, એક, વાનરાઓમાં મોટો ગુણ છે. ॥ ૪૫ ॥

चौ०–धन्य कीश जे निज प्रभु काजा । जहँ तहँ नाचहिं परिहरि लाजा ॥
नाच कूद कर लोक रिझाई । पति हित करत धर्म निपुणाई ॥ १ ॥
अंगद स्वामि भक्त तव जाती । प्रभु गुण कसन कहसि इहि भांती ॥
मैं गुणगाहक परम सुजाना । तव कटु वचन करौं नहिं काना ॥ २ ॥
कह कपि तव गुण गाहकताई । सत्य पवन सुत मोहिं सुनाई ॥
वन विध्वंस सुत वध पुर जारा । तदपि न तेई कृत कछु अपकारा ॥ ३ ॥
सोई विचारित तव प्रकृतिसुहाई । दशकंधर मैं कीन ढिठाई ॥
देखेउँ आय जो कुछ कपि भाखा । तुम्हरे लाज न रोष न माखा ॥ ४ ॥

ધન્ય છે વાનરાઓને, કે જેઓ પોતાના માલેકને વાસ્તે લાજ મૂકીને જ્યાં ત્યાં નાચે છે અને નાચી કૂદી, લોકોને રીઝાવી, ધણીને કમાઈ દેવારૂપ ભારે ધર્મમાં નિપુણતા રાખે છે, ॥ ૧ ॥ હે અંગદ! આ પ્રમાણે તારી જાતિ સ્વામીભક્ત જ છે, તેથી તું આવી રીતે સ્વામીના ગુણો શા માટે ન કહે? હું ગુણગ્રાહક છું અને પ્રવીણ છું, તેથી તારાં

કડવાં વચનોપર કાન દેતો નથી," ા ૨ ॥ અંગદ બોલ્યો કે, " તારામાં જે ગુણગ્રાહકતા છે, તે ખરેખર હનુમાને મને સંભળાવી છે. તારી વાડી ભાંગી, તારા પુત્રનો વધ કર્યો અને તારૂં નગર બાળ્યું, તોપણ તેં હનુમાનનો કશો અપકાર નહીં કર્યો હતો. ॥ ૩ ॥ હે રાવણ ! તારી એવી ભલી પ્રકૃતિનો વિચાર કરીને મેં તારી પાસે આવવાની ધૃષ્ટતા કરી છે. જે કાંઈ હનુમાને કહ્યું હતું, તે મેં આવીને જોયું કે, તને, લાજ, ક્રોધ કે અહંકાર, એમાંનું કશું નથી." ॥ ૪ ॥

दो०—वक्र उक्ति धनु वचन शर, हृदय दह्यो रिपु कीश ॥
प्रतिउत्तर सडसिन मनो, काढत भट दशशीश ॥ ४६ ॥

જો કે અંગદ, આ પ્રમાણે વક્રોક્તિરૂપી ધનુષમાંથી દુર્વચનોરૂપી બાણો ફેંકી ફેંકીને રાવણનાં હૃદયને વિન્ધ્યો જતો હતો, તોપણ રાવણ એ બાણોને પ્રત્યુત્તરોરૂપી સાણશીઓથી કહાડતો જતો હતો. ॥ ૪૬ ॥

चौ०—जो अस मति पितु खायउ कीशा । कहि अस वचन हँसा दशशीशा ॥
पितहि खाइ खातेउँ अब तोहिं । अबहीं समुझि परा कछु मोहीं ॥ १ ॥
वालि विमल यश भाजन जानी । हतौं न तोहिं अधम अभिमानी ॥
कहु रावण रावण जग केते । मैं निज श्रवण सुने सुन ते ते ॥ २ ॥
बलि जीतन यक गयउ पताला । राखा बाँधि शिशुन हयशाला ॥
खेलहिं बालक मारहिं जाई । दया लागि बलि दीन्ह छुडाई ॥ ३ ॥
एक बहोरि सहसभुज देखा । धाय धरा जनु जन्तु विशेखा ॥
कौतुक लागि भवन ले आवा । सो पुलस्त्य मुनि जाय छुडावा ॥ ४ ॥

રાવણ બોલ્યો કે, " હે વાનર ! તારી મતિ એવી જ છે, તેથી તેં તારા પિતાને ખાધો છે." અંગદ બોલ્યો કે, "મેં જેમ મારા પિતાને ખાધો છે, તેમ તને પણ હમણાં જ ખાઈ જાત, પરન્તુ હમણાં એક વાતનું મને સ્મરણ આવ્યું છે, તેથી તને ખાધો નથી. ॥ ૧ ॥ હે અધમ ! હે અભિમાની ! તું મારા પિતા વાળીની નિર્મળ કીર્તિને બચાવી રાખનારો છે, એમ જાણીને હું તને મારતો નથી. હે રાવણ ! જગતમાં રાવણ કેટલા છે ? તે વાત કર. મેં જેટલા રાવણ મારે કાને સાંભળ્યા છે, તેટલા તને કહી સંભળાવું છું, તે સાંભળ. ॥ ૨ ॥ એક રાવણ તો બલિ રાજાને જિતવાને વાસ્તે પાતાલમાં ગયો હતો, કે જ્યાં તેને બાલકોએ ઘોડારમાં બાંધી રાખ્યો હતો અને તે બાલકો રમતાં રમતા તેને પ્રહાર કરતા હતા. આમ થવાથી દયાને ખાતર બલિ રાજાએ તેને છોડાવી દીધો હતો. ॥ ૩ ॥ એક રાવણ એ હતો કે, જેને, હજાર ભુજાઓવાળા અર્જુન રાજાએ, કોઈ જનાવરની માફક પકડી લીધો અને પોતાનો જલવિહાર પૂરો કરીને કૌતુકને વાસ્તે ઘેર પણ આણ્યો હતો, તેને પુલસ્ત્ય મુનિએ જઇને તેની પાસેથી છોડાવ્યો હતો. ॥ ૪ ॥

दो०—एक कहत मोहि सकुच अति, रहा वालिकि कांख ॥
तिन महँ रावण कवन तुम, सत्य कहहु तजि माख ॥ ४७ ॥

એક રાવણનું વર્ણન કરતાં તો મને બહુ જ સંકોચ ઉત્પન્ન થાય છે, કે જે રાવણ,

ઘણા કાળ સૂધી વાળીની કાખમાં રહ્યો હતો, એ ત્રણ રાવણોમાંથી તું કયો રાવણ છે ? એ વાત અભિમાન છોડી દઈને સાચેસાચી કહે." ॥ ૪૭ ॥

चौ०—सुन शठ सोई रावण बलशीला । हर गिरि जानु जासु भुज लीला ॥
जानु उमापति जासु शुराई । पूजे जेहि शिर सुमन चढाई ॥ १ ॥
शिर सरोज निज करन उतारी । पूजे अमित वार त्रिपुरारी ॥
भुज विक्रम जानहि दिग्पाला । शठ अजहूं जिनके उर शाला ॥ २ ॥
जानहिं दिग्गज उर कठिनाई । जब जब भिरेउ जाय बरि आई ॥
जिनके दशन कराल न फूटे । उर लागत मूलक इव टूटे ॥ ३ ॥
जासु चलत डोलत इमि धरणी । चढत मत्त गज जिमि लघु तरणी ॥
सोई रावण जग विदित प्रतापी । सुने न श्रवण अलीक अलापी ॥ ४ ॥

રાવણ બોલ્યો કે, " હે શઠ ! સાંભળ. આ મહા બળવાન્ રાવણ તે છે, કે જેના હાથની લીલાને કૈલાસ પર્વત જાણે છે, જેની શૂરતાને સદાશિવ જાણે છે, જેણે માથાંઓરૂપી પુષ્પો ચઢાવીને સદાશિવને પૂજ્યા હતા, ॥ ૧ ॥ જેણે પોતાના હાથથી પોતાનાં માથાંઓરૂપી કમળો ઉતારીને ઘણીવાર સદાશિવનું પૂજન કર્યું હતું, જેની ભુજાઓનાં પરાક્રમને ઇન્દ્રાદિ લોકપાલો જાણે છે, જે હજી સૂધી એ લોકપાલોનાં હૃદયોમાં સાલ્યા કરે છે. ॥ ૨ ॥ જ્યારે જ્યારે બલાત્કારથી બાઝયો છે, ત્યારે ત્યારે જેની છાતીની મજબૂતી દિગ્ગજોએ જાણેલી છે, જેની છાતીમાં વાગતાં મૂળાઓની પેઠે ત્રૂટી ગયેલા દિગ્ગજોના વિકરાળ દાંતો હજી સૂધી પણ ફૂટ્યા નથી ॥ ૩ ॥ અને જેના ચાલવાથી, જેમ મદોન્મત્ત હાથીના ચઢવાથી નહાનું વહાણ ડોલે, તેમ પૃથ્વી ડોલે છે. અરે ખોટા બોલા ! તેં આ જગત્પ્રસિદ્ધ પરાક્રમવાળા રાવણને કાને સાંભળ્યો નથી શું ? ॥ ૪ ॥

दो०—तेहि रावण कहँ लघु कहसि, नर कर करसि बखान ॥
रे कपि बर्बर खर्व खल, अब जाना तव ज्ञान ॥ ४८ ॥

તું રાવણને હલકો કહે છે અને માણસનાં વખાણ કરે છે ? અરે હે મૂર્ખ ! હે ખલ ! અને હે તુચ્છ વાનર ! હવે તારી સમજણ જાણી લીધી." ॥ ૪૮ ॥

चौ०—सुनि अंगद सकोप कह वाणी । बोलु सँभारि अधम अभिमानी ॥
सहस बाहु भुज गहन अपारा । दहन अनल सम जासु कुठारा ॥ १ ॥
जासु परशु सागर खर धारा । बूडे नृप अगणित बहु वारा ॥
तासु गर्व जेहि देखत भागा । सो नर किमि दशकंठ अभागा ॥ २ ॥
राम मनुज कसरे शठ बंगा । धन्वी काम नदी पुनि गंगा ॥
पशु सुरधेनु कल्पतरु रूखा । अन्न दान अरु रस पीयूषा ॥ ३ ॥
वैनतेय खग अहि सहसानन । चिन्तामणिकी उपल दशानन ॥
सुन मति मंद लोक वैकुंठा । लाभकि रघुपति भक्ति अकुंठा ॥ ४ ॥

એ સાંભળી, અંગદ ક્રોધ કરીને બોલ્યો કે, "હે અધમ ! હે અભિમાની ! સંભા-

બીને બોલ. સહસાર્જુન રાજાની અપાર ભુજાઓરૂપી વનને બાળવામાં જેનો કુહાડો અગ્નિરૂપ થયો હતો ॥ ૧ ॥ અને જેના કુહાડારૂપી સમુદ્રની તીક્ષ્ણ ધારામાં અગણિત રાજાઓ ઘણી ઘણી વાર ડૂબી ગયા હતા ને પરશુરામનો ગર્વ જેને દેખતાં જ ભાંગી ગયો છે, તે સાધારણ મનુષ્ય કેમ હોય ? હે લુચ્ચા ! હે શઠ ! હે મન્દ બુદ્ધિવાળા રાવણ ! રામ સાધારણ મનુષ્ય કહેવાય કે ? ॥ ૨ ॥ કામદેવ સાધારણ ધનુર્ધારી, ગંગા સાધારણ નદી, કામધેનુ સાધારણ પશુ, કલ્પવૃક્ષ સાધારણ ઝાડ, અન્ન સાધારણ દાન, અમૃત સાધારણ રસ, ॥ ૩ ॥ ગરુડ સાધારણ પક્ષી, શેષ સાધારણ નાગ, ચિન્તામણિ સાધારણ પથરો, વૈકુંઠ સાધારણ લોક અને રામની અકુંઠિત ભક્તિ સાધારણ લાભ ગણાય કે ? ॥ ૪ ॥

दो०—सेन सहित तव मान मथि, बन उजारि पुर जारि ॥
कसरे शठ हनुमान कपि, गयउ जो तव सुत मारी ॥ ४९ ॥

અરે શઠ ! હનુમાન કે જે તારા માનને તથા તારી સેનાને મથી નાંખી, વાડીને ઉજ્જડ કરી, લંકાને બાળી અને તારા દીકરાને મારીને અહીંથી ચાલ્યો ગયો, એ સાધારણ વાનર ગણાય કે ? ॥ ૪૯ ॥

चौ०—सुन रावण परिहरि चतुराई । भजसि न कृपासिंधु रघुराई ॥
जो खल भयसि रामकर द्रोही । ब्रह्म रुद्र शक्र राखि न तोही ॥ १ ॥
मूढ मृषा जनि मारसि गाला । रामद्रोह होइहि अस हाला ॥
तव शिर निकर कपिनके आगे । परिहैं धरणि राम शर लागे ॥ २ ॥
तव तव शिर कंदुक इव नाना । खेलहिं भालु कीश चौगाना ॥
जबहिं समर कोपहिं रघुनायक । छूटहि अति कराल बहु सायक ॥ ३ ॥
तव कि चलहि अस गाल तुम्हारा । अस बिचारि भजु राम उदारा ॥
सुनत वचन रावण परजरा । जरत महानल जनु घृत परा ॥ ४ ॥

હે રાવણ ! ચતુરાઈ ને છોડી દઈને સાંભળ. હે ખળ ! તું કૃપાના સમુદ્રરૂપ રામચન્દ્રજીને નહીં ભજતાં ઉલટો તેમનો દ્રોહી થયો છો, તો હવે બ્રહ્મા કે ઇંદ્ર પણ તને બચાવી શકશે નહીં. ॥ ૧ ॥ હે મૂઢ ! તું વૃથા વૃથા ગાલ બજાવ નહીં. રામનો દ્રોહ કરવાથી એવા હાલ થશે કે, રામનાં બાણો વાગવાથી તારાં માથાંઓનો સમૂહ વાનરાઓના સમૂહોની આગળ ધરતીપર પડશે ॥ ૨ ॥ અને વાનરાઓ તથા રીંછો, તારાં એ અનેક દડાઓ જેવાં માથાંઓથી, રણભૂમિના ચોકમાં ખેલશે. જ્યારે રામચન્દ્રજી કોપશે અને તેમના અસંખ્યાત અતિ કરાલ બાણો છૂટવા લાગશે, ॥ ૩ ॥ ત્યારે આ તારી ગાલ બજાવણી ચાલશે કે? આમ વિચારીને ઉદાર રામચન્દ્રજીનું ભજન કર." અંગદનાં વચનો સાંભળીને રાવણ જાણે ઘી પડવાથી પ્રજ્વલિત થયેલો અગ્નિ હોય તેવો દેખાવા લાગ્યો.॥૪॥

दो०—कुंभकर्ण सम बंधु मम, सुत प्रसिद्ध शक्रारि ॥
मोर पराक्रम सुनेसि नहिं, जितेउँ चराचर झारि ॥ ५० ॥

રાવણુ બોલ્યો કે, "કુંભકર્ણ જેવો મારો ભાઈ અને ઇંદ્રજિત જેવો જગત્પ્રસિદ્ધ મારો પુત્ર છે, તેને તું જાણતો નથી. મારૂં પરાક્રમ કે જેથી મેં સઘળા સ્થાવર જંગમ જગતને જિતી લીધું છે, તેને તેં સાંભળ્યું નથી. ॥ ૫૦ ॥

चौ०–शठ शाखामृग जोरि सहाई। बांधेउ सिंधु इहै प्रभुताई ॥
लांघहिं खग अनेक बारीशा। शूर न होहि सुनहु जड कीशा ॥ १ ॥
मम भुज सागर जल बल पूरा। जहँ बूडे सुर नर बर शूरा ॥
बीस पयोधि अगाध अपारा। को अस बीर जो पावहि पारा ॥ २ ॥
दिग्पालन मैं नीर भरावा। भूप सुयश खल मोहिं सुनावा ॥
जोपै समर सुभट तव नाथा। पुनि पुनि कहसि जासु गुण गाथा ॥३॥
तौ बसीठ पठवा केहि काजा। रिपुसन प्रीति करत नहिं लाजा ॥
हर गिरिमथन निरखि ममबाहू। पुनि शठ कपि निज स्वामि सराहू ॥४॥

અરે મૂર્ખ! વાનરાઓની સેના એકઠી કરીને સમુદ્રને બાંધ્યો એટલી જ રામમાં પ્રભુતા છે. હે મૂર્ખ વાનર! સાંભળ. અનેક પક્ષીઓ પણ સમુદ્રને ઉલ્લંઘે છે, પણ તેઓ શૂર હોતાં નથી. ॥ ૧ ॥ મારી ભુજાઓરૂપી સાગરમાં બળરૂપી એવું તો ગંભીર જળ ભર્યું છે કે, તેમાં મોટા મોટા દેવતાઓ અને શૂર પુરુષો ડૂબી ગયા છે. એવો કોણ વીર છે? કે જે મારી વીશ ભુજાઓરૂપી અગાધ તથા અપાર સમુદ્રનો પાર પામી જાય? ॥૨॥ મેં દિક્‌પાલ દેવતાઓની પાસે પાણી ભરાવ્યું છે, તે છતાં તું મને એક ક્ષત્રિયની કીર્તિ સંભળાવે છે? તું વારંવાર જેના ગુણોનું વર્ણન કરે છે, ॥ ૩ ॥ તે તારો સ્વામી જો યુદ્ધ-વીર હોય તો તેણે આ વષ્ટી શામાટે મોકલી છે? અને તેને શત્રુની સાથે પ્રીતિ કરવામાં લાજ કેમ આવતી નથી? ॥ ૪ ॥

दो०–शूर कवण रावण सरिस, निज कर काटे शीश ॥
हुमे अनलमें बार बहु, हर्षित साखि गिरीश ॥ ५१ ॥

રાવણુ જેવો બીજો શૂરો કોણુ હોય? કે જે રાવણે હર્ષપૂર્વક પોતાના હાથથી પોતાનાં મસ્તકો કાપીને વારંવાર અગ્નિમાં હોમી દીધાં હતાં. આ વાતના સાક્ષી સદા શિવ છે. ॥ ૫૧ ॥

चौ०–जरत विलोकेँउ जबहिं कपाला। विधिके लिखे अंक निज भाला ॥
नरके कर आपन वध बाँची। हँसेउँ जानि विधि गिरा असांची ॥ १ ॥
सो मन समुझि त्रास नहिं मोरे। लिखा विरंचि जरठके भोरे ॥
आन बीरको शठ मम आगे। पुनि पुनि कहसि लाज परित्यागे ॥ २ ॥
कह अंगद सलज्ज जगमाहीं। रावण तोहिं समान कोउ नाहीं ॥
लाजवंत कर सहज स्वभाऊ। निज मुख निज गुण कहसि न काऊ ॥३॥
शिर अरु शैल कथा चित रही। ताते बार बीस तैं कही ॥
सो भुज बल राखेउ उर घाली। जितेउ न सहस बाहु बलि बाली ॥ ४ ॥

सुन मति मंद देहि अब पूरा । काटे शीश न होइहि शूग ॥
बाजीगर कहँ कहिय न वीरा । काटै निज कर सकल शरीरा ॥ ५ ॥

મેં જ્યારે મારી ખોપરીઓ અગ્નિમાં બળતી દીઠી, ત્યારે તેઓના લલાટોમાં વિધાતાએ લખેલા અક્ષરો મારા જોવામાં આવ્યા હતા. તેમાં 'મનુષ્યના હાથથી વધ થશે,' ॥ ૧ ॥ એવું તે ખોપરીમાં વાંચવામાં આવતાં, હું બ્રહ્માની એ વાણીને ખોટી જાણીને હસ્યો હતો. એ વાણી વાંચવામાં આવ્યા છતાં પણ, મારા મનમાં ત્રાસ થયો નથી. કેમ કે, બ્રહ્માએ તે અક્ષરો બુઢ્ઢાપણમાં થતી સ્વાભાવિક ભૂલથી જ લખ્યા છે. તું લાજને છોડી દઇને વારંવાર બોલ્યા કરે છે, પણ મારી સામે ઉભી શકે એવો બીજો કયો વીર છે ?" ॥૨॥ અંગદ બોલ્યો કે, "હે રાવણ ! સઘળા જગતમાં તારા જેવો કોઈ લાજવાળો નથી. લાજવાળાનો તો એવો જ સહજ સ્વભાવ હોય છે કે, તે કદી પણ પોતાના મુખથી પોતાના ગુણોની પ્રશંસા કરે નહીં. ॥૩॥ માથાં ચઢાવવાની અને પર્વત ઉપાડવાની વાત જ તારા ચિત્તમાં રમી રહી છે, તેથી તેં એની એ વાત વીશ વાર મારી પાસે કહી, પણ જ્યારે સહસ્રાર્જુન રાજાને તથા બલવાન વાળીને જિતી શકયો ન હતો, ત્યારે તે ભુજાઓનું બળ છાતીમાં ઘાલી દીધું હતું કે શું ? ॥ ૪ ॥ અરે મંદ બુદ્ધિવાળા ! સાંભળ. હવે પૂરેપૂરો જવાબ દે. માથું કાપી નાખવાથી શૂર ગણાવાતું નથી. બાજીગર પોતાના હાથથી, પોતાનાં આખાં શરીરને કાપી નાખે છે, તોપણ તે વીર કહેવાતો નથી. ૫

दो०—जरहिं पतंग विमोह वश, भार बहहिं खरवृन्द ॥
ते नहिं शूर कहावहीं, समुझि देख मति मंद ॥ ५२ ॥

અરે મંદ બુદ્ધિવાળા ! વિચાર કરી જો. પતંગીઆઓ મોહને લીધે બળી મરે છે અને ગધેડાઓ ભાર ઉપાડે છે, તોપણ તેઓ શૂર કહેવાતા નથી. ॥ ૫૨ ॥

चौ०—अब जनि बतबढाव खल करही । सुनि मम वचन मान परिहरही ॥
दशमुख मैं न वसीठी आयउ । अस विचारि रघुवीर पठायउ ॥ १ ॥
बार बार इमि कह्यो कृपाला । नहिं गजारि यश वधे शृगाला ॥
मनमें समुझि वचन प्रभु केरे । सहेउं कठोर वचन शठ तेरे ॥ २ ॥
नाहिंत कर मुख भंजन तोरा । ले जातेऊं सीतहि वरजोरा ॥
जानेऊँ तव बल अधम सुरारी । सूने हरि आनी परनारी ॥ ३ ॥
तैं निशिचर पति गर्व बहूता । मैं रघुपति सेवक कर दूता ॥
जो न राम अपमानहि डरऊं । तोहिं देखत अस कौतुक करऊं ॥ ४ ॥

હે ખળ ! હવે વધારે ચઢા ઉતરી કરવી રહેવા દે અને માન છોડી દઇને મારૂં વચન માન. હે રાવણ ! હું વષ્ટી કરવા આવ્યો નથી. પણ રામચન્દ્રજીએ બીજા વિચારથી જ મને મોકલ્યો છે. ॥૧॥ કૃપાળુ રામચન્દ્રજી વારંવાર એમ બોલતા હતા કે, 'શીયાળને મારવાથી સિંહને કશી કીર્તિ મળતી નથી.' એ પ્રભુનાં વચનનું મનમાં સ્મરણ કરીને તારાં કઠોર વચનોને સહન કરૂં છું. ॥ ૨ ॥ નહીંતર તો હું હમણાં જ તારૂં મોઢાડું તોડી

નાખી, બલાત્કારથી સીતાજીને લઈ જાત. હે નીચ રાક્ષસ ! હું તારાં બળને જાણું છું કે, તું શૂન્ય સ્થાનમાંથી પરસ્ત્રીને ચોરી લાવ્યો છે. ॥ ૩ ॥ તને રાક્ષસોના રાજાપણાનો ઘણો ગર્વ છે અને હું તો રામચંદ્રજીના સેવકનો દૂત છું, તેથી પરતંત્ર છું. રામચન્દ્રજીએ તને મારવાનો જે સંકલ્પ કર્યો છે, તે સંકલ્પનો ભંગ કરવારૂપ રામચન્દ્રજીના અપમાનથી ન ડરૂં તો એવું કૌતુક કરૂં કે, ॥ ૪ ॥

दो०—तोहिं पटकि महि सैन हति, चौपट करि तव गाउँ ॥
मन्दोदरि समेत शठ, जनकसुतहिं लै जाउँ ॥ ५३ ॥

તારી નજર આગળ જ તારી સેનાને મારી, તને તોડી પાડી, લંકાને ચોપટ ( તમામ ઉજ્જડ ) કરી નાખી, સીતાજીની સાથે મંદોદરીને પણ લઇ જાઉં. ॥ ૫૩ ॥

चौ०—जो अस करउँ न तदपि बडाई । मुअे वधे कछु नहिं मनुसाई ॥
कौल कामवश कृपण विमूढा । अति दरिद्र अयशी अति बूढा ॥ १ ॥
सदा रोगवश संतत क्रोधी । राम विमुख श्रुति संत विरोधी ॥
तनुपोषक निंदक अघखानी । जीवत शव सम चौदह प्रानी ॥ २ ॥
अस विचारि खल बधौं न तोहीं । अब जनि रिस उपजावसि मोहीं ॥
पुनि सकोप कह निशिचर नाथा । अधर दशन गहि मींजहि हाथा ॥ ३ ॥
रे कपि पोच मरण अब चहसी । छोटे वदन बात बड कहसी ॥
कटु जल्पसि जड कपि बल जाके । बुद्धि बल तेज प्रताप न ताके ॥ ४ ॥

જો કદાચ એમ કરૂં, તોપણ તેમાં મારી મોટાઈ નથી. કેમ કે, મુવેલાને મારવામાં કશી વીરતા ગણાતી નથી. વામમાર્ગી, કામી, કંજૂસ, મૂર્ખ, અતિ દારિદ્રય, અપકીર્તિવાળો, અત્યંત વૃદ્ધ, હંમેશનો રોગી, ॥ ૧ ॥ હંમેશનો ક્રોધી, રામથી વિમુખ, શ્રુતિઓને તથા સંતોનો વિરોધી પોતાના શરીરનું જ પોષણ કરનારો, નિન્દા કરનારો અને પાપી એ ચૌદ પ્રાણીઓ જીવતાં છતાં પણ શબ જેવા જ છે. ॥ ૨ ॥ હે દુષ્ટ રાવણ ! આમ વિચારી, હું તને મારતો નથી. હવે તું મને ક્રોધ નહીં ઉપજાવ." અંગદનાં વચનો સાંભળી, કોપ પામેલો રાવણ દાંતોથી હોઠ ડસી, હાથ ભીંસીને બોલ્યો કે, ॥ ૩ ॥ "અરે નીચ વાનર ! તને મરવાની ઇચ્છા થઈ છે, કે જેથી નહાને મોહોડે મોટી વાતો કહે છે. હે જડ વાનર ! તું જેના બળથી કડવા વચનો બકે છે, તેમાં બુદ્ધિ, બળ, તેજ કે પ્રતાપ કશુંએ નથી. ॥ ૪ ॥

दो०—अगुण अमान विचार तेहि, दीन्हो पिता वनवास ॥
सो दुःख अरु युवती विरह, पुनि निशि दिन मम त्रास ॥ ५४ ॥

રામને ગુણ વગરનો તથા માન વગરનો ધારીને, તેના પિતાએ વનમાં કહાડી મૂક્યો છે. વળી તે રામ, દુઃખથી, સ્ત્રીના વિરહથી અને રાત દિવસ મારા ત્રાસથી અત્યંત અશક્ત જ હોવો જોઇએ. ॥ ૫૪ ॥

दो०-जिनके बलको गर्व तोहि, ऐसे मनुज अनेक ॥
खाहिं निशाचर दिवस निशि, मूढ समुझि तजि टेक ॥ ५५ ॥

જેના બળનો તને ગર્વ છે, એવાં તો અનેક મનુષ્યોને રાક્ષસો રાતે અને દિવસે પણ ખાઈ જાય છે. હે મૂઢ ! આમ સમજીને તું અભિમાન છોડી દે.” ॥ ૫૫ ॥

चौ०-जब तेहिं कीन्ह राम कर निन्दा । क्रोधवंत तब भयउ कपिन्दा ॥
हरि हर निन्दा सुनहिं जे काना । होउ पाप गोघात समाना ॥ १ ॥
कटकटाय कपिकुंजर भारी । दोउ भुज दण्ड पटकि महि मारी ॥
डोलत धरणी सभासद खसे । चले भागि भय मारुत ग्रसे ॥ २ ॥
गिरत दशानन उठा सँभारी । भूतल परेउ मुकुट षट चारी ॥
कछु निज करले शिरनि सँभारे । कछु अंगद प्रभु पास पँवारे ॥ ३ ॥
आवत मुकुट देख कपि भागे । दिनही लूक परन विधि लागे ॥
कँ रावण करि कोप चलाये । कुलिश चारि आवत अति धाये ॥ ४ ॥
कह प्रभु हँसि जनि हृदय डराहू । लूक न अशनि केतु नहिं राहू ॥
ये किरीट दशकंधर केरे । आवत बालि तनयके प्रेरे ॥ ५ ॥

રાવણે જ્યારથી રામની નિન્દા શરૂ કરી, ત્યારથી અંગદને ભારે ક્રોધ ઉત્પન્ન થયો. કેમ કે, જે પુરુષ કાનથી વિષ્ણુની કે શિવની નિન્દા સાંભળે, તેને ગૌહત્યા જેવું પાપ લાગે છે. ॥ ૧ ॥ વાનરાઓમાં ઉત્તમ અંગદે, દાંતોની ભારે કડકડાટી કરી, બન્ને હાથ એવા તો ધરતીપર પછાડયા કે, જેથી ધરતી ધ્રુજી જતાં સભાસદો ઉંધે મોહોડે પડી ગયા અને પછી ભયથી ભાગવા લાગ્યા પણ અંગદની ભુજાઓથી ઉત્પન્ન થયેલા પવનથી ઘેરાઈ જવાને લીધે ભાગી પણ શકયા નહીં. ॥ ૨ ॥ રાવણ પડતો પડતો માંડ સંભાળીને ઉઠયો પણ તેના દશે મુકુટો ધરતીપર પડી ગયા, કે જેઓમાંથી છને રાવણે પોતાના હાથથી સંભાળી લઈને મસ્તકોમાં પહેર્યા અને ચારને અંગદે રામચન્દ્રજીની પાસે ફેંકી દીધા. ॥ ૩ ॥ રાવણના મુકુટોને આવતા જોઈ વાનરાઓ ભય પામ્યા કે, ‘ આ તે દૈવયોગથી દિવસે ઉલ્કાપાત થયો છે ? કે રાવણે કોપ કરીને ચલાવેલાં ચાર વજ્રો વેગથી દોડયા આવે છે ?’ ॥ ૪ ॥ આવા ભયથી વાનરાઓ ભાગવા લાગતાં, રામચન્દ્રજીએ હસીને કહ્યું કે, “ હૃદયમાં ડરો નહીં. આ ઉલ્કાપાત, વજ્રો, કેતુઓ કે રાહુઓ, કશું નથી, પણ અંગદે ફેંકેલા રાવણના મુકુટો આવે છે, ” ॥ ૫ ॥

दो०-कूदि गहे कर पवन सुत, आनि धरे प्रभु पास ॥
कौतुक देखहिं भालु कपि, दिनकर सरिस प्रकाश ॥ ५६ ॥

હનુમાનજીએ કૂદીને હસ્તવતે તે મુકુટોને રામની પાસે લાવીને મૂકતાં સૂર્ય જેવા પ્રકાશવાળા તે મુકુટોને રીંછો તથા વાનરાઓ કૌતુકથી જોવા લાગ્યા. ॥ ૫૬ ॥

चौ०–वहां कहत दशकंध रिसाई । धरि मारहु कपि भाग न जाई ॥
इहि विधि वेगि सुभट सब धावहु । खाहु भालु कपि जहँ तहँ पावहु ॥ १ ॥
महि अकीश करि फेरि दुहाई । जियत धरहु तपसी दोउ भाई ॥
पुनि सकोप बोलेउ युवराजा । गाल बजावत तोहिं न लाजा ॥ २ ॥
मर गर काटि निलज कुलघाती । बल विलोकि विदरत नहिं छाती ॥
रे तिय चोर कुमारगगामी । खल मल राशि मंद मति कामी ॥ ३ ॥
सन्निपात जल्पसि दुर्वादा । भयसि काल वश शठ मनुजादा ॥
याको फल पावहुगे तुम आगे । वानर भालु चपेटन्ह लागे ॥ ४ ॥
राम मनुज बोलत अस वानी । गिरहि न तव रसना अभिमानी ॥
गिरिहै रसना संशय नाहीं । शिरन समेत समर महि माहीं ॥ ५ ॥

ત્યાં રાવણુ ક્રોધ કરીને બોલ્યો કે, "આ વાનરને પકડી લ્યો કે જેથી ભાગી ન જાય અને એવી જ રીતે સઘળા પ્રબળ યોદ્ધાઓ દોડીને જે જે વાનર કે રીંછ જોવામાં આવે, તેને ખાઈ જાઓ. પૃથ્વીને વાનર વગરની કરી નાખીને ॥૧॥ મારી દુવાહી ફેરવી દો અને એ બે તપસ્વી ભાઈઓને જીવતા પકડી લ્યો." આ સાંભળી અંગદ અત્યંત ક્રોધથી બોલ્યો કે, "તને ગાલ બજાવતાં લાજ આવતી નથી ? ॥ ૨ ॥ અરે નિર્લજ્જ ! હે કુલઘાતી ! તું તારૂં ગળું કાપીને મરી જા. અમારૂં બળ જોઇને તારી છાતી કેમ ફાટી પડતી નથી ? અરે સ્ત્રીના ચોર ! અરે કુમાર્ગે ચાલનારા ! અરે ખલ ! હે પાપોના સમૂહરૂપ ! હે મંદ બુદ્ધિવાળા ! હે કામી ॥ ૩ ॥ તને સનેપાત થયો છે, કે જેથી આવા દુષ્ટ બકવાદો કરે છે. હે શઠ ! હે માણસોને ખાઈ જનારા ! તું કાળને વશ થયેલો છે. તને આગળ જતાં આવાં ભાષણનું ફળ મળશે, કે વાનરાઓની અને રીંછોની થપ્પડો વાગશે. ॥ ૪ ॥ હે અભિમાની ! 'રામ મનુષ્ય છે,' એમ બોલતાં તારી જીભો કેમ પડી જતી નથી ? તારી જીભો પડી જશે, એમાં કશો સંશય નથી, પણ તેઓ યુદ્ધ ભૂમિમાં માથાંઓની સાથે જ પડશે. ॥ ૫ ॥

सो०–सो नर क्यों दशकंध, वालि बधेउ जेहि एक शर ॥
वीशहु लोचन अंध, धिक तव जन्म कुजाति जड ॥ ४ ॥

હે રાવણુ ! જેણે વાળીને એક જ બાણથી મારી નાખ્યો, તેને મનુષ્ય કેમ કહી શકાય ? હે કુજાતિ જડ ! તું વીશે આંખે આંધળો છે અને તારા જન્મને ધિક્કાર છે.॥૪॥

सो०–तव शोणितकी प्यास, तृषित रामसायक निकर ॥
तजहुँ तोहिं तेहि आश, कटु जल्पसि निश्चर अधम ॥ ५ ॥

રામના બાણોના સમૂહો તારૂં લોહી પીવાની તરશથી વ્યાકુલ થઈ રહ્યા છે, માટે તેઓની આશાને પૂર્ણ કરવાને વાસ્તે હમણાં હું તને છોડી દઉં છું. અરે અધમ રાક્ષસ ! તું કઠોર વચનો શું બકે છે ? ॥ ૫ ॥

चौ०–मैं तव दशन तोरिवे लायक । आयसुपै न दीन्ह रघुनायक ॥
अस रिस होत दशौं मुख तोरों । लंका गहि समुद्रमें बोरों ॥ १ ॥
गूलर फल समान सब लंका । वसहिं मध्य जनु जंतु अशंका ॥
मैं वानर फल खात न वारा । आयसु दीन्ह न राम उदारा ॥ २ ॥
युक्ति सुनत रावण मुसकाई । मूढ सिखेसि कहँ अधिक झुठाई ॥
वालि कबहुँ अस गाल न मारा । मिलि तपसिनते भयसि लवारा ॥ ३ ॥
सांचहु मैं लवार भुजवीहा । जो न उपारौं तव दश जीहा ॥
राम प्रताप सुमिरि कपि कोपा । सभा मांझ पण करि पग रोपा ॥ ४ ॥
जो मम चरण शकहिं शठ टारी । फिरहिं राम सीता मैं हारी ॥
सुनहु सुभट सब कह दशशीशा । पद गहि धरणि पछारहु कीशा ॥ ५ ॥
इन्द्रजित आदिक बलवाना । हर्षि उठे जहँ तहँ भट नाना ॥
झपटहिं करि बल विपुल उपाई । पद न टरै बैठहिं शिर नाई ॥ ६ ॥
पुनि उठि झपटहिं सुर आराती । टरै न कीश चरण इहिं भांती ॥
पुरुष कुयोगी जिमि उरगारी । मोह विटप नहिं शकै उपारी ॥ ७ ॥

મારે જ તારા દાંતો તોડી નાખવા જોઇએ, પણ રામચન્દ્રજીએ આજ્ઞા દીધી નથી, તેથી શો ઉપાય ? મને એવી રીસ ચઢી છે કે, તારાં દશે મોહોડાંઓને તોડી નાખું અને લંકાને ઉપાડીને સમુદ્રમાં ડુબાવી દઉં. ॥૧॥ જેમાં અનેક રાક્ષસોરૂપી જીવડાઓ નિર્ભય-પણાથી વસે છે, એવી આ સઘળી લંકા ઉંબરાનાં ફળ જેવી છે અને હું વાનર છું તેથી મને લંકારૂપી ઉંબરાના ફળને ખાઈ જતાં વાર લાગે એમ નથી, પરંતુ શું કરૂં કે મને રામચન્દ્રજીએ તેમ કરવાની ભયંકર આજ્ઞા આપી નથી. ॥૨॥ અંગદની યુક્તિ સાંભળી, રાવણ હસીને બોલ્યો કે, "હે મૂઢ ! તું આવું જૂઠું બોલવું કયાંથી શીખેલો છે ? તારો બાપ વાળી તો કદી પણ આવી રીતે ગાલ બજાવતો નહીં હતો. હું ધારૂં છું કે, તું એ તપસ્વી-ઓની સોબતથી લબાડ થઈ ગયો છે." ॥૩॥ અંગદ બોલ્યો કે, હે વીશ ભુજાઓવાળા ! જો હું યુદ્ધમાં તારી દશે જીભોને ન ઉખેડી લઉં તો ખરેખર લબાડ જ કહેવાઉં." પછી કોપ પામેલા અંગદે રામના પ્રતાપનું સ્મરણ કરી[1] સભાના મધ્યમાં પ્રતિજ્ઞા કરીને પોતાનો પગ રોપ્યો. ॥ ૪ ॥ પ્રતિજ્ઞા એવી કરી કે, "જો કોઈ પણ રાક્ષસ મારા આ નિકૃષ્ટ અંગરૂપ પગને પૃથ્વી ઉપરથી ઉઠાવી શકે, તો રામ અહીંથી પાછા ફરી જાય અને હું સીતાજીને હારી ચુકયો.[2]" રાવણે સર્વ યોદ્ધાઓને કહ્યું કે, "હે સુભટો ! સાંભળો

---

૧ "तृणते कुलिश कुलिश तृण करही" "श्रीरघुवीर प्रतापते सिंधु तरे पाषाण" "गुरु अमु मेरु रेणु समताही" ઇત્યાદિ પ્રતાપનું સ્મરણ કરી. ૨ અંગદ રામ તરફથી પ્રતિનિધિ થઇને આવ્યો હતો અને પ્રતિનિધિને સઘળો અધિકાર હોય છે, તેથી અંગદે આવી પ્રતિજ્ઞા કરી એમ સમજવું. અથવા फिर हि राम सीता मै हारी, એ વચનનો એવો અર્થ કરવો કે, "રામ તો સીતાજીને અહીંથી લઈ જશે, પણ હું હાર્યો એટલે હું એટલે હું યુદ્ધ નહીં કરૂં" અંગદને રામના પ્રતાપનો પૂર્ણ વિશ્વાસ હતો,

આ વાનરને તેનો પગ પકડીને ધરતીપર પછાડી દો.” ॥ ૫ ॥ આ સાંભળી રાજી થઇને ઇંદ્રજિત આદિ અનેક બળવાન યોદ્ધાઓ જ્યાં ત્યાંથી ઉભા થયા અને સઘળું બળ વાપરી તથા મોટા મોટા ઉપાયો કરીને અંગદના પગને ઉઠાવવા લાગ્યા, પણ કોઈ રીતે ન ઉઠાવી શકાયાથી તેઓને નીચાં માથાં કરીને પૃથ્વીપર બેસી જવાની ફરજ પડી. ॥ ૬ ॥ હે ગરુડજી ! વળી પણ રાક્ષસો ઉઠીને ઉઠીને પગને ઝડપવા લાગ્યા પણ જેમ કાચા યોગવાળા પુરુષો મોહરૂપી વૃક્ષને ખસેડી કે ઉપાડી શકે નહીં, તેમ તેઓ અંગદના પગને ખસેડી કે ઉપાડી શકયા નહીં. ॥ ૭ ॥

दो०-भूमि न छांडै कपि चरण, देखत रिपु मद भाग ॥
कोटि विघ्न जिमि संत कहँ, तदपि नीति नहिं त्याग ॥ ५७ ॥

જેમ સંત પુરુષ કરોડો વિઘ્નો આવી પડતાં છતાં પણ, નીતિને છોડે નહીં, તેમ અંગદના પગે અનેક રાક્ષસોના પ્રયત્નો પ્રાપ્ત થયા છતાં પણ પૃથ્વીને છોડી નહીં. આમ થયું જોઈ, રાક્ષસોના અહંકારો નષ્ટ થઈ ગયા. ॥ ૫૭ ॥

चौ०—कपि बल देखि सकल हिय हारे । उठा आप कपिके परचारे ॥
गहत चरण कह वालि कुमारा । मम पद गहे न तोर उबारा ॥ १ ॥
गहसि न राम चरण शठ जाई । सुनत फिरा मन अति सकुचाई ॥
भयो तेज हत श्री सब गई । मध्य दिवस जिमिं शशि सो अहई ॥ २ ॥
सिंहासन बैठा शिर नाई । मानहु संपति सकल गँवाई ॥
जगदाधार प्राणपति रामा । तासु विमुख किमि लहै विश्रामा ॥ ३ ॥
उमा राम कर भ्रुकुटि विलासा । होय विश्व पुनि पावै नासा ॥
तृणते कुलिश कुलिश तृण करहीं । तासु दूत कह किमि पद टरहीं ॥ ४ ॥
पुनि कपि कही नीति विधि नाना । मानत नाहिं काल नियराना ॥
रिपु मद माथि प्रभु सुयश सुनाये । अस कहि चले वालि नृप जाये ॥ ५ ॥
अबहीं मुख का करौं बडाई । हतिहौं तोहिं खिलाय खिलाई ॥
यातुधान अंगद बल देखी । भये दुःखी निज हृदय विशेखी ॥ ६ ॥
प्रथमहिं तासु तनय कपि मारा । सो सुनि रावण भयो दुखारा ॥

અંગદનું બળ જોઇને સર્વે રાક્ષસો હૃદયમાં હારી જતાં, એ એક વાનરના ચમત્કારથી રાવણ પોતે પણ તે પગને ઉઠાવવા વાસ્તે ઉભો થયો. રાવણ, પગને પકડવા લાગતાં અંગદ બોલ્યો કે, “ મારો પગ પકડવાથી તારો બચાવ થવાનો નથી. ॥ ૧ ॥ હે શઠ ! તું મારા પગને પકડવા લાગ્યો છે, તેમ ત્યાં જઇને રામના પગને શા માટે પકડતો નથી ?

---

તેથી મનમાં એમ ધારીને પ્રતિજ્ઞા કરી કે, જો મારો પગ કોઇથી નહીં ઉઠાવી શકાય, તો લંકા મારી થઈ ગઈ ગણાશે અને તેથી અહીં વાનરાઓના પગની જમાવટ થયાનું પણ શકુન મળશે.

કે જેથી તારો નિસ્તાર થાય.[1]" અંગદનું બોલવું સાંભળી, મનમાં અત્યંત લજાઇને રાવણ પાછો ફર્યો પણ મધ્યાન્હ કાળના ચંદ્રની પેઠે નિસ્તેજ થઈ ગયો. ॥ ૨ ॥ રાવણની સઘળી શોભા જતી જ રહી. રાવણ, જાણે સઘળી સંપત્તિને ગુમાવી બેઠો હોય તેમ, માથું નમાવીને સિંહાસનપર બેઠો. જે પુરુષ જગતના આધારરૂપ અને જગતના પ્રાણપતિ રામચંદ્રજીથી વિમુખ હોય, તે પુરુષ કેમ વિશ્રામ લઈ શકે ? ન જ લઈ શકે.॥૩॥ હે પાર્વતી ! રામચંદ્રજી કે જેની ભ્રુકુટિનો વિલાસ જગતને પણ ઉત્પન્ન કરે અને પાછું નષ્ટ કરે છે તથા ખડને પણ વજ્ર બનાવી શકે છે અને વજ્રને પણ ખડ બનાવી શકે છે, તેમના દૂતનો પગ કોઇથી પણ કેમ ઉપાડી શકાય ? ॥ ૪ ॥ વળી પણ અંગદે અનેક પ્રકારનાં નીતિવચનો કહ્યાં, પણ રાવણને મરણ સમીપમાં જ આવ્યું હતું તેથી તેણે તે વચનો માન્યાં નહીં. વાળી રાજાનો પુત્ર અંગદ, એ પ્રમાણે શત્રુઓના મદનું મથન કરી, પ્રભુનો સુયશ સંભળાવી, છેલ્લી વાર ॥૫॥ "હવે મોહોડાથી શું બડાઈ કરૂં, પણ ભવિષ્ય કહું છું કે, તને રમાડી રમાડીને મારી નાખશું." એટલું બોલીને ત્યાંથી ચાલતો થયો. રાક્ષસો અંગદનાં બળને જોઈ, હૃદયમાં બહુ જ દુઃખ પામ્યા. ॥ ૬ ॥ અંગદે પ્રથમ જ પ્રહસ્ત નામના રાવણના પુત્રને માર્યો હતો, તે વાત આ વખતે સાંભળવામાં આવતાં, રાવણ બહુ ખેદ પામ્યો. ॥

**दो०—रिपु बल धर्षि हर्षि हिय, वालि तनय बल पुंज ॥**
**सजल नयन तनु पुलकि अति, गहे राम पद कंज ॥ ५८ ॥**

બળના પુંજરૂપ અંગદે શત્રુનાં બળને પરાસ્ત કરી, હૃદયમાં આનંદ પામી,રામની પાસે આવી, નેત્રોમાં અશ્રુઓથી તથા ગાત્રોમાં રોમાંચોથી ભરપૂર થઈને રામનાં ચરણકમળ પકડયાં. ॥ ૫૮ ॥

**दो०—सांझ जानि दशकंठ तव, भवन गयउ बिलखाय ॥**
**मन्दोदरी अनेक विधि, बहुरि कहा समुझाय ॥ ५९ ॥**

પછી રાવણ સંધ્યાકાળ થયો જાણી, બહુ જ ગભરાઇને ઘરમાં ગયો, તે સમયમાં વળી પણ મંદોદરીએ તેને અનેક પ્રકારોથી સમજાવીને કહ્યું કે, ॥ ૫૯ ॥

**चौ०—कंत समुझि मन तजहु कुमतिही । सोह न समर तुमहिं रघुपतिही ॥**
**राम अनुज घनु रेख खचाई । सो नहिं लांघेउ अस मनुसाई ॥ १ ॥**

---

[1] અંગદે રાવણને પગ પકડવાની ના પાડી, તેનું કારણ એ કે, "રાવણ રાજા છે તથા રામચન્દ્રજીની સામે લડવાને યોગ્ય છે, માટે જો એનાથી મારો પગ નહીં ઉઠાવી શકાય, તો તેથી રામચન્દ્રજીની હીનતા થશે. લોકો કહેશે કે, જેનાથી અંગદનો પગ પણ ઉઠાવી શકાયો ન હતો, તેને રામચન્દ્રજીએ માર્યો, તો તેમાં શી મોટી વાત થઈ." અથવા "અંગદે રાવણને વાળીનો મિત્ર જાણી, પતા સમાન સમજીને પોતાના પગનો સ્પર્શ કરવા દીધો નહીં. અથવા રાવણ જો આટલાથી હારી જઈને સીતાજીને પાછાં આપી દેશે તો વિભીષણને રાજ્ય દેવાની રામચન્દ્રજીની પ્રતિજ્ઞા કેમ પૂરી થશે ? એમ જાણીને અંગદે રાવણને પગ પકડવાની ના પાડી."

पिय तेहिते जीतब संग्रामा । जाके दूतनके अस कामा ॥
कौतुक सिंधु लांघि तव लंका । आयउ कपि केहरि अशंका ॥ २ ॥
रखवारे हति विपिन उजारा । देखत तुमहिं अक्ष जिन मारा ॥
जारि नगर जेहि कीन्हेसि क्षारा । कहां रहा बल गर्व तुम्हारा ॥ ३ ॥
अब पति मृषा गाल जनिमारहु । मोर कहा कछु हृदय विचारहु ॥
पति रघुपतिहीमनुज जनि जानहु । अग जगनाथ अतुल बल मानहु ॥ ४ ॥
बाण प्रताप जान मारीचा । तासु कहा नहिं मानेहु नीचा ॥
जनक सभा अगणित महि पाला । रहेउ तहां बल गर्व विशाला ॥ ५ ॥
भंजि धनुष जानकी विवाही । शक संग्राम जीत को ताही ॥
सुरपति सुत जाना बल थोरा । राखा जियत आंख इक फोरा ॥ ६ ॥
शूर्पणखाकी गति तुम देखी । तदपि हृदय नहिं लाज विशेखी ॥

"હે નાથ! તમે મનમાં વિચાર કરીને કુબુદ્ધિને છોડી દો. રામની સામે સંગ્રામ કરવો, એ તમને શોભતું નથી. રામના નહાના ભાઇએ સીતાજીના આસપાસ ધનુષની જે રેખા ખેંચી હતી, તેનું પણ તમારાથી ઉલ્લંઘન કરી શકાયું ન હતું. ॥ ૧ ॥ એવી તમારામાં વીરતા છે, તે છતાં હે પ્રિય ! તેની સામેના સંગ્રામમાં જિતવાની ઇચ્છા કરો છો, કે જેના દૂતે પણ મોટાં મોટાં કામ કર્યાં હતાં. એનો દૂત સિંહ જેવો વાનર કૌતુકથી સમુદ્રનું ઉલ્લંઘન કરી, ॥ ૨ ॥ તમારી લંકામાં નિશ્શંક રીતે આવી, રક્ષકોને મારીને, વાડીને ઉજ્જડ કરી ગયો હતો, તમારા દેખતાં જ અક્ષકુમારને મારી ગયો હતો અને લંકાને બાળીને ભસ્મ કરી ગયો હતો, તો તે સમયે તમારો ગર્વ ક્યાં રહ્યો હતો ? ॥ ૩ ॥ હે સ્વામી ! હવે ખોટા ગાલ બજાવો નહીં અને કાંઇક મારા કહેવાનો હૃદયમાં વિચાર કરો. રામને મનુષ્ય નહીં જાણો પણ સ્થાવર જંગમના નાથ અને અતુલ બળવાળા જાણો. ॥ ૪ ॥ મારીચે રામનાં બાણનો પ્રતાપ જાણ્યો હતો અને તે ઉપરથી તમારી પાસે કહ્યો પણ હતો, છતાં તમે નીચતાથી તેનું કહેવું નહીં માન્યું હતું, જનક રાજાની સભામાં અગણિત રાજાઓ એકઠા થયા અને ત્યાં તમે પણ બળથી તથા ગર્વથી પૂર્ણ હયાત હતા, ॥ ૫ ॥ તોપણ રામ જ ધનુષ ભાંગીને સીતાને પરણ્યા હતા. એમને સંગ્રામમાં કોણ જિતી શકે ? ઇંદ્રના પુત્ર જયંતે રામને અલ્પ બળવાળા જાણીને સીતાજીની છેડ કરી, તેથી રામે જયંતની એક આંખ ફોડી નાખી હતી અને માંડ જીવતો રાખ્યો હતો. ॥ ૬ ॥ મારી બેહેન શૂર્પણખાની ગતિ તો તમે નજરે દીઠી હતી. તે છતાં પણ તમારા હૃદયમાં લાજ આવી નથી. ॥

दो०—वधि विराध खर दूषणहि, लीला हतेउ कबंध ॥
बालि एक शर मारेऊ, तेहि जानहु दशकंध ॥ ६० ॥

હે રાવણ ! જેણે વિરાધ, ખર તથા દૂષણ, એઓને માર્યા હતા, કબંધને લીલામાત્રથી માર્યો હતો અને વાળીને એક બાણથી માર્યો હતો, તેને ઓળખવા જોઇએ. ॥ ૬૦ ॥

चौ०–जेहि जलनाथ बँधायेउ हेला। उतरे कपि दल सहित सुबेला ॥
कारुणीक दीनकर कुल केतू। सचिव पठायउ तव हित हेतू ॥ १ ॥
सभा माँझ जेइँ तव बल मथा। करि वरुथ महँ मृगपति यथा ॥
अंगद हनुमत अनुचर जाके। रण बाँकुरे वीर अति बाँके ॥ २ ॥
तेहि कहँ पिय पुनि पुनि नर कहहू। वृथा मान ममता मद गहहू ॥
अहह कंत कृत राम विरोधा। काल विवस मन उपज न बोधा ॥ ३ ॥
काल दंड गह काहु न मारा। हरै धर्म बल बुद्धि विचारा ॥
निकट काल जेहि आव गुसाईं। तेहि भ्रम होय तुह्मारी नाईं ॥ ४ ॥

સૂર્યવંશના ધ્વજરૂપ રામ કે જે લીલા માત્રમાં સમુદ્ર બંધાવીને વાનરાઓના સૈન્ય સહિત સુવેલ પર્વતમાં ઉતર્યા છે, તેમણે દયા કરીને તમારા હિતને વાસ્તે જ દૂત મોકલ્યો હતો. ॥ ૧ ॥ એ દૂતે સભામાં આવીને જેમ સિંહ હાથીઓના યૂથને મથી નાખે,તેમ તમારાં બળને મથી નાખ્યું છે.રણમાં અદ્ભુત કામ કરનારા, વીર અને અત્યંત બંકા અંગદ અને હનુમાન જેના અનુચરો છે. ॥ ૨ ॥ તેને વારંવાર 'મનુષ્ય છે, મનુષ્ય છે,' એમ કહો છો અને વૃથા માન, વૃથા મમતા તથા વૃથા મદ, એઓનું ગ્રહણ કરો છો. અરેરે સ્વામી! તમે કાળને જ વશ થઈને રામની સામે વિરોધ કર્યો છે, તેથી તમારા મનમાં કશો બોધ ઉપજતો નથી. ॥ ૩ ॥ કાળ કોઇને ધોકો લઈને મારતો નથી, પણ જેને મારવા ધારે, તેના ધર્મને,બળને,બુદ્ધિને તથા વિચારને હરી લે છે. હે સ્વામી! કાળ જેના સમીપમાં આવ્યો હોય, તેને તમારી પેઠે જ ભ્રમ ઉત્પન્ન થાય છે. ॥ ૪ ॥

दो०–दुइ सुत मारेउ दहेउ पुर, अजहुँ पिय सिय देहु ॥
कृपासिंधु रघुवीर भजि, नाथ विमल यश लेहु ॥ ६१ ॥

બે પુત્રો મરાયા અને શેહેર પણ બળી ગયું. હે સ્વામી! હજી પણ સીતા પાછી આપી દો અને કૃપાના સમુદ્રરૂપ રામને ભજીને નિર્મલ યશ લ્યો." ॥ ૬૧ ॥

चौ०–नारि वचन सुनि विशिख समाना। सभा गयउ उठि होत विहाना ॥
बैठा जाय सिंहासन फूली। अति अभिमान त्रास सब भूली ॥ १ ॥

આ પ્રમાણે સ્ત્રીનાં વચનો સાંભળી, તે વચનોને બાણો જેવા ગણતો રાવણ પ્રભાત થતાં ઉઠી, સભામાં ગયો અને ત્યાં અત્યંત અભિમાનને લીધે સઘળા ત્રાસને ભૂલી જઇ, ફુલીને સિંહાસનપર બેઠો. ॥ ૧ ॥

[1]चौ०–कर विचार दशकंधर भारी। विद्युज्जिह्वहि लियो हँकारी ॥
कह्यो कि माया कृत शिर धनुहीं। रामचंद्र कर लावो अबहीं ॥ १ ॥
जेहि लखि दुखी होय अति सीता। सो उठि गयो तुरत भयभीता ॥
माया कर शिर धनुष बनाई। दशकंधरहि दिखायो आई ॥ २ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

भेद नहीं कछु परै लखाइ । रावण देख उठयो हरषाई ॥
वन अशोक सियके ढिग आयो । शिर धनु रख अस वचन सुनायो॥३॥
निशि दिन करहु जासु गुण गाना । यह ताको शिर अरु धनु बाना ॥
सब कपि सेना मार गिराई । लषण जीव ले गये पराई ॥ ४ ॥

રાવણે બહુ જ વિચાર કરી, વિદ્યુજ્જિહ્વ નામના રાક્ષસને બોલાવીને આજ્ઞા કરી કે, "માયાથી રામનું માથું તથા ધનુષ બનાવીને હમણાં જ લાવ, ॥૧॥ કે જેને જોઈને સીતા અત્યંત દુ:ખી થાય." આ સાંભળી, રાવણથી ત્રાસ પામતા વિદ્યુજ્જિહ્વ તુરત જ ત્યાંથી ઉઠી જઈ, માયાથી માથું અને ધનુષ બનાવી આવીને રાવણની નજરે કર્યાં ॥૨॥ જેઓમાં રામના મસ્તકથી કશી જૂદાઈ માલમ પડે નહીં એવાં એ માથાંને તથા ધનુષને જોઇ, રાજી થઇને રાવણ તુરત જ સભામાંથી ઉઠયો અને આસોપાલવની વાડીમાં સીતાજીની પાસે આવ્યો, માથાંને તથા ધનુષને સીતાજીની પાસે રાખીને બોલ્યો કે, ॥ ૩ ॥ "તું રાત દિવસ જેના ગુણોને ગાયા કરે છે, તેનું આ માથું અને બાણ સહિત આ ધનુષ છે. સઘળી વાનરાઓની સેનાને મારી પાડી દીધી છે અને લક્ષ્મણ જીવ લઇને નાસી ગયો છે. ॥ ૪ ॥

दो०—मैं तुहारी पतीतको, लायो शिर धनु राम ॥
लख सिय धनु शिर विकल है, रोदन करत निकाम ॥ ६२ ॥

હું તને ખાતરી કરાવવાને વાસ્તે રામનાં આ માથાને અને ધનુષને તારી પાસે લાવ્યો છું." સીતાજી માથાંને તથા ધનુષને જોઈને વ્યાકુલ થઇને અત્યંત રડવા લાગ્યાં.૬૨

चौ०—सिय जिहिविधि तब कियो विलापा । को कहि शके विशाल कलापा ॥
बहुते गुण गण प्रभुके गावत । महि लोटत तन शुद्धि विसरावत ॥१॥
हँसत मोरि मुख अधम सुरापी । तिहिछिन जय ध्वनि दश दिशि व्यापी
जय रघुवीर कौशलाधीशा । धाये लंक सब घेर कपीशा ॥ २ ॥
शब्द सुनत रावण उठि तबहीं । सभा गयो सब त्याग बतकहीं ॥
तब सरमा सियके ढिग जाई । सियको समुझावत गुण गाई ॥ ३ ॥
यह सब माया कौतुक जानो । मन अपने निश्चय कर मानो ॥
सुनहु शब्द कपि लंका घेरी । तेहिते रावण गयो सबेरी ॥ ४ ॥

આ સમયમાં સીતાજીએ જે પ્રકારોથી લાંબા લાંબા અનેક વિલાપો કર્યા, તેઓનું વર્ણન કોણ કરી શકે એમ છે ? સીતાજી પ્રભુના ઘણા ઘણા ગુણો ગાઈ ગાઈ શરીરનું ભાન ભૂલી જઇને ધરતીપર લોટવા લાગતાં, ॥ ૧ ॥ મદ્ય પીનારો પાપી રાવણ મોઢું ફેરવીને હસતો હતો, તે સમયમાં દશે દિશાઓમાં જયધ્વનિ વ્યાપી રહ્યા. 'કોસલ દેશના સ્વામી રામચન્દ્રજીનો જય થાઓ,' એમ પોકારી સઘળા વાનરાઓએ દોડીને લંકાને ઘેરી લીધી. ॥ ૨ ॥ આ કોલાહલ સાંભળવામાં આવતાં જ રાવણ સઘળી વાત છોડી દઇને તે સમયે સભામાં ગયો. એ ગયા પછી, વિભીષણની સ્ત્રી સરમાએ, સીતા-

જીની પાસે આવી, રામના ગુણ ગાઇને સીતાજીને સમજાવ્યાં કે, ॥ ૩ ॥ "આ સઘળું માયાનું કૌતુક છે, એમ ખરી ખાતરીથી સમજજો. આ કોલાહલ સાંભળો. વાનરાઓએ લંકાને ઘેરી લીધી છે, તેથી જ રાવણ અહિંથી તુરત ચાલ્યો ગયો છે. ॥ ૪ ॥

दो०—सब मायाको भेद मैं, जानौं कहौं बखान ॥
कुशल राम सिय अनुज युत, आयउ देखि विहान ॥ ६३ ॥

આ માથું તથા ધનુષ, એ સઘળો માયાનો જ પ્રપંચ છે, એમ હું જાણું છું અને તેથી તમારી પાસે કહું છું. હે સીતાજી! હું આજ સવારે જ રામ અને લક્ષ્મણ કુશલ છે, એમ જોઇ આવી છું." ॥ ૬૩ ॥

दो०—बचन सुनत हर्षित सिया, धारयो मनमे धीर ॥
राम राम मन महँ जपत, मिटी कठिन उर पीर ॥ ६४ ॥

સરમાનાં વચનો સાંભળી, રાજી થઇ, ધીરજ ધરીને સીતાજી મનમાં 'રામ, રામ' જપવા લાગ્યાં અને તેમના મનની જે કઠણ પીડા હતી તે ટળી ગઇ.[1] ॥ ૬૪ ॥

चौ०—यहां राम अंगदहि बुलावा । आय चरण पंकज शिर नावा ॥
अति आदर समीप बैठारी । बोले विहँसि कृपालु खरारी ॥ १ ॥
वालि तनय अति कौतुक मोहीं । तात सत्य कह पूछौं तोहीं ॥
रावण यातुधान कुलटीका । भुजबल अतुल जासु जगलीका ॥ २ ॥
तासु मुकुट तुम चारि चलाये । कहो तात कवनी विधि पाये ॥
सुन सर्वज्ञ प्रणत सुखकारी । मुकुट न होइँ भूप गुण चारी ॥ ३ ॥
साम दाम अरु दंड विभेदा । नृप उर बसहिं नाथ कह वेदा ॥
नीति धर्मके चरण सुहाये । अस जिय जानि नाथ पहँ आये ॥ ४ ॥

અહીં રામચન્દ્રજીએ અંગદને બોલાવતાં, તે અંગદે આવી ચરણારવિન્દોમાં માથું નમાવ્યું. કૃપાળુ રામચન્દ્રજી અંગદને પ્રેમથી પોતાની પાસે બેસાડી, હસીને બોલ્યા કે, ॥૧॥ "હે વાળીના પુત્ર! મારા મનમાં મોટું કૌતુક ઉત્પન્ન થયું છે, તેથી તમને પૂછું છું, માટે સાચું કહેજો. રાવણ કે, જે, રાક્ષસોના કુલનો શિરોમણિ છે અને જેનું ભુજબળ જગતમાં પરમાવધિ છે, ॥ ૨ ॥ તેના ચાર મુકુટોને તમે આ તરફ ફેંકી દીધા, પણ તે મુકુટો તમને શી રીતે મળ્યા હતા?" અંગદ બોલ્યો કે, "હે સર્વજ્ઞ! હે ભક્તજનોને સુખ આપનારા! સાંભળો. એઓ મુકુટો ન હતા, ॥ ૩ ॥ પણ સામ, દામ, ભેદ અને દંડ, એ ચાર ગુણો હતા કે જેઓ, રાજાઓના હૃદયમાં વસે છે, એમ વેદ કહે છે એ સામ આદિ ચાર ગુણો, 'અમો નીતિ ધર્મના ચાર પાયા છીએ' એમ વિચારીને આપની પાસે ચાલ્યા આવ્યા છીએ. ॥ ૪ ॥

---

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

दो०–धर्महीन प्रभुपद विमुख, काल विवस दशशीश ॥
आये गुण तजि रावणहिं, सुनो कोशलाधीश ॥ ६५ ॥

હે મહારાજ ! સાંભળો. રાવણ ધર્મથી રહિત છે, આપનાં ચરણોથી વિમુખ છે અને કાળને વશ થયેલો છે, તેથી તે ગુણો, રાવણને છોડી દઈને આપની પાસે આવ્યા છે.”૬૫

दो०–परम चतुरता श्रवण सुनि, विहँसे राम उदार ॥
समाचार तब सब कहे, गढके बालिकुमार ॥ ६६ ॥

પરમ ચાતુરીથી ભરેલાં અંગદનાં વચનો સાંભળીને ઉદાર ચિત્તવાળા રામચન્દ્રજી હસ્યા. આ સમયમાં અંગદે લંકાના સઘળા સમાચાર રામચન્દ્રજીને સંભળાવ્યા.॥૬૬॥

चौ०–रिपुके समाचार जब पाये । राम सचिव तब निकट बुलाये ॥
लंका बाँके चारि दुआरा । केहि विधि लांघिय करहु विचारा ॥१॥
तब कपीश ऋच्छेश विभीषण । सुमिरि हृदय दिनकर कुलभूषण ॥
करि विचार तिन मंत्र दृढावा । चारि अनी कपि कटक बनावा ॥ २ ॥
यथायोग्य सेनापति कीन्हे । यूथप सकल बोलि तिन लीन्हे ॥
प्रभु प्रताप सब कहि समुझाये । सिंह नाद करि कपि सब धाये ॥ ३ ॥
हर्षित राम चरण शिर नावैं । गहि गिरि शिखर वीर सब धावैं ॥
गर्जहिं तर्जहिं भालु कपीशा । जय रघुवीर कोशलाधीशा ॥ ४ ॥
जानत परम दुर्ग गढ लंका । प्रभु प्रताप कपि चले अशंका ॥
घटाटोप करि चहुँ दिशि घेरी । मुखहि निशान बजावहिं भेरी ॥ ५ ॥

શત્રુના સમાચાર જાણવામાં આવતાં, રામચંદ્રજીએ મંત્રીઓને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, “લંકાના ચાર દરવાજા બહુ મજબુત છે, તેઓને શી રીતે તોડી શકશું ? તેનો વિચાર કરો.” ॥ ૧ ॥ આ સમયમાં સુગ્રીવ, જાંબવાન અને વિભીષણ, એ- ઓએ, હૃદયમાં રામનું અખંડ સ્મરણ રાખી, વિચારની સાથે દૃઢ નિશ્ચય કરીને, વાન- રાઓની એક સેનામાંથી, ચાર સેનાઓ બનાવી, ॥ ૨ ॥ યથાયોગ્ય સેનાપતિઓ મુકરર કર્યા અને પછી સઘળા યૂથપતિઓને બોલાવી, સર્વને રામનો પ્રતાપ કહી સમજાવીને લંકાને પાકો ઘેરો ઘાલવાની આજ્ઞા કરી. ॥ ૩ ॥ સર્વે વાનરાઓ તથા રીંછો રાજી થઈ, સિંહનાદો કરી, રામનાં ચરણોમાં માથાં નમાવી, હસ્તોમાં પર્વતોનાં શિખરોને તથા વૃક્ષોને લઈને દોડ્યા. વાનરાઓ તથા રીંછો ગર્જના કરવા લાગ્યાં, રાક્ષસોનો તિરસ્કાર કરવા લાગ્યાં અને ( જય રઘુવીર કોશલાધીશ ) એમ પોકારવા લાગ્યાં. ॥ ૪ ॥ એઓ લંકાના કિલ્લાને અત્યંત વિષમ જાણતાં હતાં, તોપણ રામચન્દ્રજીના પ્રતાપથી નિર્ભય થઈને ચાલ્યાં. એઓ ચારે દિશાઓમાં ઘટાટોપ કરી, ઘેરો ઘાલીને મોહોડાંઓથી શબ્દો કરવા લાગ્યાં તથા નિશાનો અને ભેરીઓને બજાવવા લાગ્યાં.[1] ॥ ૫ ॥

૧ રાવણ પૂર્વ દરવાજે અતિકાયને, દક્ષિણ દરવાજે મહોદરને અને પશ્ચિમ દરવાજે ઇંદ્રજિતને રાખીને, ઉત્તર દ્વારમાં પોતે જ રહ્યો હતો. આથી રામચન્દ્રજીએ પૂર્વદ્વાર તરફ નીલને, દક્ષિણદ્વાર તરફ અંગદને અને પશ્ચિમ દ્વાર તરફ હનુમાનજીને મોકલીને ઉત્તર દ્વાર પોતે જ રોક્યું.

दो०–जयति राम भ्राता सहित, जय कपीश सुग्रीव ॥
गर्जे केहरि नाद कपि, भालु महा बल सींव ॥ ६७ ॥

મોટા બળના પરમ અવધિરૂપ વાનરાઓ અને રીંછો, 'લક્ષ્મણજી સહિત રામનો વિજય થાઓ, વાનરાઓના રાજા સુગ્રીવનો વિજય થાઓ,' એમ પોકારી સિંહનાદો કરીને ગાજવા લાગ્યાં ॥ ૬૭ ॥

चौ०–लंका भयउ कोलाहल भारी । सुनेउ दशानन अति हंकारी ॥
देखहु वानर केरि ढिठाई । बिहँसि निशाचर सैन्य बुलाई ॥ १ ॥
आये कीश कालके मेरे । क्षुधावन्त रजनीचर मेरे ॥
अस कहि अट्टहास शठ कीन्हा । घर बैठे अहार विधि दीन्हा ॥ २ ॥
सुभट सकल चारहु दिशि जाहू । धरि धरि भालु कीश सब खाहू ॥
उमा रावणहिं अस अभिमाना । जिमि टिट्टिभ पग सुतै उताना ॥ ३ ॥
चले निशाचर आयसु मांगी । गहिकर भिंडिपाल वर सांगी ॥
तोमर मुद्गर परिघ प्रचंडा । शूल कृपाण परशु गिरि खण्डा ॥ ४ ॥
जिमि अरुणोपल निकर निहारी । धाये खग शठ मांस अहारी ॥
चोंच भंग दुःख तिनहिं न सूझा । तिमि धाये मनुजाद अबूझा ॥ ५ ॥

વાનરાઓની ગર્જનાઓથી લંકામાં ભારે કોલાહલ મચી રહેતાં, તે સાંભળી અહંકારી રાવણે હસી, પોતાની સેનાને બોલાવી, સેનાપતિઓને કહ્યું કે, વાનરાઓની ધૃષ્ટતા જુઓ ॥ ૧ ॥ આ વાનરાઓ કાળની પ્રેરણાથી જ આવ્યા છે અને મારા રાક્ષસો ભૂખ્યા છે, એ બહુ અનુકૂલ થયું છે. વિધાતાએ, રાક્ષસોને ઘેર બેઠે આહારની સામગ્રી આપી છે" આમ બોલી, ખડખડ હસીને રાક્ષસોને આજ્ઞા કરી કે, ॥૨॥ "હે સઘળા સુભટો! તમો ચારે દિશાઓમાં જાઓ અને સઘળા વાનરાઓને તથા રીંછોને પકડી પકડીને ખાઇ જાઓ." હે પાર્વતી! રાવણને એવું અભિમાન હતું કે, જેવું ટીટોડા નામના પક્ષીને હોય છે. ટીટોડો, 'મારાં બચ્ચાઓની ઉપર આકાશ તૂટી પડવા લાગશે, તો હું મારા પગોવતી તેને થોભાવી રાખીશ,' એવું મિથ્યાભિમાન ધરી, પોતાના પગ ઉંચા રાખીને સુવે છે. ॥૩॥ રાક્ષસો રાવણની આજ્ઞા લઇ, હસ્તોમાં ઉત્તમ ઉત્તમ લાંબાં ખડગ, સાંગ, ભાલાં, મુદ્ગર, ભોગળ, ત્રિશૂલ, તરવાર, ફરશી અને પર્વતનાં શિખરો વગેરે આયુધોનું ગ્રહણ કરીને ચાલ્યાં. ॥૪॥ જેમ પક્ષીઓ, લાલ વર્ણના પથ્થરોના સમૂહોને જોઈ, માંસ જાણીને દોડે, તેમ માંસાહારી શઠ રાક્ષસો વાનરાઓને તથા રીંછોને પોતાના આહારરૂપ સમજીને દોડયા. જેમ પથ્થરો ઉપર ઝડપ કરવામાં ચાંચો ભાંગી જવાનું દુઃખ, પક્ષીઓને સૂઝતું નથી. તેમ વાનરાઓની તથા રીંછોની ઉપર ઝડપ કરવામાં, પોતાનો વિનાશ થવાનું દુઃખ મૂર્ખ રાક્ષસોને સૂઝયું નહીં. ॥ ૫ ॥

दो०–नानायुध शर चाप धर, यातुधान बल वीर ॥
कोटि कँगूरन चढि गये, कोटि कोटि रणधीर ॥ ६८ ॥

અનેક પ્રકારનાં આયુધોને, બાણોને, તથા ધનુષોને ધરનારા, મહા વીર અને રણ-ધીર કરોડો રાક્ષસો, લંકાના કિલ્લાના કરોડો કાંગરાઓપર ચઢી ગયા. ॥ ૬૮ ॥

चौ०—कोटि कँगूरन सोहहिं कैसे । मेरुके शृंगन जनु घन बैसे ॥
बाजहिं ढोल निशान जुझाऊ । सुनि सुनि सुभटनके मन चाऊ ॥ १ ॥
बाजहिं भेरि नफीरि अपारा । सुनि कादर उर होत दरारा ॥
देखि न जाय कपिनके ठट्टा । अति विशाल तनु भालु सुभट्टा ॥ २ ॥
धावहिं गनहिं न औघट घाटा । पर्वत फोरि करहिं गहि बाटा ॥
कटकटाय कोटिन्ह भट गर्जहिं । दशदन्ह ओठ काट अति तर्जहिं ॥ ३ ॥
उत रावण इत राम दुहाई । जयति जयति करि परी लराई ॥
निशिचर शिखर समूह ढहावहिं । कूदि धरहि कपि फेरि चलावहिं ॥ ४ ॥

જેમ મેરુ પર્વતનાં શિખરોપર વાદળાં શોભે, તેમ કરોડો કાંગરાઓપર રાક્ષસો શોભવા લાગ્યા. લડાઈના ઢોલ વાગવા લાગ્યા, તથા નિશાનો ફરકવા લાગ્યાં અને તેઓના ધ્વનિઓને સાંભળી સાંભળીને સુભટોનાં ચિત્તોમાં ઉત્સાહ વધવા લાગ્યો. ॥ ૧ ॥ અપાર ભેરીઓ અને શરણાઈઓ વાગવા લાગતાં બીકણોનાં હૃદયોમાં કંપ થવા લાગ્યો. અત્યંત મોટા કદવાળા અને ભારે લડવૈયા વાનરાઓ તથા રીંછોનો ઠાઠ એવો તો પ્રબલ હતો કે, જે જોયો જાય નહીં. ॥ ૨ ॥ કરોડો વાનરાઓ તથા રીંછો વિષમ માર્ગોને પણ નહીં ગણતાં દોડવા લાગ્યા, પર્વતને ફોડી ફોડીને રસ્તાઓ કરી લેવા લાગ્યા, કટકટા શબ્દ કરીને ગાજવા લાગ્યા અને દાંતોવતી હોઠોને ડસીને રાક્ષસોનો અત્યંત તિરસ્કાર કરવા લાગ્યા. ॥ ૩ ॥ ત્યાં રાવણની દુહાઈ અને અહિં રામની દુહાઈ પ્રવૃત્ત થવા લાગી. સર્વે યોદ્ધાઓએ પોતપોતાના સ્વામીઓનો જય પોકારીને લડાઇનો આરંભ કર્યો. રાક્ષસો કિલ્લા ઉપરથી શિખરો ફેંકવા લાગતાં, વાનરાઓ કૂદી, તે શિખરોને પકડી લઈને પાછા રાક્ષસોની ઉપર ચલાવવા લાગ્યા. ॥ ૪ ॥

छं०—धरि कुधर खण्ड प्रचण्ड मर्कट भालु गढपर डारहीं ॥
झपटहिं चरण गहि पटकी महि महँ बार बार प्रचारहीं ॥
अति तरुण तरल प्रताप तर्जहिं तमकि गढपर चढ गये ॥
कपि भालु चढि मंदिरन जहँ तहँ राम यश गावत भये ॥ ४ ॥

પ્રચંડ વાનરાઓ તથા રીંછો પર્વતોનાં પ્રચંડ શિખરો લઈ લઇને ગઢ પર ફેંકવા લાગ્યાં અને રાક્ષસોને પગ ઝાલી, ધરતીપર પટકીને વારંવાર છુંદવા લાગ્યાં એ જુવાન, ચપલ અને પ્રતાપી વાનરાઓ તથા રીંછો, રાક્ષસોનો તિરસ્કાર કરી, કૂદીને ગઢપર ચઢી ગયાઅને અંદર જઈ, ઘરોની ઉપર ચઢી ચઢીને જ્યાં ત્યાં રામના યશને ગાવા લાગ્યા."॥૪॥

दो०—एक एक गहि रजनिचर, पुनि कपि चले पराय ॥
ऊपर आपन हेट भट, गिरहिं धरणि पर आय ॥ ६९ ॥

વાનરાઓ એક એક રાક્ષસને પકડી, ભાગી નીકળી, કિલ્લાનાં શિખરો ઉપરથી રાક્ષસને ધરતીપર ફેંકી દઇને પછી તેઓની ઉપર પોતે પડવા લાગ્યા. ॥ ૬૯ ॥

चौ०–राम प्रताप प्रबल कपि यूथा । मर्दहिं निश्चर निकर बरुथा ॥
चढे दुर्ग पुनि जहँ तहँ वानर । जय रघुवीर प्रताप दिवाकर ॥ १ ॥
चले तमीचर निकर पराई । प्रबल पवन जिमि घन समुदाई ॥
हाहाकार भयेउ पुर भारी । रोवहिं आरत बालक नारी ॥ २ ॥
सब मिलि देहि रावणहिं गारी । राज्य करत जेहि मृत्यु हँकारी ॥
निज दल विचल सुना जब काना । फिरे सुभट लंकेश रिसाना ॥ ३ ॥
जो रण विमुख फिरो मैं जाना । तेहि मारिहौं कराल कृपाना ॥
सर्वस खाय भोगकर नाना । समर भूमि भा वल्लभ प्राना ॥ ४ ॥
उग्र वचन सुनि सकल डराने । फिरे क्रोध करि सुभट लजाने ॥
सन्मुख मरण वीरकी शोभा । तब तिन तजा प्राणकर क्षोभा ॥ ५ ॥

વાનરાઓનાં યૂથો રામના પ્રતાપ બળથી રાક્ષસોનાં યૂથોનું મર્દન કરવા લાગ્યા. વાનરાઓ જ્યાં ત્યાં કિલ્લા ઉપર ચઢી ગયા અને રામચંદ્રજીના પ્રતાપરુપી સૂર્યનો જય પોકારવા લાગ્યા. ॥ ૧ ॥ જેમ પ્રબલ પવનથી વાદળાં ભાગી જાય, તેમ વાનરાઓનાં તથા રીંછોના સૈન્યથી રાક્ષસો ભાગવા લાગ્યા. લંકામાં મોટો હાહાકાર વર્ત્તી રહ્યો. પીડાયેલાં બાલકો તથા સ્ત્રીઓ રડવા લાગ્યા ॥ ૨ ॥ અને સર્વ રહેવાસીઓ રાવણને ગાળો દેવા લાગ્યાં કે, 'રાવણે રાજ્ય કરતાં મૃત્યુને બોલાવી લીધેલ છે.' સૈન્યમાં ભંગાણ પડયું છે અને યોદ્ધાઓ પાછા ફરવા લાગ્યા છે,' ॥ ૩ ॥ એ વાત જ્યારે રાવણને કાને પડી, ત્યારે રાવણે ક્રોધ કરીને આજ્ઞા કરી કે, 'જે કોઈ રણમાંથી વિમુખ થઈને પાછો ફરેલો મારા જાણવામાં આવશે, તેને હું કરાલ તરવારથી કાપી નાખીશ. મારું સર્વસ્વ ખાઈ, અનેક પ્રકારના ભોગો ભોગવ્યા છે અને હાલ એઓને યુદ્ધ ભૂમિમાં પ્રાણ પ્યારા લાગે છે." ॥ ૪ ॥ રાવણનાં ઉગ્ર વચનો સાંભળી, ડરેલા અને લજાયેલા સુભટો પાછા લડાઈ કરવા તરફ વળ્યા. યુદ્ધમાં સામે પગલે મરવું, એ વીર લોકોની શોભા છે, એમ વિચારીને સર્વે રાક્ષસોએ તે સમયે પોતાના પ્રાણોની દયા છોડી દીધી. ॥ ૫ ॥

दो०–बहु आयुध धरि सुभट सब, भिरहिं प्रचारि प्रचारि ॥
कीन्हे व्याकुल भालु कपि, परिघ प्रचण्डन मारि ॥ ७० ॥

સર્વે સુભટ રાક્ષસો ઘણાં ઘણાં આયુધો ધરી, પડકારી પડકારીને રીંછોની તથા વાનરાઓની સામે લડવા લાગ્યા, એઓએ પ્રચંડ ભોગળો મારી મારીને વાનરાઓને તથા રીંછોને વ્યાકુલ કરી નાખ્યાં. ॥ ૭૦ ॥

चौ०–भए आतुर कपि भागन लागे । यद्यपि उमा जीतिहैं आगे ॥
कोउ कह कहँ अंगद हनुमंता । कहँ नल नील द्विविद् जयवंता ॥ १ ॥
निज दल विचल सुना हनुमाना । पश्चिम द्वार रहा बलवाना ॥
मेघनाद तहँ करै लराई । टूट न द्वार परम कठिनाई ॥ २ ॥

पवन तनय मन भा अति क्रोधा । गर्जेउ प्रलय काल सम योधा ॥
कूदि लंक गढ ऊपर आये । गहि गिरि मेघनाद पर धाये ॥ ३ ॥
भंजेउ रथ सारथी निपाता । तासु हृदयमें मारेहु लाता ॥
दूसर सूत विकल तेहि जाना । स्यंदन घालि तुरत घर आना ॥ ४ ॥

હે પાર્વતી ! વાનરાઓ જો કે પરિણામે જિતવાના છે, તોપણ આ સમયમાં વ્યાકુલ થઇને ભાગવા લાગ્યા અને કેટલાએક બોલવા લાગ્યા કે, "અંગદ, હનુમાન, નલ, નીલ, દ્વિવિદ અને જામ્બુવાન્, એઓ કયાં જતા રહ્યા છે ? કે જેઓ પ્રથમ બડાઇ મારતા હતા, તે છતાં હમણાં અમારૂં રક્ષણ કરવા આવતા નથી." ॥ ૧ ॥ વાનરાઓની સેનામાં પૂર્વ દ્વારા તરફ જે કોલાહલ ઉઠયો તે હનુમાનજીને કાને પડયો, પણ તે બળવાન્ હનુમાનજી પશ્ચિમ દ્વારમાં હતા, ઇંદ્રજિતની સામે લડતા હતા અને લડતાં છતાં પણ પશ્ચિમ દ્વાર તૂટતું ન હતું, એ ભારે મુશ્કેલી હતી, ॥ ૨ ॥ તેને લીધે તેમના મનમાં ભારે ક્રોધ ઉત્પન્ન થયો. ક્રોધક્રાંત થયેલા હનુમાનજી, પ્રલય કાળના મેઘના જેવી ગર્જના કરી, કૂદીને લંકાના ગઢ ઉપર આવ્યા અને હાથમાં પર્વત લઇને ઇંદ્રજિતની ઉપર દોડયા. ॥ ૩ ॥ એમણે ઇંદ્રજિતના રથને તોડી નાખીને સારથિને મારી નાખ્યો અને ઇંદ્રજિતની છાતીમાં લાત મારી. ઇંદ્રજિતને વિહ્વલ થયેલો જાણી, બીજો સારથી તેને રથમાં નાખીને ઘેર લઇ ગયો. ॥ ૪ ॥

दो०–अंगद सुनेहु कि पवन सुत, गढपर गयउ अकेल ॥
समर बाँकुरा बालि सुत, तर्कि चलेउ कपि खेल ॥ ७१ ॥

'હનુમાનજી એકલા જ ગઢ ઉપર ગયેલ છે,' એમ સાંભળવામાં આવતાં, યુદ્ધમાં મહા પરાક્રમી વાળીનો પુત્ર અંગદ, વિચાર કરીને તુરત ત્યાંથી ગઢ તરફ ચાલ્યો.॥૭૧॥

चौ०–युद्ध विरुद्ध क्रुद्ध दोउ बंदर । राम प्रताप सुमिर उर अंतर ॥
रावण भवन चढे दोउ धाई । करहिं कोशलाधीश दुहाई ॥ १ ॥
कलश सहित सब भवन ढहावहिं । देखि निशाचर अति भय पावहिं ॥
नारि वृंद कर पीटहिं छाती । अब दोउ कपि आये उत्पाती ॥ २ ॥
कपि लीलाकर तिनहिं डरावहिं । रामचंद्रकर सुयश सुनावहिं ॥
पुनि कर गहि कंचनके खम्भा । करन लगे उत्पात अरंभा ॥ ३ ॥
कूदि परे रिपु कटक मँझारी । लागे मर्दन रिपु दल भारी ॥
काहू लात चपेटन केहू । भजेहु न रामहिं सो फल लेहू ॥ ४ ॥

યુદ્ધમાં મોટી વીરતા ધરાવનારા એ બે વાનરાઓ, હૃદયમાં રામના પ્રતાપનું સ્મરણ કરી, દોડીને રાવણના ઘર ઉપર ચઢી ગયા અને રામચન્દ્રજીનો જય પોકારવા લાગ્યા. ॥ ૧ ॥ એઓયે, કલશ સહિત રાવણનાં ઘરને પાડવા માંડતાં, તે જોઇને રાક્ષસો અત્યંત ભય પામ્યા અને સ્રીઓ છાતી પીટવા લાગી કે, "આગળ એક વાનર આવીને ભારે ઉત્પાત કરી ગયો હતો, પણ હવે તો બે ઉત્પાતી વાનરાઓ આવ્યા છે,

તેઓ કોણ જાણે શું એ કરશે ? " ॥ ૨ ॥ હનુમાનજી તથા અંગદ, લીલા માત્રથી તેઓને ડરાવવા લાગ્યા અને રામચન્દ્રજીનો સુયશ સંભળાવવા લાગ્યા. પછી એ બે યોદ્ધાઓ, સોનાના થાંભલાઓને ઉખેડી ઉખેડીને ઉત્પાતનો આરંભ કરવા લાગ્યા. ॥ ૩ ॥ એઓ શત્રુના સૈન્યમાં કૂદી પડયા, શત્રુના સૈન્યનું ભારે મર્દન કરવા લાગ્યા અને કેટલાએકને લાત તથા કેટલાએકને થપ્પડો મારીને કહેવા લાગ્યા કે, " તમે રામને ભજતા નથી. તેનું ફળ લો. " ॥ ૪ ॥

दो०—एक एक सन मर्दि कर, तोरि चलावहिं मुंड ॥
रावण आगे परहिं ते, जनु फूटहिं दधि कुंड ॥ ७२ ॥

એઓ એક એક રાક્ષસને મારી, તેઓનાં માથાં તોડી લઇને ફેંકી દેવા લાગ્યા અને તે માથાંઓ, રાવણની આગળ પડી પડીને દહીંનાં કુંડાંઓની પેઠે ફુટવા લાગ્યાં. ॥૭૨॥

चौ०—महा महा मुखिया जे पावहिं । ते पद गहि प्रभु पास चलावहिं ॥
कहहिं विभीषण तिनके नामा । देहिं राम ताको निज धामा ॥ १ ॥
खल मनुजाद जो आमिष भोगी । पावहिं गति जो याचत योगी ॥
उमा राम मृदु चित्त करुणाकर । वैर भाव मोहिं सुमिरत निश्चर ॥ २ ॥
देहिं परम गति अस जिय जानी । को कृपालु अस सुनहु भवानी ॥
जो अस प्रभु न भजहिं भ्रम त्यागी । नर मति मंद ते परम अभागी ॥ ३ ॥
अंगद अरु हनुमंत प्रवेशा । कीन्ह दुर्ग अस कह अवधेशा ॥
लंका महँ कपि सोहहिं कैसे । मथत सिंधु दुइ मंदिर जैसे ॥ ४ ॥

જે જે મોટા સરદારો હાથ પકડવા લાગ્યા, તેઓને મારી, પગ પકડીને રામચંદ્રજીની પાસે ફેંકી દેવા લાગ્યા. વિભીષણ રામચન્દ્રજીને તે સરદારોનાં નામો બતાવવા લાગ્યો અને રામચન્દ્રજી, તેઓને પોતાનું ધામ દેવા લાગ્યા. ॥ ૧ ॥ માંસનું ભક્ષણ કરનારા ખલ રાક્ષસો પણ એવી ગતિને પામવા લાગ્યા કે, જે ગતિને યોગીઓ પણ માગે છે. હે પાર્વતી ! કરુણાના નિધાનરૂપ અને કોમલ ચિત્તવાળા રામચન્દ્રજી, " રાક્ષસો વૈરભાવથી પણ મારૂં સ્મરણ તો કરતા હતા, " ॥૨॥ એમ જાણીને તેઓને પણ પરમ ગતિ આપવા લાગ્યા, તો એ સમાન બીજો કોણ કૃપાળુ હોય ? જે માણસ ભ્રમનો ત્યાગ કરીને એવા પ્રભુને ભજે નહીં, તેને મંદ બુદ્ધિવાળો અને પરમ અભાગીઓ જ જાણવો. રાક્ષસોનાં માથાંઓને પોતાની પાસે આવી પડતાં જોઇ, રામચંદ્રજી બોલ્યા કે, ॥ ૩ ॥ " અંગદે અને હનુમાનજીએ લંકામાં પ્રવેશ કર્યો છે." લંકાનું મથન કરવા લાગેલા અંગદ અને હનુમાનજી, સમુદ્રનું મથન કરવા લાગેલા બે મંદરાચલોની પેઠે શોભવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—भुजबल रिपुदल दलमलेउ, देखि दिवसकर अंत ॥
कूदे युगल प्रयास बिनु, आये जहँ भगवंत ॥ ७३ ॥

એ બન્ને યોદ્ધાઓ, ભુજાઓનાં બળથી શત્રુઓના સૈન્યનું મથન કરી, સૂર્યને અસ્ત થયો જાણીને લીલા માત્રથી જ ત્યાંથી કૂદ્યા અને જ્યાં રામચન્દ્રજી હતા, ત્યાં આવ્યા.

चौ०—प्रभु पद कमल शीश तिन नाये । देखि सुभट रघुपति मन भाये ॥
राम कृपा करि युगल निहारे । भये विगत श्रम परम सुखारे ॥ १ ॥
गये जानि अंगद हनुमाना । फिरे भालु मर्कट भट नाना ॥
यातुधान प्रदोष बल पाई । धाये करि दशशीश दुहाई ॥ २ ॥
निशिचर अनी देखि भट फिरे । कटकटाय जहँ तहँ पुनि भिरे ॥
दोउ दल प्रबल प्रचारि प्रचारी । लरहिं सुभट नहिं मानहिं हारी ॥ ३ ॥
वीर तमीचर सब अति कारे । नाना वर्ण बलीं सुख भारे ॥
सबल युगल दल सम अतियोधा । विविध प्रकार लरहिं करि क्रोधा ॥ ४ ॥
प्रावृद् शरद पयोद घनेरे । लरत मनहु मारुतके प्रेरे ॥
अवनि अकंपन अरु अतिकाया । विचलत सैन करी तिन माया ॥ ५ ॥
भयउ निमिष महँ अति अंधियारा । वृष्टि होय रुधिरोपल क्षारा ॥

એઓએ, રામચંદ્રજીનાં ચરણકમળોમાં માથાં નમાવતાં, તેઓને પ્રબલ યોદ્ધા જાણીને રામચન્દ્રજી પ્રસન્ન થયા. રામચંદ્રજીએ, કૃપા દૃષ્ટિથી જોયા, તેથી તે બન્ને વાનરાઓ શ્રમ રહિત થઈ ગયા અને સુખી થયા. ॥ ૧ ॥ અંગદને અને હનુમાનજીને લંકામાંથી ગયા જાણી, બીજા અનેક વાનરાઓ તથા રીંછો પણ લંકામાંથી પાછાં ફર્યાં. રાક્ષસો પ્રદોષ કાલ પ્રાપ્ત થવાથી વિશેષ બળ પામી, 'જય જય રાવણ,' એમ બોલીને યુદ્ધ કરવા દોડ્યા.॥૨॥ રાક્ષસોની સેનાને આવતી જોઇ,રામના યોદ્ધાઓ પણ ઉતારાપર જતા હતા, ત્યાંથી પાછા ફરી, કડકડાટી મચાવીને પાછા જ્યાં ત્યાં લડવા લાગ્યા. બન્ને સૈન્યોના પ્રબલ યોદ્ધાઓ, પડકારી પડકારીને લડવા લાગ્યા અને કોઈ રીતે પોતાની હાર ન થવા દેવા લાગ્યા. ॥ ૩ ॥ રાક્ષસ યોદ્ધાઓ અત્યંત કાળા હતા અને વાનર યોદ્ધાઓ અનેક પ્રકારના જૂદા જૂદા વર્ણોવાળા હતા. સામસામા પક્ષના બન્ને સૈન્યોના સબલ અને પરસ્પરના વડિયા યોદ્ધાઓ ક્રોધ કરીને, ॥ ૪ ॥ જેમ વર્ષા ઋતુનાં અને શરદ ઋતુનાં અપાર વાદળાંઓ વાયુની પ્રેરણાથી પરસ્પરની સામે અનેક પ્રકારોથી લડે, તેમ પરસ્પરની સામે અનેક પ્રકારોથી લડવા લાગ્યા. રાક્ષસોનું સૈન્ય પરાભવ પામતું જોવામાં આવતાં અવનિ, અકંપન અને અતિકાય, એ નામના ત્રણ રાક્ષસોએ માયા ફેલાવી. ॥ ૫ ॥ માયા ફેલાયાથી નિમેષ માત્રમાં ભારે અંધકાર વ્યાપી ગયો અને લોહીની, પથરાઓની તથા ભસ્મની વૃષ્ટિ થવા લાગી. ॥

दो०—देखि निबिड तम दशहुँ दिशि, कपि दल भयउ खँभार ॥
एकहि एक न देखत, हाहाकार पुकार ॥ ७४ ॥

દશે દિશાઓમાં અન્ધકારને વ્યાપ્ત થયેલો જોઈ વાનરાઓના સૈન્યમાં ભારે ઉદ્વેગ વર્તી રહ્યો. એક એકને ન દેખવા લાગ્યા અને તેથી હાહાકાર પોકારવા લાગ્યા. ॥૭૪॥

चौ०—सकल मर्म रघुनायक जाना । लिये बोलि अंगद हनुमाना ॥
समाचार सब कहि समुझाये । सुनत कोपि कपि कुंजर धाये ॥ १ ॥
पुनि कृपालु हँसि चाप चढावा । पावक सायक सपदि चलावा ॥
भयउ प्रकाश कतहुँ तम नाहीं । ज्ञान उदय संशय जिमि जाहीं ॥ २ ॥
भालु बली मुख पाय प्रकाशा । धाये हर्ष बिगत श्रम त्रासा ॥
हनूमान अंगद रण गाजे । हांक सुनत रजनीचर भाजे ॥ ३ ॥
भागत भट पटकहिं गहि धरणी । करहिं भालु कपि अद्भुत करणी ॥
गहि पद डारहिं सागर माहीं । मकर उरग झष धरि धरि खाहीं ॥४॥

રામચંદ્રજીએ રાક્ષસોનો માયારૂપી સઘળો મર્મ જાણી લઈ, અંગદને તથા હનુમાનજીને બોલાવી, માયાની સઘળી રીતભાત કહીને સમજાવ્યા અને તેઓ સાંભળતાં જ ત્યાંથી દોડયા. ॥ ૧ ॥ વળી કૃપાળુ રામચંદ્રજીએ હસી, ધનુષ ચઢાવીને જલદી અગ્નિનું અસ્ત્ર ચલાવ્યું, કે જેનો પ્રકાશ થતાં, જેમ જ્ઞાનનો પ્રકાશ થતાં સંશય કયાંય ન રહે, તેમ અન્ધકાર કયાંય પણ રહ્યો નહીં. ॥ ૨ ॥ રીંછો તથા વાનરાઓ પ્રકાશ પામી, શ્રમથી તથા ત્રાસથી રહિત થઈ, રાજી થઈને રાક્ષસોપર દોડયા. હનુમાનજીએ તથા અંગદે રણમાં જઈ, એવી હાક મારી કે, જે સાંભળતાં જ રાક્ષસો ભાગવા લાગ્યા. ॥ ૩ ॥ રીંછો તથા વાનરાઓ, ભાગતા રાક્ષસોને પકડી પકડી ધરતીપર પછાડી પછાડીને અદ્ભુત કરણી કરવા લાગ્યા અને તેઓના પગો પકડી પકડીને સમુદ્રમાં ફેંકી દેવા લાગ્યા. સમુદ્રમાં પડતા રાક્ષસોને મધરો, સર્પો તથા ઝુડો પકડી પકડીને ખાઈ જવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०—कछु घायल कछु रण परे, कछु गढ चले पराय ॥
गर्जे मर्कट भालु भट, रिपु दल बल बिच लाय ॥ ७५ ॥

રાક્ષસો કેટલાએક ઘાયલ થઈ ગયા, કેટલાએક મરણ પામીને પડયા અને કેટલાએક ભાગીને લંકામાં જતા રહ્યા. વાનરાઓ તથા રીંછો, એ રીતે શત્રુઓનાં સૈન્યને પાયમાલ કરીને ગર્જના કરવા લાગ્યાં. ॥ ૭૫ ॥

चौ०—निशा जानि कपि चारिउ अनी । आये सब जहँ कौशल धनी ॥
राम कृपा करि चितवा जबहीं । भये बिगत श्रम वानर तबहीं ॥ १ ॥
वहां दशानन सचिव हँकारे । सबसन कहेसि सुभट जे मारे ॥
आधा कटक कपिन संहारा । कहहु वेगि का करिय विचारा ॥ २ ॥
मालवंत यक जरठ निशाचर । रावण मातु पिता मंत्रीवर ॥
बोला वचन नीति अति पावन । तात सुनहु कछु मोर सिखावन ॥ ३ ॥
जबते तुम सीता हरि आनी । अशकुन होहिं न जात बखानी ॥
वेद पुराण जासु गुण गावा । तासु बिमुख सुख काहु न पावा ॥ ४ ॥

વાનરાઓની ચારે સેનાઓ રાત્રિ પડી જાણીને રામચન્દ્રજીની પાસે આવી. રામચન્દ્રજીએ તેઓની સામે કૃપા દૃષ્ટિથી જોયું કે, તે જ સમયે સઘળા યોદ્ધાઓ શ્રમ રહિત થઈ ગયા. ॥ ૧ ॥ લંકામાં રાવણે મંત્રીઓને બોલાવીને કહ્યું કે, "આજ આપણા ઘણા સુભટો માર્યા ગયા છે અને વાનરાઓએ આપણું અર્ધું સૈન્ય સંહારી નાખ્યું છે, તો હવે આપણે શો વિચાર કરવો ? જલદી કહો." ॥ ૨ ॥ માલ્યવાન્ નામનો એક વૃદ્ધ રાક્ષસ કે જે રાવણની માનો પિતા થતો હતો અને મંત્રીઓમાં ઉત્તમ હતો, તે અતિ પવિત્ર નીતિનાં વચનો બોલ્યો કે, "હે તાત ! હે રાવણ ! કાંઈક મારી શીખામણ સાંભળ. ॥ ૩ ॥ જ્યારથી તું સીતાને હરીને લંકામાં લઈ આવ્યો છો, ત્યારથી એવાં અપશકુનો થયા કરે છે કે, જેઓનું વર્ણન કરી શકાય નહીં. જેના ગુણોને વેદશાસ્ત્રો ગાય છે, તે ( રામ ) થી વિમુખ રહેનારો કોઈ પણ સુખ પામ્યો નથી. ॥ ૪ ॥

दो०–हिरण्याक्ष भ्राता सहित, मधु कैटभ बलवान ॥
जेहि मारेउ सोइ अवतरेउ, कृपासिंधु भगवान ॥ ७६ ॥

જેણે મહાબલવાન મધુને તથા કૈટભને અને હિરણ્યાક્ષને તથા હિરણ્યકશિપુને માર્યા હતા, તે જ કરુણાનિધાન ભગવાન રામચન્દ્રજીરૂપે અવતર્યા છે. ॥ ૭૬ ॥

दो०–कालरूप खल वन दहन, गुणागार घनबोध ॥
जेहि सेवहिं शिव कमल भव, तेहि सन कवन विरोध ॥ ७७ ॥

એ ભગવાન્ કે જે કાલરૂપ છે, દુષ્ટ લોકે રૂપી વનને બાળનારા છે, ગુણોનાં ઘરરૂપ છે, અખંડ બોધવાળા છે અને જેને શિવ તથા બ્રહ્મા પણ સેવે છે, તેની સામે વિરોધ કેવો ? ॥ ૭૭ ॥

चौ०–परिहरि वैर देहु वैदेही । भजहु कृपानिधि परम सनेही ॥
ताके वचन बाण सम लागे । करिया मुख कर जाहु अभागे ॥ १ ॥
बूढ भयसि न तु मरतेउँ तोहीं । अब निज वदन दिखावसि मोहीं ॥
तेइँ अपने मन अस अनुमाना । बधै चहत यहि कृपानिधाना ॥ २ ॥
सो उठि गयउ कहत दुर्वादा । तब सकोप बोलेउ घननादा ॥
कौतुक प्रात देखिहौ मोरा । करिहौं बहुत कहतहौं थोरा ॥ ३ ॥
सुन सुत वचन भरोसा आवा । प्रीति समेत निकट बैठावा ॥
करत विचार भयउ भिनुसारा । लग भालु कपि चारिहु द्वारा ॥ ४ ॥
कोपि कपिन दुर्गम गढ घेरा । नगर कुलाहल भयउ घनेरा ॥
विविधअस्त्रगहिनिशिचरधाये । गढते पर्वत शिखर ढहाये ॥ ५ ॥

હે રાવણ ! તું વૈરને છોડી દઈને સીતાજીને પાછાં આપી દે અને તે કૃપાના સમુદ્રરૂપ તથા સર્વ જીવોના પરમ સ્નેહી રામચન્દ્રજીનું ભજન કર." માલ્યવાનનાં વચનો બાણ સમાન લાગવાથી, રાવણ બોલ્યો કે, "હે અભાગિયા ! કાળું મોહોડું કરીને ચાલ્યો જા. ॥ ૧ ॥ તું બુઢ્ઢો થઈ ગયો છે, પણ કેમે કરી મરતો જ નથી. હવે મને મોહોડું

બતાવતો નહિં." આ સાંભળી માલ્યવાને મનમાં તર્ક કર્યો કે, 'રામચન્દ્રજી આને મારી નાખવા જ ઇચ્છે છે.' ॥ ૨ ॥ આવો વિચાર કરી, માલ્યવાન દુર્વચનો બોલતો બોલતો આલ્યો ગયો. પછી રામની ઉપર મોટા કોપવાળો મેઘનાદ (ઇંદ્રજિત્) બોલ્યો કે, "આવતી કાલે પ્રાતઃકાલમાં જ મારો ચમત્કાર જોઇ લેજો. હું ઘણું કરવાનો છું, પણ થોડું કહું છું." ॥ ૩ ॥ પુત્રનું બોલવું સાંભળી, જેને ભરોંસો આવ્યો એવા રાવણે, પ્રીતિપૂર્વક તેને પોતાની પાસે બેસાડી, વિચાર કરવા માંડયો. વિચાર કરતાં કરતાં પ્રાતઃકાલ થઈ ગયો અને વાનરાઓ યુદ્ધ કરવાને વાસ્તે ચારે દરવાજાઓપર આવી ઉભા. ॥ ૪ ॥ ક્રોધી વાનરાઓએ વિષમ ગઢ ઘેરતાં નગરમાં ભારે કોલાહલ ઉઠયો. રાક્ષસો વિવિધ શસ્ત્રો લઇને દોડયા અને ગઢ ઉપરથી પર્વતનાં શિખરો પણ ફેંકવા લાગ્યા. ॥ ૫ ॥

छं०—ढाये महीधर शिखर कोटिन्ह विविध विधि गोला चले ॥
घहरात जिमि पविपात गर्जत प्रलयके जिमि बादले ॥
मर्कट विकट भट जुटत सन्मुख लरत तनु जर्जर भये ॥
गहि शैलते गढ पर चलावहिं जँह सो तहँ निशिचर हये ॥ ५ ॥

પર્વતોના શિખરો ફેંકાવા લાગ્યાં, અનેક પ્રકારોથી કરોડો ગોળાઓ ચાલવા લાગ્યા, જેમ પ્રલય કાલનાં વાદળાં ગાજવા લાગે અને વજ્રપાતના કડાકાઓ થવા લાગે, તેમ વીર લોકો ગાજવા લાગ્યા અને અસ્ત્રોના કડાકાઓ થવા લાગ્યા. ભારે લડવૈયા વાનરાઓ સામે થઈ યુદ્ધ કરવા લાગ્યા, લડતાં લડતાં જાજરાં શરીરોવાળા થઇ જવા લાગ્યા અને એમ થતાં પણ શિખરોને ઉપાડી ઉપાડીને ગઢપર ફેંકવા લાગ્યા કે જેથી સર્વ સ્થલોમાં રાક્ષસો મરવા લાગ્યા. ॥ ૫ ॥

दो०—मेघनाद सुनि श्रवण अस, गढ पुनि छेका आय ॥
उतरि दुर्गते वीर वर, सन्मुख चला बजाय ॥ ७८ ॥

વાનરાઓએ પાછો ગઢ ઘેરી લીધાની વાત સાંભળવામાં આવતાં, વીર પુરુષોમાં ઉત્તમ મેઘનાદ ગઢ ઉપરથી ઉતરી, વાજાં વગડાવીને સામો ચાલ્યો. ॥ ૭૮ ॥

चौ०—कहँ कौशलाधीश दोउ भ्राता । धन्वी सकल लोक विख्याता ॥
कहँ नल नील द्विविद सुग्रीवा । कहँ हनुमत अंगद बल सींवा ॥ १ ॥
कहां विभीषण भ्राता द्रोही । आजु शठहि हठ मारहु ओही ॥
अस कह कठिन बाण संधाने । अतिशय कोपि श्रवण लगि ताने ॥ २ ॥
शर समूह सो छांडन लागा । जनु सपक्ष धाये बहु नागा ॥
जहँ तहँ परत देखिये वानर । सन्मुख होइ न शकत तेहि अवसर ॥३॥
भागे भय व्याकुल कपि ऋच्छा । विसरी सबहि युद्धकी ईच्छा ॥
सो कपि भालु न रणमहँ देखा । कीन्हेसि जेहि न प्राण अवशेषा ॥ ४ ॥

"સર્વ લોકમાં પ્રખ્યાત મોટા ધનુર્ધારી રામ લક્ષ્મણ કયાં છે ? નલ, નીલ, દ્વિવિદ તથા સુગ્રીવ કયાં છે ? બળના સીમાડારૂપ હનુમાન કયાં છે ? ॥ ૧ ॥ ભાઈનો દ્રોહ

કરનારો વિભીષણ ક્યાં છે ? દુષ્ટ વિભીષણને તો આજ ને આજ બલાત્કારથી મારી નાખવો છે.” એમ બોલી, અત્યંત ક્રોધવાળા મેઘનાદે, કઠણ બાણો સાંધી, કાન સૂધી ખેંચીને ॥ ૨ ॥ ફેંકવા માંડેલા બાણો જાણે પાંખોવાળા સર્પો દોડતા હોય તેમ દોડવા લાગ્યાં. વાનરાઓ, જ્યાં ત્યાં પડતા જ જોવામાં આવવા લાગ્યા. કોઇ પણ વાનર કે રીંછ, તે સમયે તેની સામો થઇ શકતો ન હતો. ॥ ૩ ॥ ભયથી વ્યાકુલ થયેલા વાનરાઓ તથા રીંછો ભાગવા લાગ્યાં. સર્વને યુદ્ધની ઇચ્છા જતી રહી. જેને મેઘનાદે માત્ર પ્રાણાવશેષ ન કરી નાખ્યો હોય એવો કોઇ પણ વાનર કે રીંછ રણમાં ન દેખાવા લાગ્યો. ॥ ૪ ॥

**दो०—मारेसि दश दश विशिख उर, परे भूमि सब वीर ॥**
**सिंहनाद करि गर्ज तब, मेघनाद रणधीर ॥ ७९ ॥**

મેઘનાદે સર્વની છાતીમાં દશ દશ બાણો મારતાં, સર્વ વીરો ધરતીપર પડી ગયા. આ સમયમાં રણધીર મેઘનાદે સિંહનાદ કરીને ગર્જના કરી. ॥ ૭૯ ॥

**चौ०—देखि पवनसुत कटक बेहाला । क्रोधवन्त धावा जनु काला ॥**
**महा महीधर तमकी उपारा । अति रिस मेघनादपर डारा ॥ १ ॥**
**आवत देखि गयउ नभ सोई । रथ सारथी तुरग सब खोई ॥**
**बार बार मचार हनुमाना । निकट न आव मर्म सो जाना ॥ २ ॥**
**राम समीप गयउ घननादा । ना ना भांति कहेसि दुर्वादा ॥**
**अस्त्र शस्त्र बहु आयुध डारे । तिल समान मभु काटि निवारे ॥ ३ ॥**
**देखि मभाव मूढ खिसियाना । करै लाग माया विधि नाना ॥**
**जिमि कोउ करै गरुडसन खेला । डरपावै गहि स्वल्प सपेला ॥ ४ ॥**

હનુમાનજીએ પોતાના કટકને બેહાલ થયેલું જોઈ, ક્રોધ કરી, કાળની પેઠે દોડી, કૂદી, મોટો પર્વત ઉપાડીને અત્યંત ક્રોધથી મેઘનાદની ઉપર ફેંક્યો. ॥ ૧ ॥ પર્વતને આવતો જોઇ, મેઘનાદ રથમાંથી કૂદીને આકાશમાં ચઢી ગયો અને તે પર્વતથી તેના રથનો, સારથિનો અને ઘોડાઓનો ભૂકો થઇ ગયો. હનુમાનજી તેને સમીપમાં આવવાને વાસ્તે વારંવાર પડકારવા લાગ્યા પણ મેઘનાદ તેમના પુરુષાર્થને જાણતો હતો, તેથી સમીપમાં નહીં આવતાં દૂર જ રહ્યો. ॥ ૨ ॥ મેઘનાદ રામના સમીપમાં ગયો અને અનેક પ્રકારના દુર્વચનો બોલી બોલીને ઘણાં ઘણાં શસ્ત્રો, અસ્ત્રો તથા આયુધો નાખવા લાગ્યો. રામચન્દ્રજી, મેઘનાદનાં શસ્ત્રો વગેરેના તિલ તિલ જેવડા ટુકડા કરી નાખીને તેઓનું નિવારણ કરવા લાગ્યા. ॥ ૩ ॥ રામચન્દ્રજીનો પ્રભાવ જોઈ, લજાઇ ગયેલો મૂઢ મેઘનાદ, જેમ કોઈ માણસ, ગરુડની સાથે ખેલ કરનારા માણસને સર્પને નહાનું બચ્ચું પકડીને ડરાવવા ધારે. તેમ માયાના અધિપતિ રામચન્દ્રજીને પોતાની અનેક પ્રકારની અલ્પ માયાથી ડરાવવાનું ધારી, માયા કરવા લાગ્યો. ॥ ૪ ॥

**दो०—जासु मबल माया विवस, शिव विरंचि बड छोट ॥**
**ताहि दिखावै रजनिचर, निज माया मति खोट ॥ ८० ॥**

શિવ તથા બ્રહ્મા આદિ નહાના મોટા સર્વે લોકો, જેની પ્રબલ માયાને વશ છે, તેને ખોટી બુદ્ધિવાળો ઇંદ્રજિત પોતાની માયા દેખાડવા લાગ્યો. ॥ ૮૦ ॥

चौ०—नभ चढि बर्षै बिपुल अँगारा । महि ते प्रगट होय जल धारा ॥
नाना भांति पिशाच पिशाची । मारु काटु धुनि बोलहिं नाची ॥ १ ॥
कीन्हेसि वृष्टि रुधिर कच हाडा । बर्षै कबहुँ उपल बहु छांडा ॥
वर्षि धूरि कीन्हेसि अँधियारा । सूझ न आपन हाथ पसारा ॥ २ ॥
अकुलाने कपि माया देखे । सबकर मरण बना इहि लेखे ॥
कौतुक देखि राम मुसकाने । भये सभीत सकल कपि जाने ॥ ३ ॥
एकहि बाण काटि सब माया । जिमि दिनकर हर तिमिर निकाया ॥
कृपा दृष्टि कपि भालु विलोके । भये प्रबल रण रहहिं न रोके ॥ ४ ॥

આકાશમાં ચઢી મોટા મોટા અંગારાઓની વૃષ્ટિ કરવા લાગ્યો અને પૃથ્વીમાંથી જળથી ધારાઓ પ્રકટ કરવા લાગ્યો, કે જેથી વાનરાંઓ આકાશમાં કે પૃથ્વીમાં ક્યાંય પણ ટકી શકે નહીં.[1] માયાથી પિશાચો તથા પિશાચણીઓ, 'મારો કાપો,' એવા અનેક પ્રકારના શબ્દો બોલવા લાગી તથા નાચવા લાગી. ॥૧॥ રુધિરની, હાડકાંઓની અને કેશોની વૃષ્ટિઓ થવા લાગી. કોઈ સમયે ઘણા ઘણા પથરાઓની પણ વૃષ્ટિ થવા લાગી. મેઘનાદે વળી ધૂળની વૃષ્ટિ કરીને એવો અંધકાર કરી નાખ્યો કે જેથી પોતાનો હાથ લાંબો કર્યો પણ દેખાય નહીં. ॥ ૨ ॥ વાનરાઓ, 'આ સર્વના મરણનો સમય બની આવ્યો છે,' એમ ગણીને ગભરાવા લાગ્યા, માયારૂપી કૌતુકને જોઇ તથા સર્વ વાનરાઓને ભય પામેલા જાણી, ॥ ૩ ॥ રામચન્દ્રજીએ હસીને એક બાણથી જ જેમ સૂર્ય અંધકારના સમૂહને કાપી નાખે, તેમ તે માયાને કાપી નાખી અને પછી કૃપા દૃષ્ટિથી વાનરાઓની અને રીંછોની સામે જોયું, કે જેથી તેઓ રણમાં કોઈથી રોકયાં રોકી શકાય નહીં એવાં પ્રબલ થયાં. ॥ ૪ ॥

दो०—आयसु मांगी राम पहँ, अंगदादि कपि साथ ॥
लक्ष्मण चले सकोप तब, बाण शरासन हाथ ॥ ८१ ॥

આ સમયમાં ક્રોધ પામેલા લક્ષ્મણજીએ, રામની આજ્ઞા માગી, અંગદ આદિ વાનરાઓને સાથે લઇ, હાથમાં ધનુષ બાણ ધરીને મેઘનાદની સામે યુદ્ધ કરવા ચાલ્યા. ૮૧

चौ०—क्षतज नयन उर बाहु विशाला । हिम गिरि निभतन कछु इक लाला ॥
वहां दशानन सुभट पठाये । नाना अस्त्र शस्त्र गहि धाये ॥ १ ॥
भूधर नख विटपायुध धारी । धाये कपि जय राम पुकारी ॥
भिरे सकल जोरीसन जोरी । इत उत जय इच्छा नहिं थोरी ॥ २ ॥

[1] અહીં કેટલાએક એવો અર્થ કરે છે કે, "ઇન્દ્રજિત આકાશમાંથી અગ્નિ વરસાવવા લાગ્યો અને રામચન્દ્રજી, તે અગ્નિને શાંત કરવા વાસ્તે પૃથ્વીમાંથી જળની ધારાઓ પ્રકટ કરવા લાગ્યા." પણ આ અર્થ મૂળના સંદર્ભને અનુસરતો આવતો નથી.

मुष्टिकन लातन दांतन काटहिं । कपि जय शील मारि रिपु डाटहिं ॥
मारु मारु धरु धरु धरु मारु । शीश तोरि गहि भुजा उपारु ॥ ३ ॥
अस धुनि पूरि रही नव खंडा । धावहिं जहँ तहँ रुंड प्रचंडा ॥
देखहिं कौतुक नभसुर वृंदा । कबहुँक विस्मय कबहुँ अनंदा ॥ ४ ॥

લોહી જેવાં રાતાં નેત્રોવાળા, મોટી છાતીવાળા, મોટી ભુજાઓવાળા, હિમાલય જેવી કાયાવાળા અને ક્રોધને લીધે કાયામાં કાંઈક લાલ દેખાતા લક્ષ્મણજી, મેઘનાદની સામે જતાં, રાવણે તે ખબર સાંભળીને અનેક સુભટોને ત્યાં મોકલ્યા. રાવણના સુભટો અનેક શસ્ત્રો તથા અસ્ત્રો લઈને દોડ્યા. ॥ ૧ ॥ વાનરાઓ પણ પર્વતો, નખો તથા વૃક્ષોરૂપી આયુધોને ધારણ કરી, રામચન્દ્રજીનો જય પોકારીને દોડ્યા. રણભૂમિમાં સરખે સરખી જોડીઓનાં યુદ્ધો થવા લાગ્યાં. બન્ને પક્ષમાં જયની ઇચ્છા બહુ જ હતી. ॥ ૨ ॥ જય મેળવનારા વાનરાઓ રાક્ષસોને મૂઠીઓથી તથા લાતોથી મારવા લાગ્યા, દાંતોથી કાપી નાખવા લાગ્યા અને એવી રીતે મારી મારીને શત્રુઓને ડાટી દેવા લાગ્યા. 'મારો, મારો, મારો, પકડો, પકડો, પકડો, માથાં તોડી નાખો, હાથ પકડીને ઉખેડી લ્યો.' ॥ ૩ ॥ એવા શબ્દો સર્વ ભૂમિમાં ભરપૂર થઈ ગયા અને પ્રચંડ કબંધો ચોમેર દોડવા લાગ્યાં. આકાશમાં યુદ્ધરૂપી કૌતુક જોવા ઉભેલા દેવતાઓ, કોઇ સમયે ખેદ અને કોઈ સમયે આનંદ પામવા લાગ્યા. ( રાક્ષસોની ચઢતીથી ખેદ અને વાનરાઓની ચઢતીથી આનંદ પામવા લાગ્યા. ) ॥ ૪ ॥

दो०–जमेउ गाड भरि भरि रुधिर, ऊपर धूरि उडाय ॥
जिमि अंगारन राशिपर, मृतक धूम रहि छाय ॥ ८२ ॥

જેઓમાં લોહી ભરાઈ ભરાઇને જામી ગયું હતું એવા ખાડાઓની ઉપર ઉડતી ધૂળ, જાણે ચિતાઓના અંગારાઓના સમૂહોની ઉપર શબોનો ધૂમાડો છાઈ રહ્યો હોય એવી દેખાવા લાગી. ॥ ૮૨ ॥

चौ०–घायल वीर विराजहिं कैसे । कुसुमित किंशुकके तरु जैसे ॥
लक्ष्मण मेघनाद दोउ योधा । भिरहिं परस्पर करि अति क्रोधा ॥ १ ॥
एकहि एक शकै नहिं जीती । निश्चर छल बल करै अनीती ॥
क्रोधवंत तब भयउ अनंता । भंजेउ रथ सारथी तुरंता ॥ २ ॥
नानायुध प्रहार कर शेषा । राक्षस भयउ प्राण अवशेषा ॥
रावणसुत निज मन अनुमाना । संकट भये हरहि मम माना ॥ ३ ॥
वीरघातिनी छांडेसि सांगी । तेजपुंज लक्ष्मण उर लागी ॥
मूर्च्छा भई शक्तिके लागे । तब चलि गयउ निकट भय त्यागे ॥४॥

ઘાયલ થયેલા વીરો પુષ્પિત થયેલા ખાખરાઓની પેઠે શોભવા લાગ્યા. લક્ષ્મણજી તથા મેઘનાદ, એ બન્ને યોદ્ધાઓ અત્યંત ક્રોધ કરી, પરસ્પરની સામે લડવા લાગ્યા. ॥ ૧ ॥ લક્ષ્મણજી, મેઘનાદને જિતી શકતા ન હતા અને મેઘનાદ લક્ષ્મણજીને

જિતી શકતો ન હતો. મેઘનાદ રણમાં છળ, બળ અને અનીતિ કરવા લાગતાં, અત્યંત ક્રોધ પામેલા લક્ષ્મણજીએ, તુરત જ મેઘનાદના રથને ભાંગી નાખ્યો, સારથિને મારી નાખ્યો. ॥ ૨ ॥ અને મેઘનાદને પોતાને પણ અનેક આયુધોના પ્રહારોથી જેના માત્ર પ્રાણ જ અવશેષ રહ્યા એવો કરી નાખ્યો. પ્રાણાવશેષ થયેલા મેઘનાદે, 'હવે ભારે સાંકડ આવી પડી છે અને લક્ષ્મણ મારા પ્રાણ લઇ લેશે,' એમ ધારી, ॥ ૩ ॥ પોતાને બ્રહ્માએ આપેલી 'વીરઘાતિની,' એવાં નામની તેજના પુંજરૂપ પ્રબલ સાંગ લક્ષ્મણજીની ઉપર ફેંકી અને તે સાંગ લક્ષ્મણજીની છાતીમાં વાગી. સાંગ વાગવાથી લક્ષ્મણજી મૂર્છિત થઇ જતાં, મેઘનાદ નિર્ભય થઈ, તેમને ઉપાડી લેવાને વાસ્તે ચાલીને સમીપમાં ગયો. ॥ ૪ ॥

दो०–मेघनाद सम कोटि शत, योधा रहे उठाय ॥
जगदाधार अनंत किमि, उठहिं न चला खिसाय ॥ ८३ ॥

એક મેઘનાદ તો શા હિસાબમાં, પણ મેઘનાદ જેવા સો કરોડ યોદ્ધાઓ ઉપાડવાનું પ્રયત્ન કરે,તો તે પ્રયત્ન પણ નિષ્ફલ જ જાય એટલો બધો લક્ષ્મણજીમાં ભાર વધી પડવાથી, મેઘનાદ નિરાશ થઈ, લજાઇને ચાલ્યો ગયો. લક્ષ્મણજી કે જગતને ધરનારા શેષનાગનો અવતાર છે, તે કોઈ શત્રુના ઉપાડ્યા કેમ જ ઉપડે. ॥ ૮૩ ॥

चौ०–सुन गिरिजा क्रोधानल जासू । जारै भुवन चारि दश आसू ॥
शक संग्राम जीतिको ताही । सेवहिं सुर नर अग जग जाही ॥ १ ॥
यह कौतुक जानहिं जन सोई । जापर कृपा रामकी होई ॥
संध्या भई फिरी दोउ ऐनी । लगे सँभारन निज निज सैनी ॥ २ ॥
व्यापक ब्रह्म अजित भुवनेश्वर । लक्ष्मणको पूछा करुणाकर ॥
तब लगि ले आयो हनुमाना । अनुज देखि प्रभु अति दुःख माना ॥३॥
जाम्बवंत कह बैद सुषेना । लंका रह पठइय कोउ लेना ॥
धरि लघु रुप गयउ हनुमंता । आनेउ भवन समेत तुरंता ॥ ४ ॥

હે પાર્વતી ! સાંભળો. શેષનાગ કે જેના ક્રોધથી ઉત્પન્ન થયેલો અગ્નિ, થોડી વારમાં જ ચૌદે ભુવનોને બાળી નાખે છે તથા જેને દેવતાઓ, મનુષ્યો તથા બીજું પણ સઘળું સ્થાવર જંગમ જગત્ સેવે છે, તેને કોણ જિતી શકે ? કોઈ પણ જિતી શકે નહીં, ॥ ૧ ॥ તો પણ એમને શત્રુની સાંગના પ્રહારથી, જે મૂર્છા આવી, તે કેવળ રામચન્દ્રજીની મનુષ્ય લીલાનું નાટક હતું. જેના ઉપર રામચન્દ્રજીની કૃપા હોય, તે જ આ કૌતુકના કારણને જાણી શકે છે. આ સમયમાં બન્ને તરફના સેનાપતિઓ પોતપોતાની સેનાઓને સંભાળીને પાછા ફર્યા. ॥ ૨ ॥ કોઇથી પણ નહીં જિતાયલા, ચૌદ ભુવનોના સ્વામી કરુણાનિધાન, વ્યાપક બ્રહ્મ રામચંદ્ર, સર્વ યોદ્ધાઓને આવેલા જોઈ, 'લક્ષ્મણજી ક્યાં છે ?' એમ પૂછતા હતા, તેટલામાં હનુમાનજી લક્ષ્મણજીને પોતાના બે હાથથી ઉપાડીને લઈ આવ્યા. લક્ષ્મણજીની દશા જોઇને રામચન્દ્રજીએ બહુ દુઃખ માન્યું. ॥ ૩ ॥ જાંબુ-

વાને કહ્યું કે, "સુષેણ નામનો વૈદ્ય લંકામાં રહે છે, તેને લઈ આવવાને વાસ્તે કોઈને મોકલવો જોઈએ." આ સાંભળતાં જ હનુમાનજી નહાનું રૂપ[1] ધરીને લંકામાં ગયા અને તરત જ સુષેણને તેના ઘર સહિત ઉપાડી લાવ્યા.[2] ॥ ૪ ॥

दो०—रघुपति चरण सरोज शिर, नायउ आय सुषेन ॥
कहा नाम गिरि औषधी, जाउ पवनसुत लेन ॥ ८४ ॥

સુષેણે આવી, રામચન્દ્રજીનાં ચરણારવિંદોમાં માથું નમાવી, પર્વતનું નામ તથા ઔષધિનું નામ બતાવી, હનુમાનજીને કહ્યું કે, "હે પવનકુમાર! તમે એ ઔષધિ લેવા જાઓ." ॥ ૮૪ ॥

चौ०—रामचरण सरसिज उर राखी । चलेउ प्रभंजन सुत बल भाखी ॥
वहां दूत यक मर्म जनावा । रावण कालनेमि गृह आवा ॥ १ ॥
दशमुख कहा मर्म तेहि सुना । पुनि पुनि कालनेमि शिर धुना ॥
देखत तुमहिं नगर जेइँ जारा । तासु पंथ को रोकनहारा ॥ २ ॥
भजि रघुपतिहि करो हित अपना । तजहु नाथ अब वृथा कल्पना ॥
नीलकंज तनु सुंदर श्यामा । हृदय राखु लोचन अभिरामा ॥ ३ ॥
अहंकार ममता मद त्यागू । महामोह निशि सोवत जागू ॥
काल व्यालकर भक्षक जोई । सपनेहु समर कि जीतिय सोई ॥ ४ ॥

હનુમાનજી, હૃદયમાં રામચન્દ્રજીનાં ચરણોને ધરી લઈ, પોતાનાં બળનો પ્રકાશ કરીને[3] ત્યાંથી ચાલ્યા. રાવણના એક દૂતે લંકામાં જઈ, રાવણને આ ખબર કહેતાં રાવણ કાલનેમિ નામના એક રાક્ષસને ઘેર ગયો. ॥ ૧ ॥ રાવણે, તેને પોતાના આવવાનું કારણ સંભળાવતાં, કાલનેમિ વારંવાર માથું હલાવીને બોલ્યો કે, "જેણે તમારી નજર આગળ લંકાને બાળી નાખી, તેને" માર્ગમાં અટકાવવાને કોણ સમર્થ છે? કોઈ પણ સમર્થ નથી. ॥ ૨ ॥ હે નાથ! તમે રામનું ભજન કરીને પોતાનું હિત કરો અને હવે જિતવાની વૃથા કલ્પનાને છોડી દો. નીલકમળ જેવા, શ્યામસુંદર શરીરવાળા અને નેત્રોને પ્રિય લાગે એવા રામચન્દ્રજીને હૃદયમાં રાખો, ॥૩॥ અહંકારનો, મમતાનો તથા મદનો ત્યાગ કરો અને લાંબા કાળથી મહામોહરુપી રાત્રિમાં સૂતેલા છો તેમાંથી જાગો. રામચન્દ્રજી કે જે કાલરૂપી સર્પનું પણ ભક્ષણ કરનારા છે, તેમને કોઈ સ્વપ્નમાં પણ યુદ્ધમાં જિતી શકે કે? ॥ ૪ ॥

---

૧ મોટા રૂપથી લંકામાં પ્રવેશ કરવો કઠણ છે, એમ સમજીને અથવા એક પુરૂષને લાવવામાં મોટા રૂપનું શું પ્રયોજન છે? એમ સમજીને નહાનું રૂપ ધર્યું. ૨ જો આને જગાડીશ, તો એ કદાચ આવવાની ના પાડશે, એમ ધારીને અથવા ત્યાં આવ્યા પછી 'ઔષધિ તો ઘેર રહી,' એમ કહી લંકામાં પાછો આવીને કદાચ કોલાહલ મચાવી દે. એમ ધારીને સુષેણને તેના ઘર સહિત ઉપાડી લાવ્યા. ૩ ગીતાવલીમાં કહ્યું છે કે, जोहौं तब अनशासन पाऊं" ઇત્યાદિ.

दो०—सुनि दशकंध रिसान तब, तेइँ मन कीह्न विचार ॥
रामदूत कर मरण भल, यह खल नतु मोहिं मार ॥ ८५ ॥

આ વચનો સાંભળતાં જ રાવણને રીસ ચઢી. આ સમયે કાલનેમિએ મનમાં વિચાર કર્યો કે, "રામના દૂતના હાથથી મરવું એ સારૂં છે. હું જો નહીં જાઉં તો, આ દુષ્ટ રાવણ મને અહિં જ મારી નાખશે." ॥ ૮૫ ॥

चौ०—अस कहि चला रची मग माया । सर मंदिर वर बाग बनाया ॥
मारुतसुत देखा शुभ आश्रम । मुनिहिं बूझि जल पियौं जाय श्रम ॥
राक्षस कपट भेष तहँ सोहा । मायापति दूतहि चह मोहा ॥
तुरत पवनसुत नायउ माथा । लागसो कहै रामगुण गाथा ॥ २ ॥
होत महारण रावण रामहिं । जीतहि राम न संशय यामहिं ॥
इहां रहे मैं देखौं भाई । ज्ञानदृष्टि बल मोहिं अधिकाई ॥ ३ ॥
मांगा जल तेइँ दीह्न कमंडल । कह कपि नहिं अघाउँ थोरे जल ॥
सर मज्जन करि आतुर आवहु । दीक्षा देउँ ज्ञान जेहि पावहु ॥ ४ ॥

આ પ્રમાણે સ્વગત બોલીને કાલનેમિ ત્યાંથી ચાલ્યો. તેણે હનુમાનજીના આવવાના માર્ગમાં જઈ, માયાથી એક રમ્ય સરોવર, સરોવરની પાસે રમણીય આશ્રમ અને આશ્રમની આસપાસ અતિ સુંદર બાગ બનાવ્યો. માયાના પતિ રામચન્દ્રજીના દૂતને પણ મોહ પમાડવાનું ધારી, એ કાલનેમિ રાક્ષસ કપટથી તપસ્વીનો વેષ ધરીને તે આશ્રમમાં બેઠો. હનુમાનજીએ, માર્ગમાં એ સુંદર આશ્રમને જોઈ, 'આમાં કોઈ મુનિ હશે, તેની આજ્ઞા લઈને પાણી પીવું કે જેથી મારો શ્રમ ટળી જાય,' એમ ધારી તુરત તે આશ્રમમાં પેસીને પેલા મુનિને માથું નમાવ્યું. એ કપટ મુનિ રામચન્દ્રજીના ગુણોની કથા કહેવા લાગ્યો કે, ॥ ૧ ॥ ૨ ॥ "હાલ રાવણને અને રામને મોટું યુદ્ધ ચાલી રહ્યું છે, તેમાં રામનો જય થશે, એમાં કશો સંશય નથી. હે ભાઈ! હું અહિં બેઠો બેઠો સઘળું દેખું છું. મને જ્ઞાન દૃષ્ટિનું બળ અધિક છે." ॥ ૩ ॥ હનુમાનજીએ જળ માગતાં, તેણે કમંડલ આપ્યું. હનુમાનજીએ કહ્યું કે, 'મને આટલા થોડા જળથી તૃપ્તિ થશે નહીં.' કપટ મુનિ બોલ્યો કે, 'ત્યારે આ પાસેના તળાવમાં નાહી, જલ પાન કરીને તુરત અહિં આવો એટલે હું તમને દીક્ષા આપું કે જેથી જ્ઞાનની પ્રાપ્તિ થશે." હનુમાનજી 'બહુ સારૂં' એમ કહીને ત્યાંથી તળાવ તરફ ગયા. ॥ ૪ ॥

दो०—सर पैठत कपिपद गहे, मकरी अति अकुलान ॥
मारी सो धरि दिव्य तनु, चली गगन चढियान ॥ ८६ ॥

હનુમાનજી તળાવમાં પેસતાં જ એક મઘરી તેમના પગને વળગી રહી, પણ હનુમાનજીએ તુરત જ તેને પગથી દબાવી દઇને મારી નાખી. પછી એ મઘરી દેવાંગનાનું રૂપ પામી, વિમાનમાં ચઢી આકાશમાં જવાના સમયમાં બોલી કે, ॥ ૮૬ ॥

चौ०—कपि तव दरश भइउँ निष्पापा। मिटा तात मुनिवरकर श्रापा ॥
मुनि न होय यह निशिचर घोरा। मानहु सत्य वचन कपि मोरा ॥ १ ॥
अस कहि गई अप्सरा जबहीं। निशिचर निकट गयो कपि तबहीं ॥
कह कपि मुनि गुरु दक्षिणा लेहू। पाछे हमहिं मंत्र तुम देहू ॥ २ ॥

"હે તાત! હનુમાનજી! હું તમારાં દર્શનથી નિષ્પાપ થઈ છું. મને દુર્વાસા મુનિનો શાપ મટી ગયો.[1] આ આશ્રમમાં જે મુનિ બેઠો છે, તે મુનિ નથી, પણ ભયંકર રાક્ષસ છે. આ મારાં વચનને સત્ય માનજો." એટલું કહીને અપ્સરા સ્વર્ગમાં જતાં, હનુમાનજીએ તુરત જ કાલનેમિની પાસે જઇને કહ્યું કે, "હે મુનિ! પ્રથમ ગુરુદક્ષિણા તો લ્યો, પછી આપ મને મંત્ર દેજો." ॥ ૧ ॥ ૨ ॥

चौ०—इहांदेर हनुमतहि निहारी। किय निशिचर मनमाहिं विचारी ॥
मकरीने मारयो हनुमाना। करहु लंक गढ शीघ्र पयाना ॥ १ ॥
रावणसे यह वचन सुनाई। अर्धराज्यकी करहुँ बटाई ॥
उत्तर दिशिको सागर रेती। शँका तह बाढकी तेती ॥ २ ॥
रावणको देहौं दिशि सोई। दक्षिणमैं रहिहौं दिशि जोई ॥
गज रथ तुरग सेन भट भारी। सबकी अब करिहौं बटवारी ॥ ३ ॥
जिहि विधि मिलिहै पुष्पक भागा। सो सबमैं लेहहु अनुरागा ॥
मन मनमें अस करत विचारा। आय कह्यो इमि पवन कुमारा ॥ ४ ॥

[2]હનુમાનજીને તળાવમાં જરાક વિલંબ થયો, તેટલામાં કાલનેમિએ મનમાં વિચાર કર્યો કે, "મઘરીએ હનુમાનને મારી નાખ્યો હશે, માટે હવે હું લંકામાં જાઉં. ॥૧॥ અને રાવણને આ ખબર સંભળાવીને તેના રાજ્યનો અર્ધો ભાગ લઈ લઉં. લંકાની ઉત્તર દિશા તરફ તો સમુદ્રની રેતી છે અને તેમાં જેટલી રેતી છે, તેટલી જ બાઢની ધાસ્તી છે, ॥ ૨ ॥ માટે રાવણને તે દિશા આપી દઇને મારે દક્ષિણ તરફનો ભાગ લેવો. ભારે ભારે હાથી, રથો, ઘોડાઓ અને યોદ્ધાઓ, એઓની સઘળી સેનામાંથી હવે મારે ભાગ પડાવવો. ॥ ૩ ॥ મારે એવો રસ્તો પકડવો કે, જેથી પુષ્પક વિમાનમાં પણ ભાગ મળે. આમ કરવાથી ભારે પ્રસન્નતા થશે." કાલનેમિ, આપ્રમાણે મનમાં ને મનમાં વિચાર કરતો હતો, તેટલામાં હનુમાનજી ત્યાં આવી પહોંચ્યા.[3] ॥ ૪ ॥

---

૧ કાલનેમિ અને મઘરી, એ બન્ને પૂર્વજન્મમાં ગન્ધર્વ હતાં. એઓ ઇન્દ્રની સભામાં ગાતાં હતાં, તે સમયમાં દુર્વાસા મુનિ ત્યાં આવતાં, તેઓ દુર્વાસાના રૂપને જેઇને હસ્યાં. આથી દુર્વાસાએ શાપ દીધો કે, 'તમો રાક્ષસ થઈ જાઓ.' પછી ભયભીત થઇને એઓએ બહુ પ્રાર્થના કરતાં, દુર્વાસા બોલ્યા કે, 'હમણાં તો બન્નેનો લંકામાં રાક્ષસ કુલમાં જન્મ થશે. જ્યારે ત્રેતા યુગના ચોથા ચરણમાં રામાવતાર થશે, ત્યારે આ ગન્ધર્વ મુનિનું રૂપ ધરી, હનુમાનજીનો માર્ગ રોકશે અને ગંધર્વી (અપ્સરા) મઘરીનું રૂપ ધરી માયાના તળાવમાં રહેશે. તે સમયે હનુમાનજી દ્વારા બન્નેનો ઉદ્ધાર થશે.' ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૩ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

चौ०–शिर लंगूर लपेटि पछारा । निज तनु प्रगटे मरतीवारा ॥
राम राम कह छांडेसि प्राना । सुनि मन हर्षि चले हनुमाना ॥ १ ॥
देखा शैल न औषध चीन्हा । सहसा करि उपारि गिरि लीन्हा ॥
गहिंगिरिनिशिनभ धावत भयऊ । अवध पुरी ऊपर कपि गयऊ ॥ २ ॥

હનુમાનજીએ કાલનેમિના ગળામાં પૂંછડું વીંટીને તેને એવો પછાડ્યો કે, તે મરી જ ગયો. તેણે મરતી વખતે પોતાના રાક્ષસ શરીરને પ્રકટ કરી, 'રામ રામ' બોલીને પ્રાણ છોડ્યા. એના મોહોડામાંથી 'રામ રામ' શબ્દ સાંભળી, રાજી થઇને હનુમાનજી ત્યાંથી ચાલ્યા. ॥ ૧ ॥ તે ઔષધિના પર્વતપર આવી પહોંચ્યા. અર્થીને આવતો જોઈ અંતર્હિત થઈ જવાનો ઔષધિઓનો સ્વભાવ હતો, તે પ્રમાણે ઔષધિઓ અંતર્હિત થઈ જતાં અને પ્રાર્થના કરવાથી પણ નહીં પ્રકટ થતાં, ઔષધિઓ નહીં ઓળખાવાને લીધે હનુમાનજીએ, સાહસ કરીને આખા પર્વતને ઉખેડીને ઉપાડી લીધો. હનુમાનજી એ પર્વતને લઈ, રાત્રિમાં આકાશ માર્ગમાં દોડતાં દોડતાં અયોધ્યા પુરીની ઉપર આવ્યા, ( કે જ્યાં ભરતજી તપશ્ચર્યા કરતા હતા. રામચન્દ્રજી હંમેશ ભરતજીનાં વખાણ કરતા હતા, તેથી હનુમાનજીએ ભરતજીની પ્રીતિને અને ભક્તિને જોવા વાસ્તે અયોધ્યા તરફ ગતિ કરી.[1] ) ॥ ૨ ॥

दो०–देखा भरत विशाल अति, निशिचर मन अनुमानि ॥
विनु फर शर तकि मारेउँ, चाप श्रवण लगि तानि ॥ ८७ ॥

ભરતજીએ આકાશમાં ચાલ્યા આવતા અત્યંત મોટા સ્વરૂપવાળા હનુમાનજીને મનમાં રાક્ષસ ધારી, ફળાં વગરનાં એક બાણને ધનુષમાં સાંધી, ધનુષને કાન સૂધી ખેંચીને તે બાણ હનુમાનજીને માર્યું.[2] ॥ ૮૭ ॥

चौ०–परेउ मुर्च्छि महि लागत सायक । सुमिरत राम राम रघुनायक ॥
सुनि प्रियवचन भरत उठि धाये । कपि समीप अति आतुर आये ॥ १ ॥
विकल विलोकि कीश उर लावा । जागत नहिं बहु भांति जगावा ॥
मुख मलीन मन भयउ दुखारी । कहत वचन भरि लोचनवारी ॥ २ ॥
जेहि विधि राम विमुख मोहिंकीन्हा । तेहि पुनि यह दारुण दुःख दीन्हा ॥
जो मोरे मन वच अरु काया । प्रीति राम पद कमल अमाया ॥ ३ ॥
तौ कपि होउ विगत श्रम शूला । जो मोपर रघुपति अनुकूला ॥
वचन सुनत उठि बैठु कपीशा । कहि जय जयति कौशलाधीशा ॥ ४ ॥

---

૧ હનુમાન નાટકમાં લખ્યું છે કે, આ સમયે ભરતજી અયોધ્યાની પાસેના નન્દિ ગ્રામમાં બેઠા હતા અને દુઃસ્વપ્નની શાંતિને વાસ્તે અગ્નિમાં હોમ કરતા હતા. ૨ આ રાક્ષસ હોમમાં વિઘ્ન કરવાને વાસ્તે અથવા અયોધ્યાની ઉપર પર્વત ફેંકવા વાસ્તે આવે છે,' એમ ધારી, હોમ કરતી વખતે, અન્યની હિંસા કરવી નહીં, એવો નિયમ છે, માટે ફળાં વગરનું બાણ માર્યું.

હનુમાનજી બાણ લાગતાં જ 'રામ રામ, રઘુનાયક રઘુનાયક' એમ બોલતા બોલતા મૂર્છિત થઈને ધરતીપર પડ્યા.[1] ભરતજી, રામનું નામ સાંભળી, ઉભા થઈ અત્યંત આતુરતાથી દોડીને હનુમાનજીની પાસે આવ્યા. ॥ ૧ ॥ હનુમાનજીને વ્યાકુલ થયેલા જોઇને તેમણે છાતીમાં લગાડ્યા. ભરતજીએ, હનુમાનજીને જગાડવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ હનુમાનજી જાગ્યા નહીં. આથી ભરતજીનું મુખ મલિન થઈ ગયું અને મન બહુ દુઃખ પામ્યું. ભરતજી આંખોમાં પાણી લાવીને બોલ્યા કે, ॥ ૨ ॥ "જે દૈવે મને રામથી વિમુખ કર્યો છે, તે જ દૈવે, પાછું મને આ દારુણ દુઃખ આપ્યું. જો મને મનથી, વચનથી તથા ક્રિયાથી, રામનાં ચરણારવિન્દોમાં છલ વગરની ભક્તિ હોય અને રામ મારાપર અનુકૂલ હોય તો, ॥ ૩ ॥ આ વાનર શ્રમથી તથા પીડાથી રહિત થજો." આ સાંભળતાં જ હનુમાનજી 'જય જય કોસલાધીશ.' એમ બોલતા બોલતા ઉઠીને બેઠા થયા.[2] ॥ ૪ ॥

सो०—लीन्ह कपिहि उर लाय, पुलकि गात लोचन सजल ॥
प्रीति न हृदय समाय, सुमिरि राम रघुकुल तिलक ॥ ६ ॥

ભરતજીએ, હનુમાનજીને પોતાની છાતીમાં લગાડ્યા. રઘુકુલના તિલકરૂપ રામચન્દ્રજીનું, અત્યંત સ્મરણ આવવાથી, ભરતજીનાં ગાત્રો રોમાંચિત થઇ ગયાં, નેત્રોમાં જળ ભરાઈ આવ્યું અને પ્રેમ હૃદયમાં સમાયો નહીં. ॥ ૬ ॥

चौ०—तात कुशल कहु सुख निधानकी । सहित अनुज अरु मातु जानकी ॥
कपि सब चरित समास बखाने । भये दुःखित मनमें पछिताने ॥ १ ॥
अहह दैव मैं कत जग जायउँ । प्रभुके एकौ काज न आयउँ ॥
जान कु अवसर मन धरि धीरा । पुनि कपिसन बोले बल बीरा ॥ २ ॥

ભરતજીએ પૂછ્યું કે, "હે તાત! સુખના નિધાનરૂપ રામચન્દ્રજી અને લક્ષ્મણજી કુશલ છે? માતા સીતાજી કુશલ છે?" હનુમાનજીએ સઘળી હકીકત સંક્ષેપથી કહી સંભળાવતાં, ભરતજી દુઃખ પામ્યા અને મનમાં પસ્તાઇને બોલવા લાગ્યા કે, ॥ ૧ ॥ "હાય દૈવ! હું કે જે પ્રભુના એકે કામમાં આવ્યો નહીં, તેનો જગતમાં જન્મ શામાટે થયો હશે?" પછી મહા બળવાન્ વીર ભરતજીએ ખરાબ અવસર ધારી, મનમાં ધીરજ ધરીને હનુમાનજીને કહ્યું કે ॥ ૨ ॥

चौ०—भले भरत कह बोले ताता । पाछे सुनि दुःख पैहैं माता ॥
तेहिते चल दीजे समुझाई । आय भवन सब कथा सुनाई ॥ १ ॥
सुत घायल सुनि साधु सुमित्रहि । भयो हर्ष अरु शोच विचित्रहि ॥
बोली धन्य सुतन मम आजु । जूझेउ समर स्वामिके काजू ॥ २ ॥

---

૧ ભરતજીની પરીક્ષાને વાસ્તે હનુમાનજીએ મૂર્ચ્છા ધરી હતી તેથી પર્વત પડી જવાને કશી હરકત આવી નહીં. કહે છે કે, આ સમયે પર્વતને હાથમાં રાખ્યો હતો, અથવા કોઈને હરકત ન આવે, તેવા સ્થલમાં મૂકી દીધો હતો અથવા પૂછડામાં જ વીંટી રાખ્યો હતો. ૨ હનુમાનજીને મૂર્ચ્છા આવી જ ન હતી, પણ પરીક્ષાને વાસ્તે મૂર્ચ્છાનો ડોળ કર્યો હતો.

पर इक दुःख होत जिय ताता । कु समय भये राम बिनु भ्राता ॥
पुनि स्वभाय रिपुहन ते कहेऊ । जाहु तात तुम प्रभु पहँ रहेऊ ॥ ३ ॥
सुनत उठे मुद शहित प्रकाशा । विधि वश सुढर ढरे जनु पासा ॥

"હે [1]તાત! હે હનુમાનજી! માતા સુમિત્રા, પાછળથી આ વાત સાંભળીને દુઃખ પામશે, માટે તમે મારી સાથે ચાલીને હમણાં જ એમને ખબર આપો અને સમજાવી જાઓ." હનુમાનજીએ, ભરતજીની સાથે ઘરમાં આવીને તે ખબર માતાઓને સંભળાવી. ॥ ૧ ॥ પુત્રને ઘાયલ થયેલો સાંભળી, પવિત્ર મનવાળાં સુમિત્રાને અપૂર્વ હર્ષ અને અપૂર્વ શોક ઉત્પન્ન થયો, સુમિત્રા બોલ્યાં કે, "આજ મારો પુત્ર ભાગ્યશાળી થયો, કે, જે સ્વામીનાં કાર્યને વાસ્તે રણમાં પડયો." ॥ ૨ ॥ પરંતુ મારા મનમાં એક દુઃખ થાય છે, તે એ કે, 'રામ ખરાબ સમયમાં ભાઈ વગરના થયા. વળી સુમિત્રાએ સ્વાભાવિક રીતે શત્રુઘ્નને કહ્યું કે, "હે તાત! તમે જઈને રામચંદ્રજીની પાસે રહો." ॥ ૩ ॥ આ સાંભળતાં જ 'દૈવને લીધે અનુકૂલ પાસો પડયો,' એમ ધારી પ્રસન્ન થઈ, જાહેર આનંદ જણાવીને શત્રુઘ્ન ઉભા થયા. ॥

दो०–अम्ब अनुज गति देखि मन, मानी सबनि गलानि ॥
बोली रघुपति मातु तब, कपिते धीरज आनि ॥ ८८ ॥

શત્રુઘ્નની આ સ્થિતિ જોઈને સઘળી માતાઓના મનમાં ગ્લાનિ ઉત્પન્ન થઈ. આ સમયે રામચન્દ્રજીનાં માતા કૌસલ્યાએ ધીરજ ધરીને હનુમાનજીને કહ્યું કે, ॥ ૮૮ ॥

दो०–जेहि सौंपेउ मैं लषणको, तिनकी यह गति होई ॥
अबकब देखौं नयन भरि, पुत्र कमल मुख सोई ॥ ८९ ॥

"જે લક્ષ્મણને મેં રામના હાથમાં સોંપ્યા હતા, તેની આ સ્થિતિ થઈ છે. હવે એ લક્ષ્મણનાં મુખકમળને હું નેત્રો ભરીને કયારે દેખીશ?" ॥ ૮૯ ॥

दो०–बोले मारुत सुतन तब, सकल धरहु मन धीर ॥
कुशल जानकी लषण युत, ऐहैं श्रीरघुवीर ॥ ९० ॥

હનુમાનજી બોલ્યા કે, "તમો સર્વે હૃદયમાં ધીરજ ધરો, રામચંદ્રજી સીતાજીની સાથે અને લક્ષ્મણજીની સાથે ક્ષેમ કુશલે અહિં આવશે.[2]" ॥ ૯૦ ॥

चौ०–तात गहरु होइहै तोहिं जाता । काज न शाइ होत प्रभाता ॥
चढु मम सायक शैल समेता । पठवौं तोहिं जहँ कृपा निकेता ॥ १ ॥
सुनि कपि मन उपजा अभिमाना । मोरे भार चलहि किमि बाना ॥
राम प्रताप विचारि बहोरी । वंदि चरण बोलेउ कर जोरी ॥ २ ॥
तव प्रताप उर राखि गुसाइं । जैहौं नाथ बाणकी नाईं ॥
हर्षि भरत तब आयसु दीन्हा । पद शिर नाय गमन तब कीन्हा ॥ ३ ॥

---

૧ અહીં ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

હે તાત હનુમાનજી! તમને ત્યાં પહોંચતાં વિલંબ થશે અને પ્રભાત થતાં જ કામ બગડી જશે,[1] એટલા માટે તમે પર્વત સહિત મારા બાણ પર ચઢો એટલે તમને તરત જ રામની પાસે પહોંચાડી દઉં." ॥ ૧ ॥ આ સાંભળી, પ્રથમ તો હનુમાનજીના મનમાં અભિમાન ઉત્પન્ન થયું કે, 'બાણ મારા ભારથી શી રીતે ચાલી શકશે? પણ પછી રામચન્દ્રજીના પ્રતાપનો વિચાર કરી, ભરતજીનાં ચરણોમાં પ્રણામ કરી, હાથ જોડીને હનુમાનજી બોલ્યા કે, ॥ ૨ ॥ "હે સ્વામી! આપના પ્રતાપને હૃદયમાં રાખવાથી હું બાણની પેઠે જ રામચન્દ્રજીની પાસે જઈશ." પછી ભરતજીએ રાજી થઈને આજ્ઞા આપી, એટલે હનુમાનજી તેમનાં ચરણોમાં માથું નમાવીને ત્યાંથી ચાલ્યા. ॥ ૩ ॥

दो०—भरत बाहु बल शील गुण, प्रभु पद प्रीति अपार ॥
जात सराहत मनहिं मन, पुनि पुनि पवन कुमार ॥ ९१ ॥

ભરતજીના બાહુબળનાં, શીલનાં, ગુણોનાં અને પ્રભુના ચરણો ઉપર અપાર પ્રીતિનાં, મનમાંને મનમાં વારંવાર વખાણ કરતા હનુમાનજી આકાશનો પંથ કાપવા લાગ્યા. ॥૯૧॥

चौ०—वहां राम लक्ष्मणहि निहारी । बोले वचन मनुज अनुहारी ॥
अर्द्ध राति गई कपि नहिं आवा । राम उठाय अनुज उर लावा ॥ १ ॥
शकहु न दुःखित देखि मोहिं काऊ । बंधु सदा तव मृदुल स्वभाऊ ॥
मम हितलागि तजेउ पितुमाता । सहेऊ विपिन हिम आतप बाता ॥ २ ॥
सो अनुराग कहां अब भाई । उठहु न सुनि मम वच विकलाई ॥
जो जनितेउँ वन बंधु विछोहू । पिता वचन मनितेउँ नहिं ओहू ॥ ३ ॥
सुत वित नारि भवन परिवारा । होहिं जाहिं जग बारहिं बारा ॥
अस विचारी जिय जागहु ताता । मिलहि न जगत सहोदर भ्राता ॥ ४ ॥
यथा पंख बिनु खगपति दीना । मणि विनु फनि करिवर कर हीना ॥
अस मम जीवन बंधु विनु तोहीं । जो जड दैव जिआवै मोहीं ॥ ५ ॥
जैहौं अवध कवन मुहँ लाई । नारि हेतु प्रिय बंधु गँवाई ॥
वरु अपयश सहतेहुँ जगमाहीं । नारि हानि विशेष क्षति नाहीं ॥ ६ ॥
अब अपलोक शोक यह तोरा । सहि कठोर निठुर मन मोरा ॥
निज जननीके एक कुमारा । तात तासु तुम प्राण अधारा ॥ ७ ॥
सौंपेहु मोहिं तुमहिं गहि पानी । सब विधि सुखद परम हित जानी ॥
उत्तर ताहि देहौं कह जाई । उठि किन मोहिं समुझावहु भाई ॥ ८ ॥
बहुविधि शोचत शोच विमोचन । श्रवत सलिल राजिव दल लोचन ॥
उमा अखण्ड एक रघुराई । नर गति भक्ति कृपालु दिखाई ॥ ९ ॥

---

૧ સાંગ વાગ્યા પછી, જો પહેલી જ રાત્રિમાં ઉપચાર નહીં થાય, તો પછી, તે સાંગ જેને વાગી હશે, તેના પ્રાણ બચશે નહીં, એવું ઈંદ્રજિતને બ્રહ્માએ વચન આપ્યું હતું.

રણભૂમિમાં રામચન્દ્રજી, લક્ષ્મણજીને જોઈ, મનુષ્ય જન્મને અનુસરતાં વચનો બોલ્યા કે, "અર્દ્ધ રાત્રિ ગઇ, પણ હજુ સુધી હનુમાનજી આવ્યા નહીં, તેનું શું કારણ હશે? એમ બોલી, લક્ષ્મણજીને ઉઠાવી, છાતીમાં ઘાલી, ॥ ૧ ॥ વળી બોલ્યા કે, "હે ભાઈ! તમે મારૂં દુઃખ કદી પણ જોઈ શકયા નથી. કેમ કે, તમારો સ્વભાવ સર્વદા કોમળ છે. તમે મારાં હિતને વાસ્તે માતા પિતાને છોડયાં છે અને વનમાં, હિમ, તડકો તથા પવન, એઓનું સહન કર્યું છે. ॥૨॥ હે ભાઈ! હમણાં એ પ્રેમ કયાં ગયો છે? કે જેથી મારાં વ્યાકુલતા ભરેલાં વચનો સાંભળીને પણ તમે ઉઠતા નથી? 'વનમાં ભાઇનો વિયોગ થશે, એ વાતની જો મને પ્રથમ ખબર પડી હોત તો હું પિતાની ચૌદ વર્ષ પર્યંત વનમાં રહેવાની આજ્ઞાને તો શું? પણ रथ चढाय दिखाय बन, फिरहु गये दिन चारि' એ આજ્ઞાને પણ માનત નહીં.[1] ॥ ૩ ॥ હે તાત! 'જગતમાં પુત્રો, ધનો, સ્ત્રીઓ, ઘરો અને પરિવારો વારંવાર થાય છે અને જાય છે, પરંતુ સહોદર[2] ભાઈ જગતમાં કયાંય મળતો નથી,' એમ મનમાં વિચાર કરીને જાગો. હે ભાઇ! જો જડ દૈવ મને જીવાડશે, તો પણ તમારા વગરનું મારૂં જીવન ॥ ૪ ॥ પાંખો વગરનાં રાંક પક્ષીનાં જીવન જેવું, મણિ વગરના સર્પનાં જીવન જેવું અને સૂંઢ વગરના હાથીનાં જીવન જેવું થઈ પડશે. સ્ત્રીને વાસ્તે પ્યારા ભાઇને ખોઇને ॥ ૫ ॥ હવે હું શું મોહોડું લઇને અયોધ્યામાં જઇશ? મારી સ્ત્રીનું રાવણના હાથથી હરણ થયું, તેથી જે મારી અપકીર્તિ થઈ, તેને હું સહન કરી રહ્યો હોત તો સારૂં હતું, કેમ કે, સ્ત્રીની હાનિ થવાથી વિશેષ ક્ષતિ નથી. પણ ભાઇની હાનિ થવાથી વિશેષ ક્ષતિ છે. ॥૬॥ હવે તો આ મારૂં કઠોર મન અપકીર્તિને અને વળી તે મારા આ શોકને પણ સહન કરે છે. હે તાત! તમે તમારી માતાના એક(મુખ્ય મોટા) પુત્ર છો, તેથી તેમના પ્રાણના આધારરૂપ છો અથવા હું મારી માતાને એક જ પુત્ર છું,તેથી મારી માતા,તમને મારા રક્ષકરૂપ માનીનેપોતાના પ્રાણના આધારરૂપ માને છે. અથવા હે કુમાર! તમે મારા નીકે એટલે ઉત્તમ અને એક એટલે મુખ્ય નિજ જન (ભક્ત) છો, તેથી મારા પ્રાણના આધારરૂપ છો, ॥ ૭ ॥ તમારી

૧ 'रहत न आरतके जित चेतु' એ નિયમ પ્રમાણે રામ, મહા દુઃખ આવી પડવાને લીધે મનુષ્યાવતારરૂપ નાટકને અનુસરીને આ વચન બોલ્યા છે, તેથી આમાં કશો સન્દેહ કરવો ઉચિત નથી, તોપણ જો સન્દેહ થાય તો એવો અર્થ કરવો કે, "હું પિતાનું વચન તો માનત પણ 'रखिये अवध जो अवधि लग, रहत जानिये प्रान' એ સીતાનાં વચનને માનત નહીં, કે જેથી સીતાજી સાથે ન હોત તો આ દશા પ્રાપ્ત થાત નહીં." અથવા "હું પિતાનું વચન તો માનત પણ 'नाथ दास मैं स्वामि तुम, तजो तो कहां बसाय' એ તમારાં વચનને માનત નહીં કે જેથી તમે જ સાથે ન હોત તો આ દશા પ્રાપ્ત થાત નહીં અથવા પિતાનું "फिरहि गये दिन चारि એ વચન માનત પણ, ચૌદ વર્ષ સુધી વનમાં રહેવાનું વચન માનત નહીં." અથવા "પિતાનું વચન માનત નહીં પણ 'जो केवल पितु आयसु ताता तौ जनि जाहु जानि बडि माता' એ માતાનું વચન માનત." ૨ જો કે, રામ લક્ષ્મણજીના વ્યવહારની રીતે સહોદર ભાઇ નથી, તોપણ સહોદરના જેવો જ પ્રેમ હતો તેથી સહોદર કહેલ છે. અથવા રામનો અને લક્ષ્મણજીનો જન્મ એક દૂધપાકરૂપ હવિથી થયેલ છે, તેથી લાક્ષણિક રીતે સહોદરપણું માન્યું છે. અથવા જેનું પેટ એક હોય અર્થાત્ મન, છલ કપટથી રહિત હોય અને તમામ વિચારો મળતા જ આવતા હોય, તેને પણ સહોદર કહી શકાય છે. અથવા 'તમારા જેવો તો સહોદર ભાઈ પણ ન મળે.' આ છેલ્લો અર્થ કાંઇક કિલષ્ટ છે.

માતાએ મને સર્વ પ્રકારે સુખદાયી તથા પરમ સ્નેહી જાણી, તમને હાથ પકડીને મારા હાથમાં સોંપ્યા છે અથવા મારી માતાએ તમને સર્વ પ્રકારે સુખદાયી તથા પરમ સ્નેહી જાણી, મને હાથ પકડીને તમારા હાથમાં સોંપ્યો છે.[1] તો હવે હું અયોધ્યામાં જઇને તેમને શો ઉત્તર આપીશ ? હે ભાઈ ! ઉઠીને મને સમજાવતા કેમ નથી ? ॥ ૮ ॥ રામચન્દ્રજી સર્વ જનના શોકને નષ્ટ કરનાર છતાં પણ, પોતે આ પ્રમાણે ઘણી ઘણી રીતે શોક કરવા લાગ્યા અને કમળદળ સરખાં નેત્રોમાંથી જળનો સ્રાવ કરવા લાગ્યા. હે પાર્વતી ! કૃપાળુ રામચન્દ્રજીએ, પોતે એક પરમાત્મા છતાં પણ, આ પ્રમાણે મનુષ્યલીલા અને પોતાનો, ભક્તોની ઉપર પ્યાર દેખાડ્યો. ॥ ૯ ॥

सो०—प्रभु विलाप सुनि कान, विकल भये बानर निकर ॥
आय गये हनुमान, जिमि करुणार्मे वीर रस ॥ ७ ॥

પ્રભુના વિલાપને સાંભળી, વાનરાઓની સઘળી સેના વ્યાકુલ થઇ ગઈ, તે સમયમાં હનુમાનજી ત્યાં આવી પહોંચ્યા. જેમ હનુમાનજી આવી પહોંચ્યા, તેમ સઘળી સેનાના કરુણા રસમાં વીર રસ પણ આવી પહોંચ્યો. ( કરુણા રસ શાંત થયો અને વીર રસ પ્રકટ્યો. )[2] ॥ ૭ ॥

चौ०—हर्षि राम भेटे हनुमाना । अति कृतज्ञ प्रभु परम सुजाना ॥
तुरत वैद्य तब कीन्ह उपाई । उठि बैठे लक्ष्मण हरषाई ॥ १ ॥
हृदय लाय भेटे प्रभु भ्राता । हर्षे सकल भालु कपि व्राता ॥
पुनि कपि वैद्य तहाँ पहुँचावा । जेहि विधि तबहि ताहि ले आवा ॥ २ ॥

અત્યંત કૃતજ્ઞ પરમ સુજાણ પ્રભુ રામચન્દ્રજી, હનુમાનજીને બાથમાં લઇને મળ્યા પછી સુષેણ વૈદ્યે, ઉપાય કીધો કે, તુરત જ લક્ષ્મણજી સઘળી પીડાથી મુક્ત થઇને બેઠા થયા.[3] ॥ ૧ ॥ રામચન્દ્રજી, લક્ષ્મણજીને છાતીમાં લઇને મળ્યા. સઘળા વાનરાઓ

---

૧ ગુસાંઈજીએ આ કથા અયોધ્યાકાંડમાં કહી નથી, તે છતાં અહિં પ્રસંગ આવ્યો જાણીને તે કથાને ખોળી દીધી છે. ૨ લક્ષ્મણજી મૂર્ચ્છિત થવાથી કાલનેમિનો વધ, મઘરીનો ઉદ્ધાર, બ્રહ્માની સાંગનું માન, હનુમાનજીની કીર્તિનો વિસ્તાર અને રામચન્દ્રજીનો રાક્ષસોની ઉપર મોટો ક્રોધ, ઇત્યાદિ ઘણાં ઘણાં કાર્યો થયાં છે. યુદ્ધમાં મરણ પામેલા, જખમી થયેલા, જેઓનો વર્ણ બગડી ગયો હતો એવા અને જેઓના અવયવો ત્રૂટી ગયા હતા એવા વાનરાઓ તથા રીંછો પણ ઔષધિઓના ગંધથી પાછાં જીવતાં થયાં અને સઘળી રીતે સ્વસ્થ થયાં, એ પણ લક્ષ્મણજીની મૂર્ચ્છાના પ્રભાવથી જ થયું સમજવું, વળી રામચન્દ્રજીએ કરી દેખાડયું કે, ‘ મારા જેવા મહાનુભાવ પુરુષોને હર્ષ શોક થાય છે, માટે મારા ભક્ત લોકોએ દુઃખ પડવાથી વ્યાકુલ નહીં થવું.’ ૩ વિશલ્યકરણી ( શરીરમાંથી બાણ આદિ શલ્યોને કહાડી નાખનારી ), સંધાની ( ત્રૂટેલા અવયવોને તથા અસ્થિઓ વગેરેને સાંધનારી ), સવર્ણકરણી ( જે સ્થાનનો પ્રથમ જેવો વર્ણ હોય તેવો જ પાછો બનાવી દેનારી ) અને સંજીવની ( મુવેલાઓને જીવાડનારી ), એ રીતે ચાર ઔષધિઓ આવી હતી, કે જેથી મરણ પામેલા તથા જખમી થયેલા વાનરાઓ તથા રીંછો પણ લક્ષ્મણજીની પેઠે જ સ્વસ્થ થયા. રાક્ષસોને એઓમાંનો કશો લાભ ન થયો, તેનું કારણ વાલ્મીકીય રામાયણમાં લખ્યું છે કે, જે કોઈ રાક્ષસો મરી જાય, તેઓને તુરત જ સમુદ્રમાં ફેંકી દેવા કે, જેથી શત્રુઓને મરણ પામેલાઓની સંખ્યા જાણવામાં ન આવે એવો રાવણે પ્રથમથી જ હુકમ કર્યો હતો.

તથા રાંછો રાજી થયાં. હનુમાનજી સુષેણ વૈદ્યને અને ઓષધિના પર્વતને જેવી રીતે જ્યાંથી લાવ્યા હતા, તેવી રીતે જ પાછા ત્યાં મૂકી આવ્યા. ॥ ૨ ॥

चौ०–हरि दिन धूम्राक्ष बलवाना । चढि कीन्हो अति समर महाना ॥
महा वीर तेहि कियो निपाता । चल्यो अकंपन पुनि दुःख दाता ॥ १ ॥
समर कीन्ह ताने अति भारी । मार्यो तेहि युवराज मचारी ॥
पुनि प्रहस्त क्रोधातुर आवा । नील मार तेहि धरणि गिरावा ॥ २ ॥
चल्यो महोदर करि अति क्रोधा । महा वीर मार्यो सो योधा ॥
पुनि अति काय भिरयो रिसि आई । मार्यो आठ दिन कीन्ह लराई ॥ ३ ॥
कुम्भ निकुम्भ आय रण ठाना । मरे पांच दिन करि मैदाना ॥
पुनि मकराक्ष महा भट आवा । लक्ष्मणसे अति युद्ध मचावा ॥ ४ ॥

અગીઆરસને[1] દિવસે બલવાન્ ધૂમ્રાક્ષ નામના રાક્ષસે ચઢીને અત્યંત મોટો સંગ્રામ કર્યો. ધૂમ્રાક્ષને હનુમાનજીએ મારી નાખ્યો. તે પછી દુઃખદાયી અકંપન નામનો રાક્ષસ ચઢી આવ્યો. ॥ ૧ ॥ અકંપે બહુ ભારે યુદ્ધ કર્યું, એને યુવરાજ અંગદે પકડીને તેરશને દિવસે મારી નાખ્યો. પછી ક્રોધથી વ્યાપ્ત થયેલો પ્રહસ્ત નામનો રાવણનો મંત્રી યુદ્ધમાં આવતાં, તેને પડવાને દિવસે નીલે મારીને ધરતી પર પાડી દીધો. ॥ ૨ ॥ પછી મહોદર નામનો રાક્ષસ ભારે ક્રોધ કરીને આવતાં, તેને તે જ દિવસે હનુમાનજીએ મારી નાખ્યો. પછી અતિકાય નામનો રાક્ષસ ક્રોધાક્રાંત થઇને લડયો અને તે આઠ દિવસ સુધી લડીને મરણ પામ્યો. ॥ ૩ ॥ પછી કુંભ અને નિકુંભ નામના કુંભકર્ણના બે પુત્રો લડાઇમાં આવ્યા, તેઓ પાંચ દિવસ સુધી લડીને મરણ પામ્યા. પછી મકરાક્ષ નામનો યોદ્ધા આવ્યો, તેણે લક્ષ્મણજીની સામે ભારે યુદ્ધ મચાવ્યું. ॥ ૪ ॥

दो०–तब लक्ष्मणने क्रोध कर, ताको डारो मार ॥
कपि दलमें आनँद भयो, जै जैकार पुकार ॥ ९२ ॥

લક્ષ્મણજીએ ક્રોધ કરીને મકરાક્ષસને મારી નાખ્યો, તેથી વાનરોના સૈન્યમાં આનંદ વર્તી રહ્યો અને જય જયકારનો પોકાર વ્યાપ્ત થઇ રહ્યો.[2] ॥ ૯૨ ॥

चौ०–यह वृत्तान्त दशानन सुनेऊ । अति विषाद पुनि पुनि शिर धुनेऊ ॥
व्याकुल कुंभकर्ण पहँ गयऊ । करि बहु यत्न जगावत भयऊ ॥ १ ॥

આ વૃત્તાંત સાંભળી, અત્યંત ખેદ પામેલા રાવણે, વારંવાર માથું ધૂણાવી વ્યાકુલપણાથી કુંભકર્ણની પાસે જઇ, ઘણાં યત્નો કરીને કુંભકર્ણને જગાડયો. ॥ ૧ ॥

चौ०–दश सहस्र राक्षस तब धाये । ढोल ददामें अधिक बजाये ॥
करन लगे कोउ मुद्गर मारी । तदपि उठ्यो न सो असुरारी ॥ १ ॥
कोऊ लात चपेट लगावै । पर ताके कछु मनहिं न आवै ॥
भूधर सम तेहि परयो शरीरा । तासों तनमें गिनत न पीरा ॥२ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

श्वास तजत आंधीसी आवत । सन्मुख तेहि कोउ टिकन न पावत ॥
तब राक्षस यह कीन्ह विचारी । काटन लगे प्रचारि प्रचारी ॥ ३ ॥
उठ्या न पुनि तब कियो उपाई । दिये नाकमें मेष चलाई ॥
अरु हाथिनकी दांय चलाई । छींक महा निशिचरको आई ॥ ४ ॥

રાવણની આજ્ઞાથી દશ હજાર રાક્ષસો કુંભકર્ણને જગાડવા દોડ્યા. એઓ ઢોલ આદિ વાજાંઓને અત્યંત વગાડવા લાગ્યા અને કેટલાએક મુદ્ગરો પણ મારવા લાગ્યા, તોપણ કુંભકર્ણ જાગ્યો નહીં. ॥ ૧ ॥ કેટલાએક લાતો અને કેટલાએક થપ્પડો મારવા લાગ્યા, તોપણ કુંભકર્ણને જરા પણ અસર થઇ નહીં. એ કુંભકર્ણ પર્વત જેવડા શરીરથી સૂતો હતો, તેથી તેના શરીરને કશી પીડા ગણત્રીમાં જ ન હતી, ॥ ૨ ॥ એનાં નસકોરાંઓમાંથી આંધીના જેવો પવન નીકળતો હતો, તેથી કોઇ રાક્ષસો તેના સન્મુખમાં ટકી શકતા ન હતા. પછી રાક્ષસો વિચાર કરી, કોલાહલ કરી કરીને તેને કાપવા લાગ્યા. ॥ ૩ ॥ આમ કરતાં છતાં પણ ઉઠ્યો નહીં, ત્યારે રાક્ષસોએ તેના નાકમાં મેખ મારી અને શરીર ઉપર હાથીઓની પંક્તિ દોડાવી, આથી કુંભકર્ણને છીંક આવી. ॥ ૪॥

दो०—कुंभकरण ऐडायकर, तबै उघारे नैन ॥
राक्षस लागे भागने, रावण मान्यो चैन ॥ ९३ ॥

કુંભકર્ણે મરડાઇ શયનમાંથી ઉઠીને આળસ મરડયું તથા આંખો ઉઘાડી, તે સમયમાં રાક્ષસો ભાગવા લાગ્યા અને રાવણ પ્રસન્ન થયો. ॥ ૯૩ ॥

चौ०—जागा निशिचर देखिय कैसा । मानहु काल देह धरि वैसा ॥
कुंभकर्ण पूछा सुन भाई । काहे तव मुख रहा सुखाई ॥ १ ॥
कथा कहीं तेइ सब अभिमानी । जेहि प्रकार सीता हरि आनी ॥
तात कपिन निशिचर संहारे । महा महा योद्धा सब मारे ॥ २ ॥
दुर्मुख सुर रिपु मनुज अहारी । भट अतिकाय अकंपन भारी ॥
अपर महोदर आदिक वीरा । परे समरमहँ सब रणधीरा ॥ ३ ॥

જાગેલો કુંભકર્ણ, જાણે દેહધારી કાળ હોય એવો દેખાવા લાગ્યો. કુંભકર્ણે રાવણને પૂછ્યું કે, “ હે ભાઈ! સાંભળ. તારૂં મોહોડું કેમ સૂકાઈ ગયું છે? ” ॥ ૧ ॥ અભિમાની રાવણે સીતાનું હરણ કર્યા વગેરેની સઘળી વાત સંભળાવીને કહ્યું કે, “ હે તાત! વાનરાઓએ રાક્ષસોનો સંહાર કર્યો છે. સઘળા મોટા યોદ્ધાઓ માર્યા ગયા છે. ॥ ૨ ॥ દુર્મુખ, દેવશત્રુ, અતિકાય, અકંપન તથા મહોદર આદિ વીર અને રણધીર મોટા મોટા સેનાપતિઓ રણભૂમિમાં પડ્યા છે. ” ॥ ૩ ॥

दो०—दशकंधरके बचन सुनि, कुंभकर्ण बिलखान ॥
जगदम्बा हरि आनिकै, शठ चाहसि कल्यान ॥ ९४ ॥

કુંભકર્ણ, રાવણનાં વચનો સાંભળી, ક્રોધ કરીને બોલ્યો કે, હે શઠ! તું, જગદંબાને હરી આણીને કલ્યાણની ઈચ્છા રાખે છે કે? ॥ ૯૪ ॥

चौ०—भल न कीन्ह तैं निश्चर नाहा । अब मोहिं आनि जगायउ काहा ॥
अजहूँ तात त्यागहु अभिमाना । भजहु राम होइहि कल्याना ॥ १ ॥

હે રાક્ષસોના રાજા ! તેં સારૂં કામ કર્યું નથી. વખત વીતી ગયા પછી મને શા માટે જગાડ્યો ? તું હજી પણ અભિમાનને છોડી દઈને રામની સેવા કરે, તો તારૂં કલ્યાણ થાય. ॥ ૧ ॥

चौ०—बिन बिचार तुम कारज ठाना । ताते नहिं होइहि कल्याना ॥
तुम्हरी सभा मांहिं दशकंधर । कार्य कुशल नहिं कोउ मंत्री वर ॥ १ ॥
सागर पार सिविर स्थापन । काहे तुम नहिं कियो दशानन ॥
रक्षित होतो सागर पारा । बँधत सेतु फिर कौन प्रकारा ॥ २ ॥
जब असहाय रहे दोउ भाई । तब तिनको नहिं मारयो जाई ॥
मित्र तुम्हार बालि अति भारी । ताकी ले सहाय असुरारी ॥ ३ ॥
करते शत्रुन कर संहारा । यह सब तज चोरी परदारा ॥
शूर्पणखाकी दशा निहारी । करते तेहि क्षण प्रभु सन रारी ॥ ४ ॥

તેં[1] વિચાર કર્યા વગર કાર્ય કર્યું છે,તેથી તારૂં કલ્યાણ થશે નહીં. હે રાવણ ! તારી સભામાં કોઈ પણ મંત્રી કાર્યમાં કુશલ કે ઉત્તમ નથી. ॥૧॥ તેં સમુદ્રના સામા કીનારા પર શામાટે છાવણી નાખી ન હતી ? જો એ કિનારાનું રક્ષણ કરવામાં આવ્યું હોત તો શત્રુઓ ત્યાં પુલ કેમ જ બાંધી શકત ? ॥ ૨ ॥ જ્યારે રામ અને લક્ષ્મણ, એ બન્ને ભાઈઓ, સહાય વગરના એકલા હતા, ત્યારે તેં જઈને તેઓને શામાટે માર્યા નહીં ? હે રાવણ ! વાળી તારો મોટો મિત્ર હતો, તો તેની સહાય લઈ, ॥૩ ॥ સઘળા વાનરાઓની ફોજને તારા પક્ષમાં લઈને, તેં શામાટે શત્રુનો સંહાર કર્યો નહીં ? આ જે સઘળું કરવાનું હતું, તે ન કર્યું અને પરસ્ત્રીની ચોરી કરી. શૂર્પણખાની દશા જોઈને તે વખતે જ રામની સામે લડાઈ કરવી જોઈતી હતી. ॥ ૪ ॥

दो०—त्याग नीति पथ धर्म तज, हरि आनी परनारि ॥
राज नीति परमार्थता, तुम सब दीन बिसारि ॥ ९५ ॥

તેં નીતિના માર્ગને તથા ધર્મના માર્ગને છોડી દઈ, પરસ્ત્રીને હરી લંકામાં દાખલ કરેલી છે અને રાજનીતિ તથા પરમાર્થની સમજણ, એ સર્વને વિસારી મૂક્યાં છે. ॥૯૫॥

चौ०—तात राम प्राकृत नर नाहीं । पूरण ब्रह्म लखहु मन माहीं ॥
भूके भार हरण अवतारा । लियो कह्यो नारद बहु बारा ॥ १ ॥

હે તાત ! તારા મનમાં રામને પ્રાકૃત મનુષ્ય નહીં સમજ, પણ સાક્ષાત્ પૂર્ણ બ્રહ્મ જ સમજ. નારદજીએ મને ઘણીવાર કહ્યું છે કે, 'પૃથ્વીનો ભાર ઉતારવાને વાસ્તે પ્રભુએ અવતાર ધર્યો છે.'[2] ॥ ૧ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે. ૨ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

चौ०—हैं दशशीश मनुज रघुनायक । जाके हनूमानसे पायक ॥
अहह बंधु तैं कीन्ह खुटाई । प्रथमहिं मोहिं न जगायहु आई ॥ १ ॥
कीन्हेउ प्रभु विरोध तेहि देवक । शिव विरंचि सुर जाके सेवक ॥
नारद मुनि मोहिं ज्ञान जो कहेऊ । कहतेउँ तोहिं समय नहिं रहेऊ ॥ २ ॥
अब भरि अंक भेट मोहिं भाई । लोचन सफल करौं निज जाई ॥
श्याम गात सरसीरुह लोचन । देखौं जाय ताप त्रय मोचन ॥ ३ ॥

હે રાવણ ! રામ કે જેના હનુમાન જેવા સેવકો છે, તેને મનુષ્ય કહેવાય કે ? અરે રે ભાઈ ! તેં ભારે ભૂલ કરી કે, પ્રથમથી આવીને મને જગાડ્યો નહીં. ॥ ૧ ॥ તેં એવા સમર્થ દેવની સામે વિરોધ કર્યો છે કે, જેના શિવ તથા બ્રહ્મા આદિ સર્વે દેવતાઓ સેવક છે. નારદ મુનિએ મને જે જ્ઞાન કહ્યું છે,[1] તે હું તારી પાસે કહેવાનો હતો, પણ ઊંઘની પીડાને લીધે, તે કહેવાનો સમય જ મળ્યો નથી. ॥૨॥ હે ભાઈ ! તું હવે મને, બાથમાં ઘાલીને છેવટ મળી લે એટલે પછી હું રણભૂમિમાં જઇ, શ્યામ ગાત્રોવાળા, કમળો સરખાં નેત્રોવાળા અને ત્રણે તાપોથી મુક્ત કરનારા રામચન્દ્રજીનાં દર્શન કરીને મારાં નેત્રોને સફળ કરૂં. ॥ ૩ ॥

दो०—राम रूप गुण सुमिरि मन, मग्न भयउ क्षण एक ॥
रावण मांगेउ कोटि घट, मद अरु महिष अनेक ॥ ९६ ॥

રામનાં રૂપનું અને ગુણોનું મનમાં સ્મરણ કરીને કુંભકર્ણ એક ક્ષણ સૂધી, તો શરીરનું ભાન પણ ભૂલી ગયો. આ સમયમાં રાવણે કુંભકર્ણને વાસ્તે મદિરાના કરોડ કલશો અને અનેક પાડાઓ મંગાવ્યા. ॥ ૯૬ ॥

चौ०—महिष खाय करि मदिरा पाना । गर्जेउ वज्रघात अनुमाना ॥
कुंभकर्ण दुर्मद रणरंगा । चलेउ दुर्ग तजि सैन न संगा ॥ १ ॥
देखि विभीषण आगे आयउ । पुनि पद गहि निज नाम सुनायउ ॥
अनुज उठाय हृदय तेहि लावा । रघुपति भक्त जानि मन भावा ॥ २ ॥
तात लात रावण मोहिं मारा । कहत परम हित मंत्र विचारा ॥
तेहि गलानि रघुपतिपहँ आयउँ । दीन जानि प्रभुके मन भायउ ॥ ३ ॥
सुन सुत भयउ काल वश रावण । सो किमि माने परम सिखावन ॥
धन्य धन्य तैं धन्य विभीषण । भयउ तात निशिचर कुलभूषण ॥ ४ ॥
बंधु वंश तैं कीन्ह उजागर । भजहु राम शोभा सुखसागर ॥

પાડાઓનું ભક્ષણ કરી તથા મદિરા પાન કરી, રણ રંગમાં મદોન્મત્ત થયેલો કુંભકર્ણ વજ્રપાત જેવી ગર્જના કરી પોતાની સાથે સેનાને પણ નહીં લેતાં કિલ્લાને ઉલ્લંઘીને

[1] નારદજીએ એક સમયે કુંભકર્ણની પાસે આવીને કહ્યું હતું કે, 'ક્ષીર સાગરમાં પૃથ્વીની અને દેવતાઓની પ્રાર્થના ઉપરથી વિષ્ણુએ મનુષ્યાવતાર લઈ, રાવણનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે.'

એકલોજ રણભૂમિમાં ગયો. ॥ ૧ ॥ કુંભકર્ણને આવતો જોઈ, વિભીષણે તેની પાસે આવી, પગ પકડીને પોતાનું નામ સંભળાવ્યું. વિભીષણને રામનો ભક્ત જાણી, બહુ પ્યારથી ઉઠાવીને તેણે છાતીમાં લીધો. ॥૨॥ વિભીષણ બોલ્યો કે, "હે તાત ! હું જેથી રાવણનું પરમ હિત થાય એવી સલાહ બતાવતો હતો, ત્યાં રાવણે મને લાત મારી, તે ગ્લાનિને લીધે હું રામની પાસે આવ્યો છું અને રામે મને દીન જાણીને સ્વીકારી લીધો છે," ॥ ૩ ॥ કુંભકર્ણ બોલ્યો કે, "હે પુત્ર[૧] ! રાવણ કાળને વશ થયો છે, તેથી તે ઉત્તમ શીખામણ કેમ માને ? હે તાત વિભીષણ ! તને વારંવાર ધન્યવાદ આપું છું. તું રાક્ષસોના કુલમાં ભૂષણરૂપ ઉત્પન્ન થયો છે. ॥ ૪ ॥ હે ભાઈ! તેં આપણાં કુલને કૃતાર્થ કર્યું છે, કે જેથી તું સુખના સમુદ્રરૂપ રામચન્દ્રજીની સેવા કરે છે. ॥

दो०—मन क्रम वचन कपट तजि, भजहु तात रघुवीर ॥
जाहु न निज पर सूझ मोहिं, भयउँ कालवश वीर ॥ ९७ ॥

હે તાત ! તું નિષ્કપટ રહીને મનથી, કર્મથી તથા વચનથી રામની સેવા કરજે. હે વીર ! હવે તું અહીંથી જા. હું કાળને વશ થયો છું, તેથી મને પોતાનું કે પરાયાનું ભાન રહેલું નથી. ॥ ૯૭ ॥

चौ०—बंधु वचन सुनि फिरा विभीषण । आयउ जहँ त्रैलोक विभूषण ॥
नाथ भूधराकार शरीरा । कुंभकर्ण आवत रणधीरा ॥ १ ॥
इतना कपिन सुना जब काना । किलकिलाय धाये हनुमाना ॥
लिये उपारि विटप अरु भूधर । कटकटाय डारहिं ता ऊपर ॥ २ ॥
कोटि कोटि गिरि शिखर प्रहारा । करहिं भालु कपि एकहिं बारा ॥
मुरै न मन तनु टरै न टारे । जिमि गज आंक फलनिके मारे ॥ ३ ॥
तब मारुत सुत मुठिका हनेउ । परेउ धरणि व्याकुल शिर धुनेऊ ॥
पुनि उठि तेहि मारेउ हनुमंतहि । घुर्मित घायल परेउ तुरंतहि ॥ ४ ॥
पुनि नलनीलहि आनि पछारिसि । जहँ तहँ पटकि पटकि भट मारेसि ॥
चली बली मुख सैन पराई । अति भय त्रसित न कोउ समुहाई ॥ ५ ॥

વિભીષણે કુમ્ભકર્ણનાં વચનો સાંભળી, ત્યાંથી પાછા ફરી, રામની પાસે આવીને કહ્યું કે, "હે નાથ ! પર્વત જેવડા શરીરવાળો રણધીર કુમ્ભકર્ણ આવે છે." ॥ ૧ ॥ આટલું વચન વાનરાઓને કાને પડતાં, તેઓ કિલકિલાટી કરીને દોડ્યા. હનુમાનજી, એઓના અગ્રણી થયા. હનુમાનજી વૃક્ષોને તથા પર્વતોને ઉપાડી, ઉપાડી, કડકડાટી કરીને કુમ્ભકર્ણની ઉપર ફેંકવા લાગ્યા. ॥૨॥ વાનરાઓ તથા રીંછો પણ કરોડો પર્વતોનાં શિખરોથી એકી વખતે તેના ઉપર પ્રહાર કરવા લાગ્યાં. આમ થયા છતાં પણ જેમ હાથી, આકડાનાં ફળોના પ્રહારથી મનમાં મરડાય નહીં, કે શરીરથી ખસે પણ નહીં,

---

૧ ન્હાનો ભાઈ પુત્ર સમાન ગણાય, તેથી પુત્ર કહ્યો છે.

તેમ કુમ્ભકર્ણ મનમાં મરડાયો નહીં, અને શરીરથી પણ ખસેડતાં ખસ્યો નહીં. ॥ ૩ ॥ પછી હનુમાનજીએ મુઠી મારી, તેથી તે કુમ્ભકર્ણ વ્યાકુલ થઇ, ધરતીપર પડયો અને માથું ધુણાવવા લાગ્યો. પછી કુંભકર્ણે ઉઠીને, હનુમાનજીને મુઠી મારી, તેથી હનુમાનજી પણ તુરત ચકરી ખાઈ ઘાયલ થઈને પડયા. ॥ ૪ ॥ પછી કુમ્ભકર્ણે દોડીને નલને તથા નીલને પછાડયા અને જ્યાં ત્યાં બીજા પણ કેટલાએક યોદ્ધાઓને પછાડી પછાડીને માર્યા. અત્યંત ભયથી ત્રાસ પામેલી વાનરાઓની સેના ભાગી નીકળી અને કોઇ પણ તેની સામે ઉભો રહ્યો નહીં. ॥ ૫ ॥

दो०—अंगदादि कपि मूर्च्छित, करि समेत सुग्रीव ॥
कांख दाबि कपिराज कहँ, चला अमित बल सींव ॥ ९८ ॥

અમિત બળના સીમાડારૂપ કુંભકર્ણ, અંગદ આદિ સર્વ વાનરાઓ તથા સુગ્રીવને પણ મૂર્છિત કરી, સુગ્રીવને ઉપાડી, પોતાની કાંખમાં દાબીને લંકા તરફ ચાલ્યો.[1]॥૯૮॥

चौ०—उमा करत रघुपति नरलीला । खेल गरुड जिमि अहि गण मीला ॥
भ्रुकुटि भंग जेहि कालहि खाई । ताहि कि ऐसी सोह लराई ॥ १ ॥
जग पावन कीरति विस्तारिहैं । गाय गाय नर भव निधि तरिहैं ॥
मूर्च्छा गइ मारुत सुत जागे । सुग्रीवहि तब खोजन लागे ॥ २ ॥
कपिराजहुकी मूर्च्छा बीती । निबुकी गयउ तब मृतक प्रतीती ॥
काटे दशन नासिका काना । गर्जि अकाश चला तेहि जाना ॥ ३ ॥
गहेसि चरण धर धरणि पछारा । अति लाघव पुनि उठि तेहि मारा ॥
पुनि आयउ प्रभु पहँ बलवाना । जयति जयति जय कृपानिधाना ॥ ४ ॥
नाक कान काटे तेहि जानी । फिरा क्रोध करि मानि गलानी ॥
सहज भीम पुनि बिनु श्रुति नासा । देखत कपि दल उपजी त्रासा ॥ ५ ॥

હે પાર્વતી ! રામચન્દ્રજી મનુષ્ય લીલા કરતા હતા, તેથી જેમ ગરુડજી સર્પોની સામે ખેલ કરે, તેમ રાક્ષસોની સામે ખેલ જ કરતા હતા. જો આમ ન હોય તો, જેની ભ્રુકુટિનો માત્ર ચાળો જ કાળને પણ ખાઈ જવા સમર્થ છે,તેમને એવી લડાઈ શોભે કે? ॥ ૧ ॥ 'જગતમાં પવિત્ર કીર્તિનો વિસ્તાર થાય, કે જે કીર્તિને ગાઈ ગાઇને માણસો સંસારરૂપી સમુદ્રને તરી જાય,' એવા ઉદ્દેશથી જ રામચન્દ્રજી મનુષ્ય લીલા કરતા હતા. મૂર્ચ્છા ઉતરી જતાં, હનુમાનજી જાગ્રત થયા, ત્યારે સુગ્રીવને શોધવા લાગ્યા. ॥૨॥ સુગ્રીવની પણ મૂર્છા ઉતરી ગઈ, ત્યારે સુગ્રીવે પોતાને કુંભકર્ણની કાખમાં દબાયેલો જોઈ, ડાંડાઇથી પોતાનો, શબ જેવો જ આકાર બતાવ્યો. આથી કુમ્ભકર્ણ જરાક પોચું

---

૧ વાળીએ, રાવણને કાખમાં દબાવ્યો હતો, તેનો બદલો લેવા અથવા વાનરાઓના રાજાને પકડવો એ જ વાનરાઓની સેનાનો પરાજય છે, એમ ધારી, સુગ્રીવને કાખમાં દાબી લઈને લંકા તરફ ચાલ્યો.

મૂકતાં સુગ્રીવ, તુરત કાખમાંથી નીકળી, દાંતોથી કુમ્ભકર્ણનાં નાકને તથા કાનને કાપી લઈ, ગર્જના કરી, આકાશમાં ચાલતો થયો. ॥ ૩ ॥ કે, જે વાત તુરત જ કુમ્ભકર્ણના જાણવામાં આવી જતાં, કુમ્ભકર્ણે પગ પકડીને તેને ધરતીપર પછાડયો. સુગ્રીવ, બડી ચાલાકીથી ધરતી પરથી ઉઠી, કુમ્ભકર્ણને થપ્પડ મારી, જલદી પાછો રામની પાસે આવ્યો અને 'હે કૃપાનિધાન ! જય, જય, જય,' એવા શબ્દો બોલ્યો. ॥૪॥ કુમ્ભકર્ણ, પોતાનાં નાક, કાનને કપાઈ ગયાં જાણી, તેથી લજાઇ, ક્રોધ કરીને પાછો રણભૂમિમાં આવ્યો. એ કુમ્ભકર્ણ, કે જે એક તો સ્વાભાવિક ભયંકર જ હતો અને વળી નાકથી તથા કાનથી રહિત થયો હતો, તેને જોઇને વાનરાઓનાં સૈન્યને ત્રાસ ઉત્પન્ન થયો. ॥ ૫ ॥

दो०—जय जय जय रघुवंश मणि, धाये कपि करि हूह ॥
एकहिं बार जो ताहिपर, डारे गिरिवर जूह ॥ ९९ ॥

વાનરાઓએ, 'જય, જય, જય, રામચન્દ્ર,' એમ બોલી, હૂ હૂ કરી, કુમ્ભકર્ણની સામે જઇને એકી વખતે તેના ઉપર અનેકાનેક પર્વતોનાં શિખરો નાખ્યાં. ॥ ૯૯ ॥

चौ०—कुंभकर्ण रण रंग विरोधा । सन्मुख चला काल जनु क्रोधा ॥
कोटि कोटि कपि धरि धरि खाई । जनु टीडी गिरि गुहा समाई ॥ १ ॥
कोटिन गहि शरीर महँ मर्दा । कोटिन मींज मिलायसि गर्दा ॥
मुख नासिका श्रवणकी बाटा । निकस पराहिं भालु कपि ठाटा ॥ २ ॥
रण मदमत्त निशाचर दर्पा । मानहुँ विश्व ग्रसन कहँ अर्पा ॥
मुरे सुभट रण फिरहिं न फेरे । सूझ न नैन सुनै नहिं टेरे ॥ ३ ॥
कुंभकर्ण कपि फौज बिडारी । सुनि धाये रजनीचर झारी ॥
देखी राम विकल कटकाई । रिपु अनीक नाना विधि आई ॥ ४ ॥

રણરંગથી ઉન્મત્ત થયેલો કુમ્ભકર્ણ ક્રોધી કાળને પેઠે સામો ચાલી, કરોડો વાનરાઓને પકડી પકડીને ખાવા લાગ્યો, જેમ ટીડો, પર્વતની ગુફામાં સમાય, તેમ વાનરાઓ, કુંભકર્ણના મોહોડામાં સમાઇ જવા લાગ્યા. ॥ ૧ ॥ કુંભકર્ણ, કરોડો વાનરાઓ પકડી પકડીને પોતાના શરીરમાં ચગદી નાખવા લાગ્યો અને કરોડોને હાથવતી ચોળી નાખીને ધરતીમાં મિલાવી દેવા લાગ્યો. વાનરાઓ તથા રીંછો કુંભકર્ણના નાકમાંથી તથા કાનોમાંથી નીકળી નીકળી ભાગવા લાગ્યાં. ॥ ૨ ॥ રણમાં મદોન્મત્ત અભિમાની કુમ્ભકર્ણે જાણે જગતને ગળી જવાનો સંકલ્પ કર્યો હોય એવું જણાવા લાગ્યું. મોટા મોટા વાનરાઓ તથા રીંછો પણ કુમ્ભકર્ણથી એવાં મરડાયાં કે જેથી, પાછાં ફેરવ્યાં ફરવા ન લાગ્યાં. લડવાનું કહેનારાઓની સામે પણ ન જોવા લાગ્યાં, એઓનાં વચનોને કાન પણ ન દેવા લાગ્યાં અને બોલાવતાં છતાં પણ જવાબ દેવા ન લાગ્યાં. ॥ ૩ ॥ 'કુમ્ભકર્ણે વાનરાઓની ફોજને વીંધી નાખી છે,' એવું સાંભળવામાં આવતાં, બીજા પણ અનેક રાક્ષસો, વાનરાઓની ઉપર દોડયા. રામચંદ્રજીએ, પોતાની સેનાને વ્યાકુલ થયેલી દીઠી અને શત્રુની સેનાને અનેક પ્રકારોથી આવી પહોંચેલી દીઠી. ॥ ૪ ॥

दो०-सुन सौमित्र बिभीषण, सकल सँभारहु सैन ॥
मैं देखौं खल बल दलहिं, बोले राजिव नैन ॥ १०० ॥

આથી કમળો સરખાં નેત્રોવાળા રામચંદ્રજી બોલ્યા કે, "હે લક્ષ્મણ ! હે વિભીષણ ! સાંભળો. તમો સઘળી સેનાની સંભાળ રાખજો અને હવે હું રાક્ષસોનાં બળને અને સૈન્યને જોઇ લઉં છું." ॥ ૧૦૦ ॥

चौ०-कर शार्ङ्ग विशिख कटि भाथा । मृगपति ठवनि चले रघुनाथा ॥
प्रथम कीन्ह प्रभु धनु टंकोरा । रिपु दल बधिर भयो सुनि शोरा ॥ १ ॥
धनु संधानि छांडि शर लक्षा । काल सर्प जनु चले सपक्षा ॥
अति बल चले निकर नाराचा । लगे कटन भट विकट पिशाचा ॥ २ ॥
कटहिं चरण शिर उर भुज दंडा । बहुतक वीर होहिं शत खण्डा ॥
घुर्मि घुर्मि घायल महि परहीं । उठहिं सँभारि सुभट फिरि लरहीं ॥ ३ ॥
लागत बाण जलद जिमि गाजैं । बहुतक देखि कठिन शर भाजैं ॥
रुंड प्रचंड मुंड विनु धावहिं । धरु धरु मारु मारु गुहरावहिं ॥ ४ ॥

રામચન્દ્રજીએ હાથમાં શાર્ઙ્ગ નામનું[1] ધનુષ ધરી, કમરપર ભાથાંઓ કસી લઈ સિંહના જેવી ચાલથી કુમ્ભકર્ણની સામે ચાલ્યા. રામચન્દ્રજીએ, પ્રથમ ધનુષનો એવો ટંકાર કર્યો કે, જેને સાંભળવાથી શત્રુનું સૈન્ય બેહેરૂં જ થઇ ગયું. ॥ ૧ ॥ રામચંદ્રજીએ, ધનુષ ચઢાવીને ફેંકવા માંડેલાં અતિ બલવત્તર લાખો બાણો પાંખોવાળા કાલ સર્પોની પેઠે ચાલવા લાગ્યાં અને રાક્ષસોની સેનાના મોટા મોટા યોદ્ધાઓને કાપવા લાગ્યાં.॥૨॥ રાક્ષસોના પગો, માથાંઓ, છાતીઓ તથા ભુજદંડો આદિ કપાવા લાગ્યાં. કેટલાએક વીરોના સો સો ટુકડા થઇ જવા લાગ્યા, સુભટો ઘાયલ થઇ, ચકરી ખાઇ ખાઇને ધરતીપર પડવા લાગ્યા અને કેટલાએક પડ્યા પછી પણ પાછા ઉભા થઈ, શરીર સંભાળીને લડવા લાગ્યા, ॥ ૩ ॥ રાક્ષસો, બાણો વાગવાથી મેઘની પેઠે ગાજવા લાગ્યા. ઘણા ખરા તો કઠિન બાણોને જોઇને ભાગવા જ લાગ્યા. માથાંઓ વગરનાં પ્રચંડ કબંધો, દોડવા લાગ્યાં અને 'પકડો, પકડો, મારો, મારો,' એવાં ઉચ્ચારણો કરવા લાગ્યાં. ॥૪॥

दो०-क्षणमहँ प्रभुके सायकन, काटे विकट पिशाच ॥
पुनि रघुंपतिके त्रोण महँ, प्रविश्यो आय नराच ॥ १०१ ॥

રામચન્દ્રજીનાં નારાચ નામનાં બાણો, ક્ષણ માત્રમાં વિકટ રાક્ષસોને કાપી નાખીને પાછાં ભાથાંઓમાં પેસવા લાગ્યાં. ॥ ૧૦૧ ॥

चौ०-कुंभकर्ण मन दीख विचारी । क्षणमहँ हते निशाचर झारी ॥
भयो क्रोध दारुण बल वीरा । करि मृग नायक नाद गँभीरा ॥ १ ॥

---

૧ શાર્ઙ્ગ ધનુષ વિષ્ણુ ભગવાનનું છે અને વિશ્વકર્માએ બનાવેલું છે, એ ધનુષ, વિષ્ણુ સિવાય બીજા કોઈના પણ તન્ત્રમાં રહેતું નથી.

कोपि महीधर लिये उपारी । डारेसि जहँ मर्कट भट भारी ॥
आवत देखि शैल प्रभु भारे । शरनि काटि रज सम करि डारे ॥ २ ॥
पुनि धनु तानि कोपि रघुनायक । छांडे अति कराल बहु सायक ॥
तनुमें प्रवेश निसरि शर जाहीं । जिमि दामिनि घनमाहिं समाहीं ॥ ३ ॥
शोणित श्रवत सोह तनु कारे । जिमि कज्जल गिरि मेरु पनारे ॥
विकल विलोकि भालु कपि धाये । विहँसा जबहि निकट चलि आये ॥ ४ ॥

મહા બલવાન્ વીર કુંભકર્ણ ક્ષણ માત્રમાં રાક્ષસોની મોટી સેનાને નષ્ટ થયેલી જોઇ, મનમાં વિચારી, ભારે કોપ કરી, સિંહના જેવો ગંભીર નાદ કરી, ॥ ૧ ॥ પર્વતનાં શિખરો ઉપાડી ઉપાડીને મોટા મોટા વાનર યોદ્ધાઓની ઉપર ફેંકવા લાગ્યો. રામચંદ્રજીએ ભારે ભારે શિખરોને આવતાં જોઈ, તે શિખરોને બાણોથી કાપી કાપીને રજસમાન કરી નાખ્યાં. ॥ ૨ ॥ અને વળી કોપથી ધનુષ ખેંચીને એવાં તો ઘણાં ઘણાં અતિ કરાલ બાણો ફેંકવા માંડયાં કે, જેઓ, કુંભકર્ણના શરીરમાં પ્રવેશ કરી, સોંસરવાં નીકળીને જેમ વીજળી એક વાદળાંમાંથી સોંસરવી નીકળીને બીજાં વાદળાંઓમાં જાય, તેમ બીજા રાક્ષસોનાં શરીરોમાં જવા લાગ્યાં. ॥ ૩ ॥ કાળાં શરીરવાળો અને જેના શરીરમાંથી લોહીના પ્રવાહો નીકળ્યા કરતા હતા એવો કુમ્ભકર્ણ, ગેરુનાં અનેક ઝરણાંઓવાળા કાજળના પહાડની પેઠે શોભવા લાગ્યો. વાનરાઓ કુમ્ભકર્ણને વ્યાકુલ થયેલો જોઇ, તેના ઉપર દોડી આવ્યા, પણ તેઓ જ્યારે સમીપમાં આવ્યા, ત્યારે કુમ્ભકર્ણ હસ્યો અને ॥ ૪ ॥

दो०–गर्जत धायउ वेग अति, कोटि कोटि गहि कीश ॥
महि पटकै मृगराज इव, शपथ करै दशशीश ॥ १०२ ॥

ગર્જના કરી, મોટા વેગથી વાનરાઓના સૈન્યમાં દોડયો. કુમ્ભકર્ણ સિંહની પેઠે કરોડ કરોડ વાનરાઓને પકડી પકડીને ધરતીપર પછાડવા લાગ્યો અને રાવણની દુહાઈ મનવવા લાગ્યો. ॥ ૧૦૨ ॥

चौ०–भागे भालु कपिनके यूथा । वृक विलोकि जिमि मेष वरुथा ॥
चले भागि कपि भालु भवानी । विकल पुकारत आरत वानी ॥ १ ॥
यह निशाचर दुकाल सम अहई । कपि कुल देश परन अब चहई ॥
कृपा वारिधर राम खरारी । पाहि पाहि प्रणतारत हारी ॥ २ ॥
करुणा वचन सुनत भगवाना । चले सुधारि शरासन बाना ॥
राम सैन निज पाछे घाली । चले सकोप महा बलशाली ॥ ३ ॥
खैंचि धनुष शत शर संधाने । छूटे तीर शरीर समाने ॥
लागत शर संभारि सो फिरा । कुधर डगमगेउ डोली धरा ॥ ४ ॥
लीन्हो तेहि एक शैल उपाटी । रघुकुल तिलक भुजा सोइ काटी ॥

धावा वाम बाहु गिरिधारी । प्रभु सोउ भुजा काटि महि डारी ॥ ५ ॥
काटे भुज सोहै खल कैसे । पक्ष हीन मन्दर गिरि जैसे ॥
उग्र बिलोकनि प्रभुहि बिलोका । मानहु ग्रसन चहत त्रैलोका ॥ ६ ॥

જેમ નાહારને જોઈ, ઘેંટાઓનાં ટોળાં ભાગવા લાગે, તેમ કુમ્ભકર્ણને જોઈ, વાનરાઓનાં ટોળાં ભાગવા લાગ્યાં. હે પાર્વતી! ભાગેલા વાનરાઓ, વ્યાકુલ થઈને આર્ત્ત વાણીથી પોકરવા લાગ્યા કે, ॥ ૧ ॥ "આ રાક્ષસ દુકાળ સમાન છે અને તે હમણાં વાનરાઓનાં કુલરૂપી દેશ ઉપર પડવાની ઇચ્છા કરે છે, માટે હે કૃપારૂપી વૃષ્ટિના મેઘરૂપ! હે ખર રાક્ષસને મારનારા! હે ભક્ત જનોની પીડાઓને હરનારા! હે રામચંદ્રજી! રક્ષા કરો, રક્ષા કરો." ॥૨॥ વાનરાઓનાં દીન વચનો સાંભળી, મહા બળવાન અને મોટી શક્તિવાળા રામચન્દ્રજી, ધનુષને તથા બાણોને સુધારી, પોતાની સેનાને પોતાની પછવાડે રાખી, કોપ કરીને આગળ ચાલ્યા.[1] ॥ ૩ ॥ રામચન્દ્રજીએ ધનુષ ખેંચીને સો બાણ કુમ્ભકર્ણ ઉપર ફેંકયાં અને તે સઘળાં બાણો કુંભકર્ણના શરીરમાં સમાઇ ગયાં. બાણો વાગતાં જ કુમ્ભકર્ણ શરીરની સંભાળ કરીને રામ તરફ વળ્યો, તે સમયમાં પર્વતો ડગમગવા લાગ્યા અને પૃથ્વી ડોલવા લાગી, ॥ ૪ ॥ કુમ્ભકર્ણે એક પર્વત ઉપાડીને હાથમાં લીધો, તેટલામાં રામચન્દ્રજીએ કુંભકર્ણનો એ હાથ જ કાપી નાખ્યો. કુમ્ભકર્ણ, ડાબા હાથમાં પર્વત લઈને દોડતાં, પ્રભુએ તેના ડાબા હાથને પણ કાપીને ધરતીપર નાખ્યો. ॥૫॥ જેના બન્ને હાથો કપાઈ ગયા એવો કુમ્ભકર્ણ, પાંખો વગરના મંદરાચળ જેવો શોભવા લાગ્યો. કુંભકર્ણે જાણે ત્રૈલોકયને ગળી જવા માગતો હોય એવી ઉગ્ર દૃષ્ટિ પ્રભુની સામે કરી. ॥૬॥

दो०—करि चिकार मुख घोर अति, धावा वदन पसार ॥
गगन सिद्ध सुर त्रास अति, हाहाकार पुकार ॥ १०३ ॥

કુમ્ભકર્ણે ચિત્કાર કરી, અત્યંત ભયંકર મોહોડું ફાડીને રામની સામે દોડતાં, આકાશમાં અત્યંત ત્રાસ પામેલા સિદ્ધો અને દેવતાઓ હાહાકાર પોકારવા લાગ્યા. ૧૦૩

चौ०—समय देव करुणानिधि जाने । श्रवण प्रयन्त शरासन ताने ॥
निशिख निकर निशिचर भरेऊ । तदपि महा बल भूमि न परेऊ ॥ १ ॥
शरनि भरा मुख सन्मुख धावा । काल त्रोण सजीव जनु आवा ॥
तब प्रभु कोपि तीव्र शर लीन्हा । धडसे भिन्न तासु शिर कीन्हा ॥ २ ॥
सो शिर परा दशानन आगे । विकल भयउ जिमि फणि मणित्यागे ॥
धरणि धसै धर धाव प्रचण्डा । तब प्रभु शर हति कृत युग खंडा ॥ ३ ॥
परै भूमि जिमि नभते भूधर । हठ दाबी कपि भालु निशाचर ॥

[1] વાનરાઓને જ્યાંસુધી પોતાનાં બળનો ભરોંસો હતો, ત્યાંસુધી રામચન્દ્રજીએ તેઓને આગળ જ રાખ્યા. હવે જ્યારે એઓએ હારીને આર્ત વચનો પોકાર્યાં, ત્યારે રામચન્દ્રજી, તેઓને પાછળ રાખીને પોતે આગળ ચાલ્યા.

प्रभु तेज प्रभु वदन समाना । सुर मुनि सबहि अचंबा माना ॥ ४ ॥
नभ दुंदुभी बजावहिं हर्षहिं । जय जय कहि प्रसन सुर वर्षहिं ॥
करि विनति सुर सकल सिधाये । तब तेहि समय देव ऋषि आये ॥ ५ ॥
गगनोपरि हरि गुण गण गाये । रुचिर वीर रस प्रभु मन भाये ॥
बेग हतहु खल मुनि कहि गये । राम समरमें सोभित भये ॥ ६ ॥

રામચન્દ્રજીએ દેવતાઓને ભય પામેલા જાણી, ધનુષને કાન પર્યંત ખેંચી, બાણોના સમૂહોથી કુમ્ભકર્ણના મોહોડાંને પૂરી નાખ્યું, તોપણ મહા બલવાન્ કુમ્ભકર્ણ પૃથ્વીપર પડ્યો નહીં ॥૧॥ બાણોથી પૂરાયેલાં મુખવાળો દોડ્યો આવતો કુમ્ભકર્ણ જાણે જીવતું કાળનું માથું હોય એવો દેખાવા લાગ્યો. આ સમયમાં રામચન્દ્રજીએ કોપ કરી, તીવ્ર બાણ ફેંકીને કુમ્ભકર્ણનાં માથાંને ધડથી જૂદું કરી નાખ્યું. ॥૨॥ એ માથું રાવણની આગળ જઈને પડતાં, રાવણ, જેમ મણિના વિનાશથી સર્પ વ્યાકુલ થઈ જાય, તેમ, વ્યાકુલ થઇ ગયો. કુમ્ભકર્ણનું પ્રચંડ ધડ પણ, ધરતીને ધ્રુજાવતું ધ્રુજાવતું સામે દોડતાં, રામચન્દ્રજીએ બાણ મારીને તેના બે ટુકડા કરી નાખ્યા. ॥ ૩ ॥ જેમ આકાશમાંથી પર્વત પડે, તેમ કુમ્ભકર્ણના ટુકડાઓ પડતાં, તેની નીચે કેટલાએક વાનરાઓ, રીંછો અને રાક્ષસો પણ દબાઇ મુવા, કુમ્ભકર્ણનું તેજ, પ્રભુના મુખમાં સમાયું, કે જે જોઇને સઘળા દેવતાઓએ તથા મુનિઓએ આશ્ચર્ય માન્યું.[1] ॥ ૪ ॥ પ્રસન્ન થયેલા સર્વ દેવતાઓએ આકાશમાં દુંદુભિઓ બજાવી, જય જય શબ્દનું ઉચ્ચારણ કરી, પુષ્પોની વૃષ્ટિ કરી, વિનતિ કરીને પાછા સ્વર્ગ લોકમાં જતા હતા, તે સમયે નારદજી આવ્યા. ॥ ૫ ॥ નારદજી આકાશમાં ઉભા રહી, પ્રભુનાં મનને ગમે એવું વીર રસથી ભરેલું પ્રભુના ગુણગણોનું ગાયન કરી, ‘ દુષ્ટ રાક્ષસોને જલદી મારો,’ એમ કહીને ત્યાંથી ચાલ્યા ગયા. પ્રભુ રામચન્દ્રજી યુદ્ધ ભૂમિમાં શોભવા લાગ્યા. ॥ ૬ ॥

छं०—संग्राम भूमि विराज रघुपति अतुल बल शोभा घनी ॥
श्रम बिन्दु मुख राजीव लोचन रुचिर तनु शोणित कनी ॥
भुज युगल फेरत शर शरासन भालु कपि चहुँ दिशि बने ॥
कह दास तुलसी कहि न शक छवि शेष जेहि आनन घने ॥ ६ ॥

અતુલ બલવાળા, મુખ ઉપર આવી રહેલા પસીનાનાં બિંદુઓથી તથા સુંદર શરીર ઉપર ઉડેલી રુધિરની કણીઓથી, બહુ જ દીપી રહેલા, કમળો સરખાં નેત્રોવાળા, બન્ને હાથમાં ધનુષ બાણ ફેરવતા અને જેની ચોમેર રીંછો તથા વાનરાઓ ઉભા હતા એવા રામચન્દ્રજી રણભૂમિમાં શોભવા લાગ્યા. તુલસીદાસ કહે છે કે, હજાર મુખોવાળા શેષનાગ પણ, તે સમયની રામચન્દ્રજીની છબીનું વર્ણન કરી શકે નહીં ॥૬॥

दो०—निशिचर अधम मलायतन, ताहि दीन निज धाम ॥
गिरिजा ते नर मंद मति,जे न भजहिं श्रीराम ॥ १०४ ॥

૧ કુમ્ભકર્ણ, જપ, તપ તથા યોગ આદિ કર્યાં વિના જ મુક્ત થયો, તેથી.

હે પાર્વતી! રામચન્દ્રજી, કે જેમણે, અધમ અને પાપોના નિવાસરૂપ રાક્ષસોને પણ પોતાનું ધામ આપ્યું, તેમને જે મનુષ્ય ન ભજે, તેને મંદ બુદ્ધિવાળો જ જાણવો. ॥ ૧૦૪ ॥

चौ०-दिनके अंत फिरी दोउ अनी । समर भयो सुभटन सन घनी ॥
राम कृपा कपि दल बल बाढा । जिमि तृण पाय लाग अति डाढा ॥ १ ॥
छीजहिं निशिचर दिन अरु राती । निज मुख कहे सुकृत जेहि भाँती ॥
बहु विलाप दशकंधर करई । पुनि पुनि बंधु शीश उर धरई ॥ २ ॥
रोवहिं नारि हृदय हति पानी । तासु तेज बल विपुल बखानी ॥
मेघनाद तेहि अवसर आवा । कहि बहु कथा पितहि समुझावा ॥ ३ ॥
देखहु काल्हि मोरि मनुसाई । अबहिं बहुत का करौं बडाई ॥
इष्ट देवसे बल रथ पायउँ । सो वर तात न तुमहिं सुनायऊँ ॥ ४ ॥
इहि विधि जल पत भयो विहाना । लगे भालु कपि चहुँ दिशि नाना ॥
इत कपि भालु काल सम वीरा । उत रजनीचर अति रणधीरा ॥ ५ ॥
लरहिं सुभट निज निज जय हेतू । वरणि न जाय समर खगकेतू ॥

સુભટોનો પરસ્પરની સામે ભારે સંગ્રામ મચી રહેતાં જ્યારે દિવસનો અંત (સાયંકાલ) થયો, ત્યારે બન્ને સેનાઓ યુદ્ધમાંથી પાછી ફરી. જેમ ખડ પ્રાપ્ત થવાથી અગ્નિની જ્વાલા વધે, તેમ રામની કૃપાથી વાનરાઓની સેનાનું બળ વૃદ્ધિ પામ્યું. ॥૧॥ જેમ પોતાનાં મોહોડાંવતી કહી સંભળાવવાથી પોતાનું પુણ્ય ક્ષીણ થાય, તેમ રાક્ષસો રાત દિવસ ક્ષીણ થવા લાગ્યા. રાવણ વારંવાર કુંભકર્ણનાં માથાંને છાતીમાં લઇને બહુ વિલાપ કરવા લાગ્યો ॥ ૨ ॥ અને સ્ત્રીઓ તેના અપાર તેજને તથા બળને વખાણી વખાણી રડવા લાગી તથા છાતી કુટવા લાગી. આ સમયમાં મેઘનાદે ત્યાં આવી, ઘણી ઘણી વાતો કરીને પિતાને સમજાવ્યો કે, ॥ ૩ ॥ "હું આજ ઝાઝી શી બડાઈ કરૂં. કાલે મારી વીરતાને જોઈ લેજો. હે તાત! મેં ઈષ્ટ દેવની પાસેથી બળ તથા રથરૂપ વરદાન મેળવ્યું છે, તે વાત તો તમને સંભળાવી પણ નથી." ॥ ૪ ॥ આ પ્રમાણે બકવાદ કરતાં કરતાં પ્રભાત થઇ ગયું. અનેક વાનરાઓ તથા રીંછો ચારે દિશાઓનાં દ્વારોપર હાજર થઈ ગયાં. એક તરફ કાલ જેવા પરાક્રમી વાનરાઓ તથા રીંછો તૈયાર થઈ ઉભા. ॥ ૫ ॥ હે ગરુડજી! પોતપોતાના પક્ષના જયને વાસ્તે એવું યુદ્ધ કરવા લાગ્યા કે, તે વર્ણવ્યું જતું નથી. ॥

दो०-मेघनाद माया मय, रथ चढि गयउ अकाश ॥
गर्जेउ प्रलय पयोद जिमि, भा कपि दल अति त्रास ॥ १०५ ॥

મેઘનાદે માયામય રથમાં ચઢી, આકાશમાં જઈ, પ્રલય કાળના મેઘના જેવી ગર્જના કરી, આ ગર્જનાથી વાનરાઓના સૈન્યમાં ભારે ત્રાસ વર્તી રહ્યો. ॥ ૧૦૫ ॥

चौ०[1]–तेहि छिन कर मायाकी सीता । रथ चढाय कर चलो अभीता ॥
पहुँचो जब संग्राम मझारी । लख हनुमन्तहिं गिरा उचारी ॥ १ ॥
जेहिके हित ठानी तुम रारी । अब सियको डारतहौं मारी ॥
याहि मरे सब मिटहि लराई । कहि अस असि सन मार गिराई ॥ २ ॥
तब हनुमान कह्यो रिसियाई । हनि डारहु निश्चर कहु धाई ॥
किलकिलाय कपि कीन्ह प्रहारी । सहि न शक्यो किय लंक पसारी ॥३॥
तब मारुत सुत तजी लडाई । प्रभु ढिग जा सब बात सुनाई ॥
मूर्च्छित हो सुनि श्रीरघुनायक । करत विलाप विविध अघत्रायक ॥ ४ ॥

મેઘનાદે આ ક્ષણમાં માયાની સીતા બનાવી, તેને પોતાના રથમાં ચઢાવીને નિર્ભયપણાથી ચાલ્યો, તે રણભૂમિમાં જઈ પહોંચ્યો. એણે હનુમાનજીને જોઇને કહ્યું કે, "તમોએ જેને વાસ્તે લડાઈ ઉભી કરી છે, તે સીતાજીને હું મારી નાખું છું. ॥ ૧ ॥ સીતા મરે તો સઘળી લડાઈ મટી જાય." એમ કહી, તરવાર મારીને તેણે સીતાજીને પાડી દીધી. ॥૨॥ હનુમાનજીએ, આથી ક્રોધાક્રાંત થઇને વાનરાઓને કહ્યું કે, "તમો દોડીને આ રાક્ષસને મારી નાખો." વાનરાઓએ કીકીયાટી કરીને એવો પ્રહાર માંડયો કે, જેનું સહન નહીં કરી શકતાં ઇંદ્રજિત પાછો લંકામાં પેસી ગયો. ॥૩॥ આ સમયમાં હનુમાનજીએ લડાઈ છોડી, રામચન્દ્રજી પાસે જઇને સીતાના વધની વાત સંભળાવતાં રામચન્દ્રજી પોતે સર્વનાં દુઃખને નષ્ટ કરનારા છતાં દુઃખથી મૂર્ચ્છિત થઈ ગયા અને પછી વિલાપ કરવા લાગ્યા કે, ॥ ૪ ॥

दो०–लक्ष्मण सिय विन अब नहीं, हम करिहैं संग्राम ॥
नारि पतिव्रत जगतमें, जहँ तहँ मिलत न वाम ॥ १०६ ॥

"હે લક્ષ્મણ ! હવે સીતા નષ્ટ થઈ ગયાં, તેથી આપણે સંગ્રામ નહીં કરીશું, સીતા જેવી પતિવ્રતા સ્ત્રી જગતમાં જ્યાં ત્યાં મળે જ નહીં. ॥ ૧૦૬ ॥

चौ०–सीता हमसे पतिको पाई । मृतक हुई अनाथकी नाई ॥
अब सुख कवन अवध पुर जैहौं । माता कहँ उत्तर कह देहौं ॥ १ ॥
अस कहि मूर्च्छि परे प्रभु जबहीं । आयो सपदि विभीषण तबहीं ॥
समाचार सुन बोलो बाता । सब यह झूठी है जन त्राता ॥ २ ॥
हनुमंतहि तुम लंक पठावहु । सपदि कुशल सियकी मँगवावहु ॥
सीतहिं रक्षिक अति भारी । कोउ नहिं ताको शकत निहारी ॥ ३ ॥
मायाकी सीता तिन मारी । सुनि यह वचन धीर प्रभु धारी ॥
सूक्ष्म रूप मारुत सुत जाई । सियकी कुशल देख पुनि आई ॥ ४ ॥

સીતા મારા જેવા પતિને પ્રાપ્ત થઇને અનાથની પેઠે મરી ગઈ, તો હવે હું કયા

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

સુખને વાસ્તે અયોધ્યામાં જઈશ ? અને માતાને શો ઉત્તર આપીશ ? " ॥૧॥ આમ બોલીને પ્રભુ મૂર્છિત થઈ પડ્યા, તે જ સમયમાં તુરત વિભીષણ ત્યાં આવ્યો. વિભીષણ આ હકીકત સાંભળીને બોલ્યો કે, "હે ભક્ત જનોના રક્ષક રામચન્દ્રજી ! આ સઘળી જૂઠી વાત છે. ॥ ૨ ॥ આપ હનુમાનજીને લંકામાં મોકલો અને તુરત સીતાજીના કુશલ ખબર મંગાવો. સીતાજીને એવા પ્રકારથી રાખવામાં આવેછે કે,તેને રાવણ સિવાય બીજો કોઈ પણ જોઈ શકે નહીં. ॥ ૩ ॥ ઇંદ્રજિતે માયાની સીતા મારી છે. વિભીષણનાં વચનો સાંભળી પ્રભુએ ધીરજ ધરી, હનુમાનજીએ ગુપ્ત રૂપથી લંકામાં જઈ, સીતાને કુશલ જોઈ, પાછા આવીને ॥ ૪ ॥

दो०—रघुपतिसे सब कुशल कहि, सुख मानो हनुमान ॥
धरि धीरज पुनि युद्ध कहँ, सबहिन कीन्ह पयान ॥ १०७ ॥

રામચન્દ્રજીને સર્વ કુશલ સંભળાવ્યું અને હનુમાનજીનાં એ કામથી સર્વેએ સુખ માન્યું. પછી સર્વે યોદ્ધાઓએ ધીરજ ધરી, યુદ્ધ કરવાને વાસ્તે પ્રયાણ કર્યું. ॥ ૧૦૭ ॥

चौ०—मेघनाद पुनि आयो धाई । लाग्यो करन समर दुखदाई ॥
शक्ति शूल शर परिघ कृपाना । अस्त्र शस्त्र कुलिशायुध नाना ॥ १ ॥
डारे परशू प्रचण्ड पषाना । लागा वृष्टि करन विधि नाना ॥
रहे दशहुँ दिशि सायक छाई । मानहु मघा मेघ झरि लाई ॥ २ ॥
धरु धरु मारु सुनहिं कपि काना । जो मारै तेहि काहु न जाना ॥
गहि गिरि तरु अकाश कपि धावहिं । देखहिं तहि न दुखित फिरि आवहिं॥३॥
अवघट बाट घाट गिरिकंदर । मायाबल कीन्हेसि शर पंजर ॥
जाहिं कहां व्याकुल भय बंदर । सुरपति वंदि परे जनु मंदर ॥ ४ ॥
मारुत सुत अंगद नल नीला । कीन्हेसि बिकल सकल बलशीला ॥
पुनि लक्ष्मण सुग्रीव विभीषण । शरन मार कीन्हेसि जर्जर तन ॥ ५ ॥
पुनि रघुपति सन जूझै लागा । शर छांडत होई लागहिं नागा ॥
व्याल फांस बश भये खरारी । स्ववश अनंत एक अविकारी ॥ ६ ॥
नट इव कपट चरित कर नाना । सदा स्वतंत्र राम भगवाना ॥
रण शोभा हित आपु बंधावा । देखि दशा देवन दुख पावा ॥ ७ ॥

મેઘનાદ ( ઇંદ્રજિત ) પાછો દોડીને રણ ભૂમિમાં આવ્યો અને દુઃખદાયી યુદ્ધ કરવા લાગ્યો.[1] મેઘનાદ, સાંગ, ત્રીશૂલ, બાણ, પરિઘ અને ખડ્ગ ઇત્યાદિ અસ્ત્ર, શસ્ત્રોને તથા વજ્રાદિ અનેક આયુધોને ફેંકવા લાગ્યો ॥ ૧ ॥ અને પ્રચંડ કુહાડાઓની તથા પાષાણો વગેરેની અનેક પ્રકારની વૃષ્ટિઓ કરવા લાગ્યો. દશે દિશાઓમાં વ્યાપેલાં બાણો જાણે મઘા નક્ષત્રમાં વાદળાંઓની ભારે ઝડી જામી હોય એવાં દેખાવા લાગ્યાં ॥ ૨ ॥ 'પકડો, પકડો, અને મારો, મારો,' એવા જ શબ્દો વાનરાઓને કાને પડતા હતા અને જે

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

ધણી મારતો હતો, તે કોઈના જોવામાં આવતો ન હતો. વાનરાઓ, પર્વતને અને વૃક્ષોને હાથમાં લઈ, આકાશમાં દોડવા લાગ્યા, પણ ત્યાં તે ધણી ( ઇંદ્રજિત ) નહીં જોવામાં આવતાં, ॥ ૩ ॥ દુઃખી થઈને પાછા આવવા લાગ્યા. ઇંદ્રજિતે માયાના બળથી વિષમ માર્ગોમાં, વિષમ સ્થલોમાં અને પર્વતોની ગુફાઓમાં પણ એવું બાણમય પંજર બનાવી દીધું કે, જેથી વાનરાઓ કયાંય પણ જઈ શકે નહીં. ભયથી વ્યાકુલ થયેલા વાનરાઓ ક્યાં જાય ? કયાંય પણ જવાની જગ્યા રહી નહીં, તેથી સર્વે વાનરાઓ ઇંદ્રના બંદીખાનામાં પડેલા પર્વતો જેવા દેખાવા લાગ્યા. ॥૪॥ બળવાન્ ઇંદ્રજિતે, હનુમાનજી, અંગદ, નલ તથા નીલ ઇત્યાદિ સર્વ વાનરાઓને વ્યાકુલ કરી નાખ્યા. ॥ ૫ ॥ પછી એ દુષ્ટ ઇંદ્રજિત, રામચન્દ્રજીની સામે યુદ્ધ કરવા લાગ્યો અને એવાં બાણો મૂકવા લાગ્યો કે, જેઓ સર્પો બનીને રામચન્દ્રજીને વીંટાઈ રહેવા લાગ્યાં. રામચન્દ્રજી સ્વતંત્ર ભગવાન છતાં પણ, નાગપાશને વશ થઈ ગયા. ॥૬॥ હે પાર્વતી ! પ્રભુ સર્વદા સ્વતંત્ર, એક તથા અધિકારી છતાં પણ નરની પેઠે, માયાથી અનેક લીલાઓ કરે છે. એમણે રણની શોભાને વાસ્તે નાગપાશોથી પોતાનાં શરીરને બંધાવા દીધું. રામચન્દ્રજીની આ દશા જોઈને દેવતાઓ ખેદ પામ્યા. ॥ ૭ ॥

दो०–खगपति जाकर नाम जपि, नर काटहिं भव पाश ॥
सो प्रभु आव कि बंधतर, व्यापक विश्व निवास ॥ १०८ ॥

હે ગરુડજી ! માણસો જેનાં નામનો જપ કરીને સંસારરૂપી મહા પાશને કાપી નાખે છે, તે વ્યાપક અને જગતના નિવાસરૂપ પ્રભુ, કોઈના બાંધ્યા બંધાય કે ?॥૧૦૮॥

चौ०–चरित रामके सगुण भवानी । तरकि न जाँय बुद्धि बल बानी ॥
असि विचारि जो परम विरागी । रामहिं भजहिं तर्क सब त्यागी ॥ १ ॥
व्याकुल कटक कीन्ह घननादा । पुनि भा प्रगट कहत दुर्वादा ॥
जाम्बवन्त कह खल रह ठाढा । सुन कर ताहि क्रोध अति बाढा ॥ २ ॥
बूढ जानि शठ छाँडेउ तोहीं । लागेसि अधम प्रचारन मोहीं ॥
अस कहि तरल त्रिशूल चलावा । जाम्बवन्तसो कर गहि धावा ॥ ३ ॥
मारेउ मेघनादकी छाती । परा धरणि घुर्मित सुर घाती ॥
पुनि रिसाय गहि चरण फिरावा । महि पछारि निज बल देखरावा ॥ ४ ॥
वर प्रसाद सो मरै न मारा । तब पद गहि लंका पर डारा ॥
इहां देवऋषि गरुड पठाये । राम समीप सपदिं चलि आये ॥ ५ ॥

હે પાર્વતી ! 'રામનાં સગુણ ચરિત્રો, બુદ્ધિના બળથી ધાર્યાં ન જાય અને વાણીથી કહ્યાં ન જાય એવાં છે,' એમ વિચારી, પરમ વૈરાગ્યવાળા લોકો, સર્વ તર્કોનો ત્યાગ કરીને રામને ભજે છે. ॥ ૧ ॥ મેઘનાદ, એવી રીતે સઘળા કટકને વ્યાકુલ કરી નાખી, પાછો પ્રગટ થઈને દુર્વચનો બોલવા લાગતાં, જાંબુવાને તેને કહ્યું કે, "હે ખળ ! ઉભો રહેજે." આ સાંભળી, અત્યંત ક્રોધ પામેલો ઇંદ્રજિત બોલ્યો કે, ॥ ૨ ॥ "અરે નીચ !

અરે અધમ ! તને બુઢ્ઢો જાણીને છોડી દીધો છે; તે છતાં તું મને ધમકાવવા લાગ્યો છે ?" એટલું બોલીને તેને ત્રિશૂલ ફેંકતાં, જાંબુવાને તે જ ત્રિશૂલ પકડી લઈ, દોડીને ॥ ૩ ॥ તેની છાતીમાં એવું માર્યું કે જેથી તે ઇંદ્રજિત ઘુમરી ખાઇને ધરતીપર પડ્યો. વળી જાંબુવાને ક્રોધ કરી, તેના બન્ને પગ પકડી, તેને ફેરવી, ધરતીપર પછાડીને પોતાનું બળ દેખાડયું. ॥ ૪ ॥ 'એ ઇન્દ્રજિત વરદાનના પ્રભાવને લીધે મારો માર્યો મરશે નહીં,' એમ જાણવામાં આવ્યું ત્યારે તેને પગ પકડીને લંકામાં ફેંકી દીધો.[1] અહીં નારદજીએ ગરુડજીને મોકલ્યા અને તે તુરત જ રામની પાસે ચાલ્યા આવ્યા. ॥ ૫ ॥

चौ०—कह्यो भवानी तब सुख पाई । शक्ति सुलोचन केहि विधि पाई ॥
तब शिव कहन लगे इतिहासा । मन प्रसंन कर सुरुख निवासा ॥ १ ॥
मेघनाद तप कीन्ह अपारा । तब देवी वर मांग उचारा ॥
मेघनाद कह सुनहु भवानी । यान लोप दीजै सुखदानी ॥ २ ॥
तेहि पर चढ सन्मुख जेहि धावौं । विना प्रयास मार तेहि लावौं ॥
रथ दीन्हो देवी सुख पाई । कह्यो सदा रख याहि छिपाई ॥ ३ ॥
परै कठिन रण जब कहुँ आई । तब यहि महँ चढ करहु लराई ॥
जाय अकाश पहर दोमाहीं । जितिहौ समर वीर शक नाहीं ॥ ४ ॥

પાર્વતીએ[2] કથાના પ્રસંગથી રાજી થઇને સદાશિવને પૂછ્યું કે, "ઇંદ્રજિતને સુલોચના નામની પતિવ્રતા સ્ત્રી અને બ્રહ્માની સાંગ કેવી રીતે મળી હતી ?" આ સાંભળી સુખના નિવાસરૂપ સદાશિવ, મન પ્રસન્ન કરી, ઇતિહાસ કહેવા લાગ્યા કે,॥૧॥ "મેઘનાદે અપાર તપ કર્યું, તે સમયમાં દેવીએ, તેને કહ્યું કે, 'વર માગ,' મેઘનાદ બોલ્યો કે, 'સુખ દેનારાં હે ભગવતી ! સાંભળો. મને કોઈના જોવામાં ન આવે એવો રથ આપો, ॥૨॥ કે જે રથમાં ચઢીને હું શત્રુની સામે જાઉં; તો તે શત્રુને વિના પ્રયાસે મારીને જ આવું.' દેવીએ રાજી થઈ, રથ આપીને તેને કહ્યું કે, 'આ રથને સર્વદા ગુપ્ત જ રાખજે. ॥૩॥ જ્યારે કોઈ કઠિન સંગ્રામ આવી પડે, ત્યારે આ રથમાં ચઢીને લડાઈ કરજે. આ રથથી આકાશમાં જઈ, બે પહોરની અંદર મોટા વીરને પણ સંગ્રામમાં જિતી શકીશ, એમાં કશો સંશય નથી. ॥ ૪ ॥

दो०—जो त्यागे द्वादश वरस, नींद अन्न अरु नारि ॥
तासों मत करिये समर, सो तोहिं डारै मारि ॥ १०९ ॥

---

૧ વાલ્મીકીય રામાયણમાં લખ્યું છે કે, સીતાજીને રણભૂમિ દેખાડવાને વાસ્તે, રાવણે, પુષ્પક વિમાનમાં બેસાડીને મોકલ્યાં અને સાથે ત્રિજટાને મોકલી. રામને તથા લક્ષ્મણજીને નાગપાશથી બન્ધાયેલા જોઈ, પ્રાણ રહિત થયેલા જાણીને સીતાજી બહુ વિલાપ કરવા લાગતાં, ત્રિજટાએ તેમને સમજાવ્યાં કે, 'રામ તથા લક્ષ્મણ જીવે છે. કેમ કે, એમનાં મુખોની શોભા જેવી જોઈએ તેવી છે. વળી આ વિમાન વિધવા સ્ત્રીને ધારણ જ કરતું નથી, તેથી પણ રામને જીવતા સમજો.' ઈત્યાદિ સમજાવીને વિમાન પાછું ફેરવ્યું. ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

જેણે બાર વર્ષ સૂધી નિદ્રા, અન્ન અને સ્ત્રી, એઓનો ત્યાગ કર્યો હોય, તેની સામે કદી પણ લડીશ નહીં. જો છેડીશ, તો તે તને મારી નાખશે.' ॥ ૧૦૯ ॥

चौ०—यह कह अंतर भई भवानी । शिवकी कठिन तपस्या ठानी ॥
समर करत भय लगै न तोहीं । यह वरदान दिया शिव ओहीं ॥ १ ॥
एक दिवस ले सेन अपारा । चढ्यो इन्द्रपर कियो प्रहारा ॥
ठान्यो समर भयंकर भारी । वासवको पुनि धरयो प्रचारी ॥ २ ॥
ले आवा पुनि लंक मंझारी । रावणने सुख मानो भारी ॥
तुरत कमल भव लंक सिधाये । तजो इन्द्र यह वचन सुनाये ॥ ३ ॥
दियो छाँडि सुनि विधिके वयना । भये प्रसन्न तब अज सुख अयना ॥
तबहिं अमोघ शक्ति विधि दीन्ही । गये प्रसन्न मति हरि पद लीन्ही ॥ ४ ॥

એટલું કહીને દેવી અંતર્ધાન થઈ જતાં, તે પછી મેઘનાદે સદાશિવ ઉપર ભારે તપશ્ચર્યા કરી. સદાશિવે પ્રસન્ન થઇને, તેને વરદાન આપ્યું કે, 'તને યુદ્ધ કરતાં ભયજ ઉત્પન્ન થશે નહીં,' ॥ ૧ ॥ પછી મેઘનાદે અપાર સૈન્યને પોતાની સાથે લઈ, ઇંદ્રપર ચઢાઈ કરી, ભારે ભયંકર લડાઈ કરીને ઇંદ્રને ચાલાકીથી પકડી લીધો ॥૨॥ અને પકડીને લંકામાં આણ્યો. આ જોઈ, રાવણે ભારે આનંદ માન્યો. બ્રહ્માએ તુરતજ લંકામાં જઇને મેઘનાદને કહ્યું કે, 'ઇંદ્રને છોડી દે.' ॥૩॥ બ્રહ્માનું વચન રાખવાને વાસ્તે મેઘનાદે ઇંદ્રને છોડી દેતાં, સુખના નિવાસરૂપ બ્રહ્મા પ્રસન્ન થઈ, તે મેઘનાદને વીરઘાતિની નામની અમોઘ સાંગ આપી, પોતાનાં ચિત્તને પ્રભુના ચરણોમાં લગાવીને ત્યાંથી ગયા. ॥ ૪ ॥

दो०—नागलोक घननादने, तुरतहि कीन्ह पयान ॥
तहां वासुकी नागसे, कीन्हो युद्ध महान ॥ ११० ॥

પછી મેઘનાદે તુરતજ નાગલોક ઉપર ચઢાઈ કરીને ત્યાં વાસુકિ નાગની સામે ભારે યુદ્ધ કર્યું. ॥ ૧૧૦ ॥

चौ०—चौदह दिवस युद्ध करि भारी । बांध लियो अहिराज प्रचारी ॥
लंका लाय पितहि दिखरायो । बांध्यो बहुरि गेह ले आयो ॥ १ ॥
कह्यो वासुकी त्यागो हमको । कन्या ब्याह देहुँ मैं तुमको ॥
छांडि दियो सुनि वचन भवानी । दीन्ह वासुकी सुता सयानी ॥ २ ॥
यहि विधि मिली सुलोचनि नारि । इन्द्रजीत भा नाम सुरारी ॥
एहि विधि महाशक्ति खल पाई । सो सब तुमको दीन्ह सुनाई ॥ ३ ॥

મેઘનાદે ચૌદ દિવસ સૂધી યુદ્ધ કરી, વાસુકિને ગભરાવી, બાંધી લઈ, લંકામાં આણીને રાવણની નજરે કર્યો અને પછી વધારે બાંધીને પોતાને ઘેર આણ્યો. ॥ ૧ ॥ વાસુકિએ પ્રાર્થના કરી કે, 'મને છોડી દો તો હું તમને મારી કન્યા પરણાવું.' વાસુકિનું કહેવું સાંભળીને મેઘનાદે વાસુકિને છોડી મૂક્યો અને વાસુકિએ તેને પોતાની સુલોચના

નામની પ્રવીણ કન્યા આપી. ॥ ૨ ॥ હે પાર્વતી ! આ પ્રમાણે તેણે સુલોચના નામની સ્ત્રી મળી અને ઇન્દ્રને જિતી લીધો ત્યારથી 'ઇંદ્રજિત' એવું નામ પણ મળ્યું. એ ખળને જે પ્રકારે બ્રહ્માની સાંગ મળી હતી, તે સઘળો પ્રકાર તમને કહી સંભળાવ્યો.[1] ॥ ૩ ॥

दो०–पन्नगारि खाये सकल, क्षणमहँ व्याल बरुथ ॥
भई विगत माया तुरत, हरषे वानर यूथ ॥ १११ ॥

ગરુડજી આવીને ક્ષણ માત્રમાં સઘળા સર્પોના યૂથને ખાઇ ગયા. નાગપાશરૂપી માયા તુરત જ જતી રહેતાં વાનરાઓની સેના રાજી થઇ. ॥ ૧૧૧ ॥

दो०–गहि गिरि पादप उपल नख, धाये कीश रिसाय ॥
चले तमीचर विकल अति, गढपर चढें पराय ॥ ११२ ॥

વાનરાઓ, પર્વતોને, વૃક્ષોને તથા પથરાઓને હસ્તોમાં લઇ, નખોને પણ સજ્જ કરીને યુદ્ધ કરવા દોડયા. આથી રાક્ષસો અત્યંત વ્યાકુલ થઇ, ભાગીને ગઢ પર ચઢી ગયા. ॥ ૧૧૨ ॥

चौ०–मेघनादकी मूर्छा जागी । पितहि विलोकि लाज अति लागी ॥
तुरत गयउ सो गिरिवर कंदर । करौं अजय मख अस निज मन धर॥१॥
सो सुधि पाय विभीषण कहई । सुन प्रभु समाचार अस अहई ॥
मेघनाद मख करै अपावन । खल मायावी देव सतावन ॥ २ ॥
जो प्रभु सिद्ध होइ सो पाइहि । नाथ वेगि रिपु जीति न जाइहि ॥
सुनि रघुपति अतिशय सुख माना । बोलि लिये अंगद हनुमाना ॥ ३ ॥
लक्ष्मण संग जाहु सब भाई । करहु विध्वंस यज्ञ कर जाई ॥
तुम लक्ष्मण रण मारेउ ओही । देखि सभय सुर दुख अति मोही ॥ ४ ॥
जाम्बवंत कपिराज विभीषण । सेन समेत रहहु तीनौ जन ॥
जब रघुवीर दीन्ह अनुशासन । कटि निषंग कर बाण शरासन ॥ ५ ॥
प्रभु प्रताप उर धरि रणधीरा । बोलेउ घन इव गिरा गँभीरा ॥
जो तेहि आजु वधे बिनु आवौं । तौ रघुपति सेवक न कहावौं ॥ ६ ॥
जो शत शंकर करहिं सहाई । तदपि हतौं रघुवीर दुहाई ॥

મેઘનાદની મૂર્ચ્છા ઉતરતાં, તે મેઘનાદ પોતાના પિતાને જોઇ, પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ નહીં થવાથી લજાઇને 'હવે હું અજય યજ્ઞ કરૂં કે જેથી, કોઇથી પણ જિતાઉં નહીં,' એવી ઈચ્છા ધરી, મોટા પર્વતની ગુફામાં ગયો. ( આ ગુફા લંકાના ઉપવનમાં જ હતી અને તે 'નિકુંભિલા' એવા નામથી ઓળખાતી હતી. ઇંદ્રજિતે, એ જ સ્થાનમાં યજ્ઞો કરીને અનેક વરદાનો મેળવ્યાં હતાં. ) ॥૧॥ વિભીષણના ચાર મંત્રીઓ, કે જેઓ ગુપ્તરૂપથી લંકામાં જઇને ક્ષણ ક્ષણની ખબર લાવતા હતા, તેઓના કહેવાથી

[1] અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

વિભીષણને આ ખબર મળતાં, વિભીષણે તુરત જ રામની પાસે આવીને કહ્યું કે, "હે પ્રભુ ! સાંભળો આ સમયમાં આવા સમાચાર મળ્યા છે કે, મેઘનાદ કે જે ખળ, માયાવી અને દેવતાઓને દુઃખ દેનારો છે, તે અપવિત્ર આભિચારિક યજ્ઞ કરવા લાગ્યો છે. ॥ ૨ ॥ હે પ્રભુ ! જો એ યજ્ઞ સિદ્ધ થઇ જશે, તો મેઘનાદ કદી પણ શીઘ્ર જિતી શકાશે નહીં." આ સાંભળી, બહુ જ રાજી થયેલા રામચન્દ્રજીએ, અંગદને તથા હનુમાનજીને બોલાવીને આજ્ઞા કરી કે, ॥ ૩ ॥ "તમો લક્ષ્મણની સાથે જાઓ અને જઇને યજ્ઞનો વિધ્વંસ કરી નાખો. હે લક્ષ્મણ ! તમે યુદ્ધમાં એ ઇંદ્રજિતને મારી જ નાખજો. કેમ કે, દેવતાઓ ઇંદ્રજિતથી બહુ ભય પામે છે અને દુઃખથી અત્યંત ગભરાઇ જાય છે. ॥ ૪ ॥ હે જામ્બુવાન ! હે સુગ્રીવ ! હે વિભીષણ ! તમો ત્રણે પોતપોતાની સેના સહિત લક્ષ્મણની સાથે રહો." રામચન્દ્રજીએ, આજ્ઞા કરી કે, તુરત જ કમરમાં ભાથાં કસી, હાથમાં ધનુષ બાણ ધરી. ॥ ૫ ॥ અને હૃદયમાં રામચન્દ્રજીના પ્રતાપને ધરીને, રણધીર લક્ષ્મણજી, મેઘના નાદ જેવી ગંભીર વાણીથી બોલ્યા કે, "જો હું આજ એ મેઘનાદને માર્યા વિના આવું, તો રામચન્દ્રજીનો સેવક ન કહેવાઉં, હું રામચન્દ્રજીના સોગંદ લઈને કહું છું કે, ॥ ૬ ॥ જો કદાચ એક શંકર તો શું પણ સો શંકર ઇંદ્રજિતની સહાયતા કરશે, તોપણ હું ઇંદ્રજિતને મારી જ નાખીશ.[1]" ॥

दो०—वंदि राम पद कमल युग, चले तुरन्त अनन्त ॥
अंगद नील मयंद नल, संग सुभट हनुमन्त ॥ ११३ ॥

આટલું બોલી, રામનાં ચરણારવિન્દમાં પ્રણામ કરી, અંગદ, નીલ, મયંદ, નલ તથા હનુમાનજી ઇત્યાદિ સુભટોને પોતાની સાથે લઇને, લક્ષ્મણજી ત્યાંથી તુરત ચાલ્યા. ( વિભીષણ રસ્તો બતાવતો ચાલવા લાગ્યો. ) ॥ ૧૧૩ ॥

चौ०—जाय कपिन देखा सो वैसा । आहुति देत रुधिर अरु भैंसा ॥
तब कीशनकृत यज्ञ विध्वंसा । जब न उठहिं तब करहिं प्रशंसा ॥ १ ॥
तदपि न उठै धरहिं कच जाई । लातन हति हति चलहिं पराई ॥
ले त्रिशूल धावा कपि भागे । आवा राम अनुजके आगे ॥ २ ॥
आवा परम क्रोधकर मारा । गरजि घोर रव बारहिं बारा ॥
कोपि मरुत सुत अंगद धाये । हति त्रिशूल उर धरणि गिराये ॥ ३ ॥

---

[1] આ વચનથી સદાશિવનું કાંઈ અપમાન થાય છે, એમ લાગે તો, શંકર શબ્દનો 'शं कुर्वन्तीति शंकराः' એ વ્યુત્પત્તિ પ્રમાણે 'યજ્ઞો અથવા સમ્બન્ધીઓ,' એવો અર્થ લઇને આનો અર્થ કરવો કે, "જો કે એક યજ્ઞ તો શું પણ સો યજ્ઞો તેની સહાયતા કરશે અથવા સો સમ્બન્ધીઓ સહાયતા કરશે, તોપણ હું ઇંદ્રજિતને મારી જ નાખીશ." યજ્ઞનું પ્રકરણ હોવાથી યજ્ઞનો અર્થ કરવો યોગ્ય છે. દેવીએ ઇન્દ્રજિતને વરદાન આપ્યું હતું કે, જો તું નિકુમ્ભિલા સ્થાનમાં આવીને યજ્ઞ કરીશ અને તે યજ્ઞ પૂરો થશે, તો તું યુદ્ધમાં અમર તથા કોઇથી પણ નહીં જિતાય એવો થશે, પણ જો વિઘ્ન થશે, તો તારૂં મરણ થશે."

प्रभु पर छांडेसि शूल प्रचण्डा । शर हति कृत अनंत युग खण्डा ॥
उठि बहोरी मारुत युवराजा । हतेउ कोपि तेहि घाव न बाजा ॥ ४ ॥
फिरे वीर पुनि मरै न मारा । पुनि धावा करि घोर चिकारा ॥
आवत देखि क्रोध जनु काला । लक्ष्मण छांडे बाण कराला ॥ ५ ॥
आवत देखि वज्र सम बाना । तुरत भयउ खल अन्तर्धाना ॥
विविध वेष धरि करै लराई । कबहुँक प्रगट कबहुँ दुरि जाई ॥ ६ ॥
तब त्रिशूल छांडेसि लक्ष्मण पर । काटि कीन्ह शत खण्ड धरणिधर ॥
शिखर एक ले पुनि सो धावा । राम अनुज सो काटि खसावा ॥ ७ ॥
देखि अजय रिपु डरपे कीशा । परम क्रोध तब भये अहीशा ॥
लक्ष्मण मन अस मंत्र दृढ़ावा । इहि पापिहि मैं बहुत खिलावा ॥ ८ ॥
सुमिरि कौशलाधीश प्रतापा । शर संधान कीन्ह अति दापा ॥
छांड़ा बाण तासु उर लागा । मरती वार कपट सब त्यागा ॥ ९ ॥

વાનરાઓએ નિકુંભિલામાં જઇને જોયું, ત્યાં મેઘનાદ રુધિરની અને પાડાની આહુતિ દેતો જોવામાં આવ્યો. પછી વાનરાઓ, યજ્ઞનો વિધ્વંસ કરવા લાગ્યા છતાં પણ, અને કેટલીએક મશ્કરી ભરેલી પ્રશંસા કરવા લાગ્યા છતાં પણ, ॥ ૧ ॥ મેઘનાદ ઉઠયો નહીં ત્યારે વાનરાઓ, તેના કેશોને પકડવા લાગ્યા અને લાતો મારી મારીને ભાગી જવા લાગ્યા. આમ થવાથી મેઘનાદ ત્રિશૂલ લઈ, ઉભો થઇને વાનરાઓની પછવાડે દોડતાં, વાનરાઓ, ભાગીને લક્ષ્મણજીની પાસે આવ્યાં. ॥ ૨ ॥ મેઘનાદ અત્યંત ક્રોધનો માર્યો ત્યાં આવીને વારંવાર મેઘના જેવી ગર્જના કરવા લાગતાં, હનુમાનજી તથા અંગદ, ક્રોધ કરીને તેની સામે દોડયા. મેઘનાદે, છાતીમાં ત્રિશૂલ મારીને એઓને ધરતીપર પાડી દીધા. ॥ ૩ ॥ પછી, મેઘનાદે લક્ષ્મણજીની ઉપર પ્રચંડ ત્રિશૂલ ફેંકતાં, લક્ષ્મણજીએ બાણોથી તે ત્રિશૂલના બે કટકા કરી નાખ્યા. આ સમયમાં મૂર્છા ઉતરતાં હનુમાનજીએ અને અંગદે, મેઘનાદ ઉપર પ્રહાર કર્યો, ॥ ૪ ॥ પણ તેથી મેઘનાદને કશો ઘાવ લાગ્યો નહીં. વળી પણ હનુમાનજી તથા અંગદ, મેઘનાદની ઉપર વળ્યા, પણ મેઘનાદ કોઈ રીતે તેઓનો, માર્યો નહીં મરતાં ઘોર સિંહનાદ કરીને લક્ષ્મણજી તરફ દોડયો. મેઘનાદને આવતો જોઈ, લક્ષ્મણજીએ તેના ઉપર, ક્રોધી કાળ જેવું વિકરાલ બાણ નાખ્યું. ॥ ૫ ॥ ખલ મેઘનાદ, વજ્ર જેવાં બાણને આવતું જોઈ, તુરત અંતર્ધાન થઈ, અનેક વેષો ધરીને લડવા લાગ્યો. જરા વારમાં પ્રકટ થવા લાગ્યો, જરા વાર છૂપાઈ જવા લાગ્યો, ॥૬॥ મેઘનાદે લક્ષ્મણજીની ઉપર ત્રિશૂલ ફેંકતાં, લક્ષ્મણજીએ તે ત્રિશૂલને કાપીને તેના સો કટકા કરી નાખ્યા. મેઘનાદ વળી એક શિખર લઇને સામે દોડતાં, લક્ષ્મણજીએ તે શિખરને પણ કાપીને દૂર કરી નાખ્યું. ॥૭॥ મેઘનાદને કોઈથી પણ નહીં જિતાય એવો જોઈ, વાનરાઓ ડરવા લાગ્યા. આ સમયમાં લક્ષ્મણજીએ, બહુ ક્રોધ કરીને મનમાં પાકો નિશ્ચય કર્યો, કે, 'આ પાપીને મેં બહુ જ રમાડયો, ॥૮॥ પણ હવે તો તેનો અંત જ આણવો.' લક્ષ્મણજીએ, આવો નિશ્ચય કરી, રામચંદ્રજીના પ્રતાપનું

સ્મરણ કરીને એક બાણ સાંધ્યું. એ બાણ ફેંકાયું કે તરત જ મેઘનાદની છાતીમાં લાગ્યું, કે જેથી મેઘનાદના પ્રાણ નીકળી ગયા. મેઘનાદે મરતી વખત સર્વ કપટનો ત્યાગ કરી. ॥ ૯ ॥

दो०–राम अनुज कहि राम कहि, अस कहि छांडेसि मान ॥
धन्य शक्रजित मातु तव, कहि अंगद हनुमान ॥ ११४ ॥

"લક્ષ્મણજી કયાં છે ? અને રામચન્દ્રજી કયાં છે" એમ કહીને પ્રાણ છોડયા આથી અંગદ અને હનુમાનજી બોલ્યા કે, "હે ઇંદ્રજિત ! તારી માતા મંદોદરીને ધન્ય છે.[1] " ॥ ૧૧૪ ॥

चौ०–बिनु प्रयास हनुमान उठाये । लंका द्वार राखि पुनि आये ॥
तासु मरण सुनि सुर गंधर्वा । चढि विमान आये नभ सर्वा ॥ १ ॥
बरषि सुमन दुंदुभी बजावहिं । श्रीरघुवीर विमल यश गावहिं ॥
अस्तुति करि सुर सकल सिधाये । लक्ष्मण कृपासिंधु पहँ आये ॥ २ ॥
मुख प्रसन्नता देखि पूछि जब । रिपु वध कहा विभीषणहूँ तब ॥
प्रभुहिं विलोकि शीश पद नाये । उठि प्रभु अनुज हर्षि उर लाये ॥ ३ ॥
कृपा दृष्टि करि अनुजहि हेरा । विगत भयो श्रम जब कर फेरा ॥
बाण बेधि तनु देखियत कैसे । कनक तूण शर पूरित जैसे ॥ ४ ॥

હનુમાનજી પ્રયાસ વગર જ ઇંદ્રજીતનાં શબને ઉપાડી, લંકાના દરવાજામાં મૂકી દઇને[2] પાછા લક્ષ્મણજીની પાસે આવ્યા. સર્વ દેવતાઓ તથા ગંધર્વો ઇંદ્રજિતનું મરણ થયું સાંભળી, વિમાનોમાં ચઢીને અંતરિક્ષમાં આવ્યા ॥ ૧ ॥ અને પુષ્પોની વૃષ્ટિઓ કરવા લાગ્યા, દુંદુભિઓ વગાડવા લાગ્યાં, અને રામચન્દ્રજીના વિમલ યશને ગાવા લાગ્યા. સર્વ દેવતાઓ, સ્તુતિ કરીને પાછા સ્વર્ગ લોકમાં ગયા અને લક્ષ્મણજી રામચંદ્રજીની પાસે ગયા. ॥ ૨ ॥ રામચન્દ્રજીએ મુખની પ્રસન્નતા જોઇને પૂછયું, ત્યારે વિભીષણે ઇંદ્રજિતનો વધ થયાનું કહ્યું. લક્ષ્મણજીએ, રામચન્દ્રજીને જોઇ, ચરણોમાં માથું નમાવતાં, રામચન્દ્રજીએ આનંદપૂર્વક ઉઠીને તેમને છાતીમાં લગાવ્યા ॥ ૩ ॥ રામચંદ્રજીએ કૃપા દૃષ્ટિથી જોયું અને શરીર ઉપર હાથ ફેરવ્યો કે, તુરત જ લક્ષ્મણ-

---

૧ લક્ષ્મણને સાંગ મારીને બહુ દુ:ખ દીધું હતું, તથી ક્ષમા માગવાને વાસ્તે અને રામચન્દ્રજીનું નામ લેવાનો અધિકાર મળવાને વાસ્તે લક્ષ્મણજીનું નામ પ્રથમ લીધું. ઇન્દ્રજિતે, મરણ સમયમાં રામચન્દ્રજીનું નામ લીધું, એ મંદોદરીની ભક્તિનો પ્રભાવ હતો, તેથી હનુમાનજીએ તથા અંગદે, મંદોદરીને ધન્યવાદ આપ્યો. ૨ લક્ષ્મણજી ઇન્દ્રજિતના ઉપાડવાથી પણ ઉપડ્યા ન હતા, એ વાતનું સ્મરણ કરીને હનુમાનજીએ, ઇન્દ્રજિતની હલકાઈ જણાવવાને વાસ્તે ઇન્દ્રજિતના શબને ઉપાડીને લંકાના દ્વારમાં મૂકયું. શબને શહેરમાં લઇ જવાય નહીં, તેથી અને શિવભક્તના પુત્રના શબની દુર્દશા ન હોવી જોઇએ, એમ વિચારીને તથા રાવણ કદાચ આ દશા જોઈ, વિરક્ત થઈ ને સીતાજીને પાછાં આપે, એમ વિચારીને તથા અમો શત્રુનાં શબને પણ શત્રુને ઘેર પહોંચાડીએ છીએ, એવી મહત્તા દેખાડવાને વાસ્તે પણ હનુમાનજીએ આ પ્રમાણે કર્યું એમ કલ્પી શકાય છે.

જીનો સઘળો પરિશ્રમ ટળી ગયો. બાણોથી વિંધાયેલું લક્ષ્મણજીનું શરીર, બાણોથી પૂરેલા સુવર્ણના ભાથા જેવું દેખાતું હતું. ॥ ૪ ॥

चौ०–मुख प्रसन्नता देखि छके सब । रिपु वध कहा विभीषण तब ॥
धरेउ सो शीश आनि प्रभुआगे । वानर भालु विलोकन लागे ॥ १ ॥
प्रभु कौतुकी निरखि सोई शीशा । राखन कहेउ कौशलाधीशा ॥

લક્ષ્મણજીનાં[1] મુખની પ્રસન્નતા, જોઇને સર્વ રાજી થયા. વિભીષણે ઇંદ્રજિતનો વધ થયાની વધામણી આપીને ઇંદ્રજિતનું માથું રામની પાસે મૂકયું. વાનરાઓ તથા રીંછો, એ માથાંને જોવા લાગ્યા. ॥ ૧ ॥ રામચન્દ્રજીએ તે માથાંને જોઇ, કૌતુક પામીને સુગ્રીવને આજ્ઞા કરી કે, " આ માથાંને યત્નપૂર્વક રાખી મેલો. " ॥

दो०–प्रभु आयसु सुनि कीशपति, राखेउ यत्न कराय ॥
कटक सहित रघुवंश मणि, शोभित अति दोउ भाय ॥ ११५ ॥

પ્રભુની આજ્ઞા સાંભળીને સુગ્રીવે યત્નપૂર્વક તે માથાંને રાખ્યું. રામચંદ્રજી તથા લક્ષ્મણજી, બન્ને ભાઇઓ કટક સહિત મોટી શોભા પામ્યા. ॥ ૧૧૫ ॥

चौ०–कृपा दृष्टि सब कटक निहारे । भये श्रम रहित राम बैठारे ॥
सुनहु उमा इहि विधि रिपु मारे । सुर नर मुनि सब भये सुखारे ॥ १ ॥
अबसो सुनहु भुजा तेहि केरी । खग जिमि गई लंक शर प्रेरी ॥
मेघनाद आंगनमें परी । बाणवेधि शोणित सन भरी ॥ २ ॥
राजति तहां सुलोचनि कैसी । रतिते रुचिर रूप गुण जैसी ॥
नागसुता दशकंध पतोहू । वासव रिपु तिय छवि मय जोहू ॥ ३ ॥
हेम सिंहासन सोहति बाला । सेवत विद्याधर त्रय काला ॥
पूजत विविध विनय करताही । सुख प्रमोद को शकत सराही ॥ ४ ॥
तहँ पति भुजा परी इहि भांती । मनहु सकल सुख तरुकी कांती ॥

રામચન્દ્રજીએ કૃપા દૃષ્ટિથી સર્વ સૈન્યને શ્રમ રહિત કરીને બેસાડયું. હે પાર્વતી ! સાંભળો. આ પ્રમાણે લક્ષ્મણજીએ, શત્રુને મારવાથી, સર્વે દેવતાઓ, મુનિઓ તથા મનુષ્યો સુખ પામ્યાં. ॥ ૧ ॥ હવે ઇંદ્રજિતની ભુજા, લક્ષ્મણજીના બાણથી પ્રેરાઇ, પક્ષીની પેઠે લંકામાં ગઇ, તે કથા સાંભળો. બાણોથી વિન્ધેલી અને લોહીથી ભરેલી મેઘનાદની ભુજા, લંકામાં મેઘનાદના આંગણમાં જઇ પડી. ॥ ૨ ॥ મેઘનાદના ઘરમાં રતિ કરતાં પણ અધિક રૂપવાળી તથા અધિક ગુણોવાળી સુલોચના નામની સ્ત્રી હતી. એ સુલોચનાનો પિતા વાસુકિ નાગ હતો, સસરો રાવણ હતો અને પતિ ઇંદ્રજિત હતો, તેથી તે કાંતિમય જ હોય તેમાં શી નવાઈ ? ॥ ૩ ॥ સુવર્ણના સિંહાસનપર બેઠેલી એ સુલોચનાને વિદ્યાધરોની સ્ત્રીઓ, સર્વદા સેવતી હતી અને વિવિધ પ્રકારની વિનતિઓ

[1] અહાથી ક્ષેપક શરૂ થાય છે.

કરીને પૂજતી હતી, એના સુખનાં અને આનંદનાં પૂરાં વખાણ કોણથી કહી શકાય? ૪॥ જાણે સર્વ સુખોનાં વૃક્ષની કાંતિ હોય એવી ઈંદ્રજિતની ભુજા ત્યાં જઈ પડી. ॥

दो०—तब निज दासिन्ह देखि तहँ, शोणि श्रवत भुज दंड ॥
भयउ समर आश्चर्य मय, मनहु अखंडन खंड ॥ ११६ ॥

આ સમયમાં સુલોચનાની દાસીઓ, જેમાંથી લોહી સ્રવતું હતું એવા એ ભુજદંડને જોઈ, કહેવા લાગી કે, "આ યુદ્ધ તો કોઈ આશ્ચર્યમય થયું છે, કે જેમાં અખંડના પણ ખંડ થઈ ગયા દેખાય છે." ॥ ૧૧૬ ॥

चौ०—सुनकर सकल सखी मुख बैना । तजि सिंहासन उठि सुनैना ॥
प्रेम स्वभाव धुकधुकी धरकी । सूचक अशुभ दहिन भुज फरकी ॥ १ ॥
होत महा रण रावण रामहिं । वीर धुरीण मोर पिय तामहिं ॥
सकल सुरासुर शकहिं न जूझी । विधि वामता परत नहिं बूझी ॥ २ ॥
इतना कहत गई चलि आपू । पति भुज लखि करि कोटि कलापू ॥
कंचन मणि गण भूषण सोई । महा विटप सम आन न होई ॥ ३ ॥
देखत मनहिं न आवत तेही । जासे प्रभाव सुना पहलेही ॥
नींद नारि भोजन परिहरही । बारह वर्ष तासु कर मरही ॥ ४ ॥

સખીઓનાં મુખથી વાત સાંભળી, સિંહાસનને છોડી દઈને ઉભી થઈ. પ્રેમયુક્ત સ્વભાવને લીધે તેની છાતી ધડકવા લાગી અને તેની જમણી ભુજાએ પણ ફરકીને અશુભની સૂચનાઆપી. ॥ ૧ ॥ આથી સુલોચના વિચાર કરવા લાગી કે, "રાવણને અને રામને મોટો સંગ્રામ છે અને વીર લોકોનો અગ્રણી મારો પતિ, તે સંગ્રામમાં છે. મારા પતિને સર્વ દેવતાઓ તથા દૈત્યો પણ જિતી શકે એમ નથી, પરંતુ દૈવની પ્રતિકૂલતાની કશી ખબર પડતી નથી." ॥૨॥ આમ બોલીને સુલોચના પોતે તે આંગણામાં ગઈ અને ત્યાં પતિની ભુજા જોવામાં આવતાં, અત્યંત વિલાપ કરવા લાગી. 'મણિઓથી જડેલાં સુવર્ણનાં આભરણોવાળી અને મોટી શાખા જેવી આ ભુજા, મારા પતિની જ છે, બીજું કશું નથી,' એમ નિશ્ચય થયો, ॥૩॥ પણ વળી તે નિશ્ચય ફરી જવા લાગ્યો, કેમકે, પતિના પ્રભાવને તે પહેલાંથી જાણતી હતી કે, 'જેણે બાર વર્ષ સૂધી નિદ્રા, સ્ત્રી અને ભોજન, એઓનો ત્યાગ કર્યો હોય, તેના હાથથી જ મારો પતિ મરે, એમ છે.' ૪

दो०—करि विचार मन टेक दै, मैं पतिदेवत नारि ॥
भुज लिखि मेटहु दुचितही, सुनि कर दीन पसारि ॥ ११७ ॥

પછી વિચાર કરી, મનમાં દૃઢ રીતે બોલી કે, 'હું પતિવ્રતા સ્ત્રી છું, માટે આ ભુજા અક્ષર લખીને મારા સંદેહને મટાડશે.' આ સાંભળીને તે ભુજાએ હથેળી પોહોળી કરી.

चौ०—लखि रुख तासु सखी उठि धाई । सो तेहिं खोज खरी लै आई ॥
दीन हाथ मणिमय अँगनाई । लिखत लषण कीरति रुचिराई ॥ १ ॥

नींद नारि भोजन शत कोटी । तजत तासु महिमा अति छोटी ॥
अक्षय अखंड अलख अविनाशी । अतुल अमित घट घटके वासी ॥ २ ॥
प्रगटहिं पालहिं पुनि संहरहीं । त्रिगुण रुप त्रय मूरति धरहीं ॥
जो कालहुकर काल भयंकर । वर्णत शेष शारदा शंकर ॥ ३ ॥
लीला तनु सुर सेवक हेतू । जासु नाम भवसागर सेतु ॥
मुनि मन पुंडरीक जाके घर । वचन विवेक विचार बुद्धिवर ॥ ४ ॥

સુલોચનાની મરજી જોઇ, સખી ઉભી થઈને ઘરમાં દોડી અને ગોતી (શોધી) ને શાહીનો ખડીઓ લઇ આવી. સુલોચનાએ, તે ખડીઓ હાથમાં આપતાં, તે ભુજાએ મણિમય આંગણામાં લક્ષ્મણજીની તથા રામની કીર્ત્તિ લખી, ॥ ૧ ॥ કે, "જે પુરુષ સો કરોડ વર્ષો સૂધી પણ નિદ્રાનો, સ્ત્રીનો અને ભોજનનો ત્યાગ કરે, તેનો મહિમા પણ લક્ષ્મણજીના મહિમાથી અત્યંત ઓછો જ હોય. અક્ષય, અખંડ, અલક્ષ્ય, અવિનાશી, અનુપમ, અપ્રમેય અને ઘટ ઘટમાં વ્યાપી રહેલા જે રામ, ॥ ૨ ॥ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પાલન કરે છે. સત્વ આદિ ત્રણ ગુણોથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ નામની ત્રણ મૂર્ત્તિઓ ધરે છે, જે કાલના પણ ભયંકર કાલરૂપ છે, જેનું શેષ, સરસ્વતી તથા શંકર, એઓ પણ વર્ણન કરે છે, ॥ ૩ ॥ દેવતાઓને વાસ્તે તથા સેવકોને વાસ્તે લીલાથી શરીરોને ધારણ કરે છે, જેનું નામ સંસારરૂપી સમુદ્રમાં સેતુરૂપ છે, જેનો નિવાસ મુનિઓનાં અંતઃકરણોરૂપી કમળોમાં છે, જે બુદ્ધિ, વિવેક, વિચાર તથા વચન, એઓથી પર છે. ॥ ૪ ॥

दो०—कोटि कल्प वर्णत निगम, अगम जासु गुण गाथ ॥
तम शरीर जड जीव विनु, किमि वर्णहिं लिखि हाथ ॥ ११८ ॥

અને જેના ગુણોની ગાથા કરોડ કલ્પ સૂધી વર્ણન કરતાં છતાં પણ અગમ્ય છે, એમ વેદો કહે છે, તેના ગુણોનાં વર્ણનને તામસી શરીરવાળો અને વળી જીવ વગરનો હાથ શી રીતે લખી શકે? ॥ ૧૧૮ ॥

चौ०—मम शिर गयो दरश रघुराई । तव प्रतीत लागि भुजा पठाई ॥
इहि विधि लिखेउ सकलभुजा बाता। परी भूमि तब अति विकलाता ॥ १ ॥
बाँचि सकल भुज लिखित यथारथ । लक्ष्मण राम नाम परमारथ ॥
नारि स्वभाव तदपि बहु भांती । बिलपहि सकल सखिन कर पांती ॥ २॥
गुण गण साहस शील नाहको । कहि रोवति बल विपुल बाँहको ॥
जेहि भुज बल सुरनाथ विगोवा । सो भुज आज समरमहि सोवा ॥ ३ ॥
मणिगण भूषण वसन विसारत । महि लोटत कर तल शिर मारत ॥
मगन विपति निज तनुसुधि नाहीं । दारुण विपति कहि न केहिं पाहीं ॥ ४॥
छिनक प्रबोध सखी कोउ करहीं । बहुरि शोक दावानल जरहीं ॥
क्षण क्षण उठत परत धरणीतल । पुनि पुनि सब सराह पतिको बल ॥ ५॥

મારૂં માથું રામચન્દ્રજીનું દર્શન કરવા ગયું છે. તારા વિશ્વાસને વાસ્તે આ ભુજા તારી પાસે મોકલી છે." આ પ્રમાણે ભુજાએ સઘળી વાત લખી ત્યારે સુલોચના અત્યંત વ્યાકુલ થઇને પૃથ્વીપર પડી, ॥ ૧ ॥ ભુજાએ લખેલું સઘળું યથાર્થ વંચાયા છતાં પણ અને લક્ષ્મણજીનું તથા રામનું નામ યથાર્થ આપ્યા છતાં પણ સુલોચના આસ્વભાવને લીધે સઘળી સખીઓની પંક્તિમાં ઘણા ઘણા પ્રકારોથી વિલાપ કરવા લાગી.॥૨॥ પતિના ગુણોના સમૂહનું, સાહસનું શૌર્યનું અને મોટા બાહુબળનું વર્ણન કરીને રડવા લાગી કે, 'જે ભુજાએ, પોતાના બળથી ઇંદ્રને પણ કેદ કર્યો હતો, તે ભુજાવાળો આજ યુદ્ધ ભૂમીમાં સૂતો છે,' ॥ ૩ ॥ સુલોચના મણિઓના સમૂહોવાળાં આભરણોને અને વસ્ત્રોને છોડી દેવા લાગી. ધરતીપર લોટવા લાગી અને હાથવતી માથું કુટવા લાગી. વિપત્તિમાં ડૂબી જવાને લીધે તેને શરીરનું ભાન પણ રહ્યું નહીં અને એ દારૂણ વિપત્તિની વાત કોઈની પાસેં કહેવાની પણ શક્તિ રહી નહીં. ॥ ૪ ॥ સખીઓના સમજાવવાથી જરા વાર જ્ઞાન રહેવા લાગ્યું પણ પાછો એવો ને એવો શોકરૂપી દાવાનલ પ્રજ્જ્વલિત થવા લાગ્યો. ક્ષણે ક્ષણે ઉઠી ઉઠીને ધરતીપર પડવા લાગી અને વારંવાર પતિના બળનાં વખાણ કરવા લાગી. ॥ ૫ ॥

दो०—तिनमें सखी सयान इक, कहि समुझावत बैन ॥
शोक छांडि पति देवता, सुमति करौ मति ऐन ॥ ११९ ॥

સઘળી સખીઓમાં એક સખી ચતુર હતી, તેણે સુલોચનાને વાતથી સમજાવી કે, "હે પતિવ્રતા ! હવે શોકનો ત્યાગ કરીને આ સમયે જે કામ કરવું પ્રાપ્ત છે, તે કરો. તમે બુદ્ધિવાળાં છો, માટે વધારે શું કહું ? ॥ ૧૧૯ ॥

चौ०—सुनकर सहसानन जल जाता । सत्य कहत तुम सखी सुमाता ॥
विधि निर्मित दुख मोकहँ लाहू । सुख परिपूर भवन सब काहू ॥ १ ॥
विजय राम लक्ष्मण कहँ आवा । सुयश सकल मर्कट कुल पावा ॥
कुल कलंक बहु लहेउ विभीषण । कुल कुठार अस सुनेउ न दीखन ॥ २॥
छूटि बंदि अब सुरगण केरी । निज निज पुरन दुहाई फेरी ॥
मुनि पुलस्त्य कर भा कुल नाशा । अब रवि शशि सुख करहिं प्रकाशा ॥३॥
तेजवंत पावक परिहरि दुख । बहव समीर आज अपने सुख ॥
सलिल गंग निर्मल जल आजू । स्ववश बसहिं सुर नायक राजू ॥ ४ ॥

સખીનાં વચન સાંભળી, નાગકન્યા સુલોચના બોલી કે, "હે સખી ! તું મારી ઉત્તમ માતા જેવી છે, તેથી સાચી વાત કહે છે. મને પ્રારબ્ધે આપેલું આ દુઃખ પ્રાપ્ત થયું છે. કોઈનો સઘળો જન્મારો સુખથી પરિપૂર્ણ હોતો જ નથી. ॥૧॥ રામ, લક્ષ્મણને વિજય પ્રાપ્ત થયો, સઘળા વાનરાઓને સુયશ પ્રાપ્ત થયું અને વિભીષણને કુલમાં કલંક જ પ્રાપ્ત થયું વિભીષણ જેવો કુલકુઠાર ( કુલને કાપનારો કુહાડો ) કોઈ દીઠો નથી અને સાંભળ્યો પણ નથી. ॥ ૨ ॥ આજ દેવતાઓનું કેદપણું છૂટી ગયું; પોતપોતાના લોકોમાં

તે તે દેવતાઓની દુવાહીઓ ફરી ચૂકી અને પુલસ્ત્ય મુનિના કુલનો નાશ થયો. હવે સૂર્ય તથા ચંદ્ર, સુખથી પ્રકાશ કરશે, ॥ ૩ ॥ અગ્નિ દુઃખનો ત્યાગ કરીને પોતાનું તેજ દેખાડશે, પવન પોતાની મરજી પ્રમાણે વાશે, ગંગાનું જળ નિર્મળ થશે, ઇંદ્ર સ્વતંત્ર રાજ્ય કરશે, ॥ ૪ ॥

दो०—यम कुबेर दिग्पाल सब, प्रमुदित सुर नर नाग ॥
खाइ अघाय विहाय दुख, पाय सुयज्ञ विभाग ॥ १२० ॥

યમ તથા કુબેર આદિ સઘળા દિક્‌પાલો, અન્ય દેવતાઓ, મનુષ્યો તથા નાગલોકો રાજી થશે અને દેવતાઓ દુઃખોને છોડી દઇ યજ્ઞોના ઉત્તમ ભાગોને પ્રાપ્ત થઇ, તે ભાગોને ખાઇ તૃપ્ત થશે. ॥ ૧૨૦ ॥

चौ०—इतना कह मंदिर महँ आई । देखत मणि गण धन बहुताई ॥
सुर पति भवन सुपटतर नाहीं । जहँ ऋद्धि सिद्धि तनु धरे कमाहीं ॥१॥
देखत विभव न मन अनुरागा । पतिं पद प्रेम निपुण मन पागा ॥
देत दान मणि भूषण चीरा । धेनु बसन मणि हाटक हीरा ॥ २ ॥
मणिमय शिविका रुचिर सुहाई । भुज चढाइ पहिराइ बनाई ॥
आपन चढत भई पुनि आई । सुर दुर्लभ सुख सदन बिहाई ॥ ३ ॥
वीतराग जिमि तजत विषय गन । तेहिं तस भाँति दियो पति पद मन ॥
शुक शरिका सुलोचन ज्याये । कनक पिंजरन राखि पढाये ॥ ४ ॥
व्याकुल कह कह जात सुनयना । सुनि धीरज परिहरत सुबैना ॥
भये विकल खग मृग यहि भाँति । अपर दशा कैसे कहि जाति ॥ ५ ॥
प्रजा लोग गृह तजि सँग लागे । प्रेम उमँगि लोचन जल पागे ॥

એટલું બોલીને સુલોચના ઘરમાં આવી કે જે ઘરમાં મણિઓના સમૂહો તથા ધનો અપાર જોવામાં આવતાં હતાં, જે ઘરને ઇંદ્રના ઘરની ઉપમા પણ લાગુ પડે એમ ન હતું અને જે ઘરમાં ઋદ્ધિઓ તથા સિદ્ધિઓ દેહધારી થઇને કામ કરતી હતી. ॥ ૧ ॥ વૈભવ જોઈને પણ સુલોચનાનું મન, તેમાં લલચાયું નહીં, કેમ કે, પતિનાં ચરણો ઉપરના પ્રેમમાં જ તે મન, મગ્ન થઇ રહ્યું હતું. સુલોચના મણિમય ભૂષણોનાં, રેશમી વસ્ત્રોનાં, ગાયોનાં, સૂતરો વસ્ત્રોનાં, મણિઓનાં, સુવર્ણોનાં અને હીરાઓનાં દાનો કરવા લાગી. ॥૨॥ એક સુંદર મણિમય પાલખીને તૈયાર કરાવી, તેમાં ઇંદ્રજિતની ભુજાને શણગાર ધરાવીને ચઢાવી અને પછી સુલોચના પોતે પણ તે પાલખીમાં ચઢી. દેવતાઓને પણ ન મળે એવાં સુખોવાળા ઘરને સુલોચનાએ છોડી દીધું. ॥૩॥ જેમ વૈરાગ્યવાન્ માણસ વિષયોના સમૂહને છોડી દઈ ને હરિનાં ચરણોમાં ચિત્ત લગાવે, તેમ સુલોચનાએ સઘળું છોડી દઈને પતિનાં ચરણોમાં ચિત્ત લગાવ્યું. સુલોચનાએ પાળેલાં મેનાં, પોપટો કે જેઓને સોનાનાં પાંજરાંઓમાં રાખીને ભણાવવામાં આવ્યાં હતાં, ॥ ૪ ॥ તેઓ વ્યાકુળ થઈ ને બોલવા લાગ્યાં કે, 'સુલોચના ક્યાં જાય છે ?' પંખીઓનું સુંદર બોલવું સાંભળીને સખીઓની

ધીરજ છૂટવા લાગી. પશુ, પક્ષીઓ પણ આ પ્રમાણે વ્યાકુલ થવા લાગ્યાં, ત્યારે બીજાઓની દશા તો કેમ જ વર્ણવી જાય ? ॥ ૫ ॥ પ્રેમના ઉમંગને લીધે જેઓનાં નેત્રોમાં પાણી ભરાઇ આવ્યા હતાં એવાં પ્રજાનાં લોકો પણ, ઘરોને છોડી દઈને સુલોચનાની સાથે ચાલ્યાં. ॥ ૦ ॥

दो०—बाजन लगे निशान बहु, ढोल दुंदुभी भेरि ॥
पुर जन परिजन संग सब, चले पालकी घेरि ॥ १२१ ॥

ઘણાં ઘણાં નીશાનો, ઢોલો, દુંદુભિઓ તથા ભેરીઓ વાગવા લાગ્યાં. સર્વ પુરજનો અને પરિજનો પાલખીને ઘેરીને ચાલવા લાગ્યાં. ॥ ૧૨૧ ॥

चौ०—देखि भीर दशकंधर द्वारे । सजग भये सब वीर प्रचारे ॥
जानेउ कटक रिपुनकर आवा । अस्त्र शस्त्र कर गही कर धावा ॥ १ ॥
धनु चढाइ कटि तरकस बाँधे । कोउ असि चर्म शरासन सांधे ॥
तोमर परशु प्रचंड गदा गहि । रोखन चोखे शूल शक्ति लहि ॥ २ ॥
मारु मारु धरु धरु कह धाये । प्रगट दशानन विजय सुनाये ॥
गर्जत तर्जत गिरा गँभीरा । समर भयंकर निशिचर वीरा ॥ ३ ॥
निपटहि निकट पालकी आई । चीन्ह सकल भट रहे लजाई ॥
देखि जुहारि नागपति कन्या । सती शिरोमणि त्रिभुवन धन्या ॥ ४ ॥

રાવણના દ્વારપર ભીડ થયેલી જોઇ, 'શત્રુઓનું કટક આવ્યું છે,' એવી ભ્રાંતિથી વીરલોકો, સાવધાન થયા, પડકારવા લાગ્યા અને હસ્તોમાં અસ્ત્રો તથા શસ્ત્રો લઇને દોડયા. ॥ ૧ ॥ કોઇ યોદ્ધાઓ, ધનુષો ચઢાવવા લાગ્યા, કોઈ, ભાથાંઓ બાંધવા લાગ્યા, કોઈ, ઢાલ, તરવારોને તથા ધનુષોને સંભાળવા લાગ્યા અને કોઈ, ભાલાં, ફરશીઓ, પ્રચંડ ગદાઓ, ત્રિશૂલો તથા સાંગો ઇત્યાદિ હાથીઆરોને લઈ, રોષથી ખડા થઈ ગયા. ॥ ૨ ॥ યુદ્ધમાં શત્રુઓને ત્રાસ આપનારા વીર રાક્ષસો, 'મારો, મારો, પકડો, પકડો,' કહીને દોડવા લાગ્યા, રાવણનો જય પોકારવા લાગ્યા, ગર્જના કરવા લાગ્યા, અને ગભીર વચનોથી તિરસ્કાર કરવા લાગ્યા ॥ ૩ ॥ પણ જ્યારે પાલખી બહુ જ સમીપમાં આવી, ત્યારે સર્વે યોદ્ધાઓ પોતાનાં લોકોને ઓળખીને લજાઈ ગયા અને ત્રૈલોકયમાં ધન્ય તથા સતીઓમાં શિરોમણિ સુલોચનાને જોઈને જુહાર કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—द्वारपाल दशकंध बहु, खबर जनाई जाय ॥
भयउ रजायसु वेगि तब, वचन कहत बिलखाय ॥ १२२ ॥

દ્વારમાં બેઠેલા દ્વારપાલોએ અંદર જઈને રાવણને વહુની ખબર જણાવતાં રાવણે અંદર આવવાની આજ્ઞા દીધી. સુલોચના તુરત રાવણની પાસે જઈ, વ્યાકુલ થઈને બોલી કે, ॥ ૧૨૨ ॥

चौ०—तुमहि अछत अस दशा हमारी । सुख तजि भई शोक अधिकारी ॥
नभ पथ होयभुज ममगृह परी । बाण बेधि शोणित तनु भरी ॥ १ ॥

देखि भुजा मनमें अति डरी । संशय जानि दीन्ह कर खरी ॥
लिखी राम लक्ष्मण महिमा इन । क्रम क्रमसों सब कथा कही तिन ॥२॥
ठगिसी रही बांचि गुण गाथा । जरहुँ संग जो पाउँ माथा ॥
रण कबंध भुज मम गृह आई । शिर तहँ गयउ जहां रघुराई ॥ ३ ॥
करहु सो यत्न मिलहि सोइ शीशा । तुम सामर्थ निशाचर ईशा ॥
सुनत कुलिश सम गिरा वधूकी । जीवन आश दशानन मूकी ॥ ४ ॥
तदपि धीर धरि करसि प्रबोधा । कहु कोउ मोहिं समान जग योधा ॥

" તમે હયાત છતાં, મારી આ દશા થઇ છે. હું સુખનો ત્યાગ કરીને શોકના અધિકારવાળી થઈ છું. બાણોથી વીંધાયેલી અને લોહીથી ભીંજાયેલી ભુજા, આકાશ માર્ગમાં થઇને મારે ઘેર પડી. ॥ ૧ ॥ હું ભુજાને જોઈ, મનમાં અત્યંત ડરી ગઇ. મેં સંદેહ માનીને એના હાથમાં શાહીનો ખડીઓ આપતાં, તેણે રામ, લક્ષ્મણનો મહિમા લખ્યો અને અનુક્રમ પ્રમાણે સઘળી હકીકત પણ લખી. ॥ ૨ ॥ હું તો રામ, લક્ષ્મણના ગુણોનું વર્ણન વાંચીને ઠગાયેલી જેવી થઈ ગઈ. હવે જો મને માથું હાથ આવે તો તેની સાથે બળી મરૂં. ધડ રણભૂમિમાં છે, ભુજા મારે ઘેર આવી અને માથું રામની પાસે ગયું છે. ॥ ૩ ॥ હે રાક્ષસોના સ્વામી ! હવે માથું હાથ આવે એવું યત્ન કરો. તમે સમર્થ છો." પુત્રની વહુની વજ્ર જેવી વાણી સાંભળીને રાવણે જીવવાની આશા છોડી દીધી. ॥ ૪ ॥ તોપણ રાવણ ધીરજ ધરીને સમજાવવા લાગ્યો કે, " કહો. જગતમાં મારા જેવો કોઈ યોદ્ધા છે ? નથી જ. ॥ ૦ ॥

दो०—राम लषण सुग्रीव नल, नील द्विविद हनूमंत ॥
माथ विभीषण ऋषभकर, आनब मारि तुरंत ॥ १२३ ॥

રામ, લક્ષ્મણ, સુગ્રીવ, નલ, નીલ, દ્વિવિદ, હનુમાન, વિભીષણ અને ઋષભ, એઓને મારીને હમણાં એઓનાં માથાં લાવું છું. ॥ ૧૨૩ ॥

चौ०—अब लगि रहेउ भरोंसा भारी । कुंभकर्ण घननाद सुरारी ॥
महूं आज लगि कीन्ह न जूझा । इन सबकर पुरुषारथ बूझा ॥ १ ॥
मरे सो नर वानरके मारे । बात सुनत अति लाज हमारे ॥
गिनती कवन वीरमें तिनकी । अति दुर्दशा कीन्ह कपि जिनकी ॥ २ ॥
तजहु शोक कुलवधू पतोहू । उन समान जनि मानसि मोहू ॥
पुत्रि विलंब करो घटि चारी । देखहु मोर भयंकर भारी ॥ ३ ॥
आनि शीश तव शत्रुनकेरा । बिनु प्रयास नहिं लावों बेरा ॥
भोगत जन्तु पुराकृत भोगा । न तु किनु निशिचर बनचर योगा ॥४॥

હમણાં સુધી મને મોટો ભરોંસો હતો કે કુંભકર્ણ અને મેઘનાદ, એઓ કોઇ પણ કામ કરી દેશે. આવા ભરોંસાથી જ હું આજ દિવસ સુધી લડવા ગયો નથી, એ સઘળાઓના પુરુષાર્થો આજ જાણી લીધા. ॥૧॥ એઓ માણસોના અને વાનરાઓના માર્યા

મરી ગયા, એ વાત સાંભળતાં પણ મને મોટી શરમ થાય છે. જેઓની વાનરાઓએ દુર્દશા કરી, તેઓની વીર લોકોમાં ગણત્રી જ શી હોય ? ॥ ૨ ॥ હે કુલીન પુત્રપત્ની ! શોકને છોડી દો. મને એઓના જેવો સમજવો નહીં. હે પુત્રી ! હવે ચાર ઘડી થોભી જાઓ. મારૂં બાહુ ભયંકર પરાક્રમ જોઈ લેજો. ॥ ૩ ॥ તમારા શત્રુઓનાં માથાંઓને હું પ્રયાસ વગર કાપી લાવીશ, એમાં કશો સંદેહ રાખો નહીં. પ્રાણીઓ, પૂર્વ જન્મમાં કરેલાં કર્મોનાં ફળોને આ જન્મમાં ભોગવે છે, નહીંતર વાનરાઓ રાક્ષસોને મારે કે?॥૪॥

दो०—मेरु उखारनहार जे, धरा धरत कर बीच ॥
ते भट खाय मशक शिशु, काल कुटिलता नीच ॥ १२४ ॥

જે યોદ્ધાઓ મેરુને ઉખેડી નાંખે એવા અને પૃથ્વીને હાથમાં ઉપાડી લે એવા હતા, તેઓને કુટિલ કાળની નીચતાને લીધે જ નહાનાં મચ્છરો જેવા વાનરાઓએ ખાધા છે.

चौ०—क्रोधावेश प्रगलभहि बोली । हृदय शोक तनु अचल न डोली ॥
समाधान नहिं मानत सोई । सुनि प्रताप परितोष न होई ॥ १ ॥
नर वानर पुरुषारथ देखत । बडो प्रभाव छोट करि लेखत ॥
कूदि सिंधु कपि लंका जारी । लघुकर मानत ताहि सुरारी ॥ २ ॥
कुंभकर्ण अति काय महोदर । मम पति गिरेउ समेत सहोदर ॥
ते रिपु चहन दशानन जीती । देखहु महा मोह कर रीति ॥ ३ ॥
उत्तर देउँ तो पातक होई । कह विवाद कर सर्वस खोई ॥
फिरहि राज्य कछु मोहिं न काजू । बिन पिय सकल नरककर साजू ॥ ४ ॥

રાવણનાં વચનો સાંભળવાથી, જેનાં મનનું સમાધાન ન થયું એવી, વૃથા પ્રતાપ સાંભળવાથી જેને સંતોષ ન થયો એવી અને હૃદયમાં શોક વ્યાપેલો છતાં પણ શરીરથી અચલ અને અડોલ રહેલી સુલોચના, ક્રોધના આવેશથી ધૃષ્ટતા ભરેલાં વચનો બોલી કે, ॥ ૧ ॥ "હે દેવતાઓના શત્રુ ! મનુષ્યોના અને વાનરાઓના પુરુષાર્થને નજરે દેખતાં છતાં પણ, તે મોટા પ્રભાવવાળાઓને છોટા લેખો છો. જે વાનરે સમુદ્રને ઠેકી આવીને લંકાને બાળી, તે વાનરાને હલકો કરી માનો છો. ॥૨॥ હે રાક્ષસો ! જેઓએ કુંભકર્ણને, અતિકાયને, મહોદરને અને સહોદરો સહિત મારા પતિને પણ રણમાં પાડ્યો, તે શત્રુઓને જ રાવણ જિતી લેવા માગે છે. આ મહા મોહનો પ્રકાર તો જુવો. ॥ ૩ ॥ હે રાવણ ! તમને ઉત્તર આપું તો મને પાપ લાગે. કેમ કે, વિવાદ કરવાથી સર્વસ્વ જાય છે. હવે રાજ્ય રહે કે ન રહે, તેનું મારે કશું કામ નથી. મને તો પતિ વિના સઘળાં સુખો નરકના સમાજરૂપ છે." ॥ ૪ ॥

दो०—तुरतहि उठी सुलोचना, गइ मय तनया पास ॥
पद गहि रोवत सकल कह, प्रगट शोक इतिहास ॥ १२५ ॥

સુલોચના તુરત ઉઠીને મંદોદરીની પાસે ગઈ. ત્યાં જઈને મંદોદરીનાં ચરણ પકડીને રડતાં રડતાં, તેણે પોતાના શોકની સઘળી હકીકત મંદોદરીને કહી સંભળાવી. ॥ ૧૨૫ ॥

चौ०–आदिहि ते सब कथा बखानी । सुनि सुनि रोवत रावण रानी ॥
कहि निजपति भुज लिखित तब होरी । राम लषण महिमा नहिं थोरी ॥ १ ॥
कह्यो बहुरि दशकंधर क्रोधा । मुये विडंब न कीन्हेसि बोधा ॥
सुनि निज पुत्रवधूकी वानी । बोली दुःखित मँदोदरि रानी ॥ २ ॥
कहत सो मानहु सत्य सयानी । सुनि जो नारद मुनिकी वानी ॥
पाछिल बात भई सब साँची । अनुभव कीन्ह न एकहु बाँची ॥ ३ ॥
देवि न होय मृषा ऋषि भाषत । अपने महामोह मन राखत ॥
अगली कथा समास समेता । सुन पुत्री ऋषि वर्णेउ जेता ॥ ४ ॥
वैर भाव दशकंधर जूझब । प्राणहुँ गये नीति नहिं बूझब ॥
सिया शोक संकटसे छूटहिं । वानर भालु राज्य घर लूटहिं ॥ ५ ॥
सुरमणि भूषण वसन विमाना । भोग करहिं वनचर कुल नाना ॥

પ્રથમથી સઘળી હકીકત સાંભળી સાંભળીને મંદોદરી રડવા લાગી. પછી સુલોચનાએ પોતાના પતિના હાથે લખેલી વાત સંભળાવી, કે જેમાં રામનો અને લક્ષ્મણજીનો મોટો મહિમા હતો. ॥ ૧ ॥ પછી રાવણના ક્રોધની હકીકત સંભળાવીને કહ્યું કે, "રાવણે મને જે બોધ આપ્યો, તે વિડંબના માત્ર છે. કેમ કે, મુવા પછી જે સમજાવવું, તે વિડંબના માત્ર જ ગણાય." મંદોદરી, પુત્રની વહુની વાત સાંભળી, બહુ દુઃખ પામીને બોલી કે, ॥ ૨ ॥ "હે પ્રવીણ વહૂ! મારૂં કહેવું સાચું માનજે. નારદજીનાં મોઢાડાંથી મેં જે કાંઈ ભવિષ્યની વાત સાંભળી હતી, તે સઘળી સાચી થઈ છે. એમાં એકે વાત બાકી રહી નથી. મને સઘળી વાતનો અનુભવ થયો. ॥૩॥ હે વહૂ! આપણે મનમાં ગમે તેવો મહા મોહ રાખીએ, પણ ઋષિનું બોલવું કદી પણ ખોટું પડે નહીં. હે દીકરી! ઋષિએ મને જે કાંઇ કહ્યું છે, તે સઘળું સંક્ષેપથી તને કહી સંભળાવું છું, તે સાંભળ, ॥ ૪ ॥ "રાવણ, વૈર ભાવથી, રામની સામે યુદ્ધ કરશે, પ્રાણ જતાં સૂધી પણ નીતિપર ધ્યાન આપશે નહીં, સીતા શોક સંકટમાંથી છૂટશે, વાનરાઓ તથા રીંછો રાજ્યને તથા ઘરને લૂટશે, ॥ ૫॥ અનેક વાનરાઓનાં કુલો દિવ્ય મણિઓને, ભૂષણોને, વસ્ત્રોને તથા વિમાનને ભોગવશે અને ॥

दो०–राज्य विभीषण पाइहैं, अमर कल्प निरबाह ॥
भावी वश दुखसुख जगत, उपदेशिय कहु काह ॥ १२६ ॥

વિભીષણ રાજ્ય પામી, તે રાજ્યને, એક કલ્પ સૂધી અમરપણાથી ભોગવશે જગત્ સુખ દુઃખની બાબતમાં ભાવીને વશ છે. માટે કહો, ઉપદેશ કરીને શું કરીએ ?"॥

चौ०–मुनिवर वचन मोहिं परतीती । अनुभव दोउ हार अरु जीती ॥
अब पुत्री परिहरि सब शोका । पतिसँग वेगि साधु परलोका ॥ १ ॥
जाहु रामपहँ पति शिर लागी । तजि संकोच आन कि न मागी ॥

आज न होय लाजकर भूषण । समय हीन गुण गणिय न दूषण ॥ २ ॥
है पुनि श्वशुर विभीषण तोरा । बालितनय बालक सम मोरा ॥
एक नारिव्रत रघुवर केरा । लषण सुयश तुम सुनेउ घनेरा ॥ ३ ॥
जाम्बवंत मंत्री सुग्रीवा । द्विविद मयंद महा बल सीवा ॥
जानहु ब्रह्मचर्य्य हनुमंता । शिव स्वरूप भवहर भगवंता ॥ ४ ॥
सदा नीतिरत राम नरेशा । तहँ जात कहु कवन कलेशा ॥

આ પ્રમાણે મને નારદજીએ વચનો કહ્યાં છે. એ વચનો પર મને વિશ્વાસ છે. નારદજીના કહેવા પ્રમાણે જ જિતવાનો અને હારવાનો મને અનુભવ થાય છે. હે દીકરી! હવે સઘળો શોક છોડી દઈને તું જલદી પતિની સાથે ઉત્તમ પરલોકમાં જવાનું કર. ॥ ૧ ॥ પતિનું મસ્તક લેવાને વાસ્તે રામની પાસે જા. તું સંકોચનો ત્યાગ કરી, એ આથાને શામાટે માગી આવતી નથી? આ સમયમાં લાજને ભૂષણરૂપ ગણવી જ નહીં, સમય વગરના ગુણોને ગુણોરૂપ નહીં પણ દૂષણોરૂપ ગણવા જોઇએ. ॥ ૨ ॥ વળી રામની સેનામાં જે વિભીષણ છે, તે તારો સસરો જ છે. વાળીનો પુત્ર અંગદ મારા પુત્ર જેવો જ છે[1] રામચંદ્રજી, એક પત્નીવ્રતવાળા છે, લક્ષ્મણજીની કીર્ત્તિ તો તારા સાંભળવામાં પણ બહુ જ આવી છે, ॥ ૩ ॥ મહાબળના સીમાડારૂપ જાંબુવાન, સુગ્રીવ, દ્વિવિદ તથા મૈન્દ, એ મંત્રીઓ પવિત્ર મનવાળા છે. હનુમાનજી, બાલબ્રહ્મચારી છે તથા સંસારને હરનારા મોટા ઐશ્વર્યવાળા સદાશિવનું જ સ્વરૂપ છે, ॥ ૪ ॥ અને વળી મહારાજ રામચન્દ્રજી, સર્વદા નીતિમાં જ રુચિ ધરાવનારા છે, માટે ત્યાં જવામાં તને શી હરકત છે. ॥

दो०—विदित तोर पति भुज लिखत, लक्ष्मण राम प्रभाव ॥
हमहूँ ऋषि भाषित कहेउ, अब विलंब जनि लाव ॥ १२७ ॥

તારા પતિની ભુજાએ પણ રામ લક્ષ્મણનો પ્રભાવ લખી દીધો છે, કે જે તારા જાણવામાં જ છે. મને પણ નારદજીએ આ વાત આગળથી જ કહી રાખી છે, આમ છે, એટલા માટે હવે વિલંબ નહીં કર." ॥ ૧૨૭ ॥

चौ०—सुनत सासु सुखकर हित बानी । जाहुँ रामपहँ अस जिय जानी ॥
वार बार चरणन शिर नाई । चली जहाँ लक्ष्मण रघुराई ॥ १ ॥
देखत कटक भालु कपि केरा । सिंधु सुवेल महीधर घेरा ॥
उमँगेउ मनो महोदधि दूसर । हरित पीत कपि धूमर धूसर ॥ २ ॥
व्योम लाल भाषत अनुहेरी । मनहु लेत वडवानल घेरी ॥
गिरि तरु वर भुज सहस भयंकर । जहँ तहँ प्रगट होहिं जनु जल चर ॥ ३ ॥
लक्ष्मण शेष सुअंक शीशधर । कटक जलधि सोवत राघव वर ॥
अक्षय वट तहँ बैठ विभीषण । अस सुकृती कहुँ सुने न दीखन ॥ ४ ॥

---

[1] રાવણને વાળીની સાથે મિત્રતા હતી, તેથી.

સાસુનાં મુખથી હિતકારી વાણી સાંભળી, 'રામની પાસે જવું જ,' એવો નિશ્ચય કરી, વારંવાર સાસુનાં ચરણોમાં માથું નમાવીને સુલોચના, રામ, લક્ષ્મણના સમીપમાં જવા ચાલી. ॥ ૧ ॥ સુલોચનાએ લંકાથી બહાર નીકળીને જોયું, ત્યાં સઘળો સમુદ્રનો કિનારો અને સુવેલ પર્વત, વાનરાઓનાં તથા રીંછોનાં સૈન્યે જ ઘેરી લીધેલો જોવામાં આવ્યો, લીલા, પીળા ધૂમ્ર તથા ધૂસર રંગના વાનરાઓનું સૈન્ય, જાણે બીજો સમુદ્ર ઉઠયો હોય એવું જોવામાં આવ્યું. ॥ ૨ ॥ ઉત્પાતના યોગને લીધે તથા લોહીના પ્રવાહોની પ્રભાને લીધે આકાશ જાણે વડવાગ્નિએ ઘેરી લીધેલું હોય એવું જોવામાં આવ્યું અને પર્વતો, વૃક્ષો, હજારો ભયંકર ધડો તથા હજારો ભુજાઓ, જાણે પૃથ્વીપર જ્યાં ત્યાં વાદળાં પ્રકટ થયાં હોય એવાં જોવામાં આવ્યાં. ॥ ૩ ॥ એ સૈન્યરૂપી સમુદ્રમાં રામચંદ્રજી, લક્ષ્મણરૂપી શેષનાગના ખોળામાં માથું ધરીને સૂતા હતા અને વિભીષણ કે જેના જેવો કોઈ પુણ્યાત્મા દીઠો નથી તથા સાંભળેલો પણ નથી, તે અક્ષય વટની પેઠે અવિચળ બેઠેલો હતો. ॥ ૪ ॥

दो०—देखत डरत सुलोचना, धीरज धरत बहोरि ॥
महाराज रघुवीर कहँ, विनय सुनावो मोरि ॥ १२८ ॥

સુલોચના પ્રથમ તો દેખતાં જ ડરી ગઈ, પણ પછી ધીરજ ધરીને બોલવા લાગી કે, 'હે મહારાજ! રામચન્દ્રજીને મારી વિનતિ સંભળાવો." ॥ ૧૨૮ ॥

चौ०—वानर सकल उठे अस बोली । अरि पुरते आवत इक डोली ॥
जानि परत रावण अब बूझा । भइ मति मेघनाद जब जूझा ॥ १ ॥
हठ तजि सीतहिं दीन्ह पठाई । तजहु शोच अब मिटी लडाई ॥
जिहि लगि प्रगट कीन्ह पुर आगी । बांधेउ सेतु हेतु जिहि लागी ॥ २ ॥
सोइ सीता अब विन श्रम पाई । जानहु विधि अनुकूल सहाई ॥
विजय राम सुग्रीवहिं आवा । सुयश वीर वानर कुल पावा ॥ ३ ॥
विरह राम लक्ष्मणकर छूटा । विन कलेश लंका गढ टूटा ॥
युग युग कीरति चलब हमारी । कहँ राक्षस कहँ लघु वनचारी ॥ ४ ॥

દૂર ઉભેલા સર્વ વાનરાઓ, તેની ડોલીને આવતી જોઈ, ઉભા થઈને વાતો કરતા હતા કે, "લંકામાંથી એક ડોલી ચાલી આવે છે, તે ઉપરથી રાવણને કાંઈ સમજણ આવી હોય એમ જણાય છે. મેઘનાદના મરવાથી, રાવણને સમજણ આવી હશે. ॥૧॥ તેથી તેણે હઠ છોડી દઈને આ ડોલીમાં સીતાજીને મોકલી દીધાં છે. હવે શોક છોડી દો. લડાઈ મટી ગઈ. જેને વાસ્તે લંકાને બાળી અને જેને વાસ્તે પુલ બાંધ્યો, ॥ ૨ ॥ તે સીતાજી આ ડોલીમાં ચાલ્યાં આવે છે. હવે આપણને કશો શ્રમ નથી. દૈવ, આપણને અનુકૂલ છે અને સહાયભૂત છે, એમ સમજો. રામને અને લક્ષ્મણને જે કાંઇ દુઃખ હતું, તે ટળી ગયું. ॥ ૩ ॥ લંકાનો ગઢ પ્રયાસ વગર જ ત્રૂટી ગયો. હવે યુગે યુગમાં આપણી કીર્ત્તિ ગવાશે કે, "રાક્ષસો કયાં? અને લઘુ વાનરાઓ કયાં? પણ ધન્ય છે, વાનરાઓને? કે તેઓએ, રાક્ષસોને પણ હરાવ્યા." ॥ ૪ ॥

दो०—इहि विधि चारु विचार करि, निश्चय करि मनमाहिं ॥
भयउ काज रघुराजकर, बात दूसरी नाहिं ॥ १२९ ॥

વાનરાઓએ, આ પ્રમાણે વિચાર કરીને નિશ્ચય કર્યો કે, "રામનું કામ સિદ્ધ થઇ ચૂકયું, હવે કશી બીજી વાત છે જ નહીં." ॥ ૧૨૯ ॥

चौ०—पैठत कटक अतिहि सकुचाई । अनवि नारी जनु पर घर आई ॥
आगे जाय देखि रघुवीरा । छवि श्यामलमय गौर शरीरा ॥ १ ॥
मर्कट कनक छबिहि जनु निन्दति । धन्य सुजन महिमा ते विन्दति ॥
मत्त गयंद शुंड भुज दंडा । धनुष बाण असि धरे प्रचंडा ॥ २ ॥
उर विशाल अति उन्नत कंधर । कंबु कंठ रेखा त्रय सुंदर ॥
दशन पाँतिकी कांति कैहको । लावत मन पटतरहि लहैको ॥ ३ ॥
देखत अधरनकी अरुणाई । बिंबा फल बंधुक लजाई ॥
शुक तुंडक नासिका लजाई । थाकेउ कवि पटतररि न पाई ॥ ४ ॥

જેમ કોઈ નવી સ્ત્રી પરાયા ઘરમાં પેસતાં લજાય, તેમ સુલોચના, સૈન્યમાં પેસતાં લજાવા લાગી. સુલોચના, આગળ વધીને જોવા લાગી, ત્યાં શ્યામ સુંદર શરીરવાળા રામચન્દ્રજી અને ગૌર શરીરવાળા લક્ષ્મણજી જોવામાં આવ્યા. ॥ ૧ ॥ રામચંદ્રજીની કાંતિ, જાણે મરકત મણિની કાંતિને ધિક્કારતી હોય અને લક્ષ્મણજીની કાંતિ, જાણે સુવર્ણની કાંતિને ધિક્કારતી હોય એવી હતી. જે સુજનો, એ છબીઓના મહિમાને પામે (વર્ણવે), તેઓ પણ ધન્ય ગણાય. બન્ને ભાઈઓની ભુજાઓ, મદોન્મત્ત હાથીની સુંઢો જેવી હતી. બન્નેએ પ્રચંડ ધનુષ, બાણ તથા ખડ્ગ ધર્યાં હતાં. ॥ ૨ ॥ બન્નેનાં વક્ષ:સ્થલો વિશાલ હતાં અને ગ્રીવાઓ ઉંચી હતી બન્નેનાં કંઠો શંખોની પેઠે ત્રણ ત્રણ રેખાઓથી શોભી રહ્યા હતા. બન્નેના દાંતોની પંક્તિઓની કાંતિ કોઈથી વર્ણવી શકાય એવી નહોતી. કેમ કે, એ કાંતિને કોઇની ઉપમા દેવાનું પણ મનમાં કોણ લાવી શકે? ॥ ૩ ॥ બન્નેના અધરોની રતાશને જોઇને પાકેલાં ઘોલાં અને બપોરીયાનાં પુષ્પો પણ લજાઇ જાય એમ હતું. બન્નેની નાસિકાઓ, પોપટોની ચાંચોને લજવે એવી હતી. કવિઓ શોધી શોધીને થાકી જાય, તોપણ એ નાસિકાઓનાં ઉપમાન મળે એમ ન હતું.

दो०—छबिमय गुणमय तेजमय, राम उदधि अवगाह ॥
जहाँ न पावत पार सुर, किमि वरणै कवि थाह ॥ १३० ॥

કાંતિમય, ગુણમય અને તેજમય રામરૂપી સમુદ્ર તો એવો અગાધ હતો કે, દેવતાઓ પણ તેના પારને ન પામે, ત્યારે આ સમુદ્રનાં વર્ણનનો અંત કવિઓને તો કેમ જ મળે? ॥ ૧૩૦ ॥

चौ०—भ्रुकुटी ललित कपोल सुहाये । शीश जटाकर मुकुट बनाये ॥
भाल विशाल तिलक युत सोहैं । ध्यान समय मुनि मानस मोहैं ॥ १ ॥

वल्कल बसन तूण कटि बांधे । कर शर सुभग शरासन काँधे ॥
वीरा सन आसीन कृपाला । नव पल्लव प्रसून कर माला ॥ २ ॥
चरण सरोज बरणि नहिं जाई । जहँ मुनि मधुकर रहे लुभाई ॥
प्रगट भइ जिह थलसे गंगा । श्रुति पुराण कह कथा प्रसंगा ॥ ३ ॥
नमत महेश विरंचि जाहिको । लोचन गोचर होत काहिको ॥
जन आरत भंजन जो कोई । भवसागर तारण कैसोई ॥ ४ ॥

સુંદર ભ્રુકુટીઓવાળા, સુંદર ગાલવાળા, મસ્તક ઉપર સુંદર જટારૂપી મુકુટવાળા, વિશાલ લલાટમાં તિલકથી દીપી રહેલા, ધ્યાનના સમયમાં રૂપથી મુનિઓનાં અંતઃકરણોને પણ મોહિત કરનારા, ॥૧॥ વલ્કલ વસ્ત્રોવાળા, કમર પર બાંધેલાં ભાથાંઓથી દીપતા, હાથમાં સુંદર બાણવાળા, કાંધપર સુંદર ધનુષવાળા અને જેમણે નવપલ્લવોની તથા પુષ્પોની માળાઓ પહેરી હતી એવા કૃપાળુ રામચન્દ્રજી, વીરને છાજતા આસનપર બીરાજ્યા હતા. ॥૨॥ એમનાં ચરણકમળોનું વર્ણન તો કેમ જ કર્યું જાય ? કે જેઓમાં, મુનિઓરૂપી ભ્રમરો લોભાયેલા જ રહે છે. જેઓમાંના એક ચરણમાંથી, ગંગાજી પ્રગટ થયાં છે. જેઓની કથાઓના પ્રસંગોને, શ્રુતિઓ તથા પુરાણો ગાય છે, ॥ ૩ ॥ જેઓને, શિવ તથા બ્રહ્મા પણ નમે છે, જેઓ, કોઈ ભાગ્યશાળીને નેત્રોના વિષયરુપ થાય છે, જેઓ, ભક્તજનોની પીડાઓને ભાંગનારા છે, જેઓ, સંસારરૂપી સમુદ્રમાંથી તારનારા છે. ॥૪॥

दो०-प्रणत पाल बिरदावली, जिन चरणनकी बानि ॥
शोक हरण संशय दलन, करण सुमंगल खानि ॥ १३१ ॥

જેઓની, સેવકોનું પાલન કરવા વિષેની તો બિરૂદાવલી તથા પ્રતિજ્ઞા જ છે, જેઓ, શોકને હરનારા છે, જેઓ, સંશયોને છેદનારા છે અને જેઓ સુમંગલનાં સાધનોરૂપ તથા ખાણોરૂપ છે. ॥ ૧૩૧ ॥

चौ०-कर जोरे अंगद हनुमाना । द्विविद मयंद कुमुद बलवाना ॥
जाम्बवंत कपि पति बलशीला । ऋषभ सुषेण सहित नल नीला ॥ १ ॥
महा वीर वानर सब राजत । लषण विभीषण दोउ दिशि भ्राजत ॥
मित भाषित प्रभु चरण सुसेवक । चितवत रुख रघुनंदन देवक ॥ २ ॥
सभा मध्य सोहत अघमोचन । कीन्हेउ सफल निरखि निज लोचन ॥
करत दंडवत शिर धरि धरणी । तिहिकर चरित विभीषण बरणी ॥ ३ ॥
पुत्र वधू दशकंधर केरी । बडि पतिव्रता जानि प्रभु हेरी ॥
मेघनादकी नारि सुशीला । अस गति तव विरोध कर लीला ॥ ४ ॥
करत प्रणाम प्रेम नहिं थोरे । करुणा बचन कहत कर जोरे ॥

રામચન્દ્રજી પાસે અંગદ, હનુમાનજી, દ્વિવિદ, મૈન્દ, કુમુદ, જાંબુવાન્, સુગ્રીવ, ઋષભ, સુષેણ, નલ તથા નીલ આદિ મહા બલવાન્ તથા મહાવીર વાનરાઓ હાથ

જોડીને બેઠા હતા. ॥ ૧ ॥ રામચન્દ્રજીની એક તરફ વિભીષણ શોભી રહ્યા હતો. અને બીજી તરફ લક્ષ્મણજી શોભી રહ્યા હતા. એ સઘળા પ્રભુના ચરણોના સેવકો, થોડું બોલનારા હતા અને પ્રભુરૂપ ઇષ્ટ દેવની મરજીને જ જોયા કરતા હતા. સેવકોને પાપોથી મુક્ત કરનારા રામચન્દ્રજી, એ સભાના મધ્યમાં શોભતા હતા, ॥ ૨ ॥ તેમને નીરખીને સુલોચનાએ પોતાનાં નેત્રોને સફલ કર્યાં અને પછી મસ્તકને ધરતીપર ધરીને દંડવત્ કર્યા. વિભીષણે સુલોચનાને જોઈ, રામચન્દ્રજીને કહ્યું કે, ॥ ૩ ॥ 'આ રાવણના પુત્રની સ્ત્રી છે અને મોટી પતિવ્રતા છે.' આ સાંભળીને રામચન્દ્રજીએ સુલોચનાની તરફ દૃષ્ટિ કરી. વળી વિભીષણ બોલ્યો કે, "આ મેઘનાદની સુશીલ સ્ત્રી છે અને મેઘનાદે આપની સામે વિરોધ કર્યો તેથી આની આવી દશા થઈ છે." ॥ ૪ ॥ સુલોચના, ઘણા પ્રેમથી પ્રણામ કરી, હાથ જોડીને કરુણાજનક વચનો બોલી કે, ॥ ૦ ॥

दो०—मुये जान पति भुजहिं तव, लिख समुझायी मोहिं ॥
महाराज रघुवंश मणि, याचन आई तोहिं ॥ १३२ ॥

"હે મહારાજ ! હે રઘુવંશ મણિ ! મારા પતિની ભુજાએ, મને લખીને સમજાવી, તેથી હું, મારા પતિને મરણ પામેલો જાણી, આપની પાસે કાંઈક માગવા આવી છું." ॥ ૧૩૨ ॥

छं०—परशे चरण कर प्रेम पूरण प्रणतपाल खरारिके ॥
जिहि नमत शंकर शेष सुर मुनि धरणि भंजन भारके ॥
प्रभु जान सो विनती सुलोचनि करत कहि विनती घनी ॥
जय शोक हरण कृपालु जय जय जयति जय रघुकुल मनी ॥ १ ॥

એટલું બોલીને સુલોચનાએ ભક્ત જનોનું પાલન કરનારા અને પૃથ્વીનો ભાર ઉતારનારા રામચન્દ્રજીનાં ચરણારવિન્દોનો પૂર્ણ પ્રેમથી સ્પર્શ કર્યો કે જે ચરણારવિન્દોને દેવતાઓ, મુનિઓ, શેષનાગ તથા શંકર પણ નમે છે. 'હે પ્રભુ ! મારી વિનતિ પર ધ્યાન આપો,' એમ બોલીને સુલોચનાએ ઘણી ઘણી સ્તુતિ કરી કે, "હે શોકનું હરણ કરનારા ! હે કૃપાળુ ! જય જય. હે રઘુકુલ મણિ ! જય જય. ॥ ૧ ॥

छं०—प्रभु ब्रह्मरूप स्वभाव शीतल अतुल बल त्रिभुवन धनी ॥
जय हरण धरणी भार बाहु विशाल खंडन खल अनी ॥
तव दीन बंधु दयालु अपरमपार सब गुण आगरे ॥
करुणानिधान सुजान शील सनेह रूप उजागरे ॥ २ ॥

હે પ્રભુ ! હે બ્રહ્મસ્વરૂપ ! હે શાંત સ્વભાવવાળા ! હે અતુલ બળવાળા ! હે ત્રૈલોક્યના સ્વામી ! જય જય. હે પૃથ્વીના ભારને ટાળનારા ! હે વિશાલ બાહુઓવાળા ! હે ખલ લોકોની સેનાનું ખંડન કરનારા ! જય જય. હે દીનબન્ધુ ! હે દયાળુ ! હે કરુણાનિધાન ! હે સુજાણ ! આપના સર્વ ગુણો અપરંપાર છે અને સર્વોત્તમ છે. આપના શીલ, સ્નેહ અને રૂપ જગત્પ્રસિદ્ધ છે. ॥ ૨ ॥

छं०—षट अष्ट लोक जो रचत पालत प्रलय सो मायासुरी ॥
केहि भाँति बरणौं नाथ गुण गण नारि जड़ मति बावरी ॥
जे चरण ईश महेश शारद श्रुति निरंतर ध्यावहिं ॥
हूं भूरि भाग्य सरोज पद सोइ हर्षे शिरसि लगावहिं ॥ ३ ॥

જે માયા ચૌદે લોકને સર્જે છે, પાલે છે તથા સંહારે છે, તે આપની દિવ્ય માયા છે. હે નાથ! હું કે જે જડ બુદ્ધિવાળી અજ્ઞાન સ્ત્રી છું, તે આપના ગુણોના સમૂહને કેમ વર્ણવી શકું? હે સ્વામી! આપનાં ચરણકમળો કે જેઓનું શિવ, સરસ્વતી તથા શ્રુતિઓ પણ ધ્યાન કરે છે, તેઓને આજ હું મારા માથાપર લગાવું છું, માટે મોટા ભાગ્યવાળી છું. ॥ ૩ ॥

छं०—निरखत युग चरणं अशरण शरणं तारण तरणं भय हरणं ॥
जग कारण करणं पोषण भरणं खल दल दरणं दुख टरणं ॥
घनश्याम स्वरूपं अतिहि अनूपं सुरवर भूपं नर रूपं ॥
जेहि निगम निरूपं अकल अरूपं कीन्ह कुरूपं नख शूपं ॥ ४ ॥

જેનાં ચરણોની જોડી અશરણોના શરણરૂપ છે, ઠગારાઓને પણ તારનાર છે,ભયને હરનાર છે, જગતનાં કારણરૂપ મહાભૂત વગેરેને પણ બનાવનાર છે, જગતનું ભરણપોષણ કરનાર છે, દુષ્ટ લોકોનાં સૈન્યોનો નાશ કરનાર છે અને દુઃખોને ટાળનાર છે, તેનાં મને દર્શન મળ્યાં, તેથી મારાં મોટાં ભાગ્ય સમજું છું. આપ, કે જે ઘનશ્યામ સ્વરૂપવાળા, અત્યંત અનુપમ, મોટા મોટા દેવતાઓના રાજા છતાં પણ મનુષ્યરૂપે અવતરેલા, વેદ પણ જેને અગમ્ય તથા અરૂપ કહે છે એવા અને શૂર્પણખાને કુરૂપ કરનારા છો, તેમનાં દર્શનથી આજ કૃતાર્થ થઈ છું. ॥ ૪ ॥

छं०—पीतांबर राजत अति छवि छाजत तड़ित सुलाजत मुख भ्राजत ॥
सबके शिर ताजत गरिब निवाजत संतन काजत तनु साजत ॥
कटि सुभग सुभावनि सिंह लजावनि मुनि मन भावनि ललचावनि ॥
नाभि शुभ गावनि अतिशय पावनि उपमा नावनि छवि छावनि ॥५॥

આપ કે જે શોભિતા પીતાંબરથી મોટી દીપ્તિવાળી વીજળીને પણ લજાવનારા છો, સુંદર મુખવાળા છો, સર્વના શિરતાજ છો, ગરીબ નિવાજ છો, અને સંત લોકોને વાસ્તે શરીરધારી થયા છો, તેમનાં દર્શનથી કૃતાર્થ થઈ છું. આપ, કે જેની કમ્મર સ્વાભાવિક સુંદરતાથી સિંહને પણ લજાવનારી છે અને મુનિઓનાં મનને પ્રિય લાગનારી તથા લલચાવનારી છે અને જેની નાભી, સૌભાગ્યની પૃથ્વીરૂપ, અત્યંત પવિત્ર, ઉપમાનોના લાગુ પડવાને અયોગ્ય અને કાંતિની છાવણીરૂપ છે, તેમનાં દર્શનથી હું કૃતાર્થ થઇ છું. ૫

छं०—अति हृदय विशाला गल वन माला तल भृगछाला है काला ॥
लोचन युग लाला भृकुटि विशाला दीन दयाला जन पाला ॥

कुंडल युग काना सूर्य्य समाना करतहि ध्याना मन माना ॥
कर धरि धनु बाना कृपानिधाना काम लजाना लखि बाना ॥ ६ ॥

આપ કે જે વિશાલ વક્ષ:સ્થલવાળા, ગળામાં વનમાળાવાળા, કાળીઆર મૃગનાં ચર્મનું ધારણ કરનારા, નેત્રોની લાલ જોડીવાળા, વિશાલ ભ્રુકુટીઓવાળા, દીનદયાળુ, ભક્તજનોના પાલક, કાનોમાં કુંડલોની જોડીવાળા, સૂર્ય સમાન તેજવાળા, ધ્યાન કરનારાઓનાં મનને અત્યંત પ્યારા, હાથમાં ધનુષ બાણને ધરનારા, કૃપાના ભંડારરૂપ અને જેની શોભાને જોઇને કામદેવ પણ લજાઈ જાય એવા છો, તેમનું દર્શન મળવાથી કૃતાર્થ થઈ છું. ॥ ૬ ॥

छं०—मस्तक दिय चंदन शिर जट वंदन दशरथ नंदन सुर वंदन ॥
द्विज संत अनंदन दुष्ट निकंदन हर दुख द्वंद्वन यम फंदन ॥
सुनि कीर्ति सुहाई शरणहिं आई सुंदरताई मन भाई ॥
दीजै रघुराई भक्ति सदाई करिय सहाई सुखदाई ॥ ७ ॥

આપ કે જે લલાટપર ચંદનનાં તિલકવાળા, મસ્તકપર બાંધેલી જટાવાળા, દશરથ રાજાના પુત્ર, દેવતાઓએ નમવા યોગ્ય, બ્રાહ્મણોને તથા સંત જનોને આનંદ આપનારા, દુષ્ટ લોકોનો નાશ કરનારા અને દુઃખરૂપ દ્વંદ્વોને તથા યમના પાશને હરનારા છો, તેમની શુભ કીર્તિ સાંભળીને હું શરણે આવેલી છું. હે મનભાવતી સુંદરતાવાળા! હે સુખદાયી રઘુનાથજી! મને સર્વદા ભક્તિ આપો અને સહાય થાઓ. ॥ ૭ ॥

छं०—गह कर वाणी शारंग पानी सब गुण खानी राम बली ॥
सुर सुरभी रक्षक राक्षस भक्षक भक्तहि रक्षक मान बली ॥
मैं रिपुसुत नारी जान अघारी अधिकारी नहिं दुख भारी ॥
हरि विरह दवारी अति भयकारी सह बहु वारी दुखकारी ॥ ८ ॥

આપ કે જે પિતાની વાણીનું ગ્રહણ કરનારા, સર્વ ગુણોની ખાણરૂપ, સુંદર બળવાલા, દેવતાઓના, ગાયોના તથા ભકતોના રક્ષક અને રાક્ષસોના ભક્ષક છો, તેમને પાપોના શત્રુરૂપ જાણીને હું તમારા શત્રુના પુત્રની સ્ત્રી શરણે આવી છું. હું આપની સ્તુતિ કરવાની અધિકારી નથી. મારાપર મોટું દુઃખ પડયું છે. હે પ્રભુ! અત્યંત ભયંકર અને દુઃખ દેનારા પતિના વિરહરૂપી દાવાનલનું મેં ઘણીવાર સુધી સહન કર્યું, પણ હવે તે સહન કરી શકાતું નથી. ॥ ૮ ॥

छं०—तव शरणहि आई जन सुखदाई रघुराई करुणासागर ॥
पति मस्तक पाऊं जरि सँग जाऊं शिर पाऊं शोभा आगर ॥
पति मम तनु त्यागी अति बडभागी अनुरागी जिन मुक्ति लही ॥
ममता किमि तासु वरणुं आसु जासु अचल गज पंक्ति रही ॥
यहि विधि पद पंकज सेव्य रमा अज शिर नमि द्वौ कर जोरि रही ॥
सुनि पंकज लोचन वचन सुलोचन लोचनमें जल धार बही ॥ ९ ॥

હે ભક્ત જનોને સુખ આપનારા! અને હે કરુણાના સાગરરૂપ રઘુનાથજી! હું આપને શરણે આવી છું. મને પતિનું મસ્તક મળે, તો હું તેની સાથે બળી જવાની ઈચ્છા રાખું છું, માટે મને એ મસ્તક મળવું જોઇએ. હે ઉત્તમ શોભાવાળા! મારા પતિએ અંતકાળે આપમાં પ્રેમ રાખી, શરીરનો ત્યાગ કરીને મુક્તિ મેળવી, માટે મોટો ભાગ્યશાળી ગણાય, મારો પતિ, કે જેની કીર્તિ, મુક્તિ મળવાને લીધે જગતમાં અવિચળ છાઈ રહી છે, તેના ઉપર મમતા રાખવાનું અને તે મમતાનું વર્ણન કરવાનું, હવે મારે શું પ્રયોજન છે? કશું નથી." જેઓને લક્ષ્મી તથા બ્રહ્મા પણ સેવે છે એવાં રામનાં ચરણારવિન્દોને નમી, ઉપર પ્રમાણે સ્તુતિ કરી, બે હાથ જોડીને સુલોચના ઉભી રહી. સુલોચનાનાં વચનો સાંભળીને કમળો સરખાં નેત્રવાળા રામચંદ્રજીનાં નેત્રોમાંથી જળની ધારા વહેવા લાગી. ॥ ૯ ॥

दो०—अस प्रभु दीन बंधु करि, कारण रहित दयाल ॥
तुलसिदास शठ ताहि भज, छाँड़ कपट जंजाल ॥ १३३ ॥

તુલસીદાસ કહે છે કે, "હે શઠ મન! પ્રભુ રામચન્દ્રજી કે જે એવા દીનબંધુ છે અને પોતાના કશા સ્વાર્થ વિના દયા કરનારા છે, તેમનું, કપટ તથા જંજાળને છોડી દઇને ભજન કર." ૧૩૩ ॥

चौ०—तुम अंतर्यामी भगवाना । नहिं तोहिं आदि मध्य अवसाना ॥
करुणा वचन सुनत रघुवीरा । पुलक रोम भये शिथिल शरीरा ॥ १ ॥
देहुँ जियाय तोर पति आजू । करहु लंक कल्प शत राजू ॥
छाँडि शोच अब मन हर्षाहू । तुरत भवन अपने फिर जाहू ॥ २ ॥
सुनि अस सत्यसिंधु कर वानी । मनमें वनचर अति भय मानी ॥
कहि नशकत कछु प्रभु रुख देखी । कहा करब करतार विशेखी ॥ ३ ॥
सब देवनकर शोच न जाई । जो कर कृपा राम इहि ज्याई ॥

વળી સુલોચના બોલી કે, "આપ અંતર્યામી ભગવાન્ છો. આપને, આદિ, મધ્ય કે અંત, એમાંનું કશું નથી." સુલોચનાનું બોલવું સાંભળી, રામચન્દ્રજીનું શરીર શિથિલ થઈ ગયું અને રોમાવળી ખડી થઈ ગઈ. ॥૧॥ રામચન્દ્રજી બોલ્યા કે, "આજ તારા પતિને પાછો જીવતો કરી દઉં. તું સો કલ્પ સુધી લંકામાં રાજ્ય કર. તું હવે શોકનો ત્યાગ કરીને મનમાં રાજી થા અને તુરત પાછી પોતાને ઘેર જા." ॥ ૨ ॥ રામચન્દ્રજીની આ વાણી સાંભળીને વાનરાઓ મનમાં ડરવા લાગ્યા અને પ્રભુની મરજી જોઇને કશું બોલી શકતા ન હતા પણ વિચાર કરવા લાગ્યા કે, "હવે તે ઇશ્વર શું કરશે? ॥ ૩ ॥ જો રામ કૃપા કરીને ઇંદ્રજિતને જીવાડશે," તો કોઈ પણ દેવતાઓનો શોક મટશે નહીં. ॥

दो०—राज्य विभीषण लंक कर, किहि विधि करिहहिं जाइ ॥
समुझि बैर घननाद जब, गहहि शरासन धाइ ॥ १३४ ॥

જો મેઘનાદ, વૈરનું સ્મરણ કરી, ધનુષ લઇને સામે ખડો થઈ જશે, તો વિભીષણ લંકામાં જઇને શી રીતે રાજ્ય કરી શકશે ? " ॥ ૧૩૪ ॥

चौ०–मुख रुख देखि कपिन भय माना । प्रणत पाल भगवंत सुजाना ॥
देखि बहुत रघुवर कर छोहू । विनय करति दशकंध पतोहू ॥ १ ॥
तुम उदार सब देवे लायक । करुणामय देखे रघुनायक ॥
हमहुँ विचारि दीख मन माहीं । जीवन ते अस मरण सराहीं ॥ २ ॥
भुज बल जीति लोक वश कीन्हे । चौदह भुवन भोग करि लीन्हे ॥
रण तीरथ याचक बड चीन्हा । प्राण सुघन लक्ष्मण कहँ दीन्हा ॥ ३ ॥
अब न उचित पति दे उपहारा । तेहि पर अधिक सो दरश तुम्हारा ॥
हमहूं जाइ मरब सत साधी । मिलब तुमहिं जस मिलत समाधी ॥४॥

વાનરાઓ, રામનાં મુખને તથા મરજીને જોઇને ભય પામવા લાગ્યા, પણ તેમનું દયાળુપણું જોવાથી બોલવા લાગ્યા કે, 'પ્રભુ ! દીન જનોનું પાલન કરનારા જ છે.' રામચન્દ્રજીની અધિક કૃપાને જોઇ, સુલોચનાએ વિનતિ કરી કે, ॥૧॥ "હે રઘુનાથજી ! આપને હું કરુણામય જ દેખું છું. આપ ઉદાર હોવાથી સઘળું આપી શકો છો, પણ મનમાં વિચાર કરી જોઉં છું ત્યાં મને એમ લાગે છે કે, જીવવા કરતાં આવી રીતનું મરવું જ વખાણવા લાયક છે. ॥ ૨ ॥ જે પતિએ, ભુજાઓનાં બળથી જિતીને લોકોને વશ કર્યા, ચૌદે ભુવનોના ભોગોને ભોગવી લીધા, રણરૂપ તીર્થમાં લક્ષ્મણજીને મોટા યાચક જાણીને પ્રાણરૂપ ધન પણ આપી દીધું, ॥ ૩ ॥ તેને, હું, હવે આપની પાસેથી કૃપાદાન તરીકે પાછો લઉં, એ ઉચિત નથી. મને છેવટ આ, આપનું દર્શન મળ્યું, એ પતિના લાભથી પણ અધિક છે. હું સત્ય સાધીને મરણ પામીશ અને જેમ યોગીઓ સમાધી સાધીને આપને પામે છે, તેમ હું પણ આપને પામીશ. ॥ ૪ ॥

दो०–निर्मल गति अवसर भयउ, सुनहु सत्य रघुवीर ॥
तुमहिं मिलत नहिं होय भव,यथा सिंधुगत नीर ॥ १३५ ॥

હે રઘુનાથજી ! મારૂં સત્ય વચન સાંભળો. હવે તો મને મુક્તિનો સમય પ્રાપ્ત થયો છે. જેમ નદીનું જળ સમુદ્રને પ્રાપ્ત થયા પછી, પાછું ફરતું નથી, તેમ જીવ, તમને પ્રાપ્ત થયા પછી સંસારમાં પાછો ફરતો નથી. ॥ ૧૩૫ ॥

चौ०–मनकी जाननहार सुदेवा । भवसागर तारहु यह सेवा ॥
लीन्हेउ राम कपीश बुलाई । मेघनाद शिर दीह्न मँगाई ॥ १ ॥
पाय कृतारथ मानेउँ आपू । पिया विरह संभव परितापू ॥
अंचल पोंछत मुखकी धूरी । कही मम प्राण सजीवन मूरी ॥ २ ॥
देखि संदेह कहत सुग्रीवा । भुज गहि लिखत जीह विन ग्रीवा ॥
हँसिहहि वदन तोंहहै सांची । नातर निशिचर माया कांची ॥ ३ ॥

कित अस ज्ञान मृतक भुज माबा । जो मुनिवर साधन नहिं पावा ॥
प्रभु अस कहेउ हँसब यह शीशा । करत कुतह न उचित कपीशा ॥ ४ ॥

હે દેવ! આપ મનના જાણનારા છો, તો પણ વિનતિ કરૂં છું કે, મને આ ખેપમાં સંસારરૂપી સમુદ્રમાંથી તારીને પાર કરો." આ સાંભળી રામચન્દ્રજીએ, સુગ્રીવને બોલાવી મેઘનાદનું માથું મંગાવીને સુલોચનાને આપ્યું. ॥ ૧ ॥ એ મળવાથી સુલોચના પોતાને કૃતાર્થ માનવા લાગી, પણ તેથી તેને પતિના વિરહનો સંતાપ નવીન થયો. સુલોચના, 'હે મારા પ્રાણના જીવનની મૂડી!' એમ કહીને વસ્ત્રના છેડાવતી તે માથા ઉપરથી ધૂળ લુછી નાખવા લાગી. ॥ ૨ ॥ સુગ્રીવ તે માથાંને જોઈ, મનમાં સંદેહ લાવીને બોલ્યો કે, "જીવ વગરનો અને દંડ વગરનો હાથ, લેખણ પકડીને લખી શકે કે? જો આ માથું હશે તો લખવાની વાત સાચી મનાય. નહીંતર તો એ લખવું રાક્ષસી માયાથી જ બનેલું ગણાય અને તેથી ખોટું જ ગણાય. ॥ ૩ ॥ જે જ્ઞાન મુનિવરોને સાધનો કરતાં છતાં પણ મળતું નથી, તે જ્ઞાનને (રામનાં ઇશ્વરપણાંનાં જ્ઞાનને) શબનો હાથ શી રીતે લખી શકે?" રામચંદ્રજી બોલ્યા કે, "તમે કુતર્ક કરો છો, એ યોગ્ય નથી. આ માથું હસશે પણ ખરૂં." ॥ ૪ ॥

दो०–शिरसों कहति सुलोचना, हँसहु वेगि मम नाथ ॥
नातर सत्य न मानिहैं, लिखा जो तुम्हरे हाथ ॥ १३६ ॥

સુલોચનાએ માથાને કહ્યું કે, "હે નાથ! જલદી હસો, નહીંતર તમારા હાથથી જે લખાયું હતું, તે સાચું મનાશે નહીં." ॥ ૧૩૬ ॥

चौ०–क्षणक विलंब कीन्ह नहिं बोला । मृतक वदन मूंदत नहिं खोला ॥
पुनि पुनि कहत सो नागकुमारी । श्रमित भयउ रणमें करि रारी ॥ १ ॥
लगे लषण शर क्षोभ बढावा । प्रभु समीप कस मोहिं लजावा ॥
जो मन वचन कर्म यह देहि । पति देवता न आन सनेहि ॥ २ ॥
तौ प्रभु सभा बीच शिर बोले । रहहि छाय यश सुयश अमोले ॥
जो जानत तव यह गति साँई । बोल पठावति पितहि सहाई ॥ ३ ॥
सुनि तिय वचन हँसेउ तव शीशा । चौंकि चकित भालु भट कीशा ॥
हँसेउ ठठाय वदन सब देखा । विस्मय भयउ सकल जिहि पेखा ॥ ४
कुलिश समान सुना नहिं जाई । रहेउ सो वदन बहुरि अरगाई ॥
सकुच कपीशहि तोषेउ नारी । बड आश्चर्य भयो वनचारी ॥ ५ ॥
पूछत कपिपति पद शिर नांई । कारण कवन हँसा शिर सांई ॥
प्रभु कह सुन सुग्रीव कपीशा । शीश हँसेकर सुनहु अहीशा ॥ ६ ॥
मन कम वचन पतिहि सेवकाई । तिय हित इहि सम अस न उपाई ॥
अस जिय जानि करहिं पति सेवा । तिह पर सानुकूल मुनि देवा ॥ ७ ॥

यह सतवति अहिराजकुमारी । तेहि सतते हँसि कीन्ह मुरारी ॥
सुन प्रभु वचन कपिन सुख माना । पुनि पुनि चरण गहेउ हनुमाना ॥ ८ ॥
सुनु गिरिजा अस प्रभु प्रभुताई । केवल भक्त हि देत बडाई ॥
जासु दृष्टि जग उपजत नाशा । अस कौतुक कर केतिक आशा ॥ ९ ॥

જરા વાર વિલંબ થયો અને શબનું મોહોડું કશું નહીં બોલતાં બંધ જ રહ્યું, પણ ખુલ્લું થયું નહીં, ત્યારે સુલોચના બોલી કે, "હે નાથ! તમે રણમાં પ્રહાર કરીને થાકી રહ્યા છો કે શું? ॥ ૧ ॥ અથવા લક્ષ્મણનાં બાણો વાગવાથી ક્ષોભ પામ્યા છો કે શું? પ્રભુના સમીપમાં મને શા માટે લજાવો છો? જો આ મારા શરીરે, મનથી, વચનથી તથા ક્રિયાથી, પતિને જ ઇષ્ટદેવરૂપ માનેલ હોય અને બીજા કોઈને પણ સ્નેહી ન ગણેલ હોય ॥ ૨ ॥ તો, પ્રભુની સભાના મધ્યમાં આ માથું હસજો, કે જેથી જગતમાં અમૂલ્ય સુયશ ફેલાઈ જાય. હે સ્વામી! જો હું, 'તમારી આવી દશા થશે,' એમ પ્રથમથી જાણતી હોત, તો તમારી સહાયતા કરવાને વાસ્તે મારા પિતાને બોલાવીને તમારી પાસે મોકલત." ॥ ૩ ॥ આ પ્રમાણે સુલોચના બોલી કે, તુરત તે માથું હસ્યું તેથી સર્વ વાનરાંઓ તથા રીંછો ચોંકી ગયાં તથા ચકિત થઇ ગયાં. એ મોહોડું એવા તો ઉંચા સ્વરથી હસ્યું કે, તેથી જોનારાં સર્વ લોકોને ભારે વિસ્મય થયો. ॥ ૪ ॥ એણે હસતી વખતે વજ્રના જેવો શબ્દ કર્યો, કે જે, સાંભળ્યો પણ ન જાય. હે ગરુડજી! પછી ઇન્દ્રજિતનું એ મોહોડું ચૂપ થઈ ગયું. સુગ્રીવે લજાઇને સુલોચનાનાં વખાણ કર્યાં અને સઘળાં વાનરાંઓ તથા રીંછ ભારે આશ્ચર્ય પામ્યાં. ॥ ૫ ॥ સુગ્રીવે, રામચન્દ્રજીનાં ચરણોમાં માથું નમાવીને તેમને પૂછયું કે, "હે સ્વામી! માથું શા કારણથી હસ્યું?" રામચન્દ્રજી બોલ્યા કે, હે વાનરાઓના રાજા સુગ્રીવ! હે લક્ષ્મણ! હું માથું હસવાનું કારણ કહું છું, તે સાંભળો. ॥૬॥ મનથી, કર્મથી તથા વચનથી, પતિની જ સેવા કરવી, એ સમાન સ્ત્રીનાં કલ્યાણનો બીજો કોઇ ઉપાય નથી. આમ જાણીને જે સ્ત્રી પતિની સેવા કરે, તેના ઉપર મુનિઓ તથા દેવતાઓ અનુકૂલ રહે છે. ॥ ૭ ॥ આ નાગકન્યા સુલોચના સત્યવાળી છે. એના સત્યથી જ ઇન્દ્રજિતનું માથું હસ્યું છે." પ્રભુનાં વચનો સાંભળી, વાનરાઓએ સુખ માન્યું અને હનુમાનજીએ વારંવાર પ્રભુનાં ચરણો પકડયાં. ॥ ૮ ॥ હે પાર્વતી! સાંભળો. પ્રભુની પ્રભુતા એવી છે કે, પ્રભુ પોતે બડાઇ નહીં લેતાં કેવળ ભક્તોને જ બડાઈ આપે છે, જેની દૃષ્ટિમાત્રથી સઘળું જગત ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે, તેને આ કૌતુક કરવું, એ કેટલીક મોટી વાત છે.? ॥ ૯ ॥

दो०—शीश पाइ प्रभु चरण गहि, बहु विध विनय सुनाय ॥
आजको दिन रण परिहरहु, मम हित कौशलराय ॥ १३७ ॥

સુલોચનાએ પતિનું માથું લઈ, રામચન્દ્રજીનાં ચરણોનો સ્પર્શ કરી, ઘણી ઘણી વિનતિ સંભળાવીને પ્રાર્થના કરી કે, "હે કોસલાધીશ! આજનો દિવસ મારે વાસ્તે યુદ્ધ બંધ રાખજો." ॥ ૧૩૭ ॥

चौ०—बहुरि बिभीषण पगन परी सो । रघुपति चरण दिये मन मुनिसो ॥
तुम पितु सम दशकंधर भाई । ईहि कुलकी तोहिं लाज बडाई ॥ १ ॥
मुनि पुलस्त्य परिवारक दीपा । पायउ फल रघुवीर समीपा ॥
महा मोह बश अनभल माना । ज्ञान भयो तब गुण पहिचाना ॥ २ ॥
युग युग करहु अकंटक राजू । सहित सुकीरति सुकृत समाजू ॥
सुमिरत तुमहिं सुजन गति पावा । रघुपति चरित संगकर गावा ॥ ३ ॥
सुनत बिभीषण मन करुणाभर । प्रगट न कहत समय बिरहाकर ॥
काल कर्मगति कह समुझाई । चली तुरत गुरु आयसु पाई ॥ ४ ॥

વળી સુલોચના વિભીષણના પગમાં પડી, રામચન્દ્રજીનાં ચરણોમાં ચિત્ત લગાવીને બોલી કે, "હે વિભીષણ ! તમે રાવણના ભાઈ છો, તેથી મારા પિતા સમાન છો. હવે કુલની લાજ તથા મોટાઈ તમારે હાથ છે. ॥ ૧ ॥ તમે પુલસ્ત્યના કુલમાં દીપકરૂપ છો અને તમે રઘુનાથજીના સમીપમાં આવવાથી ઉત્તમ ફળ મેળવ્યું છે. હું પ્રથમ મોટ અજ્ઞાનને વશ થઈને આ તમારાં કામને અયોગ્ય માનતી હતી, પણ હવે મને જ્ઞાન થયું, તેથી તમારા ગુણ ઓળખવામાં આવ્યા છે. ॥ ૨ ॥ તમે યુગોયુગમાં નિષ્કંટક રાજ્ય કરો અને તમારી કીર્તિનો તથા પુણ્યોનો સમુદાય અખંડ બન્યો રહે. જે સુજનો તમારૂં સ્મરણ કરશે, તેઓ પણ ઉત્તમ ગતિ પામશે. તમારી કીર્તિ રામનાં ચરિત્રની સાથે ગવાશે.' ॥ ૩ ॥ આ વચનો સાંભળીને વિભીષણનું મન કરુણા રસથી ભરપૂર થઈ ગયું, પણ વિભીષણે 'વિયોગ જણાવવાનો આ સમય નથી,' એમ જાણી, તે કરુણા રસને મોઢો-ડાથી પ્રકટ નહીં કરતાં, કાલની તથા કર્મની ગતિનું પ્રાબલ્ય કહીને સમજાવી. સુલોચના વિભીષણની આજ્ઞા લઈને ત્યાંથી ચાલતાં ॥ ૪ ॥

दो०—बाहर करि कपि कटकतें, फिरेउ बिभीषण आप ॥
बिसरेउ दशमुख वैरही, हृदय अधिक संताप ॥ १३८ ॥

વિભીષણ સુલોચનાને વાનરાઓના સૈન્યથી બહાર પહોંચાડીને પાછો રામની પાસે આવ્યો, તે વખતે, તેને, રાવણનું વૈર વિસરી જઇને હૃદયમાં અધિક સંતાપ થયો.॥૧૩૮

चौ०—शिर चढाइ पालकी चढी सो । रघुपति कृपा प्रभाव बढी सो
हृदय राखि मूरति घनश्यामा । रसना रटत निरंतर नामा ॥ १ ॥
सरित सिंधु संगम जहँ पावन । अस सुधि पाय गयो तहँ रावन ॥
संग मंदोदरि सब रनिवासू । मनो शोक रवि कीन्ह प्रकासू ॥ २ ॥
पाय रजाय सुसेवक धाये । चंदन अगर सुगंध बहु लाये ॥
रचि दृढ दारुण चिता बनाई । जनु सुरलोक निसेनी लाई ॥ ३ ॥
करि प्रणाम सब जन परितोषी । धीरज धरसि तासु मति पोषी ॥
शिर भुज धरि बैठी कर आसन । भइ जनु योग सिद्धि कर भाजन ॥ ४ ॥

સુલોચના પતિના માથાંને પાલખીમાં ચઢાવીને પોતે ચઢી, રામની કૃપાથી સુલોચનાનો પ્રભાવ વૃદ્ધિ પામ્યો. સુલોચના હૃદયમાં રામચન્દ્રજીની ઘનશ્યામ મૂર્તિને ધારણ કરી, જીભથી અખંડિત રામ નામ લેતી હતી, ॥ ૧ ॥ જ્યાં નદીનો અને સમુદ્રનો સંગમ હતો, ત્યાં ગઇ. આ ખબર મળ્યાથી રાવણ, મંદોદરી આદિ સઘળા રાણીવાસને સાથે લઈને ત્યાં ગયો. આ સમયમાં શોક, જાણે મધ્યાન્હ કાળનો સૂર્ય હોય એવો પરિતાપક દેખાવા લાગ્યો.॥૨॥ રાવણની આજ્ઞાથી સેવકો દોડી દોડીને ઘણાં ઘણાં અગર તથા ચંદન આદિ સુગંધી કા ે લાવ્યા. એ કાષ્ટોથી બનાવવામાં આવેલી દારુણ તથા દૃઢ ચિતા, જાણે સ્વર્ગ લોકની નીસરણી હોય એવી દેખાવા લાગી. ॥૩॥ સુલોચનાએ સર્વને પ્રણામ કર્યા તથા સર્વને સંતુષ્ટ કર્યાં. સખીઓએ ઘણી ઘણી ધીરજ ધરીને યોગ્ય વચનોથી સુલોચનાનો ઉત્સાહ વધાર્યો. સુલોચના ઇન્દ્રજિતનાં માથાંને તથા ભુજાને ખોળામાં લઈને ચિતામાં બેઠી અને તે સમયે જાણે યોગસિદ્ધિને પ્રાપ્ત થઈ હોય એવી દેખાવા લાગી. ॥ ૪ ॥

दो०—देत अनल ज्वाला बढी, लपट गगन लगि जाय ॥
लखी न काहू जात तेहि, सुरपुर पहुँची आय ॥ १३९ ॥

અગ્નિસંસ્કાર દેતાં જ અગ્નિની જ્વાલા વૃદ્ધિ પામીને છેક આકાશ પર્યંત પહોંચી. સુલોચના, એ જ્વાલાની સાથે જ ગઈ, તે, કોઈના જેવામાં ન આવતાં, તુરત જ સ્વર્ગ લોકમાં પહોંચી.[1] ॥ ૧૩૯ ॥

चौ०—सुत वध सुना दशानन जबहीं । संभ्रम मूर्च्छि परा महि तबहीं ॥
दुखित भयउ लोचन भरि आवा । जनु निज मणि अहिराज गवांवा ॥ १ ॥
हा सुत संतत आज्ञाकारी । करि विलाप दशकंध पुकारी ॥
शक्र आदि जीतेउ सब देवा । सुर मुनि बंदि करायहु सेवा ॥ २ ॥
दूसर रहा न भुज बल दापा । स्वर्ग भूमितल तपेउ प्रतापा ॥
इहि विधिकर विलाप लंकेशा । भयउ तेज हत सुन उरगेशा ॥ ३ ॥
मंदोदरी रूदन करि भारी । उर ताडति बहु भांति पुकारी ॥
नगर लोग सब व्याकुल शोचा । सकल कहहिं दशकंधर पोचा ॥ ४ ॥

પુત્રના વધની વાત સાંભળવામાં આવતાં જ રાવણ, સંભ્રમથી મૂર્ચ્છિત થઇને તુરતજ ધરતીપર પડી ગયો. મણિ ખોઈ બેસવાથી, જેવી દશા મોટા નાગની થાય, તેવી દશાને પ્રાપ્ત થયેલો અને દુઃખને લીધે જેનાં નેત્રોમાં પાણી ભરાઈ આવ્યાં ॥ ૧ ॥ એવો રાવણ, પોકારીને વિલાપ કરવા લાગ્યો કે, "હે સર્વદા મારી આજ્ઞા પ્રમાણે વર્તનારા પુત્ર ! હાય, હાય, તેં ઇંદ્ર આદિ સર્વે દેવતાઓને જિતી લીધા હતા, દેવતાઓને તથા મુનિઓને બંદીવાન્ કરીને તેઓની પાસે નોકરી કરાવી હતી, ॥ ૨ ॥ તારા જેવો બીજો કોઈ પણ ભુજાઓના બળવાળો ત્રૈલોક્યમાં હતો જ નહીં અને તારા પ્રતાપ પૃથ્વીમાં

[1] અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

તથા સ્વર્ગમાં પણ તપતો હતો. આમ છતાં પણ, તું આજ મારાં શલ્યને કહાડયા વિના પશ્ચિમ દશાને કેમ પ્રાપ્ત થયો ? ” હે ગરુડજી ! આ પ્રમાણે વિલાપ કરતો રાવણ, નિસ્તેજ થઈ ગયો. ॥ ૩ ॥ મંદોદરી અત્યંત રુદન કરી, ઘણી રીતે પોકારી પોકારીને વિલાપ કરવા લાગી. નગરનાં સર્વ લોકો, વ્યાકુળ થઈને શોક કરવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે, ‘ રાવણ નીચ છે. ’ ॥ ૪ ॥

दो०—तब दशकंध अनेक विधि, समुझाई सब नारि ॥
नश्वर रूप प्रपंच सब, देखहु हृदय विचारि ॥ १४० ॥

પછી રાવણે, ‘સઘળો સંસાર વિનાશી જ છે, માટે હૃદયમાં વિચારી જુવો.[1]’ ઈત્યાદિ અનેક પ્રકારોથી બોધ આપીને સર્વ સ્ત્રીઓને શાંત કરી. ॥ ૧૪૦ ॥

चौ०—तिनहि ज्ञान उपदेशेउ रावन । आपन मंद कथा अति भावन ॥
पर उपदेश कुशल बहुतेरे । जे आचरहिं ते नर न घनेरे ॥ १ ॥
तासु क्रिया करि निशिचर नाहा । भयउ शोच वश अति उर दाहा ॥
सचिव आइ सब लगे बुझावन । वादि विषाद करिय जनि रावन ॥ २ ॥
सुत वित नारि त्रिविध सुख कैसे । उपजहिं घटा जाहिं नभ जैसे ॥
तडित विदित देखिय घनमाहीं । रहै न थिर तहँ तरत छिपाहीं ॥ ३ ॥
यह जिय जानि सुनहु दशभाला । बचहि न कोउ जाग आये काला ॥
अब प्रभु यतन विचारहु सोई । रिपुकर नाश जवन विधि होई ॥ ४ ॥

રાવણે સ્ત્રીઓને જ્ઞાનનો ઉપદેશ આપ્યો, પણ પોતે તો અજ્ઞાનની વાત જ બહુ પ્યારી રાખી. જગતમાં બીજાઓને ઉપદેશ દેવામાં પાંડિત્ય ધરાવનારા લોકો ઘણા હોય છે, પણ પોતે તે પ્રમાણે આચરણ કરનારા થોડા જ હોય છે. ॥ ૧ ॥ મેઘનાદની ક્રિયાઓ કરીને, રાવણ શોકને અત્યંત વશ થતાં તથા હૃદયમાં અત્યંત દાહ પામવા લાગતાં, સર્વે મંત્રીઓ આવીને તેને સમજાવવા લાગ્યા કે, “ હે રાવણ વૃથા શોક કરો નહીં. ॥ ૨ ॥ પુત્રસુખ, સ્ત્રીસુખ અને ધનસુખ, એ ત્રણે પ્રકારનાં સુખો, જેમ આકાશમાં વાદળાંઓ ઉત્પન્ન થઈને પાછાં નષ્ટ થઈ જાય છે, તેમ પ્રાપ્ત થઈને પાછાં જતાં રહે છે અને જેમ વીજળી વાદળાંઓમાં દેખાય છે, પણ સ્થિર નહીં રહેતાં તુરત ગુમ થઇ જાય છે. તેમ તે સુખો પણ સ્થિર નહીં રહેતાં પાછાં ગુમ થઈ જાય છે. ॥ ૩ ॥ હે રાવણ ! આ વાતનો મનમાં નિશ્ચય કરો, કે જગતમાં કાળ પ્રાપ્ત થતાં, કોઈ પણ બચવાનું નથી. હે પ્રભુ ! હવે તો વિચારીને તે જ યત્ન કરો, કે જેથી શત્રુઓનો વિનાશ થાય. ” ॥ ૪ ॥

दो०—लागेउ करन विचार पुनि, बहु प्रकार दशशीश ॥
समुझि हृदय अहिरावणहिं, आयउ जहां गिरीश ॥ १४१ ॥

પછી[2] ઘણા ઘણા પ્રકારોથી વિચાર કરતાં કરતાં, રાવણને, અહિરાવણનું સ્મરણ આવ્યું અને સ્મરણ આવતાં, તુરત જ તે રાવણ, સદાશિવના મંદિરમાં આવ્યો. ॥૧૪૧॥

---

૧ जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ( भगवद्गीता ). ૨ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

चौ०—दंड चारि तब तहँ निशि बीती । सन्ध्या वंदन कीन्ह समीती ॥
लागेउ करन ध्यान दशशीशा । करि हर्षित संपुट भुज वीशा ॥ १ ॥
शंकर सेवक अति अनुरागी । सुन खगेश तेहिते बड भागी ॥
मंत्राकर्षण जपि दशमाला । अहिरावण चित डोल पताला ॥ २ ॥
लगेउ करन सो मन अनुमाना । केहि कारण दशमुख अकुलाना ॥
निशिचर नाह भुवन बश जाके । जीत न कहँ न वीर कोउ ताके ॥ ३ ॥
मन क्रम वचन आन नहिं सेवी । धरेउ ध्यान उर कामददेवी ॥
चलेउ बहुरि आयउ सो तहँवा । शिवमंडप रावण रह जहँवा ॥ ४ ॥
निशिचर पति कहि तेहि शिर नायो । कर गहि निज आसन बैठायो ॥

ચાર ઘડી રાત જતાં સૂધીમાં પ્રેમપૂર્વક સંધ્યાવંદન આદિ ક્રિયાઓને પહોંચી લઈ આનંદથી વીશે હાથોને જોડીને રાવણ સદાશિવનું ધ્યાન કરવા લાગ્યો. ॥ ૧ ॥ રાવણ શંકરનો પ્રેમી ભક્ત હતો, તેથી જ મહાભાગ્યશાળી થયો હતો. પછી રાવણે આકર્ષણના મંત્રની દશ માળા ફેરવી, તેટલામાં તો પાતાલમાં અહિરાવણનું ચિત્ત ડોલવા લાગ્યું.॥૨॥ આથી અહિરાવણ તર્ક કરવા લાગ્યો કે, "રાક્ષસોનો અધિપતિ રાવણ, કે જેને ત્રૈલોક્ય વશ છે અને જેને કોઈ પણ જિતી શકે નહીં એવો છે, ॥ ૩ ॥ તે આ સમયમાં શા કારણથી ગભરાયો હશે ?" જેણે, મનથી, કર્મથી, તથા વચનથી, કામદા દેવી શિવાય બીજા કોઈની પણ સેવા કરી ન હતી અને સર્વદા કામદા દેવીનું જ હૃદયમાં ધ્યાન કર્યા કરતો હતો એવો અહિરાવણ, પાતાલમાંથી ચાલીને શિવમંડપમાં આવ્યો કે જે મંડપમાં રાવણ બેઠો હતો ॥ ૪ ॥ તેણે આવીને રાવણને માથું નમાવતાં, રાવણે હાથ પકડીને તેને પોતાના આસનપર બેસાડ્યો. ॥

दो०—अहिरावण तब रावणहिं, बूझी कुशल समीति ॥
प्रथम कही तेहिं सब कथा, जैसे भगिनी अनीति ॥ १४२ ॥

અહિરાવણે, રાવણને પ્રેમપૂર્વક કુશલ પૂછતાં, રાવણે પ્રથમ શૂર્પણખાને અનીતિ કરી હતી તે કપટની સઘળી વાત કહી. ॥ ૧૪૨ ॥

चौ०—वध खर दूषण जिमि सुधि पाई । मृग मारीच कपटकृत भाई ॥
कहेसि बहुरि सीताकर हरणा । लंक दहन हनु मतकर वरणा ॥ १ ॥
सेतु बांधि जिमि प्रभु चलि आयउ । वालि कुमार विवाद सुनायउ ॥
अनी अकंपन अरु अतिकाया । परे समर महि सुन अहिराया ॥ २ ॥
तात कुशल अब सबै सिरानी । कटक निशाचर सकल नशानी ॥
कुंभकर्ण घननादहु मारे । राम लषण दुई मनुज विचारे ॥ ३ ॥
आनेहु बोलि तोहि निज पासा । कहहु सो यत्न होय रिपु नासा ॥
सुनत सोच मा अहिरावण मन । बोला वचन सुहावन पावन ॥ ४ ॥

सुन रावण जग नीति पियारि । करे अनीति होय भय भारी ॥
विना विचारि रारि तुम ठानी । कीन्ह सैन कुल सर्वस हानी ॥ ५ ॥
मनुज प्रताप प्रभाव न जानेउ । सबते बड तेहि लघुकर मानेउ ॥
यदपि न योग मोहिं अस बाता । तदपि हरहुँ तव लग दोउ भ्राता ॥ ६ ॥
लै पताल देविहिं बलि देहौं । यश पूरण निशिचर कुल लेहौं ॥
लैजै हौं तुम जानेउ तबहीं । रवि सम तेज होइ निशि जबहीं ॥ ७ ॥

પછી ખર તથા દૂષણના વધની ખબર મળ્યાની, પછી મારીચને માયામૃગ બનાવવાની, પછી સીતાજીનાં હરણની, પછી હનુમાનજીએ કરેલા લંકાના દાહની, ॥ ૧ ॥ પછી સેતુ બાંધીને રામચન્દ્રજીના આવવાની, પછી અંગદની સાથે થયેલા વિવાદની અને તે પછી અકંપન આદિ યોદ્ધાઓનું યુદ્ધમાં મરણ થવાની હકીકત કહીને છેવટ કહ્યું કે, ॥ ૨ ॥ "હે અહિરાવણ ! હે તાત ! આ પ્રમાણે મારૂં સર્વ કુશલ જતું રહ્યું છે. વાનરાઓએ સઘળી રાક્ષસોની સેનાને નષ્ટ કરી નાખી છે અને રામ તથા લક્ષ્મણ કે જેઓ, અતિ તુચ્છ માણસ છે, તેઓએ કુંભકર્ણને તથા મેઘનાદને પણ મારી નાખ્યા છે. ॥ ૩ ॥ આ કારણથી મેં તને મારી પાસે બોલાવ્યો છે. હવે તું શત્રુઓનો વિનાશ કરવાનો યત્ન કર." આ વાત સાંભળતાં જ અહિરાવણના મનમાં વિચાર થઈ પડયો. અહિરાવણ વિચાર કરીને સુંદર તથા પવિત્ર વચન બોલ્યો કે, "હે રાવણ ! સાંભળો. ॥ ૪ ॥ જગતમાં સર્વને નીતિ પ્યારી છે. જે અનીતિ કરે, તેને ભારે ભય થાય છે. તમે વિચાર કર્યા વગર લડાઇ ઉઠાવીને સેનાની, સર્વસ્વની તથા કુલની હાનિ કરી છે. ॥ ૫ ॥ તમે રામ, લક્ષ્મણનો પ્રતાપ જાણ્યો નહીં, પણ તેઓને માણસો જ જાણ્યા અને જેઓ સર્વથી મોટા છે, તેઓને હલકા કરી માન્યા, એ તમારી થોડી ભૂલ ગણાય ? પણ ઠીક છે, જે થયું તે થયું, હવે જો કે મારે રામ, લક્ષ્મણથી વિરુદ્ધ થવું યોગ્ય નથી, તોપણ હું તમારા હિતને વાસ્તે એ બન્ને ભાઈઓને હરી, ॥૬॥ પાતાલમાં લઈ જઈ, દેવીના બલિદાનમાં વાપરી નાખીને રાક્ષસોના કુલમાં અચલ કીર્તિ મેલવીશ. 'હું તેઓને લઈ ગયો,' એમ તમારે ત્યારે જ જાણવું કે, જ્યારે રાત્રિમાં સૂર્યના જેવો પ્રકાશ જોવામાં આવે." ॥ ૭ ॥

दो०—कहि अस वचन प्रवोध करि, शीश नाइ बल भाखि ॥
आयउ रघुपति कटक तब, निज देविहिं उर राखि ॥ १४३ ॥

અહિરાવણ, આ પ્રમાણે બોલી, રાવણને સમજાવી, માથું નમાવી, પોતાનાં બળની મોટાઈ કહી બતાવી અને હૃદયમાં પોતાની દેવીનું સ્મરણ રાખીને રામચન્દ્રજીની સેનામાં આવ્યો. ॥ ૧૪૩ ॥

चौ०—यह सुनि उमा कह्यो त्रिपुरारी । अहिरावणको भा विधुधारी ॥
कहो तासु जन्मादि चरित्रा । शिव बोले सुन कथा विचित्रा ॥ १ ॥
अहिरावणकी कथा भवानी । सुनहु चित्त दे कहा बखानी ॥
भे रावनके सुत बहुतेरे । सब बल विद्या बुद्धि घनेरे ॥ २ ॥

एक समय मयजा सुत जायो । सुनि दशकंठ महा भय पायो ॥
बीश ब्याल युत सुनि बिबुधारी । राखन योग न मनहिं बिचारी ॥ ३ ॥
श्वाननते कह्यो बोलाई । आवहु याहि गाडि कहुँ जाई ॥
दूत दाखि नैर्ऋत्य सिधावा । पृथ्वी खोदि तोपि तर आवा ॥ ४ ॥
रघुपति चरित करन हित आगे । मरा न सो बालक तेहि लागे ॥
खायसि खनि माटी इक मासा । पुनि गा निकरि नीरनिधि पासा ॥ ५ ॥
त्यहिं लखि राहु जननि अनुरागी । भवन लाय निज पालन लागी ॥
यक दिन तहाँ शुक्र चलि आये । बोले पुत्र कहाँ यह पाये ॥ ६ ॥
छाया ग्रहणि कह्यो तब आई । ज्यहि बिधि उदधि तीरते लाई ॥
दनुज पूज्य मुनि वचन उचारा । यह है रावण केर कुमारा ॥ ७ ॥
आदिहिते सब कथा सुनाये । अहिरावण धरि नाम सिखाये ॥
निज उत्पत्ति सुनी त्यहिं जबहीं । कूदि परा सागरमहँ तबहीं ॥ ८ ॥
निकसा तुरत वितल महँ जाई । तहा रहै अहिपुरी सुहाई ॥
सत्तर योजन बसत ललामा । चामीकरके अति सुठि धामा ॥ ९ ॥
दर्वीकर तहँ रहैं भुवारा । सो वासुकी केर सँग सारा ॥
तासु पुरी लखि कौतुक नाना । पुनिगाजहँ नित होत पुराना ॥ १० ॥
तप प्रभाव तहँ सुनि अधिकाई । सपदि विपिन पहुँचा हर्षाई ॥
वनमें लखी नदी यक बहई । नाम कामदा दवी रहई ॥ ११ ॥
सुथल समझि तहँ ध्यान लगावा । संवत चौदह सहस बितावा ॥
सब विधि देखि समाधि अडोली । वरं ब्रूहि तब दवी बोली ॥ १२ ॥
इष्ट वचन सुनि दुहुँ कर जोरी । मांगिसि वर करि विनय बहोरी ॥
अमरनते अधिकी सुख करहूँ । जीतहुँ त्यहि ज्यहिके सग लरहूँ ॥१३॥

પાર્વતીએ સદાશિવને પૂછ્યું કે, "એ અહિરાવણ રાક્ષસ કોણ હતો ? એનું જન્મ આદિ ચરિત્ર મને કહો." સદાશિવ બોલ્યા કે, "હે પાર્વતી ! ॥ ૧ ॥ અહિરાવણની વિચિત્ર કથા એકાગ્ર ચિત્તથી સાંભળો. હું વિસ્તારથી કહી સંભળાવું છું. ॥ ૨ ॥ એક સમયે મંદોદરીના ઉદરમાંથી વીશ સર્પોથી વીંટાયેલા પુત્રનો જન્મ થતાં, તે વાત રાવણે સાંભળી, બહુ જ ભય પામી, "આ પુત્ર રાખવા યોગ્ય નથી,' એમ મનમાં વિચારીને, ॥ ૩ ॥ રાવણે, શ્વાનાનન નામના દૂતને બોલાવીને કહ્યું કે, 'તું આ પુત્રને કયાંય જઈને દાટી આવ.' દૂત, એ પુત્રને લઈ, નૈર્ઋત ખુણામાં દાટી દઇને, પાછો રાવણની પાસે આવ્યો. એ રાવણનો પુત્ર, રામચન્દ્રજીના ચરિત્રમાં કામ આવવાનો હતો, તેથી દાટ્યા છતાં પણ નહીં મરતાં પૃથ્વીને ખોદી ખોદી, માટી ખાઈ ખાઇને જીવતો રહ્યો અને ખોદતાં ખોદતાં એક મહીને સમુદ્રના કિનારાપર જઈ નીકળ્યો. ॥૪॥ ૫ ॥ ત્યાં સમુદ્રમાં

રહેનારી રાહુની મા સિંહિકા, એ બાલકને જોઈ,તેના પર પ્રેમ કરી, પોતાને ઘેર લાવીને તેને ઉછેરવા લાગી. એક દિવસે સિંહિકાની પાસે આવી નીકળેલા શુક્રાચાર્યે સિંહિકાને પૂછ્યું કે, 'તને આ પુત્ર ક્યાંથી મળ્યો છે?' ॥ ૬ ॥ છાયાનું ગ્રહણ કરી અનેક જીવોને ખાઈ જનારી એ સિંહિકાએ, પોતે જે પ્રમાણે તે પુત્રને સમુદ્રના કિનારાપરથી લાવી હતી, તે હકીકત કહી સંભળાવતાં, શુક્રાચાર્યે, 'આ રાવણનો પુત્ર છે,' ॥ ૭ ॥ એમ કહી, તેની જન્મથી સઘળી હકીકત કહી સંભળાવી, તે બાળકનું 'અહિરાવણ[1]' એવું નામ રાખીને ત્યાંથી ચાલ્યા ગયા. અહિરાવણ, પોતાની ઉત્પત્તિ સાંભળીને તુરત જ સમુદ્રમાં કૂદી પડ્યો, ॥ ૮ ॥ તે છેક વિતલ નામના ત્રીજા પાતાલમાં જઈ નીકળ્યો, કે જ્યાં સીત્તેર યોજનના ઘેરાવવાળી, સુવર્ણનાં અતિ સુંદર ઘરોવાળી અને વાસુકિ નાગના સાળા દર્વીકર નામના નાગના રાજ્યવાળી ભોગપુરી નામની નાગ લોકોની નગરી હતી. ॥ ૯ ॥ અહિરાવણ એ નગરીમાં અનેક કૌતુકો જોતો જોતો જ્યાં પુરાણની કથા વંચાતી હતી ત્યાં ગયો. ॥૧૦॥ કથામાં તપના મહિમાનું ભારે વર્ણન આવ્યું, તે સાંભળી રાજી થઇને તપ કરવાને વાસ્તે તુરત વનમાં ગયો, વનમાં એક નદી વહેતી હતી અને તેના કિનારાપર કામદા દેવીનું સ્થાનક હતું, ॥ ૧૧ ॥ તેને જોઈ, તે સ્થલને સારૂં જાણીને ત્યાં ધ્યાન લગાવી બેઠો. ધ્યાન કરતાં, ચૌદ હજાર વર્ષ વીતી ગયાં. અહિરાવણની સમાધિને સઘળી રીતે અવિચલ જોઈ, દેવીએ અહિરાવણને 'વર માગ' એમ કહ્યું. ॥ ૧૨ ॥ દેવીનું મધુર વચન સાંભળી, બન્ને હાથ જોડી, વિનતી કરીને અહિરાવણે વરદાન માગ્યું કે, "હું દેવતાઓથી પણ અધિક સુખ ભોગવું, જેની સામે લડાઈ કરૂં તેને જિતીજ લઉં. ॥ ૧૩ ॥

दो०–शेष महेश दिनेश सुर, ईश अजीश अनंत ॥
मरौं न काहू हाथसे, होउँ निशाचर कंत ॥ १४४ ॥

જે શેષનાગ, શિવ, સૂર્ય તથા બ્રહ્મા આદિ મહા સમર્થ અનંત દેવતાઓ છે, તેઓમાં પણ કોઇના હાથથી ન મરૂં અને રાક્ષસોનો સ્વામી થાઉં. ॥ ૧૪૪ ॥

चौ०–पितहिं कीन अपमान हमारा । सोऊ मोहिं याचै यक बारा ॥
सुनि देवी बोली सुन ताता । करिहो तुम सुख बहु बिधि गाता ॥१॥
त्रेता शेष समय दशशीशा । याचैं तोहिं जोरि भुज बीशा ॥
मारै तुम्ह न कोउ जगमाहीं । कपि यक मम वाचावश नाहीं ॥ २ ॥
तेहि प्रभुते जनि किहेउ कुचाली । तौ तू अजर अमर कहि चाली ॥
रहन लाग तहँ दनुज कुमारा । अगणित खग मृग करै अहारा ॥ ३ ॥
यहि विधि वर्ष पांच शत वीती । तब खल करन लाग अनरीती ॥
विविध वेष धरि अहिपुर जाई । अज गज हय खर डारहिं खाई ॥ ४ ॥

---

[1] સર્પયુક્ત અવતર્યો હતો અને રાવણનો પુત્ર હતો, તેથી, અહિરાવણ નામ પડ્યું.' 'અહિ' એ સર્પનું નામ છે.

एक दिवस दर्विकर राजा । धरन गये त्यहि सहित समाजा ॥
अहिरावण करि कठिन लराई । दीन्हे सकल नाग बिचलाई ॥ ५ ॥
तब दर्विक अनंत पहँ गयऊ । सब वृत्तान्त सुनावत भयऊ ॥
सुनि बोले करि शेष विचारा । अहिरावण तप बल अधिकारा ॥ ६ ॥
तेहिते नहिं ऐहौ वरि आई । कन्या दे मिलि रहियो जाई ॥
तब दर्विक बुलवावा ताही । दीन्ही विधिवत सुता विवाही ॥ ७ ॥
कुंदनि नाम पाय वर नारी । तब नागनते गिरा उचारी ॥
अब सब होउ विगत संदेहू । करिहौं मैं काननमें गेहू ॥ ८ ॥
पुनि कामदा देवि ढिग आवा । योजन नव कर नगर बनावा ॥
असुरन सहित रहै त्यहि माहीं । करन लाग सुख वरणि न जाहीं ॥ ९ ॥
यहि विधि शंभु उमा सन वर्णा । अहिरावणकी कथा सुपर्णा ॥
अब सो कथा सुनहु उरगारी । ज्यहि विधि यमपुर गा विबुधारी ॥१०॥

અને મારા પિતાએ મારૂં અપમાન કર્યું છે માટે એ મારા પિતા પણ એકવાર મારી પાસે યાચના કરે, એ વરદાન આપો." અહિરાવણનાં વચનો સાંભળી દેવી બોલ્યાં કે, 'હે તાત ! સાંભળ. તું અનેક પ્રકારનાં સુખો ભોગવીશ. ॥ ૧ ॥ તારો પિતા રાવણ, ત્રેતાયુગની સમાપ્તિના સમયમાં વીશે હાથ જોડીને તારી પાસે યાચના કરશે તને જગતમાં કોઈ પણ મારી શકશે નહીં, પણ કેવળ એક વાનરો, મારી આ વાણીના કબજામાં નથી. ॥ ૨ ॥ જો તું, એ વાનરાના સ્વામીના સામે કશી કુચાલ નહીં કરે, તો અજર તથા અમર રહીશ." એટલું કહીને દેવી ચાલ્યાં ગયાં. અહિરાવણ તો ત્યાં જ રહ્યો અગણિત પશુ, પક્ષીઓનો આહાર કરવા લાગ્યો. ॥ ૩ ॥ આ પ્રમાણે પાંચ સો વર્ષ વીતી ગયાં, તે પછી તેણે ભારે અનીતિ કરવા માંડી. અનેક પ્રકારના વેષો ધરી, સર્પોની નગરીમાં જઇને બકરાઓને, હાથીઓને, ઘોડાઓને તથા ગધેડાઓને ખાઈ જવા લાગ્યો. ॥ ૪ ॥ એક દિવસે એ નગરીનો રાજા દાર્વીકર નાગ પોતાની સેનાને સાથે લઇને અહિરાવણને પકડવા ગયો પણ અહિરાવણે ભારે લડાઈ કરીને સઘળા નાગોને હરાવી દીધા. ॥૫॥ આમ થતાં દાર્વીકરે શેષનાગની પાસે જઇને સઘળી હકીકત કહી સંભળાવી. હકીકત સાંભળી, વિચાર કરીને શેષનાગે ઉત્તર આપ્યો કે, "અહિરાવણનું તપોબલ અધિક છે, ॥ ૬ ॥ માટે તેની સામે લડવામાં કદી પણ જીતશો નહીં. એમ કરો કે, તેને તમારી કન્યા પરણાવી તેને સાથે હળી મળીને રહો." શેષનાગનાં વચનથી દાર્વીકરે અહિરાવણને બોલાવીને તેને પોતાની 'કુંદની,નામની કન્યા વિધિપ્રમાણે પરણાવી.॥૭॥ સ્ત્રી પ્રાપ્ત થવાથી અહિરાવણે નાગોને કહ્યું કે, "હવે તમો સઘળાં થઈને નિશ્શંક રહો. હું મારૂં રહેઠાણ જંગલમાં બનાવીશ." ॥ ૮ ॥ એમ કહી, કામદા દેવીના સમીપમાં આવી, નવ યોજનનું નગર બનાવીને અહિરાવણ તેમાં અસુરો સહિત રહ્યો અને વર્ણવ્યાં જાય નહીં એવાં સુખો ભોગવા લાગ્યો.॥૯॥ આ પ્રમાણે સદાશિવે પાર્વતીને અહિરાવણની જન્મ કથા કહી સંભળાવી. હે ગરુડજી ! હવે એ અહિરાવણ જે રીતે મરણ પામ્યો, તે કથા સાંભળો.॥૧૦

सो०—आय गयो सोइ योग, जो त्रेताके शेष महँ ॥
देवि कह्यो संयोग, रच्यो अंधतम कटक जहँ ॥ १ ॥

દેવીએ ત્રેતાયુગના શેષ ભાગમાં જે સંયોગ બનવાનું કહ્યું હતું તે સંયોગનો સમય આવી લાગ્યો. અહિરાવણે વાનરાઓની સેનામાં માયાથી અંધકાર ફેલાવી દીધો. ॥ ૧ ॥

चौ०—सूझ न निजकर अति अँधियारी । मर्कट भट जागहिं तहँ भारी ॥
कहहिं जयति जय जयति कृपाला । अतिहि अगम जहँ नहिं गति काला॥१॥
तहँ मारुतसुत रचेउ उपाई । करि लंगर कोट कठिनाई ॥
सो शोभा इहि भांति सुनाई । भुजगराज कुंडली लगाई ॥ २ ॥
देखिय उन्नत शैल समाना । द्वार तहाँ जहँ सुख हनुमाना ॥
देखि हृदय अहिरावण हारा । किमि रवि गृहकर तिमिर पसारा ॥३॥
एकौ युक्ति न मन ठहरानी । कपट वेष तहँ कीन भवानी ॥
वेष विभीषण सब अनुहारी । पवन तनय पहँ गा छलकारी ॥ ४ ॥

હાથ પસાર્યો પણ દેખાય નહીં એવો અંધકાર વ્યાપી ગયો, પણ મોટા મોટા વાનર યોદ્ધાઓ જાગતા અને રામચન્દ્રજીનો જય જયકાર બોલતા હતા. એ સેના એવી તો અગમ્ય હતી કે, તેમાં કાલનો પણ પ્રવેશ થાય નહીં. ॥ ૧ ॥ હનુમાનજીએ કોઈને પણ અંદર પ્રવેશ ન થવા દેવાને વાસ્તે ફરતો પોતાનાં પૂછડાંનો કઠણ કોટ બનાવી દેવારૂપ ઉપાય કરી રાખ્યો હતો. જેવી શેષનાગની કુંડલી હોય તેવી પૂછડાંની કુંડલી બનાવી હતી, કે જેની શોભા સંભળાવી કે વર્ણવી જાય નહીં. ॥ ૨ ॥ એ પૂંછડાંનો કોટ પહાડ જેવડો ઉંચો દેખાતો હતો અને જ્યાં હનુમાનજી ઉભા હતા ત્યાં જ તે કોટનું દ્વાર હતું. એ કોટને જોઈ, અહિરાવણ મનમાં હારી ગયો. સૂર્યના ઘરમાં અંધકારથી કેમ જ પેસી શકાય.॥૩॥ હે પાર્વતી! અહિરાવણના મનમાં એકે યુક્તિ અનુકૂલ ન આવી, ત્યારે તે છલ–કપટી રાક્ષસ વિભીષણના જેવો જ વેષ ધરી, હનુમાનજીની પાસે ગયો. ॥ ૪ ॥

दो०—सहज प्रतापी पवन सुत, पुनि सुरपति पतिदास ॥
तिनहिं निदरि चल रामपहँ, मूढ हृदय नहिं त्रास ॥ १४५ ॥

હનુમાનજી કે જે સ્વાભાવિક પરાક્રમી અને વળી રામચન્દ્રજીના દાસ હતા, તેને પણ ઠગીને અંદર જવાનું કરવામાં મૂઢ અહિરાવણને ત્રાસ આવ્યો નહીં. ॥ ૧૪૫ ॥

चौ०—मर्म न जान प्रभंजन जाता । कीन्हेसि गमन विभीषण भ्राता ॥
ठाढ़ होउ बोलेउ सुन भ्राता । चलेउ जहाँ कृपालु जनत्राता ॥ १ ॥
मैं रघुपति सन आयसु पाई । संध्या करन गयउँ सुनु भाई ॥
तेहिते तुरत चलेउँ प्रभु पाहीं । भइ विलंब जनि राम रिसाहीं ॥ २ ॥
सत्य बचन कपि निज मन माना । सुन खगेश भावी बलवाना ॥
कपट चतुर मति जानि न जाई । पर मन हरे हरहि धन भाई ॥ ३ ॥

आयसु पाय गयउ सो तहँवा । रहे फणीश प्रभु दोऊ जहँवा ॥
कपिपति जाम्बवन्त नल नीला । वालीसुत सुषेण बलशीला ॥ ४ ॥

હનુમાનજીએ, અહિરાવણનો મર્મ જાણ્યો નહીં. અહિરાવણ વિભીષણ, જેવો થઈ, હનુમાનજીની પાસે ઉભો રહીને બોલ્યો કે, ॥ ૧ ॥ " હે ભાઈ! સાંભળો, રામચન્દ્રજીની આજ્ઞા લઇને સંધ્યાવંદન કરવા ગયો હતો, ત્યાં મને જરાક વિલંબ થઈ ગયો. હવે હું તુરત ભક્તજનના રક્ષક રામચન્દ્રજીની પાસે જાઉં છું. રામચન્દ્રજી મારા ઉપર ક્રોધ ન કરે તો ઠીક. " ॥૨॥ હે ગરુડજી ! સાંભળો. ભાવીના બલવત્તરપણાંને લીધે હનુમાનજીએ, અહિરાવણનાં વચનોને સત્ય માન્યાં. જે પુરુષ કપટ કરવામાં ચતુર હોય, તેની ગતિ કોઈથી જાણી શકાતી નથી. કપટી લોકો, પરાયાં મનને અને ધનને પણ હરી લે છે. ॥૩॥ હનુમાનજીની આજ્ઞા મેળવીને અહિરાવણ અંદર ગયો, કે જ્યાં રામચન્દ્રજી અને લક્ષ્મણજી બન્ને ભાઈઓ પોઢ્યા હતા. સુગ્રીવ, જાંબુવાન્, નલ, નીલ, અંગદ, સુષેણ, ॥ ૪ ॥

दो०—द्विविद मयंदरु कीश गण, गय गवाक्ष कपि वीर ॥
सहित विभीषण अपर भट, सोये सब रणधीर ॥ १४६ ॥

દ્વિવિદ, મૈન્દ, ગય, ગવાક્ષ, વિભીષણ અને બીજા પણ સઘળાં, રણધીર વાનરાંઓ તથા રીંછો સુતાં હતાં. ॥ ૧૪૬ ॥

चौ०—तिनहिं मध्य रावण शशि राहू । एक संग सोवत फणिनाहू ॥
दक्षिण दिशि सोवत रघुनाथा । अनुज वाम दिशि तेहिपर हाथा ॥ १ ॥
प्रभुकर करपर राजत कैसे । जातरूप पंकज फणि जैसे ॥
कपि समूह जनु सागर क्षीरा । तहँ सोये मानहु दोउ बीरा ॥ २ ॥
सुभग बाण धनु धरे बनाई । लक्ष्मण सह समीप रघुराई ॥
अहिरावण मन कीन्ह प्रणामा । देखि राम सुंदर घनश्यामा ॥ ३ ॥
ब्रह्मादिक जेहि ध्यान न पावहिं । मुनि महेश पूजा मन लावहिं ॥
करहिं विविध जप योग विरागी । जपहिं निरंतर निशि दिन जागी ॥ ४ ॥
सो प्रभु तेहि देखा भरि लोचन । कृपासिंधु सेवक भय मोचन ॥
बहुरि हृदय तेहिं कीन्ह विचारा । करहुँ काज रावण अनुसारा ॥ ५ ॥
कछु निज माया कृत गुण आई । कवनी भाँति जाहि दोउ भाई ॥

રાવણરુપી ચન્દ્રને ગળી જવામાં રાહુની ઉપમા ધરાવતા રામચન્દ્રજી, એ યોદ્ધાઓના મધ્યમાં પોઢ્યા હતા. જમણી તરફ રામચન્દ્રજી અને ડાબી તરફ લક્ષ્મણજી પોઢ્યા હતા. રામચન્દ્રજીએ લક્ષ્મણજીના હાથપર રાખેલો પોતાનો હાથ ॥ ૧ ॥ જાણે સુવર્ણના કમળ ઉપર સર્પ બેઠો હોય એવો શોભતો હતો. વાનરાઓના સૈન્યમાં સૂતેલા એ બન્ને ભાઈઓ, જાણે નારાયણ અને શેષનાગ, ક્ષીરસાગરમાં હારોહાર સૂતેલા હોય એવા દેખાતા હતા. ॥ ૨ ॥ લક્ષ્મણજીએ, સુંદર ધનુષ બાણ સુધારીને રામચન્દ્રજીના સમીપમાં મૂકી રાખ્યા હતાં. અહિરાવણે, મેઘ જેવા શ્યામસુંદર રામચન્દ્રજીને જોઈ,

મનથી પ્રણામ કર્યાં. ॥ ૩ ॥ જેણે બ્રહ્માદિ દેવતાઓ ધ્યાનથી પણ પામી શકતા નથી, મુનિઓ તથા શિવ પણ પૂજન કરીને જેમાં મન લગાવે છે અને વૈરાગ્યવાન્ લોકો, જેને પામવાને વાસ્તે રાત દિવસ નિરંતર જાગીને અનેક પ્રકારના જપ તથા યોગ કરે છે ॥૪॥ તે કૃપાસિન્ધુ અને સેવકોને સર્વ ભયોથી મુક્ત કરનારા પ્રભુને, અહિરાવણે નેત્રો ભરીને જોયા. પછી અહિરાવણે હૃદયમાં વિચાર કર્યો કે, " રાવણની ઈચ્છા પ્રમાણે કાર્ય કરવું. ॥ ૫ ॥ મારી માયા આટલા આટલા પ્રકારો કરી શકે છે, તો હવે તેઓમાં કયો પ્રકાર ગોઠવીને આ બન્ને ભાઈઓને લઈ જાઉં ? ॥ ૦ ॥

दो०—मोहन ते मोहे सकल, मंत्रनते मुख मूदि ॥
भयउ अदृश्य उठाइ करि, प्रभुहि चलेउ लै कूदि ॥ १४७ ॥

પછી અહિરાવણ મોહન મંત્રથી સર્વને મોહિત કરી, મુદ્રણ મંત્રથી સર્વનાં મુખોને બંધ કરી નાંખી, પોતે અદૃશ્ય થઈ, બન્ને ભાઈઓને ઉઠાવી, કૂદી, આકાશમાં ચઢીને લઇ ચાલ્યો. ॥ ૧૪૭ ॥

चौ०—यहि विधिं गयउ दुहुँन लै सोई । नभ मारग प्रकाश अति होई ॥
सो प्रकाश जब रावण देखा । किय प्रमाण तेहिं बचन विशेखा ॥ १ ॥
मन महँ हर्ष करहि अति भारी । अहिरावण लैगा असुरारी ॥
लै निज लोक गयउ पल माहीं । भयउ शोर तब कपिदल माहीं ॥ २ ॥
जागे वानर श्रीहतभारी । देखिय जिमि सरिता बिनु वारी ॥
पुनि देखिय जिमि निशि बिनु इंदू । भे वानर जिमि उड़ बिनु चंदू ॥ ३ ॥
रवि बिनु दिवस जीव बिनु देहा । जिमि देखिय दीपक बिनु गेहा ॥
एकहि एक लगे तब बूझन । कहाँ गये त्रैलोक्य विभूषण ॥ ४ ॥

આ પ્રમાણે અહિરાવણ બન્ને ભાઇઓને લઈ ગયો, તે સમયમાં આકાશમાં મોટો પ્રકાશ થઈ રહ્યો. આ પ્રકાશ જોવામાં આવતાં, ॥ ૧ ॥ રાવણે અહિરાવણનાં વચનો સત્ય માન્યાં. મનમાં બહુ જ હર્ષ ધરી, રામચન્દ્રજીને લઈ ગયેલો અહિરાવણ રાક્ષસ, એક પલમાં પોતાના નગરમાં પહોંચ્યો. આ સમયમાં વાનરાઓના સૈન્યમાં ભારે શોર મચી રહ્યો. ॥૨॥ વાનરાઓ ञ.. ા પણ તેઓ, જેમ જલવગરની નદીઓ, ચંદ્રવગરની રાત્રિઓ, ચંદ્રવગરનાં નક્ષત્રો, સૂર્યવગરના દિવસો, પ્રાણ વગરના દેહો અને દીવા વગરનાં ઘરો, નિસ્તેજ દેખાય, તેમ નિસ્તેજ દેખાવા લાગ્યા. એક એકને પૂછવા લાગ્યા કે, ત્રૈલોકયના શણગારરુપ રામ અને લક્ષ્મણ કયાં ગયા ? ॥ ૪ ॥

दो०—शोधेउ सब मिलि कटक तिन, नहिं पाये दोउ वीर ॥
भय व्याकुल सब भालु कपि, जिमि जलचर गत नीर ॥ १४८ ॥

સઘળા સૈન્યમાં શોધ કર્યા છતાં પણ કયાંય એ બે ભાઇઓનો પત્તો નહીં મળતાં, સઘળાં, વાનરાંઓ તથા રીંછો જેમ જળ જતું રહેવાથી માછલાં વ્યાકુલ થાય, તેમ વ્યાકુલ થયાં. ॥ ૧૪૮ ॥

चौ०—सकल कहहिं यह विधि कह कीन्हा । रघुपति विरह प्राण कत लीन्हा ॥
शोक ग्रसित धरि सकहिं न धीरा । कहा राम लक्ष्मण दोउ वीरा ॥ १ ॥
करुणा करहिं कपीश अपारा । बनी बात विधि कहा बिगारा ॥
कटक निशाचर सकल सँहारी । रहा एक रिपु रावण भारी ॥ २ ॥
सोउ न रहत राम शर लागे । भाइउ हम सब परम अभागे ॥
कबहु जो दशशिर अरिरण जीतहिं । उत्तर कवन देब हम सीतहिं ॥ ३ ॥
अस कहि विकल मूर्च्छि महि परे । लागत वज्र शैल जिमि गिरे ॥
दशा विभीषण कही जनाई । विगत वत्स जनु धेनु लवाई ॥ ४ ॥

સર્વ વાનરાઓ કહેવા લાગ્યા કે, "વિધાતાએ આ તે શું કર્યું ? રામચન્દ્રજીનો વિરહ આપીને આપણા પ્રાણ લેવાનું વિધાતાએ ધાર્યું હશે કે શું ? રામ તથા લક્ષ્મણ, એ બન્ને ભાઇઓ ક્યાં હશે ? ॥૧॥ શોકથી ગ્રસ્ત થયેલો અને ધીરજ નહીં ધરી શકતો સુગ્રીવ, અપાર ખેદથી બોલવા લાગ્યો કે, "વિધાતાએ આ બનેલી વાત કેમ બગાડી નાખી ? રાક્ષસોની સઘળી સેના તો મરાઈ ગઈ છે. કેવળ એક મોટો શત્રુ રાવણ રહ્યો છે. ॥ ૨ ॥ રામનાં બાણો વાગવાથી રાવણ પણ ન રહ્યો હોત, પણ હે ભાઈઓ ! આપણે જ સઘળા મોટા અભાગિયા કે જેથી વચમાં આ બનાવ બન્યો. કદાચ આપણે રાવણને જિતી લઇએ, તોપણ સીતાજીને શો ઉત્તર દેશું ?" ॥ ૩ ॥ સુગ્રીવ, આમ બોલી વ્યાકુળ તથા મૂર્છિત થઈને જેમ વજ્ર વાગવાથી પર્વત, પૃથ્વીપર પડે, તેમ પૃથ્વીપર પડ્યો. વિભીષણની દશા તો કહી શકાય નહીં એવી થઈ ગઈ. જેમ તુરતની વિયાયેલી ગાય વાછડાં વિના તડફડે, તેમ વિભીષણ રામ વિના તડફડવા લાગ્યો. ॥ ૪ ॥

दो०—सहित पवन सुत ऋक्षपति, दुख मन भा बड़ि भांति ॥
खगपति सूझ न कतहु कछु, तम अपार तिहि राति ॥ १४९ ॥

હે ગરુડજી ! હનુમાનજીને અને જાંબુવાનને પણ મનમાં બહુ ભારે દુઃખ ઉત્પન્ન થયું. એ રાત પણ એવી ભારે અંધારી હતી કે, તેમાં ક્યાંય કશું સૂઝે જ નહીં. ॥૧૪૯॥

चौ०—पवन तनय पुनि कह सब पाहीं । विस्मय एक होत मन माहीं ॥
कोउ इक आव विभीषण वेखा । प्रभुके निकट जात हम देखा ॥ १ ॥
पूछत वचन कहेसि अति नीका । कपट न जानिये निशिचर जीका ॥
वचन सुनत बोलेउ लंकेशा । अहिरावण लैगा अवधेशा ॥ २ ॥
पन्नग लोक निवासी सोई । मम तनु वेष अवर नहिं कोई ॥
महा बली जाने सब माया । निश्चय तेहिं दशशीश पठाया ॥ ३ ॥
जाहि बल होइ तहाँ सो जाई । ताहि जीत आने दोउ भाई ॥
कहउ भालु पति सुन हनुमाना । तब बल तात सकल जग जाना ॥ ४ ॥
वेगि सो यत्न विचारहु ताता । कृपासिंधु आनहु दोउ भ्राता ॥

પછી હનુમાનજીએ સર્વને કહ્યું કે, "મનમાં એક સંશય તો પડે છે કે, કોઈ એક જણ વિભીષણનો વેષ લઇને આવ્યો હતો અને તેને પ્રભુની પાસે જતો મેં દીઠો હતો. ॥ ૧ ॥ વળી એક જણ પૂછવાથી અત્યંત મધુર વચન બોલતો હતો, પણ તે કોણ હતો ? એ કહી શકાતું નથી. રાક્ષસોનું કપટ કશું જાણી શકાતું નથી." એ વચન સાંભળતાંજ વિભીષણ બોલ્યો કે, "એ તો અહિરાવણ પ્રભુને લઈ ગયો. ॥ ૨ ॥ એ અહિરાવણ પાતાળમાં રહે છે. અહિરાવણ વિના બીજો કોઇ પણ રાક્ષસ મારા વેષને ધરી શકતો નથી. એ મહા બળવાન્ છે અને સઘળા પ્રકારની માયાઓને જાણે છે. અવશ્ય એ નીચને રાવણે મોકલ્યો હશે. ॥ ૩ ॥ હવે આપણા યોદ્ધાઓની અંદર જેમાં બળ હોય, તે પાતાળમાં જાય અને અહિરાવણને જિતીને બન્ને ભાઈઓને અહીં લાવે." જાંબુવાન બોલ્યો કે, "હે હનુમાન ! સાંભળો. હે તાત ! તમારૂં બળ સર્વ જગતમાં પ્રખ્યાત છે. ॥ ૪ ॥ હે તાત ! હવે જલદી વિચાર કરીને યત્ન કરો અને કૃપાના સમુદ્રરૂપ બન્ને ભાઇઓને અહીં લાવો." ॥

दो०—बिलखि कहेउ कपि पति बहुरि, सुन मारुतसुत तात ॥
बिनु रघुनायक जन्म धिग, पल युग सरिस बिहात ॥ १५० ॥

વળી સુગ્રીવે પણ વ્યાકુલ થઈને કહ્યું કે, "હે તાત ! હે પવનકુમાર ! સાંભળો. રામચન્દ્રજી વિના જન્મને ધિક્કાર છે. એક એક પલ યુગ સમાન જાય છે. ॥ ૧૫૦ ॥

चौ०—यथा तृषित बिनु बारिद बारी । रवि बिनु जलज मीन बिनु बारी ॥
भट अशस्त्र रण अनी अनाथा । वन्हि अनि धन गात न माथा ॥ १ ॥
दीप अवर्ति सकल क्षण भंगी । तिमि हम सब देखिय बजरंगी ॥
जिमि सीता सुधि भेषज आनी । तेहिं प्रकार आनहु सुखदानी ॥ २ ॥
सुनत वचन मारुतसुत बोला । राखे उचित थिर कटक अडोला ॥
भुवन चारि दश तीनहु लोका । आनहु प्रभु बल प्रभु तज शोका ॥ २ ॥
अब तुम सजग रहौ सब भाई । लरेउ काल सन जो चढि आई ॥
अस कहि सकृत चलेउ हनुमाना । गर्जत प्रलय पयोधि समाना ॥ ४ ॥
चलत बाट इक तरु तर गयऊ । गीधिन गीध कहत अस भयऊ ॥

હે વજ્ર જેવા કઠોર અંગોવાળા હનુમાનજી ! અમોને સર્વને વૃષ્ટિ વગરની વાડી જેવા, સૂર્ય વગરનાં કમળો જેવા, જળ વગરનાં મત્સ્યો જેવા, શસ્ત્ર વગરના યોદ્ધાઓ જેવા, ધણી વગરની સેના જેવા, ॥૧॥ કાષ્ટ વિના અગ્નિ અને વાટ વગરના દીવા જેવા ક્ષણભંગુરજ જાણો. તમે કે જે જેમ સીતાજીની ખબર લાવ્યા હતા અને લક્ષ્મણજીને વાસ્તે ઔષધી લાવ્યા હતા, તેમ જ સુખદાયી રામચન્દ્રજીને લાવો." ॥ ૨ ॥ આ વચનો સાંભળતાં જ હનુમાનજી બોલ્યા કે, "તમો મારી ગેરહાજરીમાં આ સૈન્યને સ્થિર અને અડોલ રાખજો. ચૌદે ભુવનોમાં તથા ત્રણે લોકમાં ગમે ત્યાં પ્રભુ હશે, તોપણ તેમને હું લાવી આપીશ, શોકને છોડી દો. ॥ ૩ ॥ હે ભાઇઓ ! હવે તમો સઘળા સાવધાન રહેજો

અને યુદ્ધ કરવાને વાસ્તે સાક્ષાત્ કાલ આવે, તોપણ તેની સામે લડજો." એક વાર જ એટલું બોલી, પ્રલય કાલના સમુદ્રના જેવી ગર્જના કરીને હનુમાનજી ત્યાંથી ચાલ્યા. ॥૪॥ માર્ગમાં ચાલતાં ચાલતાં એક વૃક્ષની નીચે ગયા, ત્યાં એક ગીધણી, ગીધ પક્ષીને કહેતી હતી, તે વાત હનુમાનજીના સાંભળવામાં આવી. ॥ ૦ ॥

दो०–नारि गर्भिणी गृध्रकर, बोली पति सन बैन ॥
आनहु आमिष मनुज पिय, खाउँ होइ जिय चैन ॥ १५१ ॥

ગર્ભવાળી ગીધણીએ પોતાના પતિ ગીધને કહ્યું કે, 'મને માણસનું માંસ લાવી આપ, કે જે ખાવાથી મારા જીવને ચેન પડે.' ॥ ૧૫૧ ॥

चौ०–तासु वचन सुनि खग अस कहेऊ । अहिरावण रामहिं लै गयऊ ॥
देइहि बलि देविहिं सो जाई । सो आमिष बड भागन पाई ॥ १ ॥
कवनेउ यतन देव मैं आनी । अस कहि विहँग वाम सनमानी ॥
जवहि पवनसुत अस सुधि पाई । चलेउ तहाँ सुमिरत रघुराई ॥ २ ॥
अभय प्लवंग पतालहिं गयऊ । अहिरावण पुर प्रविशत भयऊ ॥
द्वारपाल मकरध्वज कीशा । कपिसन डाटि कहत बहु रीशा ॥ ३ ॥
निदरि जात मोहिं तोहिं डर नाही । दीपहिं जिमि न पतंग डराही ॥
जानेसि मोहिंन मरुत सुतबालक । स्वामिभक्त भंजन मुख कालक ॥ ४ ॥

ગીધણીનું વચન સાંભળી, ગીધ બોલ્યો કે, "આજ અહિરાવણ, રામને લઈ ગયો છે અને દેવીને રામનું બલિદાન દેશે, માટે હું ત્યાં જાઉં છું. જો તારાં મોટાં ભાગ્ય હોય તો જ એ માંસ તુંને મળે. ॥ ૧ ॥ હું ગમે તે યત્ન કરીને પણ તે માંસ લાવી આપીશ." એમ કહીને ગીધે ગીધણીને સન્માન આપ્યું. આ ખબર મળતાં જ હનુમાનજી રામનું સ્મરણ કરતા કરતા, ॥ ૨ ॥ તે દિશા તરફ ચાલીને નિર્ભયપણે પાતાલમાં ગયા અને અહિરાવણના પુરમાં પેઠા, ત્યાં મકરધ્વજ નામનો એક વાનર દ્વારપાલ હતો, તેણે ઘણા ક્રોધથી હનુમાનજીને ઘુરકાવીને કહ્યું કે, ॥ ૩ ॥ "મારો તિરસ્કાર કરીને જતાં, તને ડર લાગતો નથી? જેમ પતંગીઓ દીવાને જોઈને ડરે નહિ, તેમ તું મને જોઈને ડરતો નથી? તું મને જાણતો નથી હું હનુમાનજીનો પુત્ર છું, સ્વામીભક્ત છું અને કાળનાં મુખને પણ ભાંગી નાખું એવો છું." ॥ ૪ ॥

सो०–सुनत वचन हनुमान, बोलत भे विस्मय विवस ॥
अरे मूढ अज्ञान, मोरे सुत सपनेहु नहीं ॥ २ ॥

મકરધ્વજનાં વચનો સાંભળતાં હનુમાનજી વિસ્મયને વશ થઈને બોલ્યા કે, "અરે મૂઢ! અરે અજ્ઞાન! મને તો સ્વપ્નમાં પણ પુત્ર થયો નથી. ॥ ૨ ॥

चौ०–कहत बचन शठ संयुत खोरि । काम विवश कब भइ मति मोरी ॥
मम सुत बनसि मूढ केहिं काजा । इतना कहत तोहिं नहिं लाजा ॥ १ ॥

केहि प्रकारते मम सुत भयऊ । निज उत्पत्ति मो सन कि न कहऊ ॥
सुनत कहहि मकरध्वज वचना । किन्हेउ दाह रावणपुर रचना ॥ २ ॥
जब आयउ चलि उदधि समीपा । वहेउ स्वेद तव तनु कपि दीपा ॥
सो प्रस्वेद सागर महँ गयऊ । पियउ मीन तेहिते मैं भयऊ ॥ ३ ॥
यहि प्रकार मैं तव सुत ताता । गोपहुँ नहिं निज पिता न माता ॥
अहिरावण सेवा मैं करहूँ । राखहूँ द्वार न कबहूँ हरहूँ ॥ ४ ॥

અરે મૂર્ખ ! તું ખોટી વાત કેમ કરે છે ? મારી બુદ્ધિ કામદેવને વશ કયારે થઈ હતી ? હે મૂઢ ! તું મારો દીકરો શા માટે બને છે ? આટલું કહેતાં તને લાજ આવતી નથી ? ॥ ૧ ॥ મને કયા પ્રકારની પુત્રની ઉત્પત્તિ થઈ છે ? તારી ઉત્પત્તિની વાત મને શામાટે કહેતો નથી ? " એ સાંભળી મકરધ્વજ બોલ્યો કે, " હે વાનરાઓમાં ઉત્તમ ! તમે જ્યારે લંકાને બાળીને ॥ ૨ ॥ સમુદ્રની પાસે ચાલી આવ્યા હતા, તે સમયમાં તમારા શરીરમાંથી પડેલા પસીનાના બિન્દુને એક માછલી પી ગઈ હતી. એ માછલીના ઉદરમાંથી મારો જન્મ થયો છે. ॥ ૩ ॥ હે તાત ! હું આ પ્રકારથી તમારો પુત્ર છું. હું મારાં માતા પિતાને છૂપાવતો નથી. હું અહિરાવણની સેવા કરૂં છું. હંમેશ આ દ્વારમાં રહું છું. કદી ગેરહાજર થતો નથી. ॥ ૪ ॥

दो०—सत्य वचन हनुमान कहि, पुनि पूछी सब बात ॥
लावा लक्ष्मण राम कहँ, कहा करत सो तात ॥ १५२ ॥

હનુમાનજીએ, ' ખરી વાત છે ' એમ કહી, પ્રસંગ લાવીને સઘળી વાત પૂછી કે, " હે તાત ! અહિરાવણ, રામને અને લક્ષ્મણને લઈને આવ્યો છે, તે શા માટે લઈ આવ્યો છે ? તથા હમણાં શું કરે છે ? ॥ ૧૫૨ ॥

चौ०—कहहु तात तेहि थलका नाऊं । जान चहौं मैं तव प्रभु ठाऊं ॥
यह वृतांत अस जानेउ ताता । यह मैं श्रवण सुनेउ कछु वाता ॥ १ ॥
सीता पति अरु फणि पति साथा । सो लै आयउ निशिचिर नाथा ॥
करत होम तेहि कारण आजू । देविहिं बलि देई नृप राजू ॥ २ ॥
जो कछु निज श्रवणन सुनि पायउँ । तात सकल सो तु महिं सुनायउँ ॥
निज प्रभु काज लागि दुःख सहऊँ । तुम सन सत्य वचन मैं कहऊँ ॥ ३ ॥
जान कहहु तुम जान न देऊं । प्रभु आज्ञा तजि अयश न लेऊं ॥
सुनि अस पेलि चलेउ हनुमाना । भयउ क्रोध मकरध्वज जाना ॥ ४ ॥

એ હાલ જ્યાં હોય તે સ્થાનકનું નામ તથા પત્તો બતાવ. હું તારા સ્વામીનું સ્થાન જાણવા ઈચ્છું છું." મકરધ્વજ બોલ્યો કે, " મેં જે કાંઈ વાત કાને સાંભળેલી છે, તે આ પ્રમાણે છે. ॥ ૧ ॥ અહિરાવણ રામને અને લક્ષ્મણને પોતાની સાથે લઈ આવ્યો છે, અને તે ક્ષત્રિયોનું આજ દેવીને બલિદાન દેવા ધાર્યું છે. ॥ ૨ ॥ તે બાબતનો હોમ કરે

છે. મેં જે કાંઈ કાને સાંભળ્યું હતું, તે સઘળું તમને કહી સંભળાવ્યું. હે તાત ! હું એ મારા સ્વામીને વાસ્તે દુઃખને સહન કરૂં છું અને ખરેખરૂં કહું છું કે, ॥ ૩ ॥ તમને જવાની મરજી છે, પણ હું અંદર જવા નહીં આપું. હું મારા સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવારૂપ અપયશ લેવાનો નથી." મકરધ્વજનું બોલવું સાંભળી, મકરધ્વજને ધકકો દઈને હનુમાનજી અંદર જતાં, મકરધ્વજે ક્રોધાક્રાંત થઈને હનુમાનજીને મુઠી મારી. ॥ ૪ ॥

दो०—तेहिं मुष्टिक कपि कहँ हनेउ, पुनि मारेउ कपि ताहि ॥
हनहिं परस्पर एक इक, बल समान घट नाहिं ॥ १५३ ॥

હનુમાનજીએ પણ તેને સામે મુઠી મારી. બન્ને પરસ્પર લડવા લાગ્યા. બન્નેમાં બળ સમાન હતું, પણ કોઈમાં ન્યૂન નહીં હતું. ॥ ૧૫૩ ॥

चौ०—एकहि एक शकहिं नहिं मारी । पिता पुत्र दोऊ भट भारी ॥
सुतहि पूछसों बांधि भवानी । चलेउ वातसुत विलँब न आनी ॥ १ ॥
धरि लघु रूप होम गृह देखा । जीव सजीव परे नहिं लेखा ॥
तहँ देवीकर मंडप रहई । शोणित घट बहु को कहि शकई ॥ २ ॥
विविध भाँति मेवा पकवाना । धरे आनि देवी सुस्थाना ॥
मालिनी तहँ प्रसून लै आई । सुमन मध्य प्रविशेउ कपिराई ॥ ३ ॥
सुमनहुँ ते करि अति हलकाई । लेत पाणि जेहिं जानि न जाई ॥
जब देविहिं सो पुष्प चढायउ । विकट रूप तब कपि दिखरायउ ॥ ४ ॥

એ પિતા અને પુત્ર કે જેઓ મોટા યોદ્ધાઓ હતા, તેઓમાં કોઈ કોઈને પાડી શકયો નહીં. હે પાર્વતી ! છેવટ હનુમાનજી, મકરધ્વજને પૂંછડાંથી બાંધી લઈને કશો વિલંબ નહીં કરતાં અંદર ગયા. ॥ ૧ ॥ એમણે નહાનું રુપ ધરીને અહિરાવણનું હોમ કરવાનું ઘર જોયું, કે જેમાં અસંખ્યાત જીવતાં પ્રાણીઓ પડયાં હતાં. ત્યાં દેવીનો મંડપ હતો, કોઈથી ગણી શકાય નહીં એટલા લોહીના કલશો ભરેલા હતા. ॥ ૨ ॥ વિવિધ મેવા અને પકવાન્નો લાવીને દેવીના સ્થાનમાં મૂકી રાખ્યાં હતાં. આ સમયમાં એક માલણ ફૂલ લઈને આવતાં, હનુમાનજી ફૂલની અંદર પેસી ગયા. ॥ ૩ ॥ હનુમાનજી ફૂલથી પણ હલકા થઈ ગયા, કે જેથી ફૂલને હાથમાં લીધા છતાં પણ કોઈને ખબર ન પડે. અહિરાવણે એ ફૂલ જ્યારે દેવીને ચઢાવ્યું ત્યારે હનુમાનજીએ પોતાનું વિકરાલ રૂપ દેખાડયું. ॥ ૪ ॥

दो०—छुवत चरण देवी तुरत, धरणी रही समाई ॥
मुख पसारि ठाढे भये, कपि छबि लखत डराई ॥ १५४ ॥

દેવી તો હનુમાનજીના પગનો સ્પર્શ થતાં જ તુરત ધરતીમાં સમાઈ ગઈ અને દેવીના સ્થાનમાં હનુમાનજી મોહોડું ફાડીને ઉભા રહ્યા. વાનરની મૂર્તિને જોઈ ને રાક્ષસો ડરવા લાગ્યા. ॥ ૧૫૪ ॥

चौ०—देवी प्रगट समुझ खल झारी । करहिं बिचार हृदय अति भारी ॥
कहँहिं कि देवि प्रगट भइ आजू । बड भागी भा निशिचर राजू ॥ १ ॥
करि प्रणाम पुनि पूजा करहीं । जो चढाय सो कपि मुख परहीं ॥
जो जहँ रही वस्तु समुदाई । बची न एको सब कपि खाई ॥ २ ॥
कपि खिलारि कौतुक विस्तारा । भा चह निशिचर कुल संहारा ॥
अहिरावण पुर भा सुख कैसे । चढे कांधपर बलि पशु जैसे ॥ ३ ॥
जबहीं होम सिद्ध तेहिं जाना । लक्ष्मण राम तुरत तहँ आना ॥
ठाढ कीन्ह प्रभु कहँ तहँ आनी । निशिचर बहु आयुध धरि पानी ॥ ४ ॥
कोउ गदा कोऊ धनु बाणा । शक्ति शूलधरि कोउ कृपाणा ॥

સર્વે રાક્ષસો, હૃદયમાં ભારે વિચારો કરી, દેવીને જ વાનરરૂપે પ્રકટ થયેલી સમ્જીને બોલવા લાગ્યા કે, 'આજ તો દેવી સાક્ષાત્ પ્રકટ થયાં છે, તેથી જણાય છે કે, આપણા સ્વામીના ભાગ્ય બહુ મોટાં છે. ॥ ૧ ॥ સર્વે રાક્ષસો પ્રણામ કરી કરીને પૂજા કરવા લાગ્યા અને જે કાંઈ ચઢાવવામાં આવે, તે સર્વને હનુમાનજી મોહોડામાં લેવા લાગ્યા. ત્યાં જે કાંઈ વસ્તુઓ જથાબંધ પડી હતી, તેઓમાંથી એકે બચી નહીં. હનુમાનજી સર્વ વસ્તુઓને ખાઈ ગયા. ॥ ૨ ॥ હનુમાનજી ખેલાડી હતા, તેથી કૌતુકનો વિસ્તાર કરવા લાગ્યા અને મનમાં રાક્ષસોનાં કુલનો સંહાર કરવાની ગોઠવણ કરવા લાગ્યા. તે વખતે બલિદાન દેવા લઈ જતા યજમાનની કાંધ ઉપર ચઢેલાં પશુને જેવું સુખ થાય, તેવું જ સુખ અહિરાવણના મનમાં થયું. ॥ ૩ ॥ જ્યારે હોમને સિદ્ધ થયેલો જાણ્યો, ત્યારે રાક્ષસો તુરત જ રામને અને લક્ષ્મણને ત્યાં લાવ્યા. એઓને ત્યાં લાવીને ઉભા રાખ્યા અને રાક્ષસો ઘણાં ઘણાં હથીઆરો લઈને તેઓની ફરતા ઉભા રહ્યા. ॥૪॥ કોઈ રાક્ષસ ગદાને, કોઈ ધનુષ બાણને, કોઈ સાંગને, કોઈ ત્રિશૂલને, કોઈ તરવારને, ।

दो०—तोमर मुद्गर परशु असि, पाश परिघ अरु वेत ॥
शूल भुशुंडी पट्टि परशु, देखत बिसरत चेत ॥ १५५ ॥

કોઈ ભાલાંને, કોઈ મુદ્ગરને, કોઈ ફરશીને, કોઈ બેધારાં ખડ્ગને, કોઈ પાશને, કોઈ ભોગળને, કોઈ વેતને, કોઈ શૂળને, કોઈ ભુશુંડીને, કોઈ પરાને અને કોઈ બીજા પ્રકારના કુહાડાને લઈને ઉભા રહ્યા, કે જેઓને દેખતાં જ ભાન ભૂલી જવાય. ॥૧૫૫॥

चौ०—माया बलते सकल विचक्षण । अति विकार मयि मूढ कुलक्षण ॥
यहि विधि सकल वीर तहँ रहहीं । अहिरावण आज्ञा दृढ गहहीं ॥ १ ॥
आयसु पाइ खड्ग तिन काढे । मारन कहँ प्रभु पर भे ठाढे ॥
कोउ कह राजनीति अनुसरहू । भरि त्रय दंड विलंब अब करहू ॥ २ ॥
पुनि अस बचन मूढ मति कहहीं । सुमिरहु जो तुम्हरे हितु अहहीं ॥
नाहित काल आइ नियराना । निशा स्वप्न सम दोउ जन माना ॥ ३ ॥
बोलहिं मूढ असंभव बानी । सकुच लगी सो कहत भवानी ॥

માયાના બળમાં અત્યંત વિચક્ષણતાવાળા, અત્યંત વિકારયુક્ત બુદ્ધિઓવાળા, મૂઢ અને દુર્લક્ષણોવાળા એ સર્વ રાક્ષસો, એ પ્રમાણે ત્યાં ઉભા રહ્યા હતા અને અહિરાવણની પાકી આજ્ઞા મળવાની રાહ જોતા હતા. ॥ ૧ ॥ અહિરાવણે, આજ્ઞા દીધી કે, તુરત જ તેઓ, એ રામને તથા લક્ષ્મણને તરવારો કહાડી મારવાનું કહી ઉભા રહ્યા. આ સમયમાં કોઈ વૃદ્ધ રાક્ષસો બોલ્યા કે, "રાજનીતિને અનુસરીને ત્રણ ઘડીવાર વિલંબ કરવો યોગ્ય છે." ॥ ૨ ॥ વળી મૂઢ બુદ્ધિવાળા રાક્ષસો, રામને અને લક્ષ્મણને એમ કહેવા લાગ્યા કે, "તમારા જે સ્નેહીઓ હોય, તેઓને યાદ કરી લ્યો. કેમ કે, તમારો કાલ પાસે આવી ચુકયો છે. તમારૂં બન્ને જણનું જીવિત હવે રાત્રિના સ્વપ્ન બરાબર છે." ॥ ૩ ॥ હે પાર્વતી ! એ મૂઢ લોકો, જે જે અસંબદ્ધ વચનો બોલ્યા, તે તે વચનોનો અનુવાદ કરતાં પણ મને સંકોચ પ્રાપ્ત થાય છે. ॥

दो०—फणपति चितवत राम तन, राम चितव अहिराज ॥
प्रभुकर कौतुक कहिय किमि, सुनो दशा खगराज ॥ १५६ ॥

રામચન્દ્રજીનાં શરીરને લક્ષ્મણજી જોવા લાગ્યા અને લક્ષ્મણજીનાં શરીરને રામ જોવા લાગ્યા. પ્રભુનાં કૌતુકનું વર્ણન પણ કેમ કહી શકાય ? હે ગરુડજી ! રાક્ષસોની જે દશા થઇ, તે સાંભળો. ॥ ૧૫૬ ॥

चौ०—विहँसि कीन्ह प्रभु हृदय विचारा । जपै सकल जग नाम हमारा ॥
जाना देविरूप हनुमाना । विहँसि कहा तब राम सुजाना ॥ १ ॥
काल कौर तुम सुमिरहु रक्षक । भई तुम्हारि देवि तुव भक्षक ॥
गिरा सुनत तिन मारन ठयऊ । घन समान कपि गर्जत भयऊ ॥ २ ॥
निशिचर सकल त्रसित भे भारी । कहँहिं वचन जय हृदय विचारी ॥
अहिरावण भल कीन्ह न काजू । आनेसि कपट वेष सुरराजू ॥ ३ ॥
तेंहिते देवि क्रुद्ध भइ आजू । अब भा सबकर मरण समाजू ॥
संभ्रम वश तब निशिचर झारी । बहुरि कीश गर्जेउ अति भारी ॥ ४ ॥

રામચન્દ્રજીએ હસીને હૃદયમાં વિચાર કર્યો કે, "સઘળું જગત મારા નામનો જપ કરે છે, પણ મારે કોનાં નામનો જપ કરવો ?" આ સમયમાં હનુમાનજીને દેવીને ઠેકાણે ઉભેલા જોઇ, પ્રવીણ રામચન્દ્રજી હસીને બોલ્યાં કે, ॥ ૧ ॥ "અરે રાક્ષસો ! તમો જ કાળના ગ્રાસમાં પડી ચુકયા છો, માટે તમારા રક્ષકોનું સ્મરણ કરો, કારણ કે, દેવી તમોને ખાઈ જવા તૈયાર થઇ છે." આ વચન સાંભળતાં, રાક્ષસોએ ઘા કરવા હાથ ઉપાડયો, કે તુરત જ તે સમયે હનુમાનજીએ મેઘ સમાન ગર્જના કરી, ॥ ૨ ॥ આથી સર્વે રાક્ષસો બહુ જ ત્રાસ પામી, હૃદયમાં વિચાર કરીને બોલવા લાગ્યા કે, "અહિરાવણ, કપટ ભરેલા વેષથી દેવતાઓના સ્વામીને લઈ આવ્યો, એ તેણે સારૂં કર્યું નથી. ॥ ૩ ॥ એ જ કારણથી દેવી ક્રોધયુક્ત થઇ છે, જેથી આપણા સર્વનાં મોતની વેતરણ થઇ ચુકી છે." સર્વ રાક્ષસો, આ પ્રમાણે સંભ્રમને વશ થયા, તે સમયમાં હનુમાનજીએ વળી પણ બહુ ભારે ગર્જના કરી. ॥ ૪ ॥

दो०-प्रगट रूप करि पवन सुत, अट्टहास गंभीर ॥
अति भय त्रासित रजनिचर, सुनहु उमा मति धीर ॥ १५७ ॥

હે ધીર બુદ્ધિવાળાં પાર્વતી ! સાંભળો. હનુમાનજીએ, પોતાનાં રૂપને પ્રકટ કરીને એવો તો ગંભીર અટ્ટાટ્ટ હાસ્ય કર્યો કે તેથી રાક્ષસો અત્યંત ત્રાસ પામ્યા. ॥ ૧૫૭ ॥

चौ०-डगमगान निशिचर अभिमानी । मारुत वेग यथा नदि पानी ॥
तेहि क्षण कपि लीन्हे दोउ भाइ । धुनत तूल निशिचर समुदाइ ॥ १ ॥
छीनि कृपाण लीन्ह हनुमाना । काटत भुज शिर कृषी समाना ॥
खंड खंड तब खल दल कीन्हा । गहि पद डारि अनलमहँ दीन्हा ॥ २ ॥
करि लंगूर कोट कपिराई । तेहि महँ घिरि कोउ भाग न जाई ॥
इहि विधि सब निशिचर संहारे । अहिरावण लखि वचन उचारे ॥ ३ ॥
रे कपि ढीठ त्रास नहिं तोहीं । अहिरावण तैं जान न मोहीं ॥
जम्बुमालि कहँ जिमि तैं मारा । अरु रावणसुत हतेउ विचारा ॥ ४ ॥

જેમ પવનના વેગથી નદીનાં જળ ધ્રુજવા લાગે, તેમ અભિમાની રાક્ષસો, હનુમાનજીના અટ્ટાટ્ટ હાસથી ધ્રુજવા લાગ્યા. રાક્ષસો, આકડાના તૂલની પેઠે ધ્રુજવા લાગતાં, હનુમાનજીએ, તે જ ક્ષણમાં બન્ને ભાઈઓને ઉઠાવીને કાંધપર લઈ લીધા. ॥ ૧ ॥ હનુમાનજીએ, રાક્ષસોના હસ્તોમાંથી, ખડગોને છીનવી લઇને, તેઓથી, જેમ ખેડુત ખેતરોને વાઢે, તેમ રાક્ષસોનાં માથાંઓને વાઢવા માંડયાં. રાક્ષસોની સેનાના ટુકડે ટુકડા કરી નાખ્યા અને કેટલાંએક રાક્ષસોને તો પગ પકડીને અગ્નિમાં જ હોમી દીધા. ॥ ૨ ॥ હનુમાનજીએ પૂંછડાનો કોટ કરી લઇને, તેમાં રાક્ષસોને એવા તો ઘેરી લીધા કે, જેથી કોઈ પણ રાક્ષસ તેમાંથી ભાગી શકયો નહીં. આ પ્રમાણે સઘળા રાક્ષસોને મારેલા જોઈ, અહિરાવણ બોલ્યો કે, ॥ ૩ ॥ અરે ધીટ વાનર ! તને મારો ત્રાસ નથી ? હું અહિરાવણ છું, તેને તું ઓળખતો નથી ? તેં જંબુમાળીને તથા અક્ષકુમારને મારેલ છે, તો તેથી તું મને પણ એવો જ સમજે છે ? ॥ ૪ ॥

दो०-कालनेमि सम नाहिं मैं, करु कपि वचन प्रमान ॥
अस कहि खड्ग प्रहार किय, कपि तनु वज्र समान ॥ १५८ ॥

મારૂં વચન ખરૂં માનજે કે, હું જંબુમાલી જેવો નથી," એમ કહીને અહિરાવણે હનુમાનજીના શરીરપર ખડગનો પ્રહાર કર્યો પણ હનુમાનજીનું શરીર વજ્ર સમાન હતું, તેથી તેમાં છોઈવઢ પણ ન થયો. ॥ ૧૫૮ ॥

चौ०-लै असि ताहि पवनसुत मारा । काटि शीश पावक महँ डारा ॥
आहुति पूर्ण दीन्ह तब कीशा । लै पुनि चलेउ लषण जगदीशा ॥ १ ॥
मकरध्वज प्रणाम तब कीन्हा । बंधन छोरि राज्य तेहिं दीन्हा ॥
इहाँ राज भोगहु तुम ताता । भजहु सदा मम प्रभु दोउ भ्राता ॥ २ ॥

अस कहि कपि निज दल सो आवा । हर्षेउ कटक सबनि सुख पावा ॥
मृतक शरीर प्राण जिमि आवहिं । मणि गण पाय फणी सुख पावहिं ॥३॥
बिछुरि अलभ्य मिले जनु आई । तिमि हर्षे सब लखि दोउ भाई ॥
मिलेउ कपीश चरण धरि माथा । पुनि पद गहे निशाचर नाथा ॥ ४ ॥

હનુમાનજીએ, તે જ ખડગ છીનવી લઇને, અહિરાવણનું માથું કાપી લીધું અને તે માથાને અગ્નિમાં હોમી દીધું. હનુમાનજી, અહિરાવણનાં માથાની પૂર્ણાહુતિ દઈ, રામ, લક્ષ્મણને લઇને ત્યાંથી આલ્યા. ॥ ૧ ॥ આ સમયમાં મકરધ્વજે, પ્રણામ કરતાં હનુમાનજીએ, તેને બંધનમાંથી છોડી, અહિરાવણનું રાજ્ય આપીને કહ્યું કે, "હે પુત્ર! તું અહીં રાજ્ય ભોગવજે અને મારા પ્રભુ બન્ને ભાઇઓનું સર્વદા ભજન કરજે." ॥ ૨ ॥ આમ કહીને, હનુમાનજી લંકા આગળ વાનરાઓની સેનામાં આવ્યા. સઘળી સેના પ્રસન્ન થઈ. જેમ શબનું શરીર ( ખોળિયું ), પ્રાણ આવવાથી અને સર્પ, મણિ મળવાથી, સુખ પામે, તેમ સેના, રામ, લક્ષ્મણ, મળવાથી સુખ પામી. ॥ ૩॥ જેમ જતી રહેલી અલભ્ય વસ્તુ, પાછી આવીને મળે, તેમ બન્ને ભાઇઓ, પાછા મળતાં, તેઓને જોઈ, સર્વ વાનરાઓ હર્ષ પામ્યા. સુગ્રીવ, પ્રથમ ચરણોમાં માથું નમાવીને મળ્યો, તે પછી વિભીષણે, આવીને ચરણ પકડયાં અને તે પછી. ॥ ૪ ॥

दो०—जाम्बवंत अंगद सहित, मिले भालु अरु कीश ॥
सन्माते कहि वचन प्रिय, लषण कौशलाधीश ॥ १५९ ॥

જાંબુવાન્ આદિ સર્વ રીંછો તથા અંગદ આદિ સર્વ વાનરાઓ આવીઆવીને મળ્યા. રામચન્દ્રજીએ અને લક્ષ્મણજીએ, પ્રિય વચનો બોલી બોલીને સર્વને સન્માન આપ્યું.

चौ०—बहुरि सबहिं भेंटे हनुमाना । कहहिं तात तुम राखे प्राना ॥
देवन सुमन वृष्टि तब कीन्ही । प्रमुदित हृदय दुंदुभी दीन्ही ॥ १ ॥
अनुज सहित हर्षित रघुवीरा । कहेउ वचन सुनु तनय समीरा ॥
तव समान नहिं कोउ हितकारी । सुर मुनि सिद्ध मनुज तनु धारी ॥ २ ॥
यश तुम्हार त्रिभुवन महँ भयऊ । सुन प्रभु वचन चरण कपि नयऊ ॥
नाथ कीन्ह सब मैं केहि लेखे । तरणी चलत अगम जल देखे ॥ ३ ॥
तैसे सब प्रताप तव नाथा । सुनिं अस मिले कपिहि रघुनाथा ॥
कटक सहित हर्षे दोउ भाई । तेहि अवसर सुख किमि कहि जाई ॥

પછી સર્વેએ હનુમાનજીને મળીને કહ્યું કે, "હે તાત! તમે જ અમારા પ્રાણ બચાવ્યા છે." આ સમયમાં આનંદથી દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી અને દુંદુભિઓ બજાવ્યાં. ॥ ૧ ॥ લક્ષ્મણજી સહિત રામચન્દ્રજી, પ્રસન્ન થઇને બોલ્યા કે, "હે પવનકુમાર! દેવ, મુનિ, સિદ્ધ અને મનુષ્ય ઇત્યાદિ સર્વ લોકોમાં તમારા જેવો કોઈ પણ અમારો હિતકારી નથી. ॥ ૨ ॥ તમારી કીર્તિ ત્રૈલોકયમાં ફેલાઈ ગઈ છે." પ્રભુનાં વચનો સાંભળી, ચરણોમાં પ્રણામ કરીને હનુમાનજી બોલ્યા કે, "હે નાથ! મેં જે કાંઈ

કર્યું. તે સઘળું કોની શક્તિથી કર્યું છે? આપની શક્તિથી જ કર્યું છે. જેમ વહાણની ગતિ અગાધ જળના મહિમાથી જ થાય છે, ॥૩॥ તેમ મારાથી જે કાંઈ થયું, તે આપના પ્રતાપથી જ થયું છે." આ વચન સાંભળીને રામચંદ્રજીએ હનુમાનજીને પોતાની છાતીમાં ડાબ્યા. કટક સહિત બન્ને ભાઈઓ પ્રસન્ન થયા, તે સમયનું સુખ કેમ વર્ણવ્યું જાય!॥૪॥

छं०—कहि जाय सुख किमि तेहि समयकर सुनहु गिरिजा चित धरे ॥
रघुवीर रुख अवलोकि हर्षित आरती सुर गण करे ॥
अति प्रेमसों मारुत सुवन यश नाइ विबुधन अस कहा ॥
नर नारि यह कीरति सुनत गावत लहत मंगल महा ॥ ७ ॥

હે પાર્વતી! ચિત્ત દઈને સાંભળો. રામચન્દ્રજીની પ્રસન્નતા જોઈને સર્વને અકથનીય સુખ થયું. દેવતાઓએ, આનંદથી રામચન્દ્રજીની આરતિ કરીને તથા અત્યંત પ્રેમથી હનુમાનજીની કીર્તિને ગાઈને કહ્યું કહ્યું કે, "જે કોઈ પુરુષો કે સ્ત્રીઓ, આ કીર્તિને સાંભળશે તથા ગાશે, તેઓને મહા મંગળની પ્રાપ્તિ થશે." ॥ ७ ॥

दो०—कहि बहु विधि हरि आरती, वाणी सत्य सुनाय ॥
राम चरण अनुरागउ, अमर सुमन झरि लाय ॥ १६० ॥

દેવતાઓ, ઘણા પ્રકારથી આરતિ કરી, સત્ય વાણી સંભળાવી તથા પુષ્પવૃષ્ટિ કરીને રામના ચરણોમાં અનુરાગી થયા. ॥ ૧૬૦ ॥

चौ०—देव निडर प्रभु गुण गण गावहिं । आरत हर कहँ विनय सुनावहिं ॥
विबुध विनय रघुपति सुनि काना । कह प्रभु सत्यसिंधु भगवाना ॥ १ ॥
चतुरानन वर दीन्ह अपेला । तेहिं कारण यह बाढ्यो खेला ॥
नाहित लषण एक पल माहीं । राखत यातुधान कुल नाहीं ॥ २ ॥
अजहुँ होय रण कौतुक भारी । निरखहु तुम सब शोच विसारी ॥
अब जो रहेउ निशाचर शेषा । भटमहँ जासु सुजाकर रेखा ॥ ३ ॥
तेहि रणमहि मैं हतहुँ प्रचारी । विनु श्रम सबसों कहत खरारी ॥
शम्भु कृपा अब संशय नाहीं । सुनि सुर अति हर्षे मनमाहीं ॥ ४ ॥

દેવતાઓએ, નિર્ભય થઈને રામના ગુણો ગાયા અને પીડાનું હરણ કરનારા તે પ્રભુને, વિનય વચનો સંભળાવ્યાં. સત્યના સમુદ્રરૂપ મોટા ઐશ્વર્યવાળા રામચન્દ્રજી, દેવતાઓનાં વિનય વચનોને સાંભળીને બોલ્યા કે, ॥ ૧ ॥ "બ્રહ્માએ કોઈથી ટાળી શકાય નહીં એવું રાવણને વરદાન આપ્યું છે, તેથી આ ખેલ વધી પડ્યો છે. નહીંતર તો લક્ષ્મણજી એક પળમાંજ રાક્ષસોનાં કુલનો વિધ્વંસ કરી નાખે, ॥૨॥ પણ હજી રણમાં ભારે કૌતુક થવાનું છે, તે તમો સર્વે ફરી ચિન્તા નહીં કરતાં જોયા કરજો. હવે જેઓની ગણતરી મોટા યોદ્ધાઓમાં થાય એવા રાક્ષસો અવશેષ રહ્યા છે, ॥ ૩ ॥ તેઓને પણ યુદ્ધમાં સદાશિવની કૃપાથી શ્રમ વગર જ મારી નાખીશ, એમાં કશો સંદેહ નથી." આ વચન સાંભળી, દેવતાઓ મનમાં બહુ જ હર્ષ પામ્યા. ॥ ૪ ॥

दो०—सत्य वचन सुनि रामके, आनंदित सुर यूह ॥
चले कहत जय जयति प्रभु, वर्षे सुमन समूह ॥ १६१ ॥

રામનાં સત્ય વચનો સાંભળીને આનંદ પામેલા સર્વે દેવતાઓ, 'જય, જય, હે પ્રભુ!' એમ બોલતા બોલતા અને પુષ્પોના સમૂહોની વૃષ્ટિઓ કરતા કરતા પોતપોતાના લોકોમાં ગયા. ॥ ૧૬૧ ॥

चौ०—यह चरित्र शुचि सुभग सुहावा । खग पति राम कृपा मैं गावा ॥
अब हिय हर्षि सुनहुँ द्विजराई । मानस कहहुँ सुमिर रघुराई ॥ १ ॥
याज्ञवल्कय पद वंदि सप्रीती । भरद्वाज बोले शुचि नीती ॥
यह चरित्र अति रुचिर सुहावा । सुनि मम नाथ परम सुख पावा ॥ २ ॥
अहिरावण वधान्त भगवाना । चरित किये सो करहु बखाना ॥
सुनि मुनि विनय ऋषय पुलकाई । बोले हृदय सुमिरि गिरिराई ॥ ३ ॥
प्रश्न तुम्हार तात अति पावन । सहज सुभग सज्जन मन भावन ॥
मानस हरि चारित्र सुठि नीका । सुनत करत जो कोउ मन फीका ॥४॥

હે પક્ષીઓના રાજા ગરુડજી! મેં રામની કૃપાથી આ પવિત્ર તથા સુંદર માનસ ચરિત્ર કહ્યું. હવે રામનું સ્મરણ કરીને બીજું માનસ ચરિત્ર કહું છું, તે સાંભળો. ॥ ૧ ॥ પવિત્ર ભરદ્વાજ મુનિ,પ્રેમથી યાજ્ઞવલ્કયનાં ચરણોમાં પ્રણામ કરીને બોલ્યા કે, "હે નાથ! આ અત્યંત પ્રિય લાગે એવું સુંદર ચરિત્ર સાંભળીને મારૂં મન પરમ સુખ પામ્યું છે.॥૨॥ હવે રામચન્દ્રજીએ, અહિરાવણનો વધ થયા પછી, જે ચરિત્ર કર્યાં હોય તે કહો." યાજ્ઞવલ્કય, ભરદ્વાજની વિનતિ સાંભળી, રોમાંચિત થઈ, હૃદયમાં રામચન્દ્રજીનું સ્મરણ કરીને બોલ્યા કે, ॥ ૩ ॥ "હે તાત! તમારૂં પૂછવું અત્યંત પવિત્ર છે. રામચન્દ્રજીનું માનસ ચરિત્ર કે જે સ્વાભાવિક સુંદર છે, સજ્જનોનાં મનને પ્રિય લાગે એવું છે અને અતિ ઉત્તમ છે, તે સાંભળીને જેઓ મનને ફીકકું કરે, તેઓને ॥ ૪ ॥

दो०—सोई जगवँचक सुनहु, जेहिं मानस न सुहाइ ॥
भवसागरमहँ भ्रमत सो, अमित कल्प चलि जाई ॥ १६२ ॥

જગતના ઠગારા જ સમજવા, જેઓને માનસ ચરિત્ર પ્રિય ન લાગે, તેઓ, અગણિત કલ્પો સુધી સંસારરૂપી સમુદ્રમાં ભમ્યા જ કરે છે. ॥ ૧૬૨ ॥

चौ०—मानस सुनत न मनहिं अघाहीं । ता सम धन्य अवर कोउ नाहीं ॥
धन्य धन्य तुमसम को आना । ललित चरित अति सुनहु सुजाना ॥१॥
राम लषण दल सहित विराजे । जयति राम कहि कपि गण गाजे ॥
राम सेन सुखपा अधिकाई । निगमागम जानेउ बुध भाई ॥ २ ॥
वहाँ दशानन सब सुधि पाई । दूत संदेश दीन्ह सब जाई ॥
अहिरावणकर बध सुनि काना । भयउ तेज हत अति दुख माना ॥ ३ ॥

वचन वज्र सम लागे ताही । संभ्रम मूर्च्छि परेउ महिमाहीं ॥
कटे पंख जिमि विहँग विहाला । रंक चीर गत निशि हिम काला ॥ ४ ॥
मुख सुखान लोचन जल बहई । वचन न आव शीश धुनि रहई ॥

જે માણસ, માનસ ચરિત્રનું શ્રવણ કરતાં, મનમાં તૃપ્તિ જ પામે, તેના જેવો બીજો કોઇ પણ ભાગ્યશાળી ન ગણાય. તમારા જેવો ધન્યથી પણ અતિ ધન્ય બીજો કોણ છે? હે પ્રવીણ મુનિ! આ સુંદર ચરિત્ર સાંભળો. ॥ ૧ ॥ રામ તથા લક્ષ્મણ, સેના સહિત બીરાજમાન થયા. વાનરાઓ, 'જય, જય, હે પ્રભુ!' એમ બોલીને ગાજવા લાગ્યા. આ સમયમાં રામના સૈન્યની શોભાની જે અધિકતા થઈ હતી, તેને વેદશાસ્ત્રો અને પંડિતો જ જાણે છે. ॥ ૨ ॥ એક દૂતે પાતાલમાંથી લંકામાં જઇ, રાવણને સઘળા સમાચાર સંભળાવ્યા. રાવણ, અહિરાવણનો વધ થયાનું સાંભળી, નિસ્તેજ થયો તથા બહુ દુઃખ પામ્યો. ॥૩॥ દૂતનાં વચનો વજ્ર સમાન લાગવાથી, રાવણ, જેમ પાંખો વગરનો પક્ષી, બેહાલ થઇને પડે અને શીત કાલની રાત્રિમાં, વસ્ત્ર વગરનો રાંક, બેહાલ થઈને પડે, તેમ સંભ્રમથી મૂર્ચ્છિત થઇ, બેહાલ થઇને ધરતીપર પડયો. રાવણનું મોહોડું સૂકાઇ ગયું, ॥ ૪ ॥ નેત્રોમાંથી જળ ચાલવા લાગ્યું અને વચન બોલવાની પણ સૂધ રહી નહીં. રાવણ, ધરતીપર પડયો પડયો, દશે માથાં ધુણાવતો હતો, તે સમયે ॥ ૦ ॥

दो०—मय तनया तब आइ पुनि, बहु प्रकार समुझाई ॥
मान न मूरख काल वश, परम क्रोध कह पाई ॥ १६३ ॥

મંદોદરીએ આવીને વળી પણ તેને ઘણા ઘણા પ્રકારોથી સમજાવ્યો, પણ કાળને વશ થયેલા અને પરમ ક્રોધને પ્રાપ્ત થયેલા તે મૂર્ખોએ, મંદોદરીનું માન્યું નહીં. ॥૧૬૩॥

चौ०—नारि वचन सुनि तेहिं रिसबाढी । उठि बैठेउ धरि धीरज गाढी ॥
तेहिं अवसर मंत्री इक आवा । करि आदर दशमुख बैठावा ॥ १ ॥
सिंधुरनाद नाम बलवाना । वृद्ध ज्ञानमय परम सुजाना ॥
सदा विभीषणकर सँग ठयऊ । कबहुँ दशमुख सभा न गयऊ ॥ २ ॥
आवा सो भल अवसर पाई । कहेसि नीति रावणहिं बुझाई ॥
ज्ञान कथा दशमुख न सुहानी । तब बहिराउ बात कह आनी ॥ ३ ॥
करि वर नाद हृदय अस गुनेऊ । प्रभु दुहुँ ताग हृदय पट बुनेऊ ॥
अब यहि कहौं सो सहज उपाई । जेहि यह मूल समूल नशाई ॥ ४ ॥

રાવણ મંદોદરીનાં વચનો સાંભળી, બહુ જ ક્રોધાક્રાંત થઇ, દૃઢ ધીરજ ધરી, બેઠો થયો, તે સમયમાં એક બળવાન્, વૃદ્ધ, જ્ઞાની અને પરમ ચતુર સિન્ધુરનાદ નામનો મંત્રી, રાવણની પાસે આવ્યો. રાવણે, આદર આપીને તેને પોતાની પાસે બેસાડયો. ॥૧॥ આ મંત્રી, સર્વદા વિભીષણ સાથે જ રહેતો હતો અને આ દિવસ સિવાય કોઇ દિવસે પણ રાવણની સભામાં ગયો ન હતો. ॥૨॥ એ મંત્રીએ, અવસર જાણી, રાવણની પાસે આવીને તેને કેટલીક નીતિની તથા જ્ઞાનની વાત સમજાવી, પણ તે વાત રાવણને ગમી

જ નહીં. રાવણ તો એ વાતને ઉડાવી દઇ, બીજી વાતો કરવા લાગ્યો. ॥ ૩ ॥ આથી સિન્ધુરનાદે મનમાં વિચાર કર્યો કે, "રાવણના મનમાં ભેવડા તાગની ગાંઠ પડી ગઈ છે. હવે તો હું, એવો જ ઉપાય બતાવું, કે જેથી આ રાવણ મૂલ સહિત નષ્ટ થઇ જાય." ॥૪

दो०–यह विचार बोले सचिव, सुनहु दनुज कुलराय ॥
धीर धरहु संशय विगत, कहहु सो करिय उपाय ॥ १६४ ॥

આવો વિચાર કરીને મંત્રી બોલ્યો કે, "હે રાક્ષસોના મહારાજા ! ધીરજ ધરીને સાંભળો અને સઘળા સંશયો છોડી દઇને હવે મારી સલાહ પ્રમાણે ઉપાય કરો.॥૧૬૪॥

चौ०–अक्षादिकन सुतन बल दूना । कस सुरारि मन आनहु ऊना ॥
सचिव वचन सुनि दशमुख कहई । अब हमरे कुलको भट अहई ॥ १ ॥
अपने मन महँ करहु विचारा । है नारान्तक तनय तुम्हारा ॥
मूल अभुक्त माहिं भा जोई । दियो बहाय मरा नहिं सोई ॥ २ ॥
शंभु प्रसाद ताहि कछु भयऊ । पुर विहवाबल नृपता दयऊ ॥
कोटि बहत्तर एक प्रभाऊ । राजा प्रजा भेद नहिं काऊ ॥ ३ ॥
दूत पठाइ बुलावहु ताही । जीतिहि सो रिपु रणवहि माहीं ॥
दनुज अधीश चतुर चर पठवौ । धरहु धीर चित चिंता घटवौ ॥ ४ ॥

તમારો એક પુત્ર, હજી અક્ષ આદિ સઘળા કુમારો કરતાં પણ બમણા બળવાળો હયાત છે,તે છતાં મનમાં ઓછું કેમ માનો છો?" આ સાંભળી, રાવણ બોલ્યો કે, "હવે અમારા કુલમાં કયો સુભટ અવશેષ રહ્યો છે ?" ॥ મંત્રી બોલ્યો કે, "આપ મનમાં વિચાર કરો. નારાંતક નામનો તમારો પુત્ર હયાત છે, કે જેને તમે અભુક્તમૂલ નક્ષત્રમાં[1] જન્મેલો જાણી, સમુદ્રમાં ડુબાવી દીધો હતો. એ પુત્ર મરણ પામ્યો નથી, ॥ ૨ ॥ પણ સદાશિવની કોઈ અપૂર્વ કૃપાને પ્રાપ્ત થયો છે. સદાશિવે, તેને 'વિહવાબલ' નામના પુરમાં રાજ્ય આપ્યું છે. એ બોંતેર કરોડ જન સમાન પ્રભાવવાળો છે અને ત્યાં રાજામાં અને પ્રજામાં કશો ભેદ નથી.॥૩॥ અહીંથી દૂત મોકલીને એ નારાંતકનો બોલાવો એટલે તે અહીં આવીને યુદ્ધમાં શત્રુઓને જીતશે. હે રાક્ષસાધીશ ! કોઈ ચતુર દૂતને મોકલો, ધીરજ ધરો અને મનમાંથી ચિન્તાને ઓછી કરો." ॥ ૪ ॥

---

૧ નારદજીએ, જ્યેષ્ઠાની છેલ્લી બે ઘડી અને મૂળની પહેલી બે ઘડી, અભુક્તમૂલ માનેલી છે. વસિષ્ઠે જ્યેષ્ઠાની છેલ્લી એક ઘડી અને મૂળની પહેલી બે ઘડી અભુક્તમૂલ માનેલી છે. બૃહસ્પતિએ, બન્ને નક્ષત્રોની અર્ધી અર્ધી ઘડી અભુક્તમૂલ માનેલી છે. निर्णयसिन्धौ तृतीयपरिच्छेदे मल्लाटः । अभुक्तमूलसंभवं परित्यजेत्तु बालकम् । समाष्टकं पिताथवा न तन्मुखं विलोकयेत् । तदाद्यपादके पिता विपद्यते जनन्यथ । तृतीयके धनक्षयश्चतुर्थकः सुखावहः । प्रतीपमंत्यपादतः फलं तदेव सार्पभे । अभुक्तमूलं त्वाह वृद्धवसिष्ठः । ज्येष्ठांते घटिका चैका मूलादौ घटिकाद्वयम् । अभुक्तमूलमित्याहुर्जातं तत्र विवर्जयेत् । [illegible] मूलाद्यं च पादमभुक्तमूलमाहुः । कश्यपसंहितायां त्वन्यथोक्तम् मूलाद्यपादजो हंति पितरं तु द्वितीयकः ॥ मातरं [illegible] तृतीयोऽर्थान् [illegible] तु तुरीयजः ॥ फलं तदेव [illegible] प्रतीपश्चांत्यपादतः ॥

दो०–तासु मंत्र सुनि दशवदन, हृदय प्रमोद अमान ॥
धूमकेतु कहँ बोलि ढिग; समुझायउ सनमान ॥ १६५ ॥

સિન્ધુરનાદની સલાહ સાંભળીને રાવણના હૃદયમાં અપાર આનંદ ઉત્પન્ન થયો. રાવણે, ધૂમકેતુ નામના દૂતને પોતાની પાસે બોલાવી, માન આપીને સમજાવ્યો કે,૧૬૫

चौ०–धूमकेतु तुम परम सयाना । लै मम पाती करहु पयाना ॥
बसत जहाँ नारान्तक राजा । तहाँ न तात अवरकर काजा ॥ १ ॥
अवसर पाइ हेतु समुझाई । सपदि ताहि लै आनौ भाई ॥
आयसु पाइ चार तहँ गवना । यह सुनि विहँसि कह्यो अहि दवना॥२॥
काकनाथ यह गाथ सुहाई । मोसन तात कहहु समुझाई ॥
नारान्तक उत्पत्ति यथाविधि । पुर विहवाबल गा कवनी सिधि ॥ ३ ॥
सुमिरि काकपति उर अवधेशा । मन प्रसन्नकर कह काकेशा ॥
अति सुंदर शुचि यह संवादू । चित्त थिर करि सुनिय उरगादू ॥ ४ ॥

"હે ધૂમકેતુ ! તું અત્યંત પ્રવીણ છે, માટે મારી ચીઠ્ઠી લઈને,જ્યાં નારાંતક રાજા રહે છે, ત્યાં જા. હે તાત ! ત્યાં તારા સિવાય બીજા કોઈનું કામ નથી. ॥ ૧ ॥ હે ભાઈ ! અવસર જોઈ, નારાંતકને કારણ સમજાવીને તુરત અહીં લઈ આવ." આ પ્રમાણે રાવણે આજ્ઞા કરતાં ધૂમકેતુ ત્યાં ગયો. ॥ ૨ ॥ આ સાંભળી ગરુડજીએ હસીને પૂછ્યું કે, "હે કાકભુશુંડિ ! આ સુંદર કથા, મને વિસ્તારથી કહો. નારાંતકની ઉત્પત્તિ કેમ થઈ ? અને તેને વિહવાબલ પુર કેમ મળ્યું ?" ॥ ૩ ॥ કાકભુશુંડિ, હૃદયમાં રામચન્દ્રજીનું સ્મરણ કરી, પ્રસન્ન મનથી બોલ્યા કે, "હે ગરુડજી ! આ કથા અત્યંત સુંદર તથા પવિત્ર છે, માટે સ્થિર ચિત્ત કરીને સાંભળો. ॥ ૪ ॥

दो०–नख चौगुण वसु ऊन तहँ, सप्त अकाश मिलाइ ॥
रतने निशिचर एक दिन, भे रावणपुर आइ ॥ १६६ ॥

એક દિવસે, લંકામાં રાક્ષસોને ઘેર, એક સમયે જ બોન્તેર કરોડ બાલકોનો જન્મ થયો. ( વીશને ચોગણા કરતાં જે સંખ્યા (૮૦) થાય, તેમાંથી આઠ કહાડી નાખતાં જે સંખ્યા ( ૭૨ ) અવશેષ રહે, તે સંખ્યા ઉપર, સાત શૂન્ય ચઢાવતાં બોન્તેર કરોડ ( ૭૨૦૦૦૦૦૦૦ ) ની સંખ્યા થાય. ) ॥ ૧૬૬ ॥

चौ०–पुरमहँ उपजे खल इक साथा । तब सुनि हर्ष निशाचर नाथा ॥
निज गुरु बोलि चरण शिर नाई । बूझा मुदित सो कलश धराई ॥ १ ॥
भृगुनंदन तब तेहि सन कहेऊ । आजु बाल सब मूलन भयऊ ॥
सत्य कहत दशमुख तुम पाहीं । भये आज जे तव पुर माहीं ॥ २ ॥
वे सुत सब निज निज पितुघाती । मुख देखत सुन सुर आरती ॥
घर राखे धन सहित बिनाशा । होइ अवशि नहिं उबरन आशा ॥ ३ ॥

शुक्र वचन सुनि डरे निशाचर । कहा करिय अति वाद परस्पर ॥
निश्चय कीन्ह प्रसव शिशु आजू । सौंपिय सिंधुहि अवर न काजू ॥ ४ ॥

લંકા નગરીમાં એકી વખતે એટલા બધા રાક્ષસ બાલકોનો જન્મ થયો સાંભળી, રાજી થયેલા રાવણે, પોતાના ગુરુ શુક્રાચાર્યને બોલાવી, તેમનાં ચરણોમાં માથાં નમાવી, આનંદથી ઈષ્ટ ઘટીનો નિશ્ચય કરાવીને શુભાશુભ ફળ પૂછતાં, ॥૧॥ શુક્રાચાર્યે બોલ્યા કે, "હે રાવણ ! હું તમને સાચું કહું છું. તમારા નગરમાં આજ જેટલા બાલકો ઉત્પન્ન થયા છે, તેઓ સઘળા, મૂળ નક્ષત્રમાં જન્મ્યા છે, તેથી તેઓ, મોહોડું જોતાં જ પોતપોતાના પિતાનો વિનાશ કરે એવા છે. ॥ ૨ ॥ જેઓ, એ બાલકોને ઘરમાં રાખશે, તેઓનાં ધન સહિત સર્વ પદાર્થોનો અવશ્ય નાશ થશે. અને તેઓએ, પોતે પણ ઉગરવાની આશા રાખવી નહીં." ॥ ૩ ॥ રાક્ષસોએ, શુક્રાચાર્યનાં વચનો સાંભળી, પરસ્પરમાં તે વિષેની ઘણી ઘણી ચર્ચા ચલાવીને નિશ્ચય કર્યો કે, "આજ જેટલા બાલકો જન્મેલા છે, તે સર્વ બાલકોને સમુદ્રના હવાલામાં સોંપી દેવા સિવાય બીજું કશું કરવું નહીં." ॥ ૪ ॥

दो०—सपदि करहु सब काज यह, लावहु बाल बटोरि ॥
राखे होई हानि अति, कह दशवदन बहोरि ॥ १६७ ॥

રાવણે, પણ સેવકોને કહ્યું કે, "આજનાં જન્મેલાં સઘળાં બાલકોને એકઠાં કરી લાવો અને જલદી તેઓને સમુદ્રમાં નાખી દેવાનું કરો, કારણ કે, એ બાલકો રાખવાથી, મને હાનિ થાય એમ છે." ॥ ૧૬૭ ॥

चौ०—सेवक दशमुख आयसु पाई । धाये तुरत चरण शिर नाई ॥
रावण आयसु नगर पुकारी । सुनहु सकल पुर नर अरु नारी ॥ १ ॥
आजु अभुक्त मूल भये बालक । डारहु सागर सब कुलघालक ॥
बोरो सबनि बाल इक ठाईं । भावी वश मधुमाखी नाईं ॥ २ ॥
पाय अधार वृक्षवट बौरा । पीवन लगे क्षीर चहुँ ओरा ॥
पीवत क्षीर अब्द भर साती । पुष्ट भये खल निशिचर जाती ॥ ३ ॥
पुनि सब एक संग तहँ जाई । सुरसरि संगम भा जेहिं ठाईं ॥
तहँ शिव मंदिर परम सुहावा । सबनि विलोकि मुदित शिरनावा ॥ ४ ॥

આ પ્રમાણે રાવણની આજ્ઞા મળતાં, સેવકોએ રાવણનાં ચરણોમાં માથાં નમાવી, તુરત દોડી, નગરમાં રાવણની આજ્ઞા જાહેર કરી કે, "શેહેરનાં સઘળાં હે સ્ત્રીઓ ! અને હે પુરુષો ! સાંભળો. ॥ ૧ ॥ આજ સર્વ બાલકો, અભુક્ત મૂલમાં ઉત્પન્ન થયેલાં હોવાને લીધે કુલનો ઘાત કરનારા નીવડશે, માટે સર્વને સમુદ્રમાં નાખી દો." આ ઉપરથી સર્વ રાક્ષસોએ, તે સમયે ઉત્પન્ન થયેલા સર્વ બાલકોને, ભાવીની પ્રબલતાને લીધે, મધમાંખીઓની પેઠે એક જગાપર જ નાખી દીધા. ॥ ૨ ॥ એ બાલકો, વડનાં વૃક્ષોને વળગી રહી, ચારે તરફથી વડનાં છીર પીવા લાગ્યા. સાત વર્ષ સૂધી છીર પીવાનું ચાલુ રહેવાથી, એ સઘળા રાક્ષસ બાલકો પુષ્ટ થઈ ગયા. ॥ ૩ ॥ પછી એ સઘળા બાલકો,

સાથે ચાલીને ગંગાસાગરના સંગમની પાંસે જઈ બેઠા. એ સ્થલમાં એક સુશોભિત તથા પવિત્ર શિવમંદિર હતું, તેને જોઈને સઘળાઓએ આનંદથી માથાં નમાવ્યાં. ॥ ૪ ॥

छं०—शिर नाइ मुदित विलोकि शिव मंदिर सुहावन पावनं ॥
कछु दिन रहे तहँ सकल पुनि उठि चले मुनि अहि दावनं ॥
रावण पुरीते दिशा प्राची कोस शत रस चलि गये ॥
बैठे जलधि महँ पाइ थल वर शंभु चरणन चित दिये ॥ ८ ॥

હે ગરુડજી ! સાંભળો. એ બાલકો, કેટલાક દિવસો સુધી ત્યાં રહી, પાછા ત્યાંથી ચાલ્યા. ચાલતાં ચાલતાં લંકાથી પૂર્વ દિશામાં છસો ગાઊ સુધી પહોંચ્યા. ત્યાં સમુદ્રના કિનારાપર સુંદર સ્થલ પ્રાપ્ત થવાથી, તેઓ, સદાશિવના ચરણોમાં ચિત્ત ધરીને ત્યાં બેસી ગયા. ॥ ૮ ॥

दो०—जानत नहिं उत्पत्ति निज, मन महँ करत विचार ॥
गे तेहि ढिग जाकर विदित, रवितै छठवीं बार ॥ १६८ ॥

એઓ પોતાની ઉત્પત્તિ નહીં જાણવામાં આવવાથી, મનમાં વિચાર કરવા લાગ્યા હતા, તે સમયમાં શુક્રાચાર્ય તેઓની પાસે ગયા. ॥ ૧૬૮ ॥

चौ०—हरि अरि गुरु निज शिष्यन चीन्हा । करत प्रणाम आशिषा दीन्हा ॥
कहि निज नाम सबनि समुझावा । कुल गुरु जाना विनय सुनावा ॥ १ ॥
निज उत्पत्ति बूझी शिर नाई । भृगुनंदन सो सकल सुनाई ॥
सुन आपन वृत्तांत लजाने । लखि रुख भृगुनायक सन्माने ॥ २ ॥
करि परितोष मंत्र गुरु दीन्हा । शिक्षा पाइ गमन तिन कीन्हा ॥
ज्ञान लहेउ सब संशय त्यागी । भे विरंचि पद तब अनुरागी ॥ ३ ॥
निराहार बैठे इक आसन । वर्ष सहस तप किय उरगासन ॥
श्वास धार कृत वर्ष हजारा । रहे ऊर्ध्व मुख विना अहारा ॥ ४ ॥

એઓએ પ્રણામ કરતાં, દૈત્યોના ગુરુ શુક્રાચાર્યે, તેઓને, 'પોતાના શિષ્ય છે,' એમ ઓળખીને આશીર્વાદ દીધા અને પોતાનું નામ કહીને, સર્વને સમજાવ્યા. ॥ ૧ ॥ એઓએ, શુક્રને, કુલગુરુ જાણી, વિનતિ કરી, માથાં નમાવીને પોતાની ઉત્પત્તિ વિષે પૂછતાં, શુક્રે, સઘળી ઉત્પત્તિની તથા ત્યાગ થવાની હકીકત કહી સંભળાવી. એઓ, પોતાની હકીકત સાંભળીને લજાતાં, શુક્રે તેઓની ચેષ્ટા જાણીને, તેઓને માન આપ્યું. ॥ ૨ ॥ એ રીતે માનદ્વારા સંતુષ્ટ કરીને મન્ત્રોપદેશ પણ આપ્યો. એઓ, ઉપદેશ પામીને ત્યાંથી પણ ચાલ્યા અને ઉપદેશના પ્રભાવથી નિસ્સંશય થઇને બ્રહ્માનાં ચરણ-કમળોનું આરાધન કરવા લાગ્યા. ॥ ૩ ॥ હે ગરુડજી ! એઓએ, એક હજાર વર્ષ સુધી એક આસનપર બેસી, નિરાહાર રહીને તપ કર્યું, તેમ કશો આહાર નહીં કરતાં ઉંચાં મુખો રાખીને શ્વાસને પણ ધારણ કર્યો. ॥ ૪ ॥

दो०–एक पाद पुहुमी पये, अपर अंग अनयास ॥
सकल पुष्ट तनु मन हरष, सपनेहु भूख न प्यास ॥ १६९ ॥

અને એક હજાર વર્ષસૂધી પૃથ્વીપર એક પગે ઉભા રહી,બીજાં સઘળાં અંગો અદ્ધર રાખીને તપ કર્યું. આવું તપ કરતાં છતાં પણ, તેઓ પરિશ્રમ વગરનાં, શરીરોમાં પુષ્ટ અને મનમાં હર્ષયુક્ત જ રહ્યાં એઓને સ્વપ્નમાં પણ ભૂખ કે તરશ લાગી નહીં.॥૧૬૯॥

चौ०–तप अति उग्र विचार विधाता । तिन ढिग गमने मुख मुसकाता ॥
हंसारूढ कमंडलु हाथे । श्वेत मुकुट शुचि चारिउ माथे ॥ १ ॥
आनन चारि नयन वसु नीके । चारिउ भाल भस्म शुभ टीके ॥
उपमा मय प्रभु सब जग अयना । भाष्यो दया सदन वर वयना ॥ २ ॥
मांगहु वर जो सब मन भावा । सुनेउ सबनि विधि पद शिर नावा ॥
नाथ चहत हम यह वरदाना । हमहि न कोउ जीतै मैदाना ॥ ३ ॥
एवमस्तु विधि कहेउ विचारी । आन पाणि नहिं मृत्यु तुम्हारी ॥
हरि सुत है तुम्हार गुरु भाई । तेहिसन किहेउ न कबहुँ लराई ॥ ४ ॥

એઓનાં અતિ ઉગ્ર તપનો વિચાર કરી, બ્રહ્મા, હસતા હસતા તેઓની પાસે ગયા. હંસ પર બીરાજેલા, હાથમાં કમંડલુવાળા, ચારે મસ્તકોમાં ધોળા પવિત્ર મુકુટોથી શોભી રહેલા, ॥ ૧ ॥ ચાર મુખોવાળા, સુંદર આઠ નેત્રોવાળા, ચારે લલાટોમાં ભસ્મનાં શુભ તિલકોવાળા, સઘળી યોગ્ય ઉપમાઓના પાત્રરૂપ, જગતના નિવાસરૂપ અને દયાના ભંડારરૂપ બ્રહ્માએ, નારાંતકને કહ્યું કે, ॥ ૨ ॥ "તું મનભાવતાં વરદાનો માગી લે." આ સાંભળી, બ્રહ્માનાં ચરણોમાં પ્રણામ કરીને નારાંતક બોલ્યો કે, "હે નાથ ! હું એ વરદાન માગું છું કે, મને સંગ્રામમાં કોઇ પણ જિતી શકે નહિ." ॥ ૩ ॥ બ્રહ્માએ વિચાર કરી. 'તથાસ્તુ' એમ કહીને કહ્યું કે, "બીજા કોઇના હાથથી તારૂં મરણ નહીં થશે, પણ સુગ્રીવનો પુત્ર કે જે તારો ગુરુભાઇ થાય છે, તેની સામે કદી પણ લડાઈ કરીશ નહીં. ॥ ૪ ॥

दो०–जो तेहि सन करिहौ समर, मरिहौ वचन प्रमान ॥
एकहि कहँ वरदान यह, दै कह कृपानिधान ॥ १७० ॥

જો તેની સામે યુદ્ધ કરીશ, તો તું અવશ્ય મરણ પામીશ." આ પ્રમાણે, બ્રહ્માએ, એક નારાંતકને વરદાન આપ્યું. ॥ ૧૭૦ ॥

चौ०–दियउ नरान्तक कहँ वरदाना । रहे अपर जे धरि उर ध्याना ॥
तिन सन वरं ब्रूहि विधि कहेऊ । सुनत प्रमोद सबनि उर लहेऊ ॥ १ ॥
सुनि विधि गिरा सबनि कहु स्वामी । देहु एक वर अंतर्यामी ॥
देवासुर संग्रामहि माहा । जीतहिं हम यह वर सुरनाहा ॥ २ ॥
अस कहि रहे दनुज शिर नाई । तिन सन कहेउ विरंचि बुझाई ॥
तुम अजीत सब सन सब भांती । वानर भालु त्यागी दुइ जाती ॥ ३ ॥

यहि विधि सब कहँ दै वरदाना । ब्रह्म लोक मे ब्रह्म सुजाना ॥
विधि ते लहि वर तिन सुख बाढा । लागे करन बहुरि तप गाढा ॥ ४ ॥

પછી બીજા સર્વ રાક્ષસો, કે જેઓ, હૃદયમાં ધ્યાન ધરી રહ્યા હતા, તેઓને, બ્રહ્માએ, 'વર માંગો,' એમ કહેતાં, તેઓ હૃદયમાં આનંદ પામીને બોલ્યા કે, ॥ ૧ ॥ "હે અંતર્યામી સ્વામી ! હે દેવતાઓના નાથ ! દેવતાઓના અને અસુરોના સંગ્રામોમાં અમારો જય થાય, એ વરદાન માંગીએ છીએ." ॥ ૨ ॥ બ્રહ્મા બોલ્યા કે, "વાનર અને રીંછ, એ બે જાતિઓ સિવાય, બીજા કોઈથી પણ તમો કોઈ પ્રકારે જિતાશો નહીં." ॥૩॥ આ પ્રમાણે સર્વને વરદાન દઈને બ્રહ્મા, બ્રહ્મલોકમાં ગયા. બ્રહ્માની પાસેથી વરદાન મળવાથી સુખ પામ્યા, તો પણ તેઓ, વળી શિવ, પાર્વતીની ઉપર મોટું તપ કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—गिरा गिरीश समेत सब, जपहिं निरंतर नाम ॥
जोरि युगल कर एक पद, निशि दिन आठों याम ॥ १७१ ॥

રાતના તથા દિવસના આઠે પોહોરોમાં, એક પગે ઉભા રહી, બન્ને હાથ જોડીને નિરંતર શિવનાં અને પાર્વતીનાં નામોનો જપ કરવા લાગ્યા. ॥ ૧૭૧ ॥

चौ०—बिनु प्रयास ठाढे सब भाई । क्षुधा तृषा निद्रा बिसराई ॥
गुण सहस्र संवत सब ऐसे । गये बीत प्रथमहिं तप जैसे ॥ १ ॥
सबनि शीश पुनि अवनी दीन्हा । उभय चरण ऊरध कह कीन्हा ॥
जोरे कर निरोधकर श्वासा । जपहिं मंत्र शंकर वर आशा ॥ २ ॥
मुनिगण तिनकर साधन देखी । मन महँ मानत सकुच विशेखी ॥
हरि इच्छा बल हृदय विचारी । निरखि चले मुनि जपत पुरारी ॥ ३ ॥
अयुत अब्द बीते खगनायक । भे प्रसन्न शिव जन सुखदायक ॥
चढे वरद हिमसुता समेता । आये तिन तट कृपानिकेता ॥ ४ ॥

ક્ષુધા, તૃષા તથા નિદ્રા, એઓનો ત્યાગ કરી, કશા પ્રયાસ વિના ઉભા જ રહેલા તે સર્વ ભાઈઓને, પ્રથમની તપશ્ચર્યાની પેઠે, ત્રણ હજાર વર્ષ વીતી ગયાં. ॥ ૧ ॥ પછી સઘળાઓ, માથાંઓને ધરતીપર અને પગોને અંતરિક્ષમાં રાખી, શ્વાસનો નિરોધ કરી હાથ જોડીને વરદાનની આશાથી શિવમંત્રનો જપ કરવા લાગ્યા. ॥ ૨ ॥ એઓનાં સાધનોને જોઈ, મોટા મોટા મુનિઓ પણ મનમાં લજાવ્યા લાગ્યા અને મનમાં પ્રભુની ઇચ્છાના બળનો વિચાર કરી, જોઈ જોઇને સદાશિવના નામોનો જપ કરતા કરતા ચાલ્યા જવા લાગ્યા. ॥ ૩ ॥ હે ગરુડજી ! આ પ્રમાણે તપ કરતાં કરતાં દશ હજાર વર્ષ વીતી ગયાં, ત્યારે પ્રસન્ન થઈ સુખ દેનારા કૃપાનિધાન સદાશિવ, પાર્વતીની સાથે નંદીપર બીરાજીને તેઓની પાસે આવ્યા. ॥ ૪ ॥

दो०—बोले तिनहिं प्रशंसि शिव, मांगहु वर मन भाव ॥
नारान्तक करि दंडवत, बोला सुन सुरराव ॥ १७२ ॥

એઓની પ્રશંસા કરીને સદાશિવ બોલ્યા કે, "મનભાવતું વરદાન માગો." નારાંતક દંડવત્ કરીને બોલ્યો કે, "હે દેવાધિદેવ ! સાંભળો. ॥ ૧૭૨ ॥

चौ०—मैं तप किन्हेउँ दरश तव लागी । नाथ दीन जन चित अनुरागी ॥
अब मांगत आवत मोहिं लाजा । ठाढ रहा कहि निशिचर राजा ॥ १ ॥
मांगु सकुच तजि अस हर कहेऊ । नारांतक तब माँगत भयऊ ॥
मोहिं विभव अस देहु गुसांई । भूप प्रजा नहिं परहुँ लखाई ॥ २ ॥
पुर अनयास बसहिं मम नाथा । यह कहि रहा जोरि युग हाथा ॥
एवमस्तु कहि हर सुर ईशा । गमने भवन सहित वागीशा ॥ ३ ॥
शिवप्रसाद नारांतक पावा । अंतरिक्ष पुर सपदि बसावा ॥
पुर विहवाबलकी रुचिराई । कहत कछू इक तुम सन गाई ॥ ४ ॥

હે નાથ ! આપ કે જે દીન જનોની ઉપર પ્રેમ રાખનારા છો, તેમનાં દર્શનને વાસ્તે અમોએ તપશ્ચર્યા કરી છે, પણ હવે વરદાન માગતાં મને લાજ આવે છે." એટલું બોલીને રાક્ષસોનો રાજા નારાંતક, ઉભો રહેતાં ॥ ૧ ॥ સદાશિવ બોલ્યા કે, "સંકોચનો ત્યાગ કરીને વરદાન માગી લે." નારાંતકે વરદાન માગ્યું કે "મને એવું ઐશ્વર્ય આપો કે, જેમાં રાજા અને પ્રજાઓની વચ્ચે કશી જુદાઈ જોવામાં ન આવે. ॥ ૨ ॥ હે નાથ ! મારૂં નગર અનાયાસથી વસી જવું જોઇએ." એટલું બોલી, હાથ જોડીને નારાંતક ઉભો રહ્યો. દેવતાઓના સ્વામી સદાશિવ, 'एवमस्तु' એમ બોલીને પાર્વતી સહિત ત્યાંથી પોતાના ધામમાં ગયા. ॥ ૩ ॥ નારાંતકે, શિવની કૃપાથી તુરત જ અંતરિક્ષમાં 'વિહવા-બલ' નામનું નગર વસાવ્યું. તમને એ નગરની શોભાનું થોડુંક વર્ણન કહી સંભળાવું છું.૪

दो०—ऋतु रवि गूने कोटि सो, भवन बसे इक ठौर ॥
जात रूप मय नग जटित, अति शोभित चहुँ ओर ॥ १७३ ॥

છને બારગણા કરતાં, જે સંખ્યા થાય, તેટલાં કરોડ ઘરો ( બોન્તેર કરોડ ઘરો ) એક નગરમાં વસ્યાં. એ ઘરો સુવર્ણમય, જેઓમાં નંગો ( મણિઓ ) જડ્યાં હતાં એવાં અને ચોમેર અત્યંત શોભે એવાં થયાં. ॥ ૧૭૩ ॥

चौ०—योजन ढाई शत चकलाई । चौंसठ कोस उतंग सुहाई ॥
दुर्गम दुर्ग जलधि चहुँ फेरा । विस्मय विश्वकर्म मन घेरा ॥ १ ॥
चारि दुवार कुलिश पट रूरे । गढ भीतर चौहट निधि पूरे ॥
वणिक पद्म धन तुच्छ बखाना । वन उपवन सरिता सर नाना ॥ २ ॥
बसत प्रजा पुर सघन अपारा । नारांतक गढ मध्य सँभारा ॥
षोडश कोश कोट चहुँ ओरा । मणि माणिक लागे नहिं थोरा ॥ ३ ॥
हय गज रथ खच्चर समुदाई । कहि न जाय खग मृग विपुलाई ॥
कोटिं बहत्तर एकै साथा । विद्या पढन लगे खग नाथा ॥ ४ ॥

નગરનો ઘેરાવ અઠ્ઠીસો યોજનમાં થયો. કિલ્લો ચોસઠ યોજન ઉંચો થયો. ચોમેર સમુદ્રરૂપ વિષમ ગઢ પણ શોભી રહ્યો. એ નગરને જોતાં, વિશ્વકર્માનું મન પણ આશ્ચર્ય પામ્યું. ॥ ૧ ॥ ચારે દરવાજાઓમાં હીરાઓથી જડેલાં સુવર્ણનાં પત્રાંઓવાળાં દૃઢ કમાડો હતાં. ગઢની અંદર સર્વે ચોક ધનોથી ભરપૂર હતા. એ શેહેરમાં જેની પાસે એક પદ્મ ધન હોય, તે વેપારી તો અલ્પ ધનવાળો ગણવા લાગ્યો. અનેક પ્રકારનાં વનો, ઉપવનો, નદીઓ અને તળાવો શોભા દેવા લાગ્યાં. ॥ ૨ ॥ શહેરમાં અપાર પ્રજાની અત્યંત ઘાટી વસ્તી થઈ. નારાંતક,એ પુરનો રાજા થઈ,દરબારગઢમાં રહ્યો. મોટા કિલ્લાની ચોમેર બીજો સોળ ગાઉનો કિલ્લો હતો. સર્વત્ર મણિઓ, માણેકો, અને હીરાઓ ઘણા ઘણા લાગી રહ્યા હતા. ॥ ૩ ॥ હાથી, ઘોડા, રથ, ખચ્ચર, અને બીજાં પણ પશુ પક્ષીઓ, એઓના સમુદાયનું વર્ણન કરી શકાય એમ ન હતું. હે ગરુડજી ! એ બોન્તેર કરોડ રાક્ષસો એકી સાથે વિદ્યા ભણવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—हरि प्रेरित तेहि काल महँ, दधिबल पहुँचा आय ॥
पुर विहवाबल निरखि सो, कछु दिन रहा लुभाय ॥ १७४ ॥

આ સમયમાં દધિબલ નામનો સુગ્રીવનો પુત્ર, પરમેશ્વરની ઇચ્છાથી ત્યાં આવી નીકળ્યો અને વિહવાબલ પુરને જોઈ, તેની શોભાથી લલચાઈને ત્યાં રહી ગયો.॥૧૭૪॥

चौ०—भावी वश निशिचर सँग कीशा । वर्ष एक पढ सुनहु मुनीशा ॥
गुरु इकवार कहेउ रिसियाई । हति हसितैं आपन गुरु भाई ॥ १ ॥
बिनु अघ मुनि दधिबल गुरु शापा । बिदा मांगि गमना करि दापा ॥
मारग मिले देवऋषि तेही । गहे सुकंठ सुवन पग नेही ॥ २ ॥
लखि आशिष दै बूझा तेही । दधिबल कवन काजगे जेही ॥
तब नारान्तक पुर प्रभुताई । दधिबल नारद मुनिहि सुनाई ॥ ३ ॥
सुनि निशाचर संपति भारी । रहे ब्रह्मसुत हृदय विचारी ॥
क्षणक देव ऋषि कीन्ह गुमाना । बार बार सुमिरे भगवाना ॥ ४ ॥

એ વાનર, ભાવીને લીધે ત્યાં એક વર્ષ સુધી રાક્ષસોની સાથે ભણ્યો. એક દિવસે દધિબલને, ગુરુએ ક્રોધને લીધે કહ્યું કે, "તું હસતાં હસતાં પોતાના ગુરુ ભાઇને મારનારો થશે." ॥ ૧ ॥ 'ગુરુએ, અપરાધ વગર જ ક્રોધ કરીને શાપ દીધો,' એમ સમજાયાથી દધિબલ વિદાય માગીને ત્યાંથી ચાલતાં, માર્ગમાં તેને નારદજી મળ્યા. દધિબલે, ચરણ પકડીને પ્રણામ કરતાં, ॥ ૨ ॥ નારદજીએ, તેને ઓળખી આશીર્વાદ દઇને પૂછ્યું કે, 'હે દધિબલ ! તું કયા કામને વાસ્તે ગયો હતો ?' દધિબલે નારદજીને નારાંતકના નગરની મોટાઇ તથા ઐશ્વર્ય કહી સંભળાવ્યાં. ॥૩॥ રાક્ષસની ભારે સંપત્તિ સાંભળવામાં આવતાં, નારદજી, હૃદયમાં વિચાર કરવા લાગ્યા. જરા વાર વિચાર કરી, નારાંતકને અભિમાની જાણી, વારંવાર ભગવાનનું સ્મરણ કરીને ॥ ૪ ॥

दो०—दधिबलते नारद कहेउ, सुनहु तात चित लाई ॥
तनु धरि जेहि हरिभक्ति नहिं, जन्म वादि जग जाई ॥ १७५ ॥

નારદજીએ દધિબલને કહ્યું કે, "હે તાત! ચિત્ત લગાવીને સાંભળ. જે પુરુષ, દેહ ધરીને હરિની ભક્તિ ન કરે, તેનો, જગતમાં જન્મ વૃથા જાય છે. ॥ ૧૭૫ ॥

चौ०–यह विचारि भजु रामहि ताता । उपजेउ सुनत ज्ञान मुनि बाता ॥
ऋषि पद परशि आशिषा पाई । कपि पति सुत गमनेउ हर्षाई ॥ १ ॥
सपदि कीश तब पहुँचा जहँवाँ । पयनिधि मध्य रुचिर गिरि तहँवाँ ॥
धवल गिरि तेहि नाम सुनावा । सुभग देखि कपिवर मन भावा ॥ २ ॥
गौरी गिरीश सुमिर गणराई । कीन्ह निवास बैठा हर्षाई ॥
नारद ताहि देहि उपदेशा । गये विरंचिहि धाम खगेशा ॥ ३ ॥
उत दशमुख सुप विद्या पाई । जहाँ तहाँकी विविध लराई ॥
बिंदु नाम इक निशिचर आहा । सो खल रहा वितल थल माहा ॥ ४ ॥

આમ વિચારીને તું રામનું ભજન કરજે." નારદજીની વાત સાંભળીને, દધિબલને જ્ઞાન ઉત્પન્ન થયું. પછી એ સુગ્રીવનો પુત્ર દધિબલ, નારદજીનાં ચરણોનો સ્પર્શ કરી, આશીર્વાદ પામી, રાજી થઈને ત્યાંથી ચાલ્યો, ॥ ૧ ॥ તે જલદી ધવલગિરિ નામના સુંદર પર્વતમાં ગયો, કે જે પર્વત, સમુદ્રના મધ્યમાં છે, એ પર્વતની શોભા, જોવાથી જેનું મન પ્રસન્ન થયું ॥૨॥ એવો દધિબલ, આનંદથી શિવનું, પાર્વતીનું તથા ગણેશનું સ્મરણ કરી, ત્યાં જ નિવાસ કરીને બેઠો. નારદજી, એને ઉપદેશ કરીને બ્રહ્મલોકમાં ગયા. ॥૩॥ વિહ્વાબલ પુરમાં નારાંતકે વિદ્યા ભણીને જ્યાં ત્યાં લડાઈઓ કરી એક 'બિન્દુ' નામનો જે ખલ રાક્ષસ, વિતલ પાતાલમાં રહેતો હતો, ॥ ૪ ॥

सो०–अति रणधीर जुझार, चढे शक्रपर बलि विपुल ॥
कीहेउ समर अपार, अब्द एक श्रुति संत कह ॥ ४ ॥

તે પોતે, અતિ રણધીર તથા લડવૈયો હોવાથી, તેણે ઇંદ્રની ઉપર પોતાનાં સૈન્યની સાથે ચઢાઇ કરીને એક વર્ષ સુધી અપાર યુદ્ધ કર્યું હતું, એમ શ્રુતિઓ તથા સંત જનો કહે છે. ॥ ૪ ॥

चौ०–सप्त कोटि निशिचर सँग ताके । असित मेरु सम खल भट बाँके ॥
सुनासीर कोपेउ इकवारा । सब कहँ समर मध्य संहारा ॥ १ ॥
भाजि बिन्दु केवल गृह गयऊ । वासु नारि निशिचर सुख दयऊ ॥
सब निशि भोग करा खल पापी । उपजे बहु बालक परतापी ॥ २ ॥
सप्त कोटि सुत नाना नामा । सुंदर वक्त्र सकल बल धामा ॥
कोटि बहत्तर तनया जाके । लाजहिं मृगलोचनि लखि ताके ॥ ३ ॥
तिन महँ बिंदुमती इक सुंदरि । नभ जारिणि रतिरूप निरंतरि ॥
निरखि बिंदु निज मन अनुमाना । नहिं नारान्तक सम कोउ आना ॥ ४ ॥

એની સાથે જાણે કાળા મેરુ પર્વતો હોય એવા ખલ અને ભારે લડવૈયા સાત કરોડ રાક્ષસો હતા. એકવાર ઇન્દ્રે કોપ કરીને યુદ્ધમાં એ સાતે કરોડને મારી નાખતાં,॥૧॥

બિન્દુ, એકલો જ ભાગીને પોતાને ઘેર ગયો હતો. એ સમયમાં તેની સ્ત્રીએ બહુ સુખ આપતાં, એ પાપી રાક્ષસે, આખી રાત્ર ભોગ કર્યો હતો અને તે ભોગથી, પાછા, બીજાઓને દુઃખ દેનારા, ॥ ૨ ॥ અનેક નામોવાળા, સુંદર મુખોવાળા તથા મહા બળવાન સાત કરોડ પુત્રો ઉત્પન્ન થયા હતા અને જેઓનાં નેત્રોને જોઈ, મૃગીઓ પણ લજાઈ જાય એવી બોન્તેર કરોડ પુત્રીઓ ઉત્પન્ન થઈ હતી. ॥ ૩ ॥ એ કન્યાઓમાં એક બિન્દુમતી નામની કન્યા આકાશમાં ફરનારી અને જેનું રૂપ રતિના રૂપ જેવું જ સુંદર હતું, તેને જોઈને બિન્દુએ મનમાં વિચાર કર્યો કે, "હાલ નારાંતક જેવો બીજો કોઈ નથી, માટે તેને આ કન્યા દેવી યોગ્ય છે." ॥ ૪ ॥

दो०-यह विचारि चित बिंदु तब, नारांतकहि बुलाय ॥
बिंदु मति आदिक सुता, सुंदर साज सजाय ॥ १७६ ॥

આમ વિચારી, તેણે નારાંતકને બોલાવી, સઘળી કન્યાઓને સુંદર સાજે સજાવીને, બિન્દુમતી, નારાંતકને આપી અને બીજી કન્યાઓ નારાંતકની સાથેના બીજા રાક્ષસોને આપી. ॥ ૧૭૬ ॥

चौ०-सकल सुता इक संग बिवाही । यथायोग्य जेहि कहँ जस चाही ॥
नारान्तक सब सेन समेता । करि बिवाह फिरि गयउ निकेता ॥ १ ॥
पुर बिहवावल कीन्ह बसेरा । प्रजा सहित सुख करत घनेरा ॥
जो तिय चहिय बिबुध गृह भाई । सो भावी वश निशिचर पाई ॥ २ ॥
नारि पतिव्रत जेहि घर माहीं । तेहि प्रताप नित अमर डराहीं ॥
बिंदुमती बिद्या सम ताता । बुध जन सभा चरित बिख्याता ॥ ३ ॥
नारान्तक उत्पत्ति मैं गावा । सुनु खगेश पुनि चरित सुहावा ॥
पुनि पुनि हरि हर पद शिर नाई । गुरु सन सुनेउ सो कहेउँ बुझाई ॥ ४ ॥

જેને જેને, જે જે કન્યા, યોગ્ય હતી, તેને તેને, તે તે કન્યા, આપીને બોન્તેર કરોડનો એકી વખતે વિવાહ કર્યો. નારાંતક, વિવાહ કરીને સઘળા સૈન્ય સહિત પાછો વિહવાબલ પુરમાં પોતાને ઘેર આવીને, રાજ્ય કરવા લાગ્યો ॥ ૧ ॥ અને પ્રજા સહિત ઘણાં ઘણાં સુખો ભોગવવા લાગ્યો. જે સ્ત્રીઓ, દેવતાઓના ઘરોમાં જોઈએ, તે સ્ત્રીઓ, ભાવીના બળને લીધે, રાક્ષસોને મળી. ॥ ૨ ॥ જેના ઘરમાં પતિવ્રતા સ્ત્રી હોય, તેના પ્રતાપથી સર્વે દેવતાઓ પણ ડરે. સઘળી સ્ત્રીઓમાં બિન્દુમતી સરસ્વતી જેવી વિદુષી હતી અને તેનું ચરિત્ર પંડિતોની સભામાં પણ ગવાતું હતું. ॥ ૩ ॥ હે ગરુડજી ! મેં નારાંતકની ઉત્પત્તિ કહી, હવે તે પછીનું સુંદર ચરિત્ર સાંભળો. મેં ગુરુની પાસેથી જેવું સાંભળ્યું છે, તે વારંવાર વિષ્ણુનાં તથા શિવનાં ચરણોમાં પ્રણામ કરીને તમને સંભળાવું છું. ॥ ૪ ॥

दो०-चारन दशमुखको तुरत, मग चलि पहुँचो जाय ॥
ग्रामान्तर योजन युगल, ठाढ भयउ हर्षाय ॥ १७७ ॥

રાવણુનો દૂત ધૂમકેતુ, માર્ગમાં ચાલતો ચાલતો તુરત વિહવાબલ પુરના સમીપમાં પહોંચ્યો. જ્યારે નગર આઠ કોસ દૂર રહ્યું, ત્યારે પ્રસન્ન થઇને તે ઠેકાણે ઉભો રહ્યો. ॥ ૧૭૭ ॥

चौ०—तेहि मारुत दिशि कानन भारी । परन लेत देखेउ तहँ बारी ॥
सकुचि समी जाइ भा ठाढा । बूझेसि ताहि धीर धरि गाढा ॥ १ ॥
कवन रीति यहि पुर महँ भाई । तरु पर चढत भूप सुत आई ॥
चार वचन सुनि सो मुसकाना । कवन नगर तुम बसत अयाना ॥ २ ॥
नारान्तक नृप कर जो वारी । तेहिकर सेवक मैं लघुचारी ॥
धूमकेतु तेहिं उत्तर न दीन्हा । कछु डरि पुनि निज मारग लीन्हा ॥३॥
लिये कनक घट सुखमा पूरी । वारि लेन आई तिय रूरी ॥
देखि भयउ तेहि संशय भारी । बूझा सत्य कहहु सुकुमारी ॥ ४ ॥

ત્યાં વાયવ્ય ખુણામાં એક ભારે વન હતું અને તે વનમાં એક બકાલી, ઝાડ ઉપર ચઢીને પાંદડાં તોડતો હતો, તે ધૂમકેતુના જોવામાં આવ્યો. ધૂમકેતુએ, સંકોચાતાં સંકોચાતાં, તેની પાસે જઈ, ઉભો રહી, દૃઢ ધીરજ ધરીને તેને પૂછ્યું કે, ॥ ૧ ॥ "હે ભાઈ! આ નગરમાં આ રીતિ તે કેવી છે કે, રાજકુમાર પણ ઝાડ ઉપર ચઢીને પાંદડાં તોડે." એ સાંભળી, પેલો બકાલી, હસીને બોલ્યો કે, "અરે મૂર્ખ! તું કયા ગામમાં રહે છે? ॥ ૨ ॥ હું તો નારાંતક રાજાના વાડીવાળાનો એક હલકો નોકર છું." આ સાંભળી, ધૂમકેતુએ ફરીવાર કશું નહીં બોલતાં ડરી જઇને પોતાનો માર્ગ પકડ્યો, ॥ ૩ ॥ આગળ જતાં કોઈ પૂરી રૂપાળી સ્ત્રી સુવર્ણનું બેડું લઇને પાણી ભરવા આવતી હતી, તે જોવામાં આવતાં, સંદેહ ઉત્પન્ન થવાથી, ધૂમકેતુએ પાસે જઇને તેને પૂછ્યું કે, "હે સુકુમારી! સાચી વાત કહેજો. ॥ ૪ ॥

दो०—तुम्हारे पुर कह चेरि नहिं, रानी कहहु स्वभाव ॥
आइउ तुम जल भरन कहँ, बोलेउ त्याग डराव ॥ १७८ ॥

તમારા શહેરમાં કોઈ દાસી નથી કે શું? કે જેથી તમે રાણી છતાં પાણી ભરવા આવ્યાં છો. અથવા પાણી ભરવા આવવાનું તમારે કોઈ સ્વાભાવિક કારણ છે કે શું? એ સર્વ, ડરનો ત્યાગ કરીને જેવું હોય તેવું કહો." ॥ ૧૭૮ ॥

चौ०—दूत वचन सुनि निशिचर चेरी । बोली हँसिकर एकहिं वेरी ॥
नारांतक दासिनकी दासी । हम ताकी दासी विश्वासी ॥ १ ॥
सदा भरैं यहि सागर पानी । इहँ आवहिं केहि कारण रानी ॥
कहि हउ और काहु अस बाता । पैहहु मार मुष्टिका लाता ॥ २ ॥
अस कहि गमनी लै जल नारी । तिन सँग धूमकेतु पग धारी ॥
गढभीतर कीन्हे पैसारी । निरखे विपुल कूप सर बारी ॥ ३ ॥

नाना गज रथ खच्चर घोरा । फिरत विलोकत पुर चहुँ वोरा ॥
अंतर गढ़ तेहि चार दुवारा । तहाँ न चर पावहिं पैसारा ॥ ४ ॥

એ સાંભળી પેલી દાસી, હસી પડીને બોલી કે, “હું તો નારાંતક રાજાની દાસીની જે દાસી છે તેની વિશ્વાસપાત્ર દાસી છું ॥ ૧ ॥ અને હંમેશ આ મોટા તળાવમાં પાણી ભરવા આવું છું. અહીં રાણી તો શા માટે આવે? તું બીજા કોઈને આવી વાત પૂછીશ, તો તને મુંઠીઓનો અને લાતોનો માર ખાવો પડશે.” ॥ ૨ ॥ એટલું બોલી, પાણી ભરીને તે સ્ત્રી ચાલતી થતાં, ધૂમકેતુ, પણ તેની પછવાડે પછવાડે ચાલ્યો. એ ધૂમકેતુ, એવી રીતે ગઢની અંદર ગયો, ત્યાં મોટાં મોટાં સરોવરો, વાડીઓ અને કૂવાઓ, તેના જોવામાં આવ્યાં. ॥૩॥ હાથીઓ, રથો, ખચ્ચરો તથા ઘોડાઓ વગેરે વાહનોપર બેસીને ચોમેર શહેરમાં ફરતાં અનેક લોકો પણ તેના જોવામાં આવ્યા. દરબારગઢમાં જવાના પણ ચાર દરવાજા હતા, તેઓમાંનાં એકમાં પણ ધૂમકેતુને પેસવાનો લાગ મળ્યો નહીં. ॥ ૪ ॥

छं०—पावत नहिं पैसार चर गति द्वार लगि फिरि आयऊ ॥
यहि भांति रावण दूत घटिका युगल दिवस गँवायऊ ॥
मनमहँ विसूरत ठाढ चौहट मध्य सो जब रहि गयो ॥
निशिचर निकंदन होन लगि विधि ताहि इक अवसर दयो ॥ ४ ॥

ધૂમકેતુ, ફરી ફરીને દરવાજાઓની પાસે જવા લાગ્યો. પણ અંદર પેસવાનો લાગ નહીં ફાવતાં, દિવસની બે ઘડી તો ત્યાંજ વ્યતીત થઈ ગઈ. મનમાં મુંઝાયા કરતો એ ધૂમકેતુ ચોકમાં જ ઉભો રહ્યો, પણ તે સમયે દૈવયોગને લીધે રાક્ષસોનો વિનાશ જ થવાનો હતો, તેથી તેને એક લાગ મળી ગયો. ॥ ૪ ॥

सो०—गमनेउ भूपति द्वार, नृत्य करन इक कौतुकी ॥
लीन्ह धार तेहिं मार, गढ ईहि कीन्ह प्रवेश चर ॥ ५ ॥

કોઈ એક ખેલાડી નટ, બીજા ઘણા નટોની સાથે નૃત્ય કરવાને વાસ્તે રાજદ્વારમાં જતો હતો, તેની સાથે ધૂમકેતુ પણ નટનો વેષ ધરીને અંદર પેસી ગયો. ॥ ૫ ॥

चौ०—बैठेउ सभा नरांतक जाई । कोटि बहत्तर संयुत भाई ॥
व्योम तीनि रस गुण वसु एका । अंक रीति लिखि गुणी विवेका ॥ १ ॥
बंदीजन नट कौतुक करहीं । प्रतिदिन कविं कोविद उच्चरहीं ॥
रावण दूत सभामें देखी । मनमहँ चकृत भयो विशेखी ॥ २ ॥
तब चारण मन अस अनुमाना । कोटि बहत्तर रूप न आना ॥
भूषण वसन सुआसन जोहा । देखि सुखद चारण मन मोहा ॥ ३ ॥
याम दिवस गत अवसर पावा । नारांतक कहँ शीश नवावा ॥
दीन्ह पत्रिका पद शिर नाई । कुशल तासु बूझी हर्षाई ॥ ४ ॥

ધૂમકેતુ અંદર જઈને જોય છે ત્યાં સભામાં નારાંતક રાજા, બોન્તેર કરોડ ભાઈ-ઓની સાથે બેઠો હતો. એ સભામાં નિત્ય અઢાર લાખ અને છત્રીસ હજાર બંદીજનો તથા નટો તમાસા કરતા હતા. ॥ ૧ ॥ અને હજારો કવિઓ તથા પંડિતો, નારાંતકના યશની પ્રશંસા કરતા હતા. રાવણનો દૂત ધૂમકેતુ, સભામાં આ અદ્ભુત વ્યાપારો જોઈ, મનમાં અત્યંત ચકિત જ થઇ ગયો. ॥ ૨ ॥ પછી ધૂમકેતુ, વિચાર કરવા લાગ્યો કે, 'આ સભામાં બોન્તેર કરોડ જણ, સમાન રૂપવાળા, સમાન આભરણોવાળા અને સમાન આસનોવાળા છે, તો એઓમાં નારાંતક કોણ હશે?' સભાની અદ્ભુત સ્થિતિ જોઈને ધૂમકેતુ તો મોહ જ પામી ગયો. ॥૩॥ એક પહોર દિવસ ચઢ્યા પછી નારાંતક ઓળખવામાં આવતાં અને અવસર મળતાં, ધૂમકેતુએ, નારાંતકના ચરણોમાં માથું નમાવીને તેના હાથમાં રાવણની ચિઠ્ઠી આપી અને રાજી થઇને રાવણ તરફથી કુશલ પૂછ્યું.

दो०-नारान्तक निज कुशल कहि, बूझा दशमुख हेतु ॥
समाचार गढलंकका, वरणेउ दूत सचेतु ॥ १७९ ॥

નારાંતકે, પોતાનું કુશલ કહી, રાવણનું કુશલ પૂછીને આવવાનું કારણ પૂછતાં, ધૂમકેતુએ લંકાના સઘળા સમાચાર સાવચેતીથી કહી સંભળાવ્યા. ॥ ૧૭૯ ॥

चौ०-चर भाषित नारांतक सुनेऊ । क्षणक माहिं निज कारण गुनेऊ ॥
पुनि पत्री निशिचर पति बांची । मानी चार बात सब सांची ॥ १ ॥
उठेउ सभाते हृदय रिसाई । गा निज भवन शोच सरसाई ॥
बिंदुमति कहँ बाँच सुनाई । पितुपर भीर पत्रिका आई ॥ ४ ॥
समाचार सुनि कह तेहँ नारी । तुम जानिकरहु राम सन रारी ॥
गहहु चरण पिय अकसर जाई । रसन सफल करि विनय सुनाई ॥ ३ ॥
माँगि भक्ति वर प्रेम दृढाई । निर्भय राज्य करहु गृह आई ॥
नारि वचन तेहि मनहिं न भावा । तब उठि कोटद्वार खल आवा ॥ ४ ॥

નારાંતક ધૂમકેતુની વાત સાંભળીને જરા વાર ત્યાં પોતાની જરૂર પડવાનાં કારણનો વિચાર કરવા લાગ્યો પણ જ્યારે રાવણની ચિઠ્ઠી વાંચી, ત્યારે 'ધૂમકેતુની સઘળી વાત ખરી છે,' એમ તેના જાણવામાં આવ્યું. ॥૧॥ નારાંતક ક્રોધથી ભરપૂર થઇને સભામાંથી ઉઠ્યો અને મનમાં અત્યંત વિચાર કરતો કરતો, પોતાના ઘરમાં ગયો. નારાંતકે પોતાની સ્ત્રી બિન્દુમતીને પેલી ચિઠ્ઠી વાંચી સંભળાવીને કહ્યું કે, "મારા પિતા ઉપર મોટી ભીડ આવી પડી છે, તેથી તેમણે મને બોલાવ્યો છે." ॥ ૨ ॥ આ સમાચાર સાંભળીને બિન્દુમતિ બોલી કે, "હે પ્યારા! તમે રામની સામે લડાઇ નહીં કરો, પણ ત્યાં જઈને રામનાં ચરણ પકડી, વિનય વચનો સંભળાવીને તમારી જીભને સફલ કરો. ॥ ૩ ॥ રામની પાસેથી ભક્તિરૂપ વરદાન માગી, પ્રેમને દૃઢ કરી, પાછા ઘેર આવીને નિર્ભયપણાથી રાજ્ય કરો." ખલ નારાંતકને સ્ત્રીનાં એ વચનો ગમ્યાં નહીં, તેથી તેણે ત્યાંથી ઉઠી, કોટના દરવાજાપર આવીને આજ્ઞા કરી કે, ॥૪॥

दो०—कहेउ बजाव निशान घन, सजहु सेन चतुरंग ॥
जन्मभूमि जावा चहहुँ, पितु चारनके संग ॥ १८० ॥

"ઘેરાં નીશાનો બજાવો અને ચતુરંગિણી સેનાને સજ્જ કરો. હું મારા પિતાના દૂતની સાથે મારી જન્મભૂમિમાં જવા ઈચ્છુ છું." ॥ ૧૮૦ ॥

चौ०—आयसु दीन्ह नारांतक राजा । लगे निशाचर सजन समाजा ॥
आमत वाजि गज उष्ट्र नाना । रथ खच्चर खेचर बहु याना ॥ १ ॥
नाना अस्त्र शस्त्र गहि पानी । निशिचर अनी न जाइ बखानी ॥
ते सब संयुत साज सजाई । विविध निशान हने हर्षाई ॥ २ ॥
कंत जात निश्चय जिय जानी । बिंदुमती निज चित्त अनुमानी ॥
राम विरोध न यहि कल्याना । महूँ संग अब करहुँ पयाना ॥ ३ ॥
भूषण वसन सुअंग बनाई । कंत चरण गहि विनय सुनाई ॥
सासु श्वशुर दर्शन हित नाथा । हमहूँ चलब प्राणपति साथा ॥ ४ ॥

નારાંતકે આ પ્રમાણે આજ્ઞા કરતાં, રાક્ષસો અનેક સામાનો સજ્જ કરવા લાગ્યા અગણિત ઘોડાઓ, હાથીઓ, ઊંટો, રથો, ખચ્ચરો તથા આકાશમાં ફરનારાં વિમાન આદિ વાહનો સજ્જ કરવામાં આવ્યાં. ॥ ૧ ॥ વર્ણવી શકાય નહીં એવી રાક્ષસોની સેના હસ્તોમાં અનેક પ્રકારનાં શસ્ત્રોને તથા અસ્ત્રોને લઇને નારાંતક પાસે હાજર થઇ. આ પ્રમાણે સર્વ સાજ સજ્જ કરાવી, રાજી થઇને નારાંતકે નિશાનોપર ડંકા દેવરાવ્યા. ॥ ૨ ॥ બિન્દુમતીએ સ્વામીનો યુદ્ધમાં જવાનો નિશ્ચય જાણી, મનમાં વિચાર કર્યો કે "રામની સામે વિરોધ કરવામાં કલ્યાણ થવાનું નથી, માટે હું પણ સ્વામીની સાથે જ જાઉં." ॥ ૩ ॥ બિન્દુમતીએ, પોતાના શરીરપર આભરણોના તથા વસ્ત્રોના શણગાર સજી, નારાંતકનાં ચરણો પકડીને વિનતિ કરી કે, "હે પ્રાણનાથ! સાસુનાં તથા સસરાનાં દર્શન કરવાને વાસ્તે હું પણ આપની સાથે ચાલીશ." ॥ ૪ ॥

दो०—दशमुख सुत सुनि तिय वचन, हृदय परम सुख मानि ॥
कहेउ चलहु सब सखिन सह, प्रमुदित छांड़ि गलानि ॥ १८१ ॥

રાવણના પુત્ર નારાંતકે, સ્રીનાં વચન સાંભળી, હૃદયમાં પરમ સુખ માનીને કહ્યું કે, "સંકોચ છોડી દઇ, સઘળી સખીઓની સાથે આનંદથી મારી સાથે ચાલો." ॥૧૮૧॥

चौ०—सुनि पति वचन नारि हर्षानी । चली संग लै सखी सयानी ॥
लै दल नारांतक पग धारा । अमित सेन को कहि शक पारा ॥ १ ॥
बुध जन कहत सुनहु खगराजा । अयुत सतावन बाजत बाजा ॥
धूमकेतु कहँ ढिग संग लीन्हे । अति आतुर गमना रिस कीन्हे ॥ २ ॥
चलत शकुन भल ताहि न होई । गनइ न मृत्यु विवश शठ सोई ॥
तासु पयान जानि दिग्पाला । जियमहं संशय करत विशाला ॥ ३ ॥

**कोल कूर्म अहिपति अति डरहीं । पुनि पुनि राम चरण चित धरहीं ॥**
**समुझि राम बल संशय त्यागी । सुर विशेष प्रभु पद अनुरागी ॥ ४ ॥**

પતિનાં વચન સાંભળી, રાજી થયેલી બિન્દુમતિ, પ્રવીણ સખીઓને સાથે લઈને ચાલી. નારાંતક જે સેનાને, સાથે લઈને ચાલ્યો, તે સેના, એવી તો અપરિમિત હતી કે, તેનો પાર કોઈથી પણ કહી શકાય એમ હતું. ॥ ૧ ॥ હે ગરુડજી ! સાંભળો. પંડિત જનો કહે છે કે, એની સેનામાં પાંચ લાખ સીન્તેર હજાર વાજાં વાગતાં હતાં. નારાંતક, ધૂમકેતુને સાથે લઈ, ક્રોધયુક્ત થઈ, અત્યંત વેગથી ચાલ્યો, ॥ ૨ ॥ તે સમયે અપશકુનો થવા લાગ્યાં, તે છતાં પણ, મૃત્યુને વશ થયેલા નારાંતકે, તે અપશકુનોને ગણકાર્યાં નહીં. એનું પ્રયાણ થયું જાણી, દિક્‌પાલ દેવતાઓ મનમાં મોટો સંશય કરવા લાગ્યા ॥૩॥ અને વરાહ, કચ્છપ તથા શેષનાગ પણ ડરવા લાગ્યા. પરંતુ વારંવાર રામનાં ચરણોને ચિત્તમાં ધરી, શાંત થવા લાગ્યા. રામનાં ચરણોમાં અત્યંત પ્રેમવાળા મોટા મોટા દેવતાઓ, રામચન્દ્રજીનાં અપાર બળને ધ્યાનમાં લઈ સંશય રહિત થયા. ॥ ૪ ॥

**दो०—नारांतक लंका तुरत, दल समेत नियरान ॥**
**दिग योजन दल रहेउ जब, सुनु मुनीश सज्ञान ॥ १८२ ॥**

નારાંતક, પોતાની સેના સહિત તુરત લંકાના સમીપમાં આવ્યો. હે મુનિશ્વર ! જ્યારે નારાંતકનું સૈન્ય લંકાથી ચાલીશ કોશ દૂર રહ્યું, ત્યારે જે થયું, તે સાંભળો.॥૧૮૨॥

**चौ०—इहाँ कृपालु रमेश खरारी । असित जलद सम सेन निहारी ॥**
**प्रभु सर्वज्ञ नीति हित सेतू । सचिव बोलि कह रघुकुल केतू ॥ १ ॥**
**सखा विलोकहु दक्षिण ओरा । गर्जत घन आवत नहिं थोरा ॥**
**उमा राम सब अंतर्य्यामी । चरित हेतु बूझा अस स्वामी ॥ २ ॥**
**राम वचन सुनिं दशमुख भ्राता । कह हँसि गहि प्रभुपद जल जाता ॥**
**देव देव नहिं दळ जल वाहा । अहहि नारान्तक निशिचर नाहा ॥ ३ ॥**
**विहवावल पुर बसत गुसाई । पठवा तेहि दशकंध बुलाई ॥**
**आवत धूमकेतु चर संगा । करत कुलाहल नाद उतंगा ॥ ४ ॥**

અહીં લક્ષ્મીના પતિ, કૃપાળુ, રઘુકુલ શિરોમણિ પ્રભુ રામચન્દ્રજીએ, પોતે સર્વજ્ઞ છતાં પણ, નીતિની મર્યાદાને અનુસરી, મંત્રીઓને બોલાવીને કહ્યું કે, ॥ ૧ ॥ "હે મિત્રો ! દક્ષિણ દિશા તરફ જુવો. મોટો વાદળાંઓનો સમૂહ ગાજતો ગાજતો ચાલ્યો આવે છે." હે પાર્વતી ! અંતર્યામી અને સર્વના સ્વામી રામચન્દ્રજીએ, કૌતુકને વાસ્તે જ આ પ્રમાણે સર્વને પૂછ્યું. ॥ ૨ ॥ રામનાં વચનો સાંભળી, વિભીષણ રામનાં ચરણોને પકડી, હસીને બોલ્યા કે, "હે દેવાધિદેવ ! આ વાદળાંઓની સેના નથી, પણ નારાંતક નામના રાક્ષસના રાજાની સેના છે. ॥ ૩ ॥ હે સ્વામી ! વિહવાબલ પુરમાં રહેનારા એ પોતાના પુત્રને રાવણે બોલાવ્યો છે, તેથી રાવણના ધૂમકેતુ નામના દૂતની સાથે, ભારે, કોલાહલ તથા નાદ કરતો કરતો એ રાક્ષસ આવે છે. ॥ ૪ ॥

दो०—तेहि संग गुणी अनेक प्रभु, गावत हनत निशान ॥
सेनसंग चतुरंग खल, डोलत विविध दिशान ॥ १८३ ॥

હે પ્રભુ ! એની સાથે અનેક ગુણી જનો છે, તેઓ ગાય છે તથા નિશાનો બજાવે છે. એ ખળ ચતુરંગિણી સેનાની સાથે અનેક દિશાઓમાં ફરે છે." ॥ ૧૮૩ ॥

चौ०—यह प्रभाव तेहि सुनि भगवाना । विहँसे प्रभु बल बुद्धि निधाना ॥
पाई राम रूख पवनकुमारा । उठे हर्षि हिय गर्जि प्रचारा ॥ १ ॥
सहित लषण प्रभु पद शिर नाई । धाये कहि जय जय रघुराई ॥
बात जात निशिचर समुदाई । देखि सपदि ढिग पहुँचे जाई ॥ २ ॥
कटकटाइ गरजे अति भारी । देखेउ इमि आवत बनचारी ॥
बूझेउ दूतहि निशिचर त्राता । यह आवत धावतको भ्राता ॥ ३ ॥
स्वर्ण शैल बिकराल शरीरा । गर्जत प्रलय जलद सम बीरा ॥
तब नारान्तक सन कह दूता । यहै पवन सुत बली अकूता ॥ ४ ॥

વિભીષણનાં મોહોડાંથી નારાંતકનો આવો પ્રભાવ સાંભળી, બળના તથા બુદ્ધિના ભંડારરૂપ રામચન્દ્રજી હસ્યા. આ સમયમાં હનુમાનજી, રામની આજ્ઞા લઈ, હૃદયમાં રાજી થઈ, ઉભા થઈ, મારે ગર્જના કરી,॥૧॥ રામનાં અને લક્ષ્મણજીનાં ચરણોમાં માથું નમાવી, 'જય, જય, રઘુનાથજી,' એમ બોલીને દોડયા અને તુરત જ એ રાક્ષસોની પાસે જઈ પહોંચ્યા. ॥ ૨ ॥ હનુમાનજીએ કડકડાટી કરીને ભારે ગર્જના કરતાં નારાંતકે એમને આવતા જોઇ, ધૂમકેતુને પૂછયું કે, ॥ ૩ ॥ "હે ભાઈ! આ સુવર્ણના પહાડ જેવા ભયંકર શરીરવાળો અને પ્રલય કાળના મેઘના જેવી ગર્જના કરતા કોણ દોડયો આવે છે?" ધૂમકેતુ બોલ્યો કે, "આ અદ્ભુત બળવાન્ પવનપુત્ર હનુમાન છે. ॥ ૪ ॥

दो०—सिंधु लांघि लंकहि दहेसि, पुनि हति अक्षकुमार ॥
कालनेमि कहँ मार मग, लावा मेरु उपार ॥ १८४ ॥

સમુદ્રનું ઉલ્લંઘન કરીને લંકાને બાળનાર, અક્ષકુમારને મારનાર, કાલનેમિને માર્ગમાં મારીને મેરુ જેવા દ્રોણાચલને ઉપાડી લાવનાર, ॥ ૧૮૪ ॥

चौ०—पुनि अहिरावण सह परिवारा । पैठि पताल सदल संहारा ॥
लै आवा तापस दोउ भाई । आवत अब तब ढिग सोइ धाई ॥ १ ॥
यहिकर भुज बल अहै अपारा । सुनि रिसान दशकंठ कुमारा ॥
चाप चढाइ सुधारेसि बाना । तजन न पाव गहेउ हनुमाना ॥ २ ॥
सो शर धनुष तोरि कपि डारा । पुनि रिसाय उर मुष्टिक मारा ॥
परा दशानन सुत महि कैसे । मिश्र रसातल गे गिरि जैसे ॥ ३ ॥
पवनपूत बक लूम पसारा । कोटिन रथ गहि ता पर डारा ॥
रथ सारथी चूर्ण सम भयऊ । विधि बश तेहिकर प्राण न गयऊ ॥४॥

પાતાળમાં પેસી અહિરાવણને તેનાં સૈન્ય તથા પરિવાર સહિત મારનાર અને પાતાલમાંથી બન્ને તપસ્વી ભાઈઓને લાવનાર આ હનુમાન તારી સામે દોડયા આવે છે, ॥ ૧ ॥ આની ભુજાઓનું બળ અપાર છે" ધૂમકેતુનું બોલવું સાંભળી, ક્રોધ પામેલો નારાંતક, ધનુષ ચઢાવીને બાણ સુધારવા લાગ્યો પણ તે બાણનો ઘા કરી શકયો નહીં તેટલી વારમાં હનુમાનજીએ, તેને પગ પકડી, ઉંચો કરી, પાછો હેઠો નાખીને ॥ ૨ ॥ તેનાં ધનુષ બાણ તોડી નાખ્યાં અને ક્રોધથી તેની છાતીમાં મુંઠી પણ મારી. જેમ આકાશમાંથી રસાતલમાં જતાં, મિશ્ર નામનો પર્વત, ધરતીપર પડયો હતો, તેમ નારાંતક ધરતીપર પડયો. ॥ ૩ ॥ બળવાન્ હનુમાનજીએ, પોતાનું પૂંછડું લાંબું કરી, તે વખતે નારાંતકના રથને પકડી લઇ, પૂંછડાંની અણીપર ચઢાવીને ધરતીપર પછાડયો. આથી રથ, ઘોડા તથા સારથી આદિ સઘળું ચૂર્ણ થઇ ગયું, પણ બ્રહ્માના વરદાનને લીધે નારાંતકના પ્રાણ ગયા નહીં. ॥ ૪ ॥

दो०—एक दंड अति विकल खल, रह भूतल धुनि माथ ॥
पुनि शठ उठा सँभारि तनु, धायउ धनु धरि हाथ ॥ १८२ ॥

શઠ અને દુષ્ટ નારાંતક, એક ઘડી સૂધી અત્યંત વ્યાકુલપણાથી માથું ધુણાવતો ધુણાવતો ધરતીપર પડયો રહ્યો, પણ પાછો ઉઠી શરીરની સંભાળ કરી, હાથમાં ધનુષ ધરીને હનુમાનજીની સામે દોડયો. ॥ ૧૮૫ ॥

चौ०—छांडसि अगणित सायक कोपी । क्षण इक कीश कटक गा तोपी ॥
राम प्रताप प्रभंजन जाया । कर गहि अरि शर तोरि बहाया ॥ १ ॥
देखि पवन सुतकी प्रभुताई । वर्षत सुमन विबुध झरि लाई ॥
जय जय पिंग अक्ष सुर भाषा । सुनि दशकंध तनय मन माषा ॥ २ ॥
नारांतक अति हृदय रिसाई । कपि तट पहुँचा आतुर धाई ॥
कह भल कीश जो कछु बल धरहू । मोसन मल्लयुद्ध रण करहू ॥ ३ ॥
गावहिं विबुध तोर भुज जोरा । निज उर सह इक मुष्टिक मोरा ॥
लागत ठाढ रहै जो वानर । तौ जानहुँ तव भुज बल आगर ॥ ४ ॥

તેણે, કોપથી એવાં તો અગણિત બાણો નાખવા માંડયાં કે, તેથી એક ક્ષણ ભર તો સૈન્યમાં હનુમાનજી ઢંકાઇ ગયા, પણ તે પછી હનુમાનજીએ, રામના પ્રતાપથી શત્રુનાં બાણોને હાથથી પકડી પકડીને તોડી નાંખ્યાં. ॥ ૧ ॥ હનુમાનજીની શક્તિને જોઇને દેવતાઓ પુષ્પોની અત્યંત વૃષ્ટિ કરવા લાગ્યા તથા 'હે પીંગળી આંખોવાળા! જય, જય,' એમ બોલવા લાગ્યા. દેવતાઓના શબ્દો સાંભળીને ॥ ૨ ॥ હૃદયમાં અત્યંત કોપ પામેલો નારાંતક શીઘ્રતાથી હનુમાનજીની પાસે પહોંચીને બોલ્યો કે, "હે વાનર! જો તું બળનું અભિમાન રાખતો હો તો મારી સાથે મલ્લયુદ્ધ કર. ॥ ૩ ॥ દેવતાઓ, તારી ભુજાઓનાં બળની સ્તુતિ કરે છે, પણ તું જો હૃદયમાં મારી એક મુંઠીના પ્રહારનું સહન કરીને ઉભો શકે, તો હું તારા ભુજબળને શ્રેષ્ઠ ગણું." ॥ ૪ ॥

सो०—हरि सुनि ताकर बात, रामदूत रिसि रोकी उर ॥
अति समीप मुसक्यात, क्षणक ठाढ सन्मुख रहेउ ॥ ६ ॥

હનુમાનજી, નારાંતકની વાત સાંભળી, હૃદયમાં ક્રોધને રોકીને હસતા હસતા તેના અતિ સમીપમાં જઇ, ક્ષણ માત્ર તની સામે ઉભા રહ્યા. ॥ ૬ ॥

चौ०—तब तेहिं कपिकहँ मुष्टिक मारा । भयउ तडितसम शब्द अपारा ॥
टरा न तहँते पग हनुमाना । हृदय न निशिचर नेकु लजाना ॥ १ ॥
दुइ मुष्टिक तेहि फेरि चलावा । तब मारुतसुत कोप बढावा ॥
किलकिलाय लंगूर लपेटा । डारि भूमि तिन दीन्ह चपेटा ॥ २ ॥
विकल ताहि करि कपि अति गाजे । भे व्याकुल निशिचर बहु भाजे ॥
कोटिन्ह निशिचर कपि कर गहहीं । राम दूतकर कौतुक अहहीं ॥ ३ ॥
मर्दि मर्दि बहु वारिधि डारे । देखि देव जय जयति पुकारे ॥
एक दंड गत निशिचर जागा । बहु विधि समर करन सो लागा ॥ ४ ॥

આ સમયમાં નારાંતકે, હનુમાનજીની છાતીમાં મુંઠીનો પ્રહાર કરતાં, વીજળી પડવાના જેવો અપાર શબ્દ થયો, પણ તે પ્રહારથી, હનુમાનજીનો પગ જરા પણ ખસ્યો નહીં. આમ થયા છતાં પણ, નારાંતકે જરા પણ નહીં લજાઈને ॥ ૧ ॥ વળી બીજી મુંઠી મારી, ત્યારે હનુમાનજીનો કોપ વૃદ્ધિ પામ્યો. હનુમાનજીએ કીકીઆટી કરી, નારાંતકને પૂંછડાંમાં લપેટી લઈ, પૃથ્વીપર નાખ્યો અને તે ઉપરાંત થપ્પડ પણ મારી. ॥ ૨ ॥ નારાંતકને મૂર્છિત કરી, હનુમાનજીએ અત્યંત ગર્જના કરતાં, રાક્ષસો ભયથી વ્યાકુલ થઇને બહુજ ભાગવા લાગ્યા. આ સમયમાં હનુમાનજીએ, એવું કૌતુક કર્યું કે, ॥ ૩ ॥ કરોડો રાક્ષસોને હાથથી પકડી, પકડી, મર્દી મર્દીને સમુદ્રમાં ફેંકી દીધા. આ જોઈને દેવતાઓ, 'જય, જય,' એમ પોકારવા લાગ્યા. એક ઘડી ગયા પછી નારાંતક મૂર્છામાંથી જાગ્રત થયો અને વળી પાછો ઘણા પ્રકારનાં યુદ્ધો કરવા લાગ્યો.॥૪॥

छं०—लागेउ करन पुनि समर बहु विधि निज सुभट बहु बहु फेरिकै ॥
खल कोटि कोटि प्रचंड सायक कपीहि रणमहँ घेरिकै ॥
रण रंग रंजित वीर मारुत पूत पुनि पुनि गर्जहीं ॥
गहि गहि विपुल दनुजन पछारत उर विदारत तर्जहीं ॥ १० ॥

નારાંતક, પોતાના ભાગતા સુભટોને પાછા ફેરવી, ઘણા પ્રકારથી લડવા લાગ્યો. અને હનુમાનજીને, રણમાં ઘેરીને કરોડો પ્રચંડ બાણો ફેંકવા લાગ્યો. રણના રંગથી રંગાયેલા મહાવીર હનુમાનજી, વારંવાર ગર્જના કરવા લાગ્યા, ઘણા ઘણા રાક્ષસોને પકડી પકડી, પછાડવા લાગ્યા, તેઓની છાતીઓને ફાડી નાખવા લાગ્યા અને વળી પડકારવા લાગ્યા. ॥ ૧૦ ॥

दो०—सघन वाहिनी जलज वन, जिमि करि कृत उतपात ॥
रिपुन हनत तिमि वायुसुत, विनु श्रम प्रमुदित गात ॥ १८६ ॥

જેમ હાથી, પરિશ્રમ વગર જ કમળોનાં સઘન વનને કચરી નાખી, આનંદયુક્ત જ દેખાય, તેમ હનુમાનજી, પરિશ્રમ વગર જ શત્રુઓની સઘન સેનાને કચરી નાખી, આનંદયુક્ત જ દેખાવા લાગ્યા. ॥ ૧૮૬ ॥

चौ०—करत समर आयउ तेहिं ठामा । जहँ नित होत रहा संग्रामा ॥
लरत अकेल तहाँ हनुमाना । धायउ वालि तनय बलवाना ॥ १ ॥
ता पाछे कपि चमू अपारा । चले कहत जय कृपा अगारा ॥
लीन्हे गिरिवर तरु पाषाना । जहँ तहँ करन लगे मैदाना ॥ २ ॥
अंगद आइ पवन सुत पाहा । कहि जय रघुवर सन द्विज नाहा ॥
दोऊ भट इक संग करि हूहा । हनन लगे अरिसेन समूहा ॥ ३ ॥
देखत भालु कीश कृत मारी । भागि चले निशिचर भय भारी ॥
देखि अनी निज त्रसित बहूता । भा अति कुपित दशानन पूता ॥ ४ ॥

હનુમાનજી, યુદ્ધ કરતાં કરતાં, તે સ્થલ ઉપર આવ્યા, કે જ્યાં નિત્ય સંગ્રામ થતો હતો. હનુમાનજીને, એકલા લડતા જોઈ, બળવાન્ અંગદ પણ દોડ્યો ॥ ૧ ॥ અને તેની પાછળ, ' જય જય કૃપાનિધાન, ' એમ બોલતી, વાનરાઓની અપાર સેના પણ દોડી. વાનરાઓ, પર્વતોને, વૃક્ષોને તથા પાષાણોને લઈ લઈને જ્યાં ત્યાં મેદાન કરવા લાગ્યા. ॥ ૨ ॥ અંગદ, હનુમાનજીની પાસે આવી, ' જય જય, રઘુવર ' એમ બોલ્યો. એ બન્ને સુભટો, એકી વખતે હૂહા કરીને શત્રુઓની સેનાઓને મારવા લાગ્યા. ॥ ૩ ॥ રીંછોને તથા વાનરાઓને ભયંકર કર્મ કરતા જોઈ, અત્યંત ભય પામેલા રાક્ષસો, ભાગી નીકળવા લાગ્યા. પોતાની સેનાને બહુ જ ત્રાસ પામેલી જોઈ, રાવણનો પુત્ર નારાંતક બહુ કોપ પામ્યો. ॥ ૪ ॥

छं०—अति कुपित भा दशमुख सुवन निज भटन शपथ दिवाइकै ॥
फेरेउ सबनि कर कोप बोला जात कहां पराइकै ॥
विधि दीन्ह विविध अहार कपिदल खान कस न अघाइकै ॥
बिनु भालु कपि महि करहु पुनि हठ धरहु तापस धाइकै ॥ ११ ॥

અત્યંત કોપ પામેલો નારાંતક સોગંદો આપી આપી, પોતાના ભાગતા યોદ્ધાઓને પાછા ફેરવીને કહેવા લાગ્યો કે, " કયાં ભાગી જાઓ છો ? દૈવે વાનરાઓની સેનારૂપી વિવિધ આહાર આપ્યો છે, તે છતાં તમો તેઓને ખાઈને કેમ પેટ ભરતા નથી ? પૃથ્વીને રીંછો વગરની તથા વાનરાઓ વગરની કરી નાખો અને દોડીને બન્ને તપસ્વીઓને બલાત્કારથી પકડી લ્યો. " ॥ ૧૧ ॥

दो०—सुनि नारांतक सरुष वच, रजनीचर समुदाय ॥
लागे लरन सकोप सब, माया कपट कुभाय ॥ १८७ ॥

નારાંતકનાં ક્રોધ ભરેલાં વચનો સાંભળી, સર્વે રાક્ષસો પાછા વળી, કોપ કરીને લડવા લાગ્યા અને દુષ્ટ ભાવથી કપટ ભરેલી માયાઓ કરવા લાગ્યા. ॥ ૧૮૭ ॥

चौ०—माया तिमिर पसार अपारा । अस्त्र शस्त्र बहु भांति प्रहारा ॥
शक्ति शूल वर विशिख कराला । डारहिं रज तरु शैल विशाला ॥ १ ॥
गिरत ऋक्ष कपि लागत सायक । उठहिं बहुरि कहि जय रघुनायक ॥
निज दल विकल विलोकि खरारी । सत्य सिंधु इक शर संचारी ॥ २ ॥
रिपु शर काटि तिमिर कर दूरी । प्रभु शर हते निशाचर भूरी ॥
हरि निषंग महँ पुनि सो तीरा । प्रविशे आइ सुनहु मुनि धीरा ॥ ३ ॥
निरखि प्रकाश भालु अरु कीशा । गहि गिरि तरु कहि जय जगदीशा ॥
निशिचर अनी मध्यगे जबहीं । दिये डार गिरि रज तरु तबहीं ॥ ४ ॥

રાક્ષસો માયાથી અપાર અંધકારને ફેલાવીને, અસ્ત્રોથી તથા શસ્ત્રોથી અનેક પ્રકારના પ્રહારો કરવા લાગ્યા અને ઉત્તમ સાંગો, શૂલો, વિકાળ બાણો, રજ, વૃક્ષો તથા મોટા મોટા પર્વતો, એઓની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ॥ ૧ ॥ રીંછો તથા વાનરાઓ, બાણો વાગવાથી પડી જવા લાગ્યા, પણ પાછા, 'જય, જય, રઘુનાયક,' એમ બોલીને ઉઠવા લાગ્યા. રામચન્દ્રજીએ, પોતાની સેનાને વ્યાકુલ જોઈ, એક બાણ ફેંક્યું, ॥ ૨ ॥ કે જે બાણે શત્રુઓનાં બાણોને કાપી નાંખી, અંધકારને દૂર કર્યો, અને ઘણા ઘણા રાક્ષસોને પણ માર્યા. એ બાણ એટલું કામ કરી, પાછું આવીને રામચન્દ્રજીનાં ભાથામાં પેઠું.॥૩॥ રીંછો તથા વાનરાઓ, પ્રકાશ થયેલો જોઇ, હસ્તોમાં પર્વતોને તથા વૃક્ષોને, લઈ 'જય, જય, જગદીશ,' એમ બોલતા બોલતા જ્યારે રાક્ષસોની સેનાના મધ્યમાં ગયા, તે સમયે જ રાક્ષસોએ, પોતા તરફની પર્વતોની, રજની તથા વૃક્ષોની વૃષ્ટિને બંધ કરી દીધી. ॥ ૪ ॥

दो०—मरे तमीचर कोटि षट, जानि निशा परिवेश ॥
दलयुत अंगद पवन सुत, चले जहाँ अवधेश ॥ १८८ ॥

આ યુદ્ધમાં છ કરોડ રાક્ષસો મરી ગયા. આ સમયમાં અંગદ તથા હનુમાનજી, સાયંકાલ થયો જાણી, પોતાનાં સૈન્ય સહિત રામચન્દ્રજીની પાસે જવા ચાલ્યા. ॥૧૮૮॥

चौ०—अंगद हनुमदादि कपि भालू । आये जहँ रघुवीर कृपालू ॥
प्रभुहिं विलोकि चरण शिर धरे । भे श्रम रहित सकल सुख भरे ॥ १ ॥
अति आदर प्रभु किय सनमाना । सब कहँ बैठन कह भगवाना ॥
पुनि रजाइ ले थलनि सिधाये । छवि वारिधि प्रभु पद शिर नाये ॥ २ ॥
अंगद हनुमत निकट निवासी । राम चरण सुखमा गुण रासी ॥
दोउ भट कर परशत प्रभु पांऊ । देखि सुरन मन भा अति चाऊ ॥ ३ ॥
हमहुँ होत जग कीश स्वरूपा । पद गहि नित रहत नर भूपा ॥
हरि न सिहाहिं सुमन झरि लाये । निज निज आश्रम अमर सिधाये ॥ ४ ॥

અંગદ તથા હનુમાનજી આદિ વાનરાઓએ અને રીંછોએ, રામચન્દ્રજીની પાસે આવી, રામચંદ્રજીનાં દર્શન કરી, તેમનાં ચરણોમાં મસ્તકો ધર્યાં. મસ્તકો ધર્યાં કે તે જ સમયે સર્વે યોદ્ધાઓ શ્રમ રહિત થયા, ॥ ૧ ॥ અને સુખ પામ્યા. રામચન્દ્રજીએ, સર્વને સન્માન આપીને બેસવાનું કહ્યું. સર્વે યોદ્ધાઓ જરા વાર બેસી, રજા લઈ, કાંતિના સમુદ્રરૂપ રામચન્દ્રજીનાં ચરણોમાં માથાં નમાવીને પોતપોતાનાં ઠેકાણાંઓપર ગયા. ॥ ૨ ॥ અંગદ અને હનુમાનજી તો, રામચન્દ્રજીની પાસે જ રહેતા હતા; તેથી તે બન્ને યોદ્ધાઓ શોભાના તથા ગુણોના સમૂહરૂપ રામચંદ્રજીનાં ચરણોને ખોળામાં લઇને હસ્તોવડે દાબવા લાગ્યા. આ જોઇને, દેવતાઓના મનમાં એવી પ્રબલ ઇચ્છા થઇ કે, ॥૩॥ "અમો જો જગતમાં વાનરાઓનો અવતાર પામીએ, તો રામચંદ્રજીનાં ચરણોને ખોળામાં લઇ, નિત્ય ચાંપ્યા કરીએ." દેવતાઓ, વાનરાઓની પ્રશંસા કરી, પુષ્પોની વૃષ્ટિઓ કરીને પોતપોતના લોકમાં ગયા. ॥ ૪ ॥

दो०—बंधु सचिव सेना सहित, शोभित श्रीभगवान ॥
तुलसिदास ते धन्य नर, जे यह ध्यान लुभान ॥ १८९ ॥

તુલસીદાસ કહે છે કે, "શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજીની, મંત્રીઓની તથા સેનાની સાથે બીરાજી અત્યંત શોભતા હતા, તે સમયના તેમના સ્વરૂપના ધ્યાનમાં જેઓ લલચાય, તે મનુષ્યો, મહા ભાગ્યશાળી ગણાય." ॥ ૧૮૯ ॥

चौ०—उत नारांतक सेन समेता । गयउ जहाँ दशकंध निकेता ॥
सुतहिं सुरारि मिला पुलकाई । कुशल बूझ बैठेऊ हर्षाई ॥ १ ॥
देखि नरांतककै समुदाई । दशमुख शठ सब शोच दुराई ॥
जेहि विधि हरि लावा जग माता । ताहि आदि कृतकृत विख्याता ॥ २ ॥
कुंभकर्ण घननाद निपाता । कहि विलखा अहिरावण घाता ॥
पितु मन मलिन नरांतक देषा । बोला खल उर गर्व विशेषा ॥ ३ ॥
तजहु सकल संशय विबुधारी । करिहहुँ प्रात समर अति भारी ॥
चमू कीश विनु क्षिति कर ताता । धरिहौं तापस होत प्रभाता ॥ ४ ॥

નારાંતક, ત્યાંથી પોતાની સેના સહિત રાવણને ઘેર ગયો. રાવણ, અત્યંત હર્ષથી પુત્રને મળી, રોમાંચિત થઇ, કુશલ પૂછીને, તેની પાસે બેઠો. ॥ ૧ ॥ નારાંતકના, સેના વગેરે સમાજને જોઇ, શઠ રાવણનો સઘળો શોક દૂર થઇ ગયો. રાવણે, સીતાજીનાં હરણથી, માંડીને, પોતે જે જે કૃત્યો કર્યાં હતાં, તે સઘળાં પોતાના પ્રખ્યાત પુત્ર નારાંતકને કહી સંભળાવ્યાં. ॥ ૨ ॥ કુંભકર્ણના, મેઘનાદના તથા અહિરાવણના વધની વાત કહેતાં કહેતાં રાવણ ગભરાઈ ગયો. મહા અભિમાની ખલ નારાંતક, પિતાનાં મનને ગભરાયલું જોઇને બોલ્યો કે, ॥ ૩ ॥ "હે દેવશત્રુ! હે તાત! સઘળો સંશય છોડી દો, હું પ્રભાતમાં અત્યંત ભારે સંગ્રામ કરીશ; પૃથ્વીને વાનરાઓની સેના વગરની કરી નાંખીશ અને બન્ને તપસ્વીઓને પકડી લાવીશ. ॥ ૪ ॥

छं०—धरि आनि तापस भ्रात दोउ परभात वार न लाइहौं ॥
धरि धरि विपुल कपि भालु दीन निशाचरन अघवाइहौं ॥
भुज बल कहहु निज नहिं बहुत करि रिपुन प्रगट दिखाइहौं ॥
विनु श्रमहिं तातनको वयर लै तब चरण शिर नाइहौं ॥ १२ ॥

પ્રભાતમાં બન્ને તપસ્વીઓને પકડી લેવામાં કશો વિલંબ નહીં કરીશ અને મોટા વાનરાઓને તથા રીંછોને પકડી પકડી, રાક્ષસોના હાથમાં ખાવા આપી દઇને રાક્ષસોને તૃપ્ત કરીશ. હું મારી ભુજાઓના બળનાં ઝાઝાં વખાણુ નહીં કરૂં, પણ શત્રુઓને તે બળ પ્રકટ દેખાડી આપીશ અને શ્રમ વગર જ આપનું વેર પૂરે પૂરૂં લઇને આપનાં ચરણોમાં માથું નમાવીશ." ॥ ૧૨ ॥

दो०—सुनत वीश भुज सुत वचन, वार वार उर लाइ ॥
लाग करावन नृत्य जड, गुणी समूह बुलाइ ॥ १९० ॥

મૂર્ખ રાવણ, પોતાના પુત્ર નારાંતકનાં વચનો સાંભળી, નારાંતકને વારંવાર છાતીમાં લગાવી, અનેક ગુણી લોકોને બોલાવીને નાચ કરાવવા લાગ્યો. ॥ ૧૯૦ ॥

चौ०—बिंदुमती आदिक रनिवासू । सब चलि गई मंदोदरि पासू ॥
सासुहिं मिलि बैठीं सब नारी । मयतनया करि आदर भारी ॥ १ ॥
बूझि परस्पर रावण घरणी । प्रभु यश ताहि सुनायउ वरणी ॥
देइ पतोहुन वास सुहावन । आपु लगी सुमिरन जग पावन ॥ २ ॥
शयन करहु कह सुतहि निशाचर । उठा आप मति मंद अघाकर ॥
गा तेहि भवन कुटिल दशग्रीवा । जहँ मयतनया सद्गुण सींवा ॥ ३ ॥
आयउ पिय मंदोदरि जानी । पाइसु अवसर गहि पग पानी ॥
पिय सुनाय अति कोमल वयना । लगी कहन जल भरि युग नयना ॥ ४ ॥

બિન્દુમતી આદિ સઘળી સ્ત્રીઓ, પોતાની સાસુ મંદોદરીની પાસે જઇ, તેની પાસે બેઠી. મંદોદરીએ, તેઓને ઘણો આદર આપ્યો. ॥ ૧ ॥ પરસ્પરનું કુશલ પૂછાયા પછી, મંદોદરીએ તેઓને પ્રભુનું યશ વર્ણવીને સંભળાવ્યું. મંદોદરી, પુત્રની સ્ત્રીઓને સારા અવાસો આપીને પોતે જગતને પવિત્ર કરનારા રામચન્દ્રજીનું સ્મરણ કરવા લાગી.॥૨॥ મંદ બુદ્ધિવાળો, કુટિલ અને પાપોની ખાણરૂપ રાવણ, નારાંતકને 'હવે સુઈ રહો,' એમ કહીને ઘરમાં ગયો, કે જેમાં સદ્ગુણોની સીમારૂપ મંદોદરી ભજન કરતી હતી. ॥ ૩ ॥ મંદોદરી, પતિને આવ્યો જાણી, યોગ્ય અવસર જોઇ, હસ્તોવડે તેનાં ચરણો પકડી, બંને નેત્રોમાં આંસુ લાવીને કોમળ વચનો બોલી કે, ॥ ૪ ॥

दो०—नाथ निगम आगम विबुध, कहत प्रगट यह बात ॥
बुध जन सो जो आवहूँ, राखै सर्वस जात ॥ १९१ ॥

"હે નાથ! વેદશાસ્ત્રો તથા પંડિતો, આ વાત સ્પષ્ટ રીતે કહે છે કે, જે સમજુ જન હોય, તે સર્વસ્વ જતું રહેતું હોય એવા સમયમાં પણ અર્ધું બચાવી લે છે, પણ જે મૂર્ખ હોય, ॥ ૧૯૧ ॥

चौ०–तजहि न हठ शठ सर्वस खोवै । यद्यपि अंत शीश धुनि रोवै ॥
सो विचारि प्रभु परम सुजाना । मोर वचन सुनि कीजिय काना ॥ १ ॥
अजहु करहु हठ दुरि गुसाई । अनुज भाँति मिलिये प्रभु जाई ॥
प्रथमहिं सीतहि देहु पठाई । पुनि तुम गमनहु पुत्र लखाई ॥ २ ॥
प्रभु पद गहि मांगहु वर एहू । पद पंकज रति विमल सनेहू ॥
प्रिया वचन तेहि विषसम लागा । सो गृह तजि गा अनत अभागा ॥ ३ ॥
निज नारी कहि कटु अभिमानी । कीन्ह शयन निशि गइ बड जानी ॥
सो रजनी गत भयउ प्रभाता । जागे रघुवर त्रय जग त्राता ॥ ४ ॥

તે, સર્વસ્વ જવા લાગતાં છતાં પણ પોતાની હઠ છોડતો નથી અને અંતે માથું ધુણાવીને રડે છે. હે પરમ પ્રવીણ પ્રભુ! આમ વિચારીને મારા વચનપર લક્ષ આપો. ॥ ૧ ॥ હે સ્વામી! હજી પણ હઠ છોડી દો, વિભીષણની પેઠે પ્રભુની પાસે જઇને, તેમને મળી જાઓ, પ્રથમ સીતાને મોકલી આપો અને પછી નારાંતકની સાથે જઇ, ॥ ૨ ॥ રામચન્દ્રજીનાં ચરણો પકડી, તેમનાં ચરણકમળોમાં જ પ્રેમ તથા નિર્મળ સ્નેહ રહેવાનું વરદાન માગો." મન્દોદરીનાં આ વચનો ઝેર જેવાં લાગવાથી, અભાગીઓ, તથા અભિમાની રાવણ, મન્દોદરીને કડવાં વચનો કહી, ઘરને છોડી દઇ, ॥ ૩ ॥ બહુ રાત ગયેલી જાણી, બીજા ઘરમાં જઇને સુઇ રહ્યો. એ રાત્રિ વ્યતિત થઇને પ્રભાત થતાં ત્રૈલોકયના રક્ષક રામચંદ્રજી જાગ્યા. ॥ ૪ ॥

दो०–ऋक्ष कीश जगदीश पद, शीश नाइ रुख पाइ ॥
धरि गिरि तरु धावत भये, कहि जय जय रघुराइ ॥ १९२ ॥

રીંછો તથા વાનરાઓ, રામચન્દ્રજીનાં ચરણોમાં માથાં નમાવી, આજ્ઞા લઇ, પર્વતોને તથા વૃક્ષોને ઉપાડી, 'જય, જય, રામચંદ્રજી.' એમ બોલતા બોલતા યુદ્ધ કરવા દોડ્યા.

चौ०–कपि घेरा गढ यह सुनि काना । रावण सुत लखि निपट रिसाना ॥
साजि विपुल दल हनत निशाना । गढते चला निकर बलवाना ॥ १ ॥
चारि द्वार करि कठिन लराई । विशिख वरषि कपि दल विचलाई ॥
निकरे निशिचर गढते कैसे । शलभ समुह शैलते जैसे ॥ २ ॥
मारुत सुत देखा कपि भाजे । कटकटाइ मति विक्रम गाजे ॥
कपि लंगूर चहुँ ओर भँवाई । रोके खल निशिचर समुदाई ॥ २ ॥
पटकत महि निशिचर फल बेलू । केतिन देत विदिशि दिशि मेलू ॥
इक दिशि इमि हरिकृत संग्रामा । दिग् दूजी अंगद बल धामा ॥ ४ ॥

'વાનરાઓએ ગઢ ઘેર્યો,' એમ સાંભળવામાં આવતાં, અત્યંત ક્રોધ પામેલો નારાંતક, મોટું બળવાન સૈન્ય તૈયાર કરી, નીશાનોપર ડંકા દેવરાવતો દેવરાવતો લંકાના કિલ્લામાંથી બહાર નીકળ્યો. ॥ ૧ ॥ નારાંતકે, ચારે દરવાજાઓ પર ભારે લડાઈ જમાવી. બાણોની વૃષ્ટિઓથી વાનરાઓની સેનાને ચલાયમાન કરી નાંખી. વાનરાઓ, ચલાયમાન થતાં જેમ પર્વતમાંથી ટીડો નીકળવા લાગે, તેમ ગઢમાંથી રાક્ષસો નીકળવા લાગ્યા. ॥૨॥ બુદ્ધિમાન અને મહા પરાક્રમી હનુમાનજીએ વાનરાઓને ભાગતા જોઈ, કડકડાટી પૂર્વક ગર્જના કરી ચોતરફ પૂછડું ભમાવીને ખલ રાક્ષસોને રોકી દીધા. ॥ ૩ ॥ હનુમાનજી, રાક્ષસોને બીલાંઓની પેઠે ધરતીપર પછાડવા લાગ્યા અને કેટલાએકને તો દિશાઓમાં તથા ખુણાઓમાં ફેંકી દેવા લાગ્યા. આ પ્રમાણે એક તરફ હનુમાનજીએ લડાઈ જમાવી અને બીજી તરફ બળવાન્ અંગદે લડાઈ જમાવી. ॥ ૪ ॥

दो०—निशिचर सेना उदधि सम, मंदर इव दोउ कीश ॥
मथत देखि जय रतन लगि, हँसे विबुध सुर ईश ॥ १९३ ॥

બન્ને વાનરાઓને, જય રૂપી રત્ન મેળવવાને વાસ્તે રાક્ષસોના સૈન્યરૂપી સમુદ્રનું, બે મંદરાચળોની પેઠે મથન કરતા જોઈ, રામચન્દ્રજી હસ્યા. ॥ ૧૯૩ ॥

छं०—इमि निरखि पराक्रम करत कीश, भा क्रोध परम रजनीचरीश ॥
करि प्रलय कंदते घोर शोर, धर कुधर क्षत्र धाये कठोर ॥ १ ॥
इक वार मार कर शर समूह, किय विकल अस्त्र हनि कीश जूह ॥
कोउ टेरत कपिपति चित्त उचोट, कोउ सुरत करत निज धाम ओट॥२॥
बहु चले कंदरा शैल ताक, कोउ दबकत इत उत पात झाक ॥
कोउ देत दुहाइ लषण राम, कोउ कहत विधाता भयो वाम ॥ ३ ॥
यहि बीच नरान्तक कर प्रधान, तेहि धाय गहेउ युवराज पान ॥
बहु भट लपटाने अंग संग, सब संग उडेउ अंगद उतंग ॥ ४ ॥
नभ कीश कीन्ह कौतुक अभूत, रवि मंडल पहुँचेउ वालि पूत ॥
अंगारे जारे तपनि आँच, पुनि आयउ जहँ संग्राम राँच ॥ ५ ॥
यह निरखि अपर यूथप पिशाच, तुर आइ गयउ सेना समाच ॥
लै विषम शूल मारेसि प्रचंड, उर लागि आनि अति कठिन दंड ॥ ६ ॥
महि परेउ तनय तारा तुरंत, लखि दौरि परेउ हनुमंत संत ॥
सोइ शूल खैंचि मारेउ प्रचंड, उर लागि यूथपति सहस खंड ॥ ७ ॥
सब चरित सुनेउ रविकुल दिनेश, कह जाहु वेगि अहिराज शेष ॥
चले नाइ माथ शंकर मनाई, धनु बाँधि बांधि विकराल लाइ ॥ ८ ॥
उर अंगद कर धरि सुमिरि राम, श्रम विगत भयउ बल अतुल धाम ॥

આ પ્રમાણે વાનરાઓને પરાક્રમ કરતા જોઈ, અત્યંત ક્રોધ પામેલો નારાંતક,

પ્રલય કાળના મેઘના જેવી ઘોર ગર્જના કરીને દોડયો અને બીજા રાક્ષસો પણ ભયંકર પર્વતોને તથા શસ્ત્રોને ધરીને દોડયા. ॥ ૧ ॥ નારાંતકે, એકદમ જ બાણોના સમૂહોથી વાનરાઓને મારીને તથા અસ્ત્રોથી હણીને, વાનરાઓની સેનાને અત્યંત વ્યાકુલ કરી નાંખી. કેટલાએક વાનરાઓ, વ્યાકુલ થઈને સુગ્રીવને પોકારવા લાગ્યા, કેટલાએક, પોતાનાં ઘર બારોનું સ્મરણ કરવા લાગ્યા, ॥ ૨ ॥ કેટલાએક, પર્વતની ગુફાઓ તરફ દોડવા લાગ્યા, કેટલાએક, ઢોંગથી ઘવાયેલાઓની પેઠે આમતેમ તરફડવા લાગ્યા, કેટલાએક, રામ, લક્ષ્મણની દુવાહી દેવા લાગ્યા અને કેટલાએક, 'વિધાતા વિપરીત થઈ ચૂકયો' એમ બોલવા લાગ્યા. ॥ ૩ ॥ આ સમયમાં નારાંતકના એક મંત્રીએ દોડીને અંગદનો હાથ પકડતાં અને તેની સાથે જ અનેક રાક્ષસો બાઝી રહેતાં, અંગદ, એ સઘળાઓને સાથે લઈને ઉંચો આકાશમાં ચઢી ગયો. ॥ ૪ ॥ અંગદે આકાશમાં અપૂર્વ કૌતુક કર્યું કે, તે પોતે સૂર્યમંડલના સમીપમાં જઈ પહોંચ્યો. ત્યાં રાક્ષસોને સૂર્યના કિરણોરૂપી અગ્નિથી બાળી નાખીને અંગદ પાછો સંગ્રામ ભૂમિમાં આવ્યો. ॥ ૫ ॥ આમ થયું જોઇ, રાક્ષસોના એક બીજા સેનાપતિએ, સેના સહિત આવી પહોંચીને અંગદની છાતીમાં અત્યત કઠણ અને પ્રચંડ ત્રિશૂલ માર્યું. આ પ્રહારથી અંગદને પૃથ્વીપર પડેલો જોઈ, ॥ ૬ ॥ હનુમાનજીએ દોડી પહોંચી, અંગદની છાતીમાંથી ત્રિશૂલને ખેંચી લઈ, તેજ પ્રચંડ ત્રિશૂલ સેનાપતિની છાતીમાં માર્યું કે, જેથી તે સેનાપતિના હજાર ટુકડા થઈ ગયા. ॥ ૭ ॥ રામચન્દ્રજીએ આ સઘળી હકીકત સાંભળી, લક્ષ્મણજીને તુરત યુદ્ધમાં પહોંચી જવાની આજ્ઞા કરતાં, લક્ષ્મણજી માથું નમાવી, શંકરનું સ્મરણ કરી, ભાથાં બાંધી, હાથમાં વિકરાલ ધનુષ લઈને યુદ્ધમાં ગયા. ॥ ૮ ॥ લક્ષ્મણજીએ, રામનું સ્મરણ કરી, અંગદની છાતી ઉપર હાથ મૂકયો કે તુરત જ અતુલ બળના સ્થાનકરૂપ અંગદ શ્રમ રહિત થઈ ગયો. ॥

दो०—विगत भई मूर्च्छा तुरत, बहुरि चलेउ युवराज ॥
लक्ष्मण चाप टँकोर सुनि, फिरा कीश दल साज ॥ १९४ ॥

મૂર્ચ્છા ઉતરી ગઈ કે અંગદ તુરત જ યુદ્ધ કરવા ચાલ્યો. ભાગતા વાનરાઓ પણ લક્ષ્મણજીના ધનુષના ટંકારને સાંભળી, ઉત્સાહ પામીને પાછા ફર્યા અને ॥ ૧૯૪ ॥

चौ०—सुमत टँकोर शरासन निशिचर । बधिर भये नहिं सुनत शब्दपर ॥
वर्षा विशिख कीन्ह अहिनाथा । काटे पानि पांय बहु माथा ॥ १ ॥
उडहि अकाश शीश भुज कैसे । धुनकत तूल रोम गण जैसे ॥
रुण्ड अशीश फिरहि रण धरणी । यथा अकाल सुधारत करणी ॥ २ ॥
इत कपि भालु विजय अभिलाषे । उतहिं निशाचर जय हित राषे ॥
मारुतसुत अंगद बल वीरा । समर बाँकुरे अति रण धीरा ॥ ३ ॥
सिंहनाद कीन्हा हरि दोऊ । भाजे कपि रण गाजे सोऊ ॥
होउ दल युद्ध परस्पर करहीं । प्रमुदित भट कायर हिय डरहीं ॥ ४ ॥

રાક્ષસો, એ ટંકાર સાંભળીને બેહેશ જ થઇ ગયા. લક્ષ્મણજીએ, બાણોની વૃષ્ટિ કરવા માંડી તેથી રાક્ષસોના અનેક મસ્તકો તથા હાથ પગો કપાવા લાગ્યાં, ॥ ૧ ॥ જેમ પીંજાતાં રૂઇની રૂંછાડો આકાશમાં ઉડે, તેમ મસ્તકો અને હસ્તો, આકાશમાં ઉડવા લાગ્યા. અને જેમ દુષ્કાલમાં ભૂખથી પીડાયેલાં કંગાલ લોકો, ધરતીપર ફરે, તેમ માથાં વગરનાં ધડો (કબન્ધો), રણભૂમિમાં ફરવા લાગ્યાં. ॥ ૨ ॥ આ તરફ વાનરાઓ, જયની ઈચ્છા રાખવા લાગ્યા અને સામી તરફથી રાક્ષસો, જયની ઈચ્છા રાખવા લાગ્યા. રણધીર, યુદ્ધમાં બંકા, બલવાન્ અને વીર હનુમાનજી તથા અંગદ, એઓએ, ॥ ૩ ॥ સિંહનાદ કરતાં, ભાગેલા વાનરાઓ પણ પાછા રણમાં આવીને ગર્જનાઓ કરવા લાગ્યા. બન્ને સેનાઓને પરસ્પરથી યુદ્ધ ચાલતાં, વીર લોકો રાજી થવા લાગ્યા અને કાયર લોકો હૃદયમાં ડરવા લાગ્યા. ॥ ૪ ॥

छं०—कायर डरहिं प्रमुदित सुभट, सब लरत हारि न मानहीं ॥
जहँ तहँ गिरैं पुनि उठि भिरैं, दुहुँ ओर जयति बखानहीं ॥
कौतुक विलोकत विबुध गण विस्मय हरष उर आनहीं ॥
रघुवीर सैननि पर सुमन झरि लाय विनतीं ठानहीं ॥ १४ ॥

કાયર લોકો ડરતાં ડરતાં તથા વીર લોકો રાજી થતાં થતાં યુદ્ધ કરવા લાગ્યા, પણ કોઈ પોતાની હાર ન માનવા લાગ્યા અને જ્યાં ત્યાં પડેલા યોદ્ધાઓ પણ પાછા ઉઠી ઉઠીને લડવા લાગ્યા તથા બન્ને પક્ષોમાં, 'જય, જય,' શબ્દોના ઉચ્ચારો થવા લાગ્યા. આ કૌતુકને જોઈ વિસ્મય પામેલા દેવતાઓ, હૃદયમાં આનંદ પામવા લાગ્યા. રામચંદ્રજીની સેનાપર પુષ્પોની વૃષ્ટિઓ કરવા લાગ્યા અને રામચંદ્રજીની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૧૪ ॥

दो०—अति अद्भुत करणी करहिं, ऋक्ष कीश बल भूरि ॥
कर पद विनु करि रैनिचर, तिन मुख डारहिं धूरि ॥ १९५ ॥

મહા બળવાન રીંછો તથા વાનરાઓ એવી અદ્ભુત કરણી કરવા લાગ્યા કે, રાક્ષસોને હાથ, પગ વગરના કરી નાખીને તેઓનાં મોહોડાંઓપર ધૂળ નાખવા લાગ્યા.૧૯૫

चौ०—बहुतनके शिर तोरि चलावहिं । निज भुज बल रावणहिं जनावहिं ॥
गये याम युग दिवस भवानी । नारान्तक अघसेन सिरानी ॥ १ ॥
मरे निशाचर अमित निहारी । रावण सुवन कोप करि भारी ॥
रथ समेत ऊपर नभ जाई । भयउ अदृश्य अस्त्र झरि लाई ॥ २ ॥
क्षण महँ करि मूर्च्छित कपि सेना । पुनि शठ गा जहँ राजिवनयना ॥
गर्जा मनहुँ मेघ समुदाई । कहन लगा कटु बचन रिसाई ॥ ३ ॥
होसि सजग निश्चर कुल द्रोही । बंधु बैर लखि मारहुँ तोही ॥
प्रभु कहँ कटुक कहत सुनि काना । कोपेउ जाम्बवत बलवाना ॥ ४ ॥

એ રીંછો તથા વાનરાઓ, ઘણા ઘણા રાક્ષસોનાં માથાંઓને લંકામાં ફેંકી ફેંકીને

રાવણને પોતાની ભુજાઓનું બળ જણાવવા લાગ્યા. હે પાર્વતી! અપોર થતાં સુધીમાં નારાંતકની અરધી સેના મરાઈ ગઈ. ॥ ૧ ॥ રાવણનો પુત્ર નારાંતક, અસંખ્યાત રાક્ષસોને મરણ પામેલા જોઇ, ભારે કોપ કરી, રથ સહિત આકાશમાં ચઢી જઈ, અદૃશ્ય રહીને અસ્ત્રોની ઝડી ચલાવવા લાગ્યો. ॥ ૨ ॥ શઠ નારાંતક, ક્ષણ માત્રમાં વાનરાઓની સેનાને મૂર્ચ્છિત કરી નાખી, રામચંદ્રજીના સમીપમાં જઈ અને અપાર મેઘોના જેવી ગર્જના કરીને ક્રોધ પૂર્વક કઠોર વચનો બોલવા લાગ્યો કે, ॥ ૩ ॥ "હે રાક્ષસોના કુલના દ્રોહી! સાહુચેત રહેજે. આજ મારા ભાઇઓનું વેર લેવાને વાસ્તે તને મારી નાખીશ." નારાંતકને, રામચન્દ્રજી તરફ કટુક વચનો બોલતો સાંભળીને બળવાન જાંબુવાન બહુ કોપ પામ્યા. ॥ ૪ ॥

दो०—शूल एक तेहि छांडेऊ, सो कर गहि ऋक्षेश ॥
धाय तासु उर मारेऊ, भाषि जयति अवधेश ॥ १९६ ॥

આ સમયમાં નારાંતકે, એક ત્રિશૂલ ફેંકયું, તેને જામ્બુવાને હાથમાં પકડી લઈ, દોડી, 'જય રઘુનાથજી,' એમ બોલીને નારાંત કની જ છાતીમાં માર્યું. ॥ ૧૯૬ ॥

चौ०—लगत शूल सो मूर्च्छित भयऊ । जाम्बवन्त तब कर गहि लयऊ ॥
वार अमित महिं मांहिं पछारा । बाँधि गाडि बारू महँ डारा ॥ १ ॥
जागे सकल बली मुख ऋच्छा । लगे करन रण निज निज इच्छा ॥
जाम्बवंत यह हृदय विचारा । मरै नहीं यह खल मम मारा ॥ २ ॥
विधि इच्छा पुनि ताहि उखारी । मुष्टि चारि उर माहिं प्रचारी ॥
गहि पद संचारा गढ माहा । सपदि परा जहँ निशिचर नाहा ॥ ३ ॥
दशौं वदन हाहा करि धावा । नारान्तकहिं हृदय तब लावा ॥
निरखि निशाचर गण समुदाई । गढ कहँगे सब सभ्रम धाई ॥ ४ ॥

નારાંતક, ત્રિશૂલ વાગવાથી મૂર્ચ્છિત થઈ જતાં જામ્બુવાને તેને હાથોથી પકડી લઈને વારંવાર ધરતીપર પછાડયો અને બાંધીને રેતીને અંદર ડાટી દીધો. ॥ ૧ ॥ આ સમયમાં સઘળા વાનરાઓ તથા રીંછો ઉઠયા અને યુદ્ધ કરવાને વાસ્તે પોત પોતાની ઇચ્છા પ્રકટ કરવા લાગ્યા. જામ્બુવાને, 'આ નારાંતક માર્યો મરવાનો નથી,' એમ હૃદયમાં વિચાર કરી, ॥ ૨ ॥ દેવની ઇચ્છાને લીધે, તેને પાછો ખાડામાંથી કહાડી છાતીમાં ચાર મુઠીઓ મારી, પગ પકડીને એવા બળથી લંકામાં ફેંકયો કે, તે જઈને રાવણની પાસે જ પડયો. ॥ ૩ ॥ રાવણે, દશે મોહોડાંઓથી હાહાકાર કરી, દોડી, નારાંતકને ઉપાડી લઇને પોતાની છાતીમાં લગાવ્યો. યુદ્ધમાં નારાંતક નહીં જોવામાં આવતાં, સર્વ રાક્ષસો સંભ્રમથી ભાગીને લંકામાં પેશી ગયા. ॥ ૪ ॥

दो०—कपि गण समय प्रदोष लखि, राम चरण धरि माथ ॥
ठाढ भये सब तन चितय, दया दृष्टि रघुनाथ ॥ १९७ ॥

વાનરાઓ તથા રીંછો, પ્રદોષ કાલ થયેલો જોઇ, રામચંદ્રજીની પાસે આવી, તેમનાં ચરણોમાં માથાં નમાવીને ઉભા રહેતાં, જગતના ઈશ્વર, રામચંદ્રજીએ કૃપાદૃષ્ટિથી તેઓનાં શરીરોની સામે જોઈને ॥ ૧૯૭ ॥

चौ०—बिनु श्रम कीन्ह सबनि जगदीशा । गये सुवास भालु अरु कीशा ॥
रुचिरासन आसीन रमेशा । ढिग वीरासन उरग नरेशा ॥ १ ॥
अंगद मारुत सुत प्रभुचरणा । लाग पलोटन सुनहु अपरणा ॥
पुण्यपुंज अरु भाग्य निधाना । जिन पर नित प्रसन्न भगवाना ॥ २ ॥
वहाँ सुरारि सुतहिं पौढाई । बिल खहिं तासु नारि समुदाई ॥
होत प्रभात नरांतक जागा । पितु विलोकि लज्जा रस पागा ॥ ३ ॥
रथ चाढि तुरत इकाकी धावा । नभ पथ समर भूमि महँ आवा ॥
कीश कटक यह मर्म न जाना । होइ लोप कीन्हेसि झरि बाना ॥ ४ ॥

સર્વને શ્રમ વગરના કરી દીધા. રીંછો તથા વાનરાઓ પોતપોતાના ઉતારાઓમાં ગયા પછી, રામચંદ્રજી, સુંદર આસનપર બીરાજ્યા અને તેમના સમીપમાં લક્ષ્મણજી વીરાસનથી બેઠા. ॥ ૧ ॥ હે પાર્વતી ! સાંભળો. આ સમયમાં અંગદ અને હનુમાનજી, તેમનાં ચરણો દાબવા લાગ્યા. એઓ પુણ્યોના પુંજોરૂપ અને ભાગ્યોના ખજાનાઓરૂપ જ ગણાય કે, જેઓની ઉપર રઘુનાથજી સર્વદા પ્રસન્ન રહે. ॥ ૨ ॥ લંકામાં રાવણે મૂર્છિત થયેલા નારાંતકને શય્યાપર સુવાડી દીધો. નારાંતકની એ દશાથી તેની સઘળી સ્ત્રીઓ ગભરાવા લાગી. પ્રભાત થતાં નારાંતક જાગ્યો, ત્યાં પિતાનું ઘર જોવામાં આવતાં લાજમાં જ ડૂબી ગયો. ॥ ૩ ॥ લજાયેલો નારાંતક, એકલોજ રથમાં બેસી, દોડીને રણભૂમિમાં આવ્યો. આ વાતની વાનરાઓનાં સૈન્યને ખબર ન રહી. નારાંતકે અદૃશ્ય થઈને તુરત જ બાણોની અતિ વૃષ્ટિ કરવા માંડતાં ॥ ૪ ॥

दो०—धावहिं व्योमहिं भालु कपि, ताहि न हेरैं नैन ॥
घायल होई गिरहिं महि, भाषहिं आरत वैन ॥ १९८ ॥

વાનરાઓ તથા રીંછો,તેને પકડવા વાસ્તે આકાશમાં દોડવા લાગ્યાં પણ નારાંતકને નહીં જોઈ શકતાં, નારાંતકનાં બાણોથી ઘાયલ થઇને પૃથ્વીપર પડવા લાગ્યાં અને આર્ત્ત વચનો બોલવા લાગ્યાં. ॥ ૧૯૮ ॥

चौ०—बाण एक शत तडित समाना । छांडेसि शठ जहँ कृपा निधाना ॥
लागत विपुल कीश मुरझाने । बहुतक कायर देखि पराने ॥ १ ॥
भागि सेतु ढिग एक अयाना । टेरे फिरहिं न सुन हरियाना ॥
मारुत सुत अंगद सुग्रीवा । कुमुद मयंद द्विविद बल सीवा ॥ २ ॥
ये सब बीर हाँक दै धावहिं । नभ पथ ताहि न खोजत पावहिं ॥

तब सब वीर एक मत ठाना । लै गिरि तरु किय लंक पयाना ॥ ३ ॥
दशमुख भवन तासु कंगूरा । बैठे कपि पसारी लंगूरा ॥
करते डारि देहिं पाषाना । बहुत दनुज भे चूर्ण समाना ॥ ४ ॥

જ્યાં રામચન્દ્રજી હતા, તે સ્થલ ઉપર નારાંતકે વીજળી જેવાં સો બાણો નાખતાં, તે બાણો વાગવાથી અનેક વાનરાઓ ગભરાઈ ગયા. એ બાણોને જોઈ, કેટલાએક વાનરાઓ, કાયર થઇને ભાગવા લાગ્યા ॥ ૧ ॥ અને કેટલાએક સેતુની પાસે જઈ છૂપાવા લાગ્યા. હે ગરુડજી ! સાંભળો. વીર યોદ્ધાઓ, તેઓને પાછા ફેરવવાને વાસ્તે પોકારવા લાગ્યા, પણ તેઓ, તેઓના પોકારવાને કાન ન દેવા લાગ્યા. હનુમાનજી, અંગદ, સુગ્રીવ, કુમુદ, મયંદ અને દ્વિવિદ ઈત્યાદિ સર્વ પ્રબલ યોદ્ધાઓ, ॥ ૨ ॥ હાક મારીને આકાશ તરફ દોડ્યા પણ શોધ કરતાં છતાં પણ નારાંતકનો પત્તો નહીં મળવાથી પાછા ફરી આવ્યા. પછી સઘળા વીરોએ, એક મત કરી, પર્વતોને તથા વૃક્ષોને ઉપાડીને લંકા તરફ પ્રયાણ કર્યું. ॥ ૩ ॥ સર્વે વાનરાઓ લંકામાં જઈ, રાવણના ઘરના કાંગરાઓપર પૂંછડાં લાંબા કરીને બેઠા અને હાતોવતે પથરાઓ ફેંકવા લાગ્યા, કે જેથી ઘણા રાક્ષસો ચૂર્ણ સમાન થઈ ગયા. ॥ ૪ ॥

छं०—भे चूर्ण निशिचर यूथ, गै निशिचरी भय युथ ॥
मुख वीन आरत दीन्ह, भइ भवन रावण लीन्ह ॥ १ ॥
सुनि बोलि भट दश भाल, कह खाहु कीश कराल ॥
करि यत्न भागे कीश, अस कहेउ वच दशशीश ॥ २ ॥
मम लहहु आयसु छोर, सोई जानिहौं रिपु मोर ॥
सो शूर मो कहँ प्यार, जो खाय मर्कट धार ॥ ३ ॥

રાક્ષસોનાં યૂથો ચૂર્ણ થઈ જતાં, ભયથી વ્યાપ્ત થયેલી રાક્ષસીઓ, પોતપોતાનાં ઘરોમાંથી નીકળી નીકળી, મુખોથી દુઃખ ભરેલા શબ્દોનું ઉચ્ચારણ કરતી કરતી, રાવણના દરબારમાં ઘુસી ગઈ. ॥ ૧ ॥ આ દશા જોઈ, રાવણે યોદ્ધાઓને બોલાવીને કહ્યું કે, "હે વીરો ! વિકરાલ વાનરાઓને ખાવાજ માંડો, કે જે યત્નથી વાનરાઓ ભાગી જ જાય. ॥ ૨ ॥ તમોમાંથી જે કોઈ રાક્ષસ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરશે, તેને હું મારો શત્રુ જ જાણીશ અને જે કોઈ દોડીને વાનરાઓને ખાશે, તે વીરને મારો પ્યારો કરી રાખીશ," ॥ ૩ ॥

दो०—ऐतु ऐतु गुण रजनिचर, एक एक भुज जोर ॥
रावण पावन राखि शिर, धाये करि रव घोर ॥ १९९ ॥

આ પ્રમાણે રાવણે આજ્ઞા કરતાં પ્રત્યેક રાક્ષસો હાથ જોડી, રાવણની આજ્ઞાને માથે ચઢાવી 'ચાલો ચાલો,' એવા ભયંકર શબ્દો કરીને દોડયા. ॥ ૧૯૯ ॥

चौ०—देखि लँगुर सकल हर्षाने । मधुमाखी सम सब लपटाने ॥
कपि उर सुमिरि रमेश प्रतापा । डारे सबनि पटकि कर दापा ॥ १ ॥

काचे घट सम दनुज बिदारी । जयति राम जय लषण खरारी ॥
सुभट लुहनि पुनि फेरि लंगुरा । भूमि गिरावहिं कोटि कँगुरा ॥ २ ॥
अति बिशाल गहि कंचन खंभा । जिमि प्रयास बिनु करु आरंभा ॥
कै ढाहत अपक घट जूहा । कपि तिमि तोरन दनूज समूहा ॥ ३ ॥
पुनि बिचार करि हरि भट धाये । निशिचर निकर मध्य चलि आये ॥
करि कोटिन बिनु नाशा काना । कर पद हीन कीन्ह रिपु नाना ॥ ४ ॥

સર્વ વાનરાઓ રાક્ષસોને જોઈ, રાજી થયા અને જેમ મધપુડાને મધમાખીઓ લપટાય, તેમ રાક્ષસોને લપટાયા. વાનરાઓએ, રામચન્દ્રજીના પ્રતાપનું સ્મરણ કરી, સઘળા રાક્ષસોને ધરતીપર પાડી દીધા. ॥ ૧ ॥ જેમ કાચા ઘડાઓને તોડી નાખે, તેમ રાક્ષસોને તોડી નાખી, રામનો તથા લક્ષ્મણનો જય પોકારવા લાગેલા વાનરાઓ, પોતાનાં પૂંછડાંઓને જે જે કોઈ રાક્ષસો ફરીવાર અડકવા લાગ્યા, તેઓને પૂછડામાં વીંટી લઈ, વારંવાર કોટના કાંગરાઓમાં પછાડીને ધરતીપર ફેંકવા લાગ્યા. ॥ ૨ ॥ સુવર્ણના અત્યંત મોટા થાંભલાઓને ઉખેડી, ઉખેડીને તોડી નાખવા લાગ્યા અને તે કામ જાણે પરિશ્રમ વગર જ થતું હોય એમ તેઓને જણાવા લાગ્યું. જેમ કાચા ઘડાઓને ફોડી નાખે, તેમ વાનરાઓએ રાક્ષસોનાં યૂથોને તોડી નાખ્યાં. ॥૩॥ વાનરાઓએ, ફરીવાર વિચાર કરી, દોડી, રાક્ષસોની સેનાના મધ્યમાં આવી પહોંચી અનેક રાક્ષસોને નાક તથા કાન વગરના અને હાથ તથા પગ વગરના કરી નાખ્યા. ॥ ૪ ॥

छं०—रिपु कीन कर पद हीन अगणित दीन वचन पुकारहीं ॥
गढते निकर निशिचर अखिल खल बिपिन बाट सिधारहीं ॥
पीपर परण सम धरणि लंका कप घट कीशनि करा ॥
तोरे कपाट निपाटि अरि तिय केश खैंचत गहि करा ॥ १९ ॥

વાનરાઓએ, હાથ તથા પગ આદિ અવયવો તોડી નાખવા માંડતાં, સઘળા દુષ્ટ રાક્ષસો અગણિત દીન વચનો પોકારતા પોકારતા લંકાના ગઢમાંથી નીકળી નીકળીને જંગલોના રસ્તાઓમાં ભાગવા લાગ્યા. છ વાનરાઓએ, લંકા નગરીને પીપળાનાં પાંદડાંના જેવી કંપાયમાન કરી નાખી, ઘરોનાં કમાડો તોડી નાખ્યાં અને રાક્ષસોની સ્ત્રીઓને પાડી પાડી, હસ્તોવતે ચોટલાઓ પકડી પકડીને ધરતીપર ખેંચવા માંડી. ॥ ૧૫ ॥

दो०—भयउ कुलाहल लंक अति, नारांतक सुनि कान ॥
नभते स्यंदन सहित शठ, प्रगटि परम रिसियान ॥ २०० ॥

લંકામાં ભારે કોલાહલ ઉઠતાં, તે કોલાહલને સાંભળી, અત્યંત ક્રોધ પામેલો દુષ્ટ નારાંતક, રથ સહિત આકાશમાંથી ઉતરીને લંકામાં પ્રગટ થયો. ॥ ૨૦૦ ॥

चौ०—निरखि दशा निज नारीन केरि । कहन लाग कटु गिरा घनेरी ॥
शठ आयउ संग्राम बिहाई । लरत तियन सँग लाज न आई ॥ १ ॥

अबलनपै बल भट न कराहीं । छांडहु तिनब लरहु मम पाहीं ॥
सुनि मरकट भयउ सुख भारी । तजी निशाचरि दीन पुकारी ॥ २ ॥
भाजि भवन भययुत गहि नारी । लीन्ह कपिन कर शिला उपारी ॥
शिल प्रहार हय स्यंदन भंजा । आयुध तोर सारथी गंजा ॥ ३ ॥
धरि पछारि रावण दृग देखा । कौतुक कीशनि कीन्ह विशेखा ॥
लागे पद गहि खलन फिरावन । नार्चाहं गाय राम यश पावन ॥ ४ ॥

નારાંતક પોતાની સ્ત્રીઓની દુર્દશા જોઈ, વાનરાઓને અત્યંત કડવાં વચનો કહેવા લાગ્યો કે, "હે નીચ લોકો! સંગ્રામને છોડી દઇ, અહીં આવી, સ્ત્રીઓની સામે લડતાં તમોને લાજ આવતી નથી? ॥ ૧ ॥ જેઓ, વીર હોય, તેઓ તો, સ્ત્રીઓની ઉપર બળ વાપરે જ નહીં. હવે સ્ત્રીઓને છોડી દઇ, મારી સામે આવીને લડો." નારાંતકનાં વચનો સાંભળી, વાનરાઓ, બહુ રાજી થયા અને તેઓએ, દીન વચનો પોકારતી રાક્ષસીઓને છોડી દીધી. ॥ ૨ ॥ ભયભીત થયેલી રાક્ષસીઓ, પોતપોતાનાં ઘરોમાં ભાગી જતાં, વાનરાઓએ પોતાના હાથોમાં શિલાઓ ઉપાડીને તે શિલાઓના પ્રહારોથી નારાંતકના ઘોડાઓને ચગદી નાખ્યા, રથને ભાંગી નાખ્યો, આયુધોને તોડી નાખ્યાં અને સારથિને મારી નાખ્યો. ॥ ૩ ॥ પછી વાનરાઓએ, રાવણની નજર આગળ જ નારાંતકને પકડી, માર મારી, પછાડી, પગ પકડી, આકાશમાં ફેરવવા લાગીને ભારે કૌતુક કર્યું. આ પ્રમાણે કૌતુક કરતા વાનરાઓ નાચવા લાગ્યા અને રામચન્દ્રજીના પવિત્ર યશને ગાવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—तोरत तिन तनु पटकी माहि, कहत जयति रघुवीर ॥
करत युद्ध गत याम युग, कीश छहौं रणधीर ॥ २०१ ॥

રાક્ષસોને ધરતીપર પછાડી, તેઓનાં શરીરોને તોડી તોડીને, અને 'જય રઘુવીર, જય રઘુવીર' એમ બોલી બોલીને યુદ્ધ કરતાં કરતાં, એ છએ રણધીર વાનરાઓને બે પોહોર વ્યતીત થઈ ગયા. ॥ २०१ ॥

चौ०—अस्ताचल रवि कीन्ह प्रवेशा । वंदे चरण जाइ अवधेशा ॥
श्याम सरोरुह प्रभु तनु देखी । पद धरि शिर सुख लहेउ विशेखी ॥ १ ॥
राम सबनि सादर सनमाना । को दयालु रघुवीर समाना ॥
कह प्रभु होहु थलनि आसीना । आयसु पाइ भये श्रम हीना ॥ २ ॥
भये विगत श्रम वानर भालू । अनुज सहित मन मुदित कृपालू ॥
सुनहु उमा ता निशि रघुनायक । गावत जन गुण सब गुणदायक ॥ ३ ॥
याम तीनि यामिनि गत जबहीं । उत नारांतक जागेउ तबहीं ॥
शोच विवश मींजत दोउ हाथा । लज्जित हृदय निशाचर नाथा ॥ ४ ॥

આ સમયમાં સૂર્યે અસ્તાચલમાં પ્રવેશ કરતાં, તે વાનરાઓએ જઈને રામચંદ્ર-

જીના ચરણોમાં પ્રણામ કર્યાં અને રામચંદ્રજીની શ્યામ કમળ સરખી સુશોભિત મૂર્તિને, નિરખી નિરખી, વારંવાર તેમનાં ચરણોમાં માથાં ધરીને વિશેષ સુખ લીધું. ॥ ૧ ॥ રામચંદ્રજી, કે જેના સમાન બીજો કોઈ પણ દયાળુ નથી, તેમને આદરપૂર્વક સર્વને સન્માન આપીને, 'હવે પોતપોતાની જગોપર બેસો.' એમ આજ્ઞા કરતાં સર્વે વાનરાઓ પોતપોતાની જગોપર બેઠા અને શ્રમથી રહિત થયા. ॥ ૨ ॥ હે પાર્વતી! સાંભળો. વાનરાઓ તથા રીંછો, શ્રમથી રહિત થતાં, લક્ષ્મણજી સહિત રામચન્દ્રજી મનમાં પ્રસન્ન થયા. સર્વ ગુણોને આપનારા રામચન્દ્રજી, એ રાત્રિમાં વાનરાઓના ગુણોનાં વખાણ કરવા લાગ્યા ॥ ૩ ॥ અને વાનરાઓ, રામચન્દ્રજીના ગુણોને ગાવા લાગ્યા. જ્યારે રાત્રિના ત્રણ પહોર વીત્યા ત્યારે લંકામાં પડેલા નારાંતકની મૂર્છા ઉતરી. શોકને વશ થયેલો અને હૃદયમાં લજાયેલો નારાંતક હાથ પછાડવા લાગ્યો. ॥ ૪ ॥

छं०—लाजकै रथै सँभारि वाजि सांजि हृष्ट पुष्ट ॥
शंक छांडि शस्त्र मांडि गाढ वीर संग दुष्ट ॥
भेरि दुंदुभी निशान गान कडाकैत कर्त ॥
धीर वीर अग्र गौन गाजि गाजि शब्द भर्त ॥ १ ॥
जीव आश त्रास नाश वाजि मोह छर्ड छर्ड ॥
वंक शूर शंक दूर वीरता सपूर चंड ॥
वाजि नाग शोर घोर पूरिगे दशो दिशान ॥
धूरि पूरि मेघ वोघ शोधना परौ अधान ॥ २ ॥
कूदि कूदिं व्योम पंथ जाय आइ जाइ भूमि ॥
अस्त्र सस्त्र काढि काढि क्रुद्ध क्रुद्ध झूमि झूमि ॥ ३ ॥

લાજથી ઘેરાયેલા નારાંતકે, પોતાના રથની સંભાળ કરીને તેમાં હૃષ્ટપુષ્ટ ઘોડાઓ જોડયા, નિરશંક થઇને હથીઆરો ધર્યાં અને સાથે મહા દુષ્ટ વીર રાક્ષસોને લીધા. ઢોલ, દુંદુભિઓ તથા નિશાનો વાગવા લાગ્યાં અને વીર રસને ઉત્તેજન આપનારાં કડખાં નામનાં ગાયનો કરવા લાગેલા વીર વીર લોકો સેનાના મુખમાં આગળ વધી વધીને મોટા ધ્વનિઓથી ગર્જનાઓ કરવા લાગ્યા. ॥૧॥ બંકા વીર લોકોએ જીવવાની આશાને, ત્રાસને તથા શંકાને દૂર કરીને અને સ્ત્રી, પુત્રાદિ ઉપરના પ્રબલ મોહને છોડી છોડીને પોતામાં પ્રચંડ વીરતા ભરપૂર કરવા માંડી. હાથીઓની અને ઘોડાઓની પ્રચંડ ગર્જનાઓથી દશે દિશાઓ ભરપૂર થઈ ગઈ અને સેના ચાલતી થવાથી એવી ધૂળ ઉડી કે તેથી આકાશ જાણે મેઘમંડળથી ભરપૂર થયું હોય એવું થઈ ગયું અને કોઇને પોતાનું કે પરાયાનું ભાન પણ રહ્યું નહીં. ॥ ૨ ॥ રાક્ષસો કૂદી કૂદીને વારંવાર આકાશમાં જવ લાગ્યા, પાછા ધરતીપર આવવા લાગ્યા અને ક્રોધથી ભરપૂર થઈ, શસ્ત્રોને તથા અસ્ત્રોને કહાડી કહાડીને પૃથ્વીપર ઘૂમવા લાગ્યા. ॥ ૩ ॥

दो०—प्रलय मनहुँ चाहत करन, अनी तमीचर चंड ॥
सुन खगेश मर्कट विकट, जिमि धाये बरबंड ॥ २०२ ॥

પ્રચંડ રાક્ષસોની સેના, જાણે જગતનો પ્રલય કરવા ધારતી હોય એવી દેખાવા લાગી. હે ગરુડજી ! હવે વિકટ વાનરાઓ, જે રીતે પ્રચંડ ક્રોધ કરીને દોડયા, તે વિષે કહું છું, તે સાંભળો. ॥ ૨૦૨ ॥

छं०—निहारि हर्ष कीश ऋक्ष फूलि फूलि शैल भे ॥
बजाइ कटकटाइ हूह एक वार कै अभे ॥
उपारि भूधरा अपार वृक्ष अश्म शृंगहू ॥
मरे निसाचरानि रुंड झुंड झुंड भंगहू ॥ १ ॥
रदी हरी मृगावती सवार उष्ट्र मंडहू ॥
मनौ विचित्र वाहिनी दई मनोज खंडहू ॥
हलै धरा वलै विचारी भार धारिको शकै ॥
सुनै पुकारि जयति राम शत्रुसे नहीं थकै ॥ २ ॥
लँगूर शूलसे अकाश भीत उच्च औचटयो ॥
गिरे पयोद पौनते झपेट भेटते कटयो ॥ ३ ॥

વાનરાઓ તથા રીંછો, રાક્ષસોને આવતા જોઇ, યુદ્ધના ઉત્સાહથી ફૂલી ફૂલીને પહાડો જેવા થઇ ગયા, એકી વખતે દાંતોની કડકડાટી વગાડીને હૂહૂ શબ્દ કરવા લાગ્યા, અપાર શિખરોને, વૃક્ષોને, પથરાઓને તથા શિખરોને ઉપાડવા લાગ્યા અને તે શિખરો વગેરેથી રાક્ષસોને મારીને તેઓનાં રૂંડ ઝુંડોનું ચૂર્ણ કરી નાખવા લાગ્યા. ॥ ૧ ॥ જેમ સિંહો, મૃગોની પંક્તિને તોડી નાખે, તેમ વાનરાઓએ, સવારોથી તથા ઉંટો વગેરેથી શોભી રહેલી રાક્ષસોની સેનાને તોડી નાંખતાં, એ વિચિત્ર સેના, જાણે યોગીઓએ, ખંડિત કરી નાખેલી કામદેવની સેના હોય એવી દેખાવા લાગી. વાનરાઓનાં સૈન્યથી બીચારી પૃથ્વી કંપવા લાગી. એ મોટા સૈન્યના ભારને કોણ સહન કરી શકે? વાનરાઓ 'जयति रामः, जयति रामः' એવા પોકારો રાક્ષસોને સંભળાવવા લાગ્યા અને રાક્ષસોથી જરા પણ નહીં ડરવા લાગ્યા. ॥ ૨ ॥ વાનરાઓનાં ત્રિશૂલો જેવાં પૂછડાંઓના પવનની ઝપાટથી વાદળાંઓ ધરતીપર ત્રુટી પડતાં, આકાશ જાણે ભય પામીને ઉંચેથી નીચે પડતું હોય એવું દેખાવા લાગ્યું. નીચે પડતાં વાદળાંઓને, વાનરાઓ પોતાની ઝપાટોથી કાપી નાખવા લાગ્યા. ॥ ૩ ॥

सो०—शब्द करत अति घोर, इमि पहुँच्यो दल भालु कपि ॥
आयुध झंरि अति जोर, परै लागि घन प्रलय सम ॥ ८ ॥

અત્યંત ઘોર ગર્જના કરતી વાનરાઓની સેના, એ પ્રમાણે રાક્ષસોની સેનામાં પહોચતાં, રાક્ષસોના હસ્તોથી વાનરાઓની ઉપર આયુધોની પ્રલય કાલના વરસાદ જેવી અતિ પ્રબલ ઝડી પડવા લાગી. ॥ ૮ ॥

चौ०—सजग होन कपि भालु न पाये । अतिशय निकट तमीचर आये ॥
असित निशाचर अति अँधियारी । तापर करैं शत्रुके मारी ॥ १ ॥

सूझहिं कपिन न हाथ पसारे । जहँ तहँ एकनि एक पुकारे ॥
सन्मुख कोउ न करत लराई । कपिन मारि रणभूमि सुवाई ॥ २ ॥
गे अनेक भजि सिंध समीपा । सेन विकल लखि रघुकुल दीपा ॥
सजि शारंग तजा इक बाना । भा प्रकाश दिगतरणि समाना ॥ ३ ॥
लखि तम विगत भालु कपि हर्षे । कटकटाइ धाये रिपु घरषे ॥
भिरे एक सन एक प्रचारी । लागे करन कठिन हठ भारी ॥ ४ ॥

વાનરાઓ તથા રીંછો, હજી સાવધાન થવા પામ્યાં ન હતાં, તેટલામાં તો રાક્ષસો તેઓના અત્યંત સમીપમાં આવી પહોંચ્યા. રાક્ષસો પણ કાળા, રાત્રિ પણ અત્યંત અંધારી અને તેમાં વળી શત્રુઓ તરફનો માર પડવા લાગ્યો, ॥ ૧ ॥ તેથી વાનરાઓને પોતાના પસારેલા હાથો પણ નજરે ન પડવા લાગતાં, પ્રત્યેક વાનરાઓ જ્યાં ત્યાં એક એકને પોકારવા લાગ્યા, અને કોઇ પણ સન્મુખ લડાઇ ન કરવા લાગ્યા. રાક્ષસોએ મારી મારીને વાનરાઓને રણભૂમિમાં સુવાડી દેવા માંડતાં, ॥ ૨ ॥ અનેક વાનરાઓ ભાગી ભાગીને સમુદ્રના કીનારા તરફ જવા લાગ્યા. રામચન્દ્રજીએ, પોતાની સેનાને ગભરાયેલી જોઇ, ધનુષને સજ્જ કરીને તે સમયે એવું એક બાણ ફેંકયું કે, તેથી દશે દિશાઓમાં સૂર્યના જેવો પ્રકાશ થઈ ગયો. ॥ ૩ ॥ અંધકારને નષ્ટ થયેલું જોઈ, રાજી થયેલા વાનરાઓ તથા રીંછો, દાંતોની કડકડાટી વગાડી, શત્રુઓની ઉપર ધસી પડયા, રાક્ષસોને હાકલો કરી કરીને તેઓની સામે દ્વન્દ્વ યુદ્ધ કરવા લાગ્યા અને અત્યંત કઠણ બલાત્કાર કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—शीश शिला तरु करन धरि, काँखन भरि भरि धूरि ॥
गर्जे भालु बली वदन, धाय धाय नभ दूरि ॥ २०३ ॥

વાનરાઓ તથા રીંછો, શિર પર શિલાઓને ધરી, હસ્તોમાં વૃક્ષો ઉપાડી અને કાખોમાં ધૂળ ભરી ભરી, આકાશમાં દૂર દૂર સુધી દોડી પહોંચીને રાક્ષસોની સામે ગર્જના કરવા લાગ્યાં. ॥ ૨૦૩ ॥

चौ०—डारहिं गिरि तरु निशिचर शीशा । दधिघट सम फोरहिं भट कीशा ॥
चढहिं अनेक कंधपर जाई । काटहिं कान दशनि रजनाई ॥ १ ॥
तोरहिं शूल चाप नाराचा । अरि दल अस्त्र न एकौ बाचा ॥
शस्त्र हीन रिपु सेन पराई । देखि पवन सुत हँसेउ ठठाई ॥ २ ॥
बैठि अवनि अति लूम फुलाई । अति उतंग दीरघ चौडाई ॥
तर्कित लखे निशाचर कैसे । पक्ष हीन नभते खग जैसे ॥ ३ ॥
गिरत कीश गहि चरण फिरावहिं । पटकि भूमि गाडहिं बिहँसावहिं ॥
तुम्बरि सम अगणित भुज तोरत । अगणित रुंड सिंधु महँ बोरत ॥ ४ ॥

રાક્ષસોનાં માથાંઓપર પર્વતોને તથા વૃક્ષોને ફેંકી ફેંકીને રાક્ષસોનાં માથાંઓને

દહીંના ઘડાઓની પેઠે ફોડવા લાગ્યાં, અનેક રાક્ષસોની કાંધોપર ચઢી જઇ, આંખોમાં ધૂળ નાખીને તેઓનાં કાન તથા નાક કાપી લેવા લાગ્યાં ॥ ૧ ॥ અને તે રાક્ષસોનાં ત્રિશૂલોને, ધનુષોને તથા બાણોને તોડી નાખવા લાગ્યા. રાક્ષસોનાં સૈન્યમાં કોઇની પાસે એક પણ શસ્ત્ર બચ્યું નહીં અને આયુધોથી રહિત થયેલી રાક્ષસોની સેના ભાગવા લાગી. રાક્ષસોની સેનાની આ સ્થિતિ જોઇ, હનુમાનજી ખડખડ હસી, ॥ ૨ ॥ પોતાનાં પૂંછડાંને ફૂલાવી, અત્યંત ઉંચું, લાંબું અને ચોડું કરીને ધરતીપર બેઠા. જેમ પાંખો વગરનાં પક્ષીઓ આકાશમાંથી ધરતીપર પડે, તેમ રાક્ષસો આકાશમાંથી હનુમાનજીનાં પૂંછડાંના ઘેરાવની અંદર પડવા લાગ્યા. ॥ ૩ ॥ આ પ્રમાણે પડતા રાક્ષસોને વાનરાઓ, પગ પકડી પકડી, ફેરવી, પછાડી, ધરતીમાં દાટી દઇને પોતાના મિત્રોને હસાવવા લાગ્યા, રાક્ષસોની અનેક ભુજાઓને તુંબડીઓની પેઠે તોડવા લાગ્યા અને અગણિત રૂંડમુંડોને સમુદ્રમાં ફેંકી દેવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—कोटि बयालिस तमीचर, नारांतकक़र घात ॥
राम कृपा बल हति खलनि, कपिन बिताई रात ॥ २०४ ॥

મૂર્ખ નારાંતકે, વાનરાઓના હાથથી આ પ્રમાણે પોતાની સાથના બેંતાલીશ કરોડ રાક્ષસોને મરાવ્યા. વાનરાઓએ, રામચન્દ્રજીની કૃપાના બળથી ખલ રાક્ષસોને મારીને રાત્રિ વ્યતીત કરી. ॥ ૨૦૪ ॥

चौ०—प्रभु तुणीरमहँ हरि शर जबहीं । प्रविशे कीन्ह उदय रवि तबहीं ॥
देखि कटक निज परम बिहाला । नारांतक भट कोटि कराला ॥ १ ॥
करि बहु शपथ लिये सँग वीरा । वर्षत शक्ति उपल गण तीरा ॥
शर अस्तंभन विपुल पनारे । भये अचल कपि टरहीं न टारे ॥ २ ॥
लै लै पाश निशाचर धाई । बांधत जिमि चुंगलि शुक पाई ॥
व्याधि पींजरा सम बहु जाना । भरे जान प्रति अयुत प्रमाना ॥ ३ ॥
जे कपि लखैं विपुल बलवंका । ते मूर्च्छित फेकैं गढ लंका ॥
रावण देखि तनयकी करणी । बंदीजन जिमि भुज बल वरणी ॥ ४ ॥

રામચન્દ્રજીએ, પોતાનું પ્રકાશમય બાણ પાછું ખેંચીને ભાથામાં પેસાડયું, તે જ સમયે સૂર્યનો ઉદય થયો. નારાંતક પોતાનાં સૈન્યને અત્યંત બેહાલ થયેલું જોઇ, બીજા કરોડ વિકરાલ યોદ્ધાઓને સાથે લઇ, ॥ ૧ ॥ તે યોદ્ધાઓને રણમાંથી પાછી પાની ન દેવાના શપથ લેવરાવીને વાનરાઓની ઉપર સાંગોની, પથરાઓની તથા બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. નારાંતકે, મોટાં મોટાં સ્તંભન બાણો નાખીને વાનરાઓને એવા તો સ્તબ્ધ કરી દીધા કે, જેથી તેઓ ખસેડયા ખસે પણ નહીં ॥ ૨ ॥ ત્યારે ભાગી તો કયાંથી જ શકે ? આ સમયમાં રાક્ષસો, ફાંસીઓ લઇ, દોડી દોડીને, જેમ પારાધીઓ, નલિકાઓ પકડીને ભૂલવા લાગેલા પોપટોને બાંધી લે તેમ વાનરાઓને બાંધી લેવા લાગ્યા અને જેમ પારાધીઓ બાંધી બાંધીને પોપટોને પાંજરામાં નાખવા લાગે, તેમ લાખો વાન-

રાઓને બાંધી બાંધીને એક મુકરર કરેલા સ્થલમાં નાખવા લાગ્યા. ॥ ૩ ॥ નારાંતક મૂર્ચ્છિત થયેલા જે જે વાનરને, મોટો, બલવાન્ અને બંકો દેખવા લાગ્યો, તે તે વાનરને, લંકાના ગઢમાં ફેંકી દેવા લાગ્યો. રાવણ પોતાના પુત્ર નારાંતકની આ કરણી જોઈ, રાજી થઈને બંદીજનની પેઠે નારાંતકની ભુજાના બળનાં વખાણ કરવા લાગ્યો. ॥ ૪ ॥

दो०—हरि इच्छा जाने न कस, सुतहि सराहत मूढ ॥
काल विवश मति संभ्रमित, सुनहु ऋषय बुधि गूढ ॥ २०५ ॥

હે મોટી બુદ્ધિવાળા ભરદ્વાજ મુનિ! સાંભળો. કાળને વશ થયેલો મૂઢ રાવણ, ભ્રમિત બુદ્ધિવાળો હોવાને લીધે પ્રભુની ઇચ્છાને જરા પણ નહીં જાણતાં, પુત્રનાં વખાણ કરવા લાગ્યો. ॥ ૨૦૫ ॥

चौ०—अंगद हनूमान जब जागे । नारांतक सन जूझन लागे ॥
क्षण इक कीश न पायउ लराई । पुनि शर हति मूर्च्छा वश करई ॥ १ ॥
याम युगल तेहिकर वरदाना । राखेउ तेहि कारण भगवाना ॥
रिपुहि खिलावत रघुकुल केतू । पालक बुध वाणी श्रुतिसेतू ॥ २ ॥
सो युग याम गये जब बीती । तब रघुवीर सजी जय रीती ॥
हांक देई कपि भालु जगाये । भये विगत मूर्च्छा सब धाये ॥ ३ ॥
हनूमान अंगद जब जागे । राम लषण चरणन अनुरागे ॥
प्रभु पद शीश रहे धरि कीशा । तब हँसि बोले श्रीजगदीशा ॥ ४ ॥

જ્યારે અંગદ અને હનુમાનજી, મૂર્ચ્છામાંથી જાગ્રત થયા, ત્યારે ફરીવાર નારાંતકની સામે યુદ્ધ કરવા લાગ્યા, પણ અંગદથી કે હનુમાનજીથી, એક ક્ષણ માત્ર પણ લડી શકાયું નહીં. નારાંતકે, ફરી વાર બાણ મારીને તેઓને મૂર્ચ્છિત કરી નાખ્યા. ॥૧॥ નારાંતકને યુદ્ધમાં, બે પોહોર સૂધી બળવાન્ રહેવાનું બ્રહ્માનું વરદાન હતું, તેથી રામચન્દ્રજીએ તેટલા વખત સૂધી તેને બળવાન્ રાખ્યો. શ્રુતિઓની મર્યાદાઓનું રક્ષણ કરનારા રામચંદ્રજી, દેવતાઓની વરદાનની વાણીનું પાલન કરવાને વાસ્તે જ શત્રુઓને રમાડતા હતા. ॥ ૨ ॥ એ બે પોહોર વીતી ગયા પછી વિજયને માટે પ્રકાર ગોઠવ્યો. એક હાકલ મારીને જ વાનરાઓને તથા રીંછોને જાગ્રત કર્યાં. મૂર્ચ્છા ઉતરી જવાથી સર્વે યોદ્ધાઓ યુદ્ધ કરવાને વાસ્તે દોડયા. ॥ ૩ ॥ હનુમાનજીએ તથા અંગદે, જાગ્રત થઇ, પ્રેમને લીધે રામચન્દ્રજીનાં અને લક્ષ્મણજીનાં ચરણોમાં પ્રણામ કરી, રામચંદ્રજીનાં ચરણોમાં લાંબા સમય સૂધી મસ્તકો ધરી રાખતાં, જગદીશ્વર રામચન્દ્રજી હસીને નીચે પ્રમાણે બોલ્યા. ॥ ૪ ॥

सो०—विधि वाचा लगि आज, तात तुमहिं मूर्च्छा भई ॥
पुनि कह प्रभु रघुराज, अब श्रम स्वमेहुँ अनत नहिं ॥ ९ ॥

"હે તાત! હે હનુમાન! અને હે અંગદ! બ્રહ્માનાં વરદાનને લીધે તમોને આજ

આટલા સમય સુધી મૂર્છા રહી, પણ હવે ધીરજ ધરો. હવે પછી તમોને સ્વપ્નમાં પણ પરિશ્રમ પડવાનો નથી. ॥ ૯ ॥

चौ०–तुमहिं सुमिरि अंगद हनुमाना । जितिहैं जगत मनुज रण नाना ॥
अस वर जबहिं रमापति भाखा । सुनत गिरा हर्षे मृग शाखा ॥ १ ॥
कहेउ बहोरि वचन रघुवीरा । सुनु अंगद हनुमत रणधीरा ॥
तात तुरत तुम उभय सिधावहु । लंक गये कपि तिनहिं छुडावहु ॥ २ ॥
सुनि दोउ भट गहि शैल विशाला । सुमिरि कौशलाधीश कृपाला ॥
सपदि कीश गढपर चढि गये । देखि लंकमहँ खरभर भये ॥ ३ ॥
सकल कपिनकै मूर्च्छा वीति । तोरि पास भजी राम सप्रीति ॥
वायु सुनु युवराज निहारी । हर्षे कहि जय जयतिं खरारी ॥ ४ ॥

હે અંગદ ! હે હનુમાન ! જે મનુષ્યો, તમારૂં સ્મરણ કરશે, તેઓ, પણ અનેક સંગ્રામોમાં વિજય પામશે." આ પ્રમાણે રામચન્દ્રજીએ વરદાન આપતાં, એ બન્ને વાનરાઓ પ્રસન્ન થયા. ॥ ૧ ॥ રામચન્દ્રજીએ પછી આજ્ઞા કરી કે, "હે રણમાં ધીરતા ધરાવનારા અંગદ ! હે હનુમાન ! તમો મારૂં વચન સાંભળો. તમો બન્ને તુરત અહીંથી લંકામાં જાઓ અને જે વાનરાઓ લંકામાં ફસાઈ ગયા છે, તેઓને છોડાવો." ॥ ૨ ॥ આ આજ્ઞા કાને પડતાં જ હનુમાનજી તથા અંગદ, હસ્તોમાં મોટા પર્વતોને ગ્રહણ કરી, કૃપાળુ રામચન્દ્રજીને ચિત્તમાં રાખી, તુરત જ લંકાના ગઢ પર ચઢી ગયા. એઓને આવેલા જોઈ, લંકામાં મોટો ખળભળાટ મચી રહ્યો. ॥૩॥ સઘળા વાનરાઓને તથા રીંછોને મૂર્છા ઉતરી ગઈ. સઘળાઓએ, રામચન્દ્રજીનું સ્મરણ કરીને જ ફાંસીઓ તોડી નાંખી. એ યોદ્ધાઓ, અંગદને તથા હનુમાનજીને જોઈ, આનંદથી 'जयति जयति रामः' એમ પોકારવા લાગ્યા. ॥ ૪ ॥

दो०–मेष वरुथहिं पाइ जिमि, वृकगण करहिं संहार ॥
तिमि मर्दहिं दनुजन समुद, कीश भालु वरियार ॥ २०६ ॥

પછી એ અત્યંત બળવાન વાનરાઓ તથા રીંછો, જેમ અનેક નાહારો, ઘેંટાઓનાં ટોળાંઓનું મર્દન કરે, તેમ આનંદથી રાક્ષસોનું મર્દન કરવા લાગ્યા. ॥ ૨૦૬ ॥

चौ०–याम एक वासर अवशेषा । कह अंगद कीशनतन देखा ॥
चलिय तात अब जहँ सुरभूपा । देखिय पद पाथोज अनुपा ॥ १ ॥
अंगद वचन पवनसुत भाये । सपदि सहित दल प्रभुपहँ धाये ॥
निशिचर कोटि नरांतक संगा । करत रहे बहु विधि रणरंगा ॥ २ ॥
माया करि निज गात बचावहिं । जहँ तहँ खल रावण यश गावहिं ॥
अदितिनंद लखि तिनकर माया । सभय भये जाना रघुराया ॥ ३ ॥
दीननाथ अनुजहि अनुशासन । उठे नमित गहि विशिख शरासन ॥
अहिपति कहेउ तिष्ठ क्षण एका । तैं कीन्हें रणखेल अनेका ॥ ४ ॥

એ દિવસે એક પોહોર અવશેષ રહ્યો ત્યારે સર્વ વાનરાઓની સામે જોઈ અંગદે કહ્યું કે, "હવે રામચન્દ્રજીની પાસે ચાલો. રામચન્દ્રજીનાં અનુપમ ચરણકમળોનાં દર્શન કરો." ॥ ૧ ॥ અંગદનાં વચનો હનુમાનજીને બહુ પ્રિય લાગ્યાં અને તેથી હનુમાનજી તુરત સઘળા સૈન્ય સહિત રામચન્દ્રજીની પાસે આવ્યા. નારાંતકની સાથેના કરોડો રાક્ષસો તો અનેક પ્રકારોથી યુદ્ધનો રંગ મચાવી રહ્યા હતા. ॥૨॥ માયા કરીને પોતાનાં ગાત્રોનો બચાવ કરતા હતા અને જ્યાં ત્યાં દુષ્ટ રાવણની કીર્તિને ગાતા હતા અને રાક્ષસોની માયાને જોઇને દેવતાઓ ભય પામતા હતા. ॥૩॥ એ સઘળું રામચન્દ્રજીના જાણવામાં આવ્યું, તેથી દીનાનાથ રામચન્દ્રજીએ, લક્ષ્મણજીને યુદ્ધમાં જવાથી આજ્ઞા કરતાં, લક્ષ્મણજી, ધનુષ બાણ લઈને તુરત ઉભા થયા. લક્ષ્મણજીએ, રણભૂમિમાં જઈને નારાંતકને કહ્યું કે, "હવે એક ક્ષણ માત્ર મારી સાથે યુદ્ધમાં ઉભો રહેજે. ॥ ૪ ॥

छं०—तैं कीन्ह खेल अनेक विधि अवतिष्ठ खल रणभूथला ॥
इमि कहि अहीश चढाइ धनु शर करन निशिचर दलमला ॥
निज अनी निरखि निदान हरि अरि सुवन धावा रिसिभरा ॥
डारत अनेक नराच प्रभुपर शिला तरुवर भूधरा ॥ १ ॥
रघुवीर अनुज प्रवीण खलबल दलन युति यश गावहीं ॥
तरु उपल गिरी अरि तीर उपरहिं बाण लषण चलावहीं ॥
रिपु शस्त्र अस्त्र अनेक आयुध कनक करि करि डारहीं ॥
सुरगण प्रफुल्लित सुमन झरि करि जयति लषण पुकारहीं ॥ २ ॥

હે દુષ્ટ ! તેં યુદ્ધમાં અનેક પ્રકારના ખેલો કર્યા પણ મારી સામેના યુદ્ધમાં ઉભો રહીને મારો ચમત્કાર જોઈ લે." લક્ષ્મણજીએ, એ પ્રમાણે બોલી ધનુષમાં બાણો ચઢાવીને તે બાણોથી રાક્ષસોનાં સૈન્યનો વિનાશ કરવા માંડયો. પોતાની સેનાનો વિનાશ થતો જોઈને ક્રોધથી ભરપૂર થયેલો નારાંતક, લક્ષ્મણજીની સામે દોડી, તેમના ઉપર અનેક અનેક બાણો, શિલાઓ, વૃક્ષો તથા પર્વતો ફેંકવા લાગ્યો. ॥ ૧ ॥ રાક્ષસોને મારવામાં પ્રવીણતા ધરાવનારા અને જેના યશને વેદ પણ ગાય છે એવા લક્ષ્મણજી, શત્રુનાં, વૃક્ષોની ઉપર, પથરાઓની ઉપર, પર્વતોની ઉપર અને બાણોની ઉપર પોતાનાં બાણો ચલાવવા લાગ્યા. લક્ષ્મણજીનાં બાણોથી નારાંતકનાં અનેક શસ્ત્રો, અસ્ત્રો તથા આયુધો ચૂર્ણે ચૂર્ણ થઈ જવા લાગતાં, દેવતાઓ પ્રફુલ્લિત થઇને પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને લક્ષ્મણજીનો વિજય પોકારવા લાગ્યા. ॥ ૨ ॥

दो०—मायापतिके अनुजसन, माया करत अयान ॥
लागत न एको जान जिय, तब खल निकट तुलान ॥ २०७ ॥

રામચન્દ્રજી કે જે માયાના સ્વામી છે, તેમના ભાઈ લક્ષ્મણજીની ઉપર અજ્ઞાન નારાંતક, અનેક માયાઓ ચલાવવા લાગ્યો, પણ એકે માયા તેમને લાગુ નહીં પડતી જાણીને, તુરત લક્ષ્મણજીના અત્યંત સમીપમાં આવ્યો. ॥ ૨૦૭ ॥

चौ०—हनी लषण उर पविसम सायक । लगत गिरे रण महि अहिनायक ॥
पुनि खल दलभा प्रबल अपारा । भक्षण लाग भालु कपि धारा ॥ १ ॥
चले पराय कीश भयभीता । अब न बचब करि काल प्रतीता ॥
निशिचर धारि भालु कपि वेषा । लागे खान कपिन अस देखा ॥ २ ॥
कपि डर कपि भालुडर ऋक्षा । आपु आपु भय मिलन अनिच्छा ॥
कोइ न काहु निकट नियराई । जो जेहि पाव ताहि तेहि खाई ॥ ३ ॥
पुनि शठ साधि बिभीषण रूपा । गहि अंगद हनुमत कपि भूपा ॥
काहु न यह माया कछु जानि । कपट मिलाप बिभीषण ठानी ॥ ४ ॥

નારાંતકે, લક્ષ્મણજીની છાતીમાં વજ્ર જેવું બાણ મારતાં, લક્ષ્મણજી તુરત જ ધરતીપર પડી ગયા. આ સમયમાં રાક્ષસો અત્યંત બળવાન્ થઇને રીંછોને તથા વાનરાઓને ખાવા લાગ્યા. ॥ ૧ ॥ ભયભીત થયેલા વાનરાઓ તથા રીંછો, 'હવે આ પ્રત્યક્ષ કાળ જ આવ્યો છે, માટે આપણે બચવાનાં નથી,' એમ બોલી બોલીને રણભૂમિમાંથી ભાગવા લાગ્યાં, પણ ભાગવા લાગેલા એ યોદ્ધાઓને એમ દેખાયું કે, રાક્ષસો જ વાનરાઓનો તથા રીંછોનો વેષ ધરીને વાનરાઓને તથા રીંછોને ખાય છે. ॥ ૨ ॥ આમ દેખાયાથી, વાનરાઓ, વાનરાઓથી તથા રીંછો રીંછોથી ડરવા લાગ્યાં અને એક બીજાને મળવાની પણ ઇચ્છા નહીં કરવા લાગ્યાં. એઓ કોઈ પણ કોઇની પાસે ન જવા લાગ્યાં અને જે જે, પોતાના હાથમાં આવે, તેને તેને ખાઈ જવા લાગ્યાં ॥ ૩ ॥ આ સમયમાં નીચ નારાંતક, વિભીષણનું રૂપ ધરીને અંગદની, હનુમાનજીની તથા સુગ્રીવની પાસે ગયો. કપટથી વિભીષણનો વેષ ધરી મળવા આવેલા એ નારાંતકની માયા, જરા જેટલી પણ કોઈના જાણવામાં ન આવી. ॥ ૪ ॥

दो०—तेहि अवसर जागे लषण, देखा सेन विनाश ॥
अहिरावण छल पवनसुत, समुझत उडा अकाश ॥ २०८ ॥

આ સમયમાં મૂર્છા ઉતરી જતાં, લક્ષ્મણજી જાગ્રત થઇને જૂએ છે ત્યાં પોતાની સેનાનો વિનાશ થતો જોવામાં આવ્યો. હનુમાનજીએ પણ નારાંતકને ઓળખ્યો નહીં, પણ અહિરાવણે, જે છલ કર્યો હતો, તેનું સ્મરણ આવતાં, હનુમાનજીએ સમજી જઇ, તુરત આકાશમાં ઉડીને ॥ ૨૦૮ ॥

चौ०—गर्जेउ जाय भयंकर भारी । फटेउ हृदय सुनि निशिचर झारी ॥
मायाहृत शर लषण पवारा । उघरे कपट कपाट अपारा ॥ १ ॥
नारांतकके माया वीती । गयउ यज्ञशाला अति भीती ॥
खोजिसि सकल समग्री ताकी । कीन्ह अरंभ विजय निजताकी ॥ २ ॥
यज्ञ आसुरी तेहिं तब ठाना । पशु समूह बाकि कारण आना ॥
भये निशासुख श्रमवश सेना । फिरे सुमिरि सब राजिवनैना ॥ ३ ॥

तुरत अहीश राम पहँ आये । सहीत अनी प्रभु पद शिर नाये ॥
कृपाअयन निरखे मृगशाखा । प्रभुश्रम छीन दीन अभिलाषा ॥ ४ ॥

એવી ભારે ભયંકર ગર્જના કરી કે જેથી રાક્ષસોની છાતીઓ અત્યંત ફાટવા લાગી. આ સમયમાં લક્ષ્મણજીએ માયાને હરનારૂં એક બાણ ફેંક્યું, તેથી તુરત જ નારાંતકનું અપાર કપટ ખુલ્લું થઈ ગયું. ॥ ૧ ॥ પોતાની માયાને નષ્ટ થયેલી જોઇ, નારાંતક, મોટી કાળજીથી યજ્ઞશાળામાં ગયો અને ત્યાં જઇને તેણે, વિજય યજ્ઞનો આરંભ કરીને તે યજ્ઞની સઘળી સામગ્રીઓ એકઠી કરી. ॥૨ ॥ એ આસુરી યજ્ઞમાં બલિદાન દેવાને વાસ્તે નારાંતકે અનેક પશુઓના સમૂહોને તે સ્થાનપર હાજર કર્યા, પરિશ્રમને વશ થયેલી રામચન્દ્રજીની સેના તો, સંધ્યા કાળને પ્રાપ્ત થયેલો જાણી, રામચન્દ્રજીનું સ્મરણ કરીને પાછી પોતાના મુકામ પર આવી. ॥ ૩ ॥ લક્ષ્મણજીએ સેના સહિત આવીને તુરત રામચન્દ્રજીનાં ચરણોમાં માથું નમાવ્યું. કૃપાનિધાન રામચન્દ્રજીએ, કૃપા દૃષ્ટિથી સર્વ યોદ્ધાઓની સામે જોયું કે, તુરત જ તેઓનો સઘળો પરિશ્રમ ટળી ગયો અને મનમાં ઉત્સાહ પ્રાપ્ત થયો. ॥ ૪ ॥

दो०—टिकहु थलनि सबसन कहा, सुखसागर रघुनाथ ॥
पाय सुआयसु भालु कपि, चले सुमिरि श्रीनाथ ॥ २०९ ॥

સુખસાગર રામચન્દ્રજીએ, શ્રમ ટાળી તથા ઉત્સાહ આપીને સર્વને પોતપોતાની જગોપર જવાની આજ્ઞા કરતાં, તેઓ, રામચન્દ્રજીનું સ્મરણ કરતા કરતા, એમની આજ્ઞા પ્રમાણે પોતપોતાનાં આસનોપર ગયા. ॥ ૨૦૯ ॥

चौ०—तब रघुनाथ अनुज उर लावा । निज आसन समीप बैठावा ॥
मघवासुत सुत अरु हनुमाना । इन सम भाग्यवंत नहिं आना ॥ १ ॥
अमलांबुज पद गहि निज पानी । परसे सचनि सुनेह भवानी ॥
जाम्बवंत लंकेश हरीशा । प्रभु समीप सब मुदित मुनीशा ॥ २ ॥
अनुजसखा नारान्तक करणी । युद्ध प्रबलता बहु विधि बरणी ॥
शिव प्रताप तेहि अमित प्रतापा । मरन न दीन्ह बहु संतापा ॥ ३ ॥
सुने वचन रघुपति मुसकाने । अति सनेह हरि चरित बखाने ॥
सुनहु सकल हम शंभु न आना । जिनहिं भेदते वश्र अज्ञाना ॥ ४ ॥

પછી રામચન્દ્રજીએ, લક્ષ્મણજીને છાતીમાં લગાવીને પોતાના આસનની પાસે બેસાડયા. હે પાર્વતી ! અંગદ અને હનુમાનજી, કે જેઓના જેવો બીજો કોઇ પણ ભાગ્યશાળી હતો નહીં, ॥ ૧ ॥ તેઓ, એ સમયમાં પોતાના હસ્તોથી રામચન્દ્રજીનાં નિર્મલ ચરણારવિન્દોને ગ્રહણ કરીને પૂર્ણ સ્નેહથી દાબવા લાગ્યા. હે ભરદ્વાજ ! જાંબુવાન્, વિભીષણ અને સુગ્રીવ, એઓ, આનંદથી રામચંદ્રજીની પાસે બેઠા હતા. ॥ ૨ ॥ લક્ષ્મણજીએ અને વિભીષણે, નારાંતકની કરણીનું તથા તેની યુદ્ધમાં પ્રબળતાનું વર્ણન રામચન્દ્રજીની પાસે કર્યું અને જણાવ્યું કે, " શિવના પ્રભાવને લીધે, નારાંતકનો પ્રભાવ

અપાર છે, કે જેથી તે મરતો નથી અને આપણને બહુ દુઃખ દે છે." ॥ ૩ ॥ એઓનાં વચનો સાંભળી, રામચન્દ્રજી મન્દ હાસ્ય કરીને અત્યંત સ્નેહથી સદાશિવનાં ચરિત્રોની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—जे सुमिरहिं शिवसह उमा, ते जानहु मम पीय ॥
शंकर भजहिं सो मोहिं भजहिं, मोहिंसो शंभु अतीय ॥ २१० ॥

રામચંદ્રજી બોલ્યા કે, "જેઓ પાર્વતીનું અને સદાશિવનું સ્મરણ કરે છે, તેઓ મને અત્યંત પ્યારા છે એમ સમજો. જેઓ સદાશિવને ભજે છે, તેઓ મારૂં જ ભજન કરે છે, સદાશિવ મારાથી અધિક છે. ॥ ૨૧૦ ॥

चौ०—चारि पदारथ करतल ताके । बसहि महेश उमा उर जाके ॥
जो मम पण शिव सदा निवाहा । सो जय देव न संशय आहा ॥ १ ॥
सुख कलत्र जय विजय विभूती । शंकर सुमिरत होय अकूती ॥
भक्ति मोरि शंकर आधीना । जलाधीन जिमि जीवन मीना ॥ २ ॥
कह आश्चर्य नरांतक एहा । मोपर गिरिपति परमसनेहा ॥
सुमिरहु सदा विश्व इकनाथा । कपट त्यागि सब नावहु माथा ॥ ३ ॥
होइहिं विजय धीर मन धरहू । वेगि उपाव पाव सुख करहू ॥
शंभु उपासन कर मम दासा । तात हृदय धरि दृढ विश्वासा ॥ ४ ॥

જેના હૃદયમાં શિવ પાર્વતી વસે છે, તેને ચારે પુરુષાર્થો હસ્તગત છે. જે સદાશિવે સર્વદા મારી પ્રતિજ્ઞાઓને પૂર્ણ કરી છે, તે જ સદાશિવ હમણાં પણ આપણને વિજય દેશે, એમાં કશો સંશય નથી. ॥ ૧ ॥ શંકરનું સ્મરણ કરવાથી, સુખ, સ્ત્રીઓ, જય, વિજય અને ઐશ્વર્ય, પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે. જેમ માછલાંનું જીવન, જલને આધીન છે, તેમ મારી ભક્તિ, શંકરને આધીન છે. ॥ ૨ ॥ નારાંતક એવો પ્રબળ છે, તેમાં શી નવાઈ છે ? મારા ઉપર પણ સદાશિવ પરિપૂર્ણ સ્નેહ રાખે છે. તમો સર્વદા કપટનો ત્યાગ કરીને એ એક સદાશિવનું જ સ્મરણ કરો અને તેમને પ્રણામ કરો ॥૩॥ એટલે આપણો વિજય થશે. મનમાં ધીરજ ધરીને પ્રસન્ન રહો. સુખને વાસ્તે ઉપાય થાય છે. હે લક્ષ્મણજી ! હે વિભીષણ ! જેઓ સદાશિવની ઉપાસના કરે છે, તેઓ મારા દાસ છે. આ વાતનો હૃદયમાં દૃઢ વિશ્વાસ રાખો. ॥ ૪ ॥

दो०—जो नर चाहत भक्ति मम, सो छल कपट दुराइ ॥
शिवा समेत गिरीश पद, निशि दिन रहु मन लाइ ॥ २११ ॥

જે લોકો મારી ભક્તિને ઇચ્છતા હોય, તેઓએ, છળ કપટનો ત્યાગ કરીને રાત દિવસ શિવ પાર્વતીનાં ચરણોમાં જ મન લગાવીને રહેવું જોઇએ. ॥ ૨૧૧ ॥

चौ०—मन क्रम वचन शंभु पद आसा । करहिं ताहि उर सब गुण वासा ॥
निर्भय करि जो हरि पद नेहू । ता उर रमा सहित मम गेहू ॥ १ ॥

भव वारिधि कौंधहिं बिनु खेवहिं । यह विचारि बुध जन भव सेवहिं ॥
भव भंजन यह हित उपदेशा । अनुजहिं सखहिं बुझाव रमेशा ॥ २ ॥
ध्रुव वाणी सुनि अति सुख पावा । अहि पति रामचरण शिर नावा ॥
अंगद हनूमान नल नीला । कपि पति अरु ऋक्षेश सुशीला ॥ ३ ॥
सहित विभीषण राजन साता । सुन श्रीमुख हरयश विख्याता ॥
रामहिं शिवहिं एक जे जाने । भय तजि नाम जपत हर्षाने ॥ ४ ॥

જેઓ મનથી, કર્મથી તથા વચનથી સદાશિવનાં ચરણોનું જ ભજન કરે, તેઓનાં હૃદયોમાં સઘળા ગુણો નિવાસ કરે છે. જેઓ નિર્ભય રહીને સદાશિવનાં ચરણોમાં પ્રેમ ધરે, તેઓનાં હૃદયોમાં હું લક્ષ્મીજી સહિત નિવાસ કરૂં છું. ॥ ૧ ॥ સદાશિવનાં ભક્તો અનાયાસે સંસારરૂપી સમુદ્રનું ઉલ્લંઘન કરી જાય છે, એમ વિચારીને ચતુર લોકો સદાશિવની સેવા કરે છે." રામચન્દ્રજીએ જન્મ મરણના ભયને ભાંગનારો આ હિતકારી ઉપદેશ લક્ષ્મણજીને અને વિભીષણને કહી સંભળાવ્યો. ॥ ૨ ॥ આ નિશ્ચયાત્મક વાણી સાંભળવાથી લક્ષ્મણજીએ અત્યંત સુખ પામીને રામચન્દ્રજીનાં ચરણોમાં માથું નમાવ્યું. અંગદ, હનુમાનજી, નલ, નીલ, સુગ્રીવ, લક્ષ્મણજી ॥ ૩ ॥ અને વિભીષણ, એ સાત જણાઓ, શ્રીરામચન્દ્રજીના મુખથી સદાશિવના પ્રખ્યાત યશનું શ્રવણ કરીને રામને અને સદાશિવને એક જ જાણી, ભય છોડી દઇને આનંદથી તેમનાં નામનો જપ કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—कहत सुनत इतिहास शुचि, निशि बीती युग याम ॥
खग पति आये देव ऋषि, जित शोभित श्रीराम ॥ २१२ ॥

આ પવિત્ર ઉપદેશ કહેતાં અને સાંભળતાં, રાત્રિના બે પોહોર વ્યતીત થઈ ગયા હે ગરુડજી ! આ સમયમાં શ્રીરામચન્દ્રજી જ્યાં બીરાજ્યા હતા, ત્યાં નારદ મુનિ આવ્યા. ॥ ૨૧૨ ॥

चौ०—राम लषण सुख सींव विराजे । मार अपार निहारत लाजे ॥
निरखि मानि मुनि हृदय सनाथा । उठे हर्षि प्रभु रघुकुल नाथा ॥ १ ॥
शिश नाइ प्रभु आसन दीन्हा । आशिष पाइ हर्षि हित कीन्हा ॥
मुनि नीके हरि रुप विलोका । यथा इन्दु लखि सुख लह कोका ॥ २ ॥
पुलकि गात तब कह ऋषि राजा । सुनहु नाथ आयहुँ जेहि काजा ॥
चतुरानन पठवा मोहिं स्वामी । यदपि कृपानिधि अन्तर्यामी ॥ ३ ॥
सदा अनाथ नाथ भगवाना । विनय विरंचि करिय परिमाना ॥
जब लगि होन प्रभात न पावहि । तब लगि हरि हरि सुत लै आवहि ॥४॥

સુખના સીમાડારૂપ અને જેઓની શોભાને જોઇને અનંત કામદેવો પણ લજાઈ જાય એવા રામચન્દ્રજીને અને લક્ષ્મણજીને બીરાજેલા જોઈ, નારદજીએ પોતાના હૃદયમાં

પોતાના આત્માને કૃતાર્થ માન્યો. ॥૧॥ રામચન્દ્રજીએ, નારદજીને આવેલા જોઈ, હર્ષથી ઉભા થઈ, માથું નમાવીને તેમને આસન આપ્યું અને તેમના આશીર્વાદ પામીને હૃદયમાં હર્ષપૂર્વક હિત થવાનો નિશ્ચય ધર્યો. જેમ ચક્રવાક પક્ષી, ચન્દ્રને જોઈને સુખ પામે, તેમ રામચન્દ્રજીનાં સુંદર રુપને જોઇને સુખ પામેલા નારદજીએ ॥ ૨ ॥ શરીરમાં રોમાંચિત થઇને રામચન્દ્રજીને કહ્યું કે, "હે નાથ ! હું જે કાર્યને વાસ્તે આવ્યો છું, તે કાર્ય સાંભળો. જો કે કૃપાના ભંડારરૂપ આપ અંતર્યામી હોવાને લીધે સઘળું જાણો છો, તોપણ બ્રહ્માએ આપને સ્મરણ આપવા માટે મને આપની પાસે મોકલ્યો છે. ॥ ૩ ॥ હે સર્વદા અનાથોના નાથ પ્રભુ રામચન્દ્રજી ! બ્રહ્માની વિનય ભરેલી વિજ્ઞપ્તિનો સ્વીકાર કરો. જ્યાંસુધી પ્રભાત થવા ન પામે, ત્યાંસૂધીમાં હનુમાનજી, સુગ્રીવના પુત્ર દધિબલને અહીં બોલાવી લાવે, એમ કરો. ॥ ૪ ॥

दो०—जपत निरंतर नाम तव, सो जानहु भगवान ॥
विधि वर हित ईत आनिये, तेहि कहँ कृपानिधान ॥ २१३ ॥

એ દધિબલ, નિરન્તર આપના નામનો જપ કરે છે, એ આપ જાણો છો. હે કૃપાનિધાન ! બ્રહ્માના વરદાનને પાળવા વાસ્તે દધિબલને અહીં બોલાવવા યોગ્ય છે.૨૧૩

चौ०—नारांतक बधहै तेहि हाथा । दधिबल नाम भक्त तव नाथा ॥
नाथ बहुत यहि खलहिं खिलावा । रण विलोकि देवन दुख पावा ॥ १ ॥
अब रघुवीर करहु सोइ बाता । बिनु प्रयास रिपु मरै प्रभाता ॥
तेहि सन तुमहिं न सोह लराई । दधिबल सन्मुख करहु बुलाई ॥ २ ॥
सविनय नाइ शीश वर भाखी । गवने मुनि प्रभु छवि उर राखी ॥
नारद गये जबहिं विधि लोका । वायु तनय तन राम विलोका ॥ ३ ॥
तात तुरत तम गमनहु तहँवां । बारिधि महँ धौरागिरि जहँवां ॥
तहँ दधिबल, रह ध्यान लगाये । बहुत दिवस चलि गये सुभाये ॥ ४ ॥

એ દધિબલ નામનો વાનર કે જે તમારો ભક્ત છે, તેના હાથથી જ નારાંતકનો વધ થાય એમ છે. હે નાથ ! એ ખળ નારાંતકને, આપે બહુ રમાડ્યો છે, પણ હવે તુરત મારી નાખો. કેમ કે, એનો સંગ્રામ જોઇને દેવતાઓ ડરી ગયા છે. ॥ ૧ ॥ હે રામચન્દ્રજી ! હવે દધિબલને અહીં લાવવાની જ ગોઠવણ કરો, કે જેથી નારાંતક અનાયાસે પ્રભાતમાં મરણ પામે. નીચ નારાંતકની સામે આપને લડાઈ કરવી શોભતી નથી, માટે દધિબલને બોલાવીને એની સામે કરી દો." ॥ ૨ ॥ ઉત્તમ બોલનારા નારદજી, આ પ્રમાણે બોલી, વિનય ભરેલી રીતે માથું નમાવી, રામચન્દ્રજીની છબીને હૃદયમાં રાખીને ત્યાંથી ગયા. નારદજી, ઉઠીને બ્રહ્મલોકમાં ગયા, કે તે જ સમયે ॥૩॥ રામચંદ્રજીએ, હનુમાનજીની સામે જોઈને તેમને આજ્ઞા કરી કે, "તમે ત્યાં જાઓ, કે જ્યાં સમુદ્રની અંદર ધોલાગિરિ નામનો પર્વત છે. એ પર્વતમાં દધિબળ મારૂં ધ્યાન લગાવીને રહ્યા છે, તે ધ્યાનને સેહેજમાં સેહેજ ઘણા દિવસો વ્યતીત થઈ ગયા છે. ॥ ૪ ॥

दो०–अहै तपोबल तेजस्वी, तात तासु ढिग जाइ ॥
मन प्रसन्न करि चतुरई, आनहु, वेगि बुलाइ ॥ २१४ ॥

એ દધિબળ કે જે તપોબલના પ્રભાવથી મહા તેજસ્વી થયો છે, તેની પાસે જઇ, ચતુરાઈથી તેનાં મનને પ્રસન્ન કરીને તેને જલદી અહીં બોલાવી લાવો." ॥ ૨૧૪ ॥

चौ०–पवन कुमार पाइ अनुशासन । चले वंदि पद हर्षि उदासन ॥
वेगवन्त धावा कपि कैसे । वर नराच दधिसुतते जैसे ॥ १ ॥
लोक अर्द्ध घटिका तेहि ठामा । पहुँचे वायुपुत्र बल धामा ॥
देखि तरणि सम तासु प्रकाशा । ठाढ भयउ कपि मंदिर पासा ॥ २ ॥
दंड युगल कपि अस्थित रहेऊ । हियमहँ राम राम अस कहेउ ॥
उर रण होइ होत प्रभाता । इत इनकर चित हरि पद राता ॥ ३ ॥
क्षण इक कपि मन कीन्ह विचारा । प्रभुपहँ चलिये कवन प्रकारा ॥
जो गृह सहित चलहुँ लै एही । नहिं अस आयसु भक्त सनेही ॥ ४ ॥

આ પ્રમાણે રામચન્દ્રજીની આજ્ઞા થતાં, હનુમાનજી, તેમાં જરા પણ ઉપેક્ષા નહીં રાખતાં, પ્રસન્ન થઈ, રામચન્દ્રજીના ચરણોમાં પ્રણામ કરીને ત્યાંથી, જેમ ઉત્તમ બાણ દોડે, તેમ, દધિબલને લેવાને વાસ્તે વેગથી દોડયા. ॥ ૧ ॥ બળના નિવાસરૂપ હનુમાનજી, સાડી ત્રણ ઘડીએ દધિબલના સ્થાનકમાં પહોંચ્યા પણ ત્યાં દધિબલનું સૂર્યના જેવું પ્રબલ તેજ જોઇને તેના સ્થાનકની પાસે બે ઘડીવાર ઉભા રહ્યા ॥ ૨ ॥ અને હૃદયમાં 'રામ, રામ,' એમ વારંવાર સ્મરણ કરવા લાગ્યા. હનુમાનજી, વિચાર કરવા લાગ્યા કે, "ત્યાં પ્રાતઃકાલ થતાં જ યુદ્ધ થશે અને અહીં આ દધિબલનું ચિત્ત રામચન્દ્રજીના ચરણોમાં સમાધિ ધરી રહ્યું છે, તો હવે અહીંથી કયો પ્રકાર ગોઠવીને રામચન્દ્રજીની પાસે જવું ?" ॥ ૩ ॥ જો આ દધિબલને અહીંથી તેના સ્થાનક સહિત ઉપાડીને લઈ જાઉં તો બની શકે એમ છે, પણ તેમ કરવાની મને રામચન્દ્રજીની આજ્ઞા નથી. રામચન્દ્રજી, ભકતોની ઉપર સ્નેહ રાખનારા છે, તેથી જો આને તેના સ્થાનક સહિત લઈ જાઉં,તો વખત પર રામચન્દ્રજી કચવાય એવો પણ સંભવ છે."॥૪॥

दो०–बुध जन शीश शिरो रतन, अति लजात मुनिराय ॥
ताहि जगावन हेत तब, कीन्ह अमित उपाय ॥ २१५ ॥

હે ભરદ્વાજ મુનિ ! એ પ્રમાણે એક ક્ષણ સૂધી વિચાર કરીને પંડિત લોકોના શિરોમણિ હનુમાનજીએ, લજાતાં લજાતાં દધિબલને જગાડવાને વાસ્તે ઘણા ઘણા ઉપાયો કર્યા. ॥ ૨૧૫ ॥

चौ०–अचल ध्यान कपि तासु प्रमाना । तजि प्रवीणता भजि भगवाना ॥
राम चरण चित कपि वर दयऊ । दंड एक औरौ चलि गयऊ ॥ १ ॥
विधि प्रेरित दधिबल लघु शंका । करन उठेउ देखा भट बंका ॥
जय श्रीराम वायु सुत बोला । सुनि दधिबल निज लोचन खोला ॥२॥

बूझि हरिहिं कीन्हहिं उर काई । कही परस्पर दोउ कुशलाई ॥
पुनि हनुमान कहेउ सुन भ्राता । चलहु विलोकन त्रिभुवन त्राता ॥ ३ ॥
सानुज राम सुखद पद कंजा । निजहि पराग शिला अघ गंजा ॥
जेहि लागि तप कीन्हेउ बहु काला । सो तुमपर अनुकूल कृपाला ॥ ४ ॥

પણ કોઈ ઉપાય લાગૂ નહીં પડતાં, દધિબલની સમાધિને અવિચળ જાણી, સઘળી ચાતુરીને છોડી દઈને, હનુમાનજી કેવળ રામચન્દ્રજીનું સ્મરણ કરવા લાગ્યા. રામચન્દ્રજીનાં ચરણોમાં ચિત્ત લગાવ્યું, ॥ ૧ ॥ તેટલામાં બીજી એક ઘડી પણ વ્યતીત થઈ ગઈ. આ સમયમાં દૈવની પ્રેરણાને લીધે દધિબલને લઘુ ( મૂત્ર ) કરવાની હાજત લાગતાં, તે બંદો દધિબલ સમાધિમાંથી જાગ્યો. એ જાગ્યો કે તુરત જ હનુમાનજીએ, 'जय श्रीराम,' એ શબ્દનું ઉચ્ચારણ કર્યું, તે સાંભળીને દધિબલે પોતાની આંખો ખોલી. ॥ ૨ ॥ દધિબલે, હનુમાનજીને છાતીમાં લગાવીને અને હનુમાનજીએ, દધિબલને છાતીમાં લગાવીને કુશલતા પૂછી. બન્ને જણાએ પરસ્પરની કુશલતા કહી. પછી હનુમાનજી બોલ્યા કે, "હે ભાઈ! મારી વાત સાંભળો. ત્રૈલોક્યના રક્ષક રામચંદ્રજીનું દર્શન કરવા ચાલો. ॥ ૩ ॥ લક્ષ્મણજી સહિત બીરાજેલા રામચન્દ્રજીનું ચરણરૂપી કમળ કે જેણે પોતાના પરાગ ( રજ ) થી શિલાનો ( અહલ્યાનો ) પણ ઉદ્ધાર કર્યો છે, તેનાં દર્શન કરો. તમે જેની પ્રાપ્તિને વાસ્તે ઘણા કાળ સૂધી તપ કર્યું છે, તે કૃપાળુ પ્રભુ તમારા ઉપર પ્રસન્ન થયા છે. ॥ ૪ ॥

दो०—धूर्जटि हृद मान सर, वसत हंस इव जोइ ॥
सादर तुमकहँ लेन लगि, पठवा मोहिं प्रभु सोइ ॥ २१६ ॥

પ્રભુ રામચન્દ્રજી કે જે સદાશિવના હૃદયરૂપી માનસ સરોવરમાં હંસની પેઠે વસે છે, તેમણે આદરપૂર્વક તમને લેવાને વાસ્તે મને અહીં મોકલ્યો છે." ॥ ૨૧૬ ॥

चौ०—सुनि शुभ वचन सुकंठकुमारा । हरिपहँ हरि सँग तुरत सिधारा ॥
आये नाथ निकट मृगशाखा । देखे पद जे हर हिय राखा ॥ १ ॥
रहेउ चरण गहि प्रीति समेता । दधिबल निरखेउ कृपानिकेता ॥
सानुज हर्षि मिले सुखपुंजा । तासु पाणि गहि निज कर कंजा ॥ २ ॥
बैठ ताहि निकट बैठावा । तेहि अवसर सुकंठ तहँ आवा ॥
निरखी तनय कपिपति हर्षाना । मिलत प्रेम नहिं जाय बखाना ॥ ३ ॥
गइ मणि पन्नग जनु पुनि पाई । देही देह मीन जल जाई ॥
सुख सुग्रीव लहेउ प्रभु भेंटे । अवगुण तीन ताहि क्षण मेटे ॥ ४ ॥

હનુમાનજીનાં શુભ વચનો સાંભળીને તુરત જ સુગ્રીવનો પુત્ર દધિબલ, હનુમાનજીની સાથે રામચન્દ્રજીની પાસે જવા ત્યાંથી ચાલ્યો. બન્ને વાનરાઓએ, રામચન્દ્રજીના સમીપમાં આવીને તેમનાં ચરણોનાં દર્શન કર્યા કે જે ચરણોને સદાશિવે પણ હૃદયમાં રાખ્યાં છે. ॥ ૧ ॥ દધિબલ અત્યંત પ્રીતિથી યુક્ત થઈને રામચન્દ્રજીનાં ચરણ

પકડી રહ્યો અને તે કૃપાસાગર પ્રભુને નિરખવા લાગ્યો. લક્ષ્મણજી સહિત રામચંદ્રજી, પોતાના હસ્તકમલવતી દધિબલના હાથને ખેંચીને તેની સાથે મળ્યા, ॥ ૨॥ અને પછી તેમણે પોતે બેસીને દધિબલને પોતાની પાસે જ બેસાડયો. આ સમયમાં સુગ્રીવ ત્યાં આવ્યો અને પોતાના પુત્રને જોઇને પ્રસન્ન થયો. એ પિતા પુત્રના પરસ્પર મળવાના સમયના પ્રેમનું વર્ણન કર્યું જાય એમ નથી. ॥ ૩ ॥ જેમ જતા રહેલાં મણિને પાછો પામીને સર્પ પ્રસન્ન થાય, જેમ જતા રહેલા પ્રાણને પાછો પામીને દેહ પ્રસન્ન થાય અને જેમ જતાં રહેલાં જલને પાછું પામીને મત્સ્ય પ્રસન્ન થાય, તેમ ઘણા દિવસથી જતા રહેલા દધિબલને પાછો પામીને સુગ્રીવ પ્રસન્ન થયો. દધિબલ રામચન્દ્રજીને મળ્યો તે ક્ષણમાં જ તેના ત્રણે તાપો ટળી ગયા. ॥ ૪ ॥

सो०—दधिबल बालि कुमारा, मिले परस्पर हर्षि हिय ॥
भयउ आई भिनुसार, न्हाइ सबनि प्रभु पद गहे ॥ १० ॥

દધિબલ અને અંગદ, એઓ પણ હૃદયમાં પૂરી પ્રસન્નતાથી પરસ્પરને મળ્યા, આ સમયમાં પ્રાતઃકાલ થવા આવ્યો. સર્વે યોદ્ધાઓ એ નાહી ધોઇને રામચન્દ્રજીનાં ચરણોને સ્પર્શ કર્યાં. ॥ ૧૦ ॥

चौ०—जहँ तहँ समर करन बनचारी । चले कहत जय लषण खरारी ॥
वाहँ नरान्तक प्रात प्रबोधा । रथ चढि चलेउ भयंकर योधा ॥ १ ॥
निशिचर हठी सुभट सँग ताके । आयुध अखिल भयानक बाँके ॥
महि संग्राम निशाचर ठाढे । असित मेघ सम अति रिस बाढे ॥ २ ॥
करि माया तेहि गात छिपावा । भयउ प्रकट जब प्रभु ढिग आवा ॥
दधिबल लखा सखा चलि आयऊ । भुजा पसारि हर्षि उठ धायऊ ॥ ३ ॥
नरांतकहु दीख गुरु भाई । मुदित मिले उर उभय अघाई ॥
भेटे समेम बूझि कुशलाता । निज निज दशा कीन्ह विख्याता ॥ ४ ॥

વાનરાઓ જ્યાં ત્યાં યુદ્ધની તૈયારીઓ કરી, રામચન્દ્રજીનો તથા લક્ષ્મણજીનો વિજય પોકારીને ચાલવા લાગ્યા. લંકામાં રહેલો નારાંતક પણ પ્રાતઃકાલ થયો જાણી, રથમાં બેસી, ભયંકર યોદ્ધાઓને સાથે લઈને રણભૂમિ તરફ ચાલ્યો. ॥ ૧ ॥ એની સાથેના મહા હઠવાળા બંકા રાક્ષસો સઘળાં ભયંકર આયુધોને ગ્રહણ કરી, અત્યંત ક્રોધયુક્ત થઈ, કાળાં વાદળાંઓની પેઠે રણભૂમિમાં આવીને ઉભા. નારાંતક, માયાથી પોતાના શરીરને છૂપાવીને વાનરાઓના સેનામાં ચાલ્યો આવ્યો, ॥ ૨ ॥ તે છેક રામચંદ્રજીની પાસે આવીને પ્રકટ થયો. દધિબલ, પોતાના ગુરુભાઇ નારાંતકને ચાલ્યો આવતો જોઇ, રાજી થઈ, ઉભો થઇ, હાથ લાંબો કરીને તેને મળવા માટે દોડયો. ॥ ૩ ॥ નારાંતક પણ ગુરુભાઇને જોઇ, રાજી થઇને મળ્યો. દધિબલ અને નારાંતક, એ બન્ને પરસ્પરને તૃપ્તિ પર્યંત મળ્યા. બન્નેએ, પ્રેમ ભરેલી રીતે મળીને, પરસ્પરની કુશલતા પૂછી અને પોતપોતાની હકીકતો પરસ્પરને કહી સંભળાવી. ॥ ૪ ॥

दो०—हरि पति पूत प्रवीन अति, सुनि तेहि मुख विख्यात ॥
लगे बुझावन मित्र कहँ, सुनहु वीयपति बात ॥ २१६ ॥

હે ગરુડજી! અત્યંત પ્રવીણ દધિબલ નારાંતકનાં મોહોડાંથી તેની હકીકત સાંભળીને તે મિત્રને (નારાંતકને) સમજાવવા લાગ્યો કે, ॥ ૨૧૬ ॥

चौ०—वंश स्वभाव सत्य कवि कहहीं । फल पियूष विष वेलि न लहहीं ॥
समुझहु तात विचारी निदाना । किये अनीति न जग कल्याना ॥ १ ॥
पितु चरित्र समुझहु मनमाहीं । राम विरोध कतहुँ जय नाहीं ॥
तुम प्रवीण भा मतिभ्रम कैसे । कूप धसत विक वाट अनैसे ॥ २ ॥
तुमहु किन्ह दिन चारि लडाई । जानेउ भालु कीश बल भाई ॥
तजि कुमंत्र संभव अज्ञाना । कहहु पाहि रघुवर भगवाना ॥ ३ ॥
सफल करहु भव प्रभु पद परशी । करिहैं अभय तोहिं समदरशी ॥
मानहु सीख मोरि सुखकारी । प्रणतपाल रघुवीर खरारी ॥ ४ ॥

"હે મિત્ર! કવિઓ, વંશના સ્વભાવ વિષે જે કહે છે, તે સાચું જ છે. ઝેરની વેલમાં કદી પણ અમૃત ફળ પેદા થાય જ નહીં. હે બાપ! તું પરિણામનો વિચાર કરીને સમજ કે જગતમાં અનીતિ કરવાથી કલ્યાણ થતું જ નથી. ॥ ૧ ॥ તું તારા પિતાની અનીતિ ભરેલી ચાલનો મનમાં વિચાર કર. રામચન્દ્રજી સામે વૈર કરવામાં વિજય મળશે જ નહીં. તું તો પ્રવીણ છે, તે છતાં તારી બુદ્ધિને આ ભ્રમ કેમ થયો છે? આ તો જેમ ગાડરો, એકને પછવાડે એક જેમ કૂવામાં પડે છે, તે પ્રમાણે જ તેં કરવા ધાર્યું છે. ॥ ૨ ॥ તું ચાર દિવસ સૂધી લડયો, તેમાં વાનરાઓનું અને રીંછોનું બળ તારા જાણવામાં આવેલું હોવું જોઈએ. હે ભાઈ! હવે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા નીચ વિચારને છોડી દઇ, રામચન્દ્રજીની પાસે 'पाहि पाहि, રક્ષા કરો, રક્ષા કરો' ॥ ૩ ॥ એમ બોલીને તેમને શરણે જા અને તે પ્રભુનાં ચરણોનો સ્પર્શ કરીને તારા જન્મને સફલ કર. રામચન્દ્રજી, સમદૃષ્ટિવાળા હોવાને લીધે તને પણ અભય દાન દેશે. મારી સુખકારી શીખામણને સ્વીકારી લે. ખર રાક્ષસને મારનારા રામચન્દ્રજી પ્રણામ કરનારાઓનું પાલન કરનારા છે. ॥ ૪ ॥

दो०—सारंगी शर तरणि सम, दशमुख वपु खग लेख ॥
जरत राखु यहि समय तुव, करि विज्ञान विशेख ॥ २१७ ॥

રામચન્દ્રજીનાં બાણરૂપ સૂર્યથી, રાવણરૂપી પક્ષીનું શરીર બળી જવા લાગ્યું છે, એમ વિચારી, તું આ સમયમાં વિશેષ વિજ્ઞાન ધરીને, તે શરીરને બળતું બચાવ."૨૧૭

चौ०—सुनत वचन गुरुभ्राता केरा । नारांतक भा क्रोध घनेरा ॥
कहन लाग खल ताहि कुभांती । सहज सभीत कीश दिन राती ॥ १ ॥
बालिहि हतेउ जौन तपधारी । भा अंगद तिन्ह आज्ञाकारी ॥

दधिबल यह वानर कुल रीति । हमरे करहिं न अरिसन प्रीति ॥ २ ॥
यह कहि प्रभु सन्मुख सो धावा । दधिबल लूम लपेटि टिकावा ॥
नारांतक कह रे शठ वानर । तव तन नहीं मोर डर कादर ॥ ३ ॥
छांडहु मूढ समुझि गुरु भाई । कहि अस पेलि चला कठिनाई ॥
तब सुकंठ सुत क्रोधित भयऊ । सपदि जाय आगे गहि लयऊ ॥ ४ ॥

આ પ્રમાણે પોતાના ગુરુ ભાઈ દધિબલનાં વચનો સાંભળી, જેના મનમાં ક્રોધ ઉત્પન્ન થયો એવો ખલ નારાંતક, દુર્વચનો બોલ્યો કે, "વાનરાઓની જાત તો સ્વભાવથી જ હમ્મેશની બીકણુ છે. ॥ ૧ ॥ જે તપસ્વીએ, વાળીને માર્યો, તે તપસ્વીને અંગદે મારી જ નાખવો જોઈએ, તેને બદલે અંગદ તેનો તાબેદાર બની રહ્યો છે. હે દધિબલ! વાનરાઓનાં કુલની શત્રુઓની સાથે પ્રીતિ કરવાની રીત છે, પણ અમારાં કુલની તેવી રીત નથી." ॥ ૨ ॥ આટલું બોલીને નારાંતક, રામચન્દ્રજીની સામે દોડતાં, દધિબલે તેને પોતાનાં પૂંછડાંમાં લપેટીને અટકાવી રાખ્યો. નારાંતક બોલ્યો કે, "અરે શઠ વાનર! તારા મનમાં મારી જરા પણ ધાસ્તી નથી? ॥ ૩ ॥ હે મૂઢ! હું તને ગુરુભાઈ જાણીને છોડી દઉં છું." આમ બોલી, નારાંતક ધકકો દઈને ચાલતો થતાં, ક્રોધથી વ્યાપ્ત થયેલા દધિબલે, જલદી કૂદી, આગળ જઈને તેને પકડી લીધો. ॥ ૪ ॥

दो०–नारांतक दधिबल भिरे, निरखि भालु अरु कीश ॥
लगे लरन सँग निशिचरन, कहि जय श्रीजगदीश ॥ २१८ ॥

નારાંતકને અને દધિબલને યુદ્ધ થવા લાગતાં, તે જોઈ, વાનરાઓ તથા રીંછો, રામચન્દ્રજીનો વિજય પોકારીને, રાક્ષસોની સામે લડવા લાગ્યાં ॥ ૨૧૮ ॥

छं०–कपि शूर सँहारे शिलन मारि । बहु मर्दि करे सिकतापहारि ॥
भट विहवाबल वासी जितेक, । कपि मारि गिराये बच न एक ॥ १ ॥
रह एकाकी मनुजाद वीर । किये द्वंद्वयुद्ध उरगाद धीर ॥
दोउ लरत लहैं छबि एक भाँति । गिरी कज्जल कंचन उभय गाति ॥ २ ॥
युग घटिका ऊपर एक याम । दोउ भिरे समर बल योग धाम ॥
पुनिभा अलक्ष सो करत युद्ध । बलवंत उभय श्रमगत सक्रुद्ध ॥ ३ ॥
कह षट प्रकार श्रुति युद्ध रीति । सुख मानेउ सुर देखत सप्रीति ॥
लखि पुत्र इकाकी पुलकि तात । कह वालि अनुज अति हर्ष वात ॥ ४ ॥

શૂર વાનરાઓએ, શિલાઓ ફેંકી ફેંકીને ઘણા ઘણા રાક્ષસોનું મર્દન કરી નાખ્યું. કેટલાએકનું તો રેતી જેવું ચૂર્ણ જ કરી નાખ્યું. જે રાક્ષસો વિહવાબલ પુરના રહેવાસીઓ હતા, તેઓને વાનરાઓએ મારી જ નાખ્યા ॥ ૧ ॥ એઓમાંથી એકકે બચ્યો નહીં. હે ગરુડજી! વીર નારાંતક, કે જે એકલો જ રહી ગયો, તેને દધિબલની સાથે દ્વંદ્વયુદ્ધ જામ્યું. લડવા લાગેલા એ બે યોદ્ધાઓ, તુલ્ય પ્રકારથી જ યુદ્ધ કરતા લાગ્યા અને જાણે કાજળનો પર્વત અને સોનાનો પર્વત લડવા લાગ્યા હોય એવા દેખાતા લાગ્યા.

॥ ૨ ॥ બળના અને યુક્તિઓના સ્થાનકરૂપ એ બે યોદ્ધાઓએ, એક પોહોર ઉપરાંત પણ બે ઘડી સુધી અર્થાત્ દશ ઘડી સુધી ભારે યુદ્ધ કર્યું. પછી બળવાન, ક્રોધ પામેલા અને થાકી ગયેલા એ બે યોદ્ધાઓમાંથી નારાંતક યુદ્ધ કરતાં કરતાં અકસ્માત અંતર્હિત થઈ ગયો. ॥ ૩ ॥ શાસ્ત્રોમાં યુદ્ધની જે છ રીતિઓ કહી છે, તે સઘળી રીતિઓ પ્રમાણે થયેલા એ યુદ્ધને પ્રેમપૂર્વક જોઈને દેવતાઓ, સુખ માનવા લાગ્યા. સુગ્રીવે, પોતાના પુત્રને એકલો જ યુદ્ધ કરતો જોઈ, રોમાંચિત થઇ, અત્યંત હર્ષથી, ॥ ૪ ॥

दो०—जाम्बवंत सन बचन मृदु, कहेउ सुकंठ पुकारि ॥
कहहु तात दधिबल कबहिं, दनुजहिं डारिहि मारि ॥ २१९ ॥

જામ્બુવાનને પોકારીને કોમળ વચન કહ્યું કે, "હે તાત! હે જામ્બુવાન! હવે દધિબલ નારાંતકને ક્યારે મારી નાખશે? તે કહો. ॥ ૨૧૯ ॥

चौ०—समर करत लागी अति बारा । यह सुनि बोलेउ ऋक्ष सुवारा ॥
क्षणक हृदय धरि धीर कपीशा । दधिबल गुरु सन लही अशीशा ॥ १ ॥
सो अवसर अब आन तुलाना । एक पलक महँ मरिहि अयाना ॥
सुनि हरीश मन महँ अति हर्षे । तबहीं बिबुध सुमन बहु वर्षे ॥ २ ॥
दधिबल धन्य भुजा बल तोरा । रणकौतूहल कीन्ह न थोरा ॥
हरिस्तुति सुनि हरि अरि कोपा । कपिहिसहित खल भयउ अलोपा ॥ ३ ॥
योजन अयुत अष्ट नभ जाई । दधिबल सुमिरि हृदय रघुराई ॥
गहि मनुजाद भूमि पर डारा । करि चिकार तेहिं मरती बारा ॥ ४ ॥

યુદ્ધ કરતાં ઘણો વખત થયો છે." આ વચન સાંભળી, જાંબુવાન્ બોલ્યા કે, "હે વાનરાઓના રાજા! હૃદયમાં ક્ષણ માત્ર ધીરજ ધરો. દધિબલે નારાંતકને મારવાનો ગુરુની પાસેથી આશીર્વાદ જ મેળવ્યો છે ॥ ૧ ॥ અને આશીર્વાદ સફલ થવાનો સમય આવી ચૂકયો છે. હવે એ દુષ્ટ રાક્ષસ, એક પલની અંદર મરી જશે." જાંબુવાનનાં વચનો સાંભળીને, સુગ્રીવ મનમાં બહુ જ રાજી થયો અને દેવતાઓ પણ ઘણાં પુષ્પો વરસાવીને કહેવા લાગ્યા કે, ॥ ૨ ॥ 'હે દધિબલ! તારી ભુજાઓનાં બળને ધન્ય છે. તેં સંગ્રામમાં નારાંતકને હરાવ્યો, એ ભારે કૌતુક કર્યું છે.' દધિબલની સ્તુતિ થતી સાંભળી, અત્યંત કોપ પામેલો વાનરાઓનો શત્રુ ખલ નારાંતક, આકાશમાંથી ઉતરી, દધિબળને ઉપાડી, તેને સાથે લઈને અંતર્ધાન થયો ॥ ૩ ॥ અને આકાશમાં એંશી હજાર યોજન સૂધી ઉંચે ચઢી ગયો. આ સમયમાં દધિબલે હૃદયમાં રામચન્દ્રજીનું સ્મરણ કરી, નારાંતકને પકડીને ધરતીપર નાખ્યો. નારાંતકે, ધરતી પર પડતાં વાર મરવાના સમયમાં ભારે ચીસ પાડી. ॥ ૪ ॥

छं०—मरती समय अति शब्द करि दशमुख तनय हरि हरि कही ॥
तजि अधम तनु धरि सुभग बपु द्विज नाथ सुनि सो गति लही ॥
जेहि हेतु सुर मुनि सिद्ध नाना भाँति जप तप मख किये ॥
श्रीराम करुणासिंधु सो फल सहजही दनुजै दिये ॥ १ ॥

મરવાના સમયમાં નારાંતકે, મોટી ચીસ નાખીને 'हरि, हरि,' એ શબ્દનું ઉચ્ચારણ કર્યું. હે ગરુડજી ! એ શબ્દના ઉચ્ચારણના માહાત્મ્યથી નારાંતકે પોતાના અધમ શરીરનો ત્યાગ કરી, દિવ્ય શરીરને ધારણ કરીને એવી ગતિ મેળવી કે, જે ગતિને વાસ્તે દેવતાઓ, મુનિઓ તથા સિદ્ધ લોકો, અનેક પ્રકારોથી જપ, તપ તથા યજ્ઞ કરે છે. નારાંતકે, જપાદિક કશું કર્યું ન હતું, તે છતાં કરુણાના સમુદ્રરૂપ રામચન્દ્રજીએ, કેવળ નામનાં ઉચ્ચારણથી પ્રસન્ન થઈને, તેને સેહેજ રીતે એવી ઉત્તમ ગતિરૂપ ફળ આપ્યું.॥૧॥

दो०—देखि तासु गति विबुध गण, अभय भये खगराई ॥
प्रमुदित बरषे पुष्प झरि, रामचरण चित लाई ॥ २२० ॥

હે ગરુડજી ! નારાંતકને શુભ ગતિ મળેલી જોઈ, નિર્ભય થયેલા દેવતાઓએ, રામચન્દ્રજીનાં ચરણોમાં ચિત્ત લગાવી, આનંદથી પુષ્પોની અતિ વૃષ્ટિ કરી. ॥ ૨૨૦ ॥

चौ०—मरा नरांतक दधिबल जानी । तोरि तासु शिर गहि निज पानी ॥
रुंड तासु गहि लंक सचारी । आपु चले जहँ नाथ खरारी ॥ १ ॥
निशा प्रवेश भूत वैताला । चढि चढि वाहन वेष कराला ॥
जाइ समर महि सुखद समेता । उदर अघाइ गये सुनिकेता ॥ २ ॥
आयउ दधिबल प्रभुके पासा । देखि हर्षि उठि रमा निवासा ॥
सानुज राम मिले अति प्रीती । परम प्रसाद नाथ नित रीति ॥ ३ ॥
बैठे रघुकुल मणि दोउ भाई । सखा सुतहि निज ढिग बैठाई ॥
हनुमदादि मर्कट प्रभु पाहीं । नाइ माथ प्रमुदित मन माहीं ॥ ४ ॥

દધિબલે નારાંતકને મરણ પામેલો જાણી, તેનું માથું તોડીને પોતાનાં હાથમાં રાખ્યું અને માથા વગરનું ધડ ઉપાડીને લંકામાં ફેંકી દીધું. પછી દધિબલ પોતાના પ્રભુ રામચન્દ્રજીની પાસે આવ્યો. ॥ ૧ ॥ રાત્રિ પડતાં વિકરાલ વેષોવાળાં ભૂતો તથા વૈતાલો વાહનોપર ચઢી ચઢીને આનંદથી યુદ્ધ ભૂમિમાં એકઠાં થયાં અને ત્યાં માંસાદિકના આહારથી પેટ ભરીને પાછાં પોતપોતાનાં સ્થાનકોમાં ગયાં. ॥૨॥ રામચન્દ્રજી, દધિબલને આવેલો જોઈ, હર્ષથી ઉભા થયા અને અત્યંત પ્રેમથી મળ્યા. લક્ષ્મણજી પણ એવા જ પ્રેમથી દધિબલને મળ્યા. રામચન્દ્રજી, જ્યારે બહુ પ્રસન્ન થાય, ત્યારે ઉભા થઈને મળે, એ એમની રીતિ જ હતી. ॥ ૩ ॥ રામચન્દ્રજી, લક્ષ્મણજી સહિત બીરાજ્યા અને તેમણે દધિબલને પોતાની પાસે બેસાડ્યો. રાજી થયેલા હનુમાનજી વગેરે વાનરાઓ પણ, માથાં નમાવીને રામચન્દ્રજીની પાસે બેઠા. ॥ ૪ ॥

दो०—राम रजायसु पाय पुनि, होइ विगत श्रम कीश ॥
तब दधिबल प्रभु चरण गहि, आगे धरि अरि शीश ॥ २२१ ॥

સર્વે વાનરાઓ તથા રીંછો રામની આજ્ઞા પામી, શ્રમથી રહિત થઈને બેઠાં, તે સમયમાં દધિબલે રામચન્દ્રજીનાં ચરણ પકડીને તેઓની આગળ નારાંતકનું માથું ધર્યું.

चौ०—समुझि कौतुकी रिपुसुत शीशा । सुनहु सुकंठ कह्यो जगदीशा ॥
नारांतक कर शीश धरावहु । यतन समेत न सेत चलावहु ॥ १ ॥
नाथ रजाय पाय कपिराई । राखेउ सो शिर यतन कराई ॥
पुनि दधिबल हरि कीन्ह बडाई । श्रीपति श्रीमुख बहुविधि गाई ॥ २ ॥
जासु बडाई किय बड ईशा । सखहिं सराहत सो जगदीशा ॥
दधिबल प्रभु अनुकूल विलोकी । सफल जन्म लखि भयऊ विशोकी ॥३॥
प्रेम वारि लोचन कर जोरी । बोलेउ गिरा भक्तिरस बोरी ॥
जगदात्मा तुम्हार यह बाना । संतत करहु दीन मन माना ॥ ४ ॥

રામચન્દ્રજીએ, શત્રુનું માથું જોઈ, કૌતુકથી યુક્ત થઈને સુગ્રીવને આજ્ઞા કરી કે, "આ નારાંતકનું માથું યત્નપૂર્વક સંભાળીને રાખજો, ફેંકી દેશો નહીં." ॥૧॥ રામચંદ્રજીની આજ્ઞા પ્રમાણે સુગ્રીવે, એ માથું ઘણા યત્નથી રાખી મેલ્યું. પછી રામચન્દ્રજીએ, શ્રીમુખથી દધિબલની પ્રશંસા બહુ કરી. ॥ ૨ ॥ ઈંદ્રાદિક દેવતાઓ પણ જે પ્રભુની પ્રશંસા કરે છે, તે પ્રભુએ દધિબલની પ્રશંસા કરી, દધિબલ પ્રભુને પ્રસન્ન થયેલા જોઇ, પોતાના જન્મને સફલ લેખીને શોક રહિત થયો. ॥ ૩ ॥ જેનાં નેત્રોમાં પ્રેમજલ ભરાઈ આવ્યાં એવો દધિબલ હાથ જોડી, ભક્તિરસથી ભીંજાયેલી વાણી બોલ્યો કે, "હે જગદીશ્વર ! આપ દીન જનોનું મનમાનતું જ કરી આપો છો, એ આપની પ્રતિજ્ઞા જ છે.॥૪॥

दो०—वनचर पामर सहज जड, बुद्धि विषम अज्ञान ॥
विरद स्वभाव कृपालु प्रभु, सेवक सुयश बखान ॥ २२२ ॥

અમો તો જંગલોમાં ફરનારા, પામર, સહજ જડ, વિષમ બુદ્ધિવાળા અને અજ્ઞાન છીએ, તોપણ આપ કૃપાળુ પ્રભુ, આપની પદ્ધતિને પાળવા વાસ્તે જ અમો સેવક લોકોની કીર્તિનાં વખાણ કરો છો. ॥ ૨૨૨ ॥

चौ०—तव यश विमल विदित अवधेशा । कहत न पार पाव श्रुति शेषा ॥
सो मैं प्रभु कहि शकहुँ न कैसे । पर्ण वणिक गज मणि गुण जैसे ॥ १ ॥
अस कहि हरि हरि पद लपटाने । देखि प्रेम कपि विबुध सिहाने ॥
अन अभिमान ताहि प्रभु जाना । दीनदयालु बहुरि सनमाना ॥ २ ॥
मांगु वत्स जो वर मन भावा । सुनि दधिबल कारि विनय सुनावा ॥
नाथ तुम्हार रूप गुण नामा । करहिं निरंतर मम उर धामा ॥ ३ ॥
हो मोहिं प्रिय पद पंकज कैसे । कामहिं वाम सूम धन जैसे ॥
एवमस्तु तुम कहँ वर येहू । मम इच्छा कछु औरो लेहू ॥ ४ ॥

હે અયોધ્યાના નાથ ! આપનો પ્રખ્યાત વિમલ યશ કે જેનું વર્ણન કરવામાં શ્રુતિઓ તથા શેષનાગ પણ પાર પામતાં નથી, તેનું વર્ણન હું શી રીતે કરી શકું ? જેમ. પાંદડાં વેંચનારો માણસ, ગજમોતીના ગુણોને જાણી શકે નહીં, તેમ હું, આપના ગુણોને

જાણી શકું જ નહીં." ॥૧॥ એટલું બોલીને દધિબલ રામચન્દ્રજીનાં ચરણોમાં લપટાતાં, તેના પ્રેમને જોઇ, સર્વે વાનરાઓ તથા દેવતાઓ પણ તેની પ્રશંસા કરવા લાગ્યા. દીનદયાળુ રામચન્દ્રજીએ, દધિબલનું નિરભીમાનપણું જોઈ, વળી પણ તેને વધારે માન આપીને કહ્યું કે, ॥ ૨ ॥ "હે પુત્ર! તું મનભાવતું વરદાન માગી લે." એ સાંભળી, દધિબલે વિજ્ઞપ્તિ કરી કે, "હે નાથ! આપનાં રૂપ, ગુણ અને નામ, એઓ નિરંતર મારા હૃદયમાં નિવાસ કરી રહે ॥૩॥ અને જેમ કામી પુરુષને સ્ત્રી ઉપર અખંડિત પ્રેમ રહે છે તથા લોભીને ધન ઉપર અખંડ પ્રેમ રહે છે,તેમ મને આપનાં ચરણારવિન્દો પર અખંડ પ્રેમ રહે, એ વરદાન માગુ છું." રામચન્દ્રજીએ, તથાસ્તુ કહી, એ વરદાન આપીને વળી પણ આજ્ઞા કરી કે, કાંઇક બીજું આપવાની મારી ઇચ્છા છે, માટે તે પણ લે. ॥ ૪ ॥

सो०—विहवाबल[illegible]र राज, करहु तात तुम मुदित मन ॥
छांडि और सब काज, शिवा शंभु पद भक्ति दृढ ॥ ११ ॥

હે તાત! તું મનમાં આનંદ યુક્ત રહીને, નારાંતકના વિહવાબલ પુરનું રાજ્ય કર અને બીજાં સઘળાં કાર્યો છોડી દઈને, શિવ પાર્વતીનાં ચરણાર્વિન્દોની દૃઢ ભક્તિ કર.

चौ०—यहै काज शुभ संतत चहही । जोइ सोइ प्राणी मम मन रहई ॥
उमा रामकर यहै स्वभाऊ । जनपर प्रेम न कबहुँ दुराऊ ॥ १ ॥
मोहिं निज रूप रमा पति जाने । ताते वारंवार बखाने ॥
जानेउ श्रीरघुवर स्वभाव जिन । सब तजि प्रेमभक्ति मांगी तिन ॥ २ ॥
रामभक्ति वारीश जासु उर । महिमा तासु कहत श्रुति बुधवर ॥
सर सरिता सब सुखद सुहाये । सहजहिं आवत बिनहिं बुलाये ॥ ३ ॥
ताहि शुद्ध शिष दै रघुनाथा । पुनि प्रभु कीन्ह तिलक निज हाथा ॥
सारंगी रुख सबही पावा । अंगदादि ताकहँ शिर नावा ॥ ४ ॥

જેઓ, શિવ પાર્વતીનાં ભજન કરવારૂપ શુભ ક્રિયાની જ ઇચ્છા રાખે, તે પ્રાણીઓ, મારા મનમાં નિવાસ કરે છે." હે પાર્વતી! રામચન્દ્રજીનો સ્વભાવ જ એવો છે કે, પોતે પોતાનાં ભક્તજનો ઉપરના પ્રેમને, કદી પણ દૂર કરતા નથી. ॥ ૧ ॥ રામચન્દ્રજી મને પોતાનું જ રૂપ સમજે છે, તેથી વારંવાર મારાં વખાણ કરે છે. જેઓ રામચન્દ્રજીના સ્વભાવને જાણે, તેઓ તો સઘળું છોડી દઇને રામચન્દ્રજીની પ્રેમ ભક્તિ જ માગી લે. ॥૨॥ જેના હૃદયમાં રામભક્તિરૂપી સમુદ્ર ભર્યો હોય, તેના મહિમાને પંડિતો તથા શ્રુતિઓ, પણ ગાય છે. જેમ સઘળાં સરોવરો તથા નદીઓ, બોલાવ્યા વગર પોતાની મેળે જ સુખદાયી સમુદ્રને પ્રાપ્ત થાય છે, ॥૩॥ તેમ સઘળાં સુખો બોલાવ્યા વગર પોતાની મેળે જ રામભક્તને પ્રાપ્ત થાય છે. પ્રભુ રામચન્દ્રજીએ, દધિબલને શુદ્ધ શીખામણ આપીને પછી પોતાના હાથથી તેના લલાટમાં રાજ્યતિલક કર્યું. અંગદ આદિ સર્વ વાનરાઓએ રામચન્દ્રજીની મરજી જોઇને દધિબલને માથાં નમાવ્યાં. ॥ ૪ ॥

दो०—पाई भक्तिवर राजवर, प्रभु चरणन शिर नाई ॥
दधिबल पठवउ तुरत हठ, सुनहु ऋषय शुभ भाइ ॥ २२३ ॥

હે ભરદ્વાજ આદિ ઋષિઓ! દધિબલ ભક્તિરૂપ વરદાનને તથા રાજ્યરૂપ વરદાનને પામી, રામચન્દ્રજીના અત્યંત આગ્રહને લીધે, વિહ્વાબલ પુર તરફ વિદાય થયો.॥૨૨૩

चौ०—तन मन राम चरण अनुरागे । दधिबल राज्य करत भय त्यागे ॥
सेन सहित श्रीराजिव नयना । राजत देखि विबुध चित चयना ॥ १ ॥
हनत दुंदुभी विविध प्रकारा । पुष्प माल झरि करत अपारा ॥
करि अस्तुति बर विनय पुकारे । अदिति सूनु निज गेह सिधारे ॥ २ ॥
उतहिं जहाँ बैठा दशभाला । बिनु शिर बपु सो परा विशाला ॥
देखि विकल आपै उठि धावा । पहँचानत तेहि अति दुःख पावा ॥ ३ ॥
हा नारांतक कहि खल परा । महा खंभार लंक गढ भरा ॥
मयतनया आदिक निशिचरी । शोक समाज विषादहिं भरी ॥ ४ ॥

દધિબલ, વિહ્વાબલ પુરમાં જઈ રામચન્દ્રજીનાં ચરણોમાં મન લગાવી, નિર્ભય થઈને રાજ્ય કરવા લાગ્યો, અહીં રામચન્દ્રજી સેના સહિત બીરાજ્યા હતા, તેમને જોઈ, મનમાં અત્યંત પ્રસન્ન થયેલા દેવતાઓ, ॥ ૧ ॥ વિવિધ પ્રકારોથી દુંદુભિઓ બજાવવા લાગ્યા અને અપાર પુષ્પમાળાઓની વૃષ્ટિ કરવા લાગ્યા. પછી દેવતાઓ, રામચન્દ્રજીની સ્તુતિ કરી, પોતાની વિજ્ઞપ્તિ સંભળાવીને પોતપોતાનાં સ્થાનકોપર ગયા. ॥૨॥ દધિબલે ફેંકેલું નારાંતકનું માથાવગરનું મોટું શરીર લંકામાં જ્યાં રાવણ બેઠો હતો ત્યાં પડ્યું. રાવણે એ ધડને દેખતાં જ વ્યાકુલ થઈ, ઉઠી, દોડીને જોયું ત્યાં તે 'નારાંતકનું છે,' એમ ઓળખવામાં આવતાં રાવણને અત્યંત દુઃખ પ્રાપ્ત થયું. ॥ ૩ ॥ ખલ રાવણ 'હાય નારાંતક!' એમ બોલીને ધરતીપર પડતાં, લંકાના ગઢમાં મોટો ખળભળાટ મચી રહ્યો. મંદોદરી વગેરે રાક્ષસીઓ ખેદથી વ્યાપ્ત થઈને જાણે શોકની સભાઓ જ હોય નહીં એવી બની ગઈ. ॥ ૪ ॥

दो०—बिन्दुमती आदिक सकल, नारांतककी नारि ॥
व्याकुल महि लोटहिं परी, निज तनु दशा बिसारि ॥ २२४ ॥

નારાંતકની બિન્દુમતી વગેરે સઘળી સ્ત્રીઓ, વ્યાકુલ થઈ, ધરતીપર લોટી પડી અને તેઓ પોતાનાં શરીરોનું ભાન પણ વિસરી ગઈ. ॥ ૨૨૪ ॥

चौ०—करि विलाप जिमि निशिचर नारी । सो न जात कहि सुन नभ चारी ॥
शोक जलधि लंका लघु तरणी । चढीं सकल निशिचरकी घरणी ॥ १ ॥
बूडत जानि न कतहुँ निबाहा । कहत मंदोदरि तब सब पाहा ॥
बिन्दुमती कर गहि बैठाई । नागसुताकी कथा सुनाई ॥ २ ॥
सुनत सुनयनाकी शुचि करणी । धारि धीर नारांतक घरणी ॥
सबनि बुझाय सासु पग लागी । तजि धन धाम स्वामि अनुरागी ॥ ३ ॥
मात करहु सो यतन उतावल । मिलहुँ जाइ जेहि पद निज रावल ॥
सुन सुतवधू न आन उपाऊ । जाउ जहाँ राजत रघुराऊ ॥ ४ ॥

હે ગરુડજી ! સાંભળો. નારાંતકની સ્ત્રીઓએ, જે જે વિલાપો કર્યા, તેઓનું વર્ણન કર્યું જાય એમ નથી. શોકરૂપી સમુદ્રમાં લંકારૂપી નહાનું વહાણુ કે જેમાં નારાંતકની સર્વ સ્ત્રીઓ ચઢી હતી, ॥ ૧ ॥ તે વહાણુ બૂડવા લાગ્યું અને તેનો ક્યાંય નિર્વાહ રહ્યો નહીં. તે સમયે મંદોદરીએ સર્વની પાસે આવીને આશ્વાસનનાં વચનો કહ્યાં. પછી મંદોદરીએ બિન્દુમતીનો હાથ પકડી, પોતાની પાસે બેસાડીને સુલોચનાની હકીકત કહી સંભળાવી. ॥ ૨ ॥ નારાંતકની સ્ત્રી બિન્દુમતી સુલોચનાની પવિત્ર કરણી સાંભળી, ધીરજ ધરી, સર્વને પોતાનો અભિપ્રાય સમજાવી, સાસુને પગે લાગી, ધન તથા ઘર વગેરેની મમતાને છોડી દઈને, સ્વામીની પછવાડે સતી થવામાં જ તત્પર થઈ. ॥ ૩ ॥ બિન્દુમતીએ, 'હે માતાજી ! હવે ઉતાવળથી તે જ યત્ન કરો કે જેથી હું મારા સ્વામીનાં ચરણોને જઈ મળું' એમ વિજ્ઞપ્તિ કરતાં મંદોદરી બોલી કે, "સાંભળો. બીજો એકે ઉપાય નથી, માટે જ્યાં રામચન્દ્રજી બીરાજે છે ત્યાં જાઓ, ॥ ૪ ॥

दो०—जेहि विधि गई सुलोचना, तेहि गति तुम भय त्यागि ॥
निरखहु रघुपति पदकमल, लावहु पति शिर माँगि ॥ २२५ ॥

જે પ્રકારથી સુલોચના ગઈ હતી, તે જ પ્રકારથી તમે પણ નિર્ભય થઈને રામચન્દ્રજીની પાસે જાઓ અને તેમનાં ચરણોનાં દર્શન કરી, તેમની પાસેથી તમારા સ્વામીનું માથું માગી લાવો." ॥ ૨૨૫ ॥

चौ०—सासु वचन सुनि जानि प्रभाता । उठि निशिचर तिय पुलकित गाता ॥
जात रूप मय यान मँगाई । निज कर गहि पति देइ चढाई ॥ १ ॥
चली अकेलि यान चढि जबहीं । तासु सवति इक आई तबहीं ॥
नाम चित्ररेखा अस तासू । गुणगण सुभग बसे तनु जासू ॥ २ ॥
सो करि विनय चढी तेहि संगा । कीन पयान रँगी सतरंगा ॥
रथ अकेल आवत कपि देखा । कायर डरपे हृदय विशेषा ॥ ३ ॥
आवत मानि सबल रिपु कोऊ । नल अरु नील सुभट वर दोऊ ॥
आये धाय संपदि तब आगे । युगल नारि तनु निरखन लागे ॥ ४ ॥

સાસુનાં વચનો સાંભળી, ઉત્સાહને લીધે શરીરમાં રોમાંચિત થયેલી બિન્દુમતી પ્રભાત થયેલું જાણી, ઉભી થઈ, સુવર્ણની પાલખી મંગાવી, તે પાલખીમાં પોતાના હાથથી, પતિનાં શરીરને પધરાવી, પોતે પણ તે પાલખીમાં ચઢીને ॥૧॥ એકલી ચાલી, તે સમયમાં તેની ચિત્રરેખા નામથી એક શોકય, કે જે અનેક ગુણો તથા સમૂહોના સ્થાનકરુપ હતી, તેપણ ત્યાં આવી, ॥ ૨ ॥ વિનતિ કરીને તેની સાથે જ પાલખીમાં ચઢી. સત્યતાથી રંગાયેલી એ બે સ્ત્રીઓએ, પાલખી ચાલતી કરી. એકલી પાલખીને આવતી જોઈ, જે વાનરાઓ બીકણુ હતા, તેઓ કોઈ પ્રબલ શત્રુને આવતો માનીને હૃદયોમાં બહુ ડરવા લાગ્યા. ॥ ૩ ॥ સેનામાં ખળભળાટ થયેલો જાણી, નલ તથા નીલ નામનો બે યોદ્ધાઓ, દોડીને સેનાની આગળ આવ્યા, ત્યાં તેઓને બે સ્ત્રીઓ આવતી જોવામાં આવી. ॥ ૪ ॥

दो०—समझि बूझि वृत्तांत दोउ, फिर आये प्रभु पास ॥
वंदि कंज पद उभय कह, सुनिये रमानिवास ॥ २२६ ॥

નલ તથા નીલ, એઓએ, સઘળી હકીકત પૂછી,સમજી લઈ, પાછા રામચન્દ્રજીની પાસે આવી, ચરણારવિન્દોમાં માથાં નમાવીને વિજ્ઞપ્તિ કરી કે, "હે લક્ષ્મીના નિવાસરૂપ પ્રભુ ! સાંભળો. ॥ ૨૨૬ ॥

चौ०—नाथ नरांतककी दोउ नारी । आवत शरण प्रणत भयहारी ॥
सुनि रघुवीर हृदय मुसकाने । उतहि टिकावहु सखा सयाने ॥ १ ॥
सुनि प्रभु वचन बहुरि सो धाये । कटक विगत रथ दूर टिकाये ॥
बिन्दुमती चित रेखा दूनो । विनय हमारी कीन्ह अस सूनो ॥ २ ॥
कहहु जाइ तुम प्रभुहिं बुझाई । केहि कारण हम दरश न पाई ॥
हम अबला कपि विनवैं तोहीं । बूझि नाथ सन कहवै मोहीं ॥ ३ ॥
नारि विनय सुनि कपि दोउ भले । नीति विचारि राम पहँ चले ॥
विनती नारि जाय नल वरणी । सुनि विहँसे प्रभु तिनकै करणी ॥ ४ ॥

હે ભક્તજનોના ભયને હરનારા સ્વામી ! નારાંતકની બે સ્ત્રીઓ આપને શરણે આવે છે." એ સાંભળી રામચન્દ્રજી હૃદયમાં હસીને બોલ્યા કે, "હે સુજ્ઞ મિત્રો ! એ બે સ્ત્રીઓને ત્યાં જ ઉભી રાખો." ॥ ૧ ॥ રામચન્દ્રજીનાં વચનો સાંભળીને નલ તથા નીલ, દોડીને પાછા તે સ્થળમાં ગયા અને તેઓએ, પાલખીને વાનરાઓના સૈન્ય બહારથી જ અટકાવી. આમ થતાં બિન્દુમતી તથા ચિત્રરેખા, એ બન્ને બોલી કે, "હે વાનરાઓ ! રામચન્દ્રજીને અમારી વિજ્ઞપ્તિનું નિવેદન કરો. ॥ ૨ ॥ તમો જઈ, પ્રભુને સમજાવીને કહો કે, અમોને આપનું દર્શન શા કારણથી મળતું નથી ? અમો અબળાઓ જે વિનતિ કરીએ છીએ, તે વિનતિ વિષે પ્રભુને પૂછીને અમોને ઉત્તર આપો." ॥ ૩ ॥ એ બે ભલા સ્વભાવના વાનરાઓ સ્ત્રીઓની વિનતિ સાંભળી, નીતિનો વિચાર કરીને પાછા રામચન્દ્રજીની પાસે આવ્યા. નલે સ્ત્રીઓની વિનતિ કહી સંભળાવતાં, પ્રભુ રામચન્દ્રજી તેઓનું કર્તવ્ય જાણીને મનમાં હસ્યા. ॥ ૪ ॥

दो०—परम मृदुल रघुनाथ चित, कहत संत बुध वेद ॥
तिन कहँ देत न दरश प्रभु, सुन खगेश सो भेद ॥ २२७ ॥

હે ગરુડજી ! રામચન્દ્રજીને સંત જનો, પંડિતો તથા વેદો, અત્યંત કોમળ ચિત્તવાળા કહે છે, તોપણ પ્રભુ, એ સ્ત્રીઓને દર્શન દેતા ન હતા, તેનો ભેદ સાંભળો. ॥૨૨૭॥

चौ०—प्रेम परीक्षा हित रघुनायक । कौतुक करत समर सुखदायक ॥
नाथ सखा सब बहुरि बुझाई । पुनि नल नारिन पास पठाई ॥ १ ॥
कह कपि सुनहु नारांतक नारी । दरशन तुमहिं न देत खरारी ॥
तुम गृह जाहु वचन मम मानी । बोलीं सो तिय वचन सयानी ॥ २ ॥

हम अबला दरशन हित आई । नयन सफल बिनु किमि गृह जाई ॥
यहि विधि करत विनय दोउ नारी । कीशन कटक कीन्ह पैसारी ॥ ३ ॥
आवत निकट जानि रिपुरवनी । यद्यपि पतिव्रतहैं सुख भवनी ॥
तदपि नाथ तेहि दरश न देहीं । जाइ निकट विनतीकी तेहीं ॥ ४ ॥

સુખ આપનારા રામચન્દ્રજી, પ્રેમની પરીક્ષા કરવાને માટે જ રણભૂમિમાં કૌતુક કરતા હતા. પછી રામચન્દ્રજીએ સઘળું સમજાવી નલને એ સ્ત્રીઓની પાસે પાછો મોકલ્યો. ॥ ૧ ॥ નલે ત્યાં જઇને કહ્યું કે, "હે નારાંતકની સ્ત્રીઓ ! રામચંદ્રજી તમોને દર્શન દેવામાં રાજી નથી, માટે તમો મારૂં વચન માનીને પાછાં તમારે ઘેર જાઓ." એ સાંભળીને એ ચતુર સ્ત્રીઓ બોલી કે, ॥ ૨ ॥ "અમો અબળાઓ પ્રભુનાં દર્શનને વાસ્તે આવેલી છીએ, માટે દર્શનદ્વારા નેત્રોને સફલ કર્યા વિના શી રીતે રીતે પાછી ઘેર જઇએ ?" આ પ્રમાણે વિનય કરતાં કરતાં, એ બન્ને સ્ત્રીઓએ, વાનરાઓનાં સૈન્યમાં પ્રવેશ કર્યો. ॥ ૩ ॥ રામચન્દ્રજીએ, શત્રુની સ્ત્રીઓને પોતાની પાસે આવતી જાણી, જો કે એ પતિવ્રતાઓ હતી, તોપણ પ્રેમની પરીક્ષાને વાસ્તે દર્શન નહીં દેતાં તેઓએ સમીપમાં જઇને વિનતિ કરી કે, ॥ ૪ ॥

दो०—प्रभु सीतापति जगतपति, सुरनरपति रघुनाथ ॥
देउ दरश करुणायतन, दीनबंधु श्रुतिमाथ ॥ २२८ ॥

"હે પ્રભુ ! હે સીતાજીના પતિ ! હે જગતના પતિ ! હે દેવતાઓના તથા મનુષ્યોના પતિ ! હે રઘુનાથ ! હે કરુણાના નિવાસરૂપ ! હે દીનબંધુ ! હે શ્રુતિઓના શિરોમણિરૂપ ! અમોને દર્શન આપો." ॥ ૨૨૮ ॥

चौ०—बोले राम न सोतिय बोली । विमलज्ञान पतिव्रत अनुडोली ॥
नाथ सत्य यह नीति बखानै । पुरुष न परतिय सपनेहु जानै ॥ १ ॥
प्राकृत पुरुषनकी यह रीती । जिनके हृदय कपट पर प्रीती ॥
समदरशी कछु दोष न स्वामी । सो विचार प्रभु अंतर्यामी ॥ २ ॥
आरत बंधु विलंब न कीजै । करुणाकर वर दरशन दीजै ॥
नहिं बोले प्रभु पुनि सो कहहीं । तब यश अस श्रुति गावत अहहीं ॥ ३ ॥
गौतम नारि नाथ तुम तारी । अधमजाति भिलनी निस्तारी ॥
सुनि मम हृदय परी परतीती । अब प्रभु कस देखिय विपरीती ॥ ४ ॥

આ પ્રમાણે વિનતિ કરતાં છતાં પણ, રામચન્દ્રજી દૂર રહીને કશું બોલ્યા નહીં, ત્યારે નિર્મળ જ્ઞાનવાળી અને અડોલ પાતિવ્રત્યવાળી તે સ્ત્રીઓ, વળી બોલી કે, "પુરુષોએ સ્વપ્નમાં પણ પરસ્ત્રીઓની સામે નહીં જોવું જોઇએ એવા પ્રકારની જે નીતિ, શાસ્ત્રોમાં વખાણી છે, તે સત્ય છે, ॥ ૧ ॥ પરન્તુ એ નીતિ પ્રાકૃત પુરુષોને માટે છે, કે જેઓના હૃદયમાં કપટપર પ્રીતિ હોય છે. હે પ્રભુ ! જેઓ સમદર્શી હોય છે, તેઓને પરસ્ત્રીઓને સામે જોવામાં પણ કશો દોષ નથી, એ વાતનો આપ વિચાર કરો. આપ

અંતર્યામી છો. ॥૨॥ હે આર્તબન્ધુ ! હે કરુણાનિધાન ! હવે વિલંબ નહીં કરો. અમોને આપનાં દર્શનરૂપ વરદાન આપો." આ પ્રમાણે આજીજી કર્યા છતાં પણ રામચંદ્રજીએ દૂર રહીને બોલ્યા નહીં ત્યારે ફરીવાર એ સ્ત્રીઓ બોલી કે, "આપની પ્રણતપાલપણાની કીર્તિને શ્રુતિઓ ગાય છે. ॥ ૩ ॥ અને આપે ગૌતમની સ્ત્રીને તથા અધમ જાતિવાળી ભીલડીને પણ તારી છે, એ સાંભળીને અમારા હૃદયમાં આપના પ્રણતપાલપણાનો વિશ્વાસ બેઠો છો, તો આજ એ વિશ્વાસથી ઉલટું કેમ જોવામાં આવે છે ? ॥ ૪ ॥

दो०–तारि तारि अधमनि अमित, बार बार श्रम जान ॥
तातें करत अनाकनी, मोरि ओर भगवान ॥ २२९ ॥

હે પ્રભુ ! અનેક અધમ જનોનો ઉદ્ધાર કરી કરીને આપને પરિશ્રમ પડયો છે કે કે શું ? કે જેથી અમારી તરફ આ આનાકાની કરો છો ?" ॥ ૨૨૯ ॥

चौ०–प्रभु मुसकाहिं न उत्तर देहीं । ताकर प्रेम परीक्षा लेहीं ॥
विकल उभय नारांतक बाला । बार बार करि विनय विशाला ॥ १ ॥
धर्मधुरंधर प्रभु अवतारा । केवल पतिव्रत धर्म हमारा ॥
जो हम सत्य सत्य तुम स्वामी । द्रवहु वेग उर अंतर्यामी ॥ २ ॥
वृथा करत कत प्रभु श्रुति भाषा । पूजत नाथ न मम अभिलाषा ॥
लीन भयउ पति प्राण राम महँ । अर्द्धभाग हम कहहु जाइँ कहँ ॥ ३ ॥
वृंदा चरित नाथ सुधि करहू । विनय हमारि वेगि उर धरहू ॥
विनय प्रीति सत धर्म जनाई । परी प्रेमवश महि अकुलाई ॥ ४ ॥

આટલી આજીજીથી રામચન્દ્રજીએ ફક્ત મંદ હાસ્ય કરતાં પણ પ્રેમની વિશેષ પરીક્ષાને વાસ્તે કશો ઉત્તર નહીં આપતાં, વિહ્વલ થયેલી નારાંતકની એ બન્ને સ્ત્રીઓ વળી પણ વારંવાર વિનય કરવા લાગી કે, ॥ ૧ ॥ "આપનો અવતાર, ધર્મની મર્યાદાનું સ્થાપન કરવાને વાસ્તે થયો છે અને અમો ખરેખર પાતિવ્રત્ય ધર્મ પાળનારી છીએ. તે છતાં પણ અમારો અનાદર કરો છો એ કેવું થાય છે ? હે અન્તર્યામી ! જો અમો સાચી પતિવ્રતા હોઈએ અને આપ સાચા ઈશ્વર હો તો શીઘ્ર દયા કરો. ॥૨॥ હે પ્રભુ ! અમારી ઇચ્છાને પૂર્ણ નહીં કરવાથી, વેદે ગાયેલા આપના પ્રણતપાલપણાને શામાટે વૃથા કરો છો ? હે રામચંદ્રજી ! અમારા પતિના પ્રાણ તો આપમાં લીન થઈ ગયા છે, તો હવે પતિના અરધા ભાગરૂપ અમો આપને છોડીને કયાં જઇએ ? ॥૩॥ હે મહારાજ ! વૃન્દા નામની સતીએ, આપેલા શાપનું સ્મરણ કરીને હવે અમારી વિનતિને તુરત હૃદયમાં ધરો." આ પ્રમાણે બિન્દુમતી તથા ચિત્રરેખા, એઓ વિનયને, પ્રીતિને તથા સત્યધર્મને જણાવી, પ્રેમને વશ થઈ, વ્યાકુલ બની, ધરતીપર પડીને બોલી કે, ॥૪॥

दो०–पाहि पाहि रघुवंश मणि, हतहु न बिरद प्रतीति ॥
प्रीतम प्रीति न करत डर, तुम कहँ नाथ अनीति ॥ २३० ॥

"હે રઘુવંશમણિ ! રક્ષા કરો, રક્ષા કરો. પ્રણતપાલપણાના આપના પ્રખ્યાત બિરદનો નાશ નહીં કરો. હે પ્રિય પ્રભુ ! અમારી ખરી પ્રીતિનો અનાદર કરવાથી આપ ડરતા નથી, એ આપને મોટી અનીતિ પ્રાપ્ત થાય છે." ॥ ૨૩૦ ॥

चौ०–सती निराश बिनय सुनि बानी । पुलके दीनदयालु भवानी ॥
दुहुं न लीन निज निकट बुलाई । परीं युगल प्रभुपदतर आई ॥ १ ॥
तिन्हें उठाय राम बैठावा । जगदीश्वर मृदु वचन सुनावा ॥
बिन्दुमती तैं परमसयानी । पतिपद रति दृढ हृदय समानी ॥ २ ॥
बहुत करहुँ का तव गुण गाना । मांगु वेगि वर जो मन माना ॥
सुनत वचन लोचन जल बाढीं । जोरि युगल कर दोऊ ठाढीं ॥ ३ ॥
प्रभु तुम दानि देवतरुवरसे । पदजलजात देखि सुरसरिसे ॥
परमपवित्र भई हम दोऊ । हम सम धन्य नारि नहिं कोऊ ॥ ४ ॥

હે પાર્વતી ! એ પ્રમાણે સતીઓનો નિરાશપણાથી ભરેલો વિનય સાંભળી, શરીરમાં રોમાંચિત થઈ ગયેલા રામચન્દ્રજીએ તેઓને પોતાની પાસે બોલાવી લીધી. બન્ને સતીઓ, રામચન્દ્રજીની પાસે જઈને તેમનાં ચરણોમાં પડી. ॥ ૧ ॥ જગદીશ્વર રામચન્દ્રજીએ, એઓને ઉભી કરી, બેસાડીને કોમળ વચનો કહ્યાં કે, "હે બિન્દુમતી ! હે ચિત્રરેખા ! તમો બન્ને પરમ ચતુર છો. તમારાં હૃદયોમાં પતિનાં ચરણો ઉપરનો દૃઢ પ્રેમ સમાઈ રહ્યો છે. ॥ ૨ ॥ હું તમારા ગુણોનાં વખાણ કેટલાંક કરૂં ? તમારાં અંતઃકરણોને જે ભાવે તે વરદાન માગી લો." રામચન્દ્રજીનાં વચનો સાંભળતાં જ જેઓનાં નેત્રોમાં પ્રેમજલ ભરાઈ આવ્યાં એવી એ બન્ને સતીઓ, હાથ જોડી, ઉભી રહીને બોલી કે, ॥ ૩ ॥ "હે પ્રભુ ! આપ કલ્પવૃક્ષના જેવા જ મોટા દાતા છો, પણ અમો આપનાં ચરણારવિન્દોનું દર્શન મળવાથી ગંગાજલ સમાન પરમ પવિત્ર થયેલી છીએ અને હવે બીજી કોઈ પણ સ્ત્રી અમારા જેવી ભાગ્યશાળી નહીં હોય એમ સમજીએ છીએ, માટે હવે અમારે કયું વરદાન મેળવવાની ઉત્કંઠા હોય ? ॥ ૪ ॥

छं०–को धन्य हम सम नारि जगमहँ सुनहु श्रीरघुनायकं ॥
दै दरश कीन्ही पतिपावन नाथ सुर अरि घायकं ॥
हे कृपासागर यशउजागर देहु वर सुरभावरं ॥
जेहि मिलैं पतिकहँ जाइ बिनुश्रम बनै तव यश श्रीधरं ॥ १ ॥

હે શ્રીરઘુનાયક ! સાંભળો. હવે જગતમાં અમારા જેવી બીજી કઈ સ્ત્રી ભાગ્યશાળી ગણાય ? હે નાથ ! દેવતાઓના શત્રુઓને હણનારા આપે દર્શન દઈને અમો પતિતને પણ પાવન કરી છે. હે કૃપાના સમુદ્રરૂપ ! હે પ્રખ્યાત યશવાળા ! હે દેવતાઓના પ્યારા ! તે છતાં પણ અમો માંગીએ છીએ કે, જેથી અમોને અનાયાસે અમારા સ્વામીની પ્રાપ્તિ થાય, એ વરદાન આપો. હે લક્ષ્મીપતિ ! અમોને એ વરદાન આપવાથી, આપની કીર્તિ વધશે." ॥ ૧ ॥

सो०–यह कहि विन्दुकुमारि, सहित सौति प्रभु पद परी ॥
तिन्हीं उठाइ खरारि, जगत्राता इमि कहत पुनि ॥ १२ ॥

એટલું બોલીને બિન્દુમતી તથા ચિત્રરેખા ચરણોમાં પડતાં, જગતનું રક્ષણ કરનારા રામચન્દ્રજીએ, તેઓને ઉઠાડીને ફરી એમ કહ્યું કે, ॥ ૧૨ ॥

चौ०–धरहु धीर तुम जनि अब डरहू । निजपति लेहु भवन सुख करहू ॥
कहेउ देव हम कहँ यह नीका । हमहुं कहत अब भावतजीका ॥ १ ॥
गिरिजा सहित गिरीश विरागी । नाथ तुम्हार दरश अनुरागी ॥
नारदादि सनकादिक जेते । जप तप करहिं विविध विधि तेते ॥ २ ॥
तेऊ न कबहुँ हमारी नाईं । देखहिं पद जलजात अघाईं ॥
हरि दरशन लवलेश प्रमाना । जगके सब सुख नाहिं समाना ॥ ३ ॥
अमिय अघाइ गरलको खाई । विनय हमारि यहै सुरसाँई ॥
देहु कंतशिर सपदि मँगाई । दयाशील सागर रघुराई ॥ ४ ॥

"હે સતીઓ! તમે ધીરજ ધરો. હવે ડરો નહીં. હું તમારા પતિને જીવતો કરીને આપું એટલે તમો, તેને લઈ, તમારે ઘેર જઈને સુખ ભોગવો." સતીઓ બોલી કે, "આપ, અમોને ઠીક કહો છો," પરન્તુ અમો પણ હવે અમારાં મનની વાતનું નિવેદન કરીએ છીએ. ॥ ૧ ॥ "હે નાથ! પાર્વતી સહિત સદાશિવ પણ, કે જે વિરાગી બનીને આપનાં ચરણોનાં દર્શનમાં પ્રેમ રાખે છે અને નારદ તથા સનક વગેરે મુનિઓ કે જેઓ, અનેક પ્રકારોથી જપ, તપ કર્યા કરે છે, તેઓ પણ, કદી અમારી પેઠે તૃપ્ત થવા પર્યંત આપનાં ચરણારવિન્દોનું દર્શન કરવા પામ્યા નથી, ॥ ૨ ॥ કે જે દર્શનના સુખના એક લેશની બરાબરી કરવાને પણ જગતની અંદરનાં સઘળાં સુખો સમર્થ નથી. આ પ્રમાણે અમોને સર્વોપરિ સુખ મળ્યું, માટે હવે અમો સંસાર સંબંધી તુચ્છ સુખોની ઇચ્છા જ રાખતાં નથી. ॥ ૩ ॥ અમૃતથી તૃપ્ત થયા પછી, ઝેરને તે કોણ ખાય? હે દેવતાઓના સ્વામી! હે દયાના તથા સુશીલના સમુદ્રરૂપ! હે રઘુનાથ! આ પ્રમાણે છે, માટે હવે તો અમારી વિનતિ એ છે કે, અમોને સાંસારિક તુચ્છ સુખોની લાલચ નહીં આપતાં જલદી અમારાં પતિનું માથું જ મંગાવી દો." ॥ ૪ ॥

दो०–नारांतक कर शीश तब, दीन्ह मँगाइ रमेश ॥
पाय स्वामि शिर मुदित भइँ, बोलीं दोउ उरगेश ॥ २३१ ॥

સતીઓની એ વિનતિ સાંભળતાં જ રામચંદ્રજીએ, તુરત નારાંતકનું માથું મંગાવીને તેઓને આપ્યું. હે ગરુડજી! પતિનું માથું મળવાથી, રાજી થયેલી એ બે સતીઓએ વિનતિ કરી કે, ॥ ૨૩૧ ॥

चौ०–नाथ विनय हम औगे करहीं । दाह बिना हम केहि विधि जरहीं ॥
सुखसागर सुनि वचन प्रमाना । हनुमत अंगदादि भट नाना ॥ १ ॥

कह प्रभु लखा लंकमें धावहु । चंदन अगर भार बहु लावहु ॥
पाइ राम अनुशासन धाये । लंकागढ गृह गृह सचु पाये ॥ २ ॥
कपिन शोधि चंदन बहु भारा । लाये जहँ श्रीनाथ उदारा ॥
कह रघुवीर सुनहु लंकेशा । तात यहै बडहित उपदेशा ॥ ३ ॥
बिन्दुमती जहँ चाहत ठाऊ । दाह भार सँग तुम तहँ जाऊ ॥
दशकंधर कर वैर विहाई । चिता चारु शुचि देहु बनाई ॥ ४ ॥

"હે નાથ ! અમે એક બીજી પણ વિજ્ઞપ્તિ કરીએ છીએ. અહીં કાષ્ઠો નથી, તેથી અમે અમારા શરીરનો દાહ શી રીતે કરી શકીએ ?" રામચંદ્રજીએ એઓની વાસ્તવિક વિનતિ સાંભળી, હનુમાનજી તથા અંગદ વગેરે અનેક યોદ્ધાઓને આજ્ઞા કરી કે, ॥ ૧ ॥ "હે મિત્રો ! તમો દોડીને તુરત લંકાના ગઢમાં જાઓ અને ત્યાંથી ચંદનોના તથા અગરુના ઘણા ઘણા ભારા લઈ આવો" રામચંદ્રજીની આજ્ઞા થતાં હનુમાનજી વગેરે વાનરાઓ તુરત ચુપાચુપ લંકામાં જઈ, ઘેર ઘેર ફરી, શોધી શોધી, ॥ ૨ ॥ ચંદનના તથા અગરુના ઘણા ઘણા ભારાઓ લઇને પાછા રામચન્દ્રજીની પાસે આવ્યા. રામચન્દ્રજીએ, વિભીષણને આજ્ઞા કરી કે, હે લંકાના રાજા ! સાંભળો. હે તાત ! હવે આ સમયમાં જે હિતકારી ઉપદેશ છે, તે કહું છું ॥ ૩ ॥ આ બિન્દુમતી તથા ચિત્રરેખા જે સ્થાનક બતાવે તે સ્થાનકમાં તમે આ કાષ્ઠોના ભારો ઉપડાવીને સાથે જાઓ, રાવણની સાથેનું જે વેર છે, તેને છોડી દઇને આ સતીઓને પવિત્ર તથા સુંદર ચિતા બનાવી આપો." ॥ ૪ ॥

दो०—रघुवीर आज्ञा धारि शिर, उठे दशानन भाई ॥
अयुत भार चंदन अगर, तेहि सँग चले लेवाई ॥ २३२ ॥

વિભીષણ, રામચન્દ્રજીની આજ્ઞાને માથે ચઢાવી, વાનરાઓની તથા રીંછોની પાસે ચંદનના તથા અગરુના અનેક ભારાઓ ઉપડાવીને એ સતીઓની સાથે ગયો. ॥૨૩૨॥

चौ०—जहाँ जरी मघवाजित नारी । तेहि गहर शुचि चितासँवारी ॥
उहवाँ अपर सौत मनु नारी । बिंदुमती मनभाव वियारी ॥ १ ॥
मूर्च्छित परीं प्रथम सुधि नाहीं । चलीं सुनत गति दुःख मन माहीं ॥
चलीं चतुर्दश निशिचारि कैसे । निरखि दवास मृगीगण जैसे ॥ २ ॥
हाहा बिंदुमती पति प्यारी । कहाँ गई तुम हमहिं विसारी ॥
पहुँचीं सह विलाप तहँ सोऊ । हरषीं हृदय विलोकत दोऊ ॥ ३ ॥
षोडश निशिचरि भईं सभागी । मन बच क्रम पतिपद अनुरागी ॥
सकल अन्हाइ मृतक अन्हवाई । सुमिरत हृदय रामगति दाई ॥ ४ ॥

ઈંદ્રજીતની સ્ત્રી સુલોચના જે સ્થાનમાં સતી થઈ હતી, તે જ સ્થાનમાં બિન્દુમતીના તથા ચિત્રરેખાના કહેવાથી વિભીષણે ચિતા બનાવી દીધી. લંકામાં બિન્દુમતીની

બીજી ચૌદ શોકયો કે જેઓ બિન્દુમતીને બહુ પ્યારી હતી ॥ ૧ ॥ અને પ્રથમ મૂર્છિત થઈને પડેલી હોવાથી બિન્દુમતીની હકીકતને જાણતી ન હતી, તેઓ પણ, બિન્દુમતીની હકીકત સાંભળી, મનમાં અત્યંત દુઃખ પામીને ત્યાંથી બિન્દુમતીની પાસે જવા વાસ્તે, જેમ દાવાનલને જોઇ, હરિણીઓ ભાગે તેમ લંકામાંથી ભાગીને શ્મશાન તરફ ચાલી. ॥ ૨ ॥ 'હાય હાય ! પતિને પ્યારી હે બિન્દુમતી ! તું અમોને વિસારીને કયાં ગઈ ?' એવી રીતના વિલાપો કરતી કરતી એ ચૌદે સ્ત્રીઓ, શ્મશાનમાં પહોંચી અને ત્યાં બિન્દુમતીને તથા ચિત્રરેખાને જોઇને મનમાં રાજી થઈ.॥૩॥ બિન્દુમતી તથા ચિત્રરેખા સહિત એ સોલ સ્ત્રીઓ કે જેઓ, પતિનાં ચરણોમાં મનથી, કર્મથી તથા વચનથી પરમ પ્રેમવાળી હોવાને લીધે ભાગ્યશાળી ગણવામાં આવી, તેઓ સઘળી, નાહી, ધોઈ, પતિના શબને નવરાવી, સદ્ગતિ આપનારા રામચન્દ્રજીનું મનમાં સ્મરણ કરવા લાગી. ॥ ૪ ॥

दो०—उत दशकंधर जगेउ शठ, सुनेउ श्रवण सब हेतु ॥
संग मंदोदरि आदि तिय, गमना लै खगकेतु ॥ २३३ ॥

હે ગરુડજી ! આ સમયે લંકામાં શઠ રાવણ જાગ્યો અને પુત્રની સ્ત્રીઓની સઘળી હકીકત સાંભળી, મંદોદરી વગેરે સ્ત્રીઓને સાથે લઇને ત્યાં ગયો કે જ્યાં સતીઓને માટે ચિતા બનાવવામાં આવી હતી. ॥ ૨૩૩ ॥

चौ०—बाजत ढोल कपिन सुनि काना । अपने मन तिन अस अनुमाना ॥
आवयुद्ध हित उत कोउ वीरा । हमकहँ ठाढ़ करतँ यहि तीरा ॥ १ ॥
कीश अयुत तब प्रभु पहँ आये । पूरण प्रेम चरण शिर नाये ॥
नाथ उतहि दशकंधर जाता । कीश ऐक कह सुन जनत्राता ॥ २ ॥
प्रभु कह कुमुद तुरत तुम धावहु । वेगि विभीषण कहँ लै आवहु ॥
राम रजाइ सुशिर धरि धाये । सपदि विभीषण पहँ सो आये ॥ ३ ॥
तात तुमहिं रघुराज बुलावा । सुनत लंक पति आतुर आवा ॥
हेतु पतोहुन कही समुझावा । कुमुद सहित रघु पति पहँ आवा ॥ ४ ॥

વાનરાઓ, ઢોલનો ધ્વનિ સાંભળીને મનમાં વિચાર કરવા લાગ્યા કે, 'કોઈ વીર, યુદ્ધ કરવાને માટે આવે છે, માટે આપણે અહીં જલાશયના કીનારાપર ઉભું રહેવું યોગ્ય નથી.' આવો વિચાર કરી, ॥ ૧ ॥ હજારો વાનરાઓ શ્મશાનમાંથી રામચન્દ્રજીની પાસે આવી, તેમનાં ચરણોમાં પૂર્ણ પ્રેમથી માથાં નમાવીને ઉભા રહ્યા. એઓમાંથી એક વાનરાએ વિનતિ કરી કે, 'હે ભક્તજનોના રક્ષક ! હે નાથ ! રાવણ ત્યાં ચિતાના સમીપમાં આવવા ઇચ્છે છે,' ॥ ૨ ॥ આ સાંભળી, રામચન્દ્રજીએ કુમુદ નામના એક વાનરાને આજ્ઞા કરી કે, તમે જલદી દોડી પહોંચો અને ત્યાંથી તુરત વિભીષણને અહીં બોલાવી લાવો.' કુમુદે, રામચન્દ્રજીની આજ્ઞાને માથે ચઢાવી, દોડી, તુરત વિભીષણની પાસે જઇને તેને કહ્યું કે, ॥ ૩ ॥ 'હે તાત ! તમને રામચન્દ્રજી બોલાવે છે.' એ સાંભળી, પુત્રની એટલે નારાંતકની સ્ત્રીઓને કારણ સમજાવીને વિભીષણ ત્યાંથી તુરત કુમુદની સાથે રામચન્દ્રજીની પાસે આવ્યો. ॥ ૪ ॥

दो०-मोह निशा कहँ तरुणरवि, तिन चरणन शिर नाइ ॥
भाग्यवंत रावण अनुज, बैठेउ प्रभु रुख पाइ ॥ २३४ ॥

રાવણનો ભાઈ, એ ભાગ્યશાળી વિભીષણ, મોહરૂપી રાત્રિનો નાશ કરવામાં ઉગતા સૂર્યની ઉપમા ધરાવનારા રામચન્દ્રજીનાં ચરણોમાં માથું નમાવી, રામચન્દ્રજીની આજ્ઞા પામીને તેમની પાસે બેઠો. ॥ ૨૩૪ ॥

चौ०-दशमुख तियन सहित गा तहँवां । बिन्दुमती चितरेखा जहँवां ॥
देखत अति बिलखा बिबुधारी । करुणाकरत निशाचरि झारी ॥ १ ॥
सासु ससुर कहँ देखि दुखारी । ज्ञान नवीन नरांतक नारी ॥
कहि शुचि गाथ सबनि समुझाई । स्वामि समेत चिता पर आई ॥ २ ॥
यथायोग्य बैठीं सब तैसे । पतिगृह रहत रहीं नित जैसे ॥
अग्नि दीन्ह ज्वाला अति धाई । पहुँचीं सुर पुर सब तिय जाई ॥ ३ ॥
देखि दशा तिनकी सुर रवनी । तिनहिं सराहि भवन निज गवनी ॥
रावण सहित युवति निज गेहा । गयउ भरोसा साति संदेहा ॥ ४ ॥

રાવણ જે ઠેકાણે બિન્દુમતી વગેરે પુત્રપત્નીઓ હતી, તે ઠેકાણે મંદોદરી વગેરે સ્ત્રીઓ સહિત ગયો અને ત્યાં તે વહુઓની તૈયારી જોઈ, વ્યાકુલ થઇને રડવા લાગ્યો. ॥ ૧ ॥ રાવણની સાથેની સ્ત્રીઓ પણ અત્યંત રડવા લાગી. નવીન જ્ઞાનવાળી નારાંતકની સ્ત્રી બિન્દુમતી, સાસુને તથા સસરાને દુઃખ પામેલાં જોઈ, તેઓને કેટલીક પવિત્ર જ્ઞાનની વાતો કહી, પછી પોતાના સ્વામીના શબને સાથે લઈ, ચિતા ઉપર આવી. ॥૨॥ ચિત્રરેખા સહિત બીજી પંદર સ્ત્રીઓ પણ જેમ પતિના ઘરમાં નિત્ય વિવેકથી બેસતી હતી, તેમ જ યથાયોગ્ય રીતે ચિતામાં બેઠી. ચિતામાં અગ્નિની જ્વાલા લાગતાં, તે સોલે સતીઓ તુરત સ્વર્ગલોકમાં પહોંચી ગઈ. ॥૩॥ દેવતાઓની સ્ત્રીઓ, એ સતીઓની સ્થિતિ જોઈ, તેઓની પ્રશંસા કરીને પોતપોતાને ઘેર ગઈ. અને સતીઓના વિધાનમાં અરધા સંદેહવાળો તથા અરધા ભરોંસાવાળો રાવણ પણ, મંદોદરી વગેરે સ્ત્રીઓની સાથે પોતાને ઘેર ગયો. ॥ ૪ ॥

छं०-संदेह सासत भरेउ रावण सहित दारनि गृह गयो ॥
इमि मयसुतादिक निशिचरिनि लखि विकल बल मूर्च्छित भयो ॥
दशमाथ गति देखत विपुल विलखैं निशाचर निशिचरि ॥
संताप शोक विलाप भय भ्रम कटक लंका महँ परी ॥ १ ॥

ઘેર ગયેલો રાવણ, ઘેર જઇને પણ વિલાપ કરવા લાગેલી મંદોદરી વગેરે સ્ત્રીઓને વ્યાકુલ જોઈ, પોતે પણ અત્યંત મૂર્ચ્છિત થઈ ગયો. રાવણની એ દશા જોઇને બીજા પણ અનેક રાક્ષસો તથા રાક્ષસીઓ એવી રીતે વ્યાકુલ થઇને રડવા લાગ્યાં કે, જે જોઇને લોકોના મનમાં પણ લંકાની ઉપર સંતાપનું, શોકનું, વિલાપનું ભયનું તથા ભ્રમનું મોટું કટક ઉતરી પડેલુંજ લાગ્યું. ॥ ૧ ॥

दो०—राम विरोधहि जस उचित, तसदिन पहुँचा आइ ॥
सो विचार करि लंकगढ़, उतरी विपति बजाइ ॥ २३५ ॥

રાવણને, રામચન્દ્રજીની સામે વિરોધ કરવાથી જેવા દિવસ આવવો જોઇએ, તેવા જ દિવસને આવી પહોંચેલો જોઇને, વિપત્તિ, જાણે લંકાના ગઢમાં ડંકા બજાવીને સાંગોપાંગ ઉતરી પડી હોય એવું દેખાવા લાગ્યું. ॥ ૨૩૫ ॥

चौ०—इहाँ देव देवायसु जाना । वर आसन शोभित भगवाना ॥
यथायोग्य बैठे मृगशाखा । सब कीन्हे प्रभु पद अभिलाषा ॥ १ ॥
रिपुबड़ मरेउ हर्ष सबके मन । पुनि पुनि हेरत सुभग श्यामतन ॥
तिनकी रुचि लखि दीनदयाला । शिवयश गावहु कहेहु कृपाला ॥ २ ॥
भरद्वाज प्रभु आज्ञा पाई । गावहिं कपि कलकंठ लजाई ॥
डमरु भृंगि शृंगी करतारी । घ्राण पाणि मुखते बनचारी ॥ ३ ॥
गोंडर तंतु वेणु मंजीरा । शंख मृदंग नाद गंभीरा ॥
नृत्यत कीश भाव दिखरावत । शिवा सहित शिव कीरति गावत ॥ ४ ॥

અહીં (વાનરાઓની સેનાના પડાવમાં) દેવાધિદેવ શ્રીરામચન્દ્રજી, ઉત્તમ આસન પર બીરાજ્યા હતા અને તેમની પાસે યથાયોગ્ય રીતે સઘળા વાનરાઓ તથા રીંછો તેમનાં ચરણોમાં જ ચિત્તો લગાવીને બેઠાં હતાં. ॥ ૧ ॥ મોટો શત્રુ મરવાથી મનમાં અત્યંત હર્ષ પામેલા એ વાનરાઓ તથા રીંછો, વારંવાર રામચન્દ્રજીના શ્યામ સુંદર શરીરને નિરખ્યા કરતાં હતાં. આ સમયમાં દીન દયાળુ રામચન્દ્રજીએ, એ યોદ્ધાઓની રુચિ જોઇને સર્વને સદાશિવનો યશ ગાવાની આજ્ઞા કરી. ॥૨॥ હે ભરદ્વાજ મુનિ! વાનરાઓ તથા રીંછો, પ્રભુની આજ્ઞા પામીને વનચારી છતાં પણ એવા મધુર સ્વરથી ગાવા લાગ્યાં કે, જે સ્વરને સાંભળીને કોકિલાઓ પણ લજાઈ જાય. વાનરાઓ, તથા રીંછો, નાસિકાઓથી, હસ્તોથી તથા મુખોથી ડમરુ, ભૃંગી, શીંગડીઓ તથા કરતાલ ઇત્યાદિ વાજાંઓના સ્વરો કરવા લાગ્યાં ॥૩॥ અને ગોંડર, તંતુ, વેણુ, શંખ તથા મૃદંગ, એઓના ગંભીર નાદો કરવા લાગ્યાં. કેટલાએક વાનરાઓ નાચીને જૂદા જૂદા ભાવો દેખાડવા લાગ્યા. ॥ ૪ ॥

छं०—शिव शिवा कीरति विमल गावत भालु वानर सुख भरे ॥
अहिनाथ युत रघुनाथ छवि निरखत सकल चित पद धरे ॥
प्रभु देखि कौतुक अनुज सहित सखन बखानत श्रीमुखं ॥
तुलसी पगे वहि ध्यान जे जन पाइहैं नित यश सुखं ॥ १ ॥

સદાશિવની અને પાર્વતીની કીર્તિને ગાવા લાગેલાં રીંછો તથા વાનરાઓ અત્યંત સુખ ભરેલી રીતે ચિત્ત દઇને લક્ષ્મણની તથા રામચન્દ્રજીની છબીને નિરખવા લાગ્યાં. રામચન્દ્રજી અને લક્ષ્મણજી, એ કૌતુક જોઇને શ્રીમુખથી રીંછોના તથા વાનરાઓનાં વખાણો કરવા લાગ્યા. આ સમયમાં શ્રીરામચન્દ્રજીના સ્વરુપનું ધ્યાન જે લોકોને પ્રાપ્ત થાય, તે લોકો સર્વદા યશને તથા સુખને પ્રાપ્ત થાય. ॥ ૧ ॥

सो०–गत रजनी युग याम, तब कोशन करुणाअयन ॥
करि पूरण मन काम, सबनि कहेउ राजहु थलन ॥ १३ ॥

બે પોહોર રાત્રિ ગઈ, તે સમયમાં કરુણાના નિધાનરૂપ રામચન્દ્રજીએ, વાનરાઓને તથા રીંછોને સર્વ પ્રકારોથી પ્રસન્ન કરીને, પછી સર્વને પોતપોતાનાં આસનોપર જવાની આજ્ઞા કરી. ॥ ૧૩ ॥

चौ०–बैठे निज निज थल रणधीरा । अनुज सहित राजत रघुबीरा ॥
सुखमासींव सेन युत राजैं । जय जय धुनि कपि भालु समाजैं ॥ १ ॥
उमा चरित यह रुचिर सुहावा । नाथ कृपा मैं तुमहिं सुनावा ॥
अपर चरित गिरिराज कुमारी । सुनहु कहत तव प्रीति निहारी ॥ २ ॥
वहाँ मध्य निशि रावण जागा । कोउ कोउ सचिव सिखावन लागा ॥
उग्र सिखावन कहि बुध थाके । थके न कछु मन मानै ताके ॥ ३ ॥
रावन मन औरै कछु लसई । मेटि को शकै जो विधि उर वसई ॥
प्रभु विरोध करि चह कल्याना । मोह विवश सो शठ अज्ञाना ॥ ४ ॥

રણમાં ધીરતા ધરાવનારાં રીંછો, તથા વાનરાઓ પોતપોતાના આસનોપર જઈને બેઠાં. શોભાની સીમારૂપ લક્ષ્મણજી તથા રામચન્દ્રજી, સેનાના મધ્યમાં પોતાના આસનપર બીરાજ્યા હતા. વાનરાઓનાં અને રીંછોનાં મંડલોમાં જય જય શબ્દ વ્યાપી રહ્યો હતો. ॥ ૧ ॥ હે પાર્વતી ! આ રામચંદ્રજીનું મનોહર ચરિત્ર રામચન્દ્રજીની કૃપાથી જ મેં તમને કહી સંભળાવ્યું. હે હિમાલયનાં પુત્રી ! તમારી પ્રીતીને, જોઇને હવે તે પછીનું ચરિત્ર કહું છું તે સાંભળો. ॥ ૨ ॥ લંકામાં બરાબર મધ્ય રાત્રે રાવણ જાગતાં, તે સમયમાં કોઈ કોઈ મંત્રીઓ તેને સારી શીખામણ દેવા લાગ્યા, પણ તે રાવણને કોઇ શીખામણે કશી અસર કરી નહીં. કેટલાએક પંડિત મંત્રીઓ પણ, તે ઉગ્ર રાવણને શીખામણ દઇ દઇને થાકી ગયા. ॥ ૩ ॥ રાવણના મનમાં કંઇ ઓરજ વાત હતી કે, જે તેને દૈવે ઠસાવી દીધી હતી. દૈવે ઠસાવેલા આગ્રહને કોણ ટાળી શકે ? મોહને વશ થયેલો એ શઠ અજ્ઞાની રાવણ, પ્રભુની સામે વિરોધ કરીને જ પોતાનું જ ભલું ઇચ્છતો હતો. ॥ ૪ ॥

दो०–यहाँ दशानन दूतमुख, सुनि नारांतक नाश ॥
एकदिन निज सेन लखि, चढ़ा समर विन त्रास ॥ २३६ ॥

રાવણ દૂતોનાં મુખોથી નારાંતકનો નાશ થયાની હકીકત સાંભળી, પડવાને દિવસે પોતાની સેનાનું નિરીક્ષણ કરીને કશો ભય નહીં રાખતાં રામચન્દ્રજીની સામે જાતે યુદ્ધ કરવાને વાસ્તે ચઢયો. ॥ ૨૩૬ ॥

चौ०–इहि विधि जलपत भाभिनुसारा । लगे भालु कपि चारहु द्वारा ॥
सुभट बुलाय दशानन बोला । रण सन्मुख जाकर मन डोला ॥ १ ॥

सो अबहीं बरु जाइ पराई । रण सन्मुख भागे न भलाई ॥
निज भुजबल मैं बैर बढ़ावा । देहौं उत्तर जो रिपु चढि आवा ॥ २ ॥
अस कहि मरुत वेगि रथ साजा । बाजहिं सकल जुझाऊ बाजा ॥
चले वीर सब अतुलित बली । जनु कज्जल गिरि आंधी चली ॥ ३ ॥
असकुन अमित होहिं तेहि काला । गनै न भुजबल गर्व बिशाला ॥

એ પ્રમાણે બોલતાં બોલતાં પ્રભાત થયું. વાનરાઓ તથા રીંછો લંકાનાં ચારે દ્વારોપર આવીને યુદ્ધનો ઉદ્યોગ કરવા લાગ્યાં. રાવણે પોતાના સુભટોને બોલાવીને કહ્યું કે, "તમોમાંથી જેઓનું મન રણમાં ગયાં પછી ડોલે, ॥ ૧ ॥ તેઓએ અહીંથી જ જતું રહેવું જ સારૂં છે. રણમાં શત્રુઓની સામે જઇને પછી ભાગવું એમાં સારૂં નથી. મેં પોતાની ભુજાના બળ ઉપર આધાર રાખીને વેર વધાર્યું છે, માટે જે શત્રુ ચઢી આવે છે, તેને હું પોતે જ યોગ્ય ઉત્તર આપીશ." ॥ ૨ ॥ એમ કહીને રાવણે પવનના જેવા વેગવાળો પોતાનો રથ સજ્જ કરાવ્યો. સઘળાં લડાયક વાજાંઓ વાગવા લાગ્યાં. અતુલ બળવાળા વીર રાક્ષસોની સેના ચાલતાં જાણે કાજળના પહાડમાંથી આંધી ચાલેલી હોય એવો દેખાવ થઈ રહ્યો. ॥ ૩ ॥ એ સમયમાં પરાજયની સૂચના આપનારાં અપરિમિત અપશકુનો થવા લાગ્યાં પણ ભુજાઓનાં બળના અપાર ગર્વવાળા રાવણે કોઈ પણ અપશકુનને ગણ્યું નહીં. ॥

छं०–अति गर्व गिनत न शकुन असकुन श्रवहिं आयुध हाथते ॥
भट गिरहिं रथते बाजि गज चिक्करहिं भाजहिं साथते ॥
गोमायु गृध्र कराल खर रव श्वान बोलहिं अति घने ॥
जनु काल दूत उलूक बोलहिं वचन परम भयावने ॥ १ ॥

યોદ્ધાઓના હસ્તોમાંથી આયુધો પડી જવા લાગ્યાં,યોદ્ધાઓ રથોમાંથી પડી જવા લાગ્યા. ઘોડાઓ તથા હાથીઓ ચિત્કાર કરીને સેનામાંથી ભાગી જવા લાગ્યા. શીઆળીઆં, વિકરાલ ગરંજો અને કુતરાંઓ, અત્યંત ઘણા કઠોર શબ્દો કરવા લાગ્યાં. જાણે બોલાવવા આવેલા કાળના દૂતોજ બોલતા હોય તેમ ઘૂવડ પક્ષીઓ પરમ ભયંકર અવાજો કરવા લાગ્યાં.[1] ॥ ૧ ॥

दो०–ताहि कि सम्पति शकुन शुभ, स्वप्नेहु मन विश्राम ॥
भूत द्रोह रत मोह बश, राम विमुख रतकाम ॥ २३७ ॥

જે પુરુષ રામથી વિમુખ હોય, પ્રાણીઓનો દ્રોહ કરવામાં જ રુચિ ધરાવતો હોય, મોહને વશ હોય તથા કામક્રીડામાં જ લંપટ હોય, તેને સ્વપ્નમાં પણ સંપત્તિઓ, સારાં શકુનો અને મનમાં વિશ્રામ હોય કે ? ॥ ૨૩૭ ॥

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

चौ०—चली निशाचरि सेन अपारा । चतुरंगिनी अनी बहुधारा ॥
विविध भाँति वाहन रथ याना । विपुल वरण पताक ध्वज नाना ॥ १ ॥
चले मत्त गज यूथ घनेरे । मनहुँ जलद मारुतके प्रेरे ॥
वरण वरण वर दैत्य निकाया । समर शूर जानहिं बहु माया ॥ २ ॥
अति विचित्र वाहनी विराजी । वीर वसन्त सेन जनु साजी ॥
चलत कटक दिक् सिंधुर डगहीं । क्षुभित पयोधि कुधर डगमगहीं ॥ ३ ॥
उठी रेणु रवि गयउ छिपाई । पवन थकित वसुधा अकुलाई ॥
पणव निशान घोर रव बाजहिं । महा प्रलयके जनु घन गाजहिं ॥ ४ ॥
भेरि नफीरि बाज सहनाई । मारू राग सुभट सुखदाई ॥
केहरि नाद वीर सब करहीं । निज निज बल पौरुष उच्चरहीं ॥ ५ ॥
कहै दशानन सुनहु सुभट्टा । मर्दहु भालु कपिनके ठट्टा ॥
हौं मारिहौं भूप दोउ भाई । अस कहि सन्मुख फौज चलाई ॥ ६ ॥
यह सुधि सकल कपिन जब पाई । धाये करि रघुवीर दुवाई ॥

ચારે અંગોવાળી રાક્ષસોની અપાર સેના, ઘણાં પ્રકારોથી ચાલવા લાગી. અનેક પ્રકારનાં વાહનો, રથો તથા પાલખી વગેરે યાનો ચાલવા લાગ્યાં. જુદાજુદા વર્ણોવાળી ધ્વજાપતાકાએ ફરવા લાગી. ॥ ૧ ॥ જાણે પવનથી પ્રેરાઇને વાદળાંઓનાં યૂથો ચાલતાં હોય એવાં દેખાતાં મદોન્મત્ત હાથીઓનાં ઘણાં ઘણાં યૂથો ચાલવા લાગ્યાં. શરીરોમાં અનેક વર્ણોવાળા, યુદ્ધમાં વીરતા ધરાવનારા અને ઘણી માયાઓને જાણનારા અપરિમિત રાક્ષસો ચાલવા લાગ્યા. ॥ ૨ ॥ રાવણની, એ અતિ વિચિત્ર વર્ણોવાળી સેના, જાણે વસંત ઋતુની સેના સજ્જ થઈ હોય એવી દેખાવા લાગી. સેના ચાલતાં દિશાઓના હાથીઓ ડરવા લાગ્યા. સમુદ્રો ક્ષોભ પામવા લાગ્યા,પર્વતો થરથર ધ્રુજવા લાગ્યા,॥૩॥રજ ઉડવાથી સૂર્ય ઢંકાઈ ગયો, પવન વાતો બંધ પડી ગયો, પૃથ્વી વ્યાકુલ થઈ ગઈ, ભયંકર અવાજોથી વાગતાં ઢોલો તથા નીશાનો, જાણે મહા પ્રલયના મેઘો ગાજતા હોય એવાં જણાવા લાગ્યા, ॥ ૪ ॥ ભેરીઓ, તૂરીઓ તથા શરણાઇઓ વાગવા લાગી, સુભટોના ઉત્સાહને વધારનારો મારુ રાગ ગવાવા લાગ્યો અને સર્વ વીર લોકો, સિંહનાદો કરવા લાગ્યા તથા પોતપોતાનાં બળોનાં અને પુરુષાર્થોનાં વર્ણનો કરવા લાગ્યા. ॥ ૫ ॥ રાવણે યોદ્ધાઓને કહ્યું કે, "હે સુભટો ! સાંભળો. તમો રીંછોનાં તથા વાનરાઓનાં યૂથોનું મર્દન કરો અને હું રામને તથા લક્ષ્મણને મારી નાખું છું." આમ કહીને પોતાની સેનાને વાનરાઓની સેનાની સામે ચલાવી. ॥ ૬ ॥ આ ખબર જ્યારે વાનરાઓને મળી, ત્યારે વાનરાઓ પણ રામચન્દ્રજીની દુવાહી પોકારીને રાક્ષસોની સેનાને સામે દોડયા. ॥

छं०—धाये विशाल कराल मर्कट भालु काल समानते ॥
मानहु सपक्ष उडाहिं भूधर वृंद नाना बाणते ॥
नख दशन शैल महाद्रुमायुध सबल शंक न मानहीं ॥
जय राम रावण मत्त गज मृगराज सुयश बखानहीं ॥ २ ॥

મોટા કદોવાળા અને કાળના જેવા વિકરાલ એવા દોડવા લાગેલા વાનરાઓ તથા રીંછો, જાણે ઇંદ્રનાં અનેક બાણોથી ઊડવા લાગેલા પાંખોવાળા પર્વતો હોય એવા દેખાવા લાગ્યા. નખો, દાંતો, પર્વતો તથા મોટાં મોટાં વૃક્ષોરૂપી આયુધોવાળા એ પ્રબલ યોદ્ધાઓ, રાવણની જરા પણ બીક નહીં ધરતાં, 'રાવણરૂપી મદોન્મત્ત હાથીનો વધ કરવામાં સિંહ-રૂપ રામચન્દ્રજીનો વિજય થાઓ,' એમ રામચન્દ્રજીના સુયશને વખાણવા લાગ્યા. ॥૨॥

दो०—दुहुँ दिशि जय जय कार करि, निज निज जोरी जानि ॥
भिरे वीर इत रघुपतिहि, उत रावणहिं बखानि ॥ २३८ ॥

એક તરફ રામચન્દ્રજીનાં વખાણ કરતા રીંછો તથા વાનરાઓ અને બીજી તરફ રાવણનાં વખાણ કરતા રાક્ષસો, દશે દિશાઓમાં પોતપોતાના સ્વામીઓનો જય જયકાર પોકારી, પોતપોતાની જોડી શોધી લઈને દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૨૩૮ ॥

चौ०—रावण रथी विरथ रघुवीरा । देख विभीषण भयो अधीरा ॥
अधिक प्रीति उरभा संदेहा । वंदि चरण कह सहित सनेहा ॥ १ ॥
नाथ न रथ नहिं तनु पद त्राना । केहि निधि जीतब रिपु बलवाना ॥
सुनहु सखा कह कृपानिधाना । जेहि जय होय सो स्यंदन आना ॥ २ ॥
शौरज धीर जाहि रथ चाका । सत्य शील दृढ ध्वजा पताका ॥
बल विवेक दम परहित घोरे । क्षमा दया समता रजु जोरे ॥ ३ ॥
ईश भजन सारथी सुजाना । विरति चर्म संतोष कृपाना ॥
दान परशु बुधि शक्ति प्रचंडा । वर विज्ञान कठिन कोदण्डा ॥ ४ ॥
संयम नियम शिलीमुख नाना । अमल अचल मन त्रोन समाना ॥
कवच अभेद विप्रपद पूजा । इहि सम विजय उपाय न दूजा ॥ ५ ॥
सखा धर्मपय अस रथ जाके । जीतन कहँ न कतहुँ रिपु ताके ॥

રાવણને રથમાં બેઠેલો અને રામચન્દ્રજીને રથ વગરના જોઈ, અધીર બનેલો, રામચન્દ્રજીની ઉપર અતિશયિત પ્રેમવાળો અને 'રખેને રામચન્દ્રજીનો પરાજય થાય' એવા સંશયથી ઘેરાયેલો વિભીષણ, રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રણામ કરી, પ્રેમથી બોલ્યો કે, ॥ ૧ ॥ "હે નાથ ! આપને રથ નથી, બખ્તર નથી અને પગરખાં પણ નથી, તો આપ આ બળવાન્ શત્રુને શી રીતે જિતી શકશો ?" રામચન્દ્રજી બોલ્યા કે, "હે મિત્ર વિભીષણ ! સાંભળો, જેથી વિજય પ્રાપ્ત થાય તે રથ જૂદો જ છે. ॥૨॥ એ રથમાં શૌર્ય તથા ધૈર્યરૂપી બે પઇડાં છે. સત્ય તથા શીલરુપી દૃઢ ધ્વજા, પતાકાઓ છે. બળ, વિવેક, જિતેન્દ્રિયપણું અને પરોપકાર, એ ચાર ઘોડાઓ છે. ક્ષમા, દયા અને સમતા, એ ત્રણ રેનોથી એ ઘોડાઓ બાંધેલા છે. ॥૩॥ સદાશિવના ભજનરૂપ પ્રવીણ સારથિ છે, વૈરાગ્યરુપી ખડગ છે, દાનરૂપી ફરસી છે. બુદ્ધિરૂપી પ્રચંડ સાંગ છે. ઉત્તમ વિજ્ઞાનરૂપી દૃઢ ધનુષ છે. ॥ ૪ ॥ યમો તથા નિયમોરૂપી અનેક પ્રકારનાં બાણો છે. નિર્મળ તથા અવિચળ મનરૂપી ભાથો છે અને બ્રાહ્મણોનાં ચરણોનાં પૂજનરૂપ કદી પણ નહીં ભેદાય

એવું બખ્તર છે. એ રથ જેવો બીજો વિજયનો એકે ઉપાય નથી. ॥ ૫ ॥ હે મિત્ર વિભીષણ! જે પુરુષની પાસે એવો ધર્મમય રથ હોય, તે પુરુષને કદી કોઈ પણ શત્રુ જિતી શકે નહીં. ॥

दो०—महाघोर संसार रिपु, जीति शकै को वीर ॥
जाके अस रथ होय दृढ, सुनहु सखा मति धीर ॥ २३९ ॥

હે ધીર મતિવાળા મિત્ર! સાંભળો. આ મહા ભયંકર સંસારરૂપી શત્રુને કયો વીર જિતી શકે એમ છે? કોઈ પણ જિતી શકે એમ નથી, તોપણ જેની પાસે આવો દૃઢ રથ હોય, તે પુરૂષ જ જિતી શકે છે. જ્યારે સંસારરૂપી શત્રુને પણ જિતી શકે, ત્યારે બીજા શત્રુ વિષે તો કહેવું જ શું હોય." ॥ ૨૩૯ ॥

दो०—सुनत विभीषण प्रभुवचन, मुदित गहे पदकंज ॥
यहि विधि मोहिं उपदेश किय, राम कृपासुख पुंज ॥ २४० ॥

વિભીષણે, રામચન્દ્રજીનાં વચનો સાંભળી, રાજી થઇને તેમનાં ચરણારવિન્દો પકડ્યાં અને જાણ્યું કે, 'કૃપાના તથા સુખના સમૂહરૂપ રામચન્દ્રજીએ આવા પ્રકારથી મને જ ઉપદેશ કર્યો.' ॥ ૨૪૦ ॥

दो०—उत प्रचार दशकंधर, इत अंगद हनुमान ॥
लरत निशाचर भालु कपि, करि निज निज प्रभु आन ॥ २४१ ॥

સામી તરફથી રાવણે પોતાના વીર લોકોને લડવાને વાસ્તે લલકાર્યા અને આ તરફથી અંગદે તથા હનુમાનજીએ, પોતાના વીર લોકોને લડવાને લલકાર્યા. રાક્ષસો, અને રીંછો તથા વાનરાઓ, પોતપોતાના સ્વામીઓનો વિજય તથા દુવાહી પોકારીને લડવા લાગ્યા. ॥ ૨૪૧ ॥

चौ०—सुर ब्रह्मादि सिद्ध मुनि नाना । देखहिं रण नभ चढे विमाना ॥
मैंहुँ उमा रहेउ तेहि संगा । देखत रामचरित रणरंगा ॥ १ ॥
सुभट समर रस दुहुँ दिशि माते । कपि जय शील रामबल ताते ॥
एक एक सन भिरहिं प्रचारहीं । एक एक मर्दहिं महि पारहिं ॥ २ ॥
मारहिं काटहिं धरणि पछारहिं । शीश तोरि गहि भुजा उपारहिं ॥
उदर विदारहिं भुजा उपारहिं । गहि पद अवनि पटकि भट डारहिं ॥३॥
निशिचर भट महि गाडहिं भालू । ऊपर डार देहिं बहु बालू ॥
वीरबली मुख युद्ध विरुद्धा । देखिय विपुल काल जनु क्रुद्धा ॥ ४ ॥

બ્રહ્માદિ દેવતાઓ, સિદ્ધો અનેક મુનિઓ, વિમાનોમાં ચઢી ચઢીને યુદ્ધ જોવાને વાસ્તે આકાશમાં ઉભા. હે પાર્વતી! હું પણ તે સમયે, એ દેવતાઓનાં મંડલની સાથે હતો અને રણભૂમિમાં રામચન્દ્રજીનું ચરિત્ર જોતો હતો. ॥ ૧ ॥ બન્ને તરફમાંના સુભટો વીર રસથી મદોન્મત્ત થયા હતા. વાનરાઓ તથા રીંછો, રામચન્દ્રજીના બળને લીધે

વધારે ઉત્સાહી દેખાતાં હતાં. વાનરાઓ તથા રાક્ષસો, પરસ્પરને લલકારી લલકારીને સામે થયા, પરસ્પરનું મર્દન કરવા લાગ્યા, ॥ ૨ ॥ પરસ્પરને ધરતીપર પાડવા લાગ્યા, પરસ્પરને મારવા લાગ્યા, પરસ્પરને કાપવા લાગ્યા, પરસ્પરનાં માથાંઓને તોડી, પકડીને પરસ્પરની ભુજાઓને ઉખેડી લેવા લાગ્યા, પરસ્પરનાં પેટ ફાડી નાખવા લાગ્યા અને પરસ્પરના પગ પકડીને પરસ્પરને ધરતીપર પછાડવા લાગ્યા. ॥ ૩ ॥ વાનરાઓ તથા રીંછો, રાક્ષસોને ધરતીના ખાડાઓમાં નાખીને ઉપર રેતી વાળી દેવા લાગ્યા. યુદ્ધમાં રાક્ષસોનો વિનાશ કરતા વીર વાનરાઓ, જાણે ક્રોધ પામેલા કાળો હોય એવા વિકટ દેખાવા લાગ્યા. ॥ ૪ ॥

छं०–क्रोधे कृतान्त समान कपि तनु श्रवत शोणित राजहीं ॥
मर्दहिं निशाचर कटक भट बलवन्त जिमि घन गाजहीं ॥ १ ॥
मारहिं चपेटन काटि दाँतन डाटि लातन मीजहीं ॥
चिक्करहिं मर्कट भालु छल बल करहिं जेहि खल छीजहीं ॥ २ ॥
धरि गाल फारहिं उर विदारहिं गल अँतावरि मेलहीं ॥
प्रल्हादपति जनु विविध तनु धरि समर अंगन खेलहीं ॥ ३ ॥
धरु मारु काटि पछारि घोर गिरा गगन महि भर रही ॥
जयराम जो तृणते कुलिश कर कुलिशते तृण कर सही ॥ ४ ॥

શરીરોમાંથી ઝરવા લાગેલાં રુધિરોથી શોભી રહેલાં રીંછો તથા વાનરાઓ, કાળના જેવો કોપ કરી, રાવણના સૈન્યના યોદ્ધાઓનું મર્દન કરવા લાગ્યા, પ્રબળ વાદળાંઓની પેઠે ગાજવા લાગ્યા, ॥ ૧ ॥ રાક્ષસોને થપ્પડોથી મારવા લાગ્યા, દાંતોથી કાપવા લાગ્યા, લાતો મારીને ભીંસી નાખવા લાગ્યા, ચિત્કાર કરવા લાગ્યા, જે પ્રકારોથી રાક્ષસો ક્ષીણ થાય તેવા પ્રકારોથી છળબળ કરવા લાગ્યા,॥૨॥ રાક્ષસોને પકડી પકડીને તેઓના ગાલોને ફાડી નાખવા લાગ્યા, છાતીઓને ચીરી નાખવા લાગ્યા, રાક્ષસોનાં આંતરડાંઓને ગળામાં પહેરી લેવાથી જાણે અનેક નૃસિંહાવતારો રણભૂમિમાં ખેલતાં હોય એવા દેખાવા લાગ્યા, ॥ ૩ ॥ પકડો, મારો તથા પછાડો, એવા પ્રકારના ભયંકર શબ્દોથી આકાશને તથા પૃથ્વીને ભરપૂર કરી મેલવા લાગ્યા અને પોકારવા લાગ્યા કે, 'રામચન્દ્રજી કે જે તરણાનો વજ્ર બનાવી શકે છે, અને વજ્રને તરણું બનાવી શકે છે, તેમનો જય હોજો.' ( રામચન્દ્રજીએ તરણાં જેવા વાનરાઓને વજ્ર જેવા અને વજ્ર જેવા રાક્ષસોને તરણાં જેવા બનાવી દીધા છે.) ॥ ૪ ॥

दो०–निज दल विचल विलोकि तब, वीश भुजा दश चाप ॥
चला दशानन कोपकर, फिरहु फिरहु करि दाप ॥ २४२ ॥

રાવણ, પોતાના સૈન્યને ચલાયમાન્ થયેલું જોઈ, ક્રોધથી ભરપૂર થઈ,વીશ હસ્તોમાં દશ ધનુષોને ધારણ કરી, ભાગવા લાગેલા રાક્ષસોને જોસથી, 'પાછા ફરો પાછા ફરો,' એમ કહેતો વાનરાઓની સામે આવ્યો. ॥ ૨૪૨ ॥

चौ०–धावा परम क्रोध दशकंधर । सन्मुख चले हूह दे बन्दर ॥
गहि कर पादप उपल पहारा । डारहिं तेहि पर एकहि वारा ॥ १ ॥
लागहिं शैल वज्र तनु तासू । खंड खंड होइ फूटहिं आशू ॥
चला न अचल रहा रथ रोपी । रण दुर्मद रावण अति कोपी ॥ २ ॥
इत उत झपटि दपटि कपि योधा । मर्दै लागु भयो अति क्रोधा ॥
चले पराइ भालु कपि नाना । त्राहि त्राहि अंगद हनुमाना ॥ ३ ॥
पाहि पाहि रघुवीर गुसाँई । यह खल आव कालकी नाँई ॥
तेहि देखे कपि सकल पराने । दशहु चाप सायक संधाने ॥ ४ ॥

રાવણ, અત્યંત ક્રોધથી દોડયો આવતો જોવામાં આવતાં, વાનરાઓ, વૃક્ષોને, પથરાઓને તથા પહાડોને હસ્તોમાં લઈ, હૂહા કરીને તેની સામે ચાલ્યા અને એકી વખતે રાવણની ઉપર તે વૃક્ષો વગેરેના પ્રહારો કરવા લાગ્યા. ॥૧॥ વાનરાઓએ ફેંકેલા પર્વતો, રાવણનાં, વજ્ર જેવાં શરીરપર વાગીને તુરત ટુકડે ટુકડા થઈ જવા લાગ્યા. રણમાં મદોન્મત્ત અને મહા ક્રોધવાળો રાવણ, વાનરાઓના પ્રહારથી ચલાયમાન નહીં થતાં, રથને સ્થિર રાખીને અડગ જ રહ્યો. ॥ ૨ ॥ રાવણ, અતિ ક્રોધથી આમ તેમ ઝપટ કરી વાનરાઓને સપાટીમાં લઈને, મર્દી નાખવા લાગ્યો. અનેક રીંછો તથા વાનરાઓ ભાગીભાગીને અંગદને તથા હનુમાનજીને, 'અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો,' એમ પોકારવા લાગ્યા ॥ ૩ ॥ અને 'હે સ્વામી રઘુનાથજી ! આ ખળ રાવણ, કાળની પેઠે આવે છે, માટે તેથી અમોને બચાવો,' એમ પણ પોકારવા લાગ્યા. સઘળા વાનરાઓને તથા રીંછોને ભાગતાં જોઈ, રાવણે તે ભાગતાંઓને પણ મારવા માટે દશે ધનુષોમાં બાણો સાંધવા માંડયાં. ॥ ૪ ॥

छं०–संधानि धनु शर निकर छांडेसि उरग जिमि उडि लागहीं ॥
रहे पूरि शर धरणी गगन दिशि विदिशि कहँ कपि भागहीं ॥
भा अति कुलाहल विकल दल कपि भालु बोलहिं आतुरे ॥
रघुवीर करुणासिंधु आरत बंधु जन रक्षक हरे ॥ ५ ॥

રાવણે, ધનુષોમાં સાંધીને ફેંકવા માંડેલાં બાણોના સમૂહો, સર્પોની પેઠે ઊડી ઊડીને વાનરાઓનાં તથા રીંછોનાં શરીરોમાં ચોટવા લાગ્યા, કેટલાંએક બાણોથી પૃથ્વી, આકાશ તથા દશે દિશાઓ ભરપૂર થઈ ગઈ, વાનરાઓ ભાગવા લાગ્યા, વિહ્વલ થયેલા વાનરાઓનાં તથા રીંછોનાં સૈન્યોમાં અત્યંત કોલાહલ વ્યાપી રહ્યો અને આતુર થયેલા વાનરાઓ તથા રીંછો, "હે રઘુવીર ! હે કરુણાના સમુદ્રરૂપ ! હે દીનબંધુ ! હે ભક્તરક્ષક ! હે હરિ !" એમ પોકારવા લાગ્યાં. ॥ ૫ ॥

दो०–विचलत देखा कपि कटक, कटि निषंग धनु हाथ ॥
लक्ष्मण चले सकोप तब, नाय रामपद माथ ॥ २४३ ॥

વાનરાઓનાં સૈન્યને વ્યાકુલ થયેલું જોઈ, અત્યંત કોપ પામેલા લક્ષ્મણજી, કમ્મરમાં ભાથાંઓને તથા હાથમાં ધનુષને ધરી, રામચન્દ્રજીના ચરણોમાં માથું નમાવીને રાવણની સામે યુદ્ધ કરવા ચાલ્યા. ॥ ૨૪૩ ॥

चौ०—रे खल का मारसि कपि भालू । मोहिं बिलोकु तोर मैं कालू ॥
खोजत रहेउँ तोहिं सुतघाती । आजु निपात जुड़ावौं छाती ॥ १ ॥
अस कहि छाँडेसि बाण प्रचंडा । लक्ष्मण किय शर हति शत खण्डा ॥
कोटिन आयुध रावण डारे । तिल समान प्रभु काटि निवारे ॥ २ ॥
पुनि निज बाणन्ह कीन्ह प्रहारा । स्यंदन भंजि सारथी मारा ॥
शत शत शर मारे दशभाला । गिरि शृंगन जनु प्रविशहिं व्याला ॥३॥
पुनि शत शर मारे उर माहीं । परेउ अवनि तनु शुधि कछु नाहीं ॥
उठा प्रबल पुनि मूर्च्छा जागी । छांडेसि ब्रह्मदत्त जो सांगी ॥ ४ ॥

લક્ષ્મણજીએ, 'અરે ખળ ! તું વાનરાઓને તથા રીંછોને શું મારે છે ? મારી સામે નજર કર. હું તારો કાળ છું.' એમ પડકારતાં, રાવણ બોલ્યો કે, "અરે મારા પુત્રને મારનારા ! હું તનેજ શોધું છું. આજ તને પાડીને મારી છાતીને ઠંડી કરીશ."॥૧॥ એમ બોલીને રાવણે ઘણાં ઘણાં પ્રચંડ બાણો ફેંકયાં, પણ લક્ષ્મણજીએ, પોતાનાં બાણોથી સઘળાં બાણોના સેંકડો ટુકડા કરી નાંખ્યા. તે પછી રાવણે બીજાં કરોડો આયુધો ફેંકતાં, લક્ષ્મણજીએ તે આયુધોના પણ તિલ તિલ જેવડા ટુકડા કરી નાખી, ॥ ૨ ॥ પોતાનાં બાણો ફેંકીને રાવણના રથને ભાંગી નાખ્યો, સારથિને મારી નાખ્યો તથા રાવણનાં પ્રત્યેક માથાંઓમાં પણ સો સો બાણો માર્યાં. જેમ સર્પો પર્વતનાં શિખરોમાં પેસે, તેમ લક્ષ્મણજીનાં બાણો, રાવણનાં માથાંઓમાં પેઠાં. ॥ ૩ ॥ વળી પણ લક્ષ્મણજીએ રાવણની છાતીમાં સો બાણ માર્યાં, તેથી રાવણ ધરતીપર પડી ગયો અને તેને શરીરનું કશું ભાન રહ્યું નહીં. પ્રબલ રાવણે મૂર્છા ઉતર્યા પછી ઉભો થઇને પોતાને બ્રહ્માએ આપેલી સાંગ, લક્ષ્મણજીની ઉપર નાંખી. ॥ ૪ ॥

छं०—जो ब्रह्मदत्त प्रचण्ड शक्ति अनन्त उर लागी सही ॥
परयो वीर विकल उठाव दशमुख अतुल बल महिमा रही ॥
ब्रह्माण्ड भुवन विराज जाके एक शिर जिमि रज कनी ॥
सो चंह उठावन मूढ रावण जान नहिं त्रिभुवन धनी ॥ ६ ॥

એ પ્રચંડ સાંગ છાતીમાં લાગતાં લક્ષ્મણજી મૂર્છિત થઇને ધરતીપર પડી ગયા. આ સમયમાં રાવણ, લક્ષ્મણજીને ઉપાડવા લાગ્યો, પણ લક્ષ્મણજી, પોતામાં રહેલા અત્યંત બળના મહિમાને લીધે, રાવણથી ઉઠાવી શકાયા નહીં. શેષનાગના અવતારરૂપ લક્ષ્મણજી, કે જેના એક માથા ઉપર સઘળું બ્રહ્માંડ રજની એક કણીની પેઠે રહ્યું છે, તેમને, રાવણે ઉપાડી લેવાની ઇચ્છા કરી, પણ જાણ્યું નહીં કે, 'ત્રૈલોકયને ધારણ કરનારા છે, તેને હું કેમ ઉઠાવી શકીશ ?' ॥ ૬ ॥

दो०—देखत धावा पवनसुत, बोलत वचन कठोर ॥
आवत तेहि उर महँ हनेउ, मुष्टि प्रहार प्रजोर ॥ २४४ ॥

રાવણને, લક્ષ્મણજીના ઉઠાવવામાં પ્રયત્ન કરતો જોઈ, હનુમાનજી, કઠોર વચનો બોલતા બોલતા, રાવણ તરફ દોડયા. હનુમાનજીને આવેલા દેખતાં જ, રાવણે, જોરથી તેમની છાતીમાં મુંઠી મારી. ॥ ૨૪૪ ॥

चौ०—जानु टेक कपि भूमि न परेऊ । उठा संभारि बहुरि रिस भरेऊ ॥
मुष्टिका एक ताहि कपि मारा । परेउ शैल जिमि वज्र प्रहारा ॥ १ ॥
मूर्च्छा गई बहुरि सो जागा । कपिबल विपुल सराहन लागा ॥
धिक् धिक् बल पौरुष धिक् मोही । जो तैं जियत उठा सुरद्रोही ॥ २ ॥
अस कहि कपि लक्ष्मण कहँ ल्याये । देखि दशानन विस्मय पाये ॥
कह रघुवीर समुझि जिय भ्राता । तुम कृतांत भक्षक सुरत्राता ॥ ३ ॥
सुनत बचन उठि बैठ कृपाला । गगन गई सो शक्ति कराला ॥
पुनि कोदंड बाण गहि धाये । रिपुसन्मुख अति आतुर आये ॥ ४ ॥

રાવણની મુંઠીના પ્રહારથી, હનુમાનજી ગોઠણિયા ભર થઈ ગયા પણ પડયા નહીં. પછી હનુમાનજીએ, પોતાનાં શરીરની સાંભળ કરી, ઉભા થઇને રાવણની છાતીમાં એક મુંઠી મારી, કે જેથી રાવણ, વજ્રનો પ્રહાર પામેલા પર્વતની પેઠે ધરતીપર પડી ગયો. ॥ ૧ ॥ રાવણ, મૂર્છા ઉતરી જતાં જાગીને હનુમાનજીના અદ્ભુત બલની પ્રશંસા કરવા લાગતાં, હનુમાનજી બોલ્યા કે, 'હે દેવતાઓના દ્રોહી ! તું મારા હાથની મુંઠીનો પ્રહાર વાગ્યા છતાં પણ, પાછો જીવતો ઉઠયો, તેથી મારાં બળને તથા પુરુષાર્થને ધિક્કાર છે, અને મને ધિક્કાર છે."॥૨॥ એટલું કહી, હનુમાનજી, લક્ષ્મણજીને ઉઠાવીને રામચંદ્રજીની પાસે લઈ ગયા, કે જે જોઇને રાવણ વિસ્મય પામ્યો. આ સમયમાં રામચન્દ્રજી, લક્ષ્મણજીના શરીરની સામે જોઇને બોલ્યા કે, "હે ભાઈ ! તમે હૃદયમાં સમજો. તમે કાળને પણ ખાઈ જાઓ એવા છો અને દેવતાઓના રક્ષક છો, માટે તમને આવી વ્યથા નહીં થવી જોઇએ." ॥ ૩ ॥ આ વચનો સાંભળતાં જ લક્ષ્મણજી ઉઠીને બેઠા થયા અને લક્ષ્મણજીની છાતીમાં ચોટેલી તે સાંગ,છાતીમાંથી નીકળીને આકાશમાં ચાલી ગઈ. પછી લક્ષ્મણજી, હાથમાં ધનુષ, બાણ ધરીને અત્યંત શીઘ્રતાથી રાવણની સામે દોડયા. ॥૪॥

छं०—आतुर बहोरि विभंजि स्यंदन मार तेहि व्याकुल कियो ॥
गिरयो धरणि दशकंधर विकलतर बाण शत वेंध्यो हियो ॥
सारथी रथ घालि दूसर ताहि लंका ले गयो ॥
रघुवीर बंधु प्रताप पुंज बहोरि प्रभु चरणन नयो ॥ ७ ॥

લક્ષ્મણજીએ, ઝડપથી રથને તોડી નાખી, સો બાણોથી હૃદયને વિંધીને વ્યાકુલ કરી નાખતાં, રાવણ અત્યંત મૂર્છિત થઇને ધરતીપર પડયો. આ સમયમાં, રાવણનો સારથિ, રાવણને બીજા રથમાં નાખીને લંકામાં લઈ ગયો અને એ પ્રમાણે રાવણ જતો

રહેતાં, રામચન્દ્રજીના મહા પ્રતાપી ભાઈ લક્ષ્મણજી, પાછા આવીને રામચન્દ્રજીનાં ચરણોમાં પડયા. ॥ ૭ ॥

दो०—वहाँ दशानन जाय कर, करन लाग कछु यज्ञ ॥
जय चाहत रघुपति बिमुख, काल विवश शठ अज्ञ ॥ २४५ ॥

રાવણ, લંકામાં જઈ, જાગ્રત થયા પછી, વિજયને માટે કાંઇ યજ્ઞ કરવા લાગ્યો. એ રાવણ, રામથી વિમુખ હોવાને લીધે કાળને વશ થયેલો છતાં પણ શઠ અને અજ્ઞાન હોવાથી જયની ઇચ્છા રાખતો હતો. ॥ ૨૪૫ ॥

चौ०—यहाँ विभीषण सब सुधि पाई । सपदि जाय रघुपतिहि सुनाई ॥
नाथ करै रावण इक यागा । सिद्ध भये नहिं मरहि अभागा ॥ १ ॥
पठवहु नाथ वेगि भट बंदर । करहिं विध्वंस आव दशकंधर ॥
प्रात होत प्रभु सुभट पठाये । हनुमदादि बंदर सब धाये ॥ २ ॥
कौतुक कूदि चढे कपि लंका । पैठे रावण भवण भवन अशंका ॥
जबहीं यज्ञ करत तेहि देखा । सकल कपिन भा क्रोध विशेखा ॥ ३ ॥
रणते भाज निर्लज गृह आवा । यहाँ आय बक ध्यान लगावा ॥
अस कहि अंगद मारेउ लाता । चितव न शठ स्वारथ मन राता ॥ ४ ॥

અહીં વિભીષણને, લંકામાં તપાસ કરવા ગુપ્ત રીતે મોકલેલા મંત્રીઓના કહેવાથી સઘળી ખબર મળતાં, તેણે તુરત રામચન્દ્રજીની પાસે જઈને કહ્યું કે, "હે નાથ! રાવણે, એક યજ્ઞ કરવાનો આરંભ કર્યો છે. એ યજ્ઞ જો સિદ્ધ થશે, તો એ અભાગિયો મરશે નહીં, ॥ ૧ ॥ આમ છે, એટલા માટે તુરત પ્રબલ વાનરાઓને લંકામાં મોકલો, કે જેઓ, રાવણના યજ્ઞનો વિધ્વંસ કરીને અહીં આવતા રહે." રામચંદ્રજીએ, પ્રભાત થતાં જ યજ્ઞનો વિધ્વંસ કરવાની આજ્ઞા કરી અને તેથી હનુમાનજી તથા અંગદ વગેરે વાનરાઓ ત્યાંથી દોડયા. ॥ ૨॥ એઓ, લીલા માત્રથી કુદી, લંકાના કિલ્લાપર ચઢીને નિશ્શંક રીતે રાવણના દરબારમાં પેઠા અને ત્યાં રાવણ યજ્ઞ કરતો જોવામાં આવતાં, તેઓને ભારે ક્રોધ ઉત્પન્ન થયો. ॥ ૩ ॥ "અરે નિર્લજ્જ રાવણ! તું રણભૂમિમાંથી ભાગી, પોતાને ઘેર આવ્યો છે અને અહિં આવીને બગલાના જેવું ધ્યાન લગાવી બેઠો છે?' એમ બોલીને અંગદે છાતીમાં લાત મારી, પણ શઠ રાવણનું ચિત્ત સ્વાર્થમાં જ લાગી રહ્યું હતું, તેથી તે રાવણે, એ પ્રહારને ગણકાર્યો પણ નહીં. ॥ ૪ ॥

छं०—नहिं चितव जब कपि कोपि तब गहि दशन लातन मारहीं ॥
धरि केश नारि निकारि बाहर जब सो दीन पुकारहीं ॥
तब उठा कोपि कृतान्त सम गहि चरण वानर डारहीं ॥
इहि भाँति यज्ञ विध्वस करि कपि नेकु मनहि न हारहीं ॥ ८ ॥

જ્યારે રાવણે સામે પણ જોયું નહીં, ત્યારે કોપ પામેલા વાનરાઓએ, તેને દાંતોથી બટકા ભર્યાં, લાતો મારી અને તેની સ્ત્રીઓને ચોટલા પકડીને બહાર કાઢી; એ સ્ત્રીઓ,

હીન સ્વરોથી પોકારવા લાગી, ત્યારે રાવણ, કાળના જેવો ક્રોધ કરીને ઉભો થયો. પગો, પકડી પકડીને વાનરાઓને બહાર ફેંકવા લાગ્યો. આ પ્રમાણે યજ્ઞનો વિધ્વંસ કરી, મનમાં જરા પણ નહીં હારેલા વાનરાઓ, પાછા રામચન્દ્રજીની પાસે આવ્યા. ॥ ૮ ॥

दो०—मख विध्वंस करि कपि सकल, आये रघुपति पास ॥
चला दशानन क्रोधकर, छाँड़ी जियकी आश ॥ २४६ ॥

લંકામાં રાવણના યજ્ઞનો વિધ્વંસ કરીને વાનરાઓ, રામચન્દ્રજીની પાસે ગયા અને એઓ સઘળા, ગયા પછી, મનથી હારી ગયેલો રાવણ, અત્યંત ક્રોધ કરી, જીવવાની આશા છોડી દઇને યુદ્ધ કરવા ચઢયો. (રાવણને બ્રહ્માએ કહ્યું હતું કે, જ્યારે તારા યજ્ઞનો ભંગ થાય, ત્યારે તારે જીવવાની આશા રાખવી નહીં. ) ॥ ૨૪૬ ॥

चौ०—चलत होहिं तेहि अशुभ भयंकर । बैठहिं गृध्र उड़ाहिं शिरन पर ॥
भयउ कालवश काहु न माना । कहेसि बजावहु यद्ध निशाना ॥ १ ॥
चली तमीचर अनी अपारा । बहु गज रथ पद्चर असवारा ॥
प्रभु सन्मुख खल धावहिं कैसे । शलभ समूह अनल कहँ जैसे ॥ २ ॥
इहाँ देव सब विन्ती कीन्हीं । दारुण विपति हमहिं इन दीन्हीं ॥
अब जनि नाथ खिलावहु एही । अतिशय दुखित होति वैदेही ॥ ३ ॥
देव वचन सुनि प्रभु मुसकाना । उठि रघुवीर सुधारेउ बाना ॥
जटाजूट बाँधा दृढ़ माथे । सोहत सुमन बीच बिच गाथे ॥ ४ ॥
अरुण नयन वारिद तनु श्यामा । अखिल लोक लोचन अभिरामा ॥
कटि तट परिकर कसे निषंगा । कर कोदण्ड कठिन सारंगा ॥ ५ ॥

રાવણ યુદ્ધ કરવા ચઢયો તે સમયમાં મરણની સૂચના આપનારાં ભયંકર અપશકુનો થવા લાગ્યાં. ગીધ પક્ષીઓ, રાવણનાં માથાઓની ઉપર બેસી બેસીને ઉડવા લાગ્યાં. કાળને વશ થયેલા રાવણે, કોઇ પણ અપશકુનને નહીં ગણકારતાં, રાક્ષસોને યુદ્ધનાં વાજાંઓ વગાડવાની આજ્ઞા કરી. ॥ ૧ ॥ જેમાં હાથીઓ, રથો, સવારો અને પ્યાદલો અપાર હતા, એવી રાક્ષસોની મોટી સેના ચાલી. રાક્ષસો, લંકાથી બહાર આવીને જેમ પતંગીઆઓ દીવાની સામે દોડે, તેમ રામચન્દ્રજીની સામે દોડ્યા. ॥ ૨ ॥ અહીં સર્વ દેવતાઓએ, રામચન્દ્રજીની પાસે વિનતિ કરી કે, "રાવણે અમોને બહુ દુઃખો દીધાં છે, માટે હવે આપ એ દુષ્ટને રમાડો નહિ, સીતાજીપણ અત્યંત દુઃખી થાય છે,[1]" ॥ ૩ ॥ દેવતાઓની વિનતિ સાંભળી મંદ હાસ્ય કરી, ઉભા થઇને રામચન્દ્રજી પોતાનાં બાણો સુધારવા લાગ્યા. જેમાં વચમાં વચમાં પુષ્પોના ગુચ્છો શોભી રહ્યા હતા એવા જટાજૂટને મજબૂત કરીને બાંધ્યો. ॥ ૪ ॥ રાતાં નેત્રોવાળા, મેઘના સરખી શ્યામ સુંદર છબીવાળા અને સર્વ લોકોનાં નેત્રોને પ્યારા લાગે એવા પ્રભુએ, કમરપર દુપટ્ટો બાંધીને, તે ઉપર ભાથાં બાંધી લીધાં અને હાથમાં શાર્ઙ્ગ. નામનું કઠણ ધનુષ્ય ધરી લીધું. ॥ ૫ ॥

---

૧ દેવતાઓએ વધારે અસર કરવા માટે પોતાનાં દુઃખની સાથે સીતાજીના દુઃખનું પણ નિવેદન કર્યું, તેથી રામચન્દ્રજીએ મંદહાસ્ય કર્યું.

छं०—सारंग कर सुंदर निषंग शिली मुखाकर कटि कस्यो ॥
भुजदंड पीन मनोहरायत उर धरा सुरपद लस्यो ॥
कह दास तुलसी जबहिं प्रभु शर चाप कर फेरन लगे ॥
ब्रह्माण्ड दिग्गज कमठ अहि महि सिंधु भूधर डगमगे ॥ ९ ॥

હાથમાં સુંદર શાર્ઙ્ગ ધનુષવાળા, કમરપર કસેલા અખૂટ બાણોના ભાથાંઓવાળા, પુષ્ટ ભુજદંડોવાળા અને મનોહર તથા વિસ્તીર્ણ વક્ષઃસ્થલમાં ભૃગુલાંછનથી શોભી રહેલા પ્રભુ, જ્યારે હસ્તોમાં ધનુષ બાણ ફેરવવા લાગ્યા, ત્યારે બ્રહ્માંડમાં દિશાઓના હાથીઓ, મહા કચ્છપ, શેષનાગ, પૃથ્વી, સમુદ્રો અને પર્વતો ડગમગવા લાગ્યા. ॥ ૯ ॥

दो०—हर्षे देव विलोकि छवि, वरषहिं सुमन अपार ॥
जय जय प्रभु गुण ज्ञान बल, धाम हरण महि भार ॥ २४७ ॥

દેવતાઓ, રામચન્દ્રજીની છબી જોઈ, રાજી થઈને અપાર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને 'હે પ્રભુ ! હે ગુણોના, જ્ઞાનના તથા બળના નિવાસરૂપ ! હે પૃથ્વીના ભારને હરનારા ! જય, જય,' એમ ઉંચા સ્વરથી બોલવા લાગ્યા. ॥ ૨૪૭ ॥

चौ०—इहिके बीच निशाचर अनी । कसमसाति आई अति घनी ॥
देखि चले सन्मुख कपि भट्टा । प्रलय कालके जिमि घनघट्टा ॥ १ ॥
शक्ति शूल तरवार चमकहिं । जनु दश दिशि दामिनी दमकहिं ॥
गज रथ तुरग चिकार कठोरा । गर्जत मनहुँ बलाहक घोरा ॥ २ ॥
कपि लंगूर विपुल नभ छाये । मनहु इन्द्र धनु उगेउ सुहाये ॥
उठी रेणु मानहु जल धारा । बाण बुन्द भइ वृष्टि अपारा ॥ ३ ॥
दुहु दिशि पर्वत करहिं प्रहारा । वज्रपात जनु बारहिं बारा ॥
रघुपतिं कोपि बाण झरि लाई । घायल भे निश्चर समुदाई ॥ ४ ॥
लागत बाण वीर चिरकरहीं । घुर्मि घुर्मि अगणित महि परहीं ॥
श्रवहिं शैल जनु निर्झर वारी । शोणित सरि कादर भयकारी ॥ ५ ॥

આ સમયમાં મોટી ગરદીને લીધે ભીંસાભીસ કરતી રાક્ષસોની મોટી સેના આવી પહોંચતાં, પ્રબળ વાનરાઓ, પ્રલય કાળનાં વાદળાંઓની ઘટાની પેઠે, તે સેનાની સામે ચાલ્યા. ॥ ૧ ॥ ચમકવા લાગેલાં સાંગો, તરવારો તથા ત્રિશૂલો, જાણે દશે દિશાઓમાં વીજળીઓ ચમકતી હોય એવા દેખાવા લાગ્યાં. હાથીઓ, રથો તથા ઘોડાઓ, એઓનો પ્રબલ શબ્દ, જાણે ભયંકર વાદળાંઓની ગર્જના થતી હોય એવો જણાવા લાગ્યો. ॥ ૨ ॥ વાનરાઓનાં આકાશમાં છાઈ રહેલાં પૂંછડાંઓ, જાણે સુંદર ઇન્દ્રનાં ધનુષો પ્રકટ થયાં હોય એવાં દીસવા લાગ્યાં. આકાશમાં ઉડેલી રજ, જલની ધારાઓ જેવી દેખાવા લાગી. અપાર બાણોની વૃષ્ટિ જાણે જલનાં અસંખ્યાત બિન્દુઓ પડતાં હોય એવી જણાવા લાગી. ॥૩॥ બન્ને તરફથી પડવા લાગેલા પર્વતોના પ્રહારો, જાણે વજ્રપાતો ( વીજળીનાં

પતનો ) થતાં હોય એવા દેખાવા લાગ્યા અને કોપેલા રામચન્દ્રજીએ કરેલી અવિચ્છિન્ન બાણોની વૃષ્ટિ કે જેથી હજારો રાક્ષસો ઘાયલ થવા લાગ્યા. તે જાણે છેવટ ઝડી પડવા લાગી હોય એવી દેખાવા લાગી. ॥૪॥ બાણો વાગતાં જ અગણિત વીર યોદ્ધાઓ ચિત્કાર કરવા લાગ્યા અને ઘુમરીઓ ખાઈ ખાઇને પૃથ્વીપર પડવા લાગ્યા. વીર યોદ્ધાઓનાં શરીરોમાંથી, પર્વતોમાંથી જેમ ઝરણાં ઝરે, તેમ રુધિરો ઝરવા લાગ્યાં. બીકણુ લોકોને ત્રાસ આપનારી લોહીની નદીઓ ચાલવા લાગી. ॥ ૫ ॥

छं०—कादर भयंकर रुधिर सरिता बाढि परम अपावनी ॥
दोउ कूल दल रथ रेत चक्र आवर्त बहति भयावनी ॥
जलजंतु गज पदचर तुरग रथ विविध वाहन को गने ॥
शर शक्ति तोमर परशु चाप तरंग चर्म कमठ घने ॥ १० ॥

બીકણુ લોકોને ભય આપનારી, બન્ને સેનાઓરૂપી કીનારાઓમાં ચાલતી અને અત્યંત વૃદ્ધિ પામેલી પરમ અપવિત્ર લોહીની નદીમાં રથોનાં ચૂર્ણો, રેતી જેવાં દેખાવા લાગ્યાં. પઇડાંઓ, ભયંકર ચકરીઓ જેવા દીસવા લાગ્યાં. હાથીઓ, ઘોડાઓ, રથો તથા બીજાં પણ અગણિત વાહનો અને પ્યાદલો, જલજંતુઓ જેવાં જણાવા લાગ્યાં. બાણો, સાંગો, ભાલાંઓ, ફરસીઓ તથા ધનુષો, તરંગો જેવાં દેખાવા લાગ્યાં અને ઢાલો, અસંખ્યાત કાચબાઓ જેવી દીસવા લાગી. ॥ ૧૦ ॥

दो०—वीर परे जनु तीर तरु, मज्जा बह जनु फेन ॥
कादर देखत डरहिं जिय, सुभटनके मन चैन ॥ २४८ ॥

એ નદીમાં વીર પુરુષો કીનારાનાં ત્રૂટી ગયેલાં વૃક્ષોની પેઠે તણાવા લાગ્યા અને મજ્જા જાણે ફીણ વહેતું હોય એવી દેખાવા લાગી. એ નદીને જોઈને બીકણુ લોકો ડરવા લાગ્યા અને વીર પુરુષો મનમાં રાજી થવા લાગ્યા. ॥ ૨૪૮ ॥

चौ०—मज्जहिं भूत पिशाच वेताला । केलि करहिं योगिनी कराला ॥
काक कंक ले भुजा उड़ाहीं । इकते एक छीनि धरि खाहीं ॥ १ ॥
एक कहहिं ऐसी बहुताई । शठ तुम्हार दारिद्र न जाई ॥
कहरत भट घायल तटमरे । जहँ तहँ मनहुँ अर्ध जल परे ॥ २ ॥
खैंचहिं आंत गृध्र तट भये । जनु वंशी खेलत चित द्ये ॥
बहु भट बहे चढे खग जाहीं । जिमि नावरि खेलहिं सरि माहीं ॥ ३ ॥
योगिनि भरि भरि खप्पर सांचहिं । भूत पिशाच विविधविधि नाचहिं ॥
भट कपाल करताल बजावहिं । चामुण्डा नानाविधि गावहिं ॥ ४ ॥
जम्बुक निकर तहां कटकटहीं । खाहिं अघाहिं हुआहिं दपटहिं ॥
कोटिन रुण्ड मुण्ड बिनु डोलहिं । शीश परे महि जय जय बोलहिं ॥ ५ ॥

એ નદીમાં ભૂતો, પિશાચો તથા વેતાલો નહાવા લાગ્યાં અને વિકરાલ યોગિનીઓ, ક્રીડા કરવા લાગી, કાગડાઓ તથા કંક પક્ષીઓ, ભુજાઓને ઉપાડી ઉપાડીને ઉડવા

લાગ્યાં. ॥ ૧ ॥ અને એક એકની પાસેથી ઝૂંટી ઝૂંટીને ખાઈ જવા લાગ્યાં. ભૂત, પિશાચાદિ પ્રાણીઓ પરસ્પરને કહેવા લાગ્યાં કે, ' અરે ભૂખ્યાં ! હજુ સૂધી તમારી ભૂખ ટળતી નથી ? ' કણુકણુતા અને અર્ધાં શરીરોથી લોહીની નદીમાં ડૂબેલા તથા અર્ધાં શરીરોથી કીનારાઓપર પડેલા યોદ્ધાઓ, જાણે મરણ સમયમાં અર્ધાં શરીરોથી ગંગા જલમાં ડૂબેલાં અને અર્ધાં શરીરોથી કીનારાઓપર પડેલા ધર્માત્મા પ્રાણીઓ હોય એવાં દેખાવા લાગ્યાં.॥૨॥મરણ પામેલા યોદ્ધાઓનાં શરીરોમાંથી આંતરડાંઓ ખેંચીને લોહીની નદીના કીનારાપર બેઠેલાં ગરંજ પક્ષીઓ, જાણે માછલાં પકડવાને વાસ્તે કુંડીઓ નાખી, તે કુંઠીઓને લાંબી લાંબી દોરીઓથી પકડી બેઠેલા મચ્છીમાર લોકો હોય એવા દેખાવા લાગ્યા. લોહીની નદીમાં તણાતા જતા યોદ્ધાઓનાં શરીરોની ઉપર બેઠેલાં ગરંજ વગેરે પક્ષીઓ, જાણે નાવિક લોકો, વહાણો ચલાવવાનો ખેલ કરતા હોય એવાં દેખાવા લાગ્યાં. ॥ ૩ ॥ યોગિનીઓ, રુધિરને ખપ્પરોમાં ભરી ભરીને સંચય કરવા લાગી. ભૂતો તથા પિશાચો, અનેક પ્રકારનાં નૃત્યો કરવા લાગ્યાં. વૈતાલો, યોદ્ધાઓની ખોપરીઓથી કરતાલ બજાવવા લાગ્યા, ચામુંડાઓ અનેક પ્રકારોનાં ગાયનો કરવા લાગી. ॥ ૪ ॥ શીઆળીઓના સમૂહો, કટ કટ શબ્દો કરી, શબોને ખાવા લાગ્યાં, ખાઇને તૃપ્ત થવા લાગ્યા તૃપ્ત થઈને હુહા કરવા લાગ્યાં અને હુહા કરીને પરસ્પરને દબાવવા લાગ્યાં. માથાંઓ વગરનાં ધડો ( કબંધો ), રણભૂમિમાં ડોલવા લાગ્યાં અને ધરતીપર પડેલાં માથાંઓ, જય જય શબ્દ બોલવા લાગ્યાં. ॥ ૫ ॥

छं०–बोलहिं जो जय जय रुंड मुंड प्रचण्ड विनु शिर धावहीं ॥
परिणाम युद्ध अगुह्य जूझहिं सुभट सुरपुर पावहीं ॥
निश्चर वरूथ विमर्द गर्जहिं भालु कपि दर्पित भये ॥
संग्राम अंगन सुभट सोवहिं राम शर निकरनि हये ॥ ११ ॥

યુદ્ધને સામે પગલા મરવાથી ઉત્તમ ગતિની પ્રાપ્તિ થવારૂપ પરિણામ જાહેર જ છે, એમ જાણીને યુદ્ધમાં પ્રાણ દેતા સુભટો, દેવલોકમાં જવા લાગ્યા. રાક્ષસોના સમૂહોનું મર્દન કરીને ગર્વ પામેલાં રીંછો તથા વાનરાઓ ગર્જના કરવા લાગ્યાં. હજારો સુભટ રાક્ષસો, રામચન્દ્રજીનાં બાણોના સમૂહોથી મરણ પામીને રણભૂમિમાં સૂવા લાગ્યા.॥૧૧

सो०–सप्त दिवस दिन रात, बाजेउ घंटा धनुष कर ॥
हरि पूजाकी भाँत, भये सुभट संहार सब ॥ १२ ॥

જેમ[1] વિષ્ણુની પૂજામાં ઘંટા વાગ્યા કરે, તેમ રણભૂમિમાં રામચન્દ્રજીના ધનુષની ઘંટા, સાત દિવસ અને સાત રાત સૂધી અખંડ રીતે વાગ્યા જ કરી. આમ થવાથી સઘળા રાક્ષસોનો સંહાર થઈ ગયો. ॥ ૧૩ ॥

दो०–घंटाकी परमान अब, सुनिये संगर बीच ॥
नाग अयुत दश लाख हय, रथी डेढ शत मीच ॥ २४९ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

હવે યુદ્ધમાં ઘંટાનો એક અવાજ ક્યારે થાય ? તેનું પ્રમાણ કહું, તે સાંભળો. દશ હજાર હાથી, લાખ ઘોડા, દોઢસો રથી ॥ ૨૪૯ ॥

चौ०–मरैं कोटि दश पैदर जबहीं । नाचत इक कबंध रण तबहीं ॥
नृत्य करहिं जब कोटि कबन्धा । तब इक खेचर उठत निबंधा ॥ १ ॥
खेचर कोटि नचहिं निहकंटा । तक इक धनुकर बाजत घंटा ॥

અને દશ કરોડ પ્યાદલ મરે, ત્યારે રણભૂમિમાં એક કબંધ નાચે. જ્યારે કરોડ કબંધ નાચે, ત્યારે એક ખેચર ઉઠે, કે જે આકાશમાં માથાં વગરનો નાચે ત્યારે એવા કરોડ ખેચર નિષ્કંટક રીતે નાચવા માંડતાં, ત્યારે રામચન્દ્રજીના ધનુષની ઘંટાનો એક અવાજ થતો હતો. ॥ ૧ ॥ ૦ ॥

श्लोक–एवं सप्तदिनं ख्यातं स्वर्गे मर्त्ये रसातले ॥
आसीद्भूरि बलं नाशं रामरावणसंगरे ॥ १ ॥

રામચન્દ્રજીનું રાવણની સામેનું યુદ્ધ કે જે સ્વર્ગ લોકમાં, મર્ત્ય લોકમાં તથા પાતાલ લોકમાં પણ પ્રખ્યાત છે. તેમાં ઉપર પ્રમાણે સાત દિવસ સૂધી રામચંદ્રજીનાં ધનુષ્યની ઘંટા વાગી અને રાક્ષસોનાં ઘણાં સૈન્યનો નાશ થયો.[1] ॥ ૧ ॥

दो०–हृदय विचारसि दशवदन, भा निशिचर संहार ॥
मैं अकेल कपि भालु बहु, माया करौं अपार ॥ २५० ॥

રાવણે હૃદયમાં વિચાર કર્યો કે, 'રાક્ષસોનો સંહાર થઈ ગયો, અને હવે હું એકલો રહ્યો છું તેમ વાનરાઓ તથા રીંછો ઘણાં છે, માટે હવે મારે અપાર માયા કરવી યોગ્ય છે.' ॥ ૨૫૦ ॥

चौ०–देवन प्रभुहि पयादे देखा । उर उपजा अति क्षोभ विशेखा ॥
सुरपति निज रथ तुरत पठावा । हर्ष सहित मातलि ले आवा ॥ १ ॥
तेजपुंज रथ दिव्य अनूपा । विहँसि चढे कोशल पुर भूपा ॥
चंचल तुरग मनोहर चारी । अजर अमर मानस गति कारी ॥ २ ॥
रथारूढ रघुनाथहि देखी । धाये कपि बल पाय विशेखी ॥
सही न जाय कपिनकी मारी । तब रावण माया विस्तारी ॥ ३ ॥
सो माया रघुवीरहि बाँची । सब काहू मानी करि साँची ॥
देखी कपिन्ह निशाचर अनी । अनुज सहित बहु कोशल धनी ॥ ४ ॥

રામચન્દ્રજીને પાળા જોઈ, દેવતાઓના મનમાં અત્યંત ક્ષોભ થતાં, ઇંદ્રે રામચન્દ્રજીને માટે તુરત પોતાનો રથ મોકલ્યો. ઇંદ્રનો માતલિ નામનો સારથિ, રાજી થઇને તે રથને રામચન્દ્રજીની પાસે લઈ આવ્યો. (જ્યારે જ્યારે ઇંદ્રનું અને રાવણનું યુદ્ધ થતું હતું, ત્યારે ત્યારે આ રથમાં બેઠેલા ઇંદ્રનો પરાજય જ થતો હતો, પણ હવે શૂર

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

શિરોમણિ રામચન્દ્રજી, આ રથમાં બીરાજશે, તેથી આ રથ જયપ્રદ થશે, એમ જાણીને માતલિ રાજી થયો હતો. ) ॥ ૧ ॥ તેજના પુંજરૂપ અને અનુપમ એવા દિવ્ય રથમાં રામચન્દ્રજી મંદ હાસ્ય કરીને ચઢ્યા. ( રાવણને જ્યારે સૈન્યથી રહિત થયેલો અને અધમુવા જેવો દીઠો, ત્યારે ઇંદ્રને રથ મોકલવાની હિમ્મત આવેલી જોઇને રામચન્દ્રજીએ, મંદ હાસ્ય કર્યું. ) એ રથમાં જોડેલા ચારે ઘોડાઓ ચંચલ હતા, મનોહર હતા, અજર હતા, અમર હતા અને મનના જેવી ગતિવાળા હતા. ॥૨॥ રામચન્દ્રજીને, રથમાં બીરાજેલા જોઈ, વાનરાઓ તથા રીંછો વિશેષ ઉત્સાહ પામીને, રાવણ ઉપર મારો ચલાવવા લાગ્યાં. વાનરાઓનો મારો સહન નહીં કરી શકાયો, ત્યારે રાવણે માયા ફેલાવી. ॥ ૩ ॥ એ માયા એક રામચન્દ્રજી સિવાય બીજા સઘળાઓને સાચી જણાવા લાગી. એ માયાથી, વાનરાઓ તથા રીંછો, રાક્ષસોની અપાર સેનાને દેખવા લાગ્યાં અને તે સેનામાં રામચન્દ્રજીને તથા લક્ષ્મણજીને પણ અસંખ્યાત દેખવા લાગ્યાં. ॥ ૪ ॥

छं०—बहु राम लक्ष्मण देखि मर्कट भालु मन अति अपडरे ॥
जनु चित्र लिखित समेत लक्ष्मण जहँ सो तहँ चितवत खरे ॥
निज सेन चकित विलोकि हँसि शर चाप सजि कोशलधनी ॥
मायाहरी हरि निमिषमहँ हरषी सकल मर्कट अनी ॥ १२ ॥

વાનરાઓ તથા રીંછો, રામચન્દ્રજીને તથા લક્ષ્મણજીને, અનેક દેખીને મનમાં અત્યંત ભય પામ્યા. જાણે રામચન્દ્રજીની તથા લક્ષ્મણજીની અનેક તસબીરો ખેંચીને ચોમેર ખડી કરી દેવામાં આવી હોય એવું વાનરાઓને તથા રીંછોને નજરે પડતું હતું. રામચન્દ્રજીએ, પોતાની સેનાને ચકિત થયેલી જોઈ, મંદ હાસ્ય કરી, ધનુષ બાણને સજ્જ કરીને એક નિમેષ માત્રમાં માયાને હરી લીધી, આમ થવાથી વાનરાઓની તથા રીંછોની સઘળી સેના હર્ષ પામી. ॥ ૧૨ ॥

दो०—बहुरि राम सबतन चितय, बोले वचन गँभीर ॥
द्वंद्व युद्ध देखहु सकल, श्रमित भये सब वीर ॥ २५१ ॥

પછી રામચન્દ્રજી, પોતાના સઘળા યોદ્ધાઓની સામે જોઇને ગંભીર વચન બોલ્યા કે, 'હે સુભટો ! તમો સઘળા થાકી ગયા છો, માટે એક સ્થાનમાં ઉભા રહીને હવે મારૂં અને રાવણનું દ્વન્દ્વ યુદ્ધ જોયા કરો." ॥ ૨૫૧ ॥

चौ०—अस कहि रथ रघुनाथ चलावा । विप्र चरण पंकज शिर नावा ॥
तब लंकेश क्रोध उर छावा । गर्ज तर्ज कर सन्मुख धावा ॥ १ ॥
जीतेउ जो भट संयुग माहीं । सुन तापस मैं तिन सम नाहीं ॥
रावण नाम जगत यश जाना । लोकपाल जेहि बंदीखाना ॥ २ ॥
खर दूषण विराध तुम मारा । हतेउ व्याध इव बालि विचारा ॥
निशिचर सुभट सकल संहारे । कुंभकर्ण घननादहि मारे ॥ ३ ॥

आज बैर सब लेहुँ निबाही । जो रणभूमि भागि नहिं जाही ॥
आज करौं खल काल हवाले । परेउ कठिन रावणके पाले ॥ ४ ॥
सुनि दुर्बचन कालबश जाना । बिहँसि वचन कह कृपानिधाना ॥
सत्य सत्य तव सब प्रभुताई । जनि जल्पसि देखब मनुसाई ॥ ५ ॥

એમ કહી, મનથી બ્રાહ્મણોનાં ચરણોમાં પ્રણામ કરીને રામચન્દ્રજીએ, રાવણની સામે રથ ચલાવતાં, રાવણ અત્યંત ક્રોધ કરી, ગર્જના કરતો કરતો તથા તિરસ્કાર કરતો કરતો, રામચન્દ્રજીની સામે આવીને બોલ્યો કે, ॥ ૧ ॥ "હે તપસ્વી! તેં યુદ્ધમાં જેટલા યોદ્ધાઓને જિત્યા છે, તેઓના જેવો હું નથી. હું તો રાવણ છું. મારૂં નામ અને યશ જગતમાં પ્રખ્યાત છે. મેં વરુણ આદિ લોકપાલ દેવતાઓને પણ બંદીખાને નાખ્યા હતા. ॥ ૨ ॥ તેં ખર, દૂષણ તથા વિરાધ, એઓને માર્યા છે. જેમ પારાધી મારે તેમ બીચારા વાલીને માર્યો છે. સઘળા સુભટ રાક્ષસોને માર્યા છે અને કુંભકર્ણને તથા મેઘનાદને પણ માર્યા છે. ॥ ૩ ॥ તું જો આજ રણભૂમિને છોડી દઇને નહીં ભાગી જશે, તો હું એ સઘળા રાક્ષસોનું વૈર વાળીશ. અરે દુષ્ટ! આજ તને કાલના હવાલામાં આપી દેવાનો છું. તું આજ મહા ઉગ્ર રાવણના કબજામાં આવી પડેલો છે, માટે યાદ રાખજે." રાવણનાં દુર્વચનો સાંભળી, તેને, કાલને વશ થયેલો જાણી ॥ ૪ ॥ રામચન્દ્રજી હસીને બોલ્યા કે, "તારી સઘળી પ્રભુતા સાચેસાચી હશે તો દેખાઈ રહેશે. તું વૃથા બકવાદ નહીં કરતાં તારામાં જે વીરતા હોય તે દેખાડ. ॥ ૫ ॥

छं०—जनि कल्पना कर सुयश नाशहि नीति सुन शठ करु क्षमा ॥
संसार महँ पूरुष त्रिवीध पाटल रसाल पनसः समा ॥
इक सुमन प्रद इक सुमन फल इक फलै केवल लागहीं ॥
इक कहहिं करहिं न करहिं कहि कर एक करहिं न गावहीं ॥ १३ ॥

હે શઠ! બકવાદ છોડી દે. કેમ કે બકવાદ કરવાથી સુયશનો નાશ થાય છે. જરા ધીરજ રાખીને નીતિની વાત સાંભળ. સંસારમાં પાટલ જેવા, આંબા જેવા અને ફણસ જેવા, એમ ત્રણ પ્રકારના પુરુષો થાય છે. જે પાટલનાં ઝાડો ફક્ત ફૂલો કાઢે છે પણ ફલો કાઢતાં નથી તેમ કેટલાએક પુરુષો ફક્ત વાતો કરે છે, પણ તે પ્રમાણે કામ કરી બતાવતા નથી. જેમ આંબાનાં ઝાડો ફલોને પણ પ્રકટ કરે છે તથા પુષ્પોને પણ પ્રકટ કરે છે, તેમ કેટલાએક પુરુષો વાતો કરે છે અને તે વાતો પ્રમાણે કરી પણ દેખાડે છે. જેમ ફણસનાં ઝાડો, પુષ્પોને પ્રકટ નહીં કરતાં ફલોને જ પ્રકટ કરે છે, તેમ કેટલાએક પુરુષો બોલતા નથી, પણ કામ કરી બતાવે છે." ॥ ૧૩ ॥

दो०—राम वचन सुनि बिहँसि कह, मोहिं सिखावहु ज्ञान ॥
वैर करत तब नहिं डरेहु, अब लागत प्रिय प्रान ॥ २५२ ॥

રામચંદ્રજીનાં વચનો સાંભળી, રાવણ હાસ્ય કરીને બોલ્યો કે, "મને તું જ્ઞાનનો ઉપદેશ કરવા લાગ્યો છે? જ્યારે તેં મારી સામે વૈર કર્યું ત્યારે તો તું ડર્યો ન હતો અને હવે તને પ્રાણ પ્યારા લાગે છે?" ॥ ૨૫૨ ॥

चौ०—कहि दुर्वचन क्रोध दशकंधर । कुलिश समान लाग छांडनशर ॥
नानाकार शिली मुख धाये । दिशि अरु विदिशि गगनमहि छाये ॥१॥
अनल बाण छाँडे रघुवीरा । क्षणमहँ जरे निशाचर तीरा ॥
छांडेसि तीव्र शक्ति शिखि आई । बाणसंग प्रभु फेरि पठाई ॥ २ ॥
कोटिन चक्र त्रिशूल पँवारे । तिल समान प्रभु काटि निवारे ॥
विफल होहिं रावणशर कैसे । खलके सकल मनोरथ जैसे ॥ ३ ॥
तब शतबाण सारथिहि मारेसि । परेउ भूमि जय राम पुकारेसि ॥
रामकृपाकर सूत उठावा । तब प्रभु परम क्रोध कहँ पावा ॥ ४ ॥

રાવણ દુર્વચનો બોલીને ક્રોધથી વજ્ર જેવાં બાણો ફેંકવા લાગ્યો. રાવણનાં અનેક આકૃતિવાળાં બાણો એવાં ચાલવા લાગ્યાં કે, તેઓથી દિશાઓ, વિદિશાઓ, આકાશ તથા પૃથ્વી છવરાઈ ગયાં. ॥ ૧ ॥ રામચન્દ્રજીએ, અગ્નેયાસ્ત્ર મૂકીને ક્ષણ માત્રમાં રાવણનાં એ સઘળાં બાણોને ભસ્મ કરી નાખ્યાં. રાવણે, ક્રોધથી વ્યાપ્ત થઇને તીવ્ર સાંગ ફેંકતાં, રામચન્દ્રજીએ, તે સાંગને પોતાના બાણોની સાથે પાછી રાવણની પાસે મોકલી દીધી. ॥ ૨ ॥ રાવણે, કરોડો ચક્રો તથા કરોડો ત્રિશૂલો ફેંકયા, તો તેઓને પણ રામચન્દ્રજીએ તિલ તિલ જેવાં કાપી નાખીને વ્યર્થ કરી નાખ્યાં, જેમ ખલ પુરુષના સઘળા મનોરથો વિફલ થાય, તેમ રાવણનાં સઘળાં બાણો વિફલ થવા લાગ્યાં, ॥ ૩ ॥ ત્યારે રાવણે રામના સારથિ માતલિને સો બાણ માર્યાં કે જેથી માતલિ ' जय राम, जय राम ' એમ પોકારીને ધરતીપર પડયો. રામચન્દ્રજીએ કૃપાથી તુરત માતલિને ઉભો કરી લઇને રાવણની ઉપર ભારે ક્રોધ કર્યો. ॥ ૪ ॥

छं०—भये क्रुद्ध युद्ध विरुद्ध रघुपति त्रोण सायक कसमसे ॥
कोदण्ड धुनि सुनि चंड अति मनुजाद भय मारुत ग्रसे ॥
मंदोदरी उर कंप कंपित कमठ भूधर अति त्रसे ॥
चिक्करहिं दिग्गज दशन गहि महि देखि कोतुक सुर हँसे ॥ १४ ॥

ક્રોધ પામેલા રામચંદ્રજી, યુદ્ધમાં રૌદ્ર રસથી ભરપૂર થઇને ભાથાઓને તથા બાણોને સંભાળવા લાગ્યા. રામચન્દ્રજીનાં ધનુષનો પ્રચંડ ધ્વનિ કાને પડતાં, રાક્ષસો ભયરૂપી પવનથી ઘેરાઈ ગયા, મંદોદરીની છાતી થરથરવા લાગી. મહા કચ્છપ ધ્રુજવા લાગ્યો, પર્વતો ખળભળવા લાગ્યા, દિગ્ગજો દાંતોથી પૃથ્વીને પકડી રાખીને ચિત્કાર કરવા લાગ્યા અને એ કૌતુકને જોઈ, ' રાવણનો વધ થશે,' એવો નિશ્ચય થયાથી, દેવતાઓ હસવા લાગ્યા. ॥ ૧૪ ॥

दो०—तान्यो चाप जो श्रवणलगि, छांडे विशिख कराल ॥
रघुनायक सायक चले, लहलहात जनु व्याल ॥ २५३ ॥

રામચન્દ્રજીએ, ધનુષની દોરીને કાન સુધી ખેંચી ખેંચીને વિકરાલ બાણો ફેંકવા માંડયાં અને તે બાણો, સર્પોના જેવાં અત્યંત વેગથી ચાલવા લાગ્યાં. ॥ ૨૫૩ ॥

चौ०—चले बाण सपक्ष जनु उरगा । प्रथमहिं हते सारथी तुरगा ॥
रथविभंजि हति केतु पताका । गर्जा अति अंतर बल थाका ॥ १ ॥
तुरत आनि रथ चढि खिसियाना । छांडेसि अस्त्र शस्त्र विधिनाना ॥
विफल होहिं सब उद्यम ताके । जिमि परद्रोह निरत मन साके ॥ २ ॥
तब रावण दश शूल चलाये । बाजि चारि महि मारि गिराये ॥
तुरँग उठाय कोपि रघुनायक । छांडे अति कराल बहु सायक ॥ ३ ॥
रावणशिर सरोज वनचारी । चले रघुनाथ शिली मुख धारी ॥
दश दश बाण भाल दश मारे । निसरि गये चल रुधिर पनारे ॥ ४ ॥
श्रवत रुधिर धावा बलवाना । प्रभु पुनि कृतशर धनु संधाना ॥
तीस तीर रघुवीर पँवारे । भुजनि समेत शीश महि डारे ॥ ५ ॥
कटतहीं पुनि भये नवीने । राम बहोरि भुजा शिर छीने ॥
कटत झटित पुनि नूतन भये । प्रभु बहुबार बाहु शिर हये ॥ ६ ॥
पुनि पुनि प्रभु काटहिं भुज शीशा । अति कौतुकी कौशलाधीशा ॥
रहे छाय नभ शिर अरु बाहू । मानहु अमित केतु अरु राहू ॥ ७ ॥

પાંખોવાળા સર્પોની પેઠે ચાલતાં રામચન્દ્રજીનાં બાણોએ, પહોંચતાં જ રાવણના સારથિને માર્યો, ઘોડાઓને માર્યા, રથને ભાંગી નાખ્યો અને ધ્વજાને તથા પતાકાને પણ કાપી નાખ્યાં. રાવણે જો કે, આમ થવાને લીધે પોતે મનમાં થાકી ગયો હતો તોપણ ઉત્સાહ બતાવવાને વાસ્તે ભારે ગર્જના કરી. ॥ ૧ ॥ ક્રોધ પામેલો રાવણ, તુરત બીજો રથ મંગાવી, તેમાં બેસીને અનેક પ્રકારનાં શસ્ત્રો તથા અસ્ત્રો ફેંકવા લાગ્યો પણ જેમ પરદ્રોહમાં લાગેલા માણસના સઘળા મનોરથો વિફલ થાય, તેમ રાવણના, સઘળા ઉદ્યમો વિફળ થયા. ॥૨॥ પછી રાવણે, દશ ત્રિશૂળો ફેંકી, રામચંદ્રજીના ચારે ઘોડાઓને ઘાયલ કરીને ધરતીપર પાડી દીધા. કોપ પામેલા રામચન્દ્રજીએ તુરત ઘોડાઓને ઉભા કરીને ઘણાં ઘણાં અતિ વિકરાળ બાણો ફેંકયાં. ॥ ૩ ॥ રાવણનાં મસ્તકોરૂપી કમળવન ઉપર, રામચન્દ્રજીનાં બાણોરૂપી ભ્રમરો ભારે ઝડપ કરવા લાગ્યા. રાવણનાં દશે લલાટોમાં દશ દશ બાણો વાગતાં, જેમ પરનાળાઓમાંથી પાણી પડે, તેમ લલાટોમાંથી લોહી પડવા લાગ્યું. ॥ ૪ ॥ લોહીના ધોધ ચાલતા જ હતા, પણ તેઓને નહીં ગણકારીને રાવણ રામચન્દ્રજીની સામે દોડતાં, રામચન્દ્રજીએ ફરીવાર ધનુષમાં ત્રીશ બાણો સાંધીને તે બાણોથી રાવણનાં દશે માથાં તથા વીશે હાથ ધરતીપર પાડી દીધા. ॥ ૫ ॥ કાપ્યા છતાં રાવણનાં દશે માથાં તથા વીશે હાથ, ફરીવાર એવાં ને એવાં ઉત્પન્ન થયાં, તેઓને પણ રામચન્દ્રજીએ કાપી નાખ્યાં. બીજી વારનાં માથાં તથા હાથો કપાઈ જતાં ત્રીજી વાર પણ એવાં ને એવાં જ નવાં ઉત્પન્ન થયાં, તો તેઓને પણ રામચન્દ્રજીએ કાપી નાખ્યાં. ॥ ૬ ॥ રાવણનાં માથાં તથા હાથો વારંવાર ઉગવા લાગ્યાં, તેમ તેમ રામચન્દ્રજી વારંવાર અત્યંત કૌતુકથી કાપી નાખવાનો ખેલ કરવા લાગ્યા. આકાશ, રાવણનાં માથાંઓથી વ્યાપ્ત થવાને લીધે જાણે અસંખ્યાત રાહુઓથી વ્યાપ્ત થયું હોય અને ભુજાઓથી વ્યાપ્ત થવાને લીધે જાણે અસંખ્યાત કેતુઓથી વ્યાપ્ત થયું હોય એવું દેખાવા લાગ્યું. ॥ ૭ ॥

छं०–जनु राहु केतु अनेक नभपथ श्रवत शोणित राजहीं ॥
रघुवीर तीर प्रचण्ड लागहिं भूमि गिरन न पावहीं ॥
इक एक शर शिर निकर छेदे नभ उडत इमि सोहहीं ॥
जनु कोपि दिनकर कर निकर जहँ तहँ विधुंतुद पोहहीं ॥ १ ॥

લોહીનો સ્રાવ કરતાં રાવણનાં માથાંઓ તથા ભુજાઓ, કે જેઓ આકાશમાં અગણિત રાહુઓ જેવાં તથા કેતુઓ જેવાં લાગતાં, તેઓમાં પણ રામચન્દ્રજીએ એવાં પ્રચંડ બાણો લગાવી દીધાં કે, જેથી તેઓ ધરતીપર પડવા પામે જ નહીં. આકાશમાં ઉડતાં એક એક બાણમાં લાગી રહેલાં માથાંઓનાં ઘણાં ઘણાં યૂથો, જાણે સૂર્યના એક એક કિરણમાં જ્યાં ત્યાં અનેક રાહુઓ પરોવાઈ રહ્યા હોય એવાં શોભવા લાગ્યાં. ॥ ૧૫ ॥

दो०–जिमि जिमि प्रभु हत तासु शिर, तिमि तिमि होहिं अपार ॥
सेवत विषय विवर्ध जिमि, नित नित नूतन मार ॥ २५४ ॥

જેમ જેમ વિષયોનું અધિક અધિક સેવન કરવામાં આવે, તેમ તેમ નિત્ય નિત્ય અધિક વાસનાઓ વધતી આવે, એવી રીતે જેમ જેમ રામચન્દ્રજીનાં બાણોથી રાવણનાં મસ્તકો અધિક અધિક કપાતાં ગયાં, તેમ તેમ અધિક વધવા લાગ્યાં. ॥ ૨૫૪ ॥

चौ०–दशमुख देखि शिरनकी बाढी । बिसरा मरण भई रिस गाढी ॥
गरजेउ मूढ महा अभिमानी । धायउ दशहु शरासन तानी ॥ १ ॥
समरभूमि दशकंधर कोपा । बरषि बाण रघुपति रथ तोपा ॥
दण्ड एक रथ देखि न परेऊ । जनु निहार महँ दिनकर दुरेऊ ॥ २ ॥
हाहाकार सुरन्ह सब कीन्हा । तब प्रभु कोपि धनुष कर लीन्हा ॥
शर निवारि रिपुके शिर काटे । ते दिशि विदिशि गगन महि पाटे ॥ ३ ॥
काटे शिर नभ मारग धावहिं । जय जय धुनि करि भय उपजावहिं ॥
कहँ लक्ष्मण हनुमंत कपीशा । कहं रघुवीर कोशलाधीशा ॥ ४ ॥

મૂઢ રાવણ, પોતાનાં મસ્તકોને વૃદ્ધિ પામેલાં જોઈ, મરણને વિસરી જઇને અત્યંત ક્રોધથી ભરપૂર થયો, મોટા અભિમાનથી ગર્જના કરવા લાગ્યો અને દશે ધનુષો ખેંચીને રામચન્દ્રજીની સામે દોડયો. ॥ ૧ ॥ કોપ પામેલા રાવણે રણભૂમિમાં બાણોની વૃષ્ટિ કરીને રામચન્દ્રજીના આખા રથને ઢાંકી દીધો. જેમ ઝાકળથી ઢંકાયેલો સૂર્ય નજરે પડે નહીં, તેમ રાવણનાં બાણોથી ઢંકાયેલો રામચંદ્રજીનો રથ એક ઘડી સૂધી કોઇની નજરે પડયો નહીં. ॥ ૨ ॥ આમ થવાથી સર્વ દેવતાઓ હાહાકાર કરવા લાગતાં, ક્રોધથી યુક્ત થયેલા રામચન્દ્રજીએ, પોતાનાં બાણોથી રાવણનાં બાણોને કાપી નાખીને રાવણનાં મસ્તકો કાપી નાખ્યાં. એ મસ્તકોથી દિશાઓ, વિદિશાઓ, આકાશ તથા પૃથ્વી છવરાઈ ગયાં. ॥ ૩ ॥ રાવણનાં કપાયેલાં મસ્તકો આકાશના માર્ગમાં ઉડવા લાગ્યાં, 'જય જય,' ધ્વનિ કરીને સર્વને ત્રાસ દેવા લાગ્યાં, અને 'લક્ષ્મણ ક્યાં છે ? હનુમાન ક્યાં છે ? સુગ્રીવ ક્યાં છે ? તથા અયોધ્યાનો ક્ષત્રિ રામ ક્યાં છે ?' એમ બોલવા લાગ્યાં. ॥ ૪ ॥

छं०—कहँ राम कहि शिर निकर धावहिं देखि मर्कट भजिचले ॥
संधानि शर रघुवंश मणि तब शरनि शिर बेधे भले ॥
शिर मालिका गहि कालिका तहँ वृंद वृंदनसों मिलीं ॥
करि रुधिर सरि मज्ज मनहुँ संग्रामवट पूजनि चलीं ॥ १६ ॥

રાવણનાં મસ્તકોને, 'રામ કયાં છે ? રામ કયાં છે ?' એમ બોલી બોલીને દોડતાં જોઈ, વાનરાઓ તથા રીંછો ભાગવા લાગ્યાં. એઓને ભાગતાં જોઈ, રામચન્દ્રજીએ બાણો ફેંકીને તે સઘળાં મસ્તકોમાં એવી રીતના વેધ કરી દીધા કે, જેથી કાલિકા દેવીએ અનેક યોગિનીઓની સાથે મળી, એ મસ્તકોની માળા બનાવીને પહેરી લીધી. આ સમયમાં કાલિકા જાણે વટસાવિત્રીનું વ્રત કરી, લોહીની નદીમાં નાહીને સંગ્રામરૂપી વડનું પૂજન કરવા આવી હોય એવી દેખાવા લાગી. ॥ ૧૬ ॥

दो०—पुनि रावण अति क्रोधकर, छांडी शक्ति प्रचण्ड ॥
सन्मुख चली बिभीषणहिं, मनहुँ कालको दण्ड ॥ २५५ ॥

પછી રાવણે, અત્યંત ક્રોધ કરીને વિભીષણની ઉપર પ્રચંડ સાંગ ફેંકી અને તે સાંગ સાક્ષાત્ કાળના ધનુષની પેઠે વિભીષણની સામે ચાલી. ॥ ૨૫૫ ॥

चौ०—आवत देखि शक्तिवर धारा । प्रणतारति हरि बिरद सँभारा ॥
तुरत बिभीषण पाछे मेला । सन्मुख राम सह्यो सो सेला ॥ १ ॥
लगी शक्ति मूर्च्छा कछु भई । प्रभुकृत खेल सुरन बिकलई ॥
देखि बिभीषण प्रभु श्रम पायऊ । गहि कर गदा क्रोधकर धायऊ ॥ २ ॥
रे अभाग्य शठ मंद कुबुद्धे । तैं सुर नर मुनि नाग बिरुद्धे ॥
सादर शिव कहँ शीश चढाये । एक एकके कोटिन पाये ॥ ३ ॥
तेहि कारण खल अब लगि बाँचा । अब तव काल शीशपर नाचा ॥
रामविमुख शठ चहसि संपदा । अस कहि हनेसि मांझ उर गदा ॥ ४ ॥

રામચન્દ્રજીએ, ઉત્તમ ધારવાળી સાંગને વિભીષણ ઉપર આવતી જોઈ, પોતાની, શરણાગતનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરી, વિભીષણને પાછળ ધકેલી દઈ, પોતે સન્મુખ ઉભા રહીને તે સાંગને સહન કરી. ( जो सभीत आवा शरणाई, रखि हौं ताहि प्राणकी नांई ) એ વચન રામચન્દ્રજીએ, વિભીષણને કહ્યું હતું. ॥ ૧ ॥ એ સાંગ વાગતાં રામચન્દ્રજીને કાંઈક મૂર્છા આવી. એ જો કે, રામચન્દ્રજીએ, તો એક જાતનો ખેલ જ કર્યો, તોપણ તેથી દેવતાઓ વ્યાકુલ થઈ ગયા. વિભીષણ, રામચન્દ્રજીને પરિશ્રમ પડયો જાણી, હાથમાં ગદા લઈ, ક્રોધ કરીને રાવણની સામે દોડયો અને બોલ્યો કે, ॥ ૨ ॥ "હે અભાગીઆ ! હે શઠ ! હે મંદ ! હે કુબુદ્ધિવાળા ! તેં દેવતાઓ, મનુષ્યો, મુનિઓ, તથા નાગલોકો, એ સર્વની સામે વિરોધ કર્યો છે. ફક્ત સદાશિવની ઉપર પ્રેમ ધરીને તેમને મસ્તકો ચઢાવ્યાં છે, જેથી એક એક માથાને બદલે કરોડો માથાં તને મળ્યાં છે. ॥૩॥ હે દુષ્ટ ! એ જ કારણથી તું આટલા સમય સુધી બચ્યો છે, પણ હવે તારે માથે

કાળ નાચ્યા કરે છે. તું રામથી વિમુખ રહીને સંપત્તિની ઇચ્છા કરે છે." એમ કહીને વિભીષણે રાવણની છાતીમાં ગદા મારી. ॥ ૪ ॥

छं०—उर मांझ गदा प्रहार घोर कठोर लागत महि परो ॥
दशवदन शोणित श्रवत पुनि संभारि धायो रिस भरो ॥
दोउ भिरे अहि बल मल्ल युद्ध विलोकि एकहि इक हने ॥
रघुवीर बल गर्वित विभीषण घालि नहिं ताको गने ॥ १७ ॥

છાતીમાં ગદાનેઃ ભયંકર તથા કઠોર પ્રહાર વાગતાં, રાવણ ધરતીપર પડી ગયો પણ લોહીનો સ્રાવ કરતો કરતો જ પાછો ક્રોધ ભર્યો ઉભો થઈ, શરીરની સંભાળ કરીને વિભીષણની સામે દોડયો. બન્ને ભાઇઓ, પરસ્પરથી સામે ક્રૂર દૃષ્ટિથી જોઈને અત્યંત બળથી મલ્લયુદ્ધ કરવા લાગ્યા અને પરસ્પરને પ્રહાર દેવા લાગ્યા. રાવણ અત્યંત બળવાન્ હતો, તોપણ રામચન્દ્રજીના બળથી ગર્વિત થયેલો વિભીષણ, રાવણના પ્રહારને ગણકારતો ન[1] હતો. ॥ ૧૭ ॥

दो०—उमा विभीषण रावणहिं, सन्मुख चितव कि काउ ॥
लरत सो काल समान अब, श्रीरघुवीर प्रभाउ ॥ २५६ ॥

હે પાર્વતી ! વિભીષણ, રાવણની સામે જોઈ શકે એટલી પણ વિભીષણમાં શક્તિ હતી કે ? ન જ હતી. તોપણ આ સમયમાં વિભીષણ રાવણની સામે કાળની પેઠે યુદ્ધ કરવા લાગ્યો, એ શ્રીરામચન્દ્રજીનો જ પ્રભાવ સમજવો. ॥ ૨૫૬ ॥

चौ०—देखा श्रमित विभीषण भारी । धाये हनुमान गिरिधारी ॥
रथ तुरंग सारथी निपाता । हृदय माँझ मारेउ तेहि लाता ॥ १ ॥
ठाढ़ रहा अति कंपत गाता । भयउ विभीषण जहँ जनत्राता ॥
पुनि रावण तेहि हतेउ प्रचारी । चले गगन कपि पूँछ पसारी ॥ २ ॥
गहेसि पूछ कपि सहित उडाना । पुनि नभ भिरेउ प्रबल हनुमाना ॥
लरत अकाश युगल सम योधा । हनत एक एकहि कर क्रोधा ॥ ३ ॥
शोभित नभ छल बल बहु करहीं । कज्जल गिरि सुमेरु जनु लरहीं ॥
बुधि बल निशिचर परै न पारा । तब मारुतसुत प्रभुहि सँभारा ॥ ४ ॥

વિભીષણને, અત્યંત શ્રમિત થયેલો જોઈ, હનુમાનજી, હાથમાં પર્વત ઉપાડીને રાવણની સામે દોડયા. હનુમાનજીએ, પર્વતથી રાવણના રથને, ઘોડાઓને અને સારથિને નષ્ટ કરીને રાવણની છાતીમાં લાત મારી. ॥૧॥ લાત વાગવાથી, શરીર કંપાયમાન

---

[1] એમ કહેવામાં આવે છે કે, વિભીષણના શરીરના સ્પર્શથી, પોતાની શુદ્ધિ કરવા વાસ્તે રાવણે વિભીષણને કહ્યું કે, 'તું તો વેરાગી છે.' આથી વિભીષણે આયુધો ફેંકી નાખીને કહ્યું કે, 'હે રાવણ ! જો તને મારા વીરપણામાં સંદેહ હોય તો મારી સામે મલ્લયુદ્ધ કરી જો.' આ વાતનો રાવણે ખુશીથી સ્વીકાર કરતાં, તે બન્ને ભાઇઓ મલ્લયુદ્ધ કરવા લાગ્યા.

થઈ ગયા છતાં, રાવણુ ખડો રહ્યો. આ સમયમાં, વિભીષણુ રામચન્દ્રજીની પાસે ગયો હતો. પછી રાવણે, પડકારીને હનુમાનજીના શરીરપર પ્રહાર કરતાં, હનુમાનજી પૂંછડું લાંબું રાખીને આકાશમાં ચઢ્યા. ॥ ૨ ॥ રાવણ, પાછળથી હનુમાનજીનું પૂંછડું પકડીને તેમની સાથે જ આકાશમાં ચઢી ગયો અને ત્યાં પાછો હનુમાનજીની સામે લડાઈ કરવા લાગ્યો. એ બન્ને પરસ્પરના વડિયા યોદ્ધાઓ આકાશમાં લડવા લાગ્યા અને ક્રોધ કરીને પરસ્પરને માર મારવા લાગ્યા. ॥ ૩ ॥ આકાશમાં પરસ્પરની સામે અત્યંત છલબલ કરીને લડવા લાગેલા એ બે યોદ્ધાઓ, ક્રોધ ધરીને પરસ્પરને માર મારવા લાગ્યા. હનુમાનજી, કોઈ રીતે બુદ્ધિબળથી રાવણુનો પાર પામ્યા નહીં, ત્યારે તેમણે હૃદયમાં રામચન્દ્રજીનું ધ્યાન ધરી. ॥ ૪ ॥

छं०—संभारि श्रीरघुवीर धीर प्रचारि कपि रावण हन्यो ॥
महि परत पुनि उठि लरत देवन युगल कहँ जय जय भन्यो ॥
हनुमन्त संकट देखि मर्कट भालु क्रोधातुर चले ॥
रणमत्त रावण सकल सुभट प्रचण्ड भुजबल दलिमले ॥ १८ ॥

પડકારીને રાવણુને એવો માર દીધો કે, જેથી રાવણુ ધરતીપર પડી ગયો. રાવણુ, ધરતીપર પડતાં જ તુરત જ પાછો ઉઠીને હનુમાનજીની સામે લડવા લાગ્યો. આ જોઇને દેવતાઓએ, બન્ને વીરને જય જયકારથી ધન્યવાદ આપ્યો. ( દેવતાઓ યથાર્થ ન બોલે તો સ્વર્ગમાંથી ભ્રષ્ટ થાય, એટલા માટે તેઓને યથાર્થ બોલવાની ફરજ છે. ) હનુમાનજીને દબાણુમાં આવી પડેલા જોઈ, ક્રોધથી વ્યાપ્ત થયેલા અનેક વાનરાઓ તથા રીંછો રાવણુની સામે ગયાં, પણુ રાવણુ એવો તો રણમત્ત થઈ ગયો હતો કે, તેણે પોતાના પ્રચંડ ભુજબલથી તે સઘળા યોદ્ધાઓને પરાજિત કરી નાખ્યા. ॥ ૧૮ ॥

दो०—राम प्रचारे वीर सब, धाये कीश प्रचण्ड ॥
कपि दल विपुल विलोकि तेहि, कीन्ह प्रगट पाखण्ड ॥ २५७ ॥

આ સમયમાં રામચન્દ્રજીએ, પડકારો કરીને વાનરાઓને ઉત્તેજન આપતાં પ્રચંડ વાનરાઓ, રાવણુની સામે દોડ્યા. વાનરાઓનાં સૈન્યને પ્રબલ તથા મોટું જોઇને, રાવણે માયા પ્રકટ કરી. ॥ ૨૫૭ ॥

चौ०—अंतर्द्धान भयो क्षण एका । पुनि प्रगटेसि खल रूप अनेका ॥
रघुपति कटक भालु कपि जे ते । जहँ तहँ प्रगट दशानन ते ते ॥ १ ॥
देखे कपिन अमित दशशीशा । भागे भालु विकल भट कीशा ॥
चले बलीमुख धरहिं न धीरा । त्राहि त्राहि लक्ष्मण रघुवीरा ॥ २ ॥
दश दिशि कोटिन धावहिं रावण । गर्जहिं घोर कठोर भयावन ॥
डरे सकल सुर चले पराई । जयकी आश तजहु रे भाई ॥ ३ ॥
सब सुर जिते एक दशकंधर । अब बहु भये तकहु गिरिकंदर ॥
रहे विरंचि शंभु मुनि ज्ञानी । जिन जिन प्रभुकी महिमा जानी ॥ ४ ॥

રાવણ, ક્ષણમાત્ર અંતર્દ્ધાન થઇને પાછો અનેક રુપો ધરી પ્રકટ થયો. રામચંદ્રજીનાં સૈન્યમાં જેટલા વાનરાઓ અને જેટલા રીંછો હતાં તેઓની સામે તેટલા રાવણો પ્રકટ થયા. ॥ ૧ ॥ અસંખ્યાત રાવણો જોવામાં આવતાં, વિહ્વલ થયેલા વાનરાઓ અને રીંછો, ધીરજ નહીં રહેવાથી ભાગ્યાં અને 'હે લક્ષ્મણજી ! હે રામચન્દ્રજી ! બચાવો, બચાવો, એમ પોકારવા લાગ્યાં. ॥ ૨ ॥ દશે દિશાઓમાં કરોડો રાવણો, વેગ કરવા લાગ્યા અને અત્યંત ઘોર તથા કઠોર ગર્જનાઓ કરવા લાગ્યા.' હે ભાઇઓ ! હવે જયની આશા છોડી દો. ॥ ૩ ॥ એક રાવણે, સઘળા દેવતાઓને જિતી લીધા હતા, પણ હવે તો આ ઘણા રાવણો થયા છે, તે કોણ જાણે કેવો ઉત્પાત કરશે ? માટે હવે પર્વતોની ગુફાઓને શોધીને તેઓમાં જ ભરાઈ બેસો એમ બોલી બોલીને સર્વે દેવતાઓ પણ, આકાશમાંથી ભાગી નીકળ્યા. ફક્ત બ્રહ્મા, સદાશિવ અને જ્ઞાની મુનિઓ, કે જેઓએ, પ્રભુના મહિમાને જાણ્યો હતો, તેઓ, આકાશમાં સ્થિર તથા નિર્ભય રહ્યા. ॥ ૪ ॥

छं०—जानेउ प्रतापते रहे निर्भय कपिन रिपु मानेउ फुरे ॥
चल विचल मर्कट भालु सकल कृपालु पाहिं भयातुरे ॥
हनुमन्त अंगद नील नल बलवन्त अति रण बाँकुरे ॥
मर्दहिं दशानन कोटि कोटिन कपट भू भट अँकुरे ॥ १९ ॥

સઘળા વાનરાઓએ તથા રીંછોએ, ખરેખર અનેક રાવણો જ જાણ્યા. રીંછોની તથા વાનરાઓની સઘળી સેના ચલ વિચલ થઈ ગઈ અને ભયાતુર થઇને 'હે કૃપાળુ ! રક્ષા કરો, રક્ષા કરો,' એમ પોકારવા લાગી. હનુમાનજી, અંગદ, નીલ તથા નલ, એ અત્યંત બળવાન બંકા યોદ્ધાઓ તો, કપટરુપી ભૂમિમાંથી ઉત્પન્ન થયેલા કરોડો રાવણોનું મર્દન કરવા લાગ્યા. ॥ ૧૯ ॥

दो०—सुर वानर देखे विकल, हँसे कोशलाधीश ॥
साजि शरासन निमिष महँ, हरे सकल दशशीश ॥ २५८ ॥

રામચન્દ્રજીએ, દેવતાઓને તથા વાનરાઓને વ્યાકુલ થઇલા જોઈ, મંદ હાસ્ય કરી, ધનુષ સજ્જ કરીને નિમેષમાત્રમાં સઘળા માયાજન્ય રાવણોને હરી લીધા.॥૨૫૮॥

चौ०—प्रभु क्षणमें माया सब काटी । जिमि रवि उदय जाय तम फाटी ॥
रावण एक देखि सुर हर्षे । विपुल सुमन पुनि प्रभु पर वर्षे ॥ १ ॥
भुज उठाय रघुपति कपि फेरे । फिरे एक एकनिके टेरे ॥
प्रभुबल पाय भालु कपि धाये । तरल तमकि संयुग महि आये ॥ २ ॥
करत प्रशंसा देवन देखे । भयउँ एक मैं इनके लेखे ॥
शठहु सदा तुम मोरे मरायल । असकहि कोपि गगनपथ धायल ॥ ३ ॥
हाहाकार करत सुर भागे । शठहु जाहु कहँ मोरे आगे ॥
देखि विकल सुर अंगद धाये । कूदि चरण गहि भूमि गिराये ॥ ४ ॥

જેમ સૂર્યનો ઉદય સઘળા અંધકારને તોડી નાખે, તેમ રામચન્દ્રજીએ, સઘળી માયાને તોડી નાખતાં, રાવણ એક જ દેખવામાં આવ્યો. એ જોઈ, દેવતાઓ, રાજી થયા અને રામચન્દ્રજીની ઉપર અપાર પુષ્પ વૃષ્ટિઓ કરવા લાગ્યા. ॥ ૧ ॥ રામચન્દ્રજીએ, ભુજા ઉંચી કરીને સર્વે યોદ્ધાઓને ભાગતા પાછા વાળવાની સૂચના આપી, તે ઉપરથી તે યોદ્ધાઓ, એક બીજાને બોલાવીને પાછા ફર્યા. વાનરાઓ તથા રીંછો રામચન્દ્રજીના બળથી બળ પામીને પ્રબલ વેગની રણભૂમિમાં આવ્યાં. ॥૨॥ દેવતાઓને રામચંદ્રજીની પ્રશંસા કરતા જોઇ, અને 'એ લોકો પણ મને એક લેખે છે' એમ વિચારી, અરે નીચ લોકો ! તમો તો સર્વદા મારા હાથથી માર જ ખાતા આવ્યા છો,' એમ બોલીને રાવણ, કોપથી દેવતાઓને મારવા વાસ્તે આકાશમાં દોડયો. ॥ ૩ ॥ દેવતાઓ હાહાકાર કરીને ભાગવા લાગતાં, રાવણ બોલ્યો કે, 'હે લુચ્ચાઓ ! મારી આગળથી કયાં જઈ શકશો ?' દેવતાઓને વિહ્વલ થયેલા જોઈ, અંગદે દોડી કૂદી, પગ પકડીને તે રાવણને આકાશમાંથી પૃથ્વીપર પછાડયો. ॥ ૪ ॥

छं०–गहि भूमि पार्यो लात मार्यो बालिसुत प्रभुपहँ गयो ॥
संभारि उठि दशकंध घोर कठोर करि गर्जत भयो ॥
करि दाप धनुष चढाय दश संधानिं शर बहु वर्षई ॥
किये सकल भट घायल भयाकुल देखि निज बल हर्षई ॥ २० ॥

રાવણને પૃથ્વીપર પછાડી, ઉપર લાત મારીને અંગદ પાછો રામચન્દ્રજીની પાસે ગયો. રાવણ, પાછો ઉભો થઈ, શરીરની સંભાળ કરીને ભયંકર તથા કઠોર ગર્જના કરવા લાગ્યો; મોટા અભિમાનથી દશે ધનુષો ચઢાવીને અગણિત બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો અને રામચન્દ્રજીના સઘળા યોદ્ધાઓને ઘાયલ તથા ભયાતુર કરી, પોતાના બળના મહિમાથી રાજી થયો ॥ ૨૦ ॥

दो०–तब रघुपति लंकेशके, शीश भुजा शर चाप ॥
काटे भये बहोरि जिमि, कर्म मूढके पाप ॥ २५९ ॥

આ સમયમાં, રામચન્દ્રજીએ, રાવણનાં દશે માથાં, વીશે ભુજાઓ તથા દશે ધનુષો બાણોથી કાપી નાખ્યાં, પણ જેમ મૂઢ માણસનાં પાપકર્મો પ્રાયશ્ચિત્તાદિ કર્યા છતાં પણ પાછાં એવાં ને એવાં થઈ જાય, તેમ રાવણનાં માથાં, ભુજાઓ તથા ધનુષો પાછાં એવાં ને એવાં થઈ ગયાં. ॥ ૨૫૯ ॥

चौ०–शिर भुज बाढि देखि रिपुकेरी । भालु कपिन रिस भई घनेरी ॥
मरत न मूढ कटे भुज शीशा । धाये कोपि भालु अरु कीशा ॥ १ ॥
बालि तनय मारुति नल नीला । द्विविद मयंद महा बल शीला ॥
बीटप महिधर करहिं प्रहारा । सोइ गिरि तरु गहि कपिनसों मारा ॥२॥
एक नखन रिपु बपुष बिदारी । भागि चलहिं इक लातन मारी ॥
तब नल नील शिरनि चढि गयऊ । नखनि ललाट बिदारत भयऊ ॥ ३ ॥

रुधिर विलोकेसि कोपि सुरारी । तिनहिं गहनको भुजा पसारी ॥
गहे न जाहिं शिरनपर फिरहीं । जनु युग मधुप कमल वन चरहीं ॥ ४ ॥
कोपि कूदि दोउ धरेसि बहोरी । महि पटकत गहि भुजा मरोरी ॥
पुनि सकोप दश धनु कर लीन्हा । शरन मारि घायल कपि कीन्हा ॥ ५ ॥
हनुमदादि मूर्च्छित सब बन्दर । पाय प्रदोष हर्ष दशकंधर ॥
मूर्च्छित देखि सकल कपि वीरा । जाम्बवन्त धावा रणधीरा ॥ ६ ॥
संग भालु भूधर तरु भारी । मारन लगे प्रचारि प्रचारी ॥
भयो क्रोध रावण बलवाना । गहि पद महि पटके भट नाना ॥ ७ ॥
देखि भालु पति निज दलघाता । तासु हृदय महँ मारेउ लाता ॥

રાવણનાં મસ્તકોની તથા ભુજાઓની વૃદ્ધિ થતી જોઇને, 'અરે આ મૂઢ રાવણ, માથાંઓ તથા ભુજાઓ કપાઈ જતાં પણ, કેમ મરતો નથી'? એમ બોલતાં રીંછો તથા વાનરાઓ, અત્યંત ક્રોધ કરીને રાવણ ઉપર દોડયાં. ॥ ૧ ॥ અંગદ, હનુમાનજી, નલ, નીલ, દ્વિવિદ અને મયંદ, એ મહા બળવાન યોદ્ધાઓ, હસ્તોમાં વૃક્ષોને તથા પર્વતોને ઉપાડી ઉપાડીને રાવણને પ્રહાર દેવા લાગ્યા, પણ રાવણ તે જ વૃક્ષોથી તથા તે જ પર્વતોથી પાછો વાનરાઓને મારવા લાગ્યો. ॥ ૨ ॥ કેટલાએક વાનરાઓ, નખોથી રાવણનાં શરીરને ફાડવા લાગ્યાં અને કેટલાંએક તો રાવણને લાતો મારી મારીને ભાગી જવા લાગ્યાં. આ સમયમાં નલે તથા નીલે, રાવણના માથા ઉપર ચઢી જઇને જાણે તેના લલાટની અંદરના ભાગ્યાક્ષરો જોઇને તેના પરાજયનો તથા મરણ સમયનો નિશ્ચય કરવા ધારતા હોય તેમ તેના લલાટને ફાડી નાખ્યું. ॥ ૩ ॥ લલાટમાંથી લોહી પડતું જોઈ, અત્યંત કોપથી વ્યાપ્ત થયેલા રાવણે, તેઓને પકડી લેવાને વાસ્તે ભુજાઓ લાંબી કરી, પણ કમળોના વનમાં ભમરાઓ ફરે, તેમ માથાંઓના સમૂહમાં ફરવા લાગેલાં તેઓ કોઈ રીતે પકડી શકાયાં નહીં. ॥૪॥ રાવણે, કોપ કરી, કૂદી, ઘણો પરિશ્રમ કરીને છેવટે તેઓને પકડી લીધાં અને ધરતીપર પછાડીને તેઓની ભુજાઓ મરડી નાખી. પછી રાવણે, હસ્તોમાં દશ ધનુષો લઈ, બાણો મારીને સઘળા વાનરાઓને વ્યાકુલ તથા ઘાયલ કરી નાખ્યાં. ॥ ૫ ॥ રાવણે, હનુમાનજી વગેરે સઘળા વાનરાઓને મૂર્છિત કરી નાખ્યા, તેટલીવારમાં વળી રાક્ષસોના બળને વધારનારો પ્રદોષ કાલ પ્રાપ્ત થયો, તેથી રાવણને વધારે હર્ષ થયો. સઘળા વીર વાનરાઓને મૂર્છિત થયેલા જોઈ, રણમાં મહાધીર જાંબુવાન પોતાની સાથે મોટાં મોટાં રીંછોને લઈ,રાવણની સામે દોડી, ॥૬॥ પડકારી પડકારીને તેનાપર મોટા મોટા પર્વતોથી તથા વૃક્ષોથી મારો ચલાવવા લાગ્યો. આ સમયમાં બળવાન્ રાવણે અત્યંત ક્રોધાક્રાંત થઈ, પગો પકડી પકડીને રીંછોને પૃથ્વીપર પછાડવા માંડયાં.॥૭॥ જાંબુવાને પોતાનાં સૈન્યનો વિનાશ થતો જોઈ,રાવણની છાતીમાં લાત મારી.॥

छं०—उर लात घात प्रचण्ड लागत विकल रथते महिगिरा ॥
गहि भालु बीसहु कर मनहुँ कमलनि बसे निशि मधुकरा ॥

मूर्च्छित बहोरि विलोकि पद हति भालुपति प्रभु पहँ गयो ॥
निशि जानि स्यंदन घालि तेहि तब सूत यतन करत भयो ॥ २१ ॥

છાતીમાં જાંબુવાનની પ્રચંડ લાત વાગવાથી, રાવણ વિહ્વલ થઇને રથમાંથી ધરતી-પર પડયો. પડેલા રાવણે વિશે હાથમાં પકડેલાં રીંછો, જાણે રાત્રિના સમયમાં કમળોમાં ભરાઈ રહેલા ભમરાઓ હોય એવાં દેખાવા લાગ્યાં, જાંબુવાન્ રાવણને મૂર્ચ્છિત થયેલો જોઈ, વળી પણ તેને એક લાત મારીને રામચન્દ્રજીની પાસે ગયો, રાવણનો સારથી રાત પડેલી જાણી, રાવણને રથમાં નાખી, લંકામાં લઈ જઇને તેની મૂર્ચ્છા ઉતારવાના યત્નો કરવા લાગ્યો. ॥ ૨૧ ॥

दो०—मूर्च्छा विगत भालु कपि, सब आये प्रभु पास ॥
सकल निशाचर रावणहिं, घेरि रहे अति त्रास ॥ २६० ॥

સઘળાં રીંછો તથા વાનરાઓ, પોતાની મૂર્ચ્છાઓ ઉતરી ગયા પછી, રામચન્દ્રજીની પાસે આવ્યાં અને લંકામાં સર્વે રાક્ષસો, 'રખેને રાવણ મરી જાય,' એવા ત્રાસને લીધે રાવણને ઘેરીને ઉભા રહ્યા તથા તેની મૂર્ચ્છા ઉતરવાના ઉપાયો કરવા લાગ્યા. ॥ ૨૬૦ ॥

चौ०—तेहि निशि महँ सीतापहँ जाई । त्रिजटा कहि सब कथा बुझाई ॥
शिर भुज बाढि सुनत रिपु केरी । सीता उर भै त्रास घनेरी ॥ १ ॥
मुख मलीन उपजी मन चिन्ता । त्रिजटासन बोली तब सीता ॥
होइहि कहा कहसि किन माता । केहिविधि मरहि विश्व दुखदाता ॥ २ ॥
रघुपति शर शिर कटे न मरई । विधि विपरीत चरित सब करई ॥
मोर अभाग्य जियावत ओही । जेहिहौं हरिपद कमल बिछोही ॥ ३ ॥
जेइकृत कनक कपट मृग झूठा । अजहुँ सो दैव मोहिं पर रूठा ॥
जेहि विधि मोहिं दुख दुसह सहावा । लक्ष्मण कहँ कटु वचन कहावा ॥ ४ ॥
रघुपति विरह विषम शर भारी । तकि तकि वार वार मोहिं मारी ॥
ऐसेहु दुख जो राखु मम प्राना । सोविधि ताहि जियाव न आना ॥ ५ ॥
बहुविधि करत विलाप जानकी । करि करि सुराते कृपानिधानकी ॥
कह त्रिजटा सुन राजकुमारी । उर शर लागत मरहि सुरारी ॥ ६ ॥
ताते प्रभु उर हतहिं न तेही । इहिके हृदय बसति वैदेही ॥

આ રાત્રિમાં ત્રિજટા નામની રાક્ષસીએ, સીતાજીની પાસે જઈ, તેમને સઘળી હકીકત કહી સંભળાવી, રાવણનાં માથાંઓની અને ભુજાઓની વૃદ્ધિ થતી આવતી સાંભળીને, સીતાજીના મનમાં બહુ ત્રાસ ઉત્પન્ન થયો. ॥ ૧ ॥ હૃદયમાં ત્રાસ વ્યાપવાને લીધે, જેનું મુખ મલીન થઈ ગયું એવાં સીતાજી, ત્રિજટાને કહેવા લાગ્યાં કે, "હે માતા! હવે શું થશે? તું કેમ કહેતી નથી? જગતને દુઃખ દેનારો રાવણ, કયા પ્રકારથી મરશે? ॥ ૨ ॥ રામચંદ્રજીનાં બાણોથી, રાવણનાં માથાં કપાતાં છતાં પણ રાવણ મરતો નથી, તો હું જાણું છું કે, આ સઘળું મારાથી વિપરીત થયેલા વિધાતાનું જ ચરિત્ર છે, કે

જે વિધાતા મને આવી અભાગ્ય સ્થિતિમાં જીવાડયા કરે છે, જેણે મને પ્રભુનાં ચરણ-કમલોથી છૂટી પાડી છે, ॥ ૩ ॥ જેણે સુવર્ણમય ખોટો મૃગ બનાવીને મને છેતરી હતી, જે હજુ સૂધી પણ મારાપર રુઠેલો જ છે, જેણે મને દુઃસહ દુઃખોનું સહન કરાવ્યું છે, જેણે મારાં મુખથી લક્ષ્મણજીને કડવાં વચનો કહેવરાવ્યાં હતાં ॥ ૪ ॥ અને જેણે, રામચંદ્રજીના વિરહરુપ અત્યંત વિષમ બાણથી તાકી તાકીને મને વારંવાર મારી છે. જે દૈવ, આવા દુઃખમાં પણ મને જીવાડે છે, તે જ દૈવ, રાવણને જીવાડે છે, બીજો કોઈ નહીં." ॥ ૫ ॥ આ પ્રમાણે વારંવાર રામચન્દ્રજીનું સ્મરણ કરી કરીને સીતાજી, અનેક પ્રકારથી વિલાપ કરવા લાગતાં, ત્રિજટા બોલી કે, "હે રાજકુમારી ! સાંભળો. જ્યારે રાવણના હૃદયમાં બાણ વાગશે, ત્યારે રાવણ મરશે. ॥ ૬ ॥ રામચંદ્રજી એટલા માટે જ રાવણના હૃદયમાં બાણ મારતા નથી, કે રાવણના હૃદયમાં સીતાજી વસે છે. ॥

छं०—इहिके हृदय बस जानकी उर जानकी मम वास है ॥
मम उदर भुवन अनेक लागत बाण सबको नाश है ॥
अस सुनत हर्ष विषाद उर अति देखि पुनि त्रिजटा कहा ॥
अब मरिहि रिपु इहिभाँति सुंदरी तजहु तुम संशय महा ॥ २२ ॥

સીતાજીના હૃદયમાં મારો વાસ છે અને મારા ઉદરમાં અનેક બ્રહ્માંડોનો વાસ છે માટે રાવણના હૃદયમાં હું બાણ મારીશ, તો સર્વનો વિનાશ થઈ જશે, એમ રામચંદ્રજી ધારે છે." આ પ્રમાણે ત્રિજટાનાં વચનો સાંભળી, સીતાજીને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો તેમ ખેદ પણ અત્યંત ઉત્પન્ન થયો, તે જોઇને ત્રિજટા વળી બોલી કે, 'હે સુંદરી ! તમે મોટો સંશય છોડી દો. હવે જે પ્રકારથી રાવણ મરશે, તે પ્રકાર હું તમને કહી તમને સંભળાવું છું. ॥ ૨૨ ॥

दो०—काटत शिर हुइहै विकल, छूटि जाय जब ध्यान ॥
तब रावणके हृदय शर, मारहिं कृपानिधान ॥ २६१ ॥

રાવણનાં માથાં વારંવાર કપાતાં કપાતાં, જ્યારે રાવણ, વ્યાકુલ થઈ જવાથી તમારૂં ધ્યાન છૂટી જશે, ત્યારે તમારા ઉપર પરમ કૃપાવાળા રામચન્દ્રજી, રાવણના હૃદયમાં બાણ મારશે. ॥ ૨૬૧ ॥

चौ०—अस कहि बहुप्रकार समुझाई । पुनि त्रिजटा निज भवन सिधाई ॥
रामस्वभाव सुमिरि वैदेही । उपजी विरह व्यथा अति तेही ॥ १ ॥
निशिहि शशिहि निंदति बहु भाँती । भइ युग सरिस विहाति न राती ॥
करत विलाप मनहिं मन भारी । राम विरह जानकी दुखारी ॥ २ ॥
जब अति भयो विरह उर दाहू । फरकेउ वाम नयन उर बाहू ॥
शकुन विचारि धरी उर धीरा । अब मिलिहहिं कृपालु रघुवीरा ॥ ३ ॥
इहाँ अर्धनिशि रावण जागा । निज सारथिसन खीजन लागा ॥
शठ रणभूमि छुडायहु मोहीं । धिक् धिक् अधम मन्दमति तोहीं ॥ ४ ॥

तेहि पद गहि बहु विधि समझावा । भोर भये रथचढ़ि पुनि आवा ॥
सुनि आगमन दशानन केरा । कपिदल खरभर भयउ घनेरा ॥ ५ ॥
जहँ तहँ भूधर विटप उपारी । धाये कटकटाय भट भारी ॥

આ પ્રમાણે સીતાજીને ઘણી ઘણી રીતે સમજાવીને ત્રિજટા, પોતાને ઘેર ગઈ અને સીતાજી વારંવાર રામચંદ્રજીના ભલા સ્વભાવનું સ્મરણ કરી કરી, હૃદયમાં વિરહની વ્યથાથી પીડાવા લાગ્યાં. ॥ ૧ ॥ રામચંદ્રજીના વિરહથી, અત્યંત પીડાયેલાં સીતાજી કામદેવની વૃદ્ધિ કરનારી રાત્રિને તથા કામદેવના મોટા સહાયરૂપ ચન્દ્રને પણ ઘણી ઘણી રીતે ધિક્કારવા લાગ્યાં અને રાત્રિ યુગ જેવડી થઈ પડી તે કેમે કરી નહીં વીતતાં મનમાં ને મનમાં ભારે વિલાપ કરવા લાગ્યાં. ॥ ૨ ॥ સીતાજીના હૃદયમાં વિરહ સંબંધી અત્યંત દાહ ઉત્પન્ન થયો, તે સમયમાં સીતાજીની ડાબી આંખ, ડાબી છાતી અને ડાબો હાથ ફરકવા લાગતાં, એ ઉત્તમ શકુનોનો વિચાર કરીને સીતાજીએ હૃદયમાં ધીરજ ધરી કે, 'હવે કૃપાળુ રઘુનાથજી મને અવશ્ય મળશે." ॥૩ ॥ અધરાતના સમયમાં રાવણની મૂર્છા ઉતરતાં, રાવણે ગુસ્સે થઈને પોતાના સારથિને કહ્યું કે, " અરે દુષ્ટ ! મને રણભૂમિમાંથી અહીં પાછો લાવીને તેં મારી અપકીર્તિ કરાવી,માટે તારી અત્યંત મંદપણાવાળી અધમ બુદ્ધિને ધિક્કાર છે." ॥ ૪ ॥ સારથિએ, ચરણો પકડીને તેને વારંવાર સમજાવ્યો કે, 'માલેક મૂર્ચ્છિત થઈ જાય ત્યારે માલેકને રણભૂમિથી દૂર લઈ જવાનો સારથીનો ધર્મ જ છે' રાવણ સારથિનાં વચનથી સમજી, પ્રભાત થતાં, પાછો રથમાં ચઢીને રણભૂમિમાં આવ્યો. રાવણને આવ્યો સાંભળીને વાનરાઓના સૈન્યમાં ભારે ખળભળાટ મચી રહ્યો. ॥ ૫ ॥ મોટા વીર વાનરાઓ અને રીંછો જ્યાં ત્યાંથી પર્વતોને તથા વૃક્ષોને ઉખેડી ઉપાડી લઈ, દાંતોની કડકડાટી બોલાવીને યુદ્ધ કરવા દોડ્યાં. ॥ ० ॥

छं०—धाये जो मर्कट विकट भालु कराल कर भूधर धरा ॥
अति कोप करहिं प्रहार मारत भजिचले रजनीचरा ॥
बिचलाय दल बलवन्त कीशनि घेरी पुनि रावण लियो ॥
दश दिशि चपेटनि मारि नखन विदारि तेहि व्याकुल कियो ॥ २३ ॥

હસ્તોમાં મોટા મોટા પર્વતો ઉપાડીને દોડેલા વિકટ વાનરાઓ તથા રીંછો અત્યંત કોપ કરીને પ્રહાર કરવા લાગતાં, રાવણની સેનાના રાક્ષસો ભાગી નીકળ્યા અને વાનરાઓએ તથા રીંછોએ, એ રીતે રાક્ષસોને ભગાડી મૂકીને જોરથી પાછો રાવણને ઘેરી લીધો. એ યોદ્ધાઓએ દશે દિશાઓમાં રાવણને થપ્પડો મારી તથા નખોથી ફાડીને વ્યાકુલ કરી નાખ્યો. ॥ ૨૩ ॥

दो०—देखि महा मर्कट प्रबल, रावण कीन्ह विचार ॥
अंतरहित होइ निमिष महँ, कृत माया विस्तार ॥ २६२ ॥

રાવણે, વાનરાઓને અત્યંત પ્રબળ જોઈ, વિચાર કરી, અંતર્ધાન થઈને, નિમેષમાત્રમાં માયાનો વિસ્તાર કર્યો. ॥ ૨૬૨ ॥

छं०—जब कीन्ह तेहि पाखण्ड, भये प्रगट जंतु प्रचण्ड ॥
वेताल भूत पिशाच, कर धरे धनु नाराच ॥ १ ॥
योगिनि गहे करवाल, इक हाथ मनुज कपाल ॥
करि सद्य शोणित पान, नाचहिं करहिं गुण गान ॥ २ ॥
धरि मारु बोलहिं घोर, रहि पूरि धुनि चहुँ ओर ॥
मुखबाय धावहिं खान, तब लगे कीश परान ॥ ३ ॥
जहँ जाहिं मर्कट भागि तहँ बरत देखहिं आगि ॥
भये विकल वानर भालु, पुनि लागु वर्षण बालु ॥ ४ ॥
जहँ तहँ थकित करि कीश, गर्जेउ बहुरि दशशीश ॥
लक्ष्मण कपीश समेत, भये सकल वीर अचेत ॥ ५ ॥
हा राम हा रघुनाथ, कहि सुभट मीजहिं हाथ ॥
इहिविधि सकल बल तोरि, तेहि कीन्ह कपट बहोरि ॥ ६ ॥
प्रगटे विपुल हनुमान, धाये गहे पाषान ॥
तिन घेरि रामहिं जाय, चहुँदिशि बरूथ बनाय ॥ ७ ॥
मागहु धरहु जनि जाय, कटकटहिं पूँछ उठाय ॥
दशदिशि लँगूर विराज, तेहि मध्य कौशलराज ॥ ८ ॥

રાવણે, માયાનો વિસ્તાર કરતાં, અનેક પ્રચંડ પ્રાણીઓ પ્રકટ થયાં. વૈતાલો, ભૂતો તથા પિશાચો, હસ્તોમાં ધનુષ બાણો ધરીને નાચવા લાગ્યાં. ॥૧॥ યોગિનીઓ તરવારો લઈ, એક એક હસ્તોમાં માણસોની ખોપરીઓ લઇને, તુરત લોહી પીવા લાગી, નાચી નાચીને રાવણના ગુણો ગાવા લાગી. ॥૨॥ મારો તથા પકડો એવા પ્રકારના ઘોર શબ્દોથી સઘળી દિશાઓને ભરપૂર કરી દેવા લાગી અને મોહોડાં ફાડી ફાડીને ખાઈ જવાને માટે દોડવા લાગી.॥૩॥ આમ થતાં, વાનરાઓ તથા રીંછો ભયભીત થઇને ભાગવા લાગ્યાં, પણ ભાગીને જ્યાં જ્યાં જવા લાગ્યાં, ત્યાં ત્યાં અગ્નિનો વરસાદ થતો દેખવા લાગ્યાં. વાનરાઓ તથા રીંછો, અત્યંત વ્યાકુલ થઈ ગયાં, તેટલામાં વળી રેતીનો વરસાદ થવા લાગ્યો. ॥૪॥ રાવણ વાનરાઓને તથા રીંછોને, સઘળા પ્રદેશોમાં પરાસ્ત કરીને ગર્જના કરવા લાગ્યો. લક્ષ્મણજી તથા સુગ્રીવ સહિત સઘળા વીરો, બેભાન થઈ ગયા. ॥ ૫ ॥ અને ‘હા રામ, હા રઘુનાથ,’ એમ બોલી બોલીને હાથ ભીંસવા લાગ્યા. રાવણે, આ પ્રમાણે વાનરાઓનાં સર્વ બળને તોડીને વળી બીજા પ્રકારની માયા ફેલાવી. ॥ ૬ ॥ એ માયાથી અનેક હનુમાનો પ્રકટ થયા અને તેઓ પથરાઓ ઉપાડી ઉપાડીને દોડયા. એ હનુમાનોએ ચોમેર પોતાના સમૂહો ગોઠવીને રામચન્દ્રજીને ઘેરી લીધા ॥ ૭ ॥ અને પૂછડાં ઉઠાવી ઉઠાવી ઉઠાવી, ‘મારો, પકડો, જવા ન પામે એમ કરો’ એવી રીતના શબ્દો કરીને કડકડાટી બોલવવા માંડી. દશે દિશાઓમાં હનુમાનો વ્યાપ્ત થઈ જતાં, રામચન્દ્રજી, તેઓની મધ્યમાં આવી ગયા. ॥ ૮ ॥

छं०—तेहि मध्य कौशलराज सुंदर श्यामतनु शोभा लही ॥
जनु इन्द्र धनुष अनेक किय वर वारि तुंग तमालही ॥
प्रभु देखि हर्षि विषाद उर सुर वंदि जय जय जय करी ॥
रघुवीर एकहि तीर कोपित निमिष महँ माया हरी ॥ २४ ॥

અસંખ્યાત હનુમાનોનાં પૂંછડાંઓના મધ્યમાં આવેલા શ્યામસુંદર શરીરવાળા રામચન્દ્રજી, જાણે, અનેક ઇંદ્રધનુષોની વાડના મધ્યમાં આવેલો ઉંચો તમાલ વૃક્ષ હોય એવા શોભવા લાગ્યા. રામચન્દ્રજીને જોઈ, તેમના પરાક્રમનું સ્મરણ કરીને રાજી થતા અને સંકટ જોઇને ખેદ પામતા દેવતાઓ, પ્રણામ કરીને જય જય શબ્દ કરવા લાગ્યા. કોપ પામેલા રામચન્દ્રજીએ, એક બાણ ફેંકી, એક નિમેષમાત્રમાં રાવણની તે માયા નષ્ટ કરી નાખી. ॥ ૨૪ ॥

छं०—माया विगत कपि भालु हरषे विटप गिरि गहि सबफिरे ॥
शर निकर छाँडेउ राम रावण बाहु शिर पुनि महि गिरे ॥
श्रीराम रावण समर चरित अनेक कल्प जो गावहीं ॥
शत शेष शारद निगम कवनेउ तदपि पार न पावहीं ॥ २५ ॥

માયા નષ્ટ થઇ જતાં, વાનરાઓ તથા રીંછો રાજી થઈ વૃક્ષોને તથા પર્વતોને ઉપાડીને પાછા રાવણની ચોમેર ફરી વળ્યાં. રામચન્દ્રજીએ વળી અનેક બાણો ફેંકીને રાવણનાં માથાંઓને તથા ભુજાઓને કાપી નાખ્યાં અને તે માથાંઓ તથા ભુજાઓ ધરતીપર પડયાં. શ્રીરામચન્દ્રજીનું રાવણની સામેના યુદ્ધનું ચરિત્ર અનેક કલ્પો સૂધી ગાવામાં આવે, તોપણ સેંકડો સરસ્વતીઓથી, સેંકડો શેષનાગોથી અને સેંકડો વેદોથી પણ તેનો પાર પમાય એમ નથી. ॥ ૨૫ ॥

दो०—कहे तासु गुण गण कछुक, जडमति तुलसीदास ॥
निज पौरुष अनुसार जिमि, मशक उडाहिं अकाश ॥ २६३ ॥

આમ છે, એટલે જડ બુદ્ધિવાળા તુલસીદાસે ( મેં ) રામચન્દ્રજીના અપાર ગુણોમાંથી અહીં થોડાક જ ગુણોનું વર્ણન આપ્યું છે જેમ મચ્છરો, પોતાની શક્તિના અનુસારથી આકાશમાં ઉડે છે,તેમ કવિઓ પણ,પોતાની શક્તિના અનુસારથી, રામચંદ્રજીના ગુણોનું વર્ણન કરી શકે છે. જેમ આકાશનો પાર આવે એમ નથી, તેમ રામચન્દ્રજીના ગુણોનો પણ પાર આવે એમ નથી. ॥ ૨૬૩ ॥

दो०—काटे भुज शिर वार बहु, मरै न भट लंकेश ॥
प्रभु क्रीडत सुर सिद्ध मुनि, व्याकुल देख कलेश ॥ २६४ ॥

રાવણના બાહુઓ તથા ભુજાઓ, ઘણી ઘણીવાર કાપ્યાં, પણ રાવણ મરતો ન હતો, એ એક જાતનો ખેલ જ પ્રભુએ કર્યો હતો, પણ તે જોઇને દેવતાઓ, સિદ્ધો તથા મુનિઓ, બહુ ગભરાવા લાગ્યા. ॥ ૨૬૪ ॥

चौ०—काटत बढहिं शीश समुदाई । जिमि प्रतिलाभ लोभ अधिकाई ॥
मरे न रिपु श्रम भयो विशेखा । राम विभीषण तन तब देखा ॥ १ ॥
उमा काल मरु जाकी इच्छा । सो प्रभु जनकी लेत परिच्छा ॥
सुन सर्वज्ञ चराचर नायक । प्रणतपाल सुर मुनि सुखदायक ॥ २ ॥
नाभीकुंड सुधा बस बाके । नाथ जिये रावण बल ताके ॥
सुनत विभीषण वचन कृपाला । हर्ष गहे कर बाण कराला ॥ ३ ॥
असकुन होन लगे विधिनाना । रोवहिं बहु शृगाल खर श्वाना ॥
रोवहिं खग जग आरत हेतू । प्रगट भये जहँ तहँ नभकेतु ॥ ४ ॥
दशदिशि दाह होन तब लागा । भयउपर्व बिन रवि उपरागा ॥
मन्दोदरि उर कंपित भारी । प्रतिमा श्रवहिं नयन मग वारी ॥ ५ ॥

જેમ માણસને, જેમ જેમ લાભો થતા જાય, તેમ તેમ લોભ વધતો જાય, તેમ રાવણનાં માથાં તથા ભુજાઓ, જેમ જેમ કપાવા લાગ્યાં, તેમ તેમ વધવા લાગ્યાં.[1] ( પુનમિયા મહિનાને હિસાબે ફાગણ શુદ ૧૨ થી તે છેક ચૈત્ર વદિ ૧૪ સૂધી આ રાવણનું મહાયુદ્ધ ચાલ્યું એમ કહેવામાં આવે છે.) ઘણા દિવસો વીત્યા છતાં પણ, શત્રુ મરણ નહીં પામતાં, રામચન્દ્રજીએ, પોતાને અતિ શ્રમ પડ્યા જેવો ભાવ બતાવીને, વિભીષણની સામે જોયું. ॥ ૧ ॥ હે પાર્વતી ! જેની ઇચ્છાથી સાક્ષાત કાળ પણ મરી જાય છે, તે પ્રભુને વાસ્તવિક શ્રમ હોવાનો સંભવ જ નથી, તોપણ તે પ્રભુ, ભક્તજનોની પરીક્ષા લેવાને વાસ્તે વિચિત્ર ચરિત્ર કરે છે, એમ સમજવું. રામચન્દ્રજીના અભિપ્રાયને જાણી લઇને, વિભીષણ બોલ્યો કે, " આપ સર્વજ્ઞ છો, તેથી ' રાવણનું મરણ શી રીતે થશે ? ' એ જાણો જ છો, તોપણ ' આવા વીરને કેમ મારી નખાય ? ' એમ ધારતા હો તો આપ ચરાચર જગતના સ્વામી છો અને આ રાવણ ચરાચર જગતને દુ:ખ દેનારો છે, માટે આને મારો. જો કદાચ ' બીજા રાજાઓની પેઠે, આ ત્રૈલોક્યાધિપતિને કેમ મરાય ?" એમ ધારતા હો, તો આપ પ્રણતપાલ છો, માટે ભક્તજનોના રક્ષણને માટે આને મારવો ઉચિત છે. જો કદાચ ' આને મારવાથી આની મા દુ:ખિત થશે, ' એમ ધારતા હો તો સર્વ દેવતાઓને તથા મુનિઓને સુખી કરવા માટે એકને દુ:ખિત કરવામાં કશો બાધ નથી. જો કદાચ મારા મોહોડાથી જ આના મરણનો ઉપાય કહેવરાવવા માગતા હો તો હું જણાવું છું કે, ॥ ૨ ॥ આની નાભિમાં અમૃતનો કુંભ છે, કે જેના બળથી આ મરતો નથી. માટે તે કુંભને તોડવાનું પ્રયત્ન કરો." વિભીષણને કૃપાથી નિષ્કંટક રાજ્ય આપવાની ઇચ્છાવાળા, દેવતાઓની તથા મુનિઓની ઉપર પરમ કૃપાથી યાસ થયેલા અને રાવણને પણ કૃપાથી પરમપદ આપવાને ઉત્સુક થયેલા રામચંદ્રજીએ

---

૧ રામચન્દ્રજીના અને રાવણના યુદ્ધનું નિરૂપણ જણાવવાને વાસ્તે, વાલ્મીકીયે કહ્યું છે કે, 'गगनं गगनाकारं सागरस्सागरोपमः । रामरावणयोर्युद्धंरामरावणयोरिव ॥ જેમ આકાશ આકાશ જેવું જ અને સમુદ્ર સમુદ્ર જેવોજ છે, તેમ રામ—રાવણનું યુદ્ધ, રામ—રાવણના યુદ્ધ જેવું જ હતું.'

વિભીષણના વચનો સાંભળી, રાજી થઇને શ્રીહસ્તમાં એકત્રીશ વિકરાલ બાણો ગ્રહણ કર્યાં' ॥ ૩ ॥ આ સમયમાં રાવણને ઘણાં ઘણાં અપશકુનો થવા લાગ્યા. ઘણાં ઘણાં શીયાળીઆં, ગધેડાં તથા કુતરાં રડવા લાગ્યાં. જેઓના શબ્દોથી સઘળું જગત ઉદ્વેગ પામે, એવાં પક્ષીઓ રડવા લાગ્યાં. આકાશમાં જ્યાં ત્યાં પૂછડીઆ તારાઓ પ્રકટ થયા. ॥ ૪ ॥ દશે દિશાઓમાં દાહ ( રાતડ ) થવા લાગ્યો. અમાવાસ્યા નહીં છતાં સૂર્યગ્રહણ થયું. મંદોદરીની છાતી અત્યંત ધડકવા લાગી. મૂર્તિઓનાં નેત્રોમાંથી આંસુઓ ઝરવા લાગ્યાં. ॥ ૫ ॥

छं०—प्रतिमा श्रवहिं पवि पात नभ अति बात बह डोलत मही ॥
वर्षहिं बलाहक रुधिर कच रज अशुभ अति सकको कही ॥
उत्पात अमित बिलोकि नभ सुर विकल बोलहिं जय जये ॥
सुर सभय जानि कृपालु रघुपति चाप शर जोरत भये ॥ २६ ॥

આકાશમાંથી વીજળીઓ પડવા લાગી. પ્રચંડ પવન ફુંકાવા લાગ્યો. પૃથ્વી ડોલવા લાગી. વાદળાંઓ રુધિરને, વાળોને તથા રજને વરસાવા લાગ્યાં. અનેક દુર્નિમિત્તો થવા લાગ્યાં, કે જેઓનું વર્ણન પણ કોઇથી કરી શકાય નહીં. અગણિત ઉત્પાતોને જોઈ વિહ્વલ થયેલા દેવતાઓ, આકાશમાં રામચન્દ્રજીનો જય જયકાર બોલવા લાગ્યા. દેવતાઓને ભય પામેલા જાણી, કૃપાળુ રામચન્દ્રજીએ, ધનુષમાં એકત્રીશ બાણો ચઢાવ્યાં. ॥ ૨૬ ॥

दो०—आकर्षेउ धनु श्रवण लगि, छांडे शर इकतीश ॥
रघुनायक सायक चले, मानहु काल फणीश ॥ २६५ ॥

રામચન્દ્રજીએ, ધનુષ્યને કાનસુધી ખેંચીને ફેંકેલાં એકત્રીશ બાણો, કાલ સર્પોની પેઠે રાવણની સામે ચાલ્યા. ॥ ૨૬૫ ॥

चौ०—सायक एक नाभिसर शोषा । अपर लगे शिर भुज करि रोषा ॥
ले शिर बाहु चले नाराचा । शिरभुज हीन रुंड महि नाचा ॥ १ ॥

૧ દંતકથાથી કહેવામાં આવે છે કે, "જે સમયમાં રાવણ મરવાનો થયો, તે સમયમાં લક્ષ્મણજી, તેને રાજનીતિનું તત્વ પૂછવા જતાં, રાવણે તેમની પાસે ત્રણ વાત કરી. પહેલી એકે, મેં નરકવાસીઓને દુઃખી થતાં જોઈ, તેઓનો ઉદ્ધાર કરવાનું ધાર્યું હતું પણ આલસ્યથી રહી ગયું અને આજ મરવાનો સમય આવી પહોંચ્યો, માટે જે શુભ કર્મ કરવાનું ધાર્યું હોય, તે તત્કાળ જ કરી નાખવું જોઇએ. બીજી એ કે મેં દેવતાઓનું સ્વર્ગસુખ જોઇને માણસોને પણ વિના શ્રમે તે સુખ દેવાનો વખતે વિશ્વકર્માના હાથથી સ્વર્ગની નીસરણી બનાવવાનું ધાર્યું હતું, પણ તે કામ આલસ્યથી રહી ગયું અને આજ મરવાનો સમય આવી પહોંચ્યો, માટે જેથી યશ વધે એવું કામ કરવામાં જરા પણ વિલંબ નહીં જ કરવો જોઇએ. ત્રીજી એ કે પાપ કર્મ કરવાની ઇચ્છા થાય, ત્યારે વચમાં ઘણો વખત કહાડી નાખવો જોઇએ. જો મને સીતાનું હરણ કરવાની ઇચ્છા થઈ, તે વખતે મેં લંબાણ નાખી દીધું હોત તો મારી આ દશા થાત નહીં." વળી એમ પણ કહેવાય છે કે, રાવણને અંત સમયમાં રામચન્દ્રજીએ વિશ્વરૂપ દેખાડયું હતું.

धरणि धसै धर धाव मचण्डा । तब मभु शरहति कृत युग खंडा ॥
गर्जेउ मरत घोररव भारी । कहाँ राम रण हतौ मचारी ॥ २ ॥
डोली भूमि गिरत दशधकंर । क्षुभित सिंधु सर दिग्गज भूधर ॥
परेउ भूमि युग खंड बडाई । चापि भालु मर्कट समुदाई ॥ ३ ॥
मन्दोदरि आगें भुज शीशा । धरि शर चले जहाँ जगदीशा ॥
मविशे सब निषंगमे आइ । देखि सुरन दुन्दुभी बजाई ॥ ४ ॥
तासु तेज समान मभु आनन । हर्षे देखि शंभु चतुरानन ॥
जय ध्वनि पूरि रही नव खंडा । जय रघुवीर मबल भुजदंडा ॥ ५ ॥
वर्षहिं सुमन देव मुनिवृंदा । जयकृपालु जय जयति मुकुन्दा ॥

એઓમાંથી, એક બાણે રાવણની નાભીમાં રહેલા અમૃતને સૂકાવી નાખ્યું અને બાકીનાં ત્રીશ બાણોએ અત્યંત વેગથી રાવણનાં દશ માથાં અને વીશ ભુજાઓ કાપી. રાવણનાં માથાંઓને તથા ભુજાઓને લઇને, બાણો ચાલતાં થયાં અને માથાંઓથી તથા ભુજાઓથી રહિત થયેલું ધડ, ધરતીપર નાચવા લાગ્યું. ॥ ૧ ॥ રાવણનું ધડ, ધરતીપર દોડવા લાગતાં, ધરતી કંપવા લાગી. એ જોઇને, રામચન્દ્રજીએ બાણ મારીને તે ધડના બે કટકા કરી નાખ્યા. રાવણનું ધડ, ધરતીપર પડવાના સમયમાં, ભારે ભયંકર ધડાકો થયો અને તે સમયમાં જ આકાશમાં રહેલાં રાવણનાં માથાંઓએ, ‘ રામ કયાં ગયો ? જો નજરે પડે તો, પડકારીને મારી નાખીએ.’ એવું ઉચ્ચારણ કર્યું.[1] ॥ ૨ ॥ રાવણનું ધડ પડતાં, પૃથ્વી ડોલવા લાગી, સમુદ્રો તથા સરોવરો ઊછળવા લાગ્યાં, દિગ્ગજો ધ્રુજવા લાગ્યા અને પર્વતો કંપવા લાગ્યા. ધડના બે ટુકડા પડતી વખતે પણ વૃદ્ધિ પામીને પડયા, કે જેથી રીંછોનો તથા વાનરાઓનો કેટલોક સમુદાય ચગદાઈ ગયો. ॥ ૩ ॥ રામચન્દ્રજીનાં બાણો, રાવણનાં માથાંઓને અને ભુજાઓને, મંદોદરીની પાસે મૂકીને,[2] રામચન્દ્રજીની પાસે ચાલ્યાં ગયાં. સઘળાં બાણો, પાછાં આવીને રામચન્દ્રજીના ભાથાઓમાં પેઠાં અને તે સમયે, દેવતાઓએ દુંદુભિઓ વગાડયાં. ॥ ૪ ॥ રાવણનું તેજ રામચન્દ્રજીના મુખમાં સમાઈ ગયું, કે જે જોઈ, સદાશિવ તથા બ્રહ્મા પોતાના શિષ્યને મુક્તિ મળી જાણીને રાજી થયા. ‘પ્રબલ ભુજદંડોવાળા રામચન્દ્રજીનો વિજય છે,’ એવી રીતનો જયધ્વનિ નવે ખંડોમાં ભરપૂર થઈ ગયો. ॥ ૫ ॥ દેવતાઓના તથા મુનિઓના સમૂહો, ‘ હે કૃપાલો ! જય, જય, હે મુક્તિ આપનાશ ભગવાન્ જય, જય, એમ બોલીને પુષ્પોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ॥

---

૧ મરતી વખતે રામ નામના ઉચ્ચારણના મહિમાથી રાવણની મુક્તિ થઈ. કોઈ ગ્રન્થમાં રામને, રાવણે છેલ્લી વખતે તપસ્વી કહ્યા એમ પણ લખ્યું છે. ૨ મોટા વીરનું માથું ગર્દભે વગેરેના પગોમાં લોટે નહીં તથા રાવણની સ્ત્રીઓમાંથી કોઈને સતી થવું હોય તોપણ તે માથાંની સાથે થાય, એવા ઉદ્દેશથી રામચન્દ્રજીએ, રાવણનાં મસ્તકો મંદોદરીની પાસે મોકલ્યાં.

छं०—जय कृपाकन्द मुकुन्द द्वन्द्व हरण शरण सुखद प्रभो ॥
खल दल विदारण परमकारण कारुणीक सदा विभो ॥
सुर सुमन वर्षहिं हर्ष संकुल बाज दुन्दुभि गहगही ॥
संग्राम अंगन राम अंग अनंग बहु शोभा लही ॥ २७ ॥

હર્ષથી વ્યાપ્ત થયેલા દેવતાઓ, "હે કૃપાના કંદરૂપ ! હે મુક્તિ આપનારા ! હે મરણાદિનું હરણ કરનારા ! હે શરણાગત જનોને સુખ દેનારા ! હે પ્રભુ ! હે ખળ લોકોનાં સૈન્યનો વિનાશ કરનારા ! હે જગતના પરમ કારણરૂપ ! હે સર્વદા દયાળુ ! હે વિભુ !' એમ બોલી બોલીને પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા, ઘેરાં દુંદુભિઓ વાગવા લાગ્યાં અને સંગ્રામની ભૂમિમાં રામચન્દ્રજીનું શરીર કામદેવની પેઠે શોભવા લાગ્યું. ॥ ૨૭ ॥

छं०—शिर जटा मुकुट प्रसून बिच बिच अति मनोहर राजहीं ॥
जनु नील गिरिपर तडित पटल समेत उडुगण भ्राजहीं ॥
भुजदंड शर कोदण्ड फेरत रुधिर कण तनु अति बने ॥
जनुराय मुनी तमाल पर बैठी विपुल सुख आपने ॥ २८ ॥

વચમાં વચમાં પુષ્પો લગાવી દેવાથી, અત્યંત મનોહર દેખાતી રામચન્દ્રજીના મસ્તક ઉપરની મુકુટ જેવી જટા, જાણે નીલ પર્વત ઉપર તારાગણોથી સંયુક્ત વીજળીનું પટલ હોય એવી દીસતી હતી. રામચન્દ્રજીની પોતાની ભુજાઓને ધનુષ ઉપર તથા બાણો ઉપર ફેરવ્યા કરતા હતા. રામચન્દ્રજીના શરીર પર લાગી રહેલી રુધીરની ઝીણી ઝીણી કણીઓ, તમાલવૃક્ષપર પોતાનાં મોટાં સુખને વાસ્તે બેઠેલી રાયમનીઆ નામના પાંખોવાળા લાલ કીડાઓની પંક્તિઓ જેવી શોભતી હતી. ॥ ૨૮ ॥

दो०—कृपादृष्टि करि वृष्टि प्रभु, अभय किये सुरवृन्द ॥
हर्षे वानर भालु सब, जय सुखधाम मुकुन्द ॥ २६६ ॥

રામચન્દ્રજીએ, કૃપા દૃષ્ટિની વૃષ્ટિ કરીને, દેવતાઓના સમૂહોને નિર્ભય કર્યા. સઘળા વાનરાઓ તથા રીંછો પ્રસન્ન થયાં અને 'હે સુખના ધામરૂપ ! હે મુકુંદ ! જય, જય,' એમ બોલવા લાગ્યાં. ॥ ૨૬૬ ॥

चौ०—पति शिर देखत मंदोदरी । मूर्च्छित विकल धरणि खसि परी ॥
युवति वृन्द रोवति उठि धाई । तेहि उठाय रावणपहँ लाई ॥ १ ॥
पतिगति देख सो करति पुकारा । छूटे केश न देह सँभारा ॥
उर ताडना करै विधिनाना । रोदति करति प्रताप बखाना ॥ २ ॥
तव बल नाथ डोल नित धरणी । तेजहीन पावक शशि तरणी ॥
शेष कमठ सहि सकहिं न भारा । सो तनु आजु परा भरि छारा ॥ ३ ॥
वरुण कुबेर सुरेश समीरा । रणसन्मुख धरु काहु न धीरा ॥
भुजबल जितेउ काल यम साँई । आज परेउ अनाथकी नाँई ॥ ४ ॥

जगत विदित तुम्हारि प्रभुताई । सुत परिजन बल बरणि न जाई ॥
रामविमुख अस हाल तुम्हारा । रहा न कुल कोउ रोवनिहारा ॥ ५ ॥
तववश विधि प्रपंच सब नाथा । सभय दिशा पति नावहिं माथा ॥
अबतवशिर भुज जम्बुक खाहीं । रामविमुख यह अनुचित नाहीं ॥ ६ ॥
काल विवस पति कहा न माना । अग जगनाथ मनुज करि जाना ॥

મંદોદરી, પતિનાં મસ્તકોને દેખતાં જ વ્યાકુલ તથા મૂર્છિત થઈને ધરતીપર પડી ગઈ. રાવણની બીજી સ્ત્રીઓ, રડતી રડતી તુરત ઉભી થઈ, મંદોદરીને ઉઠાડીને રણભૂમિમાં રાવણના શબની પાસે લઈ ગઈ. ॥ ૧ ॥ મંદોદરી, પોતાના પતિની દશા જોઈને, પોકાર કરવા લાગી. મન્દોદરીના કેશ છૂટી ગયા અને તેને તેના દેહનું ભાન પણ રહ્યું નહીં. છાતી કૂટતી મન્દોદરી, અનેક પ્રકારોથી રુદન કરતી કરતી રાવણના પ્રતાપનાં વખાણ અને રામચન્દ્રજીની સ્તુતિ કરવા લાગી કે, ॥ ૨ ॥ "હે નાથ ! તમારા જે શરીરના બળથી પૃથ્વી નિરન્તર ધ્રુજતી હતી, અગ્નિ, ચંદ્ર તથા સૂર્ય, એઓ તેજ રહિત થઇ ગયા હતા અને જે શરીરના ભારને શેષનાગ કે મહા કચ્છપ પણ સહન કરી શકતા ન હતા, તે શરીર આજ રજથી ખરડાઈને ધરતીપર પડયું છે. ॥ ૩ ॥ હે નાથ ! તમે કે જેની સામે, રણમાં વરુણ, કુબેર, ઇંદ્ર અને વાયુ, એઓ પણ કદી ધીરજ ધરી શકતા ન હતા અને જેણે ભુજાઓના બળથી, કાળને તથા યમને પણ જિતી લીધા હતા, તે તમે આજ અનાથની પેઠે પડયા છો. અહો ! શરીર કેવું નિસ્સાર છે ? ॥૪॥ તમે કે જેની પ્રભુતા સઘળા જગતમાં પ્રખ્યાત હતી અને જેના પુત્રોનું તથા પરિજનોનું બળ, કોઇથી પણ પૂરેપૂરૂં વર્ણવી શકાતું ન હતું, તે તમે રામથી વિમુખ થવાને લીધે, આજ આવી સ્થિતિ પામ્યા છો અને કુલમાં પછવાડે રડનારો પણ કોઈ રહ્યો નથી. ( પછવાડે રહેલો વિભીષણ તો, હસવાવાળો જ છે. ) ॥ ૫ ॥ તમે કે જેને, બ્રહ્માએ બનાવેલો આ સઘળો સંસાર વશ હતો અને જેથી ભય પામીને દિક્પાલ દેવતાઓ પણ, માથાં નમાવતા હતા, તેનાં માથાંઓને આજ શીઆળીઆંઓ ખાય છે. જે ધણી, રામચન્દ્રજીથી વિમુખ હોય, તેની આવી સ્થિતિ થવી અયોગ્ય ન જ ગણાય. ॥ ૬ ॥ હે સ્વામી ! તમે કાળને વશ થઈને મારૂં કહ્યું માન્યું નહીં અને સ્થાવર જંગમોના નાથને મનુષ્ય કરી માન્યા, તેનું આ ફળ થયું છે. ॥

छं०—जानेउ मनुज करि दनुज कानन दहन पावक हरिस्वयं ॥
जेहि नवत सुर ब्रह्मादि पिय तेहि भजेउ ना करुणामयं ॥
आ जन्मते परद्रोह रति पापौघमय तव तनु अयं ॥
तुमहू दियो निजधाम राम नमामि ब्रह्म निरामयं ॥ २९ ॥

હે પ્રાણનાથ ! દાનવોરુપી વનોને બાળવામાં અગ્નિરુપ સાક્ષાત્ પરમાત્મા કે જેને બ્રહ્માદિ દેવતાઓ પણ નમે છે, તેને તમે મનુષ્ય કરી માન્યા અને તે દયાળુનું કદી પણ ભજન કર્યું નહીં, એટલું જ નહીં પણ જન્મથી માંડીને તમે તમારાં આ શરીરને પર-

દ્રોહમય જ રાખ્યું તથા પાપોના સમૂહમય જ રાખ્યું. આમ છતાં પણ, જેણે તમને પોતાના ધામની પ્રાપ્તિ આપી, તે નિર્દોષ પરમાત્મા રામચન્દ્રજીને પ્રણામ કરૂં છું.॥૨૬॥

दो०–अहहनाथ रघुनाथ सम, कृपासिंधु को आन ॥
मुनिदुर्लभ जो परमगति, तुमहिं दीन्ह भगवान ॥ २६७ ॥

અહો નાથ ! રામચન્દ્રજી જેવો કૃપાના સમુદ્રરૂપ અને મોટા ઐશ્વર્યવાળો બીજો કોણ છે? કે જેણે મુનિઓને પણ માંડ મળે એવી પરમ ગતિ તમને પણ આપી.”૨૬૭

चौ०–मन्दोदरी रुदन सुनि काना । सुर मुनि सिद्ध सबहिं सुख माना ॥
अज महेश नारद सनकादी । जे मुनिवर परमारथ वादी ॥ १ ॥
भरि लोचन रघुपतिहि निहारी । प्रेममगन सब भये सुखारी ॥
रुदन करत देखीं सब नारी । भयो विभीषण मन दुःख भारी ॥ २ ॥
बंधु दशा देखत दुःख भयऊ । तब प्रभु अनुजहि आयसु दयऊ ॥
लक्ष्मण तेहि बहुविधि समुझाये । सहित विभीषण प्रभु पहँ आये ॥ ३ ॥
कृपादृष्टि प्रभु ताहि विलोका । करहु क्रिया परिहरि सब शोका ॥
कीन्ह क्रिया प्रभु आयसु मानी । विधिवत देश काल जिय जानी ॥ ४ ॥

મંદોદરીનાં રુદનને કાને સાંભળી, દેવતાઓ, મુનિઓ, તથા સિદ્ધો, એ સઘળાઓએ સુખ માન્યું. ( કેમ કે, એ લોકોની સ્ત્રીઓને રાવણે રડાવી હતી. ) ॥ ૧ ॥ બ્રહ્મા, સદાશિવ, નારદજી તથા સનકાદિક મુનિવરો, કે જેઓ મહા જ્ઞાની હતા, તેઓ નેત્રો ભરી રામચન્દ્રજીને નિહાળીને પ્રેમમગ્ન થયા તથા પરમ સુખ પામ્યા. સઘળી સ્ત્રીઓને રુદન કરતી જોઈ, વિભીષણ પણ મનમાં અત્યંત દુઃખિત થયો અને તે સ્ત્રીઓની પાસે ગયો. ॥ ૨ ॥ ભાઈની દશા જોઈને, વિભીષણ ખેદ પામવા લાગતાં, રામચન્દ્રજીએ મોકલેલા લક્ષ્મણજી વિભીષણને ઘણી રીતે સમજાવી, વિભીષણને સાથે લઈને રામચન્દ્રજીની પાસે આવ્યા. ॥ ૩ ॥ રામચન્દ્રજીએ, કૃપા દૃષ્ટિથી વિભીષણની સામે જોઈને આજ્ઞા કરી કે, “ હે વિભીષણ ! હવે સઘળા શોકનો ત્યાગ કરીને રાવણની ક્રિયા કરો. ” વિભીષણે, એ આજ્ઞાને માથે ચઢાવી દેશ કાળને અનુસરીને રાવણની દાહાદિ ક્રિયાઓ કરી. ॥ ૪ ॥

दो०–मयतनयादिक नारि सब, देहि तिलांजलि ताहि ॥
भवन गईं रघुवीर गुण, गण वर्णति मन माहि ॥ २६८ ॥

મન્દોદરી વગેરે સઘળી સ્ત્રીઓ, રાવણને તિલાંજલિ આપી, મનમાં રામચન્દ્રજીના ગુણોના સમૂહનું વર્ણન કરતી કરતી ઘેર ગઈ. ॥ ૨૬૮ ॥

चौ०–आय विभीषण पुनि शिर नावा । कृपासिंधु तब अनुज बुलावा ॥
तुम कपीश अंगद नल नीला । जाम्बवंत मारुत नय शीला ॥ १ ॥
सब मिल जाहु विभीषण साथा । सारहु तिलक कह्यो रघुनाथा ॥
पिता वचन मैं नगर न जाऊं । आपु सरिस कपि अनुज पठाऊं ॥ २ ॥

सुनत चले कपि सुनि प्रभु बचना । कीन्हीं जाय तिलककी रचना ॥
सादर सिंहासन बैठारी । तिलक सारि स्तुति अनुसारी ॥ ३ ॥
जोरि पाणि सबही शिर नाये । सहित विभीषण प्रभु पहँ आये ॥
तब रघुवीर बोलि कपि लीन्हे । कहि प्रिय वचन सुखी सब कीन्हे ॥ ४ ॥

વિભીષણે, ત્યાંથી પાછો આવીને મસ્તક નમાવતાં, કૃપાના સમુદ્રરૂપ રામચંદ્રજીએ લક્ષ્મણજીને બોલાવીને આજ્ઞા કરી કે, "તમે, સુગ્રીવ, અંગદ, નલ, નીલ, જાંબુવાન તથા નીતિ વિચક્ષણ હનુમાનજી ॥ ૧ ॥ એઓ સર્વ મળીને વિભીષણની સાથે લંકામાં જાઓ અને ત્યાં જઇને વિભીષણને રાજ્યતિલક કરો." વિભીષણે રામચન્દ્રજીને લંકામાં પધારવાનો આગ્રહ કરતાં, રામચન્દ્રજીએ કહ્યું કે, મારાથી પિતાનાં વચન પ્રમાણે ચૌદ વર્ષ પૂરાં થતાં સુધી કોઈ પણ નગરમાં જઇ શકાય એમ નથી. આમ છે, એટલા માટે હું મારા જેવા જ વાનરોને તથા નહાના ભાઈ લક્ષ્મણજીને તમારી સાથે લંકામાં મોકલું છું." ॥ ૨ ॥ રામચન્દ્રજીની આજ્ઞા પ્રમાણે લક્ષ્મણજીએ તથા વાનરાઓએ વિભીષણની સાથે લંકામાં જઈ, રાજ્યતિલકની રચના કરી, પ્રેમપૂર્વક વિભીષણને સિંહાસનપર બેસાડી, તિલક કરીને તેની સ્તુતિ કરી તથા હાથ જોડીને માથાં નમાવ્યાં. ॥ ૩ ॥ પછી એ સર્વ લોકો, વિભીષણની સાથે રામચન્દ્રજીની પાસે આવ્યા. રામચન્દ્રજીએ સર્વે વાનરાઓને તથા રીંછોને બોલાવી, નીચે પ્રમાણે પ્રિય વચનો બોલીને અતિ પ્રસન્ન કર્યાં. ॥ ૪ ॥

छं०—किये सुखी कहि वाणी सुधा सम बल तुम्हारे रिपु हयो ॥
पायो विभीषण राज तिहुँपर यश तुम्हारो नित नयो ॥
मोहिं सहित शुभ कीरति तुम्हारी परम प्रीति जो गाई हैं ॥
संसार सिंधु अपार पार प्रयास विनु तरजाइहैं ॥ ३० ॥

રામચન્દ્રજી, અમૃત જેવી મધુર વાણી બોલ્યા કે, "હું તમારા બળથી જ શત્રુને મારી શકયો છું અને વિભીષણને રાજ્ય પણ તમારા જ બળથી મળ્યું છે. આથી તમારી કીર્તિ સર્વદા નવીન જ રહેશે. જે કોઇ લોકો, પરમ પ્રેમથી મારી કીર્તિની સાથે તમારી કીર્તિને ગાશે, તેઓ પ્રયાસ વગર જ આ સંસારરૂપી અપાર સમુદ્રને તરી જશે." ॥૩૦॥

दो०—प्रभुके वचन श्रवणकर, नहिं अघात कपि पुञ्ज ॥
बार बार शिर नावहिं, गहहिं सकल पदकंज ॥ २६९ ॥

પ્રભુનાં વચનો સાંભળી, તે વચનોરૂપી અમૃતથી તૃપ્તિ નહીં પામતા સઘળા વાનરાઓ તથા રીંછો, પ્રભુનાં ચરણકમલોને ગ્રહણ કરીને વારંવાર મસ્તકો નમાવવા લાગ્યાં. ॥ ૨૬૯ ॥

चौ०—पुनि प्रभु बोलि लिये हनुमाना । लंका जाहु कह्यो भगवाना ॥
समाचार जानकिहि सुनावहु । तासु कुशल ले तुम चलि आवहु ॥ १ ॥
तब हनुमन्त नगरमें आये । सुनि निशिचरी निशाचर धाये ॥

ચિત્ર ૨૪



વિભીષણનો રાજ્યાભિષેક.

पूजा बहु प्रकार तिन कीन्हीं । जनकसुतहि दिखाय पुनि दीन्हीं ॥ २ ॥
दूरहिते प्रणाम कपि कीन्हा । रघुपति दूत जानकी चीन्हा ॥
कहहु तात प्रभु कृपानिकेता । कुशल अनुज कपि सैन समेता ॥ ३ ॥
सब विधि कुशल कौशलाधीशा । मातु समर जीत्यो दशशीशा ॥
अविचल राज्य विभीषण पावा । सुनि कपि वचन हर्ष उर छावा ॥ ४ ॥

પછી રામચન્દ્રજીએ, હનુમાનજીને બોલાવીને આજ્ઞા કરી કે, "લંકામાં જઈ, સીતાજીને આ સઘળો વૃત્તાંત સંભળાવો અને સીતાજીના કુશલ સમાચાર લઈને પાછા અહીં ચાલ્યા આવો." ॥૧॥ આ આજ્ઞાને માથે ચઢાવી, હનુમાનજી લંકામાં ગયા. એમને આવેલા સાંભળી, રાક્ષસીઓએ તથા રાક્ષસોએ દોડી પહોંચીને તેમનું ઘણા પ્રકારોથી સન્માન કર્યું અને સીતાજીને દેખાડી દીધાં. ॥ ૨ ॥ હનુમાનજીએ, દૂરથી જ પ્રણામ કરતાં સીતાજીએ, તેમને 'રામના દૂત છે,' એમ ઓળખી લઈને પૂછ્યું કે, "હે તાત! કૃપાના નિધાનરૂપ પ્રભુ, લક્ષ્મણજીની સાથે તથા સેનાની સાથે કુશલ છે? તે કહો."॥૩॥ હનુમાનજી બોલ્યા કે, "હે માતાજી! રામચન્દ્રજી, સર્વ પ્રકારે કુશલ છે. રાવણ, યુદ્ધમાં માર્યો ગયો છે અને વિભીષણને અવિચળ રાજ્ય મળ્યું છે." હનુમાનજીનાં વચનો સાંભળીને સીતાજીના હૃદયમાં મોટો હર્ષ વ્યાપ્યો. ॥ ૪ ॥

छं०—अति हर्ष मन तनु पुलक लोचन सजल पुनि पुनि कह रमा ॥
कादेउँ तोहिं त्रैलोक्य महँ कपि किमपि नहिं वाणी समा ॥
सुनु मातु मैं पायउँ अखिल जगराज आज न संशयं ॥
रणजीति रिपुदल बंधु युत पश्यामि राम निरामयं ॥ ३१ ॥

અત્યંત હર્ષથી શરીરમાં રોમાંચિત થયેલાં અને નેત્રોમાં અશ્રુયુક્ત થયેલાં સીતાજી બોલ્યાં કે, "હે હનુમાનજી! તમને આ વધામણીના બદલામાં શું આપું? ત્રૈલોક્યમાં પણ કોઈ વસ્તુ તમારી વાણીની કીમ્મતને પૂરી પડે એવી જોવામાં આવતી નથી." હનુમાનજી બોલ્યા કે, "હે માતાજી! સાંભળો. રણમાં સઘળા શત્રુઓને જિતી બંધુઓ સહિત આબાદ રહેલા શ્રીરામચન્દ્રજીને મેં જોયા છે, તો એથી ઉપરાંત બીજું શું હોય? રામચન્દ્રજીનાં એવાં દર્શન મળવાથી હું સમજું છું કે, મને સઘળા જગતનું રાજ્ય મળી ચૂક્યું છે, એ નિસ્સંશય છે." ॥ ૩૧ ॥

दो०—सुनु सुत सद्गुण सकल तव, हृदय बसहिं हनुमन्त ॥
सानुकूल रघुवंश मणि, रहहिं समेत अनन्त ॥ २७० ॥

સીતાજી બોલ્યાં કે, "હે પુત્ર હનુમાનજી! સાંભળો. તમારા હૃદયમાં સઘળા સદ્ગુણો નિવાસ કરી રહેશે અને લક્ષ્મણજી સહિત શ્રીરઘુનાથજી તમારા ઉપર સાનુકૂલ રહેશે. ॥ ૨૭૦ ॥

चौ०—अब सोई यत्न करहु तुम ताता । देखौं नयन श्याम मृदुगाता ॥
तब हनुमन्त रामपहँ आइ । जनकसुताकी कुशल सुनाई ॥ १ ॥

सुनि वाणी पतंग कुल भूषण । बोलि लिये युवराज विभीषण ॥
मारुतसुतके संग सिधावहु । सादर जनकसुता लै आवहु ॥ २ ॥
तुरतहि सकल गये जहँ सीता । सेवहिं सब निश्चरी विनीता ॥
देखि विभीषण तिनहि सिखावा । सादर तिन्ह सीतहि अन्हवावा ॥ ३ ॥
दिव्य वसन भूषण पहराई । शिबिका रुचिर साजि पुनि लाई ॥
तेहिपर हर्षि चढ़ी वैदेही । सुमिरि राम सुखधाम सनेही ॥ ४ ॥
वेतपाणि रक्षक चहुँ पासा । चले सकल मन परमहुलासा ॥
देखन भालु कीश सब आये । रक्षक कोटि निवारण धाये ॥ ५ ॥
कह रघुवीर कहा मम मानहु । सीतहि सखा पयादे आनहु ॥
देखहिं कपि जननीकी नाई । विहँसि कहा रघुवीर गुसांई ॥ ६ ॥
सुनि प्रभु वचन भालु कपि हर्षे । नभते सुरन सुमन बहु वर्षे ॥
सीता प्रथम अनल महँ राखी । प्रगट कीन्ह चह अंतर साखी ॥ ७ ॥

હે તાત ! હવે એવો યત્ન કરો કે, જેથી હું મારાં નેત્રોવતે શ્રીરામચન્દ્રજીનાં દર્શન કરૂં." સીતાજીનાં વચનો સાંભળી, હનુમાનજીએ રામચન્દ્રજી પાસે જઈને સીતાજીના કુશલ ખબર કહી સંભળાવ્યા. ॥ ૧ ॥ હનુમાનજીનાં વચનો સાંભળી, રામચન્દ્રજીએ, અંગદને તથા વિભીષણને બોલાવીને આજ્ઞા કરી કે, "હનુમાનજીની સાથે જાઓ અને સીતાજીને અહીં લઈ આવો." હનુમાનજી, વિભીષણ તથા અંગદ, સીતાજીની પાસે ગયા કે જ્યાં સર્વ રાક્ષસીઓ અતિ નમ્ર થઇને સીતાજીની સેવા કરતી હતી. વિભીષણની આજ્ઞાથી, તે રાક્ષસીઓએ સીતાજીને નવરાવ્યાં ॥ ૩ ॥ અને દિવ્ય વસ્રોથી તથા આભરણોથી શણગાર્યાં. પછી વિભીષણે, સુંદર પાલખી સજ્જ કરીને મંગાવતાં, સીતાજી સુખના ધામરૂપ પરમ સ્નેહી રામચન્દ્રજીનું સ્મરણ કરી, પરમ હર્ષથી તે પાલખીમાં ચઢી બેઠાં. ॥ ૪ ॥ પાલખીની ચોમેર સઘળા છડીદારો પરમ ઉલ્લાસથી ચાલ્યા. સીતાજીનાં દર્શન કરવાને માટે સઘળા વાનરાઓ તથા રીંછો પાલખીની આસપાસ જતાં, તેઓને અનેક છડીદારોએ અટકાવ્યા. ॥ ૫ ॥ આ જોઈ, રામચન્દ્રજીએ, વિભીષણને કહેવરાવ્યું કે, "મારૂં કહ્યું માનો અને સીતાજીને પગેપાળાં અહીં લઈ આવો. સઘળા વાનરાઓ, રીંછો તથા રાક્ષસો, જેમ પોતપોતાની માતાનાં દર્શન કરે, તેમ સીતાજીનાં દર્શન કરશે," આ પ્રમાણે રામચન્દ્રજી, હસીને[1] બોલતાં, ॥ ૬ ॥ તેથી સઘળા વાનરાઓ તથા રીંછો હર્ષ પામ્યાં અને દેવતાઓએ આકાશમાંથી ઘણાં પુષ્પોની વૃષ્ટિ કરી. સીતાજીનાં બિમ્બને પ્રથમ અગ્નિમાં રાખ્યું હતું અને પ્રતિબિમ્બને જ બહાર રાખ્યું હતું, તે પ્રતિબિમ્બને અગ્નિમાં પ્રવેશ કરાવીને પાછું બિમ્બને પ્રકટ કરવાની રામચન્દ્રજીની ઇચ્છા હતી અને રામચન્દ્રજીને પોતાને તો સીતાજીના શુદ્ધપણામાં કશો સંદેહ હતો જ નહીં, તોપણ લોકોની દૃષ્ટિમાં તેમને નિષ્કલંક સિદ્ધ કરી દેવાને વાસ્તે રામચન્દ્રજીએ મનમાં ધાર્યું હતું. ॥ ૭ ॥

---

૧ પોતાના મનમાં બીજું હતું, તે છતાં અન્ય યુક્તિથી બોલ્યા, એટલા માટે મંદહાસ્ય કર્યું.

दो०–तेहि कारण करुणायतन, कहे कछुक दुर्वाद ॥
सुनत यातु धानी सकल, लागीं करन विषाद ॥ २७१ ॥

એ કારણને લીધે, રામચન્દ્રજીએ, પોતે, દયાળુ છતાં પણ સીતાજીને કેટલાંએક અપમાન ભરેલાં વચનો કહ્યાં કે, "તમારા શુદ્ધ હોવામાં શું પ્રમાણ છે? તે બતાવો. નહીંતર હું તમને રાખીશ નહીં." ઇત્યાદિ, વચનો સાંભળીને સઘળી રાક્ષસીઓ ખેદ કરવા લાગી. ॥ ૨૭૧ ॥

चौ०–प्रभुके वचन शीशधरि सीता । बोली मन क्रम वचन पुनीता ॥
लक्ष्मण होहु धर्मके नेगी । पावक प्रगट करहु तुम वेगी ॥ १ ॥
सुनत लषण सीताकी वानी । विरह विवेक धर्म नय सानी ॥
लोचन सजल जोर कर दोऊ । प्रभुसन कछु कहि शकत न ओऊ ॥ २ ॥
देखि रामरुख लक्ष्मण धाये । पावक प्रगट काठ बहु लाये ॥
प्रबल अनल विलोकि वैदेही । हृदय हर्ष कछु भय नहिं तेही ॥ ३ ॥
जो मन क्रम वच मम उर माहीं । तजि रघुवीर आन गति नाहीं ॥
तौ कृशानु सबकी गति जाना । मोकहँ होउ श्रीखण्ड समाना ॥ ४ ॥

મનથી, કર્મથી તથા વચનોથી પવિત્રતા ધરાવનારા સીતાજીએ પ્રભુનાં વચનોને માથે ચઢાવીને લક્ષ્મણજીને કહ્યું કે, "હે લક્ષ્મણજી! તમે ધર્મના વિભાગી થાઓ અને મારે વાસ્તે જલદી અગ્નિ પ્રકટ કરો." ॥ ૧ ॥ સીતાજીની, વિરહથી, વિવેકથી, ધર્મથી તથા નીતિથી[1] ભરેલી વાણી સાંભળીને લક્ષ્મણજી, નેત્રોમાં આંસુ લાવી, બન્ને હાથ જોડીને[2] ઉભા રહ્યા, પણ પ્રભુને કશું કહેવામાં સમર્થ થયા નહીં અને બીજો પણ કોઈ પ્રભુને કશું કહી શકયો નહીં. ॥ ૨ ॥ છેવટ રામચન્દ્રજીની મરજી જોઇને, લક્ષ્મણજી સીતાજીના કહેવા પ્રમાણે કરવા તૈયાર થયા અને તેથી તેમણે ઘણાં કાષ્ઠો મંગાવી, એકઠાં ખડકીને તેમાં અગ્નિ પ્રકટ કર્યો. સીતાજી પ્રબલ અગ્નિને પ્રકટ થયેલો જોઈ, પોતે સચ્ચાઈવાળાં હોવાને લીધે, અગ્નિથી કશો ભય નહીં પામતાં, ઉલટું સત્ય શરીર પામી, રામચન્દ્રજીને મળવાનો આનંદ ધરીને બોલ્યાં કે, ॥ ૩ ॥ "હે અગ્નિદેવ! હે સર્વના સાક્ષી! જો મનથી, કર્મથી તથા વચનથી કદી પણ રામચન્દ્રજી સિવાય મારી બીજી ગતિ ન થઈ હોય, તો તું મને ચંદન સમાન શીતલ થજે." ॥ ૪ ॥

---

૧ હે લક્ષ્મણ! એ વચન આર્ત સૂચક હોવાથી વિરહ ભરેલું છે. 'ધર્મના વિભાગી થાઓ' એ વચન વિવેકથી તથા ધર્મથી ભરેલું છે અને 'જલદી અગ્નિ પ્રકટ કરો,' આ વચન નીતિથી ભરેલું છે.
૨ બે હાથ જોડવાથી એમ સૂચવ્યું છે કે, આપ પિતા છો અને સીતાજી માતા છે, માટે હું હવે શું કરૂં? અથવા સીતાજીના હરણ સમયમાં પણ મારા ઉપર દોષ આવ્યો હતો અને હાલ સીતાજીને બાળી નાખવાનો દોષ પણ મારા ઉપર આવે છે, તે વખતે પણ મેં સીતાજીનું વચન માન્યું હતું, તેથી આપે મને ઠપકો દીધો હતો, તો હવે આ વખતે મારે સીતાજીનું વચન માનવું કે નહીં? એમ જણાવવાને વાસ્તે અને સીતાજીની ઉપર કરુણા કરવાની પ્રાર્થના કરવા વાસ્તે બે હાથ જોડ્યા.

छं०–श्रीखण्ड सम पावक प्रवेश कियो सुमिरि प्रभु मैथिली ॥
जय कौशलेश महेश वंदित चरण रज अति निर्मली ॥
प्रतिबिंब औ लौकिक कलंक प्रचण्ड पावनमहँ जरे ॥
प्रभु चरित काहु न लखेउ नभ सुर सिद्ध मुनि देखत खरे ॥ ३२ ॥

એટલું બોલી, રામચન્દ્રજીનું ધ્યાન ધરી, જેનાં ચરણોની અતિ નિર્મળ રજને સદાશિવ પણ વંદન કરે છે, રઘુનાથજીનો જય હોજો, એમ ઉચ્ચારણ કરીને સીતાજીએ અગ્નિમાં પ્રવેશ કરતાં, અગ્નિ, ચંદન સમાન શીતલ થઈ ગયો. સીતાજીનું માયિક પ્રતિબિમ્બ તથા લૌકિક કલંક, એ બન્ને, અગ્નિમાં બળી ગયાં અને જે બિમ્બરૂપ સીતાજી આટલા દિવસ સુધી અગ્નિમાં જ હતાં, તે પ્રકટ થયાં, પણ આ પ્રભુનાં ચરિત્રની ખબર આકાશમાં ઉભીને જોયા કરતા કોઈ દેવતાઓને, સિદ્ધોને કે મુનિઓને પણ ન પડી.૩૨

छं०–तब अनल भूसुर रूप करगहि सत्य श्रीश्रुति विदितजो ॥
जिमि क्षीरसागर इंदिरा रामहिं समर्पी आनिओ ॥
सोई राम वाम विभाग राजत रुचिर अति शोभा भली ॥
नवनील नीरज निकट मानहु कनक पंकजकी कली ॥ ३३ ॥

આ સમયમાં વેદમાં કહ્યા પ્રમાણે સત્યમાં સાક્ષીપણું ધરાવનારા અગ્નિદેવે બ્રાહ્મણનું રૂપ ધરી, સીતાજીનો હાથ પકડીને રામચન્દ્રજીની પાસે આવી, જેમ ક્ષીરસાગરે લક્ષ્મીજીને વિષ્ણુને અર્પણ કર્યાં હતાં, તેમ રામચન્દ્રજીના હાથમાં સીતાજીને અર્પણ કર્યાં. રામચન્દ્રજીની ડાબી તરફ આવીને ઉભેલાં સીતાજી, જાણે નવીન શ્યામકમળના સમીપમાં સોનેરી રંગનાં કમળની કળી પ્રકટ થઈ હોય તેમ અત્યંત ઉત્તમ દીપ્તિથી શોભવા લાગ્યાં. ॥ ૩૩ ॥

दो०–हर्षि सुमन वर्षहिं विबुध, बाजहिं गगन निशान ॥
गावहिं किन्नर सुरवधू, नाचहिं चढ़ी विमान ॥ २७२ ॥
श्रीजानकी समेत प्रभु, शोभा अमित अपार ॥
देखि भालु कपि हर्षेउ, जय रघुपति सुखसार ॥ २७३ ॥

દેવતાઓએ આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ કરીને દુંદુભિઓ વગાડ્યાં અને કિન્નરોની તથા દેવતાઓની સ્ત્રીઓ ( અપ્સરાઓ ) વિમાનોમાં ચઢીને ગાવા લાગી તથા નાચવા લાગી. ॥ ૨૭૨ ॥ સીતાજી સમેત રામચન્દ્રજીની અમિત તથા અપાર શોભાને જોઈ, વાનરાઓ તથા રીંછો, રાજી થયાં અને પરમ સુખરૂપ રામચન્દ્રજીનો જય જયકાર બોલવા લાગ્યાં. ॥ ૨૭૩ ॥

चौ०–तब रघुपति अनुशासन पाई । मातलि चले चरण शिर नाई ॥
आये देव सदा स्वारथी । वचन कहहिं जनु परमारथी ॥ १ ॥
दीनबंधु दयालु रघुराया । देव कीन देवनपर दाया ॥
विश्वद्रोह रत यह खल कामी । निज अघ गयो [illegible] ॥ २ ॥

तुम सर्वज्ञ ब्रह्म अविनासी । सदा एकरस सहज उदासी ॥
अकल अगुण अनवद्य अनामय । अजित अमोघ शक्ति करुणामय ॥ ३ ॥
मीन कमठ शूकर नर हरी । बामन परशुराम वपु धरी ॥
जब जब नाथ सुरन दुःख पावा । नाना तनु धर तुमहिं नशावा ॥ ४ ॥
रावण पापमूल सुरद्रोही । काम लोभ मद रति अति कोही ॥
सो कृपालु तव धाम सिधावा । यह हमरे मन अचरज आवा ॥ ५ ॥
हम देवता परम अधिकारी । स्वारथ रति तव भक्ति विसारी ॥
भव प्रवाह संतत हम परे । अब प्रभु पाहि शरण अनुसरे ॥ ६ ॥

પછી માતલિ સારથિ, રામચદ્રજીની આજ્ઞા પામી, તેમનાં ચરણોમાં પ્રણામ કરીને રથ સહિત સ્વર્ગ લોકમાં ગયો. આ સમયમાં દેવતાઓ, હમ્મેશના સ્વાર્થી છતાં પણ રામચન્દ્રજીની પાસે આવ્યા અને જાણે પરમાર્થી હોય એવી ઢબથી બોલવા લાગ્યા કે, ॥૧॥ "હે દીનબંધુ ! હે દયાળુ ! હે રઘુનાથ ! આપે દેવતાઓની ઉપર મોટી દયા કરી. રાવણ કે જે જગતનો દ્રોહ કરવામાં જ લાગેલો ખલ, કામી અને કુમાર્ગગામી હતો, તે પોતાનાં પાપોથી જ મરણ પામ્યો. ॥ ૨ ॥ આપ સર્વજ્ઞ, અવિનાશી, અખંડ, એકરસ, સર્વદા નિર્લેપ વિભાગોથી રહિત, નિર્ગુણ, નિર્દોષ અને અવિદ્યાથી રહિત પરબ્રહ્મ છો. આપ નિરાકાર પરબ્રહ્મ છતાં પણ, દેવતાઓની ઉપર કરુણા કરીને પ્રસંગે પ્રસંગે અજિત અને અમોઘ શક્તિવાળા અવતારો ધરો છો. ॥ ૩ ॥ હે નાથ ! જ્યારે જ્યારે દેવતાઓને દુઃખો પડયાં ત્યારે ત્યારે આપે મત્સ્ય, કચ્છપ, વરાહ, નૃસિંહ, વામન તથા પરશુરામ આદિ તે તે પ્રસંગને લગતા અવતારો ધરીને દેવતાઓનાં દુઃખોને નષ્ટ કર્યાં છે. ॥ ૪ ॥ હે કૃપાળુ ! આ રાવણ કે જે પાપોનું મૂળ, દેવતાઓનો દ્રોહી, કામી, લોભી, મદ્યપાનમાં જ રુચિ ધરાવનારો તથા અતિ ક્રોધી હતો, તે પણ આપના ધામમાં ગયો, તેથી અમારા મનમાં મોટું આશ્ચર્ય પ્રાપ્ત થયું છે. ॥ ૫ ॥ અમો દિવ્ય શરીરોવાળા હોવાને લીધે આપનું ભજન કરવાના પરમ અધિકારી છીએ, તોપણ સ્વાર્થને વશ થઈ, આપની ભક્તિને વીસરી જઈને હમ્મેશ સંસારના પ્રવાહમાં પડયા રહીએ છીએ. હે પ્રભુ ! આમ છે, તોપણ અમોને શરણાગત જાણીને અમારું સંસારથી રક્ષણ કરજો. ॥ ૬ ॥

दो०—करि बिनती सुर सिद्ध सब, रहे जहँ तहँ कर जोर ॥
अतिशय प्रेम सरोज भव, स्तुति करत बहोर ॥ २७४ ॥

સઘળા દેવતાઓ તથા સિદ્ધો, વિનતિ કરી કરી, હાથ જોડીને જ્યાં ત્યાં ઉભા રહ્યા. પછી બ્રહ્માએ, અત્યંત પ્રેમથી નીચે પ્રમાણે રામચંદ્રજીની સ્તુતિ કરી. ॥ ૨૭૪ ॥

छं०—जय राम सदा सुखधाम हरे, रघुनायक शायक चाप धरे ॥
भववारण दारण सिंह प्रभो, गुणसागर नागर नाथ विभो ॥ १ ॥
तनु काम अनेक अनूप छबी, गुण गावत सिद्ध मुनींद्र कवी ॥
यश पावन रावण नाग महा, खगनाथ यथा करि कोप गहा ॥ २ ॥

जनरंजन भंजन शोकभयं, गतक्रोध सदा प्रभु बोधमयं ॥
अवतार उदार अपार गुनं, महिभार विभंजन ज्ञान घनं ॥ ३ ॥
अजव्यापकमेकमनादि सदा, करुणाकर राम नामामि मुदा ॥
रघुवंश विभूषण दूषणहा, कृत भूप विभीषण दीन रहा ॥ ४ ॥
गुण ज्ञान निधान अमान अजं, नित राम नमामि विभुं विरजं ॥
भुजदण्ड प्रचण्ड प्रताप बलं, खलवृंद निकंद महा कुशलं ॥ ५ ॥
विनुकारण दीनदयालु हितम्, छविधाम नमामि रमासहितम् ॥
भवतारण कारण कायपरं, मन संभव दारुण दोषहरं ॥ ६ ॥
शर चाप मनोहर तूणधरं जलजारुण लोचन भूप वरं ॥
सुख मंदिर सुंदर श्रीरमनं, मदमार महा ममता शमनं ॥ ७ ॥
अनवद्य अखंडन गोचर गो, सब रूप सदा सब होइ न सो ॥
इति वेद वदन्ति न दंत कथा, रवि आतप भिन्नमभिन्न यथा ॥ ८ ॥
कृतकृत्य विभो सब वानर ये, निरखँत तवानन सादर ये ॥
धिक जीवन देव शरीर हरे, तव भक्तिविना भव भूलि परे ॥ ९ ॥
अब दीनदयालु दया करिये, मति मोरि विभेद करी हरिये ॥
जेहिते विपरीत क्रिया करिये, दुःख सो सुख मान सु बीचारिये ॥१०॥
खल खंडन मंडन रम्य मया, पदपंकज सेवित शंभु उमा ॥
नृपनायक दे वरदानमिदं, चरणाम्बुज प्रेम सदा शुभदं ॥३४॥११॥

"હે રામ ! હે અખંડ સુખના સ્થાનકરુપ ! હે દુઃખોનું હરણ કરનારા ! હે રઘુકુલના નાયક ! હે ધનુષ બાણને ધરનારા ! હે સંસારરુપી હાથીને ફાડી નાખવામાં સિંહરૂપ ! હે પ્રભુ ! હે ગુણોના સમુદ્રરૂપ ! હે પ્રવીણ સ્વામી ! હે વ્યાપક ! જય જય. ॥૧॥ હે અનેક કામદેવો જેવી અનુપમ શોભાવાળી છબીવાળા ! સિદ્ધોએ, મુનીંદ્રોએ તથા કવિઓએ ગાયેલી કીર્તિવાળા ! હે પવિત્ર યશવાળા ! જેમ ગરૂડજી કોપ કરીને મોટા સર્પને મારી નાખે, તેમ આપે ભારે કોપ કરી, રાવણને માર્યો છે, ॥ ૨ ॥ આપ કે જે ભક્તજનોને રાજી કરનારા, શોકને તથા ભયને ભાંગનારા, ક્રોધથી રહિત,સર્વદા બોધમય, ઉદાર અવતારવાળા, અપાર ગુણોવાળા, અને પૃથ્વીના ભારને ઉતારનારા જ્ઞાનઘન એવ હે પ્રભુ ! તમને પ્રણામ કરૂં છું. ॥ ૩ ॥ હે રામચન્દ્રજી ! આપ કે જે અજન્મા, વ્યાપક, એક, અનાદિ, સર્વદા કરુણા કરનારા, રઘુવંશના ભૂષણરૂપ, દોષોને નષ્ટ કરનારા અને દીન વિભીષણને રાજ્ય આપનારા છો, તેમને પ્રેમથી પ્રણામ કરૂં છું. ॥ ૪ ॥ હે રામચન્દ્રજી ! આપ કે જે ગુણોના તથા જ્ઞાનના ભંડારરૂપ, માનથી રહિત, અજન્મા, વિભુ, સર્વદા નિર્દોષ અને ભુજદંડોના પ્રચંડ પ્રતાપબળથી દુષ્ટ લોકોનો નાશ કરવામાં મહા પ્રવીણ છો, તેમને પ્રણામ કરૂં છું. ॥ ૫ ॥ હે રામચન્દ્રજી ! આપ કે જે કશી અપેક્ષા વિના જ દીન લોકોની ઉપર દયાળુ છો, હિત કરનારા છો, કાંતિના સ્થાનકરૂપ છો,

લક્ષ્મીના નિવાસરૂપ છો, સંસારથી ઉદ્ધાર કરનારા છો, સર્વના કારણરૂપ છો, દેહથી પર છો અને મનથી ઉત્પન્ન થયેલા કામ-ક્રોધાદિ દારુણ દોષોને હરનારા છો, તેમને પ્રણામ કરૂં છું. ॥ ૬ ॥ હે રામચન્દ્રજી ! આપ કે જે મનોહર ધનુષ બાણને તથા ભાથાને ધરનારા, કમળ સરખાં રાતાં નેત્રોવાળા, રાજાઓમાં ઉત્તમ, સુખના મંદિરરૂપ, સુંદર, લક્ષ્મીજીના પતિ અને મદને, કામદેવને તથા મોટી મમતાને શમાવનારા છો, તેમને પ્રણામ કરૂં છું. ॥ ૭ ॥ હે રામચન્દ્રજી ! જે આપ છો, તે નિર્દોષ, અખંડિત, ઇંદ્રિયોથી જણાય નહીં એવું, સર્વરુપ અને સર્વરુપ છતાં સર્વથી ન્યારૂં પરબ્રહ્મ જ છો, એમ વેદો કહે છે. જેમ સૂર્ય અને તડકો, એઓમાં પરસ્પરથી ભિન્નતા પણ છે અને અભિન્નતા પણ છે તેમ, આપમાં અને જગતમાં પરસ્પરથી ભિન્નતા પણ છે અને અભિન્નતા પણ છે, એવી જે દંતકથા ચાલે છે તે મિથ્યા છે. વાસ્તવિક એ છે કે, જેમ ઘડો માટીથી ન્યારો નથી, પણ માટી ઘડાથી ન્યારી છે, તેમ જગત્ આપથી ન્યારૂં નથી, પણ આપ જગતથી ન્યારા છો. ॥ ૮ ॥ હે પ્રભુ ! આ વાનરાઓ કે જેઓ, આપનાં મુખને સર્વદા નિરખે છે, તેઓ કૃતાર્થ છે. દિવ્ય શરીરવાળાઓને પણ ધિક્કાર છે. કે જેઓ આપનું ભજન નથી કરતા અને સંસારમાં ભૂલા પડયા છે. ॥ ૯ ॥ હે દીનદયાળુ ! હવે દયા કરો અને મારી ભેદ બુદ્ધિને હરી લ્યો કે જે ભેદ બુદ્ધિથી વિપરીત ક્રિયાઓ કરવામાં આવે છે અને દુઃખને સુખરૂપ માનીને ફરવામાં આવે છે. ॥ ૧૦ ॥ હે ખલ લોકોનું ખંડન કરનાર હે પૃથ્વીના રમણીય આભૂષણરૂપ ! અને જેનાં ચરણારવિન્દોને શિવ—પાર્વતી સેવે છે એવા હે રાજાધિરાજ ! આપનાં ચરણારવિન્દોમાં મને સર્વદા શુભ પ્રેમ રહે, એ વરદાન આપો.” ॥ ૧૧-૩૪ ॥

दो०—विनय कीन चतुरानन, प्रेम प्रफुल्लित गात ॥
शोभासिंधु विलोकत, लोचन नाहिं अघात ॥ २७५ ॥

બ્રહ્મા, પ્રેમથી પ્રફુલ્લિત ગાત્રોવાળા થઈ, આ પ્રમાણે સ્તુતિ કરીને શોભાના સમુદ્રરૂપ રામચન્દ્રજીને નીરખવા લાગ્યા પણ, તેમનાં નેત્રો નીરખવાથી તૃપ્તિ જ પામ્યા નહીં. ॥ ૨૭૫ ॥

चौ०—तेहि अवसर दशरथ तहँ आये । तनय विलोकि नयन जल छाये ॥
अनुज सहित प्रणाम प्रभु कीन्हा । आशिर्वाद पिता तब दीन्हा ॥ १ ॥
तात सकल तव पुण्य प्रभाऊ । जीत्यउँ अजय निशाचरराऊ ॥
सुनि सुत वचन प्रीति अति बाढी । नयन नीर रोमावलि ठाढी ॥ २ ॥
रघुपति प्रथम प्रेम अनुमाना । चितै पितहि दिन्हो दृढ ज्ञाना ॥
ताते उमा मोक्ष नहिं पावा । दशरथ भेद भक्ति मन लावा ॥ ३ ॥
सगुण उपासक मोक्ष न लेहीं । तिनको राम भक्ति निज देहीं ॥
बार बार कर प्रभुहि प्रणामा । दशरथ हर्षि गये निज धामा ॥ ४ ॥

આ અવસરમાં મહારાજ દશરથ સ્વર્ગલોકમાંથી ત્યાં આવ્યા. પોતાના પુત્ર રામચન્દ્રજીને જોઈને, તેમનાં નેત્રોમાં પાણી ભરાઈ આવ્યાં. રામચંદ્રજીએ તથા લક્ષ્મણજીએ,

પિતાજીને પ્રણામ કર્યા અને તે પિતાજીએ, તેઓને આશીર્વાદ આપ્યા. ॥ ૧ ॥ રામચંદ્રજીએ, દશરથ રાજાને કહ્યું કે, 'હે તાત ! અમો આપના પુણ્ય પ્રભાવથી જ પ્રબલ રાવણને જિત્યા છીએ.' રામચંદ્રજીનું બોલવું સાંભળી, દશરથ રાજાને બહુ જ પ્રીતિ વધી, નેત્રોમાં આસુ ભરાઈ આવ્યાં અને રોમાવલી ખડી થઈ ગઈ. ॥૨ ॥ રામચંદ્રજીએ, દશરથ રાજાના પેહેલાં પ્રેમનું અનુમાન કરીને, (જેમ પ્રથમ મારા વિયોગથી મનુષ્ય શરીર છોડી દીધું હતું. તેમ હવે મારા વિયોગથી રખેને આ દિવ્ય શરીરને પણ છોડી દે એમ ધારીને) કૃપા દૃષ્ટિથી તેમને સઘળા મોહનું નિવારણ કરનારૂં અદ્વૈત (अहं ब्रह्मास्मि) જ્ઞાન આપ્યું. હે પાર્વતી ! દશરથ રાજાને આજ દિવસ સૂધી સગુણ ભક્તિ જ મનમાં ઠસી રહી હતી તેથી તેમનો મોક્ષ થયો ન હતો. ॥૩॥ સગુણની ઉપાસના કરનારા લોકો, ભક્તિના આનંદમાં આસક્ત હોવાને લીધે, કૈવલ્યમુક્તિને ઇચ્છતા જ નથી અને રામચંદ્રજી પણ તેઓને ભક્તિ જ આપે છે, કે જે ભક્તિના પ્રભાવથી છેવટ પોતાની મેળે જ આત્મસાક્ષાત્કાર થવાથી વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે. અદ્વૈત જ્ઞાનને લીધે જેનું પ્રેમબંધન ત્રૂટી ગયું એવા દશરથ રાજા રામચંદ્રજીને વારંવાર પ્રણામ કરી, રાજી થઈને પાછા પોતાના સ્થાનકમાં ગયા. (યોગવાસિષ્ઠમાં રામચંદ્રજીની સાથે દશરથ રાજાએ પણ સંપૂર્ણ રીતે બ્રહ્મવિદ્યા સાંભળી હતી, પણ રામચન્દ્રજી ઉપરના પ્રેમને લીધે તેમને આત્મસાક્ષાત્કાર થયો ન હતો. આ સમયમાં આત્મસાક્ષાત્કાર થવાથી,તે રાજા જીવન્મુક્ત થયા.) હવે રામચંદ્રજીના રાજ્યાભિષેકનો મહોત્સવ જોયા પછી, રામચંદ્રજીની સાથે જ તેમને વિદેહમુક્તિની પ્રાપ્તિ થશે. ॥ ૪ ॥

दो०—अनुज जानकी सहित प्रभु, कुशल कोशलाधीश ॥
छवि विलोकि मन हर्षि अति, स्तुति कर सुर ईश ॥ २७६ ॥

લક્ષ્મણજીની તથા સીતાજીની સાથે રામચંદ્રજી આનંદથી બીરાજ્યા હતા, તે સમયે તેમની છબીને જોઈ, મનમાં અત્યંત પ્રસન્ન થયેલા ઇંદ્રમહારાજે તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી. ॥ ૨૭૬ ॥

छं०—जय राम शोभा धाम, दायक प्रणत विश्राम ॥
धृत त्रोण वर शर चाप, भुजदंड प्रबल प्रताप ॥ १ ॥
जय दूषणारि खरारि, मर्दन निशाचर झारि ॥
यह दुष्ट मारेउ नाथ, भए देव सकल सनाथ ॥ २ ॥
जय हरण धरणी भार, महिमा उदार अपार ॥
जय रावणारि कृपाल, किये यातु धान विहाल ॥ ३ ॥
लंकेश अति बल गर्व, किये वश्य सुर गंधर्व ॥
मुनिवृंद नर खग नाग, हठि पंथ सबके लाग ॥ ४ ॥
परद्रोहरत अति दुष्ट, पायो सो फल पापिष्ट ॥
अब सुनहु दीनदयाल, राजीव नयन विशाल ॥ ५ ॥

मोहिं रहा अति अभिमान, नहिं कोउ मोहि समान ॥
अब देखि प्रभुपद कंज, गतमान मद दुःख पुंज ॥ ६ ॥
कोइ ब्रह्म निर्गुण ध्याव, अव्यक्त जेहि श्रुति गाव ॥
मोहिं भाव कोशलभूप, श्रीराम सगुण स्वरूप ॥ ७ ॥
वैदेहि अनुज समेत, मम हृदय करहु निकेत ॥
मोहिं जानिये निज दास, दे भक्ति रमा निवास ॥ ८—३५ ॥
दे भक्ति रमा निवास त्रास, हरण शरण सुखदायकं ॥
सुखधाम राम नमामि काम, अनेक छवि रघुनायकं ॥ ९ ॥
सुरवृंद रंजन द्वंद्व भंजन मनुज तनु अतुलित बलं ॥
ब्रह्मादि शंकर सेव्य राम, नमामि करुणा कोमलं ॥ ३६ ॥

"હે રામ ! હે શોભાના સ્થાનકરૂપ ! હે ભક્તલોકોને વિશ્રામ દેનારા ! હે ઉત્તમ ધનુષ બાણુ તથા ભાથાં, એઓને ધરનારા ! હે ભુજદંડના પ્રબલ પ્રભાવવાળા ! ॥ ૧ ॥ હે ખર, દૂષણુના શત્રુ ! હે અગણિત રાક્ષસોનું મર્દન કરનારા ! હે નાથ ! આપે આ દુષ્ટ રાવણુને માર્યો, તેથી સઘળા દેવતાઓ સનાથ થયા છે. ॥ ૨ ॥ હે પૃથ્વીના ભારને હરનાર ! હે ઉદાર તથા અપાર મહિમાવાળા ! જય જય. હે રાવણુના શત્રૂ ! હે કૃપાળુ આપે રાક્ષસોને બેહાલ કર્યા. બળના અત્યંત ગર્વવાળો અને દેવતાઓને તથા ગંધર્વોને વશ કરનારો ॥ ૩ ॥ રાવણુ, કે જે બલાત્કારથી મુનિઓ, મનુષ્યો, પક્ષીઓ તથા નાગો, એ સર્વની પછવાડે લાગ્યો હતો, ॥ ૪ ॥ પરદ્રોહમાં અત્યંત રુચિવાળો હતો અને અતિ દુષ્ટ તથા પાપિષ્ટ હતો, તેને જેવું ફળ મળવું જોઇએ, તેવું જ મળ્યું. હે દીનદયાળુ ! હે કમલસરખાં વિશાળ નેત્રોવાળા ! ॥ ૫ ॥ હવે મારી વિજ્ઞપ્તિ સાંભળો. મને એવો મોટો ગર્વ હતો કે, મારા જેવો બીજો કોઈ પણુ નથી. દુઃખના સમૂહને દેનારો એ ગર્વ મને આપનાં ચરણારવિન્દોનું દર્શન મળવાથી જતો રહ્યો છે, ॥ ૬ ॥ કોઇ મહાત્માઓ, નિર્ગુણુ તથા અવ્યક્ત કહીને વેદે ગાયેલા પરબ્રહ્મનું ધ્યાન કરે છે, પણુ મને તો આ કોસલાધીશ શ્રીરામ એ નામનું આપનું સગુણુ સ્વરૂપ પ્રિય લાગે છે. ॥ ૭ ॥ હે લક્ષ્મીના નિવાસ! સીતાજીની તથા લક્ષ્મણુજીની સાથે મારા હૃદયમાં સર્વદા નિવાસ કરો મને પોતાનો દાસ જાણો અને અખંડ ભક્તિ આપો. ॥ ૮ ॥ હે રામચંદ્રજી ! આપ કે જે ત્રાસને હરનારા, શરણુાગતોને સુખ દેનારા, સુખના ધામરૂપ અને અનેક કામદેવોના જેવી શોભાવાળા છો, તેમને પ્રણુામ કરૂં છું. ॥ ૯ ॥ હે રઘુનાયક ! હે રામચંદ્રજી! આપ કે જે દેવતાઓના સમૂહને રાજી કરનારા, સંસારના ભયને ભાંગનારા, મનુષ્યાવતાર, અતુલ બલવાળા, કરુણુાથી કોમળ અને બ્રહ્માદિકના તથા શંકરના પણુ ઇષ્ટદેવ છો તેમને પ્રણુામ કરૂં છું. ॥ ૩૫ ॥ ૩૬ ॥

दो०—अब करि कृपा विलोकि मोहिं, आयसु देहु कृपालु ॥
काह करौं सुनि प्रिय बचन, बोले दीन दयालु ॥ २७७ ॥

હે કૃપાળુ ! હવે કૃપા કરીને અને કાંઇક આજ્ઞા આપો. હું શું કરું ? આ પ્રમાણે ઇંદ્રમહારાજનાં વચનો સાંભળીને રામચન્દ્રજી બોલ્યા કે, ॥ ૨૭૭ ॥

चौ०—सुनु सुरपति कपि भालु हमारे । परे भूमि निसिचर जो मारे ॥
मम हित लागि तजे इन प्राना । सकल जियाउ सुरेश सुजाना ॥ १ ॥
सुन खगेश प्रभुकी यह बाना । अति अगाध जानहिं मुनि ज्ञानी ॥
प्रभु चह त्रिभुवन मारि जिवाई । केवल शक्रहि दीन्ह बडाई ॥ २ ॥
सुधा बरषि कपि भालु जिवाये । उठे हरषि सब प्रभु पहँ आये ॥
सुधावृष्टि भइ दुहुँ दल ऊपर । जिये भालु कपि नहिं रजनीचर ॥ ३ ॥
रामाकार भये तिनके मन । गये परम पद तजि शरीर रन ॥
देव अंश सब बानर रिच्छा । जिये सकल रघुपतिकी इच्छा ॥ ४ ॥
राम सरिसको दीन हितकारी । कीन्हे मुक्त निशाचर झारी ॥
खल मल धाम कामरत रावन । गति पाई जो मुनिवर पावन ॥ ५ ॥

"હે દેવતાઓના સ્વામી ! સાંભળો. હે સુજાણ[1]! આ મારાં રીંછો અને વાનરાઓ કે જેઓ રાક્ષસોના મારથી ધરતીપર પડયાં છે તથા જેઓએ મારા હિતને વાસ્તે પ્રાણોનો ત્યાગ કર્યો છે, તે સઘળાંઓને સ્વસ્થ તથા જીવતાં કરો. ॥ ૧ ॥" હે ગરુડજી ! પ્રભુની આ વાણી અગાધ છે, કે જેનાં તત્વને જ્ઞાની મુનિઓ જ જાણી શકે, પ્રભુ જો કે પોતે જ સઘળા ત્રૈલોકયને મારી તથા જીવાડી શકે એવા છે, તોપણ તેમણે ઇંદ્રને જે આજ્ઞા કરી, તે કેવળ ઇંદ્રને મોટાઈ દેવાને વાસ્તે જ કરી. ॥૨॥ ઇંદ્રે અમૃતની વૃષ્ટિ કરીને સઘળાં રીંછોને તથા વાનરાઓને જીવાડયાં અને જેઓ મૂર્છિત થયાં હતાં, તેઓને સ્વસ્થ કર્યાં. એઓ સઘળાં ઊઠી, રાજી થઈને રામચન્દ્રજીની પાસે આવ્યાં. જો કે અમૃતની વૃષ્ટિ બન્ને સૈન્યોની ઉપર થઇ, તોપણ રીંછો તથા વાનરાંઓ જ જીવતાં થયાં, પણ રાક્ષસો જીવતા થયા નહીં. ॥૩॥ આનું કારણ એ છે કે, રાક્ષસોનાં અંતઃકરણો રામાકાર જ થઇ ગયાં હતાં અને તેથી તેઓ, રણમાં શરીરો છોડીને પરમ પદમાં ચાલ્યા ગયા, કે જ્યાંથી પાછા લાવવાની અમૃતમાં પણ શક્તિ નથી. સઘળા વાનરાઓ તથા રીંછો તો, દેવતાઓના અંશો હોવાથી કલ્પની સ્થિતિ પર્યંત અધિકારીઓ રહેવાનાં હતાં તેથી તેઓને મુક્તિ મળી ન હતી અને વળી તેઓને જીવાડવામાં રામચન્દ્રજીની ઇચ્છા જ સર્વોપરિ કારણરૂપ હતી, તેથી તેઓ સઘળાં જીવતાં થયાં. ॥ ૪ ॥ રામચંદ્રજી જેવા ખલ-લોકોનું પણ હિત કરનારા દયાળુ બીજા કોણ હોય ? રામચન્દ્રજીએ, અનંત રાક્ષસોને મુક્ત કર્યા અને રાવણ, કે જે ખળ, પાપોના નિવાસરુપ તથા મહા કામી હતો, તેને પણ એવી ગતિ આપી, કે જે ગતિને મુનિઓ પણ ઇચ્છે છે. ॥૫॥

---

[1] અમૃત વરસાવવાથી વાનરાઓ તથા રીંછો જ જીવતા થયા એમ છે, પણ રાક્ષસો જીવતા થયા એમ નથી; એ વાતનાં ખરાં કારણને ઇંદ્ર જાણે છે, તેથી તેને "સુજાણ" કહ્યા છે.

दो०—सुमन बरषि सब सुर चले, चढ़ि चढ़ि रुचिर बिमान ॥
देखि सुअवसर राम पहँ आये संभु सुजान ॥ २७८ ॥
परम प्रीति करजोरि युग, नयन नलिन भरि बारि ॥
पुलकि गात गद्गद गिरा, बिनय करत त्रिपुरारि ॥ २७९ ॥

સઘળા દેવતાઓ, પુષ્પોની વૃષ્ટિઓ કરી, સુન્દર વિમાનોમાં ચઢી ચઢીને પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. પછી એકાંતનો સમય જોઇને દેવાધિદેવ મહાવિચક્ષણ[1] સદાશિવ, તેમની પાસે આવ્યા. સદાશિવ, પરમ પ્રીતિથી બન્ને હાથ જોડી, નેત્રકમળોને અશ્રુઓથી ભરપૂર કરી દઈ, ગાત્રોમાં રોમાંચિત થઇ, ગદ્ગદ વાણીથી વિનય કરવા લાગ્યા કે, ॥ ૨૭૮ ॥ ૨૭૯ ॥

चौ०—मामभि रक्षय रघुकुलनायक । घृत वर चाप रुचिर कर शायक ॥
मोह महा घनपटल प्रभंजन । संशय बिपिन अनल जन रंजन ॥ १ ॥
अगुण सगुण गुणमंदिर सुन्दर । भ्रम तम प्रबल प्रताप दिवाकर ॥
काम क्रोध मद गज पंचानन । बसहु निरंतर जन मन कानन ॥ २ ॥
विषय मनोरथ पुंज कंज बन । प्रबल तुषार उदार पार मन ॥
भववारिधि मंदर परमंदर । वारय तारय संसृति दुस्तर ॥ ३ ॥
श्यामगात राजीव बिलोचन । दीनबंधु प्रणतारति मोचन ॥
अनुज जानकी सहित निरन्तर । बसहु राम नृप मम उर अंतर ॥ ४ ॥
मुनिरंजन महिमंडल मंडन । तुलसिदास प्रभु त्रास बिखंडन ॥

“હે રઘુકુલનાયક ! હે ઉત્તમ ધનુષને ધરનારા ! હે બાણથી શોભતા હસ્તવાળા ! હે મોહરૂપી મોટા મેઘમંડલને તોડી નાખવામાં પવનરૂપ ! સંશયોરુપી જંગલને બાળી નાખવામાં અગ્નિરુપ ! હે ભક્તજનોને રાજી કરનારા ! મારૂં રક્ષણ કરો. ॥ ૧ ॥ હે સગુણ તથા નિર્ગુણ સ્વરૂપોવાળા ! સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ ! હે સુંદર ! હે ભ્રમરૂપી અંધકારને નષ્ટ કરવામાં ગ્રીષ્મઋતુના મધ્યાન્હ કાળના સૂર્યરૂપ ! હે કામ, ક્રોધ તથા મદરૂપી હાથીઓનો વિનાશ કરવામાં સિંહરૂપ ! ભક્ત લોકોનાં અંતઃકરણોરૂપી જંગલોમાં નિવાસ કરો. ॥ ૨ ॥ હે વિષયોના મનોરથોના સમૂહોરૂપી કમળવનને દગ્ધ કરી નાખવામાં પ્રબળ હિમરૂપ ! હે મનથી પર ! હે સંસારરૂપી સમુદ્રનું મથન કરવામાં મંદરાચલરૂપ ! અવિદ્યારૂપ મોટા ભયનું નિવારણ કરો અને દુસ્તર સંસારમાંથી તારો. ॥ ૩ ॥ હે શ્યામસુંદર ગાત્રોવાળા ! હે કમળસરખાં નેત્રોવાળા ! હે દીનબન્ધુ ! હે ભક્તજનોની પીડાને ટાળનારા ! હે રાજાધિરાજ ! હે રામચન્દ્રજી ! આપ લક્ષ્મણજીની અને સીતાજીની સાથે મારાં હૃદયની અંદર નિરંતર નિવાસ કરો. ॥ ૪ ॥ હે મુનિજનોને

૧ મારા શિષ્ય રાવણથી પ્રભુને બહુ સંકટ થયું હતું, તેથી પ્રભુ રખેને સહુ સાંભળતા ઠપકો આપે, એવી શંકાને લીધે સદાશિવ એકાંતમાં આવ્યા, તેથી તેમને ‘મહાવિચક્ષણ’ એ વિશેષણ આપ્યું છે.

શત્રુ કરનારા ! હે પૃથ્વીના મંડળના શણગારરૂપ ! હે પ્રભુ ! ભક્તજનોના સંસારરૂપી ત્રાસનું ખંડન કરો. ॥

दो०—नाथ जबहिं कोशलपुरी, हुइहै तिलक तुम्हार ॥
तब मैं आउब सुनहु प्रभु, देखन चरित उदार ॥ २८० ॥

હે નાથ ! હે પ્રભુ ! જ્યારે અયોધ્યા નગરીમાં આપને રાજ્યતિલક થશે, ત્યારે આપનાં ઉદાર ચરિત્રને જોવા વાસ્તે હું ત્યાં આવીશ." ॥ ૨૮૦ ॥

चौ०—करि विनती जब शंभु सिधाये । तब प्रभु निकट बिभीषण आये ॥
नाथ चरण शिर कह मृदु वानी । विनय सुनिय मम सारंगपानी ॥ १ ॥
सकुल सदल प्रभु रावण मारा । पावन यश त्रिभुवन विस्तारा ॥
दीन मलीन हीन मति जाती । मोपर कृपा कीन्ह बहु भाँती ॥ २ ॥
अब जन गृह पुनीत प्रभु कीजै । मज्जन करिय समर श्रम छीजै ॥
देश कोश मंदिर सम्पदा । देहु कृपालु कपिन्ह कहँ मुदा ॥ ३ ॥
सब विधि नाथ मोहिं अपनाइय । पुनि मोहिं सहित अवध पुर जाइय ॥
सुनत वचन मृदु दीनदयाला । सजल नयन दोउ भये विशाला ॥ ४ ॥

એ પ્રમાણે વિનતિ કરીને સદાશિવ કૈલાસમાં પધારી ગયા, તે સમયમાં વિભીષણે રામચન્દ્રજીની પાસે આવી ચરણોમાં માથું નમાવીને કોમળ વચનોથી વિનતિ કરી કે, "હે ભગવાન્ ! મારી વિનતિ સાંભળો. ॥ ૧ ॥ આપે કુલ સહિત તથા સૈન્ય સહિત રાવણને માર્યો, ત્રૈલોક્યમાં પવિત્ર યશનો વિસ્તાર કર્યો અને હું કે જે દીન, મલિન, હીન બુદ્ધિવાળો તથા હીન જાતિવાળો છું, તેના ઉપર ઘણા ઘણા પ્રકારની કૃપા કરી. ॥૨॥ હે કૃપાળુ પ્રભુ ! હવે યુદ્ધના પરિશ્રમને ટાળવા માટે આપ સ્નાન કરો અને મારાં ઘરને પવિત્ર કરવા માટે તેમાંથી મનમાનતી રીતે ધનો મંગાવી લઇને આનંદથી વાનરાઓને તથા રીંછોને આપો દેશો, ॥ ૩ ॥ ખજાનાઓ તથા ઘરો આપવાની મરજી હોય તો તે પણ આપો. હે નાથ ! મને સઘળી રીતે પોતાનો કરો અને વળી મને સાથે લઇને જ અયોધ્યામાં પધારો." આ પ્રમાણે વિભીષણનાં કોમળ વચનો સાંભળીને રામચન્દ્રજી, પોતાનાં બન્ને વિશાળ નેત્રોમાં હર્ષાશ્રુઓથી વ્યાપ્ત થયા. ॥ ૪ ॥

दो०—तोर कोष गृह मोर सब, सत्य वचन सुन तात ॥
दशा भरतकी सुमिरि मोहिं, पलक कल्प सम जात ॥ २८१ ॥
तापस वेष शरीर कृश, जपै निरन्तर मोहिं ॥
देखौं वेगि सो यत्नकर, सखा निहोरौं तोहिं ॥ २८२ ॥
जो जैहा बीते अवधि, जियत न पाऊँ वीर ॥
प्रीति भरतकी समुझि प्रभु, पुनि पुनि पुलक शरीर ॥ २८३ ॥
करहु कल्प भरि राज्य तुम, मोहिं सुमिरेहु मन माहिं ॥
पुनि मम धाम सिधारेहु, जहां संत सब जाहिं ॥ २८४ ॥

રામચન્દ્રજી બોલ્યા કે, "હે તાત ! તમારા ખજાનાઓ તથા ઘરો, એ સઘળું મારું જ છે, પરંતુ મારી એક ખરી વાત સાંભળો, મારા ભાઈ ભરતજીની દશાનું મને સ્મરણ હોવાને લીધે, મને એક એક પળ કલ્પ સમાન વીતે છે. ॥ ૨૮૧ ॥ ભરતજી, તપસ્વીનો વેષ ધરી, દુર્બલ શરીરથી નિરંતર મારો જ જપ કર્યા કરે છે, માટે હવે હું જે ઉપાયથી ભરતજીને તુરત દેખું, તે ઉપાય તુરત કરો. હે મિત્ર ! એ ઉપાયને વાસ્તે હું તમને વિનવું છું એમ સમજો. ॥ ૨૮૨ ॥" જો ચૌદમા વર્ષનો છેલ્લો દિવસ વ્યતીત થયા પછી હું ત્યાં પહોંચીશ, તો ભરતજીને જીવતા નહીં દેખું, એવી ચિંતા કરતા રામચન્દ્રજી, ભરતજીની પ્રીતિનું સ્મરણ કરીને, શરીરમાં વારંવાર રોમાંચિત થઈ જવા લાગ્યા. ॥ ૨૮૩ ॥ વળી રામચન્દ્રજીએ વિભીષણને કહ્યુ કે, 'તમે આ કલ્પ પૂરો થતાંસુધી લંકાનું રાજ્ય કરો, અને વારંવાર મનમાં મારું સ્મરણ કર્યા કરો. અંતે તમને મારા ધામની પ્રાપ્તિ થશે, કે જે ધામમાં સર્વ સંત જનો જાય છે." ॥ ૨૮૪ ॥

चौ०—सुनत विभीषण वचन रामके । हर्षि गहे पद कृपाधामके ॥
वानर भालु सकल हरषाने । प्रभु पद गहि गुण विमल बखाने ॥ १ ॥
बहुरि विभीषण भवन सिधाये । मणिगण वसन विमान भराये ॥
ले पुष्पक प्रभु आगे राखा । हँसिकै कृपासिंधु अस भाखा ॥ २ ॥
चढ़ि विमान सुनु सखा विभीषण । गगन जाय वर्षहु पट भूषण ॥
नभपर जाय विभीषण तबहीं । वर्ष दिये पट भूषण सबहीं ॥ ३ ॥
जो जेहि मन भावै सो लेहीं । मणिमुख मेलि डारि कपि देहीं ॥
हँसत राम सिय अनुज समेता । परम कौतुक कृपानिकेता ॥ ४ ॥

કૃપાના ધામરૂપ રામચન્દ્રજીનાં વચનો સાંભળી, વિભીષણે અત્યંત હર્ષથી રામચન્દ્રજીનાં ચરણો પકડયાં. સઘળા વાનરાઓ તથા રીંછો, રાજી થયાં અને રામચન્દ્રજીના ચરણો પકડી પકડીને તેમના નિર્મલ ગુણોનાં વખાણ કરવા લાગ્યા. ॥ ૧ ॥ પછી વિભીષણે, લંકામાં જઈ, દરબારમાંથી અગણિત મણિઓને, આભરણોને તથા વસ્ત્રોને, પુષ્પક વિમાનમાં ભરી, તે વિમાનને રામચન્દ્રજીની પાસે ધરતાં, કૃપાસિન્ધુ રામચન્દ્રજી, હસીને બોલ્યા કે, ॥ ૨ ॥ "હે મિત્ર વિભીષણ ! તમે વિમાનમાં ચઢી, આકાશમાં જઈને આ મણિઓની, આભરણોની તથા વસ્ત્રોની વૃષ્ટિ કરો." આ આજ્ઞા સાંભળતાં જ વિભીષણે વિમાનમાં ચઢી, આકાશમાં જઈને સઘળાં મણિઓની, આભરણોની તથા વસ્ત્રોની વૃષ્ટિ કરી, ॥૩॥ વાનરાઓ તથા રીંછો, જેને જેને જે જે વસ્તુ ગમી, તે તે લેવા લાગ્યાં. વાનરાઓ મણિઓને તો ફળો સમજી મોહોડાંઓમાં નાખી, કશો સ્વાદ નહીં આપવાથી પથ્થર જાણીને પાછાં કહાડી નાખવા લાગ્યા. આ જોઈ, પરમ કૌતુકી રામચન્દ્રજી, લક્ષ્મણજીની અને સીતાજીની સાથે હસવા લાગ્યા. ॥ ૪ ॥

दो०—ध्यान न पावहिं जासु मुनि, नेति नेति कह वेद ॥
कृपासिंधु सोइ कपिनसों, करत अनेक विनोद ॥ २८५ ॥

उमा योग जप दान तप, नाना व्रत मख नेम ॥
रामकृपा नहिं करहिं तस, जस निह केवल प्रेम ॥ २८६ ॥

કૃપાસિન્ધુ રામચન્દ્રજી, કે, જેમનાં ધ્યાનને મૂનિઓ પણ પાર પામી શકતા નથી અને વેદો પણ નેતિ નેતિ કહીને જેનાં સ્વરૂપનું નિરુપણ કરે છે, તે પોતે વાનરાઓથી અનેક વિનોદ કરવા લાગ્યા. ॥૨૮૫॥ વાનરાઓનાં ભાગ્યોનું શું વર્ણન કરવું ? હે પાર્વતી ! રામચંદ્રજી ચોખ્ખો પ્રેમ રાખવાથી, જેવી કૃપા કરે છે, તેવી કૃપા, યોગથી, જપથી, દાનથી, તપથી, અનેક વ્રતોથી, અનેક યજ્ઞોથી કે અનેક નિયમોથી પણ કરતા નથી.॥૨૮૬॥

चौ०—भालु कपिन पट भूषण पाये । पहिरि पहिरि रघुपति पहँ आये ॥
नाना जिनसि देखि प्रभु कीशा । पुनि पुनि हँसत कोशलाधीशा ॥ १ ॥
चितै सबनि पर कीन्ही दाया । बोले मधुर वचन रघुराया ॥
तुम्हरे बल मैं रावण मारा । तिलक विभीषणको पुनि सारा ॥ २ ॥
निज निज गृह अब तुम सब जाहू । सुमिरेहु मोहिं डरेहु जनि काहू ॥
वचन सुनत प्रेमाकुल वानर । जोरि पाणि बोले सब सादर ॥ ३ ॥
प्रभु जो कहहु तुमहिं सब सोहा । हमरे होत वचन सुनि मोहा ॥
दीन जानि कपि किये सनाथा । तुम त्रैलोकय इश रघुनाथा ॥ ४ ॥
सुनि प्रभु वचन लाज हम मरहीं । मशक कबहुँ खग पति हित करहीं ॥
देखि राम रुख वानर ऋच्छा । प्रेम मगन नहिं गृहकी इच्छा ॥ ५ ॥

વસ્ત્ર તથા આભરણો મળતાં, તે પહેરી પહેરીને, સર્વે વાનરાઓ તથા રીંછો, રામચન્દ્રજીની પાસે આવ્યાં. અનેક પ્રકારની વસ્ત્રાદિ ઉત્તમ જણસોને તથા તે જણસોને ધરનારાં વાનરાઓને અને રીંછોને જોઈ, રામચન્દ્રજી વારંવાર હસવા લાગ્યા. ॥ ૧ ॥ રામચંદ્રજી કૃપા દૃષ્ટિથી સર્વની સામે જોઈને બોલ્યા કે, "હું તમારાં બળથી જ રાવણને મારી શક્યો છું તથા વિભીષણને રાજ્યતિલક આપી શક્યો છું. ॥ ૨ ॥ હવે તમો સર્વે પોતપોતાને ઘેર જાઓ. ઘેર જઈ મારૂં સ્મરણ કર્યા કરો એટલે તમોને કોઈથી પણ ભય ઉત્પન્ન થશે નહીં." રામચન્દ્રજીના વચનો સાંભળી, પ્રેમથી વિહ્વલ થયેલા સર્વે વાનરાઓ તથા રીંછો આદરથી હાથ જોડીને બોલ્યાં કે, ॥ ૩ ॥ "હે પ્રભુ ! આપ જે કાંઇ કહો છો તે સઘળું આપને શોભે છે, પણ આપનાં વચનો સાંભળીને અમોને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. વાસ્તવિક તો એ છે કે, આપ કે જે ત્રૈલોકયના નાથ છો, તેમણે અમોને દીન જાણીને જ સનાથ કર્યાં છે. ॥ ૪ ॥ આપનાં વચનો સાંભળવાથી અમો લજાઈએ છીએ. કોઈ સમયે પણ મચ્છરો ગરુડજીનો ઉપકાર કરી શકે કે ?" વાનરાઓ તથા રીંછો, પ્રેમમાં મગ્ન હોવાને લીધે, ઘેર જવાની ઈચ્છા નહીં કરતાં હતાં. ॥ ५ ॥

दो०—प्रभु प्रेरित कपि भालु सब, रामरूप उर राखि ॥
हर्ष विषाद समेत सब, चले विनय बहु भाखि ॥ २८७ ॥

जाम्बवन्त कपिराज नल, अंगदादि हनुमान ॥
सहित विभीषण अपर जे, यूथप अति बलवान ॥ २८८ ॥
कहि न शकहिं कछु प्रेमवश, भरि भरि लोचन बारि ॥
सन्मुख चितवहिं रामतन, नयन निमेष बिसारी ॥ २८९ ॥

પરતુ રામચંદ્રજીની મરજી જોઈ, તેમનાં સ્વરૂપને હૃદયોમાં રાખી લઈ, ઘણાં ઘણાં વિનયનાં વચનો બોલી, ઘેર જવાનો સમય આવવાથી રાજી થતાં થતાં અને રામચંદ્રજીના વિયોગથી ખેદ પામતાં પામતાં ત્યાંથી ચાલ્યાં ॥૨૮૮॥ જામ્બુવાન્, સુગ્રીવ, નલ, અંગદ અને હનુમાનજી વગેરે યૂથપતિઓ તથા વિભીષણ વગેરે બીજા પણ કેટલાએક અતિ બલવાન્ યોદ્ધાઓ ॥ ૨૮૮ ॥ કશું બોલી શકતા ન હતા, પણ પ્રેમને વશ થઈ નેત્રોમાં આંસુ લાવી લાવી, નેત્રોનાં નિમેષોને પણ ભૂલી જઈ, સન્મુખ ઉભા રહીને રામચંદ્રજીની છબીને નિરખવા લાગ્યા. ॥ ૨૮૯ ॥

चौ०—अतिशय प्रीति देखि रघुराई । लीन्हे सकल विमान चढाई ॥
मनमहँ विप्र चरण शिर नावा । उत्तर दिशहि विमान चलावा ॥ १ ॥
चलत विमान कोलाहल होई । जय रघुवीर कहहिं सब कोई ॥
सिंहासन अति उच्च मनोहर । सिय समेत बैठे प्रभु तापर ॥ २ ॥
राजत राम सहित भामिनी । मेरु शृंग जनु घन दामिनी ॥
रुचिर विमान चला अति आतुर । कीन्ही सुमन वृष्टि हरषे सुर ॥ ३ ॥
परम सुखद चलि त्रिविध बयारी । सागर सुरसरि निर्मल बारी ॥
शकुन होहिं सुंदर चहुँ पासा । मन प्रसन्न निर्मल नभ आसा ॥ ४ ॥
कह रघुवीर देखु रण सीता । लक्ष्मण हत्यो इहाँ इन्द्रजीता ॥
अंगद हनूमानके मारे । रणमें परे निशाचर भारे ॥ ५ ॥
कुंभकर्ण रावण दोउ भाई । इहाँ हतेउँ सुर मुनि दुखदाई ॥

રામચંદ્રજીએ, અત્યંત પ્રીતિ જોઈને, તે સર્વને વિમાનમાં ચઢાવી લીધા અને પછી મનથી બ્રાહ્મણોનાં ચરણોમાં પ્રણામ કરીને ઉત્તર દિશા તરફ વિમાન ચલાવી દીધું. ॥૧॥ વિમાન ચાલતી વખતે, સર્વે કોઈ 'જય રઘુવીર જય રઘુવીર' એમ બોલવા લાગતાં તેનો મોટો કોલાહલ મચી રહ્યો. એ વિમાનમાં અત્યંત ઉંચા મનોહર સિંહાસનપર સીતાજી સહિત પ્રભુ બીરાજ્યા. ॥ ૨ ॥ પ્રભુ, જાણે મેરુ પર્વતના શિખર ઉપર વીજળી સહિત મેઘ બેઠો હોય એવા સીતાજી સહિત શોભવા લાગ્યા. સુંદર વિમાન મોટા વેગથી ચાલ્યું, તે સમયમાં દેવતાઓ હર્ષથી પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા, ॥૩॥ પરમ સુખ દેનારો શીતલ, મંદ તથા સુગંધી પવન ચાલવા લાગ્યો, સમુદ્રનાં તથા ગંગાજીનાં જળ અતિ નિર્મળ થઈ ગયાં, ચોમેર ઉત્તમ શકુનો થવા લાગ્યાં, સર્વનાં અંતઃકરણોમાં પ્રસન્નતા વ્યાપી રહી અને આકાશ તથા દિશાઓ નિર્મળ થઈ ગયાં. ॥ ૪ ॥ રામચન્દ્રજી, સીતાજીને કહેવા લાગ્યા કે, " હે જાનકી ! આ રણભૂમિ જુઓ. અહીં લક્ષ્મણજીએ ઇંદ્રજિતને માર્યો હતો.

અહીં, અંગદ અને હનુમાનજી, એઓના પ્રહારોથી મોટા મોટા રાક્ષસો રણમાં પડયા છે. ॥૬॥ કુંભકર્ણ અને રાવણ એ બન્ને ભાઇઓ, કે જેઓ, દેવતાઓને તથા મુનિઓને બહુ દુઃખ દેતા, તેઓને મેં અહીં માર્યા છે. ॥

दो०–इहाँ सेतु बांधेउ अरु, थापेउ शिव सुख धाम ॥
सीता अनुज समेत प्रभु, शंभुहि कीन्ह प्रणाम ॥ २९० ॥
जहँ जहँ कृपासिंधु वन, कीन्ह वास विश्राम ॥
सकल दिखाये जानकिहि, कहि कहि सबके नाम ॥ २९१ ॥

આ સ્થાનપર સેતુ બાંધ્યો છે અને અહીં સદાશિવનું સ્થાપન કર્યું છે." આ સ્થલમાં સીતાજીએ, લક્ષ્મણજીએ તથા રામચન્દ્રજીએ રામેશ્વરને પ્રણામ કર્યાં ॥ ૨૯૦ ॥ વનમાં જે જે સ્થલોમાં પોતે વિશ્રામ કર્યા હતા, તે તે સ્થલોનાં નામો કહી કહીને પ્રભુએ તે સઘળાં સ્થલો સીતાજીને દેખાડયાં. ॥ ૨૯૧ ॥

चौ०–सपदि विमान तहाँ चलि आवा । दंडक वन जहँ परम सुहावा ॥
कुम्भजादि मुनि नायक नाना । गये राम सबके सुस्थाना ॥ १ ॥
सकल मुनिनसों पाय अशीशा । आये चित्रकूट जगदीशा ॥
तहँकर ऋषिन केर संतोषा । चला विमान तहाँते चेखा ॥ २ ॥
बहुरि राम जानकी दिखाई । यमुना कलिमल हरणि सुहाई ॥
पुनि देखी सुरसरी पुनीता । राम कहा प्रणाम करु सीता ॥ ३ ॥
तीरथ पति पुनि दीख प्रयागा । निरखत जन्म कोटि अघ भागा ॥
देखि राम पावन पुनि बेनी । हरण शोक सुर लोक निसेनी ॥ ४ ॥
देखी अवध पुरी अति पावनी । त्रिविध ताप भवरोग नशावनी ॥

એ વિમાન તુરત સુંદર દંડકારણ્ય ઉપર આવતાં, રામચન્દ્રજી, સીતાજીની તથા લક્ષ્મણજીની સાથે વિમાનમાંથી ઉતરીને અગસ્ત્ય આદિ સર્વ મુનિઓનાં તે તે સ્થાનકોમાં પધાર્યા. ॥૧॥ સર્વ મુનિઓને પ્રણામ કરી, તે મુનિઓના આશીર્વાદો લઈ, પાછા વિમાનમાં બીરાજીને પ્રભુ ચિત્રકૂટ પર આવ્યા. ત્યાં પણ વિમાનમાંથી ઉતરી, તે સ્થલના ઋષિઓને પ્રસન્ન કરી, પાછા વિમાનમાં બીરાજ્યા. ॥ ૨ ॥ ત્યાંથી પણ વિમાન મોટા વેગથી ચાલ્યું. રામચન્દ્રજીએ, સીતાજીને કલિયુગના મેલોને હરનારાં યમુનાજીનું દર્શન કરાવ્યું તથા પ્રણામ કરાવ્યા. પછી પવિત્ર ગંગાજીને જોઈ, રામચન્દ્રજીએ સીતાજીને કહ્યું કે, 'હે સીતા! ગંગાજીને પ્રણામ કરો.' સીતાજીએ ગંગાજીને પ્રણામ કર્યા, ॥૩॥ તેટલામાં જેનાં દર્શનથી કરોડો જન્મોનાં પાપો ભાગી જાય એવો તીર્થરાજ પ્રયાગ જોવામાં આવ્યો અને ત્યાં શોકનું હરણ કરનારી અને સ્વર્ગ લોકની નીસરણી હોય એવી લાગતી ત્રિવેણીનાં દર્શન થયાં. ત્રિવેણીનાં દર્શન થતાં ॥ ૪ ॥ તુરત જ અત્યંત પવિત્ર, ત્રણે તાપને હરનારી તથા સંસારરૂપી રોગને નાશ કરનારી અયોધ્યા નગરીનાં દર્શન થયાં. ॥

दो०–तब रघुनंदन सिय सहित, अवधहिं कीन्ह प्रणाम ॥
सजल विलोचन पुलक तनु, पुनि पुनि हर्षित राम ॥ २९२ ॥
बहुरि त्रिवेणी आय प्रभु, हर्षित मज्जन कीन्ह ॥
कपिन्ह समेत महीसुरन्ह, दान विविध विधि दीन्ह ॥ २९३ ॥

સીતાજી તથા લક્ષ્મણજી સહિત રઘુનાથજીએ, અયોધ્યા નગરીને પ્રણામ કર્યા. એ નગરીનાં દર્શનના સમયમાં રામચન્દ્રજી વારંવાર અત્યંત હર્ષ પામ્યા. નેત્રોમાં અશ્રુઓથી ભરપૂર થઈ ગયા અને શરીરમાં રોમાંચિત થઈ ગયા. ॥૨૯૨॥ પછી રામચંદ્રજીએ, સર્વ પરિવાર સહિત વિમાનમાંથી ઉતરી, ત્રિવેણીમાં આવીને પરમ આનંદથી સ્નાન કર્યું તથા બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાનો આપ્યાં. વાનરાઓએ તથા રીંછોએ પોતપોતાને વિભીષણની પાસેથી જે રત્નાદિ મળ્યાં હતાં, તેઓનાં બ્રાહ્મણોને દાનો આપ્યાં, ॥૨૯૩॥

चौ०–प्रभु हनुमन्तहि कहा बुझाई । धरि द्विज रूप अवध पुर जाई ॥
भरतहि कुशल हमारि सुनावहु । समाचार ले पुनि चलि आवहु ॥ १ ॥
तुरत पवन सुत गवनत भयऊ । तब प्रभु भरद्वाज पहँ गयऊ ॥
नाना विधि पूजा मुनि कीन्ही । स्तुति करि पुनि बहु आशिष दीन्ही ॥२॥
मुनि पद वंदि युगल कर जोरी । चढि विमान प्रभु चले बहोरी ॥
इहाँ निषाद सुना प्रभु आये । नाव नाव करि लोग बुलाये ॥ ३ ॥
सुरसरि लाँघि यान जब आवा । उतरा तट प्रभु आयसु पावा ॥
तब सीता पूजी सुरसरी । बहु प्रकार पुनि चरणन परी ॥ ४ ॥
दीन्ह अशीश मुदित मन गंगा । सुंदरि तव अहिवात अभंगा ॥
सुनतहि गुह धायो प्रेमाकुल । आयो निकट परम सुखसंकुल ॥ ५ ॥
प्रभुहि विलोकि सहित वैदेही । परेउ अवनि तनु सुधि नहिं तेही ॥
परम प्रीति विलोकि रघुराई । हरषि उठाय लीन्ह उर लाई ॥ ६ ॥

ત્યાં પ્રભુએ હનુમાનજીને સમજાવીને આજ્ઞા કરી કે, "તમે બ્રાહ્મણનું રૂપ [1]ધરી અયોધ્યામાં જઈ, ભરતજીને મારી કુશલતા સંભળાવી, તેમના સમાચાર લઈને પાછા ચાલ્યા આવો." ॥ ૧ ॥ એ આજ્ઞા થતાં જ હનુમાનજી ત્યાંથી અયોધ્યા તરફ ચાલ્યા અને હનુમાનજીને તે તરફ મોકલી, વિમાનમાંથી ઉતરીને રામચન્દ્રજી, ભરદ્વાજ મુનિની પાસે ગયા. મુનિનાં ચરણોમાં પ્રણામ કરી, હાથ જોડી, તેમની આજ્ઞા લઈ, ॥ ૨ ॥ વિમાનમાં ચઢીને ત્યાંથી ચાલ્યા. અહીં શૃંગવેર પુરનો ગુહ રાજા 'રામચંદ્રજી આવે છે,' એવી ખબર મળતાં જ 'વહાણ લાવો, વહાણ લાવો' એમ પોતાના ભિલ્લ લોકોને બોલા-

૧ માંગલિક સમાચાર માંગલિક શરીરથી સંભળાવવા યોગ્ય છે, એટલા માટે બ્રાહ્મણનું રૂપ ધરવાનું કહ્યું. અથવા મને વાનરાઓનો સમાગમ થયાની વાત ભરતજી જાણે છે, માટે હનુમાનજીને એકલા દેખીને ભરતજી ધારશે કે,રામ પોતે ન આવ્યા પણ દૂતને મોકલ્યો,તેથી વાતચીત થયા પહેલાં જ રખેને પ્રાણ છોડી દે એવી શંકાથી બ્રાહ્મણનું રૂપ ધરવાનું કહ્યું. વાલ્મીકીય રામાયણમાં તો એમ કહ્યું છે કે, ભરતજીને રાજ્યની ઈચ્છા છે કે નહીં? એ વાતનો વાતચિત ઉપરથી નિશ્ચય કરવાને વાસ્તે હનુમાનજીને મોકલ્યા, પણ એ વાત આ રામાયણના 'भरतहि होय न राज मद' એ વાક્યથી વિરૂદ્ધ થાય છે.

વવા લાગ્યો, ॥૩॥ તેટલામાં તો રામચંદ્રજીનું વિમાન ગંગાજીનું ઉલ્લંઘન કરી આવ્યું અને રામચન્દ્રજીની આજ્ઞાથી કીનારા પર ઉતર્યું, આ સમયમાં સીતાજીએ ઘણા પ્રકારોથી ગંગાજીનું પૂજન કરીને તેમને પ્રણામ કર્યાં. ॥ ૪ ॥ ગંગાજીએ પ્રસન્ન થઈને 'હે સુંદરી ! તમારૂં એહેવાતણ અભંગ રહો,' એવા આશીર્વાદ આપ્યા. રામચંદ્રજીને કીનારાપર ઉતરેલા સાંભળી, પ્રેમથી વ્યાકુલ થયેલો અને પરમ સુખથી પૂરિત થયેલો ગુહ રાજા, રામચંદ્રજીની પાસે આવી, ॥૫॥ સીતાજી સહિત રામચંદ્રજીને જોઈ, પરમ હર્ષથી ધરતી પર પડ્યો. તેને શરીરનું ભાન પણ રહ્યું નહીં. ( ગુહ રાજાએ સીતાજીનું હરણ થયાની વાત સાંભળી હતી, પણ પાછાં વિજય પૂર્વક પ્રાપ્ત થયાની વાત સાંભળી ન હતી, તેથી સીતાજીને જોઈને તેના મનમાં પરમ હર્ષ થયો. ) ॥ ૬ ॥

छं०—लिये हृदय लाय कृपानिधान सुजान राव रमापती ॥
बैठारि परम समीप पूछी कुशल सों करि वीनती ॥
अब कुशल पदपंकज विलोकि विरंचि शंकर सेव्य जे ॥
सुख धाम पूरण काम राम नमामि राम नमामि ते ॥ ३८ ॥
सब भाँति अधम निषाद सो हरि भरत ज्यों उर लायऊ ॥
मति मंद तुलसिदास सो प्रभु मोहवश विसरायऊ ॥
यह रावणारि चरित्र पावन राम पद रतिप्रद सदा ॥
कामादि हर विज्ञान कर सुर सिद्ध मुनि गावहिं मुदा ॥ ३९ ॥

કૃપાના ભંડારરૂપ મહા પ્રવીણ રામચંદ્રજીએ, તે ગુહ રાજાને ઉઠાડી, છાતીમાં લગાવી, પોતાના અત્યંત સમીપમાં બેસાડીને કુશલ પ્રશ્ન પૂછતાં, ગુહ રાજાએ વિનતિ કરી કે, હે સુખના ધામરૂપ પૂર્ણકામ રામચન્દ્રજી ! બ્રહ્માના અને સદાશિવના ઇષ્ટદેવરૂપ આ ચરણોનું દર્શન મળવાથી આજ સઘળું કુશલ છે. હે પ્રભુ ! હું આપને વારંવાર પ્રણામ કરૂં છું." ॥૩૮॥ ગુહ રાજા કે જે અત્યંત અધમ જાતવાળો ભિલ્લ હતો, તેને જે પ્રભુએ ભરતજીની પેઠે છાતીમાં લગાવ્યો, તે પ્રભુને, જે માણસ મોહવશ થઇને વિસારી મૂકે તેને મંદ બુદ્ધિવાળો જ સમજવો. આ અતિ પવિત્ર, સર્વદા રામચન્દ્રજીનાં ચરણોમા પ્રીતિ આપનારાં કામ ક્રોધાદિકને હરનારાં અને જ્ઞાન આપનારાં રામચન્દ્રનાં ચરિત્રને દેવતાઓ, સિદ્ધો તથા મુનિઓ પ્રેમથી ગાયા કરે છે. ॥ ૩૯ ॥

दो०—समर विजय रघुवीरके, चरित जो सुनहिं सुजान ॥
विजय विवेक विभूति नित, तिनहिं देहिं भगवान ॥ २९४ ॥
यह कलि काल मलायतनु, मन करि देखि विचार ॥
श्रीरघुनायक नाम तजि, नहिं कछु आन अधार ॥ २९५ ॥

જે સુજ્ઞ લોકો યુદ્ધમાં વિજય મેળવવારૂપ આ રામચદ્રજીનાં ચરિત્રને ( લંકાકાંડને ) સાંભળશે, તેઓને ભગવાન્ રામચંદ્રજી, સર્વદા વિજય, વિવેક અને ઐશ્વર્ય આપશે. ॥ ૨૯૪ ॥ હે પ્રિય સજ્જનો ! 'આ કલિકાલ પાપોના જ સ્થાનકરૂપ છે,' એમ મનમાં વિચાર કરી, પાકો નિશ્ચય રાખો, કે કલિયુગમાં શ્રીરઘુનાથજીનાં નામ સિવાય બીજો કોઈ પણ આધાર નથી. ॥ ૨૯૫ ॥

इति लंकाकाण्डनुं शुद्ध गुजराती भाषांतर सम्पूर्ण ।

॥ श्रीः ॥



-श्रीगोस्वामी-

# तुलसीदासकृत रामायण ॥

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

## उत्तरकांड.



શિવપુરાણ ખરીદ કરનારાઓએ જોઈ તપાસી પાંચમી આવૃત્તિ જોઈને મુખઇ છાપનુંજ લેવું.

શ્રી

# મહા શિવપુરાણ.

( ૨૪૦૦૦ ) હજાર શ્લોકનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

કીં. રૂ. ૫) પોસ્ટ ૧—૨—૦.

વૈદ્યકનો મુખ્ય ગ્રન્થ

# ભાવપ્રકાશ.

પૂર્વ—મધ્ય—ઉત્તરખંડ.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત બે ભાગમાં.

મૂલ્ય રૂ. ૧૨. પોસ્ટ ૧—૮.

નીચેને ઠેકાણેથી મળશે.

## પંડિત નારાયણ મૂલજી પુસ્તકાલય.

માલીક

રાજગુરૂ પંડિત રવિશંકર જેષ્ઠારામ એન્ડ સન્સ.

ઠેકાણું:—કાલકાદેવી રોડ, મુંબઈ, નં. ૨.

હરેક જાતનાં હિંદી, સંસ્કૃત અને ગુજરાતી પુસ્તકો મળશે.

## એન. ડી. મહેતાની કું૦.,

બુકસેલર્સ.

ઠેકાણું:—૩૯૭, કાલકાદેવી રોડ, મુંબઈ, નં. ૨.

હરેક જાતનાં ગુજરાતી તથા અંગ્રેજી પુસ્તકો મળશે, જથ્થાબંધ લેનારને સારૂં કમીશન મળશે.

श्रीगणेशाय नमः ।



# ॥ श्रीतुलसीदासकृत रामायण ॥

# उत्तरकांड.

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



શ્લો०—केकीकंठाभनीलं सुरवरविलसद्विप्रपादाब्जचिन्हम् ।
शोभाढ्यं पीतवस्त्रं सरसिजनयनं सर्वदासुप्रसन्नम् ॥
पाणौ नाराचचापं कपिनिकरयुतं बंधुना सेव्यमानं ।
नौमीड्यं जानकीशं रघुवरमनिशं पुष्पकारूढरामम् ॥ १ ॥

મોરના કંઠ જેવા શ્યામવર્ણવાળા, દેવતાઓમાં ઉત્તમ, વક્ષઃસ્થલમાં શોભતા ભૃગુલાંચ્છનવાળા, અત્યંત સુશોભિત, પીળાં વસ્ત્રોવાળા, કમળો સરખાં નેત્રોવાળા, સર્વદા અતિ પ્રસન્ન, હાથમાં ધનુષ બાણુ ધરી રહેલા, વાનરાઓના સમૂહોથી વીંટાયેલા, લક્ષ્મણજીએ સેવાતા, જાનકીના સ્વામી, રઘુકુલમાં ઉત્તમ અને પુષ્પક વિમાનમાં બીરાજેલા રામચન્દ્રજીની નિરંતર સ્તુતિ કરૂં છું. ॥ ૧ ॥

कौशलेन्द्रपदकञ्जमञ्जुलौ कोमलौविधिमहेशवंदितौ ।
जानकीकरसरोजलालितौ चिन्तकस्य मनभृङ्गसङ्गिनौ ॥ २ ॥

જેઓને બ્રહ્મા તથા સદાશિવ પણુ પ્રણામ કરે છે એવાં સીતાજીએ હસ્તકમલોથી લાડ લડાવેલાં, કોમલ અને ભક્ત જનોનાં હૃદયરૂપી ભમરોવાળાં પ્રભુનાં સુંદર ચરણુકમલોને પ્રણામ કરૂં છું. ॥ ૨ ॥

कुंदइंदुदरगौरसुंदरमम्बिकापतिमभीष्टसिद्धिदम् ।
कारुणीककलकञ्जलोचनं नौमि शंकरमनंगमोचनम् ॥ ३ ॥

પાર્વતીના પતિ સદાશિવ કે જે ડોલરના પુષ્પ જેવી, ચન્દ્ર જેવી તથા શંખ જેવી ઉજ્જ્વલ કાંતિથી શોભી રહેલા છે, મનોવાંચ્છિત સિદ્ધિઓને આપનારા છે, દયાળુ છે, કમળો જેવાં સુંદર નેત્રોવાળા છે અને કામદેવને નષ્ટ કરનારા છે, તેમને પ્રણામ કરૂં છું.॥૩॥

दो०—रहा एक दिन अवधि कर, अति आरत पुर लोग ॥
जहँ तहँ शोचहिं नारि नर, कृश तनु राम वियोग ॥ १ ॥

રામચન્દ્રજીના વિયોગના દિવસથી જ અત્યંત આર્ત અને કૃશ થઈ ગયેલાં અયોધ્યાનાં રહેવાસી સઘળાં સ્ત્રી પુરુષો જ્યારે રામચન્દ્રજીના આવવાની અવધિમાં ( ચૌદમા વર્ષની સમાપ્તિમાં ) એક દિવસ અવશેષ રહ્યો, ત્યારે અત્યંત આર્ત્ત થઈ ગયાં અને આર્તિને લીધે ઉઠવાની પણ શક્તિ નહીં રહેવાથી જ્યાં બેઠાં હોય ત્યાં જ બેઠાં બેઠાં કે જ્યાં સૂતા હોય ત્યાં જ સૂતાં સૂતાં શોક કર્યા કરતાં હતાં. અથવા રામચન્દ્રજીના વિયોગથી અત્યંત દુર્બળ થઈ ગયેલાં અયોધ્યાનાં રહેવાસી સઘળાં સ્ત્રી પુરુષોએ અત્યંત પીડા આપનારી ચૌદ વર્ષની અવધિનો એક દિવસ અવશેષ રહ્યો ત્યારે રામચન્દ્રજીના પાછા આવવાની સંપૂર્ણ આશા બંધાવાને લીધે શોકને જ્યાં ત્યાં કરી દીધો અર્થાત્ સર્વથા છોડી દીધો. ॥ ૧ ॥

दो०—शकुन होहिं सुंदर सकल, मन प्रसन्न सब केर ॥
प्रभु आगमन जनाव जनु, नगर रम्य चहु फेर ॥ २ ॥

અયોધ્યામાં ચોમેર સઘળાં સુંદર શકુનો થવા લાગ્યાં, સર્વ લોકોનાં અંતઃકરણો પ્રસન્ન થઈ રહ્યાં અને સઘળી અયોધ્યા નગરી પ્રભુના તુરત આવવાને જણાવતી હોય તેમ ચોમેર રમણીય દીસવા લાગી. ॥ ૨ ॥

दो०—कौशल्यादिक मातु सब, मन अनंद अस होई ॥
आये प्रभु सिय अनुज युत, कहन चहत अस कोई ॥ ३ ॥

કૌસલ્યા આદિ સઘળી માતાઓનાં અંતઃકરણોમાં એવો આનંદ વ્યાપી રહ્યો કે, જેથી તેઓ એમ જ ધારવા લાગી કે, જાણે કોઈ માણસ તુરત જ આવીને રામચંદ્રજીના સીતાજી સહિત તથા લક્ષ્મણજી સહિત પધારવાની વધામણી જ દેવા માગતું હોય. ( સીતાજીનાં હરણની તથા લક્ષ્મણજીને બ્રહ્માની સાંગ વાગ્યાની સહુને ખબર હતી, તેથી માતાઓ,રામચન્દ્રજીને લક્ષ્મણજી સહિત તથા સીતાજી સહિત જોવાને આતુર હતી.)॥૩॥

दो०—भरत नयन भुज दक्षिण, फरकहिं बारहि बार ॥
जानि शकुन मन हर्ष अति, लागे करन विचार ॥ ४ ॥

ભરતજીની જમણી આંખ તથા જમણી ભુજા[1] વારંવાર ફરકવા લાગતાં, 'એ ઉત્તમ શકુન થાય છે,' એમ જાણીને ભરતજી મનમાં બહુ હર્ષ પામ્યા, પણ તે શકુનના ફળને કાંઇક વિલંબ લાગતાં, વળી સ્નેહને આધીન થઇને વિચાર કરવા લાગ્યા કે, ॥ ૪ ॥

चौ०—रहा एक दिन अवधि अधारा । समुझत मन दुख भयो अपारा ॥
कारण कवन नाथ नहिं आये । जानि कुटिल प्रभु मोहिं बिसराये ॥ १ ॥

---

૧ ભરતજી વિયોગમાં અત્યંત ડૂબ્યા હતા, તેથી તેમને એક વાર અંગ ફરકે તો તેની ખબર પડે એમ હતું જ નહીં માટે વારંવાર ફરકવાનું કહ્યું છે.

अहह धन्य लक्ष्मण बड भागी । राम पदारविन्द अनुरागी ॥
कपटी कुटिल मोहिं प्रभु चीन्हा । ताते नाथ साथ नहिं लीन्हा ॥ २ ॥
जो करणी समुझे प्रभु मोरी । नहिं निस्तारा कल्प शत कोरी ॥
जन अवगुण प्रभु मान न काऊ । दीन बंधु अती मृदुल स्वभाऊ ॥ ३ ॥
मोरे जिय भरोंस दृढ सोई । मिलिहहिं राम शकुन अस होई ॥
बीते अवधि रहैं जो प्राना । को पापी जग मोहिं समाना ॥ ४ ॥

"ચૌદ વર્ષની અવધિ કે જે સર્વના પ્રાણાધારરૂપ હતી, તેમાં હવે એક દિવસ અવશેષ રહ્યો છે અથવા અયોધ્યાના આધારરૂપ રામચન્દ્રજીના આવવામાં એક દિવસ રહી ગયો છે, તે છતાં પણ કશા સમાચાર આવ્યા નથી, તેથી મારા મનમાં અપાર દુઃખ થાય છે, કયા કારણથી પ્રભુ નહીં આવ્યા હોય ? રખેને મને કુટિલ જાણીને પ્રભુએ વિસારી મૂકયો હોય. ॥ ૧ ॥ અહો ! લક્ષ્મણજી બહુ ભાગ્યશાળી છે, કે જે, રામચન્દ્રજીના ચરણારવિન્દોની અખંડ સેવામાં લાગી રહ્યા છે. લક્ષ્મણજી, રામચન્દ્રજીને અહીં લાવવાનું ધારે, તો તે પ્રમાણે કરી શકે એમ છે, પણ તે અહીં શામાટે લાવે ? રામચન્દ્રજીના ચરણોની સેવારૂપ અલભ્ય લાભ એ એકલાજ લઇ બેઠા છે અને જો અહીં લાવે તો તે લાભમાં વાંટા પડી જાય, તેથી લક્ષ્મણજી રામચન્દ્રજીને અહીં લાવે, એ તો સંભવ જ નથી. ॥ ૨ ॥ પણ ફીકર નહીં, રામચન્દ્રજી મને દીન જાણીને મારા મનોરથને પૂરો કર્યા વગર રહેશે જ નહીં. અરે ! આ વિચાર કરવામાં હું ભૂલું જ છું. કેમ કે, રામચન્દ્રજીએ મને કપટી, કુટિલ એટલે મોહોડાંથી મીઠું બોલનારો પણ અંદરખાનેથી લુચ્ચાઈ કરનારાઓનો અધિપતિ જાણ્યો હશે, કે જેથી પ્રથમથી જ મને સાથે લીધો નથી. જો પ્રભુ મારી કરણી (સંજીવની ઔષધિ લાવતી વખતે હનુમાનજીને મેં બાણ માર્યું હતું એ વાત) ઉપર દૃષ્ટિ આપે, તો સો કરોડ કલ્પો સૂધી પણ મારો નિસ્તાર થાય એમ નથી, પણ ચિન્તા નથી. પ્રભુ એવા તો દીનબન્ધુ અને અત્યંત કોમળ સ્વભાવવાળા છે કે, કદી પણ ભક્ત જનના કોઈ અવગુણને મનમાં લાવે જ નહીં, એવો મારાં મનને દૃઢ વિશ્વાસ છે. ॥ ૩ ॥ આ શકુનો ઉપર મને દૃઢ ભરોંસો રહે છે કે, મને પ્રભુ અવશ્ય મળશે. અરેરે ! શકુનોનો પણ શો ભરોંસો ? નિર્ભાગ્ય લોકોને સારાં શકુનો પણ વિફળ થાય છે, એમ શાસ્ત્રોમાં કહ્યું છે. જો અવધિ વીતી ગયા પછી પણ મારો પ્રાણ રહેશે તો પછી જગતમાં મારા જેવો પાપી કોણ ? કોઈ નહીં." ॥ ૪ ॥

दो०–राम विरह सागर महँ, भरत मगन अस होत ॥
विप्र रूप धरि पवन सुत, आय गये जिमि पोत ॥ ५ ॥
बैठे देखि कुशासन, जटा मुकुट कृश गात ॥
राम राम रघुपति जपत, श्रवत नयन जल जात ॥ ६ ॥

આ પ્રમાણે ભરતજીનું મન રામચન્દ્રજીના વિરહરૂપી સમુદ્રમાં ડૂબી જતું હતું,

તેટલી વારમાં પવનના પુત્ર[1] હનુમાનજી બ્રાહ્મણનું રૂપ [2]ધરીને, જેમ કોઇ વહાણ આવી પહોંચે તેમ ત્યાં આવી પહોંચ્યા. ॥ ૫ ॥ દર્ભનાં આસનપર બેઠેલા, જટારૂપી મુકુટવાળા, દુર્બળ ગાત્રોવાળા, રામ રામ શબ્દનું ઉચ્ચારણ કરી કરીને રઘુનાથજીનો જપ કરતા અને જેનાં નેત્રોરૂપી કમળોમાંથી જળની ધારા અવ્યા કરતી હતી એવા અર્થાત્ જેમાં પ્રેમનો અલૌકિક મહિમા બીરાજી રહ્યો હતો એવા ભરતજીને ॥ ૬ ॥

चौ०—देखत हनुमान अति हर्षे । पुलक गात लोचन जल वर्षे ॥
मन महँ बहुत भाँति सुख मानी । बोले श्रवणसुधा सम वानी ॥ १ ॥
जासु विरह सोचहु दिन राती । रटहु निरंतर गुण गण पाँती ॥
रघुकुल तिलक सुजन सुखदाता । आये कुशल देव मुनि त्राता ॥ २ ॥
रिपु रणजिति सुयश सुर गावत । सीता अनुज सहित प्रभु आवत ॥
सुनत वचन बिसरे सब दूषा । तृषावन्त जनु पाव पियुषा ॥ ३ ॥
को तुम तात कहाँतें आये । मोहिं परम प्रिय वचन सुनाये ॥
मारुत सुत मैं कपि हनुमाना । नाम मोर सुनु कृपा निधाना ॥ ४ ॥
दीनबंधु रघुपतिकर किंकर । सुनत भरत भेंटे ऊठि सादर ॥
मिलत प्रेम नहिं हृदय समाता । नयन श्रवत जल पुलकित गाता ॥ ५ ॥
कपि तव दरश सकल दुख बीते । मिले आजु मोहिं राम पिरीते ॥
बार बार पूछी कुशलाता । तो कहँ काह देऊ सुन भ्राता ॥ ६ ॥
यहि संदेश सरिस जगमाहीं । करि विचार देखा कछु नाहीं ॥
नाहिन ऊऋण तात मैं तोहीं । अब प्रभु चरित सुनावहु मोहीं ॥ ७ ॥
तब हनुमान नाय पद माथा । कहे सकल रघुपति गुण गाथा ॥
कहु कपि कबहुँ कृपालु गुसाई । सुमिरत मोहिं दासकी नाईं ॥ ८ ॥

દેખતાં જ હનુમાનજી અત્યંત હર્ષ પામ્યા, શરીરમાં રોમાંચિત થઇ ગયા અને નેત્રોમાંથી અશ્રુજળને વરસાવવા લાગ્યા.[3] હનુમાનજી ઘણી ઘણી રીતે સુખ માનીને ભરતજીના કાનોને અમૃત સમાન લાગે એવી વાણી બોલ્યા કે, ॥ ૧ ॥ "હે ભરતજી ! સુજનોને સુખ દેનારા અને દેવતાઓનું તથા મુનિઓનું રક્ષણ કરનારા રઘુકુલતિલક રામચન્દ્રજી કે જેમના વિરહથી, તમે, રાત દિવસ શોક કર્યા કરો છો અને જેમના ગુણ-ગણોની પંક્તિને નિરંતર ગાયા કરો છો,તે, ક્ષેમ કુશલથી આવી પહોંચ્યા છે.॥૨॥ જેમણે

---

૧ પવન વહાણને ચલાવવામાં અત્યંત મદદગાર થાય છે, તેથી હનુમાનજીને 'પવનના પુત્ર,' એ વિશેષણ આપ્યું છે. ૨ આરંભમાં વાનરનું દર્શન અશુભ છે, તેથી હનુમાનજીએ બ્રાહ્મણનું રૂપ ધર્યું હતું. ૩ વાલ્મીકીય રામાયણમાં રામચન્દ્રજીએ હનુમાનજીને કહ્યું છે કે, 'જો ભરતજીને રાજ્ય કરવાની ઇચ્છા હશે તો હું અયોધ્યામાં નહીં આવું,' એ સાંભળીને હનુમાનજીનું ચિત્ત મલિન થઇ ગયું હતું, પણ અહીં ભરતજીની આવી દશા જોઈને પ્રસન્ન થયું, એમ અહીં સુક્તિ કહેવામાં આવે છે.

રણમાં શત્રુઓને જિતીને દેવતાઓનાં મુખોથી પણ પોતાની સુકીર્તિ ગવરાવી છે, એવા પ્રભુ, સીતાજી સહિત તથા લક્ષ્મણજી [1]સહિત પધારે છે." આ વચન કાને પડતાં જ જેમ તરસ્યાં માણસને અમૃત મળવાથી સઘળું દુઃખ વિસરી જાય,તેમ ભરતજીને સઘળું દુઃખ વિસરી ગયું. ॥ ૩ ॥ ભરતજી બોલ્યા કે, "હે તાત ! તમે કોણ છો ? કયાંથી આવ્યા છો ? તમે મને આ અતિપ્રિય વચન સંભળાવ્યું છે." હનુમાનજી બોલ્યા કે, "હે કૃપાનિધાન ! સાંભળો. હું પવનનો પુત્ર છું, દીનબંધુ રઘુનાથજીનો કિંકર છું અને જાતે વાનર છું. મારૂં નામ હનુમાન્ છે." ॥ ૪ ॥ આ વચન સાંભળી ભરતજી ઉભા થઈ, પરમ પ્રેમથી હનુમાનજીને મળ્યા. મળવાના સમયમાં, પ્રેમ હૃદયમાં સમાતો નહીં હતો, નેત્રોમાંથી અશ્રુજલ શ્રવતાં હતાં અને સઘળાં ગાત્રો રોમાંચિત થઈ ગયાં હતાં. ભરતજી બોલ્યા કે, ॥ ૫ ॥ "હે હનુમાનજી ! તમારાં દર્શનથી મારાં સઘળાં દુઃખો ટળી [2]ગયાં, તમે મળ્યા તે, આજ રામચન્દ્રજી જ પ્રેમથી મળ્યા, એમ સમજું છું." વારંવાર કુશલતા પૂછીને ભરતજી બોલ્યા કે, "હે ભાઈ ! સાંભળો, હું આજ તમને આ વધામણીને બદલે શું આપું ? ॥ ૬ ॥ હું વિચાર કરી જોઉં છું ત્યાં સઘળા જગતમાં પણ આ વધામણીનો બદલો વાળે એવી કશી ચીજ મારા જોવામાં આવતી નથી. હે તાત ! આમ છે, તેથી હું તમારા રૂણથી કદી પણ મુક્ત થાઉં એમ નથી. હવે મને પ્રભુનું વૃત્તાંત સંભળાવો." ॥ ૭ ॥ હનુમાનજીએ ભરતજીનાં ચરણોમાં માથું નમાવીને રામચન્દ્રજીનું સઘળું ચરિત્ર કહી સંભળાવતાં તેથી પ્રસન્ન થઈને ભરતજી બોલ્યા કે, "હે હનુમાનજી ! કૃપાળુ પ્રભુ કોઈ સમયે પણ જેમ દાસનું સ્મરણ કરે, તેમ મારૂં સ્મરણ કરતા હતા ? તે કહો." ॥ ૮ ॥

छं०—निज दास ज्यों रघुवंश भूषण कबहुँ मम सुमिरन कर्यो ॥
सुनि भरत वचन विनीत अति कति पुलक तनु चरणन पर्यो ॥
रघुवीर निज मुख जासु गुण गण कहत अग जग नाथ जो ॥
काहे न होहु विनीत परम पुनीत सदुगुण गाथ सो ॥ १ ॥

ભરતજીનાં અત્યંત વિનય ભરેલાં વચનો સાંભળી, હનુમાનજી રોમાંચિત થઇ, તેમનાં ચરણોમાં પડીને બોલ્યા કે, "સઘળાં સ્થાવર જંગમ જગતના સ્વામી રઘુનાથજી, શ્રીમુખથી જેના ગુણોનું વર્ણન કર્યા કરે છે એવા તમે, વિનીત, પરમ પવિત્ર અને સદ્ગુણોથી પ્રખ્યાતિ પામેલા કેમ ન હો ? ॥ ૧ ॥

दो०—राम प्राणप्रिय नाथ तुम, सत्य वचन मम तात ॥
पुनि पुनि मिलत भरत सन, प्रेम न हृदय समात ॥ ७ ॥

હે નાથ ! તમે રામચન્દ્રજીને પ્રાણોથી પણ અધિક પ્યારા છો. આ મારાં વચનને સત્ય માનજો." એમ બોલીને હનુમાનજી, વારંવાર ભરતજીની સાથે મળ્યા, બન્નેનાં હૃદયોમાં પ્રેમ સમાતો નહીં હતો. ॥ ૭ ॥

૧ આ વચનથી સંક્ષેપમાં સીતાજીનું તથા લક્ષ્મણજીનું કુશળ પણ સંભળાવી દીધું. ૨ ભરતજીને રામચન્દ્રજીના ન આવવાનું, શત્રુઓની લડાઇનું, સીતાજીનાં હરણનું અને લક્ષ્મણજીને સાંગ વાગવાનું, એ ચાર દુઃખો હતાં, તે સઘળાં ટળી ગયા.

सो०—भरत चरण शिर नाय, तुरत गये कपि राम पहँ ॥
कही कुशल सब आय, हर्षि चले प्रभु यान चढि ॥ १ ॥

પછી હનુમાનજીએ, ભરતજીનાં ચરણોમાં માથું નમાવી, તુરત રામચન્દ્રજીની પાસે જઈ, સઘળી કુશલતાનું નિવેદન કરતાં, રામચન્દ્રજી પ્રસન્ન થઇ, વિમાનમાં ચઢીને ત્યાંથી ચાલ્યા. ॥ ૧ ॥

चौ०—हर्षि भरत कौशल पुर आये । समाचार सब गुरुहिं सुनाये ॥
पुनि मंदिर महँ बात जनाई । आवत कुशल नगर रघुराई ॥ १ ॥
सुनत सकल जननी उठि धाईं । कहि प्रभु कुशल भरत समुझाई ॥
समाचार पुर वासिन पाये । नर अरु नारि हर्षि उठि धाये ॥ २ ॥
दधि दूर्वा रोचन फल फूला । नव तुलसी दल मंगल मूला ॥
भरि भरि हेमथार वर भामिनि । गावत चलीं सिंधुर गामिनि ॥ ३ ॥
जो जैसहिं तैसहिं उठि धावहिं । बाल वृद्ध कोउ संग न लावहिं ॥
एक एक सन पूछहिं धाई । तुम देखे दयालु रघुराई ॥ ४ ॥
अवध पुरी प्रभु आवत जानी । भई सकल शोभाकी खानी ॥
भा सरयू अति निर्मल नीरा । बहै सुहावन त्रिविध समीरा ॥ ५ ॥

ભરતજીએ પ્રસન્ન થઈ, અયોધ્યામાં આવીને વસિષ્ઠ મુનિને સઘળા સમાચાર સંભળાવ્યા અને પછી દરબારમાં જઈ, માતાઓને ખબર આપી કે, "રઘુનાથજી ક્ષેમકુશલ અયોધ્યામાં આવે છે," ॥ ૧ ॥ આ સમાચાર સાંભળતાં જ વિશેષ હકીકત સાંભળવાને વાસ્તે સઘળી માતાઓ ઊભી થઈ, દોડીને ભરતજીની પાસે ગઇ. ભરતજીએ સર્વ માતાઓને રામચન્દ્રજીના કુશલ સમાચાર વિસ્તારથી સમજાવ્યા. અયોધ્યાનાં રહેવાસીઓને આ સમાચાર મળ્યા કે, તુરત જ સઘળાં નર નારીઓ હર્ષ પામી, ઉભાં થઈ થઈ ને સન્મુખ જવાની તૈયારી કરવા દોડયાં, ॥ ૨ ॥ હાથણીઓના જેવી ચાલવાળી ઉત્તમ સ્ત્રીઓ, સોનાના થાળોમાં દહીં, દૂર્વા, ગોરોચન, ફળો, પુષ્પો તથા નવીન તુલસીદલો વગેરે માંગલિક પદાર્થો ભરી ભરીને ચાલી. ॥ ૩ ॥ જે લોકો, જેવી રીતે બેઠાં હતાં તેવી જ રીતે ઉઠી ઉઠીને ચાલતાં થયાં. બાલકો તથા વૃદ્ધો, સાથે આવવા વાસ્તે વિનવતાં હતાં, તોપણ પોંચવાની ઉતાવળને લીધે, તેઓને કોઈને પણ સાથે લીધાં [1]નહીં. સર્વ લોકો દોડી દોડી પરસ્પરને, 'તમે દયાળુ રામચન્દ્રજીને દીઠા ? તમે દયાળુ રામચન્દ્રજીને દીઠા ?' એમ પૂછવા લાગ્યાં. ॥ ૪ ॥ રામચંદ્રજીને પધારતા જાણી, સઘળી અયોધ્યા નગરી શોભાના સ્થાનકરૂપ બની ગઇ. સરયૂમાં અતિ નિર્મળ જલ વેહેવા લાગ્યું અને પ્યારો લાગે એવો શીતલ, મન્દ તથા સુગંધી પવન વાવા લાગ્યો. ॥ ૫ ॥

---

1 બાલકોને છોડી દેવાથી સ્વાર્થનો ત્યાગ થયો અને વૃદ્ધોને છોડી દેવાથી પરમાર્થનો ત્યાગ થયો એટલે પ્રભુની ભક્તિમાં ભક્ત લોકોએ સ્વાર્થ તથા પરમાર્થ, એ બન્નેનો ત્યાગ કરવો જોઈએ, એમ આથી સૂચવવામાં આવ્યું છે.

दो०—हर्षित गुरु पुर जन अनुज, भूसुर वृन्द समेत ॥
चले भरत अति प्रेम मन, सन्मुख कृपानिकेत ॥ ८ ॥
बहुतिक चढी अटारिन्ह, निरखहिं गगन विमान ॥
देखि मधुर स्वर हर्षित, करहिं सुमंगल गान ॥ ९ ॥
राका शशि रघुपति पुरी, सिंधु देखि हर्षान ॥
बढेउ कोलाहल करत जनु, नारि तरंग समान ॥ १० ॥

હર્ષ પામેલા ભરતજી, અત્યંત પ્રેમથી ગુરુ જનોને, શેહેરનાં માણસોને, શત્રુઘ્નને અને બ્રાહ્મણોના સમૂહને પોતાની સાથે લઇ, રામચન્દ્રજીનું સામૈયું કરવા ચાલ્યા ॥ ૮ ॥ અગાશીઓની ઉપર ચઢેલી કેટલીએક શેહેરની સ્ત્રીઓ, આકાશમાં વિમાનને આવતું જોઈ, આનંદ પામી, મધુર સ્વરોથી મંગળ ગીતો ગાવા લાગી. ॥૯॥ રામચન્દ્રજીનું રૂપ પૂનેમના ચન્દ્રને જોઈ, હર્ષ પામેલાં અયોધ્યા નગરરૂપી સમુદ્રમાં સ્ત્રીઓરૂપી તરંગોનો ગીતોના સ્વરોરૂપી કોલાહલ વૃદ્ધિ [1]પામ્યો. ॥ ૧૦ ॥

चौ०—इहाँ भानु कुल कमल दिवाकर । कपिन देखावत नगर शुभाकर ॥
सुन कपीश अंगद लंकेशा । पावन पुरी रुचिर यह देशा ॥ १ ॥
यद्यपि सब वैकुंठ बखाना । वेद पुराण विदित जग जाना ॥
अवध सरिस प्रिय मोहिं न सोऊ । यह प्रसंग जाने कोउ कोऊ ॥ २ ॥
जन्म भूमि मम पुरी सुहावनि । उत्तर दिशि सरयू बह पावनि ॥
जा मज्जनते विनहिं प्रयासा । मम समीप नर पावहिं वासा ॥ ३ ॥
अति प्रिय मोहिं इहाँके वासी । मम धामदा पुरी सुख रासी ॥
हर्षे कपि सुनि प्रभुकी वानी । धन्य अवध जेहि राम बखानी ॥ ४ ॥

અહીં સૂર્યવંશરૂપી કમલને પ્રફુલ્લિત કરવામાં સૂર્યરૂપ શ્રીરામચંદ્રજી, વાનરાઓને મંગળોના સ્થાનકરૂપ અયોધ્યા નગરી દેખાડતાં, બોલ્યા કે, "હે સુગ્રીવ ! હે અંગદ ! હે વિભીષણ ! આ અયોધ્યા પુરી પવિત્ર છે અને આ દેશ પણ સુંદર છે. ॥૧॥ જો કે, વૈકુંઠ લોક સર્વત્ર વખણાયેલો છે, જગતમાં પ્રસિદ્ધ છે અને વેદ પુરાણોમાં પણ પ્રખ્યાત છે, તોપણ તે વૈકુંઠ લોક મને અયોધ્યા સમાન પ્યારો નથી. આ પ્રસંગને સઘળા લોકો

[1] રામાયણ વાંચનારાઓ અહીં ઉપમેયોને અને ઉપમાનોને વિશેષ રીતે સરખાવવા માટે સ્વકલ્પનાથી વધારે વ્યાખ્યાન આપે છે કે, જેમ ચન્દ્ર આકાશમાં હોય છે, તેમ રામચન્દ્રજી ઉંચા પુષ્પક વિમાનમાં હતા. જેમ ચન્દ્ર રોહિણીથી તથા બુધથી સંયુક્ત હોય છે તેમ રામચન્દ્રજી સીતાજીથી તથા લક્ષ્મણજીથી યુક્ત હતા. જેમ ચન્દ્ર નક્ષત્રોથી યુક્ત હોય છે, તેમ રામચન્દ્રજી વાનરાઓથી તથા રીંછોથી યુક્ત હતા. જેમ ચન્દ્ર ચોદ તિથિઓ પછી પૂર્ણતા પામે છે, તેમ રામચન્દ્રજી ચોદ વર્ષ પછી ભરતજીથી તથા શત્રુઘ્નથી મળીને પૂર્ણતા પામ્યા છે. જેમ ચન્દ્ર રાહુથી છૂટયો હોય છે, તેમ રામચન્દ્રજી રાવણને મારીને છૂટા થયા હતા. જેમ ચન્દ્ર ગરમીને ટાળે છે, તેમ રામચન્દ્રજી વિરહતાપને ટાળે છે, ઇત્યાદિ.

જાણતા નથી, પણ કોઈ કોઈ મહાત્માઓ જ જાણે છે. ॥ ૨ ॥ આ સુંદર નગરી, મારી જન્મભૂમિ છે, કે જેની ઉત્તર દિશામાં પવિત્ર સરયૂ નદી વેહે છે. માણસો સરયૂ નદીમાં સ્નાન માત્ર કરવાથી વિના પ્રયાસે મારા સમીપમાં નિવાસ પામે છે. ॥૩॥ આ નગરીનાં રહેવાશીઓ મને અત્યંત પ્યારાં છે. આ નગરી મારૂં ધામ દેનારી છે અને સુખના સમુહરૂપ છે." રામચન્દ્રજીની વાણી સાંભળીને વાનરાઓ રાજી થયા અને કહેવા લાગ્યા કે 'આ અયોધ્યા પુરી ધન્ય છે, કે જેને પ્રભુ શ્રીમુખથી વખાણે છે.' ॥ ૪ ॥

दो०—आवत देखे लोग सब, कृपासिंधु भगवान ॥
नगर निकट प्रभु प्रेरे, उतरेउ भूमि विमान ॥ ११ ॥
बहुरि कहेउ प्रभु पुष्पकहिं, तुम कुबेर पहँ जाहु ॥
प्रेरित राम चलेउ सो, हर्ष विरह अति ताहु ॥ १२ ॥

સર્વ લોકને આવતાં જોઈ, કૃપાથી વ્યાપ્ત થયેલા રામચન્દ્રજીએ, વિમાનને આજ્ઞા કરતાં, તે વિમાન અયોધ્યાના સમીપમાં પૃથ્વી ઉપર ઉતર્યું. રામચન્દ્રજીએ, સર્વ પરિજન સહિત વિમાનમાંથી ઉતરી, ॥૧૧॥ તે પુષ્પક વિમાનને આજ્ઞા કરી કે, 'હવે તું કુબેરજીની પાસે જા' રાવણની બંધીમાંથી છૂટવાને લીધે અતિ હર્ષ પામતું અને રામચંદ્રજીના વિયોગથી અતિ ખેદ પામતું તે વિમાન,રામચન્દ્રજીની પ્રેરણાથી કુબેરજીની પાસે ગયું. ॥ ૧૨ ॥

चौ०—आये भरत संग सब लोगा । कृश तनु श्रीरघुवीर वियोगा ॥
वामदेव वशिष्ठ मुनी नायक । देखा प्रभु महिधर धनु सायक ॥ १ ॥
धाय धरे गुरु चरण सरोरुह । अनुज सहित अतिपुलक तनोरुह
भेटे कुशल पूंछि मुनि राया । हमरे कुशल तुह्मारिहि दाया ॥ २ ॥
सकल द्विजन कहँ नायऊ माथा । धर्म धुरंधर रघुकुल नाथा ॥
गहे भरत पुनि प्रभु पद पंकज । नमित जिनहिं शंकर सुरमुनि अज ॥ ३ ॥
परे भूमि नहिं ऊठत ऊठाये । बलकर कृपासिंधु ऊर लाये ॥
श्यामल गात रोम भये ठाढे । नव राजिव नयन जल बाढे ॥ ४ ॥

શ્રીરામચન્દ્રજીના વિયોગથી કૃશ થયેલા શરીરવાળા ભરતજી, વિયોગને લીધે તેવાંજ શરીરોવાળા લોકોની સાથે, રામચન્દ્રજીની પાસે આવ્યા. રામચન્દ્રજીએ મહા મુનિ વસિષ્ઠને તથા વામદેવને જોઈ, સભ્યતાની પદ્ધતિ પ્રમાણે ધનુષ બાણને ધરતીપર મૂકી દીધાં.[1] ॥ ૧ ॥ લક્ષ્મણજી સહિત રામચન્દ્રજીએ શરીરમાં અત્યંત રોમાંચિત થઈ, શીઘ્રતાથી સામે જઇને, ગુરુનાં ચરણારવિન્દો પકડયાં. વસિષ્ઠ મુનિ, કુશલ પ્રશ્નપૂર્વક મળતાં, રામચન્દ્રજીએ કહ્યું કે, 'આપની દયાથી અમારૂં કુશલ છે.' ॥ ૨ ॥ પછી ધર્મધુરંધર રઘુનાથજીએ, સર્વ બ્રાહ્મણોને માથું નમાવ્યું. પછી ભરતજીએ, રામચન્દ્રજીનાં

---

૧ કેટલાએક રામાયણીઓ એમ પણ વ્યાખ્યાન આપે છે કે, પૃથ્વીનો ભાર ઉતરી ચૂક્યો છે, એમ જણાવવાને માટે ધનુષ બાણ ધરતી પર મૂકી દીધાં.

ચિત્ર ૧૫.



ભરત ભેટ.

ચરણારવિન્દો પકડયાં કે, જેઓને સદાશિવ, બ્રહ્મા, દેવતાઓ તથા મુનિઓ પણ નમે છે. ॥ ૩ ॥ પૃથ્વી ઉપર દંડની પેઠે પડેલા ભરતજી ઉઠાડયા ઉઠતા ન હતા, પણ કૃપાસિન્ધુ રામચંદ્રજીએ, તેમને બલાત્કારથી ઉઠાડીને છાતીમાં લગાવ્યા. આ સમયમાં રામચંદ્રજીની રોમાવળી ઉભી થઈ ગઈ અને નવીન કમળો સરખાં નેત્રોમાં પાણી ભરાઈ આવ્યાં. ॥૪॥

छं०—राजिव लोचन श्रवत जल तनु ललित पुलकावलि बनी ॥
अति प्रेम हृदय लगाय अनुजहिं मिले प्रभु त्रिभुवन धनी ॥
प्रभु मिलत अनुजहि सोह मोपहँ जात नहि ऊपमा कही ॥
जनु प्रेम अरु शृंगार तनु धरि विमल वर सुखमा लही ॥ २ ॥
पूँछत कृपानिधि कुशल भरतहिं वचन वेगी न आवई ॥
सुन शिवा सो सुख वचन मनते भिन्न जान न पावई ॥
अब कुशल कौशलनाथ आरत जानि जन दर्शन दियो ॥
बूडत विरह वारीश कृपानिधान मोहीं कर गहि लियो ॥ ३ ॥

કમળ સમાન નેત્રોમાંથી જળ વહેવા લાગ્યું, સુંદર શરીર રોમાંચિત થઇ ગયું. ત્રિલોકના નાથ ભગવાન્ રામચન્દ્રજી, ભરતજીને અતિ પ્રેમથી હૃદયમાં લગાવીને મળ્યા અને ભરતજી, રામચન્દ્રજીને અતિ પ્રેમથી મળ્યા, તે સમયમાં જે શોભા થઈ, તેને લાયક કોઈ પણ ઉપમા મને મળતી નથી. જો કહું કે, વાત્સલ્ય રસ અને શૃંગાર રસ બન્ને, સુંદર શરીરો ધરીને પરસ્પરને મળવા લાગ્યા હોય, તેઓના જેવી પરમ શોભા થઈ, તોપણ તે ઉપમા બરાબર છાજતી આવતી નથી. ॥ ૨ ॥ રામચન્દ્રજીએ, ભરતજીને કુશલ પૂછ્યું પણ ગદ્ગદ્ કંઠ થઈ જવાને લીધે, ભરતજીથી થોડીક વાર સૂધી તો કશું બોલી શકાયું જ નહીં. હે પાર્વતી ! સાંભળો. એ સમયે, જે સુખ થયું હતું, તે મનથી તથા વચનથી જૂદું જ હતું અર્થાત્ મનથી જાણી શકાય નહીં તથા વચનથી કહી શકાય નહીં એવું હતું. પછી ધૈર્ય ધરીને ભરતજી બોલ્યા કે, "હે કોશલાધીશ પ્રભુ ! મને આર્ત્ત જન જાણીને આપે દર્શન દીધું, તેથી હમણાં જ મારૂં કુશલ થયું છે. હે કૃપાનિધાન ! હું કે જો વિરહરૂપી સમુદ્રમાં ડૂબી જવા જ લાગ્યો હતો, તેને આપે હાથ પકડીને એ સમુદ્રમાંથી બહાર કહાડયો છે. ॥ ૩ ॥

दो०—पुनी प्रभु हर्षित शत्रुघन, भेंटे हृदय लगाय ॥
लक्ष्मण भरत मिले पुनि, प्रेम न हृदय समाय ॥ १३ ॥

પછી રામચન્દ્રજી પરમ હર્ષથી શત્રુઘ્નને છાતીમાં લગાવીને મળ્યા. એ રીતે જ લક્ષ્મણજીને છાતીમાં લગાવીને ભરતજી મળ્યા. સર્વના હૃદયોમાં પ્રેમ ઉભરાઈ જતો હતો. ॥ ૧૩ ॥

चौ०—भरत अनुज लक्ष्मण तब भेंटे । दुस्सह विरह संभव दुख मेटे ॥
सीता चरण भरत शिर नावा । अनुज समेत परम सुख पावा ॥ १ ॥
प्रभु विलोकि हरषे पुर वासी । जनित वियोग विपति सब नासी ॥

प्रेमातुर सब लोग निहारी । कौतुक किन्ह कृपालु खरारी ॥ २ ॥
अमित रूप प्रगटे तेहि काला । यथा योग्य मिलि सबहि कृपाला ॥
कृपा दृष्टि सब लोक बिलोकी । किये सकल नर नारि विशोकी ॥ ३ ॥
क्षणमहँ सकल मिले भगवाना । ऊमा मर्म यह काहु न जाना ॥
इहि विधि सबहि सुखी कर रामा । आगे चले शील गुण धामा ॥ ४ ॥
कौशल्यादि मातु सब धाई । निरखि वत्स जनु धेनु लवाई ॥

લક્ષ્મણજી પણ એવી જ રીતે શત્રુઘ્નને મળ્યા. મળવાને લીધે વિરહ સંબંધી દુસ્સહ દુઃખ ટળી ગયું. શત્રુઘ્ન સહિત ભરતજીએ, સીતાજીનાં ચરણોમાં મસ્તક નમાવીને પરમ સુખ સંપાદન કર્યું. ॥ ૧ ॥ રામચન્દ્રજીને જોઈ, અયોધ્યાવાસી લોકો હર્ષ પામ્યાં. એઓને રામચન્દ્રજીના વિયોગથી થયેલી સઘળી વિપત્તિ નષ્ટ થઈ ગઈ. ખર રાક્ષસનો મારનારા[1] રામચંદ્રજીએ, સર્વ લોકોને પ્રેમાતુર જોઈ, કૃપાથી એક કૌતુક કર્યું, ॥ ૨ ॥ તે એ કે, પોતે તે સમયમાં પોતાનાં અનેક રૂપોને પ્રકટ કરીને એકી વખતે સર્વને યથા-યોગ્ય રીતે મળ્યા. રામચન્દ્રજીએ, સઘળાં નર નારીઓને તથા બીજાં પ્રાણીઓને પણ કૃપાદૃષ્ટિથી જોઈને શોકરહિત કર્યાં. ॥ ૩ ॥ હે પાર્વતી ! રામચન્દ્રજી એક જ ક્ષણમાં સર્વને મળ્યા, પણ એ મર્મ કોઇના જાણવામાં આવ્યો નહીં. ( રામચન્દ્રજીએ અનેક રૂપો ધરી લીધાં છે, એ વાત કોઈને પણ જાણવામાં આવી [2]નહીં. ) સુશીલના તથા સદ્ગુણોના ધામરૂપ રામચન્દ્રજી, આ પ્રમાણે સર્વ લોકોને સુખી કરીને આગળ ચાલ્યા. ॥ ૪ ॥ જેમ ગાયો, પોતાના નહાનાં વાછડાંઓને જોઇને તેઓને મળવા દોડે, તેમ રામચન્દ્રજીને, લક્ષ્મણજીને તથા સીતાજીને જોઈ, કૌસલ્યા આદિ સઘળી માતાએ તેઓને મળવા દોડી. ॥

छं०—जनु धेनु बालक वत्स गृह तजि चरन वन परवश गईं ॥
दिन अंत पुररुख श्रवत थन हुंकार करि धावति भईं ॥
अति प्रेम प्रभु सब मातु भेंटे वचन मृदु बहु विधि कहे ॥
गईं विषम विपति वियोग भव तिन्ह हर्ष सुख अगणित लहे ॥ ४ ॥

જેમ નહાનાં વાછડાંઓને ઘેર મૂકી ગોવાળને આધીન થઈ, વનમાં ચરવાને માટે ગયેલી ગાયો સાયંકાળે બહુ જ ઉત્કંઠાથી, સ્તનોમાંથી દૂધ ઝરતી ઝરતી અને હુંકાર કરતી કરતી વાછડાંઓને મળવા દોડે, તેમ માતાઓ, રામચન્દ્રજીને, સીતાજીને અને લક્ષ્મણજીને મળવા દોડી. (જો કે,અહીં વાછડાંઓ વનમાં ગયાં હોય અને ગાયો ઘેર રહી ગઈ હોય એવી ઢબથી સાદૃશ્ય આપવું જોઈએ,તોપણ તેથી વિપરીત આપ્યું છે,તેનું કારણ એ છે કે, જ્યાં રામચન્દ્રજી રહ્યા હતા, તે વન પણ અયોધ્યા જેવું હતું અને જેને છોડી

૧ ખર રાક્ષસને મારવાના સમયમાં પણ રામચન્દ્રજીએ એકી વખતે ઘણાં રૂપો ધર્યાં હતાં,તેથી રામચન્દ્રજીને અહીં ' ખર રાક્ષસને મારનારા ' એ વિશેષણ આપ્યું છે. ૨ તુલસીદાસજીના જાણવામાં એ વાત આવી તે તો ગુરુની કૃપાથી જ આવી, એમ સમજવું.

લઈને રામચન્દ્રજી ગયા હતા તે અયોધ્યા પણ વનના જેવી જ હતી, એમ જણાવવાનું છે.) રામચન્દ્રજીએ અત્યંત પ્રેમથી, સઘળી માતાઓને મળીને ઘણી ઘણી રીતનાં કોમળ વચનો કહ્યાં, કે જે વચનોથી માતાઓની, વિયોગથી ઉત્પન્ન થયેલી વિષમ વિપત્તિ જતી રહી અને અપરિમિત હર્ષની તથા સુખની પ્રાપ્તિ થઈ. ॥ ૪ ॥

दो०—भेंटे तनय सुमित्रा, राम चरण रति जानि ॥
रामहिं मिलत कैकयी, हृदय बहुत सकुचानि ॥ १४ ॥
लक्ष्मण सब मातन्ह मिले, हर्षे आशिष पाय ॥
कैकयि कहँ पुनि पुनि मिले, मन कर क्षोभ न जाय ॥ १५ ॥

સુમિત્રા, લક્ષ્મણજીને રામચન્દ્રજીનાં ચરણોમાં અત્યંત રુચિવાળા જાણીને પરમ હર્ષથી મળ્યાં. કૈકેયી, પોતાનું કર્ત્તવ્ય સંભારી, હૃદયમાં અત્યંત સંકોચાતી સંકોચાતી રામચન્દ્રજીને મળી. ॥ ૧૪ ॥ લક્ષ્મણજી, સઘળી, માતાઓને મળી, તેઓના આશીર્વાદો લઈને રાજી થયા અને કૈકેયીના મનમાંથી ક્ષોભ જતો નહીં હતો, તેથી કૈકેયીને તો વારંવાર મળ્યા. ॥ ૧૫ ॥

चौ०—सासुन सबहिं मिली वैदेही । चरणन लागि हर्ष अति तेही ॥
देहिं अशीश पूँछि कुशलाता । होउ अचल तुम्हार अहिवाता ॥ १ ॥
सब रघुपति पद कमल विलोकहिं । मंगल जानि नयन जल रोकहिं ॥
कनक थार आरती उतारहिं । बार बार प्रभु गात निहारहिं ॥ २ ॥
नाना भाँति निछावरि करहीं । परमानंद हर्ष उर धरहीं ॥
कौशल्या पुनि पुनि रघुवीरहि । चितवहिं कृपासिन्धु रणधीरहि ॥ ३ ॥
हृदय विचारति बारहिं बारा । कवन भाँति लंकापति मारा ॥
अति सुकुमार युगल मम बारे । निशाचर सुभट महा बल भारे ॥ ४ ॥

સીતાજી, સઘળી સાસુઓને મળીને તેઓને પગે લાગ્યાં. સાસુઓએ, બહુ જ રાજી થઇ, કુશલ પૂછીને 'તમારૂં સૌભાગ્ય અખંડ રહો,' એવી આશીસો આપી. ॥ ૧ ॥ રામચન્દ્રજીનાં ચરણકમળોને જોયા કરતી અને નેત્રોમાં આવતાં આંસુઓને, મંગળનો સમય જાણીને, નેત્રોમાંથી નહીં પડવા દેતી માતાઓ, સુવર્ણના થાળોમાં આરતીઓ ઉતારવા લાગી, વારંવાર રામચન્દ્રજીના શરીરને જોવા લાગી, ॥ ૨ ॥ અનેક પ્રકારની નોછાવરો કરવા લાગી અને હૃદયોમાં પરમ હર્ષ ધરવા લાગી. અને રણધીર અને કૃપાસિન્ધુ રામચંદ્રજીને જોઈ જોઇને કૌસલ્યા હૃદયમાં વિચાર કરવા લાગ્યાં કે, ॥ ૩ ॥ 'આ લાલજીએ, રાવણને શી રીતે માર્યો હશે ? મારા બન્ને લાલજી, અત્યંત સુકુમાર છે અને રાક્ષસો તો મહા બળવાન્ ભારે યોદ્ધાઓ હતા, તે છતાં આ લાલજીએ, તેઓને શી રીતે મારી શક્યા હશે ? ॥ ૪ ॥

दो०—लक्ष्मण अरु सीता सहित, प्रभुहिं बिलोकहिं मात ॥
परमानन्द मगन मन, पुनि पुनि पुलकित गात ॥ १६ ॥

લક્ષ્મણજી તથા સીતાજી સહિત રામચન્દ્રજીને, માતાજી વારંવાર જોવા લાગ્યા, મનથી પરમ આનંદમાં મગ્ન થયાં અને ગાત્રોમાં વારંવાર રોમાંચિત થવા લાગ્યાં.॥૧૬॥

चौ०—लंकापति कपीश नल नीला । जाम्बवन्त अंगद शुभ शीला ॥
हनुमदादि सब वानर बीरा । धरे मनोहर मनुज शरीरा ॥ १ ॥
भरत सनेह शील व्रत नेमा । सादर सब वर्णहिं अति प्रेमा ॥
देखि नगर वासिनकै रीती । सकल सराहहिं प्रभु पद प्रीती ॥ २ ॥
पुनि रघुपति निज सखा बुलाये । मुनि पद लागहु सबहिं सिखाये ॥
गुरु वशिष्ठ कुल पूज्य हमारे । इनकी कृपा दनुज रण मारे ॥ ३ ॥
ये सब सखा सुनिय मुनि मेरे । भये समर सागर कहँ वेरे ॥
मम हित लागि जन्म इन हारे । भरतहु ते मोहिं अधिक पियारे ॥ ४ ॥
सुनि प्रभु वचन मगन सब भये । निमिष निमिष उपजत सुख नये ॥

વિભીષણ, સુગ્રીવ, નલ, નીલ, જાંબુવાન્, અંગદ, હનુમાન તથા બીજા પણ સર્વે શુભ શીલવાળા વીર યોદ્ધાઓ, સુંદર મનુષ્ય શરીરો ધરીને ફરવા લાગ્યા, ॥ ૧ ॥ ભરતજીનાં શીલનું, વ્રતનું, સ્નેહનું તથા નિયમનું અત્યંત પ્રેમથી તથા આદરથી વર્ણન કરવા લાગ્યા અને નગરવાસીઓની રીતિને તથા રામચંદ્રજીનાં ચરણો ઉપરના પ્રેમને વખાણવા લાગ્યા ( વિભીષણ તથા સુગ્રીવ, કે જેઓને, ભાઇઓની સાથે કુસંપ જ હતો, તેઓ, રામચન્દ્રજીના ભાઇઓના સંપને જોઇને, બહુજ વિસ્મય પામ્યા. ) ॥ ૨ ॥ પછી રામચન્દ્રજીએ, પોતાના સર્વ મિત્રોને, ( વાનરાઓને, રીંછોને તથા વિભીષણને પણ ) બોલાવીને આજ્ઞા કરી કે, 'તમો સર્વ વસિષ્ઠ મુનિને પગે લાગો. ગુરુ વસિષ્ઠ મુનિ અમારા કુલના પૂજ્ય છે અને એમની કૃપાથી જ મેં રણમાં રાક્ષસોને માર્યા છે.' ॥ ૩ ॥ રામચન્દ્રજીએ વસિષ્ઠ મુનિને પણ કહ્યું, "હે મુનિરાજ ! આ સઘળા મારા મિત્રો મને રણરુપી સાગરમાં વહાણરૂપ થયા હતા. એઓએ, મારા હિતને વાસ્તે, પોતાના પ્રાણની પણ અપેક્ષા રાખી ન હતી, એઓ, ભરતજીથી પણ મને અધિક પ્યારા છે (ભરતજીએ મારાં રાજ્યની રક્ષા કરી અને આ લોકોએ તો મારા શરીરની રક્ષા કરી છે.)" ॥ ૪ ॥ રામચન્દ્રજીનાં વચનો સાંભળી, વાનર આદિ સર્વે મિત્રો પ્રેમમાં મગ્ન થયા અને તેઓને ક્ષણે ક્ષણે નવું નવું સુખ ઉપજવા લાગ્યું. ॥

दो०—कौशल्याके चरणन पुनि, तिन्ह नायउ माथ ॥
आशिष दीन्ह हर्ष हिय, तुम प्रिय जिमि रघुनाथ ॥ १७ ॥

પછી એ સર્વે લોકોએ, કોસલ્યાનાં ચરણોમાં માથાં નમાવ્યાં. કૌસલ્યાએ હૃદયમાં હર્ષ પામી, તેઓને આશીષો દઇને કહ્યું કે, 'તમો મને, રામચન્દ્રજી જેવા જ પ્યારા છો.' ॥ ૧૭ ॥

दो०—सुमन वृष्टि नभ संकुल, भवन चले सुखकंद ॥
चढीं अटारिन्ह देखहीं, नगर नारि नर वृंद ॥ १८ ॥

આકાશમાંથી પુષ્પોની ઘેરી વૃષ્ટિ થઈ રહી હતી, તે સમયમાં રામચન્દ્રજી ઘર તરફ ચાલ્યા. શેહેરના ઘણાં ઘણાં સ્ત્રી પુરુષો, અગાશીઓ ઉપર ચઢીને રામચન્દ્રજીનાં દર્શન કરવા લાગ્યાં ( બજારમાં પણ લોકોની મોટી ભીડ જામી. ) ॥ ૧૮ ॥

चौ०—कंचन कलश विचित्र सँवारे । सबहिं धरे सजि निज निज द्वारे ॥
वंदन वार पताका केतू । सबन्हि बनायऊ मंगल हेतू ॥ १ ॥
बीथिन सकल सुगंध सिंचाये । गज मणि रचि बहु चौक पुराये ॥
नाना भाँति सुमंगल साजे । हर्ष निशान नगर बहु बाजे ॥ २ ॥
जहँ तहँ नारि निछावरि करहीं । देहि अशीश हर्ष ऊर भरहीं ॥
कंचन थार आरती नाना । युवती साजी करहिं कलगाना ॥ ३ ॥
करहिं आरती आरत हरके । रघुकुल कमल विपिन दिन करके ॥
पुर शोभा सम्पति कल्याना । निगम शेष शारदा बखाना ॥ ४ ॥
तेऊ चरित देखि ठगि रहहीं । ऊमा तासु गुण नर किमि कहहीं ॥

સર્વે લોકોએ મંગળને માટે સુવર્ણના વિચિત્ર કલશો શણગારી શણગારીને પોતપોતાનાં દ્વારોમાં ધર્યા હતા અને ઘેર ઘેર તોરણો, પતાકાઓ તથા ધ્વજો ગોઠવ્યા હતા. ॥ ૧ ॥ સઘળા રાજમાર્ગોમાં તથા ગલીઓમાં સુગંધી જલોના છંટકાવ કરવામાં આવ્યા હતા. ગજમોતીઓની રચનાઓથી ઘણા ઘણા ચોકો પૂરાવવામાં આવ્યા હતા. અનેક પ્રકારના સુમંગલ સાજો સજવામાં આવ્યા હતા. સઘળા નગરમાં આનંદનાં ઘણાં ઘણાં વાજાંઓ વાગી રહ્યા હતાં. ॥ ૨ ॥ સ્ત્રીઓ જ્યાં ત્યાં નોછાવરો કરી આશીસો આપી આપીને હૃદયોમાં હર્ષથી ભરપૂર થવા લાગી. જુવાન સ્ત્રીઓ, સુવર્ણના થાળોમાં અનેક પ્રકારોથી આરતીઓ સાજી સાજી સુંદર ગીતો ગાવા લાગી ॥ ૩ ॥ અને રઘુકુલરૂપી કમલવનને પ્રફુલ્લિત કરવામાં સૂર્યની ઉપમા ધરાવનારા રામચન્દ્રજીની આરતીઓ ઉતારવા લાગી. શેહેરમાં શોભા, સંપત્તિ અને કલ્યાણ, એઓની વૃદ્ધિ એટલી બધી થઇ હતી કે, જે ચરિત્રને જોઈ, તેનું સંપૂર્ણ વર્ણન કરવામાં વેદો, શેષનાગ તથા સરસ્વતી ઉત્સુક થાય તો તેઓ પણ ઠગાઈ જાય એમ હતું. ॥ ૪ ॥ હે પાર્વતી ! જે શોભાદિના વર્ણનમાં એઓ પણ ઠગાઇ જાય, તેઓનું સંપૂર્ણ વર્ણન માણસોથી તો કેમ જ કહી શકાય.॥

दो०—नारि कुमुदिनी अवध सर, रघुपति विरह दिनेश ॥
अस्त भये विकसित भई, निरखि राम राकेश ॥ १९ ॥
होहिं शकुन शुभ विविध विधि, बाजहिं गगन निशान ॥
पुर नर नारि सनाथ करि, भवन चले भगवान ॥ २० ॥

અયોધ્યારૂપી સરોવરમાં રહેલી સ્ત્રીઓરૂપી કુમુદિનીઓ કે જેઓ, રામચન્દ્રજીના વિરહરૂપી સૂર્યનો ઉદય થતાં સંકુચિત થઇ ગઈ હતી, તેઓ, તે સૂર્યનો અસ્ત થતાં, રામચન્દ્રજીરૂપી પૂર્ણ ચન્દ્રને જોઇને પ્રફુલ્લિત થઈ. ॥ ૧૯ ॥ રામચન્દ્રજી દરબાર તરફ પધારતા હતા, તે સમયમાં અનેક પ્રકારનાં શુભ શકુનો થવા લાગ્યાં અને આકાશમાં

દેવ દુંદુભિઓ વાગવા લાગ્યાં. શેહેરનાં સઘળાં નર નારીઓને કૃતાર્થ કરીને રામચંદ્રજી દરબારમાં પધાર્યા. ॥ ૨૦ ॥

चौ०–प्रभु जानी कैकयी लजानी । प्रथम तासु गृह गये भवानी ॥
ताहि प्रबोधि बहुत सुख दीन्हा । तब निज भवन गवन प्रभु कीन्हा ॥ १ ॥
कृपासिंधु निज मंदीर गये । पुर नर नारि सुखी सब भये ॥
गुरु वशिष्ठ द्विज लिये बुलाई । आजु सुघरी सुदिन सुखदाई ॥ २ ॥
सब द्विज देहु हर्षि अनुशासन । रामचंद्र बैठहिं सिंहासन ॥
मुनि वशिष्ठके वचन सुहाये । सुनत सकल विप्रन मन भाये ॥ ३ ॥
कहहिं वचन मृदु विप्र अनेका । जग अभिराम राम अभिषेका ॥
अब मुनिवर विलंब नहिं कीजै । महाराज कहँ तिलक करीजै ॥ ४ ॥

'હે પાર્વતી ! કૈકેયી લજાય છે,' એમ રામચંદ્રજી જાણી ગયા હતા, તેથી પ્રથમ કૈકેયીને ઘેર જ પધાર્યા. કૈકેયીને ઘણા ઘણા પ્રકારથી જ્ઞાનનો ઉપદેશ કરી, સારી પેઠે શાંત કરીને, પછી પોતાના દરબારમાં પધાર્યા. ॥ ૧ ॥ કૃપાસિન્ધુ રામચન્દ્રજી, જ્યારે કૈકેયીના ઘરમાંથી નીકળીને પોતાને ઘેર પધાર્યા, ત્યારે, શેહેરનાં સઘળાં નર નારીઓ આનંદ પામ્યાં. કારણ કે, પ્રથમ કૈકેયીને ઘેર જવાથી વનવાસ થયો હતો, તેથી રખેને પાછા પણ ત્યાં જવાથી કાંઈ ગડબડ ઉત્પન્ન થાય એવી લોકોને શંકા હતી. વસિષ્ઠ મુનિએ સર્વે બ્રાહ્મણોને બોલાવીને કહ્યું કે, "આજ જ સારો દિવસ છે, સારાં નક્ષત્રાદિક છે અને શુભ લગ્ન છે, ॥ ૨ ॥ માટે સર્વે બ્રાહ્મણો પ્રસન્ન થઈને આજ્ઞા આપો કે, રામચંદ્રજી સિંહાસનપર બેસે.' વસિષ્ઠ મુનિનાં શુભ વચનો સર્વ બ્રાહ્મણોને પ્રિય લાગ્યાં, ॥ ૩ ॥ તેથી તેઓ, કોમળ વચનો બોલ્યા કે, 'હે મુનિવર ! રામચંદ્રજીનો રાજ્યાભિષેક સઘળા જગતને પ્રિય છે, માટે હવે પ્રથમની પેઠે વિલંબ નહીં કરતાં, તુરત જ મહારાજ્યાભિષેક કરી આપો." ॥ ૪ ॥

दो०–तब मुनि कहेऊ सुमंत सन, तुरत चले शिर नाई ॥
रथ अनेक गज वाजि बहु, सकल सँवारे जाई ॥ २१ ॥
जहँ तहँ धावन पठै मुनि, मंगल द्रव्य मँगाई ॥
हर्ष समेत वशिष्ठ पद, पुनि शिर नायऊ आई ॥ २२ ॥

સર્વ બ્રાહ્મણોની સંમતિ મળતાં, વસિષ્ઠ મુનિએ સુમંત્રને આજ્ઞા કરી અને તે આજ્ઞાથી સુમંત્રે માથું નમાવી તુરત ત્યાંથી જઈને અનેક હાથીઓ, ઘોડાઓ તથા રથો આદિ સઘળી સામગ્રીઓ શણગારી શણગારીને સજ્જ કરાવી ॥ ૨૧ ॥ અને જ્યાં ત્યાં દૂતો મોકલીને માંગલિક દ્રવ્યો મંગાવી લીધાં. પછી સુમંત્રે આનંદથી આવી, વસિષ્ઠ મુનિનાં ચરણોમાં માથું નમાવીને સઘળી સામગ્રી તૈયાર હોવાનું નિવેદન કર્યું. ॥ ૨૨ ॥

चौ०–अवध पुरी अति रुचिर बनाई । देवन्ह सुमन वृष्टि झर लाई ॥
राम कहा सेवकन्ह बुलाई । प्रथम सखन्ह अन्हवावहु जाई ॥ १ ॥

सुनत वचन सब जहँ तहँ धाये । सुग्रीवादि तुरत अन्हवाये ॥
पुनि करुणानिधि भरत हँकारे । निज कर जटा राम निरवारे ॥ २ ॥
अन्हवाये पुनि तीनहुँ भाई । भक्त वत्सल कृपालु रघुराई ॥
भरत भाग्य प्रभु कोमलताई । शेष कोटि शत शकहिं न गाई ॥ ३ ॥
पुनि निज जटा राम विवराये । मुनि अनुशासन पाई अन्हाये ॥
करि मज्जन भूषण प्रभु साजे । अंग अनंग कोटि छबि लाजे ॥ ४ ॥

આ સમયમાં અયોધ્યાને બહુ જ સુંદર રીતે શણગારવામાં આવી અને દેવતાઓએ પુષ્પ વૃષ્ટિની મોટી ઝડી લગાવી દીધી. રામચન્દ્રજીએ, સેવકોને બોલાવીને આજ્ઞા કરી કે, 'તમો જઈને પ્રથમ મારા મિત્રોને માંગલિક સ્નાન કરાવો.' ॥ ૧ ॥ રામચંદ્રજીની આજ્ઞા થતાં જ, સેવકોએ, તુરત પહોંચીને સુગ્રીવાદિકને માંગલિક સ્નાનો કરાવ્યાં. પછી રામચંદ્રજીએ, ભરતજીને બોલાવીને પોતાના હાથથી જ તેમનું જટાનું નિવારણ કર્યું.॥૨॥ પછી ભક્તવત્સલ કૃપાળુ રામચંદ્રજીએ, ત્રણે ભાઈઓને માંગલિક સ્નાનો કરાવ્યા. હે પાર્વતી ! ભરતજીનાં ભાગ્યની અને રામચંદ્રજીની કોમળતાની પૂરેપૂરી પ્રશંસા સો કરોડ શેષનાગોથી પણ કરી શકાય એમ નથી. ॥ ૩ ॥ પછી રામચન્દ્રજી પોતાની જટાઓને દૂર કરાવી, વસિષ્ઠ મુનિની આજ્ઞા લઈને નાહ્યા અને નાહીને શ્રીઅંગોમાં શણગારો ધરવા લાગ્યા, કે જે અંગોની શણગાર વગરની છબીને જોઈને પણ કરોડો કામદેવો લજાઈ જાય એમ હતું. ॥ ૪ ॥

दो०—सासुन सादर जानकिहि, मज्जन तुरत कराई ॥
दिव्य वसन वर भूषण, अँग अँग सजे बनाई ॥ २३ ॥
राम वाम दिशि शोभित, रमारुप गुण खानि ॥
देखि साज सब हर्षित, जन्म सफल निज जानि ॥ २४ ॥
सुन खगेश तेहि अवसर, ब्रह्मा शिव मुनि वृन्द ॥
चढि विमान आये सकल, सुर देखन सुखकंद ॥ २५ ॥

સાસુઓએ તુરત પ્રેમપૂર્વક સીતાજીને માંગલિક સ્નાન કરાવી, સ્ત્રીઓની પદ્ધતિ પ્રમાણે સઘળાં અંગોમાં દિવ્ય વસ્ત્રો તથા સુન્દર આભૂષણો બનાવી બનાવીને ધરાવ્યાં. ॥ ૨૩ ॥ રૂપના તથા સદ્ગુણોના ભંડારરૂપ સીતાજી, સઘળો શણગાર ધરીને રામચન્દ્રજીની ડાબી તરફ બીરાજ્યાં. સઘળી માતાઓ સાજ જોઈ, આનંદ ધરીને પોતાના જન્મોને સફળ માનવા લાગી ( પણ કૌસલ્યા તે સમયમાં રામચંદ્રજીના તથા સીતાજીના કાનની આગળ ચાંડલો કરવાને માટે કાજળ શોધવા લાગ્યાં, કે જેથી કોઈની પણ નજર ન લાગે ). ॥૨૪॥ હે ગરુડજી ! સાંભળો. આ અવસરમાં બ્રહ્મા, સદાશિવ, અનેક મુનિઓ તથા સઘળા દેવતાઓ, રામચંદ્રજીનાં દર્શન કરવાને માટે વિમાનોમાં ચઢી ચઢીને આવ્યા. ॥ ૨૫ ॥

चौ०–प्रभु बिलोकि मुनि मन अनुरागा । तुरत दिव्य सिंहासन मांगा ॥
रवि सम तेज वरणि नहिं जाई । बैठे राम द्विजन शिर नाई ॥ १ ॥
जनक सुता समेत रघुराई । देखि प्रहर्षे मुनि समुदाई ॥
वेद मंत्र सब द्विजन ऊचारे । नभ सुर मुनि जय जयति पुकारे ॥ २ ॥
प्रथम तिलक वशिष्ठ मुनि कीन्हा । पुनि सब विप्रन आयसु दिन्हा ॥
सुत विलोकि हर्षहिं महतारी । बार बार आरती ऊतारी ॥ ३ ॥
विप्रन दान विविध विधि दीन्हे । याचक सकल अयाचक कीन्हे ॥
सिंहासन पर त्रिभुवन साई । देखि सुरन दुंदुभी बजाई ॥ ४ ॥

રામચંદ્રજીને તૈયાર થયેલા જોઈ, વસિષ્ઠ મુનિએ પરમ પ્રેમથી તુરત દિવ્ય સિંહાસન મંગાવ્યું, કે જે સિંહાસનનું સૂર્ય સમાન તેજ વર્ણવી શકાય એમ ન હતું. રામચન્દ્રજી, બ્રાહ્મણોને પ્રણામ કરીને, ॥ ૧ ॥ સીતાજી સહિત તે સિંહાસન પર બીરાજતાં, તેમને જોઈ સર્વ મુનિઓ પ્રસન્ન થઈ, વેદમંત્રોનાં ઉચ્ચારણો કરવા લાગ્યા અને દેવતાઓ તથા દિવ્ય મુનિઓ આકાશમાં જય જય ધ્વનિ કરવા લાગ્યા. ॥ ૨ ॥ વસિષ્ઠ મુનિએ પ્રથમ પોતાના હસ્તથી રામચન્દ્રજીને તિલક કરીને પછી સર્વ બ્રાહ્મણોને તેમ કરવાની આજ્ઞા કરી. કૌસલ્યાએ, પુત્રને જોઈ, પ્રસન્ન થઈને વારંવાર આરતી ઉતારી, ॥ ૩ ॥ બ્રાહ્મણોને અનેક અનેક દાનો આપ્યાં અને સઘળા યાચક જનોને અગણિત ધન આપીને અયાચક જ કરી દીધા. ત્રૈલોકયના નાથ રામચન્દ્રજીને સિંહાસન પર બીરાજેલા જોઈ ને દેવતાઓએ દુંદુભિઓ વગડાવ્યાં. ॥ ૪ ॥

छं०–नभ दुंदुभी बाजहिं विपुल गंधर्व किन्नर गावहीं ॥
नाचहिं अप्सरा वृन्द परमानन्द सुर मुनि पावहीं ॥
भरतादि अनुज विभीषणांगद हनुमदादि समेत जे ॥
गहे छत्र चामर व्यजन धनु असि चर्म शक्ति विराजते ॥ ५ ॥
श्रीसहित दिनकर वंश भूषण काम बहु छवि सोहहीं ॥
नव अंबुधर वर गात अंबर पीत सुर मुनि मोहहीं ॥
मुकुटांगदादि विचित्र भूषण अंग अंगन प्रति सजे ॥
अंभोज नयन विशाल ऊर भुज धन्य नर निरखंत जे ॥ ६ ॥

અનેક ગંધર્વો તથા કિન્નરો ગાવા લાગ્યા, અપ્સરાઓનાં ટોળે ટોળાં નાચવા લાગ્યાં અને દેવતાઓ તથા મુનિઓ પરમ આનંદ પામ્યા. ભરતજી, લક્ષ્મણજી, શત્રુઘ્ન, વિભીષણ, અંગદ તથા હનુમાનજી આદિ બીજાઓ પણ કોઈ છત્રને, કોઈ ચામરને, કોઈ પંખાને, કોઈ ધનુષને, કોઇ ખડ્ગને, કોઇ ઢાલને અને કોઈ બરછીને લઈને રામચંદ્રજીની ચોમેર ઉભા રહ્યા હતા. ॥ ૫ ॥ સીતાજી સહિત બીરાજેલા રામચન્દ્રજી, અનેક કામદેવોના જેવી છબીથી શોભવા લાગ્યા. રામચન્દ્રજીનાં નવીન મેઘ જેવા, શ્યામ સુંદર

ગાત્રોને, પીળાં વસ્ત્રોને, અંગઅંગમાં સજેલાં મુકટ તથા બાજુબંધ આદિ વિચિત્ર આભરણોને, કમળો સરખાં વિશાલ નેત્રોને અને વિસ્તીર્ણ વક્ષઃસ્થલને જોઇને દેવતાઓનાં તથા મુનિઓનાં પણ અંતઃકરણો મોહિત થઈ જતાં હતાં. આ સમયમાં જે મનુષ્યોએ શ્રીરામચન્દ્રજીને નીરખવાનો લાભ લીધો, તેઓને ધન્યવાદ છે. ॥ ૬ ॥

दो०–वह शोभा सुसमाज सुख, कहत न बनै खगेश ॥
वरणै शारद शेष श्रुति, सो रस जान महेश ॥ २६ ॥

હે ગરુડજી ! એ શોભા અને એ સમાજનું સુખ સરસ્વતીથી, શેષનાગથી કે શ્રુતિઓથી પણ વર્ણવ્યું વર્ણવી શકાય એમ ન હતું. એ સમયમાં જે આનંદ હતો, તેને સદાશિવ જાણે છે. ॥ ૨૬ ॥

चौ०–ऊठयो विभीषण तब सुख पाई । रत्न माल कर लई ऊठाई ॥
दीन्ह जलधि रावणको जोई । पुनः विभीषण पाई सोई ॥ १ ॥
सोई रत्नमाल सुखकारी । दीन जानकीके गल डारी ॥
जासु ज्योति अस भई विशाला । सन्मुख लख न शकत महिपाला ॥ २ ॥
राज समूह अधिक तहँ सोहा । तेहि विलोकि सब कर मन मोहा ॥
तेहि क्षण जनक सुता महारानी । चितय राम तन कछु मुसकानी ॥ ३ ॥
कह्यो कृपालु प्रिया सुनि लीजे । जो ईच्छा जेहिको सो दीजे ॥
सुनत वचन तब जनक दुलारी । सोई गलसे माल ऊतारी ॥ ४ ॥
काहि देऊँ यह हृदय विचारी । मारुत सुतकी ओर निहारी ॥

[1]આ સમયમાં પરમ આનન્દ પામેલો વિભીષણ હાથમાં એક રત્નમાળાને લઇને ઉભો થયો કે જે માળા સમુદ્રે રાવણને આપી હતી અને પાછળથી વિભીષણને મળી હતી. ॥ ૧ ॥ એ સુખદાયી રત્ન ( મોતી ) ની માળા વિભીષણે સીતાજીના કંઠમાં નાખી દીધી કે જે માળાનું અતિશયિત તેજ સભામાં ફેલાતાં રાજાઓ સન્મુખ દૃષ્ટિ કરીને જોઈ શકતા ન હતા. ॥ ૨ ॥ સભામાં જે જે અનેક રાજાઓ બીરાજ્યા હતા, તે સઘળાઓનાં અંતઃકરણો એ માળાને જોઈને મોહિત થઈ ગયાં. આ ક્ષણમાં મહારાણી સીતાજીએ રામચન્દ્રજીની સામે જોઈને કાંઇક મંદ હાસ્ય કરતાં. ॥૩॥ રામચંદ્રજી તેમના અભિપ્રાયને જાણી લઇને બોલ્યા કે, ‘હે પ્રિયા ! આ માળા જેને આપી દેવાની તમારી ઇચ્છા હોય, તેને સુખેથી આપી દો.’ રામચન્દ્રજીનાં વચન સાંભળતાં જ સીતાજીએ તે માળા પોતાના ગળામાંથી ઉતારી. ॥ ૪ ॥ ‘ આ માળા કોને આપું ? ’ એમ વિચાર કરીને હનુમાનજીની સામે જોયું. ॥

दो०–कृपा दृष्टि लखि पवन सुत, हरषि दंडवत कीन्ह ॥
रत्नमाल सो जानकी, डारि गलेमें दीन्ह ॥ २७ ॥

---

૧ અહીંથી ક્ષેપક શરૂ થાય છે.

હનુમાનજીએ સીતાજીની કૃપા દૃષ્ટિ જોઈ, રાજી થઈ, ઉભા થઈને દંડવત્પ્રણામ કરતાં સીતાજીએ તે માળા હનુમાનજીના ગળામાં નાખી દીધી. ॥ ૨૭ ॥

चौ०–महा वीर मनमाहिं विचारी । है कोइ गुण मालमें भारी ॥
परमानन्द प्रेम रस पागे । मणियें सकल विलोकन लागे ॥ १ ॥
विनु प्रकाश कछु और न तामें । मन लागे भक्तनको जामें ॥
मणि भितर कछु हुइहै सारा । मुक्ता एक तोरि तब डारा ॥ २ ॥
ताके मध्य विलोकन लागे । देखि लोग सब अचरज पागे ॥
पुनि दूजो तोर्यो हनुमाना । देखि निस्सार तज्यो बलवाना ॥ ३ ॥
इहि विधि तोरत क्रम क्रम मोती । पीर अधिक दर्शकगण होती ॥
कहन लगे निज निज मनमाहीं । जो कोई अधिकारी नाहीं ॥ ४ ॥
ताको ऐसी वस्तु न दीजै । नहिं तो यही दशा लखि लिजै ॥

'આ માળામાં કોઈ ભારે ગુણ હોવો જોઈએ,' એમ મનમાં વિચાર કરી, પરમ આનંદમાં અને પ્રેમ રસમાં મગ્ન થયેલા હનુમાનજી, તે માળાનાં પ્રત્યેક મણિઓને, અનુક્રમથી જોવા લાગ્યા.' ॥ ૧ ॥ આ માળામાં પ્રકાશ વિના બીજો તો કશો ગુણ નથી, કે જેમાં ભક્ત લોકોનું ચિત્ત લાગે, પરંતુ અંદર કોઈ ભારે ગુણ હોવો જોઈએ.' એમ વિચારીને તે સમયે જ હનુમાનજી, તે માળાનાં એક મોતીને દાંતવતે ભાંગીને ॥ ૨ ॥ જોવા લાગ્યા. આ જોઈને, સર્વ લોકોનાં હૃદયોમાં મોટું આશ્ચર્ય વ્યાપ્યું. હનુમાનજીએ, તે મોતીને ફેંકી નાખીને વળી બીજું મોતી ભાંગી જોયું અને તેને પણ નિસ્સાર જોઈને ફેંકી દીધું. ॥ ૩ ॥ આ પ્રમાણે હનુમાનજી અનુક્રમે એક એક મોતીને ભાંગી, તપાસી તપાસીને ફેંકી નાખવા લાગતાં, જોનારાઓના મનમાં મોટી પીડા થવા લાગી. સર્વે લોકો, પોતપોતાના મનમાં કહેવા લાગ્યા કે, "જે અધિકારી ન હોય. ॥ ૪ ॥ તેને આવી વસ્તુ આપવી જ નહીં જોઈએ, નહીંતર તેવી વસ્તુની આવી દશા થાય તે જોઈ લો." ॥

दो०–बोल उठयो कोउ नृपति यह, कहा करह हनुमान ॥
क्यों तोरत हो माल तुम, सुन्दर रत्न सुजान ॥ २८ ॥

એ સમયમાં કોઈ રાજા બોલી ઉઠયો કે. "હે હનુમાનજી ! આ શું કરવા લાગ્યા છો ? તમે ચતુર થઈને આ અતિ સુંદર મોતીની માળાને કેમ તોડી નાખો છો ?" ॥૨૮॥

चौ०–वचन सुनत कहै मारुति बानी । देखहुँ राम नाम सुखदानी ॥
नाम न यामें परत लखाई । ताते तोरत डारत भाई ॥ १ ॥
कह कोऊ सकल वस्तुके माहीं । राम नाम कहुँ सुनियत नाहीं ॥
कह मारुति न नाम जेहि माहीं । सो तौ काहु कामकी नाहीं ॥ २ ॥
बोला सोई सुनो बल धामा । तव तनु माहिं रामको नामा ॥
सुनत वचन कह पवन कुमारा । निश्चय तनु हरि नाम उदारा ॥ ३ ॥

अस कह कपि निज हृदय विदारा । रोम रोम प्रभु नाम उदारा ॥
अंकित राम नाम सब ठाहीं । लखि सब चकित भये मनमाहीं ॥ ४ ॥
पुष्प वृष्टि नभ जयति ऊचारी । कृपा दृष्टि रघुनाथ निहारी ॥

એ વચન સાંભળીને હનુમાનજી બોલ્યા કે, 'હે ભાઈ ! મોતીઓમાં રામચન્દ્રજીનું સુખદાયી નામ છે કે નહીં ? એ જોઉં છું પણ એ નામ આમાં ક્યાંય જોવામાં આવતું નથી, તેથી ભાંગી ભાંગીને ફેંકી દેવું છું.' ॥ ૧ ॥ આ સાંભળીને વળી બીજો કોઈ રાજા બોલ્યો કે, 'સઘળી વસ્તુઓમાં રામ નામ હોય એ તો ક્યાંય સાંભળવામાં આવ્યું નથી.' હનુમાનજી બોલ્યા કે, 'જેમાં રામનું નામ ન હોય, તે વસ્તુ તો કશા કામની જ નહીં.' ॥ ૨ ॥ રાજા બોલ્યો કે, 'હે બળના સ્થાનકરૂપ હનુમાનજી ! ત્યારે તો તમારા શરીરમાં પણ રામનું નામ છે કે શું ? એ સાંભળી, હનુમાનજીએ, 'મારા શરીરમાં રામચન્દ્રજીનું ઉદાર નામ અવશ્ય છે,' ॥ ૩ ॥ એમ બોલીને પોતાની છાતી ફાડી નાખતાં, તેના રોમ રોમ જેટલા પ્રદેશોમાં પણ, રામ નામો જ લખેલાં સર્વના જોવામાં આવ્યાં. કોઈ પણ પ્રદેશ, રામ નામ વગરનો હતો જ નહીં. આ જોઈને સર્વે લોકો, હૃદયોમાં ચકિત થઈ ગયા. ॥ ૪ ॥ અને દેવતાઓએ, આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ કરી તથા જય જય ધ્વનિ કર્યો. પછી રામચંદ્રજીએ કૃપા દૃષ્ટિથી હનુમાનજીનાં શરીરની સામું જોયું. ॥

दो०—अंग भयो पुनि कुलिश सम, ऊठि तुरंत भगवान ॥
वारि विलोचन पुलकि तनु, हिय लाये हनुमान ॥ २९ ॥

રામચન્દ્રજીની કૃપા દૃષ્ટિ પડતાં જ હનુમાનજીનું શરીર, પાછું વજ્ર સમાન થઈ ગયું. રામચન્દ્રજીએ, તુરત ઉભા થઈ, નેત્રોમાં જલ લાવી તથા શરીરમાં રોમાંચિત થઈ, હનુમાનજીને છાતીમાં લગાવ્યા. ॥ ૨૯ ॥

चौ०—भयो तहाँ अचरज यह भारी । देवन जय जय जयति पुकारी ॥

હનુમાનનું શરીર પાછું વજ્રમય થઈ જતાં, સર્વને મોટું આશ્ચર્ય થયું અને દેવતાઓએ જય જય ધ્વનિ કર્યો[૧] ॥

दो०—भिन्न भिन्न स्तुति कर, गे सुर निज निज धाम ॥
वंदि वेष धरि वेद तहँ, आये जहँ श्रीराम ॥ ३० ॥
प्रभु सर्वज्ञ कीन्ह अति, आदर कृपानिधान ॥
लखा न काहु मर्म कछु, लगे करन गुणगान ॥ ३१ ॥

દેવતાઓ જૂદી જૂદી સ્તુતિઓ કરીને પોતપોતાનાં સ્થાનકોમાં ગયા પછી, વેદો, બંદીજનોના વેષો ધરીને રામચંદ્રજીની સભામાં આવ્યા. ॥ ૩૦ ॥ કૃપાનિધાન સર્વજ્ઞ રામચંદ્રજીએ, એઓને ઘણો આદર આપ્યો. એ બંદીજનો નથી પણ વેદો છે અને તેથી રામચંદ્રજી તેઓને વિશેષ આદર આપે છે, એ ભેદ જરા પણ કોઈના જાણવામાં આવ્યો નહીં. વેદો નીચે પ્રમાણે રામચંદ્રજીના ગુણોને ગાવા લાગ્યા. ॥ ૩૧ ॥

૧ અહીં ક્ષેપક સમાપ્ત થાય છે.

छं०–जय सगुण निर्गुण रुप राम अनुप भूप शिरोमणे ॥
दशकंधरादि प्रचण्ड निशिचर प्रबल खल भुज बल हने ॥
अवतार नर संसार भार विभंजी दारुण दुख दहे ॥
जय प्रणतपाल दयाल प्रभु संयुक्त शक्ति नमामि हे ॥ ७ ॥
तव विषम माया वश सुरासुर नाग नर अग जग हरे ॥
भव पंथ भ्रमितसुभ्रमित दिन निशि काल कर्मन गुण भरे ॥
जो नाथ करि करुणा विलोकहु त्रिविध दुःख तेहि निर्वहे ॥
भव खेद छेदन दक्ष हम कहँ रक्ष राम नमामि हे ॥ ८ ॥
जे चरण शिव अज पूज्य रज शुभ परशि मुनि पतिन तरी ॥
नख निर्गता सुर वंदिता त्रैलोक्य पावनि सुरसरी ॥
ध्वज कुलिश अंकुश कंज युत वन फिरत कंटक जिन लहे ॥
पद कंज द्वन्द्व मुकुंद राम रमेश नित्य भजामहे ॥ ९ ॥
जो ज्ञान मान विमत्त तव भय हरणि भक्ति न आदरी ॥
ते पाय सुर दुर्लभ पदादपि पतत हम देखत हरी ॥
विश्वास करि सब आश परिहरि दास तव जे है रहे ॥
जपि नाम तव बिनु श्रम तरहिं भव नाथ सो स्मरामि हे ॥ १० ॥
अव्यक्त मूल मनादि तरु त्वक चरि निगमागम भने ॥
षट कंध शाका पंचविंस अनेक पर्ण सुमन घने ॥
फल युगल विधि कटु मधुर वेलि अकेलि जेहि आश्रित रहे ॥
पल्लवित फूलति नवल नित संसार विपट नमामि हे ॥ ११ ॥
जे ब्रह्म अजअद्वैत अनुभव गम्य मन पर ध्यावहीं ॥
ते कहहु जानहु नाथ हम तव सगुण यश नित गावहीं ॥
करुणायतन प्रभु सद्गुणाकर देहू यह वर मांगहीं ॥
मन कर्म वचन विकार तजि तव चरण हम अनुरागहीं ॥ १२ ॥

"વ્યવહારિક રીતે સગુણ સ્વરૂપવાળા, પરમાર્થિક રીતે નિર્ગુણ સ્વરૂપવાળા, અનુપમ રૂપવાળા, રાજાધિરાજ, અત્યંત ખળતાવાળા રાવણ આદિ પ્રચંડ રાક્ષસોને ભુજાઓના બળથી હણનારા, મનુષ્યાવતારથી પૃથ્વીનો ભાર ઉતારી, જગતનાં દારુણ દુઃખનું દહન કરનારા, પ્રણામ કરનારાઓનું પાલન કરનારા અને સીતાજીરૂપ શક્તિની સાથે રહેનારા હે પ્રભુ રામચંદ્રજી ! તમને પ્રણામ કરીએ છીએ. ॥ ૭ ॥ હે હરિ ! સુરો, અસુરો, નાગો તથા નરો, તમારી વિષમ માયાને વશ થઇને રાત દિવસ સંસારરૂપી પંથમાં ભમ્યા કરે છે અને કાળથી, કર્મોથી તથા ગુણોથી દબાયેલા રહે છે. હે નાથ ! જો એ લોકોની ઉપર કરુણા દૃષ્ટિથી જુવો તો તેઓનાં આધિભૌતિક, આધ્યાત્મિક તથા

આધિદૈવીક, એ ત્રણે પ્રકારનાં દુઃખો ટળી જાય. હે સંસાર ( જન્મ-મરણ ) રૂપી ખેદનું છેદન કરવામાં ચાતુરી ધરાવનારા અને લક્ષ્મીના પતિ રામચંદ્રજી ! આપને પ્રણામ કરીએ છીએ. ॥ ૮ ॥ હે મોક્ષ આપનારા રામચંદ્રજી ! આપનાં ચરણારવિન્દોની જોડી કે જે સદાશિવને તથા બ્રહ્માને પણ પૂજ્ય છે, જેની શુભ રજનો સ્પર્શ મળવાથી અહલ્યા તરી ગઈ છે, જેમાંથી ત્રૈલોક્યપાવની તથા દેવતાઓએ વંદેલી ભાગીરથી નીકળેલ છે, જેમાં ધ્વજ, વજ્ર, અંકુશ તથા કમળ, એઓની આકૃતિઓ રેખારૂપે રહેલ છે અને જેમાં, દંડકારણ્યમાં ફરવાથી કાંટાઓ વાગેલા છે, તેને, નિરંતર ભજીએ છીએ. ॥ ૯ ॥ હે હરિ ! જેઓ બ્રહ્મજ્ઞાનના અભિમાનથી મત્ત રહીને સંસારનું હરણ કરનારી તમારી ભક્તિપર પ્રેમ રાખતા નથી, તેઓ કદાચ દેવતાઓને પણ ન મળે એવાં પદ ( બ્રહ્મલોક ) ને પામે, તોપણ ત્યાંથી પાછા સંસારમાં પડે છે, એ અમોએ જોયેલું છે. હે નાથ ! પરંતુ જેઓ વિશ્વાસ ધરી, સઘળી આશાઓને છોડી દઈ, તમારા દાસ થઈને રહે છે, તેઓ તમારાં નામના જપના પ્રભાવથી, વિના પરિશ્રમે સંસારને તરી જાય છે.[૧] આ પ્રમાણે આપ કે જે ભક્ત લોકોનું હિત કરનારા છો. તેમનું સ્મરણ કરીએ છીએ. ॥ ૧૦ ॥ આ સંસારરૂપી અનાદિ વૃક્ષ, કે જેનું મૂળ વેદમાં કહ્યા પ્રમાણે અવ્યક્ત ( ન દેખાય એવું અર્થાત્ માયા ) છે, જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને મુર્છા એ ચાર છાલો છે રુધિર, માંસ અસ્થિ, મેદ, મજ્જા તથા વીર્ય, એ છ ધાતુઓ થડમાંથી નીકળેલી મોટી શાખાઓરૂપ છે, પાંચ ભૂતો, પાંચ વિષયો, દશ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર તથા કાળ, એ પચ્ચીશ શાખાઓ છે, અનેક વાસનાઓરૂપી પાંદડાં છે, સંકલ્પોરૂપી અપાર પુષ્પો છે, સુખો તથા દુઃખોરૂપી મીઠાં તથા કડવાં, બે જાતનાં ફળો છે, અને જેના આશ્રયથી રહેલી એક ( અવિદ્યારૂપી ) વેલ નિરંતર ફૂલ્યા, તથા ફળ્યા કરે છે, તે વૃક્ષ જેના એક કલ્પિત પ્રદેશમાં રહે છે, તેવા આપને પ્રણામ કરીએ છીએ. ॥ ૧૧ ॥ હે નાથ ! જેઓ જન્માદિક વિકારોથી રહિત, અદ્વૈત, અનુભવગમ્ય તથા મનથી પર પરબ્રહ્મનું ધ્યાન કરે છે, તેઓ ભલે બ્રહ્મની વાતો કર્યા કરે તથા બ્રહ્મને જાણે, પરંતુ અમો તો તમારાં સગુણ સ્વરૂપના યશને નિરંતર ગાઈએ છીએ. હે કરુણાનિધાન ! હે પ્રભુ ! હે શુભ ગુણોના ઉત્પત્તિસ્થાનરૂપ ! અમોને વરદાન આપો, કે અમો મનના, કર્મના તથા વચનના વિકારોને તજીને તમારાં ચરણોમાં જ પ્રેમ રાખીએ. અમો, એ વરદાન જ માગીએ છીએ. " ॥ ૧૨ ॥

दो०—सबके देखत वेदन, विनंती कीन्ह ऊदार ॥
अन्तर्द्धान भये पुनि, गये ब्रह्म आगार ॥ ३२ ॥
वैनतेय सुन शंभु तब आये जहँ रघुवीर ॥
विनत करत गद्गद गिरा पूरित पुलक शरीर ॥ ३३ ॥

---

૧ શ્રીમદ્‌ભાગવતના દશમસ્કન્ધમાં બ્રહ્માએ શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં કહ્યું છે કે, येऽन्यऽरविन्दाक्षवि मुक्तमानिनस्त्वय्यस्तभावादविशुद्धबुद्धयः ॥ आरुह्य कृच्छ्रेण परं पदं ततः पतन्त्यधोऽनादृतयुष्मदंघ्रयः ॥१॥

એ પ્રમાણે સર્વ લોકોની નજર આગળ, ઉદાર વિજ્ઞપ્તિ કરીને ચારે વેદો અંતર્હિત થઈને પાછા બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. ॥ ૩૨ ॥ હે ગરુડજી ! સાંભળો. આ સમયમાં સદાશિવે રામચંદ્રજીના સમીપમાં આવી, ગાત્રોમાં રોમાંચિત થઈને ગદ્‌ગદ્ વાણીથી નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. ॥ ૩૩ ॥

छं०—जय राम रम रमणं शमन, भव ताप भयाकुल पाहि जनं ॥
अवधेश सुरेश रमेश विभो, शरणागत माँगत पाहि प्रभो ॥
दश शीश विनाशन बीश भुजा, कृत दूरि महा महिभूरि रुजा ॥
रजनीचर वृन्द पतंग रहे, शर पावक तेज प्रचण्ड दहे ॥ १३ ॥
महि मंडल मंडन चारु तरं धृत सायक चाप निषंग बरं ॥
मद मोह महा ममता रजनी, तम पुंज दिवाकर तेज अनी ॥
मन जात किरात निपात किये, मृग लोग कुभोग शरेण हिये ॥
हनि नाथ अनाथनि पाहि हरे, विषया वन पामर भूल परे ॥ १४ ॥
बहु रोग वियोगन्ह लोग हये, भवदंघ्रि निरादरके फलये ॥
भवसिंधु अगाध परे नरते, पद पंकज प्रेम न जे करते ॥
अति दीन मलीन दुखी नितही, जिनके पद पंकज प्रीति नहीं ॥
अवलंब भवन्त कथा जिनके, प्रिय संत अनंत सदा तिनके ॥ १५ ॥
नहिं राग न रोष न मान मदा, तिनके सम वैभव वा विपदा ॥
ईहिते तव सेवक होत मुदा, मुनि त्यागत योग भरोस सदा ॥
करि प्रेम निरन्तर नेम लिये पद पंकज सेवत शुद्ध हिये ॥
सम मान निरादर आदरही, सोई संत सुखी विचरंत मही ॥ १६ ॥
मुनि मानस पंकज भृंग भजै, रघुवीर महा रणधीर अजै ॥
तव नाम जपामि नमामि हरि, भव रोग महामद मान अरी ॥
गुण शील कृपा परमायतनं, प्रणमामि निरंतर श्रीरमनं ॥
रघुनँद निकंदन द्वन्द्व घनं, महिपाल विलोक्य दीन जनं ॥ १७ ॥

"હે રામ ! હે લક્ષ્મીના પતિ ! જય જય. હે સંસારના તાપોને શાંત કરનારા ! સંસારના ભયથી વ્યાકુલ થયેલા ભક્તજનનું પાલન કરો. હે અયોધ્યાના નાથ ! હે દેવતાઓના સ્વામી ! લક્ષ્મીના પતિ ! હે વિભુ ! હે પ્રભુ ! આ શરણાગત જન માગે છે કે, સંસારના ભયથી રક્ષણ કરો. હે વીશ ભુજાવાળા તથા દશ માથાંવાળા રાવણનો વિનાશ કરનારા ! પૃથ્વીના મોટા ભારરૂપી પીડાને નષ્ટ કરનારા આપના બાણોરૂપી અગ્નિના પ્રચંડ તેજમાં રાક્ષસોના સમૂહો પતંગીઆની પેઠે જ બળી મુવા છે. ॥ ૧૩ ॥ હે નાથ ! હે હરિ ! ભૂમંડલના અતિ સુંદર આભરણરૂપ, ઉત્તમ ધનુષબાણ તથા ભાથાં, એઓને ધરનારા, મદ, મોહ તથા મોટી મમતારૂપી રાત્રિના અંધકારના સમૂહને નષ્ટ કરવામાં

સૂર્યના તેજના પુંજરૂપ આપ, વિષયોરૂપી વનમાં ભૂલા પડેલા અને કામનારૂપી પારાધીએ વિષયભોગરૂપી બાણુથી હૃદયમાં વીંધીને પાડેલાં લોકોરૂપી અનાથ મૃગોનું પાલન કરો. ॥ ૧૪ ॥ લોકો ઘણા રોગોથી અને ધનાદિકના વિયોગોથી દુઃખી થયા કરે છે, એ કેવળ આપના ચરણોનો અનાદર કરવાનું ફળ છે. જેઓ આપનાં ચરણાર્વિન્દોમાં પ્રેમ કરતા નથી,તે લોકો જ સંસારરૂપી અગાધ સમુદ્રમાં પડયા રહે છે. હે અનંત ! જેઓને આપનાં ચરણાર્વિન્દોમાં પ્રીતિ નથી, તેઓ જ સર્વદા દુઃખી, અતિ દીન અને મલિન રહે છે, પણ જેઓને આપની કથારૂપ અવલંબન હોય છે, તેઓને તો સર્વદા સંત લોકો જ પ્યારા હોય છે, તેથી તેઓની એવી દુર્દશા થતી નથી. ॥ ૧૫ ॥ આપના ભજનમાં તત્પર રહેનારાઓને રાગ, રોષ, માન કે મદ, એઓમાંનું કશું હોતું નથી અને તેઓ તે વૈભવને તથા વિપત્તિને પણ તુલ્ય જ ગણે છે. આ કારણને લીધે મુનિ લોકો યોગ ઉપરના ભરોંસાને છોડી દઈને આનંદથી સર્વદા આપના જ સેવક થાય છે અને શુદ્ધ હૃદયથી અખંડિત પ્રેમ ધરી, પાકા નિયમપૂર્વક આપનાં ચરણાર્વિન્દોનું સેવન કરે છે એવી રીતે સેવન કરનારા સંત જનો જ સર્વદા માનને તથા અપમાનને સમાન ગણીને, પૃથ્વીપર પરમ સુખથી વિચરે છે. ॥ ૧૬ ॥ હે કોઇથી જિતાઓ નહીં એવા મહારણધીર રઘુવીર ! આપ મુનિઓનાં અંતઃકરણોરુપી કમળોને ભ્રમરની પેઠે ભજો છો. હે હરિ ! આપનું નામ કે જે સંસારરૂપી રોગના, મોટા મદના અને માનના શત્રુરૂપ છે, તેને સર્વદા જપું છું અને નમું છું. આપ કે જે, ગુણો, સુશીલ તથા કૃપા, એઓના પરમ સ્થાનકરૂપ છો અને લક્ષ્મીના પતિ છો, તેમને નિરન્તર પ્રણામ કરૂં છું. અત્યંત દૃઢ કામ, ક્રોધાદિક દ્વન્દ્વોને નષ્ટ કરનારા રાજાધિરાજ હે રઘુનંદન આ દીન જનની સામે જુવો. ॥ ૧૭ ॥

दो०-बार बार बर मांगौं, हर्षि देहु श्रीरंग ॥
पदसरोज अनपावनी, भक्ति सदा सत्संग ॥ ३४ ॥

હે લક્ષ્મીપતિ ! હું આપનાં ચરણાર્વિન્દોમાં, અખંડ ભક્તિ રહેવાનું અને સર્વદા સત્સંગમાં રહેવાનું વરદાન વારંવાર માગું છું, માટે પ્રસન્ન થઇને એ વરદાન આપો.॥૩૪॥

दो०-वर्णि उमापति राम गुण, हर्षि गये कैलास ॥
तब प्रभु कपिन दिवाये, सब विधि सुखप्रद वास ॥ ३५ ॥

એ પ્રમાણે સદાશિવ રામચન્દ્રજીના ગુણોનું વર્ણન કરી, રાજી થઇને કૈલાસમાં ગયા અને તે સમયમાં રામચન્દ્રજીએ વાનરાઓને સર્વ પ્રકારની સગવડોવાળા ઉતારાઓ અપાવ્યા. ( આ ઉપરથી સમજાય છે કે, વેદો સ્તુતિ કરતા હતા, તે સમયમાં પહેલાંથી જ રામચન્દ્રજીનું ચિત્ત વાનરાઓને ઉતારા દેવામાં લાગ્યું હતું, તેથી તેમનું લક્ષ્ય સદાશિવ તરફ નહીં રહેવાથી, 'રખેને મારાથી કશી સહાયતા આપી શકાઈ નથી, તેથી મારી સામે જોતા ન હોય,' એમ ધારીને સદાશિવે કહ્યું કે, 'આ દીન જનની સામે જુવો.' ) ॥ ૩૫ ॥

चौ०-पुन खगपति यह कथा सुहावनि । त्रिविध ताप भव दोष नशावनि ॥
महाराज कर शुभ अभिषेका । सुनत लहहिं नर विरति विवेका ॥ १ ॥

जे सकाम नर सुनहिं जे गावहिं । सुख संपति नाना विधि पावहिं ॥
सुर दुर्लभ सुख करि जग माहीं । अन्त काल रघुपति पुर जाहीं ॥ २ ॥
सुनहिं विमुक्त विरति अति विषई । लहहिं भक्ति गति संपति नितई ॥
खगपति राम कथा मैं बरणी । सुमति विलास त्रास दुख हरणी ॥ ३ ॥
विरति विवेक भक्ति दृढ़ करणी । मोह नदी कहँ सुन्दर तरणी ॥
नित नव मंगल कौशलपुरी । हर्षित रहहिं लोग सब कुरी ॥ ४ ॥
नित नव प्रीति राम पद पंकज । सेवत जेहि शंकर सुर मुनि अज ॥
मंगन बहु प्रकार पहिरावे । द्विजन दान नाना विधि पाये ॥ ५ ॥

હે ગરુડજી ! સંસારના ત્રણે તાપોરૂપ દોષોને નષ્ટ કરનારી આ સુંદર કથા સાંભળવા યોગ્ય છે. મહારાજ રામચંદ્રજીના શુભ રાજ્યાભિષેકની કથાનું શ્રવણ કરવાથી, નિષ્કામ લોકોને વૈરાગ્યની અને વિવેકની પ્રાપ્તિ થાય છે. ॥ ૧ ॥ જે લોકો, સાંસારિક સુખોની ઈચ્છા રાખીને આ કથાને સાંભળશે કે ગાશે, તેઓને, પણ સુખની તથા અનેક પ્રકારની સંપત્તિઓની પ્રાપ્તિ થશે અને જગતમાં દેવતાઓને પણ માંડ મળે એવાં સુખો ભોગવ્યા પછી, અંત કાલમાં રામચંદ્રજીના લોકોની પ્રાપ્તિ થશે. ॥ ૨ ॥ આ કથા સાંભળવાથી મુક્તલોકોને ભક્તિની, વિરક્ત લોકોને સદ્ગતિની અને વિષયી લોકોને સર્વદા સંપત્તિની પ્રાપ્તિ થશે. હે ગરુડજી ! મેં વર્ણવેલી રામકથા સુબુદ્ધિનો પ્રકાશ કરનારી છે, ત્રાસને તથા દુઃખને હરનારી છે, ॥ ૩ ॥ વૈરાગ્યને, વિવેકને, તથા ભક્તિને દૃઢ કરનારી છે અને મોહરૂપી નદીને તરવાનાં સુંદર વહાણરૂપ છે. રામચંદ્રજીનું રાજ્ય થતાં, અયોધ્યા પુરીમાં નિત્ય નવીન નવીન મંગળો વરતાવા લાગ્યાં, સર્વ જાતિનાં લોકો હર્ષયુક્ત રહેવા લાગ્યાં ॥ ૪ ॥ અને રામચંદ્રજીના ચરણો કે જેઓને દેવતાઓ, મુનિઓ, સદાશિવ અને બ્રહ્મા પણ સેવે છે, તેમ ! લોકોને નિત્ય નવીન નવીન પ્રીતિ વધવા લાગી. માગણ લોકોને ઘણા ઘણા પ્રકારની પેહેરામણીઓ મળી અને બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાનો મળ્યાં. ॥ ૫ ॥

दो०—परमानंद मगन कपि, सब कहँ प्रभु पद प्रीति ॥
जात न जानेउ दिवस निशि, गये मास षट बीति ॥ ३६ ॥

રામચંદ્રજીના ચરણોમાં અલૌકિક પ્રીતિ પામી, પરમાનંદમાં મગ્ન રહેતા સર્વ વાનરાઓને, રાત જવાની કે દિવસ જવાની પણ ખબર નહીં પડતાં, છ માસ વ્યતીત થઈ ગયા. ॥ ૩૬ ॥

चौ०—बिसरे गृह स्वपनेहुँ सुधि नाहीं । जिमि परद्रोह संत मन माहीं ॥
तब रघुपति सब सखा बुलाये । आय सबहि सादर शिर नाये ॥ १ ॥
प्रेम समेत निकट बैठारे । भक्त सुखद मृदु वचन उचारे ॥
तुम अति कीन्ह मोरि सेवकाई । मुखपर केहि विधि करौं बड़ाई ॥ २ ॥
ताते मोहिं तुम अति प्रिय लागे । मम हित लागि भवन सुख त्यागे ॥

अनुज राज्य सम्पति बैदेही । देह गेह परिवार सनेही ॥ ३ ॥
सबमोहिं प्रिय नहिं तुमहिं समाना । मृषा न कहौं मोर यह बाना ॥
शब कहँ प्रिय सेवक यह नीती । मोरे अधिक दासपर प्रीती ॥ ४ ॥

જેમ સંત જનોને પરદ્રોહ વીસરી જવાથી, તેનું સ્વપ્નમાં પણ સ્મરણ ન આવે તેમ વાનરાઓને તથા રીંછોને પોતપોતાનાં ઘરો વીસરી જતાં, તેઓનું સ્વપ્નમાં પણ સ્મરણ ન આવવા લાગ્યું. કેટલાક દિવસો પછી, રામચન્દ્રજીએ સઘળા મિત્રોને વિદાયગિરી દેવાને માટે બોલાવતાં તે સઘળાઓએ આવીને માથાં નમાવ્યાં. ॥ ૧ ॥ રામચંદ્રજીએ તેઓને પ્રેમપૂર્વક પોતાની પાસે બેસાડી, ભક્ત લોકોને સુખ આપનારાં કોમળ વચનોથી ભાષણ કર્યું કે, "તમોએ મારી જે અત્યંત સેવા કરી છે, તેની પ્રશંસા તમારાં મોહોડાં ઉપર મારાથી શી રીતે બની શકે ? ॥ ૨ ॥ એ સેવાને લીધે, તમો મને અત્યંત પ્રિય છો. હજીસુધી પણ મારાં હિતને વાસ્તે જ તમોએ ઘરનાં સુખોનો ત્યાગ કર્યો છે. હે ભાઈઓ, રાજ્ય, સંપત્તિઓ, સીતા, શરીર, ઘર, પરિવાર કે સ્નેહીઓ, ॥ ૩ ॥ એઓ કોઈ પણ, મને, તમારા જેવાં પ્રિય નથી. હું કદી પણ મિથ્યા ભાષણ કરૂં નહીં, એ મારી પ્રતિજ્ઞા જ છે. સર્વને સેવકો પ્યારા હોય, એ નીતિ છે, પણ મને તો તન, મન તથા ધન, એઓનું અર્પણ કરીને સેવા કરનારા નિષ્કામ દાસજન ઉપર અધિક પ્રીતિ છે. ॥૪॥

दो०—अब गृह जाहु सखा सब, भजहु मोहिं दृढ़ नेम ॥
सदा सर्वगत सर्व हित, जानि करेहु अति प्रेम ॥ ३७ ॥

હે મિત્રો ! હવે તમો સઘળા પોતપોતાને ઘેર જાઓ, ઘેર જઈને દઢ નિયમથી મને ભજો તથા મને સર્વવ્યાપક જાણીને અત્યંત પ્રેમથી સર્વનું હિત કર્યા કરો. ॥ ૩૭ ॥

चौ०—सुनि प्रभु वचन मगन सब भये । को हम कहाँ बिसरि तनु गये ॥
इक टक रहे जोरि कर आगे । कहि न शकत कछु अति अनुरागे ॥ १ ॥
परम प्रीति तिन्ह कर प्रभु देखी । कहा विविध विध ज्ञान विशेखी ॥
प्रभु सन्मुख कछु कहै न पारहीं । पुनि पुनि चरण सरोज निहारहीं ॥ २ ॥
तब प्रभु भूषण वसन मँगाये । नाना रंग अनूप सुहाये ॥
सुग्रीवहिं प्रथमहि पहिराये । भरत वसन निज हाथ बनाये ॥ ३ ॥
प्रभु प्रेरित लक्ष्मण पहिराये । लंकापति रघुपति मन भाये ॥
अंगद बैठि रहे नहिं डोले । प्रीति जानि प्रभु ताहि न बोले ॥ ४ ॥

રામચંદ્રજીનાં વચનો સાંભળીને સર્વે મિત્રો એવા તો પ્રેમમાં મગ્ન થઈ ગયા કે, કોઇને પણ, 'આપણે કોણ છીએ ? તથા આપણાં શરીરો કયાં છે ?' એનું ભાન રહ્યું નહીં. સર્વે વાનરાઓ તથા રીંછો હાથ જોડી, નિમેષ વગરની દૃષ્ટિઓથી જોતા જોતા આગળ ઉભા રહ્યા અને અત્યંત પ્રેમને લીધે, કશું પણ બોલવાને અશક્ત થઈ ગયા ॥૧॥ રામચન્દ્રજીએ એઓના અત્યંત પ્રેમને જોઈ, અનેક પ્રકારોથી બ્રહ્મજ્ઞાનનો વિશેષ ઉપદેશ કર્યો કે, જેથી વૈરાગ્ય પ્રાપ્ત થતાં તથા આત્મસ્વરૂપ ઓળખાતાં પ્રેમાદિ

બંધનોનો તમામ ત્યાગ થઈ જાય. બ્રહ્મવિદ્યાનું શ્રવણ કર્યા છતાં પણ, વાનરાઓ તથા રીંછો, રામચન્દ્રજીની પાસે કશું પણ નહીં બોલી શકતાં વારંવાર તેમનાં ચરણોની સામે જ જોવા લાગ્યાં. (આથી એમ સૂચવ્યું કે, અમોને આપનાં ચરણોની સેવા શિવાય બ્રહ્મજ્ઞાનાદિક બીજું કશું જોઈતું જ નથી.) ॥૨॥ આ સમયમાં રામચન્દ્રજીએ રંગરંગનાં, અનુપમ તથા સુશોભિત આભરણો અને વસ્ત્રો મંગાવ્યાં. રામચંદ્રજીની આજ્ઞાથી, ભરતજીએ પોતાના હાથથી પ્રથમ સુગ્રીવને પહેરામણી પહેરાવી. ॥૩॥ પછી રામચંદ્રજીની પ્રેરણાથી, લક્ષ્મણજીએ રામચન્દ્રજીના પ્યારા વિભીષણને પહેરામણી પહેરાવી. અંગદ તો પહેરામણીને માટે જરા પણ ઉત્કંઠિત નહીં થતાં, બેસી જ રહ્યો અને રામચન્દ્રજીએ પણ તેની પ્રીતિને જોઇને, તેને પહેરામણી દેવા માટે બોલાવ્યો જ નહીં. (આની પ્રીતિ જોઇને બીજા વાનરાઓ પણ વિદાય નહીં થાય, એમ જાણીને રામચંદ્રજીએ અંગદને બોલાવ્યો જ નહીં.) ॥ ૪ ॥

दो०–जाम्बवंत नीलादि सब, पहिराये रघुनाथ ॥
हिय धर राम स्वरूप सब, चले नाय पद माथ ॥ ३८ ॥
तब अंगद उठि नाय शिर, सजल नयन कर जोरि ॥
अति विनीत बोले वचन, मनहुँ प्रेम रस बोरि ॥ ३९ ॥

જાંબુવાન તથા નીલ આદિ સર્વ મિત્રોને, રામચન્દ્રજીએ, પહેરામણીઓ પહેરાવી. સર્વે વાનરાઓ તથા રીંછો, રામચન્દ્રજીનાં ચરણોમાં માથાં નમાવી, તેમનાં સ્વરૂપને હૃદયોમાં ધરી લઇને ચાલવા લાગ્યા. ॥ ૩૮ ॥ આ સમયમાં અંગદે ઉઠી, માથું નમાવી, નેત્રોમાં પાણી લાવી, હાથ જોડીને જાણે પ્રેમરૂપી રસમાં બોળેલાં હોય એવાં અતિ નમ્રતા ભરેલાં વચનો કહ્યાં કે, ॥ ૩૯ ॥

चौ०–सुनु सर्वज्ञ कृपा सुख सिन्धो । दीन दयाकर आरत बंधो ॥
मरती बार नाथ मोहिं बाली । गयो तुम्हारे कोछे घाली ॥ १ ॥
अशरण शरण बिरद संभारी । मोहिं जनि तजहु भक्त भयहारी ॥
मोरे प्रभु तुम गुरु पितु माता । जाउँ कहां तजि पद जल जाता ॥ २ ॥
तुमहिं बिचारि कहहु नरनाहा । प्रभु तजि भवन काज मम काहा ॥
बालक अबुध ज्ञान बल हीना । राखहु शरण जानि जन दीना ॥ ३ ॥
नीच टहल गृहकी सब करिहौं । पदपंकज विलोकि भव तरिहौं ॥
अस कहि चरण परे प्रभु पाहीं । अब जनि नाथ कहहु गृह जाहीं ॥ ४ ॥

"હે સર્વજ્ઞ ! હે કૃપાના તથા સુખના સમુદ્રરૂપ ! હે દીન જનોની ઉપર દયા કરનારા ! હે આર્ત્ત બંધુ ! હે નાથ ! મારો પિતા વાળી મરતી વખતે મને આપના ખોળામાં નાખી ગયો છે. ॥૧॥ હે ભક્તજનોના ભયને હરનારા ! જેનું કોઈ પણ શરણ ન હોય, તેના શરણરૂપ થવા વિષે આપની જે પ્રતિજ્ઞા છે, તેનું સ્મરણ કરીને મને છોડી દેશો નહીં. હે પ્રભુ ! મારા તો ગુરુ, પિતા તથા માતા આપ જ છો. હું આપનાં ચરણારવિંદોને છોડીને ક્યાં જાઉં? (જેઓનાં ગુરુ,પિતા તથા માતા વગેરે હતાં, તેઓ તો વિદાય

થઈ ગયાં, પણ મારાં તો આપ સિવાય બીજાં કોઈ પણ ગુરુ કે માતા, પિતા નથી, કારણ કે, મારો પિતા મને આપના ખોળામાં સોંપી ગયો છે. ) ॥ ૨ ॥ હે રાજાધિરાજ ! આપ જ વિચારીને કહો કે, મારે આપને છોડી દઇને ઘરમાં શું કામ છે ? ( આપ રાજાધિરાજ હોવાથી, રાજાઓના વ્યવહારને જાણો છો કે, જેનું રાજ્ય બીજાની પાસે હોય, તે ધણી ત્યાં જઇને શું કરે ? ) અને બાલક, મૂર્ખ, જ્ઞાનવગરનો, બળવગરનો તથા દીન જન જાણીને આપના શરણમાં જ રાખો. ॥૩॥ હું આપના ઘરની સઘળી હલકામાં હલકી નોકરી કરીશ અને આપના ચરણાર્વિન્દોનાં નિત્ય દર્શનથી સંસારને તરી જઇશ. ” એટલું બોલીને અંગદ રામચન્દ્રજીનાં ચરણોમાં પડયો અને વળી પણ તેણે, હમણાં મને ઘેર જવાનું કહેશો નહિ,’ એમ વિનતિ કરી. ॥ ૪ ॥

दो०—अंगद वचन विनीत सुन, रघुपति करुणा सींव ॥
प्रभु उठाय उर लायऊ, सजल नयन राजीव ॥ ४० ॥
निज उर माला बसन मणि, वालि तनय पहिराई ॥
विदा किये भगवान तब, बहु प्रकार समुझाई ॥ ४१ ॥

અંગદના નમ્રતા ભરેલાં વચનો સાંભળી, કૃપાની સીમારૂપ રામચન્દ્રજીએ, પોતાનાં નેત્રોમાં પાણી લાવી, અંગદને ઉભો કરીને પોતાની છાતીમાં લગાવ્યો ॥ ૪૦ ॥ અને પછી તેને પોતાના શ્રીઅંગમાં ધરવાની માળા, વસ્ત્રો તથા મણિઓ પહેરાવી, ઘણા ઘણા પ્રકારોથી યૌવરાજ્યનું તથા અંતે રાજ્યનું સુખ ભોગવવાનું સમજાવીને વિદાય કર્યો. ( માળા દેવાથી સૂચવ્યું કે, જેને, અમો અમારી માળા પહેરાવીએ, તેને, સર્વદા સહાય જ રહીએ. ) ॥ ૪૧ ॥

चौ०—भरत अनुज सौमित्र समेता । पठवन चले भक्त चित चेता ॥
अंगद हृदय प्रेम नहिं थोरा । फिरि फिरि चितवत प्रभुकी ओरा ॥१॥
बार बार करि दंड प्रणामा । मन अस रहन कहहिं मोहिं रामा ॥
राम विलोकनि बोलनि चलनी । सुमिरि सुमिरि शोचत हँसि मिलनी॥२॥
प्रभु रुख देखि विनय बहु भाषी । चले हृदय पद पंकज राषी ॥
अति आदर सब कपि पहुँचाये । भाइन सहित भरत फिरि आये ॥ ३ ॥
तब सुग्रीव चरण गहि नाना । भाँति विनय कीन्ही हनुमाना ॥
दिन दश करि रघुपति पद सेवा । तब फिरि चरण देखिहौं देवा ॥ ४ ॥
पुण्य पुंज तुम पवनकुमारा । सेवहु जाय कृपालु अगारा ॥
अस कहि कपि पति चले तुरंता । अंगद कहेउ सुनहु हनुमन्ता ॥ ५ ॥

પછી રામચંદ્રજીની આજ્ઞાથી ભરતજી, લક્ષ્મણજીને તથા શત્રુઘ્નને સાથે લઈ, ભક્તલોકોનાં ચિત્તોને સુખ દેવા માટે, વાનરાઓને તથા રીંછોને વળાવવા જવાને તૈયાર થયા. અંગદના હૃદયમાં અતિશયિત પ્રેમ હતો, તેથી અંગદ પાછું વળી વળીને રામચંદ્રજીની સામે જોયા કરતો કે. ॥ ૧ ॥ ‘ હજી પણ પ્રભુ કૃપા કરીને મને અહીં જ રહેવાનું કહે. ’ એજ આશાથી વારંવાર દંડવત્પ્રણામ કરતો અને પ્રભુનાં, જોવાને,

બોલવાને, ચાલવાને, હસવાને તથા મળવાને સંભારી સંભારીને વિરહથી વ્યાકુળ થતો ॥ ૨ ॥ અંગદ, પ્રભુની મરજી જોઈ ઘણી ઘણી રીતનાં નમ્ર વચનો બોલી, પ્રભુનાં ચરણારવિન્દોને હૃદયમાં રાખી લઈને વિદાય થયો. લક્ષ્મણજી સહિત તથા શત્રુઘ્ન સહિત ભરતજી, સર્વ વાનરાઓને તથા રીંછોને અત્યંત આદરથી વળાવી આવીને, પાછા રામચંદ્રજીની પાસે આવ્યાં. ભરતજી, સર્વને વળાવીને પાછા વળ્યા, ॥ ૩ ॥ તે સમયમાં હનુમાનજીએ, સુગ્રીવનાં ચરણો પકડી, અનેક પ્રકારની નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કરીને કહ્યું કે, "હે મહારાજ ! હું હજુ દશેક દિવસો સુધી રામચંદ્રજીનાં ચરણોની સેવા કરીને પછી આપનાં ચરણોનાં દર્શન કરીશ, ॥ ૪ ॥" સુગ્રીવ બોલ્યો કે, "હે પવનકુમાર ! તમે તો પુણ્યોના સમૂહરૂપ જ છો. સુખેથી જાઓ અને કૃપાના તથા સુખના સ્થાનકરૂપ રામચંદ્રજીની સેવા કરો." એટલું બોલીને સુગ્રીવ તુરત ચાલતો થતાં, અંગદે હનુમાનજીને કહ્યું કે, "હે હનુમાનજી ! સાંભળો. ॥ ૫ ॥

दो०—कहेऊ दंडवत प्रभु सन, तुमहिं कहौं कर जोरि ॥
बार बार रघुनायकहि, सुरति करायहु मोरि ॥ ४२ ॥
अस कहि चलेऊ वालि सुत, फिरि आये हनुमान ॥
तासु प्रीति प्रभु सन कही, मगन भये भगवान ॥ ४३ ॥
कुलिशहु चाहि कठोर अति, कोमल कुसुमहु चाहि ॥
चित खगेश अस राम कर, समुझि परै कहु काहि ॥ ४४ ॥

હું તમને હાથ જોડીને કહું છું કે, રામચંદ્રજીને મારા દંડવત્પ્રણામ કહેજો અને વારંવાર મારી બાબતમાં રામચંદ્રજીને સ્મરણ આપ્યા કરજો ॥ ૪૨ ॥ એટલું બોલીને અંગદ ચાલતો થતાં, હનુમાનજીએ પાછા રામચન્દ્રજીની પાસે આવીને અંગદના પ્રેમની હકીકત કહી સંભળાવી. એ સાંભળીને રામચન્દ્રજી પ્રસન્ન થયા. ॥ ૪૩ ॥ હે ગરુડજી ! રામચન્દ્રજીનાં ચિત્તને વજ્ર કરતાં પણ અત્યંત કઠણ કહીએ. તોપણ કહી શકાય એમ છે અને પુષ્પ કરતાં પણ અત્યંત કોમળ કહીએ તોપણ કહી શકાય એમ છે, પરંતુ એમનાં ચિત્તનો અભિપ્રાય કોઇથી સમજી શકાય એમ નથી. ( અંગદને વિદાય કરવાના સમયમાં રામચન્દ્રજીનું ચિત્ત અત્યંત કઠણ જોવામાં આવ્યું અને હનુમાનજીના મુખથી અંગદના પ્રેમની હકીકત સાંભળવાના સમયમાં અત્યંત કોમળ જોવામાં આવ્યું. ) ॥૪૪॥

चौ०—पुनि कृपालु लिय बोलि निषादा । दीन्हेउ भूषण वसन प्रसादा ॥
जाहु भवन मम सुमिरन करहू । मन क्रम वचन धर्म्म अनुसरहू ॥ १ ॥
तुम मम सखा भरत सम भ्राता । सदा रहेउ पुर आवत जाता ॥
वचन सुनत ऊपजा सुख भारी । परेऊ चरणलोचन भरि वारी ॥ २ ॥
चरण कमल ऊर धरि गृह आवा । प्रभु स्वभाव परिजनहीं सुनावा ॥
रघुपति चरित देखि पुर वासी । पुनि पुनि धन्य कहहिं सुख रासी ॥ ३ ॥
राम राज्य बैठे त्रय लोका । हर्षित भयऊ गयऊ सब शोका ॥
बैर न कर काहू सन कोई । राम प्रताप विषमता खोई ॥ ४ ॥

પછી રામચંદ્રજીએ ગુહ રાજાને બોલાવી, પ્રસાદી, ભૂષણો તથા વસ્ત્રો આપીને કહ્યું કે, "ઘેર જાઓ. મારૂં સ્મરણ કર્યા કરજો અને મનથી, કર્મથી તથા વચનથી, ધર્મને અનુસર્યા કરજો. ॥ ૧ ॥ હે ભાઈ! તમે મારા સખા છો અને ભરતજી સમાન પ્યારા છો. આ નગરમાં સર્વદા આવતા જતા રહેજો. કેમ કે, તમારુ શૃંગવેર પુર અહીંથી સમીપમાં છે." આ વચનો સાંભળી, અત્યંત સુખ ઉપજતાં ગુહ રાજા નેત્રોમાં પાણી લાવીને રામચન્દ્રજીનાં ચરણોમાં પડયો. ॥ ૨ ॥ અને પછી તે ચરણોને હૃદયમાં રાખી લઈને, પોતાના શ્રૃંગવેર પુરમાં, ગયો. શૃંગવેર પુરમાં, જઈને તેણે કુટુંબિઓની પાસે, રામચન્દ્રજીના સ્વભાવનું વર્ણન કહી સંભળાવ્યું. અયોધ્યા વાસીઓ, રામચન્દ્રજીના ચરિત્રને જોઈ, બહુ સુખ પામીને વારંવાર 'ધન્ય' 'ધન્ય' કહેવા લાગ્યાં. ॥ ૩ ॥ રામચન્દ્રજી રાજ્યાસનપર બીરાજ્યા ત્યારથી ત્રૈલોકય હર્ષ પામ્યું. સઘળો શોક જતો રહ્યો. કોઈ પણ કોઈની સામે વૈર ન કરવા લાગ્યાં. રામચન્દ્રજીના પ્રતાપથી સર્વની કુટિલતા જતી રહી. ॥ ૪ ॥

दो०—वर्णाश्रम निज निज धरम, निरत वेद पथ लोग ॥
चलहिं सदा पावहिं सुखहिं, नहिं भय शोक न रोग ॥ ४५ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય તથા શૂદ્ર, એ ચાર વર્ણો અને બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસી, એ ચાર આશ્રમવાળાઓ, વેદના માર્ગમાં રુચિ ધરીને પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલવા લાગ્યા અને સુખ પામવા લાગ્યા. કોઈને ભય, શોક કે રોગ કશું રહ્યું નહીં. ॥ ૪૫ ॥

चौ०—दैहिक दैविक भौतिक तापा । राम राज्य नहिं काहुहि व्यापा ॥
सब नर करहीं परस्पर प्रीति । चलहिं सुधर्म निरत श्रुति रीती ॥ १ ॥
चारिऊ चरण धर्म जग माहि । पूरि रहा स्वप्नहु अघ नाहीं ॥
राम भक्त रत नर अरु नारी । सकल परम गतिके अधिकारी ॥ २ ॥
अल्प मृत्यु नहिं कवतिऊ पीरा । सब सुन्दर सब निरुज शरीरा ॥
नहिं दरिद्र कोऊ दुखी न दीना । नहिं कोऊ अबुध न लक्षण हीना ॥ ३ ॥
सब निर्दंभ धर्म रत घृणी । नर अरु नारि चतुर शुभ गुणी ॥
सब गुणज्ञ सब पंडित ज्ञानी । सब कृतज्ञ नहिं कपट सयानी ॥ ४ ॥

રામચન્દ્રજીના રાજ્યમાં કોઇને પણ આધ્યાત્મિક, આધિદૈવિક કે આધિભૌતિક તાપો રહ્યા નહીં. સર્વ માણસો પરસ્પરથી પ્રેમ કરવા લાગ્યાં અને વેદોક્ત માર્ગ પ્રમાણે સ્વધર્મ પાળવા લાગ્યાં. ॥ ૧ ॥ જગતમાં તપ, જ્ઞાન, યજ્ઞ અને દાન, એ ચારે ચરણોથી ધર્મ ભરપૂર રહ્યો. સ્વપ્નમાં પણ પાપ રહ્યું નહીં. સઘળાં નર નારીઓ રામચન્દ્રજીની ભક્તિમાં રુચિ ધરવા લાગ્યાં કે, જેથી પરમ ગતિનો અધિકાર પ્રાપ્ત થાય. ॥ ૨ ॥ કોઈ પણ માણસો, થોડી અવસ્થામાં મરણ પામવા ન લાગ્યાં. કોઇને પણ કશી પીડા રહી નહીં. સઘળા માણસો રુપવાળાં અને રોગ રહિત શરીરોવાળાં, થયા, કોઈ પણ દરિદ્ર,

દુઃખી, દીન, મૂર્ખ કે સુલક્ષણોથી રહિત રહ્યું નહીં. ॥ ૩ ॥ સર્વ માણસો, દંભથી રહિત, ધર્મમાં રુચિ રાખનારાં, દયાવાળાં, ચતુર, શુભ ગુણોવાળાં, પરાયા ગુણોને જાણનારાં, પંડિત, જ્ઞાની, બીજાઓએ કરેલા ઉપકારોને નહીં વિસારનારાં અને કપટ ભરેલી ચાતુરીથી રહિત થયાં. ॥ ૪ ॥

दो०—राम राज्य विहँगेश सुन, सचराचर जग माहिं ॥
काल कर्म स्वभाव गुण, कृत दुख काहुहि नाहिं ॥ ४६ ॥

હે ગરુડજી ! સાંભળો. રામચન્દ્રજીનું રાજ્ય થતાં સચરાચર જગતમાં કોઇને પણ કાળે, કર્મોએ, સ્વભાવે કે ગુણોએ કરેલું કશું દુઃખ રહ્યું નહીં. (શીત, ઉષ્ણ આદિ દુઃખો કાળથી થાય છે, રોગાદિક દુઃખો કર્મોથી થાય છે, ક્ષુધા તથા જરા આદિ દુઃખો સ્વભાવથી થાય છે અને કામ, ક્રોધાદિક દુઃખો, ગુણોથી થાય છે, એમ માનવામાં આવે છે.) ॥૪૬॥

चौ०—भूमि सप्त सागर मेखला । एक भूप रघुपति कोशला ॥
भुवन अनेक रोम प्रति जासू । यह प्रभुता कछु बहुत न तासू ॥ १ ॥
सो महिमा समुझत प्रभु केरी । यह वर्णत हीनता घनेरी ॥
यह महिमा खगेश जिन्ह जानी । फिरि यह चरित तिनहुँ रति मानी ॥२॥
सो जानेकर फल यह लीला । कहहि महा मुनिवर दम शीला ॥
राम राज करि सुख संपदा । वरणि न शकहिं फणीश शारदा ॥ ३ ॥
सब ऊदार सब पर ऊपकारी । द्विज सेवक सब नर अरु नारी ॥
एक नारि व्रत रत नर झारी । ते मन वच क्रम पति हितकारी ॥ ४ ॥

સાતે સમુદ્રોરૂપી મેખલાવાળી પૃથ્વીમાં રામચન્દ્રજીનું જ એક છત્ર રાજ્ય હતું એમ કહેવું પણ તેમના મહિમાની આગળ કશું અધિક નથી. જેમનાં પ્રત્યેક રોમકૂપોમાં અનેક બ્રહ્માંડો રહ્યાં છે, તેમને પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય કોણ માત્ર છે ? ॥૧॥ પ્રભુના એ મહિમાનું સ્મરણ કરીએ છીએ, ત્યાં આ મહિમાનું વર્ણન કરવું, એ બહુ હીનતા ભરેલું જણાય છે. હે ગરુડજી ! પણ એમ તો છે કે, જેઓ પ્રભુના એ અલૌકિક મહિમાને જાણે છે, તેઓ પણ, પ્રભુનું, આ રાજ્યાદિકરૂપ ચરિત્ર ગાવામાં તથા સાંભળવામાં રુચિ ધરાવે છે. ॥૨॥ મોટા મોટા જિતેન્દ્રિય મુનિવરો કહે છે કે, આ લીલાનું વર્ણન કરવામાં આવે, એ જ પ્રભુનો અલૌલિક મહિમા જાણવાનું ફળ છે. રામના રાજ્યનાં સુખો અને સંપત્તિઓ, શેષનાગથી કે સરસ્વતીથી પણ સંપૂર્ણ વર્ણવી શકાય એમ નથી. ॥ ૩ ॥ એ રાજ્યમાં સઘળાં નર નારીઓ ઉદાર, પરોપકારી અને બ્રાહ્મણોની સેવા કરવામાં તત્પર હતાં. સર્વે પુરુષો એકપત્નીવ્રતવાળા હતા અને સર્વે સ્ત્રીઓ, મનથી, વચનથી તથા ક્રિયાથી, પોતપોતાના સ્વામીનું જ હિત કરનારી જ હતી અર્થાત્ ( પતિવ્રતા હતી. ) ॥ ૪ ॥

दो०—दंड यतिन कर भेद जहँ, नर्तक नृत्य समाज ॥
जीते मनहिं सुनिय अस, रामचन्द्रके राज ॥ ४७ ॥

રામચન્દ્રજીના રાજ્યમાં દંડ, કેવળ સંન્યાસીઓના હાથમાં જ જોવામાં આવતો હતો,[1] ભેદ ( તાલ વગેરેનો ભેદ ) કેવળ નાચનારા લોકોના નૃત્ય સમાજમાં જ જોવામાં આવતો હતો[2] અને વિજય, કેવળ મનનો જ કરવો પડતો હતો,[3] એમ વિદ્વાનોનાં મુખોથી સાંભળવામાં આવે છે. ॥ ૪૭ ॥

चौ०—फूलहिं फलहिं सदा तरु कानन । चरहिं एक सँग गज पंचानन ॥
खग मृग सहज वैर विसराई । सबनि परस्पर प्रीति बढाई ॥ १ ॥
कूजहिं खग मृग नाना वृन्दा । अभय चरहिं बन करहिं अनंदा ॥
शीतल सुरभि पवन बह मन्दा । गुंजत अलि लै चलु मकरंदा ॥ २ ॥
लता विटप मांगें फल द्रवहीं । मन भावते धेनु पय श्रवहीं ॥
सस संपन्न सदा रह धरणी । त्रेता भई सतयुगकी करणी ॥ ३ ॥
प्रगटे गिरि नाना मणि खानी । जगदात्मा भूप जग जानी ॥
सरिता सकल बहै वर वारी । शीतल अमल स्वाद सुखकारी ॥ ४ ॥
सागर निज मर्य्यादा रहहिं । डारहिं रत्न तटनि नर लहहीं ॥
सरसिज संकुल सकल तडागा । अति प्रसन्न दश दिशा विभागा ॥ ५ ॥

એ રાજ્યમાં વાડીઓનાં અને વનોનાં વૃક્ષો સર્વદા પુષ્પિત અને ફલિત રહેતાં હતાં, હાથીઓ અને સિંહો એક સ્થાનમાં મિત્રતાથી વિચરતા હતા અને પક્ષીઓ તથા મૃગો પોતપોતાની જાતનાં સહજ વૈરને છોડી દઈ, પરસ્પરની સાથે પ્રીતિ વધારીને ફરતાં હતાં. ॥ ૧ ॥ જાત જાતનાં પક્ષીઓ તથા પશુઓ, મધુર શબ્દો કરતાં હતાં અને વનોમાં નિર્ભયપણાથી આનંદ સહિત વિચરતાં હતાં. મંદ, સુગંધ તથા શીતલ પવન ચાલ્યા કરતો હતો, ભ્રમરો, સઘળાં પુષ્પોમાંથી ફૂટતા મકરંદનું પાન કરી, ગુંજાર કરતા ઉડતા હતા. ॥ ૨ ॥ લતાઓ તથા વૃક્ષો, લોકોની માગણી પ્રમાણે ફળો દેતાં હતાં ગાયો, મનભાવતાં દૂધો દેતી હતી. પૃથ્વી સર્વદા ધાન્યાદિકથી સંપન્ન રહેતી હતી. એ ત્રેતા યુગના સમયમાં પણ સત્ય યુગની કરણી ચાલી રહી હતી. ॥ ૩ ॥ જગત્પ્રસિદ્ધ મહારાજા રામચન્દ્રજીને, પરમાત્મા જાણીને પર્વતો, અનેક પ્રકારનાં મણિઓની ખાણોને પ્રકટ કરતા હતા. સઘળી નદીઓ, શીતલ, નિર્મળ, સ્વાદિષ્ટ તથા સુખ કરનારાં ઉત્તમ જળને ચલાવતી હતી. ॥ ૪ ॥ સમુદ્ર, પોતાની મર્યાદામાં રહેતો હતો અને લહરીઓથી કીનારાઓપર રત્નો ફેંકતો હતો કે જે રત્નોને માણસો, અનાયાસથી લેતાં હતાં. સઘળાં તળાવો, કમળોથી સંકુલ રહેતાં હતાં અને દશે દિશાઓના વિભાગો અતિ સ્વચ્છ રહેતા હતા. ॥ ૫ ॥

---

૧ આ દોહામાં પરિસંખ્યા અલંકાર છે,માટે એવો અર્થ લેવો કે, કોઈ લોકો અપરાધી થતાં જ નહીં, તેથી કોઇનો પણ દંડ થતો નહીં. નીચેનાં વાક્યોમાં પણ એ પ્રમાણે જ લેવું. ૨ ભેદ શબ્દમાં શ્લેષથી 'ફુટફાટ ' એવો બીજોઅર્થ નીકળે છે, એટલે રામચન્દ્રજીના રાજ્યમાં ક્યાંય પણ ફુટફાટ હતી નહીં, એવો અર્થ લેવો. ૩ શત્રુઓ કોઈ હતા જ નહીં, તેથી તેઓનો વિજય કરવો પડતો નહતો, એવો અર્થ લેવો.

दो०-विधु महि पूर मयूषन्ह, रवि तप जितनहिं काज ॥
मॉंगे बारिद देहिं जल, रामचंद्रके राज ॥ ४८ ॥

એ રામરાજ્યમાં ચંદ્ર, પોતાના કિરણોના અમૃતથી પૃથ્વીને તૃપ્ત રાખતો હતો, સૂર્ય જેટલું પ્રયોજન હોય તેટલું જ તપતો હતો અને વાદળાં, લોકોના માગ્યા પ્રમાણે જળની વૃષ્ટિ કરતાં હતાં. ॥ ૪૮ ॥

चौ०-कोटिन बाजि मेध प्रभु कीन्हा । अमित दान बिप्रन कहँ दीन्हा ॥
श्रुति पथ पालक धर्म धुरंधर । गुणातीत अरु भोग पुरन्दर ॥ १ ॥
पति अनुकूल सदा रह सीता । शोभा खानि सुशील बिनीता ॥
जानति कृपासिन्धु प्रभुताई । सेवति चरण कमल मन लाई ॥ २ ॥
यद्यपि गृह सेवक सेवकिनी । सब प्रकार सेवा बिधि गुनी ॥
निज कर गृह परिचर्य्या करहीं । रामचंद्र आयसु अनुसरहीं ॥ ३ ॥
जेहि बिधिकृपासिंधु सुखमानहिं । सोइ कर सिय सेवा बिधि जानहिं ॥
कौशल्यादि सासु गृह माहीं । सेवहिं सबनि मान मद नाहीं ॥ ४ ॥
उमा रमा ब्रह्माणि वंदिता । जगदम्बा संतत अनिन्दिता ॥

વેદમાર્ગના પાલક, ધર્મધુરંધર અને પોતે ગુણાતીત છતાં ઇંદ્રની પેઠે વૈભવોને ભોગવતા રામચંદ્રજીએ, અનેક અશ્વમેધ યજ્ઞો કર્યા અને બ્રાહ્મણોને અપરિમિત દાનો આપ્યાં. ॥ ૧ ॥ શોભાના નિધાનરૂપ, સુશીલ, પરમ, નમ્રતાવાળાં અને રામચન્દ્રજીની પ્રભુતાને સંપૂર્ણ રીતે જાણતાં સીતાજી, સર્વદા રામચંદ્રજીને અનુકૂલ રહી, મન લગાવીને તેમનાં ચરણકમળોની સેવા કરતાં હતાં. ॥ ૨ ॥ જો કે ઘરમાં દાસો તથા દાસીઓ અનેક હતાં અને તેઓ, સર્વ પ્રકારની સેવા કરવામાં ચતુર હતાં, તોપણ સીતાજી પોતાના હાથથી ઘરની પરિચર્યા કરતાં હતાં અને સર્વ પ્રકારોથી રામચન્દ્રજીની આજ્ઞાને અનુસરતાં હતાં. ॥ ૩ ॥ સેવાના પ્રકારને જાણનારાં સીતાજી, જે પ્રકારથી, રામચન્દ્રજી, સુખ માને, તે પ્રકારથી જ, તેમની સેવા કરતાં હતાં અને દરબાર ગઢમાં કૌસલ્યા વગેરે જેટલી સાસુએો હતી, તે સર્વની પણ સમાન ભાવથી સેવા કરતાં હતાં. સીતાજીને માન કે મદ કશું પણ હતું નહીં. ॥ ૪ ॥ પાર્વતી, લક્ષ્મી તથા બ્રહ્માણી પણ જેને અભિવંદન કરતાં હતાં એવાં અને સર્વદા અનિન્દિત રહેનારાં જગદંબા સીતાજી ॥

दो०-जाकी कृपा कटाक्ष सुर, चाहत चितवनि सोइ ॥
राम पदारविन्द रत, रहत स्वभावहि खोइ ॥ ४९ ॥

કે જેનાં કૃપા કટાક્ષને દેવતાઓ પણ ઇચ્છે છે, તે પોતે, પોતાનાં લક્ષ્મીપણાંને છાજતા અથવા સ્ત્રીજાતિ સંબંધી ચંચળ સ્વભાવને તમામ છોડી દઈને, રામચન્દ્રજીનાં ચરણારવિન્દોમાં જ અભિરુચિ રાખતાં હતાં. ॥ ૪૯ ॥

चौ०-सेवहिं सानुकूल सब भाई । राम चरण रति अति अधिकाई ॥
प्रभु पद कमल बिलोकत रहहीं । कबहिं कृपालु हमहिं कछु कहहीं ॥ १ ॥

राम करहिं भ्रातन पर प्रीती । नाना भाँति सिखावहिं नीती ॥
हर्षित रहहिं नगरके लोगा । करहिं सकल सुर दुर्लभ भोगा ॥ २ ॥
अहनिशि विधिहि मनावत रहहीं । श्रीरघुवीर चरण रति चहहीं ॥
दुइ सुत सुंदर सीता जाये । लव कुश वेद पुराणन गाये ॥ ३ ॥
दोउ विजयी विनयी गुण मंदर । हरि प्रतिबिंब मनहुँ अति सुंदर ॥
दुइ दुइ सुत सब भ्रातन केरे । भये रूप गुण शील घनेरे ॥ ४ ॥

સર્વે ભાઈઓ સાનુકૂલ રહીને, રામચન્દ્રજીની સેવા કરતા હતા. રામચન્દ્રજીનાં ચરણોમાં અત્યંત પ્રીતિવાળા એ ભાઈઓ, 'રામચન્દ્રજી અમોને કયારે કાંઈ પણ આજ્ઞા કરે ?' એવી ઉત્કંઠાથી રામચંદ્રજીનાં ચરણોનું અવલોકન કર્યા કરતા હતા. ॥ ૧ ॥ રામચન્દ્રજી, સર્વે ભાઈઓની ઉપર પ્રેમ રાખતા હતા અને તેઓને અનેક પ્રકારોના નીતિના ઉપદેશો કરતા હતા. એ રાજ્યમાં નગરનાં સર્વે લોકો, હર્ષયુક્ત રહેતાં હતાં, દેવતાઓને પણ માંડ મળે એવા સઘળા ઉત્તમ વૈભવોને ભોગવતાં હતાં. ॥ ૨ ॥ અને રાત દિવસ વિધાતાને મનાવ્યા કરતાં હતાં કે, 'હે વિધાતા ! અમોને સર્વદા રામચંદ્રજીનાં ચરણોમાં અખંડ પ્રીતિ આપજે.' સીતાજીએ, લવ અને કુશ નામના બે પુત્રોને જન્મ આપ્યો, કે જેઓનું યશ પુરાણોએ તથા વેદોએ પણ ગાયું છે. ॥ ૩ ॥ એ બન્ને કુમારો, વિજયી, વિનયવાળા તથા ગુણોના ઘરરૂપ હતા અને જાણે રામચંદ્રજીનાં બે પ્રતિબિમ્બો જ હોય એવા અત્યંત રૂપાળા હતા. એ પ્રમાણે સર્વે ભાઈઓને પણ રૂપાળા, સદ્‌ગુણોવાળા અને સારા સ્વભાવોવાળા ( ભરતજીને, તક્ષ અને પુષ્કલ નામના, લક્ષ્મણજીને અંગદ અને ચિત્રકેતુ નામના અને શત્રુઘ્નને, શ્રુતસેન અને સુબાહુ નામના ) બબ્બે પુત્રો પ્રાપ્ત થયા. ॥ ૪ ॥

दो०—ज्ञान गिरा गोतीत अज, मन माया गुण पार ॥
सोई सच्चिदानंद घन, करत चरित्र अपार ॥ ५० ॥

જે સચ્ચિદાનંદઘન પરમાત્મા, બુદ્ધિથી, વાણીથી તથા ઇન્દ્રિયોથી અગમ્ય છે અને મનના તથા માયાના ગુણોથી પર છે, તે જ પરમાત્મા, રામચંદ્રજીના સ્વરૂપે અપાર ચરિત્રો કરતા હતા. ॥ ૫૦ ॥

चौ०—प्रातःकाल सरयू करि मज्जन । बैठहिं सभा संग द्विज सज्जन ॥
वेद पुराण वशिष्ठ बखानहिं । सुनहिं राम यद्यपि सब जानहिं ॥ १ ॥
अनुजन्ह संयुत भोजन करहिं । देखि सकल जननी सुख भरहीं ॥
भरत शत्रुहन दोनों भाई । सहितपवन सुत उपवन जाई ॥ २ ॥
पूछहिं बैठि राम गुण गाहा । कह हनुमान सुमति अवगाहा ॥
सुनत विमल गुण अति सुख पावहिं । बहुरि बहुरि कै विनय कहावहिं ॥ ३ ॥
सबके गृह गृह होई पुराना । राम चरित सुन्दर विधि नाना ॥
नर अरु नारि राम गुण गानहिं । करहिं दिवस निशि जात न जानहिं ४

રામચંદ્રજી, પ્રભાત કાળે સરયૂમાં સ્નાન કરી, બ્રાહ્મણોની અને સજ્જનોની સાથે સભામાં બીરાજતા હતા એ સમયે વસિષ્ઠ મુનિ વેદોની તથા પુરાણોની કથા કરતા હતા અને રામચંદ્રજી જોકે પોતે સર્વજ્ઞ હતા, તોપણ એ કથાનું શ્રવણ કરતા હતા. ॥૧॥ રામચન્દ્રજી, નહાના ભાઈઓની સાથે બીરાજીને ભોજન કરતા હતા, કે જે જોઇને સઘળી માતાઓ, અત્યંત પ્રસન્ન થતી હતી. ભરતજી અને શત્રુઘ્ન, એ બે ભાઈઓ, કોઇ કોઈ સમયે, હનુમાનજીને સાથે લઇને. ॥ ૨ ॥ બગીચાઓમાં જ, હનુમાનજીને, રામચંદ્રજીના ગુણોની કથાઓ પૂછતા હતા અને અગાધ બુદ્ધિવાળા હનુમાનજી, તે કથાઓ કહી સંભળાવતા હતા. એ કથાઓ, સાંભળતાં બન્ને ભાઇઓ, અતિ સુખ પામતા હતા અને વળી પણ વારંવાર વિનય કરીને તે કથાઓ કહેવરાવતા હતા. ॥ ૩ ॥ સઘળાં અયોધ્યાવાસીઓને ઘેર, રામચંદ્રજીનાં સુંદર ચરિત્રો વિષેની અનેક પુરાણોની કથાઓ થતી હતી. અયોધ્યાનાં સઘળાં નર નારીઓ રામચન્દ્રજીના ગુણોને ગાતાં હતાં અને ગાવાના આનંદમાં તેઓને રાત દિવસની પણ ખબર રહેતી ન હતી. ॥ ૪ ॥

दो०—अवध पुरी वासिन कर, सुख संपदा समाज ॥
सहस्र शेष नहिं कह शकहिं, जहँ नृप राम विराज ॥ ५१ ॥

અયોધ્યા નગરી કે જેમાં રામચન્દ્રજી બીરાજતા હતા, ત્યાંનાં રહેવાસીઓને જે સુખો અને જે સંપત્તિઓ હતાં, તેઓનું સંપૂર્ણ વર્ણન હજાર શેષ નાગોથી પણ કરી શકાય એમ ન હતું. ॥ ૫૧ ॥

चौ०—नारदादि सनकादि मुनीशा । दरशन लागि कौशलाधीशा ॥
दिनप्रति सकल अयोध्या आवहिं । देखि नगर विराग विसरावहिं ॥ १ ॥
रत्न जटित मणि कनक अटारी । नाना रंग रुचिर गच ढारी ॥
पुर चहुँ पास कोट अति सुंदर । रचे कँगूरा रंग रंग वर ॥ २ ॥
नव गृह निकर अनीक बनाई । मनहु घेरि अमरावति आई ॥
महि बहु रुप रुचिर गच कांचा । जो विलोकि मुनिवर मन राचा ॥ ३ ॥
धवल धाम ऊपर नभ चुंवत । कलश मनहुँ शशि रवि द्युति निंदत ॥
बहु मणि रचित झरोखा भ्राजें । गृह गृह प्रति मणि दीप विराजें ॥ ४ ॥

નારદજી આદિ તથા સનક આદિ મુનિશ્વરો, રામચન્દ્રજીનાં દર્શન કરવાને માટે પ્રતિદિન અયોધ્યામાં આવતા હતા અને અયોધ્યાની શોભાને જોઇને વૈરાગ્યને પણ ભૂલી જતા હતા. ॥ ૧ ॥ અયોધ્યામાં, રત્નોથી તથા મણિઓથી જડેલી સુવર્ણની અટારીઓમાં રંગરંગનું સુંદર પચ્ચી કામ કરવામાં આવ્યું હતું. શહેરને ફરતો અતિ સુંદર કોટ હતો, અને તે કોટમાં રંગ રંગના ઉત્તમ કાંગરાઓ બનાવવામાં આવ્યા હતા. ॥ ૨ ॥ અયોધ્યાને ફરતી ચોમેર સૈન્યોને રહેવાની જગ્યા પણ એવી બનાવવામાં આવી હતી કે,તેથી જાણે અયોધ્યાને,અમરાવતીએ આવીને ઘેરી લીધી હોય એવું જણાતું હતું. અયોધ્યામાંની પૃથ્વીને સુંદર રીતે ઢાળવામાં આવેલા રંગ રંગના કાચોથી એવી તો

સુંદર બનાવી હતી કે, જેને જોઇને મુનિવરોનાં અંતઃકરણો પણ મોહિત થઈ જાય. ॥૩॥ એ નગરીના ઊંચા ઉંચા સફેદ મેહેલો, જાણે આકાશનું ચુંબન કરતા હોય એવા જણાતા હતા. મેહેલો ઉપરના કળશો, જાણે સૂર્યની તથા ચંદ્રની કાંતિને ધિક્કારતા હોય એવા દીસતા હતા. ઘણા ઘણા મણિઓથી રચેલા ઝરોખા શોભી રહ્યા હતા. પ્રત્યેક ઘરમાં, મણિમય દીવાઓ દીપી રહ્યા હતા. ॥ ૪ ॥

छं०—मणि दीप राजहिं भवन भ्राजहिं देहरी विद्रुम रची ॥
मणि खंभ भीति विरंचि विरची कनक मणि मरकत रची ॥
सुंदर मनोहर मंदिरायत अजीर मणि फटिकन रचे ॥
प्रति द्वार द्वार कपाट पुरट बनाय बहु वज्रन खचे ॥ १८ ॥

પરવાળાંઓથી બનાવેલા ઉંબરાઓ, પ્રત્યેક ઘરમાં દીપતા હતા. ઘરોમાં મણિઓના સ્તંભો નાખીને સુવર્ણથી તથા નીલ મણિઓથી રચેલી ભીંતો જાણે બ્રહ્માએ પોતાના હાથથી જ બનાવેલી હોય એવી દીસતી હતી. અતિ સુંદર ઘરોનાં વિસ્તીર્ણ આંગણાંઓ સ્ફટિક મણિઓથી ગોઠવેલાં હતાં અને પ્રત્યેક દ્વારોનાં સુવર્ણમય કમાડોમાં ઘણા ઘણા હીરાઓ જડેલા હતા. ॥ ૧૮ ॥

दो०—चारु चित्रशाला सुभग, गृह प्रति रचे बनाई ॥
राम चरित्र जो निरखत, मुनि मन लेत चुराई ॥ ५२ ॥

પ્રત્યેક ઘરમાં રામચંદ્રજીનાં ચરિત્રોની સુંદર ચિત્રશાળાઓ બનાવી હતી, કે જેઓ, પોતાને જોનારા મુનિવરોનાં ચિત્તોને પણ ચોરી લેતી હતી. ॥ ૫૨ ॥

चौ०—सुमन वाटिका सबहि लगाई। विविध भाँति कर यतन बनाई ॥
लता ललित बहु भांति सुहाई। फूलहि सदा वसंतकि नाई ॥ १ ॥
गुंजत मधुकर मुखर मनोहर। मारुत त्रिविध सदा बह सुंदर ॥
नाना खग बालकन्ह जि आये। बोलत मधुर उडात सुहाये ॥ २ ॥
मोर हंस सारस पारावत। भवनन्ह पर शोभा अति पावत ॥
जहँ तहँ देखहिं निज परछाहीं। बहु विधि कूजहिं नृत्य कराहीं ॥ ३ ॥
शुक सारिका पढावहिं बालक। कहहु राम रघुपति जन पालक ॥
राजद्वार सबही विधि चारु। वीथी चौहट रुचिर बजारू ॥ ४ ॥

સર્વે લોકોએ, પોતપોતાનાં ઘરોમાં અનેક પ્રકારના યત્નો કરીને પુષ્પ વૃક્ષોના બગીચાઓ લગાવી દીધા હતા. એ બગીચાઓમાં ઘણા ઘણા પ્રકારોની સુંદર લતાઓ વસંત ઋતુની પેઠે જ સર્વ કાળમાં પુષ્પિત રહેતી હતી. ॥ ૧ ॥ લતાઓમાં ભ્રમરો મધુર સ્વરોથી ગુંજાર કરતા હતા. સર્વદા શીતલ, મંદ અને સુગંધી સુંદર પવન ચાલ્યા કરતો હતો. શહેરનાં બાલકોએ પાળેલાં અનેક પક્ષીઓ, મધુર બોલતાં હતાં અને સુંદર રીતે ઉડતાં હતાં. ॥ ૨ ॥ મેહેલોપર મોરો, હંસો, સારસો તથા જાતજાતનાં કબૂતરો

અત્યંત શોભી રહ્યાં હતાં. એ પક્ષીઓ જ્યાં ત્યાં મણિમય પ્રદેશોમાં પોતાના પ્રતિબિમ્બોને જોઇ જોઇને અનેક પ્રકારના શબ્દો કરતાં હતાં તથા નાચતાં હતાં. ॥૩॥ બાલકો પોપટોને તથા મેનાઓને પઢાવતા હતા, કે 'ભક્તોનું પાલન કરનારા રઘુપતિ રામચંદ્રજીનાં નામો બોલો.' દરબારગઢ પણ સર્વ પ્રકારથી સુંદર હતો. અયોધ્યામાંનાં રાજમાર્ગો, ગલીઓ, ચોકો અને બજારો અત્યંત સુંદર હતાં ॥ ૪ ॥

छं०—बाजार रुचिर न बनै वर्णन वस्तु विनु गथ पाइँये ॥
जहँ भूप रमा निवास तहँ की संपदा किमि गाईये ॥
बैठे बजाज सराफ वणिक अनेक मनहुँ कुबेरते ॥
सुखी सब संचरित सुंदर नारि नर शिशु जरठजे ॥ १९ ॥

બજારોમાં એવી એવી તો અમૂલ્ય વસ્તુઓ મળતી હતી કે, જેઓનું વર્ણન જ કરી શકાતું નથી. લક્ષ્મીના નિવાસરૂપ રામચંદ્રજી જ્યાં રાજ્ય કરતા હોય, તે નગરીની સંપત્તિઓનું વર્ણન શી રીતે કરી શકીએ ? બજારોમાં બેઠેલા શરાફો તથા માલ વેંચનારા અનેક વેપારીઓ, જાણે અનેક કુબેરો બેઠા હોય એવા દીસતા હતા. સઘળાં સ્ત્રીઓ, પુરુષો, બાલકો તથા વૃદ્ધો, સુખી હતાં, સુંદર હતાં અને સદાચરણવાળાં હતાં. ॥ ૧૯ ॥

दो०—उत्तर दिशि सरयू बहै, निर्मल जल गंभीर ॥
बाँधे घाट मनोहर, स्वल्प पंक नहिं तीर ॥ ५३ ॥

ઉત્તર દિશામાં નિર્મળ તથા ગંભીર જળનું વહન કરનારી સરયૂ નદીના કીનારાઓપર મનોહર ઘાટો બાંધ્યા હતા. કીનારાઓમાં જરા પણ કાદવ હતો નહીં. ॥ ૫૩ ॥

चौ०—दूर फराक रुचिर सो घाटा । जहँ जल पिवहिं बाजि गज ठाटा ॥
पनिघट परम मनोहर नाना । तहाँ न पुरुष करहिं अस्नाना ॥ १ ॥
राज घाट सबही विधि सुंदर । मज्जहि तहाँ वरण चारिऊ नर ॥
तीर तीर देवन कर मंदिर । चहुँ दिशि तेहिके उपवन सुंदर ॥ २ ॥
कहुँ कहुँ सरिता तीर उदासी । सबहिं ज्ञान रत मुनि संन्यासी ॥
तीर तीर तुलसिका सुहाई । बहु प्रकार सब मुनिन लगाई ॥ ३ ॥
पुर शोभा कछु वरणि न जाई । बाहर नगर परम रुचिराई ॥
देखत पुरी अखिल अघ भागा । वन उपवन वापिका तडागा ॥ ४ ॥

એ ઘાટોથી જરા છેટે બીજા વિસ્તીર્ણ તથા સુંદર ઘાટો બનાવ્યા હતા, કે જેઓમાં અનેક ઘોડાઓ તથા હાથીઓ જળ પીતા હતા, પનઘટો ( સ્ત્રીઓને પાણી ભરવાની જગ્યાઓ ) પણ પરમ મનોહર તથા અનેક પ્રકારની ગોઠવણોવાળી કરવામાં આવી હતી. એ સ્થલોમાં કોઈ પણ પુરુષો સ્નાન કરે નહીં એવી તજવીજ રાખવામાં આવી હતી. ॥ ૧ ॥ રાજઘાટ સર્વ પ્રકારથી સુંદર હતો અને ત્યાં ચારે વર્ણના પુરુષો સ્નાન કરતા હતા. કિનારે કિનારે દેવતાઓનાં મંદિરો હતાં અને તે મંદિરોની ચોમેર સુંદર

બગીચાઓ હતા. ॥ ૨ ॥ સરયૂના કિનારાઓપર કોઈ કોઈ સ્થલોમાં ઉદાસીઓ, મુનિઓ તથા સંન્યાસીઓ રહેતા હતા અને તે સર્વે જ્ઞાનમાર્ગમાં જ રુચિવાળા હતા. મુનિજનોએ કીનારે કીનારે સુંદર તુલસીના રોપાઓ ઘણા ઘણા પ્રકારોથી લગાવી દીધા હતા. ॥ ૩ ॥ નગરીની શોભા વર્ણવી શકાય એવી ન હતી. નગરીથી બહારના ભાગોમાં પણ અતિ સુંદરતા હતી. વનોથી, ઉપવનોથી, વાવોથી તથા તળાવોથી શોભી રહેલી એ અયોધ્યાપુરીનું દર્શન કરતાં જ લોકોનાં સઘળાં પાપો નષ્ટ થઈ જાય. ॥ ૪ ॥

छं०—वापी तडाग अनूप कूप मनोहरायत सोहहीं ॥
सोपान सुंदर नीर निर्मल देखि सुर मुनि मोहहीं ॥
बहु रंग कंज अनेक खग कूजहिं मधुर गुँजारहीं ॥
आराम रम्य पिकादि खग मानहुँ पथिक हंकारहीं ॥ २० ॥

અનુપમ, વિસ્તીર્ણ તથા મનોહર વાવો, તળાવો તથા કૂવાઓ શોભી રહ્યા હતા. એઓનાં સુંદર પગથીઆંઓને અને નિર્મળ જલોને જોઇને, દેવતાઓનાં તથા મુનિઓનાં ચિત્તો પણ મોહિત થઈ જતાં હતાં. એ વાવો વગેરેમાં રંગ રંગનાં અનેક કમળો ખીલી રહ્યાં હતાં, પક્ષીઓ મધુર સ્વરોથી બોલતાં હતાં અને ભ્રમરાઓ ગુંજાર કરતા હતા. રમ્ય બગીચાઓમાં બોલતાં કોયલ વગેરે પક્ષીઓ, જાણે રસ્તાઓમાં ચાલ્યાં જતાં લોકોને બગીચાઓમાં આવવાને માટે બોલાવતાં હોય એવાં જણાતાં હતાં. ॥ ૨૦ ॥

दो०—रमानाथ जहँ राजा, सो पुर बरणि कि जाई ॥
अणिमादिक सुख संपदा, रहीं अवधपुर छाई ॥ ५४ ॥

જેમાં લક્ષ્મીના પતિ રામચંદ્રજી રાજ્ય કરતા હતા, તે નગરીનું સંપૂર્ણ વર્ણન શી રીતે કરી શકાય ? એ અયોધ્યા નગરીમાં અણિમા આદિ આઠે સિદ્ધિઓ, સઘળાં સુખો અને સઘળી સંપત્તિઓ છાઈ રહ્યાં હતાં. ॥ ૫૪ ॥

चौ०—जहँ तहँ नर रघुपति गुण गावहिं । बैठि परस्पर ईहै सिखावहिं ॥
भजहु प्रणत प्रति पालक रामहिं । शोभा शील रूप गण धामहिं ॥ १ ॥
कमल विलोचन श्यामल गातहिं । पलक नयन ईव सेवक त्रातहिं ॥
धृत शर रुचिर चाप तूणीरहिं । संत कंज वन रवि रणधीरहिं ॥ २ ॥
काल कराल व्याल खगराजहिं । नमत राम अकाम ममताजहिं ॥
लोभ मोह मृगयूथ किरातहिं । मनसिज करि हरि जन सुखदातहिं ॥३॥
संशय शोक निबिड तम भानुहिं । दनुज गहत वन दहन कृशानुहिं ॥
जनक सुता समेत रघुवीरहिं । कस न भजहु भंजन भव भीरहिं ॥ ४ ॥
बहु वासना मशक हिम राशिहिं । सदा एक रस अज अविनाशिहिं ॥
मुनि रंजन भंजन महि भारहिं । तुलसिदासके प्रभुहिं उदारहिं ॥ ५ ॥

સર્વે માણસો, જ્યાં ત્યાં બેસીને રામચંદ્રજીના ગુણોને ગાતાં હતાં અને પરસ્પરને

ઉપદેશ કરતાં હતાં કે, "શોભાના, શીલના, રૂપના તથા ગુણોના સ્થાનકરૂપ, ભક્ત જનોનું પાલન કરનારા, ॥ ૧ ॥ કમળ સરખાં નેત્રોવાળા, શ્યામસુંદર શરીરવાળા, સુંદર ધનુષ બાણ તથા ભાથાને ધારણ કરનારા, સંતોરૂપી કમળ વનને ખીલાવવામાં સૂર્યની ઉપમા ધરાવનારા, રણમાં ધીરતાવાળા અને જેમ પાંપણો, નેત્રોનું સર્વ વિઘ્નોથી રક્ષણ કરે છે, તેમ સેવક જનોનું સર્વ વિઘ્નોથી રક્ષણ કરનારા રામચંદ્રજીને ભજો. ॥ ૨ ॥ સીતાજી સમેત રામચંદ્રજી, કે જે કાલરૂપી વિકરાળ સર્પને ખાઈ જવામાં ગરુડજીરૂપ છે, પ્રણામ કરનારા નિષ્કામ જનોની ઉપર મમતા રાખનારા છે, લોભ તથા મોહાદિકરૂપી મૃગના યૂથને મારી નાખવામાં પારાધીરૂપ છે, કામદેવરૂપી હાથીને તોડવામાં સિંહરૂપ છે, ભક્ત જનોને સુખ આપનારા છે, ॥ ૩ ॥ સંશય તથા શોકરૂપી ઘાટા અંધકારને નષ્ટ કરવામાં સૂર્યરૂપ છે, રાક્ષસોરૂપી ઘાટા જંગલને બાળવામાં દાવાનલરૂપ છે, સંસારરૂપી ભીડને ભાંગનારા છે, વાસનાઓરૂપી અનંત મચ્છરોને નષ્ટ કરવામાં હિમના સમૂહરૂપ છે, સર્વદા એકરસ છે, અજન્મા છે, અવિનાશી છે, મુનિઓને રાજી કરનારા છે, પૃથ્વીના ભારને ભાંગી નાખનારા છે અને ઉદાર પ્રભુ છે, તેમને શા માટે ભજતાં નથી ?" ॥ ૪ ॥ ૫ ॥

दो०—इहि विधि नगर नारि नर, करहिं राम गुणगान ॥
सानुकूल संतत रहत, सब पर कृपानिधान ॥ ५५ ॥

આ પ્રમાણે નગરનાં સઘળાં નર નારીઓ રામચંદ્રજીના ગુણોને ગાતાં હતાં અને કૃપાના ભંડારરૂપ રામચન્દ્રજી, એ સર્વની ઉપર સર્વદા સાનુકૂલ રહેતા હતા. ॥ ૫૫ ॥

चौ०—जबते राम प्रताप खगेशा । उदित भयउ अति प्रबल दिनेशा ॥
पूरि प्रकाश रहेउ तिहुँ लोका । बहु तन सुख बहु तन मन शोका ॥१॥
जिनहिं शोक तेहि कहौं बखानी । प्रथम अविद्या निशा नशानी ॥
अघ उलूक जहँ तहाँ लुकाने । काम क्रोध कैरव सकुचाने ॥ २ ॥
विविध कर्म गुण काल स्वभाऊ । ये चकोर सुख लहहिं न काऊ ॥
मत्सर मान मोह मद चोरा । इन कर हुनर न कवनिहुँ ओरा ॥ ३ ॥
धर्म तडाग ज्ञान विज्ञाना । ये पंकज विकसे विधि नाना ॥
सुख संतोष विराग विवेका । विगत शोक ये कोक अनेका ॥ ४ ॥

હે ગરુડજી ! જ્યારથી રામચંદ્રજીના પ્રતાપરૂપી અતિ પ્રબલ સૂર્ય ઉદય પામ્યો અને ઉદય પામીને ત્રૈલોક્યમાં પૂર્ણ પ્રકાશી રહ્યો, ત્યારથી કેટલાંએકને બહુ આનંદ થયો અને કેટલાંએકને બહુ શોક થયો. ॥ ૧ ॥ જેઓને બહુ શોક થયો, તેઓનું વખાણીને વર્ણન કહું છું. અવિદ્યારૂપી રાત્રિ નષ્ટ થઈ ગઈ, પાપોરૂપી ઘૂડો જ્યાં ત્યાં છૂપાઈ ગયાં, કામ તથા ક્રોધરૂપી કૈરવો ( રાત્રિવિકાસી કમળો ) સંકોચાઈ ગયાં. ॥ ૨ ॥ અનેક પ્રકારનાં કર્મો, ગુણો, કાળ તથા સ્વભાવ, એઓરૂપી ચકોર પક્ષીઓ સામર્થ્ય હીન થઈ જવાને લીધે ક્યાંય પણ સુખ ન પામવા લાગ્યાં અને મત્સર, માન, મોહ તથા મદ,

એઓરૂપી ચોરોની ક્રિયા ક્યાંય પણ ન ફાવવા લાગી. ॥ ૩ ॥ હવે જેઓને બહુ આનંદ થયો, તેઓનું વર્ણન આપું છું. ધર્મરૂપી સરોવરમાં રહેનારાં જ્ઞાન તથા વિજ્ઞાનરૂપી કમળો, અનેક પ્રકારોથી પ્રફુલ્લિત થયાં અને સુખ, સંતોષ, વૈરાગ્ય તથા વિવેક, એઓ-રૂપ અનેક ચક્રવાક પક્ષીઓ સઘળી પીડાઓથી રહિત થયાં. ॥ ૪ ॥

दो०–यह प्रताप रवि जाहिके, उर जब करै प्रकाश ॥
पाछिल बाढहिं प्रथम जे, कहे ते पावहिं नाश ॥ ५६ ॥

આ રામચંદ્રજીના પ્રતાપરૂપી સૂર્ય, જે માણસના હૃદયમાં જ્યારથી પ્રકાશે, તે માણસના હૃદયમાં ત્યારથી, પાછળ કહેલાંઓ ( જ્ઞાન વગેરે ) ની વૃદ્ધિ થાય છે અને પ્રથમ કહેલાંઓ ( અવિદ્યા વગેરે ) નો વિનાશ થાય છે. ॥ ૫૬ ॥

चौ०–भ्रातन सहित राम इक वारा । संग परम प्रिय पवन कुमारा ॥
सुन्दर उपवन देखन गये । सब तरु कुसुमित पल्लव नये ॥ १ ॥
जानि समय सनकादिक आये । तेज पुंज गुण शील सुहाये ॥
ब्रह्मानंद सदा लय लीना । देखत बालक बहु कालीना ॥ २ ॥
धरे देह जनु चारिऊ वेदा । समदर्शी मुनि विगत विभेदा ॥
आशा वसन व्यसन इहि तिनहीं । रघुपति चरित होइँ तहँ सुनहीं ॥ ३ ॥
तहाँ रहे सनकादि भवानी । जहँ घट संभव मुनिवर ज्ञानी ॥
राम कथा मुनि बहु विधि वरणी । ज्ञान योनि पावक जिमि अरणी ॥ ४ ॥

એક સમયે રામચંદ્રજી, પોતાના ભાઈઓને અને પરમ પ્રિય સેવક હનુમાનજીને સાથે લઈ, સુંદર બગીચો જોવા પધાર્યા કે જે બગીચામાં સઘળાં નવાં નવાં વૃક્ષો પલ્લવિત તથા પુષ્પિત થઈ રહ્યાં હતાં. ॥ ૧ ॥ રામચંદ્રજીના મિલાપને માટે, આ સમયને યોગ્ય જાણીને, ચાર સનકાદિક ( સનક, સનન્દન, સનાતન અને સનત્કુમાર ) મુનિઓ, ત્યાં આવ્યા, કે જેઓ, તેજના પુંજરૂપ હતા, ગુણોથી તથા સુશીલથી શોભી રહ્યા હતા, સર્વદા બ્રહ્માનંદમાં જ લીન રહેનારા હતા. દેખવામાં બાળક છતાં પણ લાખો વર્ષોના વૃદ્ધ હતા, ॥ ૨ ॥ જાણે ચાર વેદ જ દેહ ધરીને આવ્યા હોય એવા જણાતા હતા, સમ દૃષ્ટિવાળા હતા, ભેદ બુદ્ધિથી રહિત હતા, દિશાઓરૂપી વસ્ત્રોવાળા (દિગંબર–નગ્ન) હતા અને જ્યાં રામચન્દ્રજીનાં ચરિત્રની કથા થતી હોય, ત્યાં અવશ્ય જઈને સાંભળવાના વ્યસની હતા. ॥૩॥ હે પાર્વતી ! એ ચાર સનકાદિક મુનિઓ, પ્રથમ મહા જ્ઞાની અગસ્ત્ય મુનિના આશ્રમમાં રહ્યા હતા, કે જે સમયે અગસ્ત્ય મુનિએ જ્ઞાનરૂપી અગ્નિને ઉત્પન્ન કરવામાં અગ્નિની ઉપમા ધરાવનારી રામચન્દ્રજીની કથાનું ઘણા ઘણા પ્રકારોથી વર્ણન કર્યું હતું. ॥ ૪ ॥

दो०–देखि राम मुनि आवत, हर्षि दंडवत कीन्ह ॥
स्वागत पूंछी पीत पट, प्रभु बैठन कहँ दीन्ह ॥ ५७ ॥

રામચન્દ્રજીએ, એ સનકાદિક મુનિઓને આવતા જોઈ, હર્ષ પામી, દંડવત્પ્રણામ કરી, કુશલ પૂછીને આસનને બદલે પોતાને ઓઢવાનું પિતાંબર બીછાવી આપ્યું. આથી સૂચવ્યું કે, હું મારા દાસજનોને પોતાથી પણ અધિક ગણું છું. ) ॥ ૫૭ ॥

चौ०–कीन्ह दंडवत तीनिऊँ भाई। सहित पवन सुत सुख अधिकाई ॥
मुनि रघुपति छबि अतुल बिलोकी। भये मगन मन शकत न रोकी ॥ १ ॥
श्यामल गात सरोरुह लोचन। सुंदरता मंदिर भव मोचन ॥
ईक टक रहे निमेष न लावहिं। प्रभु कर जोरे शीश नवावहिं ॥ २ ॥
तिनकी दशा देखि रघुवीरा। श्रवत नयन जल पुलक शरीरा ॥
कर गहि प्रभु मुनिवर बैठारे। परम मनोहर वचन ऊचारे ॥ ३ ॥
आज धन्य मैं सुनहु मुनीशा। तुह्मरे दरश जाहिं अघखीसा ॥
बडे भाग्य पाईय सतसंगा। विनहि प्रयास होहि भव भंगा ॥ ४ ॥

ભરતજી, લક્ષ્મણજી, શત્રુઘ્ન અને હનુમાનજી, એઓએ પણ, દંડવત્પ્રણામ કરીને અધિક સુખ માન્યું. સનકાદિક મુનિઓ, રામચંદ્રજીની અતુલ છબિને જોઇને એવા તો પ્રેમમગ્ન થઈ ગયા કે કોઈ રીતે પોતાનાં અંતઃકરણોને સ્નેહાધીન થતાં રોકી શકયા નહીં. ॥ ૧ ॥ શ્યામસુંદર ગાત્રોવાળા, કમળો સરખાં નેત્રોવાળા, સુંદરતાના ઘરરૂપ અને ભક્તજનોને સંસારથી મુક્ત કરનારા રામચન્દ્રજી, હાથ જોડી, માથું નમાવીને ઉભા રહ્યા. ॥ ૨ ॥ જેઓનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં હતાં તથા શરીરોમાં રોમાવળીઓ ખડી થઈ ગઈ હતી એવા એ મુનિઓની એ દશા જોઈ. રામચંદ્રજી, તેઓને હાથ પકડી, આસનપર બેસાડીને અતિ મનોહર વચનો બોલ્યા કે, ॥ ૩ ॥ “ હે મુનિશ્વરો ! આજ હું ભાગ્યશાળી થયો છું તમારાં દર્શન માત્રથી જ પાપો નષ્ટ થઈ જાય છે. મોટાં ભાગ્ય હોય તો જ સત્સંગ પ્રાપ્ત થાય છે કે જે સત્સંગથી વિના પરિશ્રમે જ સંસારના ફેરા ટળી જાય છે. ॥ ૪ ॥

दो०–सन्त पंथ अपवर्ग कर, कामी भव कर पंथ ॥
कहहि संत कवि कोविद, श्रुति पुराण सद्ग्रन्थ ॥ ५८ ॥

સંતો, કવિયો, વિદ્વાનો અને શ્રુતિ પુરાણ આદિ સદ્ગ્રંથો કહે છે કે સંત જનો મોક્ષના માર્ગરૂપ છે અને કામી નરકના માર્ગરૂપ છે. ” ॥ ૫૮ ॥

चौ०–सुनि प्रभु वचन हर्ष मुनि चारी। पुलक गात स्तुति अनुसारी ॥
जय भगवंत अनंत अनामय। अनघ अनेक एक करुणामय ॥ १ ॥
जय निर्गुण जय जय गुणसागर। सुख मंदिर सुंदर अति नागर ॥
जय इंदिरा रमण जय भूधर। अनुपम अज अनादि शोभाकर ॥ २ ॥
ज्ञान निधान अमान मानप्रद। पावन सुयश पुराण वेद वद ॥
तज्ञ कृतज्ञ अज्ञता भंजन। नाम अनेक अनाम निरंजन ॥ ३ ॥
सर्व सर्व गत सर्व ऊरालय। वसहु सदा हम कहँ प्रतिपालय ॥
द्वन्द्व विपति भव फंद विभंजन। हृद वसु राम काम मद गंजन ॥ ४ ॥

પ્રભુનાં વચનો સાંભળી, આનંદથી ગાત્રોમાં રોમાંચિત થયેલા ચારે સનકાદિક મુનિઓ સ્તુતિ કરવા લાગ્યા કે, “ મોટા ઐશ્વર્યવાળા, અંત વગરના, કામ ક્રોધાદિકથી

રહિત, પાપોથી રહિત, એક જ છતાં સર્વ વસ્તુઓમાં વ્યાપી રહેલા અને કરૂણામય શ્રીરામચન્દ્ર ! જય જય. ॥ ૧ ॥ વાસ્તવિક રૂપે નિર્ગુણ છતાં ઔપાધિકરૂપે ગુણોના સમુદ્રરૂપ, સુખના મંદિરરૂપ અને અતિ ચતુર શ્રીરામચંદ્રજી ! જય જય. લક્ષ્મીના પતિ, પૃથ્વીનું પાલન કરનારા, નિરૂપમ, અજન્મા, અનાદિ અને શોભાના સ્થાનકરૂપ શ્રીરામચન્દ્રજી ! જય જય. ॥ ૨ ॥ જ્ઞાનના ભંડારરૂપ, પોતે માનથી રહિત રહીને ભક્ત જનોને માન આપનારા અને જેના પવિત્ર યશને વેદ પુરાણો ગાયા કરે છે એવા શ્રીરામચન્દ્રજી ! જય જય. તત્ત્વને જાણનારા, સેવકોએ કરેલી સેવાને નહીં વિસરનારા અજ્ઞાનને નષ્ટ કરનારા, નામથી રહિત છતાં અનેક નામોવાળા અને કર્માદિકના લેપવગરના, શ્રીરામચન્દ્રજી ! જય જય. ॥ ૩ ॥ સર્વસ્વરૂપ, સર્વમાં વ્યાપી રહેલા અને સર્વના હૃદયોમાં શ્રીરામચન્દ્રજી ! આપ સર્વદા અમારાં હૃદયોમાં વસો અને અમારૂં પાલન કરો. કામ, ક્રોધાદિક દ્વન્દ્વોને, વિપત્તિઓને તથા સંસારરુપી પાશને તોડનારા અને કામનાને તથા મદને નષ્ટ કરનારા શ્રીરામચન્દ્રજી ! આપ અમારાં હૃદયોમાં નિવાસ કરો. ॥ ૪ ॥

दो०—परमानन्द कृपायतन, मन परि पूरित काम ॥
प्रेम भक्ति अनपायनी, देहु हमहिं श्रीराम ॥ ५९ ॥

પરમાનંદ સ્વરૂપ, કૃપાના નિધાનરુપ અને પૂર્ણ કામ હૃદયવાળા શ્રીરામચન્દ્રજી ! અમોને આપમાં અખંડિત પ્રેમલક્ષણા ભક્તિ આપો. ॥ ૫૯ ॥

चौ०—देहु भक्ति रघुपति अति पावनि । त्रिविध ताप भव रोग नशावनि ॥
प्रणतपाल सुरधेनु कल्प तरु । होई प्रसन्न दीजै प्रभु यह वरु ॥ १ ॥
भव वारिधि कुंभज रघुनायक । सेवक सुलभ सकल सुखदायक ॥
मन संभव दारुण दुख दारय । दीनबन्धु समता विस्तारय ॥ २ ॥
आश पाश ईर्ष्यादि निवारक । विनय विवेक विरति विस्तारक ॥
भूप मौलि मणिमंडल धरणी । देहु भक्ति संसृति सरि तरणी ॥ ३ ॥
मुनि मन मानस हंस निरन्तर । चरणकमल वंदित अज शंकर ॥
रघुकुल केतु सेतु श्रुति रक्षक । काल कर्म स्वभाव गुण भक्षक ॥ ४ ॥
तारण तरण हरण सब दूषण । तुलसिदास प्रभु त्रिभुवन भूषण ॥

હે રઘુપતિ ! આપ પ્રસન્ન થઈને અમોને આપની ભક્તિ આપો, કે જે ભક્તિ અત્યંત પવિત્ર છે, ત્રણે પ્રકારના તાપોને તથા સંસારરૂપી રોગને નષ્ટ કરનારી છે, ભક્ત જનોનું પાલન કરનારી છે અને ભક્ત જનોના મનોરથને પૂર્ણ કરવામાં કામધેનુ સમાન તથા કલ્પવૃક્ષ સમાન છે. આપ અમોને આપની ભક્તિ આપો, એજ વરદાન માગીએ છીએ. ॥ ૧ ॥ હે રઘુનાયક ! આ સંસારરૂપી સમુદ્રનું પાન કરી જવામાં તમે અગસ્ત્ય મુનિરૂપ છો, સેવકોને સુલભ છો તથા સઘળા સુખો આપનારા છો. હે દીનબંધુ ! મનના વેગથી ઉત્પન્ન થયેલાં અમારાં દુઃખોનું નિવારણ કરો અને અમારાં અંતઃકરણોમાં સમતાનો વિસ્તાર કરો. ॥ ૨ ॥ હે આશારૂપી પાશનું તથા ઈર્ષ્યાદિક દોષોનું નિવારણ કરનારા ! હે વિનયનો, વિવેકનો તથા વૈરાગ્યનો વિસ્તાર કરનારા ! હે રાજાઓના શિરો-

મણિ ! હે પૃથ્વીના આભરણરૂપ ! અમોને આપની ભક્તિ આપો, કે જે ભક્તિ સંસાર-રૂપી મોટી નદીને તરવામાં વહાણરૂપ થાય છે. ॥ ૩ ॥ આપ મુનિઓનાં અંતઃકરણોરૂપી માનસ સરોવરમાં હંસની પેઠે નિરન્તર રહેનારા છો. આપનાં ચરણકમળોને બ્રહ્મા તથા સદાશિવ પણ નમે છે. આપ રઘુકુલના ધ્વજરૂપ છો, વેદોક્ત ધર્માના રક્ષક છો, કાળને કર્મોને, સ્વભાવને તથા ગુણોને સ્વરૂપજ્ઞાનથી ખાઈ જનારા છો, ॥ ૪ ॥ તરણ તારણ છો, સઘળાં દૂષણોને હરનારા છો, ત્રૈલોકયના આભૂષણરૂપ છો અને પ્રભુ છો. ॥

दो०–बार बार स्तुति करि, प्रेम सहित शिर नाई ॥
ब्रह्म भवन सनकादि गे, अति अभिष्ट वर पाई ॥ ६० ॥

સનકાદિક મુનિઓ, આ પ્રમાણે સ્તુતિ કરી, પ્રેમપૂર્વક માથાં નમાવી અને અત્યંત પ્રિય ભક્તિરૂપ વરદાન મેળવીને ત્યાંથી બ્રહ્મલોકમાં ગયા. ॥ ૬૦ ॥

चौ०–सनकादिक विधि लोक सिधाये । भ्रातन राम चरण शिर नाये ॥
पूछत प्रभुहि सकल सकुचाहीं । चितवहिं सब मारुत सुत पाहीं ॥ १ ॥
सुना चहहिं प्रभु मुखकी वानी । जो सुनिं होई सकल भ्रम हानी ॥
अन्तर्यामी प्रभु सब जाना । पूछत कहहु कहा हनुमाना ॥ २ ॥
जोरि पाणि तब कह हनुमंता । सुनिये दीनबन्धु भगवन्ता ॥
नाथ भरत कछु पूछन चहहीं । प्रश्न करत मन सकुचत अहहीं ॥ ३ ॥
तुम जानहु कपि मोर स्वभाऊ । भरत मोहिं नहिं अंतर काऊ ॥
सुनि प्रभु वचन भरत गहि चरना । सुनिय नाथ प्रणतारति हरणा ॥ ४ ॥

સનકાદિક બ્રહ્મલોકમાં ગયા પછી, ત્રણે ભાઇઓ, રામચન્દ્રજીનાં ચરણોમાં માથાં નમાવી, કાંઇક પ્રશ્ન કરવાને ધારતા હતા, પણ લજ્જાને લીધે સંકોચ પ્રાપ્ત થતાં હનુમાનજીની સામે જોવા લાગ્યા. ॥ ૧ ॥ પ્રભુનાં મુખની વાણી સાંભળવાની તેઓને ઇચ્છા થઈ હતી, કે જે વાણી સાંભળવાથી, સઘળો ભ્રમ ટળી જાય. અંતર્યામી રામચન્દ્રજીએ, ભાઇઓનો અભિપ્રાય જાણી લઇ, હનુમાનજીને કહ્યું કે, "કહો, તમને શું પૂછવાની ઇચ્છા થઈ છે ? ॥ ૨ ॥" આ સાંભળી, હનુમાનજી હાથ જોડીને બોલ્યા કે, "હે દીન-બંધુ ભગવાન્ ! હે નાથ ! ભરતજી કાંઇક પ્રશ્ન કરવા ઇચ્છે છે, પણ પ્રશ્ન કરતાં મનમાં સંકોચાય છે. ॥ ૩ ॥" હે હનુમાનજી ! તમે મારા સ્વભાવને જાણો છો. ભરતજી વચ્ચે અને મારા વચ્ચે કશો અંતર છે જ નહીં." પ્રભુનાં વચન સાંભળી, તેમનાં ચરણ પકડીને ભરતજી બોલ્યા કે "હે નાથ ! હે ભક્તજનોની પીડાને હરનારા સાંભળો. ॥ ૪ ॥

दो०–नाथ न मोहि सन्देह कछु, स्वप्नेहु शोक न मोह ॥
केवल कृपा तुह्मारि प्रभु, चिदानंद संदोह ॥ ६१ ॥

હે નાથ ! આપ કે જે ચિદાનંદના સમૂહરૂપ પ્રભુ છો, તેમની કેવળ કૃપાને લીધે મને સ્વપ્નમાં પણ કશો સંદેહ નથી, શોક પણ નથી અને મોહ પણ નથી. ॥ ૬૧ ॥

चौ०-करो कृपानिधि एक ढिठाई । मैं सेवक तुम जन सुखदाई ॥
संतनकी महिमा रघुराई । बहु विधि वेद पुराणन्ह गाई ॥ १ ॥
श्रीमुख तुम पुनि कीन्ह बडाई । तिन पर प्रभुहि प्रीति अधिकाई ॥
सुना चहहुँ प्रभु तिनकर लक्षण । कृपासिंधु गुण ज्ञान विचक्षण ॥ २ ॥
संत असंत भेद बिलगाई । प्रणतपाल मोहि कहिय बुझाई ॥
संतनके लक्षण सुन भ्राता । अगणित श्रुति पुराण विख्याता ॥ ३ ॥
संत असंतनकी अस करणी । जिमि कुठार चंदन आचरणी ॥
काटे परशु मलय सुने भाई । निज गुण देह सुगंध बसाई ॥ ४ ॥

હે કૃપાનિધિ ! હું એક ધૃષ્ટતા કરૂં છું, તેની ક્ષમા કરજો. કેમ કે, હું સેવક છું અને આપ સેવક જનોને સુખ આપનારા છો. હે રઘુનાથજી ! સંત પુરુષોનો મહિમા કહો, કે જે મહિમા પુરાણોએ તથા વેદોએ પણ ઘણા પ્રકારોથી ગાયેલો છે. ॥ ૧ ॥ આપે પણ શ્રીમુખથી સંતજનોની પ્રશંસા કરી છે, એટલું જ નહીં પણ આપને સંતજનો ઉપર અધિક પ્રીતિ છે, હે પ્રભુ ! હે કૃપાસિન્ધુ ! હે ગુણોના જ્ઞાનમાં વિચક્ષણ ! હું સંતજનોનાં લક્ષણો જાણવા ઇચ્છું છું. ॥ ૨ ॥ હે પ્રણત જનોનું પાલન કરનારા ! મને સંતોનાં લક્ષણોના ભેદ, જુદા જુદા પાડી સમજાવીને કહો." રામચંદ્રજી બોલ્યા કે, "હે ભાઈ ! સંતજનોનાં લક્ષણો સાંભળો, કે જે લક્ષણો પુરાણોમાં તથા શ્રુતિઓમાં વિખ્યાત છે.॥૩॥ સંતજનોની કરણી, ચંદનની જેવી હોય છે અને અસંત જનોની કરણી, કુહાડાની કરણી જેવી હોય છે. કુહાડો ચંદનને કાપી નાખે છે. તોપણ ચંદન, પોતાનાં શરીરના સુગંધરૂપ ગુણથી કુહાડાને સુગંધિત કરી મેલે છે અર્થાત્ કુહાડાનું કશું ભૂંડું નહીં કરતાં ઉલટો કુહાડાના પર ઉપકાર કરે છે, તેમ સંત જનનું અસંત જન ભૂંડું કરે, તોપણ સંત જન અસંત જનનું ભૂંડું નહીં કરતાં, ઉલટું તેનું કાંઈક હિત કરે છે. કુહાડો ચંદનને કાપી નાખવામાં જ તત્પર રહે છે, તેમ અસંત જન સંત જનનું ભૂંડું કરવામાં જ તત્પર રહે છે. ॥ ૪ ॥

दो०-ताते सुर शीशन चढत, जगवल्लभ श्रीखंड ॥
अनल दाहि पीटत घनहीं, परशु वदन यह दंड ॥ ६२ ॥

ચંદન ભૂંડું કરનારનું પણ ભલું કરે છે, તેથી જગતને પ્યારૂં થઈ પડયું છે અને દેવતાઓનાં પણ મસ્તકોની ઉપર ચઢે છે એ તેને ભલાઈનું ફળ થાય છે, તેમ સંત જન જગતમાં માનનીય થાય છે, અને દેવતાઓ પણ તેનો સત્કાર કરે છે, એ તેને ભલાઈનું ફળ પ્રાપ્ત થાય છે. કુહાડો ભલું કરનારનું પણ ભૂંડું કરવામાં તત્પર રહે છે, તેથી તેને અગ્નિમાં ખૂબ તપાવીને તેનાં મોહોડાંને ઘણથી પીટવામા આવે છે, એ તેને ભૂડાઈનું ફળ પ્રાપ્ત થાય છે. તેમ અસંત જન ભલું કરનારાનું પણ ભૂંડું કરવામાં તત્પર રહે છે, તેથી તેને યમ લોકમાં નરકના અગ્નિમાં ખુબ તપાવીને તેનાં મોહોડાંને મુદ્ગરોથી પીટવામાં આવે છે, એ તેને ભૂંડાઈનું ફળ પ્રાપ્ત થાય છે. ॥ ૬૨ ॥

चौ०-विषय अलंपट शील गुणाकर । परदुख दुख सुख सुख देखे पर ॥
सम अभूत रिपु विमद विरागी । लोभामर्ष हर्ष भय त्यागी ॥ १ ॥

कोमल चित दीनन पर दाया । मन बच क्रम मम भक्त अमाया ॥
सबहिं मान मद आपु अमानी । भरत प्राण सम मम ते प्रानी ॥ २ ॥
विगत काम मम नाम परायन । शान्ति विरति विनीत मुदितायन ॥
शीतलता सरलता मयत्री । द्विज पद प्रेम धर्म जनयित्री ॥ ३ ॥
यह सब लक्षण बसहिं जासु उर । जानेउ तात सन्त सन्तत फुर ॥
शम दम नेम नीति नहिं डोलहिं । पुरुष वचन कबहू नहिं बोलहिं ॥ ४ ॥

સંતજનો વિષયોમાં લંપટ હોતા નથી, શીલની તથા સદ્‌ગુણોની ખાણોરૂપ હોય છે, બીજાઓને દુ:ખી જોઇને પોતે દુ:ખી થાય છે, બીજાઓને સુખી જોઇને પોતે સુખ માને છે, સમ દૃષ્ટિવાળા હોય છે, કોઇને પણ પોતાના શત્રુરૂપ ગણતા નથી, મદથી તથા ધનાદિકમાં આસક્તિથી રહિત હોય છે અને લોભને, ક્રોધને, તથા ભયને છોડી દે છે. ॥૧॥ સંત જનો કોમળ ચિત્તોવાળા હોય છે, દીન જનોની ઉપર દયા રાખે છે, મનથી, વચનથી તથા ક્રિયાથી નિષ્કામ રીતે મારૂં ભજન કરે છે, સર્વને માન આપે છે અને પોતે કોઈ તરફનાં માનની ઇચ્છા રાખતા નથી. હે ભરતજી! એવા સંત જનો મને પ્રાણથી પણ વિશેષ પ્યારા છે, ॥ ૨ ॥ સંત જનો, કામનાઓથી રહિત હોય છે, મારાં નામનો જપ કરવામાં તત્પર રહે છે, શાંતિથી, વૈરાગ્યથી તથા વિનયથી સંપન્ન હોય છે, પોતાથી ઉત્કૃષ્ટને જોઇને રાજી થાય છે, નિકૃષ્ટને જોઇને દયા કરે છે, સમાનને જોઇને તેની સાથે મિત્રતા કરે છે, દુષ્ટને જોઇને તેની ઉપેક્ષા કરે છે અને હૃદયમાં શીતલતા, સરલતા તથા બ્રાહ્મણોનાં ચરણોમાં પ્રીતિ, કે જેઓ ધર્મની માતાઓ છે, તેઓનું સેવન કર્યા કરે છે. ॥ ૩ ॥ હે ભરતજી ! હે તાત ! ઉપર કહેલાં સઘળા લક્ષણો, જેઓનાં હૃદયોમાં વસતાં હોય, તેઓને પૂરા સંતજન સમજો. સંતજનો ઉપશમમાંથી, જિતેન્દ્રિયપણામાંથી, નિયમોમાંથી અને નીતિમાંથી કદી પણ ચલિત થતા નથી અને કદી પણ કઠોર વચનો બોલતા નથી. ॥ ૪ ॥

दो०—निंदा अस्तुति उभय सम, ममता मम पद कंज ॥
ते सज्जन मम प्राण प्रिय, गुण मंदिर सुख पुंज ॥ ६३ ॥

સંત જનોને નિન્દા તથા સ્તુતિ, એ બન્ને સમાન હોય છે અર્થાત્ નિન્દાથી ખેદ પામતા નથી તથા સ્તુતિથી હર્ષ પામતા નથી અને મારાં ચરણોમાં મમતા રાખે છે. આવા સંત જનો, મને પ્રાણથી અધિક પ્રિય લાગે છે. સદ્‌ગુણોનાં સ્થાનકોરૂપ હોય છે અને સુખોના સમૂહોરૂપ જ હોય છે. ॥ ૬૩ ॥

चौ०—सुनहु असन्तन केर स्वभाऊ । भूलेहु सगति करिय न काऊ ॥
तिन कर संग सदा दुखदाई । जिमि कपिलहि घालै हरहाई ॥ १ ॥
खलन हृदय अति ताप विशेषी । जरहिं सदा पर संपति देखी ॥
जहँ कहँ निन्दा सुनहिं पराई । हर्षहि मनहुँ परी निधि पाई ॥ २ ॥
काम क्रोध मद लोभ परायण । निर्दय कपटी कुटिल मलायन ॥
वैर अकारण सब काहूसों । जो कर हित अनहित ताहूसों ॥ ३ ॥

झूठे लेना झूठे देना । झूठे भोजन झूठ चबेना ॥
बोलहि वचन मधुर जिमि मोरा । खाहि महा आहि हृदय कठोरा ॥ ४ ॥

હવે અસંત જનોનો સ્વભાવ સાંભળો. ભૂલથી પણ કદી એ લોકોનો સંગ કરવો યોગ્ય નથી. જેમ કપિલા ગાયને ગળામાં બાંધવામાં આવેલા લાકડાંનો ( ડેરાનો ) સંગ દુઃખદાયી જ થાય છે, તેમ લોકોને અસંત જનોનો સંગ સર્વદા દુઃખદાયી જ થઈ પડે છે. ॥ ૧ ॥ ખળ લોકો ( અસંત જનો ) પોતાનાં હૃદયોમાં અત્યંત તપ્યા કરે છે, પરાઈ સંપત્તિને જોઇને સર્વદા બળી જ મરે છે, ગમે ત્યાં પણ જો પરાઈ નિન્દા સાંભળે, તો તેથી, જેમ પૃથ્વીમાં પડેલો ખજાનો હાથ આવી જવાથી રાજી થાય, તેમ રાજી થાય છે, ॥ ૨ ॥ રાગમાં, ક્રોધમાં, મદમાં તથા લોભમાં તત્પર રહે છે, નિર્દય હોય છે, કપટી હોય છે, કુટિલ હોય છે, પાપોનાં સ્થાનકોરૂપ હોય છે, યોગ્ય કારણ વગર પણ સર્વની સામે વેર રાખે છે, જેઓ હિત કરે તેઓનું પણ અહિત કરે છે, ॥ ૩ ॥ જૂઠું લે છે, જુઠું જ દે છે અને જૂઠી વાતને જ આહારની પેઠે તથા ચવેણાંની પેઠે તૃપ્તિદાયક સમજે છે, જેમ મયૂર પક્ષીઓ મધુર બોલે છે પણ મોટા સર્પોને પણ ખાઈ જવામાં કઠોર હૃદયોવાળા અર્થાત્ અતિ નિર્દય રહે છે, તેમ અસંત જનો મીઠું મીઠું બોલે છે પણ મહાત્માઓનું પણ ભૂંડું કરવામાં અત્યંત કઠોર હૃદયોવાળા રહે છે. ॥ ૪ ॥

दो०—परद्रोही परदार रत, पर धन पर अपवाद ॥
ते नर पामर पाप मय, देह धरे मनुजाद ॥ ६४ ॥

પરનો દ્રોહ કરનારા, પર સ્ત્રીઓમાં લંપટ રહેનારા, પર ધનમાં આસક્ત રહેનારા અને પરાઈ નિન્દામાં તત્પર રહેનારા એ પામર પાપિષ્ટ લોકોને મનુષ્ય શરીરોવાળા રાક્ષસો જ સમજવા. ॥ ૬૪ ॥

चौ०—लोभ ओढ़न लोभै डासन । शिश्नोदर पर यमपुर त्रासन ॥
काहूकी जो सुनहिं बड़ाई । श्वास लेहिं जनु जूड़ी आई ॥ १ ॥
जब काहूकी देखहिं विपती । सुखी होइँ मानहुँ जग नृपती ॥
स्वारथरत परिवार विरोधी । लंपट काम लोभ अति क्रोधी ॥ २ ॥
मातु पिता गुरु विप्र न मानहिं । आपु गये अरु घालहि आनहिं ॥
करहि मोह वश द्रोह परवा । सतसंगति हरि कथा न भावा ॥ ३ ॥
अवगुण सिंधु मंद मति कामी । वेद विदूषक पर धन स्वामी ॥
विप्र द्रोह पर द्रोह विशेषी । दंभ कपट जिय धरे सुवेषी ॥ ४ ॥

એ અસંત જનો લોભને પહેરે છે, લોભ જ બીછાવે છે, શિશ્નના વિષયમાં તથા પેટ ભરવામાં જ તત્પર રહે છે, યમ પુરીમાં જવાનો જરા પણ ત્રાસ રાખતા નથી, જો કોઈની પણ સ્તુતિ કે મોટાઈ સાંભળે, તો જાણે ટાઢ ચઢી હોય એવા શ્વાસ લે છે, ॥૧॥ જ્યારે કોઇને દુઃખી દેખે ત્યારે પોતાને સઘળા જગતનું રાજ્ય મળ્યા જેવું સુખ માને છે, સ્વાર્થ સાધવામાં જ તત્પર રહે છે, સ્વજનોથી વિરોધ જ હોય છે, કામ સુખમાં

તથા લોભમાં આસક્ત હોય છે, અતિ ક્રોધી હોય છે, ॥ ૨ ॥ માતાને, પિતાને, ગુરૂને કે બ્રાહ્મણોને માનતા નથી, પોતે ડૂબે છે, બીજાઓનું પણ સત્યનાશ કહાડે છે, મોહને વશ રહીને પરદ્રોહ કર્યા કરે છે, સત્સંગથી તથા ભગવત્કથાથી તો દૂર જ રહે છે, ॥ ૩ ॥ દુર્ગુણોના સમુદ્રરૂપ હોય છે, મંદ બુદ્ધિવાળા હોય છે, કામી હોય છે, વેદનું ખંડન કરનારા હોય છે, પરાયાં ધનનો માલેક થઈ પડે છે, બ્રાહ્મણોનો તથા બીજાઓનો પણ અતિ દ્રોહ કરે છે, અને હૃદયોમાં દંભી તથા કપટી છતાં સાધુઓના જેવો વેષ ધરે છે. ॥૪॥

**दो०—ऐसे अधम मनुज खल, कृतयुग त्रेता नाहिं ॥**
**द्वापर कछुक वृन्द बहु, हुइहैं कलियुग माहिं ॥ ६५ ॥**

આવાં અધમ માણસો સત્ય યુગમાં કે ત્રેતા યુગમાં હોતાં નથી. દ્વાપર યુગમાં કોઈ કોઈ સ્થલે હોય છે અને કલિ યુગમાં તો તેઓનાં ટોળેટોળાં ઉત્પન્ન થશે. ॥ ૬૫ ॥

**चौ०—परहित सरिस धर्म नहिं भाई । पर पीडा सम नहिं अधमाई ॥**
**निर्णय सकल पुराण वेदकर । कहेउँ तात जानहिं कोविद नर ॥ १ ॥**
**नर शरीर धरि जो पर पीरा । करहिं ते सहहिं महा भव भीरा ॥**
**करहिं मोह वश नर अघ नाना । स्वारथ रत परलोक नशाना ॥ २ ॥**
**काल रूप मैं तिन कहँ ताता । शुभ अरु अशुभ कर्म फल दाता ॥**
**अस विचारि जो परम सयाने । भजहिं मोहिं संसृति दुख जाने ॥ ३ ॥**
**त्यागहिं कर्म शुभाशुभ दायक । भजैं मोहिं सुर नर मुनिनायक ॥**
**संत असंतनके गुण भाखे । ते न परहिं भव निज लखि राखे ॥४॥**

હે ભાઈ ! પરોપકાર કરવા સમાન બીજો કોઈ પણ ધર્મ નથી અને પારકાને પીડા કરવા સમાન બીજો કોઈ પણ અધર્મ નથી, એમ સઘળાં વેદ પુરાણોએ નિર્ણય કરેલો છે અને પંડિત નરો, એ નિર્ણયને સંપૂર્ણ રીતે જાણે છે તથા બીજાઓને બતાવે છે.॥૧॥ જે લોકો આ અતિ ઉત્તમ મનુષ્ય શરીરને પામીને બીજાઓને પીડા કરે છે, તેઓ નીચમાં નીચ યોનીઓમાં અવતરવાની મોટી પીડાઓને પ્રાપ્ત થાય છે. જે માણસો મોહને વશ રહી, સ્વાર્થમાં લંપટ થઇને અનેક પાપો કરે છે, તેઓ પોતાનાં પુનર્જન્મને ખરાબ કરે છે. ॥ ૨ ॥ હે તાત ! હે ભરતજી ! હું કે જે શુભાશુભ કર્મોનાં ફળો આપનારો ઈશ્વર છું, તે, એ લોકોને, કાળરૂપે કરીને તેઓનાં અશુભ કર્મોનાં અશુભ ફળો આપું છું. સજ્જનપણાથી શુભ ફળ થાય છે અને દુષ્ટપણાથી અશુભ ફળ થાય છે, એમ વિચારી, સંસારને દુઃખરૂપ જાણીને, સુજ્ઞ લોકો સંસારમાંથી મુક્ત થવા માટે મારૂં ભજન કરે છે. ॥ ૩ ॥ ઉત્તમ દેવતાઓ, ઉત્તમ મનુષ્યો અને ઉત્તમ મુનિઓ, શુભાશુભ ફલોને આપનારાં કર્મોનો ત્યાગ કરીને અથવા અહંતા મમતાના ત્યાગથી કર્મોના ફળોનો ત્યાગ કરીને મને ભજે છે. મેં આ સંત જનોના તથા અસંત જનોના જૂદા જૂદા ગુણો કહ્યા. આ ગુણોને જેઓ સંપૂર્ણ રીતે સમજીને અસંત જનોના સંગથી દૂર રહી, મારૂં ભજન કરે, તેઓ સંસારમાં પડતા નથી. ॥ ૪ ॥

**दो०—सुनहु तात मायाकृत, गुण अरु दोष अनेक ॥**
**गुण यह उभय न देखिये, देखिय सो अविवेक ॥ ६६ ॥**

હે ભાઈ! સાંભળો. માયાએ કરેલા ગુણો પણ અનેક છે અને દોષો પણ અનેક છે, કે જેઓનો કહેતાં પણ કહી પાર આવે એમ નથી. આમ છે, એટલા માટે હવે તમને વાસ્તવિક ગુણ દોષ કહી સમજાવું છું. ગુણની કે દોષની દૃષ્ટિ ન જ રાખવી અર્થાત્ સમદૃષ્ટિ રાખવી એ ગુણ છે અને ગુણની તથા દોષની દૃષ્ટિ રાખવી અર્થાત ભેદ બુદ્ધિ રાખવી, એ દોષ છે. ॥ ૬૬ ॥

चौ०—श्रीमुख वचन सुनत सब भाई । हर्षे प्रेम न हृदय समाई ॥
करहिं विनय अति बारंबारा । हनूमान हिय हर्ष अपारा ॥ १ ॥
पुनि रघुपति निज मन्दिर गये । इहि विधि चरित करत नित नये ॥
बार बार नारद मुनि आवहिं । चरित पुनीत राम कर गावहिं ॥ २ ॥
नित नव चरित देखि मुनि जाहीं । ब्रह्म लोक सब कथा कहाहीं ॥
सुनि विरंचि अतिशय सुख मानहिं । पुनि पुनि तात करहु गुणगानहिं ॥ ३ ॥
सनकादिक नारदहि सरहीं । यद्यपि ब्रह्म निरत मुनि अहहीं ॥
सुनि गुण गान समाधि बिसारी । सादर सुनहिं परम अधिकारी ॥ ४ ॥

રામચંદ્રજીના શ્રીમુખનાં વચનો સાંભળીને સર્વે ભાઈઓ એવા પ્રસન્ન થયા કે, કોઈના હૃદયમાં પણ પ્રીતિ સમાણી જ નહીં. ત્રણે ભાઈઓ, વારંવાર અત્યંત વિનય કરવા લાગ્યા અને હનુમાનજીનાં હૃદયમાં પણ અપાર હર્ષ થયો. ॥૧॥ પછી રામચંદ્રજી, ભાઈઓને તથા હનુમાનજીને લઇ બગીચામાંથી પોતાના દરબારમાં પધાર્યા. આપ્રમાણે રામચંદ્રજી નિત્ય નવાં નવાં ચરિત્રો કરતા હતા. નારદ મુનિ વારંવાર અયોધ્યામાં આવતા હતા, રામચંદ્રજીના પવિત્ર ચરિત્રોને ગાતા હતા. ॥ ૨ ॥ અને નિત્ય નવાં નવાં ચરિત્રો જોઈ બ્રહ્મલોકમાં જઈને ત્યાંના રહેવાસીઓને સઘળી કથા સંભળાવતા હતા. એ કથા સાંભળી, અત્યંત સુખ માનીને બ્રહ્મા નારદજીને કહેતા હતા કે, 'હે તાત! રામચંદ્રજીના ગુણોનું ગાયન વારંવાર કરી સંભળાવો." ॥ ૩ ॥ સનકાદિક મુનિઓ જો કે પર બ્રહ્મના અદ્વૈતાનુસંધાનમાંજ તત્પર હતા, તોપણ નારદજીને વખાણતા હતા અને પરમ અધિકારી હોવાને લીધે ગુણોનું ગાયન સાંભળી, સમાધિને વિસરી જઈને નારદજીના મુખથી રામચંદ્રજીનાં ચરિત્રોને જ સાંભળતા હતા. ॥ ૪ ॥

दो०—जीवनमुक्त ब्रह्म पर, चरित सुनहिं तजि ध्यान ॥
जे हरि कथा न करहिं रति, तिनके हृदय पषान ॥ ६७ ॥

સનકાદિક મુનિઓ, બ્રહ્મજ્ઞાની અને જીવન્મુક્ત છતાં પણ, સમાધિને છોડી દઈને રામચંદ્રજીનાં ચરિત્રોનું શ્રવણ કરતા હતા, તેથી સિદ્ધ થાય છે કે, જે માણસોને રામચન્દ્રજીની કથામાં અભિરુચિ ઉત્પન્ન ન થાય, તે માણસોનાં હૃદયોને પાષાણમય જ સમજવાં, ॥ ૬૭ ॥

चौ०—एक बार रघुनाथ बुलाये । गुरु द्विज पुरवासी सब आये ॥
बैठे गुरु द्विजनर मुनि सज्जन । बोले वचन भक्त भय भंजन ॥ १ ॥

सुनहु सकल पुर जन मम बानी । कहौं न कछु ममता उर आनी ॥
नहिं अनीति नाहिं कछु प्रभुताई । सुनहु करहु जै तुमहिं सुहाई ॥ २ ॥
सो सेवक प्रीतिम मम सोई । मम अनुशासन माने जोई ॥
जो अनीति कछु भाषौं भाई । तौ मोहिं बरजेहु भय विसराई ॥ ३ ॥
बडे भाग्य मानुष तनु पावा । सुर दुर्लभ सद्ग्रंथन गावा ॥
साधन धाम मोक्ष कर द्वारा । पाइन जे परलोक सँवारा ॥ ४ ॥

એક સમયે, રામચન્દ્રજીના બોલાવવાથી ગુરુઓ, બ્રાહ્મણો તથા સઘળા પુરવાસીઓ સભામાં આવ્યા. ગુરુઓ, બ્રાહ્મણો, મુનીશ્વરો તથા સજ્જનો સભામાં બેઠા પછી, ભક્તોના ભયને ભાંગનારા શ્રીરામચન્દ્રજીએ, ભાષણ કર્યું કે, ॥ ૧ ॥ "સઘળા મહાત્માઓ અને અયોધ્યાના રહેવાસીઓ ! મારી વાણી સાંભળો. હું કોઈ પ્રકારના આગ્રહને કે અનીતિને હૃદયમાં રાખીને બોલતો નથી. તેમ જ હું રાજપણાનાં અભિમાનથી પણ બોલતો નથી, માટે મારી કહેલી વાત, જો તમોને સારી લાગે, તો તે ઉપર ધ્યાન દેજો અને તે પ્રમાણે કરજો. ॥ ૨ ॥ જે સેવક મારી આજ્ઞા માને, તે મને પ્રિય લાગે છે, માટે મારી આજ્ઞા ઉપર ધ્યાન આપજો, કે જો હું કાંઈ પણ આ ભાષણમાં અનીતિની વાત કરૂં તો તમો નિર્ભય રહીને મને અટકાવજો તથા મારી ભૂલને પ્રસિદ્ધ કરજો.॥૩॥ આ મનુષ્ય જન્મ મોટાં ભાગ્યોના યોગથી જ મળે છે. અને દેવતાઓને પણ દુર્લભ છે, એમ વેદ પુરાણ આદિ સદગ્રંથો કહે છે. આ મનુષ્ય જન્મ કે જે સાધનોના ધામરૂપ છે અને મોક્ષના દ્વારરૂપ છે, તેને પ્રાપ્ત થઇને, જેઓ પોતાના પરલોકને સુધારતા નથી. ॥ ૪ ॥

दो०–सो परंतु दुख पावई, शिर धुनि धुनि पछिताय ॥
कालहि कर्महि ईश्वरहि, मिथ्या दोष लगाय ॥ ६८ ॥

તેઓ પાછળથી દુઃખ પામે છે, માથું ધુણાવી ધુણાવીને પસ્તાય છે અને પોતાની જ ભૂલથી થયેલા ખરાબ ફળ માટે કાળ ઉપર, કર્મ ઉપર કે ઇશ્વર ઉપર મિથ્યા દોષ લગાવે છે. ॥ ૬૮ ॥

चौ०–इहि तनु कर फल विषय न भाई । स्वर्गेहु स्वल्प अंत दुखदाई ॥
नर तनु पाइ विषय मन देहीं । पलटि सुधा ते शठ विष लेहीं ॥ १ ॥
ताहि कबहुँ भल कहै न कोई । गुंजा गहै परशमणि खोई ॥
आकर चार लाख चौरासी । योनि भ्रमत यह जीव अविनाशी ॥२॥
फिरत सदा मायाके प्रेरे । काल कर्म स्वभाव गुण घेरे ॥
कबहुँक करि करुणा नर देही । देत ईश बिनु हेतु सनेही ॥ ३ ॥
नर तनु भव वारिधि कहँ बेरे । सन्मुख मरुत अनुग्रह मेरे ॥
कर्णधार सद्गुरु दृढ नावा । दुर्लभ साज सुलभ कर पावा ॥ ४ ॥

હે ભાઇઓ ! આ સર્વોત્તમ મનુષ્ય શરીરની પ્રાપ્તિ થવાનું ફળ વિષય ભોગનું સુખ નથી અને સ્વર્ગનું સુખ પણ નથી. કેમ કે આ લોકમાં વિષય ભોગનું સુખ અને પરલો-

કમાં સ્વર્ગનું સુખ અલ્પ કાળ સૂધી જ રહે છે અને પરિણામે દુઃખદાયી જ નીવડે છે. જે લોકો મનુષ્ય શરીર પામીને વિષયોમાં મન લગાવે, તેઓ મૂર્ખતાથી અમૃતને બદલે વિષનું ગ્રહણ કરે છે. ॥ ૧ ॥ જેઓ સ્પર્શ મણિને (લોઢાને સોનું કરી દેનારાં પારસ મણિને) ગુમાવીને ચણોઠી લે, તેઓને કદી કોઈ લોકો પણ ડાહ્યા કહે નહીં. આ અવિનાશી જીવ, કાળને, કર્મોને, સ્વભાવને તથા ગુણોને વશ થઈને અવિદ્યાની પ્રેરણાથી ચોરાશી લાખ યોનીઓમાં ભમ્યા કરે છે. ॥ ૨ ॥ એ અનેક યોનીઓમાં આવર્તનો પામ્યા કરતા જીવને નિષ્કારણ સ્નેહી ઈશ્વર કોઈ વખતે કરુણા કરીને આ સર્વોત્તમ મનુષ્ય શરીર આપે છે. ॥ ૩ ॥ મારા અનુગ્રહરુપી અનુકૂલ પવને પ્રેરેલું અને જેમાં સદ્ગુણરૂપી ખલાસી મળી શકે છે એવું આ સંસારરુપી સમુદ્રને તરવાનું અતિ દુર્લભ મનુષ્ય શરીરરુપી દૃઢ વહાણ સુલભ રીતે મળ્યા છતાં, ॥ ૪ ॥

दो०–जो न तरै भवसागरहि, नर शरीर अस पाई ॥
सो कृत निंदक मंद मति, आतम हनि गति जाई ॥ ६९ ॥

જે પુરુષ સંસારરુપી સમુદ્રને તરે નહીં, તે પુરુષ મંદ બુદ્ધિવાળો છે, ઈશ્વરે કરેલા ઉપકારને રદ કરનારો છે અને પોતાને હાથે કરી પોતાના આત્માની ખરાબી કરનારાઓની ગતિને પ્રાપ્ત થાય છે, એમ સમજવું. ॥ ૬૯ ॥

चौ०–जो पर लोक यहाँ सुख चहहू । सुनि मम वचन हृदय दृढ गहहू ॥
सुलभ सुखद यह मारग भाई । भक्ति मोरि पुराण श्रुति गाई ॥ १ ॥
ज्ञान अगम प्रत्यूह अनेका । साधन कठिन न मन कहँ टेका ॥
करत कष्ट बहु पावत कोई । भक्ति हीन प्रिय मोहिं न सोई ॥ २ ॥
भक्ति स्वतंत्र सकल सुख खानी । विनु सतसंग न पावहि प्रानी ॥
पुण्यपुंज विनु मिलहि न संता । सतसंगति संसृति करि अंता ॥ ३ ॥
पुण्य एक जगमें नहि दूजा । मन क्रम वचन विप्र पद पूजा ॥
सानुकूल तेहि पर सब देवा । जो तजि कपट करै द्विज सेवा ॥ ४ ॥

તમો જો આ લોકમાં તથા પરલોકમાં પણ સુખની ઇચ્છા રાખતા હો, તો આ મારાં વચનને સાંભળીને હૃદયમાં કોતરી રાખો. હે ભાઈઓ ! પુરાણોએ તથા વેદોએ કહેલો મારી ભક્તિ કરવારુપ આ માર્ગ સુલભ છે અને સુખદાયી છે. ॥ ૧ ॥ જ્ઞાનમાર્ગ તો અગમ્ય છે, ઘણાં વિઘ્નોવાળો છે, કઠણ સાધનોવાળો છે, જેમાં મનને કોઈ અવલંબન મળતું નથી એવો છે અને અત્યંત પરિશ્રમ કરવાથી કોઈકને જ મળે એવો છે. એ માર્ગ પણ જો ભક્તિથી રહિત હોય,તો મને પણ પ્રિય લાગતો નથી, ॥૨॥ ભક્તિ જ્ઞાનની ગરજ વગરનો સ્વતંત્ર માર્ગ જ છે અને સઘળાં સુખોની ખાણરૂપ છે. ભક્તિ, સત્સંગ વગર મળતી નથી સત્પુરુષો પુણ્યોના સમૂહ વિના મળતા નથી. સત્સંગતિ મળે તો જ ભક્તિદ્વારા સંસારનો છેડો આવે છે. ॥ ૩ ॥ મનથી, કર્મથી તથા વચનથી બ્રાહ્મણોનાં ચરણોની પૂજા કરવી, એ જ જગતમાં મુખ્ય પુણ્ય છે. એ જેવું બીજું કોઈ પણ મુખ્ય પુણ્ય નથી. જેઓ કપટનો ત્યાગ કરીને બ્રાહ્મણોની સેવા કરે, તેઓની ઉપર સઘળા દેવતાઓ પ્રસન્ન થાય છે. ॥ ૪ ॥

दो०—अवरो एक गुप्त मत, सबहिं कहौं कर जोरि ॥
शंकर भजन बिना नर, भक्ति न पावै मोरि ॥ ७० ॥

હવે હું સર્વની સામે હાથ જોડીને બીજો પણ એક ગુપ્ત સિદ્ધાંત કહું છું,તે સિદ્ધાંત એ છે કે, મનુષ્ય શંકરનું ભજન કર્યાવિના મારી ભક્તિને પ્રાપ્ત થઈ શકતો નથી. ॥૭૦॥

चौ०—कहहु भक्ति पथ कवन प्रयासा । योग न मख जप तप उपवासा ॥
सरल स्वभाव न मन कुटिलाई । यथा लाभ संतोष सदाई ॥ १ ॥
मोर दास कहाय नर आसा । करे तो कहहु कहा विश्वासा ॥
बहुत कहौं का कथा बढाई । ईहि आचरण वश्य मैं भाई ॥ २ ॥
वैर न विग्रह आश न त्रासा । सुखमय ताहि सदा सब आसा ॥
अनारंभ अनिकेत अमानी । अनघ अरोप दक्ष विज्ञानी ॥ ३ ॥
प्रीति सदा सज्जन संसर्गा । तृण सम विषय स्वर्ग अपवर्गा ॥
भक्ति पक्ष हठ नहिं शठताई । दुष्ट तर्क सब दूरि बिहाई ॥ ४ ॥

ભક્તિ માર્ગમાં કયો પ્રયાસ છે ? તે કહો. એ માર્ગમાં યોગની, યજ્ઞની, જપની, તપની કે ઉપવાસની પણ જરૂર નથી. એ માર્ગમાં કેવળ સરલ સ્વભાવ રાખવાની. મનમાં કોઈ જાતની કુટિલતા નહીં રાખવાની અને જે કાંઈ મળે, તેથી સર્વદા સંતોષ રાખવાની ( કોઇની પણ આશા નહીં રાખવાની ) જરુર છે. ॥ ૧ ॥ જો, પુરુષ મારો દાસ કહેવાતાં છતાં, બીજા કોઈની પાસેથી ધનાદિકની આશા કરે, તો કહો કે તેને મારા ઉપર શો વિશ્વાસ રહ્યો ? ઘણું શું કહું ? વાત વધારવાની કશી જરુર નથી. હે ભાઇઓ ! હું માણસોને ભક્તિરુપ આચરણથી જ વશ થાઉં છું. ॥ ૨ ॥ જેને વૈર, વિરોધ, આશા કે ત્રાસ ન હોય, તે પુરુષને સર્વદા સઘળી દિશાઓ સુખમય જ જોવામાં આવે છે. જે પુરુષ કોઈ પણ ધંધા રોજગારની ચેષ્ટા ન કરતો હોય, કોઈ પણ સ્થાનમાં મમતા બાંધતો ન હોય, માન મળવાની ઇચ્છા રાખતો ન હોય, નિષ્પાપ હોય, ક્રોધથી રહિત હોય, મનને વશ રાખવા વગેરેમાં નિપુણતા ધરાવતો હોય, ॥ ૩ ॥ જ્ઞાની હોય, સર્વદા સંત જનોના સમાગમમાં રુચિ ધરાવતો હોય, વિષય સુખને, સ્વર્ગ સુખને તથા મોક્ષ સુખને ભક્તિના સુખની આગળ તૃણ સમાન ગણતો હોય, ભક્તિ પક્ષમાં દૃઢ આગ્રહવાળો હોય, એવા દૃઢ આગ્રહવાળો છતાં પણ બીજા માર્ગોવાળાઓની સામે શઠતા ન રાખતો હોય, સઘળા દુષ્ટ તર્કોને દૂર છોડી દઇને ॥ ૪ ॥

दो०—मम गुण ग्राम नाम रत, गत ममता मद मोह ॥
ताकर सुख सोई जानई, चिदानंद संदोह ॥ ७१ ॥

મારા ગુણોના સમૂહો ગાવામાં તથા મારૂં નામ જપવામાં પરમ રુચિવાળો હોય અને મમતાથી, મદથી તથા મોહથી રહિત હોય, તે પુરુષનાં સુખને બીજો કોઈ જાણતો નથી, પણ તે પુરુષ જ જાણે છે. કેમ કે, એ સુખ ચિદાનંદના સમૂહરુપ હોવાથી બીજાઓના અનુભવમાં આવતું નથી. ” ॥ ૭૧ ॥

चौ०–सुनत सुधा सम वचन रामके । सबन्हि गहे पद कृपाधामके ॥
जननि जनक गुरु बंधु हमारे । कृपानिधान प्राणते प्यारे ॥ १ ॥
तन धन धाम राम हितकारी । सब विधि तुम प्रणतारतिहारी ॥
अस सिख तुम बिन देई न कोऊ । मातु पिता स्वारथरत ओऊ ॥ २ ॥
हेतु रहित जग युग उपकारी । तुम तुह्मार सेवक असुरारी ॥
स्वारथ मीत सकल जग माहीं । स्वप्नेहु प्रभु परमारथ नाहीं ॥ ३ ॥
सबके वचन प्रेम रस साने । सुनि रघुनाथ हृदय हर्षाने ॥
निज निज गृह गये आयसु पाई । वर्णत प्रभु बतकही सुहाई ॥ ४ ॥

એ પ્રમાણે કરુણાના નિધાનરૂપ રામચંદ્રજીનાં અમૃતમય વચનો સાંભળી, તેમનાં ચરણો પકડીને સભાનાં સર્વે માણસો બોલ્યાં કે, "હે કૃપાનિધાન! અમારાં માતા, પિતા, ગુરુ તથા બંધુ, આપ જ છો અને અમોને પ્રાણોથી પણ વિશેષ પ્યારા છો. ॥૧॥ હે ભક્ત જનોની પીડાને હરનારા! સર્વ પ્રકારથી આપ જ અમારાં શરીરોનું, ધનોનું તથા ઘરોનું હિત કરનારા છો, આપ વિના બીજો કોઈ પણ આવી ઉત્તમ શિખામણ આપે નહીં. માતા, પિતા ઉત્તમ શિખામણ આપનારાં ગણાય છે, પરન્તુ તેઓ પણ સ્વાર્થમાં રુચિવાળાં હોવાને લીધે આવી ઉત્તમ શિખામણ આપે નહીં. ॥ ૨ ॥ હે રાક્ષસોના શત્રુ રામચન્દ્રજી! આપ અને આપના સેવક, એ બન્ને જ જગતમાં ખરા ઉપકારક છો. જગતનાં બીજાં સઘળાં માણસો તો સ્વાર્થની જ સગાઈવાળાં છે. એઓથી સ્વપ્નમાં પણ પરમાર્થ થતો નથી." ॥ ૩ ॥ આ પ્રમાણે પ્રેમરુપી રસથી ભીંજાયેલાં સર્વ સભાસદોનાં વચનો સાંભળીને રામચન્દ્રજી હૃદયમાં પ્રસન્ન થયા. પછી સર્વે માણસો, રામચન્દ્રજીની આજ્ઞા લઈ, તેમની જ સુંદર વાતોનું વર્ણન કરતા કરતા પોતપોતાને ઘેર ગયા. ॥ ૪ ॥

दो०–उमा अवधवासी नर, नारि कृतारथ रूप ॥
ब्रह्म सच्चिदानंद घन, रघुनायक जहँ भूप ॥ ७२ ॥

હે પાર્વતી! અયોધ્યામાં રહેનારાં સઘળાં નર નારીઓ કૃતાર્થ જ હતાં. કે સચ્ચિદાનંદઘન પરબ્રહ્મરૂપ શ્રીરામચન્દ્રજી એ નગરીમાં રાજ્ય કરતા હતા. ॥ ૭૨ ॥

चौ०–एक बार वशिष्ठ मुनि आये । जहाँ राम सुख धाम सुहाये ॥
अति आदर रघुनायक कीन्हा । पद पखारि चरणोदक लीन्हा ॥ १ ॥
राम सुनहु मुनि कह कर जोरी । कृपासिन्धु विनती ईक मोरी ॥
देखी देखी आचरण तुह्मारा । होत मोह मम हृदय अपारा ॥ २ ॥
महिमा अमित वेद नहिं जाना । मैं केहि भाँति कहौं भगवाना ॥
उपरोहिती कर्म अति मंदा । वेद पुराण स्मृति कर निंदा ॥ ३ ॥
जब न लेउ तबहीं विधि मोहीं । कहा लाभ आगे सुत तोहीं ॥
परमात्मा ब्रह्म नर रूपा । हुइहैं रघुकुल भूषण भूपा ॥ ४ ॥

સુખના ધામરૂપ રામચન્દ્રજી બીરાજ્યા હતા, ત્યાં વસિષ્ઠ મુનિ એક સમયે આવ્યા. રામચન્દ્રજીએ, તેમને અત્યંત આદર આપી, તેમનાં ચરણ ધોઇને, તે ચરણનું જલ પોતે લીધું. ॥૧॥ વસિષ્ઠ મુનિ હાથ જોડીને બોલ્યા કે, "હે કૃપાસિન્ધુ રામચંદ્રજી ! મારી એક વિનતિ સાંભળો. આપ પરમાત્મા જ છો, તે છતાં આપનાં મનુષ્યાચરણો જોઇને મારા હૃદયમાં અપાર મોહ થાય છે. ॥ ૨ ॥ હે પ્રભુ ! આપના મહિમાને વેદોએ પણ સંપૂર્ણ રીતે જાણ્યો નથી, ત્યારે હું તો તે મહિમાનું વર્ણન કેમ જ કરી શકું ? પુરોહિતપણાનું કામ, કે જે અત્યંત ખરાબ છે અને વેદોએ, પુરાણોએ તથા ધર્મશાસ્ત્રોએ પણ નિન્દેલું છે, ॥ ૩ ॥ તે કામ કરવાનો, હું પ્રથમ સ્વીકાર કરતો ન હતો ત્યારે બ્રહ્માએ મને કહ્યું હતું કે, 'હે પુત્ર ! સૂર્યવંશી રાજાઓનું પુરોહિત કર્મ કરવાથી, આગળ જતાં તને મોટો લાભ થશે. કેમ કે, એ વંશમાં પરમાત્મા પરબ્રહ્મ રામચન્દ્રજી મનુષ્યરુપે અવતરશે અને તે રઘુવંશના આભરણરૂપ પ્રભુ રાજ્ય કરશે.'' ॥ ૪ ॥

दो०—तब मैं हृदय विचार किय, योग यज्ञ जप दान ॥
जेहि हित करिय सो पाइहौं, धर्म न ईहि सम आन ॥ ७३ ॥

એ વચનો સાંભળીને મેં હૃદયમાં વિચાર કર્યો કે, જેને માટે યોગ, યજ્ઞો, જપો તથા દાનો કરવામાં આવે છે, તેને જે કામ કરવાથી પામીએ, તે કામ કરવા જેવો બીજો કોઇ પણ ધર્મ નથી. આ વિચારથી જ મેં તે સમયે પુરોહિત કર્મ સ્વીકારી લીધું ॥૭૩॥

चौ०—जप तप नियम योग व्रत धर्मा । श्रुति संभव नाना विधि कर्मा ॥
ज्ञान दया दम तीरथ मज्जन । जहँ लगि धर्म कहे श्रुति सज्जन ॥ १ ॥
आगम निगम पुराण अनेका । पढे लिखे कर फल प्रभु एका ॥
तव पद पंकज प्रीति निरंतर । सब साधन कर फल यह सुंदर ॥ २ ॥
छुटै मल कि मलहीके धोये । घृत कि पाव कोई बारि विलोये ॥
प्रेम भक्ति जल बिनु रघुराई । अभ्यंतर मल कबहुँ न जाई ॥ ३ ॥
सोई सर्वज्ञ तज्ञ सोई पंडित । सोई गुणज्ञ विज्ञान अखंडित ॥
दक्ष सकल लक्षण युत सोई । जाके पद सरोज रति होई ॥ ४ ॥

હે પ્રભુ ! જપ કરવાનું, તપ કરવાનું, નિયમો પાળવાનું, યોગ સિદ્ધ કરવાનું, વ્રતો કરવાનું, ધર્મો કરવાનું, વેદમાં કહેલાં બીજાં પણ અનેક પ્રકારનાં કર્મો. કરવાનું ॥ ૧ ॥ અને અનેક આગમો, વેદો તથા પુરાણો લખવાં, ભણવાનું ફળ એક જ છે, તે એ કે, આપનાં ચરણાર્વિન્દોમાં અખંડ ભક્તિ રહે. આપનાં ચરણાર્વિન્દોમાં અખંડ ભક્તિ પ્રાપ્ત થાય એ જ સઘળાં સાધનોનું સુંદર ફળ છે. ॥ ૨ ॥ જેમ પાણી વલોવવાથી કોઇને પણ ઘીની પ્રાપ્તિ થાય નહીં, તેમ આપના ચરણોમાં પ્રેમ ભક્તિવિના બીજાં કર્મો કરવાથી કોઇને પણ અંતઃકરણની નિર્મળતા પ્રાપ્ત થાય જ નહીં. વસ્ત્રાદિકનો મેલ, મેલવતે જ ધોવાથી ટળે કે ? ન જ ટળે. તેમ અંતઃકરણનો મેલ, ભેદ બુદ્ધિથી થયેલો હોવાને લીધે મલિનતાવાળાં યજ્ઞાદિક કર્મો કરવાથી ન જ ટળે. જેમ વસ્ત્રનો મેલ,જળ વિના કદી

પણ જાય નહીં, તેમ અંતઃકરણનો મેલ, આપનાં ચરણોમાં પ્રેમલક્ષણા ભક્તિ વિના કદી પણ જાય નહીં. ॥૩॥ જે પુરુષને આપનાં ચરણારવિન્દોમાં પ્રેમલક્ષણા ભક્તિ થઈ હોય, તે પુરુષ જ સર્વજ્ઞ છે, તે પુરુષ જ તત્વજ્ઞ છે, તે પુરુષ જ પંડિત છે, તે પુરુષ જ ગુણજ્ઞ છે, તે પુરુષ જ અખંડિત વિજ્ઞાનવાળો છે, તે પુરુષ જ પ્રવીણ છે અને તે પુરુષ જ સઘળાં સુલક્ષણોથી યુક્ત છે. ॥ ૪ ॥

दो०—नाथ एक वर मागौं, मोहिं कृपाकर देहु ॥
जन्म जन्म प्रभु पदकमल, कबहुँ घटै जनि नेहु ॥ ७४ ॥

હે નાથ ! જન્મોજન્મમાં કદી પણ ન્યૂન ન થાય એવી આપનાં ચરણારવિન્દોમાં ભક્તિ રહે, એ એક જ વરદાન માગું છું. કૃપા કરીને મને એ વરદાન આપો." ॥૭૪॥

चौ०—अस कहि मुनि वशिष्ठ घर आये । कृपासिंधुके मन अति भाये ॥
हनूमान भरतादिक भ्राता । संग लिये सेवक सुखदाता ॥ १ ॥
पुनि कृपालु पुर बाहर गयऊ । गज रथ तुरंग मँगावत भयऊ ॥
देखि कृपा करि सकल सराहे । दिये उचित जीन जीन जो चाहे ॥ २ ॥
हरण सकल श्रम प्रभु श्रम पाई । गये जहाँ शीतल अमराई ॥
भरत दिन्ह निज वसन डसाई । बैठे प्रभु सेवहिं सब भाई ॥ ३ ॥
मारुत सुत तब मारुत करई । पुलक गात लोचन जल भरई ॥
हनूमान समान बड भागी । नहि कोऊ राम चरण अनुरागी ॥ ४ ॥
गिरिजा जासु प्रीति सेवकाई । बार बार प्रभु निज मुख गाई ॥

એટલું બોલીને વસિષ્ઠ મુનિ પોતાને ઘેર ગયા. વસિષ્ઠ મુનિ, રામચન્દ્રજીના મનને બહુ પ્રિય લાગ્યા. પછી સેવકોને સુખ દેનારા પ્રભુ રામચન્દ્રજી, હનુમાનજીને તથા ભરતજી આદિ ભાઈઓને સાથે લઈ, ॥ ૧ ॥ અયોધ્યાથી બહાર પધાર્યા અને ત્યાં તેમણે હાથીઓ, રથો તથા ઘોડાઓ મંગાવ્યા. હાથીઓ વગેરેને જોઈ, તપાસીને રામચન્દ્રજીએ સઘળા હાથીઓ વગેરેના રક્ષકોનાં વખાણ કર્યાં અને જેને જેને, જે જે વસ્તુની ઇચ્છા હતી, તેને તેને, તે તે વસ્તુઓ યોગ્ય રીતે આપી. ॥ ૨ ॥ સર્વના શ્રમને હરનારા પ્રભુ, એ કામથી પરિશ્રમ પામીને, તે પરિશ્રમને ટાળવા માટે ત્યાં પધાર્યાં, કે જ્યાં શીતલ અમરાઈ ( આંબાઓની ઘટા અને મરણ આદિ વિકારોથી રહિત પરબ્રહ્મતા ) [1]હતી,

૧ અહીં એમ કહેવામાં આવે છે કે, પાર્વતીજીએ સદાશિવને જે નવ પ્રશ્નો પૂછ્યાં હતાં, તેઓમાંથી ચાર પ્રશ્નોના ઉત્તરો, બાલ કાંડમાં, પાંચમા પ્રશ્નનો ઉત્તર અયોધ્યા કાંડમાં, છઠા પ્રશ્નનો ઉત્તર અરણ્ય કાંડ, કિષ્કિન્ધા કાંડ તથા સુન્દર કાંડ એ ત્રણ કાંડોમાં, સાતમા પ્રશ્નનો ઉત્તર લંકાકાંડમાં અને આઠમા પ્રશ્નનો ઉત્તર આ ઉતર કાંડમાં રાજ્યાભિષેકના પ્રકરણ સુધીમાં દેવાઇ ગયેલ છે, हवे प्रजा सहित रघुवंश मणि किमि गवने निज धाम એ નવમા પ્રશ્નનો ઉત્તર જે બાકી રહ્યો છે, તે આ ચોપાઇમાં સમાપ્ત થઇ જાય છે. અહીં ગુસાંઈજીએ વિચાર કર્યો છે કે, " જો રઘુનાથજીની પરમ ધામ યાત્રા સ્પષ્ટ રીતે લખવામાં આવશે, તો તેથી ઉપાસક લોકોને વિપરીત પ્રતીતિ થશે. કેમ કે, તેઓ તો સર્વદા અયોધ્યામાં બીરાજતા રામચન્દ્રજીનું જ ધ્યાન કરે છે." એ વિચારને લીધે અહીં

ભરતજીએ ત્યાં રામચન્દ્રજીને પોતાનું વસ્ત્ર બીછાવી દીધું. રામચન્દ્રજી બીરાજ્યા અને સર્વ ભાઈઓ તેમની સેવા કરવા લાગ્યા. ॥૩॥ હનુમાનજી, નેત્રોમાં જળથી અને ગાત્રોમાં રોમાંચથી યુક્ત થઈને પ્રભુને પંખો કરવા લાગ્યા. હે પાર્વતી ! હનુમાનજી જેવો રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રેમવાળો અને મોટાં ભાગ્યવાળો બીજો કોઈ પણ ન ગણાય, ॥ ૪ ॥ કે જે હનુમાનજીની પ્રીતિને તથા સેવકતાને રામચન્દ્રજી વારંવાર શ્રીમુખથી વખાણતા હતા. ॥

दो०-तेहि अवसर मुनि नारद, आये करतल वीन ॥
गावन लागे राम कल, कीरति सदा नवीन ॥ ७५ ॥

આ અવસરમાં નારદ મુનિ હાથમાં વીણા લઈને ત્યાં આવ્યા અને રામચન્દ્રજીની સુંદર તથા નિત્ય નવીન કીર્તિને મધુર સ્વરથી નીચે પ્રમાણે ગાવા લાગ્યા. ॥ ૭૫ ॥

चौ०-मां विलोकय पंकज लोचन । कृपा विलोकनि शोच विमोचन ॥
नील ताम रस श्याम काम अरि । हृदय कंज मकरंद मधुप हरि ॥ १ ॥
यातुधान वरूथ दल गंजन । मुनि सज्जन रंजन अघ भंजन ॥
भूसुर कृषि नव वृन्द बलाहक । अशरण शरण दीन जन गाहक ॥ २ ॥
भुजबल विपुलभार महि खंडित । खर दूषण विराध वध पंडित ॥
रावणारि सुखरूप भूप वर । जय दशरथ कुल कुमुद सुधाकर ॥ ३ ॥
सुयशपुराण विदित निगमागम । गावत सुर मुनि संत समागम ॥
कारुणीक वाली मद खंडन । सब विधि कुशल कोशला मंडन ॥ ४ ॥
कलिमल मथन नाम ममता हन । तुलसिदास प्रभु पाहि प्रणत जन ॥

"હે કમળો સરખાં નેત્રોવાળા ! હે કૃપા દૃષ્ટિથી સઘળા શોકને દૂર કરનારા ! હે નીલ કમલના જેવી શ્યામસુંદર છબીવાળા ! હે સદાશિવનાં હૃદયરુપી કમળના મકરંદમાં ભ્રમરની પેઠે વિલાસ કરનારા ॥ ૧ ॥ ! હે ભકતોનાં દુઃખોને હરનારા ! હે રાક્ષસોનાં સૈન્યોનો વિનાશ કરનારા ! હે મુનિઓને તથા સંત જનોને રાજી કરનારા ! હે પાપોને ભાંગી નાખનારા ! હે બ્રાહ્મણોરુપી ઉગતા છોડોની ઉપર નવીન મેઘોના સમૂહરુપ ! હે અનાથના નાથ ! હે દીન જનોના ગ્રાહક ! ॥ ૨ ॥ હે ભુજાઓના બળથી પૃથ્વીના મોટા ભારને ઉતારનારા ! હે ખર, દૂષણ તથા વિરાધ, એઓનો વધ કરવામાં પંડિત! હે રાવણના શત્રુ ! હે સુખસ્વરુપ ! હે રાજાઓમાં ઉત્તમ ! હે રામચન્દ્રજી ! મારી સામે કૃપાદૃષ્ટિ કરો. હે દશરથ રાજાનાં કુલરુપી કુમુદ ( રાત્રિવિકાસી કમળ ) ને પ્રફુલ્લિત કરવામાં

ગુસાંઇજીએ ગુપ્ત રીતે રામચન્દ્રજીની પરમધામ યાત્રા લખી છે, કે જેથી ઉપાસક લોકોની ઉપાસના પણ બની રહે અને પાર્વતીજીના નવમા પ્રશ્નનો ઉત્તર પણ આવી જાય. આ ચોપાઇમાં દઢ આશય છે કે, પ્રભુ રામચન્દ્રજીએ ભરતજી આદિ સર્વ સેવકોને તથા સઘળા અયોધ્યાવાસીઓના સંસારરૂપી પરિશ્રમને ટાળીને અર્થાત તેઓને દિવ્ય ધામમાં મોકલીને પોતે પણ નિર્વિકાર પરબ્રહ્મમાં એકરૂપ થઈ ગયા, ' अमराई ' એ શિષ્ટ શબ્દ મૂકવાનું કારણ એ જ છે કે, કથાનું શ્રવણ કરનારા લોકોને તથા ઉપાસક લોકોને વિયોગની કથાથી ખેદ ન થાય.

ચંદ્રરુપ ! જય, જય. ॥ ૩ ॥ આપના, પુરાણોમાં, વેદોમાં તથા શાસ્ત્રોમાં વર્ણવેલા યશને દેવતાઓ તથા મુનિઓ સંત લોકોના સમાગમોમાં ગાય છે. હે દયાળુ! હે વાળીના મદનું ખંડન કરનારા ! હે સર્વ પ્રકારોથી કુશલરુપ ! હે અયોધ્યાના શણગારરુપ ! ॥૪॥ હે કલિયુગના મેલોને નષ્ટ કરનારા ! હે નામ લેવામાત્રથી જ મમતાને હરનારા ! હે પ્રભુ ! આ નમેલા ભક્તજનનું રક્ષણ કરો. " ॥

दो०-प्रेम सहित मुनि नारद, बरणि राम गुण ग्राम ॥
शोभा सिंधू हृदय धरि, गये जहां विधि धाम ॥ ७६ ॥

એ પ્રમાણે નારદ મુનિ પ્રેમભરેલી રીતે શ્રીરામચન્દ્રજીના ગુણોના સમૂહનું વર્ણન કરી, શોભાના સમુદ્રરુપ તે છબીને હૃદયમાં ધરી લઇને બ્રહ્મલોકમાં ગયા. ॥ ७६ ॥

चौ०-गिरिजा सुनहु विशद यह कथा । मैं सब कही मोरि मति यथा ॥
राम चरित शत कोटि अपारा । श्रुति शारदा न वरणै पारा ॥ १ ॥
राम अनन्त अनन्त गुणानी । जन्म कर्म अनन्त नमानी ॥
जलसीकर महि रज गण जाहीं । रघुपति चरित न वर्णि सिराहीं ॥ २ ॥
विमल कथा यह हरिपददायिनी । भक्ति होई सुनि अति अनपायिनि ॥
उमा कहिउँ सो कथा सुहाई । जो भुशुंड खगपतिहि सुनाई ॥ ३ ॥
कछुक राम गुण कहेउँ बखानी । अब का कहौं सो कहौ भवानी ॥
सुनि शुभ कथा उमा हर्षानी । बोलीं अति विनीत मृदु बानी ॥ ४ ॥
धन्य धन्य मैं धन्य पुरारी । सुनेउँ राम गुण भव भय हारी ॥

હે પાર્વતી ! મેં મારી બુદ્ધિ પ્રમાણે કહેલી આ ઉજ્જવલ કથા તમે સાંભળી. શ્રીરામચન્દ્રજીનું ચરિત્ર સો કરોડ શ્લોકમાં રચાયેલું છે, તેથી તેનું વર્ણન કરવામાં શેષ નાગને કે સરસ્વતીને પણ પાર મળે એમ નથી. ॥૧॥ શ્રીરામચન્દ્રજી અનંત છે, તેમના ગુણો પણ અનંત છે અને જન્મો તથા તથા કર્મો પણ અનંત છે, કે જેઓનો માપ જ નથી. વૃષ્ટિનાં બિન્દુઓ તથા પૃથ્વીની રજની કણીઓ પણ ગણી શકાય, પરંતુ શ્રીરામ-ચન્દ્રજીનાં ચરિત્રો ગણી શકાય એમ નથી. હે ॥૨॥ હે પાર્વતી ! આ નિર્મળ કથા, કે જે હરિનું ધામ આપનાનારી છે, સુંદર છે અને સાંભળવાથી અખંડિત ભક્તિ દેનારી છે, તે મેં તમને કહી સંભળાવી કે જે પ્રમાણે કાકભુશંડજીએ ગરુડજીને સંભળાવી હતી. ॥ ૩ ॥ હે પાર્વતી ! મેં શ્રીરામચંદ્રજીના અનંત ગુણોમાંથી થોડાક ગુણોનું વર્ણન કહી સંભળાવ્યું. હવે તમને શું કહુ ? તે કહો. આ પ્રમાણે સદાશિવના મુખથી સાંભળીને રાજી થયેલાં પાર્વતી અતિ નમ્રતા ભરેલી કોમળ વાણીથી બોલ્યાં કે, ॥ ૪ ॥ " હે ત્રિપુરના શત્રુ ! મેં સંસારના ભયને હરનારી શ્રીરામચન્દ્રજીના ગુણોની કથા સાંભળી, તેથી હુ ભાગ્યશાળી-ઓમાં પણ વિશેષ ભાગ્યશાળી થઈ છું. ॥

दो०-तुम्हरी कृपा कृपायतन, अब कृतकृत्य न मोह ॥
जानेऊँ राम प्रभाव प्रभु, चिदानन्द सन्दोह ॥ ७७ ॥

હે કૃપાનિધાન પ્રભુ! હું આપની કૃપાથી કૃતાર્થ થઈ છું. હવે મને મોહ રહ્યો નથી. શ્રીરામચન્દ્રજી કે જે ચિદાનંદના સમૂહરુપ પરબ્રહ્મ છે, તેમનો પ્રભાવ મારા જાણવામાં આવ્યો. ॥ ૭૭ ॥

चौ०–राम चरित जे सुनत अघाहीं । रस विशेष जाना तिन नाहीं ॥
जिवनमुक्त महा मुनि जेऊ । हरि गुण सुनहिं निरंतर तेऊ ॥ १ ॥
भवसागर चह पार जो पावा । राम कथा ता कहँ दृढ नावा ॥
विषयिन कहँ पुनि हरि गुणग्रामा । श्रवण सुखद अरु मन विश्रामा ॥ २ ॥
श्रवणवंत अस को जग माहीं ! जाहि न रघुपति कथा सुहाहीं ॥
ते जड जीव निजातमघाती । जिनहिं न रघुपति कथा सुहाती ॥ ३ ॥
हरि चरित्र मानस तुम गावा । सुन मैं नाथ परम सुख पावा ॥
तुम जो कही यह कथा सुहाई । काकभुशुंडि गरुड प्रति गाई ॥ ४ ॥

શ્રીરામચન્દ્રજીનું ચરિત્ર સાંભળતાં, જેઓ તૃપ્ત થાય, તેઓ તે ચરિત્રના વિશેષ રસને જાણતા જ નથી, એમ સમજું છું. કેમ કે, જે મહા મુનિઓ જીવન્મુક્ત છે, તેઓ પણ રામચન્દ્રજીના ગુણોને નિરંતર સાંભળ્યા કરે છે. ॥ ૧ ॥ જેઓ આ સંસારરુપી સમુદ્રનો પાર પામવા ઈચ્છતા હોય તેઓને માટે આ રામ કથા દૃઢ વહાણરુપ છે, વિષયી લોકોને પણ રામચન્દ્રજીના ગુણોનો સમૂહ, મનની શાંતિ આપનાર છે અને કાનોને સુખ આપનાર છે. ॥ ૨ ॥ જગતમાં એવો કાનવાળો કયો જન છે? કે જેને રામચન્દ્રજીની કથા પ્રિય લાગે નહીં? જેને રામચન્દ્રજીની કથા પ્રિય લાગે નહીં, તે મૂર્ખ જીવને પોતાના જ આત્માની ખરાબી કરનારો સમજું છું. ॥ ૩ ॥ હે નાથ! આ શ્રીરામચરિત્ર માનસ, કે જે આપે કહી સંભળાવ્યું, તે સાંભળીને હું પરમ સુખ પામી છું. આપે કહ્યું કે, ' આ સુંદર કથા કાકભુશુંડજીએ ગરુડજીને સંભળાવી, ' તો એ વિષયમાં મને એક મોટો સંદેહ ઉત્પન્ન થયો છે. ॥ ૪ ॥

दो०–विरति ज्ञान विज्ञान दृढ, राम चरण अति नेह ॥
वायस तनु रघुपति भगति, मोहि परम सन्देह ॥ ७८ ॥

કાકભુશુંડજી કે જે કાગડાના શરીરવાળા છે, તેમને વૈરાગ્ય, જ્ઞાન, દૃઢ વિજ્ઞાન, શ્રીરામચન્દ્રજીનાં ચરણોમાં અત્યંત સ્નેહ અને શ્રીરામચંદ્રજીની ભક્તિ, એઓ હોવાં કેમ સંભવે ? આ વિષયમાં મને પરમ સંદેહ છે. ॥ ૭૮ ॥

चौ०–नर सहस्र महँ सुनहु पुरारी । कोउ ईक होय धर्मव्रत धारी ॥
धर्मशील कोटिह्न महँ कोई । विषय विमुख विरागरत होई ॥ १ ॥
कोटि विरक्त मध्य श्रुति कहई । सम्यक् ज्ञान सकृत कोउ लहई ॥
ज्ञानवंत कोटिह्न महँ कोई । जीवन्मुक्त सुकृत जग सोई ॥ २ ॥
तिन सहस्र महँ सब सुख खानी । दुर्लभ ब्रह्म लीन बिज्ञानी ॥
धर्मशील विरक्त अरु ज्ञानी । जीवनमुक्त ब्रह्मपर प्रानी ॥ ३ ॥

सबते सो दुर्लभ सुरराया। राम भक्ति रत गत मद माया॥
सो हरि भक्ति काककिमि पाई। विश्वनाथ मोहिं कहहु बुझाई॥ ४॥

કેમ કે, હજારો માણસોમાં પણ એકાદ માણસ જ ધર્માત્મા હોય છે, કરોડો ધર્માત્માઓમાં પણ કોઈ એકાદ જ વિષયોથી વિમુખ તથા વૈરાગ્યમાં પ્રીતિવાળો હોય છે. ॥૧॥ એવા કરોડ વિરક્ત લોકોમાં પણ કોઈ એકાદ જ જ્ઞાની હોય છે. એમ વેદ કહે છે. કરોડો જ્ઞાનીઓમાં પણ જીવન્મુક્ત ( દેહાભિમાન વગરનો ) કોઈક જ હોય છે. હજારો જીવન્મુક્તોમાં પણ સર્વ સુખના નિધાનરુપ પરબ્રહ્મમાં અખંડ સમાધિ પામેલો વિજ્ઞાની દુર્લભ હોય છે. ॥ ૨ ॥ ધર્માત્મા કરતાં વિરક્ત વિષેશ દુર્લભ છે, વિરક્ત કરતાં જ્ઞાની દુર્લભ છે, જ્ઞાની કરતાં જીવન્મુક્ત દુર્લભ છે અને જીવન્મુક્ત કરતાં અખંડ બ્રહ્મસમાધિવાળો પ્રાણી દુર્લભ છે. ॥ ૩ ॥ હે દેવાધિદેવ ! એ સર્વ કરતાં પણ મદથી તથા માયાથી મુક્ત થઈને શ્રીરામચન્દ્રજીની ભક્તિમાં જ તત્પર રહેનારો પ્રાણી ઉત્તમ છે. હે વિશ્વનાથ ! એવી સર્વોત્તમ અને દુર્લભ રામભક્તિ કાગડાને શી રીતે પ્રાપ્ત થઈ? એ મને સમજાવીને કહો. ॥ ૪ ॥

दो०–राम परायण ज्ञान रति, गुणागार मति धीर॥
नाथ कहहु केहि कारण, पायउ काक शरीर॥ ७९॥

હે નાથ ! એ કાકભુશુંડજી, પહેલાંના અવતારથી જ રામભક્તિમાં તત્પર, જ્ઞાનમાં રુચિવાળા, ગુણોના ઘરરુપ અને ધીર બુદ્ધિવાળા હતા એમ આપ કહો, તો મારે જાણવું જોઈએ કે ત્યારે એવા મહાત્માને કાગડાનું શરીર કેમ પ્રાપ્ત થયું ? ॥ ૭૯ ॥

चौ०–यह प्रभु चरित पवित्र सुहावा। कहहु कृपालु काक किमि पावा॥
तुम केहि भांति सुना मदनारी। कहहु मोहि यह कौतुक भारी॥ १॥
गरुड महा ज्ञानी गुण राशी। हरि सेवक अति निकट निवाशी॥
शो केहि हेतु काक सन जाई। सुनी कथा मुनि निकर विहाई॥ २॥
कहहु कवन विधि भा संवादा। दोउ हरि भक्त काक उरगादा॥
गौरि गिरा सुनि सरल सुहाई। बोले शिव सादर सुख पाइ॥ ३॥
धन्य सती पावनि मति तोरी। रघुपति चरण प्रीति नहिं थोरी॥
सुनहु परम पुनीत ईतिहासा। जो सुनि होई सकल भ्रम नासा॥ ४॥
उपजहि राम चरण विश्वासा। भवनिधि तारण विनहिं प्रयासा॥

હે કૃપાળુ ! આ અતિ સુંદર રામચન્દ્રજીનું ચરિત્ર કાગડાના જાણવામાં શી રીતે આવ્યું ? હે કામદેવના શત્રુ ! વળી આપે આ ચરિત્ર શી રીતે સાંભળ્યું ? એ મને કહો. આ વાત જાણવાનું મને બહુ કૌતુક છે. ॥ ૧ ॥ ગરુડજી, કે જે મહાજ્ઞાની, ગુણોના સમૂહરુપ હરિના સેવક અને હરિની પાસે જ રહેનારા છે, તેમણે હરિને તથા અનેક મહાત્મા મુનિઓને છોડી દઈ, કાગડાની પાસે જઈને સાંભળ્યું, તેનું કારણ શું ? ॥ ૨ ॥ કાકભુશુંડજીને ગરુડજી, કે જે બન્ને હરિભકતો હતા, તેઓનો સંવાદ કયા પ્રકારથી થયો ?

તે કહો." આ પ્રમાણે પાર્વતીની સરલ તથા સુંદર વાણી સાંભળી, સુખ પામેલા સદાશિવ પ્રેમપૂર્વક બોલ્યા કે, ॥ ૩ ॥ હે સતી ! તમે ધન્ય છો અને તમારી બુદ્ધિ અત્યંત પવિત્ર છે. કેમ કે, તમને શ્રીરામચન્દ્રજીનાં ચરણોમાં ઘણી પ્રીતી છે. હવે આ પરમ પવિત્ર ઇતિહાસ સાંભળો કે જે સાંભળવાથી સઘળો ભ્રમ નષ્ટ થઈ જાય છે, ॥ ૪ ॥ શ્રીરામચન્દ્રજીના ચરણોમાં વિશેષ વિશ્વાસ ઉપજે છે અને વિના પ્રયાસે જ સંસારરૂપી સમુદ્ર તરી શકાય છે. ॥

दो०—जैसिय प्रश्न विहंगपति, कीन्ह काग सन जाई ॥
सो सब सादर कहतहौं, सुनहु उमा चित लाई ॥ ८० ॥

ગરૂડજીએ કાકભુશુંડજીની પાસે જઈને જે કાંઈ પૂછયું હતું, તે સઘળું પ્રેમપૂર્વક કહી સંભળાવું છું. તે સર્વ હે પાર્વતી ! ચિત્ત લગાવીને શ્રવણ કરો. ॥ ૮૦ ॥

चौ०—मैं जिमि कथा सुनी भवमोचनी । सो प्रसंग सुन सुमुखि सुलोचनी ॥
प्रथम दक्ष गृह तव अवतारा । सती नाम तब रहा तुम्हारा ॥ १ ॥
दक्ष यज्ञ जब भा अपमाना । तुम अति क्रोध तजा तहँ प्राना ॥
मम अनुचरण कीन्ह मख भंगा । जानहु सो तुम सकल प्रसंगा ॥ २ ॥
तब अति शोच भयउ मन मोरे । दुःखित भयऊँ वियोग प्रिय तोरे ॥
सुंदर वन गिरि सरित तडागा । कौतुक देखत फिरौं विभागा ॥ ३ ॥
गिरि सुमेरु उत्तर दिशि दूरी । नील शैल इक सुन्दर भूरी ॥
तासु कनकमय शिखर सुहाये । चारि चारु मोरे मन भाये ॥ ४ ॥
तेहि पर इक इक विपट विशाला । वट पिपर पाकरी रसाला ॥
शैलोपरि सुन्दर सर सोहा । मणि सोपान देखि मन मोहा ॥ ५ ॥

હે સુંદર મુખવાળાં તથા સુંદર નેત્રવાળાં ! સંસારથી મુક્ત કરનારી આ કથા મેં જે પ્રકારથી સાંભળી હતી, તે સંબંધી પ્રસંગ પ્રથમ કહું છું, તે સાંભળો. ॥ ૧ ॥ દક્ષના યજ્ઞમાં તમારૂં અપમાન થયું, તે અપમાનથી અત્યંત ક્રોધ પામીને તમે પ્રાણત્યાગ કર્યો અને મેં તમારા પ્રાણત્યાગથી ક્રોધ પામીને દક્ષના યજ્ઞનો ભંગ કર્યો, તે સઘળો પ્રસંગ તમારા જાણવામાં જ છે. ॥ ૨ ॥ હે પ્રિયા ! એ સમયમાં મારા મનમાં અત્યંત શોક થયો હતો, અને તમારા વિયોગથી અતિ દુઃખિત થઈને હું સુંદર વનોના, પર્વતોના, નદીઓના અને તળાઓના પ્રદેશોમાં કૌતુકો જોતો જોતો ફરતો હતો. ॥ ૩ ॥ ફરતાં ફરતાં મેરૂ પર્વતની ઉત્તર દિશા તરફ દૂર પ્રદેશમાં એક અતિ સુંદર નીલ પર્વત છે, તે મારા જોવામાં આવ્યો. એ પર્વતનાં સુંદર સુવર્ણમય ચાર શિખરો છે, તેઓ મારાં મનને સારાં લાગ્યાં. ॥ ૪ ॥ એ ચાર શિખરોની ઉપર અનુક્રમે વડ, પીપળો, પીપર અને આંબો, એ ચાર મોટાં વૃક્ષો છે, પર્વતના ઉપરના ભાગમાં તળાવ શોભી રહ્યું છે, કે જેનાં મણિમય પગથીઆંઓને જોઇને મન મોહિત જ થઈ જાય. ॥ ૫ ॥

दो०—शीतल अमल मधुर जल, जलज विपुल बहु रंग ॥
कूजत कलरव हंस गण, गुंजत मंजुल भृंग ॥ ८१ ॥

એ તળાવમાં શીતલ, નિર્મળ તથા મધુર જળ ભરેલું છે, રંગ રંગનાં અનેક કમળો ખીલી રહ્યાં છે, હંસ પક્ષીઓ મધુર સ્વરોથી કોલાહલ કરે છે અને સુંદર ભમરો ગુંજાર કરી રહ્યા છે. ॥ ૮૧ ॥

चौ०–तेहि गिरि रुचिर बसै खग सोई । तासु नाश कल्पांत न होई ॥
मायाकृत गुण दोष अनेका । मोह मनोज आदि अविवेका ॥ १ ॥
रहेउ व्याप समस्त जग माहीं । तेहि गिरि निकट कबहुँ नहिं जाहीं ॥
तहँ बसि हरिहि भजै जिमि कागा । सो सुन उमा सहित अनुरागा ॥ २ ॥
पीपर तरु तहँ ध्यान सो धरई । जाप योग पाकरि तर करई ॥
आम छाँह कर मानसपूजा । तजि हरिभजन काज नहिं दूजा ॥ ३ ॥
बट तर कह हरि कथा प्रसंगा । आवहिं सुनन अनेक विहंगा ॥
राम चरित विचित्र विधि नाना । प्रेम सहित करु सादर गाना ॥ ४ ॥
सुनहिं सकल मति विमल मराला । बसहि निरंतर जो तेहि ताला ॥
जब मैं जाइ सो कौतुक देखा । उर उपजा आनन्द विशेखा ॥ ५ ॥

એ પર્વતમાં કાગડાના શરીરવાળા કાકભુશંડજી રહે છે અને એમનો વિનાશ કલ્પાંત સમયમાં પણ થતો નથી. માયાએ કરેલા અનેક ગુણ–દોષો અને મોહ, કામદેવ તથા અવિવેક આદિ દુષ્ટ વિકારો ॥૧॥ કે જેઓ, સઘળા જગતમાં વ્યાપી રહ્યા છે, તેઓ, એ પર્વતના સમીપમાં કદી પણ જતા નથી. ત્યાં રહીને એ પક્ષી કાકભુશંડજી જે પ્રકારથી હરિભજન કરે છે, તે પ્રકાર કહું છું, તે પ્રેમપૂર્વક સાંભળો. ॥ ૨ ॥ એ પક્ષી ( કાકભુશં-ડજી), પીપળાના ઝાડની નીચે બેસી, સત્ય યુગની રીતિ પ્રમાણે ધ્યાન કરે છે, પીપરનાં ઝાડની નીચે બેસી, ત્રેતા યુગની રીતિ પ્રમાણે જપ તથા યોગ કરે છે, આંબાના ઝાડની નીચે બેસી, દ્વાપર યુગની રીતિ પ્રમાણે માનસિક પૂજા કરે છે ॥ ૩ ॥ અને વડનાં ઝાડની નીચે બેસી, કલિ યુગની રીતિ પ્રમાણે કેવળ હરિકથારુપી ભજન જ કરે છે. હરિ ભજન વિના તેનું બીજું કશું કામ નથી. એ કાકપક્ષી, જે સમયે વડની નીચે બેસીને હરિકથા કરે છે, તે સમયમાં સાંભળવા માટે અનેક પક્ષીઓ ત્યાં આવે છે. ॥ ૪ ॥ કાકભુશંડજી રામચન્દ્રજીનાં અનેક પ્રકારનાં વિચિત્ર ચરિત્રોનું પ્રેમપૂર્વક ઘણા આદરથી વ્યાખ્યાન આપે છે. એ તળાવમાં રહેનારા ઉજ્જવલ બુદ્ધિવાળા સઘળા હંસો પણ, કાકભુશંડજીનાં મુખથી કથાનું શ્રવણ કરે છે. હે પાર્વતી ! જ્યારે મેં આ કૌતુક દીઠું, ત્યારે મારા મનમાં વિશેષ આનંદ ઉત્પન્ન થયો. ॥ ૫ ॥

दो०–तब कछु काल मराल तनु, धरि तहँ कीह्न निवास ॥
सादर सुनि रघुपति चरित, पुनि आयऊँ कैलास ॥ ८२ ॥

એ સમયમાં હંસનું રૂપ ધરી, એ તળાવમાં નિવાસ કરીને મેં કેટલાક કાળ સુધી પ્રેમપૂર્વક રામચંદ્રજીનું ચરિત્ર સાંભળ્યું, તે પછી હું ત્યાંથી કૈલાસમાં ચાલ્યો આવ્યો.૮૨

चौ०-गिरिजा कहेउँ सो सब इतिहासा । मैं जेहि समय गयउँ खग पासा ॥
अब सो कथा सुनहु जेहि हेतू । गयऊ काग पहँ खग कुलकेतू ॥ १ ॥
जब रघुनाथ कीन्ह रण क्रीडा । समुझत चरित होत मोहिं ब्रीडा ॥
इंद्रजित कर आपु बँधावा । तब नारद मुनि गरुड पठावा ॥ २ ॥
बन्धन काटि गयउ उरगादा । उपजा हृदय प्रचण्ड विषादा ॥
प्रभु बंधन समुझत बहु भांती । करत विचार ऊरग आराती ॥ ३ ॥
व्यापक ब्रह्म विरज वागीशा । माया मोह पार परमीशा ॥
सो अवतार सुनहुँ जगमाहीं । देखा सो प्रभाव कछु नाहीं ॥ ४ ॥

હે પાર્વતી! મેં જે સમયમાં અને જે પ્રકારેથી પક્ષીની પાસેથી રામકથાનું શ્રવણ કર્યું હતું, તે સઘળો ઇતિહાસ તમને કહી સંભળાવ્યો. હવે ગરૂડજી જે કારણથી એ પક્ષીની પાસે ગયા હતા, તે કારણ આદિ વિષેનો ઇતિહાસ સાંભળો. ॥ ૧ ॥ જેનો વિચાર કરી જોતાં મને લજ્જા ઉત્પન્ન થાય છે એવી પરાજયાત્મક રણક્રીડા કરીને જ્યારે રામચન્દ્રજીએ ઇંદ્રજિતના હાથથી નાગપાશવતે પોતાના શરીરને બંધાવ્યું, ત્યારે નારદજીએ ગરૂડજીને મોકલ્યા ॥ ૨ ॥ અને ગરૂડજીએ આવીને તેમનું બંધન કાપ્યું કે જે વિષયની કથા મેં તમને કહી સંભળાવી છે. ગરૂડજી, બંધન કાપીને ગયા, તે સમયમાં ગરૂડજીના મનમાં પ્રચંડ ખેદ ઉત્પન્ન થયો. રામચન્દ્રજીને, બંધનમાં પડેલા જોઈ અને તે બંધનને પોતાના પ્રભાવથી નષ્ટ થયેલું જોઈ, ગરુડજી અનેક પ્રકારોથી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, ॥ ૩ ॥ “ જે વ્યાપક, નિર્મલ, વાણીના અધિપતિ અને માયાના મોહથી અળગા પરબ્રહ્મ પરમેશ્વર છે, તેમણે રામચન્દ્રજીરૂપે જગતમાં અવતાર ધર્યો છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે, પરંતુ રામચન્દ્રજીમાં એવો કોઈ પ્રભાવ તો જોવામાં આવ્યો નહીં. જો એમાં ઈશ્વરપણાનો કાંઈ પણ પ્રભાવ હોય, તો બંધનો કાપવા માટે મારે શા માટે આવવું પડે ! ॥ ૪ ॥

दो०-भवबंधन ते छूटहीं, नर जपि जाकर नाम ॥
खर्व निशाचर बाँधेऊ, नाग फांस सोइ राम ॥ ८३ ॥

જેનાં નામનો જપ કરવાથી, લોકો સંસારના બંધનમાંથી છૂટી જાય એમ કહેવામાં આવે છે, તે આ રામ, જો ઈશ્વર હોય, તો એક તુચ્છ રાક્ષસના હાથથી નાગપાશવતે બંધાય જ કેમ ? ” ॥ ૮૩ ॥

चौ०-नाना भांति मनहि समुझावा । प्रगट न ज्ञान हृदय भ्रम छावा ॥
खेद खिन्न मन तर्क बढाई । भयउ मोह वश तुम्हरी नाई ॥ १ ॥
व्याकुल गयउ देवऋषि पाहीं । कहेसि जो संशय निज मन माहीं ॥
सुनि नारदहि लागि अति दाया । सुन खग प्रबल रामकी माया ॥ २ ॥
जो ज्ञानिन्ह कर चित्त अपहरई । बरि आई विमोह बश करई ॥
जेहि बहु बार नचावा मोहीं । सो व्यापी विहंगपति तोहीं ॥ ३ ॥

महा मोह उपजा मन तोरे । मिटिहि न वेगे कहे खग मेरे ॥
चतुरानन पहँ जाउँ खगेशा । सोइ करेहु जो होइ निदेशा ॥ ४ ॥

હે પાર્વતી ! આવો વિચાર આવતાં ગરૂડજીએ અનેક પ્રકારોથી પોતાનાં મનને સમજાવ્યું, પણુ કોઈ રીતે તેને જ્ઞાન પ્રાપ્ત થયું નહીં. હૃદયમાં ભ્રમ જ વ્યાપી રહ્યો. ગરુડજી, હૃદયમાં અનેક તર્કો કરી, કરી, ખેદથી ગભરાઇને તમારી પેઠે જ મોહને વશ થઈ ગયા. ॥ ૧ ॥ વ્યાકુલ થયેલા ગરૂડજી નારદજીની પાસે ગયા અને ત્યાં જઇને તેમણે પોતાના મનનો સંશય કહી બતાવ્યો. એ સાંભળી અત્યંત દયાને વશ થયેલા નારદજીએ, ગરૂડજીને કહ્યું કે, " હે પક્ષી ! સાંભળો. રામચન્દ્રજીની માયા અત્યંત પ્રબલ છે, ॥ ૨ ॥ કે જે જ્ઞાની લોકોનાં ચિત્તાને પણ હરી લઇને બલાત્કારથી મોહને વશ કરી દે છે અને જેણે મને પણ ઘણી વાર નચાવ્યો છે. એ માયા હમણાં તમારામાં વ્યાપી છે, ॥ ૩ ॥ કે જેથી તમારા ચિત્તમાં મોટો મોહ ઉત્પન્ન થયો છે. હે પક્ષીઓના રાજા ! એ મોહ મારા કહેવાથી તુરત નહીં મટે, એટલા માટે તમે બ્રહ્માની પાસે જાઓ અને બ્રહ્મા જેમ આજ્ઞા કરે, તે પ્રમાણે કરો. " ॥ ૪ ॥

दो०—अस कहि चले देवऋषि, करत राम गुण गान ॥
हरि माया बल वर्णत, पुनि पुनि परम सुजान ॥ ८४ ॥

એટલું કહીને પરમ ચતુર નારદજી, રામચન્દ્રજીના ગુણોને ગાતા ગાતા અને રામચન્દ્રજીની માયાના બળને વારંવાર વર્ણુન કરતા કરતા ત્યાંથી ચાલતા થયા. ॥ ૮૪ ॥

चौ०—तब खगपति विरंचि पहँ गयऊ । निज संदेह सुनावत भयऊ ॥
सुनि विरंचि रामहि शिर नावा । समुझि प्रताप प्रेम उर छावा ॥ १ ॥
मन महँ करत विचार विधाता । माया वश कवि कोविद ज्ञाता ॥
हरि मायाकर अमित प्रभावा । विपुल वार जो मोहिं नचावा ॥ २ ॥
अग जगमय सब मम उपजाया । नहि आश्चर्य मोही खगराया ॥
पुनि बोले विधि गिरा सुहाई । जान महेश राम प्रभुताई ॥ ३ ॥
वैनतेय शंकर पहँ जाहू । तात अनंत पूंछहु जानि काहू ॥
तह होइहि तव संशय हानी । चले विहंग सुनत विधि वानी ॥ ४ ॥

પછી ગરૂડજી, બ્રહ્માની પાસે ગયા અને ત્યાં જઇને તેમણે પોતાના સંદેહનું નિવેદન કર્યું. ગરૂડજીની વાત સાંભળતાં જ બ્રહ્માએ રામચન્દ્રજીને માથું નમાવ્યું. રામચન્દ્રજીના પ્રભાવનું સ્મરણ આવવાથી બ્રહ્માના હૃદયમાં મોટો પ્રેમ છાઈ રહ્યો. ॥ ૧ ॥ બ્રહ્માએ મનમાં વિચાર કર્યો કે, " કવિઓ, વિદ્વાનો તથા જ્ઞાનીઓ પણ,માયાને વશ થઈ જાય છે. પ્રભુની માયાનો પ્રભાવ અપરિમિત છે, કે જેણે મને પણ ઘણી વાર નચાવ્યો છે. ॥ ૨ ॥ આ સ્થાવર જંગમાત્મક જગત્ મારૂં બનાવેલું છે અને ગરૂડજી પણ જગતની અંદરના જ છે, માટે તેમને મોહ થાય તેમાં કશું આશ્ચર્ય નથી. " આ પ્રમાણે વિચાર કરવા લાગેલા બ્રહ્માએ, ગરૂડજીને સુંદર વાણીથી કહ્યું કે, ॥ ૩ ॥ " હે તાત ગરૂડજી !

સદાશિવ, રામચન્દ્રજીની પ્રભુતાને જાણે છે, માટે તમે તેમની પાસે જઇને પૂછો. બીજા કોઇને પણ પૂછશો નહીં. સદાશિવને પૂછવાથી તમારા સંશયનો નાશ થશે." આ પ્રમાણે બ્રહ્માનાં વચનો સાંભળીને ગરૂડજી ત્યાંથી ચાલ્યા. ॥ ૪ ॥

दो०–परमातुर सुविहंगपति, तब आयउ मम पास ॥
जात रहेउँ कुबेर गृह, उमा रहेउ कैलास ॥ ८५ ॥

હે પાર્વતી! અત્યંત આતુર થયેલા ગરૂડજી, બ્રહ્મલોકમાંથી મારી પાસે આવ્યા, પણ તે સમયમાં હું કુબેરજીને ઘેર જતો હતો, તેથી મને માર્ગમાં જ મળ્યા. તમે તો કૈલાસ ઉપર જ રહ્યાં હતાં. ॥ ૮૫ ॥

चौ०–तेइँ मम पद सादर शिर नावा। पुनि आपन सन्देह सुनावा ॥
सुनि ताकरि विनीत मृदु वानी। प्रेम सहित मैं कहेउँ भवानी ॥ १ ॥
मिलेउ गरुड मारग महँ मोहीं। कवन भाँति समुझावों तोहीं ॥
जब कछु काल करिय सत्संगा। तबहि होई तव संशय भंगा ॥ २ ॥
सुनिय तहाँ हरि कथा सुहाई। नाना भाँति मुनीशन गाई ॥
जेहि महँ आदि मध्य अवसाना। प्रभु प्रतिपाद्य राम भगवाना ॥ ३ ॥
नित हरि कथा होइ जहँ भाई। पठवों तोहि सुनहु तहँ जाई ॥
जाइहि सुनत सकल सन्देहा। होइहि रामचरण दृढ नेहा ॥ ४ ॥

ગરૂડજીએ, મારાં ચરણોમાં માથું નમાવીને મને પોતાનો સંદેહ સંભળાવતાં મેં તેમની વિનતિ સાંભળીને પ્રેમ સહિત કોમળ વાણીથી કહ્યું કે, ॥ ૧ ॥ "હે ગરૂડજી! તમે મને માર્ગમાં મળ્યા છો, તેથી હું તમને શી રીતે સમજાવી શકું? જ્યારે અમુક કાળ સૂધી સત્સંગ કરશો, ત્યારે જ તમારા સંશયનો ભંગ થશે. ॥ ૨ ॥ તમે સત્સંગ કરી સંત જનોના મુખથી હરિકથા સાંભળો, કે જે કથા મુનીશ્વરોએ અનેક પ્રકારોથી ગાયેલી છે અને જે કથાના આદિમાં, મધ્યમાં તથા અંતમાં પણ પ્રભુ રામચન્દ્રજી ભગવાનનું જ પ્રતિપાદન કરવામાં આવે છે. ॥ ૩ ॥ હે ભાઈ! એવી કથા જ્યાં નિત્ય થયા કરે છે, ત્યાં તમને મોકલું છું. તમે ત્યાં જઇને તે કથા સાંભળો. એ કથા સાંભળતાં જ તમારો સઘળો સંદેહ દૂર થઈ જશે અને તમને રામચન્દ્રજીનાં ચરણોમાં દૃઢ સ્નેહ થશે. ॥ ૪ ॥

दो०–बिनु सतसंग न हरि कथा, तेहिं बिनु मोह न भाग ॥
मोह गये बिनु रामपद, होई न दृढ अनुराग ॥ ८६ ॥

સત્સંગ વિના હરિકથા મળતી નથી, હરિકથા વિના મોહનો ભંગ થતો નથી, અને અને મોહનો ભંગ થયા વિના રામચન્દ્રજીનાં ચરણોમાં દૃઢ પ્રેમ થતો નથી. ॥ ૮૬ ॥

चौ०–मिलहीं न रघुपति बिनु अनुरागा। किये योग जप ज्ञान विरागा ॥
उत्तर दिशि सुन्दर गिरि नीला। तहँ रह काक भुशुंड सुशीला ॥ १ ॥
रामभक्ति पथ परम प्रवीना। ज्ञानी गुण गृह बहु कालीना ॥
राम कथा सोई कहै निरंतर। सादर सुनहिं विविध विहंगवर ॥ २ ॥

जाई सुनहु तहँ हरि गुण भूरी । होईहि मोहजनित दुख दूरी ॥
मैं जब सब तेहि कहा बुझाई । चलेउ हर्षि मम पद शिर नाई ॥ ३ ॥
ताते उमा न मैं समुझावा । रघुपति कृपा मर्म मैं पावा ॥
होईहि कीन्ह कबहुँ अभिमाना । सो खोवे चह कृपानिधाना ॥ ४ ॥
मैं तिहिते कछु बीच नराखा । खग जाने खगहीकी भाषा ॥
प्रभु माया बलवन्त भवानी । जाहि न मोह कवन अस ज्ञानी ॥ ५ ॥

અને રામચન્દ્રજીનાં ચરણોમાં દૃઢ પ્રેમ વિના ગમે તેટલા યોગ, જપ, જ્ઞાન તથા વૈરાગ્ય કરવામાં આવે તોપણ રામચન્દ્રજી મળતા નથી. ઉત્તર દિશામાં સુંદર નીલપર્વત છે અને ત્યાં સુશીલ કાકભુશંડજી રહે છે, ॥૧॥ કે જે કાકભુશંડજી, રામભક્તિના માર્ગમાં પરમ પ્રવીણ છે, જ્ઞાની છે, સદ્‌ગુણોના ઘરરૂપ છે અને ઘણા કાળના જુના ( વૃદ્ધ ) છે. એ કાકભુશંડજી નિરંતર રામકથાનું વ્યાખ્યાન આપે છે અને અનેક અનેક ઉત્તમ પક્ષીઓ તે વ્યાખ્યાનને સાંભળે છે. ॥ ૨ ॥ તમે ત્યાં જઈને પ્રભુના ઘણા ગુણો સાંભળો. એ સાંભળવાથી તમારૂં મોહજન્ય દુઃખ દૂર થઈ જશે." મેં આ પ્રમાણે જ્યારે સમજાવીને કહ્યું, ત્યારે ગરુડજી રાજી થઈ,મારા ચરણોમાં માથું નમાવીને ત્યાંથી ચાલતા થયા. ॥ ૩ ॥ હે પાર્વતી ! મેં જાતે એમને બોધ આપ્યો નહીં, તેનું કારણ એ હતું કે, રામચંદ્રજીની કૃપાથી મેં ગરુડજીને મોહ થયાનું મૂળ જાણી લીધું હતું. ગરુડજીએ, કોઈ સમયે કાંઈ અભિમાન કર્યું હશે, તેથી પ્રભુ તેના એ અભિમાનનો ભંગ કરવા ઇચ્છતા હતા. મેં વિચાર કર્યો કે, જો હું જ ગરૂડજીને બોધ આપીશ, તો અભિમાન જશે નહીં, ॥ ૪ ॥ માટે આ પક્ષીઓના રાજાને કાગડાના મુખથી ઉપદેશ કરાવવો, એ સારૂં છે, કે જેથી અભિમાન જતું રહેશે. મેં ગરુડજીને કાકભુશંડજીની પાસે મોકલવામાં કશી ડાંડાઇ રાખી ન હતી. કેમ કે, પક્ષી તો પક્ષીની ભાષાને ખૂબ સમજી શકે છે. હે પાર્વતી ! પ્રભુની માયા, કે જે અત્યંત પ્રબલ છે, તેથી જેને કદી પણ મોહ ઉત્પન્ન થયો ન હોય, એવો કયો જ્ઞાની છે ? કોઈ પણ નથી. ॥ ૫ ॥

दो०—ज्ञानी भक्त शिरोमणि, त्रिभुवन पति कर यान ॥
ताहि मोह माया प्रबल, पामर करहिं गुमान ॥ ८७ ॥
शिव विरंचि कहँ मोहई, कोहै बपुरा आन ॥
अस जिय जानि भजहिं मुनि, मायापति भगवान ॥ ८८ ॥

ગરુડજી કે જે જ્ઞાની હતા, ભક્ત લોકોના શિરોમણિ હતા અને વળી પ્રભુના વાહનરૂપ હતા, તેમને પણ માયાએ પ્રબલ મોહ ઉપજાવ્યો હતો, ત્યારે બીજાઓની તો વાત જ શી કરવી હોય ? 'અમોને માયા કદી પણ મોહિત ન કરી શકે', એવું અભિમાન ધરનારાઓને તો પામર જ સમજવા. ॥ ૮૭ ॥ 'માયા બ્રહ્માને અને મને પણ મોહિત કરી નાખે છે, ત્યારે બીજા બાપડાઓ તો કોણ માત્ર છે ?' એમ હૃદયમાં સમજીને મુનિઓ માયાના અધિપતિ રામચન્દ્રજીનું ભજન કરે છે. ॥ ૮૮ ॥

चौ०-गयउ गरुड जहँ बसै भुशुंडी । मति अकुंठ हरि भक्ति अखंडी ॥
देखि शैल प्रसन्न मन भयऊ । माया मोह शोक भ्रम गयऊ ॥ १ ॥
करि तडाग मज्जन जल पाना । बट तर गयउ हृदय हर्षाना ॥
वृद्ध वृद्ध विहंग तहँ आये । सुनैं रामके चरित सुहाये ॥ २ ॥
कथा अरंभ करै सो चाहा । ताही समय गयउ खग नाहा ॥
आवत देखि सकल खगराजा । हर्षेउ वायस सहित समाजा ॥ ३ ॥
अति सादर खगपति कर कीन्हा । स्वागत पूछि सुआसन दीन्हा ॥
करि पूजा समेत अनुरागा । मधुर वचन बोलेउ तब कागा ॥ ४ ॥

પછી ગરુડજી, તે સ્થાનક પર ગયા, કે જ્યાં, અકુંઠિત બુદ્ધિવાળા અને અખંડિત હરિભક્તિવાળા કાકભુશંડજી રહેતા હતા. નીલ પર્વતને જોતાં જ ગરૂડજીનું મન પ્રસન્ન થયું અને માયાથી થયેલા શોક, મોહ અને ભ્રમ, નષ્ટ થઈ ગયાં.॥૧॥ તળાવમાં સ્નાન તથા જલપાન કરી, મનમાં હર્ષ પામતા ગરૂડજી વડની નીચે ગયા. ત્યાં રામચન્દ્રજીનાં સુંદર ચરિત્રો સાંભળવા માટે, વૃદ્ધ વૃદ્ધ પક્ષીઓ આવ્યાં હતાં ॥ ૨ ॥ અને કાકભુશંડજી કથાનો આરંભ કરવા ધારતા હતા, તે સમયે ગરૂડજી ત્યાં જઈ પહોંચ્યા. ગરૂડજીને આવતા જોઈ, સર્વ સમાજ સહિત કાકભુશુંડજી રાજી થયા. ॥ ૩ ॥ કાકભુશંડજી ગરૂડજીને અતિ આદર આપી, કુશલ પૂછી, સારૂં આસન આપી, પ્રેમપૂર્વક પૂજીને મધુર વચન બોલ્યા, ॥ ૪ ॥

दो०-नाथ कृतारथ भयउँ मैं, तव दर्शन खगराज ॥
आयसु होई सो करौं अब, प्रभु आयउ केहि काज ॥ ८९ ॥
सदा कृतारथ रूप तुम, कह मृदु वचन खगेश ॥
जाकी स्तुती सादर, निज मुख कीन्ह महेश ॥ ९० ॥

“હે નાથ ! હે પક્ષીઓના રાજા ! હું આજ તમારાં દર્શનથી કૃતાર્થ થયો છું. આપ જે કાર્યને માટે પધાર્યા હો તે કાર્યની આજ્ઞા કરો, એટલે હવે હું તે પ્રમાણે કરૂં.” ॥ ૮૯ ॥ ગરૂડજી કોમળ વચનોથી બોલ્યા કે, “આપ કે જેની પ્રશંસા પ્રેમપૂર્વક સદાશિવજીએ શ્રીમુખથી કરી છે, તેથી આપ સર્વદા કૃતાર્થ જ છો. ॥ ૯૦ ॥

चौ०-सुनहु तात जेहि कारण आयउँ । सो सब भयउ दरश तव पायउँ ॥
देखि परम पावन तव आश्रम । गयउ मोह संशय नाना भ्रम ॥ १ ॥
अब श्रीराम कथा अति पावनि । सदा सुखद दुख पुंज नशावनि ॥
सादर तात सुनावहु मोहीं । वार वार विनवौं प्रभु तोहीं ॥ २ ॥
सुनत गरुडकी गिरा विनीता । सरल सप्रेम सुखद सुपुनीता ॥
भयउ तासु मन परम उछाहा । कहै लागु रघुपति गुण गाहा ॥ ३ ॥
प्रथमहिं अति अनुराग भवानी । राम चरित रस कहेसि बखानी ॥
पुनि नारद कर मोह अपारा । कहेसि बहुरि रावण अवतारा ॥ ४ ॥
प्रभु अवतार कथा पुनि गाई । पुनि शिशु चरित कहेसि मन लाई ॥

હે તાત ! સાંભળો. હું જે કારણથી આવ્યો છું તે કારણ તો આપનું દર્શન મળવાથી જ સઘળું સિદ્ધ થઈ ચૂક્યું છે. આપના પરમ પવિત્ર આશ્રમનું દર્શન થતાં જ મોહ, સંશય અને અનેક પ્રકારના ભ્રમો નષ્ટ થઈ ગયા છે. ॥ ૧ ॥ હે તાત ! હે પ્રભુ ! હવે શ્રીરામચન્દ્રજીની કથા, જે અત્યંત પવિત્ર છે, સર્વદા સુખદાયી છે અને દુઃખોના સમૂહોને નષ્ટ કરનારી છે, તે, મને પ્રેમપૂર્વક સંભળાવો. હું આપને વારંવાર વિનતિ કરૂં છું." ॥ ૨ ॥ ગરૂડજીની નમ્રતા ભરેલી, સરલ, પ્રેમવાળી, સુખદાયી અને અત્યંત પવિત્ર વાણી સાંભળીને કાકભુશંડજી મનમાં પરમ ઉત્સાહ પામ્યા અને તેથી રામચન્દ્રજીના ગુણોની કથા કહેવા લાગ્યા કે, જે કથા હું તમારી પાસે કહી ગયો છું. ॥૩॥ હે પાર્વતી ! પ્રથમ અત્યંત સ્નેહથી રામચરિત્ર માનસનું વર્ણન કર્યું. પછી નારદજીને અપાર મોહ ઉત્પન્ન થયાની કથા કહી. પછી રાવણનો અવતાર થયાનું વૃત્તાંત કહ્યું. ॥ ૪ ॥ પછી પ્રભુના અવતારની કથા કહી. પછી મન લગાવીને પ્રભુનાં બાલચરિત્રનું વર્ણન કર્યું. ॥

दो०—बाल चरित कहि विविध विधि, मन महँ परम उछाह ॥
ऋषि आगमन कहेसि पुनि, श्रीरघुवीर विवाह ॥ ९१ ॥

મનમાં અત્યંત ઉત્સાહ ધરીને બાલચરિત્રનું વર્ણન કર્યા પછી વિશ્વામિત્ર મુનિના આવવાની કથા કહી. પછી શ્રીરામચન્દ્રજીના વિવાહોત્સવનું વર્ણન કર્યું. ॥ ૯૧ ॥

चौ०—बहुरि राम अभिषेक प्रसंगा । पुनि नृप बचन राज रस भंगा ॥
पुर बासिन कर बिरह बिषादा । कहेसि राम लक्ष्मण संवादा ॥ १ ॥
बिपिन गमन केवट अनुरागा । सुरसरि उतरि निवास प्रयागा ॥
बाल्मीकि प्रभु मिलन बखाना । चित्रकूट जिमि बस भगवाना ॥ २ ॥
सचिवागमन नगर नृप मरणा । भरतागमन प्रेम बहु बरणा ॥
करि नृप क्रिया संग पुरबासी । भरत गये जहँ प्रभु सुखरासी ॥ ३ ॥
पुनि रघुपति बहु बिधि समुझाये । लै पादुका अवध फिरि आये ॥
भरत रहनि सुरपति सुत करणी । प्रभु अरु अत्रि भेट पुनि बरणी ॥ ४ ॥

પછી રામચન્દ્રજીના રાજ્યાભિષેકની તૈયારીનું વર્ણન કર્યું. પછી દશરથ રાજાની આજ્ઞાથી રાજ્ય રસનો ભંગ થયાની કથા કહી. પછી અયોધ્યા વાસીઓને રામચન્દ્રજીના વિરહથી ખેદ થયાનું વર્ણન કર્યું. પછી રામચન્દ્રજીનો અને લક્ષ્મણજીનો સંવાદ કહ્યો. ॥ ૧ ॥ પછી રામચન્દ્રજીના વન ગમનની, ગુહ રાજા ઉપરના પ્રેમની અને ગંગાજીને ઉતરી પ્રયાગમાં નિવાસ કર્યાની કથા કહી. પછી રામચન્દ્રજીના અને વાલ્મીકિ મુનિના સમાગમની કથા કહી. પછી રામચન્દ્રજીનો ચિત્રકૂટમાં નિવાસ થયાનું વર્ણન કર્યું. ॥ ૨ ॥ પછી રામચન્દ્રજીને પહોંચાડીને અયોધ્યામાં સુમંત્રના આવવાની અને દશરથ રાજાના મરણની કથા કહી. પછી અયોધ્યામાં ભરતજીના આવવાનું અને તેમના બહુ પ્રેમનું વર્ણન કર્યું. પછી રાજાની ક્રિયા કરી, પુરવાસીઓને સાથે લઈ, રામચન્દ્રજીની પાસે ભરતજીના આવવાનું વર્ણન કર્યું. ॥ ૩ ॥ પછી ભરતજીને રામચન્દ્રજીએ, ઘણી

રીતે સમજાવ્યાનું અને ચિત્રકૂટમાંથી રામચન્દ્રજીની પાદુકાઓને લઈ, ભરતજીના પાછા અયોધ્યામાં આગમનનું વર્ણન કર્યું. પછી ભરતજીની રહેણીનું, જયંતની કરણીનું અને રામચન્દ્રજીની તથા અત્રિ મુનિની ભેટ થયાનું વર્ણન કર્યું. ॥ ૪ ॥

दो०—कहि विराध वध जाहि विधि, देह तजी शरभंग ॥
वर्णि सुतीक्ष्ण प्रेम पुनि, प्रभु अगस्त्य सत संग ॥ ९२ ॥

પછી વિરાધના વધની, શરભંગ મુનિના દેહત્યાગની, સુતીક્ષ્ણ મુનિના પ્રેમની અને રામચન્દ્રજીનો તથા અગસ્ત્ય મુનિનો સમાગમ થયાની કથા કહી. ॥ ૯૨ ॥

चौ०—कहि दंडक वन पावन ताई । गृध्रमयत्री पुनि तेइँ गाई ॥
पुनि प्रभु पंचवटी कृत वासा । भंजेउ सकल मुनिन्हके त्रासा ॥ १ ॥
पुनि लक्ष्मण उपदेश अनूपा । शूर्पणखा जिमि कीन्ह कुरूपा ॥
खर दूषण वध बहुरि बखाना । जिमि सब मर्म दशानन जाना ॥ २ ॥
दशकंधर मारीच वात कही । जेहि विधि भई सकल तेई कही ॥
पुनि माया सीता कर हरणा । श्रीरघुवीर विरह कछु वरणा ॥ ३ ॥
पुनि प्रभु गृध्र क्रिया जिमि कीन्हीं । वधि कबंध शबरिहि गति दीन्ही ॥
बहुरी विरह वर्णत रघुवीरा । जेहि विधि गयउ सरोवर तीरा ॥ ४ ॥

પછી દંડકારણ્યની પવિત્રતા કહીને, જટાયુની સાથે મૈત્રી થયાની કથા કહી. પછી રામચન્દ્રજીના પંચવટીમાં વાસની અને સર્વ મુનિઓનાં દુઃખો દૂર કરવાની કથા કહી. ॥ ૧ ॥ પછી લક્ષ્મણજીને, પ્રભુએ ઉપદેશ કર્યાનું, લક્ષ્મણજીએ, શૂર્પણખાને કુરૂપ કર્યાનું, ખર દૂષણના વધનું અને સઘળો મર્મ રાવણના જાણવામાં આવવાનું વર્ણન કર્યું. ॥ ૨ ॥ પછી રાવણ તથા મારીચ એઓ વચ્ચેની સઘળી વાતચીતનું અને રાવણે માયાથી બનેલાં સીતાજીના પ્રતિબિંબનું હરણ કર્યાનું વર્ણન કર્યું. પછી રામચન્દ્રજીને વિરહ દુઃખ થયાનું કાંઈક વર્ણન કર્યું. ॥ ૩ ॥ પછી રામચન્દ્રજીએ, જટાયુની ક્રિયા કર્યાનું, રામચન્દ્રજીના હાથથી કબંધનો વધ થયાનું અને ભીલડીને રામચન્દ્રજીએ આપેલી સદ્‌ગતિનું વર્ણન કર્યું. પછી જે પ્રકારથી વિરહનું વર્ણન કરતાં કરતાં રામચન્દ્રજી પંપાના તીરપર પધાર્યા, તે પ્રકારનું વર્ણન કર્યું. ॥ ૪ ॥

दो०—प्रभु नारद संवाद कहि, मारुति मिलन प्रसंग ॥
पुनि सुग्रीव मिताई, बाली प्राण कर भंग ॥ ९३ ॥
कपिहि तिलक करि प्रभु कृत, शैल प्रवर्षण वास ॥
वर्णत वर्षा शरद ऋतु, राम रोष कपि त्रास ॥ ९४ ॥

પછી રામચન્દ્રજીના અને નારદજીનાં સંવાદની, હનુમાનજીનો સમાગમ થયાની, સુગ્રીવની સાથે મૈત્રી થયાની અને વાળીનો વધ કર્યાની કથા કહી. ॥ ૯૩ ॥ પછી સુગ્રીવને રાજ્યતિલક આપીને રામચન્દ્રજીએ પ્રવર્ષણ નામના પર્વતમાં નિવાસ કર્યાની, વર્ષા ઋતુનાં તથા શરદ ઋતુનાં વર્ણનની, સુગ્રીવ ઉપર રામચન્દ્રજીના ક્રુદ્ધ થવાની અને વાનરાઓના ત્રાસની કથા કહી. ॥ ૯૪ ॥

चौ०–जिहि विधि कपिपति कीश पठाये । सीता खोद सकल दिशि धाये ॥
विवर प्रवेश कीन्ह जेहि भांति । कपिन्ह बहोरि मिला संपाती ॥ १ ॥
सुनि सब कथा समीर कुमारा । लांघत भयउ पयोधि अपारा ॥
लंका कपि प्रवेश जिमि कीन्हा । पुनि सीतहिं धीरज जिमि दीन्हा ॥२॥
वन उजारि रावणहि प्रबोधी । पुर दहि लाँघेउ बहुरि पयोधी ॥
आये कपि सब जहँ रघुराई । वैदेहि की कुशल सुनाई ॥ ३ ॥
सेन समेत यथा रघुवीरा । उतरे जाई वारिनिधि तीरा ॥
मिला विभीषण जेहि विधि आई । सागर निग्रह कथा सुनाई ॥ ४ ॥

પછી સુગ્રીવે, સીતાજીના શોધને માટે વાનરાઓને મોકલવાની, સીતાજીના શોધને માટે સર્વ દિશાઓમાં વાનારાઓના ફરવાની, અંગદ આદિ વાનરાઓએ ગુફામાં પ્રવેશ કર્યાની અને વાનરાઓને સંપાતિનો સમાગમ થયાની કથા કહી. ॥ ૧ ॥ પછી સંપાતિનાં વચનો સાંભળી, હનુમાનજીએ અપાર સમુદ્રનું ઉલ્લંઘન કર્યું, તેનું વર્ણન કર્યું. પછી હનુમાનજીના લંકામાં પ્રવેશનું, હનુમાનજીએ સીતાજીને ધીરજ આપ્યાનું, ॥ ૨ ॥ હનુમાનજીએ વાડીને ઉજ્જડ કરી, રાવણને સમજાવ્યાનું અને પછી સમુદ્ર ઉલ્લંઘન કરીને હનુમાનજીના પાછા આવવાનું વર્ણન કર્યું. ॥ ૩ ॥ પછી રામચન્દ્રજીની પાસે સર્વ વાનરાઓના આવવાની, સીતાજીની કુશલ ખબર આપવાની, સેના સહિત રામચન્દ્રજીએ સમુદ્રના કિનારાપર પડાવ કર્યાની, વિભીષણના મિલાપના પ્રકારની અને સમુદ્રના અભિમાનનો ભંગ થયાની કથા કહી. ॥ ૪ ॥

दो०–सेतु बांधि कपि सेन जिमि, उतरे सागर पार ॥
गयो वशीठी वीर वर, जेहि विधि बालिकुमार ॥ ९५ ॥
निशिचर कीश लराई, वरणेसि विविधप्रकार ॥
कुम्भकर्ण घननाद कर, बल पौरुष संहार ॥ ९६ ॥

પછી સમુદ્રમાં સેતુ બાંધવાનું, સમુદ્રને સામે પાર સેનાના ઉતરવાનું અને મહાવીર અંગદના વિષ્ટિ કરવા માટે જવાનું વર્ણન કર્યું. ॥ ૯૫ ॥ પછી રાક્ષસોની અને વાનઓની વિવિધ પ્રકારની લડાઈનું વર્ણન કર્યું. પછી કુંભકર્ણના તથા ઈન્દ્રજિતના બળનું, પૌરુષનું અને તે બન્ને વીરોના વિનાશનું વર્ણન કર્યું. ॥ ૯૬ ॥

चौ०–निशिचर निकर मरण विधि नाना । रघुपति रावण समर बखाना ॥
रावण वध मन्दोदरि शोका । राज विभीषण देव अशोका ॥ १ ॥
सीता रघुपति मिलन बहोरी । सुरन्ह कीन्ह स्तुति कर जोरी ॥
पुनि पुष्पक चढि सीय समेता । अवध चले प्रभु कृपानिकेता ॥ २ ॥
जेहि विधि राम नगर निज आये । वायस विशद चरित सब गाये ॥
कहेसि बहोरि राम अभिषेका । पुर वर्णन नृप नीति अनेका ॥ ३ ॥
कथा समस्त भुशुंड बखानी । जो मैं तुम सन कही भवानी ॥
सुनि शुभ राम कथा खगनाहा । कहत वचन मन परम उछाहा ॥ ४ ॥

પછી અનેક પ્રકારોથી રાક્ષસોના મરણનું, રામચન્દ્રજીના અને રાવણના યુદ્ધનું, રાવણના વધનું, મંદોદરીના શોકનું, વિભીષણને રાજ્યતિલક દેવાયાનું, દેવતાઓનો સઘળો શોક ટળી જવાનું, ॥ ૧ ॥ સીતાજીના અને રામચન્દ્રજીના સમાગમનું અને દેવતાઓએ હસ્તો જોડી કરેલી શ્રીરાચન્દ્રજીની સ્તુતિનું વર્ણન કર્યું. પછી કાકભુશુંડજીએ જે પ્રકારથી સીતાજી સહિત પુષ્પક વિમાનમાં ચઢીને અયોધ્યા તરફ પધાર્યા, તે પ્રકારનું, ॥ ૨ ॥ રામચન્દ્રજીના અયોધ્યામાં પધારવાનું, શ્રીરામચન્દ્રજીના રાજ્યાભિષેકનું, અયોધ્યાનું અને છેવટ અનેક પ્રકારની રાજનીતિનું વર્ણન ગરૂડજીની પાસે કર્યું. ॥ ૩ ॥ હે પાર્વતી ! કાકભુશંડજીએ ગરૂડજીની પાસે જે કથા કહી હતી, તે જ કથા મેં તમને કહી સંભળાવી છે. શ્રીરામચન્દ્રજીની શુભ કથા સાંભળીને મનમાં પરમ આનંદ પામેલા ગરૂડજીએ કાકભુશંડજીને કહ્યું કે, ॥ ૪ ॥

सो०—गयउ मोर संदेह, सुनेउँ सकल रघुपति चरित ॥
भयउ राम पद नेह, तव प्रसाद बायस तिलक ॥ २ ॥
मोहिं भयउ अति मोह, प्रभु बंधन रण महि निरखि ॥
चिदानन्द सन्दोह, राम विकल कारण कवन ॥ ३ ॥

"હે વાયસોમાં ઉત્તમ કાકભુશંડજી ? મેં શ્રીરામચન્દ્રજીનું સઘળું ચરિત્ર સાંભળ્યું, મારો સંદેહ ટળી ગયો અને મને શ્રીરામચન્દ્રજીના ચરણોમાં સ્નેહ થયો. ॥ ૨ ॥ યુદ્ધમાં શ્રીરામચન્દ્રજીને નાગપાશથી બંધાયેલા જોઈ, મને અત્યંત મોહ ઉત્પન્ન થયો હતો કે, 'શ્રીરામચન્દ્રજી જો ચિદાનંદના સમૂહરૂપ પરમાત્મા હોય, તો તે આ પ્રમાણે વ્યાકુલ થવા કેમ ઘટે ?' ॥ ૩ ॥

चौ०—देखि चरित अति नर अनुहारी । भयउ हृदय मम संशय भारी ॥
सो भ्रम अब मैं हित कर जाना । कीन्ह अनुग्रह कृपानिधाना ॥ १ ॥
जो अति आतप व्याकुल होई । तरु छाया सुख जाने सोई ॥
जो नहिं होत मोह अति मोहीं । मिलितेउँ तात कवन विधि तोहीं २
सुनतेउँ किमि हरि कथा सुहाई । अति विचित्र बहु विधि तुम गाई ॥
निगमागम पुराण मत येहा । कहहिं सिद्ध मुनि नहिं सन्देहा ॥ ३ ॥
संत विशुद्ध मिलहिं पुनि तेही । चितवहिं राम कृपा करि जेही ॥
राम कृपा तव दरशन भयऊ । तव प्रसाद मम संशय गयऊ ॥ ४ ॥

શ્રીરામચન્દ્રજીનું મનુષ્યાવતારને અનુસરતું ચરિત્ર જોવાથી મારા હૃદયમાં જે માટે સંશય ઉત્પન્ન થયો હતો, તે ભ્રમને મેં આજ મારા હિતરૂપ જાણ્યો. શ્રીરામચન્દ્રજીએ મને ભ્રમ આપ્યો, એ એક જાતનો અનુગ્રહ જ કર્યો એમ સમજું છું. ॥૧॥ કેમ કે, જે માણસ તડકાથી અત્યંત વ્યાકુલ થયો હોય, તે જ, વૃક્ષની છાયાના સુખને જાણી શકે છે. જો મને અતિ મોહ ઉત્પન્ન થયો ન હોત તો મને આપનો સમાગમ શી રીતે થાત ॥ ૨ ॥ અને જે આ ઘણા ઘણા પ્રકારની અતિ વિચિત્ર હરિકથા આપે વર્ણવી, તે પણ કેમ સાંભળવામાં આવત ? શુદ્ધ ચિત્તવાળા સંત પુરૂષો તેને જ મળે, કે જેના ઉપર

શ્રીરામચન્દ્રજીએ કૃપાદૃષ્ટિથી જોયું હોય. વેદોનો, શાસ્ત્રોનો તથા પુરાણોનો એ જ સિદ્ધાંત છે અને સિદ્ધો તથા મુનિઓ પણ એમ જ કહે છે. એ વિષયમાં કશો સન્દેહ નથી. ॥ ૩ ॥ મને શ્રીરામચન્દ્રજીની કૃપાથી આપનાં દર્શનની પ્રાપ્તિ થઈ અને આપની કૃપાથી મારો સંદેહ ટળી ગયો. " ॥ ૪ ॥

दो०—सुनि विहंगपति वाणी, सहित विनय अनुराग ॥
पुलक गात लोचन सजल·मन हर्षे अति काग ॥ ९७ ॥

કાકભુશંડજી, એ પ્રમાણે વિનયથી તથા સ્નેહથી ભરેલી ગરૂડજીની વાણી સાંભળીને મનમાં હર્ષ પામ્યા, ગાત્રોમાં રોમાંચિત થયા અને નેત્રોમાં જલયુક્ત થયા. ॥ ૯૭ ॥

दो०—श्रोता सुमति सुशील शुचि, कथा रसिक हरिदास ॥
पाई उमा यह गोप्य मत, सज्जन करहिं प्रकाश ॥ ९८ ॥

હે પાર્વતી ! જ્યારે સારી બુદ્ધિવાળો, સુશીલ, પવિત્ર, કથાનો રસિક અને પ્રભુનો દાસ શ્રોતા મળે, ત્યારે જ સજ્જનો આ ગોપ્ય ( ગુપ્ત રાખવા યોગ્ય ) સિદ્ધાંતનો પ્રકાશ કરે છે. ॥ ૯૮ ॥

चौ०—बोलेउ कागभुशुण्ड बहोरी । नभगनाथ पर प्रीति न थोरी ॥
सब विधि नाथ पूज्य तुम मेरे । कृपा पात्र रघुनायक केरे ॥ १ ॥
तुमहि न संशय मोह न माया । मोपर नाथ कीन्ह तुम दाया ॥
पठै मोह मिसु खगपति तोहीं । रघुपति दीन्ह बडाई मोहीं ॥ २ ॥
तुम निज मोह कहा खग साई । सो नहिं कछु आश्चर्य गुसाई ॥
नारद शिव विरंचि सनकादी । जो मुनिनायक आतमवादी ॥ ३ ॥
मोह न अंध कीन्ह केहि केही । को जग काम नचाव न जेही ॥
तृष्णा केहीं न कीन्ह बौराहा । केहिके हृदय क्रोध नहिं दाहा ॥ ४ ॥

ગરૂડજીની ઉપર અત્યંત પ્રેમને લીધે વળી પણ કાકાભુશંડજી બોલ્યા કે " હે નાથ ! તમે શ્રીરામચન્દ્રજીના કૃપાપાત્ર છો, તેથી સર્વ પ્રકારે મારા પૂજ્ય છો. ॥ ૧ ॥ તમને સંશય, મોહ કે માયા હોય જ નહીં. તમે તો અહીં આવવાથી મારા ઉપર દયા જ કરી છે. હે ગરૂડજી ! શ્રીરામચન્દ્રજીએ, તમને મોહનાં બહાનાંથી અહીં મોકલીને કેવળ મને મોટાઈ જ આપી છે. ॥ ૨ ॥ હે સ્વામી ગરૂડજી ! તમે પોતાને મોહ થયાનું કહ્યું, તો એ કાંઈ આશ્ચર્યરૂપ નથી. કેમ કે, જે નારદ, શિવ, બ્રહ્મા, સનકાદિક તથા બીજા પણ આત્મવાદી મુનિશ્વરો છે, તેઓને પણ માયા મોહિત કરી નાખે છે. ॥ ૩ ॥ જગતમાં મોહે, કોને કોને અંધ કર્યા નથી ? કામદેવે કોને કોને નમાવ્યા નથી ? તૃષ્ણાએ કોને બાવરા બનાવ્યા નથી ? ક્રોધે કોને કોને બાળ્યા નથી ? ॥ ૪ ॥

दो०—ज्ञानी तापस शूर कवि, कोविद गुण आगार ॥
केहिके लोभ विडंबना, कीन्ह न ईहि संसार ॥ ९९ ॥

આ સંસારમાં લોભે, જ્ઞાની, તપસ્વી, શૂર, કવિ, વિદ્વાન્ અને ગુણી, એઓમાંથી પણ કોને વિડંબના કરાવી નથી ? ( ચાળા ચુંથાવ્યા નથી ? ) ॥ ૯૯ ॥

दो०—श्रीमद वक्र न कीन्ह केहि, प्रभुता बधिर न काहि ॥
मृगनयनीके नयन शर, को अस लाग न जांहि ॥ १०० ॥

લક્ષ્મીના મદે કોને વક્ર કર્યો નથી ? ઐશ્વર્ય ( અમલદારીએ ) કોને બહેરા કર્યા નથી ? હરિણીના જેવાં નેત્રોવાળી સ્ત્રીઓનાં કટાક્ષોએ કોને વિન્ધ્યા નથી ? ॥ ૧૦૦ ॥

चौ०—गुणकृत सन्निपात नहिं केही । को न मान मद तजो निवेही ॥
यौवन ज्वर न काहि बलकावा । ममता केहि कर यश न नशावा ॥ १ ॥
मत्सर काहि कलंक न लावा । काहि न शोक समीर डोलावा ॥
चिंता साँपिनि काहि न खाया । को जग जाहि न व्यापी माया ॥ २ ॥
कीट मनोरथ दारु शरीरा । जेहि न लागु घुन को अस धीरा ॥
सुत वित लोक ईषणा तीनी । केहि की मति ईन्ह कृत न मलीनी ॥३॥
यह सब माया कर परिवारा । प्रबल अमित को वरणे पारा ॥
शिव चतुरानन जाहि डराहीं । अपर जीव केहि लेखे माहीं ॥ ४ ॥

ગુણોએ કોને સંનિપાત ઉપજાવ્યો નથી ? માનનો તથા મદનો ત્યાગ કરીને કોણ બચી ગયા છે ? યૌવનરૂપી જ્વરે કોને ઉન્મત્ત કર્યા નથી ? મમતાએ કોના યશનો નાશ કર્યો નથી ? ॥ ૧ ॥ મત્સરે ( અદેખાએ ) કોને કલંક લગાડ્યું નથી ? શોકરૂપી પવને કોને ડોલાવ્યા નથી ? ચિંતારૂપી સર્પિણીએ કોને ખાધા નથી ? જગતમાં માયા કોને વ્યાપી નથી ? ॥ ૨ ॥ જેને શરીરરૂપી લાકડામાં મનોરથરૂપી ઘણ ( એક જાતનો કીડો ) ન લાગ્યો હોય એવો ધીર કોણ છે ? પુત્રૈષણા, વિત્તૈષણા, અને લોકૈષણા એ ત્રણ ઈષ-ણાઓએ ( પુત્રની, ધનની તથા પ્રતિષ્ઠાની તૃષ્ણાઓએ ) કોની મતિને મલિન કરી નથી ? ॥ ૩ ॥ હે ગરુડજી ! ઉપર કહેલું સઘળું માયાનું કુટુંબ પ્રબલ છે અને અસંખ્યાત છે. એનું સંપૂર્ણ વર્ણન કોનાથી બની શકે ? એ કુટુંબથી શિવ અને બ્રહ્મા પણ ડરે છે, ત્યારે બીજા જીવો તો શા લેખામાં છે ? ॥ ૪ ॥

दो०—व्याप रह्यो संसार महँ, माया कटक प्रचंड ॥
सेनापति कामादि भट, दंभ कपट पाखंड ॥ १०१ ॥

આ માયાનું પ્રચંડ સૈન્ય સઘળા સંસારમાં વ્યાપી રહ્યું છે, કે જે સૈન્યમાં દંભ, કપટ, પાખંડ તથા કામ, ક્રોધ આદિ યોદ્ધાઓ સેનાપતિઓ છે. ॥ ૧૦૧ ॥

दो०—सो दासी रघुवीर की, समुझे मिथ्या सोपि ॥
छुटै न राम कृपा बिनु, नाथ कहौं प्रणरोपि ॥ १०२ ॥

હે નાથ ! એ માયા કે જે રામચંદ્રજીની દાસી છે, તે 'મિથ્યા છે,' એમ સમજ-વામાં આવી હોય, તોપણ શ્રીરામચન્દ્રજીની કૃપા વિના છૂટતી નથી, એ હું પ્રતિજ્ઞા-પૂર્વક કહું છું. ॥ ૧૦૨ ॥

चौ०—जो माया सब जगहिं नचावा । जासु चरित लखि काहु न पावा ॥
सो प्रभु भ्रूविलास खगराजा । नाच नटी इव सहित समाजा ॥ १ ॥
सोई सच्चिदानंद घनश्यामा । अज विज्ञान रूप गुणधामा ॥
व्यापक ब्रह्म अखंड अनन्ता । अखिल अमोघ एक भगवंता ॥ २ ॥
अगुण अदंभ गिरा गोतीता । समदर्शी अनवद्य अजीता ॥
निर्मम निराकार निर्मोहा । नित्य निरंजन सुख संदोहा ॥ ३ ॥
प्रकृति पार प्रभु सब उर वासी । ब्रह्म निरीह निरुज अविनासी ॥
इहाँ मोह कर कारण नाहीं । रवि सन्मुख तम कबहुँ कि जाहीं ॥ ४ ॥

એ માયા સઘળા જગતને નચાવે છે અને તેનાં ચરિત્રનો ભેદ કોઈથી પણ સમજી શકાતો નથી. હે ગરુડજી ! એ માયા પ્રભુની ભ્રુકુટિના વિલાસમાત્રથી નટીની પેઠે પોતાના સમાજ સહિત નાચે છે. ॥૧॥ માયાને નચાવનારા ઘનશ્યામ પ્રભુ શ્રીરામચંદ્રજી સચ્ચિદાનંદ છે, અજન્મા છે, વિજ્ઞાનરૂપ છે, ગુણોના અધિષ્ઠાનરૂપ છે, વ્યાપક છે, પરબ્રહ્મ છે, અખંડ છે, અંતથી રહિત છે, સર્વરૂપ છે, એક છે, અમોઘ ઐશ્વર્યવાળા છે, ॥૨॥ નિર્ગુણ છે, દંભથી રહિત છે, વાણીથી તથા ઇન્દ્રિયોથી અગમ્ય છે, સમદર્શી છે, નિર્દોષ છે, અજિત છે, મમતાથી રહિત છે, નિરાકાર છે, મોહથી રહિત છે, નિત્ય છે, નિર્લેપ છે, પરમાનંદના સમૂહરૂપ છે, ॥૩॥ માયાથી પર છે, સર્વનાં હૃદયોમાં અંતર્યામીપણાથી રહેનારા છે, ચેષ્ટાઓથી રહિત છે, વિકારોથી રહિત છે. અને અવિનાશી છે, એ પરમાત્માને માયાથી મોહ થાય એવું કશું કારણ નથી. અંધકાર કદી પણ સૂર્યની પાસે જઈ શકે કે?॥૪॥

दो०—भक्त हेतु भगवान प्रभु, राम धरेहु तनु रूप ॥
किये चरित पावन परम, प्राकृत नर अनुरूप ॥ १०३ ॥
यथा अनेक वेश धरि, नृत्य करै नट कोई ॥
जोई जोई भाव दिखावै, आपु न होई न सोई ॥ १०४ ॥

જો કે પ્રભુ શ્રીરામચન્દ્રજી આ પ્રમાણે અત્યંત અસંગ છે, તોપણ તેમણે ભક્તોને માટે નર શરીરને ધારણ કરીને પ્રાકૃત નરને છાજે એવાં પરમ પવિત્ર ચરિત્રો કર્યાં હતાં. ॥ ૧૦૩ ॥ જેમ નટ અનેક પ્રકારના વેષોને ધરીને નૃત્ય કરતાં વેષને છાજતો ભાવ ભજવી બતાવે છે, પણ પોતે તે વેષમાં અહંભાવ પામતો નથી, તેમ પ્રભુ ભક્તોને માટે અનેક અવતારો ધરીને લીલા કરતાં, તે તે અવતારોને છાજતા ભાવો બતાવે છે, પણ પોતે તે અવતારાત્મક શરીરોમાં અહંભાવ પામતા નથી. ॥ ૧૦૪ ॥

चौ०—अस रघुपति लीला उरगारी । दनुज विमोहन जन सुखकारी ॥
जे मति मलिन विषय वश कामी । प्रभु पर मोह धरहिं इमि स्वामी ॥ १ ॥
नयन दोष जा कहँ जब होई । पीत वरण शशि कहँ कह सोई ॥
जब जेहि दिग्भ्रम होइ खगेशा । सो कह पश्चिम उगेउ दिनेशा ॥ २ ॥

नौकारूढ चलत जग देखा । अचल मोह वश आपुहि लेखा ॥
बालक भ्रमहि न भ्रमहि गृहादी । कहहिं परस्पर मिथ्यावादी ॥ ३ ॥
हरि विषयिक अस मोह विहंगा । सपनेहुँ नहिं अज्ञान प्रसंगा ॥
मायावश मतिमंद अभागी । हृदय जवनिका बहु विधि लागी ॥ ४ ॥
ते शठ हठ वश संशय करहीं । निज अज्ञान राम पर धरहीं ॥

હે સ્વામી ગરૂડજી ! રામચન્દ્રજીની લીલા એવી છે. તેથી આસુરી લોકો મોહ પામે છે અને ભક્ત લોકો સુખ પામે છે. ॥ ૧ ॥ જેમ નેત્રોમાં કમળા આદિ દોષોવાળા લોકો ચંદ્રને પીળા વર્ણવાળો કહે છે. દિગ્ભ્રમ પામેલા લોકો સૂર્યને પશ્ચિમ દિશામાં ઉગેલો કહે છે, ॥ ૨ ॥ વહાણુમાં ચઢેલા લોકો પોતાને અચળ લેખીને જગતને ચળ ગણે છે, અને ફૂદડી ફરતાં બાલકો ઘર વગેરે અચળ પદાર્થોને ભ્રમણ કરતા માને છે તથા કહે છે તેમ મલિન બુદ્ધિવાળા, કામી અને વિષયોને તથા મોહને વશ થયેલા લોકો પ્રભુ ઉપર મોહરૂપ દોષ મૂકે છે ॥ ૩ ॥ અને પરસ્પરમાં, પ્રભુને, મોહ થયાની ખોટી વાતો કહે છે. હે ગરૂડજી ! પ્રભુને અજ્ઞાન તથા મૂર્છા વગેરે મોહ થયાની જે જે વાતો છે, તે સઘળી એવી જ છે. પ્રભુને તો સ્વપ્નમાં પણ અજ્ઞાનાદિકનો સંભવ નથી. માયાને વશ થયેલા, મંદ બુદ્ધિવાળા અને અભાગિયા લોકોને હૃદયમાં ઘણા પ્રકારનો મોહરૂપી પડદો પડેલો હોય છે, તેથી તેઓ પ્રભુનાં તત્વને નહીં જાણી શકતાં, ॥ ૪ ॥ હઠને વશ થઈ, સંશય ધરીને પ્રભુની ઉપર મોહાદિક થયાના મિથ્યા આરોપો મૂકે છે, કે જે આરોપો પોતાની ઉપર જ લાગુ પડે છે. ॥

दो०–काम क्रोध मद लोभ रत, गृहासक्त दुख रूप ॥
ते किमि जानहिं रघुपतिहि, मूढ परे तम कूप ॥ १०५ ॥
निर्गुण रूप सुलभ अति, सगुण न जाने कोई ॥
सुगम अगम नाना चरित, सुनि मुनि मन भ्रम होई ॥ १०६ ॥

કામ, ક્રોધ, મદ તથા લોભ, એઓમાં લાગેલા, દુઃખરૂપ ઘરમાં આસક્ત થયેલા અને અજ્ઞાનરૂપી કૂવામાં પડેલા મૂઢ લોકો રામચન્દ્રજીને શી રીતે ઓળખી શકે ! ॥ ૧૦૫ ॥ રામચન્દ્રજીના નિર્ગુણ સ્વરૂપને તો અખંડ તથા એકરસ હોવાને લીધે અત્યંત સુગમ જાણ્યું છે, પરંતુ સગુણ સ્વરૂપને ઓળખવું બહુ કઠણ છે, તેથી તેને કોઈ જાણતા નથી. સગુણ સ્વરૂપનાં અનેક ચરિત્રોમાં કેટલાંએક સેતુબંધનાદિક ચરિત્રો ઈશ્વરત્વની પણ પ્રતીતિ કરાવનારાં છે અને કેટલાંએક જાનકી વિરહાદિક ચરિત્રો અનિશ્વરત્વની પણ પ્રતીતિ કરાવનારાં છે, તેથી તે ચરિત્રો સાંભળી, મુનિઓના મનમાં પણ ભ્રમ થઈ જાય છે. ॥ ૧૦૬ ॥

चौ०–सुन खगपति रघुपति प्रभुताई । कहौं यथा मति कथा सुहाई ॥
जेहि विधि मोह भयउ प्रभु मोहीं । सो सब चरित सुनावों तोहीं ॥ १ ॥
राम कृपा भाजन तुम ताता । हरि गुण प्रीति मोहिं सुखदाता ॥
ताते कछु नहिं तुमहिं दुरावों । परम रहस्य मनोहर गावों ॥ २ ॥

सुनहु राम कर सहज स्वभाऊ । जन अभिमान न राखहिं काऊ ॥
संसृति मूल शूलप्रद नाना । सकल शोकदायक अभिमाना ॥ ३ ॥
तातें करहिं कृपानिधि दूरी । सेवक पर ममता अति भूरी ॥
जिमि शिशु तनु व्रण होई गुसांई । मातु चिराव कठिनकी नांई ॥ ४ ॥

હે ગરૂડજી ! હું યથામતિ શ્રીરામચન્દ્રજીની પ્રભુતાની સુંદર કથા કહું છું, તે સાંભળો. હે સ્વામી ! જે પ્રકારથી મને મોહ થયો હતો, તે પ્રકાર સંબંધી સઘળું વૃત્તાંત્ત તમને કહી સંભળાવું છું. ॥ ૧ ॥ હે તાત ! તમે શ્રીરામચન્દ્રજીના કૃપાપાત્ર છો અને શ્રીરામચન્દ્રજીના ગુણોમાં પ્રીતિવાળા છો, તેથી મને આનંદ આપો છો. એ કારણને લીધે જ હું તમારાથી કશું નહીં છૂપાવતાં તમારી આગળ પરમ રહસ્યને પણ પ્રગટ કરૂં છું. ॥ ૨ ॥ શ્રીરામચન્દ્રજીને એવો સહજ સ્વભાવ જ છે, કે કોઈ પણ ભક્તનું અભિમાન રહેવા ન આપે. અભિમાન, સંસારનું મૂળ છે, નાનાપ્રકારની પીડાઓ દેનારૂં છે અને સર્વ પ્રકારના શોકો આપનારૂં છે, ॥ ૩ ॥ તેથી કૃપાના ભંડારરૂપ અને સેવકોની ઉપર અતિ મમતા રાખનારા શ્રીરામચન્દ્રજી, સેવકોના અભિમાનને દૂર કરે છે. જેમ માતા બાલકનાં શરીરમાં થયેલાં ગુમડાંને પોતે કઠણ હૃદયવાળી બનીને ચીરાવે છે. તેમ શ્રીરામચન્દ્રજી સેવકોને પ્રાપ્ત થયેલાં અભિમાનને પોતે કઠણ હૃદયવાળા બનીને નષ્ટ કરાવે છે. ॥ ૪ ॥

दो०—यद्यपि प्रथम दुःख पावै, रोवै बाल अधीर ॥
व्याधि नाश हित जननी, गनै न सो शिशु पीर ॥ १०७ ॥
तिमि रघुपति निज दास कर, हरहिं मान हित लागि ॥
तुलसिदास ऐसे प्रभुहि, कस न भजहु भ्रम त्यागि ॥ १०८ ॥

જો કે ગુમડું ચીરાવવાના સમયમાં બાલક અધીર થઇને રૂવે છે અને પ્રથમ બહુ દુઃખ પામે છે, પણ માતા, તે બાલકના વ્યાધિના નાશને માટે બાલકની તે પીડાને ગણકારતી નથી, ॥ ૧૦૭ ॥ તેમ જો કે અભિમાનનો ભંગ થતો હોય, તે સમયમાં ભક્ત પ્રથમ બહુ દુઃખ પામે છે, તોપણ શ્રીરામચન્દ્રજી તે ભક્તના હિતને માટે ભક્તનાં તે દુઃખને ગણકારતા નથી. હે લોકો[1] ! તમો આવા પ્રભુને, ભ્રમનો ત્યાગ કરીને શામાટે ભજતા નથી ? ॥ ૧૦૮ ॥

चौ०—राम कृपा आपनि जडताई । कहौं खगेश सुनहु मन लाई ॥
जब जब राम मनुज तनु धरहीं । भक्त हेतु लीला बहु करहीं ॥ १ ॥
तब तब अवध पुरी मैं जाऊँ । शिशु लीला विलोकि हरषाऊँ ॥
जन्म महोत्सव देखौं जाई । वर्ष पाँच तहँ रहौं लुभाई ॥ २ ॥
इष्ट देव मम बालक रामा । शोभा वपुष कोटि शत कामा ॥

---

૧ એક્સો બત્રીશમા દોહા પછીની સોરઠાની નોટ વાંચો.

निज प्रभु वदन निहारी निहारी । लोचन सफल करौं उरगारी ॥ ३ ॥
लघु वायस वपु धरि प्रभु संगा । देखौं बाल चरित बहु रंगा ॥

હે ગરુડજી ! રામચંદ્રજીની કૃપા વિષે અને મારી મૂર્ખતા વિષેની કથા કહું છું, તે એકાગ્ર ચિત્તથી સાંભળો. જ્યારે જ્યારે રામચંદ્રજી, મનુષ્ય શરીર ધરે છે અને ભક્તોને માટે બહુ લીલા કરે છે, ॥ ૧ ॥ ત્યારે ત્યારે હું અયોધ્યા પુરીમાં જાઉં છું અને તે પ્રભુની બાલલીલા જોઇને રાજી થાઉં છું. જ્યારે પ્રભુનો જન્મ મહોત્સવ દેખું, ત્યારે પાંચ વર્ષ સુધી તેમાં જ આસક્ત થઇને બીજું સઘળું ભૂલી જાઉં છું. ॥ ૨ ॥ સો કરોડ કામદેવોના જેવી શરીરની શોભાવાળા બાલક રામચંદ્રજી, મારા ઇષ્ટદેવ છે. હું એ મારા ઇષ્ટદેવનાં મુખારવિન્દને જોઈ જોઇને મારાં નેત્રોને સફલ કરૂં છું. ॥ ૩ ॥ હું નહાના કાગડાનું રૂપ ધરી, પ્રભુની સાથે સાથે ફરીને તેમનાં બાલચરિત્રોના ઘણા ખેલ જોઉં છું. ॥

दो०—लरिकाई जहँ जहँ फिरहिं, तहँ तहँ संग उडाउँ ॥
जूठन परे अजिर महँ, सो उठाय कर खाउ ॥ १०९ ॥

રામચંદ્રજી બાલકપણામાં જ્યાં જ્યાં ફરે છે, ત્યાં ત્યાં હું ઉડી ઉડીને તેમની સાથે જ ફરૂં છું અને આંગણામાં એમના હાથથી જે જૂઠણ પડયું હોય, તેને ચાંચવતે ઉપાડી ઉપાડીને ખાઉં છું. ॥ ૧૦૯ ॥

दो०—एकवार अतिशय प्रबल, चरित कीन्ह रघुवीर ॥
सुमिरत प्रभु लीला सोई, पुलकित भयउ शरीर ॥ ११० ॥

રામચંદ્રજીએ, એકવાર તો એવું અત્યંત વિલક્ષણ ચરિત્ર કર્યું હતું કે, તે લીલાનું સ્મરણ કરતાં મારૂં શરીર રોમાંચિત થઈ જાય છે. ॥ ૧૧૦ ॥

चौ०—कहै भुशुंडि सुनहु खगनायक । राम चरित सेवक सुखदायक ॥
नृप मंदिर सुंदर सब भाँती । खचित कनकमणि नाना जाती ॥ १ ॥
वरणि न जाई रुचिर अँगनाई । जहँ खेलहिं नित चारों भाई ॥
बालविनोद करत रघुराई । विचरत अजिर जननि सुखदाई ॥ २ ॥
मरकत मृदुल कलेवर श्यामा । अंग अंग प्रति छबि बहु कामा ॥
नवराजीव अरुण मृदु चरणा । पदज रुचिर नख शशि द्युति हरणा॥३॥
ललित अंग कुलिशादिक चारी । नूपुर चारु मधुर रवकारी ॥
चरु पुरट मणि रचित बनाई । कटि किंकिणि कल मुखर सुहाई ॥ ४ ॥

હે ગરુડજી ! સેવકોને સુખ આપનારૂં તે રામચંદ્રજીનું ચરિત્ર સાંભળો. દશરથ રાજાનું ઘર સુવર્ણથી બનાવેલું અને જાતજાતના મણિઓથી જડેલું હોવાથી સર્વ પ્રકારે સુંદર હતું. ॥ ૧ ॥ જે આંગણામાં ચારે ભાઇઓ નિત્ય ખેલતા હતા તે આંગણાની શોભાનું તો વર્ણન જ કર્યું જાય એમ નથી. ભક્તોને સુખ દેનારા રામચંદ્રજી બાલલીલા કરતાં કરતાં, એ આંગણામાં વિચરતા હતાં. ॥૨॥ એમનાં મરકતમણિ જેવાં શ્યામસુંદર

કોમળ શરીરનાં પ્રત્યેક અંગોમાં અનેક કામદેવોની શોભા છાઈ રહી હતી. ચરણારવિન્દો નવીન કમળો સરખાં રાતાં તથા સુકોમલ હતાં. ચરણારવિન્દોના સુન્દર નખો ચંદ્રની કાંતિનું હરણ કરતા હતા. ॥ ૩ ॥ સુન્દર ચરણોમાં વજ્ર, ધ્વજ, અંકુશ તથા યવ, એઓનાં રેખાત્મક ચિન્હો હતાં. સુંદર નૂપુરો મધુર શબ્દ કરતાં હતાં. ઉંચા સુવર્ણથી બનાવેલી અને મણિઓથી જડેલી કટિમેખલાની ઘુઘરીઓ મધુર શબ્દ કરી રહી હતી. ॥ ૪ ॥

दो०—रेखा त्रय सुंदर उदर, नाभि रुचिर गंभीर ॥
उर आयत भ्राजत विविध, पाल विभूषण चीर ॥ १११ ॥

ઉદર ત્રણ રેખાઓથી ( વલીઓથી ) શોભી રહ્યું હતું. નાભિ રુચિર તથા ગંભીર હતી. વિસ્તીર્ણ વક્ષઃસ્થલ દીપી રહ્યું હતું. બાલકપણાંને છાજતાં વિવિધ આભરણો તથા વસ્ત્રો પહેર્યાં હતાં. ॥ ૧૧૧ ॥

चौ०—अरुण पाणि नख करज मनोहर । बाहु विशाल विभूषण सोहर ॥
कंध बालकेशरि दर ग्रीवा । चारु चिबुक आनन छवि सींवा ॥ १ ॥
कल बल वचन अधर अरुणारे । दुइ दुइ दशन विशद वर वारे ॥
ललित कपोल मनोहर नासा । सकल सुखद शशिकरसमहासा ॥ २ ॥
नील कंज लोचन भव मोचन । भ्राजत भाल तिलक गोरोचन ॥
विकट भृकुटि सम श्रवण सुहाये । कुंचित कच मेचक छवि छाये ॥ ३ ॥
पीत झीन झिंगुली तनु सोही । किलकनि चितवनि भावत मोही ॥
रूप राशि नृप अजिर विहारी । नाचहिं निज प्रतिबिंब निहारी ॥ ४ ॥
मोसन करहिं विविध विध क्रीडा । वर्णत चरित होत मोहिं व्रीडा ॥
किलकत मोहिं धरन जब धावहिं । चलौं भाजि तब पूप देखावहिं ॥ ५ ॥

હસ્તોના તથા ચરણોના નખો અને અંગુલીઓ, લાલ તથા મનોહર હતાં. વિશાલ બાહુઓ, આભરણોને પણ શોભા આપતા હતા. કાંધ, સિંહના બચ્ચાના જેવી અને કંઠ, શંખના જેવો હતો. હડપચી, અતિ સુન્દર હતી. મુખ તો, શોભાની પરાકાષ્ઠારૂપ જ હતું ॥ ૧ ॥ તોતડાં વચનો, લોકોનાં અંતઃકરણોનું હરણ કરતાં હતાં. હોઠ, લાલાસવાળા હતા. અતિ ઉજ્જવલતાવાળા બે બે દાંતો, શોભી રહ્યા હતા. એ ઉત્તમ બાલકના બે ગાલ તથા નાસિકા, મનોહર હતાં. ચંદ્ર જેવું ઉજ્જવલ મંદહાસ્ય, સર્વ લોકોને સુખ આપતું હતું. ॥ ૨ ॥ નેત્રો, નીલ કમલો જેવાં અને દૃષ્ટિમાત્રથી ભક્તોને સંસારના ભયથી મુક્ત કરે એવાં હતાં, લલાટમાં, ગોરોચનનું તિલક શોભી રહ્યું હતું. ભમરો વાંકી હતી. કર્ણો, સુશોભિત તથા સમાન હતા. વાંકા ઓંતલીઆળા કેશોની શ્યામ કાંતિ છાઈ રહી હતી. ॥ ૩ ॥ ઝીણી પીળી અંગરખીથી શરીર, શોભી રહ્યું હતું. એમનું જોવું તથા કિલકારી મને બહુ પ્રિય લાગતાં હતાં. રૂપના સમૂહરૂપ અને દશરથ રાજાના આંગણામાં વિહાર કરતા, એ બાલક રામચંદ્રજી, પોતાના પ્રતિબિમ્બોને જોઈ જોઈને,

નાચતા હતા ॥ ૪ ॥ અને મારી સાથે પણ વિવિધ ક્રીડાઓ કરતા હતા, કે, જે ચરિત્રોનું વર્ણન કરતાં મને લજ્જા ઉત્પન્ન થાય છે, અને પ્રભુ જ્યારે કીલકારી કરીને મને પકડી લેવા દોડતા હતા, ત્યારે હું ભાગીને દૂર જતો રહેતો અને હું દૂર જતો રહેતાં પ્રભુ મને લલચાવવાને માટે માલપુવો બતાવતા હતા. ॥ ૫ ॥

दो०—आवत निकट हँसहिं प्रभु, भाजत रुदन कराहिं ॥
जाउँ समीप गहन पद, फिरि फिरि चितै पराहिं ॥ ११२ ॥

હું જ્યારે સમીપમાં જતો હતો, ત્યારે પ્રભુ હસતા હતા જ્યારે ભાગી જતો હતો, ત્યારે રડતા હતા અને એમનાં ચરણોનો સ્પર્શ કરવાને માટે જ્યારે બહુ જ સમીપમાં જતો હતો, ત્યારે તો મને જોઈ જોઈ ફરી ફરીને પોતે પણ ભાગતા હતા. ॥ ૧૧૨ ॥

दो०—प्राकृत शिशु इव लीला, देखि भयउ मोहिं मोह ॥
कवन चरित्र करत प्रभु, चिदानंद संदोह ॥ ११३ ॥

પ્રભુની પ્રાકૃત બાલકના જેવી લીલા જોઈને મને સંશય ઉત્પન્ન થયો કે, 'આ પ્રભુ જો ચિદાનંદના સમૂહરૂપ સાક્ષાત્ પરમાત્મા જ છે, તો પછી આવું ચરિત્ર શામાટે કરતા હશે ? ॥ ૧૧૩ ॥

चौ०—इतना मन आनत खगराया । रघुपति प्रेरित व्यापी माया ॥
सो माया न दुखद मोहिं काहीं । आन जीव इव संसृत नाहीं ॥ १ ॥
नाथ यहाँ कछु कारण आना । सुनहु सो सावधान हरियाना ॥
ज्ञान अखंड एक सीतावर । माया वश जीव सचराचर ॥ २ ॥
जो सबके रह ज्ञान एक रस । ईश्वर जीवहिं भेद कहहु कस ॥
मायावश जीव अभिमानी । ईश वश माया गुणखानी ॥ ३ ॥
परवश जीव स्ववश भगवंता । जीव अनेक एक श्रीकंता ॥
द्विधा भेद यद्यपि कृतमाया । बिनु हरि जाइ न कोटि उपाया ॥ ४ ॥

હે ગરુડજી ! મારા મનમાં આટલો સંશય આવતાં જ રામચંદ્રજીએ પ્રેરેલી માયા મારામાં વ્યાપી ગઈ. એ માયા જેમ બીજા જીવોને જન્મમરણના ફંદમાં નાખનારી થાય છે, તેમ મને જન્મમરણનાં ફંદમાં નાખનારી થઈ નહીં અને તેણે મને કાંઈ દુઃખ પણ આપ્યું નહીં. ॥ ૧ ॥ હે ગરુડજી ! આમ થવામાં કાંઈક બીજું જ કારણ છે, તે સાવધાન થઇને સાંભળો. માયાના પતિ રામચંદ્રજી અખંડ જ્ઞાન સ્વરૂપ છે અને સઘળા સ્થાવર જંગમ જીવો માયાને વશ હોવાથી અલ્પ તથા અનિત્ય જ્ઞાનવાળા છે. ॥ ૨ ॥ જો સઘળા જીવોનું જ્ઞાન પણ સર્વદા અખંડ અને એકરસ હોય, તો પછી ઇશ્વરમાં અને જીવમાં ભેદ જ શો રહે ? કહો. જીવ માયાને વશ છે તથા અભિમાની છે અને ઇશ્વર માયાને પોતાના તંત્રમાં રાખે છે અને નિરભિમાન છે. ॥ ૩ ॥ જીવ પરતંત્ર છે અને ઇશ્વર સ્વતંત્ર છે. જીવ અનેકમાં રહે છે અને ઇશ્વર એક જ છે. જો કે આ જીવ ઇશ્વરનો

ભેદ પણ બીજા અનેક ભેદોની પેઠે માયાએ જ કરેલ છે, તોપણ તે ભેદ ઈશ્વરની કૃપા વિના બીજા કરોડો ઉપાયોથી પણ ટળતો નથી. ॥ ૪ ॥

दो०–रामचंद्रके भजन बिनु, जो चह पद निर्वाण ॥
ज्ञानवंत अति सोपि नर, पशु बिनु पूंछ बखान ॥ ११४ ॥
राकाशशि षोडश उर्गाहं, तारागण समुदाय ॥
सकल गिरिन दव लाइये, रवि बिनु राति न जाय ॥ ११५ ॥

જે માણસ રામચંદ્રજીના ભજન વિના મુક્તિપદને ઇચ્છતો હોય, તે માણસ જ્ઞાનવાળો હોય, તોપણ તેને પૂછડાં વગરનો પશુ જ સમજવો. ॥ ૧૧૪॥ જેમ પૂનેમનો ચન્દ્ર, સોળે કળાઓથી ઉગ્યો હોય, અગણિત તારાગણો પણ આકાશમાં ચકચકિત થઈ રહ્યા હોય અને સઘળા પર્વતોમાં દાવાગ્નિ લગાવી દીધો હોય, તોપણ સૂર્યવિના રાત્રિ ટળતી નથી. ॥ ૧૧૫ ॥

चौ०–एसेहिं बिनु हरि भजन खगेशा । मिटै न जीवन केर कलेशा ॥
प्रभु सेवकहि न व्याप अविद्या । प्रभु प्रेरित तेहि व्यापै विद्या ॥ १ ॥
ताते ताश न होइ दास कर । भेद भक्ति बाढै विहंगवर ॥
भ्रमते राम चकित मोहिं देखा । बिहँसे सो सुन चरित बिशेखा ॥ २ ॥
तेहि कौतुक कर मर्म न काहू । जाना अनुज न मातु पिताहू ॥
जानु पाणि धाये मोहिं धरणा । श्यामल गात अरुण मृदु चरणा ॥ ३ ॥
तब मैं भागि चलेउँ उरगारी । राम गहन कहँ भुजा पसारी ॥
जिमि जिमि दूरि उडाउँ अकासा । तिमि तिमि भुज देखौं निज पासा ॥४॥

તેમ બીજાં કરોડો સાધનો કરવામાં આવે, તોપણ પ્રભુનાં ભજન વિના જીવોના અવિદ્યા આદિ કલેશો ટળતા નથી. પ્રભુના સેવકોના મનમાં અવિદ્યા વ્યાપતી જ નથી અને જો કદાચ પ્રભુની પ્રેરણાથી વ્યાપે, તોપણ પછી વિદ્યા ( જ્ઞાન ) રૂપે જ પરિણામે નાશ પામે છે, ॥ ૧ ॥ કે જે કારણને લીધે, બીજા જીવોની પેઠે ભક્તજનોની ખરાબી થતી નથી. હે ગરુડજી ! પ્રભુની પ્રેરણાથી ભક્તજનોના મનમાં અવિદ્યા વ્યાપે, તોપણ તેથી કેવળ સ્વામી-સેવક ભાવની વૃદ્ધિ થાય છે. જ્યારે રામચન્દ્રજીએ, મને સંશયથી ચકિત થયેલો દીઠો, ત્યારે રામચન્દ્રજીએ કેવળ હાસ્ય જ કર્યું, ॥ ૨ ॥ હવે એ હાસ્યરૂપી માયાથી કેટલું બધું વિશેષ ચરિત્ર થયું ? તે સાંભળો. આ હાસ્યરૂપ કૌતુકનો ભેદ કોઇએ પણ જાણ્યો નહીં અને નહાના ભાઇઓએ, કે માતા પિતાએ પણ જાણ્યો નહીં. શ્યામ ગાત્રોવાળા અને રાતાં કોમલ ચરણોવાળા રામચન્દ્રજી, રીખતા રીખતા મને પકડવાને માટે દોડયા ॥ ૩ ॥ અને તેમને આવતા જોઇને હું આકાશમાં ઉડી નિકળ્યો. મને ઉડી જતો જોઈ, રામચન્દ્રજીએ, પોતાની ભુજા લાંબી કરતાં હું જેમ જેમ આકાશમાં દૂર દૂર ઉડતો ગયો તેમ તેમ તે ભુજાને મારા સમીપમાં જ દેખવા લાગ્યો. ॥ ૪ ॥

दो०–ब्रह्मलोक लौं गयउँ मैं, चितवत पाछ उड़ात ॥
युग अंगुल कर बीच रह, राम भुजहिं मोहि तात ॥ ११६ ॥
सप्तावरण भेद करि, जहँ लगि रहि गति मोरि ॥
गयउँ तहाँ प्रभु भुज निरखि, व्याकुल भयउँ बहोरि ॥ ११७ ॥

હે તાત ! હે ગરૂડજી ! હું બ્રહ્મલોક સૂધી ઉંચે ચઢી, પાછું વાળીને જોવા જાઉં, ત્યાં રામચન્દ્રજીની ભુજા વચ્ચે અને મારા વચ્ચે કેવળ બે આંગળનો જ અંતર રહેલો મારા જોવામાં આવ્યો. ॥ ૧૧૬ ॥ બ્રહ્માંડ ગોળની ઉપરનાં પૃથ્વી, જળ, તેજ, આકાશ, અહંકાર તથા મહત્તત્વ નામનાં સાત આવરણો કે જેઓ સૂધી પહોંચવાની મારી ગતિ હતી, તેઓનો ભેદ કરીને હું ગયો, તો ત્યાં પણ પ્રભુની ભુજા મારી પાછળ જોવામાં આવી. એ જોઈને હું તો વ્યાકુલ થઈ ગયો. ॥ ૧૧૭ ॥

चौ०–मूंदेउँ नयन त्रसित जब भयऊं । पुनि चितवत कोशलपुर गयऊं ॥
मोहिं विलोकि राम मुसिकाहीं । विहंसत तुरत गयउं मुख माहीं ॥ १ ॥
उदर मांझ सुन अंडज राया । देखेउ बहु ब्रह्माण्ड निकाया ॥
अति विचित्र तहँ लोक अनेका । रचना अमित एकते एका ॥ २ ॥
कोटिन चतुरानन गौरीशा । अगणित उडुगण रवि रजनीशा ॥
अगणित लोकपाल यम काला । अगणित भूधर भूमि विशाला ॥ ३ ॥
सागर सरिता विपिन अपारा । नाना भांति सृष्टि विस्तारा ॥
सुर मुनि सिद्ध नाग नर किन्नर । चारि प्रकार जीव सचराचर ॥ ४ ॥

અને હું ગભરાઈને આંખો વીંચી ગયો. મેં પાછું આંખો ઉઘાડીને જોયું, ત્યાં હું પાછો અયોધ્યામાં દાખલ થયેલો જોવામાં આવ્યો. મને જોઇને રામચન્દ્રજી હસ્યા અને તે હસતાં જ મારૂં શરીર તુરત મુખમાં પેસી ગયેલું મારા જોવામાં આવ્યું. ॥ ૧ ॥ હે પક્ષીઓના રાજા ! સાંભળો. રામચન્દ્રજીના ઉદરમાં અપરિમિત બ્રહ્માંડોના સમૂહો મારા જોવામાં આવ્યા. એ બ્રહ્માંડોમાં મેં અતિ વિચિત્ર રચનાવાળા અને એક એકથી અધિક ગોઠવણીવાળા અનેક લોકો દીઠા. ॥ ૨ ॥ કરોડો બ્રહ્માઓ, કરોડો સદાશિવો, અગણિત નક્ષત્રો, અગણિત સૂર્યો, અગણિત ચન્દ્રો, અગણિત લોકપાલો, અગણિત યમો, અગણિત કાળો, અગણિત પર્વતો અને અગણિત વિશાલ પૃથ્વીઓ મારા જોવામાં આવ્યાં. ॥ ૩ ॥ સમુદ્રો, નદીઓ, વનો, વિવિધ પ્રકારની સૃષ્ટિઓના વિસ્તારો, દેવતાઓ, મુનિઓ, સિદ્ધો, નાગો, નરો, કિન્નરો અને જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ, એ ચાર પ્રકારના ચરાચર જીવો પણ અસંખ્યાત જોવામાં આવ્યા. ॥ ૪ ॥

दो०–जो नहिं देखा नहिं सुना, जा मन महँ न समाई ॥
अस अद्भुत तहँ देखेउँ, वरणि कवन विधि जाई ॥ ११८ ॥

જે કયાંય દીઠું ન હતું, કયાંય સાંભળ્યું ન હતું અને મનમાં પણ કદી આવ્યું ન હતું, તેવું સઘળું અદ્ભુત મારા જોવામાં આવ્યું. એ સઘળાનું હું કયા પ્રકારથી વર્ણન કરી શકું ? ॥ ૧૧૮ ॥

दो०-एक एक ब्रह्मांड महँ, रहेउँ वर्ष शत एक ॥
इहि विधि मैं देखत फिरेउँ, अंड कटाह अनेक ॥ ११९ ॥

હું એક બ્રહ્માંડમાં સો સો વર્ષ સૂધી રહ્યો. એ પ્રમાણે અનેક બ્રહ્માંડોને જોતો જોતો હું ફર્યો. ॥ ૧૧૯ ॥

चौ०-लोक लोक प्रति भिन्न विधाता । भिन्न विष्णु शिव मनु दिशि त्राता ॥
नर गंधर्व भूत वैताला । किन्नर निशिचर पशु खग व्याला ॥१॥
देव दनुज गण नाना जाती । सकल जीव तहँ आनहिं भाँती ॥
महि सर सागर सरि गिरि नाना । सब प्रपंच तहँ आनहिं आना ॥ २ ॥
अंडकोश प्रति प्रति निज रूपा । देखेउँ जिनिस अनेक अनूपा ॥
अवध पुरी प्रति भुवन निहारी । सरयू भिन्न भिन्न नर नारी ॥ ३ ॥
दशरथ कौशल्यादिक माता । विविध रूप भरतादिक भ्राता ॥
प्रति ब्रह्मांड राम अवतारा । देखेउ बाल विनोद अपारा ॥ ४ ॥

પ્રત્યેક લોકમાં ભિન્ન ભિન્ન બ્રહ્માઓ, ભિન્ન ભિન્ન વિષ્ણુઓ, ભિન્ન ભિન્ન શિવો, ભિન્ન ભિન્ન મનુઓ, ભિન્ન ભિન્ન દિક્પાલો અને એવી રીતે જ ભિન્ન ભિન્ન મનુષ્યો, ગંધર્વો, ભૂતો, વૈતાલો, કિન્નરો, રાક્ષસો, પશુઓ, પક્ષીઓ, ॥ ૧ ॥ દેવતાઓ, દૈત્યો તથા અનેક જાતના પ્રથમ ગણો, મારા જોવામાં આવ્યા. પ્રત્યેક બ્રહ્માંડોમાં સર્વ જીવો, પૃથ્વીઓ, સમુદ્રો, નદીઓ અને બીજા પણ સઘળા પ્રપંચો જૂદા જૂદા પ્રકારના જ મારા જોવામાં આવ્યા. ॥ ૨ ॥ પ્રત્યેક બ્રહ્માંડમાં મેં મારાં રૂપો પણ અનેક દીઠાં અને મારા સંબંધના આ નીલપર્વત તથા તળાવ આદિ પદાર્થો પણ અનેક અને અનુપમ દીઠાં પ્રત્યેક બ્રહ્માંડમાં અયોધ્યા નગરીઓ, સરયૂ નદીઓ, અયોધ્યાનાં રહેવાસી નર નારીઓ, ॥૩॥ દશરથ રાજાઓ, કૌશલ્યા આદિ માતાઓ અને ભરતજી આદિ ભાઈઓ પણ મારા જોવામાં આવ્યા, કે જેઓનાં રુપો વિવિધ પ્રકારનાં હતાં. પ્રત્યેક બ્રહ્માંડમાં રામચંદ્રજીના અવતારો તથા તેમની અપાર બાલલીલાઓ મારા જોવામાં આવી. ॥ ૪ ॥

दो०-भिन्न भिन्न सब देखेउँ, अति विचित्र हरियान ॥
अगणित भुवन फिरेउँ मैं, राम न देखा आन ॥ १२० ॥
सोई शिशुपन सोई शोभा, सोई कृपालु रघुवीर ॥
भुवन भुवन देखत फिरेउ, प्रेरित मोह शरीर ॥ १२१ ॥

હે ભગવાનના વાહનરૂપ ગરુડજી ! હું અગણિત બ્રહ્માંડોમાં ફર્યો અને તે બ્રહ્માંડોમાં ભિન્ન તથા અતિ વિચિત્ર પદાર્થો દીઠા, પણ સર્વ બ્રહ્માંડોમાં રામચંદ્રજી એકના એક પ્રકારના જ જોવામાં આવ્યા. ॥ ૧૨૦ ॥ મોહથી પ્રેરાયેલા શરીરવાળો હું એજ કૃપાળુ રામચન્દ્રજીને એજ એમના બાલકપણાને અને એજ એમની શોભાને જોતો જોતો પ્રત્યેક બ્રહ્માંડમાં ફર્યો. ॥ ૧૨૧ ॥

चौ०—भ्रमत मोहिं ब्रह्मांड अनेका । बीते मनहु कल्प शत एका ॥
फिरत फिरत निज आश्रम आयउ । तहं पुनि रह कछु काल गवायऊ ॥१॥
निज प्रभु जन्म अवध सुनि पायउं । निरभर प्रेम हर्षि उठ धायउं ।।
देखेउ जन्म महोत्सव जाई । जेहि विधि प्रथमकहा मैं गाई ॥ २ ॥
राम उदर देखेउ जग नांना । देखत बनै न जात बखाना ॥
तह पुनि देखेउ राम सुजाना । मायापति कृपालु भगवाना ॥ ३ ॥
करौं विचार बहोरि बहोरी । मोह विकल व्यापितमति मोरि ॥
उभय घरी महं मैं सब देखा । भयउ भ्रमित मन मोह विशेखा ॥ ४ ॥

અનેક બ્રહ્માંડોમાં ભમતાં ભમતાં જાણે એક સો કલ્પો વ્યતીત થઇ ગયા હોય એવું મને જણાયું. ફરતાં ફરતાં હું મારા આશ્રમમાં આવ્યો અને ત્યાં રહીને પણ મેં થોડોક કાળ વ્યતીત કર્યો. ॥ ૧ ॥ ત્યાં 'અયોધ્યામાં રામચંદ્રજીનો જન્મ થયો છે,' એમ સાંભળવામાં આવતાં, હું રાજી થઈ, નિર્ભર પ્રેમથી ઉઠી, દોડીને અયોધ્યામાં ગયો ત્યાં મેં પ્રભુનો જન્મ મહોત્સવ જોયો કે જેનું વર્ણન મેં પ્રથમ તમને કહી સંભળાવ્યું છે. ॥ ૨ ॥ રામચન્દ્રજીના ઉદરમાં મેં જે અનેક બ્રહ્માંડો જોયાં, તેઓનું વર્ણન કરીને સમજાવી શકાય એમ નથી. કેમ કે એનું ખરૂં ચિત્ર તો જોવાથી જ માલમ પડે એમ છે. રામચન્દ્રજીના ઉદરમાં પણ માયાના પતિ, કૃપાળુ, પરમ વિચક્ષણ અને મોટા ઐશ્વર્યવાળા એ જ રામચન્દ્રજીને મેં દીઠા ॥ ૩ ॥ હું વારંવાર વિચાર કરવા લાગ્યો અને મારી મતિ મોહથી વ્યાપ્ત થવાને લીધે વિકલ જ થઈ ગઈ. હે ગરુડજી ! આ સઘળું મોહથી અત્યંત ભ્રમિત થયેલા મનથી જોવામાં આવતાં, મને અનેક કલ્પો વીતી ગયાની ભ્રાંતિ થઈ. વાસ્તવિક રીતે તો એ સઘળું બે ઘડીની અંદર જ જોવામાં આવ્યું હતું. ॥ ૪ ॥

दो०—देखि कृपालु विकल मोहिं, विहँसे तब रघुवीर ॥
विहँसतही मुख बाहर, आयउँ सुन मति धीर ॥ १२२ ॥

હે ધીર બુદ્ધિવાળા ! સાંભળો, પછી કૃપાળુ રામચંદ્રજી મને વિકળ થયેલો જોઈને હસ્યા અને તે હસ્યા કે તુરત જ હું તેમનાં મુખમાંથી બહાર આવી ગયો. ( વાસ્તવિક જોતાં તો આ બ્રહ્માંડ પણ વિરાટ્ પુરુષના ઉદરમાં જ છે. ) ॥ ૧૨૨ ॥

दो०—सोई लरिकाई मोहिं सन, लगे करन पुनि राम ॥
कोटि भाँति समझावौं, मन न लहै विश्राम ॥ १२३ ॥

રામચંદ્રજી ફરીવાર પણ મારાથી એવી ને એવી બાલલીલા કરવા લાગ્યા. હું અનેક પ્રકારોથી મારાં મનને સમજાવવા લાગ્યો, પણ કોઈ રીતે મનને વિશ્રામ મળ્યો જ નહીં. ॥ ૧૨૩ ॥

चौ०—देखि चरित यह सो प्रभुताई । समुझन देह दशा विसराई ॥
धरणि परेउ मुख आव न बाता । त्राहि त्राहि आरत जन त्राता ॥ १ ॥
परमाकुल प्रभु मोहिं विलोकी । निज माया प्रभुता सब रोकी ॥
कर सरोज प्रभु मम शिर धरेऊ । दीनदयालु दुसह दुख हरेऊ ॥ २ ॥

कीन्ह राम मोहिं विगत विमोहा । सेवक सुखद कृपा संदोहा ॥
प्रभुता प्रथम विचारि विचारी । मन महँ हर्ष होई अति भारी ॥ ३ ॥
भक्त वत्सलता प्रभुकी देखी । उपजा मम उर हर्ष विशेषी ॥
सजल नयन पुलकित कर जोरी । कीन्ही बहु विधि विनय बहोरी ॥ ४ ॥

રામચંદ્રજીના બાલચરિત્રને અને તેમની પ્રભુતાને જોઇને મને તો કશું દેહનું ભાન જ રહ્યું નહીં. આથી હું ધરતીપર પડી ગયો અને 'હે દીનબંધુ ! હે આર્યજનોનું રક્ષણ કરનારા ! મારૂં રક્ષણ કરો રક્ષણ કરો ' એમ બોલવા લાગ્યો. એ સિવાય બીજી કશી વાત મારા મોહોડાંમાંથી નીકળતી ન હતી. ॥ ૧ ॥ દીન દયાળુ પ્રભુએ મને અત્યંત વ્યાકુળ થયેલો જોઈ, પોતાના સઘળા માયા વૈભવને તિરોહિત કરી નાખીને મારા માથાપર પોતાનું હસ્તકમળ ધર્યું અને તે ધરીને મારૂં દુસ્સહ દુઃખ હરી લીધું. ॥૨॥ કૃપાના સમૂહરૂપ અને સેવકોને સુખ આપનારા રામચંદ્રજીએ મને મોહ વગરનો કરતાં હું તેમની પ્રથમ દેખેલી પ્રભુતાનો વિચાર કરી કરીને ॥ ૩ ॥ અને તે પ્રભુની ભક્તવત્સલતા જોઇને હૃદયમાં બહુ જ પ્રસન્ન થયો. મારાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું અને ગાત્રોમાં રોમાવળી ખડી થઈ ગઈ. આ સમયમાં મેં હાથ જોડીને વિનતિ પણ ઘણી ઘણી કરી. ॥ ૪ ॥

दो०—सुनि सप्रेम मम वाणी, देखि दीन निज दास ॥
वचन सुखद गंभीर मृदु, बोले रमा निवास ॥ १२४ ॥
कागभुशुंडी मांगु वर, अति प्रसन्न मोहिं जानि ॥
अणिमादिक सिधि अपरनिधि, मोक्ष सकल सुखखानि ॥ १२५ ॥

મારી પ્રેમ ભરેલી વાણી સાંભળીને અને મને પોતાનો દીન દાસ જોઇને રામચંદ્રજી સુખ આપનારાં, કોમળ તથા ગંભીર વચનો બોલ્યા કે, ॥ ૧૨૪ ॥ "હે કાકભુશુંડજી ! મને અત્યંત પ્રસન્ન થયેલો જાણીને અણિમા આદિ સિદ્ધિઓ, બીજી ગૌણ સિદ્ધિઓ, ધનના ભંડારો અને નિરતિશય પરમાનંદરૂપ મોક્ષ, એઓમાંથી તારે જેની ઇચ્છા હોય, તે વરદાન માગી લે. ॥ ૧૨૫ ॥

चौ०—ज्ञान विवेक विरति विज्ञाना । मुनि दुर्लभ गति जो जग जाना ॥
आजु देउँ सब संशय नाहीं । मागु जु तोहिं भाव मन माहीं ॥ १ ॥
सुनि प्रभु वचन बहुत अनुरागेउँ । मन अनुमान करन तब लागेउँ ॥
प्रभु कह देन सकल सुख सही । भक्ति आपनी देन न कही ॥
भक्ति हीन गुण सुख सब ऐसे । लवण विना बहु व्यंजन जैसे ॥
भक्ति हीन सुख कौने काजा । अस विचारि बोलेउँ खगराजा ॥ ३ ॥
जो प्रभु होई प्रसन्न वर देहू । मोपर कृपा करिय अति नेहू ॥
मन भावत वर माँगों स्वामी । तुम उदार उर अन्तर्यामी ॥ ४ ॥

જ્ઞાન, વિવેક, વૈરાગ્ય, વિજ્ઞાન અને મુનિઓને પણ માંડ મળે એવી બીજી પણ જે જે ગતિઓ જગતપ્રસિદ્ધ છે, તે સઘળું દેવાને હું તૈયાર છું એમાં કશો સંશય નથી. તારે

મનને જે કાંઈ ગમે તે માગી લે." ॥ ૧ ॥ પ્રભુનાં વચનો સાંભળી, અત્યંત પ્રેમ ધરીને હું તે સમયમાં તર્ક કરવા લાગ્યો કે, "પ્રભુએ મને સઘળા પ્રકારનું સુખ દેવાનું કહ્યું, પણ પોતાની ભક્તિ દેવાનું કહ્યું નહીં. ॥ ૨ ॥ ભક્તિ વગરના સઘળા ગુણો તો એવા છે કે, જેવાં લૂણ વગરનાં ઘણાં શાક પત્રાદિક હોય. ભક્તિ વગરનું સુખ શા કામનું છે ?" એમ વિચારીને પછી હું બોલ્યો, ॥ ૩ ॥ "કે, જો આપ પ્રસન્ન થઈને મને વરદાન દેવા ઇચ્છતા હો, તો મારાપર આપ અતિ કૃપા તથા અતિ સ્નેહ કરીને મને મારા મનભાવતું વરદાન આપો. હે સ્વામી ! આપ ઉદાર છો, તેથી હું મનભાવતું વરદાન માગું છું. જો કે આપ સર્વના હૃદયના અંતર્યામી હોવાથી મારા મનની ઇચ્છા જાણો છો તોપણ આપની આજ્ઞાથી માગું છું. ॥ ૪ ॥

दो०–अविरल भक्ति विशुद्ध तव, श्रुति पुराण जो गाव ॥
जेहि खोजत योगीश मुनि, प्रभु प्रसाद कोउ पाव ॥ १२६ ॥
भक्त कल्पतरु प्रणत हित, कृपासिंधु सुखधाम ॥
सोई निज भक्ति मोहिं प्रभु, देहु दयाकर राम ॥ १२७ ॥

મને આપની અખંડ શુદ્ધ ભક્તિ આપો કે જે ભક્તિને શ્રુતિઓ તથા પુરાણો ગાય છે, યોગેશ્વરો તથા મુનિઓ પણ શોધે છે અને તેઓમાંનો કોઈક જ આપના પ્રસાદથી આપને પામી શકે છે. ॥ ૧૨૬ ॥ હે ભક્તજનોને કલ્પવૃક્ષરૂપ ! હે પ્રણામ કરનારાઓનું હિત કરનારા ! હે સુખના ધામરૂપ ! હે રામચંદ્રજી ! મારાપર દયા કરીને મને એ આપની ભક્તિ આપો." ॥ ૧૨૭ ॥

चौ०–एवमस्तु कहि रघुकुल नायक । बोले वचन परम सुखदायक ॥
सुन वायस तैं परम सयाना । काहि न मांगसि अस वरदाना ॥ १ ॥
सब सुखखानि भक्ति तैं मांगी । नहिं कोउ तोहिं समान बड़भागी ॥
जो मुनि कोटि यत्न नहिं लहहीं । करि जप योग अनल तनु दहहीं ॥ २ ॥
रीझेउ देखि तोरि चतुराई । मांगेउ भक्ति मोहिं अति भाई ॥
सुन विहंग प्रसाद अब मोरे । सब शुभ गुण बसिहैं उर तोरे ॥ ३ ॥
भक्ति ज्ञान विज्ञान विरागा । योग चरित्र रहस्य विभागा ॥
जानब तैं सबही कर भेदा । मम प्रसाद नहिं साधन खेदा ॥ ४ ॥

હે ગરુડજી ! મારાં વચનો સાંભળી, પરમ સુખ દેનારા રામચંદ્રજી, 'तथास्तु' એમ કહીને બોલ્યા કે, "હે વાયસ ! સાંભળ, તું પરમ વિચક્ષણ છે. તેથી એવું વરદાન કેમ ન માગી લે ! ॥ ૧ ॥ ભક્તિ, કે જે સર્વ સુખોની ખાણરૂપ છે, તેની જ તેં માગણી કરી, માટે તારા જેવો મહાભાગ્યશાળી બીજો કોઈ પણ નહીં. મુનિઓ, જપ તથા યોગે કરીને અગ્નિથી શરીરને બાળી નાખે છે તથા બીજા પણ કરોડો યત્નો કરે છે, તોપણ ભક્તિને મેળવી શકતા નથી. ॥ ૨ ॥ હે ભાઈ ! તેં મારી ઉત્તમ ભક્તિ માગી, એ તારી ચતુરાઈને જોઈને હું બહુ પ્રસન્ન થયો છું. હે પક્ષી ! સાંભળ, હવે મારી કૃપાથી તારા

હૃદયમાં સઘળા શુભ ગુણો નિવાસ કરશે. ॥ ૩ ॥ ભક્તિ, જ્ઞાન, વિજ્ઞાન, વૈરાગ્ય અને યોગપદ્ધતિ, એઓના જે જે વિભાગો છે, તેઓના સઘળા મર્મોને તું જાણી લઇશ. મારા પ્રસાદથી તને કોઇ પણ સાધનનું સંપાદન કરવાનો કલેશ રહેશે નહીં. ॥ ૪ ॥

दो०–माया संभव भर्म सब, अब नहिं व्यापहि तोहिं ॥
जानसि ब्रह्म अनादि अज, अगुण गुणाकर मोहिं ॥ १२८ ॥
मोहिं भक्ति प्रियसन्तत, असविचारि सुनि काग ॥
काय वचन मन मम चरण, करहु अचल अनुराग ॥ १२९ ॥

હવે માયાથી ઉત્પન્ન થયેલો કોઈ પણ ભ્રમ તારા ચિત્તમાં વ્યાપશે નહીં. કેમ કે તું મને જ અનાદિ, જન્માદિક વિકારોથી રહિત, નિર્ગુણ તથા સર્વ દ્વૈતના અધિષ્ઠાનરૂપ જાણે છે. ॥ ૧૨૮ ॥ હે કાક ! મને ભક્તિ સર્વદા પ્યારી છે. એમ વિચારીને કાયાથી, મનથી તથા વચનથી, મારા ચરણોમાં અવિચલ પ્રેમ કરજે. ॥ ૧૨૯ ॥

चौ०–अब सुन परम विमल मम बानी । सत्य सुगम निगमादि बखानी ॥
निज सिद्धांत सुनावौं तोहीं । सुनि मन धरि सब तजि भजु मोहीं ॥१॥
मम माया सम्भव संसारा । जीव चराचर विविध प्रकारा ॥
सब मम प्रिय सब मम उपजाये । सबते अधिक मनुज मोहिं भाये ॥ २ ॥
तेहिमें द्विज द्विजमें श्रुतिधारी । तिन मह निगम नीति अनुसारी ॥
तेहिते पुनि मोहिं प्रिय निजदासा । जेहि गति मोहिं न दूसरि आसा ॥ ३ ॥
तिनमह प्रिय विरक्त मुनि ज्ञानी । ज्ञानिहुते अति प्रिय विज्ञानी ॥
पुनि पुनि सत्य कहों तोहिं पाहीं । मोहिं सेवक सम प्रिय कोउ नाहीं ॥ ४ ॥
भक्तिहीन विरंचि किन होई । सब जीवन सम प्रिय मोहिं सोई ॥
भक्तिवन्त अति नीचौ प्राणी । मोहिं परमप्रिय यह मम वाणी ॥ ५ ॥

હવે મારો અતિ નિર્મલ અભિપ્રાય સાંભળ, કે જે સત્ય છે, સુગમ છે અને વેદ આદિ ગ્રન્થોએ પણ વખાણેલ છે. હું તને મારો સિદ્ધાંત સંભળાવું છું. એ સિદ્ધાંત સાંભળી, મનમાં ધરી, બીજું સઘળું છોડી દઇને મારૂં ભજન કરજે. ॥૧॥ મારી માયાથી ઉત્પન્ન થયેલા આ સંસારમાં અનેક પ્રકારના જે જે સ્થાવર જંગમ જીવો છે તેઓ સઘળા મારા અંશોરૂપ હોવાને લીધે મને પ્યારા છે. સઘળા જીવોમાં પણ મનુષ્યો મને અધિક પ્યારાં છે, ॥ ૨ ॥ મનુષ્યોમાં બ્રાહ્મણો વિશેષ પ્યારા છે, બ્રાહ્મણોમાં વેદપાઠી બ્રાહ્મણો વિશેષ પ્યારા છે, અને વેદપાઠી બ્રાહ્મણોમાં વેદોક્ત નીતિને અનુસરનારા બ્રાહ્મણો વિશેષ પ્યારા છે, અને તેવા બ્રાહ્મણોથી પણ મને મારા દાસ પ્યારા છે, કે જેઓને મારા સિવાય બીજા કોઈની આશા હોતી નથી અને હું જ શરણરૂપ હોઉં છું. ॥ ૩ ॥ દાસોમાં પણ જેઓ વિરક્ત, મુનિ અને જ્ઞાની હોય, તેઓ વિશેષ પ્યારા છે. અને તેવાઓમાં પણ જેઓ આત્મજ્ઞાની હોય તેઓ વિશેષ પ્યારા છે. હું તારી પાસે વારંવાર સત્ય કહું છું કે, આત્મજ્ઞાનીઓમાં પણ મારા સેવક જેવો બીજો કોઇ પણ મને પ્રિય નથી. ॥ ૪ ॥ જો

બ્રહ્મા પણ ભક્તિ વગરનો હોય તો તે મને સઘળા જીવો જેવો પ્યારો લાગે છે અને અતિ નીચ પ્રાણી પણ ભક્તિવાળો હોય, તો મને પરમ પ્રિય લાગે છે, એ મારી સત્ય વાણી છે. ॥ ૫ ॥

दो०–शुचि सुशील सेवक सुमति, कहु प्रिय काहि न लाग ॥
श्रुति पुराण कह नीति अस, सावधान सुन काग ॥ १३० ॥

પવિત્ર, સારા સ્વભાવવાળો અને સારી બુદ્ધિવાળો સેવક કોને પ્રિય ન લાગે ? કહે. હે કાક ! સાવધાન થઈને સાંભળ. શ્રુતિઓ તથા પુરાણો નીચે પ્રમાણે નીતિ કહે છે. ॥ ૧૩૦ ॥

चौ०–एक पिताके विपुल कुमारा । होइँ पृथक् गुण शील अचारा ॥
कोउ पंडित कोउ तापस ज्ञाता । कोउ धनवंत शूर कोउ दाता ॥ १ ॥
कोउ सर्वज्ञ धर्मरत कोई । सब पर पितहि प्रीति सम होई ॥
कोउ पितु भक्ति वचन मन कर्मा । स्वप्नेहु जान न दूसर धर्मा ॥ २ ॥
सो प्रिय सुत पितु प्राण समाना । यद्यपि सो सब भाँति अयाना ॥
ईहि विधि जीव चराचर जेते । त्रिजग देव नर असुर समेते ॥ ३ ॥
अखिल विश्व यह मम उपजाया । सब पर मोरि बराबर दाया ॥
तिन महँ जो परिहरि मद माया । भजहिं मोहिं मन वच अरु काया ॥ ४ ॥

"એક પિતાને જૂદા જૂદા ગુણોવાળા, જૂદા જૂદા સ્વભાવોવાળા અને જૂદા જૂદા આચારોવાળા ઘણા પુત્રો હોય છે. એઓમાં કોઈ પંડિત હોય છે, કોઈ તપસ્વી હોય છે, કોઈ જ્ઞાની હોય છે, કોઈ ધનવાન્ હોય છે, કોઈ શૂર હોય છે, કોઈ દાતા હોય છે, ॥૧॥ કોઈ સર્વજ્ઞ હોય છે અને કોઈ ધર્માત્મા પણ હોય છે. એ સર્વની ઉપર જો કે પિતાને સમાન પ્રીતિ હોય છે, તોપણ તેઓમાં જે પુત્ર,મનથી, વચનથી તથા ક્રિયાથી, પિતાની ભક્તિમાં જ તત્પર હોય,તે પુત્ર સ્વપ્નમાં પણ બીજા ધર્મને ન જાણતો હોય તો પણ॥૨॥ પિતાને પ્રાણ સમાન પ્યારો હોય છે. જેમ એ અતિ અજ્ઞ પુત્ર પણ કેવળ શુદ્ધભક્તિના પ્રભાવને લીધે જ પિતાને પ્રાણ સમાન પ્યારો લાગે છે, તેમ મારો આત મૂર્ખ ભક્ત પણ,કેવળ શુદ્ધ ભક્તિના પ્રભાવને લીધે જ મને અત્યંત પ્રિય લાગે છે. મારા ઉપજાવેલા આ સર્વ જગતમાં જે કોઈ દેવતાઓ, મનુષ્યો, અસુરો. ॥ ૩ ॥ તથા બીજા પણ સ્થાવર જંગમ શરીરોવાળા જીવો છે, તેઓની ઉપર મારી દયા સમાન છે, તોપણ તેઓમાં જે જીવ મદનો તથા કપટનો ત્યાગ કરી, મનથી, વચનથી તથા કાયાથી મને જ ભજતો હોય. ॥ ૪ ॥

दो०–पुरुष नपुंसक नारि नर, जीव चराचर कोइ ॥
सर्व भाव भज कपट तजि, मोहिं परम प्रिय सोई ॥ १३१ ॥

તે જીવ, ચાહે તો પુરુષ હોય, ચાહે તો સ્ત્રી હોય, ચાહે તો નપુંસક હોય, ચાહે તો માણસ જાતનો હોય, કે ચાહે તો ચરાચરમાંની બીજી કોઈ જાતનો હોય, તોપણ

કપટનો (કામનાનો) ત્યાગ કરી, સર્વાત્મભાવથી મને ભજવાને લીધે જ મને પરમ પ્રિય લાગે છે. ॥ ૧૩૧ ॥

सो०-सत्य कहों खग तोहिं, शुचि सेवक मम प्राणप्रिय ॥
अस विचारि भज मोहिं, पारहरि आश भरोंस सब ॥ ४ ॥

હે પક્ષી ! તને સાચું કહું છું કે, પવિત્ર સેવક મને પ્રાણથી પણ વિશેષ પ્યારો છે. આમ વિચારીને તું બીજા કોઇની પણ આશા કે કોઇનો પણ ભરોંસો નહીં રાખતાં કેવળ મારૂં જ ભજન કર. ॥ ૪ ॥

चौ०-कबहुँ काल नहिं व्यापै तोहीं । सुमिरासि भजसि निरंतर मोहीं ॥
प्रभु वचनामृत सुनि न अघाऊं । तनु पुलकित मन अति हर्षाऊं ॥ १ ॥
सो सुख जानै मन अरु काना । नहिं रसना प्रति जाइ बखाना ॥
प्रभु शोभा सुख जानैं नयना । कहि किमि शकैं तिन्है नहिं वयना ॥२॥
बहु विधि राम मोहिं सिख देई । लगे करन शिशु कौतुक तेई ॥
सजल नयन कछु मुख करि रूखा । चितय मातु लागी अति भूखा ॥ ३ ॥
देखि मातु आतुर उठि धाई । कहि मृदु वचन लिये उर लाई ॥
गोद राखि कराय पय पाना । रघुपति चरित ललित करि गाना ॥४॥

તું નિરંતર મારૂં જ સ્મરણ તથા ભજન કર્યા કરીશ એટલે તને કદી પણ કાળ (મૃત્યુ) પહોંચશે નહીં." હે ગરૂડજી ! આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળતાં હું તૃપ્ત જ ન થયો, શરીરમાં રોમાંચિત થઈ ગયો તથા મનમાં અત્યંત હર્ષ પામ્યો. ॥ ૧ ॥ મને એ સમયે જે સુખ થયું, તેને મારૂં મન જ જાણે છે અને કાન જ જાણે છે. એ સુખ જીભથી વખાણી શકાતું નથી પ્રભુની શોભાના સુખને મારાં નેત્રો જ જાણે છે, માટે તે સુખના વર્ણનને વાણી શી રીતે કહી શકે ? ॥ ૨ ॥ રામચન્દ્રજી મને એ પ્રમાણે ઘણી ઘણી શીખામણ દઈને પાછી એની એ બાલલીલા કરવા લાગ્યા. પ્રભુએ થોડી વાર પછી, ' અત્યંત ભૂખ લાગી છે ' એમ સૂચવવા માટે પોતાનાં નેત્રોમાં જળ લાવી મુખને કાંઇક રુક્ષ કરીને, માતાની સામે જોયું ॥ ૩ ॥ એટલે માતાએ એમને અત્યંત ભૂખ્યા થયેલા જાણી, તુરત ઉભાં થઈ, દોડી, કોમળ વચનો બોલી, છાતીમાં લગાવી, ખોળામાં લઇને સ્તનપાન કરાવ્યું અને સ્તનપાન કરાવતાં માતા તે બાલકાનાં સુંદર ચરિત્રો ગાવા લાગ્યાં. ॥ ૪ ॥

सो०-जेहिं सुख लागि पुरारि, अशुभ वेषकृत शिव सुखद ॥
अवधपुरी नर नारि, तेहि सुख महँ संतत मगन ॥ ५ ॥
सोई सुख लवलेश, जिन वारेक स्वप्नेंहुँ लहेउ ॥
ते नहिं गणहिं खगेश, ब्रह्म सुखहि सज्जन सुमति ॥ ६ ॥

હે ગરૂડજી ! સુખ આપનારા સદાશિવ પણ જે સુખ મેળવવાને માટે જોગી જંગમ વગેરેનો અશુભ વેષ ધરીને અયોધ્યામાં જતા હતા, તે સુખમાં અયોધ્યાનાં નર

નારીઓ હમ્મેશ નિમગ્ન રહેતાં હતાં, ॥૫॥ એ સુખનો લવલેશ જેને સ્વપ્નમાં પણ એકવાર મળ્યો હોય, તે સુમતિ સજ્જન બ્રહ્મ સુખને પણ કશા હિસાબમાં ગણે નહીં. ॥ ૬ ॥

चौ०–मैं पुनि अवध रहेउ कछु काला । देखेउ बालबिनोद रसाला ॥
रामप्रसाद भक्ति बर पायउँ । प्रभु पद बंदि निजाश्रम आयउँ ॥ १ ॥
तबते मोहिं न व्यापी माया । जबते रघुनायक अपनाया ॥
ये सब गुप्त चरित मैं गावा । हरि माया जिमि मोहिं नचावा ॥ २ ॥
निज अनुभव अब कहौं खगेशा । बिन हरि भजन न जाहिं कलेशा ॥
राम कृपा बिनु सुन खगराई । जानि न जाय राम प्रभुताई ॥ ३ ॥
जाने बिनु न होई परतीती । बिनु परतीत होई नहिं प्रीति ॥
प्रीति बिना नहिं भक्ति दृढ़ाई । जिमि खगेश जलकी चिकनाई ॥ ४ ॥

હું પણ રામચન્દ્રજીના પ્રસાદથી ભક્તિરુપ વરદાન પામી, થોડાક કાળસૂધી અયોધ્યામાં રહી; અતિ સુંદર બાલચરિત્રો જોઈ, પછી પ્રભુનાં ચરણાર્વિન્દોમાં પ્રણામ કરીને આ મારા આશ્રમમાં ચાલ્યો આવ્યો. ॥ ૧ ॥ જ્યારથી રામચન્દ્રજીએ મને પોતાનો કર્યો છે, ત્યારથી કોઇ સમયે પણ મને માયાથી વ્યામોહ થયો નથી. મને પ્રભુની માયાએ નચાવ્યો હતો, તે વિષયનું આ સઘળું ગુપ્ત ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું. ॥ ૨ ॥ હે પક્ષીઓના રાજા ! હું મારો પોતાનો અનુભવ કહી બતાવું છું કે હરિભજન વિના કદી પણ ક્લેશ મટતા નથી. રામચન્દ્રજીની કૃપા વિના રામચન્દ્રજીની પ્રભુતા જાણવામાં આવતી નથી. એ પ્રભુતા જાણ્યા વિના વિશ્વાસ પ્રાપ્ત થતો નથી, ॥ ૩ ॥ વિશ્વાસ પ્રાપ્ત થયા વિના પ્રીતિ પ્રાપ્ત થતી નથી અને પ્રીતિ પ્રાપ્ત થયા વિના ભક્તિની દૃઢતા થતી નથી, હે ગરૂડજી ! જ્યાંસૂધી પ્રીતિ પ્રાપ્ત ન થઈ હોય, ત્યાંસૂધી, જેમ જળનો હૃદ પોતાના સૂકાઈ જવાના સ્વભાવને લીધે લાંબા કાળ સૂધી દૃઢ રહેતો નથી, તેમ ભક્તિ પોતાના ન્યૂન થઈ જવારુપ સ્વભાવને લીધે દૃઢ રહેતી નથી. ॥ ૪ ॥

सो०–बिनु गुरु होई कि ज्ञान, ज्ञान कि होई बिराग बिनु ॥
गावहिं वेद पुराण, सुख कि लहहिं हरिभक्ति बिनु ॥ ७ ॥
कोउ विश्राम कि पाव, तात सहज संतोष बिनु ॥
चलैकि जल बिनु नाव, कोटि यत्न पचि पचि मरै ॥ ८ ॥

વેદો તથા પુરાણો કહે છે કે, જેમ કરોડો યત્નોમાં મચ્યા રહિને મરી જવા છતાં પણ, ગુરુ વિના જ્ઞાન મળે નહીં, વૈરાગ્ય વિના શાંતિ મળે નહીં, સહજ સંતોષ વિના વિશ્રામ મળે નહીં અને જળ વિના વહાણ ચાલે નહીં, તેમ હરિભક્તિ વિના સુખ મળે નહીં. ॥ ૭ ॥ ૮ ॥

चौ०–बिनु संतोष न काम नशाहीं । काम अछत सुख स्वप्नेहुँ नाहीं ॥
राम भजन बिनु मिटहिं न कामा । थल बिहीन तरु कबहु कि जामा ॥ १ ॥
बिनु विज्ञान कि समता आवै । कोउ अवकाश कि नभ बिनु पावै ॥

श्रद्धा विना धर्म नहिं होई । विनु महि गंध कि पावै कोई ॥ २ ॥
विनु तप तेज कि करु विस्तारा । जल विनु रस कि होई संसारा ॥
शीलकि मिलु विनु बुध सेवकाई । जिमि विनु तेज न रूप गुसाई ॥ ३ ॥
निज सुख विनु मन होइ कि थीरा । परसि कि होइ विहीन समीरा ॥
कवनिऊ सिद्ध कि विनु विश्वासा । विनु हरि भजन न भव भय नासा ॥४॥

સંતોષ વિના વાસના નષ્ટ થાય નહીં અને જ્યાંસુધી વાસના હોય, ત્યાંસુધી સ્વપ્નમાં પણ સુખ મળે નહીં. વાસ્તવિક તો એમ છે કે હૃદય રામચન્દ્રજીની ભક્તિથી યુક્ત ન થાય ત્યાંસૂધી વાસના મટે નહીં. કોઇ સમયે પણ પૃથ્વી વિના ઝાડ જામે કે ? ॥ ૧ ॥ જેમ આકાશ વિના અવકાશ મળે જ નહીં, તેમ વિજ્ઞાન વિના સમતા આવે જ નહીં. જેમ ગંધના અભાવથી પૃથ્વીનો અભાવ જ હોય છે, તેમ શ્રદ્ધાના અભાવથી ધર્મનો અભાવ જ હોય છે. ॥ ૨ ॥ જેમ સંસારમાં તપ વિના તેજની પ્રાપ્તિ થતી નથી, જળ વિના ધાન્યાદિકની પ્રાપ્તિ થતી નથી અને તેજ વિના રુપની પ્રાપ્તિ નથી, તેમ મહાત્માઓની સેવા વિના સુશીલની પ્રાપ્તિ થતી નથી, અને જેમ પવન વિના સ્પર્શ હોતો નથી, ॥ ૩ ॥ તેમ આત્મસુખ વિના મનની સ્થિરતા થતી નથી. જેમ વિશ્વાસ વિના સિદ્ધિ મળતી નથી, તેમ હરિભજન વિના જન્મમરણનો અભાવ ( મોક્ષ ) મળતો નથી. ॥ ૪ ॥

दो०—विन विश्वास भक्ति नहिं, तेहि विन द्रवहिं न राम ॥
राम कृपा विन स्वप्नेहुँ, मन कि लहै विश्राम ॥ १३२ ॥

વાસ્તવિક તો એમ છે કે, વિશ્વાસ વિના ભક્તિ મળતી નથી, ભક્તિ વિના રામચન્દ્રજીની કૃપા મળતી નથી અને રામચન્દ્રની કૃપા વિના મન, સ્વપ્નમાં પણ વિશ્રામ પામતું નથી. ॥ ૧૩૨ ॥

सो०—अस विचारि मति धीर, तजि कुतर्क संशय सकल ॥
भजहु राम रघुवीर, करुणाकर सुन्दर सुखद ॥ ९ ॥

હે ધીર બુદ્ધિવાળા [1]સુજનો ! આ પ્રમાણે વિચાર કરી, સઘળા કુતર્કોને તથા સંશયોને છોડી દઈ, કરૂણાના નિધાનરુપ, સુંદર અને સુખ દેનારા રામચન્દ્રજીનું ભજન કરો. ॥ ૯ ॥

चौ०—निज मति सरिस नाथ मैं गाई । प्रभु प्रताप महिमा खगराई ॥
कहेउँ न कछु करि युक्ति विशेषी । यह सब मैं निज नयनन देखी ॥ १ ॥
महिमा नाम रूप गुण गाथा । सकल अमित अनंत रघुनाथा ॥
निज निज मति मुनि हरि गुण गावहिं। निगम शेष शिव पार न पावहिं ॥ २ ॥

---

૧. કાકભુશુંડજી ગરૂડજીની સામે વાત કરતાં એકદમ ભજનના આનંદનો ઉભરો આવવાથી સર્વને ઉપદેશ કરે છે.

तुम्हें आदि खग मशक पर्यंता । नभ उडाहिं नहिं पावहिं अंता ॥
इमि रघुपति महिमा अवगाहा । तात कबहुं कोउ पाव कि थाहा ॥ ३ ॥
राम काम शत कोटि सुभग तन । दुर्गा कोटि अमित अरि मर्दन ॥
शक्र कोटि शत सरिस विलासा । नभ शत कोटि अमित अवकासा ॥४॥

હે સ્વામી ગરૂડજી ! મેં મારી બુદ્ધિ પ્રમાણે પ્રભુના પ્રતાપનો આ મહિમા કહી સંભળાવ્યો. આમાં મેં કશી પણ મારી કલ્પનાથી યુક્તિ ઉમેરી નથી. આ સઘળું મેં મારી નજરે જોયું હતું. ॥ ૧ ॥ રામચન્દ્રજીનાં મહિમા, નામો, રુપો, ગુણો તથા કથાઓ, એ સર્વે અપરિમિત છે તથા અનંત છે. મુનિઓ, પોતપોતાની મતિ પ્રમાણે રામચન્દ્રજીના ગુણોને ગાય છે. એ ગુણોનો પાર તો વેદને, શેષનાગને કે સરસ્વતીને પણ મળે એમ નથી. ॥ ૨ ॥ હે ગરૂડજી ! જેમ તમારાથી માંડીને મચ્છર પર્યંત સઘળાં પક્ષીઓ આકાશમાં ઉડે છે, પરંતુ તેઓમાંથી કોઈ પણ આકાશના અંતને પામી શકેલ નથી, તેમ મુનિઓ વગેરે સઘળા મહાત્માઓ, રામચન્દ્રજીનાં મહિમાનું વર્ણન કરે છે, પરંતુ તેઓમાંથી કોઈ પણ કદી એ અગાધ મહિમાના પારને પામી શકયા નથી. ॥ ૩ ॥ રામચન્દ્રજીનું શરીર સૌંદર્યે સો કરોડ કામદેવોના જેવું છે, શત્રુઓનો વિનાશ કરવાની શક્તિ સો કરોડ દુર્ગાઓના જેવી અપરિમિત છે, વિલાસો સો કરોડ ઇન્દ્રોના જેવા છે અને અનંતપણું સો કરોડ આકાશોના જેવું છે, માટે તેમના મહિમાના અંતને કોણ પામી શકે ? ॥ ૪ ॥

दो०—मरुत कोटि शत विपुल बल, रवि शत कोटि प्रकाश ॥
शशि शतकोटि सुशीतल, शमन सकल भव त्रास ॥ १३३ ॥
काल कोटि शत सरिस अति, दुस्तर दुर्ग दुरन्त ॥
धूमकेतु शत कोटि सम, दुराधर्ष भगवन्त ॥ १३४ ॥

સંસાર સંબંધી સઘળા ત્રાસોનું શમન કરનારા ભગવાન્ રામચન્દ્રજીનું બળ સો કરોડ પવનોના જેવું છે, પ્રકાશ સો કરોડ સૂર્યોના જેવો છે, શીતલતા સો કરોડ ચંદ્રોના જેવી છે, ॥ ૧૩૩ ॥ અતિ દુસ્તરપણું, અતિ વિષયપણું તથા અતિ દુરંતપણું સો કરોડ કાળોના જેવું છે અને દુરાધર્ષપણું ( પરાભવ કરવાને અશકયપણું ) સો કરોડ અગ્નિઓના જેવું છે, માટે તેમના મહિમાના અંતને કોણ પામી શકે ? ॥ ૧૩૪ ॥

चौ०—प्रभु अगाध शत कोटि पताला । शमन कोटि शत सरिस कराला ॥
तीरथ अमित कोटि शत पावन । नाम अखिल अघपुंज नशावन ॥ १ ॥
हिम गिरि कोटि अचल रघुबीरा । सिंधु कोटि शत सरिस गँभीरा ॥
कामधेनु शत कोटि समाना । सकल कामदायक भगवाना ॥ २ ॥
शारद कोटि अमित चतुराई । विधि शत कोटि सृष्टि निपुणाई ॥
विष्णु कोटि शत पालनकर्ता । रुद्र कोटि शत सम संहर्ता ॥ ३ ॥
धनद कोटि शत सम धनवाना । माया कोटि प्रपंच निधाना ॥
भार धरण शत कोटि अहीशा । निरवधि निरुपम प्रभु जगदीशा ॥ ४ ॥

નામ માત્રથી સઘળાં પાપોનાં પુંજને નષ્ટ કરનારા, આદિ અન્ત વગરના, ઉપમા વગરના અને જગતના ઈશ્વર મહા સમર્થ રામચન્દ્રજીની અગાધતા સો કરોડ પાતાળોના જેવી છે, ભયંકરતા સો કરોડ યમ રાજાઓના જેવી છે, પવિત્રતા, સો કરોડ તીર્થોના જેવી છે, ॥ ૧ ॥ અચળતા, સો કરોડ હિમાલયોના જેવી છે, ગંભીરતા સો કરોડ સમુદ્રોના જેવી છે, સઘળી કામનાઓને પૂર્ણ કરવાની શક્તિ સો કરોડ કામધેનુઓના જેવી છે, ॥ ૨ ॥ ચાતુરી સો કરોડ શારદાઓના જેવી છે, સૃષ્ટિ કરવામાં પ્રવીણતા સો કરોડ બ્રહ્માઓના જેવી છે, પાલન કરવાની શક્તિ સો કરોડ વિષ્ણુઓના જેવી છે, સંહાર કરવાની શક્તિ સો કરોડ રુદ્રોના જેવી છે, ॥ ૩ ॥ ધનાઢયતા સો કરોડ કુબેરોના જેવી છે, પ્રપંચમૂળતા સો કરોડ માયાઓના જેવી છે અને ભાર ધરવાની શક્તિ સો કરોડ શેષનાગોના જેવી છે, માટે તેમના મહિમાના અંતને કોણ પામી શકે ? ॥ ૪ ॥

छं०—निरुपम न उपमा आन राम समान राम निगम कहै ॥
जिमि कोटि शत खद्योत रवि सम कहत अति लघुता लहै ॥
ईहि भांति निज निज मति विलास मुनीश हरिहिं बखानहीं ॥
प्रभु भाव गाहक अति कृपालु सप्रेम सुनि सुख मानहीं ॥ २१ ॥

રામચંદ્રજી નિરુપમ ( ઉપમાઓથી રહિત ) જ છે. વેદ પણ કહે છે કે, રામચંદ્રજીના જેવો બીજો કોઈ પણ ઉપમાન પદાર્થ નહીં હોવાથી રામચંદ્રજીને રામચંદ્રજી જ ઉપમા લાગુ પડે એમ છે. જેમ કોઈ પણ માણસ સૂર્યને સેકડો કરોડ પતંગીઆઓના સમુદાયની ઉપમા આપે, તોપણ તેથી તે માણસની જ લઘુતા ( હલકાઇ ) પ્રકટ થાય છે, તેમ કોઈ કવિ રામચંદ્રજીને બીજા ગમે તેવા શ્રેષ્ઠની ઉપમા આપે, તોપણ તેથી તે કવિની જ લઘુતા પ્રકટ થાય એમ છે. રામચન્દ્રજી, અનંત મહિમાવાળા હોવાને લીધે તેમના મહિમાના અંતને નહીં પામી શકતા મુનિઓ પોતપોતાની બુદ્ધિના વિલાસ પ્રમાણે રામચંદ્રજીનું જે વર્ણન કરે છે, તે વર્ણન જો કે, રામચંદ્રજીના મહિમાને છાજતું હોતું નથી, તોપણ ભાવના ગ્રાહક અતિ કૃપાળુ પ્રભુ રામચંદ્રજી, એ મુનિઓનાં સપ્રેમ વચનો સાંભળીને પ્રસન્ન થાય છે. ॥ ૨૧ ॥

दो०—राम अमित गुणसागर, थाह कि पावै कोई ॥
संतन सन जस कछु सुनेउ, तुमहिं सुनायउ सोई ॥ १३५ ॥

રામચંદ્રજી અપરિમિત ગુણોના સમુદ્રરૂપ હોવાથી, કોઈ પણ તેમના ગુણોના અંતને પામી શકે એમ નથી, ત્યારે હું તો કેમ જ પામી શકું ? તોપણ મેં સંતજનોના કહેવાથી રામચન્દ્રજીના મહિમા વિષે જેવું કાંઈ સાંભળ્યું છે, તેવું તેમને કહી સંભળાવું છું. ॥ ૧૩૫ ॥

सो०—भाववश्य भगवान, सुखनिधान करुणाभवन ॥
तज ममता मद मान, भजिय सदा सीतारमण ॥ १० ॥

સુખના ભંડારરૂપ અને કરુણાના ઘરરૂપ ભગવાન્ સીતાપતિ રામચંદ્રજી ભાવને જ વશ છે, એટલા માટે મમતાને, મદને તથા માનને છોડી દઇને એમનું જ ભજન કરવું યોગ્ય છે. ॥ ૧૦ ॥

चौ०–मुनि भुशंडके वचन सुहाये। हर्षित खगपति पंख फुलाये॥
नयन नीर मन अति हर्षाना। श्रीरघुपति प्रताप उर आना॥ १॥
पाछिल मोह समुझि पछताना। ब्रह्म अनादि मनुज करि जाना॥
पुनि पुनि काग चरण शिर नावा। जानि राम सम प्रेम बढावा॥ २॥
गुरु बिनु भवनिधि तरै न कोई। जो बिरंचि शंकर सम होई॥
संशय सर्प ग्रसेउ मोहिं ताता। दुख-दल-हरि कुतर्क बहु बाता॥ ३॥
तव स्वरूप गारुड़ि रघुनायक। मोहिं जियायहु जन सुखदायक॥
तव प्रसाद मम मोह नशाना। राम रहस्य अनूपम जाना॥ ४॥

એ પ્રમાણે કાકભુશુંડજીનાં સુંદર વચનો સાંભળીને રાજી થયેલા ગરુડજીએ હર્ષથી પોતાની પાંખો ફુલાવી શ્રીરામચંદ્રજીનો પ્રભાવ હૃદયમાં આવવાથી મનમાં અત્યંત હર્ષ ઉત્પન્ન થવાને લીધે, તેમનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં. ॥ ૧ ॥ 'અનાદિ પરબ્રહ્મરૂપ રામચંદ્રજીને પોતે મનુષ્ય કરી જાણ્યા હતા,' એ પાછલા મોહનું સ્મરણ આવવાથી ગરુડજીને પસ્તાવો પણ થયો. પછી કાકભુશુંડજીનાં ચરણોમાં વારંવાર માથું નમાવી, કાકભુશુંડજીને રામચંદ્રજીરૂપ જ જાણી, પ્રેમને અત્યંત વધારીને ગરુડજી બોલ્યા કે, ॥૨॥ "કોઈ પુરુષ બ્રહ્મા જેવો તથા સદાશિવ જેવો હોય, તોપણ ગુરુ વિના સંસારરૂપી સમુદ્રને તરે નહીં એ સિદ્ધાંત છે. હે તાત! હું સર્પોને ગળી જનાર છતાં પણ સંશયરૂપી મોટો સર્પ મને ગળી ગયો હતો, તેથી એનાં ઝેરની દુ:ખદાયી લહરીઓ આવવાને લીધે હું કુતર્કરૂપી ડોલ ખાધા કરતો હતો. ॥ ૩ ॥ પણ આપ કે જે ભક્તજનોને સુખ આપનારા સાક્ષાત્ રામચંદ્રજી જ છો, તેરૂપી ગારુડીએ મને બચાવી લીધો છે. આપની કૃપાથી મારો મોહ નષ્ટ થઈ ગયો અને રામચંદ્રજીનું અનુપમ રહસ્ય મારા જાણવામાં આવ્યું. ॥ ૪ ॥

दो०–ताहि प्रशंसेउ विविध विधि, शीश नाई कर जोरि॥
वचन सप्रेम विनित मृदु, बोलेउ गरुड बहोरि॥ १३६॥
प्रभु अपने अविवेक ते, पूछो स्वामी तोहिं॥
कृपासिंधु सादर कहहु, जानि दास निज मोहिं॥ १३७॥

એ પ્રમાણે ગરુડજી કાકભુશુંડજીની ઘણી ઘણી પ્રશંસા કરી, માથું નમાવી, હાથ જોડી, વળી પણ પ્રેમથી તથા નમ્રતાથી ભરેલાં કોમલ વચનો બોલ્યા કે, ॥ ૧૩૬ ॥ "હે સ્વામી! હે કૃપાસિન્ધુ! હજી પણ મારા અવિવેકને લીધે જ આપને કાંઈક પૂછું છું, તોપણ આપ મને પોતાનો દાસ જાણીને પ્રેમપૂર્વક તેનો ઉત્તર આપો. ॥ ૧૩૭ ॥

चौ०–तुम सर्वज्ञ तज्ञ तम पारा। सुमति सुशील सरल आचारा॥
ज्ञान विरती विज्ञान निवासा। रघुनायकके प्रिय तुम दासा॥ १॥
कारण कवन देह यह पाई। तात सकल मोहिं कहहु बुझाई॥
रामचरित सर सुन्दर स्वामी। पायहु कहाँ कहहु नभगामी॥ २॥

नाथ सुना मैं अस शिव पाहीं । महा प्रलयहु नाश तव नाहीं ॥
मृषा वचन ईश्वर नहिं कहहीं । सो मोरे मन संशय अहहीं ॥ ३ ॥
अग जग जीव नाग नर देवा । नाथ सकल जग काल कलेवा ॥
अंडकटाह अमित लय कारी । काल सदा दुरंत क्रम भारी ॥ ४ ॥

હે તાત ! આપ કે જે સર્વજ્ઞ, આત્મવેત્તા, અજ્ઞાનના પારને પામેલા, ઉત્તમ બુદ્ધિવાળા, સુશીલ, સરલ પદ્ધતિવાળા, જ્ઞાનના, વૈરાગ્યના તથા અપરોક્ષ જ્ઞાનના નિવાસરુપ અને રામચન્દ્રજીના પ્રિય દાસ છો, ॥ ૧ ॥ તેમને કયા કારણથી આ કાગડાનું શરીર પ્રાપ્ત થયું છે ! એ મને સમજાવીને કહો. હે સ્વામી ! હે પક્ષીઓમાં ઉત્તમ ! આપને આ રામચરિત્ર માનસ કયાંથી મળ્યું ? એ પણ મને સમજાવીને કહો. ॥ ૨ ॥ હે નાથ ! આપનો પ્રલય કાલમાં પણ નાશ થતો નથી, એમ મેં સદાશિવની પાસેથી સાંભળ્યું છે અને તે સદાશિવ કદી પણ મિથ્યા બોલે નહીં, એમ જાણું છું, તેથી મારા મનમાં બીજા પણ સંશય છે, તે કહું છું. ॥ ૩ ॥ હે નાથ ! આ સ્થાવર, જંગમ, નાગ, નર તથા દેવતાઓ, એઓ સહિત સઘળું જગત્ જેના કોળીઆરુપ છે એવો અપરિમિત બ્રહ્માંડોનો પ્રલય કરનારો, સર્વદા ભારે દુરંત ગતિવાળો, ॥ ૪ ॥

सो०–तुमहिं न व्यापै काल, अति कराल कारण कवन ॥
सो मोहिं कहहु कृपाल, ज्ञान प्रभाव कि योगबल ॥ ११ ॥

અને અતિ વિકરાલ કાળ, આપને પહોંચી શકતો નથી, તેનું કારણ શું છે ? હે કૃપાળુ ! જેથી કાળ પહોંચી શકે નહીં એવો આપમાં કોઈ જ્ઞાનનો પ્રભાવ છે ? કે એવું કોઈ યોગનું બલ છે ? તે કહો. ॥ ૧૧ ॥

दो०–प्रभु तव आश्रम आयऊँ, मोर मोह भ्रम भाग ॥
कारण कवन सो नाथ अब, कहहु सहित अनुराग ॥ १३८ ॥

હે પ્રભુ ! હું આપના આશ્રમમાં આવતાં જ મારો મોહરુપી ભ્રમ ભાંગી ગયો હતો તેનું કારણ શું છે ? તે પણ મને પ્રીતિપૂર્વક કહો." ॥ ૧૩૮ ॥

चौ०–गरुड गिरा सुनि हर्षेउ कागा । बोलेउ उमा सहित अनुरागा ॥
धन्य धन्य तव मति उरगारी । प्रश्न तुम्हारि मोहिं अति प्यारी ॥ १ ॥
सुनि तव प्रश्न सप्रेम सुहाई । बहुत जन्मकी सुधि मोहिं आई ॥
सब निज कथा कहौं मैं गाई । तात सुनहु सादर मन लाई ॥ २ ॥
जप तप मख संयम व्रत दाना । विरति विवेक योग विज्ञाना ॥
सब कर फल रघुपति पद प्रेमा । तेहि बिनु कोउ न पावै क्षेमा ॥ ३ ॥
इहि तनु राम भक्ति मैं पाई । ताते मोहिं ममता अधिकाई ॥
जेहिते कछु निज स्वारथ होई । तेहि पर ममता कर सब कोई ॥ ४ ॥

હે પાર્વતી ! એ પ્રમાણે ગરૂડજીનાં વચનો સાંભળી, કાકભુશુંડજી રાજી થઈને પ્રીતિપૂર્વક બોલ્યા કે, હે સર્પોના શત્રુ ! હે તાત ! તમારી બુદ્ધિને ધન્યવાદ આપું છું. તમારાં પ્રશ્નો મને બહુ જ પ્રિય લાગે છે. ॥ ૧ ॥ તમારાં પ્રેમ ભરેલાં સુંદર પ્રશ્નો સાંભ-

ળવાથી મને મારા ઘણા ઘણા પૂર્વજન્મોનું સ્મરણ આવ્યું છે. હું મારો સઘળો ઇતિહાસ તમને કહી સંભળાવું છું, તે, એકાગ્ર ચિત્તથી આદરપૂર્વક સાંભળો. ॥ ૨ ॥ જપ, તપ, યજ્ઞો, સંયમો, વ્રતો, દાનો, વૈરાગ્ય, વિવેક, યોગ અને વિજ્ઞાન, એ સર્વનું, રામચન્દ્રજીના ચરણોમાં પ્રીતિ થાય એ જ ફલ છે. રામચન્દ્રજીના ચરણોમાં પ્રેમ વિના કોઇને વિશ્રામની પ્રાપ્તિ થાય જ નહીં. ॥ ૩ ॥ આ કાગડાના શરીરમાં મને રામચન્દ્રજીની ભક્તિ મળી છે. તેથી આ શરીર ઉપર મને વધારે મમતા છે. કેમ કે, જેથી પોતાનો કાંઇ સ્વાર્થ સર્યો હોય તે ઉપર સર્વ કોઇ મમતા કરે. ॥ ૪ ॥

सो०—पन्नगारि अस नीति, श्रुति संमत सज्जन कहहिं ॥
अति नीचहु सन प्रीति, करिय जानि निज परम हित ॥ १२ ॥
पाट कीट ते होय, ताते पाटंबर रुचिर ॥
कृमि पाले सब कोय, परम अपावन प्राण सम ॥ १३ ॥

એવી નીતિ છે, એમ શ્રુતિઓમાં કહ્યું છે અને સજ્જનો પણ કહે છે, જે અત્યંત નીચ હોય, તે પણ જો પોતાનું પરમ હિત કરનારો જાણવામાં આવે, તો તેના ઉપર પ્રીતિ કરવી, એ અનુચિત નથી. ॥ ૧૨ ॥ જુવો કે, જે કીડાઓમાંથી ઉત્તમ પટવસ્ત્રોના કારણરુપ રેશમ ઉત્પન્ન થાય છે, તે કીડાઓ જો કે અત્યંત અપવિત્ર છે, તોપણ સર્વ કોઇ લોકો, તેઓને પોતાનાં પ્રાણોની પેઠે પાળે છે. ॥ ૧૩ ॥

चौ०—स्वारथ साँच जीव कहँ येहा । मन क्रम वचन राम पद नेहा ॥
सोइ पावन सोइ सुभग शरीरा । जो तनु पाइ भजिय रघुबीरा ॥ १ ॥
राम विमुख लहि विधि सम देही । कवि कोविद न प्रशंसहिं तेही ॥
राम भक्ति यहि तनु महँ जामी । ताते मोहिं परम प्रिय स्वामी ॥ २ ॥
तजों न तनु निज इच्छा मरणा । तनु विनु वेद भजन नहिं वरणा ॥
प्रथम मोह मोहिं बहुत बिगोवा । राम विमुख सुख कबहुँ न सोवा ॥ ३ ॥
नाना जन्म कर्म्म पुनि नाना । किये योग जप तप मख दाना ॥
कवन योनि जन्मेहुँ जहँ नाहीं । मैं खगेश भ्रमि भ्रमि जग माहीं ॥ ४ ॥
देखेउँ सबकर कर्म्म गुसांई । सुखी न भयउँ अबहिंकी नांई ॥
सुधि मोहिं नाथ जन्म बहु केरी । शिवप्रसाद मति मोह न घेरी ॥ ५ ॥

મનથી, કર્મથી તથા વચનથી રામચંદ્રજીના ચરણોમાં પ્રેમ થાય એ જ જીવનો સાચો સ્વાર્થ છે, જે શરીર પામીને રામચંદ્રજીનું ભજન થાય, તે જ શરીર પવિત્ર છે અને સુંદર છે, એમ માનવું યોગ્ય છે. ॥ ૧ ॥ જેમાં રામચંદ્રજીથી વિમુખતા રહે એવું શરીર વિધાતા ( બ્રહ્મા ) ના શરીર જેવું ઉત્તમ હોય તોપણ વિદ્વાનો તથા જ્ઞાનીઓ તે શરીરને વખાણતા નથી. હે સ્વામી ગરુડજી ! મને આ શરીરમાં રામચંદ્રજીની ભક્તિ જામી છે, તેથી આ શરીર મને બહુ પ્યારૂં છે. ॥ ૨ ॥ જો કે, હું સ્વચ્છંદ મૃત્યુપણાની સિદ્ધિવાળો છું, તોપણ ઉપર કહેલાં કારણને લીધે અને ભજન કરવાને માટે આ શરીરને

છોડતો નથી. શરીર વિના ભજન અને જ નહીં એમ વેદમાં કહ્યું છે. પ્રથમ હું રામથી વિમુખ હતો તેથી મને મોહે એવો દુઃખી કર્યો હતો કે, હું કયાંય પણ સુખે સુઇ શકયો ન હતો. ॥૩॥ મેં અનેક જન્મો ધર્યા હતા, અનેક કર્મો કર્યાં હતાં અને યોગ, જપ, તપ તથા દાન પણ અનેક કર્યાં હતાં. હે પક્ષીઓના રાજા ! જગતમાં એવી એકે યોની નથી, કે જેમાં હું વારંવાર ભમતો ભમતો જન્મ્યો ન હતો. ॥ ૪ ॥ હે સ્વામી ! મેં સઘળાં કર્મો કરી જોયાં છે, પરંતુ જેવો હું હમણાં સુખી છું,તેવો કદી સુખી થયો ન હતો. સદાશિવની કૃપાથી મારી બુદ્ધિ મોહથી ઘેરાયેલી નથી,તેની મને ઘણા ઘણા જન્મોનું સ્મરણ છે.॥૫॥

दो०—प्रथम जन्मके चरित अब, कहौं सुनहु विहगेश ॥
सुनि प्रभु पद रति ऊपजे, जाते मिटै कलेश ॥ १३९ ॥

હવે હું મારા પહેલા જન્મનું ચરિત્ર કહું છું, તે સાંભળો, કે જે સાંભળવાથી પ્રભુના ચરણોમાં વિશેષ પ્રીતિ થશે અને કલેશો મટી જશે. ॥ ૧૩૯ ॥

दो०—पूर्व कल्पमें एक प्रभु, कलियुग मल कर मूल ॥
नर अरु नारि अधर्म रत, सकल निगम प्रतिकूल ॥ १४० ॥

પૂર્વ કલ્પમાં સઘળાં પાપોના મૂળરૂપ એક કલિયુગમાં મારો જન્મ થયો હતો. કલિયુગમાં સઘળાં નર નારીઓ, અધર્મમાં રુચિવાળાં થઇ ગયાં હતાં અને વેદથી વિરુદ્ધ રીતે વર્ત્તતાં હતાં. ॥ ૧૪૦ ॥

चौ०—तिहि कलियुग कोशलपुर जाई । जन्मत भयउँ शूद्र तनु पाई ॥
शिव सेवक मन क्रम अरु वानी । आन देव निन्दक अभिमानी ॥ १ ॥
धन मद मत्त परम वाचाला । उग्र बुद्धि उर दंभ विशाला ॥
यदपि रहेउँ रघुपति रजधानी । तदपि नहीं महिमा कछु जानी ॥ २ ॥
अब जाना मैं अवध प्रभावा । निगमागम पुराण अस गावा ॥
कवनेहु जन्म अवध वस जोई । राम परायण सो परि होई ॥ ३ ॥
अवध प्रभाव जान तब प्राणी । जब उर बसहिं राम धनु पाणी ॥
सो कलिकाल कठिन उरगारी । पाप परायण सब नर नारी ॥ ४ ॥

એ કલિયુગમાં હું અયોધ્યા પુરીમાં શૂદ્રની યોનિમાં અવતર્યો હતો, મનથી કર્મથી તથા વાણીથી સદાશિવનો ભક્ત હતો, બીજા દેવતાઓની નિન્દા કરતો હતો, ॥૧॥ અભિમાની હતો, ધનના મદથી મત્ત હતો, બહુ બોલનારો હતો, ઉગ્ર બુદ્ધિવાળો હતો અને હૃદયમાં મોટા દંભ ( ઢોંગ ) વાળો હતો. જો કે હું રામચંદ્રજીની રાજધાનીમાં રહેતો હતો, તોપણ મેં તે રાજધાનીનો મહિમા કશો જાણ્યો ન હતો. ॥ ૨ ॥ આ જન્મમાં અયોધ્યા પુરીનો મહિમા જાણ્યો છે, કે કોઈ પણ જન્મમાં જેનો અયોધ્યા પુરીમાં નિવાસ થયો હોય, તે માણસ પરિણામે રામભક્ત થાય છે. વેદોમાં, શાસ્ત્રોમાં, તથા પુરાણોમાં પણ એ પ્રમાણે જ કહ્યું છે. ॥ ૩ ॥ પ્રાણી ત્યારે અયોધ્યાના મહિમાને જાણે છે, કે જ્યારે ધનુષને ધરનારા રામચંદ્રજી હૃદયમાં વસે છે. હે સર્પોના શત્રુ ! કઠણ કલિકાલ આવવાથી સર્વ સ્ત્રીપુરુષો પાપો કરવામાં તત્પર થઈ ગયાં હતાં. ॥ ૪ ॥

दो०—कलिमल ग्रसेउ धर्म सब गुप्त भये सदग्रन्थ ॥
दंभिन निज मत कल्पि कर, प्रगट कीह्न बहु पंथ ॥ १४१ ॥
भयउ लोक सब मोहवश, लोभ ग्रसेउ शुभ कर्म ॥
सुनु हरियान ज्ञाननिधि, कहौं कछुक कलि धर्म ॥ १४२ ॥

કલિયુગનાં પાપો સઘળા ધર્મોને ગળી ગયાં હતાં, સારા ગ્રંથો ગુપ્ત થઈ ગયા હતા. ઢોંગી લોકો પોતપોતાના મતો કલ્પીને અનેક નવા નવા પંથો કહાડતા હતા, ॥ ૧૪૧ ॥ તથા સઘળા લોકો મોહને વશ થઈ ગયા હતા અને લોભ સઘળાં સત્કર્મોને ગળી ગયો હતો. હે ભગવાનના વાહનરૂપ! હે જ્ઞાનના ભંડારરૂપ ગરુડજી! હવે પ્રસંગ આવવાને લીધે થોડાક કલિયુગના ધર્મો કહું છું, તે સાંભળો. ॥ ૧૪૨ ॥

चौ०—वर्ण धर्म्म नहिं आश्रम चारी । श्रुति विरोध रत सब नर नारी ॥
द्विज श्रुति वंचक भूप प्रजासन । कोउ नहिं मानु निगम अनुशासन ॥१॥
मारग सोइ जाकहँ जोइ भावा । पंडित सोइ जोइ गाल बजावा ॥
मिथ्या रंभ दंभ रत जोई । ताकहँ संत कहै सब कोई ॥ २ ॥
सोई सयान जो परधन हारी । जो करु दंभ सो बड आचारी ॥
जो कह झूठ मसखरी जाना । कलियुग सोई गुणवंत बखाना ॥ ३ ॥
निराचार जो श्रुति पथ त्यागी । कलियुग सोई ज्ञानी वैरागी ॥
जाके नख अरु जटा विशाला । सोई तापस प्रसिद्ध कलिकाला ॥ ४ ॥

કલિયુગમાં ચાર વર્ણોનો કે આશ્રમોનો ધર્મ રહેતો નથી, સઘળાં નર નારીઓ વેદવિરુદ્ધ આચરણોમાં રુચિ ધરાવે છે, બ્રાહ્મણો વેદને ઠગે છે, રાજાઓ પ્રજાનું ભક્ષણ કરનારા થાય છે; વેદની આજ્ઞાને કોઈ પણ માનતું નથી, ॥ ૧ ॥ લોકો જેને જે રુચે, તે માર્ગ પકડી લે છે, જે અત્યંત ચાપલ્યથી બોલતો હોય, તે પંડિત ગણાય છે, જે માણસ ખોટાં કામોમાં તથા દંભમાં તત્પર હોય, તેને સર્વ લોકો સંત કહે છે, ॥ ૨ ॥ જે પરધનનું હરણ કરી જાણે, તે ચતુર ગણાય છે, જે દંભ કરે, તે મોટો આચારી ગણાય છે, જે ખોટું બોલી જાણતો હોય તથા મશ્કરી કરી જાણતો હોય, તે ગુણવાન્ કહેવાય છે. ॥૩॥ જે આચાર રહિત હોય તથા વેદમાર્ગને છોડી દેનારો હોય, તે જ્ઞાની તથા વૈરાગ્યવાળો કહેવાય છે અને જેણે નખોને તથા જટાને વધાર્યાં હોય, તે તપસ્વી કહેવાય છે. ॥ ૪ ॥

दो०—अशुभ वेष भूषण धरैं, भक्ष्याभक्ष्य जे खाहिं ॥
ते योगी ते सिद्ध जन, पूजित कलियुग माहिं ॥ १४३ ॥

જે માણસ અશુભ વેષને તથા ખોપરી વગેરે અશુભ ભૂષણોને ધારણ કરે અને ખાવામાં ભક્ષ્યનો કે અભક્ષ્યનો કશો વિચાર રાખે નહીં. તે માણસ કલિયુગમાં યોગી તથા સિદ્ધજન કહેવાઈને પૂજાય છે. ॥ ૧૪૩ ॥

सो०—जे अपकारी चार, तिन्हकर गौरव मान्यता ॥
मन क्रम वचन लबार, ते वक्ता कलिकाल महँ ॥ १४ ॥

જે માણસ બીજાઓનું ભુંડું કરવાના જ સ્વભાવાળો હોય, તેને મોટાઈ તથા માન્યતા મળે છે. જે માણસ મનથી, કર્મથી અને વચનથી લબાડ છતાં સારૂં બોલી જાણતો હોય, તે વક્તા કહેવાય છે. ॥ ૧૪ ॥

चौ०—नारि विवस नर सकल गुसाईं । नाचहिं नट मर्कट की नाईं ॥
शूद्र द्विजहिं उपदेशहि ज्ञाना । मेलि जानेऊँ लेहिं कु दाना ॥ १ ॥
सब नर काम लोभ रत क्रोधी । देव विप्र गुरु सन्त विरोधी ॥
गुण मंदिर सुंदर पति त्यागी । भजहिं नारि पर पुरुष अभागी ॥ २ ॥
सौभागिनी विभूषण हीना । विधवनके शृंगार नवीना ॥
गुरु शिष्य अंध बधिरकर लेखा । एक न सुने एक नहिं देखा ॥ ३ ॥
हरै शिष्यधन शोक न हरई । सो गुरु घोर नरक महँ परई ॥
मातु पिता बालकनह बोलावहिं । उदर भरै सोइ कर्म सिखावहिं ॥ ४ ॥

સર્વ પુરુષો સ્ત્રીઓને વશ થઇને તેઓની પાસે વાનરાઓની પેઠે નાચે છે. શૂદ્ર લોકો બ્રાહ્મણોને જ્ઞાનનો ઉપદેશ આપે છે અને જનોઇ પહેરી લઇને મહા દાનો લે છે. ॥ ૧ ॥ સર્વે લોકો, કામી, ક્રોધી, લોભી, દેવવિરોધી, બ્રાહ્મણ વિરોધી, ગુરુ વિરોધી અને સંત વિરોધી થાય છે. અભાગણી સ્ત્રીઓ ગુણોના ઘરરુપ અને રુપાળા પતિનો પણ ત્યાગ કરી દઇને પરપુરુષોને ભજે છે. ॥ ૨ ॥ સૌભાગ્યવતી સ્ત્રીઓ આભરણો ધરતી નથી, અને વિધવાઓ નવા નવા શણગારો ધરે છે. ગુરૂઓ, અંધ જેવા હોય છે અને શિષ્યો બહેરા જેવા હોય છે, તેથી ગુરૂઓ પોતાનાં કે શિષ્યોનાં કુલક્ષણોને જોતા નથી અને શિષ્યો ગુરૂઓને, ધન દેતાં છતાં તેઓના ઉપદેશોને સાંભળતાં નથી. ॥ ૩ ॥ જે ગુરૂ શિષ્યોના ધનને હરે, પણ તેનાં અજ્ઞાનને હરે નહીં, તે ગુરુ ઘોર નરકમાં પડે છે. માબાપો બાલકોને બોલાવતાં નથી અર્થાત છોડી દે છે અને જો બોલાવે, તો ભક્તિ વગેરે કશું નહીં શીખવતાં જેઓથી પેટ ભરાય એવાં કામો જ શીખવે છે. ॥ ૪ ॥

दो०—ब्रह्मज्ञान बिनु नारि नर, कहहिं न दुसरि बात ॥
कौडी लागी लोभवश, करहिं विप्र गुरु घात ॥ १४४ ॥

કલિયુગમાં સઘળાં નર નારીઓ મુખેથી બ્રહ્મજ્ઞાન વિના બીજી વાતો કરતાં નથી પણ જ્યારે ધનનો પ્રસંગ આવે, ત્યારે એક કોડીને માટે પણ લોભને વશ થઈને બ્રાહ્મણોનો અને ગુરૂઓનો ઘાત કરે છે. ( કલિયુગમાં જ્યાં ત્યાં ઢોંગી બ્રહ્મજ્ઞાનીઓ નજરે આવે છે. ) ॥ ૧૪૪ ॥

दो०—वादें शूद्र द्विजनसे, हम तुमते कछु घाटि ॥
जाने ब्रह्म सो विप्र वर, आँखि देखावहिं डाटि ॥ १४५ ॥

શૂદ્ર લોકો બ્રાહ્મણોની સામે વિવાદ કરે છે કે, 'અમારામાં તમારાથી શી ન્યૂનતા છે!' જેઓ બ્રહ્મને જાણે, તેઓ જ સાચા બ્રાહ્મણો કહેવાય,; એમ વિવાદ કરીને બ્રાહ્મણોને ડોળા કાઢી ધુરકાવે છે. ॥ ૧૪૫ ॥

चौ०–परत्रिय लंपट कपट सयाने । मोह द्रोह ममता लपटाने ॥
तेहि अभेदवादी ज्ञानी नर । देखा मैं चरित्र कलियुग कर ॥ १ ॥
आपु गये अरु आनहि घालहि । जो कोउ श्रुति मारग प्रतिपालहि ॥
कल्प कल्प भर यक यक नर्का । परहिं जे दूषहिं श्रुति करी तर्का ॥२॥
जे वर्णाधर्म तेलि कुम्हारा । श्वपच किरात कोलह कलवारा ॥
नारी मुई गृह संपति नासी । मूंड मुंडाय भये संन्यासी ॥ ३ ॥
ते विप्रन सन पाँव पुजावहिं । उभय लोक निज हाथ नशावहिं ॥
विप्र निरक्षर लोलुप कामी । निराचार शठ वृषली स्वामी ॥ ४ ॥
शूद्र करहिं जप तप व्रत दाना । बैठि वरासन कहहिं पुराना ॥
सब नर कल्पित करहिं अचारा । जाइ न वरणि अनीति अपारा ॥ ५ ॥

મેં કલિયુગમાં સઘળા અભેદવાદી બ્રહ્મજ્ઞાની માણસોને પરસ્ત્રીઓમાં લંપટ, કપટ કરવામાં પ્રવીણ અને મોહથી, દ્રોહથી તથા મમતાથી જ લપટાયેલા જોયા છે. કલિયુગનું ચરિત્ર એવું છે. ॥ ૧ ॥ કલિયુગના બ્રહ્મજ્ઞાનીઓ પોતે તો ભ્રષ્ટ જ હોય છે, પણ જે બીજાઓ વેદના માર્ગનું પાલન કરતા હોય, તેઓને પણ ભ્રષ્ટ કરે છે. કુતર્કો ચલાવીને વેદ વિહિત વર્ણાશ્રમ ધર્મોને દૂષિત કરનારા લોકો, એક એક નરકમાં એક એક કલ્પ સુધી વસે છે. ॥ ૨ ॥ જે શૂદ્ર, ઘાંચી, કુંભાર, ચાંડાલ, ભીલ, કોળી કે વાઘરી હોય, તેઓ પણ પોતાની સ્ત્રીઓ મરી જતાં અથવા ઘરની સંપત્તિનો નાશ થતાં ભોજનનાં સુખને માટે મુંડ મુંડાવીને સંન્યાસી બની જાય છે. ॥ ૩ ॥ એવા સંન્યાસીઓ બ્રાહ્મણોના હાથથી પોતાના પગ પૂજાવે છે અને પોતાના હાથથી જ પોતાના આ લોકને તથા પરલોકને ભ્રષ્ટ કરે છે. બ્રાહ્મણો નિરક્ષર ( અભણ ), વિષયોમાં ચપળ, કામી, આચાર વગરના, શઠ અને રાખેલી સ્ત્રીઓના સ્વામી બની જાય છે. ॥ ૪ ॥ શૂદ્રો, જપ, તપ, વ્રતો તથા દાનો કરે છે અને ઉત્તમ આસનોપર બેસીને પુરાણો વાંચે છે. સવ માણસો એવા તો કલ્પિત આચારો પાળે છે કે, જેઓની અપાર અનીતિ વર્ણવી જાતી નથી. ॥ ૫ ॥

दो०–भये वर्णसंकर कलिहि, भिन्नसेतु सब लोग ॥
करहिं पाप दुख पावहीं, भय रुज शोक वियोग ॥ १४६ ॥
श्रुति सम्मत हरि भक्ति पथ, संयुत विरति विवेक ॥
ते न चलहिं नर मोह वश, कल्पहिं पंथ अनेक ॥ १४७ ॥

કલિયુગમાં સર્વ લોકો વર્ણસંકર થઈ જાય છે, વેદોક્ત ધર્મની મર્યાદાઓને તોડી નાખે છે, પાપો કરે છે અને દુઃખ, ભય, રોગ, શોક તથા વિયોગ, એઓને પ્રાપ્ત થાય છે. ॥ ૧૪૬ ॥ કલિયુગમાં વૈરાગ્યથી તથા વિવેકથી સંયુક્ત હરિભક્તિનો માર્ગ કે જે શ્રુતિસંમત છે, તે પ્રમાણે નહીં વર્તતાં મોહને વશ થયેલા લોકો અનેક નવા નવા પંથો ગોઠવી દે છે. ॥ ૧૪૭ ॥

छं०—बहु दाम सँवारहिं धाम यती, विषया हरि लीन रही विरती ॥
तपस्वी धनवंत दरिद्र गृही, कलि कौतुक तात न जात कही ॥
कुलवंति निकारहिं नारि सती, गृह आनहिं चेरि निवेरि गती ॥
सुत मानहिं मातु पिता तबलौं, अब लानन दीख नहीं जबलौं ॥२२॥

કલિયુગમાં વિષયાસક્તિએ વૈરાગ્યથી રહિત કરેલા સંન્યાસીઓ ઘણાં ઘણાં ધનોની તથા ઘરોની સંભાળ કર્યા કરે છે, તપસ્વી લોકો ધનાઢ્ય થઈ પડે છે અને ગૃહસ્થ લોકો નિર્ધન થઈ જાય છે. હે તાત ! કલિયુગનું કૌતુક મારાથી કહ્યું જતું નથી. લોકો સારા કુલમાં જન્મેલી સતી સ્ત્રીઓને કહાડી મેલી, નીચ જાતની સ્ત્રીઓને ઘરમાં બેસાડે છે તથા કુલપરંપરાને દૂર કરી નાખે છે અને પુત્રો ત્યાંસૂધી માબાપોને માન આપે છે, કે જ્યાંસૂધી સ્ત્રીઓનું મોહોડું જોવામાં આવ્યું ન હોય. ॥ ૨૨ ॥

छं०—ससुरारि पियारि लगी जबते, रिपु रूप कुटुंब भये तबते ॥
नृप पाप परायण धर्म नहीं, कर दंड विदंड प्रजा नितहीं ॥
धनवंत कुलीन मलीन अपी, द्विज चिन्ह जनेउ उधार तपी ॥
नहिं मान पुराणहिं वेदहि जो, हरि सेवक संत सही कलिसो ॥२३॥
कवि वृन्द उदार ध्वनी न सुनी, गुण दूषक बात न कोपि गुनी ॥
कलि बारहि बार दुकाल परै, विनु अन्न दुखी सब लोग मरै ॥२४॥

લોકોને જ્યારથી, સાસરૂં પ્યારૂં લાગે છે, ત્યારથી સઘળું પોતાનું કુટુંબ શત્રુ જેવું લાગે છે, રાજાઓ ધર્મમાં નહીં પણ પાપમાં પરાયણ રહીને નિત્ય પ્રજાઓની ઉપર કરો વધાર્યા કરે છે તથા પ્રજાઓને અયોગ્ય દંડોથી દંડ્યા કરે છે, ધનવાન્ લોકો મલિન છતાં પણ કુલીન ગણાય છે, બ્રાહ્મણપણાનાં ચિન્હોમાં માત્ર જનોઈ જ રહે છે, તપસ્વીપણાનાં ચિન્હોમાં માત્ર ઉઘાડા રહેવું જ રહે છે અનેજેઓ વેદોને તથા પુરાણોને માનતા ન હોય, તેઓહરિસેવક તથા સંત કહેવાય છે.॥૨૩॥ કવિઓનાં ટોળેટોળાં ફર્યા કરે છે,પણ તેઓને કોઈ ઉદાર, દાતા કે કવિતા સાંભળનારો મળતો નથી, સર્વે લોકો, ગુણીઓની નિન્દા કરનારા હોય છે, ગુણીઓની વાતો સંભળાતી નથી, ગુણીઓ પણ કોઈ રહેતા નથી અને વારંવાર દુષ્કાલો પડ્યા કરે છે તથા સર્વ લોકો ભૂખે મરે છે. ॥ ૨૪ ॥

दो०—सुन खगेश कलि कपट हठ, दंभ द्वेष पाखंड ॥
काम क्रोध लोभादि मद, व्यापि रहे ब्रह्मंड ॥ १४८ ॥
तामस धर्म करहिं नर, जप तप मख व्रत दान ॥
दैव न वरषै धरणि पर, बये न जामहिं धान ॥ १४९ ॥

હે ગરુડજી ! સાંભળો. કલિયુગમાં કપટ, હઠ, દંભ, દ્વેષ, પાખંડ, કામ, ક્રોધ, મદ તથા લોભ, ઈત્યાદિક દુષ્ટ વિકારો જગતમાં વ્યાપી રહે છે. ॥ ૧૪૮ ॥ લોકો જે કાંઈ જપ, તપ, યજ્ઞ, વ્રત કે દાન કરે છે, તે સઘળાં તામસી જ કરે છે, મેઘ, પૃથ્વી પર વરસતો નથી અને વરસે તોપણ વાવેલાં ધાન્યો બરાબર જામતાં નથી. ॥ ૧૪૯ ॥

छं०—अवला कच भूषण भूरि क्षुधा, धन हीन दुखी ममता बहुधा ॥
सुख चाहहिं मूढ न धर्मरता, मति थोरि कठोरि न कोमलता ॥
नर पीडित रोग न भोग कहीं, अभिमान विरोध अकारणहीं ॥
लघु जीवन संवत पंचदशा, कल्पांत न नाश गुमान असा ॥ २५ ॥

સ્ત્રીઓ ફક્ત કેશોરૂપી જ ભૂષણોવાળી અને ઝાઝી ભૂખવાળી થઈ જાય છે. લોકો નિર્ધન, દુઃખી તથા ઘણી મમતાવાળા થઈ જાય છે. સર્વ લોકો સુખની ઇચ્છા રાખે છે, પણ મૂઢતાને લીધે ધર્મ ઉપર રુચિ રાખતા નથી. સર્વની બુદ્ધિઓ થોડી તથા કઠોર થઈ જાય છે, કોઈની બુદ્ધિમાં પણ કોમળતા રહેતી નથી. માણસો રોગોથી પીડાયા કરે છે. ભોગસુખ કયાંય પણ મળતું જ નથી, સર્વ લોકો કારણ વગર જ અભિમાન તથા વિરોધ કરે છે. માણસોનાં જીવનની સરાસરી બહુ જ હલકી એટલે માત્ર પંદર વર્ષની આવે છે, પણ તેમાં એટલો બધો અહંકાર થાય છે કે, જાણે કલ્પાંત સુધી પણ મરવું ન હોય. ॥ ૨૫ ॥

छं०—कलिकाल विहाल किये मनुजा, नहिं मानत कोउ अनुजा तनुजा ॥
नहिं तोष विचार न शीतलता, सब जाति कुजाति भये मँगता ॥
ईर्षा परुषा छल लोलुपता, भरि पूरि रही समता विगता ॥
सब लोग वियोग विशोक हये, बर्णाश्रम धर्म अचार गये ॥
दम दान दया नहिं जान पनी, जडता परपंचकताति घनी ॥ २६ ॥

કલિકાલ સર્વે માણસોને બેહાલ કરી નાખે છે. કોઇ પણ લોકો નાની બેનને કે દીકરીને પણ ગણતા નથી. સંતોષ, વિચાર કે શીતલતા કયાંય પણ રહેતાં નથી. સઘળી જાતો તથા કુજાતો માગતી જ ફરે છે. ઇર્ષ્યા, કઠોરતા, છળ તથા લોલુપતા, સર્વમાં ભરપૂર થઇને રહે છે. સમતા જતી જ રહે છે. સર્વે લોકો વિયોગથી તથા શોકથી માર્યા જાય છે. વર્ણાશ્રમોના ધર્મો તથા આચારો જતા રહે છે. વેપારીઓ જિતેન્દ્રિયપણાને, દાનને કે દયાને જાણતા જ નથી. ચોમેર જડતા તથા પ્રપંચ જ નજરે આવે છે. ॥૨૬॥

दो०—सुन व्यालारि कराल कलि, मल अवगुण आगार ॥
गुणहु बहुत कलिकाल कर, विनु प्रयास निस्तार ॥ १५० ॥

હે ગરૂડજી ! સાંભળો. આ પ્રમાણે કલિકાલ જો કે વિકરાળ છે અને પાપોના તથા દુર્ગુણોના ઘરરૂપ છે, તોપણ તેમાં એક મોટો ગુણ છે, તે એ છે કે, તેમાં વિના પરિશ્રમે, એટલે પ્રભુનાં ભજન કીર્તન માત્રથી જ લોકોનો નિસ્તાર થઈ જાય છે. ॥ ૧૫૦ ॥

दो०—कृतयुग त्रेता द्वापरहुँ, पूजा मख अरु योग ॥
जो गति होइ सो कलि हरिहिं, नामते पावहिं लोग ॥ १५१ ॥

સત્ય યુગમાં યોગ કરવાથી, ત્રેતા યુગમાં યજ્ઞ કરવાથી અને દ્વાપર યુગમાં પૂજા કરવાથી જે ગતિ થાય છે, તે ગતિને, કલિયુગમાં લોકો કેવળ હરિનું નામ લેવાથી જ પામે છે.[૧] ॥ ૧૫૧ ॥

---

૧ कृते यद्ध्यायतो विष्णु त्रेतायां यजतो मखैः । द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात् ॥ १ ॥ ( શ્રીમદ્‌ભાગવત એકાદશસ્કન્ધ. )

चौ०—कृतयुग सब योगी विज्ञानी । करि हरि ध्यान तरहिं भव प्रानी ॥
त्रेता विविध यज्ञ नर करहीं । प्रभुहिं समर्पि कर्म भव तरहीं ॥ १ ॥
द्वापर करि रघुपति पद पूजा । नर भव तरहिं उपाय न दूजा ॥
कलियुग केवल हरि गुण गाहा । सुमिरत नर पावहिं भव थाहा ॥ २ ॥
कलियुग योग यज्ञ नहिं ज्ञाना । एक अधार राम गुण गाना ॥
सब भरोस तजि जो भजि रामहिं । प्रेम समेत गाव गुण ग्रामहिं ॥ ३ ॥
सो भव तरु कछु संशय नाहीं । नाम प्रताप प्रगट कलि माहीं ॥
कलिकर एक पुनीत प्रतापा । मानस पुण्य होई नहिं पापा ॥ ४ ॥

સત્ય યુગમાં લોકો યોગી તથા જ્ઞાની બનીને પ્રભુનું ધ્યાન કરવાથી સંસારને તરે છે, ત્રેતા યુગમાં અનેક પ્રકારનાં યજ્ઞરુપ કર્મો કરી, તે કર્મોને, પ્રભુને અર્પણ કરવાથી સંસારને તરે છે, ॥ ૧ ॥ દ્વાપર યુગમાં બીજા કોઈ ઉપાયથી નહીં પણ પ્રભુનાં ચરણોની પૂજા કરવાથી સંસારને તરે છે, પરંતુ કલિયુગમાં તો કેવળ પ્રભુના ગુણોના કીર્તનથી તથા સ્મરણથી જ તરી જાય છે. ॥ ૨ ॥ કલિયુગમાં યોગ, યજ્ઞ કે જ્ઞાન કશું નથી, કેવળ રામચન્દ્રજીના ગુણોનું કીર્તન જ આધાર છે, આમ છે, માટે જે માણુસો બીજા સઘળા ભરોંસાઓને છોડી દઇને, રામચન્દ્રજીને ભજે તથા પ્રેમયુક્ત થઇને રામચંદ્રજીના ગુણોના સમૂહને ગાય, તેઓ, સંસારને તરી જાય છે, એમાં કશો સંશય નથી. ॥ ૩ ॥ કલિયુગમાં નામનો પ્રતાપ પ્રકટ છે. કલિયુગમાં એક બીજો પણ પવિત્ર પ્રભાવ છે, તે એ છે કે, મનથી કરવામાં આવેલાં પુણ્યો, ફળ આપે છે, પણ પાપો તો મનથી કરવામાં આવેલાં હોય તો નહીં પણ મનની પ્રેરણાપૂર્વક શરીરથી કરવામાં આવેલાં હોય તો જ ફળ આપે છે. ॥ ૪ ॥

दो०—कलियुग सम युग आन नहिं, जो नर कर विश्वास ॥
गाई राम गुणगण विमल, भव तरु विनहिं प्रयास ॥ १५२ ॥

હે ગરૂડજી ! મારા સિદ્ધાંત પ્રમાણે તો કલિયુગ જેવો બીજો એકે યુગ ઉત્તમ નથી. કેમ કે, એ યુગમાં માણુસ જો વિશ્વાસ ધરીને રામચન્દ્રજીના નિર્મળ ગુણોના સમૂહને ગાય, તો વિના પ્રયાસે જ સંસારને તરી જાય છે. ॥ ૧૫૨ ॥

दो०—प्रगट चार पद धर्मके, कलि महँ एक प्रधान ॥
येन केन विधि दीन्हे, दान करै कल्यान ॥ १५३ ॥

ધર્મના સત્ય, શૌચ, તપ તથા દાન, એ ચાર પાયાઓ પ્રસિદ્ધ છે, તેઓમાંથી કલિયુગમાં દાનરુપ એક પાયો જ મુખ્ય છે. કલિયુગમાં ગમે તે પ્રકારથી પણ કરવામાં આવેલું દાન કલ્યાણ કરે છે. ॥ ૧૫૩ ॥

चौ०—नित युग धर्म होइँ सब केरे । हृदय राम मायाके प्रेरे ॥
शुद्ध सत्य समता विज्ञाना । कृत प्रभाव प्रसन्न मन जाना ॥ १ ॥

सत्व बहुत कछु रज रति कर्मा । सब विधि शुभ त्रेता कर धर्मा ॥
बहु रज सत्व स्वल्प कछु तामस । द्वापर हर्ष शोक भय मानस ॥ २ ॥
तामस बहुत रजोगुण थोरा । कलि प्रभाव विरोध चहुँ ओरा ॥
बुध युग धर्म जानि मन माहीं । तजि अधर्म रत धर्म कराहीं ॥ ३ ॥
कलि अधर्म नहिं व्यापै ताहीं । रघुपति चरण प्रीति अति जाहीं ॥
नट कृत कपट विकट खगराया । नट सेवक हि न व्यापै माया ॥ ४ ॥

હૃદયમાં રામચંદ્રજીની માયાની પ્રેરણાને લીધે, નિત્ય સઘળા યુગોના ધર્મો થયા કરે છે. હૃદયમાં શુદ્ધપણું, સત્ય, સમતા, વિજ્ઞાન અને પ્રસન્નતા જ્યારે હોય, ત્યારે સત્ય યુગના ધર્મો વર્તે છે, એમ જાણવું. ॥ ૧ ॥ હૃદયમાં જ્યારે સત્વગુણ અધિક હોય, રજોગુણ થોડોક હોય, કર્મો કરવામાં રુચિ હોય અને સઘળો શુભ જ પ્રકાર હોય, ત્યારે ત્રેતાયુગના ધર્મો વર્ત્તે છે, એમ સમજવું. હૃદયમાં જ્યારે રજોગુણ અધિક હોય, સત્વગુણ થોડો હોય, કાંઈ તમોગુણ પણ હોય અને હર્ષ, શોક તથા ભય હોય, ત્યારે દ્વાપર યુગના ધર્મો વર્ત્તે છે, એમ સમજવું. ॥ ૨ ॥ જ્યારે હૃદયમાં તમોગુણ અધિક હોય, રજોગુણ થોડો હોય અને ચોમેર વિરોધ જ સૂજતો હોય, ત્યારે કલિયુગના ધર્મો વર્ત્તે છે, એમ સમજવું. વિચક્ષણ પુરુષો મનમાં યુગોના ધર્મોને જાણી લઈ, અધર્મ ઉપરની રુચિને છોડી દઈને ધર્મ કરે છે. ॥ ૩ ॥ જેને રામચંદ્રજીના ચરણોમાં અતિશય પ્રીતિ હોય, તેના હૃદયમાં કલિયુગના અધર્મો વ્યાપ્ત થતા નથી, હે ગરુડજી! જેમ નટે કરેલું જાદુના ખેલરૂપી વિકટ કપટ પણ, નટના નોકરને મોહ ઉપજાવી શકતું નથી, તેમ પ્રભુની માયા પ્રભુના સેવકને મોહ ઉપજાવી શકતી નથી. ॥ ૪ ॥

दो०—हरि माया कृत दोष गुण, बिनु हरि भजन न जाहिं ॥
भजिय राम सब काम तजि, अस विचारि मन माहीं ॥ १५४ ॥

હરિની માયાએ કરેલા ગુણો અને દોષો હરિનાં ભજન વિના જતા નથી, એમ મનમાં વિચાર કરી, સઘળાં કર્મોને છોડી દઈને રામચંદ્રજીનું ભજન કરવું, એ જ ઉત્તમ છે. ॥ ૧૫૪ ॥

दो०—तेहि कलिकाल वर्ष बहु, बसेउँ अवध विहगेश ॥
परेउ दुकाल विपत्ति वश, तब मैं गयउ विदेश ॥ १५५ ॥

હે પક્ષીઓના રાજા ગરુડજી! હું એ કલિકાલમાં ઘણાં વર્ષો સુધી અયોધ્યામાં રહ્યો હતો. પછી જ્યારે દુષ્કાલ પડ્યો, ત્યારે વિપત્તિને વશ થઈને પરદેશમાં નીકળી ગયો. ॥ ૧૫૫ ॥

चौ०—गयउँ उजैन सुनहु उरगारी । दीन मलीन दरिद्र दुखारी ॥
गये काल कछु संपत्ति पाई । तहँ पुनि करो शम्भु सेवकाई ॥ १ ॥
विप्र एक वैदिक शिवपूजा । करै सदा तेहि काज न दूजा ॥
परम साधु परमारथ विंदक । शंभु उपासक नहिं हरि निंदक ॥ २ ॥

सेवौं मैं तेहि कपट समेता । द्विज दयालु अति नीति निकेता ॥
बाहिर नम्र देखि मोहिं सांई । विप्र पढावा पुत्रकी नांई ॥ ३ ॥
शंभु मंत्र मोहिं द्विज वर दीना । शुभ उपदेश विविध विधि कीना ॥
जपौं मंत्र शिव मंदिर जाई । हृदय दंभ अहमिति अधिकाई ॥ ४ ॥

દીન, મલિન, દરિદ્ર અને દુઃખિત થયેલો હું વિદેશમાં ભટકતાં ભટકતાં ઉજ્જેણમાં ગયો, ત્યાં કેટલોક કાળ વ્યતીત થયા પછી મને કાંઇક સંપત્તિ મળતાં, હું ત્યાં જ રહીને સદાશિવની સેવા કરવા લાગ્યો. ॥ ૧ ॥ ત્યાં એક વૈદિક બ્રાહ્મણ, કે જે સર્વદા શિવપૂજન કર્યા કરતો હતો, બીજું કશું કામ નહીં કરતો હતો, અત્યંત સાધુ હતો, પરમાર્થને પહોંચેલો હતો અને સદાશિવનો ઉપાસક છતાં, વિષ્ણુની નિન્દા નહીં કરતો હતો, ॥ ૨ ॥ તેની મેં કપટ ભરેલી સેવા કરવા માંડી. અતિ દયાળુ અને નીતિના ઘરરૂપ એ બ્રાહ્મણે મારી બહારની નમ્રતા જોઈ, તેથી ભોળવાઇને, મને પુત્રની પેઠે ભણાવવા માંડ્યો. ॥૩॥ એ બ્રાહ્મણે મને સદાશિવનો 'नमः शिवाय' એ મંત્ર આપવારૂપ વરદાન દીધું અને બીજા પણ અનેક પ્રકારનો શુભ ઉપદેશ આપ્યો. હું સદાશિવના મન્દિરમાં જઇને એ મંત્રનો જપ કરતો હતો, પણ મારા હૃદયમાં દંભ તથા અહંકાર બહુ જ હતો. ॥ ૪ ॥

दो०–मैं खल मल संकुल मति, नीच जाति वश मोह ॥
द्विज हरि जन देखत जरौं, करौं विष्णु कर द्रोह ॥ १५६ ॥

ખળ, પાપોથી ભરેલી બુદ્ધિવાળો, નીચ જાતિવાળો અને મોહને વશ થયેલો હું, બ્રાહ્મણોને તથા વિષ્ણુ ભકતોને જોઈ, મનમાં બળી મરતો હતો અને વિષ્ણુનો દ્રોહ કરતો હતો. ॥ ૧૫૬ ॥

सो०–गुरु नित मोहिं प्रबोध, दुःखित देखि आचरण मम ॥
मोहिं उपजै अति क्रोध, दंभिहि नीति कि भावही ॥ ५५ ॥

મારાં આચરણને જોઈ ખેદ પામતો એ બ્રાહ્મણ, મને નિત્ય સમજાવતો હતો, પણ જેમ જેમ તે સમજાવે, તેમ તેમ મને તેના ઉપર ક્રોધ ચઢતો હતો. દંભી માણસને નીતિ ગમે કે? ॥ ૫૫ ॥

चौ०–एक बार गुरु लीन्ह बुलाई । मोहिं नीति बहु भाँति सिखाई ॥
शिव सेवा कर फल सुत सोई । अविरल भक्ति रामपद होई ॥ १ ॥
रामहिं भजहि तात शिव धाता । नर पामर कर केतिक बाता ॥
जासु चरण शिव अज अनुरागी । तासु द्रोह सुख चहसि अभागी ॥ २ ॥
हर कहँ हरि सेवक गुरु कहेऊ । सुनि खगनाथ हृदय मम दहेऊ ॥
अधम जात मैं विद्या पाये । भयउँ यथा अहि दूध पियाये ॥ ३ ॥
मानी कुटिल कुभाग्य कुजाती । गुरु कर द्रोह करौं दिन राती ॥
अति दयालु गुरु स्वल्प न क्रोधा । पुनि पुनि मोहिं सिखाव सुबोधा ॥ ४ ॥
जेहिते नीच बडाई पावा । सो प्रथमहि हठि ताहि नशावा ॥

धूम अनल संभव सुन भाई । तेहि बुझावा घन पदवी पाई ॥ ५ ॥
रज मग परी निरादर रहई । सब कर पद प्रहार नित सहई ॥
मरुत उडाइ प्रथम सो भरई । पुनि नृप नयन किरीटन्ह परई ॥ ६ ॥
सुन खगपति अस समुझि प्रसंगा । बुध नहिं करहिं अधम कर संगा ॥
कवि कोविद गावहिं अस नीती । खल सन कलह नहीं भल प्रीती ॥ ७ ॥
उदासीन नित रहिय गुसांई । खल परिहरिय श्वानकी नाई ॥
मैं खल हृदय कपट कुटिलाई । गुरु हित कहैं न मोहिं सुनाई ॥ ८ ॥

એકવાર એ ગુરુએ મને બોલાવીને ઘણી ઘણી રીતે નીતિનો ઉપદેશ કર્યો કે, "હે ભાઈ ! હે પુત્ર ! રામચંદ્રજીનાં ચરણકમળોમાં અખંડ અને દૃઢ ભક્તિ પ્રાપ્ત થાય, એ જ સદાશિવની સેવાનું ફળ છે. ॥ ૧ ॥ શિવ તથા બ્રહ્મા પણ, રામચંદ્રજીને ભજે છે, ત્યારે પામર મનુષ્ય તો શા લેખામાં છે ? હે અભાગીઆ ! જેમના ચરણોમાં શિવ તથા બ્રહ્મા પણ પ્રેમ રાખે છે, તેમનો દ્રોહ કરીને, શું તું સુખની ઈચ્છા કરે છે ?" ॥ ૨ ॥ હે ગરુડજી ! એ પ્રમાણે જ્યારે ગુરુએ સદાશિવને રામચંદ્રજીના સેવક કહ્યા, ત્યારે તે વચન સાંભળીને મારા હૃદયમાં દાહ ઉત્પન્ન થયો. હું જાતનો અધમ અને વળી વિદ્યા ભણેલો હોવાથી, દૂધ પીવરાવવાથી જેવો સર્પ ઉદ્ધત થાય તેવો ઉદ્ધત થઈ ગયો હતો. ॥ ૩ ॥ હું અભિમાની, કુટિલ, દુર્ભાગ્ય તથા કુજાતિ હતો, તેથી રાત દિવસ ગુરુનો દ્રોહ કરવા લાગ્યો, તોપણ ગુરુ તો અત્યંત દયાળુ હોવાને લીધે, મારાપર જરા પણ ક્રોધ નહીં કરતાં, વારંવાર મને સારો બોધ જ કરતા હતા. ॥ ૪ ॥ નીચ, જેથી મોટાઈ પામે, તેનો જ પ્રથમ પૂરા આગ્રહથી વિનાશ કરે છે. જુવો કે અગ્નિથી સ્થિતિને પામેલો ધૂમાડો મેઘરૂપ બનીને અગ્નિને જ ઠારી નાખે છે. ॥ ૫ ॥ રજ, માર્ગમાં લોકો તરફના અત્યંત અનાદરને પામીને પડી હોય છે, અને સર્વ લોકોના પગના પ્રહારોને સહન કર્યા કરે છે, પણ જ્યારે પવન ઉડાડીને તેને ઉપર લઈ જાય છે, ત્યારે તે રજ, પવનને જ મલિન કરી નાખે છે અને વળી રાજાઓનાં પણ નેત્રોમાં તથા મુકુટોમાં પડે છે. ॥ ૬ ॥ મેં પણ એ ધૂમાડાના તથા રજના જેવું આચરણ કરવા માંડ્યું. હે ગરુડજી ! સાંભળો. નીચ માણસ ભલું કરનારનું પણ ભૂંડું કરે છે, એમ સમજીને પંડિત જનો નીચ લોકોનો સંગ કરતા નથી. કવિઓ તથા વિદ્વાનો નીતિ બતાવે છે કે, ખલ લોકોની સાથે વિરોધ પણ સારો નથી, અને પ્રીતિ પણ સારી નથી. ॥ ૭ ॥ ખલ લોકોથી સર્વદા ઉદાસીન રહેવું, એ જ સારૂં છે. જેમ કુતરાઓને દૂરથી જ છોડી દઈએ, તેમ ખલ લોકોને દૂરથી જ છોડી દેવા. કુતરાઓની સાથે પ્રેમ કરવામાં પણ નુકસાન છે અને વિરોધ કરવામાં પણ નુકસાન છે. હે ગરુડજી ! હું ખળ, હૃદયમાં કપટી તથા કુટિલ હતો તેથી મને ગુરુએ કહેલાં હિત વચનો ગમ્યાં જ નહીં. ॥ ૮ ॥

दो०—एक वार हर मंदिर, जपत रहेउँ शिव नाम ॥
गुरु आये अभिमानते, उठि नहिं कीन्ह प्रणाम ॥ १५७ ॥
सो दयालु नहिं कहेउ कछु, उर न रोष लवलेश ॥
अति अघ गुरु अपमानता, सहि नहिं सके महेश ॥ १५८ ॥

એકવાર હું સદાસિવના મંદિરમાં શિવનાં નામોનો જપ કરતો હતો, તે સમયે ગુરુ મારી પાસે આવતાં, મેં અભિમાનને લીધે, તેમને ઉઠીને પ્રણામ પણ ન કર્યા. મેં આમ કર્યા છતાં પણ ગુરુએ, મને કશું કહ્યું નહીં, અને તેમના હૃદયમાં પણ જરાએ ક્રોધ આવ્યો નહીં, પરંતુ સદાશિવ, એ ગુરુનું અપમાન કરવારૂપ મારા અપરાધને સહન કરી શક્યા નહીં ॥ ૧૫૭ ॥ ૧૫૮ ॥

चौ०–मंदिर माँझ भई नभवानी । रे हतभाग्य अधम अभिमानी ॥
यद्यपि तव गुरु स्वल्प न क्रोधा । अति कृपालु चित सम्यक् बोधा ॥ १ ॥
तदपि शाप देहौं शठ तोहीं । नीति विरोध सुहात न मोहीं ॥
जो नहिं करौं दंड शठ तोरा । भ्रष्ट होइ श्रुति मारग मोरा ॥ २ ॥
जो शठ गुरुसन ईर्षा करहीं । रौरव नरक कल्प शत परहीं ॥
त्रिजग योनि पुनि धराह शरीरा । अयुत जन्म भरि पावहिं पीरा ॥ ३ ॥
बैठि रहेसि अजगर इव पापी । होइ सर्प खल मल मति व्शापी ॥
महा विटप कोटरमैं जाई । रहु अधमाधम अध गति पाई ॥ ४ ॥

મંદિરમાં જ આકાશ વાણી થઈ કે, "અરે હત ભાગ્ય ! અરે અધમ ! અરે અભિમાની ! અરે શઠ ! જો કે અત્યંત દયાળુ અને ચિત્તમાં ઉત્તમ જ્ઞાનવાળા તારા ગુરુને જરા પણ ક્રોધ આવ્યો નથી, ॥ ૧ ॥ તોપણ હું તને શાપ આપીશ. મારાથી નીતિવિરોધ સહન કરી શકાતો નથી. હે શઠ ! જો તને શિક્ષા ન કરૂં તો ગુરુને ઉઠીને માન દેવાનો મારો જ સ્થાપેલો વેદમાર્ગ ભ્રષ્ટ થઈ જાય. ॥ ૨ ॥ જે શઠ પુરુષ ગુરુની સામે ઇર્ષ્યા કરે છે, તે પુરુષ સો કલ્પસૂધી રૈરવ નામના નરકમાં પડયો રહે છે, અને પછી જગતમાં સર્પાદિક યોનિઓમાં જન્મ પામે છે, એવા દશ હજાર જન્મો પર્યંત તેને પીડા જ ભોગવવી પડે છે. ॥ ૩ ॥ હે પાપી ! હે ખળ ! તું મલિન બુદ્ધિ ધરી, અજગરની પેઠે બેસી રહ્યો, માટે નીચમાં નીચ અજગરરૂપ અધમ યોનિને પ્રાપ્ત થઇ, મોટા વૃક્ષની કોતરમાં જઇને રહે." ॥ ૪ ॥

दो०–हाहाकार कीह्न गुरु, सुनि दारुण शिव शाप ॥
कंपित मोहिं विलोकि अति, उर उपजा परिताप ॥ १५९ ॥
करि दंडवत सप्रेम गुरु, शिव सन्मुख कर जोरि ॥
विनय करत गद्‌गद गिरा, समुझि घोर गति मोरि ॥ १६० ॥

મને સદાશિવનો જે દારૂણ શાપ થયો, તેને સાંભળીને ગુરૂએ હાહાકાર કર્યો, મારી ગતિને જોઇને ગુરૂ કમ્પવા લાગ્યા, અને તેમના હૃદયમાં પરિતાપ ઉત્પન્ન થયો. ગુરૂએ મારી ભયંકર ગતિનો વિચાર કરી, સદાશિવને પ્રેમ ભરેલી રીતે દંડવત કરી, સામે ઉભી, હાથ જોડી, ગદ્‌ગદ વાણીથી નીચે પ્રમાણે સ્તુતિ કરી. ( આ સ્તુતિ, રૂદ્રાષ્ટક, એ નામથી પ્રસિદ્ધ છે. ) ॥ ૧૫૯ ॥ ૧૬૦ ॥

छं०—नमामीशमीशान निर्वाण रुपं, विभुं व्यापकं ब्रह्म वेद स्वरुपं ॥
अजं निर्गुणं निर्विकल्पं निरीहं, चिदाकासमाकाशकवासं भजेहं ॥
निराकारमोंकार मूलं तुरीयं, गिरा ज्ञान गोतीतमीशं गिरीशं ॥
करालं महाकालकालं कृपालुं, गुणागार संसार सारं नतोहं ॥
तुषाराद्रि संकाश गौरं गभीरं, मनो भूत कोटि प्रभाश्री शरीरं ॥
स्फुरन्मौलि कल्लोलिनी चारु गंगा, लसद्भाल बालेंदु कंठे भुजंगा ॥
चलत्कुंडलं शुभ्र नेत्रं विशालं, प्रसन्नाननं नीलकंठं दयालुं ॥
मृगाधीश चर्म्मांबरं मुंडमालं, प्रियं शंकरं सर्वनाथं भजामि ॥
प्रचंडं प्रकृष्टं प्रगल्भं परेशं, अखंडं अजं भानु कोटि प्रकाशं ॥
त्रिधा शूल निर्मूलनं शूलपाणिं, भजेहं भवानी पति भाव गम्यं ॥
कलातीत कल्याण कल्पांत कारी, सदा सज्जनानंद दाता पुरारी ॥
चिदानंद संदोह मोहापहारी, प्रसीद प्रसीद प्रभो मन्मथारी ॥
न यावत् उमानाथ पादारविंदं, भजंतीह लोके परे वा नराणां ॥
न तावत्सुखं शांति संताप नाशं, प्रसीद प्रभो सर्व भूताधिवासं ॥
न जानामि योगं जपं नैव पूजां, नतोहं सदा सर्वदा शंभु तुभ्यं ॥
जराजन्म दुःखौघतातप्यमानं, प्रभो पाहि शापान्नमामीश शंभो ॥ २७ ॥

"હે ઈશ્વર ! આપ કે જે સર્વના સ્વામી છો, મોક્ષસ્વરુપ છો, સમર્થ છો, વ્યાપક છો, બ્રહ્મરુપ છો અને વેદસ્વરુપ છો, તેમને પ્રણામ કરૂં છું. આપ કે જે અજન્મા, નિર્ગુણ, દ્વૈતથી રહિત, ક્રિયાઓથી રહિત, ચિદાકાશરુપ અને હૃદયાકાશમાં રહેનારા છો, તેમને ભજું છું. આપ કે જે નિરાકાર, ૐકારના મૂળરુપ, ત્રણે અવસ્થાઓના સાક્ષી, વાણીથી, મનથી તથા ઈંદ્રિયોથી અગમ્ય, અપાર શક્તિવાળા, કૈલાસના સ્વામી, મુંડમાળા આદિથી કરાલરુપવાળા, મહા કાળના પણ કાળરુપ, કૃપાળુ, શાંતિ આદિ ગુણોના ઘરરુપ અને સંસારમાં સારરુપ છો, તેમને પ્રણામ કરૂં છું. આપ કે જે હિમાલયના જેવા ગૌર સ્વરુપવાળા, ગંભીર, કરોડો કામદેવોની પેઠે શોભતા શરીરવાળા, જેમના મસ્તકમાં સુંદર કલ્લોલોવાળી ગંગા શોભી રહી છે એવા,લલાટમાં ચળકતા બાલચંદ્રવાળા અને કંઠમાં સર્પોને ધરી રહેલા છો, તેમને પ્રણામ કરૂં છું. આપ કે જે ચલાયમાન થતાં કુંડલોવાળા, ઉજ્જવલ તથા વિશાલ નેત્રોવાળા, પ્રસન્ન મુખવાળા, શ્યામ કંઠવાળા, દયાળુ, સિંહનાં ચામડાંરુપી વસ્ત્રવાળા, મુંડમાળાને ધરનારા, સર્વને પ્યારા, સર્વને સુખ આપનારા અને સર્વના સ્વામી છો, તેમને પ્રણામ કરૂં છું. આપ કે જે પ્રચંડ, સર્વથી ઉત્કૃષ્ટ, કોઈથી દબાઓ નહીં એવા, પરમેશ્વર, અજન્મા, કરોડો સૂર્યોના જેવી દીપ્તિવાળા, આધ્યાત્મિક આદિ ત્રણે તાપોને ઉખેડી નાખનારા, હસ્તમાં ત્રિશૂલ ધરનારા, પાર્વતીના પતિ અને ભાવથી પ્રાપ્ત થાઓ એવા છો, તેમને ભજું છું. આપ પ્રાણ આદિ સોળ કળાઓથી અળગા છો, કલ્યાણ કરનારા છો, કલ્પાંતમાં પ્રલય કરનારા છો, સર્વદા

સજ્જનોને આનંદ આપનારા છો, ત્રિપુરના શત્રુ છો, ચિદાનંદના સમુહરુપ છો, અને મોહને હરનારા છો. હે પ્રભુ ! હે કામદેવના શત્રુ ! પ્રસન્ન થાઓ. પ્રસન્ન થાઓ. હે ઉમાપતિ ! જ્યાંસુધી આપનાં ચરણારવિન્દનું ભજન કરવામાં આવે નહીં, ત્યાંસુધી મનુષ્યોને આ લોકમાં કે પરલોકમાં પણ સુખ મળતું નથી, શાંતિ મળતી નથી અને સંતાપનો નાશ થતો નથી. હે પ્રભુ ! હે સર્વ જગતના અધિષ્ઠાનરુપ ! પ્રસન્ન થાઓ. હું યોગને, જપને કે પૂજાને જાણતો નથી, હે પ્રભુ ! સર્વદા આપને પ્રણામ કરૂં છું. હું કે જે જરાથી, જન્મથી અને દુઃખોના સમૂહોથી અત્યંત તપ્યા કરૂં છું, તેનું રક્ષણ કરો અને આ મારા શિષ્યનું પણ શાપથી રક્ષણ કરો. હે ઈશ ! હે શંભુ ! આપને પ્રણામ કરૂં છું." ॥ ૨૭ ॥

श्लोक–रुद्राष्टकमिदं प्रोक्तं विप्रेण हरतुष्टये ॥
ये पठंति नरा भक्त्या तेषां शंभुः प्रसीदति ॥ १ ॥

મહાદેવજીને પ્રસન્ન કરવા માટે બ્રાહ્મણે કહેલાં આ પવિત્ર રુદ્રાષ્ટકનો જે માણસો ભક્તિ પૂર્વક પાઠ કરે છે, તેઓને મહાદેવજી પ્રસન્ન થાય છે. ॥ ૧ ॥

दो०–सुनि विनती सर्वज्ञ शिव, देखि विप्र अनुराग ॥
मंदिर नभ वाणी भई, हे द्विजवर वर मांग ॥ १६१ ॥
जो प्रसन्न प्रभु मोहिं पर, नाथ दीन पर नेहु ॥
निज पद भक्ति देहु प्रभु, पुनि दूसर वर देहु ॥ १६२ ॥
तव माया वश जीव जड, संतत फिरै भुलान ॥
तिन्ह पर क्रोध न करिय प्रभु, कृपासिंधु भगवान ॥ १६३ ॥
शंकर दीन दयालु अब, यहि पर होहु कृपाल ॥
शापानुग्रह होई जेहि, नाथ थोरहीं काल ॥ १६४ ॥

સર્વજ્ઞ સદાશિવ આ સ્તુતિને સાંભળી, બ્રાહ્મણના પ્રેમને જોઇને પ્રસન્ન થયા, તેથી ફરી એ મંદિરમાં આકાશ વાણી થઈ કે, 'હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! વરદાન માગ. ॥૧૬૧॥ બ્રાહ્મણ બોલ્યો કે, "હે નાથ ! હે દીન જનો ઉપર સ્નેહ રાખનારા ! જો આપ મારા ઉપર પ્રસન્ન થયા હો તો, મને આપના ચરણોમાં ભક્તિ આપો, હે કૃપાસિન્ધુ ! હે ભગવાન્ ! બીજું પણ વરદાન આપો કે ॥ ૧૬૨ ॥ આપની માયાને વશ થઈ, હમ્મેશ ભૂલા પડીને ફર્યા કરતા મૂર્ખ જીવોની ઉપર આપે ક્રોધ કરવો યોગ્ય નથી, ॥ ૧૬૩ ॥ એટલા માટે હે શંકર ! હે દીન દયાળુ ! હવે આ મારા શિષ્યની ઉપર કૃપા કરીને જેથી તેનો થોડા કાળમાં જ શાપથી છૂટકારો થાય એવું કરો. ॥ ૧૬૪ ॥

चौ०–इहि कर होई परम कल्याना । सोई करहु अब कृपानिधाना ॥
विप्र गिरा सुनि परहित सानी । एवमस्तु कहि भई नभ वानी ॥ १ ॥
यद्यपि कीन्ह यह दारुण पापा । मैं पुनि दीन्ह कोप करि शापा ॥

तदपि तुह्मारि साधुता देखि । करिहौं ईहिपर कृपा विशेषी ॥ २ ॥
क्षमा शील जे पर उपकारी । ते द्विज प्रिय मोहिं यथा खरारी ॥
मोर शाप द्विज मृषा न होई । जन्म सहस्र पाव यह सोई ॥ ३ ॥
कौनहु जन्म मिटिहि नहिं ज्ञाना । सुनहु शूद्र मम वचन प्रमाना ॥
जन्मत मरत दुसह दुख होई । ईहि कहँ स्वल्प न व्यापै सोई ॥ ४ ॥
रघुपति पुरी जन्म तब भयऊ । पुनि तै मम सेवा मन दयऊ ॥
पुरी प्रसाद अनुग्रह मोरे । राम भक्ति उपजहि उर तोरे ॥ ५ ॥
सुन मम वचन सत्य अब भाई । हरि तोषक व्रत द्विज सेवकाई ॥
अवजनि करासि विप्र अपमाना । जानि स्वतंत्र अनंत समाना ॥ ६ ॥
इंद्र कुलिश मम शूल विशाला । काल दंड हरि चक्र कराला ॥
जो ईनकर मारा नहिं मरई । विप्र रोष पावक सो जरई ॥ ७ ॥
अस विवेक राखेउ मन माहीं । तुम कहँ जग दुर्लभ कछु नाहीं ॥
औरो एक आशिषा मोरी । अव्याहत गति होइहि तोरी ॥ ८ ॥

હે કૃપાનિધાન ! હવે જેથી આનું પરમ કલ્યાણ થાય, તેજ કરો. એ પ્રમાણે એ બ્રાહ્મણની પરોપકાર ભરેલી વાણી સાંભળીને સદાશિવે આકાશ વાણીથી 'तथास्तु' એમ બોલીને કહ્યું કે, ॥ ૧ ॥ "જો કે આ શૂદ્રે દારુણ પાપ કર્યું છે અને તેથી મેં કોપ કરીને એને શાપ દીધો છે, તોપણ તમારી ભલાઇને જોઇને હું એના ઉપર હવે વિશેષ કૃપા કરતો રહીશ. ॥ ૨ ॥ હે બ્રાહ્મણ ! જેઓ ક્ષમાશીલ અને પરોપકારી હોય છે, તેઓ મને રામચંદ્રજી જેવા જ પ્રિય છે મારો શાપ મિથ્યા થતો જ નથી, તેથી આને હજાર જન્મો તો અવશ્ય થશે, ॥ ૩ ॥ પરંતુ કોઈ જન્મમાં પણ એનાં જ્ઞાનનો નાશ નહીં થશે." વળી સદાશિવે આકાશ વાણીથી જ મને પણ કહ્યું કે, "હે શૂદ્ર ! મારો શાપ સત્ય જ હોય છે, તેથી તને હજાર જન્મોની પ્રાપ્તિ થશે, પણ લોકોને જન્મતાં તથા મરતાં જે દુસ્સહ દુઃખ થાય છે, તે દુઃખ સ્વલ્પ પણ તને થશે નહીં. ॥ ૪ ॥ રામચંદ્રજીની રાજધાનીમાં તારો જન્મ થયો છે અને વળી તેં મારી સેવામાં મન દીધું છે, માટે એ રાજધાનીના પ્રભાવથી અને મારા અનુગ્રહથી તારા હૃદયમાં રામચંદ્રજીની ભક્તિ ઉત્પન્ન થશે. ॥ ૫ ॥ હે ભાઈ ! હવે મારૂં સત્ય વચન સાંભળ, કે તું હવેથી રામચંદ્રજીને પ્રસન્ન કરનારાં વ્રતો કર્યા કરજે, બ્રાહ્મણોની સેવા કર્યા કરજે અને બ્રાહ્મણોને સ્વતંત્ર ઈશ્વર સમાન સમજીને કદી પણ તેઓનું અપમાન કરીશ નહીં. ॥૬॥ જે પુરુષ ઇંદ્રના વજ્રથી, મારા મોટા ત્રિશૂલથી, કાળના દંડથી અને વિષ્ણુના વિશાલ ચક્રથી પણ માર્યો મરે નહીં એવો હોય તે પણ બ્રાહ્મણોના ક્રોધરૂપી અગ્નિથી બળી જાય છે, ॥ ૭ ॥ એવો વિચાર હૃદયમાં રાખ્યા કરજે. તને જગતમાં કશું પણ દુર્લભ રહેશે નહીં. હું તને એક બીજો પણ આશીર્વાદ આપું છું કે, તારી ગતિ કોઈ પણ લોકમાં કે કોઈ પણ પ્રદેશમાં અટકે નહીં એવી થશે." ॥ ૮ ॥

दो०—सुनि शिव वचन सप्रेम गुरु, एवमस्तु इति भाषि ॥
मोहिं प्रबोधि गयउ गृह, शंभु चरण उर राखि ॥ १६५ ॥
प्रेरित काल विंध्या गिरि, जाइ भयउँ मैं व्याल ॥
विनु प्रयास सो तनु तजेउ, नाथ थोरहीं काल ॥ १६६ ॥
जो तनु धरों सों तजौं पुनि, अनायास हरियान ॥
जिमि नूतन पट पहिरके, नर परिहरे पुरान ॥ १६७ ॥
शिव राखेउ श्रुति नीति अरु, मैं नहिं पाव कलेश ॥
इहि विधि धरेउ विविध तनु, ज्ञान न गयउ खगेश ॥ १६८ ॥

હે ગરુડજી ! મારા ગુરુ એ રીતે સદાશિવના પ્રેમ ભરેલાં વચનો સાંભળી, ' तथास्तु ' એમ કહી, મને કેટલોક ઉપદેશ આપી, હૃદયમાં સદાશિવનાં ચરણોને રાખી લઇને પોતાને ઘેર ગયા. ॥ ૧૬૫ ॥ પછી કાળની પ્રેરણાથી મારૂં શરીર છૂટી જતાં, હું વિન્ધ્યાચળમાં અજગર થયો. એ અજગરનું શરીર થોડા જ કાળમાં વિના પ્રયાસે છૂટી ગયું. ॥ ૧૬૬ ॥ પછી બીજા મને અનેક અવતારો આવ્યા, પરંતુ જેમ માણસ નવાં વસ્ત્રો પહેરીને જુનાં વસ્ત્રોને છોડી દે છે, તેમ મેં વિના પ્રયાસે, થોડા થોડા સમયમાં જ એ અવતારો છોડવા માંડ્યા. ॥ ૧૬૭ ॥ સદાશિવે, પોતાનાં વચનની સત્યતારૂપ વેદોક્ત નીતિ રાખી, કે જેથી હું અનેક અવતારોમાં પણ કલેશ પામ્યો નહીં. એ રીતે મને અનેક અવતારો આવ્યા પણ મારૂં જ્ઞાન અબાધિત જ રહ્યું. ॥ ૧૬૮ ॥

चौ०—त्रिजग योनि जोइ जोइ तनु धरेऊ । तहँ तहँ राम भक्ति अनुसरेऊँ ॥
एक शूल मोहिं विसर न काऊ । गुरु कर कोमल शील स्वभाऊ ॥ १ ॥
चर्म देह द्विज कर मैं पाई । सुर दुर्लभ पुराण श्रुति गाई ॥
खेलौं तहाँ बालकन मीला । करों सकल रघुनायक लीला ॥ २ ॥
प्रौढ़ भये मोहिं पिता पढावा । समझों सुनो गुणों नहिं भावा ॥
मनते सकल वासना भागी । केवल रामचरण लय लागी ॥ ३ ॥
कहु खगेश अस कवन अभागी । खरी सेव सुरधेनुहि त्यागी ॥
प्रेम मगन मोहिं कछु न सुहाई । हारेउ पिता पढाइ पढाई ॥ ४ ॥
भयउ काल वश जब पितु माता । मैं वन गयउँ भजन जन त्राता ॥
जहँ जहँ विपिन मुनीश्वर पावों । आश्रम जाइ जाइ शिर नावों ॥ ५ ॥
पूछों तिनहिं राम गुण गाहा । कहहिं सुनो हर्षित खग नाहा ॥
सुनत फिरों हरि गुण अनुवादा । अव्याहत गति शंभु प्रसादा ॥ ६ ॥
छूटी त्रिविध ईषणा गाढी । एक लालसा उर अति बाढी ॥
रामचरण पंकज जब देखों । तब निज जन्म सफल करि लेखों ॥७॥
जेहि पूछों सो मुनि अस कहई । ईश्वर सर्व भूत मय अहई ॥
निर्गुण मत नहिं मोहिं सुहाई । सगुण ब्रह्म रति उर अधिकाई ॥ ८ ॥

હું ત્રૈલોકયમાં જે જે યોનિમાં જન્મ્યો, તે તે યોનિમાં રામચંદ્રજીની ભક્તિને જ અનુસરતો રહ્યો. એ સઘળા અવતારોમાં મને એક શૂળ કદી પણ વિસર્યું નહીં, તે એ કે, ગુરુ કોમળ સ્વભાવવાળા હતા, ॥૧॥ તે છતાં હું તેની સામે ઉદ્ધતાઇથી વર્ત્યો હતો, મને છેલ્લો બ્રાહ્મણનો દેહ પ્રાપ્ત થયો,કે જે દેહ દેવતાઓને પણ દુર્લભ છે, એમ શ્રુતિઓ તથા પુરાણો કહે છે. એ છેલ્લા અવતારમાં હું બીજા બાળકોની સાથે મળીને ખેલતો હતો અને ખેલોમાં સઘળી રામચંદ્રજીની લીલાઓ કરતો હતો. ॥ ૨ ॥ હું મોટો થતાં મને મારા પિતાએ ભણાવવા માંડયો. હું સઘળી ભણતરને સમજતો હતો, સાંભળતો હતો, અને વિચારતો પણ હતો, પરંતુ મારા મનને તે કશું ગમતું ન હતું. મારા મનમાંથી સઘળી વાસનાઓ ટળી ગઈ હતી અને મને કેવળ રામચંદ્રજીના ચરણોમાં જ અખંડ અભિરુચિ લાગી હતી. ॥ ૩ ॥ હે ગરુડજી ! એવો કોણ અભાગીઓ હોય, કે જે કામધેનુનો ત્યાગ કરીને ગધેડીની સેવા કરે ? હું ભક્તિમાં મગ્ન હતો, તેથી મને કશું ગમતું ન હતું. મારા પિતા મને ભણાવી ભણાવીને હારી ગયા. ॥ ૪ ॥ જ્યારે મારાં માતા પિતા સ્વર્ગવાસી થયાં, ત્યારે હું રામચંદ્રજીનું ભજન કરવાને માટે વનમાં ગયો. વનમાં જ્યાં જ્યાં કોઈ મુનીશ્વરો મારા જોવામાં આવ્યા, ત્યાં ત્યાં તેઓના આશ્રમોમાં જઈ જઈ, માથું નમાવીને ॥ ૫ ॥ તેઓને રામચંદ્રજીના ગુણોની કથાઓ પૂછવા લાગ્યો અને તે મુનીશ્વરોએ કહેવા માંડેલી કથાઓને આનંદથી સાંભળવા લાગ્યો. આ રીતે હું રામચંદ્રજીના ગુણોની કથાઓ સાંભળતો ફરતો હતો. સદાશિવની કૃપાથી મારી ગતિ ક્યાંય પણ અટકતી ન હતી. ॥ ૬ ॥ મારી પુત્રૈષણા, વિત્તૈષણા તથા લોકૈષણા, એ ત્રણે દૃઢ તૃષ્ણાઓ છૂટી ગઈ હતી, પરંતુ મારા હૃદયમાં એક તૃષ્ણા અત્યંત વધી ગઈ હતી, તે એ કે, 'જ્યારે રામચંદ્રજીનાં ચરણારવિન્દોનું દર્શન મળે, ત્યારે જ મારો જન્મ સફળ થાય,' એવી ઉત્કંઠા રહ્યા કરતી હતી. ॥ ૭ ॥ જે જે મુનિઓને હું પૂછતો હતો, તે તે મુનિઓ, મને એમ જ કહેતા હતા કે, 'વળી ઈશ્વરનું દર્શન તે શું ? સર્વ જગત ઈશ્વરરૂપ છે, એવી ભાવના રાખ્યા કરવી, એજ ઈશ્વરનું દર્શન છે.' પરંતુ એ નિર્ગુણ મત મને ગમતો ન હતો. મારાં હૃદયને તો સગુણ બ્રહ્મની ઉપર જ અધિક પ્રીતિ હતી. ॥ ૮ ॥

दो०-गुरुके वचन सुरति करि, राम चरण मन लाग ॥
रघुपति यश गावत फिरौं, क्षण क्षण नव अनुराग ॥ १६९ ॥
मेरु शिखर वट छाया, मुनि लोमश आसीन ॥
देखि चरण शिर नायउँ, वचन कहेउँ अति दीन ॥ १७० ॥
सुनि मम वचन विनीत मृदु, मुनि कृपालु खगराज ॥
मोहिं सादर पूछत भयउ, द्विज आयहु केहि काज ॥ १७१ ॥
तब मैं कहेउं कृपानिधि, तुम सर्वज्ञ सुजान ॥
सगुण ब्रह्म आराधना, मोहिं कहहुँ भगवान ॥ १७२ ॥

મારૂં મન ગુરુનાં વચનોનું સ્મરણ કરીને રામચંદ્રજીના ચરણોમાં જ લાગ્યું હતું, તેથી હું ક્ષણેક્ષણે નવીન નવીન પ્રેમથી રામચંદ્રજીના યશને જ ગાતો ફરતો હતો. ॥૧૬૯॥

એક દિવસે મેરુ પર્વતના શિખર ઉપર, વડની છાયામાં બેઠેલા લોમશ[1] મુનિને જોઈ, તેમના ચરણોમાં માથું નમાવીને મેં અતિ દીન વચન કહ્યું. ॥ ૧૭૦ ॥ હે ગરુડજી ! મારૂં નમ્રતા ભરેલું કોમળ વચન સાંભળી, તે કૃપાળુ લોમશ મુનિએ મને પ્રેમથી પૂછ્યું કે, 'હે બ્રાહ્મણ ! તું કયા કારણથી અહીં આવ્યો છે ?' ॥ ૧૭૧ ॥ મેં કહ્યું કે, 'હે કૃપાનિધિ ! આપ સર્વજ્ઞ, મહા પ્રવીણ અને મોટા ઐશ્વર્યવાળા છો, માટે અનુગ્રહ કરીને મને સગુણ બ્રહ્મનું આરાધન બતાવો.' ॥ ૧૭૨ ॥

चौ०–तब मुनीश रघुपति गुणगाथा । कहे कछुक सादर खगनाथा ॥
ब्रह्म ज्ञान रत मुनि विज्ञानी । मोहिं परम अधिकारी जानी ॥ १ ॥
लागे करन ब्रह्म उपदेशा । अज अद्वैत अगुण हृदयेशा ॥
अकल अनीह अनाम अरुपा । अनुभव गम्य अखंड अनूपा ॥ २ ॥
मन गोतीत अमल अविनाशी । निर्विकार निरवधि सुख राशी ॥
सोतैं ताहिं तोहिं नहिं भेदा । वारि वीच इव गावहिं वेदा ॥ ३ ॥
विविध भाँति मोहिं मुनि समुझावा । निर्गुण मत मम हृदय न आवा ॥
पुनि मैं कहेउ नाइ पद शीशा । सगुण उपासन कहहु मुनीशा ॥ ४ ॥
राम भक्ति जल मम मन मीना । किमी विलगाय मुनीश प्रवीना ॥
सो उपदेश करहु करि दाया । निज नयनन्ह देखौं रघुराया ॥ ५ ॥
भरि लोचन विलोकि अवधेशा । तब सुनिहों निर्गुण उपदेशा ॥
मुनि पुनि कह हरि कथा अनूपा । खंडि सगुण मत अगुण निरुपा ॥ ६ ॥
तब मैं निर्गुण मत करि दूरी । सगुण निरुपों करि हठ भूरी ॥
उत्तर प्रत्युत्तर मैं दीन्हा । मुनि उर भयउ क्रोध कर चीन्हा ॥७॥
सुन प्रभु बहुत अवज्ञा किये । उपज क्रोध ज्ञानिहुके हिये ॥
अति संघर्षण करै जो कोई । अनल प्रगट चंदन महँ होई ॥ ८ ॥

આવી મારી પ્રાર્થના ઉપરથી તે મુનીશ્વરે પ્રથમ પ્રેમપૂર્વક થોડીક રામચન્દ્રજીના ગુણોની કથા કહી, પણ પોતે બ્રહ્મવિદ્યામાં પરમ રૂચિવાળા તથા મહા વિજ્ઞાની હતા અને મને, બ્રહ્મોપદેશ સારી રીતે સમજી શકું એવો ધારતા હતા, ॥ ૧ ॥ તેથી તેમણે, પાછળથી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા માંડ્યો, કે બ્રહ્મ કે જે "જન્મથી રહિત, દ્વૈતથી રહિત, નિર્ગુણ, માયાના અધિષ્ઠાનરુપ, પ્રાણ આદિ કાળોથી અથવા અંશોથી રહિત, ક્રિયાઓથી રહિત, નામરુપથી રહિત, અનુભવરુપે જ પ્રકાશતું, અખંડ નિરતીશય પરમાનંદરુપ, ॥ ૨ ॥ મનથી તથા વાણીથી અગમ્ય, નિર્મલ, નિત્ય, વૃદ્ધિ તથા વિપરિણામ આદિ સઘળા વિકારોથી રહિત અને જેને કોઈની પણ ઉપમા લાગુ પડે નહીં

[1] જ્યારે એક એક બ્રહ્મા પડે, ત્યારે એ મુનિનું એક એક રોમ પડતું હતું, તેથી એ મુનિ 'લોમશ' એ નામથી ઓળખાતા હતા.

એવું છે, તે તું છે અને જે તું છે, તે તે છે. જેમ જળ અને તરંગ, એઓમાં કશો ભેદ નથી, તેમ જીવમાં અને બ્રહ્મમાં કશો ભેદ નથી એમ શ્રુતિઓ નિરૂપણ કરે છે." ॥ ૩ ॥ આવી રીતના અનેક પ્રકારોથી લોમશ મુનિએ મને સમજાવવા માંડયો, પણ કોઇ રીતે એ નિર્ગુણ મત, મારા મનમાં આવ્યો જ નહીં. પછી મેં એ મુનિના ચરણોમાં માથું નમાવીને કહ્યું કે, "હે મુનીશ્વર ! મને તો સગુણનું ઉપાસન બતાવો, ॥ ૪ ॥ કેમ કે, રામચન્દ્રજીની ભક્તિરૂપી જળમાં મારૂં મન માછલાં જેવું થઇ રહ્યું છે, તે તેમાંથી કેમે કરી જૂદું પડે એમ નથી. દયા કરીને મને તો એવો ઉપદેશ કરો, કે જેથી હું મારાં નેત્રોવતે રામચન્દ્રજીને દેખું. ॥ ૫ ॥ પ્રથમ નેત્રો ભરીને રામચન્દ્રજીને નિરખી લઉં, તો પછી નિર્ગુણ ઉપદેશ સાંભળું." હે ગરૂડજી ! આ પ્રમાણે મારાં વચનો સાંભળીને તે મુનિએ મને અનુપમ હરિકથા સંભળાવી, પરંતુ તેમાં પણ છેવટ સગુણ મતનું ખંડન કરીને નિર્ગુણ મતનું નિરૂપણ કર્યું. ॥ ૬ ॥ આ સમયમાં હું, નિર્ગુણ મતનું ખંડન કરી, ઘણા આગ્રહથી સગુણનું પ્રતિપાદન કરવા લાગ્યો અને મે તે સબંધી વિવાદમાં લોમશ મુનિને ઉત્તર પ્રત્યુત્તરો પણ ઘણા જ આપ્યા. આથી લોમશ મુનિના ચિત્તમાં ક્રોધનાં ચિન્હો દેખાવા લાગ્યાં. ॥ ૭ ॥ હે ગરૂડજી સાભળો. અત્યંત તિરસ્કાર કરવાથી જ્ઞાનીઓનાં હૃદયોમાં પણ ક્રોધ ઉપજે છે. જુવો કે ચંદન કે જે અત્યંત શીતલ છે, તેનું પણ જો કોઈ માણુસ અત્યંત સંઘર્ષણ કરે, તો તે ચંદનમાંથી પણ અગ્નિ ઉત્પન્ન થાય છે. ॥ ૮ ॥

दो०—बारहिं बार सकोपि मुनि, करहिं निरुपण ज्ञान ॥
मैं अपने मन बैठि तब, करों विविध अनुमान ॥ १७३ ॥
क्रोध कि द्वैत बुद्धि विनु, द्वैत कि विनु अज्ञान ॥
मायावश परिछिन्न जड, जीव कि ईश समान ॥ १७४ ॥

લોમશ મુનિ, વારંવાર કોપ કરીને નિર્ગુણ જ્ઞાનનું નિરુપણ કરવા લાગતાં, તે સમયે હું બેઠો બેઠો પોતાના મનમાં વિવિધ તર્કો કરવા લાગો કે, ॥૧૭૩॥ "દ્વૈત બુદ્ધિ વિના ક્રોધ હોય કે ? અને અજ્ઞાન વિના દ્વૈત બુદ્ધિ હોય કે ? ન જ હોય. તો આ ઉપરથી લોમશ મુનિને પોતાને પણ દ્વૈત બુદ્ધિ અને દ્વૈત બુદ્ધિનું મૂળ અજ્ઞાન હોય, એમ સિદ્ધ થાય છે. જીવ કે જે માયાને વશ, દેશ, કાલ વગેરેના પરિચ્છેદવાળો અને અલ્પજ્ઞ છે, તે કદી પણ ઈશ્વર સમાન બની શકે કે ? ॥ ૧૭૪ ॥

चौ०—कबहुँक दुःख सब कर हित ताके । तेहि कि दरिद्र परस मणि जाके ॥
कामी पुनि कि रहै निकलंका । परद्रोही कि होइ निःशंका ॥ १ ॥
वंश कि रह द्विज अनहित किन्हे । कर्म कि होई स्वरुपहि चिन्हे ॥
काहू सुमति कि खल संग जामी । शुभ गति पाव कि पर त्रिय गामी ॥२॥
राज कि रहै नीति विनु जाने । अघ कि रहैं हरि चरित बखाने ॥
भव कि परहिं परमारथ विंदक । सुखी कि होइँ कबहुँ परनिंदक ॥ ३ ॥
पावन यश कि, पुण्य विन होई । विनु अघ अयश कि पावै कोई ॥

लाभ कि कछु हरि भक्ति समाना । जेहि गावहिं श्रुति संत पुराना ॥ ४ ॥
हानि कि, जग इति सम कछु भाइ । भजीय न रामहिं नर तनु पाई ॥
अघ कि होइ तामस सम आना । धर्म कि दया सरिस हरियाना ॥ ५ ॥
इहि विधि अमित युक्ति मन गुणेउँ । मुनि उपदेश न सादर सुनेउँ ॥
पुनि पुनि सगुण पक्ष मइँ रोपा । तब मुनि बोले वचन सकोपा ॥ ६ ॥
मूढ परम सिख देउ न मानेसि । उत्तर प्रत्युत्तर बहु आनेसि ॥
सत्य वचन विश्वास न करही । वायस इव सबही सन डरही ॥ ७ ॥
शठ सपक्ष तव हृदय विशाला । सपदि होहि पक्षी चंडाला ॥
लीन्ह शाप मैं शीश चढाई । नहिं कछु भय न दीनता आई ॥ ८ ॥

જીવ જો નિરતિશય પરમાનંદાત્મક પરબ્રહ્મરુપ જ હોય, તો તેને કદી પણ દુઃખ થવું સંભવે કે ? જેની પાસે સ્પર્શ મણિ ( પારસ મણિ ) હોય, તે પુરુષ કદી પણ દરિદ્ર થાય કે? જેમ કામી પુરુષ કદી પણ નિષ્કલંક હોવો સંભવે જ નહીં અને પરદ્રોહી કદી પણ નિર્ભય હોવો સંભવે જ નહીં, ॥૧॥ તેમ દુઃખાદિકને વશ રહેનારો જીવ, કદી પણ પરબ્રહ્મ હોવો સંભવે જ નહીં. જેમ બ્રાહ્મણોનું ભુંડું કરવાથી વંશ રહે નહીં, સ્વરૂપજ્ઞાન થયાથી કર્મ રહે જ નહી, ॥ ૨ ॥ નીતિ નહીં જાણ્યાથી રાજ્ય રહે જ નહીં, ભગવચ્ચરિત્ર ગાવાથી પાપ રહેજ નહીં, પરમાર્થ જાણ્યાથી સંસાર પાત રહે જ નહીં અને પરાઈ નિન્દા કરવાથી સુખ રહે જ નહીં ॥ ૩ ॥ તેમ પરબ્રહ્મને જાણ્યાથી ક્રોધાદિક રહે જ નહીં. લોમશ મુનિના મનમાં ક્રોધ ઉત્પન્ન થયેલો જોવામાં આવે છે, તેથી તેમને બ્રહ્મજ્ઞાન છે જ નહીં, એમ સિદ્ધ થાય છે. જેમ પુણ્ય વિના સુયશ થાય નહીં, તેમ સગુણની ઉપાસના વિના પરમાનંદ થાય જ નહીં. જેમ પાપ વિના અપયશ થાય નહીં, તેમ અજ્ઞાન વિના ક્રોધ થાય જ નહીં. હરિભક્તિ સમાન બીજો કયો લાભ છે ? કોઈ પણ નથી. શ્રુતિઓ, પુરાણો તથા સંતો પણ, હરિભક્તિને જ મોટો લાભ કહે છે ॥ ૪ ॥ મનુષ્ય શરીરને પામીને, રામચન્દ્રજીને ભજીએ નહીં, એ સમાન આ જગતમાં બીજી કઈ હાનિ છે ! ક્રોધ સમાન બીજું કોઇ પણ પાપ હોય કે ! અને દયા સમાન બીજો કોઈ પણ ધર્મ હોય કે !" ॥ ૫ ॥ હે ગરૂડજી મેં આ પ્રમાણે અનેક યુક્તિઓ ગોઠવ્યા કરી અને મુનિનો ઉપદેશ આદરપૂર્વક સાંભળ્યો નહીં, એટલું જ નહીં પણ વારંવાર નિર્ગુણ પક્ષનું ખંડન કરીને સગુણ પક્ષનું મંડન કરવા માંડયું. આથી લોમશ મુનિ કોપયુક્ત થઈને બોલ્યા કે ॥ ૬ ॥ " હે મૂઢ ! હું ઉત્તમમાં ઉત્તમ ઉપદેશ આપું છું, તેને તું માનતો નથી અને ઉલટો સામા ઘણા ઘણા ઉત્તર પ્રત્યુત્તરો લાવે છે. તું સત્ય વચન ઉપર વિશ્વાસ કરતો નથી. પણ જેમ કાગડો, સર્વથી ડરે, તેમ તું ઉત્તમ ઉપદેશથી ડરે છે. ॥ ૭ ॥ હે શઠ ! તારા હૃદયમાં ભારે ડાંડાઈ છે, માટે તું તુરત ચાંડાલ પક્ષિ (કાગડો) થઇ જા." હે ગરૂડજી ! મેં લોમશ મુનિના એ શાપને માથે ચઢાવી લીધો. એ આપ્યાથી મારા મનમાં કશો પણ ભય થયો નહીં અને દીનતાપણ આવી નહીં. ॥ ૮ ॥

दो०—तुरत भयउ मैं काक तब, पुनि मुनि पद शिर नाई ॥
सुमिरि राम रघुवंश मणि, हर्षित चलेउ उडाई ॥ १७५ ॥

એ સમયમાં શાપના પ્રભાવથી હું તુરત જ કાગડો થઇ ગયો. એ સ્થિતિમાં પણ હું વારંવાર લોમશ મુનિના ચરણોમાં માથું નમાવી, રઘુવંશમાં મણિરૂપ શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરી, રાજી જ થઈને ત્યાંથી ઉડી નીકળ્યો. ॥ १७५ ॥

दो०—उमा जो राम चरण रत, विगत काम मद क्रोध ॥
निज प्रभुमय देखत जगत, कासों करहिं विरोध ॥ १७६ ॥

હે પાર્વતી ! જેઓ, રામચન્દ્રજીના ચરણોમાં જ પ્રીતિવાળા હોય અને કામથી, ક્રોધથી તથા મદથી રહિત હોય, તેઓ, સર્વ જગતને પોતાના પ્રભુમય દેખતા હોય છે, માટે કોનાથી વિરોધ કરે ? ॥ १७६ ॥

चौ०—सुन खगेश नहिं कछु ऋषि दूषण । उर प्रेरक रघुवंश विभूषण ॥
कृपासिन्धु मुनि मति कर भोरी । लीन्ही प्रेम परीक्षा मोरी ॥ १ ॥
मन क्रम बचन मोहि जन जाना । मुनि मति पुनि फेरी भगवाना ॥
ऋषि मम सहज शीलता देखी । रामचरण विश्वास विशेषी ॥ २ ॥
अति विस्मय पुनि पुनि पछिताई । सादर मुनि मोहिं लीन्ह बुलाई ॥
मम परितोष विविध विधि कीन्हा । हर्षित राम मंत्र मोहिं दीन्हा ॥ ३ ॥
बालक रूप राम कर ध्याना । कहेउ मोहिं मुनि कृपानिधाना ॥
सुन्दर सुखद मोहिं अति भावा । सो प्रथमहिं मैं तुमहिं सुनावा ॥ ४ ॥
मुनि मोहिं कछु काल तहँ राखा । राम चरित मानस सब भाषा ॥
सादर यह मोहिं कथा सुनाई । पुनि बोले मुनि गिरा सुहाई ॥ ५ ॥
राम चरित सर गुप्त सुहावा । शंभु प्रसाद तात मैं पावा ॥
तोहिं निज भक्त राम कर जानी । ताते मैं सब कहेउँ बखानी ॥ ६ ॥
राम भक्ति जिनके उर नाहीं । कबहुँ न तात कहिय तेहि पाहीं ॥
मुनि मोहिं विविध भाँति समुझावा । मैं सप्रेम मुनिपद शिर नावा ॥ ७ ॥
निज कर कमल परशि मम शीशा । हर्षित आशिष दीन्ह मुनीशा ॥
राम भक्ति अविरल उर तोरे । बसहि सदा प्रसाद अब मोरे ॥ ८ ॥

હે ગરૂડજી ! સાંભળો. મને શાપ આપ્યો, તેમાં મુનિનો કશો દોષ ન હતો. કેમ કે, અંતર્યામી રામચંદ્રજીએ જ તેમના હૃદયમાં એવી પ્રેરણા કરી હતી. કૃપાના સમુદ્રરૂપ રામચંદ્રજીએ, મુનિની મતિને ભોળી કરી નાખીને મારા પ્રેમની જ પરીક્ષા કરી. ॥ १ ॥ પ્રભુ રામચંદ્રજીએ, મને મનથી તથા વચનથી, પોતાનો ખરો ભક્ત જાણીને પાછી તુરત જ મુનિની બુદ્ધિને ફેરવી દીધી. મુનિએ, મારી સ્વાભાવિક સરલતાને તથા રામચંદ્રજીના

ચરણોની ઉપર મારા વિશેષ વિશ્વાસને જોઈ. ॥ ૨ ॥ અત્યંત વિસ્મય પામી, વારંવાર હૃદયમાં પસ્તાઈ, પ્રેમપૂર્વક મને પાછો બોલાવી લઈ, ઘણી ઘણી રીતે રાજી કરીને પરમ હર્ષથી મને રામમંત્રનો ઉપદેશ આપ્યો. ॥ ૩ ॥ અને તેની સાથે રામચંદ્રજીનાં બાલકસ્વરૂપનું ધ્યાન કરવાની પદ્ધતિ પણ બતાવી, કે જે પદ્ધતિ મેં તમને પ્રથમ જ સંભળાવી છે. ॥ ૪ ॥ મુનિએ થોડાક કાળસુધી મને પોતાના આશ્રમમાં જ રાખ્યો અને સઘળું રામ ચરિત્ર માનસ સંભળાવ્યું. મને પ્રેમપૂર્વક આ કથા સંભળાવીને એ મુનિ, સુંદર વાણી બોલ્યા કે, ॥ ૫ ॥ "રામ ચરિત્ર માનસ કે, જે અતિ ગોપ્ય તથા અતિ સુંદર છે, તે સદાશિવની કૃપાથી મને પ્રાપ્ત થયું છે. મેં તમને રામચંદ્રજીના નિજભક્ત જાણી, એ રામ ચરિત્ર માનસ વર્ણવીને કહી સંભળાવ્યું છે. ॥ ૬ ॥ હે તાત ! જેના હૃદયમાં રામ ભક્તિ ન હોય, તેની પાસે આ કદી પણ કહેવું નહીં." આ પ્રમાણે મુનિએ મને ઘણી ઘણી રીતે સમજાવ્યો. પછી મેં પ્રીતિપૂર્વક તેમનાં ચરણોમાં માથું નમાવતાં, ॥ ૭ ॥ તે મુનીશ્વરે પોતાનું હસ્તકમળ મારા માથાપર ધરી પ્રસન્નતાથી મને આશીર્વાદો દીધા કે "મારી કૃપાને લીધે તારા હૃદયમાં રામભક્તિ સંપૂર્ણ અને નિશ્ચલ રહેશે. ॥ ૮ ॥

दो०—सदा राम प्रिय होव तुम, शुभ गुण भवन अमान ॥
कामरूप इच्छा मरण, ज्ञान विराग निधान ॥ १७७ ॥
जेहि आश्रम तुम वसव पुनि, सुमिरत श्रीभगवंत ॥
व्यापिहि तहँ न अविद्या, योजन एक पर्य्यन्त ॥ १७८ ॥

તું સર્વદા રામને પ્રિય રહેશે, શુભ ગુણોના ઘરરૂપ થશે અને નિરભિમાન રહેશે, તને ઇચ્છા પ્રમાણે રૂપો ધરવાની શક્તિ પ્રાપ્ત થશે. તારી ઇચ્છા વિના તને કદી પણ મરણ પ્રાપ્ત થશે નહીં. તું વૈરાગ્યના તથા જ્ઞાનના ભંડારરૂપ થશે. ॥ ૧૭૭ ॥ તું શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરતો કરતો જે આશ્રમમાં રહીશ, તે આશ્રમથી એક યોજન સુધીમાં ક્યાંય પણ અવિદ્યા વ્યાપી શકશે નહીં. ॥ ૧૭૮ ॥

चौ०—काल कर्म गुण दोष स्वभाऊ । कछु दुख तुमहिं न व्यापहिं काऊ ॥
राम रहस्य ललित विधि नाना । गुप्त प्रगट इतिहास पुराना ॥ १ ॥
बिनु श्रम तुम सब जानव सोऊ । नित नव प्रेम राम पद होऊ ॥
जो इच्छा करि हौं मन माहीं । हरि प्रसाद कछु दुर्लभ नाहीं ॥ २ ॥
सुनि मुनि आशिष सुन मति धीरा । ब्रह्म गिरा भइ गगन गँभीरा ॥
एवमस्तु तव वच मुनि ज्ञानी । यह मम भक्त कर्म मन बानी ॥ ३ ॥
सुनि नभ गिरा हर्ष मन भयऊ । प्रेम मगन सब संशय गयऊ ॥
करि बिनती मुनि आयसु पाई । पद सरोज पुनि पुनि शिर नाई ॥ ४ ॥
हर्ष सहित इहि आश्रम आयउँ । प्रभु प्रसाद दुर्लभ वर पायउँ ॥
इहाँ बसत मोहिं सुन खग ईशा । बीते कल्प सात अरु बीशा ॥ ५ ॥
करौं सदा रघुपति गुण गाना । सादर सुनहिं बिहंग सुजाना ॥

जब जब अवध पुरी रघुबीरा । धरहिं भक्त हित मनुज शरीरा ॥ ६ ॥
तब तब जाइ अवध पुर रहऊं । शिशु लीला बिलोकि सुख कहऊं ॥
पुनि उर राखि राम शिशु रूपा । इहि आश्रम आवौं खग भूपा ॥ ७ ॥
कथा सकल मैं तुमहिं सुनाई । काक देह जेहि कारण पाई ॥
कहेउँ तात सब प्रश्न तुम्हारी । रामभक्ति महिमा अति भारी ॥ ८ ॥

કાલ, કર્મ, ગુણ, દોષ તથા સ્વભાવ, એઓ સંબંધી કોઈ પણ દુઃખ તને પ્રાપ્ત થશે નહીં. ઇતિહાસોમાં તથા પુરાણોમાં રામચન્દ્રજીનું જે જે કાંઇ સુન્દર અનેક પ્રકારનું રહસ્ય ગુપ્ત કે પ્રકટ છે,॥ ૧ ॥ તે સઘળું વિના પ્રયાસે તારા જાણવામાં આવશે. તને રામચંન્દ્રજીના ચરણોમાં નિત્ય નવીન પ્રેમ રહેશે. તું મનમાં જે જે વસ્તુની ઇચ્છા કરશે, તે કોઈ પણ વસ્તુ પ્રભુની કૃપાથી તને દુર્લભ રહેશે નહીં. ॥ ૨ ॥ હે ગરૂડજી! લોમશ મુનિએ, એ પ્રમાણે આશીસો આપી, તે સમયમાં આકાશમાંથી ગંભીર બ્રહ્મ વાણી થઇ કે, "હે જ્ઞાની મુનિ! તમારૂં વચન સત્ય થાઓ. આ બ્રાહ્મણ મનથી, કર્મથી તથા વચનથી મારો ભક્ત છે." ॥ ૩ ॥ આકાશવાણી સાંભળવાથી, મારા મનમાં હર્ષ ઉત્પન્ન થયો. હું તો પ્રેમમાં મગ્ન જ થઈ ગયો અને મારો સઘળો સંશય જતો રહ્યો. પછી વિનતિ કરી, મુનિની આજ્ઞા લઈ, તેમના ચરણોમાં વારંવાર માથું નમાવી, ॥ ૪ ॥ પરમ હર્ષ પામીને હું આશ્રમમાં આવ્યો. મને પ્રભુની કૃપાથી દુર્લભ વરદાનો મળ્યાં. હે ગરૂડજી! મને આ આશ્રમમાં રહેતાં સત્યાવીશ કલ્પો વીતી ગયા છે. ( ચૌદ મન્વંતર થાય, ત્યારે એક કલ્પ થયો ગણાય છે. યુગોની એકોતેર ચોકડીનો એક મન્વંતર ગણાય છે. ) ॥ ૫ ॥ હું અહીં સર્વદા રામચન્દ્રજીના ગુણોને ગાયા કરૂં છું અને હંસ આદિ ચતુર પક્ષીઓ, પ્રેમપૂર્વક સાંભળે છે. રામચન્દ્રજી ભકતોના હિતને માટે, જ્યારે જ્યારે અયોધ્યામાં મનુષ્યાવતાર ધરે છે, ॥ ૬ ॥ ત્યારે ત્યારે હું અયોધ્યામાં રહું છું, તેમની બાલલીલાને જોઇ, સુખ પામું છું અને પછી બાલકરુપવાળા રામચન્દ્રજીને હૃદયમાં રાખીને પાછો અહીં આવું છું ॥ ૭ ॥ મને જે કારણથી કાગડાનું શરીર પ્રાપ્ત થયું છે, તે કારણ સંબંધી સઘળી કથા મેં તમને કહી સંભળાવી. હવે તમારા પ્રશ્નોના ઉત્તર દેવાઈ રહ્યા છે. સિદ્ધાંત એ છે કે, રામભક્તિનો મહિમા બહુ પ્રબળ છે. ॥ ૮ ॥

दो०—ताते यह तनु मोहिं प्रिय, भयउ राम पद नेह ॥
निज प्रभु दर्शन पायउँ, गयउ सकल संदेह ॥ १७९ ॥
भक्ति पक्ष हठ करि रहेउँ, दीन्ह महा ऋषि शाप ॥
पुनि दुर्लभ वर पायउँ, देखहु भजन प्रताप ॥ १८० ॥

કાગડાનાં શરીરથી મને રામચંદ્રજીના ચરણોમાં સ્નેહ થયો છે, પોતાના પ્રભુનું દર્શન મળ્યું છે અને સઘળો સંદેહ ટળ્યો છે. તેથી આ કાગડાનું શરીર મને પ્રિય છે.॥૧૭૯॥ હું ભક્તિપક્ષમાં હઠ પકડી રહ્યો, તેથી મહા મુનિએ મને શાપ આપ્યો, પણ પાછાં એવાં તો ઉત્તમ વરદાનો મળ્યાં, કે જેઓ બીજાઓને દુર્લભ છે. ભજનનો પ્રતાપ તો જોઇ લ્યો ॥ ૧૮૦ ॥

चौ०—जो अस भक्ति जानि परिहरहीं । केवल ज्ञान हेतु श्रम करहीं ॥
ते जड कामधेनु गृह त्यागी । खोजत आक फिरहिं पय लागी ॥ १ ॥
सुन खगेश हरिभक्ति विहाई । जो सुख चाहहिं आन उपाई ॥
ते शठ महासिंधु बिनु तरणी । पैरि पार चाहत जड करणी ॥ २ ॥
सुनि भुशुंडके वचन भवानी । बोलेउ गरुड हर्षि मृदु वानी ॥
तव प्रसाद प्रभु मम उर माहीं । संशय शोक मोह भ्रम नाहीं ॥ ३ ॥
सुनेउँ पुनीत राम गुण ग्रामा । तुम्हरी कृपा लहेउँ विश्रामा ॥
एक बात प्रभु पूछौं तोहीं । कहहु बुझाइ कृपानिधि मोहीं ॥ ४ ॥
कहहिं संत मुनि वेद पुराना । नहिं कछु दुर्लभ ज्ञान समाना ॥
सो मुनि तुम सन कहेउँ गुसाईं । नहिं आदरेउ भक्ति की नांईं ॥ ५ ॥
ज्ञानहिं भक्तहिं अंतर केता । सकल कहहु प्रभु कृपानिकेता ॥
सुनि उरगारि वचन सुख माना । सादर बोलेउ काक सुजाना ॥ ६ ॥
ज्ञानहिं भक्तिहिं नहिं कछु भेदा । उभय हरहिं भवसंभव खेदा ॥
नाथ मुनीश कहहिं कछु अंतर । सावधान सोइ सुन विहंग वर ॥ ७ ॥
ज्ञान विराग योग विज्ञाना । य सब पुरुष सुनहु हरियाना ॥
पुरुष प्रताप प्रबल सब भाँती । अबला अबल सहज जड जाती ॥ ८ ॥

હે ગરુડજી ! જેઓ આવી સર્વોત્તમ ભક્તિને છોડી દઈને કેવળ જ્ઞાનને માટે પરિશ્રમ કરે છે, તેઓ, ઘરની કામધેનુને છોડી દઇને દૂધને માટે આકડાને શોધતા ફરે છે. ॥ ૧ ॥ જે માણસ હરિ ભક્તિ વિના બીજા ઉપાયથી સુખની ઇચ્છા કરે છે, તે શઠ તથા જડ કરણીવાળો માણસ, મહા સમુદ્રને વહાણ વિના તરવાની ઈચ્છા કરે છે." ॥૨॥ હે પાર્વતી ! આ પ્રમાણે કાકભુશુંડજીનાં વચનો સાંભળી, ગરુડજી હર્ષ પામીને કોમળ વાણી બોલ્યા કે, "હે પ્રભુ ! આપની કૃપાથી હવે મારા હૃદયમાં સંશય, શોક, મોહ કે ભ્રમ કશું રહ્યું નથી. ॥ ૩ ॥ મેં આપની કૃપાથી, રામચન્દ્રજીના પવિત્ર ગુણોના સમૂહનું શ્રવણ કર્યું અને ચિત્તનો વિશ્રામ મેળવ્યો. હે કૃપાનિધિ ! હવે હું આપને એક વાત પૂછું છું, તે મને સમજાવીને કહો. ॥ ૪ ॥ સંતો, મુનિઓ, વેદો તથા પુરાણો કહે છે કે 'બ્રહ્મજ્ઞાન સમાન બીજું કશુ દુર્લભ નથી.' એ જ્ઞાન લોમશ મુનિએ આપને કહ્યું, પણ આપે ભક્તિના આદર જેવો તે જ્ઞાનનો આદર કર્યો નહીં. ॥ ૫ ॥ માટે જાણવા માગું છું કે, ભક્તિમાં અને જ્ઞાનમાં કેટલો અંતર છે ? હે કૃપાનિધાન ! આ સઘળો વિષય મને કહો." ગરુડજીનાં વચનો સાંભળી મહા પ્રવીણ કાકભુશુંડજી, સુખ માનીને પ્રેમપૂર્વક બોલ્યા કે, ॥ ૬ ॥ "જ્ઞાન પણ સંસારથી ઉત્પન્ન થયેલા ખેદોનું હરણ કરે છે અને ભક્તિ પણ સંસારથી ઉત્પન્ન થયેલા ખેદોનું હરણ કરે છે અને ભક્તિ પણ સંસારથી ઉત્પન્ન થયેલા ખેદોનું હરણ કરે છે, માટે એ વિષયમાં તો બન્નેને કશો અંતર નથી. પરંતુ હે નાથ ગરૂડજી ! મુનીશ્વરો, જે વિષયમાં જ્ઞાન અને ભક્તિ વચ્ચે અંતર કહે છે, તે વિષય, નીચે પ્રમાણે છે, તે સાવધાન થઇને શ્રવણ કરો. ॥ ૭ ॥ જ્ઞાન, વિજ્ઞાન, વૈરાગ્ય અને

યોગ, એ સઘળા પુરૂષ જાતિ છે અને ભક્તિ સ્ત્રી જાતિ છે. સર્વ પ્રકારે પુરૂષ જાતિ પ્રબલ પ્રભાવવાળી હોય છે અને સ્ત્રી જાતિ સર્વ પ્રકારે નિર્બળ, કોમળ તથા જડ હોય છે, એ સ્વાભાવિક નિયમ પ્રમાણે જો કે ભક્તિને, જ્ઞાન કરતાં ઓછી શક્તિવાળી માનવી જોઈએ, તોપણ સ્ત્રીઓમાં પુરૂષને વશ કરી લેવાનો અસાધારણ ગુણ હોય છે, તેથી ભક્તિ રામચંદ્રજીને તુરત વશ કરી લે છે, માટે જ્ઞાન કરતાં ભક્તિ ઉત્તમ છે. ॥ ૮ ॥

दो०—पुरुष त्याग शक नारिहिं, जो विरक्त मति धीर ॥
न तु कामी विषय विवस, विमुख जो पद रघुवीर ॥ १८१ ॥

જે પુરૂષ, વિરક્ત તથા ધીર બુદ્ધિવાળા હોય, તેઓ, સ્ત્રીઓનો ત્યાગ કરી શકે છે, પણ જેઓ, કામી, વિષયોને વશ તથા રામચંદ્રજીના ચરણોથી વિમુખ હોય, તેઓ, સ્ત્રીઓનો ત્યાગ કરી શકતા નથી. ( ભક્તિના વિષયમાં રામચંદ્રજીને, કામી પુરૂષની ઉપમા આપવામાં કશો બાધ નથી. કેમ કે, જેમ કામી પુરૂષ પ્યારી સ્ત્રીનો અનાદર કરી શકે જ નહીં, તેમ રામચંદ્રજી, ભક્તિનો અનાદર કરી શકતા જ નથી. ) ॥ ૧૮૧ ॥

सो०—जो मुनि ज्ञान निधान, मृग नयनी विधु मुख निरखि ॥
विकल होंई हरियान, नारि विश्व माया प्रगट ॥ १६ ॥

જે મહા જ્ઞાની મુનિઓ હોય, તેઓ પણ, હરિણીનાં સરખાં નેત્રોવાળી અને ચંદ્રસરખાં મુખવાળી સ્ત્રીને જોઈને, વિકલ થઇ જાય છે. સ્ત્રીની આ માયા, જગતમાં પ્રસિદ્ધ છે. ( આ પ્રમાણે કેટલાએક મહા જ્ઞાની મુનિઓ પણ ભક્તિના રસમાં લંપટ રહેતા જોવામાં આવે છે, તેથી પણ જ્ઞાન કરતાં ભક્તિની ઉત્તમતા સિદ્ધ થાય છે.) ॥૧૬॥

चौ०—यहाँ न पक्षपात कछु राखों । वेद पुराण संत मत भाखों ॥
मोह न नारि नारिके रुपा । पन्नगारि यह नीति अनुपा ॥ १ ॥
माया भक्ति सुनहु प्रभु दोऊ । नारि वर्ग जानै सब कोऊ ॥
पुनि रघुवीरहि भक्ति पियारी । माया खल नर्त्तकी विचारी ॥ २ ॥
भक्तिहिं सानुकूल रघुराया । ताते तेहि डरपति अति माया ॥
रामभक्ति निरुपम निरुपाधी । वसै जासु उर सदा अबाधी ॥ ३ ॥
तेहि विलोकि माया सकुचाई । करि न शकै कछु निज प्रभुताई ॥
अस विचारि जो मुनि विज्ञानी । याचहिं भक्ति सकल गुण खानी ॥ ४ ॥

હે ગરૂડજી ! હું આ વિષયમાં કશો પક્ષપાત ધરીને બોલતો નથી, પણ જે મતનું વેદોએ, પુરાણોએ તથા સંતોએ, પ્રતિપાદન કર્યું છે, તે જ મત કહું છું. સ્ત્રી, સ્ત્રીના રૂપમાં મોહ ન પામે, એ સ્વાભાવિક વાત છે, માટે માયાને ભક્તિમાં મોહ થતો નથી. ॥ ૧ ॥ માયા અને ભક્તિ એ બન્ને, રામચંદ્રજીની સ્ત્રીઓ છે, એમ સહુ કોઈ જાણે છે, પણ રામચંદ્રજીને તેઓમાં ભક્તિ જ પ્યારી છે. કેમ કે, માયા લોકોને ઠગનારી છે. વળી નાચનારી પણ છે. ॥ ૨ ॥ રામચંદ્રજી, ભક્તિને જ વશ છે, તે કારણને લીધે, ભિખારી માયા ભક્તિથી અત્યંત ડર્યા કરે છે. રામચંદ્રજીની નિરૂપમ તથા નિષ્કામ ભક્તિ જેના

હૃદયમાં સર્વદા અબાધિત રીતે વસે છે, ॥ ૩ ॥ તેને જોઇને માયા સંકોચાઈ જાય છે અને ત્યાં પોતાનો કશો પ્રભાવ બતાવી શકતી નથી. જ્ઞાની મુનિઓ, આ પ્રમાણે વિચારીને જ સર્વ ગુણોના નિધાનરૂપ ભક્તિની માગણી કરે છે. ॥ ૪ ॥

दो०—यह रहस्य रघुनाथ कर, वेग न जाने कोइ ॥
जानेते रघुवर कृपा, स्वप्नेहु मोह न होइ ॥ १८२ ॥

રામચંદ્રજીનું આ રહસ્ય તુરત કોઈના સમજવામાં આવતું નથી. જેના ઉપર રામચંદ્રજીની કૃપા થાય, તેના જ જાણવામાં આવે છે અને જેના જાણવામાં આવે, તેને સ્વપ્નમાં પણ મોહ થતો નથી. ॥ ૧૮૨ ॥

दो०—अवरो ज्ञान भक्ति कर, भेद सो सुनहु प्रवीन ॥
जो सुनि होइ राम पद, प्रीति सदा अविछीन ॥ १८३ ॥

હે પ્રવીણ ગરૂડજી ! જ્ઞાન અને ભક્તિ, એઓ વચ્ચેનો બીજો પણ અંતર કહું છું, તે સાંભળો, કે જે સાંભળવાથી રામચંદ્રજીના ચરણોમાં સર્વદા અખંડ પ્રીતિ રહેશે. ॥ ૧૮૩ ॥

चौ०—सुनहु तात यह अकथ कहानी । समुझत बनै न जात बखानी ॥
ईश्वर अंश जीव अविनाशी । चेतन अमल सहज सुखराशी ॥ १ ॥
सो मायावश भयउ गुसांई । बँध्यो कीर मर्कट की नांई ॥
जड चेतनहिं ग्रंथि परि गई । यदपि मृषा छूटत कठिनई ॥ २ ॥
जब ते जीव भयो संसारी । ग्रंथि न छूट न होइ सुखारी ॥
श्रुति पुराण बहु कहेउ उपाई । छूट न अधिक अधिक अरुझाइ ॥ ३ ॥
जीव हृदय तम मोह विशेषी । ग्रंथि छूटै किमि परै न देषी ॥
अस संयोग ईश जब करई । तबहुँ कदाचित् सो निरुअरई ॥ ४ ॥
सात्विक श्रद्धा धेनु सुहाई । जो हरि कृपा हृदय बस आई ॥
जप तप संयम नियम अपारा । जो श्रुति कह शुभ धर्म अचारा ॥ ५ ॥
ते तृण हरित चरै जब गाई । भाव वत्स शिशु पाय पन्हाई ॥
नोइ निवृत्ति पात्र विश्वासा । निर्मल मन अहीर निज दासा ॥ ६ ॥
परम धर्म मय पय दुहि भाई । अवटै अनल अकाम बनाई ॥
तोष मरुत तब क्षमा जुडावै । धृति सम जामन देइ जमावै ॥ ७ ॥
मुदिता मथै विचार मथानी । दम अधार रज सत्य सुबानी ॥
तब मथि काढि लेइ नवनीता । विमल विराग सुभग सुपुनीता ॥ ८ ॥

હે તાત ! આ અકથનીય વાત સાંભળો, કે જે સમજવાથી જ બને એમ છે, પણ સંપૂર્ણ રીતે કહી શકાય એમ નથી. જીવ, ઈશ્વરના અંશરૂપ અવિનાશી, ચૈતન્યરૂપ, નિર્મળ અને સહજ સુખરૂપ છતાં પણ ॥ ૧ ॥ માયાને વશ થઇને પોપટની પેઠે અને

વાનરાની પેઠે બંધાઇ રહ્યા છે.[1] જડ અને ચૈતન્ય, એઓની ( શરીર અને આત્મા, એઓની ) 'देहोहमस्मि દેહ હું છું.' એવા પ્રકારની ગાંઠ પડી ગઈ છે, કે જે ગાંઠ મિથ્યા છતાં પણ છુટવી કઠણ છે. ॥૨॥ એ ગાંઠ પડી જવાથી જીવ સંસારી બની ગયો છે. ગાંઠ છૂટે નહીં અને જીવ સુખી થાય નહીં એવું બન્યું છે. શ્રુતિઓ અને પુરાણો, એ ગાંઠને છોડી નાખવાના ઘણા ઘણા ઉપાયો બતાવ્યા કરે છે,પણ એ ગાંઠ નહીં છૂટતાં ઉલટી વધારે વધારે જામતી જાય છે. (નિગડ બેસતી જાય છે.)॥૩॥ જીવોના હૃદયમાં મોહરૂપી અંધકાર વિશેષ હોવાને લીધે, તેઓને એ નિગડ ગાંઠ નજરે પણ પડતી નથી, ત્યારે છૂટે તો ક્યાંથી જ. જો ઈશ્વર સાનુકૂલ થઇને નીચે પ્રમાણે સંયોગ બતાવી દે તો કદાચ એ ગાંઠ છૂટે એવો સંભવ થાય છે. ॥ ૪ ॥ જો ઈશ્વરની કૃપાથી સાત્વિક શ્રદ્ધારૂપી ગાય હૃદયરૂપી ગોશાળામાં આવીને વસે. એ ગાય, જો જપ, તપ તથા અપાર યમ, નિયમો આદિ વેદોક્ત શુભ ધર્મો તથા ॥ ૫ ॥ શુભાચારોરૂપી લીલાં ખડોને ચરે તથા ભાવ ( પ્રેમ ) રૂપી વાછડાના યોગથી પ્રાસવો મૂકે, જો તાબેદાર કરી રાખેલો નિર્મળ મનરૂપી ગોવાળ નિવૃત્તિરૂપી નોઝણાંથી તે ગાયને બાંધી, વિશ્વાસરૂપી પાત્રમાં ॥ ૬ ॥ પરમ ધર્મરૂપી દૂધ દૂવે, જે એ દૂધને નિષ્કામપણારૂપી અગ્નિપર મૂકીને ઓટવામાં આવે, જો ઓટ્યા પછી ક્ષમા નામની દાસી, તે દૂધને સંતોષરૂપી પવનથી ઠંડું પાડી, ધીરજરૂપી મેળવણ નાખીને જમાવે, ॥ ૭ ॥ પછી જો મુદિતાવૃત્તિ ( અન્યનું સુખ જોઇને પ્રસન્નતા ) નામની દાસી, દમ ( ઇંદ્રિયનિગ્રહ ) રૂપી થાંભલીમાં સત્ય વાણીરૂપી દોરીથી વિચારરૂપી રવાઈ બાંધી, તે રવાઈથી મથન કરે ( વલોવે ) તથા મથન કરી, નિર્મલ વૈરાગ્યરૂપી ઉત્તમ પવિત્ર માંખણને કાઢી લ્યે, ॥ ૮ ॥

दो०–योग अग्नि करि प्रगट तब, कर्म शुभाशुभ लाई ॥
बुद्धि सिरावै ज्ञान घृत, ममता मल जर जाई ॥ १८४ ॥
तब विज्ञान निरुपिणी, बुद्धि विशद घृत पाई ॥
चित्त दिया भरि धरै दृढ, समता दिअटि बनाई ॥ १८५ ॥
तीन अवस्था तीन गुण, तेहि कपासते काढि ॥
तुल तुरीय संवारि पुनि, वाती करै सुगाढि ॥ १८६ ॥

પછી જો બુદ્ધિરૂપી મુખ્ય સ્ત્રી, યોગરૂપી અગ્નિને પ્રકટ કરી, શુભાશુભ કર્મોરૂપી કાણોને સળગાવી, તેમાંથી મમતારૂપી છાશ બળી જાય, એવી રીતે એ માંખણને તાવે તથા તાવી, ॥ ૧૮૪ ॥ વિજ્ઞાનરૂપી શુદ્ધ ઘી લઈ લઈને ચિત્તરૂપી કોડિયામાં સારી પેઠે ભરે,તે પછી જો સમતારૂપી દાસી, ॥૧૮૫॥ ત્રણ અવસ્થાઓરૂપી કપાસમાંથી સત્વ આદિ ગુણોરૂપી કપાશીઆઓને કહાડી નાખી, તુરિયાવસ્થારૂપ ( સાક્ષીપણારૂપ) ચોખ્ખાં રૂની દૃઢ વાટ બનાવે, ॥ ૧૮૬ ॥

---

૧ પોપટ પોતાની ભૂલથી જ નળકીમાં બંધાઈ જાય છે. અને વાનરો સાકડા વાસણમાં હાથ નાખી, મુઠી વાળી લેવારૂપ પોતાની ભૂલથી જ ફસાઈ જાય છે.

सो०—यहि विधि लै सौ दीप, तेजराशि विज्ञानमय ॥
जातहिं तासु समीप, जरहिं मदादिक शलभ सब ॥ १७ ॥

અને છેવટ બુદ્ધિરૂપી મુખ્ય સ્ત્રી બ્રહ્મજ્ઞાનરૂપી તેજોમય દીવાને પ્રકટે તો તે દીવાની પાસે જતાં જ મદ આદિ પતંગીઆઓ ભસ્મ થઈ જાય જ છે. ॥ ૧૭ ॥

चौ०—सोहमस्मि इति वृत्ति अखंडा । दीप शिखा सोइ परम प्रचंडा ॥
आतम अनुभव सुख सुप्रकाशा । तब भव मूल भेद भ्रम नाशा ॥ १ ॥
प्रबल अविद्या कर परिवारा । मोह आदि तम मिटै अपारा ॥
तब सोइ बुद्धि पाइ उजियारी । उर गृह बैठि ग्रन्थि निरुआरी ॥ २ ॥
छोरन ग्रंथि पाव जो सोई । तब यह जीव कृतारथ होई ॥
छोरत ग्रंथि जानि खगराया । विघ्न अनेक करै तब माया ॥ ३ ॥
ऋद्धि सिद्धि प्रेरे बहु भाई । बुद्धिहि लोभ दिखावै जाई ॥
कल बल छल करि जाय समीपा । अंचल वात बुझावै दीपा ॥ ४ ॥
होई बुद्धि जो परम सयानी । तिन्ह तन चितवन अनहित जानी ॥
जो तेहि विघ्न बुद्धि नहिं बाधी । तौ बहोरि सुर करहिं उपाधी ॥ ५ ॥
इन्द्रिय द्वार झरोखा नाना । तहँ तहँ सुर बैठे करि थाना ॥
आवत देखहिं विषय बयारी । ते हठि देहिं कपाट उघारी ॥ ६ ॥
जब सो प्रभंजन उर गृह जाई । तबहिं दीप विज्ञान बुझाई ॥
ग्रंथि न छूट मिटा सो प्रकाशा । बुद्धि विकल भइ विषय बतासा ॥ ७ ॥
इंद्रिय सुरन्ह न ज्ञान सुहाई । विषय भोग पद प्रीति सदाई ॥
विषय समीर बुद्धिकृत भोरी । तेहि विधि दीपको बार बहोरी ॥ ८ ॥

'सोहमस्मि તે પરબ્રહ્મ હું છું' એવા પ્રકારની જે અખંડ વૃત્તિ રાખવામાં આવે, એ જ એ દીવાની પ્રચંડ શિખા છે. આ શિખાથી જીવન્મુક્તપણાના સુખ દેખાવારૂપ પ્રકાશ થાય, ત્યારે સંસારના મૂળરૂપ ભેદભ્રમ નષ્ટ થઈ જાય છે ॥ ૧ ॥ અને અવિદ્યાના પ્રબલ પરિવારાત્મક મોહાદિ અંધકાર નષ્ટ થઈ જાય છે. આવા અજવાળાને મેળવી, હૃદયરૂપી ઘરમાં બેસીને તે બુદ્ધિરૂપ મુખ્ય સ્ત્રી જ પહેલી 'देहोहमस्मि,' એ ગાંઠને છોડવા માંડે છે. ॥ ૨ ॥ એ ગાંઠ જો છૂટી જાય, તો તે સમયે જ જીવ કૃતાર્થ થઈ જાય છે, એ નિસ્સંશય વાત છે, પરંતુ હે ગરૂડજી ! એ ગાંઠને છોડવામાં આવતી જાણીને, તે સમયે માયા અનેક વિઘ્નોને પ્રેરે છે. ॥ ૩ ॥ માયાએ પ્રેરેલી ઘણા ઘણા પ્રકારની ઋદ્ધિ સિદ્ધિઓરૂપી સ્ત્રીઓ, બુદ્ધિને કેટલીએક લાલચો બતાવે છે અને કળાથી તથા છળ બળથી પાસે જઈ, પોતાના છેડાઓથી પેલા દીવાને બૂઝાવી નાખે છે. ॥ ૪ ॥ જો જીવની બુદ્ધિરૂપી મુખ્ય સ્ત્રી, પરમ ચતુર હોય, તો ઋદ્ધિ સિદ્ધિઓને અત્યંત અહિતરૂપ જાણીને તેઓની સામે પણ જુવે નહીં અર્થાત્ તેઓનો અત્યંત અનાદર જ કરે. જો બુદ્ધિ, એ ઋદ્ધિ સિદ્ધિઓરૂપી વિઘ્નોમાંથી બચે, તો પછી દેવતાઓ, તેને પોતપોતાના

લોકોના ભોગો, ભોગવવા આવવા માટે લલચાવે છે. ॥ ૫ ॥ ઇન્દ્રિયોનાં દ્વારોરૂપી ઝરોખાઓમાં, તે તે સ્થલોમાં, અનેક દેવતાઓ[1], ઠેકાણું કરી, બેઠેલા છે, તેઓ પણ વિષયરૂપી પવનને આવતો જોઈ, હઠ વાપરીને કમાડોને ઉઘાડી નાખે છે ॥ ૬ ॥ અને એમ થવાથી વિષયરૂપી પવન, હૃદયરૂપી ઘરની અંદર જાય છે કે તુરત જ પેલો જ્ઞાનરૂપી દીવો બુઝાઈ જાય છે. આમ થાય તો ગાંઠ પણ નહીં છૂટતાં અને પ્રકાશ પણ ટળી જતાં, બુદ્ધિ, વિષયરૂપી પવનથી વ્યાકુલ થઇ જાય છે. ॥ ૭ ॥ ઇંદ્રિયોના દેવતાઓને બ્રહ્મજ્ઞાન ગમતું નથી. એઓને તો સર્વદા વિષયો ઉપર જ પ્રીતિ છે. વિષયરૂપી પવન બુદ્ધિને વ્યાકુલ કરી નાખે, તો પછી ફરીવાર એ દીવો કોણ બાળે ? ॥ ૮ ॥

दो०—तब फिर जीव विविध विधि, पावै संसृति कलेश ॥
हरि माया अति दुस्तर, तरि न जाइ विहँगेश ॥ १८७ ॥

હે પક્ષીઓના રાજા ગરૂડજી ! જ્ઞાનરૂપી દીવો બુઝાઈ જતાં, જીવ પાછો સંસારના અનેક પ્રકારના ક્લેશોને પ્રાપ્ત થાય છે તેથી પ્રભુની માયા અત્યંત દુસ્તર છે માટે તેથી સેહેજ પણ તરી શકાતી નથી. ॥ ૧૮૭ ॥

दो०—कहत कठिन समुझत कठिन, साधन कठिन विवेक ॥
होइ घुणाक्षर न्याय जो, पुनि प्रत्यूह अनेक ॥ १८८ ॥

બ્રહ્મજ્ઞાન કહેવું કઠણ છે, સમજવું કઠણ છે અને તેનાં સાધનો કરવાં પણ કઠણ છે, તેથી તે ઘણું કરીને યથાર્થ ઉત્પન્ન થવાનો સંભવ જ થોડો છે, પરંતુ તે જો ઘુણાક્ષર ન્યાયથી[2] ઉત્પન્ન થાય, તોપણ પાછાં ઉપર કહ્યા પ્રમાણે અનેક વિઘ્નો નડે છે. ॥ ૧૮૮ ॥

चौ०—ज्ञानकि पंथ कृपाण कि धारा । परत खगेश होइ नहिं वारा ॥
जो निर्विघ्न पंथ निर्वहई । सो कैवल्य परम पद लहई ॥ १ ॥
अति दुर्लभ कैवल्य परम पद । संत पुराण निगम आगम वद ॥
राम भजत सोइ भक्ति गुसांई । अन इच्छित आवै बरि आई ॥ २ ॥
जिमियल बिनु जल रहि न शकाई । कोटि भाँति कोउ करै उपाई ॥
तथा मोक्ष सुख सुन खगराई । रहि न शकै हरि भक्ति विहाई ॥ ३ ॥
अस विचारि हरि भक्ति सयाने । मुक्ति निरादरि भक्ति लुभाने ॥
भक्ति करत बिन यतन प्रयासा । संसृति मूल अविद्या नासा ॥ ४ ॥
भोजन करिय तृप्ति हित लागी । जिमि सो अन्न पचवै जठरागी ॥
अस हरि भक्ति सुगम सुखदाई । को अस मूढ न जाहि सुहाई ॥ ५ ॥

---

૧ મુખનો અગ્નિ, જીભનો વરુણ, ચક્ષુનો સૂર્ય, નાકના અશ્વિનીકુમારો, કાનના દિશા, હાથનો ઇન્દ્ર, પગના વિષ્ણુ, મનનો ચંદ્ર, ત્વચાનો વાયુ, ગુદાનો નિર્ૠતિ અને ઉપસ્થનો બ્રહ્મદેવ છે. ૨ ઘણુ નામનો કીડો, લાકડાને ફોલે છે, તેમાં ફોલતાં ફોલતાં કોઈ વખતે અકસ્માત્ એકાદ અક્ષર બની જાય છે. એ પ્રમાણે કોઈવાર અકસ્માત્ બની જવું, એ ઘુણાક્ષર ન્યાય કહેવાય છે

બ્રહ્મજ્ઞાનનો માર્ગ તરવારની ધાર[1] જેવો છે, કે જેમાં ચાલનારને, પડી જઈ, કપાઇ મરતાં વાર લાગે એમ નથી. જો એ માર્ગમાં જીવ નિર્વિઘ્ન રીતે પાર પડે, તો કૈવલ્ય મુક્તિ નામના પરમ પદને પામે છે. ॥ ૧ ॥ આમ હોવાને લીધે, કૈવલ્ય મુક્તિ નામનું પરમ પદ અતિ દુર્લભ છે, એમ વેદો, શાસ્ત્રો, પુરાણો અને સંતો કહે છે. આ પ્રમાણે કૈવલ્ય મુક્તિ, કે જે જ્ઞાનના વિકટ માર્ગમાં ચાલવાથી બહુ પરિશ્રમે મળે છે, તે કૈવલ્ય મુક્તિ રામના ભજનરૂપ ભક્તિની આગળ, નહીં ઇચ્છેલી છતાં પણ બલાત્કારથી આવે છે. ॥ ૨ ॥ જેમ કરોડો ઉપાયો કરીએ તોપણ સ્થલ વિના જલ, રહી શકતું જ નથી, તેમ કૈવલ્યમુક્તિરૂપ સુખ, હરિભક્તિ વિના રહી શકતું જ નથી. ચતુર હરિભક્ત જનો, ॥ ૩ ॥ એમ વિચાર કરી, મુક્તિનો અનાદર કરીને, ભક્તિમાં જ લોભાયેલા રહે છે. ભક્તિ કરવાથી વિના યત્ને અને વિના પ્રયાસે સંસારનાં મૂળરૂપ અવિદ્યાનો નાશ થઇ જાય છે. જેમ આપણે તૃપ્તિને માટે ભોજન કરીએ છીએ, તેમાં જઠરાગ્નિથી પોતાની મેળે જ અન્નનો પચાવ થાય છે, તેમ ભક્ત લોકો, રામચન્દ્રજીના આરાધનને માટે, ભક્તિ કરે છે, તેમાં કૈવલ્ય પદ પોતાની મેળે જ પ્રાપ્ત થઈ જાય છે ॥ ૪ ॥ અથવા જેમ તૃપ્તિને માટે ભોજન કરતાં જઠરાગ્નિ, તે અન્નને પકાવી નાખે છે, તેમ રામચંદ્રજીના આરાધનને માટે, ભક્તિ કરતાં પોતાની મેળે પ્રાપ્ત થતો જ્ઞાનરૂપ અગ્નિ, પ્રારબ્ધ કર્મ વગરનાં સઘળાં કર્મોને, ભસ્મ કરી નાખે છે. ( क्षीयते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे. ) હે ગરુડજી ! આ પ્રમાણે બ્રહ્મજ્ઞાન કરતાં, હરિભક્તિ સુગમ છે અને સુખદાયી છે, એવો મૂઢ કોણ હોય ? કે જેને ભક્તિ પ્રિય ન લાગે ? ॥ ૫ ॥

दो०-सेवक सेव्यभाव बिन, भव न तरिय उरगारि ॥
भजहु राम पद पंकज, अस सिद्धांत विचारि ॥ १८९ ॥
जो चेतन कहँ जड करै, जडहि करै चैतन्य ॥
अस समर्थ रघुनायकहि, भजहिं जीव सो धन्य ॥ १९० ॥

હે સર્પોના શત્રુ ! સેવક–સેવ્યભાવ રાખ્યા વિના ( રામચંદ્રજીને સ્વામી અને પોતાને સેવક સમજ્યા વિના ) સંસાર તરી શકાતો નથી, એ સિદ્ધાંતનો વિચાર કરીને રામચન્દ્રજીનાં ચરણારવિન્દોનું ભજન કરો. રામચન્દ્રજી, કે જે વિદ્વાનને મૂર્ખ બનાવી દેવા અને મૂર્ખને વિદ્વાન બનાવી દેવા સમર્થ છે ( જેમણે તમને મોહવશ બનાવી દીધા હતા અને મને નિર્મોહ બનાવી દીધો છે, ) તેમનું જે જીવ ભજન કરે, તે જીવ ધન્યવાદનું પાત્ર છે. ॥ ૧૮૯ ॥ અથવા રામચંદ્રજી કે જે ચૈતન્યને જડ બનાવી દેવા તેથા જડને ચૈતન્ય બનાવી દેવા સમર્થ છે, ( જેમણે અહલ્યાને શિલારૂપ બનાવી દીધી હતી અને તે શિલાને પાછી અહલ્યારૂપ બનાવી દીધી, ) તેમનું જે જીવ, ભજન કરે, તે જીવ ધન્યવાદનું પાત્ર છે. ॥ ૧૯૦ ॥

चौ०-कहेउँ ज्ञान सिद्धांत बुझाई । सुनहु भक्ति मणिकी प्रभुताई ॥
राम भक्ति चिन्तामणि सुन्दर । बसै गरुड जाके उर अन्तर ॥ १ ॥

૧ क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथं तत् कवयो वदन्ति हि.

राम प्रकाश रूप दिन राती । नहिं कछु चहिय दिया घृत बाती ॥
मोह दरिद्र निकट नहिं आवा । लोभ वात नहिं ताहि बुझावा ॥ २ ॥
प्रबल अविद्या तम मिट जाई । हारहिं सकल शलभ समुदाई ॥
खल कामादि निकट नहिं जाहीं । वसे भक्ति मणि जेहि उर माहीं ॥ ३ ॥
गरल सुधा सम अरि हित होई । तेहि मणि बिनु सुख पाव न कोई ॥
व्यापहिं मानस रोग न भारी । जेहिके वश सब जीव दुःखारी ॥ ४ ॥
रामभक्ति मणि उर बस जाके । दुःख लवलेश न स्वप्नेहु ताके ॥
चतुर शिरोमणि ते जगमाहीं । जे मणि लागि सुयत्न कराहीं ॥ ५ ॥
सो मणि यदपि प्रगट जग अहइ । राम कृपा बिनु नहिं कोउ लहइ ॥
सुगम उपाय पाइबे केरे । नर हत भाग्य देत भट भेरे ॥ ६ ॥
पावन पर्वत वेद पुराना । राम कथा रुचिराकर नाना ॥
मर्मी सज्जन सुमति कुदारी । ज्ञान विराग नयन उरगारी ॥ ७ ॥
भाव सहित जो खोदे मानी । पाव भक्ति मणि सब सुख खानी ॥
मोरे मन प्रभु अस विश्वासा । रामते अधिक राम कर दासा ॥ ८ ॥
राम सिंधु घन सज्जन धीरा । चंदन तरु हरि संत समीरा ॥
सब कर फल हरि भक्ति सुहाई । सो बिनु संत न काहू पाई ॥ ९ ॥
अस विचारि जो करु सत्संगा । रामभक्ति तेहि सुलभ विहंगा ॥

હે ગરુડજી ! આ જ્ઞાનનો સિદ્ધાંત મેં તમને સમજાવીને કહ્યો. હવે ભક્તિ-રૂપ ચિન્તામણિનો પ્રભાવ સાંભળો. રામભક્તિરૂપી સુંદર ચિન્તામણિ, જેના હૃદયમાં રહે, ॥ ૧ ॥ તેને રામચન્દ્રજીરૂપી પરમ પ્રકાશ કે જેને દીવો, ઘી કે વાટ કશું જોઈતું નથી, તે રાત દિવસ પાસે ને પાસે રહે છે, મોહરૂપી દારિદ્રય કદી પણ પાસે આવતું નથી, લોભરૂપી પવનથી પ્રકાશ બૂઝાઈ જવાની ધાસ્તી રહેતી નથી, ॥ ૨ ॥ અવિદ્યારૂપી પ્રબલ અંધકાર ટળી જાય છે અને સર્વ કામ, ક્રોધ આદિ પતંગીઆઓનો સમૂહ હારી જઈને પાસે પણ જતો નથી. જેની પાસે એ ભક્તિરૂપ ચિન્તામણિ હોય, ॥ ૩ ॥ તેને ઝેર પણ અમૃતરૂપ થઈ જાય છે અને શત્રુ પણ મિત્રરૂપ થઈ જાય છે. ( જુવો કે મને લોમશ મુનિના શાપરૂપી ઝેર, અમૃતરૂપ થઈ ગયું અને શાપ દેનારા લોમશ મુનિએ શત્રુમાંથી મિત્ર બનીને ઉપદેશ કર્યો. ) એ ભક્તિરૂપી મણિ વિના કોઈને પણ સુખની પ્રાપ્તિ થતી નથી. કામ, ક્રોધ આદિ મનના રોગો, કે જેઓને વશ થઈને સઘળા જીવો દુઃખીઆ થાય છે, ॥ ૪ ॥ તે રોગો, રામભક્તિરૂપી મણિવાળા ચિત્તમાં કદી પણ વ્યાપ્ત થતા નથી. જેના હૃદયમાં રામભક્તિરૂપી મણિ વસે છે, તેને સ્વપ્નમાં પણ લવલેશ માત્ર દુઃખ પ્રાપ્ત થતું નથી. જે પુરૂષ એ મણિને મેળવવા માટે યત્ન કરે, તેજ પુરૂષ જગતમાં ચતુર લોકોનો શિરોમણિ છે, એમ સમજવું. ॥ ૫ ॥ એ મણિ જો કે જગતમાં પ્રસિદ્ધ છે, તોપણ રામચન્દ્રજીની કૃપા વિના કોઈને પ્રાપ્ત થતો નથી. એ મણિ મેળવવાના

ઉપાયો પણ સુગમ છે, પરંતુ અભાગીઆં માણસો તો કામ, ક્રોધાદિકના ધક્કાઓને લીધે, તે ઉપાયોથી દૂર જ રહે છે. ॥ ૬ ॥ હે ગરૂડજી! જે માણસ પ્રેમથી યુક્ત થઈને, વેદો તથા પુરાણોરૂપી પવિત્ર પર્વતોમાં રહેલી રામચન્દ્રજીની કથાઓરૂપી અનેક સુંદર ખાણોને, તેઓના મર્મોને જાણનારા રામભક્તોરૂપી પહાડી લોકોની મદદ લઈ, તથા સુબુદ્ધિરૂપી કોદાળી લઈ, જ્ઞાન તથા વૈરાગ્યરૂપી નેત્રોથી જોઇને ખોદે છે ॥ ૭ ॥ તેઓ, સુખના સ્થાનકભૂત રામભક્તિરૂપ ચિન્તામણિને મેળવી શકે છે. હે ગરૂડજી! મારા મનમાં એવો વિશ્વાસ છે કે, રામચન્દ્રજીના ભક્તો રામચન્દ્રજીથી પણ શ્રેષ્ઠ છે. ॥ ૮ ॥ કેમ કે, જેમ વાદળાંઓ સમુદ્રનાં જળને સર્વત્ર વરસાવે છે, તેમ રામચન્દ્રજીના ભક્તો રામચન્દ્રજીના યશને સર્વત્ર ફેલાવે છે અને જેમ પવનો ચંદનના સુગંધને સર્વત્ર ફેલાવે છે, તેમ રામચન્દ્રજીના ભક્તો, રામચન્દ્રજીના યશને સર્વત્ર ફેલાવે છે. ( જે કામ સમુદ્રથી થતું નથી, તે કામ વાદળાંઓ કરી આપે છે, માટે વાદળાંઓને સમુદ્રથી અધિક ગણવાં જોઇએ અને જે કામ ચંદનથી થતું નથી, તે કામ પવનો કરી આપે છે, માટે પવનોને ચંદનથી અધિક ગણવા જોઇએ, એ ન્યાય સિદ્ધ છે. ) રામચંદ્રજીની ભક્તિ, કે જે સર્વ સાધનોના ફળરૂપ છે, તે ભક્તિ, રામભક્તોનો સંગ કર્યા વિના કોઈને પ્રાપ્ત થતી નથી. ॥ ૯ ॥ હે ગરૂડજી! એમ વિચારીને જેઓ સત્સંગ કરે છે, તેઓને રામચન્દ્રજીની ભક્તિ સુલભ થાય છે. ॥

दो०—ब्रह्म पयोनिधि मंदर, ज्ञान संत सुर आहि ॥
कथा सुधा मथि काढहीं, भक्ति मधुरता जाहि ॥ १९१ ॥

સંત જનોરૂપી દેવતાઓ, વિચારરૂપી મંદરાચલથી વેદરૂપી ક્ષીરસાગરનું મથન કરીને તેમાંથી ભક્તિરૂપી મધુરતાથી ભરેલું કથારૂપી અમૃત કહાડી લે છે. ॥ ૧૯૧ ॥

दो०—विरति चर्म असि ज्ञान मद, लोभ मोह रिपु मारि ॥
जय पाई सोइ हरि भगति, देख खगेश विचारि ॥ १९२ ॥

હે ગરૂડજી! વિચારી જુવો કે, સંત જનોરૂપી દેવતાઓએ, વૈરાગ્યરૂપી ઢાલ અને જ્ઞાનરૂપી તરવારથી, લોભ, મોહ તથા મદરૂપી અસુરોને જિતી લઈને હરિભક્તિના લાભરૂપ વિજય મેળવ્યો છે. " ॥ ૧૯૨ ॥

चौ०—पुनि सप्रेम बोलेउ खगराऊ । जो कृपालु मोहिं ऊपर भाऊ ॥
नाथ मोहिं निज सेवक जानी । सप्त प्रश्न मम कहहु बखानी ॥ १ ॥
प्रथमहिं कहहु नाथ मति धीरा । सबते दुर्लभ कवन शरीरा ॥
बड़ दुःख कवन कवन सुख भारी । सो संक्षेपहि कहहु विचारी ॥ २ ॥
संत असंत मर्म तुम जानहु । तिन्ह कर सहज स्वभाव बखानहु ॥
कवन पुण्य श्रुति विदित विशाला । कहहु कवन अघ परम कराला ॥ ३ ॥
मानस रोग कहहु सब गाई । तुम सर्वज्ञ कृपा अधिकाई ॥
तात सुनहु सादर अति प्रीती । मैं संक्षेप कहौं यह नीती ॥ ४ ॥

नर समान नहिं कवनउ देही । जीव चराचर याचत जेही ॥
नरक स्वर्ग अपवर्ग निशेनी । ज्ञान विराग भक्ति सुख देनी ॥ ५ ॥
सो तनु धरि हरि भजहिं न जे नर । होइँ विषय रति मंद मंदतर ॥
कांच किराच बदलि शठ लेहीं । करते डारि परस मणि देहीं ॥ ६ ॥
नहिं दरिद्र सम दुःख जग माहीं । संत मिलन सम सुख कछु नाहीं ॥
पर उपकार वचन मन काया । संत सहज स्वभाव खगराया ॥ ७ ॥
संत सहहिं दुःख पर हित लागी । पर दुःख हेतु असन्त अभागी ॥
भूरुज तरु सम सन्त कृपाला । पर हित सह नित बिपति विशाला ॥८॥
सन इव खल परबंधन करई । खाल कढाइ विपति सहि मरई ॥
खल विनु स्वारथ पर अपकारी । अहि मूषक इव सुन उरगारी ॥ ९ ॥
परसंपदा विनाश नशाहीं । जिमि कृषि हति हिम उपल विलाहीं ॥
दुष्ट उदय जग आरति हेतू । यथा प्रसिद्ध अधम ग्रह केतू ॥ १० ॥
सन्त उदय सन्तत सुखकारी । विश्व सुखद जिमि इन्दु तमारी ॥
परम धर्म श्रुति विदित अहिंसा । परनिंदा सम अघ न गरिसा ॥ ११ ॥
हरि गुरु निन्दक दादुर होई । जन्म सहस्र पाव तनु सोई ॥
द्विज निन्दक बहु नरक भोग करि । जग जनमैं वायस शरीर धरि ॥ १२ ॥
सुर श्रुति निंदक जो अभिमानी । रौरव नरक परहिं सो प्रानी ॥
होहिं उलूक संत निंदारति । मोह निशा प्रिय ज्ञान भानु गति ॥ १३
सबकी निंदा जो जड करहीं । ते चमगादर होइ अवतरहीं ॥
सुनहु तात अब मानस रोगा । जेहि ते दुख पावहिं सब लोगा ॥१४॥
मोह सकल व्याधिन कर मूला । तेहि ते पुनि उपजैं बहु शूला ॥
काम वात कफ लोभ अपारा । क्रोध पित्त नित छाती जारा ॥ १५ ॥
प्रीति करहिं जो तीनों भाई । उपजै सन्निपात दुखदाई ॥
विषय मनोरथ दुर्लभ नाना । ते सब शूल नामको जाना ॥ १६ ॥
ममता दद्रु कंडु इरषाई । कुष्ठ दुष्टता मन कुटिलाई ॥
अहंकार अति दुःखद डमरुआ । दंभ कपट मद मान नहरुआ ॥ १७ ॥
तृष्णा उदर वृद्धि अति भारी । त्रिविध ईषणा तरुणतिजारी ॥
युग विधि ज्वर मत्सर अविवेका । कहँ लगि कहौं कुरोग अनेका ॥ १८ ॥

એ પ્રમાણે કાકભુશંડજીનાં વચનો સાંભળીને વળી પણ ગરુડજી, પ્રેમપૂર્વક બોલ્યા કે, "હે કૃપાળુ ! જો આપ મારા ઉપર પ્રેમ કરો છો, તો મને પોતાનો સેવક જાણીને નીચે પ્રમાણે મારાં સાત પ્રશ્નોના ઉત્તરો આપો. ॥ ૧ ॥ હે ધીર બુદ્ધિવાળા સ્વામી ! પ્રથમ એ કહો કે, જગતમાં સઘળાં શરીરો કરતાં કયું શરીર દુર્લભ છે ? બીજું સંક્ષેપથી

એ કહો કે, જગતમાં સઘળાં દુઃખો કરતાં કયું દુઃખ મોટું છે ? ॥ ૨ ॥ ત્રીજું એ કહો કે, જગતમાં સઘળાં સુખો કરતાં કયું સુખ મોટું છે ? ચોથું એ કહો કે, સંત જનોનો સ્વભાવ કેવો હોય છે ? અને અસંત જનોનો સ્વભાવ કેવો હોય છે ? પાંચમું એ કહો કે, વેદમાં કહ્યા પ્રમાણે કયું પુણ્ય સર્વ પુણ્યોથી અધિક છે ? છઠ્ઠું એ કહો કે, કયું પાપ સઘળાં પાપોથી પણ અધિક ભયંકર છે ? ॥ ૩ ॥ સાતમું એ કહો કે, માનસિક રોગો કયા કયા કહેવાય છે ? આપ સર્વજ્ઞ છો, અતિ કૃપાળુ છો અને ધીર બુદ્ધિવાળા છો માટે હું પૂછું છું." કાકભુશંડજી બોલ્યા કે, "હે તાત ! હે ગરૂડજી ! હું આ સઘળા વિષયો સંક્ષેપથી કહું છું, તે ધ્યાન દઈને પ્રેમપૂર્વક સાંભળો. ॥ ૪ ॥ મનુષ્ય શરીર સમાન બીજું કોઈ પણ શરીર નથી. મનુષ્ય શરીર, નરકની, સ્વર્ગની તથા મોક્ષની પણ નીસરણી છે, જ્ઞાન આપનારૂં છે, વૈરાગ્ય આપનારૂં છે, ભક્તિ આપનારૂં છે, અને સુખ આપનારૂં પણ છે. સઘળા સ્થાવર જંગમ જીવો મનુષ્ય શરીરની માગણી કરે છે. ॥ ૫ ॥ જે પ્રાણી મનુષ્ય શરીર મળ્યા છતાં, હરિનું ભજન કરે નહીં અને વિષયોમાં લંપટ રહે, તે પ્રાણી નિર્ભાગ્ય કરતાં પણ વધારે નિર્ભાગ્ય છે. મનુષ્ય શરીરને પામી, મોક્ષને માટે યત્ન નહીં કરતાં, સ્વર્ગાદિકનાં સુખને માટે યત્નો કરવા, એ તો હાથમાંથી પારસ મણિને ફેંકી નાખીને મૂર્ખતાથી કાચની કરચોને મેળવવા માટે યત્નો કરવા જેવું છે. ॥ ૬ ॥ જગતમાં દારિદ્રય સમાન બીજું કોઈ પણ દુઃખ નથી, તેમ જ જગતમાં સંત જનોના સમાગમ સમાન બીજું કોઇ પણ સુખ નથી. મનથી, વચનથી તથા કાયાથી પરોપકાર કરવો, એ સંત જનોનો સહજ સ્વભાવ હોય છે. ॥ ૭ ॥ સંત જનો પરાયું હિત કરવાને માટે પોતે દુઃખોને સહન કરે છે અને અભાગીઆ અસંત જનો ( દુર્જનો ) પોતે દુઃખો વેઠીને પણ બીજાઓને દુઃખ દેવામાં જ તત્પર રહે છે. જેમ ભોજપત્રનાં વૃક્ષો, બીજાઓને સુખ દેવા માટે પોતાની ખાલ ( ચાંમડી–છાલ ) ખેંચાવાનું પણ સહન કરે છે, તેમ સંત જનો બીજાઓના હિતને માટે સર્વદા મોટી મોટી વિપત્તિઓને પણ સહન કરે છે. ॥ ૮ ॥ જેમ શણનાં વૃક્ષો, પોતાની ખાલ કહડાવીને પણ બીજાઓને બાંધવામાં કારણભૂત થાય છે, તેમ અસંત જનો પોતે અનેક વિપત્તિઓને સહન કરી તથા છેવટ મરી પૂરૂં દઈને પણ બીજાઓનું ભૂંડું કરવામાં કારણભૂત થાય છે. જેમ સર્પો, પોતાને કશો લાભ નહીં છતાં પરાયાના પ્રાણ લે છે અને ઉંદરો, પોતાનો કશો લાભ નહા છતાં પરાયાં વસ્ત્રોને કાપી નાખે છે, તેમ દુર્જનો, પોતાને કશો લાભ નહીં છતાં, બીજાઓનું અનિષ્ટ કરે છે. ॥ ૯ ॥ જેમ બરફના કરાઓ, ખેતીનો વિનાશ કરીને પોતે પણ નષ્ટ થઈ જાય છે, તેમ દુર્જનો, બીજાઓની સંપત્તિનો વિનાશ કરીને, પોતે પણ નષ્ટ થઈ જાય છે. જગતમાં જેમ દુષ્ટ કેતુઓનો (પૂંછડીઆ તારાઓનો) ઉદય, પીડાનું જ કારણ થઈ પડે, તેમ દુર્જનોનો ઉદય, પીડાનું જ કારણ થઇ પડે છે. ॥ ૧૦ ॥ જેમ સૂર્યનો અને ચંદ્રનો ઉદય જગતના સુખને માટે જ થાય છે, તેમ સંત જનોનો ઉદય સર્વદા જગતનાં સુખને માટે જ થાય છે. વેદમાં પ્રખ્યાત અહિંસારૂપ પરમ ધર્મ સઘળાં પુણ્યોથી અધિક પુણ્યરૂપ છે, અને પરાઈ નિન્દા કરવી, એ સઘળાં પાપોથી અધિક પાપરૂપ છે. અહિંસા જેવું બીજું કોઈ પણ મોટું પુણ્ય નથી અને પરનિંદા જેવું બીજું કોઈ પણ મોટું પાપ નથી. ॥ ૧૧ ॥ હરિની તથા ગુરૂની નિન્દા કરનારો, માણસ હજારૂ જન્મો સૂધી દેડકાંના અવતારને પ્રાપ્ત

થાય છે. બ્રાહ્મણોની નિંદા કરનારો માણસ, ઘણાં ઘણાં નરકોને ભોગવ્યા પછી, જગતમાં કાગડાનો અવતાર પામે છે. ॥ ૧૨ ॥ દેવતાઓની તથા વેદોની નિંદા કરનારો અભિમાની માણસ, રૌરવ નામના નરકમાં પડે છે. સંત જનોની નિંદા કરવામાં રુચિ ધરાવનારો માણસ, ઘૂડનો અવતાર પામે છે, કે જે મનુષ્ય, તે અવતારમાં પણ મોહરૂપી રાત્રિમાં પ્રીતિ અને જ્ઞાનરૂપી સૂર્યમાં અપ્રીતિ હોવાને લીધે ઘૂડના જેવી જ દશાવાળો હોય છે. ॥ ૧૩ ॥ જે મૂર્ખ માણસ, સર્વની નિંદા કરે છે, તે માણસ વડવાંદરી નામના ઉંધે માથે લટકનારાં પક્ષીનો અથવા છાપાંનો અવતાર પામે છે. ( જે ભોજન તથા ઝાડો મુખવડે જ કરે છે. ) ॥ ૧૪ ॥ હે ગરુડજી ! હવે માનસિક રોગો વિષે કહું છું તે સાંભળો. કે જે રોગોથી સર્વ લોકો દુઃખ પામે છે. મોહ, સઘળા માનસિક વ્યાધિઓનું મૂળ છે. કેમ કે, એમાંથી જ અનેક પ્રકારનાં શૂળો ઉત્પન્ન થાય છે. કામ, વાયુરૂપ છે, લોભ અપાર કફરૂપ છે અને ક્રોધ, સર્વદા છાતીને બાળનારા પિત્તરૂપ છે. ॥ ૧૫ ॥ કામ, લોભ અને ક્રોધ, એ ત્રણે ભાઈઓ, જો પરસ્પર પ્રીતિ કરીને એકઠા થાય, તો તેઓથી મહા દુઃખદાયી અહંતા મમતારૂપી સન્નિપાત ઉત્પન્ન થાય છે. દુર્લભ વિષયોના જે અનેક પ્રકારના મનોરથો થાય છે, તેઓ, સર્વ પ્રકારનાં શૂળો છે. એ શૂળો અનંત હોવાથી, તેઓનાં નામો તો કોણ જાણી શકે ? ॥ ૧૬ ॥ જે મમતા છે, તે દાદરરૂપ છે, જે ઈર્ષ્યા છે, તે ખરજરૂપ છે, જે દુષ્ટતા તથા કુટિલતા છે, તે કોઢરૂપ છે, જે અહંકાર છે, તે અતિ દુઃખદાયી જલોદરરૂપ છે, ॥ ૧૭ ॥ જે દંભ, કપટ, મદ તથા માન છે, તેઓ, વાળાઓરૂપ છે, જે તૃષ્ણા છે, તે અત્યંત ભારે ઉદરવૃદ્ધિ નામના રોગરુપ છે, જે પુત્રની, ધનની તથા પ્રતિષ્ઠની ઇચ્છા છે, તે તાજા એકાતરા તાવરુપ છે ॥૧૮॥ અને જે મત્સર તથા અવિવેક છે, તેઓ બબ્બે દોષોથી થયેલા જ્વરોરુપ છે. હે ગરૂડજી ! કુરોગો ( માનસિક રોગો ) અનેક છે, માટે ક્યાંસુધી નામો આપું ? ॥

दो०-एक व्याधिते नर मरहिं, ये असाध्य बहु व्याधि ॥
संतत पीडहिं जीव कहँ, सो किमि लहहिं समाधि ॥ १९३ ॥

માણસ એક રોગથી પણ મરી જાય છે, ત્યારે આ તો ઘણા રોગો છે અને વળી અસાધ્ય છે, માટે તેઓ વિષે કહેવું જ શું ? આ રોગોથી જે હમ્મેશ પીડાયા કરતો હોય, તે માણસ, ઈશ્વરનું ધ્યાન કેમ કરે ! અને કેમ સુખ પામે ? ॥ ૧૯૩ ॥

दो०—नेम धर्म आचार तप, ज्ञान यज्ञ जप दान ॥
भेषज पुनि कोटिन्ह नहीं, रोग जाहिं हरियान ॥ १९४ ॥

હે ગરૂડજી ! નિયમો, ધર્મો, આચારો, તપો, જ્ઞાનો, યજ્ઞો, એઓરુપી કરોડો ઓષધો કરતાં છતાં પણ, આ રોગો ટળે એવા નથી. ॥ ૧૯૪ ॥

चौ०—इहि विधि सकल जीव जग रोगी । शोक हर्ष भय प्रीति वियोगी ॥
मानस रोग कछुक मैं गाये । हैं सबके लखि विरलन्ह पाये ॥ १ ॥
जानेते छीजहिं कछु पापी । नाश न पावहिं जन परितापी ॥
विषय कुपथ्य पाइ अंकुरे । मुनिहु हृदय का नर बापुरे ॥ २ ॥

राम कृपा नाशहिं सब रोगा । जो इहि भाँति बनै संयोगा ॥
सद्गुरु बैद्य बचन बिश्वासा । संयम यह न विषय कर आसा ॥ ३ ॥
रघुपति भक्ति सजीवन मूरी । अनूपान श्रद्धा अति रूरी ॥
इहि विधि भले कुरोग नशाहीं । नाहित यतन कोटि नहिं जाहीं ॥ ४ ॥
जानिय तब मन बिरुज गुसाईं । जब उर बल विराग अधिकाई ॥
सुमति क्षुधा बाढै नित नई । विषय आश दुर्बलता गई ॥ ५ ॥
बिमल ज्ञान जल पाइ अन्हाइ । तब रहु राम भक्ति उर छाइ ॥
शिव अज शुक सनकादिक नारद । जो मुनि ब्रह्म विचार विशारद ॥ ६ ॥
सब कर मत खगनायक येहा । करिय राम पदपंकज नेहा ॥
श्रुति पुराण सत ग्रन्थ कहाहीं । रघुपति भक्ति बिना सुख नाहीं ॥ ७ ॥
कमठ पीठ जामहिं वरु बारा । बंध्या सुत वरु काहुहिं मारा ॥
फूलहि नभ वरु बहु बिधि फूला । जीव न लह सुख हरि प्रतिकूला ॥ ८ ॥
तृषा जाइ वरु मृग जल पाना । वरु जामहिं शश शीश त्रृषाना ॥
अंधकार वरु रविहि नशावै । राम विमुख सुख जीव न पावै ॥ ९ ॥
हिमते अनल प्रगट वरु होइ । बिमुख राम सुख पाव न कोइ ॥

આ પ્રમાણે જગતમાં સઘળા જીવો, રોગોથી પીડાયેલા છે, કે જે રોગોની પછવાડે શોક, હર્ષ, ભય, પ્રીતિ તથા વિયોગ, એઓ લાગ્યા જ પડ્યા છે. આ થોડાક માનસિક રોગો મેં કહ્યા. આ રોગો જો કે સર્વને છે, તોપણ તેઓને કોઈક જ ઓળખે છે. ॥ ૧ ॥ લોકોને પરિતાપ આપનારા એ દુષ્ટ રોગો, ઓળખાયાથી કાંઈક ઓછા થાય છે, પણ નિર્મળ તો થતા જ નથી. એ દુષ્ટ રોગો, વિષયોરૂપી કુપથ્યના સંયોગને લીધે મુનિઓનાં હૃદયોમાં પણ અંકુરિત થાય છે, ત્યારે બીચારાં માણસોની તો વાત જ શી કરવી હોય ? ॥ ૨ ॥ જો નીચે લખેલા સંયોગ બને, તો રામચંદ્રજીની કૃપાથી, એ સઘળા રોગો નિર્મૂળ થઈ જાય છે. સદ્ગુરુરૂપી વૈદ્યનાં વચનો ઉપર પૂરો વિશ્વાસ રાખવામાં આવે, વિષયોની આશા ન રાખવ રૂપી પાકું પથ્ય પાળવામાં આવે ॥ ૩ ॥ અને રામચંદ્રજીની ભક્તિરૂપી અમૃતૌષધિ અતિ સુંદર શ્રદ્ધારૂપી અનુપાનની સાથે પીવામાં આવે, તો જ એ દુષ્ટ રોગો તમામ નિર્મૂળ થાય છે. એ વિના બીજા કરોડો યત્નોથી પણ ટળતા નથી. ॥ ૪ ॥ જ્યારે મનમાં વૈરાગ્યરૂપી બળ, પરિપૂર્ણ થયેલું જોવામાં આવે, સુમતિરૂપી ક્ષુધા, નિત્ય નવી નવી વધવા લાગે અને વિષયોની આશારૂપી દુર્બળતા તમામ ટળી જાય, ત્યારે જાણવું કે, મન રોગમુક્ત થયું છે. ॥ ૫ ॥ મન જ્યારે એ પ્રમાણે રોગથી મુક્ત થઈ, નિર્મળ જ્ઞાનરૂપી જલનું સંપાદન કરીને તેથી સ્નાન કરે, ત્યારે, તેમાં રામચંદ્રજીની ભક્તિ છાઈ રહે છે. હે ગરુડજી ! શિવ, બ્રહ્મા, શુકદેવજી, નારદજી અને સનકાદિક મુનિઓ, કે જેઓ બ્રહ્મવિચારમાં પરમ પ્રવીણ છે, ॥ ૬ ॥ તે સર્વનો સિદ્ધાંત એ છે કે, રામચંદ્રજીનાં ચરણારવિન્દોમાં સ્નેહ કરવો. શ્રુતિઓ, પુરાણો તથા બીજા સદ્ગ્રન્થો પણ એમ જ કહે છે કે, રામચંદ્રજીની ભક્તિ વિના સુખ મળતું નથી, ॥ ૭ ॥ કદાચ

કાચબાની પીઠપર રોમાવલી જામે, વાંઝણીનો પુત્ર કોઇને મારી નાખે અને આકાશમાં અનેક પ્રકારનાં પુષ્પો ઉગીને પ્રફુલ્લિત થાય, તોપણ રામચન્દ્રજીથી વિમુખ રહેનારને કદી સુખ મળે નહીં. ॥ ૮ ॥ કદાચ ઝાંઝવાના પાણીથી તરશ મટે, સસલાંના માથાપર શીંગડું જામે અને અંધકાર સૂર્યનો નાશ કરી નાખે, તોપણ રામચન્દ્રજીથી વિમુખ રહેનારો જીવ, કદી સુખ પામે નહીં. ॥ ૯ ॥ કદાચ હિમમાં અગ્નિ પ્રગટ થાય, તોપણ રામચન્દ્રજીથી વિમુખ રહેનારો કોઇ જીવ કદી સુખ પામે જ નહીં. ॥

दो०—वारि मथे वरु होइ घृत, सिकता ते वरु तेल ॥
बिनु हरि भजन न भव तरिय, यह सिद्धांत अपेल ॥ १९५ ॥
मशकहिं करहिं विरंचि प्रभु, अजहिं मशकते हीन ॥
अस विचार तज संशय, रामहिं भजहिं प्रवीन ॥ १९६ ॥

કદાચ પાણીને વલોવવાથી ઘી મળે અને રેતીને પીલવાથી તેલ મળે, તોપણ હરિભજન વિના કદી સંસારને તરી શકાયજ નહીં, એ નિરપવાદ સિદ્ધાંત છે. 'પ્રભુ, મચ્છરને પણ બ્રહ્મા બનાવી શકે છે અને બ્રહ્માને પણ મચ્છરથી ન્યુન બનાવી શકે છે,' એમ વિચારી, સંશયને છોડી દઈને પ્રવીણ લોકો, રામચન્દ્રજીને ભજે છે.॥૧૯૫॥૧૯૬॥

श्लोक—विनिश्चितं वदामि ते न अन्यथा वचांसि मे ॥
हरिं नरा भजन्ति येऽति दुस्तरं तरंति ते ॥ १ ॥

હું તમને પાકા નિશ્ચયથી ભરેલી વાત કહું છું અને મારાં વચનો કદી પણ જૂઠાં પડવાનાં નથી, કે જે માણસો, હરિને ભજેછે, તેઓ જ આ અતિ દુસ્તર સંસારને તરી જાય છે. ॥ ૧ ॥

चौ०—कहेउँ नाथ हरि चरित अनूपा । व्यास समान स्वमति अनुरुपा ॥
श्रुति सिद्धांत इहै उरगारी । राम भजिय सबकाम विसारी ॥ १ ॥
प्रभु रघुपति तजि सेइय काही । मोसे शठ पर ममता जाहीं ॥
तुम विज्ञान रुप नहिं मोहा । कीन्ह नाथ मोपर अति छोहा ॥ २ ॥
पूछेउ राम कथा अति पावनि । शुक सनकादिक शंभु मनभावनि ॥
सतसंगति दुर्लभ संसारा । निमिष दंड भरि एकौ वारा ॥ ३ ॥
देख गरुड निज हृदय विचारी । मैं रघुवीर भजन अधिकारी ॥
शकुनाधम सब भांति अपावन । प्रभु मोहिं कीन्ह विदित जगपावन ॥ ४ ॥

હે સ્વામી ગરૂડજી ! મેં રામચન્દ્રજીનું અનુપમ ચરિત્ર મારી બુદ્ધિ પ્રમાણે વિસ્તારથી તથા સંક્ષેપથી કહ્યું. ( અયોધ્યા કાંડ સુધી વિસ્તારથી અને પછી સંક્ષેપથી કહ્યું. ) વેદનો સિદ્ધાંત એ છે કે, સઘળી કામનાઓને વિસારી મેલીને રામચન્દ્રજીનું ભજન કરવું. ॥ ૧ ॥ પ્રભુ રામચંદ્રજી કે જેને મારા જેવા શઠ સેવક ઉપર પણ મમતા છે, તેમને છોડી દઇને કોને ભજીએ ? તમે સાક્ષાત્ વિજ્ઞાનરૂપ પરમાત્મા જ છો, માટે તમને મોહ હોવો સંભવે જ નહીં. તમે તો મારા ઉપર દયા કરવાને માટે જ અહીં આવ્યા છો. ॥ ૨ ॥ રામચન્દ્રજીની અતિ પવિત્ર કથા, કે જે શુકદેવજી, સનકાદિક તથા મહાદેવ,

એઓનાં અંતઃકરણોને પણ પ્યારી છે, તે અહીં તમે મને પૂછી. સંસારમાં એક દિવસ ભર, એક ઘડીભર કે છેવટ એક નિમેષ ભર પણ સત્સંગ મળવો, એ દુર્લભ છે. ॥ ૩ ॥ હે ગરૂડજી ! તમે પોતાના હૃદયમાં વિચાર કરી જુવો કે, " હું ( કાકભુશુંડજી ) રામચન્દ્રજીનું ભજન કરવાને અધિકારી છું, ? નથી જ. 'હું તો પક્ષીઓમાં અધમ અને સર્વે પ્રકારે અપવિત્ર કાગડો છું, તેને પણ પ્રભુએ પ્રસિદ્ધ રીતે જગત્પવિત્ર બનાવી દીધો છે.' ॥ ૪ ॥

दो०-आज धन्य मैं धन्य अति, यद्यपि सब विधि हीन ॥
निज जन जानि राम मोहिं, संत समागम दीन ॥ १९७ ॥
नाथ यथामति भाषेउँ, राखेउँ कछु नहिं गोइ ॥
चरित सिंधु रघुनाथके, थाह कि पावै कोइ ॥ १९८ ॥

જો કે હું સર્વ પ્રકારથી હીન છું, તોપણ આજ ધન્ય થયો છું-અતિ ધન્ય થયો છું. કેમ કે, રામચન્દ્રજીએ મને પોતાનો દાસ જાણીને સંતનો સમાગમ આપ્યો. હે નાથ ! હે ગરૂડજી ! મેં રામચન્દ્રજીનું ચરિત્ર મારી બુદ્ધિ પ્રમાણે તમને કહી સંભળાવ્યું. મેં એમાં કશું ગુપ્ત રાખ્યું નથી. બાકી રામચન્દ્રજીનું ચરિત્ર તો સમુદ્ર જેવું અગાધ તથા અપાર છે, માટે કોનું સામર્થ્ય છે ? કે તેનો અન્ત પામી શકે. ॥ ૧૯૭ ॥ ૧૯૮ ॥

चौ०-सुमिरि रामके गुणगण नाना । पुनि पुनि हर्ष भुशुंडि सुजाना ॥
महिमा निगम नेति करि गाई । अतुलित बल प्रताप प्रभुताई ॥ १ ॥
शिव अज पूज्य चरण रघुराई । मोपर कृपा परम मृदुलाई ॥
अस स्वभाव कहुँ सुनो न देखौं । किहि खगेश रघुपति सम लेखौं ॥ २ ॥
साधक सिद्ध विमुक्त उदासी । कवि कोविद विरक्त संन्यासी ॥
योगी शूर सुतापस ज्ञानी । धर्म निरत पंडित विज्ञानी ॥ ३ ॥
तरहिं न विन सेये मम स्वामी । राम नमामि नमामि नमामि ॥
शरण गये मोसे अघ राशी । होहिं शुद्ध नमामि अविनाशी ॥ ४ ॥

રામચન્દ્રજીના અનેક ગુણગણોનું સ્મરણ કરીને પ્રવીણ કાકભુશુંડજી મનમાં વારંવાર હર્ષ પામ્યા અને બોલ્યા કે, " અતુલિત બળવાળા, અતુલિત પ્રભાવવાળા તથા અતુલિત પ્રભુતાવાળા રઘુનાથજી, કે જેમના મહિમાને વેદો પણ नेति नेति કરી ગાય છે, ॥ ૧ ॥ અને જેમનાં ચરણોને શિવ તથા બ્રહ્મા પણ પૂજે છે, તેમણે મારાપર અતિ કોમળતા તથા અતિ કૃપા કરી. આવો અતિ કોમળ સ્વભાવ મેં કયાંય કોઈનો પણ દીઠો કે સાંભળ્યો નથી. હું બીજા કોને રામ સમાન લેખું ?[1] ॥ ૨ ॥ સાધકો, સિદ્ધો, મુક્ત લોકો, ઉદાસીઓ, કવિઓ, પંડિતો, વિરક્ત લોકો, સંન્યાસીઓ, યોગીઓ, શૂરો, તપસ્વીઓ, જ્ઞાનીઓ, ધર્માત્માઓ, સારી બુદ્ધિવાળાઓ કે વિજ્ઞાનીઓ, કોઈ પણ, મારા સ્વામીનું સેવન કર્યા વિના સંસારને તરી શકતા નથી. ॥ ૩ ॥ એ મારા

१ न तस्य प्रतिमास्ति यस्य नाम महद्यशः ॥

સ્વામી રામચન્દ્રજીને પ્રણામ કરૂં છું, પ્રણામ કરૂં છું. જેમના શરણમાં ગયેલા મારા જેવા પાપાત્મક લોકો પણ શુદ્ધ થઈ જાય છે, તે અવિનાશી પ્રભુને પ્રણામ કરૂં છું. ॥૪॥

दो०—जासु नाम भव भेषज, हरण घोर भयशूल ॥
सो कृपालु मोहिं तोहिं पर, सदा रहहिं अनूकुल ॥ १९९ ॥

જેમનું નામ જન્મમરણરૂપી રોગને ટાળવામાં ઔષધરૂપ છે અને અતિ ઘોર ભયને તથા શૂળોને હરનારૂં છે, તે કૃપાળુ પ્રભુ, મારા ઉપર અને તમારા ઉપર સર્વદા અનુકૂલ રહેજો." ॥ ૧૯૯ ॥

दो०—सुन भुशुंडके वचन वर, देखि रामपद नेह ॥
बोले प्रेम सहित गिरा, गरुड विगत सन्देह ॥ २०० ॥

હે પાર્વતી ! કાકભુશંડજીનાં ઉત્તમ વચનો સાંભળી તથા રામચન્દ્રજીના ચરણોમાં તેમનો અપૂર્વ સ્નેહ જોઈ, સર્વ સંદેહોથી રહિત થયેલા ગરુડજી પ્રેમ સહિત વાણી બોલ્યા કે, ॥ ૨૦૦ ॥

चौ०—मैं कृतकृत्य भयउँ तव बानी । सुनि रघुबीर भक्ति रस सानी ॥
रामचरण नूतन रति भई । माया जनित विपति सब गई ॥ १ ॥
मोह जलधि बोहित तुम भयऊ । मोकहँ नाथ विविध सुख दयऊ ॥
मोसन होइ कि प्रत्युपकारा । वन्दौं तव पद बारहिं बारा ॥ २ ॥
पूरण काम राम अनुरागी । तुम सम तात न कोउ बडभागी ॥
संत विपट सरिता गिरि धरणी । परहित हेतु सबन्हकी करणी ॥ ३ ॥
संत हृदय नवनीत समाना । कहा कविनपै कहै न जाना ॥
निज परताप द्रवै नवनीता । पर दुःख द्रवहिं सुसन्त पुनीता ॥ ४ ॥
जीवन जन्म सफल मम भयऊ । तव प्रसाद सब संशय गयऊ ॥
जानेहु मोहिं सदा निज किंकर । पुनि पुनि उमा कहै विहंग वर ॥ ५ ॥

"હું રામચન્દ્રજીના ભક્તિરસથી ભરેલી આપની વાણી સાંભળવાથી કૃતાર્થ થયો છું. આપની વાણીથી મને રામચન્દ્રજીના ચરણોમાં અભિનવ પ્રીતિ ઉત્પન્ન થઈ છે અને માયાએ કરેલી મારી સઘળી વિપત્તિઓ ટળી ગઈ છે. ॥ ૧ ॥ હે નાથ ! આપે મોહ સમુદ્રમાં વહાણરૂપ થઈને મને ઘણા પ્રકારનું સુખ આપ્યું છે. મારાથી આપનો શો પ્રત્યુપકાર બની શકે ? હું આપના ચરણોમાં વારંવાર પ્રણામ કરૂં એટલું જ મારાથી બની શકે એમ છે. ॥ ૨ ॥ હે તાત ! આપથી અધિક બીજો કોઈ પણ પૂર્ણકામ, રામચન્દ્રજીમાં પ્રેમવાળો અને મહાભાગ્યશાળી નથી. જેમ વૃક્ષો, નદીઓ, પર્વતો તથા પૃથ્વી, એઓની સઘળી વિભૂતિ પરોપકારને માટે જ છે, તેમ સંત જનોની સઘળી વિભૂતિ પણ પરોપકારને માટે જ હોય છે. ॥ ૩ ॥ સંત જનનું હૃદય માંખણ જેવું કોમળ હોય છે, એમ કવિઓએ કહ્યું છે, પણ એ કવિઓએ કદી જાણ્યું નથી. કેમ કે, માંખણ પોતાના તાપથી તપે છે અને સંત જનનું પવિત્ર ચિત્ત તો પરાયા તાપથી તપે

છે, માટે સંત જનનું ચિત્ત માંખણથી પણ અધિક કોમળ છે. ॥ ૪ ॥ આપની કૃપાથી મારૂં જીવન સફળ થયું છે અને સઘળો સંશય ટળી ગયો છે, મને સર્વદા આપનો દાસ જ સમજજો" હે પાર્વતી ! એ રીતે ગરુડજીએ વારંવાર કહ્યું. ॥ ૫ ॥

दो०–तासु चरण शिर नाइ करि, प्रेम सहित मति धीर ॥
गरुड गयउ वैकुंठ तब, हृदय राखि रघुवीर ॥ २०१ ॥
गिरिजा संत समागम, सम न लाभ कछु आन ॥
बिन हरि कृपा सो होइ नहिं, गावहिं वेद पुरान ॥ २०२ ॥

પછી ધીર બુદ્ધિવાળા ગરુડજી પ્રેમપૂર્વક કાકભુશંડજીના ચરણોમાં માથું નમાવી, હૃદયમાં રામચન્દ્રજીને રાખી લઇને વૈકુંઠમાં ગયા. હે પાર્વતી ! જગતમાં સંત જનના સમાગમ જેવો કોઇ પણ લાભ નથી. એ લાભ, રામચન્દ્રજીની કૃપા વિના મળતો નથી, એમ વેદો તથા પુરાણો કહે છે. ॥ ૨૦૧ ॥ ૨૦૨ ॥

चौ०–कहेउ परम पुनीत इतिहासा । सुनत श्रवण छूटहिं भव पासा ॥
प्रणत कल्पतरु करुणा पुंजा । उपजै प्रीति रामपद कंजा ॥ १ ॥
मन वचन कर्म जनित अघ जाई । सुनै जो कथा श्रवण मन लाइ ॥
तीर्थ अटन साधन समुदाइ । योग विराग ज्ञान निपुणाइ ॥ २ ॥
नाना कर्म धर्म व्रत दाना । संयम नियम यज्ञ जप नाना ॥
भूत दया द्विज गुरु सेवकाइ । विद्या विनय विवेक बडाई ॥ ३ ॥
जहँ लगि साधन वेद बखानी । सबकर फल हरि भक्ति भवानी ॥
सोइ रघुनाथ भक्ति श्रुति गाई । राम कृपा काहू इक पाई ॥ ४ ॥

મેં તમને આ રામચંદ્રજીનો પરમ પવિત્ર ઇતિહાસ કહી સંભળાવ્યો, કે જેનું શ્રવણ થતાં જ સંસારરૂપી પાશ તુટી જાય અને ભક્તજનોના કલ્પવૃક્ષરૂપ તથા કરુણાના પુંજરૂપ રામચંદ્રજીનાં ચરણોમાં પ્રીતિ ઉપજે. ॥ ૧ ॥ જો કાનને તથા ચિત્તને બરાબર લગાવીને આ કથાનું શ્રવણ કરવામાં આવે, તો મનથી, કર્મથી તથા વચનથી થયેલાં પાપો નષ્ટ થઈ જાય. તીર્થયાત્રાઓ, આઠે અંગોવાળો યોગ, વૈરાગ્ય, બ્રહ્મવિદ્યા, ॥ ૨ ॥ અનેક પ્રકારનાં કર્મો, ધર્મો, વ્રતો, દાનો, સંયમો, નિયમો, પૂજનો, જપો, પ્રાણીઓની ઉપર દયા, બ્રાહ્મણોની તથા ગુરુની સેવા, વિદ્યા, વિનય અને મોટો વિવેક, ઈત્યાદિ ॥૩॥ જે જે સાધનો વેદોએ કહેલા છે, તે સર્વ સાધનોનું ફળ, પ્રભુની ભક્તિ જ છે. એ વેદોક્ત પદ્ધતિ પ્રમાણે રામચંદ્રજીની ભક્તિ કોઇકને જ રામચંદ્રજીની કૃપાથી મળે છે. ॥ ૪ ॥

दो०–मुनिदुर्लभ हरिभक्ति नर, पावहिं विनहिं प्रयास ॥
जो यह कथा निरंतर, सुनहिं मानि विश्वास ॥ २०३ ॥

માણસ જો વિશ્વાસ ધરીને નિરંતર આ કથાનું શ્રવણ કરે, તો તેને વિના પ્રયાસે જ પ્રભુની ભક્તિ પ્રાપ્ત થાય છે, કે જે ભક્તિ મુનિઓને પણ દુર્લભ છે. ॥ ૨૦૩ ॥

चौ०–सोई सर्वज्ञ गुणी सोइ ज्ञाता । सोइ महि मंडन पंडित दाता ॥
धर्म परायण सोइ कुलत्राता । रामचरण जाकर मन राता ॥ १ ॥
नीति निपुण सोइ परम सयाना । श्रुति सिद्धांत नीक तेइ जाना ॥
सोइ कवि कोविद सोइ नर धीरा । जो छल छांडि भजै रघुवीरा ॥ २ ॥
धन्य नारि पतिव्रत अनुसरी । धन्य सो देश जहाँ सुरसरी ॥
धन्य सो भूप नीति जो करइ । धन्य सो द्विज निज धर्म न टरइ ॥ ३ ॥
सो धन धन्य प्रथम गति जाकी । धन्य पुण्य रति मति सोइ पाकी ॥
धन्य घरी सोइ जब सतसंगा । धन्य जन्म द्विज भक्ति अभंगा ॥ ४ ॥

જગતમાં તે જ સર્વજ્ઞ છે, તે જ ગુણી છે, તે જ જ્ઞાતા છે, તે જ પૃથ્વીના શણગારરૂપ છે, તે જ પંડિત છે, તે જ દાતા છે, તે જ ધર્માત્મા છે અને તે જ કુલનો રક્ષક છે, કે જે પુરૂષનું મન રામચંદ્રજીના ચરણોમાં રગાઈ રહ્યું હોય. ॥ ૧ ॥ તે પુરૂષ જ નીતિમાં નિપુણ છે, તે પુરુષ જ પરમ ચતુર છે, તે પુરૂષ જ શ્રુતિઓના સિદ્ધાંતને સારી પેઠે જાણનાર છે, તે પુરુષ જ કવિ છે, તે પુરુષ જ વિદ્વાન્ છે અને તે પુરુષ જ ધીરજ છે, કે જે પુરુષ છળને ( કામનાને ) છોડી દઇને રામચંદ્રજીનું ભજન કરે છે. ॥૨॥ હે પાર્વતી ! તે સ્ત્રી ધન્ય છે, કે જે પાતિવ્રત્યધર્મને અનુસરે, તે દેશ ધન્ય છે, કે જ્યાં ગંગાજી હોય, તે રાજા ધન્ય છે, કે જે નીતિ પ્રમાણે જ વર્ત્તતો હોય, તે બ્રાહ્મણ ધન્ય છે, કે જે પોતાના ધર્મથી ચલાયમાન ન થતો હોય, ॥ ૩ ॥ તે ધન ધન્ય છે, કે જેની દાન, ભોગ અને નાશ, એ ત્રણ ગતિઓમાં પહેલી ગતિ થાય, તે બુદ્ધિ ધન્ય છે, કે, જેને પુણ્યમાં જ પાકી અભિરુચિ હોય, તે ઘડી ધન્ય છે, કે જેમાં સત્સંગ થાય, તે જન્મ ધન્ય છે, કે જેમાં બ્રાહ્મણોની અભંગ સેવા બને. ॥ ૪ ॥

दो०–सो कुल धन्य उमा सुन, जगत पूज्य सुपुनीत ॥
श्री रघुवीर परायण, जेहि कुल उपज विनीत ॥ २०४ ॥

અને તે જ કુલ ધન્ય, જગત્પૂજ્ય તથા અતિ પવિત્ર છે, કે જેમાં સુશીલ રામચંદ્રજીનો ઉપાસક જન્મે. ॥ ૨૦૪ ॥

चौ०–मति अनुरूप कथा मैं भाषी । यद्यपि प्रथम गुप्त करि राषी ॥
तव मन प्रीति देखि अधिकाई । तब मैं रघुपति कथा सुनाई ॥ १ ॥
यह नहिं कहिय शठहिं हठशीलहिं । जो मन लाइ न सुन हरिलीलहिं ॥
कहिये न लोभिहिं क्रोधहिं कामिहिं । जो न भजै सचराचर स्वामिहिं ॥ २ ॥
द्विज द्रोहिहिं न सुनाइय कबहूं । सुरपति सरिस होइ नृप जबहूं ॥
राम कथा के ते अधिकारी । जिनके सत्संगति अति प्यारी ॥ ३ ॥
गुरु पद प्रीति नीति रत जोई । द्विज सेवक अधिकारी सोई ॥
ता कहँ यह विशेष सुखदाई । जाहि परम प्रिय श्रीरघुराई ॥ ४ ॥

આ કથા મેં મારી બુદ્ધિ પ્રમાણે કહી છે, જો કે આ કથા ગુપ્ત કરીને રાખી હતી, તોપણ તમારી પ્રીતિની અધિકતા જોઇને તમને સંભળાવી છે. ॥ ૧ ॥ જે માણસ શઠ હોય, હઠવાળો હોય, મન લગાવીને હરિલીલાનું શ્રવણ કરતા ન હોય, લોભી હોય, ક્રોધી હોય, કામી હોય, સ્થાવર જંગમના સ્વામી રામચંદ્રજીનો અભક્ત હોય, તેની પાસે આ કથા કહેવી નહીં. ॥ ૨ ॥ જે માણસ બ્રાહ્મણોનો દ્રોહી હોય, તે માણસ જો કે ઇંદ્ર જેવો મોટો રાજા હોય તોપણ તેને કદી પણ આ કથા સંભળાવવી નહીં. જેઓને સત્સંગ અત્યંત પ્રિય હોય, ॥ ૩ ॥ અને ગુરુના ચરણોમાં તથા નીતિમાં અભિરુચિ હોય, તેઓ, આ કથાનું શ્રવણ કરવાના અધિકારી છે. જેને રામચંદ્રજી અત્યંત પ્રિય હોય છે, તેને, આ કથા વિશેષ સુખદાયી થાય છે. ॥ ૪ ॥

दो०—रामचरण रति जो चहै, अथवा पद निर्वान ॥
भाव सहित सो यह कथा, करै श्रवण पुट पान ॥ २०५ ॥

જેને રામચંદ્રજીના ચરણોમાં પ્રીતિની ઇચ્છા હોય અથવા જેને મુક્તિ પદની ઇચ્છા હોય, તેણે, પ્રેમ પૂર્વક કાનોરૂપી પડીઆઓવડે આ કથાનું શ્રવણ કરવું. ॥ ૨૦૫ ॥

चौ०—राम कथा गिरजा मैं वरणी । कलिमल शमन मनोमल हरणी ॥
संसृति रोग सजीवन मूरी । राम कथा गावहिं श्रुति भूरी ॥ १ ॥
इहि महँ रूचिर सप्त सोपाना । रघुपति भक्ति करे पंथाना ॥
अति हरि कृपा जाहि पर होई । पाँव देइ यहि मारग सोई ॥ २ ॥
मन कामना सिद्ध नर पावै । जो यह कथा कपट तजि गावै ॥
कहहिं सुनहिं अनुमोदन करहीं । ते गोपद इव भवनिधि तरहीं ॥ ३ ॥
सुनि शुभ कथा हृदय अति भाई । गिरिजा बोली गिरा सुहाई ॥
नाथकृपा मम गत सन्देहा । रामचरण उपजा नव नेहा ॥ ४ ॥

હે પાર્વતી ! કલિયુગનાં મેલોને શાંત કરનારી, મનના મેલોને હરનારી, સંસારરૂપી રોગને ટાળવામાં અમૃતમૂળી નામની ઔષધિરૂપ અને વેદોએ અત્યંત ગાયેલી આ રામકથા મેં તમને કહી સંભળાવી. ॥ ૧ ॥ આ કથામાં કાણ્ડોરુપ સાત સુંદર પગથીઆં છે, કે જેઓ, રામચન્દ્રજીની ભક્તિરુપ અમૃતના જલાશયમાં ઉતરવાના માર્ગરુપ છે. જેના ઉપર રામચન્દ્રજીની અત્યંત કૃપા હોય, તે પ્રાણીજ આ માર્ગમાં પગ મૂકી શકે છે. ॥ ૨ ॥ જે માણુસ કપટને છોડી દઇને આ કથાને ગાય, તે માણુસના સઘળા મનોરથો સફલ થાય છે. જે માણુસ આ કથાનું વ્યાખ્યાન કરે, શ્રવણ કરે કે આ કથામાં અનુમોદન આપે, તે માણુસ સંસારરુપી સમુદ્રને ગાયના પગલાંના ખાબોચીઆંની પેઠે સુગમતાથી તરી જાય છે. (હવે યાજ્ઞવલ્કય મુનિ ભરદ્વાજ મુનિને કહે છે.) ॥ ૩ ॥ હે ભરદ્વાજ મુનિ ! હૃદયને પ્રિય લાગે એવી આ કથાનું શ્રવણ કરીને પાર્વતી સુંદર વાણીથી બોલ્યાં કે, " હે નાથ ! આપની કૃપાથી મારો સઘળો સંદેહ દૂર થઈ ગયો અને મને રામચન્દ્રજીના ચરણોમાં અભિનવ સ્નેહ ઉત્પન્ન થયો. ॥ ૪ ॥

दो०—मैं कृतकृत्य भयउँ अब, तव प्रसाद विश्वेश ॥
उपजी रामभक्ति दृढ, बीते सकल कलेश ॥ २०६ ॥

હે વિશ્વેશ્વર! હું હવે આપના પ્રસાદથી કૃતાર્થ થઈ છું. મને રામચન્દ્રજીની દૃઢ ભક્તિ ઉત્પન્ન થઈ છે, અને સઘળા કલેશો ટળી ગયા છે" ॥ ૨૦૬ ॥

चौ०—यह शुभ शंभु उमा संवादा। सुख संपादन शमन विषादा ॥
भव भंजन गंजन सन्देहा। जन रंजन सज्जन प्रिय येहा ॥ १ ॥
राम उपासक जे जगमाहीं। इह सम प्रिय तिन कहँ कछु नाहीं ॥
रघुपति कृपा यथा मति गावा। मैं यह पावन चरित सुहावा ॥ २ ॥
इहि कलिकाल न साधन दूजा। योग यज्ञ जप तप व्रत पूजा ॥
रामहि सुमिरिय गाइय रामहिं। संतत सुनिय रामगुण ग्रामहिं ॥ ३ ॥
जासु पतित पावन बडवाना। गावहिं कवि श्रुति संत पुराना ॥
ताहि भजिय तजि मन कुटिलाई। राम भजे गति केहि नहिं पाई ॥ ४ ॥

હે ભરદ્વાજ મુનિ! આ સદાશિવનો તથા પાર્વતીનો શુભ સંવાદ સુખદાયી છે. ખેદોને શાંત કરનારો છે, જન્મ મરણાદિકને નષ્ટ કરનારો છે, સંદેહોને ભાંગનારો છે, લોકોને રાજી કરનારો છે અને સજ્જનોને તો અત્યંત પ્યારો છે. ॥ ૧ ॥ જગતમા જેઓ રામચન્દ્રજીના ઉપાસક છે, તેઓને આ સંવાદ જેવું બીજું કશું પ્રિય નથી. મેં આ સુંદર અને પવિત્ર ચરિત્ર રામચન્દ્રજીની કૃપાથી મારી બુદ્ધિ પ્રમાણે તમારી પાસે કહી સંભળાવ્યું (આટલું બોલી, યોગ્ય પૂજાનો સ્વીકાર કરીને યાજ્ઞવલ્કય મુનિ ભરદ્વાજ મુનિની પાસેથી વિદાય થયા.) ॥ ૨ ॥ આ કલિકાલમાં યોગ, યજ્ઞ, જપ, તપ, વ્રત કે પૂજા, ઈત્યાદિ બીજું કશું સાધન કામ કરે એમ નથી. આ કાળમાં તો રામચંદ્રજીનું સ્મરણ કરીએ, રામચન્દ્રજીને ગાઈએ અને રામચન્દ્રજીના ગુણોના સમૂહનું જ નિરંતર શ્રવણ કરીએ, એ યોગ્ય છે. ॥ ૩ ॥ જેની પતિત લોકોને પણ પવિત્ર કરવાની પ્રતિજ્ઞાને કવિઓ, શ્રુતિઓ, સંતો તથા પુરાણો ગાય છે, તેનું જ મનની કુટિલતાનો ત્યાગ કરીને ભજન કરવું યોગ્ય છે. રામચન્દ્રજીનું ભજન કરવાથી કોને સદ્‌ગતિ મળી નથી? સર્વને મળી છે. ॥ ૪ ॥

छं०—पाई न गति केहि पतित पावन राम भज सुन शठ मना ॥
गणिका अजामिल गृध्र व्याध गजादि खल तारेउ घना ॥
आभीर यवन किरात खस श्वपचादि अति अघरूप जे ॥
कहि नाम वारेक तेपि पावन होत राम नमामि ते ॥ २८ ॥

હે મૂર્ખ મન! સાંભળ. રામચન્દ્રજીનું ભજન કરવાથી કોને સદ્‌ગતિ મળી નથી? તું પતિત પાવન રામચન્દ્રજીનું શા માટે ભજન કરતું નથી? પિંગલા નામની વેશ્યાને કેવળ એક રાતમાં જ ભજન કરવાથી પ્રભુએ તારી છે. અજામિલ નામના બ્રાહ્મણને, 'નારાયણ' એવું પુત્રનું નામ લેવા માત્રથી જ પ્રભુએ તાર્યો છે. જટાયુ કે જે ગૃધ્ર પક્ષી

હતો, તેને સમાગમ માત્રથી જ પ્રભુએ તાર્યો છે. ધર્મવ્યાધ નામના કસાઈને[1] સ્મરણ માત્રથી જ તાર્યો છે, પગમાં બાણ મારનારા પારાધીને[2] દર્શન માત્રથી જ તાર્યો છે અને ગજેંદ્ર હાથીને કેવળ એક કમળ પુષ્પની ભેટ કરવાથી જ તાર્યો છે. આ પ્રમાણે ઘણા ઘણાઓને તાર્યા છે. આહેરો, યવનો, ભિલ્લો, ખુરાસાનીઓ તથા ચાંડાલો વગેરે જેઓ અત્યંત પાપરુપ હોય છે, તેઓ પણ એકવાર નામનું ઉચ્ચારણ કરવા માત્રથી, પાવન થઈ જાય છે. હે રામચન્દ્રજી! આપ કે જે એવા અધમોદ્ધારણ છો, તેમને પ્રણામ કરૂં છું. ॥ ૨૮ ॥

छं०—रघुवंश भूषण चरित यह नर नारि सुनहिं जे गावहिं ॥
कलिमल मनोमल धोइ बिनु श्रम राम धाम सिधावहीं ॥
सत पंच चौपाई मनोहर जानि जो नर उर धरैं ॥
दारुण अविद्या पंच जनित विकार श्रीरघुपति हरैं ॥ २९ ॥

આ રામચન્દ્રજીનાં ચરિત્ર વર્ણનરુપ રામાયણને, જે નર નારીઓ સાંભળશે, કે ગાશે તેઓ પ્રયાસ વગર જ કલિયુગ સંબંધી મેલોને તથા મનના મેલોને ધોઇને, રામચન્દ્રજીના ધામમાં સધાવશે. જે માણસ આ ગ્રંથની માત્ર પાંચ સાત ચોપાઇઓને પણ મનોહર જાણીને હૃદયમાં ધરસે અથવા મૂળ રામાયણની જે મનોહર પાંચસો ચોપાઇઓ[3] છે, તેઓને અર્થ સહિત સમજીને હૃદયમાં ધરશે, તે માણસના અવિદ્યાથી ઉત્પન્ન થયેલા અસ્મિતા ( દેહ હું છું એવી બુદ્ધિ ), રાગ, દ્વેષ, મોહ અને અભિનિવેશ ( ધનાદિકનો નાશ થયાથી મારો જ નાશ થયો એવી બુદ્ધિ ) એ પાંચે દારૂણ કલેશોને શ્રીરઘુનાથજી હરી લેશે. ॥ ૨૯ ॥

छं०—सुंदर सुजान कृपानिधान अनाथ पर कर प्रीति जो ॥
सो एक राम अकाम हित निर्वाण प्रद सम आनको ॥
जाकी कृपा लवलेश ते मति मंद तुलसीदास हूं ॥
पायो परम विश्राम राम समान प्रभु नाहीं कहूं ॥ ३० ॥

જેને સુંદર, સુજાણ, કૃપાના ભંડારરૂપ અને અનાથ જનોની ઉપર પ્રીતિ રાખનાર કહીએ, તે તો એક રામચન્દ્રજી જ છે. રામચન્દ્રજી જેવો બીજો, કશા પણ સ્વાર્થવગર હિત કરે અને મુક્તિ આપે એવો કોણ છે? હું મંદ બુદ્ધિવાળો તુલસીદાસ પણ જેમની

---

૧ ધર્મવ્યાધની વિસ્તીર્ણ કથા શ્રીમહાભારતના વન પર્વમા છે તે જોઈ લેવી. ૨ આ પારાધીની કથા શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધના ૩૦ માં અધ્યાયમા છે, તે જોઇ લેવી. ૩ રામાયણ વાંચનારાઓ મૂળના શતપંચ શબ્દના બીજા પણ અનેક અર્થો કરે છે. अंकानां वामतो गतिः એ પદ્ધતિ પ્રમાણે પાંચના અંક પછી સોનો અંક મૂકીએ તો ૫૧૦૦ એકાવન સો ચોપાઈ એવો અર્થ થાય છે. પણ ચોપાઇઓ ગણતાં, એ હીસાબ મળતો આવે, એમ જણાતું નથી. એમ પણ અર્થ કરવામાં આવે છે કે, આ ગ્રંથની ચોપાઇઓ શત પંચ એટલે ભક્ત જનોના વિવાદોનો નિર્ણય આપવા માટે સાચા પંચરૂપ છે. ભિન્ન ભિન્ન જાતિના દોહા વગેરે વૃતોની વચ્ચ ચોપાઇઓના જે જથા મૂકવામાં આવ્યા છે, તે પાંચશો છે. અર્થ જો બંધ બેસતો આવતો હોય તો સહુથી સારો છે.

કૃપાનાં લવલેશ માત્રથી પરમ વિશ્રામ પામ્યો છું, તે રામચન્દ્રજી સમાન કૃપાળુ સ્વામી ક્યાંય મળે એમ નથી. ॥ ૩૦ ॥

दो०–मो सम दीन न दीन हित, तुम समान रघुवीर ॥
अस विचारि रघुवंश मणि, हरहु विषम भव पीर ॥ २०७ ॥

હે શ્રીરઘુવીર ! હે રઘુવંશમણિ ! 'મારા જેવો કોઈ દીન નથી અને આપના જેવો કોઈ દીનદયાળુ નથી,' એમ વિચારીને મારી આ સંસારરૂપી વિષમ ભીડનું હરણ કરો. ॥ ૨૦૭ ॥

दो०–कामिहि नारि पियारि जिमि, लोभिहिं प्रिय जिमि दाम ॥
तिमि रघुवीर निरंतर, प्रिय लागहु मोहिं राम ॥ २०८ ॥

જેમ કામી જનને સ્ત્રી જ નિરંતર પ્રિય લાગે છે, અને લોભી જનને ધન જ નિરંતર પ્રિય લાગે છે, તેમ મને રઘુવીર રામચન્દ્રજી જ નિરંતર પ્રિય લાગજો.[1] ॥ ૨૦૮ ॥

* इति उत्तरकाण्डः सम्पूर्णः ।

समाप्तमिदं श्रीतुलसीदासकृतरामायणगुर्जर भाषांतरम् ॥

तुलसीदासचरितं रामायणमिदं शुभम् ॥ गोविंदतनुजातेन कालिदासाख्यशास्त्रिणा ॥ १ ॥
व्याख्यातं गुर्जरगिरा यथामति सतांमुदे ॥ भ्रमादिजनितं सद्भिः क्षंतव्यं स्खलितं मम ॥२॥



૧ મહાત્માઓ કહે છે કે, આ રામાયણની ઘણું કરીને સઘળી ચોપાઈઓમાં રકાર મકાર છે.

॥ श्रीः ॥




श्रीगोस्वामी

# तुलसीदासकृत रामायण ॥

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

## लवकुशकांड.



श्रीगणेशाय नमः ।



# ॥ श्रीतुलसीदासकृत रामायण ॥

# रामाश्वमेध लवकुशकांड.

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



श्लोक—जयति रघुवंशतिलकः कौशल्याहृदयनंदनो रामः
दशवदननिधनकारी दाशरथि पुंडरीकाक्षः ॥ १ ॥

રઘુવંશના તિલકરૂપ, કૌશલ્યાના હૃદયને પ્રસન્ન કરનારા, રાવણનુ મરણ કરનારા, દશરથ રાજાના પુત્ર અને કમળો સરખાં નેત્રોવાળા રામચન્દ્રજી વિજય પામે છે. ॥ ૧ ॥

दो०—मुनि भुशुंडके वचन मृदु, देख राम पद नेह ॥
बोले प्रेम सहित गिरा, गरुड विगत संदेह ॥ १ ॥

ગરુડજી, પોતે સંદેહથી રહિત છતાં પણ કાકભુશંડજીનાં કોમળ વચનો સાંભળી, રામચંદ્રજીના ચરણોમાં તેમનો અપૂર્વ સ્નેહ જોઇને પ્રેમ ભરેલી વાણીથી બોલ્યા કે,॥૧॥

श्लोक—नमामीशघनज्ञानरघुवंशदासं, सदानंददाता सुविद्याप्रकाशम् ॥
विशदशैलनीलं कृपालुं निवासं, चरणाम्बुजं सेवितं पापनाशम् ॥ १ ॥
गतं मोहमारादि शूलं विशालं, हरं तापसंतापभवशोकजालम् ॥
नमो काकपादं सुबुद्धिं सुशीलं, सदा भक्तवात्सल्यवासाद्रिनीलम् ॥ २ ॥
प्रसन्नाननं नीलवदनं सुश्यामं, नमो पाहि शरणं सुरामाभिरामम् ॥
भाष्यो उमानाथ यश नाथ नामं, देख्यो कृपासिंधुको राम धामम् ॥ ३ ॥

આપ કાકભુશંડજી કે જે મહાસમર્થ છો, જ્ઞાનથી ભરપૂર છો, રઘુવંશ શિરોમણિ રામચંદ્રજીના દાસ છો, સર્વદા આનંદ આપનારા છો, બ્રહ્મવિદ્યાનો પ્રકાશ કરનારા છો, સ્વચ્છ નીલ પર્વતમાં નિવાસ કરી રહ્યા છો, કૃપાળુ છો, આપનાં ચરણારવિન્દોનું સેવન કરનારાઓનાં પાપોને નષ્ટ કરનારા છો,॥૧॥ મોહ તથા કામ આદિ મોટાં શૂળોથી રહિત છો, અધ્યાત્મિક આદિ તાપ સંતાપોથી ભરેલા સંસારથી ઉત્પન્ન થતા શોક જાળને બ્રહ્મ-

વિદ્યાથી હરનારા છો, સુબુદ્ધ છો, સુશીલ છો, ભક્તવત્સલપણાને લીધે જ આ નીલપર્વતમાં સર્વદા બીરાજો છો, સુપ્રસન્ન નીલ મુખવાળા છો, શ્યામ કાંતિવાળા છો, ॥૨॥ અને રામચંદ્રજીની ઉપર અત્યંત પ્રેમ ધરાવનારા છો તથા ભક્ત લોકોને રામચંદ્રજીના જેવા જ પ્યારા છો, તેમને વારંવાર પ્રણામ કરૂં છું. હું કે જે શરણાગત છું, તેનું રક્ષણ કરો. શ્રીસદાશિવે કહેલો રામ નામનો મહિમા આપે મને સંભળાવ્યો, કે જે સાંભળવાથી કૃપાસિંધુ રામચંદ્રજીનું સ્વરૂપ મારા જાણવામાં આવ્યું. ॥ ૩ ॥

શ્લોક૦–इच्छा वपुष काक कल्याणकारी । जिन्है एक आशा अयोध्या विहारी ॥
भागी सकल वासना त्रास भारं । दयानाथ कीनो अविद्या प्रहारं ॥ १ ॥
सगुण ब्रह्म लीला धरा भार नाशं । सुनो राम अवतार मोहं विनाशं ॥
जान्यो दनुजनाशनं विश्ववासं । चिदानंदसंदोह भक्तिर्विलासं ॥ २ ॥
अचल ज्ञान गोतीत मंत्रं विशालं । पायो कृपानाथ निजभाग्य मालं ॥
विगत षष्ठरोगं अयोगं दयालुं । नमो पाहि शरणं नमामी कृपालुं ॥ ३ ॥

હે કૃપાનાથ ! પોતાની ઈચ્છાથી જ કાગડાના શરીરનું ધારણ કરીને રહેલા, કલ્યાણ કરનારા અને જેમને સર્વદા એક રામચંદ્રજીની જ આશા છે એવા આપે મારી અવિદ્યાને નષ્ટ કરીને મારી સઘળી વાસનાઓનો ભારે ત્રાસ ભાંગી નાખ્યો છે. ॥ ૧ ॥ પૃથ્વીના ભારને નષ્ટ કરવા માટે લીલાથી અવતરેલા સગુણ બ્રહ્મ રામચંદ્રજીના અવતારનું ચરિત્ર મેં આપની પાસેથી સાંભળ્યું. મારો મોહ નષ્ટ થઈ ગયો. રાવણાદિ અસુરોનો વિનાશ કરનારા, જગતના નિવાસરૂપ, જગતમાં વ્યાપક અને સચ્ચિદાનંદરૂપ રામચંદ્રજીની ભક્તિનો મહિમા મારા જાણવામાં આવ્યો. ॥ ૨ ॥ હે કૃપાનાથ ! મેં મારાં ઉત્તમ ભાગ્યોના સંયોગને લીધે આપનો સમાગમ પામી, જેને ઇંદ્રિયો પહોંચી શકતી નથી એવા રામચંદ્રજીનો જ્ઞાનને અવિચલ કરનારો મહા મંત્ર મેળવ્યો. આપ કે જે રાગ દ્વેષ આદિ છ ઊર્મિઓરૂપી રોગોથી તથા કુયોગોથી રહિત અને પરમ દયાળુ છો, તેમને વારંવાર પ્રણામ કરૂં છું. હું કે જે શરણાગત છું, તેનું રક્ષણ કરો. ॥ ૩ ॥

दो०–सुरसरि सम पावन भयो, नाथ हृदय अब मोर ॥
जन्म जन्म छूटै नहिं, नाथ पदांबुज तोर ॥ २ ॥

હે નાથ ! મારૂં હૃદય ગંગાજી જેવું પવિત્ર થયું છે. આપનાં ચરણારવિન્દો જન્મજન્માંતરમાં પણ મારા હૃદયમાંથી છૂટશે નહીં. ॥ ૨ ॥

चौ०–सुने सकल गुण गण प्रभु केरे । पूजे नाथ मनोरथ मेरे ॥
तव प्रसाद वायस कुलनाथा । हृदय बसो अब प्रभु गुण गाथा ॥ १ ॥
मन संतोष न हृदय अघाहीं । यथा उदधि सरिता सब जाहीं ॥
पशु पक्षी जड जंगम जाती । चर अरु अचर बरण किहि भाँती ॥२॥
सकल अवधि वस प्रभु सुख धामा । लिये संग सादर श्रीरामा ॥
तजि सब अवध गये सह देहा । यह मोहिं नाथ परम संदेहा ॥ ३ ॥

अब प्रभु मोहिं कहौ समुझाई । जानि पिता मैं करौं ढिठाई ॥
यह इतिहास पुनीत कृपाला । जिमि मख कीह्न राम महिपाला ॥ ४ ॥

મેં રામચન્દ્રજીના સઘળા ગુણગણો સાંભળ્યા. આપે મારા મનોરથો પૂર્ણ કર્યાં. હે કાકકુલમાં શિરોમણિ ! આપની કૃપાથી રામચન્દ્રજીના ગુણોની કથા મારા હૃદયમાં સર્વદા વસે એવી ઇચ્છા રાખું છું. મારૂં હૃદય પ્રસન્ન થયું છે, ॥ ૧ ॥ પણ જેમ સમુદ્ર સઘળી નદીઓ પોતામાં પ્રાપ્ત થતાં છતાં પણ તૃપ્ત થતો નથી, તેમ મારૂં હૃદય રામચન્દ્રજીની કથાઓથી તૃપ્ત થતું નથી. પશુ પક્ષી આદિ અનંત સ્થાવર જંગમ જીવોની જાતિઓ ॥ ૨ ॥ કે જેઓ, અયોધ્યામાં વસતી હતી, તે સર્વને સુખના ધામરુપ શ્રીરામચન્દ્રજીએ પ્રેમપૂર્વક પોતાની સાથે લીધી અને તેઓ, અયોધ્યાને તથા પોતપોતાનાં શરીરોને છોડીને શ્રીરામચન્દ્રજીની સાથે ગઈ, એ વિષયના કારણમાં મને મોટો સંદેહ રહે છે. ॥ ૩ ॥ હે પ્રભુ ! આપને પિતા સમાન જાણી, ધૃષ્ટતા કરીને વિજ્ઞપ્તિ કરૂં છું કે, કૃપાળુ મહારાજ રામચન્દ્રજીએ જે પ્રકારથી અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, તે પ્રકાર સંબંધી પવિત્ર ઇતિહાસ મને વિસ્તારથી કહી સંભળાવો, કે જેનાં શ્રવણથી પેલો સંદેહ પણ દૂર થઈ જાય. ॥ ૪ ॥

दो०—अस कहि गद्गद कंठ मृदु, पुलकावली शरीर ॥
मुनि सप्रेम हरि विशद यश, वायस कुल मति धीर ॥ ३ ॥

ગરૂડજી એટલાં કોમળ વચનો બોલીને ગદ્ગદ કંઠ થઈ ગયા અને શરીરમાં રોમાંચોથી વ્યાપ્ત થઇ ગયા. ગરૂડજીની વિજ્ઞપ્તિ સાંભળી, ધીર મતિવાળા કાકભુશંડજી, પ્રેમપૂર્વક રામચન્દ્રજીની નિર્મળ કીર્તિનું વર્ણન કરવા લાગ્યા. ॥ ૩ ॥

चौ०—राम कृपा तुम्हरे मन माहीं । संशय शोक मोह भ्रम नाहीं ॥
धन्य धन्य धनि तुम खगराया । कीन्ही अमित मोहिं पर दाया ॥ १ ॥
अति प्रिय वचन रहस्य तुम्हारे । लागत नाथ मोहिं अति प्यारे ॥
तव तन प्रीति देख खगराया । मिटहिं अमंगल कोटि अमाया ॥ २ ॥
सुन अब राम रहस्य अनूपा । चरित अनूप अवधपुर भूपा ॥
अज अद्वैत विगत अविनाशी । रहित सकल कलिमल भव फाँसी ॥३॥
रुद्र सहस्र वर्ष खग ईशा । कीन्ह चरित रहि पुर जगदीशा ॥
सो सब विशद कथा विस्तारी । कहौं सुनो जग हित उरगारी ॥ ४ ॥

હે પક્ષીઓના રાજા ! રામચન્દ્રજીની કૃપાને લીધે તમારા મનમાં સંશય, શોક, મોહ કે ભ્રમ કશું પણ નથી, તોપણ કેવળ રામચન્દ્રજીના અખંડ અનુસંધાનને માટે જ મને પૂછો છો, માટે તમને ધન્ય છે, ધન્ય છે, અને વારંવાર ધન્ય છે. આ પૂછવાથી તમે મારા ઉપર પણ અમિત દયા કરી, એમ સમજું છું. ॥ ૧ ॥ હે ગરૂડજી ! તમારાં આ રહસ્ય પ્રશ્નરુપી રસભરિત વચનો મને અત્યંત પ્યારાં લાગે છે. પ્રીતિથી તમારા શરીરનું અવલોકન કરીએ તોપણ કરોડો અમંગલો નષ્ટ થઈ જાય, એ નિસ્સંશય છે, ત્યારે તમારી

સાથે સંભાષણ કરવાથી, સર્વ અમંગલો નષ્ટ થઈ જાય, તેમાં તો શું જ કહેવું ? ॥ ૨ ॥ હવે અયોધ્યાના અધિપતિ રામચન્દ્રજી, કે જે અજન્મા, દ્વૈતથી રહિત, અવિનાશી, સર્વથી ન્યારા અને સંસારની ફાંસીરુપ સઘળા કલિયુગસંબંધી દોષોથી રહિત પરમાત્માના અવતારરુપ હતા, તેમનું અનુપમ ચરિત્રરુપ રહસ્ય સાંભળો. ॥ ૩ ॥ રામચન્દ્રજીએ અગીઆર હજાર વર્ષ સૂધી અયોધ્યામાં રહીને જે જે ચરિત્રો કર્યાં તેઓમાંનાં કેટલાંએક તમને કહી સંભળાવ્યાં છે. હવે બીજાં ચરિત્રોની નિર્મળ કથા પણ વિસ્તારથી જગતના કલ્યાણને માટે કહું છું તે શ્રવણ કરો, ॥ ૪ ॥

दो०—विधिवर वचन सँभारि उर, राजत करुणा ऐन ॥
युग जोरि शोभा निरखि, लजित कोटि शत मैन ॥ ४ ॥

કરુણાના નિવાસરુપ રામચન્દ્રજી, હૃદયમાં બ્રહ્માનાં ઉત્તમ વચનોનું સ્મરણ કરીને અયોધ્યામાં સીતાજી સહિત બીરાજતા હતા. એ સીતા રામની જોડીની શોભા એવી હતી કે, જેને જોઇને સો કરોડ કામદેવો પણ લજાઈ જાય. ॥ ૪ ॥

चौ०—अनुज सचिव प्रभु प्रजा बुलाये । गुरु गृह सादर मुनि सँग आये ॥
मकर मास रवि पूर्व सुहावा । विदा मांगि प्रभु पद शिर नावा ॥ १ ॥
काशीक्षेत्र धर्म जग जाना । चले सकल सब सजि सजि याना ॥
चतुरंगिनी अनी सब साथा । यहि विधि गवन कीन्ह रघुनाथा ॥२॥
बीच वास करि शिवपुर आये । सादर पुरिहि शीश तिन्ह नाये ॥
आये सुरसरि कीन्ह प्रणामा । अमित अमित सुख पायो रामा ॥ ३ ॥
महिसुर दंडि यती संन्यासी । पूजे कृपासिंधु सुखरासी ॥
दीन दान कछु वरणि न जाई । धनद कुबेर सुरेश लजाई ॥ ४ ॥

પ્રભુ રામચન્દ્રજીએ, એક દિવસે મુનિઓને, ભાઇઓને, મંત્રીઓને તથા પ્રજાને બોલાવી, તે સર્વની સાથે પ્રેમપૂર્વક વસિષ્ઠ મુનિને ઘેર આવી, મકર સંક્રાંતિમાં સૂર્ય ગ્રહણનું પર્વ સમીપમાં આવ્યું હતું, તેથી, કાશીયાત્રા કરવા જવાની અનુજ્ઞા માગીને, તેમના ચરણોમાં પ્રણામ કર્યા. ॥ ૧ ॥ સર્વે લોકો વાહનો સજી સજીને કાશી ક્ષેત્ર તરફ ચાલતા થયા, કે જે ક્ષેત્ર ધર્મને માટે જગતમાં પ્રખ્યાત છે. રામચંદ્રજીએ, એ પ્રમાણે ચતુરંગિણી સેનાને સાથે લઇને કાશી પ્રયાણ કર્યું ॥ ૨ ॥ વચમાં ઉતારાઓ કરતા કરતા કાશીના સમીપમાં પહોંચ્યા અને ત્યાં આવી, તેમણે પ્રેમપૂર્વક કાશીને તથા ગંગાજીને પ્રણામ કરીને અપાર આનંદ મેળવ્યો.॥૩॥ સુખોના સમૂહરૂપ કૃપાસિન્ધુ રામચંદ્રજીએ ત્યાં બ્રાહ્મણોને, દંડીઓને, યતિઓને તથા સંન્યાસીઓને પૂજ્યા અને એટલાં દાનો આપ્યાં કે, જેઓનું વર્ણન કરી શકાય નહીં તથા જેઓને જોઇને ધનાધ્યક્ષ કુબેરજી તથા ઇંદ્ર પણ લજાઈ જાય. ॥ ૪ ॥

दो०—यहि विधि रहि प्रभु विपुल दिन, सुखी किये मुनि वृन्द ॥
आये पुनि निज नगर महँ, हर्षित करुणाकन्द ॥ ५ ॥

પ્રભુએ એ પ્રમાણે કેટલાએક દિવસો સુધી કાશીમાં રહીને મુનિ લોકોને સુખી કર્યા. પછી કરુણાના સમૂહરૂપ રામચંદ્રજી, કાશી યાત્રાથી પ્રસન્ન થઇને પાછા પોતાની અયોધ્યા નગરીમાં પધાર્યા. ॥ ૫ ॥

चौ०–प्रति दिन अवध अनन्द उछाहू । दान देहिं प्रति दिन नरनाहू ॥
हठ परपंच न दुःख दिन काहू । कुवचन कबहुँ न सुन खग नाहू ॥ १ ॥
सुनहिं जहाँ तहँ वेद पुराना । दूसर धर्म न काहू जाना ॥
दिन दिन प्रीति देखि भगवाना । अति आनंद सकल पुर जाना ॥ २ ॥
शिव संवत परमानु हमारी । भये शोच वश राम खरारी ॥
अश्वमेध मख करौं सुहाई । गाय तरहिं नर भव समुदाई ॥ ३ ॥
पुनि निज धामहिं तुरत सिधावौं । विधि वर वचन न चूक लगावौं ॥
प्रात जाय गुरु भवन सप्रीती । कहो करौं सब सुन्दर नीती ॥ ४ ॥

અયોધ્યામાં આનંદ ઉત્સાહ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો. શ્રીરામચન્દ્રજી પ્રત્યેક દિવસે અધિક અધિક દાનો દેવા લાગ્યા. હે ગરુડજી ! અયોધ્યામાં કોઇને, કોઈ દિવસે પણ હઠ, પ્રપંચ કે દુઃખ પ્રાપ્ત થતાં ન હતાં અને કુવચનો પણ સાંભળવામાં આવતાં ન હતાં. ॥ ૧ ॥ જ્યાં ત્યાં વેદોનાં અને પુરાણોનાં શ્રવણો થતાં હતાં. વેદોક્ત ધર્મ સિવાય બીજા ધર્મને કોઇ પણ જાણતું ન હતું. દિવસે દિવસે રામચન્દ્રજીની પ્રીતિને વધતી જતી જોઇને, સઘળું અયોધ્યા નગર અત્યંત આનંદ માનતું હતું. ॥ ૨ ॥ ખર રાક્ષસને મારનારા રામચન્દ્રજીના મનમાં એક દિવસે દૃઢ વિચાર ઉત્પન્ન થયો કે, "મારી અહીં રહેવાની અગીઆર હજાર વર્ષ સુધીની જે અવધિ હતી,તે હવે પૂર્ણ થવા આવી છે, માટે ઉત્તમ અશ્વમેધ યજ્ઞ કરૂં કે જેનું ગાયન કરવાથી લોકો સંસારરૂપી સમુદ્રને તરી જાય. ॥૩॥ યજ્ઞને સંપૂર્ણ કર્યા પછી, તુરત સ્વધામમાં જવું, એ યોગ્ય છે. બ્રહ્માએ અગીઆર હજાર વર્ષ સુધી પૃથ્વીમાં રહેવાનું જે જે કહ્યું છે, તેમાં ફેરફાર કરવો જ નહીં. પ્રભાતમાં પ્રેમપૂર્વક ગુરુને ઘેર જઈ, આ યજ્ઞ કરવાસંબંધી મારા સઘળા ઉત્તમ વિચારનું તેમની પાસે નિવેદન કરીશ." ॥ ૪ ॥

दो०–अस विचार उर राखि कर, कृपासिन्धु मती धीर ॥
करत चरित नाना अमित, हरन शोक भय भीर ॥ ६ ॥

કૃપાના સમુદ્રરૂપ, ધીર મતિવાળા અને સંસારના શોકને તથા દુઃખને હરનારા રામચન્દ્રજી પણ, એ પ્રમાણે જ નિરંતર બ્રહ્માનાં વચનો ઉપર ધ્યાન રાખીને અનેક પ્રકારનાં અપરિમિત ચરિત્રો કરતા હતા. ॥ ૬ ॥

चौ०–कहौं सुनहु रघुपति प्रभुताई । जो पुराण ऋषि नारद गाई ॥
राम राज्य जस निर्मल भयऊ । सो सब वाल्मीकि मुनि कहऊ ॥ १ ॥
मैं अति लघु बरणों केहि भाँती । सोहै हंस कि बगुला पाँती ॥
मुनिय न पुहुमि कतहुं अघ काना । पढहिं चतुर नर वेद पुराना ॥ २ ॥

गावहिं प्रभु गुण भव भयहारी । निंदहिं अमर लोक नर नारी ॥
आज्ञा मातु पिता गुरु करहीं । जप तप दान सदा अनुसरहीं ॥ ३ ॥
प्रजा अनंद राज्य प्रभु केरे । मानहुँ इन्द्र कुबेर घनेरे ॥
राजहिं सब रनिवास अनंदा । सुखी चकोर शरद लखि चंदा ॥ ४ ॥

પુરાણોએ, ઋષિઓએ તથા દેવર્ષિ નારદજીએ પણ ગાયેલી રામચન્દ્રજીની પ્રભુતા વિષે કહું છું, તે સાંભળો. રામચન્દ્રજીના રાજ્યમાં જે નિર્મળતા થઈ હતી, તે સઘળી વાલ્મીકિ મુનિએ, વર્ણવેલી છે. ॥૧॥ હું કે જે અત્યંત લઘુ બુદ્ધિવાળો છું, તેનાથી એવું વર્ણન શી રીતે બની શકે? બગલો કદી પણ હંસની ચાલથી ચાલી શકે? રામચન્દ્રજીનું રાજ્ય પ્રવર્તતાં પૃથ્વીમાં કયાંય પણ પાપનું નામ કાને પડતું ન હતું, ચતુર નરો, વેદોનું તથા પુરાણોનું પઠન પાઠન કરતા હતા અને સંસારના ભયને હરનારા પ્રભુના ગુણોને ગાતા હતા. સઘળાં નર નારીઓ એ રાજ્યમાં પરમ સુખ પામવાથી સ્વર્ગનાં સુખોને પણ ધિક્કારતાં હતાં. સર્વે માણસો માતાની, પિતાની તથા ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તતાં હતાં અને સર્વદા જપને, તપને તથા દાનને અનુસરતાં હતાં. ॥ ૩ ॥ રામચન્દ્રજીના રાજ્યમાં સર્વે લોકો એવા તો આનન્દમગ્ન થઈને રહેતા હતા કે, જાણે અનેક ઈન્દ્રો અને અનેક કુબેરો અયોધ્યામાં આવીને વસ્યા હોય એવું જણાતું હતું. જેમ ચકોર પક્ષીઓ શરદ્ ઋતુના ચન્દ્રને જોઇને આનંદ પામે, તેમ રાણીવાસનાં સર્વે માણસો રામચન્દ્રજીના રાજ્યને જોઇને આનન્દ પામતાં હતાં. ॥ ૪ ॥

छन्दगीतिका—जिमि शरद चंद्र चकोर देखति मातु प्रभु मुख जोहहीं ॥
तिमि भरत लछमन शत्रसूदन वेष लखि मन मोहहीं ॥
नित जात प्रभु चौगान खेलन साथ लै चतुरंगिनी ॥
जब गये भूतल भार टारन संग मर्कट लै अनी ॥ १ ॥

જેમ ચકોર પક્ષિઓ શરદના ચન્દ્રને જોયા કરે, તેમ માતાઓ રામચન્દ્રજીના મુખને જોયા કરતી હતી. માતાઓ જેમ રામચન્દ્રજીની છબી જોઇને આનંદ પામતી હતી, તેમ જ ભરતજીની, લક્ષ્મણજીની તથા શત્રુઘ્નની છબીઓને જોઈને પણ આનંદ પામતી હતી. રામચન્દ્રજી કે જે વાનરાઓની સેનાને સાથે લઇને પૃથ્વીનો ભાર ઉતારવા માટે રણમાં પધાર્યા હતા, તે પોતે આ સમયમાં ચતુરંગિણી સેનાને સાથે લઈને નિત્ય શિકાર ખેલવા પધારતા હતા. ॥ ૧ ॥

चढि बाजि गजरथ नगर देखहिं श्रमित पुनि गृह आवहीं ॥
सारंग हेम विलोकि सादर त्रान बिन प्रभु धावहीं ॥
कुसुम कंटक अंग लागत मोर सुख मुसकावनी ॥
सो शत्रु सन्मुख सही तीक्षण, शक्ति असि रिपुदावनी ॥ २ ॥

રામચન્દ્રજી હાથી ઉપર, ઘોડા ઉપર કે રથ ઉપર બીરાજી નગર જોવા પધારતા હતા અને શ્રમિત થઇ જાય ત્યારે પાછા ઘેર પધારતા હતા. શીકાર કરવા પધારતાં જ્યાં

જ્યાં સુવર્ણના જેવાં વર્ણવાળો કોઈ મૃગ જોવામાં આવે, ત્યાં ત્યાં ઉઘાડે પગે તે મૃગની પછવાડે પ્રયત્નથી દોડતા હતા. કોઇ સ્થલમાં પધારતાં અંગોમાં કાંટા વાગી જાય, ત્યારે મુખારવિન્દ મરોડીને મંદ હાસ્ય કરતા હતા, તે એમ સ્મરણ કરીને કે, 'જે અંગોએ શત્રુઓની સામેના યુદ્ધમાં દાવાનલ જેવી તીક્ષ્ણ શક્તિનું પણ ( સાંગનું પણ ) સહન કર્યું હતું, તે અંગો આજ માત્ર કાંટા વાગવાથી ખેદ માને છે.' ॥ ૨ ॥

निशि नींद बासर भूँख साधत वर्ष चौदह सारहीं ॥
पुर साथ संग लै करत क्रीडा खेलते ठल बारहीं ॥
व्यंजन बनत षटरस अमित घृत मधुर विन जेंवत नहीं ॥
निज भक्त हेत समेत लक्ष्मण बैठि रिपु मार्यो सहीं ॥ ३ ॥

જેમણે રાત દિવસ નિદ્રાનો તથા ક્ષુધાનો ત્યાગ કરીને ચૌદ વર્ષ કહાડ્યાં હતાં, તે પ્રભુ, આ સમયમાં શેહેરનાં લોકોને સાથે લઇને તે તે સ્થલોમાં અનેક ક્રીડાઓ કરવાને પધારતા હતા અને છએ રસોવાળાં અનેક પ્રકારનાં ભોજનો બન્યાં હોય તો પણ ઘણું ઘી વગરનાં કે મીઠાઇ વગરનાં હોય તો આરોગતા ન હતા. જેમણે પોતાના ભક્તોના હિતને માટે, એકલા લક્ષ્મણજીના હાથથી જ મેઘનાદ નામના મોટા શત્રુને મરાવ્યો હતો, તે પ્રભુ, શિકારમાં સિંહાદિકને મારવાના કામ માટે અનેક યોદ્ધાઓને સાથે લઇ પધારતા હતા. ॥ ૩ ॥

दो०–रघुवर राज विराज अति, सकल अवनि अघ भाग ॥
विचरहिं मुनिकानन विपुल, प्रीति सहित अनुराग ॥ ७ ॥

રામચન્દ્રજીનું રાજ્ય અત્યંત પ્રકાશવા માંડયું, પૃથ્વીમાંથી સઘળાં પાપો ભાગી જ ગયાં અને મુનિઓ કે જેઓ, રાક્ષસોના ત્રાસને લીધે પોતાના આશ્રમોમાં પણ વિચરી શકતા ન હતા, તેઓ, આ સમયમાં નિર્ભય થઈ ને પ્રેમથી તીર્થયાત્રાદિને માટે મોટાં મોટાં જંગલોમાં પણ વિચરવા લાગ્યા. ॥ ૭ ॥

चौ०–अवनि सुहावनि कानन चारू । खग मृग इक सँग करहिं विहारू ॥
बैर न सुनिय रामके राजा । रहैं बैर विन सुन खगराजा ॥ १ ॥
सुख संपति गृह गृह प्रगटाई । गाय न शकहिं राम प्रभुताई ॥
शारद चतुरानन गौरीशा । कोटि कोटि अनगणित अहीशा ॥ २ ॥
कवि कोविद जहँ लगि जग माहीं । राम राज्य गुण वरणि न जाहीं ॥
असित आदि कज्जलगिरि भूरी । पयनिधि पात्र सारता रूरी ॥ ३ ॥
करहिं लेखनी सुरतरु भारी । सप्त द्वीप महि पत्र विचारी ॥
बाणी हरि हर विधि समुदाई । सहस कल्प शत लिखहिं बनाइ ॥ ४ ॥

રામચન્દ્રજીના રાજ્યમાં સઘળી પૃથ્વી શોભવા લાગી, સઘળાં વનો સુંદર થઈ ગયાં, પરસ્પરની સાથે વૈર ધરાવનારાં પશુ પક્ષી વગેરે પ્રાણીઓ પણ મિત્રોની પેઠે પરસ્પરની સાથે ફરવા લાગ્યાં, વૈર તો કયાંય કાને પણ પડવા ન લાગ્યું, સઘળું નિર્વૈર જ

થઈ ગયું ॥ ૧ ॥ અને પ્રત્યેક ઘરમાં સુખ સંપત્તિ વધારે વધારે પ્રગટ થવા લાગી. સરસ્વતી, બ્રહ્મા તથા સદાશિવ, કરોડો ભેળાં થાય અને શેષનાગ અગણિત ભેળા થાય, તોપણ તેઓથી રામચન્દ્રજીની પ્રભુતાનું સંપૂર્ણ વર્ણન કરી શકાય એમ નથી. ॥ ૨ ॥ જગતમાં જે કોઈ કવિઓ તથા પંડિતો છે, તેઓમાંના કોઈથી પણ રામચન્દ્રજીના રાજ્યના ગુણો વર્ણવ્યા જાય એમ નથી. શ્યામ પર્વત જેવડો મોટો કાજળનો સમુદાય એકઠો કરવામાં આવે, સમુદ્રને પાત્રરુપ બનાવીને તેમાં એ કાજળની શાહી ઘોળવામાં આવે, ॥ ૩ ॥ લખવાને માટે કલ્પ વૃક્ષની લેખણ બનાવવામાં આવે, સાતે દ્વીપોવાળી પૃથ્વીને કાગળરુપ બનાવવામાં આવે અને સરસ્વતી, વિષ્ણુ, સદાશિવ તથા બ્રહ્મા એઓ સઘળા મળીને હજાર કલ્પસુધી લખ્યા કરે, તોપણ ॥ ૪ ॥

सो०–तदपि न पावहिं पार, राम राज्य कौतुक अमित ॥
सुनु अब चरित अपार, जस खगपति आगे भयो ॥ १ ॥

રામચન્દ્રજીનાં રાજ્યની અપાર લીલાઓ સંપૂર્ણ રીતે લખી શકય નહીં. હે ગરૂડજી! હવે રામચન્દ્રજીનાં અપાર ચરિત્રોમાંનાં અમુક ચરિત્રો જે રીતે થયા હતાં, તે કહુંછું તે સાંભળો. ॥ ૧ ॥

चौ०–राजत राजसभा सब भ्राता। तहँ आयो इक द्विज बिलखातो ॥
कटुक कहत मुख करत पुकारा। हंस वंश बूडो संसारा ॥ १ ॥
रघुदिलीप शिबि सगर भुवारा। अमित प्रभाव को जाननहारा ॥
पितु जीवित सुत त्यागे प्राणा। प्रभु अंतर्यामी सुन काना ॥ २ ॥
नर लीला करि राम कृपाला। लगे विचार करन तेहि काला ॥
कारण कवन मृतक सुत भयऊ। द्विजको देख विकल प्रभु भयऊ ॥ ३ ॥
प्रभु चित देख गगन भइ बानी। शूद्र तपो मुनि शार्ङ्गपानी ॥
विंध्याचल गँभीर वन माहा। द्विज सुत हेत मरन नरनाहा ॥ ४ ॥

રાજ્યસભામાં રામચંદ્રજીની પાસે સઘળા ભાઈઓ બીરાજ્યા હતા, તે સમયે એક બ્રાહ્મણ વ્યાકુલ થતો અને પોકાર કરી કરીને કડવાં વચનો બોલતો આવ્યો. એ બ્રાહ્મણ સભાના સમક્ષમાં આવીને પોકાર કરવા લાગ્યો કે, "સંસારમાં સૂર્યનો વંશ તો ડૂબી જ ગયો જણાય છે. ॥ ૧ ॥ રઘુ, દિલીપ, શિબિ અને સગર આદિ અમિત પ્રભાવવાળા સૂર્યવંશી રાજાઓમાંનો આજ એકે નથી, તેથી નિરૂપાય છું. એઓના અમિત પ્રભાવને જાણનારો પણ આજ કોણ છે? કોઈ નથી. જો આજ કોઈ પણ સૂર્યવંશી રાજા જીવતો હોય તો પિતા જીવતાં છતાં પુત્રનું મરણ થાય કે? કદી ન થાય." આ સઘળો પોકાર અંતર્યામી પ્રભુ રામચન્દ્રજીએ કાને સાંભળ્યો. ॥ ૨ ॥ કૃપાસિન્ધુ રામચન્દ્રજી એ પોકાર સાંભળી, મનુષ્યલીલાને અનુસરીને તે સમયમાં વિચાર કરવા લાગ્યા કે, 'આ બ્રાહ્મણનો પુત્ર શા કારણથી મરી ગયો હશે?' રામચન્દ્રજીને એ બ્રાહ્મણની દશા જોવાથી વિહ્વલ થયેલા અને ઉંડા વિચારમાં પડેલા જોઈ, ॥૩॥ તે સમયે આકાશ વાણી થઈ કે, "હે પ્રભુ! આપના રાજ્યમાં એક શદ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો છે, તેથી આ બ્રાહ્મણનો પુત્ર મરી

ગયો છે. શૂદ્ર જાતિને તપશ્ચર્યા કરવાનો અધિકાર નહીં છતાં, શૂદ્ર હાલ વિન્ધ્યાચલના ગંભીર વનમાં તપશ્ચર્યા કરે છે, એ અધર્મ પ્રવર્તવાને લીધે આપના રાજ્યમાં પિતાના જીવતાં છતાં પુત્રનું મરણ થયું છે," ॥ ૪ ॥

छन्दगीतिका–यहि हेत द्विज सुत मृतक सुनि रथ साजि प्रभु आतुर चले ॥
द्वै परम शैल विलोकि पावन मुदित हो सन्मुख भले ॥
शुचि रुचिर आश्रम वेदिका तहँ देखि मुनि मन भावनी ॥
बहु बाग सुभग तडाग गुंजत मुंज मधुकर सावनी ॥ १ ॥
पिक मोर हंस चकोर किलकहिं कीर शोभा पावहीं ॥
वन वृद्ध कोल किरात सादर सर्वदा तहँ आवहीं ॥
तकि क्रोध शक्ति विशिख छाँडे माथ लै सुर पुर गयो ॥
वर भक्ति आरति जानि तिहि तहँ आपु तीरथव्रत कियो ॥ २ ॥

આ આકાશ વાણીનું શ્રવણ કરી, વ્યાકુલ થયેલા રામચન્દ્રજી તુરત જ રથ તૈયાર કરાવી, તેમાં બીરાજીને ત્યાંથી વિન્ધ્યાચલમાં પધાર્યા. સામે પર્વતના અતિ સુંદર અને પવિત્ર બે વિભાગો જોવામાં આવતાં, રામચન્દ્રજી પ્રસન્ન થઈ, તેઓના મધ્યમાં પધાર્યા, ત્યાં મુનિઓનાં અંતઃકરણોને પ્રિય લાગે એવી એક પવિત્ર અને સુન્દર આશ્રમવેદિકા જોવામાં આવી. એ સ્થલમાં ઘણા ઘણા બાગો તથા ઘણાં ઘણાં તળાવો અતિ સુન્દર હતાં, વૃક્ષોમાં ભ્રમરો સુન્દર ગુંજાર મચાવી રહ્યા હતા. કોયલ, મોર, હંસ તથા ચકોર આદિ પક્ષિઓ, કોલાહલ મચાવી રહ્યાં હતાં. પોપટોના અતિ મધુર સ્વરો જામી રહ્યા હતા. એ વનમાં વૃદ્ધ વૃદ્ધ કોળીઓ તથા ભિલ્લો પ્રેમપૂર્વક સર્વદા આવતા હતા. રામચન્દ્રજીએ ત્યાં જઈ શૂદ્રને તપશ્ચર્યા કરતો જોઈ, તેના ઉપર મોટી શક્તિવાળું એક બાણ ફેંક્યું કે જે બાણ તે શૂદ્રના માથાને લઈને સ્વર્ગ લોકમાં ચાલ્યું ગયું. રામચન્દ્રજીએ પોતે એ શૂદ્રને ભક્તિવાળો તથા આર્ત્ત જાણીને તીર્થ જેવો પવિત્ર કરી દીધો, કે જેથી તેને સ્વર્ગવાસ મળ્યો. ॥ ૧ ॥ ૨ ॥

दो०–द्विजवरबालक मृतक जो, उठि बैठो हरषाय ॥
आये पुर रघुपति भगत, भय भंजन सुखदाय ॥ ८ ॥

રામચન્દ્રજીએ, અહીં શૂદ્રને માર્યો તે જ સમયે અયોધ્યામાં પેલા બ્રાહ્મણનો મરણ પામેલો પુત્ર સુપ્રસન્નપણાથી ઉઠીને બેઠો થયો. આ સમયમાં ભક્તોના ભયને ભાંગનારા અને સુખ આપનારા રામચન્દ્રજી પાછા અયોધ્યામાં પધાર્યા. ॥ ૮ ॥

चौ०–ताहि समय इक श्वान पुकारी । पाहि पाहि प्रणतार तहारी ॥
विन अपराध कृपालु खरारी । हत्यो मोहिं द्विज अति बल भारी ॥ १ ॥
सुनि सो वचन दीन प्रभु काना । सपदि दूत पठयो भगवाना ॥
आन्यो विप्र तुरत तेहि काला । कह वचन तव दीनदयाला ॥ २ ॥
हन्यो श्वान कहु केहि अपराधा । सुन सर्वज्ञ न कछु व्रतबाधा ॥

क्रोध विवश प्रभु विनहि विचारा । नाथ प्रबल मैं या कहँ मारा ॥ ३ ॥
कहहु दण्ड द्विज सकल समाजा । विप्र अदंड देव रघुराजा ॥
उचित दण्ड तस देउ बनाई । कहो श्वान जस तुमहिं सुहाई ॥ ४ ॥

એ સમયમાં જ એક કૂતરાએ ત્યાં આવીને પોકાર કર્યો કે, "હે ભક્ત લોકોની પીડાનું હરણ કરનારા રામચંદ્રજી ! મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. હે દયાળુ ! એક મોટા બળવાળા બ્રાહ્મણે, અપરાધ વગર મને માર માર્યો છે." ॥૧॥ એ દીન વચનો કાને પડતાં ભગવાન્ રામચન્દ્રજીએ તુરત જ પેલા બ્રાહ્મણને બોલાવવા માટે દૂત મોકલ્યો. દૂત બ્રાહ્મણને સભામાં લઈ આવતાં, દીનદયાળુ રામચન્દ્રજીએ, તે બ્રાહ્મણને પૂછ્યું કે, ॥૨॥ 'તમે કયા અપરાધને લીધે કૂતરાને માર માર્યો ?' બ્રાહ્મણ બોલ્યો કે, "હે સર્વજ્ઞ ! સાંભળો,આ કૂતરાએ મારો કશો પણ અપરાધ નહીં કરેલો, છતાં મેં ક્રોધને વશ થઈ વિચાર કર્યા વગર જ આને પ્રબલ માર માર્યો છે." ॥૩॥ આ સાંભળી રામચંદ્રજીએ બ્રહ્મસભાને પૂછ્યું કે, આ બ્રાહ્મણને કેવી શિક્ષા કરવી ? એ તમો સઘળા વિચાર કરીને કહો. બ્રહ્મસભા બોલી કે, 'હે મહારાજ રઘુરાજ ! બ્રાહ્મણજાતિ શારીર દંડને યોગ્ય નથી, માટે બીજા પ્રકારની જે કોઇ શિક્ષા યોગ્ય જણાય, તે આપો.' રામચન્દ્રજીએ કૂતરાને કહ્યું કે, 'હે કૂતરા ! તું કહે, તે પ્રમાણે હું આ બ્રાહ્મણને શિક્ષા કરૂં.' ॥ ૪ ॥

दो०—कीजिय याको मठपती, मन भावत सुखऐन ॥
तुरत मँगावा पीतपट, गज कुण्डल सुखदैन ॥ ९ ॥

કૂતરો બોલ્યો કે, 'હે મનભાવતા સુખના સ્થાનકરુપ રામચંદ્રજી ! આ બ્રાહ્મણને મઠનો અધિપતિ કરો.' રામચંદ્રજીએ તુરત જ પીળાં વસ્ત્રો, હાથી તથા કુંડલો મંગાવ્યાં. ॥ ૯ ॥

चौ०—पूजि चरण गज विप्र चढायो । दुंदुभि बाजत मठ कहँ आयो ॥
कहहिं परस्पर सब नर नारी । देखहु श्वान दण्ड अति भारी ॥ १ ॥
कीन्ह रंकते राउ कृपाला । कीन्ह चरित यह कौन दयाला ॥
विनती अधिक श्वान जब कीन्हा । उचित सुफल प्रभु वैसहि दीन्हा ॥२॥
तासु अनंद देखि नर नारी । कहौ दण्ड फल कृपा खरारी ॥
पूछो ताहि कही सो बाता । पूरब सब प्रसंग सुखदाता ॥ ३ ॥
काशी वास विप्र मैं भयऊ । शिव सेवा सादर चित दयऊ ॥
हिम ऋतु होम सो कीन्ह सप्रीति । घृत नख रहेउ नाथ जिमि रीती ॥ ४ ॥

પેલા બ્રાહ્મણનું ચરણ પ્રક્ષાલન કરી, વસ્ત્રોથી તથા કુંડલોથી પૂજન કરી, તે બ્રાહ્મણને હાથીપર બેસાડી, મઠાધિપતિ કરીને ગાજતે વાજતે મઠમાં મોકલ્યો. આ જોઈ સઘળાં નર નારીઓ પરસ્પરમાં વાતો કરવા લાગ્યાં કે, 'જુવો તો ખરાં, કૂતરાએ આ બ્રાહ્મણને કેવી ભારે શિક્ષા કરાવી ? ॥ ૧ ॥ કે જેથી કૃપાળુ રામચન્દ્રજીએ આ બ્રાહ્મણને રાંકમાંથી રાજા બનાવી દીધો. દયાળુ રામચન્દ્રજીએ, આ તે કેવું ચરિત્ર કર્યું ? કૂતરાએ

પોતાની મૂર્ખતાને લીધે આ બ્રાહ્મણને રાજા જેવો બનાવવાની વિજ્ઞપ્તિ કરી, તો તે પ્રમાણે જ પ્રભુએ આ બ્રાહ્મણને ઉચિત ફળ આપ્યું.' ॥ ૨ ॥ પેલા બ્રાહ્મણને અધિક આનંદ પામેલો જોઇ, સઘળાં નર નારીઓએ રામચન્દ્રજીને પૂછ્યું કે, 'મઠાધિપતિપણું આપવામાં આ બ્રાહ્મણને શી શિક્ષા થઇ ? તે કૃપા કરીને કહો.' રામચન્દ્રજીએ ઉત્તર આપ્યો કે, 'એ વાત આ કૂતરાને જ પૂછો.' લોકોએ કૂતરાને પૂછતાં, કૂતરાએ સર્વના મનનું સમાધાન થાય એવો પોતાનો પૂર્વજન્મનો પ્રસંગ કહી સંભળાવ્યો કે, ॥ ૩ ॥ "હું એક જન્મમાં કાશીવાસી બ્રાહ્મણ હતો અને મન લગાવીને પ્રેમપૂર્વક સદાશિવની સેવા કરતો હતો. શીઆળાની ઋતુમાં હું એક સમયે અગ્નિમાં ઘીનો હોમ કરી, હાથ સાફ કર્યા વગર એમને એમ જમવા ગયો. મારા નખોમાં સદાશિવના નિર્માલ્યરૂપ ઘી તો વળગી જ રહ્યું હતું. ॥ ૪ ॥

दो०-तातोदन भोजन करत, खाय गये सो भाग ॥
भ्रमत फिरो योनिन विविध, मिटत न सो अनुराग ॥ १० ॥

હું જઇને ઉનો ઉનો ભાત જમવા લાગતાં, તે ઘી પીગળીને ભાતમાં લાગી ગયું. હું તો શિવનિર્માલ્યના સંયોગનો કશો ખ્યાલ નહીં રાખતાં ભાત જમી ગયો, એ પાપને લીધે અનેક અનેક દુષ્ટ યોનિઓમાં ભટકતાં હાલ આ યોનિને પ્રાપ્ત થયો છું. હજી પણ મારૂં એ પાપ ટળતું નથી." ॥ ૧૦ ॥

चौ०-राजसभहि शिरनाइ बहोरी । चला श्वान मन त्रास न थोरी ॥
उठि मध्यान्ह कीन्ह रघुनंदन । पूजि पुरारि भक्त उर चंदन ॥ १ ॥
भोजन शयन जगतपति कीन्हा । निज निज धाम सबन पग दीन्हा ॥
रहा दिवस जब घटिका चारी । जुरी सभा तब आय खरारी ॥ २ ॥
सुनि पुराण सब अनुज समेता । संध्या भयो दान सब देता ॥
सबही संध्या वंदन कीन्हा । भवन चले प्रभु आयसु लीन्हा ॥ ३ ॥
नित्य कोटि चर अवधी सिधावहिं । साँझ समय सब खबर सुनावहिं ॥
पृथक पृथक सुनि चरवर वानी । बोल न एक सो सुनहु भवानी ॥ ४ ॥

શિવનિર્માલ્યથી અત્યંત ડરતો અને તેથી જેણે એ બ્રાહ્મણને જેમાં શિવનિર્માલ્યનું ભક્ષણ થયા વિના રહે જ નહીં એવી મઠાધિપતિપણારૂપ શિક્ષા કરાવી એવો એ કૂતરો એટલી વાત કહી રાજસભાને માથું નમાવીને ત્યાંથી ચાલ્યો ગયો. પછી ભક્ત જનોના હૃદયોમાં ચંદનના જેવી શીતલતા આપનારા રામચન્દ્રજીએ, સભામાંથી ઉઠી, મધ્યાન્હ સંધ્યા કરી, શિવપૂજન કરી, ॥૧॥ ભોજન કરીને જરાવાર શયન કર્યું. સઘળા સભાસદો પણ પોતપોતાને ઘેર ગયા. પાછલો ચાર ઘડી દિવસ રહ્યો, તે સમયમાં વળી સભા એકઠી થઈ. ॥ ૨ ॥ રામચન્દ્રજીએ, ભાઇઓ સહિત એ સભામાં પધારી, પુરાણની કથાનું શ્રવણ કર્યું. સંધ્યા કાળ થયો, તે સમયે સર્વે લોકો બ્રાહ્મણોને દાનો આપી, સંધ્યા વંદન કરી રામચંદ્રજીની આજ્ઞા લઇને પોતપોતાને ઘેર ગયા. ॥ ૩ ॥ રામચન્દ્રજીએ એવો નિયમ રાખ્યો હતો કે, નિત્ય કરોડો ગુપ્ત જાસુસો અયોધ્યામાં તથા દેશાવરમાં ફરે અને સાંજ

સમયે આવીને સઘળી લોકચર્ચાની ખબર સંભળાવે. આ પ્રમાણે અનેક જાસુસો સંધ્યાકાળે રામચન્દ્રજીની પાસે આવ્યા. રામચન્દ્રજીએ સર્વે જાસૂસોની વાત જૂદી જૂદી સાંભળી. હે પાર્વતી ! સઘળા જાસૂસોએ વાતચિત કરી, પણ તેઓમાં એક જાસૂસ કશું બોલ્યો નહીં ॥ ૪ ॥

छं०—कछु कही नही सो पूछि सादर वचन वेग न आवई ॥
एक रजक पत्निहि कहत डालत व्यंग्य कहि समुझावई ॥
सुनि वचन कृपानिधान चरके मध्य उर राखे हरी ॥
निशि स्वप्न देखत जगतपति पुनि जाग दारुण दुख करी ॥ १ ॥

જ્યારે એક જાસૂસ કશું બોલ્યો નહીં, ત્યારે રામચન્દ્રજીએ તેને વધારે પ્રયત્નથી પૂછતાં, તે જાસૂસે મોહોડામાંથી તુરત વચન પણ ન કહાડી શકતાં છેવટ ખેદથી ગદ્ગદ કંઠ થઇને વાત કરી કે, “ હે મહારાજ ! આજ એક ધોબી પોતાની સ્ત્રીને દુર્વચનો કહેતો હતો કે, ‘ તું પરાયા ઘરમાં રહી આવી છો, તેથી તને હું મારા ઘરમાં રાખનાર નથી. પરાયા ઘરમાં રહી આવેલી સ્ત્રીને તો રામ જ રાખે, પણ હું રામના જેવો ભોલોભી નથી, કે જેથી તને રાખું. ” રામચન્દ્રજી જાસૂસનાં એ વચનોને હૃદયમાં ધરી લઈને પોઢવા પધાર્યા, એમને નિદ્રામાં પણ એવા જ પ્રકારનું દારૂણ સ્વપ્ન આવ્યું, એ સ્વપ્ન જોઈ, રામચંદ્રજી જાગી ગયા અને મનમાં મહા દુઃખ પામવા લાગ્યા. ॥ ૧ ॥

दो०—बीती अवधि प्रमाण युग, कीन्ह विचार कृपाल ॥
ग्यार सहस पितु राज शुचि, करौं सत्य यहि काल ॥ ११ ॥

રામચન્દ્રજીએ વિચાર કર્યો કે, “ મને પિતાનું પવિત્ર રાજ્ય કરતાં કરતાં અગીઆર હજાર વર્ષ પૂરાં થવા આવ્યાં છે, તો હવે મારે બ્રહ્માનું વચન સિદ્ધ કરવું. ॥ ૧૧ ॥

चौ०—त्यागो जनकसुता मन माहीं । राखौं श्रुतिपथ धर्म न जाहीं ॥
दै मन ठीक सिया पहँ आये । सादर बोले वचन सुहाये ॥ १ ॥
सुमुखि न कछु मांगो केहि काला । हँसि कह कृपानिकेत दयाला ॥
निजछाया महि राखि विनीता । रहौ जाय निज धाम पुनीता ॥ २ ॥
प्रभु पद वंदि गई नभ सोई । जीव चराचर लख्यो न कोई ॥
ता सन प्रभु अस कह्यो बुझाई । मनभावत माँगो सुखदाई ॥ ३ ॥
नाथ साथ मुनि धाम सुहाई । आई तजि गृह मन शकुचाई ॥
मुनि त्रिय भूषण सकल सुहाये । पहराये प्रभु जो मन भाये ॥ ४ ॥
हँसि कह कृपानिकेत सकारे । पूजहिं मन अभिलाष तुम्हारे ॥

હવે હું સીતાનો ત્યાગ જ કરી આપું અને મનમાં વેદમાર્ગ જ ધરી રાખું, કે જેથી ધર્મની હાનિ ન થાય. ” આ વાતને મનમાં બરાબર દૃઢ કરી, તુરત જ સીતાજીની પાસે આવી, પ્રેમ દેખાડી, હસીને સુંદર વચન બોલ્યા કે, ॥ ૧ ॥ “ હે સુમુખી ! તમે કોઈ સમયે પણ મારી પાસેથી કશું માગ્યું નથી, તો હવે જે કાંઈ જોઈતું હોય, તે માગી લ્યો અને પછી પોતાની છાયાને પૃથ્વીપર રાખી, આપણા પવિત્ર ધામમાં જઇને રહો.” ॥ ૨ ॥

આ વચનો કાને પડતાં જ સીતાજી રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રણામ કરી, રામચન્દ્રજીની પાસે પોતાની છાયા રાખીને તુરત જ આકાશ માર્ગમાં ચાલ્યાં ગયાં. આ વાત કોઇ પણ સ્થાવર જંગમ જીવના જાણવામાં ન આવી. પછી રામચન્દ્રજીએ છાયારુપ સીતાજીને સમજાવીને કહ્યું કે, " જેથી તમે સુખ માનતાં હો, એવું મનોવાંછિત વરદાન મારી પાસેથી માગી લ્યો. " ॥ ૩ ॥ સીતાજી બોલ્યાં કે, " હે નાથ ! હું મુનિઓના સુંદર આશ્રમોને ( વનવાસને ) છોડીને, આપની સાથે અહીં આવી છું, ત્યારથી મારા મનમાં સંકોચ રહ્યા કરે છે અને હું પાછી વનમાં જઇને મુનિપત્નીઓને સઘળા સુંદર ભૂષણાદિ પહેરાવું એવી ઇચ્છા થાય છે. પછી જેમ આપની ઇચ્છા હોય, તેમ કરૂં. " ॥ ૪ ॥ રામચંદ્રજીએ આ વચનો સાંભળી, હસીને કહ્યું કે, " તમારી ઉત્કંઠા પ્રભાતમાં જ પૂર્ણ કરવામાં આવશે. " ॥

दो०—होत प्रात जब जगतपति, जागें रमा निवास ॥
याचक जन गावत मुदित, शोभित कंज प्रकाश ॥ १२ ॥

એટલું કહી રામચન્દ્રજી પાછા પોઢી રહ્યા. પ્રભાત થતાં યાચક જનો આનંદથી ગાવા લાગ્યા અને કમળો પ્રફુલ્લિત થયાં, તે સમયે રામચન્દ્રજી જાગ્યા. ॥ ૧૨ ॥

चौ०—भरत शेष रिपुदमन समेता । आये प्रभु जहँ कृपानिकेता ॥
कीन्ह प्रणाम माथ महि लाई । बोले कछु नहीं श्रीरघुराई ॥ १ ॥
वदन विलोकि सशंकित अंगा । श्रीहत देखि वपुषकर रंगा ॥
थर थर कांपत तीनो भाई । जानि न जाय चरित रघुराई ॥ २ ॥
लेईं श्वास तकि समय सुजानि । बोले गूढ मनोहर बानी ॥
वचन मोर उर राखउ भ्राता । लै वन जाऊ जानकी ताता ॥ ३ ॥
सूखि सहमि सुनि वचन कराला । जरे गात उपजी उर ज्वाला ॥
हँसत कि सत्य कहत रघुराया । असमंजस उर सुनि खगराया ॥ ४ ॥

પ્રભાતમાં લક્ષ્મણજીને અને શત્રુઘ્નને સાથે લઇને ભરતજી રામચન્દ્રજીની પાસે આવ્યા. ત્રણે ભાઈઓએ, પૃથ્વીપર મસ્તકો નમાવીને પ્રણામ કર્યા પણ રામચન્દ્રજી કશું બોલ્યા નહીં. ॥ ૧ ॥ રામચન્દ્રજીના મુખારવિન્દને વિવર્ણ તથા ચિંતાગ્રસ્ત જોઈ અને તેમનાં સઘળાં અંગોને પણ શોભા વગરનાં તથા વિવર્ણ જોઈ, ત્રણે ભાઇઓ થરથર કંપવા લાગ્યા. રામચંદ્રજીનું ચરિત્ર કોઈના પણ જાણવામાં ન આવ્યું. ॥ ૨ ॥ મહા પ્રવીણ રામચન્દ્રજી, સમય જોઇ નીસાસો મુકીને કોમળ અક્ષરોથી ગૂઢ અર્થવાળી વાણી બોલ્યા કે, " હે પ્યારા ભાઇઓ ! મારાં વચનને હૃદયમાં ધરી લ્યો. એ વચન એ છે કે, સીતાને વનમાં મૂકી આવો. " ॥ ૩ ॥ રામચન્દ્રજીનું આ વિકરાલ વચન સાંભળી, ત્રણે ભાઇઓ ભયભીત થઈ સૂકાઈ ગયા. ત્રણે ભાઇઓનાં ગાત્રો બળવા લાગ્યાં અને હૃદયોમાં જ્વાલા ઉત્પન્ન થઈ. હે ગરૂડજી ! રામચંદ્રજી 'આ સાચેસાચું કહે છે, કે હાંસીની વાત કહે છે,' એમ ત્રણે ભાઇઓનાં હૃદયો ડોલાયમાન થવા લાગ્યાં અને ગભરાવા લાગ્યાં. ॥ ૪ ॥

दो०–भरत आदि व्याकुल अनुज, नहिं आवत कहि बैन ॥
जोर युगल कर शत्रुहन, कहत नीर भरि नैन ॥ १३ ॥

ભરતજી આદિ ત્રણે ભાઇઓ એવા વ્યાકુલ થઈ ગયા કે, મોહોડામાંથી કશો અક્ષર કહાડવાને પણ અશક્ત થઇ ગયા. આ સમયમાં શત્રુઘ્ન, પોતાનાં બન્ને નેત્રોમાં પાણી લાવી, હાથ જોડીને બોલ્યા કે, ॥ ૧૩ ॥

चौ०–सुनि प्रभु वचन हृदय बिलखाना । जगतजननि सिय सब जग जाना ॥
जगतपिता प्रभु सब उरवासी । सत चैतन घन आनँद रासी ॥ १ ॥
कारण कवन जानकी त्यागी । मन वच क्रम तव पद अनुरागी ॥
सुन सर्वज्ञ सगर्भनि जानी । रिस परिहास कि सत्य सुवानी ॥ २ ॥
पंकज नयन नीर भरि आये । कहे वचन मृदु दनुज सताये ॥
आयसु मोर जु टारहि ताता । रहहि न प्राण तात मम गाता ॥ ३ ॥
हरि इच्छा भावी बलवाना । तुम कहँ तात सदा कल्याना ॥
यह मम वचन पालि लघु भाई । प्रात जानकिहि जाउ लिवाई ॥ ४ ॥

"હે પ્રભુ ! આપનું વચન સાંભળી, અમારાં હૃદયો ખેદ પામે છે. સઘળું જગત્ જાણે છે કે, સીતાજી જગદંબા છે અને આપ જગતના પિતા, સર્વના અંતર્યામી તથા સચ્ચિદાનંદઘન છો. ॥૧॥ સીતાજી, કે જે મનથી,વચનથી તથા કર્મથી, આપનાં ચરણોમાં જ પ્રેમ ધરાવનારાં છે, તેમનો કયા કારણથી ત્યાગ કરો છો ? હે સર્વજ્ઞ ! સીતાજી હમણાં સગર્ભા છે, તેનો પણ આપે વિચાર કરવો જોઇએ. આપનું આ વચન ક્રોધપ્રયુક્ત છે ? હાંસીરુપ છે ? કે સત્ય છે ?" ॥ ૨ ॥ આ સમયમાં રામચન્દ્રજીનાં કમળો સરખાં નેત્રોમાં પાણી ભરાઈ આવ્યાં. રામચન્દ્રજીએ, કોમળ વચનથી શત્રુઘ્નને કહ્યું કે, "હે ભાઈ ! જો મારી આજ્ઞાનો પ્રતિઘાત કરશો, તો મારા શરીરમાં પ્રાણ રહેશે નહીં. ॥ ૩ ॥ જેમ પ્રભુની ઇચ્છા હોય, તેમ થાય છે. ભાવી બળવાન્ છે મારી આજ્ઞા પાળવાથી તમારૂં સર્વદા કલ્યાણ થશે. હે ભાઇ ! મારૂં આ વચન સ્વીકારી લઈને તુરત જ સીતાજીને વનમાં મૂકી આવો." ॥ ૪ ॥

सो०–सुनि प्रभु वचन कठोर, भरत जोरि कर कहन लिय ॥
नाथ हमहिं मति भोर, सुन विनती सर्वज्ञ प्रभु ॥ २ ॥

રામચન્દ્રજીનાં કઠોર વચનો સાંભળી, ભરતજી હાથ જોડીને બોલ્યા કે, "હે નાથ ! હે સર્વજ્ઞ ! હે પ્રભુ ! અમારી બુદ્ધિ વ્યાકુલ થાય છે,માટે અમારી વિજ્ઞપ્તિ સાંભળો. ॥૨॥

चौ०–हंस वंश जगमें विख्याता । दशरथ पितु कौशल्या माता ॥
त्रिभुवन पति प्रभु सब जग जाना । गावहिं जाहि शेष श्रुति नाना ॥ १ ॥
सत्य शक्ति तव प्रगट गुसाईं । वरणि न शकहिं वेद अहिराई ॥
सोभा खानि जनककी जाता । रहित अमंगल मंगल दाता ॥ २ ॥

छाया जासु पतिव्रत धरहीं । ते नारी भव कूप न परहीं ॥
सीता विपिन अकेलि न रहहीं । तुम्हैं विहाय छिनक किमि जियहीं ॥३॥
जल विन मीन कि जिये कृपाला । होय कृषी विनु वारिद माला ॥
अस तुम बिन छिन जिये कि सीता । ज्ञानवंत अति निपुण विनीता ॥ ४ ॥
सुनि करुणामय वचन सप्रीती । कही भरत तुम सुन्दर नीती ॥

સૂર્યવંશ જગતમાં પ્રખ્યાત છે અને તેમાં પણ વિશેષ પ્રખ્યાત દશરથ રાજા આપના પિતા છે અને કૌશલ્યા માતા છે, માટે આવું સાહસ કરવામાં વિચાર કરવો યોગ્ય છે. આપ ત્રૈલોકયના સ્વામી છો અને આપના યશને શેષનાગ તથા શ્રુતિઓ પણ ગાય છે, એ વાત જગતપ્રસિદ્ધ છે. ॥ ૧ ॥ હે સ્વામી ! જેનું વેદ કે શેષનાગ પણ નિરુપણ કરી શકે નહીં એવી આપની માયાશક્તિ જ ખરેખર સીતાજીરુપે પ્રકટ થયેલ છે. સીતાજી કે જે શોભાની જન્મભૂમીરુપ છે, અમંગલોથી રહિત છે, મંગળ દેનારાં છે ॥૨॥ અને જેમનાં પાતિવ્રત્ય ધર્મની છાયાનું ધારણ કરવાથી પણ સ્ત્રીઓ કદી સંસારરુપી કૂવામાં પડે નહીં એવાં છે, તેમનો ત્યાગ શા કારણથી કરવામાં આવે છે ? સીતાજી વનમાં એકલાં રહી શકશે નહીં, એટલું જ નહીં, પરંતુ આપ વિના ક્ષણ માત્ર પણ જીવી શકશે નહીં. ॥ ૩ ॥ હે કૃપાનાથ ! માછલી પાણી વિના જીવી શકે ? અને ખેડ ખેતી વૃષ્ટિ વિના જીવી શકે ? એ પ્રમાણે સીતાજી કે જે જ્ઞાનવાળાં છે, પરમ પ્રવીણ છે અને અત્યંત વિનયવાળાં છે, તે આપ વિના ક્ષણ માત્ર જીવશે કે " ? ભરતજીનાં કરૂણામય વચનો સાંભળીને રામચન્દ્રજી પ્રેમપૂર્વક બોલ્યા કે, " હે ભરતજી ! તમે નીતિથી ભરેલાં સુંદર વચનો કહ્યાં. ॥ ૪ ॥

दो०–तदपि नृपहि चाहिय सदा, राजनीत धन धर्म ॥
प्रजापालने शोच नहिं, वचन नीति शुचि कर्म ॥ १४ ॥

તમે જે કહ્યું, તે, સત્ય છે, તોપણ રાજાયે પોતાનાં કે સંબંધીઓનાં દુઃખનો કશો વિચાર નહીં કરતાં, જેથી પ્રજાનું પાલન થાય અને પ્રજામાં કોઈ પ્રકારની નિન્દા ન થાય એવો રાજનીતિરુપ ધર્મ જ સર્વદા પાળવો જોઇએ. મનથી, વચનથી તથા ક્રિયાથી રાજનીતિરૂપ પવિત્ર ધર્મ પાળવો, એ જ રાજાનું પવિત્ર કર્ત્તવ્ય છે. " ॥ ૧૪ ॥

चौ०–दूत चरित जस सुन्यो सु कहेउ । कुल कलंक यह दारुण भयउ ॥
तरणि वंश नृप अमित अपारा । एकते एक जान संसारा ॥ १ ॥
रघु दिलीप वैवस्वत जाना । सगर भगीरथ वेद बखाना ॥
दशरथ विदित जान जग नीके । वचन न दीन्हो लालच जीके ॥ २ ॥
तिहि कुल रंचक सुनिय कलंकू । रहैं जीव जग अधम अशंकू ॥
सुन सर्वज्ञ सकल भयहारी । रहित कलंक विदेहकुमारी ॥ ३ ॥
विधि हरि हर दिवि देखि सुहाई । पावक अवटि कनक सम भाई ॥
जे सुर नर मुनि स्वपनेहु नाहीं । यहि चरित्र जग कहि हरषाई ॥ ४ ॥

એટલું બોલી, દૂતના મોહોડાંથી સાંભળેલી હકીક્ત યથાર્થ રીતે કહી સંભળાવીને રામચન્દ્રજી બોલ્યા કે, "આપણાં કુલને આ કલંક લાગ્યું છે. ॥ ૧ ॥ સૂર્યવંશમાં રઘુ, દિલીપ, વૈવસ્વત મનુ, સગર તથા ભગીરથ આદિ અનેક રાજાઓ, એકથી એક અધિક થઈ ગયા છે. કે જેઓનાં ચરિત્રોની વેદે પણ પ્રશંસા કરી છે. એઓમાં પણ આપણા પિતા મહારાજ દશરથ તો, જગત્પ્રસિદ્ધ હતા, કે જેમણે પોતાના પ્રાણ જવા દીધા, પણ જીવવાની લાલચથી વચન જવા દીધું ન હતું. ॥ ૨ ॥ એમના કુલમાં જરા પણ કલંક સાંભળવામાં આવે અને તે કલંકનું નિવારણ કર્યા વિના આપણે જીવતા રહીએ, તો અવશ્ય જગતમાં અધમ જીવ જ કહેવાઈએ." રામચન્દ્રજીનાં વચનો સાંભળી, ભરતજી બોલ્યા કે, "હે સર્વના ભયનું હરણ કરનારા સર્વજ્ઞ પ્રભુ! સાંભળો, સીતાજી કલંકથી રહિત જ છે. ॥ ૩ ॥ સીતાજી અગ્નિમાં પણ સુવર્ણની પેઠે અત્યંત શુદ્ધ થઈને બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ તથા બીજા દેવતાઓની સમક્ષમાં નિકળ્યાં છે, એ વાત જગત્પ્રસિદ્ધ છે. કોઈના સ્વપ્નમાં પણ ન આવે એવું સીતાજીનું એ ચરિત્ર, દેવતાઓની, મુનિઓની તથા બીજા પણ કેટલાએક લોકોની સમક્ષમાં થયું છે. જે માણુસ સ્વપ્નમાં પણ સીતાજીનાં ચરિત્રને કલંકયુક્ત કહીને રાજી થાય, ॥ ૪ ॥

दो०-ते हठि रौरव नरक महँ, कोटि कल्प भरि वास ॥
रहहिं कोटि शत रोग वश, भोगहिं नरक निवास ॥ १९ ॥

તે માણુસ, કરોડ કલ્પો સૂધી નરકમાં વાસ કરે, કરોડ કલ્પો સૂધી સેંકડો રોગોને વશ રહે અને કરોડ કલ્પો સૂધી બીજાં પણ નરકવાસના જેવાં જ દુઃખો ભોગવે, એમ છે."

चौ०–रिस रुख देखि नयन वर तीछे । आये भरत लषणके पीछे ॥
सुन सौमित्र छाँडि हठ शोचू । जग भल कहै कहै कि न पोचू ॥ १ ॥
तजि अज्ञा प्रति उत्तर करिहौ । मोहिं विन शोच जन्मभर भरिहौ ॥
जनक सुताहि रथ तुरत चढाई । गंग समीप फिरव पहुँचाई ॥ २ ॥
अति गह्वर वन जहाँ न कोई । छाँडेहु तात जानि जव सोई ॥
फेरी मति कहि वचन उदासा । मरण ठानि कर चले निरासा ॥ ३ ॥
सुभग विमान सीय बैठाई । पट भोजन भरि धरे बनाई ॥
अति आनंद मन चली जानकी । अतिशय प्रिय करुणा निधानकी ॥ ४ ॥

આ સમયમાં રામચન્દ્રજીનાં ક્રોધ તથા ઈચ્છા, તીક્ષ્ણ જોવામાં આવતાં અને નેત્રો પણ અત્યંત તીરછાં જોવામાં આવતાં. ભરતજી ત્યાંથી ખસી, લક્ષ્મણજીની પછવાડે આવી ઉભા. રામચંદ્રજીએ, લક્ષ્મણને આજ્ઞા કરી કે, "હે લક્ષ્મણજી! શોકને તથા હઠને છોડી દઇને મારી આજ્ઞા સાંભળો. જગત્ ભલે સારૂં કહે કે ખરાબ કહે, તેનો કશો વિચાર નહીં કરતાં ॥૧॥ સીતાજીને રથમાં ચઢાવી, ગંગાજીના સમીપમાં મૂકી દઇને પાછા ફરી આવો. જો આ મારી આજ્ઞાની સામે પ્રત્યુત્તર આપશો, તો મારા વિના જન્મભર સૂધી શોક કર્યા કરશો, ॥૨॥ જ્યાં કોઈ પણ મનુષ્ય ન હોય એવું ગહ્વર વન જોવામાં આવે, ત્યાં સીતાને મૂકી આવો. ત્યાંથી સીતાને પાછાં લાવશો નહીં." એ પ્રમાણે રામચન્દ્રજીનાં ઉલટા વિ-

ચારવાળાં ઉદાસ વચનો સાંભળી, લક્ષ્મણજી નિરાશ થઈ, મરવાનો નિશ્ચય કરી, ત્યાંથી નિકળી, સીતાજીની પાસે આવ્યા. ॥ ૩ ॥ ત્યાં આવી, સીતાજીને સુંદર રથમાં બેસાડી, અન્નને, વસ્ત્રોને તથા અલંકારોને રથમાં ભરી, સીતાજીની સાથે ત્યાંથી ચાલ્યા. કૃપાળુ રામચંદ્રજીનાં અત્યંત પ્યારાં સીતાજી, મનમાં અત્યંત આનંદ ધરીને ત્યાંથી ચાલ્યાં.॥૪॥

दो०—विवरन शेष निहारि सिय, चकित विकल भइ बाल ॥
झकत हृदय नहिं कह शकत, मणि विन व्याकुल व्याल ॥ १६ ॥

પણ લક્ષ્મણજીને વિવર્ણ થયેલા જોઇને અત્યંત ચકિત તથા વિકલ થઈ ગયાં પૂછવાને માટે આતુર થયાં, પણ કશું બોલી શકયાં નહીં અને જેમ મણિ વિના નાગણી વ્યાકુલ થઈ જાય તેમ વ્યાકુલ થઈ ગયાં. ॥ ૧૬ ॥

चौ०—उतरि देवसरि यान सुहावा । अति उद्यान देखि भय पावा ॥
कारण अपर जानि भयभीता । बोली वचन मनोहर सीता ॥ १ ॥
दिखियत नहीं मुनिनके धामा । जात कहाँ प्रभु अनुज सकामा ॥
खग मृग जीव विविध हरि व्याला । करि केहरि वृक बाघ शृगाला ॥ २ ॥
कोउ मुनि मिलत न आवत जाता । निकसत प्राण तात मम गाता ॥
सीय विकल लखि मनहिं अहीशा । कीन्ह कहा विधि हरि गौरीशा ॥ ३ ॥
मूर्छित रथते भय विकरारा । भूमि गिरत तव आप सँभारा ॥
सिय विलोकि मन धीरज आना । सलिल विना अब निकसत प्राना॥४॥

રથ જ્યારે ગંગાજીને ઉતરીને સામે પાર ગયો, ત્યારે સીતાજી ભયંકર વનને જોઈ, ભય પામ્યાં અને 'આમાં કાંઈક બીજું કારણ છે,' એમ જાણીને અત્યંત વ્યાકુલ થઈ ગયાં. ભયભીત થયેલાં સીતાજીએ, મનોહર વચનથી લક્ષ્મણજીને કહ્યું કે, ॥ ૧ ॥ "હે લક્ષ્મણજી ! અહીં કોઈ પણ મુનિનાં આશ્રમો તો જોવામાં આવતાં નથી, તે છતાં તમે કયાં જાઓ છો ? અહીં તો અનેક જાતનાં ક્રૂર પક્ષીઓ, ક્રૂર મૃગો, ક્રૂર પ્રાણીઓ, સિંહો, સર્પો, હાથીઓ, કેસરીઓ, નાહારો, વાઘો અને શીઆળીઆંઓ નજરે પડે છે. ॥ ૨ ॥ કોઈ પણ મુનિઓ જતા કે આવતા મળતા નથી. હે તાત લક્ષ્મણજી ! હવે મારા પ્રાણ નીકળી જાય છે." સીતાજીને વિહ્વલ થયેલાં જોઈ, લક્ષ્મણજી પણ અતિ વિહ્વલ થઈ ગયા. હે વિષ્ણુ ! હે સદાશિવ ! હેવે આ તે શું કર્યું ? એમ બોલવા લાગ્યા, બોલતાં બોલતાં મૂર્ચ્છિત થઈ ગયા, ॥ ૩ ॥ મૂર્ચ્છાંથી વિકરાલ જેવા થઈ. રથમાંથી ધરતીપર પડવા લાગ્યા, તે સમયમાં તેમને પાછું શરીરનું ભાન પ્રાપ્ત થયું, એટલે પડયા નહીં. લક્ષ્મણજીએ, સીતાજીને જોઈ, મનમાં ધીરજ લાવી, પોતાની મૂર્ચ્છાનું કારણ પ્રકારાંતરથી કહ્યું કે, "મને બહુ જ તરશ લાગી છે અને જલ વિના પ્રાણ નિકળી જાય છે." ॥ ૪ ॥

दो०—धरणिसुता व्याकुल निरखि, प्राण कंठ गति जानि ॥
तजन चहत तनु शेष तब, धिक धिक जीवन मानि ॥ १७ ॥

સીતાજી લક્ષ્મણજીનું પ્રાણસંકટ જોઈ, અત્યંત વ્યાકુલ થઈ ગયાં અને લક્ષ્મણજીની આવી કંઠપ્રાણ સ્થિતિ થઈ છે, તો હવે મારા જીવનને ધિક્કાર છે, એમ માનવા લાગ્યાં ! ॥ ૧૭ ॥

चौ०–प्राण विना लक्ष्मण कहँ देखी । गगन गिरा तब भई विशेषी ॥
सुन सौमित्र जाहु सिय त्यागी । जनक पुत्रिका जिइहि सभागी ॥ १ ॥
गगन गिरा सुनि धीरज कीन्हा । हाथ जोड परदक्षिण दीन्हा ॥
लै रथ चरण वंदि सिय केरे । चले अवध उर त्रास घनेरे ॥ २ ॥
जागी सिया सकल दिशि देखा । नहिं रथ अश्व नहीं तहँ शेषा ॥
सहि दुःख प्रथम रहेहैं प्राना । पुनि सोइ चहत न करत पयाना ॥ ३ ॥
करुणा करति विपिन अति भारी । वाल्मीकि आये वनचारी ॥
पुत्री वाल्मीकि मुनि जाना । वन आवन निज चरित बखाना ॥ ४ ॥

લક્ષ્મણજીને કંઠપ્રાણસ્થિતિમાં આવી પડેલા જોઈ, તે સમયમાં આકાશ વાણી થઈ કે, "હે લક્ષ્મણજી! અહીં સીતાજીનો ત્યાગ કરીને ચાલ્યા જાઓ. આ ભાગ્યશાલી સીતાજી જીવતાં રહેશે." ॥ ૧ ॥ લક્ષ્મણજી, આકાશવાણી સાંભળી, મનમાં ધીરજ ધરી, હાથ જોડી, મૂર્છિત થયેલાં સીતાજીને પ્રદક્ષિણા કરી, તેમનાં ચરણોમાં વંદન કરી હૃદયમાં અત્યંત દુઃખ પામતા પામતા સીતાજીને ત્યાં જ છોડી દઈ, રથ લઈને અયોધ્યા તરફ ચાલ્યા. ॥ ૨ ॥ લક્ષ્મણજી, અતિ દૂર સુધી પહોંચ્યા, તે સમયમાં સીતાજીને ભાન પ્રાપ્ત થયું. સીતાજી, મૂર્છામાંથી જાગીને, સઘળી દિશાઓમાં જોવા લાગ્યાં, ત્યાં લક્ષ્મણજી, રથ કે ઘોડાઓ, કશું જોવામાં ન આવ્યું. સીતાજી, વિલાપ કરવા લાગ્યાં કે, 'આ મારાં કઠોર પ્રાણોએ, પ્રથમ પણ અનેક દુઃખોને સહન કર્યાં છે અને ફરી પણ અનેક દુઃખોને સહન કરવા ઇચ્છે છે, નહીંતર આવા સમયમાં નીકળી જ કેમ ન જાય.' ॥ ૩ ॥ સીતાજી વનમાં અનેક પ્રકારના અત્યંત વિલાપો કરતા હતાં, તે સમયમાં જ વાલ્મીકિ મુનિ વનમાં ફેરતા ફરતા ત્યાં આવ્યા. સીતાજીએ, તેમને ઓળખીને તેમની પાસે પોતાની વનમાં આવવાની સઘળી હકીકત કહી સંભળાવી કે:–॥ ૪ ॥

दो०–पुत्री हौं मुनि जनककी, रामप्रिया जन जान ॥
त्याग न जानौं हेतु कछु, विधि गति अति बलवान ॥ १८ ॥

"હે મુનિ! હું જનક રાજાની પુત્રી છું અને રામચન્દ્રજીની સ્ત્રી છું. રામચન્દ્રજીએ શા કારણથી મારો ત્યાગ કર્યો છે? તે હું જાણતી નથી. દૈવની ગતિ અત્યંત બલવાન્ છે.

चौ०–देवर लषण यहाँ लै आये । हेत न कछु जानौं मुनिराये ॥
सुन कन्या मिथिलापति मोरा । परम शिष्य सब विधि पितु तोरा ॥ १ ॥
चिंता अब जनि कर सुकुमारी । मिलिहैं तोहिं शेष हितकारी ॥
सादर पर्णकुटी सिय आनी । पुत्री करु मज्जन अस जानी ॥ २ ॥
विविध भाँति मुनि धीरज दीना । सिय सुरसरी तब मज्जन कीन्हा ॥
सुमिरि राम मूरति उर राखी । दीन्हे फल सुन्दर मुनि भाषी ॥ ३ ॥
मुनिवर कथा अनेक प्रसंगा । कहहिं सुनहिं सिय संग विहंगा ॥
ज्ञान अनेक प्रकार दृढाये । लछमन अवधपुरी तब आये ॥ ४ ॥

હે મુનિરાજ ! મારા દેર લક્ષ્મણજી, મને અહીં લઈ આવ્યા હતા. પણ ત્યાગનું કશું કારણ મારા જાણવામાં નથી." વાલ્મીકિ બોલ્યા કે, "હે પુત્રી ! મારૂં વચન સાંભળો. તમારો પિતા જનક રાજા, સર્વ પ્રકારથી મારો શિષ્ય છે. ॥ ૧ ॥ હે સુકુમારી ! હવે ચિન્તા નહીં કરો. તમને રામચન્દ્રજી મળશે." વાલ્મીકિએ એટલું કહી, તેમને પ્રેમપૂર્વક પોતાની પર્ણશાળામાં લાવી, નહાવાની આજ્ઞા કરી ॥ ૨ ॥ અને ઘણા ઘણા પ્રકારથી ધીરજ આપી. સીતાજીએ ગંગાજીમાં સ્નાન કરી, રામચન્દ્રજીની મૂર્તિનું સ્મરણ કરીને, તે મૂર્તિને હૃદયમાં ધરી લીધી. વાલ્મીકિએ, સીતાજીને સુંદર ફળો આપી, આહાર કરાવીને ॥ ૩ ॥ પછી શાંતિ આપનારી કથાઓના અનેક પ્રસંગો સંભળાવ્યા. સીતાજીએ, મુનિઓની સાથે એ પ્રસંગોનું શ્રવણ કરી, હૃદયમાં જ્ઞાનને અનેક પ્રકારોથી દૃઢ કર્યું. આ સમયમાં લક્ષ્મણજી અયોધ્યામાં પહોંચ્યા. ॥ ૪ ॥

छं०—आये सु लछमन त्याग सीतहिं विकल निज आश्रम गये ॥
बहु भाँति रोदन मातु सन कहि सीय दुःख दारुण भये ॥
सुनि सहमि मूर्च्छित मातु वाणी विकल जिमि फणि मणि गये ॥
तिमि मातु विलपति जान व्याकुल कौशलहि सब दुःख भये ॥ १ ॥

સીતાજીનો ત્યાગ કરીને આવેલા લક્ષ્મણજી વિહ્વલ હોવાને લીધે રામચન્દ્રજીની પાસે નહીં જતાં, પોતાને ઘેર ગયા અને તેમણે ઘણા પ્રકારોથી રુદન કરી કરી, પોતાની મા સુમિત્રાની પાસે સઘળી હકીકત કહી સંભળાવી. સીતાજીની ઉપર દારુણ દુઃખ પડેલું સાંભળી, સુમિત્રા મૂર્ચ્છિત જેવાં થઈ ગયાં, અતિ ખેદ પામ્યાં અને જેમ નાગણી પોતાનો મણિ ગયાથી વ્યાકુળ થઈ જાય, તેમ વ્યાકુલ થઈ ગયાં. સુમિત્રાને રુદન કરતાં જાણી, સઘળી અયોધ્યા નગરી વ્યાકુલ થઇ ગઈ અને અતિ દુઃખથી વિલાપ કરવા લાગી. ॥૧॥

छं०—रोदति वदति केहि भाँति को कह विपति यह दारुण भये ॥
सुनि सोर राउर सहित लछमन राम निज मंदिर गये ॥
निज ज्ञान दै समुझाय मातनु खुले पट अंतर नये ॥
हम जानि तुम सुत मान प्रभु जग भूलि भ्रम फंदन भये ॥ २ ॥

કોઈ માણસો, રોવાં લાગ્યાં અને કોઈ માણસો, 'આ દારુણ વિપત્તિ શા કારણથી ઉત્પન્ન થઈ, એમ પરસ્પરને પૂછવા લાગ્યાં. રામચન્દ્રજી, એ કોલાહલ સાંભળી, ત્યાંથી લક્ષ્મણજીને બોલાવી લઈ, તેમને સાથે લઇને પોતાના અવાસમાં પધાર્યા. ત્યાં તેમણે સઘળી માતાઓને પોતાની પાસે બોલાવી, તેઓને પોતાના સ્વરૂપનું જ્ઞાન દઇને સમજાવી. માતાઓનાં અજ્ઞાનરૂપી અંતરપટો ખૂલી જતાં તેઓ બોલી કે, "અમો આજ દિવસ સુધી તમને પરબ્રહ્મરૂપ નહીં પણ પુત્ર જ જાણતાં હતાં અને ભ્રાંતિરૂપ અંધકારને લીધે ભૂલીને આ સંસારરૂપી ફંદમાં પડયાં હતાં. ॥ ૨ ॥

छं०—अब कृपा करि जगदीश स्वामी देहु भक्ति सुहावनी ॥
जेहि खोज मुनि योगीश तापस देहु अविचल पावनी ॥

वरु चहेउ सोइ सोइ लयो मातन दीन करुणाकर तबै ॥
तनु शोधि करि शुभ योग अग्नि जात भइ सादर तबै ॥ ३ ॥

હે જગદીશ્વર ! હવે કૃપા કરી, અમોને આપની પવિત્ર તથા સુંદર અવિચલ ભક્તિ આપો, કે જે ભક્તિને મુનિઓ, યોગીશ્વરો તથા તપસ્વીઓ શોધ્યા કરે છે." આ સમયમાં કરુણાનિધાન રામચન્દ્રજીએ, સઘળી માતાઓને ભક્તિ, જ્ઞાન તથા યોગરૂપી જે જે વરદાનો ઉચિત હતાં, તે તે આપ્યાં. સઘળી માતાઓએ પ્રાણાયામાદિકથી શરીરોને શુદ્ધ કરી, જ્ઞાનસહિત તથા ભક્તિસહિત પ્રેમથી યોગરૂપી અગ્નિનું સેવન કરવા માંડ્યું. ॥૩॥

दो०—योग अग्नि तनु भस्म करि, सकल गई पतिधाम ॥
भरत शत्रुसूदन लषण, शोक भवन श्रीराम ॥ १९ ॥

સઘળી માતાઓ યોગરૂપી અગ્નિથી પોતાનાં શરીરોને ભસ્મ કરીને પતિના લોકને પ્રાપ્ત થઈ. માતાઓ મરણ પામતાં રામચન્દ્રજીએ, ભરતજીએ, લક્ષ્મણજીએ તથા શત્રુઘ્ને શોક કર્યો. ॥ ૧૯ ॥

चौ०—विधिवत कर्म सकल श्रुति गाये । प्रभु शत गुण सादर करवाये ॥
दीन्ह दान तहँ कोटि प्रकारा । को अस जग जो वरणै पारा ॥ १ ॥
धेनु वसन मणि हाटक हीरा । जडि गज मोतिन कोटिक चीरा ॥
रथ गज वाजि भूमि धन धामा । दीन्ह कीन्ह परिपूरण कामा ॥ २ ॥
रही न साध याचकन केरी । रंकन धनद बधाइ घेरी ॥
वेद पढहिं द्विज देहिं अशीशा । चिरंजीव दशरथ सुत ईशा ॥ ३ ॥
गृह द्विज याचक सकल सिधाये । अमित प्रकार राम सुख पाये ॥
विप्रदण्ड तापसवध कीन्हा । सुरपुर वास मात कहँ दीन्हा ॥ ४ ॥

વેદમાં જે જે ઉત્તર ક્રિયાઓ કરવાનું કહ્યું છે, તે સઘળી ઉત્તર ક્રિયાઓ રામચન્દ્રજીએ પ્રેમથી વિધિપૂર્વક કરી અને કરોડો પ્રકારનાં એવાં એવાં મહા દાનો આપ્યાં કે, જેઓનું જગતમાં કોઈથી પણ સંપૂર્ણ વર્ણન કરી શકાય નહીં. ॥ ૧ ॥ રામચન્દ્રજીએ બ્રાહ્મણોને તથા યાચક લોકોને ગાયો, વસ્ત્રો, મણિઓ, સુવર્ણો, હીરાઓ, જડિત્ર પદાર્થો, ગજમોતીઓ, રેશમી વસ્ત્રો, રથો, હાથીઓ, ઘોડાઓ, પૃથ્વી, ધનો તથા ઘરો આદિ કરોડો દાનો આપીને તેઓની કામનાઓને પૂર્ણ કરી. ॥૨॥ બ્રાહ્મણોને તથાયાચક લોકોને ફરી કશું માગવાની ઇચ્છા જ ન રહી. રાંક લોકો પણ કુબેરજી જેવા ધનાઢ્ય થઈ ગયા ॥ ૩ ॥ સઘળા બ્રાહ્મણો તથા યાચકો કૃતાર્થ થઈને પોતપોતાને ઘેર ગયા અને રામચન્દ્રજી પોતાની માતાઓની ક્રિયાઓ સંપૂર્ણ રીતે થવાથી, અમિત આનંદ પામ્યા. આ પ્રમાણે બ્રાહ્મણને મઠાધ્યક્ષપણારુપ શિક્ષા આપી, શૂદ્ર જાતના તપસ્વીનો વધ કરી અને માતાઓને સ્વર્ગવાસ આપીને પછી રામચન્દ્રજીએ દૃઢ વિચાર કર્યો કે:- ॥ ૪ ॥

दो०—करौं अक्षय मख एक पुनि, अश्वमेध जग जान ॥
कलुष सकल संताप दह, अंगदादि सुखदान ॥ २० ॥

'હવે સઘળાં પાપોને તથા સંતાપોને ટાળનારો એક જગત્પ્રસિદ્ધ અશ્વમેધ યજ્ઞ કરૂં અને તેમાં અંગદ આદિ વાનરાઓને તથા બીજા મિત્રોને પણ બોલાવી સુખ આપું.' ॥ २० ॥

चौ०-एक वार गुरु गृह सुखदाई। गे सँग अनुज सचिव रघुराई॥
कीन्ह दण्डवत महि शिर नाई। सादर हर्षि मिले मुनिराई॥ १॥
पूछि कुशल देखी मृदु गाता। कुशल देखि तव पद जलजाता॥
गुरुपद वंदि जोरि शिर नाई। बैठे प्रभु वर आशिष पाई॥ २॥
कहत पुराण नवल इतिहासा। सुनत कृपानिधि परम हुलासा॥
भाइन अमित परम सुख दीन्हा। मुनि तन चितै प्रेमके चीन्हा॥ ३॥
दोउ कर जोर सच्चिदानंदा। बोले वचन भानुकुल चन्दा॥
नाथ सकल तव चरण प्रसादा। भइ जग विपुल मोरि मर्यादा॥ ४॥

રામચન્દ્રજી આવો વિચાર કરી, ભાઇઓને તથા મંત્રીઓને સાથે લઇ, એક વાર વસિષ્ઠ મુનિને ઘેર પધાર્યા. રામચન્દ્રજીએ પૃથ્વીપર માથું નમાવી, દંડવત્પ્રણામ કરતાં ગુરૂ વસિષ્ઠ મુનિ રાજી થઇ, પ્રેમપૂર્વક તેમને મળ્યા. ॥ १ ॥ રામચન્દ્રજીનું કોમળ શરીર જોઇ, પ્રસન્ન થયેલા ગુરૂએ કુશલ પ્રશ્ન પૂછતાં રામચન્દ્રજી બોલ્યા કે, 'આપનાં ચરણારવિન્દોનાં દર્શન મળવાથી સઘળું કુશલ છે. હાથ જોડી, ગુરૂના ચરણોમાં માથું નમાવી તેમનાં આશીર્વચનો મેળવીને રામચન્દ્રજી, તેમની પાસે બીરાજ્યા, ॥ २ ॥ વસિષ્ઠ મુનિ અનેક અનેક પુરાણોના નવા નવા ઇતિહાસો કહેવા લાગ્યા અને કૃપાસાગર રામચંદ્રજી પરમ ઉલ્લાસથી સાંભળવા લાગ્યા. ભાઇઓને અમિત સુખ આપનારા, ॥३॥ સૂર્યવંશના ચંદ્રરુપ સચ્ચિદાનંદ રામચન્દ્રજી ગુરૂના શરીરમાં પ્રેમનાં ચિન્હો જોઇ, બે હાથ જોડીને વચન બોલ્યા કે, " હે નાથ! આપના ચરણોના પ્રસાદથી જગતમાં મારાં મોટાં મોટાં કામો સારી રીતથી પાર પડયાં છે. ॥ ४ ॥

दो०-समो समुझि करुणायतन, सादर वचन बहोरि॥
प्रभु अंतर्यामी करहु, सकल मनोरथ मोरि॥ २१॥

હે કરૂણાનિધાન! હવે સમય પ્રાપ્ત થયો સમજીને પ્રેમપૂર્વક એક વિજ્ઞપ્તિ કરૂં છું. આપ કે જે અંતર્યામી પ્રભુ છો, તે મારા મનોરથને સફલ કરો. ॥ २१ ॥

चौ०-तव प्रसाद जग यज्ञ अनेका। कीन्हे अमित एकते एका॥
नाथ सकल पुरजन मनमाहीं। देखा अश्वमेध प्रभु चाहीं॥ १॥
प्रगट भरत नहिं तुमहिं सुनावहिं। निज राउर महिं मोहिं जनावहिं॥
जस कछु आयसु दीजे नाथा। सो सब करौं नाय महि माथा॥ २॥
मुनि पुलके सुनि वचन सप्रीती। कस न कहौ तुम सुन्दर नीती॥
पूजहि विधि अभिलाष तुम्हारा। उठहु भरत अब करहु विचारा॥ ३॥
सुनि सुनि वचन भरत रिपु वदनू। हरषि सचिव लछमन मन चयनू॥
विविध प्रकार चरण करि सेवा। चले भरत संग बहु महिदेवा॥ ४॥

મેં આપના પ્રસાદથી જગતમાં, જે અનેક યજ્ઞો કર્યા છે અને તેઓ, એકએકથી અધિક કર્યા છે. હે પ્રભુ ! હવે સઘળા અયોધ્યાવાસીઓ અશ્વમેધ યજ્ઞ જોવાની ઇચ્છા કરે છે. ॥ ૧ ॥ ભરતજી સંકોચને લીધે આપની પાસે કશું બોલતા નથી, પણ પોતાના હૃદયમાં આવેલી એ વાત મારી પાસે કર્યા કરે છે. હે નાથ ! હવે આપ જે કાંઈ આજ્ઞા કરો, તે આજ્ઞાને માથે ચઢાવીને તે પ્રમાણે સઘળું કરૂં." ॥ ૨ ॥ રામચન્દ્રજીનાં વચનો સાંભળી, વસિષ્ઠ મુનિ રોમાંચિત થઇને પ્રેમથી બોલ્યા કે, "તમે આવાં નીતિ ભરેલાં વચનો બોલો, એ તમને ઘટે જ છે. પરમેશ્વર તમારા સઘળા મનોરથને સંપૂર્ણ કરશે. હે ભરતજી ! ઉઠો અને હવે અશ્વમેધ યજ્ઞ કરવાની સઘળી ગોઠવણ કરો." ॥ ૩ ॥ મુનિનાં વચનો સાંભળી, ભરતજી, લક્ષ્મણજી, શત્રુઘ્ન, મંત્રીઓ અને બીજા પણ સર્વે લોકો રાજી થઇને પરમ આનંદ માનવા લાગ્યા. ભરતજીઅનેક પ્રકારથી મુનિનાં ચરણોની સેવા કરી, ઘણા ઘણા બ્રાહ્મણોને સાથે લઈ, ત્યાંથી ઉઠી દરબારમાં આવ્યા. ॥ ૪ ॥

दो०—सेवक पुरजन सचिव सब, सादर तुरत बुलाय ॥
हाट वाट पुर द्वार गृह, रचहु वितान बनाय ॥ २२ ॥

ત્યાં સઘળા મંત્રીઓને, સેવકોને તથા નગરનાં લોકોને પ્રેમપૂર્વક બોલાવીને ભરતજીએ આજ્ઞા કરી કે, "અશ્વમેધ યજ્ઞ કરવાનો છે, માટે શેહેરને, રાજમાર્ગોને, દ્વારોને તથા ઘરોને શણગારો અને સ્થળે સ્થળે મંડપો બનાવો." ॥ ૨૨ ॥

चौ०—चले सकल सेवक सुनि वानी । सुनि राउर हरषीं सब रानी ॥
रचहिं वितान अनेक प्रकारा । देखि अवध निज मति विधि हारा ॥१॥
लगे सँवारन रथ गज वाजी । सुनि मख गगन दुदुंभी बाजी ॥
सुनत सचिव चर तुरत बुलाये । कहि जय जीव माथ तिन नाये ॥ २ ॥
जाहु मुनिनके थल वन माहीं । सादर निवत देहु सब पाहीं ॥
यहां राम पूँछो गुरुदेवा । आज्ञा होई करौं सोइ सेवा ॥ ३ ॥
प्रभु मनकी गति मुनिवर जानी । बोले अति सनेहमय वानी ॥
पठवहु दूत जनकपुर आजू । आवहिं जनक समेत समाजू ॥ ४ ॥

આ આજ્ઞા સાંભળી, સર્વે લોકો રાજી થઈને ત્યાંથી ઉઠ્યા. સઘળી રાણીઓ આ ખબર સાંભળીને પ્રસન્ન થઈ. અયોધ્યામાં અનેક પ્રકારના શણગારો તથા મંડપો એવા બનાવવામાં આવ્યા કે, જેઓને જોઇને બ્રહ્મા પણ ચકિત થઈ જાય અને જાણે કે મારાથી પણ આવી રચના કરી શકાય નહીં. ॥ ૧ ॥ લોકો હાથીઓને, ઘોડાઓને તથા રથોને સુશોભિત કરવા લાગ્યા. યજ્ઞના વિધાનની ખબર મળતાં, દેવતાઓનાં, દુંદુભિઓ વાગવા લાગ્યાં. ભરતજીએ મંત્રીઓને તથા દૂતોને બોલાવતાં, તેઓએ તુરત હાજર થઈ, 'જય જય ચિરંજીવ,' એમ કહીને માથાં નમાવ્યાં. ॥૨॥ ભરતજીએ તેઓને આજ્ઞા કરી કે, "તે તે વનોમાં મુનીશ્વરોના આશ્રમોમાં જાઓ અને આદરપૂર્વક સર્વ મુનિઓને યજ્ઞનું નિમંત્રણ આપી આવો." વસિષ્ઠ મુનિની પાસે બીરાજેલા રામચન્દ્રજીએ વસિષ્ઠ મુનિને વિજ્ઞપ્તિ કરી કે, 'હે ગુરુદેવ ! હવે જેમ આપની આજ્ઞા થાય તેમ કરૂં.' ॥૩॥ વસિષ્ઠ મુનિ

રામચન્દ્રજીના મનની ગતિ જાણીને અતિ સ્નેહમય વાણી બોલ્યા કે, "જનક રાજાને બોલાવવા માટે જનકપુરમાં દૂતો મોકલો કે, જેથી જનક રાજા પોતાના સમાજસહિત અહીં આવે. ॥ ૪ ॥

दो०–सुनहु राम रघुवंश मणि, न्योत सकल सुरजाति ॥
वरुण कुबेर सु इंद्र यम, मुनि महिसुर गुरु ज्ञाति ॥ २३ ॥

હે રઘુવંશમણિ રામચન્દ્રજી ! ઇંદ્રને, કુબેરને, વરુણને, યમને, બીજી પણ સઘળી દેવજાતિઓને, બ્રાહ્મણોને, ગુરુઓને અને જ્ઞાતિઓને પણ નિમંત્રણો મોકલો." ॥ ૨૩ ॥

चौ०–गुरु समेत प्रभु अवधहि आये । देखि बनाव बहुत सुख पाये ॥
मिथिलापुर चर तुरत सिधाये । देश देशके नृपति बुलाये ॥ १ ॥
जांबवंत सुग्रीव विभीषण । अरु नल नील द्विविद कुलभूषण ॥
आये सब जहँ राम कृपाला । वरुण कुबेर इंद्र यम काला ॥ २ ॥
चढि विमान सुरत्रिया सुहाई । करत गान कलकंठ लजाई ॥
आवहिं मुनि गण यूथ घनेरे । देहिं कृपानिधि सुन्दर डेरे ॥ ३ ॥
शशि रवि हरि हर विधि सनकादी । आये सुर जे परम अनादी ॥
विश्वामित्र संग मुनि झारी । सहस सात सब इच्छाचारी ॥ ४ ॥

પછી રામચન્દ્રજી ગુરુને સાથે લઇ, અયોધ્યામાં પધાર્યા અને ત્યાં ભરતજીએ ગોઠવી મૂકેલી સઘળી તૈયારીઓ જોઇને બહુ પ્રસન્ન થયા. રામચંદ્રજીની આજ્ઞાથી કેટલાએક દૂતો, જનકપુર તરફ સધાવ્યા. દેશોદેશના રાજાઓને પણ બોલાવવામાં આવ્યા. ॥૧॥ જાંબવાન્, સુગ્રીવ, વિભીષણ, નલ, નીલ તથા દ્વિવિદ ઇત્યાદિક પણ, નિમંત્રણોને માથે ચઢાવી રામચન્દ્રજીની પાસે આવ્યા. વરુણ, કુબેર, ઇંદ્ર, યમ તથા કાલ, એ દેવતાઓ પણ આવ્યા. ॥૨॥ સઘળી દેવાંગનાઓ વિમાનોમાં ચઢી ચઢી, કોકિલાઓને પણ લજાવે એવા મધુર સ્વરોથી ગાયનો કરતી કરતી ત્યાં આવી. મુનીશ્વરોનાં ઘણાં ઘણાં યૂથો પણ આવવા લાગ્યાં. રામચન્દ્રજી સઘળા મેહેમાનોને સુંદર ઉતારાઓ આપવા લાગ્યા. ॥૩॥ ચન્દ્ર, સૂર્ય, વિષ્ણુ, સદાશિવ તથા બ્રહ્મા આદિ દેવતાઓ અને સનકાદિક મુનિઓ, કે જેઓ અત્યંત અનાદિ કાળના છે, તેઓ પણ આવ્યા. વિશ્વામિત્ર મુનિ પોતાની સાથે યથેષ્ટ વિચરનારા સાત હજાર મુનિઓને લઇને ત્યાં આવ્યા. ॥ ૪ ॥

दो०–पाराशर भृगु अंगिरा, नारद व्यास अगस्त्य ॥
आये यूथप सकल मुनि, देवल सहित पुलस्त्य ॥ २४ ॥

પરાશર, ભૃગુ, અંગિરા, નારદ, વેદવ્યાસ, અગસ્ત્ય, દેવલ અને પુલસ્ત્ય આદિ સઘળા મુનિઓ પોતપોતાનાં યૂથોને સાથે લઇને આવ્યા. ॥ ૨૪ ॥

चौ०–मख सुस्थल अति देखि सुहावा । नाना भाँति देखि सुख पावा ॥
मिथिलापुर जो दूत सिधाये । देखि नगरवासिन सुख पाये ॥ १ ॥
द्वारपाल सन खबर जनाई । अवध नगरतें पत्री आई ॥

मुनि विदेह सहसा उठि धाये । तन मन पुलकि नैन जल छाये ॥ २ ॥
भयो भूप मन आनँद जेता । कहि न शकै शारद अहि तेता ॥
शिथिल अंग नृप द्वारे आये । देखि दूत अतिशय सुख पाये ॥ ३ ॥
कहहु कुशल रघुपति सब भाई । पत्रि देय सब प्रश्न सुनाई ॥
हृदय राखि पुनि नयन लगाई । गद्गद कंठ न कछु कहि जाई ॥ ४ ॥

સર્વે લોકો યજ્ઞના અતિ સુંદર સ્થલને જોઈને અનેક પ્રકારોથી સુખ પામ્યા. રામચન્દ્રજીની આજ્ઞાથી જે દૂતો મિથિલાપુરમાં ગયા, તેઓને જોઈને સઘળા પુરવાસીઓ આનંદ પામ્યા. ॥૧॥ દૂતોના કહેવાથી દ્વારપાલોએ અયોધ્યાથી પત્રિકા આવ્યાની જનક રાજાને ખબર આપતાં, જનક રાજા તુરત ઉઠીને તેઓને મળવા ચાલ્યા. જનક રાજાનું શરીર રોમાંચિત થઈ ગયું અને નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં. ॥૨॥ જનક રાજાના મનમાં જેટલો આનંદ ઉત્પન્ન થયો, તેટલા આનંદનું વર્ણન કરવામાં સરસ્વતી તથા શેષ નાગ પણ અશક્ત છે. જનક રાજાએ શિથિલ અંગોથી દ્વારપર આવી, દૂતોને જોઇ, અત્યંત સુખ પામી, ॥ ૩ ॥ દૂતોને પૂછયું કે, 'રામચંદ્રજી તથા તેમના સર્વ ભાઇઓ કુશલ છે ?' 'આ પત્રિકા આપને સઘળી કુશલ ખબર સંભળાવશે' એમ દૂતોએ કહી પત્રિકા હાથમાં આપતાં, જનક રાજાએ તે પત્રિકાને પોતાની છાતીમાં લગાવી અને નેત્રોપર પણ લગાવી. જનક રાજા આ સમયમાં એવા ગદ્ગદ્ કંઠ થઈ ગયા કે, કશું કહું ન જાય. ॥ ૪ ॥

दो०—भूप समय तेहि अवसरहि, को वरणै मति धीर ॥
तुलसी भवन उछाह बड, जय जय जनक गँभीर ॥ २५ ॥

ધીર બુદ્ધિવાળો પણ કયો કવિ આ સમયની જનક રાજાની દશાનું વર્ણન કરી શકે ? જનક રાજાના દરબારમાં મોટો ઉત્સાહ અને ગંભીર જય જય શબ્દ વ્યાપી રહ્યો ॥૨૫॥

चौ०—बाँचत प्रेम न हृदय समाता । चरवर बोलि कह्यो हँसि बाता ॥
नगर गाउँ पुर मँगल साजे । अमित अपार बाजने बाजे ॥ १ ॥
सचिव बोली निज पत्री दीन्ही । उठि कर जोर विनय करि लीन्ही ॥
पढी सचिव अति प्रेम अनंदा । सुमिरि राम कौशलपुरचंदा ॥ २ ॥
घर घर खबर व्यापि छिन माहीं । मंगल कलश धरे सब काहीं ॥
भयो अनंद न जाय बखाना । कीन्हे विविध भाँति नृप दाना ॥ ३ ॥
धरि तनु देव अमित नभवासी । आये भूप नगर सुखराशी ॥
कहहिं वचन नृपके हितकारी । चलहु अवध सब काज विसारी ॥ ४ ॥

પત્રિકા વાંચતાં હૃદયમાં પ્રેમ સમાયો નહીં, તેથી સઘળી પત્રિકા નહીં વાંચી શકાતાં તે પત્રિકાનો અભિપ્રાય જાણી લઈ, એક ઉત્તમ સેવકને બોલાવી, હસીને જનક રાજાએ આજ્ઞા કરી કે, 'નગરમાં, ગામોમાં તથા પુરોમાં, સર્વ ઠેકાણે મંગલ સજાવો અને અમિત તથા અપાર વાજાં વગડાવો.' ॥ ૧ ॥ પછી જનક રાજાએ મંત્રીને બોલાવી, પત્રિકા આપતાં મંત્રીએ ઉઠી, હાથ જોડી, વિનયપૂર્વક, તે પત્રિકા પોતાના હાથમાં લીધી અને

અયોધ્યાના ચન્દ્રરુપ રામચન્દ્રજીનું સ્મરણ કરી, અત્યંત પ્રેમથી તથા આનંદથી વાંચી સંભળાવી. ॥ ૨ ॥ ક્ષણ માત્રમાં ઘેર ઘેર ખબર પહોંચી ગઇ. સર્વ લોકોએ પોતપોતાનાં ઘરોમાં મંગલ કલશો ધરી દીધા; જેનું વર્ણન કરી શકાય નહીં એવો આનંદ ઉત્પન્ન થયો. રાજાએ, બ્રાહ્મણો વગેરેને અનેક પ્રકારનાં દાનો આપ્યાં. ॥ ૩ ॥ સ્વર્ગમાં રહેનારા દેવતાઓએ મનુષ્ય લોકમાં જવા લાયક શરીરો ધરી, જનકપુરમાં આવી જનક રાજાને હિતકારી વચનો કહ્યાં કે, 'હે રાજા ! હવે સઘળાં કાર્યોને છોડી દઈને અયોધ્યામાં પધારો.' ॥ ૪ ॥

दो०–कहि कहि सुर सादर चले, वाहन रुचिर बनाइ ॥
जोरि युगल कर मुकुट मणि, अस्तुति करत सुहाइ ॥ २६ ॥

દેવતાઓ એ પ્રમાણે જનક રાજાને કહી કહી, સુંદર વાહનોપર ચઢીને પ્રેમથી અયોધ્યા તરફ ચાલતા થયા. દેવતાઓ, ચાલતા થયા પછી, જનક રાજાએ હાથ જોડીને અંતઃકરણમાં રામચન્દ્રજીની સ્તુતિ કરી કે, ॥ ૨૬ ॥

छं०–पद सुमिर करुणाकन्द श्री रघुचंद दशरथ नायकं ॥
सिय सहित अनुज वशिष्ठ पद रति वसो मम उर लायकं ॥
अंभोज नयन विशाल लाल कृपाल दशरथ नंदनं ॥
शत कोटि मार उदार शोभा अतुल बल महि मंडनं ॥ १ ॥
साजि तूण कटि कर शर शरासन कपट मृग मद गंजनं ॥
वैदेहि अनुज समेत कृपानिकेत जन मन रंजनं ॥
मम हृदय वास निवास करु करुणायतन करुणामयं ॥
महिमा न कोउ जन जान सुन हरियान ज्ञान विशालयं ॥ २ ॥
सो हेतु कर वृषकेतु प्रभु खर दूषणादि निकंदनं ॥
नर अधम पामर कामवश मति भजत नहिं रघुनंदनं ॥
तव ललित लीला वसहिं जेहि उर सगुण प्रभु धरणीधरं ॥
कहि शक न शारद शेष नारद जानि किमि जन बापुरं ॥ ३ ॥
सोइ आनि तुलसीदास निज उर शरण अब काकी गहौं ॥
सुख पाय मन बच काय नहिं गति दूसरी सपने लहौं ॥
सब कुशल पूछि महीप सादर विहँसि आनँद उर छयो ॥
मन भाय पाय सुनाय विधि पद दान बहु विप्रन दियो ॥ ४ ॥
गज बाजि भूषण भूमि सुरभी वस्तु नाना को गनै
यकबार ले नृपद्वार दीन्ही कहहु कवि कैसे भनै ॥
सन्मान कै परतोष कीन्हो सबै आदर भावसों ॥
मन हर्ष पुलकित कहँहिं जय जय सुनहु खगपति रावसों ॥ ५ ॥

"કરુણાના સમૂહરુપ, દશરથના પુત્ર, રઘુવંશમાં ચંદ્રરુપ, સીતાજી સહિત, ભાઈઓ સહિત, વસિષ્ઠ મુનિનાં ચરણોમાં પ્રેમ ધરાવનારા, કમળો સરખાં વિશાલ તથા લાલ નેત્રોવાળા, સો કરોડ કામદેવોના જેવી ઉદાર તથા અતુલ શોભાવાળા, અતુલ બળવાળા, પૃથ્વીના શણગારરુપ. ॥ ૧ ॥ કમર પર ભાથાંને સજી તથા હાથમાં ધનુષ્ય બાણને ધરી, કપટ મૃગના (મારીચના) મદને નષ્ટ કરનારા, કૃપાના ભંડારરુપ, ભક્તોનાં અંતઃકરણોને રાજી કરનારા, કરુણાના ઘરરુપ અને કરુણામય રામચન્દ્રજી, મારા હૃદયમાં નિવાસ કરો." હે ગરૂડજી! હે મોટા જ્ઞાનવાળા! સાંભળો. પ્રભુના મહિમાને કોઈ પણ જીવ સંપૂર્ણ રીતે જાણતા નથી. સદાશિવનું હિત કરનારા અને ખર, દૂષણ આદિ રાક્ષસોને હણનારા રામચન્દ્રજીને અધમ અને વિષયલંપટ બુદ્ધિવાળા પામર લોકો ભજતા નથી. ( તુલસીદાસજી કહે છે. ) 'હે પૃથ્વીને ધરનારા સગુણ પ્રભુ! તમારી લીલા જેઓનાં હૃદયોમાં વસે છે, તેઓ જ તમને ભજે છે. સરસ્વતી, શેષ તથા સનકાદિક પણ તમારી લીલાનું સંપૂર્ણ વર્ણન કરી શકતા નથી, ત્યારે બાપડાં માણસો તો કયાંથી જ જાણી શકે ! ॥ ૩ ॥ હૃદયમાં આ વાતને જાણતો હું, હવે બીજા કોનું શરણ લઉં? હું તમારી લીલામાં જ મનથી, વચનથી તથા કાયાથી સુખ પામ્યો છું, માટે સ્વપ્રમાં પણ બીજાનું શરણ લેવાનો નથી' હે ગરૂડજી! જનક રાજા પ્રેમથી સર્વ પ્રકારનું કુશલ પૂછી હસીને મનમાં આનંદથી વ્યાપ્ત થયા. મનભાવતું સુખ પ્રાપ્ત થયાથી રાજી થયેલા જનક રાજાએ લોકોને સઘળી હકીકત કહી સંભળાવીને બ્રાહ્મણોને ઘણાં ઘણાં દાનો આપ્યાં. ॥ ૪ ॥ હાથીઓ, ઘોડાઓ, ભૂષણો, પૃથ્વીઓ, ગાયો અને બીજી પણ અનેક વસ્તુઓ, કે જેઓની ગણતરી પણ બની શકે નહીં, તેઓને એકી વખતે દરબારમાં મંગાવી લઈને જનક રાજાએ તેઓનાં દાનો આપ્યાં. એ વાતનું કવિથી સંપૂર્ણ વર્ણન કેમ કરી શકાય? કહો. જનક રાજાએ, સર્વને આદરભાવથી માન આપીને સંતુષ્ટ કર્યા. હે ગરૂડજી! સર્વે લોકો મનમાં હર્ષ પામી તથા શરીરમાં રોમાંચિત થઈ, જનક રાજાને જય જય કહેવા લાગ્યા. ॥ ૫ ॥

दो०—पूजे विविध प्रकार नृप, सादर दूत हँकारि ॥
गुरु गृह गवने मुकुटमणि, पाय पदारथ चारि ॥ २७ ॥

જનક રાજાએ રામચન્દ્રજીના દૂતોને પ્રેમથી બોલાવીને તેઓનું ઘણી ઘણી રીતે સન્માન કર્યું. પછી ધર્મ આદિ ચારે પુરૂષાર્થોને પ્રાપ્ત થયેલા એ રાજા, પોતાના ગુરૂ શતાનંદને ઘેર ગયા. ॥ ૨૭ ॥

चौ०—सकल कथा महिपाल सुनाई । शतानंद आनंद अधिकाई ॥
चलहु नृपति मख देखिय जाई । साजहु जाय सकल कटकाई ॥ १ ॥
करि विनती नृप मंदिर आये । सादर सेवक सकल बुलाये ॥
सजहु सेन चतुरंग सुहाई । भवन गये सबही समुझाई ॥ २ ॥
पत्री सहित नारि गृह आये । बाँच नृपति पुनि सकल सुनाये ॥
आनंद सब रनिवास बुलाई । दिये दान महिदेवन आई ॥ ३ ॥

बहु धन द्रव्य याचकन दीन्हे । सादर बोलि युगल चर लीन्हे ॥
बिलगि बिलगि सब पूछति वामा । सुनहिं रामके पूरण कामा ॥ ४ ॥

રાજાએ સઘળી હકીકત કહી સંભળાવતાં શતાનંદ બહુ આનંદ પામીને બોલ્યા કે, "હે રાજા ! ચાલો. મહારાજ રામચન્દ્રજીનો અશ્વમેધ યજ્ઞ જોવાથી ભાગ્યશાલી થઇએ. હવે અહીંથી જઇને સઘળી સેના સજ્જ કરો." ॥ ૧ ॥ જનક રાજાએ શતાનંદનાં વચનો સાંભળી, વિનતિ કરી, ઘેર આવી, પ્રેમપૂર્વક સર્વ સેવકોને બોલાવીને આજ્ઞા કરી કે, 'સુંદર ચતુરંગિણી સેના સજ્જ કરો.' એ આજ્ઞા કરી, સર્વને સમજાવીને જનક રાજા પોતાના અવાસમાં પધાર્યા. ॥૨॥ રાજાએ હાથમાં પત્રિકા લઈ, મહારાણીની પાસે આવીને સઘળી પત્રિકા વાંચી સંભળાવી. સઘળી રાણીઓ એ પત્રિકા સાંભળવાથી બહુ આનંદ પામી, બ્રાહ્મણોને બોલાવીને દાનો આપ્યાં ॥ ૩ ॥ તથા યાચકોને પણ ઘણાં ઘણાં ધનો અને વસ્ત્રાદિક દ્રવ્યો આપ્યાં. રાણીઓ પ્રેમપૂર્વક રામચંદ્રજીના બન્ને દૂતોને પોતાની પાસે બોલાવી લઈ, જૂદી જૂદી પૂછવા લાગી અને રામચંદ્રજીના ગુણોનું શ્રવણ કરીને કૃતાર્થ થવા લાગી. ॥ ૪ ॥

छं०—शुभ काम पूरण रामके सुनि विपुल बाजन बाजहीं ॥
पुर द्वार घर रखवार राखे सेन भट सब साजहीं ॥
दश सहस रथ सिंधूर षट शत वाजि पदचर को गनै ॥
जगमगति पाखर जटित जीन बिलोकि कवि कैसे भनै ॥ १ ॥
चढि शूर नवल प्रवीन जे असि सब चलत सादर भये ॥
सुखपाल परम बिशाल युग चढि गुरुहि लै सादर नये ॥
महि डोल धसकत कमठ अहि दल देखि अमित विदेहको ॥
भट यूथ पदचर अमित कहि को मूढ लेखा करत सो ॥ २ ॥

રામચંદ્રજીના અશ્વમેધ યજ્ઞરૂપ શુભ કાર્યનો સમારંભ સાંભળવામાં આવતાં, સઘળા નગરમાં મોટાં મોટાં વાજાંઓ વાગવા લાગ્યાં. જનક રાજાએ પુરમાં, દ્વારોમાં તથા દરબારમાં જોઈતા રક્ષકો રાખીને બાકી સઘળી સેનાને તથા યોદ્ધાઓને પોતાની સાથે આવવાને સજ્જ કર્યાં. દશ હજાર રથો અને છસો હાથીઓ તૈયાર થયા. ઘોડાઓની અને પ્યાદલોની તો ગણુતરી પણ કરી શકાય એમ ન હતું. ઘોડાઓની ઉપર જડાઉ જીનોનો તથા પાખરોનો એવો ચલકાટ જોવામાં આવતો હતો કે, જેનું વર્ણન કવિથી બની શકે જ નહીં. ॥ ૧ ॥ ખડ્ગવિદ્યામાં પ્રવીણતા ધરાવનારા સઘળા નવલ શૂરવીરો, શૌર્ય ધરીને પ્રેમથી ચાલવા લાગ્યા. એક પરમ વિશાલ સુખપાલમાં શતાનંદ પ્રેમથી બેઠા અને બીજા વિશાલ સુખપાલમાં જનક રાજા બીરાજ્યા. જનક રાજાના અપાર સૈન્યને જોઈ, પૃથ્વી ધ્રુજવા લાગી. કચ્છપાવતાર ભગવાન અને શેષનાગ ભારથી નમી જવા લાગ્યા. યોદ્ધાઓનાં તથા બીજાં પણ કેટલાંએક પ્યાદલ માણસોનાં ટોળાંઓ એટલાં બધાં અપાર હતાં કે, જે માણસ તેઓનું લેખું કરવા માંડે તે મૂર્ખ જ ગણાય. ॥ ૨ ॥

दो०-चल्यो राउ मुनि गण सहित, विपुल बजाइ निसान ॥
प्रात तीसरे पहरको, अवध नगर नियरान ॥ २८ ॥

જનક રાજા નીશાનપર ડંકો દેવરાવીને મુનિઓની સાથે ચાલ્યા, તે બીજે દિવસે ત્રીજે પોહોર અયોધ્યાના સમીપમાં પહોંચ્યા. ॥ ૨૮ ॥

दो०-नृप आगमन विचार प्रभु, सादर आये लेन ॥
मिले परस्पर प्रीति अति, चले सुथल थल देन ॥ २९ ॥

જનક રાજાના આવવાની ખબર સાંભળી, રામચંદ્રજી પ્રેમથી તેમને સામે લેવા પધાર્યા, અને અત્યંત પ્રેમથી પરસ્પર મળ્યા. પછી રામચંદ્રજી તેમને સારો ઉતારો દેવા માટે લઈ ચાલ્યા. ॥ ૨૯ ॥

चौ०-पुर बाहर सरयू शुचि तीरा । वास दीन्ह हर्षित रघुवीरा ॥
सौंपि अनुज कहँ राजसमाजू । आये प्रभु जहँ नृप मन राजू ॥ १ ॥
मिलि पुनि नृपति निकट बैठारे । गद्गद ह्वै मृदु वचन उचारे ॥
वदन चूमि निरखे सब गाता । आनंद उमंगि न हृदय समाता ॥ २ ॥
प्रभु विनती करि सब सेवकाई । सचिव भरत पुनि लीन्ह बुलाई ॥
नृपसेवा सब भरत सँभारी । सुन खगपति अनंद उर भारी ॥ ३ ॥
आय गुरुहि सादर शिर नाई । मन भावित वर आशिष पाई ॥
फिर प्रभु सकल देवगुरु वंदे । अमित आशिषा पाइ अनंदे ॥ ४ ॥

જનક રાજાને શેહેરથી બહાર સરયૂ નદીના પવિત્ર કીનારાપર ઉતારો આપી, અયોધ્યામાં પધારી, સઘળા રાજમંડલની સરભરા કરવાનું ભાઈઓને સોંપીને પાછા જનક રાજાની પાસે પધાર્યા. ॥ ૧ ॥ જનક રાજાએ રામચંદ્રજીને ફરીવાર મળીને, પોતાની પાસે બેસાડયા, ગદ્ગદ કંઠ થઈ, કોમળ વચનોનું ઉચ્ચારણ કર્યું; મુખનું ચુંબન કર્યું અને તેમનાં સર્વ ગાત્રોનું પ્રેમથી અવલોકન કર્યું. જનક રાજાના હૃદયમાં પ્રેમ તો સમાતો જ નહીં હતો. ॥ ૨ ॥ રામચંદ્રજીએ વિનતિ તથા સઘળી સરભરા કરી, પછી મંત્રીઓને તથા ભરતજીને બોલાવી લઈ, તેઓને તેમની સરભરા કરવામાં રાખ્યા. ભરતજીએ, હૃદયમાં અત્યંત આનંદ ધરીને, તેમની સેવા સંભાળી લીધી. ॥ ૩ ॥ રામચંદ્રજીએ ત્યાંથી વસિષ્ઠ મુનિની પાસે આવી, માથું નમાવી, મનોવાંચ્છિત આશીર્વાદ લઈ, સઘળા દેવતાઓને તથા ગુરુજનોને વંદન કર્યું અને તેઓના અમિત આશીર્વચનો પામીને આનંદ મેળવ્યો. ॥ ૪ ॥

दो०-दश सहस्र मुनिवर सहित, आये प्रभु मख धाम ॥
बोले वजन विचित्र गुरु, मंत्र सुनहु मम राम ॥ ३० ॥

પછી વસિષ્ઠ મુનિની સાથે તથા બીજા દશ હજાર મુનિઓની સાથે, રામચંદ્રજી યજ્ઞમંડપમાં પધાર્યા. આ સમયમાં ગુરુ વસિષ્ઠ મુનિ વિચિત્ર વચન બોલ્યા કે, "હે રામચંદ્રજી ! મારી સલાહ સાંભળો." ॥ ૩૦ ॥

चौ०–धर्म सकल जे वेद बखाने । संत पुराण लोक सब जाने ॥
बिन त्रिय सफल न होय खरारी । अब चाहिय मिथिलेश कुमारी ॥ १ ॥
सुनि मुनि वचन मष्ट ह्वै रहेऊ । सत्य असत्य न एको कहेऊ ॥
मम पण बिरद जान मुनिराया । रहे सुकृत जेहि करु सो दाया ॥ २ ॥
दोउ गुरु मिलि नारद सनकादी । वचन कहेउ सुन पुरुष अनादी ॥
कनक जटित मणिसुंदर बाला । रचि सियरूप सुशील विशाला ॥ ३ ॥
अंग अंग सब भूषण साजे । तासु रूप लखि रति पति लाजे ॥
सहसा लखि न शकहिं नर नारी । सिय देखेउ सब अचरज भारी ॥ ४ ॥

"સંત જનોમાં, પુરાણોમાં તથા સર્વ લોકોમાં પ્રસિદ્ધ જે જે કોઈ વેદોક્ત ધર્મો છે, તેઓ, પત્નિના સાથે રહેવા વિના સફલ થતા નથી, માટે અહીં યજ્ઞકર્મમાં સીતાજી અવશ્ય હાજર હોવાં જોઇએ." ॥ ૧ ॥ વસિષ્ઠ મુનિનાં વચનો સાંભળી, રામચંદ્રજી થોડીવાર તો ચૂપ જ થઈ રહ્યા અને સાચું કે ખોટું કશું કહ્યુ નહીં. થોડી વાર પછી બોલ્યા કે, "હે મુનિરાજ ! મારી પ્રતિજ્ઞા અને કુલની લાજ, જે રીતે જળવાય તથા મારો ધર્મ રહે, એવી રીતની કાંઇ દયા કરો," ॥ ૨ ॥ આ સમયમાં વસિષ્ઠ મુનિ, શતાનંદ, નારદજી તથા સનકાદિક, એ સઘળાઓએ મળી, વિચાર કરીને રામચંદ્રજીને કહ્યું કે, "હે અનાદિ પુરુષ ! સાંભળો. મણિઓની જડતરવાળી સુવર્ણની સીતા બનાવી મંગાવો." ॥૩॥ રામચંદ્રજીએ તુરત જ કારીગરોને આજ્ઞા કરીને તેવા જ પ્રકારની સીતાજીની મૂર્ત્તિ ઘડાવી. પ્રત્યેક અંગોમાં સર્વ ભૂષણોથી શોભી રહેલી, અતિ ઉત્તમ શીલવાળી દેખાતી અને જેના રૂપને જોઇને કામદેવ પણ લજાઈ જાય એવી, એ મૂર્ત્તિ તૈયાર થતાં, તેના તેજથી અંજાઈ જવાને લીધે, નર નારીઓ સહસા તેની સામે જોવાને પણ અશક્ત થઈ ગયાં. સીતાજીને જોઈ, સર્વના મનમાં ભારે આશ્ચર્ય ઉત્પન્ન થયું. ॥ ૪ ॥

दो०–तेहि अवसर शोभा अमित, को कवि वरणै पार ॥
जगदाधार कृपालु प्रभु, कीन्हे चरित अपार ॥ ३१ ॥

આ અવસરની શોભાનું કયો કવિ સંપૂર્ણ વર્ણન કરી શકે ? જગતના આધારભૂત કૃપાસિન્ધુ રામચંદ્રજીએ સીતાજીનો ત્યાગ કર્યાં છતાં યજ્ઞમંડપમાં સીતાજી સહિત બીરાજવાનું એ અપાર ચરિત્ર કર્યું ॥ ૩૧ ॥

चौ०–जटित कनक सुन्दर मृगछाला । तिहि आसन आसीन कृपाला ॥
सिया सहित लखि सुर मुसकाहीं । कीन्ह प्रणाम सबन हरषाहीं ॥ १ ॥
भीर अमीत देखि गुरु विज्ञानी । सिद्धिन बोलि सकल सन्मानी ॥
कहा कि जाहु उचित सब करहू । जस चाहिय कछु सो अनुसरहू ॥ २ ॥
सुनि रजाइ रघुपति रुख पाई । रचे कोट गृह विधिहि लजाई ॥
सुर सुरभी सुरतरु सुख सानी । शारद शेष न शकहिं बखानी ॥ ३ ॥
पुर गृह बाहर गली अटारी । भरि सुगंधि सब सुकृत सँवारी ॥
रहे तहाँ दिक्पाल अनेका । जो परमारथ निपुण विवेका ॥ ४ ॥

મણિઓથી જડેલા સુવર્ણના આસનપર, મૃગચર્મ બીછાવીને તે ઉપર સીતાજીસહિત રામચંદ્રજી બિરાજ્યા. રામચંદ્રજીને સીતાજીની સાથે બીરાજેલા જોઈ, સર્વ દેવતાઓ હસવા લાગ્યા અને હર્ષ પામીને મનથી પ્રણામ કરવા લાગ્યા. ॥ ૧ ॥ મહાજ્ઞાની વસિષ્ઠ મુનિએ લોકોની ભારે ભીડ જામેલી જોઈ, સિદ્ધિઓને બોલાવી, માન આપીને કહ્યું કે, 'હે સિદ્ધિઓ ! તમો આ સમારંભમાં યથાયોગ્ય કાર્યો કરો અને જે માણસને જે કાંઈ જોઈતું હોય, તે આપ્યા કરો." ॥ ૨ ॥ સિદ્ધિઓએ મુનિની આજ્ઞા સાંભળી, અને રામચંદ્રજીની મરજી જોઈ, એવાં તો કરોડો ઘરો બનાવી દીધાં કે, જેઓને જોઇને બ્રહ્મા પણ લજવાઈ જાય. પ્રત્યેક ઘરમાં કામધેનુઓની તથા કલ્પવૃક્ષોની સુખદાયક ગોઠવણ થઇ ગઈ કે જેનું વર્ણન સરસ્વતીથી કે શેષનાગથી પણ કરી શકાય નહીં. ॥ ૩ ॥ પુરમાં, ઘરોમાં, બહાર, ગલીઓમાં તથા અટારીઓમાં—સર્વત્ર સુગંધ,પુણ્ય અને શોભા ફેલાઈ રહ્યાં. પરમાર્થ કૃત્યમાં નિપુણતા ધરાવનારા અનેક દિકપાલ આદિ દેવતાઓ પણ ત્યાંના ઘરોમાં રહ્યા. ॥ ૪ ॥

छं०—जे निपुण परम विवेक पावन भरत लै राखे तहीं ॥
निज भाग्य प्रबल सराहि निंदहिं धनदकी पदवी कही ॥
आये त्रिलोकिक नाग खग सुर असुर जे विधिने रचे ॥
सनमानि सकल सनेह सादर राम सनको नहिं बचे ॥ १ ॥

જે જે માણસો જે જે કાર્યોમાં નિપુણ હતાં, તે તે માણસોને ભરતજીએ, તે તે કાર્યોમાં રાખ્યાં. સર્વે માણસો, પોતાનાં ભાગ્યોની પ્રશંસા કરવા લાગ્યાં અને કુબેરજીની પદવીને પણ પોતાની પદવીથી નિકૃષ્ટ ગણવા લાગ્યાં. ત્રૈલોકયમાંથી બ્રહ્માની સૃષ્ટિમાંના જે જે કોઈ નાગો, પક્ષીઓ, દેવતાઓ કે અસુરો આવ્યા, તે સઘળાઓને રામચન્દ્રજીએ સ્નેહથી તથા આદરથી સન્માનિત કર્યા,—રામચંદ્રજી તરફનું સન્માન પામ્યા વગર કોઈ પણ રહ્યો નહીં ॥ ૧ ॥

दो०—बाण सहस वर विप्र युग, सुन्दर परम प्रवीन ॥
जानहिं श्रुति कऱ मत सकल, रहि मख संग आधिन ॥ ३२ ॥

સુંદર, પરમ પ્રવીણતાવાળા અને વેદોના સર્વ સિદ્ધાંતોને જાણનારા દશ હજાર બ્રાહ્મણોનું રામચન્દ્રજીએ યજ્ઞમાં વરણ કર્યું. ॥ ૩૨ ॥

चौ०—मकर मास श्रुति धौल सुहाई । मख मण्डप बैठे रघुराई ॥
तब बोले गुरु वचन सुहाये । आनहु वाजि जे वेद बताये ॥ १ ॥
लछमन सुनि गुरु वचन अनंदे । बार बार पद बारिज वंदे ॥
हयशाला सादर चलि आये । विविध विभूषण तेहि पहिराये ॥ २ ॥
श्वेत वर्ण सुन्दर श्रुति कारे । रवि हय लाजित मनोज सँवारे ॥
जिन जराव न जाइ वखाना । रवि चढ रथ आवत जग जाना ॥ ३ ॥
माथे मोर पंख मणि लागे । सो नभ नखत देखि अनुरागे ॥
सेवक चतुर पाठ मय डोरी । दामिनि दमन निपटि अति थोरी ॥ ४ ॥

મકર સંક્રાંતિના શુકલ પક્ષની દ્વિતીયાને દિવસે રામચંદ્રજી યજ્ઞમંડપમાં બીરાજ્યા. આ સમયમાં વસિષ્ઠ મુનિ બોલ્યા કે, 'વેદમાં કહેલાં લક્ષણોવાળો[1] ઘોડો અહીં લઇ આવો.' ॥ ૧ ॥ ગુરૂનું વચન સાંભળી, આનંદ પામેલા લક્ષ્મણજી, વારંવાર તેમનાં ચરણોમાં પ્રણામ કરીને પરમ આદરથી ઘોડારમાં પધાર્યા અને ત્યાં વેદોક્ત લક્ષણોવાળા ઘોડાને તેમણે અનેક ભૂષણોથી શણગાર્યો. ॥ ૨ ॥ સફેદ વર્ણવાળો, સુંદર, કાળા કાનવાળો, જેને જોઇને સૂર્યના ઘોડાઓ પણ લજાઇ જાય એવો, જાણે કામદેવે જ બનાવેલો હોય એવો લાગતો, વર્ણવી શકાય નહીં એવી ચળકતી જડાઉ જીનથી જાણે ઉપર બીરાજેલા સૂર્ય સહિત સૂર્યનો જ ઘોડો હોય એવો જણાતો, ॥ ૩ ॥ માથાપર મયૂરપિચ્છવાળો, મણિઓથી શણગારેલો, આકાશમાં જોવા ઉભેલા દેવતાઓને પણ દર્શનથી અનુરક્ત કરતો, ચતુર સેવકોવાળો, જેની પાસે વીજળીની ચમક પણ અતિ તુચ્છ જણાય એવી રેશમી રેનવાળો ॥ ૪ ॥

दो०—षष्टि सहस अति वीर वर, रामानुज रण धीर ॥
मध्य ताहि राख्यो तहां, जहां राम रघुवीर ॥ ३३ ॥

અને સાઠ હજાર પ્રબલ વીરો સહિત રણધીર લક્ષ્મણજી, જેનું રક્ષણ કરતા હતા, એવો એ ઘોડો, યજ્ઞભૂમિમાં આવ્યો અને તેને રામચંદ્રજીના સમીપમાં રાખવામાં આવ્યો. ॥ ૩૩ ॥

चौ०—पूजेउ प्रभु हय जय जगहेतू । जस कछु कह्यो गाधिकुलकेतू ॥
दीन्ह विविध विधि दान अनेका । लिख्यो पत्र सो करि अभिषेका ॥ १ ॥
एक वीर कोशल पुर माहीं । अरि दल दलन सुरेश शकाहीं ॥
जेहि बल होय गहे सो बाजी । दण्ड देहु वन जाहु कि भाजी ॥ २ ॥
लिखि बाँध्यो हय शीश सवांरी । तहँ सुनि चरित आत्र मुनि चारी ॥
भार्गव आदि सकल मुनि संगा । आये जहँ कुल कमल पतंगा ॥ ३ ॥
कथा सकल लवणासुर केरी । मुनिन त्रास जिन दीन्ह घनेरी ॥
मुनि ऋषि वचन नैन जल छाये । बहुरि राम निज त्रोण मँगाये ॥ ४ ॥

જગતના કલ્યાણને માટે રામચંદ્રજીએ તે ઘોડાનું તેવી રીતે પૂજન કર્યું કે જેવી રીતે વિશ્વામિત્ર મુનિએ વિધિ બતાવ્યો. પૂજન કરી, વિધિપૂર્વક અનેક દાનો કરી, અભિષેક કરીને તે ઘોડાના લલાટમાં સુવર્ણનું પત્ર બંધાવ્યું. ॥ ૧ ॥ એ પત્રમાં એવા અક્ષરો કોતરવામાં આવ્યા હતા કે, "એક વીર, શત્રુઓના દળનો સંહાર કરનારા અને જેથી ઇંદ્ર પણ ડરે છે એવા કોસલાધીશ રામચંદ્રજીનો આ ઘોડો છે. જેનામાં બળ હોય

૧ गंगाजलसमानेन वर्णेन वपुषः शुभः । कर्णे श्यामो मुखे रक्तः पीतः पुच्छे सुलक्षितः । मनोवेगः सर्वगतिरुच्चैःश्रवस्समप्रभः । वाजिमेधे हयः प्रोक्तो शुभलक्षणलक्षितः અશ્વમેધમાં ગંગાજળ જેવા સફેદ વર્ણવાળો, સુન્દર શરીરવાળો, કાળા કાનવાળો, રાતા મુખવાળો, પીળા પુંછડાંવાળો, મનના જેવા વેગવાળો, ઇન્દ્રના ઉચ્ચ્ચઃશ્રવા નામના ઘોડાના જેવી દીપ્તિવાળો અને સઘળાં શુભ લક્ષણોવાળો ઘોડો જોઇએ.

તેણે આ ઘોડાને પકડવો એટલે લક્ષ્મણજી છોડાવી લેશે. જેનામાં બળ ન હોય તેણે અમુક દંડ આપવો અથવા રાજ્ય છોડીને વનમાં જતું રહેવું." ॥ ૨ ॥ ઘોડાના લલાટમાં આવા અક્ષરોવાળું સુવર્ણનું પત્રું બંધાયેલું સાંભળવામાં આવતાં, ચારે દિશાઓમાંથી મુનિજનો ત્યાં આવવા લાગ્યા. સૂર્યવંશરુપી કમળને ખીલાવનારા રામચંદ્રજી જ્યાં બીરાજતા હતા ત્યાં અનેક મુનિઓની સાથે ભાર્ગવ આદિ મુનિઓ આવ્યા. ॥ ૩ ॥ એ મુનિઓએ લવણાસુરની સઘળી હકીકત રામચંદ્રજીને કહી સંભળાવી કે જે લવણાસુર મુનિઓને અપાર ત્રાસ આપતો હતો. મુનિઓનાં વચનો સાંભળી, રામચંદ્રજીનાં નેત્રોમાં પાણી ભરાઈ આવ્યાં. પછી રામચંદ્રજીએ પોતાનો ભાથો મંગાવી, ॥ ૪ ॥

दो०—दीन्हो रिपुसूदनहिं सो, बाण अमोघ कराल ॥
मंत्र मोर पढि ताहि हति, जीतेहु सकल भुपाल ॥ ३४ ॥

તેમાંથી અમોઘ તથા વિકરાળ બાણ કહાડી, શત્રુઘ્નના હાથમાં આપીને તેમને આજ્ઞા કરી કે, 'તમે મારાં નામનો મંત્ર બોલીને આ બાણથી લવણાસુરને મારજો. ઘોડાના રક્ષણ સંબંધમાં જો બીજા પણ કોઈ રાજાઓ તમારી સામા થાય, તો તેઓને પણ આ બાણથી જિતી શકશો.' ॥ ૩૪ ॥

चौ०—बहुरि बिभीषण राम बुलाये । सादर आय माथ तिन्ह नाये ॥
लवणासुरके चरित अपारा । पूछे दिनमणि वंश उदारा ॥ १ ॥
कर वर जोरि निशाचर नाहा । सत्य कहौं अब सुन अवगाहा ॥
बहिनि विमात्र नाथ सो मोरी । कुंभनसी ते नाम बहोरी ॥ २ ॥
मधु दानवको रावण दीन्ही । बहु विनती कर तेहि तब लीन्ही ॥
तनय तासु लवणासुर भयऊ । शिव सेवा सादर जिन्ह कियऊ ॥ ३ ॥
अगम तासु तप शंकर जाना । दीन्ह शूल सुन कृपानिधाना ॥
जेहि कर रहे अस्त्र सो भारी । चौदह भुवन जीत सब झारी ॥ ४ ॥

પછી રામચંન્દ્રજીએ વિભીષણને બોલાવતાં વિભીષણ ત્યાં આવી, પ્રેમથી માથું નમાવીને ઉભો રહ્યો. રામચંદ્રજીએ લવણાસુરનું સઘળું ચરિત્ર પૂછતાં, ॥ ૧ ॥ વિભીષણ હાથ જોડીને બોલ્યો કે, "હું સત્ય કહું છું, સાંભળો. મારી કુંભીનસી નામની એક સાવકી બેહેન, ॥ ૨ ॥ રાવણે મધુ નામના દૈત્યને આપી હતી અને તે દૈત્યે વિનયપૂર્વક તેનો સ્વીકાર કર્યો હતો. એ કુંભીનસીમાં મધુ દૈત્યથી લવણાસુર ઉત્પન્ન થયેલો છે. એ લવણાસુરે પરમ આદરથી સદાશિવ ઉપર તપશ્ચર્યા કરતાં, ॥ ૩ ॥ કૃપાનિધાન સદાશિવે, તેનાં તપને મોટું જાણીને તેને ત્રિશૂલ આપ્યું છે અને કહ્યું છે કે, આ અસ્ત્ર જેના હાથમાં હશે, તે પુરુષ ચૌદે બ્રહ્માંડોને જિતી શકશે. ॥ ૪ ॥

दो०—तेहि बल प्रभु सो नहिं गनै, अमर दनुज नर नाग ॥
जीति सकल निज वश किये, पथ सबहीके लाग ॥ ३५ ॥

હે પ્રભુ ! એ ત્રિશૂલના બળને લીધે લવણાસુર, દૈત્યોને, દેવતાઓને માણસોને કે નાગોને ગણકારતો નથી અને સર્વને જિતી, પોતાને તાબે કરીને સર્વની પૂંઠે લાગ્યો છે." ॥ ૩૫ ॥

चौ०–तासु चरित मुनि मन मुसकाने । रिपुहंतहिं बल दै सनमाने ॥
सेन संग चतुरंग बनाई । रहे साथ दोउ तनय सुहाई ॥ १ ॥
मुनि प्रभु वचन निशान अपारा । तीनि सहस्र हने इक बारा ॥
धसकै वसुधा कुँजर गाजे । दश सहस्र रथ रवि रथ लाजे ॥ २ ॥
पूर्यो शंक चले दल साजी । अमित अकाश दुंदुभी बाजी ॥
पुर बाहर सब अनी सँभारी । तनय युगल लखि परम सुखारी ॥ ३ ॥
द्वादश दिने वास मग माहीं । पहुँचे जाय यमुन तट पाहीं ॥
दिन प्रति दान देहिं बहु भाँति । पूजहिं हरि पद अति दिन राती ॥ ४ ॥

વિભીષણનાં વચનો સાંભળી, રામચંદ્રજીએ મનમાં હસી, શત્રુઘ્નને પોતાનું સામર્થ્ય આપી, સન્માનિત કર્યા. એમની સાથે ચતુરંગિણી સેના મોકલવાની તથા તેમના બે કુમારોને પણ સાથે જવાની આજ્ઞા કરી. ॥ ૧ ॥ રામચન્દ્રજીની આજ્ઞાથી અપાર સેના તૈયાર થઇ. એકી વખતે ત્રણ હજાર નગારાંઓપર ડંકા પડયા. પૃથ્વી કંપવા લાગી, હાથીઓ ગાજવા લાગ્યા અને તે સેનામાં સૂર્યના રથને પણ લજ્જિત કરે એવા દશ હજાર રથો શોભવા લાગ્યા. ॥ ૨ ॥ શત્રુઘ્ન સેનાને સજ્જ કરી, શંખનાદ કરીને ચાલ્યા, તે સમયમાં આકાશમાં દુંદુભિઓ વાગ્યાં. મોટી સેના સજ્જ થઇ. શેહેરથી બહાર ઉભી રહી. શત્રુઘ્ન પોતાની સાથે પોતાના બે પુત્રોને આવેલા જોઈ, પરમ આનંદ પામ્યા. ॥ ૩ ॥ શત્રુઘ્ન, એ સેનાને સાથે લઈ, માર્ગમાં ઉતારા કરતા કરતા ચાલ્યા, તે બાર દિવસે યમુનાને કિનારે પહોંચ્યા. પ્રત્યેક દિવસે વિવિધ પ્રકારનાં દાનો દેતા અને રાત દિવસ પ્રભુના ચરણોના પૂજનમાં જ ચિત્ત રાખતા શત્રુઘ્ન, ત્યાં આવી. ॥ ૪ ॥

दो०–रवि तनया मज्जन कियो, सादर पूजि पुरारि ॥
चल्यो शत्रुसूदन सुमिरि, साहब राम खरारि ॥ ३६ ॥

યમુનામાં સ્નાન કરી, પરમ ભક્તિથી શંકરનું પૂજન કરી, પોતાના સ્વામી રામચન્દ્રજીનું સ્મરણ કરી. ॥ ૩૬ ॥

चौ०–चमू चपल अति सुभट जुझारा । घेर्यो नगर वीर बरियारा ॥
विपुल निशान हने तेहि काला । सुनि निशिचर पति गर्व विशाला ॥१॥
षष्टि सहस अति शूर जुझारा । लवणासुर सँग अनी अपारा ॥
सुभट प्रचारत गर्जत आवा । देखि कटक निज अति सुख पावा ॥२॥
मारहु धाय धरहु नृप बाँधहु । जेहि जय होत यतन सोइ साधहु ॥
अस कहि सन्मुख सेन चलाई । कज्जल गिरि जनु आँधी आई ॥ ३ ॥
सिंधु शब्द सुनहिं भट गाजहिं । विपुल बाजने दुहुँ दिशि बाजहिं ॥
निज प्रभु कहि जय जोरी जानी । हरषि भिरे भट हठ मन ठानी ॥ ४ ॥

ત્યાંથી ચપલ અને પ્રબલ યોદ્ધાઓવાળી તે સેનાની સાથે ચાલી, બલવત્તરપણાથી

લવણાસુરનાં નગરને ઘેરો ઘાલીને ઉભા. શત્રુઘ્ને, તે સમયમાં મોટું નિશાન વગડાવતાં મહા અભિમાની લવણાસુર એ નાદ સાંભળી, ॥૧॥ સાઠ હજાર પ્રબલ લડવૈયાઓવાળી અપાર સેનાને સાથે લઈ, યોદ્ધાઓને પડકારતો અને ગર્જના કરતો કરતો સામે આવ્યો અને પોતાની સેનાને જોઈ પરમ આનંદ પામ્યો. ॥ ૨ ॥ લવણાસુરે, 'મારો, દોડો, પકડો, રાજાને બાંધી લ્યો અને જે પ્રકારથી આપણો જય થાય, તે પ્રકારથી યત્ન કરો.' એમ બોલીને પોતાની સેના શત્રુઘ્નની સામે ચલાવી અને તે, જેમ કાજળના પર્વતમાંથી આંધી આવતી હોય, તેમ શત્રુઘ્નની સામે આવી. ॥ ૩ ॥ બન્ને પક્ષમાં યોદ્ધાઓ સિન્ધુ-રાગ સાંભળીને ગાજવા લાગ્યા, મોટાં મોટાં લડાઈના વાજાંઓ વાગવા લાગ્યાં, બન્ને પક્ષના વીરો પોતપોતાના સ્વામીઓનો જયજયકાર પોકારવા લાગ્યા અને પોતાના વડીઆઓને જોઈ, હર્ષ પામી, મનમાં હઠ ધરીને યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૪ ॥

छं०—हठ ठानि शूर प्रवीन जे असि भिरे अति रिपु प्रबलयो ॥
यक मल्ल युद्ध सराहि शकहि न एक एकहिं कर्षयो ॥
शर शक्ति तोमर परशु परहिं कृपाण शूल चलावहीं ॥
कर चरण शिर हंति तीव्र धारण भूमि जान न पावहीं ॥ १ ॥

ખડ્ગ યુદ્ધમાં પ્રવીણતા ધરાવનારા યોદ્ધાઓ હઠ ધરી ધરીને પ્રબલ શત્રુઓની સામે લડવા લાગ્યા. કેટલાએક યોદ્ધાઓ કવિઓથી વર્ણવી પણ શકાય નહીં એવું મલ્લ-યુદ્ધ કરવા લાગ્યા, એક એકને ખેંચવા લાગ્યા અને બાણો, સાંગો, ભાલાંઓ, ફરશીઓ તથા ત્રિશૂલો, એઓને ચલાવવા લાગ્યા. હસ્તો, પગો અને માથાંઓ શસ્ત્રોના પ્રહારોથી પડવા લાગ્યાં પણ ગીધ આદિ પક્ષીઓ તેઓને ધરતીપર પડવા ન દેવા લાગ્યાં. ॥ ૧ ॥

छं०—भट गिरहिं पुनि उठि लरहिं मरहिं न करहिं माया अति गनी ॥
प्रभु तनय सुंदर वीर बाँके हनहिं रिपु निशिचर अनी ॥
देखहिं परस्पर युद्ध कौतुक सुभट इक एकहि हनै ॥
सजि कोटि रथ सुर आय नभ पथ सुमन झरि जय जय भनै ॥ २ ॥

લવણાસુરના યોદ્ધાઓ પડવા લાગ્યા, વળી ઉઠી ઉઠીને લડવા લાગ્યા અને શત્રુઓ, જો ન મરે તો તેઓના ઉપર માયાઓ કરવા લાગ્યા. આ તરફ બંકો વીર શત્રુઘ્નનો પુત્ર સુબાહુ રાક્ષસોની સેનાને મારવા લાગ્યો. એક એકને મારવા લાગેલા યોદ્ધાઓનાં દ્વંદ્વ યુદ્ધો જોવાને માટે કરોડો વિમાનોથી આકાશ માર્ગમાં આવી ઉભેલા દેવતાઓ જયજયકાર બોલીને શત્રુઘ્નના પુત્ર ઉપર પુષ્પોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ॥૨॥

दो०—विचलत अनी विलोकि निज, लवणासुर बल बंड ॥
संग तनय मातंग भट, दूसर केतु अखंड ॥ ३७ ॥

મહા બલવાન્ લવણાસુર પોતાની સેનાને સુબાહુના બળથી ચલાયમાન થતી જોઈ, મહા પ્રબલ માતંગ અને કેતુ નામના પોતાના બે પુત્રોને સાથે લઇને આગળ વધ્યો. ॥ ૩૭ ॥

चौ०—प्रभु सुत ज्येष्ठ सुबाहु विशाला । भिरयो मतंगहि जनु दुइ काला ॥
यूपकेतु अरु केतु प्रचारी । लरहिं सुषेण न मानहिं हारी ॥ १ ॥
लवणासुर रिपुहन बलभारी । कौतुक करहिं प्रचार प्रचारी ॥
अनी समूह जानि निज जोरी । अस्त्र शस्त्र गहि भिरे बहोरी ॥ २ ॥
विषम युद्ध लखि देव शकाने । पूछो सुरगुरु कहि सनमाने ॥
जनि जिय हानि अमरपति करहू । राम प्रताप छिनक उर धरहू ॥ ३ ॥
यूपकेतु करि कोप अपारा । हति रिपु केतु खंड महि डारा ॥
उहाँ सुबाहु मतंगहि मारी । कर पद काटि अवनि महँ डारी ॥ ४ ॥

મોટા બાહુઓવાળો શત્રુઘ્નનો મોટો પુત્ર સુબાહુ, માતંગની સામે અને નહાનો પુત્ર યૂપકેતુ, કેતુની સામે લડવા લાગ્યો. જેમ કાળોને કાળોની સામે યુદ્ધ થાય, તેમ, તેઓને પરસ્પર યુદ્ધ થવા લાગ્યું. એ ચારે યોદ્ધાઓ પોતાનો વિજય માનીને, આનંદથી યુદ્ધ કરતા હતા. ॥ ૧ ॥ મહા બલવાન્ લવણાસુર અને મહા બલવાન્ શત્રુઘ્ન, એઓ પણ પડકારી પડકારીને પરસ્પરની સામે આશ્ચર્યદાયક યુદ્ધ કરવા લાગ્યા. બન્ને સેનાઓના યોદ્ધાઓ અસ્ત્રો તથા શસ્ત્રો લઇને પોતપોતાના વડીઆઓની સામે ઘોર સંગ્રામ કરવા લાગ્યા. ॥ ૨ ॥ વિષમ યુદ્ધ જોઈ શંકા પામેલા દેવતાઓએ બૃહસ્પતિને પૂછતાં બૃહસ્પતિ માન આપીને બોલ્યા કે 'હે ઈંદ્ર! તમે મનમાં જરા પણ શંકા નહીં રાખો. ક્ષણ માત્ર રામચન્દ્રજીના પ્રતાપનું હૃદયમાં સ્મરણ કરો.' ॥ ૩ ॥ યૂપકેતુએ અપાર કોપ કરી, લવણાસુરના પુત્ર કેતુને, ટુકડા ટુકડારુપ કરી નાખીને તે ટુકડાઓ ધરતીપર નાંખ્યા. તેમ જ સુબાહુએ પણ લવણાસુરના પુત્ર માતંગને મારી, તેના હાથ પગ કાપીને ધરતીપર નાખ્યા. ॥ ૪ ॥

छं०—महि डारि कर पद शीश आतुर त्रोण शर प्रविशत भये ॥
रवि वंशके अवतंस दोनों समर महँ शोभित हये ॥
पुनि जानि शूल सँभारि प्रभुके समर संन्मुख सो भिरो ॥
सुनि मरण युग सुत विकल निशिचर भूमि विन मारे गिरो ॥ १ ॥

એ મોટું કાર્ય કરીને બાણો પાછાં તુરત આવી ભાથાંઓમાં પેસતાં સૂર્યવંશના શિરોમણિ એ સુબાહુ અને યૂપકેતુ બન્ને ભાઈઓ રણભૂમિમાં શોભવા લાગ્યા. પોતાના બન્ને પુત્રોનું મરણ થયું જોઈ, પ્રહારો વાગ્યા વિના પણ મૂર્ચ્છિત થઇને ધરતીપર પડી ગયેલો લવણાસુર પોતાને સંજ્ઞા પ્રાપ્ત થતાં પોતાના ત્રિશૂલનું સ્મરણ કરીને પાછો યુદ્ધમાં શત્રુઘ્નની સામે ગયો. ॥ ૧ ॥

छं०—दोउ प्रबल वीर प्रताप अगणित सेन दुहुँ दिशि भुरि चली ॥
शिर बाहु चरण उडात नभ पथ योगिनी आनँद भली ॥
करि रुधिर मज्जन करहिं सादर गुहहिं नर स्रिग्मालिका ॥
आनंदमें मन मुदित गावँहिं गीत खेचर कालिका ॥ २ ॥

અમિત પ્રતાપવાળા શત્રુઘ્ન અને લવણાસુર એ બન્ને વીરો યુદ્ધ કરવા લાગતાં તેઓનાં તેજોનું સહન નહીં કરી શકાયાથી બન્ને સેનાઓ મરડાઇને પાછી હઠી. યોદ્ધાઓનાં મસ્તકો, બાહુઓ તથા પગો આકાશમાં ઉડવા લાગ્યાં. આનંદ પામેલી જોગણીઓ રુધિરોમાં સ્નાન કરી કરીને પ્રીતિથી માથાંઓની માળાઓ ગુંથવા લાગી. મનમાં આનંદથી ભરપૂર થયેલી કાલિકાદેવી લોહીથી તૃપ્ત થઇ આકાશમાં ઉભીને ગીતો ગાવા લાગી. ॥ ૨ ॥

छं०—धुनी बढहिं शंख मृदंगकी सुनि शूर हर्ष बढावहीं ॥
गति लेत नृत्यत प्रेत तिय शिर माल हरहिं चढावहीं ॥
कहुँ करति पान प्रमाण रण महँ भरे शोणित शाकिनी ॥
सब मेद मांस अहार करि नभ मुदित डोलहिं डाकिनी ॥ ३ ॥

શંખોના તથા મૃદંગોના શબ્દો વૃદ્ધિ પામતાં શૂર લોકોનો હર્ષ વૃદ્ધિ પામવા લાગ્યો. તાલ પ્રમાણે ગતિ લઇને નૃત્ય કરતી પ્રેતોની સ્ત્રીઓ સદાશિવને મુંડમાલાઓ ચઢાવવા લાગી. કેટલાંએક સ્થલોમાં શાકિનીઓ લોહીના મોટા મોટા ઘડા ભરીને પીવા લાગી. સઘળી ડાકિનીઓ મેદનો તથા માંસનો આહાર કરી હર્ષ ધરીને આકાશમાં ડોલવા લાગી. ॥ ૩ ॥

दो०—मारे रघुवर वीर बहु, परे समर रणधीर ॥
छिन महँ निशिचर वध निरखि, अंतर हे बलवीर ॥ ३८ ॥

શત્રુઘ્ને ઘણા ઘણા રણધીર યોદ્ધાઓને મારી નાખતાં મહા બલવાન્ લવણાસુર રાક્ષસોનો ક્ષય થયેલો જોઈ ક્ષણ માત્રમાં અંતર્ધાન થઈ ગયો. ॥ ૩૮ ॥

चौ०—करि जल प्रगटेसि विबुध वरूथा । अस्त्र शस्त्र गह सब सुरयूथा ॥
धाये अज हरि शिव सनकादी । जे मुनि अपर कह श्रुतिवादी ॥ १ ॥
शक्ति शूल सुचर्म सुहाये । गदा परशु धनु बाण बनाये ॥
धरु धरु मारु मारु सुर करहिं । लरहिं सुभट विस्मित है रहहीं ॥ २ ॥
निशिचर प्रबल पाइ बल नाथा । कितिकौ वीर मलहिं निज हाथा ॥
सैन विकल लखि नारद आये । समाचार सब कहि समुझाये ॥ ३ ॥
रिपुसूदन प्रभु विशिख सँभारी । डारेउ सुमिरि समर त्रिपुरारी ॥
जिमि तम अचवै तरणि गुसाई । समर अमर नहिं देखिय काई ॥ ४ ॥

અંતર્હિત થયેલા લવણાસુરે માયાથી અનેક દેવતાઓના સમૂહો વગેરેને ઉત્પન્ન કર્યા. દેવતાઓનાં યૂથો, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સનકાદિક અને વેદવાદી મુનિઓ, ॥ ૧ ॥ હસ્તોમાં શસ્ત્રોને તથા અસ્ત્રોને ગ્રહણ કરી, શત્રુઘ્નની સેનાને મારવા દોડ્યા એ સઘળાઓ, 'મારો, મારો, પકડો,' એવા શબ્દો બોલી બોલી, સાંગોને, ત્રિશૂલોને, ખડ્ગોને, ગદાઓને, ફરશીઓને, ઢાલોને તથા ધનુષબાણોને લઇ યુદ્ધ કરવા લાગતાં શત્રુઘ્નના યોદ્ધાઓ વિસ્મય પામી ઉભા રહ્યા. ॥ ૨ ॥ આથી લવણાસુર મોટું બલ પામ્યો

અને શત્રુઘ્નના કેટલાએક યોદ્ધાઓ પોતાના હાથ ભીંસવા લાગ્યા. શત્રુઘ્નની સેનાને વ્યાકુલ થયેલી જોઇ નારદજીએ ત્યાં આવીને શત્રુઘ્નને સમજાવ્યા કે, ' આ સઘળી લવણાસુરની માયા છે.' નારદજીનું વચન સાંભળી ॥ ૩ ॥ શત્રુઘ્ન રામચન્દ્રજીનું બાણ લઈ, સદાશિવનું સ્મરણ કરીને તે બાણ ચલાવતાં તે બાણ જેમ સૂર્ય અંધકારને પી જાય, તેમ રાક્ષસની માયાને પી ગયું. યુદ્ધમાં કોઈ પણ દેવતાઓ ઉભેલા જોવામાં આવ્યા નહીં. ॥ ૪ ॥

दो०-मंत्र प्रेरि चल कोटि शर, रहे नभ जहँ तहँ छाय ॥
मनहु बलाहक प्रबल बहु, मारुत देखि विलाय ॥ ३९ ॥

શત્રુઘ્ન મંત્રોચ્ચાર કરીને એ બાણ ચલાવતાં તેમાંથી કરોડો બાણો નીકળ્યાં અને તે બાણોથી સઘળું આકાશ વ્યાપ્ત થઈ ગયું. જેમ પ્રચંડ વાયુ વાદળાંઓને નષ્ટ કરી નાખે, તેમ એ બાણે લવણાસુરની માયાઓને નષ્ટ કરી નાખી. ॥ ૩૯ ॥

चौ०-सुर समाज कतहु नहिं देखा । चल्यो सुबाहु काल जनु वेषा ॥
खल सँभारु गहु शूल विचारी । अस कहि गदा क्रोध उर मारी ॥ १ ॥
सहि न शकयो सो तेज अपारा । मूर्च्छित अवनि पर्यो विकरारा ॥
निज पति विकल देखि भट भारी । धाये भट अतिशय उरगारी ॥ २ ॥
कैटभ नाम वीर बलवाना । मूर्च्छित लवणासुर मन जाना ॥
तीनि सहस्त्र वीर रण गाढे । आई सुबाहु सामुहे ठाढे ॥ ३ ॥
कटुक वचन कहि छाँडेसि बाना । काटे प्रभु सुत तीव्र कृपाना ॥
तब खिसियान शूल कै धावा । यूपकेतुके सन्मुख आवा ॥ ४ ॥

યુદ્ધમાં દેવતાઓની મંડલી કયાંય પણ નહીં જોવામાં આવતાં સુબાહુ ક્રોધથી કાળના જેવું રુપ કરીને યુદ્ધ કરવા દોડયો. તેણે, ' હે ખલ ! હવે તારા ત્રિશૂલનું સ્મરણ કરજે તથા ધારણ કરજે, ' એમ કહી ક્રોધથી લવણાસુરની છાતીમાં ગદા મારી. ॥ ૧ ॥ લવણાસુર ગદાની પ્રબલ ચોટનું સહન નહીં કરી શકાયાથી મૂર્ચ્છિત થઇને ધરતીપર પડી ગયો. હે ગરૂડજી ! લવણાસુરની સેના પોતાના સ્વામીને વ્યાકુલ થયેલો જોઇ, અત્યંત વેગથી શત્રુઓની સામે દોડી. ॥ ૨ ॥ કૈટભ નામનો એક બલવાન્ દૈત્ય પોતાના ભાઈ લવણાસુરને મૂર્ચ્છિત થયેલો જાણી, ત્રણ હજાર યોદ્ધાઓની સાથે આવીને સુબાહુની સામે ઉભો. ॥ ૩ ॥ એ દૈત્ય દુર્વચનો બોલી બાણો મૂકવા લાગતાં શત્રુઘ્નનો પુત્ર સુબાહુ તે બાણોને તીવ્ર ખડગથી કાપવા લાગ્યો. આથી ક્રોધ પામેલા કૈટભે ત્રિશૂલ લઈ સુબાહુને હણવા માટે યૂપકેતુની સામે દોડી, ॥ ૪ ॥

सो०-मारेसि हृदय सँभार, गिरे जपत करुणाअयन ॥
मूर्च्छित बेर पुकार, रामचन्द्र दिनमणितिलक ॥ २ ॥

તે ત્રિશૂલ ઘણા પ્રયત્નથી સુબાહુની છાતીમાં માર્યું. સુબાહુ સૂર્યવંશના તિલકરૂપ રામચંદ્રજીનું સ્મરણ કરતો કરતો અને ઉંચા સ્વરથી રામ નામનું જ ઉચ્ચારણ કરતો કરતો મૂર્ચ્છિત થઇને પડી ગયો. ॥ ૩ ॥

चौ०–मूर्च्छित बंधु सुबाहु विलोकी । भइ रिस अमित रहत नहिं रोकी ॥
कठिन बाण करि क्रोध अपारा । छाँडेउ तीनि कोटि इक बारा ॥ १ ॥
ताहि विकल करि अनुज समीपा । आतुर आये निज कुलदीपा ॥
लागे बाण तासु तनुमाहीं । पर्यो अवनि मानो पशु आहीं ॥ २ ॥
खैंचि सांग तनु बाहर कीन्ही । राम नाम वर औषध दीन्ही ॥
उठि शुचि अंग अनुजके संगा । लीन्ह विहँसि धनु बाण निषंगा ॥ ३ ॥
आय समर महँ सुभट प्रचारे । बाणन विपुल देव अरि मारे ॥
मूर्च्छागत कैटभ बलवाना । ताहि चढाई उपाइ विधाना ॥ ४ ॥

પોતાના ભાઈ સુબાહુને મૂર્ચ્છિત થયેલો જોઈ, અમિત અને રોકાયા રોકાય નહીં એવા ક્રોધથી યૂપકેતુએ એકી વખતે ત્રણ કરોડ બાણો ફેંકીને કૈટભને વ્યાકુલ કરી નાખ્યો. ॥૧॥ કૈટભને વ્યાકુલ થયેલો જોઇ કુલદિપક યૂપકેતુ ઘણી ઉતાવળથી સુબાહુની સંભાળ લેવા આવ્યો. સુબાહુને પ્રબલ સાંગ ખુંચી જવાથી ધરતીપર પશુની પેઠે પડેલો જોઈ॥૨॥ યૂપકેતુએ તેના શરીરમાંથી સાંગને ખેંચી કહાડી અને પછી રામ નામરુપ ઉત્તમ ઔષધિ કાનમાં આપી. આથી સ્વસ્થ થયેલો સુબાહુ ઉભો થઇ, યૂપકેતુને મળી, ધનુષ, બાણ તથા ભાથાં લઇ, હસીને રણભૂમિમાં આવ્યો. ॥ ૩ ॥ સુબાહુએ રણભૂમિમાં આવી અનેક દૈત્યોને પડકારી પડકારીને બાણોથી મારી નાખ્યા અને બલવાન કૈટભને પણ મૂર્ચ્છિત કરી નાખ્યો. કૈટભને મૂર્ચ્છિત થયેલો જોઇ લવણાસુરે ત્યાં આવી તેને રથમાં નાખીને ઘેર મોકલી દીધો. ॥ ૪ ॥

दो०–करि उपाय रथ राखि तेहि भवन पठै रणधीर ॥
आय समर गाजत भयो, संग महा भलवीर ॥ ४० ॥

મહા બલવાન્ લવણાસુર એ ઉપાયથી કૈટભને ઘેર મોકલી દઇ ગર્જના કરતો કરતો મોટા વીરોને સાથે લઈ પાછો રણભૂમિમાં આવ્યો. ॥ ૪૦ ॥

चौ०–जाग्यो निशिचर देखि लडाई । पठै सु लाई संग निज भाई ॥
सुर वैरी तेहि काल शकाई । हार समर महँ सुन खगराई ॥ १ ॥
जान्यो कैटभ जाम्यक आवा । समर धीर नहिं चलै चलावा ॥
नायो माथ आनि कर जोरि । तात समर रुचि पूजी मोरी ॥ २ ॥
रावण रिपु लघु भ्राता जानू । तनय तासु बल शील निधानू ॥
कोटिन समर शूर हम मारे । बालक नृपति निरखि हिय हारे ॥ ३ ॥
रिपू बल सुनि कर हृदय कलापू । पठयसि मोहिं जानि जिय आपू ॥
रवितनया गहि सेना डारौं । तनय समेत अनुज रिपु मारौं ॥ ४ ॥

આ અવસરમાં મૂર્ચ્છાથી મુક્ત થઈ જાગૃત થયેલો કૈટભ પણ લડાઈનું સ્મરણ કરી, પોતાના નહાના ભાઈ જામ્યકને સાથે લઇને રણભૂમિમાં આવ્યો. હે ગરૂડજી ! એ દૈત્યો એવા હતા કે, જેઓની સામે યુદ્ધમાં કાળ પણ હિમ્મત હારી જાય. ॥ ૧ ॥

રણધીર પુરુષોથી પણ ચલાયમાન કરી શકાય નહીં એવા એ કેટલે અને જામ્યકે, રણભૂમિમાં આવી લવણાસુરને પ્રણામ કરી, હાથ જોડીને 'યુદ્ધમાં અમારી પૂરી રૂચિ છે' એમ જણાવી, શત્રુઘ્નના પુત્રોની સામે આવીને કહ્યું કે, ॥ ૨ ॥ "અમો રાવણને મારનારા રામના નહાના ભાઇ શત્રુઘ્નને જાણીએ છીએ, તેના પુત્રો બલના તથા શીલના નિધાનરૂપ હોય એમાં નવાઈ નથી. અમોએ અનેક યુદ્ધોમાં કરોડો વીર લોકોને મારેલા છે, પણ તમોને બાલરાજકુમાર જાણી હૃદયમાં સંકોચ આવતાં છોડી દીધા હતા. ॥ ૩ ॥ હવે અમારા સ્વામીએ તમારા બળની હકીકત સાંભળી, હૃદયમાં ક્રોધ ધરી, તમારો વધ કરવાને માટે અમોને મોકલ્યા છે એમ સમજો. અમો તમારી સેનાને યમુનામાં નાખી દઇ તમોને તથા તમારા પિતાને મારી નાખીશું ॥ ૪ ॥

छंद गीतिका–रिपु अनुज मारहुँ सैन यमुनहिं डारि नृप रण रज करौं ॥
तजि सोच सेन संभारि चलु भट वेगि जेहि प्रभु पा परौं ॥
दोउ मत्त गर्व विशाल निशिचर आइ रण गर्जत भयो ॥
इत यूपकेतु सुबाहु धनु शर हाथ ले आतुर गयो ॥ १ ॥

તમોને રણભૂમિમાં રજરુપ કરી નાખી અહીંથી તુરત જઇને અમારા સ્વામીને પ્રણામ કરીશું. તમારે જીવતા રહેવાની ઇચ્છા હોય તો હારવાના શોકનો ત્યાગ કરી પોતાનાં સૈન્યને સંભાળી લઇને અહીંથી ચાલતા થાઓ." એ મોટા ગર્વવાળા રાક્ષસો આવીને આ પ્રમાણે ગર્જના કરવા લાગતાં એકની સામે સુબાહુ અને બીજાની સામે યૂપકેતુ ધનુષ બાણ ધરીને વેગથી ચાલ્યા. ॥ ૧ ॥

छं०–भट भिरे निज निज ज्याति कहि निज जानि जोरी समरकी ॥
शिर कटत खंडन चरण योगिनि खात बालक बालकी ॥
उडि गीध जंबुक काक शोणित पियहिं अति सुख पावहीं ॥
बहु दान देहिं अनेक विधि मन विहँसि मंगल गावहीं ॥ २ ॥

લડાઇ શરૂ થઇ. યોદ્ધાઓ પોતપોતાના સ્વામીઓનો જયજયકાર બોલી, પોતપોતાના વડીઆઓની સામે દ્વંદ્વ યુદ્ધો કરવા લાગ્યા. મસ્તકો છેદાવા લાગ્યા. ચરણાદિક અવયવો રણભૂમિમાં પડવા લાગતાં,જોગણીઓ અને તેઓના બાલક બાલકીઓ, તે અવયવોને ખાવા લાગ્યાં. ગીધો તથા કાગડાઓ, ઉડી ઉડીને માંસોની ઉપર ઝડપો દેવા લાગ્યા. શીઆળીઆંઓ લોહી પી પીને અત્યંત સુખ પામવા લાગ્યાં. પ્રેતોની સ્ત્રીઓ પોતાનાં બાલ્યોમાંથી અનેક દાનો દઈ, અનેક પ્રકારોથી હસીને મંગલ ગીતો ગાવા લાગી. ॥૨॥

दो०–भिरे समर सारोष अति, फिरे सकाने क्रूर ॥
लागे कोहे हठि रहे, समर वीर बलपूर ॥ ४१ ॥

બન્ને પક્ષના વીરો ક્રોધથી ભરપૂર થઇને લડવા લાગતાં કાયર લોકો ભાગવા લાગ્યા. વીર લોકો તો, પોતાને અનેક શસ્ત્રો વાગ્યા છતાં પણ, હઠ પકડીને પૂર્ણ બળથી યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૪૧ ॥

चौ०–कहहिं सुशूर होत किन ठाढे । फिरे लजाय क्रोध अति बाढे ॥
भिरे प्रचार सुभट समुदाई । भयो युद्ध अति वरणि न जाई ॥ १ ॥
वरषहिं समर शूर शर कैसे । प्रगटत जलद पावसही जैसे ॥
हय पग उठी धूरि नभ छाई । भयो प्रदोष मनहु निशि आई ॥ २ ॥
समर खेत रिपु प्रबल चलाये । प्रभु समीप सुत सादर आये ॥
देख तनय बल विपुल विशाला । रिपुहन हर्ष मनहु सुरपाला ॥ ३ ॥
यातुधान बल बुद्धि गँवाई । निशि पुर गयो पराजय पाई ॥
निशि निशिचर सब समय विचारि । होत प्रात सब लाग गुहारी ॥ ४ ॥

ભાગવા લાગેલા કાયરોને શૂર લોકો કહેવા લાગ્યા કે, તમો ઉભા કેમ રહેતા નથી ?' એ વચનો સાંભળી, કાયર લોકો પણ લજાઇને પાછા ફરવા લાગ્યા. યોદ્ધાઓ પરસ્પરને પડકારીને યુદ્ધ કરવા લાગ્યા. જેનું કોઇથી વર્ણન પણ કરી શકાય નહીં એવું યુદ્ધ જામ્યું. ॥ ૧ ॥ જેમ વાદળાંઓ વર્ષા ઋતુમાં જળોની વૃષ્ટિઓ કરે, તેમ યોદ્ધાઓ રણમાં બાણોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ઘોડાઓ વગેરે વાહનોના પગોથી ભારે ધૂળ ઉડવા લાગતાં અને તેથી આકાશ ઢંકાઇ જતાં, 'સંધ્યા કાલ થયો અને રાત્રિ પડવા આવી,' ॥ ૨ ॥ એમ ધારી સઘળા દૈત્યો રણભૂમિમાંથી ચાલ્યા ગયા અને બન્ને કુમારો શત્રુઘ્નની પાસે આવ્યા. પુત્રોનું અપાર બળ જોઇને શત્રુઘ્ન હર્ષ પામ્યા અને પોતાને ઇંદ્ર સમાન ગણવા લાગ્યા. ॥૩॥ લવણાસુર, પોતાનાં બળને તથા બુદ્ધિને ગુમાવી, પરાજય પામીને રાતે પોતાના નગરમાં ગયો. સઘળા રાક્ષસોએ રાત્રિમાં વિચાર કર્યો કે, "પ્રાતઃકાલ થતાં જ યુદ્ધનો આરંભ કરીશું અને લાગ જોઇ જોઇને શત્રુઓને મારીશું." ॥ ૪ ॥

दो०–साजि वाजि गज वाहिनी, गहि गहि हने निशान ॥
आयो समर सकोप अति, लवणासुर बलवान ॥ ४२ ॥

પ્રાતઃકાલ થતાં, બલવાન લવણાસુર હાથીઓની તથા ઘોડાઓની સેનાને સજ્જ કરી, નિશાનોપર ઘણા ઘણા ડંકા દેવરાવીને કોપથી રણભૂમિમાં આવ્યો. ॥ ૪૨ ॥

चौ०–सुमिरि शिवहि गहि शूल विशाला । रिपु दल परो मनहु यम काला ॥
छिनक माहिं मारेसि बहु योधा । चल्यो सकोप अनुज करि क्रोधा ॥१॥
आवत शूल हनेसि प्रभु छाती । घुर्मित धरणि पर्यो रिपुघाती ॥
मूर्च्छित देखि गदा लै धावा । निरखि सुबाहु क्रोध उर छावा ॥ २ ॥
प्रबल गदा रथ सारथि भंज्यो । विहँसि महाबल करि दल गंज्यो ॥
रथ विहीन व्याकुल महि माहीं । मूर्च्छित अवनि परो सुधि नाहीं ॥३॥
पुनि उठि गर्जि सकोप सुरारी । अस्त्र सँभारि क्रोध अति भारी ॥
विस्मित विकल देव भय जान्यो । राम बाण अति सादर तान्यो ॥ ४ ॥

એ દૈત્ય સદાશિવનું સ્મરણ કરી, હાથમાં મોટું ત્રિશૂલ લઇને યમની પેઠે તથા

કાળની પેઠે શત્રુઘ્નના સૈન્યનો સંહાર કરવા લાગ્યો. લવણાસુરે ક્ષણમાત્રમાં ઘણા યોદ્ધાઓને મારી નાંખતાં, શત્રુઘ્ન કોપ કરીને તેની સામે ચાલ્યા. ॥ ૧ ॥ શત્રુઘ્ન આવતાં જ લવણાસુરે તેમની છાતીમાં ત્રિશૂલ માર્યું કે જેથી શત્રુઘ્ન ચકરી ખાઇને ધરતીપર પડી ગયા પિતાને મૂર્ચ્છિત થયેલા જોઈ, હૃદયમાં અત્યંત ક્રોધથી વ્યાપ્ત થયેલો સુબાહુ ગદા લઇને દોડયો. ॥ ૨ ॥ સુબાહુએ હસતાં હસતાં જ પ્રબલ ગદાથી લવણાસુરના રથને, સારથીને તથા મોટાં સૈન્યને તોડી નાંખી, લવણાસુરને પણ ગંજાવી નાખ્યો. રથથી રહિત થયેલો અને વ્યાકુલ થયેલો લવણાસુર મૂર્ચ્છિત થઈ, બેભાન થઈને ધરતીપર પડયો ॥ ૩ ॥ પણ પાછો તુરત ઉભો થઈ, ત્રિશૂલની સંભાળ કરી, અત્યંત ક્રોધ કરીને ગર્જના કરવા લાગ્યો. મૂર્ચ્છામાંથી જાગૃત થયેલા શત્રુઘ્ન દેવતાઓને અત્યંત ચિન્તામાં પડેલા જોઈ, પ્રયત્નપૂર્વક રામનું બાણ ધનુષ્યમાં ચઢાવ્યું. ॥ ૪ ॥

दो०—सुमिरि अवधपति चरण युग, छाँडेउ तीव्र नराच ॥
पर्यो अवनि तल भिन्न है, व्याकुल निपट पिशाच ॥ ४३ ॥

શત્રુઘ્ને રામચન્દ્રજીનાં ચરણોનું સ્મરણ કરીને એ તીવ્રબાણ ફેંકતાં તેથી લવણાસુરની છાતી ફાટી ગઈ અને તે લવણાસુર અતિ વ્યાકુલ થઇ, મરણ પામીને ધરતીપર પડયો. ॥ ૪૩ ॥

चौ०—तासु मरण लख सब सुर यूथा । चढि विमान नभ देव वरूथा ॥
बाजहिं दुंदुभी बरषहिं फूला । आज नाथ बीते सब शूला ॥ १ ॥
देहिं अशीश देव धुनि करहीं । जयति मंत्र वर आषिश पढहीं ॥
यातुधान पति दीन विलोकी । कैटभ जामक नहिं रिस रोकी ॥ २ ॥
करि किलकार गर्जि अति घोरा । शिला एक मेला बहु जोरा ॥
शर हति शैल सुबाहु प्रचारी । काटी दुष्ट भुजा महि डारी ॥ ३ ॥
वदन पसारि ताकि तकि धावा । बाण वेधि महि माथ गिरावा ॥
मरत धरणि कर घोर चिकारा । कठिन कृपाण खण्ड कर डारा ॥ ४ ॥

લવણાસુરનું મરણ થયેલું જોઇ સર્વે દેવતાઓનાં યૂથો વિમાનોમાં ચઢી ચઢી આકાશમાં દુંદુભિઓ વગાડવા લાગ્યાં અને પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યાં. 'હે નાથ ! આજ અમારૂં દુઃખ ટળી ગયું ' ॥ ૧ ॥ એમ બોલી બોલીને દેવતાઓ જયધ્વનિ કરવા લાગ્યા અને ઉત્તમ મંત્રો ભણી ભણીને આશીર્વાદો દેવા લાગ્યા. લવણાસુરને મરણ પામેલો જોઇ, જેઓના ક્રોધ કેમે કરી રોકાતો ન હતો એવા કૈટભ અને જામક, ॥ ૨ ॥ એ બે દૈત્યો, કીકીઆરી કરીને ઘોર ગર્જના કરવા લાગ્યા. જામકે ભારે જોરથી એક પર્વત ફેંકતાં સુબાહુએ બાણોથી તે પર્વતનું ચૂર્ણ કરી નાખ્યું અને તે ઉપરાંત જામકને પડકારીને તેના હાથને પણ કાપી નાખ્યો. ॥ ૩ ॥ જામક, મોઢોડું ફાડી, બરાબર તાકીને સામે દોડતાં સુબાહુએ બાણથી વીંધીને તેનાં મસ્તકને ધરતીપર પાડી નાખ્યું. જામક મરતી વખતે ભયંકર ચિત્કાર કરીને ધરતીપર પડતાં, સુબાહુએ કઠોર ખડ્ગથી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. ॥ ૪ ॥

दो०–यूपकेतु तब क्रोध करि, कैटभ हन्यो प्रचारि ॥
बरषि देव झरि सुमन अज, अति प्रसन्न त्रिपुरारि ॥ ४४ ॥

આ સમયમાં યૂપકેતુએ પણ કૈટભને પડકારી, તેની સાથે યુદ્ધ કરીને તેને મારી નાખ્યો, તેથી દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને બ્રહ્મા તથા સદાશિવ અતિ પ્રસન્ન થયા. ॥ ૪૪ ॥

चौ०–बाजहिं निकर निशान सुहाये । जय जय जय करि सुर सब गाये ॥
पढहिं वेद मुनि आशिष देहीं । बंदीजन निवछावर लेहीं ॥ १ ॥
देहिं दान जो जेहि मन भायो । सुनासीर आतुर चलि आयो ॥
जोरि युगल कर अति अनुरागे । बोले वचन प्रेम रस पागे ॥ २ ॥
स्तुति योग्य जीभ नहिं नाथा । अदिति तनय सब कीन्ह सनाथा ॥
सुर सुरपति लखि प्रभु लघु भाई । कीन्ह प्रणाम माथ महि लाई ॥ ३ ॥
तव प्रताप हति खल समुदाई । राम कृपा हम जय जग पाई ॥
स्तुती विनय शक्र बहु कीन्ही । बार बार अति आशिष दीन्ही ॥ ४ ॥

દેવતાઓનાં અનેક દુંદુભિઓ વાગવા લાગ્યાં, સર્વ દેવતાઓ જય જય શબ્દ પોકારવા લાગ્યા, મુનિઓ, વેદમંત્રો બોલી બોલીને આશીસો દેવા લાગ્યા, બંદીજનો નોછાવરો મેળવવા લાગ્યા ॥૧॥ અને શત્રુઘ્ન, સર્વે યાચક વગેરેને મનભાવતાં દાનો દેવા લાગ્યા. આ સમયમાં ઇંદ્ર, શત્રુઘ્નની પ્રભુતા જોઈ, પ્રેમથી તુરત પાસે આવી, બે હાથ જોડી, માથું નમાવી, પ્રેમરસથી ભીંજાએલી વાણી બોલ્યો કે, ॥ ૨ ॥ "હે નાથ શત્રુઘ્ન ! મારી જીભ તમારી સ્તુતિ કરવાને સમર્થ નથી. ॥ ૩ ॥ તમે પ્રતાપથી દૈત્યોને મારી, રામ કૃપાથી અમોને સનાથ તથા વિજયી કર્યા છે." આ પ્રમાણે ઇંદ્રે સ્તુતિ તથા બહુ વિનતિ કરીને વારંવાર ઉત્તમ આશીર્વાદો આપ્યા. ॥ ૪ ॥

दो०–देवन सहित सुदेव गुरु, आये जहँ सुखधाम ॥
समाचार सादर कहे, सकल सबनके नाम ॥ ४५ ॥

પછી ઇંદ્રે દેવતાઓ સહિત તથા બૃહસ્પતિ સહિત ત્યાંથી યજ્ઞમંડપમાં આવી, રામચન્દ્રજીની પાસે સર્વનાં નામો લઇ લઇને, પ્રેમપૂર્વક સઘળા સમાચાર કહી સંભળાવ્યા. ॥ ૪૫ ॥

चौ०–तहँ युग नगर रचे अति रूरे । राखे तनय युगल बल पूरे ॥
मथुरा नाम जगत यश जाना । दूसर विदिश जु वेद बखाना ॥ १ ॥
ज्येष्ठ तनय बल बुद्धि विशाला । नाम सुबाहु विदित महिपाला ॥
राख्यो यमुना तट बल भूरि । विदिश नगर पश्चिम बहु दूरि ॥ २ ॥
यूपकेतु पुनि सो थल पावा । राजनीति दोउ सुत समुझावा ॥
सौंपि नगर बहु आशिष दीन्ही । नृप मणि गवन विजय कहँ कीन्ही ॥३॥

चिरंजीव कहि इने निशाना । दक्षिण अश्व चला जब जाना ॥
सचिव तनय राखे सुत संगा । उतरो सब दल यमुन तरंगा ॥ ४ ॥

શત્રુઘ્ન લવણાસુરના દેશમાં અતિ સુંદર બે શહેરો વસાવીને તેઓમાં પોતાના બે કુમારોને જૂદાં જૂદાં રાજ્યો આપ્યાં. એક નગરનું નામ 'મથુરા' રાખ્યું અને બીજા નગરનું નામ 'વૈદિશ' રાખ્યું, કે જે નામો જગતમાં તથા વેદશાસ્ત્રોમાં પણ પ્રખ્યાત છે. ॥ ૧ ॥ રાજાઓમાં પ્રખ્યાત અને વિશાલ બુદ્ધિવાળા મોટા કુમાર સુબાહુને યમુનાનાં કીનારાપર મથુરા નગરીમાં રાખ્યો અને તેવા જ ગુણોવાળા નહાના કુમાર યૂપકેતુને યમુનાના પશ્ચિમ કીનારાપર બહુ દૂર વૈદિશ નામના નગરમાં રાખ્યો. ॥ ૨ ॥ શત્રુઘ્ન, પોતાના એ બન્ને કુમારોને રાજનીતિ સમજાવી, નગરો સોંપી દઈ, આશીર્વચનો આપીને ત્યાંથી પરભારા રામચન્દ્રજીના અશ્વમેધના ઘોડાનું રક્ષણ કરવા માટે ચાલ્યા. ॥ ૩ ॥ બ્રાહ્મણાદિકનાં મુખોથી 'ચિરંજીવ' શબ્દોનું શ્રવણ કરતાં, શત્રુઘ્ન નિશાનોપર ડંકા દેવરાવીને ચાલ્યા, તે સમયમા ખબર મળી કે, 'રામચન્દ્રજીનો ઘોડો દક્ષિણ દિશામાં ચાલ્યો છે.' શત્રુઘ્ન પોતાના કુમારોની પાસે મંત્રીઓના પુત્રોને રાખી, સઘળાં સૈન્યને સાથે લઈને યમુના નદીને ઉતર્યા. ॥ ૪ ॥

दो०—रवितनया पद बंदि करि, चली सेन हय संग ॥
हर्षहिं सुर वर्षहिं सुमन, निरखि सेन चतुरंग ॥ ४६ ॥

અને ત્યાં યમુનાને પ્રણામ કરી, ઘોડાની સાથેના સૈન્યમાં મળી ગયા. જેમાં શત્રુઘ્ન મુખ્ય થયા, એવી ઘોડાની સાથેની ચતુરંગિણી સેનાને જોઈ, રાજી થયેલા દેવતાઓએ પુષ્પોની વૃષ્ટિ કરી. ॥ ૪૬ ॥

चौ०—वाल्मीकि थल वाजि समेता । कानन संघन मुनीश निकेता ॥
सिय सुत युगल वीर वर बंडा । भुजबल विपुल दिनेश प्रचंडा ॥ १ ॥
वीर बली हय देखेउ आई । बांध्यो बाँच सुपत्र बनाई ॥
कसि कटि तूण हाथ धनु तीरा । समर हेत बैठे बलवीरा ॥ २ ॥
शूर सहस्र सहायक साथा । आय गये जहँ रघुकुलनाथा ॥
तरुवर बाँध्यो वाजि विलोकी । बालक जानि सकल रिस रोकी ॥ ३ ॥
दै तुरंग घर जाहु सुहाये । धन्य मातु पितु जिन्ह तुम जाये ॥
मांगहु भीख समर चाहि भाई । क्षत्रिय कुलहि कलंक लगाई ॥ ४ ॥

અશ્વમેધનો ઘોડો, સેના સહિત ચાલતાં ચાલતાં, વાલ્મીકિના આશ્રમવાળા સઘન વનમાં ગયો, કે જ્યાં બીજા મુનિઓના પણ અનેક આશ્રમો હતા. એ સ્થલમાં મોટા ભુજ બલવાળા અને સૂર્યના જેવી પ્રચંડતાવાળા સીતાજીના બે પુત્રો ( લવ અને કુશ ), ફરતા હતા. ॥ ૧ ॥ તેઓએ ઘોડાને જોઈ, તેના લલાટમાં બાંધેલું સુવર્ણનું પત્ર વાંચી, તે ઘોડાને બાંધ્યો. એ બન્ને મહા બલવાન્ કુમારો, ઘોડાને બાંધી, યુદ્ધને માટે કમરોમાં ભાથાં કસી તથા હસ્તોમાં ધનુષ બાણ ધરી, ॥ ૨ ॥ લાખો બાણોને સજ્જ કરીને ઉભા

રહ્યા, તેટલામાં સેના સહિત શત્રુઘ્ન ત્યાં આવી પહોંચ્યા. ઘોડાને ઝાડની નીચે બાંધેલો જોઈ અને બાંધનારા બે જણને બાલક અવસ્થાવાળા જોઈ, ક્રોધને રોકીને ॥ ૩ ॥ સેનાવાળાઓએ તે બાલકોને કહ્યું કે, " હે સુકુમાર બાલકો ! અમોને ઘોડો આપીને તમો તમારે ઘેર જાઓ. તમારી શોભા તથા ઉત્સુકતા જોઇને અમારે કહેવું પડે છે કે, તમોને જન્મ આપનારાં તમારાં માતા પિતાને ધન્ય છે. " સેનાવાળાઓનાં વચન સાંભળી, એ કુમારો બોલ્યા કે, " તમો યુદ્ધમાં ચઢીને આપ્રમાણે ભીખ માગો છો તેથી ક્ષત્રિય કુલને કલંક લાગે છે. ॥ ૪ ॥

छंदगीतिका–जनि क्षत्रिय कुलहि कलंक लावहु समर शूर सुहावने ॥
बल हीन तुरंग प्रवीन छांडो जाहु ननु गृह आपने ॥
सुनि वचन कठिन कठोर बालक जानी भट धावत भये ॥
शर तान एकहि बाण लव हँसि हने तनु जरजर किये ॥ १३ ॥

યુદ્ધમાં શૂરતા ધરાવનારા રાજપુત્રો થઈને ક્ષત્રિય કુલને કલંક નહીં લગાડો. જો તમે બળવગરના હો તો ઘોડાને છોડી દઇને નિશ્ચે પોતાને ઘેર જતા રહો. " આપ્રમાણે એઓનાં કઠણ વચનો સાંભળી, એ બાલકોને અતિ કઠોર જાણીને શત્રુઘ્નના યોદ્ધાઓ તેઓની સામે દોડતાં, લવે મંદ હાસ્ય કરી, એકદમ ધનુષ ખેંચી, બાણો મારીને તે સર્વના શરીરોને જાજરાં ( ખોખરાં ) કરી નાખ્યાં. ॥ ૧૩ ॥

महि गिरे पुनि उठि फिरे योधा जाय रिपुहनसों कह्यो ॥
मुनिबाल हति संग्राम सेनहि बाजि लै रणमें रह्यो ॥
मन कोप करि रिपु शत्रुहंता सेन ले धावत भयो ॥
रणमाहि गाजत वीर बांके वेष लखि लाजत नयो ॥ १४ ॥

ધરતીપર પડ્યા પછી, માંડ માંડ ઉભા થયેલા એ યોદ્ધાઓએ જઇને શત્રુઘ્નને કહ્યું કે, " મુનિના કોઇ બે બાલકોએ . ઘોડાને બાંધ્યો છે અને સંગ્રામમાં આપણી કેટલીક સેનાને મારી છે." આ સાંભળી, કોપથી યુક્ત થયેલા શત્રુઘ્ન, સેના લઇને તે બાલકો ઉપર ગયા, પણ બંકા વેષવાળા અને યુદ્ધને માટે ગર્જના કરતા એ બાલકોની અવસ્થાને જોઇ, તેઓની સામે યુદ્ધ કરવામાં લજાયા. ॥ ૧૪ ॥

सो०–सुन मुनिबाल मराल, देहु अश्व निज कोप तजि ॥
पूजि तुम्है ततकाल, करिय सफल निज जन्म प्रभु ॥ ४ ॥

શત્રુઘ્ને, એ બાલકોને કહ્યું કે, " હે મુનિઓના ઉત્તમ બાલકો ! સાંભળો. તમો કોપને છોડી દઇને અમારો ઘોડો પાછો આપો. અમે તમારૂં પૂજન કરીને અમારો જન્મ સફળ કરીએ, એવી અમોને ઇચ્છા થાય છે. " ॥ ૪ ॥

चौ०–कौन नामनृप केहि पुरवासू । फिरहु विपिन सेन प्रकासू ॥
छाँडेउ बाजि हेतु किहि ताता । लिखो पत्र बांचो यह गाता ॥ १ ॥

नहिं तव तनु बल पौरुष भाई । छाँडेउ पत्र बाजि गृह जाई ॥
सुनि रिपुहन कटु गिरा लजाने । गहहु अस्त्र अस कहि मुसकाने ॥ २ ॥
हमहिं प्रचारत नृप बल भारी । डरपहिं सिंह बजाये तारी ॥
अस कहि धनुष बाण कर लीन्हे । मुनिवर चरण विनय चित दीन्हे ॥ ३ ॥
मारयो रथ सारथि तुरंगा । कोटिन बाण हने सब अंगा ॥
करि मूर्च्छित सब कटक संहारा । खाहि अमिष खग गिद्ध करारा ॥ ४ ॥

એ બાલકો બોલ્યા કે, "હે રાજા! તમારૂં શું નામ છે? તમે કયા નગરમાં વસો છો? પોતાની સેના લઇને વનમાં શા માટે ફરો છો? તમો આ ઘોડાને શા કારણથી ફેરવો છો? અને આના લલાટમાં પત્રું શા માટે બાંધેલું છે? ॥ ૧ ॥ હે રાજા! તમારામાં બલ કે પુરૂષાર્થ ન હોય તો આ પત્રાંવાળા ઘોડાને અહીં છોડી દઇને પાછા ઘેર જાઓ." આ કડવાં વચનો સાંભળી, શત્રુઘ્ન લજાઈ ગયા અને 'ત્યારે હવે હથીઆર પકડો' એમ પોતાના યોદ્ધાઓને કહીને મંદ હાસ્ય કરવા લાગ્યા. ॥ ૨ ॥ 'આ રાજા પોતાની સેનાનું ભારે બળ દેખાડીને આપણને પણ ડરાવવા માગે છે, પણ તાળી પડવાથી સિંહ ભય પામે, એ, સંભવે કે? એમ પરસ્પરમાં બોલી' તે બાલકોએ હાથમાં ધનુષ બાણ લીધાં અને વાલ્મીકિ મુનિનાં ચરણોનું પ્રેમપૂર્વક ધ્યાન ધરી, બાણો ફેંકવા માંડયાં. ॥ ૩ ॥ કરોડો બાણોથી રથોને, સારથિઓને તથા ઘોડાઓને ઘાયલ કરીને સઘળા યોદ્ધાઓનાં અંગોને જખમી કરી નાખ્યાં. શત્રુઘ્ન સહિત સઘળી સેના મૂર્ચ્છિત થઈ ગઈ. ગરૂડ વગેરે પક્ષીઓ તથા શીઆળીઆંઓ માંસનું ભક્ષણ કરવા લાગ્યાં. ॥૪॥

दो०–एकहि एक प्रचार कर, हने सकल रणशूर ॥
आये सब रघुवीर पहँ, कायर करणी कूर ॥ ४७ ॥

એ બાલકોએ પડકારી પડકારીને પ્રત્યેક વીર લોકોને પાડી નાખ્યા. કેટલાએક લોકો કાયર થઇ, રણ છોડી દઇને રામચંદ્રજીની પાસે યજ્ઞમંડપમાં આવ્યા. ॥ ૪૭ ॥

चौ०–पूछेउ सबहि भानुकुल नाथा । रिपुके सकल कहे गुण गाथा ॥
सुनि बालक सुनि विकल खरारी । पुनि सहसा करि कह्यो हँकारी ॥ १ ॥
लछमन संग जाहु सब भाई । मुनि बालक बाँधहु बरियाई ॥
मारहु जनि आनेहु पुरमाहीं । ऋषि सुत वधब उचित भल नाहीं ॥ २ ॥
चली शेष सँग सेन अपारा । आये तुरत समर जहँ भारा ॥
समरभूमि देखेउ भट जाई । परे अवनि सब मूर्च्छा आई ॥ ३ ॥
लै घर जीव जाहु मुनि बालक । दिनकर वंश देव द्विजपालक ॥
आँखिन ओट होहु अब ताता । आवत क्रोध चढत मम गाता ॥ ४ ॥

રામચન્દ્રજીએ તેઓને સમાચાર પૂછતાં, તેઓએ એ બાલકોના ગુણોની સઘળી વાત કહી સંભાળાવીને કહ્યું કે, "મહારાજ! એ બે બાલકો અત્યંત પ્રબલ જણાય છે."

આ વાત સાંભળીને, રામચન્દ્રજી પ્રથમ તો વ્યાકુલ જ થઇ ગયા, પણ પાછળથી ધીરજ ધરી, અપરિમિત યોદ્ધાઓને બોલાવીને આજ્ઞા કરી કે, ॥ ૧ ॥ " તમો સર્વે લક્ષ્મણજીની સાથે જાઓ. એ બાલકોને બલાત્કારથી બાંધી લઈને અહીં લાવજો, પણ મારી નાખશો નહિ. કેમ કે ઋષિકુમારોનો વધ કરવો એ યોગ્ય અને કલ્યાણકારી નથી."॥૨॥ આ આજ્ઞા થતાં લક્ષ્મણજીની સાથે અપાર સેના ચાલી અને તે તુરત જ્યાં ભારે સંગ્રામ થયો હતો ત્યાં આવી. સેનાએ જઈને યુદ્ધભૂમિમાં જોયું ત્યાં પહેલાંના સઘળા યોદ્ધાઓ મુર્છિત થઈને ધરતીપર પડેલા જોવામાં આવ્યા. ॥ ૩ ॥ દેવતાઓને તથા બ્રાહ્મણોને માન આપનારા સૂર્યવંશમણિ લક્ષ્મણજીએ એ બાલકોને કહ્યું કે, " હે બાલકો! તમો હવે પોતાના જીવ લઈને ઘેર ભાગી જાઓ. મારી નજરથી તુરત દૂર થાઓ. તમોને જોઈને મારા મનમાં ક્રોધ ચઢતો આવે છે. " ॥ ૪ ॥

दो०—सुनि लछमनके वचन वर, बिहँसे बालक वीर ॥
अनुज विलोकत जाइ घर, जाहु महा रणधीर ॥ ४८ ॥

લક્ષ્મણજીનાં વચનો સાંભળી, એ બે વીર બાલકો હસીને બોલ્યા કે, " હે મહા-રણધીર! તમે જ તમારા નહાના ભાઈની દશા જોઇને ઘેર જતા રહો. " ॥ ૪૮ ॥

चौ०—अनुज विलोकि वचन सुनि काना । धनुष चढाय गहे कर बाना ॥
वेष विलोकि वाल मुनि जानी । निज कुल समझी करहु मन कानी ॥१॥
निज सहाय शठ आनि बुलाई । केवल तोहिं न हते भलाई ॥
मुनि कुश कठिन बाण संधाना । काँपी पुहुमि शेष अकुलाना ॥ २ ॥
छूटे विशिख रहे नभ छाई । भानु बाण मतिबिम्ब छिपाई ॥
रिपुहि मबल लखि चले सकोपी । मुरो न मनहि रहा रथ तोपी ॥ ३ ॥
काटहिं विशिख विशिख सन भाई । कौतुक करहिं विविध विधि धाई ॥
फटकि गदा लछमन तब मारी । मूर्च्छित कुशहि विलोकेउ भारी ॥ ४ ॥

આ વચનો કાને પડતાં જ લક્ષ્મણજીએ ધનુષ ચઢાવીને હાથમાં બાણો લીધાં, પરંતુ વેષ ઉપરથી તેઓને મુનિપુત્ર જાણી પોતાના કુલની મર્યાદાનો વિચાર આવવાથી પાછો તેમના મનમાં સંકોચ ઉત્પન્ન થયો. ॥ ૧ ॥ આથી લક્ષ્મણજીએ તેઓને કહ્યું કે, ' હે શઠો ! તમારા જે સહાયો હોય, તેઓને પણ બોલાવી લાવો. કેમ કે, કેવળ તમોને જ મારવા એ ઠીક નહીં. ' આ વચન સાંભળતાં જ કુશે પોતાના ધનુષ્યમાં એક બાણ સાંધ્યું. આ બાણ સંધાવાથી ધરતી ધ્રુજવા લાગી અને શેષનાગ પણ વ્યાકુલ થઇ ગયા. ॥ ૨ ॥ એ બાણ છૂટતાં તેમાંથી કરોડો બાણો પ્રકટ થયાં, કે જેઓથી આકાશ છવાઈ ગયું અને સૂર્યનું બિંબ ઢંકાઈ ગયું. લક્ષ્મણજી, શત્રુઓને પ્રબલ જોઈ, મનમાં વ્યાકુલ નહીં થતાં, સામા ચાલ્યા અને રથને સ્થિર કરીને ॥ ૩ ॥ પોતાનાં બાણોથી તેઓનાં બાણોને કાપવા લાગ્યા. તેઓ પણ પોતાનાં બાણોથી લક્ષ્મણજીનાં બાણોને કાપવા લાગ્યા અને યુદ્ધમાં દોડી દોડીને અનેક ચમત્કારો દેખાડવા લાગ્યા. લક્ષ્મણજીએ એક ભારે ગદા ફેંકી કે, જેથી કુશને મૂર્છા પ્રાપ્ત થઈ. ॥ ૪ ॥

दो०-मूर्च्छित कुशहि निहारिकै, धाये लव कर शोर ॥
आवतही शर उर हन्यो, परयो महि न बलजोर ॥ ४९ ॥

કુશને મૂર્ચ્છિત થયેલ જોઈ, લવે ગર્જના કરી, લક્ષ્મણજીની સામે જઈ, તુરત જ લક્ષ્મણજીની છાતીમાં બાણ માર્યું, પણ લક્ષ્મણજી પોતાના બળને લીધે, એ બાણથી ધરતીપર પડયા નહીં. ॥ ૪૯ ॥

चौ०-मल्ल युद्ध दोउ भिरे सुखारी । लरहिं सुखेन न पामहिं हारी ॥
लरहिं उपाय विपुल बल करहीं । मारहिं भिरहिं विपुल सोइ लरही ॥१॥
मुष्टिक एक वज्रसम मारी । विकल लषण मन मानेउ भारी ॥
सुमिरि कौशलाधीश खरारी । मारयो बाण विकल लव डारी ॥ २ ॥
सुमिरि सिया मुनि चरण सुहाये । गत मूर्छा कुश आतुर आये ॥
धनुप बाण लै आगे धाये । देखि क्रोध लछमन उर छाये ॥ ३ ॥
अतिशय कठिन बाण सन्धाने । करि रिस लषण श्रवण लगि ताने ॥
शक्रजीत अरि जे शर मारे । ते सब बाल काट महि डारे ॥ ४ ॥

પછી લક્ષ્મણજી અને લવ, એઓ હર્ષથી મલ્લયુદ્ધ કરવા લાગ્યા અને મલ્લયુદ્ધમાં પ્રવીણ હોવાને લીધે કોઈ કોઇથી હારી જવા ન લાગ્યા. બન્ને યોદ્ધાઓ, ભારે બળ વાપરી વાપરીને ઉપાયો કરવા લાગ્યા. પરસ્પરને પ્રહાર દેવા લાગ્યા અને અત્યંત બળથી ભીંસવા લાગ્યા. ॥ ૧ ॥ લવે અત્યંત બળથી લક્ષ્મણજીને એક વજ્ર જેવી મૂંઠી મારી, કે જેથી લક્ષ્મણજી વ્યાકુલ થઈ ગયા અને એ પ્રહારને ભારે માનવા લાગ્યા. મલ્લયુદ્ધથી નહીં પહોંચી શકાતાં, લક્ષ્મણજીએ રામચન્દ્રજીનું સ્મરણ કરી, એક બાણ ફેંકીને લવને મૂર્ચ્છિત કરી નાખ્યો. ॥ ૨ ॥ આ સમયમાં કુશની મૂર્ચ્છા ઉતરી જતાં, કુશ સીતાજીનાં તથા વાલ્મીકિનાં ચરણોનું સ્મરણ કરી, ધનુષ બાણ ધરીને લક્ષ્મણજીની સામે આવતાં, તેને જોઈને લક્ષ્મણજીનું હૃદય ક્રોધથી વ્યાપ્ત થઈ ગયું. ॥ ૩ ॥ લક્ષ્મણજીએ ક્રોધને લીધે, જે બાણોથી ઇંદ્રજિતને માર્યો હતો તે બાણો ધનુષમાં ચઢાવી કાન સૂધી ખેંચીને કુશની ઉપર ફેંકયાં, પણ તે સઘળાં બાણોને કુશે કાપી નાખીને ધરતીપર પાડયાં. ॥૪॥

दो०-राम अनुज विस्मय विकल, देखि सबल आराति ॥
सिय त्यागे उर सोच बड, प्राण देहुँ केहि भांति ॥ ५० ॥

આ પ્રમાણે, શત્રુઓની પ્રબલતા જોઈને, લક્ષ્મણજી વિસ્મિત તથા વ્યાકુલ થઈ ગયા અને આ સંકટને સીતાજીના ત્યાગના ફળરુપ સમજીને હૃદયમાં શોક કરવા લાગ્યા તથા હવે 'કયા પ્રકારથી પ્રાણ છોડવા ?' એમ વિચાર કરવા લાગ્યા. ॥ ૫૦ ॥

चौ०-कुश करि क्रोध विशिख सो लीन्हा । ब्रह्म प्रेरि मुनिवर जो दीन्हा ॥
नाक रसातल भूतल माहीं । यह शर छुटै बचै जग नाहीं ॥ १ ॥
मोहन बाण जगत सब जानै । विष्णु विरंचि शंभु तेहि मानै ॥

मारयो ताक शेष उर माहीं । परयो धरणितल सुधि कछु नाहीं ॥२॥
चली भाजि सब अनी अपारा । कौशलपुर महँ परी पुकारा ॥
वरणी सकल युद्धकी करणी । लछमन वीर परे जिमि धरणी ॥ ३ ॥
जेहि विधि सकल कटक संहारा । निज लोचन हम नाथ निहारा ॥
वय किशोर दोउ बाल अनूपा । तव प्रतिबिंब मनहु सुरभूपा ॥ ४ ॥
काक पक्ष शिर धरे बनाई । बालक वीर वरणि नहिं जाई ॥

આ અવસરમાં કુશે ક્રોધ કરીને તે બાણુ લીધું, કે જે બાણુ બ્રહ્માની પ્રેરણાથી વાલ્મીકિએ આપ્યું હતું. એ બાણુ, જો જગતનો સંહાર કરવાના ઉદ્દેશથી મૂકવામાં આવે તો તેથી સ્વર્ગમાં, પાતાલમાં કે પૃથ્વીમાં કોઈ પણુ બચે એમ ન હતું. ॥ ૧ ॥ જગતમાં પ્રસિદ્ધ વિષ્ણુ, બ્રહ્મા તથા સદાશિવ પણુ જેને પ્રબલ ગણુતા હતા એવું મોહનાસ્રરુપી બાણુ કુશે બરાબર તાકીને લક્ષ્મણુજીની છાતીમાં માર્યું કે, જેથી લક્ષ્મણુજી મૂર્ચ્છિત થઇને ધરતીપર પડ્યા. કશી પણુ સુધ રહી નહા ॥ ૨ ॥ આમ થતાં સઘળી સેના ભાગી ગઈ અને અયોધ્યામાં પોકાર પડ્યો. ભાગી આવેલા લોકોએ, રામચન્દ્રજીની પાસે યુદ્ધની સઘળી કરણી અને લક્ષ્મણુજીની મૂર્ચ્છાની હકીકત કહી સંભળાવીને કહ્યું કે, "હે નાથ! એ બાલકોએ જે પ્રકારથી સઘળાં સૈન્યને તોડ્યું છે, તે પ્રકાર અમોએ નજરે જોયેલો છે. ॥ ૩ ॥ એ બે બાલકો કિશોર અવસ્થાવાળા છે, અધિક બળવાળા છે, મસ્તકોમાં વાળોનાં જલકાંઓથી શોભી રહેલા છે અને જેઓની વીરતાનું વર્ણન જ કર્યું જાય નહીં એવા છે. ॥ ૪ ॥

दो०—भरत जोरि कर कहेउ तब, वचन अमित बिलखाई ॥
सिय त्यागी फल दीन्ह विधि, बोले श्रीरघुराई ॥ ५१ ॥

આ સમયમાં ભરતજી બહુ જ સંકોચાઈ, હાથ જોડીને બોલ્યા કે, "વિધાતાએ આપણુને સીતાજીના ત્યાગનું આ ફળ આપ્યું છે." રામચન્દ્રજી બોલ્યા કે, ॥ ૫૧ ॥

चौ०—अनुज समर महँ तुम हिय हारे । साजहु हय गज रथ मतवारे ॥
रहौ यज्ञ रिपु देखों जाई । बालक रावणते दुखदाई ॥ १ ॥
तीव्र वचन सुनि भरत लजाने । बहु भाँति रघुपति सनमाने ॥
प्रथम सखा सब केहु बुलाई । हनुमदादि अगंद समुदाई ॥ २ ॥
जाम्बवन्त कपिराज विभीषण । द्विविद मयंद नील कुलभूषण ॥
रिपुहि मार की समर भगाई । तात अनुज दोउ आनहु जाई ॥ ३ ॥
माथ नाथ सँग कटक विशाला । चले भरत उपजी उर ज्वाला ॥
शोणित सरिता समर विलोकी । डरपे वीर आश रण रोकी ॥ ४ ॥

"હે ભરતજી! તમારૂં મન યુદ્ધમાં હારી ગયું છે, માટે હવે હું જ યુદ્ધમાં જાઊં છું. ભારે ભારે મહોન્મત્ત હાથીઓ, ઘોડાઓ તથા રથો સજ્જ કરો. યજ્ઞ ભલે અધુરો રહો. આપણુને રાવણુથી પણુ અધિક દુઃખ દેનારા એ બાલકોને હું મારી નજરે જોઈશ", ॥ ૧ ॥ રામચન્દ્રજીનાં તીવ્ર વચનો સાંભળી, ભરતજી બહુ જ લજાઈ ગયા અને પછી

રણમાં જવાને તૈયાર થયા. રામચન્દ્રજીએ તેમને ઘણું માન આપીને કહ્યું કે, " હનુમાન, અંગદ, ॥ ૨ ॥ જાંબવાન, સુગ્રીવ, વિભીષણ, દ્વિવિદ, મૈંદ તથા નીલ ઇત્યાદિ આપણા સઘળા મિત્રોને સાથે લઈને યુદ્ધ કરવા જાઓ. એ બે બાલકોને મારી અથવા સૈન્યમાંથી ભગાડી લક્ષ્મણજીને તથા શત્રુઘ્નને લઇને અહીં આવજો," ॥ ૩ ॥ જેમના હૃદયમાં સીતાજીના ત્યાગની જ્વાલા બળતી હતી એવા ભરતજી, રામચન્દ્રજીને પ્રણામ કરી, મોટું કટક સાથે લઈ, ત્યાંથી ચાલીને રણભૂમિમાં આવ્યા. કેટલાએક યોદ્ધાઓએ રણભૂમિમાં ચાલેલી લોહીની નદીને જોઈ ભય પામીને જિતવાની આશા છોડી જ દીધી. ॥૪॥

दो०—समर सीय सुत वीर दोउ, आय गये बलवान ॥
देखि डरे सब भालु कपि, तब पूछो हनुमान ॥ ५२ ॥

આ અવસરમાં મહા બલવાન અને મહા વીર સીતાજીના બે પુત્રો ત્યાં આવી પહોંચતાં, સઘળા રીંછો તથા વાનરાઓ ડરવા લાગ્યા. હનુમાનજીએ, એ બે બાલકોને કહ્યું કે, ॥ ૫૨ ॥

चौ०—धन्य मातु पितु जिन्ह तुम जाये । पुरुष युगल गृह जाहु सुहाये ॥
समर बिमुख सुनि भट बिलखाना । कीन्ह क्रोध कह सुन हनुमाना ॥ १ ॥
बल न होय जाहू घर भाई । हतों न खेत जो रण कदराई ॥
भाषे भरत वचन सुनि काना । लेहु सँभारि बाल धनु बाना ॥ २ ॥
कटकटाय कपि भालु समूहा । लीह्न उपार शैल तरु जूहा ॥
एकहि बार सकल मिलि मारा । सकल काटि लव रज करि डारा ॥३॥
रिपु शर काटि निमिष इक माहीं । यथा मनोरथ खल मिटि जाहीं ॥
कर लव क्रोध बाण फटकारे । मार वीर निमिष महि डारे ॥ ४ ॥

" હે બાલકો, તમારાં માતા પિતા કે જેઓએ તમોને જન્મ આપ્યો છે, તેઓને ધન્ય છે. હવે તમો બન્ને ઘેર જતા રહો, તો તેમાં તમારૂં કલ્યાણ છે." યુદ્ધથી વિમુખ થવાની વાત સાંભળી, અધીર થયેલા એ બે ભાઇઓએ, ક્રોધ કરીને હનુમાનજીને કહ્યું કે, "હે હનુમાન ! ॥ ૧ ॥ જો તમારામાં સામર્થ્ય ન હોય તો ઘેર ચાલ્યા જાઓ. અમો કાયર પુરુષોને કદી પણ યુદ્ધમાં મારતા નથી." આ વચનો કાને પડતાં, ભરતજીએ સઘળા યોદ્ધાઓને શસ્ત્રાદિક લઈ લડાઈ ચાલુ કરવાની આજ્ઞા કરી. ॥ ૨ ॥ વાનરાઓના તથા રીંછોના સમૂહોએ, દાંતોની કડકડાટી બોલાવી, વૃક્ષોને તથા પર્વતોને ઉપાડી લઈ, લવની ઉપર અને કુશની ઉપર એકી વખતે તેઓની વૃષ્ટિ કરી, પણ લવે ક્ષણમાત્રમાં એ સઘળાં વૃક્ષોને તથા પર્વતોને બાણોથી કાપી નાખીને રજ સમાન કરી નાખ્યાં. ॥૩॥ જેમ દૈવ, ખલ લોકોના મનોરથોને નિમેષમાત્રમાં નષ્ટ કરી નાખે છે, તેમ લવે, શત્રુઓનાં આયુધોને નિમેષમાત્રમાં નષ્ટ કરી નાખી, ક્રોધ ધરીને એવાં બાણો ફેંક્યાં કે, જેઓથી અનેક વીરો મરણ પામીને ધરતીપર પડી ગયા. ॥ ૪ ॥

छं०—गज बाजि घने रथ भूमि परे, तहँ शोणित वीर वरूथ भरे ॥
लव तानि शरासन बाण भके, रिपु संगर वीर प्रचारि दले ॥ १ ॥

कहुं झूमहिं कुंजर पुंज खरे, महि लोटहिं शोणित भार भरे ॥
शर लागत घायल वीरँ गिरे, जहँ हाक उठे रणधीर घरे ॥ २ ॥
शर लागत घायल वीर गिरे, झझकहिं उठी तह धीर धरे ॥
रणवीर वरूथन भालु कटे, गिरिसे जनु मेदिनि खंड पटे ॥ ३ ॥
रण शोणित की सरिता उमडी, अति तीक्षण धार अपार बही ॥
तह योगिन भूत पिशाच घने, भखपालक कंक कराल बने ॥ ४ ॥

હવે પડકારી પડકારી, ધનુષ ખેંચીને સંગ્રામમાં શત્રુનાં સૈન્ય ઉપર એવાં પ્રબલ બાણો ફેંક્યાં કે, ॥ ૧ ॥ તેઓથી ઘણા ઘણા હાથીઓ, ઘોડાઓ તથા રથો ધરતીપર પડ્યા અને મહા મોટા વીરો લોહીથી ભરાઈ ગયા. રણમાં ઉભીને ઝુલતા કેટલાએક હાથીઓ ઘાયલ થઈ, લોહીના પ્રવાહથી ભરેલી પૃથ્વીમાં લોટવા લાગ્યા. ॥ ૨ ॥ બાણો વાગવાથી ઘાયલ થઇને પડેલા કેટલાએક રણધીર વીરો, હાક મારીને પાછા ઉઠવા લાગ્યા. કોઈ વીરો એક બાણ વાગતાં જ ઘાયલ થઇને પડી જવા લાગ્યા. કોઈ વીરો ધીરજ ધરી પાછા ઉઠીને લડાઈ કરવા લાગ્યા. કપાઇને પૃથ્વીપર પડેલા રણવીર રીંછો તથા વાનરાઓ જાણે પહાડોના મોટા મોટા ખંડો પૃથ્વીપર પડ્યા હોય એવા દેખાવા લાગ્યા. ॥ ૩ ॥ અતિ તીવ્ર પ્રવાહવાળી અને પારવગરની લોહીની મોટી નદી, રણભૂમિમાં ચાલવા લાગી. અનેક વિકરાલ જોગણીઓ, ભૂતો, પિશાચો અને કંક આદિ પક્ષીઓ, માંસ ભક્ષણ કરવા લાગ્યાં. ॥ ૪ ॥

छन्दगीतिका—पल भखहिं कंक कराल जहँ तहँ गिद्ध गण प्रफुलित भये ॥
तहँ प्रेत भूत समाज सोहत व्याह प्रति मंगल ठये ॥
तहाँ डाकिनी मन मुदित डोलहिं शाकिनी शोणित भरी ॥
दोउ करनि खैंचहिं कालिका शिव प्रेत प्रति कीरति करी ॥ १ ॥

રણભૂમિમાં જ્યાં ત્યાં વિકરાલ કંક આદિ પક્ષીઓ, માંસોનું ભક્ષણ કરવા લાગ્યાં. ગરજ પક્ષીઓ સંપૂર્ણ આહાર મળવાથી પ્રફુલ્લિત થવા લાગ્યાં, જેમ વિવાહમાં જાનૈયા માનૈયા એકઠા થયા હોય, તેમ એકઠાં થયેલાં ભૂતો તથા પિશાચો આનંદના શબ્દો કરવા લાગ્યાં, ડાકિનીઓ અતિ પ્રસન્ન થઇને ડોલવા લાગી. શાકિનીઓ ઘડાઓમાં લોહી ભરી ભરીને પીવા લાગી અને કાલિકા તથા સદાશિવના પ્રેતગણો, લવ, કુશની કીર્તિ ગાઈ ગાઇને પરસ્પરના હસ્તોમાંથી શબોને ખેંચવા લાગ્યાં. ॥ ૧ ॥

छं०—अंतावरी गहि खेल खेलहिं पियहिं शोणित आतुरे ॥
गज खाल खैंचहिं भूत शंकर प्रेत संगर चातुरे ॥
वैताल वीर कराल करवर करी कर यक कर धरे ॥
है भार रुधिर प्रवाह पूरण पान करत हरे हरे ॥ २ ॥

પિશાચ વગેરે પ્રાણીઓ આંતરડાંઓની પંક્તિઓને ખેંચી ખેંચી, ખેલ કરવા લાગ્યાં તથા અતિ ઉત્સુક થઇને લોહી પીવા લાગ્યાં. શંકરના ભૂતગણો તથા પ્રેતગણો,

ચાતુરીથી હાથીઓનાં ચામડાંઓને ખેંચવા લાગ્યા અને વૈતાલગણો એક એક હાથમાં હાથીઓની મોટી મોટી શુંઢો લઈ, બીજા હાથથી તેઓને મોહોડામાં ધરીને લોહીના પ્રવાહોનું પૂર્ણ પાન કરતા ' હર હર ' શબ્દ બોલવા લાગ્યા. ॥ ૨ ॥

छं०–रघुवंश समर सराहि दुहुं दिशि करहिं निज मन भावने ॥
गज वाजि नर कपि भालु जहँ तहँ गिरे महि शुभ पावने ॥
दोउ राम तनय प्रचारि बहु विधि निकट कोउ न आवही ॥
जे त्रसित व्याकुल त्राहि त्राहि सु वीर निज गुहरावही ॥ ३ ॥

રામચન્દ્રજીના કુમાર લવ અને કુશ, એઓ પોતાના ધાર્યાપ્રમાણે દશે દિશાઓમાં વખણાય એવાં ચરિત્રો કરવા લાગ્યા. હાથીઓ, ઘોડાઓ, માણુસો, રીંછો તથા વાનરાઓ રણની પવિત્ર ભૂમિમાં જ્યાં ત્યાં પડવા લાગ્યા. લવ અને કુશ ઘણા પ્રકારોથી પડકારી પડકારીને યોદ્ધાઓને પોતાની સામે આવવા બોલાવવા લાગ્યા, પરંતુ કોઈ પણ તેઓની સામે ન જવા લાગ્યા. ત્રાસથી વ્યાકુલ થયેલા વીર લોકો પોતાના રક્ષણને માટે એક બીજાને ' त्राहि, त्राहि, બચાવો, બચાવો,' એમ ઉંચા સ્વરોથી પોકારવા લાગ્યા. ॥ ૩ ॥

दो०–विषम युद्ध दोउ बंधु किय, जीते कपि संग्राम ॥
आये पुनि जहँ नृप भरत, समर विधाता वाम ॥ ५३ ॥

રામચન્દ્રજીના કુમારોએ વિષમ યુદ્ધ કરીને જિતી લીધેલા વાનરાઓ, દૈવની પ્રતિકૂલતા સમજીને ભરતજીની પાસે આવ્યા. ॥ ૫૩ ॥

चौ०–कपि भालुहि व्याकुल सब आवहिं । बाण त्रास मन अति दुख पावहिं ॥
जाम्बवन्त कपिराज बुलाई । अंगद हनूमान सुखदाई ॥ १ ॥
सब मिलि सहित निशाचर राजा । धरि आनहु दोउ बाल समाजा ॥
आय जुरे कपि भालु भवानी । निज प्रभु महिमा कछु नहिं जानी ॥२॥
बोले कुश सुन वालि कुमारा । तव बल विदित जान संसारा ॥
पितहि मराइ मातु पर हेली । सकल लाज आये तुम ठेली ॥ ३ ॥
सो फल लेहु समर महि आजू । त्यागहु सकल कलंक समाजू ॥
सुनत क्रोध अंगद उर छावा । गहि गिरि एक ताहि पर धावा ॥ ४ ॥

બાણોના ત્રાસથી મનમાં અત્યંત દુઃખ પામેલા અને વ્યાકુલ થઈને આવતાં સર્વે રીંછોને તથા વાનરાઓને જોઈ, ભરતજીએ જાંબવાન્, સુગ્રીવ, અંગદ અને હનુમાન, એઓને બોલાવીને આજ્ઞા કરી કે, ॥ ૧ ॥ " તમે તથા વિભીષણ, એ સર્વ મળી, એ બન્ને બાલકોને પકડી લાવો." હે પાર્વતી ! આ પ્રમાણે આજ્ઞા થતાં, સર્વે વાનરાઓ તથા રીંછો, પ્રભુના કર્તવ્યનો કશો વિચાર મનમાં નહીં આણતાં યુદ્ધ ભૂમિમાં એકઠા થયા. ॥ ૨ ॥ કુશે અંગદને કહ્યું કે, " હે વાલિપુત્ર ! તારૂં બળ જગતમાં પ્રખ્યાત છે. તું પિતાને મરાવી તથા માતાને કોઈની સ્ત્રી બનાવી દઈ, સઘળી લાજને ઠેલી મૂકીને અહીં યુદ્ધ કરવા આવ્યો છે, ॥ ૩ ॥ તો હવે આજ યુદ્ધમાં તેનું ફળ લઈ લે, કે જેથી તારે

સભાઓમાં કલંકનું શ્રવણ કરવું ટળી જાય." આ સાંભળતાં જ અપાર ક્રોધથી વ્યાપ્ત થયેલો અંગદ, એક પર્વત ઉપાડીને કુશની સામે દોડ્યો. ॥ ૪ ॥

दो०—आवत शैल विशाल लखि, तिल सम शर हति कीन्ह ॥
अंगद गर्व अपार अति, तस प्रभु उत्तर दीन्ह ॥ ५४ ॥

લવે મોટા પર્વતને આવતો જોઈ, બાણોથી તેના ટુકડેટુકડા કરી નાખીને તેથી અંગદના અપાર ગર્વનો યોગ્ય ઉત્તર આપ્યો. ॥ ૫૪ ॥

चौ०—तमकि ताहि कुश बाण चलावा । अंगद नील अकाश उडावा ॥
आवत जानि पहुमि कपि भारी । मारा बाण प्रचारि प्रचारी ॥ १ ॥
इत उत जान कतहुँ नहिं पावैं । पवन बहै जिमि महि नहिं आवैं ॥
छिन अकाश छिन भूतल माहीं । बोले शरण शरण प्रभु पाहीं ॥ २ ॥
रह्यो गर्व मुहिं कृपानिधाना । अग जग नाथ न मैं पहिचाना ॥
पाँच बाण बेधे कपि दोऊ । दीन जानि त्यागे हँसि सोऊ ॥ ३ ॥
भिरे भरतके सन्मुख जाई । दशा देखि कपि दशा भुलाई ॥
जाम्बवंन्त हनुमान कपीशा । धाव गिरि तरु लै बहु कीशा ॥ ४ ॥

વળી કુશે બરાબર તાકીને એક એવું બાણ ચલાવ્યું કે, જેથી અંગદ તથા નીલ આકાશમાં ઉડયા. આકાશમાંથી પાછા પૃથ્વીપર આવતા હતા, તે સમયમાં વળી કુશે પડકારી પડકારીને બીજું ભારે બાણ નાખ્યું. ॥ ૧ ॥ આથી અંગદ તથા નીલ, કોઈ પણ સ્થલને નહીં પ્રાપ્ત થઈ શકતાં પવનની પેઠે આકાશમાં ઘૂમવા લાગ્યા. પૃથ્વી ઉપર સ્થિર નહીં થઈ શકતાં ક્ષણ માત્રમાં આકાશમાં અને ક્ષણ માત્રમાં પૃથ્વીમાં જતા એ બન્ને યોદ્ધાઓ પોતાના રક્ષણને માટે રામચન્દ્રજીને પોકારવા લાગ્યા કે, ॥ ૨ ॥ "હે કૃપાનિધાન ! અમોને વીરપણાનો ગર્વ હતો અને અમોએ સ્થાવર જંગમના સ્વામી આપને નહીં ઓળખ્યા હતા તેની ક્ષમા કરો." વળી કુશે, એ બન્નેને પાંચ બાણોથી વિંધ્યા, પણ પછી દીન જાણી હસીને છોડી દીધા. ॥ ૩ ॥ અંગદ તથા નીલ, હારી જઈ ભરતજીની પાસે આવ્યા અને તેઓની દશા જોઈને બીજા વાનરાઓ પણ સૂધ ભૂલી ગયા. પછી ભરતજીની આજ્ઞાથી જાંબવાન્, હનુમાનજી, સુગ્રીવ અને બીજા પણ ઘણા વાનરાઓ પર્વતોને તથા ઝાડોને ઉપાડીને લડાઈ કરવા દોડ્યા. ॥ ૪ ॥

दो०—कुश वर देखि हसे तबहिं, अनुजहिं कह्यो बुझाइ ॥
आज भरत जीतेहु समर, भालु कपिन बिलगाइ ॥ ५५ ॥

કુશે એઓને આવતા જોઈ, હસીને લવને કહ્યું કે, "આજ હવે રીંછોને તથા વાનરાઓને વ્યાકુલ કરી દઈને હું ભરતને યુદ્ધમાં જિતી લઈશ." ॥ ૫૫ ॥

चौ०—प्रभु सुत समर कीन्ह जो करनी । निगम शेष शारद नहिं बरनी ॥
चलित नाग मन शैल कुमारी । मारे प्रभट भट कपि भारी ॥ १ ॥

समर बीर दोऊ बाल विराजे । निरखि भालु कपि मन खति लाजे ॥
खैंचि धनुष गुणि छाडेउ सायक । कपि पति आदि हने कपिनायक ॥ २ ॥
मूर्च्छित सैन परी महि माहीं । नहिं कोउ कपि घायल जो नाहीं ॥
देखि भरत सब सेन निपाती । कोपि बाण मारेउ लव छाती ॥ ३ ॥
पर्यो मूर्च्छि कुश देखि रिसाना । चाप चढाय शरासन ताना ॥
मूर्च्छित देखि सांग लै धावा । भरत हृदय शत शूल चलावा ॥ ४ ॥

રામચન્દ્રજીના પુત્રોએ યુદ્ધમાં જે કરણી કરી, તે વેદોથી, શેષનાગથી કે સરસ્વતીથી પણ વર્ણવી જાય એમ નથી. હે પાર્વતી! એઓના વિશેષ ચરિત્રનું શ્રવણ કરો. એઓએ ભારે ભારે વીર વાનરાઓને પણ યુદ્ધમાં પાડી દીધા. ॥ ૧ ॥ યુદ્ધમાં ધીરતાથી શોભતા એ બે બાલકોને જોઈ, રીંછો તથા વાનરાઓ મનમાં બહુ જ લજાયા. કુશે ફરીવાર ધનુષ ખેંચી, બાણો ફેંકીને તેઓથી સુગ્રીવ આદિ અનેક મુખ્ય વાનરાઓને મૂર્ચ્છિત કરી નાખ્યા. ॥ ૨ ॥ સઘળી સેના મૂર્ચ્છિત થઈને ધરતીપર પડી ગઈ. કોઈ પણ વાનર કે રીંછ ઘાયલ થયા વિના રહ્યા નહીં. સઘળી સેનાને પાડી નાખેલી જોઈ, કોપ પામેલા ભરતજીએ, લવની છાતીમાં એક બાણ મારતાં, ॥ ૩ ॥ લવ મૂર્ચ્છિત થઈને ધરતીપર પડ્યો. લવની એ દશા જોઈ, કોપ પામેલા કુશે, ધનુષ્ય ચઢાવી, બાણ ખેંચીને તે બાણ ભરતજી ઉપર ફેંક્યું. આથી ભરતજી મૂર્ચ્છિત જેવા થતા જોવામાં આવતાં, કુશે સાંગ લઈને ભરતજીની છાતીમાં મારી, કે જેથી ભરતજીના હૃદયમાં સેંકડો વ્યથાઓ ઉત્પન્ન થઈ. ॥ ૪ ॥

दो०—समर भूमि सोये भरत, लवहि लीन्ह उर लाय ॥
सुमिर मात गुरुचरण युग, रहे समर जय पाय ॥ ५६ ॥

ભરતજી મૂર્ચ્છિત થઈને યુદ્ધ ભૂમિમાં પડતાં, કુશે લવની પાસે આવી, તેને છાતીમાં ઘાલીને જાગ્રત કર્યો. એ બન્ને ભાઈઓ, માતાના તથા ગુરુના ચરણોનું સ્મરણ કરી, વિજય મેળવીને યુદ્ધભૂમિમાં ઉભા રહ્યા. ॥ ૫૬ ॥

चौ०—आये खबर लेन चर चारी । भरत सैन तिन सकल निहारी ॥
शोणित सरिता देखि डराने । हय गज बहे जात रथ जाने ॥ १ ॥
ग्राह नाक झष जंतु घनेरे । देखि दूरिते तिन मुँह फेरे ॥
लहर तरंग वीर सब जाहीं । घायल परे तीर लपटाहीं ॥ २ ॥
फिरेउ दूत कौशलपुर आये । समाचार सब बरणि सुनाये ॥
चरवर वचन सुनत दुःख पावा । त्यागो मख निज कटक बनावा ॥ ३ ॥
चले सकोप कृपालु उदारा । आये जहा कटक संहारा ॥
मुनि बालक वर देखि सुहाये । शर निवारि मधु निकट बुलाये ॥ ४ ॥

યુદ્ધની ખબર જાણવાને માટે અયોધ્યામાંથી જે ચાર દૂતો આવ્યા હતા, તેઓએ ભરતજીની સેનાની એ દશા જોઈ. લોહીની નદી કે જેમાં તણાતા જતા હાથીઓ,

ઘોડાઓ અને રથો, ॥ ૧ ॥ મઘર જેવા, ઝુંડ જેવા તથા નક્ર જેવા દેખાતા હતા. વીર લોકો લહરીઓમાં વેહેતા જતા હતા અને ઘાયલ થયેલા લોકો કીનારાઓમાં લપટાતા હતા, તેને જોઈ, ભય પામી, ॥ ૨ ॥ તુરત જ મોહોડાં ફેરવીને એ દૂતો અયોધ્યામાં ગયા. એઓએ યુદ્ધની સઘળી હકીકત કહી સંભળાવતાં રામચંદ્રજી બહુ જ ખેદ પામ્યા અને યજ્ઞને છોડી દઈ, સેનાને સજ્જ કરી, ॥ ૩ ॥ કોપ કરીને ત્યાં આવ્યા, કે જ્યાં ભરતજીનું સઘળું સૈન્ય પડયું હતું. ત્યાં ઉત્તમ રુપવાળા બે મુનિબાલક જેવા જણાતા બાલકોને જોઈ, બાણ ફેંકવું બંધ રાખી, તેઓને પોતાની પાસે બોલાવીને ॥ ૪ ॥

दो०-पूछेउ बाल बुलाय दोउ, कहौ मातु पितु नाम ॥
देश नाम निज कहहु सब, बड जीतेउ संग्राम ॥ ५७ ॥

રામચન્દ્રજીએ પૂછયું કે, " તમો તમારાં માતાપિતાનાં નામ કહો, તમારા દેશનું નામ કહો અને તમારાં નામો પણ કહો. તમોએ સંગ્રામમાં મોટો વિજય મેળવ્યો છે."૫૭

चौ०-गहहु अस्त्र जनि कहहु कहानी । पूछेउ स्वर्ग लोक अस जानी ॥
समर बात बहु अति कदराई । छाडि शोच अब करहु लराई ॥ १ ॥
वंश नाम बिन पूछे ताता । हतौं न बाल मनोहर गाता ॥
माता सीय जनककी जाता । वाल्मीकि मुनि पालेउ ताता ॥ २ ॥
पिता वंश नहिं जानहिं आजु । लव कुश नाम विपिन कर काजू ॥
मुनि सब कथा राखि मन माहीं । बाल विलोकि वधव भल नाहिं ॥ ३ ॥
आवत सुभट समूह हमारे । लरिहहिं तुम सन समर सुखारे ॥
अस कहि अंगद नील उठावा । जाम्बन्त कपि पतिहि बुलावा ॥ ४ ॥

એ સાંભળી લવ કુશ બોલ્યા કે, " હથીઆર ધરો. અહીં કશી બીજી વાત કરો નહીં. અમારા વિષે તમારે જે કાંઈ પૂછવાનું હોય, તે સ્વર્ગમાં જઈને દેવતાઓને પૂછજો. યુદ્ધમાં ઘણી વાતો કરવી, એ એક જાતનું મોટું કાયરપણું જ કેહેવાય. તમે સઘળો શોક છોડી દઈને લડાઈ કરો." ॥ ૧ ॥ એ સાંભળી, રામચન્દ્રજી બોલ્યા કે, "હે મનોહર ગાત્રોવાળા બાલકો! તમારા વંશનું નામ જાણ્યા વિના મારાથી તમારા ઉપર શસ્ત્રો નાંખી શકાય નહીં," રામચન્દ્રજીનાં વચનો સાંભળી, લવ કુશ બોલ્યા કે, " જનક રાજાની પુત્રી સીતાજી અમારી માતા છે, અને વાલ્મીકિ મુનિએ અમોને પિતાની પેઠે પાળેલા છે. ॥ ૨ ॥ અમો અમારા પિતાનું કે વંશનું નામ આજ સૂધી જાણતા નથી. અમારાં પોતાના નામ લવ કુશ છે અને અમો વનમાં જ રહીએ છીએ." એ વાત સાંભળી, સઘળું મનમાં રાખી લઈ, બાલકોની સામે જોઈ, રામચન્દ્રજી બોલ્યા કે, " મારે બાલકોનો વધ કરવો યોગ્ય નથી. ॥ ૩ ॥ અમારા અનેક પ્રબલ યોદ્ધાઓ આવે છે, તેઓ તમારી સાથે યુદ્ધ કરશે." પછી પીડાઓને નષ્ટ કરનારા રામચન્દ્રજીએ અંગદ, નીલ, જાંબવાન, સુગ્રીવ, વિભીષણ, હનુમાનજી, દ્વિવિદ, મૈંદ અને નીલ આદિ મોટા

ચિત્ર ૧૯



રામ લવકુશ યુદ્ધ.

छं०—कपिराज अंगद जाम्बवन्तहि बोलि निशिचर नायकं ॥
हनुमंत द्विविद मयंद नीलहिं सुभट जे अस लायकं ॥
तव हरण शूलहिं पाप नाशन कह्यो हंसि रघुनंदनं ॥
भरतादि रिपुहन सहित लछमन परे खल मद गंजनं ॥ १ ॥
लंकेश आदिक सुभट मारे वीर जे महिमंडनं ॥
ते आज बालक विप्रसों रण परे रिपु मद गंजनं ॥
कुल कानि अब निज जानि सुभटन शैल तरु बहु लै भले ॥
दै हूह वानर व्यूह पर्वत डारि पुनि रण मुरि चले ॥ २ ॥

હસીને કહ્યું કે, "ભરત, શત્રુઘ્ન, લક્ષ્મણ, વિભીષણ, હનુમાન અને અંગદ આદિ યોદ્ધાઓ, કે જેઓ, પૃથ્વીના શણગારરુપ છે અને શત્રુઓના મદને નષ્ટ કરનારા છે, તેઓ પણ આજ બ્રાહ્મણના બાલકોના હાથથી હારી જઈને રણભૂમીમાં પડયા, એ મોટું આશ્ચર્ય છે. હવે તમો સઘળા પોતપોતાનાં કુલોની રીતિઓનું સ્મરણ કરી, યુદ્ધ કરો." આ સાંભળી વાનર આદિ અનેક સુભટો ઘણા ઘણા પર્વતોને તથા વૃક્ષોને ઉપાડી, કોલાહલ કરીને પાછા યુદ્ધ કરવા ગયા અને એ બાલકોની ઉપર આયુધોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ॥ ૧ ॥ ૨ ॥

दो०—सावधान धनु बाण लै, धायउ लव बलवान ॥
सन्मुख आइ बिभीषणहिं, बोले बहुत रिसान ॥ ५८ ॥

બલવાન્ લવ, ધનુષ બાણ લઈ, વિભીષણની સામે આવી, અત્યંત ક્રોધથી બોલ્યો કે, ॥ ૫૮ ॥

चौ०—सुन शठ समरहि बंधु जुझाई । शत्रुहि मिल्यो परम कदराई ॥
पिता समान बंधु बड तोरा । त्रिया तासु लै धरि बर जोरा ॥ १ ॥
पापी मातु कहेउ कैवारा । सो पत्नी यह धर्म तुम्हारा ॥
बूडि मरहु सागर महँ जाई । मरु गरु काटि अधर्म अन्याई ॥ २ ॥
समर भूमि मम सन्मुख आवा । लाज होत नहिं गाल बजावा ॥
आंखिन आगे टरि जो जाई । नाहित मृत्यु निकट खल आई ॥ ३ ॥
सुनि खिसियान गदा कर लीन्ही । शर हत खंड खंडसो कीन्ही ॥
सप्त बाण मारे करि क्रोधा । उछरत शर लागत भट योधा ॥ ४ ॥
गिरत कोप करि शूल चलावा । लव तनु तडित समान समावा ॥

"હે શઠ! સાંભળ. તેં તો યુદ્ધમાં પોતાના ભાઈનો વધ કરાવી, શત્રુની સાથે મળી જઈને પોતાની મૂર્ખતા જ પ્રકટ કરી છે. મોટો ભાઈ, કે જે પિતા સમાન ગણાય, તેની સ્ત્રીને તું બલાત્કારથી લઈ બેઠો છે. ॥ ૧ ॥ હે પાપી! જેને તેં કેટલીકવાર માતા કહેલી હશે, તે જ તારી પત્ની થઈ છે. તારો આવો ધર્મ છે, માટે તું સમુદ્રમાં જઈને બૂડી મર અથવા પોતાના હાથથી ગળું કાપીને મરી જા. ॥ ૨ ॥ હે અધર્મી! હે અન્યાય

કરનારા ! આવો નીચ તું, યુદ્ધ ભૂમિમાં મારી સામે આવી ગાલ બજાવે છે ? તને લાજ કેમ આવતી નથી ? હે ખલ ! મારી નજર આગળથી દૂર થઈ જા. નહીં તો મૃત્યુને સમીપમાં આવેલું જ સમજજે." ॥ ૩ ॥ આ સાંભળી, ક્રોધયુક્ત થયેલા વિભીષણે, હાથમાં ગદા લેતાં લવે પોતાનાં બાણથી, તે ગદાના ટુકડે ટુકડા કરી નાખ્યા અને ક્રોધ કરીને સાત બાણો પણ ફેંક્યાં, કે જેઓના વાગવાથી વિભીષણ આકાશમાં ઉછળીને નીચે પડ્યો. ॥ ૪ ॥ વિભીષણે પડતાં પડતાં પણ ત્રિશૂલ ફેંક્યું, કે જે ત્રિશૂલ વિજળીને પેઠે લવના શરીરમાં પેસી ગયું. ॥

दो०—दूरि शूल करि बंधु युग, देख दैत्यकर घात ॥
जाम्बवन्त कपिराज नल, अंगदऊ बिलखात ॥ ५९ ॥

લવે તથા કુશે પોતાની ક્રિયા યુક્તથી એ ત્રિશૂલને દૂર કર્યું. જાંબવાન, સુગ્રીવ, નલ અને અંગદ, એઓ વિભીષણને વ્યાકુલ થયેલો જોઈ ખેદ પામ્યા અને પછી લવ કુશની સાથે યુદ્ધ ચલાવવા લાગ્યા. ॥ ૫૯ ॥

चौ०—जो गिरि तरु कपि डारहिं जाई । रज सम करि तेहि देहिं उडाई ॥
निज बाणन कपि घायल कीन्हे । जेहि जस उचित सो तस फल दीन्हे ॥ १ ॥
रघुकुल तिलक प्रचारत पाछे । वीर धुरीण बने अति काछे ॥
अंगद हनूमान भट भारी । ते धाये तरु शैल उपारी ॥ २ ॥
डारि शैल दुइ भिरे रिसाई । खड्गन हने वीर बरि आई ॥
कपिन कोप करि उर हत तेहीं । जिमि खग मशक चोटि गज देहीं ॥ ३ ॥
हति दोनों कपि भूमि गिराये । जाम्बवन्त कपि पति पहँ आये ॥
यहि तनु कोटिक समर लडाई । जीते लरे बहुत हम भाई ॥ ४ ॥

વાનરાઓએ જે જે પર્વતો તથા વૃક્ષો નાખ્યાં, તેઓને લવે તથા કુશે, પોતાનાં બાણોથી ચૂર્ણરુપ કરી નાખ્યાં અને સઘળા વાનરાઓને પોતાનાં બાણોથી ઘાયલ કરીને જેને જેને જે જે ફળ યોગ્ય હતું, તે તે ફળ આપ્યું. ॥ ૧ ॥ રઘુકુલમાં તિલકરુપ અને વીરલોકોમાં અગ્રેસર એ બે ભાઈઓએ, યુદ્ધમાં મજબૂત સજ્જતા કરી, યોદ્ધાઓને પડકારવા માંડતાં, અંગદ અને હનુમાનજી, એ બે મોટા યોદ્ધાઓ વૃક્ષોને તથા પર્વતોને ઉપાડીને, તેઓની સામે ગયા, ॥ ૨ ॥ એ બે વાનરાઓ, લવકુશની ઉપર વૃક્ષોને તથા પર્વતોને ફેંકી, પછી બલાત્કારથી તેઓની સામે ખડ્ગયુદ્ધ કરવા લાગ્યા. અંગદે તથા હનુમાનજીએ લવકુશનાં શરીરોપર ઘણા ઘણા ખડ્ગપ્રહારો કર્યા પણ તે સઘળા પ્રહારો, જેમ હાથીઓના શરીરોપર મચ્છરના પ્રહારો વિફળ થાય, તેમ વિફળ થયા. લવે તથા કુશે ખડ્ગોના પ્રહારોથી અંગદને તથા હનુમાનજીને ધરતીપર પાડી દીધા. ॥ ૩ ॥ આ જોઈ, જાંબવાને સુગ્રીવની પાસે આવીને કહ્યું કે, "મેં આ શરીરથી અનેક યુદ્ધો કર્યા છે અને તેઓમાં અનેક યોદ્ધાઓને માર્યા છે તથા જીતેલા છે, પરંતુ આ બે બાલકોની સામે મારું કશું પરાક્રમ ચાલતું નથી. ॥ ૪ ॥

दो०–यह बालक त्रिभुवन बली, जीति सके नहिं कोय ॥
चलहु प्राण दीजिय समर, अमर जगत नहिं होय ॥ ६० ॥

આ બે મુનિ બાલકો તો, ત્રૈલોક્યમાં સર્વથી અધિક બલવાન્ જણાય છે અને યુદ્ધમાં કોઈથી ન જ જિતાય એવા જણાય છે. ચાલો, હવે યુદ્ધમાં પ્રાણ આપીએ. જગતમાં કોઈ પણ અમર નથી. " ॥ ૬૦ ॥

चौ०–आवत भालु बली भट जाना । तानि शरासन शर संधाना ॥
हृदय ताकि लव मारयो सायक । योजन सात गयउ कपिनायक ॥ १ ॥
धाय भालुपति कोप बढाई । मल्ल युद्ध कुश कीन्ह बनाई ॥
निज बल भालुहि अवनि पछारा । दोउ कर चरण बाधि विकरारा ॥ २ ॥
हनुमंतहि बांध्यो पुनि जाई । राख्यो निकट अश्व थल आई ॥
रखवारी लव छांड्यो वीरा । आप चले रघुनायक तीरा ॥ ३ ॥
देखे रथपर श्रीपति सोये । फिरे वीर निज लाज विगोये ॥
शुभग अश्व पर भूषण नाना । लव धरि अश्व चले हनुमाना ॥ ४ ॥

પછી જાંબવાન તથા સુગ્રીવ, એઓ સામે જતાં, લવે ધનુષ ખેંચી, બાણ સાંધીને સુગ્રીવની છાતીમાં એવો પ્રહાર કર્યો કે, જેથી સુગ્રીવ સાત યોજન દૂર જઈ પડયો. ॥૧॥ જાંબવાને ક્રોધ કરી, દોડીને કુશની સાથ મલ્લયુદ્ધ કરવા માંડયું. કુશે પોતાના બળથી જાંબવાનને ધરતીપર પછાડીને ભયંકર રીતે તેમના બન્ને હાથ તથા બન્ને પગ બાંધી લીધા. ॥ ૨ ॥એવી રીતે જ હનુમાનજીને પણ બાંધી લીધા અને પછી તે બન્ને યોદ્ધાઓને ઘોડાના સમીપમાં લાવીને રાખ્યા. કુશ, ઘોડાની ચોકી કરવાના કામમાં લવને રાખીને પોતે રામચન્દ્રજીની પાસે ગયો, ॥ ૩ ॥ પણ ત્યાં રામચન્દ્રજી રથમાં પોઢી ગયેલા જોવામાં આવતાં, લજાઈને પાછો લવની પાસે આવ્યો. પછી એ ભાઈઓ, સુંદર ઘોડાને, યોદ્ધાઓનાં અનેક પ્રકારનાં ભૂષણોને, વસ્ત્રોને, હનુમાનજીને તથા જાંબવાનને સાથે લઈને સીતાજીની પાસે ગયા. ॥ ૪ ॥

छंदगीतिका–शुभ वस्त्र भूषण भालु कपि संग अश्व लई सादर चले ॥
सिय निकट नायो माथ दोउ सुत भेटि भूषण जे भले ॥
पहिचान कपि सब निरखि भूषण सहमि सुनि सिय अतिडरी ॥
यहि बीच मुनि वर सहमि आये सिया उठि विनती करी ॥ १ ॥
हनुमंत नीकहि छोरि बंधन त्याग बहु समझाइयो ॥
रिपुदवन लछमन सहित भरतहि राम रण पौढाइयो ॥
सुत कीन्ह कर्म कलंक कुल मह मोहिं विधि विधवा करी ॥
तजि सोच चंदन अगर आनहु जाउ पिय संग अब जरी ॥ २ ॥
मुनि धीर दीन्हे तनय लीन्हो संग लइ सादर चले ॥

रण देखि बालक चिन्ह आनंद विहसि मुनिवर अति भले ॥
रथ देखि हय पहिचान प्रभुके जाय मुनि चरणन परे ॥
उठि बैठ कौशलनाथ आरत तनय तब आगे खरे ॥ ३ ॥

એ બન્ને બાલકોએ, સીતાજીની પાસે આવી, માથાં નમાવી અશ્વ તથા ભૂષણાદિક ભેટ દેખાડતાં, સીતાજી હનુમાનજીને તથા જાંબવાનને ઓળખી અને ભૂષણોને પણ ઓળખી, ભય પામી, અત્યંત વ્યાકુલ થઈને પડી ગયાં. આ સમયમાં વાલ્મીકિ મુનિ પણ ત્યાં આવી નીકળ્યા. સીતાજીએ ઉઠી, કેટલીક વિજ્ઞપ્તિ કરીને ॥ ૧ ॥ હનુમાનજીને તથા જાંબવાનને બંધનમાંથી છોડાવી, પોતાના પુત્રોને ઘણી ઘણી રીતે સમજાવ્યા કે "હે પુત્રો! તમોએ તો શત્રુઘ્નને, લક્ષ્મણજીને, ભરતજીને તથા રામને રણમાં પોઢાડી દીધા. આ તે શું કર્યું? તમોએ કુલને મોટું કલંક લગાડ્યું. હવે મને વિધવા કરી દીધી. હવે શોકને છોડી દઈ, ચંદનનાં તથા અગરુનાં કાષ્ઠો લાવો એટલે હું પતિના શબને સાથે લઈ બળી મરીશ." ॥ ૨ ॥ આ સમયમાં મુનિરાજ વાલ્મીકિ, સીતાજીને ધીરજ આપી, બન્ને કુમારોને સાથે લઈ, પ્રેમપૂર્વક ત્યાંથી ચાલ્યા. મુનિ રણભૂમિનો દેખાવ જોઈ, બાલકોને પરાક્રમી જાણીને અત્યંત આનંદથી હસ્યા અને પછી રામચન્દ્રજીના રથને તથા ઘોડાઓને ઓળખી, 'રામચંદ્રજીની પાસે જઈને તેમના ચરણોમાં પડ્યા. આ જોઈ વ્યાકુલ થયેલા રામચન્દ્રજી ઉઠીને બેઠા થયા, ત્યાં પોતાની પાસે બે કુમારો પણ ઉભેલા જોવામાં આવ્યા. ॥ ૩ ॥

सो०–सुनि पुनि मुनि वर बैन, जागे रघुपति भय हरण ॥
विहँसि उघारे नैन, लीन्हे हृदय लगाय मुनि ॥ ५ ॥

ભયને હરનારા રામચન્દ્રજીએ, વાલ્મીકિનો સ્વર સાંભળી જાગ્રત થઈ, હસી, નેત્રો ઉઘાડીને વાલ્મીકિને છાતીમાં લગાડ્યા. ॥ ૫ ॥

चौ०–प्रभुहि देखि मुनि अति हरषाने । बार बार निज भाग्य बखाने ॥
जेहि विधि शेष सीय वन आनी । मुनिवर सो सब कथा बखानी ॥ १ ॥
लव कुश कथा सकल मुनि भाषी । शिव विरंचि सूरज करि साखी ॥
मिले तनय दोउ हृदय लगाये । सुधा बरषि सुर सेन जिवाये ॥ २ ॥
भरत आदि जागे सब भ्राता । लछमन चले जहाँ सिय माता ॥
बहुरि राम लछमनहिं बुलाई । सुनहु तात अस बचन सुहाई ॥ ३ ॥
तात बचन मम मानहु भाई । सिय सन दिव्य लेहु तुम जाई ॥
लछमन जाय शीश पद नावा । लव कुश कहँ बहु विधि समुझावा ॥४॥
हरि इच्छा सिय मन अस आवा । शेष सहस फणि आन दिखावा ॥
जाय सभामे जनक दुलारी । सत्य रूप अस गिरा उचारी ॥ ५ ॥
मन वच कर्म विना भगवाना । सपनेहु पुरुष नजानौं आना ॥
तौ धरणी माता सुन लीजे । निजमें ठौर मोहिं अब दीजे ॥ ६ ॥

जब सीता अस गिरा उचारी । विदरी भूमी शब्द भयो भारी ॥
तेहिमेंसे अति शुभ्र सुहायो । निर्मल सिंहासन प्रगटायो ॥ ७ ॥
ताको सर्प रहे करि धारण । बैठी वसुधा सब जग तारण ॥
तुरत गोद सीता तेही लीन्ही । सानधान कर आशिष दीन्ही ॥ ८ ॥
पुत्री सहे दुःख तुम भारी । चलो लोक मम होहु सुखारी ॥

વાલ્મીકી રામચન્દ્રજીને જોઈ, બહુ જ રાજી થયા અને વારંવાર પોતાનાં ભાગ્યોને વખાણવા લાગ્યા. પછી વાલ્મીકિએ, જે રીતે લક્ષ્મણજી સીતાજીને વનમાં લાવ્યા હતા, તે રીતિ સંબંધી સઘળી વાત કહીને, ॥ ૧ ॥ લવ કુશની સઘળી હકીકત પણ કહી સંભળાવી અને શિવની, બ્રહ્માની તથા સૂરજની સાક્ષી આપીને કહ્યું કે, "આ તમારા પુત્રો છે અને સીતાજી નિર્દોષ છે." રામચન્દ્રજીએ, બન્ને કુમારોને છાતીમાં લગાવ્યા. દેવતાઓએ, અમૃતની વૃષ્ટિ કરીને સઘળી સેનાને જીવતી કરી. ॥ ૨ ॥ ભરતજી, લક્ષ્મણજી તથા શત્રુઘ્ન, એઓ જાગ્રત થઈને, સીતાજીની પાસે જવા ચાલ્યા. રામચન્દ્રજીએ, લક્ષ્મણજીને બોલાવીને કહ્યું કે, "હે ભાઈ! મારૂં વચન માનીને તમે તે પ્રમાણે કરો.॥૩॥ સીતાજીની પાસે જઈ, તેને સભા વચ્ચે શપથ લેવરાવવાની તજવીજ કરો." લક્ષ્મણજીએ, સીતાજીની પાસે જઈ, ચરણોમાં માથું નમાવીને તેમને તથા તેમના બે પુત્રોને ઘણી ઘણી રીતે સમજાવતાં, ॥ ૪ ॥ પ્રભુની ઇચ્છાથી સીતાજીના મનમાં શપથ લેવાની વાત ઉતારી. લક્ષ્મણજીએ, સીતાજીને લાવીને સભામાં હાજર કર્યાં. સીતાજી, સભામાં જઇને શપથરુપ સત્ય વાણી બોલ્યાં કે, ॥ ૫ ॥ "હે પૃથ્વી માતા! મેં જો મનથી, વચનથી તથા ક્રિયાથી, રામચન્દ્રજી વિના બીજા પુરુષને સ્વપ્નમાં પણ ન જાણ્યો હોય, તો તું હમણાં જ મને તારામાં રહેવાનું ઠેકાણું આપ." ॥ ૬ ॥ સીતાજી આવાં વચનો બોલ્યાં કે, તે સમયે તુરત જ પૃથ્વી ફાટી, ફાટવાનો મોટો શબ્દ થયો અને પૃથ્વીમાંથી અત્યંત સુંદર તથા નિર્મલ એક સિંહાસન પ્રકટ થયું. ॥ ૭ ॥ જેને સર્પોએ ધર્યું હતું એવા એ સિંહાસનમાં દેહધારી થઈ, બીરાજેલાં સાક્ષાત્ પૃથ્વીદેવીએ, તુરત સીતાજીને પોતાની ખોળામાં લઈ, સાવધાનપણાથી આશીર્વાદ આપીને કહ્યું કે, ॥ ૮ ॥ "હે પુત્રી! તેં ઘણાં ઘણાં દુઃખોને સહન કર્યાં છે, હવે મારા લોકમાં આવ અને સુખ ભોગવ." ॥

दो०–जटित मणिन सिंहासन, सादर सीय चढाइ ॥
भयो अलोप पताल कहँ, महिमा किमि कहि जाइ ॥ ६१ ॥

સીતાજીને પોતાના ખોળામાં બેસાડી, પૃથ્વી દેવીએ એ પ્રમાણે ભાષણ કર્યું કે, તુરત જ મણિજડિત સિંહાસન પૃથ્વી દેવીસહિત તથા સીતાજીસહિત અદૃશ્ય થઈ ગયું. સીતાજીના આ મહિમાનું વર્ણન કેમ કરી શકાય? ॥ ૬૧ ॥

चौ०–लछमन चरित देखि सब ठाढे । नयन प्रवाह चलत अति गाढे ॥
सकल चरित मुनि कृपानिधाना । चलन हमार सीय मन जाना ॥ १ ॥
तनय सहित प्रभु निज पुर आये । दान दीन्ह शुभ यज्ञ कराये ॥
जेहि जेहि विधि सुर आयसु दीन्हा । कोटि कोटि विधि प्रभु सोइ कीन्हा॥२॥

कोटिन धेनु धाम धन धरणी । दीन्ह कृपानिधि शक को बरणी ॥
भोजन विविध भाँति करवाई । विदा किये मुनि वृंद बुलाई ॥ ३ ॥
जनकहि पूजि विदा प्रभु कीन्हा । दोउ गुरु पूजि पदोदक लीन्हा ॥
आये जनकहि गुरु पहुँचाई । बैठे प्रभु महिसुरन बुलाई ॥ ४ ॥

લક્ષ્મણજી વગેરે સર્વ લોકો, એ ચરિત્ર જોઈને ઉભા રહ્યા અને સર્વનાં નેત્રોમાં આંસુઓના પ્રવાહો અત્યંત ચાલવા લાગ્યા. કૃપાનિધિ રામચન્દ્રજીએ, એ ચરિત્ર જોઈ, વિચારી લીધું કે, "મારી સ્વધામમાં જવાની જે ઇચ્છા છે, તે સીતાજીએ પારખી લીધી, એમાં કશો સંદેહ નથી." ॥ ૧ ॥ પછી રામચન્દ્રજીએ, પુત્રો સહિત તથા સઘળાં સૈન્ય સહિત અયોધ્યામાં પધારી, યજ્ઞ પૂરો કરીને અનેક શુભ દાનો આપ્યાં. દેવતાઓએ જે જે આજ્ઞા કરી, તે તે આજ્ઞાઓથી રામચન્દ્રજીએ કરોડગણું કર્યું, ॥ ૨ ॥ ગાયો, ઘરો, ધનો અને પૃથ્વી, એઓનાં કરોડો દાનો આપ્યાં, તેનું વર્ણન પણ કોણ કરી શકે ? મુનિજનોનો વિવિધ પ્રકારનાં ભોજનો કરાવી, પોતાની પાસે બોલાવી, દક્ષિણાઓ આપીને વિદાય કર્યા. ॥ ૩ ॥ જનક રાજાને પૂરૂં માન આપીને વિદાય કર્યા. વસિષ્ઠ મુનિનું તથા શતાનંદ મુનિનું પૂજન કરીને તેઓનાં ચરણોદકો લીધાં. જનક રાજાને તથા ગુરુઓને વળાવી આવી, પોતાના સ્થાનકમાં બીરાજી, બ્રાહ્મણોને બોલાવી, ॥ ૪ ॥

दो०–लक्ष लक्ष वर धेनु धन, पूजि पूजि द्विज पाय ॥
एक एक विप्रन दिये, हर्षित कौशलराय ॥ ६२ ॥

તેઓનાં ચરણોનું પૂજન કરી, રામચન્દ્રજીએ પ્રસન્નતાથી એક એક બ્રાહ્મણને લાખ લાખ ગોદાન આપ્યાં. ॥ ૬૨ ॥

चौ०–गये सब मुनि सज्जन निज धामा । पाये अमित अमित सुख रामा ॥
पुरवासी आवहिं सब झागी । सुनि पुराण सो होहिं सुखारी ॥ १ ॥
जे जड चेतन जीव घनेरे । सचर अचर कौशलपुर केरे ॥
तिन पटतर सुख नहि सुरराया । करहिं विनोद विहाय सुमाया ॥ २ ॥
यहि विधि विपुल काल पुनि गयऊ । निज पुर गमन सुअवसर भयऊ ॥
बीती अवधि ब्रह्म जब जानी । नारद मुनि सन कहा बखानी ॥ ३ ॥
निज पुर आवन चहत खरारी । धर्मराज को कहेहु हँकारी ॥
विनती बहु विरंचि तब भाखी । चलेउ धर्म रघुपति उर राखी ॥ ४ ॥

સર્વે મુનિઓ તથા સજ્જનો, પોતપોતાનાં સ્થાનકોમાં ગયાં. રામચન્દ્રજી, અમિત અમિત આનંદ પામ્યા. સંપૂર્ણ પુરવાસી લોકો રામચન્દ્રજીની પાસે આવી, પુરાણોની કથાઓનું શ્રવણ કરીને સુખ પામવા લાગ્યા. ॥ ૧ ॥ અયોધ્યામાં જડ, ચેતન, સ્થાવર કે જંગમ, જે જે જીવો હતા, તેઓ, ઇંદ્રના સુખને પણ પોતાના સુખ જેવું નહીં માનતા હતા અને નિષ્કપટ વિનોદો કરતા હતા. ॥ ૨ ॥ આ પ્રમાણે કરતાં, કેટલોક કાલ વીત્યો ત્યારે રામચન્દ્રજીને સ્વધામમાં પધારવાનો સમય પ્રાપ્ત થયો. બ્રહ્માએ અવધિને વ્યતીત

થયેલો જાણી, નારદજીને કહ્યું કે, ॥ ૩ ॥ "હવે રામચન્દ્રજી સ્વધામમાં આવવા જોઇએ છીએ, યમ રાજાને બોલાવીને અયોધ્યામાં ચેતવણી આપવા મોકલો." નારદજીએ, યમ રાજાને બોલાવી, તેમને બ્રહ્માની સઘળી ધારણા સારી પેઠે સમજાવી. યમ રાજા હૃદયમાં રામચન્દ્રજીનું સ્મરણ કરી, ॥ ૪ ॥

दो०—आयो यम रघुवीर पुर, मुनिवर वेष बनाइ ॥
तेज पुंज सुन्दर तरुण, कटि मृग चर्म सुहाइ ॥ ६३ ॥

મુનિવરનો વેષ ધરીને અયોધ્યામાં ગયા. તેજના પુંજરુપ, સુંદર, જુવાન અને જેની કમર ઉપર મૃગચર્મ શોભી રહ્યું હતું એવા એ મુનિવરે ॥ ૬૩ ॥

चौ०—द्वारपाल लछमन कहँ जानी । बोलेउ तापस कहि मृदुवानी ॥
तुरत शेप सो खबर जनाई । सुनत वचन आये रघुराई ॥ १ ॥
मुनिहि निरखि प्रभु कीन्ह प्रणामा । साद्र उचित कहेउ विश्रामा ॥
अर्घ्य दीन्ह आसन बैठारी । मुनिवर साद्र गिरा उचारी ॥ २ ॥
मुनि सर्वज्ञ कृपालु दिनेशा । आयउँ मैं मुनिवरके वेषा ॥
मैं तुम रहेउ अवर नहिं कोई । तिसरे सुनत नाश तिहि होई ॥ ३ ॥
सुनहिं वचन तेहि देइहौं शापू । शिर विधि हरि जो आवहिं आपू ॥
सुनहु लषण बैठहु चल द्वारे । नहिं कोउ आव न गिरा उचारे ॥४॥
मम कर वध आवै पुनि कोइ । मारिहहि सत्य मृषा नहिं होई ॥

તે સમયે દ્વારપાલ થઈને બેઠેલા લક્ષ્મણજીને કહ્યું કે, 'મારા આવવાની રામચંદ્રજીને ખબર આપો.' લક્ષ્મણજીએ ખબર જણાવતાં રામચન્દ્રજીએ તુરત જ બહાર આવી, ॥ ૧ ॥ મુનિને જોઇ, પ્રેમ સહિત વિશ્રામ લેવાનું કહીને અર્ઘ દીધો અને તેમને આસન પર બેસાડયા. મુનિ બોલ્યા કે, "હે સર્વજ્ઞ ! હે કૃપાલુ ! હે સૂર્યવંશતિલક ! ॥૨॥ હું મુનિનો વેષ ધરીને કોઇ દેવ આવેલો છું. મારી વાત સાંભળવા એકાંતમાં પધારો, કે જ્યાં બીજો કોઈ પણ ન હોય અને પ્રતિજ્ઞા કરો કે જે કોઈ ત્રીજો માણસ આપણી વાત સાંભળે તેનો વધ કરવો. ॥ ૩ ॥ શિવ, બ્રહ્મા કે વિષ્ણુ પોતે આવીને સાંભળશે, તોપણ હું તેને શાપ દઈશ." રામચન્દ્રજીએ, લક્ષ્મણજીને, આજ્ઞા કરી કે, "તમે દ્વારપર બેસો અને કોઈ પણ માણસ વાત કરવા કે અંદર આવવા ન પામે, તેમ કરો. ॥ ૪ ॥ જે કોઈ અંદર આવશે, તેનો હું વધ કરીશ, આ મારૂં વચન મિથ્યા થવાનું નથી."

दो०—बोले तापस बचन मृदु, पाहि पाहि रघुनाथ ॥
कह्यो सकल इतिहास मुनि, काहि पुनि नायउ माथ ॥ ६४ ॥

પછી રામચન્દ્રજી એકાંતમાં બીરાજ્યા એટલે મુનિએ (યમરાજાએ), કહ્યું કે, 'હે રઘુનાથ ! મારા અપરાધની ક્ષમા કરજો, ક્ષમા કરજો,' એમ કહી, રામચન્દ્રજીની પાસે બ્રહ્માના અભિપ્રાયની સઘળી હકીકત કહીને માથું નમાવ્યું. ॥ ૬૪ ॥

चौ०–प्रभु इच्छा भावी बलवाना । दुर्वासा मुनि आइ तुलाना ॥
मुनिहि देखि लछमन चालि आगे । गये निकट विनती अनुरागे ॥ १ ॥
पूछा मुनि कहँ रघुकुल इशा । तहाँ जाव मै सुनहु अहीशा ॥
जो प्रतिउत्तर करिहो आजु । भस्म करौं तव घर पुर राजु ॥ २ ॥
काँपे लषण सुनत मुनि वानी । निज वध जानि सुचके भवानी ॥
दोउ कर जोर कही प्रभु पाहीं । दुर्वासा मुनि आवन चाहीं ॥ ३ ॥
तात कीन्ह अति अवगुण भारी । काल कर्म गति टरै न टारी ॥
कीन्ह वचन दिनकर कुलकेतू । सुनि खग अपर कथा कर हेतू ॥ ४ ॥

આ વાત ચાલતી હતી, તેટલામાં પ્રભુની ઇચ્છાથી અને ભાવીના બલવત્તરપણાથી દુર્વાસા ઋષિ દ્વારપર આવી નીકળ્યા. દુર્વાસાને જોઈ, લક્ષ્મણજીએ તેમની આગળ જઇને પ્રેમપૂર્વક માન આપ્યું. ॥ ૧ ॥ દુર્વાસા બોલ્યા કે, " રામચન્દ્રજી હાલ કયાં છે? તે કહો, એટલે હું તેમની પાસે જાઉં. તમે જો આ સમયમાં મને કાંઈ પણ પ્રત્યુત્તર દેશો, તો હું તમારા ઘરને, પુરને અને રાજ્યને ભસ્મ કરી નાખીશ." ॥ ૨ ॥ આ સાંભળી, લક્ષ્મણજી ધ્રુજવા લાગ્યા. પછી લક્ષ્મણજીએ પોતાનું મરણ જ આવેલું જાણી, રામચન્દ્રજીની પાસે જઈ, હાથ જોડીને વિનતિ કરી કે, " દુર્વાસા મુનિ આપની પાસે આવવા ઇચ્છે છે." ॥ ૩ ॥ રામચન્દ્રજી, પોતાની પ્રતિજ્ઞાનો વિચાર કરી બોલ્યા કે, "હે લક્ષ્મણજી! તમે અંદર આવ્યા, એ બહુ ભુંડું કર્યું. કાલની અને કર્મની ગતિ ટાળી ટળતી નથી." હે ગરુડજી ! હવે તે પછીની કથા ચિત્ત દઇને સાંભળો. ॥ ૪ ॥

दो०–तुरत कहेउ मुनि आनहु, सादर कृपानिधान ॥
चलिय वेग मुनि बोलि अब, कहा राम भगवान ॥ ६५ ॥

રામચન્દ્રજીએ લક્ષ્મણજીને આજ્ઞા કરી કે, ' દુર્વાસાને તુરત અંદર બોલાવી લાવો. આ વચનથી લક્ષ્મણજી, " હે મુનિ! તુરત અંદર પધારો, રામચન્દ્રજી બોલાવે છે." એમ કહી, દુર્વાસાને લઇને રામચન્દ્રજીની પાસે જતાં, ॥ ૬૫ ॥

छंदगीतिका–अति तेज पुंज विलोकि आवत उचित उठि आसन दियो ॥
जल आनि सादर चरण धोये सुभग पादोदक लियो ॥
जन जानि मुनिवर देहु आयसु वेगि सो सादर करौं ॥
बहु काल क्षुधित कृपायतन विन अशन दिनमणि मैं मरौं ॥ १ ॥
मन भाव भोजन दीन्ह रघुपति बहुत विधि विनती करी ॥
संतोष पाय मुनीश स्तुति विनय कर आशिष भरी ॥
करि विदा मुनिवर देखि लक्ष्मण हृदय दुख दारुण भये ॥
भरतादि दनुज समेत पुरजन ताहि छिन देखन गये ॥ २ ॥

पद वंदि ठाढे जोरि कर दोउ वदन लखि अति कांपहीं ॥
भरि नैन पंकज नीर आरत भरत सों प्रभु भाषहीं ॥
अब गुरुहि आनहु वेगि सादर दुखित अति आतुर चले ॥
सब कथा गुरुहि सुनाय आरत यान चढि आरत भले ॥ ३ ॥
आये वशिष्ठ विलोकि रघुपति सकल उठि चरणन परे ॥
संवाद सुनि मुनि समय जान्यो त्यागिहैं अब तनु हरे ॥
मुनि वचन शेष विचारि निज उर रामविन धिग् जीवनो ॥
गहि चरण सरयू तीर आये देखि जल शुभ पीवनो ॥ ४ ॥

રામચન્દ્રજીએ તેજના પુંજરુપ મુનિને આવતા જોઈ, ઉઠીને આસન આપ્યું, જળ મગાવીને તેમનાં ચરણોનું પ્રક્ષાલન કર્યું, ચરણામૃત લીધું અને પછી વિજ્ઞપ્તિ કરી કે, " હે મુનિશ્વર! મને આપનો દાસ જાણો. આપ જે કાંઈ કહો, તે પ્રેમથી તુરત જ કરી આપું. " દુર્વાસા બોલ્યા કે, " હે કૃપાનિધાન ! હે સૂર્યવંશમણિ ! હું વ્રતને લીધે ઘણો કાળ થયા ભૂખ્યો છું. આજ વ્રતની સમાપ્તિ થઈ છે અને અન્ન મળ્યું નથી, તેથી મરૂં છું." ॥ ૧ ॥ આ સાંભળતાં જ રામચન્દ્રજીએ તેમને મનભાવતું ભોજન મગાવી આપ્યું અને ઘણો વિનય કર્યો. દુર્વાસા મુનિએ ભોજનથી સંતુષ્ટ થઈ, સ્તુતિ તથા વિનય કરી, ઘણાં ઘણાં આશીર્વચનો આપ્યાં. પછી રામચન્દ્રજી, દુર્વાસાને વિદાય કરી, લક્ષ્મણજીને જોઈ, હૃદયમાં અતિ દારુણ દુઃખથી પીડાવા લાગતાં, ભરતજી તથા શત્રુઘ્ન, કેટલાએક પુરવાસી લોકોની સાથે, તે ક્ષણમાં જોવા ગયા. ( રામચન્દ્રજીનો ખેદ સર્વના જાણવામાં આવી જાય એવું એ દિવસે જ થયું. ) ॥ ૨ ॥ સર્વ લોકો ચરણોમાં પ્રણામ કરી, હાથ જોડીને ઉભા રહ્યા અને મુખની કાંતિ જોઇને અત્યંત કંપવા લાગ્યા. રામચન્દ્રજીએ, નેત્રોમાં આંસુ લાવી, ભરતજીને આજ્ઞા કરી કે, 'હવે વસિષ્ઠ મુનિને તુરત બોલાવી લાવો.' અત્યંત દુઃખ પામેલા ભરતજીએ, તુરત વસિષ્ઠ મુનિની પાસે જઇ, સઘળી હકીકત કહી સંભળાવતાં વસિષ્ઠ તુરત જ સારા વાહનપર બેસીને ત્યાં આવ્યા. ॥ ૩ ॥ રામચન્દ્રજીએ વસિષ્ઠ મુનિને આવ્યા જોઇ, સર્વ લોકો સહિત ઉઠી. પગમાં પડી આસન આપી, જે હકીકત બની હતી, તે સઘળી કહી સંભળાવીને પૂછ્યું કે, ' હવે કેમ કરવું ?' વસિષ્ઠ મુનિ એ વાત સાંભળી, ' હવે પ્રભુ અવશ્ય શરીર ત્યાગ કરશે, ' એમ સમજી ગયા અને બોલ્યા કે, 'સ્વજનોનો ત્યાગ કરવો, એ વધ બરાબર જ છે. ' રામચન્દ્રજીના ચોથા અંગરુપ લક્ષ્મણજી વસિષ્ઠ મુનિનું વચન સાંભળી, ' રામ વિના જીવવું, એ ધિક્કાર ભરેલું છે,' એમ વિચારી, રામચન્દ્રજીનાં ચરણોનો સ્પર્શ કરી, ત્યાંથી સરયૂના કીનારાપર આવી, સરયૂનાં પવિત્ર જલનું આચમન લઇ, ॥ ૪ ॥

दो०—कटि पर्यंत जल मध्यमें, कीन्हो ध्यान अखण्ड ॥
योग रत करि राम कहि, फोड्यो निज ब्रह्मण्ड ॥ ६६ ॥

राम धाम पहुँचे लखन, तुरत चतुर्थम भाग ॥
सुनि व्याकुल रघुपति भरत, मिटे सकल अनुराग ॥ ६७ ॥

કમર પર્યંત જલમાં ઉભા રહી, રામચન્દ્રજીનું અખંડ ધ્યાન ધરી, યોગ માર્ગનું અવલંબન કરી, 'રામ' શબ્દ બોલી, બ્રહ્માંડને ફોડીને તુરત રામચન્દ્રજીના ધામમાં પહોંચી ગયા. આ વાત સાંભળી, રામચન્દ્રજી તથા ભરતજી વગેરે સર્વે વ્યાકુલ થયા અને સર્વેના આનંદ ટળી ગયો. ॥ ૬૬ ॥ ૬૭ ॥

चौ०—मैं नहिं तजो तजो मुहिं ताता । करु सो यतन जु देखौं भ्राता ॥
करहु भरत पुर राज्य सुखारी । सुनत गिरे महि व्याकुल भारी ॥ १ ॥
चहत चलन अब प्राण गुसाँई । छिन लछमन विन रहि न सकाई ॥
तात चलहु कहि तनय बुलाये । कीन्ह तिलक बहु नीति सिखाये ॥ २ ॥
भरत तनय सुतक्ष वै नामा । दक्षिण नगर दीन्ह तेहि रामा ॥
दूसर पुष्कल जेहि जगजाना । पुहकर नगर दीन्ह भगवाना ॥ ३ ॥
प्रथम दैत्य हति तहँ बसाये । दीन कृपानिधि जेहि मन भाये ॥
शुचि तन चित्रांगद रणधीरा । लछमन तनय सुभग गंभीरा ॥ ४ ॥

રામચન્દ્રજી બોલ્યા કે, "મેં લક્ષ્મણજીનો ત્યાગ કર્યો નથી પણ લક્ષ્મણજીએ મારો ત્યાગ કર્યો છે. હવે જેથી એ ભાઇનું દર્શન થાય એવો યત્ન કરો. હે ભરતજી! હવે તમે જ આનંદથી અયોધ્યાનું રાજ્ય કરો." આ વચન સાંભળતાં જ ભરતજી અત્યંત વ્યાકુલ થઈ, પૃથ્વીપર પડીને બોલ્યા કે, ॥ ૧ ॥ "હે સ્વામી! હવે મારા પ્રાણ જાયછે. લક્ષ્મણજી વિના મારાથી ક્ષણ માત્ર પણ રહી શકાય એમ નથી." "હે ભાઈ! એમ હોય તો ચાલો." એમ કહી, રામચન્દ્રજીએ કુશ અને લવ નામના પોતાના બે કુમારને બોલાવી, રાજ્યતિલક કર્યું અને ઘણી ઘણી રાજ્યનીતિનો ઉપદેશ કર્યો. ॥ ૨ ॥ પછી રામચન્દ્રજીએ ભરતજીના તક્ષ નામના કુમારને દક્ષિણ નગરનું રાજ્ય આપ્યું અને પુષ્કલ નામના બીજા કુમારને પુષ્કર નગરનું રાજ્ય આપ્યું. ॥૩॥ એ નગરો, પ્રથમ રામચન્દ્રજીએ ભરતજીના હાથથી ગંધર્વોને મરાવીને વસાવ્યાં હતાં અને ભરતજીની ઇચ્છાથી ભરતજીના પુત્રોને આપ્યાં. પછી લક્ષ્મણજીના ચિત્રકેતુ અને ચિત્રાંગદ નામના બે કુમારો કે જેઓ રણધીર, સુંદર અને ગંભીર હતા, તેઓને પશ્ચિમ દેશનાં રાજ્યો આપ્યાં. ॥ ૪ ॥

दो०—पश्चिम देश पिशाच बहु, जीत हते संग्राम ॥
तहँ राखे सुत सरिस दोउ, विलग विलग कहि नाम ॥ ६८ ॥

પશ્ચિમ દેશમાં પ્રથમ પિશાચો રહેતા હતા, તેઓને સંગ્રામમાં મારી જીતીને રામચન્દ્રજીએ એ દેશને સ્વાધીન કર્યો હતો, તેમાં જુદાં જુદાં બે નગરો કરી, લક્ષ્મણજીના બે કુમારોને તે નગરોનાં જુદાં જુદાં રાજ્યો આપ્યાં. ॥ ૬૮ ॥

चौ०—अवध नृपति कुश कीन्ह बहोरी । सिखै नीति पुनि कह्यो निहोरी ॥
भ्रातन पर सुत दया करेहू । राज नीति उर सादर धरेहू ॥ १ ॥
उत्तर नगर सुउत्तर दूरी । सुख सम्पदा जहाँ अति भूरी ॥
लव कहँ दीन्ह कृपानिधि सोई । पटतरि अवर नगर नहिं कोई ॥ २ ॥
आठ सहस रथ तुरंग पचासा । दश सहस्र गज जे मद आसा ॥
लजहिं इन्द्र गज तिनहिं बिलोकि । दिगपालन जिन प्रभुता रोकी ॥ ३ ॥
इक इक सुतन दीन्ह रघुराया । बरणी को शकै सुन खगराया ॥
धनद कोटि सम भरे भँडारा । यथायोग कर भाग उदारा ॥ ४ ॥

અયોધ્યામાં કુશને રાજ્ય આપી, પ્રેમથી ઘણી ઘણી નીતિનો ઉપદેશ કર્યો કે, "હે પુત્ર! ભાઈઓ ઉપર દયા રાખજે અને રાજનીતિને સર્વદા હૃદયમાં પ્રેમપૂર્વક ધરી રાખજે." ॥ ૧ ॥ ઉત્તર નગર કે જે ઉત્તર દિશામાં ઘણું દૂર હતું, ઘણી ઘણી સુખ સંપત્તિઓથી ભરપૂર હતું, અને જેની ઉપમા બીજા કોઈ પણ નગરને આપી શકાય નહીં એવું હતું, તેમાં લવને રાજ્ય આપ્યું. ॥ ૨ ॥ હે ગરુડજી! રામચન્દ્રજીએ, એક એક કુમારને આઠ આઠ હજાર રથ, પચાસ પચાસ હજાર ઘોડા અને દશ દશ હજાર હાથીઓ વહેંચી આપ્યા. હાથીઓ એવા હતા કે, જેઓને જોઈ, ઇંદ્રનો ઐરાવત હાથી પણ લજાઈ જાય અને દિક્પાલ દેવતાઓ પણ પોતાની મોટાઈને હલકી માને. ॥૩॥ યથાયોગ્ય વિભાગો કરીને કુબેરજીના કરોડ ભંડારો જેવા ભંડારો પણ આપ્યા, કે જેઓનું વર્ણન કોઇથી કરી શકાય નહીં. ॥ ૪ ॥

दो०—सकल तनय परितोष करि, विदा कीन्ह रघुवीर ॥
विप्र वृंद याचक सकल, लिये बोलि मति धीर ॥ ६९ ॥

રામચન્દ્રજીએ સઘળા કુમારોને સંતુષ્ટ કરી, વિદાય કર્યા અને પછી સર્વ બ્રાહ્મણોને તથા યાચકોને બોલાવી, ॥ ૬૯ ॥

चौ०—धेनु बसन धरणी धन धामा । दीन्ह कीन्ह परिपूरण कामा ॥
याचक सबै अवधके वासी । बोले प्रभु सुन अज अविनाशी ॥ १ ॥
हम भरी जन्म चरण अनुरागी । अंतकाल सब होत अभागी ॥
जो जन जानि लेहु प्रभु साथा । करहु कृपानिधि सबहि सनाथा ॥ २ ॥
सुनि सनेहमय वचन सुहाये । चलो कह्यो प्रभु अति सुख पाये ॥
समय जानि कपिपति तहँ आवा । अंगद राज्य दीन्ह सुख पावा ॥ ३ ॥
जाम्बवन्त लंकापति वीरा । नल अरु नील द्विविद रणधीरा ॥
कोटि कीश जे सुर अवतारी । आये जहाँ कृपालु खरारी ॥ ४ ॥

ગાયો, વસ્ત્રો, પૃથ્વી, ધનો તથા ઘરો વગેરે આપી આપીને સંતુષ્ટ કર્યા. યાચકો અને અયોધ્યાવાસી સર્વ લોકો બોલ્યા કે, "હે અજન્મા! હે અવિનાશી પ્રભુ! અમારી

વિજ્ઞપ્તિ સાંભળો. ॥ ૧ ॥ અમો કે જેઓ, જન્મભરથી આપના ચરણોના સેવક છીએ, તેઓ અંતકાલમાં અભાગીઆ થઇએ છીએ, માટે જો અમોને દાસ જાણતા હો, તો સર્વને સાથે લઈ જઈને સનાથ કરો. ” ॥ ૨ ॥ એ લોકોનાં સ્નેહમય વચનો સાંભળી, રામચન્દ્રજીએ પ્રસન્ન થઈને કહ્યું કે, 'ત્યારે ચાલો.' સુગ્રીવ પણ સમય જાણી, અંગદને કિષ્કિન્ધાનું રાજ્ય આપીને અયોધ્યામાં આવ્યો. ॥ ૩ ॥ જાંબવાન, વિભીષણ, નલ, નીલ અને દ્વિવિદ આદિ બીજા કરોડો સેવકો કે જેઓ, દેવતાઓના અંશાવતારોરુપ હતા, તેઓ પણ રામચન્દ્રજીની પાસે આવ્યા. ॥ ૪ ॥

सो०—कह प्रभु सुनु लंकेश, राज्य करहु इक कल्प तुम ॥
वचन अचल मम शेष, अंत अमर पुर तात तेहि ॥ ६ ॥

રામચન્દ્રજીએ વિભીષણને કહ્યું કે, “હે લંકાપતિ ! તમે મારાં પ્રથમનાં આપેલાં અવિચલ વચન પ્રમાણે એક કલ્પ સુધી રાજ્ય કરો. પછી તમને દેવ લોકની પ્રાપ્તિ થશે ” ॥ ૬ ॥

चौ०—जाम्बवन्त सुन मम मृदु वानी । रहु द्वापर भर अस जिय जानी ॥
कृष्ण रूप धरि मिलिहौं तोहीं । समर भूमि तब जानसि मोहीं ॥ १ ॥
सब कहँ सब विधि धीरज दीन्हा । आप गमन सरयू तट कीन्हा ॥
दक्षिण भरत वाम रिपुदमनू । पुरवासी सब निज कुल तरनू ॥ २ ॥
अग्नि वेद गायत्री छंदा । धरि निज रूप चले सुर वृंदा ॥
पीताम्बर पट सुन्दरधारी । जड चेतन चर अचर सुखारी ॥ ३ ॥
प्रथम रूप धरि सुन्दर आई । जस प्रभु कीन्ह सो सुन खगराई ॥
समय जानि तब पवन कुमारा । बोले वचन कृपालु उदारा ॥ ४ ॥

જાંબવાનને કહ્યું કે, “દ્વાપર યુગ પૂરો થતાં સૂધી પૃથ્વીપર રહો, હું શ્રીકૃષ્ણાવતાર ધરીને સંગ્રામમાં તમને મળીશ, ત્યારે તમે મને ઓળખશો. ” ॥ ૧ ॥ આ પ્રમાણે વિભીષણને તથા જાંબવાનને સર્વ પ્રકારથી ધીરજ આપીને રામચન્દ્રજી સરયૂના કીનારા તરફ ચાલતા થયા. એમની જમણી બાજુએ, ભરતજી અને ડાબી બાજુએ શત્રુઘ્ન ચાલ્યા. સઘળાં અયોધ્યાવાસીઓ પણ કુલ સહિત ઉદ્ધારને માટે પછવાડે પછવાડે ચાલ્યાં. ॥ ૨ ॥ અગ્નિ, વેદો, ગાયત્રી, બીજા પણ સઘળા છંદો અને દેવતાઓ પણ સુંદર રુપો ધરી, પીતાંબરોને ધારણ કરીને ચાલ્યાં. અયોધ્યાનાં માણસો જ નહીં, પરન્તુ બીજા પણ જે જે કોઈ સ્થાવર જંગમ જીવો હતા, તેઓ પણ સરયૂ તરફ ચાલ્યાં. ॥ ૩ ॥ હે ગરુડજી ! હવે પ્રભુએ સુંદર રુપ ધરી, સરયૂના કીનારાપર પધારીને પ્રથમ જે કર્યું તે સાંભળો. કૃપાનિધિ પરમ ઉદાર રામચંદ્રજીએ સમય જાણીને હનુમાનજીને કહ્યું કે, ॥ ૪ ॥

दो०—चिरंजीव सुत रहहु तुम, जब लगि रवि शशि शेष ॥
तुहिं सेवत मिटिहहिं सकल, दुस्तर कठिन कलेश ॥ ७० ॥

"હે પુત્ર! જ્યાંસુધી સૂર્ય, ચંદ્ર અને શેષનાગ રહે, ત્યાંસુધી તમે ચિરંજીવી રહો. જે લોકો તમારૂં સેવન કરશે, તેઓના સઘળા દુસ્તર અને કઠણ કલેશો પણ ટળી જશે." ॥ ૭૦ ॥

चौ०—चतुरानन पहँ धर्म सिधाये । सरहु तीर जगतपति आये ॥
चले देव अज भव सनकादी । जे मुनि अपर अलोक अनादी ॥ १ ॥
कोटिन रथ वाहन विधि नाना । अरुण अकाश न जाइ बखाना ॥
नाना सुर जय जय ध्वनि होई । पावहिं सुर जेहि चाहिये जोई ॥ २ ॥
देखि नाक रथ मग परिछाही । जिमि गिरि कृमि नभ पंथ उडाहीं ॥
करहिं परस जल जो तनुधारी । पाय चतुर्भुज रूप सुखारी ॥ ३ ॥
चढि विमान प्रभु धाम सिधाये । सकल अमर पति कहँ सकुचाये ॥
सुमन वृष्टि नभ होय अपारा । होइ नाद विधि वेद उचारा ॥ ४ ॥

યમ રાજાએ, બ્રહ્માની પાસે આવી, રામચન્દ્રજીના સરયૂપર મહાયાત્રા નિમિત્ત પધારવાની હકીકત કહેતાં બ્રહ્મા, સદાશિવ, સનકાદિક અને બીજા પણ બ્રહ્મલોકવાસી અનાદિ મુનિયો સરયૂપર આકાશમાં આવ્યા. ॥ ૧ ॥ દેવતાઓનાં અનેક પ્રકારના રથો વગેરે કરોડો વાહનોના રંગોથી સઘળું આકાશ અરુણ થઈ ગયું, કે જેનું વર્ણન કર્યું જાય નહીં. સઘળા દેવતાઓ જય જય શબ્દ બોલવા લાગ્યા અને રામચન્દ્રજીની પાસેથી મનોવાંછિત વરદાનો મેળવવા લાગ્યા. ॥ ૨ ॥ દેવતાઓનાં વાહનોની ભીડની છાયા જાણે પર્વતમાંથી નીકળી આકાશ માર્ગમાં ઉડતાં ટીડોની છાયા હોય એવી દેખાવા લાગી. આ સમયમાં જે જે કોઈ અયોધ્યાવાસી વગેરે લોકો સરયૂનાં જલનો સ્પર્શ કરવા લાગ્યા, તેઓ ચતુર્ભુજ થઈ, ॥ ૩ ॥ વિમાનોપર બેસી, રામચન્દ્રજીના ધામમાં સધાવવા લાગ્યા, કે, જેઓનાં ઐશ્વર્યને જોઈને ઇંદ્રને પણ વિસ્મય થયો. આકાશમાંથી અપાર પુષ્પ વૃષ્ટિઓ પડવા લાગી અને ચોમેર વેદધ્વનિ વ્યાપી રહ્યો. ॥ ૪ ॥

छंदगीतिका—उचरत वेद भे चकित भरत कृपालु हँसि सादर लयो ॥
जल परसि कर रिपुदवन सादर पद्मसम राजत भयो ॥
कपि आदि यूथप सखा प्रभुके सकल निज लौकन गये ॥
सुग्रीव प्रभु पद वंदि बारहिं बार रवि मण्डल भये ॥ १ ॥

વેદોના ધ્વનિથી સર્વ લોકો ચકિત થઈ ગયા. કૃપાનિધિ રામચન્દ્રજીએ હસીને ભરતજીને પોતાના સ્વરૂપમાં લીન કરી દીધા. શત્રુઘ્ન પણ સરયૂનાં જળનો સ્પર્શ કરી,

કમળના જેવી કાંતિવાળા થઈને, રામચન્દ્રજીના સ્વરુપમાં મળી ગયા. વાનર આદિ સર્વ યૂથપતિઓ, જેઓ રામચન્દ્રજીના મિત્ર હતા, તેઓ સઘળા, પોતપોતાના લોકોમાં ગયા. સુગ્રીવ, વારંવાર રામચન્દ્રજીના ચરણોમાં પ્રણામ કરીને સૂર્યમંડળમાં મળી ગયો. ॥ ૧ ॥

छं०–सुर सहित दिनकर वंश भूषण आनि जल आश्रित रहे ॥
तेहि समय बोलि अनादि प्रभु जू वचन पावन मय कहे ॥
इक मास रहि यहि तीर तुम मम पुरी जिव जे आवहीं ॥
तेहि सुभग देहु विमान पद निर्वाण जो मम पावहीं ॥ २ ॥

સૂર્યવંશના ભૂષણરૂપ અનાદિ પ્રભુ રામચન્દ્રજીએ સરયૂના જળમાં આવી, બ્રહ્માને અને સઘળા દેવતાઓને પવિત્ર વચનો કહ્યાં કે, “ આદરપૂર્વક મારી વાણી સાંભળો. તમો આ સરયુના કિનારાપર એક માસ સૂધી રહેજો અને જે જે કોઈ અયોધ્યાવાસી કે બીજો જીવ પણ અહીં આવે, તેને સુંદર વિમાનમાં બેસાડીને મારા લોકમાં મોકલી દેજો. એક મહિનાની અંદર જે કોઈ અહીં આવશે, તેને મારૂં નિર્વાણ પદ મળશે. ॥ ૨ ॥

छं०–यह परम पावन भूमि सरयू एक पल जे आवहीं ॥
तरि जात सुरपुर सकल सादर सर्वदा तेहि पावहीं ॥
यह जन्म भरि मम संग वासी रहे निशि वासर सदा ॥
ते तुरत आनहु सहित सादर सुनहु मम वाणी मुदा ॥ ३ ॥

આ પરમ પવિત્ર ભૂમિમાં સરયૂના કિનારા ઉપર એક માસ પછી પણ જે જે કોઈ આવીને એક પલ માત્ર પણ રહી સ્નાન કરશે, તે પ્રાણી, અંતે સંસારમાંથી તરી દેવલોકને પ્રાપ્ત થશે. આ અયોધ્યાવાસીઓ તો જન્મભરથી રાત દિવસ સર્વદા મારી સાથે જ રહેલા છે, તેથી તે સર્વને તુરત જ પ્રેમપૂર્વક મારા લોકમાં લઈ આવજો.” ॥ ૩ ॥

छं०–कहि वचन अंतर्धान प्रभु ज्यों दामिनी घन सो लयो ॥
नभ ज्यति जय जय कार जय मय ज्यति जयता नम हयो ॥
यहि भाँति रघुपति जग चराचर सकल लै निज धामको ॥
सो कह्यो उमहि कृपायतन उर राखि सादर रामको ॥ ४ ॥

એટલાં વચનો બોલીને સર્વ જગતના પ્રભુ રામચન્દ્રજી, જેમ વીજળી અદૃશ્ય થઈ જાય તેમ અદૃશ્ય થઈ ગયા. આકાશમાં એ સમયે ‘ જય જય, જયતિ જયતિ નમો નમ:’ એવા પ્રકારના માંગલિક શબ્દો વ્યાપી રહ્યા. આ પ્રમાણે રામચન્દ્રજી, સઘળાં ચરાચર પ્રાણીઓને લઇ સ્વધામમાં પધાર્યા એ કથા સદાશિવે હૃદયમાં રામચન્દ્રજીનું ધ્યાન રાખીને પાર્વતીની પાસે કહી. ॥ ૪ ॥

ચિત્ર ૨૦



અયોધ્યા ઉદ્ધાર.

दो०-गिरिजा संत समागम, सम न लाभ कछु आन ॥
बिन हरि कृपा न होइ सो, गावहिं वेद पुराण ॥ ७१ ॥

કથા સમાપ્ત કરીને સદાશિવ બોલ્યા કે, "હે પાર્વતી ! સંત લોકોના સમાગમ જેવો બીજો કોઈ પણ લાભ નથી. પરંતુ તે લાભ હરિની કૃપા વિના મળતો નથી એમ વેદો અને પુરાણો ગાય છે." ॥ ૭૧ ॥

दो०-यहि विधि सब संवाद सुनि, प्रफुल्लित गरुड शरीर ॥
बार बार तेहि चरण गहि, जानि दास रघुबीर ॥ ७२ ॥

ગરુડજીએ કાકભુશંડજીના મુખથી આ સંવાદ સાંભળી, આનંદને લીધે શરીરમાં પ્રફુલ્લિત થઈ, કાકભુશંડજીને રામચન્દ્રજીના દાસ જાણીને વારંવાર તેમના ચરણોમાં પ્રણામ કર્યા. ॥ ૭૨ ॥

चौ०-कहेउ परम पुनीत इतिहासा । सुनत श्रवण छूटे सब त्रासा ॥
प्रणत कल्पतरु करुणा पुंजा । उपजै प्रीति राम पद कंजा ॥ १ ॥
मन क्रम वचन जनित अघ जाई । सुनहिं जे कथा श्रवण मन लाई ॥
तीर्थ अवर साधन समुदाई । योग विराग दान निपुणाई ॥ २ ॥
नाना कर्म धर्म व्रत दाना । संयम दम जप तप मख नाना ॥
भूत दया द्विज गुरु सेवकाई । विद्या विनय विवेक बडाई ॥ ३ ॥
जहँ लगि साधन वेद बखानी । सबकर फल हरि भक्ति भवानी ॥
सो रघुनाथ भक्ति श्रुति गाई । राम कृपा काहूयक पाई ॥ ४ ॥

હે પાર્વતિ ! મેં આ પવિત્ર ઇતિહાસ તમને કહી સંભળાવ્યો, કે જેના શ્રવણમાત્રથી સંસારરૂપી સઘળો ત્રાસ ટળી જાય અને ભક્ત લોકોના કલ્પવૃક્ષરૂપ કરૂણાનિધાન રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રીતિ ઉત્પન્ન થાય. ॥ ૧ ॥ જેઓ મન લગાવીને આ કથાનું શ્રવણ કરશે, તેઓનાં કાયિક, માનસિક તથા વાચિક પાપો નષ્ટ થઈ જશે. તીર્થયાત્રા આદિ કૃત્યોનો સમૂહ, યોગ, વૈરાગ્ય, દાન, વિવેક, ॥ ૨ ॥ અનેક પૂજન આદિ કર્મો, વ્રતો, મહા દાનો, નિયમો, યમો, જપો, તપો, અનેક પ્રકારના યજ્ઞો, પ્રાણીઓ ઉપર દયા, બ્રાહ્મણોની તથા ગુરુઓની સેવા, વિદ્યા, વિનય અને વિસ્તીર્ણ શાસ્ત્ર વિવેચન ઇત્યાદિ ॥ ૩ ॥ જે જે કોઈ સાધનો વેદે કહેલાં છે, તે સર્વનું ફળ રામચન્દ્રજીની ભક્તિ છે. વેદે ગાયેલી એ રામચન્દ્રજીની ભક્તિ રામચન્દ્રજીની કૃપાથી જ કેટલાએકને પ્રાપ્ત થઈ છે. ॥ ૪ ॥

दो०-मुनि दुर्लभ हरि भक्त नर, पावहिं बिनहिं प्रयास ॥
जो यह कथा निरंतर, सुनैं मान विश्वास ॥ ७३ ॥

જે મનુષ્ય વિશ્વાસ ધરીને નિરંતર આ કથાનું શ્રવણ કરશે, તેને પ્રયાસ વગર જ હરિભક્તિ પ્રાપ્ત થશે, જે હરિભક્તિ મુનિઓને પણ દુર્લભ છે. ॥ ૭૩ ॥

श्लो०—यः पृथ्वीभरवारणायदिविजैः संप्रार्थितश्चिन्मयः ।
संजातः पृथिवीतले रविकुले मायामनुष्योऽव्ययः ॥
निश्चक्रं हतराक्षसः पुनरगाद्ब्रह्मत्वमाद्यं स्थिराम् ।
कीर्तिम्पापहरां विधाय जगतां तं जानकीशं भजे ॥ १ ॥

જે અવ્યય સ્વરૂપ પરમાત્મા પૃથ્વીના ભારને દૂર કરવાને માટે દેવતાઓની પ્રાર્થનાથી, માયાથી મનુષ્યરૂપે પૃથ્વીપર સૂર્યકુલમાં પ્રગટ થયા. અને સંપૂર્ણ રાક્ષસોને મારી, જગતમાં કીર્તિની સ્થાપના કરી પછી પોતાના ધામમાં પધાર્યા. એવા જે રામચન્દ્રજી તેમને હું ભજું છું. ॥ ૧ ॥

दो०—गयउ गरुड वैकुंठ इमि, भयो सुभग संवाद ॥
अश्वमेध टीका करि पण्डित कालिदास ॥ ७४ ॥

ગરુડજી વૈકુંઠમાં ગયા, આવી રીતે આ સુંદર સંવાદ થયો. અશ્વમેધકાંડનું શોધન કરી પંડિત કાલિદાસે આ રામાયણની સરળ ટીકા કરી છે. ॥ ૭૪ ॥

## લવકુશકાંડનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર સમાપ્ત.



श्रीगणेशाय नमः।



# ॥ श्रीतुलसीदासकृत रामायण ॥

## अथ श्रीरामचंद्रके चतुर्दश वर्ष वनवासका तिथिपत्र।

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



दो०—सुमिरि रामसिय चरण शुभ, सकल सुमंगलदानि ॥
अग्निवेश मत कहौं कछु, लीला समय बखानी ॥ १ ॥

સઘળાં સુમંગળોને દેનારાં શ્રીસીતારામનાં શુભ ચરણકમળોનું સ્મરણ કરી, અગ્નિવેશના મતપ્રમાણે રામચંદ્રજીની લીલાના સમયોનું સંક્ષિપ્ત તિથિપત્ર આપું છું.॥૧॥

चौ०—चैत शुक्ल नवमी जगजानी। तेहि दिन जन्म लियो सुखदानी॥
वर्ष चतुर्दश चारहु भाई। बालचरित्र किये सुखदाई॥ १ ॥
वर्ष पंच दश माहिं सुहाये। विश्वामित्र बुलावन आये॥
पंद्रह दिवस संग मुनिनाथा। काज संभारे श्रीरघुनाथा॥ २ ॥
पुनि प्रभु मिथिलापुर जब आये। जनकरायने दर्शन पाये॥
धनुषभंग कर जय जिमि पाई। पन्द्रह दिवस रहे रघुराई॥ ३ ॥
हिमऋतु अगहन मास सुहावन। शुक्ल पक्ष पांचे तिथि पावन॥
मीन लग्न वृश्चिकके भानू। भयो व्याह आनंदनिधानू॥ ४ ॥
वर्ष पंचदशके भगवाना। सीय वर्ष छःकी जग जाना॥

રામચન્દ્રજીએ ચૈત્ર શુદિ નવમીને દિવસે જન્મ લીધો. ચારે ભાઇઓએ તે પછી ચૌદ વર્ષ સૂધી સુખદાયી બાલચરિત્રો કર્યાં. ॥ ૧ ॥ પંદરમે વર્ષે વિશ્વામિત્ર બોલાવવા આવ્યા. રામચન્દ્રજીએ પંદર દિવસ સુધી વિશ્વામિત્રની સાથે રહીને તેમનું કાર્ય સુધાર્યું. ॥ ૨ ॥ પછી રામચન્દ્રજી મિથિલાપુરમાં પધાર્યા. ત્યાં જનક રાજાને દર્શનનું સુખ મળ્યું. પ્રભુ ધનુષનો ભંગ કરી, પંદર દિવસ સૂધી મિથિલામાં જ રહ્યા. ॥ ૩ ॥ હેમંત ઋતુના વૃશ્ચિક સંક્રાંતિવાળા માગસર માસના શુકલ પક્ષની પાંચમને દિવસે, રામચંદ્રજીનો વિવાહ થયો. ॥ ૪ ॥ આ સમયમાં રામચન્દ્રજી પંદર વર્ષના હતા અને સીતાજી ૭ વર્ષનાં હતાં.

दो०-करि विवाह आये घरहि, मंगल मोद अपार ॥
द्वादश वर्ष विलास युत, रहे कृपा आगार ॥ २ ॥

રામચન્દ્રજી વિવાહ કરી, ઘેર આવી, બાર વર્ષસુધી મંગળથી, આનંદથી તથા વિલાસોથી સંયુક્ત થઇને અયોધ્યામાં રહ્યા. ॥ ૨ ॥

चौ०-वर्ष सताइस में रघुनाथा । कीन गमन वन लक्ष्मण साथा ॥
तीन दिवस बीते जलपाना । कियो राम सीता जग जाना ॥ १ ॥
चौथे दिवस लषण रघुराई । शृंगवेर पुर फल कछु खाई ॥
पंचये दिन श्रीकृपानिधाना । सुरसरि उतरि चले भगवाना ॥ २ ॥
भरद्वाज आश्रम सुखदाई । रहे तहाँ इक दिन रघुराई ॥
वाल्मीकिसे मिल सुख पाई । चित्रकूटमें कुटी बनाई ॥ ३ ॥
तहँ जयन्त सिख दीन्ह रमेशा । वास कीन्ह कछु दिन अवधेशा ॥

સત્યાવીશમે વર્ષે, લક્ષ્મણજી સહિત અને સીતાજી સહિત વનવાસમાં પધાર્યા. પહેલા ત્રણ દિવસ તો જલપાનથી જ વ્યતીત કર્યા. ॥ ૧ ॥ ચોથે દિવસ શૃંગવેર પુરમાં આવીને કાંઇક ફલાહાર કર્યો. પાંચમે દિવસે ગંગાજીને ઉતરી, સામે પાર પધાર્યા. ॥ ૨ ॥ એક દિવસ ભરદ્વાજ મુનિના સુંદર આશ્રમમાં રહી, પછી વાલ્મીકિથી મળી, ચિત્રકૂટમાં પર્ણકુટી બનાવીને રહ્યા. ॥ ૩ ॥ ત્યાં જયંતને શિક્ષા દીધી અને કેટલાએક દિવસોસુધી નિવાસ કર્યો. ॥

दो०-चित्रकूटसे चल बहुरि, वध विराध कर कीन्ह ॥
मिल सुतीक्ष्ण शरभंगसे, ऋषि अगस्त्य सुख दीन्ह ॥ ३ ॥

ચિત્રકૂટથી ચાલી, વિરાધનો વધ કરી, શરભંગ મુનિને, સુતીક્ષ્ણ મુનિને તથા અગસ્ત્ય મુનિને સુખ દીધું. ॥ ૩ ॥

चौ०-इहिविधि द्वादश वर्ष बिताये । पुनि प्रभु पंचवटीमें आये ॥
वर्ष त्रयोदश भयो प्रवेशा । खरदूषण वध कीन्ह रमेशा ॥ १ ॥
माघ शुक्ल आठै जब आई । दिन मध्यान्ह दशानन जाई ॥
छल करि हरी सीय महरानी । ले गयो निज लंका रजधानी ॥ २ ॥
पुनि जटायुको कर उद्धारा । दुष्ट कबन्ध निशाचर मारा ॥
शबरिहि गति दे पंचम मासा । मिलि अषाढ सुग्रीव हुलासा ॥ ३ ॥
बालिहि मार मास तहँ चारी । रहे प्रवर्षण पर असुरारी ॥
पुनि सहित खोजन कहँ वानर । जेहि विधि चले बुद्धि बल आगर ॥४॥

આ પ્રમાણે બાર વર્ષ વીતાવી, પંચવટીમાં પધાર્યા, ત્યાં તેરમા વર્ષનો પ્રવેશ થયો. એ સમયમાં શૂર્પણખાને વિરુપ કરી અને ખર દૂષણનો વધ કર્યો. ॥ ૧ ॥ માઘ શુદિ ૮ ને દિવસે મધ્યાન્હ સમયમાં રાવણ પંચવટીમાં જઈ, છળ કરી, મહારાણી સીતાજીનું હરણ કરીને તેમને લંકામાં લઈ ગયો. ॥ ૨ ॥ રામચન્દ્રજીએ, જટાયુનો

ઉદ્ધાર કરી, દુષ્ટ કબંધને માર્યો. અને શબરીને સદ્ગતિ આપી. પછી પાંચમે મહિને એટલે આષાઢ માસમાં સુગ્રીવથી મિત્રતા કરી, ॥ ૩ ॥ વાળીનો વધ કરીને ત્યાં પ્રવર્ષણ પર્વત ઉપર ચાર માસ સૂધી રહ્યા. પછી સીતાજીની ખોળ કરવાને માટે બળવાન્ તથા અદ્‌ભુત બુદ્ધિવાળા વાનરાઓ ચાલ્યા. ॥ ૪ ॥

दो०—मार्गशीर्ष कृष्णा शुभग, हरिवासर हनुमान ॥
सिंधु लाँघि लंकहि चले, महाधीर बलवान ॥ ४ ॥

માગશર વદિ એકાદશીને દિવસે મહાવીર હનુમાનજી સમુદ્રનું ઉલ્લંઘન કરીને લંકામાં ગયા. ॥ ૪ ॥

चौ०—त्रयोदशी ढूंढे हनुमाना । पुनि अशोक वन माहिं समाना ॥
जनकसुताके दर्शन पाई । मुद्री प्रभुकी दीह्न गहाई ॥ १ ॥
पुनि अशोकवन सकल उजारा । चौदशको अक्षय कहँ मारा ॥
लंक दाह कर सिय तट आई । चूडामणि ले चले सुहाई ॥ २ ॥
वारिधि लाँघ सेन निज आये । समाचार सुन सब हर्षाये ॥
चले तहाँते सब सुख पाई । पाँच दिवस मग माहिं बिताई ॥ ३ ॥
अगहन शुक्ला छट सुखदाई । किष्किधा सब पहुँचे आई ॥
शुक्रवार सप्तमी सुहाई । जनकसुताकी सुधि प्रभु पाई ॥ ४ ॥

તેરશને દિવસે આખી લંકામાં શોધ કરીને અશોક વનમાં ગયા; ત્યાં સીતાજીનું દર્શન મળતાં સીતાજીને મુદ્રિકા ( વીંટી ) આપી. ॥ ૧ ॥ ચૌદશને દિવસે અશોક વનને ભાંગી નાખી, અક્ષય કુમારને મારી નાખી, લંકાને બાળી, સીતાજીની પાસેથી ચૂડામણિ લઈ, ત્યાંથી ચાલી, ॥ ૨ ॥ સમુદ્રનું ઉલ્લંઘન કરી, પોતાની સેનામાં આવ્યા. સર્વ વાનરાઓ, સમાચાર સાંભળીને રાજી થયા. પછી સર્વ વાનરાઓ, સુખ પામીને ત્યાંથી ચાલ્યા, તે માર્ગમાં પાંચ દિવસ વીતાડીને ॥ ૩ ॥ માગશર શુદિ છઠ્ઠને દિવસે ( પૂનેમિયા મહિનાના હિસાબથી પ્રથમ કૃષ્ણપક્ષ આવે અને પછી શુકલપક્ષ આવે. ) કિષ્કિન્ધામાં આવી પહોંચ્યા. માગશર શુદિ સાતમને દિવસે સીતાજીની ખબર મળી. ॥ ૪ ॥

दो०—अगहन शुक्ला अष्टमी, सेन सहित भगवान ॥
उत्तराफाल्गुनि नखतमें, लंकहि कीन पयान ॥ ५ ॥

માગશર શુદિ આઠમને દિવસે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં રામચન્દ્રજીએ સેના સહિત લંકા તરફ કુચ કરી ॥ ૫ ॥

चौ०—सात दिवस मग माहिं बिताय । पूनोको वारिधि तट आये ॥
पौष तृतीया तक सुखरासा । तीन दिवस तहँ कीन निवासा ॥ १ ॥
पौष चतुर्थी कृष्ण सुहाई । आये शरण विभीषण धाई ॥
पौष अष्टमी तक रघुराई । विनय कीन सागर तट आई ॥ २ ॥

नवमी विप्र रूप धरि सागर । आये शरण राम नयनागर ॥
दशमी पौष सेतु दृढ भारी । दश योजन करि रच्यो विचारी ॥ ३ ॥
एकादशी कहँ योजन वीशा । बारस तीस बँध्यो वारीशा ॥
चालिस योजन तेरस बासर । रच्यो सेतु नल नील उजागर ॥ ४ ॥
दश योजन आयत रच दीन्हा । शत योजन विशाल कपि कीन्हा ॥

માર્ગમાં સાત દિવસ લાગ્યા. પૂનેમને દિવસે પ્રભુ સમુદ્રને કિનારે પહોંચ્યા. પૌષ વદિ ત્રીજ સૂધી એટલે ત્રણ દિવસ સૂધી રામચન્દ્રજીએ ત્યાં નિવાસ કર્યો ॥ ૧ ॥ પૌષ વદિ ચોથને દિવસે વિભીષણ રામને શરણે આવ્યો, પોષ વદિ આઠમ સૂધી પ્રભુએ સમુદ્રની પ્રાર્થના કરી ॥ ૨ ॥ પૌષ વદિ નવમીને દિવસે સમુદ્ર, બ્રાહ્મણનું રુપ ધરી, રામચંદ્રજીને શરણે આવ્યો. પૌષ વદિ દશમીને દિવસે, વાનરાઓએ દશ ચોજન સેતુ બાંધ્યો. ॥ ૩ ॥ એકાદશીને દિવસે વીશ ચોજન સેતુ બાંધ્યો. દ્વાદશીને દિવસે ત્રીશ ચોજન સેતુ બાંધ્યો અને ત્રયોદશીને દિવસે ચાલીસ ચોજન સેતુ બાંધ્યો. નલ અને નીલ એઓના ઉપરીપણા નીચે એ પ્રમાણે સેતુબંધન થયું. (બીજા ગ્રંથોમાં તો પહેલે દિવસ ૧૪ ચોજન, બીજે દિવસે ૨૦ ચોજન, ત્રીજે દિવસે ૨૧ ચોજન, ચોથે દિવસે ૨૨ ચોજન અને પાંચમે દિવસે ૨૩ ચોજન બંધાયા એટલે એ રીતે પાંચ દિવસે સેતુ બાંધવામાં આવ્યો એમ લખ્યું છે.) ॥૪॥ એ સેતુ દશ ચોજન પહોળો અને સો ચોજન લાંબો બાંધવામાં આવ્યો.

दो०—चौदससे द्वितीया तलक, उतरे सागर पार ॥
दशमी तक गढ लंक कहँ, घेर्यो सहित विचार ॥ ६ ॥

રામચન્દ્રજીએ પૌષ વદી ચૌદશથી પૌષ શુદિ બીજ સૂધી સમુદ્રને ઉતરી, પછી પૌષ શુદિ દશમી સૂધીમાં લંકાને ઘેરો ઘાલ્યો. ॥ ૬ ॥

चौ०—पौष शुक्ल हरिवासर आई । शुक सारण कपि सेन दिखाई ॥
द्वादशिमें प्रभु यह मत भावा । चारि भाग निज कटक बनावा ॥ १ ॥
छत्र मुकुट रावणके जोई । काटे प्रभु ताही दिन सोई ॥
सेन दशाननकी दिन तीनी । भई सन्नद्ध युद्ध रँग भीनी ॥ २ ॥
माघ कृष्ण प्रतिपद जब आई । अंगद फिरि आये समुझाई ॥
द्वितियासे नवमी तक आई । दोउ दल कीन्ह युद्ध हरषाई ॥ ३ ॥
नागफाँस घननाद चलाई । दशमी गरुड काट गये आई ॥
द्वादशि तक कर युद्ध अपारा । मर्यो धूम्रलोचन बल भारा ॥ ४ ॥

પૌષ શુદિ અગીઆરશને દિવસે શુકે અને સારણે, રાવણને વાનરાઓની સેના દેખાડી. રામચન્દ્રજીએ, બારસને દિવસે વિચાર કરી, પોતાની સેનાને ચાર ભાગોમાં ગોઠવી; ॥ ૧ ॥ અને તે જ દિવસે રાવણનાં છત્રને તથા મુકુટને કાપી નાખ્યા પછી ત્રણ દિવસ સૂધીમાં રાવણની સેના, યુદ્ધ કરવા તૈયાર થઇ. ॥ ૨ ॥ માઘ વદિ પ્રતિપદાને દિવસે, અંગદ રાવણની પાસે વાતચીત કરીને ફરી આવ્યો. માઘ વદિ બીજથી નવમી

સુધી બન્ને સેનાઓને પરસ્પર યુદ્ધ થયું, ॥ ૩ ॥ કે જેમાં ઇંદ્રજિતે નાગ પાશથી રામચન્દ્રજીને બાંધી લીધા. દશમીને દિવસે ગરૂડજી આવીને નાગ પાશોનું બંધન કાપી ગયા. પછી ધૂમ્રલોચન બારસના દિવસ સુધી અપાર યુદ્ધ કરીને મરણ પામ્યો. ॥ ૪ ॥

दो०—मावस तक कपि सेनने, मारे दैत्य सुवीर ॥
माघ शुक्लकी चौथतक, लर्यो दशानन वीर ॥ ७ ॥

માઘ વદિ અમાસ સુધીમાં વાનરાઓની સેનાએ મોટા મોટા રાક્ષસોને માર્યા. માઘ શુદિ ચોથ સુધી રાવણે યુદ્ધ કર્યું. ॥ ૭ ॥

चौ०—पंचमिसे आठै तक आई । कुम्भकर्ण कहँ दियो जगाई ॥
नवमीसे चौदश तक आई । लर्यो मृत्यु रघुपतिसे पाई ॥ १ ॥
माघ शुक्ल पूनो दिन पावन । लर्यो न शोक ग्रसित रह्यो रावण ॥
फाल्गुन पाँचे तक भगवाना । कियो नरान्तक वध बलवाना ॥ २ ॥
पुनि आठैं तक दैत्य अपारा । मारे श्रीरघुनाथ उदारा ॥
कुंभ निकुंभ दैत्य बलवाना । तेरस तक मारे भगवाना ॥ ३ ॥
पुनि शुक्ला द्विितिया जब आई । मार्यो जम्बुक दैत्य रघुराई ॥
फाल्गुण शिवतेरस घननादा । मरो भयो देवन अह्लादा ॥ ४ ॥
चौदशमें शोकित दशभाला । युद्ध कियो नहिं दुःख विशाला ॥

પછી માઘ શુદિ પાંચમથી આઠમ સુધી કુંભકર્ણને જગાડવામાં આવ્યો. કુંભકર્ણ નોમથી ચૌદશ સુધી યુદ્ધ કરીને રામચન્દ્રજીથી મૃત્યુ પામ્યો. ॥ ૧ ॥ માઘ શુદિ પૂનેમને દિવસે રાવણ શોકગ્રસ્ત રહ્યો, તેથી લડયો નહીં. ફાગણ વદિ પાંચમ સુધીમાં રામચન્દ્રજીએ નરાંતકને માર્યો. ॥ ૨ ॥ પછી આઠમ સુધીમાં બીજા પણ અપાર રાક્ષસોને માર્યા. તેરશ સુધીમાં રામચન્દ્રજીએ કુંભને તથા નિકુંભને માર્યા. ॥ ૩ ॥ પછી ફાગણ શુદિ બીજ સુધીમાં રામચન્દ્રજીએ જમ્બુકને માર્યો. ફાગણ શુદિ તેરશને દિવસે ઇંદ્રજિત મરણ પામ્યો અને દેવતાઓને આનંદ થયો. ॥ ૪ ॥ ચૌદશને દિવસે રાવણ શોકગ્રસ્ત રહ્યો તેથી લડયો નહીં ॥

दो०—फाल्गुण शुक्ला पूर्णिमा, लरन चल्यो दशशीश ॥
मारे सब सेनापती, आठै तक जगदीश ॥ ८ ॥

ફાગણ શુદિ પૂનેમને દિવસે, રાવણ યુદ્ધ કરવા નીકળ્યો. ચૈત્ર વદી આઠમ સુધીમાં રામચન્દ્રજીએ રાવણના સઘળા સેનાપતિઓને મારી નાખ્યા. ॥ ૮ ॥

चौ०—चैत्र कृष्ण नवमी जब आई । मारी शक्ति लषणके जाई ॥
पुनि हनुमान सजीवन लाये । मूर्च्छित लषण चेत तब पाये ॥ १ ॥
दशमी दिवस युद्ध अति भारी । कीनो रावणसे असुरारी ॥
मातलि हरिवासर कहँ आयो । सुरपतिको रथ प्रभु हित लायो ॥ २ ॥

द्वादशि रथारूढ भगवाना । आये सेन सहित मैदाना ॥
तेहि दिनसे अष्टादश वासर । रावणसे भयो युद्ध भयंकर ॥ ३ ॥
चैत्र शुक्ल चौदश जब आई । मरयो दशानन जग दुखदाई ॥
पूनोके दिन देह दशानन । दाह विभीषण कियो दुखित मन ॥ ४ ॥

ચૈત્રવદી નોમને દિવસે રાવણે લક્ષ્મણજીને સાંગ મારી અને હનુમાનજીએ સંજીવની ઔષધી લાવીને લક્ષ્મણજીને, મૂર્છા ઉતારી સચેત કર્યા. ॥૧॥ ચૈત્ર વદિ દશમીને દિવસે રામચન્દ્રજીને રાવણની સામે મહા ભયંકર યુદ્ધ થયું. અગીયારસને દિવસે ઇંદ્રનો સારથિ માતલિ રામચન્દ્રજીને માટે રથ લઇને આવ્યો. ॥ ૨ ॥ બારસને દિવસે રામચન્દ્રજી, એ રથમાં બીરાજી, સેનાસહિત રણભૂમિમાં આવ્યા. તે દિવસથી એટલે ચૈત્ર વદિ બારસના દિવસથી અઢાર દિવસ સૂધી રાવણ સાથે ભયંકર યુદ્ધ થયું. ॥ ૩ ॥ ચૈત્ર સુદિ ચોદશને દિવસે જગતને દુઃખ દેનારો રાવણ રામચન્દ્રજીના હાથથી મરણ પામ્યો અને પૂનમને દિવસે વિભીષણે દુઃખિત મનથી રાવણની દાહક્રિયા કરી. ॥ ૪ ॥

दो०–प्रतिपदकहँ वैशाखकी, इन्द्र अमिय वरषाय ॥
भालु कीश जे रण परे, तिनको दियो जिवाय ॥ ९ ॥

વૈશાખ વદિ બીજને દિવસે, ઇંદ્રે અમૃતની વૃષ્ટિ કરીને વાનરાઓને તથા રીંછોને જીવતાં કર્યાં કે જેઓ રણભૂમિમાં મરણ પામ્યાં હતાં ॥ ૯ ॥

चौ०–पुनि द्वितियाके दिन भगवाना । राज्य विभीषण दीन सुजाना ॥
तृतियाको श्रीजनकदुलारी । आय अनलमें प्रविश सुखारी ॥ १ ॥
निकसि अनलते अवनिं कुमारी । भयो कपिन मन अचरज भारी ॥
दिन दश और मास दश चारी । रही लंकमें सीय दुखारी ॥ २ ॥
चौथ कपिन संग बैठ विमाना । कीन्ह अवध कहँ राम पयाना ॥
पाँचै तिथि प्रयाग अन्हाई । छठको मिले भरत सन आई ॥ ३ ॥
यहि विधि वर्ष चतुर्दश बीते । आये राम भये मन चीते ॥
कृष्ण सप्तमी माधव मासा । सबके मन अति भयो हुलासा ॥ ४ ॥

વૈશાખ વદિ બીજને દિવસે જ રામચન્દ્રજીએ વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું. વૈશાખ વદિ ત્રીજને દિવસે સીતાજીએ અગ્નિમાં પ્રવેશ કર્યો ॥ ૧ ॥ અને તે અગ્નિમાંથી સીતાજીને બહાર નીકળેલાં જોઇને, વાનરાઓના મનમાં મોટું આશ્ચર્ય થયું. સીતાજી ચોદ માસ અને દશ દિવસ સૂધી લંકામાં દુઃખિતપણાથી રહ્યાં હતાં. ॥ ૨ ॥ વૈશાખ વદિ ચોથને દિવસે વાનરાઓને વિમાનમાં સાથે બેસાડીને રામચન્દ્રજીએ ત્યાંથી પ્રયાણ કર્યું. પ્રભુ, વૈશાખ વદિ પાંચમને દિવસે પ્રયાગમાં નહાઇને છઠ્ઠને દિવસે ભરતજીને મળ્યા. ॥ ૩ ॥ આ પ્રમાણે ચૌદ વર્ષ વીતતાં રામચન્દ્રજી અયોધ્યામાં પધાર્યા. વૈશાખ વદિ સાતમને દિવસે મહોત્સવથી સર્વને આનંદ થયો. ॥ ૪ ॥

दो०—इकतालिसवें वर्षमें, रामचंद्र भगवान ॥
आयुः बत्तिश वर्षकी, जनकसुता गुणखान ॥ १० ॥

રામચન્દ્રજી વનવાસમાંથી અયોધ્યામાં પધાર્યા, તે સમયે રામચન્દ્રજીની અવસ્થા એકતાલીસ વર્ષની હતી અને સીતાજીની અવસ્થા બત્રીશ વર્ષની હતી. ॥ ૧૦ ॥

चौ०–तेहि दिन सिंहासन भगवाना । बैठे राजतिलक जग जाना ॥
भादौंकी नवमी जब आई । गर्भवती भइ सीय सुहाई ॥ १ ॥
चैत्र द्वादशी शुक्र दुखारी । आज्ञा लषण राम उर धारी ॥
जनकसुताको त्यागो जाई । आश्रम वाल्मीकि मुनिराई ॥ २ ॥
वाल्मीकि तहँ रक्षा कीन्ही । पुत्री सम सीतहि तिन्ह लीन्ही ॥
नवमी मास अषाढ मनोहर । जन्मे लव कुश दोउ सुन्दरवर ॥ ३ ॥
तापस वेष बनाय दुखारी । रहीं विपिन महँ जनकदुलारी ॥
ग्यारह सहस्र वर्ष भगवाना । कीन्हो राज धर्म विधि नाना ॥ ४ ॥
पुनि लव कुशको दीन्हो राजू । गये लोक साकेत समाजू ॥

વૈશાખ વદિ સાતમને દિવસે રામચન્દ્રજી રાજ્યતિલક ધરીને સિંહાસનપર બીરાજ્યા. ભાદરવા મહિનાની નવમી આવી, ત્યારે સીતાજી ગર્ભવતી થયાં. ॥ ૧ ॥ ચૈત્ર શુદિ બારસને દિવસે લક્ષ્મણજી, રામચન્દ્રજીની આજ્ઞાને હૃદયમાં ધરી, વાલ્મીકિના આશ્રમના સમીપમાં સીતાજીને મૂકી આવ્યા. ॥ ૨ ॥ ત્યાં વાલ્મીકિએ સીતાજીની રક્ષા કરી અને પુત્રીની પેઠે પાલન કર્યું. આષાઢ માસની નવમીને દિવસે લવ, કુશને જન્મ થયો. ॥ ૩ ॥ સીતાજી તપસ્વિનીના વેષ ધરી, વનમાં દુઃખી સ્થિતિથી રહ્યાં હતાં. રામચન્દ્રજીએ અગીઆર હજાર વર્ષસુધી ધર્મપૂર્વક રાજ્ય કર્યું. ॥ ૪ ॥ રામચન્દ્રજી છેવટ લવને તથા કુશને રાજ્ય આપીને પોતાના ધામરુપ સાકેત લોકમાં સઘળા સમાજની સાથે પધાર્યા. ॥

दो०—अग्निवेशको सार ले, द्विज ज्वालाप्रसाद ॥
वर्णेहु रामचरित्र कछु, जेहि सुनि मिटहिं विषाद ॥ ११ ॥

જ્વાલાપ્રસાદ મિશ્રે અગ્નિવેશના ગ્રંથનો સાર લઇને રામચરિત્રનું આ સંક્ષિપ્ત વર્ણન કર્યું છે. આ સાંભળવાથી સર્વ ખેદો નષ્ટ થઈ જાય છે. ॥ ૧૧ ॥

दो०—श्रीगुरु ज्वालानाथके, चरणकमल मन काय ॥
वर्णी तिथि वनवासकी, सुनि संशय भ्रम जाय ॥ १२ ॥

શ્રીજ્વાલાનાથ ગુરુનાં ચરણકમળોમાં ચિત્ત લગાવીને આ વનવાસાદિકની તિથિઓનું વર્ણન કર્યું છે, કે જે સાંભળવાથી સંશય તથા ભ્રમ નષ્ટ થઈ જાય છે. ॥ ૧૨ ॥

**श्रीरामचंद्रजीनी लीलाओनुं तिथिपत्र संपूर्ण.**

